# PARSEE PRAKASH

BEING

## A RECORD OF IMPORTANT EVENTS IN THE GROWTH

OF THE

## PARSEE COMMUNITY IN WESTERN INDIA,

**CHRONOLOGICALLY ARRANGED.**

---

**VOL. II.**

*OM 1860 A D TO 1880*

*Originally issued in 8 Parts)*

---


COMPILED BY

THE LATE KHAN BAHADUR BOMANJEE BYRAMJEE PATELL



PUBLISHED BY

DINBAI BYRAMJEE PATELL

Bombay

PRINTED BY RUSTOM N VATCHAGHANDY AT THE "SANJ VARTAMAN" PRESS

1910 A. D—1280 A. Y.

# પારસી પ્રકાશ,

અ થ વા

પારસીઓ ઇરાંનથી હિંદુસ્થાન આવ્યા ત્યારથી તે આંજ સુધીમાં
તેઓના સંબંધમાં બનેલા અગત્યના બનાવોની
વર્ષોને અનુક્રમે નોંધ.

## દફતર ૨ જું:—૮ ભાગમાં.

૧૮૬૦ થી ૧૮૮૦ ઈસવી.

રચનાર,

મરહુમ ખાનબહાદુર બહમનજી બેહરાંમજી પટેલ.

પ્રગટ કરનાર,

દીનબાઇ બેહરાંમજી પટેલ.

મુંબઈ,
"સાંજ વર્તમાન" પ્રેસમાં રૂ. ન. વાચ્છાગાંધીએ છાપ્યું છે.
કોટ, મીંટ રોડ, કામા હાઉસ.

૧૯૧૦ ઇસવી—૧૨૮૦ યજદેજરદી.



ખાન બાહદુર બહમનજી બેહરામજી પટેલ

જનમ — તા૦ ૨૮ મી ડીજેમબર ૧૮૪૯

મરણ — તા૦ ૯ મી સપટેમબર ૧૯૦૮

# "પારસી પ્રકાશ"નાં આ બીજાં દફતરના કર્તા મરહુમ ખાનબાહાદુર બહમનજી બેહરાંમજી પટેલ માટે બે બોલ.

મરહુમ ખાનબાહાદુર બહમનજી બેહરાંમજી પટેલના "પારસી પ્રકાશ" નું આ બીજું દફતર, તેનાં સંપુર્ણ રૂપમાં, "બે બોલ" બોલી જાહેર પ્રજા હજુર રજુ કરવાને મને મરનારનાં કુટુંબ તરફથી અરજ થવાથી તે અરજને મરહુમ મીત્ર તરફની એક ફરજ સમજી મેં કલમ હાથ ધરી છે.

"પારસી પ્રકાશ"નાં પેહેલાં દફતરમાં સને ૧૮૬૦ સુધીની નોંધો સમાવી હતી. આ દફતરમાં બીજાં ૨૦) વર્ષની, એટલે સને ૧૮૮૦ નાં સાલ સુધીની, નોંધો સમાવી છે. કર્તાએ પેહેલાં દફતરની રૂઢીએજ આ બીજાં દફતરમાં દર વર્ષનાં અનુક્રમે નોંધો આપી છે. આ બીજાં દફતરનો આઠમો અને છેલ્લો ભાગ બહાર પાડવા આગમચ, ગાથા ૨ જો ઉસ્તવદ યજદજર્દી ૧૨૭૭, તા૦ ૯ મી સપટેમ્બર ૧૯૦૮ ને દીને, તેનાં કર્તા મરણ પામ્યા હતા. તેથી તે સેવટનો ભાગ, તે માટેની નોંધો, જે તેવણે તૈયાર કરેલી હતી, તે ઉપરથી અને વધુ પુછપરછ ઉપરથી, પોતાના પ્રીય ભાઇ તરફની ફરજના વિચારથી, તેવણનાં બેહન બાઇ દીનબાઇ બેહરાંમજી પટેલે તૈયાર કરી બાહેર પાડયો છે. એ ભલાં બાઇએ પોતાને માથે આવી પડેલાં આ કામને ઇનસાફ આપવાને બનતી કોશેષ કરી છે, તે માટે મારા અનુભવથી ખાતરી આપું છું, કારણ કે તેવણે જ્યાં જ્યાં પોતાના ભાઇની નોંધોને વધુ સંપુર્ણ કરવાની જરૂર હતી ત્યાં ત્યાં તે સંપુર્ણતા કાજે વધુ હકીકત મેલવવાને કાલજી રાખી હતી તે હું જાણું છું. આવાં એક પુસ્તકની અગતનો અને તેના મુખ્ય ઉપયોગનો આધાર તેના અનુક્રમણિકા (index) એટલે હરફને અનુક્રમે રચેલાં સાંકળ્યાં ઉપર છે. તે ઉપર બાઇ દીનબાઇએ ઘણી મેહેનત લીધી છે. એમાં બાબદોને સાંકળ્યાંમાં ગોઠવવાનાં કામમાં શેઠ સોરાબજી કાવસજી શરાફે એવણને મદદ કીધી છે. પેહેલાં દફતરના અનુક્રમણિકાએ જ્યારે ૧૩૨) પાનાં રોકયાં હતાં ત્યારે આ દફતરનાં અનુક્રમણિકાએ ૧૭૨) પાનાં રોકયાં છે. તેનો સબબ આ કે, આ દફતરમાં જે ફકત ૨૦ વર્ષની નોંધો સમાયલી છે તે વર્ષો પારસીઓની તવારીખનો, જેને હાલનો નજદીકનો વખત કહીએ, તે વખતનાં વર્ષો છે અને તેથી તેઓ સાથે ઘણાંક નામો અને ઘણીક બીનાઓ જોડાયલાં છે.

મરહુમ ખાનબાહાદુર બહમનજી બેહરાંમજી પટેલના ઘણાક વખાણનારાઓમાંનો હું એક છું. પારસીઓને લગતી પુરાણી બાબતોના મારા કમીના અભ્યાસમાં એવણનાં પારસી પ્રકાશનો મને ઘણીકવાર ઉપયોગ કરવો પડયો છે. તેથી મરનારનાં કામ માટેની મારી વખાણ મારા કેટલાક અનુભવ સાથની અને ખરાં જીગરની છે. "A Few Events in the Early History of the Parsees and their Dates," એવે, નામનું મારૂ સને ૧૯૦૫ નાં વર્ષમાં પ્રગટ થયલું પુસ્તક, મેં મારા એ ભલા મિત્રને અર્પણ કર્યું હતું. તે અર્પણ કરતાં મેં દિબાચામાં જે શબ્દો કહ્યા હતા તે શબ્દોને ફરીથી યાદ કરી તે અત્રે નોંધુ છું.

"I dedicate this book to my friend, Khan Bahadur Bomonjee Byramjee Patell, who, working for years, quietly and patiently, has done a yeoman's service to his Community by the publication of his very valuable and useful book, "The Parsi Prakash." His work is sought for information by every writer, writing on a Parsi subject from a historical, antiquarian, anthropological or sociological point of view. In the Court and in the Temple, in the family circle and in society, it is held as a book of very valuable information on old Parsi subjects.

Miss Menant, in her work, "Les Parsis," (Première Partie), thus speaks of Mr. Patell and his Parsi Prakash:–"In his Preface, the author, with unequalled

modesty, makes no pretention to originality and simply declares to have collected the materials for those who wish to undertake a methodical and reasoned history of the community. In the 1052 pages of this work, there is not a single page which does not show the scrupulous care bestowed upon the choice of different subjects of information, and which does not show the patient and laborious research to which he has resorted, . . . . . . If ever a work has been right earnestly done, it is assuredly this work. There is so much of care and method in its arrangement,- that it would do honour to the most laborious and the most learned of the scholars of 'l 'Ecole des charts.'"

The late lamented Dr. West said of his work in one of his letters to the Trustees of the Funds and Properties of the Parsi Punchayet that "The Parsi Prakash of Bomonjee Byramjee Patell, is a most laborious and valuable compila tion."

In the preparation of this paper and in some of my other literary works, his "Parsi Prakash" has been of great use to me. I dedicate this work to him as an humble token of my appreciation of his laborious and patient work."

ઉપલોજ વિધ્વાન ડા૦ ઉવેસ્ટ ઇંગલાંન્ડની રેયલ એશીઆટીક સોસાએટીનાં જર્નલમાં (સને ૧૮૯૯ નું જર્નલ પા. ૪૪૦) પારસી પ્રકાશનાં પેહેલાં દફતરની તપાસ લેતાં જણાવે છે કે:—

"This chronicle of the doings and progress of the Indian Parsis, so far as they have been recorded down to 1860, could have been compiled only by patient and enthusiastic research, and have been so conveniently arranged only by judicious appreciation and thorough knowledge of the wants of inquirers."

મેં ઉપર એશારો કર્યો છે કે મરહુમ મી૦ બહમનજી પટેલના ઘણાક વખાણનારાઓ હતા. તેની એક ગવાહી એવણની જીંદગીમાંજ મલી હતી. ઘણા થોડા જાહેર પુરૂષોની યાદગારી તેઓની જીંદગીમાંજ રાખવાની હીલચાલ થાય છે. તેવી હીલચાલને કારણ આપનારા થોડાક ભાગ્યશાલી પુરૂષોમાં મરહુમ ખા૦ બા૦ બહમનજી હતા. જામે જમશેદનાં પત્રદવારે એવણની યાદગારી જાળવી રાખવા બાબેની સુચના થવાથી એવણના પ્રિય મીત્ર મરહુમ શેઠ ખરશેદજી રૂશતમજી કામા સાથે સેવકે તે હીલચાલ હાથ ધરી હતી અને નીચલા સાહેબોની એ કામ માટે એક કમીટિ બની હતી.

શેઠ ખરશેદજી રૂશતમજી કામા
ખાનબાહાદુર દારાશાહ રતનજી ચીચગર
શેઠ હોરમસજી મનચેરજી કામા
શેઠ સોહરાબજી એદલજી વારડન
એરવદ જીવનજી જમશેદજી મોદી

એ કમીટીએ બહાર પાડેલી મદદહનજરની હું અત્રે નોંધ લેઉ છું કે તે ઉપરથી વાંચનારને એવણની સેવા માટે પારસી પ્રજા શું વીચાર ધરાવતી હતી અને ધરાવે છે તેનો ખેઆલ આવે.

## "ખાનબાહાદુર બહમનજી બેહરાંમજી પટેલની યાદગારી માટેનું ફંડ.

"ઘણેક ઠેકાણેથી સુચના કરવામાં આવે છે કે ખાનબાહાદુર બહમનજી બેહરાંમજી પટેલ, જેવણે આપણા પારસી ટોળાની ઘણેક પ્રકારે સેવા બજાવી છે, તેવણની સેવાની પીછાન કરવા માટે આપણામાં કાંઇ હીલચાલ થવી જોઇએ. એ સુચના ઉપાડી લેવાની અમો નીચે સહી કરનારાઓ રજા લઇયે છિએ અને એ કામમાં દીલસોજી દેખાડવાની જરથોસ્તી બાનુઓ અને ગ્રહસ્થોને અરજ કર્યે છિએ.

ખાનબાહાદુર બહમનજી બેહરાંમજી પટેલની ઘણાક પ્રકારની સેવાઓમાં તેવણનાં "પારસી પ્રકાશ" નાં સંપંધની સેવા જરથોસ્તીઓએ ખાસ પીછાનવા લાયક છે. એ ગ્રંથ કેટલાંક વર્ષોની સબુરીભરી મેહનત સાથે બહાર પાડી એવણે પોતાનું નામ યાદગાર કર્યું છે. એ પુસ્તક પારસીઓની તવારીખતી બાબદે લખનારાઓને ઘણુ કીમતી અને અગતનું સાધન પુરૂં પાડે છે. ... ... ... ... ... ... ... ...

પારસીઓને લગતી આગલી હકીકતનો કીમતી સંગ્રહ જાળવનારૂં આ પુસ્તક પારસીઓએ પોતાની કદરશનાસી જણાવવા લાયકનું છે.

આ પુસ્તકને લગતી પોતાની સેવા ઉપરાંત ખાનબાહદુર બહમનજી બેહરાંમજી પટેલે અવારનવાર પોતાના ટોળાની ઘણી બીજી સેવાઓ બજાવી છે. આપણાં કેટલાંક કેળવણી ખાતાંઓ અને આપણી કેટલીક મંડલીઓએ એવણની કીમતી સેવાઓનો ઘણો લાભ ભોગવ્યો છે. એ સઘળાંની એક નાની કદરશનાસી તરીકે એવણની યાદગારી જાળવવા કાજે એક ફંડ ઉભું કરવાનું દરૂસ્ત ધારવામાં આવ્યું છે અને તેમાં એવણની કદર બુજનારા જરથોસ્તીઓની અમો દીલસોજી અને મદદ માગયે છિએ. એ ફંડમાં ભરાયલાં નાણાંનો કેવો ઉપયોગ કરવો તે હવે પછી નક્કી કરવામાં આવશે."

આ કમીટી હસ્તક રૂ. ૮૦૦૦) નું ફંડ એકઠું થયું હતું. બ્યાજના વધારા સાથતી તેની કુલે રૂ. ૮૧૬૭-૧-૬ ની રકમ પારસી પંચાએતના તરસ્તી સાહેબોને તા૦ ૩૧ મી અકટોબર ૧૯૦૭ ને દીને સવાધીન કરવામાં આવી હતી, તે એવી સરતે કે:

૧.—જયાં સુધી ખા૦ બા૦ બહમનજી બેહરાંમજી પટેલ પોતાનાં "પારસી પ્રકાશ" ના ભાગો છપાવતા રહે ત્યાં સુધી એ રકમનું બ્યાજ એ ખાતાંમાંજ જમે કરી ખાતાંની મુદ્દલ રકમ વધારતા રેહવું.

૨.—જયારે એવણ તરફથી એ કામ થતું બંધ પડે ત્યારે એ ખાતાંની એકઠી થયલી પુંજીનું બ્યાજ એ "પારસી પ્રકાશ" નું કામ ચાલુ રાખવાનાં કામમાં વાપરવું.

૩.—એવાં ચાલુ રાખેલાં કામનાં પરિણામ તરીકે જે ભાગો નીકળે તે સાથે એવણનું નામ એવણની યાદગારીના ગ્રંથ તરીકે જોડેલું રાખવું.

૪.—"પારસી પ્રકાશ" ચાલુ રાખવાનાં એ કામ પાછલ જે ખરચ થાય તે ખરચ બાદ કરતાં બ્યાજનો જે વધારો રહે તેમાંથી પારસીઓની તવારીખને લગતાં પુસ્તક યા પુસ્તકો તૈયાર કરાવવાં અને પ્રગટ કરાવવાની ગોઠવણ કરવી અને એવાં પુસ્તકો સાથે પણ એવણનું નામ જોડાયલું રાખવું.

૫.—ઉપર જણાવેલાં કામો બધતાંમાં બધતાં દર પાંચ વર્ષની મુદતમાં કરાવવાં.

આ દફતર સાથ મરનારની એક સબી આપવામાં આવી છે કે તેવણના મુબારક ચેહરાનો ઘણાક વાંચનારાઓને ખેઆલ આવે. મરનારની જીંદગીનું એક ટુંકું વર્ણન, જે એવણના મરણ ટાંકણે જામે જમશેદ પત્રમાં બહાર પડયું હતું, તે આ આખાં દફતરની સેવટે તેનાં છેલ્લા અંકનાં વધારાવાળા ભાગમાં આપ્યું છે, કે તેવણનાં આ દફતરમાં તેવણની ઉદ્યોગી, ઉપયોગી અને ઉમંગી જીંદગીની નોંધ જલવાઇ રહે.

સેવક,

જીવનજી જમશેદજી મોદી.

કોલાબા, તા૦ ૧૬ મી અકટોબર ૧૯૧૦.

# PARSEE PRAKASH

BEING

## A RECORD OF IMPORTANT EVENTS IN THE GROWTH

OF THE

## PARSEE COMMUNITY IN WESTERN INDIA,

CHRONOLOGICALLY ARRANGED

*FROM 1861 A. D. TO THE PRESENT DATE.*



BOMANJEE BYRAMJEE PATELL.

**SERIES II.**

Bombay:
PRINTED AT THE DUFTUR ASHKARA PRESS
No 87 COWASJEE PATELL STREET, FORT BOMBAY.

1891 A. C. —1260 A. Y.

TO

HIS EXCELLENCY THE RIGHT HON'BLE

GEORGE ROBERT CANNING BARON HARRIS,

GRAND COMMANDER OF THE MOST EMINENT ORDER OF

THE INDIAN EMPIRE,

GOVERNOR OF BOMBAY,

AND

CHANCELLOR OF THE BOMBAY UNIVERSITY,

is SECOND SERIES of the CHRONICLES of the PARSEE COMMUNITY

IS BY HIS LORDSHIP'S GRACIOUS PERMISSION

Respectfully Dedicated

BY HIS LORDSHIP'S MOST OBEDIENT SERVANT,

BOMANJEE BYRAMJEE PATELL.

તા૦ ૧૨ મી આપરેલ.

રોજ ૨૧ માહ ૭ (શે૦) ૧૨૩૨ યજદજરદી.

આજ દીને શેઠ હોરમજજી એદલજી આલપલેસે પોતાની બેટી બાઈ મોટીબાઈની નવજોતની ખુશાલીમાં રૂ૫૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

તા૦ ૧૪ મી આપરેલ.

અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં શિખનારા ચંચલ વિદ્યાર્થીઓને સ્કાલરશીપો અને ઇનાંમો આપવાની વાર્ષિક સભા આજ દીને મલી હતી. પ્રરનશીનની ખુરસી નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે લીધા બાદ એ ખાતાંના પ્રીનસીપાલ ડાક્ટર પીટે ગયાં શાલનો રીપોરટ વાંચી સંભળાવ્યો. એ પછી પ્રરનશીને વિદ્યાર્થીઓને ઇનામો તથા સ્કાલરશીપની સુનદો આપી, જેમાં નીચલો એકજ પારસી વિદ્યાર્થી હતો—

(૧) રૂસતમજી જમશેદજી નાદરશાહને રૂ૧૩) ની એનડાઉમન્ટ સ્કાલરશીપ.

એ પછી પ્રરનશીને એક સુભાખીત ભાષણ કરી સભા બરખાસ્ત કીધી હતી.[૨]

તા૦ ૧૫ મી આપરેલ.

રોજ ૨૪ માહ ૭ (શે૦) ૧૨૩૨ યજદજરદી.

મરણ—એદલજી બરજોરજી ચીનાઇ—ઉમર વર્ષ ૩૦) શેઠ બરજોરજી માણેકજી દલાલ મોટાફરાંમનાના દીકરા. એવણ જુનાગડના નવાબ તથા બીજા કાઠીઆવાડના સરદારોના મુંબઇ ખાતેના એજંટ હતા, અને મુંબઇથી કાઠીઆવાડ તરફ પોતાનાં કુટુંબ સાથે જતાં સ્ટીમરમાં કોલેરાથી મરણ પામ્યા હતા.

મદ્રાસ મધે એક ઇંગ્રેજી સ્કુલ ઉભી કરવાનું ફંડ ત્યાંના આગેવાન પારસી ગ્રહસ્થોએ ઉભું કીધું હતું, અને જેમાં તે તરફ હાલમાં મુસાફરીએ ગયલા શેઠ ખુરશેદજી નોશરવાનજી કામાજીએ રૂ૧૦૦૦) ભરયા હતા. શેઠ ખુરશેદજી તથા તેમની સાથે ગયલા મુસાફરો શેઠો ખરશેદજી રૂસતમજી કામાજી, અરદેશર ફરાંમજી મુસ, અને ડાક્ટર ભાઉ દાજીને મદ્રાસના સર્વે પારસીઓની તરફથી આજ રાત્રે શેઠો જીવણજી એદલજીની કુંપની, તથા શેઠ આદરજી મેહેરવાંનજી મસાલાવાલાએ જાહેર રીતે ખાંણું આપ્યું હતું, જે વેળાએ દસતુર હોશંગજી જામાસપજી જામાસપઆશાના, શેઠો દાદાભાઈ રૂસતમજી અપુ અને બેજનજી શોરાબજી ગોલવાલાએ ભાષણો કરી ઉપલા મુસાફરોના ગુણ ગાયા હતા, જેનો શેઠ અરદેશર ફરાંમજી મુસે એક અગત્યનું ભાષણ કરી ઉતર વાલ્યો હતો.[૩]

૧ જામે જમશેદ, તા૦ ૧૫ મી આપરેલ ૧૮૬૩.

૨ ટાઇમસ ઓફ ઇંડીઆ, ૨૧ મી આપરેલ ૧૮૬૩.

૩ ટાઇમસ ઓફ ઇંડીઆ, ૩૦ મી આપરેલ ૧૮૬૩.

તા૦ ૧૬ મી આપરેલ.

નામદાર માહરાંણી વિક્ટોરીઆના પાટવીકુંવર પ્રીનસ ઑફ વેલસની ગઇ તા૦ ૧૦ મી મારચ ૧૮૬૩ ને દીને શેહાદી થાય તે માટે ખુશાલી બતાવવા તથા તે નામદાર તેમજ શાહજાદા અને શાહજાદી ઉપર મુબારકબાદીનાં માન પત્રો મોકલવાનો ઠેરાવ કરવાને મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઇ તા૦ ૧૨ મી આપરેલે અતરેના શેરીફ શેઠ માણેકજી ખરશેદજી સરાફ જોગ ૫૯ ઇંગ્રેજ, ૧૪ હિંદુ, ૧ મુસલમાંન અને ૧૬ પારસી (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇ, શેઠો શોરાબજી જમશેદજી જીજીભાઇ, ખરશેદજી ફરદુનજી પારખ, ધનજીભાઇ ખરશેદજી સરાફ, હીરાજી માણેકજી ખરશેદજી સરાફ, શોરાબજી જીજીભાઇ, બહમનજી જીજીભાઇ, શોરાબજી નવરોજજી વાડીઆ, ડાશાભાઇ રતનજી કોહલા, શોરાબજી પેશતનજી ફરાંમજી, દાદાભાઇ રૂસતમજી બનાજી, હીરજીભાઇ માણેકજી રૂસતમજી બનાજી, નશરવાંનજી માણેકજી પીટીટ, કાવશજી જાંગીરજી રેડીમની, બહમનજી ફરાંમજી કામાજી) ગ્રહસ્થોએ કરેલાં રીકવીઝીશનની રૂહે આજ દીને ટાઉનહાલમાં એક જાહેર સભા નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. જે વેળાએ ઉપર મુજબ મુબારકબાદીનાં માનપત્રો મોકલવા તથા એ શાદીગાંમની ખુશાલી બતાવવા મેદાંન મધે એક આતશબાજી કરવા તથા આખી ટાપુની સઘળી નીશાલોનાં બાળકોને જીયાફત આપવા માટે એક ફંડ તથા બીજી જોઇતી ગોઠવણો કરવાને ૨૫ ઇંગ્રેજ, ૧૪ હિંદુ, ૩ મુસલમાંન, ૨ યાહુદી, ૨ પોરટુગીજ, અને ૧૨ પારસી, (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈ, કાવશજી જાંગીરજી રેડીમની, શોરાબજી જમશેદજી જીજીભાઈ, અરદેશર હોરમજજી વાડીઆ, ફરાંમજી નશરવાંનજી પટેલ, ખરશેદજી ફરદુનજી પારખ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, પેશતનજી હોરમજજી કામાજી, શોરાબજી પેશતનજી ફરાંમજી, દીનશાહજી માણેકજી પીટીટ, મેહેરાંમજી જીજીભાઇ) ની એક કમીટી નેમી સભા બરખાસ્ત થાઈ હતી.[૪]

તા૦ ૧૬ મી આપરેલ.

શેઠ નશરવાંનજી શોરાબજી વજીફદારને હાઇકોરટના જડજોએ મુનસફના ઓહદાની સનદ આપી હતી.[૫]

તા૦ ૧૮ મી આપરેલ.

શેઠ હોરમજજી ફરાંમજી ચીનાઇએ "રૂઉનું ગણીત પુસ્તક" એવાં નામનું રૂઉના વ્યાપારને લગતા હીસાબ ગણવાનું

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૭ મી આપરેલ ૧૮૬૩.

૫ બોમ્બે ગવરનેંટ ગેઝેટ, ૧૬ મી આપરેલ ૧૮૬૩.

એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[૧] એ પુસ્તકમાં એવણે ઈ૦ સ૦ ૧૮૬૦ માં "ચીન અને ઈંગલંડ ખાતેના વેપારનું ગણીત પુસ્તક" બાહેર પાડયું હતું તેમાં આપેલા કોઠાઓમાં હાલ રૂના ભાવ વધવાથી બીજા કોઠાઓ તૈયાર કરી છપાવ્યા હતા.

---

તા૦ ૨૬ મી આપરેલ.

રોજ ૫ માહ ૮ (શે૦) ૧૨૩૨ યઝદજરદી.

આજ દીને મરહુમ બાઈ ડોશીબાઈ તે શેઠ અરદેસર એદલજી ચીનાઇનાં ધણીઆંનીની વરસી હોવાથી તેમનાં પુનને માટે તેમના ખાવંદે બીજા રૂ૨૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૨]

---

તા૦ ૨૮ મી આપરેલ.

વરોડરાના માહરાજા ખંડેરાવ ગાયકવાડના જમાઇની પાંસળી મધે ગોલીનો એક મોટો ઘાહ પડેલો હતો તે એ સરકારના એક મુસારેદાર પારસી વૈદ્ય શેઠ આદરજી જમશેદજી ડાકટરે સાજો કીધાથી તેવણને રૂ૫૦૦૦) નું ઇનામ આપવામાં આવ્યું હતું.[૩]

---

તા૦ ૨૯ મી આપરેલ.

રોજ ૮ માહ ૮ (શે૦) ૧૨૩૨ યઝદજરદી.

**મરણ**—ખરશેદજી રૂસતમજી વાડીઆ—ઉમર વર્ષ ૭૮). શેઠ રૂસતમજી માણેકજી વાડીઆના વડા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૦૩ થી મુંબઇની ગોદીમાં પોતાના કાકા શેઠ ફરામજી માણેકજી વાડીઆના હાથ હેઠલ રહેલા હતા, અને વધતાં વધતાં ઈ૦ સ૦ ૧૮૨૧ માં શેઠ નવરોજજી જમશેદજી વાડીઆના હાથ હેઠલ બીજા "માસટર બીલડર" થયા હતા. વાહણ બાંધવાના હુનરમાં એવણની પૂર્ણતાને માટે "આડમીરલટી" ના લારડો, કોરટ ઑફ ડાએરેકટરસ, તથા બીજા અમલદારોએ એવણને વખતે વખત શાબાશી પત્રો આપ્યાં હતાં. તા૦ ૨૮ મી ડીસેમબર ૧૮૩૧ ને દીને મુંબઇના વડા કૌનસીલર હાનરેબલ જાન રોમરે એક દરબાર ભરી એવણ તથા એવણના વડા શેઠ નવરોજજી જમશેદજી વાડીઆને માટે ઈંગલાંડથી "કોરટ ઑફ ડાએરેકટરસ" તરફથી ઘટતા લેખ સાથે આવેલી એકેકી રૂપાંની રસ ભેટ આપી તથા રૂ૮૦૦) ની કીમતની શેઆલ ઓઢાડી હતી. ઈ૦ સ૦ ૧૮૪૪ માં શેઠ નવરોજજીએ જઈફીને લીધે પેનશન લીધાથી એવણને મુંબઇની ગોદીના વડા "માસટર બીલડર" નેમ્યા હતા. એજ શાલમાં એવણને માટે હાનરેબલ જે. એમ. ફાકરડે એક રૂપાંની હથોડી ભેટ મોકલી હતી. એવણે ખુદ પોતાનાં ઉપરીપણાં હેઠલ ૧૦ મનવારો તથા ૩૭ નાહનાં મોટાં વાહણો બાંધ્યાં હતાં. તા૦ ૮ મી જાનેવારી ૧૮૫૧ ને દીને મુંબઇના નામદાર ગવરનર લારડ ફાકલંડે એક દરબાર ભરી એવણને માટે ઈંગલાંડથી "કોરટ ઑફ ડાએરેકટરસ" તરફથી ઘટતા લેખ સાથે આવેલો રૂપાંના ઓજારોનો એક બાકસ ભેટ આપ્યો હતો. મુંબઇની ગોદીમાં એવણે બધાં મલી ૫૪) વર્ષ કાઢયા પછી ઈ૦ સ૦ ૧૮૫૭ માં જઈફીને લીધે પેનશન લીધાથી નામદાર સરકારે કોરટ ઑફ ડાએરેકટરસના હોકમ મુજબ એમને મલતા દરમાયાની અરધી રકમનાં પેનશન ઉપરાંત બીજા દર માસે ખાસ પેનશન તરીકે રૂ૨૦૦) આપ્યા હતા. પોતાના ઓહદા ઉપરાંત એવણ પ્રજાઉપયોગી દરેક કામોમાં આગેવાંની લેતા હતા. ઈ૦ સ૦ ૧૮૩૪ માં મુંબઇની સરકાર તરફથી ઠરાવેલા પેહલવેહલા ૧૨) દેશી સુલેહના અમલદારોમાં એવણ એક હતા. ઈ૦ સ૦ ૧૮૩૬ માં એવણને લંડનની "રાએલ એશીઆટીક શોશાઇટી ઑફ ગ્રેટ બ્રીટન એંડ આએરલંડ" ના એક "નાન-રેસીડંટ મેમબર" નું માન આપવામાં આવ્યું હતું. ઈ૦ સ૦ ૧૮૪૯ માં "સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટ" ની સ્થાપણાથી એવણ તેના એક અધિકારી હતા. ઈંગલાંડ મધે પ્રગટ થતાં નામીચાં "ઇલસટરેટેડ લંડન ન્યુસ" ના તા૦ ૬ થી જાનેવારી ૧૮૪૯ ના આંકમાં એવણની એક તસવીર તથા થોડોક અહેવાલ છપાઇ પ્રગટ થયો હતો. એવણનાં મરણને દીવસે એમનાં માનને ખાતર અત્રેની સરકારી ગોદી તદન બંધ રાખવામાં આવી હતી.

---

તા૦ ૧ લી મેએ.

આજ દીને મરહુમ શેઠ ખરશેદજી રૂસતમજી વાડીઆનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૨૦૦૦), દીકરા શેઠ અરદેસર ખરશેદજી વાડીઆએ રૂ૭૦૦) નબીરા શેઠો રૂસતમજી તથા નશરવાંનજી અરદેસર વાડીઆએ રૂ૧૪૦૦), વહુ બાઇ આવાંબાઇએ રૂ૨૦૦) તથા બીજાં એશીઓએ રૂ૩૫૦) મલી રૂ૪૬૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૪]

---

નામદાર પ્રીનસ અને પ્રીનસેસ ઑફ વેલસનાં લગનની ખુશાલી મુંબઇ મધે બતાવવાને આજનો દીવસ મુકરર કરવામાં આવ્યો હતો. એ દીને સાંજનાં ચાર કલાકે અત્રેની સઘળી ઇંગ્રેજી તથા દેશી નિશાળોનાં ૮૦૦૦ છોકરાંઓને મેદાન મધે એક જીયાફત આપવામાં આવી હતી;[૫] તથા શેઠ શેરા-

---

૧ "રૂઈનું ગણીત પુસતક. એ મધે મુંબઇથી ઇઊરોપ અને ચીન ખાતે જતા રૂઈના હીસાબના કોઠા તઇઆર ગણતરી કરીને છાપી પરગટ કીધાછે. બનાવનાર, હોરમસજી ફરાંમજી ચીનાઇ. મુંબઇ, દફતર આશકારા છાપાખાનામાં છપાઇઊછે. ઈ૦ સ૦ ૧૮૬૩."

૨ જામે જમશેદ, તા૦ ૨૮ મી આપરેલ ૧૮૬૩.

૩ જામે જમશેદ, તા૦ ૨૯ મી આપરેલ ૧૮૬૩.

૪ જામે જમશેદ, તા૦ ૫ મી મેએ ૧૮૬૩.

૫ આ જીયાફત આપવાનાં ફંડમાં સઘળા મલી રૂ૧૧૫૭૫) એકઠા થયા હતા.

બજી પેશતનજી ફરાંમજીએ અતરેની દીવાંની તુરંગમાં પડેલા રૂ૧૦૦) ની અંદરની રકમના દેવાદારોનું કરજ ફીટાડી તેમને છોડવવા તથા મુંબઇનાં સઘળાં નાચારોને કપડાં આપવાને રૂ૫૫૦૦) ની રકમ,[1] તેમજ શેઠ કાવશજી માણેકજી લીમજી અને હોમજી ખરશેદજી દાદીશેઠ અતરેની ધર્મખાતાંઓની સર્વે નિશાલોનાં છોકરાંઓને એકકી કપડાંની જોર આપવાને રૂ૩૦૦૦) ની રકમ કમીટી પર ભેટ મોકલી હતી, તથા શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ એ બનાવની ખુશાલીમાં મુંબઇની યુનીવરસીટીને માટે મેદાનમાં એક ઇમારત બંધાવવાને રૂ૧૦૦૦૦૦) એક લાખની રકમ સરકારમાં આપવાની માગણી કીધી હતી. એ બાબે જીયાફતની વેળાએ નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે એઓ સર્વેનો ઉપકાર માન્યો હતો. એ બાદ મેદાનમાં એક આતશબાજી તથા રાતનાં આખાં શેહેરમાં રોશની કરવામાં આવી હતી, જેમાં પારસીઓએ મોટો ભાગ લીધો હતો.[2]

---

તા૦ ૧૦ મી મેએ.

બીરારના આસીસ્ટંટ એકસટરા કમીશનર દસ્તુર બેહરાંમજી જામાસપજી જમાસ્પઆશાનાને નીઝાંમ સરકારે પોતાનાં સરવે ખાતાં ઉપર મોટે દરમાએ નેમ્યા હતા.[3]

---

તા૦ ૧૧ મી મેએ.

રોજ ૨૦ માહ ૮ (શે૦) ૧૨૩૨ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ મેહરબાઇ તે મરહુમ શેઠ બેહરાંમજી ડોશાભાઇ પટેલનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી તથા બેશીઓએ મલી રૂ૫૩૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

---

તા૦ ૧૨ મી મેએ.

સુરત જીલ્લાનાં ઓલપાડના મામલતદાર શેઠ હોરમજજી દોરાબજીને ભરૂચના મામલતદાર નેમ્યા હતા.[5]

---

તા૦ ૨૦ મી મેએ.

દસ્તુર એરચજી શોરાબજી મેહરજીરાંણાએ મુંબાઇ મધે નવસારીનાં પંથકને લગતા મોબેદો ફરેશ્તાઓનાં આફરીનગાંનમાં "તાઉહમીનમાને" નો કરદો પઢેછે તેને ઠેકાણે "ઇમ્આવીશાદ" નો કરદો પઢવો જોઇએ તેની શાબેતીમાં "તાજકરતુલ મલાયક" નામનું એક ચોપાંનયું છપાવી પ્રગટ કીધું હતું.[6]

---

તા૦ ૨૨ મી મેએ.

રોજ ૧ માહ ૯ (શે૦) ૧૨૩૨ યજદજરદી.

આજ દીને મરહુમ શેઠ રૂસતમજી અરદેશર મુનશીનાં ઉઠમણાંમાં તેમના બાવા શેઠ અરદેશર રૂસતમજી મુનશીએ રૂ૬૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[7]

---

તા૦ ૨૮ મી મેએ.

આજ દીને ગંદેવી ગામ મધે કોલીવાડમાં મુંબઇવાલા શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે એક કુવો બંધાવી સર્વે જ્ઞાતને વાપડવાને ખોલ્લો મુકયો હતો.[8]

---

[1] આ રૂ૫૫૦૦) ની રકમમાંથી રૂ૨૮૯૧) કરજદારોને છોડવવા માટે તથા બાકીની રકમ ગરીબોને કપડાં વેંહચી આપવા માટે કમીટીએ ખરચી હતી.

[2] બોમ્બે ગેઝેટ, તા૦ ૪ થી મેએ ૧૮૬૭.

[3] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૧ મી મેએ ૧૮૬૭.

[4] જામે જમશેદ, તા૦ ૧૩ મી મેએ ૧૮૬૭.

[5] રાસ્ત ગોફતાર, તા૦ ૧૭ મી મેએ ૧૮૬૭.

[6] એ ચોપાંનયાંના રદીઆ તરીકે ઇ૦ સ૦ ૧૮૬૩ ના આગસ્ટ માસમાં એ૦ પાલણજી કાવશજી માદને "સેતાએશે અમશાશપંદ" નામે એક ચોપાંનયું પ્રગટ કીધું હતું. તેની સાંમે રદીઆ તરીકે એજ શાલના ડીસેમબર માસમાં એ૦ મનચેરજી જામાસપજી વાછાએ "તજ કરતુલ મલાએકની શાબેતી અને સેતાએશે અમશાશપંદનાં ચોપાંનીયાંનો ૨૬ જવાબ" એવે નામનું એક બીજું ચોપાનયું પ્રગટ કીધું હતું. વળી ઇ૦ સ૦ ૧૮૬૪ ના જુલાઇ માસમાં દસ્તુર જમશેદજી શોરાબજી કુકાદારૂએ "બેલાશએ આફરીગાન" નામનું ચોપાંનયું કાઢી ફરેસ્તાઓનાં આફરીનગાંનમા "તાઉહમી નમાને" નો કરદો પઢવાની હીમાયત કીધી. તે આગમજ તા૦ ૧૯ મી આગસ્ટ ૧૮૬૩ ને દીને એ બાબદ વિષે એક રેસાલો સર જમશેદજીવાલા એલાહીબાગમાં એવણે વાંચ્યો હતો. એ ચોપાંનીયાંના રદીઆ તરીકે ઇ૦ સ૦ ૧૮૬૬ માં એ૦ રૂસતમજી જામાસપજી દસ્તુર મેહરજીરાંણાએ "તકવીઅતે તજકરતુલ મલાએક" નામનું એક ચોપાંનયું પ્રગટ કીધું હતું. વળી તેના ૨૬ જવાબમાં દસ્તુર જમશેદજી શોરાબજી કુકાદારૂએ એજ શાલના અકટોબર માસમાં "હેકાએતે આફરીગાંન" નામનું ચોપાંનયું પ્રગટ કીધું હતું.

એ પછી તા૦ ૫ મી નવેમબર ૧૮૬૩ ને દીને કોટમાંની મરહુમ માણેકજી શેઠવાલી દરેમેહરમાં અંજુમનનાં જશનમાં ઇમ્આવીશાદ અને તાઉહમીનમાને પઢવા બાબે કેટલાક મોબેદો મરાયા હતા, અને હાથચાલાકી પણ થવાથી તેનો મુકદમો પોલીસમાં ગયો હતો. એ બાદ શેઠ માણેકજી મેહરવાંનજી શેઠનાએ એ ભાંજઘડનો સમજુતીથી નીવેડો લાવવાને થોડાક એ બાબદસર જાણકાર ગ્રહસ્થોની એક કમીટી નેમવાની સુચના કીધી કે તેઓ જેમ ઠેરવે તે કરદો બંધે બાજુવાલાઓએ પઢવો, પણ તે સુચના પરબી કસ્સો અમલ થયો નહિ, અને એ તકરાર બે ચાર વર્ષ મોબેદોમાંજ માંહોમાંહે ચાલી બંધ પડી.

[7] મુંબઇની પારસી પંચાતનાં ફંડના સવંત ૧૯૧૯ ના હીસાબની ચોપડી.

[8] આ કુવા પર નીચલી તખ્તી મારેલીછે:—

"શ્રી દાદાર હોરમજદની મદદછે
"મુંબઇના રેહવાશી શેઠજી નશરવાંનજી માણેકજી પીટીએ
"પોતાનાં પુનને માંટે અતરે ગણદેવી કશબામાં આએ કુવો
"બંધાવેઓછે તે અતરે સરવે ગનેઆતને માંટે વાપરવા
"શારૂં ખોલો મુકીઓછે. શા૦ ૧૯૧૯ નાં જેઠ શુદ ૧૦
"વાર ગરેઉ તા૦ ૨૮ મેએ ૧૮૬૩, રોજ ૭ મો માહા ૯
"શે૦ ૧૨૩૨ ઇઅજદેજરદી."

તા૦ ૧ લી જુન.

શેઠ દીનશાહજી માણેકજી પીટીટે પોતાના ખરચે સુરતની પાસે આવેલાં કુરસદ ગામ મધે આજ દીનથી એક નિશાલ ઉંઘાડી હતી.[1]

---

તા૦ ૨ જી જુન.

રોજ ૧૨ માહ ૯ (શે૦) ૧૨૩૨ યજદજરદી.

આજ દીને મરહુમ શેઠ મનચેરજી ખરશેદજી મોદીનાં ઉઠમણાંમાં તેમનાં બેહેન બાઈ બચુબાઈ તે મરહુમ શેઠ ખરશેદજી ફરદુનજી મોદીનાં વીધવા તથા માસી બાઈ માણેકબાઈ તે મરહુમ શેઠ જહાંગીરજી નશરવાનજી વાડીઆનાં વીધવા અને બીજાં ખેશીઓએ મલી રૂ૧૦૭૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

---

તા૦ ૧૦ મી જુન.

રોજ ૨૦ માહ ૯ (શે૦) ૧૨૩૨ યજદજરદી.

આજ દીને કોટ મધે પીકાંવાલા મોહલામાં બાઈ મોટલાંબાઈ તે મરહુમ શેઠ માણેકજી નવરોજજી વાડીઆનાં વીધવા તથા મરહુમ શેઠ જહાંગીરજી નશરવાનજી વાડીઆનાં બેટીએ પોતાના બાવાગી નઇઆને આદરાંનની એક દરેમેહર બંધાવી પરકાવી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ વાડીઆ ખાંનદાંનના સાહેબોની તરફથી બાઈ મોટલાંબાઈના બંધે દીકરાઓ શેઠો નવરોજજી માણેકજી વાડીઆ તથા નશરવાંનજી જહાંગીરજી વાડીઆને એકકી શેઆલ હોરાવવામાં આવી હતી.[3]

---

તા૦ ૧૪ મી જુન.

રોજ ૨૪ માહ ૧૦ (ક૦) ૧૨૩૨ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ આવાંબાઈ તે શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીનાં ધણીઆંની તથા શેઠ ડોશાભાઈ હોરમજજી કામાજીનાં બેટીનાં ઉઠમણાંમાં રૂ૧૪૦૫૦) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[4]

---

તા૦ ૨૦ મી જુન.

રોજ ૩૦ માહ ૯ (શે૦) ૧૨૩૨ યજદજરદી.

**મરણ**—ડાકટર બેજનજી રૂસતમજી—ઉમર વર્ષ ૩૦) નવસારીવાલા શેઠ રૂસતમજી માણેકજી દાવરના દીકરા. એવણે અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં વૈદ્યાનો અભીઆસ કરી તા૦ ૧૨ મી આપરેલ ૧૮૫૭ ને દીને તબીબપણું ચલાવવાની સનદ મેલવી હતી. તે પછી સરકારી નોકરીમાં રહયાથી એમને એજ શાલના સપટેમબર માસમાં ભુજનાં દવાખાંનાંના તથા બીજે શાલથી કરાંચીનાં સરકારી દવાખાંનાંના તબીબ નેમ્યા હતા. કરાંચીથી એવણે છેલાં ચાર વર્ષના અરસામાં અતરેની "ગ્રાંટ કાલેજ મેડીકલ શોશાઇટી" પર વૈદ્યાને લગતા ૭ નિબંધો લખી મોકલયા હતા. ૧૮૬૦ માં એવણે "દરએક માણસનો વૈદ" એવાં નામનું તંદરોસ્તીને લગતી બાબદોનું એક પુસ્તક ગુજરાતીમાં રચી પ્રગટ કીધું હતું. એવણનું મરણ કરાંચી મધેજ નીપજયું હતું.

---

તા૦ ૨૦ મી જુન.

રોજ ૩૦ માહ ૧૦ (ક૦) ૧૨૩૨ યજદજરદી.

**મરણ**—નશરવાંનજી ખરશેદજી દાદીશેઠ—ઉમર વર્ષ ૮૧). શેઠ ખરશેદજી અરદેસર દાદીશેઠના ત્રિજા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૫૧ માં પોતાના બાપનાં મરણ બાદ "ખરશેદજી અરદેસરના છોકરાઓ" ને નામે પોતાના ભાઇઓ શેઠો અરદેસર તથા હોમજીની સાથે બોહલો વ્યાપાર તથા મેશરસ ગરે, પીલ કાલવસ, તથા કરેમસેલ રોશન અને બીજી વ્યાપારી પેહડીઓની દલાલીનાં કામો ચલાવતા હતા. એઓ ત્રણે ભાઇઓએ પોતાના બાપનાં નામથી ચોપાતી મધે નાચાર ધરાંનીઓને રાખવા માટે એક ધર્મશાલા બંધાવી તે તા૦ ૨૦ મી આગશટ ૧૮૫૩ ને દીને ખોલી મુકી હતી.

---

તા૦ ૨૧ મી જુન.

શેઠ શોરાબજી પેશતનજી ફરાંમજીએ રૂઇના વ્યાપારમાં એક મોટી દોલત મેલવ્યાથી તેમાંથી પોતાના કેટલાક કુટુંબીઓ તથા દોસ્ત આશનાઓ અને પેહડીનાં માણસોને આજ દીને પોતાની શાલગરેહ હોવાથી રૂ૨૩૫૦૦૦) બે લાખ પાંતરીશ હજારની રકમ વેંહચી આપી હતી.[5]

---

[1] બોમ્બે ગેઝેટ, તા૦ ૧૫ મી જુન ૧૮૬૩.

એ નિશાલ ઉંઘાડવા માટે એવણે પ્રથમમાં રૂ૨૫૦૦) નીસરકારી ૫) ટકાનાં વ્યાજની નોટો કેળવણી ખાતાંના વડા મી૦ ઈ. આઇ. હાવરડને સ્વાધીન કીધી હતી. તે બાદ એને માટે કુરસદમાં એક ઇમારત બાંધવાને ઈ૦ સ૦ ૧૮૬૩ ના નવેમબર માસમાં રૂ૮૦૫) એવણે આપ્યા હતા, તથા તે ઇમારેત બીશમાર થવાથી બીજી નવી બાંધવાના રૂ૧૩૦૦) ના ખરચની અરધી રકમ રૂ૬૫૦) એવણે ઈ૦ સ૦ ૧૮૮૯ ના મેએ માસમાં સરકારી કેળવણી ખાતાંમાં આપ્યા હતા.

[2] મુંબઈની પારસી પંચાતનાં ફંડના સવંત ૧૯૧૯ ના હીસાબની ચોપડી.

[3] મુંબઈનાં ચાબુક, તા૦ ૧૩ મી જુન ૧૮૬૩.

[4] જામે જમશેદ, તા૦ ૧૬ મી જુન ૧૮૬૩.

[5] બોમ્બે ગેઝેટ, તા૦ ૬ ઠી જુલાઇ ૧૮૬૩.

આ સખાવત માટે "બોમ્બે ગેઝેટ" માં લખેછે કે:—

*Native Liberality*—Mr. Sorabjee Pestonjee Framjee, who has earned a large fortune in his cotton trade, has distributed the munificent sum of two lacs and thirty-five thousand Rupees amongst his friends, relations and members of his office establishment. We believe Mr. Sorabjee's is the only instance (with the exception of the Honorable Mr. Rustomjee Jamsetjee Jeejeebhoy) in which we find cotton merchants behaving so munificently towards their friends and dependants.

[*Bombay Gazette*, 6th *July* 1863.]

તા૦ ૨૨ મી જુન.

આજ દીને મરહુમ શેઠ નશરવાંનજી ખરશેદજીદાદીશેઠનાં ઉઠમણાંમાં તેમની પુંજીમાંથી રૂ૩૪૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

તા૦ ૨૩ મી જુન.

શેઠ કાવશજી જહાંગીરજી રેડીમનીએ અતરેનાં વર્તમાનપત્રોમાં જાહેરખબર છપાવી હતી કે પારસીના ટોળામાંથી હરેક શખસ આજથી ચાર માસની મુદતમાં તેવણને ત્યાં પોતાનું નામ નોંધાવી ઇંગલાંડ જઇ બારીસ્ટરના ધંધામાં દાખલ થાઇને અતરે આવ્યા પછી હાઇ કોરટમાં સપત લઇ ધંધો ચલાવે તે ધણીને તેવણ ઇનાંમ તરીકે રૂ૫૦૦૦) આપશે. અગર ઉપલી મુદતમાં એ ઇનામ મેલવવાને માટે કોઇબી શખસનું નામ નહિ નોંધાશે તો તે મુદત પછી આ રકમ એ ઉપયોગમાંથી કાઢી નાખવામાં આવશે.[૨]

તા૦ ૨૮ મી જુન.

નવસારીની જરતોશતી મદરેસાને માટે એક મકાંન બાંધવાને મરહુમ શેઠ ધનજીભાઇ નશરવાંનજી કામાજીની પુંજીમાંથી તેમનાં વીધવા બાઇ ધનબાઇજીએ આપેલા રૂ૮૦૦૦) મધેથી ત્યાંની પટેલની પોલવાલું મકાંન તથા એક જગાનો કટકો ખરીદ કરી ત્યાં આજ દીનથી મદરેસા લઈ જવામાં આવી હતી.[૩]

તા૦ ૨૯ મી જુન.

રોજ ૬ માહ ૧૧ (કo) ૧૨૩૨ યજદજરદી.

**મરણ**—ચોરાબજી દોરાબજી ચાંનદારૂ—ઉમર વર્ષ ૬૩) આ૦ દોરાબજી ચાંનદારૂના વડા દીકરા. એવણ પેહલવેહલાં મુંબાઇ સમાચાર છાપાખાનાંમાં મરહુમ મોબેદ ફરદુનજી મરજબાંનજીના હાથ હેઠલ રહયા હતા. તે બાદ ઈ૦ સ૦ ૧૮૩૯ થી અતરેનાં જાણીતાં "બોમ્બે કુરીઅર" અને ૧૮૬૩ થી "જેનટલમેનસ ગેઝેટ" છાપાખાંનાંના વડા પ્રીંટર હતા. એ અરસામાં પોતાના ભાઇ શેઠ નવરોજજી દોરાબજી ચાંનદારૂની ગેરહાજરીમાં મુંબાઇ ચાબુકનું પત્ર એવણ ચલાવતા હતા. ૧૮૪૨ માં એવણે પુસ્તક પ્રસીધ નામનું ગુજરાતી છાપાખાંનું વેચાતું લીધું હતું. તા૦ ૧ લી મે ૧૮૫૨ થી એવણે "પારસી રીફારમર" નામનું એક અઠવાડીઆંનું પત્ર પરવરતાવવા માંડયું, અને જે પછવાડેથી અઠવાડીઆંમાં બે વાર પ્રગટ થતું કીધું હતું. એ પત્ર તા૦ ૧ લી આપરેલ ૧૮૬૩ થી બંધ કરી છેલ્લા ત્રણ માસ મુંબાઇ ચાબુક સાથે પાછા જોડાયા હતા. એ રીતે એવણે પોતાના ભાઇની માફક પોતાનો આખો જનમારો છાપાખાંનાંનાં કામમાં કાઢયો હતો.

તા૦ ૨૭ મી જુન.

રોજ ૭ માહ ૧૦ (શેo) ૧૨૩૨ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ બચુબાઇ તે શેઠ રૂસતમજી ફરામજી દીવેચાનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમના ખાવંદ તથા બેટીઓએ મળી રૂ૭૨૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૪]

તા૦ ૩૦ મી જુન.

આજ દીને મરહુમ શેઠ હીરાજી માણેકજી સરાફનાં ઉઠમણાંમાં તેમના બાવા શેઠ માણેકજી ખરશેદજી સરાફે એક અંજુમન પત્ર વંચાવી દેશીઓની છોડીઓને ઇંગ્રેજી ભાષાની કેળવણી આપવા માટેની એક નિશાલ સ્થાપવાની તંદરોસ્તી પહાવી હતી. તે નિશાલનાં ફંડમાં પુરતી રકમ ભરાય તેટલાં એવણે પોતાનાં મકાંનમાં તે સ્થાપવા માટે જગા વાપડવા આપવાને પોતાની ખુશી બતાવી હતી. એ નિશાલનાં ફંડમાં પેહલ વેહલી એવણે આજ દીને પોતાની તરફથી રૂ૧૦૦૦), મરનાર શેઠ હીરાજીની પુંજીમાંથી રૂ૧૦૦૦), બાઇઓ આઇમાએ તથા શીરીનબાઇ માણેકજી સરાફે રૂ૧૦૦૦) અને શેઠો ખરશેદજી તથા જહાંગીરજી માણેકજી સરાફે રૂ૧૦૦૦) મળી રૂ૪૦૦૦) ની રકમ ભરી હતી.[૫]

---

૧ મુંબાઇની પારસી પંચાતનાં ફંડના સવંત ૧૯૧૯ તથા ૧૯૨૦ ના હીસાબની ચોપડીઓ.

૨ જામે જમશેદ, તા૦ ૨૩ મી જુન ૧૮૬૩.
એ મુદતમાં એ કારણસર કોઇ ઉમેદવાર નહિ આવ્યો હતો.

૩ એ મદરેસા હજુ સુધી એજ મકાંનમાંછે, અને તેના દરવાજા પર નીચે મુજબ તખ્તી મારેલીછે:—
" મરહુમ શેઠ ધનજીભાઇ નશરવાંનજી કામાની પુંજી-
" માંથી બંધાયલું સર કાવશજી જહાંગીર નોશારી જરથોસ્તી
" મદરેસાવાલું મકાન. (લાગત રૂ૧૦૧૭૫). ઇસવી સન ૧૮૬૪.
" યજદજરદી ૧૨૩૪."

૪ મુંબાઇની પારસી પંચાતનાં ફંડના સવંત ૧૯૧૯ ના હીસાબની ચોપડી.

૫ જામે જમશેદ, તા૦ ૪ થી જુલાઇ ૧૮૬૩.
એ પછી એ સ્કુલનાં ફંડને માટેનું એક લીસ્ટ શેઠ માણેકજી ખરશેદજી સરાફે અતરે પોતાના દોસ્ત આશનાઓમાં ફરતું કીધું હતું, અને તેમાં જમખંડીનાં માહરાજાએ રૂ૬૦૦૦), દેવીડ શાશુનના કુટુંબીઓએ રૂ૫૦૦૦), હિંદુ શેઠીઆઓએ રૂ૧૩૧૦૦), અને પારસીઓએ નીચે મુજબ રૂ૩૪૨૫૧) મળી રૂ૫૮૩૫૧) ભરાયા હતા:—
(રૂ૫૦૦૦) ખુરશેદજી નોશરવાંનજી કામાજી, કાવશજી જહાંગીરજી રેડીમની. (રૂ૪૦૦૦) શેઠ માણેકજી ખરશેદજી સરાફનાં કુટુંબ તરફથી મરહુમ શેઠ હીરાજીનાં ઉઠમણાંમાં ઉપર મુજબ ભરાયલા. (રૂ૩૦૦૦) છોડીઓને ઇંગ્રેજી શીખાડવાની હીમાયત કરનાર એક મીત્ર. (રૂ૨૫૦૦) શેઠ દાદાભાઇ બેહરાંમજી બનાજી. (રૂ૧૮૦૦) બાઇ ભીખાઇજી તે ડોસાભાઇ ફરાંમજી કામાજીનાં ધણીઆંનીએ પોતાની બેહનોનું ભલું ઇછનારી માતાની બેટી એવાં નામથી. (રૂ૧૦૦૦)

તા૦ ૧ લી જુલાઈ.

"સર જમશેદજી જીજીભાઈ ત્રાનસુલેશન ફંડ" ના તરફથી સાહેબોએ ઈ૦ સ૦ ૧૮૫૮ ના આગશટ માસમાં

મુંબઈનાં ગુજરાતી વર્તમાન પત્રો મધે જાહેર ખબર છપાવી "ધરાંગી ખીસારોકા હરફો જે પાહડો અને બીજી જગાએ

પેશતનજી હોરમજજી કામાજી, ડોશાભાઈ હોરમજજી કામાજી, પાલણજી હોરમજજી કાપડીઆ, ડોશાભાઈ રતનજી કોહલા, ખરશેદજી રૂસતમજી કામાજી, હોમજી ખરશેદજી દાદીશેઠ, નવરોજજી નાનાભાઈ ફરાંમજી, ખરશેદજી રતનજી કોહલા, ખરશેદજી જંગીરજી તારાચંદ. (૨૫૦૧) લીમજી માણેકજી બનાજી. (૨૫૦૦) ડોશાભાઈ ફરાંમજી કામાજી, નશરવાંનજી મનચેરજી વાડીઆ, બેહરાંમજી જીજીભાઈ, પેશતનજી ખરશેદજી સરાફ, દાદાભાઈ નવરોજજી પ્રોફેસર. (૨૩૦૦) અરદેશર ખરશેદજી દાદીશેઠ, કેલવાયલી છોડીઓની હાલત સુધરેલી જોવાને બહુ ઇછનાર. (૨૨૫૦) મેહરવાંનજી માણેકજી શેઠના. (૨૨૦૦) બેહરાંમજી નાનાભાઈ ફરાંમજી. (૨૧૦૦) ખરશેદજી માણેકજી શેઠના, ધનજીભાઈ એદલજી નેનટીન, ધનજીભાઈ રૂસતમજી આરીટન.

ઊપલા નાણું ભરનારાઓની એક સભા તા૦ ૧૬ મી આગશટ ૧૮૬૩ ને દીને ભાંએખલે શેઠ માણેકજી ખરશેદજી સરાફના બંગલામાં મળી હતી, જે વેળાએ તવણે ભરાયલાં નાણાં વગેરેની વીગત કહી સંભલાવી, તથા આએ કામ ઊભું કરવામાં શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીએ જે દીલોજનીથી તેમને મદદ કરી તેનો ઊપકાર માનયો. એ બાદ તા૦ ૧ લી સપટેમબર ૧૮૬૩ થી એ સ્કુલ "અલેકજાંડરા નેટીવ ગરલસ ઈંગલીશ ઇનસ્ટીટયુશન" ને નામે તુરતવેળા ભાંએખલે શેઠ માણેકજીના બંગલામાંજ ઊઘાડવાનો ઠેડાવ કીધો, તથા તેનો વહીવટ ચલાવવાને શેઠો માણેકજી ખરશેદજી સરાફ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, કરસનદાસ માધવદાસ, ઇ. ડી. શાસ્રન, ખરશેદજી રૂસતમજી કામાજી, અને ડોશાભાઈ રતનજી કોહલાની એક કારોબાર મંડલી મુકરર કીધી હતી.

ઊપલી કારોબાર મંડલીએ સર્વે ગોઠવણો કરી એ સ્કુલ તા૦ ૧ લી સપટેમબર ૧૮૬૩ ને દીનથી ભાંએખલે શેઠ માણેકજીના બંગલામાં ઊઘાડી હતી. તેમાં શરૂઆતમાં ૧૯) છોકરીઓ દાખલ થઈ હતી. એ પછી શેઠ માણેકજીએ તા૦ ૧૨ મી અકટોબર ૧૮૬૩ ને દીને નામદાર માહરાંણી વિકટોરીઆના પ્રાઇવેટ શેક્રેટરી હાનરેબલ સર સી. બી. ફીપસ ઊપર એ સ્કુલ વિષેની સર્વે હકીકત લખી અને જણાવ્યું કે નામદાર પ્રીનસ અને પ્રીનસેસ ઑફ વેલસનાં લગનની યાદગારીમાં એ સ્કુલ તે નેક બાનુનાં નામથી સ્થાપવામાં આવીછે, અને એ બાબદ નામદાર માહરાંણી તથા પ્રીનસ અને પ્રીનસેસ ઑફ વેલસના કાન ઊપર નાખવાની તેને અરજ કીધી હતી. એ પત્રના જવાબમાં માહરાંણીની તરફથી ઊપલા અમલદારે તા૦ ૨૮ મી નવેમબર ૧૮૬૩ ને દીને શેઠ માણેકજી ઊપર નીચે મુજબનો પત્ર મોકલી તેમાં એ સ્કુલ સ્થાપવા માટે માહરાંણી તરફનો સંતોષ તેમના હુકમથી લખી જણાવ્યો હતો:—

WINDSOR CASTLE,
*November* 28, 1863.

SIR,

I have the honour to acknowledge the receipt of your letter of October 12 which was forwarded to me by your son, and which I have not failed to lay before the Queen.

Her Majesty has commanded me to assure you that she very highly appreciates the loyal motives which stimulated your celebration of the Wedding day of the Prince and Princess of Wales.

Her Majesty is particularly pleased to hear you have honoured this day by commencing, in celebration of it, the benevolent work of establishing an English School for the Native women in the neighbourhood over which your good influence extends.

No more useful or charitable work could be undertaken than to offer to these women the blessings of sound education, and Her Majesty wishes you every success in the task which you have so kindly imposed upon yourself.

I have the honour to be, Sir,
Your obedient and humble Servent,
C. B. PHIPPS.

*P. S.*—I have forwarded your letter to the proper officers to submit to their Royal Highnesses the Prince and Princess of Wales

To

MANOCKJEE CURSETJEE, Esq
*Bombay.*

એજ મુજબ નામદાર પ્રીનસ અને પ્રીનસેસ ઑફ વેલસ તરફથી પણ તેમના પ્રાઇવેટ શેક્રેટરી મી૦ હરબરટ ફીશરે તા૦ ૨ જી ડીસેમબર ૧૮૬૩ ને દીને શેઠ માણેકજી ઊપર નીચે મુજબનો પત્ર લખી તે બંધે નામદારોનો એ સ્કુલ તેમનાં લગનના સુભ અવસરની યાદગારીમાં સ્થાપવા, તથા તેને નામદાર શાહજાદીનું નામ આપવા માટેનો સંતોષ જાહેર કીધો હતો:—

Frogmore, Windsor,
December 2, 1863.

Sir,

I am desired by the Prince and Princess of Wales to inform you that their Royal Highnesses have read with great interest the account transmitted to them, through the kindness of Sir Charles Phipps, of the formation of an Institution at Bombay for the education of Native girls.

Their Royal Highnesses desire me in the first place to express their sympathy with the domestic affliction, which, as you say, so far from impeding, proved a melancholy incentive to the benevolent work which you had on hand. Their Royal Highnesses hope that its success may prove to you a source of enduring consolation.

Their Royal Highnesses are happy to think that the foundation of the Institution has been so intimately connected with their marriage, and it is peculiarly gratifying to the Princess that it should bear her name.

Any report which you like to send of its progress will be received with pleasure by their Royal Highnesses.

I have the honour to be, Sir,
Your most obedient Servant,
HERBERT FISHER,
Private Secretary.

To

MANOCKJEE CURSETJEE, Esq
*Bombay.*

ઉપર મેજર રાલીનસન તથા બીજા વિદ્વાનોએ ઉકેલાયાછે તેનો કાએદો, સમજ, વ્યાકરણ, ફરહંગ, તજ્વીઓના તર-

---

એ સ્કુલ ૧૧ા વર્ષ સુધી શેઠ માણેકજીના બંગલામાં સુરત રાખવામાં આવી હતી, અને તેટલો વખત સુધી કેટલીક છોકરીઓને તેમનાં ઘરથી સ્કુલને ખરચે બાડેની ગાડીઓમાં લાવવા લઈ જવામાં આવતી હતી, અને તે માટે ૧૬ માસમાં રૂ૧૪૭૦) ગાડી ભાડાંનો ખરચ થયો હતો. એ પછી સ્કુલને તા૦ ૧ લી આપરેલ ૧૮૬૫ ને દીનથી કોટ મધે કોટેકોટના લટા ઊપર ભાડેનાં ઘરમાં લાવવામાં આવી હતી, અને જે પછી તેમાં છોકરીઓનો થોડોક વધારો થયો હતો.

એ સ્કુલનો વહીવટ ચલાવવા માટે પ્રથમ નેમેલી કારોબાર મંડલીમાં અવારનવાર જગા ખાલી પડવાથી શેઠો નવરોજજી નાનાભાઇ ફરાંમજી, શોરાબજી શાપુરજી બંગાલી, ડાક્ટરો ધીરજરાંમ દલપતરાંમ અને આતમારાંમ પાંડુરંગ, મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, હરીચંદ સદાશીવજી, ડાકટર રૂસ્તમજી કાવશજી બાધુરજી, વંદરાવનદાસ પરશોતમદાસ, જાંગીરજી બરજોરજી વાછા, ડોશાભાઇ ફરાંમજી કામાજી, જમશેદજી ખરશેદજી કામાજી, જાંગીરજી બેહરાંમજી મરજબાંન, પીરોજશાહ મેહરવાંનજી મેહતા, અરદેસર શોરાબજી દસતુર કામદીનના, હાનરેબલ કાશીનાથ ત્રીંબક તેલંગ, દારાશાહ રતનજી ચીચગર, અને માણેકજી બેજનજી કોપર શામેલ થયા હતા. સરનશીન તરીકે ૧૮૬૩ માં એની સ્થાપણાંથી તે ૧૮૮૭ માં પોતાનાં મરણ સુધી શેઠ માણેકજી ખરશેદજી સરાફ, અને ૧૮૮૭ થી તે આજ સુધી શેઠ ખરશેદજી માણેકજી ખરશેદજી. ખજાંનચી તરીકે પણ ૧૮૬૩ માં એની સ્થાપણાંથી તે ૧૮૮૫ માં પોતાનાં મરણ સુધી શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી, અને ૧૮૮૫ થી તે આજ સુધી શેઠ જમશેદજી ખરશેદજી કામાજી. શેક્રેટરી તરીકે પ્રથમથી તે ૧૮૭૧ સુધી શેઠ ડોશાભાઇ રતનજી કોહલા, ૧૮૭૧ થી તે ૧૮૭૨ સુધી ડાક્ટર ધીરજરાંમ દલપતરાંમ, ૧૮૭૨ થી તે ૧૮૭૩ સુધી શેઠ શોરાબજી શાપુરજી બંગાલી, ૧૮૭૩ ના જુનથી તે ૧૮૮૨ ના મારચ સુધી શેઠ મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, ૧૮૮૨ ના મારચથી તે જુન સુધી શેઠ હરીચંદ શદાશીવજી, ૧૮૮૨ ના જુનથી તે ૧૮૮૫ ના જુન સુધી શેઠ ફરાંમજી કેખશરૂ પારેક અને ૧૮૮૫ ના જુનથી તે અતયાર સુધી શેઠ જમશેદજી ખરશેદજી કામાજી. એ સ્કુલની લેડી વીઝીટરો તરીકે મુંબઇના સર્વે મોટા ઓહ્દાવાલા ઈંગ્રેજ અમલદારોની બાનુઓએ અવારનવાર કામ ચલાવ્યું હતું, અને જેઓની સાથે શરૂઆતથીજ શેઠ માણેકજીની બંધે બેટીઓ બાઇ આઇમાએ તથા બાઇ શીરીનબાઇએ એ કામમાં ભાગ લીધો હતો. ૧૮૮૭ માં બાઇ મેહરબાઇ તે શેઠ હોરમજજી પેશતનજી કોહલાનાં વીધવા તથા ૧૮૮૮ માં બાઇ આઇમાએ તે શેઠ હોરમજજી અરદેસર વાડીઆનાં ધણીઆંની, તથા ૧૮૮૯ અને ૧૮૯૦ માં બાઇ ગુલાબાઇ તે શેઠ ખરશેદજી માણેકજી ખરશેદજીનાં ધણીઆંનીએ પણ એ કામ ચલાવ્યું હતું. સ્કુલનું ઊપરીપણું તથા માંહેલી સર્વે બાંતીની દેખરેખ બાઇ શીરીનબાઇ માણેકજી ખરશેદજી શરૂઆતથી તે આજ તલક વગર થાકવે ચલાવેછે.

શેઠ માણેકજી ખરશેદજી સરાફને તેમની આએ ખાતાં તરફની અથાગ દીલસોજીને માટે તા૦ ૧૦ મી મારચ ૧૮૬૮ ને દીને મલેલી સભામાં એ ખાતાંના "હાનરરી લાઇફ

જુમા, વગેરે બીજી સર્વે હકીકત" વિષે જે કોઇ જરથોસ્તી સહુથી સરસ એક રીસાલો લખે તેને એ ફંડ મધેથી રૂ૫૦૦)

---

પ્રેસીડંટ" નેમ્યા હતા, તેમજ ખાંનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંનને તેઓએ એ ખાતાંની ઇમારતનો પલાંન તથા તેનું ઊપરીપણું વગર હાંસલે ઘણું મનપતીજ રીતે બજાવ્યું તે માટે તા૦ ૨૪ મી આગસટ ૧૮૮૫ ને દીને મલેલી સભામાં એ ખાતાંના "હાનરરી લાઇફ ગવરનર" નેમ્યા હતા. વળી શેઠ જમશેદજી ખરશેદજી કામાજીને એ ખાતાંના ખજાંનચી તથા શેક્રેટરીનાં બંધે કામો સાથે ચલાવવા તથા એના કારોબારમાં નવી ઊલટ લાવવા માટે તા૦ ૨૭ મી જુલાઇ ૧૮૮૭ ને દીને મલેલી સભામાં "હાનરરી લાઇફ ગવરનર" નેમવામાં આવ્યા હતા, તથા છેલ્લા શેઠ નાનાભાઇ રૂસતમજી રાંણીનાએ પણ ૧૮૮૮ માં એ ખાતાંના લાભ માટે પોતાની આલફ્રેડ નાટક મંડલીમાં એક ખેલ કરી તેને લગતો કસ્થો પણ ખરચ બાદ કીધા વગર રૂ૧૪૧૧) ની મોટી રકમ મેલવી આપવા માટે તા૦ ૪ થી મેએ ૧૮૮૮ ને દીનેની સભામાં "લાઇફ ગવરનર" નેમ્યા હતા.

મુંબઇમાં સરકારે નવી ઊઘાડેલી "ફીમેલ નાર્મલ સ્કુલ" ને એ ખાતાં સાથે તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૩ થી જોડી નાખી તેના ખરચના બદલામાં બે વર્ષ સુધી દર માસે રૂ૨૬૦) ની મદદ સરકારે આપી હતી, તથા ઈ૦ સ૦ ૧૮૭૫ માં રૂ૧૨૦૦) આપ્યા હતા. વળી ફીમેલ નાર્મલ સ્કાલરોને પગાર આપવા માટે સરકારે ૧૮૭૩ માં રૂ૮૭૦) તથા ૧૮૭૪ માં રૂ૪૨૦) આપ્યા હતા, અને તે પછીથી એ મદદ સરકારે કાઢી નાખી એ ખાતું પુણે લઇ ગયા હતા.

એ સ્કુલની કમીટીની આગેવાંની હેઠલ તા૦ ૩૦ મી જાનેવારી ૧૮૬૭ ને દીને બંગાલ રીલીફ ફંડની મદદને માટે એક ફાનસી બજાર કોટેકોટનાં મેદાનમાં તંબુ મારી ભરવામાં આવ્યું હતું, અને તેમાં પેહલવેહલો પારસી બાનુઓએ ભાગ લીધો હતો. એ બજારથી થયલી રૂ૨૦૫૬) ની ઊપજ ઊપલાં ફંડ મધે આપવામાં આવી હતી.

એ સ્કુલને માટે એક જુદી ઇમારત બાંધવાના હેતુથી શેઠ માણેકજી ખરશેદજી સરાફે ઈ૦ સ૦ ૧૮૬૭ માં યુરોપની પોતાની મુસાફરીને દરમેઆન તે તરફના રાજવંશીઓ તથા મોટે વાધેના લોકોમાં વગ લગાડી મુંબઇ મધે એક ફાનસી બજાર ભરવા માટે કેટલીક જીનસો એકઠી કીધી હતી, અને તે જીનસો એમની અરજ ઊપરથી હિંદુસ્થાંનના શેક્રેટરી ઑફ સ્ટેટે અતરે વગર ખરચે મોકલી આપી હતી. એ ફાનસી બજાર તા૦ ૧૮ મી મારચ ૧૮૭૦ ને દીને ફરાંમજી કાવશજી ઇનસ્ટીટયુટમાં ભરવામાં આવ્યું હતું. તેમાં ઇંગલંડનાં બાદશાહી કુટુંબે, ફ્રાંનસની રાંણી યુજીનીએ, પ્રુશીઆના ક્રાઊન પ્રીનસ અને તેની બાનુએ તથા બીજાં તે તરફના તેમજ આ દેશના ગ્રહસ્થો અને બાનુઓએ વેચવા માટેની જુદી જુદી ચીજો ભેટ મોકલી હતી. જે વેચવાથી રૂ૧૨૩૭૫) ઊપજ્યા હતા. આ ભેટોમાં માહરાણીની બેટી પ્રીનસેશ લુઇસાને હાથનું પાડેલું એક વખાણવા લાયક ચીત્ર હતું, જે જમખંડીના માહરાજ આપા સાહેબે રૂ૫૦૦૦) ની કીમતે ખરીદી એ સ્કુલનાં મકાંનમાંજ ટાંગવાને ભેટ આપ્યું હતું. વળી એજ બજારના સંબંધમાં તેના ફાયદા માટે શેઠ માણેકજીએ એક ફંડ પણ ઊભું કીધું હતું, જેમાં હિંદુસ્થાંનના નામદાર વાઇસરાયો લારડ લારેનસ અને લારડ મેયોએ દરેકે રૂ૨૦૦) મુંબઇના ગવરનર સર સેમોર ફીટ્ઝ

નું ઇનામ આપવાને જાહેર કીધું હતું. તે મુજબે તરસ્થી સાહેબો ઉપર એકજ રીસાલો "પારસ, પારસાહપા પુતર, અઝીય, અરીયા ચીતર" ની નીશાનવાલો શેઠ જાંગીરજી બરજોરજી વાછાનો લખેલો આપ્યો હતો, અને તે ઇનામને

જરાલડે રૂ૨૦૦), જમખંડીના માહરાજાએ રૂ૫૦૦૦), બીજા રજવાડાઓએ રૂ૪૩૫૦), ઇંગ્રેજોએ રૂ૧૭૦૩), મુસલમાંનોએ રૂ૨૦૦૦), હિંદુઓએ રૂ૧૦૦૦), એલફીનસટન ડરામેટીક કલબે રૂ૩૪૭), અને શેઠ અરદેસર હોરમજજી વાડીઆએ રૂ૧૦૦૦) મળી રૂ૧૫૬૦૦) ભરાયા હતા.

વળી એ સ્કુલનાં ફંડને માટે એક બીજો ફાનસી ફેર તા૦ ૨૧ મી ફેબરવારી ૧૮૮૯ ને દીને નામદાર માહરાંણીજીનાં પદુ ડચેસ ઓફ કોનાટે સ્કુલવાલાં મકાંનમાંજ ઊંઘાડ્યો હતો, અને તેમાં ઘણીક ઇંગ્રેજ તથા દેશી બાઇઓએ મદદ કીધી હતી. આ ફેરથી રૂ૬૭૪૧—૧૨—૫ ખરચ બાદ કરતાં મલ્યા હતા.

એ સ્કુલને માટે એક જુદું મકાંન બાંધવા સારૂં સરકાર પાસે મુફત જગા મેલવવાને શેઠ માણેકજીએ ઈ૦ સ૦ ૧૮૬૫ માં સરકારને અરજ કીધી હતી. આ ઊપરથી સરકારે પોતાના નંબર ૭૦૫—તા૦ ૫ મી ડીસેમબર ૧૮૬૫ ના ઠેડાવમાં એ સ્કુલને સારૂં મેદાનમાં સર જમશેદજી જીજીભાઈ સ્કુલ ઑફ આરટસને માટે આપેલી જગોની પડોસમાં ૧૫૦૦) ચોરસવાર જમીનનો કટકો મુફત આપ્યો હતો. પણ એ જગાનો લટો કારોબાર મંડલીને પસંદ નહિ પડવાથી બીજી જગા મેલવવાને શેઠ માણેકજીએ યતન કીધી હતી, અને આખરે ઈ૦ સ૦ ૧૮૭૬ માં સરકારે એ સ્કુલવાલી હાલની જગાનો ૨૫૦૭) ચોરસવાર કટકો મુફત આપ્યો હતો. એ જગો પર સરકારના એકઝીક્યુટીવ ઇનજીનીઅર ખાનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંનના પલાન તથા તેમની દેખરેખ હેઠલ ઇમારત બાંધવાનું કામ શરૂ કીધું, અને તેનો પાયો નાખવાની ક્રિયા મુંબઈના નામદાર ગવરનર સર રીચરડ ટેમપલે તા૦ ૨૩ મી આપરેલ ૧૮૭૮ ને દીને કીધી હતી. એ ઇમારત બાંધવા પાછલ બધો મળી રૂ૫૯૪૩૦—૧૩—૫ નો ખરચ થયો હતો, જે મધેના રૂ૨૬૨૭૫) સરકારે ગ્રાંટ-ઇન-એડ તરીકે આપ્યા હતા, તથા રૂ૩૩૧૫૫—૧૩—૫ એ ખાતાંનાં ફંડ મધેથી લેવામાં આવ્યા હતા. (એ ખાતાંનાં ફંડની હાલત આ વેળાએ નબળી હોવાથી શેઠ માણેકજી ખરશેદજીએ પોતાની ગીરેથી રૂ૧૫૦૪૧) આપ્યા હતા, તથા જમખંડીના માહરાજાએ ૧૮૬૩ માં ખાતું પડાવી આપેલા રૂ૫૦૦૦) અને શેઠ ભગવાનદાસ પરશોતમદાસે ૧૮૬૫ માં ખાતું પડાવી આપેલા રૂ૨૦૦૦) એ બધે ગ્રહસ્થોની મંજુરીઆત લઇ ફંડની હાલત સુધરયા પછી પાછા તેમનાં ખાતાંમાં મુકી દેવાની બોલીથી એ ઇમારતના ખરચમાં વાપડયા હતા, અને બાકીના રૂ૧૧૧૧૪—૧૩—૫ એ સ્કુલનાં ફંડ મધેથી લીધા હતા.) એ ઇમારત તૈયાર થવા પછી તેમાં સ્કુલ તા૦ ૧ લી મેએ ૧૮૮૧ થી લઇ જવામાં આવી હતી.

એ સ્કુલની લાઇબ્રેરીને માટે મરહુમ શેઠ માણેકજી ખરશેદજી સરાફની કેટલીક ચોપડીઓ તેમના બેટા શેઠ ખરશેદજી માણેકજી ખરશેદજીએ ભેટ આપી હતી, અને કેટલીક ચોપડીઓ નવી ખરીદવામાં આવીછે.

એ સ્કુલમાં આજ સુધી ઇંગ્રેજી તથા બીજી કેળવણી કારોબાર મંડલીએ મુકરર કરેલાં ધોરણ મુજબની આપવામાં આવતી હતી, પણ તે પછી તા૦ ૧૦ મી જુન ૧૮૮૯ થી સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટ્યુશનના પ્રીનસીપાલ શેઠ ડોશાભાઇ નશરવાંનજી વાડીઆ, એમ. એ. નાં ખાસ ઊપરીપણાં હેઠલ શરૂઆતથી ગુજરાતી શિખાડવાના વર્ગો ઊંઘાડવામાં આવ્યાછે, તથા ઇંગ્રેજી કેળવણી મુંબઇની યુનીવરસીટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પસાર થવાય તે મુજબનાં ધોરણની કરવામાં આવીછે, અને ૧૮૯૦ ની મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં એ સ્કુલમાંની છ પારસી છોકરીઓ ફતેહમંદીથી પસાર થઇ હતી.

એ સ્કુલની પુંજીમાં નીચલા ગ્રહસ્થો તથા બાનુઓએ અમુક રકમો આપી નીચે મુજબ ખાતાં પડાવ્યાંછે:—

(૧) શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ ઈ૦ સ૦ ૧૮૬૩ માં એ સ્કુલનાં ફંડનાં પેહલાં લીસ્ટમાં રૂ૫૦૦૦) ભર્યાં હતા તે તા૦ ૩ જી અકટોબર ૧૮૬૩ ને દીને આપી તેનું બ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી જુદું ખાતું પડાવ્યું હતું. (૨) તા૦ ૧૫ મી મારચ ૧૮૬૫ ને દીને શેઠ ભગવાંનદાસ પરશોતમદાસે રૂ૨૦૦૦) ની રકમ તેનું બ્યાજ હુશીયાર છોકરીઓને ઇનાંમો આપવામાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૩) તા૦ ૫ મી અકટોબર ૧૮૬૫ ને દીને શેઠ જમશેદજી પાલણજી કાપડીઆએ પોતાનાં માતાજી મરહુમ બાઇ મીઠીબાઇ તે શેઠ પાલણજી હોરમજજી કાપડીઆનાં ધણીઆંનીનાં પુનને માટે રૂ૧૦૦૦) ની રકમ તેનું બ્યાજ એ સ્કુલમાં શીખનારીઓમાંથી જે છોકરી ઇંગ્રેજીમાં એક સરસ રેસાલો લખે તેને ઇનામ તરીકે આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૪) તા૦ ૨૭ મી જુલાઇ ૧૮૬૭ ને દીને શેઠ ડોશાભાઇ હોરમજજી કામાજીએ પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ શુનાંબાઇનાં પુનને માટે રૂ૨૦૦૦) ની નોટ તેનું બ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૫) તા૦ ૧૮ મી આપરેલ ૧૮૭૧ ને દીને જમખંડીના માહરાજા રામચંદર આપાસાહેબે પોતાનાં રાણી સીતાબાઇનાં નામથી રૂ૫૦૦૦) ની રકમ તેનું બ્યાજ દર વર્ષે સ્કુલરશીપમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૬) તા૦ ૧૯ મી ફેબરવારી ૧૮૭૨ ને દીને શેઠ લીમજી જમશેદજી બાટલીબોઇએ પોતાનાં ધણીઆંની બાઇ ગુલબાઇનાં નામથી રૂ૫૦૦) ની રકમ તેનું બ્યાજ દર વર્ષે એક ઇનામ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૭) તા૦ ૪ થી મારચ ૧૮૭૨ ને દીને શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ રૂ૫૦૦) ની નોટ તેનું બ્યાજ નામદારે ગવરનર જેનરલ લારડ નારથબ્રુકનાં નામનું એક ઇનામ દર શાલ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૮) તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૭૪ ને દીને લેડી ફ્રીઅર ટેસ્ટીમોનીઅલ ફંડની દેશી સ્ત્રીઓની કમીટીની શેક્રેટરી બાઇ શીરીનબાઇ માણેકજી ખરશેદજીએ શેઠો શોરાબજી શાપુરજી બંગાલી અને ખરશેદજી રૂસતમજી કામાજીની મારફતે રૂ૧૦૦૦) ની રકમ તેનું બ્યાજ લેડી ફ્રીઅરનાં નામની એક સ્કાલરસીપ દર વર્ષે આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૯) તા૦ ૭ મી જુલાઇ ૧૮૭૫ ને દીને સીવીલ સરવીસવાલા મી૦ જાન જારડીને રૂ૧૦૦૦) ની રકમ તેનું બ્યાજ પોતાનાં નામની એક સ્કાલરશીપ દર વર્ષે આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૧૦) તા૦ ૧૮ મી મારચ ૧૮૮૬ ને દીને બાઇ બાઇજી તે મરહુમ શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીનાં વીધવા તથા બેટીઓએ રૂ૧૦૦) ની રકમ તેનું બ્યાજ મરહુમ શેઠ બહમનજી ખરશેદજી કામાજીનાં નામનું એક

લાયક નીકલવાથી તેમને ઉપલું ઇનામ આપવામાં આવ્યું હતું, અને એ રીસાલાની ૧૦૦૦) નકલો ઉપલાં ફંડને

ઊમાએ તરફથી માહેઆએ છાપી પ્રગટ કીધી હતી. એ રીસાલા મધે આવેલી તખ્તીઓ, લેખો, વગેરે ઇંગલંડથી

---

ઇનામ દર શાલ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૧૧) તા૦ ૩૧ મી મારચ ૧૮૮૮ ને દીને અલેક્ઝાંડરા સ્કુલની આગલી તથા હાલની છોકરીઓએ બાઇ શીરીનબાઇ માણેકજી ખરશેદજીની મારફતે રૂ૪૦૦) ની રકમ તેનું વ્યાજ દર વર્ષે આએ સ્કુલના ખજાંનચી મરહુમ શેઠ ખુરશેદજી નોશારવાંનજી કામાજીનાં નામનું ગણિત તથા હાથદસખતમાં સરસ છોકરીને ઇનામ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૧૨) તા૦ ૨૮ મી મેએ ૧૮૮૮ ને દીને શેઠ અરદેસર શોરાબજી દસ્તુર કામદીને પોતાનાં માતાજી બાઇ ગુલબાઈનાં નામથી રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ દર વર્ષે એક ઇનામ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૧૩) તા૦ ૧૨ મી સપટેમબર ૧૮૮૮ ને દીને શેઠ જમશેદજી નશરવાંનજી તાતાએ રૂ૧૦૦૦) ની રકમ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૧૪) તા૦ ૧૨ મી સપટેમબર ૧૮૮૮ ને દીને હાનરેબલ ફીરોજશાહ મેહરવાંનજી મેહતાએ રૂ૧૦૦૦) ની રકમ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૧૫) તા૦ ૮ મી અકટોબર ૧૮૮૮ ને દીને ગોંડલના રાજા તથા રાંણી સાહેબે રૂ૨૦૦) ની રકમ દશ વર્ષ સુધી દર વર્ષે રૂ૨૦) નું ઇનામ જે છોકરી ગુજરાતી ભાષામાં સરસ નીકલે તેને આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૧૬) તા૦ ૨૦ મી ડીસેમબર ૧૮૮૮ ને દીને શેઠ બેહરામજી મેહરવાંનજી મલબારીએ રૂ૧૫૦) ની રકમ તેનું વ્યાજ દર વર્ષે મીસ ઇ. માનીંગનાં નામનું એક ઇનામ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૧૭) તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૮૯ ને દીને મરહુમ બાઇ બાઇજી તે મરહુમ શેઠ ખુરશેદજી નોશારવાંનજી કામાજીનાં વીધવાનાં પુનને માટે તેમનાં ફરજંદો તથા એશીઓએ શેઠ જમશેદજી ખરશેદજી કામાજીની મારફતે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ દર વર્ષે કસરતમાં સરસ નીકલનારી એક છોકરીને ઇનામ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૧૮) તા૦ ૨૫ મી મારચ ૧૮૮૯ ને દીને વરોડરાના દીવાંન રાવ બાહદુર લક્ષમણ જગનાથે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ દર વર્ષે પોતાનાં ધણીઆંની સીતાબાઈનાં નામનું એક ઇનાંમ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૧૯) તા૦ ૩૧ મી મારચ ૧૮૮૯ ને દીને બાઇ આઇમાએ તે શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીનાં ધણીઆંનીએ પોતાના બાવા મરહુમ શેઠ માણેકજી ખરશેદજી સરાફનાં નામથી રૂ૨૦૦) ની રકમ તેનું વ્યાજ દર વર્ષે સારી ચાલચલણની એક છોકરીને ઇનામ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૨૦) તા૦ ૨૩ મી આપરેલ ૧૮૮૯ ને દીને જામનગરના માહરાજાએ રૂ૧૦૦૦) ની રકમ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૨૧) તા૦ ૨૮ મી સપટેમબર ૧૮૮૯ ને દીને શેઠ ખરશેદજી માણેકજી ખરશેદજીએ પોતાનાં નામથી રૂ૧૦૦૦), પોતાનાં ધણીઆંની બાઇ શુનોબાઇનાં નામથી રૂ૧૦૦૦), દીકરા શેઠ માણેકજી ખરશેદજી માણેકજીનાં નામથી રૂ૫૦૦), અને દીકરી બાઇ એમીલીનાં નામથી રૂ૫૦૦) મલી રૂ૩૦૦૦) ની રકમ પોતાના બાવા મરહુમ શેઠ માણેકજી ખરશેદજી સરાફનાં પુનને માટે તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૨૨) તા૦ ૪ થી મારચ ૧૮૯૦ ને દીને શેઠ વંદરાવનદાસ પરશોતમદાસે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ દર વર્ષે પોતાની દીકરી બાઇ જમનાબાઇનાં નામનું એક ઇનામ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૨૩) તા૦ ૭ મી જુલાઇ ૧૮૯૦ ને દીને મરહુમ બાઇ ગુલબાઇ તે મરહુમ શેઠ દાદાભાઇ ડોશાભાઇ કામાજીનાં વીધવાનાં પુનને માટે તેમનાં શગાંઓએ શેઠ ખરશેદજી માણેકજી ખરશેદજી સરાફની મારફતે રૂ૧૫૨૫) ની રકમ તેનું વ્યાજ દર વર્ષે ઇંગ્રેજીમાં સરસ નીકલનારી એક છોકરીને સ્કાલરશીપ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૨૪) તા૦ ૮ મી ડીસેમબર ૧૮૯૦ ને દીને શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટે પોતાનાં માતાજી મરહુમ લેડી સાકરબાઇ તે સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટનાં ધણીઆંનીનાં પુનને માટે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ દર વર્ષે એક ઇનામ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૨૫) તા૦ ૧૯ મી ફેબરવારી ૧૮૯૧ ને દીને કરાંચીવાલા શેઠ હોરમજજી જમશેદજી રૂસતમજીએ રૂ૧૦૦૦) ની રકમ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૨૬) તા૦ ૧૬ મી મારચ ૧૮૯૧ ને દીને માઇસોરના માહરાજાએ રૂ૧૦૦૦) ની રકમ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું.. (૨૭) તા૦ ૧૬ મી મારચ ૧૮૯૧ ને દીને શેઠો રૂસ્તમ તથા જાંગીર ખરશેદજી રૂસતમજી કામાજીએ પોતાનાં ફુઇ મરહુમ બાઇ ભીખાઇજી તે શેઠ દોરાબજી પેશતનજી કામાજીનાં ધણીઆંની અને મરહુમ શેઠ રૂસતમજી હોરમજજી કામાજીનાં બેટીનાં પુનને માટે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ દર વર્ષે સીવવા સાંધવા તથા રફુ કરવામાં સરસ નીકલનારી એક છોકરીને ઇનામ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું.

એ સ્કુલનાં ફંડમાં તેના સ્થાપક શેઠ માણેકજી ખરશેદજી સરાફની અથાગ મેહનતથી દર વર્ષે કાંઇને કાંઇ મોટી રકમો દેશી રજવાડાઓ, ઇંગ્રેજ ઓહદેદારો, તથા બીજા ગ્રહસ્થો તરફથી ભરાતી હતી. જે મધે ઊપર જણાવ્યા મુજબ પારસીઓના પ્રથમ એની સ્થાપણ વખતે ભરેલા રૂ૩૪૨૫૧), તથા ઇ૦ સ૦ ૧૮૭૦ માં ફાનસી બજાર વખતે શેઠ અરદેસર હોરમજજી વાડીઆએ ભરેલા રૂ૧૦૦૦), તથા એની ઇમારતને માટે શેઠ માણેકજી ખરશેદજી સરાફે પોતે આપેલા રૂ૧૫૦૪૧) તથા ઊપર જે ૨૭) ખાતાંઓ પાડેલાં જણાવેલાં છે તે મધે રૂ૧૯૩૭૫), તેમજ એ ખાતાંનાં ફંડ મધે અવાર નવાર નીચે મુજબ ભરેલા રૂ૧૨૩૩૧) મલી રૂ૮૧૯૯૮) પારસીઓના હતા.

(રૂ૧૪૧૧) નાનાભાઇ રૂસતમજી રાંણીનાએ ઇ૦ સ૦ ૧૮૮૮ માં આલફ્રેડ નાટક મંડલી તરફથી કરેલા એક નાટકની ઊપજના. (રૂ૧૨૦૦) શોરાબજી શાપુરજી બંગાલી. (રૂ૧૦૦૦) શોરાબજી જમશેદજી જીજીભાઇ, નશરવાંનજી રતનજી તાતા, ફરાંમજી દીનશાહજી પીટીટ. (રૂ૬૫૦) પારસી આમેચુર ડરામેટીક કલબે ઇ૦ સ૦ ૧૮૯૦ માં કરેલા એક નાટકની ઊપજના. (રૂ૫૦૦) જાંગીરજી રૂસતમજી મોદી. (રૂ૪૫૦) મરહુમ પાલણજી પેશતનજી હાટલવાલાની નઇઅતે. (રૂ૪૦૦) મેહરબાઇ શોરાબજી બંગાલી. (રૂ૩૦૦) ડોશાભાઇ હોરમજજી કામાજીએ પોતાના મરહુમ બેટા જમશેદજીની નઇઅતે, રતનબાઇ શોરાબજી બંગાલી, મોટીબાઇ શોરાબજી બંગાલી, માણેકજી ખરશેદજી સરાફ. (રૂ૨૫૦) જાલભાઇ અરદેસર શેઠના. (રૂ૨૦૦) મનચેરજી

છપાવી મંગાવ્યાને લીધે તે ઉપર મોટો ખરચ થવાથી તરજુમો સાહેબોએ દરેક ચોપડીની કીમત રૂ૧) રાખી વેચી હતી.[1]

તા૦ ૨ જી જુલાઈ.

રોજ ૧૨ માહ ૧૦ (શે૦) ૧૨૩૨ યજદજરદી.

**મરણ**—રતનજી દોરાબજી ખરાદી[2]—ઉમર વર્ષ ૮૧) એવણ સુરતથી આ સદીની શરૂઆતમાં મુંબઈ આવી નજુમ તથા હકીમું કરતા હતા.

શેઠ માણેકજી ખરશેદજી સરાફને મુંબઈની સમાલકાઝ કોરટના બીજા જડજ તરીકે આતરેની સરકારે કાએમ કીધા હતા.[3]

તા૦ ૩ જી જુલાઈ.

શેઠ રૂસતમજી કાવશજી સુરતી લકબે જાસુસી રૂસતમે "ગોલામી ધંધો કરનારાઓની લડાઈ" વિષેની તકરારનાં એક ઇંગ્રેજી ચોપાંનીઆનો ગુજરાતીમાં તરજુમો કરી લોકોની જાણને માટે બાહેર પાડયો હતો.[4]

તા૦ ૪ થી જુલાઈ.

રોજ ૧૪ માહ ૧૦ (શે૦) ૧૨૩૨ યજદજરદી.

આજ દીને મરહુમ શેઠ ખરશેદજી બરજોરજી વાડીઆનાં ઉઠમણાંમાં તેમના બાવા શેઠ બરજોરજી તથા કાકા શેઠ નશરવાંનજી મનચેરજી વાડીઆએ રૂ૧૧૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[5]

તા૦ ૬ ઠી જુલાઈ.

રોજ ૧૬ માહ ૧૦ (શે૦) ૧૨૩૨ યજદજરદી.

**મરણ**—બેજનજી બરજોરજી એંદી—ઉમર વર્ષ ૬૮) સુરતવાલા શેઠ બરજોરજી રતનજી એંદીના વડા દીકરા. એવણ સુરતના એક આગેવાન શેહરી તથા ત્યાંની જરથોસ્તી અંજુમનના ઇ૦ સ૦ ૧૮૪૧ થી એક અકાબર હતા. "ચો તરફ તથા દરેક વખતે બનતા બનાવોની માહેતગારીનું ભંડોલ મગજમાં એકઠું કરવામાં મરનાર અચરતી ભરેલી હોંસ રાખતા હતા."[6]

રોજ ૧૬ માહ ૧૧ (ક૦) ૧૨૩૨ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ પીરોજબાઈ તે મરહુમ શેઠ ફરાંમજી કાવશજી બનાજીનાં બેટીનાં ઉઠમણાંમાં મરનારની પોતાની તથા બાવા અને માતાજી મરહુમ બાઈ બચુબાઈની પુંજીમાંથી રૂ૫૦૦), ભાઈઓ શેઠો જાંગીરજી, પેશતનજી અને નાનાભાઈએ રૂ૬૪૫૦), ભત્રિજા શેઠ શોરાબજી પેશતનજી ફરાંમજીએ રૂ૩૧૨૫), ભત્રિજા શેઠ નવરોજજી નાનાભાઈ ફરાંમજીએ રૂ૧૦૦૦), તથા બીજા એશીઓએ રૂ૭૭૬) મલી રૂ૬૮૫૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[7]

આએ વર્ષની અપરાધીઓની છાંટણ કરનારી બીજી વારની સેશન આજ દીને હાઈ કોરટમાં નામદાર જડજ સર રીચરડ કાઉચની હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા[8]:—

---

ફરાંમરોજ સાઠનના, ડાકટર કાવશજી હોરમજજી. (રૂ૧૭૦) જમશેદજી ખરશેદજી કામાજી. (રૂ૧૫૦) રતનજી બેહમનજી દુબાશ, ફરાંમજી હોરમજજી કમીસરીવાલા. (રૂ૧૦૦) ફરાંમજી ડોશાભાઈ મામા, કાવશજી રતનજી પારેખ, ડાકટર રૂસતમજી કાવશજી બાધુરજી, મનચેરજી કાવશજી મરજબાંન, ફરાંમજી હોરમજજી મેહેતા, મેહેરવાંનજી નશરવાંનજી ભાવનગરી, જાંગીરજી બરજોરજી વાછા, મેહેરવાંનજી નશરવાંનજી આઇચાઇ, હોરમજજી અરદેસર સંતોક, મનચેરજી મેહેરવાંનજી ભાવનગરી, રૂસતમજી શોરાબજી ખરાસ, જરબાઈ ફકીરજી પટેલ, ખાંનબાહાદુર ફરાંમજી નશરવાંનજી શેઠના, શોરાબજી ફરાંમજી પટેલ, જાંગીરજી બેહરાંમજી મરજબાંન, માણેકબાઈ તે બેહરાંમજી દાદાભાઈ બનાજીનાં ધણીઆંની, અરદેસર શોરાબજી દસતુર કામદીનના, જાંગીરજી નશરવાંનજી મોદી, કાવશજી દીનશાહજી એડનવાલા અને ભાઈઓ, ઓનરેબલ નવરોજજી નશરવાંનજી વાડીઆ, દારાશાહ રતનજી ચીચગર, માણેકજી બેજનજી કોપર, અરદેસર ફરાંમજી સોલીસીટર, હોરમજજી નશરવાંનજી વકીલ.

ઉપર મુજબ નાણાં ભરાયા. ઉપરાંત એ સ્કુલ મધે શિખનારી છોડીઓ તરફથી આજ સુધી રૂ૧૩૯૧૨૭) ગાંમીક ફીના મલયાછે, તથા આજ સુધી બધો મલી રૂ૨૦૬૫૩૧) નો ખરચ થયોછે, જે મધે પેહલાં પંદર વર્ષો સુધી ભાંડા પર રૂ૩૨૪૩૭), નવી ઇમારત બંધાવવા પાછલ ઉપર જણાવ્યા મુજબ રૂ૩૩૧૫૫), શિક્ષકો, ઉપ શિક્ષકો, વગેરેના પગાર પર રૂ૧૧૦૦૬૯) તથા ઇનામો અને બીજા પરચુરણ રૂ૩૦૮૭૦) ખરચાયાછે, અને હાલ છેલા એ ખાતાંના તા૦ ૩૧ મી મારચ ૧૮૯૧ સુધીના છપાયલા હીસાબ મુજબ એની બાકી પુંજી રૂ૩૨૦૭૧—૧૩—૭ ની છે.

[1] "ઇરાંની ખીસારોકી નખનીઓ વીશે યુરોપીઅન ગરંથકારોએ કરેલી શોધ. ઇનામનો રીસાલો. બનાવનાર, જાંગીરજી બરજોરજી વાછા. સર જમશેદજી જીજીભાઈ ટરાનસલેશન ફંડના તરફથી સાહેબોએ સઘલા જરતોસ્તીઓની વાકેફગારીને સારૂં છપાવી પરગટ કરેઓછે. મુંબઈ અમે જમશેદ છાપખાનાં મધે હોરમજજી દાદાભાઈ પરીંટરે છાપીઓ. સને ૧૨૩૨ ઇઅજદજરદી. સને ૧૮૬૩ ઇસવી."

[2] શેઠો ફરાંમજી તથા કાવશશાહ રતનજી ખરાદીના બાવા.

[3] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨ જી જુલાઈ ૧૮૬૩.

[4] "ગોલાંમી ધંધો કરનારાઓની લડાઈ, ઇઆને ઉતર તથા ગોલાંમોને સારૂં એક તકરાર હુવે નામનું ઇંગરેજી ચોપાંનીઉં મી૦ ડબલીઉ. ઇ. આડમશે લંડનમાં છપાવીઉં તેનો ચાલુ ગુજરાતીમાં તરજુમો. કરનાર "જાસુસી રૂસતંમ." મુંબઈ, દફતર આશકારા છાપખાંનાંમાં છાપીઉં છે. ૧૮૬૩."

[5] મુંબઈની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૧૯ ના હીસાબની ચોપડી.

[6] સેરેદેસતા, મેએ ૧૮૬૯.

[7] જામે જમશેદ, તા૦ ૧૦ મી જુલાઈ ૧૮૬૩.

[8] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૭ મી જુલાઈ ૧૮૬૩.

શેઠો દાદાભાઇ બહેમનજી જીજીભાઇ, ખરશેદજી ફરદુનજી પારખ, શેરાબજી પેશતનજી ફરાંમજી, ધનજીભાઇ જહાંગીરજી દાવર.

---

તા૦ ૭ મી જુલાઈ.

રોજ ૧૭ માહ ૧૧ (ક૦) ૧૨૩૨ યજદજરદી.

**મરણ**—એ૦ હોરમજદીઆર આંનદારૂ—ઉમર વર્ષ ૮૫) ભરૂચવાલા આ૦ આંનદારૂ હોરમજદીઆરના વડા દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૭૯૭ માં ભરૂચથી મુંબઇ આવી કદમીઓના વડા દસ્તુર મુલાં કાઉશ રૂસતમ જલાલની નોકરીમાં હૈદરાબાદ ગયા હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૦૪ માં મુંબઈ આવી મોબેદીનું કામ કરતા હતા, અને ઘણી જુની પુરાણી બાબદોથી માહીતગાર હતા.

---

તા૦ ૧૪ મી જુલાઇ.

રોજ ૨૪ માહ ૧૦ (શે૦) ૧૨૩૨ યજદજરદી.

આજ દીને મરહુમ બાઇ ભીખાઇજી તે શેઠ હીરજીભાઈ એદલજી મારીસનાં પેહલાં ધણીઆંની તથા શેઠ એદલજી નશરવાંનજી ઘડીઆલીનાં બેટીનાં ઉઠમણાંમાં તેમનાં બેહીઓએ રૂ૧૦૭૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

---

તા૦ ૧૫ મી જુલાઇ.

શેઠ ફરાંમજી બેહમનજી માસ્ટરે "લાઇટસ એન્ડ શેડસ ઑફ ધી ઇસ્ટ" નામનું એક પુસ્તક ઇંગ્રેજીમાં રચી પ્રગટ કીધું હતું.[૨] તેના પેહલા ભાગમાં બંગાલનાં હિંદુ પેટ્રીઅટવાલા મરનાર બાબુ હરીશ્ચંદર મુકરજીના જનમારા અને બીજા ભાગમાં હિંદુસ્થાનના લોકોનાં ભવીષ ઉપર લખાંણ કર્યુંછે. એ પુસ્તક મુંબઇના નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરને અર્પણ કરવામાં આવ્યું હતું.

---

તા૦ ૧૭ મી જુલાઈ.

રોજ ૨૭ માહ ૧૦ (શે૦) ૧૨૩૨ યજદજરદી.

આજ દીને મરહુમ શેઠ માણેકજી હોરમજજી હોમીઆર તે શેઠ પેશતનજી હોરમજજી કાંબટના બાઇનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૨૦૦) તથા શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ રૂ૧૦૦૦) મલી રૂ૧૨૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૩]

---

[૧] જામે જમશેદ, તા૦ ૧૭ મી જુલાઇ ૧૮૬૩.

[૨] "Lights and Shades of the East: or a study of the life of Baboo Harrischandar; and passing thoughts on India and its people, their present and future. By, *Framji Bomanji, Late of the Elphinstone College.* Alliance Press, Bombay. MDCCCLXIII.

તા૦ ૨૦ મી જુલાઇ.

શેઠ ડોશાભાઇ શેરાબજી મુનશીએ "દોહેરા તથા કેહવત પોથી" નામે એક પુસ્તક બનાવી પ્રગટ કીધું હતું.[૪]

---

તા૦ ૨૪ મી જુલાઈ.

રોજ ૪ માહ ૧૧ (શે૦) ૧૨૩૨ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ હમાંબાઇ તે મરહુમ શેઠ એદલજી નાનાભાઇ દાવરનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમના દીકરાઓ શેઠો ફરાંમજી, બહેમનજી, અને હોરમજજી એદલજી દાવરે રૂ૫૫૦) ધર્મખાતાંઓમાં આંપ્યા હતા.[૫]

---

તા૦ ૨૫ મી જુલાઇ.

રોજ ૫ માહ ૧૧ (શે૦) ૧૨૩૨ યજદજરદી.

આજ દીને મરહુમ શેઠ માણેકજી પેશતનજી માલેગામવાલાનાં ઉઠમણાંમાં તેમનાં વીધવા બાઈ માણેકબાઇએ રૂ૪૦૦), બાઇ શેઠ હોરમજજી પેશતનજી માલેગામવાલાએ રૂ૧૫૦) તથા બીજાં બેહીઓએ રૂ૪૦) મલી ૫૯૦) ધર્મખાંતાંઓમાં આપ્યા હતા.[૬]

---

તા૦ ૮ મી આગસ્ટ.

શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ આજ દીને મુંબઇની સરકારનાં ચીફ શેક્રેટરી જોગ એક પત્ર લખી અરજ કીધી હતી કે "કાબુલની લડાઇમાં માર્યા ગયલા ઇંગ્રેજી સિપાહીઓની યાદગારી રાખવા માટે કોલાબાનું સેંટ જારજનું દેવલ બાંધવામાં આવેછે, અને તે કામમાં દેશીઓનાં નાણાં લીધામાં આવ્યાં નથી, તોપણ એ દેવલને મથાલે એક અણીદાર મીનારો બાંધવા માટે જો નાણાંની એક રકમ હું આપું તો સરકાર તે કબુલ રાખશે કે નહિ? એ મીનારો વહાણવતીઓને આપણી ટાપુની જમીનની નિશાની તરીકે ઘણો અગતનો થાઇ પડશે, તેમજ કાબુલની લડાઇમાં માહરા શેંહકડો દેશીઓ માર્યા ગયાછે તેમની યાદગારી તરીકે એ મીનારા તથા દેવલ પર રાતને વખતે પણ જોવાઈ શકાય એવું એક મોટું ઘડીઆલ ગોઠવવા પાછલ રૂ૧૫૦૦૦) સુધીનો ખરચ થશે, તેનો અરધો ભાગ જો સરકાર આપે તો અરધો ભાગના રૂ૭૫૦૦) આપવાને હું ખુશી છઉં."[૭]

---

[૪] "દોહેરા તથા કેહવત પોથી; એટલે જે ગુજરાતી, ઇંગરેજી, ઊરદુ, અને ફારસીમાંથી કેહવતો તથા ચોપાઇ અને કવીતાઓ તથા રમુજી નકલીઆતો તથા થોડીએક નશીહતો. એનાં ભાગ ૫ કરેલાછે. તરતીબ તથા તરજુમો કરી છપાવનાર કમતરીન ડોશાભાઇ શેરાબજી મુનશી. મુંબઇ, દફતર આશકારા પરેસ. ૧૮૬૩"

[૫] મુંબઇની પારસી પંચાતનાં ફંડના સવંત ૧૯૧૯ ના હીસાબની ચોપડી.

[૬] જામે જમશેદ, તા૦ ૨૭ મી જુલાઇ ૧૮૬૩.

[૭] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૫ મી આગશ્ટ ૧૮૬૩. આ રકમ નામદાર સરકારે બાહલ રાખી તે દેવલના બનાવાવાલાઓને સ્વાધીન કીધી હતી, પણ તેટલી રકમમાં ઊપર

તા० ૯ મી આગશટ.

રોજ ૨૦ માહ ૧૧ (શે०) ૧૨૩૨ યજદજરદી.

આજ દીને પરેલ મધે શેઠો નશરવાંનજી અને બરજોરજી મનચેરજી વાડીઆએ પોતાના બાવા-મરહુમ શેઠ મનચેરજી જમશેદજી વાડીઆએ બંધાવવા માંડેલી દરેમેંહર તૈયાર થવાથી તેમાં ઈ० સ० ૧૮૩૮ માં લાલબાગ મધે શેઠો દાદાભાઈ અને મનચેરજી પેશતનજી વાડીઆએ પરઠાવેલાં આતશ આદરાંન લાવી ઘટતી ક્રિઆ સાથે તખ્તનશીન કીધાં હતાં.[1]

તા० ૧૦ મી આગશટ.

શેઠ નાનાભાઈ રૂસ્તમજી રાંણીનાએ "સંસાર ચિત્ર" નામનું એક પુસ્તક છપાવી પરગટ કીધું હતું.[2] એ પુસ્તક "દેશી સ્ત્રીઓની હાલત સુધારવાની આગેવાની કરનાર સઘળાં સજ્જનોને" અર્પણ કરવામાં આવ્યું હતું.

તા० ૧૮ મી આગશટ.

મધરાજ મધે આએ વર્ષના જાનેવારી માસમાં ઉઘાડેલી મેશરસ પેહસ્તનજી બહમનજી કામાની કું० ના એક ભાગયા શેઠ મનચેરજી રતનજી બીલીમોરીઆને ત્યાંની ચેમબર ઑફ કામરસની કમીટીના એક અધિકારી તરીકે નેમવામાં આવ્યા હતા.[3]

તા० ૨૦ મી આગશટ.

રોજ ૧ માહ ૧૨ (શે०) ૧૨૩૨ યજદજરદી.

**મરણ**—કાવશજી માણેકજી વખારીઆ—ઉમર વર્ષ ૪૫) સુરતવાલા શેઠ દાદાભાઈ માણેકજી વખારીઆના બીજા દીકરા. એવણ પ્રથમમાં સુરતમાં પોતાનો રોજગાર ચલાવતા હતા. તે પછી મરણની ત્રણ વર્ષ આગમજ એટલે ઈ० સ० ૧૮૬૦ માં મુંબઇ આવી પોતાને નામે પેહડી કાઢી વ્યાપાર કરવા માંડયો હતો, અને મરણ પણ અત્રેજ પામ્યા હતા.

તા० ૨૮ મી આગશટ.

ગાથા ૫ (કે०) ૧૨૩૨ યજદજરદી.

**મરણ**—માણેકજી દાદાભાઇ શાએર—ઉમર વર્ષ ૭૦) શેઠ દાદાભાઇ કાવશજી શાએરના નાહના દીકરા. એવણ ઈ० સ० ૧૮૨૮ માં પોતાના બાપનાં મરણ બાદ પોતાના ભાઇ શેઠ હોરમજજીની સાથે મળી "દાદાભાઇ કાવશજીના છોકરાઓ" ને નામે વ્યાપાર ચલાવતા હતા. તે પછી ઈ० સ० ૧૮૪૫ માં શેઠ હોરમજજીનાં મરણથી પોતાના ભત્રિજાઓ શેઠો કાવશજી અરદેશર શાએર અને નશરવાંનજી દીનશાહજી શાએર સાથે ઉપલાંજ નામથી પેહડી ચાલુ રાખી હતી. એ બાદ તા० ૨ જી નવેમબર ૧૮૫૩ ને દીનથી પોતાનો ભાગ છોડવી એકાંત જીંદગી ગુજારી હતી. એવણે પોતાના ભાઇની સાથે મળી ચોપાતીના ડુંગર ઉપર પોતાના બાપની નામએતે પથ્થરની એક મોટી શગડી બંધાવી તે તા० ૨૬ મી મારચ ૧૮૩૦ ને દીને ખોલી મુકી હતી, તેમજ ભાઇની નામએતે તેમની પુંજીમાંથી માહાલક્ષમીના ડુંગર ઉપર આદરાંનની એક દરેમેહર બંધાવી તે તા० ૧૩ મી મારચ ૧૮૪૬ ને દીને પરઠાવી હતી. મુંબઇનાં કદમી ઘાહબારનાં ફંડના એવણ ઈ० સ० ૧૮૫૧ થી એક તરસ્ટી હતા.

તા० ૨૯ મી આગશટ.

આજ દીને મરહુમ શેઠ માણેકજી દાદાભાઈ શાએરનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી રૂ૩૦૦૦), દીકરા શેઠ શાપુરજી માણેકજી શાએરે રૂ૭૦૦), દીકરીઓ બાઈ નવાજબાઈ તે શેઠ શેરાબજી કાવશજી શાએરનાં ધણીઆંણી તથા બાઈ માણેકબાઇ તે શેઠ અરદેશર ધનજીભાઈ રાંણાનાં ધણીઆંણીએ રૂ૮૦૦), તથા બીજાં બેહનોએ રૂ૩૦૦) મળી રૂ૪૮૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

જણાવ્યા મુજબ ઘડીઆલ મેલાઇ શકાયું નહિ, અને એ રકમ મીનારા પાછળજ ખરચી નાખવામાં આવી હતી, જે સારે એ દેવલ બંધાવાને લગતી તવારીખનાં "Memorial Church, St. Jhon the Evangelist, Colaba" એવે નામનાં ચોપાંનયાંને સફે ૮ મે લખેછે કે:—

"With reference to the completion of the work, it is very necessary to correct an impression, erroneous in the extreme, which exists to this day in the minds of many. It has been frequently said "that a Parsee built the Spire." The truth is this—Mr. Cowasjee Jehangeer, in 1861, with that spirit of liberality for which he his distinguished, presented to the Building Committee Rs. 7,500 for an illuminated clock, to be placed in the tower. It was determined that such a gift would be almost useless, and indeed that there was no place in the Tower from which a clock would be seen with any advantage. On this being represented to Mr. Cowasjee, he generously said, that he had rather the money went to the completion of the work than receive it back again. The gift was accepted, amounting, as we have said, to Rs. 7,500, whereas the spire alone cost Rs .56,500."

[1] મુંબઇનો બાહાર, સફે ૫૮०.

. એ આદરાંનનો કેબલો કેટલુંક સુધી મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલી આતશબેહેરાંમમાં એલાહેદો રાખવામાં આવ્યો હતો.

[2] "સંસાર ચિત્ર, બનાવનાર, નાનાભાઇ રૂસ્તમજી રાંણીના. મુંબઇ; યુનિયન પ્રેસ. ૧૮૬૩"

[3] સત્ય દીપક, તા० ૬ થી સપટેમબર ૧૮૬૩.

આ બાબતની ખબર આપતાં એ પત્રવાલો લખેછે કે "કેહછે કે ગયા છ માસની વાત ઉપર શેઠ બહમનજી ફરામજી કામાજીએ પેંહસ્તનજી બહમનજી કામાની કું० ને નામે મધરાજ મધે એક પેહેડી ઉઘાડીછે, ને એ પેહેડીના એક ભાગીદાર તથા મધરાજ ખાતેના એક વડા તરીકે મજકુર પારસી ગ્રહસથ (શેઠ મનચેરજી) ને પસંદ રાખવામાં આવીઓ હતો, જેવણે ટુંક મુદતની એ પેહેડી સાથની પોતાની કારકીરદીમાં એવી તો સારી ચાલ તથા વેપારી તરીકે એવી તો સારી દીયાનતદારી તથા બાહોશી બતલાવી કે ચેમબર આવ કામરસવાળાઓએ એ ગ્રહસથને પોતાની મંડળીમાં શામેલ કરી તેના અનુભવ તથા ચાલાકીનો લાભ લેવાને વાજબી ધારીઉંછે."

[4] જામે જમશેદ, તા० ૨૯ મી આગશટ ૧૮૬૩.

તા૦ ૧ લી સપટેમબર.

સુરતની મુનીસીપાલીટીના સેક્રેટરીનો ઓહદો શેઠ દીનશાહ અરદેશર તાલિયારખાંએ છોડયો તેમની જગોપર નાનપરાવાળા શેઠ ડોશાભાઈ દાદાભાઈ મોદીને સેક્રેટરી નેમ્યા હતા.[1]

અહમદનગરના પ્રીનસીપાલ સદર અમીન ખાંનબાહદુર બરજોરજી ભીખાજી ગદીઆરે પેનશન લઈ પોતાનો ઓહદો છોડવાથી તેમને ત્યાંના સર્વે શેઠ શાહુકારો તથા રઈયતે એક માનપત્ર આપ્યું હતું.[2]

તા૦ ૨ જી સપટેમબર.

મુંબઈ મધે રખડતા, લાચાર, અને અશકતોને આશરો આપવા તથા તેમનું પાલન કરવાને "સેંટ વીનસેંટ ડી પૉલ" નામની એક સોસાએટી કેટલાક ઇંગ્રેજ ગ્રહસ્થોએ ઉભી કીધી હતી, તે મંડલીનાં ફંડમાં શેઠ સોરાબજી પેશતનજી કરાંમજીએ રૂ૧૦૦૦), શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈએ રૂ૭૦૦) તથા શેઠો કાવસજી જહાંગીરજી રેડીમની, મેહેરવાંનજી નશરવાંનજી ભાવનગરી અને અરદેશર ખરશેદજી દાદીશેઠ દરેકે રૂ૫૦૦) ભેટ આપ્યા હતા.[3]

તા૦ ૩ જી સપટેમબર.

ઓનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈએ પુણાં કસ્બે મધે રેહેનારા "રેસીડંટ સ્ટુડંટસો"ને માટે ઓરડાંઓ બનાવવા માટે રૂ૧૦૦૦) ભેટ આપ્યા હતા.[4]

તા૦ ૮ મી સપટેમબર.

રોજ ૧૬ માહ ૧૨ (ય૦) ૧૨૩૨ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ મેહેરબાઈ તે મરહુમ શેઠ મનચેરજી જમશેદજી વાડીઆનાં વીધવાનાં ઉઠમણાંમાં રૂ૧૬૦૦૦) ધર્મખાતે આપ્યા હતા. તે મધેના રૂ૧૦૦૦૦) પરેલની દરેમેહેરમાં, રૂ૭૦૦૦) તે તરફ એક ધર્મનું દવાખાનું ઉઘાડવા, તથા રૂ૨૦૦૦) પરચુરણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[5]

તા૦ ૫ મી સપટેમબર.

સુરત મધે શેઠ ફરદુનજી જમશેદજી ડાકટરે આગેવાંની લઇ એક કસરતશાળા ઉભી કીધી હતી તે ઉઘાડવાની ક્રિઆ ત્યાંના યુરોપ્યન તથા દેશી ગ્રહસ્થોના એક મોટા મેલાવડાની હજુરમાં આજ દીને કરવામાં આવી હતી, અને એ કસરતશાળાનું નામ "ફરદુનજી જમશેદજી જીમનેશીયમ" કરી આપવામાં આવ્યું હતું.[6]

તા૦ ૬ થી સપટેમબર.

ગુજરાત તરફ હાલમાં મોઘવારીને લીધે ત્યાંના ગરીબોપર ઘણી મોટી પીડા પડતી હોવાથી ઓનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ સુરતના ગરીબ જરથોસ્તીઓમાં વેંહચી આપવા માટે રૂ૧૫૦૦૦) મોકલ્યા હતા, તેમજ ભરૂચ મધે દર ગરીબ હમજાતીનાં ઘેર દીઠ રૂ૫) થી ૧૦) સુધી વેંહચવાને, તથા નવસારી, વલસાડ, બીલીમોરા, ગંદેવી, ઉદવાડા, દમણ, તારાપોર, વગેરે ગામોના ગરીબ હમજાતીઓને ત્યાં પોતાને ખરચે અનાજ પોંહચતો કરવાની ગોઠવણ કીધી હતી.[7]

---

[1] જામે જમશેદ, તા૦ ૧૩ મી સપટેમબર ૧૮૬૩.

[2] મુમબઈનાં ચાબુક, તા૦ ૨૩ મી સપટેમબર ૧૮૬૨

[3] બામ્બે ગેઝેટ, તા૦ ૧૧ મી સપટેમબર ૧૮૬૩.

વળી એ મંડળીનાં ફંડને માટે ૧૮૬૮ ના ફેબરવારી માસમાં એક બીજી ટીપ કીધી હતી. જેમાં રૂ૫૦૦) બે હિંદુઓએ તથા રૂ૨૮૦૦) નીચે મુજબ પારસીઓએ ભર્યાં હતાઃ—

(રૂ૧૨૦૦) શેઠ ખરશેદજી ફરદુનજી પારખ (રૂ૩૦૦) શેઠો દાદાભાઈ હોરમસજી કામાજી, બેહેરાંમજી હોરમસજી કામાજી, દાદાભાઈ પેસ્તનજી બનાજી. (રૂ૨૦૦) શેઠ મેહેરવાંનજી ફરાંમજી પાંડે. (રૂ૧૫૦) શેઠ નસરવાનજી નાનાભાઈ ફરાંમજી. (રૂ૫૦) શેઠો બેહેરાંમજી નાનાભાઈ ફરાંમજી, મનચેરજી જમશેદજી વાડીઆના છોકરાઓ, નવરોજજી અરદેશર દાવર, નશરવાંનજી રતનજી તાતા, શાપુરજી દોરાબજી મકાંનવાલા.

[4] મુમબાઈનાં ચાબુક, તા૦ ૫ મી સપટેમબર ૧૮૬૩.

[5] મુમબઈ શમાચાર, તા૦ ૫ મી સપટેમબર ૧૮૬૩.

[6] સુરત મીત્ર, તા૦ ૧૩ મી સપટેમબર ૧૮૬૩.

એ કસરતશાળાને માટે જોઇતાં ઓજારો શેઠ ફરદુનજી જમશેદજી ડાકટરે પોતાના ખરચથી અપાવ્યાં હતાં, તથા તેનાં ફંડમાં પોતે રૂ૨૦૦) તથા શેઠ ખરશેદજી મેહેરવાંનજી ફરેનજરે રૂ૩૦૦), શેઠ નશરવાંનજી દોરાબજી બાપુરજીએ રૂ૧૦૦), શેઠ મનચેરજી રૂસતમજી હીરામાણેકે રૂ૫૦), મોદી એદલજી ખુરશેદજીએ રૂ૨૫) તથા બીજી કેટલીક નાની રકમો ભરાઇ હતી. એ કસરતશાળા બે વર્ષ સુધી ચાલુ રહી હતી.

[7] જામે જમશેદ, ૬ થી અને ૭ મી સપટેમબર ૧૮૬૩.

એજ મુજબ શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલે પણ સુરત ખાતે એ કારણસર વેંહચી આપવા માટે એક સારી રકમ મોકલી હતી, તથા ત્યાંના લોકોએ પણ ગરીબોને આસરો આપવા માટે એક ફંડ ઉભું કીધું હતું, જેમાં શેઠ બેહરાંમજી માણેકજી વાડીઆએ રૂ૩૫૧), શેઠ પીરોજશાહ શાપુરજી કમીશરીવાલાએ રૂ૩૦૦), શેઠ નશરવાંનજી બહમનજી ભાવનગરીએ રૂ૩૫૧), શેઠ રૂસતમજી હોરમસજી લાકડાંવાલાએ રૂ૫૧), શેઠ જહાંગીરજી ખરશેદજી દલાલે રૂ૨૫) ભર્યાં હતા.

વળી એજ શાલના ડીસેમબર માસમાં ઓનરેબલ રૂસતમજી સુરત પધાર્યા તે વેળાએ તેવણે એ ફંડમાં બીજા રૂ૨૫૦૦) તથા ડાયેજર લેડી આવાંબાઇએ રૂ૧૫૦૦), તેમજ શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇએ રૂ૭૫૧) આપ્યાં હતાં

તા૦ ૭ મી સપટેમબર.

મધરાજ ઈલાકાનાં કેનજાવરામ તાલુકાના વણકરોને ભુખમરાને લીધે આસરો આપવાને મુંબઈ મધે એક ફંડ ઉભું થયું હતું, જે મધે રૂ૮૦૦૦૦) ભરાયા હતા, જેમાં રૂ૨૩૦૦૦) હિંદુઓના અને રૂ૫૭૦૦૦) નીચે મુજબ પારસીઓના હતા[1] :—

(રૂ૨૫૦૦૦) સર જમશેદજી જીજીભાઈ બારોનેટ તથા હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈ અને ખરશેદજી ફરદુનજી પારખ મલીને. (રૂ૫૦૦૦) કાવશજી જાંગીરજી રેડીમની, મેહરવાનજી ફરાંમજી પાંડે, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી, શોરાબજી પેશતનજી ફરાંમજી, મેહરાંમજી હોરમજજી કામાજી. (રૂ૨૦૦૦) માણેકજી અને બહમનજી ખરશેદજી કામાજીની કું૦.

તા૦ ૯ મી સપટેમબર.

હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈ અને શેઠ ખરશેદજી ફરદુનજી પારખ આજ દીને પુણાંની "કાનવેંનટ સ્કુલ" જોવાને ગયા હતા, અને તે ખાતાને માટે બાંધવા ધારેલી ઈમારતનાં ફંડમાં દરેકે રૂ૧૫૦૦) ભર્યાં હતા. એજ મુજબ શેઠો અરદેસર હોરમજજી વાડીઆ, ફરાંમજી નશરવાંનજી પેટેલ, અને ખાંનબાહદુર પદમજી પેશતનજીએ પણ એ ફંડમાં મદદ આપી હતી.[2]

તા૦ ૧૩ મી સપટેમબર.

સુરત મધે દર રવીવારે પ્રગટ થતું "સુરત મીત્ર" નામનું એક ગુજરાતી તથા ઈંગ્રેજી વર્તમાંનપત્ર શેઠ દીનશાહ અરદેસર તાલેયારખાંએ આજ દીનથી પરધરતાવવા માંડયું હતું.[3]

તા૦ ૧૪ મી સપટેમબર.

નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે આજ દીને પુણાં મધે હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈની મોલાકાત તેમને મકાને જાઈને લીધી હતી.[4]

તા૦ ૧૫ મી સપટેમબર.

જરમનીવાલા ડાકટર ફ્રેડરીક સ્પીગલે ખોરદેહ-અવસ્તાની પેહલવીને આધારે જરમન ભાષામાં તરજુમો કરી તેનું એક દફતર બાહેર પાડયું હતું.[5]

તા૦ ૧૬ મી સપટેમબર.

રોજ ૨૩. માહ ૧ (ક૦) ૧૨૩૩ યજદજરદી.

મરણ—જાંગીરજી ફરાંમજી બનાજી—ઉમર વર્ષ ૭૫) શેઠ ફરાંમજી કાવશજી બનાજીના વડા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૦૮ થી પોતાના બાપનાં કામકાજ તથા ઓહદા વહીવટમાં પડેલા હતા, તથા બાપની તરફથી બે વાર ચીન પણ જઈ આવ્યા હતા. પછવાડેથી એવણ પોતાને હીસાબે કેટલોક રોજગાર ચલાવતા હતા.

તા૦ ૧૮ મી સપટેમબર.

આજ દીને મરહુમ શેઠ જાંગીરજી ફરાંમજી કાવશજી બનાજીનાં ઉઠમણાંમાં તેમનાં બેશીઓએ રૂ૧૫૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[6]

તા૦ ૨૦ મી સપટેમબર.

મુંબઈનો કોટ ભાંજવાની "રામપારટ રીમુવલ કમીટી"ના આસીસ્ટંટ શેક્રેટરી તરીકે પુણાંનાં પબલીક વરક્સ ખાતાંના ઓવરસીયર શેઠ મનચેરજી કાવશજી મરજબાંનને નામદાર સરકારે નેમ્યા હતા.[7]

તા૦ ૨૫ મી સપટેમબર.

આંએ વર્ષની અપરાધીઓની છાંડણુ કરનારી ત્રિજી વારની શેશન આજ દીને હાઈકોરટમાં નામદાર ચીફ-જસટીસ સર માથ્યુસાસની હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા[8] :—

શેઠો નૂશરવાંનજી મનચેરજી વાડીઆ, ડોશાભાઈ મેહરવાંનજી વાડીઆ, પેશતનજી નવરોજજી પોંહચા, અરદેસર ખરશેદજી દાદીશેઠ.

તા૦ ૨૬ મી સપટેમબર.

દસતુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ "તફસીરે ગાહંબાર" ઈઆને ગાહંબારનાં જશનનો ખોલાસો એવે નામનું એક પુસ્તક બનાવી પ્રગટ કીધું હતું.[9] એ પુસ્તક હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈએ સઘળા જરથોસ્તીઓની વાકેફગારીને સારૂં પોતાના ખરચે છપાવી પ્રસિદ્ધ કીધું હતું.

---

[1] ટાઈમસ ઑફ ઈંડીઆ, ૭ મી સપટેમબર ૧૮૬૩.

[2] બોમ્બે ગેઝેટ, તા૦ ૧૨ મી સપટેમબર ૧૮૬૩.

[3] એ પત્રનું નામ તા૦ ૧૧ મી સપટેમબર ૧૮૬૪ થી ફેરવીને "ગુજરાત મીત્ર" કરી રાખ્યું હતું. એનું માલેક તથા અધીપતીપણું શેઠ દીનશાહે તા૦ ૨૪ મી જુન ૧૮૭૦ ને દીને છોડી શેઠ કીકાભાઈ પરભુદાસને આપ્યું હતું.

[4] બોમ્બે ગેઝેટ, તા૦ ૧૭ મી સપટેમબર ૧૮૬૩.

[5] "Avesta die Hiligen Schriften der Parsen. Aus dem grundtexte ubersetzt, mit stoter rucksicht auf die tradition, von, Dr. Friedrick Spiegel. Dritter Band: Khorda-Avesta Leipzig 1863."

[6] મુંબઈની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૧૯ તથા મરહુમ શેઠ કાવશજી બેહરાંમજી બનાજીનાં આતશબેહરાંમના ઘાહંબારનાં ફંડના ૧૮૬૪-૬૫ ના હીસાબની ચોપડીઓ.

[7] મુંબઈનાં ચાબુક, તા૦ ૨૩ મી સપટેમબર ૧૮૬૩.

[8] ટાઈમસ ઑફ ઈંડીઆ, ૨૬ મી સપટેમબર ૧૮૬૩.

[9] "તફસીરે ગાહંબાર, ઈઆને ગાહંબારનાં જશનનો ખોલાસો. બનાવનાર—પેશોતન દસતુર બેહેરાંમજી સંજાણા. આનરેબલ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈએ સઘલા જરતોશતીઓની વાકેફગારીને સારૂં પોતાના ખરચથી છપાવી પરગટ કરેઓછે. મુંબઈ, જામે જમશેદ છાપાખાંનાં મધે છાપેઓછે. સને ૧૨૩૨ ઈઅજદજરદી. સને ૧૮૬૨ ઈસવી."

છોકરાઓને તેમના બાપીકા ધર્મની કસ્સી પણ રીતે આડે ન આવી ને પુરા કેળવણી આપવામાં આવેછે તેનાં માનની નીશાણી દાખલ હમે એ રકમ આપીએ, અને તે કૌનસીલની મરજીમાં આવે તે રીતે વાપરવી.[૧]

એ ઉપરાંત મેસરસ કામાની કુંપનીએ બીજા ૧૦૦૦) પૌંડ ત્યાંની હાસ્પીટલનાં ફંડમાં, તથા ૨૦૦૦) પૌંડ ત્યાંની "રાયલ નેશનલ લાઇફ બોટ ઇનસ્ટીટયુશન" ને ઇંગલાંડના કીનારાઓ ઉપર જાયુક "લાઇફ બોટો" નું ખાતું રાખવાનાં કારણસર ભેટ આપ્યા હતા.[૨] આ લાઇફ બોટોથી દર વર્ષે ૫૦૦ થી ૬૦૦ જનોનો બંચાવ થતો હતો.[૩]

---

પેશતનજી પાસ્તવાલાએ પોતાનાં છેલ્લાં વશિયતનામામાં એ સ્કુલના ખરચને માટે દર માસે રૂ૧૫) તથા સ્કાલરશીપ અને ઇનામનાં ખરચને માટે દર માસે રૂ૧૫) ની રકમ આપવાને ફરમાવ્યું હતું, પણ તે પછી ઇ૦ સ૦ ૧૮૮૬ ના ફેબરવારી માસમાં મરહુમ ખાનબાહદુર એદલજી પેશતનજી પાસ્તવાલાના દીકરા શેઠ ખરશેદજી એદલજી પાસ્તવાલાએ એ સ્કુલથી છુટા પડી મઝગાંનાં બજારમાં એક બીજી સ્કુલ "ખાનબહાદુર એદલજી પેશતનજી હાઇ સ્કુલ" ને નામે ઊઘાડવાથી ઊપલી રૂ૩૦) ની માસીક મદદ બંધ થાઇ હતી. એ બાદ ઇ૦ સ૦ ૧૮૯૦ ના અકટોબર માસથી એ સ્કુલની કમીટી તથા મજકુર શેઠ ખરશેદજીએ સમજુતી કરી બંધે સ્કુલોને નીચલી સરતોથી જોડી નાખી હતી:—

(૧) મજકુર ખાનબાહદુર એદલજી પેશતનજી હાઇ સ્કુલને એંગલો વર્નાક્યુલર સ્કુલ બનાવી તેમાં ઇંગ્રેજી ચોથાં ધોરણ સુધીની કેળવણી આપવી. (૨) મઝગાં ગોરાસીયન હાઇ સ્કુલમાં ઇંગ્રેજી પાંચમાં ધોરણથી તે યુનીવરસીટીની "એનટરનસ એકઝામીનેશન" સુધીની કેળવણી આપવી. (૩) ઊપલી બંધે સ્કુલોનાં નામ ખાનબાહદુર એદલજી પેશતનજી એંગલો વર્નાક્યુલર સ્કુલ" અને "ખાનબાહદુર એદલજી પેશતનજી એંડ મઝગાં ગોરાસીઅન હાઇ સ્કુલ" કરી રાખવાં. (૪) એ નામોમાં કોઇબી વખતે કાંઇ ફેરફાર કરવો નહિ. (૫) ઊપલી બંધે સ્કુલો જોડી નાખવાના બદલામાં શેઠ ખરશેદજીએ ૨૫૦) છોકરાઓ સમાય એવી એક ઇમારત એંગલો વર્નાક્યુલર સ્કુલને માટે બાંધવાને જમીનનો એક ટુકડો તથા રૂ૫૦૦૦) ની રકમ કમીટીને ભેટ આપવી. (૬) એ બંધે સ્કુલોના ચાલુ ખરચને માટે શેઠ ખરશેદજીએ મઝગાંની યુરોપીઅન ઇનટરનટરી લાઇનસમાં પોતાનું એક મકાન જેનું ભાડું દર માસે રૂ૧૪૭) ઊપજેછે તે આપવું.

એ પછી એંગલો વર્નાક્યુલર સ્કુલને માટે શેઠ ખરશેદજી એદલજી પાસ્તવાલાએ આપેલી ઊપલી ખાલી જમીન ઊપર બાંધવા ધારેલી ઇમારતનો પાયો તા૦ ૨૨ મી અકટોબર ૧૮૯૦ ને દીને મઝગાના કમાનડીંગ આફીસર મેજર જનરલ ઓલીફંટે એક મોટા મેળાવડાની હજુરમાં નાખ્યો હતો.

[૧] એ રકમ મોકલી આપતાં મેસરસ કામાની કુંપનીએ નીચે મુજબનો પત્ર સર એડવરડ રાયન ઊપર લખ્યો હતો:—

London, Nov. 2nd 1863

to be applied in such manner as the council think fit. We have great pleasure in sending our cheque for the amount through you, knowing the kind interest you have taken in our countrymen, of which we have seen so many proofs since our first establishment in this metropolis in 1855, and we remain with great respect,

Your very faithfully

CAMA & Co.

To

THE RIGHT HON'BLE SIR EDWARD RYAN.

ઊપલો પત્ર તા૦ ૭ મી નવેમબર ૧૮૬૩ ને દીને લંડન યુનીવરસીટી કાલેજની કૌનસીલમાં રજુ કરવાથી તે ઊપર નીચે મુજબનો ઠરાવ એક મતથી પસાર કરવામાં આવ્યો હતો:—

"That the Council of University College acknowledge with gratitude and respect the generous donation of 3,000 *l.*, presented to the college by Messrs. Cama and Co. That the value of this magnificent present is further enhanced in the eyes of the council by *Messrs. Cama's letter, intimating that the principle of* imparting the best literary and scientific instruction, to all students without distinction of religious opinions, which has been proclaimed and followed by University College, has been duly appreciated by intelligent natives of India. That the council will apply this sum for the promotion of education in the college according to the *enlightened spirit enjoined by Messrs. Cama's letter*, with a full sense of the confidence reposed in them by Messrs. Cama as to the best *means of accomplishing the* object. That the council at the same time hope that among the students for whose encouragement this sum will henceforward be applied, there may be found an *increased number of youthful natives of India*, prompted by the liberal proceeding and declaration of Messrs. Cama to seek the advantage of literary and scientific education in London"

[૨] આ ૨૦૦૦) પૌંડની ભેટ મોકલતાં મેસરસ કામાની કુંપનીએ એ આશોશીએશનના પ્રમુખ હાનરેબલ થામસ બેરીંગ, એમ. પી. ને લખી જણાવ્યું હતું કે:—

"*Their firm is now under dissolution, and in order* to show their gratitude to the people of the great metropolis, from whom they have received for many years courtesy, they have presented this munificent amount to one of England's greatest and noblest benevolent institutions, whose life boats know of no distinction of race or religion, when their services are required during the storm to save the drowning shipwrecked sailor. Between 500 and 600 lives are saved every year by the life-boats, and by the crews of shore-boats to whom it grants rewards for their gallant exertions"

તા૦ ૩ જી નવેમબર.

શેઠ ખરશેદજી ફરેદુનજી પારખે રૂ૫૦૦૦૦) ની રકમ સરકારમાં આપી તેનાં વ્યાજમાંથી સુરત મધે પોતાના બાવાનાં નામથી "ફરદુનજી શોરાબજી પારખ સ્કુલ ઑફ આરટ્ર ઍંડ ઇનિડસ્ત્રી"નામની એક હુનર તથા ઉદ્યોગશાળા ચાલુ કીધી હતી.[1]

[1] આ હુનર તથા ઊદ્યોગશાળા સ્થાપવા બાબે પ્રથમ શેઠ ખરશેદજી ફરેદુનજી પારખે ઇ૦ સ૦ ૧૮૬૨ ના ડીસેમબર માસમાં હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇની મારફતે તે વેળાના ડાએરેક્ટર ઑફ પબલીક ઇનસ્ટ્રક્શન મી૦ ઈ. આઇ. હાવરડ પાસે એક યોજના ઘડાવી હતી, અને તે બાદ સરકારમાં રૂ૫૦૦૦૦) ની થાપણ તેના ચાલુ ખરચને માટે પોતા તરફથી આપવાની, તથા સરકારે પણ તેમાં કાંઇ મદદ કરવાની માગણી કીધી હતી. આના જવાબમાં સરકારના શેક્રેટરી હાનરેબલ એચ. એલ. આનડરસને તા૦ ૨૦ મી મેએ ૧૮૬૩ ને દીને હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇને લખી જણાવ્યું કે સરકાર શેઠ ખરશેદજી ફરદુનજી પારખની આ સખાવત માટે તેમનો ઊપકાર માનેછે, અને તેના ખરચને માટે ઊપલી મી૦ હાવરડની યોજના મુજબ દર શાલ રૂ૨૦૦૦) ની ગ્રાંટ–ઇન–એડ આપશે, તથા એ ખાતાંનો વહીવટ સુરત મધે ચંચલ તથા આબરૂદાર ગ્રહસ્થોની એક કમીટી હસ્તક ચાલશે, અને ઊતર વિભાગનો સરકારી કેળવણી ખાતાંનો ઇનસ્પેક્ટર તેની તપાસ વખતે વખત કરશે. એ ગોઠવણ મુજબ સરકારે એ ખાતાંનો કારોબાર ચલાવવાને ઇ૦ સ૦ ૧૮૬૩ ના આગશટ માસમાં સુરતના જડજ મી૦ આર. એચ. પીનેહ, કલેક્ટર મી૦ ઇ. ડબલ્યુ. રેવનસક્રાફ્ટ, તથા શેઠ પીરોજશાહ શાપુરજી કમીસરીવાલા, ડાકટર માણેકજી બહુબાલ્ડ, અને બેહરામજી માણેકજી વાડીઆની એક કમીટી તથા મી૦ એમ. રૂનાનને તેના શેક્રેટરી નેમ્યા હતા. એ પછી શેઠ ખરશેદજી ફરદુનજી પારખે પોતાની સરત મુજબ તા૦ ૧૪ મી અકટોબર ૧૮૬૪ ને દીને રૂ૫૦૦૦૦) નો પ્રોમેસરી નોટનો એક ડરાફટ સરકારના ચીફ શેક્રેટરી હાનરેબલ એચ. એલ. આનડરસનની મારફતે સુરતના કલેક્ટર પર મોકલ્યો હતો, અને એ સ્કુલ ઊપર જણાવ્યા મુજબ તા૦ ૨ જી નવેમબર ૧૮૬૩ થી ચાલુ થાઇ હતી. તેમાં શરૂઆતમાં ડરોઇંગ તથા સુથાર અને લોહારનાં કામો શિખાડવાનો બંદોબસ્ત કીધો હતો, અને શરૂઆતમાં ૭૧) છોકરાઓ દાખલ થયા હતા. એ પછી તા૦ ૬ થી નવેમબર ૧૮૬૩ ને દીને સરકારના આકટીંગ શેક્રેટરી મી૦ ડબલ્યુ. એચ. હેવેલોકે ઊપલા રૂ૫૦૦૦૦) ની પોંહચ કબુલ કરતાં સરકાર તરફથી શેઠ ખરશેદજીને લખી જણાવ્યું કે :—

"*In communicating to you the congratulations of Government on the opening of the school, I am directed to state that the Hon'ble the Governor in Council feels confident that the success of the school will answer the expectations of its philanthropic Founder,*"

એ બાદ મુંબઇનો નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅર તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૬૪ ને દીને સુરતની શેઠ કાવશજી જહાંગીરજી રેડીમનીવાલી હાસ્પીટલ ખોલી મુકવાની ક્રિઆ કીધા પછી એ ખાતું જોવાને ગયો હતો.

એ પછી હિંદુસ્થાનની વડી સરકારે તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૬૪ ને દીને ઊપલી એ ખાતાંને ગ્રાંટ–ઇન–એડ તરીકે દર વર્ષે રૂ૨૦૦૦) ની મદદ કરવાના મુંબઇની સરકારના ઠેડાવને મંજુરીઆત આપી હતી.

તા૦ ૭ મી નવેમબર.

મુંબઈ મધે રખડતા ગરીબ અને નાવારેસ યુરોપીઅનોનું પાલણ કરવા સારૂં સ્થાપેલી "સ્ટ્રેનજરસ ફ્રેન્ડ શોસાઇટી" ને એક "હોમ"[2] બાંધી આપવા માટે શેઠ કાવશજી

એ હુનર તથા ઊદ્યોગશાળા ઊપલી ગોઠવણ મુજબ ૪॥ વર્ષ સુધી સુરતમાં ચલાવી, પણ તેનું પરીણામ કાંઇ ઘણું ફાયદાકારક ન જણાવાથી તથા ઇ૦ સ૦ ૧૮૬૮ ની શરૂઆતમાં તેમાં ફકત ડરોઇંગ અને સુથારનાં કામનાજ બે વર્ગો, અને તેમાં થોડાજ છોકરાઓની હાજરી સાથે રેહવાથી તથા તેમાં બીજા કસબ હુનર અને ઊદ્યોગ શિખવવાનાં સાધનો ન હોવાથી એ શાલની તા૦ ૨૧ મી મારચે ડાએરેક્ટર ઑફ પબલીક ઇનસ્ટ્રક્શન સર અલેકજાંડર ગ્રાંટે સરકાર ઊપર એક રીપોરટ લખી એ ખાતું શેઠ ખરશેદજી ફરદુનજી પારખની મંજુરીઆતથી તુરત વેળા બંધ કરી તેનાં ફંડની આવકમાંથી સુરતના થોડાક દેશી જવાનોને અમુક રકમની સ્કાલરશીપો આપી મુંબઇ ખાતે સર જમશેદજી જીજીભાઇ સ્કુલ ઑફ આરટમાં ઊપ્યોગી હુનરો શિખવા મોકલવાની સુચના કીધી હતી. એ સુચના ઊપર સર જમશેદજી જીજીભાઇ સ્કુલ ઑફ આરટની કમીટી તથા શેઠ ખરશેદજી ફરદુનજી પારખ તેમજ નામદાર સરકાર વચ્ચે કેટલીક તકરારો ચાલ્યા બાદ ઇ૦ સ૦ ૧૮૬૮ થી એ હુનરશાળાનાં અસલ ફંડની આવક મુંબઇની સર જમશેદજી જીજીભાઇ સ્કુલ ઑફ આરટની કમીટીને સોંપવા અને તેઓ તેમાં શિખનારા ૭ સુરતના વિદ્યાર્થીઓને દરેકને રૂ૧૬॥ લેખેની સ્કાલરશીપ આપી બાકીની આવક તેમનાં ફંડમાં વાપરે એમ ઠેડાવ થયો હતો. એ ઠેડાવ મુજબ ઇ૦ સ૦ ૧૮૭૭ સુધી ચાલ્યા બાદ એ હુનરશાળા પાછી સુરત મધે તેનાં અસલ ઇરાદે "ફરદુનજી શોરાબજી પારખ સ્કુલ ઑફ આરટ ઍંડ ઇનડસ્ત્રી" નાં નામથીજ ચાલુ કરવામાં આવી હતી, અને તેનો કારોબાર તથા અસલ ફંડ ઊપર મુજબ જુદી કમીટીને સોંપવાને બદલે સુરતની મ્યુનીસીપાલીટીએ પોતાની તા૦ ૨૪ મી આપરેલ ૧૮૭૭ ની સભામાં એક ઠેડાવ કરી પોતાને હસ્તક લીધો હતો, અને હજુ સુધી તે મ્યુનીસીપાલીટીને હસ્તક ચાલેછે.

[2] આ હોમ માટે પ્રથમ શેઠ કાવશજી જહાંગીરજીએ તા૦ ૬ થી જુલાઇ ૧૮૬૩ ને દીને એ શોસાઇટીના શેક્રેટરી મી૦ રાબરટ નાઇટ ઊપર નીચે મુજબ પત્ર લખ્યો હતો :—

Bombay, 6th July 1863.

My dear Mr. Knight,—I have read with warm approval the prospectus of your Strangers' Friend Society and I will myself undertake to build a suitable Home *for the Society, if the cost should not exceed one Lac of* Rupees, and the Government is willing to meet me half way in it.

*If the cost should be less than* 1,00,000 Rupees, so much the better. I am willing to subscribe one half the amount, so long as the call upon me does not exceed fifty thousand rupees.

Yours sincerely,
COWASJEE JEHANGIR.

To
ROBERT KNIGHT, Esq
Hony. Secretary,
Strangers' Friend Society.

ઊપલી શેઠ કાવશજીની માગણી એ શોસાઇટીની

જંગીરજી રેડીમનીએ રૂ૫૦૦૦૦) ની રકમ આજ દીને આપી હતી.

---

કમીટીએ તા૦ ૧૩ મી જુલાઈ ૧૮૬૩ ને દીને એક પત્ર લખી ઊપકાર સાથે બાહાલ રાખી હતી, અને તે બાબદ સરકારેમાં જણાવ્યાથી સરકારના ચીફ શેક્રેટરી હાનરેબલ એચ. એલ. આનડરસને તા૦ ૬ થી આગશટ ૧૮૬૩ ને દીને શેઠ કાવશજી પર એક પત્ર લખી એ સખાવત માટે તેમનો ઊપકાર માનયો હતો. એ બાદ શેઠ કાવશજીએ તા૦ ૭ મી નવેમબર ૧૮૬૩ ને દીને ઊપલી શોશાઇટીની કમીટીના પ્રમુખ હાનરેબલ એમ. એચ. સ્કાટ ઊપર રૂ૫૦૦૦૦) ની સરકારી નોટો મોકલી આપી હતી. એ પછી તા૦ ૨૯ મી ફેબરવારી ૧૮૬૪ ને દીને શેક્રેટરી ઑફ સ્ટેટે પોતાના નીચલા ડીસપાચમાં ઊપલી શેઠ કાવશજીની સખાવત બાબે પોતાની ખુશાલી જણાવી તેમનો ઊપકાર માન્યો હતો.

India Office, London, 29th February 1864.

SIR.—I have considered in Council your letter, dated 13th January, No. 2 of 1864, reporting the further munificence of Mr. Cowasjee Jehangeer of Rupees 50,000 towards the erection of a building for the Engineering College at Poona, and a similar sum for a Home for destitute strangers in Bombay.

These repeated instances of the noble generosity of this gentleman merit the highest encomiums of Her Majesty's Government, and I have to request that you will express the warm admiration that is felt in all quarters for so great liberality.

I have &c.,
(Sd.) C. WOOD.

શેઠ કાવશજીની ઊપલી સખાવત ઊપરથી કલકતાનું "ફીનીક્ષ" નામનું એક પત્ર પોતાના દેશના વ્યાપારીઓ માટે બલાપો કરી ત્યાં એક "કાવશજી જંગીર" માગેછે. તે લખેછે કે:

"We wish we could say as much of the local mercantile Turkey Red community at large; but though we are far from thinking of that community, as our contemporary of the *Indian Empire* evidently does think of them, we should not be amongst the mourners were a wise Providence to take from amongst some dozen or two of the wealthiest firms and give us one Cowasjee Jehangir instead. One such Parsee would do more real good amongst us than scores of the mere money-makers we have. Look at him in Bombay raising palaces of bounteousness for the poverty-stricken European, and houses of learning for all classes, while the merchant princes of the Capital, the lordly merchants of the City of Palaces, are writing so-so letters in the local prints about the Turkey Red affair."

(Phœnix, 24th August 1863.)

એ પછી સરકારે એ હોમને માટે મજગાંમ તરફ ૫૦૮૦) સ્કવેરવાર જમીનનો એક કટકો શોશાઇટીને આપવા માગેલા હતો, પણ શેઠ કાવશજીને તે લટો પસંદ નહી પડવાથી તેવણે તા૦ ૨૦ મી નવેમબર ૧૮૬૬ ને દીને નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅર ઊપર એક પત્ર લખી એ કામને માટે કોટમાં નવાં ફિઅર ટાઊનમાં જગા આપવાની અરજ કીધી હતી. એ અરજ સરકારે પોતાના પબલીક વરકસ ડીપારટમેંટના તા૦ ૫ મી મારચ ૧૮૬૭ ના ઠેડાવમાં બાહાલ રાખી હતી. આથી ઊપલી શેઠ કાવશજીવાલી રૂ૫૦૦૦૦) ની રકમ શોશાઇટીએ તા૦ ૧૮ મી મારચ ૧૮૬૭ ને દીને

વળી એ શોશાઇટીનાં ફંડમાં શેઠ મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરીએ રૂ૨૫૦૦) તથા શેઠ અરદેશર એદલજી ચીનાઇએ રૂ૧૦૦૦) ભરયા હતા.[1]

---

સરકારી તીજોરીમાં ભરી હતી. એ પછી ઊપલી ઇમારતનો પલાંન તથા અડસતા સરકારી ઇજનેરખાતાંએ તૈયાર કીધા હતા જે રૂ૧૪૩૯૭૩) ના થવાથી તથા ઇમારતમાં ૭૨ બીછાણાં સમાવાથી તે પલાંન કમીટીને પસંદ નહિ આવ્યો, તથા બીજી વધારે રકમ શેઠ કાવશજીએ આપવાને ના પાડવાથી એ બાબદ છેક ઈ૦ સ૦ ૧૮૭૨ સુધી એમની એમ તકરારમાં પડી રહી હતી. જે પછી તા૦ ૬ થી જુલાઇ ૧૮૭૨ ને દીને નામદાર ગવરનર સર ફીલીપ ઊડહાઊસે શેઠ કાવશજી પર પોતાને હાથે એક પત્ર લખી નવું સેલર હોમ તૈયાર થવાનું હોવાથી જુનાં સેલર હોમવાળું મકાંન તેવણની ઊપલી રકમમાંથી એ કારણસર ખરીદવાની સુચનાં કીધી હતી, પણ શેઠ કાવશજીએ તે મજબુતીથી ના પાડયું. એ પછી સરકારે પોતાને ખરચે નવું મકાંન વેચાતું લેવાની મરજી બતાવ્યાથી શેઠ કાવશજીએ તા૦ ૮ મી જાનેવારી ૧૮૭૩ ને દીને સટરેનજરસ ફ્રેંડ શોશાઇટીના શેક્રેટરી મી૦ આર. એલ. ફ્રી ઊપર પત્ર લખી કબુલ કીધું કે જો સરકાર પોતાને ખરચે નવી ઇમારત બંધાવવા કીંવા ખરીદવાનું માથે લીએતો તેવણની ઊપલી રૂ૫૦૦૦૦) ની રકમ "Sir Cowasjee Jehangeer Fund for the relief of poor suffering Europeans" એવાં નામથી અલાહેદી રાખી તેનું સરકારે ૭ ટકા પ્રમાણે એ શોશાઇટીને બ્યાજ આપવું. અગર શોશાઇટી બંધ થાય તો સરકારે આ એ ફંડની ઊપજ મુંબઇના ગરીબ યુરોપ્યનોને આસરો આપવાનાં કામમાં વાપડવી, અને તેનો દર વર્ષનો હીસાબ એકાઊંટંટ જનરલે બાહેર પાડવો. એ સરતો નામદાર સરકારે પબલીક વરકસ ડીપારટમેંટના તા૦ ૫ મી ફેબરવારી ૧૮૭૩ ના નીચલા ઠેડાવમાં બાહલ રાખી હતી:—

RESOLUTION.—Government are willing to accept Sir Cawasjee Jehangeer's proposals, subject to the approval of the Government of India as regards the rate of interest to be paid on the endowment fund.

2. It is also to be understood that the building which the Government will provide as a Strangers' Home, should the arrangement be carried through, is that now occupied as a Sailors' Home, and which will no longer be required for that purpose on the completion of the new building.

3. It is also necessary to provide that the Stranger's Friend Society shall carry out the intention of the Founder of this institution, subject to the approval of the Government, and that, if they fail to do so, they shall forfeit all right and interest in the building and land which it is intended to provide, and in the interest of the endowment fund.

(Sd.) M. K. KENNEDY, Colonel, R. E.,
Secretary to Government.

ઊપલા ઠેડાવમાં જણાવેલું ૭ ટકાનું બ્યાજ વડી સરકારે બાહાલ રાખ્યું ન હતું; અને ઊપલી શેઠ કાવશજીવાલી રૂ૫૦૦૦૦) ની અસલ થાપણ સરકારી તીજોરીમાં એકાઊંટંટ જનરલના સ્વાધીનમાં રાખી તેનું દર વર્ષે ૪ ટકા પ્રમાણે બ્યાજ ઊપલી શોશાઇટીને આપવામાં આવેછે.

[1] ટાઇમસ ઑફ ઈંડીઆ, ૭ મી સપટેમબર ૧૮૬૩.

તા૦ ૭ મી નવેમબર.

ઉતર કનારાના હોનોર ગામમાં તાવનો મરજ જોરમાં ફેલાઈ ત્યાંની ગરીબ પ્રજાની ઘણી ખરાબી કીધી હતી, તે ઉપરથી તે બીમારાઓની દવા દારૂ વગેરેની માવજત કરવા સારૂં શેઠ કાવસજી જાંગીરજી રેડીમનીએ રૂ૩૫૦૦) ની રકમ તે તરફ કલેકટરની મારફતે મેટ મોકલી હતી.[૧]

તા૦ ૯ મી નવેમબર.
રોજ ૧૭ માહ ૨ (શે૦) ૧૨૩૩ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ બચુબાઈ તે શેઠ દીનશાહજી દાદાભાઈ ગાંધીનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેવણની પોતાની પુંજીમાંથી રૂ૫૦૦), બાવદે રૂ૮૦૦), દીકરાઓ શેઠો મનચેરજી, દાદાભાઈ, અને કેકોબાદે રૂ૫૦૦) તથા બીજા શેઠીઓએ રૂ૧૪૦૦) મળી રૂ૩૨૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૨]

તા૦ ૧૧ મી નવેમબર.

શેઠ ખરશેદજી ફરદુનજી પારખે ઇંગલાંડનાં ડંડી શેહરની ગોદીમાં પોતાના બ્યાપારને માટે ૧૧૦૦) ટનની એક મોટી ફ્રીગેટ નામીચા વાહણ બાંધનાર મી૦ સ્ટીફનસનનાં ઉપરીપણાં હેઠલ બંધાવી હતી, તેને આજ દીને પાણીમાં ઉતારવાની ક્રિઆ તે તરફ કરવામાં આવી હતી, અને તે બારકસનું નામ શેઠ ખરશેદજીએ અતરેથી લખી મોકલેલી ખાએસ મુજબ સર્વેની ખુશાલી વચ્ચે "સર જમશેદજી ફેમીલી" કરી રાખવામાં આવ્યું હતું.[૩]

તા૦ ૧૨ મી નવેમબર.

શેઠો ડાયાભાઈ ફરામજી કામાજી, શેરાબજી શાપુરજી બંગાલી, અને ખરશેદજી રૂસતમજી કામાજીને નામદાર સરકારે મુંબઈના નવા સુલેહના અમલદારો ઠેરાવ્યા હતા.[૪]

તા૦ ૧૩ મી નવેમબર.
રોજ ૨૧ માહ ૨ (શે૦) ૧૨૩૩ યજદજરદી.

શેઠ એદલજી ફરામજી આલબલેસે પોતાના નબીરા મરહુમ શેઠ ફરામજી ધનજીભાઈ આલબલેસનાં પુનને માટે વરોડરાનાં દોખ્માંની સાંમે એક શગડી તથા દેશાવરોઆંતેથી રવાંન લઈ આવનારાઓને ક્રિઆકામ કરવા માટે એક એલાહેદું મકાન બંધાવી આજ દીને તેનું જશન કરી ખોલાં મુકયાં હતાં. જશન થાઈ રહયા પછી એ શેઠ તરફથી ગામનું જમન કરવામાં આવ્યું હતું.[૫]

૧ ટાઇમસ ઑફ ઈંડીઆ, ૪ થી નવેમબર ૧૮૬૩.
૨ જામે જમશેદ, તા૦ ૧૧ મી નવેમબર ૧૮૬૩.
૩ જામે જમશેદ, તા૦ ૧૨ મી ડીસેમબર ૧૮૬૩. (તા૦ ૧૨ મી નવેમબરનાં ડંડી આડવરટાઇજર ઊપરથી.)
૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૨ મી નવેમબર ૧૮૬૩.
૫ મુંબઈના ચાબુક, તા૦ ૨૧ મી નવેમબર ૧૮૬૩. આ શગડી પર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

" શ્રી પાક દાદાર હોરમજદની મદત હોજો.
" આએ મકાંન શી વરોદરાનાં જરથોશતી રૂવાંનોની
" પાદસે આવનાર સાહેબોને વરસાદ તથા તરકાની વખતે
" આસરો લેવાને તથા રવાંનોની કીરીઆ કરવાને કાજે
" પારશી એદલજી ફરામજી ફરાંનીએ બેશતી ફરામજી ધન-
" જીભાઈનાં પુનને સારૂ બંધાવીઊછે. રોજ ૨૧ મો માહ ૭
" મો શેહનશાહી સને ૧૨૩૨ ઇઅજદેજરદી તથા સને
" ૧૮૬૩ અંગરેજી."

તખ્તીમાં જે દાહડો વાર કોતરેલોછે તે મરહુમ શેઠ ફરામજીની વરસીનોછે, પણ જશન તો ઊપર જણાવેલે દિવસેજ કરવામાં આવ્યું હતું.

તા ૧૬ મી નવેમબર.

પુણાંની અંજુમનને લગતાં મુંબઈના તરસ્ટીઓને હસ્તકનાં ફંડ મધેથી કાંપમાં જરથોસ્તી બાળકોને માટે જંદ અવસ્તા તથા પાંચમાં ધોરણ સુધીનું ગુજરાતી શિખાડવાની એક નિશાળ આજ દીનથી ઉઘાડવામાં આવી હતી.[૫]

તા૦ ૨૦ મી નવેમબર.
રોજ ૨૮ માહ ૨ (શે૦) ૧૨૩૩ યજદજરદી.

**મરણ**—મેહરવાંનજી હોરમજજી મુસ—ઉમર વર્ષ ૬૫) શેઠ હોરમજજી રતનજી મુસના દીકરા. એવણ પ્રથમ ઈ૦ સ૦ ૧૮૨૩ માં પોતાના કાકા શેઠ ફરામજી રતનજી મુસની તરફથી તેમના આડતીઆ તરીકે ચીન ગયા હતા, અને લાંબી મુદત સુધી ત્યાં રહી વ્યાપાર ચલાવ્યો હતો. એ પછી ઈ૦ સ૦ ૧૮૪૦ થી અતરે આવી પોતાનો રોજગાર ચલાવતા હતા.

તા૦ ૨૪ મી નવેમબર.

આજ દીને રાતનાં ૯ કલાકે મુંબઈથી પુણાં ખાતે ઉપડી ગયલી આગ ગાડીને કરજટ અને નારેલની વચ્ચે પાટા પરથી ખસી જવાને લીધે મોટી હોનારત થાઈ હતી. એ ગાડીના બીજા વર્ગમાં ૧૩ આબરૂદાર પારસી ગ્રહસ્થો બેઠેલા હતા, જેઓ સઘળા ઘાએલ થયા, અને જેઓમાંના બે શેઠો બરજોરજી બેહરામજી પેશીકાકાના અને નશરવાંનજી આદરજી ગુજરાતી તતકાલ મરણ પામીઆ, અને બીજા એક શેઠ પેશતનજી રૂસતમજી પોહચખાંનાવાલા અતરે આવ્યા પછી પાંચ દિવસે મરણ પામ્યા હતા. આ માઠા બનાવથી અતરેના પારસીઓમાં મોટો ગભરાત તથા દલગીરી ઉપજી હતી.[૬]

તા૦ ૨૬ મી નવેમબર.

એ૦ શેહરીઆરજી દાદાભાઈ ભરૂચાએ જંદ ભાષાનું એક નાહનું વ્યાકરણ સંસકરતના મુકાબલા સાથે રચી પ્રગટ કીધું હતું.[૭] એ વ્યાકરણનું પુસ્તક પુણાં કાલેજના સંસકરત

૫ રાસ્ત ગોફતાર, તા૦ ૧૭ મી ડીસેમબર ૧૮૬૩.
૬ જામે જમશેદ, તા૦ ૨૬ મી નવેમબર ૧૮૬૩.
૭ "જંદ ભાષાનું નાહનું વ્યાકરણ, સંસ્કૃતનાં મુકાબલા સાથે. વિદ્યાર્થીઓને વાસ્તે, બનાવનાર મોબેદ શેહેરીઆરજી દાદાભાઈ ભરૂચા. મુંબઈ, દફતર આશકારા છાપાખાનામાં છાપીઊછે. સને ૧૮૬૩ ઇશવી."

ાપાના પ્રોફેસર ડાક્ટર મારટીન હાઉગને અર્પણ કીધું હતું, અને તે ઉપર પોતાની સરટીફીકેટ પણ આપી હતી.

---

તા૦ ૨૮ મી નવેમબર.

શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઇએ આજ સાંજે મનરેના ટાઉનહાલમાં એલફીનસ્ટન ઇનસ્ટીટયુશન તથા સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુશનનાં પારસી બાળકોને "ક્રીસ્ટી મીનસ્ત્રેલસ" નામના ઇંગ્રેજ ગવૈયા-ઓનો નાટક પોતાને ખરચે દેખડાવ્યો હતો.[1]

---

તા૦ ૧ લી ડીસેમબર.

મુંબઈ મધે "રાએલ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપની" નામનું સુતર તથા કાપડ વણવાનું કારખાનું ઉંધાડવાની ક્રેઆ આજ દીને કરવામાં આવી હતી. એ કારખાંનાનિ નગને સરવે સામાન તથા સાંચા શેઠ નશરવાંનજી અરદેસર વાડીઆ ઇંગલાંડ જઈ લાવ્યા હતા, તથા તે પોતે ગોઠવી ચાલું કીધા હતો.[2]

---

તા૦ ૨ જી ડીસેમબર.

મુંબઈની "હારટીકલચરલ સોસાઇટી" ના બાગમાં પાણીનો માર્ગ તથા બીજા સુધારા કરવાને રૂ૧૦૦૦૦) ની રકમ અત્રેના દેશી ગ્રહસ્થોએ ભરી આપી હતી.[3]

---

તા૦ ૩ જી ડીસેમબર.

આએ વર્ષની અપરાધીઓની છાંડણ કરનારી છેલ્લી વારની શેશન આજ દીને હાઈ કોરટમાં નામદાર સર જોસફ આરનોલડની હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા[4] :—

શેઠો ધનજીભાઇ ખરશેદજી સરાફ, હોરમસજી જાંગીરજી દાદીશેઠ, બેહરાંમજી નાનાભાઈ ફરાંમજી, લીમજી માણેકજી બનાજી.

---

તા૦ ૮ મી ડીસેમબર.

ભાંએખલે નેસબીટ લેનમાં બંધાતાં કાથેલીક આરફ્નેજને માટે અતરે ફંડ ઉભું થયું હતું, જેમાં રૂ૧૪૦૦૦) ઇંગ્રેજોએ, રૂ૪૮૫૦)[5] પારસીઓએ અને રૂ૩૦૦) હિંદુઓએ મલી રૂ૧૯૧૫૦) ભર્યા હતા.[6]

---

તા૦ ૧૦ મી ડીસેમબર.

"સ્ત્રી કેળવણીનો ખરો મારગ" એવે નામનું એક ચોપાંનયું શેઠ નવરોજજી માણેકજી શેઠનાએ N. M. S. ને નામે ઇંગ્રેજી ભાષામાં રચી પ્રગટ કીધું હતું.[7] એ ચોપા-નયું શેઠ માણેકજી ખરશેદજી સરાફની ઇંગ્રેજી પહેલી બેટીઓ બાઇ આઇમાંએ તથા બાઈ શીરીનબાઇને અર્પણ કરવામાં આવ્યું હતું.[8]

---

તા૦ ૧૧ મી ડીસેમબર.

શેઠ ખરશેદજી ફરદુનજી પારખ પુણાંની "કાનવેંટ સ્કુલ" ની નાવારેસ છોડીઓને માટે આવતી ક્રીસ્ટમાસની ભેટ તરીકે ગરમ કપડાંઓથી ભરેલી બે પેટી ભેટ મોકલી હતી.[9]

---

તા૦ ૧૨ મી ડીસેમબર.

સુરતવાલા શેઠ મનચેરજી એજનજી કોટવાલ જેઓ સરકારી જાહેર બાંધકાંમ ખાતાંમાં એક ઓવરશીઅર હતા તેમને સરકારે રેવીન્યુ ખાતાંમાં સબ-આસીસ્ટંટ રેવન્યુ સરવેયર નેમ્યા હતા.[10]

---

[1] રાસ્ત ગોફતાર, તા૦ ૨૯ મી નવેમબર ૧૮૬૩.

[2] રાસ્ત ગોફતાર, તા૦ ૬ ઠી ડીસેમબર ૧૮૬૩.

[3] બોમ્બે ગેઝેટ, તા૦ ૫ મી ડીસેમબર ૧૮૬૩.

આ રૂ૧૦૦૦૦) માં રૂ૨૦૦૦) હિંદુઓના, રૂ૧૦૦૦) પાકુરીના, અને રૂ૭૦૦૦) નીચે મુજબ પારસીઓના હતા:—

(રૂ૨૦૦૦) શેઠ ખરશેદજી ફરદુનજી પારખ. (રૂ૧૦૦૦) ઓનરેબલ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇ, કાવશજી જાંગીરજી રેડીમની. (રૂ૫૦૦) શેઠો અરદેસર ખરશેદજી દાદીશેઠ, શેરાબજી પેશતનજી ફરાંમજી, બેહરાંમજી જીજીભાઇ, ફરાંમજી નશરવાંનજી પટેલ, ખુરશેદજી નોશારવાંનજી કામાજી. (રૂ૩૦૦) એક મીતર. (રૂ૨૦૦) શેઠ લીમજી માણેકજી બનાજી.

[4] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૪ થી ડીસેમબર ૧૮૬૩.

[5] પારસીઓના રૂ૪૮૫૦) નીચે મુજબ હતા :—

(રૂ૨૦૦૦) શેરાબજી જમશેદજી જીજીભાઈ. (રૂ૬૦૦) લીમજી અને કાવશજી માણેકજી લીમજી. (રૂ૨૦૦) ઓનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇ, કાવશજી જાંગીરજી રેડીમની, હોમજી ખરશેદજી દાદીશેઠ, ખરશેદજી ફરદુનજી પારખ, ખુરશેદજી નોશારવાંનજી કામાજી, માણેકજી અને બહમનજી ખરશેદજી કામાની કુંપની, નવરોજજી અરદેસર દાવર. (રૂ૧૫૦) દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી માણેકજી પીટીટ. (રૂ૧૨૫) ડોશાભાઇ ફરાંમજી કામાજી. (રૂ૧૦૦) ધનજીભાઇ ફરાંમજી પટેલ, મેહરવાંનજી નશરવાંનજી પટેલ, પીરોજશાહ શાપુરજી કમીસરીવાલા, (રૂ૫૦) બેહરાંમજી હોરમજજી કામાજી. (રૂ૨૫) દોરાબજી જમશેદજી સકલાતવાલાના છોકરાઓ, ફરાંમજી અરદેસર દાવર, ખરજોરજીની કુંપની.

[6] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૮ મી ડીસેમબર ૧૮૬૩

[7] Female Education in the right direction. By, N. M. S. (For private circulation) Bombay: Duftur Ashkara Press 1863."

[8] એ અર્પણ પત્રમાં લખેલ્રે કે :—

To

The Misses MANOCKJEE CURSETJEE,

The first of the Parsee Ladies who have made the English language, and the English literature the subject matter of their successful studies; the pioneers of advancing the cause of the native Female Education in the right direction, these few pages are respectfully Dedicated

by the *Author.*

[9] બોમ્બે ગેઝેટ, તા૦ ૧૧ મી ડીસેમબર ૧૮૬૩.

[10] સુરત મીત્ર, તા૦ ૧૩ મી ડીસેમબર ૧૮૬૩.

### તા૦ ૧૨ મી ડીજેમબર.

હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ હિંદુસ્થાનના પાંચ દેશી વિદ્યાર્થીઓ—જેઓમાં ૩ મુંબઇના, ૧ કલકતાનો, અને ૧ મદરાજના—ને ઇંગલાંડ મોકલી બારીસટરનો ધંધો શીખવવાને રૂ૧૫૦૦૦૦) એનાહેદા કાઢવા બાબે એક યાદી છપાવી બાહેર પાડી હતી.[૧]

### તા૦ ૧૪ મી ડીજેમબર.

મુંબઇનાં કેળવણી ખાતાંના વડા મી૦ ઈ. આઈ. હાવરડની સુચના ઉપરથી અતરેની સરકારને ખરચે પુણાં કાલેજના સંસકરત પ્રોફેસર ડાકટર મારટીન હાઉગ તથા દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાના જુનાં પુરાંણાં જંદ પેહલવી તથા પારસીઓના ધર્મને લગતાં દફતરોની શોધ કરવાને ગુજરાત તરફ ફરવાને ગયા હતા.[૨]

### તા૦ ૧૭ મી ડીજેમબર.

અતરેની સરકારી ગોદીના માસટર બીલડર શેઠ જાંગીરજી નવરોજજી વાડીઆએ ફ્રાનસની ઇમપીરીઅલ મરીન ખાતાંનાં વાહણોને મુંબઇમાં વારેવાર ઘણી કીમતી મદદો

[૧] ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૧૪ મી ડીજેમબર ૧૮૬૩.

આ દરેક વિદ્યાર્થી પાછળ રૂ૩૦૦૦૦) નો ખરચ નીચે મુજબ ગણ્યો હતો:—

૨૨૦૦) ઇંગલાંડ જવા આવવાની પાસેજના.

૭૩૦૦) બારીસટરની ફી તથા ચોપડીઓ વગેરેના.

૧૦૫૦૦) ઇંગલાંડમાં ત્રણ વર્ષ રેહવા તથા ખાધ ખોરાકી વગેરેના.

૧૦૦૦૦) બારીસટર થઇ હિંદુસ્થાન પાછો આવે ત્યારે ઇનામ આપવાના.

ઊપર મુજબની હાનરેબલ રૂસતમજીની ખાએસ અમલમાં લાવવા સારૂ પાંચ વિદ્યાર્થીઓ ચુંટી કાઢવાને અતરેની તેમજ બંગાલ અને મદરાજની સરકારોએ જુદી જુદી કમીટીઓ નેમી હતી.

કલકતાની કમીટીએ ચુંટી કાઢેલા વિદ્યાર્થી બાબુ ઊમેશચંદર બાનરજી ઇ૦ સ૦ ૧૮૬૪ ના અકટોબર માસમાં ઇંગલાંડ બારીસટરની પરીક્ષા પસાર કરવા હાનરેબલ રૂસતમજીને ખરચે ગયા હતા. અને મુંબઇની કમીટીએ ચુંટી કાઢેલા વિદ્યાર્થી શેઠ પીરોજશાહ મેહરવાંનજી મેહતા એજ શાલના ડીજેમબર માસમાં ઇંગલાંડ ગયા હતા, પણ ત્યાં ગયા પછી તેવણે હાનરેબલ રૂસતમજીના આડતીઆ પાસે નાણું નહિ લીધું હતું. મદરાજની કમીટીએ ચુંટી કાઢેલા વિદ્યાર્થી મી૦ પીગ્રોલેડ અભીઆસ કરતાં મરણ પામ્યા હતા.

[૨] એઓ પ્રથમ એક અઠવાડીઊં મુંબઇ રહી ગુજરાત ખાતે ઊપડી ગયા, અને પ્રથમ વલસાડ મધે ઊતરી ત્યાંના દસ્તુર ફીરોજજી પેશોતનજી પાસે એક જુની રેવાયત તથા એ૦ જમશેદજી ફેરશાસપજી વલસાડા પાસે યજદજરદી ૯૩૩ (ઇ૦ સ૦ ૧૫૬૪) માં લખેલી એક ઇજશનેની કેતાબ જોઇ જે શુધ્ધ હતી.

સુરત મધે એઓ તા૦ ૨ જી જાનેવારી ૧૮૬૪ ને દીને પુગા હતા. ત્યાંના દસ્તુર કૈખશરૂ દાદાભાઇ પાસેથી એઓને યજદજરદી ૧૧૫૮ (ઇ૦ સ૦ ૧૭૮૯) માં મરહુમ દસ્તુર બહમનજી જમશેદજી જામાસપઆશાનાને હાથની લખેલી એક નાહની પેહલવી કેતાબ જેમાં ગોશતે ફરીઆંનનો થોડોક કીસ્સો તથા બુનદેહશનું થોડુંક વર્ણન લખેલું હતું તે તથા શેકન ગુમાનીની એક પેહલવી નકલ મલી હતી. એજ મુજબ દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબ પાલણના પાસેથી એઓને યજદેજરદી ૭૦૦ (ઇ૦ સ૦ ૧૩૩૧) નાં શાલમાં ભરૂચ મધે લખેલી વીસપરદ, તથા અવસ્તા બા માએની, હાદોખ્ત નુસ્ક, એક જંદ અને સંસકરતની નાહની ફરહંગ તથા યજદજરદી ૭૬૬ (ઇ૦ સ૦ ૧૩૯૭) માં લખેલાં બે દફતરો જેમાં અરદાવીરાફ, બુનદેહશ, ગોશતે ફરીઆંન, અને વીસપરદની પેહલવી નકલો હતી તે તેમજ બીજી પાંચ કેતાબો મલી હતી. વળી શેઠ રૂસતમજી ખુરશેદજી મોદી પાસેથી યજદજરદી ૧૦૦૦ (ઇ૦ સ૦ ૧૬૩૧) માં લખેલી એક ફારસી કેતાબ જેમાં આફરીંગાંનો, આફરીનો, આશીરવાદ, મુકતાદ તથા બુનદેહશને લગતી હકીકતો, કારનામે અરદેશર બાબેગાંન, તથા ઇજશનેના થોડાક હા લખેલા હતા તે, તથા થોડાક સફાની એક નાહની ચોપડી જેમાં હજરત જરથોસ્તને લગતી હકીકત "મેહાદે મોબદી" નામની ફારસી કેતાબ પરથી ઊતારેલી હતી તે મલ્યાં હતાં. શેઠ જામાસપજી બહમનજી ભાવનગરી પાસેથી નીરંગસતાંન, પેહલવી બુનદેહશ, વીરાફનામું, વંદીદાદ, ઇજશને, અને વીસપરદશાદેની કેતાબો મલી હતી.

તા૦ ૭ મી જાનેવારી ૧૮૬૪ ને દીને એઓ સુરતથી નવસારી ગયા હતા, જયાંના દસ્તુર કૈકોબાદજી રૂસતમજી મેહરજી રાંણા પાસેથી યજદજરદી ૮૦૦ (ઇ૦ સ૦ ૧૪૩૧) માં લખેલી દીનકરદ કેતાબનાં સાત જુજો, તેમજ દસ્તુર જમશેદજી રૂસતમજી જામાસપઆશાના પાસેથી ૩૦૦) વર્ષની લખેલી એક રેવાયત તથા શેકન ગુમાની વજારની કેતાબો, તથા શેઠ શોરાબજી એદલજી વજીફદાર પાસેથી ૨૨૫) વર્ષ પર લખાયલી વંદીદાદની એક નકલ મલી હતી. એ ઊપરાંત વંદીદાદ, ઇજશને, વીસપરદ, અને ખોરદેહ અવસ્તાંનાં ૩૫૦) વર્ષ પર લખાયલાં કેટલાંક દફતરો તથા "વેઠા નુસ્ક" ની એક નકલ એઓએ એક મોબેદની મારફતે વેચાતાં લીધાં હતાં.

એ પછી એઓ ભરૂચ ગયા, જયાંથી એમને ૩૫૦) વર્ષનો જુનો એક વંદીદાદ તથા ૬૦૦) વર્ષની પુરાણી એક ઇજશનેની નકલ મલી હતી.

ખંબાતથી એ૦ કૈખશરૂ મેહરબાંનના હાથની લખેલી ઇજશનેની એક પુરાંણી કેતાબ મળી હતી, જેને મલતી એક નકલ મુંબઇ મધે દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાના પાસે પણ હતી.

એ પછી અમદાવાદ તથા ગુજરાતના બીજા ભાગોમાંથી કેટલાંક પુરાંણાં સંસકરત પુસ્તકો મેલવી મુંબઇ આવતી વેળાએ એઓ ઊદવારે ગયા, જયાં દસ્તુર બરજોરજી રૂસતમજી મીરજા પાસેથી ૧૫૦) વર્ષપર લખાયલી દસ્તુર દારાબ હોરમજદયારને હાથની રેવાયત મલી હતી.

એ રીતે લગભગ ત્રણ માસ મુસાફરી કરી એઓ મારચ માસમાં મુંબઇ પાછા ફર્યા. મુંબઇ મધે દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાં કેતાબખાનાંમાં એઓએ ૫૦૦) વર્ષની લખેલી એક ખુરદેહ અવસ્તા તેના સંસકરત અર્થ સાથે, તથા બીજી ૫૫૦) વર્ષની પુરાંણી ઇજશનેની એક નકલ તેના પેહલવી તરજુમા સાથે જોઇ હતી, જેના ખત તથા ઊચ્ચાર ઘણાજ શુધ્ધ હતા. એ પુસ્તક યજદજરદી ૬૯૨

તા૦ ૨૫ મી ડીસેમબર.

રોજ ૩ માહ ૪ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

મરણ—જમાસપજી રતનજી કેરાંવાલા અથવા નીમચવાલા—ઉમર વર્ષ ૬૦). એવણે નીમચ મધે "જમાસપજીની કુંપની" નાં નામથી લાંબી મુદત સુધી વ્યાપાર ચલાવ્યો હતો, તથા બળવાના વખતમાં ઇંગ્રેજ અમલદારોને ઘણીક મદદ કીધી હતી. પછવાડેથી પોતાના ભત્રિજા શેઠ ખરશેદજીને પોતાના પાલક કરી લઈ તેમને તે તરફનો વહીવટ સોંપી પોતે મુંબઇ આવ્યા હતા, અને મરણ પણ અતરેજ પામયા હતા.

---

તા૦ ૨૬ મી ડીસેમબર.

જરમનીવાલા ડાકટર ફ્રેડરીક સ્પીગલે ઇંડસ અને ટાઇગ્રીસ નદીઓની વચ્ચેનાં અસલી ઇરાંનની જુગોલ તથા તવારીખનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[૧]

---

તા૦ ૨૮ મી ડીસેમબર.

રોજ ૬ માહા ૪ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ જરબાઇ તે મરહુમ શેઠ સોરાબજી કાવશજી લશકરીનાં બેટી તથા મરહુમ શેઠ જમશેદજી સોરાબજી લશકરી આલીમહજતરીનાં બેહનનાં ઉઠમણાંમાં ૩૬૭૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૨]

---

તા૦ ૨૯ મી ડીસેમબર.

રોજ ૭ માહ ૪ (શે૦) ૧૨૩૩ યજદેજરદી,

આજ દીને મરહુમ બાઇ આવાંબાઇ તે શેઠ ખરશેદજી જમશેદજી દમણીઆનાં ધણીઆંની તથા શેઠ પેશતનજી રુસ્તમજી બેનેટનાં દીકરીનાં ઉઠમણાંમાં તેમના સગાઓએ ૩૫૧૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૩]

---

તા૦ ૩૦ મી ડીસેમબર.

ભોપાલની નામદાર સીકંદરા બેગમની મુલાકાતને માટે શેઠ માણેકજી ખરશેદજી સરાફની બેટીઓ બાઇ આઇમાએ અને બાઇ શીરીનબાઇએ પોતાનાં ભાંએખલાના બંગલામાં આજે સાંજનાં પારસી અને હિંદુ બાનુઓનો એક મેલાવડો કીધો હતો. બેગમ સાહેબ જુદી જુદી કોમની બાનુઓના આવા મેલાવડાથી ઘણાં ખુશ થયાં હતાં.[૪]

---

તા૦ ૩૧ મી ડીસેમબર.

આખે વર્ષમાં એટલે તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૬૩ સુધીમાં મુંબઇના પારસીઓમાં નીચે મુજબની વીગતે ૯૭૩) મરણ નિપજ્યાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં...... | ૫૦ | ૩૪ | ૮૪ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં .. | ૫૦ | ૪૬ | ૯૪ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં .. | ૬૦ | ૬૯ | ૧૨૯ |
| ૧ થી ૫ વર્ષનાં...... | ૯૧ | ૧૧૧ | ૨૦૨ |
| ૬ થી ૧૦ વર્ષનાં...... | ૧૮ | ૧૩ | ૩૧ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં...... | ૧૬ | ૨૬ | ૪૨ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં...... | ૩૪ | ૩૫ | ૬૯ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં...... | ૪૦ | ૨૨ | ૬૨ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં...... | ૩૧ | ૨૧ | ૫૨ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં...... | ૩૮ | ૩૨ | ૭૦ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં...... | ૩૧ | ૩૫ | ૬૬ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં...... | ૨૪ | ૩૨ | ૫૬ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં...... | ૫ | ૬ | ૧૧ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં ...... | ૧ | ૪ | ૫ |
| | ૪૮૫ | ૪૮૮ | ૯૭૩ |

એ ૯૭૩) મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૧૦ | બાહેરકોટ .... | ૧૧૬ |
| કોટ ...... | ૩૮૮ | ખેતવાડી .... | ૪૯ |
| ધોબીતલાવ .. | ૨૧૩ | કામાટીપુરા .. | ૬ |
| કરેલવાડી.... | ૧ | ડંકનરોડ .... | ૨ |
| ગીરગામ .... | ૧૦ | ભીંડીબજાર .. | ૪૧ |
| ચોપાટી .... | ૧૧ | નાગપાડા .... | ૧ |
| ગ્રાંટ રોડ.... | ૧ | ભાંએખલા .. | ૧૭ |
| તારદેવ .... | ૨ | મઝગાંમ .... | ૩૩ |
| ગોવાલીઆ .. | ૩ | મોડ ...... | ૩ |
| ખંભાલા .... | ૩ | પરેલ ...... | ૬ |
| માહલક્ષ્મી .. | ૫ | વાંદરા ...... | ૨ |
| વાલકેશ્વર .... | ૨ | | |
| | | | ૯૭૩ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં ૨૮૮) જોડાંનાં લગન તથા ૧૭) જોડાંનાં નવજોતનાં થયાં હતાં.

---

[૧] Eran Das Land zwischen dem Indus und Tigris. Beiträge zur Kenntniss des Landes und seiner Geschichte, von Dr. Friedrich Spiegel. Berlin, 1863."

[૨] જામે જમશેદ, તા૦ ૩૦ મી ડીસેમબર ૧૮૬૩.

[૩] મુંબઇની પારસી પંચાયતનાં ફંડના સંવત ૧૯૨૦ ના હીસાબની ચોપડી.

[૪] ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૬ ઠી જાનેવારી ૧૮૬૪.

# ઈ૦ સ૦ ૧૮૬૪.

આએ વર્ષનાં "બોમ્બે ગેઝેટ" નાં કાલેનડરમાં[1] સઘલી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફકજછે.

**નવા પારસી સુલેહના અમલદારો**—બહમનજી ફરામજી કામાજી, બેહરામજી હોરમજજી કામાજી, બેહરામજી જીજીભાઇ, કાવશજી માણેકજી લીમજી, ખરશેદજી રૂસતમજી કામાજી, ધનજીભાઇ ખરશેદજી સરાફ, ડોશાભાઇ ફરામજી કામાજી, હીરજીભાઈ હોરમજજી શેઠના, હોમજી ખરશેદજી દાદીશેઠ, શોરાબજી શાપુરજી બંગાલી.

**બેંકો—**

બોમ્બે બેંકનાં ડાએરેક્ટરોમાં રૂસતમજી જમશેદજી જીજીભાઇને બદલે લીમજી માણેકજી બનાજી.

બેંક ઑફ ઇંડીઆના ડાએરેક્ટરોમાં મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી.

સેનટરલ બેંક ઑફ વેસ્ટરન ઇંડીઆ—શેક્રેટરી, જાંગીરજી ગુસતાદજી.

**ઈનશુરનશ કુંપનીઓ—**

બોમ્બે અલેકજાંડરા ઇનશુરનશ કુંપનીનાં શેક્રેટરીઓ, બેહરામજી નાનાભાઈ ફરામજીની કુંપની; લંડન, એસ. પી. ફરામજીની કુંપની; ચીન, ફરામજી બહમનજી કામાની કુંપની; કલકતા, ડોશાભાઇ ફરામજી કામાની કુંપની; મધરાજ, પેહલાજી બહમનજી કામાની કુંપની; કરાંચી, મેહરવાંનજી જમશેદજીની કુંપની.

બોમ્બે રાએલ ઇનશુરનશ કુંપનીના ડાએરેક્ટરો— કાવશજી માણેકજી લીમજી, બેહરામજી નાનાભાઇ ફરામજી; શેક્રેટરીઓ શોરાબજી અને નવરોજજી નાનાભાઈ ફરામજી.

એલફીનસટન ઇનશુરનશ કુંપનીના ડાએરેક્ટરોમાં કાવશજી જાંગીરજી રેડીમની.

ઓરીએનટલ ઇનશુરનશ એશોશીએશનના ડાએરેક્ટરોમાં બરજોરજી મનચેરજી વાડીઆ, લીમજી માણેકજી બનાજી, હોમજી ખરશેદજી દાદી; શેક્રેટરીઓ, મનચેરજી જમશેદજી વાડીઆના છોકરાઓ.

**જોઇંટ સ્ટાક કુંપનીઓ :—**

આરકરાઇટ કોટન મીલના ડાએરેક્ટરોમાં ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ડોશાભાઈ રતનજી કોહલા.

કોલાબા કુંપનીનાં ડાએરેક્ટરોમાં ખરશેદજી ફરદુનજી પારખનું નામ વધારેછે.

ફીઅર પ્રેસ કુંપનીનાં ડાએરેક્ટરોમાં બેહરામજી હોરમજજી કામાજી.

[1] The Bombay Almanack and Directory for 1864. Bombay: printed at the Bombay Gazette Press.

કુરલા સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીનાં ડાએરેક્ટરોમાં સર જમશેદજી જીજીભાઈ બારોનેટનું નામ વધારે.

સુરતની જાફરઅલી સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીનાં ડાએરેક્ટરોમાં કાવશજી બરજોરજી એંટી.

પ્રીનસ ઑફ વેલસ શીપીંગ કુંપનીના ડાએરેક્ટરોમાં ડોશાભાઈ મેહરવાંનજી વાડીઆ.

બોમ્બે કોટન જીનીંગ કુંપનીના ડાએરેક્ટરોમાં ખરશેદજી ફરદુનજી પારખ, મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી.

સીંધ પ્રેસ કુંપનીના ડાએરેક્ટરોમાં બરજોરજી મનચેરજી વાડીઆ.

ફોર્ટ પ્રેસ કુંપનીના ડાએરેક્ટરોમાં બરજોરજી મનચેરજી વાડીઆ.

યુનૈટેડ મરકનટાઇલ કુંપનીના ડાએરેક્ટરોમાં ખરશેદજી નવરોજજી વાડીઆ.

ધી ઓરીએનટલ શીપ બીલ્ડીંગ આશોશીએશનના ડાએરેક્ટરોમાં કાવશજી માણેકજી લીમજી, નવરોજજી નાનાભાઈ ફરામજી, પેશતનજી ધનજીભાઇ દાવર; શેક્રેટરી, શોરાબજી પેશતનજી ફરામજી.

ધી ફરામજી કાવશજી પેટંટ પ્રેસ કુંપનીના ડાએરેક્ટરોમાં ખુરશેદજી નોશરવાંનજી કામાજી, શોરાબજી પેશતનજી ફરામજી; માનેજરો, શોરાબજી અને નવરોજજી નાનાભાઇ ફરામજી.

ધી વિક્ટોરીઆ પ્રેસ કુંપની ઑફ મધરાજના ડાએરેક્ટરોમાં જાંગીરજી હોરમજજી મોદી.

વિક્ટોરીઆ લાંડ એંડ પ્રેસ કુંપનીના ડાએરેક્ટરોમાં મેહરવાંનજી ફરામજી પાંડે, લીમજી માણેકજી બનાજી.

સ્કાટ પ્રેસ કુંપનીના ડાએરેક્ટરોમાં હોમજી ખરશેદજી દાદીશેઠ.

કરાંચી પ્રેસ કુંપનીનાં ડાએરેક્ટરોમાં શોરાબજી ધનજીભાઈ વાડીઆ.

કરાંચી લાંડીંગ એંડ શીપીંગ કુંપનીના ડાએરેક્ટરોમાં શોરાબજી ધનજીભાઇ વાડીઆ.

ઇનલાંડ કમરશીઅલ આશોશીએશનના ડાએરેક્ટરોમાં શોરાબજી પાલણજી મેહરજી; શેક્રેટરી, શેહરીઆરજી કાવશજી ભરૂચા.

બોમ્બે ટરેડીંગ એંડ બેંકીંગ કુંપનીના ડાએરેક્ટરોમાં નશરવાંનજી મનચેરજી વાડીઆ, બરજોરજી મનચેરજી વાડીઆ, ડોશાભાઈ મેહરવાંનજી વાડીઆ; શેક્રેટરી, કુવરજી રૂસતમજી મોદી.

ઇસ્ટ ઇંડીઆ પ્રેસ કુંપનીના ડાએરેક્ટરોમાં મેહરવાંનજી ફરામજી પાંડે.

બોમ્બે હાઉસ એંડ લેંડ ઇનવેસ્ટમેંટ કુંપનીના ડાએરેક્ટરોમાં ધનજીભાઈ ફરામજી પટેલ.

ધી બામ્બે પ્રેસ કુંપનીના ડાઍરેકટરોમાં મેહરવાંનજી ફરામજી પાંડે.

મોફુસીલ કૉટન પ્રેસ કુંપનીના ડાઍરેકટરોમાં મેહરવાંનજી ફરામજી પાંડે, મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી.

પ્રીનસ ઑફ વેલસ પ્રેસ કુંપનીના ડાઍરેકટરોમાં ભીમજી માણેકજી બનાજી, કાવશજી માણેકજી ભીમજી.

ઍોકરસ લૅાન ડીસ્કાઉંટ ઍંડ બેંકીંગ કુંપનીના ડાઍરેકટરોમાં કાવશજી નાનાભાઇ દાવર, બરજોરજી શોરાબજી લાહેવાલા; શેક્રેટરી, અરદેશર બહમનજી કાકા.

ઓરીએનટલ સ્પીનીંગ ઍંડ વીવીંગ કુંપનીના ડાઍરેકટરોમાં હોરમજજી ખરશેદજી આશબરનરનું નામ વધારેછે; શેક્રેટરી, દીનશાહ દાદાભાઈ જીલા; મીલ માનેજર, નશરવાંનજી અરદેશર વાડીઆ.

વિક્ટોરીઆ સ્પીનીંગ કુંપનીના ડાઍરેકટરોમાં નવરોજજી માણેકજી વાડીઆ, શોરાબજી કાવશજી શાપોર, નવરોજજી ખરશેદજી બનાજી, હોરમજજી એદલજી માડન, નશરવાંનજી અરદેશર વાડીઆ.

બાસીન શુગર કુંપનીના ડાઍરેકટરોમાં શોરાબજી પેશતનજી ફરામજી અને મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરીનાં નામ વધારેછે.

અકબર કોટન પ્રેસ કુંપનીના ડાઍરેકટરોમાં નશરવાંનજી મનચેરજી વાડીઆ, બરજોરજી મનચેરજી વાડીઆ; શેક્રેટરીઓ, મનચેરજી જમશેદજી વાડીઆના છોકરાઓ.

બામ્બે કોસ્ટ ઍંડ રીવર સ્ટીમ નાવીગેશન કુંપનીના ડાઍરેકટરોમાં ભીમજી માણેકજી બનાજી, કાવશજી માણેકજી બનાજી.

વિક્ટોરીઆ સ્ટીમ નાવીગેશન કુંપનીના ડાઍરેકટરોમાં નશરવાંનજી રતનજી તાતા, મનચેરજી નવરોજજી બનાજી.

**પારસી વ્યાપારીઓ અને દલાલોમાં વધારે—** મેહરાંમશાહ ધનજીભાઇ રૂઇવાલા, એમ. ઍંડ પી. બી. કોલાહની કુંપની, નવરોજજી એદલજી (સુરતી) ની કુંપની, પાલણજી હોરમજજી (કાપડીઆ) ની કુંપની.

[1] **પારસી દુકાનદારો તથા વાઈન મરચંટોમાં** વધારે, Beiträge zur ... શોરાબજી (કોપર) ની કુંપની, સી. (ખરશેદજી) von, Dr. Friedrich ... જી (દાંડી) ની કુંપની, ડોસાભાઇ ખરશેદજી

[2] જુઓ જરનાંલ ઑફ ધી રૉયેલ એશીઆટીક

[3] મુંબઇની પારસીમાં કાવશજી જેહાંગીરજી રેડીમનીનું નામછે.

હીરાબજની ચોપડી. ...નીકસ ઈનસ્ટીટયુટના વાઇસ-પ્રેસી- ...ગીરજી રેડીમનીનું નામછે.

...પલ કમીશનરોમાં દીનશાહ ...ગીરજી જમશેદજી રાજકોટ.

તા૦ ૧ લી જાનેવારી.

શેઠ કાવશજી જહાંગીરજી રેડીમનીએ ગંદેવી મધે પોતાને ખરચે એક ઇંગ્રેજી સ્કુલ આજ દીનથી ઉઘાડી હતી. એ સ્કુલ ઉઘાડતી વેળાએ ત્યાંના જરથોસ્તીઓનો એક મેલાવડો તેના મકાનમાં થયો હતો, જેઓએ શેઠ કાવશજી પર તેમની એ સખાવત માટે એક માનપત્ર મોકલ્યુ હતું, તથા એ સ્કુલમે મદદ આપવા પોતાની ગુંજાસ માફક એક ફંડ ઉભું કરી તેમ ૩૪૧૭) ભર્યા, અને એ સ્કુલનું નામ "કાવશજી જહાંગીરજી રેડીમની ગંદેવી ઇંગલીશ સ્કુલ" કરી રાખ્યું હતું.[1]

---

[1] એ સ્કુલની દેખરેખ રાખવા અતરે શેક્રેટરી તથા માનેજર તરીકે પ્રથમથીજ શેઠ અરદેશર ફરામજી મુસને નેમ્યા હતા. વળી શેઠ કાવશજી માણેકજી ભીમજીએ એજ શાલમાં ૩૩૦૦૦) ની રકમ એ સ્કુલના વિદ્યાર્થીઓને સ્કાલરશીપ આપવા માટે આપી હતી, જે મધેથી બે વર્ષ સુધી ચાર છોકરાઓને દર માસે ૩૫) ની સ્કાલરશીપ આપ્યા પછી ઈ૦ સ૦ ૧૮૬૭ થી એ રકમ ગુજરાતી વર્ગોના ખરચમાં વાપડવામાં આવી હતી. એ ઉપરાંત શેઠ હીરજીભાઇ જહાંગીરજી રેડીમનીએ ઈ૦ સ૦ ૧૮૬૫ માં ૩૧૦૦૦) ની રકમ તથા ગંદેવીના જરથોસ્તીઓએ ઉપલા પેહલે દીને એકઠા કરેલા રૂપીઆ ઉપરાંત બીજા ૩૪૬૭) ભરયા હતા. પ્રથમમાં એ સ્કુલ ખાતે માત્ર પારસીનાજ છોકરાઓ લીધામાં આવતા હતા, પણ ઈ૦ સ૦ ૧૮૬૭ થી તે બધી ગ્નાતને માટે ખોલી મુકવામાં આવી, અને તેની સાથે ગુજરાતી શિખાડવાના વર્ગો પણ ઉઘાડયા, તથા તેનું નામ "કાવશજી જહાંગીરજી રેડીમની ગંદેવી ઇંગ્રેજી તથા ગુજરાતી નીશાલ" કરી આપવામાં આવ્યું. એ સ્કુલનો સર્વે ખરચ ઈ૦ સ૦ ૧૮૬૯ ની આખર સુધી ઇપાને છ વર્ષનો શેઠ કાવશજીએ પોતાની ગીરેથી આપ્યો હતો, અને તે ૩૧૬૦૦૦) નો થયો હતો. એ ઉપરાંત ગંદેવી ગામને દક્ષિણ છેડે નદી કીનારા નજદીક એક મોહું મકાન, કે જે અસલ ઇંગ્રેજ સરકારનો મુસાફરોનો બંગલો હતો, પણ રેલવે થવાને લીધે તે નીરઉપયોગી થવાથી સરકારે વેચ્યો તે શેઠ કાવશજીએ ખરીદી શરૂઆતથીજ સ્કુળને માટે મુફત આપ્યો હતો. વળી તેમાં અગવડ પડવાથી એવણે ૧૮૬૮ માં ૩૧૦૦૦) ને ખરચે એજ કંપાઉંડમાં ઉત્તર દિશાએ ૮ ગજ લાંબુ અને ૯ ગજ પોહલું એક બીજુ મકાન બંધાવી આપ્યું હતું. એ પછી ૧૮૭૦ ની શરૂઆતથી એ સ્કુલનો ખરચ જાહેર ફંડથી કરવાને ઠેડવ્યું હતું અને તેનો સર્વે વહીવટ મુંબઇવાલા શેઠ નવરોજજી દોરાબજી સકલાતવાલા અને અરદેશર ફરાંમજી મુસને તરસ્ટી તથા માનેજરો તરીકે સોંપ્યો હતો. એ ગ્રહસ્થોએ એ સ્કુલ ચલાવવાને લગતું એક ફંડ ઉભું કીધું જેમાં શેઠ કાવશજીએ ૩૭૯૫૮) રોકડા તથા સ્કુલવાલું ઉપલું એવણનું પોતાનું મકાન તથા સર્વે સામાન મુફત વાપડવાને આપ્યો હતો. એ પછી એ સ્કુલની સાથે ગંદેવીનાં શેઠ કાવશજીના નામથી ચાલતાં ધર્મનાં દવાખાનાંનો સર્વે વહીવટ તથા હીસાબ જોડી નાખ્યો હતો, અને ઉપલા બે તરસ્ટી તથા માનેજરોએ એજ શાલની આખેરીએ પોતાની સાથે શેઠ નાનાભાઇ માણેકજી ગનજાવરને શામેલ કીધા હતા, તથા ઈ૦ સ૦ ૧૮૭૧ માં શેઠ નવરોજજી દોરાબજી સકલાતવાલા મરણ પામવાથી તેમની જગો પર શેઠ હોરમજજી નવરોજજી સકલા

## તા૦ ૧ લી જાનેવારી.

લંડન મધેની મેશરસ કામાની કુંપનીનાં વડા ભાગીઆ શેઠ મનચેરજી હોરમજજી કામાજીએ લંડન છોડયા આગમજ દેશીઓના ખેરખાહ મરહુમ પેહલા સર ચારલસ ફારબસ બારોનિટની યાદગારી રાખવા માટે ૧૫૦૦)પોંડની રકમ તેના

---

તવાલાને નેમ્યા હતા. વળી છેલા ગ્રહસ્થ ઈ૦ સ૦ ૧૮૮૨ માં મરણ પામવાથી તેમની જગો પર શેઠ જાંગીરશાહ નાનાભાઇ ગજધરને મુકરર કીધા હતા.

ઈ૦ સ૦ ૧૮૭૦ પછી એ સ્કુલ તથા દવાખાંનાં સાથે પોતાનું નામ જોડેલું નહિ રાખવાને શેઠ કાવશજીએ પોતાની ઇછા જણાવી હતી. પણ ગંદેવીના રેહેવાસીઓએ એ વિષે એ શેઠને એક અરજી કરી લખી જણાવ્યું હતું કે—"તમો મુરબીજીએ આ નીશાલ સને ૧૮૬૪ માં ઊઘાડી તે વેળા એક માન પત્રમાં તમો સાહેબનું નામ એ ખાતાં સાથે જોડાયલું રાખવાને હમો ગરીબ જરથોશતીઓએ અરજ કરી હતી અને તે હમારી ગરીબ અરજને તમો સાહેબે કબુલ રાખી હતી અને સરફરાજ કીધા હતા તેવીજ અરજ હમો આ વખત કરવા માગીએ છીએ અને માગી લઇએછ કે જેવી એક વખત હમારી અરજ કબુલ કરી તમો સાહેબે હમારી ઊપર મેહરબાંની કીધી હતી તેવીજ આ વખતે પણ કરશો. તમો સાહેબનું નામ આ બંને ખાતાંઓ સાથે હમેશ સુધી જોડેલું રાખવાને હમો ગરીબ અરજદારોની વીનંતીછે, અને તે અરજ કબુલ રાખી હમો ગરીબ અરજદારોનાં મન ખુશી કરશો. તમો સખી શેઠજીનું નામ આ બે ખાતાંઓ સાથે જોડાયલું જોવાથી હમો હમારાં મનથી સરફરાજ થયલા સમજીશું અને જે સખી ગ્રહસ્થે હમારાં ગરીબ ગામ ઊપર આવો મોટો ઊપકાર કીધેલોછે, તેનો બદલો હમો આ કરતાં બીજી રીતે વાળી શકતા નથી." આ શબબ ઊપરથી એ સ્કુલ તથા દવાખાંના સાથે એ શેઠનું નામ જોડેલું રાખ્યું હતું. ઈ૦ સ૦ ૧૮૭૫ થી એ સ્કુલમાંથી ગુજરાતી વર્ગો કાઢી નાખવાથી તથા ૧૮૭૮ થી દવાખાનું બંધ પડવાથી એ સ્કુલનું નામ "સર કાવશજી જાંગીરજી રેડીમની ગંદેવી ઇંગલીશ સ્કુલ" કરી રાખવામાં આવ્યુંછે.

એ સ્કુલ તથા દવાખાનાંની દેખરેખ ગંદેવીમાં શેઠો નશરવાંનજી શાપુરજી ચોકીદાર, હોરાંગજી કુવરજી ગજધર, હોરમજજી મનચેરજી ગજધર, શોરાબજી મનચેરજી ગજધર અથવા મેહતા, અને હોરમજજી એદલજી ઊનવાલાએ લાંબી મુદત સુધી ચલાવી હતી. તે પછી ઈ૦ સ૦ ૧૮૮૪ થી સ્કુલની દેખરેખ માટે શેઠો જીવાજી ખરશેદજી મુસ, અરદેસર ખરશેદજી ગજધર, ફરાંમજી એદલજી ગજધર, અને જમશેદજી બેહરાંમજી ગજધરની એક કમીટી ઠેરવી હતી. વળી મુંબઇમાં ઊપલા તરસ્ટીઓને શેઠો બેહરાંમજી કાવશજી ગજધર, ધનજીભાઇ જીવાજી દેસાઇ અને માણેકજી એદલજી લાકડાંવાલાએ વારંવાર એ ખાતાંનો વહીવટ ચલાવવામાં કીમતી મદદ કીધી હતી.

એ સ્કુલમાં ઈ૦ સ૦ ૧૮૭૦ થી ઇંગ્રેજી શિખનાર છોકરાઓ પાસેથી દર માસે રૂ૨), રૂ૧) અને રૂ૦॥ તથા ગુજરાતી શિખનારાઓ પાસેથી દર માસે ૦)= અને ૦)-ની ફી લેતી કીધી હતી, તથા સ્કુલની સાથે એજ વર્ષથી એક કસરતશાળા પણ ઊઘાડી હતી. વળી એ સ્કુલની દર વર્ષની તપાસ પ્રથમમાં ઇંગ્રેજ સરકારના કેળવણી ખાતાંના ઇનસ્પેકટરો લેતા હતા, અને હાલ ગાયકવાડ સરકારના નેમેલા ઇનસ્પેકટરો લેછે. એ સ્કુલ મધેથી ઈ૦ સ૦ ૧૮૭૨ માં ૧ અને ૧૮૮૩ માં ૨ વિદ્યાર્થીઓએ મુંબઇની યુનીવરસીટીની મેટ્રીકયુલેશનની પરીક્ષા પસાર કીધી હતી. હાલ એ સ્કુલમાં ઇંગ્રેજી ૬ ઠા ધોરણ સુધીની કેળવણી આપવામાં આવેછે.

એ સ્કુલનાં ફંડ તથા આવકમાં ઘણો ઘટાડો થવાથી તે તા૦ ૧ લી જુન ૧૮૭૮ થી બંધ રાખવામાં આવી હતી, અને તેને માટે મદદ મેલવવાને ગાયકવાડ સરકારને વારંવાર અરજ કર્યાથી અંતે તે સરકારે તા૦ ૧ લી ડીસેમબર ૧૮૭૯ થી દર શાલ રૂ૬૦૦) ની ગ્રાંટ-ઇન-એડ આપવાનું નકી કર્યાથી પાછી એ સ્કુલ એજ દીનથી ઊઘાડવાંમાં આવી હતી. એ પછી વળી તા૦ ૧ લી નવેમબર ૧૮૮૧ થી એ સ્કુલમાં એક વધારે શિક્ષક રાખવાને ગાયકવાડ સરકારે બીજી રૂ૨૦) ની માસીક ગ્રાંટ આપતી કીધી હતી.

એ સ્કુલના આગુ ખરચને માટે નીચલા ગ્રહસ્થોએ અમુક રકમ આપી ખાતાં પડાવ્યાછે :—

(૧) તા૦ ૯ મી નવેમબર ૧૮૬૯ ને દીને શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલે પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ દીનબાઇનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ આપી પડાવેલું ખાતું. (૨) તા૦ ૩૦ મી આપરેલ ૧૮૭૦ ને દીને કલકતાવાલા શેઠ નવરોજજી નશરવાંનજી ગજધરે પોતાના કાકા મરહુમ શેઠ બહમનજી ધનજીભાઇ ગજધરનાં પુનને સારૂં રૂ૧૦૦૦) ની નોટ આપી પડાવેલું ખાતું. (૩) તા૦ ૧૧ મી આગશટ ૧૮૭૦ ને દીને શેઠ કાવશજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઇ. એ પોતાના બેશીઓ મરહુમ શેઠ એદલજી નશરવાંનજી ઊનવાલા અને મરહુમ શેઠ ધનજીભાઇ નશરવાંનજી બનાજીના પુનને સારૂં રૂ૧૦૦૦) ની નોટ આપી પડાવેલું ખાતું (૪) તા૦ ૩૦ મી નવેમબર ૧૮૭૧ ને દીને એજ શેઠે પોતાનાં માણસ મરહુમ શેઠ બરજોરજી દાદાભાઇ ઇછાપોરીઆનાં પુનને સારૂં રૂ૫૦૦) ની નોટ આપી પડાવેલું ખાતું. (૫) તા૦ ૧ લી ડીસેમબર ૧૮૭૨ ને દીને શેઠ નાનાભાઇ માણેકજી ગજધરે પોતાનાં માતાજી મરહુમ બાઇ બાઇઆઇ તે શેઠ માણેકજી કુવરજી ગજધરનાં ધણીઆંનીનાં પુનને સારૂં રૂ૧૦૦૦) ની નોટ આપી પડાવેલું ખાતું. (૬) તા૦ ૧ લી ડીસેમબર ૧૮૭૨ ને દીને એજ શેઠે પોતાના બાવા મરહુમ શેઠ માણેકજી કુવરજી ગજધરનાં પુનને સારૂં રૂ૧૦૦૦) ની નોટ આપી પડાવેલું ખાતું. (૭) તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૬ ને દીને ગંદેવીનાં દેસાઇ મરહુમ રા. કુવેરાય બાપુભાઇએ આગલ નીશાલના ખરચમાં રૂ૧૨૬૯) ની રકમ ધીરી હતી તે પાછી ન લીધાથી તરસ્ટીઓએ તેની રૂ૧૦૦૦) ની નોટ લઇ પડાવેલું ખાતું. (૮) તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૮૮ ને દીને શેઠ ધનજીભાઇ પેશતનજી મેહેતાએ પોતાના દીકરા મરહુમ શેઠ પેશતનજીનાં પુનને સારૂં રૂ૬૦૦) ની નોટ આપી પડાવેલું ખાતું.

એ ઊપરાંત શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ ઊપર જણાવ્યું તેમ એ સ્કુલ તરસ્ટીઓને સોંપતી વખતે રૂ૭૬૫૮) તેમજ પોતાને સી. એસ. આઇ. નો ખેતાબ મલ્યો તે વેળાએ રૂ૧૦૦૦) આપ્યા હતા. એ ઊપરાંત ઈ૦ સ૦ ૧૮૭૧ માં ઊપલા વર્ગના છોકરાઓને સંસકરત શિખવવા માટે રૂ૭૬૦) તથા ૧૮૭૨ માં બીજા રૂ૭૦૦) ભેટ આપ્યા હતા. કલકતેથી શેઠ નવરોજજી નશરવાંનજી ગજધરે ચ્યાર વખત એ સ્કુલનાં ફંડમાં રૂ૧૧૧૧), તથા ચીનથી આગેવાંની લઇ

બેરા ઉપર મોકલી હતી, કે તે એવું સ્કુલ બંધાવવા અથવા બીજી ગમે તે રીતે મરનારની યાદગારી રાખવાનાં કામમાં

ત્યાંના જરથોસ્તીઓ પાસેથી રૂ૮૮૩) ભરાવી મોકલ્યા હતા. તેમજ શેઠ નવરોજજી દોરાબજી સકલાતવાળા અને શેઠ ધનજીભાઈ જીવાજી દેસાઇએ દરેકે રૂ૩૦૦) ઈ૦ સ૦ ૧૮૭૦ માં ભેટ આપ્યા હતા. એજ મુજબ એ સ્કુલ ખાતે નકશા, યંત્રો, પુસ્તકો વગેરે ખરીદવાને શેઠ બેહરામજી નશરવાનજી સીરવાઇએ ઈ૦ સ૦ ૧૮૭૩ માં રૂ૬૦૦), તથા શેઠ દીનશાહજી માણેકજી પીટીટે ઈ૦ સ૦ ૧૮૭૫ માં પોતે ગંદેવી પધારયા તે વેળાએ એ સ્કુલને લગતી કસરતશાળા દુરસ્ત કરવાને રૂ૨૦૦) ભેટ આપ્યા હતા.

એ સ્કુલના ખરચમાં જતી ખોટ પુરી પાડવાને ઈ૦ સ૦ ૧૮૭૩—૧૮૭૪ અને ૧૮૭૫ નાં શાલમાં શેઠ દીનશાહજી માણેકજી પીટીટે દર વર્ષે રૂ૫૦૦) ની રકમ, શેઠ રૂસતમજી પેશતનજી બીલીમોરીઆએ ૧૮૭૪ માં રૂ૬૦૦) અને ૧૮૭૫ માં રૂ૩૦૦), મરહુમ શેઠ દાદાભાઇ માણેકજી વાછાની પુંજીમાંથી ૧૮૭૪ માં રૂ૪૦૦) અને ૧૮૭૫ માં રૂ૨૦૦), શેઠો હોરમજજી અને ફરામજી બરજોરજી કપટાંને ૧૮૭૫ માં રૂ૩૦૦) અને શેઠ નાનાભાઇ માણેકજી ગજધરે ૧૮૭૭ માં રૂ૪૫૦) ની રકમ ભેટ આપી હતી.

એ સ્કુલનો ફંડમાં ઈ૦ સ૦ ૧૮૯૦ ની આખરી સુધીમાં ઉપર જણાવ્યા મુજબ રૂ૬૬૦૦) ની રકમનાં ખાતાં ઉપરાંત ઉપર મુજબ રૂ૯૦૧૨) નો બખશેશ તથા રૂ૩૭૫૦) ખરચની ખોટ પુરી પાડવામાં મલયા હતા. તે ઉપરાંત સર અવસરે જરથોસ્તીઓ તરફથી રૂ૮૫૭૦), વ્યાજનાં રૂ૯૩૭૨), અને છોકરાઓ પાસેથી ફીઇના રૂ૬૫૫૧) તથા ગાયકવાડ સરકાર પાસેથી ગ્રાંટ-ઇન-એડનાં રૂ૮૭૩૦) મલી કુલે રૂ૫૧૧૮૫) ઉપજયા હતા, અને તેની પાછલ ૧૮૭૦ થીતે ૧૮૯૦ ની આખરી સુધી તરસ્ટીઓને રૂ૩૧૫૮૩) નો ખરચ (શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીને ૧૮૬૪ થીતે ૧૮૬૯ સુધી ઉપર જણાવ્યા મુજબ રૂ૧૬૦૦૦) નો ખરચ થયલો જુદો) તથા ગંદેવીનું દવાખાનું કે જેનો હીસાબ પણ એ સ્કુલનાં ફંડની સાથેજ હતો તે પર ૧૮૭૮ સુધી થયલો ખરચ રૂ૮૫૭૫) બાદ કરતાં એ સ્કુલનું ફંડ તેના છેલા ઈ૦ સ૦ ૧૮૯૦ ની આખરી સુધીના હીસાબ મુજબ રૂ૧૧૦૨૭) નું છે.

એ પછી છેલા ઈ૦ સ૦ ૧૮૯૨ ના ફેબરવારી માસમાં એ સ્કુલની સ્થીતી સુધારવા તથા તેમાં ૭ મા ધોરણ ઇયાને મેટ્રીકયુલેશની પરીક્ષા સુધીનો અભીઆસ કરાવવા માટે લાયક શિક્ષકો રાખવાની ગોઠવણ કરવા માટે તરસ્ટીઓએ એક બીજું ફંડ અતરે ઊભું કીધું હતું, જે મધે મરહુમ સર કાવશજી જાંગીરજીના બેટા શેઠ જાંગીરજી કાવશજી જાંગીરજી રેડીમનીએ રૂ૫૦૦૦) ની રકમ ભરી આપવાથી ગંદેવીના આગેવાન ગ્રહસ્થોનાં એક ડેપ્યુટેશને તા૦ ૭ મી ફેબરવારી ૧૮૯૨ ને દીને એ શેઠના વાલકેશ્વરના રેડીમની હાલમાં જઇ એમનો ઉપકાર માની એક માનપત્ર આપ્યું હતું. એ ઉપરાંત બીજા ગ્રહસ્થોએ પણ એ ફંડમાં નીચે મુજબ મોટી રકમો ભરી આપી તે રૂ૧૮૦૮૧) નું કીધું છે :—

(રૂ૫૦૦૦) જાંગીરજી કાવશજી જાંગીરજી. (રૂ૨૦૦૦) જીવણજી હોરમજજી ગજધર, અરદેસર અને દીનશાહ ધનજીભાઇ બોલટન, કલકતાવાળા શેઠો પેશતનજી તથા કુવરજી અને ફરામજી એદલજી ગજધર. (રૂ૧૫૦૦) મેહરવાનજી રૂસતમજી દલાલ. (રૂ૧૦૦૦) સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ, બાઇ દીનબાઇ નશરવાનજી માણેકજી પીટીટ, બાઇ રતનબાઈ તે મરહુમ શેઠ હોરમજજી બરજોરજી કપટાનનાં વીધવા. (રૂ૫૦૦) બેહરામજી રૂસતમજી દલાલ. (રૂ૨૫૧) ફરામજી દીનશાહજી પીટીટ, મરહુમ એદલજી ફરામજી આલબલેશના સાહેબજાદાઓ, જમશેદજી નશરવાનજી તાતા. (રૂ૨૫૦) કેખશરૂ મનચેરજી હીરામાણેક. (રૂ૨૦૧) બાઇ મોટલાંબાઇ જાંગીરજી વાડીઆ. (રૂ૨૦૦) બહમનજી દીનશાહજી પીટીટ. (રૂ૧૦૦) શોરાબજી શાપુરજી બંગાલી, નાનાભાઇ માણેકજી ગજધર, અરદેસર ફરામજી સોલીસીટર, પેશતનજી નશરવાનજી સીલીપની ગોદીવાલા. (રૂ૫૧) બેહરામજી નશરવાનજી સીરવાઇ, ફરામજી હોરમજજી ગજધર. (રૂ૫૦) કોશાભાઇ એદલજી ગજધર, હોરમજજી શોરાબજી શેઠના, ફરામજી બરજોરજી કપટાન. (રૂ૨૫) રતનજી દાદાભાઇ તાતા.

ઉપલી રકમ એ સ્કુલનાં ઉપર જણાવેલાં આગલાં ફંડ સાથે જોડી નાખી તેનું કાયદાસરનું એક તરસ્ટડીડ બનાવવામાં આવેછે, અને તેના તરસ્ટીઓ તરીકે શેઠો અરદેસર ફરામજી મુસ, જાંગીરશાહ નાનાભાઈ ગજધર, જાંગીરજી કાવશજી જાંગીરજી રેડીમની, મેહરવાનજી રૂસતમજી દલાલ, જીવણજી હોરમજજી ગજધર, અને રતનજી ભીખાજી કરંજવાલાને મુકરર કીધાછે.

[1] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૫ મી જુલાઇ ૧૮૬૪.

આ ૧૫૦૦) પૌંડની રકમ મોકલી આપતાં શેઠ મનચેરજી હોરમજજી કામાજીએ બીજા સર ચારલસ ફારબસ બારોનેટ ઉપર લખેલો પતર, તથા તે નામદારે ઉપલી સ્કુલ બંધાવવા બાબે ત્યાંનાં "બેનફશાયર જરનલ" નામનાં પત્ર પર લખેલો કાગજ અતરે સદાબરા ઊતારી લઇએ છૈયે :—

21 Gresham House, Old Board Street,
London, 1st January 1864.

My dear Sir Charles,

I know the debt of gratitude which our country owes to your late venerated father, the first Sir Charles Forbes, *Baronet*. *I am glad to say that he has not been* forgotten in Bombay. Enclosed is a cheque for £ 1,500 from our firm, the amount to be disposed of in building *a school, or in such other manner as you may think best* to commemorate his good name as a benefactor of India. Wishing you the compliments of the season and a happy new year,

I remain, my dear Sir Charles,
Yours very Sincerely,
*MUNCHERJEE HORMUSJEE CAMA.*

Sir Charles Forbes, Bart.

To the Editor of the Banffshire Journal.

*Broomwood Clapham-on-the-Common.*

Dear Sir,—Perhaps I may not be out of place, or be considered presumptuous or too full of pride, when I send you the accompanying copy of a letter from a high personage of the Parsee family of *Bombay*. The act

વાપરવી. આ રકમનો ઉપયોગ બીજા સર ચારલસ ફારબસ બારોનેટે સ્કાટલંડ મધેનાં પોતાનાં "કાસલ નયુઇ" નાં મકાનની પડોસમાં "કામા ફ્રીમેલ સ્કુલ" નાં નામથી એક છોકરીઓની નિશાલ બંધાવવાનાં કામમાં કીધો હતો.[2]

### તા૦ ૩ જી જાનેવારી.

મુંબઇ સમાચારવાલા શેઠ પીરોજશાહ મેહરજીએ "સુર્યો ‍દય" નામનું દર અઠવાડીઆંના રવીવારે પ્રગટ થતું એક ગુજરાતી વર્તમાન પત્ર આજ દીનથી કાઢવા માડયું હતું.[૨]

### તા૦ ૪ થી જાનેવારી.

રોજ ૧૩ માહ ૫ (૬૦) ૧૨૩૩ યજદેજરદી.

મરણ—દસ્તુર આરદેશર રૂસતમજી મુલાંફીરોજના—(ઉમર વર્ષ ૫૨) દસ્તુર રૂસતમજી કેકોબાદજી મુલાંફીરોજનાં વડા દીકરા. એવણને ઈ૦ સ૦ ૧૮૫૪ માં પોતાના બાપનાં મરણથી મુંબઇ ખાતેની કદમી અંજુમને પોતાના વડા દસ્તુર નેમ્યા હતા. મુલાં ફીરોજ મદરેસાની એજ શાલમાં શરૂઆત થાઇ ત્યારથી તે ઈ૦ સ૦ ૧૮૬૩ નાં ફેબરવારી સુધી એવણ તેમાં જંદ પેહલવીના શીક્ષાગુરૂ હતા. ઈ૦ સ૦ ૧૮૬૧ માં એવણે ગુજરાતી ભાષામાં કદમી ખોરદેહ અવસ્તાની માએનીની એક કેતાબ છપાવી બાહેર પાડી હતી. "મરનાર ઘણા અશો, પરેહજગાર અને નેક ખશલતના હતા જેથી તેવણને પારસીની કોમથી ઘણું માન અને ઇજ્જત મળતી હતી."[૨]

### તા૦ ૫ મી જાનેવારી.

ડાક્ટર મારટીન હાઉગે આજ દીને સુરત મધે એંડરૂસ લાઇબ્રેરીમાં એક જાહેર સભાની હજુરમાં જરથોસ્તી ધર્મ વિષે એક ભાષણ આપ્યું હતું. સરનશીનની ખુરસી શેઠ રૂસતમજી ખુરશેદજી મોદીને આપવામાં આવી હતી. ભાષણ પુરૂં થવા બાદ દસ્તુર હોશંગજી જામાસ્પજી જામાસ્પ આશાનાએ પારસીઓની ચઢતી દશા અને તેમના મોબેદોની હાલત સુધારવા વિષે કેટલાક વિચારો આપ્યા હતા, તથા શેઠો કેખશરૂ હોરમજજી આલપાઇવાલા અને દીનશાહ આરદેશર તાલેયાર ખાંએ ભાષણો કરી ઉપલા વિદ્વાન ડાક્ટર તથા દસ્તુરનો ઉપકાર માન્યો હતો.[૩]

### તા૦ ૫ મી જાનેવારી.

કદમી પંથના વડા દસ્તુર આરદેશર રૂસતમજી મુલાં ફીરોજના ગઇ કાલે મરણ પામવાથી તેમની જગોપર નવો દસ્તુર ઠેરવવાને અતરેની કદમી અંજુમનની એક જાહેર સભા આજ દીને કોટ મધેનાં મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાંનજી વાળાં ઘરમાં મળી હતી. સરનશીનની ખુરશી શેઠ આરદેશર ખરશેદજી દાદીશેઠને આપવા બાદ સર્વે અંજુમનનાં એક મતથી મરહુમ દસ્તુર આરદેશરના ભાઇ દસ્તુર શોરાબજી રૂસતમજી મુલાં ફીરોજનાને તેમના ભાઇની જગો પર દસ્તુર મુકરર કરવાનો ઠેરાવ થયો હતો.

એ પછી એજ મીજલસમાં શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીએ દરખાસ્ત કરવાથી અને તેને શેઠ ધનજીભાઇ ફરાંમજી પટેલે ટેકો આપવાથી ઠેરાવ થયો કે " એક ફંડ ઉભું કરવું કે જેમાંથી આજે અંજુમનથી ઠરેલા દસ્તુરજી સાહેબને તથા તેવણની પછવાડે હવે પછી થનારા દસ્તુરોને ચોકસ રકમનો પગાર આપતો કરી શકાએ."

શેઠ ડોશાભાઇ હોરમજજી કામાજીએ દરખાસ્ત કરવાથી અને તેને શેઠ મનચેરજી ફરાંમજી કામાજીએ ટેકો આપવાથી

---

which it exhibits is so noble, and so great a blessing to the dear female children of my strath and the neighbouring glens, that I cannot resist my impulse to impart to my fellow countrymen the gratitude I feel towards the donor, as well as the pride I entertain in such a testimony of affectionate respect towards my noble father—no better friend to the natives of India; no better friend to the sons of his own dear country—old Scotland, I bear his name with pride; would that I could humbly approach his goodness and greatness. The arrangements are being made, by drawings and specifications by Mr. J. Laforest of London, an eminent architect, for one of the most beautiful buildings that can grace any Highland 'strath, and all shall be completed under my grateful superintendence as quickly as may be. Mr. Muncherjee Hormusjee Cama has been residing in London for the last few years, and has returned to Bombay full of honour from the opinions of the merchants of the city of London, and he has accumulated, as he deserved, a splendid fortune. Before he left England in March, he requested me to call upon him, and he then presented me with that munificent sum, to be expended by me in some permanent manner, to the honour and memory of my dear father. I intend to do my duty, and no better manner occurred to me than the establishment of a girls' school, under the name of the "Cama Female Schools." The site will be near my west approach of Castle Newe, and I hope my descendants and their wives and their daughters will give it their affectionate attention, and that the building and institution may remain a more beautiful and useful monument to the memory of the First Baronet of Newe than stones, carvings, brasses, and other memorials, that do no good to generations. I shall now recite the letter of Mr. M. H. Cama,

Yours very faithfully,
CHAS. FORBES, Bart. of Nwe.

May 14

૧ એ પત્રમાં એકકી ઇંગ્રેજી આરટીકલ એક વર્ષ સુધી આવી હતી, અને તે શેઠો દીનશાહ અરદેસર તાલેયારખાં તથા રૂસતમજી કાવશાજી સુરતી (જખુજી) અવાર નવાર લખતા હતા. એ પત્ર ઈ૦ સ૦ ૧૮૬૬ ની આખરી સુધી ચાલુ રહયું હતું, અને તેટલી મુદત સુધી તેના અધીપતી તરીકે શેઠ માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીના હતા. ઈ૦ સ૦ ૧૮૬૫ ની શરૂઆતથી એમાં શેઠ મનચેરજી હોરમજજી કામાજીએ જરથોસ્તી દીનને લગતી તેમજ રાસ્ત ગોફતાર પત્રની સામે કેટલીક બાબદો લખી હતી. તે બાબદોનો સંગ્રહ કરી તેનાં ફરી બે દફતરો ઈ૦ સ૦ ૧૮૬૮ માં એ શેઠે પોતાને ખરચે યુનિયન પ્રેસમાંથી "સુર્યોદય" ને નામેજ છપાવી બાહેર પાડયાં હતાં. તે પછી વળી એજ શેઠે જામે જમશેદ પત્રમાં ઈ૦ સ૦ ૧૮૬૭ થીતે ૧૮૭૦ સુધીમાં "એક જરથોશતી" ને નામે લખેલાં સંખ્યાબંદ ચરચા પત્રોનો સંગ્રહ કરી તેનું એક દફતર ઈ૦ સ૦ ૧૮૭૦ માં ઉપલાંજ છાપાખાંનાંમાંથી "સુર્યોદય" નાં ત્રીજાં દફતરને નામે છપાવી બાહેર પાડયું હતું.

૨ જામે જમશેદ, તા૦ ૫ મી જાનેવારી ૧૮૬૪.

૩ જામે જમશેદ, તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૬૪.

ઠેરવ્યું કે "અંજુમનથી ઠરાવેલા દસ્તુરનો પગાર, હક, સુતા વીગેરેના તથા એ નવી દસ્તુરીને લગતા બીજા કાંઈ બંદોબસ્તો કરવાને એક કમીટી નેમવી અને તે કમીટીની નજરમાં દુરસ્ત લાગે તેવા કાએદાઓ બાંધીને એક દીને અંજુમન બોલાવી તેઓની પસંદગીને વાસ્તે રજુ કરવા."

એ બાદ ઉપલા ઠરાવ મુજબ શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠ, ફરામજી નશરવાનજી પટેલ, ખુરશેદજી નોશરવાનજી કામાજી, શોરાબજી પેશતનજી ફરામજી, બહમનજી ફરામજી કામાજી, ધનજીભાઈ ફરામજી પટેલ, ખરશેદજી રૂસ્તમજી કામાજી, હોરમજજી જાંગીરજી દાદીશેઠ, બેહેરામજી ફરદુનજી મરજબાંન, હોમજી ખરશેદજી દાદીશેઠ, લીમજી માણેકજી બનાજી, અને પેશતનજી નવરોજજી પોંહચાની એક કમીટી નેમી હતી, તથા સભામાંજ એ કાગળસર એક લીસ્ટ ફરતું કીધાથી તેમાં કેટલીક રકમ ભરાયા પછી સભા બરખાસ્ત થઈ હતી.[૧]

તા૦ ૬ ઠી જાનેવારી.

આજ દીને મરહુમ દસ્તુર અરદેશર રૂસતમજી મુલ્લાં ફીરોજનાં ઊઠમણામાં તેમના ભાઈ દસ્તુર શોરાબજી રૂસતમજી મુલ્લાં ફીરોજનાને કદમી અંજુમન તરફથી ગઈ કાલે મળેલી સભાના ઠેરાવ મુજબ શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠ દસ્તુ-

---

[૧] સભામાં ફરેલાં એ લીસ્ટમાં તથા પછવાડેથી મળી એ ફંડમાં રૂ૧૯૧૫૫) નીચે મુજબ ભરાયા હતા:—

(૧૫૦૦) કાવસજી હોરમજજી રૂસતમફરામના. (રૂ૧૦૦૦) ફરામજી નશરવાનજી પટેલ, ખુરશેદજી નોશરવાનજી કામાજી, શોરાબજી પેશતનજી ફરામજી, બહમનજી ફરામજી કામાજી. બેહરામજી હોરમજજી કામાજી, અરદેસર ખરશેદજી દાદીશેઠ, (રૂ૭૦૧) લીમજી તથા કાવસજી માણેકજી લીમજી. (રૂ૫૦૦) મનચેરજી ફરામજી કામાજી, પેશતનજી ફરામજી કામાજી, ડોશાભાઈ ફરામજી કામાજી, પેશતનજી હોરમજજી કામાજી, ડોશાભાઈ હોરમજજી કામાજી, પેશતનજી નવરોજજી પોંહચા, હોમજી ખરશેદજી દાદીશેઠ, મેહરવાનજી ફરામજી પાંડે. (રૂ૩૦૦) ધનજીભાઈ ફરામજી પટેલ, જમશેદજી રૂસતમજી ઈરાની, બેહેરામજી નાનાભાઈ ફરામજી, દારાશાહ તથા રૂસતમજી ધનજીશાહ કપટાંન, દાદાભાઈ હોરમજજી કામાજી, (રૂ૨૫૦) દાદાભાઈ બેહરામજી બનાજી, નવરોજજી નાનાભાઈ ફરામજી, જમશેદજી ખરશેદજી બાટલીબોઈ, ખરશેદજી કાવસજી આશાબરનર. (રૂ૨૦૦) ફરદુનજી ફરામજી કોહલા, પેશતનજી મેહરવાંનજી ઈરાંની, રૂસતમજી દાદાભાઈ કામાજી. (રૂ૧૫૦) ખરશેદજી પેશતનજી ઈરાંની. (રૂ૧૨૫) ડોશાભાઈ બહમનજી મોદીભાઈ, ખરશેદજી તથા શોરાબજી રૂસતમજી દાવર. (રૂ૧૦૦) બેહરામજી તથા મેહરવાંનજી ફરદુનજી મરજબાંન, મરહુમ પાલણજી દોરાબજી મેહરજીના છે.કરાઓ, પેશતનજી હોરમજજી પસતાકીઆ, રૂસતમજી નશરવાંનનજી કામાજી, દાદાભાઈ રૂસતમજી પટેલ, રૂસતમજી ફરામજી મેહેતા, દાદી નશરવાંનજી દાદીશેઠ, હોરમજજી પેશતનજી મોદી, નવરોજજી જાંગીરજી ગામડીઆ, એદલજી ફરામજી આલબલેશ, મરહુમ શોરાબજી વાછાગાંધીના છોકરાંઓ, દોરાબજી ફરામજી પાંડે, (રૂ૭૫) શોરાબજી ફરામજી પટેલ, શોરાબજી જમાસપજી લાલા, મેહરવાંનજી નશરવાંનજી પટેલ, માણેકજી ખરશેદજી કામાજી, બહમનજી ખરશેદજી કામાજી, મનચેરજી નવરોજજી બનાજી, પેશતનજી ખરશેદજી સુરાટ, નવરોજજી ખરશેદજી કાવસજી બનાજી. (રૂ૫૧) ધનજીભાઈ ખરશેદજી શાંડેગીઆ, બરજોરજી જમાસપજી લાલા, દાદાભાઈ જાંગીરજી દાદીશેઠ, મરહુમ કેખશરૂ ફરામજી પારેકનાં છોકરાંઓ, એદલજી ફરદુનજી ખંભાતા, લીમજી જમશેદજી બાટલીબોઈ, હોરમજજી બેજનજી દસ્તુર, દીનશાહ એદલજી લાંબ. (રૂ૫૦) હોરમજજી શાપુરજી પારેક, ફરામજી શાપુરજી લશકરી, શાપુરજી અરદેસર પાંડે, જીજીભાઈ દોરાબજી ઊમરીગર, નશરવાંનજી હોરમજજી ઘાસવાળા, જીજીભાઈ જાંગીરજી લાંબ, માણેકજી જામાસપજી કાકા, એક કદમી જરતોશતી, દારાશાહ દોરાબજી રાંદેલીઆ, બરજોરજી તથા અસપંદીઆર બોદાદાદ ઈરાંની. (રૂ૨૫) દોરાબજી ફરામજી દોંડી, કાવસજી હોરમજજી ગાંધીભાઈ, બરજોરજી શોરાબજી આશાબરનર, બહમનજી દારાશાહ કપટાંન, લીમજી દાદાભાઈ પાંડે, હોરમજજી બેહરામજી રાંણા, પેશતનજી બરજોરજી દાવર, બેહરામજી ખરશેદજી સંજાણ, હોરમજજી પેશતનજી ફરામજી, ખરશેદજી રૂસતમજી ઈજનેર, માણેકજી પેશતનજી તવાક, પેશતનજી નવરોજજી બનાજી, ફરામજી મનચેરજી પટેલ, જાંગીરજી ખરશેદજી રતનદોરાબના, બેહરામજી ખરશેદજી બંગાલી, માણેકજી શોરાબજી આશાબરનર, દોરાબજી શોરાબજી બનાજી, કાવસજી કેખશરૂ પારેક, શોરાબશાહ બેજનજી મોદી, શાપુરજી ખરશેદજી સુરતી, પેશતનજી દીનશાહ, ખરશેદજી રૂસતમજી કામા. (રૂ૧૯૬) રૂ૨૫) ની અંદરની રકમ.

એ ફંડની કારોબાર મંડળીમાં ઊપલા પેહેલે દીવસે ઠેરવેલા ગ્રહસ્થો ઊપરાંત અવાર નવાર ખાલી પડતી જગો ઊપર શેઠ મનચેરજી હોરમજજી કામાજી, શાપુરજી અરદેસર પાંડે, ડોશાભાઈ હોરમજજી કામાજી, શોરાબજી કાવસજી શાએર, રૂસતમજી ધનજીશાહ કપટાંન, હીરજીભાઈ અરદેસર દાદીશેઠ, ખાંનબાહદુર મનચેરજી કાવસજી મરજબાંન, હોરમજજી ખરશેદજી આશાબરનર, ગાંધીભાઈ જાંગીરજી મોદી, ફરામજી જમશેદજી બાટલીબોઈ, ખરશેદજી શોરાબજી વાછાગાંધી, દીનશાહ એદલજી લાંબ અને જમશેદજી ખરશેદજી કામાજી શામેલ થયા હતા. એ ફંડના શેક્રેટરી તરીકે પ્રથમથી તે આજસુધી શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી, અને ખજાનચી તરીકે પ્રથમથી તે ઈ૦ સ૦ ૧૮૮૫ માં પોતાનાં મરણ સુધી શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી, અને ૧૮૮૫ પીતે આજ સુધી શેઠ જમશેદજી ખરશેદજી કામાજી છે.

ઊપલી કારોબાર મંડલીએ કેટલુંક સુધી વિચાર ચલાવી નવા કદેલા કદમી દસ્તુરના હક, સુતા વગેરેના બંદોબસ્તોને માટે કાએદાનો એક ખરડો તૈયાર કરી તે મુંબઈમાંના કદમી આતશબેહરાંમો તથા આદરાંનોના મુતવલીઓ ઊપર મોકલ્યો પણ તેઓમાંના કેટલાકોએ તેમની સાથે સામેલ થવાની નારાજી બતાવી તથા કેટલાકોએ જવાબ નહિ વાળવાથી દસ્તુરના હક તથા સુતા વિષેના કાએદાઓ મુકરર થઈ શક્યા નહિ, પણ ઊપર મુજબ જે ફંડ ભરાયું હતું તે ઉપરથી તા૦ ૬ થી જાનેવારી ૧૮૬૪ થીતે તા૦ ૩૧ મી મારચ ૧૮૬૮ સુધી દર માસે દસ્તુર શોરાબજી રૂસતમજી મુલ્લાંફીરોજનાને રૂ૨૦૦) નો દરમાયો આપતો કીધો હતો. પણ તે પછી ફંડની હાલત નબળી થવાથી તથા તેમાં વધુ રકમો ભરાવી બંધ થવાથી તા૦ ૧ લી આપરેલ ૧૮૬૮ થી દસ્તુરજીનો પગાર રૂ૧૦૦) નો કીધો હતો, અને ઈ૦ સ૦ ૧૮૬૯ થી કેટલાક કદમી જરથોસ્તીઓએ દર સાલ નાપસી નાખવી રકમોનાં લવાજમ આપવાનાં કીધાં હતા, પણ તે છતાંથી એ ફંડની ઊણજ દર માસે

રીની શેઆલ ઓરાડી હતી, તેમજ મરહુમ શેઠ દાદીભાઈ નોશરવાંનજીનાં આતશબેહરાંમના દસ્તુર તરીકે પણ એક શેઆલ હોરાડી હતી. દસ્તુર શેરાબજીએ પોતાને મલેલાં આ માન બાબે મીજલસને કહી સંભલાવ્યું કે "માહરા ઉપર એક મોટી જોખમ ભરેલી ફરજ તમો સાહેબોએ નાંખીછે કે મહને તમો નેક સાહેબોએ દસ્તુરીનું માંન આપેલુંછે. પણ માહરે અંતરે કબુલ કરવાની ફરજછે કે માહરા એઆલમાં હેવાં માનની ઉમેદ મુતલક નહી હોવાના સબબથી મેં એ ઓહોદાની ફરજો ઘટતી રીતે અદા કરવાની પુરતી તઈઆરી કીધી નથી, પણ આંપણી કદીમી અનજુમને જાહેર મતથી ઠેરાવ કરીને આજ દીને દસ્તુરીનો મરતબો મહને બક્ષેઓછ તે હું મોહોટાં હેશાંન સાથે કબુલ રાખીને આટલું કેહવાની રજા લઉંછ કે હવે પછે માહારે શર મુકેલી ફરજો બજાવવાને માહરે જેવી રીતે કોશેશો કરવી જોઈએચ, તે માહરી કમશકતી મુજબ કરવાને તજવીજ કરશ."[૧]

---

તા૦ ૧૦ મી જાનેવારી.

રોજ ૧૯ માહ ૪ (શે૦) ૧૨૩૩ યજદેજરદી,

મરણ—કાવશજી દોરાબજી સકલાતવાલા[૨]—ઉમર વર્ષ ૭૦) શેઠ દોરાબજી જમશેદજી સકલાતવાલાના વડા દીકરા. એવણ પ્રથમથીજ પોતાના બાપની સાથે તેમના સકલાતના વ્યાપારમાં પડેલા હતા, અને ઈ૦ સ૦ ૧૮૫૩ માં બાપનાં મરણ પછી પોતાના ભાઈઓની સાથે "દોરાબજી જમશેદજીના છોકરાઓ" ને નામે મુંબઈ મધે સકલાતનો મોટો વ્યાપાર ચલાવતા હતા.

---

તા૦ ૧૧ મી જાનેવારી.

રોજ ૨૦ માહ ૪ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

આજ દીને અહમદનગર મધે મરહુમ બાઈ આવાંબાઈ તે મરહુમ શેઠ ખરશેદજી નશરવાંનજી ગોઈપોરીઆનાં વીધવાનાં ઉઠમણામાં તેમના દીકરા શેઠ નશરવાંનજી ખરશેદજી નગરવાલા તથા બીજાં બેહેશીઓએ મલી રૂ૩૩૫૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૩]

---

તા૦ ૧૧ મી જાનેવારી.

વરોડરાના ગાયકવાડ માહરાજા ખંડેરાવ મુંબઈ મધે ફરવાને આવ્યા હતા તેમને આજ રાત્રે સર જમશેદજી જીજીભાઈ બારોનેટે પોતાનાં કોટનાં મોટાં ઘરમાં એક નાચની મીજલસ કરી નોતરયા હતા. આ વેળાએ સર્વે દેશી શેઠયાઓ હાજર થયા હતા. સર જમશેદજીએ ગાયકવાડને એક કીમતી જરીનો પોશાક તથા કેટલાંક જહવેરાતનું નુજરાંનું કર્યું, તથા તેના સરદારોને કાશમીરી શેઆલો હોરાડી હતી.[૪]

---

રૂ૧૦૦) ની ન થવાથી તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૫ થી એ ફંડની જે આવક થાય તે દસ્તુરજીને આપતી કીધી હતી, અને તે મુજબ ઈ૦ સ૦ ૧૮૭૫ થીતે ૧૮૭૮ સુધીની આવકનાં રૂ૮૦૦), ઈ૦ સ૦ ૧૮૭૯—૮૦ માં રૂ૮૦૦), ૧૮૮૧ માં રૂ૫૦૦), ૧૮૮૨ માં રૂ૭૫૦), અને ૧૮૮૩ માં રૂ૭૭૫) દસ્તુરજીને આપ્યા હતા.

એ પછી દસ્તુર શેરાબજી રૂસ્તમજી મુલાંફીરોજનાં તા૦ ૨૬ મી નવેમબર ૧૮૮૩ ને દીને મરણ પામ્યા તેમની જગો પર કદમી અંજુમને મલી તેમના નબીરા દસ્તુર ખુરશેદજી ફીરોજજી મુલાંફીરોજનાને દસ્તુર નેમ્યા. તે વખતે મલેલી અંજુમનમાં દરેક કદમી ઘર દીઠ દર શાલ રૂ૫) એ ફંડમાં ભરવાની બલામણ કરવામાં આવી હતી. તે મુજબ ઈ૦ સ૦ ૧૮૮૪ થીતે ૧૮૯૧ સુધીમાં રૂ૪૧૦૭॥ વસુલ થયા હતા, અને તેમાંથી નવા ઠેલા ઉપલા દસ્તુરજીને ઈ૦ સ૦ ૧૮૮૪ માં રૂ૫૦૦), ૧૮૮૫ માં રૂ૮૦૦), ૧૮૮૬ માં રૂ૬૦૦), ૧૮૮૭ માં રૂ૮૫૦), ૧૮૮૮ માં રૂ૧૦૫૦), ૧૮૮૯ માં રૂ૧૧૦૦), ૧૮૯૦ માં રૂ૬૦૦), અને ૧૮૯૧ માં રૂ૬૫૦) આપ્યા હતા, તેમજ એ નવા દસ્તુરજીને ફારસી તથા જંદ શિખવવા પાછલ ઈ૦ સ૦ ૧૮૮૪ ની શરૂઆતથી તે તા૦ ૩૦ મી જુન ૧૮૮૯ સુધી રૂ૯૩૩) નો ખરચ કીધો હતો.

આએ ફંડની પુંજી સાચવવા માટે કાએદાસરનું એક ટ્રસ્ટડીડ હાઈ કોરટના વકીલ શેઠ હોરમજજી મનચેરજી ચીજગરની મારફતે તા૦ ૩૦ મી મારચ ૧૮૮૬ ને દીને કરાવવામાં આવ્યું હતું, અને તે પુંજીના તરસ્ટીઓ તરીકે શેઠો ખરશેદજી રૂસ્તમજી કામાજી, હોરમજજી ખરશેદજી આશબરનર, નવરોજજી જાંગીરજી ગામડીઆ, મેહરવાંનજી ફરદુનજી મરજબાંન, અને હોરમજજી મનચેરજી કામાજીને નેમ્યા હતા.

એ ફંડ મધે ઉપલાં પેહેલે દીને ફેરવેલાં લીસ્ટ મધે ભરાયલા રૂ૧૯૧૫૫) ઉપરાંત અત્યાર લગન તેમાં ઈ૦ સ૦ ૧૮૯૧ સુધીના તેના છેલા હીસાબ મુજબ કદમી જરથોસ્તીઓએ દર શાલ લવાજમના રૂ૬૫૭૧॥, સર અવસરે ભરાયલા રૂ૨૯૨૮), વ્યાજના રૂ૧૦૯૭૫॥૨, તથા તા૦ ૩ જી આગષ્ટ ૧૮૬૪ ને દીને બાઈ ધનબાઈજી તે મરહુમ શેઠ ધનજીભાઈ નશરવાંનજી કામાજીનાં વીધવાએ પોતાના ખાવંદની પુંજીમાંથી પોતાની દીકરી મરહુમ બાઈ બચુબાઈ તે શેઠ બહમનજી ખરશેદજી કામાજીનાં પેહેલાં ધણીઆંનીનાં પુનને માટે રૂ૧૦૦૦) ની રકમ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાને આપી તે મલી રૂ૪૦૬૭૦।૨ની ઉપજ થઈ હતી, અને તે મધેથી ઈ૦ સ૦ ૧૮૬૪ થી તે ૧૮૮૩ સુધી દસ્તુર શેરાબજીને રૂ૨૧૦૦૫) તથા ૧૮૮૪ થી તે ૧૮૯૧ સુધી નવા દસ્તુર ખુરશેદજીને રૂ૬૧૫૦) તથા બીજા પરચુરણ ખરચના રૂ૫૪૧૬। બાદ કરતાં બાકી પુંજી રૂ૮૦૫૯)૨ છે.

[૧] મુંબઈ સમાચાર, તા૦ ૭ મી જાનેવારી ૧૮૬૪.

[૨] શેઠ નાનાભાઈ બરજોરજી સકલાતવાલાના બાપાવા.

[૩] જામે જમશેદ, તા૦ ૮ મી ફેબરવારી ૧૮૬૪.

[૪] જામે જમશેદ, તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૬૪.

નામદાર ગાયકવાડે સર જમશેદજીને તેમનાં મકાંન આગલ હમેશાં નકારખાંનું ચાલુ રાખવાને સુચના કરી તેના ખરચ માટે પોતાના મુલકમાં કાંઈ જાગીર આપવા, તેમજ મુંબઈમાં બેશી ફરવાને રાજદ્વારી પાલખી ભેટ આપવાને જણાવ્યું હતું. પણ તે લેવાને મોટા ઉપકાર સાથે ના પાડવામાં આવ્યું હતું. (જામે જમશેદ, તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૬૪.)

એ પછી ગાયકવાડ ખંડેરાવ પુણાં ખાતે ગયા હતા, અને ત્યાં પણ તા૦ ૨૫ મી જાનેવારીએ સર જમશેદજીએ તેમને પોતાના રાઉનટન હાલવાલા બંગલામાં તથા તા૦ ૨૮ મી જાનેવારીએ ખાંનબાહદુર પદમજી પેશતનજીએ તે નામદારને પોતાના બવાની પેંટને મકાને બોલાવી માન આપ્યું હતું.

તા૦ ૧૨ મી જાનેવારી.

આજ દીને મરહુમ શેઠ કાવશજી દોરાબજી મુકલાતવાલાનાં ઉઠમણાંમાં તેમના ભાઇઓ શેઠો નવરોજજી, બહમનજી, શાપુરજી અને એદલજી દોરાબજી મુકલાતવાલાએ રૂ૧૦૦૦), માતાજી બાઇ માણેકબાઇ, તથા વીધવા બાઈ મેહરબાઇ અને દીકરા શેઠ બરજોરજી કાવશજી મુકલાતવાલાએ રૂ૩૫૦), બેશી શેઠ નશરવાંનજી રતનજી તાતાએ રૂ૩૦૦), તથા બીજાં બેશીઓએ રૂ૫૫૦) મલી રૂ૨૨૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

તા૦ ૧૩ મી જાનેવારી.

નવસારી મધે ત્યાંની મદરેસાના હેડ-માશટર શેઠ શોરાબજી એદલજી વજીફદારે આજ દીને ડાકટર મારટીન હાઉગ તથા દસ્તુર હોશંગજી જામાસ્પજી જામાસ્પ આશાને એક જીયાફત આપી હતી. જ્યાં દસ્તુરો, દેસાઇઓ તથા મોબેદોનો એક મોટો મેલાવડો થયો હતો, જેમની એ વિદ્વાંન ડાકટર સાથે શેઠ શોરાબજીએ ઓળખાંણ કરાવી હતી, તથા ઘણાક ધર્મ સંબંધી સુવાલ જવાબો થયા હતા.[૨]

તા૦ ૧૪ મી જાનેવારી.

રોજ ૨૩ માહ ૮ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ જમશેદજી નવરોજજી જમશેદજી વાડીઆનાં ઉઠમણાંમાં તેમના બેશીઓએ રૂ૫૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૩]

તા૦ ૧૮ મી જાનેવારી.

સુરત મધે શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ બંધાવેલી હાસ્પીટલ ઉંઘાડવાની ક્રિઆ આજ દીને મુંબઇનો નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅર કે જે તે તરફ ફરવાને ગયો હતો[૪] તેણે મોટી ધામધુમ સાથે કીધી હતી. પ્રથમમાં મી૦ રાજરસે સભા મળવાનું કારણ તથા એક્ઝીકયુટીવ એનજીનીઅર મી૦ ઉડહાઉસે એ ઇમારત બાંધવા સંબંધી રીપોરટ વાંચી સંભલાવ્યો, જે બાદ નામદાર ગવરનરે ઉઠી એક સુભાખીત ભાષાણ કરી એ હાસ્પીટલ બંધાવનાર સખી શેઠ કાવશજીની ઘણીક તારીફ કરી તથા તેવણુથી બીમારીને લીધે હીયાં હાજર નહિ થવાયું તે બાબે પોતાની દલગીરી બતાવી, અને સર્વેની ખુશાલી વચ્ચે એ મકાન પ્રજાને માટે ખોલ્લું મુકેલું જાહેર કીધું.[૫]

[૧] જામે જમશેદ, તા૦ ૧૪ મી જાનેવારી ૧૮૬૪.

[૨] જામે જમશેદ, તા૦ ૨૩ મી જાનેવારી ૧૮૬૪.

[૩] મુંબઇની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૨૦ ના હીસાબની ચોપડી.

[૪] નામદાર ગવરનર સુરત જતાં નવસારીનાં સ્ટેશન ઊપર કેટલોક વખત થોભ્યા હતા, જ્યાં તેમને ગાયકવાડના સગનગીરજી ગ પારસીઓએ હાજર થઇ કેટલુંક માન આપ્યું શોરાબજી વા. ગવરનરે તેમનો ઊપકાર માનતાં હાનરેબલ (રૂ૭૫) શોરાબજી જીજીભાઇને ત્યાં જોઇને પોતાનો સંતોષ મેહરવાંનજી નશરવાંનજીની હેન્જગારી એક વાર પડતી મેલીને બહમનજી ખરશેદજી'થા શગાંવાહલાંઓ સાથ તે કસબામાં પેસતનજી ખરશેદજી જાનીઓને ફાએદો કરવામાં શુન્તરખનાજી. (રૂ૫૧) ધનજીભા. દીલાસો ને સુખ ઊપજતું હશે. જમાસપજી લાલા, દાદાભાઇ ડાકટર હાઊગને મદદ કરવા શરૂ ફરામજી પાટકનાં છોકરાઓ તે વિદ્વાન સાથ ગયલા લીમજી જમશેદજી બાટલીબોઇ, ૬ આશાનાની તારીફ કીધી દીનશાહ એદલજી લાંમ. (૩૫૦)

[૫] બોમ્બે ગેઝેટ, તા૦ ૨૨ મી જાનેવારી ૧૮૬૪.

આ હાસ્પીટલ બાંધવા માટે પ્રથમ શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૫૭ ને દીને સરકારના શેક્રેટરી મી૦ ડબલ્યુ. હારટ પર એક કાગજ લખી તેમાં સુરત શેહરમાં એક જાહેર હાસ્પીટલ તથા દવાખાંનાંની જરૂરીઆત બતાવી તે કામ માટે નીચલી સરતે રૂ૭૦૦૦૦) ની રકમ સરકારમાં આપવાની માગની કીધી. (૧) સુરત મધે એક પાકી બાંધણીની તથા મોટી અને જુદી જુદી કોમોના દરદીઓનો સમાસ થાય એવી હાસ્પીટલ તેમાં આંખના દરદીઓના "વારડ" સુધાંની સરકારે બંધાવી આપવી. (૨) સરકારે હમેશ એ હાસ્પીટલની મરામત કરાવવી અને તેમાં ખોરાક, કપડાં, દવાદારૂ વગેરેનો ખરચ પુરો પાડવો. (૩) સરકારે એ હાસ્પીટલને માટે એક આખા દીવશનો તબીબ રાખવો. (૪) સુરતના વતનીઓ પાસેથી એ હાસ્પીટલનાં ફંડમાં કાંઇ નાણું ભરાવવું નહી. આ વીશે સરકારે મેડીકલ બોરડનો રીપોરટ મંગાવવાથી તેણે જણાવ્યું કે જોકે સુરતમાં સીવીલ હાસ્પીટલ અને ડીસ્પેનસરી બંધે છે તોપણ એ શેહરના વધારા તથા તેની ૯૦,૦૦૦) માણસોની વસ્તી તરફ જોતાં એક બીજી હાસ્પીટલની ઘણી જરૂર છે. એ પછી તા૦ ૭ મી મેએ ૧૮૫૭ ને દીને સરકારના શેક્રેટરી મી૦ હારટે ઊપલા શેઠ કાવશજીના પત્રના જવાબમાં તેમને લખી જણાવ્યું કે સુરતમાં એક નવી હાસ્પીટલ અને દવાખાંનું ઊંઘાડવાનો કેટલુંક થયું સરકાર વિચાર ચલાવતી હતી, અને એ કામ માટે સુરતના કેટલાક આગેવાન ગ્રહસ્થોએ રૂ૧૯૦૦૦) સુધીની રકમ સરકારમાં આપવાને કબુલાત આપીછે, અને તેમાં ઊપલી શેઠ કાવશજીની રૂ૭૦૦૦૦) ની રકમ ઊમેરવા અને તે નીચલી સરતોથી કબુલ રાખવાને સરકાર ખુશી છે. ૧ લું—શેઠ કાવશજીની ઊપલી રકમ એક પાકી બાંધણીની તથા મોટી અને જુદી જુદી કોમોના દરદીઓનો સમાસ થાય એવી હાસ્પીટલ તેમાં આંખના દરદીઓના "વારડ" સુધાંની બાંધવાનાં કામમાં રોકશે. ૨ જું—તે હાસ્પીટલ બંધાયા પછી સરકાર તેની જાબુક મરામત કરાવશે. ૩ જુ—એ હાસ્પીટલમાં ખોરાક, કપડાં, વગેરેનો ખરચ ઊપલી રૂ૪૯૦૦૦) ની વધેલી રકમનાં વ્યાજ તથા બીજી સુરત શેહર મધેથી મળતી વધુ બખશેશ મધેથી કરવા ઊપરાંત થશે તો તે સરકાર પોતે આપશે. ૪ થું—એ હાસ્પીટલ તથા દવાખાનું એક સબ-આસીસ્ટંટ સરજ્યનના સ્વાધીનમાં આપવામાં આવશે, કે જેનો પગાર સરકાર આપશે.

એ પછી તા૦ ૨૧ મી જુન ૧૮૫૮ ને દીને શેઠ કાવશજી તરફથી સરકારને જણાવવામાં આવ્યું કે સુરતના લોકો પાસેથી એ હાસ્પીટલનાં બાંધકામ તથા તેના ચાલુ ખરચને માટે કોઇબી વખતે સરકાર કસો લવાજમ નહી લેવાની

### તા૦ ૨૧ મી જાનેવારી.

શેઠ પીરોજશાહ પેશતનજી મેહેર હોમજીએ "અમેરીકાની મુસાફરી" એવે નામનું ઈ૦ સ૦ ૧૮૬૨ માં ઇંગલાંડથી અમેરીકાનાં યુનૈટેડ સ્ટેટસ ખાતેની મુસાફરીમાં કીધેલી દર રોજની નોધનું એક પુસ્તક રચી વગર નામે પ્રગટ કીધું હતું.[1] એ મુસાફરી એવણ તથા શેઠ ડાબાભાઇ ફરામજી કામાજીએ તા૦ ૧ લી જુલાઇથી તે ૧૦ મી સપટેમબર ૧૮૬૨ સુધી કીધી હતી, અને લીવરપુલથી તે વેળાની રાક્ષી કદની વખાણાયલી સ્ટીમર "ગ્રેટ ઇસ્ટરન" માં સવાર થઈ ન્યુયારક ગયા હતા.

---

### તા૦ ૨૨ મી જાનેવારી.

શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઇએ સુરતની દીવાની તુરંગમાંના બંદીવાનોનું રૂ૧૪૦૦) ની રકમ સુધીનું દેવું આપી તેમને છોડવ્યા હતા.[2]

---

### તા૦ ૨૪ મી જાનેવારી.

રોજ ૩ માહ ૬ (કદ) ૧૨૩૩ યજદેજરદી.

આજ દીને બાઈ જરબાઇ તે મરહુમ શેઠ પેશતનજી મેહેરવાંનજી ઇરાંનીનાં વીધવાએ પોતાના ખાવંદનાં પુનને માટે નવસારીની પાસેનાં તવડી ગામમાં નવાં બંધાતાં દોખ્મ-માંની સાંમે એક શગરી તથા કુવો બંધાવી ત્યાંની અંજુમનનાં વપડાસને માટે ઓહો મુકયો હતો.[3]

---

કબુલાત આપેતો તેવણ ઉપલી પોતે આપવા માગેલી રકમમાં વધારો કરી રૂ૪૦૦૦૦) આપવાને ખુશી છે. એ પછી તે રકમ વધારી શેઠ કાવશજીએ રૂ૪૫૦૦૦) આપવા જણાવ્યા હતા. એ રકમ સરકારનાં વૈદક ખાતાંના ડાએરેકટર જનરલે બાહલ રાખવાથી તે કબુલ કરવામાં આવી, અને શેહેરના મધ્ય ભાગમાં એ હાસ્પીટલ બાંધવાને ઠેરવ્યું. એ પછી હાસ્પીટલનો પલાન તથા ખરચનો અડસતો તૈયાર કરવાને સરકારે ફરમાવ્યું, જે તા૦ ૧૬ મી મેએ ૧૮૬૧ ને દીને ઊતર વીભાગના સુપરીંટેંડીંગ ઇનજીનીઅરે રૂ૭૮૬૨૦) નો કરી સરકારપર મોકલ્યો. સરકાર તરફથી તે બાહલ રાખી હાસ્પીટલનું બાંધકામ ચાલુ કરવાનો હોકમ તા૦ ૨૫ મી જુલાઇ ૧૮૬૧ ને દીને કરવામાં આવ્યો. એની આગમજ શેઠ કાવશજીએ રૂ૪૫૦૦૦) સરકારી તીજોરીમાં ભરયા હતા. એ પછી ખરચના અડસતામાં બીજો રૂ૧૧૦૦) નો વધારો કરવામાં આવ્યો હતો. વળી બાંધકામ ચાલુ કરવા પછી તે તરફ રેલવેની લાઇન બંધાતી હોવાને લીધે મજુરી તથા બીજા અશબાબની મોઘવારી થવાથી ૧૮૬૨ ના નવેમબર માસમાં ખરચના અડસતામાં બીજા રૂ૧૨૦૦૯) નો વધારો એકઝીકયુટીવ ઇનજીનીઅરે કીધો હતો. વળી હાસ્પીટલના કંપાઉંડની બાહેરની દેવાલ તથા તેમાં એક ઘડીઆલ સાથનો મીનારો બાંધવાને બીજા રૂ૧૧૯૫૦) જોઇતા હતા, જેનો અડધો ભાગ જો શેઠ કાવશજી આપેતો અરધો ભાગ સરકારે આપવાને તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૬૩ ને દીને સેવણપર લખ્યું હતું. એના જવાબમાં તેજ દીને શેઠ કાવશજીએ સરકારમાં લખી જણાવ્યું કે એ હાસ્પીટલ સંધી તેવણને ખરચે બંધાય એવી તેમની ખુશી છે, માટે ઉપલા અરંવા ખરચની કસ્ત્રી રકમ સરકાર પાસેથી ન લેતાં તેવણે સંધા ખરચના રૂ૨૧૦૪૨) નો એક ખીડયો હતો. આ ઉપરથી સરકારે તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૬૩ ને દીને નીચલો ઠેડાવ બાહેર પાડી શેઠ કાવશજીની આ સખાવત માટે તેમનો ઉપકાર માની તેમનાં નામની એક તખ્તી હાસ્પીટલના અંદરના ભાગમાં મારવાનો હોકમ કીધો હતો:—

*Resolution.*—The best thanks of Government should be conveyed to Mr. Cowasjee Jehanghier for his munificent liberality. The cheque should be forwarded to the Chief Engineer at the Presidency, with a request that he will issue immediate instructions for the vigorous prosecution and early completion of the hospital, its outhouses &c. The Chief Engineer should be directed to prepare an abstract of all the expenditure on this building, which after it has been audited, should be forwarded for the information of Mr. Cowasjee Jehanghier. The Governor in Council directs that a tablet be placed inside the hospital to record the name of the founder, the inscription being previously submitted for the approval of Government. The proceedings of Government should be reported to the Secretary of State for India.

એ પછી સેક્રેટરી આૅફ સ્ટેટે પોતાના તા૦ ૧૭ મી આપરેલ ૧૮૬૩ ના ડીસપાચમાં ઉપલી શેઠ કાવશજીની સખાવત માટે મુંબઇની સરકાર સાથે મળતા થઇ પોતાની ખુશી નીચે મુજબ જાહેર કીધી હતી:—

"I am desirous that Mr. Cowasjee Jehanghier should be informed that I cordially join in your recognition of this instance of his munificent liberality."

આ હાસ્પીટલના દરવાજા પર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

THIS HOSPITAL
was built
in the Christian year MDCCCLXIII
in the Yezdezerdi year 1232
in the twenty sixth year of the reign of
Her Majesty Queen Victoria
For the relief of the sick of this City
at the sole cost of
Cowasjee Jehanghier Readymony Esq.
whose name it bears.
Amount Rs. 71,902.

૧ "અમેરીકાની મુસાફરી. એક પારસી ધરહસથે સને ૧૮૬૨ માં ઇંગલંડથી અમેરીકાનાં યુનાઇટેડ સટેટસ ખાતેની મુસાફરીમાં કીધેલી દરરોજની નોંધ. મુંબઇ, દફતર આશકારા છાપખાનામાં છાપીઉંછે. સન ૧૮૬૪."

૨ સુરત મીતર, તા૦ ૨૪ મી જાનેવારી ૧૮૬૪.

૩ આ શગડી ઉપર નીચે પ્રમાણે તખ્તી કોતરેલીછે:—
"બાઇ જરબાઇ તે પેશતનજી મેહેરવાંનજી ઇરાંનીની
"વીધવાએ પોતાના ખાવંદ પેશતનજી મેહેરવાંનજી ઇરાંનીનાં
"પુનને શારૂં આએ શગરી તથા કુવો બંધાવેઓછે.
"રોજ ૩ જો અરદીબેહેશત માહા ૬ થો શરેવર કદમી
"શને ૧૨૩૩ ઇઅજદેજરદી જરથોશતી. તારીખ ૨૪ મી
"જાનેવારી શને ૧૮૬૪ અંગરેજી."

### તા૦ ૨૫ મી જાનેવારી.

અતરેની એલફીનસ્ટન કાલેજ મધે સંસ્કરત ભાષાનું એક લાએક પુસ્તકખાનું ઉંઘાડવા માટે સર અલેકઝાંડર ગ્રાંટ બારોનેટે એક લીસ્ટ ઉભું કીધું હતું, જેમાં રૂ૧૮૫૫) હિંદુઓએ, ૨૫૦) બાઆઓએ, અને રૂ૨૫૭૦) પારસીઓએ[૧] મલી રૂ૪૪૭૫) ભરાયા હતા.[૨]

### તા૦ ૨૮ મી જાનેવારી.

નાશકના મામલતદાર શેઠ ધનજીભાઇ અરદેસર શેઠનાને નામદાર સરકારે રતનાગરીના ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી માજીસ્ટ્રેટ નેમ્યા હતા.[૩]

### તા૦ ૨૯ મી જાનેવારી.

દમણ મધે હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈએ બંધાવવા માંડેલી ઇંગ્રેજી સ્કુલ તથા લેકચર હાલ જેને પોરટુગલના હાલના પાદશાહનાં નામ ઉપરથી "ડાન લુઈ ધી પ્રીમીઅર હાલ" નું નામ આપવામાં આવ્યું હતું તે મકાંનનો પાયો નાખવાની ક્રિઆ આજ દીને ત્યાંના નામદાર ગવરનર શીઓર રીકારડ કારલ કલાએ મોટી ધામધુમ સાથે કીધી હતી. પાયાની જગોથી તે હાનરેબલ રૂસતમજીના ઉતારાનાં મકાંન સુધી ગયારીમનનાં લશ્કરની ૨૦૦) માણસોની ટુકડી સફ સમારી ઉભી હતી. સવારના નવ વાગે નામદાર ગવરનર પોતાનાં રેસાલા સાથે હાનરેબલ રૂસતમજીને એસ્તેકબાલ લેવાને તેમને મકાને ગયા હતા, અને જયાંથી સરઘસના આકારમાં સઘળાઓએ આવી માડવમાં પોતાની બેઠક લીધી હતી. પ્રથમમાં દમણના વડા પાદરીઓએ દુવા તથા ઉદવાડાના દસ્તુરોએ તંદરોસ્તી પઢવા બાદ નામદાર ગવરનરે પાયાનો પથર ગોઠવ્યો, અને ઇંગ્રેજીમાં એક ભાષણ કીધું, તથા હાનરેબલ રૂસતમજીને રૈયત તરફનું એક માનપત્ર વાંચી સંભળાવ્યું. જે બાદ કીલા ઉપરથી ટોપો છોડી, તથા હાજર રહેલાં લશ્કરે તોપી ઉતારી ત્રણવાર પોરટુગલના નામદાર શાહનશાહની તથા ત્રણવાર હાનરેબલ રૂસતમજીની "વીવા" એટલે ઉમરદરાજીના ખુશાલીના પોકારો કીધા. એ પછી સ્કુલની કમીટીના સરનશીને એક માનપત્ર ભેટ આપ્યું તથા સઘળાઓ હાનરેબલ રૂસતમજીનાં મકાનમાં સાથે મેજબાંની લેવાને ગયા. એ દીનનો મહીમાં જોવાને પુશ્કળ લોક બાહેર ગામોથી પણ દમણ આવ્યું હતું, જેમની શેઠો માણેકજી તથા દાદાભાઇ કાવશજી દમણવાલાએ ઘણી અછી રીતે પરોણાગત કરી હતી.[૪]

### તા૦ ૧ લી ફેબરવારી.

મુંબઇની વસ્તીની ગણત્રિ આજ દીને અતરેની સરકારના હોકમથી લેવામાં આવી હતી. એ કામ અતરેના પોલીશ કમીશનર મી૦ ફારજેટનાં ઉપરીપણાં હેઠલ થયું હતું.[૫]

---

[૧] પારસીઓના રૂ૨૫૭૦) નીચે મુજબ હતા:—

(રૂ૧૦૦૦) કાવશજી જાંગીરજી રેડીમની. (રૂ૧૫૦) ઓનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇ, શોરાબજી જમશેદજી જીજીભાઇ, ફરાંમજી નશરવાંનજી પટેલ. (રૂ૧૦૦) દીનશાહ જાંગીરજી પીટીટ, નશરવાંનજી માણેકજી પીટીટ, મેહરાંશોરાબજી વાછાગાંધી, લીમજી માણેકજી બનાજી, કાવશજી (રૂ૭૫) શોરાબજી શાપુરજી ખરશેદજી દાદીશેઠ, બહમનજી ફરાંમેહરવાંનજી નશરવાંનજી ફરદુનજી પારખ. (રૂ૭૫) શોરાબજી બહમનજી ખરશેદજી દાદી મેહરાંમજી બનાજી, ધનજીપેશતનજી ખરશેદજી બનાજી નવરોજજી પ્રોફેસર. (રૂ૨૫) બનાજી. (રૂ૫૧) ધનજીભાઇ ફરાંમજી પટેલ, મેહરવાંનજી જમાસપજી લાલા, દાદાભાઇ દાદાભાઇ ગાંધી.

શાહ ફરાંમજી પાટકનાં છોકરાઓ

લીમજી જમશેદજી બાટલીબોઇ, ૨૫ મી જાનેવારી ૧૮૬૪

દીનશાહ એદલજી લાંભ. (રૂ૫૦) મી જાનેવારી ૧૮૬૪.

[૪] જામે જમશેદ, તા૦ ૨૬ મી જાનેવારી ૧૮૬૪.

આ મકાંન રૂ૮૭૦૦૦) ને ખરચે બંધાઇ ઈ૦ સ૦ ૧૮૬૭માં તૈયાર થયું હતું, અને તેમાં હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇને ખરચે એક ઇંગ્રેજી સ્કુલ ઉંઘાડવામાં આવી હતી, જેનો ખરચ ઈ૦ સ૦ ૧૮૭૨ સુધી એ શેઠે આપ્યો હતો, તથા તે ઉપર શેઠો માણેકજી અને દાદાભાઇ કાવશજી દમણવાલા દેખરેખ કરતા હતા. એ પછી ૧૮૭૨ માં શેઠ રૂસતમજીનાં મરણ પછી એ સ્કુલ બંધ થાઈ હતી, અને હાલ એ ઇમારતમાં દમણની મ્યુનીસીપાલીટી તરફથી ગુજરાતી તથા પોરટુગીજ શિખાડવાની એક નિશાલ તથા ત્યાંની સરકારને ખરચે એક ઇંગ્રેજી સ્કુલ નાઘલા પાયા ઉપર ઉંઘાડવામાં આવીછે.

[૫] એ કામને માટે અતરેના રેહવાસીઓને ઉલટ આપવા માટે નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે તા૦ ૧૪ મી જાનેવારી ૧૮૬૪ ને દીને પોતે જાતે સુલેહના અમલદારોની સભામાં બીરાજી દરેક અમલદારને એ કામમાં ઘટતી મદદ કરવાને આગ્રહ કીધો હતો. વળી સર જમશેદજી જીજીભાઇ બારોનેટ અને હાનરેબલ જગનાથ સંકરશેઠે મલી દેશી કોમોના આગેવાંનોની એક સભા તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૬૪ ને દીને આ કામમાં સરકારને મદદ કરવાની લોકોને સમજાવત કરવા માટે મેલવી હતી. એ ઉપરાંત શેઠ ડોસાભાઇ ફરાંમજી કરાકાએ "દરએક દેશ અથવા શેહરની ખરી અને ચોકસ વસ્તીનો હીસાબ કાહડવાની અગત તથા તેથી નીપજતા ફાએદા" વીશે ગુજરાતી ભાષામાં ૨૦૦૦) ચોપાંનીઆં છપાવી વેંહચ્યાં હતાં.

વસ્તીની ગણત્રિથી થતા ફાયદા બાબે જરથોસ્તી આલમને સમજ પાડવા માટે કેટલાક પારસી ગ્રહસ્થોની કોશેશથી તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૬૪ ને રવીવારે નીચલાં આઠ ઠેકાણાંઓ ઉપર તે લતાના સર્વે પારસીઓની સભા બોલાવી તેમાં ભાષણો કરાવ્યાં હતાં:—

સવારનાં ૧૦ વાગે ચંદનવાડી મરહુમ હોરમજજી વાડીઆનાં આતશબેહરાંમમાં દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ. "આ સભામાં નવાઇ શરખા બનાવમાં એક આસરે ૧૩ વરશની વએના નાહના છોકરા (કેખશરૂ શોરાબજી નરીમાન) નું ભાષણ હતું. તે છોકરો ઘણોક વખત સુધી એવીતો ચાલાકી તથા સારાં સાન અને રાજીથી બોલ્યો હતો કે સરવે સભાસદો અચરત થાએલા હતા." (રાસ્ત ગોફતાર, તા૦ ૭ મી ફેબરવારી ૧૮૬૪.) એજ વખતે કોલાબે મરહુમ

તા૦ ૩ જી ફેબરવારી.

સુરતવાલા શેઠ રતનજી કાવશજી પેશતનજી ઘડીઆલી જેવણને વડોદરાના મરનાર માહરાજા ગણપતરાવે પોતાના નામીચા મોતીબાગના મેહલમાં તરેહવાર જાતનું સાંચાકામ તથા ઘડીઆલો વગેરે ગોઠવી તેની જાપુકની મરામત કરવાને રાખ્યા હતા, તથા માહારાજા ખંડેરાવે પણ તેમને એજ ઓહદા પર કાએમ રાખ્યા હતા તેવણે વડોદરામાં એક "આએરન ફાઉંડરી" તથા તંકસાલ ઉભી કીધી હતી, અને તેમાં માહરાજાના હોકમથી તેનાં રાજમાં ચાલતો બાબાશાહી સિક્કો ઘણી આછી કારીગરીથી પાડયો હતો, તથા જે નવા સિક્કા માહ-રાજા પોતાની છેલ્લી મુંબઈની મુસાફરી વેળા અતરે પણ વાપરવાને લાવ્યા હતા.[૨]

---

તા૦ ૪ થી ફેબરવારી.

શેઠ મેહરજીભાઈ બાપુજી વીકાજીને નામદાર સરકારે મુંબઈની કમીટમનાં પાંચમા આસીસટંટ કમીશનર નેમ્યા હતા.[૨]

---

શેઠ જીજીભાઈ દાદાભાઈનાં ધર્મખાતાંની સ્કુલમાં ડાકટર કાવ-શજી હોરમજજીએ.

બપોરનાં બે વાગે મરહુમ દાદીશેઠનાં આતશબેહેરાંમમાં દસ્તુર શેરાબજી રૂસતમજી મુલાં ફીરોજે.

બપોરનાં ૩॥ વાગે કોટમાં મરહુમ માણેકજી શેઠની વાડીમાં દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપ આશાનાએ.

સાંજનાં ૪ વાગે ફરેલવાડી મરહુમ કાવશજી બેહરાંમજી બનાજીવાલાં આતશબેહરાંમમાં દસ્તુર ખુરશેદજી પેજનજીએ.

સાંજનાં ૫ વાગે ગોટ શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીના રેહવાના બંગલામાં શેઠ ધનજીભાઈ ફરામજી પટેલે.

સાંજનાં ૬ વાગે પરેલ મરહુમ શેઠ મનચેરજી જમશેદજી વાડીઆવાલી દરેમેહરમાં શેઠ કુવરજી રૂસતમજી મોદીએ.

રાતનાં ૭ વાગે બાહેરકોટ મરહુમ સર જમશેદજીના અલાહીબાગમાં દસ્તુર જમશેદજી શેરાબજી કુકાદારૂએ.

ઉપલી વસ્તીની ગણુનિ લેવા બાબેનો રીપોરટ મી૦ ફારજટે સરકારમાં મોકલયો તેમાં એ કામમાં મદદ કરવા થકી પારસીઓમાં સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, ફરાંમજી નશરવાંનજી પટેલ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ખરશેદજી રૂસતમજી કામાજી, ડોશાભાઈ ફરાંમજી કરાકા, નવરોજજી ફરદુનજી અને અરદેસર ફરાંમજી મુસની વખાણ કરી હતી, અને સરકારે પોતાના ઠેડાવમાં એ ગ્રહસ્થોનો ઉપકાર માંનયો હતો.

એ બાદ ઉપલું વસ્તીની ગણત્રિનું પરીણામ ડીસેમબર માસમાં બાહેર પડયું હતું, જેમાં જણાવ્યા મુજબ મુંબઈની વસ્તી કુલે ૮૧૬૫૬૨ માણસોની હતી; જે મધે ૪૯૨૦૧ પારસીઓ હતા. જેમાં મરદ ૨૮૦૯૮ અને ઓરત ૨૧૧૦૩ હતાં. તેઓની ઊમરનું પ્રમાંણ નીચે મુજબ હતું :—

| | નર. | નારી. |
|---|---|---|
| ૨ વર્ષની અંદરનાં બચ્ચાં .. | ૮૯૩ | ૭૯૮ |
| ૨ થી ૧૩ વર્ષ સુધીનાં..... | ૫૮૭૩ | ૫૭૪૯ |
| ૧૪ થી ૪૪ વર્ષ સુધીનાં.... | ૧૬૪૮૬ | ૧૦૭૯૬ |
| ૪૪ થી ઊપરનાં ........ | ૪૮૪૬ | ૩૭૬૦ |
| | ૨૮૦૯૮ | ૨૧૧૦૩ |

ઓરતોનું પ્રમાણ મરદો કરતાં એક તૃત્યાંસ ઓછું ", ઇયાને ૧૦૦ પારસી ઓરતોએ ૧૩૩ પારસી મરદો હતા.

ધંધા—

૭૧૮૦ લખનારાઓ મેહેતા મુનશી વગેરે.
૬૧૪૯ વ્યાપારીઓ અને સરાફો.
૫૯૦૬ સુથારો તથા કારીગરો.
૫૩૩૨ નોકરો.
૩૫૮૦ ધર્મગુરૂઓ.
૩૧૧૭ મીલકત તથા પુંજી પર રેહનારા.
૧૭૯૩૭ બેકાર તથા ઊમરની અંદરનાં.

---

૪૯૨૦૧

એઓમાં બીમારી એક નહી હતી. ખાપણવાળાં ૧૩૯ માણસો હતાં, જેમાં ૨૮ ઘેલાં, ૨૦ મુગાંબેહરાં, ૩૯ આંધળાં, અને ૫૨ લુલાં લંગડાં હતાં.

**વસ્તીનાં મથકો—**

| | મરદ. | ઓરત. |
|---|---|---|
| કોલાબા...... | ૩૧૩ | ૨૮૩ |
| કોટ ....... | ૧૧૦૧૧ | ૮૬૭૦ |
| મેદાંન ..... | ૧ | ૦ |
| માંરકીટ .... | ૩૦૯૩ | ૨૭૮૮ |
| માંડવી ..... | ૨૪ | ૨૨ |
| ચકલા ...... | ૨૮૬ | ૨૭૬ |
| ઊમરખાડી.... | ૧૫૪ | ૧૪૫ |
| ડુંગરી ...... | ૧૪ | ૦ |
| ધોબીતલાવ .. | ૭૨૨૨ | ૪૫૬૮ |
| ફનસવાડી .... | ૩૩૮ | ૨૮૯ |
| ભુલેશર .... | ૭૯૨ | ૪૮૭ |
| ખારા તલાવ .. | ૨૮૨ | ૧૮૦ |
| કુંભારવાડા .. | ૨૩૮ | ૨૦૬ |
| કામાટીપરા .. | ૩૦૩ | ૨૧૨ |
| બેતવાડી .... | ૧૭૮૮ | ૧૩૨૦ |
| ગીરગાંમ .... | ૧૭૪ | ૧૧૨ |
| ચોપાતી .... | ૧૨૯ | ૧૩૨ |
| વાલકેશર .... | ૩૪૫ | ૨૨૪ |
| માહલક્ષ્મી .. | ૨૯૦ | ૧૫૫ |
| મજગાંમ.. .. | ૭૩૩ | ૫૭૧ |
| પરેલ ....... | ૧૬૯ | ૮૬ |
| સીવરી ...... | ૨૧ | ૫ |
| સીએ ...... | ૭૬ | ૧૪ |
| મેહમ ...... | ૨૬૪ | ૩૫૭ |
| વરલી ...... | ૪ | ૧ |
| બારાંમાં .... | ૪ | ૦ |
| | ૨૮૦૯૮ | ૨૧૧૦૩ |

૨ જામે જમશેદ, તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૬૪.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૪ થી ફેબરવારી ૧૮૬૪.

પારખ, શાપુરજી ધનજીભાઈ બાટલીવાલા, માણેકજી ખરશે-દજી સરાફ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, અરદેસર હોર-મજજી વાડીઆ, ફરાંમજી નશરવાંનજી પટેલ, મેહરાંમજી જીજીભાઈ, દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી માણે-કજી પીટીટ, બહમનજી ફરાંમજી કામાજી, અરદેસર ખરશેદજી દાદીશેઠ, બહમનજી જીજીભાઇ, ભીમજી માણેકજી બનાજી,

પોંહચાડવાનું એક ફંડ ઊભું કરવાને રૂ૫૦૦) પ્રથમમાં ભરી જુદું ખાતું પડાવ્યું હતું, તે ખાતાંમાં એવણે તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૮૬ ને દીને બીજા રૂ૫૦૦) ભરયા હતા. વળી એજ કારણસર તરસ્ટીઓએ ઇ૦ સ૦ ૧૮૮૭ માં કલકતાના જરથોસ્તીઓમાં એક લીસ્ટ ફેરવ્યું હતું તેમાં રૂ૩૬૦૪) નીચે મુજબ ભરાયા હતા:—

(રૂ૫૦૧) એક જરથોસ્તી. (રૂ૩૫૧) મેહરવાંનજી નાનાભાઇ મેહતા. (રૂ૨૫૧) જમશેદજી ફરાંમજી માડન. (રૂ૨૦૧) ધનજીભાઇ મેહરાંમજી મેહતાની કુંપની. (રૂ૧૫૧) મેહરવાંનજી હોરમજજી મેહતાની કુંપની, મરહુમ શેઠ ધનજીભાઇ એદલજી તલાટીનાં પુનને માટે કોલીબાઇ ધનજીભાઇ તલાટી, નાલીબાઇ મેહરવાંનજી મેહતા, મરહુમ શેઠ રૂસતમજી શોરાબજી ઊનવાલાનાં પુનને માટે, હોરમજજી નશરવાંનજી કુપરની કુંપની. (રૂ૧૦૧) મરહુમ શેઠ રૂસતમજી કાવશજી બનાજીનાં પુનને માટે, ફરાંમજી મનચેરજી ખુમલા, ફરાંમજી હોરમજજી અરજાંણી, જમશેદજી રતનજી બીશની, ભીમજીભાઇ ધનજીભાઇ મુનશી. (રૂ૫૧) મનચેરશાહ તથા હોરમજજી ફરાંમજી ઊનવાલા, જમશેદજી રૂસતમજી સકલાતવાલા, કાવશજી પેશતનજી ગોરા, બંદે ખોદા. (રૂ૫૦) દાદાભાઇ બરજોરજી તાંગરી. (રૂ૩૧) કુવરજી ધનજીભાઇ તંબોલી, બંદે ખોદા. (રૂ૨૫) કુવરજી બહમનજી ગંજવર, મનચેરજી શાપુરજી લશકરી, રૂસતમજી નવરોજજી પટેલ, બી. ફીરોજશાહની કુંપની, નશરવાંનજી શોરાબજી સુરતી, કાવશજી એદલજી ખંબાતા, મરહુમ શેઠ ધનજીભાઇ મેહરવાંનજી વાડીઆનાં પુનને માટે કાવશજી જમશેદજી મોદી, જાંગીરજી જમશેદજી ઇરાંનીએ પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ પીરોજબાઇનાં પુનને માટે, શાવકશાહ ધનજીભાઇ બનાજી, મનચેરજી માણેકજી શેકારી, એક જરતોશતી, દોરાબજી રૂસતમજી સકલાતવાલા, એક જરતોશતી, હીરજીભાઇ ફરાંમજી દાવર, ધનજીભાઇ રૂસતમજી. (રૂ૩૪૯) રૂ૨૫) ની અંદરની રકમ.

વળી એજ ફંડને માટે એજ વર્ષમાં શેઠ અરદેસર નશરવાંનજી મોદીએ મુંબઇમાં એક લીસ્ટ ફેરવી નીચે મુજબ રૂ૪૮૮૮) ભરાવ્યા હતા:—

(રૂ૫૦૦) બાઇ મોટલાંબાઇ તે મરહુમ શેઠ જાંગીરજી નશરવાંનજી વાડીઆનાં બેટી, હોરમજજી નવરોજજી કોપર. (રૂ૨૫૦) શોરાબજી ફરાંમજી પટેલ, મનચેરજી ફરાંમજી કામાજી તથા છોકરાઓ. (રૂ૨૦૦) નશરવાંનજી માણેકજી પીટીટ. (રૂ૧૫૦) મરહુમ શેઠ હોરમજજી મનચેરજી કામાજીનાં ફંડ મધેથી. (રૂ૧૨૫) ફરાંમજી નશરવાંનજી પટેલ, શોરાબજી શાપુરજી બંગાલી, સી. આઇ. ઇ.; નવરોજજી શોરાબજી શાપુરજી બંગાલી, મરહુમ શેઠ એદલજી ફરાંમજી આલબલેશના છોકરાઓ, મરહુમ શેઠ મનચેરજી રૂસતમજી હીરામાણેકની નઇઅતે. (રૂ૧૦૦) મરહુમ શેઠ હોરમજજી એદલજી કામાજીનાં ધર્મખાતાંમાંથી, મરહુમ શેઠ નશરવાંનજી મનચેરજી કામાજીનાં ફંડમાંથી, જમશેદજી નશરવાંનજી તાતા, જમશેદજી નશરવાંનજી પીટીટ, અવાંબાઇ તે કાવશજી બેજનજી કરાંનીનાં ધણીઆંની, ખરશેદબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી બહમનજી મોદીનાં વીધવા, બચુબાઇ તે જમશેદજી નશરવાંનજી મેહતાનાં ધણીઆંની, જમશેદજી નશરવાંનજી મોદી, મરહુમ શેઠ બહમનજી એદલજી આલબલેસની નઇઅતે, મરહુમ શેઠ માણેકજી શોરાબજી વાછાગાંધીનાં પુણને માટે તેમનાં બેટી બાઇ મેહરબાઇએ. (રૂ૭૫) બંદે ખોદા, પોંહચાજી મેહરાંમજી બાટલીબોઇએ બાપાવા તથા બપાઇનાં પુનને માટે. (રૂ૫૧) દાદાભાઇ બેજનજી કાતરક, મનચેરજી બહમનજી પંથકી, મરહુમ શેઠ રૂસતમજી શોરાબજી બરાશના છોકરાઓ, મરહુમ શેઠ દીનશાહજી ભીખાજી ખાનની નઇઅતે. (રૂ૫૦) ડાવેજર લેડી રતનબાઇ જમશેદજી જીજીભાઇ, ભીમજીભાઇ મનચેરજી મોદી, જમશેદજી ફરાંમજી પાલખીવાલા, બરજોરજી રૂસતનજી મોદી, દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી બહમનજી મોદીનાં બેટી, બાઇઆઇ તે મરહુમ શેઠ મનચેરજી નશરવાંનજી મોદીનાં બેટી, મરહુમ શેઠ પેશતનજી કાવશજી શેઠનાની નઇઅતે, મરહુમ શેઠ દારાશાહ ધનજીશાહ કપટાંનના છોકરાઓ, ફરાંમજી હોરમજજી મેહેતા. (રૂ૩૦) ખરશેદજી માણેકજી શેઠના, જાલભાઇ અરદેસર શેઠના. (રૂ૨૫) મરહુમ શેઠ બહમનજી જીજીભાઇના છોકરાઓ, મેહરાંમજી નશરવાંનજી સીરવાઇ, એદલજી મેહરવાંનજી દુબાશ, શોરાબજી કાવશજી તાતા, જમશેદજી બહમનજી વાડીઆ, નવરોજજી જાંગીરજી ગામડીઆ, દોરાબજી નાનાભાઇ વાડીઆ, કાવશજી દીનશાહ એડનવાલા તથા બાઇઓ, જાંગીરજી હોરમજજી મોદી, મનચેરજી દોરાબજી વકીલ, નશરવાંનજી જમશેદજી મોદી, જાંગીરજી કાવશજી જાંગીરજી રેડીમની, ખાનબાહદુર જમશેદજી ધનજીભાઇ વાડીઆ, પીરોજબાઇ તે મરહુમ શેઠ ધનજીભાઇ ડોશાભાઇ મામાનાં વીધવા, પીરોજા તે ડોશાભાઇ રૂસતમજી બીલીઆનાં ધણીઆંની. (રૂ૧૭૪) રૂ૨૫) ની અંદરની રકમ.

એ ઊપરાંત પુણેથી ખાનબાહદુર પદમજી પેશતનજીની મારફતે રૂ૭૦), એડનથી શેઠ કાવશજી દીનશાહજી એડનવાલા અને બાઇઓની મારફતે રૂ૩૬૬), તથા રંગુનથી શેઠો મેહરવાંનજી અને બહમનજી કાવશજી કપટાંનની મારફતે રૂ૨૩૨) એ ફંડમાં ભરાયા હતા.

એ પછી મુંબઇવાલા શેઠ મેહરાંમજી જીજીભાઇ, સી. એસ. આઇ. એ તા૦ ૮ મી આગશટ ૧૮૮૭ ને દીને શેઠ અરદેસર નશરવાંનજી મોદીની મારફતે એ ફંડમાં રૂ૧૨૦૦૦) ની રકમ આપી હતી અને તે બાબે એવી સરત કીધી હતી કે તેનું દર વર્ષે જે બ્યાજ ઊપજે તે મધેથી અરધી રકમ કલકતાનાં જરથોસ્તી રવાંનોને અવલ મંજલ પોંહચાડવાના ચાલુ ખરચમાં વાપડવી, અને બાકીની અરધી રકમ અસલ મુદલનાં તેમને નામનાં ખાતાંમાં દર વર્ષો વર્ષ ઊમેરવી, અને તેવા ઊમેરેલી રકમનું જે બ્યાજ ઊપજે તે પણ અસલ રકમનાં બ્યાજનીજ માફક દર વર્ષો વર્ષ અરધું ખરચીને અરધું મુદલમાં ઊમેરવું, તેમજ એ ફંડને "મેહરાંમજી જીજીભાઇ શ્રી કલકતાનાં જરથોશતી રવાંનોને અવલ મંજલ પોંહચાડવાનું ફંડ" એ પ્રમાણે નામ આપવું. આ સરતો તરસ્ટીઓએ તા૦ ૭ મી સપટેમબર ૧૮૮૭ ને દીને બાહલ રાખી હતી. એ પછી એ ફંડમાં બ્યાજ વાપડવાની સરતથી નીચલા ગ્રહસ્થોએ અમુક રકમો આપી તેનાં જુદાં ખાતાં પડાવ્યાં હતાં:—

(૧) તા૦ ૨૫ મી જુન ૧૮૮૭ ને દીને શેઠ કાવશજી બેજનજી કરાંનીએ પોતાનાં દીકરી મરહુમ બાઇ જીવણબાઇ તથા તેણીના દીકરા મરહુમ શેઠ બહમનજી અરદેસર મોદીનાં

કાવશજી માણેકજી લીમજી બનાજી, શેરાબજી પેશતનજી ફરાંમજી, નવરોજજી નાનાભાઇ ફરાંમજી, કાવશજી જાંગીરજી રેડીમની, બેહરાંમજી હોરમજજી કામાજી, નવરોજજી માણેકજી વાડીઆ, ધનજીભાઇ ફરાંમજી પટેલ, શેરાબજી ફરાંમજી

પટેલ, ખરશેદજી કાવશજી આશબરનર, ધનજીભાઈ ખરશેદજી સરાફ, મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી) ગ્રહસ્થોએ કરેલાં રેકવીજીશનની રૂએ આજ દીને ટાઉનહાલમાં એક જાહેર સભા નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરનાં પ્રમુખ-

---

પુનને માટે રૂ૧૦૦૦) ની નોટ. (૨) તા૦ ૨૩ મી જુલાઇ ૧૮૮૭ ને દીને શેઠ શેરાબજી કાવશજી પાંઉવાળાએ પોતાના બાવા મરહુમ શેઠ કાવશજી ધનજીભાઇ પાંઉવાળાનાં પુનને માટે રૂ૧૦૦૦) ની નોટ. (તેનું અરધું વ્યાજ રવાંનોને અવલ મંજલ પોહચાડવાનાં ફંડમાં તથા અરધું વ્યાજ કલકતાની જરતોશતી અંજુમનનાં ફંડમાં વાપરવાને.) (૩) તા૦ ૭ મી અકટોબર ૧૮૮૭ ને દીને શેઠો અરદેસર તથા જાંગીરજી નશરવાંનજી મોદીએ પોતાના બાવા મરહુમ શેઠ નશરવાંનજી બહમનજી મોદીનાં પુનને સારૂં રૂ૧૦૦૦) ની નોટ. (૪) તા૦ ૧૩ મી ડીજેમબર ૧૮૮૭ ને દીને શેઠ દીનશાહજી મનચેરજી પંથકીએ મરહુમ શેઠ કાવશજી બેજનજી દસ્તુરની પુંજીમાંથી રૂ૧૦૦૦) ની નોટ. (૫) તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૮૮ ને દીને સર દીનશાહજી માણેકજી પીટીટે પોતાના નબીરા મરહુમ શેઠ અરદેશર કાવશજી પીટીટનાં પુનને સારૂં રૂ૧૦૦૦) ની કલકતા મ્યુનીસીપાલ લોન. (૬) તા૦ ૩ જી મેએ ૧૮૮૮ ને દીને શ્રી હાંગકાંગ, કંતાન તથા મકાઉનાં જરથોસ્તીઓએ ડાલર ૧૧૭૮)૩૦ ભરી મોકલ્યા તેની રૂ૨૫૦૦) ની નોટ લઇ પાડેલું ખાતું.

એ પછી કલકતા તથા તેની આસપાસની જગોનાં જરથોસ્તી રવાંનોને અવલ મંજલ પોંહચાડવાનાં કારણસર જરથોસ્તી માણસોને પગારદાર રાખવા તથા તેને લગતો સર્વે બંદોબસ્ત તથા ખરચ કરવા તથા તેમના પર દેખરેખ અને ઘટતી ચોકસી રાખવા માટે કલકતાની જરથોસ્તી અંજુમનનાં ફંડના તરસ્ટીઓની સાથે બીજા તે તરફ વસનારા ૫) જરથોસ્તી ગ્રહસ્થોની એક કમીટી તા૦ ૧૫ મી આપરેલ ૧૮૮૮ ને દીને નેમી હતી :—

શેઠો હીરજીભાઇ માણેકજી રૂસતમજી, કાવશજી એદલજી પટેલ, જમશેદજી રતનજી બીશની, લીમજીભાઇ ધનજીભાઇ મુનશી, ફરાંમજી મનચેરજી ખુમલા.

ઉપલા ગ્રહસ્થો મધેથી શેઠ હીરજીભાઇ માણેકજી રૂસતમજી એ ફંડના તરસ્ટી નેમાયાથી તથા શેઠ કાવશજી એદલજી પટેલ મુંબઇ આવવાથી તથા શેઠ લીમજીભાઇ ધનજીભાઇ મુનશી બેહશતનશીન થવાથી તેમની જગો પર શેઠો કુવરજી બહમનજી ગજધર, નશરવાંનજી શેરાબજી સુરતી, અને કુવરજી ધનજીભાઇ તબોલીને નેમ્યા હતા.

વળી કલકતા મધે પારસીઓના ઉપેગને સારૂં એક લાઇબ્રેરી ઊઘાડવાને તરસ્ટીઓએ ઈ૦ સ૦ ૧૮૮૯ માં એક લીસ્ટ ફરતું કીધું હતું, જેમાં રૂ૧૧૯૨) નીચે મુજબ કલકતામાં ભરાયા હતા :—

(રૂ૨૦૧) બરજોરજી ફરાંમજીની કુંપની. (રૂ૧૫૧) પેશતનજી તથા કુવરજી એદલજી ગજધર. (રૂ૧૦૧) ફરાંમજી મનચેરજી ખુમલા, જમશેદજી ફરાંમજી માડન. (રૂ૭૧) મેહરવાંનજી હોરમજજી મેહતાની કુંપની, લીમજીભાઇ ધનજીભાઇ મુનશી. (રૂ૫૫) મેહરવાંનજી નાનાભાઇ મેહતા. (રૂ૫૧) રૂસતમજી શેરાબજી ઊનવાલાની કુંપની. (રૂ૨૫) ફરાંમજી હોરમજજી અરજાણી, હોરમજજી નશરવાંનજી કુપર, નશરવાંનજી મેહરવાંનજી પટેલ, કાવશજી એદલજી ખંબાતા. (રૂ૨૧) માણેકજી રૂસતમજી બનાજી અને છોકરાઓ હીરજીભાઇ તથા કાવશજી, કાવશજી એદલજી પટેલ. (રૂ૨૪૮) રૂ૨૦) ની અંદરની રકમ.

એ પછી એજ શાલની ઇપાને ૧૮૮૯ ની શરૂઆતમાં હાનરેબલ સર દીનશાહજી માણેકજી પીટીટ પોતાનાં ધણીઆંની લેડી સાકરબાઇ તથા કુટુંબ સાથે નામદાર ગવરનર જનરલની કૌનસીલમાં શામેલ થવા સારૂં કલકતે ગયા હતા તેમને તરસ્ટીઓ તથા બીજા તે તરફના જરથોસ્તીઓએ અરજ કરવાથી તેવણે એ ફંડમાં રૂ૮૦૦૦) નાં કલકતાનાં ૫) ટકાનાં વ્યાજનાં મ્યુનીસીપાલ બોંડ કે જેની લાગત રૂ૮૭૩૨)૧૦)૩ થઇ હતી તે તા૦ ૨૮ મી મેએ ૧૮૮૯ ને દીને ભેટ આપ્યાં હતાં, અને તે બાબે એવી સરત કીધી હતી કે એ બોંડનું કલકતાની જરથોસ્તી અંજુમનનાં ફંડનાં દફતરમાં એક જુદું ખાતું પાડી તેનાં વ્યાજની આવક જે દર વર્ષે રૂ૪૦૦) થાય. તે મધેથી રૂ૩૦૦) એ લાઇબ્રેરીના ખરચમાં વાપરવા, અને બાકી રૂ૧૦૦) દર વર્ષે ઈ૦ સ૦ ૧૯૧૬ માં એ બોંડનાં નાણાં મ્યુનીસીપાલીટી પાછાં પગાર કરે ત્યાંસુધી એ ખાતાંમાં વધારવા, અને દર વર્ષે વધારાનાં નાણાંની નોટ ખરીદી તે પણ ઉપલાં બોંડ સાથે ઊમેરવી. એ સરતો તરસ્ટીઓએ બાહલ રાખી એ લાઇબ્રેરી તા૦ ૧૪ મી આપરેલ ૧૮૮૯ ને દીનથી કલકતા મધે ઇજરા સ્ટ્રીટમાં એક ભાડેનાં મકાંનમાં "ધી હાનરેબલ સર દીનશાહ માણેકજી પીટીટ ઝોરાસ્ટ્રીઅન લાઇબ્રેરી" નાં નામથી ઊઘાડી હતી. એ લાઇબ્રેરીના વપડાશને માટે હાનરેબલ સર દીનશાહજીએ કબાટ, કોચ, ખુરસી વગેરે રૂ૪૧૫)૧૧)૬ નું ફરનીચર તથા રૂ૨૬૬)૧૫ ની કીમતની જુદી જુદી ચોપડીઓ તથા ચોપાંનીઆં ભેટ આપ્યાં હતાં, અને તે માટે એ લાઇબ્રેરી ઊઘાડતી વેળાએ કલકતાની જરથોસ્તી અંજુમને મલી એ સખી શેઠનો મોટો ઉપકાર માનયો હતો, તથા લાઇબ્રેરીને લગતા કાએદાઓ ઘડવા તથા તેને લગતી બીજી ગોઠવણો કરવા માટે અંજુમનનાં ફંડનાં તરસ્ટીઓની સાથે શેઠો કાવશજી એદલજી પટેલ, લીમજીભાઇ ધનજીભાઇ મુનશી, અને જમશેદજી રતનજી બીશાનીની એક કમીટી નેમી હતી.

ઉપર જણાવ્યા મુજબ કલકતાના જરથોસ્તીઓએ લાઇબ્રેરીનાં ફંડમાં જે રૂ૧૧૯૨) ભરયા હતા તે મધેથી તરસ્ટીઓએ તા૦ ૧૦ મી મેએ ૧૮૮૯ ને દીને રૂ૧૦૦૦) ની સરકારી નોટ ખરીદ કરી તેનું વ્યાજ એ લાઇબ્રેરીના ખરચમાં વાપરવાની સરતથી તેનું પણ એક જુદું ખાતું અંજુમનનાં દફતરમાં પાડયું હતું, તેમજ તા૦ ૨૫ મી આગશટ ૧૮૯૦ ને દીને મરહુમ લેડી સાકરબાઇ દીનશાહજી પીટીટનાં પુનને માટે તેમના ખાવંદ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે રૂ૫૦૦), દીકરા શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટે રૂ૧૦૦૦), દીકરા શેઠ બહમનજી દીનશાહજી પીટીટે રૂ૧૦૦૦), દીકરી બાઇ માણેકબાઇ તે શેઠ ફીરોજશાહ બહમનજી જીજીભાઇનાં ધણીઆંનીએ રૂ૫૦૦), તથા નબીરા શેઠ પેશતનજી કાવશજી પીટીટે રૂ૫૦૦) મલી રૂ૩૫૦૦) નાં કલકતાની મ્યુનીસીપાલીટીનાં બોંડ તેનું વ્યાજ મજકુર લાઇબ્રેરીના ખરચમાં વાપરવાને એક જુદું ખાતું પડાવી આપ્યાં હતાં.

પણાં હેડલ મલી હતી. આ વેળાએ માહરાંણી ઉપર મોકલ-વાનું માનપત્ર વાંચી બાહલ રાખી તે નામદાર ગવરનરની મારફતે મોકલી આપવાનો ઠેઠાવ કરી સભા બરખાસ્ત થઈ હતી.[૧]

તા૦ ૧૩ મી ફેબરવારી.

અતરેનાં ટાઈમસ ઑફ ઇંડીઆ છાપાખાનાંના પ્રીંટર શેઠ હોરમજજી શાપુરજી જીજીભાઈ ઉનવાલાનાં કુટુંબમાં ગઈ તા૦ ૧૦ મી જાનેવારીથી ત્રણ દીવસના અરસામાં ૭ માણસોનો કોલેરાએ ભોગ લીધો હતો. આવો દુખદાયક બનાવ એ લાયકીવાલા ગરીબ ગ્રહસ્થનાં ઘરમાં બનવાથી ટાઈમસનાં કારખાંનાંના સર્વે કામદારોએ તેને આજ દીને એક દીલાસાપત્ર તથા સાથે એક જીનસની ભેટ કીધી હતી.[૨]

તા૦ ૧૫ મી ફેબરવારી.

જરમનીવાલા પ્રોફેસર એફ. યુસતીએ અવસ્તા ભાષાના શબ્દકોશ તથા વ્યાકરણનું એક પુસ્તક રચી ચાર ભાગોમાં પ્રગટ કીધું હતું.[૩]

તા૦ ૧૮ મી ફેબરવારી.

શેઠ ખરશેદજી ફરદુનજી પારખે અતરેની જીઓગ્રા-ફીકલ સોશાઈટીની લાઇબ્રેરીમાં ભુગોલને લગતાં બીજાં પુસ્તકો ખરીદવાને રૂ૧૫૮૦) તે સોશાઇટીના પ્રમુખ હાનરે-બલ ડબલ્યુ. ઇ. ફ્રીઅરની મારફતે ગઇ તા૦ ૨૨ મી જાને-વારીએ ભેટ આપ્યા હતા, જે માટે આજ દીને એ મંડલીની મલેલી સભામાં એ શેઠનો મોટો ઉપકાર માનવામાં આવ્યો હતો.[૪]

તા૦ ૧૯ મી ફેબરવારી.

રોજ ૨૯ માહ ૫ (શે૦) ૧૨૩૩ યજદેજરદી,

મરણ—હોરમજજી નવરોજજી કંત્રાકટર, અમદાવા-દવાલા—ઉમર વર્ષ ૬૦) સુરતવાલા શેઠ નવરોજજી કાવશજી અથુગરના દીકરા. એવણ પ્રથમમાં હરસોલની કાંપ મધે મેસમેનનું કામ કરતા હતા. તે પછી ત્યાંથી કાંપ નીકલી જઇ અમદાવાદમાં આવ્યાથી અમદાવાદ મધે એવણે વીલા-યતી અશબાબની એક દુકાન ઉઘાડી હતી. ઇ૦ સ૦ ૧૮૫૪ માં એવણે ડીસાથી ભરૂચ સુધીનો ટપાલ લાવ લઇ જા કરવાનું કંત્રાકટ, તથા ઇ૦ સ૦ ૧૮૫૯ માં અમદાવાદથી મુંબઈ સુધી ઘોડાની મારફતે ટપાલ લાવ લઇજા કરવાનું કંત્રાકટ લીધું હતું. તે આગમજ ટપાલ કાસદોની મારફતે જતો આવતો હતો. એવણનું મરણ અમદાવાદમાં નીપજયું હતું.

તા૦ ૨૦ મી ફેબરવારી.

રોજ ૩૦ માહ ૬ (ક૦) ૧૨૩૩ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ બચુબાઇ તે શેઠ બહમનજી ખરશેદજી કામાજીનાં ધણીઆંની તથા મરહુમ શેઠ ધનજી-ભાઇ નશરવાંનજી કામાજીનાં બેઠીનાં ઉઠમણાંમાં તેમના બાવદે રૂ૧૦૦૦), તથા મરહુમ બાવાની પુંજીમાંથી રૂ૮૦૦૦), અને માતાજી બાઇ ધનબાઇજીએ રૂ૧૦૦૦) મલી રૂ૧૦૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૫]

તા૦ ૨૪ મી ફેબરવારી.

રોજ ૮ માહ ૫ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

આજ દીને શેઠ એદલજી શાપુરજી મેહતાએ પોતાના દીકરા શેઠ ખરશેદજી તથા દીકરી બાઇ માણેકબાઈની શેહાદીની ખુશાલીમાં રૂ૧૨૫૦) તથા તેવણનાં ધણીઆંની બાઇ હીરાંબા-ઇએ રૂ૨૫૦) તથા ભાઈ શેઠ રૂસતમજી શાપુરજી મેહતાંએ પોતાના દીકરા શેઠ રતનજીની શેહાદીની ખુશાલીમાં રૂ૫૦૦) મલી રૂ૨૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૬]

તા૦ ૨૬ મી ફેબરવારી.

શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઇએ વરોડાથી દશ કોશ પર આવેલાં વરતલ ગામનો "ગોમતી" નામનો મોટો તલાવ ઘણી ખીશમાર હાલતમાં હોવાથી તે દરૂસ્ત કરાવવાને રૂ૫૦૦૦) ભેટ આપ્યા હતા.[૭]

---

ઉપલાં કલકતાની જરથોસ્તી અંજુમનનાં ફંડનાં તેમજ મરહુમ શેઠ રૂસતમજી કાવશજી બનાજીનાં નામના ધાહંબારનાં ફંડના કાએદાસરનાં તરસ્ટડીડો તા૦ ૩૧ મી અકટોબર ૧૮૬૭ ને દીને કલકતાવાલા વકીલો મેશરસ બરનસ, સાનડરસન, ફરગયુસન, અને અપટનની મારફતે તેમજ "બેહરામજી જીજી-ભાઇ શ્રી કલકતાનાં જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોહચા-ડવાના ફંડ" નું કાએદાસરનું એક તરસ્ટ ડીડ તા૦ ૨ જી નવેમબર ૧૮૮૯ ને દીને કલકતાવાલા વકીલો મેશરસ બકલાંડ અને કોવીની મારફતે કરાવવામાં આવ્યાં હતાં.

ઉપલાં કલકતાની જરતોશતી અંજુમનનાં ફંડની પુંજી તેના ઉલા ઇ૦ સ૦ ૧૮૯૦ વેરના છપાયલા હીસાબ મુજબ રૂ૨૬૮૧૮)૭)૩, તથા મરહુમ શેઠ રૂસતમજી કાવશજી બનાજીને નામના ધાહંબારનાં ફંડની પુંજી રૂ૧૦૬૮૫)૩)૪, તથા એ બધે ફંડોમાં વાપડવાને ધડાવેલાં પાંચ જુદાં જુદાં ખાતાંઓનાં (૮૨૦૦)૧૦ છે. તેમજ દોખમાંની જગાની પુરની તથા મરામતનાં ફંડ ખાતે રૂ૨૧૬૬૨, તથા રવાંનોને અવલમંજલ પોહચાડવાનાં ફંડની બચી પુંજી ખાતે રૂ૩૪૫૨૯)૦)૨, તથા રાઇખેરીનાં ફંડની પુંજી રૂ૨૩૧૨૮)૪)૬ મલી કુલે પુંજી (૮૫૦૩૭)૯)૩ છે.

[૧] બોમ્બે ગેઝેટ, તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૬૪.

[૨] જામે જમશેદ, તા૦ ૮ મી ફેબરવારી ૧૮૬૪.

[૩] "Handbuch der Zendsprache. von, Fredinand Justi. Altbac trisches woertenbuch. Grammatik Chrestomathie. Leipzig, 1864."

[૪] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૧ મી આપરેલ ૧૮૬૪.

[૫] જામે જમશેદ, તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૬૪.

[૬] જામે જમશેદ, તા૦ ૧ લી માચ ૧૮૬૪.

[૭] સુરત મીતર, તા૦ ૨૮ મી ફેબરવારી ૧૮૬૪.

### તા૦ ૨૮ મી ફેબરવારી.

શેઠ મનચેરજી હોરમજજી કામાજી દશ વર્ષે ઈંગલંડથી મુંબઈ આવવા નિકલ્યાથી આજ દીને તે તરફના જરથોસ્તીઓએ તેમને એક માનપત્ર તથા રૂપાનો ટી–શટ ભેટ આપ્યો હતો. માનપત્રના જવાબમાં શેઠ મનચેરજીએ જણાવ્યું હતું કે "વેલાતમાં પેહડી કાડવા વીશે પેહલાં ૧૮૩૯ નાં શાલમાં મેં ધારીઉં હતું પણ તે પાર પાડવામાં કેટલીક તરાંહની મદદની ખુટને લીધે ૧૬ વરસની ઢીલ પડી હતી, પણ તે જો મારા એખ્તારાથી બનવા સરખું હતે તો એટલી લાંબી ઢીલ નહી થાતે."[1]

---

### તા૦ ૨૯ મી ફેબરવારી.

શેઠ હોરમજજી દાદાભાઈ પલીડરે હાઈ કોરટના વકીલની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[2]

---

### તા૦ ૪ થી મારચ.

સુરત મધે નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે ગઈ તા૦ ૧૯ મી જાનેવારીએ એક દરબાર ભરી હતી તે વેળાએ ત્યાંના નગરશેઠ નરશ્હદાસ લખમીદાસ પેહલી ખુરસી ઉપર બેઠાથી મોદી રૂસતમજી ખુરશેદજીએ મીજલસમાંજ વાંધો લીધો કે પેહલી ખુરસી ઉપર બેશવાનો મારા સિવાએ કોઈને હક નથી. તુરતવેળા ત્યાં સમાધાની જાલવવા કીજે જડજ મી૦ આર. એચ. પીનેહે નગરશેઠને બીજી ખુરસી ઉપર બેસાડયા, પણ તે પછી તા૦ ૨૪ મી જાનેવારીને દીને સરકયુલરની મારફતે ત્યાંના પારસી, હિંદુ, અને મુસલમાન શેઠીયાઓને સવાલ કીધો કે ઉપર જણાવેલા બંધે મધેથી પેહલી ખુરસીએ બેશવા લાયક મોટો દરજજો કોણનો છે? આના જવાબમાં હિંદુ તથા મુસલમાન આગેવાનોએ જણાવ્યું કે નગરશેઠનો દરજજો ચડતોછે. પારસીઓએ લખેલો અભીપ્રાય આપ્યો નહિં, પણ જણાવ્યું કે જેને જડજ સાહેબ પેહેલી જગા આપવાને ઠરાવે તેનો તે પર હક છે એમ તેઓની ખાતરી થવાની. આ સઘળાં ઉપરથી અને ફરીથી એવી અણગમતી બાબદ કચેરીમાં નહિં નીકલે તેથી મી૦ પીનેહે સરકારી દફતરમાં લંબાણ ખોલાસો કરી એક મીનીટ નોંધી હતી કે સુરતની જે દરબારમાં સઘળી કોમના લોકો હાજર હોય તેમાં નગરશેઠનો હક મોદી અથવા દાવરના કરતાં ચડતા દરજાપર છે.[3]

---

[1] બમે જમશેદ, તા૦ ૧૨ મી મેએ ૧૮૬૪.

[2] બમે જમશેદ, તા૦ ૨૯ મી ફેબરવારી ૧૮૬૪.

[3] સુરત મીતર, તા૦ ૬ થી મારચ ૧૮૬૪.
મી૦ પીનેહની કરેલી આખી મીનીટ સુરત મીતરના આ અંકમાં છાપેલીછે.

### તા૦ ૫ મી મારચ.

"સર જમશેદજી જીજીભાઈ ત્રાનશલેશન ફંડ" ના તરસ્ટીઓએ ઈ૦ સ૦ ૧૮૫૮ ના આગશટ માસમાં મુંબઈનાં ગુજરાતી વર્ત્તમાન પત્રોમાં જાહેર ખબર છપાવી "જરતોશત બેહેરામનાં બનાવેલાં પેગમબર સાહેબ હજરત જરતોશતનાં જનમારાની હકીકતનાં 'જરતોશતનામાં' નામનાં ફારસી પુસતકનો ગુજરાતી તરજુમો, જે જે જગોએ શરેહ ઇયા નોટની અગત પડે તે સાથે" કરી જે કોઈ જરથોશતી સઉથી સરશ એક રીસાલો લખે તેને એ ફંડ મધેથી ૨૩૦૦) નું ઈનામ આપવાને જાહેર કીધું હતું. તે મુજબ તરસ્ટીઓ પર એકજ રેસાલો "હમાજોર બાદ જરથુશતરે સપેતમાંન અશોફરોહર" ની નીશાંનવાલો દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાનો લખેલો આવ્યો હતો, અને તે ઇનામને લાએક નીકલવાથી તેમને ઉપલું ઇનામ આપ્યુ હતું, અને એ રેસાલાની ૧૦૦૦) નકલો ફંડને હીસાબે છપાવી પ્રગટ કીધી હતી.[4]

---

### તા૦. ૬ થી મારચ.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં શેહનશાહી આતશબેહરાંમને લગતા સર્વે મોબેદોએ ત્યાંના વડા દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા જોગ એક લખાત કરી એવો બંદોબસ્ત કીધો હતો કે તેઓમાંના કોઈ પણ મોબેદ વગર એજને નવજોત, નાવર, પાએદસ્ત, અને ઉઠમણે આશોદાદ લેવા જવું નહિં. કોઈએ પણ ગાંમના નાહાનીઆમાં જમવા જવું નહિં તેજ પ્રમાણે કોઈબી ચીજનું ગાંમનું વેંહચાણ લેવા જવું નહિં. અગર દરેક જણને જુદાં જુદાં એજન થાય અને તે જમાડનાર અથવા વેંહચનાર ધણી અથોરનાંનનો દરજજો જલવાય એવી રીતે જમાડવા અથવા વેંહચવા માગે તો ત્યાં સર્વેને જવાની છુટ આપવાને કારોબાર મંડલીને હક છે. એ બંદોબસ્તો ચલાવવા માટે એક કારોબાર મંડલી મુકરર કરવી અને જે કોઈ એથી ઉલટો ચાલે તેને દસ્તુરજીએ કારોબાર મંડલીની મશવરતથી અને પોતાની સત્તાનાં બળથી ઘટતી શીક્ષા કરવી.[5]

---

### તા૦ ૯ મી મારચ.

હાનરેબલ જગનાથ શંકરશેટે એક સદીના ત્રિજા ભાગના કરતાં વધારે મુદત પોતાના દેશીઓની સેવા બજાવવામાં કાઢી તેનાં અહેશાંનમાં કાંઈ માનની નીશાની બનાવવા કીજે

---

[4] "પેગમબર સાહેબ અશો જરતોશતના જનમારાના એહવાલમાં દશતુર જરતોશત બેહેરાંમે બનાવેલાં ફારસી પુસતકનો શરેહ સાથે ગુજરાતી તરજુમો. ઇનાંમનો રેસાલો. બનાવનાર, પેશોતન દશતુર બેહેરાંમજી સંજાણા. સર જમશેદજી જીજીભાઈ ટરાંસલેશન ફંડના તરસટી સાહેબોએ જરતોશતીઓની વાકેફગારીને સારૂં છપાવી પરગટ કરેઓછે. મુંબઈ બમે જમશેદ છાપાખાનાં મધે હોરમજજી દાદાભાઈ પલીડરે છાપયોછે. સને ૧૨૩૩ ઇઅજદજરદી. સને ૧૮૬૪ ઇસવી."

[5] રાસ્ત ગોફતાર, તા૦ ૧૦ મી જુલાઈ ૧૮૬૪.

મુંબઈના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઈ તા૦ ૨૫ મી ફેબરવારીએ શેરીફ ડાક્ટર જયાકજ બારડવુડ જોગ અતરેના સર્વે જાતના આગેવાન ગ્રહસ્થોએ એક રીક-વીજીશન[૧] મોકલ્યું હતું, તે મુજબ આજ દીને ટાઉનહાલમાં એક જાહેર સભા સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરની દરખાસ્ત ઉપરથી શેઠ જગનાથ શંકર-શેઠની યાદગારી માટે તેઓનું એક બાવલું વિક્ટોરીઆ એન્ડ આલબરટ મ્યુજીઅમમાં ઉભું કરવાને ઠેરવ્યું હતું, તથા તે માટે ઉઘરાણું અને સર્વે ગોઠવણો કરવાને ૧૩ ઇંગ્રેજ, ૧૧ હિંદુ, ૨ મુસલમાન, ૨ યાહુદી, ૨ પોરટુગીજ અને ૨૦ પારસી (સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, હાનરેબલ રુસ્તમજી જમશેદજી જીજીભાઈ, ફરામજી નશરવાંનજી પટેલ, કાવશજી જાંગીરજી રેડીમની, શોરાબજી જમશેદજી જીજી-ભાઇ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ખરશેદજી ફરદુનજી પારખ, અરદેસર હોરમજજી વાડીઆ, અરદેસર ખરશેદજી દાદીશેઠ, બેહેરામજી જીજીભાઇ, માણેકજી ખરશેદજી સરાફ દાદાભાઇ નવરોજજી પ્રોફેસર, દીનશાહજી માણેકજી પીટીટ શોરાબજી પેશતનજી ફરામજી, ધનજીભાઇ ફરામજી પટેલ, બેહરામજી હોરમજજી કામાજી, બહમનજી ફરામજી કામાજી, ધનજીભાઇ ખરશેદજી સરાફ, ભીમજી માણેકજી બનાજી, ડોસાભાઇ ફરામજી કરાકા) ની એક કમીટી તથા શેઠો શોરા-બજી પેશતનજી ફરામજી અને ધનજીભાઇ ફરામજી પટેલને શેકરેટરીઓ નેમ્યા હતા. આ વેળાએ, સભામાં મી૦ ટી. સી. એનસટી બારીસટરે એક અમેંડમેંટ મુક્યું અને તેને મુંબઈ ગેઝેટવાલા મી૦ જે. એમ. મેકલીને ટેકો આપ્યો કે "મુંબઇના રેહવાસીઓ પર શેરીફે નાખેલી આ ફરજ તેઓ ના પાડેછે અને એ બાબદ રીકવીજીશન કરનાઓનેજ સોંપેછે." આએ અમેંડમેંટની સાંમે શેઠ હોરમજજી દાદાભાઈ પલીડરે ઘણા જોસથી તથા અસરકારક રીતે એક ભાષાણ કરી સભા ખુલવી મુકી હતી. જે પછી અમેંડમેંટની તરફેનમાં ઉપલા બે ગ્રહસ્થો સિવાય કોઇએ મત ન આપવાથી તે રદ ગયું, અને એ બંને જણા સભામાંથી ચાલી ગયા હતા.[૨]

---

## તા૦ ૧૦ મી મારચ.

અતરેનાં "ટાઇમિસ ઑફ ઇંડીઆ"ના અધીપતી મી૦ રાબરટ નાઇટે આ દેશની કેટલીક રાજદ્વારી બાબદોમાં તથા દેશી અને યુરોપ્યનો વચેની જુદાઈ તાલવામાં એક અધી-પતી તરીકે પોતાની કલમથી જે સેવા બજાવી હતી તે માટેનું અહેશાંન માનવા તથા તેને કાંઈ લાયક બદલો આપવા માટે આજ દીને અતરેના દેશી ગ્રહસ્થોની એક સભા મજગાંમ કાસ્ટલ મધે સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં પ્રમુખ પણાં હેઠલ મલી હતી. આ વેળાએ ઠેરવ્યું કે મી૦ નાઇટની સેવાનો બદલો ઘટતાં આદરમાંનથી તેને એક "પરસ" ભેટ આપી વાલવો, અને તે કારણસર ઉઘરાણું તથા ઘટતી ગોઠવણો કરવાને ૧૧ ઇંગ્રેજ, ૬ હિંદુ, ૧ મુસલમાન, ૧ પોરટુગીજ, અને ૯ પારસી (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, હાનરેબલ રુસ્તમજી જમશેદજી જીજીભાઇ, કાવશ-જી જાંગીરજી રેડીમની, શોરાબજી જમશેદજી જીજીભાઈ, ફરામજી નશરવાંનજી પટેલ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ખરશેદજી ફરદુનજી પારખ, શોરાબજી પેશતનજી ફરામજી, મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી) ગ્રહસ્થોની એક કમીટી તથા શેઠ ડોસાભાઈ ફરામજી કરાકાને તેના શેકરેટરી ઠેરવ્યા

---

[૧] આ રીકવીઝીશન પર ૩૦ ઇંગ્રેજ, ૧૧૦ હિંદુ, ૮ મુસલમાંન, ૭ યાહુદી, ૫ પોરટુગીજ અને નીચલા ૪૯ પારસીઓની શહીઓ હતી :—

સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, હાનરેબલ રુસ્તમજી જમશેદજી જીજીભાઇ, શેઠો ફરાંમજી નશરવાંનજી પટેલ, કાવ-શજી જાંગીરજી રેડીમની, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ખરશેદજી ફરદુનજી પારખ, શોરાબજી જમશેદજી જીજીભાઇ, અરદેસર હોરમજજી વાડીઆ, બહમનજી જીજીભાઇ, બેહેરાં-મજી જીજીભાઇ, બેહેરાંમજી હોરમજજી કામાજી, માણેકજી ખરશેદજી સરાફ, હોમજી ખરશેદજી દાદીશેઠ, બહમનજી ફરાંમજી કામાજી, દાદાભાઇ નવરોજજી પ્રોફેસર, ધનજીભાઇ ખરશેદજી સરાફ, દીનશાહજી માણેકજી પીટીટ, શોરાબજી જાંગીરજી દાદીશેઠ, હોરમજજી બહમનજી વાડીઆ, જીજીભાઇ જાંગીરજી લાભ, મનચેરજી મેહરવાંનજી નાળીએરવાલા, એદલજી બહમનજી મારીસ, દીનશાહ જમશેદજી ફરદુનજી પારખ, પેશતનજી દાદાભાઇ વાડીઆ, જીજીભાઇ ધનજી-ભાઇ બાટલીવાલા, બેહરાંમજી માણેકજી વાડીઆ, ડોશાભાઇ ફરાંમજી કરાકા, પાલણજી દોરાબજી રાંનજી, દાદાભાઇ બેહરાંમજી બનાજી, નશરવાંનજી માણેકજી પીટીટ, ધનજીભાઇ ફરાંમજી પટેલ, શાપુરજી ધનજીભાઇ બાટલીવાલા, મેહરવાંનજી ફરાંમજી માંડે, શોરાબજી પેશતનજી ફરાંમજી, કાવશજી માણેકજી લીમજી, માણેકજી ખરશેદજી જમશેદજી, કાવશજી ખરશેદજી જમશેદજી, દાદાભાઇ રુસ્તમજી બનાજી, બેહરાંમજી નાનાભાઇ ફરાંમજી, નશરવાંનજી બહમનજી મોદી, મનચેરજી હોરમજજી કામાજી, મેહરવાંનજી જમશેદજી ઓલીઆજી, કાવશજી પેશતનજી ફરાંમજી, જીજીભાઇ ધનજીભાઇ સરાફ, શોરાબજી ફરાંમજી પટેલ, હોરમજજી ધનજીભાઇ ધીસતા, ડોશાભાઇ ધનજીભાઇ સુરતી, બેહરાંમશાહ ધનજીભાઇ રૂવીવાલા, માણેકજી બરજોરજી મીનોચેહર હોમજીના.

[૨] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૦ મી મારચ ૧૮૬૪.

ઉપલી કમીટીના મેમબરોનું એક ડેપ્યુટેશન તા૦ ૧૪ મી આપરેલ ૧૮૬૪ ને દીને હાનરેબલ જગનાથને બંગલે ગયું હતું, જયાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટે એક માનપત્ર વાંચી સંભલાવી બાવલું બનાવવા બાબે એ શેઠની પરવાંનગી લીધી હતી, જે તેવણે મોટો ઊપકાર માંની આપી હતી. એ પછી એ ફંડમાં ભરાયલા આસરે રૂ૩૦૦૦૦) માંથી બાવલું ઇંગલાંડથી તૈયાર કરી મંગાવી તે વિક્ટોરીઆ મ્યુ-જીઅમમાં ન મુકતાં અતરેના ટાઉનહાલમાં ગોઠવવામાં આવ્યુંછે.

હતા. આ વેળાએ શેઠ ડોશાભાઇએ એક લંબાંન તથા કીમતી ભાષાણ કરી મી૦ નાઇટની સર્વે સેવાઓ દર્શાવી હતી.[2]

---

[2] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૨ મી મારચ ૧૮૬૪.

મી૦ નાઇટને તા૦ ૧૨ મી મેએ ૧૮૬૪ ને દીને મઝગાંમ કારટલ મધે એક મોટા મેલાવડાની હજુરમાં ઉપલી "પરસ" સર જમશેદજી જીજીભાઇ બારોનેટે એક સુભાખીત ભાષાણ કરી ભેટ આપી હતી, જેનો મી૦ નાઇટે ઘટતો જવાબ વાલી મુંબઇના લોકોનો ઉપકાર માનયો હતો. આ "પરસ" નાં ફંડમાં બધા મલી રૂ૬૭૧૨૬) ભરાયા હતા, જે મધે રૂ૩૭૪૦) ઇંગ્રેજોના, રૂ૧૩૪૩૫) હિંદુઓના, રૂ૨૭૧૫) મુસલમાંનોના, રૂ૧૪૫) પોરટુગીજોના, અને રૂ૪૭૦૯૧) નીચે મુજબ પારસીઓના હતા :—

(રૂ૫૦૦૦) કાવશજી જાંગીરજી રેડીમની, હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇ. (રૂ૩૦૦૦) ખરશેદજી ફરદુનજી પારખ. (રૂ૨૫૦૦) સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, દીનશાહજી માણેકજી પીટીટ, બેહરાંમજી હોરમજજી કામાજી. (રૂ૧૫૦૦) ફરાંમજી નશરવાંનજી પટેલ, અરદેસર ખરશેદજી ફરદુનજી પારખ. (રૂ૧૦૦૦) બેહરાંમજી જીજીભાઇ, શોરાબજી પેશતનજી ફરાંમજી, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, અરદેસર ખુરશેદજી કામાજી, ખુરશેદજી નોશરવાંનજી કામાજીની કુંપની, અરદેસર એદલજી ચીનાઇ, નશરવાંનજી માણેકજી પીટીટ, માણેકજી ખરશેદજી કામાજી, બહમનજી ખરશેદજી કામાજી, મનચેરજી નવરોજજી બનાજી, પેશતનજી ખરશેદજી સરાફ. (રૂ૬૦૦) નશરવાંનજી બહમનજી મોદી તથા છોકરાઓ. (રૂ૫૦૦) દાદાભાઇ હોરમજજી કામાજી, દાદાભાઇ બેહરાંમજી બનાજી, મેહરવાંનજી ફરાંમજી પાંડે, ધનજીભાઇ ફરાંમજી પટેલ, હીરજીભાઇ જાંગીરજી રેડીમની, બહમનજી ફરાંમજી કામાજી, બેહરાંમજી માણેકજી વાડીઆ, પેશતનજી જમશેદજી, માણેકજી અને જમશેદજી ખરશેદજી, મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી. (રૂ૪૦૦) ડોશાભાઇ ફરાંમજી કામાજી, ખરશેદજી કાવશજી આશાબરનર, શોરાબજી ફરાંમજી પટેલ. (રૂ૩૦૦) મરહુમ જાંગીરજી નશરવાંનજી વાડીઆના છોકરાઓ, ખાંનબાહદુર પદમજી પેશતનજી. (રૂ૨૫૦) પેશતનજી હોરમજજી કામાજી, ડોશાભાઇ હોરમજજી કામાજી, ખરશેદજી નશરવાંનજી પોહચા, બેહરાંમજી નાનાભાઇ ફરાંમજી, નવરોજજી નાનાભાઇ ફરાંમજી. (રૂ૨૨૫) ફરાંમજી ધનજીભાઇ બાટલીવાલા, પેશતનજી ફરાંમજી કામાજી. (રૂ૨૦૦) લીમજી માણેકજી બનાજી, કાવશજી માણેકજી બનાજી, ખરશેદજી પેશતનજી ઇરાંની, હોમજી ખરશેદજી દાદીશેઠ, એદલજી ફરાંમજી આલબલેસની કુંપની, કામાજી પોહચાજીની કુંપની, કાવશજી જાંગીરજી જશાંવાલા, મનચેરજી કાવશજી લંગડાના. (રૂ૧૫૦) કામાજી પેશતનજી કામાજી. (રૂ૧૦૦) દોરાબજી પેશતનજી કામાજી, ફરાંમજી બહમનજી કામાજી, જાંગીરજી નશરવાંનજી જશાંવાલાની કુંપની, શોરાબજી જામાસપજી લાલા, પેશતનજી નવરોજજી પોહચા, દોરાબજી પેશતનજી ઘાસવાલા. (રૂ૫૧) નવરોજજી બરજોરજી પારખ. (રૂ૫૦) હીરજીભાઇ હોરમજજી શેઠના, ફરાંમજી હોરમજજી શેઠના, બહમનજી જીજીભાઇ, નવરોજજી ફરદુનજી, પોહચાજી બહમનજી કામાજી, રૂસતમજી ફરાંમજી મેહતા, જાંગીરજી ગુસતાદજી, શોરાબજી શાપુરજી બંગાલી, ડોશાભાઇ ફરાંમજી કરાકા, અરદેસર ફરાંમજી મુસ, દીનશાહ દાદાભાઇ ગાંધી. (રૂ૪૦) બરજોરજી શોરાબજી લાહેવાલા. (રૂ૨૫) પાલણજી દોરાબજી રાંનજી, પેશતનજી કાવશજી ખરાસ, બરજોરજી જામા-

### તા૦ ૧૨ મી મારચ.

ડાકટર મારટીન હાઉગે પોતાની ગુજરાતની મુસાફરીના અહેવાલ વિષે એક ભાષાણ આજ રાત્રે મજગાંમ મધે શેઠ ડોશાભાઈ હોરમજજી કામાજીના બંગલામાં જરથોસ્તીઓના એક મોટા મેલાવડાની હજુરમાં કીધું હતું. એ ભાષાણમાં તેવણે ગુજરાતમાંથી મલેલાં જરથોસ્તી ધર્મ પુસ્તકો વિષે ઘણોક અગતનો ખોલાસો કીધો હતો તથા જણાવ્યું હતું કે તેઓ ૪૫૦) થી વધારે વર્ષનાં જુનાં નથી. એ પછી તે તરફના ધર્મગુરૂઓમાં કાબેલીઅત નહિ હોવા વિષે દલગીરી બતાવી હતી. એ ભાષાણનો મીજલસની ફરમાસથી દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપ આશાનાએ ગુજરાતીમાં સાર કહી સંભલાવ્યો હતો. જે બાદ શેઠ માણેકજી ખરશેદજી સરાફ, મુબઈ યુનીવરસીટીના રેજીસ્ટ્રાર ડાકટર સીંકલર, અને શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ ભાષાણો કરી ડાકટર હાઉગનો ઉપકાર માન્યો હતો, તથા શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીએ દસ્તુર હોશંગજીને એજ બાબદ ઉપર જરથોસ્તીઓની એક જાહેર સભા બોલાવી જુદું ભાષાણ કરવાની એલતેમાસ કીધી હતી, જે દસ્તુરજીએ ખુશી સાથે કબુલ રાખી હતી.[2]

---

સપજી લાલા, પેશતનજી બેહરાંમજી દાંતરા, મનચેરજી પેશતનજી ચીજગર, દાદાભાઈ નશરવાંનજી ભાવનગરી, દાદાભાઇ બેહરાંમજી પુણા આબજરવરવાલા. (રૂ૨૦) બાનુભાઇ દોરાબજી ઊમરીગર, જીવાજી રતનજી મકીના છોકરાઓ, બહમનજી જમશેદજી મુસાં, તેહમુલજી દાદાભાઇ મોદી. (રૂ૧૫) નાનાભાઇ રૂસતમજી રાંણીનાં, માણેકજી નાનાભાઈ દાવર, દાદાભાઇ બેજનજી કાતરક, પીરોજશાહ પેશતનજી ચાહેવાલા પુણાંના, દાદાભાઇ કાવશજી ખુતી. (રૂ૧૦) ફરાંમજી એદલજી દાવર, ફરાંમજી શોરાબજી ભાવનગરી, રૂસતમજી અરદેસર ઇરાનીસરના, કાવશજી ફરદુનજી મરજબાંન, પેશતનજી કાવશજી પડીઆલી, દાદાભાઇ પાલણજી ભેદવાર, ખાંનબાહદુર ફરાંમજી નશરવાંનજી શેઠના. (રૂ૧૦૦) રૂ૧૦) ની અંદરની રકમ.

એજ મુજબ એજ દીને અતરેનાં દેશી વર્તમાન પત્રો તથા ચોપાંનીઆંના અધીપતીઓનાં એક ડેપ્યુટેશને શેઠ જાંગીરજી મેહરવાંનજી પલીડરનાં પ્રમુખપણાં હેઠલ જઇ મી૦ નાઇટને એક માનપત્ર આપ્યું હતું. આ માનપત્ર પર નીચલા અધીપતીઓની શહીઓ હતી :—

કેખશરૂ નવરોજજી કાબરાજી, રાસ્ત ગોફતાર અને સ્ત્રી બોધના અધીપતી.
પીરોજશાહ મેહરજી, મુંબઇ સમાચારના અધીપતી.
એદલજી ફરાંમજી દોંડી, જામે જમશેદના અધીપતી.
જીવણજી હોરમજજી માસટર, સમાચાર દરપણના અધી૦
જાંગીરજી મેહરવાંનજી પલીડર, માન પ્રકારકના અધીપતી.
માહદેવ નારાયણ પરમાંનંદ, નેટીવ ઓપીનીઅનના અધીપતી.

વળી તા૦ ૭ મી મેએ ૧૮૬૪ ને દીને ટાઇમસ ઑફ ઇંડીઆનાં સર્વે માણસોએ કોલાબે શેઠ માણેકજી પેશતનજી તબાકના બંગલામાં ભેગા મલી મી૦ નાઇટને એક માનપત્ર આપ્યું હતું. તે મી૦ દારાશાહ દોરાબજી રીપોરટરે એક સુભાખીત ભાષાણ કરી વાંચી સંભળાવ્યું હતું.

[2] જામે જમશેદ, તા૦ ૧૫ મી મારચ ૧૮૬૪.

તા૦ ૧૩ મી મારચ.

શેઠ બહમનજી મનચેરજી ગગરાતે પોતાનાં બચાંઓને વાપડવા સારૂં એક નવું ઘેર બાહેરકોટ મધે બંધાવ્યું તેની ખુશાલીમાં આજ દીને રૂ૧૦૦૦) પરચુરણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૧૪ મી મારચ.

અમદાવાદમાં મોંઘવારીને લીધે ત્યાંના લોકોને મદદ આપવાને થકી તે તરફના હિંદુ વ્યાપારીઓએ રૂ૬૭૦૦૦) નું એક ફંડ ઉભું કીધું હતું, તે મધે ત્યાંવાલા શેઠ મનચેરજી શોરાબજી કારંજવાલાએ રૂ૨૦૦૦) ભર્યા હતા.[2]

તા૦ ૧૭ મી મારચ.

દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાએ પોતાની ડાકટર હાઉગ સાથની ગુજરાતની મુસાફરીના અહેવાલ વિષે એક ભાષાણ આજ દીને મરહુમ શેઠ કાવશજી બેહરામજી બનાજીવાલાં આતશબેહરામમાં કીધું હતું. અરનશીનની ખુરસી શેઠ ખુરશેદજી નોશરવાનજી કામાજીને આપવામાં આવી હતી. દસ્તુરજીનું ભાષાણ સર્વે મીજલસીઓએ ઘણી ધંભીરાઈથી સાંભલ્યું હતું, અને તેની સેવટે શેઠો શોરાબજી પેશતનજી ફરામજી અને નવરોજજી ફરદુનજીએ મોબેદોની હાલત સુધારવા માટે એક કમીટી તથા ફંડ ઉભું કરવાની સુચના કીધી હતી.[3]

તા૦ ૧૭ મી મારચ.

મે૦ કુવરજી કાવશજી શબાવાલાને નામદાર સરકારે ભરૂચના ડેપ્યુટી કલેકટર અને મેજીસ્ટ્રેટ નેમ્યા હતા.[4]

તા૦ ૧૮ મી મારચ.

આમે વર્ષની અપરાધીઓની છાંડણ કરનારી પેહલી વારની શેશન આજ દીને હાઇ કોરટમાં નામદાર જસટીસ વેસટરાપની હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા[5] :—

શેઠો બહમનજી ફરામજી કામાજી, હીરજીભાઇ હોરમજજી શેઠના, જમશેદજી ધનજીભાઇ વાડીઆ, ખરશેદજી રૂસતમજી કામાજી.

તા૦ ૧૮ મી મારચ.

શેઠ મનચેરજી કાવશજી લંગડાનાએ "જમશેદી નવરોજ" વિષે એક ચોપાનયું છપાવી પ્રગટ કીધું હતું.[6]

તા૦ ૧૯ મી મારચ.

ભોરનો રાજા જે મુંબઇ મધે ફરવાને આવ્યો હતો તે નામદારને આજ રાત્રે સર જમશેદજી જીજીભાઇ બારોનેટે પોતાના મજગાંમ કાસ્ટલમાં એક મોટી જીયાફત આપી હતી.[7]

તા૦ ૨૦ મી મારચ.

રોજ ૨૯ માહ ૭ (ક૦) ૧૨૩૩ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ મેહરવાંનજી પેશતનજી હાંડીઆનનાં ઉઠમણાંમાં તેમની પોતાની તથા તેમનાં ધણીઆંની બાઈ દીનબાઈની પુંજી મધેથી રૂ૨૦૦૦), ભાઈ શેઠ માણેકજી પેશતનજી હાંડીઆને રૂ૧૦૭૫), ભત્રિજા શેઠ હોરમજજી શોરાબજી હાંડીઆને રૂ૫૫૦) તથા બીજાં સગાઓએ-રૂ૫૪૫) મલી રૂ૪૧૭૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[8]

તા૦ ૨૦ મી મારચ.

શેઠ માણેકજી લીમજી હાંતરીઆ જેવણ ૧૦) વર્ષ ઇરાંનથી આતરે આવ્યા હતા, તેવણે આજ દીને તે તરફની પોતાની મુસાફરીનાં બેઆંનનું એક ભાષાણ મજગાંમ મધે શેઠ મેહરવાંનજી ફરામજી પાંડેના બંગલામાં જરથોસ્તીઓની એક મોટી મીજલસની હજુરમાં સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ કીધું હતું.[9]

તા૦ ૨૧ મી મારચ.

રોજ ૩૦ માહ ૬ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

આજ દીને શેઠ મનચેરજી બહમનજી પંથકીની છોકરીના છોકરા શેઠ બાપુજી કેકોબાદજી કાવશજી પંથકીનાં ઉઠમણાંમાં તેમના મમાવા તથા બીજાં સગાઓએ મલી રૂ૮૭૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[10]

---

[1] જામે જમશેદ, તા૦ ૧૪ મી મારચ ૧૮૬૪.

[2] બોમ્બે ગેઝેટ, તા૦ ૧૪ મી મારચ ૧૮૬૪.

વળી એજ શાલની તા૦ ૨ જી નવેમબરે અમદાવાદ મધે એક બીજું રીલીફ ફંડ ઊભું કરવામાં આવ્યું હતું, જેના શેક્રેટરી તરીકે કલેકટરના હેડ કલાર્ક શેઠ દીનશાહજી હોરમજજી કરાકાને નેમ્યા હતા. એ ફંડમાં પારસીઓએ રૂ૧૭૧૫) નીચે મુજબ ભર્યાં હતા :—

(રૂ૭૦૦) મરહુમ શેઠ હોરમજજી નવરોજજી મેલકંત્રાકટરની પુંજીમાથી હા૦ ખરશેદજી પાલણજી લાલકાકા. (રૂ૧૫૦) મનચેરજી શોરાબજી કારંજવાલા. (રૂ૧૨૫) પેશતનજી ફરામજી વકીલ. (રૂ૧૦૦) ખરશેદજી પાલણજી લાલકાકા, રતનજી પેશતનજી પટેલ. (રૂ૭૫) મેહરવાંનજી કાવશજી. (રૂ૪૦) શાપુરજી શોરાબજી મગોલ. (રૂ૨૫) હોરમજજી જમશેદજી લાલકાકા.

[3] જામે જમશેદ, તા૦ ૧૯ મી મારચ ૧૮૬૪.

[4] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૭ મી મારચ ૧૮૬૪.

[5] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૯ મી મારચ ૧૮૬૪.

[6] "જમશેદી નવરોજ, બનાવનાર. મનચેરજી કાવશજી, મુંબઇ, દફતર આશકારા પરેસ. મારચ સને ૧૮૬૪."

[7] મુમબઇના સમાચાર, તા૦ ૨૨ મી મારચ ૧૮૬૪.

[8] જામે જમશેદ, તા૦ ૨૨ મી મારચ ૧૮૬૪.

[9] જામે જમશેદ, તા૦ ૨૪ મી મારચ ૧૮૬૪.

[10] જામે જમશેદ, તા૦ ૨૪ મી મારચ ૧૮૬૪.

તા૦ ૨૪ મી મારચ.

હાનરેબલ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇએ ખેડાનાં રીલીફ ફંડમાં ત્યાંના કલેક્ટરની મારફતે રૂ૪૦૦૦) ભેટ મોકલ્યા હતા.[1]

---

તા૦ ૨૮ મી મારચ.

હાનરેબલ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇએ આએ દેશના વતનીઓને સર જમશેદજી જીજીભાઈ સ્કુલ ઑફ આરટસમાં યુરોપથી ખાસ ઉસતાદો બોલાવી તેમની મારફતે ઉંચે દરજ્જેના હુનરો શિખાડવા માટે રૂ૧૫૦૦૦૦) દોઢ લાખ રૂપીઆ સરકારમાં આપવાની તા૦ ૨૩ મી મારચ ૧૮૬૪ને દીને એક પત્ર લખી મરજી બતાવી હતી. એ હુનરોમાં પ્રથમ ચીત્ર તથા દેવાલો ઉપર આઇલ પેનટીંગ, ઢોર ચઢાવવો, બાહવલી બનાવવાં, પથરનાં બાંધકામો કરવાં, બાંધકામ તેમજ ગલાસ ઉપર કોતરકામ કરવા તથા રંગ આપવા, તેમજ ધાતુઓને મણગાર આપવાનાં કામો શિખાડવાં. આ કામો સઘળાં એકજ વખતે આગલ ચલાવવાં નહિ, પણ થોડી થોડી શરૂઆત કરી તેમાં ફતેહ મળવાથી, બીજી આગલ ચલાવવી, અને રફતે રફતે સઘળું પાર પાડવું. સરકારને એ માટેની શરૂઆત કરવાને બની આવે તેથી તેવણ ઉપલી રકમનો અરધો ભાગ—રૂ૭૫૦૦૦), હાલમાં એકદમ સરકારમા આપી દેછે. સરકારે આ માગણી આજ દીને હાનરેબલ રૂસતમજી પર એક પત્ર લખી બાહલ રાખી હતી, અને આ મોટી સખાવતને માટે તેમનો ઉપકાર માન્યો હતો.[2]

તા૦ ૨૮ મી મારચ.

રાગ પોથીના બનાવનાર આ૦ શેઠ ડોસાભાઇ શોરાબજી મુનશીએ "ઇંદર સભા," રાજા ઇંદર અને

---

[1] બોમ્બે ગેઝેટ, તા૦ ૨૪ મી મારચ ૧૮૬૪.

વળી બીજીવાર જુલાઇ માસમાં એજ શેઠે રૂ૨૦૦૦) ખેડાનાં ગરીબોને વેંહચી આપવા માટે કલેક્ટર ઉપર મોકલ્યા હતા. ઉપલી બંધે રકમોનો કલેક્ટરે અનાજ ખરીદ કરી ખેડાના મ્યુનીસીપાલ કમીશનરોની મારફતે તે ગરીબોને સસતે ભાવે અથવા મફતું હોય ત્યાં મુફત વેંહચ્યો હતો.

[2] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૪ થી મેએ ૧૮૬૪.

હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ એ બાબે સરકારના ચીફ-શેક્રેટરી હાનરેબલ એ. ડી. રાબરટસન ઉપર તા૦ ૨૩ મી મારચ ૧૮૬૪ ને દીને નીચે મુજબ પત્ર લખ્યો હતો:—

Sir—Having for some time past had in view the advisability of placing facilities in the way of Natives and East Indians of this Presidency improving themselves in various branches of the Fine Arts, I asked the Director of Public Instruction to do me the favor to draw up a scheme in consonance with my views on this subject.

2. I have now the honor to hand you, for the information of His Excellency the Governor in Council, a Memorandum prepared by Mr. E. I. Howard, for which I beg to express my best thanks to that gentleman.

3. It will be seen from this memorandum that six different branches of Art-Instruction are therein proposed; and I am prepared to place ultimately in the hands of Government, for the purpose of carrying out the details of this scheme, the sum of Rs. 1,50,000.

4. In making this offer, however, I propose that Government should not carry out the whole scheme at once, but take up two of the subjects at a time, and see how the experiment succeeds. If proved to be successful, the remaining subjects can hereafter be taken up by degrees, until the whole scheme has been completed.

5. To enable Government to commence operations experimentally, I propose to pay at once one-half of the offered amount, *viz*, Rs. 75,000 and should the results of these experimental operations be satisfactory, and be appreciated by the Native community generally, the remaining subjects mentioned in the proposed scheme can be taken up, and I shall then be prepared to pay the remaining Rs. 75,000 in completion of my offer.

6 It is to be understood that I make this offer to Government with the view of extending the usefulness of the "Jamsetjee Jejeebhoy School of Arts," which is already established in Bombay; and I would suggest, therefore, that the Committee of that School should be consulted by Government in respect to the details of my scheme.

7 My principal reason for proposing that the scheme should, for the present, be only partially entered on, is in view of the very deficient house accommodation which the School of Arts has at present at its disposal for imparting the requisite instruction in so many branches of the Fine Arts at once, and the necessity, therefore, of doing this by degrees.

8. *Trusting that His Excellency the Governor in* Council will approve of the scheme now laid before Government, and be pleased to accept the offer which I have made for the purpose of carrying it out.

ઉપલા પત્રનો નામદાર સરકાર તરફથી શેક્રેટરી સી૦ સી. ગોને તા૦ ૨૮ મી મારચ ૧૮૬૪ ને દીને હાનરેબલ રૂસતમજી જોગ નીચે મુજબ જવાબ લખી મોકલ્યો હતો:—

I have received and placed before His Excellency the Governor in Council your letter dated the 23rd instant, and its accompanying Memorandum by Mr. E. I. Howard, in which that officer has drawn up a scheme for the education of the Native Indian Pupils in various branches of Fine Art at your expense.

2. His Excellency in Council has desired me in acknowledging your noble offer to place in the hands of Government a sum of Rs 1,50,000 for the purpose of carrying out the details of the above scheme, to state that Government accept the trust, and will communicate to you hereafter as to the best mode of carrying out your intention.

3 Government are of opinion that your proposed plan will act as a most effectual stimulus for promoting the objects of the "Sir Jamsetjee Jejeebhoy School of Art."

4. The Deputy Auditor and Accountant General will be requested to receive and fund the first instalment of Rs. 75,000 which you propose to pay at once.

તા૦ ૩૦ મી માર્ચ.

રોજ ૬ માહ ૮ (ક૦) ૧૨૩૩ યજદેજરદી.

મરણ—જાંગીરજી એદલજી પોંહચ્યા[1]—ઉમર વર્ષ ૭૧) સુરતવાલા શેઠ એદલજી બહેમનજી કાપડીઆના દીકરા. એઓ પોતાનાં મમઆરનાં કુટુંબમાં ઉધરપાથી તેમની "પોંહચ્યા" ની અટકથી ઓળખાતા હતા. પ્રથમમાં એઓ અનરેના જાણીતા મોગલ વ્યાપારી આગામહમદ શુસતરીને ત્યાં કારભારી હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૩૨ માં તેમનાં મરણથી તેમના જમાઈ આગામહમદ રહીમ શીરાજીને ત્યાં રહયા હતા. એઓ જરથોસ્તી મજહબ તથા કદમી એતેકાદ ઉપર ચુસ્ત યકીન ધરાવતા હતા. પોતે "પથશે ટકે ઓછી ચાકરીવાલા હોવા છતાં હજારો રૂપીઆની ગેર રીતીની આવક ઉપર આડી નજર પણ કરી નથી. પોતે ઓછી પગાર ભોગવતા છતાં રાશનીને માટે ઘણાએક તવંનગર અને પગવાલાઓની દરકાર ન કરતાં પોતાનાં અંતઃકરણ પરમાણે ચાલેઆછે."[2]

તા૦ ૩૧ મી માર્ચ.

રોજ ૧૦ માહ ૭ (શે૦) ૧૨૩૩ યજદેજરદી,

આજ દીને મરહુમ શેઠ જમશેદજી એદલજી વાડીઆનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૧૦૦૦), વીધવા બાઈ પીરોજબાઇએ રૂ૮૦૦), દીકરાઓ શેઠ માણેકજી તથા ફરામજીએ જમશેદજી વાડીઆએ રૂ૯૨૫), તથા બીજા જેણીઓએ રૂ૧૧૫૦) મલી રૂ૩૮૭૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

તા૦ ૩૧ મી માર્ચ.

હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ સર જમશેદજી જીજીભાઈ હાસ્પીટલના કમપાઉંડમાં રકતપીતના દરદીઓને માટે એક જુદો "વારડ" બાંધવાનો આખો ખરચ—રૂ૮૦૦૦૦), સરકારમાં આપ્યા હતા. અને એ વારડને હાસ્પીટલના એક ભાગ તરીકે ગણવાની સરકાર સાથે સરત કીધી હતી. આ સરત નામદાર સરકારે બાહાલ રાખી એ સખાવત માટે હાનરેબલ રૂસતમજીનો મોટો ઉપકાર માન્યો હતો.[4]

તા૦ ૩૧ મી માર્ચ.

શેઠ નવરોજજી ફરદુનજી અને ડાશાભાઇ ફરામજી કરાકાને નામદાર સરકારે મુંબઇના નવા પુલિસના આમલદારો ઠેરવ્યા હતા.[5]

તા૦ ૫ મી આપરેલ.

હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ અમદાવાદ જીલાનાં હમામ ગામની ધર્મશાલાની મરામતને સારૂં રૂ૨૦૦૦) ત્યાંના કલેક્ટર પર મોકલ્યા હતા.[6]

તા૦ ૭ મી આપરેલ.

રોજ ૧૭ માહ ૭ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ ધનબાઈજી તે શેઠ ધનજીભાઈ એદલજી આલબલેસનાં ધણીઆંણી તથા મરહુમ શેઠ અરદેશર ફરામજી દાવરનાં બેટીનાં ઉઠમણાંમાં તેમના ખાવંદ, તથા સસરા શેઠ એદલજી ફરામજી આલબલેસ અને બીજાં જેણીઓએ મલી રૂ૨૮૨૬) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[7]

તા૦ ૭ મી આપરેલ.

હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇને મુંબઇના નામદાર ગવરનરની લેજીસલેટીવ કૌનસીલના એક અધિકારી તરીકે ફરીથી બીજીવાર નેમ્યા હતા.[8]

મુંબઇની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે નામદાર સરકારે નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતા:—

શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસર, ખાંનબાહાદુર પદમજી પેશતનજી, શેઠ સોરાબજી પેશતનજી ફરામજી.[9]

---

[1] શેઠ બાપુજી તથા જીજીભાઇ જાંગીરજી પોંહચ્યાના બાવા

[2] મુંબઇ સમાચાર, તા૦ ૩૧ મી માર્ચ ૧૮૬૪.

[3] જામે જમશેદ, તા૦ ૨ જી આપરેલ ૧૮૬૪.

[4] ટાઇમસ ઑફ ઈંડીઆ, તા૦ ૨ જી આપરેલ ૧૮૬૪. આ બાબેનો સરકારી ઠેરાવ નીચે મુજબ છે:—

No 615 of 1864.

Bombay Castle, 31st March 1864.

Read the following letter from the Honorable Mr. Rustomjee Jamsetjee Jejeebhoy to Government, dated 21st March 1864.

"With reference to my letter to your address, of 25th August 1863, on the subject of building a leper ward in connection with the Jamsetjee Jejeebhoy Hospital, I have the honor to intimate to you, for the information of His Excellency the Governor in Council, my readiness to bear the whole of the estimated expense of construting this additional ward, namely, rupees 80,000 on condition that the ward in question be considered by Government as part of the Jamsetjee Jejeebhoy Hospital, and be maintained and kept in repair by Government as a portion of that institution."

*Resolution.*—The Honorable Rustomjee Jamsetjee Jejeebhoy should be thanked for this fresh proof of his munificence and philanthropy, and informed that Government accept his offer on the condition stated.

2. The Public Works Department should be informed with a view to the work being at once commenced. A tablet should be put up containing the donor's name and other particulars of this munificent gift.

એ હુકમની તખ્તી હજુ સુધી એ વારડમાં મારવામાં આવી નથી.

[5] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૩૧ મી માર્ચ ૧૮૬૪.

[6] બોમ્બે ગેઝેટ, તા૦ ૫ મી આપરેલ ૧૮૬૪.

[7] જામે જમશેદ, તા૦ ૨૨ મી આપરેલ ૧૮૬૪.

[8] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૭ મી આપરેલ ૧૮૬૪.

[9] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૭ મી આપરેલ ૧૮૬૪.

### તા૦ ૯ મી આપરેલ.

ઓનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ પોતાની મોજને ખાતર ફરવા સારૂં ૭૧૩ ટનની એક "સ્ટીમ લાંચ" મજગાંમની ગોદીમાં શેઠ રૂસતમજી અરદેશર વાડીઆનાં ઉપરીપણાં હેઠળ બંધાવી હતી. તેને આજ દીને પાણીમાં ઉતારવાની ક્રિઆ ઓનરેબલ રૂસતમજી તથા એક મોટા મેળાવડાની હજુરમાં તેમની એક છોકરીની છોકરી બાઈ દીનબાઈ રૂસતમજી વાડીઆએ કીધી હતી. એ લાંચનું નામ "મારગરેટ કાફરડ" કરી રાખવામાં આવ્યું હતું.[1]

### તા૦ ૧૦ મી આપરેલ.

માહરાજા ધુલીપસીંગ જેઓ ઇંગલાંડથી પોતાની માએ રાણી ચંદાકુઅર જે ગયા અકટોબર માસમાં તે તરફ મરણ પામી હતી તેણીની લાશને પંજાબ મધે ભુમીદા કરવાને લાવ્યા હતા, તેમની મોલાકાતને માટે શેઠ માણેકજી ખરશેદજી સરાફે આજ દીને પોતાના ભાંએખલાના બંગલામાં દેશી ગ્રહસ્થોનો એક મેળાવડો કર્યો હતો.[2]

### તા૦ ૧૧ મી આપરેલ.

મુંબઇની યુનીવરસીટીની વિત્ત વર્ષની કાનવોકેશન આજ દીને ટાઉનહાલમાં ભરાઈ હતી. પ્રમુખસ્થાને નામદાર ચાનસેલર સર બારટલ ફ્રીયર બીરાજયા હતા. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી હતી તેમાં નીચલા પારસીઓ હતા :—

**બેચલર ઑફ આરટસ** (બી. એ.) ની સનદ—પીરોજશાહ મેહરવાંનજી મેહતા, કેખશરૂ એદલજી મોદી, હોરમજજી રતનજી સરાફ.

**લાઈસેનશીએટ ઑફ મેડીસીન** (એલ. એમ.) ની સનદ— રૂસતમજી નશરવાંનજી ખોરી.

આ વેળાએ રેજીસ્ટ્રારે વાંચેલા રીપોરટ પરથી જણાએછે કે શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ તા૦ ૨૭ મી આપરેલ ૧૮૬૩ ને દીને વાઇસ ચાનસેલર સર અલેકજાંડર ગ્રાંટ બારોનેટની મારફતે યુનીવરસીટીને માટે એક ઇમારત બાંધવાને રૂ૧૦૦૦૦૦) આપવા જણાવ્યા હતા, જે ઉપકાર સાથે બાહાલ રાખવામાં આવ્યાછે. શેઠો લીમજી અને કાવશજી માણેકજી લીમજીએ તા૦ ૨૭ મી મેએ ૧૮૬૩ ને દીને વાઇસ ચાનસેલરની મારફતે પોતાના બાવા મરહુમ શેઠ માણેકજી લીમજી બનાજીનાં નામનો એક સોનાનો ચાંદ દર વર્ષે જે વિદ્યાર્થી હિંદુસ્થાંનની તવારીખ અને પુરાતમ બાબદો તથા આએ દેશમાં યુરોપનાં વિદ્યા હુનર કેવી રીતે ઉપયોગમાં આવે તે બાબે સીનડીકેટ ઠેરવે તે બાબદ ઉપર સઉથી સરસ રેસાલો ઇંગ્રેજી ભાષામાં લખે તેને ઇનામમાં આપવા માટે રૂ૫૦૦૦) આપવા જણાવ્યાથી તે ઉપકાર સાથે બાહાલ રાખવામાં આવ્યાછે. શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠે તા૦ ૧૦ મી સપટેમબર ૧૮૬૩ ને દીને વાઇસ ચાનસેલર સર અલેકજાંડર ગ્રાંટ બારોનેટની મારફતે દર વર્ષે આએ યુનીવરસીટીનો માટરીકયુલેટ થયલો જે ચંચલ વિદ્યાર્થી ઇંગ્રેજીમાં સરસ કવિતા જોડે તેને રૂ૨૦૦) નું ઇનામ પોતાનાં નામથી આપવા માટે રૂ૫૦૦૦) ની રકમ આપવા જણાવ્યાથી તે ઉપકાર સાથે બાહલ રાખવામાં આવીછે. શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ તા૦ ૨૪ મી સપટેમબર ૧૮૬૩ ને દીને ડાકટર જી. સી. બરડઉડની મારફતે યુનીવરસીટીની ઇપાણીનાં ઓજારો તથા કામન સીલ બનાવવાના ખરચને માટે રૂ૧૨૦૦) ભેટ મોકલ્યા તે ઉપકાર સાથે બાહલ રાખ્યાછે.

વળી શેઠ ખરશેદજી ફરદુનજી પારખે તા૦ ૨૫ મી જુલાઇ ૧૮૬૩ ને દીને મુંબઇના નામદાર ગવરનરની મારફતે "Economic Science" ની એક પ્રોફેસરશીપ સ્થાપવા માટે રૂ૭૫૦૦૦) આપવા જણાવ્યાછે, પણ તે માગણી તેમાંની ચોકસ સરતોને લીધે હિંદુસ્થાનની સરકારની મંજુરીઆત મળે ત્યાંસુધી બાહલ રાખી નથી. એજ મુજબ શેઠ શોરાબજી પેશતનજી ફરાંમજીએ તા૦ ૭ મી જાનેવારી ૧૮૬૪ ને દીને મુંબઇના નામદાર ગવરનરની મારફતે પોતાના બપાવા મરહુમ શેઠ ફરાંમજી કાવશજી બનાજીનાં નામની એક "ફેલોશીપ" સ્થાપવા માટે રૂ૧૦૦૦૦૦) આપવા જણાવ્યાછે, પણ તે માગણીબી ઉપલાંજ કારણને લીધે હજુસુધી બાહલ રાખી નથી. શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરે તા૦ ૭ મી જાનેવારી ૧૮૬૪ ને દીને પોતાની તથા બીજા નાણાં ભરનારાઓની તરફથી મુંબઇના નામદાર ગવરનરની મારફતે હિંદુસ્થાંનના માજી ગવરનર જનરલ નામદાર લારડ કેનીંગના નામની એક "ફેલોશીપ" સ્થાપવા માટે રૂ૧૭૫૦૦૦)[3] આપવા જણાવ્યાછે, પણ તે માગણીબી ઉપલાંજ કારણને લીધે ...

---

[1] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૧ મી આપરેલ ૧૮૬૪.

[2] બોમ્બે ગેઝેટ, તા૦ ૧૪ મી આપરેલ ૧૮૬૪.

[3] એ રૂ૧૭૫૦૦૦) નીચે મુજબ અતરેના દેશીઓએ ભરી આપ્યા હતા :—

(રૂ૫૦૦૦૦) દાદાભાઇ નવરોજજી પ્રોફેસર. (રૂ૨૫૦૦૦) ખુરશેદજી નોશરવાંનજી કામાજી. (રૂ૧૦૦૦૦) મેહરવાંનજી હોરમજજી કામાજી, ડોશાભાઇ ફરાંમજી કામાજી, દીનશાહજી માણેકજી પીટીટ. (રૂ૫૦૦૦) ફરાંમજી નશરવાંનજી પટેલ, શોરાબજી પેશતનજી ફરાંમજી, દાદાભાઈ મેહરાંમજી બનાજી, નવરોજજી નાનાભાઈ ફરાંમજી, ધનજીભાઈ ફરાંમજી પટેલ, દાદાભાઈ હોરમજજી કામાજી, ડોશાભાઇ હોરમજજી કામાજી, પેશતનજી હોરમજજી કામાજી, નશરવાંનજી માણેકજી પીટીટ, મેહરાંમજી નાનાભાઈ ફરાંમજી, ઓનરેબલ જગનાથ સંકરશેઠ, કરસનદાસ માધવદાસ, ભગવાનદાસ પરશોતમદાસ, મંગળદાસ નથુભાઈ.

ઉપલી "પ્રોફેસરશીપ" તથા બંને "ફેલો શીપો" ને માટે સરકાર તરફથી કાંઇબી નાણાંની મદદ તથા છ ટકાનું બ્યાજ આપવાને શેક્રેટરી ઑફ સ્ટેટે ના લખ્યું હતું.

લીધે હજુસુધી બાહલ રાખી નથી, જે જો હિંદુસ્થાનની સરકારની તે પર મંજુરીઆત મલશે તો હવે પછી બાહલ રાખવામાં આવશે.[1]

---

તા૦ ૧૩ મી આપરેલ.

આંહેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં શિખનારા ચંચલ વિદ્યાર્થીઓને સ્કાલરશીપો અને ઇનામો આપવાની વર્ષિક સભા આજ દીને મલી હતી. સરનશીનની ખુરસી નામદાર ગવરનર સર બારટલ ફ્રિઅરે લીધા બાદ એ ખાતાંના પ્રીનસીપાલ ડાક્ટર પીટે ગયાં શાલનો રીપોર્ટ વાંચી સંભલાવ્યો. એ પછી સરનશીને વિદ્યાર્થીઓને ઇનામો તથા સ્કાલરશીપની સનદો આપી, જેમાં નીચલા પારસી વિદ્યાર્થીઓ હતા :—

(૧) રૂસતમજી જમશેદજી નાદરશાહ.
(૨) પેશતનજી જમશેદજી (લીમડીવાલા).
(૩) કાવશજી પેશતનજી (ભરૂચા).

મેકલીનન સ્કાલરશીપ અને રૂપાનો ચાંદ રૂસતમજી ભરૂચાંનજી આગીને, તથા રૂસતમજી જમશેદજી નાદરશાહને ૫૦૦) નું શેઠ મંગલદાસ નથુભાઇ તરફથી આએ શાલ આપેલું ઇનામ આપવામાં આવ્યું હતું.

એ પછી સરનશીને એક સુભાશીત ભાષણ કરી સભા બરખાસ્ત થઇ હતી.[2]

---

તા૦ ૧૪ મી આપરેલ.

શેઠ માણેકજી કાવશજી એંદીને નામદાર સરકારે ઉતર વિભાગના સબ આસીસટંટ રેવનયુ કમીશનર નેમ્યા હતા.[3]

---

તા૦ ૧૬ મી આપરેલ.

બરૂચ મધે આએ માસમાં કાલેરાનો જોસ ઘણો ફેલાવાથી તે તરફની સર્વે કોમોએ પોત પોતાના રેવાજ મુજબની ક્રિઆઓ તથા બંદગી કરી તે કીરતાર પાસે જાંનની સલાંમતી ચાહી હતી. જરથોસ્તીઓએ ઘેર ઘેર ફરેશતા તથા ઉઠમણાં કરી દરેક દરેમેહરમાં જશન કરાવ્યાં હતાં, તથા ગરીબ લાચારોને સખાવત, કુતરાંને મલીદો, તથા જાનવરોને ઘાસપાણી નખાવ્યું હતું.[4]

---

તા૦ ૧૭ મી આપરેલ.

શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઇએ અમદાવાદ મધે ત્યાંની લાઇબ્રેરીમાં નવી ઇંગ્રેજી કેતાબો ખરીદવાને રૂ૨૦૦૦) તથા ત્યાંની કાલેજમાં આએ શાલ ઇનામો આપવા માટે રૂ૫૦૦) ભેટ આપ્યા હતા.

એજ મુજબ શેઠ શેરાબજીએ ત્યાંની ગુજરાત વર્નાક્યુલર સોશાઇટીને રૂ૨૫૦૦) ની રકમ ભેટ આપી હતી કે તેનાં વ્યાજમાંથી દર શાલ રૂ૧૦૦) નાં ઇનામનો રેસાલો ગુજરાતી ભાષામાં લખાવવો.[5]

---

તા૦ ૧૮ મી આપરેલ.

આજ દીને આંહેની મીકાનીકસ ઇનસટીટ્યુટની વાર્ષિક સભા સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં પ્રમુખ પણાં હેઠલ મલી હતી. જે વેળાએ શેઠ બેજનજી મનચેરજી ઇજનેરને મોફસીલમાં હાટલ બાંધવાનો ડીઝાઇન સર્વથી સરસ પાડવા માટે એક રૂપાનો ચાંદ ઇનામ આપવામાં આવ્યો હતો.[6]

---

તા૦ ૧૯ મી આપરેલ.
રોજ ૨૯ માહ ૭ (શ૦) ૧૨૩૩ યજદેજરદી.

આજ દીને નવસારીની પાસેનાં તવરી ગામમાં અંજુમનનાં ઉઠમણાનું દોખમું પરઠવાની ક્રિયા કરવામાં આવી હતી. જશનની ક્રિયા પુરી થવા બાદ દસ્તુર ફેરોજશાહજી રૂસતમજી મેહરજી રાંણાને તવરીની અંજુમન તરફથી એક શેઆલ હોરાડવામાં આવી હતી. એ દીને શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઈ તરફથી ત્યાં નેઆત જમાડવામાં આવી હતી,

---

[1] ટાઇમ્સ ઑફ ઇંડીઆ, ૧૩ મી આપરેલ ૧૮૬૪.

ઊપલા પદવી મેળવેલા પારસીઓ ઉપરાંત આએ વર્ષે યુનીવરસીટીની બાધલી પરીક્ષાઓમાં નીચલા પારસીઓ પસાર થયા હતા:—

ફરસ્ટ એકઝામીનેશન ઈન આરટ્સ (એફ. એ.) ની પરીક્ષામાં—જમશેદજી બમણજી ગનજવર, પાલણજી આરદેશજી મીસ્તરી, શાપુરજી હોરમસજી પારૂખ, શેરાબજી જનગીરજી દાવરવાલા.

મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં—હોરમસજી પેશતનજી દીનશા, દોરાબજી નૌરોજી કાપડીઆ, હોરમસજી જનગીરજી ખોજસ, ફરામરોજી રૂસતમજી દાદાભાંનજીના, રૂસતમજી ખરશેદજી ઇજનેર, મનચેરજી સોરાબજી પટેલ, પેશતનજી ડાદાજી સંજાણા, દોરાબજી એદલજી ગીમી, મંચેરજી નશરવાનજી નાણાવટી, નશરવાનજી જમશેદજી નાનજી, નશરોજી દોરાબજી બંદરેવાળા.

[2] ટાઇમ્સ ઑફ ઇંડીઆ, ૨૦ મી આપરેલ ૧૮૬૪.

[3] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૪ મી આપરેલ ૧૮૬૪.

[4] જામે જમશેદ, તા૦ ૧૯ મી આપરેલ ૧૮૬૪.

"એ વખતે કહેછે કે એક રીનસુરત જરથોસ્તી અઠ્ઠથી છ દીવસ સુધી એક દરેમેહરમાં રાત દીવસ બેશીને ઇશવરી પરારથના કરી હતી. એ અરશામાં તે શવારે પાન, એલચી અને રાતનાં એક દરન અને જરા બેદાંની ચાશની કરતો હતો. છેલ્લે દીવસે તેણે દરેમેહર મધે દસ્તુર મોબેદોને બોલાવી મોટું જશન કીધું હતું. નીરંગદીનથી તેણે પોતાનો આતમા પાક કરી શફેદ કપડાં સફેદ પેહેરી ઉજલી કીરીઆમાં શામેલ થાએઓ હતો, અને ઇશવરી પરારથના કીધા પછી દસ્તુર મોબેદો અને ગરીબ ભિખારીઓને આશીરવાદ આપી હતી."

[5] સુરત મીત્ર, તા૦ ૧૭ મી આપરેલ ૧૮૬૪.

[6] ટાઇમ્સ ઑફ ઇંડીઆ, ૨૧ મી મેએ ૧૮૬૪.

તથા સુરત અને નવસારી વચ્ચે એ શેઠને ખરચે ખાસ ટ્રેનો મુકવામાં આવી હતી.[1]

તા૦ ૨૫ મી આપરેલ.

શેઠ મનચેરજી હોરમજજી કામાજીએ ઇંગલંડ મધે નામીચા જરમન વિદ્વાન પ્રોફેસર ફ્રેડરીક સ્પીગલના કરેલા જંદ અવસ્તાના તરજુમાનો મી૦ એ. એચ. બલીક પાસે ઇંગ્રેજીમાં તરજુમો કરાવી તેનાં ત્રણ દફતરો પોતાને ખરચે છપાવી અતરે લાવ્યા હતા, અને તે સરવે જરથોસ્તીઓમાં વેંહચ્યાં હતાં. આમાંનાં પેહલાં દફતરમાં વંદીદાદ, બીજાંમાં વીસપરદ અને ઇજશને, તથા ત્રીજાંમાં ખોરદેહ અવસ્તાના તરજુમા આપેલા હતા.[2]

તા૦ ૨૯ મી આપરેલ.

શેઠ ખરશેદજી ફરદુનજી પારખે દીવ મધે ગરીબોને વેંહચવા માટે અનાજની ૫૦૦) ગુણો જેની કીમત રૂ૫૦૦૦) થાએ તે ત્યાંના પોરટુગીજ સત્તાવાલાઓ પર એક બારકમાં ભરી ભેટ મોકલી હતી.[3]

તા૦ ૩૦ મી આપરેલ.

શેઠ ફરામજી નશરવાનજી પટેલે માહબલેશવર મધે સઘળા વર્ગના લોકોના ઉતારાને માટે એક ધર્મશાલા બંધાવવાને તે તરફ ઉભી થાયલી કમીટીને એક જમીનનો કટકો મુફત તથા બાંધકામને માટે બીજા રૂ૧૦૦૦) ભેટ આપ્યા હતા.[4]

તા૦ ૧ લી મેએ.

હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ દમણ મધે એક ધર્મનું દવાખાનું આજ દીનથી પોતાને ખરચે ઉઘાડયું હતું.[5]

---

[1] મુમબઇના ચાબુક, તા૦ ૨૭ મી આપરેલ ૧૮૬૪.

આ દોખમાં પર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"આએ દોખમું શરવે જરથોશતી અંજુમનનાં "પઇશાનું બાંધીઉંછે. રોજ ૨૬ મો આશતાદ માહા ૬ "ઠો શરેવર શેનશાહી શને ૧૨૩૩ ઇઅજદેજરદી. તા૦ ૧૬ "મી ફેબરવારી શને ૧૮૬૪ અંગરેજી."

તખ્તીમાં જણાવેલે દાહડે કાંઇક અડચણને લીધે એ દોખમું ન પરથાતાં આએ દીવસે પરઠાયુંછે. એ દોખમાંનું ઉઘરાણું મુંબઇમાં કરવાની આગેવાની શેઠ ડોશાભાઇ મેહરવાંનજી વાડીઆએ કીધી હતી, તથા તેની સર્વે મેનીજ શેઠો માણેકજી મેહરાંમજી તવરીઆ અને જીવણજી નવરોજજી તવરીઆએ કીધી હતી. એ દોખમાંનાં ફંડમાં બધા મલી રૂ૧૯૩૫૭)≡ ભરાયા હતા, અને દોખમું બાંધવા પર રૂ૧૪૯૭૮ા ખરચ થાયો હતો, તથા બાકી વધેલા રૂ૪૩૭૮ાા≡ દોખમાંની જગાની આસપાસ ફરતી દેવાલ બાંધવામાં કામે લગાડયા હતા.

[2] "Avesta: The religious books of the Parsees; from Professor Spiegel's german translation of the original manuscripts. By, Arthur Henry Bleeck. In three volumes. Hertford: printed for Muncherjee Hormusjee Cama, By Stephen Austin. 1864."

એ પુસ્તકના દીબાચામાં મી૦ બલીક લખેછે કે:—

The tranlation itself was commenced more than three years ago, at the request of Mr. Muncherjee Hormusjee Cama, who was anxious to have it published for the use of his countrymen.........Mr. Cama and the Translator carefully compared it with a Gujerati manuscript translation—perhaps the best which the Parsees possess—and the principal variations between this translation and that of Professor Spiegel are added in the foot-notes to each page.

[3] જામે જમશેદ, તા૦ ૨૯ મી આપરેલ ૧૮૬૪.

એજ મુજબ એ શેઠ તરફથી સુરત મધે તા૦ ૩ જી જુનથી ત્રણ માસ સુધી દરરોજ ૩૦૦૦) માણસોને દર માણસે એક શેર ખીચડી સુરત વેંહચવામાં આવી હતી જેથી દર રોજ ૯૦) મન અનાજ ખપતો હતો. ભરૂચ મધે પણ ગરીબોને વેંહચવા માટે એવણે એજ માસમાં કેટલીક ચોખાની ગુણો શેઠ બહમનશાહ મેહરાંમજી વકીલ ઉપર મોકલી આપી હતી. એ અનાજ વેંહચવા પાંછલ તથા સુરત મધે ઉભી થાયલી ગ્રેન કુંપનીને એવણે આએ શાલના નવેમબર માસમાં ભેટ આપેલી ૭૦૦૦) બંગાળી ચોખાની ગુણોની કીમત ગણતાં શેઠ ખરશેદજીને રૂ૮૭૮૯૬) નો ખરચં થયો હતો. એજ મુજબ ઈ૦ સ૦ ૧૮૬૨—૬૩ માં જયારે એવણ ગુજરાતની મુસાફરીએ ગયા હતા તે વેળાએ ગરીબ ગુરબાંઓને વેંહચી આપવામાં રૂ૭૫૦૦૦)હજારથી વધુ રકમ ખરચી હતી.

[4] ટાઇમસ ઑફ ઈંડીઆ, તા૦ ૨ જી મેએ ૧૮૬૪.

એ ઉપરાંત એ ધર્મશાલાનાં બાંધકામને માટે સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇ, શેઠો ખરશેદજી ફરદુનજી પારખ, દીનશાહજી માણેકજી પીટીટ, અને દોરાબજી પેશતનજી પટેલે દરેકે રૂ૨૦૦) આપ્યા હતા, તથા બાકીની ઘટતી રકમ શેઠ ફરાંમજીએ આપી હતી. આ ઉપરથી એ ધર્મશાલાને એમનું નામ આપી તે ઉપર નીચે મુજબ તખ્તી મારવામાં આવીછે:—

Framjee Nusserwanjee<br>
Dhurumsalla<br>
For all classes of travellers<br>
Station Committee<br>
Sir M. Sausse<br>
George Taylor Esq.<br>
T. Nusserwanjee Esq.<br>
Henry Cooke, M. D. Superintendent<br>
1864.

ઉપલી તખ્તીમાં જણાવેલી માહબલેશવરની હીલ સ્ટેશન કમીટીમાં શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલ ઈ૦ સ૦ ૧૮૬૧ થી તે ૧૮૬૯ સુધી એક મેમબર હતા.

એ ઉપરાંત શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલે સેતારા જીલ્લામાં "મેઢા" ગામમાં સરકારી બંગલો હતો તે ઈ૦ સ૦ ૧૮૫૯ માં ખરીદ કરી તેમાં રૂ૧૫૦૦) ને ખરચે સર્વે ફેરફાર કરી મુસાફરોના ઉતારાને માટે ધર્મશાલા તરીકે ખોલી મુકયો હતો.

[5] રાસ્ત ગોફતાર, તા૦ ૮ મી મેએ ૧૮૬૪.

એ દવાખાનું ઈ૦ સ૦ ૧૮૬૭ સુધી હાનરેબલ રૂસતમજીને ખરચે ચાલી બંધ પડયું હતું, અને તેની એક શાખા જે એજ શેઠને ખરચે ઉદવાડે શેઠ માણેકજી કાવશજી દમણવાલાનાં ઘર મધે કાઢવામાં આવી હતી તે પણ એજ શાલથી બંધ કરવામાં આવી, અને ઉદવાડા મધે શેઠ માણેકજીની આગેવાની હેઠલ અંજુમનને ખરચે એક દવાખાનું એજ શાલથી ઉઘું કરવામાં આવ્યું હતું.

તા૦ ૨ જી મેએ.

શેઠ ખરશેદજી ફરદુનજી પારખે સુરત અને ઘોડદોડની સરતના રસ્તા આગળની પાંજરાપોળની મરામત કરવા તથા તેમાં કેટલુંક નવું બાંધકામ વધારવાને રૂ૧૫૦૦૦) ની રકમ તેના ટરસ્ટીઓને ભેટ આપી હતી.[૨]

---

તા૦ ૩ જી મેએ.

રોજ ૧૩ માહ ૮ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

આજ રોજે પુણાંની પાસે અહમદનગરમાં અંજુમનનાં ઉપરાનથી બંધાવવા માંડેલા દોખમાનો તાણો પુરવાની ક્રિઆ કરવામાં આવી હતી. એ ક્રિઆ પુણાંવાલા દસ્તુર તેહમુલજી મનચેરજી હોળદારનાં ઉપરીપણાં હેઠળ થાઇ હતી.[૨]

---

તા૦ ૬ ઠી મેએ.

ભરૂચ જીલ્લાના આમોદના મામલતદાર શેઠ એદલજી દાદાભાઇ કોલાવાલાને નામદાર સરકારે બીજા વર્ગના માજીસ્ટ્રેટની સત્તા આપી હતી.

શેઠ સોરાબજીભાઇ જમાસપજી ડોલતાને નામદાર સરકારે ગોગાના એક મ્યુનીસીપાલ કમીશનર નેમ્યા હતા.[૩]

---

તા૦ ૭ મી મેએ.

શેઠ નવરોજજી ફરદુનજીએ લાંબી મુદત થાઇ કરેલાં પ્રજા ઉપયોગી કામોને માટે તેવણનો ઉપકાર વાળવાનો વિચાર કરવાને આજ રોજે આપણા આગેવાન શહેરીઓની એક સભા શેઠ ફરામજી નસરવાનજી પટેલના ભાયખલાના બંગલામાં મળી હતી. સરનશીનની જગાએ શેઠ હીરજીભાઇ હોરમસજી ચીનાને આપવા બાદ તેવણે તથા શેઠ સોરાબજી શાપુરજી બંગાલીએ શેઠ નવરોજજીની જાહેર સેવાઓનું કેટલુંક બેઆન કરી સંભળાવ્યું. જે પછી નીચલા ઠરાવો સર્વનાં મો મતથી પસાર થયા હતા:—

ઉપકારનો લાએક રીતે બદલો વાળવાની સઘલા દેશીઓની ફરજ સમજેછે.

"શેઠ નવરોજજી ફરદુનજીનાં પ્રજા ઉપયોગી કામોની પીછાંન તરીકે તેવણની યાદગીરી ઘટતી રીતે કાએમ રાખવાને સારૂં તથા તેવણને નાણાંની એક રકમ ભેટ આપવાને કાજે એક ટીપ ઉભી કરવી.

"આ સભાની મતલબ પાર પાડવા તથા આ સભાએ કરેલા ઠરાવો અમલમાં લાવવાને સારૂં નીચે ટાંકેલા શહેરીઓની એક કમીટી મુકરર કરવી.[૪]

---

[૪] રાસ્ત ગોફતાર, તા૦ ૮ મી મેએ ૧૮૫૪.

એ કમીટીએ તુરતજ એ કારણસર અતરે એક ફંડ ઉભું કીધું હતું, જે મધે રૂ૨૦૫૯૭) ભરાયા હતા, જેમાં કેટલાક હિંદુ મિત્રોએ પોતાની ખુશીથી રૂ૧૦૭૫) નીચે મુજબ મોકલ્યા હતા:—

(રૂ૫૦૦) ઓનરેબલ જગન્નાથ શંકરશેઠ. (રૂ૨૫૦) ડાક્ટર ભાઉ દાજી. (રૂ૧૨૫) બાલાજી પાંડુરંગ. (રૂ૧૦૦) વીનાયકરાવ જગનાથ શંકરશેઠ. (રૂ૫૦) રાવસાહેબ રામચંદર બાલકૃશનાજી. (રૂ૩૦) ડાક્ટર આતમારામ પાંડુરંગ. (રૂ૨૦) કરશનદાસ મુલજી.

બાકી રૂ૧૯૫૨૨) નીચે મુજબ પારસીઓના હતા:—

(રૂ૧૨૦૦) બહમનજી ફરાંમજી કામાજી. (રૂ૧૦૦૦) ફરાંમજી નસરવાનજી પટેલ, સોરાબજી પેસ્તનજી ફરાંમજી, બેહરાંમજી જીજીભાઇ, દીનશાહજી માણેકજી પીટીટ, ખુરશેદજી નસરવાનજી કામાજી. (રૂ૫૮૦) ડોસાભાઇ ફરાંમજી કામાજી. (રૂ૫૦૦) હીરજીભાઇ તથા ફરાંમજી હોરમસજી ચીના, ધનજીભાઇ ફરાંમજી પટેલ, દાદાભાઇ બેહરાંમજી બનાજી, નસરવાનજી માણેકજી પીટીટ, મેહરવાંનજી નસરવાનજી ભાવનગરી, અરદેશર એદલજી ચીનાઇ, મેહરવાંનજી નસરવાનજી પટેલ, સોરાબજી ફરાંમજી પટેલ, નવરોજજી નાનાભાઇ ફરાંમજી. (રૂ૪૦૦) માણેકજી ખરશેદજી દારીઅલજેર. (રૂ૩૦૧) પેસ્તનજી ફરાંમજી કામાજી. (રૂ૩૦૦) ધનજીભાઇ ખરશેદજી સરાફ, બહમનજી જીજીભાઇ, પેસ્તનજી હોરમસજી કામાજી, ડોસાભાઇ હોરમસજી કામાજી, નસરવાનજી બહમનજી

શેઠ ફરામજી નશરવાંનજી પટેલ, હીરજીભાઈ હોરમસજી શેઠના, બહમનજી જીજીભાઈ, મેહરાંમજી જીજીભાઈ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી માણેકજી પીટીટ, ડાશાભાઈ ફરાંમજી કામાજી, ધનજીભાઈ ખરશેદજી સરાફ, બહમનજી ફરાંમજી કામાજી, ખરશેદજી રૂસતમજી કામાજી, માણેકજી ખરશેદજી દાદીબરજોરના, શોરાબજી પેશતનજી ફરાંમજી, નવરોજજી નાનાભાઈ ફરાંમજી, ધનજીભાઈ ફરાંમજી પટેલ, શોરાબજી

લાતવાલા, નશરવાંનજી જમશેદજી ઇસફાકવાલા, એદલજી બહમનજી મારીસ. (રૂ૫૧) બરજોરજી જામાસપજી લાલા, શાપુરજી નવરોજજી પોંહચા, ખરશેદજી પેશતનજી ઇરાંની, (રૂ૫૦) રૂસતમજી દાદાભાઈ કામાજી, પાલણજી દોરાબજી રાંનજી, બાપુજી પાલણજી રાંનજી, ફરાંમજી એદલજી દાવર, મનચેરજી શાપુરજી મેહતા. જંગીરજી ગુસતાદજી, એદલજી ફરાંમજી આલબલેસની કુંપની, રૂસતમજી ફરાંમજી મેહતા, ફરાંમજી અરદેસર દાવર, પેશતનજી રતનજી કોહલા, રૂસતમજી નશરવાંનજી કામાજી, દીનશાહજી માણેકજી મોદી સુરતથી. (રૂ૪૦) નવરોજજી હોરમજજી પેઆચના. (રૂ૩૦) એદલજી રૂસતમજી શીપોરટર, કુવરજી કાવશજી શાઆવાલા. (રૂ૨૫) નાનાભાઈ રૂસતમજી રાંણીના, કાવશજી નશરવાંનજી કાંગા, કાવશજી કુવરજી બાબા, કાવશજી હોરમજજી ગાંધીભાઈ, માણેકજી લીમજી હાંતરીઆ, હોરમજજી મોટાભાઈ દલાલ, બાલભાઈ દોરાબજી ઊમરીગર, પેશતનજી જંગીરજી તાલેયારખાં, દોરાબજી બરજોરજી કાપર, ફરદુનજી ફરાંમજી કોહલા, કુવરજી રૂસતમજી મોદી, એદલજી શાપુરજી મેહતા રેવાગરવાલા, હોરમજજી શાપુરજી જવેરી, એદલજી નશરવાંનજી માસટર, નવરોજજી હોશંગજી, પેશતનજી શાપુરજી મેહતા, એદલજી દારાશાહ શેઠના, શાપુરજી માણેકજી શાએર, ફેરામજી હોરમજજી ભરૂચા, ફરાંમજી બહમનજી પાલખીવાલા, જમશેદજી રતનાગર, શોરાબજી કાવશજી કપટાંન, પીરોજશાહ પેશતનજી ચાહેવાલા, બહમનશાહ બેહરાંમજી વકીલ ભરૂચના. (રૂ૨૦) માણેકજી દોરાબજી દીવેચા, રૂસતમજી શોરાબજી દલાલ ભરૂચના. (રૂ૧૮) નવરોજજી નશરવાંનજી ગજધર. (રૂ૧૫) કૈખશરૂ નવરોજજી કાબરાજી, બહમનજી જમશેદજી મુલાં, જંગીરજી ફરાંમજી બખશી, બાલભાઈ ખરશેદજી બાટલીબોઇ, નવરોજજી હોરમજજી કાબરાજી, મનચેરજી શોરાબજી દલાલ ભરૂચના, બહમનશાહ બેહરાંમજી મેહતા ભરૂચા, હોરમજજી માણેકજી નગરશેઠ ભરૂચના. (રૂ૧૧) દાદાભાઈ બેહરાંમજી પુણાં આબજરવરવાલા. (રૂ૧૦) મનચેરશાહ શોરાબશાહ મોદી, દાદાભાઈ બેજનજી કાતરક, કાવશજી ફરદુનજી મરજબાંન, દીનશાહ ફરાંમજી હમાવરા ભરૂચના, હોરમજજી નાનાભાઈ જંબુસરવાલા ભરૂચના. (રૂ૭૦) રૂ૧૦) ની અંદરની રકમ.

ઊપલા રૂ૨૦૫૯૭) બ્યાજ સાથે વધી ઈ૦ સ૦ ૧૮૭૨ માં કુલે રૂ૨૮૧૧૦—૧૧—૭ થયા હતા, જે મધેથી તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૭૨ ને દીને રૂ૨૫૦૦) ની સરકારી નોટ તેનું બ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી જરતોશતી છોકરીઓની નીશાલ મંડલીનાં દફતરમાં "નવરોજજી ફરદુનજી ટેસટીમોનીઅલ ફંડ કમીટીએ શેઠ નવરોજજી ફરદુનજીની યાદગારી રાખવા બાબે પડાવેલું ખાતું" એવાં નામથી એક જુદું ખાતું પડાવી આપી હતી, અને એ ટેસટીમોનીઅલનાં કામસર થયલો રૂ૪૩૩—૩—૫ નો ખરચ બાદ કરી બાકીની રકમ રૂ૨૫૧૭૭—૮—૨ કમીટીના ઠરાવ મુજબ એજ તારીખે શેઠ નવરોજજીને એક "પરસ" તરીકે ભેટ કીધી હતી. એ ભેટ કબુલ રાખતાં શેઠ નવરોજજીએ તા૦ ૧૫ મી મારચ ૧૮૭૨ ને દીને કમીટીના શેક્રેટરી જોગ નીચે મુજબનો પત્ર લખી સર્વે નાણાં ભરનારાઓનો ઊપકાર માનયો હતો:—

**શેઠજી સાહેબ શેઠ શોરાબજી શાપુરજી બંગાલી,**
**જોગ.**

સાહેબ,

તમારો ગયા મહીનાની તારીખ ૨૫ મીનો લખેલો પતર તથા હમો સને ૧૮૬૪ માં અતરેથી ઈંગલંડ ગયા તે પ્રસંગે આપણા દેશીઓની જાહેર સભામાં હમોને ઇઆદગારી તરીકે નાણાંની રકમની ભેટ આપવાનો ઠરાવ થયો હતો તે અવેજ સરવે હમોને દરોબસ્ત પોહોતોછે.

માહારા નેકખાહ અને મેહરબાંન દોશતો માહારા વીશે હેવું જણાવેછે કે:—"લાંબી મુદતનાં તમોએ કરેલાં પ્રજા "ઊપયોગી કામોને માટે તમારી જીંદગીનો સરવેથી સરશ ભાગ "રોકીને આ દેશનાં વતનીઓ તેમાં બગત કરીને આપણા "પારસી લોકોના લાભ સંબંધી જે પરોપકારપણાંથી અને "બેગરજ રીતે તમોએ કામો કીધાં હતાં તે કામોનો ઊપકાર "મંજુર રાખવાની મતલબથી ઇઆદગારી તરીકે" જુમલે રૂ૨૫૧૭૭—૮—૨ નો અવેજ મહને ભેટ આપેઓછે.

આપણા દેશીઓની રાજદુવારી, સનસારી, નીતી, તથા ગ્નાન સંબંધી હાલત સુધારવાની મતલબથી હુંએ જે અદના કોશેશ કીધીછે તથા જાહેર કામોમાં જે ભાગ લીધોછે તેહની માહરા દોસતોએ જે મોહોટી કીમત ગણીછે, તે કીમતને લાએક થવાનો હું દાવો કરી શકતો નથી. આપણા દેશીઓનું કલેઆંણ થાએ હેવી જે મોરાદ હું સદા રાખતો આવેઓછું તેવી મોરાદ હું હમેશાં રાખશ. આપણા જાતભાઈઓ સંબંધી માહારી જે કાંઇ ફરજછે, તે ફરજ મેહેનત લઇને અદા કરવાની હમોએ કોશેશ કીધીછે, તે ઊપરાંત હમોએ વધારે કીધું નથી. અગરજો હમારી કોઇબી કોશેશ ફતેહમંદી સાથે પાર પડી હોયતો તે જરતોશતી તથા હીંદુ ગનેઆતના લાએકીવાલા તથા માન પામેલા ગરહસથોએ અંતકરણથી કરેલી શામેલગીરી તથા કીમતી મદદથી તે પાર પડી હેવું સહમજવું.

હુંએ બજાવેલી અદના ખીદમતની ઇઆદગારી કાએમ રાખવાની ધારણાથી માહારા પેયારા મીતરોએ જરતોશતી છોકરીઓની નીશાલ મંડલીનાં કેલવણી ખાતાં, કે જે ખાતું સને ૧૮૫૮ નાં શાલમાં પરથમ સથાપવામાં આવેલું તારથી તેની સંગાથે હમોએ અતલગનો સંબંધ રાખયોછે, તે ખાતાંને જાજુકની નાણાંની રકમ બખશેશ આપીછે તેથી માહારા દોશતોએ માહારા ઊપર કરેલા ઊપકારમાં વધારો કરેઓછે.

શેવટે હું તમો સાહેબને વીનંતી કરું છઊં કે જે ગરહસથોએ મહને ઊપલી કીમતી ભેટ ઇઆદગારી તરીકે આપીછે તે સાહેબોને તસદી લઇ મારી તરફથી જણાવજો જે તેઓએ માહારા ઊપર કરેલો અતીશે મોહોટાં એહશાંનનો હું ઊપકાર માનુંછું અને તે એહશાંનને લીધે માહરાં દેલ ઊપર હેવી અસર થાઇછે કે તે કદી મીટનાર નથી. એજ અરજ.

મુંબઇની તા૦ ૧૫ મી મારચ ૧૮૭૨.

હું છઊં, તમારો નમનતાઇ ભરેલો શેવક,

નવરોજજી ફરેદુનજી.

ફરાંમજી પેસ, રૂસ્તમ્ભાઈ ફરાંમજી કરાકા, આરદેશર ફરાંમજી ગુમ, દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા, દસ્તુર શેરાબજી રૂસ્તમજી મુલ્લાં ફીરોજના, મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી, આરદેશર એદલજી ચીનાઈ, અને શેરાબજી શાપુરજી બંગાલી, (હાનરરી સેક્રેટરી.)"

તા૦ ૮ મી મેએ.

પ્રોફેસર હૌગ નામના એક ઉચ્ચ વિદ્વાંને જરથોસ્તી પરસ્તેશ ઉપર એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[૧]

તા૦ ૧૦ મી મેએ.

રોજ ૨૦ માહ ૮ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

મરણ—દસ્તુર જમશેદજી કાઊશજી કામદીનના, ભરૂચનાર[૨]—ઉમર વર્ષ ૧૦૦) ભરૂચવાલા દસ્તુર કાઊશ પદમના વડા દીકરા. એવણ "બાઈ સાહેબ દસ્તુર" નાં નામથી ઓળખાતા હતા, અને સુરત મધે જંદ અવસ્તાની નિશાલ ચલાવનાર શિક્ષાગુરૂ હતા. સુરતના પારસીઓમાં એમને ઘણું માન હતું. એવણનું મરણ ભરૂચ મધે નીપજ્યું હતું.

તા૦ ૧૦ મી મેએ.

રોજ ૨૦ માહ ૮ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

મરણ—નશરવાંનજી ફરાંમજી ડાદી—ઉમર વર્ષ ૭૫) એવણે ઈ૦ સ૦ ૧૮૨૦ માં શેઠ પેશતનજી નશરવાંનજી અને હોરમજજી ડોસાભાઈ માલેગાંમવાલા સાથે માલેગાંમમાં એક દુકાંન ઉંઘાડી હતી. તે પછી ઈ૦ સ૦ ૧૮૩૫ થી શેઠ પેશતનજી કાવશજી ખરાસ સાથે "નશરવાંનજી અને પેશતનજી" નાં નામથી આરે ઈંગ્રેજ બજારમાં મોટો વ્યાપાર ચલાવતા હતા. ઈ૦ સ૦ ૧૮૪૭ ની એપ્રેલે શ્રીટમાં લાગેલી મોટી આગથી એવણની દુકાંનને ઘણું નુકશાન થયું હતું.

તા૦ ૧૧ મી મેએ.

શેઠ ધનજીભાઈ ફરાંમજી વારડીને "શારાફેચ પોથી" નામની મુંબઇ માહેલી જોઇંટ સ્ટાક કુંપનીઓ, તેમની થાપણ, શેરો વગેરેની હકીકતની એક ચોપડી રચી પ્રગટ કીધી હતી.[૩] આ ચોપડી હાનરેબલ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈને અર્પણ કરવામાં આવી હતી.

તા૦ ૧૫ મી મેએ.

રોજ ૨૫ માહ ૮ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

મરણ—કાવશજી ભીમજી ઉમરીગર—ઉમર વર્ષ ૫૧) શેઠ ભીમજી ધનજી ઉમરીગરના ત્રાકમાં તથા સઉથી નાનલા દીકરા. એવણે ઈ૦ સ૦ ૧૮૨૯ માં પોતાના બાપે જઈફીને લીધે વ્યાપાર છોડી દીધાથી ઈ૦ સ૦ ૧૮૩૦ થી પોતાના ભાઈઓ સાથે "દાદાભાઈ તથા દોરાબજીની કુંપની" ને નામે મલબાર કોસ્તાનો વ્યાપાર ચાલુ રાખ્યો હતો, તથા ઈ૦ સ૦ ૧૮૩૨ માં "શાપુરજી ભીમજીની કુંપની" ને નામે નીલઘરી ખાતે એક દુકાંન તથા પેહડી કાઢી ત્યાંનો ધંધો શરૂ કીધો હતો. તે પછી ઈ૦ સ૦ ૧૮૪૨ માં પોતાના ભાઈ દાદાભાઈનાં મરણથી પેહડીનું નામ બદલીને "ભીમજી ધનજીના છોકરાઓ" ને નામે વ્યાપાર ચાલુ કીધો હતો. ઈ૦ સ૦ ૧૮૫૭ માં ભાઈ ભાઈઓને અપસ અપસમાં ગેરસમજુતી ચાલ્યાથી મલબાર કોસ્ત તથા મુંબઇ વગેરેનો સઘળો વ્યાપાર બંધ કરી છુટા પડયા હતા.

તા૦ ૧૬ મી મેએ.

રોજ ૨૬ માહ ૮ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

મરણ—કાવશજી દાજીભાઈ ડાક્ટર—ઉમર વર્ષ ૬૫) એવણ પ્રથમમાં આરેવાલા મરહુમ શેઠ રૂસ્તમજી ફરાંમજી હકીમના હાથ હેઠલ હતા. તે પછી તેમનાં મરણબાદ આરે વૈદ્યનો ધંધો મોટા પાયા પર ચલાવતા હતા.

તા૦ ૧૭ મી મેએ.

રોજ ૨૭ માહ ૮ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ કાવશજી ભીમજી ઉમરીગરનાં ઊઠમણાંમાં તેવણનાં એશીઓએ રૂ૫૨૫) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[૪]

તા૦ ૧૯ મી મેએ.

રોજ ૨૯ માહ ૮ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

આજ દીને શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે પોતાના દીકરા શેઠ જમશેદજીની નવજોતની ખુશાલીમાં ઈરાંન મધે જરથોસ્તીઓનાં છોકરાઓ માટે એક બોરડીંગ સ્કુલ સ્થાપવા સારૂ રૂ૨૫૦૦૦) ની રકમ પોતાના બાવા મરહુમ શેઠ માણેકજી નશરવાંનજી પીટીટનાં પુનને માટે આપવાની તંદરોસ્તી પડાવી હતી.[૫]

---

[૪] મુંબઇની પારસી પંચાતનાં ફંડની [illegible] હીસાબની ચોપડી.

[૫] જામે જમશેદ, તા૦ ૭ મી જુન ૧૮૬૪.

એ રૂ૨૫૦૦૦) ની રકમ એવણે તા૦ ૨૮ મી જુન ૧૮૬૪ ને દીને ઈરાંન દેશના રેહનારા ગરીબ જરતોશ્તીઓની હાલત સુધારનારી મંડલીનાં ફંડમાં જુદું ખાતું પડાવી આપી હતી, અને એ મંડલીની તરફથી તેહરાન મધે ઈ૦ સ૦ ૧૮૬૬ ની શરૂઆતથી બોરડીંગ સ્કુલ સ્થાપવામાં આવી હતી, પણ કેટલાંક કારણોને લીધે તે ૧૮૭૬ ના મારચ માસથી બંધ કરવામાં આવી, અને એ ફંડની આવક ઈરાંનીઓની હાલત સુધારવાનાં ફંડ ખાતે વાપરવામાં આવી હતી. એ પછી તા૦ ૨૧ મી નવેમબર ૧૮૮૨ થી બોરડીંગ સ્કુલ તેજ જગો પર પાછી ચાલુ કરવામાં આવી હતી, પણ ૧૮૯૦ ના સપટેમબર માસથી તે પાછી બંધ કરી તેને બદલે ત્યાં આપો દિવસ શિખાડવાની એક સ્કુલ ઊઘાડી તેને શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનું નાંમ આપવામાં આવ્યું છે.

તા૦ ૧૯ મી મેએ.

રોજ ૨૯ માહ ૮ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

મરણ—ફરામજી બહમનજી સેઠના—ઉમર વર્ષ ૩૦) એઓણ "ફલુ લાંબા" નાં નામથી મુંબઈ મધે એક જાણીતા તાલીમવાલા હતા. "મરનાર હાડે ઘણો જબરદસ્ત હતો પણ આલ મલણમાં ઘણો ભલો અને નરમ હતો. ધોબીતલાવ જાંહાં તે રેહતો હતો તાંહાં શેલરીનો ઉપદરવ કમી થાએઓ હતો અને પોલીશના આદમીઓ ઘણીવાર તેની મદદ મેલવવાના ઉપકારમાં આવી પડ્યાં હતાં. આએ પરમાંણે અગત પડતે તે પોતાનું ચીંહના સરખું બલ બતાવતો હતો."[૧] "તેણે જેમ હીમત અને કુવતમાં તેમજ પોતાની ભલમણશાઇમાં નામ રાખીઉં છે કેમકે બીજા તાલીમવાલાઓથી ઉલટી રીતે તે શંકરની પેલા મદદ આપતો હતો તથા ગરહસ્થ આદમીને છેડતો નહીં હતો."[૨] એઓણનું મરણ વાંદરા મધે મોજ કરવા ગયા ત્યાં અચાનક નીપજ્યું હતું, અને તે કેમ નીપજ્યું તે માટે અતરે ઘણાકોને શક પણ રહી ગયો હતો.

તા૦ ૨૦ મી મેએ.

અકલકોટના એક પારસી વ્યાપારી શેઠ નવરોજજી રુસતમજીએ તે તરફ ૭૦૦) હિંદુ બ્રાહમણોને જમાડી તેમને દક્ષણા આપી હતી.[૩]

તા૦ ૨૨ મી મેએ.

લંડન મધે શીતઅબરી સ્કુવેરમાં નાઆર તથા ઘરબાર વગરની ઓરતો અને બાળકોને રાખવા માટે એક "રેફયુજ હાઉસ" બાંધવાનું ફંડ થયું હતું, જે મધે અતરેથી હાનરેબલ રુસતમજી જમશેદજી જીજીભાઇએ ૨૧૦૦૦) તથા શેઠ ખરશેદજી ફરદુનજી પારખે ૩૭૮૦) મોકલ્યા હતા.[૪]

તા૦ ૨૬ મી મેએ.

રોજ ૬ માહ ૯ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

મરણ—નાનાભાઈ કાંનજીભાઈ ડીઆવાલા—ઉમર વર્ષ ૬૫) એઓણ સુરતની પાસેનાં કરંજ ગામના રેહવાસી હતા, અને ઘણાં વર્ષો સુધી ડીઆની કાંપ મધે પોતાના ભાઈ શેઠ જમશેદજી કાંનજીભાઇની સાથે જઇ ત્યાં ધંશેજી અગબાબની દુકાન તથા જુદાં જુદાં કંત્રાકટો ચલાવતા હતા. એઓણનું મરણ કરંજ મધે નીપજ્યું હતું.

તા૦ ૨૭ મી મેએ.

શેઠ રુસતમજી કાવશજી સુરતી અથવા જાબુલી રુસતમે આજ દીને સુરત મધે ત્યાંની એંડરુઝ લાઇબ્રેરીમાં "જીંદગીનો નાટક" એવે નામનો એક નીબંધ તથા પોતાની બનાવેલી કેટલીક કવીતાઓ ગાઇ સંભળાવી હતી.[૫]

તા૦ ૩૧ મી મેએ.

રોજ ૧૧ માહ ૯ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

મરણ—પીરોજશાહ નશરવાંનજી નાણાંવતી[૬]—ઉમર વર્ષ ૨૫) સુરતવાલા શેઠ નશરવાંનજી બેહરાંમજી નાણાંવતીનાં દીકરા. એઓણ ઇ૦ સ૦ ૧૮૬૩ ના મારચ માસથી ગુજરાતનાં ઉત્તર વિભાગના "જઅ આસીસટંટ સેટલમેંટ આફીસર" નેમાયા હતા, અને ઓઢો બાબતનાંજ બેડા મધે કોલેરાથી અચાનક મરણ પામ્યા હતા.

તા૦ ૧ લી જુન.

રોજ ૧૨ માહ ૯ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ રતનજી મનજીભાઈ ગજધરનાં ઉઠમણાંમાં તેમના દીકરા શેઠ અરદેશર રતનજી ગજધરે ૨૫૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૭]

---

[૧] જામે જમશેદ, તા૦ ૨૧ મી મેએ ૧૮૬૪.

[૨] શારત ગોફતાર, તા૦ ૨૨ મી મેએ ૧૮૬૪.

મુંબઇ મધે એ વખતે તથા તેની આગમજ ઘણાક જાણીતા પારસી તાલીમવાલાઓ હતા, કે જેઓ કદાવર તથા હીમતવાંન હતા, અને પોતાનાં કવીવત તથા હીમતનો ઘણો સારો ઉપયોગ કરી અગત પડે ગરીબોને સહાય થતા હતા. એઓમાંના કેટલાકોનાં નામ આ જગોએ નીચે આપીએ છેએ:—

નાનાભાઈ કાવશજી કેઆસ, મનચેરજી એદલજી અશીણવાલા, દાદાભાઈ નશરવાંનજી કોપર, બેજનજી નશરવાંનજી કોપર, નશરવાંનજી કાવશજી ખીચરા, શોરાબજી હોરમજજી સુરતી (ચીકીન), પાલણજી રુસતમજી દુમશીઆ (ઊસતાદ), હોરમજજી પેશતનજી ઇરાજીના, નાનાભાઈ પેશતનજી ઇરાજીના, જીવાજી બરજોરજી પીંઢચખાંનાવાલા (પારસી બરજો), ફરાંમજી હોરમજજી શેન, શાપુરજી બેજનજી મુલાવાડીઆ, કાવશજી બરજોરજી બાંબોત (કાલી), બીખાજી કાંનજીભાઇ પંડાલેવાલા, નવરોજજી નશરવાંનજી પગી, નશરવાંનજી નવરોજજી પગી, રુસતમજી દાદાભાઇ પાસવાલા (તીની), રુસતમજી પેશતનજી સુરતી (સુકરાંકાપુ), તેહમુલજી નવરોજજી ભરૂચા (ધંડાંવાલા), પેશતનજી નવરોજજી ભરૂચા (ધંડાંવાલા), કાવશજી હોરમજજી નાલીએરવાલા.

[૩] જામે જમશેદ, તા૦ ૨૦ મી મેએ ૧૮૬૪.

[૪] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૬ મી મેએ ૧૮૬૪.

[૫] સુરત મીતર, તા૦ ૨૯ મી મેએ ૧૮૬૪.

[૬] શેઠો માણેકજી, આરદજી અને દાદાભાઇ નશરવાંનજી નાણાંવતીના ભાઇ. એઓણના બાવા શેઠ નશરવાંનજી બેહરાંમજી નાણાંવતી સુરતના ડેપ્યુટી તથા ભરૂચના હેડ–અકાઉંટંટ હતા. તેમના ભાઇઓ શેઠો બેજનજી તથા ખરશેદજી બેહરાંમજી નાણાંવતી અમદાવાદનાં કમીશરીએટ ખાતામાં હતા. એઓણના કાકા શેઠ માણેકજી દાદાભાઇ નાણાંવતી તથા તેમના બે દીકરાઓ શેઠો હીરજીભાઇ તથા જમશેદજી (સુરતવાલા ડાકટર પીરોજશાહના બાવા) લાકડાંનાં કામ ઊપર હતા.

[૭] મુંબઇની પારસી પંચાતનાં ફંડના સવંત ૧૯૨૦ ના હીસાબની ચોપડી.

તા૦ ૧ લી જુન.

શેઠ સોરાબજી ફરામજી માસ્તરે મુંબાઇના કોટમાં બજારગેટ સ્ટ્રીટમાં ગુજરાતી તથા ઇંગ્રેજી (કાલેજમાં પસાર થઇ શકે એટલી) શિખાવવાની એક સ્કુલ ઉઘાડી હતી.[૧]

---

શેઠ ખરશેદજી ફરદુનજી પારખને ખરચે અંતરેનાં સરકારી કેળવણી ખાતાં હસ્તક માહીમ મધે દેશીઓના છોકરાઓને માટે એક એંગલો વર્નાક્યુલર સ્કુલ ઉઘાડવામાં આવી હતી.[૨]

---

તા૦ ૨ જી જુન.

ધી ફલેમરટન સ્પીનીંગ એન્ડ વીવીંગ કંપનીનું ચીંચપોકલી તરફ આવેલું કારખાનું ચાલુ કરવાની ક્રિયા આજ દિને થઇ હતી. ડાએરેક્ટરોના સરનશીન શેઠ મેહેરવાનજી નસરવાનજી ભાવનગરીએ એક સુભાષીત ભાષણ કીધું હતું[૩]

---

તા૦ ૫ મી જુન.

ઓનરેબલ ફરામજી જમશેદજી જીજીભાઇએ રતનાગીરી મધે મોંઘવારીને લીધે ત્યાંના ગરીબોને સસ્તે ભાવે તથા લાચાર અને અશક્તોને મુફત વેંહચવાને ૧૦૦૦) બંગાલી ચોખાની ગુણો ત્યાંના કલેક્ટર મી૦ આરથર ક્રાફર્ડ ઉપર બીડ મોકલી હતી. એ ગુણો મી૦ ક્રાફર્ડે પોતાનાં મકાનમાં ભરાવી રાખી આજ દીનથી ગરીબ કુટુંબોને બજાર ભાવ કરતાં કમીઆના ભાવે અનાજ વધારે વેચવાને ત્યાંની સ્કુલ ઓફ ઇનડસ્ટ્રીનાં મકાનમાં દુકાન ઉઘાડી હતી.[૪]

---

તા૦ ૬ ઠી જુન.

શેઠ મનચેરજી કાવસજી લંગડાનાએ "પારસીઓનાં ધારા વીસે તકરાર" એવે નામનું એક પુસ્તક એક બુઢા અને જવાન પારસી વચ્ચે ચાલેલી વાતચીતના આકારમાં પ્રગટ કીધું હતું.[૫]

---

તા૦ ૭ મી જુન.

રોજ ૧૮ માહ ૯ (શે૦) ૧૨૩૩ યઝદેજરદી.

આજ દીને મરહુમ બાઇ કુંવરબાઇ તે શેઠ દોરાબજી પાલણજી પાંડેઆલાનાં ધણીઆણીની તથા શેઠ દીનશાહજી મેહેરવાનજી મેહતાનાં બહીનનાં ઉઠમણામાં તેમના કાકાસસરા શેઠ કાવસજી ધનજીભાઇ પાંડેઆલાએ રૂ૧૦૦૧) તથા બીજાં ખેશીઓએ રૂ૧૦૮૦) મળી રૂ૨૦૮૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૬]

---

તા૦ ૮ મી જુન.

ઓનરેબલ ફરામજી જમશેદજી જીજીભાઇએ લંડન મધે સર્વે કોમના ગરીબ તથા અશક્તોના ફાએદાને માટેનાં જુદાં જુદાં ધર્મખાતાંઓમાં વેંહચી આપવાને ૨૫૦૦૦) પૌંડ (રૂ૨૫૦૦૦૦) પોતાના તે તરફના આડતીઆ ઓનરેબલ-

---

store, together with some few mo[re] ... bags, a lucky accident has enabled me to buy her[e] ..., to last till the monsoon is over and I can get ... down more from Bombay . . .....I have not restricte[d] the privilege of purchasing grain at the reduced rates ... to any particular income because there are many ... having fair incomes who *from the heavy claims on th*[em], *from their large* families and so forth are really ... poorer than men having

આર. ડબલ્યુ. ક્રાફર્ડ ઉપર મોકલ્યા હતા, જે નીચે મુજબ વેંહચી આપવામાં આવ્યા હતા :—

પૌંડ ૨૦૦૦) લંડન હાસ્પીટલમાં.[૨]

દર ૧૦૦૦) પૌંડ લેખે યુનીવરસીટી કાલેજ હાસ્પીટલ, મેટરોપોલીટન ફ્રી હાસ્પીટલ.

દર ૫૦૦) પૌંડ લેખે રાએલ ફ્રી હાસ્પીટલ, મીડલ સેક્ષ હાસ્પીટલ, કીંગસ કાલેજ હાસ્પીટલ, લંડન ફીવર હાસ્પીટલ, સીટી ઑફ લંડન હાસ્પીટલ ફોર ડીઝીઝીસ ઑફ ધી ચેસ્ટ, સીટી ઑફ લંડન હાસ્પીટલ ફોર સીક ચીલડરન, લંડન સીટી ડીસ્પેનસરી, ફેરીંગડન ડીસ્પેનસરી, લંડન સ્ટ્રેનજરસ હોમ, પ્રોવીડંટ ક્લાર્કસ ઈનસ્ટીટ્યુશન, સીમેનસ હાસ્પીટલ શોસાઇટી, રાએલ નેશનલ લાઈફ બોટ ઈનસ્ટીટ્યુશન.[૩]

દર ૪૦૦) પૌંડ લેખે રાએલ હાસ્પીટલ ફોર ઈનક્યુરેબલસ, બ્રીટિષ હોમ ફોર ઇનક્યુરેબલસ, એસાએલમ ફોર ઇડીઅટસ, સીટી ઑફ લંડન એંડ ઇસ્ટ ડીસ્પેનસરી, રાએલ જનરલ ડીસ્પેનસરી, મીટરોપોલીટન ડીસ્પેનસરી.

દર ૨૦૦) પૌંડ લેખે લંડન હાસ્પીટલ ફોર ડીઝીઝીસ ઑફ ધી સ્કીન, શીપરેકેડ ફીશરમેનસ એંડ મરીનરસ બેનીવોલંટ શોસાઇટી.

દર ૨૦૦) પૌંડ લેખે વેસ્ટરન સીટી ડીસ્પેનસરી, ફીનસબરી ડીસ્પેનસરી, સીટી આરથોપીડીક ડીસ્પેનસરી, ક્વીન એડીલેડસ ડીસ્પેનસરી, ડેસ્ટીટ્યુટ સેલરસ એસાએલમ, સીટી ઑફ લંડન જનરલ પેનશન શોસાઇટી, સીટી ઑફ લંડન ટ્રુસ શોસાઇટી, આસોશીએશન ફોર રીલીફ ઑફ પુઅર ઇન ધી સીટી ઑફ લંડન.

દર ૧૦૦) પૌંડ લેખે એકસીડંટ રીલીફ શોસાઇટી, શોસાઇટી ફોર રીલીફ ઑફ ડીસ્ટ્રેસડ વીડોઝ, ગીલડ હાલ પુઅર બાકસ, મેનશન હાઉસ પુઅર બાકસ.[૩]

---

તા૦ ૯ મી જુન.

હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈએ "સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટ્યુટ"ને લગતી મુંબઈ તથા દેશાવરોની છોકરીઓની નિશાલોમાં દર માસે જુદી જુદી ૨૩) સ્કાલરશીપો આપવાને રૂ૨૦૦૦) ની રકમ એ ખાતાંની પંચાતને સ્વાધીન કીધી હતી.[૪]

---

તા૦ ૧૦ મી જુન.

આજ દીને મુંબઈ મધે કોટમાં હમામ સ્ટ્રીટમાં હાનરેબલ જગનાથ શંકરશેઠની મીલકતમાં એક મોટી આગ લાગી હતી, જેથી ઘણુંક નુકસાન થયું હતું, તથા શેઠો એદલજી નશરવાંનજી કોલાબિવાલા, હોરમજજી માણેકજી પોહચખાનાવાલા, અને બીજા બે ત્રણ પારસીઓની દુકાનોમાંનો માલ પણ બળી ગયો હતો.[૫]

---

૨ આ લંડન હાસ્પીટલનાં ફંડમાં આપેલા ૨૦૦૦) પૌંડ મધેથી તે હાસ્પીટલની એક "વીંગ" વધારવામાં આવી હતી, અને તેનો પાયો નામદાર પ્રિનસ ઑફ વેલસે તા૦ ૪ થી જુલાઈ ૧૮૬૪ ને દીને નાખ્યો હતો.

૩ આ રાયલ નેશનલ લાઇફ બોટ ઇનસ્ટીટ્યુશનનું ખાતું દર વર્ષે લંડન મધે ૫૦૦) થી ૬૦૦) જાનોનો બંચાવ કરેછે. એનાં ફંડમાં હાનરેબલ રૂસતમજીએ આ પ્રમાણે કીમતી મદદ કર્યાથી તે ખાતાંની કમીટીની તા૦ ૭ મી જુલાઈ ૧૮૬૪ ને દીને મળેલી સભામાં નીચે મુજબનો ઠેરાવ પસાર કરી તેમનો ઉપકાર માનયો, તથા પોતાની લાઇફ બોટો અને ડોલીઓના નકશાઓ તેમનાપર ભેટ મોકલ્યા હતા:—

At a Meeting of the Committee of the Royal National Life Boat Institution for the preservation of Life from Shipwreck, held at their Offices, London, on the 7th day of July 1864 the following Minute was ordered to be recorded on the Books of the Society and to be communicated to R. W. Crawford Esq M. P.

Resolved, that the best thanks of the Royal National Life Boat Institution, together with Models of its Life Boat and Transporting Carriage, be presented to The Hon'ble Rustomjee Jamsetjee Jejeebhoy, member of the Legislative Council of Bombay, in acknowledgment of his munificent contribution of £500 in aid of the general fund of the Institution.

RICHARD LEWIS, *Secretary*. THOMAS BARING, *Chairman*.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૧ મી જુલાઇ ૧૮૬૪.

એ મુજબ લંડનનાં ધર્મખાતાંઓમાં હાનરેબલ રૂસતમજીએ રકમો ભરવાથી તે ખાતાંઓના કાયદા કાનુન પ્રમાણે એવણને તેના વહીવટ વગેરેમાં ચોક્સ સંખીઆના પ્રમાણમાં નીચે મુજબ મતો આપવાનો અધિકાર હતો, અને તે એમનાં મતો એમની હૈયાતી સુધી છેક લંડન વેરથી વારંવાર ઊમેદવારો લખીને પોતાની તરફેનમાં મંગાવતા હતા:—

રાએલ હાસ્પીટલ ફોર ઇનક્યુરેબલસમાં ૭૬) મત.
બ્રીટિષ હોમ ફોર ઇનક્યુરેબલસમાં ૭૬) મત.
એસાએલમ ફોર ઇડીઅટસમાં ૭૬) મત.
પ્રોવીડંટ ક્લાર્કસ ઇનસ્ટીટ્યુશનમાં ૫૦) મત.
સીમેનસ હાસ્પીટલ શોસાઇટીમાં ૫) મત.
સીટી ઑફ લંડન જનરલ પેનશન શોસાઇટીમાં ૮૦) મત.

ઉપલાં સિવાય લંડનનાં બીજાં ખાતાંઓ જેમાં એવણે રકમો આપી હતી તેમાં મત નહિં પણ કોઇબી અરજદારને ભલામણ પત્ર આપવાનો એમને હક હતો.

૪ જામે જમશેદ, તા૦ ૯ મી જુન ૧૮૬૪.

એ રકમનાં વ્યાજ મધેથી એ ખાતાંને લગતી મુંબઈની છોકરીઓની નિશાલોમાં ૭) તથા દેશાવરોની નિશાલોમાં ૨૫) ચડતી ઊતરતી રકમની સ્કાલરશીપો આપવામાં આવેછે.

૫ મુમબઈ સમાચાર, તા૦ ૧૩ મી જુન ૧૮૬૪.

એ આગમાં એદલજી અસલાજી નામના એક પારસી કેબીનેટ મેકરનું સઘળું ફરનીચર બળી ગયું હતું, જેથી તે તદન નાચારીમાં આવવાથી બીજા પારસીઓએ એક ઊઘરાણું કરી મદદ કીધી હતી.

તા૦ ૧૦ મી જુન.

મુંબઈ મધે કાલેરાના ગરીબ દરદીઓની સારવાર કરવાને મ્યુનીસીપાલીટી તરફથી ડાકટર રૂસતમજી નશરવાનજી ઓરીને મામાદેવીના લટા પર નેમ્યા હતા, તેવણને તે તરફના એક કાનસ્ટેબલ મી૦ રાસે વગર કારણે માર મારવાથી આજ દીને પોલીસ કોરટમાં માજીસ્ટ્રેટ મી૦ બરાઉને તે કાનસ્ટેબલને રૂ૨૫) ના દંડની સજા કરી હતી.[૨]

તા૦ ૧૧ મી જુન.

શેઠ ખરશેદજી ફરદુનજી પારખ સુરત મધે ફેલાએલા કાલેરાના રોગનો અટકાવ કરવા માટે પોતાને ખરચે એક ડાકટર ફરતો રાખી ગરીબોને દવાદારૂ મુફત પોંહોંચાડી હતી.[૨]

તા૦ ૧૨ મી જુન.

માહબલેશવર મધે એક "આસેમબલી રૂમ" ઉંઘાડવાને અતરેના લારડ બીશપ તથા બીજા આગેવાન ઇંગ્રેજ ગ્રહસ્થોએ એક ફંડ ઉભું કીધું હતું, જેમાં શેઠ કાવશજી માણેકજી લીમજીએ રૂ૨૦૦૦), શેઠ લીમજી માણેકજી બનાજીએ રૂ૧૦૦૦), શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠ રૂ૫૦૦), અને શેઠ ફરામજી નશરવાનજી પટેલે રૂ૫૦૦) ભરયા હતા.[૩]

તા૦ ૧૮ મી જુન.

શોલાપોરની કોરટમાં કોઈ પારસીને લગતો મુકદમો નીકલવાથી ત્યાં ધારા પ્રમાણે પારસીને સુપત આપવા માટે મોબેદનું કામ પડયું. આ ઉપરથી ત્યાંની દરેમેહરના મોબેદ એ૦ બરજોરજી મેહરવાનજી માડનને બોલાવવાને સદર બજારના માજીસ્ટ્રેટ મી૦ ગ્રાંડીયે હોકમ મોકલ્યો, પણ તે મોબેદ બરશનુમ વાપડતો હોવાથી તેણે પારસીઓના કાનુન મુજબ અદાલતમાં આવવાની ના પાડી, અને એક બીજો મોબેદ જે ત્યાંના એકઝીકયુટીવ ઇનજીનીઅરની આફીસમાં હતો તેની નિશાંની આપી. તોપણ માજીસ્ટ્રેટે જબરીથી ઉપલા બરશનુમવાલા મોબેદનેજ અદાલતમાં ઘસડી મંગાવ્યો, અને તેના પગમાંના જોડા ઉતરાવી તેની પાસે ઉંઘાડે પગે ઉપલા પારસીને સુપત અપાવ્યા.[૪]

તા૦ ૨૦ મી જુન.

રોજ ૧ માહા ૧૦ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

**મરણ**—જીવાજી રતનજી અકલેસરીઆ—ઉમર વર્ષ ૭૦) એવણ અકલેસરથી પોતાના ભાઇ શેઠ જમશેદજીની સાથે પુણાં મધે પેશવાઈ વખતથી જઈ વસેલા હતા, અને પ્રથમમાં તે તરફ કાંપમાં ઇંગ્રેજી અશબાબની એક દુકાન ઉંઘાડી હતી. તે પછી લશ્કરખાતાંમાં માલ પુરો પાડવાનાં તથા બીજાં કત્રાકટો લઈ જાણીતા થયા હતા. એવણને પેટે નર વારેસ નહિં હોવાથી પોતાના મજકુર ભાઈ શેઠ જમશેદજીના દીકરા શેઠ ધનજીશાહને પોતાના દતક કરી લીધા હતા.

તા૦ ૨૧ મી જુન.

ભોપાલની નામદાર બેગમે આજ દીને સર જમશેદજી જીજીભાઈ બારોનેટ તથા કુટુંબની મોલાકાત તેમનાં કોટનાં મોટાં ઘરમાં લીધી હતી.[૫]

તા૦ ૨૨ મી જુન.

આજ દીને પુણાં મધે મરહુમ શેઠ જીવાજી રતનજી અકલેસરીઆનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા વરીસોએ મલી રૂ૨૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૬]

તા૦ ૨૩ મી જુન.

આજ દીને લંડન મધે મલેલી "કામન કૌનસીલ"ની દરબારમાં અતરેવાલા હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ તે તરફનાં જુદાં જુદાં ધર્મખાતાંઓમાં જે કીમતી મદદો કીધી હતી તેની પીછાંણ તરીકે તેમને "ફ્રીડમ ઑફ ધી સીટી ઑફ લંડન" નું માન આપવા માટે લંડન શેહરના આલડરમેન મી૦ ડબલ્યુ. કોપલાંડની દરખાસ્ત ઉપરથી એકમતે ઠેરાવ થયો હતો. એ દરખાસ્તને ટેકો આપતાં માજી આલડરમેન મી૦ કારટરે જણાવ્યું કે જ્યારે તેવણ આ શેહરના મેયર હતા ત્યારે હાનરેબલ રૂસતમજીના

[૧] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૩ મી જુન ૧૮૬૪.

[૨] પછી ડાકટર રૂસતમજીએ ઉપલા કાનસ્ટેબલ ઉપર
ખરચે ગરીબ. કોરટમાં ડામીજીની ફરીઆદી માંડી હતી, પણ
અનાજ વેહચવ. તા૦ ૫ મી જુલાઇએ બંધે બોરફુનો ખરચ
મહીનાનો રીપોરટ જી આપવાનું કબુલ કરી તે મુકદમો ઘેરમેલે
૧૮૬૪ ને દીને હાન.
લખેછે કે:—

It is not merely તા૦ ૧૧ મી જુન ૧૮૬૪.
benefitted, but that theશેઠ ખરશેદજી ફરદુનજી પારખને છ
prising many thousands ૦૦) નો ખરચ થયો હતો.
Thus the arrival of your 1
season was open for boats, In ૧૩ મી જુન ૧૮૬૪.
rice from 3 and 3½ paylees pe-૦) શેઠ ફરાંમજી નશરવાંનજી
and since the Rains have set in ૬૬ ને દીને આપ્યા હતા,
tions have been cut off the Bazar
stationery, while in other parts બલી રૂમ" ને બદલે
have risen considerably. I have ક આવ્યું હતું.

[૪] મુમબઈનાં સમાચાર, તા૦ ૪ થી જુલાઇ ૧૮૬૪.
આ ઉપરથી તે તરફના પારસીઓમાં ઘણી ચકચાર ચાલી, અને એ બાબેની ફરીઆદ રૂબરૂમાં કરવાને પુણેવાલા દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપ આશાના પોતાના ભાઇ દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપ આશાનાની સાથે નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરની હજુરમાં ગયા હતા, અને તે નામદારે બધું સાંભલી લઇ એ બાબેની ઘટતી તલાસ કરી ઉપલા માજીસ્ટ્રેટને ઠપકો આપ્યો હતો.

[૫] જામે જમશેદ, તા૦ ૨૭ મી જુન ૧૮૬૪.

[૬] જામે જમશેદ, તા૦ ૨૭ મી જુન ૧૮૬૪.

વડા ભાઈ (સર જમશેદજી જીજીભાઈ બીજા બારોનેટ) એ પોતાની લંડનની મુસાફરીને દરમેઆંન તેમની મોલાકાત લઈ આ શેહરનાં ધર્મખાતાંઓમાં વેંહચી આપવાને ૨૦૦) પોંડ તથા ગરીબોને વેંહચી આપવાને ૫૦) પોંડ ભેટ આપ્યા હતા.[૧]

[૧] આ ફ્રીડમ ઑફ ધી સીટી ઑફ લંડનનાં માનનો દસ્તાવેજ સુંદર સીણગારવાળાં પારચમેન ઊપર નીચે મુજબ લખેલો ગીલીટની સોનેરી ફ્રેમમાં જડી હાનરેબલ રૂસ્તમજી પર મોકલવામાં આવ્યો હતો:—

LAWRENCE
MAYOR

A Common Council holden in the Chamber of the Guildhall of the City of London, on Thursday the 23rd day of June 1864.

Resolved Unanimously
That the Freedom of this City be Presented to
*The Honourable*
RUSTOMJEE JAMSETJEE JEEJEEBHOY
of Bombay.

In recognition of his munificent gift to the various Charitable Institutions of the City of London and the Metropolis and particularly in reference to the unsectarian character of his munificence.

Ordered that the Resolution for presenting the said Freedom be Ornamentally written on Vellum signed by the Town Clerk properly emblazened framed and *glazed and transmited to him at Bombay.*

WOODTHORPE.

આ મોટું માન એમને મળવા બાબે તે વેળાના મુંબઈના નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે એવોને પુણાંમાં નીચે મુજબ પોતાને હાથે મુબારકબાદીનો એક કાગળ લખી મોકલ્યો હતો:—

*Dapooree, July 28th 1864.*

MY DEAR RUSTOMJEE,

Most heartily do I congratulate you on the very high honour of the Freedom of the City of London having been conferred on you—an honour which as you are aware, is never conferred on any one unconnected with the City, save for services which are acknowledged to be of distinguished public importance.

Lady Frere and our daughter join with me in hearty congratulations, and in sincere good wishes for your being long spared to enjoy your well deserved honours, and with our kind compliments to Mrs. Rustomjee and to your excellent Mother, the Dowager Lady Jamsetjee, when you write to her.

Believe me
My dear Rustomjee
very sincerely yours
(Sd.) H. B. E. FRERE.

*P. S.* I feel peculiarly glad that your character should be appreciated in our great City. I hope you will think of a visit to London to take up your Freedom and to be duly entered at Guildhall as a Burgess of the ancient *Corporation*

THE HON. RUSTOMJEE JAMSETJEE JEEJEEBHOY.

આ અસલ કાગળ શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજીના સ્વાધીનમાં છે.

તા૦ ૨૪ મી જુન.

શેઠ જમશેદજી ખરશેદજી કામાજીએ લંડન યુનીવરસીટીની મેટ્રીકયુલેશનની પરીક્ષા આજ દીને પસાર કીધી હતી.[૨]

તા૦ ૧ લી જુલાઈ.

શેઠો પેશતનજી અને બહમનજી ફરામજી કામાજીએ પોતાની ગોવાલીઆ તલાવ આગલની વાડીમાં પારસીઓના છોકરાઓને માટે એક ઇંગ્રેજી સ્કુલ પોતાને ખરચે શેઠ અરદેસર ફરામજી સોલનનાં ઉપરીપણાં હેઠલ ઉંઘાડી હતી.[૩]

તા૦ ૪ થી જુલાઈ.

રોજ ૧૫ માહ ૧૦ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ રતનબાઈ તે નવમાર્ગીવાલા શેઠ કુવરજી બહમનજી સુતરીઆનાં ધણીઆંની તથા મરહુમ શેઠ મેહરાંમજી ધનજીભાઇ સુતરીઆનાં બેટીનાં અતરેનાં ઉઠમણાંમાં તેમનાં મામાના દીકરા હાનરેબલ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇએ ૨૫૦૦) ધર્મ ખાતે આપ્યા હતા.[૪]

તા૦ ૫ મી જુલાઈ.

આએ વર્ષની અપરાધીઓની છાંદણ કરનારી બીજીવારની શેશન આજ દીને હાઇ કોરટમાં હાનરેબલ જસટીસ સર રીચરડ કાઉચની હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા—[૫]

શેઠો જાંગીરજી નવરોજજી વાડીઆ, શોરાબજી પેશતનજી ફરામજી, દાદાભાઈ બહમનજી જીજીભાઈ, દીનશાહજી માણેકજી પીટીટ.

તા૦ ૭ મી જુલાઈ.

મુંબઈની પારસી પંચાતનાં ફંડના તા૦ ૨૮ મી અકટોબર ૧૮૬૨ થી તે તા૦ ૧૧ મી નવેમબર ૧૮૬૩ સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપાખાંનામાંથી તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે છેલા હીસાબની બાકીના રૂ૨૪૫૭૫૮॥૨૦ ઉપરાંત આએ આખાં

[૨] લંડન યુનીવરસીટીનું ૧૮૬૪–૬૫ નું કાલેનડર.

[૩] જામે જમશેદ, તા૦ ૨ જી જુલાઇ ૧૮૬૪.

એ સ્કુલને માટે પોતાનું મકાન મુફત આપવા ઉપરાંત તેમાં આવનારા છોકરાઓ પાસેથી થોડી થોડી ફીઇ લેતાં બાકીની જે ખોટ પડતી તે ઊપલા શેઠીઆઓ પુરી આપતા હતા, અને એમ આસરે ત્રણ વર્ષ સુધી ચાલ્યા બાદ એ સ્કુલ ઇ૦ સ૦ ૧૮૬૭ થી શેઠ અરદેસર ફરામજી સોલને તેજ જગા ઊપર પોતાને માથે રાખી ઇ૦ સ૦ ૧૮૭૬ ના નવેમબર માસ સુધી ચલાવી હતી.

[૪] મુંબઈની પારસી પંચાતનાં ફંડના સંવંત ૧૯૨૦ ના હીસાબની ચોપડી.

[૫] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૬ ઠી જુલાઇ ૧૮૬૪.

વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે રૂ૧૦૬૫૩૮॥।૧૨ ની આવક થઈ હતી, અને ખરચ રૂ૪૨૧૯૫॥૨ થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખરીએ તરસ્ટીઓનાં હસ્તકમાં પંચાતના હીસાબને લગતા રૂ૩૧૦૦૯૮)૫ તથા જુદાં જુદાં પડાવેલાં ખાતાંઓના[1] રૂ૪૨૨૪૨૭)૮॥ મળી કુલે રૂ૭૩૨૫૨૫)૧૩॥ બાકી હતા.

### તા૦ ૧૩ મી જુલાઈ.

રોજ ૨૪ માહ ૧૦ (શે૦) ૧૨૩૩ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ બાઈજી તે શેઠ અરદેશર કાવશજી મોદીનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૨૫૦૦) તથા બીજાં એશીઓએ રૂ૧૮૫૦) મળી રૂ૩૯૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

આજ દીને મરહુમ શેઠ બાપુજી હોરમજજી માજુનાં ઉઠમણાંમાં તેમનાં એશીઓએ રૂ૯૮૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

### તા૦ ૧૪ મી જુલાઈ.

શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ આતરેની રાએલ એશીઆટીક સોસાઇટીનાં પુસ્તકખાંતાંમાં પૂર્વ દેશોનાં ભણતરને લગતાં નવાં પુસ્તકો ખરીદવાને રૂ૫૦૦૦) ભેટ આપ્યા હતા, જે માટે આજ દીને એ મંડળીની સભામાં એ સખી ગ્રહસ્થનો મોટો ઉપકાર માનવામાં આવ્યો હતો.[4]

[1] પંચાતનાં દફતરમાં આગલાં વર્ષોનાં ૨૦) ખાતાં ઉપરાંત આએ વર્ષમાં છ નવાં ખાતાં ઉમેરાયાંછે. તેમાં પેહલું સુરતવાલા શેઠ બેહરાંમજી માણેકજી વાડીઆએ તા૦ ૧૨ મી માર્ચ ૧૮૬૩ ને દીને પોતાના મુરબી શેઠ ખરશેદજી ફરદુનજી પારખની યાદગારી માટે રૂ૧૦૦૦૦) ની સરકારી નોટ આપી તેનું વ્યાજ સર જમશેદજી મદરેસામાં વગર મુસારે શીખતા ત્રણ વિદ્યાર્થીઓને દર માસે રૂ૧૦) ની સ્કાલરશીપ તથા સર્વથી હુશીયાર એક વિદ્યાર્થીને દર શાલ એક સોનાંનો ચાંદ શેઠ ખરશેદજી ફરદુનજી પારખનાં નામથી આપવાનો બંદોબસ્ત કરી પડાવ્યું હતું. બીજું ખાતું શેઠ મનચેરજી બહમનજી પંથકીએ તા૦ ૨૦ મી નવેમબર ૧૮૬૩ ને દીને પોતાના ભાઈ આ૦ શેઠ ખરશેદજી બહમનજી પંથકીનાં પુનને માટે તેવણની પોતાની પુંજી મધેથી રૂ૧૧૦૦૦) તથા તેમનાં વીધવા બાઈ મીઠીબાઈ તરફથી રૂ૧૦૦૦), દીકરી બાઈ નવાજબાઈ તરફથી રૂ૧૦૦૦), પાલક દીકરા શેઠ બહમનજી ખરશેદજી પંથકી તરફથી રૂ૧૦૦૦), દીકરીના દીકરા શેઠ શાપુરજી નશરવાંનજી ભેદવાર તરફથી રૂ૫૦૦), તથા ભાણેજ શેઠ કેકોબાદ કાવશજી પંથકી તરફથી રૂ૫૦૦) મળી રૂ૧૫૦૦૦) ની સરકારી નોટ આપી તેનું વ્યાજ જરતોશતી રવાંનોને અવલમંજલ પોહચાડવાનાં, મુકતાદને તાંકણે દેશાવરોના ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં, નવસારીનાં આંધલાં પાંગલાં જરથોસ્તીઓનાં, તથા પંચાતનાં જનરલ ફંડ મધે શાલા પ્રમાણે વાપડવાનો બંદોબસ્ત કરી પડાવ્યું હતું. ત્રિજું ખાતું શેઠ નશરવાંનજી બહમનજી મોદીએ તા૦ ૧૬ મી ફેબરવારી ૧૮૬૩ ને દીને પોતાના બાવા મરહુમ શેઠ બહમનજી જમશેદજી મોદીનાં પુનને સારૂં રૂ૧૦૦૦૦) ની સરકારી નોટ આપી તેનું વ્યાજ પંચાતનાં જનરલ ફંડ તથા જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોહચાડવાનાં ફંડ ખાતે સરખે હીસે વાપડવાનો બંદોબસ્ત કરી પડાવ્યું હતું. ચોથું ખાતું એજ શેઠે એજ તારીખે પોતાનાં માતાજી મરહુમ બાઈ બચુબાઈ તે મરહુમ શેઠ બરજોરજી અશપંદીઆરજી હકીમનાં બેટી તથા પોતાનાં પેહલીવારનાં ધણીઆંની મરહુમ બાઈ પીરોજબાઈ તે મરહુમ શેઠ ફરાંમજી માણેકજી કરાંણીનાં બેટીનાં પુનને સારૂં રૂ૧૫૦૦૦) ની સરકારી નોટ આપી તેનું વ્યાજ મુકતાદને તાંકણે દેશાવરોના ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં, મુંબઈનાં આંધલાંપાંગલાં તથા લાચાર જરથોસ્તીઓની પરવરસી કરવાનાં, તથા સર જમશેદજી મદરેસાનાં ફંડ મધે સરખે હીસ્સે વાપડવાનો બંદોબસ્ત કરી પડાવ્યું હતું. પાંચમું ખાતું શેઠો ફરાંમજી, શાપુરજી, અને જીજીભાઈ ધનજીભાઈ બાટલીવાલા, તથા બાઈ જરબાઈ તે મરહુમ શેઠ ધનજીભાઈ ફરાંમજી બાટલીવાલાનાં બેટી અને શેઠ સોરાબજી રતનજી બાટલીવાલાનાં ધણીઆંની. એ મળી તા૦ ૯૦ મી અકટોબર અને ૭ મી નવેમબર ૧૮૬૩ ને દીને પોતાના બાવા મરહુમ શેઠ ફરાંમજી નશરવાંનજી બાટલીવાલા તથા બાઈ મરહુમ બાઈ નવાજબાઈનાં પુનને સારૂં રૂ૧૩૦૦૦) રોકડા આપી તેનું વ્યાજ જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કરી પડાવ્યું હતું. છઠું ખાતું એજ શેઠો અને બાઈએ એજ તારીખે પોતાના બાવા મરહુમ શેઠ ધનજીભાઈ ફરાંમજી બાટલીવાલા તથા માતાજી મરહુમ બાઈ કુવરબાઈનાં પુનને સારૂં રૂ૧૩૦૦૦) રોકડા આપી તેનું વ્યાજ પણ ઉપલાંજ ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કરી પડાવ્યું હતું.

એ ઉપરાંત નીચે મુજબ રૂ૬૦૦૦) ની સરકારી નોટો તેનું વ્યાજ મુંબઈનાં જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં વાપડવાને ભેટ આવી હતી:— બાઈ ચાંદનબાઈ તે મરહુમ શેઠ બેહરાંમજી કાવશજી બાટલીવાલાનાં વીધવાએ તા૦ ૧૫ મી જુન ૧૮૬૩ ને દીને રૂ૫૦૦૦) ની નોટ પોતાના મરહુમ ખાવંદની પુંજી મધેથી તેમનાં પુનને સારૂં. શેઠ ધનજીભાઈ ડોશાભાઈ મામાએ તા૦ ૨૦ મી અકટોબર ૧૮૬૩ ને દીને રૂ૧૦૦૦) ની નોટ પોતાનાં ધણીઆંની મરહુમ બાઈ બચુબાઈનાં પુનને સારૂં.

એજ મુજબ ઉદવાડેનાં આતશબેહરાંમ સાહેબનાં ફંડનાં ખાતાં મધે ઉદવાડેથી દસ્તુર મીનોચેહરજી દારાબજી, દસ્તુર બરજોરજી રૂસતમજી મીરજાં, એ૦ એરજીઆરજી બેહરાંમજી ભરડા વગેરેએ તા૦ ૮ મી ડીસેમબર ૧૮૬૨ ને દીને આતશબેહરાંમની દરગાહને લગતું રૂપાંકામ તોલા ૫૭૪) તથા આતશબેહરાંમની તીજોરીમાં ઓનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈએ નાખેલી રૂ૯૦૦) અને શેઠ ખરશેદજી ફરદુનજી પારખે નાખેલી રૂ૭૫૦) ની બેંક નોટો તથા બીજ પરચુરન મળી રૂ૫૭૬૧)૬ ઉમેરવાને મોકલ્યા હતા. તેમજ સુરતનાં આંધલાંપાંગલાં જરથોસ્તીઓનાં ફંડમાં મરહુમ શેઠ બેહરાંમજી માણેકજી મોદીનાં પુનને સારૂં તેમનાં બેટી બાઈ ડોશીબાઈએ તા૦ ૧૧ મી અકટોબર ૧૮૬૩ ને દીને રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ વાપડવાને ભેટ આપી હતી.

[2] જામે જમશેદ, તા૦ ૧૫ મી જુલાઈ ૧૮૬૪.

[3] જામે જમશેદ, તા૦ ૧૫ મી જુલાઈ ૧૮૬૪.

[4] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૮ મી જુલાઈ ૧૮૬૪.

એજ મુજબ શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ ઓનરેબલ ડબલ્યુ. ઈ. ફ્રીઅરે કરેલો હિંદુસ્થાનના જુના સિક્કાઓનો સંગ્રહ વેચાતો લઈ એ લાઇબ્રેરીમાં ભેટ આપ્યો હતો.

તા૦ ૨૩ મી જુલાઈ.

શેઠ ખરશેદજી શોરાબજી આશબરનરે પોતાની પાસેનાં જંદ પેહલવી, અને ફારસી પુસ્તકો તથા હસ્તલેખોનો એક સંગ્રહ લંડનની રાએલ સોસાએટીનાં પુસ્તકખાનાંમાં ભેટ મોકલ્યો હતો. એ સંગ્રહમાં જંદ તથા પેહલવી વંદીદાદ, પેહલવી ફરહંગ, માહભારતનો ફારસીમાં તરજુમો, ઘણા ઉંચા દસખતનું શાહનામું, વગેરે હતાં.[1]

તા૦ ૨૯ મી જુલાઈ.

રોજ ૧૦ માહ ૧૧ (શે૦) ૧૨૩૩ યઝદેજરદી.

આજ દીને મરહુમ બાઇ જરબાઇ તે શેઠ ખરશેદજી શાપુરજી મેહતાનાં ધણીઆંની તથા શેઠ માણેકજી મેહરવાનજી મેહતાનાં બેટીનાં ઉઠમણાંમાં તેમનાં એશીઓએ રૂ૬૭૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૩ જી આગશટ.

પેશાવર મધે જરથોસ્તી રવાંનોને ઢુમીડા કરવાને ત્યાંનાં સદર બજારની પછવાડે એક એલાહેદી જગા જરથોસ્તીઓએ આજ દીને મેળવી હતી.[3]

તા૦ ૧૦ મી આગશટ.

શેઠ રૂસતમ ગોસ્તાસપ ઇરાંનીએ "રૂસતમી ફાગબાજી" નામનું ગાયણનું એક ચોપાનયું રચી પ્રગટ કીધું હતું.[4] એજ શખસે "મુખ્તાત" ઉપર કવિતાનું એક ચોપાનયું પણ રચી પ્રગટ કીધું હતું.[5]

તા૦ ૧૨ મી આગશટ.

શેઠ કાવસજી જહાંગીરજી રેડીમનીએ રતનાગીરી હાઇ સ્કુલની મરામત તથા રોણક કરવાને રૂ૫૦૦) ભેટ આપ્યા હતા.[6]

તા૦ ૧૮ મી આગશટ.

ધોલકાના સદર અમીન દસ્તુર દીનશાહજી પેશોતનજી કામદીનજીને નામદાર સરકારે ખેડાના સદર અમીન નેમ્યા હતા.[7]

તા૦ ૨૦ મી આગશટ.

પ્રોફેસર પીટરાઝવીકી નામના એક રૂશીઆંન વિદ્વાંને ઇ૦ સ૦ ૧૮૬૨ માં તમામ જંદ અવસ્તાનો રૂશીઆંન તથા ફ્રેંચ ભાષામાં તરજુમો કરી તેનાં ત્રણ દફતરો બાહેર પાડયાં હતાં તે તરજુમો સુધારીને જરમન ભાષામાં કરી તેનાં પણ ત્રણ દફતરો આએ વર્ષમાં બાહેર પાડયાં હતાં.[8]

તા૦ ૨૨ મી આગશટ.

શેઠ ખરશેદજી ફરદુનજી પારખે "ગ્રીનીચ" ની ગોદીમાં બંધાવેલો ૯૦૦ ટણનો એક વાહણને આજ દીને પાણીમાં ઉતારવામાં આવ્યું હતું. એ વાહણનું નામ નામદાર. પ્રીનસ્ ઑફ વેલસના ગયા જાનેવારી માસમાં જનમેલા વડા બેટાનાં નામ ઉપરથી "આલબરટ વિકટર" કરી આપવામાં આવ્યું હતું.[9]

તા૦ ૨૫ મી આગશટ.

રોજ ૨ માહ ૧ (ક૦) ૧૨૩૪ યઝદેજરદી.

આજ દીને મરહુમ બાઈ શુનાંબાઇ તે શેઠ દોરાબજી શોરાબજી બનાજીનાં ધણીઆંની તથા મરહુમ શેઠ શોરાબજી

---

[1] એ સંગ્રહ મોકલવા બાબે ચાલેલાં કાગજ પત્રોનું એક ચોપાંનયું ઇ૦ સ૦ ૧૮૬૬ માં મુંબઇનાં એડયુકેશન સોસાઇટીનાં છાપાખાનાંમાં મી૦ આર. ડબલ્યુ. વાલરે છપાવી પ્રગટ કીધુંછે.

[2] જામે જમશેદ, તા૦ ૧ લી આગશટ ૧૮૬૪.

[3] પેશાવર મધે એ વર્ષમાં બાઇ આઇમાએ તે શેઠ હોરમસજી કાવશજી મારકરનાં ધણીઆંનીનું મરણ તા૦ ૩ જી આગશટ ૧૮૬૪ ને દીને નીપજવાથી ત્યાંના બે જરથોસ્તીઓ શેઠો ડોસાભાઇ ધનજીભાઇ મેહતા અને મેહરવાંનજી માણેકજી સરાફે (ગામવાળા) કેનટોનમેંટ માજીસ્ટ્રેટ કરનલ માલવીન પાસેથી ઘણી મેહનતે ઊપરી જગો મેળવી હતી. એ જગાને ફરતી દેવાલ મજકુર શેઠ હોરમસજી કાવશજી મારકરે પોતાને ખરચે બંધાવી હતી. એ દેવાલ ભાગી પડવાથી પાછી ઇ૦ સ૦ ૧૮૮૧ માં શેઠ રતનજી ખરશેદજી બાટલીવાલાએ પોતાને ખરચે મજબુત કરાવી હતી, તથા ઇ૦ સ૦ ૧૮૮૯ ના ફેબરવારી માસમાં તેમના દીકરા શેઠ બેહમનજી રતનજી બાટલીવાલાએ તે નવેસરથી પાછી બંધાવી, પાંહે બંદગી તથા ક્રિઆ કરવાને એક ઓરડો પણ બંધાવી આપ્યો હતો. એ જગાના ખરચને માટે ઇ૦ સ૦ ૧૮૭૦ માં શેઠ મેહરવાંનજી માણેકજી સરાફ (ગામવાલા) ગુજરયા ત્યારથી દર માસે રૂ૬) તેમના વારેસો મેસરસ મેહરવાંનજી એન્ડ સનસ આપેછે. હિયાં આસરે ૨૦) જરથોસ્તી રવાંનોને ઢુમિડા કરેલાંછે.

[4] "રૂસતમી ફાગબાજી. બનાવનાર, રૂસતમ ઇરાની. મુંબઇ; સમાચાર પ્રેસ. ૧૮૬૪."

[5] "મુખ્તાત. અથવા એક કલાકનો જુસસો, જેથી નીકલેલા 'મુકતાત' સંબંધી વીચાર. બનાવનાર, રૂસતમ ઇરાંની. મુંબઇ, ચાબુક પરેસ. આગષ્ટ ૧૮૬૪."

[6] જામે જમશેદ, તા૦ ૧૨ મી આગશટ ૧૮૬૪.

એજ મુજબ ઓનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ એ સ્કુલના ૫) સર્વેથી ચડતા વિદ્યાર્થીઓને આએ શાલના અકટોબર માસથી બે વર્ષ સુધી મુંબઇ આવી તેઓનો અભીઆસ વધારવાને દર માસે રૂ૧૦) ની સ્કાલરશીપો ત્યાંના કલેકટર મી૦ આરથર ક્રાફરડની મારફતે આપી હતી.

[7] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૮ મી આગશટ ૧૮૬૪.

[8] "Deutsche verbesserte Uebersetzung der Bucher des Zoroaster. Erster Theil. Zen-davasta (das "Leben-Gebende") Zur Erleichterung der ersten Auflage, von, Dr. Prof Ignatius Pietraszewski. Berlin, 1861"

[9] મુમબઇનાં ચાબુક, તા૦ ૧ લી અકટોબર ૧૮૬૪.

ફરામજી મામાનાં બેટીનાં ઉઠમણાંમાં તેમના મામાના દીકરાઓ શેઠો ભીમજી તથા કાવશજી માણેકજી ભીમજીએ રૂ૧૦૦૦) તથા બીજાં શેઠીઓએ રૂ૪૩૦) મલી રૂ૧૪૩૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૩૦ મી આગસ્ટ.

રોજ ૧૨ માહ ૧૨ (શે૦) ૧૨૩૩ યઝદેજરદી.

આજ દીને મરહુમ બાઇ હીરાંબાઈ તે મરહુમ શેઠ અરદેશર હોરમજજી મંતોકનાં વીધવા તથા મરહુમ શેઠ રૂસતમજી કાવશજી પટેલનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા શેઠીઓએ મલી રૂ૨૦૫૭) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૩ જી સપટેમબર.

"સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટ" ની દેશાવરો ખાતેની સ્કુલોના ગરીબ પણ ચંચલ બુધીના વિદ્યાર્થીઓને પોતાનો અભીઆસ મુંબઇમાં આવીને આગલ ચાલુ રાખવા માટે ઉતેજન આપવા સારૂં એ ખાતાંની મુંબઇની મોટી સ્કુલમાં રૂ૧૦) ના દરમાયાની કેટલીક સ્કાલરશીપો સ્થાપવાને એ ખાતાંના ચેરમેન સર જમશેદજી જીજીભાઇ બારોનેટે રૂ૧૦૦૦૦) ની રકમ ભેટ આપી હતી.[3]

તા૦ ૫ મી સપટેમબર.

રોજ ૧૮ માહ ૧૨ (શે૦) ૧૨૩૩ યઝદેજરદી.

આજ દીને મરહુમ બાઈ દીનબાઈ તે શેઠ જીવણજી હીરજીભાઇ રેડીમનીનાં બીજીવારનાં ધણીઆંની તથા શેઠ બહમનજી ફરામજી કામાજીનાં બેટીનાં ઉઠમણાંમા તેમના બાવા શેઠ બહમનજી ફરામજી કામાજીએ રૂ૮૭૫૦) તથા ખાવંદ શેઠ જીવણજી હીરજીભાઇ રેડીમનીએ રૂ૫૦૦૦) મલી રૂ૧૩૭૫૦) પરચુરણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૧૫ મી સપટેમબર.

પુણાં મધે "કોનવેંટ સ્કુલ" નાં ૨૦૦) નાવારેશ બાળકોને કપડાં તથા ખોરાકીની મદદ પોંહચાડવા માટે ઉભાં થયલાં ફંડમાં રૂ૫૦૦૦) પારસી શેઠીઆઓએ ભરી આપ્યા હતા.[5]

તા૦ ૨૦ મી સપટેમબર.

ડાકટર ફરાંમજી શાપુરજીએ "બાળકોની માવજત" નામનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[6] એ પુસ્તક હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇને અર્પણ કરવામાં આવ્યું હતું.

તા૦ ૨૧ મી સપટેમબર.

મુંબઇ મધે ગયા જુલાઈ માસમાં ખાટકીઓએ એકસંપ કરી કોટનાં બજારમાં ગોશનો ભાવ ઘણો મોંઘો કરી નાખવાથી શેઠો નશરવાંનજી દીનશાહજી કોન્ચમેન, નશરવાંનજી પેશતનજી પાવરી, અને જમશેદજી શોરાબજી માડને મેનીજ કરી પુષ્કળ બકરાં એક હાથ કરી તે કપાવી પારસીઓ પાસે કેટલાક દીવસ સુધી બજારમાં ગોશ વેચાવ્યું હતું, તેમજ દેશાવરો ખાતેથી બકરાં ખરીદવાને શેઠો ડાયાભાઇ મેહરવાંનજી વાડીઆની કું૦ની મારફતે એક ફંડ ઉભું કીધું હતું, જે મધે હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇ તથા બીજા પારસી ગ્રહસ્થોએ રકમો ભરી હતી. એ મધેથી પુણેથી બકરાં તથા ત્યાંનાજ ખાતકીઓને લાવી બજારમાં બેસાડયા હતા, પણ અંતે બે મહિનામાં મુંબઇના ખાતકીઓએ કાલાવાલા કરી પારસીઓ સાથે ઘટતા બંદોબસ્તો કરી પાછું અસલને ભાવે ગોશ વેચવાને શરૂ કીધું હતું.[7]

તા૦ ૨૨ મી સપટેમબર.

પુણાં મધે ગરીબોને આસરો આપવા માટે એક એસાએલમ બાંધવાને એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું, જેમાં મી૦ ડેવીડ સાશુને રૂ૫૦૦૦૦) તથા પારસીઓએ

---

[1] મુંબઇની પારસી પંચાયતનાં ફંડના સંવત ૧૯૨૦ ના હીસાબની ચોપડી.

[2] થાંણાની દરેમેહરનાં ફંડના ઇ૦ સ૦ ૧૮૬૧ થી તે ૧૮૬૯ સુધીના તથા જરતોશતી છોકરીઓની નીશાલ મંડલી અને કોટનાં ધર્મનાં દવાખાંનાંના ઇ૦ સ૦ ૧૮૬૪ ના અને મુંબઇની પારસી પંચાતનાં ફંડની સંવંત ૧૯૨૦ ના હીસાબની ચોપડીઓ.

[3] જામે જમશેદ, તા૦ ૫ મી સપટેમબર ૧૮૬૪. એ સ્કાલરશીપનો લાભ દેશાવરના ઘણા જણાઓએ ન લીધાથી એ રકમનાં વ્યાજ મધેથી સુરતથી અતરે અભીઆસ વધારવા આવતા એક પારસી વિદ્યાર્થીને સ્કાલરશીપ આપ્યા ઉપરાંત બાકી વધતી રકમ મધેથી હાલ કામચલાઉ ગોઠવણ તરીકે બે સ્કાલરશીપો સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટમાંથી મેટ્રીકયુલેશનની પરીક્ષામાં પસાર થયલા બે વિદ્યાર્થીઓને કાલેજમાં જઇ અભીઆસ ચાલુ રાખવાને માટે તરીકે સર જમશેદજીનાં નામથી આપવામાં આવેછે.

[4] જામે જમશેદ, તા૦ ૭ મી સપટેમબર ૧૮૬૪.

[5] બોમ્બે ગેઝેટ, તા૦ ૧૬ મી સપટેમબર ૧૮૬૪. આ રૂ૫૦૦૦) ની રકમ નીચે મુજબ ભરાઇ હતી:— (રૂ૧૫૦૦) હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇ, (રૂ૧૦૦૦) સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, શોરાબજી જમશેદજી જીજીભાઇ, (રૂ૯૦૦) ખરશેદજી ફરદુનજી પારખ, (રૂ૭૦૦) બેહરાંમજી માણેકજી વાડીઆ, દોરાબજી પેશતનજી ધાસવાલા.

[6] "બાળકોની માવજત, ઇઆને તેઓની તંદરોસ્તી કેમ જાલવવી તથા ગ્નાન તથા નીતી સંબંધી કેલવણી કેમ આપવી તે વીશે. બનાવનાર, ફરાંમજી શાપુરજી ડાકટર. મુંબઇ, યુનીયન પ્રેસ, ઇ. સ. ૧૮૬૪."

[7] જામે જમશેદ, તા૦ ૨૦ મી જુલાઇ તથા ૧૯ મી સપટેમબર ૧૮૬૪. પુણે બકરાં ખરીદવામાં તથા બીજી મદદ દસતુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાના, ખાનબાહદુર ફરાંમજી નશરવાંનજી ચેઠના તથા શેઠ દીનશાહજી રતનજી ઘડીઆલી (ભરૂચા) એ એમને કીધી હતી.

રૂ૨૬૩૨૦)[૧] હિંદુઓએ રૂ૩૦૦૦૨), મુસલમાનોએ રૂ૨૭૫૦), અને રૂ૩૦૦૦) પરચુરણ મલી રૂ૧૧૨૦૭૨) ભરાયા હતા. એ ખાતાંને "ડેવીડ શાશુન એસાએલમ" કરી નામ આપવામાં આવ્યું, અને તેનો પાયો નાખવાની ક્રિયા આજ દીને નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે કીધી હતી.[૨]

તા૦ ૨૩ મી સપટેમબર.

હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈને તેમની બોહલી સખાવતને માટે પોરટુગલના પાદશાહ ડોન લુઈ ધી ફરસ્ટ તરફથી તે રાજ્યના "નાઈટ ઑફ ધી આરડર ઑફ ટાવર એન્ડ એસપાડા" ઈયાને "જવાંમરદી, વફાદારી, અને નેકી" નો એતાબ આપવામાં આવ્યો હતો, તેની સનદ તેમને અનાયત કરવાને આજે પારસીઓનાં નવાં વર્ષને દીને સવારનાં ૧૧ કલાકે તેમનાં કોટનાં ઘરનાં દીવાનખાંનામાં હિંદુસ્થાન ખાતેના પોરટુગીજ સ્વસ્થાંનના ગવરનર જનરલ નોવાસ ટોરેસનાં ફરમાંનથી પોરટુગલનાં અતરેના વાઈસ કૉનસલ સર બરાઝ ફરનાનડીઝ અને બીજા જાણીતા પોરટુગીજોનું એક ડેપ્યુટેશન હાજર થયું હતું. સર બરાઝે એક ભાષણ કરી હાનરેબલ રૂસતમજીએ દમણ મધે કરેલી સખાવતોની તારીફ કરી તેમને એ એતાબ અનાયત કીધો. હાનરેબલ રૂસતમજીએ ઉઠી પોરટુગલના પાદશાહનો ઉપકાર માન્યો, અને પાન, ગોલાબ લઈ મીજલસ બરખાસ્ત થાઈ હતી.[૩]

---

૧ પારસીઓએ ભરેલી આ રૂ૨૬૩૨૦) ની રકમ નીચે મુજબ હતી—

(રૂ૩૦૦૦) ખાંનબાહદુર પદમજી પેશતનજી, કરાંમજી નશરવાંનજી પટેલ, શોરાબજી પેશતનજી કરાંમજી, ખરશેદજી ફરદુનજી પારખ, બેહરાંમજી માણેકજી વાડીઆ (રૂ૨૫૦૦) સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈ, (રૂ૧૦૦૦) શોરાબજી જમશેદજી જીજીભાઈ (રૂ૭૫૦) મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી, નવરોજજી નાનાભાઈ કરાંમજી (રૂ૫૦૦) દાદાભાઈ હોરમજજી કામાજી, બેહરાંમજી જીજીભાઈ, દીનશાહજી માણેકજી પીટીટ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી (રૂ૩૦૦) મનચેરજી હોરમજજી કામાજી, બેહરાંમજી હોરમજજી કામાજી, (રૂ૨૦૦) લીમજી માણેકજી બનાજી, બહમનજી કરાંમજી કામાજી, બેહરાંમજી નાનાભાઈ કરાંમજી (રૂ૧૭૦) ડોશાભાઈ કરાંમજી કામાજી (રૂ૧૨૫) પેશતનજી ખરશેદજી સરાફ, હીરજીભાઈ જાંગીરજી રેડીમની (રૂ૧૦૦) હોમજી ખરશેદજી દાદીશેઠ (રૂ૫૦) હોરમજજી જાંગીરજી દાદીશેઠ, ધનજીભાઈ ખરશેદજી સરાફ.

૨ બોમ્બે ગેઝેટ, તા૦ ૧ લી અકટોબર ૧૮૬૪.

એ એસાએલમ પુણાં મધે લકરી પુલ આગલ બાંધવામાં આવ્યું છે, અને તેનાં ફંડ મધે જેઓએ રૂ૩૦૦૦) અથવા તેથી વધારે રકમ ભરી હતી તેમનાં નામ એ એસાએલમના એકેકા વારડને આપવામાં આવ્યાંછે. તે મુજબ નંબર ૫ થી તે ૯ મા વારડને નીચલા પારસી ગ્રહસ્થોનાં નામ આપવામાં આવ્યાંછે—

૫ મો વારડ—ખરશેદજી ફરદુનજી પારખ

૬ ઠો " ખાંનબાહદુર સરદાર પદમજી પેશતનજી.

૭ મો " શોરાબજી પેશતનજી કરાંમજી.

૮ મો " બેહરાંમજી માણેકજી વાડીઆ.

૯ મો " હાનરેબલ કરાંમજી નશરવાંનજી પટેલ.

વળી એ એસાએલમમાં બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવાએ પોતાના ખાવંદ મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટ તથા દીકરા મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટનાં નામથી રગતપીતના દરદીઓને માટે બે જુદા જુદા "વારડો" બાંધવાને રૂ૮૦૦૦) ભેટ આપવાથી તે વારડોનો પાયો પુણાંના કલેકટર મી૦ આલફ્રેડ કયસરે તા૦ ૩૦ મી ડીસેમબર ૧૮૬૯ ને દીને નાખ્યો હતો.

---

૩ ટાઈમસ ઑફ ઈંડીઆ, ૨૬ મી સપટેમબર ૧૮૬૪.

પોરટુગલની સરકાર બાહેરનાઓને જે બેતાબ આપી શકે તેમાં આએ બેતાબ સર્વેથી મોટોછે. તે આગલ લારડ એલફીનસટન, સર ચારલસ નેપીઅર, અને સર આરથર વેલેસલીને મલ્યો હતો. એ બેતાબની સનદ જે પોરટુગીજ ભાષામાં લખેલી છે તેની સાથે તેનો ઈંગ્રેજીમાં તરજુમો પણ મોકલવામાં આવ્યોછે, જે અતરે સદાબરો ઊતારી લઈજીએ છૈયે:—

*Rustomjee Jamsetjee Jejeebhoy, Subject of* Her Britannic Majesty. I, the King of Portugal and the Algarues &c., send you greeting.

Attending to the generous grants you have made for the construction of an Edifice, already commenced, in the City of Damaun—called the Hall of Don Luis I, to be devoted to a School and other objects of public utility. Taking also into consideration the deposit of the sum of thirty thousand Rupees you have made for the endowment of an English School which you also intend founding in the same Edifice. And wishing to confer on you a public testimony of the appreciation in which I hold these Services, I am pleased to nominate you Officer of the Ancient, Most Noble and Royal Portuguese Military Order of the Tower and Sword of Valour, Loyalty and Merit, in which it seemed to me that you should participate for your intelligence and satisfaction. And in order that you should be enabled to use the respective insignias, I send this letter, written at Paca da Ajuda, on the seventh of May one thousand eight hundred and sixty-four.

The King,
(Signature.)

હાનરેબલ રૂસતમજી એક બ્રિતિષ પ્રજા હોવાથી પારકાં રાજ્યનો એ બેતાબ તથા ચાંદ તેમનાથી વપરાય તથા પેહરાય કે નહિ તે બાબે તા૦ ૨૫ મી જુલાઈ ૧૮૬૪ ને દીને અતરેની સરકારની મારફતે ઈંગલાંડની વડી સરકારની પરવાંનગી મંગાવી હતી. અતરેની સરકારે પોતાના તા૦ ૮ મી આગસટ ૧૮૬૪ ના ડીસપાચમાં એ બાબે હિંદુસ્થાંનના સેક્રેટરી ઑફ સ્ટેટને નીચે મુજબ ભલાંમણ કીધી હતી:—

2. The Honorable Rustomjee Jamsetjee Jeejeebhoy is already favorably known to Her Majesty's Government for his patriotic munificence and public spirit, and we would strongly recommend that he be honored with Her Majesty's permission to accept and wear the Order conferred upon him by the Portuguese Government.

તા૦ ૨૩ મી સપટેમબર.

આજ દીને શેહનશાહી જરથોસ્તીઓનો નવાં વર્ષનો તેહવાર હતો, અને એ તેહવાર પર સર જમશેદજી જીજી-ભાઈ બારોનેટ આએ વર્ષ પેહલવેહલા પુણાંમાં હોવાથી ત્યાંના સર્વે જરથોસ્તીઓ સવારનાં તેમની મોલાકાતે ગયા હતા. બપોરનાં હાનરેબલ જગનાથ શંકરશેઠ, મોરનો પંટ, અકલ-કોટના રાજાના બે દીકરાઓ, તથા ઘણાક દખણના સરદારો અને સાહુકારો તેમને મુબારકબાદી આપવાને ગયા હતા.[1]

તા૦ ૨૬ મી સપટેમબર.

આએ વર્ષની અપરાધીઓની છાંડણુ કરનારી ત્રિજી વારની શેશન આજ દીને હાઇ કોરટમાં હાનરેબલ જમ્ટીસ હોરની હજુરમાં ભરાઇ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા—[2]

શેઠ હોરમજજી જાંગીરજી દાદીશેઠ, મનચેરજી ફરાં-મજી કામાજી, નવરોજજી નાનાભાઈ ફરાંમજી, પેશતનજી નવરોજજી પોહચા.

તા૦ ૨૮ મી સપટેમબર.

શેઠ અરદેસર ખરશેદજી કામાજી, હોરમજજી અરદે-સર ધનજીભાઇ વાડીઆ, અને દાદાભાઈ નવરોજજી પ્રોફેસર ગયા અકટોબર માસમાં પુરનધર હવા ખાવાને ગયા હતા, તે વેળાએ એક દીને સાંજનાં ફરવા જતી વખતે ત્યાંના કમાનડીંગ આફીસર મેજર એચ. એફ. મારગેને કાંઇ નજીવા સબબથી પેહલા ગ્રહસ્થ ઉપર લાકડી ઉંચકી તથા અમર્યાદા ભરેલા સખુનો વાપડયા, જેથી તેવણે પુણાંના જડજની કોરટમાં ઉપલા અમલદાર ઉપર અપમાન આપવા બાબેની રૂ૫૦૦૦૦) ની ડામીજની ફરીઆદી માડી હતી. એ મુકદમો બે દીવસ સુધી સાંભલી જડજ મી૦ પારડને તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૬૯ ને દીને પરતીવાદીના લાભમાં ચુકવી ઉરાડી નાખ્યો હતો. આ ઉપરથી શેઠ અરદેસરે હાઇ કોરટમાં અપીલ કીધાથી ત્યાં નામદાર જડજો સર જોસફ આરનોલડ તથા મેથરસ ટકર અને ન્યુટને એ ચુકાદો ફેરવી વાદી શેઠ અરદેસરને નામની ડામીજનો રૂ૧) અપાવ્યો હતો, તથા તેવણુ વિષે તારીફ લાયક ટીકા કીધા હતા કે—"વાદી (શેઠ અરદેસરે) એ આખા ટંટામાં ચોકસ હીમતથી કામ બજા-વ્યું છે. તેણે ઇંગલાંડમાં જે રેહેઠાણ કીધું હતું તથા આબરૂ વિષેના ઇંગ્રેજોના વિચારને પોતામાં લીધા હતા તેથી એ હીમતની કીમત તે પીછાંણી શકેઓછે."[3]

---

એ ડીસ્પાચમાંની માંગણી સ્ટેટ સેક્રેટરીએ ઇંગલાંડનાં પારકાં રાજપોના વડા પ્રધાન અરલ રસલ ઊપર સુકાદાને માટે મોકલી હતી, અને તે નામદારે માહરાંણીના પારકાં રાજપોના ખેતાબોને લગતા કાએદાની રૂહે પારકાં રાજ્યમાં દુશમનની સાંમે લડાઇનાં મેદાનમાં કંપા દરીયામાં બાહદુરી બતાવવા અથવા તો નામદાર માહરાંણીનાં રાજ્યની બાહેરના પારકા મુલકમાં તદન નોકરી બજાવવા સારૂં મલ્યા હોય તે સિવાય બીજા કોઇને એવા ખેતાબ તથા ચાંદ વાપડવા દેવાની પરવાંનગી અપાય નહિ એવો અભિપ્રાએ આપ્યો હતો. તે નામદારના અભીપ્રાએની નકલ અતરે સદાબરી ઊતારી લઇજીએ છીએ:—

*Foreign Office, Septr. 30th 1864.*

To

The Under Secretary of State for India

Sir,

I have laid before Earl Russell your letter of the 24th Instant, enclosing copy of a Despatch from the Government of Bombay, with an application from Mr. Rustomjee Jeejeebhoy, one of Her Majesty's Indian subjects and a Member of the Legislative Council of Bombay, for permission to accept the Decoration of the Order of the Tower and Sword which has been offered to him by the King of Portugal.

Lord Russell directs me to state to you in reply, for the information of Secretary Sir Charles Wood, that by Section 3 of the Queen's Regulations respecting Foreign Orders, he is precluded from entertaining an application of this kind, unless it reaches him either through the Minister of the Sovereign who confers the Order, or through the British Minister accredited at the Court of such Sovereign.

But even if the present application had been made through one of the prescribed channels, Lord Russell would have been unable to recommend Her Majesty to comply with it, because the case of Mr. Rustomjee Jeejeebhoy does not come within the terms of Section 2 of the Regulations, according to which the Queen's permission to accept and wear a Foreign Order cannot be granted to any subject of Her Majesty, unless the Foreign Order shall have been conferred in consequence of active and distinguished service before the enemy, either at Sea or in the Field, or unless he shall have been actually and entirely employed, beyond Her Majesty's dominions, in the service of the Foreign Sovereign by whom the Order is conferred.

I am &c.

(Sd.) E. Hammond.

આ ખેતાબની સનદ તથા ઊપલા ડીસપાચની નકલ અમોએ શેઠ જમશેદજી ખારશેદજી જમશેદજી પાસે જોઇ હતી.

[1] પુણા ઓબઝરવર, તા૦ ૨૪ મી સપટેમબર ૧૮૬૪.

[2] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૭ મી સપટેમબર ૧૮૬૪.

[3] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૩૦ મી સપટેમબર ૧૮૬૪.

નામદાર જડજ સર જોસફ આરનોલડના વાદી શેઠ અરદેસર વિષેના ટીકા નીચે મુજબ હતા:—

"*On the contrary he (Plaintiff Mr. Ardeshir) is fairly entitled to the credit (the value of which his residence in England, and his apparent adoption of English views as to the point of honor in conduct will have taught him to appreciate,) of having behaved with some shew of spirit in the whole affair.*"

એ પછી એ બાબદ નામદાર કમાનડર-ઇન-ચીફ સર વીલ્યમ માનસફીલડ આગલ ગયાથી તે નામદારે ઊપલા અમલદારને ઘણો સખ્ત ઠપકો આપી તેને લશકરના કમાનડ ઊપરથી એક પાઓરી ઊતારી પાડયો હતો.

### તા૦ ૧ લી અક્ટોબર.

નવસારી, વલસાડ, અને બીલીમોરા મધે હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈને ખરચે એકકી ઈંગ્રેજી સ્કુલ આજ દીનથી ઉંઘાડવામાં આવી હતી.[1]

એજ મુજબ એ શેઠને ખરચે મુંબઇ મધે સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટની કોટની મોટી સ્કુલની એક શાખા ધોબીતલાવ તરફ ઉંઘાડવામાં આવી હતી.

---

### તા૦ ૨ જી અક્ટોબર.

હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ ગઇ તા૦ ૧૭ મી આગશટે સરકારના ચીફ શેક્રેટરી હાનરેબલ એ. ડી. રાબરટસનને લખી જણાવ્યું હતું કે તેવણે પોતાના પુણાં મધેના બાગમાં એશીઆ, આફ્રીકા અને યુરોપના જુદા જુદા બાગોમાંથી તરેહવાર જાતની પરદેશી ફલ, રોંપવાને લગતી વનસ્પતી, ફુલો, પાંદડાં, વેળા વગેરે મંગાવી રોપ્યાછે; અને આખ્યે દેશની ખેતી સંબંધી આબાદી વધે એવા હેતુથી તેવણ સુચનાં કરેછે કે જુદા જુદા જીલાના કલેકટરોને ચેતાવવું કે હરકોઇબી સરકારી ઓહદેદાર અથવા આબરૂદાર આથાંમી કોઇબી જાતનાં છોડવા, રોપા અથવા બી તેવણના એ બાગમાંથી મંગાવશે તે મુફત મોકલી આપવામાં આવશે. એના જવાબમાં નામદાર સરકારે આજ દીને તેવણની એ મુબાવત માટે ઉપકાર માની જણાવ્યું કે તેવણને અડચણ નહી હોય તો તેવણના ઉપલા બાગમાંના સર્વે રોપા, બી, છોડવા, વગેરેની ટીપ સરકારમાં વખતે વખત મોકલી આપવી કે તે ગવરમેંટ ગેઝેટમાં છપાવ્યાથી દેશના જુદા જુદા બાગોમાં માલમ પડે, અને તેમાંથી જોઇતા મંગાવી લેવાને સર્વેને અનુકુલ પડે. આ સુચના હાનરેબલ રૂસતમજીએ બાહલ રાખી હતી.[2]

---

### તા૦ ૩ જી અક્ટોબર.

રોજ ૧૧ માહ ૧ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ માણેકજી જમશેદજી ઉમરીગરનાં ઉઠમણાંમાં તેમનાં વીધવા બાઈ માણેકબાઈ તે મરહુમ શેઠ શાપુરજી શોરાબજી કપાવાલાનાં બેટીએ રૂ૨૦૨૭૫) ધર્મ ખાતે આપ્યા હતા.[3]

---

### તા૦ ૬ થી અક્ટોબર.

શેઠ ફરામજી નશરવાનજી શેઠનાને નામદાર સરકારે અહમદનગરના ડીસ્ત્રીકટ ડેપ્યુટી કલેકટર અને માજીસ્ટ્રેટ નેમ્યા હતા.[4]

---

### તા૦ ૮ મી અક્ટોબર.

ડા૦ મારટીન હાઉગે "જરથોસ્તી ધર્મ" વિષે આજ દીને ગોવાલીઆ તલાવ આગલના શેઠો પેશતનજી અને બહમનજી ફરામજી કામાજીના બંગલાનાં દીવાનખાનાંમાં પારસીઓની એક મીજલસની હજુરમાં ભાષાણ કીધું હતું. આ ભાષાણમાં આવનાર દરેક જણ દીઠ રૂ૫) ની ટીકીટ કાઢી હતી, તે છતાં આસરે ૩૦૦ જરથોસ્તીઓ તે ખરીદ કરી હાજર થયા હતા. ભાષાણની મુખીઅ બાબદ ગાથા વિષે હતી, અને તેની સેવટે શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ ગુજરાતીમાં તેનો સાર મીજલસની હજુરમાં કહી સંભલાવ્યો હતો.[5]

---

[1] જામે જમશેદ, તા૦ ૧૧ મી અક્ટોબર ૧૮૬૪.

ઉપલી નવસારી, વલસાડ તથા બીલીમોરાની સ્કુલો તેમજ મુંબઇ મધેની શાખા ઉંઘાડવા માટે હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ રૂ૭૦૦૦૦) ની પાંચ ટકા વાલી સરકારી પ્રામીસરી નોટો સરકારી તીજોરીમાં સ્વાધીન કીધી હતી, અને તેનું બાજ જે દર વર્ષે રૂ૩૫૦૦) ઉપજે તેટલીજ રકમ એ કામમાં સરકારે પણ દર વર્ષે પોતાની તરફથી મદદ તરીકે આપવાને કબુલ કીધું હતું. નવસારી, વલસાડ તથા બીલીમોરાની સ્કુલોનો લાભ પારસીઓ ઉપરાંત બીજી કોમના છોકરાઓને પણ આપવામાં આવ્યાથી તેનો વહીવટ અત્યાર સુધી સરકારી કેળવણી ખાતાં તરફથી ચલાવવામાં આવતો હતો, પણ ઈ૦ સ૦ ૧૮૮૯ ના આપરેલ માસથી સરકારે તે પોતાને માથેથી કાટી નાખી સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, શેઠો ખરશેદજી ફરદુનજી પારખ, શાપુરજી જીવાજી વાછા, અને નશરવાંનજી મેહરવાંનજી શેકરેટરીની એક કમીટીને સોંપ્યો છે. બીલીમોરાની સ્કુલ બે વર્ષ સુધી ચલાવી કાઢી નાખવામાં આવીછે.

મુંબઇ મધેની ધોબીતલાવની શાખાનો લાભ ફકત પારસીઓનાજ છોકરાઓને આપવાનો અવલથીજ બંદોબસ્ત થવાથી તે સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટની પંચાતનાં સ્વાધીનમાં હજુસુધી છે.

[2] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૧ મી અક્ટોબર ૧૮૬૪.

એજ મુજબ એવણે ઈ૦ સ૦ ૧૮૬૩ ના સપટેમબર માસમાં પશ્ચિમ હિંદુસ્થાનમાં ઝાડપાનની શોધ કરનારાઓને ઉતેજન આપવા માટે રૂ૧૦૦૦) ની રકમ ડાકટર બરડઉડ અને બીજા એ કામમાં અનુભવી ગ્રહસ્થોના સ્વાધીનમાં આપી તેનાં દર રૂ૧૦૦) નાં દશ ઇનામો ઠેડવી જે કોઇ નવી જાતનો રોપો અથવા ઝાડ શોધી કાઢી ઠેડવેલી વીગત સાથ મોકલે તેને આપવાનો બંદોબસ્ત કીધો હતો.

[3] રાસ્ત ગોફતાર, તા૦ ૯ મી અક્ટોબર ૧૮૬૪.

ઉપલી રકમ મધેથી રૂ૨૦૦૦૦) બાઇ માણેકબાઇએ તા૦ ૧૮ મી જુન ૧૮૭૦ ને દીને જે ધર્મખાતાંનું તરસ્ટ ડીડ કીધું હતું, અને જેને લગતી વીગત આ પુસ્તકનાં પેહલાં દફતરને સફે ૫૧૭ મે આવેલીછે તે તરસ્ટમાં આપી હતી.

[4] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૬ થી અક્ટોબર ૧૮૬૪.

[5] રાસ્ત ગોફતાર, તા૦ ૯ મી અક્ટોબર ૧૮૬૪.

એ ભાષાણનું ચોપાંનીઉં નીચલાં નામથી ઈ૦ સ૦ ૧૮૬૫ ના જુલાઇ માસમાં ડાકટર હાઉગે છપાવી પ્રગટ કીધું હતું :—

"A Lecture on an original speech of Zoroaster, (yasna 45) with remarks on his age. By, Martin Haug, Ph. D. Bombay: Printed and sold at the Education Society's Press. 1865."

એ ભાષાણ વેળા ઉપર જણાવ્યા મુજબ ખપેલી ટીકીટની નકી ઉપજ રૂ૧૧૦૦) થઇ હતી તે ડાકટર હાઉગે પોતે ન લેતાં સફે ૧૦૯ મે જણાવ્યા મુજબ જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડલીની મારફતે દાદસતાંને દીનીનો તરજુમો કરનારને રૂ૯૦૦) તથા આફરીનગાન મેહરેસપંદનાં પંદનામાંનો તરજુમો કરનારને રૂ૨૦૦) નાં ઇનામો આપયાં હતાં.

### તા૦ ૧૦ મી અકટોબર.

અત્રેની ૨૮ મી રીજમીટના આર્મરરોએ પોતાની મેસના હેડ બટલેર શેઠ ભીખાજી નવરોજજીને તેની સારી ચાલ તથા કીમતી નોકરીને માટે એક સોનાનું ઘડીઆલ અને સાંકલી બેટ આપી હતી.[1]

### તા૦ ૧૫ મી અકટોબર.

પુણાં મધે દખણ કાલેજ માટે એક ઇમારત બાંધવાને સર જમશેદજી જીજીભાઇ બારોનેટે રૂ૧૦૦૦૦૦) એક લાખની રકમ આપી હતી, તે ઇમારતનો પાયો નાખવાની ક્રિઆ આજ રોજે નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે એક મોટા મેળાવડાની હજુરમાં કીધી હતી. પ્રથમમાં એ કાલેજના પ્રીનસીપાલ પ્રોફેસર વરડસવરથે કાલેજને લગતો રીપોરટ વાંચી સંભળાવ્યા બાદ સર જમશેદજી જીજીભાઈ બારોનેટે એક ટુંક ભાષણ કરી નામદાર ગવરનરને પાયો નાખવાની અરજ કીધી. સર બારટલ ફ્રીઅરે પાયો નાખવા બાદ એક સુભાષીત ભાષણ કરી સર જમશેદજીની તથા તેમનાં કુટુંબની બેહદ સખાવતોની તારીફ કીધી. જે પછી પડોસમાં એક મોટા તંબુમાં સર જમશેદજીને ખરચે તૈયાર રાખેલું રીફ્રેશમેંટ લઇ મેળાવડો બરખાસ્ત થયો હતો.[2]

### તા૦ ૧૫ મી અકટોબર.

અત્રેની કમરશીયલ બેંકનો માનેજર મી૦ યંગ ઇંગલંડ પોતાને વતન જનાર હોવાથી તેને આજ રોજે શેઠ ખરશેદજી શોરાબજી લાહેવાલા અને શોરાબજી બેહરામજી કોહલાએ, છેલા ગ્રહસ્થના બંગલામાં એક મોટી જીયાફત આપી હતી. આ વેળાએ ઇંગ્રેજ તથા દેશી વ્યાપારીઓ અને દલાલોનો એક સારો મેળાવડો ભેગો થયો હતો.[3]

### તા૦ ૧૭ મી અકટોબર.

શેઠ કાવસજી જાંગીરજી રેડીમનીએ નવસારી કસબા મધે આજ રોજથી એક ધર્મનું દવાખાનું ડાકટર જમશેદજી બેહરામજી બીમાદલાલનાં ઉપરીપણાં હેઠલ પોતાને ખરચે ચાલુ કીધું હતું.[4]

---

[1] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૪ મી અકટોબર ૧૮૬૪.

[2] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૮ મી અકટોબર ૧૮૬૪.
એ પાયાના પથર ઊપર નીચલો લેખ કોતરેલો છે:—

This Foundation Stone of
*Deccan College*
*For the diffusion of learning and science*
Built by Government
With the munificent aid of
Sir Jamsetjee Jejeebhoy 2nd Baronet,
Was laid on the 15th October 1864,
By
H. E. Sir H. B. E. FRERE K C B.
Governor of Bombay

આ કાલેજને માટે સર જમશેદજીએ રૂ૧૦૦૦૦૦) એક લાખની રકમ આપી તે અગાઉ તેમનો વિચાર પારસીઓના છોકરાઓને માટે એક બોરડીંગ સ્કુલ સરકારની મારફતે ઊઘાડવાનો હતો, પણ તે વેળાનાં કેળવણી ખાતાંના વડા મી૦ ઇ. આઇ. હાવરડે તે યોજના બાજુએ પાડી કે હવે પછી સરકાર મુકરર કોમોની કેળવણીનાં કામમાં મદદ કરનાર નથી, માટે તેણે સર જમશેદજીને તા૦ ૧૫ મી મે ૧૮૬૩ ને રોજે માથેરાનથી એક પત્ર લખી સુચનાં કીધી કે પુણાં મધે દરેક કોમના વિદ્યાર્થીઓને કેળવણી આપવા માટે એક કાલેજ બંધાવવી, અને તેમાં ૫૦) પારસીના છોકરાઓનાં રેહેઠાંણ કરવાની ગોઠવણ કરવી, જે ગોઠવણને હું સરકારમાં નોંધાતો રેહેવા આપશ. પણ પછી કેટલીક તકરાર ચાલવા બાદ ઉંચી પારસીના છોકરાઓને માટેનો ખાસ રેહેઠાંણને લગતી બાબત પડતી મુકવી પડી હતી, અને સર જમશેદજીએ તા૦ ૨૫ મી જુલાઇ ૧૮૬૩ ને રોજે નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅર ઉપર નીચે મુજબ એક પત્ર લખી પુણાંમાં ઊંચી કાલેજ બાંધવાને રૂ૧૦૦૦૦૦) એક લાખની રકમ પોતે આપવાની તથા તે માટે બીજી એટલીજ રકમ તથા જગા સરકારે મુફત આપવી એવી માગણી કીધી હતી:—

Bombay, 25th July 1863.

To

His Excellency Sir H. B. E. FRERE K.C.B.
*President and Governor in Council*

Hon'ble Sir,

Understanding that the Director of Public Instruction has several times represented in his Reports the want of a new Building for the Poona College situated at a moderate distance from the Poona City and furnished with residences for the Professors and Students I beg to offer the Donation of a Lakh of Rupees for that purpose in the hope that an equal amount and also a suitable site for the new College may be granted by the Government.

*I would respectfully suggest that the land and buildings when erected may with advantage be conveyed to trustees for exclusively educational uses* for ever.

I have the honor to be &c. &c.
JAMSETJEE JEJEEBHOY.

આ માંગણી નામદાર સરકારે ઊપકાર સાથે બાહલ રાખી એ કાલેજ બાંધવાને લગતી ગોઠવણ તથા જગા પસંદ કરવાને માટે સર જમશેદજી જીજીભાઇ બારોનેટ પોતે તથા ડાઇરેક્ટર ઑફ પબલીક ઇનસ્ટ્રકશન મી૦ ઇ. આઇ. હાવરડ, એડયુકેશનલ ઇનસ્પેકટર મી૦ કૈક, એ કાલેજના વડા પ્રોફેસર વરડસવરથ, મેજર ફ્રાંસીસ, અને કપતાન વીલકીનસની એક કમીટી નેમી હતી. તે કમીટીએ તા૦ ૧૬ મી નવેમબર ૧૮૬૩ ને રોજે પોતાનો રીપોરટ કરી પુણાંના બંડની પાસેની જગા એ કામને માટે પસંદ કીધી. આ જગા બાબેની સરકારે બાહલી આપીઆથી સર જમશેદજીએ પોતાની તરફની રૂ૧૦૦૦૦૦) એક લાખની રકમ એજ સાલના ડીસેમબર માસમાં સરકારી તીજોરીમાં ભરી હતી. એ પછી એ કાલેજ બંધાઇ તા૦ ૧ લી જાનેવારી ૧૮૬૮ ને રોજેથી ઉપયોગમાં આવી હતી.

[3] મુમબઇ સમાચાર, તા૦ ૧૮ મી અકટોબર ૧૮૬૪.

[4] ગુજરાત મીત્ર, તા૦ ૩૦ મી અકટોબર ૧૮૬૪.
એ દવાખાનું ઇ૦ સ૦ ૧૮૬૭ ના માર્ચ માસ સુધી શેઠ કાવસજીએ ચાલુ રાખ્યું હતું, અને તે પાછલ તેમણે રૂ૪૫૬૫) ખરચ્યા હતા. એ બાદ એ દવાખાનું શેઠ અરદેશર હોરમસજી વાડીઆએ આસરે ચાર વર્ષ સુધી પોતાને ખરચે ચાલુ રાખ્યું હતું.

તા૦ ૨૬ મી અક્ટોબર.

મુંબઈના ટાઉન હાલની સામેની ગ્રીન ચોકની આસપાસની સઘળી ઈમારતો વેચાતી લઈ ત્યાં સરકલના આકારમાં આઠ નવી મોટી ઈમારતો બાંધી વચમાં બાગ તથા ફુવારો વગેરે કરવાની સરકારે ગોઠવણ કરી તેનું નામ "એલફીનસ્ટન સરકલ" રાખ્યું હતું. એ સરકલના મધ્ય ભાગની ઈમારત જે બોમ્બે બેંકને માટે બંધાનાર હતી તેનો પાયો નાખવાની ક્રિયા આજ દીને નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે કીધી હતી.[1] એ ઈમારતોમાં શેઠ અરદેસર હોરમસજી વાડીઆ તથા શેઠ ખરશેદજી ફરદુનજી પારખે પણ જુદી જુદી ઈમારતો બંધાવી હતી.

તા૦ ૨૭ મી અક્ટોબર.

આજ દીને સર જમશેદજી જીજીભાઈ બારોનેટે અતરેની મેગરસ ગીચી રદુઅરટની કું૦વાલા હાનરેબલ એમ. એસ. રસાટ તથા તેની બાનુને પોતાના "મજગાંમ કાસલ" માં એક મોટી જીયાફત આપી હતી. આ વેળાએ નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅર તથા બીજા આગેવાન ઈંગ્રેજ અને દેશી ગ્રહસ્થોનો એક મોટો મેળાવડો થયો હતો.[2]

તા૦ ૨૮ મી અક્ટોબર.

પારસીઓના સંસાર સંબંધી જુદી જુદી બાબદો ઉપર લખેલા રીસાલાઓના સંગ્રહનું "જવાહેરે દાનેશ" નામનું એક પુસ્તક શેઠ પેશતનજી રતનજી કોહલાએ છપાવી પ્રગટ કીધું હતું.[3]

તા૦ ૨૯ મી અક્ટોબર.

રોજ ૭ માહ ૧ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ કુવરબાઈ તે શેઠ રુસતમજી બહમનજી મકાતિવાલાનાં ધણીઆણી તથા કલકતાવાલા શેઠ પેશતનજી ફરામજી મેહતાનાં દીકરીનાં ઉઠમણાંમાં તેમનાં વેરીઓએ રૂ૧૩૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૨ જી નવેમબર.

કલકતા અને તેની આસપાસના તાલુકાઓમાં ગઈ તા૦ ૫ મી અક્ટોબરે મોટું તોફાન થવાથી હજારો મકાનો તારાજ થયાં તથા સેંકડો વાહણો ડુબી ગયાં, અને દરીઆનાં પાણી ૩૦ ફીટની ઉંચાઈ સુધી ચડી આવ્યાં, જેથી બેહદ માણસો દુખી થયાં હતાં તેમનાં દુખનું નીવારણ કરવાના ઉપાયો લેવાનો વિચાર કરવા માટે મુંબઈના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઈ તા૦ ૨૦ મી અક્ટોબરે શેરીફ ડાક્ટર જીયારજ બરડવુડ જોગ ૮૦ ઈંગ્રેજ, ૪૧ હિંદુ, ૬ મુસલમાન, ૩ પોરટુગીજ, અને ૪૩ પારસી (સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, હાનરેબલ રુસતમજી જમશેદજી જીજીભાઈ, સોરાબજી જમશેદજી જીજીભાઈ, કાવસજી જાંગીરજી રેડીમની, ફરામજી નશરવાંનજી પટેલ, હીરજીભાઈ હોરમસજી શેઠના, બેહરામજી જીજીભાઈ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, અરદેસર ડોસાભાઈ મુનશી, હીરજીભાઈ માણેકજી રુસતમજી, નાનાભાઈ બેહરામજી જીજીભાઈ, નવરોજજી અરદેસર દાવર, ખરશેદજી ફરદુનજી પારખ, નશરવાંનજી જાંગીરજી વાડીઆ, બેહરામજી હોરમસજી કામાજી, સોરાબજી પેશતનજી ફરામજી. નવરોજજી નાનાભાઈ ફરામજી, દાદીભાઈ બેહરામજી બનાજી, જીજીભાઈ જાંગીરજી લાંગ, નશરવાંનજી રતનજી તાતા, દીનશાહજી ભીખાજી ખાન, દાદાભાઈ હોરમસજી ડુબાશ, ફરામજી માણેકજી માસટર, મનચેરજી ધનજીભાઈ દાવર, ફરામજી બેહમનજી શેઠનાં, દીનશાહજી માણેકજી પીટીટ, કાવસજી માણેકજી લીમજી, લીમજી માણેકજી બનાજી, નવરોજજી માણેકજી વાડીઆ, જાંગીરજી ગુસતાદજી, અરદેસર હોરમસજી વાડીઆ, હોમજી ખરશેદજી દાદીશેઠ, ધનજીભાઈ ખરશેદજી ગારાફ, ડોસાભાઈ ફરામજી કરાકા, પેશતનજી નવરોજજી પોંચખા, નશરવાંનજી માણેકજી પીટીટ, બેહમનજી ફરામજી કામાજી, અરદેસર ખરશેદજી દાદીશેઠ, બેહરામજી નાનાભાઈ ફરામજી, એદલજી ફરામજી આલબલેસ, કાવસજી પાલણજી શેઠના, ડોસાભાઈ ફરામજી કામાજી, કાવસજી સોરાબજી પટેલ) ગ્રહસ્થોએ મોકલેલાં રીકવીજીશનની રૂહે આજ દીને ટાઉન હાલમાં એક જાહેર સભા સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ મળી હતી. મુંબઈમાં આવી મોટી સભામાં એક દેશીને સરનશીન ઠેરાવવાનો આ પેહલોહેલોજ બનાવ હતો. હાનરેબલ રુસતમજી જમશેદજી જીજીભાઈની દરખાસ્ત ઉપરથી એ સંકટમાં ફસી પડેલાઓ માટે દલગીરી બતાવી તેમને મદદ કરવા માટે ઉઘરાણું કરવાનો ઠરાવ થયો હતો. હાનરેબલ રુસતમજીએ કહ્યું કે—"આ જોગવાઈએ ઘણાં જોઈએછે, એટલુંજ

---

[1] બોમ્બે ગેઝેટ, તા૦ ૨૮ મી અક્ટોબર ૧૮૬૪.

આએ એલફીનસટન સરકલને માટે શેઠો બહમનજી અને અરદેસર હોરમસજી વાડીઆએ પોતાની બાપીકી પુરાણી ઈમારત તથા જમીન રૂ૬૦૦૦૦૦) ની કીમતે વેચાતી આપી હતી. તે ઉપરાંત પોતાનાં ઘરની પડોસમાંની અને કમીસરીએટ આફીસની સામેની પોતાની ખાલી જમીનનો એક મોટો કટકો કસો બદલ લીધા વગર સરકારને ભેટ આપ્યો હતો.

(બોમ્બે ગેઝેટ, તા૦ ૧૮ મી ફેબરવારી ૧૮૬૨.)

આ જગોએ આટલું નોંધી રાખવાજોગ છે કે ઉપલું સરકલમાંનું એ શેઠોના બાવા મરહુમ શેઠ હોરમસજી બહમનજી વાડીઆવાળું પુરાતમ ઘર ઈ૦ સ૦ ૧૮૦૫ માં તેમના વડા દીકરા શેઠ બહમનજીનાં જન્મ વખતે નવું બંધાયું હતું, અને ઈ૦ સ૦ ૧૮૬૨ માં તે સરકારને વેચી ભાંગી નાખ્યું તેજ વર્ષમાં એ શેઠનું મરણ નીપજ્યું હતું.

[2] ટાઈમસ ઓફ ઈંડીઆ, ૨૯ મી અક્ટોબર ૧૮૬૪.

[3] "જવાહેરે દાનેશ, ઈઆને પારસીઓના સંસાર સંબંધી જુદા જુદા પચાસ રસાલાનો સંગરહ, મુંબઈ દફતર આશકારા છાપાખાનામાં છાપીઉં. સને ૧૮૬૪ ઈસવી."

[4] મુંબઈની પારસી પંચાયતનાં ફંડની સવંત ૧૯૨૦ નાં હીસાબની ચોપડી.

હી, પણ તે તાકીદ જોઇએછે, અને તેથી દરેક જણે પોતાની શક્તિ પ્રમાણે ઉતાવલેથી આપવું ઘટેછે. પછવાડેથી મોટી રકમ આપવા કરતાં તરત એક રૂપીઓ વધારે ફાએદો કરશે, અને જેથી ગરીબ શખ્સ વગર શરમાયે જેટલી રકમ આપશે તે રકમ એક તાલેવંતની મોટી રકમનાં જેટલું પુન કરશે." એ પછી ફંડ એકઠું કરવા માટે એક મોટી કમીટી તથા ડાકટરો બરડવુડ, ભાઉ દાજી, મેશરસ જેમસ ટેલર, પરેમચંદ રાએચંદ, ડોશાભાઈ ફરામજી કામાજી, અને ધનજીભાઈ ફરામજી પટેલ, એ છ ગ્રહસ્થોને હાનરરી સેક્રેટરીઓ નેમી સભા બરખાસ્ત થાઇ હતી.[૨]

તા૦ ૩ જી નવેમબર.

દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાએ પોતાના બાવા મરહુમ દસ્તુર મીનોચેહરજી એદલજી જામાસપઆશાનાની લખેલી "જરથોસ્તી ધર્મની યજદાંપરસ્તી"

---

[૨] બોમ્બે ગેઝેટ, તા૦ ૫ મી નવેમબર ૧૮૬૪.

આ તોફાનની ખબર મુંબઇ આવતાંવેંત તેમાં ફસેલા લાચારોને તરત મદદ કરવાને હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ રૂ૨૫૦૦૦) તથા શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇએ રૂ૧૦૦૦૦) કલકતાવાલા મેશરસ ક્રાફરડ કોલવીનની કું૦ની મારફતે ત્યાંના સત્તાવાલાઓ ઉપર મોકલ્યા હતા. વળી ગઇ તા૦ ૧૫ મી અકટોબરે દખણ કાલેજના પાયાની ક્રિયાને વખતે નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરની સુચનાથી ત્યાં અતરેથી બીજી મદદ મોકલવાને એક લીસ્ટ ઊભું કરવામાં આવ્યું હતું, જેમાં પણ મોટી રકમ ભરાઇ હતી. તે ઉપરાંત ઉપલી જાહેર સભામાં નેમેલી કમીટીએ પણ ઉઘરાંણામાં મોટી રકમ ભરાવી હતી. આ બંધે મલી અતરેથી રૂ૧૯૪૨૭૨ ભરાયા હતા, જે મધે અતરેની બેંકોએ રૂ૭૫૦૦), ઇંગ્રેજોએ રૂ૫૭૬૯૬), હીંદુઓએ રૂ૭૩૮૪૬), મુસલમાનોએ રૂ૮૪૫), પોરટુગીજોએ રૂ૪૯૫), યાહુદીઓએ રૂ૫૦૦૦) તથા પારસીઓએ રૂ૧૦૫૩૯૦) નીચે મુજબ ભર્યાં હતા:—

(રૂ૧૦૦૦૦) સર જમશેદજી જીજીભાઇ બારોનેટ. (રૂ૭૫૦૦) હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇ ઉપલા પરભાડા મોકલ્યા ઉપરાંત બીજીવાર, ડાવેજર લેડી આવાંબાઇ તથા તેમનાં બેટી પીરોજબાઇ. (રૂ૬૫૦૦) ખરશેદજી ફરદુનજી પારખ. (રૂ૬૦૦૦) શોરાબજી જમશેદજી જીજીભાઇ ઉપલા પરભાડા મોકલ્યા ઉપરાંત બીજીવાર. (રૂ૫૦૦૦) ફરામજી નશરવાંનજી પટેલ, કાવશજી જાંગીરજી રેડીમની, હોમજી ખરશેદજી દાદીશેઠ, માણેકબાઇ અને મોટલાંબાઇ તે મરહુમ જાંગીરજી નશરવાંનજી વાડીઆનાં વીધવા અને બેટી. (રૂ૩૦૦૦) લીમજી અને કાવશજી માણેકજી લીમજી, હીરજીભાઇ જાંગીરજી રેડીમની. (રૂ૨૫૦૦) અરદેસર ખરશેદજી ફરદુનજી પારખ, ધનજીભાઇ ફરામજી પટેલ, નવરોજજી રૂસતમજી મોદાભાઇ. (રૂ૨૦૦૦) મરહુમ જાંગીરજી નશરવાંનજી વાડીઆના છોકરાઓ. (રૂ૧૫૦૦) મરહુમ જમશેદજી ફરદુનજી પારખના છોકરાઓ, શાપુરજી ધનજીભાઇ બાટલીવાલા, શોરાબજી પેશતનજી ફરામજી, અરદેસર હોરમજજી વાડીઆ. (રૂ૧૦૦૦) મેહરાંમજી માણેકજી વાડીઆ, દાદી નશરવાંનજી દાદીશેઠ, મેહરાંમજી નાનાભાઇ ફરામજી, દાદાભાઇ રતનજીની કું૦, મેહરવાંનજી ફરામજી પાંડે, દીનશાહજી માણેકજી પીટીટ, ખાંનબાહદુર પદમજી પેશતનજી, બહમજી ફરામજી કામાજી, મેહરાંમજી હોરમજજી કામાજી, નશરવાંનજી બહમનજી મોદીની કું૦. (રૂ૭૫૦) નવરોજજી નાનાભાઇ ફરામજી. (રૂ૫૦૦) પેશતનજી હોરમજજી કામાજી, જીજીભાઇ ધનજીભાઇ બાટલીવાલા, અરદેસર ખરશેદજી દાદીશેઠ, મેહરાંમજી જીજીભાઇ, નવરોજજી અરદેસર દાવર, નશરવાંનજી રતનજી તાતા, ડી. મેહરવાંનજી, મનચેરજી હોરમજજી કામાજી, ડોશાભાઇ એદલજી બાકસટર, માણેકજી ખરશેદજી કામાજી, મનચેરજી નવરોજજી બનાજી, પેશતનજી ખરશેદજી સરાફ, એમ. એંડ પી. બી. કોલાહની કું૦, ડોશાભાઇ હોરમજજી કામાજી, બહમનજી જીજીભાઇ, મેહરવાંનજી નશરવાંનજી પટેલ, કાવશજી કુંવરજી ભાભા, એચ. એંડ જે. હોરમજજી, માણેકજી અને દાદાભાઇ કાવશજી ભરડા દમણવાલા, એદલજી ફરામજી આલબલેશની કું૦. (રૂ૪૦૦) રૂસતમજી અરદેસર વાડીઆ. (રૂ૩૦૦) પેશતનજી નવરોજજી પોહચા, દાદાભાઇ મેહરાંમજી બનાજી. (રૂ૨૫૦) માણેકજી અને જમશેદજી ખરશેદજી, ડોશાભાઇ રતનજી કોહલા, ડોશાભાઇ ફરામજી કામાજી, કાવશજી જાંગીરજી જશાંવાલા. (રૂ૨૦૦) મેહરાંમશાહ ધનજીભાઇ રૂઇવાલા, દોરાબજી ફરામજી પાંડે, ખરશેદજી બહમનજી શેઠનાની કું૦. (રૂ૧૫૦) શાપુરજી અરદેસર પાંડે, જીવાજી માણેકજી વાછા, હીરજીભાઇ માણેકજી રૂસતમજી. (રૂ૧૨૫) શાપુરજી જીવાજી વાછા, એદલજી બેજનજી ગાંધી. (રૂ૧૦૦) શોરાબજી શાપુરજી બંગાલી, એદલજી પાલણજી બાટલીવાલા, દાદાભાઇ જમશેદજી એંડ બ્રધરસ, ફરામજી અરદેસર દાવર, નશરવાંનજી હોરમજજી મેહતા, મનચેરજી ફરામજી શેઠના, રૂસતમજી ફરામજી મેહતા, કાવશજી ધનજીભાઇ પાંઊવાલા, હીરજીભાઇ હોરમજજી સરાફ, ડોશાભાઇ ધનજીભાઇ સુરતી. (રૂ૭૫) પેશતનજી નવરોજજી ખરાસ. (રૂ૫૦) મેહરાંમજી દાદાભાઇ કોહલા, શોરાબજી મેહરાંમજી કોહલા, બરજોરજી રૂસતમજી મીસતરી, ફરામજી બહમનજી શેઠના, દોરાબજી બહમનજી દીવેચા, ખાંનસાહેબ દાદાભાઇ શાપુરજી, બેજનજી હોરમજી હકીમ, દાદાભાઇ મેહરાંમજી તારાપોરવાલા, પાલણજી ધનજીભાઇ પાંઊવાલાનાં છોકરાઓ, હોરમજજી મેહરાંમજી શેણા, ડાકટર મેહરવાંનજી શોરાબજી ખરાસ, કાવશજી ઊકરજી ખરાસ, મનચેરજી પેશતનજી વાડીઆ, ડોશાભાઇ શોરાબજી મુનશી, અરદેસર ડોશાભાઇ મુનશી, દોરાબજી બરજોરજી કોપર, પેશતનજી નવરોજજી દાવર. (રૂ૩૦) હોરમજજી નશરવાંનજી પોહચા. રૂ૩૮૫) રૂ૩૦) ની અંદરની રકમ.

એ ફંડમાં જેમ રકમ ભરાતી ગઇ તેમ કલકતે મોકલી આપવામાં આવી હતી, અને ત્યાં મદદ કરતાં રૂ૫૦૦૦૦) બાકી વધયા હતા તે ઉપરથી ત્યાંના સત્તાવાલાઓએ ડીસેમબરે માસની શરૂઆતમાં અતરે તાર કરી પુછાવ્યું કે મછલીપટમનાં બંદરમાં જે મોટું તોફાન થયુંછે તેનું સંકટ હાલ ઘણું વધારે હોવાથી તે રકમ નાણાં ભરનારાઓની મંજુરીઆત મલે તો ત્યાં મદદને વકે મોકલી આપે. આ ઉપરથી ઉપલાં નાણાં ભરનારાઓની એક સભા તા૦ ૧૦ મી ડીસેમબર ૧૮૬૪ ને દીને ટાઉન હાલમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. જયાં એવું ઠેરાવ્યું કે ઉપલી આએ ફંડને હીસાબે કલકતામાં બાકી વધેલી રૂ૫૦૦૦૦) ની તથા અતરે બંગાલની મેશરસ રીમીંગટનની કું૦માં એ બાકી નીકલતી રૂ૧૮૦૦૦) ની રકમ મછલીપટમ ખાતે મદદને વકે મોકલી આપવી.

વિદની વાએજ આજ દીને મરહુમ શેઠ કાવસજી મેહેરાંમજી બનાજીવાલાં આતશબેહેરામનાં દીવાંનખાનાંમાં કીધી હતી.[1]

તા૦ ૪ થી નવેમબર.

મુંબઈવાલા દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાને જરમનીની ઓરીએનટલ શોશાએટીના એક મેમબર તરીકે ચુંટી કાડયા હતા.[3] આ માન પારસીઓનાં એક દસ્તુરને પેહલવેહલું મલ્યું હતું.

તા૦ ૬ થી નવેમબર.

સુરત મધે અતી મોંઘવારી ચાલવાથી ત્યાંની રૈયતને સસ્તો અનાજ પુરો પાડવાને એક "ગ્રેન કુંપની" ત્યાંના કલેકટર મી૦ રાજરસની આગેવાની હેઠલ ઉભી થેઇ હતી. તે કંપનીનાં ભંડોલમાં શેઠ બરજોરજી મેહેરવાંનજી ફ્રેઝરે ૩૨૦૦૦) તથા શેઠ જમાસપજી અને રૂસતમજી બેહેમનજી ભાવનગરીએ ૩૨૦૦૦) તથા શેઠ રતનશાહ પેશતનજી વકીલે ૩૨૦૦) ભેટ આપ્યા હતા.[4]

તા૦ ૮ મી નવેમબર.

રોજ ૧૭ માહ ૨ (શેં૦) ૧૨૩૪ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી બેહમનજી વાડીઆ-વાલાં આતશબેહેરામની શાલગરેહનાં જશનની મીજલસમાં દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ "આતશબેહેરામની શાલગરેહ એટલે શું? જરતોશતીઓને બંદગી કરવાનું મકાન કીઉં? અને બંદગી કરતી વખતે આતશનો કેબલો કરવાનું કારણ શું?" એ બાબદ ઉપર એક વાએજ કરી સંભલાવી હતી. તે પુરી થયા બાદ સર જમશેદજી જીજીભાઇ બારોનેટે ઉઠી દસતુરજીને શાબાશી આપી તેમનો ઉપકાર માન્યો તથા જણાવ્યું કે આએ વાએજનું કામ ઘણુંજ સારૂં છે, અને તેથી આપણી કોમને આગલ ચાલતાં ઘણુંજ ફાએદા હાંશલ થાશે.[5]

તા૦ ૧૦ મી નવેમબર.

રોજ ૧૯ માહ ૨ (શેં૦) ૧૨૩૪ યજદેજરદી.

**મરણ**—મનચેરશાહ દીનશાહ ગાંધી—ઉમર વર્ષ ૨૪) શેઠ દીનશાહ દાદાભાઇ ગાંધીના વડા દીકરા. એવણ પોતાના બાપની પેહડીમાં ભાગયા થઈ ઈ૦ સ૦ ૧૮૬૧ ના નવેમબર માસમાં પોતાના ભાઇ શેઠ દાદાભાઈ દીનશાહ ગાંધી સાથે ચીન વ્યાપારને અર્થે ગયા હતા, અને ત્રણ વર્ષ પુરાં થવાથી અતરે પાછા ફરનાર હતા તેવામાં ત્યાં હાંગકાંગ મધે એમનું મરણ નીપજ્યું હતું.

તા૦ ૧૦ મી નવેમબર.

અતરેની સરકારી ગોદીના વડા માસટર બીલડર શેઠ જહાંગીરજી નવરોજજી વાડીઆને ૧૮૬૪ ના ૨ જા કાએદા મુજબ "સ્ટીમ શીપો" ના સરકારી સરવેયર નેમ્યા હતા.[6]

તા૦ ૧૫ મી નવેમબર.

રોજ ૨૪ માહ ૨ (શેં૦) ૧૨૩૪ યજદેજરદી.

**મરણ**—બેજનજી ફરામજી નાજર[7]—ઉમર વર્ષ ૪૯) આ૦ ફરામજી તેહમુલજી મુલાંના દીકરા. એવણ પ્રથમમાં અતરેની કમીસરીએટ આપીસમાં એક કલાર્ક તરીકે રહેલા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૪૫ માં પુણાંની અદાલતના નાજર ઠરયા હતા. તા૦ ૨૧ મી નવેમબર ૧૮૪૯ ને દીને એવણે પેહલા વર્ગના મુનસફની પરીક્ષા પસાર કીધી હતી, અને ૧૮૫૦ માં છ માસ સુધી પુણાંના આકટીંગ મુનસફનું કામ ચલાવ્યું હતું. ઈ૦ સ૦ ૧૮૫૩ માં એવણને અમદાવાદની જેલના નાજર નેમયા હતા. એ જેલને એવણે એવી તો સરસ હાલતમાં લાવી મેલી હતી કે સત્તાવાલાઓમાં તે

[1] આ વાએજનો બીજો ભાગ તા૦ ૭ મી ડીસેમબરે વાંચી સંભલાવ્યો હતો, જેની સેવટે સર જમશેદજી જીજીભાઇ બારોનેટે ઉઠી દસ્તુર જમાસપજીને શાબાશી આપી તેમનો ઉપકાર માન્યો હતો.

[2] "Deutsche Morgenlandische Gesellschaft"

[3] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૪ થી નવેમબર ૧૮૬૪.

[4] ગુજરાત મીત્ર, તા૦ ૬ થી નવેમબર ૧૮૬૪.
એ ગ્રૈન કુંપનીના ડાએરેકટરો તરીકે સુરતનો કલેકટર મી૦ રાજરસ, ડેપ્યુટી કલેકટર, બે હિંદુ, બે મુસલમાંન, અને બે પારસી (શેઠ પીરોજશાહ શાપુરજી કમીશરીવાલા અને કેપટન હોરમજજી આલપાઇવાલા) ઠહરયો હતા. શેઠ બરજોરજી ફરદુનજી પારખે બંગાલી ચોખાની ૭૦૦૦) ગુણ કે જેની કીમત ૩૬૦૦૦૦) હતી તે એ કુંપનીને ભેટ આપી હતી, તથા ઓનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ એજ વખતે ગુજરાત મધે રેવીન્યુ કમીશનર મી૦ એલીસની મારફતે વેંહચવાને મોકલેલી ૭૦૦૦) ચોખાની ગુણોમાંની સુરતને શહેરની ૧૫૦૦) ગુણો કલેકટરે તેમની પરવાંનગીથી ઈ૦ સ૦ ૧૮૬૫ ના અકટોબર માસમાં બજાર ભાવે વેચી તેનાં નાણાં એ કુંપનીને આપયાં હતાં.

[5] જામે જમશેદ, તા૦ ૯ મી નવેમબર ૧૮૬૪.
આ વાએજ એક ચોપાનીઆના આકારમાં નીચે મુજબ છપાવી પ્રગટ કીધી હતી:—
"આતશબેહેરામની શાલગરેહ એટલે શું? જરતોશતીઓએ બંદગી કરવાનું મકાન કીઉં? અને બંદગી કરતી વખતે આતશનો કેબલો કરવાનું કારણ શું? તે બાબત ઉપર દસતુર પેશોતનજી બેહરામજી સંજાણાએ મરહુમ શેઠ હોરમજજી બેહમનજી વાહાડીઆજીનાં આતશબેહેરામ સાહેબ પાસે જરતોશતીઓની જાહેર સભાની નજદીક કરેલું ભાશણ. મુંબઇ જામે જમશેદ છાપખાનાંમાં મધે છાપેલું છે. સને ૧૨૩૪ ઇઅજદજરદી. સને ૧૮૬૫ ઇસવી."

[6] બામ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૦ મી નવેમબર ૧૮૬૪.

[7] શેઠ જમશેદજી બેજનજી નાજરના બાવા.

એક નમુનાની જેલ ગણાતી હતી.[1] અમદાવાદની "હેમાબાઇ ઇનસ્ટીટીઉટ" જે ઈ૦ સ૦ ૧૮૫૭ માં સ્થાપવામાં આવી હતી તેની કમીટીના એવણ શરૂઆતથી એક અધિકારી હતા. એવણનું મરણ પણ અમદાવાદ મધેજ નીપજયું હતું.

---

તા૦ ૧૭ મી નવેમબર.

શેઠ દીનશાહ હોરમજજી કરાકાને નામદાર સરકારે અમદાવાદ શેહેરનાં ઇનકમ ટાકસના આસેસર નેમ્યા હતા.

---

[1] રાસ્ત ગોફતાર, તા૦ ૨૦ મી નવેમબર ૧૮૬૪.

આ જેલ માટે મુંબઇ ઇલાકાનાં બંદીખાનાંઓના ઇનસ્પેકટર જનરલ ડાકતર જી. એ. ઓગલવી પોતાના ઈ૦ સ૦ ૧૮૬૧ ના વાર્ષિક રીપોરટમાં લખેછે કે:—

*The Ahmedabad Jail has long enjoyed a high reputation amongst the Jails of this presidency for the excellence of its management: and the impressions which my inspection of it left on my mind, is described in the following extracts of a letter which I addressed to the Judge Mr. Warden, on the 30th of March last.*

"I would premise by stating that, whether as regards the cleanliness and neatness of the Jail itself, its yards, wards, and cells, the cleanliness of the prisoners, their quiet, respectful and orderly demeanour, on the method and excellent workmanship exhibited in the factory Department, I believe that the Ahmedabad Jail is surpassed by none, and rivalled by few Jails in India.

"And I have the more satisfaction in making this declaration, in as much as I visited the Jail in a hypercritical spirit, having been prejudiced against it by the laudatory notices that have appeared in the newspapers ° ° ° ° ° ° But the laudations of the Ahmedabad Jail that have appeared in print are most fully merited"

2. I should, I know, distress Mr Warden, and do injustice to a very valuable public servant, were I not to add, that in his Nazir Mr. Burzenjee Framjee, Mr. Warden had a most zealous, energetic, and efficient Collaborateur. Mr. Burzenjee's services as a Jail reformer date from 1853, since then he has uninterruptedly devoted himself to the work, and were the Jail his private property, and the money expended on it derived from his own resources, he could hardly be more Zealous in the promotion of its welfare, or the reduction of its cost.

એજ મુજબ આજે ઇલાકાનાં બંદીખાનાંઓના ઇનસ્પેકટર જનરલ ડાકતર સી. જી. વીએ પોતાના ઈ૦ સ૦ ૧૮૬૨ ના વાર્ષિક રીપોરટમાં લખેછે કે:—

શેઠ મેહેરજીભાઈ બાપુજી વીકાજીને મુંબઇનાં કસટમ ખાતાંના ચોથા આસીસટંટ કમીશનર નેમ્યા હતા.[2]

---

તા૦ ૨૨ મી નવેમબર.

મદરાજ ઇલાકામાં આવેલાં મછલીપટમનાં બંદરમાં ગઈ તા૦ ૧ લી નવેમબરે એક મોટું તોફાન થઈ આવ્યું હતું. તે ઘણુંજ સખત તથા એક આખી રાત અને દાહડા સુધી ચાલુ રહયું હતું, જેથી દશ હજાર માણસો એકદમ માર્યાં ગયાં તથા બેસુમાર ઘરો અને વાહણોની ખરાબી થાઈ હતી. આ તોફાનથી નાશ પામેલાઓને માટે અત્રેથી મદદ મોકલવાને ચેમબર ઑફ કામરસે એક ફંડ ઉભું કીધું હતું, જેમાં તુરત રૂ૭૧૯૫) ભરાયા હતા, જે મધે રૂ૩૨૫૦) નીચે મુજબ પારસીઓના હતા:—[3]

(રૂ૨૦૦૦) હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈ. (રૂ૧૦૦૦) શેરાબજી જમશેદજી જીજીભાઈ, રૂ૨૦૦) દીનશાહજી માણેકજી પીટીટ, રૂ૫૦) દીનશાહજી ભીખાજી દાંતરા.

---

તા૦ ૨૩ મી નવેમબર.

હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈએ દખણમાં ચાલતા દુકાળ ઉપરથી તે તરફ ૧૦૦૦૦) રૂપીઆની રકમ તથા ૭૦૦૦ ચોખાની ગુણ ત્યાંના ગરીબ લોકોને મદદ આપવા માટે ખાનગી રીતે મોકલી હતી. એ બાબે મુંબઈના નામદાર ગવરનરે કલકતે પડી સરકાર ઉપર લખવાથી એ ખબર કલકતેથી પ્રગટ થઈ અત્રે આવી હતી.[4]

---

તા૦ ૨૪ મી નવેમબર.

શેઠ નવરોજજી બેહરામજી બારૂચને નામદાર સરકારે કલાડગી જીલ્લાના હજુર ડેપુટી કલેકટર અને મેજીસ્ટ્રેટ નેમ્યા હતા.[5]

---

તા૦ ૨૫ મી નવેમબર.

એ૦ કાવશજી એદલજી કાંગાએ વંદીદાદની પેહલી તથા બીજી પરગરદોનો ગુજરાતી તરજુમો દરેક શબ્દનાં વ્યાકર

---

[2] બોમ્બે ગવરમેંટ ગેજેટ, ૧૭ મી નવેમબર ૧૮૬૪.

[3] આ ફંડ ઘણું વધી જતે, પણ તે તુરત બંધ કરવામાં આવ્યું હતું કેમકે ઈલાં કલકતાનાં તોફાન વખતે ત્યાં મોકલેલી રકમ મધેથી રૂ૫०००० ) ત્યાં બાકી પડેલા હતા, તથા

તથા બોલાસા સાથે કરી તેનું એક પુસ્તક રચયું હતું. એ પુસ્તક મરહુમ શેઠ નશરવાંનજી મનચેરજી કામાજીનાં ધર્મ ખાતાંનાં ફંડના ખરચે છપાઇ પ્રગટ થયું હતું.[1]

તા૦ ૨૬ મી નવેમબર.

રોજ ૫ માહ ૩ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

**મરણ**—હોરમજજી દોરાબજી પટેલ—ઉમર વર્ષ ૬૪) શેઠ દોરાબજી રૂસતમજી પટેલના દીકરા. એવણ આગલા વખતમાં પોતાનો કેટલોક વ્યાપાર ચલાવતા હતા. તે પછી પાછ્વાડેથી એકાંત જીંદગી ગુજારી હતી. પોતાની જઇફ ઉમર છતાં એવણ કોટથી તે માહીમ લગણ પોતાની જુદી જુદી જગાઓ ઉપરની મીલકતોની દેખરેખ કરવાને માટે પગે ચાલીને જતા હતા, જેવી સાદાઇ તથા તંદરોસ્તી થોડાઓ-માંજ જોવામાં આવતી હતી.

તા૦ ૨૮ મી નવેમબર.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી દોરાબજી પટેલનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા બેહીઓએ મલી રૂ૨૧૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૨૯ મી નવેમબર.

રોજ ૮ માહ ૪ (ક૦) ૧૨૩૪ યજદેજરદી.

**મરણ**—કાવસજીશાહ ખરશેદજી બુમલા—ઉમર વર્ષ ૩૭) એવણ મેસરસ બેહરામજી હોરમજજી કામાજીની કું૦ તરફથી તેમની શીંગાપોરની પેહડીના વડા કારભારી તરીકે ઈ૦ સ૦ ૧૮૫૭ માં ગયા હતા, અને ત્યાંની જરથોસ્તી અંજુમનનાં ફંડના શેક્રેટરીનું કામ પણ ચલાવ્યું હતું. એ બાદ અંતરે આવી ઈ૦ સ૦ ૧૮૬૩ ના આપરેલ માસમાં લંડન મધે મેસરસ કામાની કું૦ ની પેહડીપર ગયા હતા, અને ત્યાંજ મરણ પામ્યા હતા. તે તરફ આપણા જરથોસ્તીઓને લગતાં ઉભાં કરેલાં ફંડના એવણ એક તરસ્ટી હતા. એવણનાં ધણીઆંણી બાઇ રતનબાઇ તે કદમીઓના દસ્તુર અરદેસર રૂસતમજી મુલાં ફીરોજનાં બેટી ચાલતા માસની તા૦ ૬ થીને દીને અંતરે હક થયાં તેના સમાચાર લંડનમાં એમને મલતાંજ એમનું મરણ નીપજયું હતું.

તા૦ ૩૦ મી નવેમબર.

હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ મોંઘવારીને લીધે ગુજરાતના જુદા જુદા ભાગોમાં મુફત વેંહચવા અથવા સસ્તી કીમતે વેચવાને ૭૦૦૦ બંગાલી ચોખાની ગુણો કે જેની કીમત રૂ૬૦૦૦૦) હતી તે ઉત્તર વિભાગના રેવીન્યુ કમીશનર મી૦ બી. એચ. એલીસ ઉપર ભેટ મોકલી હતી.[3]

---

[1] "વંદીદાદની પેહેલી તથા બીજી પરગરદનો ગુજરાતી તરજુમો. (દરેક શબ્દનાં વ્યાકરણ તથા બોલાશા સાથે.) બનાવનાર, કાવશજી એદલજી કાંગા. મરહુમ શેઠ નોશરવાંનજી મનચેરજી કામાના ધરમખાતાંનાં ફંડના તરસટીઓએ આએ તરજુમાનો "કાપીરાઇટ" વેચાતો લઇને છપાવી પ્રગટ કરયો છે. મુંબઇ: દફતર આશકારા પ્રેસ. સને ૧૮૬૪ ઇશાવી."

[2] જામે જમશેદ, તા૦ ૨૯ મી નવેમબર ૧૮૬૪.

[3] આ ગુણો રેલવેની મારફતે સુરત પુગાડવાને રેવીન્યુ કમીશનર મી૦ એલીસની સુચના ઉપરથી બરોડા રેલવે વાલાઓએ પોતાનાં ૧૨૦ વેગન ભરીને તે મોકલવાનો દર કે જે રૂ૫૦૦૦) ને આસરે થાય તે ન લઇ ધર્માદા કામને માટે મુફત પોંહચતી કીધી હતી. આ ગુણો મધેથી ૧૫૦૦) સુરત, ૧૫૦૦) ભરૂચ, ૨૦૦૦) અમદાવાદ, ૧૦૦૦) ખેડા, અને ૧૦૦૦) ખાંનદેશ જીલાઓમાં વેંહચવાને મી૦ એલીસે તે જીલાઓનાં કલેકટરોપર નીચલું સરકયુલર કાઢયું હતું:—

No. 3690 of 1864.

To

The Collector of Surat.
The Sub-Collector of Broach.
The Collector of Kaira and
The Collector of Ahmedabad.

KHANDESH DISTRICTS.

Camp Errundole, 29th November 1864.

Gentlemen,

In consequence of the distress caused by the high prices and the failure of crops, the Honble Rustomjee Jamsetjee Jejeebhoy, has placed at my disposal a large quantity of Bengal rice, with a view to afford the poorer classes the means of purchasing Food.

2. In order that Mr. Rustomjee's Charitable Offer may be immediately available, I have asked the Agent of the Baroda Railway Company to convey at once six thousand bags of the grain to Surat, to the care of the Collector The Collector will send to Bombay for the grain as soon as Mr Lane enables him to do so.

3. It is desired not to give the grain away, but to sell it at such price as the local authorities may consider advisable, and with such restrictions as may be deemed fit to secure the object of the grain reaching the poorer classes of the community. The money which will be received Mr. Rustomjee proposes to expend in fresh purchases.

4. The Collectors of Kaira and Ahmedabad and the sub-Collector of Broach should send to the Collector of Surat and arrange with him for receiving.

Kaira..................1,000 }
Broach ...............1,500 } ઈ૦ ક
Ahmedabad ........2,000 }

(the remainder to be used in Surat)

but, if a less quantity will suffice to start with, information should be given to the Collector who will make it available for other Districts.

5. The Kaira Municipality last year managed very successfully on similar donation. You should make use of the Municipal Commissioners wherever possible, and in other cases manage through the Patell associated with private individuals of influence in the locality.

6. I should be glad of a report at your convenience in order that I may inform the Honble Mr. Rustomjee of the result. You should take care to let it

### તા૦ ૧ લી ડીસેમબર.

જરમનીવાલા ડાક્તર ફ્રેડરીક સ્પીગલે અવસ્તાપર શરેહનાં ત્રણ દફતરો બાહેર પાડયાં હતાં; તેમાંનાં પેહલામાં વંદીદાદ,[1] બીજાંમાં ઇજિશ્નને તથા વીસ્પરદ, અને તિજામાં ખોરદેહ અવસ્તાપર શરેહ કીધી હતી.

---

### તા૦ ૧ લી ડીસેમબર.

#### રોજ ૧૦ માહ ૩ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

મરણ—શાપુરજી હોરમજજી વીરાજોગીના[2]—ઉમર વર્ષ ૬૦) શેઠ હોરમજજી ભીખાજી વીરાજોગીના દીકરા. એવણ પ્રથમમાં શેઠ ફરામજી કાવશજી બનાજીની પેહડીપર હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૩૦ માં બીલધરી ખાતે શેઠો જાંગીરજી નશરવાંનજી (જશાંવાલા)ની કું૦એ પેહલવેહલી દુકાંન ઉઘાડી તેમાં માનેજર તરીકે ગયા હતા અને પછવાડેથી અતરની દુકાનમાં હતા. જાતે ઉદયોગી તથા પ્રમાણીક હોવાથી એવણે ઘણાઓનો ચાહ પોતા તરફ ખેંચી લીધો હતો.

---

### તા૦ ૨ જી ડીસેમબર.

હાંગકાંગ મધેની એક ઇંગ્રેજ વ્યાપારીની પેહડીના આસીસ્ટંટ મી૦ એડવરડ બેકરના એક કુતરા ઉપર ત્યાંનાં એક લીલાંઉખાંનાંમાં અતરેના એક આગલા એલફીનસ્ટોનીયન સ્કાલર શેઠ એદલજી નશરવાંનજી માસ્ટરનો પગ

---

be known that this supply of grain is from the private charity of Mr: Rustomjee and not a grant from Government, the Government Officers being concerned only so far as to assist Mr. Rustomjee in carrying out his charitable views.

I have the honor &c.

(Sd.) B. H. ELLIS,
Revenue Commissioner, N. D.

Forwarded to the Collector of Khandesh, to whom Mr. Rustomjee will be requested to assign 1,000 bags for which the Collector should send.

ઊપલાં સરક્યુલર ઊપરથી ખેડાના કલેક્ટરે તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૬૫ ને દીને મી૦ એલીસને સુચનાં કીધી કે તે તરફના ગરીબ લોકો ચોખા કરતાં સસતો અનાજ બાજરી, કોદરા, મકઇ, વગેરે વાપરેછે, માટે સરકાર મંજુરીઆત આપે તો ઊપલી ખેડા મોકલવાની ૧૦૦૦) ગુણો સુરતમાં બજાર ભાવે વેચી તેની જે કીમત આવે તેમાંથી ઊપલી કીસમનો અનાજ લઇ તે ગરીબોને સસતે ભાવે વેચીએ. આ સુચના મી૦ એલીસે બાહલ રાખવાથી ખેડાના કલેક્ટરે ત્યાં ઊભાં થયલાં ધર્માદા ફંડમાં ૧૩) ગુણો ભેટ આપી બાકીની ૯૮૭) ગુણો સુરતમાં રૂ૭૦૦૭)૧૫ ની કીમતે વેચાવી તે રકમ મધેથી રૂ૨૦૦૦) થાસરા તથા રૂ૪૦૦૦) કપડવંજ તાલુકાઓ ખાતે અને બાકીની રકમ નાધલાં ગામડાંઓમાં તેનો અનાજ અથવા રોકડ ગરીબોને વેંહચવામાં કામે લગાડી હતી.

અમદાવાદ મોકલેલી ૨૦૦૦) ગુણો મધેથી કલેક્ટરે ૫૦૦) ગુણ સુરતથીજ પરબાડી ગોધા બંદરે મોકલી હતી, અને ૧૫૦૦) ગુણ અમદાવાદમાં રાખી ગરીબોને બજાર ભાવ કરતાં રૂપીઆના બશેર ચોખા વધારે વેચવા તથા એક રૂપીઆથી વધુ રકમના કોઇને નહિ વેચવાની દુકાંનો મંડાવી તે ઊપર "ધરમાદાની દુકાંન—ગરીબ લોકોને દર રૂપીએ બજાર ભાવ કરતાં બશેર અનાજ વધારે વેચવામાં આવશે". એ પ્રમાણે લખેલાં પાતીઆં માર્યાં હતાં. એ મુજબ ૨૦૦૦) ગુણો ગોધા તથા અમદાવાદ મલી વેચીઆથી ઊપજેલા રૂ૧૪૭૧૪)૧૦ કલેક્ટરે હાનરેબલ રૂસતમજીની પરવાંનગીથી ઇ૦ સ૦ ૧૮૬૫ ના સપટેમબર માસમાં અમદાવાદ તેમજ ધોલકા, ધંધુકા, વીરંમગામ, અને પ્રાંતીજના ગરીબ લોકોને અનાજ તેમજ રોકડ વેંહચી આપ્યા હતા.

ભરૂચ મોકલેલી ૧૫૦૦) ગુણો મધેથી ત્યાંના કલેક્ટર તથા મ્યુનીસીપાલ કમીશનરોની દેખરેખ હેઠલ આંધલા પાંગલા અને અશક્ત લોકોને દરરોજ ઘણી સસતી કીમતે અનાજ વેચવામાં આવ્યો હતો, તથા કોઇ કમીશનર ભલાંમણ કરે તેવાં લાચાર કુટુંબોમાં એક મહિનો સુધી ચાલે એટલો અનાજ સસતે ભાવે આપવામાં આવ્યો હતો.

સુરત મોકલેલી ૧૫૦૦) ગુણો રેવીન્યુ કમીશનર મી૦ રાજરસની સુચના ઊપરથી ઇ૦ સ૦ ૧૮૬૫ ના અકટોબર માસમાં વેચી નાખી તેનાં ઊપજેલાં નાણાં ત્યાં ઊભી થયલી ગ્રેન કુંપનીને ગરીબોને મદદ કરવા માટે આપી દીધાં હતાં.

એ રીતે હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇની સખાવતનો સરકારી સત્તાવાલાઓના આવા સરસ વહીવટ તથા જાતી દેખરેખથી ગુજરાતના દરેક જીલાઓના હજારો લોકોએ પેટ પુરતાં અનાજનો લાભ લીધો હતો. એ લાભ કસ્સી રીતના નાતજાતના તફાવત વગર એક પારસી શેઠીયાને ખરચે સઘળાંઓને મલ્યો હતો. આગલાં બે વર્ષોમાં એવી રીતની અનાજ વેંહચવાની હાનરેબલ રૂસતમજી તથા શેઠ ખરશેદજી ફરદુનજી પારખની સખાવતો ખાંનગી હાથોથી થવાથી ઘણીક બેદાદીઓની ફરીઆદ થઇ હતી. પણ આ વખતે સર્વેને સંતોષ ઊપજયો હતો.

[1] "Commentar über Das Avesta. von, Friedrich Spiegel. Erster Band. Der Vendidad. Wien, 1864."

[2] એવણના બાપના બપાવા શેઠ વીરાજોગી ઇ૦ સ૦ ૧૭૫૦ માં સુમાલી ગામથી મુંબઇ આવી વસ્યા હતા. તેગના એકજ દીકરા શેઠ ભીખાજી વીરાજોગી અતરે દારૂનો રોજગાર કરતા હતા. તેમના ચાર દીકરાઓ શેઠો કુવરજી, જમશેદજી, કાવશજી, અને હોરમજજી ભીખાજી વીરાજોગીના આએ સદીની શરૂઆતમાં પુણાં મધે એક દુકાંન લઇ ગયા હતા, અને તે દુકાંન ઇ૦ સ૦ ૧૮૧૯ માં કાઢી નાખી હતી. એઓનું મુંબઇ મધે પણ એક પોંહચખાંનું હતું, તથા વડા શેઠ કુવરજી ભીખાજી વીરાજોગી અતરે ઇંગ્રેજોમાં પણ જાણીતા હતા. તેવણને ઇ૦ સ૦ ૧૭૮૭ માં નામદાર ગવરનર બોડામે એક ઘોડાની ગાડીમાં બેશી ફરવા માટે નીચે મુજબનો પરવાંનો પોતાને હાથે લખી આપ્યો હતો:—

*Bombay, 25th October 1787.*

This is to certity to whom it may concern that Cooverjee Bhikajee Parsee has my Permission to ride in a horse Hankry and Conveyance.

R. H. BODDAM,

ઊપલા પરવાનાની અસલ નકલ અમોએ એમના એક નબીરા શેઠ નવરોજજી શાપુરજી વીરાજોગી પાસે જોઇછે.

અંજાણપણે પડવાથી તે ઇંગ્રેજે તેવણને ઘણાક હલકા શબ્દો ઓચરયા. આથી શેઠ એદલજીએ તેને એક વકીલની મારફતે ચીઠી લખાવી માફ માગવાને જણાવ્યું, જેના ઉત્તરમાં તેણે જણાવ્યું કે જો મી૦ એદલજી તેના કુતરા પાસે માફ માગે તો તે એક "એશીઆટીક" પાસે માફ માગવાને તૈયાર છે. આ અપમાંન ઉપર અપમાંન થવાથી શેઠ એદલજીએ તે ઇંગ્રેજને હાંગકાંગની પોલીસમાં ઉભો કીધો જ્યાં માજીસ્ટ્રેટ મી૦ મેએને તેને તકસીરવાર ઠેરવી પાંચ પૌંડનો દંડ કીધો હતો.[૧]

તા૦ ૩ જી ડીસેમ્બર.

આએ વર્ષની અપરાધીઓની છાંઉણ કરનારી છેલ્લી ૧૦શેશન આજ દીને હાઇ કોરટમાં ચીફ જસટીસ સર માથ્યુ સોસની હજુરમાં ભરાઇ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા[૨] :—

શેઠો મેહેરાંમજી નાનાભાઇ ફરાંમજી, ધનજીભાઇ ખરશેદજી સરાફ, ડાશાભાઇ મેહેરવાંનજી વાડીઆ.

તા૦ ૪ થી ડીસેમ્બર.

શેઠ ખરશેદજી ફરદુનજી પારખે સુરત મધે રેલવે સ્ટેશનની સાંમે રૂ૨૫૦૦૦) ને ખરચે પોતાના બાવા મરહુમ શેઠ ફરદુનજી શોરાબજી પારખનાં નામથી સરકાર મારફતે બંધાવેલી ધર્મશાલા આજ દીનથી ત્યાંના એકઝીકયુટીવ ઇનજીનીઅર કપટાંન ઉડહાઉસે વર્તમાંન પત્રોમાં જાહેર ખબર આપી મુસાફરોના ઉતારાને માટે ખોલી મુકી હતી.[૩]

તા૦ ૪ થી ડીસેમ્બર.

આજ દીને મરહુમ શેઠ મનચેરશાહ દીનશાહ ગાંધી જેવણ ગઇ તા૦ ૧૦ મીએ હાંગકાંગ મધે મરણ પામ્યા હતા તેવણનાં અતરે થયલાં ઉઠમણાંમાં તેમના બાવા શેઠ દીનશાહજી દાદાભાઇ ગાંધી તથા બીજા જશીઓએ મલી રૂ૪૧૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૪]

તા૦ ૨૧ મી ડીસેમ્બર.

અતરેના નામીચા યાહુદી વ્યાપારી મી૦ દેવીડ શાશુન જેઓ ગઇ તા૦ ૪ થી નવેમબરે મરણ પામ્યા હતા તેવણની યાદગારી રાખવા માટેની ગોઠવણ કરવાનો વિચાર કરવા સારું મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઇ તા૦ ૫ મી ડીસેમબરે શેરીફ ડાક્ટર જીઆરજ બરડવુડ જોગ ૧૮ ઇંગ્રેજ, ૬ હિંદુ, અને ૧૭ પારસી (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, ઓનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇ, શોરાબજી જમશેદજી જીજીભાઈ, ફરાંમજી નશરવાંનજી પટેલ, માણેકજી ખરશેદજી સરાફ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ધનજીભાઈ ફરાંમજી પટેલ, શેરાબજી પેશતનજી ફરાંમજી, ખરશેદજી ફરદુનજી પારખ, હોમજી ખરશેદજી દાદીશેઠ, લીમજી માણેકજી બનાજી, કાવશજી માણેકજી લીમજી, માણેકજી ખરશેદજી જમશેદજી, કાવશજી ખરશેદજી જમશેદજી, અરદેસર ખરશેદજી ફરદુનજી, શાપુરજી ધનજીભાઇ બાટલીવાલા, કાવશજી શોરાબજી પટેલ) ગ્રહસ્થોએ મોકલેલાં રીકવીજીશનની રૂએ આજ દીને ટાઉન હાલમાં એક જાહેર સભા નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ મરનાર દેવીડ શાશુનની યાદગારીમાં તેના ખરચે બંધાવવા ધારેલા મીકાનીકસ ઇનિસ્ટીટયુટનાં દીવાનખાનાંમાં તેનું એક બાહવલું પ્રજાને ખરચે મુકાવવા તથા તે માટે ઉઘરાંણાંની ટીપ ફરતી કરવાના ઠરાવો થયા હતા. એ કારણસર ૬ ઇંગ્રેજ, ૬ હિંદુ, ૧ મુસલમાંન, ૧ યાહુદી, અને ૬ પારસી ગ્રહસ્થો (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, ખરશેદજી ફરદુનજી પારખ, ફરાંમજી નશરવાંનજી પટેલ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, શેરાબજી પેશતનજી ફરાંમજી, અને માણેકજી ખરશેદજી સરાફ) ની એક કમીટી ઠેરવી નામદાર સરનશીનનો ઉપકાર માની સભા બરખાસ્ત થાઇ હતી.[૫]

---

[૧] જામે જમશેદ, તા૦ ૯ મી જાનેવારી ૧૮૬૫.

[૨] ટાઇમસ ઓફ ઇંડીઆ, ૫ મી ડીસેમ્બર ૧૮૬૪.

[૩] આ ધર્મશાલા બાંધવા માટે શેઠ ખરશેદજી ફરદુનજી પારખે ઇ૦ સ૦ ૧૮૬૩ ના જાનેવારી માસમાં જ્યારે તેવણ સુરત હતા ત્યારે કલેક્ટર મી૦ રેવનસક્રાફ્ટ ઉપર લખ્યું હતું કે સુરતનાં રેલવે સ્ટેશનની સાંમે સર્વે જાતના દેશી મુસાફરોના ઊતારાને માટે એક ધર્મશાલા તેમાં કુવો તથા ફરતા કંપાઊંડ સાથે સરકારે સુરત જગા આપી બંધાવવી અને તેનાં બાંધકામને માટે તેવણ રૂ૧૫૦૦૦) આપશે. આ ધર્મશાલાનું નામ "ફરદુનજી શોરાબજી પારખની ધર્મશાલા" કરી રાખવું. બીજું, એ ધર્મશાલા તૈયાર થવા પછી તેવણ સરકારમાં બીજા રૂ૨૦૦૦) ની રકમ આપશે, જેનાં વ્યાજમાંથી તે મકાનની હમેશાં મરામત વગેરે કરાવવી, અને તેનો કારોબાર સુરત મ્યુનીસીપાલીટીને સોંપવો. આ શરતો સરકારે પોતાના તા૦ ૧૫ મી મેએ ૧૮૬૩ ના ઠરાવમાં બાહલ રાખી શેઠ ખરશેદજીનો આ સખાવત માટે ઊપકાર માન્યો હતો. એ પછી બાંધકામ શરૂ થયા પછી મોંઘવારીને લીધે જીનસોના ભાવ ચઢી જવાથી શેઠ ખરશેદજીએ ૧૮૬૪ ના જાનેવારી માસમાં બીજા રૂ૧૦૨૦૦) આપ્યા હતા.

"એ ધર્મશાલા એવી રીતે બાંધેલીછે કે તેમાં જુદા જુદા ઓરડાઓમાં ક્રીસચીઆંન, પારસી, મુસલમાંન તથા હીંદુઓનો સમાવેશ થશે. એકેક ભાગમાં મરદોને વાસ્તે એક, ઓરતોને વાસ્તે એક, તથા એક ખાંનગી એ પ્રમાણે ત્રણ ઓરડાઓછે. જે ભાગ ક્રીસ્ચીઆંન લોકોને વાસ્તે રાખેલોછે તેમાં ફકત બે ઓરડા અને એક બંધીઆર ઓરસો-છે. જુદી જુદી જાતના લોકોને વાસ્તે ધર્મશાલાની બાહારનાં મકાંનમાં પણ ઊપર પ્રમાણે ભાગ કીધેલાછે."

(ગુજરાત મિત્ર, તા૦ ૪ થી ડીસેમ્બર ૧૮૬૪.)

[૪] જામે જમશેદ, તા૦ ૬ થી ડીસેમ્બર ૧૮૬૪.

[૫] ટાઇમસ ઓફ ઇંડીઆ, ૧૬ મી ડીસેમ્બર ૧૮૬૪. આ ઊઘરાંણાંમાં લગભગ રૂ૨૦૦૦૦) ભરાયા હતા, અને તે મધેથી મરનાર દેવીડ શાશુનનું આખાં કદનું બાહવલું ઇંગલાંડથી મંગાવી ઇ૦ સ૦ ૧૮૭૦ માં નવી શાશુન મીકાનીકસ ઇનસ્ટીટયુટનાં નીચલાં દીવાંનખાંનાંમાં મુકવામાં આવ્યુંછે.

તા૦ ૨૨ મી ડીસેમબર.

અનરેનાં સેલર હોમનું મકાન તેના અસલ પલાન મુજબ પુરું કરવા માટે અનરે એક ફંડ થયું હતું, જેમાં રૂ૧૫૦૦૦) ની રકમ ભરાઇ હતી. જેમાં રૂ૯૧૦૦) ઇંગ્રેજોના, રૂ૧૦૦૦) યાહુદીના, રૂ૧૦૦૦) હિંદુના, અને રૂ૩૯૦૦) નીચે મુજબ પારસીઓના હતા :—[૨]

(રૂ૧૦૦૦) હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇ, કાવસજી જાંગીરજી રેડીમની. (રૂ૯૦૦) ખરશેદજી ફરદુનજી પારખ. (રૂ૫૦૦) સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, ફરામજી આંડરની કું૦.

---

તા૦ ૨૪ મી ડીસેમબર.

રોજ ૩ માહ ૫ (કદ) ૧૨૩૪ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ પીરોજબાઇ તે શેઠ માણેકજી હીરજીભાઇ પટેલનાં ધણીઆંની તથા મરહુમ શેઠ ધનજીભાઇ રૂસતમજી વાડીઆનાં બેટીનાં ઉઠમણાંમાં રૂ૧૦૯૪) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૨]

---

તા૦ ૨૫ મી ડીસેમબર.

શેઠ ખરશેદજી ફરદુનજી પારખે અનરેની ઇંડો બ્રિટિષ ધનસ્ટીટયુશનનાં છોકરાંઓને આખે આબુ ક્રીસટમાસના તેહવારો ઉપર એક પખવાડીઉં સુધી બાહેરગામ સેહલગાહ કરાવી લાવવા માટે રૂ૮૦૦) ભેટ આપ્યા હતા.[૩]

---

તા૦ ૩૦ મી ડીસેમબર.

હિંદુસથાનના વ્યાપારને માટે બરકેનહેડ ખાતેની મેસરસ લેઆરડ બ્રધરસની ગોદી મધેથી ૧૨૦૦ ટણનું એક સુંદર વાહણ તેયાર કરી "સોરાબજી જમશેદજી જીજીભાઇ" નાં નામથી આજ દીને મીશીસ જેમસ પારસનસે એક મોટા મેલાવડાની હજુરમાં તેને પાણીમાં ઉતારવાની ક્રિઆ કીધી હતી.[૪]

---

[૧] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૪ મી ડીસેમબર ૧૮૬૪.

[૨] જામે જમશેદ, તા૦ ૨૬ મી ડીસેમબર ૧૮૬૪.

[૩] બોમ્બે ગેઝેટ, તા૦ ૨૭ મી ડીસેમબર ૧૮૬૪. એજ મુજબ સર જમશેદજી જીજીભાઇ બારોનેટે પણ બાંએખલાની સ્કુલનાં વગર માબાપનાં છોકરાંઓને હવા ખાવા મોકલવા માટે રૂ૧૦૦૦) ની રકમ તા૦ ૨૪ મી ડીસેમબર ૧૮૬૪ ને દીને ભેટ આપી હતી.

[૪] બો.ગે ગેઝેટ, તા૦ ૨૭ ફેબરવારી ૧૮૬૫.

તા૦ ૩૧ મી ડીસેમબર.

આખે વર્ષમાં એટલે તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૬૪ સુધીમાં મુંબઇના પારસીઓમાં નીચે મુજબની વીગતે ૧૦૧૧) મરણ નિપજયાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં...... | ૫૨ | ૩૪ | ૮૬ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં .. | ૩૭ | ૩૨ | ૬૯ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં .. | ૭૦ | ૬૨ | ૧૩[illegible] |
| ૧ થી ૫ વર્ષનાં........ | ૯૮ | ૧૩૩ | ૨૩[illegible] |
| ૬ થી ૧૦ વર્ષનાં...... | ૨૬ | ૨૦ | [illegible] |
| ૧૧ થી ૨૦ વર્ષનાં...... | ૨૪ | ૨૭ | [illegible] |
| ૨૧ થી ૩૦ વર્ષનાં...... | ૨૯ | ૩૮ | [illegible] |
| ૩૧ થી ૪૦ વર્ષનાં...... | ૩૭ | ૪૯ | ૮૬ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં...... | ૩૯ | ૨૩ | ૬૨ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં...... | ૩૯ | ૨૪ | ૬૩ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં...... | ૨૬ | ૨૯ | ૫૫ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં...... | ૧૫ | ૩૧ | ૪૬ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં...... | ૨ | ૮ | ૧૦ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં ...... | ૨ | ૫ | ૭ |
| | ૪૯૬ | ૫૧૫ | ૧૦૧૧ |

એ ૧૦૧૧) મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં :—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૧૧ | બાહેરકોટ .... | ૧૪૭ |
| કોટ ...... | ૪૩૮ | ખેતવાડી .... | ૭૭ |
| ધોબીતલાવ .. | ૨૦૮ | કુમારટેકડી .. | ૧ |
| ગીરગાંમ .... | ૮ | ડુંકનરોડ .... | ૧ |
| ચોપાતી .... | ૧૮ | ભીંડીબજાર .. | ૪૨ |
| ગ્રાંટ રોડ.... | ૪ | ભાંએખલા .. | ૮ |
| તારદેવ .... | ૨ | મજગાંમ .... | ૨૬ |
| ગોવાલીઆ .. | ૬ | ચીંચપોગલી .. | ૧ |
| ખંબાલા .... | ૩ | મોદ ...... | ૨ |
| માહલક્ષ્મી .. | ૩ | પરેલ ...... | ૪ |
| વાલકેશર .... | ૩ | વરલી ...... | ૧ |
| | | માહીમ...... | ૧ |
| | | | ૧૦૧૧ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં ૨૯૧) જોડાંનાં લગન તથા ૩૭) જોડાંનાં નવરનાં થયાં હતાં.

રાજરસ.
ખાસમાં પેય.
ચૈન કુંપનીને ન.
એ રીતે દાન
અખાવતનો સરકારી ર

# ઈ૦ સ૦ ૧૮૬૫.

આ વર્ષનાં "ટાઇમસ ઑફ ઇંડીઆ" નાં કાલેનડર-માં[1] સઘલી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફકજછે.

**નવા પારસી સુલેહના અમલદારો**—અરદેશર ખરશેદજી વાડીઆ, નવરોજજી ફરદુનજી.

**ઈનશુરનશ કુંપનીઓ—**

આલબરટ ઈનશુરનશ કું૦ના ડાએરેકટરોમાં નશરવાંનજી મનચેરજી વાડીઆ, ડાશાભાઇ મેહરવાંનજી વાડીઆ, બહમનજી ફરાંમજી કામાજી. શેક્રેટરીઓ, મનચેરજી જમશેદજી વાડીઆના છોકરાઓ.

બોમ્બે નેટીવ ઈનશુરનશ કું૦ના ડાએરેકટરોમાં ખુરશેદજી નોશરવાંનજી કામાજી, બહમનજી જીજીભાઈ, ડાશાભાઈ ફરાંમજી કામાજી, શેરાબજી પેશતનજી ફરાંમજી.

રાએલ ઇસ્ટ ઇંડીઅન મરીન ઈનશુરનશ કું૦ના ડાએરેકટરોમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, ખરશેદજી ફરદુનજી પારખ, લીમજી માણેકજી બનાજી, મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી.

**બેંકો—**

ધી એશીઆટીક બેંકીંગ કારપોરેશનના મુંબઇના ડાએરેકટરોમાં કાવશજી જાંગીરજી રેડીમની.

બોમ્બે બેંકના ડાએરેકટરોમાં લીમજી માણેકજી બનાજીને બદલે કાવશજી માણેકજી લીમજીનું નામછે.

બેંક ઑફ ઇંડીઆના ડાએરેકટરોમાં લીમજી માણેકજી બનાજી.

ધી બોમ્બે સીટી બેંકના ડાએરેકટરોમાં અરદેશર ખરશેદજી દાદી, મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી.

બોમ્બે જાંઇંટ સ્ટાક કારપોરેશનના ડાએરેકટરોમાં શેરાબજી પેશતનજી ફરાંમજી, લીમજી માણેકજી બનાજી, નશરવાંનજી માણેકજી પીટીટ.

બોમ્બે પ્રેસીડનસી બેંકના ડાએરેકટરોમાં નવરોજજી અરદેશર દાવર, ડાશાભાઈ ફરાંમજી કામાજી, પેશતનજી નવરોજજી પોહચા, નવરોજજી માણેકજી વાડીયા.

ઇસ્ટરન ફીનાનશીઅલ આશોશીએશનના ડાએરેકટરોમાં પેશતનજી ખરશેદજી સરાફ.

ઇસ્ટ ઇંડીઆ બેંકના ડાએરેકટરોમાં ખરશેદજી જમશેદજી બાટલીબોઇ, પેશતનજી ખરશેદજી સરાફ, મનચેરજી નવરોજજી બનાજી.

ધી ફીનાનશીઅલ આશોશીએશન ઑફ ઇંડીઆ એંડ ચાએનાના ડાયરેકટરોમાં કાવશજી જાંગીરજી રેડીમની.

ધી ઇમપીરીઅલ બેંકીંગ એંડ ટરેડીંગ કું૦ના ડાએરેકટરોમાં મેહરવાંનજી ફરાંમજી પાંડે, મેહરવાંનજી નશરવાંનજી પટેલ. શેક્રેટરી, જાંગીરજી રૂસતમજી મોદી.

ઇંડીઅન પેનીનશુલા લંડન એંડ ચાઇના બેંકના ડાએરેકટરોમાં અરદેશર હોરમજજી વાડીઆ, ધનજીભાઈ ફરાંમજી પટેલ.

રાએલ બેંક ઑફ ઇંડીઆના ડાએરેકટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ, મેહરાંમજી હોરમજજી કામાજી.

**જાંઇંટ સ્ટાક કુંપનીઓ—**

અલેક્ઝાંડરા પ્રેસ કું૦ના ડાએરેકટરોમાં મેહરવાંનજી માણેકજી શેઠના.

એંગ્લોએનસ સ્પીનીંગ કું૦ના ડાએરેકટરોમાં મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી.

એપાલો પ્રેસ કું૦ના ડાએરેકટરોમાં હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈ, ખરશેદજી ફરદુનજી પારખ, મેહરાંમજી જીજીભાઈ.

બોમ્બે બરમા ટરેડીંગ કારપોરેશનના ડાએરેકટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ, મેહરવાંનજી ફરાંમજી પાંડે.

બોમ્બે એંડ કોસ્ટ કાશી પલાનટેશન કું૦ના ડાએરેકટરોમાં નવરોજજી નાનાભાઇ ફરાંમજી, શેરાબજી પેશતનજી ફરાંમજી.

બોમ્બે કોનટ્રાકટ એંડ બીલડીંગ કું૦ના ડાએરેકટરોમાં મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી.

ભરૂચ કૉટન મીલસ કું૦ના ડાએરેકટરોમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, ખરશેદજી ફરદુનજી પારખ.

બોમ્બે ગ્રેન કું૦ના ડાએરેકટરોમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ.

બોમ્બે મીકાનીકસ બીલડીંગ કું૦ના ડાએરેકટરોમાં અરદેશર ખરશેદજી ફરદુનજી.

બોમ્બે પ્રેસ કું૦ના ડાએરેકટરોમાં દાદાભાઈ મેહરાંમજી બનાજીનું નામ વધારેછે.

બોમ્બે રેકલેમેશન કું૦ના ડાએરેકટરોમાં કાવશજી જાંગીરજી રેડીમની.

બોમ્બે સ્પીનીંગ એંડ વીવીંગ કું૦ના એજન્ટ માનેજર, કાવશજી નાનાભાઇ દાવર. શેક્રેટરી, દાદાભાઇ પેશોતનજી મુલાંરીરોજના.

બોમ્બે બોનડેડ વેરહાઉસ કું૦ના ડાએરેકટરોમાં મેહરવાંનજી ફરાંમજી પાંડે.

કોલાબા લાંડ કુંપનીના ડાએરેકટરોમાં હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇ, ખરશેદજી ફરદુનજી પારખ, મેહરાંમજી જીજીભાઈ, દીનશાહજી માણેકજી પીટીટ.

[1] The Times of India Calendar and Directory for 1865. Bombay: printed and published at the *Times of India Office*.

કુરલા સ્પીનીંગ ઍન્ડ વીવીંગ કું૦ના ડાઇરેક્ટરોમાં ખરશેદજી ફરદુનજી પારખ અને લીમજી માણેકજી બનાજીનાં નામ વધારેછે.

ઇસ્ટ ઇંડીઆ પ્રેસ કું૦ના ડાઇરેક્ટરોમાં મેહરવાંનજી ફરામજી પાંડે.

ઇસ્ટ ઇંડીઆ સ્પીનીંગ કું૦ના ડાઇરેક્ટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી માણેકજી પીટીટ, મેહરવાંનજી ફરામજી પાંડે.

એલફીનસ્ટન લાંડ ઍન્ડ પ્રેસ કું૦ના ડાઇરેક્ટરોમાં બેહરામજી હોરમજજી કામાજી, ખરશેદજી ફરદુનજી પારેખ.

ફોર્ટ પ્રેસ કું૦ના ડાઇરેક્ટરોમાં પેશતનજી ખરશેદજી અરાફ, શાપુરજી જીવાજી વાછા.

ગોલા હાઉસ કું૦ના ડાઇરેક્ટરોમાં કાવશજી જાંગીરજી રેડીમની.

ગ્રેટ ઇસ્ટરન સ્પીનીંગ ઍન્ડ વીવીંગ કું૦ના ડાઇરેક્ટરોમાં પાલણજી હોરમજજી કાપડીઆનું નામ વધારે.

આમ્પેરર ગીન કું૦ના ડાઇરેક્ટરોમાં મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી.

માણેકજી પીટીટ સ્પીનીંગ ઍન્ડ વીવીંગ કું૦ના ડાઇરેક્ટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી માણેકજી પીટીટ, મેહરવાંનજી ફરામજી પાંડે. સેક્રેટરી, પેશતનજી દાદાભાઈ વાડીઆ.

ઓરીએનટલ સ્પીનીંગ ઍન્ડ વીવીંગ કું૦ના ડાઇરેક્ટરોમાં હીરજીભાઈ હોરમજજી ગેઇના અને ધનજીભાઇ ફરામજી પટેલને બદલે ખરશેદજી જાંગીરજી તારાચંદ અને ખરશેદજી હોરમજજી ચીનાઇનાં નામો છે.

ટીનાવલી પ્રેસ કું૦ના ડાઇરેક્ટરોમાં મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી, કાવશજી જાંગીરજી જશાંવાલા.

ટર્નર ઍન્ડ કું૦ના ડાઇરેક્ટરોમાં મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી, બેહરામજી નાનાભાઇ ફરામજી.

યુનીયન વીવીંગ કું૦ના ડાઇરેક્ટરોમાં ખરશેદજી ફરદુનજી પારખ, સોરાબજી જમશેદજી જીજીભાઈ.

વીગામ પેટનટ મશીન ઍન્ડ ફાઉન્ડરી કું૦ના ડાઇરેક્ટરોમાં ખરશેદજી નશરવાંનજી કામાજી, સોરાબજી પેશતનજી ફરામજી, ધનજીભાઇ ફરામજી પટેલ, ડોસાભાઇ ફરામજી કામાજી, નશરવાંનજી અરદેશર વાડીઆ. સેક્રેટરી, સોરાબજી ફરામરોજ ચાંદના.

વિકટોરીઆ પ્રેસ બીલ્ડ કું૦ના ડાઇરેક્ટરોમાં ખરશેદજી નશરવાંનજી કામાજી, ડોસાભાઇ ફરામજી કામાજી, મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી. સેક્રેટરી, અરદેશર ફરામજી સુમ.

વેસ્ટરન ઇંડીઆ ગીન કું૦ના ડાઇરેક્ટરોમાં કાવશજી જાંગીરજી જશાંવાલા.

**પારસી વ્યાપારીઓમાં વધારે**—અરદેશર ધનજીભાઈ વાડીઆ, મેહરાંમજી નશરવાંનજી સીરવાઇ, દાદાભાઇ બેહરાંમજીની કું૦, ફરામજી અરદેશર દાવર, હોરમજજી બેહરામજી વાડીઆ, મનચેરજી શાપુરજીની કુંપની, નાનાભાઈ બેહરાંમજી જીજીભાઈ, નવરોજજી રૂસતમજીની કું૦, એન. એ. વાડીઆની કું૦, પેશતનજી નવરોજજી પોંચ્યા.

**બોમ્બે બ્રાંચ ઑફ ધી રોએલ એશીઆટીક સોશાઇટીની** કમીટીમાં કાવશજી જાંગીરજી રેડીમનીને બદલે ધનજીભાઇ ફરામજી પટેલનું નામછે.

તા૦ ૧ લી જાનેવારી.

પરેલ મધે મરહુમ લવજી વાડીઆનાં નામનું એક ધર્મનું દવાખાનું ઉઘાડવાને અતરેનાં એ કુટુંબના ગ્રહસ્થોએ એક ફંડ ઉભું કરી રૂ૨૩૪૪૩)= એકઠા કીધા હતા, અને દવાખાંનાને માટે તે તરફ એક ઇમારત મરહુમ શેઠ મનચેરજી જમશેદજી વાડીઆના ગ્રહિખજાદાઓએ પોતાની જમીનમાંથી ૮૯૦ વાર જગા લઇ રૂ૨૩૫૧૭) ને ખરચે બંધાવી આપી હતી. એ દવાખાંનું આજ દીને "લવજી વાડીઆ ડીસપેનસરી" નાં નામથી ડાકટર રૂસતમજી નશરવાંનજી ઓદીનાં હાથ હેઠલ ઉઘાડવામાં આવ્યું હતું.[૧]

---

[૧] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૩૧ મી ડીસેમબર ૧૮૯૪.

એ દવાખાંનું ઊઘાડવા માટે શેઠ નશરવાંનજી અને બરજોરજી મનચેરજી વાડીઆએ તા૦ ૪ થી સપટેમબર ૧૮૯૩ ને દીને વાડીઆજીનાં ખાનદાનમાં એક લીસ્ટ ફેરવી રૂ૨૩૪૪૩)= નીચે મુજબ એકઠા કીધા હતા:—

(રૂ૯૩૩૭)=) બાઇઓ માણેકબાઇ તથા મોટલાંબાઇએ પોતાના ખાવંદો મરહુમ જાંગીરજી નશરવાંનજી વાડીઆ તથા માણેકજી નવરોજજી વાડીઆનાં પુનને સારૂં. (રૂ૨૦૦૧) મરહુમ મેહરવાંનજી હીરજીભાઇ વાડીઆના છોકરાઓ. (રૂ૨૦૦૦) અરદેસર હોરમજજી વાડીઆએ પોતાને તથા મરહુમ આઇમાએ તે મરહુમ રૂસતમજી રતનજી વાડીઆનાં ધણીઆણીને નામે. (રૂ૧૪૦૦) રૂસતમજી અરદેસર વાડીઆએ પોતાના બપાવા મરહુમ શેઠ ખરશેદજી રૂસતમજી વાડીઆ તથા બપાઇ મરહુમ બાઇ જરબાઇનાં પુનને સારૂં. (રૂ૧૦૦૦) નવરોજજી માણેકજી વાડીઆ, પુતલીબાઇ તે મરહુમ રૂસતમજી ડોસાભાઇ જમશેદજી વાડીઆનાં વીધવાએ પોતાનાં માતાજી મરહુમ મેહરબાઇ તે મરહુમ મનચેરજી જમશેદજી વાડીઆનાં વીધવાનાં પુનને માટે, આઇમાએ તે મરહુમ શેઠ નવરોજજી જમશેદજી વાડીઆનાં બેટી તથા મરહુમ શેઠ નાનાભાઇ બેહમનજી દાવરનાં વીધવા. (રૂ૮૦૧) ખરશેદજી નવરોજજી વાડીઆ. (રૂ૭૦૦) નશરવાંનજી અરદેસર વાડીઆએ પોતાનાં બપાવા મરહુમ શેઠ ખરશેદજી રૂસતમજી વાડીઆનાં પુનને સારૂં, દોરાબજી નાનાભાઇ વાડીઆ. (રૂ૫૦૧) અરદેસર ધનજીભાઇ વાડીઆ. (રૂ૫૦૦) બનુબાઇ તે મરહુમ સોરાબજી ફરાંમજી વાડીઆનાં વીધવા, ખરશેદજી સોરાબજી વાડીઆની કું૦એ મરહુમ સોરાબજી તથા નવરોજજી ફરાંમજી વાડીઆનાં પુનને સારૂં. (રૂ૩૦૧) ગુલાંબાઇ તે મરહુમ અરદેસર ફરાંમજી વાડીઆનાં વીધવાએ બેહન મરહુમ મેહરબાઇનાં પુનને માટે. (રૂ૩૦૦) બીખીબાઇએ પોતાના પેહલા ખાવંદ મરહુમ જમ-

તા૦ ૧ લી જાનેવારી.

આજ દીને મુંબઈ મધે કોટમાં દેવજીનાં મોહલ્લામાં મરહુમ શેઠ હોરમસજી દોરાબજી લથરફીવાલાનું ઘર કે જે હાલમાં સર જમશેદજી જીજીભાઈ બારોનેટનું હતું તેમાં એક મોટી આગ લાગાથી ઘણાંક વ્યાપારીઓની આફીસો તથા નીચે આવેલી દુકાનો બળી ગઈ હતી. નવાં વર્ષની શરૂઆતમાં આ બનાવ બન્યાથી લોકોમાં ઘણી દલગીરી ઉપજી હતી.[1]

તા૦ ૨ જી જાનેવારી.

કાઠીઆવાડમાં નવાનગર મધે આવેલાં હલાર ગામમાં "હલાર સ્પીનીંગ એન્ડ વીવીંગ કું૦" નામનું સુતર તથા કાપડ વણવાનું કારખાનું જે નવાનગરના જામ સાહેબ તથા મુંબઈવાળા શેઠ ખુરશેદજી નોશરવાનજી કામાજીની આગેવાનીથી હોલ બાંધવામાં આવનાર હતું તેનો પાયો નાખવાની ક્રિયા આજ દીને જામ સાહેબે મોટા દબદબાથી કીધી હતી. એ ક્રિયા જોવાને તે તરફનું પુષ્કળ લોક જમાવ થયું હતું.[2]

તા૦ ૫ મી જાનેવારી.

હિંદુસ્થાનના વ્યાપારને માટે લીવરપુલ ખાતેની મેસર્સ થામસ કારડોવેલની કું૦ ની ગોદી મધેથી ૧૨૦૩ ટનના બોજનું એક સુંદર વાહાણ તઈઆર કરી "ખરશેદજી ફરદુનજી" નાં નામથી આજ દીને પાણીમાં ઉતારવામાં આવ્યું હતું.[3]

તા૦ ૧૦ મી જાનેવારી.

રોજ ૨૦ માહ ૪ (શે૦) ૧૨૩૪ યઝદેજરદી.

આજ દીને બાઈ ચાંદનબાઈ તે મરહુમ શેઠ પેહરામજી કાવશજી બાટલીવાલાનાં વીધવાએ પોતાના ખાવંદની નઈ-અતે તેમની તારદેવ ખાતેની વાડીમાં આદરાંનની એક દરે-મેહર બંધાવી પરકાવી હતી. એ દરેમેહરના ખરચ માટે રૂ૩૨૦૦૦) ની સરકારી નોટ તથા રૂ૧૦૦૦૦) ના મુંબઈ બેંકના શેરો એ બાઈએ એલાહેદા કાઢયા હતા એમ અંજુમન પત્રમાં જણાવ્યું હતું. એ બનાવની ખુશાલીમાં બાઈ ચાંદનબાઈએ રૂ૩૫૦૦) તથા તેમનાં બેહેનોએ રૂ૧૩૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૧૫ મી જાનેવારી.

શેઠ ખુરશેદજી નોશરવાનજી કામાજીએ સ્કાટલંડની ફ્રીમેશનોની ગ્રાંડ લાડજના તાબા હેઠળની અત્રેની લાડજ રાઈઝીંગ સ્ટારને રૂ૨૦૦૦) ની કીમતનાં ક્રિઆ વખતે પેહરવાનાં "એપરન" ની આસરે બે ડઝન જોડ ઈંગલાંડથી ખાસ મંગાવી ભેટ આપી હતી.[5]

શેઠજી નવરોજજી વાડીઆનાં પુનને માટે. (રૂ૨૫૧) જરબાઈ તે મરહુમ નાનાભાઈ ફરામજી દાવરનાં વીધવાએ બેહન મરહુમ મેહરબાઈનાં પુનને માટે, શોરાબજી નવરોજજી વાડીઆ. (રૂ૨૫૦) હોરમસજી બહમનજી વાડીઆ, જમશેદજી બહમનજી વાડીઆ. (રૂ૨૦૦) પુતલીબાઈ તે મરહુમ મનચેરજી જમશેદજી વાડીઆનાં બેટીએ મરહુમ જમશેદજી નવરોજજી વાડીઆનાં પુનને સારૂં. (રૂ૧૦૦) રૂસતમજી હોરમસજી વાડીઆ, બાઈજી તે મરહુમ ડોસાભાઈ જમશેદજી વાડીઆનાં વીધવાની પુંજીમાંથી.

એ ઊપજી રકમ એ શેઠીઆએ પોતાની "મનચેરજી જમશેદજી વાડીઆના છોકરાઓ" ની પેહડીમાં વ્યાજે રાખી હતી, પણ તે પેહડી ભાગાથી એ રકમનો શલો આસરે રૂ૩૦૦૦) આપો હતો, જે રકમ શેઠો ખરશેદજી મનચેરજી વાડીઆ, નશરવાનજી અરદેશર હોરમસજી વાડીઆ અને નવરોજજી માણેકજી વાડીઆનાં નામ ઊપર ટાંગી ઈમારતની મરામત વગેરેને માટે એલાહેદી રાખવામાં આવી હતી, અને એ દવાખાનાંનો સઘળો ચાલુ ખરચ શેઠ અરદેશર હોરમસજી વાડીઆ ઈ૦ સ૦ ૧૮૬૭ થી તે ૧૮૮૨ સુધી પોતાની હૈયાતી લગણ પોતાની ગીરોથી ચલાવતા હતા, અને ૧૮૮૨ થી તે હવડાં સુધી શેઠ નશરવાનજી અરદેશર હોરમસજી વાડીઆ પોતાની ગીરોથી તે ચલાવેછે. એ દવાખાનું હાલ ડાક્ટર ધનજીભાઈ રૂસતમજી વાડીઆનાં નજીઆપણાં હેઠળછે.

[1] જામે જમશેદ, તા૦ ૩ જી જાનેવારી ૧૮૬૫.

[2] રાસ્ત ગોફતાર, તા૦ ૧૨ મી ફેબ્રુઆરી ૧૮૬૫.

[3] બોમ્બે ગેઝેટ, તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૬૫.

[4] જામે જમશેદ, તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૬૫.

આએ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલીછે.

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

"આએ દરેમેહરનું પવીત્ર મુકામ બાઈ ચાંદનબાઈ તે "શેઠ પેરાંમજી કાવશજી બાટલીવાલાની વીધવાએ પોતાના "ખાવંદ બેહેસ્તનશીન શેઠ પેરાંમજી કાવશજી બાટલીવાલાનાં "પુનને સારૂં તેવણની નઈઅતે બંધાવીઊંછે અને દીનની "શરતે ક્રીઆ કરાવીને આજ દીને આતશ આદરાંન શાહે-"બને પરકાવીઆછે—ને એ પવીતર મુકામ શપના જરતો-"શતીઓને બંદગી તથા દીન આઈનનું કામ કરવાને શારૂં "ખોલ્યું મુકયુંછે. રોજ ૨૦ માહા ૪ શેહેનશાહી શને ૧૨૩૪ "ઇઅઝદજરદી તારીખ ૧૦ મી જાનેવારી શને ૧૮૬૫ ઈશાવી."

[5] ટાઈમ્સ ઑફ ઈંડીઆ, ૧૬ મી જાનેવારી ૧૮૬૫.

મુંબઈમાં દેશી ફ્રીમેશનોની પેહલવેહલી લાડજ આ "રાઈઝીંગ સ્ટાર" સ્થાપવામાં આવી હતી. તે ઈ૦ સ૦ ૧૮૪૪ માં ડાક્ટર અલેક્ઝાંડર બરનસે ઊંધાડી હતી. તેમાં પારસી મેમ્બરો તરીકે પેહલવેહલા શેઠો માણેકજી ખરશેદજી સરાફ અને અરદેશર ખરશેદજી વાડીઆ જોડાયા હતા. એઓની પછી ઈ૦ સ૦ ૧૮૫૨ થી બીજા પારસીઓએ એ લાડજમાં જોડાવા માંડયું હતું, અને હાલ સુધીમાં એ લાડજમાં નીચે મુજબ પારસી મેમ્બરો થયાછે:—

(ઈ૦ સ૦ ૧૮૫૨ માં) માણેકજી લીમજી હાંતરીઆ, શોરાબજી હોરમસજી મેહતા, કાવશજી શોરાબજી પટેલ, દીનશાહ દોરાબજી મેહતા આસસ્ટંટ સેક્રેટરી.ના, ડાક્ટર અરદેશર જમશેદજી લાબવાલા. (૧૮૫૨ માં) મેહરવાનજી માણેકજી શેઠના, શોરાબજી હીરજીભાઈ પટેલ, મેહરવાનજી હીરજીભાઈ પટેલ, ડાક્ટર નશરવાનજી બહમનજી, કાવશજી હીરજીભાઈ વારડીન. (૧૮૫૪ માં) ખરશેદજી બહમનજી પંથકી, ખુરશેદજી નોશરવાનજી કામાજી, હોરમસજી પેશતનજી ફરામજી, નવરોજજી માણેકજી લંગડા, નવરોજજી જીવનભાઈ ફરામજી,

તા૦ ૧૯ મી જાનેવારી.

મલબારમાં લાગેલી મોટી આગમાં પાએમાલ થના-રાઓને મદદ કરવા માટેનાં ફંડમાં સર જમશેદજી જીજી-ભાઇ બારોનેટ, હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇ, શેઠો ખરશેદજી ફરદુનજી પારખ, ફરાંમજી નશરવાંનજી પટેલ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, અને લીમજી માણેકજી બનાજીએ દરેકે રૂ૫૦૦) ભર્યાં હતા.[૧]

તા૦ ૧૯ મી જાનેવારી.

રોજ ૨૯ માહ ૪ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

**મરણ**—હોરમજજી દોરાબજી મામલતદાર[૨]—ઉમર વર્ષ ૪૯) એવણ ઇ૦ સ૦ ૧૮૩૯ ના મેએ માસમાં સુર-તના "જેલર," તે પછી ઇ૦ સ૦ ૧૮૪૯ થી સુરતનાં કલેકટર ખાતાંમાં કારકુન તથા "ટ્રેજરર" ની જગાપર નેમાયા હતા. ઇ૦ સ૦ ૧૮૫૦ નાં સપટેમબર માસમાં એ વણને રાંદેલના ફોજદાર તથા ૧૮૫૨ ના મારચ માસથી સુરતના કોટવાલનો ઓહ્દો મલ્યો હતો. એવણના વખતમાં ઇ૦ સ૦ ૧૮૫૬ થી "કોટવાલ" ને બદલે ફોજદારનો

જમાસપજી મેહરાંમજી કોહલા. (૧૮૫૫ માં) ખરશેદજી રૂસ-
તમજી કામાજી. (૧૮૫૯ માં) માણેકજી શોરાબજી આશબરનર,
શોરાબજી કાવશજી શાએર, ડોશાભાઇ રતનજી કોહલા,
નવરોજજી માણેકજી વાડીઆ. (૧૮૬૦ માં) જાલભાઇ દોરા-
બજી ઊમરીગર, ફરાંમજી કાવશજી (બેહરાંમજી) મેહતા, મન-
ચેરજી કાવશજી શાપુરજી લંગડાના. (૧૮૬૧ માં) શોરાબજી
જીજીભાઇ, બરજોરજી શોરાબજી આશબરનર, ડોશાભાઇ
ફરાંમજી કરાકા. (૧૮૬૨ માં) ફરાંમજી બહમનજી માસટર,
પેશતનજી હોરમજજી કામાજી, શોરાબજી પેશતનજી ફરાંમજી,
શોરાબજી ફરાંમરોજ સાટનના, મનચેરજી ફરાંમરોજ સાટનના,
શોરાબજી શાપુરજી બંગાલી, અરદેશર ફરાંમજી મુસ, ડાકટર
રૂસતમજી કાવશજી બાધુરજી, જાંગીરજી ગુસતાદજી, ખર-
શેદજી જાંગીરજી તારાચંદ, મેહરવાંનજી બહમનજી ઇજનેર.
(૧૮૬૩ માં) ડોશાભાઇ હોરમજજી કામાજી, જીજીભાઇ જાંગી-
રજી લાંમ, મનચેરજી કાવશજી મરજબાંન, ખાંનબાહદુર
ફરાંમજી નશરવાંનજી શેઠના. (૧૮૬૪ માં) ડોશાભાઇ બેહ-
રાંમજી પેશીકાકાના, નવરોજજી ફરદુનજી, જાંગીરજી મેહર-
વાંનજી પલીડર, ખરશેદજી ફરાંમરોજ સાટનના. (૧૮૬૫ માં)
જમશેદજી ફરદુનજી ઊનવાલા, ફરાંમજી રૂસતમજી વીકાજી.
(૧૮૬૬ માં) દારાશાહ રતનજી ચીચગર, ખરશેદજી રૂસતમજી
શેઠના, જમશેદજી ધનજીભાઇ વાડીઆ, એદલજી કાવશજી
જશાંવાલા, ડાકટર ખરશેદજી ફરાંમજી બોરી, ડાકટર રૂસ-
તમજી જમશેદજી નાદરશાહ, હોરમજજી દાદાભાઇ પલીડર,
પેશતનજી દાજીભાઇ ઊનવાલા, રૂસતમજી હીરજીભાઇ વાડીઆ,
રૂસતમજી પેશતનજી સુરતી, હોરમજજી નવરોજજી સકલાત
વાલા, દાદાભાઇ દીનશાહ ગાંધી. (૧૮૬૭ માં) રૂસતમજી
શોરાબજી પુણેગર, શોરાબજી પાલણજી તંકસાલવાલા, લીમજી
દીનશાહ પાંડે, ફરાંમજી દોરાબજી બાધુરજી, નવરોજજી દાજી-
ભાઇ ઊનવાલા, ડાકટર બરજોરજી ફરાંમજી લાલી, ડાકટર
રૂસતમજી નશરવાંનજી બોરી, હીરજીભાઇ ફરાંમજી કોપર,
કુવરજી ઠાયાજી. (૧૮૬૮ માં) દારાશાહ દોરાબજી રીપોરટર,
કુવરજી શોરાબજી નાજર, માણેકજી રતનજી રીપોરટર,
જમશેદજી નવરોજજી ઊનવાલા, એમ. એ; રૂસતમજી
મેહરવાંનજી પટેલ, એમ. એ; મેહરવાંનજી શાપુરજી બાધુરજી.
(૧૮૬૯ માં) પીરોજશાહ મેહરવાંનજી મેહતા, એમ. એ;
જમશેદજી જાંગીરજી પંથકી, અરદેસર જાંગીરજી વાડીઆ.
(૧૮૭૦ માં) બહમનજી ખરશેદજી ભાંડુપવાલા, શોરાબજી
પાલણજી દોલીમેહરજીના, બરજોરજી પાલણજી દોલીમેહરજીના,
હોરમજજી અરદેસર સંતોક, જાંગીરજી રૂસતમજી મોદી,
બરજોરજી દોરાબજી પટેલ, નશરવાંનજી દોરાબજી પટેલ,
પેશતનજી દીનશાહજી એડનવાલા, રૂસતમજી હોરમજજી
[૧]મતરી. (૧૮૭૧ માં) રૂસતમજી મનચેરજી ચીચગર,
ડોશાભાઇ પેશતનજી સુરતવાલા. (૧૮૭૨ માં)
કામાજી, [illegible] હોરમજજી મસાંની. (૧૮૭૩ માં) મનચેરજી મેહર-
[illegible] ફેખશરૂ નવરોજજી કાપરાજી, માણેકશાહ
અરદેસર ફ[illegible] હોરમજજી મનચેરજી ચીચગર, જમ-
ચેસ્ટરન ઇંડી[illegible] માણેકજી કાવશજી એંટી.
શજી જાંગીરજી જ[illegible] વકીલ ભાવનગરવાલા. (૧૮૭૫
માં) શોરાબજી જમશેદજી મેહલાના. (૧૮૭૬ માં) ખરશેદજી
માણેકજી શેઠના, બહમનશાહ કાવશજી વકીલ. (૧૮૭૭ માં)
અરદેસર મેહરવાંનજી શેઠના. (૧૮૭૮ માં) ડાકટર તેહ-
મુલજી ભીખાજી નરીમાંન, હોરમજજી શાપુરજી ચોથીઆ.
(૧૮૭૯ માં) હોરમજજી આદરજી કાંગા, શોરાબશાહ
દોરાબશાહ ડાકટરના અથવા પેમાસટર, તેહમુલજી ધનજી-
ભાઇ ઇજનેર, ડાકટર પેશતનજી મનચેરજી નીકલીસન,
નશરવાંનજી મેહરવાંનજી પાંડે, નાનાભાઇ રતનજી ચીચગર,
કુવરજી કાવશજી જશાંવાલા. (૧૮૮૦ માં) રૂસતમ ખ. રૂ.
કામા, માણેકજી હોરમજજી માજુ. (૧૮૮૧ માં) ખરશેદજી
કાવશજી મેહતા, નવરોજજી માણેકજી પરવેજના. (૧૮૮૩ માં)
જાંગીર ખ. રૂ. કામા. (૧૮૮૪ માં) રતનજી એદલજી કાંગા,
રતનશાહ દાદાભાઇ આએરન ફાંઊડરીવાલા, શાપુરજી શોરા-
બજી આએરન ફાંઊડરીવાલા, હોરમજજી નશરવાંનજી વકીલ,
માણેકશાહ જાંગીરશાહ તાલેયારખાં એમ. એ; શોરાબજી દાદા-
ભાઇ દુબાશ. (૧૮૮૫ માં) ફકીરજી દીનશાહ પેનટર, બરજો-
રજી દીનશાહ લાંમ. (૧૮૮૬ માં) [illegible]જી કાવશજી ચોલી-
શીટર, અરદેસર કાવશજી હોમજી, નવરોજજી પેશતનજી વકીલ.
(૧૮૮૭ માં) માણેકજી જાંગીરજી ગુસતાદજી. (૧૮૮૮ માં)
ફરાંમજી દીનશાહજી પીટીટ, હોરમજજી ડોશાભાઇ કામાજી,
અરદેસર ફરાંમજી બાધુરજી, દોરાબજી જમશેદજી તાતા,
બી. એ; ખરશેદજી નવરોજજી પાવરી, એલ. સી. ઇ;
(૧૮૮૯ માં) ડાકટર બરજોરજી શોરાબજી સરાફ. (૧૮૯૦ માં)
ખાંનબાહદુર ધનજીશાહ હોરમજજી કરાકા, દીનશાહ અરદેસર
તાલેયારખાં. (૧૮૯૧ માં) પેશતનજી માણેકજી કાંગા, બી.
એ; એલ. એલ. બી; ફીરોજ ખરશેદજી શેઠના, બી. એ;
પીરોજશાહ નશરવાંનજી પલીડર, બી. એ; એલ. એલ. બી;
(૧૮૯૨ માં) જમશેદજી જીવણજી ગજધર, એમ. એ.

એ લાડજના હાનરરી મેમબરો તરીકે શેઠો પેશતનજી હોરમજજી કામાજી, સી. આઇ. ઇ; અને શોરાબજી શાપુરજી બંગાલી, સી. આઇ. ઇ. ને સુંટી કાઢેલાછે.

૧ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૨૦ અને ૩૧ મી જાનેવારી ૧૮૬૫.

૨ શેઠ રૂસતમજી હોરમજજી કોટવાલના બાવા.

ઓહ્દો ચાલુ થયો હતો. ૧૮૫૮ માં એવણ ઓલપાડ તાલુકાના અને તે પછી ૧૮૬૩ માં ભરૂચ જીલ્લાના પેહલા વર્ગના મામલતદાર ઠર્યા હતા. એવણનું મરણ સુરતમાં નીપજીયું હતું.

તા૦ ૨૩ મી જાનેવારી.

રોજ ૩ માહ ૫ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

**મરણ**—ડોશાભાઇ એદલજી બાકસર—ઉમર વર્ષ ૬૭) શેઠ એદલજી ખરશેદજી બાકસરના વડા દીકરા. એવણે ઇ૦ સ૦ ૧૮૨૦ માં પોતાના બાપનાં મરણ બાદ પોતાના ભાઇઓ શેઠો પેશતનજી અને હોરમજજીની સાથે મલી તેમનું લીલાંકિઆંનું તથા કમીશન એજંટનું મોહલું કામ "એદલજી ખરશેદજીના છોકરાઓ"ને નામે ચલાવ્યું હતું. એ પછી ભાઇઓથી છુટા પડી તા૦ ૧ લી ફેબરવારી ૧૮૪૯ થી "ડોશાભાઇ એદલજી અને છોકરાઓ"ને નામે તથા તા૦ ૧૧ મી સપટેમબર ૧૮૫૪ થી પોતાને એખલાને નામે તેજ કામ ચાલુ રાખ્યું હતું.

તા૦ ૨૫ મી જાનેવારી.

આજ દીને મરહુમ શેઠ ડોશાભાઇ એદલજી બાકસરનાં ઉઠમણાંમાં તેમનાં વીધવા બાઇ ખરશેદબાઇએ ૩૨૦૦); દીકરાઓ શેઠો દાદાભાઈ, બહમનજી, અને રતનજીએ ૩૬૦૦); દીકરીઓ બાઇઓ મેહરબાઇ તે શેઠ અરદેશર હોરમજજી વાડીઆનાં ધણીઆંની, શુનાંબાઇ તે શેઠ શેરાબજી એદલજી ડોલાખેવાલાનાં ધણીઆંની, આવાંબાઇ તે શેઠ શેરાબશાહ ડોશાભાઇ મોતીવાલાનાં ધણીઆંની, રતનબાઇ તે શેઠ શેરાબજી જીજીભાઇનાં ધણીઆંની, અને ડોશીબાઇ તે શેઠ માણેકજી રૂસતમજી બનાજીનાં ધણીઆંનીએ ૨૮૫૦); તથા બીજાં એશીઓએ ૨૩૦૧) મલી ૩૧૯૫૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

તા૦ ૨૫ મી જાનેવારી.

"સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટીઊટ"ના સરકાર તરફના એક અધિકારી શેઠ ડોશાભાઇ શેરાબજી મુનશીએ જઇફીને લીધે પોતાનો ઓહ્દો છોડવાથી તેમની જગોએ નામદાર સરકારે શેઠ મનચેરજી હોરમજજી કામાજીને નેમ્યા હતા.[૨]

તા૦ ૨૬ મી જાનેવારી.

રોજ ૬ માહ ૬ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

**મરણ**—મેહરાંમજી ડોશાભાઈ પારખ[૩]—ઉમર વર્ષ ૬૮) શેઠ ડોશાભાઇ માણેકજી પારખના નાહના દીકરા. એવણે પ્રથમમાં સુરત મધે પોતાના ભાઇ શેઠ ફરદુનજીની સાથે, અને તે બાદ તેમનાથી છુટા પડી પોતાના સસરા શેઠ દાદાભાઈ પેશતનજી આલપાઇવાલાની મારફતે રૂનો વ્યાપાર તથા આડતનું કામ ચલાવતા હતા. એવણનું મરણ સુરત મધે નીપજયું હતું.

તા૦ ૨૬ મી જાનેવારી.

શેઠ મેહરાંમજી દાદાભાઇને નામદાર સરકારે મુંબઇનાં ટાપુ અને શેહરના ડીસ્ટ્રીકટ રેજીસ્ત્રાર તરીકે નેમ્યા હતા.[૪]

તા૦ ૨૭ મી જાનેવારી.

વલસાડ મધે જરથોસ્તી રવાનીને અવલમંજલ પોંહચાડવાનું એક ફંડ આજ દીને ત્યાંના કેટલાક જરથોસ્તીઓએ ઉભું કીધું હતું. એ ગામમાં પારસીઓની વસ્તી ૨૦૦) ઘરની હતી, જેમાં મરદ ૪૦૫) અને ઓરત ૪૬૫) મલી આસામી ૮૭૦) હતાં. ઉપલાં ફંડમાંથી વલસાડ મધે પગારદાર ખાંધીઆ ૪) રાખવા; તથા તેમને રવાનીને અવલમંજલ પોંહચાડવા લઇ જતી વખતે પેહરવાનાં નવાં કપડાં દર વર્ષે કરી આપવા, તથા દોખમું પહરેજાવવા, જોઇતી વખતે નવી ગેહાંનો કરાવવા, તથા દોખમાં અને ગેહાંનખાંનાંની મરામત કરાવવા તેમજ શગડીમાં સોગ અને આતશ જારી રાખવા વગેરેનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. એ ફંડના વલસાડ ખાતેના તરસ્ટી તથા માનેજરો તરીકે શેઠો બહમનજી કુવરજી, શાપુરજી લીમજીભાઇ મેહરનોશના, વીકાજી શાપુરજી, તથા બહમનજી પેશતનજી નેમાયા હતા; અને ઉપલો ખરચ કરતાં નાણું જે કાંઇ એકઠું થાય તે મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટીઓ હસ્તક તેની સરકારી નોટ લઇ પંચાતનાં દફતરમાં એક જુદું ખાતું પાડી તેનું વ્યાજ જ્યારે ઉપલા વલસાડના તરસ્ટી અથવા માનેજરો મંગાવે ત્યારે મોકલવાનો બંદોબસ્ત કીધો હતો.[૫]

[૧] જામે જમશેદ, તા૦ ૨૬ મી જાનેવારી ૧૮૬૫.

[૨] જામે જમશેદ, તા૦ ૨૭ મી જાનેવારી ૧૮૬૫.

[૩] મરહુમ શેઠ નવરોજજી બેહરાંમજી પારખના બાવા તથા સરજયન મેજર ધનજીશાહ નવરોજજી પારખના બાવાવા.

[૪] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૬ મી જાનેવારી ૧૮૬૫.

[૫] એ ફંડમાં વલસાડ મધે પ્રથમ રૂ૧૦૦૦ા નીચે મુજબ ભરાયા હતા :—

(૧૨૫) મોરાભાઇ શાપુરજી હા૦ શાપુરજી. (રૂ૧૦૫) ધનજીભાઈ ભુરાભાઈ. (રૂ૧૦૧) બહમનજી કુવરજી તથા વીકાજી શાપુરજી તથા બહમનજી પેશતનજીની કુંપની. (રૂ૫૧) જમશેદજી માણેકશાહ, ગોરાભાઇ કાવશજી કાંનરા. (રૂ૫૦) દાદાભાઇ બહમનજી કાજનવાલા. (રૂ૨૫) નાનાભાઈ દારાબજી ચોથીઆના છોકરાઓ, ફોલાભાઇ કુવરજી અલુ, ભીખાજી રૂસતમજી કાંનરા, બહમનજી ભીખાજી ડાહના છોકરાઓ. (રૂ૨૦) કુવરબાઇ તે નશરવાંનજી ફરાંમજી કાંનરાનાં વીધવા. (રૂ૧૫) રતનજી કુવરજી દુદીઆનાં, મેહરવાંનજી બરજોરજી જેરાનાં, એ૦ જમશેદજી કેરશાસપજી, એ૦ દોરાબજી તથા કાવશજી ગપરા, માણેકજી કુવરજી અલુ, રતનજી બહમનજી મુનશી. (રૂ૧૦) નશરવાંનજી બરજોરજી, એ૦ શાપુરજી કેરશાસપજી, મેહરવાંનજી કુવરજી દુદીઆનાં, દસ્તુર પીરોજજી પેશતનજી,

તા० ૧ લી ફેબ્રુવારી.

આજ દીને સહવારનાં ૧૦ કલાકને સમે શેઠ માણેકજી ખરશેદજી સરાફની બેટી બાઈ આઈમાઈઓનાં લગન શેઠ ખરશેદજી રુસ્તમજી કામાજી સાથે થયાં, તેની ખુશાલીમાં એ શેઠ નામદાર ગવરનર સર ચારલ્સ ફ્રીઅરને તેના રસાલા સાથે, તથા કામોડોર કીંગ અને બીજા સર્વે આગેવાન યુરોપ્યન ગ્રહસ્થોને નાસ્તા ઉપર બોલાવ્યા હતા.[1]

તા० ૫ મી ફેબ્રુવારી.

અતરેની ધંડો 'પ્રોતિપ ઇનિસ્ટીટયુશનમાં શિખનારા છોકરાઓને પાણી પીવાને શેઠ ખરશેદજી ફરદુનજી પારખે એક ફુવારો બંધાવી આપ્યો હતો.[2]

તા० ૮ મી ફેબ્રુવારી.

રોજ ૧૯ માહ ૫ (શે०) ૧૨૩૮ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ મેહરવાંનજી ખરશેદજી જશાંવાલાનાં ઉઠમણાંમાં તેમના દીકરા શેઠ ખરશેદજી મેહરવાંનજી જશાંવાલાએ રૂ૮૧૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

તા० ૧૩ મી ફેબ્રુવારી.

એ० બેહરામજી ભીખાજી કાંગાએ આજ દીને મરહુમ શેઠ કાવશજી બેહરામજી બનાજીનાં આતશબેહરામનાં દીવાંનખાનાંમાં "જરથોસ્તી અને અને જરથોસ્તી ધર્મ" ઉપર એક ભાષણ કીધું હતું.[4]

તા० ૧૫ મી ફેબ્રુવારી.

રોજ ૨૧ માહ ૫ (શે०) ૧૨૩૪ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ મેહરબાઈ તે સુરતવાલા મરહુમ શેઠ રુસ્તમજી એદલજી વાડીઆનાં વીધવા તથા મરહુમ શેઠ ફરદુનજી શેરાબજી પારખનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૧૦૦૦૦), ભાઈ શેઠ ખરશેદજી ફરદુનજી પારખે રૂ૯૭૦૦), ભાઇ મરહુમ શેઠ જમશેદજી ફરદુનજી

---

એ० હીરાજી હોરમજજી ભરૂચા, રતનજી નથુભાઇ બીલપોરીવાલા, (રૂ૨૪૭॥) (રૂ૧૦) ની અંદરની રકમ.

એજ મુજબ મુંબઇ મધે વસનારા વલસાડના જરથોસ્તીઓએ નીચે મુજબ રૂ૬૦૬) ભરયા હતા :—

(રૂ૨૦૦) એ० પેશતનજી નવરોજજી. (રૂ૫૦) એ० ખરશેદજી હીજીઆરજી, એ० નવરોજજી પેશતનજી સંજાણા અથવા કાપડીઆ. (રૂ૩૫) નાનાભાઇ બરજોરજી પાદરીનાં. (રૂ૨૫) જંગીરજી જમશેદજી કાનસ્ટા, બીખાજી ડાહ્યાભાઇ ચોથીઆ. (રૂ૨૦) એ० શાપુરજી હોશંગજી કંનચંનના, એ० બહમનજી માણેકજી વલસાડા. (રૂ૧૯) મોટાભાઇ બરજોરજી પાદરીનાં. (રૂ૧૦) એ० પાલણજી ફરાંમજી ટીલીઆ, એ० ફરાંમજી નવરોજજી કાકુઆના, એ० ફરાંમજી નવરોજજી રસોઇઆ, એ० નશરવાંનજી બેહરાંમજી ટોટીના. (રૂ૧૨૨) રૂ૧૦) ની અંદરની રકમ.

વળી મુંબઇ મધે શેઠ જીવાજી માણેકજી વાછાએ રૂ૧૦૦૦) તથા શેઠ પેશતનજી જંગીરજી તારાચંદે રૂ૧૫૧) એ ફંડમાં ભરયા હતા.

છેલી બે રકમો સિવાય એ ફંડમાં વલસાડના જરથોસ્તીઓએ સરઅવસરે તથા દર શાલ નોરોજને ટાંકણે નાથલી નાથલી રકમો ભરી એ ફંડ પગભર કીધું હતું.

એ ફંડના વલસાડ મધેના તરસ્ટી તથા માનેજરો તરીકે ઉપલા પેહલે દીને ઠરેલા ગ્રહસ્થોમાંથી શેઠ બહમનજી પેશતનજીએ ઈ० સ० ૧૮૭૯ માં ઓહદો છોડયાથી તેમની જગોપર તેમના દીકરા શેઠ ધનજીભાઇ બહમનજી, તથા શેઠ વીકાજી શાપુરજી ઈ० સ० ૧૮૮૫ માં મરણ પામયા તેમની જગોપર શેઠ પેશતનજી બહમનજી મુનશી, અને શેઠ રૂસતમજી ધનજીભાઇ માસટર અને એ० ખુરશેદજી દસ્તુર ફીરોજજીને એજ શાલથી નવા વધારે તરસ્ટીઓ તરીકે મુકરર કીધા હતા.

એ ફંડમાં નીચલાં ત્રણ ખાતાં દર રૂ૧૦૦) ની રકમનાં તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાની સરતથી પડાવ્યામાં આવેલાંછે :—

(૧) તા० ૨૧ મી નવેમબર ૧૮૭૪ ને દીને એ० રૂસતમજી કેરશાસપજીએ પોતાના ભાઇ મરહુમ એ० જમશેદજી કેરશાસપજીનાં પુનને માટે. (૨) તા० ૮ મી મેએ ૧૮૮૬ ને દીને બાઇ ખરશેદબાઇએ પોતાના ખાવંદ મરહુમ શેઠ કોલાભાઇ કુવરજી અજુનાં પુનને માટે. (૩) તા० ૫ મી ફેબરવારી ૧૮૮૭ ને દીને શેઠ મોટાભાઇ દાદાભાઇ કાજંનવાલાએ પોતાનાં બેહન મરહુમ બાઇ કુવરબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી ફરાંમજી કાંનસ્ટાનાં વીધવાનાં પુનને માટે તેવણની પુંજીમાંથી.

એ ફંડ મધે ભરાએલી રકમમાંથી પ્રથમ રૂ૭૩૫૬) ઈ० ૧૮૬૫ માં મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટી ને સ્વાધીન કીધા હતા, જેઓએ ૧૧) વર્ષ સુધી કામ રૂ૨૧૮૨॥૧૬ એકઠું કરી તા० ૧૭ મી નવેમબર આરદેસરે પંચાતનાં દરતરમાં રૂ૫૫૩૮॥૬ નું એક વેસ્ટરન ઇલલસાડનાં જરતોશતી રવાંનોને અવલશજી જંગીરજી ઠંડું ખાતું" એવાં નામથી પાડયું હતું, અને તે રકમની સરકારી નોટ લઇ તેનું દર વર્ષનું વ્યાજ તે ખાતે એકઠું કરયા કીધું હતું. એ રકમમાં વલસાડથી ઈ० સ० ૧૮૭૮ થી ૧૮૮૨ સુધીમાં અવારનવાર રૂ૫૯૭૫) ઉમેરવામાં આવ્યા હતા. એ ફંડને હીસાબે હાલ મુંબઇની પારસી પંચાતનાં ફંડમાં સવંત ૧૯૪૫ સુધીના હીસાબ મુજબ તરસ્ટીઓ હસ્તકનાં ખાતાંમાં રૂ૧૬૮૨૦)ના એકઠા થયા હતા.

એ ફંડમાં બધા મળી ઈ० સ० ૧૮૮૯ સુધીમાં રૂ૨૦૩૬૬॥ જરથોસ્તીઓ તરફથી સરઅવસરે મલયા હતા, તથા રૂ૧૧૦૨૧॥ વ્યાજના ઉપજયા હતા, અને ખરચ બધો મળી રૂ૧૪૦૧૫)–ના થયો હતો, જે બાદ કરતાં સવંત ૧૯૪૫ ના તેના છેલા છપાયલા હીસાબ મુજબ રૂ૧૭૩૭૩॥– ની પુંજી બાકીછે, જે મધે ઉપર જણાવ્યા મુજબ રૂ૧૬૮૨૦)ના મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટીઓ હસ્તક અને બાકી રૂ૫૫૩॥ના વલસાડના તરસ્ટીઓ હસ્તક છે.

[1] મુમબઇના ચાબુક, તા० ૪ થી ફેબરવારી ૧૮૬૫.

[2] જામે જમશેદ, તા० ૬ થી ફેબરવારી ૧૮૬૫.

[3] જામે જમશેદ, તા० ૧૧ મી ફેબરવારી ૧૮૬૫.

[4] જામે જમશેદ, તા० ૧૫ મી ફેબરવારી ૧૮૬૫.

પારખના છોકરાઓ શેઠો રતનજી, દીનશાહજી, રૂસતમજી, દોરાબજી, તથા બેહન બાઇ દીનબાઈએ રૂ૧૧૦૦), ભત્રિજા શેઠ નવરોજજી બરજોરજી પારખ તથા તેમનાં ધણીઆંની બાઇ ડોશીબાઇએ રૂ૨૫૦), કાકાના છોકરા શેઠ બેહરામજી માણેકજી વાડીઆએ રૂ૬૦૦), તથા બીજાં બધીઓએ રૂ૨૫૦) મળી કુલે રૂ૨૧૯૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

તા૦ ૧૬ મી ફેબરવારી.

અતરેની જીઓલોજીકલ શોસાઇટીનું છઠ્ઠું દફતર છપાવી પરગટ કરવાના ખરચ માટે શેઠ શોરાબજી પેશતનજી ફરામજીએ રૂ૧૦૦૦) ભેટ આપવાથી તે બાબે આજ દીને એ મંડળીની મળેલી સભામાં એ શેઠનો મોટો ઉપકાર માનવામાં આવ્યો હતો.[૨]

તા૦ ૧૭ મી ફેબરવારી.

રોજ ૨૮ માહ ૫ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

**મરણ**—ફરામરોજ જમશેદજી દસ્તુર કામદીનના[૩]—ઉમર વર્ષ ૬૧). દસ્તુર જમશેદજી કાઉસજી કામદીનના અથવા "ભાઈ સાહેબ દસ્તુર" ના વડા દીકરા. એઓ ઈ૦ સ૦ ૧૮૨૦ થી સુરતના કોટવાલ ખાનસાહેબ અરદેસર ધનજીશાહ બાહાદુરના સરેશતેદાર હતા. તે પછી તા૦ ૧૦ મી જુલાઈ ૧૮૪૬ ને દીને સરકારે એમને રાંદેરના ફોજદાર નેમ્યા હતા. તે ઓહદો ચાર વર્ષ ભોગવી ઈ૦ સ૦ ૧૮૫૦ થી આંખનાં દરદને લીધે પેનશન લઇ ભરૂચ પોતાનાં વતનમાં જઈ રહયા હતા, અને ત્યાંજ મરણ પામ્યા હતા.

તા૦ ૧૮ મી ફેબરવારી.

રોજ ૨૯ માહ ૫ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

**મરણ**—શોરાબજી મેહરવાનજી ખરેઘાત[૪]—ઉમર વર્ષ ૮૧) સુરતવાલા શેઠ મેહરવાનજી મોઠાભાઇ રાંમના દીકરા. એઓ અતરેના પેહલવેહલા અકાઉંટંટ જનરલ મી૦ વેડનબરનની નોકરીમાં હતા, અને પેહરવે ઓઢવે ઘણુંજ સુરીઆંની ઢબવાથી "ખરેઘાત" ની અટકથી ઓળખાતા હતા. ઈ૦ સ૦ ૧૮૨૪ માં મી૦ વેડનબરન ઇંગલાંડ ગયાથી તેની નોકરી છોડી થોડુંક પછી નીલમરી ગયા હતા, અને તે બાદ પોતાના દીકરા શેઠ મેહરવાનજી શોરાબજી ખરેઘાત સાથે સેડનનો વ્યાપાર ચલાવતા હતા. ઈ૦ સ૦ ૧૮૫૨ માં શેઠ મેહરવાનજીનાં મરણ પછી એકાંત જીંદગી ગુજારી હતી.

[૧] જામે જમશેદ, તા૦ ૧૬ મી ફેબરવારી ૧૮૬૫.

[૨] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૬ થી મારચ ૧૮૬૫.

[૩] મરહુમ શેઠ ખોદાબખશ તથા શેઠો મનચેરજી તથા દોરાબજી ફરામરોજ દસ્તુર કામદીનના બાવા.

[૪] શેઠ પેશતનજી શોરાબજી ખરેઘાતના બાવા.

તા૦ ૨૦ મી ફેબરવારી.

રોજ ૧ માહ ૬ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

શેઠ પેશતનજી શાપુરજી માસટર તથા શેઠ માણેકજી શાપુરજી કાકાએ પોતાનાં છોકરાંઓની આજ દીને થાયલી નવજોતની ખુશાલીમાં રૂ૧૧૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૫]

તા૦ ૨૧ મી ફેબરવારી.

શેઠ મનચેરજી કાવસજી શાપુરજી લંગડાનાએ "મુનતખબે શાહનામે" નામનું ફેરદોસીનાં શાહનામાં મધેથી ચુંટી કાહાડેલી ફારસી બેતો તથા બીજી કેટલીક બાબદોના ગુજરાતીમાં ખોલાસાનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[૬]

તા૦ ૨૨ મી ફેબરવારી.

સર જમશેદજી જીજીભાઈ સ્કુલ ઑફ આરટ એંડ ધનકારીની કમીટીની ચાલતા માસની તા૦ ૧૧ મીને દીને મળેલી સભામાં એ ખાતાંને જાયુકના સારા પાયાપર લાવવાને તેની વારષિક આવકમાં રૂ૧૬૦૦) નો ઉમેરો કરવા માટે રૂ૩૫૦૦૦૦) સાડાત્રણ લાખની થાપણ કરવાને સર જમશેદજીનાં કુટુંબને અરજ કરવામાં આવ્યાથી હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ પોતાની તરફથી રૂ૫૫૦૦૦), પોતાનાં માતાજી ડાવેજર લેડી આવાંબાઈ તરફથી રૂ૧૫૦૦૦૦) દોઢ લાખ, અને બેહન બાઈ પીરોજબાઈ તરફથી રૂ૧૫૦૦૦) મળી રૂ૨૨૦૦૦૦) ની રકમ એ સ્કુલની કમીટીનાં નામપર અતરેની કમરશીયલ બેંકમાં ૮ ટકાને વ્યાજે ત્રણ વર્ષની બાંધી મુદતે મુકવાને આજ દીને કમીટીપર લખી જણાવ્યું હતું.[૭]

[૫] જામે જમશેદ, તા૦ ૨૧ મી ફેબરવારી ૧૮૬૫.

[૬] "મુનતખબે શાહનામે, ઇઆને ઇરાંણ દેશના પારસીઓનાં પાદશાહોની તવારીખની શાહનામાં નામની મોટી કેતાબ જે શાએર ફીરદોસી તુસીએ આસરે મીઆં ૯૦૦ વરસોની વાતપરં લખી હતી, તે મધેથી હાલનાં પારસીઓનાં બુજરગો, જવાંનો, તેમજ બાલકોને વાંચી વાકેફ થવા જોગ ચુંટી કોહાડેલાં અસલ બેતોનું નોખવું પુસતક કેટલીએક તસવીરો સાથે. એ મધે ફીરદોસીની જીંદગીનો હેવાલ તથા પારસીઓનાં પાદશાહોની તવારીખ, તેમજ બીજી બાબદો વીશે ગુજરાતી ભાશામાં કેટલોએક ખોલાસો કીધોછે. બનાવનાર, "મનસુખ" તે મનચેરજી કાવસજી શાપુરજી લાં૦. મુંબઇ; ઇજુકેશન સોસાઇટી પરેસ. જાનેવારી સને ૧૮૬૫."

[૭] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૩ મી મારચ ૧૮૬૫.

ઊપલો પત્ર લખયા બાદ તા૦ ૧૬ મી જુન ૧૮૬૫ ને દીને હાનરેબલ રૂસતમજીએ કમીટીને લખી જણાવ્યું કે ચોકસ કારણોને લીધે તેવણ ઊપર જણાવેલી રૂ૨૨૦૦૦૦) ની થાપણ પોતાના કબજામાં રાખી તેનું ૮) ટકા પ્રમાણે દર સાલે ઊપજતું વ્યાજ રૂ૧૪૬૬)૧૦)૮ ની રકમ તા૦ ૧ લી જુન ૧૮૬૫ થી દર મહીને કમીટીને ભર્યાં જશે. તે મુજબ તેવણે એક વર્ષ સુધી એ રકમ ભર્યા બાદ સમો બદલાઇ જવાથી તેમને બદલે ડાવેજર લેડી આવાંબાઇએ પોતે આપવા કહેલી ઊપલી રૂ૧૫૦૦૦૦) ની રકમનું ૮) ટકા લેખે વ્યાજના દર માસે

તા૦ ૨૭ મી ફેબ્રુવારી.

રોજ ૮ માહ ૬ (શે૦) ૧૨૩૪ યઝદેજરદી.

**મરણ**—બેજનજી કાવશજી બાંબોટ—ઉમર વર્ષ ૫૫) એવણ અતરેનાં બારામાંનાં વાહણોપર ખોરાકી પોહચાડવાનો ધંધો કરતા હતા. મુંબઈમાં આગલા વખતમાં નશેશાલાર તથા ખાંધીઆઓનો જે જુલમાત ચાલતો હતો તે ટાળવામાં એવણે ઘણીક રીતે પોતીકી જાતી મદદ આપી હતી, તથા જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોહચાડવાનું ફંડ અતરે સ્થાપ્યું ત્યારથી નશેશાલાર તથા ખાંધીઆઓ ઉપર દેખરેખ રાખવાને પંચાતના તરફથી સાહેબો તરફથી નેમેલી કમીટીના એક અધિકારી હતા.

---

તા૦ ૨૮ મી ફેબ્રુવારી.

રોજ ૯ માહ ૬ (શે૦) ૧૨૩૪ યઝદેજરદી.

આજ દીને મરહુમ શેઠ માણેકજી નવરોજજી લંગડાનાં ઉઠમણાંમાં તેમનાં ખેશીઓએ રૂ૯૨૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

---

તા૦ ૧ લી મારચ.

આજ દીને મરહુમ શેઠ બેજનજી કાવશજી બાંબોટવાલાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા ખેશીઓ અને મીત્રોએ મળી રૂ૩૩૭૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૨]

---

તા૦ ૩ જી મારચ.

શેઠ હોરમજજી દાદાભાઈ પલીડરે અતરેની મીકાનીકસ ઇનસ્ટીટયુટના સંબંધમાં આજ દીને ટાઉન હાલમાં "લારડ કાનીંગની હિંદુસ્થાનની કારકીરદી" વિષે એક જાહેર ભાષણ ઇંગ્રેજીમાં કીધું હતું. સરનશીનની ખુરસીએ નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅર બીરાજનાર હતો, પણ જાહેર રોકાંણને લીધે તે નામદાર આવી શકયો નહિં.[૩]

---

તા૦ ૯ મી મારચ.

રોજ ૧૮ માહ ૭ (ક૦) ૧૨૩૮ યઝદેજરદી.

આજ દીને મરહુમ બાઇ ગુલિસ્તાંનબાનું અથવા ગુલબાઈ તે મરહુમ શેઠ ફરામજી ભીખાજી પાંડેનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમના દીકરા શેઠ મેહેરવાંનજી ફરામજી પાંડેએ રૂ૧૦૦૦૦૦) એક લાખની રકમ પોતાનાં ધર્મખાતાંનાં ફંડોના તરફથીઓના સ્વાધીનમાં કરી તે મધેથી મુંબઈ મધે તેમની નજરમાં આવે ત્યાં મોટી મોટી જગાઓ વેચાતી લઈ તેના ટુકડા પાડી જરથોસ્તીઓને સુદલ ભાવે વેચવા તથા ભોંએ ભાડે આપવા, અથવા તે ઉપર ઇમારતો બંધાવી જરથોસ્તી કુટુંબોને સસતે ભાવે વેચવા, અને તેની ખોટમાં એ ઉપલી રકમ પુરી થાય ત્યાં વેર એ કામ ચાલુ રાખવાની તંદરોસ્તી પકડાવી હતી.[૪] એ ઉપરાંત મરનારના બીજા દીકરા શેઠ દોરાબજી ફરામજી પાંડેએ કેરમાંનમાં એક દેવાખનું બંધાવવા તથા બીજાં ધર્મનાં કારણોસર રૂ૧૦૦૦૦), દીકરાના દીકરા શેઠ ધનજીભાઈ પેશતનજી પાંડેએ રૂ૧૦૦૦), દીકરી બાઈ હેમાબાઇજી તે શેઠ દીનશાહજી માણેકજી પીટીટનાં ધણીઆંનીએ રૂ૨૫૦૦), દીકરીઓ બાઈ આવાંબાઈ તે મરહુમ શેઠ શેરાબજી કાવશજી આશબરનરનાં વીધવા તથા બાઈ બચુબાઈ તે શેઠ મનચેરજી ફરામજી કોહલાનાં ધણીઆંનીએ રૂ૧૦૦૦), જમાઈ શેઠ દીનશાહજી માણેકજી પીટીટ રૂ૨૫૦૦), દીકરીની દીકરીઓ બાઇ ભીખાઇજી તે શેઠ દાદીભાઇ નોશરવાંનજી દાદીશેઠનાં ધણીઆંની તથા બાઇ નવાજબાઈ તે શેઠ પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇનાં ધણીઆંની તથા બાઇ પીરોજબાઇ તે શેઠ જીજીભાઇ ધનજીભાઇ સુરાકનાં ધણીઆંનીએ મળી રૂ૧૦૦૦), વહુ બાઈ શુનાંબાઇ તે મરહુમ શેઠ બરજોરજી ફરામજી પાંડેનાં વીધવાએ રૂ૫૦૦), વહુ બાઇ ભીખાઇજી તે મરહુમ શેઠ મેહરાંમજી ફરામજી પાંડેનાં વીધવાએ રૂ૫૦૦), વહુ બાઇ બચુબાઇ તે શેઠ દોરાબજી ફરામજી પાંડેનાં ધણીઆંનીએ રૂ૫૦૦), બેહનના દીકરાઓ શેઠો મનચેરજી હોરમજજી કામાજી તથા બેહરાંમજી હોરમજજી કામાજીએ રૂ૧૦૦૦), બેહનની દીકરી બાઇ હીરાંબાઇ તે શેઠ પેશતનજી હોરમજજી કામાજીનાં ધણીઆંનીએ રૂ૨૦૦) તથા દીકરા શેઠ મેહરવાંનજીના દોસ્ત શેઠ કેરબાદજી હોરમજજી ભરૂચાએ રૂ૫૦૦), તથા બીજાં ખેશીઓએ રૂ૨૭૫) મળી રૂ૨૧૪૭૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૫]

---

તા૦ ૧૨ મી મારચ.

રોજ ૨૧ માહ ૬ (શે૦) ૧૨૩૮ યઝદેજરદી.

**મરણ**—હોરમજજી શેરાબજી રૂસ્તમફરાંમના—ઉમર વર્ષ ૮૦) શેઠ શેરાબજી માણેકજી રૂસ્તમફરાંમના બીજા

---

રૂ૧૦૦૦) બીજું એક વર્ષ સુધી ખર્ચા કીધા હતા, અને તે બાદ ઈ૦ સ૦ ૧૮૬૮ થી ૪) ટકા લેખે ૨૨ શાલ રૂ૪૮૦૦) ડાવેજર લેડી આવાંબાઇએ ઈ૦ સ૦ ૧૮૭૦ માં પોતાની હેયાતી સુધી અને તે બાદ તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૭૨ સુધી બાઇ પીરોજબાઇએ એ રકમ ખર્ચા કીધી હતી.

૧ જામે જમશેદ, તા૦ ૧૬ મી મારચ ૧૮૬૫.

૨ મુમબઈ સમાચાર, તા૦ ૮ મી મારચ ૧૮૬૫.

૩ ટાઇમસ આફ ઇંડીઆ, તા૦ ૬ થી મારચ ૧૮૬૫.

૪ એ સસતાં મકાંનો બાંધવાનું કામ શેર સટામાં થાયલી ખોવારીને લીધે ચાલુ થયું નહિં, તોપણ શેઠ મેહરવાંનજીએ કરેલવાડીના રસ્તાપર પોતે લીધેલી ખાલી જમીનના કેટલાક ટુકડાઓ તથા કેટલીક જમીન ઉપર કરતી ચાલીઓ બંધાવી તે ગરીબોને સસતે ભાડે રેહવાને બની આવે માટે ઓછી કીમતે તે વેચી નાખી હતી, અને તે ખરીદનારાઓ સાથે એવી સરત કીધી હતી કે "તેઓ જે મકાન બાંધે તેમાં પોતે વસે અને પારસીઓને વસાવે, તથા ભાડાંની મોટી લાલચ કરી પરકોમનાઓને ભાડે આપે નહિં." આવી રીતે એ તરફની જમીન મોંઘી કીમતે લઇ સસતી વેચી નાખવાથી એવણને રૂ૨૫૦૦૦) ની ખોટ ગઇ હતી.

૫ જામે જમશેદ, તા૦ ૧૧ મી મારચ ૧૮૬૫.

દીકરા. એવણ પ્રથમમાં પોતાનાં બાપના ચીનના બ્યાપારમાં પોતાના ભાઇઓ સાથે શામેલ હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૩૧ માં બાપનાં મરણ બાદ પોતે એકલાએ ચીનનો બ્યાપાર ચાલુ રાખ્યો હતો.

તા૦ ૧૪ મી મારચ.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી શોરાબજી રૂસ્તમ-ફરામનાનાં ઉઠમણાંમાં તેમની પુંજીમાંથી તથા બેશીઓએ મલી રૂ૫૭૦૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૧૫ મી મારચ.

શેઠ દાદાભાઇ ડોશાભાઈ કામાજી તેવણનાં ધણીઆંની બાઇ ગુલબાઇને, તથા શેઠ રૂસ્તમજી શાપુરજી ઉમરીગર પોતાનાં ધણીઆંની બાઇ પીરોજબાઈ અને બેટી બાઇ ભીખાઇજીને લઇ આજ દીને ઇંગલાંડની સફરે ગયા હતા.[2]

તા૦ ૧૬ મી મારચ.

અમદાવાદમાં ત્યાંના જરથોસ્તીઓએ નશાશાલારોનું એક ફંડ ઉભું કીધું હતું, જે મધે શેઠ ખુરશેદજી નોશર-વાંનજી કામાજીએ પેહલવેહલા રૂ૨૦૦૦) ભરી આપ્યા હતા.[3]

તા૦ ૧૮ મી મારચ.

આએ વર્ષની અપરાધીઓની છાંડણુ કરનારી પેહલી વારની શેશન આજ દીને હાઇ કોરટમાં સર જોસફ આર-

---

[1] જામે જમશેદ, તા૦ ૧૬ મી મારચ ૧૮૬૫.

[2] બોમ્બે ગેઝેટ, તા૦ ૧૪ મી મારચ ૧૮૬૫.

[3] ગુજરાત મીત્ર, તા૦ ૨ જી આપરેલ ૧૮૬૫.

એ રૂ૨૦૦૦) અમદાવાદની જરથોસ્તી અંજુમનનાં ફંડમાં જમે કરવામાં આવ્યા હતા. એ અંજુમનનું ફંડ ઇ૦ સ૦ ૧૮૬૩ માં અમદાવાદના જરથોસ્તીઓએ પોત-પોતામાં ઊભું કીધું હતું, અને તે મધે માસીક લવાજમ તેમજ નવજોત, લગન, અને ઊઠમણાંનાં અમુક ઠેડવેલા લાગા ભરતા હતા; અને તે મધેથી મોબેદનો પગાર તથા દોખમાંને લગતો સર્વે ખરચ કરવામાં આવતો હતો. એ ફંડના તરસ્ટીઓ તરીકે પ્રથમમાં શેઠો મનચેરજી શોરાબજી કારંજ-વાલા, ખરશેદજી બેહરાંમજી નાણાંવટી, પેશતનજી ફરાંમજી વકીલ, મેહરવાંનજી કાવશજી, ડાક્ટર રતનજી હોરમજજી, દીનશાહ હોરમજજી કરાકા, તેહમુલજી હોરમજજી મુનસફ, અને શાપુરજી શોરાબજી મગોલ નેમાયા હતા. એ પછી તેમાં અવારનવાર ખાલી પડતી જગા ઊપર શેઠો એદલજી ડોશાભાઈ કોકાવાલા, કાવશજી મનચેરજી કારંજવાલા, માણેકજી મનચેરજી કારંજવાલા, ફરાંમજી પેશતનજી વકીલ, ખાંનબાહદુર કુવરજી કાવશજી શામાવાલા, અસપંદીઆરજી રતનજી શેઠના, ખાંનબાહદુર ફીરોજ હોશંગ દસતુર જામાસપ આશાના, એમ. એ., જાંગીરજી પેશતનજી વકીલ, શાપુરજી રતનજી શેઠના અને ખરશેદજી નશરવાંનજી વાડીઆ શામેલ થયા કીધા હતા. એઓ મધેથી શેઠ શાપુરજી શોરાબજી મગોલ પ્રથમથી તે ઇ૦ સ૦ ૧૮૭૫ માં પોતાનાં મરણ સુધી એ ફંડના સેક્રેટરી હતા. તે પછી ૧૮૭૫ થી તે ૧૮૮૭ સુધી શેઠ કાવશજી મનચેરજી કારંજવાલા સેક્રેટરી અને ૧૮૮૭ થી તે અત્યારસુધી શેઠ જાંગીરજી પેશતનજી વકીલ એ ફંડના સેક્રેટરી છે.

ઊપલા ઇ૦ સ૦ ૧૮૬૫ માં શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીએ નશાશાલારોનાં ફંડમાં આપેલા રૂ૨૦૦૦) માં ઇ૦ સ૦ ૧૮૭૨ સુધી બીજા રૂ૧૨૨) પરચુરન ભરાયા હતા, તથા તે શાલ સુધીનું બ્યાજ રૂ૫૪૬—૫—૭ મલી કુલે રૂ૨૬૬૮—૫—૭ એ ફંડ ખાતે જમે હતા, તે મધે તરસ્ટી-ઓએ જનરલ ફંડ મધેથી રૂ૨૪૨૯—૫—૧૧ ઊમેરી એ ફંડ રૂ૫૦૯૭—૧૧—૬ નું કીધું, પણ તે એ કારણસર પુરતું ન જણાયાથી તા૦ ૨૨ મી જુલાઈ ૧૮૮૮ ને દીને અમદા-વાદના જરથોસ્તીઓમાં એક લીસ્ટ ફેરવું કીધું, જેમાં રૂ૩૧૭૨) નીચે મુજબ ભરાયા હતા:—

(રૂ૭૦૧) જાંગીરજી પેશતનજી વકીલ (રૂ૫૦૧) ફરાંમજી પેશતનજી વકીલ (રૂ૫૦૦) ખાંનબાહદુર નવરોજજી પેશતનજી વકીલ (રૂ૩૦૧) પેશતનજી નશરવાંનજી જીનવાલા (રૂ૫૧) કાવશજી મનચેરજી કારંજવાલા, ખાંનબાહદુર ફીરોજ હોશંગ દસ્તુર જામાસપ આશાના, એમ. એ., પેશતનજી જાંગીરજી તાલેયારખાં, સી. આઇ. ઇ., જગશેદજી અરદેસર દલાલ, એમ. એ., નવરોજજી દોરાબજી ખંડાલેવાલા, બી. એ., એલ.એલ. બી., ખાંનબાહદુર ખરશેદજી પાલણજી લાલકાકા, ખાંનબાહદુર એદલજી ડોશાભાઇ કોકાવાલા, ડાક્ટર જમશેદજી દીનશાહજી ખંબાતા, ખાંનબાહદુર દાદાભાઇ દીનશાહજી કરાકા, અરદેસર કાવશજી શેઠના બારીસ્ટર (રૂ૩૧) ધનજીભાઈ જગશેદજી (રૂ૩૦) ખરશેદજી નશરવાંનજી વાડીઆ (રૂ૨૫) ખરશેદજી શોરાબજી મોપડાંવાલા, અસપંદીઆરજી રતનજી શેઠના, માણેકજી પેશતનજી મોદી, જાંગીરજી કેખશરૂ કાબરાજી, બીબુબાએની નાઇઅતે (રૂ૨૧) દીનશાહજી હોરમજજી મેહતા, ખરશેદજી તેહમુલજી મુનસફ, નવરોજજી કેકોબાદજી મોદી, ખરશેદજી બેહરાંમજી નાણાંવટી, ફરાંમજી દારાશાહ મોટા-ફરાંમના, ડાક્ટર પાલણજી હોરમજજી દાદાચાંનજીના, જાંગી-રજીનાં પુનને માટે, નશરવાંનજી અરદેસર તંનકારીવાલા (રૂ૧૫) બેહરાંમજી ફરાંમજી વકીલ, ડાક્ટર નાનાભાઈ કુવરજી મોદી, શાપુરજી મનચેરજી કારંજવાલા હસ્તક બરજોરજી શાપુરજી (રૂ૨૬૦) રૂ૧૫) ની અંદરની રકમ.

એ રીતે રૂ૮૨૬૯—૧૧—૬ ની રકમ થાઇ તેમાં શેઠ બેહરાંમજી જીજીભાઈ, સી. એસ. આઇ.એ રૂ૧૦૦૦૦) ની સરકારી ૪ ટકાવાલી નોટ તા૦ ૨ જી સપટેમબર ૧૮૯૦ ને દીને એવી સરતથી ભેટ આપી હતી કે એ નોટ ઊપલી રૂ૮૦૦૦) ની રકમની નોટ લઇ તેમાં ઊમેરી.જ્યાંસુધી તેનાં બ્યાજથી વધી એ ફંડ રૂ૨૦૦૦૦) નું થાય ત્યાંસુધી અના-મત રાખવી, અને તે બાદ રૂ૨૦૦૦૦) નું બ્યાજ રવાંનોને અવલમંજલ પોહચાડવાનાં કારણસર વાપરવું, પણ તેમાંથી એક સરત એવી રાખી હતી કે ઊપલી તેવણે આપેલી રૂ૧૦૦૦૦) ની નોટનું જુદું ખાતું અમદાવાદનાં જરથોસ્તી અંજુમનનાં ફંડનાં દફતરમાં પાડવું, અને તેનું જે બ્યાજ ઊપજે તે મધેથી અરધી રકમ દર શાલ ઊપજી રૂ૧૦૦૦૦) ની મુલ રકમમાં તેની સરકારી બાજુકી નોટ લઇ ઊમેરયા કરવું અને તે સંધાંની અરધી આવક ચોખુ ખરચમાં લેવી, તથા એ ફંડનું કાએદાસરનું એક તરસ્ટ ડીડ કરાવવું. એ મુજબ તા૦ ૧૦ મી આગસ્ટ ૧૮૯૦ ને દીને એ ફંડનું એક તરસ્ટ ડીડ તેના તરસ્ટીઓ શેઠ ફરાંમજી પેશતનજી વકીલ, ખાંનબાહદુર એદલજી ડોશાભાઈ કોકાવાલા, ખાંનબાહદુર

નોલડ નાઈટની હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા:—[1]

શેઠો અરદેશર બેહમનજી કાકા, ધનજીભાઈ જાંગીરજી દાવર, હીરજીભાઈ મેહરવાંનજી વાડીઆ, જમશેદજી ધનજીભાઈ વાડીઆ.

---

તા૦ ૧૯ મી મારચ.

એ૦ બેહરાંમજી ભીખાજી કાંગાએ "જરથોસ્તી સને" વિષે હાલની નવી શોધો ઉપરથી એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[2] એ પુસ્તક એવોએ પોતાના બપાવા એ૦ નશરવાંનજી ખુરશેદજી કાંગાને અર્પણ કીધું હતું.

---

તા૦ ૨૧ મી મારચ.

રોજ ૩૦ માહ ૬ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ મીઠીબાઈ તે શેઠ પાલણજી હોરમજજી કાપડીઆનાં ધણીઆંની તથા શેઠ જીવાજી ફરાંમજી એદલ બેહરાંમનાં દીકરીનાં ઉઠમણાંમાં તેમના આવંદે રૂ૧૦૦૦), દીકરા શેઠ જમશેદજી પાલણજી કાપડીઆએ રૂ૨૦૦૦), દીકરા શેઠ રૂસતમજી પાલણજી કાપડીઆએ રૂ૯૦૦), માતાજી બાઈ જાઈજીએ રૂ૩૦૦), બેહન બાઈ કુવરબાઈ તે શેઠ પાલણજી બહમનજી મેહતાનાં ધણીઆંનીએ રૂ૩૦૦), તથા બીજાં જેશીઓએ રૂ૫૫૦) મલી રૂ૫૦૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

---

તા૦ ૨૧ મી મારચ.

ભરૂચ મધે કોટમાં જરથોસ્તી છોકરીઓની એક નિશાલ શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીની મદદથી આજ ઉઘાડવામાં આવી હતી.[4]

---

ફીરોઝ હોશંગ દસ્તુર જામાસ્પ આશાના, એમ. એ., અને શેઠ જાંગીરજી પેશતનજી વકીલ તથા અમદાવાદની જરથોસ્તી અંજુમને તા૦ ૧૬ મી ફેબરવારી ૧૮૯૦ ને દીને પોતાની વતી શાહી કરવાને નેમેલા ખાંનબાહદુર નવરોજજી પેશતનજી વકીલ, શાપુરજી રતનજી શેઠના, અને ખરશેદજી નશરવાંનજી વાડીઆ વચ્ચે કરવામાં આવ્યું, અને એ ફંડનું નામ "શેઠ બેહરાંમજી જીજીભાઇ શ્રી અમદાવાદનાં જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનું ફંડ" કરી રાખવામાં આવ્યું હતું. હજુ સુધી એ ફંડ મધેથી પગારદાર માણસો રાખવામાં આવ્યાં નથી, પણ જરૂર વખતે દર રવાંન દીઠ ચોકસ લવાજમો લઇ તરસ્ટીઓ ફંડ મધેથી. ખાંધીઆઓ વગેરેને દાંમ આપી હાલ તુરત કામ ચલાવેછે.

એ ઉપરાંત અંજુમનનાં ફંડ મધેથી તયાંની શેઠો નવરોજજી અને જાંગીરજી પેશતનજી વકીલ વાલી દરેમેહરનો તથા મરહુમ શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઈવાલી ધર્મશાલાનો તથા નાવારેસ જરથોસ્તી રવાંનોનો મોત ખરચ વગેરે કરવામાં આવેછે. ઉપલી ધર્મશાલા બીસમાર હાલતમાં આવવાથી તે નવેસરથી બંધાવવા માટે તરસ્ટીઓએ એક ફંડ ઉભું કર્યું હતું, જે મધે રૂ૧૦૦૦) સર દીનશાહજી માણેકજી પીટીટે, રૂ૧૦૦૦) શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે, અને રૂ૫૦૦) ખાંનબાહદુર નવરોજજી પેશતનજી વકીલે મલી રૂ૨૫૦૦) ભરાયા હતા, પણ તે રકમમાંથી ધર્મશાલા ન બંધાવતાં ખાંનબાહદુર નવરોજજી પેશતનજી વકીલે પોતાની ગીરેથી રૂ૧૫૦૦૦) ખરચી તે જગોપર એક કુશાદે તથા સગવડ ભરી ધર્મશાલા પારસી મુસાફરોના ઉતારાને કીજે બંધાવી આપવાનું માથે લીધાથી એ રૂ૨૫૦૦) ની રકમ તેની મરામતને સારૂં એલાહેદી રાખીછે. (એ નવી ધર્મશાલાનો પાયો નાખવાની ક્રિઆ તા૦ ૩ જી મારચ ૧૮૯૨ ને દીને સવારનાં ૮॥ વાગે અમદાવાદના વીદાય થતા સીટી માજીસ્ટ્રેટ ખાંનબાહદુર ફીરોઝ હોશંગ દસ્તુર જામાસ્પ આશાના, એમ. એ. એ ત્યાંની રૈયતના એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી.) એ ઉપરાંત તા૦ ૩૦ મી આપરેલ ૧૮૯૧ ને દીને ખાંનબાહદુર નવરોજજી પેશતનજી વકીલનાં ધણીઆંની બાઇ બચુબાઇનાં ઉઠમણામાં રૂ૨૨૮૪) નું એક નવું ફંડ અમદાવાદના નાચાર જરતોસ્તીઓને મદદ આપવા માટે ઉભું કીધું હતું; જે ઇ૦ સ૦ ૧૮૯૧ ની આખરીએ વ્યાજ સાથે રૂ૨૩૨૯—૧૧, તથા ઉપલા ધર્મશાલાનાં ફંડના રૂ૨૫૧૮—૭—૫, ઉપરાંત તરસ્ટીઓ હસ્તક ઇ૦ સ૦ ૧૮૯૧ ની આખરીએ ઉપલાં રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડ ખાતે રૂ૨૦૫૫૪—૧—૯ તથા અંજુમનનાં ફંડ ખાતે રૂ૩૫૩૬—૫—૧ મલી કુલે પુંજી રૂ૨૮૯૩૮—૯—૩ હતી.

[1] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૦ મી મારચ ૧૮૬૫.

[2] "જરથોસ્તી સને, હાલની નવી શોધો. અને તેમાં વીશેસે કરીને બીલારોકી લેખોની શોધ ઉપરથી. બનાવનાર, બેહેરાંમજી ભીખાજી કાંગા. આ પુસ્તક મુંબઇ દફતર આશકારા છાપાખાનાં મધે છાપીઉંછે. સને ૧૮૬૫. ઇસવી."

[3] જામે જમશેદ, તા૦ ૨૪ મી મારચ ૧૮૬૫.

[4] રાસ્ત ગોફતાર, તા૦ ૧૫ મી અકટોબર ૧૮૬૫.

એ નિશાલના શેક્રેટરી તરીકે શેઠ ખુરશેદજી દીનશાહજી ખંબાતાને નેમ્યા હતા, જેમની જોડે એ નિશાલના શરૂઆતના વહીવટમાં ભરૂચના ડેપ્યુટી કલેક્ટર અને માજીસ્ટ્રેટ શેઠ કુવરજી કાવશજી શયાંવાલાએ ઘણી મેહનત લીધી હતી, તથા એ નિશાલની પેહલી વાર્ષિક સભા પણ એજ શેઠના બંગલામાં મલી હતી, જ્યાં એમને ખરચે બાલકીઓને ઇનામો આપવા બાદ તેમના શિક્ષકો એ૦ દાદાભાઈ ફરદુનજી તથા એ૦ મનોચેરજી ફેરમાદજીને શાબાશી આપવા બાદ શેઠ કુવરજીની દરખાસ્તથી અને તેને શેઠ પીરોજશાહ પેશતનજી મેહરજીએ ટેકો આપવાથી "શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીએ ભરૂચની જરથોશતી છોકરીઓની નિશાલ સ્થાપવાને જે મદત કરીછે તેને માટે તે સાહેબનો અંતરે ઉપકાર માનવો." એ પ્રમાણેનો ઠેરાવ સર્વેનાં એકમતથી પસાર થયો હતો.

એ નિશાલ એ પ્રમાણે થોડુંક સુધી શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી તથા તે પછી ભરૂચના કેટલાક જરથોસ્તીઓએ આપતાં કરેલાં માસીક લવાજમમાંથી ચલાવવામાં આવી હતી. તે પછી તા૦ ૧ લી આપરેલ ૧૮૭૯ થી તેનો વહીવટ ભરૂચની પારસી પંચાતનાં ફંડના તરસ્ટીઓને સ્વાધીન કીધો હતો, જેઓએ પણ ઉપર મુજબ ત્યાંના જરથોસ્તીઓ પાસેથી માસીક લવાજમ તથા સર અવસરે તેનાં ફંડમાં નાણું ભરાવી તેનું કામ ચાલુ રાખ્યું હતું. એ પછી શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટે તા૦ ૧૯ મી સપટેમબર ૧૮૮૫ ને દીન એ નિશાલના ચાલુ ખરચને માટે રૂ૪૦૦૦) નાં મુંબઇની

તા૦ ૨૨ મી મારચ.

શેઠ ખુરશેદજી નોશરવાનજી કામાજીએ ભરુચ મધે ત્યાંની લાઇબ્રેરી[१] નાં ફંડમાં રૂ૧૦૦૦), ઇંગ્રેજી સ્કુલના ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ અપાવવા રૂ૫૦૦) તથા એ ઉપરાંત બીજી કેટલીક સખાવતો કર્યાથી ભરુચના સર્વે રેહવાસીઓએ આજ દીને શેઠ બેહરામશાહ ધનજીભાઇ રૂઇવાલાનાં મકાનમાં એક સભા બોલાવી તેમને એક માનપત્ર આપ્યું હતું, તથા ત્યાંની કૉટન મીલના મૅનેજર મી૦ ગીલસે એક ભાષણ કરી એ શેઠનો ઉપકાર માન્યો હતો.[२]

---

તા૦ ૨૮ મી મારચ.

રોજ ૩ માહ ૭ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

મરણ—બેહરામજી દોરાબજી મેહતા—ઉમર વર્ષ ૫૩) એવણ ઈ૦ સ૦ ૧૮૩૫ થી પોતાના ભાઈ શેઠ નશરવાનજી દોરાબજી મેહતા સાથે "નશરવાનજી દોરાબજી"નાં નામથી ચીનનો વ્યાપાર ચલાવતા હતા. એ પછી તા૦ ૧૪ મી મેએ ૧૮૪૩ ને દીને શેઠ કાવસજી શાપુરજી લંગડાને તેમાં ભાગયા કરી તે વહીવટ ઘણો વધાર્યો હતો, એ બાદ તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૫૩ થી પંતીઆલુ છોડી પોતે એખલાએજ વ્યાપાર ચાલુ રાખ્યો હતો. એવણે ઘણાં વર્ષ ચીન મધે કાઢ્યાં હતાં.

---

તા૦ ૨૫ મી મારચ.

આજ દીને અતરેના ટાઉન હાલમાં કેટલાક આગેવાન દેશી ગ્રહસ્થોએ મલી "ગુજરાતી સભા" ને નામે એક મંડલી સ્થાપી હતી. એ મંડલીની નેમ ગુજરાતને લગતા અથવા ગુજરાતી ભાષામાં લખાયલા જુના પુરાણા દસ્તાવેજોનો સંગ્રહ કરી તે છપાવવા અથવા તેના તરજુમા કરાવવા, તથા બને તો ઇંગ્રેજી સરસ પુસ્તકોના ગુજરાતીમાં તરજુમા કરાવવા, તથા ગુજરાતીમાં લખાયલાં અસલ પુસ્તકોને આસરો આપવાની રાખી હતી. એ મંડલીનો વહીવટ ચલાવવા માટે ઑનરેબલ એ. કે. ફારબસ તથા ૧૨ હિંદુ અને ૩ પારસી—શેઠો અરદેશર ફરામજી મુસ, ડોશાભાઇ ફરામજી કરાકા, અને શોરાબજી શાપુરજી બંગાલી; ગ્રહસ્થોની એક કમીટી ઠેડવી હતી.[३]

---

તા૦ ૨૭ મી મારચ.

રોજ ૬ માહ ૭ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ ફરામજી બેહરામજી પાલીસવાલાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૫૦૦), ભાઇઓ શેઠો ખરશેદજી, નશરવાનજી અને મેહરવાનજીએ રૂ૫૫૦) તથા બીજાં એશીઓએ રૂ૪૯૫) મલી રૂ૧૪૯૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[४]

---

તા૦ ૩૧ મી મારચ.

રોજ ૧૦ માહ ૮ (ક૦) ૧૨૩૪ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ આવાંબાઈ તે શેઠ શોરાબજી જાંગીરજી દાવરનાં બેટી અને શેઠ નશરવાનજી હોરમજજી મોટાભાઈનાં ધણીઆંણીનાં ઉઠમણાંમાં તેમના બાવાએ રૂ૧૦૦૦), માતાજી બાઈ મેહરબાઇએ રૂ૨૫૦), ભાઇઓ નાનાભાઇ તથા એદલજી શોરાબજી દાવરે રૂ૪૦૦), તથા બીજાં એશીઓએ રૂ૧૦૫૦) મલી રૂ૨૭૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[५]

---

તા૦ ૩૧ મી મારચ.

"સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટ્યુટ"ને લગતી નિશાલોના છોકરાઓ તથા છોકરીઓને ઇનામો આપવા માટેનો એક મેલાવડો આજ દીને અતરેના ટાઉન હાલમાં થયો હતો. સરનશીનગી ખુરસીએ

---

મ્યુનીસીપાલીટીનાં બોંડ તેનું વ્યાજ વાપડવાની સરતથી તરસ્ટીઓને સ્વાધીન કર્યાથી એ નિશાલનું નામ "જમશેદજી નશરવાનજી પીટીટ જરથોસ્તી છોકરીઓની નીશાલ" કરી રાખવામાં આવ્યું છે. વળી એ નિશાલને માટે બાઇ રતનબાઇ તે શેઠ વનજીશાહ મેહરવાનજી ડાકટરનાં ધણીઆંણીએ ભરુચનાં કોટ મધે હાથીખાર આગલ એક મકાન રૂ૨૦૭૫) ને ખરચે બંધાવીને તા૦ ૧૭ મી ડીસેમબર ૧૮૮૫ ને દીને ભરુચની પંચાતને સ્વાધીન કીધું છે. એ નિશાલનાં ફંડને માટે જુદા જુદા ગ્રહસ્થો તથા બાનુઓએ અમુક રકમનાં ખાતાં પંચાતનાં દફતરમાં પડાવ્યાં છે, જેને લગતી વીગત ભરુચની પંચાતનાં ફંડને લગતી નોંધમાં આપવામાં આવશે.

[१] એ લાઇબ્રેરી ભરુચના કેટલાક ઇંગ્રેજ, પારસી, તથા હિંદુ ગ્રહસ્થોએ મલી પ્રથમ કાઢી હતી. તેને માટે એક ઇમારત બાંધવાને ઇ૦ સ૦ ૧૮૬૫ માં શેઠ પ્રેમચંદ રાએચંદે અમુક રકમ આપવાથી પછવાડેથી તેનું નામ "રાએચંદ દીપચંદ લાઇબ્રેરી" કરી રાખવામાં આવ્યું હતું. એ લાઇબ્રેરીના શેક્રેટરી તરીકે ભરુચના આગલા ડેપ્યુટી કલેક્ટર શેઠ આદરજી જીવણજીએ ઇ૦ સ૦ ૧૮૭૩ સુધી, તથા તે પછી થોડુંક સુધી શેઠ પ્રાણલાલ મથુરાદાસે, અને ઇ૦ સ૦ ૧૮૭૫ થી તે ૧૮૮૭ સુધી શેઠ શોરાબજી પાલણજી કેંચમેને કામ ચલાવ્યું હતું. અને હાલ ઇ૦ સ૦ ૧૮૮૭ થી શેઠ દીનશાહ ફરદુનજી જીનવાલા તેના શેક્રેટરી છે.

[२] ગુજરાત મિત્ર, તા૦ ૨ જી આપરેલ ૧૮૬૫.

એજ વખતે શેઠ ખુરશેદજી નોશરવાનજી કામાજીએ સુરત મધે ગોપીપુરા રીડીંગ રુમને પણ રૂ૫૦૦) ની મદદ આપી હતી.

[३] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૭ મી આપરેલ ૧૮૬૫.

એ પછી ઑનરેબલ એ. કે. ફારબસનાં મરણથી તેની યાદગારીમાં કમીટીની તા૦ ૯ મી અકટોબર ૧૮૬૫ ને દીને મલેલી સભામાં એ મંડલીનું નામ "ફારબસ ગુજરાતી સભા" કરી રાખવાને ઠેરવ્યું હતું.

[४] જામે જમશેદ, તા૦ ૩૦ મી મારચ ૧૮૬૫.

[५] જામે જમશેદ, તા૦ ૬ ઠી આપરેલ ૧૮૬૫.

તા૦ ૨૧ મી જુન.

શેઠ માણેકજી ખરશેદજી શરાફને લંડનની "એથનોલોજીકલ શોશાઇટી" ના એક ફેલો તરીકે ચુંટી કાઢયા હતા.[1]

---

તા૦ ૨૪ મી જુન.

રોજ ૫ માહ ૧૦ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

**મરણ**—જમશેદજી કાવશજી નરીમાંન—ઉમર વર્ષ ૧૦૫) એવણ સુરતની પાસેનાં કુમગ્ર ગામમાં આવડી લાંબી ઉમરે મરણ પામ્યા હતા.

---

તા૦ ૨૫ મી જુન.

મુંબઇની પારસી પંચાતનાં ફંડના તા૦ ૧૨ મી નવેમબર ૧૮૬૩ થી તે તા૦ ૩૧ મી અકટોબર ૧૮૬૪ સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપાખાંનાંમાંથી તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે છેલ્લા હીસાબની બાકીના રૂ૩૧૦૦૯૮)૫ ઉપરાંત આએ આખાં વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે રૂ૧૧૨૨૮૫।૨૩ ની આવક થઇ હતી, અને ખરચ રૂ૬૧૫૦૨॥૧૬ થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખેરીએ તરસ્ટીઓના હસ્તકમાં પંચાતના હીસાબને લગતા રૂ૩૬૦૮૮૦॥૧૨ તથા જુદાં જુદાં પડાયેલાં ખાતાંઓના[2] રૂ૪૯૦૧૩૭।૧॥ મલી કુલે રૂ૮૫૧૦૧૮)૧૩॥ બાકી હતા.

તા૦ ૨૭ મી જુન.

આજ દીને સુરતની પાસેનાં ઇછાપોર ગામમાં બાઇ ધનબાઇજી તે શેઠ ધનજીભાઈ કાવશજી પટેલનાં માતાજીએ પોતાના ખાવંદ મરહુમ શેઠ કાવશજી બેહરાંમજીનાં પુનને

---

[1] મુમબઇ ચાબુક, તા૦ ૧૫ મી જુલાઇ ૧૮૬૫.

[2] પંચાતનાં દફતરમાં આએ વર્ષ કાંઇ નવાં ખાતાં પાડેલાં નથી, પણ શેઠ ખરશેદજી ફરદુનજી પારખે તા૦ ૧૫ મી સપટેમબર ૧૮૬૨ ને દીને પોતાના મુરબી મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં પુનને સારૂં રૂ૨૫૦૦૦) ની સરકારી નોટ આપી તેનું વ્યાજ તેમનાં નામથી ચાલતી મદરેસાના ખરચમાં વાપડવાના બંદોસ્તથી જે ખાતું પડાવ્યું હતું તેજ ખાતાંમાં તા૦ ૧૨ મી ડીજેમબર ૧૮૬૩ ને દીને બીજા રૂ૨૦૦૦૦) ની સરકારી નોટ ઊમેરી આપી હતી, અને તેનાં વ્યાજમાંથી ઊપજી મદરેસાના બે ચઢતા વિદ્યાર્થીઓને દર માસે રૂ૩૦) લેખેની સ્કાલરશીપ મરહુમ સર જમશેદજીને નામે, તથા એજ બે વિદ્યાર્થીઓમાંથી પરીક્ષામાં જે સરસ નીકલે તેને રૂ૨૫૦) નો એક સોનાંનો ચાંદ મરહુમ શેઠ ફરદુનજી શોરાબજી પારખને નામે, તથા બાકી જે રકમ વધે તે તરસ્ટીઓની નજરમાં આવે તેમ એજ મદરેસાના ખરચમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. વળી એજ મદરેસાના ખરચમાં તેનું વ્યાજ વાપડવાની સરતથી શેઠ ખરશેદજી કાવશજી આશાબરનરે તા૦ ૧૧ મી જુલાઇ ૧૮૬૪ ને દીને રૂ૧૦૦૦) ની સરકારી નોટ પોતાના ભાઇ મરહુમ શેઠ નવરોજજી કાવશજી આશાબરનરનાં પુનને માટે આપી હતી,

એ ઊપરાંત મરહુમ શેઠ બરજોરજી શોરાબજી દલેર અથવા શમાલીગરાનાં પુનને માટે તેવણની પુંજીમાંથી તેવણના એકઝીકયુટરો શેઠો પેશતનજી કાવશજી ખરાસ અને પેશતનજી હોરમજજી કામાજીએ તા૦ ૧૧ મી આપરેલ ૧૮૬૪ ને દીને રૂ૫૦૦૦) ની સરકારી નોટ પંચાતનાં ફંડમાં અનામત રાખી તેનું વ્યાજ આંધલાં પાંગલાં તથા લાચાર જરથોસ્તીઓની પરવરસી કરવાનાં તથા મુકતાદને તાંકણે દેશાવરો ખાતેનાં ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં ફંડો ખાતે સરખે ભાગે વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. શેઠ જાલભાઇ દોરાબજી ઊમરીગરે તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૬૪ ને દીને પોતાના બપાવા મરહુમ શેઠ ભીમજી ધનજી ઊમરીગરની પુંજી મધેથી તેવણનાં પુનને સારૂં રૂ૧૮૦૦) ની નોટ તેનું વ્યાજ છેલ્લાં જણાવેલાં ફંડ મધે વાપડવાની સરતથી આપી હતી.

પંચાતના તરસ્ટીઓએ ઇ૦ સ૦ ૧૮૬૦ માં "મુંબઇનાં જરતોશતી રવાંનોને અવલમંજલ પોહચાડવા"નું જે ફંડ ઊભું કીધું હતું તેનું નામ આએ વર્ષથી બદલી "કુલ જરતોશતી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનું ફંડ" એમ રાખી તે મધેથી મુંબઇ ઊપરાંત નવસારી ખાતે પણ મુસારેદાર નશાશાલાર તથા ખાંધીઆઓ રાખવાનો બંદોબસ્ત કીધો હતો. એ ફંડમાં આએ વર્ષમાં નીચે મુજબ રૂ૧૪૫૦૦) ની નોટો તેનું વ્યાજ વાપડવાને ભેટ આવી હતી:—શેઠ શાપુરજી માણેકજી શાએરે તા૦ ૮ મી ડીજેમબર ૧૮૬૩ ને દીને રૂ૭૦૦૦ ની નોટ પોતાના બાવા મરહુમ શેઠ માણેકજી દાદાભાઇ શાએરનાં પુનને સારૂં. શેઠ રૂસતમજી ધનજીશાહ કપટાંને તા૦ ૧૦ મી ડીજેમબર ૧૮૬૩ ને દીને રૂ૧૦૦૦) ની નોટ પોતાના દીકરા મરહુમ શેઠ રતનજી રૂસતમજી કપટાંનનાં પુનને સારૂં. શેઠો નાનાભાઇ બહમનજી સકલાતવાલા અને જમશેદજી નશરવાંનજી તાતાએ તા૦ ૧૮ મી ડીજેમબર ૧૮૬૩ ને દીને રૂ૭૫૦૦) ની નોટ મરહુમ બાઇ માણેકબાઇ તે મરહુમ શે૦ માણેકજી જમશેદજી તાતાનાં વીધવાનાં પુનને સારૂં તેવોનાં ખેશીઓએ ભરેલી રકમ મધેથી. શેઠ એદલજી નવરોજજી સખીદાસે તા૦ ૧૨ મી ડીજેમબર ૧૮૬૩ ને દીને રૂ૧૦૦૦) ની નોટ પોતાની ખુશીથી બખશેશ તરીકે. શેઠ કાવશજી કુવરજી ભાભાએ તા૦ ૨૪ મી ડીજેમબર ૧૮૬૩ ને દીને રૂ૫૦૦) ની નોટ પોતાની ખુશીથી બખશેશ તરીકે. શેઠ દીનશાહજી દાદાભાઇ ગાંધીએ તા૦ ૩ જી ફેબરવારી ૧૮૬૪ ને દીને રૂ૨૦૦૦) ની નોટ પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ બસુબાઇનાં પુનને સારૂં. બાઇ હમાંબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી ખરશેદજી દાદીશેઠનાં વીધવા તથા શેઠ દાદીભાઇ નશરવાંનજી દાદીશેઠે તા૦ ૯ મી ફેબરવારી ૧૮૬૪ ને દીને રૂ૨૫૦૦) ની નોટ પોતાના મુરબી મરહુમ શેઠ નશરવાંનજી ખરશેદજી દાદીશેઠનાં પુનને માટે તેવણની પુંજીમાંથી. શેઠ ખરશેદજી કાવશજી આશાબરનરે તા૦ ૧૧ મી જુલાઇ ૧૮૬૪ ને દીને રૂ૧૦૦૦) ની નોટ પોતાના ભાઈ મરહુમ શેઠ નવરોજજી કાવશજી આશાબરનરનાં પુનને સારૂં.

એજ મુજબ ઊદવાડેનાં આતશબેહરાંમ સાહેબનાં ફંડનાં ખાતાં મધે ઊદવાડેથી દસતુર મીનોચેહરજી દારાબજી, દસતુર બરજોરજી રૂસતમજી મીરજાં, એ૦ દાદાભાઇ જમશેદજી વગેરેએ તા૦ ૬ થી ફેબરવારી ૧૮૬૪ ને દીને આતશબેહરાંમનાં ફંડ મધે સવાબ ખાતે ભરાએલા રૂ૭૭૭) તથા આતશબેહરાંમની તીજોરીમાં ઓનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ નાખેલી રૂ૧૦૨૦) ની બેંક નોટો તથા તેમનાં કુટુંબે નાખેલા

માટે એક કુવો બંધાવી ત્યાંના જરથોસ્તીઓના વપરાશને માટે ખુલ્લો મુકયો હતો.[1]

## તા૦ ૨૯ મી જુન.

શેઠ પેશતનજી જાંગીરજી તાલેયારખાંનને નામદાર સરકારે ઉત્તર વિભાગના "એલીએનેશન સેટલમેંટ આફીસર" તથા એજ વિભાગના રેવીન્યુ કમીશનરના આસીસ્ટંટ નેમ્યા હતા.[2]

## તા૦ ૨૯ મી જુન.

લંડન મધેની મેશરસ દાદાભાઈ નવરોજજીની કું૦ની પેહડી ભાગી પડીછે એવી બુમ છાપવા માટે અતરેનાં સમાચાર દરપણ પત્રના માલેકપર એ પેહડીના એક ભાગયા શેઠ જમશેદજી પાલણજી કાપડીઆએ પોલીસ કોરટમાં ચીફ–માજીસ્ટ્રેટ મી૦ બારટન પાસેથી સમનસ મેલવ્યો હતો, પણ તે પત્રે કેટલીક આનાંકાંની પછી માફ માગવાથી આજ દીને તે મુકદમો કાઢી નાખવામાં આવ્યો હતો.[3]

## તા૦ ૧ લી જુલાઈ.

મુંબઈ મધે આજ બે ત્રણ વર્ષ થયાં દોલતની રેલછેલ થવાથી લોકોનો મોટો ભાગ ૧૮૬૩ થી શેરોના સટામાં પડયો હતો, અને પારસીઓને પણ એ સટાનો મોટો ચેપ લાગો હતો, જેથી ઘણાકો પોતાની મેલવેલી તેમજ બાપદાદાથી ચાલતી આવેલી દોલત ખોઇ પાયમાલ થઇ પડયા હતા. એ શેર સટાની બીના એમછે કે ઇ૦ સ૦ ૧૮૬૦ ની પછી ઉત્તર તથા દક્ષિણ અમેરીકા વચ્ચે એક મોટી લડાઇ ઉઠવાથી અમેરીકાથી ઇંગલાંડ જતો રૂઉ બંધ પડી ગયો, અને ઇંગલાંડનાં કારખાંનાંવાલાઓને હિંદુસ્થાન ઉપર—મુખ્ય કરી મુંબઈ ઇલાકા ઉપર મોટો આધાર રાખવો પડયો, જેથી અતરેના રૂઉના ભાવ ઇંગલાંડનાં બજારમાં એકદમ ઘણી આડ ઘણા થઈ ગયા, અને વ્યાપારીઓને મોટો તડાકો પડયો. આ નવી દોલતનો ઘટતો તથા દેશને ફાએદો થાય એવો ઉપયોગ કરવાને બદલે લોકોએ હજુર બીજા મોટા તડાકા મારવાની ઉમેદથી નકાંમી બેંકો, ફીનાનશીયલો, શીપીંગ તથા રેકલેમેશન કુંપનીઓ વગેરે ઉભી કરવામાં રોકયો. ફકત ઇ૦ સ૦ ૧૮૬૩ ના જુનથી તે ગયા માસ સુધીનાં બે વર્ષના અરસામાં મુંબઇમાં ૧૧૫) જુદી જુદી કુંપનીઓ ઉભી થઈ હતી.[4] તેના પ્રોમોટરો તરીકે એકુ બે

અને બીજા જમે થયલા રૂ૭૫૪) મલી રૂ૧૭૫૧) ઉમેરવાને મોકલયા હતા. તેમજ સુરતનાં આંધલાં પાંગલાં જરથોસ્તીઓનાં ફંડમાં મરહુમ બાઇ સુનાંબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી મનચેરજી કામાજીનાં વીધવાનાં પુનને સારૂં તેમના દીકરાઓ શેઠો દાદાભાઇ, ધનજીભાઇ, ખુરશેદજી, અને દોરાબજી નશરવાંનજી કામાજીએ તા૦ ૪ થી આગસટ ૧૮૬૪ ને દીને રૂ૧૦૦૦) ની નોટ તેનું બ્યાજ વાપરવાને ભેટ આપી હતી. એ ઉપરાંત મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટે પોતાનાં માતાજી મરહુમ બાઇ જીવણબાઇનાં પુનને સારૂં ગદેવીના નશાશાલારોને ગુજારો આપવા માટે રૂ૫૦૦૦) ની નોટ આપેલી હતી તેમાં ઓનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ પોતાની તરફથી આએ શાલમાં બીજી રૂ૨૦૦૦) ની સરકારી નોટ ઉમેરી આપી હતી.

[1] આ કુવાપર નીચે પ્રમાણે તખ્તી મારેલીછે:—

"પનાંમે દાદાર શાશતી પશંદ
"શ્રી પાક દાદાર હોરમજદની મદદથી આએ કુવો
"બાઈ ધનાંબાઇ તે પા૦ કાવશજી બેરાંમજીની ધરીઆંણીએ
"પોતાના ખાવંદ મરહુમ કાવશજી બેરાંમજી ઇછાપોરીઆ
"લકબે મંનજી શોહરાબ પટેલનાં પુનને શારૂં બંધાવી
"જરથોશતી ટોલાનાં લાભમાં શોંપ્યોછે. રોજ. ૮ માહ.
"૧૦ શને ૧૨૩૪ શેહનશાહી એજદેજરદી તા૦ ૨૭ જુન
"શને ૧૮૬૫ ઇશવી. શવંત ૧૯૨૧ આખાડ શુદ. ૪
"વાર ભોમે એ કુવાનું કાંમ શમપુરણ થાઉં."

[2] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૯ મી જુન ૧૮૬૫.

[3] રાસ્ત ગોફતાર, તા૦ ૪ થી જુલાઇ ૧૮૬૫.

[4] એ સઘળી નવી ઉભી થાયલી કુંપનીઓનાં નામ નીચે મુજબ છે:—

ઇ૦ સ૦ ૧૮૬૩ માં ઉભી થાયલી કુંપનીઓ:—

(૧) એશીઆટીક બેંકીંગ કારપોરેશન, (૨) બેંક આૅફ ઇંડીઆ, (૩) બ્રોકરસ લોન ડીસકાઉંટ એંડ બેંકીંગ કું૦, (૪) રાયલ બેંક આૅફ ઇંડીઆ, (૫) ઇસ્ટ ઇંડીઅન ટરેડીંગ એંડ બેંકીંગ કું૦, (૬) એલાએનસ સ્પીનીંગ કું૦, (૭) આરકરાઇટ કાટન મીલ, (૮) સ્કાટ પ્રેસ કું૦, (૯) ફ્રીઅર પ્રેસ કું૦, (૧૦) બોમ્બે પ્રેસ કું૦, (૧૧) પ્રીનસ આૅફ વેલસ કું૦, (૧૨) ફરાંમજી કાવશજી પેટંટ પ્રેસ કું૦, (૧૩) મોફસીલ કાટન પ્રેસ કું૦, (૧૪) ઇસ્ટ ઇંડીઆ પ્રેસ કું૦, (૧૫) કલકતા પ્રેસ કું૦, (૧૬) આલબરટ પ્રેસ કુંપની આૅફ કરાંચી, (૧૭) કરાંચી પ્રેસ કું૦, (૧૮) ટીનાવેલી પ્રેસ કું૦, (૧૯) અલેકઝાંડરા પ્રેસ કું૦, (૨૦) વીકટોરીઆ પ્રેસ કુંપની આૅફ ગુજરાત, (૨૧) સીંધ પ્રેસ કું૦, (૨૨) સેનટરલ પરાવીનસીસ કૉટન કલીનીંગ એંડ પ્રેસીંગ કું૦, (૨૩) આએરનશીપ કું૦, (૨૪) વેસ્ટરન ઇંડીઆ શીપ કું૦, (૨૫) પ્રીનસ આૅફ વેલસ શીપીંગ કું૦, (૨૬) ઓરીએનટલ શીપ–ઓનીંગ આશોશીએશન, (૨૭) બોમ્બે શીપીંગ કું૦, (૨૮) બોમ્બે એંડ બેંગાલ સ્ટીમ શીપ કું૦, (૨૯) બોમ્બે કોસ્ટ એંડ રીવર સ્ટીમ નેવીગેશન કું૦, (૩૦) વીકટોરીઆ સ્ટીમ નેવીગેશન કું૦, (૩૧) બેંગાલ સ્ટીમ ટગ કું૦, (૩૨) બોમ્બે લાંડીંગ એંડ શીપીંગ કું૦, (૩૩) કરાંચી લાંડીંગ એંડ શીપીંગ કું૦, (૩૪) યુનેટેડ મરકનટાઇલ કું૦, (૩૫) ઇનલાંડ કમરશીયલ આશોશીએશન, (૩૬) બોમ્બે કમરશીયલ આશોશીએશન, (૩૭) બોમ્બે હાઉસ એંડ લાંડ ઇનવેસમેંટ કું૦, (૩૮) બોમ્બે કંનટ્રાકટ એંડ બીલડીંગ કું૦, (૩૯) દખણ કૉટન કલીનીંગ કું૦, (૪૦) કૉટન જીનીંગ કું૦, (૪૧) બોમ્બે ઉલ કું૦, (૪૨) ટરીચર એંડ કું૦, (૪૩) બોમ્બે બોનડેડ વેર હાઉસ કું૦, (૪૪) બરબાહ ટરેડીંગ કું૦, (૪૫) ઇસ્ટ ઇંડીઆ કૉટન એજન્સી, (૪૬) ઇંડીઅન ફ્રેઆરીંગ કું૦, (૪૭) બોમ્બે ગેઆસ કું૦.

ઇ૦ સ૦ ૧૮૬૪ માં ઉભી થયલી કુંપનીઓ:—

(૧) ફીનાનશીયલ આશોશીએશન આૅફ ઇંડીઆ એંડ ચાઇના, (૨) બોમ્બે પ્રેસીડનસી બેંક, (૩) ઇસ્ટ ઇંડીઆ બેંક, (૪) બોમ્બે જાંઇટ સ્ટાક કારપોરેશન, (૫) બોમ્બે રેકલે-

વાંનીયાં, ભાટીઆ, પારસી, ખોજા, અને ઇંગ્રેજો થઇ શેરોના ભાવ દલાલોની મારફતે દમપર દમ વધરાવી ઉપરનો નફો ખાઇ જવા લાગા, અને શેરો ઉપર આવો નફો મલતો જોઇ બીચારા ખરી મેહનતથી કમાણી કરનારા, તેમજ શિખેલા ભણેલા, તાલેવંત, વચલે વાધેના તથા ગરીબ એ સર્વે એ ધંધામાં પડયા. પારસીઓની ઘણીક ઓરતો તથા બાળબચાંવાળી એ સટ્ટાથી નીરાળા રહયા નહિ. જાયુકની મોટા પગારની નોકરીવાલાઓ પણ નોકરી છોડી દલાલીનાં કામમાં પડયા. કેટલાકો તો ફક્ત દલાલીમાંજ દરરોજ બેથી ત્રણ હજાર રૂપીઆ કમાવા લાગા. શેર બજાર સવારનાં ૯ થી તે રાતનાં ૭ વાગા સુધી ભરાતું હતું. ત્યાં હજારો લોકોની ગીરદી થાતી. ગાડી ઘોડાનો સુમાર નહિ. વળી સમાધાંની રાખવા માટે દરરોજ પોલીસની પણ મોટી ફોજ હાજર રેહતી હતી. પણ એ સઘળો પરપોટો થોડાવારમાં ફુટી ગયો. આજનો ધપાને તા૦ ૧ લી જુલાઇ ૧૮૬૫ નો દીવસ શેર સટ્ટાની તવારીખમાં યાદગારી ભરેલોછે. એ દીનના વાએદાના પુષ્કળ શેરોનું ૧૮૬૪ ના અકટોબર માસથી વેચાંન થવા લાગું. તે એમ કે ઘણાક સટ્ટાબાજોએ બજારમાંથી રોકડે નાણે શેરો ખરીદ કરી તે ચહડતે ભાવે બીજાં આશાંમીઓને ઉપલી મુદતને વાએદે વેચવા માંડયા. એ સોદામાં મોટો ઘલાકો ઘણાક પારસી શેઠીઆઓનો હતો. તેઓ માંહેલા ઘણાકોએ તો પોતાની શક્તિ ઉપરાંત અને ગજાંથી શેઓ ઘણું વધારે ડોહવાણ કર્યું હતું. ઘણીક બેંકો અને ફીનાનશોએ પણ એ વાએદાના સોદા કીધાં હતા અને વાએદાનો આજનો દીવસ નજદીક આવતાં ઘણાંક આશામીઓ ભાગાં હતાં[૫]

---

મેશન કું૦, (૬) એલાએનસ બેંક ઑફ બોમ્બે, (૭) બોમ્બે સીટી બેંક, (૮) બોમ્બે ટરેડીંગ એંડ બેંકીંગ કું૦, (૯) ઇમપીરીઅલ બેંકીંગ એંડ ટરેડીંગ કું૦, (૧૦) ઇંડીઅન પેની નશુલા લંડન એંડ ચાઇના બેંક, (૧૧) લંડન એંડ બોમ્બે બેંક એંડ જનરલ ફીનાનશીઅલ ઇન્શુરનશ કારપોરેશન, (૧૨) ઇસ્ટરન ફીનાનશીયલ આશોશીએશન, (૧૩) એલાએનસ ફીનાનશીયલ કારપોરેશન, (૧૪) બોમ્બે ફીનાનશ કારપોરેશન, (૧૫) બોમ્બે જનરલ કરેડીટ એંડ ફીનાનશીયલ કારપોરેશન, (૧૬) મઝગાંમ લાંડ એંડ રેકલેમેશન કું૦, (૧૭) એશીઆટીક ફીનાનશીયલ આશોશીએશન, (૧૮) કમરશીયલ ફીનાનશ એંડ સ્ટાક એકસચેંજ કારપોરેશન, (૧૯) મરકનટાઇલ કરેડીટ એંડ ફીનાનશીઅલ આશોશીએશન, (૨૦) ઓરીએનટલ ફીનાનશીયલ આશોશીએશન, (૨૧) યુનીયન ફીનાનશીઅલ કારપોરેશન, (૨૨) બેંક ઑફ ગુજરાત, (૨૩) બેંગાલ કરેડીટ મોબીલીઅર, (૨૪) સેનટરલ ઇંડીઆ ફીનાનશીઅલ કારપોરેશન, (૨૫) ફીનાનશીયલ આશોશીએશન ઑફ યુરોપ એંડ ઇંડીઆ, (૨૬) ગ્રાંડ ફીનાનશ કું૦, (૨૭) મોફયુસીલ ફીનાનશીયલ આશોશીએશન, (૨૮) નાશનલ ફીનાનશીઅલ ઑફ ઇંડીઆ, (૨૯) વેસ્ટરન ઇંડીઆ ફીનાનશ એંડ એકસચેંજ કારપોરેશન, (૩૦) ફ્રીઅર લાંડ એંડ રેકલેમેશન કું૦, (૩૧) પોરટ કાનીંગ લાંડ ઇનવેસ્ટમેંટ કું૦, (૩૨) બોમ્બે બજાર એંડ લાંડ ઇનવેસ્ટમેંટ કું૦. (૩૩) બોમ્બે એંડ કોસ્ટ કાફી પ્લાંનટેશન કું૦, (૩૪) નાશનલ બજાર એંડ લાંડ ઇનવેસ્ટમેંટ કું૦, (૩૫) યુનીયન શીપીંગ કું૦, (૩૬) ગોવા કાફી કું૦, (૩૭) બોમ્બે ગ્રેન કું૦.

ઇ૦ સ૦ ૧૮૬૫ માં ઊભી થાયલી કુંપનીઓ :—

(૧) ઇમપીરીઅલ બેંક ઑફ બોમ્બે, (૨) યુનીયન બેંક ઑફ બોમ્બે, (૩) યુનીવરસલ બેંક એંડ ફીનાનશીયલ આશોશીએશન, (૪) એલફીનસટન ફીનાનશીયલ આશોશીએશન ઑફ ઇંડીઆ, (૫) જનરલ ફીનાનશીયલ કારપોરેશન, (૬) ઇનટર નાશનલ ફીનાનશીયલ કારપોરેશન, (૭) યુનૈટેડ વિક્ટોરીઆ એંડ કોલાબા રેકલેમેશન એંડ પીઅર કું૦, (૮) કછ ફીનાનશીયલ આશોશીએશન, (૯) નારધરન ફીનાનશીયલ આશોશીએશન ઑફ ઇંડીઆ, (૧૦) રાએલ ફીનાનશીયલ કારપોરેશન, (૧૧) બોમ્બે વારંટ બેંકીંગ કું૦, (૧૨) ઇંડો ઇજીપશીયન લંડન એંડ બોમ્બે બેંક, (૧૩) આગરા ફીનાનશીયલ આશોશીએશન, (૧૪) અલેક્જાંડરા જનરલ કરેડીટ એંડ ફીનાનશીયલ આશોશીએશન, (૧૫) બોમ્બે કમીશન એજનસી એંડ બેંકીંગ કારપોરેશન, (૧૬) વિક્ટોરીઆ ફીનાનસ એંડ બુલીઅન આશોશીએશન, (૧૭) બોમ્બે એંડ ટરોમબે રેકલેમેશન કું૦, (૧૮) એપોલો બોનડેડ વેરહાઊસ કું૦, (૧૯) બોમ્બે આમનીબસ એંડ જનરલ કનવેઅનસ કું૦, (૨૦) ભાટીઆ ફીનાનશીઅલ આશોશીએશન, (૨૧) બોમ્બે એંડ કાઠીઆવાડ ફીનાનશીઅલ એંડ કમરશીઅલ આશોશીએશન, (૨૨) બોમ્બે એંડ માહીમ ફીનાનશીયલ કારપોરેશન, (૨૩) ઇંડીઆ એંડ કાનટીનેનટલ ફીનાનશીયલ આશોશીએશન, (૨૪) ઇનટર નાશનલ એકઝીબીશન ઑફ બોમ્બે કું૦, (૨૫) હિંદુસ્થાન ફીનાનશીઅલ આશોશીએસન, (૨૬) બોમ્બે સીટી ફીનાનશીયલ આશોશીએશન, (૨૭) બોમ્બે સટાનડરડ ફીનાનશીયલ, (૨૮) કરાંચી ફીનાનશીયલ આશોશીએશન, (૨૯) મીટરોપોલીટન ફીનાનશીયલ આશોશીએશન, (૩૦) સધરન ફીનાનશીયલ આશોશીએશન, (૩૧) બોમ્બે એંડ મલબાર ફીનાનશીઅલ આશોશીએશન.

[૫] એ પછી ઘણીક પરપોટા કુંપનીઓ તથા બેંકો પણ ઊપરાઊપરી બંધ થાઇ હજારો માણસોને દેવાદાર કરી નાખ્યાં હતાં. વળી ઇ૦ સ૦ ૧૮૬૫ ની આખરીએ રૂઊનો ભાવ જરા સુરખીપર આવ્યાથી સટ્ટાનો જોશ કાંઇક વધવા લાગો, પણ તે સઘળું તકલીફી હોવાથી આખરે ઇ૦ સ૦ ૧૮૬૬ ના જુલાઇ માસમાં બધું પડી ભાગું, અને ભલભલા આશામીઓને નાદારીનો લાભ લેવો પડયો. એ અરસામાં ૬૦ થી વધારે આશામીઓએ દરેકે દશ લાખ રૂપીઆની ઊપરનાં દીવાલાં કાટયાં, અને બધી મલી મુંબઇને ૨૪૫,૮૦,૦૦૦૦૦) પીસતાલીસ કરોડ ઐંશી લાખ રૂપીઆની ખોટ ગઇ હતી. ખુદ મુંબઇમાં ઊપલા ૧૮૬૩ ના અકટોબર સુધીનાં રૂઊના વ્યાપારની તેજીને લીધે બધી મલી ૨૦૦૦૦૦૦૦૦) વીશ કરોડ રૂપીઆની દોલતનો વધારો થયો એમ ગણત્રિ કરવામાં આવી હતી, પણ ખરેખરી ગણત્રિને ભુલાવી મુંબઇમાં જાણે ૫૦૦૦૦૦૦૦૦) પચાસ કરોડ રૂપીયાની દોલત વધારે આવી હોય તેમ બેંકો, કુંપનીઓ, વગેરે કાટવામાં લોકોએ બેઆલી નશ ગણુયા હતા, જેનું પરીણામ એ આવ્યું કે મુંબઇની ઊપલી રૂઊના રોજગારથી રૂ૨૦૦૦૦૦૦૦૦) વીશ કરોડ રૂપીઆની મલેલી ખરેખરી દોલત ઘસડાઇ જવા ઊપરાંત

તા૦ ૨ જી જુલાઈ.

શેઠો દીનશાહજી અને નશરવાનજી માણેકજી પીટીટ પોતાના બાવા મરહુમ શેઠ માણેકજી નશરવાનજી પીટીટ તથા માતાજી મરહુમ બાઈ હમાંબાઈનાં નામથી ઈ૦ સ૦ ૧૮૫૯ માં સ્થાપેલાં ધર્મખાતાંનાં ફંડ મધેથી આજ દીનથી માંડવી બંદર ઉપર એક ધર્મનું દવાખાનું "ધી માણેકજી નશરવાનજી પીટીટ ચારીટેબલ ડીસ્પેનસરી" નાં નામથી ઉઘાડયું હતું. એ દવાખાંનાના તબીબ તરીકે શરૂઆતથીજ ડાકટર હીરાજી એદલજીને નેમ્યા હતા.[1]

તા૦ ૫ મી જુલાઈ.

શેઠ રૂસતમ ગોસતાસપ ઇરાનીએ "જરી, બનાવ, અને પરવાનું" નામનું કવિતાનું એક ચોપાન્યું છાપી પ્રગટ કીધું હતું.[2]

એજ ગ્રહસ્થે "પેગામે મોહબત" નામનું એક બીજું પણ એજ મુજબની કવિતાનું ચોપાન્યું પ્રગટ કીધું હતું.[3]

તા૦ ૬ ઠી જુલાઈ.

રોજ ૧૭ માહ ૧૧ (ક૦) ૧૨૩૪ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ શુનાંબાઈ તે મરહુમ શેઠ નશરવાનજી દાદાભાઈ ગામડીઆનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમના દીકરાઓ શેઠો ફરામજી તથા મેહરવાનજી નશરવાનજી પટેલ ૩૩૮૦૦) તથા બીજા એશીઓએ ૩૬૮૧) મલી ૩૪૪૮૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

લોકોની આગલી બાપીકી તથા ખરી મેહનતથી મેલવેલી પુંજી પણ સફા થઈ ગઈ હતી.

એ વિષે હિંદુસ્તાનના વાઇસરાય નામદાર સર જાન લારનસે ઈ૦ સ૦ ૧૮૬૭ ના મારચ માસમાં કલકતા મધે ભરેલી લેવીમાં શેઠ માણેકજી રૂસતમજી બનાજીની ભેટ લેતાં તેવણને પુછયું કે પશ્ચિમ હિંદુસ્થાનમાં પારસીઓ ઘણા ચાલાક, હુશીયાર અને દુરઅંદેશ હોવા છતાં તેઓ સઘળાઓની પાયમાલી કેમ થઈ ગઈ? શેઠ માણેકજીએ ઉત્તર આપ્યો કે સરકારની પરવાનગી લઈને ઉભાં કરેલાં બેંકુબેનાં અને બીજાં કામોના શેરોનો મોટો ભાવ આપવાથી તથા ઈંગલાંડના રૂઈના રોજગારમાં તેઓ એકદમ પડવાથી ખરાબ થાએઆછે. આ સાંભળી તે નામદારે દલગીરી બતાવી કે પશ્ચિમ હિંદુસ્થાનમાં આગેવાની કરનારો એક ચંચલ ટોલો આવી હાલતે પુગોછે. (જામે જમશેદ, તા૦ ૨૦ મી જુન ૧૮૬૭.)

[1] એ દવાખાંનું હજુ સુધી ઉપલાંજ ફંડ મધેથી ચાલુછે, અને તેને માટે જે જગા ઉપર તે હાલમાં છે તે ઘેર ઈ૦ સ૦ ૧૮૬૯ માં ખરીદ કરવામાં આવ્યું હતું.

[2] "જરી, બનાવ, પરવાનું. બનાવનાર, રૂસ્તમ ઇરાની. મુંબઇ, યુનિયન પ્રેસ. ૧૮૬૫."

[3] "પેગામે મોહબત. બનાવનાર, રૂસ્તમ ઇરાની. મુંબઇ, યુનિયન પ્રેસ. ૧૮૬૫."

[4] જામે જમશેદ, તા૦ ૧૦ મી જુલાઇ ૧૮૬૫.

તા૦ ૯ મી જુલાઈ.

શેઠ જાંગીરજી બરજોરજી વાછા પોતાનાં ધણીઆંણી બાઇ માણેકબાઇ તથા બેટા ફરામરોજને લઈ આજ દીને ઈંગલાંડ ગયા હતા.[5]

તા૦ ૧૦ મી જુલાઈ.

શેઠ બેજનજી નવરોજજી આગાને કરાંચીના નાએબ કલેક્ટરનો ઓહદો મલ્યો હતો.[6]

તા૦ ૧૪ મી જુલાઈ.

રોજ ૨૫ માહ ૧૦ (દે૦) ૧૨૩૪ યજદેજરદી.

મરણ—ઉકરજી કુવરજી બનાજી[7]—ઉમર વર્ષ ૮૧). શેઠ કુવરજી માણેકજી બનાજીના નાહના દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપ કે જેવણ "બનાજી લીમજી" નાં નામથી ચાલતી આવેલી પેહડીના ભાગયા હતા તેમની સાથે તેમનાં કામોમાં શામેલ હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૧૫ માં બાપનાં મરણ બાદ મુંબઇ તથા છાસટી મધેની ઘણીક સરકારી તથા ધણીઆતી જમીનો ઇજારે લેતા હતા. તે બાદ ઈ૦ સ૦ ૧૮૪૦ થી કોલાબા પ્રેસ કું૦ માં કારભારી થયા હતા. એ મરનાર ઘણા પરેહજગાર તથા સાહેબત ગ્રહસ્થ હતા.

તા૦ ૧૮ મી જુલાઈ.

રોજ ૨૯ માહ ૧૦ (દે૦) ૧૨૩૪ યજદેજરદી.

મરણ—માણેકજી નવરોજજી ભતુશાહ[8]—ઉમર વર્ષ ૩૪). શેઠ નવરોજજી નશરવાનજી પુંજીઆજીના દીકરા. એવણ પ્રથમમાં ઈ૦ સ૦ ૧૮૪૯ માં "સ્ટુડંટસ લીટરરી એન્ડ સાએનટીફીક શોશાઇટી" તરફથી કોટ મધે ઉઘાડેલી છોકરીઓની નિશાલના વડા શિક્ષક હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૫૫ માં કોટ મધે છોકરાઓની એક સ્કુલ એવણે ઉઘાડી હતી.[9] પછવાડેથી થોડુંક સુધી એવણ કંત્રાકટનાં કામોમાં પડેલા હતા.

[5] ટાઇમસ ઑવ ઇંડીઆ, તા૦ ૮ મી જુલાઇ ૧૮૬૫.

[6] સીંધ સમાચાર, તા૦ ૧૦ મી જુલાઇ ૧૮૬૫.

[7] મરહુમ શેઠો ધનજીભાઈ, પેશતનજી અને માણેકજી ઊકરજી બનાજીના બાવા તથા શેઠ નાનાભાઈ ધનજીભાઈ બનાજીના બપાવા.

[8] એવણના બાવા શેઠ નવરોજજી નશરવાનજી પુંજીઆજી અસલમાં "ભતુ" નામના કોઈ ઉસતાદના હાથ હેઠલ તાલીમ બેલતા હોવાથી "ભતુશાહ" કરી ઓળખાવા લાગા હતા.

[9] એ સ્કુલ પછવાડેથી શેઠ મનચેરજી એદલજી ગીમીએ ઈ૦ સ૦ ૧૮૭૩ માં પોતાનાં મરણ સુધી પ્રથમ પોતે એખલાએ અને તે બાદ શેઠ દાદાભાઈ પેશતનજી માસટરની સાથે ભાગમાં ચલાવી હતી, અને હાલ તે "ફોર્ટ હાઇ સ્કુલ" ને નામે ઓળખાએછે.

તા૦ ૧૮ મી જુલાઇ.

રોજ ૨૯ માહા ૧૧ (કo) ૧૨૩૪ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ બચુબાઈ તે મરહુમ શેઠ નાનાભાઈ ડોશાભાઈ મામાનાં વીધવા તથા શેઠ સંતોકજી નાનાભાઈ દાવરનાં બેટીનાં ઉઠમણાંમાં ૨૧૩૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૨૦ મી જુલાઇ.

શેઠ માણેકજી લીમજી હાંતરીઆએ પોતાની ઇરાંનની મુસાફરીનું "એજહારે શીઆતે ઇરાંન" નામનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[2]

તા૦ ૨૧ મી જુલાઇ.

રોજ ૨ માહ ૧૧ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

**મરણ**—શેરામજી અરદેશર પુણેગર[3]—ઉમર વર્ષ ૩૪). શેઠ અરદેશર ફરદુનજી પુણેગર અથવા ડીવંટરીના બીજા દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૬૨ માં કારવાર અથવા શદાશીવગડ ખાતે વ્યાપારને માટે ગયા હતા, અને ત્યાંજ મરણ પામ્યા હતા.

તા૦ ૨૬ મી જુલાઇ.

રોજ ૭ માહ ૧૧ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

**મરણ**—વીરબાઇજી તે નવરોજજી નશરવાંનજી હાથ કાપુનાં વીધવા—ઉમર વર્ષ ૧૦૭) એવણ સુરત મધે શાહઅદપરામાં આવડી લાંબી ઉમરે મરણ પામ્યાં હતાં.

તા૦ ૩૧ મી જુલાઈ.

રોજ ૧૨ માહ ૧૧ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

**મરણ**—બેજનજી શાપુરજી કાતરક[4]—ઉમર વર્ષ ૭૫). આ૦ શાપુરજી જમશેદજી કાતરકના દીકરા. એવણ પોતાના કાકા આ૦ ફરામજી જમશેદજી કાતરક જેઓ તે વખતે શાએરી તથા કલગીર તોરાનાં ગાએણોમાં ઘણાં બખણાયલા હતા તેમના પાલક થવાથી "કલગીરવાલા" નાં નામથી ઓળખાતા હતા. એવણ પ્રથમમાં બાહેરકોટ મધે સુરાહી ધંધો તથા તે પછી કેટલીક વ્યાપાર ચલાવતા હતા. બાહેરકોટ કુપાવાલાની દરેમેહર બંધાવવા તથા તેને લગતું ધર્મખાતું ચલાવવાનો અખત્યાર મરહુમ શેઠ શાપુરજી શોરાબજી પાવાલા પોતાની દીકરીની સાથે એવણને આપી ગયા હતા.

તા૦ ૫ મી આગશટ.

શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ પુણાં મધે શંગંમ ઉપર બંધાવવા ધારેલી "ઇનજીનીઅરીંગ કાલેજ"—જેમાં "સીવીલ ઇનજીનીઅરીંગ" ઇયાને ઇમારતો, જાહેર બાંધકામો, રેલવેઓ, નેહરો, વગેરેના પલાંન, ગોઠવણ, બાંધણી, અને બીજું એ વલણનું ઘણુંક ઉપયોગી કામ શિખાડવામાં આવશે,—તેનો પાયો નાખવાની ક્રિઆ આજ દીને મુંબઇના *નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે એક મોટા વગવાલા* મેલાવડાની હજુરમાં કીધી હતી. પ્રથમમાં ડાએરેકટર ઑફ પબલીક ઇનિસ્ટ્રકશન સર અલેકઝાંડર ગ્રાંટ બારોનેટે કાલેજને લગતી હકીકત વાંચી સંભળાવી, જે પછી નામદાર ગવરનરે પાયાને લગતી ક્રિઆ પોતાને હાથે કીધા બાદ એક મુબારકબીત ભાષાણ કરી સંભળાવ્યું, જેમાં શેઠ કાવશજીથી નાદરસ્ત તબીયતને લીધે ત્યાં હાજર નહિ થવાયું તે માટે પોતાની દલગીરી જણાવી એ શેઠની સખાવતની ઘણીક તારીફ કીધી હતી.[5]

---

[1] જામે જમશેદ, તા૦ ૧૯ મી જુલાઇ ૧૮૬૫.

[2] "રીશાલે એજહારે શીઆતે ઇરાન, ઇઆને ઇરાન દેશની સફરના સારનો રીપોરટ. શ્રી હીંદુસ્તાન જરૂર. આવી વસેલા માજદીઅસનાંન અંજુમનને વાસતે તથા હરેક વાંચનાર વીદવાંનોની સેવા બજાવવા સારૂં બનાવનાર તથા છપાવી પ્રગટ કરનાર, કંમતરીન મુસાફર માણેકજી લીમજી હુશંગ હાટરીઆ. શ્રી મુંબઇ મધે યુનિયન પ્રેસમાં છપાવ્યો. સને ૧૨૩૪ ઇઅજદજરદી. સને ૧૮૬૫ ઇસવી."

[3] શેઠ ખરશેદજી શેરાબજી ડીવંટરીના બાવા.

[4] મરહુમ શેઠો દાદાભાઇ તથા હોરમજજી, અને ડાકટર ડોશાભાઇ બેજનજી કાતરકના બાવા.

[5] બોમ્બે ગેઝેટ, તા૦ ૧૦ મી આગસ્ટ ૧૮૬૫.

નામદાર ગવરનર પોતાનાં ભાષાણમાં બોલ્યા કે—

We have in the first place to perform this day a duty of justice and gratitude in acknowledging the noble benefaction of Mr. Cowasjee Jehangeer Readymony, to whom we owe it, that this building when completed may be something better than a commodious shed. *I greatly regret that the state of his health* prevents Mr. Cowasjee from being here present today to receive in person our acknowledgments for his liberality. But his absence has at least an advantage, that it permits me to speak more unreservedly than I should otherwise have ventured to do of our obligations to him, and to refer to one or two circumstances connected with his gift which are so *characteristic of him that I cannot forbear to call them to your recol*lection. Thus, it will I know interest many here present to be reminded that his offer of £ 5,000 towards building this college was coupled with the gift of a similar sum to aid the Strangers' Friend *Society in building a home in Bombay for destitute Europeans. This, Sir, as you know is not by any means a solitary instance of his liberality, and the gift was marked by other traits no less characteristic* of the practical business-like habits, without which such liberality must too often fail to secure its object. The large sums he contributed were paid into the Treasury as soon as he was aware that his benefaction had been accepted. On this, as on all other occasions Mr. Cowasjee Jehangeer was anxious to justify the thoroughly English surname which he had chosen for himself, and acted in accordance with what was the old boast of the great native merchants of Bombay, and will I trust, ever continue to be the practice of

તા૦ ૭ મી આગશ્ટ.

હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈએ એડન મધે ચાલેલા દુકાલને લીધે ત્યાંના ગરીબોમાં વેંહચવાને ૧૦૦૦) ચોખાની ગુણ અતરેનાં કમીસરીએટ ખાતાંની મારફતે ભેટ મોકલી હતી.[1]

તા૦ ૯ મી આગશ્ટ.

રોજ ૨૧ માહ ૧૧ (શેં૦) ૧૨૩૪ યજદેજરદી.

મરણ—શાપુરજી મનચેરજી બાલીવાલા[2]—ઉમર વર્ષ ૭૬ મનચેરજી કુવરજી બાલીવાલાના વડા દીકરા. એવણ ડા૦ દામજી ચતુર સાથે ભાગમાં વ્યાપાર તથા વીમાનો ધંધો કરતા હતા. ખેતવાડી મધે ચોથી ગલીમાં આવેલી પોતાની એક વાડી તેમાં જમ્ના ના ઓટલા સાથે એવણે જરથોશ્તીઓના સરઅવસરોના વપડાશને માટે ધર્મખાતે આપી હતી.[3]

તા૦ ૧૪ મી આગશ્ટ.

રોજ ૨૬ માહ ૧૧ (શેં૦) ૧૨૩૪ યજદેજરદી.

મરણ—દાદાભાઈ બેહરામજી પુણાં આબજરવરવાલા—ઉમર વર્ષ ૬૩. શેઠ બેહરામજી જીજીભાઇ મોદીના દીકરા. એવણ સુરતથી ઈ૦ સ૦ ૧૮૩૮ માં પુણે ખડકી મધે શેઠ પેસ્તનજી રતનજી ખેડાવાલાની દુકાનમાં મેહતા તરીકે આવ્યા હતા, અને તે પછી તે દુકાન તથા તેના વહીવટના માનેજર ઠરયા હતા. ઈ૦ સ૦ ૧૮૫૧ માં તે દુકાન નીકલી જવાથી એવણે "પુણાં કરાનીકલ" નામનું છાપખાનું વેચાતું લઇ તા૦ ૧૫ મી મેએ ૧૮૫૨ થી "પુણાં આબજરવર" નામનું દર અઠવાડીઆનું એક ઇંગ્રેજી વર્તમાન પત્ર કાઢવા માંડયું હતું. એ પછી ૧૮૫૪ થી તે અઠવાડીઆમાં બેવાર અને ૧૮૬૧ થી ત્રણવાર પ્રગટ કરવા માંડયું હતું. ઈ૦ સ૦ ૧૮૬૦ માં એવણ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ સાથે ઇંગલાંડની મુસાફરીએ ગયા હતા.

તા૦ ૧૫ મી આગશ્ટ.

રોજ ૨૭ માહ ૧૧ (શેં૦) ૧૨૩૪ યજદેજરદી.

મરણ—મીઠીબાઈ તે મનચેરજી હોરમજજી મોદીનાં બીધવા—ઉમર વર્ષ ૧૧૦. એવણ સુરત મધે મઠીઆફરીઆમાં આવડી લાંબી ઉમરે મરણ પામ્યાં હતાં.

all that deserve to be numbered among that honorable body *"that their word was as good as their bond."*

[*Bombay Gazette*, 10*th August* 1865.]

એ કાલેજ બંધાયા અગાઉ પુણાં મધે ઈ૦ સ૦ ૧૮૫૪ ના જુલાઇ માસથી "ઇનજીનીઅરીંગ" નું કામ શિખાડવાનો વર્ગ (સ્કુલ) ગોઠવાડવામાં આવ્યો હતા, જે પછી તા૦ ૭ મી જુલાઇ ૧૮૬૩ ને દીને શેઠ કાવશજી જંહાંગીરજી રેડીમનીએ તે વેળાના ડાઇરેકટર ઑફ પબલીક ઇનસ્ટ્રકશન મી૦ ઇ. આઇ. હાવરડ ઊપર એક પત્ર લખી જણાવ્યું કે અગર પુણાંની ઇનજીનીઅરીંગ સ્કુલને કાલેજની પંકતી ઊપર લાવી તેને યુનીવરસીટીના સંબંધમાં આણે તો તેને માટે પુણાંમાં એક કુશાદે ઇમારત બાંધવાને હું રૂ૫૦૦૦૦) પચાસ હજાર આપવાને ખુશીછું, અને સરકારે પણ તે માટે તેટલીજ રકમ અને સુરત જમીન આપવી. આ કાગજમાં શેઠ કાવશજી લખેછે કે—

"The number of Native doctors and lawyers who are maintaining themselves by the honorable and independent practice of their respective professions affords such striking evidence of the important results of special education, that it is to be hoped the profession of civil engineering will *not* be *long forgotten.* The small *school at Poona, providing as it does merely* draftsman and clerks for the public Department, falls short of the requirements of the country. Should Government propose to extend its usefulness by raising it to the rank of a college permanently affiliated to the University of Bombay, I would beg permission to be allowed to contribute Rs. 50,000 fifty thousand towards the cost of a handsome and commodious building to be erected in Poona in consideration of a similar sum being paid by Government and a site provided."

ઊપલો પત્ર મી૦ હાવરડે સરકારમાં મોકલ્યાથી તે ઊપર અતરેની સરકારે હિંદુસ્થાનની વડી સરકારની ખાહશી લઇ ઊપલી શેઠ કાવશજીની માગણી તા૦ ૫ મી નવેમબર ૧૮૬૩ ને દીને ઊપકાર સાથે બાહલ રાખી હતી, અને શેઠ કાવશજીએ તા૦ ૭ મી નવેમબર ૧૮૬૩ ને દીને ઊપલી રૂ૫૦૦૦૦) ની રકમ મુંબઇની સરકારના સેક્રેટરી મી૦ ડબલ્યુ. એચ. હેવેલોક ઊપર મોકલી આપી હતી. એ કાલેજ ઈ૦ સ૦ ૧૮૬૮ નાં આગસ્ટ માસમાં બંધાઇ તૈયાર થઇ હતી, અને તેપર બધો મળી રૂ૨૮૨૬૯૮) નો ખરચ થયો હતો, જેમાં રૂ૫૦૦૦૦) ઊપર મુજબ શેઠ કાવશજીના હતા. એ કાલેજ આગલે "પુણાં સીવીલ ઇનજીનીઅરીંગ કાલેજ" ને નામે ઓલખાતી હતી, અને હાલ તે "કાલેજ ઑફ સાએનસ" ને નામે ઓલખાએછે. એ કાલેજનાં દીવાનખાનાંમાં નીચે મુજબ લેખ કોતરેલો છે:—

"To provide a new profession for his fellow countrymen, Cowasjee Jehangier Readymoney Esquire presented to Government, the sum of Rs. 50,000 towards the erection of this building. July 1863"

ઊપલા લેખની નીચે શેઠ કાવશજીનો "મોટો" "Burning I shine" કરી કોતરેલોછે.

૧ બોમે જમશેદ, તા૦ ૭ મી આગશ્ટ ૧૮૬૫.

એજ મુજબ સર જમશેદજી જીજીભાઇ બારોનેટે પણ એડન ખાતે ૧૪૦૦) ચોખાની ગુણ કે જેની કીમત રૂ૧૧૮૮૭) હતી તે ગરીબોને વેંહચવાને માટે મોકલી હતી.

૨ એવણના બાવા શેઠ કુવરજી મેવાવાલાનાં છોકરાં પ્રથમ જીવતાં હતાં નહિ તેથી આ જીવેલા છોકરા શેઠ મનચેરજીને કાન વીંધાવી મોટી ઊમર સુધી બાલી પેહરાવી રાખીઆથી બાલીવાલાની અટક પડી હતી.

૩ આ વાડી ધર્મખાતે આપવા બાબેનું એક તરસ્ટ ડીડ તા૦ ૨૨ મી આગશ્ટ ૧૮૮૨ ને દીને એવણનાં બેટી બાઇ વીરબાઇજી તે મરહુમ શેઠ જલભાઇ ખરશેદજી બાટલીવાલાનાં વીધવાએ હાઇ કોરટના સોલીશીટર શેઠ હોરમજજી મનચેરજી ચીચગરની મારફતે કરાવ્યું હતું, અને તેના તરસ્ટીઓ તરીકે શેઠો કાવશજી ખરશેદજી મેહતા તથા બહમનજી બેહરામજી પટેલને નેમ્યા હતા.

તા૦ ૧૭ મી આગશટ.

અતરેના સરકારી લૉ કલાસમાંથી ધારાની કેળવણી લઇ સેવરની પરીક્ષામાં પસાર થયલાઓમાં ૫ હિંદુ અને ૧ પારસી—શેઠ ગાંધીભાઇ જાંગીરજી મોદી, હતા.[1]

તા૦ ૨૪ મી આગશટ.

વલસાડના મામલતદાર શેઠ રૂસતમજી ફરામજી તથા આમોદના મામલતદાર શેઠ એદલજી ડાથાભાઈ કોઠાવાલાને નામદાર સરકારે સુરત જીલામાં પેહલા વર્ગના સબારડીનેટ માજીસ્રેટની સત્તા આપી હતી.[2]

તા૦ ૨૫ મી આગશટ.

મરહુમ શેઠ નશરવાંનજી મનચેરજી કામાજીનાં ધર્મખાતાંનાં ફંડના તરસ્ટીઓએ તા૦ ૧ લી જુલાઈ ૧૮૬૧ નાં રાસ્ત ગોફતારમાં જાહેર ખબર છપાવી "જરતોશતી ધરમ શું છે તથા એ ધરમ કેવો ઉતમછે" એ બાબદ ઉપર જરથોશ્તીઓનાં બચ્ચાંઓને સારીપેઠે સમજ પડે એવો એક નીબંધ જે કોઈ જરથોસ્તી સુઘથી સરસ લખે તેને એ ફંડમાંથી રૂ૫૦૦) નું ઇનામ આપવાને જાહેર કીધું હતું. તે મુજબ તરસ્ટીઓપર ચાર નીબંધ આવ્યા હતા, તેમાંથી "મજદીઅસનો અહમે" એવી નિશાંનવાલો દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાનો લખેલો નીબંધ ઇનામને લાયક નીકલવાથી તેમને ઉપલું ઇનામ આપ્યું હતું, અને એ નીબંધ એક ચોપાનયાંના આકારમાં એ ફંડને ખરચે છપાવી પ્રગટ કીધો હતો.[3]

તા૦ ૩૧ મી આગશટ.

પારસીઓને માટે બંધાયલા લગન, તલાક તથા વારસા હીસ્સાના નવા ધારા આવતી કાલથી સરકારી હોકમ મુજબ અમલમાં આવનાર હતા, અને લગન તલાકના મુકદમાઓ ચુકવવા માટેની મુંબઇની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના પેહલવેહલા ડેલીગેટો તરીકે નામદાર સરકારે નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતા:—

શેઠો અરદેસર હોરમજજી વાડીઆ, બહમનજી જીજીભાઇ, બેહરાંમજી જીજીભાઇ, કાવશજી જાંગીરજી રેડીમની, દીનશાહજી માણેકજી પીટીટ, ડાથાભાઇ ફરાંમજી કરાકા, ફરાંમજી નશરવાંનજી પટેલ, હીરજીભાઇ હોરમજજી શેઠના, હોરમજજી બહમનજી વાડીઆ, દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપ આશાના, સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, માણેકજી ખરશેદજી સરાફ, મનચેરજી ફરાંમજી કામાજી, મનચેરજી હોરમજજી કામાજી, દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા, હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇ, શોરાબજી પેશતનજી ફરાંમજી, દસ્તુર શેરાબજી રૂસતમજી મુલ્લાંફીરોજના.[4]

તા૦ ૧ લી સપટેમબર.

શેઠ ફરાંમજી રૂસતમજી વીકાજીએ આગે વર્ષે યુનીવરસીટીમાંથી મેલવેલાં રૂ૨૦૦) નાં ઇનામની "હીમાલ્યા પર્વત" વિષેની કવિતા એક ચોપાંનીઆના આકારમાં છપાવી પ્રગટ કરવામાં આવી હતી.[5]

તા૦ ૨ જી સપટેમબર.

રોજ ૧૫ માહ ૧૨ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ ગુલબાઇ તે શેઠ નશરવાંનજી શેરાબજી જમશેદજી જીજીભાઇનાં પેહલીવારનાં ધણીઆંની તથા સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં બેઠીનાં ઉઠમણાંમાં ડાવેજર લેડી આવાંબાઇ તથા સર જમશેદજી, હાનરેબલ રૂસતમજી, શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઈ, બાઈ પીરોજબાઈ, લેડી રતનબાઈ, તથા બાઈ બચુબાઈ તે શેઠ શેરાબજીનાં ધણીઆંનીએ મલી રૂ૧૨૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[6]

તા૦ ૬ થી સપટેમબર.

રોજ ૧૯ માહ ૧૨ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

**મરણ**—બરજોરજી રતનજી કોપર—ઉમર વર્ષ ૫૭) શેઠ રતનજી હોમજી કોપરના વડા દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૩૬ માં પોતાના બાપનાં મરણ પછી પોતાના ભાઇ શેઠ

---

[1] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૭ મી આગશટ ૧૮૬૫.

[2] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૪ મી આગશટ ૧૮૬૫.

[3] "જરતોશતી ધરમ શું છે તથા એ ધરમ કેહવો ઓતમછે તે વીશેનો નીબંધ. બનાવનાર, દશતુર પેશોતનજી બેહેરાંમજી સંજાણા. મરહુમ શેઠ નોશરવાંનજી મનચેરજી કામાજીનાં ધરમખાતાંનાં ફંડના તરસ્ટી સાહેબોએ જરતોશતીઓની વાકેફકારીને સારૂં છપાવી પરગટ કરેઓછે. મુંબઇ, યુનિયન પ્રેસમાં છપાણીયો. સને ૧૨૩૪ ઇઅજદેજરદી. સને ૧૮૬૫ ઇસવી."

[4] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૩૧ મી આગશટ ૧૮૬૫.
ઉપલા કાએદા પ્રમાણે મુંબઇમાં થતાં પારસીઓનાં લગન રેજીસટર કરવાને સરકારે અતરેના ડીસ્ટ્રીકટ ડેપ્યુટી રેજીસ્ટ્રાર શેઠ બેહરાંમજી દાદાભાઇને નેમ્યા હતા.

[5] "The Homejee Cursetjee Prize Poem for 1864-65. The Himalaya Mountains. By, Framji Rustamji Vikaji. Published by authority of the University. Bombay: Education Society's Press, Byculla. 1865."
મુંબઇની યુનીવરસીટીના સંબંધમાં એક પારસીની જોડેલી આ પેહલવેહલી ઇંગ્રેજી કવિતા હતી. એ માટે કેળવણી ખાતાંના વડા સર અલેકઝાંડર ગ્રાંટ બારોનેટે પુનેથી તા૦ ૨૫ મી સપટેમબર ૧૮૬૫ ને દીને શેઠ ફરાંમજી રૂસતમજી વીકાજી ઉપર લખ્યું હતું કે—
"I have read it with pleasure, and think that it does credit to you and to your old college."

નવરોજજીની સાથે મલી "રતનજી હોમજીના છોકરાઓ" ને નામે તેમનો વીલાયતી દારૂકામનો રોજગાર ચલાવતા હતા. એ ધંધામાં એઓ બંને ભાઇઓએ સારી પુંજી મેલવી હતી. એવણ ઘણાજ રમુજી સ્વભાવના તથા હાજર જવાબી શખસ હતા.

તા૦ ૭ મી સપટેમબર.

રોજ ૨૦ માહ ૧૨ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

ગીરગાંમ મધે મરહુમ શેઠ અરદેશજી બીખાજી નાહલા પોહલના વાલી જુની દરેમેહરની જગાપર શેઠ જહાંગીરજી બેજનજી વકીલ પોતાના દીકરા મરહુમ શેઠ પેશતનજીની નઇઅને આજ દીને એક દાદગાહની દરેમેહર ક્રીથી પરહાવી હતી.[1]

તા૦ ૧૦ મી સપટેમબર.

રોજ ૨૩ માહ ૧૨ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

મરણ—ફરામજી બહમનજી પાલખીવાલા[2]—ઉમર વર્ષ ૪૯). શેઠ બહમનજી પેશતનજી પાલખીવાલાના બીજા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૩૭ થી અનરેનાં કસટમ હાઉસમાં રહયા હતા, અને વધતાં વધતાં ઈ૦ સ૦ ૧૮૪૯ માં ત્યાંના હેડ એપ્રાઇઝર નેમાઈ તે ઓહદો પોતાનાં મરણ સુધી ચલાવ્યો હતો.

તા૦ ૨૦ મી સપટેમબર.

ગાથા ૩ (શે૦) ૧૨૩૪ યજદેજરદી.

મરણ—મનચેરજી નશરવાંનજી નાદરશાહ—ઉમર વર્ષ ૬૭). શેઠ નશરવાંનજી રૂસતમજી નાદરશાહના બિજા દીકરા. એવણ પ્રથમમાં અનરેના જાણીતા મીલીનર મીઆં અહમદાબાદની દુકાનના મનેજર હતા. તે પછી તા૦ ૧ લી જાનેવારી ૧૮૩૮ થી પોતે ઇંગ્રેજ બજારના મેડા સ્ટ્રીટમાં જુદી "મીલીનરી"ની દુકાંન ઉઘાડી હતી, અને એ ધંધામાં ઘણા કુશલ ગણાતા હતા.

[1] એ દરેમેહર ચાલુ કરવા તથા તેના જરૂરીઆત ખરચ બાબે શેઠ જહાંગીરજી બેજનજી વકીલે તા૦ ૬ થી સપટેમબર ૧૮૬૫ નાં મુમબઈ ચાબુકમાં જાહેર ખબર છપાવી સર્વે જરથોસ્તીઓને જાણ કીધી હતી.

[2] એવણના બાવા શેઠ બહમનજી પેશતનજી પાલખીવાલાએ આએ સદીની શરૂઆતમાં સુરતથી અંતરે આવી પાલખી બનાવવાનું કારખાનું ઉઘાડયું હતું. તેમના મજકુર શેઠ ફરામજી સિવાય બીજા પાંચ બેટાએ શેઠો પાલણજી, દાદાભાઈ, કાવસજી, મનચેરજી, અને એદલજી પણ એ પાલખી બનાવવાના ધંધામાંજ પડયા હતા, અને પછવાડેથી ગાડી બનાવવાનાં જુદાં જુદાં કારખાંનાં પણ ઉઘાડયાં હતાં.

તા૦ ૨૩ મી સપટેમબર.

રોજ ૧ માહ ૧ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

શેઠ શેરાબજી જામાસપજી લાલાએ પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ બીખાઇજીનાં પુનને સારૂં મોટી દમણ મધે એક નશાખાંનું બંધાવી આપ્યું હતું.[3]

તા૦ ૩ જી અકટોબર.

શેઠ રૂસતમ ગોસતાસપ ઇરાંનીએ "રૂસ્તમી ગાયન" નામનું ગાયનનું એક ચોપાનયું ત્રણ આંકોમાં પ્રગટ કીધું હતું.[4]

તા૦ ૫ મી અકટોબર.

અનરેની "એગ્રીકલચરલ એન્ડ હારટીકલચરલ સોસાઇટી"નું જુનું દેવું ફીટાડી તેને હસ્તક "વિકટોરીઆ ગારડન" સુધારવા માટે એક ફંડ થયું હતું, જેમાં ૩૨૧૩૦) ઇંગ્રેજોના, ૩૧૫૪૫) હિંદુઓના, ૩૨૨૫) ચાહુદીઓના, ૩૨૫) પોરટુગીજોના, અને ૩૨૫૯૫)[5] પારસીઓના મલી ૩૯૫૩૨) ભરાયા હતા.

તા૦ ૬ ઠી અકટોબર.

લંડનની "સોશીયલ સાયનસ" નામની વખાણાયલી મંડલી આએ વર્ષે શેફીલડમાં મલી હતી તેની એક ખાસ સભામાં શેઠ માણેકજી ખરશેદજી સરાફે "હિંદુસ્થાંનમાં કેળવણીના ફેલાવા" ઉપર એક ભાષણ કીધું હતું.[6]

[3] આ નશાખાંનાંના દરવાજાપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"પનોમે ઇઅજદાંન—આ નશાખાનું નામદાર શેઠ "શેરાબજી જામાશજી લાલા શી મુંબઇ વાશીએ પોતાનાં "બેશતન ધનીઆંણી બાઇ બીખાઇજીનાં પુનને શારૂં બનધાવું "છે. રોજ ૧ માહ ૧ શને ૧૨૩૫ ઇઅજદજરદી."

[4] "રૂસ્તમી ગાયન, અંક ૧ લો (ત્રણ અંકમાં એ ગ્રંથ પુરો થાશે) કર્તા, રૂસ્તમ ઇરાની. મુંબઇ, યુનિયન પ્રેસ. ૧૮૬૫.

[5] પારસીઓના આ ૩૨૫૯૫) નીચે મુજબ હતા:—

(૫૦૦) સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, ઓનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈ, કાવશજી જહાંગીરજી રેડીમની. (૩૨૫૦) ફરામજી નશરવાંનજી પટેલ. (૧૨૫) બહમનજી ફરામજી કામાજી, પેશતનજી હોરમજજી કામાજી, (૩૧૦૦) ડોસાભાઈ ફરામજી કામાજી. (૩૭૫) ડોસાભાઈ હોરમજજી કામાજી. (૩૫૦) ફરામજી બહમનજી કામાજી, રૂસતમજી અરદેસર વાડીઆ, દીનશાહજી માણેકજી પીટીટ, ભીખજી માણેકજી બનાજી. (૩૩૦) હીરજીભાઇ જહાંગીરજી રેડીમની. (૩૨૫) મેહરવાંનજી જીજીભાઈ, નશરવાંનજી માણેકજી પીટીટ, પેશતનજી ફરામજી કામાજી, એદલજી નશરવાંનજી કોલાબેવાલા, હીરજીભાઇ માણેકજી રૂસતમજી. (૩૨૦) શેરાબજી ફરામજી પટેલ, હોમજી ખરશેદજી શાદીશેઠ. (૩૧૫) ખરશેદજી રૂસતમજી કામાજી, કામાજી પેશતનજી કામાજી. (૧૦) માણેકજી શેરાબજી આશબરનર.

[6] રાસ્ત ગોફતાર, તા૦ ૧૨ મી નવેમબર ૧૮૬૫.

તા૦ ૧૧ મી અક્ટોબર.

મુંબઈના નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે આજ દીને ટાઉન હાલમાં જંજીબારના સુલતાન જેઓ મુંબઈ ફરવાને આવ્યા હતા તેમનાં માન માટે એક દરબાર ભરી હતી. આ વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો હાજર હતાઃ—

હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈ, નામદાર ગવરનરની ધારા સભાના અધિકારી; સર જમશેદજી જીજીભાઈ બારોનેટ; શેઠ ડોશાભાઈ ફરામજી કરાકા, પોલીસના ત્રિજા માજીસ્ટ્રેટ.[૧]

તા૦ ૧૨ મી અક્ટોબર.

સુરતવાલા શેઠ બરજોરજી મેહરવાંનજી ફ્રેજરે ઈ૦ સ૦ ૧૮૫૭—૫૮ ના બળવા વખતે ઈંગ્રેજ સરકારને કેટલીક મદદ કીધી હતી, અને તેનો નાણાંનો બદલો આપવા કહયો તે લીધો નહિ, માટે તેમની વફાદારીના બદલામાં મુંબઈની સરકાર તરફથી એક સોનાંનો ચાંદ આજ દીને સુરતના કલેક્ટર મી૦ કામેરને એક મીજલસ ભરી તેની હજુરમાં તેમને ભેટ આપ્યો હતો કે હરેક ઘડતે અને જાહેર પ્રસંગે તેઓ તે પેહરે.[૨]

તા૦ ૧૨ મી અક્ટોબર.

કરાંચીની પારસી ડીસ્ત્રીક્ટ માટરીમોનીઅલ કોરટના ડેલીગેટ તરીકે નામદાર સરકારે તે તરફના નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતાઃ—

શેઠો દીનશાહ પીરોજશાહ મીનવાલા, દીનશાહ માણેકજી મીનવાલા, શાપુરજી હોરમજજી સોપારીવાલા, મેહરાંમજી મેહરવાંનજી કોટવાલ, હોરમજજી શેરાબજી કોઠારી, હોરમજજી દાદાભાઈ ઘડીઆલી, પેશતનજી મેહરાંમજી કોટવાલ, જહાંગીરજી જમશેદજી રાજકોટવાલા, ધનજીભાઈ હોરમજજી ઘડીઆલી, અરદેસર ગુસતાદજી કોહીઆર, મેહરાંમજી પીરોજશાહ મીનવાલા, પેશતનજી હોરમજજી ઘડીઆલી.[૩]

તા૦ ૧૩ મી અક્ટોબર.

રોજ ૨૧ માહ ૧ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

**મરણ**—દાદાભાઈ પેશતનજી આલપાઈવાલા[૪]—ઉમર વર્ષ ૮૮). સુરતવાલા શેઠ પેશતનજી ખરશેદજી કેરાવાલાના બીજા દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપની સાથે આલપાઈમાં શેઠ નવરોજજી કાવશજી નાલીએરવાલાની પેહડીપર મેહેતાગીરીમાં રહયા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૨૧ થી એજ પેહડીમાં એવણની થોડીક પાંતી રાખ્યામાં આવી હતી. ત્યારબાદ શેઠ નવરોજજીનાં ઈ૦ સ૦ ૧૮૨૫ માં મરણ પછી એવણે સુરત ખાતે આવી પોતાને હીસાબે મુંબઈ તથા ચીન ખાતેનો વ્યાપાર કરવા માંડયો. સુરત તથા તે તરફના જીલ્લાઓની સર જમશેદજી જીજીભાઈની પેહડીની રૂની આડતનું કામ એવણને હસ્તક લાંબી મુદત સુધી હતું. એ પછી મુંબઈમાંથી એવણે એક પેહડી સ્થાપી પોતે હિયાં આવી વસ્યા, અને આવડી લાંબી ઉમરે મરણ પણ હીયાંજ પામ્યા હતા.

તા૦ ૨૬ મી અક્ટોબર

ડાકટર લીવીંગસટનના આફ્રીકા ખંડના અંજાણ્યા ભાગોની શોધ કરવાના સાહસમાં મદદ કરવાને અતરેની રાએલ એશીઆટીક શોસાએટીએ એક ફંડ ઉભું કીધું હતું, તેમાં રૂ૪૦૦૫) ઈંગ્રેજોના, રૂ૮૮૦) હિંદુઓના, રૂ૨૫) મુસલમાંનોના અને રૂ૧૦૩૫)[૫] પારસીઓના મલી એકંદર રૂ૫૮૭૫) ભરાયા હતા.[૬]

તા૦ ૨૮ મી અક્ટોબર.

શેઠ નવરોજજી માણેકજી વાડીઆએ મુંબઈ મધે "ફ્રેંચ મરચંટ સરવીસ" ને મદદ કરવા માટે ફ્રાંસના શાહ-

---

[૧] બોમ્બે ગેજેટ, તા૦ ૧૪ મી અક્ટોબર ૧૮૬૫.

[૨] ગુજરાત મીત્ર, તા૦ ૧૫ મી અક્ટોબર ૧૮૬૫.

આ ચાંદપર નીચે મુજબ લેખ કોતરેલોછેઃ—

Presented
By the
Bombay Government
To
Mr. Burjorjee Merwanjee,
For his
Loyal conduct
During the years 1857 and 1858.

આ માનવંતુ તેની ખુશાલીમાં શેઠ બરજોરજીએ તા૦ ૩૦ મી અક્ટોબરની રાત્રે સુરતના સર્વે ઈંગ્રેજ ગ્રહસ્થો અને બાનુઓને પોતાનાં બંગલામાં એક જીઆફત આપી હતી.

[૩] બોમ્બે ગવરમેંટ ગેજેટ, ૧૨ મી અક્ટોબર ૧૮૬૫.

[૪] શેઠો કેખશરૂ હોરમજજી આલપાઈવાલા, તથા દાદાભાઈ જમશેદજી આલપાઈવાલા, બી. એ. ના બપાસા. એવણના એક સગીઆઈ ભાઈ શેઠ ફરદુનજી પેશતનજી આલપાઈવાલા પણ એમની સાથે આલપાઈમાં વ્યાપાર કરતા હતા.

[૫] આ રૂ૧૦૩૫) નીચે મુજબ હતા—

(રૂ૫૦૦) હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈ (રૂ૨૫૦) સર જમશેદજી જીજીભાઈ બારોનેટ (રૂ૨૦૦) ખાંનબાહાદુર પદમજી પેશતનજી (રૂ૭૫) ફરાંમજી નશરવાંનજી પટેલ (રૂ૧૦) માણેકજી શેરાબજી આશબરનર.

[૬] ટાઈમસ ઑફ ઈંડીઆ, તા૦ ૧ લી નવેમબર ૧૮૬૫.

આ રકમ એશીઆટીક શોસાએટીના શેક્રેટરી ડાકટર બરડવુડે તા૦ ૨૨ મી નવેમબર ૧૮૬૫ ને દીને ડાકટર લીવીંગસટન ઊપર એક પત્ર લખી મોકલી આપી હતી.

નશાહ લુઇ નેપોલીઅને એક સોનાનો ચાંદ અતરેના ફ્રેંચ કૉનસલની મારફતે ભેટ મોકલ્યો હતો.[1]

---

તા० ૮ મી નવેમબર.

રોજ ૧૭ માહ ૨ (શે०) ૧૨૩૫ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆ વાલાં આતશબેહરાંમની શાલગરેહનાં જશનની મીજલસમાં દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ "માણસ જાતને ધરમની જરૂર અને મજદીઅસની ધરમનું પુરાતનપણું" એ બાબદ વિષે એક વાએજ કરી સંભળાવી હતી. તે પુરી થયા બાદ સર જમશેદજી જીજીભાઇ બારોનેટે ઉઠી દસ્તુરજીનો ઉપકાર માની એ કામ ચાલુ રાખવાની તેમને મજબુત ભલામણ કીધી હતી.[2]

---

તા० ૮ મી નવેમબર.

રોજ ૧૭ માહ ૩ (ક०) ૧૨૩૫ યજદેજરદી.

**મરણ**—રતનજી પેશતનજી પોંહચા—ઉમર વર્ષ ૮૩) શેઠ પેશતનજી પોંહચાજીના બીજા દીકરા. એવણ પ્રથમમાં મરહુમ શેઠ અરદેસર દાદીભાઇની સહાયતાથી દુબાષનું કામ કરતા હતા. તે બાદ પોતાને હીસાબે થોડાક વ્યાપાર ચલાવતા હતા, અને લાંબી મુદત સુધી જઇફીને લીધે એકાંત જીંદગી ગુજારી હતી. અતરેના પારસીઓમાં એવણ તે વેળાએ "રતનજી બાવા" નાં નામથી જણીતા હતા.

---

તા० ૮ મી નવેમબર.

રોજ ૧૭ માહ ૨ (શે०) ૧૨૩૫ યજદેજરદી.

**મરણ**—ફરાંમજી કાવશજી શેઠના[3]—ઉમર વર્ષ ૭૩). એવણ પ્રથમમાં સુરતથી અતરે આવી છાપરીઆઓની પેહડીમાં નોકરી કરતા હતા. તે બાદ પોતાના ભાઈ શેઠ પેશતનજી કાવશજી શેઠના સાથે ચીનના વ્યાપારમાં શામેલ થયા હતા. ઈ० સ० ૧૮૫૯ માં સુરત મધે બરથાંણુંનાં દોખમાંઓની સામે એક પથ્થરની શગડી એવણે પોતાના બચ્ચાંઓની સાથે મળી બંધાવી હતી.

---

તા० ૯ મી નવેમબર.

શેઠ અરદેશર ફરાંમજી મુસને નામદાર સરકારે મુંબઇના એક જસટીસ ઑફ ધી પીસ ઇયાને સુલેહના અમલદાર નેમ્યા હતા.[4]

---

તા० ૧૧ મી નવેમબર.

રોજ ૨૦ માહ ૩ (ક०) ૧૨૩૪ યજદેજરદી.

**મરણ**—રતનબાઈ તે બરજોરજી ભીખાજી પાંડેનાં સાસુ—ઉમર વર્ષ ૧૦૫). એવણ મુંબઇ મધે હમામ ગલીમાં આવડી લાંબી ઉમરે મરણ પામ્યાં હતાં.

---

તા० ૧૪ મી નવેમબર.

રોજ ૨૩ માહ ૨ (શે०) ૧૨૩૫ યજદેજરદી.

**મરણ**—બરજોરજી મેહરવાંનજી માલવી—ઉમર વર્ષ ૬૬). એવણ ઈ० સ० ૧૮૩૮ થી શેઠ એદલજી કાવશજી આમરીઆ, રૂસતમજી પાલણજી આમરીઆ, અને નશરવાંનજી કાવશજી હાંસોટીઆ સાથે "નશરવાંનજી તથા પાલણજીની કું०" નાં નામથી મુંબઇ મધે ગાડીઘોડા ભાડે આપવાનો ધંધો કરતા હતા. તે બાદ ૧૮૪૬ થી "બરજોરજી તથા પાલણજીની કું०" ને નામે તે ધંધો ચાલુ કીધો હતો. મુંબઇમાં આગલા વખતમાં નશાબાજ તથા ખાંનીઆઓનો જે જુલમાત ચાલતો હતો તે ટાલવામાં એવણે ઘણીક રીતે પોતીકી જાતી મદદ આપી હતી, તથા જરથોસ્તી રવાનોને અવલમંજલ પોંહચાડવાનું ફંડ અતરે સ્થાપ્યું ત્યારથી નશાશાલાર તથા ખાંનીઆઓ ઉપર દેખરેખ રાખવાને પંચાત તરફથી નેમેલી કમીટીના એક અધિકારી હતા.

---

તા० ૧૬ મી નવેમબર.

આજ દીને મરહુમ શેઠ બરજોરજી મેહરવાંનજી માલવીનાં ઉઠમણાંમાં તેમનાં બેટીઓએ રૂ૫૩૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[5]

---

[1] રાસ્ત ગોફતાર, તા० ૨૯ મી અકટોબર ૧૮૬૫.

આ ચાંદ ઊપર નીચે પ્રમાણેનો લેખ ફ્રેન્ચ ભાષામાં કોતરેલોછે :—

Ministere de la Marine & des Colonies
A Nowrojee Manockjee Wadia
Négociant à Bombay.
Services à la Marine Marchande Française
1865.

ઊપલા લેખનો ઇંગ્રેજી અર્થ નીચે મુજબછે :—

Ministry of the Marine & of the Colonies.
To
Nowrojee Manockjee Wadia Merchant at Bombay.—Services to the French Mercantile Marine 1865

[2] જામે જમશેદ, તા० ૧૦ મી નવેમબર ૧૮૬૫.

એ વાએજ એક ચોપાનીઆંના આકારમાં નીચે મુજબ છાપી પ્રગટ કીધી હતી :—

"માણસ જાતને ધરમની જરૂર અને મજદીઅસની ધરમનું પુરાતનપણું. આએ બાબત ઊપર દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાંએ મરહુમ શેઠ હોરમજજી બેહેમનજી વાડીઆજીનાં આતશબેહેરામ સાહેબ બાતે જરતોશતીઓની જાહેર સભાની નજદીક કરેલું ભાષણ. જામે જમશેદ છાપાખાંનામાં મધે છાપેલોછે. સને ૧૨૩૫ ઇઅજદજરદી. સને ૧૮૬૬ ઇસવી."

[3] મરહુમ શેઠ કાવશજી ફરાંમજી શેઠનાના બાવા.

[4] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા० ૯ મી નવેમબર ૧૮૬૫.

[5] મુંબઇ ચાબુક, તા० ૧૮ મી નવેમબર ૧૮૬૫.

તા૦ ૧૮ મી નવેમબર.

ડાકટર કેસોવીચ નામના એક રૂશીઆંન ગ્રહસ્થે જરથોસ્તના ગાથાનો તરજુમો લાટીન ભાષામાં કરી તેનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[૨]

તા૦ ૨૦ મી નવેમબર.

લંડન તરફ આવેલી ઓક્ષકામબરજની એક મોટી હોનરશાલામાં સરકારને ખરચે ઇનામો આપવાનો એક મોટો મેલાવડો આજ રોજે "હારટલી હાલ"નાં દીવાનખાંનામાં લારડ મેયરનાં પ્રમુખપણાં હેઠલ થયો હતો. તે વેળાએ મુંબઈની સમાલ કાઝ કોરટના જજ શેઠ માણેકજી ખરશેદજી મશકના હાથે ફતેહમંદ વિદ્યાર્થીઓને ઇનામો વેંહચી અપાવ્યાં હતાં.[૨]

તા૦ ૨૩ મી નવેમબર.

પુણાંની પારસી ડીસ્ત્રીકટ માટરીમોનીઅલ કોરટના ડેલીગેટ તરીકે નામદાર સરકારે તે તરફના નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતા:—

શેઠ અરદેસર ખરશેદજી શેઠના મુનસફ, ખાંનબાહાદુર બરજોરજી ભીખાજી રહીંમાર, દોરાબજી પદમજી પેશતનજી, દોરાબજી પેશતનજી ઘાસવાલા, ધનજીશાહ જમશેદજી અકલેસરીઆ, એદલજી હોરમજજી થાણેવાલા, ખાંનબાહાદુર ફરાંમજી નશરવાંનજી શેઠના, જહાંગીરજી માણેકજી ચીનાઇ, મેહરવાંનજી દાદાભાઇ, દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપ આશાના, તેહમુલજી દાદાભાઇ મોદી, દસ્તુર તેહમુલજી મીનોચેહરજી હોજદાર.[૩]

તા૦ ૨૮ મી નવેમબર.

રોજ ૩ માહ ૪ (ક૦) ૧૨૩૫ યજદેજરદી.

આજ રોજે મરહુમ શેઠ પેશતનજી હોરમજજી રૂસતમ ફરાંમતાં ઉઠમણાંમાં તેમના ભાઇ શેઠ કાવશજી હોરમજજી રૂસ્તમ ફરાંમ તથા બીજાં ઓશીઓએ મલી રૂ૧૧૨૫) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[૪]

તા૦ ૨૫ મી નવેમબર.

શેઠો હોરમજજી મનચેરજી સીગર, એદલજી જમશેદજી ઓરી, અને શાપુરજી બરજોરજી ભરૂચાએ "ત્રણ પારસી વીદયારથીઓ" જે નામે "અરેબીઅન નાઇટસ"નો ગુજરાતીમાં તરજુમો કરી એ મોટાં દફતરમાં બાહેર પાડયો હતો.[૫] એ પુસ્તક હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇને અર્પણ કરવામાં આવ્યું હતું, અને તેના દીબાચામાં બનાવનારાઓએ શેઠ ધનજીશાહ મેહરવાંનજી કરાકાએ એ પુસ્તક પ્રસીધ કરવા ઘણી દીલસોજીથી કરેલી મદદ માટે તેમનો ઉપકાર માનયો હતો.

તા૦ ૨૮ મી નવેમબર.

રોજ ૭ માહ ૩ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

**મરણ**—બરજોરજી નશરવાંનજી ગોટલીબાજ—(ઉમર વર્ષ ૪૫). એવણ હાંગકાંગ ખાતે દલાલીનો ધંધો કરતા હતા, તથા દૂર એક ટેકડી ઉપરના બંગલામાં રેહતા હતા. તા૦ ૧૭ મી નવેમબર ૧૮૬૫ ની મધરાતના એવણના બંગલામાં પંદર વીશેક ચીના ચોરોનું એક ટોળું હથીઆરો સમેત દાખલ થયું. એવણે એક ભરેલી પીસતોલ પોતાનો બંચાવ કરવા માટે તેઓ ઉપર ફોડી, પણ તે રદ ગઇ, અને ચોરોએ એવણને ઘણાક જખમો કરી બંગલા માહેની સર્વે કીમતી ચીજો લુટી લઈ ગયા. પછી ડાકટરની તથા હાંગકાંગના બીજા પારસીઓની મદદ આવી પોંહતાથી એવણને પારસીઓની વસ્તીવાળી જગામાં કોઈ મિત્રનાં ઘરમાં લઈ ગયા, જ્યાં દશેક દાહડા જીવી પોતાનો પ્રાંણ મેલી દીધો હતો. આ બનાવથી ચીન મધે સઘળા પારસીઓમાં ઘણી દલગીરી ફેલાઇ હતી.

તા૦ ૨ જી ડીસેમબર.

રોજ ૧૧ માહ ૩ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

**મરણ**—હોરમજજી કાવશજી કમોદ[૬]—(ઉમર વર્ષ ૫૪). એવણ પ્રથમમાં થોડાક ઇંગ્રેજોની સાથે દલાલીનાં કામમાં પડેલા હતા; તે પછી ઈ૦ સ૦ ૧૮૩૫ માં ચીન ગયા હતા, અને મકાઉમાં કેટલાક પોરટુગીજોની સાથે બ્યાપાર કરવા માંડયો હતો.

---

[૨] "Decem Sendavestæ excerpta latine vertit sententiarum explicationem et critices commentarios adjecit textum archetyhi ad Westergaardii, Spiegelii aliorumque lucubrationes recensuit Dr. Cajetanus Kossowicz. Parisiis. MDCCCLXV,"

[૨]ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૮મી જાનેવારી ૧૮૬૬.

[૩] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૭ મી નવેમબર ૧૮૬૫. પુણાંની ડીસ્ત્રીકટ માટરીમોનીઅલ કોરટની હદમાં પુણાં, અહમદનગર, સેતારા અને કલાદગીના આખા જીલ્લા સમાયલાછે.

[૪] જામે જમશેદ, તા૦ ૨૭ મી નવેમબર ૧૮૬૫.

[૫] "ધી અરેબીઅન નાઇટશમો ગુજરાતી તરજુમો (ચીતરો સાથે) પુસતક પેહલું. બનાવનાર, તરણ પારશી વીદીયારથીઓ. મુંબઇ, જાઇનટ સ્ટાક પરેસમાં છપાયોછે. ૧૮૬૫."

[૬] ખાંનબાહાદુર દાદાભાઇ હોરમજજી કમોદના બાવા.

એવણના બાવા શેઠ કાવશજી દોરાબાઇ કમોદ સુરતથી અતરે આવ્યા હતા, અને પ્રથમમાં કમોદના ચોખાનો બ્યાપાર કરતા હતા. તે પછી પોરટુગીજ બ્યાપારીઓ સાથે અતરે દલાલી તેમજ ગોવાનો સર્વે જીનસોનો બ્યાપાર કરવા માંડયો હતો.

તા० ૨ જી ડીસેમ્બર.

આજ દીને ચીન જતી મેલ સ્ટીમરમાં શેઠ હોરમસજી રૂસ્તમજી દાવર પોતાનાં ધણીઆંની બાઈ પુતલીબાઈ તે શેઠ કાવસજી સોરાબજી પટેલનાં બેટીને સાથે લઈ હાંગકાંગ ખાતે ગયા હતા. ચીન મધે આ પેહલવેહલીજ પારસી બાનું ગઈ હતી.[1]

---

તા० ૪ થી ડીસેમ્બર.

રોજ ૧૩ માહ ૪ (કo) ૧૨૩૫ યઝદેજરદી.

મુંબઈમાં વસનારા ગરીબ જરથોસ્તીઓને માંદગીની વેળાએ હવા પાણી ફેરફાર કરવા માટે શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડેએ પોતાને ખરચે વચલે કોલાબે એક સેનીટેરીઅમ બંધાવ્યું હતું, તે મકાન ખોહલું મુકવાની જશનની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી. આ વેળાએ જરથોસ્તીઓની એક મોટી ઠઠ ત્યાં ભેગી મળી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ શેઠ મેહરવાંનજી તરફથી એક અંજુમન પત્ર વાંચી સંભળાવવામાં આવ્યો હતો. જેમાં જણાવ્યું હતું કે એ મકાનનું નામ "મેહરવાંન બાગ" કરી રાખવામાં આવ્યુંછે, તથા તેનો વહીવટ ચલાવવાનું તેવણનાં ધર્મખાતાંનાં તરસ્ટીઓ શેઠો મેહરવાંનજી ફરાંમજી પાંડે, દીનશાહજી માણેકજી પીટીટ, શાપુરજી અરદેસર પાંડે, અને દોરાબજી ફરાંમજી પાંડેને સોંપવામાં આવ્યુંછે. એ મકાંનમાં ૭૬) પારસી કુટુંબોના વપરાસમાં આવે એવા જુદા જુદા ઓરડાઓ કીધેલાછે. ઉપલો અંજુમનપત્ર વંચાયા પછી શેઠ મેહરવાંનજી તરફથી ત્યાં નાતનું જમન તૈયાર કરાવવામાં આવ્યું હતું તેની ચાશની કરી સર્વે લોક વદાય થયા હતાં.[2]

તા० ૫ મી ડીસેમ્બર.

દસ્તુર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પ આશાનાએ "આદમ જાત તે સાહેબની બખશેશને માટે કેટલું આભારી છે" એ બાબદ ઉપર એક વાએજ આજ દીને મરહુમ શેઠ કાવસજી બેહરામજી બનાજીવાલાં આતશબેહરાંમનાં દીવાંનખાંમાંમાં કીધી હતી. તે પુરી થવા બાદ દસ્તુર પેશોતનજી

---

[1] જામે જમશેદ, તા० ૧૪ મી નવેમ્બર ૧૮૬૫.

[2] જામે જમશેદ, તા० ૫ મી ડીસેમ્બર ૧૮૬૫.

એ જશનમાં શામેલ થવાને શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડેએ તા० ૨ જી ડીસેમ્બર ૧૮૬૫ નાં ગુજરાતી તથા ઈંગ્રેજી વર્તમાન પત્રોમાં જાહેર ખબર છપાવી સર્વે જરથોસ્તીઓને અરજ કીધી હતી, તથા સર્વે દેશી વેપારીઓ, શેઠ સાહુકારો, વગેરેને તેમની નોકરીમાંના પારસીઓને એ દીને રજા આપવાને એલતેમાસ કીધી હતી.

આ સેનીટેરીઅમ બાંધવા માટે શેઠ મેહરવાંનજીએ સરકાર પાસેથી ૧૧૪૬૭ ચોરસવાર જગા વેચાતી લીધી તેના રૂ૨૯૯૨૮—૫—૩ તથા દરીઆ કીનારા ભણીની થોડીક જગાની પુરની કરવા, તેમજ એ ઇમારત બાંધવાના ખરચનાં રૂ૩૮૪૧૮૨—૭—૦ મળી કુલે રૂ૪૧૪૧૧૦—૧૨—૩ નો ખરચ શેઠ મેહરવાંનજીને પડયો હતો.

"એ મકાનની ચારે બાજુઓ ફરતી વળાણ લઇને જુદા જુદા ૭૬ ઓરડાઓ બનાવ્યામાં આવ્યાછે, અને દરેક ઓરડા દીઠ એકેક બાવરચીખાનું તથા મોરી બાંધેલીછે. દરેક ઓરડામાં હવા આવજાવ થવાના ખોલા મારગો સારી ગોઠવણથી રાખેલાછે, તથા પાછલી બાજુએથી બધી તરફથી દરીઆ કીનારો આવેલોછે, તેમજ કંપાઉંડમાં ઝાડપાનની સારી ગોઠવણ રાખીછે; તથા સાહેબે વેહારના જશ પણ મુકવામાં આવ્યાછે. આગલી તરફ વચોવચમાં એક મોટો મીનારો બાંધી તે ઉપર ઘડીઆલ ગોઠવ્યુંછે, તથા જરતોશતી ધરમને લગતી કીરીઆ કરવા સારૂ એક એલાહેદો ઓરડો કાઢેલોછે."

(જામે જમશેદ, તા० ૫ મી ડીસેમ્બર ૧૮૬૫.)

આ મકાન ખોહલું મુક્યા પછી તેમાં બીમારોને અગત્યની વેળાએ તુરત સલાહ મલે તે માટે ડાક્તર રૂસતમજી જમશેદજી નાદરશાહને અને ઈ० સ० ૧૮૭૮ માં તેમનાં મરણ પછી ડાક્ટર રૂસતમજી પેશોતનજી ભરૂચાને ત્યાં પગારદારે તબીબ તરીકે રાખવામાં આવ્યાછે, એજ મુજબ એક પારસી રખેવાલ, તથા બાગબાંનો, મસાલો, વગેરે માણસો રાખવામાં આવ્યાછે. તે સઘળાંઓના પગાર તથા એ મકાંનની મરામત વગેરેના ખરચને માટે શેઠ મેહરવાંનજીએ ઈ० સ० ૧૮૬૨ માં સ્થાપેલાં રૂ૧૬૫૦૦૦) નાં "શ્રી શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડે ચારીટેબલ ફંડ" માંથી ખરચ બાદ કરતાં ઈ० સ० ૧૮૭૫ માં સાંમા રૂ૫૫૫૮૩—૦—૬ વધયા હતા, તે મધેથી રૂ૪૦૦૦૦) ની રકમ જુદી કાટી તેનું "રીપેરસ ફંડ" ને નામે એક એલાહેદું ખાતું ઊપલાં ધર્મખાતાંમાં પાડયું, અને તેમાં પોતાની તરફથી કોલાબા લાંડ કુંપનીના છ શેરો ભેટ આપી ઊમેરયા, અને એ વખતે પોતાંનાં સઘળાં ધર્મખાતાંનું એક સામટું નવુંજ તરસ્ટડીડ તા० ૨૪ મી મારચ ૧૮૭૫ ને દીને હાઈ કોરટના વકીલો મેશરસ ક્રાફરડ અને બ્રોવીની મારફતે કરાવ્યું હતું. એ ખાતાં મધેથી કોલાબાનું સાનીટેરીઅમ તથા કરેલવાડી તરફની એવણની "પાંડે ધર્મશાલા" ની મરામત, નોકરોના પગાર, વગેરેનો ખરચ ચલાવવાનો બંદોબસ્ત કીધો હતો.

એ મકાંન જોવાને મુંબઈના નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅર તથા કમાનડર ઇન-ચીફ સર રાબરટ નેપીઅર (પછવાડેથી લારડ નેપીઅર ઑફ મગદલા) પોતાના રેસાલા સહીત તા० ૨૪ મી આપરેલ ૧૮૬૬ ને દીને ગયા હતા. તેમને શેઠ મેહરવાંનજીએ પોતે તથા સર જમશેદજી જીજીભાઈ બારોનેટ તેમજ અતરેની પોલીસના ત્રિજા માજીસ્ટ્રેટ શેઠ ડોસાભાઈ ફરાંમજી કામા તથા એ મકાંન બાંધનાર મીસતરી શેઠ હીરજીભાઈ રતનજીએ આવકાર દઈ આખું મકાંન ફરીને દેખાડયું. તે પછી નામદાર ગવરનરે શેઠ મેહરવાંનજીને મુબારકબાદી આપી અને કહ્યું કે "તમોને મેં આગેજ ઓળખ્યાછે, અને તમોને જોઈ હું ઘણોજ ખુશી થયોછું. હું અજબ થાઊંછું કે મોટાઓની મંડલીમાં મેં તમોને જોયા નથી, અને તમો જાણવામાંથી આવ્યા નથી. આવું મકાન બાંધવાની વાત તમારાં ધીઆંનમાં કેમ આવી?" આના જવાબમાં શેઠ મેહરવાંનજીએ જણાવ્યું કે "હું ગરીબાઈમાંથી વધેલોછું, તેથી માંદગીની વખતે ગરીબોને કેવી અગવડ પડેછે તે હું સારી પેઠે જાણતો હતો, અને તેનો મને અનુભવ પણ હતો." છેવટે નામદાર ગવરનરે કહ્યું કે "આવાં મકાનની તમારા લોકોમા ઘણી જરૂર હતી તે તમોએ એખજા હાવે પુરી પાડીછે તે માટે તમોને ઘણી શાબાશી

બેહરાંમજી મુંજાણાએ ઉઠી મીજલસની તરફથી દસ્તુરજીનો ઉપકાર માન્યો હતો.[1]

---

તા૦ ૭ મી ડીસેમબર.

શેઠ રુસ્તમજી કાવસજી સુરતી (જાસુસી)એ અમેરીકાની લડાઇને લગતું "ઉતરવાલાઓની ફતેહ અને ગોલાંમગીરીનું નાબુદ થવું." એ બાબદ ઉપર એક નામીચા ફ્રેંચ વિદ્વાનનાં વિચારોનો ઇંગ્રેજીમાંથી ગુજરાતીમાં તરજુમો કરી તેનું ચોપાંનયું બાહેર પાડયું હતું.[2] એ ચોપાંનયું શેઠ ડોશાભાઈ ફરાંમજી કામાજીને ખરચે છપાયું હતું.

---

તા૦ ૧૧ મી ડીસેમબર.

શેઠ ધનજીશાહ માણેકજી લાલકાકાએ આજ દીને લીવરપુલ ખાતે ત્યાંની "લીટરરી એન્ડ ફીલાસોફીકલ સોસાઈટી" ની એક જાહેર સભામાં "હિંદુસ્થાંનઃ તેની તવારીખ, રીતી અને આબાદી; તથા ત્યાંની ત્રણ મુખ્ય કોમો—હિંદુ, મુસલમાંન અને પારસીઓની રીતભાંત તથા રસમો" વિષે એક ભાષાણ કીધું હતું.[3]

---

તા૦ ૧૨ મી ડીસેમબર.

શેઠ ડોશાભાઈ ફરાંમજી કામાજી જેઓ ઈ૦ સ૦ ૧૮૬૨ માં અમેરીકાની મુસાફરીએ ગયા હતા, અને ત્યાંના લોકોની મેહનત, હુશીયારી તથા સુધારા જોઇ ઘણા ખુશી થયા હતા, તેઓએ ઉત્તર અને દખણવાલાઓ વચ્ચે ગોલાંમગીરી નાબુદ કરવાને લગતી મોટી લડાઇનું હાલ સમાધાંન થવાથી ઉત્તરવાલાઓએ દખણવાલાઓને માફ કરવા તથા પાછી ભાઇબંધી ચાલુ રાખવા વિષે પ્રોપકાર બુધીથી એક સુચનાનો પત્ર અતરેથી તા૦ ૨૩ મી જુલાઈ ૧૮૬૫ ને દીને લખી તે ત્યાંના પોતાના આડતીઆની મારફતે આજનાં "ઇવનીંગ પોસ્ટ" ના આંકમાં પ્રગટ કરાવ્યો હતો, તથા મરનાર પ્રેસીડંટ લીનકનની એક મોટી તસ્વીર ખરીદવાને ૫૦૦) ડાલર મોકલ્યા હતા.[4]

---

ઘટેછે, અને જેઓ હીયાં આવી પોતાની તબીયત સુધારી જશે તેઓના તમો ઘણા આશીરવાદ મેલવશો."

એ પછી ઈ૦ સ૦ ૧૮૭૧ માં એ મકાંનનો લાભ લઇ જનારા હજારો જરથોસ્તીઓમાંથી કેટલાકોએ શેઠ મેહરવાંનજીની એક આખાં કદની તસવીર ચીતરાવી તે એ સાનીટેરીઅમના કોઇ લાએક ભાગ ઉપર ટાંગવાનો ઠેડાવ કીધો હતો, અને તે માટે એમની પરવાંનગી મેલવવાને તા૦ ૨૭ મી આપરેલ ૧૮૭૧ ને દીને શેઠો નશરવાંનજી ફરદુનજી પારખ, મનચેરશાહ બેજનજી મેહરહોમજીના, અને તેહમુલજી પેશતનજી શેઠનાનું એક ડેપ્યુટેશન એમને મજગામને બંગલે ગયું હતું. એ પછી એ કારણસર એજ ગ્રંહસ્થોએ એક ફંડ ઊભું કીધું હતું, જેમાં ટુક વખતમાં ટુક ટુક રકમે ૩૭૦૦૦) થી વધુ એકઠા થયા હતા, અને તેમાંથી ઊપર જણાવ્યા મુજબ એ શેઠની તસવીર ન પધારતાં એક "બસ્ટ" ધપાએ અર્ધ બાવલું લંડનથી જાણીતા શીલ્પ શાસ્ત્રી મી૦ એમ. નોબલ પાસે બનાવી મંગાવ્યું હતું, અને તે હાલ તુરત એ મકાંનનાં દીવાંનખાંનાંમાં મુકવામાં આવ્યુંછે.

[1] જામે જમશેદ, તા૦ ૭ મી ડીસેમબર ૧૮૬૫.

એ વાએજ એક ચોપાંનીઆંના આકારમાં નીચે મુજબ છપાવી પ્રગટ કીધી હતી:—

"આદમ જાત તે સાહેબની બખશેશ માટે કેટલું આભારી છે, એવે નામની એક વાઆજ દસ્તુર જામાસજી મીનોચેહરજી જામાસપ આશાના એઓએ વાંચી સંભલાવી હતી તે. મુંબઇ: યુનિઅન પ્રેસ. ઇઅજદેજરદી ૧૨૩૫. ઇશવી સને ૧૮૬૬."

[2] "ઊતરવાલાઓની ફતેહ અને ગોલાંમગીરીનું નાબુદ થવું. કાઊનટ ડી મોનટાલેમબરટ નામે એક મોહો દીવાંન ફરેનચમેને રેશાલાના આકારમાં ઊપલી બાબદો વીશે પોતાના મોલેબર વીચારો "લે કોરેશપોનડનટ" નામનાં એક પારીશનાં પતરમાં જાહેર કરીઆછે તેના એક ભાગનો ઇંગરેજીમાં તરજુમો શ્રી નીઊઇઓરકનાં "ધી ઇવનીંગ પોશટ" નામનાં પતરમાં છપાએલોછે તેનો ગુજરાતી તરજુમો કરી પરગટ કરીઓછે. મુંબઇ, દફતર આશકારા છાપાખાંનાંમાં છાપીયુંછે. ૧૮૬૫."

[3] આ ભાષાણનું એક ચોપાનીયું નીચલાં નામથી બાહેર પાડવામાં આવ્યું હતું:—

"India: its history, character and prosperity, with manners and customs of the three principal races: Hindoos, Mahomedans, and Parsees; illustrated by panorama and views of the three Presidencies: Calcutta, Madras, and Bombay. A paper read before the Liverpool Literary and Philosophical Society 11th December 1865. By, Dhunjeeshaw Maneckjee Lalcaca. Liverpool: Rockliff Brothers, Printers, 44 Castle Street. 1865."

[4] રાસ્ત ગોફતાર, તા૦ ૪ થી મારચ ૧૮૬૬.

આ પત્ર શેઠ ડોશાભાઇ ફરાંમજી કામાજીએ A lover of Peace એવા તખલ્લુસથી લખ્યો હતો. તે અતરે સદાબરો ઊતારી લઇજીએ છીએ:—

Bombay, 23rd July.1865.

To
THE EDITOR OF THE EVENING POST
NEW YORK.

Sir,

However extravagant or presumptuous you may consider the idea of a private man making free to address you from the other end of the world on questions of state policy, yet such is human nature that when impelled by sympathy or affinity of feeling, aided by an independent turn of mind and an off-hand, impetuous and firm Zeal about action, he is pushed on to individual exertion and in dealing with questions affecting the cardinal principles of men's conduct and actions, he looks upon every thing as within his scope, and turns his inward self towards distant people and events as though the persons breathed near him and he was an eye witness of the occurrences. Every man has his idiosyncrasies and I have mine I am an admirer of goodness, ingenuity, energy, free constitutions and civilized men and nations in the true acceptations of those terms. Among the foreign lands it has been my lot to visit, is included a portion of the

તા૦ ૧૬ મી ડીસેમબર

અતરેની હાઈ કોરટના એક કામ ચલાઉ જડજ હાનરેબલ ટી. સી. આનસટીએ ઇનસાફની ખુરસી ઉપર બેશી ઘણોજ આકલો સ્વભાવ, તોછડાઈ, તથા મસ્તાઇથી કેટલીક અણઘટતી તથા ઇનસાફની ગંભીરાઇને ન છાજે એવી ચાલ ચલાવ્યાથી તેને એ ઓહદા ઉપરથી દુર કરવા માટે નામદાર સરકારને એક અરજી કરવાને અતરેના દેશી ગ્રહસ્થોની એક વગવાલી સભા આજ દીને મજગાંમ કાસલમાં સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅર જોગ કરવા ધારેલી અરજી ઇંગ્રેજીમાં સરનશીને તથા તેનો ગુજરાતીમાં તરજુમો શેઠ હોરમસજી દાદાભાઈ પલીડરે વાંચી સંભલાવ્યાં. જે પછી તે પરના લોકોની સહીઓ લઇ નામદાર ગવરનરપર મોકલવાને સરનશીનને અરજ કરી સભા બરખાસ્ત થઈ હતી.[1]

તા૦ ૧૮ મી ડીસેમબર

શેઠ મેહરવાનજી હોરમસજી મેહતાએ "ભુગોલ વર્ણન" નામનું એક પુસ્તક ગુજરાતીમાં રચી પ્રગટ કીધું હતું.[2]

તા૦ ૨૦ મી ડીસેમબર.

હાનરેબલ રુસતમજી જમશેદજી જીજીભાઇએ મુંબઇની મ્યુનીસીપાલીટીને રૂ૧૦૦૦૦) ની કીમતનું આગ હોલવવાનું

United States. I visited it along with another companion of mine about the middle of the year 1862. I was struck with the Institutions and the general aspect of the country. I was amazed at the energy, the accomplishments and the civilization of the people. Everything around me inspired me with lofty and exalted thoughts. War was even then raging in the land, but it had then made but little progress, it had not told anything upon the unprecedented prosperity of the country. Since then mighty events have befallen your cherished land, streams of blood have washed its soil. The arts of peace had fled for years and in their place had succeeded the unwelcome and dreadful avocation of strife and bloodshed. Once more again peace has been restored The sacred cause for which the conflict had been undertaken, is now an accomplished fact. The Negro is a free man · slavery no more exists as a prevailing institution and the Almighty has blessed and crowned with victory, those who advocated the cause of righteousness and of oppressed humanity.

It is however possible that the North may morally lose the brightest jewel from its victories, if a proper use is not made of them. The words of the late lamented President still ring fresh in my ears. His policy after the termination of the war was to be a policy of conciliation and peace. Revenge was to be set aside, the past was to be buried in oblivion, and they who fought one against the other were once more to clasp each other's hands, with the fervour of love and affection. Feeling as I do a warm interest in the welfare of the United States, I cannot resist the temptation of expressing my views through the medium of your valuable journal that the safest and the best policy of the present respected President would be to carry out what Mr. Lincoln would have done if he were alive. The greatest merit of his administration will be if he tempers his justice with mercy. Though it cannot be denied that the Southerners have forfeited all claim to compassion and sympathy by their obstinacy and perverseness in prolonging an unjust conflict and upholding a cursed institution; now when they have been subdued and laid prostrate and are willing to forget the past, it will redound to the Credit of the Northern Government and speak volumes for its magnanimity and clemency if wholesale amnesty is given and the banner of forgiveness is waved in all directions Friends as well as foes, loyal subjects as well as traitors, let them all come into your ranks once more your equals and your brothers. Let clemency be conferred on all that are now in duress for undergoing their trial for offences slight or serious which have all arisen from the unhappy war. Let President Davis and all the rest be free, and it will show to the world a praise-worthy example of God-like virtue and a spirit of forbearance enjoined by all creeds and religions extant on the face of the world. It will be a line of conduct over which the spirit of Mr. Lincoln himself, will rejoice to see. The era of peace with its innumerable train of blessings has but just dawned upon you, and well will it be for the rising generation and for the glory of the imperishable Lincoln, if the hour of victory is not stained by an harsh and overbearing treatment of fallen foes.

Far be it from me to offer any hints to guide those who possess extraordinary sagacity and will for their work but my object in writing this will be fully gained if my feeble voice add even the least degree of strength to Mr Johnson's kindred convictions derived from whatever other sources.

Apologizing for the length of this letter, and requesting you to give it a corner in your valuable paper,

I remain Dear Sir,
Yours faithfully
A lover of peace.

શેઠ ડોસાભાઈ ફરામજી કામાજીના આ પત્રે અમેરીકામાં કેટલીક અસર કીધી હતી, અને તેનો ગુજરાતી તરજુમો તા૦ ૪ થી મારચ ૧૮૬૬ નાં રાસ્ત ગોફતારમાં છપાએલોછે.

[1] જામે જમશેદ, તા૦ ૧૮ મી ડીસેમબર ૧૮૬૫.

એ અરજીનો જવાબ તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૬૬ ને દીને સરકાર તરફથી સર જમશેદજી જોગ આવ્યો તેમાં જણાવ્યું હતું કે સર જોસેફ આરનોલડના ઇંગલાંડથી પાછા ફર્યાથી મી૦ આનસટીની હાઈ કોરટના કામ ચલાઉ જડજ તરીકેની મુદત પુરી થઇ તે ન્યાયની ખુરસી પરથી ઊઠયોછે, તોપણ એ અરજીમાં કરેલી માગણી અમલમાં લાવી નહિ શકાય એવી હતી તે વિષે સરકારે લંબાણથી ખુલાસો કીધો હતો.

[2] "ભુગોલ વર્ણન, એવે નામે ભુગોલ વિદ્યાનું પુસ્તક ગુજરાતીમાં શીકનારાઓને સારૂં મેહરવાનજી હોરમસજી મેહેતાએ અંગ્રેજી ઊપરથી ભાષાંતર કરીને રચ્યુંછે. મુંબઇ મધે સને ૧૮૬૫ માં દફતર આશકારા છાપખાનામાં છપાવ્યુંછે."

એક "સ્ટીમ ફાયર એનજીન" ભેટ આપ્યું હતું.[૧] એ એનજીનનું નામ તે વેળાના મ્યુનીસીપાલ કમીશનર મી૦ ક્રાફર્ડ "રૂસ્તમ" કરી રાખ્યું હતું.

તા૦ ૨૧ મી ડીસેમબર.

શેઠ મેહેરજીભાઈ બાપુજી વીકાજીને નામદાર સરકારે મુંબઈનાં કસ્ટમ ખાતાંના ત્રિજા આસીસ્ટંટ કમીશનર, તથા ડાક્ટર રતનજી હોરમસજીને અમદાવાદના કામચલાઉ સીવીલ સરજ્યન તથા ત્યાંની જેલના સુપરીટેંડંટ નેમ્યા હતા.[૨]

તા૦ ૨૨ મી ડીસેમબર.

શેઠ નાનાભાઈ રૂસ્તમજી રાણીનાએ કરેલા શેક્સ-પીઅરના બે નાટકોના ગુજરાતી તરજુમાનું એક પુસ્તક દફતર આશકારા છાપાખાંનાના માલિકોએ છપાવી પ્રગટ કીધું હતું.[૩] એ પુસ્તકમાં "કામેડી ઑફ એરરસ" તથા "ઓથેલો" નામના શેક્સપીઅરના બે નાટકોનો તરજુમો આપ્યો હતો.

તા૦ ૨૫ મી ડીસેમબર.

આજ દીને મરહુમ બાઈ જરબાઈ તે શેઠ બહમનશાહ કાવસજી વકીલ, ભરૂચાનાં ધણીઆંનીનાં પુનને માટે તેમના આવંદ તથા બીજાં એશીઓએ મલી ૩૭૫૦) ધર્મખાતાં-ઓમાં આપ્યા હતા.[૪]

તા૦ ૨૬ મી ડીસેમબર.

રોજ ૫ માહ ૪ (શેં૦) ૧૨૩૫ યજદેજરદી.

**મરણ**—હોરમસજી રતનજી બનાજી—ઉમર વર્ષ ૮૦) શેઠ રતનજી માણેકજી બનાજીના નાહાના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૧૭ માં પોતાના બાપનાં મરણ બાદ પોતાના વડા ભાઈ શેઠ કાવસજી રતનજી બનાજી સાથે તેમનો વહીવટ ચલાવતા હતા. એ પછી ઈ૦ સ૦ ૧૮૪૧ માં બંને ભાઈઓ જુદા પડયા હતા. અતરેની મરહુમ શેઠ બનાજી લીમજી વાળી પુરાતમ દરેમેહરનો વહીવટ એવણ ઈ૦ સ૦ ૧૮૩૫ થી ચલાવતા હતા.

૧ જામે જમશેદ, તા૦ ૨૦ મી ડીસેમબર ૧૮૬૫.

એજ મુજબ સુરતની મ્યુનીસીપાલીટીને પણ ઓનરેબલ રૂસ્તમજીએ આગ હોલવવાનાં બે "સ્ટીમ ફાએર એનજીન" ભેટ કીધાં હતાં, અને તે બાબે ત્યાંના કલેકટર તથા મ્યુની-સીપાલીટીના પ્રમુખ મી૦ જે. ડબલ્યુ. રાબરટસને તા૦ ૧૪ મી ડીસેમબર ૧૮૬૫ ને દીને એ શેઠ ઊપર એક પત્ર લખી સુરતની રૈયત તરફથી એમનો મોટો ઊપકાર માનયો હતો.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૧મી ડીસેમબર ૧૮૬૫.

૩ "શેક્સપીર નાટક, અંક, ૧. ભાશાંતર કરનાર, નાહાનાભાઇ રૂસ્તમજી રાણીના. છપાવી પ્રગટ કરનાર, દફતર આશકારા છાપખાનાના માલેકો. મુંબઇ, દફતર આશકારા પ્રેસ. ૧૮૬૫."

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૬૫.

તા૦ ૨૮ મી ડીસેમબર.

આજ દીને મરહુમ શેઠ હોરમસજી રતનજી બનાજીનાં ઉઠમણાંમાં તેમની પુંજીમાંથી તેમનાં વીધવા બાઈ હમાંબાઈ તે મરહુમ શેઠ જીવાજી ધનજીભાઈ ડાંડીની બેટીએ રૂ.૨૨૫૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૫]

તા૦ ૩૧ મી ડીસેમબર.

આખે વર્ષમાં એટલે તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૬૫ સુધીમાં મુંબઇના પારસી-ઓમાં નીચે મુજબની વીગતે ૧૧૪૩) મરણ નિપજ્યાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં...... | ૪૪ | ૩૧ | ૭૫ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં .. | ૪૩ | ૩૭ | ૮૦ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં .. | ૬૯ | ૭૯ | ૧૪૮ |
| ૧ થી ૫ વર્ષનાં...... | ૧૪૪ | ૧૩૭ | ૨૮૧ |
| ૬ થી ૧૦ વર્ષનાં...... | ૧૯ | ૨૩ | ૪૨ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં...... | ૧૮ | ૩૦ | ૪૮ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં...... | ૨૨ | ૪૧ | ૬૩ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં...... | ૩૬ | ૨૪ | ૬૦ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં...... | ૪૪ | ૧૭ | ૬૧ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં...... | ૫૬ | ૩૭ | ૯૩ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં...... | ૪૭ | ૩૮ | ૮૫ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં...... | ૩૦ | ૩૭ | ૬૭ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં...... | ૯ | ૨૬ | ૩૫ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં ...... | ૨ | ૨ | ૪ |
| ૧૦૦ થી ૧૦૫ વર્ષનાં ...... | ૦ | ૧ | ૧ |
| | ૫૮૩ | ૫૬૦ | ૧૧૪૩ |

એ ૧૧૪૩) મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૧૫ | બાહેરકોટ .... | ૧૭૦ |
| કોટ ...... | ૪૭૨ | ખેતવાડી .... | ૮૦ |
| ધોબીતલાવ .. | ૨૪૧ | કામાઠીપરા .. | ૧ |
| ગીરગામ .... | ૬ | ડંકનરોડ .... | ૩ |
| ચોપાતી .... | ૨૭ | ભીંડીબજાર .. | ૩૫ |
| ગ્રાંટ રોડ.... | ૪ | ભાયખલા .. | ૯ |
| તારદેવ .... | ૪ | મઝગામ .... | ૪૯ |
| ગોવાલીઆ .. | ૨ | મોડ ...... | ૧ |
| ખંબાલા .... | ૨ | પરેલ ...... | ૮ |
| માહલક્ષ્મી.... | ૭ | માહીમ...... | ૨ |
| વાલકેશ્વર .... | ૪ | વાંદરા ...... | ૧ |
| | | | ૧૧૪૩ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં ૨૮૯) જોડાંનાં લગન તથા ૧૯) જોડાંનાં ગંગરેનાં થયાં હતાં.

# ઈ૦ સ૦ ૧૮૬૬.

આએ વર્ષનાં "ટાઇમસ ઑફ ઇંડીઆ" નાં કાલેન-ડરમાં[1] મળતી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય ગલાં કાલેનડરની માફક જ છે.

**નવા પારસી સુલેહના અમલદારો**—અરદેશર ફરામજી સુમ, ડાકટર મેહેરાંમજી નવરોજજી, હોરમસજી બમનજી વાડીઆ, ડાકટર મનચેરજી મેહેરાંમજી કોહલા, મનચેરજી હોરમસજી કામાજી, નશરવાનજી માણેકજી પીટીટ, ફિરોજજી નાનાભાઈ ફરામજી.

**નશુરનશ કુંપનીઓ**—

આલબરટ ઇનશુરનશ કુંપનીના ડાએરેકટરોમાં ડાદાભાઈ મેહેરવાંનજી વાડીઆને બદલે મનચેરજી પેશતનજી વાડીઆ.

બોમ્બે ઓરીએનટલ ઇનશુરનશ કુંપનીના ડાએરેકટરોમાં મેહેરવાંનજી ફરામજી પાંડે, નશરવાંનજી રતનજી તાતા, મેહેરવાંનજી નશરવાંનજી પટેલ. શેક્રેટરીઓ, મેહેરવાંનજી ફરામજી પાંડેની કુંપની.

ઓરીએનટલ ઇનશુરનશ શોશાઇટીના ડાએરેકટરોમાં સોરાબજી માણેકજી બનાજીને બદલે બહમનજી ફરામજી કામાજી.

**બેંકો**

બોમ્બે બેંકના ડાએરેકટરોમાં હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇનું નામ વધારેછે.

બેંગાલ કરેડીટ એશોશીએશન (કલકતામાં) ના ડાએરેકટરોમાં સોરાબજીભાઈ ધનજીભાઇ મુનશી.

બોમ્બે જનરલ કરેડીટ એંડ ફીનાનશીયલ કારપોરેશનના ડાએરેકટરોમાં એદલજી હોરમસજી પનીવાલા.

બોમ્બે પ્રેસીડનસી બેંકના ડાએરેકટરોમાં રૂસતમજી ફરામજી મેહતા અને શાપુરજી અરદેશર પાંડેનાં નામ વધારેછે.

બોમ્બે ટરેડીંગ એંડ બેંકીંગ કુંપનીના ડાએરેકટરોમાં ડાદાભાઇ મેહેરવાંનજી વાડીઆને બદલે બહમનજી ફરામજી કામાજી.

બોમ્બે લોન ડીશકાઉંટ એંડ બેંકીંગ કુંપનીના ડાએરેકટરોમાં રૂસતમજી બરજોરજી મોદી, સોરાબજી પાલનજી મેહેરજી, અને દોરાબજી ફરામજી પાંડેનાં નામ વધારેછે.

સેનટરલ ઇંડીઆ ફીનાનશીયલ કારપોરેશનના ડાએરેકટરોમાં નવરોજજી રૂસતમજી શેઠાભાઇ.

ફીનાનશીયલ આશોશીએશન ઑફ ઇંડીઆ એંડ ચાઇનાના ડાએરેકટરોમાં હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇનું નામ વધારે તથા કાવશજી જહાંગીરજી રેડીમનીને બદલે હોરમસજી ખરશેદજી દાદીશેઠ.

ચાંઇ ફીનાનશ કુંપનીના ડાએરેકટરોમાં ડાદાભાઇ હોરમસજી પટેલ. શેક્રેટરી, પેશતનજી દાદાભાઈ વાડીઆ.

ઇંડો ઇજીપશીયન લંડન એંડ બોમ્બે બેંકના ડાએરેકટરોમાં મેહેરાંમજી જીજીભાઇ, બહમનજી ફરામજી કામાજી.

ઇંડયન પેનીનશુલા લંડન એંડ ચાઇના બેંકના ડાએરેકટરોમાં ધનજીભાઇ ફરામજી પટેલને બદલે સર જમશેદજી જીજીભાઈ બારોનેટ.

મોફ્યુસીલ ફીનાનશીયલ આશોશીએશનના ડાએરેકટરોમાં નવરોજજી માણેકજી વાડીઆ, હીરજીભાઇ મેહેરવાંનજી વાડીઆ.

રાયલ ફીનાનશીયલ કારપોરેશનના ડાએરેકટરોમાં ધનજીભાઇ જહાંગીરજી દાવર.

**જાઇંટ સ્ટાક કુંપનીઓ**—

અલેકઝાંડરા જનરલ કરેડીટ એંડ ફીનાનશીયલ આશોશીએશનના ડાએરેકટરોમાં પેશતનજી જહાંગીરજી લાંમ.

એપોલો બાનડેડ વેરહાઉસ કુંપનીના ડાએરેકટરોમાં મનચેરજી નવરોજજી બનાજી.

એપોલો પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં મેહેરાંમજી જીજીભાઇને બદલે સોરાબજી નવરોજજી વાડીઆ.

આરકરાઇટ કૉટન મીલસના ડાએરેકટરોમાં ડાદાભાઇ રતનજી કોહલાને બદલે નશરવાંનજી અરદેશર વાડીઆ. શેક્રેટરી, શાપુરજી ફરામજી કરાકા.

એશીઆટીક ફીનાનશીયલ આશોશીએશનના ડાએરેકટરોમાં અરદેશર ખરશેદજી દાદીશેઠ, મેહેરવાંનજી નશરવાંનજી ભાવનગરી, મનચેરજી નવરોજજી બનાજી.

બોમ્બે ફીનાનશ કારપોરેશનના ડાએરેકટરોમાં કાવશજી મનચેરજી અમદાવાદવાલા.

બોમ્બે આઇસ વરકસ કુંના શેક્રેટરી, અરદેશર ફરામજી સુમ.

બોમ્બે એંડ માલીમ ફીનાનશીયલ કારપોરેશનના ડાએરેકટરોમાં રૂસતમજી મેહેરવાંનજી નાલીએરવાલા, મનચેરજી રતનજી પોલીસમારીઆ, બરજોરજી માણેકજી બરનીવાલા.

બોમ્બે રેકલેમેશન કુંપનીના ડાએરેકટરોમાં સર જમશેદજી જીજીભાઈ બારોનેટનું નામ વધારે તથા કાવશજી જહાંગીરજી રેડીમનીને બદલે કાવશજી માણેકજી સોરાબજી.

---

[1] The Times of India Calender and Directory for 1866. Bombay: printed and published at the *Times of India Office.*

બોમ્બે એંડ ટ્રોમબે રેકલેમેશન કુંપનીના ડાએરેક્ટરોમાં શેરાબજી જમશેદજી જીજીભાઇ, નશરવાનજી માણેકજી પીટીટ, ધનજીભાઇ ફરામજી પટેલ, નવરોજી નાનાભાઇ ફરામજી, બેહરામજી નાનાભાઈ ફરામજી, અને મેહરવાનજી નશરવાનજી પટેલ.

બરચ કૉટન મીલસ કુંપનીના ડાએરેકટરોમાં ફરામજી નશરવાનજી પટેલનું નામ વધારે તથા સર જમશેદજી જીજીભાઇ બારોનેટને બદલે હાનરેબલ રુસતમજી જમશેદજી જીજીભાઈ.

કોલાબા પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં કાવશજી જાંગીરજી રેડીમની, હોરમજજી બહમનજી વાડીઆ.

કમરશીયલ ફીનાનસ એંડ સ્ટોક એક્ષચેંજના ડાએરેકટરોમાં દીનશાહ અરદેશર દાવર.

એક્ષ્પીનસટન ફીનાનશીયલ આશોશીએશન ઑફ ઇંડીઆના ડાએરેકટરોમાં મેહરવાનજી ફરામજી પાંડે.

ફોરટ પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં શાપુરજી જીવાજી વાછાને બદલે મનચેરજી નવરોજજી બનાજી.

ફ્રીઅર લાંડ એંડ રેકલેમેશન કુંપનીના ડાએરેકટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ, મેહરવાનજી ફરામજી પાંડે, અરદેશર એદલજી ચીનાઇ.

ફ્રીઅર પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં બેહરામજીહોરમજજી કામાજીને બદલે ખરશેદજી ફરદુનજી પારખ.

જયારજ ધી થરડ જુટ એંડ વુલ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં નશરવાનજી મનચેરજી વાડીઆ, બરજોરજી મનચેરજી વાડીઆ. શેક્રેટરીઓ, મનચેરજી જમશેદજી વાડીઆના છોકરાઓ.

ગોવા કૉફી કુંપનીના ડાએરેકટરોમાં કાવશજી જાંગીરજી રેડીમનીને બદલે હોમજી ખરશેદજી દાદીશેઠ.

ગ્રેટ ઇસ્ટરન સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં મેહરવાનજી નશરવાનજી ભાવનગરીને બદલે ખુરશેદજી નોશરવાનજી કામાજી.

બોમ્બે હાઉસ એંડ લેંડ ઇનવેસ્ટમેંટ કુંપનીના ડાએરેકટરોમાં ધનજીભાઈ ફરામજી પટેલને બદલે નવરોજજી રુસતમજી મોદાબાઈ.

લંડન એંડ બોમ્બે બેંક એંડ જનરલ ફીનાનશ કારપોરેશનના ડાએરેકટરોમાં દાદાભાઇ મેહરામજી બનાજી, જીજીભાઇ જાંગીરજી લામ.

માણેકજી પીટીટ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં બહમનજી ફરામજી કામાજીનું નામ વધારેછે. શેક્રેટરી, દાદાભાઇ રુસતમજી લાલી.

માફુસીલ પ્રેસ એંડ જીનીંગ કુંપનીના ડાએરેકટરોમાં મેહરવાનજી નશરવાનજી ભાવનગરીને બદલે ખરશેદજી ફરદુનજી પારખ.

પોરટ કાનીંગ લેંડ ઇનવેસ્ટમેંટ રેકલેમેશન એંડ ડાક કુંપનીના મુંબઇના ડાએરેકટરોમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, ખરશેદજી ફરદુનજી પારખ, મેહરવાનજી ફરામજી પાંડે.

યુનેટેડ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં કાવશજી માણેકજી લીમજીનું નામ વધારેછે.

યુનેટેડ વિકટોરીયા એંડ કોલાબા રેકલેમેશન એંડ પીઅર કુંપનીના ડાએરેકટરોમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, હાનરેબલ રુસતમજી જમશેદજી જીજીભાઈ, ફરામજી નશરવાનજી પટેલ, ખરશેદજી ફરદુનજી પારખ, ખુરશેદજી નોશરવાનજી કામાજી, લીમજી માણેકજી બનાજી, શેરાબજી પેશતનજી ફરામજી.

યુનીયન ફીનાનશીયલ કારપોરેશનના ડાએરેકટરોમાં હોરમજજી ધનજીભાઇ ધીસતા, બેહરામજી નાનાભાઈ ફરામજી, દાદાભાઇ બેહરામજી બનાજી.

વિકટોરીયા પેટનટ બ્રીક કુંપનીના ડાએરેકટરોમાં મેહરવાનજી નશરવાનજી ભાવનગરીને બદલે નશરવાનજી અરદેશર વાડીઆ.

**ફડચામાં ગયલી કુંપનીઓ—**

એશીઆટીક ફીનાનશીયલ આશોશીએશન—લીકવીડેટર, મનચેરજી નવરોજજી બનાજી.

બોમ્બે ફીનાનસ કારપોરેશન—લીકવીડેટર; અરદેશર બહમનજી કાકા.

ઇસ્ટરન ફીનાનશીયલ આશોશીએશન—લીકવીડેટર, નશરવાનજી અરદેશર વાડીઆ.

યુનીયન ફીનાનશીયલ કારપોરેશન—લીકવીડેટર, હોરમજજી ધનજીભાઈ ધીસતા.

ઇનટરનેશનલ એકઝીબીશન કુંપની—લીકવીડેટર, દીનશાહજી માણેકજી પીટીટ.

ઓરીએનટલ શીપઓઇંગ આશોશીએશન—લીકવીડેટરો, શેરાબજી પેશતનજી ફરામજી અને દાદાભાઈ બેહરામજી બનાજી.

પ્રીનસ ઑફ વેલસ શીપીંગ કુંપની—લીકવીડેટર, દાદાભાઇ બેહરામજી બનાજી.

યુનેટેડ મરકનટાઇલ કુંપની—લીકવીડેટર, ખરશેદજી નવરોજજી વાડીઆ.

**પારસી વ્યાપારી પેહડીઓ—**

બી. એંડ એ. હોરમજજી.

કલીવર, જોન, એંડ કુંપની,

ખરશેદજી જમશેદજી બાટલીબોઇ.

ખરશેદજી નશરવાનજી કામા એંડ કુંપની,

પેશતનજી ધનજીભાઇ કુરલાવાલા.

મેહરવાનજી હોરમજજી મેહતા.

પાલણજી ફરામજી મેહતા.

અરદેશર ખરશેદજી કામા.

હોરમજજી દીરાબજી કામા.
પોહ્માજી પેશતનજી પોહેચા.
મેહેરાંમજી ફરાંમજી મેહતા.
નવરોજજી દીરાબજી ગાએ.
મનચેરજી નશરવાંનજી પોહેચા.

ફરાંમજી સાંનડશ એંડ કુંપની,
શોરાબજી ફરાંમજી પટેલ.

ફીથ (રાબરટ) એંડ કુંપની,
ધનજીભાઈ જાંગીરજી દાવર.
પેશતનજી ધનજીભાઈ દાવર.

હોરમજજી મનચેરજી કામાજીના છોકરાઓ,
પેશતનજી હોરમજજી કામાજી.
ડોશાભાઈ હોરમજજી કામાજી.
દીરાબજી પેશતનજી કામાજી.
દાદાભાઈ ડોશાભાઈ કામાજી.

જાંગીરજી નશરવાંનજી વાડીઆના છોકરાઓની કુંપની,
નવરોજજી માણેકજી વાડીઆ.
નશરવાંનજી જાંગીરજી વાડીઆ.

જમશેદજી નશરવાંનજી મેહતાની કુંપની,
જમશેદજી નશરવાંનજી મેહતા.
બેહેમનજી નશરવાંનજી ભાવડાંવાલા.

જમશેદજી ખરશેદજી એંડ કુંપની,
જમશેદજી ખરશેદજી બાટલીબોઈ.
ફરાંમજી જમશેદજી બાટલીબોઈ.

જી. એસ. કીંગ એંડ કુંપની,
નાનાભાઈ બેહેરાંમજી જીજીભાઈ.

લીમજી જમશેદજી બાટલીબોઈ.

એમ. એંડ એમ. ખરશેદજી કામા એંડ કુંપની,
માણેકજી ખરશેદજી કામાજી.
મનચેરજી નવરોજજી બનાજી.

મેકારથી એંડ કુંપની,
ખરશેદજી દીનશાહજી ખંબાતા.

મનચેરજી શાપુરજી એંડ કુંપની,
મનચેરજી શાપુરજી મેહતા.
નશરવાંનજી હોરમજજી બીલીમા.

એન. એ. વાડીઆ એંડ કુંપની,
નશરવાંનજી અરદેસર વાડીઆ.
બેહેરાંમજી ખરશેદજી ગાંધી.

નશરવાંનજી બહેમનજી મોદીની કુંપની,
નશરવાંનજી બહેમનજી મોદી.
મનચેરજી નશરવાંનજી મોદી.
અરદેસર નશરવાંનજી મોદી.
જાંગીરજી નશરવાંનજી મોદી.

નશરવાંનજી રતનજીની કુંપની,
નશરવાંનજી રતનજી તાતા.
જમશેદજી નશરવાંનજી તાતા.
શાપુરજી દીરાબજી સકલાતવાલા.

પી. એંડ ડી. એફ. કામા એંડ કુંપની,
પેશતનજી ફરાંમજી કામાજી.
ડોશાભાઈ ફરાંમજી કામાજી.
જમશેદજી રૂસતમજી ઘરાંની.
રૂસતમજી નશરવાંનજી કામાજી.
કાવશજી પેશતનજી ગોરા.

પાલણજી હોરમજજી સનસ એંડ કુંપની,
પાલણજી હોરમજજી કાપડીઆ.
જમશેદજી પાલણજી કાપડીઆ.
રૂસતમજી પાલણજી કાપડીઆ.

પેશતનજી બેહેરાંમજી એંડ કુંપની,
પેશતનજી બેહેરાંમજી ફકીરાજી.

શોરાબજી એંડ નવરોજજી નાનાભાઈ,
શોરાબજી પેશતનજી ફરાંમજી.
નવરોજજી નાનાભાઈ ફરાંમજી.
મેહેરવાંનજી જમશેદજી ઓલીઆજી.

---

તા૦ ૩ જી જાનેવારી.

અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં શિખનારા ચંચલ વિદ્યાર્થીઓને સ્કાલરશીપો અને ઇનામો આપવાની વાર્ષિક સભા આજ દીને મલી હતી. સરનશીનની ખુરસી હાનરેબલ સી. જે. અરસ્કીને લીધા બાદ એ ખાતાંના પ્રીનસીપાલ ડાકટર હેનસે ગયાં સાલનો રીપોરટ વાંચી સંભલાવ્યો. એ પછી ચાર વિદ્યાર્થીઓ જેઓથી કાલેજની ચોકસ ટરમના વાંધાને લીધે યુનીવરસીટીની સેવટની તબીબી પરીક્ષામાં જઈ શકાયું નહિં, તેઓની તેજ પરીક્ષકોએ કાલેજમાં પરીક્ષા લીધાથી તેઓ પસાર થયા હતા, તેમને સરનશીને પોતાને હાથે તબીબપણું ચલાવવાની સનદો આપી જેઓમાં નીચલો એકજ પારસી હતો :—

**પારસી**—કાવશજી પેશતનજી, ડાકટર.

એ પછી ચંચલ વિદ્યાર્થીઓને ઇનામો તથા સ્કાલરશીપો આપી હતી જેઓમાં નીચલા પારસીઓ હતા :—

(૧) ડાકટર રૂસતમજી જમશેદજી નાદરશાહને રૂ૨૫૦) નું સર જમશેદજી જીજીભાઈ મેડીકલ પ્રાઇઝ, (૨) એરચ-શાહ માણેકજી બનાજીને રૂ૧૦) ની સરકારી સ્કાલરશીપ.

સેવટે સરનશીને એક સુભાષીત ભાષણ કરી સભા બરખાસ્ત કીધી હતી.[1]

---

તા૦ ૪ થી જાનેવારી.

હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈએ "સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુશન" ની સ્કુલોનાં તમાંમ બાળકોને આજ દીને પોતાને ખરચે મેદાંન માંહેલો મી૦ મેકાલમવાલો સરકસ દેખાડ્યો હતો. આ મજાવતનો લાભ એ ખાતાંમાં શીખતાં આસરે ૧૦૦૦) બ ળકોએ લીધો હતો.[2]

---

તા૦ ૮ મી જાનેવારી.

શેઠ દીનશાહ અરદેસર તાલેયારખાંએ આજ દીને સુરતની એંડરુસ લાઇબ્રેરીનાં દીવાંનખાંનામાં "હિંદુસ્થાનના

---

૧ ટાઇમ્સ ઓફ ઇંડીઆ, ૮ મી જાનેવારી ૧૮૬૬.

૨ મુંબઇ સમાચાર, તા૦ ૬ થી જાનેવારી ૧૮૬૬.

દેશીઓમાં જીંદગી કોશ કરનારી કેટલીક ખરાબીઓ" એ બાબદ ઉપર ઇંગ્રેજીમાં એક ભાષણ કીધું હતું.[૧]

તા૦ ૧૫ મી જાનેવારી.

રોજ ૨૫ માહ ૪ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

**મરણ**—બાપુરજી જમશેદજી પદરખાંનાંવાલા[૨]—ઉમર વર્ષ ૮૪) સુરતવાલા શેઠ જમશેદજી રૂસતમજી મનજી ભગવાગરના દીકરા. એવણ આએ સદીની શરૂઆતમાં સુરતથી મુંબઇ આવી પ્રથમમાં કોઈ ઇંગ્રેજ પદરખાનાંવાલાને ત્યાં નોકરી રહયા હતા. તે પછી મી૦ મેકવીન અને તે બાદ મી૦ લીગેટ પદરખાનાંવાલાઓ સાથે ભાગ કીધો હતો. ઈ૦ સ૦ ૧૮૩૨ થી એવણે "બાપુરજીની કુંપની" ને નામે પોતાનું જુદું પદરખાનું કોટમાં મેડો સ્ત્રીટમાં ઉઘાડયું હતું, જયાં ઘણી સરસ પેસ્ત્રી વગેરે બનાવ્યાથી દરરોજ યુરોપીયન તેમજ દેશીઓની મોટી ઘરાકી મેલવી હતી. ઈ૦ સ૦ ૧૮૫૮ માં જઇફીને લીધે એ પદરખાનું પોતાના ભાણેજ શેઠ મનચેરજી પેશતનજીને સોંપી પોતે એકાંત જીંદગી ગુજારી હતી. એવણ તે વેળાએ અતરેના સર્વે લોકોમાં ઘણા જાણીતા હતા.

તા૦ ૧૮ મી જાનેવારી.

રોજ ૨૮ માહ ૮ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

**મરણ**—દાદાભાઇ જીજીભાઈ વીરાજોગીના—ઉમર વર્ષ ૭૨) શેઠ જીજીભાઈ મોટા નરશંગના દીકરા. એવણ પોતાના મામા શેઠ કુવરજી ભીખાજી વીરાજોગીના આસરા હેઠલ ઉછરેલા હોવાથી વીરાજોગીની અટકથી ઓળખાતા હતા. શરૂઆતમાં એવણ પોતાના બંનેવી શેઠ પાલણજી દોરાબજી મેહરજી સાથે કલકતે તેમના વ્યાપારનાં કામસર ગયા હતા. તે બાદ અતરે આવી પોતાના ભાઇ શેઠ પેશતનજી જીજીભાઈ મોટા નરશંગાનાની સાથે દુખાશના ધંધામાં પડયા હતા.

તા૦ ૧૯ મી જાનેવારી.

શેઠ માણેકજી પેશતનજી તબાક ગઈ તા૦ ૨૯ મી ડીસેમબરની રાત્રે અતરેનાં મેદાનમાંથી થાઇ પોતાની ગાડી હાંકતા કોલાબે જતા હતા, તેવામાં નામદાર રાંણીની ચોથી રીજ્મીટવાલો લફટનંટ ટી. મેકલીઓડ તથા પાંચમી કેવેલરીવાલો મી૦ આઇ. એસ. બી. શેરીબર સાંમેથી જોસમાં ગાડી હાંકતા આવી લાગા, અને શેઠ માણેકજીને એક ચાબક લગાવી ગાડી દોડાવી ગયા. આ ઉપરથી શેઠ માણેકજીએ તેઓની પુઠ પકડી, જયારે ગાડીમાંથી તે બંનેએ તેમને ગાલો ભાંડી, તથા તેમને હંફાવવા માટે પોતાની ગાડી પ્રથમ મેદાંનમાં રાંમલાલના કુવા તરફ દોડાવી ગયા, ત્યાં શેઠ માણેકજીને પછવાડે જોઈને તેઓએ કોટ તરફ હેરીકે લીધું, જયાં દેવલના મોહલામાંથી ચર્ચગેટ તરફ થઇને તેઓ મેડો સ્ત્રીટમાં આવ્યા. હીયાં પણ શેઠ માણેકજી તેઓની પુઠે હોવાથી તેઓ પાછા મેદાંન તરફ દોડયા, જયાંથી મરીન પલટણની લાઇન આગલ વલતા હતા, પણ પોતાના શેકારીને ત્યાંજી આવતો જોઇ તેઓ સરકસના તંબુ આગલ ગયા. ત્યાંથી કાલબાદેવી થાઇને તેઓ ભીંડીબજાર, નાગપાડા અને ભાંએખલા સુધી ગયા, અને છેલી જગેએ બાએ હાટલમાંથી તેઓ પકડાયા. શેઠ માણેકજીએ તેઓને ત્યાંને ત્યાંજ ચોકી નાખવાનો વિચાર કીધો હતો, પણ તેઓના વડા અમલદાર તરફ દોસ્તી અને માન ધરાવ્યાથી તેવણે એ વિચાર માંડી વાલી બીજે દીને તે અંમલદારની મોલાકાત લઇ ઉપલા બંને જણા ઉપર પોલીસ કોરટમાં માજીસ્ત્રેટ શેઠ ડોશાભાઇ ફરાંમજી કરાકાની હજુરમાં ફરીઆદી માંડી હતી, જે મુકદમો આજ દીને નીકલતાં કેટલીક તકરાર પછી ઉપલા લફટનંટ મેકલીઓડે માજીસ્ત્રેટની હજુરમાં માફ માગી કે "મી૦ તબાકને ચાબક મારવાની મારી ધારણા નહિં હતી, પણ જો તેને અચ્છરતો લાગી ગયો હોયતો હું દલગીર છું." આ માફ શેઠ માણેકજીએ કબુલ રાખી, તથા બીજા પરતીવાદી મી૦ શેરીબરને ગાલો ભાંડવાના વાંક માટે રૂ૨૦) નો દંડ થયો હતો.[૩]

તા૦ ૨૩ મી જાનેવારી.

મુંબઇ મધે નામદાર માહરાણી વિકટોરીઆના ભરથાર નામદાર પ્રીનસ આલબરટની યાદગારીને માટે બાંધવા માંડેલી "વિકટોરીયા એંડ આલબરટ મ્યુઝીયમ" ની ઇમારતનું ફંડ ઘટી જવાથી તે માટે બીજું વધારાનું એક ફંડ કરવાને આજ દીને ટાઉન હાલ મધે નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરનાં પ્રમુખપણાં હેઠલ એક જાહેર સભા મલી હતી, જે વેળાએ એ ઇમારત પુરી કરવા થકી ઉપર મુજબનું વધારાનું ફંડ ઉભું કરવા તથા એ ખાતાંનું નામ "વિકટોરીયા એંડ આલબરટ મ્યુઝીયમને બદલે વિકટોરીયા મ્યુઝીયમ એંડ ગારડનસ" કરી રાખવાને ઠેરવ્યું હતું.[૪]

---

૧ ગુજરાત મિત્ર, તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૬૬.

૨ એવણના બાવા શેઠ જમશેદજી રૂસતમજી મનજી ભગવાગર સુરત મધે વલંદા વ્યાપારીઓની કોઠીમાં નોકરીએ હતા. તેવણ સુરતવાલા મરહુમ ડાકટર માણેકજી બરજોરજીના પીતાઇ તથા મિલઝાંમવાલા મરહુમ શેઠ જમશેદજી રતનજી ખાંનસાહેબના કાકા હતા. તેવણના બાવા શેઠ રૂસતમજી મનજી રૂસતમખાંને નામે તથા કાકાઓ બેહરાંમખાં, કાંજીખાં, અને પાલણખાંને નામે સુરત મધે જાણીતા હતા.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૦ મી જાનેવારી ૧૮૬૬. શેઠ માણેકજી પેશતનજી તબાકની આ હીમત માટે અતરેનાં દેશી વર્તમાંનપત્રોએ તેમને ઘણી શાબાશી આપી હતી.

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૬૬. એ વધારાનાં ફંડમાં રૂ૪૯૨૨૫) ની રકમ ભરાઇ હતી, જે મધે રૂ૯૨૦૦) ઇંગ્રેજોના, રૂ૧૪૦૨૫) હીંદુઓના, રૂ૭૦૦૦ યાહુદીઓના, અને રૂ૧૮૦૦૦) નીચે મુજબ પારસીઓના હતા:—

(રૂ૫૦૦૦) ઓનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇ, (રૂ૨૫૦૦) બેહરાંમજી જીજીભાઇ, (રૂ૨૦૦૦) ડાવેજર લેડી

વાને મને ફખર તક મળેલી જોઇને આનંદ ઉપજેછે. આ વખતે કીલ્લા ઉપરથી માન તરીકે ૨૧ તોપો છોડવામાં આવી હતી, અને હાનરેબલ રૂસતમજીએ ઇંગ્રેજીમાં એક ભાષણ કરી પોરટુગલના નામદાર શાહનશાહનો તથા ગવરનરનો ઉપકાર માન્યો હતો.[1]

---

તા૦ ૧૦ મી ફેબરવારી.

શેઠ ખારશેદજી રૂસતમજી કામાજીએ જરથોસ્તી ધર્મને લગતા પોતાના અભીઆસમાં, શોધમાં, તથા વાંચવામાં આવતી બાબદો આપણા લોકોની જાણમાં લાવવા માટે "જરતોશતી અભીઆસ" નામનું એક ચોપાનયું આજે માસથી પરવરતાવવા માંડયું હતું.[2]

---

તા૦ ૧૨ મી ફેબરવારી.

રોજ ૨૩ માહ ૫ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ રતનજી જમશેદજી બનાજી તે મરનાર શેઠ જમશેદજી કેખશરૂ બનાજીના દીકરા તથા શેઠ ધનજીભાઈ ખારશેદજી શરાફની દીકરી બાઈ મેહેરબાઈના દીકરાનાં ઉઠમણાંમાં તેમના વેશીઓએ રૂ૩૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

---

તા૦ ૧૪ મી ફેબરવારી.

શેઠ ફરામજી બહમનજી માસટરે અમદાવાદ મધે હેમાભાઈ ઇનસ્ટીટયુટમાં "હિંદુસ્તાનને માટે કેવા જુવાનયાઓ જોઇએ" એ બાબદ ઉપર ઇંગ્રેજીમાં એક ભાષણ કીધું હતું.[4]

---

તા૦ ૧૫ મી ફેબરવારી.

રોજ ૨૬ માહ ૫ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

મરણ—અરદેશર કાવશજી પારખ—ઉમર વર્ષ ૯૭) એઓ પ્રથમમાં સુરતના વતની હતા, અને ત્યાંથી મુંબઈ આવી તે ઈ૦ સ૦ ૧૮૦૦ માં છોડી જઇ ત્રિસ વર્ષ લગણ મલબાર કોસ્ટ ભણી વકીલાતનું કામ ચલાવ્યું હતું. તે પછી મધરાજ ખાતે જઈ ત્યાં પ્રથમમાં અતરેવાલા ઠા૦ જીવા એતાની તરફથી અને તે પછી પોતાને હીસાબે વ્યાપાર કરતા હતા, અને ઉપલી લાંબી ઉમરે મરણ પણ ત્યાંજ પામ્યા હતા.

---

તા૦ ૨૦ મી ફેબરવારી.

સુરત મધે "જાફર અલી સ્પીનીંગ એંડ વીવીંગ કંપની" નું કારખાનું ચાલુ કરવાની ક્રિયા આજ દીને ત્યાંના જડજ મી૦ સી. જે. ડેમપાલે એક મોટા મેળાવડાની હજુરમાં કીધી હતી. આ મેળાએ એ ક્રિઆમાં શામેલ થવાને એ ખાતાંના કનસલટીંગ ડાએરેકટર શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી તથા મીલને માટેનું સાંચાકામ મંગાવી આપનાર શેઠ નશરવાંનજી અરદેશર વાડીઆ પણ મુંબઇથી ત્યાં આવ્યા હતા.[5]

---

તા૦ ૨૧ મી ફેબરવારી.

રોજ ૨ માહ ૬ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

મરણ—જહાંગીરજી નવરોજજી વાડીઆ—ઉમર વર્ષ ૪૫) શેઠ નવરોજજી જમશેદજી વાડીઆના બીજા દીકરા.

---

૧ જામે જમશેદ, તા૦ ૨૮ મી મારચ ૧૮૬૬.

એ બાદ તા૦ ૧૨ મી ફેબરવારીએ ગોવાના નામદાર ગવરનર જનરલે હાનરેબલ રૂસતમજીનાં માનમાં સરકારી મેહલમાં એક બૉલ આપ્યો હતો. તા૦ ૧૩ મીએ ઓલડ ગોવા કે જ્યાં પોરટુગીજ રાજ્યની આગલા વખતની જાહોજલાલીની જોવા લાયક નિશાનો છે ત્યાં ગવરનરે હાનરેબલ રૂસતમજીને પોતાની સાથે લઇ જઇ ત્યાંની પુરાતન ઇમારતો, દેવલો, વગેરે દેખાડયાં હતાં. તા૦ ૧૫ મીએ ગોવાના પ્રખ્યાત વ્યાપારી રાજેશ્રી કુષ્ણાજી ગોવંદજી ડેમપાએ હાનરેબલ રૂસતમજીને એક બૉલ આપ્યો હતો, તથા આતશબાજીના તરેહવાર ખેલ કરાવ્યા હતા. તા૦ ૨૪ મી ફેબરવારીએ હાનરેબલ રૂસતમજી ગોવાથી પાછા મુંબઈ આવવાને નીકળતી વખતે નામદાર ગવરનર જનરલ તથા તેનો રેસાલો અને સર્વે અમલદારો તથા આગેવાન શેહરીઓ મેહલમાં એકઠા થઇ સ્ટીમર ઉપર તેમને મુકવાને આવ્યા હતા, તથા તેમની સ્ટીમર "માંરગરેટ કારરડ" ઊપર રાખવાને પોરટુગલના રાજ તરફથી પંચધાતુની બે ટોપો ગવરનરે ભેટ આપી હતી. એ બાદ સ્ટીમર ચલુ થતાં ગોવાના ચારે કીલ્લાપરથી ૨૧ ટોપો છોડી માન આપ્યું હતું. ગોવા છોડતી વખતે હાનરેબલ રૂસતમજીએ ત્યાંના ગરીબોને વેંહચવા માટે રૂ૨૦૦૦૦) ની રકમ તથા રૂ૧૦૦૦૦) નું કાપડ ત્યાંના મુખ્ય આગેવાન શેહરીઓને સપુરદ કીધું હતું. નામદાર ગવરનરે ઉપલી બે ટોપો હાનરેબલ રૂસતમજીને ભેટ આપી તે માટે તા૦ ૩૧ મી જુલાઇ ૧૮૬૬ ના ગોવાનાં સરકારી ગેઝેટમાં જણાવેછે કે નામદાર ગવરનર જેનરલે જે વિચારથી ઉપલી ટોપો ભેટ કીધી તેને પોરટુગલની પાદશાહી સરકારે મંજુર રાખ્યોછે અને હાનરેબલ રૂસતમજીનાં ઘણાંક શાબાશીભરેલાં કામોની ઇનામી દાખલ ઉપલી ભેટ આપી તે નામદાર પાદશાહને ઘણી પસંદ પડીછે.

૨ એ ચોપાનયાંના ૧૧ આંક ઈ૦ સ૦ ૧૮૬૯ ના મારચ માસ સુધી શેઠ ખારશેદજીએ પરવરતાવ્યા હતા, અને તે પછી તે બંધ કરવામાં આવ્યું હતું. એના પેહલા ૯ આંકનું એક પુસ્તક અને ૧૦ માથી બીજું પુસ્તક ચાલુ કીધું હતું.

૩ જામે જમશેદ, તા૦ ૧૪ મી ફેબરવારી ૧૮૬૬.

૪ જામે જમશેદ, તા૦ ૨૧ મી ફેબરવારી ૧૮૬૬.

એ ભાષણનું એક ચોપાનયું એજ સાલના અકટોબર માસમાં નીચલાં નામથી છપાઇ બાહેર પડયું હતું.:—

"Young men for India; a study of national life. By, Framji Bomanji. Bombay: Printed at the "City Press" 1866."

૫ ગુજરાત મિત્ર, તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૬૬.

એવણુ ઈ૦ સ૦ ૧૮૩૭ માં મુંબઈની સરકારી ગોદીમાં એક શિખાઉ તરીકે રહયા હતા. તે બાદ એવણુના બાવાએ એવણુને તથા પોતાના ભાણેજ શેઠ હીરજીભાઈ મેહેરવાંનજી વાડીઆને તા૦ ૨૯ મી મારચ ૧૮૩૮ ને દીને સાથે ઇંગલાંડ ખાતે વાહણુ બાંધવાનો હુનર સુધરેલી ઢબે શિખવા માટે મોકલ્યા હતા. ત્યાં "ઉલવીચ" ના આરસનલ તથા "ચાથામ" ની ગોદીમાં રાા વર્ષ સુધી એ બાનેની તાલીમ લઈ તા૦ ૬ ઠી જુલાઈ ૧૮૪૧ ને દીને મુંબઈ પાછા ફર્યાં હતા. આ વેળાએ લંડનથી "કોરટ ઑફ ડાએરેકટરસે" એઓ બંધેએ ત્યાં સંપાદન કરેલા હુનર તથા એમની ચાલચલણુ વિષે શાબાસીનો એક ડીસપાચ તા૦ ૨૧ મી આપરેલ ૧૮૪૧ ની તેરીખનો અતરેની સરકારપર મોકલ્યો હતો. લંડન મધે એઓ બંધેએ ૧૮૪૧ ના મેએ માસમાં પોતાની તે તરફની મુસાફરીના અહેવાલનું એક મોટું પુસ્તક ઇંગ્રેજી ભાષામાં રચી પ્રગટ કીધું હતું. અતરે આવ્યા બાદ એઓને નામદાર સરકારે અતરેની ગોદીમાં "આસીસ્ટંટ માસટર બીલડર" નો ઓહ્દો આપ્યો હતો. એ બાદ વડા માસ્ટર બીલડર શેઠ ખરશેદજી રૂસતમજી વાડીઆએ જઈફીને લીધે પોતાનો ઓહ્દો છોડવાથી તે જગોપર નામદાર સરકારે એવણુને તા૦ ૧ લી નવેમબર ૧૮૫૭ ને દીને મુકરર કીધા હતા. આ વેળાએ ઇંડીઅન નેવીના તથા ઠડેલા કમાન્ડર–ઈન–ચીફ કામોડોર જી. જી. વેલેસલી, સી. બી. એ પારસીઓને બદલે એ ઓહ્દો ઇંગ્રેજોને આપવાને ઇંગલાંડ લખ્યું હતું, પણ "કોરટ ઑફ ડાએરેકટરસે" પોતાના તા૦ ૧૧ મી આગશટ ૧૮૫૮ ના અતરેની સરકારજોગા ડીસપાચમાં તેમ કરવાને માફ ના પાડી એવણુની નેમણુક બાહલ રાખી હતી. એ બાદ એક વર્ષમાંજ કામોડોર વેલેસલીએ પણુ એવણુની ચતુરાઇ જોઇ પોતાનો વિચાર ફેરવ્યો હતો. એ ઓહ્દો એવણે ઘણી માનભરી રીતે ચલાવ્યો હતો, તથા એમનાં કામકાજથી લશ્કરી તેમજ દરીયાવરદી ખાતાંના સઘળા અમલદારોએ ઘણા ખુશી થઇ એમને વારંવાર શાબાશી તથા માનપત્રો આપ્યાં હતાં. ઈ૦ સ૦ ૧૮૫૯ માં એવણે આગેવાની લઈ ગોદીના અશક્ત સુથારોને પેનશન આપવાનું ફંડ ઉભું કીધું હતું. ઈ૦ સ૦ ૧૮૬૦ માં નામદાર સરકારે એવણુને સુબેહના અમલદાર નેમી માન આપ્યું હતું. ફ્રાન્સનાં ઈમપીરીઅલ મરીન ખાતાંનાં વાહણોને એવણે મુંબઇમાં વારંવાર ઘણી કીમતી મદદો આપવાથી ત્યાંની સરકારે એવણુને ઇ૦ સ૦ ૧૮૬૩ માં એક સોનાનું ઘડીઆલ ઘરતા લેખ સાથે ભેટ આપ્યું હતું. ઈ૦ સ૦ ૧૮૬૪ ના ૨ જા કાએદાની રૂહે એજ શાલના નવેમબર માસમાં એવણુને મુંબઇમાં "સ્ટીમ બોઇલરો" ના સરકારી સરવેયર નેમ્યા હતા.

તા૦ ૨૨ મી ફેબરવારી.

મુંબઈની યુનીવરસીટીના નવા ફેલોઝ તરીકે નામદાર સરકારે હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈને ચુંટી કાઢયા હતા.[1]

તા૦ ૨૩ મી ફેબરવારી.

આજ દીને મરહુમ શેઠ જાંગીરજી નવરોજજી વાડીઆનાં ઊઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા વીધવા બાઈ આઇમાએ અને દીકરાઓ શેઠો અરદેશર, રૂસતમજી, અને એદલજી તથા બીજાં એશીઓએ મલી રૂ૨૧૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૨૪ મી ફેબરવારી.

પુણાં કાલેજના સંસ્કૃત ભાષાના પ્રોફેસર ડાકટર મારટીન હાઉગ પોતાનો ઓહ્દો છોડી પોતાને વતન જરમની જનાર હોવાથી તે વિદ્વાન ગ્રહસ્થે જરથોસ્તીઓનાં ધર્મ પુસ્તકોનો અથાગ અભ્યાસ કરી તેનો લાભ જે અતરે આપ્યો તે વિષેનું અહેશાન બતાવવા માટે પારસીઓની એક દબદબા ભરેલી સભા શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીનાં નોતરાંથી આજ દીને કોટ મધે કેટેકોટ શેઠ ફરામજી ધનજીભાઈ બાટલીવાલાનાં ઘરમાં મળી હતી. મસનશીનની ખુરસી સર જમશેદજી જીજીભાઈ બારોનેટને આપવા બાદ તેમની ફરમાશથી ડાકટર હાઉગને આપવાનું માનપત્ર શેઠ દોશાભાઈ ફરામજી કરાકાએ વાંચી સંભળાવ્યું, જેપર આશરેના ૪૦૦) જરથોસ્તીઓની સહીઓ હતી. એ બાદ દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ તથા દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાએ એ ભલા ગ્રહસ્થની તારીફમાં કેટલુંક કહી સમજાવ્યા બાદ ડાકટર હાઉગે માનપત્રનો જવાબ લંબાણથી ઇંગ્રેજી ભાષામાં આપ્યો, જેમાં તેને સર જમશેદજીવાળી મદરેસા નિકલવાથી તથા તેના એક શિક્ષક એ૦ ફ્રેડરીખારજી દાદાભાઈ ભરૂચાએ ઝંદ ભાષાનું વ્યાકરણ બનાવવા વિષે તથા શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી ઝંદ ભાષા તથા તેનાં વ્યાકરણનો અભ્યાસ મોબેદોમાં ફેલાવવાની જે કોશેશ કરેછે તે વિષે ખુશાલી બતાવી તથા દસ્તુરો પેશોતનજી અને હોશંગજીના ઝંદ સાહીત્યના અભ્યાસની ઘણીક તારીફ કીધી. એ બાદ મસનશીને પોતાને હાથે ઉપલું માનપત્ર તથા રૂ૫૦૦૦) ને આશરેની એક "પરસ" સભાની તરફથી ભેટ કીધી, અને પાન ગોલાબ લઈ મેલાવડો બરખાસ્ત થયો હતો.[3]

[1] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૨ મી ફેબરવારી ૧૮૬૬.

[2] મુંબઈ ચાબુક, તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૬૬.

[3] જામે જમશેદ, તા૦ ૨૬—૨૭ મી ફેબરવારી ૧૮૬૬. ડાકટર હાઉગને આપેલી આ "પરસ" નાં ફંડમાં પારસીઓએ બધા મલી રૂ૪૧૨૪) નીચે મુજબ ભર્યા હતા:— (રૂ૫૦૦) સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, એક ગ્રહસ્થ હા૦ ડોશાભાઈ ધનજીભાઈ. (રૂ૧૨૫) ફરામજી નોશરવાંનજી પટેલ,

તા૦ ૧ લી મારચ.

રોજ ૧૦ માહ ૬ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ રતનબાઈ તે શેઠ રતનજી ખારશેદજી રુસ્તમજી મુનશીનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી તથા ખાવંદ અને બીજાં એશીઓએ મલી ૨૬૫૦) પરચુટણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

---

તા૦ ૨ જી મારચ.

ચીન મધે હાંગકાંગ ખાતેના પારસીઓએ પોત પોતામાં એક ઉઘરાણું કરી ત્યાંના જાહેર બાગમાં ૧૫૦૦) ડાલર ખરચી એક બેંડ સ્ટાંડ ઉભું કરાવ્યું હતું.[૨]

---

અરદેસર હોરમજજી વાડીઆ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, પેશતનજી હોરમજજી કામાજી, ડોશાભાઈ હોરમજજી કામાજી, ડોશાભાઈ ફરાંમજી કામાજી. (રૂ૧૦૦) બેહરાંમજી જીજીભાઈ, દીનશાહજી માણેકજી પીટીટ, બહમનજી ફરાંમજી કામાજી, શોરાબજી શાપુરજી બંગાલી, પાલણજી હોરમજજી કાપડીઆ, ફરાંમજી ધનજીભાઈ બાટલીવાલા, કાવશજી હોરમજજી રૂસ્તમ ફરાંમના. (રૂ૫૧) નશરવાંનજી અરદેસર હોરમજજી વાડીઆ, પેશતનજી ફરાંમજી કામાજી, બંદે ખુદા, જમશેદજી દોરાબજી નાઓગાંમવાલાની કુંપની, ડાક્ટર માણેકજી આદરજી. (રૂ૫૦) નશરવાંનજી બહમનજી મોદીની કુંપની, મનચેરજી હોરમજજી કામાજી, નશરવાંનજી માણેકજી પીટીટ, રતનજી એદલજી બાટલીવાલા, પેશતનજી ખારશેદજી સરાફ, મનચેરજી ફરાંમજી કામાજી, ડોશાભાઈ ધનજીભાઈ સુરતી, દીનશાહ ડોશાભાઈ સુરતી. (રૂ૩૭) એકદીલી મંડલી. (રૂ૩૦) સર જમશેદજી જીજીભાઈ જરતોશતી મદરેસાના વિદ્યાર્થીઓ. (રૂ૨૫) મનચેરજી નશરવાંનજી મોદી, રૂસ્તમજી ફરાંમજી મેહતા, જમશેદજી રૂસ્તમજી ઇરાંની, હીરજીભાઈ હોરમજજી શેઠના, દીનશાહ દાદાભાઈ ગાંધી, બહમનજી જીજીભાઈ, જીજીભાઈ જાંગીરજી લામના, પેશતનજી ધનજીભાઈ કુરલાવાલા, પેશતનજી નવરોજજી પોંઢચા, કાવશજી દાદી લીમજી, એદલજી ફરાંમજી આલબલેસ, મેહરવાંનજી નશરવાંનજી પટેલ, ખરશેદજી જાંગીરજી તારાચંદ, પેશતનજી હોરમજજી સંતોક, દોરાબજી પેશતનજી કામાજી, નશરવાંનજી અને બરજોરજી મનચેરજી વાડીઆ, નવરોજજી બરજોરજી પારખ, ફરાંમજી બહમનજી કામાજી, પેશતનજી રૂસ્તમજી કાંગા, જાંગીરજી ફરાંમજી જશાંવાલા, જમશેદજી કુવરજી જશાંવાલાના છોકરાઓ, ફરાંમજી હોરમજજી શેઠના, બહમનશાહ કાવશજી વકીલ. (રૂ૨૦) મેહરવાંનજી માણેકજી શેઠના, માણેકજી ખરશેદજી દાદીબરજોરના, ખરશેદજી તથા શોરાબજી રૂસ્તમજી દાવર, શોરાબજી ફરાંમજી પટેલ, (રૂ૧૫) રૂસ્તમજી નશરવાંનજી કામાજી, જાલભાઈ દોરાબજી ઊમરીગર, પાલણજી ધનજીભાઈ પાંઊવાલાના છોકરાઓ, ડોશાભાઈ રતનજી કોહલા, શાપુરજી માણેકજી શાઓર, જીવણજી બહમનજી મેહેતા, એદલજી રૂસ્તમજી સુનાંવાલા, કુવરજી હોરમજજી ભાભા, મનચેરજી ફરાંમજી શેઠના, મુલાં ફીરોજ મદરેસાના વિદ્યાર્થીઓ, શોરાબજી જામાસપજી લાલા, પેશતનજી જાંગીરજી તારાચંદ, પેશતનજી નવરોજજી બનાજી. (રૂ૧૧) જાંગીરજી ફરાંમજી બખશી. (રૂ૧૦) શોરાબજી જીજીભાઈ, ખરશેદજી પેશતનજી ઇરાંની, શાપુરજી અરદેસર પાંડે, દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા, દસ્તુર શોરાબજી રૂસ્તમજી મુલાં ફીરોજના, ફરાંમજી એદલજી દાવર, અરદેસર ફરાંમજી મુસ, જાંગીરજી ગુસતાદજી, ખરશેદજી રતનજી કોહલા, ડાક્ટર રૂસ્તમજી કાવશજી બાહાદુરજી, ડાક્ટર કાવશજી હોરમજજી, દાદાભાઈ દોરાબજી લાલકાકા, હોરમજજી બેહરાંમજી રાંણા, કાવશજી પાલણજી શેઠના, ખરશેદજી બહમનજી શેઠના, દાદાભાઈ બેહરાંમજી બનાજી, મેહરવાંનજી જમશેદજી ઓલીઆજી, નશરવાંનજી જમશેદજી ઇસકારૂવાલા, માણેકજી જમશેદજી વાડીઆ, નવરોજજી ફ્રેંકાબાદજી મોદી, ડાક્ટર ખરશેદજી ફરાંમજી બોરી, નશરવાંનજી ચાંદાભાઈ ઇજનેર, માણેકજી શોરાબજી માસ્કર, શાપુરજી ફરાંમજી છાપગર, નવરોજજી બેજનજી ફકીરાજી, ફરાંમજી તથા શોરાબજી કેખશરૂ પારક, પેશતનજી કાવશજી ખરાસ, બહમનજી જમશેદજી મુલાં, દાદાભાઈ નશરવાંનજી પોંઢચખાનાંવાલા, અરદેસર ડોશાભાઈ મુનશી, પીરોજશાહ મેહરજી, જાંગીરજી રૂસતમજી મોદી, એદલજી ફરદુનજી ખંબાતા, ફરાંમજી મનચેરજી પટેલ, પાલણજી દોરાબજી રાંનજી, બેહરાંમજી ખરશેદજી બંગાલી, કુવરજી રૂસ્તમજી મોદી, શોરાબજી પાલણજી દોલીમેહરજીના, એદલજી દારાશાહ શેઠના, જાંગીરજી હોરમજજી પંથકી, કાવશજી એદલજી કાંગા, પેશતનજી નવરોજજી ખરાસ, ખરશેદજી શોરાબજી નાદરશાહ, જીવણજી એદલજી અપુના છોકરાઓ, અરદેસર લીમજી બનાજી, હોરમજજી ખરશેદજી, બહમનજી એદલજી, એદલજી બહમનજી મારીસ, મેહરજીભાઈ બાપુજી વીકાજી, મનચેરજી પેશતનજી ચીચગર, દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાના, દારાશાહ મેહરવાંનજી શેઠના, ફરાંમજી રૂસતમજી વીકાજી, અરદેસર જમશેદજી લીલાંઊવાલા, બરજોરજી જામાસપજી લાલા, શોરાબજી રૂસ્તમજી મોદી, ડોશાભાઈ ફરાંમજી કરાકા, શેહરીઆરજી કાવશજી ભરૂચા, ખરશેદજી રતનાગર, ડોશાભાઈ હોરમજજી પટેલ, ધનજીભાઈ ડોશાભાઈ ભાભા. (રૂ૧૪૦) રૂ૧૦) ની અંદરની રકમ.

એજ મુજબ પુણાંના પારસીઓએ પણ તા૦ ૫ મી ફેબરવારી ૧૮૬૬ ને દીને ભવાંની પેંઠ મધે શેઠ દીનશાહજી માણેકજી પીટીટનાં બંગલામાં દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસ્પઆશાનાનાં પ્રમુખપણાં હેઠલ એક મીજલસ ભરી ડાક્ટર હાઊગને માનપત્ર આપ્યું હતું. દસ્તુર હોશંગજી જામાસપજીએ પારસીઓ તરફથી તૈયાર કરેલું માનપત્ર વાંચી સંભલાવ્યા બાદ પુણાં કાલેજના પારસી વિદ્યાર્થીઓ તરફનું માનપત્ર શેઠ શોરાબજી પીરોજશાહે વાંચી સંભલાવ્યું જે સંધાનો ડાક્ટર હાઊગે જવાબ વાલ્યા બાદ સરનશીને પોતાને હાથે તેમને એક જરની શાલ, સુરતનું ઘણુંજ નકશીથી બનાવેલું હાથીદાંતનું એક વાચ સ્ટાંડ તથા કારડ પલેટ, મેકબનું સોનાંનું ઘડીઆલ તથા છેડો વગેરે ભેટ આપ્યાં હતાં.

[રાસ્ત ગોફતાર, તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૬૬].

વળી શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૬૬ ને દીને ડાક્ટર હાઊગનાં માનમાં મજગાંમ મધે શેઠ ડોશાભાઈ હોરમજજી કામાજીના બંગલામાં એક "ઇવનીગ પારટી" નો મેળાવડો કર્યો હતો, અને ત્યાં સર્વે સાથે એ નામીચા વિદ્વાંનની મોલાકાત કરાવી હતી.

[મુંબઈ ચાબુક, તા૦ ૨૮ મી ફેબરવારી ૧૮૬૬.]

૧ મુંબઈની પારસી પંચાતનાં ફંડની સંવંત ૧૯૨૨ ના હીસાબની ચોપડી.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૧ લી આપરેલ ૧૮૬૬.

તા૦ ૫ મી મારચ.

ડાક્તર માર્ટીન હાઉગની ભલામણ ઉપરથી પેહલવી ભાષાનાં કેટલાંક પુસ્તકો અધુરી હાલતમાં હોવાને લીધે એ ભાષાના ફાએદાને માટે સુધારવાની જરૂર હતી, તે પુસ્તકોને નકલ કરી તથા ગોઠવીને છાપવાનું કામ મુંબઈની સરકારે દસ્તુર હોશંગજી જામાસપજી જામાસ્પઆશાનાને સોંપ્યું હતું. એ કામ સારૂં સરકારે દસ્તુર હોશંગજીને ચાર વર્ષની મુદતે—પેહલાં બે વર્ષ રૂ૧૫૦) તથા પછેનાં બે વર્ષ રૂ૨૦૦) ને દરમાયે, પોતાનાં કામમાં લીધા હતા.[1]

---

તા૦ ૭ મી મારચ.

શેઠ કાવસજી જહાંગીરજી રેડીમનીએ અલફીનસ્ટન કાલેજને માટે એક ઈમારત બાંધવાને રૂ૨૦૦૦૦૦) બે લાખની રકમ સરકારમા આપી હતી, અને તે માટે સરકારે પરેલ વિક્ટોરીયા ગારડનની સામેની કુવારે જગા પસંદ કીધી હતી. તે ઇમારતનો પાયો નાખવાની ક્રિયા આજ રોજ મુંબઈના નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે મોટી ધામધુમ સાથે કીધી હતી. પ્રથમમાં મુંબઈની યુનીવરસીટીના વાઈસ ચાનસેલર સર અલેકઝાંડર ગ્રાંટ બારોનેટે એ કાલેજને લગતી વીગત વાંચી સંભળાવી, જેમાં જણાવ્યું હતું કે હાલ ગોવાલીઆ તલાવ આગલ જે મકાનમાં કાલેજ છે તે શેઠ કાવસજી જહાંગીરજી રેડીમનીનાં માતાજી બાઈ મેહરબાઈનું છે અને તે તેમણે ઈ૦ સ૦ ૧૮૬૨ થી ઘણે સસ્તે ભાડે કાલેજને આપેલું છે, તથા તેનાં ભાડાંના દર માસે રૂ૧૦૦) શેઠ કાવસજી પોતાની ગીરેથી એજ વખતથી આપતા આવ્યા છે. એ બાદ નામદાર ગવરનરે ઉઠી એક છુટાદીલ ભાષણ કીધું જેમાં શેઠ કાવસજીની તથા તેમનાં બુજરગ માતાજીની સ્તુતી કરી[2] પાયાના પથ્થર ઉપર એક રૂપાંની થાળી વડે ચુનો નાખી તે ખુશાલીના પોકારો વચ્ચે બરાબર ગોઠવાયેલો જાહેર કીધો.[3] એ બાદ મેલાવડો બરખાસ્ત થયો હતો.[4]

---

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૧૮ મી ફેબરવારી ૧૮૬૬.

એ રીતે દસ્તુર હોશંગજીએ રચી તૈયાર કરેલાં "ઓઘુમ ઓઈ" નામની જંદ પેહલવી ગ્લોસરી, પાજંદ પેહલવી ગ્લોસરી, અરદાવીરાફનામું તથા તેની ફરહંગ, અને સોહનસુમાની વજર નામની કેતાબો છપાઈ પ્રસિદ્ધ થઈ હતી; તેમજ વંદીદાદ, ઇજશને અને ખોરદેહ અવસ્તાનો પેહલવી તરજુમો શરેહ તથા ગ્લોસરી સાથે, દીનકરદનું સાંકળીઉં, અને બીજાં પાજંદ પુસ્તકો તથા ભણતરોમાં આવેલા શબ્દોનો કોષ પણ રચી તૈયાર કર્યાં હતાં, લેકીન તે છપાઈ પ્રગટ થયાં નથી.

૨ સર બારટલ ફ્રીઅરે પોતાનાં ભાષણમાં કહ્યું કે:—

"Upon an occasion of that kind there was not much in the way of novelty that could be said: but there were some features in the history of that day's proceedings which he should be sorry to let pass without a word of comment. And in particular, he would recall to their recollection the fact, that the gentleman to whose liberality they owed the building, was not the first of his family who had so distinguished himself, and he (Sir Bartle Frere) found that one of Mr. Cowasjee Jehangier's paternal ancestors, was one to whom the Parsees were indebted for the China trade. Heerjee was the first, in conjunction with the great house of Forbes, to develop that trade which had enriched so many of the Chief men of the place, and it was he, who by the promptitude and regularity of his payments obtained for himself the name of "Readymoney." He (Sir Bartle Frere) found also in the writings of the Duke of Wellington some record of his grace's opinions of the services of the house, not in one letter, but in three or four, and in which the opinion was expressed that that great commercial house had made their own mercantile transactions subservient to the good of the British Government in India. He was told too, that upon the maternal side, the gentleman to whose liberality they owed the building, was related to that Parsee, at whose funeral Mr. Jonathan Duncan, the then Governor, ordered the great bell of St. Thomas' to be tolled. These things were not insignificant in a community like that of the Parsees, and while they thought of the ancestors of some, let them not forget the liberality of the lady to whom the College had owed its operations so long. Fortunately in that community, the lady was not alone, as one who showed herself worthy to be the wife and mother of the liberal and enlightened Parsees of Bombay. Let them trust she might long be spared to see her example followed by matrons of the Parsee community, and let them hope too, that in time to come, the fashions of that community might so far change that Parsee ladies might be permitted to be present on occasions when the citizens paid their tribute of respect to the husband and brother of whom those ladies might so well be proud.

૩ આ પથ્થર ઊપર નીચે મુજબનો લેખ કોતરેલો હતો:—

"This Chief Corner stone of a Building provided for Elphinstone College by the Liberality of Cowasjee Jehanghir Readymoney, and of the Government of India, was laid by His Excellency Sir Henry Bartle Edward Frere K C B. on the 7th March 1866.

*A wise man shall inherit glory among his people, and his name shall be perpetual."*

૪ ટાઈમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૯ મી મારચ ૧૮૬૬.

એલફીનસ્ટન કાલેજને માટે આ નવી ઇમારત બાંધવા સારૂં શેઠ કાવસજીએ તા૦ ૨૨ મી જાનેવારી ૧૮૬૩ને રોજે સરકારના ચીફ-સેક્રેટરી ઓનરેબલ એચ. એલ. એનડરસન ઊપર એક પત્ર લખી એવી માગણી કીધી હતી કે એ કાલેજને માટે મુંબઈ શહેરમાં એક લાયક જગા ઊપર ઇમારત બાંધવાને તેઓ સરકારમાં રૂ૧૦૦૦૦૦) એક લાખ રૂપીઆની રકમ આપવાને તૈયાર છે, અને સરકારે પણ બીજી તફાવતની રકમ એ ઇમારત પાછળ ખરચવી, અને બીજા કોઈ આસામી પાસે કાંઈ નહીં લેવું એ શરતસર લેવું નહી. આના જવાબમાં સરકાર તરફથી ઓનરેબલ મી૦ એનડરસને તા૦ ૭ મી ફેબરવારી ૧૮૬૩ ને રોજે શેઠ કાવસજીને લખી જણાવ્યું કે એ દરખાસ્ત સરકારે ઊપકાર સાથે કબુલ રાખીછે, અને તે બારેની સર્વે ગોઠવણ કરવાને સરકારે સર અલેકઝાંડર ગ્રાંટ બારોનેટ, મી૦ ઈ. આઈ. હાવરડ અને ડાક્તર જે. એચ. ભાઉ દાજીની એક કમીટી ઠેરવીછે, અને તમો પોતે પણ તેમાં શામેલ થઈ તે કમીટી સાથે સર્વે મસલત ચલાવવી. વળી એ ઇમારત સાથે તમારૂં નામ જોડવાને નામદાર સરકાર ઘણી ખુશીછે. ઊપલો જવાબ આવ્યા પછી શેઠ કાવસજીએ

તા૦ ૭ મી મારચ.

રોજ ૧૬ માહ ૭ (કo) ૧૨૩૫ યજદેજરદી.

મુંબઇમાં દેશાવરોથી કામકાજને માટે આવતા જરથોસ્તીઓને અતરે થોડા દીવસ ઉતારો લેવાને ઘણી અડચણ પડતી હતી તે ટાલવાને માટે શેઠ મેહરવાનજી ફરામજી પાંડેએ પોતાને ખરચે ફરેસવાડી મરહુમ શેઠ કાવશજી બેહરામજી બનાજીવાલાં આતશબેહરામની સામે એક ધર્મશાલા બંધાવી હતી, તે તૈયાર થવાથી ઓલી મુકવાની જશનની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી. આ વેજાએ જરથોસ્તીઓની

---

તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૬૭ ને દીને સરકારી તીજોરીમાં રૂ૧૦૦૦૦૦) એક લાખનો મુંબઇ બેંક જોગો ચેક મોકલપો હતો. એ પછી ઊપલી કમીટીએ તા૦ ૧૮ મી મેએ ૧૮૬૯ ને દીને સરકારમાં પોતાનો રીપોરટ મોકલ્યો, જેમાં સરકારે એ ઇમારત સારૂં પરેલના રસ્તા ઊપર આપવા માગેલી જગા પશંદ કીધી, તથા એ ઇમારતનો સરકારી ઇજનેર પાસે તૈયાર કરાવેલો પલાંન તથા તેના ખરચનો રૂ૧૮૪૨૯૬ નો અડસટો મોકલી આપ્યો, અને સુચના કીધી હતી કે "એલફીનસટન કાલેજ" નું નામ ચાલુ રેહવા દઇ એ ઇમારતને શેઠ કાવશજીનું નામ આપવું. એ બાબે કમીટીએ પોતાના રીપોરટમાં લખ્યું હતું કે:—

"The Committee are of opinion that the Edifice should be entitled the "Cowasjee Jehangir Buildings." This name will bear nearly the same relation to "Elphinstone College" as "Nevilles' Buildings" do to *Trinity College, Cambridge.*"

એ પછી ઊપલી સર્વે બીના હિંદુસ્તાનની વડી સરકારની મંજુરીઆતને માટે જવાથી તે નામદારે તા૦ ૭૦ મી સપટેમબર ૧૮૬૩ ને દીને એ બાબે બાહલી આપી, શેઠ કાવશજીનો ઊપકાર માનવાને મુંબઇની સરકારપર નીચે મુજબ લખ્યુ હતું:—

2. *I am desired to request that the Government of Bombay convey to Mr. Cowasjee Jehangeer an expression of the high satisfaction with which the Government of India views this fresh instance of his enlightened liberality."*

એ પછી મુંબઇ મધે મોંઘવારી, તથા જીનસોના ભાવ અને મજુરીના દરમાં ઘણો વધારો થવાથી એ ઇમારત ઊપલી અડસટેલી રકમમાં બંધાઇ નહિ શકશે એવું શેઠ કાવશજીનાં ધીઆંન ઊપર સરકાર તરફથી લાવવામાં આવ્યાથી, તેવણે તા૦ ૨૧ મી જુન ૧૮૬૪ને દીને કેળવણી ખાતાંના વડા સર અલેકજાંડર ગ્રાંટ બારોનેટ ઊપર એક પત્ર લખી જણાવ્યું કે તેવણે એ કાલેજની ઇમારત માટે જે આગલ રૂ૧૦૦૦૦૦) એક લાખ સરકારમાં ભર્યાછે તે ઊપરાંત બીજા રૂ૧૦૦૦૦૦) એક લાખની રકમ તેવણ આપશે, અને બાકીની રકમ સરકારે પુરી કરી એ ઇમારતનું કામ જલદીથી આગલ ચલાવવું. આ પત્રની ખબર નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરને મલતાંજ તે નામદારે દાપુરીના સરકારી મેહલમાંથી નીચે મુજબનો એક કાગજ શેઠ કાવશજીપર લખ્યો હતો:—

*Dapooree, June 21th 1864.*

My dear Sir,

*I have just heard from Sir Alexander Grant of* your noble offer to forward the completion of the Elphinstone College. I will not await the arrival of his official letter before thanking you for such an act of well judged liberality which is peculiarly gratifying to me, whether I regard it as Governor of the Presidency, or as the Chancellor of the University.

I trust now that I may have the pleasure, at no distant period, of congratulating you on the completion of the College, and that you may long live to see the younger members of your community trained to learning and sound morals, in the building your *liberality will have provided.*

Believe me,
My dear Sir,
very faithfully Yours,
H. B. E. FRERE,

To

COWASJEE JEHANGEER READYMONEY, ESQ.

એ પછી નામદાર સરકારની તરફથી શેક્રેટરી મી૦ સી. ગોને તા૦ ૨૯ મી જુલાઇ ૧૮૬૫ ને દીને શેઠ કાવશજીને લખી જણાવ્યું કે હિંદુસ્થાનની વડી સરકારે એલફીનસટન કાલેજને માટેની ઇમારત બાંધવા સારૂં તમારી રૂ૨૦૦૦૦૦) બે લાખ રૂપીઆની બખશેશ ઊપરાંત બીજા રૂ૩૨૫૦૦૦) નો ખરચ કરવાની મંજુરીઆત આપીછે. એ કાગજના જવાબમાં શેઠ કાવશજીએ તા૦ ૧૪ મી આગસટ ૧૮૬૫ ને દીને શેક્રેટરી મી૦ ગોનને લખ્યું કે તેવણ ઊપર કબુલેલા બીજા એક લાખ રૂપીઆ સરકારમાં ભરે તે આગમજ તેવણને લખીત ખાતરી આપવી કે હવે એ ઇમારત ગમે તે ખરચે પુરી કરવાને સરકાર બંધાએલીછે, અને તેવણ ઊપર બીજી વધુ રકમની માગણી કરવામાં આવશે નહિં. આના જવાબમાં સરકાર તરફથી તા૦ ૬ ઠી સપટેમબર ૧૮૬૫ ને દીને ઊપર મુજબની લખીત ખાતરી આપવામાં આવી હતી, અને શેઠ કાવશજીએ તા૦ ૧૪ મી સપટેમબર ૧૮૬૫ ને દીને સરકારના ચીફ–શેક્રેટરી જોગ રૂ૧૦૦૦૦૦) એક લાખ રૂપીઆનો મુંબઇ બેંક જોગો બીજો ચેક મોકલ્યો હતો. એ પછી એ ઇમારત બાંધવાનું કામ ચાલુ થયું, અને તેનો પાયો ઊપર મુજબ નામદાર ગવરનરે નાખ્યો હતો.

એ બાદ એ ઇમારત ઈ૦ સ૦ ૧૮૭૦ ના મારચ માસમાં રૂ૫૩૧૯૭૭) ને ખરચે બંધાઇ તૈયાર થઇ, અને તે ઊપર નીચે મુજબ તખતી મારવામાં આવી હતી:—

The Cowasjee Jehanghir Buildings.
for the use of
ELPHINSTONE COLLEGE,
were erected at a cost of Rupees——,
of which two lacs were
contributed by Mr. Cowasjee Jehanghir
Readymoney, C.S.I.
Completed March 1870.

એ કાલેજ ૧૮) વર્ષ સુધી એ ઇમારતમાં રહયા બાદ પરેલનો લટો અનુકુળકારી નહેલો તથા વિદ્યાર્થીઓને દુર પડવાને લીધે નામદાર સરકારે કાલેજને કોટ મધે કોટફોરના લટારર શાયન મીકાનીકસ ઇનસટીટયુટનાં મકાંનની પડોશમાં ગવરમેંટ સેનટરલ પ્રેસને માટે બંધાતી નવી કપારે ઇમારતમાં લઇ જવાનો ઠેરાવ કીધો, અને તે માટે સરકારના શેક્રેટરી

એક મોટી સંખીઆ ત્યાં ભેગી મલી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ કદમીઓના વડા દસ્તુર શોરાબજી રૂસતમજી મુલ્લાંફીરોજનાએ જરથોસ્તી ધર્મ પુસ્તકોમાંથી ધર્મશાલા બાંધવાના હોકમો બાબેના કેટલાક દાખલા વાંચી સંભળાવ્યા, જે બાદ શેઠ મેહરવાંનજી તરફથી એક અંજુમન પત્ર વાંચી સંભલાવવામાં આવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ મકાનનું નામ "પાક ધર્મશાલા" કરી રાખવામાં આવ્યું છે, તથા તે તેમનાં માતાજી મરહુમ બાઈ ગુલેસ્તાંનબાનુનાં પુનને માટે બંધાવી સર્વે પરદેશી જરથોસ્તીઓના ઉતારાના વાપરવાસુને કાજે ખોલ્લું મુકી તેનો વહીવટ ચલાવવાનું તેવણનાં ધર્મખાતાંનાં તરસ્ટીઓને સોંપવામાં આવ્યું છે. એ પછી શેઠ ડોસાભાઇ ફરાંમજી કરાકાએ ધર્મશાલા બાંધવાથી કેવા ફાયદા આપછે તે વિષે તથા શેઠ મેહરવાંનજીએ આએ નેક કામ ઉઠાવી લીધું તેથી પારસીઓની હોરમતમાં વધારો થવા બાબે એક ભાષણ કીધું હતું. એ બાદ ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.૧

તા૦ ૮ મી મારચ.

મુંબઇની સરકારી ગોદીના વડા માસ્તર બીલડર તથા બારાંના સરવેયર મરહુમ શેઠ જાંગીરજી નવરોજજી વાડીઆની જગો પર નામદાર સરકારે શેઠ જમશેદજી ધનજીભાઈ વાડીઆને નેમ્યા હતા.

---

સુરતની પારસી ડીસ્ત્રીક્ટ માટ્રીમોનીઅલ કોરટના ડેલીગેટો તરીકે નામદાર સરકારે તે તરફના નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતા:—

શેઠો રૂસતમજી ખુરશેદજી મોદી, દસ્તુર કેખશરૂ દાદાભાઈ, માણેકજી બહુબાંજી ડાકટર, કેખશરૂ હોરમજજી આસપાઇવાલા, પેશતનજી બરજોરજી એંટી, મેહરાંમજી પેશતનજી ડાકટર, મેહરવાંનજી અસ્પંદીઆરજી મોદી (ભાએઆ), જામાસ્પજી બહમનજી ભાવનગરી, મનચેરજી શોરાબજી કારંજાવાલા, પેશતનજી ફરાંમજી વકીલ, ખરશેદજી મેહરાંમજી નાણાવટી, શાપુરજી શોરાબજી મગીલ, બહમનશાહ મેહરાંમજી વકીલ, રૂસતમજી શોરાબજી દલાલ, બહમનશાહ મેહરાંમજી મેહતાજી, નશરવાંનજી જમશેદજી દસ્તુર કામદીનના.૨

---

તા૦ ૯ મી મારચ.

રોજ ૧૮ માહ ૬ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

આજ દીને પુણાંની પાસે અહમદનગરમાં અંજુમનના ઉઘરાતથી બંધાવેલું દોખમું પરહવાની ક્રિઆ કરવામાં આવી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ ત્યાંવાલા શેઠ નશરવાંનજી ખરશેદજી ગોધપોરીઆએ એક અંજુમન પત્ર વાંચી સંભલાવીઓ, જેમાં જણાવ્યું હતું કે એ દોખમાંનાં ઉઘરાણાંમાં પુણાંવાલા ખાંનબાહદુર પદમજી પેશતનજીએ રૂ૨૫૦૦) તથા તેવણે પોતે રૂ૨૫૦૦) અને બાકી બીજા રૂ૧૪૬૩) મલી રૂ૬૪૬૩) ની રકમ ભરાઇ હતી, અને ખરચ રૂ૫૮૦૦) થતાં બાકી રૂ૬૪૩) વધશે તેનો ઘટતો ઉપયોગ અંજુમનની મરજી પ્રમાણે હવે પછી કરવામાં આવશે. એ શેહરમાં ધર્મનાં જેટલાં કામો થયલાંછે તેમાં મરહુમ ખાંન બાહદુર પેશતનજી શોરાબજી તથા તેમના પેશ ખાંનબાહદુર પદમજી પેશતનજીની હમેશાં મદદ તથા સર્વે ધર્મની ક્રિઆ દસ્તુર તેહમુલજી મનચેરજી હોજદારને હાથે થયલીછે તેથી

---

મી૦ ડબલ્યુ. લીવારનરે મરહુમ સર કાવશાજીના વારસ શેઠ જાંહગીરજી કાવશાજી જાંહગીરની મંજુરીઆત તા૦ ૧૦ મી ડીસેમ્બર ૧૮૮૭ ને દીને એક પત્ર લખી મંગાવી હતી. શેઠ જાંહગીરજીએ એ બાબેની મંજુરીઆત તા૦ ૨૬ મી ડીસેમ્બર ૧૮૮૭ ને દીને મી૦ લીવારનર પર એક કાગજ લખી આપી, અને તેમાં સુચના કીધી હતી કે એ નવી ઇમારતના બાહેરનાં ભાગ ઉપર "Sir Cowasjee Jehanghir Building for the Elphinstone College" એવા શબ્દો કોતરાવવા, તથા દરવાજા પર સર કાવશાજીનું એક "મીડાલીઅન બસ્ટ" મુકાવવું. એ સુચના નામદાર સરકારે બાહલ રાખી, અને શેઠ જાંહગીરજીએ કાલેજની લાઇબ્રેરીના વધારા તથા તેનાં ફરનીચર વગેરેને માટે રૂ૫૦૦૦) ની રકમ સરકારમાં લેઇ આપવાની કબુલાત કીધી હતી. એ પછી એ નવી ઇમારતમાં કાલેજ લાવી તે મુંબઇના નામદાર ગવરનર લારડ રેએ તા૦ ૪ થી ફેબરવારી ૧૮૮૯ ને દીને એક મોટા મેલાવડાની હજુરમાં ખોલી મુકી, અને ઉપલી પરેલવાલી જુની ઇમારતમાં નવી સ્થાપેલી વિકટોરીયા જુબીલી ટેકનીકલ ઇનસ્ટીટ્યુટ લઇ જવામાં આવી હતી.

૧ બમ્બે જામે જમશેદ, તા૦ ૮ મી મારચ ૧૮૬૬.

એ ધર્મશાલા બાંધવાને માટે શેઠ મેહરવાંનજીએ પોતાની ૧૩૯૦ ચોરસવાર જમીન કે જેની કીમત રૂ૩૬૧૪૦) હતી તે મુફત આપી, તથા તેપર બાંધકામને માટે રૂ૭૫૩૩૪—૦—૭ ખરચાયા તે મલી એવણને કુલે રૂ૧૧૧૪૭૪—૦—૭ નો ખરચ થયો હતો.

એ ધર્મશાલાને બાર જુદા જુદા ઓરડાછે, તથા વચમાં એક મોટો ઓરડો આવેલોછે. પછવાડે બબરચીખાંનું, કુવો, વગેરે જરૂરનાં મકાંનોછે. હીયાં દરેક જરથોસ્તી મુસાફરને આવી બે અઠવાડીઆં સુધી ઉતારો લેવાની છુટ છે, તથા એમાં સુવાનાં બીછાંણાં અને રાંધવાનો વાસણો તેમજ ઉતારૂઓની બરદાસ્તને માટે એક પારસી ચાકર રાખ્યામાં આવ્યોછે.

એ ધર્મશાલા ખોલી મુકાયા પછી તેજ રસ્તા પર "બોંમ્બે બરોડા એંડ સેનટરલ ઇંડીઆ રેલવે" નું ચરની રોડનું સ્ટેશન થયાથી બાહેરગામોથી આવતા જરથોસ્તીઓને ઉતારો લેવાને એ મકાન ઘણું સવલ થઇ પડ્યુંછે. એ ધર્મશાલાની મરામત તથા બીજો ખરચ શેઠ મેહરવાંનજીએ ઇ૦ સ૦ ૧૮૭૫ માં સ્થાપેલાં "રીપેરસ ફંડ" માંથી થાયછે, કે જેને લગતી વીગત આ પુસ્તકને સફે ૧૬૯ મે આપેલીછે.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૮ મી મારચ ૧૮૬૬.

સુરતની ડીસ્ત્રીક્ટ માટ્રીમોનીઅલ કોરટની હદમાં સુરત, ભરૂચ, અને અમદાવાદના આખા જીલા સમાયલાછે.

તેઓનો ઉપકાર માનવામાં આવ્યો હતો. એ બાદ અંજુમન તરફથી દસ્તુર તેહમુલજીને તથા ખાંનબાહદુર પદમજીના દીકરા શેઠ દોરાબજી પદમજીને શેઆલો ઓઢાડવામાં આવી હતી, તથા શેઠ દીનશાહજી માણેકજી પીટીટ અને શેઠ જમશેદજી હોરમજજી બાટલીવાલાને આ કામમાં આગેવાની લઇ ઘણી મેહનત કરવા માટે એકકી શેઆલ ઓઢાડી હતી. એ બાદ ત્યાં ખાનું લઇ સર્વે લોક વદાય થયા હતા.[૧]

તા૦ ૧૦ મી મારચ.

દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાએ "આપણો માજદયશની ધરમ કીઆ પાએઆ ઉપર છે, અને તે જેહશતનો મારગ કેહવો બતલાવેછે" એ બાબદ ઉપર એક વાએજ આજ દીને મરહુમ શેઠ કાવશજી બેહરામજી બનાજીવાલાંના આતશબેહરામનાં દીવાંનખાંનામાં કીધી હતી. તે પુરી થયા બાદ દસ્તુર શેરાબજી રૂસતમજી મુલાં ફીરોજનાએ ઉઠી દસ્તુર જામાસપજીનો ઉપકાર માની તેમને શાબાશી આપી હતી.[૨]

તા૦ ૧૭ મી મારચ.

રોજ ૨૬ માહ ૬ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

મરણ—બરજોરજી પેશતનજી દીવેચા[૩]—ઉમર વર્ષ (૧) શેઠ પેશતનજી નાથાજી દીવેચાના બીજા દીકરા. એવણ ઉમરમાં પોતાના વડા ભાઈ શેઠ ફરાંમજી પેશતનજી દીવેચાના જય હેઠલ મુંબઈના ગવરનરોનાં ઘરખાતાંના તમામ વહીવટના કારભારી હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૪૫ માં શેઠ ફરાંમજીનાં મરણથી એવણ તેમની જગોએ વડા કારભારી થયા હતા. એવણને આ ઓહદાપર પોતાની ચંચલાઈ તથા નીમકહલાલીને માટે મુંબઇના દરેક ગવરનરો તરફથી શાબાશી મલતી હતી. ઈ૦ સ૦ ૧૮૬૧ માં સર જારજ રસલ કલાર્કના વખતમાં એવણે જઇફીને લીધે પેનશન લઇ ઓહદો છોડયો હતો.

તા૦ ૧૮ મી મારચ.

રોજ ૨૭ માહ ૬ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

આજ દીને તારાપોર મધે અંજુમનના ઉપરાતથી બંધાવેલાં દોખમાને પરઠવાની ક્રિઆ કરવામાં આવી હતી. આ વેળાએ વરોડરા રેલવે કુંપનીએ મુંબઇ તથા સુરતથી ખાસ ત્રેનો મુકવાથી પુસ્કળ જરથોસ્તીઓ ત્યાં એકઠા થયાં હતા. જશનની ક્રિઆ ઉદવાડેના દસ્તુરજી તથા મોબેદોએ કીધા બાદ મુંબઇવાલા દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાએ જરથોસ્તી મજહબમાં દોખમાં બાંધવાને લગતી એક વાએજ કરી સંભલાવી હતી. તે બાદ એ દોખમાં બાબેનું ઉઘરાણું વગેરેની આગેવાની શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીએ મુંબઇમાં ઘણી મેહનત અને કોશેશ કરી કીધી હતી તેઓના થાએલા ઉપકારમાં તારાપોરની અંજુમન તરફથી એક માનપત્ર વાંચી સંભલાવવામાં આવ્યું હતું, તથા ત્યાંનાં અમલી નામીચાં વીકાજી મેહરજીનાં ખાંનદાંનવાલાઓનાં આભાર અને તેમની આગલી જાહોજલાલી વિષે પણ એક ખીના વાંચી સંભલાવવામાં આવી હતી. એ પછી ઉદવાડાવાલા દસ્તુર મીનોચેહરજી દારાબજી તથા દસ્તુર બરજોરજી રૂસતમજી મીરજાંને તથા તારાપોરના અકાબર શેઠ દાદાભાઇ બેહરામજી તારાપોરવાલાને તથા દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાને અંજુમન તરફથી એકકી શેઆલ ઓઢાડવામાં આવી હતી, અને ત્યાંનું જમન જમી સર્વે લોક વદાય થયા હતા.[૪]

---

૧ બમે જમશેદ, તા૦ ૩૧ મી મારચ ૧૮૬૬.

આ દોખમાંનાં ફંડમાં રૂ૬૪૬૩) નીચે મુજબ ભરાયા હતા :—

(રૂ૨૫૦૦) ખાંનબાહદુર પદમજી પેશતનજી, નશરવાંનજી ખરશેદજી ગોઇપોરીઆ. (રૂ૩૭૫) ખાંનબાહદુર બરજોરજી ભીખાજી શાહીઆર. (રૂ૨૦૦) મરહુમ જમશેદજી પેશતનજી પલાંનદીનના છોકરાઓ. (રૂ૧૫૧) ખરશેદજી નશરવાંનજી શેઠના. (રૂ૧૦૧) આદરજી બરજોરજી ગેઆરા. (રૂ૭૫) બહમનજી શેરાબજી શેઠના. (રૂ૫૧) ફરાંમજી અરદેસર ફ્રેકોબાદના, આ૦ માણેકજી ખરશેદજી ગાંડા, નવરોજજી રૂસતમજી ઠાપર. (રૂ૪૧) દોરાબજી રૂસતમજી ભરૂચા, ઊકરજી ફરાંમજી મોતીવાલા, દીનશાહ બહમનજી ગોઇપોરીઆ, જમશેદજી પુંજીઆજી બગન, ડોસાભાઇ હોરમજજી અડુગર, ફરાંમજી પેશતનજી બમગરા, નવરોજજી બહમનજી મોરેના. (રૂ૩૧) માણેકજી પેશતનજી મેસમેન. (રૂ૨૫) પાલણજી પેશતનજી ઠાપર, ધનજીભાઇ ઊકરજી. (રૂ૧૫) આ૦ ખરશેદજી કેખશરૂજી નરીમાંન, કાવશજી મનચેરજી ઇછાપોરીઆ. (રૂ૧૦) શેરાબજી જમશેદજી મસીરીઆ.

૨ મુંબઇ સમાચાર, તા૦ ૧૪ મી મારચ ૧૮૬૬.

૩ શેઠો માણેકજી અને શેરાબજી તથા મરહુમ શેઠો પેશતનજી અને એદલજી ખરશેદજી દીવેચાના બાવા. એવણના એક નાહના ભાઇ શેઠ રૂસતમજી પેશતનજી દીવેચા પણ ગવરમેંટ હાઊસમાં ઉસતાદ રાખવાળ હતા.

૪ મુંબઇ સમાચાર, તા૦ ૨૧ મી મારચ ૧૮૬૬.

એ દોખમું પરઠવાનાં જશનમાં શામેલ થવાને તેના માનેજરો શેઠો દોરાબજી ભીખાજી તારાપોરવાલા, રૂસતમજી શાપુરજી તારાપોરવાલા, અને રતનજી કુવરજી તારાપોરવાલાએ તા૦ ૮ મી મારચ ૧૮૬૬ નાં ગુજરાતી વર્ત્તમાંન પત્રોમાં જાહેર ખબર છપાવી સર્વે જરથોસ્તીઓને અરજ કીધી હતી.

એ દોખમાંની સાંમેની શગડીપર નીચની તખ્તી મારેલીછે :—

"શ્રી પાક અહુરમજદની મદદથી આએ દોખમું તથા
"તેને લગતી શગડી તથા કુવો શ્રી તારાપોર મધે જરતોશ-
"તીઓને વાશતે શ્રી મુમબઇ તથા બીજાં ગાંમોની જરતો-
"શતી અનજુમને ઊઘરાંણું કરી ઇંગરેજ શરકારનાં રાજમાં
"બંધાવીઊંછે. રોજ ૨૭ આશમાંન માહા ૬ શેહેનશાહી
"તથા માહા ૭ મેહેર કદમી શને ૧૨૩૫ ઇઅજદજરદી
"તારીખ ૧૮ મારચ શને ૧૮૬૬ શવંત ૧૯૨૨ નાં ચઇતર
"શુદ ૨ વાર રવેઊ."

ઊપલી શગડીની પાસે એજ વખતે એક કુવો બંધાવેલોછે, તે ઊપર પણ નીચે પ્રમાણે તખ્તી મારેલીછે :—

તા૦ ૨૦ મી મારચ.

"સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઈનસ્ટીટયુટ" ને લગતી નિશાલોનાં છોકરાઓ તથા છોકરીઓને ઈનાંમો આપવા માટેનો એક મેલાવડો આજ દીને અતરેના ટાઉનહાલમાં થયો હતો. સરનશીનની ખુરસીએ મુંબઈનો નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅર બીરાજયો હતો. એ ખાતાંના પ્રીનસીપાલ મી૦ જેમસ સ્કારજીએ રીપોરટ વાંચી સંભલાવ્યો, જેમાં જણાવ્યા મુજબ એ ખાતાંને લગતી મુંબઈની નીશાલોમાં ૯૨૮ છોકરા તથા ૭૫૦ છોકરીઓ તથા દેશાવરોની નિશાલોમાં ૮૪૯ છોકરા અને ૩૪૦ છોકરી મલી ૨૮૬૭ બાળકો કેળવણી લેતાં હતાં. એ બાદ રેવરંડ મી૦ એટકીનસે છોકરાઓ તથા ડાકટર ધીરજરાંમ દલપતરાંમે છોકરીઓની સેહજ પરીક્ષા લીધી, જે બાદ સરનશીને પોતાને હાથે ઈનામો વેંહચી એક સુભાખીત ભાખણ કીધું જેની સેવટે જણાવ્યું હતું કે "નામદાર લેડી આવાંબાઈ જેઓ એ ખાતાંની અમર કીરતીના સ્થાપનારનું માનવંતું નામ રાખેછે, તેમની સાથે જ્યારે તે નામદારને મેલાપ થશે ત્યારે તેણે અંહી શું જોયું હતું અને તેથી તેને કેવી ખુશાલી ઉપજી હતી તેથી તેઓને તે વાકેફ કરશે." એ પછી સર જમશેદજી જીજીભાઈ બારોનેટે ઉઠી નામદાર સરનશીનનો એક નાધસું ભાખણ કરી ઉપકાર માન્યો, અને સભા બરખાસ્ત થાઇ હતી.[૧]

તા૦ ૨૫ મી મારચ.

રોજ ૪ માહ ૭ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

આજ દીને ગંદેવી ગામ મધે અંજુમનનાં ઉધરાતથી બંધાવવા માંડેલાં દોખમાંનો તાણો પુરવાની ક્રિઆ નવસારીવાલા દસ્તુર કૈકોબાદજી રૂસતમજી મેહરજીરાણાનાં ઉપરીપણાં હેઠલ કરવામાં આવી હતી. આ વેળાએ ૪૦૦૦ જરથોસ્તીઓનો મેલાવડો ત્યાં થયો હતો, તથા શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ એ દોખમાંનાં કામમાં નાણાંની સારી મદદ કરી તેથી તેમનો ઉપકાર માનવામાં આવ્યો હતો.[૨]

તા૦ ૨૭ મી મારચ.

લંડનની "એથનોલોજીકલ સોસાઇટી" ની હજુરમાં ગઈ તા૦ ૧૪ મી ફેબરવારીએ મી૦ જાન ક્રાફરડે વાંચેલા રેસાલામાં એવું જણાવ્યું હતું કે એશીઆ ખંડના લોકો કરતાં યુરોપ ખંડના લોકોની મનશક્તિ વધારે ચહડતી અને બળવાન છે. એ ઉપરથી એ રેસાલાના જવાબમાં શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસરે એજ સોસાઇટીની આજ દીને મલેલી સભામાં એક બીજો રેસાલો વાંચી હિંદુઓ તથા પારસીઓની મનશક્તિ કેટલી ખીલી શકેછે, તેના દાખલા આપ્યા, તથા બતાવી આપ્યું કે એશીઆ ખંડમાં નીતિ, સરચાઈ અને બીજી નેકીને યુરોપના સરખો દરજજોછે.[૩]

તા૦ ૩૧ મી મારચ.

ભરૂચ મધે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનું એક ફંડ ઉભું કરવાને ત્યાંની અંજુમન આજ દીને બાહેરકોટની કાંડાપરની દરેમેહરમાં ભેગી મલી હતી. તે વેળાએ એ બાબેનું એક ફંડ ત્યાંની પંચાતના તરસ્ટીઓ હસ્તક ઉભું કરવાનો ઠેડાવ થયો હતો, અને તેમાં તેજ વખતે રૂ૫૪૯૨ા ભરાયા હતા. આ વેળાએ મુંબઇથી ગયલા શેઠ બહમનશાહ કાવશજી ભરૂચા અથવા વકીલ તેમજ શેઠ સોરાબજી રતનજી ડાકટરે અસરકારક ભાખણો કીધાં હતાં.[૪]

---

" શ્રી દાદાર હોરમજદનો મદદથી આ કુવો શને ૧૨૩૫
" યઅજદજરદી શને ૧૮૬૬ ઇશવી શવંત ૧૯૨૨ નાં
" વીક્રમાંજીત. એ શાલમાં શ્રી તારાપોરનાં નવાં દોખ-
" માંનાં કાંમ શારૂં બાંધેઓછે. રોજ ૨૭ મેં ને માહ ૬
" ઠો તથા ૭ મો."

એ દોખમું તથા શગડી બાંધવા પર બધો મલી રૂ૪૨૦૦૦) નો ખરચ થયો હતો, અને ઉઘરાંણું રૂ૩૧૦૦૯)૨૪।।। નું થયું હતું. જેથી બાકીની રૂ૧૧૦૦૧) ની રકમ મેલવવાને એના માનેજરો શેઠો ખુરશેદજી નોશરવાંનજી કામાજી, મેરવાનજી(?)ભાઇ બાપુજી વીકાજી, દોરાબજી ભીખાજી તારાપોરવાલા, રૂસતમજી શાપુરજી તારાપોરવાલા, અને રતનજી કુવરજી તારાપોરવાલાએ તા૦ ૨૨ મી નવેમબર ૧૮૬૮ નાં રાસ્ત ગોફતારમાં જાહેર ખબર છપાવી સર્વે જરથોસ્તીઓને અરજ કીધી હતી.

૧ જામે જમશેદ, તા૦ ૨૩ મી મારચ ૧૮૬૬.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૧ લી આપરેલ ૧૮૬૬.

૩ આ રેસાલાનું એક ચોપાંનયું નીચલાં નામથી જાહેર પાડવામાં આવ્યું હતું :—

"The European and Asiatic races. Observations on the paper read by John Crawford Esq. F. R. S. before the Ethnological Society, on February 14th, 1866 Read before the Ethnological Society, March 27th, 1866. By, Dadabhai Naoroji. London; Trubner & Co., 60, Paternoster Row, 1866."

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૮ મી આપરેલ ૧૮૬૬.

એ રૂ૫૪૯૨ા નીચે મુજબ ભરાયા હતા :—

(રૂ૫૦૧) રૂસતમજી સોરાબજી દલાલ, બહમનશાહ બેહરાંમજી વકીલ, મનચેરજી સોરાબજી દલાલ, હોરમજજી બેહરાંમજી વખારીઆ. (રૂ૫૦૦) બહમનશાહ બેહરાંમજી મેહતાજી. (રૂ૨૦૦) હોરમજજી નાનાભાઈ કાલાભાઈ જંબુસરવાલા, હોરમજજી માણેકજી નગરશેઠ. (રૂ૧૫૦) દીનશાહજી ફરાંમજી હમાવરાના. (રૂ૧૨૫) હોરમજજી અસલાજી ગાંધી, બહમનશાહ સોરાબજી ધનજીભાઈ મારફતેના. (રૂ૧૦૦) નવરોજજી મનચેરજી વખારીઆ, પેશતનજી હોરમજજી બરૂ, જીવાજી બેહરાંમજી હાથીદારૂવાલા, શેહરીયારજી નશરવાંનજી મેહતાના, સોરાબજી રતનજી ડાકટર મુંબઇવાલા. (રૂ૭૫) દસ્તુર પેશોતનજી બેહરાંમજી(?) કાબદીનજીનાં નામે, બેહરાંમશાહ

જીજીભાઈ બારોનેટ, ઓનરેબલ રૂસ્તમજી જમશેદજી જીજી-ભાઈ, ફરામજી નશરવાંનજી પટેલ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, માણેકજી ખરશેદજી જમશેદજી, કાવશજી ખારશે-દજી જમશેદજી, મેહરવાંનજી ફરામજી પાંડે, અરદેશર હોરમ-

---

મુસાફરોના ઊતારાને માટે બંધાવેલા જમશેદ બાગ તથા તેનાજ કંપાઉંડમાં પોતાના બાવા મરહુમ શેઠ હોરમસજી મેહરાંમજી વખારીઆનાં પુનને માટે બંધાવેલી દરેમેહરના ચાલુ ખરચમાં વાપરવાને તે મકાનોના તરસ્ટીઓને દર શાલ સુપરદ કરવાને. (૧૬) તા૦ ૯ મી ડીસેમબર ૧૮૮૩ ને દીને શેઠ રૂસ્તમશાહ પેશતનજી મોવડાંવાલાએ પોતાના બાવા મરહુમ શેઠ પેશતનજી હોરમસજી બરૂ અથવા મોવડાંવાલાનાં પુનને સારૂં તેવણની પુંજીમાંથી રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડ મધે વાપરવાને. (૧૭) તા૦ ૧૯ મી ડીસેમબર ૧૮૮૩ ને દીને શેઠ હોરમસજી નાનાભાઈ કાલાભાઈ જંબુસરવાલાએ પોતાના દીકરા શેઠ શાપુરજીનાં ધણીઆંની મરહુમ બાઈ ગુલબાઈનાં પુનને માટે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ ખરાસવાડાની દરેમેહરના ખરચમાં વાપરવાને. (૧૮) તા૦ ૧૮ મી મારચ ૧૮૮૪ ને દીને બાઈ ગુલબાઈ તે મરહુમ શેઠ હોરમસજી મેહરાંમજી વખારીઆનાં દીકરીએ પોતાના ખાવંદ મરહુમ શેઠ માણેકશાહ ફરદુનશાહ બંબાતાનાં પુનને માટે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ જમશેદબાગ તથા તેને લગતી દરેમેહરના ખરચમાં વાપરવાને. (૧૯) એજ દીને બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ હોરમસજી મેહરાંમજી વખારીઆનાં વીધવાએ પોતાના ખાવંદનાં પુનને માટે રૂ૫૦૦) ની રકમ ઊપલાંજ કારણસર વાપરવાને. (૨૦) તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૮૫ ને દીને શેઠ તેહમુલજી હોરમસજી મુનશફ પોતાના દીકરા તથા દીકરીના દીકરાઓની નવજોતની ખુશાલીમાં રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ભરૂચનાં કોઈ ગરીબ જરથોસ્તીનાં છોકરાંને સુદરેહ પેહરાવવા અથવા લગન કરવાના ખરચમાં વાપરવાને. (૨૧) તા૦ ૩૦ મી મારચ ૧૮૮૫ ને દીને શેઠ શોરાબજી હોરમસજી વખારીઆ અથવા લાકડાંવાલાએ રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ કોટની જરથોસ્તી છોકરીઓની નિશાલના ખરચમાં વાપરવાને. (૨૨) તા૦ ૨૫ મી આગસ્ટ ૧૮૮૫ ને દીને શેઠ અરદેસર શોરાબજી દસ્તુર કામદીને રૂ૫૦૦) નું મુંબઈની મ્યુનીસીપાલીટીનું બોંડ તેનું વ્યાજ કોટની જરથોસ્તી છોકરીઓની નિશાલની સર્વેથી ચડતી છોકરીને તેમનાં માતાજી બાઈ ગુલબાઈ તે મરહુમ દસ્તુર શોરાબજી પેશોતનજી કામદીનનાં વીધવાનાં નામથી દર માસે રૂ૨) ની સ્કાલરશીપ આપવામાં વાપરવાને. (૨૩) તા૦ ૧૯ મી સપટેમબર ૧૮૮૫ ને દીને શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટ રૂ૪૦૦૦) નાં મુંબઈની મ્યુનીસીપાલીટીનાં બોંડ તેનું વ્યાજ કોટની જરથોસ્તી છોકરીઓની નિશાલ કે જેને તેમનું નામ આપવામાં આવ્યું હતું તેના ચાલુ ખરચમાં વાપરવાને, તથા તા૦ ૪ થી અકટોબર ૧૮૮૫ ને દીને બીજા રૂ૩૦૦) નાં એજ મ્યુનીસીપાલીટીનાં બોંડ તેનું વ્યાજ એજ નિશાલની બે ચડતી છોકરીઓને દર શાલ રૂ૭) અને ૫) નાં બે ઇનામો આપવામાં વાપરવાને. (૨૪) તા૦ ૨૦ મી સપટેમબર ૧૮૮૫ ને દીને શેઠ અરદેસર શોરાબજી દસ્તુર કામદીને રૂ૫૦૦) નું મુંબઈની મ્યુનીસીપાલીટીનું બોંડ તેનું વ્યાજ ભરૂચની મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈવાલી છોકરીઓની નિશાલની સર્વેથી ચડતી છોકરીને તેમનાં ધણીઆંની બાઈ આવાંબાઈનાં નામથી દર માસે રૂ૨) ની સ્કાલરશીપ આપવામાં વાપરવાને. (૨૫) એજ દીને એજ શેઠે રૂ૫૦૦) નું એજ મ્યુનીસીપાલીટીનું બીજું બોંડ તેનું વ્યાજ ભરૂચની મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈવાલી છોકરાઓની નિશાલના સર્વેથી ચડતા છોકરાને પોતાના બાવા મરહુમ દસ્તુર શોરાબજી પેશોતનજી કામદીનજીનાં નામથી દર માસે રૂ૨) ની સ્કાલરશીપ આપવામાં વાપરવાને. (૨૬) તા૦ ૨૨ મી સપટેમબર ૧૮૮૫ ને દીને શેઠ જમશેદજી બરજોરશાહ વકીલે પોતાનાં માતાજી મરહુમ બાઈ ધનબાઈજી તે મરહુમ શેઠ બરજોરશાહ મેહરાંમજી વકીલનાં વીધવાનાં પુનને માટે રૂ૭૯૦) ની રકમ તેનું વ્યાજ અથવા જરૂર પડે તો મુદલ મરહુમ શેઠ બરજોરશાહે પોતાને ખરચે બાહેરકોટ અગીઆરી આગલ બંગલો બંધાવી પંચાતને સ્વાધીન કીધોછે તે વધારવા અથવા સુધારવા પાછલ ખરચવાને. (૨૭) તા૦ ૧૩ મી ડીસેમબર ૧૮૮૫ ને દીને બાઈ રતનબાઈ તે શેઠ ધનજીશાહ મેહરવાંનજી ડાકટરનાં ધણીઆંનીએ ભરૂચના કોટમાં હાથીખાર આગલ અગીઆરીની સાંમે પંચાતની જગાપર જરથોસ્તી છોકરીઓની નિશાલને સારૂં એક મકાંન રૂ૨૦૭૫) ખરચી બંધાવી તરસ્ટીઓને સ્વાધીન કીધું તે મકાંનપર થાયલી લાગતની રકમનું પડાવેલું ખાતું. (૨૮) તા૦ ૨૦ મી ફેબરવારી ૧૮૮૬ ને દીને શેઠ દીનશાહજી માંણેકજી પીટીટે પોતાનાં દીકરી મરહુમ બાઈ રતનબાઈ તે શેઠ ફરાંમજી દોરાબજી પાંડેનાં ધણીઆંનીનાં પુનને માટે રૂ૧૦૦૦) નું મુંબઈનાં પોરટ તરસ્ટનું બોંડ તેનું વ્યાજ સરખે હીસ્સે જમશેદજી નશરવાંનજી પીટીટ જરથોસ્તી છોકરીઓની નિશાલ તથા ગરીબ જર-થોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપરવાને. (૨૯) તા૦ ૨૧ મી ફેબરવારી ૧૮૮૬ ને દીને શેઠ પીરોજશાહ રૂસતમજી દલાલે પોતાના બાવા મરહુમ ખાંનબાહદુર રૂસતમજી શોરાબજી દલાલ તથા માતાજી મરહુમ બાઈ આવાંબાઈનાં પુનને માટે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ પંચાતનાં જનરલ ફંડમાં વાપરવાને. (૩૦) તા૦ ૧૭ મી આગસ્ટ ૧૮૮૬ ને દીને શેઠો માણેકજી મેહરવાંનજી અને પેશતનજી કાવશજી મોવડાંવાલાએ પોતાના મુરબી મરહુમ શેઠ મેહરવાંનજી અસલાજી ભરૂચા મોવડાંવાલાનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં વાપરવાને. (૩૧) તા૦ ૧ લી નવેમબર ૧૮૮૬ ને દીને શેઠો ડોશાભાઈ, ખરશેદજી, હોરમસજી અને રૂસતમજી જામાસપજી દારૂવાલાએ પોતાના બાવા મરહુમ શેઠ જામાસપજી જીવાજી દારૂવાલાનાં પુનને માટે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ દારૂવાલાઓના દાહંબારના ખરચમાં વાપરવાને. (૩૨) તા૦ ૨૧ મી નવેમબર ૧૮૮૬ ને દીને શેઠો નશરવાંનજી, અરદેસર, પીરોજશાહ, દીનશાહ અને દારાશાહ રૂસતમજી દલાલ તથા બેહેન બાઈ ધનબાઈજીએ પોતાના કાકા મરહુમ શેઠ મનચેરજી શોરાબજી દલાલનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપરવાને. (૩૩) તા૦ ૨૮ મી જાનેવારી ૧૮૮૭ ને દીને શેઠો રૂસતમજી અને હોરમસજી નાનાભાઈએ ખરાસવાડામાં જરથોસ્તીઓને સુરઅવસરે વાપરવાનું એક મકાંન બંધાવી પંચાતના તરસ્ટીઓને સ્વાધીન કીધું તે પેજાની ખુશાલીમાં પોતાના બાવા મરહુમ શેઠ નાનાભાઈ કાલાભાઈનાં

જજી વાડીઆ, શોરાબજી જમશેદજી જીજીભાઈ, ખરશેદજી ફરદુનજી પારખ, ડોશાભાઈ ફરામજી કરાકા, બહમનજી જીજીભાઈ, શોરાબજી પેશતનજી ફરામજી, દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાનજી માણેકજી પીટીટ, મનચેરજી

પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપરવાને. (૩૪) તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૮૭ ને દીને શેઠો આદરજી અને રતનજી મનચેરજી દલાલે પોતાના બાવા મરહુમ શેઠ મનચેરજી શોરાબજી દલાલનાં પુનને માટે તેમની પુંજીમાંથી રૂ૧૫૦૦) નાં મુંબઈનાં પોરટ તરસ્ટ બોંડ તેનું વ્યાજ ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપરવાને. (૩૫) તા૦ ૩ જી મારચ ૧૮૮૭ ને દીને શેઠ નવરોજજી મનચેરજી કાવશજી વખારીઆએ પોતાનાં ધણીઆંની બાઈ બીખાઈજીનાં પુનને માટે રૂ૬૦૦) ની નોટ તેનું વ્યાજ સરખે હીસ્સે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં તથા ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપરવાને. (૩૬) તા૦ ૧૪ મી આપરેલ ૧૮૮૭ ને દીને સર દીનશાહજી માણેકજી પીટીટે પોતાના નબીરા મરહુમ શેઠ અરદેસર કાવશજી પીટીટનાં પુનને માટે રૂ૧૦૦૦) નું મુંબઈનાં પોરટ તરસ્ટનું બોંડ તેનું વ્યાજ પંચાતના અંજુમનના ધાહંબારના ખરચમાં વાપરવાને. (૩૭) તા૦ ૧ લી અકટોબર ૧૮૮૭ ને દીને શેઠ બહમનશાહ જમશેદજી વખારીઆએ પોતાનાં બેહેન મરહુમ બાઈ ગુલબાઈ તે શેઠ જામાસપજી હોરમજજી નાનાભાઈ જંબુસરવાલાનાં ધણીઆંનીનાં પુનને માટે રૂ૧૦૦૦) ની નોટ તેનું વ્યાજ જમશેદ બાગને લગતાં આદરાંનમાં દરૂન હમેશ જારી રાખવાના ખરચમાં વાપરવાને. (૩૮) તા૦ ૧૭ મી નવેમબર ૧૮૮૭ ને દીને શેઠો આદરજી અને રતનજી મનચેરજી દલાલે પોતાના બાવા મરહુમ શેઠ મનચેરજી શોરાબજી દલાલની વરસીને દીને તેમનાં તથા પોતાનાં માતાજી મરહુમ બાઈ જરબાઈનાં પુનને માટે રૂ૧૦૦૦) નું મુંબઈની મ્યુનીસીપાલીટીનું બોંડ તેનું વ્યાજ કુતરાં તથા મુગાં જનાવરો અને ગોસ્પંદોની પરવરસી કરવા તથા દર વર્ષે રૂ૫) થી ૧૦) સુધીની નાહની રકમ ઊપજાં બધી મરનારોના રોજગાર ઊપર ધર્મ ક્રિયા કરવાને ખરચવાને. (૩૯) તા૦ ૧૯ મી નવેમબર ૧૮૮૭ ને દીને શેઠ પેશતનજી દોરાબજી કામાજી તથા તેમનાં કુટુંબે મરનાર બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ દોરાબજી કામાજીનાં વીધવાનાં પુનને માટે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ ખારાસવારાની દરેમેહરમાં સુખડ બાળવાના ખરચમાં વાપરવાને (૪૦) તા૦ ૨૯ મી નવેમબર ૧૮૮૭ ને દીને શેઠ નશરવાનજી માણેકજી પીટીટે પોતાના ભત્રિજા મરહુમ શેઠ કાવશજી દીનશાહજી પીટીટના દીકરા મરહુમ શેઠ અરદેસર કાવશજી પીટીટનાં પુનને માટે રૂ૧૦૦૦) નું મુંબઈનાં પોરટ તરસ્ટનું બોંડ તેનું વ્યાજ ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપરવાને. (૪૧) તા૦ ૧ લી ડીસેમબર ૧૮૮૭ ને દીને હાનરેબલ સર દીનશાહજી માણેકજી પીટીટે રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ તેનું વ્યાજ પાજનીગરાના ધાહંબારના ખરચમાં વાપરવાને. (૪૨) તા૦ ૨ જી આપરેલ ૧૮૮૮ ને દીને શેઠ બહમનજી દીનશાહજી પીટીટે રૂ૫૦૦) નું મુંબઈની મ્યુનીસીપાલીટીનું બોંડ તેનું વ્યાજ જમશેદજી નશરવાનજી પીટીટ જરથોસ્તી છોકરીઓની નિશાલની બે હુશીઆર છોકરીઓને પોતાનાં નામથી દર માસે રૂ૧) નાં સ્કાલરશીપ આપવામાં વાપરવાને. (૪૩) તા૦ ૨૦ મી આપરેલ ૧૮૮૮ ને દીને શેઠ બહમનશાહ જમશેદજી વખારીઆએ પોતાનાં ધણીઆંની મરહુમ બાઈ શનાંબાઈનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ જમશેદ બાગને લગતાં આદરાંનના દરૂન બાજના ખરચમાં વાપરવાને. (૪૪) તા૦ ૨૮ મી જુલાઈ ૧૮૮૮ ને દીને શેઠ શોરાબજી હોરમજજી લાકડાંવાલા અથવા વખારીઆએ પોતાના દીકરા શેઠ મનચેરશાહની બેટી બાઈ ડોશીબાઈની નવજોતની ખુશાલીમાં રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ મરહુમ શેઠ જમશેદજી હોરમજજી વખારીઆના ધાહંબારના ખરચમાં વાપરવાને. (૪૫) તા૦ ૧૧ મી આગસ્ટ ૧૮૮૮ ને દીને શેઠ ખરશેદજી મનચેરજી કામાજીએ પોતાનાં દીકરી મરહુમ બાઈ ડોશીબાઈનાં પુનને માટે, તથા બાઈ ખરશેદબાઈ તે મરહુમ શેઠ એદલજી નશરવાનજી મનાનાં વીધવાએ પોતાના ખાવંદ તથા દીકરા મરહુમ શેઠ પેશતનજી એદલજી મના તથા બાવા મરહુમ શેઠ શેહરીઆરજી નાલાભાઈ તથા ભાઈ મરહુમ શેઠ મનચેરજી શેહરીઆરજી પોરટવાલાનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ સરખે ભાગે મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈવાલી છોકરીઓની નિશાલમાં દર શાલ એક ઇનાંમ આપવા તેમજ પચતાકીઆ તથા કાપડીઆના ધાહંબારના તથા રવાંનોને અવલમંજલ પોંહચાડવાના તથા ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાના ખરચમાં વાપરવાને. (૪૬) તા૦ ૩ જી સપટેમબર ૧૮૮૮ ને દીને ડાકટર મનચેરજી શોરાબજી પોરટવાલાએ પોતાના બાવા મરહુમ શેઠ શોરાબજી તેહમુલજી પોરટવાલા તથા બપાવા મરહુમ શેઠ તેહમુલજી જીવાજીનાં પુનને માટે રૂ૫૦૦) નું મુંબઈનાં પોરટ તરસ્ટનું બોંડ તેનું વ્યાજ ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપરવાને. (૪૭) તા૦ ૨૪ મી સપટેમબર ૧૮૮૮ ને દીને બાઈ હીરાંબાઈ તે હાનરેબલ સર દીનશાહજી માણેકજી પીટીટનાં બેટીએ પોતાના ખાવંદ મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનાં પુનને માટે રૂ૧૦૦૦) નું મુંબઈનાં પોરટ તરસ્ટનું બોંડ તેનું વ્યાજ તે મરહુમનાં નામની જરથોસ્તી છોકરીઓની નિશાલના ખરચમાં વાપરવાને. (૪૮) તા૦ ૨૮ મી ફેબરવારી ૧૮૮૯ ને દીને શેઠ બહમનશાહ પેશતનજી ડુંગાજી તથા બાઈઓએ મરહુમ બાઈ રતનબાઈ તે મરહુમ શેઠ શેહરીઆરજી નશરવાનજી મોટાનાં ધણીઆંનીનાં પુનને માટે રૂ૧૦૦૦) ની નોટ ઊપલી બાહેરકોટની કાંઠા ઊપરની દરેમેહરનો ખરચ કરવો એઓ બાઈઓ બંધ કરે ત્યારે તેપણ તેનાં ચહડેલાં વ્યાજની આવક સાથે એ દરેમેહરના ખરચમાં વાપરવાને. (૪૯) તા૦ ૧૨ મી મારચ ૧૮૮૯ ને દીને શેઠ ધનજીશાહ મેહરવાનજી ડાકટરે પોતાનાં બેટી બાઈ જરબાઈનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ એ બાઈની બાજને દીને ધર્મ ક્રિયા કરી બાકીનું પચતાકીઆઓના ધાહંબારના ખરચમાં વાપરવાને. (૫૦) તા૦ ૨૧ મી મારચ ૧૮૮૯ ને દીને શેઠો બેહરાંમશાહ, જાંગીરજી, રતનજી, પીરોજશાહ, અને શોરાબજી દીનશાહજી દલાલે પોતાના બાવા મરહુમ શેઠ દીનશાહજી રૂસતમજી દલાલનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ દોખમાં આગલ જવાના રસ્તાની મરામત કરવાનાં ફંડ ખાતે વાપરવાને. (૫૧) એજ દીને શેઠો નશરવાનજી, અરદેસર, પીરોજશાહ, અને દારાશાહ રૂસતમજી દલાલ તથા બેહન બાઈ ધનબાઈજીએ પોતાના ભાઈ મરહુમ શેઠ

પેશતનજી વાડીઆ, દાદાભાઇ રૂસતમજી ખનાજી, નવરોજજી માણેકજી વાડીઆ, ડોશાભાઇ ફરામજી કામાજી, દીનશાહ દાદાભાઇ ગાંધી, જમશેદજી પાલણજી કાપડીઆ, ડાકટર મનચેરજી બેહરામજી કોહલા, ડાકટર બેહરામજી નવરોજજી,

---

દીનશાહજી રૂસતમજી દલાલનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ પંચાતનાં જનરલ ફંડમાં વાપડવાને. (૫૨) તા૦ ૨૫ મી મારચ ૧૮૮૯ ને દીને શેઠો બહમનજી મનચેરજી વકીલ તથા એદલજી મનચેરજી કંત્રાકટર તથા દીનશાહજી બહમનજી વકીલ ભાવનગરવાલાએ મલી પોતાના બાવા મરહુમ શેઠ મનચેરજી હોરમજજી કાકાનાં પુનને માટે રૂ૬૦૦) ની નોટ તેનું વ્યાજ સરખે હીસ્સે રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં તથા ગરીબ જરથોસ્તીઓને આશરો આપવાનાં ફંડમાં વાપડવાને (૫૩) તા૦ ૧૬ મી મેએ ૧૮૮૯ ને દીને શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે પોતાના દીકરા મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટનાં પુનને માટે રૂ૫૦૦૦) નાં પોરટ ટ્રસ્ટ બોંડ તેમાંનાં રૂ૧૦૦૦) નું વ્યાજ અંજુમનના પાઇંબારના ખરચમાં વાપડવાને, રૂ૧૦૦૦) નું વ્યાજ ભરૂચના ગરીબ જરથોસ્તી વિદ્યાર્થીઓને ચોપડીઓ અપાવવાના ખરચમાં વાપડવાને, અને રૂ૩૦૦૦) નું વ્યાજ જમશેદજી નશરવાંનજી પીટીટ જરતોસ્તી છોકરીઓની નિશાલના ખરચમાં વાપડવાને. (૫૪) તા૦ ૧૬ મી સપટેમબર ૧૮૮૯ ને દીને શેઠો ફકીરજી, માણેકજી અને પેશતનજી શેહરીઆરજી કાપડીઆ તથા માતાજી બાઇ દેઆનોએ પોતાના બાવા તથા ખાવંદ મરહુમ શેઠ શેહરીઆરજી હોરમજજી કાપડીઆનાં પુનને માટે રૂ૧૦૦૦) ની નોટ તેનું વ્યાજ ખરાસવાડાની દરેમેહરના ખરચમાં વાપડવાને. (૫૫) તા૦ ૪ થી ડીસેમબર ૧૮૮૯ ને દીને શેઠો આદરજી તથા રતનજી મનચેરજી દલાલે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ જમશેદજી નશરવાંનજી પીટીટ જરથોસ્તી છોકરીઓની નિશાલની બે ચઢતી છોકરીઓને મરહુમ શેઠો દીનશાહજી તથા પીરોજશાહ રૂસતમજી દલાલનાં નામથી સ્કાલરશીપ આપવામાં વાપડવાને. (૫૬) એજ દીને એ શેઠોએ બાહેરકોટની બુરજ આગલની ધર્મશાલાની પૂર્વ તરફ નીચે એક પાણીનાં પરબનું મકાંન તથા રૂ૩૦) નાં વારસીક ભાડાંનો એક ગાલો રૂ૫૦૦) ની કીમતનો બાંધું પરબ મંડાવવાના ખરચમાં વાપડવાને. (૫૭) તા૦ ૧ લી જાનેવારી ૧૮૯૦ ને દીને શેઠ રતનજી જીવણજી હમાવાલાએ પોતાના દીકરા મરહુમ શેઠ પીરોજશાહ રતનજી હમાવાલાનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટનું વ્યાજ દોખમાંઓને ચુનો તથા જરૂરીઆત મરામત પાછલ ખરચવાને. (૫૮) તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૯૦ ને દીને શેઠો નશરવાંનજી, અરદેસર, દીનશાહજી અને દારાશાહ રૂસતમજી દલાલ તથા બેહન બાઇ ધનબાઇજીએ પોતાના ભાઇ મરહુમ શેઠ પીરોજશાહ રૂસતમજી દલાલનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ દોખમાં આગલ જવાના રસ્તાની મરામત કરવાનાં ફંડ ખાતે વાપડવાને. (૫૯) એજ દીને બાઇ વીરબાઇજી તે મરહુમ શેઠ પીરોજશાહ રૂસતમજી દલાલનાં વીધવાએ પોતાના ખાવંદનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ પંચાતનાં જનરલ ફંડમાં વાપડવાને. (૬૦) તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૯૦ ને દીને શેઠ મનચેરજી ખરશેદજી કાપડવાલા તથા બીજા કાપડના જરથોસ્તી વ્યાપારીઓએ કાપડીઆઓના દર શાલ શેહરેવર મહીનામાં ઊપરાંણુંથી થતા પાઇંબારના વધારાના રૂ૩૦૦૦) ની નોટ તેનું વ્યાજ એ પાઇંબારના માનેજરોને તેના ખરચમાં વાપડવા આપવાને. (૬૧) તા૦ ૧૨ મી આગશટ ૧૮૯૦ ને દીને સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાનાં ધણીઆંની મરહુમ લેડી શાકરબાઇ તે મરહુમ શેઠ ફરામજી ભીખાજી પાંડેનાં બેટીનાં પુનને સારૂં રૂ૧૦૦૦) નું પોરટ ટ્રસ્ટ બોંડ તેનું વ્યાજ અંજુમનના પાઇંબારના ખરચમાં વાપડવાને. (૬૨) તા૦ ૨૨ મી ડીસેમબર ૧૮૯૦ ને દીને બાઇ ભીખાઇજી તે મરહુમ શેઠ ધનજીભાઇ ખરશેદજી ખંભાતાનાં વીધવા તથા શેઠ દીનશાહજી ધનજીભાઇ ખંભાતાનાં દીકરીએ પોતાના મરહુમ ખાવંદ તથા દીકરી મરહુમ બાઇ દીનબાઇનાં પુનને માટે રૂ૬૦૦) ની નોટ તેનું વ્યાજ દર શાલ મરહુમ બાઇ દીનબાઇની બાજને દીને ભરૂચનાં નાચાર અને ગરીબ જરથોસ્તીઓમાં કપડાં વેંહચી આપવામાં વાપડવાને. (૬૩) તા૦ ૭ મી જાનેવારી ૧૮૯૧ ને દીને શેઠ બહમનજી મનચેરજી વકીલે પોતાના નબીરા બંમીરજી દીનશાહ વકીલની નવજોતની ખુશાલીમાં રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ભરૂચની ઓરતો માટે પાસ થએલી દાએણ રાખવાના ખરચમાં વાપડવાને. (૬૪) તા૦ ૮ મી જુન ૧૮૯૧ ને દીને શેઠો ડોશાભાઇ હોરમજજી ગાંધી તથા અરદેશર અને શેરાબજી ડોશાભાઇ ગાંધીએ મરહુમ બાઇ જરબાઇ તે શેઠ ડોશાભાઇ હોરમજજી ગાંધીનાં ધણીઆંની અને મરહુમ બાઇ માણેકબાઇ તે શેઠ પેશતનજી નશરવાંનજીનાં ધણીઆંની તથા ખાંનબાહદુર રૂસતમજી શેરાબજી દલાલનાં બેહનનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ગાંધીઓના પાઇંબારના ખરચમાં વાપડવાને. (૬૫) તા૦ ૨૯ મી નવેમબર ૧૮૯૧ ને દીને શેઠ નવરોજજી દીનશાહજી દસ્તુર કામદીનના તથા બાઇઓએ પોતાના બાવા મરહુમ દસ્તુર દીનશાહજી પેશોતનજી કામદીનજીનાં પુનને માટે રૂ૨૦૦) નું પોરટ ટ્રસ્ટ બોંડ તેનું વ્યાજ જમશેદજી નશરવાંનજી પીટીટ જરથોસ્તી છોકરીઓની નિશાલમાં ઇનામ અથવા સ્કાલરશીપ આપવામાં વાપડવાને. (૬૬) તા૦ ૧૨ મી જાનેવારી ૧૮૯૨ ને દીને શેઠ નશરવાંનજી બહમનશાહજી મેહતાજીએ પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ કુવરબાઇનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ભરૂચની ઓરતો માટે પાસ થએલી દાએણ રાખવાના ખરચમાં વાપડવાને. (૬૭) તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૯૨ ને દીને શેઠો મનચેરશાહ શેરાબજી વખારીઆ તથા રૂસતમજી હોરમજજી વખારીઆએ રૂ૫૦૦૦) ની નોટ તેનું વ્યાજ ભરૂચના જરથોસ્તી વિદ્યાર્થીઓને સ્કાલરશીપ આપવા માટે સ્થાપેલાં "શેરાબજી હોરમજજી વખારીઆ પારસી સ્કાલરશીપ" નાં તરસ્ટીઓને દર શાલ એ કારણુસર આપવા માટે. (૬૮) તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૯૨ ને દીને શેઠ મનચેરજી જીવાજી દારૂવાલાએ પોતાના ભાઇ મરહુમ શેઠ પેશતનજી જીવાજી દારૂવાલાનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ દર શાલ દારૂવાલાના પાઇંબારના ખરચમાં વાપડવાને. (૬૯) તા૦ ૧૮ મી આપરેલ ૧૮૯૨ ને દીને શેઠ દીનશાહજી ફરામજી હમાવાલા તથા તેવણનાં ધણીઆંની બાઇ આવાંબાઇએ પોતાની દીકરીની દીકરી મરહુમ બાઇ માણેકબાઇ તથા બાવા મરહુમ શેઠ ફરામજી નવરોજજી હમાવાલા અને માતાજી બાઇ ગુલબાઇનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ભરૂચની હમાવાલાની દરેમેહરમાં બોએ દેનાર મોબેદના પગારમાં વાપડવાને. (૭૦) તા૦ ૧૨ મી

કાવશજી નશરવાંનજી કાંગા, પાલણજી હોરમજજી કાપડીઆ, હોમજી ખરશેદજી દાદીશેઠ, દીનશાહ જમશેદજી ફરદુનજી, નવરોજજી જીવાજી માણેકજી, પેશતનજી દાદાભાઇ નવસારીવાલા, એદલજી બહમનજી મારીસ, મનચેરજી હોરમજજી કામાજી, બહમનજી ફરામજી કામાજી, રૂસતમજી ખુરશેદજી મોદી, એદલજી ખુરશેદજી મોદી, કેખશરૂ એદલજી મોદી, બી. એ; અરદેસર ખરશેદજી ફરદુનજી, જાંગીરજી ગુસતાદજી) ગ્રહસ્થોએ મોકલેલાં રીકવીજીશનની રૂએ આજ દીને ટાઉન-હાલમાં એક જાહેર સભા સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ તે નામદાર પર મોકલવાનાં માનપત્રનો ખરડો વાંચી બાહલ રાખી તે નામદારપર સરનશીને મોકલી આપવાનો ઠેરાવ થયો હતો.

---

જુન ૧૮૯૨ ને દીને શેઠ ફરદુનજી હોરમજજી ઓલીઆજી તથા તેવણનાં ધણીઆંની બાઇ ડોશીબાઇએ પોતાની દીકરી મરહુમ બાઇ માણેકબાઇનાં પુનને માટે રૂ૧૦૦૦) ની નોટ તેનાં વ્યાજ મધેથી અરધી રકમ મજકુર હમાવાલાની દરેમેહરમાં બોએ દેનાર મોબેદના પગારમાં વાપડવાને તથા અરધી રકમ ગરીબ જરથોસ્તીઓને કપડાં તથા અનાજ વેંહચી આપવાના ખરચમાં વાપડવાને.

ઊપલાં ખાતાં ઊપરાંત તરસ્ટીઓ હસ્તક બાઇ ગુલબાઇ તે મરહુમ શેઠ જાંગીરજી બેહરામજી ગામડીઆનાં વીધવા પોતાના ખાવંદનાં પેહલાં ધણિઆંની બાઇ નવાજબાઇ તે મરહુમ શેઠ નવરોજજી મેહરજીનાં બેટીનાં પુનને વાસ્તે તે મરહુમ બાઇએ ઇ૦ સ૦ ૧૮૨૪ માં બંધાવેલો બાહેરકોટ કાંઠા ઊપરની કુવાલીનો હવાડો ભરાવવાના ખરચ માટે દર શાલ રૂ૪૦) તરસ્ટીઓપર મોકલેછે.

વળી ઇ૦ સ૦ ૧૮૮૨ માં પાજનીગરાના ધાહંબારની પુંજીના રૂ૧૭૦૦) શેઠો દીનશાહજી અસલાજી તથા ડોશાભાઇ હમાજીએ તરસ્ટીઓને સ્વાધીન કીધા હતા, તેમજ એજ શાલમાં પસ્તાકીઆના ધાહંબારની પુંજીના રૂ૭૦૦) પણ શેઠો ફરદુનશાહ બેજનજી, ફરદુનજી કાવશજી, ખરશેદજી પેશતનજી, અને નશરવાંનજી હોરમજજીએ તરસ્ટીઓને સ્વાધીન કીધા હતા. એ ઊપરાંત પંચાતના અંજુમનના ધાહંબારનો હીસાબ શેઠો અરદેસર કાલાભાઇ તથા મેહરવાંનજી મનચેરજી ભેરીઆને તાંહાં ઇ૦ સ૦ ૧૮૭૩ થી તે ૧૮૮૧ સુધીનો હતો તેનાં વધેલા રૂ૧૦૭૧) પણ એજ શાલમાં એ ગ્રહસ્થોએ તરસ્ટીઓને સ્વાધીન કીધા હતા.

ઇ૦ સ૦ ૧૮૮૧ માં સુરતવાલા ખાંનબાહદુર બરજોરજી મેહરવાંનજી ફરેજરે પોતાના બાવા મરહુમ શેઠ મેહરવાંનજી હોરમજજી ફરેજરવાલી ભરૂચના કોટ મધેની મેહરવાંન બાગ તથા કાંઠા ઊપરની ધર્મશાલા નવેસરથી બંધાવી પંચાતનાં ફંડના તરસ્ટીઓને સ્વાધીન કીધી હતી, અને તેની મરામત વગેરેનો ખરચ પણ અંજુમનનાં ફંડ મધેથી કરવામાં આવેછે. એજ ધર્મશાલાનાં મકાનમાં ઇ૦ સ૦ ૧૮૮૨ માં શેઠ નશરવાંનજી જમશેદજી દસ્તુર કામદીનનાને ખરચે તરસ્ટીઓ હસ્તક એક મોટું ટાંકું ખોદાવ્યું હતું. એ ટાંકું ખોદાવતાં જમીન મધેથી કેટલાક સોનાં તથા રૂપાંના સિક્કા દાટેલા નિકલ્યા હતા, જેની માલેકી બાબે કેટલોક વાંધો ચાલ્યા બાદ અંતે સરકારે તે અંજુમનની મીલકત ઠેરવ્યાથી તરસ્ટીઓએ તેમાંના કેટલાક ભરૂચના કલેક્ટર મી૦ વાઇડલની મારફતે મુંબઇની રાએલ એશીઆટીક શોશાઇટીને તથા કેટલાક આરકીઓલોજીકલ ડીપારટમેંટવાલા મી૦ જેમસ બરજેસની મારફતે યુરોપ મધે મલી ૭૯૯ સોનાંના તથા ૭૦૦ રૂપાંના વેચ્યા હતા, અને તેના બધા મલી રૂ૬૮૯૬॥ ઊપજ્યા હતા.

ઊપલાં જુદાં જુદાં આશામીઓએ પડાવેલાં ખાતાંઓના રૂ૮૯૫૯૦) ઊપરાંત તરસ્ટીઓ હસ્તક તેમના સંવત ૧૯૪૮ સુધીના છપાયલા છેલા હીસાબ મુજબ ભરૂચની પંચાયતની કુલ આમદાની એટલે જનરલ ફંડ ખાતે રૂ૬૮૯૧૨)~।॥, રવાંનોને અવલજંજલ પોંહચાડવાનાં ફંડ ખાતે રૂ૨૦૬૯૦।॥≡, ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડ ખાતે રૂ૧૦૦૪૬॥~, કોટની જરથોસ્તી છોકરીઓની નિશાલનાં ફંડ ખાતે રૂ૪૮૦૭)≡, સરકાર દરબારના ઇનચાર્જ તથા પારસીઓને આસરો આપવાનાં ફંડ ખાતે રૂ૧૪૩૭૧।॥)॥, ધાહંબાર, વાસણ, તથા બીજા પરચુરન ખાતે રૂ૩૯૫૪।~॥, તેમજ પંચાતના વજીફાને લગતી જમીન વેજલપોર, ડુંગરી, કાસદ, દેગાંમ, અને સરફુદીન હસનપોરમાંછે તેની લાગતના રૂ૭૭૨૭॥~॥, તથા પંચાતને લગતી મીલકત નીચે મુજબછે તે પરની લાગતના રૂ૨૧૭૦૧।॥≡॥ છે :—

દુકાન ૨) કોટમાં હાથીબારની અગીઆરી પાસેની તથા તે ઊપર છોકરીઓની નિશાલ બાઇ રતનબાઇ તે શેઠ ધનજીશાહ મેહરવાંનજી ડાકટરનાં ધણીઆંનીએ બંધાવી આપેલી, ફુરજા ઊપરનો બંગલો ૧), ઘર ૧ બાહેરકોટ હાથીબારની અગીઆરીની પાછલનું, વખાર ૧) ખીમજીવાડ મધેની, વખાર ૨) બાહેરકોટ કાંઠા ઊપરની, બાહેરકોટમાં ખોલી જમીન, વખાર ૧) બાહેરકોટ કાંઠાપરની અગીઆરીની નીચેની, વખાર ૧) ખાંનબાહદુર રૂસતમજી શોરાબજી દલાલની ખડકી મધેની, કાંઠા ઊપરની ખોલી જમીન, વખાર ૧) વેજલપોરના પારસીવાડા મધેની, બંગલો ૧) કોટમાં એનાયત વાડા મધેનો, ફુરજા આગલની ધર્મશાલા ખાંનબાહદુર બરજોરજી મેહરવાંનજી ફરેજરે ધર્મખાતે આપેલી તથા તેની નીચેનું પરબનું મકાન શેઠો આદરજી તથા રતનજી મનચેરજી દલાલે બખશેશ આપેલું, કોટમાં મેહરવાંન બાગ.

એ ઊપરાંત નીચલાં ધર્મનાં મકાંનો તરસ્ટીઓ હસ્તકછે:—

કોટમાં—હાથીબારની અગીઆરી, મરહુમ શેઠ હોરમજજી બેહરાંમજી વખારીઆની અગીઆરી, ખરાસવાડાની અગીઆરી, નશાખાંનું, કાંઠા ઊપરની જુની અગીઆરી, ખરાસવાડા મધેનું જમાતખાંનું શેઠો રૂસતમજી તથા હોરમજજી નાનાભાઇએ બંધાવી આપેલું.

બાહેરકોટ—કાંઠા ઊપરની અગીઆરી, દાદગાંહની બંગલી, નશાખાંનું, હાથીબારની અગીઆરી, ખરશાંગો, જમાતખાનું શેઠ બહમનશાહ બેહરાંમજી વકીલે બંધાવી આપેલું.

એ મુજબ ભરૂચની પંચાતને લગતું ફંડ તરસ્ટીઓ હસ્તક સંવત ૧૯૪૮ ની આખરીએ ઊપલાં ખાતાં, પુંજી, મીલકત, વગેરે મલી રૂ૧૭૪૬૦૦) ની સરકારી નોટ, રૂ૩૪૫૦૦) નાં પોરટ તરસ્ટ બોંડ, રૂ૭૦૦૦) નાં મ્યુનીસીપાલ બોંડ, રૂ૭૭૨૭॥~॥ વજીફાની જમીનની લાગત, રૂ૨૧૭૦૧।॥≡॥ મીલકતની લાગત, અને રૂ૪૫૨૯।॥)॥ રોકડ તથા આશામીઓપર લેહણા મલી જુમલે રૂ૨૪૯૬૫૫।~॥ નુંછે.

રકમ મુંબઇની પારસી પંચાતનાં ફંડમાં તેનું એક જુદું ખાતું પડાવી આપવાની તંદરોસ્તી પડાવી હતી. તેમજ મરનારનાં વીધવા બાઈ મીઠીબાઇએ રૂ૬૦૦) દીકરી બાઈ જીવણબાઇએ રૂ૩૦૦), દીકરી બાઈ ગુલબાઇએ રૂ૫૦), દીકરીની દીકરી બાઇ જરબાઇએ રૂ૫૦), તથા જમાઈ શેઠ એદલજી હોરમજજી બનીવાલાએ રૂ૩૦૦) મળી રૂ૧૩૦૦) પરચુરણ ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૨૫ મી આપરેલ.

શેઠ ધનજીશાહ માણેકજી લાલકાકાએ આજ દીને સુરતની એંડરૂઝ લાઇબ્રેરીનાં દીવાનખાંનામાં "ઇંગલાંડ અને ત્યાંના લોકો" એ બાબદ ઉપર ઇંગ્રેજીમાં એક ભાષણ કીધું હતું. સભાપતીની ખુરસીએ ત્યાંના જડજ મી૦ સી. જે. કેમબાલ બીરાજયા હતા.[2]

તા૦ ૧ લી મેએ.

બીલીમોરા મધે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનું એક ફંડ આજ દીને ત્યાંની અંજુમનનાં ફંડના તરસ્ટીઓએ ઉભું કીધું હતું.[3]

તા૦ ૪ થી મેએ.

કમાડગીના ડેપુટી કલેકટર અને માજીસ્ટ્રેટ શેઠ નવરોજજી બેહરાંમજી પારખે સરકારી કેળવણી આપવાની

---

૧ જામે જમશેદ, તા૦ ૨૬ મી આપરેલ ૧૮૯૬.

૨ ગુજરાત મિત્ર, તા૦ ૨૯ મી આપરેલ ૧૮૯૬.

૩ એ ફંડ મધેથી કેટલુંક સુધી કાંઇ ખરચ ન કરી તે વધારયા કીધું હતું, અને ઇ૦ સ૦ ૧૮૮૯ થી એની ઉપજ મધેથી ચારપગારદાર માણસો તથા દોખમાંઓને લગતો સર્વે ખરચ કરવામાં આવેછે. એ ફંડની બાકી સવંત ૧૯૪૭ ની આખરીએ રૂ૧૨૮૪૫)—॥। હતી.

બીલીમોરાની પારસી પંચાતનું ફંડ ઇ૦ સ૦ ૧૮૩૭ થી ત્યાંના જરથોસ્તીઓએ પોતપોતામાં બંદોબસ્ત કરી ઉભું કીધું હતું. તે પછી ઇ૦ સ૦ ૧૮૫૭ થી ચેરાગખાતાંને નામે એક બીજું ફંડ કરી તે મધેથી દોખમાં આગલ હમેશાં ચેરાગ તથા દોખમાંને લગતો સર્વે ખરચ, તથા દરેમેહર મધે દરુન બાજ, આફરંગાંન, ઇજશને, વગેરે હમેશાં જારી રાખવાનો ખરચ ચાલુ કીધો હતો. એ ફંડ મધે ઇ૦ સ૦ ૧૮૬૦ માં શેઠો મોટાભાઇ જમશેદજી બીલીમોરીઆ, રૂસતમજી મેહરવાંનજી બીલીમોરીઆ, રૂસતમજી રતનજી બીલીમોરીઆ, તથા બેજંનજી જીનાભાઇ બીલીમોરીઆની મારફતે રૂ૩૦૫૫) મુંબઇથી ભરાયા હતા. એ ઉપરાંત એજ શાલથી બીલીમોરામાં ધાહંબાર કરવાનું એક ફંડ તરસ્ટીઓએ ઉભું કીધું હતું, જેમાંથી દર શાલ મેહર મહીનાનો ધાહંબાર કરવામાં આવતો હતો. એ ધાહંબાર ફંડને હીસાબે જુની મુંબઇ બેંકના શેરો લીધા હતા તેની ખોટના રૂ૫૧૦૦) ઇ૦ સ૦ ૧૮૭૨ માં ઉભરી વાલી ૧૮૭૩ થી એ ફંડને અંજુમનનાં જનરલ ફંડ સાથે જોડી નાખ્યું હતું. વળી ઇ૦ સ૦ ૧૮૬૦ થી ગરીબ ઇરાનીઓને આશરો આપવા સારૂં એક ફંડ ઉભું કરી તે મધેથી તેવા ગરીબ લાચાર ઇરાનીઓને મદદ કરવામાં આવેછે, તથા ઇ૦ સ૦ ૧૮૭૧ ના ઇરાંનના દુકાલ વખતે મુંબઇ મધે ઉભાં થયલાં ફંડમાં તે મધેથી રૂ૫૦૦) મોકલવામાં આવ્યા હતા. અંજુમનનાં ફંડ મધેથી ઉઠવણાં દોખમાં તથા દરેમેહરમાં ક્રિયા કરાવવાના ખરચ ઉપરાંત ધર્મશાલાની મરામત તથા તેને લગતો સર્વે ખરચ તથા બીલીમોરાનાં રેલવે સ્ટેશન ઉપર જરથોસ્તીઓને પાણી પાવા સારૂં એક માણસ રાખવાનો ખરચ તથા લાચાર જરથોસ્તીઓને આસરો આપવામાં આવેછે.

એ ફંડના તરસ્ટીઓ તરીકે પ્રથમ ઇ૦ સ૦ ૧૮૫૫ થી શેઠો શોરાબજી જીજીભાઇ લીમજીભાઇ, કોલાભાઇ શાપુરજી (કોલાકાકા), નાનાભાઇ દાદાભાઇ, દાદાભાઇ લીમજીભાઇ લીમખાકુના, મોટાભાઇ બરજોરજી મેધોરા, ફરાંમજી બરજોરજી બારીઆ, અને લીમજીભાઇ હોરમજજી મેગુશી હતા. તે પછી તેમાં અવારનવાર ખાલી પડતી જગા ઉપર શેઠો રૂસતમજી લીમજીભાઇ લીમખાકુના, રૂસતમજી કોલાભાઇ કોલાકાકાના, બેહરાંમજી ફરાંમજી બારીઆ, રૂસતમજી મોટાભાઇ મેધોરા અને માણેકજી દાદાભાઈ જુતીઆ શામેલ થયા હતા.

એ ફંડમાં નીચે મુજબનાં ૧૬) ખાતાં પડાવવામાં આવ્યાંછે :—

(૧) ઇ૦ સ૦ ૧૮૬૨ માં બાઇ વીરબાઇજી તે શેઠ નાનાભાઇ દાદાભાઇનાં બેટીએ બોમ્બે બેંકનો શેર ૧) તેનું વ્યાજ દર શાલ ૧) ધાહંબાર તથા દરરોજ ૧) પટેટ કરાવવામાં વાપડવાને. (૨) ઇ૦ સ૦ ૧૮૬૩ માં શેઠ હોરમજજી રૂસતમજી મગુશીએ રૂ૫૦૦) તથા ૧૮૬૬ માં શેઠ નશરવાંનજી હોરમજજી મગુશીની નઇઅતે રૂ૬૫૬ આપ્યા ને તેનું વ્યાજ ઇ૦ સ૦ ૧૮૮૪ સુધી રૂ૨૫૮૨॥—સુધી વધરાવી પછી તે શાલથી મેહર મહીનાનો પાંચમો ધાહંબાર કરવામાં વાપડવાને. (૩) ઇ૦ સ૦ ૧૮૬૪ માં શેઠ મેનાભાઇ લીમજીભાઇ બીલીમોરીઆએ રૂ૫૦૦૦) તેનું વ્યાજ દર શાલ ધાહંબાર ૨) તથા દરેમેહરમાં દરરોજ ઇજશને, આફરંગાન બાજ તથા ૪) પટેટ કરાવવામાં વાપડવાને. (૪) ઇ૦ સ૦ ૧૮૬૫ માં શેઠ નાનાભાઈ દાદાભાઇએ રૂ૧૦૦૦) ની રકમ તથા જી. આઇ. પી. રેલવેનો શેર ૧) પૌંડ ૧૨૦) નો મળી રૂ૨૩૪૪) તેનું વ્યાજ દર શાલ ધાહંબાર ૧) તથા દરરોજ પટેટ ૧) કરાવવામાં વાપડવાને. (૫) ઇ૦ સ૦ ૧૮૬૬ માં શેઠ રૂસતમજી મેહરવાંનજી બીલીમોરીઆએ પોતાના બાવા મરહુમ શેઠ મેહરવાંનજી લીમજીભાઇ બીલીમોરીઆનાં નામનું ખાતું પડાવી રૂ૨૫૦૦) ની રકમ દર વર્ષે દેહ મહીનાનો ધાહંબાર ૧) કરવા તથા બીલીમોરા મધે ૧૮૪૪ માં પોતે બંધાવેલી ધર્મશાલાની તથા ૧૮૩૬ માં પોતાના બાવાએ બંધાવેલા દોખમાં આગલ જવાના રસ્તાપરના પુલની મરામત કરાવવાના ખરચમાં વાપડવાને. (૬) ઇ૦ સ૦ ૧૮૭૧ માં બાઇ હમાંબાઇ તે શેઠ ધનજીભાઇ દાદાભાઇ દારીયેઠનાં ધણીઆંનીનાં પુનને માટે તેવણનાં માતાજી મરહુમ બાઇ રતનબાઇ તે શેઠ બહમનજી જીજીભાઇનાં ધણીઆંનીની પુંજીમાંથી રૂ૧૦૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ રવાંનોને અવલમંજલ પોંહચાડવાના ખરચમાં વાપડવાને. (૭) ઇ૦ સ૦ ૧૮૭૬ માં બાઇ વીરબાઇજી તે શેઠ પેશતનજી બેહરાંમજી મેહતા ગંદેવીવાલાનાં ધણીઆંનીએ પોતાના દીકરા મરહુમ શેઠ નવરોજજી પેશતનજી મેહતાનાં પુનને સારૂં રૂ૯૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ બીલીમોરાનાં દોખમાંપર જવાના પોતે બંધાવી આપેલા રસ્તાની મરામતમાં વાપડવાને. (૮) ઇ૦ સ૦ ૧૮૮૨ માં

રીત તથા તેથી જવાંનયાઓ કેવા થાયછે તે વિષે એક ચોપાંનયું રચી ઇંગ્રેજીમાં પ્રગટ કીધું હતું.[1]

---

શેઠ દાદાભાઇ હોરમજજી લીમરાએ રૂ૨૫૦૦) ની રકમ રૂ૨૦૦૦) નું વ્યાજ દર શાલ ૧) ઘાહંબાર કરવામાં તથા રૂ૫૦૦) નું વ્યાજ ચેરાગનાં ફંડમાં વાપરવાને. (૯) ઇ૦ સ૦ ૧૮૮૨ માં શેઠ દાદાભાઇ ભીમજીભાઇ ભીમપાકુનાએ રૂ૨૦૦૦) ની રકમ તેનું વ્યાજ દર શાલ અરદીબેહશત મહીનાનો પાંચમો ઘાહંબાર કરવામાં વાપરવાને. (૧૦) ઇ૦ સ૦ ૧૮૮૩ માં બાઇ પીરોજબાઇ તે મરહુમ શેઠ પરજોરજી મેહરવાંનજી માવજીનાં વીધવા તથા મરહુમ શેઠ જીવણજી રતનજી માવજીનાં દીકરીએ પોતાના બાવાનાં પુનને સારૂં રૂ૧૫૦૦) ની રકમ તેનું વ્યાજ દર શાલ તીર મહીનાનો ત્રીજો ઘાહંબાર કરવામાં વાપરવાને. (૧૧) ઇ૦ સ૦ ૧૮૮૫ માં બાઇ પીરોજબાઇ તે શેઠ નવરોજજી નશરવાંનજી ગજધર ગનદેવીવાલાનાં ધણીઆંનીએ રૂ૨૦૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ તેમની હેયતી સુધી તેમને પોતાને આપવા તથા તે બાદ દર શાલ ઘાહંબાર ૧) કરવામાં વાપરવાને. (૧૨) ઇ૦ સ૦ ૧૮૮૬ માં શેઠ દીનશાહજી માણેકજી પીટીટે પોતાનાં દીકરી મરહુમ બાઇ રતનબાઇ તે શેઠ ફરાંમજી દોરાબજી પાંડેનાં ધણીઆંનીનાં પુનને સારે રૂ૫૦૦) નું પોરટ ટરસ્ટ બોંડ તેનું વ્યાજ રવાંનોને અવલમંજલ પોંહચાડવાના ખરચમાં વાપરવાને. (૧૩) ઇ૦ સ૦ ૧૮૮૬ માં શેઠ કુવરજી દાદાભાઇ સુતીઆએ રૂ૧૩૫૦) ની રકમ તે વધી રૂ૨૦૦૦) થાય ત્યાંસુધી અનામત રાખી પછી તેનું વ્યાજ દર શાલ ઘાહંબાર ૧) કરવામાં વાપરવાને. (૧૪) ઇ૦ સ૦ ૧૮૮૮ માં શેઠ ફરાંમજી કાવશજી મેહતા તથા કુટુંબે પોતાનાં માશી મરહુમ બાઇ રતનબાઇ તે મરહુમ શેઠ નવરોજજી પેશતનજી મેહતા ગંદેવીવાલાનાં બીરવા તથા મરહુમ શેઠ રૂશતમજી મેહરવાંનજી બીલીમોરીઆનાં બેટીનાં પુનને સારૂં રૂ૭૦૦) ની રકમ તેનું વ્યાજ રવાંનોને અવલમંજલ પોંહચાડવાના ખરચમાં વાપરવાને. (૧૫) ઇ૦ સ૦ ૧૮૯૦ માં શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે પોતાના દીકરા મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટનાં પુનને સારૂં રૂ૫૦૦) નું પોરટ ટરસ્ટ બોંડ તેનું વ્યાજ રવાંનોને અવલમંજલ પોંહચાડવાના ખરચમાં વાપરવાને. (૧૬) ઇ૦ સ૦ ૧૮૯૦ માં સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાનાં ધણીઆંની મરહુમ લેડી સાકરબાઇ તે મરહુમ શેઠ ફરાંમજી ભીખાજી પાંડેનાં બેટીનાં પુનને સારૂં રૂ૫૦૦) નું પોરટ ટરસ્ટ બોંડ તેનું વ્યાજ રવાંનોને અવલમંજલ પોંહચાડવાના ખરચમાં વાપરવાને.

એ ફંડની પુંજી તેના છેલા સંવત ૧૯૪૭ સુધીના છપાયલા હીસાબ મુજબ ઉપલાં રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડ સુધાં રૂ૬૭૫૦ાાક્ષ્ા ની તરસ્ટીઓ હસ્તક છે.

તા૦ ૫ મી મેએ.

રોજ ૧૫ માહ ૮ (શે૦) ૧૨૩૫ યજદજરદી.

**મરણ**—હોરમજજી બેહરાંમજી હારડા[2]—ઉમર વર્ષ ૬૫) શેઠ બેહરાંમજી જીવણજી હારડાના દીકરા. એવણ પેહલ વેહલા ઇ૦ સ૦ ૧૮૩૨ માં મારવાડી ગણેશદાસ કીશનાજી તથા બીજા વ્યાપારીઓની આડત લઇ ચીન ખાતે ગયા હતા. તે બાદ ઇ૦ સ૦ ૧૮૪૫ સુધીમાં ચીનની ઘણીક સફરો કરી એજ શાલમાં મુંબઇ આવી પોતાને હીસાબે ચીનનો રોજગાર પોતાના દીકરા શેઠ બરજોરજીને ત્યાં મોકલી ચલાવતા હતા.

---

તા૦ ૬ ઠી મેએ.

રોજ ૧૬ માહ ૮ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ પુતલીબાઇ તે મરહુમ શેઠ રૂસતમજી ડોશાભાઇ જમશેદજી વાડીઆનાં વીધવા તથા મરહુમ શેઠ મનચેરજી જમશેદજી વાડીઆનાં બેટીનાં ઉકમણાંમાં તેમના ભાઇઓ શેઠો નશરવાંનજી તથા બરજોરજી મનચેરજી વાડીઆએ રૂ૧૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

---

**મરણ**—શેરાબજી દાદાભાઇ દુબાશનાં બપાઇ કુવરબાઇ—ઉમર વર્ષ ૧૧૦) એવણ આવડી લાંબી ઉમરે મુંબઇ મધે કોટમાં મરણ પામ્યાં હતાં.

---

તા૦ ૭ મી મેએ.

મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટની યાદગારી રાખવા સારૂં ઉભી કરેલી જરતોશતી મદરેસાના વિદ્યાર્થીઓને ઇનાંમો આપવાની પેહલી સભા આજ દીને મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશ બેહરાંમમાં મલી હતી. સરનશીનની ખુરસી સર જમશેદજી જીજીભાઇ બારોનેટે લીધા પછી એ મદરેસાના હાનરરી ઉપરી શેઠ શેરાબજી શાપુરજી બંગાલીએ એ મદરેસાની સ્થાપણાથી તે અત્યાર સુધીનો ત્રણ વર્ષનો રીપોરટ વાંચી સંભલાવ્યો, જે બાદ સરનશીને એ મદરેસાના બે ચઢતા વિદ્યાર્થીઓ એ૦ શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા અને એ૦ ફરાંમજી મીનોચેહરજી જામાસપઆશાનાને પોતાને હાથે પેહલાને રૂ૨૫૦) અને બીજાને રૂ૧૨૫) નો એમ બે સોનાનાં ચાંદ પેહરાવ્યા, તથા બે વિદ્યાર્થીઓ એ૦ તેહમુરશ દીનશાહ અંકલેસરીઆ અને એ૦ એદલજી કેરશાસપજી આંતીઆને

---

૧ અતરેનાં ટાઇમસ ઑફ ઇંડીઆમાં મીશનરીઓની તરફથી લખાંણ આવતું હતું કે સરકારે આ દેશમાં સરેશતાની કેળવણી સાથે ખ્રીસ્તી ધર્મની કેળવણી પણ આપવી જોઇએ, જેમ ન કરવાને લીધે જવાંનયાઓ કાંઇ પણ ચોકસ ધર્મ પાલતા નથી અને અધર્મી થાયછે. એ તોહમતનો આ ચોપાંનયાંમાં શેઠ નવરોજજીએ જવાબ આપ્યોછે કે કેળવણી પામેલા જવાંનો કાંઇ અધર્મી થતા નથી, પણ પોતાની જુની બુતપરસ્તી અને વેહમનરેલી ક્રિઆઓને મુકી જઇ એક ખરા ખોદાને માનેછે.

૨ શેઠો બરજોરજી, ખરશેદજી, અને નાનાભાઇ હોરમજજી હારડાના બાવા. એવણના બાવા શેઠ બેહરાંમજી જીવણજી સુરતથી અતરે આવી તે વેળાની ભેશરસ બ્રુસ ફાસેટની કુંપનીના ભાગીઆ હાનરેબલ બી. હાડાની નોકરીમાં રેહવાથી "હાડાના" કરી ઓળખાવા લાગા હતા.

૩ મુંબઇની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૨૨ ના હીસાબની ચોપડી.

એ મોટી રકમનાં ઇનામો આપ્યાં. એ પછી તેવણે તેમજ એ મદરેસાના શિક્ષાગુરૂ દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ તથા દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાનાએ ભાષાણો કરી વિદ્યાર્થીઓને ઉત્તેજનના મજમુનો કહયા, અને તે બાદ મેલાવડો બરખાસ્ત થયો હતો.[૨]

તા૦ ૧૦ મી મેએ.

મુંબઇના ડેપ્યુટી રેજીસ્ત્રાર શેઠ બેહરામજી દાદાભાઇને સરકારી દસ્તાવેજો નોંધાવવા બાબેના ૧૮૬૬ ના નવા કાએદા પ્રમાણે મુંબઇના રેજીસ્ત્રાર નેમ્યા હતા.[૨]

તા૦ ૧૮ મી મેએ.

મુંબઇ મધે ચંદનવાડી ખાતે રેહનાર હીરાંબાઇ નામની એક પારસણ ઘેરવાડીને પોતાની કુવરબાઇ નામની ભાણેજ સાથે ગઈ તા૦ ૫ મી આપરેલે મારામારી થવાથી પેહલીએ છેલ્લીને લાટ મારી દાદર પરથી નીચે નાખી દીધી હતી, જેથી તેણીનાં શરીરને કેટલુંક નુકસાન થયું હતું. આ ઉપરથી કુવરબાઇએ અતરેની પોલીસમાં ફરીઆદી કરવાથી તે મુકદમો માજીસ્ત્રેટ શેઠ ડોશાભાઇ ફરામજી કરાકાએ બે દિવસ સુધી સાંભલી મજકુર હીરાંબાઇને તકસીરવાર ઠેરવી તેણીને એક માસનાં કેદખાંનાંની સજા કીધી હતી.[૩] એક પારસી સ્ત્રીને મારામારીના વાંકસર કેદખાંને જવાનો આ પેહલોજ બનાવ હતો.

તા૦ ૨૧ મી મેએ.

રોજ ૧ માહ ૯ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

બાઈ બચુબાઇ તે મરહુમ શેઠ મેહરવાંનજી હોરમજજી ફરેજરનાં બેટી તથા મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી દરબારીનાં બીબવાએ સુરત મધે કાંકરાખાડી તરફનાં પારસીઓનાં દોખમાંઓની સરહદમાં એક પાકો ઓરડો તથા કુવો વગેરે રૂ૧૫૦૦) ને ખરચે બંધાવી આપ્યાં હતાં.[૪]

૧ જામે જમશેદ, તા૦ ૧૦ મી મેએ ૧૮૬૬.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૦ મી મેએ ૧૮૬૬.

૩ જામે જમશેદ, તા૦ ૧૯ મી મેએ ૧૮૬૬.

૪ ગુજરાત મિત્ર, તા૦ ૧૬ મી સપટેમબર ૧૮૬૬.
એ ઓરડાની દેવાલમાં નીચે મુજબ તખ્તી મારેલીછે:—
" શ્રી પાક પરવરદેગાર બેહુ જાંહનના પેદાના કરનાર
" સાહેબનાં નેકનામની બરકત અને મદદથી શ્રી સુરતવાસી
" બેહશતનશીન શેઠ મેરવાનજી હોરમજજી ફરેજર સાહેબ-
" વાલાની તરફથી તેવો સાહેબના પઇસાથી તેવો મરનારના
" રવાનને વાસતે તેવોની છોકરી નેકબખત બાઇ બચુબાઇએ
" આ મુબતાદ સાહેબની ફરતી વાડનો પાકો ભુબંણના બારણા
" સાથેનો દરવાજો તથા કુવો ૧ એક પાકો વગરે છોછારાંનું
" પરસુરણ કામ બનાવીને સંવત ૧૯૨૨ ના વરષે પરથમ
" જેઠ સુદ ૭ ને વાર સોમે તા૦ ૨૧ મી મેહે સને ૧૮૬૬
" અંગ્રેજી રોજ ૧ લો દાદાર હોરમજદ માહ ૯ મો આદર
" સેહેનશાઇ સને ૧૨૩૫ યજદજરદીને રોજે સરવે કામ
" કુલ મુબતાદ સાહેબોની મદદથી પુરૂ કરીને શ્રી સુરતની
" પારસીઓની કુલે અંનજુમનના હવાલામાં સોપીછે."

તા૦ ૨૨ મી મેએ.

શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ કોટનાં મોટાં દેવલ "સેંટ થામસ કેડીડરેલ" ના કંપાઉંડના પશ્ચિમ દરવાજા તરફ રૂ૧૩૭૭૭) ને ખરચે એક મોટો ફુવારો બંધાવી તે દેવલના સત્તાવાલાઓને જાહેર વપરાસને માટે સ્વાધીન કીધો હતો.[૫]

૫ આ ફુવારા માટે પ્રથમ રૂ૭૦૦૦) ની રકમ ભેટ આપવા શેઠ કાવશજીએ તા૦ ૬ થી મેએ ૧૮૬૩ ને દીને એ દેવલના વડા તરસ્ટી રેવરંડ ડબલ્યુ. કે. ફલેચર પર લખ્યું હતું કે—

"I myself, Sir, and my family for several generations have lived from childhood to old age in the house which I now occupy in Church-Gate Street, close to the Cathedral. All my dearest associations from my schoolboy days till now are connected with this neighbourhood, and I feel that I should be wanting in gratitude to Heaven, which has blessed me here with long life and prosperity, if I did not use every opportunity to do good to my fellow-citizens, by improving that part of my native town which I have always loved as my birth-place and my home"

"I request, therefore, that I may be allowed the privilege of contributing to carry out the good work you have in hand by the erection, at my own cost, of a fountain at the western entrance of the Cathedral. I have set apart for this purpose, should my request be complied with, the sum of rupees (7,000) seven-thousand, and I attach to my offer only this condition, that the fountain shall be a public drinking fountain, for the use of all the inhabitants of Bombay."

આ માગણી તરસ્ટીઓની તરફથી રેવરંડ મી૦ ફલેચરે તા૦ ૧૫ મી મેએ ૧૮૬૩ ને દીને મોટા ઊપકાર સાથે કાબલ રાખી જણાવ્યું હતું કે—

"The fountain will be erected within the iron rails which are to surround the church, and be at all times fully seen, and *the water will flow into a basin at the outside*, for the free use of all passers without distinction.

એ પછી શેઠ કાવશજીએ તા૦ ૨૩ મી મેએ ૧૮૬૩ ને દીને રૂ૭૦૦૦) ની રકમ મેશરસ રીમીંગટનની કું૦ માં એ દેવલને હીસાબે ભરી હતી. એ ફુવારાપર પછવાડેથી ખરચ વધી પડવાથી શેઠ કાવશજીએ તા૦ ૨૮ મી અકટોબર ૧૮૬૫ ને દીને બીજા રૂ૩૦૦૦) રેવરંડ મી૦ ફલેચરની અરજ ઊપરથી આપ્યા હતા. એ પછી એ ફુવારો લંડનથી મુંબઇ આવી પુગા બાદ તે દેવલમાં ગોઠવાવી આપવાના ખરચના રૂ૧૦૪૧) તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૬૬ ને દીને તથા સેવટે બીજાં બાંધકામના અને ખરચના રૂ૨૭૩૬) તા૦ ૨૫ મી આપરેલ ૧૮૬૬ ને દીને શેઠ કાવશજીએ મેશરસ રીમીંગટનની કું૦ માં આપ્યા હતા. એ રીતે એ ફુવારાપર બધા મલી રૂ૧૩૭૭૭) શેઠ કાવશજીના ખરચાયા હતા. એ ફુવારાના વચલા ભાગપર નીચલી બાઇબલમાંની બે લીટીઓ કોતરેલીછે:—

Whosoever drinketh of the water that
I shall give him shall never thirst

### તા૦ ૨૩ મી મેએ.

બીલીમોરાનાં દોખમાંની ઉગમન દશાએ રેલવેનું સ્ટેશન નજદીક આવેલું હોવાથી ત્યાંના જરથોસ્તીઓની અરજ ઉપરથી શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ પોતાના બાવા મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટનાં પુનને સારૂં રૂ૫૦૦૦) ખરચી દોખમાંની આસપાસ ફરતી દેવાલ બંધાવી આપી હતી.[1]

---

### તા૦ ૨૪ મી મેએ.

શેઠ ફરામજી નશરવાનજી પટેલે માહબલેશ્વર મધે માલકમ પેંથમાં રૂ૩૩૬૩) ને ખરચે એક "રેઝરવાયર" બંધાવી તે ત્યાંની સ્ટેશન કમીટીના સ્વાધીનમાં આપ્યો હતો.[2]

---

### તા૦ ૨૮ મી મેએ.

મુંબઇની સમાલકાઝ કોરટના બીજા જડજ શેઠ માણેકજી ખરશેદજી સરાફ તથા મી૦ કાફરડ વકીલ વચ્ચે ૧૮૬૪ ના આગશટ માસમાં એક મુકદમાના સંબંધમાં "હરડા" બોલ ઉપરથી ઉઠેલા જગડાની બાબદ આજ દીને પાર્લામેંટમાં એક સભાસદ લારડ ચેમસફરડ લાવ્યા હતા· તેવણે એક સુભાષીત ભાષણ કરી દરખાસ્ત કીધી કે એ બાબદને લગતાં સઘળાં કાગજ પત્રો પાર્લામેંટમાં રજુ કરવાં· તેના જવાબમાં હિંદુસ્થાનના નવા શેક્રેટરી ઑફ સ્ટેટ અરલ ગરેએ મુંબઇના ગવરનર સર બારટલ ફ્રીઅરની એ બાબદમાં થયલી·ભુલ કબુલ કરી તેની સરકારે આપેલ એક જડજ અને આડવોકેટ વચ્ચેના મુકદમામાં કરેલા ટીકા ઘણા સખ્ત હતા એમ જાહેર કીધું, અને જણાવ્યું કે હવે એ બાબદને લગતાં કાગજ પત્રો રજુ કરવાં નકામાં છે. આ ઉપરથી લારડ ચેમસફરડે શેઠ માણેકજીને પુરતો ઇનસાફ મલેલો જણાવી પોતાની દરખાસ્ત પાછી ખેંચી લીધી હતી.[3]

---

૧ આ દેવાલની મુખ્ય બાજુપર નીચે મુજબ તખ્તી મારેલીછે :—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

"આએ જગા ઉપર શ્રી બીલીમોરાનાં દોખમાંને "ફરતી દેવાલ નહી હતી, શબબ શ્રી મુંબઇવાશી રૂશતમજી "જમશેદજી જીજીભાઇએ પોતાનાં ખરચથી પોતાનાં મરહુમ "પીતા મુરબી શાહેબ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારા-"નેટનાં પુનને શારૂં ફરતી દેવાલ બંધાવીછે. શને ૧૨૩૫ "ઇઅજદેજરદી. શને ૧૮૬૬ અંગરેજી. શવંત ૧૯૨૨ "વીકરમાજીત."

૨ આ માટે માહબલેશ્વરના તે વેળાના શ્રુપરીટેંડંટ ડાકટર હેનરી કુક શેઠ ફરાંમજી ઉપર નીચલો પત્ર લખી તેમનો સરકાર તરફથી ઉપકાર માન્યો હતો :—

No, 153 of 1866.

To

FRAMJEE NUSSERWANJEE PATELL, ESQUIRE.

Member of the Station Committee

Sir,

I have the honor to inform you that I have been instructed to tender to you the acknowledgments of Government for your great liberality in the matter of the Reservoir now under construction and the assistance rendered towards building the Frere Institute.

I have the honor to be,

Sir,

Your Most Obedt Servant,

(Sig) HENRY COOK,

Supt. Assistt. Collector.

Mahableshwar,

11th April 1866

૩ જામે જમશેદ, તા૦ ૨૭ મી જુન ૧૮૬૬.

આ મુકદમાની કફીઅત એમ છે કે મુંબઇની સમાલ કાઝ કોરટમાં જડજ શેઠ માણેકજી ખરશેદજી સરાફ આગલ કેટલાક ઇંગ્રેજ વકીલો મુકદમો ચલાવવાને પોતાના મીજાજ તથા અરીને લીધે નારાજી દીસતા હતા. એવો એક બનાવ તા૦ ૪ થી આગસટ ૧૮૬૪ ને દીને એક મુકદમાના સંબંધમાં "હરડા" બોલ વિષે મી૦ કાફરડ વકીલ અને શેઠ માણેકજી વચ્ચે બન્યો હતો. તે એમ કે મી૦ કાફરડે "હરડા" બોલનો અર્થ શેઠ માણેકજીને પુછવાથી તેવણે ટકોરમાં જવાબ દીધો કે "એ બોલ જો તમો જાણતા નહિ હોવો તો મારવાડી બજારમાં જઇને પુછી આવો." આ ઉપરથી મી૦ કાફરડ અપમાન લઇ જતો રહયો, અને પછી તા૦ ૧૦ મી આગસટ ૧૮૬૪ ને દીને ફુલ કોરટમાં તે મુકદમાની નવી તપાસ કરવાની અરજ કરતાં તે શેઠ માણેકજી વિષે ઘણા કડવા સખુનો બોલ્યો હતો. એ બનાવનો રીપોરટ બોમ્બે ગેઝેટ પત્રમાં આવવાથી સરકારે તા૦ ૧૯ મી આગસટ ૧૮૬૪ ને દીને સમાલકાઝ કોરટના વડા જડજની મારફતે એ બાબેનો ખોલાસો શેઠ માણેકજી પાસે માગયો હતો. તેવણે તે ખોલાસો મોકલી આપી ઉપલા ગેઝેટમાં છપાયલા રીપોરટની ગલતી બતાવી, તોપણ તેમનો ખોલાસો ખરો છે કે ખોટો તે તેવણને જણાવ્યા વગર સરકાર તરફથી સમાલકાઝ કોરટના વડા જડજ ઉપર એક પત્ર લખી તેમાં શેઠ માણેકજીના હુટી, અશક્ષરાત, અને શાચ્ચા ઇનસાફની તારીફ કરી તેમના સ્વભાવ બાબે ઠપકો આપી જણાવ્યું કે તેવણ પોતાની સાંમે આવતા વકીલ બારીસ્ટરોનાં માનની દરકાર કરતા નથી, માટે હવે પછી સંભાલ રાખવાને જણાવવું. આ પત્ર શેઠ માણેકજીને વંચાવવાને જણાવ્યું હતું, પણ હજુતો તે તેવણને મલે તેટલાં વર્તમાનપત્રોમાં છપાઇ ગયો. આ ઉપરથી શેઠ માણેકજીએ ગવરનર સર બારટલ ફ્રીઅરને એક ચીઠી લખી તેમાં આ કામ માટે પોતાની દલગીરી તથા અચરતી બતાવી, અને અરજ કીધી કે તેવણે વાલેલો જવાબ પણ ઇનસાફને ખાતર પ્રજાની જાણને માટે છપાવવો. આ ઉપરથી તા૦ ૨૮ મી ડીશેમબર ૧૮૬૪ ને દીને સરકારે લખી જણાવ્યું કે ગએલો પત્ર જેવો મોકલવામાં આવ્યો તેવીજ તેની નકલ એડીટરસ રૂમમાં મુકવામાં આવી હતી જેથી તે તમોને પુગા આગમજ છપાયો હતો. આવા ઊંડવનારા જરામથી શેઠ માણેકજીએ પોતાનો ઓહદો છોડવાનું રાજીનામું સરકાર ઉપર મોકલી આપ્યું, પણ ગવરનર સર બારટલ ફ્રીઅરને તેવણ સાથે અંગત મીત્રાચારી હોવાથી અને તેવણ વિષે તે ઉંચું ઊમદા મત રાખતેર હતા તે મનાવવા માટે તેણે એક પત્ર લખી શેઠ માણેકજીને આગ્રહ કીધો કે તેવણે પોતાનો ઓહદો છોડવો

તા૦ ૨૯ મી મેએ.

રોજ ૯ માહ ૯ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

મુંબઈ મધે શેર સત્તાની ખુવારીથી વ્યાપારીઓ ઉપર જે મોટું વાદલ આવી પડયું હતું તે ગટી જાય માટે ઓદાતાલાની બંદગી કરવાને મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરફથી સાહેબોએ છુટાં હેંડબીલોની મારફતે ખબર આપી આજ દીને સવારનાં ૯ કલાકને અમલે મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરામ મધે એક જાહેર જશનમાં શામેલ થવાને સર્વે જરથોસ્તીઓને એલતેમાસ કીધી હતી, તે મુજબ તે જગોએ જરથોસ્તીઓની એક મોટી સંખીઆ હાજર થઈ હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ એ આફત દુર થાય તે માટે ગુજરાતીમાં એક બંદગી વાંચી સંભલાવી હતી, જેમાં સર્વે શામેલ થયા બાદ આશની કરી સર્વે લોક વદાય થયું હતું.[૧]

તા૦ ૧ લી જુન.

મુંબઈ મધે કેટલેક ઠેકાંણે ગાથાના દીવસોમાં અસપંદાદ મહીનો પઢવાનું શરૂ કરવાથી દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ "ફરમાંને દીન" ઇયાને ગાથા ધાહંબારમાં અસપંદાદ મહીનો નહિ પઢવાની બાબદમાં પોતાનાં બપાવા મરહુમ દસ્તુર એદલજી દારાબજી સંજાણાએ ઇ૦ સ૦ ૧૮૩૭ માં છપાવી પ્રગટ કીધેલું ચોપાનયું પોતાની તરફના કેટલાક ખોલાસા સાથે બીજીવાર પાછું છપાવી પ્રગટ કીધું હતું.[૨]

---

નહિ, તેમજ તેમની મોલાકાત લઇને પણ સમજાવ્યા, લેકીન શેઠ માણેકજીએ તા૦ ૭ મી ફેબરવારી ૧૮૬૫ ને દીને સેવટનો જવાબ લખી કેવાં બલતાં જીગર, તુટેલાં દીલ અને ઓનાકાંનીથી તેવણને પોતાનું રાજીનામું લખવું પડેછે તે વિષે ખોલાસો કરી જણાવ્યું કે પોતા તરફ માન અને સ્વતંત્રપણું જાલવનાં એ ઓહદો જે ૧૧ વર્ષ વેર કાંઇબી ઠપકો અને ડાઘ લગાડીઆ વગર તેવણે ચલાવ્યોછે તે હવે વધુવાર તેવણ રાખી શકતા નથી.

એ પછી શેઠ માણેકજી ૧૮૬૫ ના આપરેલ માસમાં ઇંગ્લાંડ ગયા, અને ત્યાં સેક્રેટરી ઑફ સ્ટેટને એક પત્ર લખી પોતાનો મુકદમો રજુ કીધો, પણ તે નામદારે વચ્ચે પડવા ના પાડયું. આ ઉપરથી એ બાબદ પાર્લામેંટમાં લારડ ચેમસફરડ ઉપર મુજબ લાવ્યા હતા. એ તકરારને દરમેઆન સેક્રેટરી ઑફ સ્ટેટ અરલ ગરેએ જણાવ્યું હતું કે શેઠ માણેકજીને ઊપલો સરકાર તરફનો ઠપકાનો કાગજ મલ્યા અગાઊ વર્તમાનપત્રોમાં છપાયો તે કાંઇક ગફલતી ઇયા ભુલથી એ પત્ર એડીટરસ રૂમમાં મુકવાથી થયું હતું, અને તે બાબે સર બારટલ ફ્રીઅર દલગીરી બતાવી ચુકોછે અને તે પોતે પણ દલગીર છે. તેમજ એક જડજ અને આડવોકેટ વચ્ચેના મુકદમામાં મુંબઇની સરકારે ઊપલા ટીકા ઘણા સખ્ત કીધા હતા એમ તે માનેછે. આ પ્રમાણે જેવારે બધો મુકદમો સભાની આગલ રજુ થઇ ચુકોછે તેવારે એ બાબદને લગતાં કાગજપત્રો માંગવાની દરખાસ્ત નકામી છે. આ ઉપરથી ઊપર આપણે જોયું તેમ દરખાસ્ત પાછી ખેંચી લેવાઇ હતી, તોપણ લારડ એલનબરોએ કહી સંભલાવ્યું કે જે પત્ર શેઠ માણેકજી ઊપર લખવામાં આવ્યો તે બીજા શબ્દોમાં લખાયો હતે અને છાપવામાં નહિ આવ્યો હતે તો ઠીક થતે. કાંઇક મતલબનો કાગજ લખવાને ગવરનરે સેક્રેટરીને ફરમાવ્યું, અને તે કાગજ રવાંના કર્યા આગમજ કોઇને વાંચવાને સુજીયું નહિ. જેને માટે તે લખવામાં આવ્યું તે વાંચે તેની અગાઊ વર્તમાન પત્રોમાં તે છપાઇ ગયું. આ ઘણું મુશ્કેલ કામ થયું હતું. પેહલું તો એકે એક ગ્રહસ્થ જેને પંદર વર્ષની લાંબી મુદત સુધી ન્યાય ખાતાંમાં પોતાની ઊમદા કાબેલીઅતને માટે સારી શાબાશી મેલવેલી, એટલું છતાં નજીવા વાંકને સારૂં તેને એવા શબ્દોમાં લખવામાં આવે કે તેને પોતાનો ઓહદો પોતાને દુખ લાગયું તે માટે નહિ પણ પોતાના અધિકારને માટે છોડીઆ વના છુટકોજ નહિ— કેમકે આવો ઠપકો મલવા પછી કોરટમાં પોતાનો ઓહદો બજાવે એ મોહલ છે. આટલા ઊપરથી તેને પોતાની ફરજ જોઇ કે પોતાનો ઓહદો છોડે, તો જોકે તેથી તેનાં કુટુંબની આબાદ હાલતને મોટો ધોકો પુગવાનો હતો. પણ આથી પણ વધારે ખરાબ મામલો બન્યોછે. કેટલાક યુરોપ્યનો એમ માનેછે કે તેઓને લગતા મુકદમાં દેશી ન્યાએધીસ આગલ લઇ જવામાં ફાએદો નથી. દરએક યુરોપ્યન હર કોઇ દેશી જડજ આગલ તેનો મુકદમો જાય તેનાં કરતાં પોતાને સરસ સમજેછે અને તેટલા માટે મુંબઇની કોરટમાં દેશી જડજ આગલ આવતા યુરોપ્યન વકીલની તરફેનમાં સરકાર સઘલો વજન આપે તો પછી મુંબઇ કે બાહેરગામની જેબી કોરટમાં યુરોપ્યન વકીલ આવે તાંહાં દેશી જડજને પોતાનો મરતબો જાલવવો મુશકેલ થઇ પડવાનો. અરલ ગરેને મોઢેથી જે સખુનો નિકલ્યા તે ઊપરથી તેની ખાતરી છે કે તેઓ એ બાબદમાં કાંઇબી રીતે વચ્ચે આવ્યા નથી, તોપણ જો તેઓ એટલી સુચના મુંબઇ સરકારને કરે કે આ દેશી અમલદારે જે ઓહદો છોડયોછે તેવોજ મોભાવાલો ઓહદો તેને મુંબઇ પાછું ફરતાં આપે તો તેથી કાંઇ એ સરકારને માથું લાગવાનું નથી.

ઊપલી પાર્લામેંટમાં થયલી સુચના મુજબ શેઠ માણેકજી ઇંગ્લાંડથી મુંબઇ પાછા ફરે તે આગમજ તા૦ ૨૬ મી જુલાઇ ૧૮૬૬ નાં સરકારી ગેઝેટમાં તેમની સમાલકાજ કોરટના બીજા જડજ તરીકેની નેમણુંક સર બારટલ ફ્રીઅરની સરકારે જાહેર કીધી હતી. અને શેઠ માણેકજી ઇંગ્લાંડથી પાછા ફર્યા બાદ તા૦ ૪ થી અકટોબર ૧૮૬૬ ને દીને પોતાના એ ઓહદા ઊપર બીરાજયા હતા.

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૩ જી જુન ૧૮૬૬.

એજ મુજબ કલકતા મધે પણ તા૦ ૯ મી જુન ૧૮૬૬ ને દીને મરહુમ શેઠ રૂસતમજી કાવસજી બનાજીની દરેમેહરમાં એક જશન કીધું હતું, જે વેળાએ શેઠ ધનજીભાઇ બેહરામજી મેહતાએ એક વાએજ કરી તેમાં શેર તથા રૂઈના સટાથી થાએલી ખરાબીનું અવલથી તે આખર સુધી બેઆંન કીધું, અને સેવટે કુલ વ્યાપારીઓની સલાંમતી ઇછી કે જેથી ગરીબોની રોજી તથા પાલણ થાએ.

૨ "ફરમાંને દીન, ઇઆને ગાથા ઘહંમબારમાં અશપંદારમદ મહીનો નહી પઢવાની બાબદમાં. બીજીવાર. છપાવનાર, પેશોતન દશતુર બેહેરાંમજી દારાબજી શંજાંણા.

તા૦ ૭ મી જુન.

શેઠ શોરાબજી ખરશેદજી ઇજનેરે "નામાંકીત જુલીઅસ સીજરની જીંદગી" એવે નામનું એક ગુજરાતી પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[1]

---

તા૦ ૧૨ મી જુન.

રોજ ૨૩ માહ ૯ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

મુંબઈ મધે કોટમાં હરમાંન ગલીમાંનાં એક ધોબીનાં ઘરમાં આજ પાછલી રાતે એક મોટી આગ લાગી હતી, જેથી તેની પડોસમાં આવેલું એક પારસી શેઠ મનચેરજી ડોશાભાઈ મિસ્રીનનું ઘર પણ બળી ગયું હતું. આગ નરમ પડ્યા પછી ઉપલા શેઠ મનચેરજી ઘરમાં રહેલાં બીજાં માણસો તથા સામાન બચાવવાને પાછા ઘરમાં ગયા, અને જેવા બાહેર નીકલતા હતા તેવામાં એક મોટી દેવાલ પડી ગઈ, જેની તલીએ તેવણ પોતે તથા શેઠ શાપુરજી કુવરજી દલશા અને નાલીબાઈ તે શેરાબજી માછલીવાલાની વીધવા નામની એક પારસી સ્ત્રી એ ત્રણ જણાં દબાઇ મુઆં હતાં.

આ બનાવથી કોટના પારસીઓમાં મોટો ઘભરાત ઉપજયો હતો. આ વેળાએ શેઠ હોરમજજી શાપુરજી પાવરી, શેઠ શાપુરજી પેશતનજી માકાબચાના (મુજીયમવાલા), નવરોજજી પેશતનજી તારીવાલા, જમશેદજી શેરાબજી માડન અને પોલીસના પારસી જમાદાર શેઠ શેરાબજી બેહરાંમજી કાંગા તથા બીજા પારસીઓએ ઘણી મરદાંનગીભરી મેહનત કરી ઘણાકોના જાન બચાવ્યા હતા,[2] તથા નુકશાંન પામેલાઓને તરત વેળા શેઠ મનચેરજી બહમનજી પંથકીએ પોતાની તરફથી મદદ કરી તેમના આસરાને માટે એક ઉઘરાંણું પણ કીધું હતું.[3]

---

તા૦ ૧૪ મી જુન.

રોજ ૨૫ માહ ૧૦ (ક૦) ૧૨૩૫ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ રૂસતમજી ફરામજી માકીદલાલનાં ઉઠમણાંમાં તેમની પોતાગી પુંજી મધેથી તેમનાં ફુઈનાં દીકરી બાઈ ધનબાઇજી તે શેઠ દાદાભાઇ પેશતનજી વાડીઆનાં ધણીઆંનીએ રૂ૫૦૦) ધર્મખાતે આપ્યા હતા.[4]

---

તા૦ ૨૦ મી જુન.

જદદાથી હાજીઓ લઇ કલકતે જતું "ડાએમંડ" નામનું એક વાહણ તોફાંનખાઇ મુંબઈનાં બારામાં આવતાં આજ દીને કોલાબેથી છેક વાલકેશર અને માહલક્ષમી સુધી ઘસડાઇ ગયું, અને ત્યાં મરહુમ શેઠ એદલજી ફરાંમજી આલબલેસની વાડીની સાંમે કીનારાની નજદીકમાંજ ખરાબે ચઢી ગયું હતું. એ બારકસમાં ૪૩૬ આદમીઓ હતાં તેમને કીનારે લાવવાને આખો દિવસ ઘણી દોડધાંમ થાઇ, પણ કોઇ ની બોટો તેની નજદીકમાં જઈ શકી નહિ. અંતે તે વાહણ પરનાં ૩૭ માણસો જેમને તરતાં આવડતું હતું તેઓ અફુરાતા ઝીખાતા માહલક્ષમીના કીનારા ઉપર આવ્યા, જેમને શેઠો નશરવાંનજી અને બરજોરજી મનચેરજી વાડીઆએ પોતાના બંગલામાં ઉતારો આપી તેમની સારી માવજત લીધી હતી, તથા વરલીના માછીમારોને દામ આપી ઘણાકોને દરીઆમાંથી બાહેર કઢાવ્યા હતા, અને તેમને પણ પોતાના બંગલામાંજ

---

મુંબઇ. ઇમપીરીઅલ છાપાખાંનાંમાં છાપીઉં છે: સને ૧૨૩૫ ઇઅજદજરદી તથા સને ૧૮૬૬ અંગરેજી."

એ ચોપાનયું બાહેર પડ્યા પછી તેના રદીઆમાં દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાએ ઇ૦ સ૦ ૧૮૬૭ ના આગશટ માસમાં "રદીએ કેતાબે ફરસાંને દીન" નામનું નીચલું ચોપાનયું બાહેર પાડ્યું હતું:—

"રદીએ કેતાબે ફરસાંને દીન. ઇઆને એ મધે ફરસાંને દીન નાંમનાં ચોપાંનીઆંમાં દસ્તુર પેશોતનજીએ પોતાની તરફથી કરેલા વગરે ખોલાશાનો ૨૬ જવાબ હમારી તરફથી તથા ફરસાંને દીન ચોપાંનીઆંનો ૨૬ જવાબ હમારા મરહુમ મુરબીજી દસ્તુરજી એદલજી-દારાબજી જામાશપઆશાનાંની તરફથી દાખેલ કીધામાં આવીઆછે. છપાવી જાહેર કરનાર, જામાશપજી દસ્તુર મીનોચેહેરજી એદલજી. મુંબઇ મધે અંગરેજી તથા ગુજરાતી "જામ પરીનટીંગ" છાપાખાંણાંમો છાપીછે. સને ૧૨૩૬ ઇઅજદજરદી. સને ૧૮૬૭ ઇંગરેજી."

એ ચોપાનયું બાહેર પડ્યા પછી નવસારીની વડી દરેમેહરને તાબેના બગર સાથના અતરેના ૧૮૩ મોબેદોની તથા મુંબઇની ૨૧) શેહનશાહી દરેમેહરોના પંથકીઓની શહી સાથના ખોલાસાનું એક ચોપાનયું આએજ શાલના અકટોબર માસમાં બાહેર પાડવામાં આવ્યું હતું કે તેઓ બધાઓ પોતે તેગજ તેમની દરેમેહરોના સર્વે ગાહંબાર ગાથાના દીવસોમાં અસપંદાદ મહીનો મુતલક પડતા નથી.

એ ઉપરાંત દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ વળી એ પુસ્તકના રદીઆમાં "તફસીરે ગાહે ગાથાની" નામનું નીચલું પુસ્તક એજ શાલના ડીજેમબર માસમાં બાહેર પાડ્યું હતું:—

"તફસીરે ગાહે ગાથાની. એટલે જે ગાથાના દીવસોમાં સફંદારમદ મહીનો પડવાની તરફેનમાં મરહુમ દસ્તુર એદલજી દારાબજી જામાસપઆશાવાલાએ બનાવેલાં "રદીઅએ કેતાબે ફરમાને દીન" નામનાં પુશતકનો ૨૬ જવાબ. તથા ગાથાના દીવસો સફંદારમદ મહીના સાથે તાલુકો રાખતા નથી તે વીશેનો જરતોશતી દીનની રાહે ખોલાસો. બનાવનાર, પેશોતન દસ્તુર બેહેરાંમજી દારાબજી સંજાણાં. મુંબઇ, દફતર આશકારા છાપાખાનાંમાં છાપીઉંછે. સને ૧૨૩૭ ઇઅજદજરદી. સને ૧૮૬૭ ઇસવી."

૧ "નામાંકીત જુલીઅસ સીઝરની જીંદગી. ગુજરાતીમાં બનાવનાર, શેહરાબજી ખરશેદજી ઇજનેર. મુંબઇ, ચાબુક પ્રેસ. સને ૧૮૬૬ ઇંગ્રેજી."

૨ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૩ મી જુન ૧૮૬૬.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૧૭ મી જુન ૧૮૬૬.

૪ મુંબઈની પારસી પંચાતનાં ફંડના સવંત ૧૯૨૨ ના હીસાબની ચોપડી.

રાખ્યા હતા. એજ મુજબ શેઠ ફરામજી નશરવાંનજી પટેલ અને શેઠ બેહરામજી જીજીભાઇએ પણ કેટલીક મદદો કીધી હતી. આ તોફાંનમાં ૨૮) માણસો મરી ગયાં હતાં જેમાંનાં ૧૩) ની લાશ મલી આવી હતી.[१]

---

તા૦ ૨૮ મી જુન.

હાનરેબલ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇએ મુંબઇ ઇલાકાની લેજીસલેટીવ કૌનસીલના એક અધિકારી તરીકેનો પોતાનો ઓહદો નાદરૂસ્ત તબીઅતને લીધે છોડવાથી તે ઓહદા ઉપર નામદાર સરકારે શેઠ ફરામજી નશરવાંનજી પટેલને નેમ્યા હતા.[૨]

---

તા૦ ૩ જી જુલાઈ.

શેઠ શેરાબજી શાપુરજી બંગાલીએ મુંબઇના નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅર ઉપર શેર સટ્ટાના વખતમાં લોકોને આંખ મીચીને નાણાં ધીરવાને લીધે મુંબઈ બેંકની થયલી માઠી હાલત, તેનાં કારણો અને ઉપાય બતાવનારો એક માયાકુલ કાગજ આજ દીને લખ્યો હતો. એ કાગજમાં મુંબઇ બેંકના આગલા અને હાલના ચારટરમાં કેટલો ફેર છે તથા ડાઅરેકટરો અને માનેજરોએ કેવો બેદાદ વહીવટ ચલાવી સટ્ટાબાજોને ઉતેજન દીધું તે વીગતવાર બતાવી આપ્યું, તેમજ ઇંગલાંડમાં બેંકો ચલાવવાનો સરેશતો કેવો છે અને નામીચા લખનારાઓ કેવા નીયમ બતાવી ગયાછે તેની શાહદતો ટાંકી હતી.[૩]

---

તા૦ ૮ મી જુલાઈ.

રોજ ૧૯ માહ ૧૦ (શે૦). ૧૨૩૫ યજદેજરદી.

**મરણ**—નશરવાંનજી મનચેરજી ગજ્ધર[૪]—ઉમર વર્ષ ૭૫) ગંદેવીવાલા શેઠ ધનજીભાઇ રતનજી ગજ્ધરના

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૨, ૨૩, ૨૫ મી જુન ૧૮૬૬

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૮ મી જુન ૧૮૬૬.

હાનરેબલ રૂસ્તમજીએ ગયા આપરેલ માસમાં ઓહદો છોડયો તે વેળાએ નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે તેમના ઉપર નીચે પ્રમાણે પોતાની દલગીરી બતાવનારો એક ખાંનગી કાગજ લખ્યો હતો:—

Malabar Point, April, 21st 1866.

My dear Rustomjee,

I received, with great regret, your official letter, resigning your seat in Council. Knowing what heavy private duties and responsibilities are always pressing on you, and that your health lately has not been as strong as your friends could wish, I feel that I could not again ask you to reconsider your determination. But I assure you it has caused me very great regret on personal as well as on public grounds to lose from among my Colleagues one for whom I feel, as a public man, such sincere respect, and who has been so long a valued personal friend.

I sincerely trust a little rest will bring you renewed health, *Lady Frere joins me in kind remembrances* to Mrs. Rustomjee and your family.

I am ever
My dear Rustomjee
Sincerely yours,
(Sd.) H. B. E. FRERE.

એજ મુજબ હાનરેબલ રૂસ્તમજીનાં રાજીનામાં વિષે સર બારટલ ફ્રીઅર અને તેવણના કૌનસીલરોએ એ શેઠની કૌનસીલના મેમબર તરીકેની અમુલ્ય સેવાની પીછાંણ કરનારી મીનીટો લખી હિંદુસ્થાંનના શેક્રેટરી ઑફ સ્ટેટ ઉપર મોકલાવી હતી, જે ઉપરથી તે નામદારે તે મીનીટો સાથે પોતાનું દીલોજાનીભર્યું એકમત દરશાવનારો નીચલો ડીસપાચ તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૬૬ ને દીને અતરે મોકલ્યો હતો:—

India Office
London, 27th September 1866.

Legislative, No. 6.

Sir,

The despatch of your Excellency in Council dated 21st July (No. 22) 1866 stating that Mr. Rustomjee Jamsetjee Jejeebhoy had resigned his appointment as an additional Member of your Excellency's Council, and transmitting minutes recorded by members of your Government relative to the character and services of that gentleman, has been laid before me in Council.

2. In recording my entire concurrence in the views expressed in your Excellency's minutes and in those of your honorable Collegues, as to the eminent services rendered to Government and to the community by Mr. Rustomjee Jamsetjee Jejeebhoy, I desire that the sense entertained by the Secretary of State in Council of the high character of that gentleman may be communicated to him.

I have the honor &c.
(Sd.) CRANBORNE.

૩ મુંબઇ બેંકને ગઇ તા૦ ૩૦ મી જુને ખલાસ થયલાં અરધાં વર્ષમાં તેનાં રીઝરવ ફંડના રૂ૩૬૦૦૦૦૦) જતાં બીજા રૂ૫૦૦૦૦૦૦) ની ખોટ આવી હતી તે ઉપરાંત બીજીથી ખોટ હોય તે સંધો હીસાબ જોઇ તારવી કાઢવા માટે મેશરશ વીલ્યમ હંટર, એડવરડ હારીસન, અને દીનશાહજી માણેકજી પીટીટની એક કમીટી તા૦ ૧૪ મી આગશટ ૧૮૬૬ ને દીને નેમી હતી. તે કમીટીએ ઉપલી મુદત પછીના બીજા બે માસમાં ઉપલી ખોટમાં રૂ૩૪૫૦૦૦૦) નો વધારો બતાવ્યો. આ ઉપરથી વળી શેઠ શેરાબજી શાપુરજી બંગાલીએ તા૦ ૯ મી અકટોબર ૧૮૬૬ ના ટાઇમસ ઑફ ઇંડીઆમાં એક પત્ર લખી બેંકને ગયલી ઉપલી રૂ૧૨૦૫૦૦૦૦) ની ખોટ વિષે બાગીદારોનું ધ્યાંન ખેંચી સુચના કીધી કે બેંકને વધારે ખોટમાંથી બચાવવી હોય તો તેના પાસે જેટલાં ધીરેલાં નાણાંની જમીનગીરીમાં શેરો તથા સ્થાવર મીલકત હોય તે જે ભાવે જાય તે ભાવે તુરત વેચી રોકડ નાણું કરવું, જેથી વધારે ફાએદો થશે. બની બેંક બંધ કરી નવા પાયાપર ઊભી કરવી, અને તેના શેરોની કીમત રૂ૧૦૦૦) ને બદલે રૂ૫૦૦) કરી જુના બાગીદારોનેજ કાયમ રાખવા. આ કાગજ શેઠ શેરાબજીએ લખ્યા પછી મુંબઇ બેંકને લગતું એક નવું બીલ અતરેની લેજીસલેટીવ કૌનસીલમાં સરકાર તરફથી લાવવામાં આવ્યું હતું.

૪ કલકતાવાળા મરહુમ શેઠો નવરોજજી, મેનાબાઇ, અને બેહરાંમજી નશરવાંનજી ગજ્ધરના બાવા.

દીકરા. એવણને પોતાના મામા શેઠ મનચેરજી નવરોજજી ભીખાજી ગજધરે દતક કરી લીધાથી તેમનાં નામ સાથે ઓળખાતા હતા. ચંદેવી તેમજ મુંબઇ ખાતેની પોતાના વડવાઓની "નવરોજજી ભીખાજી" ને નામે ચાલતી પેહડીનો વહીવટ એવણે લાંબી મુદત સુધી ચલાવ્યો હતો. ચંદેવીનાં જરથોસ્તી અંજુમનને લગતાં ફંડ તથા ધર્મખાતાંના એવણ અવલથીજ એક તરસ્ટી હતા. એવણનું મરણ ગંદેવી મધેજ નીપજ્યું હતું.

---

તા० ૧૨ મી જુલાઈ.

શેઠ મનચેરજી કાવશજી મરજબાનને સરકારે મુંબઇ ઈલાકાના આરકીટેકચરલ એકઝીકયુટીવ ઇનજીનીઅર અને સરવેયરના આસીસ્ટંટ નેમ્યા હતા.[1]

---

તા० ૧૪ મી જુલાઈ.

રોજ ૨૫ માહ ૧૦ (શે०) ૧૨૩૫ યજદેજરદી.

મરણ—નવરોજજી શોરાબજી દલાલ—ઉમર વર્ષ ૨૮) એવણે ઇ० સ० ૧૮૫૪ થી મુંબઇ મધે ઘરો, બંગલા, વાડી, વગેરે ભાડે આપવાની દલાલી એટલે "હાઉસ એજન્સી" નું કામ શેઠ પેશતનજી બેહરામજી કોહલા (પી. બેહરામજી) સાથે ભાગમાં "એન. શોરાબજી" નાં નામથી ચાલુ કીધું હતું. મુંબઈ મધે એ ધંધો પેહલવેહલો એવો બંનેએ શરૂ કીધો હતો.

---

તા० ૧૫ મી જુલાઇ.

શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ ગ્રાંટ મેડીકલ કાલેજના કંપાઉંડમાં રૂ૧૧૧૯૦૭) ને ખરચે સરકાર મારફતે બંધાવેલી આંખની હાસપીટલ તૈયાર થવાથી તે "કાવશજી જાંગીર ઓપથાલમીક હાસપીટલ" ને નામે આજ દીને સરકારના હોકમથી ખોલી મુકવામાં આવી હતી.[2]

તા० ૧૮ મી જુલાઇ.

રોજ ૨૯ માહ ૧૦ (શે०) ૧૨૩૫ યજદેજરદી.

સુરત મધે ગોપીપરામાં મુંબઇવાલા શેઠ દોરાબજી નશરવાંનજી મીસતરીએ ત્યાંના જરથોશતીઓને ધર્મ ક્રિઆ

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૨ મી જુલાઇ ૧૮૬૬.

૨ આ હાસ્પીટલ ગ્રાંટ મેડીકલ કાલેજના કંપાઊંડમાં બંધાવવા માટે શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ પ્રથમ ડાકટર પીટ આગલ ખાહેશ બતાવી હતી. એ પછી તા० ૧૨ મી મારચ ૧૮૬૩ ને દીને સરકારના શેક્રેટરી ઓનરેબલ એ. ડી. રાબરટસન ઊપર એક પત્ર લખી એવી એક હાસ્પીટલની મુંબઇમાં જરૂર જણાવી તે બાંધવા માટે રૂ૫૦૦૦૦) ની રકમ સરકારમાં આપવાની માગણી કીધી હતી. આ માગણી સરકારે તા० ૧૯ મી મારચ ૧૮૬૩ ને દીને ઊપકાર સાથે બાહલ રાખી તે ઊપર સરકારી વૈદક ખાતાંના પ્રીનસીપાલ ઇનસ્પેકટર જનરલનું મત મંગાવ્યું, જેણે પણ આંખના દરદીઓની એ હાસ્પીટલની ઘણી જરૂર જણાવી તે ગ્રાંટ મેડીકલ કાલેજના કંપાઊડમાંજ બાંધવાની અગત જણાવી, તથા તે માટે જગા પસંદ કરવા અને પલાંન અડસતા વીગેરે તૈયાર કરવાને ત્રણ અમલદારોની એક કમીટી નેમવાની સુચના કીધી. સરકારે તે સુચના બાહલ રાખી એ કમીટીમાં શેઠ કાવશજી જાંગીરજીનું નામ પણ ઊમેરયું હતું. એ પછી શેઠ કાવશજીએ તા० ૧૨ મી આપરેલ ૧૮૬૩ ને દીને રૂ૫૦૦૦૦) ની રકમનો ચેક સરકારના શેક્રેટરી ઓનરેબલ એ. ડી. રાબરટસન ઊપર એ કામ ચાલુ કરવા વરી મોકલી આપ્યો હતો. એ પછી ઈંગલાંડથી શેક્રેટરી ઓફ સ્ટેટ સર ચારલસ ઊડે તા० ૨૫ મી જુન ૧૮૬૩ ના નીચલા ડીસપાચમાં શેઠ કાવશજીની ઊપલી સખાવત માટે પોતાની ખુશાલી જણાવી તે ઊપર મુંબઇની સરકારને અમલ કરવાની બાહલી આપી હતી:—

India Office, London, 25th June 1863.

Public—No. 18.

His Excellency the Honourable
the Governor in Council.
BOMBAY.

Sir,

I have considered in Council your letters dated 28th March (No. 6) and 13th April (*No* 9) 1863, relative to the munificent offer of Mr Cowasjee Jehangeer to contribute Rupees 50,000 towards the construction of an Eye Hospital on the premises of the Grant Medical College.

2. I do not doubt that the construction of a building specially adapted for the treatment of diseases of the eye, will be found highly beneficial, and I have to request that Mr. Cowasjee Jehangeer may be informed of the high sense I entertain of his liberality in contributing so largely towards the provision of such a building.

I approve the manner in which it is proposed to give effect to the offer of Mr. Cowasjee Jehangeer.

I have the honor to be, &c.

(Sd.) C. WOOD.

એ પછી ઊપર નેમેલી કમીટીએ એ હાસ્પીટલને લગતા પલાંન તથા અડસતા વગેરે સરકારી ઇજનેર કરનલ જે. એ. ફુલર પાસે તૈયાર કરાવ્યા. જે અડસતો શેઠ કાવશજીએ પ્રથમ આપેલી રકમ કરતાં લગભગ બેવડો ઇયાને રૂ૯૭૧૪૭) નો થયો, અને તે કમીટીએ તા० ૨૧ મી અકટોબર ૧૮૬૩ ને દીને સરકારપર મોકલી આપી જણાવ્યું કે એ બધી રકમ આપવાને શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ ખુશી બતાવીછે. આ પલાંન તથા અડસતો સરકારે બાહલ રાખી તા० ૭ મી ડીસેમબર ૧૮૬૩ ને દીને નીચલો ઠેરાવ બાહેર પાડ્યો હતો:—

*Resolution*—His Excellency the Governor in Council approves of the design, and sanctions the estimate submitted by the Committee.

2. The thanks of Government should be again conveyed to Mr. Cowasjee Jehanghier for this additional proof which he has given of his liberality by offering to defray the whole cost of the building. These proceedings should be reported to Her Majesty's Secretary of State for India, and the Government of India.

(Sd.) A. D. ROBERTSON,
Officiating Chief Secretary to Government.

એ પછી ઊપલી બાબદ શેક્રેટરી ઓફ સ્ટેટની જાણમાં

કરવા માટેનું એક મકાન બંધાવી આપી આજ દીને તેને ખોલ્લું મુકવાનું જશન કીધું હતું.[1]

### તા૦ ૨૦ મી જુલાઈ.

રોજ ૧ માહ ૧૧ (શ૦) ૧૨૩૫ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ માણેકબાઈ તે મરહુમ શેઠ ખરશેદજી બહમનજી પંથકીનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા એશીઓએ મલી રૂ૧૨૦૦), ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

---

### તા૦ ૨૬ મી જુલાઈ.

શેઠ માણેકજી ખરશેદજી શરાફને નામદાર સરકારે મુંબઈની સ્માલકાઝ કોરટના બીજા જડજ તરીકે નેમ્યા હતા.[3]

---

### તા૦ ૨૯ મી જુલાઈ.

રોજ ૧૦ માહ ૧૧ (શ૦) ૧૨૩૫ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ ખરશેદબાઈ તે શેઠ મનચેરજી પેશતનજી વાડીઆનાં ધણીઆંની તથા મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાંની પુંજીમાંથી રૂ૨૫૦૦) બાવંદે રૂ૩૦૦), તથા બાઈ શેઠ આરદેશર હોરમજજી વાડીઆએ રૂ૫૦૦) મલી રૂ૩૩૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

---

### તા૦ ૧ લી આગશટ.

વરોડા રેલવેની લાઈન ઉઘડીઆથી મુંબઈ અને ગુજરાત તરફ આવજાવ કરનારા મુસાફરોની સંખીઆમાં મોટો વધારો થયાથી એ તરફ મુસાફરી કરતા દેશીઓના ઉતારા માટે સગવડ કરી આપવા સારૂં ઉત્તર તાલુકાના રેવીન્યુ કમીશનર મી૦ બી. એચ. એલીસે ઈ૦ સ૦ ૧૮૬૪ માં કાઢેલાં એક સરક્યુલર ઉપરથી નીચલા પારસી ગ્રહસ્થો તથા બાનુઓએ જુદાં જુદાં સ્ટેશનો આગલ નીચે મુજબની રકમ ખરચી ધર્મશાલાઓ બંધાવી આપવાને કબુલ કીધું હતું, અને નામદાર સરકારે તે બાબે તા૦ ૧૦ મી જુન ૧૮૬૫ ને દીને એક ઠેરાવ બાહેર પાડી એ ગ્રહસ્થો તથા બાનુઓનો ઉપકાર માનયો હતો. એ ધર્મશાલાઓ આ એ વર્ષમાં બંધાઈ તૈયાર થયાથી મુસાફરોના ઉતારાને માટે ખોલી મુકી હતી.

---

ગયાથી તે નામદારે તા૦ ૨૯ મી ફેબરવારી ૧૮૬૪ ને દીને નીચલો ડીસપાચ અતરે મોકલ્યો હતો:—

India Office, London, 29th February 1864.

His Excellency the Honorable
The Governor in Council
BOMBAY.

Sir,

I have considered in Council your letter dated 12th December No 29 of 1863, and request that you will again express the sincere thanks of Her Majesty's Government to Mr. Cowasjee Jehangeer for the donation, *of nearly equal amount with his former one of half a lac of Rupees, towards the erection of an Eye Hospital* in connection with the Grant Medical College.

I have the honor to be, &c.
(*Sd.*) C. WOOD.

એ બાદ ઉપલી હસ્પીટલ બાંધવાનું કામ ચાલુ થયા પછી વળી ઉપલા આંકડામાં રૂ૧૪૮૩૪) નો વધારો થયો હતો, અને તે રકમ શેઠ કાવશજીએ ઈ૦ સ૦ ૧૮૬૬ ના ફેબરવારી માસમાં ડાકટર આર. હેનસની મારફતે સરકારમાં ભરી હતી. એ મુજબ એ હસ્પીટલ રૂ૧૧૧૯૭૭—૩—૬ ને ખરચે તૈયાર થવા પછી ઉપલી કમીટીના સરનશીન ડાકટર હંટર તેમજ સરકારી મેડીકલ ડીપારટમેંટના ઇનસ્પેકટર જનરલ ડાકટર એમ. સ્ટોવલે તા૦ ૨૩ મી જુન ૧૮૬૬ ને દીને સરકારપર લખી તેનું નામ "કાવશજી જહાંગીર આઈ હાસ્પીટલ" ને બદલે "કાવશજી જહાંગીર ઓપથાલમીક હાસ્પીટલ" કરી રાખવાની સુચના કીધી હતી, અને નામદાર સરકારે તા૦ ૧૪ મી જુલાઈ ૧૮૬૬ ને દીને નીચલો ઠેરાવ બાહેર પાડી એ નામ પસંદ કીધું, તથા એ હાસ્પીટલ શેઠ કાવશજીની બાહેશ મુજબ કરશી પણ ક્રિઆ કીધા વગર ખોલી મુકવાને હોકમ કીધો હતો:—

*Resolution*—His Excellency the Governor in Council congratulates Mr. Cowasjee Jehanghier on the completion of this building, which will prove a lasting memorial of his philanthropy.

2. In accordance with Mr. Cowasjee Jehanghier's express wish, His Excellency the Governor in Council is pleased to direct that the Hospital be at once opened without ceremony of any kind.

3. The Changes in nomenclature suggested by Drs. Stovell and Hunter may be adopted, provided that as regards the Hospital the alteration is not distasteful to the gentleman whose name it bears.

(Sd.) J. KING,
*For Chief Secretary to Government.*

એ હસ્પીટલ ખોલી મુકાયા પછી ઈ૦ સ૦ ૧૮૭૦ માં તેમાં જુદાં બબરચીખાના તથા નોકરોનાં રેહઠાણો બાંધવાને શેઠ કાવશજીએ બીજા રૂ૫૦૦૦) આપ્યા હતા.

૧ ગુજરાત મિત્ર, તા૦ ૨૨ મી જુલાઈ ૧૮૬૬.

આ મકાનમાં નીચે મુજબ લખી મારેલી છે:—

"પાક દાદાર હોરમજદની મદદ
"આએ મકાન સુરત મધે ગોપીપુરાના નરપીરની-
"ઓને ધર્મની કીયા કરવા સારૂં મુંબઈવાલી શેઠ દોરાબજી
"નશરવાનજી બીશતરીએ પોતાની અસલ જમીન ઉપર
"બંધાવી આપ્યું છે. રોજ ૨૯ મો માહ ૧૦ મો શેહન-
"શાહી સને ૧૨૩૫ યઝદેજરદી, તા૦ ૧૮ મી જુલાઈ સને
"૧૮૬૬ ઈસવી."

૨ જામે જમશેદ, તા૦ ૨૩ મી જુલાઈ ૧૮૬૬.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૬ મી જુલાઈ ૧૮૬૬.

૪ જામે જમશેદ, તા૦ ૩૧ મી જુલાઈ ૧૮૬૬.

ગ્રાંટ રોડ સ્ટેશન આગલ હાનરેબલ રૂસતમજી જમ-
શેદજી જીજીભાઇએ રૂ૧૧૦૦૦૦).[1]

વાંદરા મધે સર જમશેદજી જીજીભાઇ બારોનેટે
રૂ૧૦૦૦૦).[2]

પાહડી આતે શેઠ ફરામજી નશરવાંનજી પટેલે રૂ૫૦૦૦).[3]

દહેસર મધે બાઇ શુનાંબાઇ તે શેઠ જરશેદજી ફરદુનજી
પારખનાં ધણીઆંણીએ રૂ૧૨૦૦૦).[4]

પારડી મધે હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભા-
ઇએ રૂ૧૦૦૦૦)[5]

ઉદવારા મધે ડાવેજર લેડી આવાંબાઇ જમશેદજી
જીજીભાઇએ રૂ૪૭૫૦૦).[6]

---

[1] ગ્રાંટ રોડની ઊપલી ધર્મશાળા બાંધવા માટે હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ તા૦ ૧૨ મી નવેમબર ૧૮૬૩ ને દીને નામદાર સરકારપર એક પત્ર લખી રૂ૧૦૦૦૦૦) એક લાખની રકમ આપવા જણાવ્યું હતું, અને તે માટેની જગા સરકારે તુરત આપવી તથા મુંબઇની મ્યુનીસીપાલીટીએ તે ધર્મશાળાની હમેશાં મરામત કરાવવી એવી અરજ કીધી હતી. એ માગણી સરકાર તરફથી તેમના શેક્રેટરી મી૦ એ. ડી. રાબરટસને તા૦ ૨૮ મી નવેમબર ૧૮૬૩ ને દીને હાનરેબલ રૂસતમજી ઊપર નીચે મુજબ એક પત્ર લખી ઊપકાર સાથે પાછલ રાખી હતી:—

No. 1807 of 1863.

General Department,

Bombay Castle, 28th November 1863.

To the Honorable Rustomjee Jamsetjee Jejeebhoy.

Sir,—I am directed to acknowledge the receipt of your letter dated the 12th instant, offering the sum of One Lac of Rupees to build a Dhurrumsalla in Bombay, for the convenience of Travellers of all castes, on certain specified conditions.

2. In reply, I am desired to convey to you the acknowledgments of His Excellency the Governor in Council for your public-spirited and charitable offer, and to inform you that an answer on the subject of the conditions attached to your proposal will be communicated to you hereafter.

I have the honor to be &c.

(Sd.) A D. ROBERTSON,

Officiating Chief Secretary to Government.

એ પછી હાનરેબલ રૂસતમજીએ બીજા રૂ૧૦૦૦૦) એ ધર્મશાળાની મરામતને માટે આપવાને જણાવ્યું હતું, અને મ્યુનીસીપાલીટીએ તેની હમેશની મરામત કરાવવા તથા તેનો વહીવટ ચલાવવાને તથા સરકારે તે માટે તુરત જગા આપવાને કબુલ કીધું હતું. આ માટે સરકાર તરફથી તા૦ ૧૫ મી સપટેમબર ૧૮૬૪ ને દીને નીચલો પત્ર આવ્યો હતો:—

No. 1601 of 1864.

General Department,

Bombay Castle, 15th September 1864.

To

The Honorable Rustomjee Jamsetjee Jejeebhoy.

Sir,

With reference to Mr. Officiating Chief Secretary Robertson's letter No. 1807, dated the 28th November 1863, I am directed by His Excellency the Governor in Council to inform you that the Municipal Commissioners for the Town and Island of Bombay have accepted to receive charge of and maintain the Dhurumsalla to be built with the money presented by you for the purpose, and that Government recognize your further liberality in presenting a further sum of Rupees (10,000) ten thousand for the maintenance of the Building.

2. With reference to paragraph 3 of your letter dated the 12th November 1863, *I am desired to inform* you that Government will endeavour to provide a suitable site for the Dhurumsalla, and will be happy to call on Captain Wilkins to submit a design, and to undertake its construction through the Public Works Department.

I have the honor &c.

(Sd.) H. E. JACOMB,

Offg, Under Secretary to Govt.

એ બાદ તા૦ ૨૧ મી ડીસેમબર ૧૮૬૫ ને દીને મુંબઇના મ્યુનીસીપાલ કમીશનર મી૦ આરથર ક્રાફરડે હાનરેબલ રૂસતમજીને જણાવ્યા મુજબ બેંચ ઑફ જસટીસે એ ધર્મશાળા બાંધવાને માટે બોમ્બે બરોડા રેલવેનાં ગ્રાંટ રોડનાં સ્ટેશનની પાસેની તેવણે પસંદ કરેલી જગા આપી હતી, અને ૧૮૬૬ ના જાનેવારી માસથી તેપર સરકારના આરકીટેકચરલ ઈનજનેર કપતાન ફુલરનાં ઊપરીપણાં હેઠલ બાંધકામ શરૂ થયું હતું, જે ૧૮૬૮ ના ડીસેમબર માસમાં પુરૂં કરવામાં આવ્યું હતું.

[2] વાંદરાની એ ધર્મશાલાપર તખ્તી મારેલી નથી, પણ તે બંધાવવા માટે સર જમશેદજી જીજીભાઇ બારોનેટે તા૦ ૨૩ મી જાનેવારી ૧૮૬૫ ને દીને સરકારી તીજોરીમાં રૂ૧૦૦૦૦) ની રકમ ભરી હતી.

[3] પાહડીની એ ધર્મશાલાપર તખ્તી મારેલી નથી, પણ તે બંધાવવા માટે શેઠ ફરામજી નશરવાંનજી પટેલે તા૦ ૧૪ મી નવેમબર ૧૮૬૪ ને દીને સરકારી તીજોરીમાં રૂ૫૦૦૦) ની રકમ ભરી હતી.

[4] દહેસરની એ ધર્મશાલાપર તખ્તી મારેલી નથી, પણ તે બંધાવવા માટે શેઠ જરશેદજી ફરદુનજી પારખે તા૦ ૧૦ મી આપરેલ ૧૮૬૫ ને દીને સરકારી તીજોરીમાં રૂ૧૨૦૦૦) ની રકમ ભરી હતી.

[5] પારડીની એ ધર્મશાલાપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"This Dhurumsalla was erected in the

Yezdezerdee æra 1235

Christian year 1866.

Sumvant 1923.

for the accommodation of travellers

by Rustomjee Jamsetjee Jejeebhoy, Esq of Bombay.

Architect, Lieut. C. Mant, R. E.

Cost Rs. 10,000."

[6] ઊદવારાની એ ધર્મશાળા રેલવે સ્ટેશનની સાંમે ન બંધાવતાં ત્યાંનાં આતશબેહરાંમની નજદીકમાં લેડી આવાંબાઇએ બંધાવી આપી છે. તે ઈ૦ સ૦ ૧૮૬૮ માં બંધાઇ તૈયાર થાઇ હતી.

વલસાડ મધે શેઠ બેહરામજી માણેકજી વાડીઆએ પોતાના મુરબી શેઠ ખરશેદજી ફરદુનજી પારખને નામે રૂ૧૫૦૦૦).[1]

સુરત ખાતે શેઠ ખરશેદજી ફરદુનજી પારખે પોતાના બાવા મરહુમ શેઠ ફરદુનજી શોરાબજી પારખને નામે રૂ૨૫૦૦૦).[2]

સાએણ મધે બાઇ મેહરબાઇ તે મરહુમ શેઠ ફરદુનજી શોરાબજી પારખનાં બેટીની પુંજીમાંથી શેઠ ખરશેદજી ફરદુનજી પારખે રૂ૧૨૦૦૦).[3]

ભરૂચ મધે હાનરેબલ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇએ રૂ૨૦૦૦૦).[4]

તા૦ ૧૯ મી આગશટ.

જરમનીવાલો પ્રોફેસર એફ્. બૉપ કે જે આજ ૬૦ વર્ષ થયાં દુન્યાંની પુરાતમ ભાષાઓની શોધમાં ગુંતાયલોછે, અને જંદ ભાષાને લગતી તેની શોધથી યુરોપમાં આપણા ધર્મ વિષે ઘણુંક અજવાલું પડયુંછે, તે જઇફ વિદ્વાન ગ્રહસ્થને એક ટેસ્ટીમોનીઅલ આપવા માટે યુરોપમાં એક ફંડ ઉભું થયું હતું. આ ફંડમાં અતરેના પારસીઓથી કાંઇક મદદ મેલવવાને બરલીનથી પ્રોફેસર વેબરે એક સરક્યુલર શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી ઉપર મોકલ્યું હતું, જેમાં તેવણે અતરેના પારસીઓ પાસેથી રૂ૫૩૧ાા= ભરાવી મોકલ્યા હતા.[5]

તા૦ ૨૦ મી આગશટ.

બગાલ ઇલાકામાં ઓરીસા, ચીતાગોંગ, કટક, બાલાસોર, વગેરે પ્રાંતોમાં મોટા દુકાલ આલવાથી ત્યાંનાં ગામડાંઓના હજારો લોક થાકીને કલકતા શેહેર તરફ નાઠી આવ્યા હતા. તેઓને તેમજ મધરાજ ભણી ચાલતા દુકાલમાં નાશ પામેલાઓને થકી પણ અતરેથી મદદ મોકલવા માટે ચોકસ કારણોને લીધે જાહેર સભા ન ભરતાં ઉઘરાંણું વગેરેની ગોઠવણો કરવા માટે નામદાર સરકારે ૩ ઇંગ્રેજ, ૨ હિંદુ, ૧ યાહુદી, અને ૩ પારસી (હાનરેબલ ફરામજી નશરવાંનજી પટેલ, સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, અને શેઠ કાવશજી જાંગીરજી રેડીમની) ગ્રહસ્થોની એક કમીટી નેમી હતી.[6]

---

૧ વલસાડની એ ધર્મશાલાપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"The Cursetjee Furdoonjee Parukh Dhurumsalla, erected A.D. 1866 at the expense of Byramjee Maneckjee Wadia Esq. as a token of his esteem and gratitude to Cursetjee Furdoonjee Parukh Esq. Architect, Lieut. C. Mant, R. E.

Cost Rs. 15,000."

૨ સુરતની એ ધર્મશાલા સર્વેથી પેહેલી બંધાઇ તૈયાર થઇ હતી, અને તે તા૦ ૪ થી ડીસેમબર ૧૮૬૪ થી મુસાફરોના ઊતારાને માટે ખોલી મુકી હતી. એ ધર્મશાલાપર તખ્તી મારેલી નથી.

૩ સાએણની એ ધર્મશાલાપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"Dhurmsalla
Erected A.D. 1866 at the expense
of
Bye Merbye the daughter of Furdoonjee Sorabjee Parukh of Bombay.
Architect, Lieut, C. Mant, R.E.
Cost Rs 12,000"

૪ ભરૂચની એ ધર્મશાલાપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"This Dhurumsalla was erected in the
Yezdezerdee era 1235
Christian year 1866
Sumvant 1922
For the accommodation of Travellers
By
Rustomjee Jamsedjee Jeejibhoy
of Bombay
Architect, Lieut, Col. C. Mant, R. E.
Cost, Rs. 20,000"

૫ આ રૂ૫૩૧ાા= ના ૯૫૧) ડાલર થયા તે પ્રોફેસર વેબર ઉપર શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ મોકલી આપ્યાથી તે વિદ્વાન ગ્રહસ્થે તા૦ ૯ મી ફેબરવારી ૧૮૬૭ ને દીને તેની પોંહચ મોકલી-તેમાં જણાવ્યું હતું કે પ્રોફેસર બૉપની ખુશી જરથોશતીઓએ પુછીછે તેથી તેઓને ઘણો આનંદ ઊપજ્યોછે.

આ રૂ૫૩૧ાા= નીચે મુજબ ભરાયા હતા:—

(રૂ૧૦૦) રાહનુમાએ માજદીઅસનાંન સભા તરફથી, (રૂ૫૩) જરથોશતી દીનની ખોલ કરનારી મંડલી તરફથી, (રૂ૫૦) માણેકજી ખરશેદજી સરાફ, પેશતનજી હોરમજજી કામાજી, ડોશાભાઇ હોરમજજી કામાજી, ખરશેદજી રૂસતમજી કામાજી, (રૂ૨૫) મનચેરજી હોરમજજી કામાજી, શોરાબજી શાપુરજી બંગાલી, (રૂ૧૨૮ાા=) રૂ૨૫) ની અંદરની રકમ.

એજ મુજબ કરાંચીના જરથોશતીઓએ પણ એ ફંડમાં રૂ૧૦૦) ભર્યા હતા તેના ૧૦) પૌંડ, ૨) શીલીંગ અને ૧) પેનીનો ડરાફટ શેઠ હોરમજજી શોરાબજી કેયારીએ તા૦ ૭ મી આગશટ ૧૮૬૭ ને દીને પ્રોફેસર વેબર ઊપર મોકલી આપ્યો હતો.

પ્રોફેસર બૉપ એ પછી એક વર્ષ ઇમાને તા૦ ૨૩ મી અકટોબર ૧૮૬૭ ને દીને જરમની મધે મરણ પામ્યો હતો.

૬ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૧ મી આગશટ ૧૮૬૬.

એ ફંડ મધે દેશી રાજવંશીઓએ તથા સર્વે સરકારી અમલદારોએ નાણાં ભરેલાં તેમજ ભરાવેલાં હોવાથી તે રૂ૨૭૮૮૧૮—૯—૮ નું થયું હતું. પારસીઓની એમાં નીચે મુજબ રૂ૧૬૪૯૩ાા ની રકમ હતી:—

(રૂ૨૦૦૦) અરદેશર હોરમજજી વાડીઆ, (રૂ૧૦૦૦) દીનશાહજી માણેકજી પીટીટ, મનચેરજી હોરમજજી કામાજી, રૂસતમજી દાદાભાઇ કામાની કુંપની, (રૂ૭૦૦) મરહુમ નશરવાંનજી મનચેરજી કામાજીનાં ધર્મખાતાંમાંથી, (રૂ૫૦૦) સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, ફરામજી સાંડરસની કુંપની,

તા૦ ૨૦ મી આગશ્ટ.

કેતાબ અલ ફેહરેશતમાં પેહલવી અને હુજવારેશ ભાષાનાં આવેલાં લખાંણ બાબે નામીચા ફ્રેંચ વિદ્વાન મોનશીયો ગેનોએ પ્રોફેસર મોહલ ઉપર લખેલો કાગજ અને તે ઉપર એક બીજા વિદ્વાન મોનશીયો.ડ્રોન બરગે કરેલી શરેહનું પુસ્તક ફ્રાન્સની સરકારને ખરચે પારીસ મધે આજ માસમાં છપાઈ પ્રગટ થયું હતું.[1]

તા૦ ૨૧ મી આગશ્ટ.

રોજ ૩ માહ ૧૨ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

મરણ—દાદાભાઈ બેહરાંમજી તારાપોરવાલા[2]—ઉમર વર્ષ ૫૫) શેઠ બેહરામજી ભીમજી તારાપોરવાલાના વડા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૩૨ માં પોતાના બાપના બિરાદર શેઠ

માણેકબાઈ અને મોટલાંબાઈ, બેહરાંમજી નશરવાંનજી ચીરવાઈ, (રૂ૩૦૦) હોરમસજી મનચેરજી કામાજીના છોકરાઓ, (રૂ૨૫૦) સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટ્યુટની છોડીઓની નિશાલના શિક્ષકો અને શિષ્યો, (રૂ૨૦૦) હોરમજજી બહમનજી વાડીઆ, દોરાબજી બરજોરજી કુપર, એદલજી ફરાંમજી આલબલેસની કુંપની, મેહરવાંનજી જીજીભાઈના છોકરાઓ, નવરોજજી જાંગીરજી ગાબડીઆ, એક પારસી કંત્રાકટર, માણેકજી અને દાદાભાઈ કાવશજી દમણવાલા, (રૂ૧૭૭) પેશતનજી અને ડોશાભાઈ ફરાંમજી કામાજીની કુંપનીનાં માણસો, (રૂ૧૫૫) નશરવાંનજી બહમનજી મોદીના છોકરાઓ, (રૂ૧૦૯) મરહુમ હોરમજજી બહમનજી વાડીઆનાં આતશબેહરાંમના મોબેદો, (રૂ૧૦૮) અલેક્જાંડરા ગરલસ સ્કુલની છોડીઓ, (રૂ૧૦૦) તેહમુરશ જમશેદજી દેસાઈ, એક પારસી વીધવા, કાવશજી અને પાલણજી ધનજીભાઈ પાંઊવાલા, હીરજીભાઈ અને ફરાંમજી હોરમજજી શેઠના, ફરાંમજી અને શેરાબજી કૈખશરૂ પાઠક, દીનશાહજી દાદાભાઈ ગાંધી, ખરશેદજી બહમનજી (શેઠના) ની કુંપની, રૂસતમજી શેરાબજી કમીશરીવાલા, રૂસતમજી મનચેરજીની કું૦; રૂસતમજી ધનજીશાહ કપટાંન, મેહરવાંનજી ખરશેદજી ઘડીઆલી, ખરશેદજી રૂસતમજી કામાજી, (રૂ૮૮) ફરાંમજી નશરવાંનજી એંગલો વર્નાક્યુલર સ્કુલના શિક્ષકો તથા વિદ્યાર્થીઓ, (રૂ૭૫) કાંદાવાલા મોહલાના પારસીઓ, એમ. એંડ પી. બી. કોલાહની કું૦, (૬૧) બી. એંડ એ. હોરમજજીની પેહડીનાં માણસો, (રૂ૬૦) જીવણજી એદલજી અપુના છોકરાઓ, (રૂ૫૧) પેશતનજી બાપુજી બુચીઆ, (રૂ૫૦) એદલજી ખરશેદજી બનાતવાળાની કલબ, મોદી એદલજી ફરાંમજી ખંબાતા, એસ. પી. ધનજીભાઈની કું૦, શેરાબજી શાપુરજી બંગાલી, એદલજી પાલણજી બાટલીવાલા, મરહુમ જાંગીરજી નવરોજજી વાડીઆને નામે, જાંગીરજી ગુશતાદજી, મીઠીબાઈ, મઊનો એક પારસી, જીવાજી રતનજી મઊના છોકરાઓ, કાવશજી મેહરવાંનજી હથીદારૂ, નવરોજજી ખરશેદજીની કું૦, (રૂ૪૧) એક પારસી કુટુંબ, (રૂ૩૬) એક જરથોસ્તી, (રૂ૩૩) ડોશાભાઈ ભીખાજી કાંગાનાં સ્કુલના વિદ્યાર્થીઓ, (રૂ૩૦) મરહુમ ખરશેદજી બહમનજી પથકીને નામે, (રૂ૨૫) એક ગરીબ જરતોશતી, નશરવાંનજી ચાંદાભાઈ, રૂસતમજી અરદેસર વાડીઆ, ડાકટર મેહરવાંનજી શેરાબજી ખરાસ, એ. ડી. મોદીની કું૦, મેહરવાંનજી હીરજીભાઈ બાટલીવાલા, જમશેદજી ડોશાભાઈ ફરાંસીસ, શીરીનબાઈ, ખરશેદજી, આવાંબાઈ, એદલજી દાદાભાઈ લંગડાની કું૦, માણેકબાઈ તે શેરાબજી શાપુરજી ઇજનેરનાં ધણીઆંની, નશરવાંનજી ફરાંમજી મીસતા, (રૂ૫૧૪) રૂ૨૫) ની અંદરની રકમ.

સુરતથી એ ફંડમાં રૂ૧૬૩૭ાા નીચે મુજબ પારસીઓએ ભરી મોકલ્યા હતા :—

(રૂ૧૦૦૦) બરજોરજી મેહરવાંનજી ફરેજર તથા ધણીઆંની પીરોજબાઈ, (રૂ૧૦૦) બાઈ બચુબાઈ તે મરહુમ મેહરવાંનજી હોરમજજી ફરેજરનાં બેટી, (રૂ૯૭ાા) સઈયદપરાના પારસીઓએ હસ્તક રૂસતમજી જમશેદજી કાપડીઆ, (રૂ૫૧) નશરવાંનજી પેશતનજી વકીલ, રતનશાહ પેશતનજી વકીલ, (રૂ૫૦) જમશેદજી કાવશજી એંટી, (રૂ૨૮) મરહુમ દાદાભાઈ નશરવાંનજી મોદીનાં આતશબેહરાંમના મોબેદો હસ્તક દસ્તુર કૈખશરૂ દાદાભાઈ, (રૂ૨૫) ખરશેદજી એદલજી હાથીખાંનાંવાલા, નશરવાંનજી દારાશાહ ખાંનસાહેબ, પેશતનજી બરજોરજી એંટી, કાવશજી નવરોજજી સુરીગર, (રૂ૧૫૯) રૂ૨૫) ની અંદરની રકમ.

ભરૂચથી રૂ૯૭૨) નીચે મુજબ પારસીઓએ મોકલ્યા હતા :—

(રૂ૩૫૬) એદલજી મનચેરજી કંત્રાકટર હસ્તક, (રૂ૩૨૬) રૂસતમજી શેરાબજી દલાલ હસ્તક, (રૂ૫૦) બહમનશાહ બેહરાંમજી વકીલ, (રૂ૨૫) રૂસતમજી શેરાબજી દલાલ, નશરવાંનજી બહમનશાહ, ફરદુનજી જીવણજી, બહમનશાહ બેહરાંમજી મેહતાજી, જમશેદજી હોરમજજી વખારીઆ, બેહરાંમશાહ દાદાભાઈ મુનસફના, (રૂ૯૦) રૂ૨૫) ની અંદરની રકમ.

રૂ૨૧૨) દમણ, ઊદવારા, વગેરેના જરથોસ્તીઓએ હસ્તક શેઠ માણેકજી કાવશજી દમણવાલા.

રૂ૧૧૭) ગંદેવીના જરથોસ્તીઓ તરફથી હસ્તક ડાકટર ખરશેદજી જમશેદજી ઊમરીગર.

રૂ૭૮ાા ગુજરાતના ઇનસ્પેકટીંગ પોસ્ટ માસતર શેઠ ખરશેદજી પાલણજી લાલકાકાએ ઊઘરાવી મોકલેલા.

રૂ૫૬) દમણની હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈવાલી ઇંગ્રેજી સ્કુલના વિદ્યાર્થીઓ.

રૂ૩૨ાા ગંદેવીની કાવશજી જાંગીર રેડીમનીવાલી સ્કુલના વિદ્યાર્થીઓ હસ્તક હેડ-માસટર શેરાબજી મનચેરજી ભાગલીઆ.

વળી આ દુકાલની ખબર અતરે પોંહચતાંવાર ડાવેજર લેડી આવાંબાઈએ પોતાના દીકરા શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈની મારફતે રૂ૧૫૦૦) પરભાડા કલકતે મોકલ્યા હતા, જે વિષેની ખબર તયાંના બંગાલ હરકારૂએ ખાસ વધારો કાઢી લોકોને કીધી હતી. એજ મુજબ શેઠ બહમનજી જીજીભાઈએ પણ રૂ૫૦૦) કલકતે શોશાઇટી ઑફ સેંટ વીનસંટ ડી પાલના વાઇસ-પ્રેસીડંટની મારફતે પરભાડા મોકલ્યા હતા. એ ઊપરાંત લેડી આવાંબાઈએ રૂ૮૦૦) ની રકમ પરભાડી મધરાજ ખાતે પણ મોકલી હતી.

૧ "Lettre A. M. Mohl, sur un passage du kitab El-Fihrist, relatif au Pehlevi et au Huzvarech. Par, M. Ch. Ganneau, avec quelques observations sur le meme sujet. Par. M. Derenbourg. Paris. Imprimerie imperiale MDCCCLXVI."

૨ શેઠ જાંગીરજી દાદાભાઈ તારાપોરવાલાના બાવા.

વીકાજી મેહરજીએ ચીન મધે "બાપુજી વીકાજી" નાં નામથી ઉંઘાડેલી પેહડીમાં તે તરફ ગયા હતા. તે પછી અતરે આવી ઈ૦ સ૦ ૧૮૩૬ થી તારાપોર મધેજ રેહથાંણ કીધું હતું, અને ત્યાં પોતાની બાપીકી જાગીરેનો વહીવટ ચલાવતા હતા. ત્યાંના સર્વે જરથોસ્તીઓ એમને પોતાના વડા અકાબર તરીકેનું માન આપતા હતા. ઈ૦ સ૦ ૧૮૪૫ માં તારાપોર મધે બાંગર્યા નામના લુટારાએ પાડેલી હુલને લીધે લોકો દેહશનના માર્યા કીલ્લામાં ભરાઈ બેઠા હતા, તે વેળાએ એઓએ ઘણી હીમત બતાવી લોકોને મદદ કીધી હતી, તથા તે લુટારાને ગામની બાહેરથીજ નસાડયો હતા. એવણનું મરણ તારાપોર મધેજ નીપજયું હતું, અને એમનાં રવાંનને ગયા બારમ્મ માસમાં તારાપોર મધે પરઠાયલાં નવાં દોખમાંમાં પેહલવેહલું અવલમંજલ પોંહચાડવામાં આવ્યું હતું.

---

તા૦ ૨૪ મી આગશ્ટ.

કરાંચીવાલા શેઠ પેશતનજી દીનશાહ મીનવાલા જેઓ નવા કાએદા પ્રમાણે અતરેની મેશરસ કલીવલાંડ અને પીલ સોલીશીટરોની પેહડીમાં આરટીકલડ કલાર્ક હતા તેઓએ સોલીશીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી. પારસીઓમાં પેહલવેહલા એવણ સોલીશીટર તરીકે પસાર થયા હતા.[1]

---

તા૦ ૩૧ મી આગશ્ટ.

રોજ ૧૩ માહ ૧૨ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

એડન મધે અંજુમનના ઉધરાતથી એ૦ એરચજી કાવશજી ગારાની આગેવાંની હેઠલ પાહડ ઉપર એક દોખમું બંધાવી આજ દીને પરઠાવ્યું હતું.[2]

---

તા૦ ૧ લી સપટેમબર.

એ૦ ડોશાભાઈ ભીખાજી કાંગા અને શેઠ ધનજીભાઈ શાપુરજી બાટલીવાલાએ મલી "ફોરટ ઇંગલીશ એંડ ગુજરાતી સ્કુલ" નામની શરૂઆતથી તે મેટ્રીકયુલેશન સુધીની કેલવણી આપવાની એક સ્કુલ મુંબઈનાં કોટ મધે ઉંઘાડી હતી.[3]

---

તા૦ ૬ ઠી સપટેમબર.

શેઠ ધનજીભાઈ ફરાંમજી પટેલને નામદાર સરકારે મુંબઈના એક જસટીસ ઑફ ધી પીસ અથવા સુલેહના અમલદાર નેમ્યા હતા.

શેઠ એદલજી ફકીરજીને નામદાર સરકારે કરાંચીની સમાલ કાઝ કોરટના કલાર્ક નેમ્યા હતા.[4]

---

તા૦ ૮ મી સપટેમબર.

રોજ ૧૬ માહ ૧ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—કેકોબાદજી મનચેરજી મુલાં ફીરોજ—ઉમર વર્ષ ૫૬) દસ્તુર મનચેરજી કેકોબાદજી મુલાં ફીરોજના બીજા દીકરા. એવણે ઈ૦ સ૦ ૧૮૩૦ માં વેહવાર ઉપોગી સંસાર ચોપડી, ઈ૦ સ૦ ૧૮૩૯ માં વીસ્પરદ તથા ઇરાંની પટેટની આખી માએની, તથા વંદીદાદના મુખતેશર ધનતેખાબનો ગુજરાતીમાં તરજુમો, તથા ઈ૦ સ૦ ૧૮૪૮ માં મરહુમ મુલાં ફીરોજ બીન મુલાં કાઉશવાલી દસાતીર કેતાબનો ફારસીમાંથી ગુજરાતીમાં તરજુમો કરી બાહેર પાડયો હતો. તા૦ ૧ લી આગશ્ટ ૧૮૪૯ થી એવણે શેઠ નવરોજજી દોરાબજી ગાંધી તથા દસ્તુર અસપંદીઆરજી ફરાંમજી રબાડી સાથે મલી "સમાચાર દરપણ" છાપાખાંનું તથા વર્તમાન પત્ર કાઢવા માંડયું હતું. એ કારખાનાંમાંથી શેઠ નવરોજજી દોરાબજી ગાંધી છુટા પડવા પછી તા૦ ૧ લી આપરેલ ૧૮૫૮ થી શેઠ ફરાંમજી ખારશેદજી પ્રીંટરને ભાગયા કરી એવણ પોતાનાં મરણ સુધી તેમાં શામેલ હતા.

---

તા૦ ૯ મી સપટેમબર.

રોજ ૧૭ માહ ૧ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

આજે દીને મરહુમ શેઠ દાદીભાઈ નોશરવાંનજીવાલાં દરમી આતશબેહરાંમની શાલગરેહનાં જશનની મીજલસમાં દસ્તુર શોરાબજી રૂસતમજી મુલાં ફીરોજનાએ "૧૮૬૫ ના શેરસટાના હીંગામમાં ફરામોશ માનવીએ ગફલતી કરી જે દુખ પોતા ઉપર ખેંચી લીધું છે તે વિષે પસ્તાવાંની જાહેર કરી તે અજીમ ખુદરતના સાહેબની દરગાહમાં તોબેહ ઉતારી માફી માગવા" વિષે એક વાએજ કરી સંભલાવી હતી.[5]

---

1 બોમ્બે ગેઝેટ, તા૦ ૨૫ મી આગશ્ટ ૧૮૬૬.

2 એ દોખમાંપર નીચલી તખ્તી મારેલી છે:—

"પાક દાદાર હોરમજદ જે મીનોઇ દુનીઆને ગેટીનો "સાહેબ તેનાં મુબારક નામથી અશો જરથોશત અસપંનતે-"માન અનોશેરવાંનની રાસ્ત અને નેક રેનોમાઇથી આએ "દોખમું તથા સગડી તથા ફરતી દેવાલ સરવે શ્રી એદંનના "જરથોશતી અંજુમનના ખરચથી અને કંઇએક શ્રી "મુંબઈના જરથોશતીઓની મદદથી મોબેદ એરચજી કાવ-"શજી ગારાનાં ઊપરીપનાંથી બાંધીઊંછે. એ મકાન આજ "દીનથી જરતોશતી કાયદા મુજબ વાપરવાને અંજુમનને "અસતાક કીધુંછે. રોજ ૧૩ મો તેશતર તીર માહ ૧૨ "મો અસપંદારમદ સને ૧૨૩૫ દ્યઝદેજરદી. તારીખ "૩૧ મી આગશ્ટ ૧૮૬૬ ઇશવી. સંવત ૧૯૨૨ આવન "વદ ૬ ને વાર ગુરે."

એ દોખમાંનાં ફંડમાં શેઠ મનચેરજી હોરમજજી કામાજીએ ઈ૦ સ૦ ૧૮૬૪ના આપરેલ માસમાં ઇંગલાંડથી મુંબઈ પાછા ફરતી વખતે રૂ૧૦૦૦) ની રકમ ભરી હતી.

એ દોખમાંને લગતી સગડી તથા કુવો તથા પાહડ ઊપર જવાનો રસ્તો એડનવાલા શેઠ એદલજી માણેકજી કોલાબેવાલાએ બંધાવી અંજુમનને હવાલે કીધો હતો.

3 એ સ્કુલ મધેથી શેઠ ધનજીભાઇએ ઈ૦ સ૦ ૧૮૭૫ માં પોતાનો સંબંધ છોડયો હતો, અને તે એકલા એ૦ ડોશાભાઇએ ઈ૦ સ૦ ૧૮૮૧ સુધી ચલાવી હતી. એની આગમજ ઈ૦ સ૦ ૧૮૫૫ થી એ૦ ડોશાભાઇએ એક એંગલો વર્નાકયુલર સ્કુલ મુંબઈનાં કોટ મધે ઊઘાડેલી હતી.

4 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૬ ઠી સપટેમબર ૧૮૬૬.

5 મુંબઈ સમાચાર, તા૦ ૧૯ મી સપટેમબર ૧૮૬૬.

તા૦ ૯ મી સપટેમબર.

રોજ ૨૨ માહ ૧૨ (શેં૦) ૧૨૩૫ યજદજરદી.

આજ દીને મરહુમ બાઇ નવાજબાઇ તે શેઠ દીનશાહજી હોરમજજી બારલીવાલાનાં ધણીઆંની તથા મરહુમ શેઠ પાલણજી પેશતનજી બાટલીવાલાનાં બેટીનાં ઉઠમણાંમાં તેમનાં સાસુ બાઇ મીઠીબાઈ તે માહુમ શેઠ હોરમજજી પેશતનજી બાટલીવાલાનાં વીધવાએ ૨૭૫૦) ધર્મ ખાતે આપ્યા હતા.[1]

તા૦ ૧૦ મી સપટેમબર.

રાહનુમાએ માજદીઅસનાન સભા તરફથી તેના સરનશીન શેઠ નવરોજજી ફરદુનજીનાં નામનો ૨૧૫૦) નાં ઇનામનો એક રેસાલો "પરસ્તેશ કરવાને લાયક એકલો પરવરદેગાર છે" એ બાબદ ઉપર એ૦ ખુરશેદજી માનેકચેહરજી કેટલીએ લખ્યો હતો તે રેસાલાનું એક ચેપાનેશું એ સભા તરફથી પ્રગટ કરવામાં આવ્યું હતું.[2]

તા૦ ૧૨ મી સપટેમબર.

પુણાં મધે ફુલફુલો તથા વનસ્પતીનું એક મોટું પ્રદર્શણ નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરનાં પ્રમુખપણાં હેઠલ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ બંધાવેલા "નવસારી હાલ" વાલા સુશોભીત અને કુશાદે બંગલામાં ભરાયું હતું. એ પ્રદર્શણની કમીટીમાં મોટા મોટા ઇંગ્રેજ અમલદારો તથા એકજ પારસી ગ્રહસ્થ—ખાંનબાહદુર પદમજી પેશતનજી હતા.[3]

તા૦ ૧૫ મી સપટેમબર.

શેઠ કાવસજી શોરાબજી પટેલે "ક્રોનોલોજી" અથવા કાળમાન વિદ્યાને લગતું એક પુસ્તક ઇંગ્રેજીમાં રચી ઇંગલાંડથી છપાવી મંગાવ્યું હતું.[4] એ પુસ્તકમાં દરેક દેશના સનેની ગણત્રિ[5] તથા તેના દાહડાવારનું બ્યાંન કર્યુંછે.

---

૧ જામે જમશેદ, તા૦ ૧૨ મી સપટેમબર ૧૮૬૬.

૨ "પરસતેશ કરવાને લાએક એકલો પરવરદેગારછે. એ બાબતમાં રચેલો નવરોજજી ફરદુનજી ઇનામનો નીબંધ. બનાવનાર, એરવદ ખુરશેદજી મનચેરજી કટેલી. સઘલા જરતોશતીઓને વાકેફ કરવા સારૂં રાહનુમાએ માજદીઅસનાં સભાની કારોબાર મંડલીએ છપાવી પરગટ કરેઓછે. મુંબઇ, દફતર આશકારા છાપાખાનાંમાં છાપેઓછે. સને ૧૨૭૫ ઇઅજદજરદી. સને ૧૮૬૬ ઇસવી."

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૮ મી સપટેમબર ૧૮૬૬.

૪ "Cowasjee Patell's Chronology, containing corresponding dates of the different Eras used by Christians, Jews, Greeks, Hindus, Mohamedans, Parsees, Chinese, Japanese, &c. By Cowasjee Sorabjee Patell. London: Trubner and Co, 60, Paternoster Row. MDCCCLXVI"

૫ નીચલા સનેઓની ગણત્રિ એ પુસ્તકમાં આપેલીછે:—

રૂમી, યુનાની, ખ્રિસ્તી, સીઅરીઅન, સીકંદરીઅન, આનટીઓક, ઇસ્ટમઔલ, આબીસીનીઅન, યાહુદી, નેબોનેસર, ખીસર, આરમીનીયન, યજદજરદી, જરથોસ્તી, ફ્રેંચ રીપબ્લીક, હીજરી, ચીનાઇ, જેપાનીસ, ટીપેટી, બરમીશ, ઇત્યાદિ.

તા૦ ૨૦ મી સપટેમબર.

એ૦ કાવસજી મનચેરજી સોદીએ "દાદે જરથોશત" નામનું માજદીઅસની દીનની બાબદમાં એક ચેપાનેશું છપાવી પ્રગટ કીધું હતું.[6]

તા૦ ૨૫ મી સપટેમબર.

રોજ ૩ માહ ૧ (શેં૦) ૧૨૩૬ યજદેજરદી.

નવસારી મધે આજ દીને રપીથવનનાં જશનની ક્રિઆ પુરી થવા બાદ દસ્તુર રૂસતમજી કેકોબાદજી મેહરજી રાંણાએ "માણસ જાતને સરચાઇથી રેહવાની જરૂર" એ બાબદ ઉપર એક વાએજ કરી સંભલાવી હતી.[7]

તા૦ ૨૫ મી સપટેમબર,

મુંબઇની સર જમશેદજી મદરેસાવાલા એ૦ શેહરીઆરજી દાદાભાઈ ભરૂચાએ આજ દીને ભરૂચ મધે શેઠ મેહરાંમશાહ ધનજીભાઇ રૂઇવાલા (ખંભાતા) નાં મકાનમાં જરથોસ્તી ધર્મની જાણવાજોગ બાબદો તથા એ ધર્મને લગતી યુરોપ ખંડમાં થયલી શોધો વિષે એક ભાખાણ કીધું હતું. સરનશીનની ખુરસી દસ્તુર મોનોચેહરજી અસપંદીઆરજી કામદીનજીને આપવામાં આવી હતી, જેવણે પ્રથમમાં આપણું ગયું શાલ આખર થયું તેમાં જે ગોનાહ થયા હોય તેની ખોદાતાલાથી માફી માહવા અને આવતું શાલ તમામ આલમને મુબારક થાએ તે વિષે દોઆ માહી, જેમાં આખી મજલેસે ઉભા થાઇ શામેલગીરી બતાવી હતી. એ પછી ભાખાણ ચાલુ થયું જે ૨॥ કલાકે પુરૂં થયું હતું.[8]

તા૦ ૮ મી અકટોબર.

રોજ ૧૬ માહ ૧ (શેં૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—માણેકજી મેહરવાંનજી મેહતા—ઉમર વર્ષે ૬૮). શેઠ મેહરવાંનજી ભીખાજી મેહતાના વડા દીકરા. એવણ સર ચારલસ ફારબસની કુંપનીના ગોડાઉનકીપર હતા, અને લાંબી મુદત પ્રમાણિકપણેથી ત્યાંજ રેહયા હતા. ઇ૦ સ૦ ૧૮૪૦ માં નામીચા સર ચારલસ ફારબસ બારોનેટે પોતાની અતરેની આફીસના ગામડી કામદારોને માટે પોતાની યાદદાસ્તની એકકી ચીજ લંડનથી ભેટ મોકલી, તેમાં એવણને માટે એક કીમતી રૂપાંની દાબડી હતી.

---

૬ "દાદે" જરથોશત, ઇઆને હોરમજદે પોતાની પવીતર મજદીઅસની દીનનો દાદ ઇનસાફ જરથોશતની મારફતે મોકલેઓય તેની શાબેતી બતલાવામાં ધરમનાં અવશતા વાંણી સુધાંનાં ઘણાંએક પુશતકોમાંથી સુધ અસુધ બાબદો જુદી પાડી દેખાડવાને મુખતેશરમાં બોલાયો. એ૦ કાવશજી મનોચેરજી સોદીએ કરી ચાબુક. પરેશમાં છપાવેઓછે. મુંબઇ, સને ૧૨૩૫ ઇઅજદેજરદી—૧૮૬૬ ઇશવી."

૭ મુંબઇ ચાબુક, તા૦ ૧૦ મી અકટોબર ૧૮૬૬.

૮ રાસ્ત ગોફતાર, તા૦ ૭ મી અકટોબર ૧૮૬૬.

### તા૦ ૧૨ મી અકટોબર.

મુંબઈના કોટ માહેલું બજાર કાઢી નાખી તે નવી બંધાતી (કાફરડ) મારકીટમાંજ સાથે રાખવાનો સત્તાવાળાઓનો વિચાર હોવાથી તેની સામે કોટના રેહવાસીઓની ૧૫૦૦ શહીની એક અરજી લઈ ચાર પારસી ગ્રહસ્થો (શેઠો શાપુરજી પેશતનજી માકાબચાના, પેશતનજી બેહરામજી દાંતરા, રુસતમજી બેહરામજી મીનીબેગ અથવા પાપા, ભીમજીબાઇ બેહરામજી મીસતરી અથવા મોરીનસ) નું એક ડેપ્યુટેશન પુણે નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરની હજુરમાં ગયું હતું. નામદાર ગવરનરે તેઓની માન સાથે મોલાકાત લીધા પછી એ બાબદ ઉપર મ્યુનીસીપાલ કમીશનર સાથે મસલત કરી ધીઆંન આપવાને કબુલાત આપી હતી.[1]

### તા૦ ૧૪ મી અકટોબર.

આજ દીને મરહુમ શેઠ કાવશજી હોરમજજી રુસ્તમ ફરાંમનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા વીધવા બાઇ શુનાંબાઇ; દીકરા શેઠ અરદેશર કાવશજી રુસ્તમ ફરાંમનાં અને દીકરી બાઇ જાઇજી તે શેઠ બહમનજી હોરમજજી જશાંવાલાનાં ધણીઆંનીએ મળી રૂ૧૬૦૦) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[2]

### તા૦ ૨૫ મી અકટોબર.
### રોજ ૩ માહ ૨ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

મરણ—પાલણજી હોરમજજી કાપડીઆ—ઉમર વર્ષ ૫૫) એવણ પ્રથમમાં ડા૦ રૂપજી જેઠા સાથે "પાલણજી રૂપજી" નાં નામથી કાપડની દુકાન ચલાવતા હતા. તે બાદ ડા૦ રૂપજીનો ભાગ તા૦ ૬ થી આગશટ ૧૮૪૬ થી બંધ કરી તે પેહડી "પાલણજી હોરમજજીની કુંપની" ને નામે શેઠો પેશતનજી નવરોજજી કાપડીઆ તથા અરદેશર નશરવાંનજી નાદરશાહ સાથે ભાગમાં ચલાવતા હતા. એ પછી તા૦ ૨૨ મી જુલાઇ ૧૮૫૯ થી ઉલા ભાગયાઓથી છુટા પડી પોતાના દીકરાઓ શેઠો જમશેદજી તથા રુસતમજી સાથે "પાલણજી હોરમજજી સનસ" ને નામે વહીવટ ચાલુ કીધો હતો. એ ઉપરાંત "મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરીની કુંપની" નાં નામની પેહડી ખાતે પણ એવણ ઈ૦ સ૦ ૧૮૬૩ ની આખરી સુધી ભાગ્યા હતા. ગ્રેટ ઈસ્ટરન સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના એવણ ઈ૦ સ૦ ૧૮૬૪ થી એક ડાઅરેકટર હતા. એવણ સુધરેલા વિચારના તથા એક હીમતવાંન શેહરી હતા.

### તા૦ ૮ મી નવેમબર.
### રોજ ૧૭ માહા ૨ (શે૦) ૧૨૩૬ યઝદેજરદી.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી બહુમનજી વાડીઆવાલાં આતશબેહરાંમની શાલગરેહનાં જશનની મીજલસમાં દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ "જરતોશતી દીન આપણને પાક બોદાતાલાની તરફથી મલેલીછે તેહની જાહેર તથા અંદરખાનેની પુરવારી, અને તે ઉપર એતેકાદ રાખવાની જરૂર" એ બાબદ ઉપર એક વાએજ કરી સંભલાવીં હતી.[3]

### તા૦ ૧૦ મી નવેમબર.

શેઠ નાનાભાઈ નશરવાંનજી પાલણજી (માસ્ટર) એ ખોરદેહ અવસ્તાની ત્રણ ચોપડીઓ નીચે મુજબ પ્રગટ કીધી હતી:—

ખોરદેહ અવસ્તા, યુરોપ્યન કાયદે ઉકલાવી શુદ્ધ ઉચ્ચારે ગુજરાતીમાં.[4]

ખોરદેહ અવસ્તા, હાલ ચાલુ કાએદે ઉકલાવી શુદ્ધ ઉચ્ચારે ગુજરાતીમાં.[5]

ખોરદેહ અવસ્તા, તેની માએનીનો ગુજરાતી ભાષામાં સાર.[6]

### તા૦ ૧૫ મી નવેમબર.

ડાકટર મનચેરજી બેહરાંમજી કોહલા, એમ. ડી. ને નામદાર સરકારે ઉત્તર વિભાગના શીતળાખાતાંના શુપરીંટેંડંટ ઇપાને વડા નેમ્યા હતા.[7]

---

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૧૪ મી અકટોબર ૧૮૬૬.

એ પછી તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૬૭ ને દીને ઊપલી અરજીના જવાબમાં નામદાર ગવરનર તરફથી જણાવવામાં આવ્યું હતું કે કોટનાં જુનાં બજારની પડોસમાંજ નવું બજાર બાંધવાને એક સારી જગા સુંટી કાઢવામાં આવી છે તે પર તે બાંધવામાં આવશે.

૨ મુંબઈની પારસી પંચાતનાં ફંડના હીસાબની સવંત ૧૯૨૩ ના હીસાબની ચોપડી.

૩ જામે જમશેદ, તા૦ ૮ મી નવેમબર ૧૮૬૬.

૪ "ખુરદેહ અવસ્તા. યુરોપયન કાયદે ઊકલાવી શુદ્ધ ગુજરાતીમાં. બનાવનાર, નાનાભાઇ નશરવાંનજી પાલણજી. સર જ. જી. પી. બી. ઇનસટિટયુશનને લગતી કોટની છોકરીઓની સ્કુલનો વડો શિક્ષક. મુંબઇ મધે ગણપત કૃષ્ણાજીનાં છાપખાનામાં છપાયો. સને ૧૨૩૫ ય૦ સને ૧૮૬૬ ઇ૦"

૫ "ખુરદેહ અવસ્તા. હાલ ચાલુ કાયદે ઊકલાવી શુદ્ધ ગુજરાતીમાં. બનાવનાર, નાનાભાઇ નશરવાંનજી પાલણજી. મુંબઇ મધે ગણપત કૃષ્ણાજીનાં છાપખાનાંમાં છપાયો. સને ૧૨૩૫ ય૦ સને ૧૮૬૬ ઇ૦"

૬ "ખુરદેહ અવસ્તા. તેનો ગુજરાતી ભાષામાં (સાર). બનાવનાર, નાનાભાઇ નશરવાંનજી પાલણજી. મુંબઇ મધે ગણપત કૃષ્ણાજીનાં છાપખાનામાં છપાયો. સને ૧૨૩૫ ય૦ સને ૧૮૬૬ ઇ૦"

૭ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૫ મી નવેમબર ૧૮૬૬.

કીમતનું એક મોટું રૂપાનું આફરગાંનીઉં પોતાને ખરચે તૈયાર કરાવી ભેટ આપ્યું હતું, તે આફરગાંનીઆંમાં આજ દીને આતશબેહરાંમને તખ્તનશીન કરી તેનું એક જશન તથા ગામની બાહરાં માછીડાઓની નેઆત શેઠ બેહરાંમજીને ખરચે કરવામાં આવી હતી.[१]

---

### તા૦ ૧ લી ડીસેમબર.

ઇંગલાંડ મધે હિંદુસ્થાંનના લોકોના લાભ સાચવવા તથા વધારવાને શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસરે ત્યાંના કેટલાક મોટા દરજાના ઇંગ્રેજ ગ્રહસ્થો સાથે મલી "ઇસ્ટ ઇંડીઆ આસોશીએશન" નામની એક સભા આજ દીનથી ઉભી કીધી હતી.[२]

### તા૦ ૫ મી ડીસેમબર.

શેઠ એદલજી ફરાંમજી ઢાંડીએ "એક જરથોશતી"ને નામે "શેરના સટાથી થએલી ખુહારી. મીનાચેરનો કીસ્સો" એવે નામનું એક ચોપાનયું છાપી પ્રગટ કીધું હતું.[३]

---

### તા૦ ૬ થી ડીસેમબર.

મુંબઇની પોલીસ કોરટોમાં પારસી શાક્ષીઓને આજ-વેર એક મોબેદ મારફતે સોગંદ આપવામાં આવતા હતા, પણ તે મોબેદ પોતે સોગંદની મતલબ બરાબર ન સમજવાને લીધે, આજ દીનથી સોગંદ આપવાનું કામ ચીફ–માજીસ્ત્રેટ મી૦ આર. બી. બારટને પોતાને હસ્તક લઈ તેનો તરજુમો દુભાશીઆની પાસે કરાવી તે શાક્ષીને સંભલાવી મોબેદ ફકત અવેસ્તાની એક ચોપડી શાક્ષીના હાથમાં ધરી સોગંદ કોરટ તરફથી આપવાની રીત દાખલ કીધી હતી.[४]

---

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૯ મી ડીસેમબર ૧૮૬૬.

એ અફરગાંનીઉં આતશબેહરાંમમાં ચઢાવવા દેવાના સંબંધમાં નવસારીના દેસાઇ ખરશેદજી નવરોજજી તથા શેઠ બેહરાંમજી સીરવાઇ વચ્ચે કેટલીક બાંજઘડ તે વેળાએ ઉઠી હતી, અને દેસાઇજીએ શેઠ બેહરાંમજી પાસે અનીકની રડીએ જે લેખ લખાવી લીધો હતો તે વિષે જાહેરમાં ઘણી ચકચાર ચાલી હતી.

૨ એ આસોશીએશનની કૌનસીલમાં હમેશાં મોટા ઇંગ્રેજ ઉમરાવો, ગ્રહસ્થો, તથા હિંદુસ્થાંનમાં આવી ગયલા સરકારી અમલદારો શામેલ થયા કીધાછે, તથા શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસર પેહલાંથી તે અત્યાર સુધી તેમાં શામેલ છે. વળી કૌનસીલમાં કોઇ કોઇવાર ખાલી પડતી જગા પર પારસીઓમાં શેઠો દાદાભાઇ ડોશાભાઇ કામાજી, હોરમજજી અરદેસર ધનજીભાઇ વાડીઆ, જમશેદજી જીવણજી ગજધર, નવરોજજી ફરદુનજી, દાદાભાઇ બેહરાંમજી ચોથરી, હોરમજજી નશરવાંનજી વકીલ, રૂસતમજી વીકાજી મેહરજી, મનચેરજી દાદાભાઇ દારીશેઠ, અરદેસર કાવશજી શેઠના, માણેકજી બેહરામજી દાદાભાઇ, અને મનચેરજી મેહરવાંનજી ભાવનગરી શામેલ થયાછે. એ ઉપરાંત શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરે એ આસોશીએશનના હાનરરી શેક્રેટરી તરીકે ૧૮૬૯ થી તે ૧૮૭૧ સુધી કામ ચલાવ્યું હતું. એ આસોશીએશનની જાહેર સભાઓમાં નીચલા પારસી ગ્રહસ્થોએ નીચલી રાજદ્વારી બાબદો ઉપર નીબંધો વાંચ્યા હતા, અને જે એ આસોશીએશનનાં દફતરમાં છપાયલાછે :—

શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસર—હિંદુસ્થાંન તરફ ઇંગલાંડની ફરજો (૨ જી મેએ ૧૮૬૭), માઇસોરનાં રાજ બાબે (૫ મી જુલાઇ ૧૮૬૭), આબીસીનીઆની ચટાઇના ખરચ બાબે (૨૯ મી નવેમબર ૧૮૬૭), હિંદી સીવીલ સરવીસમાં કેળવાયલા દેશીઓને દાખલ કરવા વિષે (૧૭ મી આપરેલ ૧૮૬૮), સ્થાનીક હિંદી આસોશીએશનોની ફરજો (૧૯ મી અકટોબર ૧૮૬૮), હિંદુસ્થાંનના ગવરનર જનરલનાં બીલોના સીવીલ સરવીસ વિષેના ફકરા બાબે (૭ મી જુલાઇ ૧૮૬૯), મુંબઇના રૂઇની ભેલસેળના ૧૮૬૯ ના કાયદા વિષે (૨૧ મી ડીસેમબર ૧૮૬૯), હિંદુસ્થાંનની હાજતો અને સાધનો બાબે (૨૭ મી જુલાઇ ૧૮૭૦), હિંદુસ્થાંનના વ્યાપાર વિષે (૧૫ મી ફેબરવારી ૧૮૭૧), હિંદુસ્થાંનની નાણાં સંબંધી રાજનીતિ વિષે (૧૦ મી મેએ ૧૮૭૧), હિંદુસ્થાંનની હાલત બાબે શેક્રેટરી ઑફ સ્ટેટ સાથે કેટલાક સંદેશાઓ (૧૮૮૦ માં); ફીરોજશાહ મેહરવાંનજી મેહતા—મુંબઇ ઇલાકામાં કેળવણી સંબંધી રીતિ (૧૭ મી ડીસેમબર ૧૮૬૭); દીનશાહ ધનજીભાઇ દાવર—ઇંગલાંડ અને હિંદુસ્થાંન વિષે (૩ જી જુન ૧૮૮૦); એદલજી જમશેદજી મોરી—એક ઇંગ્રેજ હિંદુસ્થાંનમાં (૨૬ મી જુન ૧૮૮૨); નશરવાંનજી શેહરી-યારજી જીનવાલા—(શેઠ મનચેરજી દાદાભાઇ દારીશેઠે વાંચેલો) હિંદુસ્થાંનમાં ઇંગ્રેજ અને દેશીઓ વચ્ચે વ્યાવહાર (૭ મી ફેબરવારી ૧૮૮૩); (સર રેપર લેઠબ્રીડને વાંચેલો) હિંદી સીવીલ સરવીસ વિષે (૧૭ મી ડીસેમબર ૧૮૮૪); અરદેસર કાવશજી શેઠના—હિંદી સીવીલ સરવીસની હરીફાઇની પરીક્ષામાં જવાની ઉમર વિષે (૧૯ મી જાનેવારી ૧૮૮૫); માણેકજી બેહરાંમજી દાદાભાઇ—ઇંગલાંડથી હિંદુસ્થાંનનો રાજકારોબાર ચાલવા વિષે (૨૦ મી નવેમબર ૧૮૮૫); હિંદુસ્થાંનના રાજકારો-બારમાં કરવા જોઇતા સુધારાઓ વિષે (૧૬ મી ડીસે-મબર ૧૮૮૬).

એ ઉપરાંત શેઠ દાદાભાઇ નવરોજજીએ મુંબઇ મધે ઇ૦ સ૦ ૧૮૬૯ ના આપરેલ તથા મેએ માસમાં એ આસોશીએશનનાં કામકાજ બાબે ત્રણ ગુજરાતીમાં અને બે ઇંગ્રેજીમાં જાહેર ભાષણો કરી લોકોને સમજ આપી હતી, તથા મુંબઇથી શેઠ કાવશજી જહંગીરજી રેડીમનીએ તા૦ ૩ જી જુન ૧૮૬૯ ને દીને એ આસોશીએશનની પુંજીમાં રૂ૧૦૦૦) ની સરકારી નોટ તેનું બ્યાજ વાપડવાની સરતથી ભેટ મોકલી હતી. એ આસોશીએશનની એક શાખા સભા મુંબઇ મધે તા૦ ૨૨ મી મેએ ૧૮૬૯ ને દીને સ્થાપી હતી, જેની વીગત તે શાલની નોધમાં જોવામાં આવશે.

૩ "શેરના સટાથી થએલી ખુહારી. મીનાચેરનો કીસ્સો. ઇઆને શેરના સટાની વેલાએ સારાં સારાં આશાં-મીઓ કેહેવી રીતેથી ફશી પડીઆં તથા તેઓને ફુશલાવના-રાઓએ કેહેવી ઇલ્લાકતીથી તેઓને પાએમાલ કીધાં તેનો હેવાલ. બનાવનાર, એક જરથોશતી. મુંબઇ, દફતર આશ-કારા છાપખાનામાં છાપેઓછે. શને ૧૮૬૬."

૪ મુંબઇ સમાચાર, તા૦ ૭ મી ડીસેમબર ૧૮૬૬.

તા૦ ૯ મી ડીસેમ્બર.

એ૦ કાવશજી એદલજી કાંગાએ વંદીદાદની ૧૯ મી પરગરદનો ગુજરાતી તરજુમો દરેક શબ્દનાં વ્યાકરણ તથા ખોલાસા સાથે કરી તેનું,[1] તથા ઇજશનેના ૯ મા હા (હાવનીમ) નો ગુજરાતી તરજુમો એજ રીતે કરી તેનું પુસ્તક રચ્યું હતું.[2] એ બંધે પુસ્તકો મરહુમ શેઠ નશરવાંનજી મનચેરજી કામાજીનાં ધર્મખાતાંનાં ફંડના ખરચે છપાઈ પ્રગટ થયાં હતાં.

---

તા૦ ૧૨ મી ડીસેમ્બર.

રોજ ૨૧ માહ ૪ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

મરણ—જમશેદજી રૂસતમજી ઈરાંની[3]—ઉમર વર્ષ ૫૬) શેઠ રૂસતમ ફરોબખશ ઇરાંનીના દીકરા. એવણ ઈરાંનથી ઇ૦ સ૦ ૧૮૨૪ માં અતરે આવ્યા હતા. તે પછી થોડીજ મુદતમાં શેઠ બરજોરજી ફરાંમજી પાંડે સાથે પેહલવેહલા ચીન ગયા હતા, અને ત્યાંના વ્યાપારનો ઘણોક અનુભવ મેલવી ઇ૦ સ૦ ૧૮૪૦ માં શેઠો બહમનજી અને પેશતનજી ફરાંમજી કામાની કુંપનીમાં ભાગયા થયા હતા. એ પછી તે પેહડી મેશરસ પી. એંડ ડી. એફ. કામાની કુંપનીમાં બદલાઇ ગઇ હતી, અને જેના એવણ સેવટ સુધી ભાગયા હતા. એવણે ઇ૦ સ૦ ૧૮૨૪ થી તે ૧૮૫૪ સુધી ચીનની ઘણીક સફરો કીધી હતી, અને ત્યાંના વ્યાપારીઓમાં મોટો વગ ધરાવતા હતા.

---

તા૦ ૧૬ મી ડીસેમ્બર.

રોજ ૨૫ માહ ૩ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

આંજ દીને શેઠ એદલજી રૂસતમજી સુનાંવાલાએ પોતાના છોકરા તથા છોકરાઓનાં છોકરાઓની શેહાદીની નવજોતની મીજલસમાં એક અંજુમન પત્ર વંચાવ્યો હતો કે—"ખેતવાડીમાનાં હમારા રેહેવાના બંગલાને લગતી જે પાછેની જગો જે હમે ખરીદ કરેઆ પછે જરથોશતીઓનાં લગન, શેહાડીએ વાપરવાની રજા આપતા આવેઆ છેઇએ અને તે જગાને માંથે હમારે ખરચે મોહોટી રકમ ખરચીને અમલો, મકાંન બાંધેછે તે નવું મકાંન શુધાં ટરશટમો આપવાને ઠેડાવ આજ રોજે કરેઓછે, તે એ રીતે જે નીચેની જગો જરથોશતીઓને શેહાડી રાંમશની લગન તથા તેવાંજ કારણુમો વાપરવાને જાયુક આપેઆમો આવી શજે અને એ મકાંનને સદા સારી હાલતમો રાખવા તથા મરાંમત કરવાના ખરચમો વાપરવા સારૂ એ જગાની ઉપર હમે નવાં બાંધેલાં મકાંનની જે પેદાશ ભાડું ઉપજે તે એનાં ખરચમો ટરશટીઓએ વાપડવું." એ ઉપરાંત બીજા ૩૨૫૦) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[4]

---

તા૦ ૨૦ મી ડીસેમ્બર.

મુંબઇની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના એક ડેલીગેટ શેઠ પેશતનજી હોરમજજી કામાજીએ પોતાનો ઓહ્દો છોડવાથી તેમની જગોપર નામદાર સરકારે શેઠ શેરાબજી શાપુરજી બંગાલીને નેમ્યા હતા.[5]

---

તા૦ ૨૪ મી ડીસેમ્બર.

શેઠ નશરવાંનજી ચાંદાભાઈ ઇજનેરને પુણાંના મ્યુનીસીપાલ કમીશનર તરીકે ૩૫૦૦) ને દરમાયે નેમ્યા હતા.[6]

---

૧ "વંદીદાદની ઓગણીસમી પરગરદનો ગુજરાતી તરજુમો. (દરેક શબ્દનાં વ્યાકરણ તથા ખોલાસા સાથે) બનાવનાર, કાવશજી એદલજી કાંગા. મરહુમ શેઠ નોશરવાંનજી મનચેરજી કાંમાના ધરમખાતાંનાં ફંડના તરસ્ટીઓએ આએ તરજુમાનો "કાપીરાઇટ" વેચાતો લઇને છપાવી પ્રગટ કરયોછે. મુંબઇ: દફતર આશકારા પ્રેસ. સને ૧૮૬૬ ઇશવી."

૨ "ઇજશનેનો ૯) મો હા (હાવનીમ) નો ગુજરાતી તરજુમો. (દરેક શબ્દનાં વ્યાકરણ તથા ખોલાસા સાથે) બનાવનાર, કાવશજી એદલજી કાંગા. મરહુમ શેઠ નોશરવાંનજી મનચેરજી કાંમાના ધરમખાતાંનાં ફંડના તરસ્ટીઓએ આએ તરજુમાનો "કાપીરાઇટ" વેચાતો લઇને છપાવી પ્રગટ કરયોછે. મુંબઇ: દફતર આશકારા પ્રેસ. સને ૧૮૬૬ ઇશવી."

૩ એવણના બે ભાઇઓ શેઠો શેહરીઆરજી તથા ખરશેદજી રૂસતમજી ઇરાંની પણ પ્રથમમાં એમની સાથે તથા પછવાડેથી પોતાને હીસાબે ચીનનો રોજગાર કરતા હતા, તથા બંધેએ ત્યાંની ઘણીક સફરો કીધી હતી. એવણના બાવા શેઠ રૂસતમ ફરોબખશ ઇરાનથી અતરે આવી ૧૧) માસમાં મરણ પામ્યા હતા. તેવણની સાથે તેવણના જમાઇ શેઠ ખોદાદાદ બેહરાંમ (શેઠો બરજોરજી તથા અસપંદીઆર ખોદાદાદ ઇરાનીના બાવા) પણ અતરે આવ્યા હતા.

૪ જામે જમશેદ, તા૦ ૧૭ મી ડીસેમ્બર ૧૮૬૬.

એ મકાનનું કામેદાશરનું એક તરસ્ટ ડીડ શેઠ એદલજીએ તા૦ ૮ મી મારચ ૧૮૭૧ ને દીને હાઇ કોરટના સોલીશીટર શેઠ શાપુરજી હોરમજજી પાટક મારફતે કરાવી તેના પોતે તથા પોતાના એક દીકરા શેઠ બેજનજી એદલજી સુનાંવાલા તથા શેઠ એદલજી ખરશેદજી સુરતી (ધનજી મેહતાના) ને તરસ્ટીઓ ઠેરવ્યા હતા. એ પછી છેલા ગ્રહસ્થ મરણ પામવાથી તા૦ ૧૯ મી આપરેલ ૧૮૮૦ ને દીને એક બીજું તરસ્ટ ડીડ કરી પોતે તથા પોતાના ચાર બેટાઓ શેઠો બેજનજી, ફરાંમજી, જાંગીરજી, અને બહમનજીને તરસ્ટીઓ નેમ્યા હતા. એ રીતે આ જગા લગનશારાં વગેરેને માટે ધર્મખાતે આપ્યા બાદ ખેતવાડી મધે એજ કારણુસર બીજા બાગો તથા વાડીઓ થવાને લીધે એનો ગાગો બપ ન થવાથી શેઠ એદલજીએ તે ઇ૦ સ૦ ૧૮૭૧ થી ખેતવાડીની સર કાવશજી જાંગીરજી રેડીમનીવાળી પારસી છોકરીઓની નિશાળને વગર ભાડે વાપડવા આપ્યું હતું, જે હજુ સુધી સુરત વાપડવામાં આવેછે. એ ઊપરાંત એ વાડીના કંપાઉંડમાં ખેતવાડી ખાતે ઊભી થયલી કસરતશાળા પણ ઇ૦ સ૦ ૧૮૭૪ નાં ડીસેમ્બર માસથી તે ૧૮૯૧ ના સપટેમ્બર માસ સુધી સુરત રાખવામાં આવી હતી.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૦ મી ડીસેમ્બર ૧૮૬૬.

૬ જામે જમશેદ, તા૦ ૨૫ મી ડીસેમ્બર ૧૮૬૬.

એ ઓહ્દો એવણે ઇ૦ સ૦ ૧૮૬૮ ના મારચ માસમાં છોડયો હતો.

તા૦ ૨૫ મી ડીસેમબર.

રોજ ૪ માહા ૪ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—હીરજીભાઇ ખરશેદજી વારડીન[1]—ઉમર વર્ષ ૩૪) શેઠ ખરશેદજી હીરજીભાઇ વારડીનના વડા દીકરા. એવણ સારી કેળવણી પામી સર. જમશેદજીવાલી મોટી સ્કુલમાં શિક્ષક હતા, તથા વકીલનાં કામનો અભીઆસ કરતા હતા. એવણે "ઘણીવાર અગતની બાબતસર અંગરેજી વરતમાંન પતરોમાં દેખાવ કીધો હતો, અને જાંણવાજોગ બાબતો ઉપર લખાણ આપેલું હતું."[2]

---

તા૦ ૨૬ મી ડીસેમબર.

રોજ ૫ માહ ૫ (કે૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—શોરાબજી જાંગીરજી દાદીશેઠ—ઉમર વર્ષ ૫૧) શેઠ જાંગીરજી અરદેશર દાદીશેઠના વડા દીકરા. એવણ પ્રથમમાં મેશરસ આડમ સ્કીનરની કું૦ માં એક આસીસટંટ તરીકે રહેલા હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૪૪ માં શેઠ અરદેસર લીમજી બનાજીની સાથે "અરદેસર લીમજીની કું૦"ને નામે મેશરસ ગ્રીન જાઇલસની કું૦ ના બ્રોકર થયા હતા, અને તા૦ ૩૦ મી સપટેમબર ૧૮૪૭ થી તેમાંથી પોતાનો ભાગ છોડયો હતો. પછવાડેથી મેશરસ ડબલ્યુ. એંડ એ. ગ્રાહમની કુંપનીમાં પોતાના ભાઈ શેઠ હોરમજજીની સાથે દલાલીનાં કામમાં શામેલ થયા હતા. છાસટી મધે એવોના વડવાઓને મલેલાં દઇસર, એકસર, માગાથાંન, અને પાહડી ગામની જાગીરોનો વહીવટ એવણ પોતાના ભાઈઓ સાથે ચલાવતા હતા. ઇ૦ સ૦ ૧૮૫૫ માં નામદાર સરકારે એવણને સુલેહના અમલદારનું માન આપ્યું હતું.

---

તા૦ ૨૭ મી ડીસેમબર.

સુરત જીલાના આમોદ તાલુકાના મામલતદાર શેઠ દારાશાહ ડોસાભાઇને નામદાર સરકારે તે જીલાના પેહલા વર્ગના સબારડીનેટ માજીસટ્રેટની સત્તા આપી હતી.[3]

---

તા૦ ૩૧ મી ડીસેમબર.

આએ વર્ષમાં તા૦ ૨૧ મી જુન ૧૮૬૬ થીતે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૬૬ સુધીમાં મુંબઇના પારસીઓમાં ૭૩૧ જન્મ થયલાં નોંધાયાં હતાં.[4]

---

૧ શેઠો હોરમજજી તથા બેહરામજી હીરજીભાઇ વારડીનના બાવા.

૨ જામે જમશેદ, તા૦ ૨૭ મી ડીસેમબર ૧૮૬૬.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૭ મી ડીસેમબર ૧૮૬૬.

૪ મુંબઇમાં થતા જન્મની નોંધ આએ શાલથી રાખવાનું શરૂ થયું હતું, અને તે તા૦ ૨૧ મી જુન ૧૮૬૬ થી દર અઠવાડીએ ગવરમેંટ ગેઝેટમાં છાપવા માંડી હતી તેથી આએ ૧૮૬૬ નાં શાલના જન્મની નોંધ અરધાં વર્ષની આપીછે. એ જન્મની નોંધ શરૂઆતનાં વર્ષોમાં બરાબર નોંધાઇ તો હોયજ નહિ, તોપણ જેમ સરકારી ગેઝેટમાં તે છપાયછે તે ઉપરથી હમોએ ગણતિ કરી લીધીછે.

એજ વર્ષમાં મુંબાઈ મધે પારસીઓમાં ૨૨૯ જોડાંનાં લગન તથા ૪૭ જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| લગન— | ૫ વર્ષનાં ........ | ૦ | ૩ | ૩ |
| | ૬ થી ૧૦ વર્ષનાં .. | ૫ | ૧૪ | ૧૯ |
| | ૧૧ થી ૧૫ વર્ષનાં .. | ૫૬ | ૧૫૮ | ૨૧૪ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૬૬ | ૪૬ | ૧૧૨ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૬૪ | ૮ | ૭૨ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૨૦ | ૦ | ૨૦ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૧૪ | ૦ | ૧૪ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૩ | ૦ | ૩ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | | ૨૨૯ | ૨૨૯ | ૪૫૮ |
| ગગરનાં— | ૧૧ થી ૧૫ વર્ષનાં .. | ૦ | ૪ | ૪ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૦ | ૧૭ | ૧૭ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૧૧ | ૧૪ | ૨૫ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૮ | ૮ | ૧૬ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૯ | ૪ | ૧૩ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૫ | ૦ | ૫ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૮ | ૦ | ૮ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૪ | ૦ | ૪ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં .. | ૦ | ૦ | ૦ |
| | ૫૫ થી ૬૦ વર્ષનાં .. | ૨ | ૦ | ૨ |
| | | ૪૭ | ૪૭ | ૯૪ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે ૮૩૩ મરણ નિપજ્યાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં...... | ૫૬ | ૨૯ | ૮૫ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં .. | ૨૪ | ૪૩ | ૬૭ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં .. | ૫૮ | ૬૯ | ૧૨૭ |
| ૧ થી ૫ વર્ષનાં...... | ૯૬ | ૧૦૫ | ૨૦૧ |
| ૬ થી ૧૦ વર્ષનાં...... | ૧૧ | ૧૦ | ૨૧ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં...... | ૧૨ | ૧૫ | ૨૭ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં...... | ૨૦ | ૨૫ | ૪૫ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં...... | ૨૬ | ૧૪ | ૪૦ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં...... | ૩૩ | ૨૨ | ૫૫ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં...... | ૩૩ | ૧૯ | ૫૨ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં...... | ૨૫ | ૨૨ | ૪૭ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં...... | ૧૯ | ૨૩ | ૪૨ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં...... | ૧૦ | ૧૦ | ૨૦ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં ...... | ૨ | ૧ | ૩ |
| ૧૧૦ વર્ષનાં ........... | ૦ | ૧ | ૧ |
| | ૪૨૫ | ૪૦૮ | ૮૩૩ |

એ (૮૩૩) મરણ નીચલા લત્તાઓ ઉપર થયાં હતાં :—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૯ | બાહેરકોટ .... | ૧૨૫ |
| કોટ ........ | ૩૨૯ | ખેતવાડી .... | ૬૯ |
| ધોબીતલાવ ... | ૧૮૦ | કામાઠીપરા .. | ૩ |
| કરેલવાડી.... | ૧ | ડંકનરોડ .... | ૩ |
| ગીરગાંમ .... | ૪ | ભીંડીબજાર ... | ૨૫ |
| ચોપાટી ..... | ૧૩ | ભાંએખલા ... | ૧૬ |
| ગ્રાંટ રોડ.... | ૩ | મંઝગાંમ .... | ૨૫ |
| તારદેવ .... | ૩ | સીઉ ...... | ૫ |
| ગોવાલીઆ .. | ૪ | પરેલ ...... | ૬ |
| ખંબાલાં ..... | ૩ | માહીમ...... | ૧ |
| માહલક્ષ્મી.... | ૨ | વાંદરા ...... | ૧ |
| વાલકેશ્વર .... | ૩ | | |
| | | | ૮૩૩ |

એ (૮૩૩) મરણ નીચલાં કારણોથી નિપજ્યાં હતાં :—

| | |
|---|---|
| તાવ ........................ | ૨૩૯ |
| મગજતંતુને લગતાં દરદો ........... | ૯૩ |
| ફેફસાંને લગતાં દરદો ........... | ૯૧ |
| લોહીવીકાર તથા નાકવતી ........... | ૯૬ |
| જલંદર........................ | ૧૪ |
| શીતલા ........................ | ૩૪ |
| ગોવરૂ ........................ | ૨૯ |
| કોલેરા ........................ | ૧૧ |
| મરડો તથા પેટ .................. | ૧૧૮ |
| છુપા ભાગને લગતાં દરદો ........... | ૩ |
| ચામડી તથા હાડચામ અને તંતુનેલગતાં દરદો. | ૬ |
| તરતનાં જન્મેલાં.................. | ૮૫ |
| નહિં જણાયલાં કારણો ............... | ૨ |
| આપઘાત ........................ | ૪ |

(૩ કુવામાં પડીને.
૧ તળાવમાં પડીને).

એ ચારે આપઘાતો પુરૂષોએ કીધા હતા, તેમાં એક ૫૫) વર્ષના તથા બીજા ૫૦) વર્ષનાએ બીમારીને લીધે કુવામાં પડીને, એક ૫૦) વર્ષનાએ ઘરમાં ટંટાને લીધે કુવામાં પડીને, અને એક ૪૫) વર્ષના બબરચીએ કાંઇ કારણ વગર તળાવમાં પડીને આપઘાત કીધા હતા.

| | |
|---|---|
| હોનારત, અકસમાત, વગેરે.............. | ૮ |

(૩ ઘર પડી જવાથી.
૧ માંચપરથી તુટી પડવાથી.
૧ દરીયામાં નાહતાં.
૧ તળાવમાં નાહતાં.
૧ દાદરપરથી પડી જવાથી.
૧ કુવામાંથી પાણી કાહડતાં).

અકસ્માતથી મરણ પામેલાં આઠ જણાંમાં છ પુરૂષ અને બે સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૬૦) વયનો તથા બીજો ૨૫) વર્ષનો કોટમાં હરમાંન ગલીમાં આગને લીધે ઘર પડી જવાથી તેમાં દબાઇને, એક ૨૬) વર્ષનો પાંચમે માલેથી માંચપરથી તુટી પડવાથી, એક ૧૮) વર્ષનો દરીયામાં નાહતાં તથા બીજો ૧૧) વર્ષનો તળાવમાં નાહતાં ડુબી જવાથી, અને એક ૧૪) મહીનાનો છોકરો પોતાની બેહનના હાથમાં રમતાં દાદરપરથી પડી જવાથી મરણ પામ્યા હતા. સ્ત્રીઓમાં એક ૪૦) વર્ષની ઉપલાં હરમાંન ગલીમાં પડી ગયલાં ઘરમાં દબાઇને તથા બીજી ૨૪) વર્ષની ઘરની પડોશમાંના કુવામાંથી પાણી ભરતાં તેમાં પડી જઇ મરણ પામી હતી.

વળી એજ વર્ષમાં મુંબઇ મધે ૬૭ પારસીઓએ નાદાર દેવાદારોની કોરટનો આસરો મેળવવાને અરજી કીધી હતી.

---

## ઈ૦ સ૦ ૧૮૬૭.

આએ વર્ષનાં "ટાઇમસ ઑફ ઇંડીઆ" નાં કાલેનડરમાંર[1] બધળી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફકજછે.

**ઇનશુરનશ કુંપનીઓ—**

ધી બામ્બે લાઇફ્સ એશ્યોરન્સના ડાએરેકટરોમાં હાનરેબલ ફરામજી નશરવાંનજી પટેલ.

આલબર્ટ ઇનશુરનશ કુંપનીના ડાએરેકટરોમાં બરજોરજી મનચેરજી વાડીઆ અને બહમનજી ફરામજી કામાજીને બદલે એદલજી રૂસતમજી મોદી અને જાંગીરજી હોરમસજી ચીનાઇ.

બામ્બે નેટીવ મરીન ઇનશુરનશ કુંપનીના ડાએરેકટરોમાં ખુરશેદજી નશરવાંનજી કામાજી, ડોસાભાઇ ફરામજી કામાજી, પેશતનજી નવરોજજી પોંહચા, હોરમજજી બહમનજી વાડીઆ.

બામ્બે ઓરીએનટલ ઇનશુરનશ કુંપનીના ડાએરેકટરોમાં લીમજી જમશેદજી બાટલીબોઇનું નામ વધારેછે.

બામ્બે રાયલ ઇનશુરનશ કુંપનીના ડાએરેકટરોમાં બહમનજી જીજીભાઈ, પેશતનજી નવરોજજી પોંહચા, શોરાબજી ફરામરોજ માટનના.

**બેંકો—**

બામ્બે પ્રેસીડનસી બેંકના આડીટર તરીકે હોરમસજી જાંગીરજી દારીયેદ.

[1] The Times of India Calendar and Directory for 1867. Bombay: printed and published at the Times of India Office.

મનચેરજી બેહરામજી કોહલા, અને કુવરબાઈ અરદેશર ખરશેદજી કામાજી ઉભાં હતાં, તથા તેમને બીજી કેટલીક બાઈઓ મદદ કરતી હતી.[1] આ દેખાવ પારસીઓમાં પેહલવેહલો હોવાથી ઘણી અજાયબી ફેલાઈ હતી.

---

તા૦ ૧ લી ફેબરવારી.

મુંબઈ મધે થોડાક દીવસ થયા વાહણ પરના સેલરો તથા બીજા રખડતા યુરોપ્યનો છુરી તથા બીજાં જીવલેન હથીયારો સાથે ફરતા હોવાથી તથા તેનો ઘણી છુટથી અને બાજે વેળા નજીવે બાહાને ઉપ્યોગ કરવાથી લોકો વચ્ચે ઘણો ઘભરાત ફેલાયો હતો. આ ઉપરથી મુંબઈ સમાચાર પત્રના રીપોરટર શેઠ નાનાભાઈ નવરોજજી દાબુએ અતરેના પોલીસ શુપરીંટેંડંટ મેજર એનડરસનની મોલાકાત લઈ તેનો પોલીસ તરફથી અટકાવ કરવાની કેટલીક સુચનાઓ કીધી હતી. આ સુચનાઓ માટે શેઠ નાનાભાઈનો ઉપકાર માની મેજર આનડરસને અતરેનાં બારાંમાં પડેલાં વાહણોના કપટાનો ઉપર સરકયુલર કાઢયું કે તેઓએ પોતાના વાહણોના સેલરોને છુરી અથવા એવાંજ બીજાં કોઈ હથીઆર જોડે કીનારે ઉતરવા દેવા નહિ, તથા પોલીસના અમલદારોને હોકમ કીધો કે કોઈબી રખડતા ધણી પાસ છુરી જેવું અથવા બીજું કાંઈ હથીઆર જોય તો તે જપત કરી લીએ.[2]

---

તા૦ ૧૧ મી ફેબરવારી.

મુંબઈનો નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅર પોતાનો ઓહદો છોડી ઇંગલાંડ જતો હોવાથી તે નામદારે આ દેશમાં બજાવેલી કીમતી નોકરીઓ માટે તેનું અહેશાંન માનવા તથા તેની અતરે કાંઈ યાદગારી રાખવાનો ઠેડાવ કરવાને મુંબઈના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઈ તા૦ ૧૬ મી જાનેવારીએ શેરીફ શેઠ વીનાયકરાવ વાશુદેવ ઉપર ૬૧ ઇંગ્રેજ, ૧૨ હિંદુ, ૭ યાહુદી, ૨ પોરટુગીજ, અને ૧૩ પારસી (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, હાનરેબલ ફરાંમજી નશરવાંનજી પટેલ, અરદેસર હોરમજજી વાડીઆ, બેહરાંમજી જીજીભાઈ, માણેકજી ખરશેદજી સરાફ, ખરશેદજી રુસતમજી કામાજી, બહુમનજી જીજીભાઇ, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ, મનચેરજી હોરમજજી કામાજી, ખાંનબાહદુર પદમજી પેશતનજી, ડાયાભાઈ ફરાંમજી કરાકા, જાંગીરજી ગુસતાદજી, મનચેરજી નવરોજજી બનાજી) ગ્રહસ્થોએ મોકલેલાં રીકવીજીશનની રેહે આજ દીને ટાઉન હાલમાં એક જાહેર સભા હાનરેબલ એ. જે. હંટરનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળા એ નામદારને એક માનપત્ર આપવા તથા તેનું બાહવલું બનાવી મંગાવી અતરેના ટાઉન હાલમાં મુકવાના ઠેડાવો થયા હતા, તથા તે માટે ઉઘરાંણું વગેરેની ગોઠવણો કરવાને ૨૪ ઇંગ્રેજ, ૧૦ હિંદુ, ૨ મુસલમાંન, ૩ યાહુદી અને ૯ પારસી (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, હાનરેબલ ફરાંમજી નશરવાંનજી પટેલ, શેઠ બેહરાંમજી જીજીભાઈ, કાવશજી જાંગીરજી રેડીમની, અરદેશર હોરમજજી વાડીઆ, દીનશાહજી માણેકજી પીટીટ, મનચેરજી ફરાંમજી કામાજી, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, માણેકજી ખરશેદજી સરાફ) ગ્રહસ્થોની એક કમીટી નેમી સભા બરખારત થાઈ હતી.[3]

---

1 રાસ્ત ગોફતાર, તા૦ ૩ જી ફેબરવારી ૧૮૬૭.

એ શાનસી બનાવથી થયલી ઊપજના રૂ૨૦૫૬) દુકાલનાં ફંડમાં આપવામાં આવ્યા હતા.

2 મુંબઈ સમાચાર, તા૦ ૨ જી ફેબરવારી ૧૮૬૭.

3 ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૩ મી ફેબરવારી ૧૮૬૭.

ઊપલું મુંબઈના રેહવાસીઓ તરફનું માનપત્ર નામદાર સર બારટલ ફ્રીઅરને તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૬૭ ને દીને પરેલના સરકારી મેહલમાં કમીટીના ગ્રહસ્થોએ લઈ જઈ આપ્યું હતું. એ નામદાર તા૦ ૬ ઠી મારચ ૧૮૬૭ ને દીને અતરેથી વદાય થયો હતો. ઊપલાં એ નામદારના બાહવલાંનાં ફંડમાં રૂ૧૭૧૩૦) ભરાયા હતા, જે મધે ઇંગ્રેજોના રૂ૮૪૪૦), દેશી રજવાડાઓના રૂ૨૦૦૦), હિંદુઓના રૂ૨૭૯૫), મુસલમાનોના રૂ૩૦), યાહુદીઓના રૂ૨૪૫૦), પોરટુગીજોના રૂ૫૦), અને પારસીઓના રૂ૧૭૬૫) નીચે મુજબ હતા :—

(રૂ૫૦૦) હાનરેબલ ફરાંમજી નશરવાંનજી પટેલ, કાવશજી જાંગીરજી રેડીમની (રૂ૨૫૦) અરદેસર હોરમજજી વાડીઆ (રૂ૧૦૦) ડોશાભાઇ ફરાંમજી કરાકા, શોરાબજી ફરાંમજી પટેલ, બેહરાંમજી જીજીભાઇ (રૂ૫૦) ખરશેદજી રૂસતમજી કામાજી, શોરાબજી જાંગીરજી તાલેયારખાં, દાદી માણેકજી લીમજી (રૂ૨૫) ડોશાભાઇ શોરાબજી મુનશી (રૂ૨૦) અરદેશર ડોશાભાઈ મુનશી, એદલજી નશરવાંનજી કોલાબેવાલા.

સર બારટલ ફ્રીઅરનું એ બાહવલું લંડનથી બનાવી મંગાવી અતરેના સર કાવશજી જાંહગીર યુનીવરસીટી હાલમાં મુકવામાં આવ્યું છે.

સુરત મધે પણ એ નામદારને માનપત્ર આપવાનો ઠેડાવ કરવાને તા૦ ૧૪ મી ફેબરવારીએ એક સભા મલી હતી. તે વેળાએ એક માનપત્ર મુંબઈ મોકલી આપવા તથા ત્યાંની નિશાલોની છોકરીઓને એ નામદારને નામનું એક પ્રાઇઝ આપવા માટે ઊઘરાંણું કરવાનો ઠેડાવ થયો હતો, તથા તે માટે ૭ હિંદુ અને ૨ પારસી (ડાકટર ડોશાભાઇ પેશતનજી અને શેઠ દીનશાહ અરદેશર તાલેયારખાંન)ની એક કમીટી નેમવામાં આવી હતી. એ ફંડમાં બધા મલી રૂ૧૦૯૨) ભરાયા હતા, જે મધેથી રૂ૨૯૦) મુસલમાંનોના, રૂ૧૪૦) હિંદુઓના, અને રૂ૬૬૨) નીચે મુજબ પારસીઓના હતા :—

(રૂ૨૫૦) બરજોરજી મેહરવાંનજી ફરેજર (રૂ૫૧) દાદાભાઇ માણેકજી વખારીઆ, રતનશાહ પેશતનજી વકીલ (રૂ૫૦) કાવશજી બરજોરજી એંટી, બીખુભાઈ માણેકજી પ્રીનશીપાલ સદર અમીનના (રૂ૨૫) પેશતનજી બેહરાંમજી એંટી,

તા૦ ૧૧ મી ફેબરવારી.

રોજ ૨૨ માહ ૫ (શ૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ મીઠીબાઈ તે મરહુમ શેઠ મેહરવાંનજી જીજીભાઇનાં વીધવા અને મરહુમ શેઠ મેહરવાંનજી માણેકજી પટેલનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા છોકરાંઓએ રૂ૮૦૦), માતાજી બાઇ શુનાંબાઇ તે મરહુમ શેઠ મેહરવાંનજી માણેકજી પટેલની વીધવાએ રૂ૩૦૦), દીકરી બાઇ દીનબાઇ તથા તેમના ખાવંદ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટ રૂ૧૦૦૦), દીકરી બાઈ આવાંબાઇ તથા તેમના ખાવંદ શેઠ કાવશજી દીનશાહજી પીટીટ રૂ૫૦૦), વહુઓ બાઇ હીરાંબાઈ તે શેઠ ધનજીભાઈ મેહરવાંનજી જીજીભાઇનાં ધણીઆંની અને બાઇ નવાજબાઇ તે શેઠ પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇનાં ધણીઆંનીએ રૂ૩૫૦), તથા બાઇના દીકરાઓ શેઠો માણેકજી અને દોરાબજી ખરશેદજી પટેલ અને તેમનાં કુટુંબે રૂ૩૭૫) મલી રૂ૩૩૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

તા૦ ૧૧ મી ફેબરવારી.

રોજ ૨૨ માહ ૬ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ આવાંબાઈ તે શેઠ જાંગીરજી ચાપુરજી લાલાનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમનાં બેશીઓએ રૂ૫૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૨]

તા૦ ૧૫ મી ફેબરવારી.

બરલીનવાલા પ્રોફેસર એ. વુલરસે ફારસી અને અસલી ધરાંની તેમજ સંસક્રત અને બીજી ભાષાઓનાં શબ્દોનાં મૂળ તથા પ્રકૃતિ તેમજ ફારસી અને લાટીન ભાષાનો એક કોશ રચી પ્રગટ કીધો હતો.[૩]

તા૦ ૧૭ મી ફેબરવારી.

રોજ ૨૮ માહ ૬ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—નશરવાંનજી માણેકજી લાંમના—ઉમર વર્ષ ૬૬) શેઠ માણેકજી જીજીભાઈ લાંમના નાહના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૩૫ થી અતરે ઘોડાનો બ્યાપાર તથા દલાલી કરતા હતા, અને સર્વે ઇંગ્રેજો તથા દેશીઓમાં એક નામીચા ઘોડા દલાલ તરીકે વખણાયલા હતા. ઈ૦ સ૦ ૧૮૬૩ માં પોતાના દીકરા શેઠ નવરોજજી નશરવાંનજી લાંમનાં મરણથી એઓએ નીરાશ થાઇ એકાંત જીંદગી ગુજારી હતી.

તા૦ ૧૯ મી ફેબરવારી.

આજ દીને મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી લાંમનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૫૦૦) તથા બેશીઓએ રૂ૫૦૦) મલી રૂ૧૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૪]

તા૦ ૨૦ મી ફેબરવારી.

રોજ ૧ માહ ૭ (શ૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ નવરોજજી જાંગીરજી જથાંવાલાનાં ઉઠમણાંમાં તેમના બાવા શેઠ જાંગીરજી ફરાંમજી જથાંવાલાએ રૂ૧૦૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૫]

તા૦ ૨૦ મી ફેબરવારી.

સુરત મધે મરહુમ શેઠ દાદાભાઇ નશરવાંનજી મોદીવાલાં શેહનશાહી આતશબેહરાંમના બાએ દેનાર મોબેદોએ આગેવાંની કરી આતશબેહરાંમમાં અંજુમનને નામે દરરોજ ઇજશની, બાજ આફરંગાંન, તથા બારે માસનાં જશન, ધાહંબાર વગેરે સવાબનાં કામો કરવાને થકી એક ફંડ આજ દીનથી "મોદી દાદાભાઇ નશરવાંનજીનાં શેહનશાહી આતશબેહરાંમ સાહેબનાં ધાહંબાર વીગરે ધરમનાં કામનું ફંડ" એવાં નામથી ઉભું કીધું હતું. એ ફંડના ખજાનચીઓ તરીકે પ્રથમમાં શેઠ મનચેરજી દાદાભાઇ જોશી તથા એ૦ ફરદુનજી માણેકજી ફરેદુન બહમનનાને ઠેરવ્યા હતા, તથા ધર્મનાં કામોની તપાસ તથા ખરચ વગેરેનો બંદોબસ્ત રાખવા સારૂં દસ્તુર રૂસતમજી જમશેદજી, દસ્તુર નશરવાંનજી કેખશરૂ, અને શેઠ મનચેરજી દાદાભાઈ જોશીને નેમ્યા હતા.[૬]

જમશેદજી કાવશજી એંટી, કેખશરૂ મનચેરજી હીરામાણેકના. (રૂ૧૭૫) રૂ૨૫) ની અંદરની રકમ.

પુણાં મધે પણ એ નામદારને એક માનપત્ર આપવા તથા તેની યાદગારી રાખવાનો ઠેડાવ કરવાને તા૦ ૮ મી નવેમબર ૧૮૬૬ ને દીને ખાંનબાહદુર પદમજી પેશાતનજીનાં પ્રમુખપણા હેઠલ એક સભા મલી હતી, જે વેળાએ એ કારણસર એક કમીટી નેમી તેના શેક્રેટરી તરીકે શેઠ નવરોજજી પદમજી પેશાતનજીને નેમ્યા હતા. એ માનપત્ર તા૦ ૪ થી ફેબરવારી ૧૮૬૭ ને દીને પુણાં મધે કૌનસીલ હાલમાં એક દબદબાવાલી મીજલશ મેલવી ખાંનબાહદુર પદમજીએ વાંચી સંભલાવ્યું હતું, તથા એ નામદારની એક મોટાં કદની તસવીર ચીતરાવી ત્યાંના કૌનસીલ હાલમાં મુકવામાં આવી હતી.

૧ જામે જમશેદ, તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૬૭.

૨ જામે જમશેદ, તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૬૭.

૩ "Verborum Linguae Persicae Radices, e dialects antiquioribus Persicis et lingua Sanscrita et aliis linguis maximo cognatis erutae atque illustratae. Supplementum Lexici sui Persico-Latini scripsit Joannes Augustus Vullers. Bonnae ad Rhenum. 1867."

૪ જામે જમશેદ, તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૬૭.

૫ જામે જમશેદ, તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૬૭.

૬ એ ફંડ મધે ઇ૦ સ૦ ૧૮૭૦ ની શરૂઆત સુધીમાં રૂ૧૩૦૦) સુરતના જરથોસ્તીઓએ સરઅવસરે ભર્યા હતા, તથા શેઠ મનચેરજી દાદાભાઇ જોશીએ રૂ૨૦૦૦) ની રકમ ભેટ આપી હતી તે મલી રૂ૩૩૦૦) થયા તે મુંબઇ મધે શેઠો હોરમજજી બહમનજી વાડીઆ, જમશેદજી બહમનજી વાડીઆ, અને બહમનજી મનચેરજી ધનજીમેહતાને તરસ્ટીઓ નેમી તેમનાં નામપર કીધા હતા, તથા બીજું જેથી

તા૦ ૨૧ મી ફેબ્રુવારી.

શેઠ માણેકજી કાવશજી એંટીને પંચમાહલના આકટીંગ ડીસ્ત્રીકટ ડેપ્યુટી કલેકટર તથા તેમની જગાપર શેઠ શેરાબજી જાંગીરજી તાલેયારખાંનને ઉતર વિભાગના કામચલાઉ સેબ આંસીસ્ટંટ સેટલમેંટ આફીસર તરીકે સરકારે નેમ્યા હતા.[1]

---

તા૦ ૨૫ મી ફેબ્રુવારી.

શેઠ ધનજીભાઇ રૂસતમજી લાલીએ "સુહ્‌રાબ માહામેરૂ" ઇયાને જમશીદ બીન પરવીઝનું દાસ્તાંન નામની એક વારતાની ચોપડી ઇંગ્રેજીમાંથી ગુજરાતીમાં રચી પ્રગટ કીધી હતી.[2]

---

તા૦ ૧ લી મારચ.

શેઠ માણેકજી ખરશેદજી સરાફે પોતાના બાવા મરહુમ શેઠ ખરશેદજી માણેકજી સરાફની યાદગારી માટે, લંડનની કોલાબ્રુકડેલ કુંપનીએ અમેરીકાનાં ચીલી શેહરની સરકારને માટે બનાવેલા ૫૦૦૦) પૌંડની કીમતનો એક સુંદર ફુવારો, કે જેને ઈ૦ સ૦ ૧૮૬૨ નાં લંડનનાં મોટાં પ્રદરશણમાં લોકોનું ઘણું ધ્યાન ખેંચી ઇનામ પણ મેળવ્યું હતું, તેનો બ્રોનઝ ધાતુમાં આબેહુબ ધાત ઉતરાવી, તેને મથાલે મરહુમ શેઠ ખરશેદજીનું જામા પીછોડીના પોશાગ સાથનું આખાં કદનું એજ ધાતુનું એક બાહવલું,[3] કે જે સંધાં પર એમને રૂ૨૦૦૦૦) નો ખરચ થયો હતો તે મુંબઈ મધે મંગાવી ભાંએખલા, નાગપાડા, બેલાસીસ, અને ડંકન રોડ પર જવાના ધોરી રસ્તાઓની વચોવચના સંગમે એમની પોતાને હસ્તકની ખાલી જમીન[4] પર બંધાવી, અતરેની મ્યુનીસી-

---

નાણું એ ફંડમાં ભરાય તે એ તરસ્ટીઓને સ્વાધીન કરી તેની સરકારી નોટ લેવાને ઠેરવ્યું હતું. જેઓ તેનું ફકત બ્યાજ સુરત મધે બંજાંનચીઓપર મોકલે. ઉપલા સુરતના માનેજરો મધેથી શેઠ મનચેરજી દાદાભાઇ જોશી મરણ પામવાથી તેમની જગોપર શેઠ આદરજી મનચેરજી જોશી નેમાયા હતા. તથા મુંબઇના તરસ્ટીઓ મધેથી શેઠો હોરમજજી બહમનજી વાડીઆ તથા બહમનજી મનચેરજી ધનજીભાઇ મેહતાના મરણ પામવાથી તેમની જગોપર શેઠો પેશતનજી હોરમજજી વાડીઆ તથા માણેકજી બહમનજી ધનજીમેહતાનાને નેમ્યા હતા.

એ ફંડ મધે નીચલા ગ્રહસ્થો તથા બાનુઓએ અમુક રકમો આપી જુદાં ખાતાં પડાવ્યાંછે :—

(૧) બાઇ પીરોજબાઇ તે શેઠ હોરમજજી દારાશાહજી ખાંનસાહેબનાં બેટીએ તા૦ ૧૧ મી જુન ૧૮૮૫ ને દીને રૂ૨૦૦૦) ની સરકારી નોટ તેનાં બ્યાજમાંથી દર વર્ષના છહે ધાહંબાર પર એકકો દીવસ તેમનાં નામથી ક્રિઆ કામ કરાવી બેએ દેનારા ગોબેદોને જમાડવા. (૨) એજ મુજબ બાઇ હીરાંબાઇ તે શેઠ પેશતનજી ધનજીભાઇ રાજકોટવાલાનાં વીધવાએ તા૦ ૯ મી સપટેમબર ૧૮૯૦ ને દીને રૂ૪૦૦) ની રકમ તેનાં બ્યાજમાંથી દર શાલ દેહ મહીનાના ચોથા ધાહંબારને દીને તેમનાં નામથી ક્રિઆકામ કરાવી બેએ દેનારા મોબેદોને જમાડવા. (૩) વળી શેઠ એદલજી બરજોરજી વાડીઆએ ઉદેપોર (મેવાડ) થી તા૦ ૭ મી ફેબ્રુવારી ૧૮૯૧ ને દીને રૂ૧૦૦૦) નું મુંબઇની મ્યુનીસીપાલીટીનું બોંડ તેનાં બ્યાજમાંથી એ ફંડની ક્રિઆઓમાં સુખડ લોબાંન અપાવવાના ખરચમાં વાપડવાને. (૪) શેઠ રતનજી રૂસતમજી લાકડાંવાલાએ તા૦ ૨૦ મી સપટેમબર ૧૮૯૨ ને દીને પોતાના બાવા મરહુમ શેઠ રૂસતમજી હોરમજજી લાકડાંવાલાની પુંજી મધેથી રૂ૫૦૦) ની સરકારી નોટ તેનું બ્યાજ એ ફંડનાં ચાલુ ક્રિઆકામના ખરચમાં વાપડવાને. (૫) બાઇ પીરોજબાઇ તે મરહુમ શેઠ રતનજી રૂસતમજી સુખીઆનાં વીધવા તથા મરહુમ શેઠ મનચેરજી દાદાભાઇ જોશીનાં બેટી તથા શેઠ શાપુરજી રૂસતમજી સુખીઆએ તા૦ ૧૮ મી નવેમબર ૧૮૯૨ ને દીને પોતાના ખાવંદ તથા બાઇ મરહુમ શેઠ રતનજી રૂસતમજી સુખીઆની પુંજી મધેથી રૂ૩૦૦૦) ની રકમ તેનું બ્યાજ એ ફંડના ચાલુ ક્રિઆકામના ખરચમાં વાપડવાને. (૬) શેઠો રૂસતમજી પુંજીઆજી દલાલ તથા આદરજી મનચેરજી જોશીએ તા૦ ૩૦ મી મેએ ૧૮૯૩ ને દીને મરહુમ આ૦ તેહમુલજી માણેકજી લેહેરાની પુંજી મધેથી રૂ૬૦૦) ની સરકારી નોટ તેનું બ્યાજ એ ફંડના ચાલુ ક્રિઆકામના ખરચમાં વાપડવાને.

શેઠ નશરવાંનજી અરદેશીઆરજી પોંહચખાંનાંવાલા એ ફંડનાં સવાબનાં કામોમાં વાપડવા સારૂં શરૂઆતથી તે ઇ૦ સ૦ ૧૮૮૪ સુધી દર શાલ સુખડ મન ૪॥ તથા લોબાંન શેર ૭॥ મુંબઇથી પોતાને ખરચે મોકલ્યા કરતા હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૯૦ સુધી શેઠ. એદલજી બરજોરજી વાડીઆએ પોતાને ખરચે તે પુરૂં પાડયું હતું.

એ ફંડની પુંજી સાચવવા માટેનું [illegible]

તરસ્ટડીડ હાઇ કોરટના વકીલ શેઠ ફરાંમજી રૂસતમજી વાડીઆની મારફતે તા૦ ૧ લી અકટોબર ૧૮૯૦ ને દીને કરાવ્યામાં આવ્યું હતું. એ ફંડની પુંજી તેના છેલા સને ૧૨૬૨ યજદજરદી સુધીના છપાયલા હીસાબ મુજબ રૂ૨૧૮૭૫-૧૩-૨ ની હતી.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૧ મી ફેબ્રુવારી ૧૮૬૭.

૨ "સુહ્‌રાબ માહમેરૂ, યાને જમશીદ બીન પીરવીઝની દાસ્તાન. [એક અંગ્રેજી કેતાબની મદદથી] બનાંવનાર, ધનજીભાઇ રૂસ્તમજી લાલી. વાલમ પેહલું. મુંબઇ: ગણપત કૃષ્ણાજી પ્રેસ. ૧૮૬૭."

૩ એ બાહવલાંમાં શેઠ ખરશેદજીને જામા પીછોડીનો પોશાગ તથા બાંધે શેઆલ કોરાડેલીછે. તેમના જમના હાથમાં બે સુખડનાં પેરીયાં તથા ડાબા હાથમાં જંદ અવસ્તાનું દફતર પકડેલું છે, અને પગની કુંઠલ એક નાખલો તખ્તો મુકાવી તે પર નીચે મુજબનો લેખ કોતરેલોછે :—

"CURSETJEE MANOCKJEE
Born 19th August 1763,
Died 7th May 1815."

૪ એ જમીનવાલી જગોએ અસલમાં કેહછે કે મરહુમ શેઠ ખરશેદજી માણેકજી સરાફનો એક તલાવ હતો. તે તલાવનાં પાણી બગડવાથી તે પુરી નાખ્યો, અને તે પુરેલી જગા વેચવાથી જે કીમત ઉપજે તે મરહુમ શેઠ ખરશેદજીને નામનાં કાંઇ ઉપયોગી કામમાં વાપડવી એવો બંદોબસ્ત કીધો હતો, પણ તેટલાં ઉપલો ફુવારો શેઠ માણેકજીને મળી

પાલીટીને તેની હમેશાં મરામત કરાવવા તથા તેમાં વીઆરનું પાણી અને ઉપર મુકેલાં ફાણુસોમાં આગની રોશની કરવાની સરતથી ભેટ આપ્યો હતો. એ ફુવારાની ચારે બાજુએ ગોઠવેલી પુતલીઓનાં મોઢાંમાં આપેલી વાંસલીના આકારની નલીઓ વડે વીઆરનું પાણી ઉંડી હેઠલ બાંધેલી પથ્થરની હોજમાં પડતું રેહછે.[૨]

---

તા૦ ૪ થી મારચ.

મુંબઈના વીદાય થતા ગવરનર નામદાર સર બારટલ ફ્રીઅરની બાનુ લેડી ફ્રીઅરે આ દેશમાં સ્ત્રી કેળવણીના સંબંધમાં કરેલી કીમતી મેહનતને માટે તે નામદારને અતરેની દેશી સ્ત્રીઓ તરફનું એક માનપત્ર આસરે ૪૦) બાઈઓનાં એક ડેપ્યુટેશને પરેલના સરકારી મેહલમાં લઈ જઈ આપ્યું હતું. બાઈ શીરીનબાઈ માણેકજી ખરશેદજીએ તે વાંચી સંભલાવ્યા બાદ બાઈ ધનબાઈજી તે મરહુમ શેઠ ધનજીભાઈ નશરવાંનજી કામાજીનાં વીધવાએ તે નમનતાઈથી ભેટ કર્યું હતું. લેડી ફ્રીઅરે તેનો જવાબ વાલંવા બાદ સર્વે બાઈઓને પોતાના બાગમાં ફેરવી ઘણીક મદારત કીધી હતી.[૨]

---

જવાથી એ જગો ન વેચતા તે ત્યાં લાવી ગોઠવ્યો, અને એ રીતે તે મરહુમની પોતાની જગો પર તેમની યાદગારી રાખવામાં આવીછે.

૧ એ ફુવારાની વચ્ચો વચના મોટા થાંભલા ઊપર સોનેરી અક્ષરે "Trust in God and be not daunted" એ પ્રમાણેનો એ ફુવારો ભેટ આપનાર શેઠ માણેકજી ખરશેદજી સરાફનો "મોટો" કોતરેલોછે. એ ફુવારાની કારીગરી બાબે લંડનનાં જાણીતાં "આરટ જરનલ" ના ૧૪ માં વાલમ (૧૮૭૫ નાં) માં સફે ૨૧૧ મે તેનો એક આબેહુબ ચીતાર આપી નીચે પ્રમાણેનું બયાંન કરેલુંછે:—

*Memorial Fountain, Bombay.*—Nearly twenty years ago the Coalbrookdale Company received a commission from the Chilian Government for a fountain, to be placed in the great square of the City of Concepcion, in that Republic. The work was executed at a cost, as we have heard, of £5,000, and was placed in the International Exhibition of 1862, when a prize was *awarded to it. Among those whose* attention had been attracted by the fountain was Judge Manockjee Cursetjee, a Parsee gentleman of Bombay, who, desirous of paying a filial tribute to the memory of his father, Cursetjee Manockjee, had a duplicate of the work cast, and erected in one of the most picturesque quadrants in Bombay, where it serves the double purpose of a fountain and a public light. It consists of an elegant Corinthian column, surmounted by a richly—decorated capital, the abacus of which supports a plinth whereon stands a statue of the deceased gentleman, executed by Mr. John Bell. In the original fountain a statue of Ceres crowns the column; and in the decorative details are some introductions appropriate to Chili, for which others are substituted in the Bombay duplicate. The work, as our engraving shows, forms a fine ornamental as well as useful object where it stands.

[The Art Journal, vol. XIV p. p, 211.]

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૧૦ મી મારચ ૧૮૬૭.

એ માનપત્ર સાથે લેડી ફ્રીઅરની અતરે કાંઈ યાદગારી રાખવા માટે દેશી બાઈઓ તરફથી એક ફંડ ઊભું કરવામાં આવ્યું હતું, જેમાં હિંદુ બાઈઓએ રૂ૧૫૭૫), મુસલમાંન બાઈઓએ રૂ૫૦) તથા પારસી બાઈઓએ નીચે મુજબ રૂ૧૩૯૨) મળી રૂ૨૯૭૭) ભરાયા હતા:—

(રૂ૧૫૦) બાઈ શીરીનબાઈ માણેકજી ખરશેદજી, (રૂ૧૦૦) બાઈ દીનબાઈ ધણી ફરાંમજી નશરવાંનજી પટેલ, બાઈ સુનાંબાઈ ધણી ડોશાભાઈ હોરમજજી કામાજી, (રૂ૭૫) બાઈ ભીખાઈજી ધણી ડોશાભાઈ ફરાંમજી કરાકા, બાઈ આઈમાએ ધણી ખરશેદજી રૂસતમજી કામાજી, (રૂ૫૧) બાઈ જરબાઈ વીધવા દારી લીમજી બનાજી, બાઈ ભીખાઈજી ધણી દાદાભાઈ દીનશાહ ગાંધી, (રૂ૫૦) બાઈ ધનબાઈજી વીધવા ધનજીભાઈ નશરવાંનજી કામાજી, બાઈ કુવરબાઈ ધનજીભાઈ નશરવાંનજી કામાજી, બાઈ જાઈજી ધણી ખુરશેદજી નોશરવાંનજી કામાજી, બાઈ પીરોજબાઈ ધણી ડોશાભાઈ રતનજી કોહલા, બાઈ જાઈજી ધણી શેરાબજી ફરાંમજી પટેલ, બાઈ બચુબાઈ ધણી શેરાબજી શાપુરજી બંગાલી, બાઈ કુવરબાઈ ધણી મેહરવાંનજી માણેકજી શેઠના, બાઈ માણેકબાઈ ધણી બેહરાંમજી જીજીભાઈ, બાઈ જરબાઈ ધણી જાંહગીરજી ગુસતાદજી, (રૂ૪૦) બાઈ મેહરબાઈ ધણી ખરશેદજી જાંગીરજી તારાચંદ, બાઈ રતનબાઈ ધણી જાંગીરજી મેહરવાંનજી પલીડર, (રૂ૨૫) બાઈ ગુલબાઈ ધણી ડોશાભાઈ બેહરાંમજી પેશીકાકાના, બાઈ ગુલબાઈ ધણી ડાકટર મનચેરજી બેહરાંમજી કોહલા, (રૂ૨૦) બાઈ હીરાંબાઈ ધણી ખરશેદજી રતનજી કોહલા, બાઈ માણેકબાઈ વીધવા રતનજી હોરમજજી કામાજી, (રૂ૧૫) બાઈ કુવરબાઈ ડોશાભાઈ કરાકા, બાઈ દીનબાઈ ડોશાભાઈ હોરમજજી કામાજી, બાઈ પુતલીબાઈ ધણી અરદેસર ફરાંમજી મુસ, બાઈ મોટીબાઈ ધણી ડાકટર રૂસતમજી કાવશજી બાધુરજી, બાઈ જરબાઈ ધણી મનચેરજી નશરવાંનજી મોદી, (રૂ૧૦) બાઈ સુનાંબાઈ ડોશાભાઈ કરાકા, બાઈ મેહરબાઈ ધનજીભાઈ, બાઈ ગુલબાઈ ધણી મનચેરજી બેજનજી, બાઈ મેહરબાઈ ધણી ખરશેદજી ફરાંમરોજ, બાઈ શાકરબાઈ ધણી મનચેરજી પેશતનજી ચીચગર, બાઈ પીરોજબાઈ ધણી માણેકજી હોરમજજી માજુ, બાઈ બચુબાઈ ધણી નવરોજજી રતનજી વાછા, (રૂ૫) બાઈ કુવરબાઈ ધણી કેખશરૂ નવરોજજી કાબરાજી, બાઈ ભીખાઈજી ધણી દારાશાહ રતનજી ચીચગર, બાઈ ડોશીબાઈ ધણી ડાકટર ખરશેદજી ફરાંમજી બોરી, બાઈ આવાંબાઈ ધણી રૂસતમજી શેરાબજી પુણેગર, બાઈ ગુલબાઈ ધણી મનચેરજી કાવશજી મરજબાંન.

ઊપલી રૂ૨૯૭૭) ની રકમ એ ફંડનાં શેક્રેટરી બાઈ શીરીનબાઈ માણેકજી ખરશેદજીએ તા૦ ૬ થી જુલાઈ ૧૮૬૮ ને દીને શેઠો શેરાબજી શાપુરજી બંગાલી અને ખરશેદજી રૂસતમજી કામાજીને સોંપી હતી, જેઓએ તે બ્યાજે વધારી રૂ૩૧૮૭) ની કરી તેમાંથી રૂ૩૦૦૦) ની સરકારી નોટ લઈ તે મધેથી દર રૂ૧૦૦૦) ની નોટ તા૦ ૨૯ મી મેએ ૧૮૭૪ ને દીને એલેકજાંડરા ગરલસ સ્કુલ, જરતોશતી છોકરીઓની નીશાલ મંડલી, તથા સ્ટુડંટસ લીટરરી શોશાઈટીની મરાથી છોડીઓની નિશાલોમાં ચહતી આવનારી છોકરીઓને દર વર્ષ તેનાં બ્યાજમાંથી લેડી ફ્રીઅરનાં નામનું એક ઇનામ આપવા માટે તે ખાતાંની કમીટીઓને ભેટ આપી હતી.

તા૦ ૧ લી આપરેલ.

નીચલા પારસી ગ્રહસ્થોને આએ વર્ષમાં તેમનાં નામની સામે લખેલાં જુદાં જુદાં મથકોની મ્યુનીસીપાલીટી તથા લોકલ ફંડ કમીટીના અધિકારીઓ તરીકે નામદાર સરકારે નેમ્યા હતા :—

**મ્યુનીસીપાલીટીના મેમબરો.**

સુરત—શેઠ માણેકજી ખરશેદજી ડાકટર, કેખશરૂ હોરમજજી આલપાઇવાલા, ડાકટર ડોશાભાઇ પેશતનજી.

ભરૂચ—શેઠ ધનજીશાહ મેહરવાંનજી ડાકટર, રૂસતમજી શોરાબજી દલાલ, ખરશેદજી દીનશાહ ખંબાતા, ફરદુનજી જીવણજી, પીરોજશાહ રૂસતમજી દલાલ.

અમદાવાદ—શેઠ આદરજી જીવણજી.

થાંણા—શેઠ એદલજી હોરમજજી કંત્રાકટર.

મનમાર—શેઠ નવરોજજી નશરવાંનજી.

નગર ઠઠા—ડાકટર કાવશજી પેશતનજી.

સુરત જીલ્લાની તાલુકા લોકલ ફંડ કમીટીના મેમબરો—શેઠ હોરમજજી ગાંડાભાઇ પારડીવાલા, બગવાડા.

તા૦ ૫ મી આપરેલ.

રોજ ૧૫ માહા ૮ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—દારાશાહ દોરાબજી રાંડેલીઆ[૧]—ઉમર વર્ષ ૭૧) શેઠ દોરાબજી બેહરાંમજી રાંડેલીઆના વડા દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપનાં બ્યાપારવનજનાં કામોમાં પડેલા હતા, અને તે માટે બે વાર મોરીસ તરફની સફરો પણ કીધી હતી. ઈ૦ સ૦ ૧૮૩૦ માં બાપનાં મરણ બાદ થોડેક વર્ષે એવણે સઘળો બ્યાપાર બંધ કરી તદન એકાંતપણે જીંદગી ગુજારી હતી.

તા૦ ૯ મી આપરેલ.

"સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટ્યુટ" ને લગતી નિશાળોના છોકરાઓ તથા છોકરીઓને ઈનાંમો આપવા માટેનો એક મેલાવડો આજ દીને અતરેના ટાઊન હાલમાં થયો હતો. સરનશીનની ખુરસીએ મુંબઈનો નામદાર ગવરનર સર સેમોર ફીટઝજરાલડ બીરાજયો હતો. એ ખાતાંના પ્રીનસીપાલ મી૦ જેમસ બરજેસે રીપોરટ વાંચી સંભલાવ્યો હતો, જેમાં જણાવ્યા મુજબ એ ખાતાને લગતી મુંબઇની નીશાળોમાં ૯૫૪ છોકરા તથા ૭૫૪ છોકરીઓ તથા દેશાવરોની નિશાળોમાં ૬૭૭ છોકરા અને ૩૭૧ છોકરી મલી ૨૭૫૬ બાળકો કેળવણી લેતાં હતાં. મુંબઈ ઉપરાંત સુરત, નવસારી, ગંદેવી, બીલીમોરા, વલસાડ, ઉદવારા, ભરૂચ, અને તારાપોર મલી એ ખાતાંની ૨૩) નિશાલોછે. એ બાદ રેવરંડ ડાકટર વીલસને છોકરાઓ તથા છોકરીઓની સેહજ પરીક્ષા લીધા બાદ નામદાર ગવરનરની વહુ મીશીશ ફીટઝજરાલડે છોકરાંઓને ઈનાંમો વેંહચી આપ્યાં, જે પછી નામદાર સરનશીને એક સુભાષીત ભાષાણ કીધું હતું. એ પછી સર જમશેદજી જીજીભાઇ બારોનેટે ઉઠી નામદાર સરનશીનનો ઉપકાર માન્યો, અને સભા બરખાસ્ત થાઈ હતી.[૨]

તા૦ ૧૧ મી એપરેલ.

હિંદુસ્થાનની સરકારે કાઢેલો ઇમ્પીરીઅલ લાઇસિનસ ટાક્ષનો કર મુંબઈ મધે વશુલ કરનાર સ્પેશીયલ આફીસર તરીકે નામદાર સરકારે અતરેની પોલીસના ત્રિજા માજીસ્ત્રેટ શેઠ ડોશાભાઈ ફરામજી કરાકાને નેમ્યા હતા.

એ કર મુંબઈ મધે મ્યુનીસીપાલીટી તરફથી વશુલ કરવાને માંડવી વારડના શુપરીંટેંડંટ તરીકે શેઠ નશરવાંનજી ફરદુનજી પારખ અને કામાઠીપરા વારડના શુપરીંટેંડંટ તરીકે શેઠ ફરામજી દોરાબજી બાધુરજીને નેમ્યા હતા.

આએ વર્ષની મુનસફની પરીક્ષામાં એકજ પારસી—શેઠ એદલજી મનજીભાઇ મોદી, પસાર થયા હતા.[૩]

તા૦ ૧૬ મી આપરેલ.

રોજ ૨૬ માહ ૮ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ રતનબાઇ તે શેઠ દાદાભાઇ રૂસતમજી પારખનાં ધણીઆંની તથા મરહુમ શેઠ નાનાભાઇ ફરાંમજી દાવરનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૩૦૦), માતાજી બાઈ જરબાઇએ રૂ૫૦૦), ભાઈ શેઠ સંતોકજી નાનાભાઈ દાવરે રૂ૨૦૦), અને ખાવંદ શેઠ દાદાભાઇ રૂસતમજી પારખે રૂ૧૨૫) મલી રૂ૧૧૨૫) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[૪]

તા૦ ૨૫ મી આપરેલ.

રોજ ૫ માહ ૯ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—કાવશજી જમશેદજી માકીદલાલ[૫]—ઉમર વર્ષ ૭૧) સુરતવાળા શેઠ જમશેદજી ખરશેદજી માકીદલાલના

એક છોકરા પાસે કરાવી તે ઉપલી હકીકત સાથે આંધલી લારા બરીજમન ઊપર મોકલ્યો હતો. આથી તે તથા તેણીની આસપાસનાંઓ એટલાં ખુશી થયાં હતાં કે તે આખો કાગજ આએજ શાલના આગશટ માસમાં એક અમેરીકન પત્ર મધે છપાવ્યો હતો. એ કાગજમાં લખનારી બાઇ ગુલબાઇએ લારા બરીજમનના ભલા ગુણોની તારીફ કરી તે આંધલી છતાં જે ઊસતાદે તેને કેળવણી આપી તેનાં વખાંણ ગાઇ ખાએસ બતાવી હતી કે અતરેનાં આંધલાંઓ ભીખ માંગેછે તેને બદલે એવીજ રીતે અતરે શીખ્યાં હતે તો કેવું સારૂ!

૧ શેઠ જાંગીરજી દારાશાહ રાંડેલીઆના બાવા.

૨ ટાઇમસ આફ ઇંડીઆ, ૧૨ મી આપરેલ ૧૮૬૭.

૩ બોમ્બે ગવરનમેંટ ગેઝેટ, ૧૧ મી આપરેલ ૧૮૬૭.

૪ મુંબઇની પારસી પંચાતનાં ફંડના સવંત ૧૯૨૩ ના હીસાબની ચોપડી.

૫ શેઠ ખરશેદજી કાવશજી માકીદલાલના બાવા.

તા૦ ૪ થી મેએ.

રોજ ૧૪ માહ ૮ (શ૦) ૧૨૩૬ યજદેજરદી.

મજગાંમ મધે તવાબના તલાવના રસ્તાપર મરહુમ શેઠ નાનાભાઇ જમશેદજી ગજધરે બંધાવવા માંડેલી આદરાંનની દરેમેહર તૈયાર થવાથી તે તેમની નઇઅતે તેમના બેટાઓ શેઠો શોરાબજી તથા રૂસતમજી નાનાભાઇ ગજધરે આજ દીને એક જશન કરી પરકાવી હતી. જશનની ક્રિયા પુરી થયા બાદ એ શેઠો તરફથી એક અંજુમન પત્ર વંચાવવામાં આવ્યો હતો, જેમાં જણાવ્યું હતું કે એ દરેમેહરના જાથુકના ખરચને માટે પડોસમાંજ એક ચાલી બંધાવવામાં આવશે.[૧]

તા૦ ૫ મી મેએ.

રોજ ૧૫ માહ ૮ (શ૦) ૧૨૩૬ યજદજરદી.

**મરણ**—માણેકબાઇ તે ફકીરજી કાવસજી મીસતરીનાં માએ—ઉમર વર્ષ ૧૦૦) એવણ મુંબઈ મધે કોટમાં આવડી લાંબી ઉમરે મરણ પામ્યાં હતાં.

તા૦ ૮ મી મેએ.

રોજ ૧૮ માહ ૯ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ ખરશેદબાઇ તે શેઠ રૂસતમજી પેશતનજી સુનાંવાલાનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમના દીકરા શેઠ એદલજી રૂસતમજી સુનાંવાલાએ રૂ૫૦૦) તથા વહુ બાઇ શુનાંબાઇએ રૂ૨૦૦) મલી રૂ૭૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૨]

તા૦ ૯ મી મેએ.

હાનરેબલ સી. જે. અરસ્કીન જેવણ આએ ઇલાકાના પેહલવેહલા ડાએરેકટર ઑફ પબલીક ઈનસ્ત્રકશન, તથા તે પછી હિંદુસ્થાંનના ગવરનર જનરલની કૌનસીલના મુંબઇ ઇલાકાના એક અધિકારી, તથા છેલા મુંબઇના ગવરનરની એકઝીકયુટીવ કૌનસીલનાં એક અધિકારી હતા તેવણ પેનશન લઈ પોતાને વતન જનાર હોવાથી તેમની આ દેશમાં કરેલી સેવાઓના બદલામાં અતરેના દેશીઓ તરફથી એક માનપત્ર આપવાનો ઠેડાવ કરવાને આજ દીને આગેવાન દેશીઓની એક સભા શેઠ વીનાયકરાવ જગનાથ શંકરશેઠનાં મકાંનમાં મલી હતી. પ્રમુખસ્થાંન સર જમશેદજી જીજીભાઇ બારોનેટને આપવા બાદ માનપત્રનો ખરડો વાંચી નકી કરવામાં આવ્યો તથા તે સર જમશેદજી જીજીભાઇ, હાનરેબલ ફરાંમજી નસરવાંનજી પટેલ, શેઠો બેહરાંમજી જીજીભાઈ, ડોશાભાઇ ફરાંમજી કરાકા, વગેરે ગ્રહસ્થોનાં એક ડેપ્યુટેશને જઈ મી૦ અરસ્કીનને પોંહચાડી આવવાનો ઠેડાવ કરી સભા બરખાસ્ત થાઈ હતી.[૩]

તા૦ ૧૨ મી મેએ.

જરમનીવાલા ડાકટર થીઓડોર બેનફીએ ઇંડો-જરમન શબ્દોના કેટલાક બેવડા ઉકતા અર્થોના બોલાયાનું એક પુસ્તક પ્રગટ કીધું હતું.[૪]

તા૦ ૧૬ મી મેએ.

શેઠ જમશેદજી માણેકજીને સેતારા કલેકટરેટ મધે લાઇસંસ ટાક્ષ ઉઘરાવનાર સ્પેશીયલ આફીસર તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.

શેઠ એદલજી ડોશાભાઇ કોઠાવાલાને નામદાર સરકારે વલસાડના મામલતદાર નેમ્યા હતા.[૫]

તા૦ ૧૯ મી મેએ.

શેઠ ખરશેદજી શોરાબજી ચાંનદારૂએ મુંબઈના શેર સટાની તવારીખનું એક પુસ્તક "એક પારસી" નાં નામથી છપાવી પ્રગટ કીધુ હતું.[૬]

તા૦ ૨૩ મી મેએ.

શેઠ તેહમુલજી હોરમજજી ગોદરેજને અમદાવાદ જીલાનાં બોરસદ ગામના પેહલા વર્ગના મુનશફ તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.[૭]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૭ મી મેએ ૧૮૬૭.

એ દરેમેહર શેઠ નાનાભાઇએ પોતાનાં બેહન મરહુમ બાઇ રતનબાઇ તે શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીનાં ધણીઆંનીની પુંજીમાંથી બંધાવી હતી, અને ઊપલા અંજુમન પત્રમાં જણાવ્યા મુજબની ચાલી ન બંધાવાથી એ દરેમેહરનો સર્વે વહીવટ ઇ૦ સ૦ ૧૮૭૭ માં સર કાવશજી જાંગીરજી રેડીમનીએ પોતાને સ્વાધીન લીધો, તથા તેના નીભાવને માટેનો બંદોબસ્ત કરનાર હતા, તેટલાં તેવણ મરણ પામવાથી તેવણના એકજીકયુટરોએ તેમની પુંજીમાંથી રૂ૨૩૦૦૦) ની રકમ એ દરેમેહરના જાથુકના ખરચને માટે એલાહેદી કાઢી તેનું તા૦ ૯ મી અકટોબર ૧૮૮૦ ને દીને એક જુદું તરસ્ટ ડીડ કરી તે એવણના બેટા શેઠ જાંગીરજી કાવશજી જાંગીરજીને તરસ્ટી તરીકે સોંપી હતી.

૨ જામે જમશેદ, તા૦ ૧૧ મી મેએ ૧૮૬૭.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૧ મી મેએ ૧૮૬૭.

ઊપલું માનપત્ર ડેપ્યુટેશને તા૦ ૧૩ મી મેએ ૧૮૬૭ ને દીને ખંબાલે હાનરેબલ મી૦ અરસકીનને મકાંને જઇ પોંહચાડયું હતું. તે પ્રમુખ સર જમશેદજી જીજીભાઇ બારોનેટે વાંચી સંભળાવ્યું, અને મી૦ અરસકીને તેનો દીલોજાંની ભર્યો જવાબ આપ્યો હતો.

૪ "Ueber einige Pluralbildungen des indogermanischen Verbum. von, Theoder Benfey. Gottingen, 1867."

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૬ મી મેએ ૧૮૬૭.

૬ "મુમબઇના શેર સટાની તવારીખ તેનું ચહડવું તથા પડવું અને તેનાં શેવટનાં પરીણામો. બનાવનાર, એક પારસી. મુંબઇ. અંગ્રેજી તથા ગુજરાતી "જામ પરીનટીંગ છાપખાંનામાં છાપેલછે. શને ૧૮૬૭ ઇશવી."

૭ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૩ મી મેએ ૧૮૬૭.

"પરસ" ભેટ આપી. શેઠ ભીમજીભાઇએ તેનો લાયક ઉતર વાલવા બાદ ગ્રેરનથીન સર જમશેદજી જીજીભાઈ બારોનેટે એક સુભાખીત ભાષાણ કીધું, જેમાં તેવણે શેઠ ભીમજીભાઇના હુનરની તારીફ કરી તેવણે અતરેના માજી ગવરનર સર બારટલ ફ્રીઅરના મોરચાએલા પગને સાજો કીધો તેનું તથા બીજું કેટલુંક બેઆંન આપી જણાવ્યું કે "રોજ સર્વે ગ્નાતનાં માણસો જેઓ એવણને ત્યાં પોતાનો ઇલાજ કરાવવા જાયછે તેઓનું પાકું યકીન હશે ત્યારેજ જંતાં હશે એમાં કસો શક નથી. રસ્તાંમાં કોઇ લંગડાતો, કોઈ ગાડાંમાં, કોઇ પાલખીમાં, કોઇ ભાડુતી બગીમાં જોશો તો રોજ ઘણાં માણસો જોવામાં આવેછે, જેઓનાં હાડ ભાગવાની અથવા નુકસાંન થવાની એજ નિશાંન જે રુઉ દેખાઇતો હરેક બદનના સાંધા જ્યાં દરદ હોય ત્યાં મારેલો ને તે ઉપરથી જણાયછે કે ભીમજીભાઇએ લેપ મારેઓ હશે."[1] એ બાદ મીજલસ બરખાસ્ત થાઈ હતી.

### તા૦ ૨૯ મી મેએ.

સુરતની પાસેનાં ભાઠાં ગામની પાદર આગલ આવેલી મોટી ખાડી ઉપર ઇ૦ સ૦ ૧૮૩૩ માં મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટે બંધાવેલો મોટો પૂલ જે તેજ વખતે થોડાક માસમાં તુટી પડયો હતો, તે પૂલ પાછો પોતાના મરહુમ મુરબીનાં નામથી બાંધવાને શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ સરકારમાં રૂ૧૫૦૧૦—૧૨—૧ આપ્યા હતા, જેમાં સરકારે પોતા તરફથી રૂ૩૮૦૩—૩—૧૧ ઉમેરી તે રૂ૧૮૮૧૪)ને ખરચે પાકો બંધાવી આજે માસથી લોકોના વપરાસને માટે ખોલી મુકયો હતો.[2]

### તા૦ ૩૦ મી મેએ.

શેઠ કુવરજી કાવશજી શબાવાલાને નામદાર સરકારે અમદાવાદના હજુર ડેપ્યુટી કલેકટર નેમ્યા હતા.[3]

### તા૦ ૨ જી જુન.

રોજ ૧૩ માહ ૧૦ (કો) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ શુનાંબાઇ તે શેઠ ડોશાભાઇ હોરમજજી કામાજીનાં ધણીઆંની તથા મરહુમ શેઠ દાદાભાઇ

---

ગારી વધારે મજબુતી ભરેલી કરવાને પ્રજા તરફથી નાણાંની એક રકમ ભેગી કીધાએ આવીછે તે તમોને આ વખતે તેમની તરફથી ભેટ આપવાની જે ફરમાએશ થાઇછે તે હમો મોટી ખુશી સાથે બજાવીએછ, અને ઉમેદ રાખીએચ કે એ રકમ તમો પ્રજા તરફની મમતાની નીશાની તરીકે કબુલ રાખશો. અને છેવટે હમો એવું ઇછીએ છેઇએ કે તમો તથા તમારા ભાણેજ બાઇ બાપુજી (બરજોરજી રાંદેલીઆ) તથા છોકરાઓ તથા બીજા બેશીઓ જે તમારી સાથે આવાં સુભ કામમાં શામેલ થએલાછે તે સાહેબોની તનદરોસ્તીએ બોહ સાહેબ વધારો કરે, અને તમારી પેઠે તેઓ દીલસોજીથી દરદીઓ તરફ બલકે સઘળાં માનવીજાત તરફ પોતાની ફરજ સમજી તેમને ફાએદો થાએ એવી રીતે પોતાનો હુનર ચાલુ રાખી તેઓ ઉપર પડતાં અકસમાત દુખોનું નીવારણ કરતા રેહે. હમો છીએ તમારા નમનતાઇ ભરેલા શેવકો.

૧ એ ભાષણની છેવટે સર જમશેદજીએ કહી સંભલાવ્યું કે:—

ભાઇ ભીમજી તથા ભાઇ બાપુજી

હમો તમોને આ જોગવાઇએ જાહેરમાં એટલુંજ કેહેવા માંગીએછે જે આજ લગભગ વરસ ૨૦) થયાં તમો શ્રી મુંબઇમાં આવીને અતરેનાં ગરીબ કારીગર તથા બીજા લાચાર લોકોનાં જોખમાએલાં શરીરને પુરતું ધેઆંન આપીને દરૂશત કીધાંછે, ને તેના બદલામાં તમોએ કંઇબી દામ તેઓ પાસેથી લીધું નથી. એવું અમો પોતે તથા આ મીજલસમાં હાજર થએલા ઘણાએક સાહેબો સારી પેઠે જાણેછે. દરદીનાં દુખનું નીવારણ કરવું ને તેઓના દુઆ લેવી એ જેવું પુનનું કામ બીજું કંઇ નથી, ને તેવું પુન તમોએ તથા તમારા બીજા બેશીઓએ કીધું તેનો બદલો પાક પરવરદેગારની તરફથી તમોને મલેઆ વગર રેહશે નહી તે સત જાણજો. તમારી ગુંજાસ થોડી છે તોપણ તમો એક અમીરનાં જેવું ઉદાર દીલ બતલાવીછો, ને શું અદના કે શું આલા સરવેનાં જોખમાએલાં શરીરને એકસરખી રીતે ધેઆંન આપીને દરૂશત કરવામાં કસી કસુર રાખી નથી. ડાકટરોની એજ ફરજ છે કે કોઇબી દરદી રાત દયા મધરાતની વેળાએ હેરાંનગતી લોગવતો હોય તેની મદદે તરત જવાની ઢીલ કરવી નહી ને તે ફરજ તમોએ હમારા સાંભળેઆ પ્રમાણે પણ કરીને બજાવીછે તેથી તમોને શાંન ઘટેછે. દરદીનાં ખરાં જીગરની દુવા એજ તમારી મેહેનતનો બદલો તમો સમજેઆ છેઓ, એ તમારો ગુણ ઘણો તારીફ લાયક છે ને ઉમેદ રાખીએછે કે એવો ગુણ તમારા જેવા બીજા ડાકટરોને વધારે પ્રકાશતો માલમ પડે. હવે છેવટે હમો એટલીજ ઉમેદ રાખીએછે કે જાંહાંસુધી તમારી જીંદગી છે તાંહાં સુધી એ નેક કામ પછવાડે તમો તથા તમારા બેશીઓ પોતાનો વખત રોકીને તથા પુરતું ધેઆંન આપીને મશગુલ રેવો ને જેવી શાલેશાઇ તથા નરમ મીજાજ ગરીબ દરદીઓ તરફ બતલાવતા આવેઆ છેઓ તેમ હમેશાં બતલાવતા રેહજો. ખરી નેકી ને મેહનતનો બદલો કદી ખાલી જતો નથી તેમ તમારો બદલો કદીબી ખાલી જનાર નથી. આ નહી તો પેલી જેહાંનમાંથી મલેઆ વગર રેહશે નહી. પાક પરવરદેગારની રેહેમ તમારી ઊપર હોજો.

૨ એ પૂલપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"This bridge at Bhatta was constructed partly at the expense of Mr. Rustomjee Jamsetjee Jejeebhoy of Bombay as a memorial of his late father Sir Jamsetjee Jejeebhoy, the first Baronet, and partly at the expense of the British Government, under the supervision of Lieut. C. Mant, R. E., Exect. Engr., Surat.

| | | | | |
|---|---|---|---|---|
| Donation by Mr. Rustomjee Jamsetjee Jejeebhoy ... | Rs. | 15,010 | 12 | 1 |
| Grant by Government ... ... | „ | 3,803 | 3 | 11 |
| | Rs. | 18,814 | 0 | 0 |

In the Christian year 1867, corresponding with the Yezdezerdee era 1236."

એ પૂલની જગની બાજુપર મરહુમ સર જમશેદજીવાળા જુના પુલની પડી ભાગેલી નીશાંની છે.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૩૦ મી મેએ ૧૮૬૭.

બીમજી ઉમરીગરનાં બેટીનાં ઉકમણાંમાં તેમના ખાવંદ ૩૭૦૦૦) તથા ગાગુ બાઇ રતનબાઈ તે મરહુમ શેઠ હોરમજજી મનચેરજી કામાજીનાં વીધવાએ ૩૨૦૦૦) મલી ૩૯૦૦૦) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૭ મી જુન.

રોજ ૧૮ માહ ૯ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

મરણ—અરદેશર એદલજી શોભા[2]—ઉમર વર્ષ ૭૬) શેઠ એદલજી પેશતનજી રઈઆના દીકરા. એવણ પ્રથમમાં પોતાના મામા શેઠ ખરશેદજી માણેકજી શરાફનાં કંત્રાકટનાં કામોમાં પડેલા હતા. તે બાદ શેઠ ફરામજી બહમનજી શરાફ સાથે વાહણોને ભરના "શીપ ચાંડલરી" ના સામાનની દુકાન ઉઘાડી હતી. ઇ૦ સ૦ ૧૮૪૫ થી એવણે તે દુકાનમાંથી ભાગ છોડી પરચુરણ વ્યાપાર કરવા માડયો હતો.

---

તા૦ ૧૩ મી જુન.

શેઠ એદલજી મનજીભાઇ મોદીને નામદાર સરકારે અમદાવાદ જીલાનાં સુનધા ગામના મુનસફ તરીકે નેમ્યા હતા.[3]

---

તા૦ ૧૫ મી જુન.

રોજ ૨૬ માહ ૯ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

મરણ—ખાનસાહેબ દાદાભાઈ ચાપુરજી[4]—ઉમર વર્ષ (૯) એવણ પેહલવેહલા ઇ૦ સ૦ ૧૮૧૩ માં સુરતની સદર અદાલતમાં એક લખનાર તરીકે રહ્યા હતા. તે પછી વધતાં વધતાં ત્યાંના હેડ-કલાર્ક થયા હતા. ઇ૦ સ૦ ૧૮૩૫ માં એઓ થાણા તથા કોકણ જીલામાં કસટમ ખાતાંના ઇનસ્પેકટર નેમાયા હતા, અને ૧૮૩૭ ના અકટોબર માસમાં એમને સરસ નોકરી બજાવવા માટે સરકાર તરફથી એક સરપાવ ભેટ મલ્યો હતો. તા૦ ૧૪ મી મારચ ૧૮૪૭ ને દીને નામદાર સરકારે એમની નોકરીનાં માન ખાતર "ખાંન સાહેબ" નો એલકાબ આપ્યો હતો. એજ શાલમાં એવણ બીલીમોરાના? સરકારકુન હતા, અને ત્યાંથી તા૦ ૨૭ મી મારચ ૧૮૪૭ થી સુરતની કસટમના ઇનસ્પેકટર તથા ૧૮૪૮ ના નોવેમબર માસથી ઉભ્રણ (કારંજ) ના સરકારકુન નેમાયા હતા. ૪૧) વર્ષ સુધી સરકારી નોકરી બજાવી એવણે ઇ૦ સ૦ ૧૮૫૪ થી પેનશન મેલવી સુખમાં આવી એકાંત જીંદગી ગુજારી હતી. એઓનું મરણ મુંબઈમાં નીપજ્યું હતું.

---

૧ જામે જમશેદ, તા૦ ૭ મી જુન ૧૮૬૭.

૨ શેઠ જાંગીરજી ડોશાભાઈ ફરામના બાપ વા. એવણના બાપ શેઠ પેશતનજી ધનજી રઈઆ આગલા વખતની કુંપનીની પારસી પંચ તથા એક આગેવાન હતા.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૩ મી જુન ૧૮૬૭.

૪ ખાનબહાદર પેશોતનજી દાદાભાઈ રૈતમારવાળાના બાપ વા. એવણના બાપ શેઠ ચાપુરજી પેશોતનજી પ્રથમમાં સુરત ખાતે ઇંગ્રેજ અમલદારોની અને તે બાદ કંપનીના નવાબની ને પોતે હતા.

તા૦ ૨૦ મી જુન.

"નવસારી મધે માહરાંણી વિકટોરીઆનાં નામથી "વિકટોરીઆ ચારીટેબલ ડીસપેનસરી" નામનું ધર્મનું દવાખાંનું ઉઘાડવાને મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટે ૩૭૫૦૦૦) પોતાની હૈયાતીમાં એલાહેદા કાડયા હતા તે મધેથી નવસારી ખાતે કાલીઆવાડીમાં ૩૧૦૩૫૯)ને ખરચે એક ઇમારત બંધાવી બાકીની રકમ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાને માટે સરકારમાં અનામત રાખવામાં આવી હતી, અને તે દવાખાંનું ઇ૦ સ૦ ૧૮૬૨ થી ચાલુ થયું હતું. એ દવાખાંનાંપર નવસારીથી જવાનો રસ્તો ઘણો વીકટ હોવાથી તે આખો રસ્તો પાકો બાંધવાને ડાવેજર લેડી આવાંબાઇએ પોતાના ખાવંદ મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં પુનને સારૂં ૩૧૮૩૭૬) સરકારમાં આપ્યા હતા, અને બાકીના ૩૩૭૬૬) તેમાં સરકારે ઉમેરીને ૩૨૨૧૪૨) ને ખરચે આખો બંધાવી આખે શાલમાં પ્રજાને વાપરવાને ખોલી મુકયો હતો.[5]

---

તા૦ ૨૫ મી જુન.

રોજ ૬ માહ ૧૦ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

મરણ—દોરાબજી કુવરજી માસ્તુ—ઉમર વર્ષ ૬૧) એવણ ઇ૦ સ૦ ૧૮૪૦ થી પોતાના ભાઈ શેઠ ખરશેદજી કુવરજી માસ્તુ તથા વોહરા શમશુદીન શાદુલા સાથે ભાગમાં "દોરાબજી એંડ શમશુદીનની કું૦" નાં નામથી ઇંગ્રેજ બજારમાં મીલીનરીની મોટી દુકાન ચલાવતા હતા. તે બાદ તા૦ ૧૮ મી મેએ ૧૮૪૭ થી ઉપલા બંધે ભાગયાઓથી છુટા પડી પોતાનાં એકલાનાં નામથી નવી દુકાન ઉઘાડી વ્યાપાર ચલાવતા હતા.

---

૫ એ રસ્તાને નાકે નીચે મુજબની તખ્તી ઇંગ્રેજી તથા ગુજરાતીમાં મારવામાં આવીછે :—

"This Road
from the town of Nowsaree
To the Victoria Charitable Dispensary
at Kaliawari
was constructed partly at the expense of
Bye Awabye the Dowager Lady Jejeebhy
of Bombay
as a memorial of her late husband
Sir Jamsetjee Jejeebhoy the First Baronet,
and partly at the expense of the British Government,
under the supervision of Lieut. C. Mant, R. E.
Exec. Engr. Surat and Broach

| | | |
|---|---|---|
| Donation by Awabye the Dowager Lady Jejeebhoy ... ... ... ... ... ... | Rs. | 18,376 |
| Grant by Government ... ... ... ... | " | 3,766 |
| | | 22,142 |

In the Christion year 1867
Corresponding with the Yazdejardee era 1236."

તા૦ ૮ મી જુલાઈ.

રોજ ૧૯ માહ ૧૦ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—શુનાંબાઈ તે રૂસતમજી જમશેદજી જીજી-ભાઈનાં ધણીઆંણી—ઉમર વર્ષ ૪૨) એવણ ઈ૦ સ૦ ૧૮૩૬ માં પરણ્યાં હતાં, અને એક લાયક ભરથારનાં લાયક બાયડી તરીકે પારસી ટોળામાં વખણાયલાં હતાં. પોતાના ભરથારના સારા વખતમાં ગરીબ ગુરબાંઓને આસરો આપવામાં તથા ભરથારની સાથેજ ધણીક સખાવતો કરવામાં એવણ આગલ હતાં. આવા બળાપાના વખતમાં એ બાઈનાં મરણથી એમના ખાવંદ તથા કુટુંબ તરફ માન દેખાડવા માટે સઘળા પારસી દુકાનદારોએ પોતાનો ધંધો રોજગાર એક દાહડો બંધ રાખ્યો હતો, તથા "વડોદરા રેલવેની આફીશનાં સઘળાં ખાતાં મધે ચાકરી કરનારા પારશીઓએ આ કારણ માટે પોતાના વડાને એલતેમાસ કરીને એ આફીશ મધેનાં સઘળા પારશીઓ ગેઇ પરમદીને પોતાની ચાકરી ઉપર ગએઆ નહી હતા, અને તેઓની એલતેમાસ તેઓનાં વડાએ વગર ઢીલે કબુલ રાખી હતી."[૧]

તા૦ ૧૦ મી જુલાઈ.

આજ દીને મરહુમ બાઈ શુનાંબાઈ તે શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈનાં ધણીઆંણીનાં ઉઠમણાંમાં તેમનાં સાસુ બાઈ આવાંબાઈ તે ડાવેજર લેડી જમશેદજી જીજીભાઈએ રૂ૫૫૦૦) પારસી પંચાએતને લગતાં તથા રૂ૧૫૦૦) સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુશનને લગતાં ફંડોમાં મલી રૂ૭૦૦૦) ધર્મ ખાતે આપ્યા હતા.[૨]

તા૦ ૧૧ મી જુલાઈ.

સુરત જીલ્લાનાં કાલીઆવાડી ગામના મામલતદાર શેઠ રૂસતમજી ફરામજી કાલાપેશીનાંને અમદાવાદ જીલ્લાનાં ગોધા ગામના મામલતદાર તરીકે નામદાર સરકારે નેમી, બીજા વર્ગના માજીસ્ટ્રેટની સતા આપી હતી.[૩]

તા૦ ૨૪ મી જુલાઈ.

મુંબઇની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટ નીકલ્યા પછી પેહલ વેહલો મુકદમો શેઠ રૂસતમજી ફરામજી ધાતીગરા નામના એક પારસીએ પોતાની ધણીઆંણી બાઇ પીરોજબાઇ સાંમે રાહતવાતની ફરીઆદીનો માંડયો હતો અને તે સાંભલી ગઇ તા૦ ૧૯ મી જાનેવારીએ તે બાઇને પોતાના ભરથારને ઘર જવાનો નામદાર જડજે હુકમ કીધો હતો, પણ તે હુકમ પ્રમાણે તે બાઇ ફકત એક પખવાડીઉં પોતાના ખાવંદ સાથે રહી પોતાના બાપને ઘેર પાછી જતી રેહવાથી મજકુર રૂસ-તમજીએ તે બાઈ પર માટરીમોનીઅલ કોરટના હુકમને અપ-માંન આપવાનો વાંક મેલી પોલીસ કોરટમાં ઉભી કીધી હતી, જ્યાં ત્રિજા માજીસ્ટ્રેટ શેઠ ડાશાભાઇ ફરામજી કરાકાએ તા૦ ૨૨ મી આપરેલ ૧૮૬૭ ને દીને ચુકાદો આપ્યો કે ઉપર જણાવેલાં માટરીમોનીઅલ કોરટનાં હોકમનામાંને તાબે નહિ થવાના વાંકની તપાસ કરવાનું કામ જે અસલ કોરટે તે હોકમનામું કીધું હોય તે કોરટનુંજછે, માજીસ્ટ્રેટનો તે પર અમલ નથી. આ ઉપરથી વળી વાદીની તરફથી એવી કીશમનો મુકદમો માજીસ્ટ્રેટોથી સાંભલી શકાએ કે નહિ તે જાણવા માટે હાઇ કોરટને અરજ કીધી હતી, જેનો ફડચો નામદાર જડજો સર જોસફ આરનોલડ અને સર એમ. આર. વેસટરાપે કીધો કે શેઠ ડાશાભાઇ માજીસ્ટ્રેટનો મજકુર ચુકાદો વાજબી અને વાંધા વગરનોછે, માટે વાદીએ એ મુકદમો પાછો માટરીમોનીઅલ કોરટમાંજ લઇ જાવો. એ પછી પરતીવાદી પીરોજબાઇએ તુરતજ માટરીમોનીઅલ કોરટમાં અરજ કીધી કે તેણી પોતાના ભરથારને ત્યાં જઈ રેહવા પછી આજારી પડી, અને ત્યાં તેણીની બરાબર દવા દારૂ કીધી નહી, તથા તેણીની જનસ પાછી આપી નહિ અને માર માર્યો તેથી તેણીને તેનાં માબાપને ઘર રેહવાનો હોકમ કરવો. આ મુકદમો વળી નામદાર જસટીસ ટકર અને ૧૧ ડેલીગેટોની હજુરમાં ૭ દિવસ સુધી સાંભલ્યા બાદ બાઇએ પોતાના ખાવંદ પર મેલેલા આરોપો પુરવાર ન થવાથી તે ઉડાડી નાખવામાં આવ્યો હતો. જે પછી રૂસતમજી તરફથી પાછી ઉપર જણાવેલી કોરટનાં પેહલાં હોકમનામાંને બાઇએ તાબે નહિ થવાના વાંક બાબે અરજી કીધી હતી જે સાંભલીઆ પછી નામદાર જડજે આજ દીને જણાવ્યું કે ભરથારે જ્યારે આટલું બધું કર્યુંછે ત્યારે તો ૭ માસ સુધી ખાંમોસી પકડવી જોઇએ કાંકે બાઈની તરફના ડાકટરોએ જણાવ્યુ છે કે હાલ તે આજારીછે, પણ એટલી મુદત બાઇએ મુંબઇમાંજ રેહવા માટે રૂ૨૦૦૦)નો હાથમચકડો તથા રૂ૨૦૦૦)ના જામીન એક અઠવાડીઆંમાં કોરટને આપવા, નહિતો તે આજારી છતાં ભરથારને ઘેર જવાનો એકદમ હોકમ કીધામાં આવશે.[૪]

૧ જામે જમશેદ, તા૦ ૧૧ મી જુલાઈ ૧૮૬૭.

૨ જામે જમશેદ, તા૦ ૧૧ મી જુન ૧૮૬૮.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૧ મી જુલાઇ ૧૮૬૭.

૪ જામે જમશેદ, તા૦ ૨૫ મી જુલાઇ ૧૮૬૭.

ઉપલી ૭ માસની મુદત પુરી થવા પછી પણ પીરોજ-બાઇએ ભરથારને ઘેર જવાની ના પાડવાથી ભરથાર તરફથી પાછી માટરીમોનીઅલ કોરટમાં જડજ મી૦ ટકરને તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૬૮ ને દીને અરજ કરવામાં આવી હતી, જે વેળાએ બાઇની તરફથી જણાવવામાં આવ્યું હતુ કે તેણીને હીસટીરીઆનો મરજછે, અને ભરથારની હાલત ગરીબ હોવાને લીધે તેનાથી તેણીની બરાબર ગાવજત થાઈ શકે નહિ, માટે બીજા ૭ માસની મુદત આપવી. નામદાર જડજે જણાવ્યું કે તેણીને જે ૭ માસની મુદત આગલ આપવામાં આવી હતી તે ફકત મેહરબાંનીની તરીકે હતી. તેના ભરથારને તેણીને પોતાને ઘેર રાખવાનો હક છે, અને તેનાં સુખ દુખનો સાથી પણ તેજછે, માટે બાઇએ તેને ઘેર જવું. બાઇ તરફથી જણાવવામાં આવ્યું કે પારસી કાએદા મુજબ જો એકજ વેળાએ એક માસ કેદ રાખી રૂ૨૦૦) નો દંડ લઇ તેણીનો

તા૦ ૩૧ મી જુલાઈ.

રોજ ૧૨ માહ ૧૨ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

મરણ—દાદાભાઈ નશરવાંનજી કામાજી—ઉમર વર્ષ (૦) શેઠ નશરવાંનજી મનચેરજી કામાજીના વડા દીકરા. એવણ પ્રથમમા શેઠ ડાબાભાઈ હોરમજજી ડાક્તાડીની સાથે ચીન ગયા હતા. તે પછી અત્રે આવી થોડોક વ્યાપાર ચલાવી એકાંતપણે જીંદગી ગુજારી હતી.

---

તા૦ ૨ જી આગષ્ટ.

રોજ ૧૪ માહ ૧૨ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ મેહેરબાઈ તે શેઠ દોરાબજી નશરવાંનજી કામાજીનાં ધણીઆણીનાં પાછલી રાતનાં ઉઠમણાંમાં તેમના ખાવંદે રૂ૧૦૦૦) તથા દીકરા શેઠ હોરમજજી દોરાબજી કામાજીએ રૂ૫૦૦) મળી રૂ૧૫૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૩ જી આગષ્ટ.

આજ દીને મરહુમ શેઠ દાદાભાઈ નશરવાંનજી કામાજીનાં પાછલી રાતનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી રૂ૧૨૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

---

તા૦ ૫ મી આગષ્ટ.

શેઠ પેશતનજી રતનજી કોહદાએ લંડન મધે હિંદુસ્થાનમાં કારખાંનાં તથા સાંચાથી ઉદ્યોગનો ફેલાવો કરવા વિષે ઈંગ્રેજીમાં ૩૫૦ સફાનું એક મોટું પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[3] એ પુસ્તકમાં હિંદુસ્થાનની જુદી જુદી મોટી ખુદરતી પેદાશો, તેમની ખેતીવાડી, અને તેમને લગતાં કારખાંનાં તથા સાંચાઓનો ઘણોજ વીગતવાર હેવાલ તેમના નકશા તથા ચીતારો તેમજ આંકડા અને હીસાબોથી ભરી અને અમલમાં આવે એવી બીનાઓ સાથે આપેલો છે.

---

તા૦ ૧૦ મી આગષ્ટ.

રોજ ૨૨ માહ ૧૧ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ બેહરામજી ખરશેદજી બંગાલીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી રૂ૫૦૦) તથા બીજાઓએ રૂ૧૫૦) મળી રૂ૬૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

---

તા૦ ૧૭ મી આગષ્ટ.

રોજ ૨૯ માહ ૧૧ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ એદલજી નશરવાંનજી મીસ્તરી (ભરુથા) નાં ઉઠમણાંમાં તેવણના ભાઈ શેઠ દોરાબજી નશરવાંનજી મીસ્તરીએ રૂ૫૦૦) તથા બીજાં બેહદીનોએ રૂ૧૯૫) મળી રૂ૬૯૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[5]

---

તા૦ ૧૮ મી આગષ્ટ.

સુરત મધે રૂસ્તમપરામાં એક રીડીંગ રૂમ સ્થાપવા માટે ત્યાંના જરથોસ્તીઓની એક સભા આજ દીને મળી હતી. સરનશીનની ખુરસી દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબપાલણ-નાને આપવા બાદ "ધી રૂસ્તમપરા જરથોસ્તી રીડીંગ રૂમ" સ્થાપવાનો ઠેરાવ થયો તથા તેના ખજાનચી તરીકે સરનશીનને નેમ્યા, અને એ લતાના ગરીબ જરથોસ્તીઓને વાંચવાનો માહાવરો નહિ હોવાથી કેટલાક જવાંનીયાઓએ પોતાની ફુરસદે ત્યાં આવી લોકોને વાંચી સંભળાવવાનું માથે લીધું હતું.[6]

---

નીશાન ફીરવામાં આવતો હોય તો બધારને પર જવા કરતાં ફૈજાનેનું ફળ ખમવાને તેણી તૈયારછે. નામદાર જડજે જણાવ્યું કે ફીરકનો હોકમ તોડવાને બદલે જેમની સજા કરવામા આવશે, અને તે લોકમીઆ પછીથી જો તે બધારને પેર જવાનો ફીરકનો હોકમ તોડશે તો જેટલીવાર તે તે કરશે તેટલીવાર તેને ફરી સજા થશે, પણ તે બીજો વિચાર કરવાની હમણા જરૂર નથી. હાલમાં તો તેણીને આજથી બાર દીવસમા બધારને પેર જવાનો હોકમ કરવામાં આવેછે. ફેર પછી પીરોજબાઈ અને તે તા૦ ૨૭ મી ડીસેંબરે પોતાના

૪ મુંબઈની પારસી પંચાતનાં ફંડના સવંત ૧૯૨૪ ના હીસાબની ચોપડી.

૫ મુંબઈની પારસી પંચાતનાં ફંડના સવંત ૧૯૨૪ ના હીસાબની ચોપડી.

૬ ગુજરાત મિત્ર, તા૦ ૨૫ મી આગષ્ટ ૧૮૬૭.

આ રીડીંગ રૂમને માટે શેઠ અરદેશીર બારજી રતનજી ગોલાએ પોતાનું મકાન ૧૭ વર્ષ લગીને ઈ૦ સ૦ ૧૮૮૪ સુધી ફુકત વાપરવા આપ્યું હતું, તથા શેઠ પેશતનજી નશરવાંનજી સીરવાઈએ રીડીંગ રૂમને માટે ફરનીચર લેવાને રૂ૨૦૦) પ્રથમમાં ભેટ આપ્યા હતા.

આ રીડીંગ રૂમના સરનશીન તથા ખજાનચી તરીકે પ્રથમથી તે ઈ૦ સ૦ ૧૮૭૨ માં પોતાના મરણ સુધી દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબપાલણના, અને ૧૮૭૨ થી તે આજ સુધી દસ્તુર દારાબજી ખુરશેદજી દારાબપાલણના D. સેક્રેટરી તરીકે પ્રથમથી તે ૧૮૬૯ સુધી શેઠ એદલજી બરજોરજી પટેલ, ૧૮૬૯ થી તે ૧૮૭૨ સુધી શેઠ પાલણજી બાપુજી ઘેલા, ૧૮૭૨ થી તે ૧૮૭૪ સુધી શેઠ હોરમજજી નશરવાંનજી ગોરવાલા, ૧૮૭૮ થી તે ૧૮૭૮ સુધી બાબા

તા૦ ૧૯ મી આગશ્ટ.

શેઠ બેહરાંમજી કાવશજી માદીએ યજદજરદી ૧૨૩૭ નાં ચાલતું પારસી કાલેનડર છપાને પારસીઓને લગતી ખીનાનું ગુજરાતીમાં એક પંચાંગ પોતાનાં "દાદી પ્રેસ"માંથી બાહેર પાડયું હતું.[1]

તા૦ ૨૦ મી આગશ્ટ.

શેઠ રૂસ્તમ ગેસ્તાસ્પ ઇરાંનીએ "રૂસ્તમી ગાયન" નામનું ગાયણનું એક ચોપાનયું રચી પ્રગટ કીધું હતું.[2]

તા૦ ૨૧ મી આગશ્ટ.

શેઠ બેહરાંમજી પેશતનજી ઉનવાલાએ સઘળી જાતનાં ગાએનોનો સંગ્રહ કરી તેની એક મોટી ચોપડી "ગાએને દેલચમંન" નાં નામથી છપાવી પ્રગટ કીધી હતી.[3]

તા૦ ૨૯ મી આગશ્ટ.

શેઠ મેહરજીભાઇ બાપુજી વીકાજીને આતરેની કસ્ટમના બીજા વર્ગના કામચલાઉ આસીસ્ટંટ કમીશનર તથા બેડાના સદર અમીન ખાંનસાહેબ દીનશાહજી પેશુતનજી દસ્તુર કામદીનને અમદાવાદના કામચલાઉ પ્રીનસીપાલ સદર અમીન તરીકે સરકારે નેમ્યા હતા.[4]

તા૦ ૧ લી સપટેમબર.

શેઠ રૂસતમજી અરદેશર વાડીઆને નામદાર સરકારે આતરેની ગોદીના આસીસ્ટંટ માસટર બીલડર નેમ્યા હતા.[5]

તા૦ ૯ મી સપટેમબર.

રોજ ૨૨ માહ ૧૨ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

મરણ—ધનજીભાઇ મેહરવાંનજી વાડીઆ[6]—ઉમર વર્ષ ૫૭) શેઠ મેહરવાંનજી હીરજીભાઇ વાડીઆના બીજા દીકરા. એવણ પ્રથમમાં મી૦ જાન ઉલરની કંપનીમાં ૨૦) વર્ષ સુધી ગોડાઊનકીપર હતા. તે પછી પોતાના ભાઇઓની સાથે ઇ૦ સ૦ ૧૮૫૫ થી "કાવશજીભાઇ મેહરવાંનજી કં૦" નાં નામથી ચાલતી પેહડીના એક ભાગયા થયા હતા. એ પેહડી અમેરીકાની સરકારની પણ આડત ચલાવતી હતી.

તા૦ ૧૧ મી સપટેમબર.

રોજ ૨૪ માહ ૧૨ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ નવાજબાઇ તે શેઠ બરજોરજી નવરોજજી દાદીબરજોરનાં પેહલીવારનાં ધણીઆંની અને શેઠ ફરામજી નવરોજજી બેખુ અથવા બાઇસાહેબનાં બેટીનાં ઉઠમણાંમાં તેમના બાવાએ રૂ૨૭૫) તથા મામાઓ મરહુમ શેઠ એદલજી ફરામજી આલબલેસના સાહેબજાદાઓએ રૂ૩૭૫) અને બીજા શેઠીઓએ રૂ૩૦) મલી રૂ૬૮૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[7]

તા૦ ૨૩ મી સપટેમબર.

રોજ ૧ માહા ૧ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

મરણ—હોરમજજી રૂસતમજી કરાકા[8]—ઉમર વર્ષ ૬૪) શેઠ રૂસતમજી બેહરાંમજી કરાકાના દીકરા. એવણે ૩૫) વર્ષ સુધી ગુજરાત મધે કમીશરીએટ ખાતાંમાં નોકરી કરી હતી.

---

શેઠ એદલજી બરજોરજી પટેલ, અને ૧૮૭૮ થી તે અત્યાર સુધી શેઠ શેરાબજી હોરમજજી મોદી બેલીફ છે.

એ લાઇબ્રેરીનું નામ ઇ૦ સ૦ ૧૮૭૨ માં દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબપાલણનાં ઉઠમણાંમાં "રૂસ્તમપરા દસ્તુર ખુરશેદ લાઇબ્રેરી" કરી રાખવાનો ઠેડાવ થયો હતો, અને તે મુજબ હજુ સુધી એ નામથી તે ચાલેછે. વળી ઇ૦ સ૦ ૧૮૮૪ થી સુરત મ્યુનીસીપાલીટી તરફથી એ લાઇબ્રેરીને દર શાલ રૂ૧૨૦) ગ્રાંટ-ઇન-એડ તરીકે મલેછે. એ ઉપરાંત એ લાઇબ્રેરીને માટે ઇ૦ સ૦ ૧૮૮૬ માં રૂસ્તમપરામાં એક મકાન રૂ૧૫૦૭—૩—૯ ખરચી બંધાવ્યુંછે, અને તે રકમ ખજાંનચી દસ્તુર દારાબજી ખુરશેદજીએ વગર વ્યાજે ધીરી હતી, અને તે દર વર્ષે લાઇબ્રેરીને મલતી ગ્રાંટમાંથી ખાંચે ખાંચે આપતાં ૧૮૯૩ ના મારચ માસની આખરી સુધી તેમના રૂ૮૧૭—૫—૩ લાઇબ્રેરીપર નીકળતા હતા. એ લાઇબ્રેરીની પુંજી ઘણી નાબલી છપાને તા૦ ૩૧ મી મારચ ૧૮૯૩ સુધી ફકત રૂ૪૦૦) ને આસરેની હતી.

[1] "પારશી કેલ્આલંડર. પેહેલીવાર છપાઇ બાહેર પડીઊંછે. તેમો કદમી તથા શેહેનશાહી પારશીઓનાં રોજ, માહા, જશનો, તથા ધહમબારોનો બોલાશો અને એ વતરોગે લગન તથા તલાકને લગતા ધારા વીગરે દાખલ કીધુંછે. બનાવનાર, બેહેરાંમજી કાવશજી. મુબઇ મધે દાદી પરેશમો છાપીઊંછે. સને ૧૨૩૭ ઇઅજદજરદી. સને ૧૮૬૭ ઇસવી."

એ કાલેનડર લાગત પાંચ વર્ષ સુધી દર શાલ પ્રગટ થયું હતું.

[2] "રૂસ્તમી ગાયન, આઅેા. કર્તા, રૂસ્તમ ઇરાની. મુંબઇ, યુનિયન પ્રેસ; ૧૮૬૭."

[3] "ગાએને દેલ ચમંન. એયે નાંમની શરવે જાતનાં ગાએનોની ચોપડી. તેહેમો ગજલો, રેખતાવો, તથા શંગંજી જાતનાં કબીરી ગાએનો, તથા પદો તથા (૧૭) તરેહનાં ગણાંજ દીલને ખુશ કરનારાં ગાએનો તેહેમો (બીઆલો) (તપાવો) (ઘુમરીઓ) (ધુરપદો) (તીલાંણુંવો) તથા શંગજી મલીને ૨૫૯ (હોરીઓ) તથા શંગલાં મલારીનાં ગાએનો, તથા કલગીર તોદાનાં ઊરદુ ગાએનો, એ શરવેનો શંગરહ કીને આએ એકજ ચોપડી મધે દાખલ કરીઊંછે. પેહેલીવાર. અંગરેજી તથા ગુજરાતી "જાબ પરીનટીગ" છાપાખાણાંગો છાપીછે. શને ૧૮૬૭."

[4] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૯ મી આગશ્ટ ૧૮૬૭.

[5] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૩ જી અકટોબર ૧૮૬૭.

[6] મરહુમ ખાંનબાહદુર જમશેદજી ધનજીભાઇ વાડીઆ અને શેઠ શેરાબજી ધનજીભાઇ વાડીઆના બાવા.

[7] મુંબઇની પારશી પંચાતનાં ફંડના સવંત ૧૯૨૪ ના હીસાબની ચોપડી.

[8] મરહુમ શેઠો દીનશાહ અને બેહરાંમજી તથા ખાંન બાહદુર ધનજીશાહ હોરમજજી કરાકાના બાવા.

ખરશેદજી કેરાંવાલા સાથે "નશરવાંનજી એંડ રતનજી" નાં નામથી ઇંગ્રેજ બજારમાં વીલાયતી અશબાબ તથા દારૂકામની મોટી દુકાંન ચલાવતા હતાં. તે બાદ ઇ૦ સ૦ ૧૮૩૧ માં શેઠ નશરવાંનજીનાં મરણથી એવણે એખલાએ તે દુકાંન ઇ૦ સ૦ ૧૮૫૭ સુધી ચલાવી હતી. અતરેના ઇંગ્રેજ તથા દેશી વ્યાપારીઓમાં એવણ ઘણા જાણીતા હતા, તથા પ્રજા ઉપયોગી કામોમાં ઘણીવાર આગેવાંની લેતા હતા. ઇ૦ સ૦ ૧૮૩૯ માં મુંબઇ મધે. પાણીની ટીપણી ચાલ્યાથી એવણે પોતાને ખરચે પવનચકીનાં મેદાનમાં એક કુવો બંધાવી પ્રજાને વાપડવાને ખોલો મુકયો હતો. ઇ૦ સ૦ ૧૮૫૧ નાં મુંબઇનાં મુસલમાંનોનાં હુલડ વેળાએ એવણે પારસીઓની તરફથી દાદખાહીને માટે ઘણીક મેહનત કીધી. ખેતવાડી મધેની પોતાની એક મોટી વાડી એવણ સર્વે જરથોસ્તીઓને સરઆવસરે મુફત વાપડવાને આપતા હતા. એવણ થોડીક મુદત થાઇ પુણે રેહવાને ગયા હતા, અને ત્યાંજ એમનું મરણ નીપજયું હતું.

---

તા૦ ૨૫ મી અકટોબર.

પેહલવી ભાષાનાં અધુરી હાલતમાં રહી ગયલાં પુસ્તકોને સુધારી તથા ગોઠવીને છપાવવાનું કામ મુંબઇની સરકારે ગયાં વર્ષમાં ડાકટર મારટીન હાઉગની ભલામણ ઉપરથી પુણાંવાલા દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાને સોંપ્યું હતું, તેવણે તૈયાર કરેલી "જંદ–પેહલવી ગ્લોસરી" તેનાં અસલ શબ્દો, ઇંગ્રેજી તરજુમો વગેરે સાથે મુંબઇની સરકારને ખરચે ડાકટર હાઉગની તપાસ હેઠલ જરમની મધે છપાઇ પ્રગટ થાઇ હતી.[1]

---

તા૦ ૮ મી નવેમબર.

રોજ ૧૭ માહ ૨ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

આજ દીને મરહુમ્ શેઠ હોરમજજી બહેમનજી વાડીઆ-વાલાં આતશબેહરાંમની શાલગરેહનાં જશનની મીજલસમાં દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ "બંદગી કોણને માટે કરવી જોઇએ" એ બાબદ ઉપર એક વાએજ કરી સંભલાવી હતી.[2]

---

તા૦ ૮ મી નવેમબર.

મુંબઇ મધે ગીરગાંમના રસ્તા ઉપર ગઈ તા૦ ૨૮ મી અકટોબરે શેઠ પેશતનજી નશરવાંનજી વાડીઆનાં લગનનું સાજન જતું હતું તેમાં ચાલતા કેટલાક મરદ અને ઓરતો ઉપર અતરેની હાઇ કોરટના એક વકીલ મી૦ લાંગલીએ પોતાની ગારીમાંથી ચાબકા માર્યા અને ગાડી જોશથી હંકારી ગયો. આ ઉપરથી તેની પુઠે ત્રણ ચાર પારસીઓએ દોડી ગાડીપર ચઢી જઇ તેનું નામ મેલવ્યું, અને પોલીસ કોરટમાં વડા માજીસ્ત્રેટ મી૦ જાન કાનનની હજુરમાં બાઇ જરબાઇ તે શેઠ ડોશાભાઈ નશરવાંનજી વાડીઆનાં ધણીઆંની અને શેઠ પેશતનજી મનચેરજીની તરફથી શેઠ હોરમજજી દાદાભાઈ પલીડરે તેની સાંમે ફરીઆદી માંડી હતી, જે મુકદમો આજ દીને નીકલતાં મી૦ લાંગલીએ નીચે મુજબ માફીપત્ર લખી આપવાથી તે કબુલ કરી મુકદમો કાઢી નાખવામાં આવ્યો હતો :—"કામચલાઉ વડા માજીસ્ત્રેટની હજુરમાં મારી ઉપર સમન કાઢીઆમાં આવ્યોછે તે વિષે એવું જણાવીઆમાં આવેછે કે જે બનાવ ઉપરથી આ સમન મેલવ્યામાં આવ્યોછે તે બનાવ વિષે હું મારી તરફથી અતી ઘણી દલગીરી બતાઉંછું, અને વધારે દલગીરી એટલા માટે બતાઉંછું કે તે સાજનમાં પારસી બાનુઓ હતી."[3]

---

તા૦ ૯ મી નવેમબર.

પુણાંની જેલમાં પારસી બંધવાઓનાં દીલપર શુદરેહ કુશતી નહિ રાખવાથી તે બાબેની ફરીઆદનો એક પત્ર જામે જમશેદના રીપોરટર એ૦ પેશતનજી કાવશજી રબાડીએ ગઈ તા૦ ૭ મી અકટોબરે મુંબઇના નામદાર ગવરનર સર સેમોર ફીટ્ઝજરાલડ ઉપર લખી એ બાબે તે નામદારનું ધીઆંન ખેંચ્યું હતું. એ પત્રના જવાબમાં તે નામદાર તરફથી સરકારના અંદર શેક્રેટરીએ એ૦ પેશતનજીને લખી જણાવ્યું કે બંદીખાંનાંઓના ઇનસ્પેકટર જનરલે પુણાંની જેલના શુપરીંટેંડંટનું જેલના કાએદાઓની સરતો ઉપર ધીઆંન ખેંચીને પારસી બંધવાઓને તેઓને પોતાને ખરચે શુદરેહ કુશતી પેહરવા દેવાની રજા આપીછે.[4]

---

તા૦ ૧૩ મી નવેમબર.

શીંગાપોરના એક જાણીતા પારસી વ્યાપારી શેઠ ખરશેદજી પેશતનજી લાલાને સાએમની સરકારે શીંગાપોર ખાતેના પોતાના આડતીઆ નેમી, તેમના ઉપર એક કીમતી સરપાવ અને સોનાંનો ચાંદ ભેટ મોકલ્યો, તથા તેમને "ફલંગપરાજ ધરમબરીજ" એટલે "ધર્માતુ અને ઉદાર ખવાસનો વ્યાપારી" એવો ખેતાબ આપ્યો હતો.[5]

---

1 "An old Zand-Pahlavi Glossary. Edited in the original characters with a transliteration in Roman letters, an English translation and an alphabetical Index. By Destur Hoshengji Jamaspji, High Priest of the Parsis in Malwa, India. Revised with notes and introduction by Martin Haug, Ph. D. Published by order of the Government of Bombay. 1867. Stuttgart, printed at the K. Hofbuchdruckerei zu Guttenberg (Carl Gruninger)."

૨ મુંબઇ સમાચાર, તા૦ ૮ મી નવેમબર ૧૮૬૭.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૯ મી નવેમબર ૧૮૬૭

આ માફી પત્રના ઇંગ્રેજી શબ્દો નિચે મુજબછે :—

"With reference to the summonses taken out against me before the acting chief Magistrate, I have to express my extreme regret for the occurrences which led to the issuing of the summonses, and extreme regret that there were ladies in the procession. You are at liberty to make any use of this you please."

૪ જામે જમશેદ, તા૦ ૧૪ મી નવેમબર ૧૮૬૭.

૫ જામે જમશેદ, તા૦ ૧૯ મી નવેમબર ૧૮૬૭.

### તા૦ ૧૫ મી નવેમબર.

મુંબઇ મધે ગીરગાંમના રસ્તા ઉપર આઇસ બનાવવાનું એક કારખાંનું ઉભું કરવામાં આવ્યું હતું, તેનું બાઇલર આજ રોજે સવારના ૯ કલાકે એકદમ ફાટી જવાથી ત્રણ માણસો મરણ પામ્યાં હતાં, અને ૪ ઘાએલ થયાં હતાં, તથા રસ્તેથી જતા કેટલાક રાહદારીઓને પણ ઇજા થઇ હતી. મરણ પામેલાઓમાં એક પારસી—તે એ ફેકટરીના સેલસ-મેન શેઠ હોરમજજી બહમનજી કાકા પણ હતા. એઓની લાશપર બેસેલી જુરીએ ઘણાક શાક્ષીઓ લઇ તા૦ ૨૬ મી નવેમબરે એવો અભીપ્રાય આપ્યો કે બાઇલરનું લોઢાંકામ ઘણું હલકું હોવાને લીધે તે ફાટી ગયું હતું. આ બનાવ મુંબઇમાં પેહલવેહલોજ બનવાથી લોકોમાં મોટો ધભરાત ઉપજ્યો હતો.[1]

### તા૦ ૧૬ મી નવેમબર.

ઇંગલાંડ મધે પ્રગટ થતાં "ઇલસ્ત્રેટેડ ટાઇમસ" નામનાં અઠવાડીક પત્રના આજની તેરીખના આંકમાં મુંબઇવાલા શેઠ માણેકજી ખરશેદજી સરાફની એક સુંદર તસવીર તથા તેમની જીંદગીનો થોડોક હેવાલ છપાઇ પ્રગટ થયો હતો.

### તા૦ ૧૮ મી નવેમબર.

શેઠ દાદાભાઇ જમશેદજી મીરજાંએ વીઆજ તથા પગાર ગણવાના કોઠાની એક ચોપડી છપાવી પ્રગટ કીધી હતી.[2]

### તા૦ ૨૦ મી નવેમબર.

પારીસ મધે આએ સાલ ભરાએલાં દેશ પ્રદેશનાં મોટાં પ્રદર્શણમાં મુંબઇવાલા યુનિયન પ્રેસના માનેજીંગ પ્રોપ્રાએટર શેઠ નાનાભાઈ રૂસતમજી રાંણીનાને તથા દફતર આશકારા છાપખાંનાના માલેકો મેસરસ બેહરાંમજી ફરદુનજી (મરજ-બાંન) ની કુંપનીને તેમનાં ઇંગ્રેજી, ગુજરાતી, મરાઠી, અને બીજી ભાશાઓમાં સરસ ચોપડી છાપાંનીઆંની છપાઇને માટે કાંસાના ચાંદો ઇનામમાં મલ્યા હતા; તેમજ ઇંગ્રેજ બખતરવાલા મેસરસ નવરોજજી શાપુરજીની કુંપનીને તેમનાં સરસ ફરનીચર માટે, અને કાવસજી મનચેરજી, ફરાંમજી હીરજીભાઈ અને જમશેદજી હીરજીભાઇને તેમના કારીગરીના પરચુરણ સામાન માટે "હાનરેબલ મેનશન" એટલે શાબાશી મલી હતી.[3]

### તા૦ ૨૧ મી નવેમબર.

મુંબઇની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના ત્રણ ડેલીગેટો શેઠો અરદેસર હોરમજજી વાડીઆ, બહમનજી જીજીભાઇ, અને કાવસજી જાંગીરજી રેડીમનીએ પોતાના ઓહદા છોડવાથી તથા શેઠ માણેકજી ખરશેદજી સરાફ ઇંગલાંડ જવાથી તેમની જગોપર શેઠો ખરશેદજી ફરદુનજી પારખ, દાદાભાઈ રૂસતમજી બનાજી, એદલજી રૂસતમજી રીપોરટર, અને પેશતનજી નવરોજજી પોંહચાને સરકારે નેમ્યા હતા.

એજ મુજબ એ કોરટના ડેલીગેટો તરીકે નીચલા ૧૦) પારસી ગ્રહસ્થોને સરકારે વધારયા હતા:—

શેઠો અરદેસર ફરાંમજી મુસ, ખરશેદજી રૂસતમજી કામાજી, ધનજીભાઇ ફરાંમજી પટેલ, હોમજી ખરશેદજી દાદીશેઠ, દાદાભાઇ હોરમજજી પંથકી થાંણેવાલા, રૂસતમજી કાવસજી વકીલ થાંણેવાલા, દોરાબજી બાલાભાઇ કલીઆંણીવાલા, મે૦ દોરાબજી રૂસતમજી ગંજાણા કલીઆંણીવાલા, એદલજી હીરજીભાઇ તારાપોરવાલા, જાંગીરજી દાદાભાઈ તારાપોરવાલા.[4]

### તા૦ ૨૫ મી નવેમબર.

જરમનીવાલા ડાકટર ફ્રેડરીક સ્પીગલે અસલી બેકટ્રી-અન ભાષાનું વ્યાકરણ ગાથાની જબાંન વિષે એક વધારા સાથે છપાવી પ્રગટ કીધું હતું.[5]

### તા૦ ૨૬ મી નવેમબર.

### રોજ ૫ માહ ૩ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—નવરોજજી રૂસતમજી લારડ[6]—ઉમર વર્ષ ૫૦) શેઠ રૂસતમજી એદલજી લારડના વડા દીકરા. એવણે ઇ૦ સ૦ ૧૮૪૦ માં શેઠ મેહરવાંનજી હોરમજજી મેહતા સાથે ઇંગ્રેજી અને ગુજરાતી શીખનારાઓને મદદકારી પુસ્તક કે જેની તે વેળાએ દેશીઓમાં ઘણી અગત હતી તે રચી પ્રગટ કીધું હતું. એ પછી ઇ૦ સ૦ ૧૮૪૬ તથા ૧૮૪૭ માં "મુંબઈ વરતમાંન" નામનું એક અઠવાડીક પત્ર એજ ગ્રહસ્થ સાથે પરસરતાવ્યું હતું. એ બાદ ઇ૦ સ૦ ૧૮૪૯ થી મેસરસ વાલિસ તથા તે પછી મેસરસ ફરાંમજી સાંડસની કુંપનીમાં આસીસટંટ રહ્યા હતા. ઇ૦ સ૦ ૧૮૫૧ ના આપરેલ માસમાં એવણે છોકરીઓને કેળવણી આપવા માટે એક ભાષાણ કીધું હતું, તથા એજ સાલના જુન માસમાં બાહેરકોટની સર જમશેદજી જીજીભાઇવાલી છોકરીઓની નિશાળના થોડાંક સુધી ઉસ્તી પણ હતા. ઇ૦ સ૦ ૧૮૫૩—૫૪ માં

1 જામે જમશેદ, તા૦ ૨૬ અને ૨૭ મી નવેમબર ૧૮૬૭.

2 "વીઆજ તથા પગાર ગણવાની ચોપડી. બનાવનાર, દાદાભાઈ જમશેદજી. મુંબઇ બોંબે યુનીવરસીટી પ્રેસમાં નવરોજજી રાંણજીને છાપીઓ. સને ૧૮૬૭."

3 ટાઇમસ ઓફ ઇંડીઆ, ૨૨ મી નવેમબર ૧૮૬૭.

4 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૧ મી નવેમબર ૧૮૬૭.

5 "Grammatik der Altbaktrischen Sprache nebst einem Anhange über den Gâthâdialekt. von, Friedrich Spiegel. Leipzig 1867."

6 શેઠ હોરમજજી નવરોજજી લારડના બાવા.

એવણે કોટનાં ધર્મનાં ધર્માખાંનાના હાનરરી શેક્રેટરી તરીકે કામ ચલાવ્યું હતું. ૧૮૫૫ માં એવણે રાહનુમાએ માઝદીઅસનાં સભાના સંબંધમાં "માઝદીઅસની દીનના અથીરતાંન તથા બેહદીન લોકોની ફરજ" બાબે એક નીબંધ વાંચયો હતો. આપણા લોકોની રાહરસમથી એવણ સારી રીતે માહીતગાર ગણાતા હતા.

---

તા૦ ૨૭ મી નવેમબર.

હિંદુસ્થાનના નામદાર ગવરનર જનરલની કૌનસલે બંગાલાની સરકારની ભલાંમણ ઉપરથી આખાં હિંદુસ્થાંનમાં એક સરખાં તોલ અને માપ મુકરર કરવાનું બની શકે કે નહિ તે વિષે રીપોર્ટ કરવાને ૨ ઇંગ્રેજ, ૨ બાબુ, અને ૧ પારસી—શેઠ માણેકજી રૂસતમજી બનાજી, ની કમીટી મુકરર કીધી હતી.[1]

---

તા૦ ૧ લી ડીશેમબર.

શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇએ ઈ૦ સ૦ ૧૮૬૪ માં વડોદરાની કાંપ મધે ઇંગ્રેજી સ્કુલને સારૂં એક મકાન બંધાવવા માટે રૂ૫૦૦૦) આપ્યા હતા, તેમાં બીજી એટલીજ રકમ ઇંગ્રેજ સરકારે ઉમેરી તે મકાન બંધાવી આએ માસથી ખોલ્લું મુકયું હતું.[2]

---

તા૦ ૧૦ મી ડીશેમબર.

શેઠ ખરશેદજી નશરવાંનજી પેશતનજી વાડીઆએ "હેકાયાતે દીલપસંદ" નામની વાંચવા લાયક વાર્તાના સંગ્રહની એક ચોપડી છપાવી પ્રગટ કીધી હતી.[3] એ ચોપડી શેઠ બેહરાંમજી જીજીભાઇને અર્પણ કરવામાં આવી હતી.

---

તા૦ ૧૩ મી ડીશેમબર.

પુણાંવાલા શેઠ અરદેશર ખરશેદજી મુનશીએ પોતાનો ઓહદો પેનશન લઈ છોડવાથી તેમને આજ દીને પુણાંની રૈયત તરફથી નાના ફરનવીશવાલા બાગમાં સરદારોના એજંટ મી૦ એફ. લાપોડનાં પ્રમુખપણાં હેઠલ એક મેલાવડો કરી એક માનપત્ર તથા રૂ૭૦૦) ની કીમતની એક શેઆલ અને એક હીરાની વીંટી ભેટ આપી હતી.[4]

---

તા૦ ૧૪ મી ડીશેમબર.

બોમબે આશોશીએશનની સભા જે આજ કેટલુંક થયું ફકત નામની હતી તેને પાછી નવેસરથી ઉભી કરવા માટે આજ દીને અતરેના મુખ્ય દેશી ગ્રહસ્થોની એક સભા ગીરગાંમ મધે હાનરેબલ મંગલદાશ નથુભાઇના બંગલામાં તેમનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. જે વેલાએ ઈ૦ સ૦ ૧૮૫૨ નાં શાલમાં જે કાનુન ઉપર બોમબે આશોશીએશનને ઉભી કરી હતી તે કાયમ રાખીને અને એના કાએદામાં ઘટતો ફેરફાર કરીને તેને નવેસરથી ઉભી કરવાનો ઠેડાવ થયો, તથા સર જમશેદજી જીજીભાઈ બારોનેટને તેના આનરરી પ્રેસિડન્ટ; હાનરેબલ મંગલદાસ નથુભાઇને ચેરનશીન; હાનરેબલ ફરામજી નશરવાંનજી પટેલ, શેઠો કાવશજી જાંગીરજી રેડીમની, બેહરાંમજી જીજીભાઈ, અને વીનાયકરાવ જગનાથ શંકરશેઠને નાયબે ચેરનશીન; તથા ૧૭ હિંદુ, ૨ મુસલમાંન, અને ૧૫ પારસી (શેઠો દીનશાહજી માણેકજી પીટીટ, બહમનજી જીજીભાઇ, હીરજીભાઇ હોરમજજી શેઠના, હોરમજજી બહમનજી વાડીઆ, પેશતનજી હોરમજજી કામાજી, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, મેહરવાંનજી ફરાંમજી પાંડે, શોરાબજી શાપુરજી બંગાલી, શોરાબજી પેશતનજી ફરાંમજી, મનચેરજી હોરમજજી કામાજી, ધનજીભાઇ ખરશેદજી મરાદ, નશરવાંનજી માણેકજી પીટીટ, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ, હોરમજજી દાદાભાઈ વકીલ, અરદેશર ફરાંમજી મુસ) ગ્રહસ્થોની એક કમીટી તથા શેઠ નવરોજજી ફરદુનજીને શેક્રેટરી ઠેડવી સભા બરખાસ્ત થઇ હતી.[5]

---

૧ મુંબઇ ચાબુક, તા૦ ૩૦ મી નમવેમબર ૧૮૬૭.

૨ એ મકાનમાં નીચે મુજબની તખ્તી મારેલીછે:—

"This Building
for the Baroda Anglo Vernacular School
was erected at the joint Cost of
Sorabjee Jamsetjee Jejeebhoy Esq.
And the Government of Bombay
A. D. 1867.

| | | | |
|---|---|---|---|
| Donation by Sorabjee Jamsetjee Jejeebhoy Esq. … … …Rs. | 5,000 | 0 | 0 |
| Grant by Government … … „ | 5,000 | 0 | 0 |
| Total Rs. | 10,000 | 0 | 0 |

Architect Lieut. C. Mant, R. E."

૩ "હેકાયાતે દીલપસંદ, યાને કેટલીક રમુજ તથા દાનાઇ ભરેલી વાતોનો એક વાંચવા લાયક સંગ્રહ. (કેટલાં એક અંગ્રેજી પુસ્તકોની મદદથી) બનાવનાર, ખારશેદજી નસરવાંનજી પેસતનજી. મુંબઇ, યુનીવરસલ પ્રેસ. ઈ૦ સ૦ ૧૮૬૭."

૪ જામે જમશેદ, તા૦ ૨૩ મી ડીશેમબર ૧૮૬૭.

૫ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૭ મી ડીશેમબર ૧૮૬૭.

એ આશોશીએશનની કમીટીમાં ઊપલા પેહલે દીને મુકરર કરેલા અધિકારીઓ ઊપરાંત ઈ૦ સ૦ ૧૮૭૮ સુધી જ્યાં લગણ એ મંડલીનું કામ ચાલ્યું, તેટલા અરસામાં પારસીઓમાં શેઠો ધનજીભાઇ ફરાંમજી પટેલ, ડાક્ટર બેહરાંમજી નવરોજજી, શોરાબજી જમશેદજી જીજીભાઇ, દાદાભાઈ નવરોજજી પ્રોફેસર, નાનાભાઇ રૂસતમજી રાંણીના, પીરોજશાહ મેહરવાંનજી મેહતા, અને હોરમજજી જાંગીરજી દાદીશેઠ અવારનવાર શામેલ થયા કીધા હતા. ચેરનશીન તરીકે ઈ૦ સ૦ ૧૮૬૭ થી તે ૧૮૭૫ સુધી હાનરેબલ મંગલદાસ નથુભાઇ, અને ૧૮૭૫ થી તે ૧૮૭૮ સુધી શેઠ દીનશાહજી માણેકજી પીટીટ, નાયબે ચેરનશીન તરીકે ઊપલા પેહલે દીને ઠેડવેલા ગ્રહસ્થો મધેથી શેઠ બેહરાંમજી જીજીભાઇએ ૧૮૭૨ માં ઓહદો છોડવાથી તેમની જગોપર શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી, તથા શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇ વધારે. શેક્રેટરી તરીકે પ્રથમ ૧૮૬૭ થી તે ૧૮૭૫ ના અકટોબર સુધી શેઠ નવરોજજી ફરદુનજી, અને તે પછીથી તે

તા૦ ૧૯ મી ડીસેમ્બર.

મોરીસ બેટ આગળ ખાસ તાવનો સખ્ત મરજ ફેલાવાથી ગયા ફેબરવારીથી જુન માસ સુધીમાં તે મરજથી ૨૮૦૦૦) માણસો મરણ પામ્યાં હતાં, તથા તે પછીથી ચાંપતા ઉપાયો કરવાં છતાં બીજાં ઘણાં સંખ્યાબંધ માણસો મરી જવાથી

---

૧૮૬૮ સુધી સેક્રેટરી તરીકે શેઠ યશવંત વાસુદેવ આથલે, અને ખજાનચી તરીકે શેઠ અરદેસર ફરામજી મુસે કામ ચલાવ્યું હતું. ઈ૦ સ૦ ૧૮૭૦ માં શેઠ નવરોજી ફરદુનજી આસોશીએશન તરફથી ઈંગલાંડ ગયા, તે વેળાએ શેઠ જનારધન સખારામ ગાડગીલે, તથા ૧૮૭૩ માં ઈંગલાંડ ફીનાનસ કમીટી આગળ સાહેદી આપવા ગયા, તે વેળાએ શેઠ હોરમજી દાદાભાઈ વકીલ અને કાશીનાથ ત્રીંબક તેલંગે કામ ચલાવ્યું હતું. એ આસોશીએશન તરફથી ઈ૦ સ૦ ૧૮૬૮ સુધીમાં નીચલી બાબદો ઊપર ઈંગલાંડની, હિંદુસ્થાનની, તેમજ અહીંની સરકાર જોગ અરજીઓ કરવામાં આવી હતી, જે ઘડી કાઢવામાં મુખ્ય મેહનત સેક્રેટરી શેઠ નવરોજી ફરદુનજીની હતી:—

(૧) પેહલવેહલી અરજી હિંદુસ્થાનના નામદાર વાઇસરાય ઊપર ઓનરેબલ મી૦ મેનનાં હિંદુસ્થાનના જે દેશીઓ ખ્રિસ્તી ધર્મ નહિ પાળતા હોય તેઓ વચ્ચેનાં લગન કાએદા સરનાં ઠરાવવા બારેનાં બીલની સામે તા૦ ૨૭ ફેબરવારી ૧૮૬૯ ને રોજે મોકલી હતી. એ બીલની સામે એજ મુજબ દેશના જુદા જુદા ભાગોમાંથી બીજી અરજીઓ જવાથી તે બારગે પડ્યું, અને ૧૮૭૧ માં તે કેટલાક ફેરફાર સાથે ફક્ત બ્રહ્મોસમાજ પંથવાળાઓને લાગુ પડતું કીધું હતું. (૨) જી. આઈ. પી. રેલવેનાં બોરઘાટ તરફ ૧૮૬૭ ના જાનેવારી માસમાં થયલી ભયંકાર ખુન વિષે તપાસ કરવાને નેમેલાં કમીશનમાં કોઈ દેશી અધિકારી નહિ નેમવાથી તેની સામે ૧૮૬૯ ના ફેબરવારી માસમાં અહીંની સરકારને અરજી કીધી હતી. આ ઊપરથી સરકારે તે કમીશનમાં શેઠ ડોસાભાઈ ફરામજી કામાને એક દેશી અધિકારી તરીકે એજ સાલના માર્ચ માસમાં નેમ્યા હતા. (૩) પેશવાનાં દફતરનો નાશ કરવાને મુંબઈની સરકારે ઠરાવ કીધાથી તેની સામે ૧૮૬૯ ના આપરેલ માસમાં સરકારને અરજી કીધી હતી. આ ઊપરથી સરકારે જણાવ્યું કે નાશ કરવા ધારેલાં દફતરો સઘળું ચાર ચાર વાર તપાસ્યાંછે, અને જે તદન નકામાં

રોજીએ એ બીલ વિષે લંડનમાં ચરચા કીધી હતી, અને એ બાબે ઇસ્ટ-ઈંડીઆ આસોશીએશનની તા૦ ૨૧ મી ડીસેમ્બર ૧૮૬૯ ને રોજેની સભામાં એક નીબંધ વાંચ્યો હતો. (૮) તા૦ ૧૧ મી આગસ્ટ ૧૮૬૯ ને રોજે બેકુંતોનાં મેહસુલપર સરકાર મોટી રકમનું વ્યાજ લેતી હતી તે બાબે અરજી કરી તે ઘટાડાવ્યું હતું. (૯) તા૦ ૧ લી ફેબરવારી ૧૮૭૦ ને રોજે સાધારણ ફોજદારી અદાલતોની સત્તામાંથી યુરોપીયન બ્રિટિષ પ્રજાને મુક્ત રાખવામાં આવે તેની સામે હિંદુસ્થાનની લેજીસલેટીવ કોનસીલને એક અરજી કીધી હતી. આથી વડી સરકારે ધારામાં ફેરફાર કરી પેહલા વર્ગના માજીસ્ટ્રેટોને યુરોપીયન બ્રિટિષ પ્રજાની તપાસ કરી તેને ત્રણ મહીનાનાં કેદખાનાંની અથવા રૂ૧૦૦૦) ના દંડની સજા કરવાની સત્તા આપી હતી, અને મોટા અપરાધને માટે હાઈ કોરટમાં તેની તપાસ કરવાને ઠેરવ્યું હતું. (૧૦) ઇનકમ ટાકસ વિષે તા૦ ૨૭ મેએ ૧૮૭૦ ને રોજે ટાઊન હાલમાં જાહેર સભા ભરી પાસ રાખેલી અરજી ઈંગલાંડ સેક્રેટરી ઑફ સ્ટેટપર મોકલી હતી. (૧૧) ૧૮૭૦ ના મેએ માસમાં હિંદુસ્થાનના નાણાં સંબંધી કારોબાર વિષે આસોશીએશને તેમજ દેશના બીજા ભાગોમાંથી પાર્લામેંટપર મોકલેલી અરજીને ત્યાંના અધિકારીઓ તથા અમલદારો વગેરેમાં ટેકો અપાવવાને સેક્રેટરી શેઠ નવરોજી ફરદુનજીને ઈંગલાંડ મોકલ્યા હતા. તેવણે લંડન જઈ સેક્રેટરી ઑફ સ્ટેટ ડયુક ઑફ આરગાઇલ, અંડર સેક્રેટરી મી૦ ગ્રાંટ ડફ, બોરડ ઑફ કંટરોલના પ્રેસીડંટ લારડ લીવીડન, તથા બીજા મોટા મોટા અમલદારોની મોલાકાત લઈ એ બાબદપર ધ્યાન ખેંચ્યું હતું, તેમજ લાનકેશાયરમાં જઈ ત્યાંના વ્યાપારી વર્ગની પણ દીલસોજી ખેંચી હતી. વળી લંડન છોડતી વખતે શેઠ નવરોજીએ તા૦ ૨૧ મી ડીસેમ્બર ૧૮૭૦ ને રોજે વડા પ્રધાન રાઇટ ઓનરેબલ ડબલ્યુ. ઈ. ગ્લાડસટનપર એક પત્ર લખી ઊપલી અરજીમાં જણાવેલી આ દેશની નાણાં સંબંધી હાલત ઊપર ધ્યાન ખેંચી તે સુધારવાના કેટલાક ઊપાયો સુચવ્યા હતા. (૧૨) ઈંગલાંડમાં જન્મ પામેલા ઈંગ્રેજને હિંદુસ્થાનની કોનસીલોમાં વધાર

એ શેહરમાં ૨૦૦૦) થી વધારે કુટુંબો તદન નીરાધાર હાલતમાં આવી પડયાં હતાં, તેમને માટે અતરેથી કાંઇ મદદ મોકલવાને નામદાર સરકારે ૯) ઇંગ્રેજ, ૩) હિંદુ, અને ૩) પારસી (હાનરેબલ ફરામજી નશરવાંનજી પટેલ, સર જમશેદજી

મુંબઇની સરકારને તા૦ ૧૫ મી આપરેલ ૧૮૭૧ ને દીને અરજી કીધી હતી. (૧૭) એ ઉપલી અરજીપર લેજીસલેટીવ કૌનસીલમાં પ્રમુખ સર સેમોર ફીટઝ્જરાલડે કરેલા સખ્ત ટીકાના જવાબમાં તા૦ ૫ મી આગશટ ૧૮૭૧ ને દીને એક લંબાંન જવાબ લખી મોકલ્યો હતો. (૧૮) તા૦ ૯ મી આપરેલ ૧૮૭૨ ને દીને મુંબઇના નવા મ્યુનીસીપાલ કાએદા વિષે લેજીસલેટીવ કૌનસીલને કેટલીક સુચનાંઓની એક અરજી કીધી હતી. એ બાદ એ કાએદામા કરેલા કેટલાક ફેરફારો વિષે બીજી કેટલીક સુચનાંઓની અરજી તા૦ ૧૪ મી સપટેમબર ૧૮૭૨ ને દીને લેજીસલેટીવ કૌનસીલપર મોકલી હતી. (૧૯) તા૦ ૧૪ મી આગશટ ૧૮૭૨ ને દીને માહેલાં ગામોમાંથી ખેતીવાડી ઉપરાંતના બીજા કરો કાઢી નાખવાને એક અરજી મુંબઇની સરકાર પર મોકલી હતી. (૨૦) નામદાર વાઇસરાય લાંરડ નારથબ્રુક મુંબઇ ફરવાને આવ્યા તે ટક લઇ તા૦ ૨૦ મી નવેમબર ૧૮૭૨ ને દીને તે નામદારની મોલાકાતે એક ડેપ્યુટેશન જઇ દેશના વહીવટ વિષે તે નામદાર આગલ સઘળી કેફીઅતો રજુ કીધી હતી. (૨૧) તા૦ ૨૭ મી ડીસેમબર ૧૮૭૨ ને દીને પાર્લામેંટની સભાને એક અરજી કીધી હતી કે હિંદુસ્થાંનનું બડજેટ મોસમની શરૂઆતમાં પાર્લામેંટમાં રજુ કરવાનો ઠેરાવ કરવો કે તે ઉપર બધા મેમબરોને તકરાર કરવાને બને. આ સુચનાં પાર્લામેંટે બાહેર રાખી વાઇસરાય પર લખ્યુ કે નાણાં સંબંધી વર્ષ ૩૧ મી મારચને બદલે ૩૧ મી ડીસેમબરે પુરૂં કરવું કે જેથી બડજેટ જલદી રજુ થાય. (૨૨) તા૦ ૨૭ મી ડીસેમબર ૧૮૭૨ ને દીને પાર્લામેંટના મેમબર પ્રોફેસર એચ. ફાસેટને સભાખાં હિંદની સેવા બજાવવા માટે તેમજ તેને સુંટી કાટનારાં બ્રાઇટનના ઇલેકટરો પર ઉપકારના પત્રો મોકલાવ્યા હતા. (૨૩) હિંદુસ્થાંનના નાણાં સંબંધી રાજકારોબાર વિષે પરપુછ તથા તલાસ કરવાને જે પાર્લામેંટરી સીલેકટ કમીટી લંડનમાં નેમવામાં આવી હતી તેમાં શાક્ષી આપવાને આશોશીએશને તેમજ પુણાં સાર્વજનીક સભાએ મલી શેક્રેટરી શેઠ નવરોજજી ફરદુનજીને તા૦ ૧૪ મી આપરેલ ૧૮૭૩ ને દીને લંડન મોકલ્યા હતા. (એ આગમજ શેઠ નવરોજજી ગુજરાત અને દખણના કેટલાક ભાગોમાં જાતે ફરી લોકોની—મુખ્ય કરી ખેડુતોની ખરી હાલત, હાજત અને ફરીઆદો જોઇ આવ્યા હતા.) શેઠ નવરોજજીએ તા૦ ૧૭ મી જુન ૧૮૭૩ ને દીનેથી શાક્ષી આપવી શરૂ કીધી, જે ૭ દીવસે પુરી થાઇ હતી. એ દરમેઆન તે કમીટીનાં પ્રમુખ હાનરેબલ એ. એસ. આરીટન અને બીજા મેમબરોએ શેઠ નવરોજજીની ઘણી સખ્ત ઉલટ પાલટ તપાસ ચલાવી હતી. એજ મુજબ શેઠ દાદાભાઇ નવરોજજીએ પણ તા૦ ૧૧ મી અને ૧૫ મી જુલાઇના બે દીવસો સુધી શાક્ષી આપી હતી. શેઠ નવરોજજી ફરદુનજીની શાક્ષીમાંની નવ બાબદો વિષે મુંબઇ ઇલાકાના ઉત્તર વિભાગના રેવીન્યુ કમીશનર મી૦ એલ. આર. આશબરનરે મુંબઇનાં ઇંગ્રેજી વર્તમાન પત્રોમાં ખરે નામે જાહેર કીધું હતું કે તે બાબદો શકરાગાત ભરેલીછે. આનો જવાબ શેઠ નવરોજજીએ ઈંગલાંડમાં તરત છપાવી તથા અતરે મોકલી પોતાની શાહેદીમાંની બીના ખરેખરી સાબેત કરી આપી હતી. વળી શેઠ નવરોજજીએ ઇંગલાંડ છોડતી વખતે ઇસ્ટ ઇંડીઆ આશોશીએશનની કૌનસીલમાં હિંદુસ્થાનના લાભ જાલવવા કેટલીક ઉપયોગી સુચનાંઓ કીધી હતી. (૨૪) ૧૮૭૩ ના જુન માસમાં મુંબઇનાં મ્યુનીસીપાલ કારપોરેશનમાં મત આપનારાં બાઇ બાવરાં અથવા સગીરોની વતી તેમનાં મતો નોંધાવવાને સવલતા આપવાને સરકારને એક અરજી કીધી હતી. (૨૫) તા૦ ૮ મી નવેમબર ૧૮૭૩ ને દીને ટાઉન હાલમાં જાહેર સભા ભરી મુંબઇ ઇલાકાની ડીસ્ટ્રીકટ, મ્યુનીસીપાલીટીઓ, નાકાં જગાત, અને નીમખના નવા ધારાની સાંમે નામદાર વાઇસરાયની કૌનસીલને એક અરજી કીધી હતી. (૨૬) ઇસ્ટ ઇંડીઆ આશોશીએશનની લંડનની કૌનસીલના પ્રમુખ મી૦ આઇ. ટી. પ્રીચરડ મુંબઇ આવ્યા તે ટક લઇ તેમના પાસે તા૦ ૧૦ મી નવેમબર ૧૮૭૩ ને દીને ફરાંમજી કાવશજી ઇનસ્ટીટયુટમાં સ્થાનીક આશોશીએશનો, તેમનો સરકાર સાથનો સંબંધ, સ્થાંનીક રાજ વહીવટ વગેરેપર એક જાહેર ભાપણ કરાવ્યું હતું. (૨૭) તા૦ ૨૩ મી ડીસેમબર ૧૮૭૩ ને દીને મુંબઇ ઇલાકામાં જમીનની મેહસુલના સંબંધમાં દીવાંની અદાલતોની સત્તાની હદ મુકરર કરવાના નવા ધારાના ખરડાની સામે નામદાર વાઇસરાયની કૌનસીલપર એક અરજી કીધી હતી. (૨૮) તા૦ ૨૬ મી જાનેવારી ૧૮૭૪ ને દીને ઇલાકાનાં મુખ્ય શેહરોના દેશી પોલીસ માજીસ્ત્રેટોને યુરોપ્યનોની તપાસ ન કરવા દેવાની માગણીની સાંમે નામદાર વાઇસરાયની કૌનસીલને અરજી કીધી હતી. (૨૯) તા૦ ૧૨ મી જાનેવારી ૧૮૭૫ ને દીને મુંબઇની સરકારને મુંબઇ અને પુણાં વચ્ચે દોડતી આગગાડીઓ ઓછી કરવાની સાંમે એક અરજી કીધી હતી. (૩૦) તા૦ ૧૮ મી મેએ ૧૮૭૬ ને દીને પ્રેસીડનસી માજીસ્ત્રેટોની સત્તા વધારવા બાબેનાં નવા ધારાના ખરડાની સાંમે નામદાર વાઇસરાયને અરજી કીધી હતી. પણ એ ખરડો પસાર થવાથી તેની સાંમે શેક્રેટરી ઑફ સ્ટેટને તા૦ ૧૧ મી અકટોબર ૧૮૭૭ ને દીને બીજી અરજી કીધી હતી. (૩૧) તા૦ ૨૨ મી ડીસેમબર ૧૮૭૬ ને દીને મુંબઇની સરકારપર જુના રૂઇનાં કાવતરાંના ધારાની સખતાઇમાં વધારો ન કરવાને અરજી કીધી હતી. (૩૨) તા૦ ૨૨ મી ડીસેમબર ૧૮૭૬ ને દીને થાંણા અને રતનાગીરી કલેકટરેટમાં એક પાસેંજર ૨૪) કલાકમાં જેટલીવાર મછવો ઓળંગે તેટલીવાર તેની પાસે જગાત લેવાના રેવાજની સાંમે અરજી કીધી હતી. (૩૩) તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૭ ને દીને નામદાર માહરાંણીએ શાહનશાહબાનુનો ખેતાબ ધારણ કીધો તેની ખુશાલીમાં મુબારકબાદીનું એક માનપત્ર મોકલ્યું હતું. (૩૪) તા૦ ૧૮ મી આપરેલ ૧૮૭૭ ને દીને બોમ્બે રેવીન્યુ જુરીસડીકશન આકટની સાંમે ઇંગલાંડ શેક્રેટરી ઑફ સ્ટેટને અરજી કીધી હતી. (૩૫) તા૦ ૨૧ મી આપરેલ ૧૮૭૭ ને દીને નવા પસાર થનારા ઇંડીઅન રેલવે આકટની કેટલીક કલમોની સાંમે નામદાર વાઇસરાયપર અરજી કીધી હતી. (૩૬) તા૦ ૨૧ મી આપરેલ ૧૮૭૭ ને દીને લવાડીના સુકાદાનામાં ઉપર મારવા જોઇતા મોટી રકમના સ્ટાંપની સાંમે નામદાર વાઇસરાયપર અરજી કીધી હતી. (૩૭) તા૦ ૩ જી સપટેમબર ૧૮૭૭ ને દીને દરીયાને માર્ગે નીમખ નહિ લઇ જવાના કાએદાની સાંમે નામદાર વાઇસરાયને અરજી કીધી હતી. (૩૮) તા૦ ૧૨ મી અકટોબર ૧૮૭૭ ને દીને હિંદુસ્થાંનથી મોરીસ જતા મજુરો ઉપરના જુલમાત બાબે નામદાર વાઇસરાયને અરજી કીધી

જીજીભાઈ બારોનેટ અને શેઠ બેહરામજી જીજીભાઈ) ગ્રહસ્થોની એક કમીટી નેમી હતી. એ કમીટીને અતરે તથા દેશાવરો ખાતે ઉઘરાણાંની ટીપ ફેરવી એકઠી થાયલી રકમ સારીમ મોકલી આપવાને સોંપવામાં આવ્યું હતું.[1]

---

તા૦ ૨૦ મી ડીસેમબર.

શેઠ કાવશજી જહાંગીરજી રેડીમનીએ માહીમ મધેનાં સ્કાટીશ આરફનેજનાં ફંડમાં રૂ૧૦૦૦) ની સરકારી પાંચ ટકાનાં વ્યાજની એક નોટ તેનાં વ્યાજમાંથી એ આરફનેજનાં બાળકોને દર વર્ષે કપડાં કરવા સારૂં આજ દીને ભેટ આપી હતી.[2]

---

તા૦ ૨૨ મી ડીસેમબર.

શેઠ બહમનજી ડોશાભાઈ મુનશીએ ઇંગ્રેજી, ફારસી તથા આરબી ભાષા મધેના ઉપયોગી વપડાતા વાકયોના સંગ્રહનું એક ચોપાંનયું આબીસીનીઆની ચઢાઈ ઉપર જનારા અમલદારોના ઉપયોગને માટે છપાવી પ્રગટ કીધું હતું.[3]

---

તા૦ ૨૬ મી ડીસેમબર.

પુણાંવાલા દસ્તુર નોશરવાંનજી જામાસપજી જામાસપ આશાનાને તેઓએ ૧૮૫૭—૫૮ ના બળવા વખતે સરકારને કરેલી મદદના બદલામાં હિંદુસ્થાંનની નામદાર સરકારે "ખાંનબાહદુર" નો ખેતાબ આપ્યો હતો.[4]

---

તા૦ ૨૯ મી ડીસેમબર.

રોજ ૮ માહ ૪ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ કુબીઆઇ તે શેઠ જહાંગીરજી નશરવાંનજી મોદીનાં વેહલીવારનાં ધણીઆંની તથા શેઠ ધનજીભાઈ એદલજી આલબલેસનાં બેટીનાં ઉઠમણાંમાં તેમનાં બેશીઓએ રૂ૨૮૭૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[5]

---

તા૦ ૩૧ મી ડીસેમબર.

આએ વર્ષમાં ધયાને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૬૭ સુધીમાં મુંબઈના પારસીઓમાં ૮૭૬ જન્મ થયલાં નોધાયાં હતાં.

એજ વર્ષમાં મુંબઈમધે પારસીઓમાં ૨૦૭ જોડાંનાં લગ્ન તથા ૭૫ જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

---

હતી. (૩૯) તા૦ ૯ મી નવેમબર ૧૮૭૭ ને દીને જંગલખાતાંના નવા કાએદાના ખરડાની સાંમે વાઇસરાયને અરજી કીધી હતી. (૪૦) તા૦ ૨૬ મી નવેમબર ૧૮૭૭ ને દીને મુંબઈનાં મ્યુનીસીપલ કમીશનરે જે બાઇ-લાઝ પડયા હતા તેની સાંમે મ્યુનીસીપાલ કારપોરેશનપર અરજી કીધી હતી. (૪૧) તા૦ ૧૫ મી ડીસેમબર ૧૮૭૭ ને દીને ફરાંમજી કાવશજી ઇનસ્ટીટયુટમાં જાહેર સભા ભરી હિંદુસ્થાંનની સનદી નોકરીની પરીક્ષામાં દાખલ થવાની ઉમર ૨૧) પરથી ઘટાડી ૧૯) ની કીધી તેની સાંમે પાર્લામેંટપર અરજી મોકલી હતી. (૪૨) તા૦ ૨૨ મી ડીસેમબર ૧૮૭૭ ને દીને મુંબઈના નવા આબકારી ધારાના ખરડાની સાંમે નામદાર ગવરનરને અરજી કીધી હતી.

1 ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૮ મી ડીસેમબર ૧૮૬૭.

આ કમીટીએ મુંબઈમાં ફકત રૂ૩૦૦૦) એકઠા કીધા હતા, જે મધે રૂ૧૨૦૦) ઇંગ્રેજોના, ૧૦૦૦) હિંદુઓના, અને રૂ૮૦૦) નીચે મુજબ પારસીઓના હતા:—

(રૂ૩૦૦) ઓનરેબલ ફરાંમજી નશરવાંનજી પટેલ, શેઠ બેહરાંમજી જીજીભાઇ, (રૂ૨૦૦) સર જમશેદજી જીજીભાઇ બારોનેટ.

એડનથી રૂ૮૫૦) ભરાઇ આયા હતા, જે મધે રૂ૫૦) ઇગ્રેજોના, રૂ૮૪) હિંદુઓના, રૂ૬૮) મુસલમાંનોના, અને રૂ૬૫૫) નીચે મુજબ પારસીઓના હતા:—

(રૂ૫૦૦) એદલજી માણેકજી કોલાબેવાલા, (રૂ૧૦૦) કાવશજી દીનશાહ એડનવાલા, (રૂ૨૫) શોરાબજી કાવશજી ખરાસ, મનચેરજી એદલજી સોપારીવાલા, (રૂ૫) કાવશજી રૂસ્તમજી તુરકી.

સુરતથી રૂ૨૫૮) ભરાઇ આયા હતા, જે મધે રૂ૨૩) હિંદુઓના અને બાકી રૂ૨૩૫) નીચે મુજબ પારસીઓના હતા:—

(રૂ૧૦૦) બરજોરજી મેહરવાંનજી ફરેજર, (રૂ૨૫) માણેકજી કાવશજી એંટી, જમશેદજી કાવશજી એંટી, (રૂ૮૫) રૂ૨૫) ની અંદરની રકમ.

2 બોમ્બે ગેઝેટ, તા૦ ૨૩ મી ડીસેમબર ૧૮૬૭.

આ નોટ શેઠ કાવશજીએ એ આરફનેજના શેક્રેટરી ઉપર નીચે મુજબના પત્ર સાથે મોકલી હતી:—

Bombay, 20th December 1867.

To

The Secretary Scottish Orphanage, Mahim.

Sir,—I have the pleasure to enclose you one Promissory Note for Rs. 1,000 (one thousand) of 5 per cent. interest No. 016396 of 1856-57 which please keep as deposit, and interest of it only to be spent towards clothing the children of the above Institution.

Please always keep our accout with the former donation in Government paper of Rs. 1,000. I consider that as a Parsee I owe a heavy.debt of gratitude to the English nation under whose Government I enjoy freedom and liberty.

I have the honor to be,

Sir,

Your most obedient servent

COWASJEE JEHANGHIER.

a "A collection of useful sentences, &c. in English, Persian, and Arabic; the whole in Roman characters; by Bomanji *Dosabhai Munshi*. Bombay *printed* at the English and Guzraty Job Printing Press. 1867."

4 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૬ મી ડીસેમબર ૧૮૬૭.

એ ખેતાબ સાથે એમને દખણના બીજા વર્ગના સરદારની પદવી તથા હકો પણ બખશવામાં આવ્યા હતા.

[રાસ્ત ગોફતાર, તા૦ ૧૬ મી ફેબરવારી ૧૮૬૮.]

5 જામે જમશેદ, તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૬૭.

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| લગન— | ૪ વર્ષનાં ........ | ૦ | ૧ | ૧ |
| | ૫ વર્ષનાં ........ | ૦ | ૧ | ૧ |
| | ૬ થી ૧૦ વર્ષનાં .. | ૩* | ૨૫ | ૨૮ |
| | ૧૧ થી ૧૫ વર્ષનાં .. | ૪૯ | ૧૩૨ | ૧૮૧ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૬૩ | ૪૨ | ૧૦૫ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૬૦ | ૫ | ૬૫ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૨૧ | ૧† | ૨૨ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૭ | ૦ | ૭ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં ... | ૧ | ૦ | ૧ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૨ | ૦ | ૨ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૦ | ૦ | ૦ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં .. | ૧‡ | ૦ | ૧ |
| | | ૨૦૭ | ૨૦૭ | ૪૧૪ |
| ઘરઘરનાં— | ૧૧ થી ૧૫ વર્ષનાં .. | ૦ | ૨ | ૨ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૧ | ૧૧ | ૧૨ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૩ | ૧૧ | ૧૪ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૭ | ૭ | ૧૪ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૧૦ | ૩ | ૧૩ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૭ | ૧§ | ૮ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૫ | ૦ | ૫ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૦ | ૦ | ૦ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | ૫૬ થી ૬૦ વર્ષનાં .. | ૧‖ | ૦ | ૧ |
| | | ૩૫ | ૩૫ | ૭૦ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે ૮૧૩ મરણ નિપજયાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં...... | ૪૬ | ૩૩ | ૭૯ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં .. | ૪૪ | ૩૩ | ૭૭ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં .. | ૫૮ | ૬૦ | ૧૧૮ |
| ૧ થી ૫ વર્ષનાં...... | ૭૩ | ૭૩ | ૧૪૬ |
| ૬ થી ૧૦ વર્ષનાં...... | ૧૪ | ૧૦ | ૨૪ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં...... | ૧૨ | ૧૭ | ૨૯ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં...... | ૨૮ | ૩૧ | ૫૯ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં...... | ૩૬ | ૨૧ | ૫૭ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં...... | ૩૩ | ૧૮ | ૫૧ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં...... | ૨૯ | ૨૪ | ૫૩ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં...... | ૨૭ | ૨૨ | ૪૯ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં...... | ૨૧ | ૩૩ | ૫૪ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં...... | ૧ | ૧૦ | ૧૧ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં ...... | ૨ | ૪¶ | ૬ |
| | ૪૨૪ | ૩૮૯ | ૮૧૩ |

* એમાં નાથલાંમાં નાથલો ૭ વર્ષનો એક છોકરો હતો.
† એ ૨૮) વર્ષની એક કુવારી છોકરી હતી.
‡ એ ૫૨) વર્ષનો બીજવર હતો.
§ એ ૭૭ વર્ષની રંડાયલી સ્ત્રી હતી.
‖ એ ૬૦) વર્ષનો રંડાયલો માટીડો હતો.
¶ એમાં ૧૦૦) વર્ષની એક ઓરત હતી.

એ ૮૧૩) મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૧૨ | બાહેરકોટ .... | ૧૧૩ |
| કોટ ...... | ૩૧૪ | ખેતવાડી .... | ૬૩ |
| ધોબીતલાવ .. | ૧૭૫ | કામાઠીપરા .. | ૨ |
| કરેલવાડી.... | ૪ | ખેટાંકી ...... | ૩ |
| ગીરગાંમ .... | ૧૪ | નાગપાડા .... | ૧ |
| ચોપાતી .... | ૧૩ | ભીંડીબજાર .. | ૨૯ |
| ગ્રાંટ રોડ.... | ૫ | ભાંખ્ખલા .. | ૯ |
| તારદેવ .... | ૬ | મજગાંમ .... | ૨૯ |
| ગોવાલીઆ .. | ૫ | પરેલ ...... | ૫ |
| ખંબાલા .... | ૧ | વરલી...... | ૧ |
| માહલક્ષ્મી.... | ૧ | માહીમ...... | ૩ |
| વાલકેશ્વર .... | ૪ | વાંદરા ...... | ૧ |
| | | | ૮૧૩ |

એ ૮૧૩) મરણ નીચલાં કારણોથી નિપજયાં હતાં:—

| | |
|---|---|
| તાવ ........................ | ૨૨૨ |
| જ્ઞાનતંતુને લગતાં દરદો ............ | ૯૪ |
| ફેફસાંને લગતાં દરદો ............ | ૯૧ |
| લોહીવીકાર તથા નાકવતી ............ | ૧૦૩ |
| જલંદર.................... | ૧૦ |
| શીતલા .................... | ૩૭ |
| ગોવરૂ .................... | ૬ |
| કોલેરા .................... | ૧૬ |
| મરડો તથા પેટ ............... | ૧૧૪ |
| પીશાબને લગતાં દરદો ............ | ૪ |
| છુપા ભાગને લગતાં દરદો ............ | ૯ |
| ચામડી તથા હાલચાલ અને તંતુનેલગતાં દરદો. | ૭ |
| તરતનાં જન્મેલાં................ | ૭૯ |
| રગદપીત .................. | ૨ |
| નહિં જણાયલાં કારણો ............ | ૩ |
| આપઘાત .................. | ૭ |

(૪ જેહર ખાઇને.
૧ ગલું કાપીને.
૨ કુવામાં પડીને.)

આપઘાત કરી મરણ પામેલાં સાત જણામાં પાંચ પુરૂષ અને બે સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૨૮) વર્ષનાએ કાંઇ જણાયલાં કારણ વગર તથા એક ૨૧ વર્ષનાએ કોઇની રાખવા આપેલી રૂ૧૦૦૦) ની નોટ ખરચાઇ જવાથી ચકુમનને લીધે બંધીએ શોમલ ખાઇને એક ૧૮) વર્ષના છોકરાએ મગજની અસ્થિર હાલતમાં ગલું કાપીને તથા એક ૫૩) વર્ષનાએ ચાકરી ખોવાથી ઊચક મન થવાને લીધે અને એક ૭૦) વર્ષનાએ માંદગીથી કંટાલીને બંધીએ કુવામાં પડી આપઘાત કીધા હતા. સ્ત્રીઓમાં એક ૧૪) વર્ષની છોકરીએ જણાયલાં કારણ વગર અને બીજી ૨૭) વર્ષનીએ પોતાની એક વાહલી બેહનનાં મરણના ગમને લીધે મગજની હાલત બગડવાથી બંધીએ શોમલ ખાઇને આપઘાત કીધા હતા.

હોનારત, અકસ્માત, વગેરે............ ૯

(૧ છાકટપણાંમાં.
૧ દરીયામાં મછવો ઉંધો વલવાથી.
૧ દરીયામાં પ્રાંચ પરથી તુટી પડવાથી.
૧ દરીયામાં નાહતાં.
૧ પેટમાં કટેરો ભોકાયાથી.
૧ બાઈલર ફાટાથી ડાઝવાથી.
૧ મતોડીને બદલે શોમલ ખાધાથી.
૧ ગાડી તલે આવી જવાથી
૧ ત્રીજે માલથી પડી જવાથી.)

અકસ્માતથી મરણ પામેલાં નવ જણાંમાં છ પુરૂષ અને ત્રણ સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૬૦) વર્ષનો છાકટ દારૂની દુકાંનમાંથી કુદરતી મોહતે મરણ પામેલો મલી આવ્યો, એક ૨૪) વર્ષનો દુબાશ દરીયામાં વાહણ પર જતાં પવનને લીધે મછવો ઊંધો વલવાથી તથા એક ૪૫) વર્ષનો કલશાતી વાહણ પર કામ કરતાં પરાંચનું દોરડું તુટી જવાથી અને એક ૨૦) વર્ષનો છોકરો દરીયામાં નાહતાં ડુબી ગયા હતા, એક ૧૭) વર્ષનો છોકરો હુલડાઈથી કમીશરીએટ આરીસનો દરવાજો કુદાવતાં પેટમાં કટેરો ભોકાયાથી અને એક ૫૦) વર્ષનો ગીરગાંમમાં આઈસ શાકટરીનું બાઈલર ફાટાથી તેમાં ડાઝી જવાથી મરણ પામ્યા હતા. સ્ત્રીઓમાં એક ૨૮) વર્ષનીએ મતોડી ખાવાની ટેવને લીધે તેને બદલે ભુલથી ઊંદર મારવાનાં શોમલનો કટકો ખાધાથી, તથા એક ૨૫) વર્ષની રસ્તામાં ગાડી તલે આવી જવાથી અને એક ૯) વર્ષની છોકરી ત્રિજે માલની બારીએથી ડોકાવતાં છજાઆંપરથી રસ્તામાં પડી જવાથી મરણ પામીઓ હતી.

વળી એજ વર્ષમાં મુંબાઇ મધે ૮૭ પારસીઓએ નાદાર દેવાદારોની કોરટનો આસરો મેલવવાને અરજી કીધી હતી, જેમાં ત્રણ ઓરતો પણ હતી.

## ઈ૦ સ૦ ૧૮૬૮.

આએ વર્ષનાં "ટાઇમ્સ ઑફ ઇંડીઆ" નાં કાલેનડરમાં[1] સઘળી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફકજછે.

**બેંકો—**

ન્યુ બેંક ઑફ બોમ્બેના ડાએરેકટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ.

**જોઈંટ સ્ટાક કુંપનીઓ—**

અમદાવાદ યુનૈટેડ પ્રીટીંગ એંડ જેનરલ એજનસી કુંપનીના ડાએરેકટરોમાં દીનશાહજી હોરમજજી કરાકા.

આલબરટ મીલસ કુંપનીના ડાએરેકટરોમાં શોરાબજી ફરાંમજી પટેલ.

આલબરટ પ્રેસ કુંપની ઑફ કરાંચીના ડાએરેકટરોમાં ડાકટર અરદેસર જમશેદજી ભાજીવાલાનું નામ વધારે. માનેજર, જંગીરજી હોરમજજી મોદી.

કોલાબા કુંપનીના ડાએરેકટરોમાં દાનરેબલ ફરાંમજી નશરવાંનજી પટેલ, દીનશાહજી માણેકજી પીટીટ, બેહરાંમજી છજીભાઈ.

ફોઅર લેંડ એંડ રેકલેમેશન કુંપનીના સેક્રેટરી, મનચેરજી નવરોજજી બનાજી.

ગ્રેટ ઇસટરન સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં ખરશેદજી નોશરવાંનજી કામાજીને બદલે મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી, તથા અરદેશર ડોશાભાઈ મુનશીનું નામ વધારેછે.

ગોરરાની ગુજરાત આઇલ કુંપનીના ડાએરેકટરોમાં અસપંદીઆરજી રૂસતમજી. સેક્રેટરી, શાપુરજી પીરજી.

હાઉસ એંડ લેંડ ઇનવેસ્મેંટ કુંપનીના ડાએરેકટરોમાં જાંગીરજી રૂસતમજી મોદીનું નામ વધારેછે.

સુરતની જાફરઅલી સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં રતનશાહ પેશતનજી વકીલનું નામ વધારેછે.

મલબાર કુંપનીના ડાએરેકટરોમાં હોરમજજી બેહમનજી વાડીઆ.

માણેકજી પીટીટ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં એદલજી નશરવાંનજી શેઠના, પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇ અને પેશતનજી હોરમજજી મંતોકનાં નામોછે.

ઓરીએનટલ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના એજંટો, મેહરવાંનજી ફરાંમજી (પાંડે) ની કુંપની.

દીનાવલી પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ, દાદાભાઇ જમશેદજી નાએગાંમવાલા.

યુનૈટેડ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં ડાકટર બેહરાંમજી નવરોજજીનું નામ વધારેછે.

**ફડચામાં ગયલી કુંપનીઓ—**

બોમ્બે સીટી બેંકના લીકવીડેટરોમાં જાંગીરજી રૂસતમજી મોદીને બદલે બરજોરજી રૂસતમજી મોદી.

બોમ્બે પ્રેસીડનસી બેંક—લીકવીડેટરો, પેશતનજી નવરોજજી પોહચા, ડોશાભાઇ ફરાંમજી કામાજી, નવરોજજી માણેકજી વાડીઆ.

બોમ્બે ટરેડીંગ એંડ બેંકીંગ આસોશીએશન—લીકવીડેટરો, દાદાભાઇ રૂસતમજી બનાજી, દીનશાહજી માણેકજી પીટીટ, પેશતનજી નવરોજજી પોહચા. માનેજર, કુંવરજી રૂસતમજી મોદી.

બરૂચ બેંક એંડ ફીનાનશીયલ આસોશીએશન— લીકવીડેટર, હોરમજજી નાનાભાઇ જંબુસરવાલા.

---

1 The Times of India Calendar and Directory for 1868, Bombay: Printed and published at the Times of India Office.

ઓરકસ લોન ડીસકાઉંટ એંડ બેંકીંગ કુંપની—લીકવીડટરો, કાવસજી નાનાભાઈ દાવર, રૂસતમજી બરજોરજી મોદી, શોરાબજી પાલણજી મેહરજી, દોરાબજી ફરામજી પાંડે. માનેજર, અરદેસર બહમનજી કાકા.

ગુજરાત ફીનાનશીયલ આસોશીએશન (અમદાવાદની)—લીકવીડેટર, ફરામજી પેશતનજી વકીલ.

લારેનસ ફીનાનશીયલ આસોશીએશન (અમદાવાદની)—લીકવીડેટર, દીનશાહ હોરમજજી કરાકા.

રાયલ બેંક ઑફ ઇંડીઆ—લીકવીડેટરો, દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાનજી માણેકજી પીટીટ.

યુનીયન બેંક ઑફ બોમ્બે—લીકવીડેટર, શોરાબજી તેહમુલજી લીગેટના.

આલબરટ ફાઇનેનશ્યલ કુંપની—લીકવીડેટરો, ડાકટર અરદેસર જમશેદજી ભાજીવાલા, ખરશેદજી રૂસતમજી શેઠના, જમશેદજી દાદાભાઈ વાડીઆ.

બોમ્બે એંડ ટરામબે કુંપની—લીકવીડેટર, પેશતનજી દાદાભાઇ વાડીઆ.

બોમ્બે મરચંટ ફાઇનેનશ્યલ કુંપની—લીકવીડેટરો, પેશતનજી ધનજીભાઈ કુરલેવાલા, નવરોજજી દોરાબજી ગાંધી.

બોમ્બે ઓરીએનટલ ફાઇનેનશ્યલ કુંપની—લીકવીડેટરો, મેહરવાનજી ફરામજી પાંડે, નશરવાનજી રતનજી તાતા, મેહરવાનજી નશરવાનજી પટેલ, ભીમજી જમશેદજી બાટલીબોઈ.

બોમ્બે રાયલ ફાઇનેનશ્યલ કું૦—લીકવીડેટરો, પેશતનજી નવરોજજી પોચખાના, બહમનજી જીજીભાઇ, શોરાબજી ફરામરોજ સાટનના.

જીયારજ ધી થરડ જ્યુટ એંડ વુલ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપની—લીકવીડેટર, નશરવાનજી અરદેસર વાડીઆ.

ઓરીએનટલ ફાઇનેનશ્યલ એશોશીએટી—લીકવીડેટરો, ખરશેદજી હોરમજજી ચીનાઇ, કુવરજી રૂસતમજી મોદી.

વીગાસ પેટનટ સ્લીપ એંડ ફાઉંડરી કુંપની—લીકવીડેટરો, પેશતનજી નવરોજજી પોચખાના, શોરાબજી ફરામરોજ સાટનના.

**પારસી વ્યાપારી પેહડીઓમાં વધારે—**

બી. એંડ. એ. હોરમારજી,
અરદેસર હોરમજજી વાડીઆ.
નશરવાનજી અરદેસર હોરમજજી વાડીઆ.

બી. એચ. કામા.

ખરશેદજી શોરાબજી વાડીઆ એંડ કુંપની.

ધનજીભાઇ રતનાગર એંડ કુંપની.
ધનજીભાઇ ખરશેદજી રતનાગર.
બરજોરજી બેહલાર ઇરાની.

એદલજી ફરામજીની કુંપની,
કાવસજી બેજનજી આલબલેસ.
માણેકજી એદલજી આલબલેસ.
ધનજીભાઇ એદલજી આલબલેસ.
બહમનજી એદલજી આલબલેસ.
દાદાભાઇ એદલજી આલબલેસ.
હોરમજજી એદલજી આલબલેસ.

ફરામજી એદલજી,
ફરામજી એદલજી દાવર.
હોરમજજી એદલજી દાવર.

રૂસતમજી દાદાભાઈ કામાની કુંપની,
દાદાભાઇ હોરમજજી કામાજી.
રૂસતમજી દાદાભાઇ કામાજી.

શાપુરજી દોરાબજી સકલાતવાલા.

**યુરોપયન પેહડીના પારસી દલાલોમાં વધારે—**

એંગસ એંડ કુંપની—પીરોજશાહ પેશતનજી (મેહરજી) ની કુંપની.

બાર્કસ એંડ કુંપની—માણેકજી ખરશેદજી (દાદીબરજોર) ની કુંપની.

કલીવર (જાન) એંડ કુંપની—ખરશેદજી જમશેદજી બાટલીબોઇ.

ફીનલે કલાર્ક એંડ કુંપની—ફરામજી એદલજી દાવર.

ગમપરટ, એ. સી.—ફરામજી અરદેસર દાવર.

તા૦ ૩ જી જાનેવારી.

શેઠ ફરામજી મોટાભાઇ વકીલ તથા બરજોરજી નશરવાનજી વકીલે સુરત મધે ઇંગ્રેજી શિખવવાની એક સ્કુલ શાહપુરના લટા ઉપર આજદીનથી ઉઘાડી હતી.[૧]

તા૦ ૪ થી જાનેવારી.

મુંબઇ સમાચારના માલેકો શેઠ નાનાભાઈ રૂસતમજી રાણીના અને માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીનાએ "લોક મીત્ર" નામનું મુંબઇ સમાચાર પત્રમાંથી આખાં અઠવાડીઆંની જાણવા લાયક બાબદો તથા ખબરોના ઉતારાનું દર અઠવાડીઆંના શનીવારે સાંજનાં પ્રગટ થતું એક વર્તમાનપત્ર પ્રગટ કરવા માડયું હતું.[૨]

---

૧ એ સ્કુલમાંથી શેઠ બરજોરજી નશરવાનજી વકીલે ૧૮૬૯ ના આરચથી પોતાનો સંબંધ છોડવાથી શેઠ ફરામજી મોટાભાઇ વકીલે તે ઇ૦ સ૦ ૧૮૭૧ માં પોતે મરણ પામ્યા ત્યાંસુધી ચલાવી હતી. એ બાદ તેઓના ભાઇ શેઠ જાંગીરશાહ મોટાભાઇ વકીલે તે ઇ૦ સ૦ ૧૮૮૯ સુધી પોતાને નામે ચલાવી હતી, અને હાલ તે શેઠ કરશનદાસ નારણદાસ મેહતાજી ચલાવેછે.

૨ એ પત્ર થોડુંક સુધી દર શનીવારે સાંજનાં નીકલ્યા પછી તે દર રવીવારે પ્રગટ થવા માડયું હતું, અને ઇ૦ સ૦ ૧૮૮૬ થી તે દર અઠવાડીઆંમાં બેવાર બરેશપત અને રવીવારે પ્રગટ થાયછે. ઇ૦ સ૦ ૧૮૭૧ ના અકટોબર માસમાં મજકુર શેઠ નાનાભાઇ રૂસતમજી રાણીનાએ મુંબઇ સમાચારમાંથી ભાગ છોડવાથી એ પત્રની માલેકી એકલા શેઠ માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીના હાથમાંછે.

તા૦ ૯ મી જાનેવારી.

આગરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં શિખનારા ચંચલ વિદ્યાર્થીઓને સ્કાલરશીપો અને ઇનામો આપવાની વાર્ષિક સભા આજ દીને મળી હતી. સરનશીનની ખુરસી હાનરેબલ બી. એચ. એલીસે લીધા બાદ એ ખાતાંના પ્રીનસીપાલ ડાકટર સ્ટેડમેને ગયાં સાલનો રીપોરટ વાંચી સંભળાવ્યો. ને પછી ચંચલ વિદ્યાર્થીઓને ઇનામો તથા સ્કાલરશીપો આપી હતી, જેઓમાં એકજ પારસી—તેહમુલજી ભીખાજી નરીમાન, ને રૂ૧૦) ની સરકારી સ્કાલરશીપ મળી હતી. એ કાલેજનાં પુસ્તકખાનાંમાં કુદરતી તવારીખને લગતાં પુસ્તકો ખરીદવા માટે શેઠ કાવસજી જહાંગીરજી રેડીમનીએ રૂ૨૦૦૦) ની રકમ આજ દીને બીટ મોકલી હતી[1] તે ઉપકાર સાથે બાહલ રાખવા બાદ સરનશીને એક સુભાષ્પીત ભાષણ કરી સભા બરખાસ્ત કીધી હતી.[2]

---

તા૦ ૯ મી જાનેવારી.

શેઠ હીરજીભાઇ મેહરવાનજી વાડીઆને નામદાર સરકારે કામચલાઉ ગોઠવણ તરીકે (આબીસીનીઆની લડાઇને લીધે) તા૦ ૨૦ મી નવેમબર ૧૮૬૭ થી મુંબઇની સરકારી ગોદીના ખાસ ડેપ્યુટી માસ્ટર-બીલડર તરીકે નેમ્યા હતા.

પુણાંના માજી મુનસફ શેઠ અરદેસર બરજોરજી શેઠનાને નામદાર સરકારે પુણાં જીલ્લાના હાનરરી માજીસ્ટ્રેટ નેમી તેમને પેહલા વર્ગના સબારડીનેટ માજીસ્ટ્રેટની સત્તા આપી હતી.[3]

---

તા૦ ૧૦ મી જાનેવારી.

રોજ ૨૦ માહ ૪ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

સુરતની પાસેનાં સુમાલી ગામમાં ઇ૦ સ૦ ૧૮૨૨ માં મરહુમ શેઠ કુવરજી માણેકજી મુકાદમે જે આદરાંનની દરેમેહર બંધાવી હતી તે રેતીના ફરામાં દટાઇ જવાની તૈયારીમાં હોવાથી તેમના ભત્રિજા શેઠ રૂસતમજી શાપુરજી મુકાદમે બીજી જગા લઇ ત્યાં દરેમેહર બંધાવી નવેસરથી આદરાંન બનાવી આજ દીને પોતાના મજકુર કાકાની નઇમિતે પરઠાવ્યા હતા.[4]

---

તા૦ ૧૧ મી જાનેવારી.

મુંબઇના નામદાર ગવરનર સર સેમોર ફીટ્ઝજરાલડે આજ રાત્રે પરેલના સરકારી મેહલમાં એક "રીસેપશન" ભર્યું હતું, જે વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો હાજર થયા હતા—

હાનરેબલ ફરામજી નસરવાનજી પટેલ, શેઠ અરદેસર હોરમસજી વાડીઆ, ડોસાભાઈ ફરામજી કરાકા, બહમનજી જીજીભાઇ, ખરશેદજી રૂસતમજી કામાજી, અરદેસર ખરશેદજી દાદીશેઠ, નવરોજજી ફરદુનજી, મેહરજીભાઇ બાપુજી વીકાજી' હોરમસજી બાપુજી વીકાજી, હીરજીભાઈ અરદેસર દાદીશેઠ, દાદાભાઈ બહમનજી જીજીભાઈ, પેશતનજી બહમનજી જીજીભાઇ, નાનાભાઇ બેહરામજી જીજીભાઈ, તેહમુલજી જમશેદજી દેસાઈ.[5]

---

તા૦ ૧૪ મી જાનેવારી.

મુંબઇની યુનીવરસીટીની સાતમાં વર્ષની કાનવોકેશન આજ દીને ટાઉન હાલમાં ભરાઇ હતી. પ્રમુખસ્થાને ચાનસેલર સર સેમોર ફીટ્ઝજરાલડ બીરાજ્યા હતા. આ વેળાએ

---

૧ એ રકમ શેઠ કાવસજીએ ડાક્ટર બરડુડ ઉપર નીચલી ચીઠી સાથે મોકલી હતી, જે સભામાં વાંચી સંભળાવવામાં આવી હતી :—

My dear Birdwood,

Will you ask Dr. Stedman to announce today at the annual meeting of the Grant Medical College the enclosed gift of Rs 2,000, cheque on the Bank of Bombay, to be expended on the purchase of works of Natural History for the College Library

Yours Sincerely,

COWASJEE JEHANGHIER.

9th January, 1868

૨ ટાઇમસ આફ ઇંડીઆ, ૧૧ મી જાનેવારી ૧૮૬૮.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૯ મી જાનેવારી ૧૮૬૮.

એ લડાઇ વખતે ઓફીસરોએ કરેલી મેહનત તથા બતાવેલી ખંત અને હોશીઆરીને માટે તે વેળાના સુપરીનટેંડંટ ઓફ મરીન કમાનડર ઇ. ડી. રાબીનસને નામદાર સરકાર ઉપર ઇ૦ સ૦ ૧૮૬૮ ના જુન માસમાં મોકલેલા રીપોરટમાં લખેછે કે :—

"To the Storekeeper and his department, to Mr Jamsetjee Dhunjeebhoy Wadia and his able Assistant Mr. Heerjeebhoy Merwanjee Wadia (Special Assistant Master Builder), Mr. Rustomjee Ardeshir Wadia Assistant Master Builder &c. &c. &c. the warmest praise is due for a zeal and energy that has done them honour, and reflected the greatest credit on the public service."

૪ આ દરેમેહર ઉપર નીચલી તખ્તી મારેલી છે :—

"પાક દાદાર હોરમજદની મદદથી.

"પાક આદરીઆંન સાહેબ અસલમાં સુમાલી ગામ
"મધે બેહદીનથીન પારસી કુવરજી માણેકજી મુકાદમે
"બંધાવેલું હતું. પણ રેતીના ફરાથી તે આદરીઆંન દટાઇ
"જવા આવ્યાથી નવા પાયાથી મરહુમ કુવરજી માણેકજી
"મુકાદમની નઇમિતે તેવણના ભતરીજા રૂસતમજી શાપુરજી
"મુકાદમે કરીને નવા પાયાથી બંધાવ્યું છે. રોજ ૨૦
"બેહરામ માહ ૪ તીર સને ૧૨૩૭ યજદેજરદી. તા૦
"૧૦ મી જાનેવારી સને ૧૮૬૮ અંગરેજી સંવત ૧૯૨૪ ના
"પોશ વદ ૧ વાર શુકરે."

એ દરેમેહર પણ બોદમાર થવાથી ત્યાં બીજી જગાએ શેઠ દાદાભાઇ અને કાવસજી પાલનજી ચરનાએ પોતાના બાવા મરહુમ શેઠ પાલનજી દાદાભાઇ ચરનાની નઇમિતે નવી દરેમેહર બંધાવી તે તા૦ ૧૨ મી આપરેલ ૧૮૮૭ ને દીને પરઠાવી હતી.

૫ ટાઇમસ ઓફ ઇંડીઆ, ૧૩ મી જાનેવારી ૧૮૬૮.

જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી હતી તેમાં નીચલા પારસીઓ હતા:—[૧]

**માસટર ઑફ આરટસ** (એમ. એ.) ની સનદ—શાપુરજી હોરમજજી પાટક, દાદાભાઇ શેરાબજી પટેલ, રૂસ્તમજી મેહરવાંનજી પટેલ, જમશેદજી નવરોજજી ઉનવાલા.

**બેચલર ઑફ આરટસ** (બી. એ.) ની સનદ—જમશેદજી અરદેશર દલાલ, પીરોજશાહ દાદાભાઇ બેહવાર, જમશેદજી ખરશેદજી દુબાશ, બહમનજી એદલજી મોદી, માણેકજી નશરવાંનજી નાણાવટી, ફરાંમજી રૂસ્તમજી વીકાજી.

આ વેળાએ અપાયલાં યુનીવરસીટી પ્રાઇઝોમાં રૂ૨૦૦) નું "હોમજી ખરશેદજી પ્રાઇઝ" શેઠ બરજોરજી એદલજી મોદીને "સૂર્ય મંડળ" ઉપર સઉથી સરસ ઇંગ્રેજી કવિતા રચવા માટે આપવામાં આવ્યું હતું.

વળી શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ આજ દીને યુનીવરસીટીના વાઇસ ચાનસેલર સર અલેકજાંડર ગ્રાંટ બારોનેટ જોગ એક પત્ર લખી રૂ૫૦૦૦) ની સરકારી નોટ તેનાં વ્યાજમાંથી દર શાલ મેટ્રીકયુલેશનની પરીક્ષામાં લાટીન ભાષામાં સઉતા આવનાર વિદ્યાર્થીને તેમનાં નામની સ્કાલરશીપ આપવા માટે ભેટ આપી હતી.[૨]

---

તા૦ ૧૫ મી જાનેવારી.

રોજ ૨૫ માહ ૪ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—દસ્તુર કેખશરૂ દાદાભાઈ, સુરતવાલા—ઉમર વર્ષ ૭૨) સુરતના વડા દસ્તુર દાદાભાઇ રૂસતમજીના વડા દીકરા. એવણને ઈ૦ સ૦ ૧૮૨૧ માં પોતાના બાપનાં મરણથી સુરતના શેહનશાહી જરથોસ્તીઓના વડા દસ્તુર નેમ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૨૩ માં સુરત મધે મરહુમ શેઠ દાદાભાઇ નશરવાંનજી મોદીની નઇઅતે પરઠાયલાં શેહનશાહી આતશબેહરાંમની પેહલી બોઇ એવણે દીધી હતી. તે પછી ઈ૦ સ૦ ૧૮૩૭ માં સુરતની દસ્તુરી બાબે એઓ તથા એઓના કાકાના દીકરાના દીકરા દસ્તુર જમશેદજી બરજોરજી કે જેવણનો પણ પોતાના બાપાવાની જગો પર દસ્તુરીનો હક હતો તેઓ વચ્ચે વાંધો ઉઠયો, જેથી સુરતની તે વેળાની પંચાતના અકાબરોએ બંને દસ્તુરો વચ્ચે તા૦ ૨ જી સપટેમ્બર ૧૮૩૮ ને દીને એક દસ્તાવેજ કરાવી સુરતની દસ્તુરીના તમાંમ હકો પર બંનેનો સરખો હીસ્સો રાખ્યો હતો. "દસતુરજીએ પોતાને માટે સારી આબરૂ જાળવી હતી અને પોતાના હાથ હેઠલનાઓનો ઘણો સારો બંદોબસત રાખતા હતા."[૩]

---

તા૦ ૧૬ મી જાનેવારી.

ગઈ તા૦ ૧૧ મીએ મુંબઈ મધે મુંબાદેવીના લતાપર લાગેલી ભયંકાર આગ હોલવવામાં પોલીસ તથા ફાએર

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૬ મી જાનેવારી ૧૮૬૮.

ઉપલા પદવી મેલવેલા પારસીઓ ઉપરાંત આએ વર્ષે યુનીવરસીટીની નાચલી પરીક્ષાઓમાં નીચલા પારસીઓ પસાર થયા હતા—

**ફરસ્ટ એકઝામીનેશન ઈન આરટસ** (એફ. ઇ. એ.) ની પરીક્ષામાં—હોરમજજી જાંગીરજી ભાભા, બહમનજી પીરોજશાહ કંત્રાકટર (ચાહેવાલા), બરજોરજી એદલજી મોદી, બરજોરજી રૂસતમજી મોદી, ફરદુનજી કાવશજી મુલ્લાં, દાદાભાઇ નશરવાંનજી નાણાવટી, મેહરાંમજી ફરાંમજી પટેલ, મનચેરજી ફરાંમજી પટેલ, નશરવાંનજી હીરજીભાઇ પટેલ, માણેકશાહ જાંગીરશાહ તાલેયારખાં, નવરોજજી દોરાબજી ખંડાલેવાળા.

**મેટ્રીકયુલેશન**ની પરીક્ષામાં—દાદાભાઇ જમશેદજી આલપાઇવાલા, મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, દોરાબજી જમશેદજી કંત્રાકટર (નાએગાંમવાળા), નવરોજજી માણેકજી કંત્રાકટર (પરવેજ), ફરાંમજી નવરોજજી દારૂવાલા, જમશેદજી નશરવાંનજી દારૂવાલા, હીરજીભાઇ ફરાંમજી દાવર, ફરાંમજી મીનોચેહરજી દસ્તુર જામાસ્પઆશાના, બેજનજી માણેકજી જંબુસરીઆ, ફરાંમરોજ રૂસતમજી જોશી, જમશેદજી મેહરાંમજી કાંગા, ડોશાભાઇ બરજોરજી કાંદાવાલા, ફરદુનજી બેજનજી કરાંની, જમશેદજી દીનશાહ ખંભાતા, કાવશજી દીનશાહજી ખંભાતા (કરાંચીના), હોરમજજી નવરોજજી લારડ, જાંગીરજી મેહરાંમજી મરજબાંન, હોરમજજી દાદાભાઇ મસાંની, શેરાબજી બહમનજી માસટર, એદલજી જમશેદજી ચીનતરી, રૂસતમજી હોરમજજી નાણાવટી (અમદાવાદના), ધનજીશાહ નવરોજજી પારખ, પેશતનજી હોરમજજી પાટક, એદલજી શેરાબજી સરાફ, નશરવાંનજી ફરાંમજી તંબોલી, મનચેરશાહ ફરાંમજી ઉનવાલા, માણેકશાહ બાપુજી વીકાજી, ડોશાભાઇ નશરવાંનજી વાડીઆ, હોરમજજી હીરજીભાઇ વાડીઆ, મેહરવાંનજી નશરવાંનજી વાડીઆ.

૨ શેઠ કાવશજીએ એ બાબે લખેલો પત્ર નીચે મુજબ છે:—

Bombay, 14th January 1868.

To

SIR ALEXANDER GRANT BART.

Vice Chancellor of the University of Bombay.

Sir,

On the occasion of the Convocation which is to be held today, I beg to mark my interest in the Bombay University, by enclosing for the acceptance of the senate Government Promissory Notes of 4 % interest for Rs. 5,000, viz. $\frac{\text{No. 001793}}{\text{a. 1891}}$ for Rs. 2,000, $\frac{\text{No. 001794}}{\text{a. 1891}}$ for Rs. 2,000, and $\frac{\text{No. 001891}}{\text{a. 641}}$ for Rs 1,000, bearing interest from 1st November last. The interest of the said Notes to be applied to the establishment of an annual prize to be awarded each year to the best competitor in *Latin* at the Maticulation examination.

I have the honor, &c., &c.,

COWASJEE JEHANGHIER.

૩ મુંબઇ સમાચાર, તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૬૮.

બેંગિડનાં માણસોએ જે કીમતી મદદ કીધી હતી તે શેઠ નશરવાનજી માણેકજી પીટીટે નજરે નજર જોયાથી તેવણે તેમને બેટ તરીકે વેંહચી આપવા માટે રૂ૭૦૦) ની રકમ આજ દીને અત્રેના પોલીસ કમીશનર મી૦ એફ. એચ. સુટર ઉપર મોકલી હતી.[2]

તા૦ ૧૭ મી જાનેવારી.

આજ દીને સુરત મધે મરહુમ દસ્તુર કેખશરૂ દાદાબાઇનાં ઉઠમણાંમાં પંચાતની તરફથી મોદી રૂસતમજી ખુરશેદજીએ મરનારના વડા દીકરા દસ્તુર નશરવાનજી કેખશરૂને દસ્તુરીની એક શેઆલ હોરાડી હતી, તથા મરનારના કાકાના દીકરાના દીકરા દસ્તુર રૂસતમજી જમશેદજી જેઓ મુંબઇમાં હતા તેમને સારૂં પણ એક શેઆલ આપવામાં આવી હતી, અને દસ્તુરનો હક ભોગવવા બાબે આગલ જે બંદોબસ્તો થયા હતા તે ફરી તાજા કરવામાં આવ્યા હતા. દસ્તુર નશરવાનજીને એ ઉપરાંત પઝત ફીઆઓ, દારૂવાલાઓ,૨ બાગરીઆ મોબેદો, તથા નાનપરાના જરથોસ્તીઓએ શેઆલો હોરાડી હતી.[3]

તા૦ ૧૭ મી જાનેવારી.

રોજ ૨૭ માહ ૪ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

મરણ—હોરમસજી શાપુરજી મોતીવાલા[4]—ઉમર વર્ષ ૫૧) શેઠ શાપુરજી નશરવાનજી મોતીવાલાના વડા દીકરા. એવણ પ્રથમમાં જવાહેરનો વ્યાપાર કરતા હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૫૮ માં પોતાના પિત્રાઇ શેઠ પેશતનજી માણેકજી બાગે જમશેદવાલાનાં મરણથી તેમનાં એ કારખાનાંનો સેં વહીવટ એવણ ચલાવતા હતા. "જામે જમશેદ પત્રને ઘણી તો સારી રીતે અને ગંભાલથી તેવણે ઉપાડીઉછે કે એક નાનકા ગરણા રોપા ઉપરથી તેને એક મોહટું દરખત બનાવીઉછે."[5]

તા૦ ૨૨ મી જાનેવારી.

આજ દીને મુંબઇના સુધરાઇના અમલદારોની મળેલી સભામાં મ્યુનીસીપાલીટીનો ઇ૦ સ૦ ૧૮૯૮ નાં સાલનો હીસાબ તપાસવા માટે બે યુરોપિયનોની સાથે શેઠ અરદેશર ફરામજી મુસને દરેકને રૂ૧૦૦૦) ને મવાજમે પંચ તરફના આડીટર નીમ્યા હતા, તથા મ્યુનીસીપાલીટીનો વહીવટ કમીશનર સાથે મસલત કરી ચલાવવા ૩ યુરોપિયન, ૧ હિંદુ, અને ૨ પારસી—શેઠો ડોશાભાઇ ફરામજી કરાકા અને શોરાબજી શાપુરજી બંગાલીની સ્ટાનડીંગ કમીટી નેમવામાં આવી હતી.[6]

તા૦ ૨૫ મી જાનેવારી.

પુણાંવાલા દસ્તુર નશરવાનજી જામાસપજી જામાસપ આશાનાને "ખાંનબાહદુર" નો એતાબ મલ્યો તેની મુબારકબાદીમાં મુંબઇની અથોરનાન અંજુમન તરફથી એક માનપત્ર શેઠો અરદેશર ડોશાભાઈ મુનશી, હોરમસજી નવરોજજી મકલાતવાલા, દીનશાહ મનચેરજી પંથકી અને જાંગીરજી હોરમસજી પંથકીનાં એક ડેપ્યુટેશન મારફતે પુણે મોકલ્યું હતું. તે માનપત્ર આજ દીને ભવાનીપેંઠ મધેના શેઠ દીનશાહજી માણેકજી પીટીટવાલા બંગલામાં એક મીજલસ ભરી દસ્તુરજીને અનાયત કરવામાં આવ્યું હતું. સદરનશીનની ખુરસી હૈદરાબાદવાલા શેઠ જમશેદજી ખરશેદજી સુરતી ધનજીમેહતાનાને આપવામાં આવી હતી, જેવણે સીગલાઈ અદબઆદાબથી એક ભાષણ કરવા બાદ શેઠ અરદેશર ડોશાભાઈ મુનશીએ માનપત્ર વાંચી સંભલાવ્યું, જેનો દસ્તુરજીએ ઘટતો જવાબ વાલ્યો હતો. એ માનપત્રપર દસ્તુરો જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાના, પેશોતનજી બેહરામજી સંજાણા, શોરાબજી રૂસતમજી મુલ્લાં ફીરોજના, ફરામજી બેજનજી, એરચજી શોરાબજી મેહરજી રાંણાના, રૂસતમજી જમશેદજી દસ્તુર તથા શેઠો તેહમુરસ જમશેદજી દેસાઇ, ડોશાભાઈ શોરાબજી મુનશી, નવરોજજી દોરાબજી મકલાતવાલા, મનચેરજી બહમનજી પંથકી, અને બીજા ૫૬૯) અથોરનાનોની સહીઓ હતી.

એ પછી શેઠ હોરમસજી દોરાબજી ચીનાઇએ પુણાંના જરથોસ્તીઓની તરફથી મુબારકબાદીમાં શામેલ થઈ મુંબઇની અથોરનાન અંજુમન તથા ઉપલા ડેપ્યુટેશનના ગ્રહસ્થોનો ઉપકાર માન્યો હતો.

ત્યારબાદ દખણ હૈદરાબાદના જરથોસ્તીઓએ એક કાશ્મીરી શેઆલ સાથે મોકલેલું માનપત્ર સદરનશીનની ફરમાસથી તેમના બેટા શેઠ પેશતનજી જમશેદજી સુરતી ધનજીમેહતાનાએ વાંચી સંભલાવ્યું, જેપર શેઠો બાપુજી વીકાજી, જીવણજી પેશતનજી મેહરજી, નશરવાનજી શોરાબજી ચીનાઈ, એદલજી શોરાબજી ચીનાઇ, ફરામજી શોરાબજી ડાટીવાલા, જમશેદજી એદલજી ચીનાઇ, પાલણજી હોરમસજી ડાટીવાલા, રૂસતમજી ખરશેદજી નેતુરવાલા, હીરજીભાઇ નરશંગજી, દોરાબજી ડોશાભાઇ ડાટીવાલા, વગેરેની સહીઓ હતી.

સેવટે સેતારા તથા માહબલેશરના જરથોસ્તીઓ તરફથી શાલજોડા સાથેનો એક માનપત્ર દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસપઆશાનાની મારફતે આવ્યો હતો તે એ૦ કાઉસજી રૂસતમજી ચંદ્રીઆરે વાંચી સંભલાવ્યો, જેપર શેઠો કાવસજી શાપુરજી હાથીખાડ, એદલજી રતનજી વાડિ-

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૯૮.

૨ ગુજરાત મિત્ર, તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૯૮.

૩ મુંબઇ સમાચાર, તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૯૮.

૪ શેઠ ડોસાભાઇ અને શાપુરજી બેજનજી મોતીવાલાના કાકા.

૫ જામે જમશેદ, તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૯૮.

૬ ટાઇમ્સ ઓફ ઇંડીઆ, ૨૪ મી જાનેવારી ૧૮૯૮.

મેસંગના, એદલજી ખરશેદજી આંતીઆ, કુવરજી કાવશજી હાપીખાડે, પેજનજી કાવશજી સેતારેવાલા વગેરેની શહીઓ હતી. જે પછી પાંન ગોલાબ લઈ મીજલસ બરખાસ્ત થાઇ હતી[૨]

---

તા૦ ૨૭ મી જાનેવારી.

આકોલા મધે દેશપ્રદેશના હુનર તથા કારીગરીનું એક સંગ્રહસ્થાંન આજ દીને બીરારના કમીશનર મી૦ આલફ્રેડ લાયલે મોટી ધામધુમ સાથે ઉઘાડયું હતું, અને તે તા૦ ૩ જી ફેબરવારી સુધી ખોલ્લું મુકવામાં આવ્યું હતું. એટલા દિવસો ત્યાં ભારે ધામધુમ મચી રહી હતી. એ સંગ્રહસ્થાનમાં અપાયલાં સંખ્યાબંધ ઇનામોમાં આસીસ્ટંટ કમીશનર દસ્તુર બહમનજી જામાસપજી જામાસ્પઆશાનાને સુરથ રૂઉના નમુનાને માટે એક રૂપાનો ચાંદ તથા દફતર આશકારા છાપાખાંનાના માલેકો શેઠો બેહરામજી ફરદુનજી (મરઝબાંન) ની કુંપનીને સુરૂથી સારી છપાઇને માટે "સરટીફીકેટ ઑફ મેરીટ" મલી હતી.[૨]

---

તા૦ ૧ લી ફેબરવારી.

આજ દીને "ધી કુવીન, ધી લેડીસ ન્યુસપેપર" નામનાં લંડનનાં એક અઠવાડીક પત્રમાં મુંબઇવાલા શેઠ માણેકજી ખરશેદજી સરાફની બે બેટીઓ બાઈ આઇમાંએ તે શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીનાં ધણીઆંણી, તથા બાઇ શીરીનબાઇની તસવીરો, તથા તેણીઓએ લીધેલી ઇંગ્રેજી કેળવણીની હકીકત છપાઇ હતી.

---

તા૦ ૨ જી ફેબરવારી.

શેઠ શોરાબજી ખરશેદજી ઇજનેરે "સનડે રીવ્યુ" નામનું દર અઠવાડીઆંના રવીવારે પ્રગટ થતું એક ગુજરાતી વર્ત્તમાન પત્ર આજ દીનથી પરવરતાવવા માંડયું હતું.[૩]

---

તા૦ ૩ જી ફેબરવારી.

રોજ ૧૪ માહ ૫ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

નવસારી મધે એ૦ કાવશજી શોરાબજી ભેદવારે ત્યાંના જરથોસ્તીઓને સુર અવસરે વાપરવાને તથા પારસી મુસાફરોના ઉતારાને માટે એક ધર્મશાલા પોતાનાં મમાઈ મરહુમ બાઇ કુવરબાઇ તે આ૦ દાદાભાઇ નશરવાંનજી ભેદવારનાં ધણીઆંણીનાં પુનને માટે બંધાવી આજ દીને તેને ખોલ્લી મુકવાનું જશન કીધું હતુ. એ મકાંનનું નામ એ૦ કાવશજીએ પોતાના બાવા એ૦ શોરાબજી પાલણજી ભેદવારનાં નામ ઉપરથી "શોરાબ બાગ" કરી રાખ્યું હતું, તથા તેની મરામતને માટે રૂ૨૦૦૦) ની સરકારી નોટ એલાહેદી કાઢી હતી. એ મકાંન બંધાયાની ખુશાલીમાં એવણે બીજે દીને નવસારીમાં ગામના તમામ જરથોસ્તી મરદોની તથા ત્રિજે દીને ઓરતોની નેઆત જમાડી હતી.[૪]

---

[૨] જામે જમશેદ, તા૦ ૩૧ મી જાનેવારી અને ૬ થી ફેબરવારી ૧૮૬૮.

એજ મુજબ પુણાંની જરથોસ્તી અંજુમન તરફનું માનપત્ર જે મોટી ધામધુમ સાથે દસ્તુરજીને આપવામાં આવનાર હતું, તે દસ્તુરજીના એકપુરા બેટા એ૦ આદરબાદ દસ્તુર નશરવાંનજીનાં ગઈ તા૦ ૧૫ મી મારચે થયલાં અકાલ તથા ગમગીની ભરેલાં મરણને લીધે ધામધુમથી ન આપતાં તા૦ ૮ મી જુન ૧૮૬૮ ને દીને પુણાંની મરહુમ શેઠ શોરાબજી રતનજી પટેલની દરેમેહરની શાલગરેહનાં જશનની મીજલસમાં એ માનપત્ર તથા પરસ આપવા બાબે થાયલી કમીટીના સરનશીન શેઠ હોરમજજી દોરાબજી ચીનાઇએ વાંચી સંભલાવી પુણાં મધે એકઠા થયલા રૂ૨૦૦૦) ની પરસ સાથે દસ્તુરજીને અનાયત કીધું હતું. તેજ મુજબ ઊપલી કમીટીના શેક્રેટરી શેઠ શોરાબજી જાંગીરજી ચીનાઇની મારફતે આવેલાં નવસારી, વીઆરાસુનધડ, તારાપોર, કલીઆંણી, શોલાપુર (શેઆલ સાથે), બીરાર (ચાંદીનો સટ તથા શેઆલ સાથે), મઊ (સુનાં રૂપાંના દાણાની તશ્તી તથા શેઆલ સાથે), ઇંડોર (રૂપાંનાં કલમદાંન સાથે), નીમચ (શેઆલ સાથે), નશીરાબાદ (શેઆલ સાથે) થી આવેલાં માનપત્રો પણ તેવણે એજ મીજલસમાં એનાયત કીધાં હતાં, જે સર્વેનો દસ્તુરજીએ ઘટતો જવાબ વાલ્યા બાદ ચાશની કરી મીજલસ બરખાસ્ત થાઇ હતી.

એ પછી કુલકતેથી શેઠ ધનજીભાઇ બેહરાંમજી મેહતા તથા બીજા જરથોસ્તીઓની શહી સાથનું એક માનપત્ર તથા રૂપાંનું આશરંગાંનીઉં દસ્તુરજીને ભેટ આપવા માટે પુણાં મધે શેઠ શોરાબજી જાંગીરજી ચીનાઇવાલા "જાંગીર હાલ" માં તા૦ ૨૦ મી ડીજેમબર ૧૮૬૮ ને દીને જરથોસ્તીઓની સભા મલી હતી. ત્યાં શેઠ હોરમજજી દોરાબજી ચીનાઇએ ઊપલું માનપત્ર વાંચી સંભલાવી તે ભેટ કીધું હતું, જેનો દસ્તુરજીએ જવાબ વાંચી સંભલાવ્યા બાદ પાંનગોલાબ લઇ મીજલસ બરખાસ્ત થાઇ હતી.

[૨] રાસ્ત ગોફતાર, તા૦ ૯ મી ફેબરવારી ૧૮૬૮.

એ સંગ્રહસ્થાંન વેળાએ પારસીઓની ઘણી. મદારત આકોલાના આસીસ્ટંટ કમીશનર દસ્તુર બહમનજી જામાસપજી જામાસ્પઆશાનાએ કીધી હતી તે વિષે ઉપલાંજ રાસ્ત ગોફતારમાં આકોલાનો ખબરપત્રી લખેછે કે—

"શંગરહથાનના દીવશમો જે કોઇ જરથોશતીઓ અતરે મુંબઇથી તથા પુણેથી આવીઆ હતા તેઓમાંના ઘણાએક સાહેબોએ ભાઇ બહમનજી આશીશટંટ કમીશનરના બંગલામો ઊતારો લીધો હતો અને તાંહાં શરવે રીતે અછી મદારત થઇછે, આએ વખતે તક લઇને કહુંછું કે કોઇબી જરથોશતી મુશલીશ ઇઆ મોટો જે એવણને તાંહાં જાએછે તેને શરખી રાહે મદારત લીધાઓ આવેછે. એ ભાઇ ઘણાજ ભોલા, સાદા તેમજ ચંચલછે. પોતાના મોટા ઓધાની કશીબી મગરૂરી વગર પોતાની કોમને ઘણુંજ સારૂં લાગે તે માફક કામ બજાવેછે."

[૩] એ પત્ર ઇ૦ સ૦ ૧૮૭૧ સુધી ચાલુ રહયું હતું.

[૪] મુંબઇ સમાચાર, તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૬૮.

એ મકાનમાં નીચે મુજબ તખ્તી મારેલીછે :—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.

"આએ મોકાનનું નામ શોરાબ બાગ કરીને રાખીઉંછે.
"તે મુમબાઇના રેવાશી આ૦ કાવસજી શોરાબજી ભેદવારે
"પોતાનાં મમાઇ કુવરબાઇ તે આ૦ દાદાભાઈ નશરવાંનજી

તા૦ ૫ મી ફેબરવારી.

વાંસડાથી બે કોશ દુર મવાસ ગામમાં નવસારીના એક પારસી આ૦ હોરમસજી એદલજી કોટવાલે એક મોટો વાઘ મારીઓ હતો, જે માટે તેમને વાંસડાની સરકાર તરફથી ૩૧૨) નું ઈનામ મલ્યું હતું. એ શેઠ હોરમસજી વાઘના શીકારના ઘણા શોખીલાછે, અને તેઓએ ઈ૦ સ૦ ૧૮૫૪ થી તે અત્યાર સુધીમાં વીશેક વાઘ મારીઆ હતા.[1]

તા૦ ૬ થી ફેબરવારી.

શેઠ નશરવાંનજી દોરાબજી આપઅખતીઆરે "ઇઅ-જદાં પરસ્ત" નામનું જરથોસ્તી ધર્મનાં સબ્બકો અને સ્રત જરથોસ્તનાં ફરમાંનો તેમજ જરથોસ્તી ટોલાની નીતિ, સંસાર અને કેળવણીને લગતી બીનાઓ તથા સુચનાઓનું દર બ્રેસપતવારે પ્રગટ થતું એક વર્તમાન પત્ર આજ દીનથી પરવરતાવવા માંડયું હતું.[2]

તા૦ ૭ મી ફેબરવારી.

શેઠ માણેકજી કાવશજી એંદીને પંચમાહલના ડીસ્ત્રીકટ ડેપ્યુટી કલેકટર અને શેઠ શોરાબજી જાંગીરજી તાલેયારખાંનને ગુજરાતના થર્ડ આસીસ્ટંટ સેટલમેંટ આફીસર તરીકે મુંબઈની સરકારે કાયમ કીધા હતા.[3]

તા૦ ૧૦ મી ફેબરવારી.

જરમનીવાલા ડાકટર ફ્રેડરીક સ્પીગલે અવસ્તા પર શરેહનાં બાહેર પાડવા ધારેલાં ત્રણ દફતરોમાં વંદીદાદની શરેહનું પેહલું દફતર ઈ૦ સ૦ ૧૮૬૪ ના ડીસેમબર માસમાં તથા બીજું વીસ્પરદ, ઇજશને અને ખોરદેહ અવસ્તાની શરેહનું હાલમાં છપાવી પ્રગટ કીધું હતું.[4]

તા૦ ૧૩ મી ફેબરવારી.

સુરતના એક મ્યુનીસીપાલ કમીશનર ડાકટર માણેકજી ખશુખાંજીને નામદાર સરકારે સુરતના એક હાનરરી માજીસ્ત્રેટ નેમી ત્યાંના પેહલા વર્ગના સબારડીનેટ માજીસ્ત્રેટની સત્તા આપી હતી.[5]

તા૦ ૧૮ મી ફેબરવારી.

રોજ ૨૯ માહ ૫ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ હીરજીભાઈ એદલજી મારીસ[6]નાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી ૩૪૦૦), બાવા શેઠ એદલજી બહમનજી મારીસે ૨૪૦૦), ભાઈ શેઠ મનચેરજી એદલજી મારીસે ૩૨૦૦), તથા બીજા ગ્રહસ્થોએ ૨૨૩૫) મલી ૧૧૨૩૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[7]

તા૦ ૨૧ મી ફેબરવારી.

રોજ ૨ માહ ૬ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

મરણ—ડોશાભાઈ ખરશેદજી વાડીઆ—ઉમર વર્ષ ૭૧) શેઠ ખરશેદજી ફરામજી વાડીઆના વડા દીકરા. એઓ મેહલવેહલા અંતરેની સરકારી ગોદીમાં "આસીસ્ટંટ બીલડર" તરીકે રહયા હતા. ત્યાંથી વીશ વરસે ઈ૦ સ૦ ૧૮૪૦ માં પોતાની ખુશીથી ઓહદો છોડી પોતાના મામા શેઠ જાંગીરજી નશરવાંનજી વાડીઆની પેહડીપર વડા મુનીમ તરીકે રહયા હતા. ઈ૦ સ૦ ૧૮૪૩ માં શેઠ જાંગીરજીનાં મરણથી એજ શાલની તા૦ ૧ લી જુનથી શેઠો અરદેસર ફરામજી દાવર અને રૂસતમજી બરજોરજી મોદી સાથે "અરદેસર ડોશાભાઈની કું૦" નાં નામથી પેહડી ઉઘાડી વ્યાપાર તથા ફ્રેન્ચ અને અમેરીકન સરકારની આડતનું કામ ચલાવતા હતા. ઈ૦ સ૦ ૧૮૫૦ માં તે પેહડી બંધ કરી મોનશીયો બુચની સાથે "ડોશાભાઈ ખરશેદજીની કું૦" નાં નામથી ફ્રાંનસ સાથનો વ્યાપાર તથા તે સરકારની અતરે આવતી મનવારોની આડત કરવાનું શરૂ કીધું હતું.

"બેલવારનાં ધનીઆનીનાં પુનને શારૂ શ્રી નોશારી કરાઆ "બધી શરવે જરથોશતીઓને વાપરવા શારૂ બનવાવેઓછે. "રોજ ૧૪ મો ગોશ ઈજદ માહા ૫ મો અમરદાદ અમ-"શાશપંદ શેહનશાઈ, માહ ૬ થો શરેવર અમશાશપંદ કદમી "શને ૧૨૩૭ એજદેજરદી તા૦ ૩ જી ફેબરવારી શને ૧૬૬૮ "ઈંગરેજી શંવત ૧૯૨૪ ના માહ સુદ ૧૦ ને વાર શોમે."

૧ મુંબઈ સમાચાર, તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૬૮.

૨ એ પત્રમાં દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા પ્રથમમાં થોડાક માસ ધર્મ સંબંધી લખાંણ મોકલતા હતા, પણ તેવણે એજ શાલના નવેમબર માસમાં વર્તમાન પત્રોમાં એક પત્ર લખી એ પત્ર સાથ પોતાનો કરસો સંબંધ નથી એમ જાહેર કીધું હતું. એ પછી કેટલીક મુદત સુધી એમાં દસ્તુર જમશેદજી શોરાબજી કુકાદારૂએ ધર્મ સંબંધી લખાંણો કીધાં હતાં. પાછળથી એ પત્ર દર બ્રેસપતવારને બદલે રવીવારે પ્રગટ થવા લાગું હતું, અને તે શેઠ નશરવાંનજી દોરાબજી આપઅખતીઆરે ઈ૦ સ૦ ૧૮૭૮ માં પોતાનાં મરણ સુધી પોતે ચલાવ્યું હતું, અને તે બાદ તેમના ભત્રિજા શેઠ બરજોરજી નવરોજજી આપઅખતીઆરે તે દશ વર્ષ સુધી ચલાવી તા૦ ૨૨ મી જુન ૧૮૮૯ થી બંધ કીધું હતું.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૧ મી જુન ૧૮૬૮.

૪ "Commentar über Das Avesta. von, Friedrich Spiegel. Zweit er Band. Vispered, yaçna und Khorda-Avesta, Wien, 1868."

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૩ મી ફેબરવારી ૧૮૬૮.

૬ એઓ કોટ મધે દેવલવાલા મોહલામાં પોતાના બાપનાં ઘેરની મરામત થતી હતી તે જોવાને પાસેની ગલીમાં બાંધેલી પરાંચ ઉપર ચડયા હતા તેવામાં ઉપરથી પગ છટકવાથી ૧૮ ફીટની ઊંચાઈએથી નીચે જમીન ઉપર તુટી પડયા હતા, અને એક માસ લગન તેની ઇજા ભોગવી મરણ પામ્યા હતા.

૭ બામે જમશેદ, તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૬૮.

ઈ૦ સ૦ ૧૮૫૨ માં ફ્રાન્સની સરકારની તરફે આવતાં વાહણો તથા તેમના કાફલાઓને કીમતી મદદ કરવા માટે એ સરકાર તરફથી એઓને પેહલા વર્ગનો એક સોનાનો ચાંદ ભેટ મલ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૪૪ થી આતરેની મેશરસ જારજ પાલિકસરીનની કું૦ ની દલાલીનું કામ પણ એઓજ ચલાવતા હતા.

તા૦ ૨૨ મી ફેબરવારી.

શેઠ જાંગીરજી મેહરવાંનજી પલીડરે આજ દીને મરહુમ શેઠ કાવશજી બેહરાંમજી બનાજીવાલાં આતશબેહરાંમમાં જરથોસ્તીઓની એક મોટી મીજલસ હજુર "ધરમ" ઉપર એક વાએજ કરી સંભલાવી હતી.[૧]

તા૦ ૨૨ મી ફેબરવારી.

આજ દીને મધરાતનાં મુંબઈના કોટ મધે માપલાની પોરમાં એક ભયંકર આગ લાગી હતી જેથી એ પોરમાં આવેલી શેઠો મનચેરજી બહમનજી પંથકી, હોરમજજી પેશતનજી બાટલીવાલાના છોકરાઓ, રતનજી એદલજી બાટલીવાલા, શેરાબજી રૂસતમજી બાલીવાલાના છોકરાઓ, મેહરવાંનજી ખરશેદજી ઘડીઆલી, નશરવાંનજી કુવરજી બાટલીવાલા, અને હોરમજજી એદલજી માડનની વખારો બળી જવાથી તેમને આશરે રૂ૫૦૦૦૦) નું નુકસાંન થયું હતું. એ આગ હોલવવામાં પુષ્કળ પારસીઓએ જાંન ફેશાંનીથી મેહનત કીધી હતી, જેઓમાં મુખીઅ શેઠો શાપુરજી પેશતનજી માકાબચાના, હોરમજજી શાપુરજી પાવરી પોતાના પારસી મજુરોની આખી પલટણ સાથે, પોલીસના જમાદાર આ૦ શેરાબજી બેહરાંમજી કાંગા, જમશેદજી શેરાબજી માડન, ખરશેદજી શેરાબજી કાતરક અને ધનજીભાઇ શેરાબજી કાતરક હતા. આ આગથી કોટના પારસીઓમાં મોટો ધબરાત તથા દેહશત ફેલાઇ હતી.[૨]

તા૦ ૨૩ મી ફેબરવારી.

દમણ મધે શેઠ માણેકજી કાવશજી દમણવાલાએ પોતાના દીકરા શેઠ શેરાબજી તથા બીજાં એશીઓનાં બાળકોનાં લગન કીધાં તેની ખુશાલીમાં દમણના ગવરનર તથા બીજા સર્વે પોરટુગીજ અમલદારોને આજ રાત્રે એક બૉલ આપ્યો હતો.[૩]

તા૦ ૨૪ મી ફેબરવારી.

મુંબઈ મધે હુનર તથા કારીગરીની જીનસોનું એક પ્રદર્શણ આજ દીને નવી બંધાયલી ફરાંમજી કાવશજી ઇનસ્ટીટયુટનાં દીવાંનખાંનાં મધે ઉઘાડવામાં તથા એ ઇનસ્ટીટયુટને પણ ખોલી મુકવાની ક્રિઆ કરવામાં આવી હતી. પ્રથમમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટે ઉઠી નામદાર ગવરનરની ગેરહાજરીમાં એ ક્રિઆ કરવાને હાનરેબલ બી. એચ. એલીસને અરજ કીધી, અને તેમ કરતાં પ્રદર્શણ ઉભું કરવાને લગતી કેટલીક વીગત કહી સંભલાવી. એ પછી હાનરેબલ મી૦ એલીસે એક સુભાખ્ખીત ભાષણ કરી પ્રદર્શણ તથા ફરાંમજી કાવશજી ઇનસ્ટીટયુટ ખોલી મુકેલી જાહેર કીધી હતી. જે બાદ સઘળાઓ પ્રદર્શણમાં મુકેલી ચીજો જોવાને મંડી ગયા હતા.[૪]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૬૮.

એ વાએજનું એક ચોપાનયું નીચલાં નામથી એજ શાલના આપરેલ માસમાં પ્રગટ કરવામાં આવ્યું હતું:—

"ધરમ ઉપર વાહાજ. ભાઇ જાંહાંગીર મેહેરવાંનજીએ મરહુમ સેઠ કાવસજી બેહેરાંમજીનાં આતશબેહેરાંમનાં મકાંન ઉપર શેહેનશાહી રોજ ૩ જો અરદીબેહેશત, માહા ૬ ઠો શેહેરેવર સને ૧૨૩૭ ઇઅજદજરદીને દીને જરતોશતી અંજુમન આગલ ધરમ ઉપર કીધેલી વાહાજ. મુંબઈ, દફતર આશકારા છાપાખાનામાં છાપીછે. એપરેલ ૧૮૬૮."

૨ જામે જમશેદ, તા૦ ૨૪ અને ૨૯ મી ફેબરવારી ૧૮૬૮.

એ આગ હોલવવામાં મદદ કરનારાં પોલીશ અને ફાએર બ્રીગેડનાં માણસોને વેંહચી આપવા માટે શેઠ રતનજી એદલજી બાટલીવાલાએ રૂ૫૦૦) ની રકમ તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૬૮ ને દીને મ્યુનીસીપાલ કમીશનર મી૦ આરઠર ક્રાફરડની મારફતે પોલીશ કમીશનર ઉપર મોકલી આપી હતી. એજ મુજબ ડાકટર એદલજી નશરવાંનજીએ પણ રૂ૧૦૦) ની રકમ એજ કારણસર તા૦ ૧૦ મી મારચ ૧૮૬૮ ને દીને પોલીશ કમીશનર ઉપર મોકલી હતી.

એ જબરી આગ હોલવવામાં શેઠ શાપુરજી પેશતનજી માકાબચાનાએ કરેલી મેહનત વિષે બોલતાં તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૬૮ નાં મુંબઇ સમાચારમાં લખેછે કે—"જોકે તે પુંજીવાલો નથી તોપણ મખીઅમપણે આબરૂથી પોતાનું ગુજરાંન ચલાવેછે. તે સરકારી કામોમાં સારો ઉપયોગી માણસ માલમ પડીઓછે. તે પોલીસ સાથે જોડાયલો નથી, પણ અગતની વેલાએ અને કોઇબી આફતની વખતે, જે મેહનત કરેછે તે તારીફ લાયક હોયછે. આ વેલાએ પાણી ઉરાડવામાં, બલતાં છાપડાં બેસાડવામાં અને બીજી સાધારણ માનેજમેંટમાં તેણે થોડી જડપ અને ઉપયોગ બતાવયો ન હતો. તેનાં કામ જેઓએ જોયાં હશે, તેઓ તેની એકસરખી તારીફ કરશે. આ પારસીને હમો સરકારની અને પરજાની જાણમાં લાવતાં ઉમેદ રાખીએછ કે, તેની કદર બુજવાને ઘટતા ઉપાય લેવાય."

૩ જામે જમશેદ, તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૬૮.

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૫ મી ફેબરવારી ૧૮૬૮.

એ પ્રદર્શણને લગતી ગોઠવણો કરવાને નેમાયલી કમીટીમાં ૨૪ ઇંગ્રેજ, ૭ હિંદુ, અને ૧૧ પારસી (હાનરેબલ ફરાંમજી નશરવાંનજી પટેલ, સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, ડોશાભાઇ ફરાંમજી કરાકા, બેહરાંમજી જીજીભાઇ, રૂસતમજી જમશેદજી જીજીભાઇ, જમશેદજી ધનજીભાઇ વાડીઆ, શેરાબજી પેશતનજી ફરાંમજી, શેરાબજી જમશેદજી જીજીભાઇ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ખરશેદજી ફરદુનજી પારખ, માણેકજી ખરશેદજી સરાફ) ગ્રહસ્થો હતા.

### તા૦ ૨૫ મી ફેબરવારી.

મુંબઇની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના કરતાં શેઠ બરજોરજી ફરામજી થાંણેવાલાને હાઇ કોરટની આપેલેટ સાઇડના રીપોરટર તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.[1]

### તા૦ ૧ લી મારચ.

શેઠ બેજનજી રતનજી કોટવાલે ૧૮૫૯ ના ૧૪ મા ઍકટને "લૉ ઑફ લીમીટેશન" ના કાએદાનું તેની શરેહ તથા ઓલામા સાથનું પુસ્તક ઇંગ્રેજીમાં પ્રગટ કીધું હતું.[2] એ પુસ્તક સમાલ કાઝ કોરટના માજી ચીફ-જડજ મી૦ જે. એફ. હોરને અરપણ કીધું હતું.

### તા૦ ૧૦ મી મારચ.

શેઠ દાદાભાઇ શોરાબજી તારાપોરવાલાએ "એક જુવાન પારસી" ને નામે "જનાનખાંનાંની બીબીઓ" નામનું એક વાર્તાનું પુસ્તક ઇંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં છાપી પ્રગટ કીધું હતું.[3]

### તા૦ ૧૬ મી મારચ.

સુરત મધે ડાકતર ડોસાભાઇ પેશતનજીએ આજ દીને ત્યાંની એંડ્રુસ લાઇબ્રેરીનાં દીવાનખાંનામાં "સુરત શેહરની તંદરોસ્તી" વિષે ઇંગ્રેજીમાં એક ભાષણ કીધું હતું. મસનદ્નીની ખુરસી જડજ મી૦ ફ્રેમબાલે લીધી હતી.[4]

### તા૦ ૧૭ મી મારચ.

રોજ ૨૦ માહ ૧ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

આજ દીને પુણાં મધે ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જમાસપજી જમાસપઆશાના એકપુરા બેટા એ૦ આરદબાદનાં ઉઠમણાંમાં પુણાં મધે નશાબાસાલરોનું એક ફંડ ઉભું કરવા માટેનું ટીપ ઉભું કરવામાં આવ્યું હતું, જે મધે ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજીએ પ્રથમ રૂ૫૦૦) તથા બીજા જરથોસ્તીઓએ મોટી રકમો ભરી હતી.[5]

---

૧ બોંબે ગેઝેટ, તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૬૮.

૨ "Act XIV of 1859, on the Law of Limitation. With decisions upon each section, by the High Courts of Judicature of the three Presidencies. By Byramjee Buttonjee Kotwal, Interpreter, Small Cause Court, Bombay. Bombay, printed by N. R. Ranina at the Union Press, 1868."

૩ "જનાનખાનાની બીબીઓ. એક વારતા. (ઇંગ્રેજી ઉપરથી. ફેરફાર સાથે) સાત ભાગમાં—ભાગ પેહલો. બનાવનાર, એક જુવાન પારસી. મુંબઇ મધે યુનીઅન પ્રેસમાં નવરોજજી રતનજી રાણીનાએ છાપ્યું. ૧૮૬૮."

એનો બીજો ભાગ ડીસેંબર ૧૮૬૮ માં બાહેર પડ્યો હતો.

૪ ગુજરાત મિત્ર, તા૦ ૨૨ મી મારચ ૧૮૬૮.

૫ રાસ્ત ગોફતાર, તા૦ ૨૯ મી મારચ ૧૮૬૮.

એ ફંડ રચાપવાનો ઠેરાવ કરવાને પુણાંના જરથોસ્તીઓની એક સભા તા૦ ૯ મી આગસ્ટ ૧૮૬૮ ને દીને મરહુમ શેઠ શોરાબજી રતનજી પટેલવાલી દરેમેહરમાં ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જમાસપજી જમાસપઆશાનાનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ માટે આગમજથી રૂ૧૦૨૩૮) ની રકમ ભરાઇ હતી, અને તે મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટીઓને કાંઇક વાંધાને લીધે ન સોંપતાં તેનો વહીવટ પુણાં મધેજ ચલાવવાને ઠેરવ્યું હતું, અને તે માટેની સર્વે ગોઠવણો કરવાને ખાંનબાહદુર પદમજી પેશતનજી, શેઠો ધનજીશાહ જમશેદજી અંકલેસરીઆ, એદલજી હોરમસજી મોટાભાઇ, દોરાબજી પેશતનજી ગનતરૂપવાલા (ઘાસવાલા), હોરમસજી દોરાબજી ચીનાઇ, શોરાબજી જહાંગીરજી ચીનાઇ, દીનશાહ રતનજી ઘડીઆલી, તેહમુલજી દાદાભાઇ મેહતા (મોદી), અને દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાની એક કમીટી નેમી સભા બરખાસ્ત થઇ હતી. એ કમીટી મધે ખાંનબાહદુર પદમજી પેશતનજી શામેલ ન થવાથી એ જગોપર શેઠ દાદાભાઇ પાલણજી ભેદવારને નેમ્યા હતા.

એ પછી એ ફંડનું કામ ચાલુ કરી તે મધેથી તા૦ ૧૫ મી આગસ્ટ ૧૮૬૮ થી બે પગારદાર નશાશાલારો રૂ૧૬) ને દરમાયે રાખ્યા હતા, પણ ફંડ ઘટવાથી ૧૮૭૬ ના ડીસેમ્બર માસથી એકજ પિગારદાર નશાશાલાર રાખ્યો હતો. એ બાદ પાછું ફંડ વધવાથી તા૦ ૧૬ મી ડીસેમ્બર ૧૮૮૭ થી બે નશાશાલાર રાખવામાં આવ્યાછે.

શેઠ પેશતનજી એદલજી સુખીઆએ પુણાં મધેના પોતાના એક બંગલાનાં ભાડાંની પેદાએશ જે ઉપજે તે મધેથી અરધી પેદાએશ આએ ધર્મ ખાતે તા૦ ૧ લી નવેમ્બર ૧૮૬૮ થી આપવી કીધી હતી, જે હજુ સુધી ચાલુછે.

આએ ફંડના ચાલુ ખરચને માટે નીચલા ગ્રહસ્થો તથા બાનુઓએ નીચે મુજબ અમુક રકમો આપી તેનું વ્યાજ વાપડવાની સરતથી જુદાં ખાતાં પડાવ્યાંછે:—

(૧) બાઇ ગુલાંબાઇ તે મરહુમ શેઠ બેજનજી ફરાંમજી કરાંણીનાં વીધવાએ પોતાના ભાઇ મરહુમ શેઠ કાવશજી રતનજી રાંણાનાં પુનને માટે ઇ૦ સ૦ ૧૮૬૯ માં રૂ૧૦૦૦) ની સરકારી નોટ. (૨) હાનરેબલ બેહરામજી જીજીભાઇએ પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ માણેકબાઇનાં પુનને માટે એજ સાલમાં રૂ૧૦૦૦) ની સરકારી નોટ. (૩) શેઠ બહમનજી જીજીભાઇએ પોતાની યાદગારીને માટે ઇ૦ સ૦ ૧૮૭૦ માં રૂ૫૦૦) ની સરકારી નોટ. (૪) મરહુમ શેઠ દારાશાહ શોરાબજી નરીમાંનના છોકરાઓએ પોતાના બાવાનાં પુનને માટે ઇ૦ સ૦ ૧૮૮૮ માં રૂ૧૦૦૦) ની સરકારી નોટ. (૫) શેઠ નશરવાંનજી મ.બેરજી પીટીટે પોતાના દીકરા મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટનાં પુનને માટે ઇ૦ સ૦ ૧૮૮૯ માં રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ. (૬) સર દીનશાહજી મ.બેરજી પીટીટ બારોનેટે પોતાના સેરી ડાકતર નશરવાંનજી મેહરવાંનજી રતનજી પ.રખનાં પુનને માટે ઇ૦ સ૦ ૧૮૯૦ માં રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ. (૭) સર દીનશાહજી મ.બેરજી પીટીટ બારોનેટે પોતાનાં ધણીઆંની મરહુમ લેડી સાકરબાઇ તે મરહુમ શેઠ ફરાંમજી બીખાજી પાંડેનાં દીકરીનાં

તા૦ ૧૯ મી મારચ.

અમદાવાદના એક મ્યુનીસીપાલ કમીશનર શેઠ દીનશાહ હોરમજજી કરાકાને નામદાર સરકારે અમદાવાદના એક હાનરરી માજીસ્ત્રેટ નેમી ત્યાંના પેહલા વર્ગના સબારડીનેટ માજીસ્ત્રેટની સત્તા આપી હતી.[1]

---

તા૦ ૨૨ મી મારચ.

રોજ ૨ માહ ૭ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ ચાંદનબાઇ તે મરહુમ શેઠ માણેકજી જીજીભાઇ વાછાનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી રૂ૪૦૦૦) તથા દીકરા શેઠ જીવાજી માણેકજી વાછાએ રૂ૪૦૦) મલી રૂ૪૪૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

---

તા૦ ૨૩ મી મારચ.

જરથોસ્તીઓમાં પરણતે સમે આશીરવાદ દેવાએછે તેના ગુજરાતી કવિતામાં દસ્તુર હોશંગજી જામાસપજી જામાસ્પઆશાનાએ કીધેલા તરજુમાનું એક ચોપાનયું દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પઆશાનાએ છપાવી બાહેર પાડયું હતું.[3]

એજ મુજબ એ૦ રૂસતમજી જામાસપજી દસ્તુર મેહરજીરાણાએ "આસીરવાદ પાજંદની માએની સાથે, અને સંસકરત સાદા" એવે નામનું એક ચોપાનયું છપાવી પ્રગટ કીધું હતું.[4]

---

તા૦ ૨૭ મી મારચ.

રોજ ૭ માહ ૮ (ક૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—શેરાબશાહ બેજનજી મોદી[5]—ઉમર વર્ષ ૭૨) સુરતવાલા શેઠ બેજનજી લોહરાસ્પજી મોદીના વડા દીકરા. એવણ પ્રથમમાં સુરત મધે પોરટુગીજ વ્યાપારીઓની દલાલી કરતા હતા. તે પછી કોઇ પોરટુગીજ વ્યાપારીની ભલાંમણ ઉપરથી ઇ૦ સ૦ ૧૮૨૬ માં જડજ મી૦ આનડરસને એવણને મુંબઇની સદર અદાલતમાં હેડ-કલાર્ક તરીકે રાખ્યા હતા. તે ઓહદો ૩૦ વર્ષ સુધી બજાવી ઇ૦ સ૦ ૧૮૫૬ માં પેનશન લીધું હતું.

---

તા૦ ૩૦ મી મારચ.

રોજ ૧૦ માહ ૭ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—શેરાબજી જાંગીરજી દાવર[6]—ઉમર વષ ૬૦) શેઠ જાંગીરજી ફરામજી દાવરના વડા દીકરા. એવણ પેહલવેહલા ઇ૦ સ૦ ૧૮૨૮ માં શેઠ મેહરવાંનજી માણેકજી તબાક સાથે ચીન ગયા હતા. ત્યાંથી થોડીક મુદતે આતરે પાછા ફર્યા બાદ મી૦ લારકીન વકીલની પેહડીપર રહયા હતા, અને તે પેહડી તરફથી દેશાવરો ખાતે એક બે મુકદમાઓની ફતેહમંદ રીતે મેનીજ કરવાને લીધે ઇ૦ સ૦ ૧૮૩૮ થી તેના માનેજીંગ કલાર્ક ઠડયા હતા. મી૦ લારકીનની પછી એ પેહડી મેશરસ઼ ઉડહાઉસ, મારગેન, હેનકાક, લીડસ, અને કાલીએર વકીલોએ એક પછી એક ચલાવી, તે સંધાના એવણ માનેજીંગ કલાર્ક હતા. વકીલોને ત્યાં લગભગ આખી જીંદગી ગુજારવાથી એવો પણ કાએદા કાનુનો જાણવામાં અરધા વકીલ જેવા માહીતગાર હતા.

---

પુનને માટે ઇ૦ સ૦ ૧૮૯૦ માં રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ. (૮) સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાનાં ફુઇના દીકરા મરહુમ શેઠ મેહરવાંનજી રતનજી પારખનાં પુનને માટે ઇ૦ સ૦ ૧૮૯૦ માં રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ. (૯) સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાનાં ફુઇનાં વહુ મરહુમ બાઇ જરબાઇ તે મરહુમ શેઠ મેહરવાંનજી રતનજી પારખનાં વીધવાનાં પુનને માટે ઇ૦ સ૦ ૧૮૯૧ માં રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ. (૧૦) બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવાએ પોતાના ખાવંદનાં પુનને માટે ઇ૦ સ૦ ૧૮૯૨ માં રૂ૫૦૦) ની સરકારી નોટ. (૧૧) સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાનાં ફુઇનાં દીકરા મરહુમ શેઠ મેહરવાંનજી રતનજી પારખનાં બેટી મરહુમ બાઇ આવાંબાઇ તે ખાંનસાહેબ ફરદુનજી પેશતનજી વરીઆવાનાં ધણીઆંનીનાં પુનને માટે ઇ૦ સ૦ ૧૮૯૩ માં રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ.

એ ફંડનું કાયદાસરનું એક તરસ્ટ ડીડ તા૦ ૨૮ મી સપટેમબર ૧૮૭૨ ને દીને હાઇ કોરટના વકીલો મેશરસ જારડસન એંડ પેનની મારફતે કરાવી તેના તરસ્ટીઓ તરીકે ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાના, શેઠો શેરાબજી જાંગીરજી ચીનાઇ, અને એદલજી જીવાજી અંકલેસરીઆને નેમ્યા હતા. એઓ મધેથી ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી ઇ૦ સ૦ ૧૮૮૪ માં બેહશતનશીન થવાથી તેમની જગોપર ખાંનબાહદુર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાને એક તરસ્ટી તરીકે નેમ્યાછે. એ ફંડની પુંજી હાલ રૂ૨૨૫૦૦) નીછે.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૯ મી મારચ ૧૮૬૮.

૨ જામે જમશેદ, તા૦ ૨૫ મી મારચ ૧૮૬૮.

૩ "જરતોસતીઓમાં પરણતે સમે આશીરવાદ દેવાએછે, તેહનો કવીતામાં કરેલો તરજુમો. બનાવનાર, દસ્તુર હોશંગજી જામાશપજી જામાસ્પઆશાના. છાપાવી પ્રગટ કરનાર ખુરશેદજી જમશેદજી દસ્તુર જા૦ આ૦ મુંબઇ, યુનિયન પ્રેસમાં ન્હાનાભાઇ રૂસતમજી રાણીનાએ છાપીછે. સને ૧૨૩૭ એજદજરદી. સને ૧૮૬૮ ઇસવી."

૪ "આસીરવાદ પાજંદના માએની સાથે અને સંસકરતના સાદા. છપાવનાર, એરવદ રૂશતમજી જામાસપજી દશતુર મેહેરજીરાંણાના. મુંબઇ ઇમપીરીઅલ પરેશમાં નવરોજજી ફરાંમજીએ છાપ્યુંછે. શને ૧૨૩૭ ઇઅજદેગરદી. ઇસવી ૧૮૬૮."

૫ શેઠો ફરાંમજી અને બનાઘેરશાહ શેરાબશાહ મોદીના બાવા.

૬ શેઠો નાનાભાઇ અને એદલજી શેરાબજી દાવરના બાવા.

તા૦ ૧૫ મી આપરેલ.

રોજ ૨૬ માહ ૭ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—ધનજીભાઈ દાદાભાઈ કામદીન—ઉમર વર્ષ ૧૦૧) એવણુ આવડી લાંબી ઉમરે મુંબઇ મધે મરણ પામ્યા હતા.

---

તા૦ ૧૫ મી આપરેલ.

રોજ ૨૬ માહ ૭ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—જાંગીરજી શાપુરજી લાલા[1]—ઉમર વર્ષ ૫૧) શેઠ શાપુરજી મનચેરજી લાલાના વડા દીકરા. એવણુ ઈ૦ સ૦ ૧૮૩૧ માં પોતાના બાપનાં મરણ બાદ તેમનું કાઠીઆવાડ કમરશીયલ એજંટનું કામ ચલાવતા હતા. એ પછી ઈ૦ સ૦ ૧૮૩૩ માં તે ખાતું બંધ પડવાથી ગુજરાત તથા કાઠીઆવાડ ખાતે વ્યાપાર અને હૂંડીઓની આડતનું કામ કરતા હતા. ઈ૦ સ૦ ૧૮૪૬ થી એવણુ દખ્ખણ ભણી મેલની ગાડીઓ ફેરવવાનું, તથા તે પછી ગુજરાત તરફ ફરતી સ્ટીમરો, લવજી ફેમીલી, વિક્ટોરીયા, ફ્લાક્સ, વગેરેની આડત ચલાવતા હતા. એવણુ આએ શાલમાં શાલકોટ કાંઇ કામસર ગયા હતા, અને ત્યાંજ એમનું મરણ નીપજ્યું હતું.

---

તા૦ ૨૨ મી આપરેલ.

રોજ ૩ માહ ૮ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

આજ દીને મુંબઈ મધે ગ્રાંટ રોડના રસ્તા ઉપર એ૦ શેરાબજી હોરમજજી રાંનજીએ પોતાના બાવા એ૦ હોરમજજી શેરાબજી રાંનજીની નઇઆતે આદરાંનની એક દરેમેહર બંધાવી પરકાવી હતી. આ વેળાએ જશનની જલસમાં સર્વે આગેવાન શેઠીયાઓ તથા ઘણાક જરથોસ્તીઓ શામેલ થયા હતા. જશનની ક્રિઆ પુરી થવા બાદ એ૦ શેરાબજી તરફથી વંચાયલા અંજુમન પત્રમાં જણાવ્યું હતું કે એ દરેમેહર સર્વે જરથોસ્તીઓને ધર્મખાતાનાં કામોને માટે આલી મેલીછે, અને તેના નીભાવને માટે એની પડોસમાંનો એવણે બંધાવેલો બંગલો ધર્મખાતે આપ્યોછે, કે જેને લગતો બંદોબસ્ત કરવામાં આવશે. એ બાદ એ૦ શેરાબજીને તેમના મિત્રો તરફથી ચાર શેઆલ ઓઢાડવામાં આવી હતી, અને ચાશની કરી સર્વે મીજલસ બરખાસ્ત થાઇ હતી.[2]

---

તા૦ ૨૯ મી આપરેલ.

રોજ ૭ માહ ૯ (ક૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—બરજોરજી ફરાંમજી મેહતા[3]—ઉમર વર્ષ ૭૨) શેઠ ફરાંમજી મેહરવાંનજી મેહતાના વડા દીકરા. એવણુ ઘણા આગલા વખતમાં પેહલવેહલા તાલચરી, અને તે બાદ ઈ૦ સ૦ ૧૮૨૩ મા કલીકટ ખાતે ગયા હતા. કલીકટમાં એવણે આખી જીંદગી વ્યાપાર કરવામાં કાઢી હતી, અને ૪૫ વર્ષના અરસામાં એકવારબી મુંબઇ આવ્યા ન હતા. એવણનું મરણ કલીકટ મધેજ નીપજ્યું હતું.

---

તા૦ ૩૦ મી આપરેલ.

શેઠ પીરોજશાહ મેહરવાંનજી મેહતા, એમ. એ. એ ઇંગલાંડ મધે બારીસ્ટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી. હિંદુસ્થાંનમાં ધંધો ચલાવનારા બારીસ્ટરોને જે થોડીક "ટરમો" ઓછી કરવામાં આવી હતી તે સઘળી પસાર કરીને, બાકીની ઇંગલાંડના બારીસટરો જેટલી "ટરમો" પણ પુરી કરવાથી એવણને "અટર બારીસ્ટર" તરીકે ત્યાંની બારમાં બોલાવ્યા હતા. પારસીઓમાં પેહલવેહલા એવણુ બારીસ્ટર થયા હતા.[4]

---

તા૦ ૧ લી મેએ.

રોજ ૧૨ માહ ૮ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—તેહમુલજી રૂસતમજી રેડીમની—ઉમર વર્ષ ૫૯) શેઠ રૂસતમજી તેહમુલજી રેડીમનીના દીકરા. એવણુ પેહલવેહલા ઈ૦ સ૦ ૧૮૨૪ માં પોતાના પિત્રાઇ શેઠ કેખશરૂ

---

મરણ પામ્યા તે વેળાએ સર્વે મેમબરોએ ઊપરાંણું કરી એમની એક તસવીર લાઇબ્રેરીનાં મકાનમાં ઈ૦ સ૦ ૧૮૮૭ જુન માસમાં મુકાવીછે. વળી એ લાઇબ્રેરીને ઈ૦ સ૦ ૧૮૮૩ થી સુરત મ્યુનીસીપાલીટી તરફથી દર શાલ રૂ.૧૫૦) ગ્રાંટ-ઇન-એડ તરીકે મલેછે.

એ લાઇબ્રેરીની પુંજી તા૦ ૩૧ મી મારચ ૧૮૯૩ ને દીને રૂ૧૧૫૦—૨—૩ ની હતી.

એ લાઇબ્રેરીની આગમજ ઈ૦ સ૦ ૧૮૬૩ માં કેટલાક ઇંગ્રેજો તથા ડાક્ટર શેપરડ સાથે મલી શેઠ ધનજીશાહ માણેકજી લાલકાકાએ *"નાનપરા રીડીંગ રૂમ"* ઊઘાડયો હતો, પણ તે થોડુંક સુધી ચાલી બંધ પડયો હતો.

૧ હાંનપોરવાલા શેઠો જમશેદજી અને હોરમજજી જાંગીરજી લાલાના બાવા.

૨ મુંબઇ આખબાર, તા૦ ૨૫ મી આપરેલ ૧૮૬૮.

એ દરેમેહર બંધાયા પછી એ૦ શેરાબજી ૮ મહીને મરણ પામવાથી ઊપલા અંજુમન પત્રમાં જણાવેલા એ દરેમેહરના નીભાવને માટે ધર્મખાતે કાઢેલા બંગલાનો કસ્સો બંદોબસ્ત થાયો નહિં. આથી મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે એ દરેમેહરનો ચાલુ ખરચ પોતાની હૈયાતી સુધી ચલાવ્યો હતો, અને તે બાદ તેમનાં વીધવા બાઈ દીનબાઇ તે હજુ સુધી ચલાવેછે.

૩ રંગુનવાલા મરહુમ શેઠ નાનાભાઇ તથા શેઠો નવરોજજી, દીનશાહ, અને બહમનજી બરજોરજી મેહતાના બાવા. એવણના બાવા શેઠ ફરાંમજી મેહરવાંનજી મેહતા મુંબઇ મધે મરહુમ શેઠ નવરોજજી કાવશજી નાળીએરવાલાની પેહડીપર મેહતા હતા. એવણના એક બીજા ભાઈ શેઠ પેશતનજી ફરાંમજી મેહતા *ઈ૦ સ૦ ૧૮૩૬ માં કલકતે ગયા હતા,* અને ૪૯ વર્ષ સુધી ત્યાં રહી ૧૮૮૫ માં કલકતા મધેજ મરણ પામ્યા હતા.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૨૪ મી મેએ ૧૮૬૮.

શેરાબજી રેડીમની તરફથી ચીન ગયા હતા. તે પછી બીજીવાર સર જમશેદજી જીજીભાઇ તરફથી, અને તે બાદ પોતાને હીસાબે કમીશન એજંટ તરીકે આઠવાર ત્યાંની મુસાફરી કરી આવ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૩૫ થી એવણ અમદાવાદવાલા શા૦ હઠીસીંગ કેસરીસીંગની અતરેની પેઢીપર ૧૫) વર્ષ સુધી કારભારી તરીકે રહયા હતા.

---

તા૦ ૩ જી મેએ.

રોજ ૧૪ માહ ૮ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

મરણ—કાવશજી હોરમજજી મારકર—ઉમર વર્ષ ૫૮) એવણ ઈ૦ સ૦ ૧૮૨૭ થી અતરે મેદાનમાં વીનસેંટ ડી. માનેટામના બીલીઅર્ડ રૂમ અને રકેટકોર્ટમાં "માર્કર" હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૩૧ માં તે સીનાર એ મકાન એમને સોંપી પોતાને વતન ગયો હતો. ઈ૦ સ૦ ૧૮૩૩ માં એવણે ક્રીકેટ તથા બીલીઅર્ડ વગેરેના સામાનની એક દુકાન મુંબઇ મધે ઉઘાડી હતી.

---

તા૦ ૫ મી મેએ.

રોજ ૧૬ માહ ૮ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

મરણ—શાપુરજી દોરાબજી મુકલાતવાલા—ઉમર વર્ષ ૬૦) શેઠ દોરાબજી જમશેદજી મુકલાતવાલાના ચોથા દીકરા. એવણ પ્રથમથીજ પોતાના બાપની સાથે તેમના મુકલાતના વ્યાપારમાં પડેલા હતા, અને ઈ૦ સ૦ ૧૮૫૩ માં બાપનાં મરણ પછી પોતાના ભાઇઓની સાથે "દોરાબજી જમશેદજીના છોકરાઓ" ને નામે મુંબઇ મધે મુકલાતનો મોટો રોજગાર ચલાવતા હતા. એ ઉપરાંત ઈ૦ સ૦ ૧૮૬૦ થી એવણ શેઠ કાહનદાસ નારણદાસ, નશરવાંનજી રતનજી તાતા, અને જમશેદજી નશરવાંનજી તાતા સાથે "નશરવાંનજી રતનજીની કુંપની" નાં નામથી બીજો વ્યાપાર તથા કંત્રાકટનાં કામોમાં પડેલા હતા. એજ શાલથી એઓ અતરેની યુનૈટેડ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના એક ડાએરેકટર, તથા ઈ૦ સ૦ ૧૮૬૪ થી ખેતવાડીની કાવશજી જાંગીરજી જરથોસ્તી છોકરીઓની નીશાલના એક દાનરજી ઉપરી હતા. નાહનપણથીજ આરબ વ્યાપારીઓ સાથના વાતચીતના મોહાવરાને લીધે એવણ આરબી બાષા સારી રીતે બોલી જાણતા હતા.

---

તા૦ ૭ મી મેએ.

આજ રોજે મરહુમ શેઠ શાપુરજી દોરાબજી મુકલાતવાલાનાં ઉઠમણાંમાં તેમના ભાઇઓ શેઠો નવરોજજી, બહુમનજી, અને એદલજી દોરાબજી તે મરહુમ શેઠ દોરાબજી જમશેદજી મુકલાતવાલાના છોકરાઓએ રૂ૫૦૦), શેઠ નશરવાંનજી રતનજી તાતાએ રૂ૧૦૦), તથા બીજા જેશીઓએ રૂ૪૫) મલી રૂ૬૪૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૭ મી મેએ.

રોજ ૧૮ માહ ૮ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

મરણ—દીનશાહજી દાદાભાઇ જીજીભાઇ—ઉમર વર્ષ ૬૯) શેઠ દાદાભાઈ રૂસતમજી જીજીભાઇના વડા દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપના હાથ હેઠલ મેશરસ ગરેની કુંપનીમાં હતા. તે બાદ ઈ૦ સ૦ ૧૮૪૬ ના જુલાઇ માસથી અતરે હુંડી, શેર, સરકારી કાગજીયાં વગેરેની દલાલીનો ધંધો શરૂ કીધો હતો. ૧૮૬૩ ના આગશટ માસથી એવણને અતરેની ઓરીએનટલ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના શેક્રેટરી નેમ્યા હતા, જે ઓહદો મરણ સુધી ચલાવ્યો હતો.

---

તા૦ ૭ મી મેએ.

શેઠ ડોશાભાઇ ફરામજી કરાકાને નામદાર સરકારે મુંબઇનાં શેહર અને ટાપુ મધે નવા નાખેલા ધંધા વ્યાપારપરના "સરટીફીકેટ ટાક્ષ" ના કલેકટર નેમ્યા હતા.[2]

---

તા૦ ૧૦ મી મેએ.

"ઓરતોનું કામ શુ" હેવાં મથાલાં હેઠલ લંડનનાં સાટરડે રીવ્યુ મધે આવેલી એક મોતેબર બીનાનો તરજુમો જામે જમશેદ પત્ર મધે છપાયો હતો. તેનાં જુદાં ચોપાનયાં શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ પોતાને ખરચે છપાવી મુંબઇની પ્રજામાં મુફત વેંહચ્યાં હતાં.[3]

---

તા૦ ૧૪ મી મેએ.

ઉત્તર વિભાગના "એલીએનેશન સેટલમેંટ આફીસર" શેઠ પેશતનજી જાંગીરજી તાલેયારખાંનને નામદાર સરકારે પોતાના ઓહદા ઉપરાંત દક્ષિણ વિભાગના પણ કામચલાઉ એલીએનેશન સેટલમેંટ આફીસર નેમ્યા હતા.[4]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૧ મી મેએ ૧૮૬૮.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૭ મી મેએ ૧૮૬૮.

મુંબઇ મધે ગયે વર્ષે નાખેલો "લાઇસંસ ટાક્ષ" બંધ કરી તેને બદલે આ નવો ટાક્ષ નાખ્યો હતો. લાઇસંસ ટાક્ષના અકારા કરને શેઠ ડોશાભાઇએ એવી તો સારી સમજ તથા હુશીયારીથી અમલમાં આણ્યો હતો કે એક હાથ ઊપર તેનું અકારાપણું પણું ઓછું થવા સાથે લોકો રાજી રહયા હતા, તથા બીજા હાથ ઊપર સરકારને એટલી ઊપજ થાઇ હતી કે તેટલી ઊપજ હિંદુસ્થાનનાં બીજાં થોડાંજ મોટાં શેહરોમાં થઇ હતી.

૩ આ ચોપાનયું છપાયા પછી એક "ઇંગ્રેજ સ્રી" એ તેના જવાબમાં "સ્ત્રી કેળવણીની જરૂરીઆત વિષે હિંદુસ્થાંનના કેલવાયલા દેશીઓ જોગ એક પત્ર" એવાં નામથી એક બીજું ચોપાનયું છપાવી પ્રગટ કીધું હતું.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૪ મી મેએ ૧૮૬૮.

એ રીતે શેઠ પેશતનજી જાંગીરજી તાલેયારખાંન આખા ઇલાકામાં વડા "સેટલમેંટ આફીસર" થયા હતા. એ ઓહદાની મતલબ આગલા વખતની જાગીરો તથા બીજી મીલકતો ઊપર તેમના ધણીઓના દાવા તથા હક તપાસી નકી કરવાની હતી.

ડાકટર રૂસતમજી બેહરાંમજી પારખ, એમ. ડી. ને નામદાર સરકારે રતનાગીરીના કામચલાઉ સીવીલ સરજયન નેમ્યા હતા.[1]

---

તા૦ ૧૬ મી મેએ.

મુંબાઇ મધે સારા પાયા ઉપર ગુજરાતી ભાષામાં નાટકો કરવાને શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીની આગેવાંની હેઠલ "વિક્ટોરીયા નાટક મંડલી" નામે એક નાટક મંડલી ઉભી કરવામાં આવી હતી. એ મંડલીના ખેલોની તપાસ કરવા તથા સલ્હા આપવા માટે નીચલા ગ્રહસ્થોની એક કમીટી કડી હતી :—

શેઠ વીનાયકરાવ જગનાથજી શંકરશેઠ—પ્રેસીડંટ.

ડાકડર ભાંઉ દાજી, શેઠો ખુરશેદજી નોશરવાંનજી કામાજી, શોરાબજી શાપુરજી બંગાલી, ખરશેદજી રૂસતમજી કામાજી, ડોશાભાઇ ફ્રાંમજી કરાકા, અરદેસર ફ્રાંમજી મુસ, જંગીરજી મેહરવાંનજી પલીડર, મેહરવાંનજી માણેકજી શેઠના, કેખશરૂ નવરોજજી કાબરાજી—શેક્રેટરી, પેશતનજી ધનજીભાઇ માસ્ટર—ડાએરેકટર.[2]

તા૦ ૧૮ મી મેએ.

રોજ ૨૯ માહ ૮ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

નવસારી મધે એ૦ નશરવાંનજી ખરશેદજી કાંગાએ ત્યાંના જરથોસ્તીઓને સુર અવસરે વાપડવાને તથા પારસી

---

શેઠ પેશતનજીએ ઉત્તર વિભાગમાં ધર્માદા તથા ઇનામની જાગીરોની તપાસ ઘણી મેહનત, ચાલાકી, તથા ઝડપથી બજાવી હતી, અને તેમના રીપોરટો બાબે ઇંગલાંડ વેરથો તારીફ લખાઇ આવ્યા સાથે નામદાર સ્ટેટ શેક્રેટરી લારડ હાલીફાક્સ અને તે પછી લારડ ક્રાંનબોરને એમને ખાસ શાબાસી આપી હતી.

૧ મુંબઇ ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૪ મી મેએ ૧૮૬૮.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૩ જી મેએ ૧૮૬૮.

એ મંડલીના પેહલવેહલા માલેકો શેઠો દાદાભાઇ રતનજી હુંડી, ફરાંમજી ગુસતાદજી, કાવશજી નશરવાંનજી કોહીદાર, અને હોરમજજી ધનજીભાઇ મોદી હતા. તેઓએ પેહલવેહલા શેક્સપીઅરમાંથી કેટલાક નાટકો ગુજરાતીમાં કર્યાં હતા. તે પછી તા૦ ૨૦ મી મારચ ૧૮૬૯ ને દીને શાહનામાંમાં લખાયલાં અસલી પેહલવાંનોનાં દાસ્તાંનોમાંથી "બેજન અને મનીજેહ" નો નાટક કે જે શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ લખ્યો હતો તે અસલી ઇરાંની લેબાશ તથા સીનરીથી કરી બતાવ્યો હતો, અને તે પ્રજાને પસંદ પડવાથી ઘણીવાર કરવો પડયો હતો. એ પછી એવીજ રીતના નાટકો જાહેર ઇનામો આપી એ મંડલી તરફથી લખાવવામાં આવ્યા હતા, અને તેમાં પેહલો રૂ૩૦૦) નાં ઇનામનો શેઠ એદલજી જમશેદજી ખોરીનો લખેલો "રૂસ્તમ અને શોરાબ" નો ઇરાંની દાસ્તાંનનો નાટક પસંદ કરી તે ભજી બતાવવામાં આવ્યો હતો. એ બાદ ઉપલી કમીટીના શેક્રેટરીનો ઓહદો શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ ૧૮૬૯ ના આગશટ માસમાં છોડવાથી તે જગોપર શેઠ દાદાભાઇ શોરાબજી પટેલ, એમ. એ. ઠડયા હતા, પણ તે પછી એ કમીટીબી થોડુંકમાં ભાગી પડી હતી. ઉપલા પેહલા ચાર માલેકોએ ઇ૦ સ૦ ૧૮૭૦ માં ગ્રાંટ રોડ જવાનાં ખુણાંપર વિક્ટોરીયા નાટકશાળાને નામે એક નવી નાટકશાળા પણ પોતાની મંડલીને માટે ખાસ બંધાવી હતી. એ પછી એ નાટક મંડલી ઉપલા માલેકો પાસેથી ઇ૦ સ૦ ૧૮૭૨ માં શેઠ દાદાભાઇ શોરાબજી પટેલે લીધી હતી, અને તેણે તેવણનાં ઉપરીપણાં હેઠલ હિંદુસ્થાંની ભાષામાં નાટકો ભજી બતાવવાનું તથા દેશાવરો ખાતે પણ નાટકો કરવા જવાનું શરૂ કર્યું હતું, અને પેહલવેહલા એજ વર્ષમાં હેદરાબાદ ખાતે જઇ ત્યાંના દીવાંન સર સાલારજંગના આસરા હેઠલ કેટલાક ખેલો કીધા હતા. એ બાદ બીજે વર્ષે એટલે ૧૮૭૩ માં શેઠ દાદાભાઇએ એ મંડલી મુકી દઇ તે શેઠ કુવરજી શોરાબજી નાજરને આપી હતી, અને શેઠ કુવરજીએ તે બે વર્ષ ચલાવ્યા બાદ ઇ૦ સ૦ ૧૮૭૬ ના જાનેવારી માસમાં તેમની પાસેથી તે શેઠો ધનજીભાઇ ખરશેદજી ઘડીઆલી, ખરશેદજી મેહરવાંનજી બાલીવાલા, ડોશાભાઇ ફરદુનજી મગોલ, દાદાભાઇ રતનજી હુંડી, અને ફરાંમજી દાદાભાઇ અપુએ લીધી હતી. એ પાંચે ભાગયાઓએ એ મંડલી લીધા પછી તેઓ કલકતા, બનારસ, દીલી, લાહોર, જેપોર, વગેરે હિંદુસ્થાંનનાં મુખ્ય શેહરોમાં નાટક કરવાને ગયા હતા, અને ત્યાં ઘણીક કમાંની કરી આવ્યા હતા. ૧૮૭૭ માં છેલા બે ભાગયાઓ છુટા પડયા, અને બાકી રહેલા ત્રણ ભાગયાઓ ૧૮૭૮ માં કંપની લઇ રંગુન, શીંગાપોર, વગેરે ઠેકાંણે નાટકો કરવાને ગયા હતા, જયાં તેમની તારીફ સાંભલી ૧૮૮૧ ના સપટેમબર માસમાં બરમાના રાજા થીબોએ એમને પોતાની રાજધાંની માંડલે ખાતે બોલાવી રૂ૪૩૦૦૦) ની રકમ આપી તેમના પાસે ૩૫) ખેલો હિંદુસ્થાંની ભાષામાં કરાવ્યા હતા. આ વેળાએ એ મંડલીમાં નીચલા ૨૭) પારસીઓ હતા :—

શેઠો ખરશેદજી મેહરવાંનજી બાલીવાલા, ધનજીભાઇ ખરશેદજી ઘડીઆલી, ડોશાભાભાઇ ફરદુનજી મગોલ—માલેકો. શોરાબજી મનચેરજી દુબાશ, પેશતનજી ખરશેદજી માડન, શોરાબજી માણેકજી મીસતરી, મેહરવાંનજી પેશતનજી મેહતા, નશરવાંનજી વીરજીભાઇ ગોઇપુરીઆ, નશરવાંનજી દોરાબજી પટેલ, ધનજીભાઇ બરજોરજી અંજીરબાગ, હોરમજજી શાપુરજી તાંતરા, દોરાબજી કાવશજી બજાં, બેહરાંમજી બરજોરજી તાંતરા, હોરમજજી જમશેદજી મુલાં, બહમનજી જમશેદજી ગરડા, દાદાભાઇ જમશેદજી કેરાંવાલા, પેશતનજી એદલજી મીસતરી, કાવશજી બહમનજી સાતીશા, રૂસતમજી પેશતનજી મેહતા, જમશેદજી એદલજી પટેલ, કેખશરૂ હોરમજજી લાલા, બાપુજી હોરમજજી પુણેગર, દોરાબજી નવરોજજી ફરીટર, પેશતનજી રૂસતમજી લાલી, પેશતનજી જીજીભાઇ બાટલીવાલા, બરજોરજી જામાસપજી મીસતરી, બેહરાંમજી રૂસતમજી ઉદવારીઆ.

એઓ ઉપરાંત એમનો હિંદુસ્થાંની મુનશી, બજવઇઆઓ, નોકર નફરો વગેરે બીજા ૧૩) તથા રંગુનથી ત્યાંની રીકારડર કોરટના ઇનટરપ્રેટર શેઠ કાવશજી એદલજી ગાંધીને પોતાના ખાસ દુભાશીઆ તરીકે લઇ ૪૧) જણાનો મોટો કાફલો માંડલે ગયો હતો. આવડો મોટો પારસી કાફલો પેહલવેહલો પ્રદેશ ખાતે આએજ ગયો હતો. એ કાફલા પાછળ રોજનો ખરચ રૂ૨૦૦) ઇપાને દર માસે રૂ૬૦૦૦) નો હતો, જે જોખમ એ મંડલીના ઉપલા ત્રણ માલેકો જેઓ બધા ગરીબ હાલતના પણ આબરૂદાર ગ્રહસ્થો હતા તેઓએ ખેડયો હતો, અને તેઓ તેનાં સારાં ફેજને પુગા હતા, ઇપાને

તા૦ ૨૮ મી જુલાઈ.

એક ફરામજી રૂસતમજી વીકાજી બી. એ. એ "જરથોસ્તી ધર્મ બાબે ફ્રેંચોના વિચાર" એવે નામનું મો૦ ફ્રાંક તથા ઑપરટ નામના બે વિદ્વાનોનાં મતોનો ફ્રેંચમાંથી ઇંગ્રેંજીમાં તરજુમો કરી તેનું એક પુસ્તક બાહેર પાડયું હતું.[1]

તા૦ ૬ થી આગશટ.

જરમનીવાલા ડાકટર મારટીન હાઉગે જંદ ફાઇલાલોજીની હાલની પંકતિ, ડાકટર ફરડીનાંડ યુશતીની કેહવાતી કદીમ બેકત્રીયન ડીક્ષનરીને ખાસ અનુસરીને, તથા જંદ અવસ્તાના ખોલાશાના સંબંધમાં લખાંણનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[2]

તા૦ ૧૫ મી આગશટ.

બાઈ સાહેબ ડાવેજર લેડી આવાંબાઈ તે મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટનાં વીધવાએ ઉદવાડા મધે જરથોસ્તીઓને ઉતારો લેવા તથા ગામના જરથોસ્તીઓને સર અવસરે વાપડવાને માટે એક કુશાદે ધર્મશાળા ૩૪૭૫૦૦) ને ખરચે બંધાવી ખોલી મુકી હતી.[3]

તા૦ ૧૮ મી આગશટ.

રોજ ૧ માહ ૧૨ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—દસ્તુર મીનોચેહરજી અમુંદીઆરજી કામદીનજી—ઉમર વર્ષ ૭૨) ભરૂચવાલા દસ્તુર અમુંદીઆરજી કામદીનજીના ચોથા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૬૧

જી સકલાતવાલા. (૧૮૬૯ માં) પીરોજશાહ રૂસતમજી સુરતી અથવા ધનજીમેહતાના, જાંગીરજી હોરમજજી દાદીશેઠ, રૂસતમજી હોરમજજી મીસતરી, જમશેદજી નશરવાંનજી દાદીશેઠ, શોરાબજી મનચેરજી જાલ, લીમજી જમશેદજી બાટલીબોઇ, નાનાભાઇ જમશેદજી મુસ, જાંગીરજી એદલજી તીજોરીવાલા, દીનશાહ ડોશાભાઇ કરાંની, શોરાબજી રૂસતમજી ઇજનેર, બહમનજી શોરાબજી તારાપોરવાલા, એદલજી શાપુરજી આબેરન શાઉંદરીવાલા, નાનાભાઇ શોરાબજી દાવર, ફરાંમજી કેખશરૂ પાટક, શોરાબજી નવરોજજી કુપર. (૧૮૭૦ માં) રતનજી દીનશાહ ડરાફસમેન (રાજકોટના), હોરમજજી પેશતનજી મોતવાલા, શોરાબજી ફરાંમજી કરાકા, ધનજીશાહ મનચેરજી કાપડીઆ, પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇ, કાવશજી દાદી લીમજી, લીમજી કાવશજી બાંમજી, ધનજીભાઇ કાવશજી પાલખીવાલા, હોરમજજી નશરવાંનજી ધીસતા, હોરમજજી શોરાબજી પુણેગર, ધનજીભાઇ મેહરવાનજી જીજીભાઇ, હોરમજજી ફરાંમજી, બેજનજી રતનજી કોટવાલ. (૧૮૭૧ માં) રૂસતમજી પાલણજી પીંકવાલા, શોરાબજી બરજોરજી દોરાબજી કુપર. (૧૮૭૨ માં) મેહરવાંનજી બહમનજી ઇજનેર, રૂસતમજી ખરશેદજી કુપર. (૧૮૭૩ માં) રૂસતમજી ફરાંમજી ખરાસ, બેહરાંમજી માણેકજી તાબુતદાર. (૧૮૭૪ માં) પેશતનજી મેહરવાંનજી નારીએલવાલા, જમશેદજી નશરવાંનજી મેહરહોમજીના, કાવશજી ફરાંમજી મીસતરી, નવરોજજી નશરવાંનજી વાડીઆ. (૧૮૭૫ માં) ફરાંમજી દીનશાહજી પીટીટ, માણેકશાહ કાવશશાહ તાલેયારખાં, બહમનશાહ કાવશજી વકીલ. (૧૮૭૬ માં) મેહરવાંનજી એદલજી ચીનાઇ, હીરજી અરદેશર દાદીશેઠ, દાદી માણેકજી લીમજી. (૧૮૭૭ માં) જાંગીરજી માણેકજી ખરશેદજી સરાફ, બાપુજી હોરમજજી સકલાતવાલા, રૂસતમજી લીમજીભાઇ બાટલીબોઇ, એદલજી પેશતનજી કામાજી, શોરાબજી મેહરવાંનજી ગમીરના. (૧૮૭૮ માં) હોરમજજી નવરોજજી સકલાતવાલા, ડાકટર દાદાભાઇ બમાસપજી કાપડીઆ. (૧૮૭૯ માં) પેશતનજી દીનશાહ એડનવાલા, માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીના, નાનાભાઇ રૂસતમજી [illegible]ણીના, પીરોજશાહ બહમનજી જીજીભાઇ, કાવશજી શોરાબજી હોરમજજી બાટલીવાલા. (૧૮૮૦ માં) શોરાબજી નશરવાંનજી વાડીઆ, હોરમજજી નશરવાંનજી વકીલ. (૧૮૮૧ માં) રતનજી દોરાબજી એડનવાલા, બહમનજી પીરોજશાહ સોલીશીટર, ખરશેદજી રતનજી બહમનજી દુમાશ, મનચેરજી ડોશાભાઇ કામાજી. (૧૮૮૨ માં) જાંગીરજી એદલજી દાવર. (૧૮૮૩ માં) ખરશેદજી માણેકજી શેઠના, શોરાબજી ડોશાભાઇ ફરાંમરોજ, ડાકટર શોરાબજી ડોશાભાઇ નદરશાહ, મનચેરજી ખરશેદજી હીરામાણેક, ફરાંમજી બહમનજી જીજીભાઇ, રૂસતમજી ફરાંમજી કમીશરીવાલા. (૧૮૮૫ માં) દોરાબજી જમશેદજી [illegible]તા, શાપુરજી કાવશજી સંજાણા, ડાકટર રૂસતમજી નશરવાંનજી બોરી, મેહરવાંનજી કાવશજી મોતીશાહ, નવરોજજી દોરાબજી બાજી, ખરશેદજી કુવરજી મોદી, હોરમજજી દોરાબજી કામાજી, માણેકજી હોરમજજી કમીશરીવાલા. (૧૮૮૬ માં) રૂસતમજી [illegible]નજીભાઇ શેઠના, અરદેશર પેશતનજી દાવર. (૧૮૮૮ માં) [illegible]જી મેહરવાંનજી મેહતા. (૧૮૯૦ માં) નશરવાંનજી [illegible]જી કુપર. (૧૮૯૧ માં) કુવરજી કોયાજી, ડાકટર શોરાબજી ખરશેદજી નરીમાંન. (૧૮૯૨ માં) ડોશાભાઇ બરજોરજી મીસ્રી. (૧૮૯૩ માં) રૂસતમજી બહમનશાહ વકીલ, બી. એ; એલ. એલ. બી.

એ લાડજના હાનરરી મેમબરો તરીકે શેઠો દાદાશાહ રતનજી ચીચગર, પેશતનજી બેજનજી મેહરહોમજીના અને ખરશેદજી રૂસતમજી કામાજીને ગુંટી કાઢેલાછે.

[1] "French Views on Zoroastrianism. Translated from the texts of M. Adolphe Franck, and M. Jules Oppert. Bombay: Education Society's Press. 1868."

[2] "Ueber den gegenwartigen stand der Zendphilologie mit besonderer Quicksicht auf Ferdinand Justi's sogenanntes altbaktrisches Worterbuch. Ein Beitrag zur Erklarung des Zendawesta. Von, Dr. M. Haug. Stuttgart, 1868."

[3] આ ધર્મશાલામાં નીચે મુજબ તખ્તી મારેલીછે:—

" શ્રી દાદાર હોરમજદની મદદથી
" આએ મકાંન શ્રી મુંબઇવાલાં
" બાઇ શાહેબ લેડી આવાંબાઇ તે મરહુમ શર જમશે-
" દજી જીજીભાઇ પેહેલા બારોનેટનાં ધણીઆણીએ પોતાનાં
" ખરચથી દેશાવરથી આવનાર જરતોશતી કોમનાં લોકોને
" ઊતરવાનાં મુખને શારૂં તથા જશન ગીજ઼શરા વીગરે શર
" અવશરે ગાંમના જરતોશતીઓને વાપરવા બંનદ્રાવીઊં.
" શને ૧૨૩૭ યઅજદેજરદી—શેહેનશાહી
" શને ૧૮૬૮ ઇશવી. શવંત ૧૯૨૪ વીક્રમાજીત
" એ મકાંનપર એકંદર ખરચ ૩૪૭૫૦૦ થઓછે."

એ ધર્મશાલા તા૦ ૧૫ મી મારચ ૧૮૬૯ થી વાપરામાં આવી હતી.

માં પોતાના બીજા ભાઇ દસ્તુર પેશોતનજી અશપંદીઆરજી કામદીનજીનાં મરણ બાદ તેમની જગોએ ભરૂચના વડા દસ્તુર ઠરયા હતા. એવા "શારી ખસલતના અને ગની-આની દસ્તુરનું મોહોટ નીપજવાથી પારશી આલમ ગમગીન થએછે."[૧]

તા૦ ૨૦ મી આગશટ.

આજ દીને ભરૂચ મધે મરહુમ દસ્તુર મીનોચેહરજી અશપંદીઆરજી કામદીનજીનાં ઉઠમણાંમાં તેમના જમાઇ અને આગલા દસ્તુર પેશોતનજીના દીકરા દસ્તુર શોરાબજી પેશોતનજી કામદીનજીને દસ્તુરીની શેઆલ આપવામાં આવી હતી.[૨]

તા૦ ૨૧ મી આગશટ.

લંડન મધેનાં "પ્રીનટરસ પેનશન આમ હાઉસ અને ઓરફન એશાએલમ" નાં ફંડમાં મુંબઇથી શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ હિંદુસ્થાનમાં છુટાપણું ભોગવનાર વર્ત્તમાન પત્રોથી ઉત્પન થતા આશીરવાદ પીછાંની તેની ઇધાંની દાખલ ૧૦૦) પૌંડ બક્ષેશ મોકલ્યા હતા.[૩]

તા૦ ૨૨ મી આગશટ.

સુરત મધે ગોપીપરામાં શેઠ દોરાબજી નશરવાંનજી મીશતરીએ સર્વે ગ્નાતનાં બાળકો માટે એક નિશાલ પોતાના બાવા મરહુમ શેઠ નશરવાંનજી પુંજીઆજીનાં નામે બંધાવી હતી તે ખોલ્લી મુકવાની ક્રિઆ આજ દીને ગુજરાતના એડયુકેશનલ ઇનસ્પેકટર મી૦ ટી. બી. કરટીસે કીધી હતી.[૪]

તા૦ ૧ લી સપટેમબર.

ગુજરાત તરફ આએ શાલ પડેલા ભારે વરસાદ તેમજ તોફાંન અને રેલથી અમદાવાદ, ખેડા, અને બીજા જીલ્લાઓમાં લોકોનાં ઘરબારો પડી જવા સાથે બીજી ઘણીક નુકસાંની થઇ હતી. આ ઉપરથી તે તરફ મદદ મોકલવાને અતરે એક "રીલીફ ફંડ" શેઠ રામજી માધવજી અને

---

૧ ગુજરાત મિત્ર, તા૦ ૩૦ મી આગશટ ૧૮૬૮.

૨ ગુજરાત મિત્ર, તા૦ ૩૦ મી આગશટ ૧૮૬૮.

૩ જામે જમશેદ, તા૦ ૨૨ મી આગશટ ૧૮૬૮.

ઉપલા ૧૦૦) પૌંડની બક્ષેશની સાથે શેઠ કાવશજીએ એ શોશાઇટીના શેક્રેટરી જોગ લંડન લખેલો પત્ર તથા તેનો જવાબ નીચે મુજબ છે:—

BOMBAY, 9th APRIL 1868.

To

The Secretary, Printers Pension Society, London.

Sir,—The objects and operations of the Printers Pension Society in London having been brought under my notice by my friend Mr. Mull, I have determined to hand over to that Society the sum of £100 to be permanently held in Trust, the interest thereof to be devoted to the highly beneficient purposes for which the Society is established.

The Press has effected so much good for India, and as it is one of the mightiest Engines of the progress introduced by the British into the country (as it is also the mightiest in every other) I am desirous of testifying, at the source from whence spring the benefits we enjoy, my high appreciation of a free Press in India.

I am, Sir,
Your faithful Servant,
COWASJEE JEHANGHIER,

12 Chadwell Street,
LONDON E. C.
*August* 1868.

MR. COWASJEE JEHANGHIR,

Sir,—I am directed by the Trustees and Council of this Corporation to express to you their warmest thanks for the munificent donation which you have been pleased to forward for the objects of the Corporation. Your wish that the amount should be invested and the annual proceeds applied towards the payment of a pension to a decayed printer will be strictly and faithfully fulfilled.

At our Anniversary Festival recently held under the Presidency of the very Reverend Dr. Stanly, Dean of the Westminister, I had the pleasure of announcing the fact of your donation, which intelligence was received with marked expression of gratification by the friends of the Institution assembled, and your high appreciation of the value to Society at large of the art of printing as expressed in your letter, met with the hearty sympathy of the meeting. I shall forward you at an early opportunity a printed copy of the list of subscriptions announced on the occasion; and I may conclude by saying that sympathizing as you evidently do with the objects of our Corporation, I shall be at all times happy to receive communications from you on the subject.

In the name of the Trustees and Council I beg to thank you and to remain Sir,

Your obedient Servant,
(Sd.) J. S. HODSON,
*Secretary.*

એવુંજ છાપાખાંનાંના માણસોને પેનશન આપવાને લગતું એક ફંડ મુંબઇ મધે પણ સ્થાપવાને શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ પોતાને ખરે નામે વર્ત્તમાન પત્રોમાં કાગજ લખી સુચના કીધી હતી, અને તેમાં પોતાની તરફથી પ્રથમમાં રૂ૧૦૦૦) ભેટ આપવાની ખાએશ બતાવી હતી, પણ તે કામ કોઇએ ઊંચકી લીધું નહિ.

૪ મુંબઇ ચાબુક, તા૦ ૨૯ મી આગશટ ૧૮૬૮.

એ નિશાલનાં મકાનમાં નીચે મુજબ લખી મારેલીછે:—

"આ મકાન મુંબઇના રહેવાશી શેઠ દોરાબજી નશર-
"વાંનજી મીસ્રીએ રૂ૦ ૮૦૦૦ પંડના ખર્ચીને પોતાના પિતાની
"યાદગીરીને સારૂ બાંધ્યું તે સને ૧૮૭૦ ના એપ્રિલ માસમાં
"સરકારને નજર કીધું. અને તેનું નામ નશરવાંનજી પુંજી-
"આજી સ્કુલ હાઉસ ઠરાવ્યું."

એ નિશાલનો વહીવટ ઈ૦ સ૦ ૧૮૭૦ ના આપરેલ માસથી સરકારી કેળવણીખાતાં હસ્તક સોંપેલોછે.

મોરારજી ગોકળદાસે ઉભું કીધું હતું, જે મધે રૂ૫૧૯૦૯) ભરાયા હતા.[1]

### તા૦ ૧૦ મી સપટેમબર.

યુનિયન પ્રેસના માલીકોએ "ખરજોરનામાં" ના અસલ ગુજરાતીમાં છપાયલા તરજુમા ઉપરથી તથા બીજી કેતાબોની મદદ લઇને, ચાલુ વખતની એબારતબંદીના કાયદા મુજબ રંગીન અને અસરકારક ભાષામાં પેહેલો ભાગ છપાવી પ્રગટ કર્યો હતો.[2]

### તા૦ ૧૧ મી સપટેમબર.

કરાંચીવાલા શેઠ નાનાભાઈ ચાંનજીભાઈને સીંધની સદર અદાલતના નામદાર જડજે સીંધ હૈદરાબાદ જીલ્લાને લગતી કોરટોમાં પલીડરનું કામ ચલાવવાની સનદ આપી હતી.[3]

### તા૦ ૧૨ મી સપટેમબર.

રોજ ૨૬ માહ ૧૨ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

આજ દીને પુણાં મધે મરહુમ બાઇ બચીઆઇજી તે મરહુમ દસ્તુર જામાસપજી એદલજી. જામાસ્પઆશાનાનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી ૨૪૦૦૦) ખરચી આકોલા મધે એક દરેમેહર બંધાવવા તથા તેમાં જાયુક મોબેદ રાખવાની તંદરોસ્તી પઢાવી હતી.[4] એ ઉપરાંત મરનારના દીકરાઓ ખાંનબાહદુર દસ્તુર નાશરવાંનજી, હોરમજજી, બહમનજી, બેહરાંમજી, રતનજી, અને હોશંગજી જામાસપજી જામાસ્પઆશાના અને દીકરી બાઈ બહમનબાઇ

---

૧ એ રૂ૫૧૯૦૯) માં રૂ૨૫૬૯૧) હિંદુઓના, રૂ૫૫૩૧) મુસલમાંનોના, રૂ૭૧૦) ઇંગ્રેજોના, અને રૂ૧૯૯૭૭) નીચે મુજબ પારસીઓના હતા:—

(રૂ૨૦૦૦) દીનશાહજી માણેકજી પીટીટ, (રૂ૧૫૦૦) એદલજી ફરાંમજી (આલબલેસ) ની કુંપની, (રૂ૧૦૦૦) માણેકબાઇ અને મોટલાંબાઇ જાંગીરજી વાડીઆ, દાદાભાઈ હોરમજજી કામાજી, મનચેરજી હોરમજજી કામાજી, હોરમજજી મનચેરજી કામાજીના છોકરાઓ, બેહરાંમજી નશરવાંનજી સીરવાઇ, જાંગીરજી નશરવાંનજી વાડીઆના છોકરાઓની કુંપની, મરહુમ નશરવાંનજી મનચેરજી કામાજીનાં ધર્મખાતાંમાંથી, (રૂ૭૫૦) રતનજી એદલજી બાટલીવાલા, (રૂ૭૦૦) ફરાંમજી નશરવાંનજી પટેલ, (રૂ૫૦૦) મરહુમ હોરમજજી એદલજી કામાજીનાં ધર્મખાતાંમાંથી, ડાવેજર લેડી આવાંબાઇ જમશેદજી જીજીભાઇ, કાવશજી નાનાભાઇ દાવર, નશરવાંનજી માણેકજી પીટીટ, મરહુમ મનચેરશાહ દીનશાહજી ગાંધીનાં પુનને માટે, (રૂ૪૦૦) શોરાબજી શાપુરજી બંગાલી, (રૂ૩૦૫) ફોરટ હાઇ સ્કુલના શિક્ષકો અને વિદ્યાર્થીઓ, (રૂ૩૦૦) ખરશેદજી બહમનજી (શેઠના) ની કું૦, અસપંદીઆરજી જમશેદજી કમીશરીવાલા, (રૂ૨૫૧) મેહરવાંનજી ફરાંમજી પાંડે, (રૂ૨૫૦) દાદાભાઇ રતનજીની કું૦, એક પારસી બાનુ, શેઠ દીનશાહજી માણેકજી પીટીટના કારભારીઓ, ખરશેદજી કાવશજી આશાબરનર, (રૂ૨૦૦) નશરવાંનજી બહમનજી મોદીના છોકરાઓ, સખાવતને ચાહનાર એક પારસી, (રૂ૧૫૧) હીરજીબાઇ તથા ફરાંમજી હોરમજજી શેઠના, માણેકજી (જમશેદજી વાડીઆ) એંડ લખમીદાસ, (રૂ૧૫૦) નશરવાંનજી અરદેસર વાડીઆ, દોરાબજી નશરવાંનજી મીસતરી, એમ. એંડ. બી., (રૂ૧૨૫) મનચેરજી ફરાંમજી કામાજી અને છોકરાઓ, (રૂ૧૦૧) જમશેદજી ખરશેદજી બાટલીબોઇ, ધરમખાતાંને આસરો આપનાર, (રૂ૧૦૦) ધનજીભાઇ (ખરશેદજી) રતનાગરની કું૦, પાલણજી હોરમજજી (કાપડીઆ) ના છોકરાઓની કું૦, જાંગીરજી ગુસતાદજી, નશરવાંનજી રતનજી તાતા, મરહુમ શોરાબજી માણેકજી શેઠનાનાં ધર્મખાતાંમાંથી, રૂસતમજી શોરાબજી કમીશરીવાલા, (રૂ૭૫) મરહુમ પીરોજબાઇ તે ફરાંમજી હોરમજજી શેઠનાનાં ધણીઆંનીનાં પુનને માટે, (રૂ૬૭) ડોશાભાઇ ભીખાજી કાંગાની સ્કુલના શિક્ષકો તથા વિદ્યાર્થીઓ, (રૂ૫૨) મનચેરજી શોરાબજી લાલા, સી. એંડ પી. ડી. ના છોકરાઓ, દીનશાહજી અને ફરાંમજી ભીખાજી ખાંન, (રૂ૫૦) ડોશાભાઇ ફરાંમજી કરાકા, મનચેરજી ફરાંમજી શેઠના, એદલજી બહમનજી મારીસ, દીનશાહ દોરાબજી મીસતરી, ખરશેદજી રૂસતમજી કામાજી, (રૂ૨૫) દોરાબજી બરજોરજી ટોપર, નાનાભાઇ માણેકજી ગજધર, ધનજીભાઇ તથા નવરોજજી પેશતનજી ગદેવીઆ, એક પારસી મીત્ર, એક જરથોશતી, એક પારસી સી, નવરોજજી કાવશજી દારૂખાનાંવાલા, (રૂ૧૭૨) રૂ૨૫) ની અંદરની રકમ.

એ ઊપરાંત હાનરેબલ બેહરાંમજી જીજીભાઇએ રૂ૨૫૦૦) તથા હાનરેબલ મંગળદાસ નથુભાઇએ રૂ૨૫૦૦) પરભાડા ખેડાના કલેકટર ઊપર મોકલ્યા હતા, તેમજ શેઠ અરદેસર હોરમજજી વાડીઆએ ૬૦૦) બંગાલી ચોખાની ગુણ અમદાવાદ મધે લાચાર થઇ ગયલા લોકોને વેંહચી આપવા માટે અકટોબર માસમાં કલેકટર ઊપર મોકલી આપી હતી.

અમદાવાદ મધે આએ રીલીફનાં કામમાં શેઠ મનચેરજી શોરાબજી કારંજવાલા તથા રીલીફ કમીટીના શેક્રેટરી શેઠ આદરજી જીવણજીએ ઘણીક જાતી મેહનત લીધી હતી.

ઊપલા મુંબઇ મધે ભરાયલા રૂ૫૧૯૦૯) મધેથી રૂ૩૦૦૦૦) અમદાવાદ ખાતે કલેકટર ઊપર મોકલયા હતા, અને બીજો પરચુરણ ખરચ બાદ કરતાં બાકી વધેલી રૂ૨૦૪૨૭—૭—૦ ની રકમ શેઠો વરજીવનદાસ માધવદાસ, રાંમજી માધવજી અને મોરારજી ગોકળદાસનાં નામપર મુંબઇ બેંક મધે ગુજરાત રીલીફ ફંડને હીસાબે અનામત રાખી હતી.

૨ "ખરજોરનામું. અસલ ગુજરાતીમાં છપાયલા તરજુમા ઊપરથી તથા બીજી કેતાબોની મદદ લઇને ચાલુ વખતની એબારતબંદીના કાયદા મુજબ રંગીન અને અસરકારક બાેાલીમાં છપાવી જાહેર કરવામાં આવીઊં છે. દફતર ૧ લું. માહ બેહમન સને ૧૨૩૭ ઇઅજદેજરદી. માસ આગસટ સને ૧૮૬૮ ઇસવી. મુંબઇ મધે યુનિયન પ્રેસમાં ન્હાનાભાઇ રૂસતમજી રાણીનાએ છાપ્યું છે."

એનું બીજું દફતર પણ એજ મુજબ યુનિયન પ્રેસમાં છપાઇ પ્રગટ થયું હતું, અને તે પછીનાં ૭ દફતરો આગલાં વર્ષોમાં છપાયલાં હોવાથી ૯ માંથી તે ૧૮ માં સુધીનાં દફતરો એક પછી એક ઇ૦ સ૦ ૧૮૭૯ સુધીમાં યુનિયન પ્રેસને બદલે મુંબઇ સમાચાર છાપાખાનાંમાંથી તેના માલેક શેઠ માણેકજી બરજોરજી મીનોચેહર હોમજીનાએ છપાવી પ્રગટ કીધાં હતાં.

૩ બોમબે ગવરમેંટ ગેઝેટ, ૨૪ મી સપટેમબર ૧૮૬૮.

૪ એ દરેમેહર બંધાઇ તા૦ ૧૪ મી નવેમબર ૧૮૬૯ ને દીને પરઠાઇ હતી, પણ તે જુની થવાથી પાછી બંધાવી તા૦ ૯ મી નવેમબર ૧૮૯૧ ને દીને પરઠાવી હતી.

તે એ૦ પેશતનજી રૂસતમજી કાંગાનાં ધણીઆંનીએ મલી. રૂ૧૯૦૦) પુણાં મધે મરહુમ શેઠ શેરાબજી રતનજી પટેલવાલાં દોખ્મમાંની સામે એક બીજી નવી શગડી બંધાવવા[1] તથા રૂ૭૦૧) બીજાં ધર્મખાતાંમાં, તેમજ જમાઇ એ૦ પેશતનજી રૂસતમજી કાંગાએ રૂ૫૦૦) મલી રૂ૭૧૦૧) ધર્મખાતે ખરચવાની તંદરોસ્તી પઢાવી હતી.[2]

તા૦ ૧૩ મી સપટેમબર.

મુંબઇની સરકારી ગોદીના વડા માસટર બીલડર શેઠ જમશેદજી ધનજીભાઈ વાડીઆને આજ દીને લંડન મધે મલેલી "ઇનસ્ટીટયુશન ઑફ નેવલ આરકીટેકટસ" ની કૌનસીલની સભામાં એ મંડલીના એક મેમબર તરીકે ચુટી કાઢયા હતા.[3]

તા૦ ૧૫ મી સપટેમબર.

શેઠ અરદેશર ફરામજી સુસ અને ડાકટર ધીરજરામ દલપતરામે ઈ૦ સ૦ ૧૮૯૭ નો મુંબઇનાં મ્યુનીસીપાલ ખાતાંના રીપોરટનો ગુજરાતીમાં તરજુમો કરી તેનું એક પુસ્તક છપાવી બાહેર પાડયું હતું.[4]

તા૦ ૧૮ મી સપટેમબર.

શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીએ "ગાથા ધાહંબાર" ઉપર બે ભાષાણો ફરામજી કાવશજી ઇનસ્ટીટયુટમાં ગઇ કાલે તથા આજે કીધાં હતાં. સરનશીનની ખુરસી બંને દિવસ શેઠ નવરોજજી ફરદુનજીને આપવામાં આવી હતી.[5]

તા૦ ૧૯ મી સપટેમબર.

ડાકટર રૂસતમજી બેહરામજી પારખ કે જેવણે ઈ૦ સ૦ ૧૮૫૭ માં ઇંગલાંડ મધે લશ્કરી વૈધક ખાતાંની સનદી નોકરીની પરીક્ષા પસાર કરી હતી, અને જેવણ હાલ સરકારી નોકરીમાં નીમચ ખાતે લશ્કરી તબીબ તરીકે પોતાની પલટણ સાથે રેહતા હતા, તેવણ ઉપર તેવણનાં ધણીઆંની બાઇ રતનબાઈ તે મરહુમ શેઠ હોરમજજી દાદાભાઇ આલપાઇવાલાનાં દીકરીએ અતરેની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટમાં રાહતવાતની ફરીઆદી માંડી હતી. ડાકટર રૂસતમજીના બંચાવમાં બે મુખ્ય બાબદો હતી. પેહલું એ કે તેવણ મુંબઇની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટની સત્તાની હદથી બાહેર વસનાર હતા, અને બીજું એ કે તેવણની બાયડી કેળવણી તથા બીજી રીતે તેવણને લાયકની નહીં હતી. આ મુકદમો ૧૧ માસ સુધી લંબાયા પછી આજ દીને નામદાર જડજ મી૦ ટકરે તેનો ચુકાદો આપ્યો હતો. જેમાં તે નામદારે ડાકટર રૂસતમજીના પેહલા બંચાવને બાહલ રાખ્યો હતો કે આ ફરીઆદી મંડાઇ તે આગમજ તેવણ પોતાની પલટણ સાથે નીમચ રેહતા હતા, અને ત્યાંથી રજા લઇ ઇંગલાંડ જવા સારૂં મુંબઇમાં એક હોટલ મધે ૨૬ દીવસ સુધી આવી રહયા હતા. પણ એટલા દાહડા મુંબઇ મધે ઉપલી મતલબને માટે રેહઠાંણ કીધાથી તેવણ કાંઇ મુંબઇના રેહવાસી ઠડતા નથી, અને તેથી કરીને મુંબઇની ચીફ માટરીમોનીઅલ કોરટની સત્તા તલે તેવણ આવી શકતા નથી. માટે આ મુકદમો તે નામદારે ઉરાડી નાખ્યો, પણ તેમ કરતાં ડાકટર રૂસતમજીના બંચાવની બીજી બાબદ ઉપર તે નામદારે સખ્ત ટીકા કીધા કે "મનશક્તિની ચાલાકીમાં અથવા નીતિ સંબંધી સુધરાઇમાં માટી બઇએર વચ્ચે ગમે એટલો તફાવત હોય તે કાંઈ લગન સંબંધી હકો અપાવવાને ના પાડવાનું અથવા લગનનાં સાટાંમાંથી ભથારને છુટો પાડવાનું કારણ ગણાય નહિં........ પરતીવાદીએ મુકદમા મધે પોતાનો જેવી પ્રકારનો બચાવ કીધો છે, તેથી વધારે હીનપસ્તીભરેલો બંચાવ મનમાં ઉતરવો મુશકેલછે. એવો બંચાવ કરવામાં પરતીવાદીએ જે ચાલ ચલાવીછે તે બાબે મારી નાપસંદગી વધારે ખુલ્લી રીતે બતાવવામાં હું મારી ફરજ સમજું છું. પરતીવાદી પોતાની ચહડતી કીસમની કેળવણીને નીતિ સંબંધી તથા ધારા સંબંધી ફરજોમાંથી નીકલી જવાનું કારણ ગણે તથા એક બીનતકસીરવાર ઓહરદારને બાહલ રાખવા અને ગુજરાન ચલાવવાનું ના પાડવાને વાજબી વિચારે એ એકલપેતાપણાંનો દાખલો છે. અને અગરજો આવી નઠારી ચાલનું પરીણામ ઇંગલાંડ જઈ આવવાથી તથા યુરોપીયન એલમ હાંસલ કરવાથી નીપજ્યું હોય તો પછે દેશી પ્રજાનાં બુધા લોકો ઇંગલાંડની મુસાફરી જેવા કોઇવાર ખરાબ અસર પેદા કરનારા વગ તલે પોતાના દીકરાઓને વીહીલા મુકવાની આનાકાંની કરે તેમાં કાંઇ નવાઇ નથી. આશા રાખવામાં આવેછે કે

૧ એ શગડી પુણાંના એક અસલ રેહવાસી શેઠ બેહરામજી માણેકજી તાલુકદારે ઈ૦ સ૦ ૧૮૭૫ માં બંધાવી આપવાથી એ રકમ દોખમાંને ફરતી દેવાલ બંધાવવાનાં કામમાં વાપરવામાં આવી હતી, પણ એટલી રકમમાં તે દેવાલ બંધાઇ ન શકાવાથી પાછલથી ઈ૦ સ૦ ૧૮૮૨ માં શેઠ હોરમજજી શેરાબજી તાડીવાલાએ તે બંધાવી પુરી કરી આપી હતી.

૨ જામે જમશેદ, તા૦ ૧૭ મી સપટેમબર ૧૮૯૮.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૪ મી અકટોબર ૧૮૯૮.

૪ "મુંબઇના મીઊનીસીપલ કમીશનરનો તથા હેલ્થ આફીસર અને એક્ઝિકયુટીવ ઇંજીનરના સને ૧૮૯૭ નાં સાલના વારશીક રીપોરટનો ગુજરાતી તરજુમો. કોઠાઓના તરજુમા સાથે. મુંબઇમાં; યુનિયન પ્રેસમાં ન્હાનાભાઇ રૂસ્તમજી રાણીનાએ છાપીયોછે. ૧૮૯૮."

૫ રાસ્ત ગોફતાર, તા૦ ૨૦ મી સપટેમબર ૧૮૯૮. એજ મુજબ પુણાં મધે ભવાની પેઠમાં શેઠ પેશતનજી જાંગીરજી તાલેયારખાંનના રેહવાના બંગલામાં શેઠ ખરશેદજીએ એજ બાબદ ઊપર તા૦ ૨૦ મી સપટેમબર ૧૮૯૮ ને દીને તથા પેગામબર સત જરથોસ્તના જનમારા વિષે તા૦ ૨૧ મી સપટેમબર ૧૮૯૮ ને દીને જરથોસ્તીઓની મોટી સભા હજુર બે ભાષણ કીધાં હતાં.

આ પરતીવાદી જે ઇંગ્રેજી લસ્કરમાં આફીસરનું કમીશન ધરાવેછે, તે ખાંનગી જીંદગીના સંસારમાં ઘટતાં માન તથા ફરજ પીછાંણે એવી રીતે તેને સુધીમાં આંણવાને કાંઇ ઉપાય થશે."[१]

તા૦ ૨૦ મી સપટેમબર.

દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાનાએ આજ દીને કોટ મધે મરહુમ માણેકજી શેઠની વાડી મધે "નોરોજ" વિષે એક ભાષાણ કરી સંભળાવ્યું હતું.[२]

તા૦ ૨૨ મી સપટેમબર.

શેઠ શોરાબજી રૂસતમજી બનશાએ આએ ચાલુ યજદજરદી ૧૨૩૮ નાં શાલથી ઇંગ્રેજીમાં "પારસી કાલેનડર" છાપાવી પ્રગટ કરવા માંડયું હતું.[३]

તા૦ ૨૫ મી સપટેમબર.

હાનરેબલ સર અલેકજાંડર ગ્રાંટ, બારોનેટ કે જેણે છેલાં આઠ વર્ષમાં એલફીનસટન કાલેજના પ્રોફેસર તથા પ્રીનસીપાલ, મુંબઇની યુનીવરસીટીના વાઇસ–ચાનસેલર, તથા ડાએરેકટર ઑફ પબલીક ઇનિસ્ટ્રકશનના ઓદ્દા ભોગવ્યા હતા તે પોતાને વતન બીજા મોટા ઓદ્દા પર જવાથી આજ દીને તેને તેના શિષ્યો, કેળવણી ખાતાંના અમલદારો, તથા બીજા અતરેના આગેવાન ગ્રહસ્થોએ ફરામજી કાવશજી ઇનિસ્ટીટયુટમાં ચીફ–જસટીસ સર રીચરડ કાઉચનાં પ્રમુખપણાં હેઠલ એક માનપત્ર આપ્યું હતું, તથા તેની એક સરસ તસવીર ચીતરાવી કોઇ લાયક જગા પર મેલવાનો ઠરાવ કીધો હતો. માનપત્રનો જવાબ આપતાં સર અલેકજાંડર ગ્રાંટે આ ઇલાકાની કેળવણી સંબંધી એક સરસ વ્યાખ્યાંન કીધું, અને ધારાની કેળવણી બાબે ટીકા કરતાં શેઠ પીરોજશાહ મેહરવાંનજી મેહતાનો દાખલો આપ્યો કે જેવણ સભાને દીનેજ એક કલાક અગાઉ ઇંગલાંડથી બારીસ્ટરની પદવી મેલવી અતરે આવી પુગા હતા, અને સભામાં પણ હાજર હતા, તેમને દીલસોજીથી મુબારકબાદી આપી તથા જે ધારાનાં વાતાવરણમાંથી એ ગ્રહસ્થ તાજો આવ્યોછે તે વાતાવરણ તેને ફલે અને તે ફતેહ પાંમે એવી ઉમેદ ચાહી હતી. વળી શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ આ ઇલાકામાં કેળવણીના બાબમાં જે મોટી રકમોની મદદ આપી તે માટે તેમની તારીફ કરી હતી.[४]

તા૦ ૨૬ મી સપટેમબર.

મુંબઇની પારસી પંચાતનાં ફંડના તા૦ ૮ મી નવેમબર ૧૮૬૬ થી તે તા૦ ૨૭ મી અકટોબર ૧૮૬૭ સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપાખાંનાંમાંથી તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે છેલા હીસાબની બાકીના રૂ૪૪૮૪૭૧॥।૨૧॥ ઉપરાંત આએ આખાં વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે રૂ૧૨૦૪૨૬॥।૧૦ ની આવક થઇ હતી, અને ખરચ રૂ૫૬૬૮૫)૨૨॥ થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખેરીએ તરસ્ટીઓના હસ્તકમાં પંચાતના હીસાબને લગતા રૂ૫૧૨૨૧૩॥૯ તથા જુદાં જુદાં પડાવેલાં ખાતાંઓના[५] રૂ૬૧૦૬૧૧॥૨૩ મલી કુલે રૂ૧૧૨૨૮૨૫)૭ બાકી હતા.

---

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૫ મી સપટેમબર ૧૮૬૮.

હાનરેબલ જસટીસ ટકરના આ વિચારો નિચે મુજબછે:

At the commencement of trial, I intimated my opinion that the last plea set up by the defendant was no defence to the action. That a disparity between husband and wife in intellectual ability or moral culture, however wide the difference might be, could form no ground for a refusal of conjugal rights or for releasing a husband from the obligations arising out of the contract of marriage.

A more discreditable defence than that which the defendant has set up on the merits it is difficult to conceive, and I feel it to be a duty to express in a marked manner my disapprobation of his conduct. That the defendant should consider a superior education to be a ground for escaping from his moral and legal obligations, and to be a justification of his refusing to receive or to support an unoffending wife, is a monstrous instance of self delusion; and if misconduct of this description is to be the resut of a visit to England, and of the acquisition of European learning, it can hardly excite surprise that the elders among the native community are unwilling to expose their sons to influence which are shown to have a demoralizing effect in some cases. It is to be hoped that some means may be found to awaken this defendant, who holds the commission of an officer in the British army, to a sense of honour and duty in the private relations of life.'

૨ જામે જમશેદ, તા૦ ૨૪ મી સપટેમબર ૧૮૬૮.

૩ "The Parsee Calender and Directory for the year of Yezdjird 1238 (22nd September 1868 to 21st September 1869) compiled by, Sorabjee Rustomjee Bunshah. Bombay: Printed at the Education Society's Press. 1868."

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૮ મી સપટેમબર ૧૮૬૮.

૫ પંચાતનાં દફતરમાં આગલાં વર્ષોનાં ૨૯) ખાતાં ઉપરાંત આએ વર્ષમાં એક નવું ખાતું ઉભેરાયુંછે. તે એ કે મરહુમ શેઠ હોરમજજી કાવશજી મીસતરીએ પોતાની હૈયાતીમાં પંચાતનાં ફંડમાં આપવા રૂ૨૦૦૦૦) ની રકમ એલાહેદી કાહેલી હતી તે રકમની સરકારી નોટ લઇ તેવણનાં વીધવા બાઇ મોટીબાઇએ તા૦ ૨૦ મી આગશટ ૧૮૬૭ ને દીને તે પંચાતનાં ફંડના તરસ્ટીઓના સ્વાધીનમાં આપી તેનું મરનારનાં નામનું જુદું ખાતું પડાવી તેનું વ્યાજ પંચાતના શેહનશાહી ધાઇંબારોના, આંધલા પાંગલા જરથોસ્તીઓનાં, રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં, તથા મુકતાદને તાંકણે દેશાવરો ...ના ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં ફંડોમાં ને દીને ૧૯ બંદોબસ્ત કીધો હતો.

તા૦ ૯ મી ...રાંત મરહુમ શેઠ શોરાબજી માણેકજી રૂસતમ

એજ મુજબનાં પારસી ... ... શાલ ... જરાબી ચોખાની રુશ અમઇપાને ૧૨૩૯ અને બિજે શાલ ...ને વેંહચી આપવા માટે દીમાં શેઠ શોરાબજીએ દફતર આ... પ્રગટ કીધાં હતાં, અને તે પછીથી ...કી આપી હતી.

તા૦ ૧ લી. અક્ટોબર.

મસ્કતના મુંબઈના કૉનસલ જનરલ હાજી મહમદ નખીખાંન યુરોપની મુસાફરીએ જવાથી તેમની ગેરહાજરીમાં અતરેનાં મસ્કતના કૉનસલ તરીકે શેઠ દાદાભાઈ રૂસતમજી બનાજીની નેમણુક નામદાર સરકારે બાહલ રાખી હતી.

શેઠ શાપુરજી જામાસપજી ભાવનગરીને મુંબઇનાં કસ્ટમ ખાતાંમાં એક એક્ષટરા આસીસ્ટંટ કમીશનર તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.[1]

---

તા૦ ૬ ઠી અક્ટોબર.

પુણાં મધે આજ દીને મુંબઇના નામદાર ગવરનર સર સેમોર ફીટઝજરાલડે દખણ તથા ગુજરાતના રાજા રજવાડા અને સરદારોની એક દરબાર પુણાં એનજીનીઅરીંગ કાલેજવાલાં મકાનમાં ભરી હતી. આ વેળાએ અરસ પરસ નજરાંણાં તથા એરઆશીઅત થયા પછી નામદાર ગવરનરે સરદાર ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસ્પ આશાનાને નામદાર સરકાર તરફથી એક સોનાંનો ચાંદ ભેટ આપ્યો, અને તેમ કરતાં બોલ્યા કે—"આએ ચાંદ તમોને ભેટ આપતાં મને ઘણી ખુશી ઉપજેછે, તે એટલામાટે કે હરેક ધરમના ઉપાધીઆઓની ફરજ જે રાજ તરફ વફાદારી તથા શુભ સુચનાનીછે તે તમોએ ઘણીજ વાજબી રીતે ૧૮૫૭ તથા ૧૮૫૮ ના ખુનખાર બળવામો અદા કીધીછે, એટલુંજ નહી પણ તમારા જાતીભાવોને તમોએ તેમ કરવાને જાણે એક શબક આપેઓછે. હું વધારે ખુશી એ વાસ્તે છેઉં કે તમોને સરકારે મરતબો બખ્શીઓછે, તે ચો તરફથી પશંદ થાએલો તથા વાજબી ગણાએઓછે. હું આશા રાખુંચ કે આએ ચાંદ તમો તનદરૂશતી સાથે ઘણું શુધી વાપરો કે જેહને તમો પુરા લાએક છેવો. ખુદા કરેને તમારી જીંદગી લાંબી થાએ." એ પછી કોલાપુરના માહરાજાએ એક માનપત્ર વાંચ્યું, જેનો નામદાર ગવરનરે એક સુભાખીત ભાષણ કરી ઉપકાર માન્યા બાદ દરબાર બરખાસ્ત થાઇ હતી.[2]

---

ફરાંમનાં પુનને સારૂં તેવણુની પુંજી મધેથી કાઢેલાં ધર્મખાતાંને હીસાબે તેનાં તરસ્ટીઓ શેઠો શેરાબજી અને નશરવાંનજી ડોશાભાઇ રૂસ્તમફરાંમના તથા અરદેસર કાવશજી રૂસ્તમ ફરાંમનાએ તા૦ ૩૦ મી આગશટ ૧૮૬૭ ને દીને રૂ૨૦૦૦) ની સરકારી નોટ આપી તેનું બ્યાજ આંધલા પાંગલા જરથોસ્તીઓનાં તથા મુકતાદને તાંકણે દેશાવરો ખાતેના ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં ફંડામાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. વળી શેઠ દીનશાહજી દાદાભાઇ ગાંધીએ પોતાનાં બેહન બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ અરદેસર ખરશેદજી ગાંધીનાં વીધવા તથા મરહુમ શેઠ દાદાભાઈ જીવાજી ગાંધીનાં બેટીનાં પુનને માટે તા૦ ૨ જી આપરેલ ૧૮૬૭ ને દીને રૂ૭૦૦૦) ની સરકારી નોટ આપી તે મધેની રૂ૨૦૦૦) નીનું બ્યાજ મરહુમ સર જમશેદજી જીજીભાઈવાલી ઝંદ પેહલવી મદરેસાના ખરચમાં તથા રૂ૧૦૦૦) નીનું બ્યાજ કુલે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો.

એજ મુજબ કુલે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં આએ વર્ષ નીચે મુજબ રૂ૭૫૦૦) ની નોટો તેનું બ્યાંજ વાપડવાને ભેટ આવી હતી:—શેઠ નશરવાંનજી કાવશજી વાછાગાંધીએ તા૦ ૧૬ મી નવેમબર ૧૮૬૬ ને દીને રૂ૨૦૦૦) ની નોટ પોતાના બપાવા મરહુમ શેઠ રૂસતમજી શેરાબજી વાછાગાંધીનાં પુનને સારૂં. શેઠ ધનજીભાઇ બેહરાંમજી રાંણાએ તા૦ ૯ મી મેએ ૧૮૬૭ ને દીને રૂ૧૦૦૦) ની નોટ પોતાનાં વહુ મરહુમ બાઇ માણેકબાઇ તે શેઠ અરદેસર ધનજીભાઈ રાંણાનાં ધણીઆંની તથા મરહુમ શેઠ માણેકજી દાદાભાઈ શાએરનાં બેટીનાં પુનને સારૂં. આ૦ પાલણજી રતનજી દાદાચાંનજીએ તા૦ ૧૧ મી જુન ૧૮૬૭ ને દીને રૂ૫૦૦) ની નોટ પોતાના બાવા મરહુમ આ૦ રતનજી બરજોરજી દાદાચાંનજીનાં પુનને સારૂં. શેઠ પેશતનજી હોરમજજી કામાજીએ પોતાનાં માતાજી બાઇ રતનબાઇ તે મરહુમ શેઠ હોરમજજી મનચેરજી કામાજીનાં વીધવાની તરફથી તા૦ ૨૭ મી જુલાઈ ૧૮૬૭ ને દીને રૂ૨૦૦૦) ની નોટ તેમનાં વહુ મરહુમ બઇ શુનાંબાઇ તે શેઠ ડોશાભાઈ હોરમજજી કામાજીનાં ધણીઆંનીનાં પુનને સારૂં. શેઠ હોરમજજી જાંગીરજી દાદીશેઠે તા૦ ૯ મી અક્ટોબર ૧૮૬૭ ને દીને રૂ૨૦૦૦) ની નોટ પોતાના ભાઇ મરહુમ શેઠ શેરાબજી જાંગીરજી દાદીશેઠનાં પુનને સારૂં રૂ૧૦૦૦) ની પોતે તથા રૂ૧૦૦૦) ની મરનારની પુંજી મધેથી આપી હતી.

એ ઉપરાંત શેઠ જમશેદજી દોરાબજી નાએગાંમવાલા તથા સુમાલી ગામના બીજા જરથોસ્તીઓએ સુમાલી, મોરા, તથા ડાંભકાનાં જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં કારણસર ત્યાંના જરથોસ્તીઓએ ઊભાં કરેલાં ફંડની રૂ૭૦૦૦) ની નોટ તા૦ ૧૪ મી જાનેવારી ૧૮૬૭ ને દીને અતરે પંચાતના તરસ્ટીઓ ઉપર મોકલી તથા આગલ સુમાલીનાં નશાશાળાર ૨) ને સુસારો આપવાનાં ફંડની રૂ૨૫૦૦) ની નોટ જે શ્રી સુરતનાં ધર્મનાં ફંડખાતાંમાં હતી તેનો હવાલો આપી એ રૂ૯૫૦૦) ની નોટનાં બ્યાજમાંથી તથા તેમ કરતાં જો ઘટે તો કુલે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાંથી ઊમેરી બે નશાશાળાર સુરતવાલા માનેજરોની મારફતે સુસારો આપીને સુમાલી મધે રાખવાનો બંદોબસ્ત કીધો હતો.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧ લી અક્ટોબર ૧૮૬૮.

૨ જામે જમશેદ, તા૦ ૯ મી અક્ટોબર ૧૮૬૮.

દસ્તુર નશરવાંનજીને ભેટ આપેલા આ ચાંદ ઊપર નીચલો લેખ કોતરવામાં આવ્યોછે:

Presented
by the
Bombay Government
to
Khan Bahadoor Dustoor
Nusherwanjee Jamaspjee
For
Distinguished Loyalty
and
Good services
in 1857–58.

તા૦ ૧૧ મી અકટોબર.

એ૦ શેહરીઆરજી દાદાભાઇ ભરૂચાએ ભરૂચ મધે ફાટની પંચાએતની વાદીમાં "ખોદાતાલાની હસ્તી અને આપણ બંદાઓએ તેની બંદગી કેમ કરવી જોઇએ" એ બાબદ ઉપર જરથોસ્તીઓની એક મોટી મીજલસ હજુર એક વાએજ કરી સંભલાવી હતી. સરનશીનની ખુરસીએ ભરૂચના દસ્તુર શેરાબજી પેશોતનજી કામદીનજી બીરાજ્યા હતા, જેમનો તથા વાએજ કર્તાનો ઉપકાર ત્યાંના પોસ્ટ માસ્ટર શેઠ ફરદુનજી રૂસ્તમજી દસ્તુર કામદીનનાએ એક ભાષણ કરી માનયો હતો.[1]

---

તા૦ ૧૩ મી અકટોબર.

રોજ ૨૨ માહ ૧ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

મુંબઇ મધે ગીરગાંમના રસ્તા ઉપર મરહુમ શેઠ એદલજી ફરામજી આલબલેસની પુંજી મધેથી તેમના સાહેબજાદાઓએ જરથોસ્તીઓને સરઅવસરે વાપડવાનું એક મકાંન બંધાવી તેને ખોલ્લું મુકવાની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી. આ વેળાએ જરથોસ્તીઓની એક મોટી મીજલસ ત્યાં ભરાઇ હતી, જેની હજુરમાં જશનની ક્રિઆ થવા બાદ શેઠો માણેકજી, ધનજીભાઈ, બહમનજી દાદાભાઈ, અને હોરમજજી એદલજી આલબલેસની તરફથી એક અંજુમન પત્ર વાંચવામાં આવ્યો હતો, જેમાં જણાવ્યું હતું કે તેમના બાવા મરહુમ શેઠ એદલજી ફરામજી આલબલેસનાં વશીહતનામાંની ૯ મી કલમ પ્રમાણે તેમની પુંજીમાંથી રૂ૧૦૦૦૦૦) ખરચીને ધર્મનું કામ કરવાને ફરમાવ્યું હતું તે મુજબ આએ મકાંન તે મધેથી બંધાવ્યુંછે. એ મકાનને માટેની જગા રૂ૫૫૦૦૦) ની કીમતે વેચાતી લઇ તે ઉપર બે જુદા જુદા ઓટલાઓ શેઠ હીરજીભાઇ રતનજી મીસ્તરી હસ્તક બંધાવ્યાછે અને તે મધે ઘટતો સરસામાન તથા વાસણકુસન વગેરે મુકાવી આજથી એ મકાંન સર્વે જરથોસ્તીઓને વાપડવાને ખોલ્લું મુકયુંછે. એના ઉપર સર્વે લાગત રૂ૧૩૫૦૦૦) ની થાઇછે, અને એની મરામત તથા ચાલુ ખરચને માટે રૂ૧૫૦૦૦) ની સરકારી ૫) ટકાનાં વ્યાજની નોટ એલાહેદી કાઢી તેનુંતરસ્ટડીડ કરાવવામાં આવશે. એ પછી આશીરવાદ કરી સર્વે મીજલસ બરખાસ્ત થાઈ હતી.[2]

---

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૧૮ મી અકટોબર ૧૮૬૮.

૨ જામે જમશેદ, તા૦ ૧૪-૧૫ મી અકટોબર ૧૮૬૮. એ મકાંનના વચલા ભાગમાં નીચે મુજબ તખ્તી મારેલીછે:

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.

"આએ મુકાંમ બેહેશતનશીન મરહુમ એદલજી ફરાંમજી ફરાંમજીની નઇયંતે એનાંની ઇઆદગારીને કીજે એનાંની પુંજી મધેથી શરવે જરથોશતીઓને શરઅવશરે વાપરવાને શારૂં એનાંના દીકરાઓએ બંનધાવીઉછે, "રોજ ૨૨ મો માહ ૧ લો શેહેનશાઇ માહ ૨ જો કદમી શને ૧૨૩૮ ઇઅજદેજરદી, તા૦ ૧૩ મી અકટોબર શને

તા૦ ૧૭ મી અકટોબર.

રોજ ૨૬ માહ ૧ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ રૂપાંબાઈ તે મરહુમ શેઠ ખરશેદજી મોટાભાઈ ડોટીવાલાનાં વીધવા તથા મરહુમ શેઠ કાઉભાઇ નશરવાંનજી કોહલાનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા ખેશીઓએ મલી રૂ૫૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

---

તા૦ ૨૦ મી અકટોબર.

મુંબઇ મધે હાલમાં કાલેરાનો રોગ વધારે ફેલાવાથી અતરેની શેઠો ડોશાભાઈ મેહેરવાંનજી વાડીઆની કુંપનીએ હેલ્થ આફીસર ડાકટર હયુલેટ ઉપર "ડેવીસ પેનકીલર" ની ૧૪૪) સીસી કાલેરાના ગરીબ દરદીઓને મુફત આપવા માટે ભેટ મોકલી હતી.[4]

---

"૧૮૬૮ અંગરેજી, શવંત ૧૯૨૪ નાં આશો વદ ૧૨ ને "વાર સોમે."

ઉપલા અંજુમન પત્રમાં જણાવ્યા મુજબનાં એ મકાંનની મરામત તથા ચાલુ ખરચને માટેના એલાહેદા કાઢેલા રૂ૧૫૦૦૦) નું કાએદાસરનું એક તરસ્ટ ડીડ તા૦ ૧૨ મી જુન ૧૮૬૯ ને દીને હાઇ કોરટના સોલીશીટર શેઠ પેશતનજી દીનશાહની મારફતે કરાવી તેના તરસ્ટીઓ તરીકે એ પાંચે ભાઇઓ તથા એમના પિત્રાઇ શેઠ કાવશજી બેજનજી આલબલેસ ઠરયા હતા. એ પછી ઉપલી રૂ૧૫૦૦૦) ની રકમમાં ઇ૦ સ૦ ૧૮૮૨ માં શેઠ દાદાભાઇ એદલજી આલબલેસ બેહશતનશીન થયા ત્યારે તેમની પુંજીમાંથી તેમનાં વશીહત મુજબ રૂ૧૦૦૦૦), ઇ૦ સ૦ ૧૮૮૩ માં શેઠ બહમનજી એદલજી આલબલેસ બેહશતનશીન થયા ત્યારે તેમની પુંજીમાંથી તેમનાં વશીહત મુજબ રૂ૧૦૦૦૦), અને ઇ૦ સ૦ ૧૮૯૩ માં શેઠ માણેકજી એદલજી આલબલેસ બેહશતનશીન થયા ત્યારે તેમની પુંજીમાંથી તેમનાં વશીહત મુજબ રૂ૧૦૦૦૦) એ ફંડ મધે ઉમેરવામાં આવ્યા હતા, અને હાલ તે રૂ૪૫૦૦૦) નુંછે. એ મકાન મધે બંધે દરવાજ આગલના પરણનાર છોકરા તથા છોકરીને ઉતારાના બંગલાઓ તથા કંપાઉંડ મધે ઇ૦ સ૦ ૧૮૮૯ માં રૂ૭૫૦૦૦) ને ખરચે મોટો ફેરફાર કરાવી તે કુશાદે કરવામાં આવ્યાછે.

એ મકાંન જરથોસ્તીઓને શેઆદી રાખશની વગેરેને માટે ઘણું કામનું અને કુશાદે તથા તેનો ઉપયોગ ઘણોખરો દરરોજનો થાઇ પડવાથી અતરેના જરથોસ્તીઓમાં મરહુમ શેઠ એદલજી ફરાંમજી આલબલેસ તરફ માનની લાગણી ઉશ્કેરાઇ, અને તે તકનો લાભ લઇ ખાંનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંન, સી. આઇ ઇ. એ જરથોસ્તીઓ વચ્ચે નાની નાની રકમનાં ઉઘરાંણાંથી રૂ૪૨૫૧) એકઠા કરી તેવણનું એક બસ્ટ અથવા અર્ધ બાવલું તૈયાર કરાવી તે તા૦ ૨૧ મી મારચ ૧૮૯૪ ને દીને એ મકાંનના કંપાઉંડમાં ખોલ્લું મુકયુંછે.

૩ જામે જમશેદ, તા૦ ૩૦ મી અકટોબર ૧૮૬૮.

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૨ મી અકટોબર ૧૮૬૮.

તા૦ ૨૨ મી અક્ટોબર.

મુંબઈની સરકારી ગોદીના વડા માસટર બીલડર શેઠ જમશેદજી ધનજીભાઈ વાડીઆને આતરેની "હારબર અને પાઈલટેજ બોરડ" ની આજ દીનેની સભામાં સરનશીન મી૦ એલ. ગીડ બોરડની તરફની નૌકાશાસ્ત્રને લગતાં ઓજારેનો ઇંગલાંડથી તૈયાર થઇ આવેલો એક બાક્ષ, એ ગ્રહસ્થે આતરે લાઇટ વેસલસ, પાઇલટ બોટસ, સ્કુનરસ, વગેરેની મરામતોનાં કામમાં બોરડને ઘણી કીમતી મદદો આપવાના બદલામાં ભેટ આપ્યો હતો. એ ભેટ આપતાં મી૦ ગીડ શેઠ જમશેદજીની ચતુરાઇની ઘણી વખાંણો કીધી હતી.[૧]

તા૦ ૨૩ મી અક્ટોબર.

આ૦ એદલજી આદરજી માડને "અરદાએ વીરાફ-નામાં" નાં ઈ૦ સ૦ ૧૮૪૪ માં મરહુમ શેઠ રૂસતમજી શેરાબજીએ પ્રગટ કરેલા ગુજરાતી તરજુમાનું પુસ્તક ફરીથી છપાવી પ્રગટ કીધું હતું.[૨]

તા૦ ૨૯ મી અક્ટોબર.

નીચલા પારસી ગ્રહસ્થોને મુંબઈની સરકારે નવા સુલેહના અમલદારો ઇયાને "જસટીસ ઑફ ધી પીસ" નેમ્યા હતાઃ—

શેઠો હોરમજજી દાદાભાઈ પલીડર, જમશેદજી ધનજીભાઈ વાડીઆ, મેહરજીભાઈ બાપુજી વીકાજી, મનચેરજી નવરોજજી બનાજી, નાનાભાઈ બેહરાંમજી જીજીભાઈ, નશરવાંનજી ચાંદાભાઈ, શેરાબજી ફરાંમજી પટેલ.

શેઠ એદલજી ડોશાભાઇ કોકાવાલાને નામદાર સરકારે સુરત જીલ્લાનાં સુપા ગામના મામલતદાર તરીકે નેમ્યા હતા.[૩]

તા૦ ૪ થી નવેમબર.

રોજ ૧૪ માહ ૨ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ રતનબાઈ તે મરહુમ શેઠ જમશેદજી પેશતનજી પંડાંનટીનનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી રૂ૧૦૦૦) તથા બીજાં બેશીઓએ રૂ૧૧૦) મલી રૂ૧૧૧૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૪]

તા૦ ૫ મી નવેમબર.

ભરૂચવાલા શેઠ શેરાબશાહ દાદાભાઈ, મુનસફનાએ આબીસીનીઆ દેશ તથા ત્યાંના રાજા થીઓડાર વિષે ગુજરાતીમાં એક નાહનું પુસ્તક રચી ભરૂચ મધે પ્રગટ કીધું હતું.[૫]

તા૦ ૭ મી નવેમબર.

રોજ ૧૭ માહ ૨ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરાંમની શાલગરેહનાં જશનની મીજલસમાં દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ "પાક ખોદાતાલાની બંદગીથી માણસ જાતને થતા ફાએદા" વિષે એક વાએજ કરી સંભલાવી હતી.[૬]

તા૦ ૧૦ મી નવેમબર.

રોજ ૨૦ માહ ૨ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

વરોડરાંની કાંપમાં એક ધર્મશાલા બાંધવાને ત્યાંના જરથોસ્તીઓએ એક ફંડ ઉભું કીધું હતું, જે મધે રૂ૯૪૧૨॥ ભરાયા હતા,[૭] તથા તે માટે નામદાર ગાયકવાડ સરકારે મુફત

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૩ મી અક્ટોબર ૧૮૬૮.

આ બાક્ષ પર નીચે મુજબ લેખ કોતરેલોછે:—

"Presented to

JAMSETJEE DHUNJEEBHOY WADIA, Esq.

Master builder, Her Majesty's Dockyard.

In recognition of the valuable services he has rendered to the Bombay Harbour and Pilotage Board.

*Bombay, 28th May 1868.*"

૨ "અરદાએ વીરાફ નાંમું અથવા બેહેશત તથા દોજખનો હેવાલ. અસલ પેહેલવી ઊપરથી પારસી રૂસતમજી શેરાબજી એઓએ ફારસી ઊપરથી ગુજરાતીમાં કરેલાં ભાશાંનતરનાં બોલેબોલ ઊતારી ફરીથી પ્રગટ કરનાર, આ૦ એદલજી આદરજી માડણ. મુંબઇ, ઇમપીરીયલ પ્રેસમાં નવરોજજી ફરાંમજીએ છાપીયું છે. અકટોબર ૧૮૬૮ ઇસ્વી."

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૯ મી અકટોબર ૧૮૬૮.

૪ જામે જમશેદ, તા૦ ૧૪ મી નવેમ્બર ૧૮૬૮.

૫ "એબિસીનીયા દેસ તથા તેહેનો રાજા "થીઓડોર" વિષે. કેટલોએક હેવાલ આ સમય જાણવાની હોંસ બ્રિટીસ સરકારની હિંદુસ્થાંન મધેની હરેક ખેરખાહ રૈયતને હોયછે એહેવું માની આ નાહાનું ચોપાનીઉં ભરૂચના રેહેવાસી સોરાબસા દાદાભાઇયે રચ્યું છે. ઇસ્વી સંન ૧૮૬૮. તે ભરૂચ વરતમાંન છાપાખાનાંમાં છપાવી પ્રગટ કર્યું."

૬ જામે જમશેદ, તા૦ ૭ મી નવેમ્બર ૧૮૬૮.

૭ એ રૂ૯૪૧૨॥ નીચે મુજબ ભરાયા હતા :—

(રૂ૩૧૦૦) બેહરાંમજી નશરવાંનજી સીરવાઇ. (રૂ૧૦૦૦) બેહરાંમજી નશરવાંનજી સીરવાઇ કારટીંગ એજંટની કું૦, દીનશાહજી માણેકજી પીટીટ. (રૂ૫૨૫) શોરાબજી શાપુરજી આએરન ફાઊંડરીવાલા તથા કાવશજી હોરમજજી સરાફ. (રૂ૩૦૧) બેહરાંમજી રૂસતમજી (વરોડરાવાલા) નાં છોકરાઓ, અસપંદીઆરજી રૂસતમજી દસ્તુર કામદીનના, (રૂ૩૦૦) બીખાજી બેહરાંમજી વેહવાઇ તથા ભાઇઓ. (રૂ૨૧૦) નવરોજજી શોરાબજી કેરાંવાલા ભરૂચના. (રૂ૨૦૦) બાપુજી કુવરજી કંત્રાકટર વાંદરેવાલા. (રૂ૧૫૦) જમશેદજી નવરોજજી પાદરાવાલા, બેજનજી ફરાંમજી રૂઊવાલા. (રૂ૧૧૦) હોરમજજી ખરશેદજી ગુડસ કલાર્ક વરોદરાના. (રૂ૧૦૧) રૂસતમજી તથા મનચેરજી શોરાબજી દલાલ ભરૂચવાલા, નવરોજજી બહમનજી વકીલ સુરતના, પાલણજી પેશતનજીની કું૦. (રૂ૧૦૦) દીનશાહ હોરમજજી અપાશીઆ. (રૂ૭૫) દસ્તુર પેશોતનજી અસપંદીઆરજી કામદીનજી. (રૂ૫૧) પેશતનજી બેજનજી સદરવાલા તથા કાવશજી નવરોજજી શાપકીપર, ડાકટર માણેકજી આદરજી, એદલજી શોરાબજી કાલાભાઇ પટેલ. (રૂ૫૦) દાદાભાઇ શાપુરજી મેસમેન, જમશેદજી હોરમજજી લાકડાંવાલા ભરૂચના, હોરમજજી માણેકજી નગરશેઠ ભરૂચના, પેશતનજી ફરદુનજી, બેહરાંમજી શોરાબજી મુસ. (રૂ૧૧૮૪॥) રૂ૫૦) ની અંદરની રકમ.

જમા આણી હતી, પણ તે રકમ એ કામને માટે પુરતી ન જણાયાથી શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઇએ એ ફંડમાં એક મોટી રકમની મદદ કરી એ ધર્મશાલા બંધાવી પુરી કીધી તથા તેમાં દીનઆઇનનું કામ કરવા સારૂં બે હીડાલાની જગા એલાહેદી પોતાને ખરચે કરી આપી હતી. એ સઘળું તૈયાર થવાથી તેને પરઠવાની જશનની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી. જશનની ક્રિયા ભરૂચવાલા દસ્તુર શોરાબજી પેશોતનજી કામદીનજીએ કર્યા બાદ મુંબઇવાલા દસ્તુર એરચજી શોરાબજી મેહરજી રાંણાએ દરેમેહર તથા ધર્મશાલા બાંધવાનાં જરથોસ્તી ધર્મનાં ફરમાંન વિષે એક વાએજ કરી સંભલાવી હતી. એ પછી શેઠ બેહરાંમજી તરફથી એક અંજુમન પત્ર વાંચી સંભલાવવામાં આવ્યો જેમાં જણાવ્યું હતું કે:—"અતરેનાં જરથોસ્તી સાહેબોએ હમુને ખાહેશ બતલાવવાથી અતરે એક ધરમશાલા બાંધવાની જરૂર જોવામાં આવી; અને તે કારણસર તમો સાહેબોએ હુધરાંણાંનું જે લીસટ ઉભું કરયું હતું તે મધે એટલી રકમ ભરાએલી નહી હતી કે જેથી એ કામ સરઅનજામ પોહચી શકે, તે ઉપરથી પાક પરવરદેગારની બખશેશથી એ ધરમશાલાનું કામ મનમાનતી રીતે સરઅનજામ પોહચે, એટલી રકમની મદદ કરીને એ કામ પુરૂં કરયુંછે. ઉપલી ધરમશાલાનાં મકાંન મધે દીનઆઇનનું કામ કરવાને સારૂં બે હીડાલાની જગો હેલાએદી હમોએ હમારે ખરચે કરી આપીછે, તેની સાથે કીરીઆ કામને વાસ્તે જેટલાં વાસણોની જરૂર હતી તે સઘલાં હમોએ હમારે ખરચે કરી આપયાછે, અને તે સાથે એ ધરમશાલામાં આવી ઉતરનારા જરથોશતીઓને વાપરવા સારૂં સઘલી જાતનાં વાશણો તથા ફરનીચર પણ હમોએ અમારા ખરચે મેલીઉછે. એ ધરમશાલા તથા અગીઆરી તથા વાશણો તથા ફરનીચરની તપાસ તથા જાલવની કરવા સારૂં તમો સાહેબો મધેથી જણુ ચારને નીમાવું. એ મકાંન મધે મરામતના તથા બીજા ખરચ સારૂં રૂ૨૦૦૦) ની સરકારી નોટ ટકા ૫) નાં વીઆજની જુદી કાહાડીછે." ઉપલો અંજુમન પત્ર વંચાયા બાદ વરોડરાની અંજુમન તરફથી શેઠ બેહરાંમજીને એક માનપત્ર તથા શેઆલ શેઠ અસપંદીઆરજી રૂસતમજી દસ્તુર કામદીનનાએ હોરાડી હતી, તથા સુરતનાં રૂસ્તમપરાવાલા દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબ પાલણનાએ શેઠ બેહરાંમજીએ રૂસ્તમપરામાં સખાવત તથા એ તરફનાં લોક ઉપર કરેલા ઉપકારના બદલામાં એક શેઆલ ત્યાંની બગર સાથની અંજુમન તરફથી હોરાડી હતી. એ બાદ ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.[1]

તા૦ ૧૧ મી નવેમ્બર.

મુંબઈ સમાચાર તથા યુનિયન પ્રેસના માલેકોએ પારસીઓમાં સર અવસરે ગાવા લાયક શેઠ ખરશેદજી બહેમનજી ફરાંમરોજના રચેલા ગરબાઓનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[2]

---

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૧૫ મી નવેમ્બર ૧૮૬૮.

આ દરેમેહર તથા ધર્મશાલા ઉપર નીચે પ્રમાણે તખ્તીઓ મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે

"પાક પેદાના કરનાર ખોદાની બખશેશથી વરોડરાની "કાંપ મધે આએ દરેમેહર મુંબઈના રેહવાશી આ૦ બેરાંમજી "નશરવાંનજી શીરવાઇએ પોતાના ખરચે દરોબસત તઇઆર "કરી બરહક માજદીઅસની દીનને લગતું કામ કરવા શારૂં "કુલે જરથોશતીઓને વાપરવા આપીછે. રોજ ૯ મો આદર "ઈજદ માહા ૯ મો આદરઈજદ શને ૧૨૩૭ ઇઅજદજરદી. "તા૦ ૨૮ મી મેએ ૧૮૬૮ ઇશવી."

"શ્રી પાક દાદાર હોરમજદની મદદથી

"આએ વરોદરાની કાંપ મધેની ધરમશાલાનું નામ "'બેરાંમજી નશરવાંનજી શીરવાઇ રાખુંછે" શબબ કે "એઓ સાહેબે અવલથી આખર સુધી મોટી રૂપીઆઓની "રકમો આપીઆથી તથા બીજી જોઇતી વખતે પુરતી મદદ "કરવાથી એ ધરમશાલા બંધાઇ તઇઆર થઇછે. બીજું "શરૂઆતમાં ઊધરાંણાંની ટીપ ઊભી કરવામાં આવી હતી તે "વખતે વરોદરાની કાંપમાના થોડાક ગરીબ જરથોશતીઓએ "તથા દેશાવર ખાતાંના જરથોશતીઓએ નાણાંની મદદ કરી "હતી. રોજ ૯ મો આદર ઈજદ માહા ૯ મો આદર ઈજદ "શને ૧૨૩૭ ઇઅજદજરદી તા૦ ૨૮ મી મેએ ૧૮૬૮ "ઇશવી."

ઊપર તખ્તીમાં લખેલા દીવસે એ મકાંન પરઠાવવાનું હતું, પણ તે દીને તે તૈયાર ન થવાથી ઊપલે દીને પરઠાવ્યું હતું.

એજ મકાંનમાં શેઠ કાવશજી નવરોજજી બાંમજીની કું૦ એ એક કુવો બંધાવેલોછે તે પર નીચે મુજબ લેખ કરેલોછે:—

"સને ૧૮૬૮ ઈસવી

"શેઠ કાવશજી નવરોજી બાંમજીની કંપની

"શને ૧૨૩૭ ઇઅજદેજરદી."

એ ધર્મશાલા તથા દરેમેહરના વહીવટ બાબે પાછળથી વરોડરાના જરથોસ્તીઓ તથા શેઠ બેહરાંમજી વચ્ચે વાંધો પડયો હતો, અને તેનો મુકદમો ચાર પાંચ વર્ષ સુધી ત્યાંની અદાલતોમાં ચાલ્યા બાદ વરીશટ કોરટ તરફથી એ મકાનોના વહીવટ કરનારાઓ તરીકે ત્યાંના ચાર જરથોસ્તીઓ શેઠો હોશંગજી બેહરાંમજી, દાદાભાઈ શાપુરજી મેસમેન, જમશેદજી નવરોજજી પાદરાવાલા, અને જાંગીરજી કાવશજી દલાલને નેમ્યા હતા.

૨ "પારસી ગરબા, અંક ૧ લો. પારસીઓમાં સર અવસરે ગાવા લાયક નવા રચેલા ગરબા. બનાવનાર, "ખુરશેદ" છપાવી પ્રગટ કરનાર, મુંબઈ સમાચાર તથા યુનિયન પ્રેસના માલેકો. મુંબઇમાં, યુનિયન પ્રેસમાં નહાનાભાઇ રૂસ્તમજી રાણીનાએ છાપી પ્રગટ કરયુંછે સને ૧૮૬૮."

એ પુસ્તકનો બીજો અંક ઈ૦ સ૦ ૧૮૭૧ ના જાનેવારી માસમાં છપાઇ પ્રગટ થયો હતો.

તા० ૧૯ મી નવેમબર.

મુંબઈની પારસી ચીફ માટ્રીમોનીઅલ કોરટના એક ડેલીગેટ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈએ ઓહદો છોડવાથી તેમની જગો પર નામદાર સરકારે શેઠ નવરોજજી ફરદુનજીને નેમ્યા હતા.

કલાડગીના હજુર ડેપ્યુટી કલેક્ટર શેઠ નવરોજજી બેહરામજી પારખને નામદાર સરકારે બેલગામના હજુર ડેપ્યુટી કલેક્ટર તરીકે નેમ્યા, તથા ત્યાંના માજીસ્ટ્રેટની પણ સત્તા આપી હતી.[1]

---

તા० ૨૩ મી નવેમબર.

રોજ ૩ માહ ૩ (શે०) ૧૨૩૮ યજદેજરદી.

આજ દીને પુણાં મધે મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટની દરેમેહરની શાલગરેહનાં જશનની મીજલસમાં એ० ભીખાજી જામાસપજી દસ્તુર મેહરજી રાંણાવાલાએ "બંદગી" ની બાબદ ઉપર એક વાએજ કરી સંભળાવી હતી. તે પુરી થવા બાદ સર જમશેદજી જીજીભાઈ બારોનેટની તરફથી શેઠ અરદેસર ખરશેદજી મુનસફે ઉઠી તેમનો ઉપકાર માન્યો હતો.[2]

---

તા० ૨૮ મી નવેમબર.

કરાંચી મધે ફ્રીમેશનોની એક નવી લાડજ "હારમની" નામે આજ દીનથી ઉઘાડવામાં આવી હતી.[3]

તા० ૧ લી ડીસેમબર.

રોજ ૧૧ માહ ૩ (શે०) ૧૨૩૮ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ માણેકજી એદલજી મીસતરી (ભતુશા) નાં ઉઠમણાંમાં તેમના કાકા શેઠ દોરાબજી નશરવાંનજી મીસતરીએ રૂ૨૦૦) તથા બીજાં અશ્ખાસોએ રૂ૩૯૦) મલી રૂ૫૯૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

---

તા० ૨ જી ડીસેમબર.

શેઠ દારાશાહ શોરાબજી તારાપોરવાલાએ રૂઉની ગાંસડીઓનાં ભરતના ઈંગ્રેજીમાં કોઠાનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[5]

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૯ મી નવેમબર ૧૮૬૮.

૨ જામે જમશેદ, તા० ૭ મી ડીસેમબર ૧૮૬૮.

૩ સીંધ સમાચાર, તા० ૪ થી ડીસેમબર ૧૮૬૮.

એ લાડજમાં હાલ સુધીમાં નીચે મુજબ પારસી મેમબરો થયાછે:—

(ઈ० સ० ૧૮૬૮ માં) અરદેસર ગુસતાદજી કોઠીઆર, જમશેદજી અરદેસર માણેકશાહના, દાદાભાઈ હીરજીભાઈ પટેલ, ખરશેદજી દારાશાહ મજાઈના, નવરોજજી નશરવાંનજી પીંહચા, દાદાભાઈ એદલજી સુખીઆ, દીનશાહ પેશતનજી નાજર, ફરદુનજી નશરવાંનજી મજગાંમવાલા, મેહરવાંનજી અરદેસર મુકાદમ. (૧૮૬૯માં) પેશતનજી બેહરાંમજી કોટવાલ, દોરાબજી નાનાભાઈ શેઠના, અરદેસર ખરશેદજી રાજકોટવાલા, પીરોજશાહ હોરમજજી ખરાસ, બહુમનજી બેહરાંમજી સરાફ, માણેકજી ફરાંમજી કોલાબેવાલા, પેશતનજી હોરમજજી ઘડીઆલી, બરજોરજી નાનાભાઈ શેઠના, ડોશાભાઈ હોરમજજી લાકડાંવાલા. (૧૮૭० માં) ફરાંમજી રૂસતમજી દેસાઈ; બેહરાંમજી એદલજી. (૧૮૭૧ માં) બેહરાંમજી જાંગીરજી રાજકોટવાલા. (૧૮૭૨ માં) બેહરાંમજી મેહરવાંનજી કાઉજી, માણેકજી હોરમજજી કમીસરીવાલા, કાવશજી દાદાભાઈ ફરદુનજી કથીક. (૧૮૭૪ માં) હોરમજજી જમશેદજી રૂસતમજી, બહુમનજી ફરાંમજી શેઠના, એદલજી ફકીરજી ભરૂચા માસ્ટર, શોરાબજી શાપુરજી દલાલ, ધનજીભાઈ હોરમજજી ઘડીઆલી, એદલજી દીનશાહ સરાફ. (૧૮૭૫ માં) નાનાભાઈ ચાંનજીભાઈ ગોરવાલા, ધનજીશાહ એદલજી મના. (૧૮૭૭ માં) નશરવાંનજી જમશેદજી ગોરવાલા, દોરાબજી રૂસતમજી ઇન્જીનેર, ફરાંમરોજ એદલજી પંથકી. (૧૮૮० માં) જાંગીરજી એદલજી પટેલ, ફરાંમજી બહુમનજી સકલાતવાલા, જમશેદજી ફરાંમજી માડન, નશરવાંનજી નવરોજજી પારખ. (૧૮૮૧ માં) ફરાંમજી મેહરવાંનજી સરાફ પેશાવરવાલા, દીનશાહ ડોશાભાઈ ગોરવાલા, જાંગીરજી પેશતનજી ભેદવાર, જમશેદજી રૂસતમજી દેસાઈ. (૧૮૮૨ માં) દાદાભાઈ મેહરવાંનજી ગોરવાલા, ખરશેદજી જમશેદજી અરદેસર માણેકશાહના, ધનજીશાહ અસપંદીઆરજી કમીસરીવાલા. (૧૮૮૪ માં) ધનજીશાહ ફરાંમજી મેહતા, હોરમજજી એદલજી મના, જાંગીરજી હોરમજજી કોથારી. (૧૮૮૫ માં) ફરાંમરોજ શીરોઝ પંથકી, ફરાંમજી મનચેરજી બીલીમોરીઆ. (૧૮૮૬ માં) પેશતનજી દીનશાહ દસ્તુર, નશરવાંનજી રૂસતમજી મેહતા, પાલણજી આદરજી મીસ્ત્રી, ફરાંમજી દાદાભાઈ લાલકાકા, શોરાબજી જાલભાઈ પોંહચખાંનાંવાલા, અરદેસર દાદાભાઈ પટેલ, માણેકજી હીરજીભાઈ પટેલ, રૂસતમજી રતનજી ગોરવાલા, ડોશાભાઈ શોરાબજી દલાલ. (૧૮૮૭ માં) બરજોરજી આદરજી ગાંધી, હોરમજજી કાવશજી લોટાંવાલા, શોરાબજી મનચેરજી બીલીમોરીઆ. (૧૮૮૮ માં) દીનશાહ પેશતનજી ઘડીઆલી, જમશેદજી કુવરજી પુણેગર. (૧૮૮૯ માં) કાવશજી દાદાભાઈ ખરાસ, હોરમજજી જમશેદજી કોટવાલ, ડાકટર શોરાબજી માણેકજી કાકા. (૧૮૯૧ માં) જમશેદજી એદલજી ફકીરજી, કાવશજી હોરમજજી કાતરક. (૧૮૯૨ માં) શોરાબજી કુવરજી પસતાકીઆ, બરજોરજી કાવશજી દુબાશ, દાદાભાઈ શોરાબશાહ મુનસફ, અરદેસર ખરશેદજી કોઠીવાલા. (૧૮૯૩ માં) શોરાબજી પીરોજશાહ દુબાશ, નશરવાંનજી ગુસતાદજી મીનીના. (૧૮૯૪ માં) પીરોજશાહ નાનાભાઈ ગોરવાલા, ડાકટર માણેકજી બાપુજી લાહેવાલા. (૧૮૯૫ માં) કાવશજી રતનજી ઊનવાલા, કાવશજી રૂસતમજી વરીઆવા, કાવશજી મેહરવાંનજી કાપડીઆ. (૧૮૯૬ માં) પીરોજશાહ રતનજી મીનવાલા, પેશતનજી જાંહગીરજી કોલાહ.

એ લાડજના હાનરરી મેમબરો તરીકે શેઠો કાવશજી દાદાભાઈ ફરદુનજી કથીક અને દારાશાહ રતનજી ચીચગરને સુંટી કાઢેલાછે.

કરાંચી મધે "સીંધ મેસોનીક બેનીવોલંટ ફંડ" ની પુંજી રૂ૧૭૯००) ની છે, અને તેના સેક્રેટરી તરીકે ખાંન સાહેબ ફરાંમરોજ એદલજી પંથકી, તથા ખજાંનચી તરીકે શેઠ પેશતનજી બેહરાંમજી કોટવાલ ઈ० સ० ૧૮૮૨ થીછે.

૪ જામે જમશેદ, તા० ૫ મી ડીસેમબર ૧૮૬૮.

૫ "Tables of Measurement of Patent Bales. By Darashaw Sorabjee, Clerk, Messrs. Finlay, Clarke & Co. Published at the Oriental Press. 1868."

તા૦ ૧૫ મી ડીસેમ્બર.

હિંદુસ્થાંનની ધારા બાંધનારી સભામાં બંગાલ પ્રાંતમાં નવા ઉભા થયલા "બ્રહમો સમાજ" પંથવાલાઓના માગવાથી આ દેશના ખ્રિસ્તી સિવાંય હિંદુ, મુસલમાંન, બુધીસ્ટ, પારસી અને યાહુદી લોકોને પસંદ પડતી રીતે લગન કરવાની, યાને ઉપલીમાંથી હર કોઇ ન્યાતનો જે કોઇ શખસ પોતાના ધર્મની ક્રિઆથી પરણવાને પસંદ ન કરતો હોય તે કોઇબી ન્યાતની સ્ત્રી સાથે પરણવાને સરકારે મુકરર કરેલા રેજીસ્ત્રાર તથા બીજા ત્રણ શાક્ષીઓની હજુરમાં જઇ એક બીજાને લગનનો કોલ આપે તો તેવાં લગન હકદાર ગણાએ, એવી છુટ આપવાનો એક કાએદાનો ખરડો હાનરેબલ મી૦ મેને રજુ કરવાથી તે ધારો, આપણા પારસીઓનો લગન તલાકને લગતો ૧૮૬૫ નો ૧૫ મો આકટ કે જેની ત્રિજી કલમમાં એક પારસીએ આશીરવાદની ક્રિઆ મોબેદ પાસે કરાવી પારસી સ્ત્રી સાથેજ લગન કીધાં હોય તેજ લગન હકદાર ગણયાંછે, તે આપણા ધારાને અડચણ તથા અવગુણ ભર્યા થઇ પડશે, માટે એ મી૦ મેનવાલો નવો ધારો પારસીઓને લાગુ પાડવો નહિ, એવી મતલબની એક અરજી હિંદુસ્થાંનના નામદાર વાઇસરાય જોગ મોકલવાનો વિચાર કરવાને ગઇ તા૦ ૪ થી નવેમ્બર ૧૮૬૮ ને દીને પારસી આગેવાનોની એક સભા શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલે બોલાવી હતી. તે સભામાં એ બાબેની એક અરજી તેયાર કરવાને શેઠો ફરાંમજી નશરવાંનજી પટેલ (સરનશીન), સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, રૂસતમજી જમશેદજી જીજીભાઇ, બહમનજી જીજીભાઇ, દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી માણેકજી પીટીટ, હીરજીભાઇ હોરમજજી શેઠના, મેહરવાંનજી ફરાંમજી પાંડે, મનચેરજી હોરમજજી કામાંજી, ખરશેદજી ફરદુનજી પારખ, દાદાભાઇ રૂસતમજી બનાજી, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા, દસ્તુર શોરાબજી રૂસતમજી મુલાં ફીરોજના, દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પ આશાના, નવરોજજી માણેકજી વાડીઆ, કુવરજી રૂસતમજી મોદી, એદલજી બહમનજી મારીસ, નશરવાંનજી બેહરાંમજી શેકરેટરી, હોરમજજી દાદાભાઇ પલીડર, હોરમજજી બહમનજી વાડીઆ, અરદેશર ફરાંમજી મુસ, ખરશેદજી રૂસતમજી કામાજી, મનચેરજી કાવશજી લંગડાના, તથા શેઠો ખરશેદજી રૂસતમજી થાંણેવાલા અને એદલજી રૂસતમજી રીપોરટર (શેક્રેટરીઓ) ની એક કમીટી નેમી હતી. એ કમીટીએ તેયાર કરેલી અરજી બાહલ રાખવા સારૂં આજ દીને ગીરગાંમ મધે આલબલેસ બાગમાં જરથોસ્તીઓની એક જાહેર સભા મલી હતી. સર જમશેદજી જીજીભાઇ બારોનેટની દરખાસ્ત ઉપરથી સરનશીનની ખુરસી શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલને આપવામાં આવી હતી. તેવણ તરફથી સભા બોલાવવાનાં કારણનો ખોલાસો એક શેક્રેટરી શેઠ એદલજી રૂસતમજી રીપોરટરે વાંચી સંભલાવ્યો હતો, તથા તૈયાર કરેલી અરજીનો ગુજરાતીમાં તરજુમો બીજા શેક્રેટરી શેઠ ખરશેદજી રૂસતમજી થાંણેવાલાએ વાંચી સંભલાવ્યો, જેમાં ઉપલા નવા ધારાથી પારસીઓને નડતી મુશકેલીઅતો જણાવ્યા બાદ અરજ કીધી હતી કે એ પસાર કરવા ધારેલા નવા ધારામાં એક એવી કલમ નાખવી કે પારસીઓનાં લગન તલાક બાબેનો જે ધારો છે, તેમાં મુખ્ય કરીને ત્રિજી કલમમાં કસો ફેરફાર થાય નહિ, અને આએ નવા ધારામાં પરણનાર જોડાંએ જે એકરાર કરવા ફરમાવેલું છે તેમાં એવો ફેરફાર કરવો કે જો કોઇ પારસી એ નવા ધારાનો લાભ લે તો તેણે ખોલી એકરાર કરવો કે હવે હું જરથોસ્તી ધર્મ પાલતો નથી, અને તે ધર્મનાં ફરમાંન મુજબ લગન કરવાને મને હરકત છે. એ પ્રમાણેનો એકરાર કરવાથી તે ધણી કાયદા મુજબ પારસી રેહશે નહિ, અને તે પારસીના ફીરકામાંથી તદન દુર થશે. ઉપલી અરજી શેઠ જાંગીરજી મેહરવાંનજી પલીડરની દરખાસ્ત ઉપરથી બાહાલ રાખી તે ઉપર શહીઓ લઇ હિંદુસ્થાંનની ધારા બાંધનારી સભા ઉપર મોકલી આપવાને ઠેડવી સભા બરખાસ્ત થાઇ હતી.[૧]

---

૧ મુંબઇ સમાચાર, તા૦ ૧૯ મી ડીસેમ્બર ૧૮૬૮.

એજ મુજબ મુંબઇની પારસી પંચાતનાં ફંડનાં તરસ્ટીઓ શેઠો રૂસતમજી જમશેદજી જીજીભાઇ, હીરજીભાઇ હોરમજજી શેઠના, મેહરવાંનજી ફરાંમજી પાંડે, ખરશેદજી ફરદુનજી પારખ અને દીનશાહજી માણેકજી પીટીટે તા૦ ૧૯ મી નવેમ્બર ૧૮૬૮ ને દીને નામદાર વાઇસરાયની કૌનસીલ જોગ એક અરજી કરી એ ધારો પારસીઓને લાગુ નહિં કરવાની માગણી કીધી હતી, અને તેના ટેકામાં જણાવ્યું હતું કે પારસીઓનાં ધર્મનાં મકાંનોમાં ભણવા ગણવાની તથા મુવા પછી દોખમે ચહાવવાની તથા બીજી પવિત્ર ક્રિઆઓમાં આવી રીતનાં પરજાતનાં લગનોથી જયાંસુધી તેઓ પોતાનો પારસી તરીકેનો હક છોડી દેશે નહિં ત્યાંસુધી ઘણો ઘેર બંદોબસ્ત તથા કુસંપ ફેલાશે, અને કોમની ધર્મ સંબંધી લાગની દુખાયા વગર રેહશે નહિ. વળી તેઓ પારસીની અંજુમનનાં ધર્મખાતાંના તરસ્ટીઓ હોવાથી એવાં લગન તેઓ હકદાર ગણકારશે નહિં, તથા તેવાં લગનથી થયલાં બચ્ચાંઓને અંજુમનનાં ફંડ વગેરેનો લાભ આપવાને અટકાવવાના ઊપાયો લેશે. એ વગેરે બીજી કેટલીક અડચણો બતાવી અરજ કીધી હતી કે એ ધારો પારસીઓને લાગુ નહિં પાડવો અથવા તો તેમાં એક એવી કલમ નાખવી કે જે પારસી એ નવા લગનના ધારાનો લાભ લેવા લાગે તેને તેજ વેળાએ રેજીસ્ત્રારની આગલ તે પોતાની કોમથી છુટો પડયોછે એવો એકરાર કરવાની પણ ફરજ પાડવી.

એ મુજબની બીજી ઘણીક અરજીઓ દેશના જુદા જુદા ભાગોમાંથી નામદાર વાઇસરાય જોગ ગઇ હતી, તથા તે નાંમદારની લેજીસલેટિવ કૌનસીલના ઘણાક સભાસદો પણ એ ધારાના ખરડાની વીરૂદ્ધ હતા, તેમજ સરેશતા પ્રમાણે એ બીલ જે સીલેકટ કમીટીને રીપોરટ કરવાને સોંપ્યું હતું, તે પણ એ વિષેનો બરાબર રીપોરટ નહિં કરી શકવાથી એ બીલ પોતાની મેલે રદ ગયું હતું, અને ઈ૦ સ૦ ૧૮૭૧ ના સપટેમ્બર માસમાં એમાં કેટલોક ફેરફાર કરી એ ધારો ફકત "બ્રહમો સમાજ" પંથવાલાઓનેજ લાગુ પાડયો હતો.

### તા૦ ૧૬ મી ડીસેમબર.

એ૦ ખુરશેદજી મીનોચેહેરજી ફ્રેઝરીએ "દીન-આમુજે બચેગાંન" નામની જરથોસ્તી બચ્ચાંઓને દીન શિખવવાની એક ચોપડી છપાવી પ્રગટ કીધી હતી.[1] એ ચોપડી શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈને અર્પણ કીધી હતી.

---

### તા૦ ૧૮ મી ડીસેમબર.

શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ અમદાવાદ મધે હેમાભાઈ ઈનસ્ટીટયુટનાં દીવાંનખાંનાંમાં જરથોસ્તીઓની એક મોટી સભાની હજુરમાં "જરથોસ્તી ધર્મ" બાબે એક ભાષાણ કીધું હતું. સરનશીનની ખુરસી શેઠ મનચેરજી હોરમજી કારંજવાલાને આપવામાં આવી હતી.[2]

### તા૦ ૧૯ મી ડીસેમબર.

મુંબઈ મધે ચોપાતીનાં પારસીઓનાં દોખમાંઓવાલા ડુંગરની પડોસના મરહુમ બાઈ બચુબાઈ તે મરહુમ શેઠ અરદેસર દાદીભાઈનાં વીધવાવાળા ડુંગર પરના કેટલાક લાટોની જગા જે આપણાં દોખમાંઓને લગતી હતી, તે મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટે પોતાની હૈયાતીમાં ખરીદ કરી મુંબઈની પારસી પંચાતનાં ફંડના તરસ્ટી સાહેબોના સ્વાધીનમાં આપવા ધારી હતી કે આએનદે કોઈબી જુદદીનનો પગપેસારો તે તરફ થાય નહિ; તથા ઉપર ડુંગર પર જવાનો ગાડી ઘોડાનો રસ્તો ન હોવાથી તે પણ બંધાવવાને ધાર્યો હતો કે જઈફ તથા નાતવાંન જરથોસ્તીઓને પણ ફુરવરદીઆંનનો સેજદો કરવાને બની આવે, પણ તેટલામાં તે નામદારનું મરણ નીપજવાથી. તેમનાં ઉમેણાંમાં તેમના સાહેબજાદાઓએ એ બંને કામો સંપુરણ કરી આપવાની તંદદેરોસ્તી પકાવી હતી. તે મુજબ એ ઉપલા જમીનના લાટો ખરીદ કીધા, તથા ઉપર છેક ડુંગર સુધી ગાડી ઘોડા જવાનો રસ્તો એ નામદારના સાહેબજાદાઓ સર જમશેદજી જીજીભાઈ (બીજા) બારોનેટ તથા શેઠો રૂસતમજી અને સોરાબજી જમશેદજી જીજીભાઈએ બંધાવી "સર જમશેદજી રોડ" ને નામે પારસીઓનાજ ઉપેગને સારૂં મુંબઈની પારસી પંચાતનાં ફંડના તરસ્ટી સાહેબોને આજ દીનથી સ્વાધીન કીધો, તથા સાથે એ રસ્તાની તુરત વેળાની બીજી ઘટની મરામત કરવાને રૂ૨૦૦૦) ની રકમ ભેટ મોકલી તથા એવો બંદોબસ્ત કીધો હતો કે ઉપલા જમીનના લાટોની દર શાલ જે ઉપજ થાય તે મધેથી એ રસ્તાની સદા મરામત કરાવવી.[3]

---

૧ "દીન-આમુજે બચેગાન, (યાને જરતોશતી બચાંઓને દીન શીખવનાર) અંક ૧ લો. બનાવનાર, એ૦ ખુરશેદજી મીનોચેહરજી ફરેઝી. મુંબઈ મધે; યુનિયન પ્રેસમાં ન્હાનાભાઈ રૂસતમજી રાણીનાએ છાપી પ્રગટ કીધો. ૧૨૩૮ યજદેજરદી. ૧૮૬૮ ઇસવી."

એનો બીજો આંક બાહેર પડયો નથી.

૨ શરત ગોફતાર, તા૦ ૨૯ મી ડીસેમબર ૧૮૬૮.

એજ મુજબ શેઠ ખરશેદજીએ અમદાવાદ મધે એજ મકાનમાં યજદજરદી સને વિષે ત્રણ ભાષણો કીધાં હતાં. છેલ્લે દિવસે કેટલાક સાહેબોએ વર્ષની ગણત્રિમાં પડેલા ફરક બાબે કેટલાક સવાલો પુછયા હતા, તથા સરનશીન શેઠ મનચેરજી કારંજવાલાએ તેમજ શેઠ નવરોજજી પેશતનજી વકીલે ભાષણકર્તાનો ઉપકાર માનયો હતો. તા૦ ૧૯ મી ડીસેમબરે સાંજે શેઠ પેશતનજી હરમજી વકીલના બંગલામાં થોડીક પારસી બાનુઓની એક મીજલસ આગળ શેઠ ખરશેદજીએ એક ભાષણ કરી ધર્મ અને ઓરત જાતની ફરજો બાબે ધર્મની રૂહુએ સમજ પાડી હતી.

એ પછી અમદાવાદથી નીકલી શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી ભરૂચ ગયા હતા, અને ત્યાં શેઠ મેહરાંમશાહ ધનજીભાઈ રૂઈવાલાનાં દીવાંનખાંનાંમાં ચાર દિવસો સુધી જરથોસ્તીઓની સભા ભરી ભાષણો કીધાં હતાં. પેહલું ભાષણ જરથોસ્તી ધર્મ ઉપર, બીજું જરથોસ્ત પેગાંમબર વિષે, ત્રિજું પાકમાઆરો વિષે અને ચોથું યજદજરદી સને વિષે હતું. એ ચારે સભાઓમાંથી પેહલી ત્રણમાં સરનશીનની ખુરસી શેઠ મેહરાંમજી ફરદુનજી વકીલને તથા છેલીમાં એ૦ દાદાભાઈ ફરદુનજીને આપવામાં આવી હતી, જેઓએ તથા શેઠો બમહનશાહ મેહરાંમજી વકીલ અને ખરશેદજી દીનશાહજી ખંભાતાએ છેલ્લે દિવસે ભાષણો કરી શેઠ ખરશેદજીનો ઉપકાર માનયો હતો. એજ મુજબ ભરૂચમાં એક મોહલામાં બીજા લોક મધે બાનુઓની ત્રણ મીજલસ ભરી તેમની હજુરમાં ઓરતોને લાયકની બાબદો ઉપર શેઠ ખરશેદજીએ ભાષણો કીધાં હતાં.

ભરૂચથી નીકલી શેઠ ખરશેદજી સુરત ગયા હતા, અને ત્યાં પણ જરથોસ્તી મરદો તથા ઓરતોની જુદી જુદી ત્રણ સભાઓ ભરી જરથોસ્તી ધર્મ, પાએંગાર, ગુને, વગેરે જાણીતી બાબદો ઉપર કીમતી ભાષણો કીધાં હતાં.

સુરતથી નીકલી શેઠ ખરશેદજી નવસારી આવ્યા હતા, અને ત્યાં તા૦ ૧ લી જાનેવારી ૧૮૬૯ ને દીને અને તે પછીના ત્રણ દિવસો સુધીમાં ચાર ભાષણો ત્યાંની વડી દરેમેહરમાં કીધાં હતાં. પેહલું ભાષણ જરથોસ્તી ધર્મની ફીલસુફી અને ઓતગપણાં વિષે, બીજું ભાષણ સપેતમાંન જરથોસ્તના જનમારા વિષે, ત્રિજું ભાષણ ધાહંબારોની ફસલ વિષે, અને ચોથું આપણી સુખીઅ બંદગી યથા, અષેમ, તથા હમાયસ્રસ વિષે હતું. એજ મુજબ એ ત્રણકે દિવસો ઉપર બપોરના દેસાઈજીના દરવાજા આગલ ઓરતોની મીજલસ ભરી ત્યાં તેમને લાયકની બાબદો ઉપર ભાષણો કીધાં હતાં, તથા છેલ્લે દીને મુંબઈ આવતી વેળાએ મોબેદોનીજ એક ખાસ મીજલસ બોલાવી વંદીદાદની ૧૮ મી પરગરદમાં અથોરનાનની ફરજો વિષે જે લખેલું છે તે બોલાસા સહીત સમજાવ્યું હતું.

૩ એ રસ્તાની ઊતરે નાકેપર પેશતાંજ કમાંન રોકે એક મોટું આરકું મારી તેને દરવાજ મુકી બંધ છે નીચે મુજબ ઈંગ્રેજી તથા ગુજરાતીમાં તખ્તીઓ મારેલી છે:—

SIR JAMSETJEE ROAD.

This Road
Leading to the Parsee Towers of Silence
Was constructed
In Memory of the Late
SIR JAMSETJEE JEJEEBHOY, THE FIRST BARONET
By his Sons,
And has by them been given in charge
Of the
Trustees of the Parsee Punchayet Fund
For the use of Parsees only
19th December 1868 A. C.—1238 Yezdezerdi."

"સર જમશેદજી રોડ
"દોખમાંવાળા ડુંગર ઉપર જવાનો આએ રસતો પેહ-
"રનશીન નામદાર સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોને-

તા૦ ૨૦ મી ડીસેમબર.

મુંબઇના માજી ગવરનર સર બારટલ ફ્રીઅરની બેટી મીસ ફ્રીઅરે દંતકથા ઉપરથી લખેલી Old days of Deccan ની ચોપડીનો શેઠ જીવણજી હોરમજજી માસટરે ગુજરાતીમાં તરજુમો કરી તેનું "દખણની અસલી વારતાઓ" નામનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[૧] એ પુસ્તક હાનરેબલ બેહરામજી જીજીભાઇને અર્પણ કરવામાં આવ્યું હતું.

તા૦ ૨૨ મી ડીસેમબર.

ભરૂચ મધે ઉદ્યોગ અને ખેતીવાડીનું એક મોટું સંગ્રહસ્થાન આજ દીને નામદાર ગવરનર સર સેમોર ફીટઝ-જરાલડે ઉઘાડયું હતુ. એ સંગ્રહસ્થાનને લગતી સર્વે ગોઠવણો કરવા માટે ૪ ઇંગ્રેજ, ૨ હિંદુ અને ૧ પારસી—શેઠ ખરશેદજી દીનશાહ ખંભાતા, ગ્રહસ્થોની મેનેજીંગ કમીટી નેમવામાં આવી હતી.[૨]

તા૦ ૨૩ મી ડીસેમબર.
રોજ ૩ માહ ૪ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

આજ દીને પુણાં મધે મરહુમ શેઠ કાવશજી રતનજી રાંણાનાં ઉઠમણાંમાં તેમનાં બેહન બાઇ શુનાંબાઇ તે મરહુમ શેઠ બેજનજી ફરામજી આલબલેસનાં વીધવાએ રૂ૧૧૧૨૫) ધર્મખાતે આપ્યા હતા.[૩]

"ની ઇઆદગારીને શારૂ એવણનાં સાહેબજાદાઓએ બંધા-"વીને ફકત પારસીઓનાજ ઊપીઓગને સારૂં મુંબઇની "પારસીની પંનચાએતનાં ફંડના તરસટી સાહેબોને સવાધીન "કીધીછે. તારીખ ૧૯ મી ડીસેમબર ૧૮૬૮. અને ૧૨૩૮ "ઇઅજદજરદી."

૧ "દખણની અસલી વારતાઓ, જે મીસ ફરીઅરે દંતકથા ઊપરથી બનાવીચ તેહેનો તથા સર બારટલ ફરીઅરની કલમથી લખાએલા દીબાચાનો ગુજરાતી તરજુમો. સર બાર-ટલ ફરીઅરની ખાસ અને મેહેરબાંનગી ભરેલી પરવાંનગીથી. મુંબઇ, "પરીંટરસ પરેસ" છાપાખાણામાં ફરાંમજી ખરશેદ-જીએ છાપીયેછે. ૧૮૬૮"

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૮ મી ડીસેમબર ૧૮૬૮.

એ સંગ્રહસ્થાન જોવા સરકારનાં નોતરાંથી ગયલા ચોટે વાધેના દેશી ગ્રહસ્થોને સુરતનાં કલેકટર મી૦ ટી. સી. હોપે ઘણું અપમાંન આપ્યું હતું, તથા હાનરેબલ બેહરામજી જીજી-ભાઇને તો ધમકી વઠીક આપી હતી. આ ઊપરથી હાનરેબલ બેહરાંમજીએ તે અમલદાર ઊપર પગલાં ભરવાની નોટીસ મોકલ્યાથી તેણે હાનરેબલ બી. એચ. એલીસને વચ્ચે પાડી જે બન્યું તે માટે દલગીરી બતાવી હતી.

એ પ્રદર્શણમાં સરશ કારીગરીના નમુના માટે મલેલાં ઇના-મોમાં નીચલા પારસીઓને રૂપાંના ચાંદાનાં ઇનામ મલ્યાં હતાં:—

શેઠ બેહરાંમજી હીરજીભાઇ, હિંદુસ્થાંનની જોલીઓ માટે; શેઠ નવરોજજી રતનજી, રેસમનાં ગાંઠડી કપડાં માટે; શેઠ ડોશાભાઇ પેશતનજી, સોનેરી ભરતની કોર માટે; શેઠ પીરોજ-શાહ શાપુરજી, ટેબલ કલોઠ બરોકેડ માટે; મેશરસ બેહરાંમજી ફરદુનજી (ભરુચ્યાંન)ની કું૦, દફતર આશકારા પ્રેસવાલાને સરશ કોતરકાંમ માટે.

૩ જામે જમશેદ, તા૦ ૨૬ મી ડીસેમબર ૧૮૬૮.

તા૦ ૨૪ મી ડીસેમબર.

હિંદુસ્થાનના નવા ઠરેલા ગવરનર જનરલ અરલ ઑફ મેયો પોતાની બાનુ સાથે કલકતે ઓહદાનો અખત્યાર લેવા જવા માટે મુંબઇ આવ્યો હતો તે નામદારની બાનુ કાઉનટેસ ઑફ મેયોએ નામદાર ગવરનરની વહુ બીબીશ ફીટઝજરાલડ સાથે આજ દીને મજગામ કાસ્ટલ મધે સર જમશેદજી જીજીભાઇનાં કુટુંબની મોલાકાત લીધી હતી. એ પછી તેઓએ કોટ મધેનાં મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારો-નેટવાલાં ઘરમાં સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટને લગતી નિશાલોની છોકરીઓ તથા છોકરાઓને એકઠાં કરી તેમની ભેટ લીધી હતી. સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇ અને એ ખાતાંની પંચાતના અધિકારીઓએ તેમને આવકાર દઇ સઘળું બતાવ્યું હતું. એ પછી તેઓ માલ ઉપર ડાયેજર લેડી આવાંબાઇની મોલાકાતે ગયાં હતાં, જ્યાં તે જોડે બાનુ સાથે કેટલીક વાતચીત કીધાબાદ પાંન ગોલાબ લઇ વદાય થયાં હતાં.[૪]

તા૦ ૨૪ મી ડીસેમબર.
રોજ ૪ માહ ૪ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

**મરણ**—એ૦ શેરાબજી હોરમજજી રાંનજી—ઉમર વર્ષ ૫૫) એ૦ હોરમજજી શેરાબજી રાંનજીના દીકરા. એવણ પ્રથમ મોબેદી તથા તે પછી કંત્રાકટનાં કામોમાં પડેલા હતા, અને છેલા ૮ માસ પર ગ્રાંટ રોડના રસ્તા ઉપર આદરાંનની એક દરેમેહર બંધાંવી તે તા૦ ૨૨ મી આપરેલ ૧૮૬૮ ને દીને પરઠાવી હતી.

તા૦ ૨૫ મી ડીસેમબર.

શેઠ શેરાબજી મનચેરજી ભાગલીઆએ "સ્ત્રી જ્ઞાન દીપક" એટલે જે હિંદુ તથા પારસી બાઇઓને જ્ઞાન ઉપજે એવા ઉપયોગી વિષયોના સંગ્રહનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[૫] એ પુસ્તક ઉત્તર વિભાગના એડયુકેશનલ ઇનસ્પેકટર મી૦ ટી. બી. કરટીસને અર્પણ કીધું હતું.

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૫ મી ડીસેમબર ૧૮૬૮.

એજ રાત્રે નામદાર લારડ મેયો અતરેના કમાનડર-ઇન-ચીફ લારડ નેપીઅર ઑફ મગદલા સાથે પુણે ગયો હતો, ત્યાં વલતે દીને ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાનાની તેમના ભાઇ દસ્તુર હોશંગજી જામાસપ-જીની સાથે ખાંનગી મોલાકાત લીધી હતી, અને દસ્તુરજીનો ચેહરો, પોશાગ, તથા દમદમામ જોઇ ઘણો ખુશી થયો હતો.

૫ "સ્ત્રી જ્ઞાન દીપક. હિંદુ તથા પારસી બાઇઓને જ્ઞાન ઊપજે એવા ઊપયોગી વિષયનો સંગ્રહ. બનાવનાર, શેરાબજી મંચેરજી ભાગલીઆ, શેઠ કાવશજી જહાંગીરજી રેડીમનીની ગણદેવી ઇંગ્રેજી નિશાલનો વડો શિક્ષક. મુંબઇ, યુનિ-યન પ્રેસમાં ન્હા. રૂ. રાણીનાએ છાપ્યું છે. ઇ૦ સ૦ ૧૮૬૮."

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| ૧૧ થી ૨૦ વર્ષનાં...... | ૨૪ | ૨૩ | ૪૭ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં...... | ૨૭ | ૩૧ | ૫૮ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં...... | ૩૭ | ૨૫ | ૬૨ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં...... | ૩૨ | ૨૯ | ૬૧ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં...... | ૩૪ | ૩૨ | ૬૬ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં...... | ૩૨ | ૨૯ | ૬૧ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં...... | ૧૬ | ૨૬ | ૪૨ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં...... | ૪ | ૧૮ | ૨૨ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં ...... | ૦ | ૩* | ૩ |
| ૧૦૧ વર્ષનાં ............ | ૧ | ૦ | ૧ |
| | ૪૬૫ | ૪૯૨ | ૯૫૭ |

એ ૯૫૭) મરણ નીચલા લટાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૧૩ | બાહેરકોટ .... | ૧૪૦ |
| કોટ ...... | ૩૬૮ | ખેતવાડી .... | ૬૨ |
| ધોબીતલાવ .. | ૨૧૪ | કામાઠીપુરા .. | ૪ |
| કરેલવાડી.... | ૧૦ | ખેટાંફી ...... | ૨ |
| ગીરગામ .... | ૧૦ | ડંકન રોડ.... | ૧ |
| ચોપાતી .... | ૧૪ | ભીંડીબજાર .. | ૩૭ |
| ગ્રાંટ રોડ.... | ૬ | ભાંએખલા .. | ૧૮ |
| તારદેવ .... | ૨ | મજગામ .... | ૨૭ |
| ગોવાલીઆ .. | ૭ | મોદ........ | ૧ |
| ખંબાલા .... | ૧ | પરેલ ...... | ૯ |
| માહાલક્ષ્મી.... | ૧ | દાદર ...... | ૧ |
| વાલકેશ્વર .... | ૧ | માહીમ ...... | ૫ |
| | | વાંદરા ...... | ૩ |
| | | | ૯૫૭ |

એ ૯૫૭) મરણ નીચલાં કારણોથી નિપજ્યાં હતાં:—

| | |
|---|---|
| તાવ ........................ | ૨૪૫ |
| શ્વાસનળીને લગતાં દરદો ............ | ૧૦૯ |
| ફેફસાંને લગતાં દરદો ............ | ૧૦૨ |
| લોહીવીકાર તથા નાકતવી ............ | ૧૧૮ |
| જલંદર.................... | ૧૭ |
| ગીતલા ........................ | ૮૩ |
| ગોવરૂં .................... | ૭ |
| કોલેરા .................... | ૧૨ |
| મરડો તથા પેટ .............. | ૧૨૭ |
| ીઆમાં આપેલા સંદર્ભ ........ | ૫ |
| ઘેટ૦ પારજુણ કાપડીઆ. ગો ........ | ૮ |
| N. R. Ranina at the મે તંતુનેલગતાં દરદો. | ૧૮ |

ઙ નમનમરવાળા ઘેદ દે
જનાં પાયા.
ક ઓરત હતી.

| | |
|---|---|
| તરતનાં જન્મેલાં.................. | ૮૧ |
| નહિં જણાયલાં કારણો.............. | ૪ |
| આપઘાત ........................ | ૧૫ |

(૯ જેહર ખાઈને.
૫ કુવામાં પડીને.
૧ ગલે ફાંસો દઈને.)

આપઘાત કરી મરણ પામેલાં પંદર જણામાં ૧૧ પુરૂષ અને ૪) સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૭૨) વર્ષનાએ પૈસા જવાથી ઘેલાપણાંની અસરમાં ગલાંમાં ફાંસો દઈને; એક ૨૫) વર્ષનાએ ચાર દહાડાપર બાયડી મરણ પામી તેની ગમગીનીમાં, એક ૧૭) વર્ષના છોકરાએ ઘરમાં ભાઈએ ધમકાવ્યાથી, અને એક ૫૦) વર્ષના બગી હાંકનારે તાવની ગુમમાં ત્રણેએ કુવામાં પડીને; એક ૩૨) વર્ષના કંપાઉંટરે શીશાંથી કંટાલી, એક ૪૩ વર્ષના કંત્રાકટરે તથા એક ૨૩) વર્ષનાએ બાયડી સાથે કજીઓ થવાને લીધે, એક ૩૫) વર્ષના બીલ ઊઘરાવનારે નાણાં ઊચાપત થવાથી, એક ૩૫) વર્ષના ફીટરે છાકતપણાંને લીધે, તથા એક ૩૨) વર્ષના મોબેદ અને ૨૦) વર્ષના વિદ્યાર્થીએ કાંઈ જણાયલાં કારણ વગર સાતેએ જેહર ખાઈ આપઘાત કીધા હતા. સ્ત્રીઓમાં એક ૩૬) વર્ષનીએ દીવાનાંપણામાં તથા એક ૧૮) વર્ષનીએ ઘર સંસારી બીનાકેસાને લીધે બંધેએ કુવામાં પડીને; તથા એક ૪૫ વર્ષનીએ આઠ મહીનાપર છોકરો મરણ પામવાની ગમગીનીમાં, અને એક ૨૦) વર્ષનીએ હીસ્ટીરીયાથી કંટાલી બંધેએ જેહર ખાઈ આપઘાત કીધા હતા.

| | |
|---|---|
| હોનારત, અકસ્માત, વગેરે............ | ૬ |

(૧ પ્રાંચ પરથી તુટી પડવાથી.
૧ રેલવે તલે આવી જવાથી
૧ ઘોડા પરથી તુટી પડવાથી.
૧ ઠોકર લાગાથી.
૧ ડાઝી જવાથી.
૧ કુવામાંથી પાણી કાડતાં.)

અકસ્માતથી મરણ પામેલાં છ જણામાં ચાર પુરૂષ અને બે સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૩૦) વર્ષનો પ્રાંચ પરથી ૧૮ ફીટની ઊંચાઈએથી પડી જવાથી, એક ૨૬) વર્ષનો રેલવેનાં ગાડાં તલે કચડાઈ જવાથી, એક ૩૨) વર્ષનો ઘોડા પરથી પડી જવાથી પછડાઈને, અને એક ૩૫) વર્ષનો રસ્તામાં પાણીના નળની પાઇપની ઠોકર લાગાથી મરણ પામ્યાં હતા. સ્ત્રીઓમાં એક ૮૧) વર્ષનાં ડોશાં કુવામાંથી પાણી કાડતાં સમતોલપણું ખોઈ કુવામાં પડવાથી અને બીજી એક ૧૦) વર્ષની છોકરી દીવાની ઝાલે કપડાં ડાઝી જવાથી મરણ પામીઓ હતી.

વળી એજ વર્ષમાં મુંબઈ મધે ૫૪ પારસીઓએ નાદાર દેવાદારોની કોરટનો આસરો મેલવવાને અરજી કીધી હતી, જેમાં એક ઓરત પણ હતી.

# ઈ૦ સ૦ ૧૮૬૯.

આએ વર્ષનાં "ટાઈમ્સ ઑફ ઇંડીઆ" નાં કાલેનડરમાં[1] સઘળી ખીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફકજછે.

**જાંઈટ સ્ટાક કુંપનીઓ—**

આલબરટ મીલસ કુંપનીના ડાએરેકટરોનાં હોરમજજી પેશતનજી મોદી અને જાંગીરજી હોરમજજી મોદી. જાંઈટ શેક્રેટરીઓ અને એજંટો, મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી અને જાંગીરજી હોરમજજી મોદી.

કોલાબા કુંપનીનાં ડાએરેકટરોમાં નવરોજજી ફરદુનજીનું નામ વધારેછે.

કુરલા સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં ખરશેદજી જાંગીરજી તારાચંદ.

ફીઅર લાંડ કુંપનીના ડાએરેકટરોમાં મેહરવાંનજી ફરાંમજી પાંડે, બેહરાંમજી ખરશેદજી ગાંધી. શેક્રેટરી, મનચેરજી નવરોજજી બનાજી.

ગુજરાત કોટન કલીનીંગ કુંપની—શેક્રેટરી, શોરાબજી પાલણજી.

મોફ્યુસીલ પ્રેસ એંડ જીનીંગ કુંપનીના ડાએરેકટરોમાં નશરવાંનજી બેહરાંમજી શેક્રેટરી.

ઓરીએનટલ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીનાં ડાએરેકટરોમાં નશરવાંનજી માણેકજી પીટીટનું નામ વધારે. શેક્રેટરી, હોમજી દીનશાહ જીલ્લા.

રાએલ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં ખુરશેદજી નોશરવાંનજી કામાજી, પેશતનજી નવરોજજી પોહચા, ખરશેદજી જાંગીરજી તારાચંદ. મીલ માનેજર, નશરવાંનજી ખરશેદજી ગાંધી.

વિક્ટોરીઆ પ્રેસ કુંપની ઑફ મધરાજના ડાએરેકટરોમાં હોરમજજી પેશતનજી મોદી. શેક્રેટરી એંડ ટરેજરર, જાંગીરજી હોરમજજી મોદી.

**ફડચામાં ગયલી કુંપનીઓ—**

સેંટરલ બેંક ઑફ વેસ્ટરન ઇંડીઆ—લીકવીડેટર, લીમજી જમશેદજી બાટલીબોઈ.

ચાઇના મરચંટ ઇનશુરન્શ કુંપની—લીકવીડેટર, બેહરાંમજી ખરશેદજી ગાંધી.

ગુજરાત ઑઇલ કુંપની—લીકવીડેટર, અસપંદીઆરજી રૂસતમજી.

વિક્ટોરીઆ સ્પીનીંગ કુંપની—લીકવીડેટર, બેહરાંમજી ખરશેદજી ગાંધી.

**પારસી વ્યાપારી પેહડીઓમાં વધારે—**

દીનશાહ દાદાભાઈ ગાંધી એંડ કુંપની.
દીનશાહ દાદાભાઈ ગાંધી.
દાદાભાઈ દીનશાહ ગાંધી.
જીવણજી બેહમનજી મેહતા.

હોરમજજી નવરોજજી સકલાતવાલા.
જમશેદજી નશરવાંનજી તાતા.
જાંગીરજી હોરમજજી (મોદી).
મનચેરજી ધનજીભાઈ દાવર.
મનચેરજી નવરોજજી બનાજી.
નશરવાંનજી રતનજી તાતા.
પેશતનજી નવરોજજી (કાપડીઆ).
રતનજી એદલજી (બાટલીવાલા).

**યુરોપ્યન પેહડીના પારસી દલાલોમાં વધારે—**

એડવરડ બીગ એંડ કુંપની—મેહરવાંનજી નશરવાનજી (પટેલ) સનસ એંડ કુંપની.

જાન ફેરાર એંડ કુંપની—નશરવાંનજી માણેકજી પીટીટ.

પાસમૉર સ્મીથ એંડ કુંપની—શોરાબજી જીજીભાઇ.

જી. એફ. પીલ એંડ કુંપની—દાદાભાઈ, રતનજી (દુબાશ) એંડ કુંપની.

સ્પેનસર શાહ એંડ કુંપની—શાપુરજી જીવાજી (વાછા).

---

તા૦ ૧ લી જાનેવારી.
રોજ ૧૨ માહ ૫ (કo) ૧૨૩૮ યજદેજરદી.

**મરણ**—અરદેશર લીમજી બનાજી—ઉમર વર્ષ ૫૫) શેઠ લીમજી કાવશજી બનાજીના બીજા દીકરા. એવણ પ્રથમ ઇ૦ સ૦ ૧૮૪૨ માં અતરેની બાંમ્બે બેંકના ફરસ્ટ આસીસ્ટંટ હતા. તે પછી ૧૮૪૪ થી તે ૧૮૪૭ સુધી પોતાના નાંધલા ભાઈ શેઠ દાદાભાઈ સાથે "અરદેશર એંડ દાદી લીમજી બનાજી" નાં નામથી મેશરસ બ્રાઅેનટ જાઇલિસ એંડ કુંપનીના દલાલ થયા હતા, તેમજ એજ મુદત સુધી શેઠ શોરાબજી જાંગીરજી દાદીશેઠ સાથે "અરદેશર લીમજીની કુંપની" ને નામે મેશરસ બ્રેન જાઇલિસની કુંપનીની તથા બીજી પેહડીઓની દલાલી કરતા હતા. એ પછી ૧૮૫૦ થી મી૦ કલેમંટ કો નામના ઇંગ્રેજ સાથે "કલેમંટ કો એંડ કુંપની" નાં નામથી લીલાંઉખાનું તથા કમીશન એજંટનું કામ ચાલુ કીધું, અને મી૦ કલેમંટ ૧૮૫૯ માં નીકલી જવાથી તેજ શાલની તા૦ ૧ લી જુલાઇથી એવણે એખલાએ "અરદેશર લીમજીની કુંપની" નાં નામથી તે લીલાંઉખાનું ૧૮૬૭ સુધી ચલાવ્યું હતું.

---

તા૦ ૩ જી જાનેવારી.
રોજ ૧૪ માહ ૪ (શેં૦) ૧૨૩૮ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ આવાંબાઈ તે શેઠ ખરશેદજી બેહમનજી શેઠનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેવણના

---

[1] The Times of India Calendar and Directory for 1869, Bombay: Printed and published at the Times of India Office.

તા૦ ૨૮ મી જાનેવારી.
રોજ ૬ માહ ૫ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

**મરણ**—હોરમસજી રતનજી બાએઆ—ઉમર વર્ષ ૫૭)—એવણ પ્રથમમાં પોતાના ભાઈઓ શેઠ શોરાબજી અને નશરવાંનજી સાથે એડન, પંજાબ, નાગપોર, વગેરે દેશાવરો ખાતે દુકાંનને બરનો સર્વે માલ લઈ જાઈ જાતે વેચી આવતા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૪૮ થી નીમચ તથા નસીરાબાદ ખાતે દુકાનો ઉઘાડી હતી. એવણનું મરણ મુંબઈ મધે નીપજયું હતું.

તા૦ ૨૮ મી જાનેવારી.

મુંબઈની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના બે ડલીગેટો શેઠ હીરજીભાઈ હોરમસજી શેઠના અને જાંગીરજી દાદાભાઈ તારાપોરવાલાએ પોતાના ઓહદા છોડવાથી તેમની જગો પર નામદાર સરકારે શેઠ નશરવાંનજી માણેકજી પીટીટ અને મેહેરવાંનજી માણેકજી શેઠનાને નેમ્યા હતા.

અમદાવાદના ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર શેઠ માણેકજી કાવશજી એંટીને નામદાર સરકારે ભરૂચના ડેપ્યુટી કલેક્ટર નેમ્યા હતા.[1]

તા૦ ૨૯ મી જાનેવારી.

અતરેનાં લશ્કરી ખાતાંના સનદી આસીસટંટ સરજાયન રૂસ્તમજી મેહેરાંમજી પારખે લશ્કરી નોકરીમાં બાર વર્ષ પુરાં કીધાથી તેમને "સરજ્યન" ની પદવી મલી હતી.[2]

તા૦ ૩૦ મી જાનેવારી.

શેઠ પાલનજી નશરવાંનજી ખંભાતાએ પોતાનાં પારસી પ્રીંટીંગ પ્રેસમાંથી "પુબારીઓ" નામનું એક માસીક ચોપાનયું પ્રગટ કરવા માંડયું હતું.[3]

તા૦ ૩ જી ફેબરવારી.
રોજ ૧૫ માહ ૫ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

**મરણ**—જમશેદજી ખરશેદજી ધનજીમેહતાના[4]—ઉમર વર્ષ ૫૧) શેઠ ખરશેદજી એદલજી ધનજીમેહતાના નિજ દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૩૬ માં શેઠ વીકાજી તથા પેસતનજી મેહેરજીની નોકરીમાં હેદરાબાદ ખાતે ગયા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૪૮ માં મજકુર પેઢી ભાગાથી પાછા મુંબઈ આવ્યા હતા. બાર વર્ષના અરસામાં હેદરાબાદ ખાતે સઘળા અમીર ઉમરાવો તથા અમલદારોમાં સારી પીછાંન કીધાથી ઈ૦ સ૦ ૧૮૫૧ માં તે વેળાના નીજામનાં રાજ્યના દીવાંન નવાબ શીરાજ ઉલ મુલકે એવણને પોતાની નોકરીમાં બોલાવ્યા હતા. તે પછી ઉપલા દીવાંનના ભત્રિજા નવાબ સર સાલારજંગ બાહદુરને ઈ૦ સ૦ ૧૮૫૩ માં નીજામનાં રાજ્યની દીવાંનગીરી મલી ત્યારે તેણે પણ એવણને પ્રથમમાં પોતાના મદદગારે અને તે પછી પોતાના ખાંનગી શેક્રેટરીનો ઓહદો રૂ૧૫૦૦) ને દરમાહે આપ્યો હતો. તે પછી ઈ૦ સ૦ ૧૮૬૭ માં એવણ નીજામ સરકારની નોકરી છોડી પેનશન લઈ મુંબઈ આવી વસ્યા હતા, અને મરણ પણ હિયાંજ પામ્યા હતા.

તા૦ ૫ મી ફેબરવારી.

આજ દીને મરહુમ શેઠ જમશેદજી ખરશેદજી ધનજી મેહતાનાનાં ઉઠમણાંમાં તેમનાં બેહનોએ(?) રૂ૫૭૬) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[5]

તા૦ ૧૦ મી ફેબરવારી.

અતરેની બોમ્બે બેંકને લગભગ રૂ૧૧૨૪૦૦૦૦) નું કરજ થવાથી અને તે અદા નહિં કરી શકવાથી બેંકનો વહીવટ બંધ કરવાનો તેના ભાગીદારોએ ઠેરાવ કીધો હતો, અને કેટલાક ભાગીદારોએ ઇંગલાંડ શેક્રેટરી ઑફ સ્ટેટને એ બેંકના માથા વહીવટ બાબે ફરીઆદ લખી મોકલવાથી બેંકના વહીવટ સંબંધી તલાસ અને પુછપરછ કરી રીપોરટ કરવાને શેક્રેટરી ઑફ સ્ટેટના ફરમાવ્યાથી હિંદુસ્થાંનની સરકારે એક ખાસ ધારો પસાર કરી સર ચારલસ જાકસન, મી૦ મેકસવેલ મેલવીલ અને મેજર જે. જે. મેકીનીશનું એક કમીશન મુકરર કીધું હતું. એ કમીશને તા૦ ૧૦ મી જુન ૧૮૬૮ થી અતરેના ટાઉનહાલમાં પોતાની બેઠકો શરૂ કીધી, અને બધી મલી ૨૯) બેઠકમાં ૭૧)[6] શાક્ષીઓ તપાસ્યા;

એ કમીશનના કુમાશીઆ તરીકે નામદાર સરકારના હોકમથી શેઠ નવરોજજી ફરદુનજીને નેમ્યા હતા.

---

1 બામ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૮ મી જાનેવારી ૧૮૬૯.

2 બોમ્બે ગેઝેટ, તા૦ ૪ થી ફેબરવારી ૧૮૬૯.

3 એ ચોપાનયું સ૦૨ વર્ષ સુધી ચાલયું હતું, અને તેના અધીપતી તરીકે પ્રથમમાં શેઠ ધનજીભાઈ રૂસ્તમજી મીસતરી, અને તે પછી છેવટ સુધી શેઠ શોરાબજી બહમનજી પેસતનજી માસ્તર હતા.

4 હેદરાબાદવાલા શેઠ ફરામજી જમશેદજી મુનશી (નવાબ ફરામરઝ જંગ) તથા શેઠ પેસતનજી જમશેદજી ધનજીમેહતા, સુરતીના બાવા.

5 મુંબઈની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૨૫ ના હીસાબની ચોપડી.

6 મુંબઈમાં એ કમીશને તપાસેલા ૭૧) શાક્ષીઓમાં નીચલા ૨૦) પારસીઓ હતા:—

શેઠ ખરશેદજી ફરદુનજી પારખ, રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ, શાપુરજી જીવાજી વાછા, બરજોરજી રૂસ્તમજી મીસતરી, મેહેરાંમજી હોરમસજી કામાજી, મેહેરવાંનજી ફરાંમજી પાંડે, જાંગીરજી રૂસ્તમજી મોદી, ડોશાભાઈ ધનજીભાઈ સુરતી, શોરાબજી જમશેદજી જીજીભાઈ, બહમનજી ખરશેદજી કામાજી, શોરાબજી મેહેરાંમજી ડોહલા, રૂસ્તમજી દાદાભાઈ પોંઢયા, શાપુરજી ધનજીભાઈ બારડીવાલા, દાદાભાઈ મેહેરાંમજી બનાજી, ધનજીભાઈ ફરાંમજી પટેલ, કાવશજી માણેકજી લીમજી, બહમનજી ફરાંમજી કામાજી, હોરમસજી નવરોજજી સુકલાતવાલા, મેહેરવાંનજી રૂસ્તમજી દલાલ, હોમજી ખરશેદજી દાદીશેઠ.

તથા તા૦ ૯ મી નવેમબર ૧૮૬૮ થી લંડન મધે ૯) બેઠકો કરી ૧૨) શાક્ષીઓ તપાસ્યા, અને આજ દીને પોતાનો રીપોર્ટ નામદાર સરકાર ઉપર મોકલ્યો હતો, જેમાં બેંકના વહીવટ ઉપર ઘણીક નુકતેચીનીઓ કરવા બાદ તે ભાગવાનાં નીચલાં છ કારણો બતાવ્યાં હતાં.

૧—૧૮૬૩ નો ૧૦ મો આકટ જેની રૂહે આગલા આકટ મધેની કેટલીક બંધીઓનો છુટકારો થયો હતો, અને જેથી બેંકને નુકશાનકારક વહીવટ કરવાની છુટ મલી.

૨—પોચાં મનનાં અને હલકી નીતિના શેકરેટરીઓએ એક દેશી ડાએરેકટર મી૦ પ્રેમચંદ રાએચંદની સલાહ પ્રમાણે ચાલી ઉપલા આકટમાં આપેલી સત્તાનો ગેરઉપ્પોગ કીધો.

૩—બેંકની તવારીખની પેહલી અને બીજી મુદતમાં પ્રેસીડંતો અને ડાએરેકટરોએ (થોડાક સીવાય) બેંક અને તેના શેકરેટરીઓ ઉપર પુરતી તકેદારી અને કબજો નહિં રાખ્યો, અને બેંકનો વહીવટ કેમ ચાલેછે તેની ખબર રાખવાની પોતાની ફરજ બજાવતાં બેદરકાર રહયા.

૪— નહિં ધારેલા બુરા વખતને લીધે, કે જે વેળાએ બેંક સાથે જોડાયલા દરેક જણે સાહુકેતી વાપડી હતી તે નહિં વાપડી.

૫—પ્રેસીડંટ અને ડાએરેકટરો બેંક ચલાવવાની રીતથી વાકેફગાર નહિં હતા, અને મુંબઇ બેંક સરખાં ખાતાનો કારભાર આવા બારીક સમયમાં ચલાવવાને તેઓ નાલાયક હતા.

૬—ધારા સંબંધી મજબુત સલાહ અને મદદની ગેર હાજરી હતી.

તા૦ ૧૧ મી ફેબરવારી.

શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ મુંબઈ મધે ઘોડ દોડની સરત વેળાએ સરશ આરબી ઘોડાના જીતનારને પોતાનાં નામની એક "પર્સ" દર શાલ આપવા માટે આજ દીને રૂ૫૪૦૦) ની રકમ "બોમ્બે ટર્ફ કલબ" ને ભેટ આપી હતી.[1]

તા૦ ૧૨ મી ફેબરવારી.

રોજ ૨૪ માહ ૫ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

મરણ—ખરશેદજી મનચેરજી સોબેદાર ૨—ઉમર વર્ષ ૫૪) શેઠ મનચેરજી નવરોજજી સોબેદારના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૩૬ થી અતરે સરકારી તથા બ્યાપારીઓનાં વાહણોના દુબાશનું કામ કરતા હતા. મેશરસ લીકી, ગ્રાહમ, બેટસ વગેરે અતરેની પેહલે વાયેની ઇંગ્રેજી પેહડીઓ મારફતે આવતાં વાહણોના એવણ દુબાશ હતા, અને એ ધંધામાં સારી કુનેહ તથા અનુભવ મેલવ્યાથી વખણાઈ ગયા હતા. એઓની દુબાશની પેહડી હજુ એઓનાં ફરજંદો "ખરશેદજી મનચેરજી સનસ" ને નામે ચલાવેછે.

તા૦ ૧૩ મી ફેબરવારી.

દસ્તુર એરચજી શોરાબજી મેહરજી રાંણાએ અસલ હુજવારશ ભાષાના બોલોને બાબબંદ ગોઠવી તેના પેહલવી ઉચ્ચાર તથા ગુજરાતી અર્થ સાથે બનાવી તેનું શીળા છાપા પર "હુજવારશ અને પેહલવી ફરહંગ" નામનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[3]

તા૦ ૧૪ મી ફેબરવારી.

શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ આજ દીને ફરામજી કાવશજી ઇનસ્ટીટયુટમાં ફકત પારસી ઓરતોની મીજલસ આગલ જરથોસ્તી ધર્મ ઉપર એક વાએજ કરી સંભલાવી હતી.[4]

---

૧ જામે જમશેદ, તા૦ ૧ લી માર્ચ ૧૮૬૯.

એ રકમ "ટર્ફ કલબે" પાંચ ટકાની સરકારી નોટમાં રોકી તેનાં બ્યાજના રૂ૨૫૦) ની એક "પર્સ" દર શાલ ઊપર મુજબ સરત જીતનારને શેઠ કાવશજીનાં નામથી આપવાનો બંદોબસ્ત કીધો હતો. એ બાદ એ નોટ ચાર ટકામાં બદલાયાથી તે પર્સની રકમ રૂ૨૦૦) ની કીધી હતી. ૧૮૭૪ ના મેએ માસમાં ટર્ફ કલબ તરફથી શેઠ કાવશજીને સુચના થાઈ કે તેવણની આ નોટનું બ્યાજ ઓછું આવવાથી જો તેવણ પરવાનગી આપે તો એ રૂ૫૦૦૦) માંથી બાંએજના કલબની સામે એક "રેસ-સ્ટાંડ" બાંધિયે અને તેનું ભાડું રૂ૫૦૦) ઊપજયે જેથી તેવણનાં નામની ઊપલી પર્સ મોટી રકમની થાશે. શેઠ કાવશજીએ એ સુચનાં પ્રમાણે ચાલવાની ના પાડી કે અગરજો તે જગોપર સરત નહીં થાય તો એ સ્ટાંડ તદન નકામું તથા બેકીમત પડે. માટે ગમે તે બ્યાજે પણ સરકારી નોટજ રાખવાનો આગ્રહ કીધો હતો. એ પછી ઊપલી બોમ્બે ટર્ફ કલબ "વેસ્ટરન ઈંડીઆ ટર્ફ કલબ" નાં નામમાં બદલાઈ અને શેઠ કાવશજી વાલી નોટ પણ તેને સ્વાધીન થાઈ, જેનાં બ્યાજમાં કેટલીક રકમ કલબનાં ફંડમાંથી ઊમેરી તે દર શાલ ઊપર મુજબ સરત જીતનારને "કાવશજી જાંહગીર પર્સ" નાં નામથી ઈનામ આપવામાં આવેછે.

૨ એવણના એક ભાઈ શેઠ દારાશાહ મનચેરજી સોબેદાર પણ અતરે આગલા વખતમાં એક જાણીતા દુબાશ હતા. એમના બાવા શેઠ મનચેરજી નવરોજજી અતરેની કસટમમાં સોબેદાર હતા.

૩ "હુજવારશ અને પેહલવી ફરહંગ. છપાવી બાહેર પાડનાર, એરચજી દસ્તુર શોહરાબજી મેહરજીરાંણા. છપાવીછે બાપુ હરશેદ દેવલેકર એઓનાં છાપાખાનાંમાં. સને ૧૨૩૮ ઇઅજ્જદજરદી."

૪ જામે જમશેદ, તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૬૯.

એજ મુજબ એજ જગોપર બીજી વાએજ તા૦ ૨૧ મી ફેબરવારી તથા ત્રિજી વાએજ તા૦ ૭ મી માર્ચ ૧૮૬૯ ને દિને તથા ચોથી વાએજ તા૦ ૨૧ મી માર્ચ ૧૮૬૯ ને દીને તથા પાંચમીવાર તા૦ ૪ થી આપરેલ ૧૮૬૯ ને દીને પારસી ઓરતોની મીજલસ આગલ એજ બાબદ ઊપર કરી સંભલાવી હતી.

તા૦ ૧૫ મી ફેબરવારી.

મુંબઇના પ્રખ્યાત પાદરી રેવરંડ ડાકટર જાન વીલસન, ડી. ડી. કે જેમને આ દેશમાં આવ્યાને આજે બરાબર ૪૦) વર્ષ પુરાં થયાં અને એ દરમેઆન આ દેશના લોકોનો સુધારો કરવા વિષે તેણે ઘણી ભારી મેહનત લીધી હતી, તેની યાદગારીમાં અતરેના સઘળી ન્યાતના લોકોએ આજ દીને ટાઉનહાલમાં નામદાર ગવરનર સર સેમોર ફીટઝજરાલડનાં પ્રમુખપણાં હેઠલ જાહેર સભામાં ભેગા મળી એક માન પત્ર તથા રૂપાંનો "સાલવર" ભેટ આપ્યો, તથા રૂ૨૭૦૦૦) ને આસરેનું એક ફંડ કરી તેનું વ્યાજ એ વિદ્વાનને તેની હેયાતી સુધી આપવાને અને તે બાદ યુનીવરસીટીમાં ફાઇલોલાજીના અભ્યાસમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો.[1]

તા૦ ૨૪ મી ફેબરવારી.

અતરેની જી. આઈ. પી. રેલવેની શોલાપુરથી આવતી એક ટ્રેન ગઇ તા૦ ૨૫ મી જાનેવારીની પાછલી રાતનાં બે વાગે ખંડાલાથી તે ઉપડયા પછી બોરઘાતનાં "રીવરસીંગ સ્ટેશન" સુધી ભય ભરેલી જહડફથી દોડી આવી જ્યાં ઉભી રેહવી જોઇએ તેથી આગલ ધસી છેક છેડા સુધી જઇને નીચે પડી ગઈ હતી, જેથી એક પેહલા વર્ગની, એક બીજા વર્ગની, અને ત્રણ ત્રીજા વર્ગની ગાડીઓના ટુકડા થઈ ગયા, તથા ૧૯ ઉતારૂઓ માર્યા ગયા અને ૪૨ જણા ઘાએલ થયા હતા. આ ઉપરથી નામદાર સરકારે એ હોનારત કેમ થઈ તેનું કારણ શોધી કાડવા, તથા રેલવેનું કામ ઉતારૂઓના જાનની સલામતી સાથે ચાલે તે માટે કેવા ઉપાયો લેવા તે વિષે રીપોરટ કરવાને આડવોકેટ જનરલ, રેવીન્યુ કમીશનર, અને બીજા ચાર અંગ્રેજ ઇજનેરો તથા શેઠ ડાયાભાઈ ફરામજી કરાકા મલી સાત ગ્રહસ્થોનું એક કમીશન નેમ્યું હતું.[2]

તા૦ ૨૭ મી ફેબરવારી.

ભરૂચવાલા શેઠ દારાશાહ રૂસતમજી દલાલે "પોલ અને વરજીનીયા" નામનાં ફ્રેંચ વાર્તાનાં એક પુસ્તકનો અંગ્રેજીમાંથી ગુજરાતીમાં તરજુમો કરી તેનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[3]

તા૦ ૨ જી મારચ.

રોજ ૧૨ માહ ૭ (કદમી) ૧૨૩૮ યજદેજરદી

**મરણ**—નશરવાંનજી પેશતનજી વકીલ, સુરતવાલા[4]—ઉમર વર્ષ ૬૨) સુરતવાલા શેઠ પેશતનજી કાલાભાઈ વકીલના બીજા દીકરા. એવણ સુરત મધે સનદી વકીલની પરીક્ષા પસાર કરી ત્યાંજ વકીલાતનો ધંધો કરતા હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૩૦ માં બાપનાં મરણ પછી થોડાક વ્યાપાર પણ ચલાવતા હતા. ૧૮૫૨ ના ફેબરવારી માસમાં એઓએ સ્ટીમર "લવજી ફેમીલી" મુંબઇથી ખરીદ કરી સુરત, ખંભાત,

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૭ મી ફેબરવારી ૧૮૫૯.

ડાકટર વીલસનને ઉપલું માનપત્ર તથા ટેસ્ટીમોનીઅલ આપવા માટેની સર્વે ગોઠવણો કરવાને અતરેના પેહલે વાઘેના ૪૮ અંગ્રેજ, ૧૦ હિંદુ, ૨ મુસલમાંન, ૧ પાકુર્થી, અને ૬ પારસી (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, શેઠો ફરાંમજી નશરવાંનજી પટેલ, ખરશેદજી કાવશજી આશબરનર, ડોશાભાઇ ફરાંમજી કરાકા, માણેકજી ખરશેદજી સરાફ, અને શેરાબજી શાપુરજી બંગાલી) ગ્રહસ્થોની એક કમીટી નેમાઇ હતી. એ કમીટીની મારફતે ટેસ્ટીમોનીઅલ ફંડમાં રૂ૨૭૯૦૪) ભરાયા હતા, જે મધે રૂ૧૯૭૬૨) અંગ્રેજોના, રૂ૪૨૧૭) હિંદુઓના, રૂ૧૨૫૦) પાકુર્થીઓના, રૂ૫૬૦) મુસલમાંનોના, રૂ૭૦) પોરટુગીજોના, અને રૂ૨૦૪૫) નીચે મુજબ પારસીઓના હતા :—

(રૂ૫૦૦) અરદેશર હોરમસજી વાડીઆ. (રૂ૨૫૦) શેરાબજી ફરાંમજી પટેલ. (રૂ૨૦૦) હાનરેબલ બેહરાંમજી જીજીભાઇ. (રૂ૧૫૦) ફરાંમજી નશરવાંનજી પટેલ. (રૂ૧૦૦) સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, માણેકજી ખરશેદજી સરાફ, શેરાબજી શાપુરજી બંગાલી, ધનજીભાઇ ફરાંમજી પટેલ. (રૂ૫૦) ખરશેદજી કાવશજી આશબરનર, ખાનબહાદુર પદમજી પેશતનજી, ડોશાભાઇ ફરાંમજી કરાકા, શાપુરજી રૂસતમજી મીસતરી. (રૂ૨૫) હોરમસજી બહમનજી વાડીઆ, પેશતનજી દીનશાહ સોલીસીટર, ખરશેદજી રૂસતમજી કામાજી, શેરાબજી પેશતનજી ફરાંમજી, બેહરાંમજી નશરવાંનજી ભાવનગરી, બેહરાંમજી ફરાંમજી પાંડે, અરદેશર ફરાંમજી મુસ, જમશેદજી પાલણજી કાપડીઆ, ખરશેદજી શેરાબજી નાદરશાહ, દાદાભાઇ નવરોજજી પ્રોફેસર, ફીરોજશાહ મેહરવાંનજી મેહતા, એમ. એ; શેરાબશાહ ડોશાભાઇ મોનીવાલા. (રૂ૨૦) નાનાભાઈ રૂસતમજી રાણીના. (રૂ૧૫) બેહરાંમજી હોરમસજી કામાજી. (રૂ૧૦) હોરમસજી પેશતનજી ફરાંમજી.

એ રૂ૨૭૯૦૪) મધેથી ખરચ બાદ કરતાં બાકી રૂ૨૭૫૦૦) ની સરકારી નોટ લઇ તે તા૦ ૨ જી મારચ ૧૮૬૦ ને દીને મુંબઇની યુનીવરસીટીમાં "વીલસન ફાઇલાલોજીકલ લેક્ચરશીપ" સ્થાપવા માટે આપી હતી, અને તેનું વ્યાજ ડાકટર વીલસનને તેમની હેયાતી સુધી યુનીવરસીટીએ આપવા બાદ એવણ તા૦ ૧ લી ડીસેમ્બર ૧૮૭૫ ને દીને ફોત થયા પછી તે ઉપલી લેક્ચરશીપને માટે વાપરવામાં આવેછે.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૪ મી ફેબરવારી ૧૮૫૯.

એ કમીશને આપરેલ માસમાં પોતાનો રીપોરટ સરકાર જોગ કીધો હતો તેમાં એ હોનારતનું કારણ "બ્રેક" દાબવામાં તથા એનજીન "રીવર્સ" કરવામાં ગફલતી તથા દવની વખતે પાટા ઉપર રેતી બરાબર નહી નાખવાનું જણાયું હતું, તથા હવે પછી એવી હોનારત નહીં બને તે માટે કેટલીક કીમતી સુચનાંઓ કીધી હતી.

૩ "પોલ અને વરજનિયાનું (એજ નામની ફ્રેન્ચ ઇંગ્લીશ કવિની બનાવેલી એક રસુજ ફ્રેન્ચ વાર્તાનાં ઇંગ્રેજી ભાષાન્તર ઉપરથી) ગુજરાતી ભાષાન્તર કર્તા, દારાશા રૂસતમજી દલાલ. મુંબઇ, બોમ્બે ગેઝેટ પ્રેસમાં મુદ્રાંકિત થઇ પ્રસિદ્ધ થયું"

૪ મરહુમ શેઠ બહમનજી તથા શેઠો બેહરાંમશાહ, ખરશેદજી, દીનશાહ, અને હોરમસજી નશરવાંનજી વકીલના બાવા.

ગોઘા તથા મુંબાઈ વચ્ચે ઈ૦ સ૦ ૧૮૬૫ સુધી ફરતી કીધી હતી. સુરત મધે એઓ એક આગેવાન વ્યાપારી તથા શેહેરી હતા. ૧૮૫૨ માં રાંદેલ મધે અંજુમનનાં ઉધરાતનું દોખમું બંધાવવાની એવણે આગેવાની લીધી હતી, તથા સુરતની પારસી પંચાતનાં ધર્મનાં ફંડોના એવણ ૧૮૪૧ થી એક કારોબારી તથા કેટલુંક સુધી પ્રમુખ હતા.

તા૦ ૪ થી મારચ.

આજ દીને સુરત મધે મરહુમ શેઠ નશરવાંનજી પેશતનજી વકીલનાં ઉઠમણાંમાં સુરતનાં તેમના બાવા મરહુમ શેઠ પેશતનજી કાલાભાઈ વકીલનાં કદમી આતશબેહેરાંમનાં વકફનાં ફંડમાં ઘટાડો થવાથી એક નવું ફંડ ઉભું કીધું હતું; અને તે મધે મરનારનાં વીધવા બાઈ હમાંબાઈએ રૂ૨૦૦૦), ભાઈઓ શેઠો રતનશાહ અને મોટાભાઈ પેશતનજી વકીલે રૂ૨૦૦૦), દીકરાઓ શેઠો બહમનજી, બેહેરાંમશાહ, અને બરજોરજી નશરવાંનજી વકીલે રૂ૩૦૦૦), તથા ભત્રિજાઓ શેઠો અરદેસર, કાવશશાહ, તથા ફરાંમજી રૂસતમજી વકીલ રૂ૫૦૦) મલી રૂ૭૫૦૦) ભરાયા હતા. એ ઉપરાંત બીજા રૂ૪૫૪) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

તા૦ ૫ મી મારચ.

રોજ ૧૫ માહ ૬ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

**મરણ**—નાનાભાઈ નવરોજજી શેઠના—ઉમર વર્ષ ૭૫) શેઠ નવરોજજી શેરાબજી શેઠના બીજા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૧૩ માં પોતાના બાપનાં મરણ બાદ પોતાના વડા ભાઈ શેઠ નશરવાંનજીની સાથે પરચુરણ વ્યાપાર કરતા હતા. તે પછી શેઠો ધનજીભાઈ અને કેખશરૂ નશરવાંનજી બનાજી તથા પાલણજી ફરાંમજી શેઠના સાથે ભાગમાં "ધનજીભાઈ નાનાભાઈની કું૦" ને નામે ચીનનો વ્યાપાર ચલાવતા હતા, તથા તે માટે ૧૮૨૦ માં "રાયલ ચારલેટ" નામે એક મોટું વાહણ પણ ખરીદ્યું હતું. એ બાદ ૧૮૨૪ માં ભાગયાઓથી છુટા પડયા હતા, અને લાંબી મુદત સુધી એકાંત જીંદગી ગુજારી હતી.

તા૦ ૫ મી મારચ.

મુંબાઈની હાઈ કોરટનો એક લાયકીવાલો જડજ સર જોસફ આરનોલડ કે જેને છેલ્લાં દશ વર્ષના અરસામાં આ દેશના લોકો સાથે ઘણી પ્રીત તથા મીત્રાચારી રાખી ઈનસાફનાં કામમાં અપક્ષપાતપણાં સાથે ડાહપણ અને રેહમદીલી બતાવી હતી, તથા પારસી લૉ કમીશનનાં ચેરમેન તરીકે આપણા લોકોને ઘણી કીમતી મદદ કીધી હતી, તે નામદાર પોતાનો ઓહદો છોડી પોતાને વતન જનાર હોવાથી તેને આ દેશના વતનીઓ તરફનું એક માનપત્ર આપવાનો ઠેરાવ કરવાને અતરેના આગેવાન ગ્રહસ્થોની એક સભા આજ દીને "મજગાંમ કાસ્ટલ" માં સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ સર્વેનાં એકમતથી એવો ઠેરાવ થયો કે નામદાર સર જોસફ આરનોલડ તરફ આ સભા પોતાનું ઘટતું માન તથા એ નામદારની ન્યાએધીસ તરીકેની લાએકી તથા ઉતમ ગુણો વિષે ઘણું ઉંચું મત ધરાવેછે અને ઠેરાવ કરેછે કે "એ નામદાર આએ દેશનો કીનારો છોડે તે આગમજ તેને દેશીઓ તરફનું એક માનપત્ર આપવું, તથા તેની યાદગારી રાખવા માટે એક ટીપ ઉભી કરવી." આ માટેની સર્વે ગોઠવણો કરવાને ૭ હિંદુ, ૨ મુસલમાન, અને ૬ પારસી (સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, શેઠો રૂસતમજી જમશેદજી જીજીભાઈ, ફરાંમજી નશરવાંનજી પટેલ, હાનરેબલ બેહેરાંમજી જીજીભાઈ, કેખશરૂ હોરમજજી આલપાઈવાલા અને દાદાભાઈ નવરોજજી પ્રોફેસર) ગ્રહસ્થોની એક કમીટી ઠેરવી સભા બરખાસ્ત થાઈ હતી.[૨]

૨ જામે જમશેદ, તા૦ ૮ મી મારચ ૧૮૬૯.

એ માનપત્ર તા૦ ૨૮ મી આપરેલ ૧૮૬૯ ને દીને સર જોસફ આરનોલડને દેશી શેઠીયાઓનાં એક ડેપ્યુટેશને હાઈ કોરટમાં જઈ આપ્યું હતું. સર જમશેદજી જીજીભાઈ બારોનેટે તે બુલંદ અવાજે વાંચી સંભલાવ્યું, જેમાં જણાવ્યું હતું કે તે નામદારની યાદગારી રાખવા માટે દેશીઓએ એક ફંડ ઊભું કીધુંછે, જેનાં વ્યાજમાંથી મુંબઈની યુનીવરસીટીમાં તે નામદારને નામની એક સ્કાલરશીપ દર શાલ આપવામાં આવશે. એ મુજબ તે ફંડમાં ભરાયલા રૂ૬૦૦૦) ની સરકારી નોટ લઈ તે તા૦ ૯ મી જાનેવારી ૧૮૭૧ ને દીને યુનીવરસીટીમાં આપી તેનાં વ્યાજમાંથી દર શાલ એલ. એલ. બી. ની પરીક્ષામાં ચઢતા આવનાર વિદ્યાર્થીને સર જોસફ આરનોલડને નામની સ્કાલરશીપ આપવાનો બંદોબસ્ત કીધો હતો.

એજ મુજબ સર જોસફ આરનોલડની યાદગારી માટે શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ અતરેની સ્કાટીશ આરફનેજનાં ફંડમાં નીચલો પત્ર લખી રૂ૫૦૦) ની પાંચ ટકાનાં વ્યાજની સરકારી નોટ ભેટ આપી હતી કે તેનાં વ્યાજમાંથી દર શાલ એ ગ્રહ્યા ન્યાએધીસની શાલગરેહને દાહડે આરફનેજનાં છોકરાંઓને મીઠાઈ ખવાડવી.

To

THE SECRETARIES, SCOTTISH ORPHANAGE SOCIETY.

Gentlemen,—I have the pleasure to enclose you a Government promissory note for Rs. (500) five hundred, of five per cents, bearing interest from 28th February 1869, No. $\frac{00880}{66552}$ the interest of which you will oblige me by spending year after year, on the anniversary of Sir Joseph Arnould's birth-day, in sweetmeats for the children of the Orphanage under your charge, to preserve some trifling permanent reminiscenc of the career amongst us of a Judge whose arduous duties have been discharged *to the universal satisfaction* of the community.

I am, &c.,

COWASJEE JEHANGHIER READYMONY.

Bombay, 11th March.

---

૧ ગુજરાત મિત્ર, તા૦ ૭ મી મારચ ૧૮૬૯.

તા૦ ૧ લી આપરેલ.

રોજ ૧૨ માહ ૭ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ માણેકબાઈ તે હાનરેબલ મેહેરાંમજી જીજીભાઇનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેવણના આવંદ હાનરેબલ મેહેરાંમજી જીજીભાઇએ રૂ૨૫૦૦૦) ની સરકારી નોટ એલાહેદી કાઢી તેનું જુદું તરસ્ટ કરી જે કાંઈ વ્યાજ ઉપજે તે દર વર્ષે તરસ્ટીઓનાં ધિઆંનમાં દરસ્ત લાગે તેવાં કોઇબી ધર્મખાતાંમાં મરનારનાં નામથી આપવામાં આવશે, તથા તેના વહીવટનો હીસાબ દર વર્ષે છપાવવામાં આવશે એ પ્રમાણે તંદરોસ્તી પઢાવી હતી.[1] એજ મુજબ મરનારના દીકરા શેઠ નાનાભાઇ મેહેરાંમજી જીજીભાઇએ રૂ૧૦૦૦), વહુ બાઈ હીરાંબાઇએ રૂ૧૦૦૦), તથા નબીરાંઓ શેઠો રૂસતમજી, દાદાભાઈ, અને બાઇ ગુલબાઇ નાનાભાઇ મેહેરાંમજી જીજીભાઇએ રૂ૧૦૦૦) મલી રૂ૩૦૦૦) જુદાં જુદાં ધર્મખાતાંઓમાં આપ્યાં હતાં.[2]

તા૦ ૨ જી આપરેલ.

રોજ ૧૩ માહ ૭ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

**મરણ**—નશરવાંનજી દોરાબજી મેહતા[3]—ઉમર વર્ષ ૬૬) શેઠ દોરાબજી રૂસતમજી મેહતાના વડા દીકરા. એવણ પ્રથમમાં ઈ૦ સ૦ ૧૮૨૧ માં શેઠ ફરાંમજી મનચેરજી કોહલા સાથે ચીન ગયા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૩૫ થી પોતાના ભાઈ શેઠ મેહેરાંમજી દોરાબજી મેહતા સાથે "નશરવાંનજી દોરાબજી" નાં નામથી ચીનનો વ્યાપાર ચલાવતા હતા. એ પછી તા૦ ૧૪ મી મેએ ૧૮૪૩ ને દીને શેઠ કાવશજી શાપુરજી લંગડાને તેમાં ભાગમાં કરી તે વહીવટ ઘણો વધારયો હતો. એ બાદ તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૫૩ થી પતીઆલું છોડી પોતે એખલાએજ વ્યાપાર ચાલુ રાખ્યો હતો. એવણે ઘણાં વર્ષ ચીન મધે કાઢયાં હતાં.

તા૦ ૩ જી આપરેલ.

નીચલા પારસી ગ્રહસ્થોને આએ વર્ષમાં તેમનાં નામની સાંમે લખેલાં જુદાં જુદાં મથકોની મ્યુનીસીપાલીટી તથા ડીસ્ત્રીક્ટ લોકલ ફંડ કમીટીના મેમબરો તરીકે નામદાર સરકારે નેમ્યા હતા :—

**મ્યુનીસીપાલીટી.**

ઉરન—શેઠ જાંગીરશાહ શેરાબશાહ તાલિયારખાં.

કલીઆંણી—શેઠ ખરશેદજી રૂસતમજી થાંણેવાલા,[4]
ડાકટર નશરવાંનજી ધનજીભાઇ.

ઇગતપુરા—શેઠ ધનજીભાઇ રૂસતમજી.

નાશક—શેઠ ખરશેદજી નશરવાંનજી શેઠના, પોલીસ ઇનસ્પેકટર.
શેઠ મેહેરાંમજી જાંગીરજી રાજકોટવાલા

તારાપોર—શેઠ રૂસતમજી શેરાબજી ભાઇ,
શેઠ શેરાબજી જેશંગજી.

નડીઆડ—શેઠ રતનજી શાપુરજી ચોથીઆ, હાઇ સ્કુલના હેડ-માસ્ટર.

ધોલકા—શેઠ તેહમુલજી હોરમજજી ગોદરેજ.

કરાંચી—શેઠ મેહેરાંમજી મેહરવાંનજી કોટવાલ.

**ડીસ્ત્રીક્ટ લોકલ ફંડ કમીટી.**

થાંણા—શેઠ હોરમજજી જાંગીરજી દાદીશેઠ,
શેઠ માણેકજી શેરાબજી આશબરનર.

ખેડા—શેઠ ખરશેદજી પેશતનજી મોદી.

તા૦ ૪ થી આપરેલ.

રોજ ૧૫ માહ ૮ (ક૦) ૧૨૩૮ યજદેજરદી.

**મરણ**—દાદાભાઇ રૂસતમજી પટેલ—ઉમર વર્ષ ૫૯). શેઠ રૂસતમજી કાવશજી પટેલના નિજ દીકરા. એવણ પોતાના બાપના વખતથીજ તેમની પટેલાઇનાં તથા "બોટ કંત્રાકટ" નાં કામોમાં પડેલા હતા; ઇ૦ સ૦ ૧૮૩૭) માં એવણને સરકાર તરફથી બારાં માંહેનાં બારકસોપર પાણી પુરું પાડવાનું કંત્રાકટ મલ્યું હતું, તે ઈ૦ સ૦ ૧૮૫૫) લગણ ચલાવ્યું હતું. મુંબઇ મધે વ્યાપારીઓનો માલ વાહાણોપરથી ઉતારવા તથા ચહાવવાની "લાંડીંગ એંડ શીપીંગ કંપની" ૧૮૪૨ માં નીકલી તેના શુપરીનટેનડન્ટનો ઓહદો તે કંપનીની હૈયાતી સુધી એવણે ચલાવ્યો હતો. ૧૮૪૫ માં એવણનું "સ્કેલબી કાસ્ટલ" નામનું ૧૫૦૭ ટણનું એક મોટું વાહાણ હતું. શ્રી થાંણાની જરથોશતી અંજુમનના એવણ ઇ૦ સ૦ ૧૮૪૩ માં પોતાના બાપનાં મરણ બાદ સરનશીન ઠયા હતા, તથા તે અંજુમનનું એક ફંડ સ્થાપ્યું હતું. ઈ૦ સ૦ ૧૮૬૪ માં ત્યાંનાં જરથોશતી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનું ફંડ પણ એવણે ઉભું કીધું હતું, અને તે

૧ એ રૂ૨૫૦૦૦) નું જુદું તરસ્ટ ન કરતાં તે એલાહેદા રાખી હાનરેબલ મેહેરાંમજીએ તા૦ ૧૪ મી ડીસેમબર ૧૮૭૨ ને દીને જે મોટું રૂ૨૫૦૦૦૦૦) પચીસ લાખનું પોતાના વડા વારસના લાભનું તરસ્ટ કીધું હતું તેમાં ધર્મનાં કામોને માટે જુદા શામેલ કીધાછે.

૨ જામે જમશેદ, તા૦ ૩ જી આપરેલ ૧૮૬૯.

૩ શેઠ જમશેદજી નશરવાંનજી મેહતાના બાવા.

૪ શેઠ ખરશેદજી કલીઆંણીના સબારડીનેટ જડજ હોવાથી તેમણે સરકારમાં લખી જણાવ્યું કે ઇનસાફ ખાતાના અમલદારોને મ્યુનીસીપાલ કમીટીમાં નેમવાથી ઇનસાફનાં કામને બાજે વખત અગવડ જેવું થાઇ પડશે. આ ઉપરથી નામદાર સરકારે એવણનાં મત સાથે એક મલતા થાઈ તા૦ ૧૫ મી અકટોબર ૧૮૬૯ ને દીને એક ઠેડાવ બાહેર પાડયો કે હવેથી કોઇબી જડજ, આસીસ્ટંટ જડજ અથવા સબારડીનેટ જડજને મ્યુનીસીપાલીટીના મેમબર તરીકે નેમવા નહિં.

આગમજ ત્યાંના નવેથાલારોનો પગાર પોતાની ગીરોથી આપતા હતા; તેમજ ત્યાંના જરથોસ્તીઓનાં બાળકોને ધર્મની તથા ગુજરાતી ભાષાની કેળવણી આપવા માટે એવણે એક નિશાળ સ્થાપી હતી. બાહેરકોટનું પોતાના બપાવા મરહુમ શેઠ કાવશજી રૂસતમજી પટેલનું બંધાવેલું નસાખાનું ઘણું જુનું થવાથી એવણે ઈ૦ સ૦ ૧૮૪૯ ની તા૦ ૨૭ મી અકટોબરે તે નવેસરથી પાછું બંધાવી આપ્યું હતું. થાણાનાં એવણના બાવાએ બંધાવેલાં દોખમાંની સામેની ખોલી સગરડીને નવેસરથી છાપરું કરાવી તે તા૦ ૧૨ મી આપરેલ ૧૮૫૪ ને દીને ત્યાંના લોકોને વાપરવાને ખોલી મુકી હતી. એવણનાં મરણથી થાણાંના જરથોસ્તીઓ ઘણા દલગીર થયા હતા.

તા૦ ૪ થી આપરેલ.

આજ દીને સુરતની પાસેનાં ભાઠાં ગામમાં ત્યાંના એક વતની શેઠ માણેકજી દોરાબજી બુચરે પોતાનાં ધણીઆંની બાઈ માણેકબાઈની નામએતે જરથોસ્તીઓના સર અવસરના વપરાસને માટે એક ધર્મશાલા બંધાવી ખોલી મુકી હતી.[1]

તા૦ ૮ મી એપરેલ.

ઉત્તર વિભાગના સેટલમેંટ આફીસર શેઠ પેશતનજી જહાંગીરજી તાલિયારખાંનને નામદાર સરકારે દક્ષિણ વિભાગના કામચલાઉ "એસીસ્ટેનંટ સેટલમેંટ આફીસર" તરીકે નેમ્યા હતા.[2]

તા૦ ૯ મી આપરેલ.

જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડલી તરફથી ઈ૦ સ૦ ૧૮૬૫ ના જાનેવારી માસમાં મુંબઈનાં ગુજરાતી વર્ત્તમાન પત્રોમાં જાહેર ખબર છપાવી આદરબાદ મારેસ્પંદનાં પેહેલવી પંદનામાનો ગુજરાતી તરજુમો, દરેક પેહેલવી બોલના ઉચ્ચાર તથા સેવતે સઘળા મીલો તથા જાણવાજોગ ટપોની ફરહેંગ સાથે જે કોઈ જરથોસ્તી સઉથી સરસ કરી મોકલે તેને ડાકટર માર્ટીન હાઉગે તા૦ ૮ મી અકટોબર ૧૮૬૪ ને દીને જરથોસ્તી ધર્મ વિષે કરેલાં ભાષણની ઉપજના રૂ૧૧૦૦) મહેથી રૂ૨૦૦) નું ઈનામ આપવાને જાહેર કીધું હતું. તે મુજબ મંડલી પર એકજ રેસાલો "આતરે પાતહે આએનો ફરાવીમ પન્દનામહ" ની નીશાંનવાલો એ૦ શેહેરીઆરજી દાદાભાઈ ભરૂચાનો જમેરો આવ્યો હતો, અને તે ઈનામને લાએક નીકલવાથી તેમને ઉપલું ઈનામ આપ્યું હતું, અને એ રેસાલો મંડલીએ હીસાબે છપાવી પ્રગટ કીધો હતો.[3]

તા૦ ૧૦ મી આપરેલ.

પુણાંના જડજ તથા દખણના સરદારોના એજંટ મી૦ એફ. લાયડ હાઇ કોરટના જડજ તરીકે નેમાવાથી તે નામદારને વીદાયગીરીનું એક માનપત્ર આપવાને પુણાંના આગેવાન દેશી ગ્રહસ્થોની એક સભા આજ દીને ખાંનબાહાદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસ્પઆશાનાં મકાનમાં તેમનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. પુણાંના સદરઅમીન સૈયદ હુસન અલમેદીનીએ માનપત્ર વાંચી સંભલાવ્યો, જેનો મી૦ જસ્ટીસ લાયડે ઘટતો જવાબ વાલ્યા બાદ મેલાવડો બરખાસ્ત થયો હતો.[4]

તા૦ ૧૫ મી આપરેલ.

ખાંનસાહેબ દીનશાહજી પેશોતનજી દસ્તુર કામદીનનાને અમદાવાદની, તથા શેઠ તેહમુલજી હોરમજજી ગોદરેજને ધોલકાની, તથા શેઠ કાવશજી એદલજી મમાંનીને વાઘરાની દીવાંની કોરટના બીજા વર્ગના સબારડીનેટ જડજ તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.[5]

તા૦ ૧૬ મી આપરેલ.

મુંબઈના નામદાર ગવરનર સર સૈમોર ફીટ્ઝજરાલ્ડ આજ દીને ડાવેજર લેડી આવાંબાઈ જમશેદજી જીજીભાઈની મોલાકાતે તેમનાં કોટ મધેનાં ઘરમાં પધારયા હતા.[6]

તા૦ ૧૭ મી આપરેલ.

શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસરે ઇંગલાંડ મધે ઉભી થયલી ઇસ્ટ ઇંડીઆ આસોશીએશન વિષે ફરામજી કાવશજી ઈનસ્ટીટયુટમાં ગુજરાતીમાં એક ભાષણ કીધું હતું. સરનશીનની ખુરસી શેઠ નવરોજજી ફરદુનજીને આપવામાં આવી હતી.[7]

---

૧ આ ધર્મશાલામાં નીચે મુજબની તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ

"રોજ ૨૫ માહ ૭ શને ૧૨૩૮ એજદજરદી તા૦
"૪ આપરેલ સને ૧૮૬૯ ઈસવીને 'દીને પરમઘરાનું' જાએન
"કરી—બંધાવનાર પારસી માણેકજી દોરાબજી બુચરની અરધ
"ગેવાણી માણેકબાઈએ બંધાવી પોતાની ધણીઆણી માણેકબાઈની
"નામેતે."

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૮ મી આપરેલ ૧૮૬૯.

૩ "આદરબાદ મારાસ્પંદનું પંદનામું. ડાકટર હાઉગનાં ઈનામનો રીશાલો. અસલ પેહેલવી જુબાંનમાં—રોમન તથા ગુજરાતી હરફે ઉચ્ચાર, ગુજરાતી તરજુમો, અને અસલમાં આવેલા દરએક શબ્દની ફરહંગ સુધાં. ઈનામ મેલવનાર, એ૦ શેહેરીઆરજી દાદાભાઈ ભરૂચા. છપાવી પ્રગટ કરનાર, જરતોશતી દીનની ખોલ કરનારી મંડલી. મુંબઈ, દફતર આશકારા છાપખાનામાં છાપીયું છે. સને ૧૨૩૮ ઇઅઝદજરદી—સને ૧૮૬૯ ઈસવી."

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૩ મી આપરેલ ૧૮૬૯.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૫ મી આપરેલ ૧૮૬૯.

૬ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૭ મી આપરેલ ૧૮૬૯.

૭ એજ બાબદ ઉપર બીજું ભાષણ તા૦ ૨૪ મી આપરેલે તથા ત્રીજું તા૦ ૧ લી મેએ કર્યાં હતાં. એ બધી સભાઓ ભરવાનો ખરચ ઓનરેબલ બેહરામજી જીજીભાઈએ

તા૦ ૧૮ મી આપરેલ.

યુનિયન પ્રેસનાં માલેકો શેઠો નાનાભાઈ રૂસતમજી રાણીના અને માણેકજી બરજોરજી મીનોચેહર હોમજીનાએ "ધી યુનિયન પ્રેસ" નામનું દરરોજનું વ્યાપાર વનજને લગતી બાબદોનું એક ગુજરાતી વર્તમાન પત્ર પરવરતાવવા માંડયું હતું.[૧]

તા૦ ૨૧ મી આપરેલ.

મુંબઈના નામદાર કમાનડર–ઈન–ચીફ લારડ નેપીઅર ઑફ મગદલા આબીસીનયાથી પાછા ફરવા પછી તુરત ટક ન મલવાથી પુણાંના પારસીઓએ ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાનની આગેવાંની હેઠલ આજ દીને તે નામદારને મકાને જઇ મુબારકબાદીનું એક માનપત્ર આપ્યુ હતું, તથા હિંદુસ્થાંનના નવા ઠરેલા વાઈસરાય લારડ મેયોને માટેનું માનપત્ર પણ તે નામદારને પોંહચાડવા લારડ નેપીઅરને આપ્યું હતું.[૨]

તા૦ ૨૨ મી આપરેલ.

શેઠ ડોશાભાઇ ફરાંમજી કરાકાને મુંબઇમાં આવતી તા૦ ૧ લી મેએથી નવા નાખવામાં આવનારા ઇનકમ ટાકસના કલેકટર તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.[૩]

સુરતની પારસી ડીસ્ટ્રીકટ માટરીમોનીઅલ કોરટના બે ડલીગેટો દસ્તુર કેખશરૂ દાદાભાઇ અને શેઠ બહમનશાહ મેહરાંમજી મેહતા મરણ પામવાથી તથા બે ડલીગેટો શેઠો જામાસપજી બહમનજી ભાવનગરી અને મેહરવાંનજી અમ-પંદીઆરજી બાએઆએ ઓહદો છોડવાથી તેમની જગોએ નામદાર સરકારે દસ્તુર નશરવાંનજી કેખશરૂ, શેઠો હોરમજજી નાનાભાઇ જંબુસરવાળા, ફરાંમજી જામાસપજી ભાવનગરી અને શેરાબજી માણેકજી બાએઆને નેમ્યા હતા.

શેઠ મેહરજીભાઇ બાપુજી વીકાજીને મુંબઈનાં કસ્ટમ ખાતાંના બીજા વર્ગના આસીસ્ટંટ કમીશનર તથા શેઠ બાપુરજી જામાસપજી ભાવનગરીને ચોથા વર્ગના આસીસ્ટંટ કમીશનર તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.[૪]

તા૦ ૨૭ મી આપરેલ.

રોજ ૮ માહ ૮ (શે૦) ૧૨૩૮ યજદેજરદી

**મરણ**—જમશેદજી દોરાબજી બાંબોટવાલા[૫]—ઉમર વર્ષ ૮૪) એવણ પ્રથમમાં મુંબઇ મધે બાંબોટ ઇચીને વાહણો પર ખોરાકી વગેરેનો સામાંન મોટામાં લઈ જઇ વેચી આવતા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૧૨ થી દુબાશનું કામ કરવા માંડયું હતું, તથા આગલી રાયલ અને પછવાડેથી ઇંડીઅન નેવીને લગતાં વાહણો તથા મનવારોના પણ એવણ દુબાશ હતા. કામ કરવાની એવણની ચોંપ તથા જહડફને માટે એ ખાતાંઓને લગતા ઘણા મોટા અમલદારોએ એવણને વારંવાર શાબાશી તથા સરટીફીકેટો આપી હતી.

તા૦ ૧ લી મેએ.

આજ રાત્રે મુંબઇ મધે કોટમાં ઇંગ્રેજ બજારમાં મેડો સ્ટ્રીટમાં આમડાંકામ વેચનાર મી૦ ગ્રાંટની દુકાનમાં એક મોટી આગ લાગી હતી, જેથી તે ઇમારત કે જે શેઠ જમશેદજી હોરમજજી પેટીટની હતી તે તથા તેની પડોશની શેઠ પેશતનજી સુખલાજી બેનેટની એક મોટી ત્રણ મજલાની ઇમારત બળી ગયાં હતાં.[૬]

તા૦ ૧૦ મી મેએ.

દસ્તુર એરચજી શેરાબજી મેહરજીરાંણાએ જરથોસ્તી મજહબને લગતી કેટલીક બીનાઓની સવાલ જવાબના આકારમાં "રેહબરે દીને જરથુશતી" નામની એક કેતાબ છપાવી પ્રગટ કીધી હતી.[૭]

આપ્યો હતો. એ ત્રણડે ભાષાણોનું એક ચોપાનયું નીચલાં નામથી એજ શાલમાં છપાવી પ્રગટ કર્યું હતું—

"ઇસટ ઇનડીઆ આસોસીએશન તથા તેનાં કામ વીશે શેઠ દાદાભાઈ નવરોજીએ કીધેલાં ૩ ભાશણો. તથા એ આસોસીએશનની લંડન ખાતેની કાઊનસીલના તથા અતરેની શાખાની કમીટીના મેમબરોનાં નામની ટીપ તથા ધારા. મુંબઈ; યુનિયન પ્રેસમાં ન્હાનાભાઇ રૂસ્તમજી રાણીનાએ છાપ્યુંછે. ૧૮૬૯."

વળી એજ બાબદ ઊપર તા૦ ૫ મી મેએ તથા તા૦ ૩ જી જુન ૧૮૬૯ ને દીને શેઠ દાદાભાઈએ એજ જગા ઊપર સર્વે જ્ઞાતના લોકોને માટે ઈંગ્રેજીમાં બે ભાષણ કીધાં હતાં. તે વેળાએ સરનશીનની ખુરસી શેઠ ડોશાભાઇ ફરાંમજી કરાકાને આપવામાં આવી હતી.

૧ એ પત્ર આસરે છ મહીના ચાલી બંધ પડયું હતું.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૩ મી આપરેલ ૧૮૬૯. આ માનપત્રનો નામદાર લારડ મેયોએ તા૦ ૨૨ મી મેએ ૧૮૬૯ ને દીને સીમલાથી ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જોગ જવાબ લખી પુણાંના પારસીઓનો ઊપકાર માન્યો હતો.

૩ શેઠ ડોશાભાઇએ પોતાની નેમણુક થયા પછી અતરેનાં ઇંગ્રેજી તથા ગુજરાતી વર્તમાન પત્રોમાં તા૦ ૨૭ મી આપરેલ ૧૮૬૯ ને દીને એક લંબાન પત્ર લખી રૈયતના લોકોને એ કર બાબે સમજણ આપી હતી, તથા સર્વેએ તેમને પોતાની આવકને લગતી જોઇતી ખબરો બરાબર આપવી, તેવણ તે ખાંનગી રાખશે, અને સર્વેને બરાબર ઇનસાફ આપશે એમ જાહેર કીધું હતું.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૨ મી આપરેલ ૧૮૬૯.

૫ અતરેના એક દીનસુરત જરથોસ્તી શેઠ રૂસતમજી જમશેદજી બાંબોટવાલાના બાવા.

૬ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૩ જી મેએ ૧૮૬૯.

૭ "રેહબરે દીને જરથુશતી. એટલે જરથુશતી દીનનો લોભીઓ. બનાવનાર, એરચજી દસ્તુર સોહરાબજી મેહરજીરાંણાં. મુંબઇમાં આપએખતીઆર છાપખાંનાંમાં નશરવાંનજી દોરાબજી આપએખતીઆરે છાપીછે. સને ૧૨૩૮ ઇઅજદગરદી."

તા૦ ૧૫ મી મેએ.

નામીચા ફ્રેંચ વિદ્વાન કાઉંટ ગોબીનોએ પારસીઓની તવારીખનાં બે પુસ્તકો અસલી ગ્રીક, લાટીન, તથા ઉગમણ તરફના ગ્રંથકારો પરથી રચી પારીસ મધે છપાવી પ્રગટ કીધાં હતાં.[1]

તા૦ ૨૦ મી મેએ.

શેઠ આરદેશર હોરમસજીને અમદાવાદ મધે ઇનકમ ટાકસ ઉઘરાવવાના ખાસ આફીસર, તથા શેઠ માણેકજી એદલજી ખડીઆખાઉને શોલાપુર અને બારસીના ખાસ આફીસર તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.[2]

તા૦ ૨૧ મી મેએ.

ટાઇમસ ઓફ ઇંડીઆના માજી અધીપતી મી૦ રાબ-રટ નાઈટે ગ્રેટ બ્રીટનની પાર્લામેંટના સભાસદો જોગ એક પત્ર લખી તેમાં હિંદુસ્થાનનાં લાભ ઉપર પાર્લામેંટ કેટલું થોડું ધીઆંન આપેછે, તથા એ દેશની આબાદી બાબે કેટલી બેપરવાઇ બતાવી સામનું તેને કેવી રીતે લટવામાં આવેછે તે સંપૂર્ણ લંબાનથી બતાવી આપ્યું હતું. આ પત્રપર સતા-વાલાઓનું ધીઆંન ખેંચાય માટે તે એક ચોપડીના આકારમાં ઇંગલાંડ ખાતે શેઠ કાવશજી જહાંગીરજી રેડીમનીને ખરચે છપાવી વેહેંચવામાં આવ્યો હતો.[3]

તા૦ ૨૨ મી મેએ.

ઇસ્ટ ઇંડીઆ આસોશીએશનની એક શાખા મુંબઇ મધે ઉઘાડવાને શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરે આજ દીને એક જાહેર સભા ફરામજી કાવશજી ઇનસટીટયુટમાં બોલાવી હતી. સરનશીનની ખુરસી સર જમશેદજી જીજીભાઇ બારોનેટે લીધા બાદ તેવણે તથા શેઠ દાદાભાઇએ સભાને મદદ આપવાની અગત અને તેના ફાયદા કહી સંભલાવ્યા. જે બાદ ઇસ્ટ ઇંડીઆ આસોશીએશનને આ દેશમાંથી નાણાંની મદદ તથા રાજકારોબારને લગતી ખબર અંતરો મોકલી આપવાને તેની એક શાખા મુંબઇ મધે સ્થાપવાનો ઠેરાવ થયો, તથા તેના કાએદા કાનુનો બાહલ રાખી સર જમશેદજી જીજીભાઇ બારોનેટને પ્રમુખ તથા શેઠો ફરામજી નસરવાનજી પટેલ, દાનરેબલ મેહેરબાનજી જીજીભાઇ, દીન-શાહજી માણેકજી પીટીટ, ખરશેદજી નસરવાનજી કામાજી, અને બીજા પાંચ હિંદુ શેઠીઆઓને નાએબ પ્રમુખો, તથા ૧૩ હિંદુ, ૫ મુસલમાન, અને ૧૨ પારસી (શેઠો સોરાબજી શાપુરજી બંગાલી, ધનજીભાઇ ફરામજી પટેલ, અરદેસર ફરામજી મુસ, હોરમસજી દાદાભાઇ પસીકર, ખરશેદજી રૂસતમજી કામાજી, જહાંગીરજી મેહેરવાંનજી પલીડર પેશતનજી દીનશાહ સોલી-સીટર, મનચેરજી કાવશજી મરજબાંન, ડાકટર રૂસતમજી કાવશજી બાયુરજી, કૈખશરૂ નવરોજજી કાબરાજી, ડાકટર રૂસતમજી નશરવાંનજી ખોરી, નાનાભાઇ બેહેરામજી જીજી-ભાઇ) ગ્રહસ્થોની એક કમીટી તથા શેઠો પીરોજશાહ મેહેર-વાંનજી મેહતા, એમ. એ. અને બાલા મંગેશ વાગલેને સેક્રેટરીઓ ઠેરવી સભા બરખાસ્ત થઇ હતી.[4]

તા૦ ૨૩ મી મેએ.

શેઠ કૈખશરૂ નવરોજજી કાબરાજીએ "બેજન અને મનીજેહ" ના લખેલા નાટકની એક ચોપડી વિક્ટોરીઆ નાટક મંડલીના માલેકોએ છપાવી પ્રગટ કીધી હતી.[5]

---

[1] "Histoire des Perses, d'après les auteurs orientaux, Grecs et Latins. Par Le Comte de Gobineau. Paris MDCCCLXIX."

[2] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૦ મી મેએ ૧૮૬૯.

[3] જામે જમશેદ, તા૦ ૨૪ મી [illegible]

[4] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૪ મી મેએ ૧૮૬૯.

એ શાખાએ મુંબઇમાં ઇ૦ સ૦ ૧૮૮૨ સુધી થોડુંક કામ બજાવ્યું હતું, અને તે પછીથી તેની હેયાતી ફકત નામની છે. ઉપલી પેહલે દીને ઠેરવેલી કારોબાર મંડલીમાં અવાર-નવાર ખાલી પડતી જગા ઊપર પારસીઓમાં શેઠો મનચેરજી નવરોજજી બનાજી, જહાંગીરજી બરજોરજી વાછા, નાનાભાઇ રૂસતમજી રાંણીના, દીનશાહ એદલજી વાછા, બેહેરામજી મેહેર-વાંનજી મલબારી, કાવશજી મેહેરવાંનજી સરાફ, અને બહમનજી મનચેરજી ધંધકી સામેલ થયા હતા. સેક્રેટરી તરીકે શેઠ પીરો-જશાહ મેહેરવાંનજી મેહતાએ ૧૮૭૧ માં ઓહદો છોડયો, અને એકલા શેઠ બાલા મંગેશ વાગલે ૧૮૭૫ સુધી. ૧૮૭૫ થી ૧૮૮૦ સુધી શેઠો જવેરીલાલ ઊમયાશંકર યાજ્ઞીક અને કાશીનાથ ત્રીંબક તેલંગ. ૧૮૮૦ થી ૧૮૮૨ સુધી શેઠો કાશીનાથ ત્રીબક તેલંગ અને મનચેરજી મેહેરવાંનજી ભાવનગરી, અને ૧૮૮૨ થી દાજી આબાજી ખારે. ખજાંનચી તરીકે પ્રથમમાં શેઠો અરદેસર ફરાંમજી મુસ અને હોરમસજી અરદેસર ધનજીભાઇ વાડીઆ, અને તે પછી ૧૮૭૧ થી તે ૧૮૮૧ સુધી એકલા શેઠ અરદેસર ફરાંમજી મુસ. સરનશીન તરીકે ૧૮૮૨ થી સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ.

એ આસોશીએશનની તરફથી મુંબઇ મધે નીચલી બાબદો ઊપર ભાષાણ કરવામાં આવ્યાં હતાં:—

પીરોજશાહ મેહેરવાંનજી મેહતા, એમ. એ.—મુંબઇ ઇલાકા-માં ગ્રાંટ-ઇન-એડને લગતી રીત બાબે (૧૮૬૯), ઇસ્ટ ઇંડીઆ લૉ એંડ રેગ્યુલેશન બીલના ૬ ઠા ફકરા વિષે (૧૮૭૦); કૈખશરૂ નવરોજજી કાબરાજી—ઇસ્ટ ઇંડીઆ આસોશીએશન-નો ઇંગ્રેજ સરકાર સાથ સંબંધ વિષે ગુજરાતીમાં ત્રણ ભાષણો (૧૮૭૦), હિંદુસ્થાનનું મેહસુલ અને ઇનકમ ટાક્સ વિષે ગુજરાતીમાં ચાર ભાષણો (૧૮૭૦); દાદાભાઇ નવરોજજી પ્રોફેસર—હિંદુસ્થાનની ગરીબાઇ વિષે ચાર ભાષણો (૧૮૭૬); સર ડેવીડ વેડરબરન (પાર્લામેંટના મેમબરે)—મુંબઇ આગલ તે વેલાએ હિંદુસ્થાનના રાજકારોબાર વિષે ભાષણ (૧૮૭૭).

[5] "બેજન અને મનીજેહ. નાટક ૪ અંકી. હાકેમ ફીરદોસી તુસીનાં બનાવેલાં શાહનામાના આધાર ઉપરથી વીક્ટોરીઆ નાટક મંડળીને સારૂં. બનાવનાર, કૈખશરો નવરોજજી કાબરાજી. મુંબઇ, દફતર આશકારા પરેસ. સને ૧૮૬૯."

તા૦ ૨૪ મી મેએ.

આજ દીને નામદાર માહરાંણીની શાલગરેહની ખુશાલીમાં તે નામદાર તરફથી અપાયલા એતાબોમાં મુંબઇવાલા શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીને "કંમપાનીઅન ઑફ ધી સ્ટાર ઑફ ઇંડીઆ"(સી. એસ. આઇ.) નો એતાબ મલ્યો હતો.[१]

તા૦ ૨૫ મી મેએ.

શેઠ ખરશેદજી નશરવાંનજી પેશતનજી વાડીઆએ "નકલીઆત નામું" ઇઆને નીતિ તથા દાનાઇ ભરેલી રમુજી વારતાઓના સંગ્રહનું એક પુસ્તક પ્રગટ કીધું હતું.[२] એ પુસ્તક શેઠ લખમીદાસ ખીમજીને અર્પણ કરવામાં આવ્યું હતું.

તા૦ ૨૮ મી મેએ.

રોજ ૯ માહ ૯ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

કરાંચી મધે મરહુમ શેઠ ડોશાભાઇ મેહરવાંનજી વાડીઆની યાદગારી રાખવા તેવણના ભત્રિજા શેઠ શોરાબજી ધનજીભાઇ વાડીઆએ ગામ મધે ગાડી ખાતાંમાં પારસી બાળકો સારૂં એક સ્કુલનું મકાન બંધાવ્યું હતું, તે મકાન જોઇએ તે કરતાં મોટું હોવાથી અને ત્યાં દરેમેહરની જરૂર જણાયાથી તેના માલેકની બાહલીથી તેમાં ઘટતો ફેરફાર કરી દરેમેહર બનાવી તે આજ દીને પરહાવી હતી.[३]

તા૦ ૩૧ મી મેએ.

રોજ ૧૨ માહ ૯ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

**મરણ**—માણેકજી મેહરવાંનજી શેઠના—ઉમર વર્ષ ૭૨). શેઠ મેહરવાંનજી નવરોજજી શેઠનાના વડા દીકરા.

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૮ મી જુન ૧૮૬૯.

૨ "નકલીઆત નામું, યાને નીતી તથા દાનાઇ ભરેલી રમુજી વારતાઓનો એક વાંચવા લાયક સંગ્રહ. (કેટલાંક ઇંગ્રેજી પુસ્તકોની મદદથી રચીને) છપાવી પ્રગટ કરનાર, ખરશેદજી નશરવાંનજી પેશતનજી. મુંબઇ, પારસી પ્રિન્ટિંગ પ્રેસ ઈ૦ સને ૧૮૬૯."

૩ એ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

"આએ મકાંન

"મરહુમ શેઠ ડોશાભાઇ મેરવાંનજી વાડીઆજીની ઇઆદ-
"ગારી માટે એવોનાં ભેશીઓએ બંનધાવીઊં હતું પાછલથી
"એ મકાંન દરેમેહેર તથા નીશાલ શારૂં કરાંચી જરથોશતી
"અનજુમનને શવાધીન કીધુંછે.

"એ દરેમેહેરને લગતી જોઇતી ઇમારત બંધાવવાનો
"ખરચ તથા ચાલુ ખરચ કરાંચી તથા મુંબાઇ વગેરે બીજાં
"દેશાવર ખાતેના સખી જરતોશતીઓએ કરાંચીની અગી-
"આરી ફંડમાં બખશેશ કીધેલાં નાણાંથી કરવામાં આવેછે.

"એ દરેમેહેરનાં જશનની મુબારક કીરીઆ આજ દીને
"થાઇ. રોજ ૯ મો આદર માહા ૯ મો આદર શેહેનશાહી
"તથા માહા ૧૦ મો દેએ કદમી શને ૧૨૩૮ ઇઅજદેજરદી.
"તા૦ ૨૮ મી મેએ ૧૮૬૯ ઇશવી."

એ ઊપલાં મકાનમાં ઘટતો ફેરફાર કરી દરેમેહર બનાવવાને તે તરફના જરથોસ્તીઓએ ઈ૦ સ૦ ૧૮૬૮ ના આગશટ માસમાં એક ફંડ ઊભું કરવા સારૂં નીચલા ગ્રહસ્થોની એક કમીટી નેમી હતી:—

શેઠો અરદેસર ગુસતાદજી—સરનશીન, જમશેદજી અરદેસર રૂસતમજી માણેકશાહના, હોરમજજી પેશતનજી શેઠના (દુબાશ), હોરમજજી શોરાબજી કોઠારી, જમશેદજી રૂસતમજી ઘડીઆલી, મેહરવાંનજી અરદેસર મુકાદમ, દાદાભાઇ હીરજીભાઇ પટેલ—શેક્રેટરી, રતનજી મોટાભાઇ બીલીમોરીઆ—ખજાંનચી.

એની આગમજ કરાંચી મધે એક દરેમેહરનાં કારણસર ઈ૦ સ૦ ૧૮૬૩ ના આગશટ માસમાં ગામખાતાંના જરથોસ્તીઓએ એક ફંડ ઊભું કીધું હતું તેના વ્યાજ સુધાં એકઠા થયલા રૂ૩૪૭૫) આએ ફંડ મધે આપ્યા હતા, તથા આએ કમીટી હસ્તક રૂ૫૪૭૭) નીચે મુજબ કરાંચીના જરથોસ્તીઓએ બીજા ભર્યા હતા:—

(રૂ૧૦૦૧) અરદેસર ખરશેદજી રાજકોટવાલા, હોરમજજી પેશતનજી શેઠના (દુબાશ). (રૂ૫૦૦) અરદેસર ગુસતાદજી કોહીયાર. (રૂ૭૫૧) હોરમજજી શોરાબજી કોઠારી. (રૂ૭૨૫) જાંગીરજી જમશેદજી રાજકોટવાલા. (રૂ૭૦૧) માણેકજી ફરાંમજી કોલાબેવાલા. (રૂ૨૫૧) અરદેસર રૂસતમજી માણેકશાહના. (રૂ૧૫૧) રતનજી મોટાભાઇ બીલીમોરીઆ, બેહરાંમજી પીરોજશાહ મીનવાલા. (રૂ૧૭૦) નવરોજજી કાવશજી મીનવાલા. (રૂ૧૨૫) જમશેદજી રૂસતમજી ઘડીઆલી. (રૂ૧૧૦) મેહરવાંનજી નવરોજજી મીનવાલા. (રૂ૧૦૧) મેહરવાંનજી બહમનજી વાડીઆ, બેહરાંમજી મેહરવાંનજી કોટવાલ, દારાશાહ બેહરાંમજી મજાઇના. (રૂ૫૫) બેહરાંમજી બેજનજી કોલાબેવાલા. (રૂ૫૧) પીરોજશાહ હોરમજજી ખરાસ, મેહરવાંનજી અરદેસર મુકાદમ, ખરશેદજી દારાશાહ મજાઇના, આવાંબાઇ તે એદલજી નશરવાંનજી કોલાબેવાલાનાં બેહન, પીરોજબાઇ તે બેહરાંમજી બેજનજી કોલાબેવાલાનાં ધણીઆંની, હોરમજજી દાદાભાઇ ઘડીઆલી, ફરાંમજી કુવરજી મોદી, ફરાંમજી શોરાબજી મેહતા. (રૂ૫૦) બેહરાંમજી એદલજી પસતાકીઆ, લીમજી પેશતનજી. (રૂ૭૫) હોરમજજી દીનશાહ દુબાશ. (રૂ૨૫) હોરમજજી પાંઊવાલા, પેશતનજી બેહરાંમજી કોટવાલ, આદરજી પેશતનજી. (રૂ૬૧) રૂ૨૫) ની અંદરની રકમ.

વળી મુંબઇ મધે પણ એ કારણસર શેઠ શોરાબજી ધનજીભાઇ વાડીઆ હસ્તક એક ટીપ ફરતી કીધી હતી, જે મધે પણ રૂ૬૮૧૨) નીચે મુજબ ભરાયા હતા:—

(રૂ૫૦૦) દીનશાહજી માણેકજી પીટીટ, અરદેસર હોરમજજી વાડીઆ, મરહુમ હોરમજજી એદલજી કામાજીનાં ધર્મ ખાતાં તરફથી, માણેકબાઇ તથા મોટલાંબાઇ વાડીઆ. (રૂ૩૦૦) બહમનજી જીજીભાઇ, મરહુમ નશરવાંનજી મનચેરજી કામાજીનાં ધર્મખાતાં તરફથી. (રૂ૨૫૦) નશરવાંનજી માણેકજી પીટીટ. (રૂ૨૦૦) હાનરેબલ બેહરાંમજી જીજીભાઇ, બેહરાંમજી નશરવાંનજી સીરવાઇ. (રૂ૧૫૧) ફરાંમજી નશરવાંનજી પટેલ, રતનજી એદલજી બાટલીવાલા, કાવશજી નાનાભાઇ દાવર. (રૂ૧૫૦) હોરમજજી બહમનજી વાડીઆ. (રૂ૧૨૫) રતનજી ધનજીભાઇ મીસતરી તથા દોરાબજી પેશતનજી સેવાવાલા, મનચેરજી કાવશજી શાપુરજી લંગડાનાએ માતાજી મરહુમ માણેકબાઇ તે

એવસુને ઈ૦ સ૦ ૧૮૧૮ માં પોતાના બાપનાં મરણ બાદ મરહુમ માણેકજી શેઠનાં ધર્મખાતાંના મુતવલીપણાનો વહીવટ મળ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૨૫ માં મુંબઈમાં પાણીની ટીપણી પડવાથી એવણે પોતાને હસ્તકની મરહુમ માણેકજી શેઠની વાડીના કંપાઉંડમાં જરથોસ્તીઓના વપરાશને માટે એક મોટો કુવો બંધાવ્યો હતો. એજ વાડીમાંનો અસલ પુરાણો ઓટલો બીસમાર થવાથી તે એવણે ઉખેડાવી નાખી ઈ૦ સ૦ ૧૮૩૫ માં નવો બંધાવ્યો હતો, તથા બીજા બે ઓટલા પણ જુના થવાથી તે ૧૮૪૩ માં ઉખેડાવી નવેસરથી બંધાવ્યા હતા. એમાંના એક ઓટલા પર એજ વખતે માળ પણ બંધાવ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૪૨ માં નવસારીની વડી દરેમેહરને તાબેના ભગર સાથના મોબેદોનાં ધર્મખાતાંનું ફંડ ઉભું કરવામાં એવણે મુખ્ય આગેવાની લીધી હતી, તથા તે ફંડના સેવટ સુધી એખલા તરસ્ટી હતા. ઈ૦ સ૦ ૧૮૦૬ માં મુલેહના અમલદારોની બેંચે દેશી સુલેહના અમલદારોના સાંમા થવા છતાં બજારોમાં બેશનારા દુકાંનદારો પાસેથી છાપો લેવાનો ઠેડાવ કર્યાથી બધાં બજારોમાં વેચવા બેશનારાઓએ દશ મહીના સુધી દુકાંનો માડી નહિં. આથી કોટના રેહવાસીઓની વીપતી ટાલવા માટે એવણે તે તરફના દુકાંનદારોને પોતાને હસ્તકની ઉપલી વાડીના ઓટલાઓ પર દુકાંનો માડી દશ મહીના સુધી બેશવા દીધા હતા. એજ મુજબ ઈ૦ સ૦ ૧૮૫૧ નાં મુસલમાંનોનાં હુલડ વખતે ભીડીબજાર, કાંદાવાલો મોહલો, અને બાહેરકોટના ઘણાક પારસીઓ પોતાનાં ઘરબાર ખાલી કરી કોટ અને ચંદનવાડી તરફ સંભાલની જગોમાં આવ્યા તેઓમાંના ગરીબોને એવણે ઉપલી વાડીમાં કેટલુંક સુધી ઉતારો આપ્યો હતો. મરહુમ માણેકજી શેઠનાં ધર્મખાતાંનાં મુતવલીપણાંનો વહીવટ એવણે ૫૧) વર્ષની લાંબી મુદત સુધી ચલાવ્યો હતો.

---

### તા૦ ૨ જી જુન.

આજ દીને મરહુમ શેઠ માણેકજી મેહરવાંનજી શેઠનાનાં ઉઠમણાંમાં તેમના વડા બેટા તથા ગાદીવારસ શેઠ મેહરવાંનજી માણેકજી શેઠનાએ નીચલો અંજુમન પત્ર રજુ કરી તે અરસેનાં ગુજરાતી વર્તમાન પત્રોમાં છપાવ્યો હતો:—[2]

"અનજુમનના સાહેબો,

આપણા જરતોશતી ટોલાને માથે અગતછે કે એક આપઅખતીઆર અને કાબેલ દસ્તુર હમેશાં જોઈએ, તે હું ઉમેદ રાખુંછું કે સરવે અનજુમન કબુલ રાખશે. પણ એવું બનવા સારૂં જરૂરછે કે એવા દસ્તુરના દરજા તથા કાબેલીઅત મુજબ તેને સારૂં કાંઈ અંનજુમન તરફથી ગુજરે દરમાએઆની ગોઠવણ થવી જોઈએ, અને તેને વાસ્તે એક મટુ હમેશગીનું ફંડ ઉભું થાવું જોઈએ જેની પેદાશ મધેથી દરમાએઆની જોઈતી ગોઠવણ થાઈશકે. આએ નેક કામ પાર પડે તો આપણા મોબેદોના ટોલાનેજ નહીં પણ સરવે જરતોશતી ટોલાને મોટું માન તથા ફાએદો થાશે. મારા મુરબીજી હમેશાં મોબેદોના ટોલા વીશે પોતાથી

---

કાવશાજી શાપુરજી લંગડાનાં વીવવાનાં પુનને માટે. (રૂ.૧૦૦) નશરવાંનજી બહમનજી મોદીના છોકરાઓ, મેહરવાંનજી ફરાંમજી પાંડેની કું૦, મરહુમ પેશતનજી કાવશાજી શેઠનાને નામે, રૂસ્તમજી શોરાબજી કમીશરીવાલા, અરદેશીરજી જમશેદજી કમીશરીવાલા, દાદાભાઈ રતનજીની કું૦, નવરોજજી ખરશેદજી લીવ્રવાલા, અરદેશર ખરશેદજી વાડીઆ. (રૂ.૭૫) એસ. પી. ધનજીભાઈની કું૦, દીનશાહ જમશેદજી ફરદુનજી પારખ. (રૂ.૫૧) જમશેદજી કુવરજી જશાંવાલાના છોકરાઓ, નશરવાંનજી રતનજી તાતા, મરહુમ બરજોરજી રતનજી ફ્રાપરની પુંજીમાંથી. (રૂ.૫૦) હોરમજજી પેશતનજી બાટલીવાલાના છોકરાઓ, દાદાશાહ તથા રૂસ્તમજી ધનજીશાહ કપટાંન, મનચેરજી ફરાંમજી કામાજી, શોરાબજી શાપુરજી બંગાલી, મરહુમ ડોશાભાઈ ખરશેદજી વાડીઆને નામે, પાલણજી પેશતનજી પોંહચખાંનાવાલા, નશરવાંનજી એદલજી મેહતા. (રૂ.૧૨૫૬) રૂ.૫૦) ની અંદરની રકમ.

એ રીતે ઉપર મુજબ રૂ.૧૫૭૨૦) થયા તે મધેથી એ મકાનમાં દરેમેહરને લાયકનો ફેરફાર કરી (તેમાં શેઠ બેજનજી ખરશેદજી ગોલવાલાએ પોતાને ખરચે બાંએતલીએ પથરની લાદી જડાવી તથા બે હીંધોલા મુકાવી આપ્યા હતા.) બાકીનાં નાણાંમાંથી રૂ.૧૧૮૦૦) ની સરકારી નોટ તેનાં બ્યાજ મધેથી ચાલુ ખરચ કરવા માટે ખરીદ કરી તેના શેઠો અરદેશર ગુસતાદજી ડોકીપાર, દાદાભાઈ એદલજી સુખીઆ, અને અરદેશર ખરશેદજી રાજકોટવાલાને તરસ્ટીઓ નેમ્યા હતા. એ પછી તેમાં ખાલી પડતી જગા પર અપારનવાર શેઠો રૂસ્તમજી ફરાંમરોજ સાટનના, જહાંગીરજી હોરમજજી કોઠારી, શાપુરજી હોરમજજી સોપારીવાલા, અને ખરશેદજી શાપુરજી સોપારીવાલાને તરસ્ટીઓ નેમ્યા હતા, અને શેઠ દોરાબજી નાનાભાઈ શેઠના ઈ૦ સ૦ ૧૮૮૧ થી તેમના શેક્રેટરી અને ટ્રેજરર તરીકે કામ ચલાવેછે.

એ દરેમેહર વરસાઈ તે વેળાએ અવલમાં ઉપલા શેઠ બેજનજી ખરશેદજી ગોલવાલાએ દરેમેહરને લાયકનાં સઘળાં વાસણો સોનથી મંગાવી આપ્યાં હતાં, તથા ઈ૦ સ૦ ૧૮૮૭ ના આરંભ માસમાં ત્યાંવાલા શેઠ એદલજી દીનશાહ સરાફે જરથોસ્તીઓને સર અવસરે વાપરવાને રૂ.૧૦૦૦) નાં વાસણો એ દરેમેહરમાં ભેટ આપ્યાં હતાં. વળી એ દરેમેહરનાં ફંડમાં સર દીનશાહજી માણેકજી પીટીટે ઈ૦ સ૦ ૧૮૮૭ માં પોતાના નબીરા મરહુમ શેઠ અરદેશર કાવશાજી પીટીટનાં પુનને માટે રૂ.૫૦૦) નું મુંબઈનાં પોર્ટ ટરસ્ટનું બોંડ તથા ૧૮૯૬ માં પોતાના દાદા મરહુમ શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટનાં પુનને માટે રૂ.૧૦૦૦) નું મ્યુનીસીપાલ બોંડ તેનાં બ્યાજ વાપરવાને ભેટ આપ્યાં હતાં.

એજ મકાનમાં અગાડીમાં જે જરથોસ્તી બાળક શાળા હતી તે પણ હજુ સુધી ત્યાંના જરથોસ્તીઓ વગેરે ઉપરાણું તથા ખાતીર વ્યવસ્થાથી ચલાવવામાં આવેછે. તેની પુંજીમાં રૂ.૧૫૦૦) ની સરકારી નોટ છે, જેનું બ્યાજ તથા ઉપલી આવક મધેથી મોબેદ શીક્ષકને દરમાયો આપવામાં આવેછે. તેના અંદર શેક્રેટરી અને ટ્રેજરરો તરીકે શેઠો જહાંગીરજી હોરમજજી કોઠારી અને દોરાબજી નાનાભાઈ શેઠના ઈ૦ સ૦ ૧૮૮૧ થી કામ ચલાવેછે.

---

૧ જામે જમશેદ, તા૦ ૫ મી જુન ૧૮૬૯.

બને તેવી સેવા કરતા આવેઆછે અને તે સબબથી આજ રોજ મારા ઉપર ફરજ આવીછે કે મારાથી બને તેમ મારા મુરબીજીની ઇઆદગારી સારૂં આએ નેક કામ કોઈ પરકારે અનજુમનની આગલ રજુ કરૂં. એ વીચારથી હું આપણી જરતોશથી અનજુમનના અકાબર સાહેબોને અરજ કરૂં છું કે તે મેહેરબાંન સાહેબો આગેવાની કરીને એક ધરતું ફંડ ઉભું કરવાનું કામ શરૂ કરે તો મારા મુરબીજીની ઇઆદગારીને સારૂં તે ફંડની અંદર હું ૩૫૦૦૦) અંકે પાંચ હજાર આપવાને હાજર છેઉં. એ મારી અરજ ઉમેદ રાખું છું કે આપણા અકાબર સાહેબો તથા અનજુમન કબુલ રાખશે. રોજ ૧૪ મો માહા ૯ મો શેનશાહી સને ૧૨૩૮ ઇઝદજરદી તા૦ ૨ જી જુન ૧૮૬૯ અંગરેજી."

વળી મરનારનાં પુનને સારૂં શેઠ મેહરવાંનજીએ ૩૮૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

---

તા૦ ૫ મી જુન.

રોજ ૧૭ માહ ૯ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

શેઠ પાલણજી ખરશેદજી કામા અથવા ચીતાઇએ ખેતવાડી મધે એક દરેમેહર તથા તેના કંપાઉંડમાં જરથોશ્તીઓને સર અવસરે વાપડવાનો એક બંગલો તથા જમનશાલાનો ઓટલો બંધાવી આજ દીને તે ખોલ્લાં મુકવાની ક્રિઆ કરાવી હતી. સવારનાં ૯ કલાકે ઉપલી દરેમેહરમાં આતશ આદરાંન તખ્તનશીન કીધા બાદ દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પ આશાનાએ જશનની ક્રિઆ શરૂ કીધી હતી. જે પુરી થવા બાદ શેઠ પાલણજી તરફથી એક અંજુમન પત્ર વાંચવામાં આવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ મકાંનો તેવણે પોતાને ખરચે બંધાવ્યાંછે, જે પાછલ કુલે ખરચ વાશણ, ફરનીચર, વગેરે મલી આસરે એક લાખ રૂપીઆનો થયોછે, તથા એના નીભાવને માટે ૩૪૦૦૦૦) ની ચાર ટકાનાં વ્યાજની સરકારી નોટ જુદી કાઢી તેનું તરસ્ટડીડ કરી તે શેઠ એદલજી પાલણજી બાટલીવાલા, ધનજીભાઈ પાલણજી બાટલીવાલા અને શેરાબજી રતનજી ભાયાને તરસ્ટીઓ નેમી સ્વાધીન કીધીછે. એ મકાનનું નામ "પાલણજી કામાબાગ" તથા દરેમેહરનું નામ "પાલણજી કામાની અગીઆરી" કરી રાખ્યુંછે. એ ઉપરાંત એ મકાંન ખોલ્લું મુકાયું તેની ખુશાલીમાં ૨૧૦૦૦) ધર્મ ખાતે આપ્યા હતા. એ અંજુમન પત્ર વંચાયા બાદ શેઠ પેશતનજી દીનશાહ સોલીસીટરે આએ ધર્મખાતાંને લગતાં તૈયાર કરેલાં તરસ્ટડીડનો ગુજરાતીમાં તરજુમો વાંચી સંભલાવ્યો. એ પછી દસ્તુર જામાસપજીએ આતશનો કેબ્લો કરી બંદગી કીધાથી કેવી અસર થાયછે તે વિશે એક વાએજ કરી સંભલાવી, તથા શેઠ ડોશાભાઇ ફરામજી કરાકાએ ઉઠી આ ધર્મનું કામ કરવા માટે શેઠ પાલણજીનો જરથોશ્તી અંજુમન તરફથી ઉપકાર માનયો હતો. એ બાદ ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું. બીજે દીને એટલે રવીવારે શેઠ પાલણજીએ એ મકાંન ખોલ્લું મુકવાની યાદગારીમાં મરહુમ સર જમશેદજીવાલા એલાહીબાગમાં પારસી અંજુમનની નપાતનું એક જમન કીધું હતું.[૨]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૪ મી જુલાઇ ૧૮૬૯.

શેઠ મેહરવાંનજીના ઉપલા અંજુમન પત્ર ઉપરાંત શેઠ કાવશજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઇ. એ પણ પંચાતના તરસ્ટી સાહેબો ઉપર એક પત્ર લખી તે મધે આપણા શેહનશાહી ટોલામાં એક દસ્તુર નેમવાની યોજના કીધી હતી, પણ એ કામ પાર પડે નહિં એવું ધારી શેઠીયાઓએ પડતું નાખ્યું હતું.

એ બાદ તા૦ ૪ થી જુલાઇ ૧૮૬૯ ને દીને સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ મજગાંમ કાસ્ટલમાં કેટલાક આગેવાંન શેઠીયાઓની એક સભા મલી હતી. તે સભામાં દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા તથા દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પ આશાના પણ હાજર થયા હતા. તેઓ બંધેને કેટલાક સવાલો લખી આપ્યા હતા કે હાલમાં આપણા ટોળામાં કેટલીક ક્રિઆઓમાં જુદી જુદી રીતે ભણતર થાયછે તેમાં ખરૂં અને ખોટું કયું તેનું છાંડન તેઓએ કરી આપવું, પણ તે કામથી પાર પડી શકયું નહિં.

વળી મુંબઇ મધે ભણતરોમાં નવસારીની વડી દરેમેહરને તાબેના ભગર સાથ ટોળાના અથીરનાંનનાં કાએદાથી થોડાક જણાઓ ફેરફાર પડવાને લીધે વારંવાર રીતનો તથા કંકાસ થયા કરતો હતો, તેનો રસ્તો લાવવાની ગોઠવણ કરવા સારૂં શેઠ મેહરવાંનજી માણેકજી શેઠનાએ તા૦ ૧ લી મેએ ૧૮૭૧ ને દીને પોતાના ગીરગાંમના બંગલામાં મોબેદોની એક સભા મેલાવી હતી, અને ત્યાં એ કારણસર કેટલાક જાણકાર દસ્તુર મોબેદોની એક કમીટી નેમી હતી, પણ તે કમીટીથી એ કામ પાર પડયું નહિં.

૨ જામે જમશેદ, તા૦ ૭ મી જુન ૧૮૬૯.

ઉપલા અંજુમન પત્રમાં જણાવ્યા મુજબના એ મકાંનના નીભાવને માટે એલાહેદા કાઢેલા ૩૪૦૦૦૦) નું કાએદાસરનું તરસ્ટ ડીડ એજ દીને એટલે તા૦ ૫ મી જુન ૧૮૬૯ ને દીને કીધું હતું. એ ૩૪૦૦૦૦) ની રકમમાં ઈ૦ સ૦ ૧૮૭૭ માં શેઠ પાલણજી ખરશેદજી કામા બેહશતનશીન થયા ત્યારે તેમનાં વીધવા બાઈ બાઇઆઇએ ૩૨૦૦૦) મરનારની દર વર્ષની બાજને દીને ક્રીયા કરાવવા તથા દરેમેહરની શાલગરેહનું દર શાલ જશન કરવા માટે, તથા ઈ૦ સ૦ ૧૮૯૫ માં તેમના બેટા શેઠ કુવરજી પાલણજી કામા બેહશતનશીન થયા ત્યારે પણ ૩૨૦૦૦) ઉપલાંજ કારણસર, તેમજ ઈ૦ સ૦ ૧૮૮૭ માં મ્યુનીસીપાલીટીએ એ બાગની પશ્ચિમ બાજુની થોડીક જગા રસ્તો પોહલો કરવાને લીધી તેના ઉપજેલા ૩૧૦૦૦) એ ફંડ મધે ઉમેરવામાં આવ્યા હતા, અને હાલ તે ૩૪૫૦૦૦) નું છે.

ઉપલા પેહલે દીને ઠેરવેલા તરસ્ટીઓમાં મરણને લીધે જગા ખાલી પડવાથી શેઠ ડોશાભાઇ પાલણજી કામા, પેશતનજી દાદાભાઇ આશાવઇદના, દીનશાહ નવરોજજી બેલગાંમવાલા, અને કાવશજી એદલજી બાટલીવાલાને તરસ્ટીઓ તરીકે અવાર નવાર નેમ્યા હતા. પેહલા તરસ્ટી શેઠ એદલજી પાલણજી બાટલીવાલાએ ૧૮૬૯ થી તે ૧૮૯૫ માં પોતાનાં મરણ સુધી એ મકાંનનો વહીવટ ઘણી દાનાઇથી ચલાવ્યો હતો, અને તેમને બદલે હાલ તેમના બેટા મજકુર શેઠ કાવશજી એદલજી બાટલીવાલા તે ચલાવેછે.

તા૦ ૫ મી જુન.

રોજ ૧૭ માહ ૯ (શે૦) ૧૨૩૮ યઝદજરદી.

**મરણ**—રૂસતમજી શાપુરજી ઉમરીગર—ઉમર વર્ષ ૩૫) શેઠ શાપુરજી બોમનજી ઉમરીગરના નાહલા દીકરા. એઓ પ્રથમમાં શેઠ હોરમસજી મનચેરજી કામાના છોકરાઓની પેઢી તરફથી ઈ૦ સ૦ ૧૮૫૬ માં ચીન ગયા હતા. ત્યાંથી ત્રણ વર્ષ આવી પાછા ૧૮૬૦ માં મેસર્સ કામાની કુંપની તરફથી ઇંગલાંડ ગયા હતા. લંડન મધે સ્થાપેલાં યુરોપના જરથોસ્તીઓનાં ધર્મનાં ફંડના એઓ ૧૮૬૩ તથા ૧૮૬૪ માં હાનરરી સેક્રેટરી હતા. એઓનું મરણ મુંબઈ મધે નીપજયું હતું.

---

તા૦ ૫ મી જુન.

રોજ ૧૭ માહ ૯ (શે૦) ૧૨૩૮ યઝદજરદી.

**મરણ**—મેહરવાંનજી દાદાભાઈ પોસ્ટવાલા—ઉમર વર્ષ ૬૬) એઓ ઈ૦ સ૦ ૧૮૨૫ માં પ્રથમ કોલાપોરના કલેકટરની આફીસમાં એક કલાર્ક તરીકે રહયા હતા. તે બાદ ઈ૦ સ૦ ૧૮૨૮ માં પોસ્ટ ખાતાંમાં દાખલ થઈ વધતાં વધતાં ઇનસ્પેકટીંગ પોસ્ટ માસ્તર તથા તા૦ ૧ લી આપરેલ ૧૮૪૬ થી પુણાંના પોસ્ટ માસ્તર નેમાયા હતા. ૩૨ વર્ષ સુધી સરકારની નીમકહલાલીથી નોકરી કરી ૧૮૫૭ માં પેનશન લઇ પુણાં મધે એકાંત જીંદગી ગુજારતા હતા. ૧૮૬૫ માં પુણાંની ડીસ્ટ્રીક્ટ પારસી માટ્રીમોનીઅલ કોરટના એઓને સરકારે એક ડેલીગેટ નેમ્યા હતા. એઓનું મરણ પુણાં મધે નીપજયું હતું.

---

તા૦ ૭ મી જુન.

રોજ ૧૯ માહ ૯ (શે૦) ૧૨૩૮ યઝદજરદી.

**મરણ**—ખરશેદજી મેહરવાંનજી વાડીઆ—ઉમર વર્ષ ૫૬) શેઠ મેહરવાંનજી હીરજીભાઈ વાડીઆના વિજા દીકરા. એઓ પોતાની નાહની વએ ઈ૦ સ૦ ૧૮૨૮ માં ચીન ખાતે મરહુમ શેઠ ખરશેદજી ફરામજી વાડીઆની પેહડી પર ગયા હતા. ત્યાંથી પાછા ફર્યા બાદ શેઠ જહાંગીરજી નસરવાંનજી વાડીઆની પેહડીમાં કેટલુંક સુધી રહયા હતા. તે પછી પોતાના ભાઈઓની સાથે ઈ૦ સ૦ ૧૮૪૪ થી "દાદાભાઈ મેહરવાંનજીની કુંપની" નાં નામથી ચાલતી પેહડીના એક ભાગિયા થયા હતા. એ પેહડી અમેરીકાની સરકારની ખરૂ આડત ચલાવતી હતી. ઈ૦ સ૦ ૧૮૬૬ માં એઓ યુરોપ ગયા હતા, અને ત્યાં આલીમના પાકની બનાવત તથા ઝરાતખાતાંની તપાસ કરતાં શિખ્યા, તથા ત્યાંના માહરાજે હોમઝર સાથે પોતાનો મહેરો વગ વસેલો વધાર્યો હતો. એઓ પોતાની ભુમીજ્યનના ગુજરાનને માટે પુણે ગયા હતા, પણ પોતકમાં ત્યાંથી પાછા ફરી મુંબઈ પોતાને ઘેર આવવાને વાર એકબે દહાડામાં મરણ પામ્યા હતા.

---

તા૦ ૭ મી જુન.

ભરૂચ તથા ભાવનગર વચ્ચે ફરતી આગબોટ "જેસમ" ભાવનગરથી આવતાં આજ દીને રસ્તામાં ભાગી ગઈ, જેમાં ૧૭૦ ઉતારૂઓ ડુબી ગયા હતા, જેઓમાં સુરતના એક મોબેદ આ૦ બેજનજી માણેકજી તઠી પણ ડુબા હતા.[1]

---

તા૦ ૮ મી જુન.

રોજ ૨૦ માહ ૯ (શે૦) ૧૨૩૮ યઝદજરદી.

આજ દીને નવસારીની પાસે આવેલાં તવરી ગામ મધે અંજુમનના ઉધરાતથી એક દરેમેહર બંધાવી પરકાવી હતી. એ દરેમેહરની આગેવાની શેઠ માણેકજી બેહરામજી તવરીઆ તથા ત્યાંના પટેલ નાનાભાઇ શાપુરજીએ લીધી હતી.[2]

---

તા૦ ૯ મી જુન.

કાબુલના અમીર શેહરઅલીએ પેશાવર ખાતેની મેસરસ જાંહગીર (જશાવાલાની) કંપનીને આસરો આપી કાબુલ મધે એક દુકાંન ઉઘડાવી હતી.[3]

---

તા૦ ૧૧ મી જુન.

શેઠ નાનાભાઇ નશરવાંનજી પાલણજી (માસ્ટર) એ "પનોતા પુતર" ઇઆને બાળપણથી અજનબ મન શક્તિ, ઉદ્યોગ અને બાહદુરી બતાવી મોટપણે નામીચાં માણસ થયલા છોકરાઓનાં ચરિત્રનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[4] એ પુસ્તક સર જમશેદજી જીજીભાઈ બારોનેટના પુત્રો શેઠ માણેકજી તથા કાવસજી ખરશેદજી જમશેદજીને અર્પણ કરવામાં આવ્યું હતું.

---

તા૦ ૧૫ મી જુન.

સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટના એક શિક્ષક શેઠ જીવણજી હોરમસજી માસ્ટરે મુંબઈના કોટ મધે કોરેકોટ મેટ્રીકયુલેશનનાં ધોરણ સુધી શીખ-

---

૧ એ બીના સુરતવાલા શેઠ પાલણજી બેજનજી દોટીવાલાની નોંધપોથી હમોને મલીછે.

૨ મુંબઈ સમાચાર, તા૦ ૨૫ મી જુન ૧૮૬૯.

એની આગમજ તવરી મધે એક બીજી દરેમેહર શેઠ રૂસ્તમજી જીવણજી દાવરની આગેવાની હેઠલ તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૬૯. (રોજ ૬ માહ ૬ (શે૦) ૧૨૩૮ યઝદેજરદી) ને દીને પરકાઈ હતી.

૩ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૫ મી જુન ૧૮૬૯.

૪ "પનોતા પુતર, ઇઆને બચપણથીજ અજબગજબ સરખી મનશક્તી, ઊદ્યોગીપણું અને બહાદુરી બતાવી સધળા અને મોટપણે ઘણા નામીચા અને મોટા માણસ થયલા છોકરાઓનું ચરીતર. બનાવનાર, નાનાભાઈ નશરવાંનજી પાલણજી, સર જ. જી. પી. બી. ઇનસ્ટીટીઊશનને લગતી દોટની છોકરીઓની સ્કુલનો વડો ઊસ્તાદ. મુંબઈ મધે જામે જમશેદ છાપખાનામાં છાપ્યું. સને ૧૮૬૯."

પવાની એક સ્કુલ "એંગ્લો વર્નાક્યુલર સ્કુલ" ને નામે ઉઘાડી હતી.[૧]

તા૦ ૧૬ મી જુન.

શેઠ માણેકજી કાવશજી દમણવાલાએ પોતાને હસ્તકનાં ધરમપોર રાજ્યને લગતાં બરાઈ ગામથી ત્રણ મેલ દુર એરલાઉ નામનાં ગામમાં આજ દીને પોતાની બંદુક વતે એક મોટો વાઘ માર્યો હતો. એ વાઘની લંબાઈ ૬॥ ફીટ અને ઉનચાઈ ૩॥ ફીટની હતી. તેનું ચામડું ઉખેડાવીને શેઠ માણેકજીએ સુરતના કલેકટરની કચેરીમાં ભેટ મોકલાવ્યું હતું.[૨]

તા૦ ૧૭ મી જુન.

રોજ ૨૯ માહ ૧૦ (ક૦) ૧૨૩૮ યજદેજરદી.

**મરણ**—એદલજી ફરદુનજી ખંબાતા[૩]—ઉમર વર્ષ ૭૨). ખંબાતવાલા શેઠ ફરદુનજી રૂસતમજી ખંબાતાના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૨૦ માં પોતાનાં જન્મ વતન ખંબાતથી અતરે નીકલી આવી શેઠ હોરમજજી શાપુરજી પસતાકીઆની સાથે ઈ૦ સ૦ ૧૮૨૩ માં ચીન ગયા હતા. તે બાદ ૧૮૩૪ થી પોતાને હીસાબે વ્યાપારીઓની આડત તથા કમીશન એજંટનું કામ કરતા હતા. ૧૮૪૫ થી કામાજી પોહચાજીની કુંપનીને નામે પેહડી ચાલતી હતી તેનો વહીવટ ૧૮૫૦ ની આખરીએ બંધ કરી તા૦ ૧ લી જાનેવારી ૧૮૫૧ થી એવણે શેઠ દાદાભાઇ દોરાબજી લાલકાકા સાથે "એદલજી તથા દાદાભાઇ" ને નામે નવી પેહડી ચાલુ કીધી હતી. તે ૧૮૫૬ માં બંધ કરી મુંબઇ આવી એકાંત જીંદગી ગુજારી હતી. એવણ ઘણાં વર્ષો સુધી ચીન મધે રહેલા હતા.

તા૦ ૧૯ મી જુન.

આજ દીને મરહુમ શેઠ એદલજી ફરદુનજી ખંબાતાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી રૂ૩૦૦), વીધવા બાઈ નવાજબાઇએ રૂ૨૦૦), ભત્રિજા શેઠ શોરાબજી કાવશજી ખંબાતાના બેટાઓ શેઠ ફરામજી શોરાબજી ખંબાતા તથા ધનજીભાઈ એદલજી ખંબાતાએ રૂ૨૦૦), તથા બીજા એશીઓએ રૂ૨૭૬) મલી રૂ૯૭૬) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૪]

તા૦ ૨૧ મી જુન.

ગોંડલના ઠાકોર સાહેબ જેઓ હાલ મુંબઈમાં ફરવાને આવ્યા હતા તેવણે આજ દીને પોતાનાં ગોવાલીઆ તલાવ આગલનાં ઉતારાનાં મકાનમાં એક મોટી સભા બોલાવી હતી, જ્યાં શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસરે "હિંદુસ્થાંનના હક" વિષે એક ભાષણ ગુજરાતીમાં કીધું હતું, જેની સેવટે થાકોર સાહેબના કારભારી શેઠ શુંદરજી દુરગાદાશે એક પત્ર વાંચી શેઠ દાદાભાઇને શાબાશી આપી તથા ઇસ્ટ ઇંડીઆ આશોશીએશનનાં ફંડમાં દર વર્ષે રૂ૨૪૦૦) ની મદદ આપવાની પોતાની મરજી જણાવી હતી.[૫]

તા૦ ૨૫ મી જુન.

શેઠ રૂસતમજી કાવશજી સુરતી અથવા જાબુલી રૂસ્તમનાં જોડેલાં બેતો તથા કવેતોની એક ચોપડી "જાબુલી રૂસ્તમ કાવ્ય સંગ્રહ" નાં નામથી તેમના એક મિત્ર શેઠ જમશેદજી ફરામજી પાલીસવાલાએ છપાવી પ્રગટ કીધી હતી.[૬] એ ચોપડી મશકતના ઈમાંમ નામદાર સૈયદ તુરકી બીન સૈયદ સાયદને અર્પણ કરવામાં આવી હતી.

તા૦ ૨૬ મી જુન.

વાંદરા મધેના હાનરેબલ બેહરામજી જીજીભાઇના "સીંડમ એન્ડ" નામના બંગલાના રસ્તા પરથી કેટલાક ઇંગ્રેજો ફરવા હરવા તથા ટેકડીનો દેખાવ જોવાને જાવ આવ કરતા હતા. તેમને એ શેઠે ત્યાં એક દરવાજો બાંધી લઈ અટકાવવાથી તેવણ ઉપર એક જાહેર રસ્તો બંધ પાડવાની ફરીયાદી થાણાના મામલતદારની કોરટમાં મંડાઈ હતી. તેનો ચુકાદો આજ દીને એ શેઠના લાભમાં થયો હતો. શાક્ષીઓથી એવું પુરવાર થયું કે એ રસ્તો કાંઈ જાહેર હતો નહિં. તે એ શેઠની જગાછે, અને ત્યાંથી જતા આવતાઓને ઘણીવાર અટકાવવાની કોશેશ થતી હતી, જે પેશ નહિં પડવાથી આ દરવાજો બાંધવામાં આવ્યો હતો.[૭]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૬ મી જુન ૧૮૬૯.
એ સ્કુલ થોડાંક વર્ષ ચાલી બંધ પડી ગઈ હતી.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૨૦ મી જુન ૧૮૬૯.
એજ મુજબ જંબુસરડીવાળા શેઠ બહમનજી રાંમજી વરા જેવણ થોડાંક વર્ષ થયાં મરણ પામ્યાછે તેવણે પોતાની આખી જીંદગીમાં નજદીક ૧૫) વાઘો માર્યા હતા, અને તેવણના ૧ડવા બાબે પણ કુવીજ હીમત સાંભલેઆમાં આવીછે. વળી નારગોલવાલા શેઠ નરશંગજી રતનજી વાંકડીઆએ પણ વાઘના શેકારો કરેલા જણાયલાછે. તારાપોરવાલા મરહુમ શેઠ રતનજી નાહનજી કે જેમનું મરણ આ પુસ્તકનાં પેહલાં દફતરમાં સફે ૨૦૫ મે નોંધેલુંછે. તેવણે બંદુકથી નહિં પણ તલવારના ઘાહથી વાઘો મારેલા હતા.

૩ એવણના બાવા શેઠ ફરદુનજી રૂસતમજી ખંબાતા ખંબાત મધે અકીક તથા બીજી ચીજોનો વ્યાપાર કરતા હતા. તેમના એક બીજા દીકરા શેઠ કાવશજી ફરદુનજી ખંબાતા પણ પાછલથી મુંબઇ આવી રોજગાર કરતા હતા.

૪ જામે જમશેદ, તા૦ ૨૫ મી જુન ૧૮૬૯.

૫ મુંબઇ સમાચાર, તા૦ ૨૩ મી જુન ૧૮૬૯.

૬ "જાબુલી રૂસ્તમ કાવ્ય સંગ્રહ. બે ભાગમાં, ગુજરાતી તથા હિંદુસ્થાની (સને ૧૮૫૬—૬૯ ના માર્ચ સુધીમાં અવાર નવારની ફુરસતે) બનાવનાર, કવિશ્વર જાબુલી રૂસ્તમ તે રૂસતમજી કાવશજી સુરતી. છપાવી પ્રસિદ્દ કરનાર, જમશેદજી ફરામજી, અખબારે સોદાગર તથા સમાચાર દરપણના અધીપતી. મુંબઇ, ઇમ્પીરિયલ પ્રેસમાં મી૦ નવરોજજી ફરામજીએ છાપેલો છે. ઈ૦ સ૦ ૧૮૬૯ માસ મે."

૭ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૮ મી જુન ૧૮૬૯.

તા૦ ૨૭ મી જુન.

શેઠ નાનાભાઇ નશરવાંનજી પાલણજી માસ્તરે રેલવેની ટ્રેનો ચાલતી હોય તે વેળા અકસમાત ઉંપા ધામતીને વખતે ઉતારૂઓ, ગારડ, અને ડરાઇવર વચ્ચે સંદેશો ચલાવી શકાય એવી એક કળા શોધી કાઢી હતી.[1]

તા૦ ૨૮ મી જુન.

રોજ ૧૦ માહ ૧૦ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

મરણ—એદલજી નશરવાંનજી માસ્તર (પરશીયા)—ઉમર વર્ષ ૪૦) એવણે ઈ૦ સ૦ ૧૮૫૦ માં અતરેની એલફીનસટન ઇનસ્ટીટયુટમાંથી વેસ્ટ સ્કાલરની પદવી મેલવી હતી, અને તેજ ઇનસ્ટીટયુટમાં એક શિક્ષક તરીકે ૧૮૫૭ સુધી રહયા હતા. ૧૮૪૯ માં સ્ટુડંટસ લીટરરી એંડ સાએનટીફીક સોશાઇટીએ છોડીઓની નિશાલો ઉંધાડી તેમાં એવણે પણ ઘણી મદદો કીધી હતી, તથા કેટલુંક સુધી મુફત શિક્ષક તથા ઉપરી રહયા હતા. રાસ્ત ગોફતાર પત્ર શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરે કાઢયું તેમાં પણ એવણની પ્રથમથીજ લખાંણો સંબંધી મદદ હતી, અને તે પત્રના એઓ ૧૮૫૨ ના આગશટથી તે ૧૮૫૩ ના મારચ સુધી એખલા અધીપતી હતા. ગ્નાન પ્રસારક મંડલી સ્થાપવામાં પણ એવણનો હાથ હતો, અને તે મંડલીના એવણ ૧૮૫૩ થી તે ૧૮૫૮ સુધી હાનરરી સેક્રેટરી તથા એજ મુદત સુધી તેનાં ચોપાંનયાંના અધીપતી હતા. એજ મુજબ રાહનુમાએ માજદીઅસનાંન સભાના પણ એવણ પેહલાંથીજ અધીકારી તથા ૧૮૫૭—૫૮ માં તે સભાના મુનશી હતા, અને એ બંને સભાઓના સંબધમાં ઘણાંક કીમતી ભાષાણો કીધાં હતાં. ૧૮૫૭ થી ૧૮૬૦ સુધી એવણ અતરેનાં બોમ્બે ટાઇમસ પત્રના માનેજર હતા, અને તે દરમેઆંન ૧૮૫૮ માં થોડાક માસ ચીન જઇ આવ્યા હતા. એ બાદ ૧૮૬૦ ના આપરેલ માસમાં ઇંગલાંડ ખાતે શેઠ દાદાભાઈ નવરોજજી-ની પેઢીમાં ગયા હતા, પણ ત્યાંથી એક વર્ષમાં પાછા આવી ૧૮૬૩ માં શેઠ એદલજી શાપુરજી મેહતા, રેવાગર-વાલાની પેઢી પર હાંગકાંગ ગયા હતા. ત્યાંથી આવી પાછાં ૧૮૬૭ માં હાંગકાંગ અને ત્યાંથી ગયે વર્ષ શીંગાપોર ગયા હતા, અને ત્યાંજ મરણ પામ્યા હતા. એવણમાં પોતાના "હોદ્દા ઉપર ખંતીપણું, રોજગીનકારી મેહેનત, જાતાં કામની બારીક ખુજ તથા લોકોનાં દુખની ખરાં દીલની દાઝ"[2] ઘણી મજબુત હતી.

તા૦ ૨૯ મી જુન.

આજ દીને સુરત મધે એંડરૂસ લાઇબ્રેરીના દીવાન-ખાંનામાં મી૦ દીનશાહ અરદેશર તાલેયારખાંએ પોતાની દખણ હિંદુસ્થાનમાં છ માસની મુસાફરીનો થોડોક અહેવાલ અંગ્રેજીમાં વાંચી સંભળાવ્યો હતો.[3]

તા૦ ૧ લી જુલાઈ.

મુંબઈ તથા તેને લગતા જીલ્લાઓની કન્યાશાળાઓને માટે સ્ત્રી શિક્ષકો કેળવી તૈયાર કરવા સારૂં નામદાર સરકારે મુંબઈ મધે "ફીમેલ નારમલ સ્કુલ" સ્થાપી હતી. અને તે મધે દાખલ થનારીઓને ઉતેજન તરીકે દર માસે રૂ૧૦) થી ૨૫) ના પગાર સુધીની ૧૦) સ્કાલરશીપો આપવાને મુકરર કીધું હતું.[4] એ ખાતાંપર દેખરેખ રાખવા સારૂં ૬ હિંદુ અને ૧ પારસી (શેઠ નવરોજજી ફરદુનજી) ગ્રહસ્થોની કમીટી નામદાર સરકારે નેમી હતી.[5]

તા૦ ૩ જી જુલાઈ.

શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસરે પોતાના દેશ અને દેશીઓની બજાવેલી કીમતી સેવાનો આભાર શી રીતે માંનવો, તે બાબે વિચાર કરવાને તેમના દોસ્તો અને ચાહનારાઓની એક ખાસ સભા આજ દીને ફરાંમજી કાવશજી ઇનસ્ટી-ટયુટમાં મલી હતી. સરનશીનની ખુરસી શેઠ ફરાંમજી નશર-વાંનજી પટેલને આપવા બાદ તેવણે તથા શેઠ નવરોજજી ફરદુનજી, વીનાયકરાવ જગનાથ શંકરશેઠ, ડાકટર ભાઉ દાજી અને રાવસાહેબ વીશવનાથ નારાયણ મંડલીકે શેઠ દાદાભાઇની જાહેર સેવાઓનું કેટલુંક બેઆન કરી સંભલાવ્યું. જે પછી નીચલા ઠેરાવો સર્વેનાં એકમતથી પસાર થયા હતાઃ—

"શેઠ દાદાભાઇ નવરોજજીએ ઘણાં વર્ષોની એક લાંબી મુદત સુધી દેશના ફાયદાને અર્થે જે મેહેનત કીધીછે તે સઘળી તેવણની સેવા અને ખુબીઓ આ સભા બાહેલ રાખેછે અને તેમની ઘટતી કદર બુજવાની ખાએશ રાખેછે.

"શેઠ દાદાભાઇ નવરોજજી અતરેથી ઇંગલાંડ રવાંના થાય તે વેળા તેવણને એક માનપત્ર આપવું તથા તેવણની બીનસ્વાર્થી જાહેર સેવાઓનો ઉપકાર માનવાને એક ઉઘરાંણું કરી તે મધેથી એક "ટેસ્ટીમોનીઅલ" આપવું અને તે કયા આકારમાં આપવું તે આજ દીને ઠરતી કમીટીના વીચાર ઉપર સોંપવું.

"આ કામ પાર પાડવા માટે નીચલા ગ્રહસ્થોની એક કમીટી ઠેરવવી અને તેના સેક્રેટરીઓ તરીકે શેઠ અરદેસર ફરાંમજી મુસ અને બાલા મંગેશ વાઘલેને નેમવાઃ—સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, શેઠ ફરાંમજી નશર-વાંનજી પટેલ, વીનાયકરાવ જગનાથ શંકરશેઠ, ઓનરેબલ મંગલદાસ નથુભાઇ, ઓનરેબલ બેહરાંમજી જીજીભાઈ, વર-જીવનદાસ માધવદાસ, દીનશાહજી માણેકજી પીટીટ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, અહમદભાઇ હબીબભાઇ, હાજી ઇસ-માએલ હાજી હબીબ, ધરમસી પુંજાભાઈ, નશરવાંનજી

1 રાસ્ત ગોફતાર, તા૦ ૨૭ મી જુન ૧૮૬૯.

2 રાસ્ત ગોફતાર, તા૦ ૧૧ મી જુલાઈ ૧૮૬૯.

3 ગુજરાત મિત્ર, તા૦ ૨૭ મી જુન ૧૮૬૯.

4 એ ઉપરાંત બીજી એક રૂ૨૫) ના દરમાયાની સ્કા-લરશીપ શેઠ કાવશજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઈ. એ; તથા બીજી રૂ૧૫) ની શેઠ સોરાબજી શાપુરજી બંગાલીએ પુરે નામે આપતી કીધી હતી.

5 જામે જમશેદ, તા૦ ૨ જી જુલાઈ ૧૮૬૯.

જાંગીરજી વાડીઆ, ડાક્ટર ભાઉ દાજી, રાવસાહેબ વીશ્વનાથ નારાયણ મંડલીક, શોરાબજી શાપુરજી બંગાલી, નવરોજજી ફરદુનજી, ડોશાભાઈ ફરામજી કરાકા, રતનજી બહમનજી દુબાશ, નાનાભાઈ બેહરામજી જીજીભાઈ, હોરમજજી નવરોજજી સ્કલાતવાલા, ડાક્ટરો ધીરજરામ દલપતરામ, રૂસતમજી કાવશજી બાધુરજી, આતમારામ પાંડુરંગ, શેઠો શાંતારામ નારાયણ, હોરમજજી દાદાભાઇ પલીડર, જાંગીરજી મેહરવાનજી પલીડર, ભગવાનદાસ પરશોતમદાસ, પીરોજશાહ મેહરવાનજી મેહતા, અને કરસનદાસ માધવદાસ."[1]

તા૦ ૬ થી જુલાઈ.

રોજ ૧૮ માહ ૧૦ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

**મરણ**—નશરવાનજી મનચેરજી વાડીઆ—ઉમર વર્ષ ૫૪) શેઠ મનચેરજી જમશેદજી વાડીઆના વડા દીકરા. એવણ પ્રથમથીજ પોતાના બાપ સાથે તેમનાં વ્યાપાર વનજનાં કામોમાં શામેલ હતા, અને ૧૮૪૧ માં મેશરસ ગીલાંનડરસ ઇવિરટની કુંપનીમાં વડા કારભારી હતા. તા૦ ૧ લી જુન ૧૮૪૩ થી એવણના બાવાએ એવણ તથા એવણના ભાઇ શેઠ બરજોરજીને પોતાની સાથે શામેલ કરી "મનચેરજી જમશેદજીના છોકરાઓ" ને નામે વહીવટ શરૂ કીધો હતો,

---

[1] રાસ્ત ગોફતાર, તા૦ ૪ થી જુલાઇ ૧૮૬૯.

ઊપલી સભામાં ઠેડવેલું માનપત્ર શેઠ દાદાભાઇને તા૦ ૨૬ મી જુલાઇ ૧૮૬૯ ને દીને ફરામજી કાવશજી ઇનસ્ટીટયુટમાં એક ઠઠમાર જાહેર સભા ભરી આપવામાં આવ્યું, તથા તેમનાં ઊપલાં ટેસ્ટીમોનીયલ ફંડમાં ભરાયલા રૂ૨૮૯૨૬) માંથી તેમની એક તસવીર ચીતરાવી ફરામજી કાવશજી ઇનસ્ટીટયુટમાં મુકવાના ખરચ વગેરેના બાદ કરી બાકી રૂ૨૫૦૦૦) ની એક "પર્સ" તેમને ભેટ આપી હતી. સરનશીનની ખુરસી સર જમશેદજી જીજીભાઇ બારોનેટની માંદગીને લીધે ગેરહાજરીમાં શેઠ વીનાયકરાવ જગનાથ શંકરશેઠને આપવા બાદ કમીટીના એક સેક્રેટરી શેઠ અરદેસર ફરામજી મુસે બુલંદ અવાજે માનપત્ર વાંચી સંભળાવ્યું હતું, જે અતરે સદાબરૂ ઊતારી લઇએ છીએ:—

To

DADABHAI NAOROJI Esquire,

We, your friends and admirers, feel it our duty on the eve of your departure to England to express our feeling of heart-felt gratitude and sincere thankfulness for the valuable services you have rendered to our country. Wherever you have been, at home or abroad, you have always evinced the warmest interest in the promotion of the social, political, and moral welfare of India and its inhabitants.

Pre-eminently you are one of those self-made men, who rise by the force of their individual merits and conduct: all the greater therefore is our respect and esteem for you.

Your distinguished career as a scholar at the Elphinstone Institution, your native taste and talent for Mathematics and Natural Sciences, and your sterling qualities as a teacher were not long in bringing you to the notice of the late Board of Education and the Government of Bombay, by whom you were nominated to the chair of Mathematics and Natural Philosophy in the Elphinstone College on the death of the late lamented Professor Patton, and in your nomination the whole native community felt itself highly honoured, for you were the second native, after the late lamented Professor Bal Gungadhur Shastri, on whom this honourable post was conferred; and it has afforded us extreme pleasure to find that during your tenure of office, you conducted your duties with credit to yourself and advantage to those entrusted to your care.

From early life you have always taken an active part in every movement which had for its object the improvement of the moral, social and political condition of our countrymen and in particular, you have evinced great interest in the cause of popular education and the diffusion of useful knowledge The records of the Students' Literary and Scientific Society, the Guzerati Dnyan Prasarak Sabha, the Native General Library, *the Framji Cowasji Institute, the Parsee Girl School* Association, and the Bombay Association, bear ample testimony to your indefatigable energy and zeal for the public cause.

For the spread of vernacular literature and the creation of a taste for reading in the Guzeraty speaking population of this Presidency, we are in a great measure indebted to you. In starting the Guzerathy Dnyan Prasarak Sabha, the first of its kind in Bombay, and the magazine, bearing the same name, you took a prominent part, and besides delivering public lectures in the vernacular and contributing instructive and interesting essays to the magazine, you materially assisted its funds so as to cheapen its price and bring it within the reach of the poorer classes of community.

In respect to Female Education your services are not less marked. You were one of those few who took an important part in establishing the first Native Girl's School under the auspices and superintendence of the Students' Literary and Scientific Society, and assisted in overcoming by their personal influence and labours as voluntary teachers, the prejudices of the people against female education. With the valuable aid of several leading members of the Parsee Community, you contributed not a little to put the Parsi Schools on a permanent footing.

Such were your labours in the cause of native progress and enlightenment, when 15 years ago, you proceeded to England as partner in the first native firm established in that country, with the important object of naturalizing native commercial enterprize therein.

By directing your attention during your stay in England towards the study of politics, you have proved yourself of immense service to India, being able thereby to represent our cause honestly and faithfully before the English public.

Your disinterested labors in the establishment and conduct of the London Indian Society and the East India Association, and in the formation of a branch of the latter at Bombay, your valuable services in the discussion of important and Imperial questions affecting the rights and interests of the natives of India, are too recent and well known to require lengthy acknowledgments.

Such are your services, and when to your high character for integrity and probity, dear Sir, we add your readiness disinterestedly *to devote your time*, talents and energy towards the advancement and welfare of India, with such urbanity of manners and width of sympathy as to place your valuable advice within the reach of every countryman who might need it, we cannot refrain from publicly acknowledging them and as a

અને મેશરસ ઇવરટ લાયન તથા તે પછી ઇવરટ લાથામની પેહડીના દલાલ થયા હતા. ૧૮૬૨ માં બાપનાં મરણ બાદ એઓ બંધે ભાઇઓએ એજ નામથી પેહડી ચાલુ રાખી હતી, અને જારજ ધી થરડ જુટ એંડ વુલ સ્પનીંગ એંડ વીવીંગ કુંપની, અકબર કાટન પ્રેસ કુંપની, ઇમપીરીઅલ કાટન પ્રેસ કુંપની, ઓરીએનટલ ઇનશુરનશ શોશાઇટી, આલબરટ ઇનશુરનશ કુંપની, અને બામ્બે ટરેડીંગ એંડ બેંકીંગ કુંપનીઓ ઉભી કરી તેના શેક્રેટરી અને ટરેજરર નેમાયા હતા. પરેલ મધે પોતાના બાવાએ બંધાવવા માડેલી દરેમેહર તૈયાર થવાથી એઓ બંધે ભાઇઓએ તેમાં ઇ૦ સ૦ ૧૮૩૪ માં લાલબાગ મધે શેઠો દાદાભાઇ અને મનચેરજી પેશતનજી વાડીઆએ પરઠાવેલાં આતશ આદરાંન તક્તનશીન કરાવી તા૦ ૯ મી આગશ્ટ ૧૮૬૩ ને દીને પરઠાવી હતી. એ દરેમેહરની પડોસમાંજ "લવજી વાડીઆ ડીસ્પેનસરી" નાં નામથી એક ધર્મનું દવાખાંનું ઉંઘાડવાની એઓ બંધે ભાઇઓએ આગેવાંની લીધી હતી, તથા તે માટે પોતાની જમીન ઉપર રૂ૨૩૫૧૭) ને ખરચે એક મકાંન બંધાવી આપી તા૦ ૧ લી જાનેવારી ૧૮૬૫ થી દવાખાંનું ચાલુ કીધું હતું. ૧૮૬૬ ના જુન માસમાં જદદાથી હાજીઓ લઇ કલકતે જતું "ડાએમંડ" નામનું એક વાહાણ તોફાંન ખાઇ મુંબઇનાં બારાંમાં આવતાં માહલક્ષમીના કીનારાની નજદીકમાં ખરાબે ચઢી ગયું તેમાંના ઘણાક ઉતારૂઓને એઓ બંધે ભાઇઓએ પોતાના વરલીના બંગલામાં ઉતારો આપી તેમની સારી માવજત લીધી હતી, તથા વરલીના માછીમારોને દામ આપી ઘણાકોને દરીયામાંથી બાહેર કઢાવ્યા હતા. આ માટે એઓ બંધે ભાઇઓને સત્તાવાલાઓ તરફથી શાબાશી મલી હતી. ૧૮૬૭ માં એઓની પેહડીને નુકસાંન જવાથી તે બંધ કરી થોડુંક સુધી એવણે એકાંત જીંદગી ગુજારી હતી.

---

તા૦ ૬ થી જુલાઇ.

રોજ ૧૮ માહ ૧૦ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

મરણ—રૂસતમજી જીવણજી પોસ્ટ માસતર[૧]—ઉમર વર્ષ ૪૬) એવણ સુરતના પોસ્ટ માસતર હતા.

---

small token of our esteem and affection we request your kind acceptance of a purse which we have subscribed.

We also solicit the favour of your kindly consenting to have your life size portrait placed in the hall of the Framji Cowasji Institute.

In conclusion we beg heartily to wish you a happy voyage to England, and we pray Almighty God to grant you long life and prosperity and that we may have the happiness of once more seeing that benign and cheerful countenance, among us.—

We remain, dear Sir,

Your sincere friends and admirers.

શેઠ દાદાભાઇએ ઘણી લાગણીથી ઊપરનાં માનપત્રનો જવાબ આપ્યો, તથા ભેટ આપેલી "પર્સ" ઊપકાર સાથે બાહલ રાખી, જે બાદ શેઠ રતનજી બઇરામજી દુભાશની સુચનાંથી તેમની જય પોકારી મેલાવડો બરખાસ્ત થયો હતો.

૧ એવણના એક ભાઈ શેઠ આદરજી જીવણજી રાજકોટ મધે પોસટ માસતર હતા, અને ત્યાંજ મરણ પામ્યા હતા.

તા૦ ૬ થી જુલાઈ.

રોજ ૧૮ માહ ૧૦ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ માણેકબાઈ તે શેઠ ફરદુનજી ધનજીભાઇ આલબલેસનાં ધણીઆંની તથા શેઠ નવરોજજી બરજોરજી પારખનાં બેટીનાં ઉઠમણાંમાં તેમનાં બેશીઓએ રૂ૬૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૨]

---

તા૦ ૯ મી જુલાઇ.

શેઠ કાવશજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઇ. એ અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં સ્થાપેલા વૈદું શિખાડવાના ગુજરાતી વર્ગમાં દર માસે રૂ૧૦) ની પોતાનાં નામની એક સ્કાલરશીપ આપવાને રૂ૨૫૦૦) ની સરકારી નોટ સરકારમાં ભેટ આપી હતી.[૩]

---

૨ જામે જમશેદ, તા૦ ૭ મી જુલાઇ ૧૮૬૯.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૧ મી આગશટ ૧૮૬૯.

આ ભેટ આપતી વેળાએ શેઠ કાવશજીએ ગ્રાંટ મેડીકલ કાલેજના પ્રીનસીપાલ ડાકટર હંટર ઊપર નીચે મુજબનો પત્ર લખ્યો હતો:—

To

Dr. W. G. Hunter,

Principal, Grant Medical College.

Sir,—I was glad to find from conversation I had with you that it was the intention of Government to establish a Guzrati Vernacular Class in Grant Medical College. In a country of so extensive an area as Guzrat it is sad to think the poor should be so ill—provided with medical advice as they are and there can be little doubt that hundreds of lives are yearly sacrificed for want of medical aid. The scheme for placing this at their disposal by means of Guzrati speaking natives trained in the science of European medicine is I consider exceedingly judicious. In earnest of my wishes for the success of the scheme I have the pleasure to place at your disposal two Government 5 per cent. promissory notes for Rs. 2,500 costing me with premium Rs 2,756¼ for the purpose of founding a scholarship of the value of Rs. 10 per month.

I have &c.,

COWASJEE JEHANGHIER,

Bombay, 9th July 1869.

આ ભેટ સ્વીકારતાં સરકાર તરફથી ડાએરેક્ટર ઑફ પબલીક ઇનસ્પેકશન મી૦ જે. બી. પીલે નીચલો પત્ર લખી શેઠ કાવશજીનો ઊપકાર માનયો હતો:—

No. 1749 of 1869-70.

Poona, Office of the Director of Public Instruction,

16th August 1869.

To

Cowasjee Jehangeer, Esq., C.S.I.

Bombay.

Sir,—I have the pleasure to convey to you, by order of the Right Hon'ble the Governor in Council the warm acknowledgments by Government of the additional instance of judicious liberality you have given in

તા૦ ૧૧ મી જુલાઈ.

શેઠ બહમનજી ડોશાભાઇ મુનશીએ "તફહીમે દીને મજદયસન" નામની એક ચોપડી "એક ભલું ઇછનાર" ને નામે છપાવી પ્રગટ કીધી હતી.[1]

તા૦ ૧૫ મી જુલાઈ.

ખાંનસાહેબ દીનશાહજી પેશોતનજી દસ્તુર કામદીનજીને સુરત જીલ્લાના પેહલા વર્ગના સબારડીનેટ જડજ, તથા શેઠ કેખશરૂ હોરમજજી આલપાઇવાલાને અમદાવાદના બીજા વર્ગના સબારડીનેટ જડજ, તથા મુંબઇની હાઇ કોરટની આપેલેટ સાઇડના ત્રાનસલેટર અને ઇનટરપ્રીટર શેઠ ખરશેદજી રૂસતમજી થાણેવાલાને કલીઆંણીના બીજા વર્ગના સબારડીનેટ જડજ તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.[2]

તા૦ ૨૩ મી જુલાઈ.

રોજ ૫ માહ ૧૨ (ક૦) ૧૨૩૮ યજદેજરદી.

**મરણ**—કેખશરૂ હોરમજજી મોદી—ઉમર વર્ષ ૭૫) સુરતવાલા શેઠ હોરમજજી ભીમજી મોદીના નાધલા દીકરા. એવણ પ્રથમમાં પોતાના ભાઇઓ સાથે બાપીકા રોજગારમાં પડેલા હતા. તે પછી શેઠ કુવરજી મેહરવાંનજી ધંમીરનાની સાથે ગુજરાતની કમીસરીએતમાં કંત્રાકતો લેતા હતા.[3]

તા૦ ૨૮ મી જુલાઇ.

રોજ ૧૦ માહ ૧૧ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

**મરણ**—ખરશેદજી બરજોરજી દાદી બરજોરના[4]—ઉમર વર્ષ ૮૨) શેઠ બરજોરજી દોરાબજી દાદી બરજોરના ચોથા દીકરા. એવણ આગલા વખતમાં સરકારી વેર હાઉસ માં ખાંડનો તથા બીજો પરચુટન વ્યાપાર કરતા હતા.

તા૦ ૨૯ મી જુલાઇ.

શેઠ શોરાબજી પેશતનજી મેહતાને એડન મધે નામદાર સરકારે ત્યાંના "રેજીસ્ત્રાર ઑફ ટરેડ" નેમ્યા હતા.[5]

તા૦ ૩૦ મી જુલાઈ.

મારવાડ મધે ઉતર બાજુએ સખત દુકાલ પડવાથી ત્યાં મદદ મોકલવાને અતરે એક ફંડ ઉભું થયું હતું, જે મધે રૂ૧૬૯૧૧) ભરાયા હતા.[6]

તા૦ ૨ જી આગશટ.

રોજ ૧૫ માહ ૧૨ (ક૦) ૧૨૩૮ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ દીનબાઇ તે શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલનાં ધણીઆંનીના ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાથી રૂ૩૫૦૦) તથા ખાવંદ અને ફરજદોએ રૂ૭૫૫૦) મલી રૂ૧૧૦૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[7]

તા૦ ૨ જી આગશટ.

શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ લંડન મધે રીજંટ પાર્કમાં એક ફુવારો બાંધવાને ત્યાંની "મીટરો પોલીટન ડરીંકીંગ ફોંટન એંડ કેટલ ટ્રો આશોશીએશન" પર ૧૪૦૦) પૌંડ (રૂ૧૩૫૪૪) ભેટ મોકલ્યા હતા. તે ફુવારો બંધાઈ તૈયાર થવાથી આજ દીને નામદાર પ્રીનસેસ મેરી ટેકે એક મોટા મેલાવડાની હજુરમાં તે ખોલી મુકયો હતો. પ્રથમમાં રાઇટ હાનરેબલ ડબલ્યુ. કાઉપર, એમ. પી. એ ઉભો થાઈ

---

your endowment of a scholarship for the Guzerathee Vernacular Class of the Grant Medical College.

I have &c.,

J. B. PEILE,

Director of Public Instruction.

ઉપલો ગુજરાતી વર્ગ ગ્રાંટ મેડીકલ કાલેજમાંથી કાઢી નાખવાથી એ રૂ૨૫૦૦) ની રકમ અમદાવાદની "બેહરાંમજી જીજીભાઇ મેડીકલ સ્કુલ" ખાતે લઇ જવામાં આવીછે, અને ત્યાં શેઠ કાવશજીને નામની સ્કાલરશીપ આપવામાં આવેછે.

૧ "તફહીમે દીને મજદઃયસ્નઃ યાને મજદઃયસ્રન મજહબની તાલીમ; તથા એ મજહબ ઊપર જુદદીનોની થયલી બેજા સુગાહેમતનો મખ્યાકુલ જવાબ; તે સાથે ઘણીએક નવી મહા ઊપયોગી બાબતોનો સંગ્રહ. બનાવનાર, એક ભલું ઇછનાર. મુંબઇ મધે, અંગરેજી તથા ગુજરાતી "જામ પ્રીંટીંગ" છાપાખાનાંમાં છપાયુ છે. ઇ૦ સને ૧૮૬૯."

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૫ મી જુલાઇ ૧૮૬૯.

૩ એમના વડા ભાઇ શેઠ મનચેરજી હોરમજજી મોદી સુરત મધે જાણીતા ગ્રહસ્થ હતા, તથા બીજા ભાઇ શેઠ રૂસતમજી હોરમજજી મોદી પ્રથમમાં સુરત મધે સ્ટાંપપર હતા, અને તે પછી વલસાડના મામલતદાર ઠરયા હતા.

૪ મરહુમ શેઠ માણેકજી ખરશેદજી દાદીબરજોરના બાવા.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૯ મી જુલાઇ ૧૮૬૯.

૬ એ રૂ૧૬૯૧૧) માં રૂ૪૨૦૦) ઇંગ્રેજોના, રૂ૭૪૩૦) હિંદુઓના, રૂ૧૨૫) મુસલમાંનોના, રૂ૧૪૦૦) યાહુદીઓના, અને રૂ૩૭૫૬) નીચે મુજબ પારસીઓના હતાઃ—

(રૂ૨૦૦૧) અરદેશર હોરમજજી વાડીઆ. (રૂ૬૦૦) એદલજી ફરાંમજી આલબલેસના છોકરાઓની કું૦. (રૂ૨૫૧) દીનશાહજી માણેકજી પીટીટ, હોરમજજી બહમનજી વાડીઆ. (રૂ૨૫૦) ફરાંમજી સાંડસની કું૦. (રૂ૧૫૧) રતનજી એદલજી બાટલીવાલા. (રૂ૧૦૧) ખરશેદજી બહમનજી શેઠના. (રૂ૧૦૦) શોરાબજી શાપુરજી બંગાલી. (રૂ૫૧) મેહરવાંનજી બહમનજી ઘડીઆલી.

એજ મુજબ અમદાવાદ મધે પણ એક ફંડ ઊભું કરી તે મધેથી અનાજ ખરીદ કરી તે અનાજ મુફત નહિં પણ સસતે ભાવે વેચવાને મારવાડ મોકલવાને ઠેહર્યુ હતું. એ માટે એક રીલીફ કમીટી નેમી હતી, તથા તેના હાનરરી શેક્રે-ટરી તરીકે શેઠ દીનશાહ હોરમજજી કરાકાને નેમ્યા હતા.

૭ જામે જમશેદ, તા૦ ૩ જી આગશટ ૧૮૬૯.

જુદાં જુદાં પડાવેલાં ખાતાંઓના[૧] ૨૬૩૧૫૦ાાર મલી કુલે ૩૧૧૯૧૮૨૬ાાાર૮ બાકી હતા.

---

૧ પંચાતનાં દફતરમાં આએ વર્ષ કાંઇ નવાં ખાતાં પાડેલાં નથી. પણ શેઠાણી બાઇ આવાંબાઇ તે ડાવેજર લેડી જમશેદજી જીજીભાઇએ પોતાનાં વહુ મરહુમ બાઇ શુનાંબાઇ તે શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇનાં ધણીઆંનીનાં પુનને માટે તા૦ ૭ મી મેએ ૧૮૬૮ ને દીને રૂ૫૫૦૦) ની સરકારી નોટ આપી તે મધેની રૂ૩૦૦૦) નીનું વ્યાજ મરહુમ સર જમશેદજી જીજીભાઇવાલી જંદ પેહલવી મદરેસાના ખરચમાં, રૂ૧૫૦૦) નીનું વ્યાજ મુકતાદને તાંકણે દેશાવરો ખાતેના ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં ફંડમાં, રૂ૫૦૦) નીનું વ્યાજ શેહનશાહી ધાહંબારનાં ફંડમાં તથા રૂ૫૦૦) નીનું વ્યાજ જરથોસ્તી સ્વાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. એજ મુજબ શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ પોતાના પડોસી તથા બાવાના દોસ્ત મરહુમ શેઠ બહમનજી બેજનજી કાકાનાં પુનને માટે તા૦ ૨૧ મી નવેમબર ૧૮૬૭ ને દીને રૂ૧૦૦૦) ની સરકારી નોટ આપી તે મધેથી રૂ૫૦૦) નીનું વ્યાજ આંધલાપાંગલા જરથોસ્તીઓનાં તથા રૂ૫૦૦) નીનું વ્યાજ જરથોસ્તી સ્વાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. વળી શેઠ એદલજી બહમનજી મારીસે પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ હમાંબાઇનાં પુનને માટે તા૦ ૭ મી મેએ ૧૮૬૮ ને દીને રૂ૧૦૦૦) સરકારી નોટ આપી તેનું વ્યાજ જરથોસ્તી સ્વાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. એ ઊપરાંત શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ પોતાની ખુશીથી તા૦ ૧૮ મી મેએ ૧૮૬૮ ને દીને રૂ૫૦૦૦) ની સરકારી નોટ આપી તેનું વ્યાજ જરથોસ્તી જંદ અવસ્તાની નિશાલોનાં ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. એજ મુજબ શેઠ દીનશાહજી માણેકજી પીટીટે પોતાની બેટીઓ બાઇ રતનબાઇ તથા હમાંબાઇની તા૦ ૧૧ મી મેએ ૧૮૬૭ ને દીને થયલી શેહારીની ખુશાલીમાં તા૦ ૧૫ મી આગશટ ૧૮૬૮ ને દીને રૂ૫૦૦૦) ની સરકારી નોટ આપી તેનું વ્યાજ મુકતાદને તાંકણે દેશાવરો ખાતેના ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો.

શેઠ સોરાબજી શાપુરજી બંગાલીએ તા૦ ૧૧ મી મેએ ૧૮૬૮ ને દીને એક જરથોસ્તી ગ્રહસ્થ તરફથી બખશેશ તરીકે રૂ૪૦૦૦) ની કરનસી નોટ મરહુમ સર જમશેદજી જીજીભાઇવાલી જંદ પેહલવી મદરેસામાં એક લાએક વિદ્યાર્થીને પાંચ વર્ષ સુધી દર માસે રૂ૧૫) ની એક "ફેલોશીપ" ડાવેજર લેડી આવાંબાઇ જમશેદજી જીજીભાઇનાં નામથી આપવા સારૂં લેઇ આપી હતી. (એ રકમ શેઠ સોરાબજી શાપુરજી બંગાલીએ પોતે પોતાની ગીરોથી એમ ધુપે નામે આપી હતી, અને તે મધેથી તા૦ ૨૦ મી આગશટ ૧૮૬૮ (સવંત ૧૯૨૪) માં તરસ્ટીઓએ રૂ૪૨૦૦) ની સરકારી નોટ લેઇ તેનું દર શાલ રૂ૧૬૮) વ્યાજ ઊપજ્યું હતું, અને શેઠ સોરાબજીના લખવા મુજબ એ ફેલોશીપ લેડી આવાંબાઇનાં નામથી તા૦ ૧ લી નવેમબર ૧૮૬૪ થી તે તા૦ ૩૧ મી અકટોબર ૧૮૭૯ સુધી પાંચ વર્ષ એ મદરેસાના રઝિથી ચતા વિદ્યાર્થી તથા સંસકૃત શિખનાર મે૦ તેહમુરશ દીનશાહ અંકલેસરીઆને આપી હતી,

તા૦ ૨૦ મી આગશટ.

રોજ ૩ માહ ૧૨ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

**મરણ**—જમશેદજી રતનજી ખાંનસાહેબ, બેલગાંમવાલા[૨]—ઉમર વર્ષ ૬૦) શેઠ રતનજી નાનાભાઇ રૂસતમખાં અથવા ખાંનસાહેબના વડા દીકરા. એવણ બેલગાંમ મધે રૂઇ, લાકડાં તથા બીજી જનસોનો મોટો વ્યાપાર ચલાવતા હતા. તે તરફના ઇંગ્રેજ તથા દેશીઓમાં એમને વિષે મોટું માન હતું. એવણનું મરણ બેલગાંમ મધેજ નીપજ્યું હતું.

---

અને તે બાદ (સવંત ૧૯૭૫ માં) ઊપલી રૂ૪૨૦૦) ની નોટ વેચી નાખી હતી.]

વળી બાઇ માણેકબાઇ તે મરહુમ શેઠ નાનાભાઇ નશરવાંનજી બનાજીનાં વીધવા તથા મરહુમ શેઠ ખરશેદજી અરદેસર દારીશેઠનાં બેટીએ પોતાનાં દીકરી મરહુમ બાઇ હમાંબાઇ તે શેઠ નવરોજજી ખરશેદજી કાવશજી બનાજીનાં ધણીઆંનીનાં પુનને સારૂં રૂ૨૦૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ મુંબઇનાં આંધલાંપાંગલાં તથા લાચાર જરથોસ્તીઓની પરવરસી કરવાનાં ફંડમાં વાપડવાને તરસ્ટીઓનાં નામપર ચટાવી આગલ બાંમ્બે બેંક મધે અનામત મેલેલી હતી તે નોટ ત્યાંથી ઊપાડી લઇ તા૦ ૧૭ મી આપરેલ ૧૮૬૮ ને દીને તરસ્ટીઓનાં હસ્તકમાં આપી તેનું વ્યાજ એજ ફંડ ખાતે દર વર્ષ વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. એજ મુજબ બાઇ પીરોજબાઇ તે મરહુમ શેઠ રૂસતમજી નવરોજજી મોટાભાઇનાં વીધવાએ રૂ૫૦૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ પોતાના ખાવંદ મરહુમ શેઠ રૂસતમજી નવરોજજી મોટાભાઇનાં પુનને સારૂં તેમની દર વર્ષની બાજ રોજ ૨૬ મો માહ ૧૨ મો શેહનશાહીને દીને પડછે તે દીને ચોપાતીની ધર્મશાલામાં રેહનારાં આંધલાંપાંગલા તથા લાચાર જરથોસ્તીઓને નવાં કપડાંની એકેકી જોર લેટ આપવાનાં કારણસર વાપડવાને તરસ્ટીઓનાં નામપર ચટાવી આગલ બાંમ્બે બેંક મધે અનામત મેલેલી હતી તે નોટ ત્યાંથી ઊપાડી લઇ તા૦ ૧૨ મી અકટોબર ૧૮૬૮ ને દીને તરસ્ટીઓના હસ્તકમાં આપી તેનું વ્યાજ એજ કારણસર દર વર્ષ વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. એજ મુજબ બાઇ કુવરબાઇ તે મરહુમ શેઠ મનચેરજી ધનજીભાઇ ફલાકુકાના અથવા દુબાશનાં વીધવાએ પોતાના ખાવંદ મરહુમ શેઠ મનચેરજી ધનજીભાઇ ફલાકુકા અથવા દુબાશનાં પુનને સારૂં રૂ૫૦૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ કુલે જરથોસ્તી સ્વાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં તથા મુકતાદને તાંકણે દેશાવરો ખાતેના ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં ફંડમાં સરખે હીસ્સે વાપડવાને તરસ્ટીઓનાં નામપર ચટાવી આગલ બાંમ્બે બેંક મધે અનામત મેલેલી હતી તે નોટ ત્યાંથી ઊપાડી લઇ તા૦ ૭ મી સપટેમબર ૧૮૬૮ ને દીને તરસ્ટીઓના હસ્તકમાં આપી તેનું વ્યાજ એજ બંને ફંડો ખાતે દર વર્ષ વાપડવાનો બંદોબસ્ત કીધો હતો.

૨ એવણના એક ભાઇ નવરોજજી રતનજી ખાંનસાહેબ (મરહુમ શેઠો આદરજી નવરોજજી ખાંનસાહેબ તથા દીનશાહ નવરોજજી બેલગાંમવાલાના બાવા) સુરત તથા બેલગાંમ વચ્ચે વ્યાપાર ચલાવતા હતા. બીજા ભાઇ શેઠ પેશતનજી રતનજી ડાક્તર (શેઠ અરદેસર આદરજી ખાંનસાહેબના મમાવા) મુંબઇ મધે હકીમું કરતા હતા, અને ત્રિજા ભાઇ શેઠ કાવશજી રતનજી ખાંનસાહેબ (સુરતવાલા ખાંનબાહદુર નાનાભાઇ કાવશજીના

તા૦ ૨૧ મી આગશટ.

શેઠ ફરામજી કાવશજી ગોટલાએ "મુંબઈ દોસ્ત" નામનું એક અઠવાડીક ગુજરાતી વર્તમાન પત્ર આજ દીનથી પ્રગટ કરવા માડયું હતું.[1]

તા૦ ૨૬ મી આગસટ.

રોજ ૯ માહ ૧૨ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ માણેકબાઇ તે શેઠ હીરજી-ભાઈ બરજોરજી વાછાનાં ધણીઆંની તથા શેઠ જમશેદજી હોરમજજી બાટલીવાલાનાં બેટીનાં ઉઠમણામાં તેમનાં સસરા શેઠ બરજોરજી માણેકજી વાછા તથા એશીઓએ મલી ૩૭૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા[2]

તા૦ ૨૭ મી આગશટ.

કરાંચી મધે ત્યાંના રતન તલાવ આગલ શેઠ શાપુરજી હોરમજજી સોપારીવાલાએ એક મોટો કુવો પોતાનાં માતાજી મરહુમ બાઈ હીરાંબાઈનાં પુનને માટે બંધાવી લોકોને વાપરવાને ખોલ્લો મુકયો હતો.[3]

તા૦ ૧ લી સપટેમબર.

રોજ ૧૫ માહ ૧૨ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ ધનબાઈજી તે શેઠ પીરોજ-શાહ દાદાભાઈ બેદવારનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમનાં માતાજી બાઈ નવાજબાઇ તે મરહુમ શેઠ નશરવાનજી શાપુરજી બેદવારનાં વીધવા તથા બીજાં એશીઓએ ૩૧૩૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૮ મી સપટેમબર.

રોજ ૨૨ માહ ૧૨ (શે૦) ૧૨૩૮ યજદેજરદી.

**મરણ**—બરજોરજી વીકાજી મેહરજી—ઉમર વર્ષ ૫૮) શેઠ વીકાજી મેહરજીના બીજા દીકરા. એવણ પ્રથમમાં તારાપોર તથા તે પછી ઉમરગામ ખાતે પોતાના બાપના ઇજારાનાં કામની તપાસપર રહયા હતા. તે બાદ ઈ૦ સ૦ ૧૮૩૨ માં ચીન ગયા હતા. ચીનથી આવ્યા બાદ હૈદરાબાદ ખાતે બાપની પેહડીપર ગયા હતા, અને બાલાપુર ખાતે વહીવટ ચલાવતા હતા. એ બાદ નીઝાંમ સરકારનાં ધારાસિવ તથા નલદરૂગના તાલુકદાર, અને છેલ્લા નાંદેર જીલ્લાનાં સાત તાલુકાઓ (કીલ્લા બંધાર, વશમન, નાંદેર, શારબાડા, અરધાપૂર, મુધોલ, દેગલૂર) ના સદર તાલુકદાર નેમાયા હતા. એવણનું મરણ નાંદેર તાલુકામાં નીપજયું હતું.

તા૦ ૧૫ મી સપટેમબર.

ડાકટર મારટીન હાઉગે પેહલવી ભાષાની ખુબી તથા વિશેષ ગુણો વિષે, ખાસ કરી તખ્તીઓ પરથી એક રેસાલો જરમન ભાષામાં છપાવી પ્રગટ કીધો હતો.[5]

તા૦ ૧૮ મી સપટેમબર.

પંજાબ મધે આવેલાં જલંદરની કાંપ મધે ગયા આપ-રેલ માસમાં શેઠ કેખશરૂ હોરમજજી પટેલ નામનો એક પારસી વ્યાપારી તા૦ ૧૦ મીએ પેહલાં અને તેની પાછલ તા૦ ૨૧ મીએ ભીખાઈજી નામની તેની સુવાવડી ધણીઆંનીનાં કોઈ તેમનાં એશીઓએ ખુન કરવાથી તેની તપાસ ત્યાંના કમી-શનર અને શેશન જડજ મેજર પાસકની હજુરમાં ચાલી હતી, અને એ ખુન મરનારોનાં એક એશીએ કરેલાં પુરવાર થવાથી તેને જનમટેપની સજા મલી હતી.[6]

---

બાવા) ગુજરાત મધે કસટમ ખાતાંમાં ઇનસ્પેકટર હતા. એવણના બાવા શેઠ રતનજી નાનાભાઇ રૂસ્તમખાં નાહની વયમાં ઇંગલાંડ કોઇની નોકરીમાં જઇ આવ્યા હતા, અને પછી બેલગાંમ મધેજ પોતાના નાહના ભાઇ શેઠ ડોશાભાઇની સાથે રોજગાર ચલાવતા હતા. તેવણનું મરણ માલવાંન મધે નીપજયું હતું. એઓના બાવા શેઠ નાનાભાઇ રૂસતમજી મનજીવરા સુરત મધે પોતાના ભાઇ શેઠ જમશેદજી રૂસતમજી મનજીવરા (મુંબઇવાલા મરહુમ શેઠ બાધુરજી જમશેદજી પદર-ખાંનાવાલાના બાવા) સાથે વલંદા વ્યાપારીઓની કોઠીમાં નોકરીએ હતા. તેમના બપાવા શેઠ મનજીવરા ભગવા ગામના રેહવાસી હતા, અને તેમના ચાર બેટાઓ રૂસ્તમખાં, બેહ-રાંમખાં, કાઉખાં (મરહુમ ડાકટર માણેકજી ખરશેદજીના બપાવા), અને પાલણખાં સુરતના જાણીતા ગ્રહસ્થો હતા.

૧ એ પત્ર દશેક વર્ષ સુધી નીયમીત ચાલયું હતું, અને હજુબી કોઇ કોઇવાર જાહેર ખબરોને લીધે તેના ધુટા છવાયા અંકો પ્રસિદ્ધ થાયછે.

૨ મુંબઇની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૨૫ ના હીસાબની ચોપડી.

૩ એ કુવાપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"બાઇ હીરાંબાઇ તે બેહસ્તી હોરમજજી બેહેરાંમજી
"શોપારીવાલાની ધનીઆંની રોજ ૭ મો માહા ૧૦ મો
"શેહનશાહી સને ૧૨૩૭ ઇઅજદજરદી તા૦ ૨૫ મી જુન
"૧૮૬૮ ઇસવીને દીને શ્રી મુંબાઇ મધે બેહશતનશીન થયાં
"તેવનનાં પુનને કીજે બેહશતનનાં દીકરા શાપુરજીએ આએ
"કુવો બંધાવી સરવનાં વાપરવા સારૂં મુકીઓછે."

"This well was built for the public use
By, Sapurji Hormasji Sopariwala
In memory of his deceased mother Hirabai
A. D. 1869."

૪ મુંબઇની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૨૫ નાં હીસાબની ચોપડી.

૫ "Ueber den charakter der Pehlewisprache mit besonderer Rucksicht auf die Inschriften. Im auszuge mitgetheilt. von, Dr. M. Haug. Munchen, 1869."

૬ રાસ્ત ગોફતાર, તા૦ ૨૬ મી સપટેમબર અને ૩ જી અકટોબર ૧૮૬૯.

ઇલાકામાં મહાઅગત્યની જગો પર આવેલી હોવાથી તે એ ઇલાકાને લગતા તથા આગરાહના જરથોસ્તીઓને મજાળનાં કામગર વાપરવાને ખોલી મુકીછે, તથા તેનાં મુતવલીપણાંનો હક તેઓના બાધ દસ્તુર બહેમનજી તથા દસ્તુર રતનજીને સોંપીઓછે, તથા તેને લગતા મોબેદો વગેરે હમેશાં પુણાંની મરહુમ શેઠ નૌરાબજી રતનજી પટેલની દરેમેહરને તાબે દરેક ધર્મને લગતી બાબદમાં રહે એવો ઠરાવ કર્યોછે. એ અંગ્રુમન પત્ર વંચાયા બાદ એવચપુરના આસીસ્ટંટ કમીશનર શેઠ દીનશાહ નૌરાબજી ગાનાહએ એક માનપત્ર ખાંનબાહદુર દસ્તુર નશ. રવાંનજીને વાંચી સંભળાવ્યું તથા બીરારના જરથોસ્તીઓ તરફથી તેમને એક ગેઆલ હોરાડી. એ બાદ મુંબઇવાલા દસ્તુર જમાસપજી મનોચેહરજી જમાસપઆશાનાએ તેમજ દસ્તુર ખુરશેદજી જમશેદજી જમાસપઆશાનાએ ભાષણો કીધા બાદ આગની કરી મેળો લોક વદાય થયું હતું.[1]

તા૦ ૧૬ મી નવેમબર.

મુંબઇ મધે ચીખાતલાવ પર રેહનારા કેટલાક જરથો-સ્તી ગ્રહસ્થોએ દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા ઉપર આજ દીને એક પત્ર લખી અરજ કીધી હતી કે તેઓને તાબેના મોબેદો તે તરફ બેહદીનોનાં ઘરમાં ધર્મ ક્રિઆ કરતી વેળા અરવો પોશાગ પેહરીને આવેછે, માટે હવેથી તેઓને હોકમ કરશો કે તેઓએ જરથોસ્તીઓનાં મકાંન મધે ધર્મની ક્રિઆ કરવાને જતી વેળા બદનમાં જાંમો અથવા અંગરખો પેહરવો જેથી તે મોબેદ સાહેબોને મહત્વાજે અને બેહદીનોને શોભા મલશે.[2]

તા૦ ૧૮ મી નવેમબર.

શેઠ ખરશેદજી ફરદુનજી પારખે ઇ૦ સ૦ ૧૮૬૪ ના અકટોબર માસમાં અત્રેની "એગ્રી-હારટીકલચરલ સોસા-યટી ઓફ વેસ્ટરન ઇંડીઆ" ને તે વેળાના ગવરનર સર બારટલ ફ્રીઅરની યાદગારીમાં એક મોટો ઓબીતો ફુવારો લંડનથી મગાવી તે "ફ્રીઅર ફાઉંટન" ને નામે વિક્ટોરીયા ગારડનમાં મુકાવવાને રૂ૨૦૫૦૦) ની રકમ આપી હતી, અને મજકુર સોસાઇટીએ તે રકમ લંડન ખાતે પોતાના આડતીઆ પર તે ફુવારો બનાવવા માટે મોકલી હતી,[3] પણ જે ધણીને લંડન મધે એ કામ સોંપવામાં આવ્યું હતું તેણે તે બરાબર નહિં બનાવ્યાથી તેને આપેલા ૬૮૦ પૌંડ મધેથી ૧૯૨) પૌંડ પાછા મલ્યા, અને બાકીના ૪૮૮) પૌંડ જતા રહયા હતા. વળી એ ફુવારો તૈયાર થતાં સોસા-ઇટીને ઉપલા શેઠ ખરશેદજી ફરદુનજી પારખવાલા રૂ૨૦૫૦૦) ખરચાઇ જતાં બીજા ૯૦૬) પૌંડનું કરજ થયું, જેથી એ ફુવારો તે વેળાની "એસપલેનેડ ફી ફંડ કમીટી" ને સ્વાધીન કીધો,[4] જેને પોતાનાં ફંડ મધેથી ઉપલું તેને લગતું કરજ ફેડી તે કોટમાં દેવલના મોહલાને નાકેનાં મેદાનમાં "ફ્લોરલ ફાઉંટન" ને નામે ઉભો કરી તે આજ દીને ખોલી મુકયો હતો.[5]

---

૩ એ બાબે અત્રેની "એગ્રી-હારટીકલચરલ સોસા-ઇટી ઓફ વેસ્ટરન ઇંડીઆ" ના ઇ૦ સ૦ ૧૮૬૫ ના રીપોરટમાં લખેછે કે—

"The Frere Fountain, which was ordered by Mr. Cursetjee Furdoonjee Paruck, is reported to be in fair progress towards completion. The whole of the lower portion of the work has been dispatched, and Rs. 20,500 in two instalments, have been remitted on account."

૪ આ વેળાએ એવી ગોઠવણ થાઇ હતી કે શેઠ ખરશેદજી ફરદુનજી પારખે તેના માટે રૂ૨૦૫૦૦) ની રકમ આપવાથી તે બીના એ ફુવારા પરની તખતીમાં નોંધવી. એ માટે ઉપલી સોસાઇટીના ઇ૦ સ૦ ૧૮૬૬ થી ૧૮૬૮ સુધીના રીપોરટમાં લખેછે કે—

"As however, the donors have paid a sum of Rs. 20,500 towards it, it is proposed that the fountain should bear an inscription acknowledging that fact."

આવી રીતની કાંઇ તખતી એ ફુવારા પર મારેલી જણાતી નથી.

૫ ટાઇમસ ઓફ ઇંડીઆ, ૧૯ મી નવેમબર ૧૮૬૯.

એજ મુજબ ખાનબેહાદુર રૂસતમજી જમશેદજી છછીભાઇએ તા૦ ૩ જી મેએ ૧૮૬૫ ને દીને ઉપલાજ વિકટોરીયા ગારડનમાં એક મોટા ઘડીઆળનું ટાવર પોતાને ખરચે રૂ૨૩૦૦૦) સુધીની રકમમાંથી બંધાવી આપવાને એ ખાતાંના શેકટરી ડાકટર બરડવુડ ઉપર નીચે મુજબ લખ્યું હતું:—

Bombay, 3rd May 1865.

To

G. C. M. Birdwood Esq.,

Secretary, Victoria Museum and Gardens

તા૦ ૨૦ મી નવેમબર.

શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઇએ પેગાંમબર જરથોસ્તની તારીફમાં કોઈ ફારસી આલમાએ જોડેલાં બેતો તથા બીજા નશીહતના કલામોનો ગુજરાતીમાં તરજુમો કરી તેનું "તૌસીફે જરતોશત" નામનું એક પુસ્તક પ્રગટ કીધું હતું.[૧] એ પુસ્તક એવણે પોતાના એક માયાલુ અને કીમતી દોસ્ત કે જેવો વીપત અને સંકતની વેળા એવણુ સાથ એક લાયક દોસ્ત થઇ પડયા હતા તેમને તેઓની મરજીને માન આપી તેમનું નામ છુપું રાખી અર્પણ કીધું હતું.

તા૦ ૨૧ મી નવેમબર.

મરહુમ શેઠ જમશેદજી કુવરજી જશાંવાલાના છોકરાઓએ દીલ્હી મધે ફીરોજાબાદમાં ગુજરેલા પારસીઓને ભુમીદા કરવાને ૩૦૦) વાર જગો જુદી કાઢી ત્યાં આએ વર્ષમાં ફરતી દેવાલ બંધાવી હતી.[૨]

તા૦ ૨૩ મી નવેમબર.

રોજ ૩ માહ ૩ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

આજ દીને પુણાં મધે મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટની દરેમેહરની શાલગરેહનાં જશનની મીજલસમાં એ૦ ભીખાજી જામાસપજી દસ્તુર મેહરજી રાંણાવાલાએ "બખશેશ" ની બાબદ ઉપર એક વાએજ કરી સંભલાવી હતી. તે પુરી થવા બાદ શેઠ અરદેશર ખરશેદજી સુનસરે ઉઠી તેમનો ઉપકાર માન્યો હતો.[૩]

તા૦ ૨૫ મી નવેમબર.

ડાકટર સી કોસોવીટઝ નામના રશીયન વિદ્વાંને બ્રોકહાઉસ, વેસ્ટરગારડ અને સ્પીગલનાં પુસ્તકો ઉપરથી ઓસ્તુદ ગાથા—લાટીન હરફે નોધ તથા ખોલાસા સાથે છપાવી પ્રગટ કીધા હતા.[૪]

તા૦ ૩૦ મી નવેમબર.

મુંબઈ મધે શેહનશાહી જરથોસ્તીઓમાં એક દસ્તુર મુકરર કરવાની તકરાર થોડાક માસ થવા નીકલવાથી અતરેનાં બે શેહનશાહી દસ્તુરો પેશોતનજી બેહરામજી સંજાણા અને જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાની તરફથી તેમના કેટલાક દોસ્તો હીમાયત કરવા તથા કેટલાકો સામાને તોડી પાડવાની કોશેશ કરવા લાગા હતા. અતરે પ્રગટ થતાં "સન્ડે રીવ્યુ" નામનો પત્રના તા૦ ૧૫ મી આગશટ ૧૮૬૯ ના આંકમાં "રાંણી સંજાણાઓની અંજાણી તદબીરોને હાંકી કાઢનાર નેજો" એવી શહીથી એક ચરચા પત્ર લખી તેમાં દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાના ભાઇ એ૦ નવરોજજી શાપુરજી સંજાણાની તેઓ ૧૪ વર્ષની વાત ઉપર વાસીંડ મધે કંત્રાકટર હતા ત્યારે રાંડ રાખી હતી તથા તેને પેટે છોકરાં થયાં હતાં, અને ત્યાં તેઓ મુસલમાનોને હાથનું પકાવેલું ખાણું ખાતા હતા, વગેરે બદનક્ષી કરવા માટે મજકુર એ૦ નવરોજજીએ શેઠ જમશેદજી શેરાબજી માડન ઉપર લાઇબલની ફરીઆદી માડી હતી. તે મુકદમો અતરેની પોલીસના ચીફ માજીસ્ત્રેટ મી૦ જાન કાનને શેશન કમીટ કર્યાથી હાઈ કોરટની ચાલુ શેશનમાં ચાર દિવસ સુધી તે નામદાર ચીફ જસટીસ સર માઇકિલ વેસટરાપની હજુરમાં ચાલયો હતો. તે દરમેઆંન વાદી તરફથી તેમના ભાઇ દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા, તથા શેઠ શેરાબજી શાપુરજી બંગાલી, નવરોજજી ફરદુનજી, મેહરવાંનજી માણેકજી શેઠના, અને હોરમજજી બહમનજી વાડીઆએ શાક્ષી આપી હતી કે મજકુર ચરચા પત્રમાં જણાવેલી બીના જો ખરી હોય તો વાદીની આબરૂને પારસી કોમમાં નુકસાંની પોહચેછે તથા તેનાથી આતશબેહરાંમમાં એક મોબેદ તરીકે કામ થાઇ શકે નહિં. પરતીવાદી તરફથી પણ કેટલાક શાક્ષી લાવી એ ચરચા પત્રમાં જણાવેલી બીના ખરી પુરવાર કરવાની કોશેશ કરવામાં આવી હતી. પણ જુરીએ તે નહિં માની એકમતે પરતીવાદીને અપરાધી ઠેરવ્યાથી નામદાર જડજે તેની સાથે એકમત થાઇ તેને ૯ માસનાં આશાન કેદખાંનાંની તથા રૂ૨૦૦૦) ના દંડની શીક્ષા કીધી હતી. એ વેળાએ નામદાર જડજે ટીકા કર્યા હતા કે જે પત્રના માલેકે પોતાની કતારમાં ઉપલું ચરચા પત્ર છાપ્યું તેને પણ આ ચરચા પત્ર છાપવાથી જે નામોશી થાઇછે તેમાં મોટો ભાગ પોતાને માથે લીધોછે."[૫]

---

૧ "તૌસીફે જરતોશત, એટલે જે પેગમબર હજરત જરતોશતની તારીફનો ફારસી કેતાબ ઊપરથી, સોહરાબજી જમશેદજી જીજીભાઇ, તોહફએ જમશીદ, તકવીઅતે—દીને માજદીઅસનાં, રાહે પારશા અને જોહરે જીનદેહગાંની બનાવનારે, કરેલો ગુજરાતી તરજુમો. મુંબઇ, દફતર આશકારા પ્રેસમાં છાપીઊંછે. સને ૧૨૩૯ ઇઅજદજરદી. સને ૧૮૬૯ ઇસવી."

એ પુસ્તક બાહેર પડયા પછી શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઇએ તા૦ ૧૦ મી ડીસેમબર ૧૮૬૯ નાં જામે જમશેદમાં પોતાની સહી સાથે એક પત્ર લખી સર્વે જરથોસ્તી આલમને જાહેર કીધું હતું કે, એ પુસ્તકમાં પેહલેથી તે ૨૬ માં સર સુધી જે બેતોનો તેવણે તરજુમો કીધોછે તે મરહુમ દસ્તુર મુલાંફીરોજજીનાં બનાવેલાંછે, એવી તેમની ખાતરી દસ્તુર શેરાબજી રૂસતમજી મુલાં ફીરોજે તેમની પાસે આવી કરી આપીછે.

૨ આ જગોપર નીચે મુજબની તખ્તી મારેલીછે:—
THE PARSEE TOWER OF SILENCE, BUILT A. D. 1869,
by JAMSETJEE COOVERJEE'S SONS, JUSSAWALLA.

૩ જામે જમશેદ, તા૦ ૧ લી ડીસેમબર ૧૮૬૯.

૪ "Gata Ustavaiti, Latine vertit et explicavit textum archetypi adhibitis Brockhausii, Westergaardii et spiegelii editionibus. Recensuit, Dr. C. Kossowicz. Petropoli, MDCCCLXXIX."

૫ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧ લી ડીસેમબર ૧૮૬૯.

તા૦ ૧ લી ડીસેમ્બર.

મી૦ ખરશેદજી મેહેરવાનજી ફ્રેઝરે સુરત મધે શીતળાની પાસે નદીને કાંઠે લોકોને ફરવા હરવાનો એક પરોમાનેડ રૂ(૯૦૦૦)ને ખરચે બંધાવી ત્યાંની મ્યુનીસીપાલીટીને સ્વાધીન કીધો હતો.[૧]

તા૦ ૫ મી ડીસેમ્બર.

મીસ છુછુબાઈ ખરશેદજી કાપડીઆ તથા હોરમસજી દોરાબજી ગીમીએ "ઇરાન તથા તુરાન દેશની વારતા" નામનું એક પુસ્તક ફ્રેંચ ઉપરથી ગુજરાતીમાં તરજુમો કરી છાપી પ્રગટ કીધું હતું.[૨] એ પુસ્તક આનરેબલ બેહ-રામજી છુછુભાઈને અર્પણ કરવામાં આવ્યું હતું.

તા૦ ૧૦ મી ડીસેમ્બર.

રોજ ૨૦ માહ ૩ (શે૦) ૧૨૩૬ યઝદેજરદી.

મરણ—ખાનસાહેબ ડોસાભાઇ હોરમસજી દોસા-ભાઈ[૩]—ઉમર વર્ષ (૮) એઓ અમદાવાદ મધે આગલા વખતમાં "રાઉનવાન" કપુરી સરકાર તરફથી વસુલ કરનાર સરકારકુન હતા. તા૦ ૧૪ મી માર્ચ ૧૮૪૭ ને દીને નામદાર સરકારે એઓની નોકરીનાં માન ખાતર "ખાનસાહેબ" નો ખેતાબ આપ્યો હતો. એ બાદ અમદાવાદમાં મ્યુનીસીપાલીટી થવાથી સરકારે એ કપુરી કાઢી નાખવાને લીધે એઓ એકાંત જીંદગી ભોગવતા હતા. એઓનું મરણ અમદાવાદ મધે નીપજ્યું હતું.

તા૦ ૧૩ મી ડીસેમ્બર.

રોજ ૨૩ માહ ૩ (શે૦) ૧૨૩૬ યઝદેજરદી.

મરણ—મનચેરજી ડોસાભાઈ ખાંડવાલા[૪]—ઉમર વર્ષ (૬૩) સુરતવાળા મી૦ ડોસાભાઈ ફરામજી કેરાવાળાના દીકરા. એઓએ ઈ૦ સ૦ ૧૮૨૧ માં બાપનાં મરણ બાદ તેમની એક મદીની દુકાન તથા કંત્રાટનાં કામો ચલાવ્યાં હતાં. એ પછી ઈ૦ સ૦ ૧૮૨૮ માં અમદાવાદ[૫] આવી ત્યાં ગુજરાતનાં તથા બીજાં સરકારી કંત્રાટો લેવા માંડ્યા, ત્યાં કારંજ આગળ એક મોટી ઇંગ્રેજી અસબાબની દુકાન ઉઘાડી હતી. અમદાવાદ મધે ઈ૦ સ૦ ૧૮૪૩ માં દોખમું બંધાવવાની એઓએ આગેવાની લીધી હતી, તથા ત્યાંની દરેમેહેરની પડોસમાં જરથોસ્તીઓના મર અવસરના ઉપયો-ગને માટે પોતે એક ધર્મશાળા બંધાવી તે તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૪૯ ને દીને ખોલી મુકી હતી.[૬] ૧૮૫૧ માં અમદાવાદમાં ગુજરાત વરનાક્યુલર કાલેજ સ્થાપવા તથા તેને સારું ફંડ ઉભું કરવા માટે એઓએ આગેવાની લઈ તેનાં ફંડમાં રૂ(૧૦૦૦) ભર્યા હતા. ૧૮૫૭ માં હેમાભાઈ ઇનસ્ટીટ્યુટ ઉઘડી ત્યારથી તેના કારોબારમાં સામેલ હતા. ૧૮૬૩ માં અમદાવાદની જરથોસ્તી અંજુમનનું ફંડ ઉભું કરવામાં એઓએ મોટી આગેવાની લઈ તેના મરણ સુધી વડા તરસ્ટી હતા. ૧૮૬૪ માં અમદાવાદમાં મોંઘવારીને લીધે ત્યાંના ગરીબ લોકોને મદદ આપવા થકી તેમજ રેલ, દુકાળ, વગેરે આફતની વખતે રીલીફ ફંડો ઉભાં કરવામાં એઓ હમેશ આગેવાની તથા જાતી મેહેનત લેતા હતા. ૧૮૬૬ માં સુરતની પારસી ડીસ્ટ્રીકટ માટ્રીમોનીઅલ કોરટ ઉઘડી તેના એઓ પ્રથમથીજ એક ડેલીગેટ નેમાયા હતા. અમદાવાદના સર્વ લોકોમાં એઓ ઘણા જાણીતા તથા આગેવાન રેહવાસી હતા. એઓનું મરણ સુરત મધે નીપજ્યું હતું, અને અમ-દાવાદમાં તેની ખબર પડતાં એઓનાં માનને ખાતર ત્યાંના માણેકચોક માંહેની સઘળી દુકાનો બંધ રાખી હતી.

તા૦ ૨૦ મી ડીસેમ્બર.

ડાકટર ખરશેદજી બેહેરામજી (ભાવનગરવાળા) એ "વૈદક જ્ઞાન" એટલે શરીર વિદ્યા તથા સર્વ દરદોને લગતી ઉપયોગી સમજણનું એક મોટું પુસ્તક ગુજરાતીમાં રચી પ્રગટ કીધું હતું.[૭]

૧ આ પરોમીનેડની વચલી બાંધ ઉપર નીચેની તખ્તી મારેલી છે :—

તા૦ ૨૧ મી ડીસેમબર.

આજ દીને સુરતની પાસેનાં અરાજણ ગામમાં શેઠ માણેકજી જમશેદજી કરાઇ અથવા કાંકરીવાલાએ એક મોટો અબાડા સાથનો કુવો બંધાવી પ્રજાના વપડાશને માટે ખોલ્લો મુકયો હતો.[1]

તા૦ ૨૨ મી ડીસેમબર.

મુંબઇની પોલીસ કોરટમાં ચાલતા જુઠા સોગંદ ખાવાને લગતા એક મુકદમામાં શાક્ષી આપવાને ત્રિજા માજીસ્રેટ શેઠ નાહના મોરોજીએ અતરેની સ્માલ કાઝ કોરટના બીજા જડજ શેઠ માણેકજી ખરશેદજી સરાફને સમનસ કીધો હતો, પણ શેઠ માણેકજીએ એક જડજ તરીકે માજીસ્રેટની કોરટમાં શાક્ષી આપવાને જવાને ના પાડવાથી એ બાબદ મજકુર માજીસ્રેટે નામદાર સરકારના ચુકાદાને માટે લખી મોકલી હતી, જેનો સરકારે આડવોકેટ જનરલનું મત લઇ શેઠ માણેકજીની તરફેણમાં ચુકાદો કીધો હતો.[2]

તા૦ ૨૩ મી ડીસેમબર.

ઇ૦ સ૦ ૧૮૭૦ નાં શાલની હાઇ કોરટ તથા ડીસ્રીકટ પલીડરની પરીક્ષાના એક પરીક્ષક તરીકે નામદાર ચીફ જસટીસે કલીઆંણીના સબારડીનેટ જડજ ખાંનસાહેબ ખરશેદજી રૂસતમજી થાંણેવાલાને નેમ્યા હતા.[3]

તા૦ ૨૫ મી ડીસેમબર.

રોજ ૫ માહ ૫ (ક૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—આ૦ ડાશાભાઈ ફરામજી મજગાંમવાલા—ઉમર વર્ષ ૭૧) એવણ એક જાણીતા કદમી મોબેદ હતા, અને ઇ૦ સ૦ ૧૮૪૫ માં મજગાંમની શેઠ ફરામજી નશરવાંનજી પટેલવાલી દરેમેહર પરહાઈ ત્યારથી તેના પંથકી હતા.

તા૦ ૨૭ મી ડીસેમબર.

રોજ ૭ માહ ૪ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

સુરતની પાસે આવેલાં એલાવ ગામમાં આજ દીને મુંબઇવાલા શેઠ જમશેદજી બરજોરજી મીસતરીએ આદરાંનની એક દરેમેહર બંધાવી પરહાવી હતી. આ વેળાએ મુંબઇથી દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાના, હાનરેબલ બેહરાંમજી જીજીભાઇ, શેઠો દીનશાહજી માણેકજી પીટીટ, તથા મેહરવાંનજી ફરામજી પાંડે પણ જશનની મીજલસમાં શામેલ થયા હતા. જશનની ક્રિઆ એલાવનાં પંથકવાલા અથોરનાનોની ફરેમાશથી દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાનાએ કીધી હતી. જે પુરી થવા બાદ શેઠ જમશેદજી બરજોરજી મીસતરી તરફથી એક અંજુમન પત્ર વાંચી સંભલાવવામાં આવ્યો, જેમાં જણાવવામાં આવ્યું હતું કે એ દરેમેહર તેવણે પોતાના બાવા મરહુમ શેઠ બરજોરજી નશરવાંનજીનાં પુનને સારું બંધાવી કુલે જરથોસ્તીઓને વાપડવાને ખોલી મુકીછે, તથા તેના ચાલુ ખરચને સારું ૩૨૫૦૦૦) ની સરકારી ૪ ટકાનાં વ્યાજની નોટ એલાહેદી કાઢી તેના તેવણ પોતે તથા શેઠો કાવશજી ફરદુનજી મીસતરી અને શોરાબજી પાલણજી દોલીમેહરજીને તરસ્ટીઓ નેમ્યાછે.[4] તથા એલાવ મધે એ દરેમેહર પર દેખરેખ રાખવા તથા તેનો અગતનો કારોબાર ચલાવવાને ત્યાંવાલા શેઠો જીવણજી ભીખાજી પટેલ, હોરમજજી ખરશેદજી પટેલ, નશરવાંનજી મનચેરજી પટેલ અને એ૦ નશરવાંનજી ફરામજીને માનેજર ઠેરવ્યાછે. વળી એ મકાંનની બાજુ ઉપર એક નાહનો બંગલો તથા એક ઓટલા વગેરે પોતાના દીકરા મરહુમ શેઠ રૂસતમજીનાં પુનને સારું બંધાવી કુલ જરથોસ્તીઓને સર અવસરે વાપડવાને ઉંઘાડો મેલી તે મકાંનનું નામ "રૂસ્તમ બાગ" કરી રાખ્યુંછે. ઉપલો અંજુમન પત્ર વંચાયા બાદ દસ્તુર જામાસપજીએ

૧ એ કુવા ઊપર તખ્તી મારેલી નથી તે વિષે હમારા સુરતવાલા મીત્ર શેઠ પાલણજી બેજનજી કોતવાલ તે તરફ તલાસ કરી લખેછે કે "શેઠ માણેકજીનાં ઘરડાં માઈ પુતલીબાઈ નામનાં હતાં તેવોને હુવો વેહેમ હતો કે મીઠાં પાણીનાં કુવા ઊપર તખતી મારવાથી પાણી ચોલાં- અથવા ખારાં થઇ જશે તેથી તખતી મારી નહી."

૨ જામે જમશેદ, તા૦ ૨૩ મી ડીસેમબર ૧૮૬૯.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૪ મી ડીસેમબર ૧૮૬૯.

૪ એ દરેમેહર બંધાયા પછી થોડીજ મુદતમાં ઇચાને તા૦ ૧૪ મી ફેબરવારી ૧૮૭૧ ને દીને શેઠ જમશેદજી બરજોરજી મીસતરી મરણ પામવાથી તેમનાં વશીહત મુજબ તેમનાં વીધવા બાઇ મેહરબાઇએ ઉપલા રૂ૨૫૦૦૦) ની રકમ તેનાં વ્યાજમાંથી એ દરેમેહરમાં તેલ, કાઠી, સુખડ, તથા દરરોજ દરૂન બાજ ઇજશને તથા બીજો ચાલુ ખરચ કરવા, તથા રૂ૫૦૦૦) ની રકમ તેનાં વ્યાજમાંથી એ દરેમેહરની મરામત કરાવવા માટે, તથા રૂ૫૦૦૦) ની રકમ તેનાં વ્યાજમાંથી એ દરેમેહરમાં મરહુમ શેઠ જમશેદજી બરજોરજી મીસતરી તથા તેમનાં બેશીઓની નઇઅતે ચાલુ દરૂન બાજ તથા મુકતાદ મંડાવવાના ખરચને માટે મલી રૂ૩૫૦૦૦) ની સરકારી નોટ એલાહેદી કાઢી તેનું તા૦ ૭ મી આગશટ ૧૮૮૨ ને દીને હાઇ કોરટના વકીલ શેઠ પેશતનજી કાવશજી સોલીશીટરની મારફતે કાએદાસરનું એક તરસ્ટ ડીડ કરાવી તેનાં એ બાઇ મેહરબાઇ પોતે તથા શેઠો દાદાભાઈ બાપુજી લાંમ, બાપુજી પેશતનજી ખરાસ, દીનશાહ એદલજી લાંમ, કાવશજી ફરદુનજી મીસતરી, શોરાબજી પાલણજી દોલીમેહરજી અને પેશતનજી નવરોજજી ખરાસને તરસ્ટીઓ ઠેરવ્યા હતા. એ બાદ છેલ્લા ત્રણ ગ્રહસ્થોનાં મરણ પામવાથી તથા શેઠ દીનશાહ એદલજી લાંમે તરસ્ટીનો ઓહદો છોડવાથી તેમની જગાપર તા૦ ૩૦ મી જુન ૧૮૯૦ ને દીને શેઠો નાનાભાઇ ધનજીભાઇ બનાજી અને બહમનજી બેહરાંમજી પટેલને તરસ્ટીઓ નેમ્યા હતા. આખા ગુજરાત જીલ્લામાં એજ દરેમેહરનું ફંડ આવડું મોટું છે.

આતશના ઉજવણા વિષે એક વાએજ કરી સંભળાવી હતી.[1] તે બાદ એલાવની જરથોસ્તી અંજુમન તરફથી તે ગામના પ્રેસ શેઠ જીવણજી ભીખાજીએ દસ્તુરજીને તથા શેઠ જમશેદજી ભીમજીને તથા હાનરેબલ મેહેરાંમજી જીજીભાઈ, એવણ તરફથી એલાવમાં તેમના બાવા મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈનાં ધર્મખાતાને ખરચે જંદ અવસ્તાની નિશાલ ઉઘાડવામાં આવીછે તથા એ ગામના ધંધખારનાં ફંડના તરફથીછે તેમને માનપત્રો વાંચી સંભળાવી એકેકી શાલ ઓઢાડવામાં આવી હતી. તેમજ એલાવના પંથકીઓ અને એ દરેમેહરના મોબેદો તરફથી એક જુદી શેઆલ દસ્તુર જામાસપજીને ઓઢાડી હતી. એ બાદ શેઠ જમશેદજી તરફથી તૈયાર કરેલું નેઆતનું જમન જમી સર્વે લોક વદાય થયું હતું.[2]

---

તા૦ ૨૮ મી ડીસેમ્બર.

નામદાર માહરાંણી વિક્ટોરીયાનો બીજો પુત્ર શાહજાદો આલફ્રેડ અથવા ડયુક ઑફ એડીનબરો દુનયાંની મુસાફરીએ નીકળેલો કલકતા ખાતે હાલ આવેલો હતો. તે નામદારની ભેટ લેવા સારું નામદાર વાયસરાય લારડ મેયોનાં ઈજનથી પારસીઓના વડા અકાબર સર જમશેદજી જીજીભાઈ બારોનેટ પોતાના સાહેબજાદાઓ શેઠો માણેકજી તથા કાવશજી ખરશેદજી જમશેદજી તથા મિત્રો શેઠો માણેકજી ખરશેદજી સરાફ અને શોરાબજી નવરોજજી વાડીઆ સાથે કલકતે ગયા હતા, જયાં નામદાર શાહજાદાએ તેઓને ગઈ કાલે સાંજનાં પોતાની સ્ટીમર "ગેલેશીયા" ઉપર બોલાવી આદરમાંન આપી તેમની મોલાકાત લીધી હતી, તથા આજ દીને સર જમશેદજી તથા બેટાઓ નામદાર શાહજાદાની મોલાકાતે કલકતાના સરકારી મેહેલમાં ગયા હતા, જયાં અરસપરસ અરધોએક કલાક સુધી વાતચીત થાઇ હતી.[3]

---

તા૦ ૨૯ મી ડીસેમ્બર.

રોજ ૯ માહ ૪ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—ફરાંમજી એદલજી બીશની—ઉમર વર્ષ ૬૨) શેઠ એદલજી મેહરાંમજી બીશનીના બીજા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૩૧ માં પોતાના ભાઈ શેઠ કાવશજી એદલજી બીશની સાથે ચીન ગયા હતા, અને ત્યાં ઘણાં વર્ષો સુધી રહી તેમના સાથે વ્યાપાર ચલાવ્યો હતો. ૧૮૪૦ માં એવણ કલકતા ખાતે જઇ ત્યાં લાંબી મુદત સુધી વાસો કરીનવરોજજી નશરવાંનજીની કુંપનીને નામે ભાગીઆઓ સાથે વ્યાપાર ચલાવતા હતા, તથા કલકતામાંજ મરણ પામ્યા હતા. કલકતા ખાતે એઓ એક આગેવાન વ્યાપારી ગણાતા હતા.

---

તા૦ ૩૦ મી ડીસેમ્બર.

રોજ ૧૦ માહ ૪ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—મેહરવાંનજી મનચેરજી ખાંન—ઉમર વર્ષ ૪૦) શેઠ મનચેરજી બરજોરજી ખાંનના દીકરા. એવણ પોતાના કાકાના દીકરાઓ શેઠો દીનશાહજી તથા ફરાંમજી ભીખાજી ખાંનની કોચીન તથા કોલંબોની પેહડીના ભાગયા હતા, અને ઘણાં વર્ષો સુધી તે તરફ રહેલા હતા. એવણનું મરણ કોચીન મધે નીપજયું હતું.

---

૧ એની આગમજ ત્રણ ચાર દીવસો સુધી દસ્તુર જામાસપજીએ સુદરેહ કુશતી વિષે, ગાથાના દીવસોમાં અસપંદાદ મહીનો પડવા વિષે, દરેમેહર બંધાવવા વિષે, વગેરે બાબદો ઊપર એલાવના જરથોસ્તીઓની હજુરમાં તથા સુદરેહ કુશતી વિષે ત્યાંની જરથોસ્તી ઓરતોની હજુરમાં વાએજ કરી સંભળાવી હતી.

૨ જામે જમશેદ, તા૦ ૩૦ મી ડીસેમ્બર ૧૮૬૯.

આ દરેમેહરના દરવાજા ઊપર નીચલી તખ્તી મારેલીછે:—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો.

" આએ દરેમેહર કે જે મધે પાક જરથોશતી ધરંમનાં
" કાનુન મુજબ આતશ આદરાંન શાહેબનો કેબલો તખતે-
" નશીન કરવામાં આવેલોછે તે આએ ગાંમ શ્રી એલાવનાં
" જરથોશતી રેહેવાસીઓને બન્દગી કરવા તથા દીનને લગતી
" ક્રીઆ કરવાને વાશતે પારશી જમશેદજી બરજોરજી મીશ-
" નરીએ પોતાના મરહુમ બીતા બરજોરજી નોશરવાંનજીની
" નામેને બંધાવીછે. તથા એ દરેમેહરને લગતો અમલો
" પણ તેઓએ એ ગામના જરથોશતી રેહેવાશીઓને શાર
" અપ્વરે વાપરવાને વાશતે પોતાની એ બેહેશતી બાવાની
" નામેતે ધરમખાતે મેલેઓછે. રોજ ૭ અમરદાદ ઇજદ
" માહ ૪ તાશતર તીર ઇજદ શેનશાહી શાલ ૧૨૩૯ એજદે-
" જરદી મુતાબેક તારીખ ૨૭ મી ડીશેંબર શને ૧૮૬૯ અંગરેજી
" મુતાબેક શવંત ૧૯૨૬ નાં માગશર વદ ૯ વાર શોમે."

૩ નામદાર શાહજાદો કલકતેથી સીધાવ્યા પછી તા૦ મી જાનેવારી ૧૮૭૦ ને દીને નામદાર વાઇસરાય લારડ મેયો પોતાની બાનુ સાથે સર જમશેદજીની મોલાકાત તેમનાં ઊતારા એનાં શેઠ માણેકજી રૂસતમજી બનાજીવાળાં મકાનમાં આ[illegible]તી લીધી હતી. એજ મુજબ ત્યાં પધારેલા ઘણાક માહરાજાઓ[illegible] પણ એમની ખાસ મોલાકાત લઇ માન આપ્યું હતું.

સર જમશેદજી તા૦ ૬ ઠી ડીસેમ્બર ૧૮૬૯ ને દીને અતરેથી કલકતે ગયા હતા. તેઓ તા૦ ૧૩ મી ડીસેમ્બરે કલકતે પુગા, જયાં તેમને એસ્તેકબાલ લેવાને હાવરાનાં સ્ટેશન ઊપર કલકતાના સર્વે જરથોસ્તીઓ ગયા હતા. જરથોસ્તીઓએ પોતાથી બનયું તેટલું માન એવણને આપ્યું હતું, તથા તા૦ ૧૦ મી જાનેવારી ૧૮૭૦ ને દીને એઓ મુંબઇ આવવા નીકલ્યા તે વેળાએ શેઠ માણેકજી રૂસતમજી બનાજીનાં મકાનમાં ભારે ધામધુમથી રોશની કરી કલકતાના સર્વે આગેવાંન ગ્રહસ્થોને એમની મોલાકાતે તેડયા હતા.

કલકતે આવ્યા આગમજ નામદાર શાહજાદો નવેમબર માસમાં હોંગકોંગ ગયો હતો, જયાં તે તરફના પારસી ગ્રહસ્થોએ એ નામદારને એક માનપત્ર આપ્યું હતું, જે પર શેઠો ધનજીભાઈ રતનજી ચીનાની, જહાંગીરજી ફરાંમજી બખશી, બાપુજી પાલણજી રાંનજી, નશરવાંનજી પેશોતનજી મુસાં શીરીઆનાં, અને બીજા ૬૩) પારસી ગ્રહસ્થોની શહીઓ હતી.

તા૦ ૩૧ મી ડીસેમબર.

રોજ ૧૧ માહ ૪ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—રૂસતમજી અસપંદીઆરજી કામદીનજી—ઉમર વર્ષ ૭૮) ભરૂચવાલા દસતુર અસપંદીઆરજી કામદીનજીના ત્રિજા દીકરા. એવણ પ્રથમમાં ઇ૦ સ૦ ૧૮૨૭ થી ભરૂચનાં સરકારી સરવાઇખાતાંમાં એક ઇંગ્રેજી લખનાર હતા. તે પછી તા૦ ૧૬ મી આપરેલ ૧૮૩૨ થી ભરૂચની અદર ડીસ્ટ્રીકટીના સુપરીનટેંડંટ નેમાયા હતા. તે ઓહદો ૩૦ વર્ષ ચલાવી જયફીને લીધે તા૦ ૧૭ મી મેએ ૧૮૬૨ થી પેનશન લઈ એકાંત જીંદગી ગુજારી હતી. એવણે પોતાના મરહુમ દીકરા શેઠ એદલજીનાં પુનને સારૂં ભરૂચ મધેનાં કાલી તરાવરી આગલનાં પારસીઓનાં પુરાતમ દોખમાંની સાંમેના મોટા કુવાની ૧૮૪૮ માં પોતાને ખરચે મરામત કરાવી તેની પાસે ત્રણ મોટા અભારા બંધાવ્યા હતા.

---

તા૦ ૩૧ મી ડીસેમબર.

આજ દીને કલકતા મધે મરહુમ શેઠ ફરામજી એદલજી ભીખાજીનાં ઉઠમણાંમાં તેવણની પોતાની પુંજી મધેથી ૩૮૦૦) તથા ભત્રિજાઓ શેઠો એદલજી અને ખેહરામજી કાવશજી ભીખાજીએ ૩૨૦૦) મલી રૂ૧૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૩૧ મી ડીસેમબર.

આએ વર્ષમાં ઇસાને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૬૯ સુધીમાં મુંબઇના પારસીઓમાં **૭૫૮** જન્મ નોધાયાં હતાં.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં **૨૦૫** જોડાંનાં વાંન.ન તથા **૨૭** જોડાંનાં ગગરતાં નીચે મુજબની વીગતે .ાં હતાં:—

| | | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|---|
| વાંન— | ૬ થી ૧૦ વર્ષનાં | .. | ૫ | ૨૨ | ૨૭ |
| | ૧૧ થી ૧૫ વર્ષનાં | .. | ૩૦ | ૧૨૦ | ૧૫૦ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં | .. | ૭૫ | ૫૫ | ૧૩૦ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં | .. | ૬૩ | ૭ | ૭૦ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં | .. | ૧૮ | ૧* | ૧૯ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં | .. | ૪ | ૦ | ૪ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં | .. | ૪ | ૦ | ૪ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં | .. | ૫ | ૦ | ૫ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં | .. | ૧† | ૦ | ૧ |
| | | | ૨૦૫ | ૨૦૫ | ૪૧૦ |

| | | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|---|
| ગગરતાં— | ૧૧ થી ૧૫ વર્ષનાં | .. | ૦ | ૧* | ૧ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં | .. | ૦ | ૨ | ૨ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં | .. | ૧ | ૮ | ૯ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં | .. | ૨ | ૮ | ૧૦ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં | .. | ૫ | ૬ | ૧૧ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં | .. | ૬ | ૨ | ૮ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં | .. | ૩ | ૦ | ૩ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં | .. | ૨ | ૦ | ૨ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં | .. | ૫ | ૦ | ૫ |
| | ૫૬ થી ૬૦ વર્ષનાં | .. | ૩† | ૦ | ૩ |
| | | | ૨૭ | ૨૭ | ૫૪ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે ૯૭૪ મરણ નિપજ્યાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં...... | ૪૦ | ૩૫ | ૭૫ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં .. | ૩૫ | ૩૪ | ૬૯ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં .. | ૯૧ | ૭૬ | ૧૬૭ |
| ૧ થી ૫ વર્ષનાં...... | ૧૧૩ | ૧૧૫ | ૨૨૮ |
| ૬ થી ૧૦ વર્ષનાં...... | ૧૩ | ૧૩ | ૨૬ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં...... | ૧૩ | ૨૨ | ૩૫ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં...... | ૨૧ | ૨૭ | ૪૮ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં...... | ૪૩ | ૨૧ | ૬૪ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં...... | ૨૩ | ૩૦ | ૫૩ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં...... | ૪૦ | ૨૭ | ૬૭ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં...... | ૩૬ | ૩૪ | ૭૦ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં...... | ૧૯ | ૨૪ | ૪૩ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં...... | ૧૦ | ૧૫ | ૨૫ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં ...... | ૦ | ૪‡ | ૪ |
| | ૪૯૭ | ૪૭૭ | ૯૭૪ |

એ ૯૭૪) મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાભા .... | ૯ | બાહેરકોટ .... | ૧૪૮ |
| કોટ ...... | ૩૪૯ | ખેતવાડી .... | ૭૨ |
| ધોબીતલાવ .. | ૨૨૮ | કામાઠીપરા .. | ૨ |
| કરેલવાડી.... | ૫ | નલબજાર .... | ૨ |
| ગીરગાંમ .... | ૮ | મેટાંકી ...... | ૪ |
| ચોપાટી .... | ૧૪ | ખારા તલાવ .. | ૧ |
| ગ્રાંટ રોડ.... | ૨ | ડંકન રોડ.... | ૧ |
| તારદેવ .... | ૪ | નાગપારા .... | ૧ |
| ગોવાલીઆ .. | ૧૨ | ભીંડીબજાર .. | ૪૦ |

---

૧ મુંબઇ ચાબુક, તા૦ ૮ મી જાનેવારી ૧૮૭૦.

* એ એક ૨૯) વર્ષની કુવારી છોકરી હતી.

† એ ૪૯) વર્ષનો બીજવર હતો.

* એ ૧૪) વર્ષની રંડાયલી સ્ત્રી હતી.

† એમાં બે ૬૦) વર્ષના રંડાયલા પુરૂષો હતા.

‡ એમાં ૧૦૦ વર્ષની એક ઓરત હતી.

| | | | |
|---|---|---|---|
| ખંબાલા .... | ૨ | ભાંએખલા .. | ૧૯ |
| માહલક્ષ્મી.... | ૬ | મજગાંમ .... | ૩૪ |
| વાલકેશ્વર .... | ૨ | મોઢ........ | ૧ |
| | | પરેલ ...... | ૩ |
| | | વરલી ...... | ૧ |
| | | માહીમ ...... | ૪ |
| | | | ૬૭૪ |

એ ૬૭૪) મરણ નીચલાં કારણોથી નિપજ્યાં હતાં:—

| | |
|---|---|
| તાવ ........................ | ૨૪૨ |
| જ્ઞાનતંતુને લગતાં દરદો ............ | ૧૨૯ |
| ફેફસાંને લગતાં દરદો ............. | ૧૨૩ |
| લોહીવીકાર તથા નાકવતી ............ | ૧૦૫ |
| જલંદર........................ | ૧૧ |
| શીતલા ....................... | ૪૭ |
| ગોવરૂં ....................... | ૩૧ |
| કોલેરા ....................... | ૧૯ |
| મરડો તથા પેટ .................. | ૧૪૦ |
| પીશાબને લગતાં દરદો .............. | ૭ |
| છુપા ભાગને લગતાં દરદો ............ | ૯ |
| ચામડી તથા હાલચાલ અને તંતુનેલગતાં દરદો. | ૧૮ |
| તરતનાં જન્મેલાં.................. | ૭૫ |
| રગદપીત ...................... | ૩ |
| નહિં જણાયલાં કારણો .............. | ૨ |
| આપઘાત ....................... | ૮ |

(૫ ઝેહર ખાઈને.
૧ દરીયામાં પડીને.
૧ તલાવમાં પડીને.
૧ ગલે ફાંસો દઈને.)

આપઘાત કરી મરણ પામેલાં આઠ જણામાં ૪) પુરૂષ અને ૪) સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૨૮) વર્ષનાએ ૩૭૦૦) ની નોટ ખોવાથી ફીકરને લીધે, એક ૬૦) વર્ષનાએ નાણાં સંબંધી ગુંચવાડાને લીધે માથું ખસી જવાથી, અને એક ૨૭) વર્ષનાએ ધંધામાં નુકસાન જવાથી ઊદાસીને લીધે ઝેહર ખાઈને; તથા એક ૭૦) વર્ષનાએ બાયડી સાથ અણબનાવને લીધે દરીયામાં ડુબીને આપઘાત કીધા હતા. સ્ત્રીઓમાં એક ૩૮) વર્ષનીએ મગજની અસ્થિર હાલતને લીધે તથા બીજી ૧૭) વર્ષની એક બબરચીની બાયડીએ કાંઈ જણાયલાં કારણ વગર બંધીએ ઝેહર ખાઈને; એક ૪૭) વર્ષની કંત્રાકટરની બાયડીએ ઘરમાં કંકાસને લીધે ગલામાં ફાંસો દઈને અને એક ૬૬) વર્ષનીએ લેજાંનાં દરદની હેરાનગતીને લીધે તલાવમાં પડીને આપઘાત કીધા હતા.

હોનારત, અકસમાત, વગેરે............ ૫

(૨ કુવામાંથી પાણી કાઢતાં.
૧ દરીયામાં નાહતાં.
૧ મીલમાં પઈ ફાટાથી.
૧ બારીએથી પડી જવાથી.)

અકસમાતથી મરણ પામેલાં પાંચ જણામાં ૪) પુરૂષ અને ૧) સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૧૭) વર્ષનો છોકરો દરીયામાં નાહતાં, એક ૭૨) વર્ષનો આટો દળવાના કારખાનાંમાં પઈ ફાટાથી તેની અડફાંટમાં આવવાથી, એક ૪૦ વર્ષનો કુવામાં પડેલું વાસણ કાઢતાં સમતે પણ ખોવાથી, અને એક ૧૪ વર્ષનો બબરચીનો છો[illegible] કુવાના વરાપર ઊભો રહી પાણી ખેંચતાં ઊઠલાઈ જ[illegible]યા મરણ પામ્યા હતા. સ્ત્રીઓમાં એક ૭૨) વર્ષ[illegible] સુવાનો પલંગ બારીની સપાતીની બરાબર હોવાથી [illegible]માં તે પરથી રસ્તામાં પડીને મરણ પામી હતી.

વળી એજ વર્ષમાં મુંબઈ મધે ૬૩ પારસીઓએ દેવાદારોની કોરટનો આસરો મેલવવાને અરજી કીધ[illegible] જેમાં એક ઓરત પણ હતી.

---

# ઈ૦ સ૦ ૧૮૭૦.

આએ વર્ષનાં "ટાઈમસ ઑફ ઇંડીઆ" નાં કાલેનડરમાંર સઘળી બાના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફકજ છે.

**જોઈંટ સ્ટાક કુંપનીઓ—**

" કોલાબા કુંપનીના ડાએરેકટરોમાં નવરોજજી માણેકજી
" તરોજ[illegible] વર્તાનામ વધારે છે.
" નઈએતે બંધાવા[illegible]ગ એંડ વીવીંગ કુંપની (આગલી કુરલા
" પણ તેઓએ એ[illegible]

ફરાંમજી કાવશજી પેટંટ પ્રેસ કુંપનીના [illegible]
પેશતનજી ધનજીભાઈ કુરલેવાલાનું નામ [illegible]

ક્રીઅર લાંડ એંડ પીઅર કુંપનીના[illegible] બેહરાંમજી ખરશેદજી ગાંધી.

હાઈડ્રાલીક પ્રેસ કુંપનીના શેક્રેટરી, અરદેશરજી પનાંમોદી. ઈજનેર, બહમનજી ફરાંમજી વારડીન. માનેજર, ખરશેદજી રતનજી પારખ કોટમાં તથા હોરમસજી દાદા-

**ફડચામાં ગયલી કુંપનીઓ—**

કુરલા સ્પીનીંગ એંડ વીવીંગ કુંપની—લીકવીડેટર, મેહરવાંનજી ખરશેદજી ગાંધી.

ઇસ્ટરન ઇનશુરનસ કુંપની—લીકવીડેટર, હીરજીભાઇ જાંગીરજી રેડીમની.

ઇસ્ટ ઇંડીઆ શીપીંગ કુંપની—લીકવીડેટરો, દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી માણેકજી પીટીટ, પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇ.

**પારસી વ્યાપારી પેહડીઓમાં વધારો—**

મેહરવાંનજી નાનાભાઇ ફરામજી એંડ કુંપની.

એન. વી. કરાંની એંડ કુંપની.

નવરોજજી વીરજીભાઈ કરાંની.

હોરમજજી કુવરજી દારૂવાલા.

મેહરવાંનજી એંડ કુંપની.

મેહરવાંનજી ફરામજી નશરવાંનજી પટેલ.

કાવશજી શાપુરજી મેહતા.

મુળજી થાકરસી એંડ કુંપની.

બેહરામજી ફરામજી (મધરાજવાલા.)

**યરોપ્યન પેહડીના પારસી દલાલોમાં વધારો—**

કા બ્રુસ્ટાલ રસલ એંડ કુંપની—ખરશેદજી શેરાબજી અ નાદરશાહ.

એચ. ડી. ફ્રેક એંડ કુંપની—નવરોજજી અરદેસર દાવર) એંડ સનસ.

એ. સી. ગમપરટ એંડ કુંપની—મનસુખભાઇ ભગુ. ના૦ ઇ અને ફરામજી અરદેસર દાવર.

ઉોમાં જાફરસન કેંમબેલ એંડ કુંપની—ગોકલદાસ (માધ- અ. ઃ) મેહરવાનજી (ફરામજી પાંડે) એંડ કુંપની.

વાંનતં તળ. એફ. પીમ. એંડ કુંપની—દાદાભાઈ હોરમજજી ઃ તાં).

**સી લીલાંઉખાંનાંવાલા—**બાપુજી હોરમજજી — ૬ ેંડ કુંપની, બેનેટ એંડ કુંપની (પેશતનજી ૧૧ નેટ), બહમનજી ડાશાભાઈ (બાકસટર) એંડ ૧૬ મજી ફરામજી (હાએવાએ) એંડ કુંપની, ક્રાફ- ૨૧ ની (મી૦ ડબલ્યુ. એચ. એસ. ક્રાફરડ અને ૨૬ ર્થજજી મોદી), દીનશાહ (અરદેસર લીલાંઉ- ૩૧ ાજજી (મનચેરજી વાડીઆ) એંડ કુંપની, ક્રીથ ૩૬ (ધનજીભાઈ જાંગીરજી દાવર), મેહરજી જાન- મેંડ કુંપની (શેરાબજી તથા બરજોરજી પાલણજી દાલીમેહરજી, મનચેરજી એદલજી મેહરજી, માણેકજી ફરામજી માપલા અને રતનજી ખરશેદજી બાટલીબાઇ), મીનીસ એંડ કુંપની (રતનજી ફરદુનજી પારખ, નશરવાંનજી ફરામજી ધીરતા), નશરવાંનજી (દોરાબજી પટેલ) કલીઆંણદાસ એંડ કુંપની, રૂસતમજી પેશતનજી (બાકસટર).

**બુકસેલર—**હોરમજજી શેરાબજી (ચાંનદારૂ).

**ઘોડા દલાલો—**નવરોજજી બેજનજી ફકીરજીની કુંપની, નવરોજજી નશરવાંનજી (લાંમ), જામાસપજી કાવશજી (પાદશાહ), રૂસતમજી શાપુરજી (મેહતા), સંતોકજી શેરાબજી સંતોક.

**દુબાશો—**બેહરામજી (બેજનજી) અને મેહરવાંનજી (બેજનજી), બેહરામજી મનચેરજી, કાવશજી (રતનજી પારખ) અને માણેકજી, ખરશેદજી અને એદલજી, ખરશેદજી મનચેરજી (સોબેદાર), દાદાભાઇ રતનજીની કુંપની, દાદી એંડ દોરાબજી, ડાશાભાઈ દીનશાહજી, એદલજી એંડ રૂસતમજી, ફરામજી એંડ દાદાભાઇ, ફરામજી નશરવાંનજીની કુંપની, હોરમજજી જમશેદજી, મેહરવાંનજી નશરવાંનજી (નાદરશાહ), મેહરવાંનજી પેશતનજી (એનડરસન) ના છોકરાઓ, નાનાભાઇ એંડ શેરાબજી, પાલણજી ફરામજી (શેઠના), પેશતનજી જમશેદજી, રતનજી મનચેરજી જાલ, શેરાબજી એદલજીની કુંપની, શેરાબજી માણેકજી, એસ. પી. ધનજીભાઈ (શેરાબજી એદલજી દુબાશ, પેશતનજી મેહરવાંનજી દુબાશ, એદલજી મેહરવાંનજી દુબાશ, ધનજીભાઈ પેશતનજી પાંડે).

**એક્ષચેંજ બ્રોકર—**નશરવાંનજી એંડ ફરામજી.

**હાઉસ એજંટ—**પી. બેહરામજી (પેશતનજી બેહરામજી દાદાભાઇ કોહલા).

**આએરન ફાંઉડરસ—**એદલજી શાપુરજી, શેરાબજી શાપુરજી એંડ કુંપની.

**શીપ ચાંડલરસ—**પેશતનજી પુકરીડજ (Puckridge) એંડ કુંપની, રૂસતમજી શેરાબજી (કમીશરીવાલા).

**તબેલાવાલા—**બરજોરજી મેહરવાંનજી (માલવી) ની કુંપની, ખરશેદજી દોરાબજીની કુંપની, જમશેદજી એદલજીની કુંપની, નશરવાંનજી હીરજી, રૂસતમજી નવરોજજી, રતનજી રૂસતમજી.

**મેસ એજંટો—**બોલટનની કુંપની (અરદેસર અને દીનશાહ ધનજીભાઈ બોલટન), બરજોરજી રૂસતમજી બાટલીવાલા, કાવશજી અરદેસર ફરદુનજી, એદલજી નશરવાંનજી કોલાબેવાલા, એદલજી પાલણજી બાટલીવાલા, જમશેદજી ફરામજી કચોક, જીવણજી એદલજી (અપુ) ના છોકરાઓ, જીવાજી રતનજી (મડ) ના છોકરાઓ, જાંહગીર નશરવાંનજી (જશાંવાલા) એંડ કુંપની, મનચેરજી એદલજી (સોપારીવાલા), પાલણજી હીરજીભાઈ (બાટલીવાલા) સનસ, પેશતનજી જીવણજી (ભંડારા) એંડ કુંપની, રતનજી ખરશેદજી.

**મીલીનરસ—**બનાજી મેહરવાંનજી એંડ કુંપની, બરજોરજી નશરવાંનજી (ગોટલીબાજ), ખરશેદજી એંડ કુંપની, ધનજીભાઇ રૂસતમજી (અપુ) એંડ કુંપની, દોરાબજી કુવરજી માજુ.

શેર બ્રોકરો—ભીખાજી કેખશરૂ દસ્તુર, ભીખાજી નવરોજજી પાહલણજી, બેહરામજી ભીખાજી કાંગા, ડાકટર કાવશજી હોરમજજી, ખરશેદજી રતનજી કોહલા, દીનશાહ (હોરમજજી બાલીમોરીઆ) એંડ શાપુરજી (શોરાબજી મેહમવાલા), એદલજી ખરશેદજી સુરતી, ફરામજી રુસતાદજી, જમશેદજી કાવશજી બીલીમોરીઆ, મેહરવાનજી (રુસતમજી ગંદેવીઆ) એંડ બેહરામજી (રુસતમજી બહમન બેહરામના), મનચેરજી મેહરવાનજી દાદીના, પીરોજશાહ કાવશશાહ નાણાંવટી, શાપુરજી બરજોરજી ભરૂચા, શાપુરજી બેહરામજી કોહલા, શોરાબજી બેહરામજી કોહલા.

---

તા૦ ૨ જી જાનેવારી.

રોજ ૧૩ માહ ૪ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—બેહરામજી ફરદુનજી વકીલ[1]—ઉમર વર્ષ ૭૪) ભરૂચવાલા આ૦ ફરદુનજી એદલજી વાંદરાના બીજા દીકરા. એવણ પ્રથમમાં ભરૂચની અદાલતમાં સરકારી દફતરની બુકો બાંધવા તથા પારસીઓને સોગંદ આપવાનાં કામ પર હતા. તે પછી દીવાંની તથા ફોજદારી કાએદાનો અભીઆસ કરી ઈ૦ સ૦ ૧૮૩૯ માં મુંબઈની સદર અદાલતમાંથી વકીલની સનદ મેલવી ભરૂચની અદાલતમાં વકીલાતનું કામ કરવા માડયું હતું, અને તે ઘણી બાહોશીથી ચલાવી મોટી ઘરાકી મેલવી હતી. ઈ૦ સ૦ ૧૮૫૭ નાં ભરૂચનાં હુલડ વખતે એવણે પારસીઓ તરફથી ઘણીક લડત ચલાવી હતી, તથા ભરૂચની પારસી પંચાતનાં ફંડના થોડુંક સુધી એક તરસ્ટી હતા. ઈ૦ સ૦ ૧૮૬૧ થી ૧૮૬૭ સુધી એવણ ભરૂચના પબલીક પ્રાસીક્યુટર હતા. ઈ૦ સ૦ ૧૮૬૯ માં એવણે ભરૂચના નવાબ મોઅજુજખાંન બાહદુરના કીસ્સાનો અસલ ઉરદુ પરથી ગુજરાતીમાં તરજુમો કરી તેનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.

---

તા૦ ૫ મી જાનેવારી.

અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં શિખનારા ચંચલ વિદ્યાર્થીઓને સ્કાલરશીપો અને ઇનામો આપવાની વાર્ષિક સભા આજ દીને મલી હતી. ચેરમેનની ખુરસી હાનરેબલ મી૦ ટકરે લીધા બાદ એ ખાતાંના પ્રીનસીપાલ ડાકટર હંટરે ગયાં શાલનો રીપોરટ વાંચી સંભલાવ્યો. જે પછી ચંચલ વિદ્યાર્થીઓને ઇનામો તથા સ્કાલરશીપો આપી હતી, જેઓમાં ત્રણ પારસી વિદ્યાર્થીઓ—હોરમજજી દાદાભાઇ મસાની, નશરવાંનજી નવરોજજી ખંભાતા, અને ડોશાભાઇ બરજોરજી કાંદાવાલાને દરેકને રૂ૧૫) ની સ્કાલરશીપો મલી હતી. રીપોરટમાં જણાવ્યા મુજબ એ કાલેજમાં ગુજરાતી ભાષામાં વૈદું શિખાડવાનો વર્ગ પણ આએ શાલથી ઉઘાડવાને નામદાર સરકારે ઠેરવ્યું હતું, અને તે વર્ગમાં દર માસે રૂ૧૦) ની સ્કાલરશીપ આપવાને શેઠ કાવશજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઇ. એ રૂ૨૫૦૦) તથા હાનરેબલ બેહરામજી જીજીભાઇએ રૂ૩૦૦૦), તથા એક બુક ફંડને માટે શેઠ દીનશાહજી માણેકજી પીટીટે રૂ૫૦૦) ભેટ આપ્યા હતા, જે માટે તેમનો ઉપકાર માનવામાં આવ્યો હતો. વળી શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ ગયે શાલના જાનેવારી માસમાં એ કાલેજમાં રૂ૧૦) ની બે જુનીયર સ્કાલરશીપો સ્થાપવાને રૂ૫૦૦૦) ભેટ આપ્યા તે માટે પણ રીપોરટમાં તેમનો ઉપકાર માનયો હતો. એ બાદ ચેરમેને એક સુભાખીત ભાષણ કરી સભા બરખાસ્ત કીધી હતી.[2]

---

તા૦ ૬ થી જાનેવારી.

રોજ ૧૭ માહ ૪ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—હોરમજજી હીરાજી હીરા કરાઇના—ઉમર વર્ષ ૬૦) એવણ સુરતના વતની હતા, અને પંજાબ ભણી ધંધાસર ગયલા હતા. એવણનું મરણ દેરા ઇસમાઇલખાંન મધે નીપજયું હતું.

---

તા૦ ૮ મી જાનેવારી.

મુંબઇની યુનીવરસીટીના નવા ફેલોઅ તરીકે નામદાર સરકારે નીચલા પારસી ગ્રહસ્થોને ચુંટી કાઢયા હતા:—[3]

શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી.

શેઠ શોરાબજી શાપુરજી બંગાલી.

---

૧ ભરૂચવાલા શેઠ શોરાબજી ફરામજી વકીલનાના બાવા. એવણના વડા ભાઈ એ૦ રૂસતમજી ફરદુનજી વાંદરાના ભરૂચના એક જાણીતા મોબેદ હતા. એઓના બાવા એ૦ ફરદુનજી એદલજી વાંદરાના ભરૂચના મોબેદોનું દફતર તથા બારમાસીઆં, લગનવહી, લાગાવહી, વગેરે હંમેશ્કારની પેંઢ-ગીનું દફતર રાખતા હતા. તેમની પછી એ દફતર એ૦ કેખશરૂ પેશતનજી શીકારગર તથા એ૦ ફરામજી હોરમજી ખાંદન અને એ૦ રતનજી જીવણજી બોરકા રાખતા હતા.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૭ મી જાનેવારી ૧૮૭૦.

સર જમશેદજી જીજીભાઈ હારપીટલ કે જયાં આ કાલેજના વિદ્યાર્થીઓને તાલીમ આપવામાં આવેછે તે હારપીટલનાં મકાનમાં આ શાલમાં રૂ૧૫૦૦૦૦) ને ખરચે વધારો કરવામાં આવ્યો હતો, અને તે ખરચનો ત્રિજો ભાગ રૂ૫૦૦૦૦) સર જમશેદજીનાં કુટુંબે આપ્યો હતો, જે માટે ડાકટર હંટર પોતાના રીપોરટમાં જણાવેછે કે:—

"The Jamsetjee Jeejeebhoy Hospital, the practical school of instructions for the students, and without which this College could scarcely venture to exercise any claim to being considered a *School of Medicine*, has undergone considerable additions and improvements. A handsome upper storey has been added which admits of increased accommodation for nearly 80 beds, and well arranged bathing rooms, on the most recently *improved principles*, are attached. An operating theatre has also been *built*, an *hydraulic lift* leads from it to the upper wards, and thus avoids the necessity of patients being carried up and downstairs. The whole was designed and carried out by Lieut.-Colonel Fuller, R. E., at an outlay of Rs. 1,50,000, one-third of which was liberally given by the Sir Jamsetjee Jejeebhoy family, and the remainder by Government."

૩ મુંબઈ ગવરમેંટ ગેઝેટ, ૧૩ મી જાનેવારી ૧૮૭૦.

તા૦ ૧૦ મી જાનેવારી.

રોજ ૨૧ માહ ૪ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—માણેકજી પેશતનજી સરાફ અથવા ગામવાલા[1]—ઉમર વર્ષ ૬૨) કરાંચીના એક જાણીતા પારસી વ્યાપારી. એવણ ઈ૦ સ૦ ૧૮૩૯ માં ઈંગ્રેજ સરકારે સીંધ લીધું ત્યારના કરાંચી તરફ વ્યાપારને માટે સુરત શેહરથી ગયા હતા, અને આખી જીંદગી ત્યાંજ ગુજારી હતી. એવણે પોતાના છોકરાઓને નામે પેશાવર તથા બીજી જગાઓ પર દુકાનો કાઢી હતી.

---

તા૦ ૧૧ મી જાનેવારી.

મુંબઈની યુનીવરસીટીની નવમાં વર્ષની કાનવોકેશન આજ દીને ટાઉનહાલમાં ભરાઈ હતી. પ્રમુખસ્થાને વાઈસ-ચાનસેલર રેવરંડ ડાકટર જાન વીલસન બીરાજ્યા હતા. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી હતી તેમાં નીચલા પારસીઓ હતા:—[2]

**માસટર ઑફ આરટસ** (એમ. એ.) ની સનદ—જમશેદજી અરદેસર દલાલ.

**બેચલર ઑફ લાઝ એંડ લીટરેચર** (એલ. એલ. બી.) ની સનદ—કેરશાસ્પજી રૂસ્તમજી દાદાચાંનજી, ફરાંમજી રૂસ્તમજી વીકાજી.

**બેચલર ઑફ આરટસ** (બી. એ.) ની સનદ—નવરોજજી દોરાબજી ખંડાલેવાલા, બરજોરજી જમશેદજી કોહલા, બેહરાંમજી ફરાંમજી પટેલ, મનચેરજી ફરાંમજી પટેલ, એદલજી દોરાબજી તલાટી.

આ વેળાએ અપાયલાં યુનીવરસીટી ઇનામોમાં માણેકજી લીમજી ગોલ્ડ મેડલ રૂસ્તમજી મેહેરવાંનજી પટેલ, એમ. એ. ને "હિંદુસ્થાંનની સરકારી તથા બીજી ઇમારતોનાં બાંધકામની જુદી જુદી પ્રકારની રીત, અને દેશની રૂતુને તેઓ કેવી અનુકુળ થાઈ પડેછે તેનો મુકાબલો" એ બાબદ ઉપર સઉથી સરસ ઇંગ્રેજી નિબંધ લખવા માટે,[3] તથા હોમજી બરશેદજી પ્રાઈઝ જાંગીરશાહ એરચશાહ કોહીયારને "સિંદ્ધુ નદી" વિષે સઉથી સરસ ઇંગ્રેજી કવિતા રચવા માટે આપવામાં આવ્યાં હતાં.

---

તા૦ ૧૫ મી જાનેવારી.

મેહમુદાબાદ ખાતે બાઇ માણેકબાઇ તે હાનરેબલ બેહરાંમજી જીજીભાઇનાં ધણીઆંનીનાં નામથી બંધાવવા માડેલાં દવાંખાનાંનો પાયો નાખવાની ક્રિઆ આજ દીને એક મોટા મેલાવડાની હજુરમાં ખેડાના કલેકટર મી૦ જી. ડબલ્યુ. ઇલીઅટનાં બાનુ મીશીશ ઇલીઅટે કીધી હતી. મીશીશ ઇલીઅટે પાયો નાખ્યા બાદ કલેકટરે એક સુભાષીત ભાષાણ કરી હાનરેબલ મંગલદાસ તથા હાનરેબલ બેહરાંમજીની કેટલીક સ્તુતી કરી હતી.[4]

---

તા૦ ૧૬ મી જાનેવારી.

રોજ ૨૭ માહ ૪ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—શેરાબજી શાપુરજી ઇજનેર, આએરન ફાંઉડરીવાલા—ઉમર વર્ષ ૪૫) એવણ પ્રથમમાં મુંબઈની સરકારી ફેકટરીમાં મીકાનીકસનું કામ શિખેલા હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૫૦ માં શેઠ કાવશજી હોરમજજી સરાફ સાથે ભાગમાં શેરાબજી શાપુરજીની કુંપનીનાં નામથી "આએરન

---

૧ પેશાવરવાલા શેઠ મેહરવાંનજી માણેકજી સરાફ અથવા ગામવાલાના બાવા.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૩ મી જાનેવારી ૧૮૭૦.

ઉપલા પદવી મેલવેલા પારસીઓ ઉપરાંત આએ વર્ષ યુનીવરસીટીની નાખલી પરીક્ષાઓમાં નીચલા પારસીઓ પસાર થયા હતા:—

**ફરસ્ટ એલ. સી. ઈ.** ની પરીક્ષામાં—પેશતનજી દોરાબજી ખંડાલેવાલા.

**ફરસ્ટ એકઝામીનેશન ઈન આરટસ** (એફ. ઇ. એ.) ની પરીક્ષામાં—દાદાભાઇ જમશેદજી આલપાઈવાલા, ફરાંમજી નવરોજજી દાદીશરજોરના, ફરાંમજી મીનોચેહરજી દસ્તુર જામાસ્પઆશાના, એદલજી શેરાબજી સરાફ, ડોશાભાઇ નશરવાંનજી વાડીઆ.

**મેટ્રીકયુલેશનની** પરીક્ષામાં—નવરોજજી ખરશેદજી આંતીઆ, માણેકજી દાદાભાઇ અરજાંણી, માણેકજી કાવશજી અરજાંણી, બેજનજી પેશતનજી બેનેટ, નશરવાંનજી દોરાબજી ભડા, રૂસ્તમજી પેશતનજી બરૂચા, શેરાબજી મનચેરજી બીલીમોરીઆ, ખરશેદજી પેશતનજી કામાં, બહમનજી શેરાબજી ચંદાલીવાલા (તારાપોરવાલા), જમશેદજી અસપંદીઆરજી ચીનાઇ, દીનશાહ ખરશેદજી દલાલ, પીરોજશાહ જમશેદજી દમણીઆ, જમશેદજી નવરોજજી દસ્તુર, પીરોજશાહ પાલણજી ડાકટર, બાપુજી વીરજીભાઇ ગોપીપુરીઆ, માણેકજી હોરમજજી કોંગા, અરદેસર બેહરાંમજી કાપડીઆ, બેહરાંમજી નશરવાંનજી કોપાજી, માણેકજી ફરાંમજી લાકડાંવાલા, અરદેસર બેજનજી સેનદીન, ફરાંમજી બહમનજી પેશતનજી માસટર, અરદેસર દીનશાહ મેહતા, બહમનજી શેરાબજી મેહતા, ધનજીભાઇ કાવશજી પાલખીવાલા, ફરાંમજી ખરશેદજી પટેલ, નશરવાંનજી મેહરવાંનજી પાવરી, રતનજી મનચેરજી સેતારેવાલા, કાવશજી મેહરવાંનજી સરાફ, બેજનજી માણેકજી વાછા, માણેકજી હોરમજજી વજીફદાર, બાપુજી પેશતનજી વાડીઆ.

૩ આ નીબંધ માટે નામદાર વાઇસ-ચાનસેલરે પોતાનાં ભાષાણમાં કહ્યું હતું કે:—

"The essay which gained the Manockjee Limjee Gold Medal for 1868 is a very creditable production."

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૮ મી જાનેવારી ૧૮૭૦.

મીશીશ ઇલીઅટ પાયાનો પથ્થર ગોઠવતી વેળા બોલ્યાં હતાં કે—

"I lay the corner stone of the Manekbai Dispensary in memory of that lady, late wife of the Hon'ble Byramjee Jejeebhoy, who, with the Hon'ble Manguldass Nathoobhoy, gave the funds by which this building will be raised, a monument to their charity, and a relief to affliction."

સાથે બાળપણથીજ જોડાઇ સઘળાં રૂડાં કામોમાં પોતાની સલાહ આપતાં હતાં. એવણનું દીલ પણ સખાવત કરવામાં પોતાના નેક ખાવંદના જેવુંજ હતું. ઈ૦ સ૦ ૧૮૪૨ માં એવણે દેશાવરોના ગરીબ જરથોસ્તીઓને દર શાલ નાણાંની મદદ મોકલવા માટે બંગાલ બેંકના ૩) શેર કે જેની કીમત રૂ૨૨૫૦૦) હતી તે ધર્મખાતે આપ્યા હતા, તેમાં તા૦ ૧૭ મી નવેમબર ૧૮૪૩ ને દીને ઉદવાડા મધે એ બાઇ પોતે ગયાં તે વેળાએ એક મોટું જશન કરી બીજા રૂ૧૫૦૦૦) ના બે શેર ધર્મખાતે આપી, તેની ઉપજમાંથી ઉદવાડાની આસપાસનાં ૧૮) ગામોના ગરીબ નાચાર જરથોસ્તીઓનાં છોકરાંઓને શુદરેહ પેહરાવવા તથા પરણાવવા તથા ગરીબ નાચારનાં રવાંનોને અવલમંજલ પોંહચાડવાનો ખરચ કરવાનો બંદોબસ્ત કરી તે પાંચે શેર, આસરે રૂ૪૦૦૦૦) ની કીમતના સર જમશેદજીવાલાં મોટાં ધર્મખાતાંમાં આપ્યા હતા. ૧૮૪૫ માં એવણે માહીમ અને વાંદરા વચ્ચેની ખારીપરનો પૂલ બાંધવા માટે સરકારને રૂ૧૫૫૮૦૦) આપ્યા હતા, અને તે પૂલ તૈયાર થવાથી તા૦ ૮ મી આપરેલ ૧૮૪૫ ને દીને ગવરનર સર જારજ આરથરે ખોલ્લો મેલ્યો હતો. એજ મુજબ માહીમનાં બજારથી તે ઉપલા પૂલ સુધી જવાનો જમની બાજુપરથી એક બીજો પાક્કો રસ્તો એવણે રૂ૨૨૦૦૦) ને ખરચે બંધાવ્યો હતો, જે તા૦ ૫ મી જુન ૧૮૪૬ થી પ્રજાને વાપડવા માટે ખોલ્લો મુકયો હતો. ૧૮૪૯ માં એવણે અતરેની ડીસ્ટ્રીકટ બેનીવોલંટ સોસાઇટીનાં ફંડમાં રૂ૨૦૦૦૦) ભેટ આપ્યા હતા. ૧૮૫૦ માં એઓ પોતાના ખાવંદ સાથે નવસારી ગયાં તે વેળાએ ત્યાં પોતાની તરફથી ઘણીક મોટી ખાંનગી સખાવતો કરી હતી. ૧૮૫૧ માં એવણે *બાંએખલે સર જમશેદજી હાસ્પીટલની પડોસમાં* આવેલો ડોકનો તલાવ નવેસરથી મોટો ખણાવી તેની આસપાસ ફરતી દેવાલ વગેરે રૂ૨૩૦૦૦) ને ખરચે બંધાવી હતી. વાંદરા મધે ટેકડીની હેઠલથી તે માઉંટ મેરીનાં દેવલ સુધી જવાનો એક પાક્કો રસ્તો બાંધવાને એવણે સરકારમાં રૂ૩૧૨૦) આપ્યા હતા, અને તે રસ્તો ૧૮૫૪ ના ડીસેમબર માસમાં તૈયાર થયો હતો. ૧૮૬૨ માં એવણે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં રૂ૧૦૦૦૦) ભેટ આપ્યા હતા. એજ શાલના મેએ માસમાં એવણે પોતાના ખાવંદ મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટનાં નામની એક જંદ પેહલવી મદરેસા સ્થાપવા માટે પંચાતના તરસ્ટીઓને રૂ૩૫૦૦૦) ની કીમતના બંગાલ બેંકના ૫) શેર ભેટ આપ્યા હતા. ૧૮૬૪ માં કલકતા મધે થયલાં મોટાં તોફાંનથી નાશ પામેલાઓને આસરો આપવાનાં ફંડમાં એવણે રૂ૭૫૦૦) ભેટ આપ્યા હતા. સર જમશેદજી જીજીભાઈ સ્કુલ ઑફ આરટ એંડ ઇનડસ્ત્રીનાં ખાતાંને સારા પાયા પર લાવવાને એવણે ૧૮૬૫ થી તે પોતાનાં મરણ સુધી તેમાં કટકે કટકે રૂ૪૦૦૦૦) ને આસરેની રકમ આપી હતી. નવસારી મધે કાલીઆવાડીનાં મરહુમ સર જમશેદજીવાલાં ધર્મનાં દવાખાંનાં પર જવાનો રસ્તો ઘણો ડીકટ હોવાથી તે આખો રસ્તો પાક્કો બાંધવાને એવણે સરકારમાં રૂ૧૮૩૭૧) આપી તે ૧૮૬૭ માં બંધાવી ખોલ્લો મુકયો હતો. ૧૮૬૮ માં ઉદવાદા મધે પારસીઓના ઉતારાને માટે એવણે એક ધર્મશાલા રૂ૪૭૫૦૦) ને ખરચે બંધાવી ખોલ્લી મુકી હતી. એ સિવાય એવણની પણ પોતાના ભથારની માફક ઘણીક ખાંનગી સખાવતો હતી. એવણનાં મરણની દલગીરી જણાવવા માટે જે દીને એવણનાં રવાંનને અવલમંજલ પોંહચાડવામાં આવ્યું તે દીને અત રેના સઘળા પારસી દુકાંનદારોએ પોતાનો ધંધો રોંજગાર બંધ કીધો હતો.

નું પોરટ તરસ્ટ બોંડ તેનું બ્યાજ લાચાર જરથોસ્તીઓને મદદ કરવાનાં ફંડમાં વાપડવાને. (૫) તા૦ ૨૬ મી અકટોબર ૧૮૯૨ ને દીને બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવાએ પોતાના ખાવંદનાં પુનને સારૂં રૂ૫૦૦) ની સરકારી નોટ તેનું બ્યાજ મુકતાદ, ધાહંબાર તથા બાજ જશન એ ત્રણે ફંડોમાં વાપડવાને. (૬) તા૦ ૨૫ મી જુન ૧૮૯૬ ને દીને શેઠ ડોશાભાઇ દાદાભાઇ આલપાઇવાલાએ પોતાના કાકા મરહુમ શેઠ ધનજીભાઇ એદલજી આલપાઇવાલાનાં પુનને સારૂં રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ તેનું બ્યાજ બાજ જશનનાં ફંડમાં વાપડવાને.

એ ફંડની બાકી પુંજી તેના છેલ્લા યજદજરદી ૧૨૬૭ ની આખરી સુધીનાં છપાયલા હીસાબ મુજબ મુકતાદ ફંડને હીસાબે રૂ૯૨૦૦ાાા), બાજ જશનનાં ફંડને હીસાબે રૂ૬૦૬૨ાા), ધાહંબાર ફંડને હીસાબે રૂ૪૦૭૯), પંચાવ ફંડને હીસાબે રૂ૨૫૬૭ાા)૦ તથા લાચાર જરથોસ્તીઓને મદદ કરવાનાં ફંડને હીસાબે રૂ૨૩૯ાા મલી રૂ૨૪૩૦૭ાા છે.

## તા૦ ૨૫ મી જાનેવારી.

આજ દીને સુરત મધે નાનપરામાં મરહુમ શેઠ કાવશજી રૂસતમજી તમનાવાલી ધર્મશાલામાં મુંબઇવાલા દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાનાએ "જરથોસ્તી ધર્મ એ શું છે તથા તેને પાલવાની અગત કેટલી બની છે" એ બાબદ ઉપર એક વાએજ કરી સંભલાવી હતી. સરનશીનની ખુરસીએ શેઠ પાલણજી હોરમજજી અફુગર (નાજર) બીરા જયા હતા, જેવણે તથા શેઠ જમશેદજી ડોશાભાઈ શેઠટરી અને પાલણજી બેજનજી કોટવાલે વાએજ પુરી થવા બાદ ભાષણો કરી દસ્તુરજીનો ઉપકાર માન્યો, તથા છેલ્લા ગ્રહસ્થે નાનપરાની અંજુમન તરફથી એક માનપત્ર દસ્તુરજીને વાંચી સંભલાવ્યો તથા એક શેઆલ હોરાડી હતી.[૧]

## તા૦ ૨૬ મી જાનેવારી.

આજ દીને મરહુમ ડાવેજર લેડી આવાંબાઈ તે સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટનાં વીધવાનાં ઉમ-

૧ જામે જમશેદ, તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૭૦.

ણુંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૧૦૦૦૦) તથા બીજા રૂ૮૦૦૦) મળી રૂ૧૮૦૦૦) ધર્મખાતે આપવામાં આવ્યા હતા.[1]

---

તા૦ ૨૯ મી જાનેવારી.

રોજ ૧૦ માહ ૬ (કદ૦) ૧૨૩૯ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ ભીખાઈજી તે શેઠ કાવશજી બેહરામજી લીલાંઉવાલાનાં ધણીઆંની અને મરહુમ શેઠ એદલજી ફરામજી આલબલેશનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૨૦૦૦), બાર્વદે રૂ૫૦૦), ભાઈઓ શેઠો માણેકજી, ધનજીભાઈ, બહમનજી, દાદાભાઈ, અને હોરમજજી એદલજી આલબલેશે પોતાના બાવાની પુંજીમાંથી રૂ૧૮૨૫), કાકાના દીકરા શેઠ કાવશજી બેજનજી આલબલેસે રૂ૫૦૦), અને બીજાં એશીઓએ રૂ૩૫૦) મળી રૂ૪૩૭૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

---

તા૦ ૩૦ મી જાનેવારી.

શેઠ મેહરવાંનજી એદલજી ચીનાઈએ "કૉટન કેલક્યુલેટર" એટલે રૂના ભાવ ગણવાનું એક પુસ્તક ઇંગ્રેજીમાં છાપી પ્રગટ કીધું હતું.[3]

---

તા૦ ૩૧ મી જાનેવારી.

નામદાર માહરાંણી વિક્ટોરીયાનો બીજો પુત્ર શાહજાદો આલફ્રેડ અથવા ડયુક ઑફ એડીનબરો દુનયાંની મુસાફરીએ નીકલેલો કલકતે થઈ આવતા માસમાં મુંબઈ આવનાર હોવાથી તેને માન આપવાની ગોઠવણ કરવા કીજે અતરેનાં રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને તા૦ ૨૭ મી જાનેવારીએ મુંબઈના શેરીફ મી૦ ડબલ્યુ. એફ. હનટર જોગ ૨૪ ઇંગ્રેજ, ૨૦ હિંદુ, ૨ મુસલમાંન, ૨ પોરટુગીજ, અને ૩૩ પારસી (હાનરેબલ બેહરાંમજી જીજીભાઈ, શેઠ ડોશાભાઈ ફરાંમજી કરાકા, નવરોજજી ફરદુનજી, મનચેરજી ફરાંમજી કામાજી, ખરશેદજી રૂસતમજી કામાજી, નાનાભાઈ બેહરાંમજી જીજીભાઈ, હોમજી ખરશેદજી દાદીશેઠ, ડાક્ટર બેહરાંમજી નવરોજજી, અરદેસર ફરાંમજી મુસ, સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, રૂસતમજી જમશેદજી જીજીભાઈ, શોરાબજી જમશેદજી જીજીભાઈ, માણેકજી ખરશેદજી સરાફ, ખરશેદજી માણેકજી ખરશેદજી સરાફ, કાવશજી માણેકજી લીમજી, ખરશેદજી ફરદુનજી પારખ, માણેકજી ખરશેદજી જમશેદજી, કાવશજી ખરશેદજી જમશેદજી, મનચેરજી પેશતનજી વાડીઆ, અરદેસર ખરશેદજી ફરદુનજી, લીમજી માણેકજી બનાજી, ડાક્ટર મેહરવાંનજી શોરાબજી ખરાસ, ફરાંમજી નશરવાંનજી પટેલ, ધનજીભાઈ ફરાંમજી પટેલ, કાવશજી શોરાબજી પટેલ, દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી માણેકજી પીટીટ, મેહરવાંનજી ફરાંમજી પાંડે, મનચેરજી નવરોજજી બનાજી, કાવશજી દીનશાહજી પીટીટ, ફરાંમજી દીનશાહજી પીટીટ, એદલજી રૂસતમજી રીપોરટર, બહમનજી ફરાંમજી કામાજી) સહસ્યોએ મોકલેલાં રીકવીજીશનની રૂહે એક જાહેર સભા આજ દીને ટાઉન હાલમાં હાનરેબલ મી૦ ટકરનાં પ્રમુખપણાં હેઠલ મળી હતી. આ વેળાએ શાહજાદો મુંબઈમાં આવે ત્યારે તેને મુંબઈની પ્રજા તરફથી મુબારકબાદીનું એક માન પત્ર તથા બાજું સર્વે પ્રકારનું માનપાન આપવાનો ઠેડાવ થયો, તથા તે માટે એક ફંડ ઉભું કરવા તથા સર્વે પ્રકારની ગોઠવણો કરવાને ૩ ઇંગ્રેજ, ૨ હિંદુ, અને ૧ પારસી (શેઠ ડોશાભાઈ ફરાંમજી કરાકા) ની રીસેપશન કમીટી નેમી સભા બરખાસ્ત થાઈ હતી.[4]

---

1 જામે જમશેદ, તા૦ ૨૭ મી જાનેવારી ૧૮૭૦.

મરહુમ લેડી આવાંબાઈ તરફ સર્વે ઠેકાંણેના પારસીઓને મોટું માન હતું, તેથી તેમનાં ઊઠમણાં ઉદવાડા, વલસાડ, બીલીમોરા, ગંદેવી, નવસારી, સુરત, ભરૂચ, અમદાવાદ, પુણાં, અહમદનગર, કલકતા, વગેરે ઠેકાંણે થયાં હતાં.

2 જામે જમશેદ, તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૭૦.

3 "The Bombay Cotton Calculator, or Tables for calculating the value of cotton from 1 to 2,000 candies at rates rising from Rs. 100 to 400 per candy of 784 pounds, &c. By, Merwanjee Edaljee Chinoy. Bombay: Printed at the Commercial Press. 1870."

4 ટાઈમસ ઑફ ઈંડીઆ, ૨ જી ફેબરવારી ૧૮૭૦.

એજ મુજબ મુંબઈના આગેવાન દેશી ગ્રહસ્થોની એક સભા પણ તા૦ ૧૮ મી નવેમબર ૧૮૬૯ ને દીને મજગાંમ કાસ્ટલમાં સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ મળી હતી, જ્યાં નામદાર શાહજાદાને માંન એકરામ આપવાના ઠેડાવો થયા હતા, પણ ઉપલી શેરીફે બોલાવેલી જાહેર સભા મળવાથી સંધું કામ તે સભાએ નેમેલી રીસેપશન કમીટીએ કીધું હતું. એ રીસેપશન કમીટીએ શાહજાદાને આવકાર દેવાને ઊભાં કીધેલાં ફંડમાં બધા મળી રૂ૬૨૧૨૨) ભરાયા હતા, જે મધે રૂ૨૦૫૮૯) ઇંગ્રેજોના (તેમાં મુંબઈની સઘળી બેંકોથી), રૂ૧૭૦૨૫) હીંદુઓના (જેમાં કેટલાક હિંદુ રજવાડાથી), રૂ૬૫૦૦) મુસલમાંનોના, રૂ૭૫૦૦) યાહુદીઓના, રૂ૧૦૦) પોરટુગીજોના, અને રૂ૧૮૪૦૮) નીચે મુજબ પારસીઓના હતા:—

(રૂ૨૦૦૦) સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, હાનરેબલ બેહરાંમજી જીજીભાઈ, કાવશજી જહાંગીરજી રેડીમની, અરદેસર હોરમજજી વાડીઆ, દીનશાહજી માણેકજી પીટીટ. (રૂ૧૦૦૦) ફરાંમજી નશરવાંનજી પટેલ. (રૂ૭૫૦) ફરાંમજી સાંડસની કુંપની. (રૂ૫૦૦) હોરમજજી મનચેરજી કામાજીના છોકરાઓ, માણેકબાઈ અને મોટલાંબાઈ તે મરહુમ જહાંગીરજી નશરવાંનજી વાડીઆનાં વીધવા અને બેટી, દાદી માણેકજી લીમજી, બહમનજી જીજીભાઈ, મેહરવાંનજી માણેકજી શેઠના, ખાંનબાહદુર પદમજી પેશતનજી, રતનજી એદલજી બાટલીવાલા. (રૂ૩૦૦) દાદાભાઈ તથા મનચેરજી હોરમજજી તથા રૂસતમજી દાદાભાઈ કામાજી, એદલજી ફરાંમજી આલબલેસની કું૦, મનચેરજી ફરાંમજી કામાજી. (રૂ૨૫૦) મેહરવાંનજી ફરાંમજી પાંડે, નશરવાંનજી માણેકજી પીટીટ. (રૂ૨૦૦) શોરાબજી શાપુરજી બંગાલી, નાનાભાઈ બેહરાંમજી જીજીભાઈ, નશરવાંનજી બહમનજી મોદીની કું૦. (રૂ૧૦૦) મનચેરજી નવરોજજી બનાજી, ખરશેદજી બહમનજી શેઠનાની કું૦, ડોશાભાઈ ફરાંમજી કરાકા, માણેકજી ખરશેદજી સરાફ, ખરશેદજી ફરદુનજી પારખ, બેહરાંમજી નશર-

તા० ૧ લી ફેબરવારી.

શેઠ જાંગીરજી બરજોરજી વાછાએ "સૂર્ય, અને તેને લગતી નવી શોધો" વિષે ફ્રરામજી કાવશજી ઇનિસ્ટીટયુટનાં દીવાંનખાંનાંમાં આજ દીને ગુજરાતીમાં એક જાહેર ભાષાણ કીધું હતું.[૧]

---

તા० ૨ જી ફેબરવારી.

એડન મધે શેઠો કાવશજી દીનશાહજી એડનવાલા, એદલજી માણેકજી કોલાબેવાલા અને રૂસતમજી શોરાબજી ખરાસની આગેવાંની હેઠલ "પારસી લાઇબ્રેરી" ને નામે એક પુસ્તકખાંનું આજ દીનથી ઉઘાડયું હતું.[૨]

તા० ૩ જી ફેબરવારી.

રોજ ૧૫ માહ ૫ (શે०) ૧૨૩૯ યજદેજરદી.

શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઇએ મજગાંમ મધે પોતાની રેહવાની વાડીમાં એક એલાહેદી દરેમેહર બંધાવી તે આજ દીને પરશાવી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ એ શેઠ તરફથી વંચાયલા અંજુમન પત્રમાં જણાવ્યું હતું કે એ દરેમેહર તેવણે પોતાનાં પુણનાં કામ ચલાવવાને વાસ્તે બંધાવીછે, અને તેમાં દરરોજ જાથુક બુજશને, દરૂન, આફરંગાંન, વગેરે પુણનાં કામ કરવા સારૂં મોબેદની એક જોર તથા આતશદાદગાંહ અને ચેરાગ હમેશાં રોશન રાખવામાં આવશે, અને તેના ખરચને માટે રૂ૨૦૦૦૦) ની સરકારી લોન તેવણે એલાહેદી કાઢીછે, જેનું પાકું તરસ્ટ ડીડ કરાવવામાં આવશે.[૩]

બીજું, વરોડરાની કાંપ મધે એવણે બંધાવેલી દરેમેહરનાં તા० ૧૦ મી નવેમબર ૧૮૬૮ ને દીને કરેલાં જશનની મીજલસમાં એવણે તેને લગતા ખરચને સારૂં જે રૂ૨૦૦૦) ની સરકારી લોન આપવાની તંદરોસ્તી પઢાવી હતી તેમાં બીજા રૂ૩૦૦૦) ઉમેરી તે રકમ રૂ૫૦૦૦) ની કીધી હતી, અને તેનું બ્યાજ દર વર્ષ વરોડરાના તરસ્ટીઓ ઉપર દરેમેહરમાં વર્ષનાં બારે જશન તથા છએ ઘાહંબારની ક્રિઆ કરવા, તથા જાથુક બે ચેરાગ મુકવા, તથા સાફસુફ વગેરે કરવા સારૂં એક પારસી માણસ રાખવા, તથા દરેમેહરની

---

વાંનજી સીરવાઇ. (રૂ૫૦) હોરમજજી દાદાભાઇ પલીડર, જાંહગીર ગુસતાદજી, લીમજી જમશેદજી બાટલીબોઇ. (રૂ૩૦) બેહરાંમજી દાદાભાઇ રેજીસ્રાર. (રૂ૨૫) નશરવાંનજી ચાંદાભાઇ, શોરાબજી પેશતનજી ફરાંમજી, હોરમારજી અરદેશર હોરમારજી. (રૂ૭૦૭) રૂ૨૫) ની અંદરની રકમ.

૧ રાસ્ત ગોફતાર, તા० ૬ થી ફેબરવારી ૧૮૭૦.

એજ બાબદ ઉપર શેઠ જાંગીરજી બરજોરજી વાછાએ બીજું ભાષાણ તા० ૮ મી ફેબરવારી અને ત્રિજું તા० ૧૫ મી ફેબરવારી તથા ચોથું તા० ૨૨ મી ફેબરવારી ૧૮૭૦ ને દીને મલી ચાર ભાષાણો કીધાં હતાં. એ ચારે વેળા સરનશીનની ખુરસીએ શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી બીરાજ્યા હતા.

૨ જામે જમશેદ, તા० ૧૪ મી ફેબરવારી ૧૮૭૦.

એ લાઇબ્રેરીને માટે શેઠ એદલજી માણેકજી કોલાબેવાલાએ પોતાનાં મકાનમાં એક ઓરડો વગર ભાડે આપ્યો હતો, તથા શેઠ દીનશાહજી મનચેરજી સોપારીવાલાએ ફરનીચર લેટ આપ્યું હતું. ઉપલાં શેઠ એદલજીવાલાં મકાનમાં બે ત્રણ વર્ષ રહયા પછી લાઇબ્રેરી શેઠ કાવશજી દીનશાહ એડનવાલાનાં મકાંનના એક ભાગમાં દશેક વર્ષ રાખવામાં આવી હતી, અને તે પછી ૧૮૮૪ થી તે રૂ૮) ને ભાડેનાં એક મકાનમાં લઇ જવામાં આવીછે. એ લાઇબ્રેરીના ખરચને માટે શેઠ કાવશજીની આગેવાંની હેઠલ પ્રથમમાં એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું, જેમાં નીચે મુજબ રૂ૧૫૦૫) ભરાયા હતા.

(રૂ૫૦૦) કાવશજી દીનશાહજી એડનવાલા. (૧૭૫) એદલજી માણેકજી કોલાબેવાલા. (રૂ૧૦૦) રૂસતમજી શોરાબજી ખરાસ, બરજોરજી શોરાબજી ખરાસની કુંપની, મનચેરજી એદલજી સોપારીવાલા, આગા હસનઅલી રજબઅલી, (રૂ૫૦) ધનજીશાહ માણેકજી લાલકાકા, શોરાબજી પેશતનજી મેહતા. (રૂ૭૦) મનચેરજી રૂસતમજી ઘોલુ, શોરાબજી કાવશજી મેહતા, દોરાબજી હોરમજજી કાંગા. (રૂ૨૫) પેશતનજી રૂસતમજી ગુરકી, પેશતનજી શોરાબજી ગવરનર, દાદાભાઇ બેહરાંમજી ચોધરી, મહમદ સાલેહ જાફર. (રૂ૨૦) ડોશાભાઇ નશરવાંનજી ગોરવાલા. (રૂ૧૫) કેખશરૂ બેહરાંમજી ખરાસ, કાવશજી હોરમજજી દાદાચાંનજી, મેહરવાંનજી ફરામજી દમરી, એદલજી દાદાભાઇ મોટાવાલા, રૂસતમજી ખરશેદજી, શોરાબજી પેશતનજી કીકા, ભીખાજી કાવશજી મોતીવાલા. (રૂ૧૦) કાવશજી રૂસતમજી બાટલીવાલા. (રૂ૫) રૂસતમજી મનચેરજી.

એ લાઇબ્રેરીમાં જરથોસ્તીઓ ઉપરાંત બીજી ગ્નાતનો કોઇબી દેશી અથવા યુરોપ્પન મેમબર થવાને ખાએશ બતાવે તો તેઓને સરનશીન અથવા શેક્રેટરીને વાંધો નહિં હોય તો દાખલ કરવામાં આવેછે, જેથી કરીને આગલાં વર્ષોમાં એડનના લશ્કરી તથા બીજા યુરોપ્પન અમલદારોનો મોટો ભાગ એ ખાતાંનો લાભ લેતા હતા.

એ લાઇબ્રેરીના સરનશીન તરીકે પ્રથમથી તે ૧૮૭૨ સુધી શેઠ એદલજી માણેકજી કોલાબેવાલા, તથા ૧૮૭૨ થી તે આજ સુધી શેઠ કાવશજી દીનશાહજી એડનવાલા છે. શેક્રેટરી તથા ખજાંનચી તરીકે પ્રથમ એક વર્ષ શેઠો ધનજીશાહ માણેકજી લાલકાકા અને શોરાબજી પેશતનજી મેહતા, ૧૮૭૧ થી તે ૧૮૮૮ સુધી શેઠ મનચેરજી રૂસતમજી ઘોલુ, અને ૧૮૮૮ થી તે આજ સુધી શેઠ બહમનજી શોરાબજી મેહતા છે.

એ લાઇબ્રેરીમાં લગભગ ૮૦૦ પુસ્તકો છે, તથા તેમાં મુંબઇ અને ઇંગલાંડનાં ઘણાંક વર્તમાન પત્રો લેવામાં આવે છે. મેમબરોનું લવાજમ પેહલા વર્ગવાલા પાસેથી દર માસે રૂ૨) અને બીજા વર્ગવાલા પાસેથી રૂ૧) લેવામાં આવેછે, તથા સરનશીન શેઠ કાવશજી દીનશાહજી એડનવાલા તેના નીભાવને માટે દર માસે રૂ૧૦) ની રકમ એ ખાતાંની સ્થાપનાથી તે આજ સુધી આપેછે. એ રીતે ઉપલાં શરૂઆતમાં થયલાં ફંડ તથા માસીક લવાજમની આવકમાંથી એ લાઇબ્રેરીનો ખરચ ચાલેછે, અને તેનું ફંડ હાલ ફકત રૂ૧૫૦૦) નું છે.

૩ એ રૂ૨૦૦૦૦) ની રકમ તથા દરેમેહરનાં મકાંનનું એક પાકું તરસ્ટ ડીડ શેઠ બેહરાંમજીએ તા० ૧૭ મી જુલાઇ ૧૮૯૫ ને દીને હાઇ કોરટના સોલીશીટર શેઠ હોરમજજી મનચેરજી ચીચગરની મારફતે કરાવ્યું હતું.

મરામત કરાવવામાં ખરચવા માટે ગોઠવવાનો બંદોબસ્ત કીધો હતો તે બાબેની આજ્ઞા ગીને તંદરોસ્તી પરાવી હતી.[1]

વળી આજનાં જશનની ખુશાલીમાં શેઠ બેહરામજીએ રૂ.૨૦૦૦) ની રકમ ધર્મખાતાંઓમાં ભેટ આપી હતી.[2]

તા૦ ૮ મી ફેબરવારી.

રોજ ૨૦ માહ ૬ (કદ) ૧૨૩૯ યઝદજરદી.

મરણ—જહાંગીરશાહ ગોરાબશાહ તાલેયારખાં[3]—ઉમર વર્ષ (૬૧) સુરતવાળા શેઠ ગોરાબશાહ પેશતનજી તાલેયારખાંનના દીકરા. એવણ પ્રથમમાં જંજીરા તરફ નીમખ-માખીના દરોગા, અને તે બાદ પનવેલ તથા ઉરનમાં સર કારકુન નેમાયા હતા. ઉરનની મ્યુનીસીપાલીટીના એઓ એક મેમ્બર હતા, અને મરણ પણ ત્યાંજ પામ્યા હતા, જ્યાંથી એમનું શબ મુંબાઈ લાવવામાં આવ્યું હતું.

તા૦ ૨૪ મી ફેબરવારી.

મુંબઈના નામદાર ગવરનરની કૌનસીલના એક અધિકારી ઓનરેબલ મી૦ ટકર અને તેની બાનુએ આજ રાતનાં વાલકેશ્વર ખાતેના શેઠ દીનશાહજી માણેકજી પીટીટ વાળા "પીટીટ હાલ" ના ફુવારે બંગલામાં એક "ફાનસી ડરેસ બૉલ" આપ્યો હતો. આ બૉલમાં કેટલાક દેશી ગ્રહસ્થોને પણ નોતરયા હતા, જેઓમાં ઘણુંખરા જમાનાંકોડીના સાદા પોશાગમાં આવ્યા હતા, તથા કેટલાકોએ ફરંગીઓની માફક આગલા વખતના કોઈ ખરેખરા યા બનાવટી પોશાગો પેહરયા હતા. નીચલા પારસીઓ "ફાનસી ડરેસ" માં બીરાજ્યા હતા:—

ખાનબહાદુર બરજોરજી ફરામજી ધાંણેવાળા, ગાયકવાડ માહરાજના સરદારના પોશાગમાં. શેઠ ડોસાભાઈ ફરામજી કામા, સાસાનીઆન વંશના પાદશાહ શાહપુર બીજાના, પીરોજશાહ મેહરવાનજી મેહતા, એજ વંશના પાદશાહ ફીરોજના તથા મનચેરજી નવરોજજી બનાજી પણ એજ વંશના પાદશાહ હોરમજના પોશાગમાં. શેઠ બરજોરજી ફરામજી કામાજી, હખામનીઆન વંશના પાદશાહ દારાબના પોશાગમાં. શેઠ હોરમસજી દાદાભાઈ વકીલ, કરનાટકના નવાબના પોશાગમાં. શેઠ નવરોજજી ફરદુનજી, નીઝામ હૈદ્રાબાદના મારવાડી સરાફના પોશાગમાં. શેઠ માણેકજી ખરશેદજી સરાફ, ફકીરી લેબાસમાં તથા તેઓના બેટી બાઈ શીરીનબાઈ અમીરી ઈરાની બાનુના પોશાગમાં તથા મીસ સો૦ ખરશેદજી માણેકજી ખરશેદજી યુનાન દેશના સાંગીઓના પોશાગમાં.[4]

તા૦ ૨૫ મી ફેબરવારી.

શેઠ ધનજીભાઈ જહાંગીરજી રેડીમની, સી. આઈ. ઈ. એ મુંબાઈ મધે ગરજીયાતના મુસાફરોમાં રોટીનો સેવ ફિકરવાર માટેની આગ્યાએશ કરવા વાસ્તે એક વર્ષના ખરચના રૂ.૫૦૦૦) સરકારમાં ભેટ આપ્યા હતા. આ વિશે નામદાર સરકારે એમનો ઉપકાર માનયો હતો.[5]

૧ એ રૂ.૫૦૦૦) ની રકમનાં વ્યાજ મધેથી ઊપર જણાવ્યા કુવાનો ખરચ શેઠ બેહરામજીએ ઘણાંક વર્ષો સુધી કીધો હતો, અને તે પછી ત્યાંની અદાલતમાં એ રકમ વિશે આવેલા ફેસલાને લીધે હાલ તે મોકુફ કર્યો છે.

૨ જામે જમશેદ, તા૦ ૪ થી ફેબરવારી ૧૮૭૦.

એ દરેમેહરમાં વીપીઆની જગાની સામે કુવાના માડવાની જગોપર નીચલો લેખ કોતરેલો છે :—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો. આ૦ બેરામજી
"મો૦ હીરજીએ પોતાનાં ધનીઆની બાઈ બાજીબાઈનાં
"પુનને વાસતે કરેમર બંધાવીઓ. બેનથાઈ રોજ ૧૫ માહ
"૫ મો દ.ને ૧૨૩૯ યઝદજરદી તા૦ ૩ જી ફેબરવારી
"૧૮૭૦."

તા૦ ૧ લી મારચ.

શેઠ કાવશજી શાપુરજી મેહતાએ આજ દીને પોતાનાં કોટનાં રેહવાનાં મકાનમાં ઘણાક કેળવાયલા તથા આગેવાન ગ્રહસ્થોનો એક મેલાવડો કરી વિજલી વિષે થયલી નવી શોધોના કેટલાક અખતરા ખોલાસા સાથે કરી બતાવ્યા હતા.[૧]

તા૦ ૩ જી મારચ.

રોજ ૧૩ માહ ૬ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—ખરશેદજી રતનાગર[૨]—ઉમર વર્ષ ૫૭) એવણ પ્રથમ ઈ૦ સ૦ ૧૮૩૯ માં મી૦ લારકીનસ વકીલને ત્યાં એક કલાર્ક તરીકે રહયા હતા. તે પછી એ પેહડી ખાતે અવાર નવાર મેશરસ પેન, ફેથફુલ, પાલાક, રામસડેન, કેર, પરેસકાટ અને વીંટર ભાગયાઓ થયા હતા, જે બધાઓના અમામમાં છેક ગયાં વર્ષ સુધી માનેજીંગ કલાર્ક હતા. ઉપલા દરેક વકીલોએ ઈંગલાંડ જતી વખતે એમને ઘણી સરસ સરટીફિકેટો આપી હતી. મી૦ રામસડેને એવણને માટે લંડનથી ઘટતા લેખ સાથનો એક રૂપાનો "ફ્લાવર વાઝ" ભેટ મોકલ્યો હતો.

તા૦ ૩ જી મારચ.

શેઠ જાંગીરજી મેહરવાનજી પલીડરે આજ દીને ફરામજી કાવશજી ઈનસ્ટીટયુટનાં દીવાનખાનાંમાં જરથોસ્તીઓની એક મોટી મીજલસ હજુર "સંસાર" ઉપર એક વાએજ કરી સંભલાવી હતી. સરતશીતની ખુરસીએ શેઠ નવરોજજી ફરદુનજી બીરાજયા હતા.[૩]

૧ મુંબઈ સમાચાર, તા૦ ૭ મી મારચ ૧૮૭૦.

એજ મેલાવડામાં અતરેની ગ્નાન પ્રસારક મંડલી નવેસરથી ચાલુ કરવા વિષેની શરૂઆત થઈ હતી, અને પાછલથી તે એજ શાલના આપરેલ માસમાં ચાલુ કરવામાં આવી હતી.

૨ શેઠો ધનજીભાઈ, મનચેરજી અને મરહુમ શેઠ રતનજી ખરશેદજી રતનાગરના બાવા. એવણના બાવા શેઠ રતનજી જીવણજી ગનધર ગંદેવીથી અતરે આવી લાકડાંનો વ્યાપાર કરતા હતા. તેવણનાં નામ રતનજી ઊપરથી સર્વે દોસ્તો, વ્યાપારીઓ વગેરે લાડમાં "રતનાગર" નાં નામથી બોલાવતા હતા.

૩ મુંબઈ સમાચાર, તા૦ ૫ મી મારચ ૧૮૭૦.

એ વાએજ તથા એની આગમજ આગલાં વર્ષોમાં એવણે કરેલી ધરમ તથા નીતિ વિષેની વાએજોનું એક સામટું પુસ્તક એવણે ઈ૦ સ૦ ૧૮૭૧ ના આપરેલ માસમાં નીચે મુજબ છપાવી પ્રગટ કીધું હતું :—

"ધરમ, નીતી, તથા સંસાર ઉપર, જાંહાંગીર મેહેરવાંનજીએ કીધેલી વાએજ. મુંબઈ: યુનિયન પ્રેસમાં નહાનાભાઈ રૂસ્તમજી રાણીનાએ છાપીછે. સને ૧૨૪૦ યજદેજરદી. સને ૧૮૭૧ ઇસવી."

તા૦ ૫ મી મારચ.

શેઠ દાદાભાઈ બેહરામજી ચોધરી જેઓ ચાર વર્ષે ઈંગલાંડથી અતરે આવ્યા હતા, તેવણે આજ દીને ફરામજી કાવશજી ઈનસ્ટીટયુટનાં દીવાનખાનાંમાં "સુએજની નેહર" વિષે ગુજરાતીમાં એક જાહેર ભાષણ કીધું હતું. સરતશીનની ખુરસીએ શેઠ નવરોજજી ફરદુનજી બીરાજયા હતા.[૪]

તા૦ ૧૧ મી મારચ.

નામદાર માહારાણી વિકટોરીયાનો બીજો પુત્ર શાહજાદો આલફ્રેડ અથવા ડયુક ઑફ્ એડીનબરો આજ સાંજે મુંબઈ આવી પુગો હતો. બોરીબંદરનાં રેલવે સ્ટેશન પરથી તે ઉતરયો હતો, અને પરેલના સરકારી મેહલમાં ઉતારો લીધો હતો. તે નામદારની મોલાકાતને માટે રાત્રે પરેલના સરકારી મેહલમાં એક "રીસેપશન" ભરવામાં આવ્યું હતું, જેમાં અતરે આવેલા સઘળા દેશી રાજવંશીઓ, જુદી જુદી ગ્નાતના આગેવાન રેહવાસીઓ, તથા નીચલા પારસી ગ્રહસ્થો હાજર હતા :—[૫]

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૮ મી મારચ ૧૮૭૦.

૫ ટાઈમસ ઑફ ઈંડીઆ, તા૦ ૧૪ મી મારચ ૧૮૭૦.

બીજે દીને એટલે તા૦ ૧૨ મી મારચે આ શેહરની રૈયત, સુલેહના અમલદારો, ચેમબર ઑફ કામરસ, દેશી રજવાડા, વગેરેનાં માનપત્રો તે નામદારને આપવામાં આવ્યાં હતાં. રાતનાં તે નામદારનાં માનમાં મોટી રોશની થાઈ હતી, જેમાં પારસીઓએ મોટો ભાગ લીધો હતો, તથા જગેજગ તેની ગારી ઊભી રખાવી પારસી બાનુઓએ ઓવારણાં લઈ ગજરા પેહરાવ્યા હતા. એ દીને રાતનાં મેદાનમાં મોટી આતશબાજી થાઈ હતી. તા૦ ૧૫ મી મારચે શાહજાદો ઘારાપુરીના ગોફાઓ જોવાને ગયો ત્યારે બારાંમાંના સઘળાં વાહણોએ ખુબ રોશની કરી હતી. તા૦ ૧૭ મીએ શાહજાદો એલફીનસટન કાલેજ જોવા ગયો હતો, જ્યાં ત્રણ વિદ્યાર્થીઓ શેઠો ડોશાભાઈ નશરવાંનજી વાડીઆ, જાંગીરશાહ એરચશાહ કોહીઆર, અને બરજોરજી એદલજી મોદીએ તે નામદારની પધરામણીની બાબદમાં જોડેલી ખાસ ઈંગ્રેજી કવિતાઓ તે નામદારને ભેટ આપવામાં આવી હતી. એજ દીને સાંજનાં અલેકજાંડરા સ્કુલની છોડીઓ ફરામજી કાવશજી ઇનસ્ટીટયુટમાં મલી હતી તે જોવાને શાહજાદો ગયો હતો, જ્યાં મીસ રતનબાઈ ડોશાભાઈ ફરામજી કામાએ તે નામદારને આવકાર આપવાની ઈંગ્રેજીમાં એક કવિતા ગાઈ સંભલાવી, તથા બાઈ શીરીનબાઈ તે શેઠ ખરશેદજી કાવશજી આશબરનરનાં ધણીઆંનીએ તેને એક શેઆલ હેરાડી, તથા બાઈ દીનબાઈ તે શેઠ બેહમનજી ખરશેદજી કામાજીનાં ધણીઆંનીએ તેને ઓવારણાં લઈ એક ફુલનો હાર પેહરાવ્યો, જે ક્રિઆ જોઈ તે નામદાર ઘણો અજબ થયો હતો. એજ સાંજનાં દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાએ પરેલ મધે એ નામદારની મોલાકાત લઈ તેમને જંદ ભાષામાં લખેલી દોઆનો એક આડરેસ ભેટ આપ્યો હતો. એજ મુજબ દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ પણ પારસીઓના મોબેદોની તરફથી જંદ અને પેહલવીમાં એક આડરેસ, તથા એ૦ ખુરશેદજી મીનોચેહરજી કટેલીએ ફારસી ભાષામાં એ નામદારની પધરામણીની મુબારકબાદીમાં બેતો જોડી તે નામદારને અનાયત કીધાં હતાં.

### તા૦ ૨ જી આપરેલ.

શેઠ અરદેસર જાંગીરજી બનાજીએ પોતાનાં ધણીઆંની બાઇ આવાંબાઇ તે શેઠ જમશેદજી દાદાભાઈ વાડીઆની બેટી પર અતરેની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટમાં રાહતવાતની ફરીઆદી માડી હતી તે મુકદમો સાત દીવસ સુધી નામદાર જસટીસ ટકર અને ડેલીગેટોની હજુરમાં ચાલવા બાદ તેનો તા૦ ૨૯ મી મારચ ૧૮૬૯ ને દીને વાદીના લાભમાં ચુકાદો થયો, એટલે પરતીવાદી બાઇને તેણીના ખાવંદને ઘેર જવાનો હોકમ થયો તથા બંધે બાજુનો ખરચ તેણીને માથે નાખ્યો હતો.[1] આ ચુકાદાથી નારાજી થાઇ તેની સાંમે બાઇ આવાંબાઇ તરફથી હાઈ કોરટમાં અપીલ કરવામાં આવી હતી, જેની તકરાર નામદાર ચીફ-જસટીસ સર રીચરડ કાઉચ અને જસટીસ મેલવીલે સાંભલી તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૭૦ ને દીને તે અપીલ ઉરાડી નાખી હતી. આ ઉપરથી માટરીમોનીઅલ કોરટનું હોકમનામું અમલમાં લાવવાને શેઠ અરદેસર તરફથી પાછી તે કોરટમાં આજ દીને નામદાર જસટીસ વારડનને અરજ કરવામાં આવી હતી. આ વેળાએ બાઇ આવાંબાઇને કોરટનો હોકમ નહિં બજાવવાનું કારણ પુછતાં તેણી રડી પડીને બોલી કે "તેનો ભરથાર તેની ઉપર ઘણુંજ ઘાતકીપણું ગુજારેછે. આગલ જારે અગીઆર માસ સુધી તે પોતાના ભરથારને ઘેર જાઇને રહી હતી તારે માતરે અગીઆર કલાકબી તેણે સુખના કાડીઆ નહી હતા, માટે અગર જો કોરટની તરફથી તેને કોઇ શીખશા કીધામાં આવશે તો તે ભોગવવાને તે તઇઆર છે, પણ ભરથારને ઘેર જવાને રાજી નથી." આ ઉપરથી નામદાર જડજે જણાવ્યું કે આ બાઇ એક આબરૂદાર કુટુંબની છે, પણ તેણીએ દીધેલા જવાબ ઉપરથી કોરટના હાથમાં હવે કસ્સો ઇલાજ રહયો નથી, માટે જો ભરથારને ઘેર નહિં જાય તો એક માસ સુધી ફોજદારી તુરંગમાં કેદ જવું. આ હોકમ મુજબ બાઇ આવાંબાઇ એક માસ સુધી કેદખાંને ગઇ હતી.[2]

### તા૦ ૩ જી આપરેલ.

મુંબઇની સરકારી ગોદીમાં નામદાર સરકારને માટે બંધાયલી એક નવી સ્ટીમર "મનોરા" ને પાણીમાં ઉતારવાની ક્રિઆ આજ દીને નામદાર ગવરનરની બેટી મીસ ફીટઝજેરાલડે એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. સરેશતા પ્રમાણે ચંપીનની બાટલી ફોડયા પછી એ આગબોટને પાણીમાં ઉતારી, અને તે પછી તે બાંધનાર વડા માસટર-બીલડર શેઠ જમશેદજી ધનજીબાઇ વાડીઆ તથા આસીસટંટ માસટર-બીલડર શેઠ રૂસતમજી અરદેસર વાડીઆને એકકી શેઆલ હોરાડવામાં આવી હતી.[3]

### તા૦ ૫ મી આપરેલ.

મુંબઇ મધે સેંટ ઝેવીઅરસ કાલેજને માટે મેદાંન મધે ઇમારત બાંધવાને અતરેના રોમન કાથેલીક આરચબીશપની આગેવાની હેઠલ જે ફંડ થયું હતું તેમાં પારસીઓમાં શેઠ અરદેસર હોરમજજી વાડીઆએ રૂ૧૦૦૦), શેઠ ખરશેદજી કાવશજી આશબરનરે રૂ૨૦૦), તથા શેઠો ફરાંમજી નશરવાંનજી પટેલ, શોરાબજી શાપુરજી બંગાલી, અને હોરમજજી બહમનજી વાડીઆ એ દરેકે રૂ૧૦૦) ભરયા હતા.[4]

### તા૦ ૬ થી આપરેલ.

રોજ ૧૭ માહ ૭ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

શેઠ હોરમજજી બરજોરજી કપટાંને ગંદેવી મધે અંજુમનના ઉઘરાતથી નવાં બંધાયલાં દોખમાંની સાંમે એક મોટી કુશાદે સગડી પોતાના મરહુમ સુરબીઓ જમશેદજી ફરાંમજી કાતરક તથા બરજોરજી ફરાંમજી કાતરક તથા ખરશેદજી ફરાંમજી કાતરક તથા કાવશજી શાપુરજી કપટાંન તથા મેહરવાંનજી કાવશજી કપટાંન તથા માતાજી મરહુમ બાઈ રતનબાઇ તે આ૦ બરજોરજી ફરાંમજી કાતરકનાં વીધવાનાં પુનને માટે બંધાવી તે આજ દીને જશન કરી ત્યાંની અંજુમનના સ્વાધીનમાં આપી હતી.[5]

---

૧ પરતીવાદી બાઈ આવાંબાઇને માથે આ ખરચ નાખ્યાથી તેણીની તરફથી તા૦ ૫ મી આપરેલ ૧૮૬૯ ને દીને પાછી હાનરેબલ જસટીસ ટકરને અરજ કરવામાં આવી હતી કે તેણી તો પરણેલી સ્ત્રી છે, માટે ઈંગ્રેજી કાયદા પ્રમાણે તે હારી ગઇ છતાં તેણીનો ખરચ ભથાર પાસે અપાવવો. નામદાર જડજે એ અરજ ના પાડી હતી.

૨ જામે જમશેદ, તા૦ ૪ થી આપરેલ ૧૮૭૦.

એ મુજબ બાઇ આવાંબાઇ એક માસ જેલમાં જઇ આવ્યા પછી પાછી શેઠ અરદેસરે તેણીપર માટરીમોનીઅલ કોરટનું હોકમનામું અમલમાં આણવા માટે ફરીઆદી માડી હતી, જેનો ચુકાદો તા૦ ૨૬ મી જુન ૧૮૭૧ ને દીને નામદાર જસટીસ મેલવીલે આપ્યો કે પરતીવાદી બાઇ એક વાર એક માસ જેલમાં જઇ આવી જેથી તેણી ઉપરની ડીકરી અમલમાં આવી ચુકી, માટે તે ફરીને અમલમાં આવે નહિં, એમ જણાવી શેઠ અરદેસરની અરજ ઊરાડી નાખી બંધે બોરડનો ખરચ તેવણને માથે નાખ્યો હતો. આ ચુકાદા સામે વળી શેઠ અરદેસરે હાઇ કોરટમાં અપીલ કીધી હતી, જેની તકરાર નામદાર ચીફ જસટીસ સર ચારલસ સારજંટ અને જસટીસ લાયડે સાંભલી તા૦ ૧૧ મી સપટેમબર ૧૮૭૨ ને દીને તેનો ચુકાદો બાઇ આવાંબાઇની તરફેણમાં આપ્યો હતો કે પારસી માટરીમોનીઅલ આકટની ૩૬ મી કલમ મુજબ બાઇને એકવાર સજા થઇ ચુકીછે, માટે ફરીને તે સજાને લાયક નથી, એમ જણાવી બંધે બાજુનો ખરચ શેઠ અરદેસરને માથે નાખ્યો હતો.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૪ થી આપરેલ ૧૮૭૦.

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૬ થી આપરેલ ૧૮૭૦.

૫ જામે જમશેદ, તા૦ ૧૯ મી આપરેલ ૧૮૭૦.

### તા૦ ૮ મી એપરેલ.

રાજકોટવાલા શેઠ ધનજીશાહ હોરમજજી કરાકાએ ઈ૦ સ૦ ૧૮૭૦ ની "કાઠીઆવાડ લોકલ ડીરેકટરી" નું ટાઈમસ ઑફ ઇંડીઆ કાલેનડરના જેવડું એક મોટું પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[1]

---

### તા૦ ૯ મી આપરેલ.

રોજ ૨૦ માહ ૭ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

ગંદેવી મધે અંજુમનના ઉધરાતથી બંધાવલું ૧૦૮) પાવીનું નવું દોખમું પરઠવાની ક્રિઆ આજ દીને નવસારીવાલા દસ્તુર કૈકોબાદજી રૂસતમજી મેહરજી રાંણાનાં ઉપરીપણાં હેઠલ કરવામાં આવી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ એ દોખમું બાંધવાને લગતી ગંદેવીમાં મેનીજ કરનાર શેઠ હોરમજજી દાદાભાઈ ગજધર તરફથી એક અંજુમન પત્ર વાંચવામાં આવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ દોખમાં થકી નામદાર ગાયકવાડ સરકારે ૬॥ વીંઘા જમીન ધર્માદા આપીછે, તથા દોખમાં પર કુલે ખરચ રૂ૪૩૫૮૦। નો થયો છે, તથા એની સર્વે દેખરેખ મુંબઇવાલા શેઠ દોરાબજી નશરવાંનજી મીસતરીએ કીધીછે.

એ બાદ શેઠ હોરમજજી બરજોરજી કપટાંનની તરફથી એક અંજુમન પત્ર વાંચવામાં આવ્યો, જેમાં જણાવ્યું હતું કે તેઓએ પોતાના મરહુમ મુરબ્બીઓ જમશેદજી ફરામજી કાતરક તથા બરજોરજી ફરામજી કાતરક તથા ખરશેદજી ફરામજી કાતરક તથા કાવશજી શાપુરજી કપટાંન તથા મેહરવાંનજી કાવશજી કપટાંન તથા માતાજી મરહુમ બાઈ રતનબાઇ તે આ૦ બરજોરજી ફરામજી કાતરકનાં વીધવાનાં પુનને સારૂં આએ દોખમાં આગલ શગડી બંધાવી તે ગયા સુરોશ રોજે જશન કરી ઇજીવી અંજુમનના સ્વાધીનમાં આપીછે.[2] વળી તેઓએ તા૦ ૨૦ મી જુન ૧૮૬૫ ને દીને ગંદેવી મધે કરેલાં રૂ૧૫૦૦૦) નાં ધર્મખાતાનો ખરચ તેની ઉપજમાંથી બસ થતો નથી તેથી આજ રોજે બીજા રૂ૧૦૦૦૦) તેમાં ઉમેરી તે રૂ૨૫૦૦૦) કરી તેની સરકારી લોન લઈ મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટી સાહેબોના સ્વાધીનમાં આપીશું કે તેઓ દર શાલ તેનું બ્યાજ એ ધર્મ ખાતાંના ખરચ સારૂં મોકલ્યા કરે.[3] આએ શગડી બાંધવાની મેનીજ શેઠ હોરમજજી દાદાભાઈ ગજધરે ઘણી સારી રીતે કરી તેથી તેમનો મોટો ઉપકાર માનયો હતો. એ ઉપરાંત શેઠ હોરમજજી કપટાંન તરફથી એક બીજો અંજુમન પત્ર વંચાવી તેમાં ગંદેવી ગામમાં ચોમાશાના દીવસોમાં ખરાબ રસ્તાને લીધે રવાંનોને અવલમંજલ પોંહચાડવા લઇ જવાને ઘણી અડચણ પડતી હોવાથી ગામથી તે દોખમાં સુધી જવાનો પાક્કો રસ્તો પોતાનાં ફુઈ બાઇ કુવરબાઇ તે મરહુમ શેઠ કાવશજી શાપુરજી કપટાંનનાં વીધવા તથા પોતાનાં ધણીઆંની બાઇ રતનબાઇનાં પુનને સારૂં રૂ૫૦૦૦) ખરચી બંધાવવાની,[4] તથા તે રસ્તો બંધાયા પછી તેની તથા ઉપલી શગડીની તથા એવણે ગંદેવીમાં બંધાવેલા કુવાઓની તથા અરદીશુર આગલ બંધાવેલી બંગલીની દર શાલ મરામત વગેરેને માટે રૂ૧૫૦૦) ની રકમ અંજુમનનાં ફંડમાં એલાહિદી આપવાની તંદરોસ્તી પઢાવી હતી.

ઉપલા અંજુમન પત્રો વંચાયા બાદ ગંદેવીની અંજુમન તરફથી મજકુર શેઠ હોરમજજી દાદાભાઈ ગજધર, શેઠ હોરમજજી બરજોરજી કપટાંન, શેઠ દોરાબજી નશરવાંનજી મીસતરી, તથા શેઠ નાનાભાઇ માણેકજી ગજધર જેવણે એ દોખમાંનાં ફંડમાં રૂ૧૦૦૦૦) ની મોટી રકમ આપી હતી તેમને એકકાં માનપત્ર તથા શેઆલો હોરાડવામાં આવી હતી. તેમજ શેઠ હોરમજજી બરજોરજી કપટાંનને તેમનાં મોબેદ બેહરાંમદારૂ (આ૦ બેહરાંમજી ફરાંમજી કાતરક) નાં ખાંનદાંનીઓએ તેવણે ગામમાં આટલો બધો ધર્મ કરવા માટે શાબાશીનું એક માનપત્ર તથા શેઆલ હોરાડી હતી. એ પછી નેઆતનું જમન જમી સર્વે લોક વદાય થયા હતા.[5]

---

૧ "કાઠીઆવાડ લોકલ ડીરેકટરી. ૧૮૭૦. રચનાર, ધંનજીશા હોરમજજી કડાકા, આકટીંગ એકસ્ટ્રા આસીસ્ટંટ પોલીટિકલ એજંટ, કાઠીઆવાડ. મુંબઇ: એજયુકેશન સોસાઈટીનાં છાપાખાનામાં છપાઇછે. ૧૮૭૦."

એજ મુજબની એક ડીરેકટરી શેઠ ધનજીશાહે ઈ૦ સ૦ ૧૮૭૧ નાં શાલની તથા તે પછી ૧૮૮૬ નાં શાલની બે ભાગમાં, અને છેલ્લી આએ ચાલુ ૧૮૯૬ ની બે ભાગમાં છપાવી પ્રગટ કીધીછે. એ ડીરેકટરીઓમાં આખા કાઠીઆવાડનાં સર્વે પ્રાંતો, સંસ્થાનો, તથા તાલુકાઓનો તેમજ રાજ રજવાડાઓનો સંપુરણ અહેવાલ, દીવાંની તથા ફોજદારી રીતિઓ, કાનુનો, સનદો, એજનસીને લગતા હોકમો, વગેરે સર્વે જાણવાજોગ બાબદો ઇંગ્રેજી તેમજ ગુજરાતીમાં સમાવીછે.

૨ એ શગડી પર નીચે મુજબની તખ્તી જડેલીછે—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો

"આએ સગડી હોરમજજી બરજોરજી કપતાંન તથા "કાતરકનાએ પોતાના મરહુમ મુરબીઓ જમશેદજી તથા "બરજોરજી તથા ખરશેદજી ફરાંમજી કાતરક તથા કાવશજી "શાપુરજી કપતાંન તથા મેરવાંનજી કાવશજી કપતાંન તથા હમારાં "માતાજી બેહેસતનશીન રતનબાઇનાં પુનને સારૂ બંધાવીને "જરથોસતી અનજુમનનાં સપાધીનમાં આપીછે. શા. ૧૯૨૬ "નાં શાલમાં રોજ ૨૦ માહ ૭ સેનશાહી શને ૧૨૩૯ "ઇઅજદેજરદી તા૦ ૯ મી એપરેલ ૧૮૭૦."

૩ એ રકમ મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટી સાહેબોએ પોતાના સ્વાધીનમાં લેવાની ના પાડવાથી શેઠ હોરમજજીએ તેમાં બીજી કેટલીક રકમ ઉમેરી તેનું પોતાના તરસ્ટીઓ હસ્તક એક જુદું ધર્મખાતું ચાલુ કીધું હતું, જેને લગતી વીગત આગલ જોવામાં આવશે.

૪ પછવાડેથી શેઠ હોરમજજીએ એ રસ્તો ન બંધાવતાં ગંદેવીની દરેમેહરનો ખરચ ચલાવવાને માથે લીધું હતું, અને એ રસ્તો શેઠ નાનાભાઈ માણેકજી ગજધરે બંધાવી આપ્યો હતો.

૫ જામે જમશેદ, તા૦ ૧૯ મી આપરેલ ૧૮૭૦.

એ દોખમું પરઠવાનાં જશનમાં શામેલ થવાને તેના તરસ્ટીઓ શેઠો પેશતનજી કાવશજી મેહતા નેહાવવાલા અને

તા૦ ૯ મી આપરેલ.

ડાકટર રૂસતમજી નશરવાંનજી ઓરીએ આજ દીને ફ્રામજી કાવશજી ઇનસ્ટીટયુટમાં "લોહી" વિષે ગુજરાતીમાં એક ભાષણ કીધું હતું. અરનશીનની ખુરશીએ શેઠ શેરાબજી શાપુરજી બંગાલી બીરાજ્યા હતા.[૨]

---

તા૦ ૧૨ મી આપરેલ.

અતરેની ગ્નાન પ્રસારક મંડળીનું કામ આજ કેટલીક મુદત થાઈ ચાલતું બંધ પડવાથી તે પાછું ચાલુ કરવાની ધારણાથી અતરેના કેટલાક ગ્રહસ્થોએ લવાજમ આપવાને કબુલ કરવાથી તેઓની એક સભા આજ દીને ફ્રામજી કાવશજી ઇનસ્ટીટયુટમાં મલી હતી. અરનશીનની ખુરસી શેઠ શેરાબજી શાપુરજી બંગાલીને આપવા બાદ ગ્નાન પ્રસારક મંડલી અતરે પાછી ઉભી કરવાનો ઠેડાવ થયો, તથા તેનું કામ હાર પાડવા તથા કાએદા કાનુનો ઘડવા અને જુની ગ્નાન પ્રસારક મંડલી પાસે જે પુંજી તથા મતા બાકી રહી હોય તે મેલવવાને શેઠો ખુરશેદજી નોશરવાંનજી કામાજી, શેરાબજી શાપુરજી બંગાલી, ખરશેદજી રૂસતમજી કામાજી, એદલજી જમશેદજી ઓરી, માણેકજી બરજોરજી મીનોચેહર હોમજી, કેખશરૂ નવરોજજી કાબરાજી, અને કાવશજી શાપુરજી મેહતાની એક પ્રોવીજનલ કમીટી નેમી સભા બરખાસ્ત થાઇ હતી.[૨]

---

જવણજી હોરમજજી ગજ્જરે મુંબઇ તથા સર્વે દેશાવરોના રથોસ્તીઓને તા૦ ૧૬ મી મારચ ૧૮૭૦ થી વર્ત્તમાન ત્રોમાં જાહેર ખબર છપાવી અરજ કીધી હતી, તથા સર્વે જાતના વ્યાપારીઓને પોતાનાં પારસી માણસોને એ દીવસે ગદેવી આવવા માટે રજા આપવાની એલતેમાસ કીધી હતી. એ દોખમું બાંધવાનાં ફંડ મધે બધા મલી રૂ૪૫૬૨૬)।। ભરાયા હતા, જે મધે મુખીઅ રકમ શેઠ નાનાભાઈ માણેકજી ગજ્જરે રૂ૧૦૦૦૦), શેઠો હીરજીભાઇ તથા કાવશજી જાંગીરજી રેડીમની અને તેમનાં માતાજી બાઇ મેહરબાઇ અને બેહન બાઇ ધનબાઇજીએ મલી રૂ૭૫૦૦), શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ રૂ૧૫૦૦), શેઠો દાદાભાઇ અને બેહરાંમજી હોરમજજી કામાજી તથા રૂસતમજી દાદાભાઇ કામાજીએ મલી રૂ૧૧૨૫), શેઠ દાદાભાઇ નશરવાંનજી શેઠનાએ રૂ૧૦૦૦), શેઠો દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી બહમનજી મોદીની કુંપની, જમશેદજી દોરાબજી નાએગાંમવાલાની કુંપની, કાવશજી નાનાભાઇ દાવર, બેહરાંમજી શેરાબજી ગજ્જર અને હોરમજજી બેહરાંમજી ગજ્જરે દરેક રૂ૫૦૦) વગેરે બીજી નાની નાની રકમો હતી. એ દોખમાં પર કુલે ખરચ રૂ૪૩૮૯૮।।।– થયો હતો.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૧૭ મી આપરેલ ૧૮૭૦.

એ પ્રોવીજનલ કમીટીએ જુની ગ્નાન પ્રસારક સભાની કારોબાર મંડલી સાથ કેટલાક સંદેશાઓ ચલાવ્યા બાદ એ સભાનું નામ તથા પુંજી તથા મતા જે હોય તે નીચલી બે સરતોથી લેવાને કબુલ કીધું હતું:—

૧—ગ્નાન પ્રસારક મંડલીના રેસાલાઓમાં દીન ધર્મની કાંઇ બાબત લખવી નહિં તથા હાલની ઈંગ્રેજી હકુમત વિષે તથા ઈંગ્રેજ સરકારનાં હિંદુસ્થાનના કારોબાર વિષે કાંઇ પણ મત આપવું નહિં.

૨—આગલી ગ્નાન પ્રસારકની જે પુંજી સપુરદ કરવામાં આવે તેનાં મુદ્દલ નાણાં અનામત રાખવાં અને માતર વ્યાજ વાપડવું.

એ બે સરતો તા૦ ૧૫ મી જુન ૧૮૭૦ ને દીને નવી મંડલીના સભાસદોએ બાહલ રાખવાથી જુની મંડલીની બાકી રહેલી પુંજીની રૂ૧૦૦૦) ની સરકારી નોટ તેને મલી હતી, અને તે બાદ મંડલીનું કામ શરૂ કરવામાં આવ્યું હતું.

એ સભાની પેહલવેહલી કારોબાર મંડલી શેઠો ખુરશેદજી નોશરવાંનજી કામાજી, શેરાબજી શાપુરજી બંગાલી, જાંગીરજી બરજોરજી વાછા, કાવશજી શાપુરજી મેહતા, કેખશરૂ નવરોજજી કાબરાજી, જાંગીરજી મેહરવાંનજી પલીડર, અરદેશર ફરાંમજી મુસ, ખરશેદજી રૂસતમજી કામાજી, નાનાભાઇ રૂસતમજી રાંણીના, ડાકટર બરશેદજી ફરાંમજી બોરી, પીરોજશાહ મેહરવાંનજી મેહતા એમ. એ; અને ડાકટર ધીરજરાંમ દલપતરાંમની નેમાઇ હતી. એ કારોબાર મંડલીમાં અવારનવાર ખાલી પડતી જગાઓપર શેઠો એદલજી જમશેદજી ઓરી, મનચેરજી કાવશજી મરજબાંન, દારાશાહ રેતનજી ચીચગર, રૂસતમજી મેહરવાંનજી પટેલ, એમ. એ; એલ. એલ. બી; ડાકટર રૂસતમજી કાવશજી બાહુરજી,

તા૦ ૧૩ મી આપરેલ.

પેહલવી ભાષાનાં અધુરી હાલતમાં રહી ગએલાં પુસ્તકો-ને સુધારી તથા ગોઠવીને છપાવવાનું કામ મુંબઈની સરકારે ઈ૦ સ૦ ૧૮૬૬ માં ડાકટર મારટીન હાઉગની ભલામણ ઉપરથી પુણાંવાલા દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપ

વાંનજી મેહતા, સી. આઈ. ઈ; ખજાંનચી તરીકે પ્રથમમાં શેઠ કાવશજી શાપુરજી મેહતા, તે પછી ૧૮૭૨ થી ૧૮૭૪ સુધી ડાકટર ખરશેદજી ફરાંમજી ખોરી, અને ૧૮૭૪ થી તે આજ સુધી શેઠ દારાશાહ રતનજી ચીચગર; શેક્રેટરી તરીકે પ્રથમથી તે ૧૮૮૦ સુધી શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજી, ૧૮૮૦ થી ૧૮૮૪ સુધી શેઠ કાવશજી દાદાભાઈ નાયગાંમવાલા, એમ. એ; અને ૧૮૮૪ થી તે આજ સુધી શેઠ નશરવાંનજી હીરજી-ભાઈ પટેલ.

એ મંડલીની તરફથી ભાષાણે આપાવાનું તા૦ ૨૦ મી નવેમબર ૧૮૭૧ થી ચાલુ થયું હતું. દરેક ભાષણ કરનારને તે પોતાની ભાષણની બાબદ ઉપર ખાસ મેહનત લીએ માટે રૂ૫૦) નું હાનરેરીયમ આપવાની ગોઠવણ ઈ. સ. ૧૮૭૩ થી ૧૮૭૬ સુધી કરવામાં આવી હતી, અને તે માટે દર વર્ષે જોઈતી રૂ૫૦૦) થી તે ૬૦૦) સુધીની રકમ શેઠ શેરાબજી શાપુરજી બંગાલીએ અતરેના આગેવાંન દેશી ગ્રહસ્થો પાસેથી મેલવી આપી હતી. વળી ૧૮૭૭ થી પાછી ભાષણકર્તાઓને રૂ૫૦) નું હાનરેરીયમ મંડલીનાં ફંડમાંથી આપવાની શરૂઆત થાઈ હતી, તે ૧૮૯૦ સુધી ચાલુ હતી.

૧૮૭૬ થી મંડલી તરફથી થતાં ભાષાણોના ખાસ રીપોરટ રાસ્ત ગોફતાર પત્ર મધે લેવાની ગોઠવણ કીધી હતી, તથા ૧૮૮૨ થી તેનાં થોડાંક છુટાં ચોપાંનયાં કાઢી સભાસદોને વેંહચતા હતા. એ પછી નામદાર સરકાર તરફથી એડયુકેશન ડીપારટમેંટના તા૦ ૧૮ મી ફેબરવારી ૧૮૮૭ ના નંબર ૨૮૩ વાલા ઠેડાવની રૂહે એ મંડલીને દર વર્ષે રૂ૩૦૦) ની ગ્રાંટ-ઈન-એડ મલવા લાગી હતી, જેથી તેનાં દરેક ભાષાણો-નાં ૨૨૫૦) છુટાં ચોપાનયાં કાઢીને રાસ્ત ગોફતાર સાથે વેંહચ્યા ઉપરાંત ડાએરેકટર ઑફ પબલીક ઈનસ્ટ્રકશનના હોકમથી તેની ૨૦૦) નકલો કેળવણી ખાતાંના ત્રણે વિભાગના ઈન-સ્પેકટરો ઉપર મોકલવામાં આવતી હતી. એ બાદ ૧૮૯૬ થી દરેક છુટાં ભાષાણનાં ચોપાંનયાંને બદલે આખી મોસમનાં ભાષાણોનો સંગ્રહ છપાવી તે રાસ્ત ગોફતાર સાથ વેંહચવાનું બંધ કરી તેને બદલે ૭૦૦) ચોપાંનયાં પ્રગટ કરી ઉપર મુજબ કેળવણી ખાતાંના ઈનસ્પેકટરો, તથા મંડલીના સભાસદો, પુસ્તકખાનાંઓ, શાળાઓ, વગેરેપર મોકલવામાં આવેછે.

વળી ૧૮૭૬ ની શરૂઆતમાં મુંબઈ શેહર મધે શીતલાના રોગનો જોરાવર ફેલાવો થયો હતો તે અરસામાં દેશી પ્રજાને ગળીશીતલાના ફાએદાની સમજ તથા ગ્નાન આપવા માટે આએ મંડલી તરફથી ૧૮૭૨ માં ડાકટર ખરશેદજી ફરાંમજી ખોરીએ ગળીશીતલા વિષે કરેલાં ભાષાણના ઈનતેખાબની ૬૦૦૦) નકલો મુંબઈનાં મ્યુનીસીપાલ ખાતાંએ ચોપાંનયાંના આકારમાં છપાવી ગુજરાતી વાંચનારી દેશી પ્રજામાં મુફત ફેલાવી હતી.

આ મંડલી નવેસરથી સ્થાપવા તથા તેને ૧૦) વર્ષ સુધી સારી રીતે ચલાવવા માટે શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ કરેલી કીમતી સેવાઓં માટે તેમને ૧૮૮૦ માં એ મંડલીના એક હાનરરી મેમબર નેમી માન આપ્યું હતું. એજ મુજબ જ્ઞુની ગ્નાન પ્રસારકને સ્થાપનાર તથા તેના મુખ્ય મુકાંની શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસરને પણ ૧૮૮૨ માં એક હાનરરી મેમબર નેમી માન આપ્યું હતું, તથા ૧૮૯૨ માં તેઓ ગ્રેટ બ્રીટનની પાદશાહી પાર્લામેંટના મેમબર થયા અને તે પછી મુંબઈ આવ્યા તે વેળાએ આ ઈલાકા તરફથી તેમને જુદાં જુદાં માનપત્રો તા૦ ૧૬ મી ડીશેમબર ૧૮૯૩ ને દીને ટાઉન હાલમાં અપાયાં તેમાં આ મંડલી તરફથી પણ એક માનપત્ર તેમને આપવામાં આવ્યું હતું.

એ મંડલી તરફથી ૧૮૯૫ ના ડીશેમબર માસની આખરીનાં અઠવાડીઆંમાં વિદ્યા હુનરના મેલાવડાનું એક "કૉનવરઝેશીયોની" એલફીનસટન હાઈ સ્કુલમાં ભરવામાં આવ્યું હતું, જેમાં ઘણાક પારસી તથા હિંદુ ગ્રાડયુએટોએ પોતાના અભીઆસને લગતી વિદ્યા હુનરની બાબદો લોકોને સમજાવવામાં ભાગ લીધો હતો, તથા ત્રણ દીવસ સુધી મેલા-વડાનો લાભ પણ મુંબઈના પુષ્કળ લોકોએ લીધો હતો.

એ મંડલીમાં ઈ. સ. ૧૮૭૧ ના નવેમબર માસથી તે ૧૮૯૬ ના મેએ માસ સુધીમાં નીચલા પારસી ગ્રહસ્થો તથા બાનુઓએ નીચલી બાબદો ઉપર ગુજરાતી ભાષામાં રેસાલા વાંચ્યા તથા ભાષાણો કર્યાં હતાં:—

અરદેશર કાવશજી હોમજી—વરાળયંત્ર (૧૮૮૬); એદલજી કાવશજી મસાંની—વશીએતનામાં બાબેનો ધારો (૧૮૭૪); એદલજી જમશેદજી ખોરી—વાતાવરણ અથવા હવા (૧૮૭૨), વાંદર અને માણસ વચ્ચે મુકાબલો બે ભાષાણ (૧૮૭૪); ડાકટર એદલજી નશરવાંનજી—આજના વખતની વાઢકાપની વિદ્યા (૧૮૮૦); ડાકટર એરચ શેહરીઆરજી ભરૂચા—ચામડીનો તંદરોસ્તી સાથ સંબંધ (૧૮૯૪); કાવશજી દાદા-ભાઈ નાયગાંમવાલા, એમ. એ.—વિજલી વિષે ત્રણ ભાષાણો (૧૮૭૭), ગરમી વિષે ત્રણ ભાષાણો (૧૮૭૮), લોહચુંબક (૧૮૭૯), સ્પેકટ્રોસકોપની શોધ, બનાવત અને ઉપયોગ (૧૮૭૯), ફોનોગ્રાફ અને બીજાં અવાજ નોંધનાર યંત્રો (૧૮૭૯), શ્રવણ શાસ્ત્ર વિષે બે ભાષાણ (૧૮૮૧), હવાની કેવલ ગેરહાજરીથી બીલકુલ ખાલી નહિં પણ સેજસાજ હવા હાજર રહી જવાથી અત્યંત ખાલી એવી જગાનાં પોલાણમાં પ્રોફેસર ક્રૂકસે કરેલી શોધ (૧૮૮૩), સૂર્ય વિષે બે ભાષાણ (૧૮૮૫) સૂર્ય—જગતમાં તેનો મોભો (૧૮૮૬), પૃથ્વિનો ગોળાકાર તથા તેની દરરોજની પ્રદક્ષિણાની સાબેતીઓ (૧૮૮૭); ડાકટર કાવશજી નવરોજજી મેહતા—દવાદારૂ વિષે સાધારણ ગુલો (૧૮૮૦), ખઈ રોગ તેનાં અટકાવ તથા શબબો (૧૮૮૪); કેખશરૂ નવરોજજી કાબરાજી—બદનની કેળવણી અથવા કસરત (૧૮૭૨), બરનારડ પેલીસી (૧૮૭૨), આફ્રીકા ખંડમાં ડાકટર લીવીંગસ્ટનની શોધો વિષે બે ભાષાણ (૧૮૭૪), નાઈલ નદીનું મુળ (૧૮૭૪), દેશી ગાયનની વિદ્યા વિષે પાંચ ભાષાણો (૧૮૭૫-૭૬), પારસી ગાયનો વિષે ત્રણ ભાષાણો (૧૮૭૮-૭૯-૮૦), દેશી ગાયનનો રસ પ્રવેસ અને ઉપયોગ (૧૮૮૧), ગાયન વિદ્યા (૧૮૮૩), દેશી ગાયન—રાગણી જંગોતી (૧૮૮૪), રાગણી ભૈરવી (૧૮૮૫), પાછલા પોહરનાં રાગરાગણીઓ (૧૮૮૬), ગાયનની ભાષા (૧૮૯૧), શુદ્ધ ગુજરાતી વિરૂધ પારસી ગુજરાતી વિષે બે ભાષાણ (૧૮૯૪); ડાકટર કેખશરૂ નશરવાંનજી બાધુરજી—ખોરાક અને તેની પચા-વત (૧૮૮૯); ડાકટર કેખશરૂ રૂસતમજી વીકાજી—પાણી,

આથાનાને સોંપ્યું હતું, તે મુજબ તેવણે તૈયાર કરેલી બીજી કેતાબ "પેહલવી-પાજંદ ગ્લોસરી" મુંબઇની

સરકારને ખરચે ડાકટર મારટીન હાઉગની તપાસ હેઠલ જરમની મધે છપાઇ પ્રગટ થાઇ હતી. એ પુસ્તકની

વીહારનું પાણી અને તંદરોસ્તી ઊપર તેની અસર (૧૮૭૩), હવા, મુંબઇનાં ઘરો માંહેલી હવા અને તંદરોસ્તી ઊપર તેની અસર (૧૮૭૪), શેહરોમાં ગતરોની અગત અને તેઓનો આપણી તંદરોસ્તી સાથે સંબંધ (૧૮૮૪); ડાકટર કેખશરૂ શેરાબજી નરીમાંન—કાલેરા વિષે (૧૮૭૫); ડાકટર ખરશેદજી ફરાંમજી બારી—આપણાં શરીરનાં હાડકાં વિષે બે ભાષાણ (૧૮૭૧–૭૨), શીતલા અને ગઊશીતલા (૧૮૭૨), ખોરાકનું પાચણ કામ (૧૮૭૩), આંખ અને ચશમા (૧૮૭૪), ભેજાં વિષે ચાર ભાષાણો (૧૮૭૫), જીંદગી લાંબી કરવાનાં સાધનો વિષે છ ભાષાણ (૧૮૭૬), જીંદગી ટુકી થવાનાં કારણો વિષે ત્રણ ભાષાણ (૧૮૭૭), ખોરાકનું રસાએણ શાસ્ત્ર, ત્રણ ભાષાણો (૧૮૭૭), પ્રજાની સુખાકારી જાલવવાનાં સાધનો વિષે ચાર ભાષાણ (૧૮૭૯); ખરશેદજી રૂસતમજી કામાજી—બુન ઇરાન દાનેશ અઝ જબાનશનાશી અથવા જબાનોના અભીઆસ ઊપરથી ઊપજાવી કાઢેલી ઇરાનની તવારીખ વિષે ચાર ભાષાણ (૧૮૭૧–૭૨); એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ.—રૂતુ વિદ્યા વિષે ચાર ભાષાણ (૧૮૮૧), રૂતુ વિદ્યા (૧૮૮૩), ધુમસ અને વાદલાં (૧૮૮૩), બળતા પાહાડો અને ધરથીકંપ (૧૮૮૪), હવાની વિજલી (૧૮૮૫), વરસાદ (૧૮૮૬), પવન (૧૮૮૭), ભૂતલવિદ્યા—પૃથ્વિ એક ગ્રહ તરીકે (૧૮૮૮), સૃષ્ટિની અનંતતા (૧૮૮૯), વિસુવીઅસ અને પૉમપીઆઇ (૧૮૯૦), સુએઝની નેહરની અસલી તવારીખ—ઇરાની પાદશાહ દારાયસની તેના સંબંધમાં પેહલવેહલી ફતેહમંદ કોશેશ (૧૮૯૦), ઇલોરાના ગુફાઓ (૧૮૯૧), સને ૧૮૮૩ નાં શાલમાં ક્રાકાતોઆનો બળતો પાહડ ફાટવાનો મોટો બનાવ (૧૮૯૧), અસલી ઇરાની બાનુ અને તેણીનો સંસાર (૧૮૯૨), આ પૃથ્વિ ઊપર માણસજાતની અને બીજી જાન ધરાવનાર પેદાયશની હસ્તી કયાં સુધી રહી શકશે (૧૮૯૩), પામીરનો મુલક, એ એક વખતના જરતોસ્તી મુલકની ભુગોલ તથા તવારીખ અને હાલમાં રશિયા સાથ ઊઠેલો વાંધો (૧૮૯૩), ઇજીપ્તની પીરામીડો (૧૮૯૪), શાહનામું અને ફેરદોસી (૧૮૯૫), કાશમીર (૧૮૯૬), ફેરદોસીની જીંદગીનો અહેવાલ (૧૮૯૬); જાંહગીરજી એદલજી દાવર—બાહડ પાંનની જીંદગી (૧૮૭૩), હિંદુસ્થાંનના સાકાવાલા રેપાઓ (૧૮૭૫); જાંહગીરજી બરજોરજી વાછા—પૃથ્વિનું ભીતર (૧૮૭૧), વિદ્યાના વધારા વિષે (૧૮૭૩), પરવાલાંનાં ટાપુઓ (૧૮૭૩), વનસ્પતી અને પ્રાણી વિદ્યા વચેનો સંબંધ (૧૮૭૯), જાણવરી પતીત્રા (૧૮૮૧), વિદ્યાનો માર્ગ (૧૮૮૧), ધુમકેતુઓ (૧૮૮૧), સુક્ષમ જીવ તથા દરદોનાં સુક્ષમ (૧૮૮૩); જાંહગીરજી બરજોરજી સંજાણા, બી. એ.—વનસ્પતી વિદ્યા (૧૮૮૪); જાંહગીરજી મેહરવાંનજી પલીડર—યોએ શાસ્ત્ર (૧૮૭૩), ધારો અને ધારા જાણનારાઓ (૧૮૭૫); જાંહગીરશાહ એરચશાહ કોહીઆર—શુક્રના ગ્રેહનું ગમન (૧૮૭૫); દારાશાહ રતનજી ચીચગર—માઇક્રોબ્સ નામનાં જીનાં જંતુઓ અને તેથી નીપજતાં દુખદરદો (૧૮૮૭), ખરી રીતે દમો લેવા તથા કાઢવા શિખવાથી તંદરોસ્તીમાં થતો સુધારો અને તેથી ચોકસ દુખ દરદોનું થતું નિવારણ (૧૮૮૮), કિન્ડરગાર્ટન તથા હરબાર્ટીઅન કેળવણીની રૂઢી વિષે બે ભાષાણ (૧૮૯૫); દીનશાહ પેશતનજી ઘડીઆલી—વિજળીક રોશની, તેની ઊતપંતી, ઊપયોગ તથા ફાયદા (૧૮૯૧), ઇનશાંનના ઊપયોગમાં વિજળી, લોહચુંબક તથા બીજી મહા બળવાંન શક્તિઓ (૧૮૯૩), વિજળીક ટેલીફોન (૧૮૯૫), પદાર્થની અતો હવાઇ સ્થિતી તથા અણુદીપ પ્રકાશીત શક્તિ (૧૮૯૬); દેરાબજી એદલજી ગીમી, બી. એ.—માણુસ જાતની ખાસીઅતો અને તે ઊપર કેળવણીની અસર (૧૮૭૩); દેરાબજી મેહરવાંનજી દારુ—વીજળીનો તાર (૧૮૮૬); ડાકટર ધનબાઇ શેરાબજી માસટર—બચ્ચાંની માવજત (૧૮૯૨); નવરોજજી પેશતનજી કામાજી—વીજળીનો તાર (૧૮૭૮); નશરવાંનજી હીરજીભાઇ પટેલ—દોલતની ઊતપંતી (૧૮૭૩), દોલતની વેંહચણી (૧૮૭૪), દોલતની અદલા બદલી વિષે બે ભાષાણ (૧૮૭૮), દોલતનો ખરચ અને પ્રજા ઊપર કર નાખવાના કાનુનો (૧૮૭૯), રૂપાંના ભાવમાં ઘટાડો, તેનાં કારણ, અસર અને તેને લગતો ધારાત (૧૮૮૦), ઇતિહાસ વિષે બે ભાષાણ (૧૮૮૪–૮૫); નાનાભાઇ અરદેસર મુસ, એલ. સી. ઇ.—રોશની (૧૮૮૯); પાલણજી બરજોરજી દેસાઇ—કીમીઆ (૧૮૭૪), ઇરાનના કેઆંની પાદશાહ કેખુશરો અને હખામની પાદશાહ સાઇરસ વચેનો તફાવત (૧૮૮૫), પારસીઓ અને હિંદુઓની અસલી દંતકથાઓનો મુકાબલો (૧૮૮૬), શાહનામાં મધેનું એક દાસ્તાંન, અને રામાયણ તથા ઇલ્યડની વાર્તાઓ સાથ તેની સરખાંમણી (૧૮૮૯), પુરાતન પારસીઓ—અસલી તવારીખમાં તેમનો દરજાજો (૧૮૯૦), સૂર્ય સંબંધી અસલી આર્ય ફીલસુફી (૧૮૯૧), હિંદુસ્થાંનમાં આવી વસેલા પેહલવેહલા પારસીઓ (૧૮૯૨), પારસીઓના પેગામબર હઝરત જરથોસ્તનો જમાંનો (૧૮૯૪), પશ્ચિમ હિંદુસ્થાંનમાં ઇરાંનનો મોટો કાબુ (૧૮૯૫); પેશતનજી દેરાબજી ખંડાલેવાલા, એલ. સી. ઇ.—વરાળ યંત્ર (૧૮૭૭); પેશતનજી ધનજીભાઇ માહલક્ષમીવાલા—સુધરેલા પાયાપર ખેતી ચલાવવાના ફાયદા (૧૮૮૪); ડાકટર ફકીરજી રતનજી હાડવેદ—અકસમાતથી જખમી થયલાં તથા ઇજા પામેલાંઓને શરૂઆતની મદદ કેમ કરવી (૧૮૯૪); ડાકટર ફરાંમજી જીવણજી પટેલ—દંત વિદ્યાની તવારીખ, દાંત અને દાંતનાં દરદો, તેમનો અટકાવ તથા ઇલાજ (૧૮૯૩); બહમનજી બેહરાંમજી પટેલ—ફારસી ભાષા અને તેનું ભણતર (૧૮૭૩), આરીયન રોગો અને તે ઊપરથી ફેલાયલી કોમો (૧૮૭૪), હિંદુસ્થાંનમાં આપણી આગ્રલ થાઇ ગયલા પારસીઓ, તેમની સંસારી તથા વ્યાપારી હાલત (૧૮૭૯), મુંબઇ ઇલાકામાં દેશી કેળવણીની શરૂઆત અને તેની તવારીખ (૧૮૮૫), મુંબઇનાં ઇંગ્રેજી તથા ગુજરાતી છાપાની શરૂઆત અને તેની તવારીખ (૧૮૯૫); મનચેરજી કાવશજી મરઝબાંન—શીલ્પ શાસ્ત્ર (૧૮૭૩); મનચેરજી ફરાંમજી પટેલ, બી. એ.—કસરત, પારસીઓને સુચનાં (૧૮૮૫); ડાકટર મનચેરજી બેહરાંમજી કોહલા—પ્રાણી જીંદગીના કુદરતી કાયદા (૧૮૯૩), બેકટીરિયા અથવા બૅસીલાઇ વિષે થોડુંક જાણવાજોગ ગ્નાન તથા તેમનું કુદરતમાં કામ (૧૮૯૪); મનચેરજી મેહરવાંનજી ભાવનગરી—ધી ટાઇમસ (૧૮૭૨); માણેકજી પેશતનજી દાદીબરજોર—પક્ષીઓ (૧૮૭૩), જીનાં જાનવરોનો ઊપદરવ અને તેમની બાંધણી વિષે બે ભાષાણો (૧૮૭૪), જીનાં જાનવરો વિષે બે ભાષાણ (૧૮૮૦); ડાકટર રતનબાઇ અરદેસર મલબારવાલા—ફેફસાં, તેમની બાંધણી તથા કામ, અને સંસારી રીતભાતોથી તે પર થતી અસર

શરૂઆતમાં ડાકટર હાઉગે પેહલવી ભાષા વિષેની કેટલીક બીનાઓનો એક માયાકુલ નિબંધ લખ્યો હતો.[૧]

---

તા૦ ૧૪ મી આપરેલ.

અતરેનાં સરકારી આસીસ્ટંટ કેમીકલ એનાલાઇઝર ડાકટર કેખશરૂ રૂસતમજી વીકાજીએ આજ દીને ફરામજી કાવશજી ઇનસ્ટીટયુટમાં "રસાએણ શક્તિ અને રસાએણ વિદ્યા" વિષે ગુજરાતીમાં એક ભાષણ કીધું હતું. સરનશીનની ખુરસી શેઠ જાંગીરજી બરજોરજી વાછાને આપવામાં આવી હતી.[૨]

---

તા૦ ૧૭ મી આપરેલ.

શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ ગયે શાલ કબીશાની તકરારને લગતી ભરેલી મીજલસમાં શેઠ શાપુરજી હોશંગજી ડોટીવાલા નામના એક જબરૂ જરથોસ્તી ગ્રહસ્થે કેટલાક વાંધાઓ ઉઠાવ્યા હતા, અને તેના પુરાવામાં આજ દીને એક ભાષણ પોતાની તરફથી ફરામજી કાવશજી ઇનસ્ટીટયુટમાં કીધું હતું.[૩]

---

તા૦ ૨૨ મી આપરેલ.

શેઠો ગાંધીભાઈ જાંગીરજી મોદી અને શાપુરજી હોરમજજી પાટક, એમ. એ. એ હાઇ કોરટના શોલીશીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[૪]

---

તા૦ ૨૪ મી આપરેલ.

શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ "પેગંબર અશો જરથોસ્તના જનમારાનો હેવાલ—અવસ્તા પ્રમાણે" એ બાબદ ઉપર ઈ૦ સ૦ ૧૮૬૮ ના આપરેલ તથા મેએ માસમાં રાહનુમાએ માજદીઅસનાં સભા તરફથી જે ચાર ભાષણો કીધાં હતાં તેનું લંબાવી ખોલાસાવાર રચેલું પુસ્તક એ સભાએ છપાવી પ્રગટ કીધું હતું.[૫]

---

તા૦ ૨૫ મી આપરેલ.

શેઠ કુવરજી કોયાજી, જેવણે ગયે શાલ ડીસ્ત્રીકટ પલીડરની પરીક્ષા પસાર કરી કાઠીઆવાડ ખાતે પલીડરનું કામ ચલાવતા હતા, તેવણને રાજકોટ ખાતે કાઠીઆવાડ એજનસી કોરટોના તરજુમો કરનાર તરીકે નેમ્યા હતા.[૬]

---

(૧૮૮૪), દરદીની માવજત કેમ કરવી (૧૮૯૧); ડાકટર રૂસતમ નાનાભાઈ રાંણીના—રોશનીની ગતી અથવા જાદુઈ ફાણસ અને તેની બનાવટ (૧૮૯૦), જીંદગી જાળવવાનાં સાંધન—માણસનાં શરીરની રચણાં (૧૮૯૧), મુંબઇની નવી ગટર, તેની સમજ તથા ઊપયોગ (૧૮૯૩); રૂસ્તમ બરજોરજી પેમાસટર, બી. એ.—વિદ્યા અને ફીલસુફીમાં બારમી સદીના મહમદીઆંનોનો હીસ્સો (૧૮૯૨); રૂસતમજી નેહરવાંનજી પટેલ, એમ. એ; એલ. એલ. બી.—દેવ દેવીની કથાઓ (૧૮૭૩);-શાપુરજી નશરવાંનજી ભેદવાર—શેતોઆરીનો હુનર, તેનું ચિત્રયુક્ત પરીણાંમ (૧૮૯૩); એં. શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા—ઈરાનનાં કોતરકામો ઊપરનાં પુરાતમ લેખો, તસવીરો, મોહરો, તથા સિક્કાઓની શોધ તથા ઊકલાંન વિષે ત્રણ ભાષણ (૧૮૭૬); ડાકટર હોરમજજી ડોશાભાઇ પેશીકાકા—દારૂ, તેનો ઊપયોગ તથા ગેરઊપયોગ (૧૮૮૧); હોરમજજી પાલણજી દોલીમેહરજીના—માછલાં (૧૮૭૩), કુતરાં (૧૮૭૪).

એ મંડલીની પુંજી મધે સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાના બેટા મરહુમ શેઠ ફરામજી દીનશાહજી પીટીટનાં પુનને માટે તા૦ ૩૦ મી જાનેવારી ૧૮૯૬ ને દીને રૂ૧૦૦૦) નું મુંબઇની મ્યુનીસીપાલીટીનું બોંડ વ્યાજ વાપડવાને ભેટ આપ્યું છે, તે સાથે ઊમેરતાં મંડલીની અનામત પુંજી તેનાં તા૦ ૩૦ મી જુન ૧૮૯૬ ને દીને આખર થતાં વર્ષે રૂ૩૯૦૭૫) હતી.

૧ "An Old Pahlavi-Pazand Glossary. Edited with an alphabetical Index. By, Destur Hoshangji Jamaspji Asa, High Priest of the Parsis in Malwa, India. Revised and enlarged, with an introductory essay on the Pahlavi language, by Martin Haug, Ph.D. Published by order of the Government of Bombay. 1870. Printed at the K. Hofbuchdruckerei Zu Guttenberg (Carl Grunninger) at Stuttgart, Wurtemberg."

૨ જામે જમશેદ, તા૦ ૧૬ મી આપરેલ ૧૮૭૦.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૨૪ મી આપરેલ ૧૮૭૦.

એજ બાબદ ઊપર બીજું ભાષણ એવણે તા૦ ૨૪ મી આપરેલે તથા ત્રિજું ભાષણ તા૦ ૮ મી મેએ કીધું હતું. તે પછી તા૦ ૧૫ મી મેએ એઓ અને શેઠ ખરશેદજી કામા વચ્ચે તકરારને માટે સભા મલી હતી. શેઠ કામાજીનું કેહવું એવું હતું કે સુરજને મેષ રાસીમાં પાછો આવતાં ૩૬૫ દાહડા, ૫ કલાક, ૪૮ મીનીટ અને ૪૮ સેકંડ લાગેછે તથા પારસીઓનો છેલ્લો શાહનશાહ યજદેજરદ તખતે બેઠો ત્યારે મીથુન રાસી હતી અને ત્યાર પછે મુતલક કસર લેવાઇ નથી. શેઠ શાપુરજીનું કેહવું એવું હતું કે સુરજને મેષ રાસીમાં પાછો આવતાં ૩૬૫ દહાડા, ૫ કલાક, અને ૫૫ મીનીટ લાગેછે તથા યજદેજરદ તખ્તે બેઠો ત્યારે મીન રાસી હતી અને કસર ૫) મહીના ૧૨) દાહડાની લેવાઇછે. શેઠ શાપુરજીને પોતાના વિચારની સાંમે છતાં આ ચાર સભાઓ ભરવાની જોગવાઇ શેઠ ખરશેદજીએ પોતે કરી આપી હતી.

૪ બોમ્બે ગેજેટ, તા૦ ૨૩ મી આપરેલ ૧૮૭૦.

૫ "પેગમબર અશો જરતોશતના જનમારાનો અહેવાલ, અવસતા ઊપરથી. બનાવનાર—ખુરશેદજી રૂશતમજી કામાજી. રાહનુમાએ માજદીઅસનાં સભાની કારોબાર મંડલીએ કુલ જરતોશતીઓની વાકેફગારીને વાસતે છપાવી પરગટ કીધીછે. મુંબઇ, દફતર આશકારા પરેસ. સને ૧૨૩૯ ઇઅજદજરદી—સને ૧૮૭૦ ઇસવી."

એ પુસ્તકની બીજી આવૃતિ ઈ૦ સ૦ ૧૮૯૦ માં રાહનુમાએ માજદીઅસનાં સભાની પરવાંનગીથી એં. તેહમુરશ દીનશાહજી અંકલેસરીઆએ છપાવી પ્રગટ કીધી હતી.

૬ બોમ્બે ગેજેટ, તા૦ ૨૭ મી આપરેલ ૧૮૭૦.

### તા૦ ૨૬ મી આપરેલ.

શેઠ માણેકજી રૂસ્તમજી બનાજીને ઇરાંનના નામદાર શાહે કલકતા ખાતેના ઇરાંનના કૉનસલ નેમ્યા હતા, અને તે નેમણુકને નામદાર માહરાંણીની સરકારે બાહલી આપી ગઇ તા૦ ૨૯ મી મારચનાં લંડન ગેઝેટમાં છપાવી હતી.[1]

---

### તા૦ ૨૭ મી આપરેલ.

### રોજ ૮ માહ ૮ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—પેશતનજી એદલજી બાક્ષટર[2]—ઉમર વર્ષ ૬૮) શેઠ એદલજી ખરશેદજી બાક્ષટરના બીજા દીકરા. એવણે ઇ. સ. ૧૮૨૦ માં પોતાના બાપનાં મરણ બાદ પોતાના ભાઇઓ શેઠો ડાશાભાઇ અને હોરમજજીની સાથે મલી તેમનું લીલાંઉખાંનું તથા કમીશન એજંટનું મોહલું કામ "એદલજી ખરશેદજીના છોકરાઓ" ને નામે ચલાવ્યું હતું. એ પછી ભાઇઓથી જુદા પડી તા૦ ૧ લી ફેબરવારી ૧૮૪૯ થી પોતાને એખલાને હીસાબે લીલાંઉખાંનું ઉઘાડયું હતું.

---

### તા૦ ૨૮ મી આપરેલ.

શેઠ એદલજી જમશેદજી ખોરીએ "રૂસ્તમ અને સોહરાબ" ના લખેલા નાટકની ચોપડી વિક્ટોરીયા નાટક મંડલીના માલેકોએ છપાવી પ્રગટ કીધી હતી.[3]

---

### તા૦ ૨૯ મી આપરેલ.

### રોજ ૧૦ માહ ૯ (ક૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—આવાંબાઇ તે મરહુમ ખાંનસાહેબ અરદેશર ધનજીશાહ બાહદુરનાં વીધવા—ઉમર વર્ષ ૬૯) એવણને પોતાના ખાવંદ તથા તેમના વડીલોની કીમતી સરકારી નોકરીઓના બદલામાં ઇંગ્રેજ સરકાર તરફથી "સ્પેશીયલ શીવાઇ" તરીકે તા૦ ૨૪ મી જાનેવારી ૧૮૬૧ થી દર માસે ૨૭૫) નું પેનશન મલતું હતું. એ ઉપરાંત ઇ૦ સ૦ ૧૮૬૬ થી તેમાં મોગલાઇ પેનશન તરીકે દર માસે ૨૫૦) નો વધારો થયો હતો.[4]

---

### તા૦ ૩૦ મી આપરેલ.

આજ દીને અતરેની ગ્રાંટ કાલેજ મેડીકલ શોશાઇ-ટીની ડાક્ટર હંટરનાં પ્રમુખપણાં હેઠલ મલેલી સભામાં ડાક્-ટર ખરશેદજી ફરાંમજી ખોરીએ "મુંબઇની હાલની દાઇ-ઓથી થતું નુકસાંન અને વધારે સારી દાઇઓ પુરી પાડવાના ઉપાયો" વિષે એક નીબંધ વાંચ્યો હતો, જેમાં ગ્રાંટ મેડી-કલ કાલેજમાં દેશી સ્ત્રીઓને દેશી ભાષામાં દાઇપણું શિખવ-વાનો એક વર્ગ ઉઘાડવાની સુચનાં કીધી હતી. પ્રમુ[ખે] જણાવ્યું કે એ બાબે તેવણે સખી શેઠ રૂસ્તમજી જમશેદ-જીજીભાઇ સાથે સંદેશા ચલાવ્યાછે, અને તેનાં પરીણા[મે] તેવણનાં બેહન બાઇ પીરોજબાઇએ એવો એક વર્ગ કાલે[જમાં] ઉઘાડવાને એક વર્ષના ખરચના રૂ૭૦૦) બેટ આપ્[યા] જેથી હવે એ વર્ગ જલદીથી ઉઘાડવામાં આવશે.[5] [ને]

---

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૭ મી આપરેલ ૧૮૭૦.

આ નેમણુક વિષે કલકતા ઇંગલીશમેનના તા૦ ૭ મી જુલાઇ ૧૮૭૦ નાં આંકમાં લખેછે કે—

"Mr. Manockjee Rustomjee has been, we believe, a resident of this city for the last thirty years, and enjoys the respect and good-will of the entire mercantile community. Though not a Persian subject, he was selected in preference to a long list of eligible candidates, on the recommendation of his Excellency the Persian Ambassador at the Court of St. James."

(Calcutta Englishman, 7th July 1870.)

આ નેમણુક વિષે નામદાર શાહ તરફથી આવેલું ફરમાંન વાંચી સંભલાવવાને તા૦ ૨૧ મી મારચ ૧૮૭૧ ને દીને કલકતે શેઠ માણેકજીનાં મકાનમાં ત્યાંના મોગલો તથા બીજા સર્વે જાતના ગ્રહસ્થોનો એક મેલાવડો કીધો હતો, જ્યાં તે ફરમાંન ફારસીમાં બુલંદ અવાજે વાંચી સંભળાવી આખી મીજલસમાં હાથો હાથ ફેરવ્યું હતું. એ ફરમાંનમાં લખ્યું હતું કે—"કલકતેવાલા વડા પારશી મી૦ માણેકજી રૂસતમજી બનાજીને હમો હમારી રાજીખુશીથી કલકતા ખાતેનાં હમારાં સરવે કામકાજો બજાવવાની મુખતીઆરી આપીએ છઇએ. તેવણ એ શેહેરમાં બરીટીશ રાજમાં વસતી મારી રઇએતનાં હકો જાલવશે ને એવણજ એ રઇએતનાં ગેર શાનશારી તથા વેહેવારી વાંધાઓનો જે સુધારો કરશે તે હમોને બાકબુલ છે, તેમજ કલકતામાં વસતી મારી રઇએતે અને બરીટીશ રાજની નામદાર રાંણી વીકટોરીયા તથા તેણીનાં ડાહેઆ અમલદારો પણ એ નેમણુક બાકબુલ રાખશે એવી હમોને આશા છે." એ બાદ માહરાંણીજી તરફની બાહલી વાંચી આખી મીજલસે ઉભા થઇ શેઠ માણેકજીને મુબારકબાદી આપી, અને પાંન ગોલાબ લઇ મેલાવડો બરખાસ્ત થયેલ હતો.

(સુરત ગેઝેટાર, તા૦ ૨૬ મી મારચ ૧૮૭૧.)

૨ મરહુમ શેઠ રૂસતમજી પેશતનજી બાક્ષટરના બાપા.

૩ "રૂસતમ અને સોહરાબ. નાટક પાંચ અંકી. [રાજા] ફીરદોસી તુસીનાં બનાવેલાં શાહનામાંના આધ[ારે] વીકટોરીઆ નાટક મંડલીને સારૂં. બનાવનાર, એદલજી જમશેદજી ખોરી. છપાવી પરગટ કરનાર, વીકટોરીઆ [નાટક] મંડલીના માલેકો. મુંબઇ, દફતર આશકારા પરેસ. [... ]નાં ઇંગ્રેજી

૪ બાઇ આવાંબાઇની પછી એ બંધી[?] (૧૮૯૫); એમનાં વહુ બાઇ ડોશીબાઇ તે મરહુમ શેઠ (૮૭૩); મન-ચેરશેર મેહરેમંદખાંનનાં વીધવાનાં નામ ઊપર તેઓને સુધનાં સુધી ચાલુ રાખી હતી. પાછલથી સરકારે જપ્તી જીંદગીના અરદેશર બાહદુરનાં જાગીરી ગામ કમલાપોર ઊપર[ની] વિશે હક તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૭૧ મી ખાલસા (૧૮૫૪); ઊપલાં મોગલાઇ પેનશનના દર શાલના રૂ૬૦૦) (૧૮૬૨); નો ઊમેરો કરી રૂ૧૦૦૦) કીધા હતા. એ રીતે [... ]જીનાં બાઇને દર શાલ રૂ૧૯૦૦) ને હીસાબે દર માસે રૂ૧૫૮-[... ] તેમની હૈયાતી સુધી મલશે.

૫ બોમ્બે ગેઝેટ, તા૦ ૨ જી મેઅ ૧૮૭૦.

તા૦ ૨ જી મેએ.

હિંદુસ્થાંનની સરકારે રૈયત ઉપર નાખેલા ઇનકમટાક્ષનો કર વધાર્યો તથા હિંદુસ્થાંનનું મેહસુલ ખાતું જે માઠી હાલતમાં ચાલેછે તે બાબે ઇંગલાંડ શેક્રેટરી ઑફ સ્ટેટ જોગ એક અરજી મોકલવાનો ઠેડાવ કરવાને અતરેની બોમ્બે આશોશીએશને આજ દીને ટાઉન હાલમાં એક જાહેર સભા બોલાવી હતી. શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીની દરખાસ્ત ઉપરથી પ્રમુખસ્થાંન હાનરેબલ મંગલદાસ નથુ-ભાઇને આપવામાં આવ્યું હતું. પેહલી દરખાસ્ત સર જમશેદજી જીજીભાઈ બારોનેટે કીધી અને તેને શેઠ હોર-મજજી દાદાભાઈ વકીડરે ટેકો આપ્યો કે ગવરનર જનરલે ૧૮૭૦ નો ઇનકમટાક્ષનો ધારો પુરતી પ્રસિધ્ધતા વગર ઉતાવલે નાખ્યો તેની સામે પ્રજા પ્રોટેસ્ટ કરેછે. એ પછી એ કર લેવાની કસ્સી જરૂર નથી તથા લોકોને માંથે તે એકસરખી રીતે લાગુ પડતો નથી વગેરેની દરખાસ્તો પસાર થયા પછી શેઠ નવરોજજી ફરદુનજીએ ઘડી કાઢેલી શેક્રેટરી ઑફ સ્ટેટ જોગની અરજી વાંચી સંભલાવી, જે બાહલ રાખવા બાદ મુંબઇની સરકારની મારફતે ઇંગલાંડ રવાંના કરવાના ઠેડાવો પસાર કરી સભા બરખાસ્ત થાઈ હતી.[૧]

---

તા૦ ૧૦ મી મેએ.

રોજ ૨૧ માહ ૮ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—દીનશાહજી મેહરવાંનજી જાલનેવાલા[૨]—ઉમર વર્ષ ૫૭) એવણ નીજાંમ સરકારનાં રાજ્યમાં હેદરાબાદ ખાતે ઘણાં વર્ષ સુધી કસ્ટમનાં શુપરીનટેંડેંટ હતા, અને જાલના મધે મરણ પામ્યા હતા.

---

તા૦ ૧૦ મી મેએ.

રોજ ૨૧ માહ ૯ (ક૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—દીનશાહજી માણેકજી મીનવાલા[૩]—ઉમર વર્ષ ...રમજ એવણ પ્રથમમાં મુંબઈ અને તે પછી ઈ૦ સ૦ ૧૮૪૮ ...તરાં (...ાંચી મધે રાયલ આરટીલરીમાં હેડ કલાર્ક હતા, જેથી એ "ગન તરૂપવાલા" ની અટકથી પણ ઓળખાતા હતા. ...ટીટ બારોનં મુલતાંનની લડાઇ વખતે એવણ આરટીલરીની ...ટીટનાં પુનજેરફ ગયા હતા. એ પછી સરકારી નોકરી છોડી ૧૦૦૦) ...નું સુ મારચ ૧૮૫૨ થી કરાંચીમાં મી૦ ડબ્લ્યુ. ઇ. ...ને ભેર આપ્યુસાથે ભાગમાં "દીનશાહ ચેમબરલેન એંડ કુંપની" ...જી તેનાં તા૦ ...વેપારી પેહડી કાઢી હતી. તે પેહડી બંધ થયા ...રૂ ૨૯૦૭૫) ...૭ માં એવણે કરાંચીના સરકારી મેસ કંત્રાકટનું કામ ...ક. ૧૮૫૯ માં ત્યાંનાં "સીંધ કાસદ" છાપાખાનાં તથા વર્તમાંન પત્રના એઓ માલેક થયા હતા. કરાંચીની ડીસ્ટ્રીકટ પારસી માટ્રીમોનીઅલ કોરટના એવણ ૧૮૬૫ થી એક ડેલીગેટ હતા. ૧૮૬૭ થી એઓ મુંબઇ આવી રહયા હતા, અને મરણ પણ અતરેજ પામ્યા હતા.

---

તા૦ ૧૩ મી મેએ.

નવસારી મધે ત્યાંની અંજુમનને લગતાં ધર્મનાં કામો કરવાને માટે આજ દીને અંજુમને ભેગી મલી "નવસારી હુમ્મરસ્તેહ ફંડ" ઇયાને નવસારીના જરથોસ્તીઓનું નેક કામને લગતું ફંડ ઉભું કીધું હતું, અને તેનાં વ્યાજ મધેથી પ્રથમમાં જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં કારણસર નવસારી ખાતે દોખમાં સુધી જે રસ્તો બંધાય તેની ઘટતી મરામત કરવાનો, તથા તે ઉપરાંત જો વધુ ઉપજ થાય તો દર રોજની એક ઇજશની તથા આફરીંગાંન બાજ અને દર ફરવરદીન રોજે દોખમાં આગલ જશન કરવાનો, તથા તે કરતાં પણ વધુ ઉપજ થાય તો દર શાલનો તીર મહીનાનો એક શેહરી ઘાહંબાર કરવાનો, વગેરે ઠેડાવો થયા હતા. એ ફંડનો વહીવટ ચલાવવા માટે દેસાઇ બરજોરજી પાલણજી (સરનશીન તથા ખજાંનચી), દસ્તુરજાદા માહીઆરજી કેકો-બાદજી (નાયબે સરનશીન તથા ખજાંનચી), દેસાઇ મન-ચેરજી બરજોરજી (મુનશી), જામાસપજી એદલજી દેસાઈ, નવરોજજી રતનજી કુતાર, માણેકજી બેહરાંમજી મુનશી, જામાસપજી રૂસ્તમજી ગારડા, એદલજી રૂસ્તમજી ગાએ, ફરાંમજી ફકીરજી તંબોલી અને રતનજી પેશતનજી સુતરીઆને તરસ્ટીઓ ઠેડવ્યા હતા.[૪]

---

તા૦ ૧૫ મી મેએ.

રોજ ૨૬ માહ ૮ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

સુરત મધે નાનપરામાં શબાવાલાના મોહલામાં આ૦ જમશેદજી માણેકજી ઉનવાલાએ પોતાની બંધાવેલી ધર્મ-શાલામાં દીનઆઇનનાં કામો કરવા માટે હિંદોલા બનાવી તે આજ દીને ઇજ્જતથી જશન કીધું હતું. આ વેળાએ નવ-સારીના વડા દસ્તુર કેકોબાદજી રૂસ્તમજી મેહરજીરાંણા પણ જશનમાં બીરાજ્યા હતા. જશનની ક્રિઆ પુરી થવા પછી એ૦ જમશેદજીને બે શ્રીઆલો હોરાડવા બાદ રૂસ્તમપરાવાલા દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબપાલણનાએ એક બીજાં-નાં પંથકની હદ બાબે માજી નવાબના વખતમાં શેહરમાંના

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૪ થી મેએ ૧૮૭૦.

૨ શેઠ હોરમજજી મેહરવાંનજી જાલનેવાલાના ભાઇ.

૩ મરહુમ શેઠ રૂસ્તમજી દીનશાહજી ગનતરૂપવાલા અને પેશતનજી દીનશાહ સોલીશીટરના બાવા.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૨૧ મી આગશટ ૧૮૭૦.

એ ફંડ નવસારી મધે તા૦ ૪ થી ડીશેમબર ૧૮૭૨ ને દીને નવાં ઊભાં થયલાં જનરલ ફંડ સાથે મેલવી નાખ્યું હતું, અને તેમાં ભરાયલા રૂ૪૩૫૫ (નવસારી ખાતે રૂ૨૮૦૪ અને મુંબઇ ખાતે રૂ૧૫૫૧) તથા તેનાં રા વર્ષનાં વ્યાજ મધેથી ખરચ બાદ કરી રૂ૪૦૦૦) ની સરકારી નોટ અને રૂ૩૫૫) રોકડા એ નવાં ઊભાં થયલાં જનરલ ફંડમાં આપી દઈ એ ફંડનો હીસાબ બંધ કીધો હતો.

જરથોસ્તીઓ સાથ થયલો ફારસી દસ્તાવેજ વાંચી સંભલાવ્યો હતો,[1] જે પછી પાંન ગોલાબ લઈ મીજલસ બરખાસ્ત થાઇ હતી.[2]

તા૦ ૧૯ મી મેએ.

શેઠ ડાશાભાઇ ફરાંમજી કરાકાને નામદાર સરકારે ૧૮૭૦ ના ૧૬ મા કાએદાની રૂહે મુંબઇ મધે નાખેલા ઇનિકમ ટાક્ષના કલેકટર નેમ્યા હતા.[3] એ ઓહ્દો એવણે ગયે વર્ષ પણ મનપતીજ ભરી રીતે બજાવી નામદાર સરકારને સંતોષ આપ્યો હતો.

---

તા૦ ૨૨ મી મેએ.

નવસારી મધે આજ દીને એ૦ મનચેરજી શાપુરજી વાછાએ કુમીશા વિષે એક ભાષાણ કીધું હતું. સરનશીનની ખુરસીએ દેસાઈ બરજોરજી નવરોજજી બીરાજ્યા હતા.[4]

---

તા૦ ૨૪ મી મેએ.

ભીડીબજારના લતા ઉપર રેહનારા કેટલાક પારસી ગ્રહસ્થોએ તે તરફ એક રીડીંગ રૂમ તથા લાઇબ્રેરી ઉંઘાડવા માટેનો વિચાર કરવાને આજ દીને તે તરફની કાંદાવાલા મોહલામાંની મરહુમ શેઠ નશરવાંનજી હીરજીભાઇ કરાંણીવાલી દરેમેહરમાં એક સભા ભરી હતી. આ વેળાએ "કાંદાવાલા મોહલા રીડીંગ રૂમ" નાં નાંમથી એક રીડીંગ રૂમ સ્થાપવા તથા તેનો વહીવટ ચલાવવા માટે શેઠો અરદેસર શોરાબજી દસ્તુર કામદીનના—સરનશીન, શોરાબજી રતનજી ડાકટર—નાયબે સરનશીન, બહમનજી માણેકજી ચોકસી—ખજાંનચી, માણેકજી કાવશજી તાડીવાલા—શેક્રેટરી, નશરવાંનજી રૂસતમજી દલાલ, ધનજીભાઈ એદલજી લવંગીઆ, અરદેસર શેહરીઆરજી માસટર, લીમજીભાઇ એદલજી ભાજી-

---

૧ એ તથા બીજા એવા કેટલાક સુરતના નવાબો તથા સુબાઓ તરફથી નવસારીને લગતા મોબેદાને મલેલા અસલ ફારસી દસ્તાવેજો તેના ગુજરાતીમાં તરજુમા સાથે એ૦ રૂસતમજી બહમનજી ઊનવાલાએ ૧૮૭૧ ના જુલાઇ માસમાં "નેજાબ શેકન" નામનું એક ચોપાનયું છપાવી તેમાં બાહેર પાડયા હતા.

૨ જામે જમશેદ, તા૦ ૧૮ મી મેએ ૧૮૭૦.

એ દરેમેહરના દરવાજાપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"રોજ ૧ માહ ૧૨ મો શને ૧૨૩૮ એ દીને મોબેદ "જમશેદજી માણેકજી રૂશતમજી ઊનવાલાએ પોતાના બુજ- "રોગોનાં રવાંનોનાં શવાબને વાશતે ધરમની જગો બંધાવી "જરતોશતીઓને વાપરવાને વાશતે ને ઇઓજદાથરેનાં કામને "વાશતે ઇધોરા ઇજાવેઆછે. તે નોશારીની વડી દરેમેહેરને "તાબેના અંજુમનના શાહેબોને નેક કામ કરવા વીશે બંધાવી "શવાધીન એ જગો કીધીછે."

ઊપલી તખ્તી મધે જે રોજ માહ જણાવ્યોછે તે દીને એ મકાંન જરથોસ્તીઓને સર અવસરે વાપડવાને ધર્મશાલા તરીકે પરઠાવ્યું હતું, અને તે પછી તેમાં હિંધોલા બનાવી તે આએ પ્રમાણે આજ રોજે દરેમેહર તરીકે ઇજાવી હતી.

નાનપરાંમાં એ રીતે એક નવસારીવાલા મોબેદે દરેમેહર બનાવવાનો વિચાર કીધાથી સુરતના જરથોસ્તીઓમાં ચરચાર ઊઠી હતી, અને તેઓની તરફથી નીચલા આગેવાંનોએ નવસારી દસ્તુર કેકોબાદજી રૂસતમજી મેહરજીરાણાં તથા દેસાઇ બરજોરજી નવરોજજી વગેરે શમશત અંજુમન જોગ તા૦ ૩ જી મેએ ૧૮૭૦ ને દીને એક પત્ર લખી અરજ કીધી હતી કે "નોસારી પંથકના મોબેદોએ આજ સુધી સુરત પંથકનો હક તોડી કામ કરીઊં નથી ને હાલ નાંનપરાવાલા નોશાકરા મોબેદ જમશેદજી માણેકજી ઊનવાલા નાનપરાંમાં પોતે ધરમશાલા બંધાવી અંજુમનના વકફમાં કાહાડી આપેલી તેજ ધરમશાલામાં નોસારી પંથકના મોબેદો પાસે કામ કરાવવા હીંધોલા બનાવી ગેરશીરશતે દરેમેહર બનાવવા ચાહેછે—એથી હમોને મોહટી હરકત પડે કે કદીમથી આજ સુધીનો જે મજબુત રીવાજ છે તે તુટશે .... તમો સાહેબોને તો ખબર છે કે આપણાં પંથકોની હદ અસલથી આપણા બુજરેગોના વખતથી છુટી પાડી આપવા વિષેના પરવાંના થએલા હાલ મોજુદ છે, ને તે ઊપરથી એક બીજાનાં પંથકની અંદર મોબેદોને ઇઓજદાથરેગરેનાં મોહટાં કામો કરવાની હદ મુકરર કરી આપેલી તો કદીમ રીવાજ મુજબ આજ સુધી ચાલીઊં જાએછે. અગર નોસારીમાં કોઇ હમારા મોબેદોની દરેમેહર બનાવવા ચાહે તો તમો વીચારી જુઓ કે તે બની શકતું નથી, તેમ નાનપરામાં કે જાંહાં સુરત પંથકનાજ મોબેદો કામ કરતા આવેલાછે તાંહાં કોઇબી વાર સુરત વશીઊં તારથી તે આજ સુધી નોસારી પંથકના મોબેદોની દરેમેહર બનાવવામાં આવી નથી અને બનવી જોઇએ પણ નહીં ..... એ મોબેદોને હરેક કોઇબી વેલા તહમો પાછા હટાવી શકોછો તેથી તહમો જેવા સમજુ અને દુરઅંદેશ સાહેબો હેવાં ગેરશીરશતાનાં કામને બનતી કોશેશ કરી આગલ વધવા દેશો નહીં તો મેહરબાંની થાશે." એ પત્ર ઊપર નીચલા સુરતવાસી ગ્રહસ્થોની શહીઓ હતી:—

દાવર રૂસતમજી ખુરશેદજી મોદી, દસ્તુર નશરવાંનજી કુબશરૂ, દાદાભાઇ માણેકજી વખારીઆ, પેશતનજી બરજોરજી એંટી, પીરોજશાહ શાપુરજી કમીશરીવાલા, રતનશાહ પેશતનજી વકીલ, મેહરાંમજી પેશતનજી ડાકટર, પેશતનજી રતનજી મોદી, નશરવાંનજી ફરદુનજી ગ્રાંટના, ગુસતાદજી જમશેદજીની કુંપની, નશરવાંનજી પાલણજી પોહો, માણેકજી દોરાબજી લાલકાકા, દોરાબજી શેહરીઆરજી મોદી, પાલણજી બેજનજી કોટવાલ.

એ પત્રના જવાબમાં નવસારીથી ઊપલા દસ્તુર કેકોબાદજી તથા દેસાઇ બરજોરજીએ તા૦ ૯ મી મેએ ૧૮૭૦ ને દીને લખી જણાવ્યું હતું કે "તહમો સાહેબો દાનાવ છેઓ તો વધારે લખવાની હાજત નથી કે એવન પોતાની જગામાં કરેચ તેહમાં તહમો સાહેબોને કશી હરકત છેજ નહી—બીજું વલી તહમો સાહેબો આગલી પાછલી તકરાર લખોચ તેમાં પણ બારીકીથી જોતાં ઊલટું છે. તે વીશે હાલ લંબાંન કરી જણાંવવાને હમો ખુશી નથી." એ પછી એ દરેમેહર એક અઠવાડીઆંમાં પરકાઇ હતી.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૯ મી મેએ ૧૮૭૦.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૨૯ મી મેએ ૧૮૭૦.

વાલા, ડાયાભાઈ એદલજી સરાફ, અને રૂસ્તમજી ખરશે-દજી ધાભરની એક કમીટી નેમી સભા બરખાસ્ત થાઈ હતી.[૨]

તા० ૨૫ મી મેએ.

શેઠ બેહરામજી નશરવાંનજી સીરવાઈએ સુરત ડીસ્ત્રી-કટનાં લોકલ ફંડ હસ્તક રૂ૨૦૦૦) ની રકમ આપી ઉદવાડા-નાં રેલવે સ્ટેશનથી તે પારસીઓનાં પુરાતમ આતશબેહરામ

---

૧ જામે જમશેદ, તા० ૨૭ જુલાઈ ૧૮૭०.

એ કમીટીને તે તરફ રહેનારા શેઠ હોરમજજી માણેકજી સીંગારાએ કેટલીક મદદ કીધી હતી, અને તેને સર્વે ગોઠવણ કરી આ રીડીંગ રૂમ તા० ૧ લી જુલાઈ ૧૮૭૦ થી ઊઘાડયો હતો, અને તેની સાથે તા० ૧ લી જુલાઈ ૧૮૭૧ થી એક પુસ્તકખાનું સ્થાપી તેનું નામ "કાંદાવાલા મોહલા રીડીંગ રૂમ એંડ લાઈબ્રેરી" કરી રાખ્યું હતું. ૧૮૭૪ થી તેમાં ભરૂચા મોહલાનું નામ પણ ઊમેરયું હતું. એ પછી એ ખાતાંના એક પ્રથમ સ્થાપક શેઠ અરદેશર શેરાબજી દસ્તુર કામદીનની સુચનાથી ઈ० સ० ૧૮૮૪ માં શેઠ દીનશાહજી માણેકજી પીટીટે એ લાઈબ્રેરીનાં ફંડમાં રૂ૩૦૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ વાપરવાને આપવાને કબુલ કર્યાથી તા० ૩૦ મી નવેમબર ૧૮૮૪ ને દીને મલેલી મેમબરોની સભામાં એ ખાતાંનું નામ "દીનશાહજી પીટીટ કાંદા મોહોલા તથા ભરૂચા મોહોલા લાઈબ્રેરી" કરી રાખવાને ઠેરવ્યું હતું. તે પછી તા० ૨૦ મી મારચ ૧૮૮૮ ને દીને તેનું નામ "સર દીન-શાહજી પીટીટ કાંદા મોહોલા અને ભરૂચા મોહોલા લાઈબ્રેરી" કરી રાખ્યું હતું.

શેઠ બેહરામજી નશરવાંનજી સીરવાઈએ એ ખાતાંને પ્રથમ રૂ૧૭૦) નું ફરનીચર તથા બીજી કેટલીક મદદ આપી હતી. તેમજ ૧૮૭૨ થી ડાએરેકટર ઑફ પબલીક ઈનસ્ટ્રકશને એ લાઈબ્રેરીને પોતાની આફીસમાં નોંધી, અને સરકાર તરફથી તેને પુસ્તકોની મદદ કરવામાં આવેછે. ૧૮૮૪ માં શેઠ અરદેશર શેરાબજી દસ્તુર કામદીને એક બુક ફંડ ઊભું કીધું, જેમાં શેઠ દીનશાહજી માણેકજી પીટીટે રૂ૨૫૦), શેઠો ફરાંમજી તથા બહમનજી દીનશાહજી પીટીટે દરેકે રૂ૨૨૫), શેઠો નવરોજજી નશરવાંનજી વાડીઆ, શેરાબજી નશરવાંનજી વાડીઆ, અને અરદેશર શેરાબજી દસ્તુર કામદીને દરેક રૂ૨૦૦), તથા બીજા પરચુટણ રૂ૮૧૨) ભરાયા હતા.

એ લાઈબ્રેરીની કારોબાર મંડલીમાં ઊપલા પેહલે દીને ઠેરવેલા ગ્રહસ્થો ઊપરાંત શેઠો શાપુરજી હોરમજજી બારીઆ, રૂસ્તમજી શાપુરજી બાટલા, કુવરજી કાવશજી તવરીઆ, દારા-શાહ રૂસ્તમજી દલાલ, ડાકટર હીરજીભાઈ જમશેદજી અપુ, પેશતનજી નવરોજજી ભરૂચા મોવડાંવાલા, દારાશાહ મેહરવાંનજી ભરૂચા, ડાકટર હોરમજજી માણેકજી માસીના, માણેકજી મન-ચેરજી ભરૂચા, રતનજી મનચેરજી દલાલ, બી. એ; મેહરજી-ભાઈ નશરવાંનજી કુકા, એમ. એ; અને કાવશજી બેજનજી ગોરવાલા, શામેલ થયા કોધાછે. ચરનશીન તરીકે પ્રથમથી તે ૧૮૭૩ સુધી શેઠ અરદેશર શેરાબજી દસ્તુર કામદીનના, ૧૮૭૩ થી ૧૮૮૧ સુધી શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઈ, ૧૮૮૧ થી ૧૮૮૪ સુધી શેઠ કુવરજી કાવશજી તવરીઆ, ૧૮૮૪ થી તે ૧૮૮૮ સુધી શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટ, ૧૮૮૮ થી તે ૧૮૯૫ સુધી શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટ, અને ૧૮૯૫ થી તે આજ સુધી શેઠ જીજીભાઈ ફરાંમજી પીટીટ. નાયબે ચરનશીન તરીકે પ્રથમથી તે સને ૧૮૭૩ સુધી શેઠ શેરા-બજી રતનજી ડાકટર, ૧૮૭૩ થી તે ૧૮૭૬ સુધી શેઠ જમશેદજી નશરવાંનજી મેહરહોમજી, ૧૮૭૬ થી ૧૮૮૧ સુધી શેઠ કુવરજી કાવશજી તવરીઆ, ૧૮૮૧ થી ૧૮૮૪ સુધી ડાકટર હીરજી-ભાઈ જમશેદજી અપુ, અને તે પછી એ ઓહદો કાઢી નાખ્યો હતો. ખજાનચી તરીકે પ્રથમથી તે ૧૮૭૪ સુધી શેઠ બહમનજી માણેકજી ચોકસી, ૧૮૭૪ થી તે ૧૮૮૩ સુધી શેક્રેટરી તથા ખજાનચી સાથેજ, અને ૧૮૮૩ થી તે આજ સુધી શેઠ પેશતનજી નવરોજજી ભરૂચા મોવડાંવાલા. શેક્રેટરી તરીકે પ્રથમથી તે ૧૮૭૭ સુધી શેઠ માણેકજી કાવશજી તાડીવાલા, ૧૮૭૭ થી તે ૧૮૭૯ સુધી શેઠ શાપુરજી હોરમજજી બારીઆ, ૧૮૭૯ થી તે ૧૮૮૩ સુધી શેઠ જમશેદજી નશરવાંનજી દારૂ-વાલા, ૧૮૮૩ થી શેઠો દારાશાહ મેહરવાંનજી ભરૂચા તથા શાહબખશ ગુલમહમદ બાવાસાહેબ, અને ૧૮૮૫ થી તે આજ સુધી એખલા શેઠ દારાશાહ મેહરવાંનજી ભરૂચા. એ લાઈ-બ્રેરીની પુંજીના તરસ્ટીઓ તરીકે ૧૮૮૪ માં શેઠો જમશેદજી નશરવાંનજી પીટીટ, અરદેશર શેરાબજી દસ્તુર કામદીનના, કુવરજી કાવશજી તવરીઆ, દારાશાહ રૂસ્તમજી દલાલ, અને પેશતનજી નવરોજજી ભરૂચ. મોવડાંવાલા નેમાયા હતા. ૧૮૮૮ માં શેઠ જમશેદજીનાં મરણથી તેમની જગોએ શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટ, અને ૧૮૯૫ માં શેઠ ફરાંમજીનાં મરણથી તેમની જગોએ શેઠ જીજીભાઈ ફરાંમજી પીટીટ નેમાયાછે.

એ લાઈબ્રેરીની પુંજી સાચવવા માટેનું એક કાએદા-સરનું તરસ્ટ દીડ તા० ૪ થી સપટેમબર ૧૮૯૧ ને દીને હાઈ કોરટના સોલીશીટર શેઠ જમશેદજી ખરશેદજી કામાજીની મારફતે કરાવ્યુંછે.

એ લાઈબ્રેરીના પેટરન શેઠ દીનશાહજી માણેકજી પીટીટને નામદાર માહરાંણી તરફથી "નાઈટહુડ" નો ખેતાબ મલ્યો તેની મુબારકબાદીમાં મેમબરો તરફથી તા० ૨૩ મી ફેબરવારી ૧૮૮૭ ને દીને તથા એજ મુજબ "બારોનેટ" નો ખેતાબ મલ્યો તેની મુબારકબાદીમાં તા० ૨૮ મી મારચ ૧૮૯૦ ને દીને માનપત્રો આપવામાં આવ્યાં હતાં.

એ લાઈબ્રેરીની પુંજીમાં નીચલા ગ્રહસ્થો તથા બાનુ-ઓએ વ્યાજ વાપરવાની સરતથી નીચે મુજબની અમુક રકમો આપી જુદાં ખાતાં પડાવ્યાંછે :—

(૧) શેઠ કાવશજી જહાંગીરજી રેડીમની, સી. એસ. આઈ. એ તા० ૧૦ મી અકટોબર ૧૮૭૧ ને દીને રૂ૫૦૦) ની સરકારી નોટ. (૨) શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટે તા० ૨૦ મી મારચ ૧૮૮૪ ને દીને રૂ૫૦૦) તથા તા० ૧૬ મી આપરેલ ૧૮૮૫ ને દીને બીજી રૂ૫૦૦) મલી રૂ૧૦૦૦) ની સરકારી નોટ. [તેનાં વ્યાજમાંથી દર વર્ષે ચોપડીઓ ખરીદવા] (૩) શેઠ દીનશાહજી માણેકજી પીટીટે તા० ૧૬ મી ફેબરવારી ૧૮૮૫ ને દીને રૂ૩૦૦૦) ની સરકારી નોટ. (૪) શેઠો ફરાં-મજી તથા બહમનજી દીનશાહજી પીટીટે તા० ૧૬ મી જુલાઈ ૧૮૮૬ ને દીને રૂ૫૦૦) નું મ્યુનીસીપાલ બોંડ. (૫) શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે તા० ૧૫ મી મેએ ૧૮૮૯ ને દીને પોતાના દીકરા મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટ-નાં પુનને માટે રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ. [તેનાં વ્યાજમાંથી દર વર્ષે (નોવેલ વનરોગે) પુસ્તકો ખરીદવા] (૬) સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે તા० ૫ મી આગશટ ૧૮૯૦ ને દીને પોતાનાં ધણીઆંની મરહુમ લેડી

તા૦ ૧૮ મી જુન.

સુરતના જડજ મી૦ કેમબાલની અતરેની હાઇ કોરટના એક જડજ તરીકે નેમણુક થવાથી તે નામદારને આજ રાતે સુરતની રૈયત તરફથી મદરવાલા બંગલામાં એક મોટો મેલાવડો કરી માનપત્ર આપવામાં આવ્યું હતું. શેઠ કેખશરૂ હોરમજજી આલપાઇવાલાએ ઇંગ્રેજી તથા ગુજરાતીમાં માનપત્ર વાંચી સંભલાવ્યું, જેનો તે નામદારે ઘટતો ઉત્તર વાલ્યા બાદ રીફ્રેશમેંટ લઇ તથા આતશબાજી જોઈ મેલાવડો બરખાસ્ત થયો હતો.[1]

---

તા૦ ૨૩ મી જુન.

રોજ ૫ માહ ૧૦ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

મરણ—શોરાબજી ડોશાભાઇ સોપેદાર—ઉમર વર્ષ ૪૧) એવણ ઇ૦ સ૦ ૧૮૫૪ માં શા૦ અનંતરામ સાગરમલની મારવાડી પેહેડી તરફથી ચીન ગયા હતા. તે પછી ૧૮૬૩ થી ૧૮૬૬ સુધી કલકતામાં રોજગાર કરતા હતા. ૧૮૬૯ માં એવણે પોતાના દીકરા શેઠ નવરોજજી શોરાબજી સોપેદાર, શા૦ નરશી કેશવજી અને મહમદભાઈ નેનશી સાથે "નરશી કેશવજીની કુંપની" ને નામે હાંગકાંગ, શંઘાહી, અને બીજે ઠેકાણે વ્યાપારી પેહડીઓ કાઢી હતી, અને તે પછી બોઇમાં હાંગકાંગ મધેજ મરણ પામ્યા હતા.

---

તા૦ ૨૩ મી જુન.

રોજ ૫ માહ ૧૦ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ રતનજી કાવશજી સરાફનાં ઉઠમણાંમાં તેમના ભાઇ શેઠ પેશતનજી કાવશજી ચોકસી તથા બંધેવી શેઠ પેશતનજી સુખલાજી બેનેટ અને બીજાં સગીઓએ રૂ૫૧૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૨૩ મી જુન.

નીચલા પારસી ગ્રહસ્થોને મુંબઇની સરકારે નવા મુંબઇના અમલદારો યાને "જસટીસ ઑફ ધી પીસ" નેમ્યા હતા :—

શેઠ મેહરવાંનજી દાદાભાઇ રેડીઆર.
શેઠ ફીરોજશાહ મેહરવાંનજી મેહતા, એમ. એ.[3]

---

તા૦ ૨ જી જુલાઇ.

દસતુર જમાસપજી મીનોચેહેરજી જમાસપઆશાનાએ "જેદ શેકન" યાને (જનાકાશીનાં) બદફેલીના ફેલાવાને તોડનાર એવે નામનું એક ચોપાનયું પ્રગટ કીધું હતું.[4]

---

તા૦ ૩ જી જુલાઈ.

મુંબઇની નામદાર સરકારે આએ વર્ષમાં ચેપી રોગને લગતો ધારો આ શેહેરમાં દાખલ કરવાથી તેની રૂહે એક બે પારસી ઓરતોએ જાહેર વેશીયાપણું ચલાવવાની સરટીફિકિટ મેલવવાને લીધે આપણા લોકોમાં મોટી દલગીરી ફેલાઈ, અને પારસીઓમાં કોઇ જાહેર વેશીયા નહિં હોવાની લાંબી મુદતની કીર્તિ ગુમ થવાની ધાસ્તી રહી હતી. આ ઉપરથી મુંબઇના આસરે ૨૦૦) જરથોસ્તીઓએ સહી કરી પારસી કોમના આગેવાનો સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, શેઠ કાવશજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઇ; ફરામજી નશરવાંનજી પટેલ, રૂસતમજી જમશેદજી જીજીભાઇ, હીરજીભાઇ હોરમજજી શેઠના, અરદેશર હોરમજજી વાડીઆ, ખરશેદજી ફરદુનજી પારખ, બહમનજી જીજીભાઈ, હાનરેબલ મેહેરવાંનજી જીજીભાઇ, દીનશાહજી માણેકજી પીટીટ, મનચેરજી હોરમજજી કામાજી, મેહરવાંનજી ફરામજી પાંડે, હોરમજજી બહમનજી વાડીઆ, અરદેશર ખરશેદજી દાદીશેઠ, શોરાબજી પેશતનજી ફરામજી અને મેહરવાંનજી માણેકજી શેઠના ઉપર એક અરજી ગઇ તા૦ ૪ થી જુને મોકલી એવી એલતેમાસ કીધી હતી કે "આપણી કોમની જે ઓરતો જાહેર રીતે વેશીઆનો બુરો ધંધો કરે તેહવી ઓરતોને, તથા તેઓને પેટે જે ફરજંદો અવતરે તેઓને, આપણી ભલી જરતોશતી દીનની પવીતરાઇ જાલવવા માટે, એ દીનની કીરીઆઓથી, તથા પવીતર મકાનોથી, તથા દોખમાંઓથી દુર રાખવા સારૂં, જરતોશતી અંજુમન મેલવીને ઘટતા બંદોબસતો કરવા." એ અરજીમાંની બાબદ વિશે વિચાર કરવાને ઉપલા શેઠીઆઓ ત્રણ વાર "મજાગાંમ કાસટલ" મધે ભેગા મલ્યા હતા, અને તે વેળાએ દસ્તુરો તથા સર્વે આતશબેહરાંમો, આદરાનો, અને દાદગાહોના મુતવલી તથા વહીવટ ચલાવનારાઓને પણ બોલાવી તેમની મસલહત લઇ એવા ઠેરાવ ઉપર આવ્યા હતા કે એ અરજીની બાબદ ધીઆંન પોંહચાડવા જોગ છે, અને કુલ જરથોસ્તી અંજુમન મેલવીને તેઓનાં વિચારથી ઘટતા બંદોબસતો કરવા મજાવાર છે. આ ઠેરાવની રૂહે પ્રમુખ સર જમશેદજી જીજીભાઇ બારોનેટે વર્તમાનપત્રોમાં જાહેર ખબર છપાવી ગમશત જરથોસ્તી અંજુમનની એક સભા આજ

---

૧ ગુજરાત મિત્ર, તા૦ ૧૯ મી જુન ૧૮૭૦.

૨ મુંબઇની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૨૬ ના હીસાબની ચોપડી.

૩ ૨૩ મી જુન ૧૮૭૦.

૪ "જેદ શેકન, યાને બદફેલીના ફેલાવાને તોડનાર જરથોસ્તીઓને વાકેફ થવા સારૂં છપાવી પ્રગટ કરનાર, દસ્તુર જમાસપજી મીનોચેહરજી જમાસપઆશાના. મુંબઇ મધે 'દાતુક' પ્રેસમાં રતનજી શોહરાબજીએ છાપ્યું છે. શને ૧૨૩૯ યજદજરદી. શને ૧૮૭૦ ઈશરેજી."

એ ચોપાનીયાંમાં આપેલા કેટલાક દાખલાઓ વિશે તે વખતે વર્તમાનપત્રોમાં ઘણી નાપસંદગી તથા ચરચા ચાલી હતી.

દીને આલબલેસ બાગમાં બોલાવી હતી. આ વેળાએ આસરે ૨૦૦૦ જરથોસ્તીઓ ત્યાં ભેગા થયા હતા. શરૂઆતમાં શેઠ હીરજીભાઇ હોરમજજી શેઠનાએ દરખાસ્ત કરવાથી અને તેને શેઠ ફરામજી નશરવાનજી પટેલે ટેકો આપવાથી સરનશીનની ખુરસી સર જમશેદજી જીજીભાઈ બારોનેટે લીધા બાદ તેવણ તરફનું ભાષાણ તથા ઉપલી ૨૦૦) જરથોસ્તીઓ તરફથી આવેલી અરજી શેઠ નશરવાનજી બેહરામજી શેક્રેટરીએ વાંચી સંભળાવ્યાં, જે બાદ નીચલા ઠરાવો સભામાં એકમતથી પસાર થયા હતા:—

શેઠ મનચેરજી હોરમજજી કામાજીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ ટેકો આપ્યો કે:—"આજ દીને ભેગી થાએલી શમશત નાધલી મોટી જરતોશતી અંજુમનની નજરમાં હેવું આવેચ કે, આપડી કોમની જે ઓરતો વેશીઆનો બુરો પેશો કરે તેવી ઓરતોને, તથા તેઓને પેટે જે ફરજંદો અવતરે તેઓને, જરતોશતી તરીકે ગણવાં નહીં, અને આપડી જરતોશતી દીનને લગતાં સરવે પવીતર મકાંનોથી, તથા દીનની કીરીઆઓથી, તથા જમણોથી, તથા દોખમાંઓથી તેઓને દુર રાખવાં સજાવાર છે."

શેઠ દાદાભાઇ હોરમજજી કામાજીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ જાંહગીરજી મેહરવાંનજી પલીડરે ટેકો આપ્યો કે:—"આજ દીને અંજુમનનાં મતથી પસાર થાએલા ઠરાવોની નકલ, આએ અંજુમનની તરફથી સરનશીન સાહેબે, મુંબઇનાં સરવે આતશબેહરાંમ સાહેબ, તથા આતશ આદરાંન સાહેબ તથા આતશ દાદગાહ સાહેબનાં મુતવલીઓ અથવા વહીવટ ચલાવનારા સાહેબો ઉપર મોકલીને, તે સાથે આએ અંજુમનને નામે સરનશીન સાહેબે તસદી લઇને એક કાગલ લખવો, અને તે મધે એલતેમાસ કરવી, કે આપડી કોમની જે ઓરતો વેશીઆનો ધંધો કરે તેવી ઓરતોને, તથા તેઓને પેટે જે ફરજંદો અવતરે તેઓને મુતવલી અથવા વહીવટ ચલાવનારા સાહેબોએ પોત પોતાને હસતકનાં પવીતર મકાંનોથી દુર રાખવાને માટે ઘટતા બંદોબસ્તો કરવા, તથા તેઓને તાંહાંની દીનને લગતી કોઇબી કીરીઆ અથવા યોજદાથરેગરીનું કામ કરવાથી પહરેજ રેહવાને પોત પોતાને હસતકની દરેમેહરના મોબેદોને મજબુત ભલાંમણ કરવી."

શેઠ એદલજી બહમનજી મારીસે દરખાસ્ત કીધી અને તેને શેઠ બહમનજી ફરાંમજી કામાજીએ ટેકો આપ્યો કે:—"આજ દીને અંજુમનનાં મતથી પસાર થાએલા ઠરાવની નકલ, આએ અંજુમનની તરફથી સરનશીન સાહેબે એક કાગલ લખીને પંચાએતનાં ફંડના તરસટી સાહેબો ઉપર મોકલવી, અને એ સાહેબોને એલતેમાસ કરવી કે, આપડી કોમની જે ઓરતો વેશીઆનો બુરો ધંધો કરે તેવી ઓરતોને, તથા તેઓને પેટે જે ફરજંદો અવતરે તેઓને, તેઓનાં મરણ પછે, દોખમાંઓ મધે નહીં નાખવા વીશે, જેમ એ સાહેબોની નજરમાં આવે તેમ ઘટતી સલાહ મેલવીને ગોઠવણ કરવી."[1]

શેઠ મનચેરજી ફરાંમજી કામાજીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ મેહરજીભાઇ બાપુજી વીકાજીએ ટેકો આપ્યો કે:—"સરનશીન સાહેબે પોતાનો ઓધો ચાલાકીથી બજાવીઓ તેથી તેવણનો ઉપકાર આએ અંજુમને માનવો."

ઉપલા સર્વે ઠરાવો પસાર થયા પછી શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી તરફથી આવેલો એક પત્ર સરનશીન સાહેબની ફરમાસથી શેઠ નશરવાનજી બેહરાંમજી શેક્રેટરીએ વાંચ્યો

૧ ઉપલા ઠરાવો પંચાતનાં ફંડના તરસ્ટી સાહેબો ઉપર લખાઇ જવાથી તેઓએ એ બાબે અતરેના ત્રણ દસ્તુરો પેશોતનજી બેહરાંમજી સંજાણા, જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાના, અને શોરાબજી રૂસતમજી મુલાંફીરોજના સાથે મસલત કરી વેશીયા ઓરતોને તથા તેઓનાં ફરજંદોને દોખમાંમાં નખાય કે નહિં તે બાબે દીનની રાહે તેઓનો ફતવો માગયો હતો, જે તેઓએ તા૦ ૨૭ મી જુલાઇ ૧૮૭૦ ને દીને તરસ્ટીઓપર લખી પોતાનું ભેગું મત આપ્યું હતું કે (૧) કોઈબી પારસી ઓરત અગર વેશીઆનો ધંધો કરતી હોય, પણ જો તે ખરાં દીલથી પસ્ચાતાપ કરીને પાછી આપણા મજહબમાં આવવા માગે તો તેણીને રીમન નપડાવીને તથા તેહાર પછી ફરીને પતેત કરવા સાથે નોહોન નવડાવીને જરથોસ્તી તરીકે તેણીને આપણી સાથે શામેલ કરવી, તથા ધરમનાં પવીત્ર મકાંનોનો તથા દોખમાંનો જરથોસ્તી તરીકેનો લાભ તેણીને આપવો, પણ એક સરતથી કે, વેશીઆપણાંના વખતમાં જો તેણીને હમેલ રહયા હોય, તો તે હમેલથી છુટયા સીવાય તેણીને આપણી દીનમાં પાછી લેવી નહિં. (૨) અગર કોઇ પારસી ઓરત વેશીઆનો ધંધો કરતી હોય પણ જો તે પોતાનાં મરણની છેલી ઘડીએબી પોતાની ચાલને માટે પસ્તાવો કરે અથવા તેણીનાં મુવા બાદ તેનાં ભલાં બેશીઓ તેનાં બાબમાં પોતાની દલગીરી સાથની સારી સોચના બતલાવે તો તેણીને દોખમાંનો હક તો હરગેજ નહિં આપવો, પણ તેણીની લાશને મરણની જગાથી ખાંધીઆઓએ જોડ વલગીને ઊંચકીને દોખમાંવાલા ડુંગર આગલ એ કારણસર મુકરર કીધેલી જગો ઊપર લઇ જવી, અને તે ઠેકાણે બરશનુમ વગરના બે મોબેદો પાસે ઘેહ સરાવીને તેની લાશને પાયદસ્ત વગર લઇ જઇને ચોતરા ઊપર મેલાવવી, પણ તેણીને પેતનાં વેશીઆપણાંની હાલતનાં જનમ પામેલાં ફરજંદોને જુદદીન દાખલ ગણવાં, તથા તેઓની લાશને દોખમાંમાં મેલવાનો અથવા ચોતરા ઊપર નાખવાનો કસો હક આપવો નહિં. (૩) તેવાં છોકરાંઓ ૧૫ વરસની ઊમરે પુગા બાદ પોતાની સમજ સાથે પોતાના એતેકાદથી જરથોસ્તી દીનમાં આવવા માગે તો તેવોને જરથોસ્તી દીનની માહીતગારી આપીને તથા સુદરેહ કુશતી પેહરાવીને લેવાં, પણ તેવાં છોકરાં જેઓ ૧૫ વરસથી વધારે અથવા ઓછી ઊમરનાં હોય અને જરથોસ્તી દીનમાં નહિં આવેલાં હોય તો તેઓને જુદદીન દાખલ ગણીને જરથોસ્તી તરીકે કોઇબી હક આપવો નહિં. (૪) એવાં છોકરાંઓ દીનની રાહે સુદરેહ કુશતી પેહરાવીઆ વગર મરણ પામે તો તેમની લાશને જુદદીન તરીકે ગણવી.

એ રીતેના ફતવાઓ મલવાથી ઊપલા અંજુમનના ઠરાવો કોઇ પણ પ્રકારે અમલમાં આવ્યા હતા નહિં.

સંભળાવ્યો,[૨] જેમાં લખ્યું હતું કે (૧) પારસી વેશીઆઓને તેઓના ધંધાથી અટકાવ કરવાની મતલબથી પારસીઓમાં હાલમાં ઉલટ આવીછે તે તારીફ લાયક છે. (૨) પારસી વેશીઆઓને શરૂઆતમાં હેવી નશીહત આપવી ઘટારત છે કે જેની અસરથી એ ઓરતો પોતાનો ભુલેલો રસ્તો જોઈ શકે, અને પાછાં સીધા રસ્તા ઉપર આવવાને ચાનક પકડે. (૩) અસલના વખતમાં ગુનેહગારોને જે સજા તથા તોજેસ કરાવવામાં આવતી તેની જે ગવાહી અવસ્તામાં છે તેમાં જનાકારી કરનારી ઓરત તથા મરદને દીનનાં મકાનોથી દુર કરવાની સજા યા તોજેસ ફરમાવેલી મારા જોવામાં આવી નથી. (૪) ગુનેહગારોને તેઓની તકસીર પ્રમાણે જુદી જુદી સજા તથા તોજેસ કરાવવાનું અવસ્તામાં આવેલુછે તેમાં હરેક કોઈ ગુનાહને ખાતરબી માણસોને દીનમાંથી હાંકી કાઢવાની સજા ઠેઉવેલી કોઇબી જગોએ મારા જોવામાં આવી નથી. (૫) અગરજો ઉતાવલ કરી આએ ઓરતોને દીનથી દુર કીધી અને તેમની લાશને દોખમાંમાં મુકવાનો અટકાવ કીધો તો તેને ડાટવા યા બાળવાની ફરજ પડશે, અને મુરદાંઓને ડાટવા તથા બાળવાનું આપણા અવસ્તામાં મના કીધેલુંછે, એટલુંજ નહીં, પણ કોઇ બાળતા હોય તો તેનો અટકાવ કરવાની ફરજ નાખેલીછે. (૬) મોટા ગુનેહગારોબી જરથોસ્તી દીનમાંજ રેહેલા ગણાતા હતા, કેમકે તનાફુર ગુનાહ, જે મોટા કેહવાયછે તે કરનારાઓના ગુજરવા પછે, જેમ અશો માણસનાં ગુજરવા પછે શોક યા બંદગી કરે તેમજ કરવાને અવસ્તામાં જણાવેલુછે. વાસ્તે આ ઓરતોને મંડલી તથા વેહવારથી દુર કીધીછે, હેવો તથા હેવી પ્રકારનો કોઇ બીજો ઘટતો ઠેડાવ કરીને મીજલસ સંતોષી પકડશે.[૨]

તા૦ ૧૦ મી જુલાઇ.

હેદરાબાદની નીજાંમ સરકારે દસ્તુર બેહરાંમજી જામાસપજી જામાસ્પઆશાનાને ઓરંગાબાદના એક્ષટરા આસીસ્ટંટ તાલુકદાર, તથા શેઠ રૂસતમજી નશરવાંનજી ચીનાઇને

---

૧ શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ આ પત્ર શેઠ ડોશાભાઇ ફરામજી કરાકા પાસે મીજલસનું કામ ચાલે તેની આગમજ સર જમશેદજીને હાથોહાથ પોંહચતો કીધો હતો તે છતાં સર્વે ઠેડાવો પસાર થાઇ ચુકા પછે તે વંચાવ્યો તે બાબે શેઠ ખરશેદજીએ તા૦ ૫ મી જુલાઇ ૧૮૭૦ ને દીને સર જમશેદજીપર એક પત્ર લખી પુછાવ્યું હતું કે શા સબબથી એ કાગજ મીજલસ પોતાનું મત બાંધી ચુકી ત્યાં સુધી દાબી રાખવામાં આવ્યો તે જણાતુ નથી. કાંઇ વીસરાંત થાઇ હતી કે શું? સર જમશેદજીએ એના જવાબમાં બીજે દીને શેઠ ખરશેદજીને લખી જણાવ્યું કે તમારા કાગજ બાબે વખત પ્રમાણે જે હમારેથી બની આવ્યું એટલું કરવામાં આવ્યું હતું.

૨ જામે જમશેદ, તા૦ ૫ મી જુલાઇ ૧૮૭૦.

એ પછી તા૦ ૨૧ મી જુલાઇ ૧૮૭૦ ને દીને આશરેના ૨૫) આબરૂદાર જરથોસ્તી ગ્રહસ્થોએ એ સભાના ચેરનશીન સર જમશેદજી જીજીભાઇ બારોનેટ ઉપર એક પ્રોટેસ્ટ લખી મોકલ્યો હતો કેઃ—તા૦ ૭ જી જુલાઇ ૧૮૭૦ ને દીને મલેલી સભાને તમોએ "શમશાત નાંખવી મોહોટી અંજુમન" નું જે નામ આપ્યુછે, તે હમો વાંધા ભરેલું સમજીએ છે. જે સભા તમોએ તથા તમારી સાથના બીજા પંદર ગ્રહસ્થોએ બોલાવી હતી તે સભા "શમશાત નાંખવી મોહોટી અંજુમન" કેહવાઇ શકાય નહિં. મુંબઇની આપણી જરથોશતી વસ્તીમાં આજ કોઇબી કબુલ રાખેલો પુરૂશ અથવા કબુલ રાખેલી મંડલી નથી કે જેઓ શમશાત નાંખવી મોહોટી અંજુમનને સત્તાથી બોલાવીને ભેગી કરી શકે, અને તે સભામાં અગર કોઇ જરથોસ્તી હાજર નહિં થાય અથવા પોતાનું મત સભાના વધારે ભાગની વીરૂધ આપે તોપણ સભાએ કરેલા ઠેડાવ મુજબ ચાલવાની તેને ફરજ પડે. અગરજો જરથોસ્તી વસ્તીના બીજા ૧૦૦ યા ૨૦૦ માણસો કોઇ બીજા પંદર યા વીશ ગ્રહસ્થોને અરજી કરીને તેમાં કોઇ ધારેલી હરકત બાબે જાહેર સભા મેલવીને ચુકાદો કરાવવા ચાહે, અને તે ઉપરથી તે પંદર યા વીશ ગ્રહસ્થો તા૦ ૭ જી જુલાઇની સભાનો દાખલો પકડીને એક જાહેર સભા બોલાવે અને તે સભામાં ઠરાવો પસાર કરે તો શું તે સભાબી "શમશાત નાંખવી મોહોટી અંજુમન" કરીને કેહવાઇ શકાશે, અને શું તેના ઠરાવોને તેવું વજન અને અખતયાર મલશે? અને એજ પ્રકારે ગમે એટલી બીજી જાહેર સભાઓ ભેગી થાય તો તેના ઠરાવોનું બંધાંણ શું સર્વે જરથોસ્તીઓની ઉપર લાગુ પાડી શકે? અગરજો હેવુંજ બને તો પછી અખતયારવાલી મંડલીઓ આપણાં લોકોમાં ઘણી વધી પડે, અને તે મધેથી ધાસ્તી ભરેલું બેકાએદાપણું નીપજી આવેઆ વના રેહે નહિં. ઉપલી તા૦ ૭ જી જુલાઇની સભામાં થાએલું કામ હમોને પુખ્ત વીચાર વગરનું તથા ખાંમીભરેલું નજર આવેછે. હમો માનીએ છે કે વેશીયા ઓરતોને અને તેજ માફક નીતી સંબંધી બીજા ગુનાહ કરનારાં માણસોને મંડલીથી દુર કરવાનો અખતયાર આપણા સર્વેના હાથમાં છે; પણ જે વેશીયા ઓરત જરથોસ્તી ધરમ માનતી હોય તેને જરથોસ્તી નહિં ગણવી તથા તેને જબરદસ્તીથી જરથોસ્તી મજહબ નહિં પાલવાની ફરજ પાડવી, એટલુંજ નહિં, પણ તેહનાં બચાંઓને જરથોસ્તી ધરમમાં આવવાથી અથવા એ ધરમ પાલવાથી અટકાવવાં હેવી નેમથી તમોએ કરેલા ઠરાવો હમારી સમજ પ્રમાણે જરથોસ્તી મજહબની સરીએત પ્રમાણે હોવાની જગોએ જરથોસ્તી ધરમનાં મુલ તતવ સંબંધી માતરે અતીશે અંજાણપણું દેખાડી આપેછે.

આ પ્રોટેસ્ટ ઉપર નીચલા ગ્રહસ્થોની શહીઓ હતીઃ—

શેઠો ખુરશેદજી નોશરવાંનજી કામાજી, શોરાબજી શાપુરજી બંગાલી, ડોશાભાઇ ફરાંમજી કરાકા, રૂસતમજી કાવશજી બાધુરજી, ખરશેદજી રૂસતમજી કામાજી, હોરમજજી બાપુજી વીકાજી, જમશેદજી જીવાજી સુનાવાલા, રતનજી બહમનજી દુબાશ, ખરશેદજી ફરાંમજી બોરી, રૂસતમજી નશરવાંનજી બોરી, માણેકશાહ ધનજીશાહ ડાકટરના, ખરશેદજી માણેકજી ખરશેદજી સરાફ, ડોશાભાઇ રતનજી કોહલા, ફરાંમજી એદલજી દાવર, ડોશાભાઇ બેહરાંમજી પેશીકાકા, જીજીભાઇ જાંહગીરજી લાંમ, લીમજી નવરોજજી બનાજી, પીરોજશાહ પેશતનજી વીકાજી, નશરવાંનજી જાંહગીરજી લાંમ, જાંહગીરજી બરજોરજી વાછા, પેશતનજી જાંહગીરજી તાલેયારખાં, જમશેદજી પાલણજી કાપડીઆ, બહમનશાહ કાવશજી વકીલ, ફરાંમજી શાપુરજી ડાકટર, પેશતનજી દાજીભાઇ ઊનવાલા.

આસીસ્ટંટ તાલુકદાર; તેમજ ત્યાંનાં જંગલ ખાતાંના વડા શેઠ બેહરામજી માણેકજીને રાયચોર દોઆબ જીલ્લાના ફરસ્ટ તાલુકદાર તથા શેઠ બરજોરજી માણેકજીને જંગલ ખાતાંના વડા નેમ્યા હતા.[૨]

---

તા૦ ૧૦ મી જુલાઈ.

રોજ ૨૨ માહ ૧૦ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—ખરશેદજી જામાસપજી બનાતવાલા[૨]—ઉમર વર્ષ ૬૨) શેઠ જામાસપજી રૂસતમજી કાપડીઆના નાધલા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૨૮ માં પોતાના બાપનાં મરણ બાદ પોતાના વડા ભાઈ શેઠ શોરાબજી સાથ તેમનો કાપડનો વ્યાપાર તથા સકલાતની દુકાન ચલાવતા હતા. તે મધેથી તા૦ ૧૮ મી ડીસેમબર ૧૮૩૩ થી શેઠ શોરાબજીનો ભાગ છોડવી એખલા એવણે તે વહીવટ ચલાવ્યો હતો. કામાટીપરા તરફ "ખરશેદજી સુખલાજી સ્ટ્રીટ" ને નામે ઓળખાતો મોહલો તે તરફ એઓની કેટલીક મીલકત આવેલી હોવાથી એમનાં નામ ઉપરથી છે.

---

તા૦ ૧૯ મી જુલાઈ.

રોજ ૧ માહ ૧૧ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—ડાકટર મેહરવાંનજી શોરાબજી ખરાસ—ઉમ વર્ષ ૪૧) શેઠ શોરાબજી નવરોજજી ખરાસના વડા દીકરા. એવણ અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાંથી પેહલવેહલા પસાર થયલા સાત દેશી તબીબોમાંના એક હતા, અને તા૦ ૧૫ મી આપરેલ ૧૮૫૧ ને દીને તબીબપણાંની સનદ મેલવી હતી. એની આગમજ જાનેવારી ૧૮૫૧ માં મુંબઈ મધે કાલેરાનો રોગ સખ્ત ફેલાયાથી, એવણે પોતાની કાલેજના વડા ડાકટર મોરહેડની સુચના ઉપરથી એ રોગ બાબે અતરેના દેશીઓને ચેતવણી આપવા તથા તેનો ઇલાજ અને માવજત કેમ કરવી તે બાબે ગુજરાતીમાં એક નીબંધ લખી તેનાં ચોપાનીઆં છપાવી મુફત બાહેર પાડયાં હતાં. એજ શાલના ઈવાને ૧૮૫૧ ના નવેમબર માસમાં ગ્રાંટ કાલેજ મેડીકલ શોશાઇટી સ્થાપવામાં એવણની પણ આગેવાંની હતી, તથા તેની પેહલી કમીટીના એક અધીકારી હતા. પેહલવેહલા એક પારસી ઇંગ્રેજી વૈધું શિખેલા તબીબ તરીકે એઓએ અતરેના દેશીઓમાં મોટી ઘરાકી મેલવી હતી.

---

તા૦ ૧૯ મી જુલાઈ.

રોજ ૧ માહ ૧૧ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ ખરશેદબાઈ તે શેઠ દાદાભાઈ પેશતનજી નવસારીવાલાનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા ખાવંદે મલી રૂ૧૨૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૩]

---

તા૦ ૨૦ મી જુલાઈ.

રોજ ૨ માહ ૧૧ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ શુનાંબાઈ તે શેઠ પેશતનજી મેહરવાંનજી તબાકનાં બેટી તથા શેઠ હીરજીભાઈ હોરમજજી પસતાકીઆનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમના બાવાએ રૂ૧૨૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૪]

---

ઉપલા મધેથી ડાકટર રૂસતમજી નશરવાંનજી ખોરીએ પાછલથી પોતાની શહી પાછી ખેંચી લીધી હતી.

એની વીરૂધ મુંબઈની અંજુમનના ઉપલા ઠેડાવોને બાહલી આપવા માટે વલસાડની અંજુમન તરફથી તા૦ ૩ જી સપટેમબર ૧૮૭૦ ને દીને ઉપલા ૧૬) શેડીયાઓ ઉપર ૭૫) શહીનો એક મેહજર લખી મુંબઈની અંજુમને જે ઠેડાવો કર્યાછે તેને તેઓની અંજુમન આધીન છે એમ જણાવ્યું હતું. એજ મુજબ નવસારીથી પણ દસ્તુર, દેસાઇઓ તથા બીજા ૫૫) આગેવાંનોની શહી સાથનો એક મેહજર તા૦ ૧૫ મી સપટેમબર ૧૮૭૦ ને દીને પ્રમુખ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ જોગ આવ્યો હતો તેમાં પણ ઉપલા ઠેડાવો તમાંમ અંજુમનને કબુલ છે એમ જણાવ્યું હતું. બીલીમોરાથી પણ એજ મુજબ તા૦ ૨૮ મી આગશટ ૧૮૭૦ ને દીને ૬૦) શહીનો પત્ર સર જમશેદજીપર આવ્યો તેમાં પણ ઉપલા ઠેડાવો પસંદ રાખ્યા હતા.

આએ બનાવ બનયા પછી ત્રણ મહીને જાહેર થયું હતું કે ઉપલી લાઇસંસ મેલવનારી બે પારસણો મધેની એકને સુધારી એક પારસી સાથે લગન કરી આપ્યાં, અને તે પોતાના ખાવંદ સાથે બાહેરગામ ગઈ હતી. એ કામની આગેવાંની તથા મેહનત ડાકટર રૂસતમજી મેહરવાંનજી દાદીના તથા એ૦ ફરાંમજી દારાબજી માડને લીધી હતી.

આએ બાબદના સંબંધમાં તા૦ ૧૦ મી આગશટ ૧૮૭૦ નાં મુંબઈ ચાબુકમાં એક દાખલો આપવામાં આવ્યો હતો કે "થોડાક માસની વાતપર દખણ હૈદરાબાદમાં વેશીયાનો પેશો કરનારી એક પારસણ મરણ પામી તેણીની લાશને કોઈ પણ જરતોસ્તીએ ઊંચકી નહીં, તથા દોખમાંમાં નાખી નહીં તેથી કેટલાક મુસલમાંનોએ તેણીને દાટી હતી. તે મરી ગઇ ત્યારે કેટલાકોએ તેણીને ઠેકાંણે પાડવાની પારસીઓને અરજ કરવાથી પારસીઓએ એવું જણાવ્યું કે તે પારસણ તો જુદદીન ફરી ચુકી, અને તેથી તેણીને પારસીઓ ઊંચકનાર તથા દોખમાંમાં નાખનાર નથી."

૧ જામે જમશેદ, તા૦ ૨૦ મી જુલાઈ તથા રાસ્ત ગોફતાર, તા૦ ૨૮ મી આગશટ ૧૮૭૦.

૨ શેઠો એદલજી અને રૂસતમજી ખરશેદજી બનાતવાલાના બાવા. એવણના બાવા શેઠ જામાસપજી રૂસતમજી કાપડીઆ પોતાના વડા ભાઈ શેઠ સુખલાજી રૂસતમજી કાપડીઆ સાથે "સુખલાજી એંડ જામાસપજી" નાં નામથી અતરે કાપડ તથા બનાતનો વ્યાપાર કરતા હતા. એઓ બંધે ભાઈઓ ઘણા સંપીલા હતા.

૩ જામે જમશેદ, તા૦ ૨૦ મી જુલાઈ ૧૮૭૦.

૪ મુંબઈની પારસી પંચાતનાં ફંડની સંવત ૧૯૨૬ ના હીસાબની ચોપડી.

તા૦ ૨૧ મી જુલાઈ.

આજ દીને મરહુમ ડાક્ટર મેહરવાંનજી શેરાબજી ખરાસનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૧૦૦૦) ધર્મખાતે આપ્યા હતા.[1]

તા૦ ૨૧ મી જુલાઈ.

મઉ મધે કમીશરીએટ ખાતાંના હેડ–કલાર્ક શેઠ એદલજી પેશતનજી ઘાસવાલાને તેમની કીમતી નોકરીઓ માટે નામદાર સરકારે "ખાંનબાહદુર" નો ખેતાબ આપ્યો હતો.[2]

તા૦ ૨૨ મી જુલાઇ.

મુંબઇની પારસી પંચાતનાં ફંડના તા૦ ૧૬ મી અકટોબર ૧૮૬૮ થી તે તા૦ ૩ જી નવેમબર ૧૮૬૯ સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપાખાંનાંમાંથી તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે છેલા હીસાબની બાકીના રૂ૫૬૦૩૧૯।૧૬ ઉપરાંત આખે આખાં વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે રૂ૭૯૧૭૪।૧૬।। ની આવક થાઇ હતી, અને ખરચ રૂ૮૪૩૫૫।૯।। (એ વધુ ખરચ જુદાં જુદાં ખાતાંઓના આગલાં વર્ષોના રોકડા રૂપીઆમાંથી નોટો ખરીદ કરવા વગેરેને લીધે થયો હતો.) થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખેરીએ તરસ્ટીઓના હસ્તકમાં પંચાતના હીસાબને લગતા રૂ૫૫૫૧૩૮।૨૩ તથા જુદાં જુદાં પડાવેલાં ખાતાંઓનાં[3] રૂ૬૩૭૯૯૨।।૧૦ મલી કુલે રૂ૧૧૯૩૧૩૧)૮ બાકી હતા.

તા૦ ૨૪ મી જુલાઇ.

શેઠ નાદરશાહ નવરોજજી કાબરાજીએ "એક જુવાન જરથોસતી" નાં તખલ્લુસથી "શીઆવખશ અને ફરંગીઝ" નામના એક ૪ અંકી નાટકનું પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[4]

તા૦ ૧૧ મી આગશટ.

સર જમશેદજી જીજીભાઇ બારોનેટને મુંબઈના નામદાર ગવરનરની લેજીસલેટીવ કૌનસીલના એક અધીકારી તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.[5]

તા૦ ૧૭ મી આગશટ.

શેઠ કાવશજી જાંગીરજી રેડીમની સી. એસ. આઈ. એ મુંબઇના જુદા જુદા ભાગો ઉપર લોકોને પાણી પીવા માટે ગોઠવવાને ૩૨) સોભીતા ફુવારા ઇંગલાંડથી મંગાવ્યા હતા, અને તે બાબે અતરેના સુલેહના અમલદારોની આજ

૧ જામે જમશેદ, તા૦ ૨૩ મી જુલાઇ ૧૮૭૦.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૧ મી જુલાઇ ૧૮૭૦.

એવણને પુણાંના જરથોસ્તીઓએ આએ ખેતાબ મલવાની મુબારકબાદીમાં તા૦ ૩૧ મી જુલાઇ ૧૮૭૦ ને દીને એક માનપત્ર મરહુમ સર જમશેદજીવાલી દરેમેહરમાં ભેગા મલી આપ્યું હતું. તેપર ૧૭૬ શહીઓ હતી.

૩ પંચાતનાં દફતરમાં આએ વર્ષ કાંઇ નવાં ખાતાં પાડેલાં નથી, પણ શેઠો ખુરશેદજી નોશરવાંનજી કામાજી તથા ભાઇઓએ પોતાનાં માતાજી મરહુમ બાઇ શુનાંબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી મનચેરજી કામાજીનાં વીધવાનાં પુનને માટે તા૦ ૧૬ મી ફેબરવારી ૧૮૬૯ ને દીને રૂ૨૦૦૦) ની સરકારી નોટ આપી તે મધેની રૂ૧૦૦૦) નોનું વ્યાજ મુંબઇનાં આંધલાપાંગલા જરથોસ્તીઓનાં તથા રૂ૧૦૦૦) નું વ્યાજ નવસારીનાં આંધલાપાંગલા જરથોસ્તીઓનાં ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. એજ મુજબ શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ તા૦ ૧૯ મી મારચ ૧૮૬૯ ને દીને પોતાની ખુશીથી રૂ૧૫૦૦) ની સરકારી નોટ આપી તેનું વ્યાજ દેર વર્ષે રોજ ૭ મો અમરદાદ માહ ૯ મો આદરને દંને એવણના જન્મ દીવસની યાદગારીમાં ચોપાતીની ધર્મશાલા મધેનાં આંધલા પાંગલા તથા લાચાર જરથોસ્તીઓને ખુશાલી ઉપજાવનારૂં સારૂં સુતરૂં ખાણું ખવાડવામાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. વળી શેઠ નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇએ પોતાનાં માતાજી મરહુમ બાઇ માણેકબાઇ તે હાનરેબલ બેહરાંમજી જીજીભાઇનાં ધણીઆંનીનાં પુનને માટે તા૦ ૧૦ અને ૨૮ મી મેએ ૧૮૬૯ ને દીને પોતાની તરફથી રૂ૧૦૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોહચાડવાનાં ફંડમાં તથા પોતાનાં ધણીઆંની બાઇ હીરાંબાઇ તરફથી રૂ૧૦૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ આંધલાપાંગલા જરથોસ્તીઓનાં ફંડમાં વાપડવાના બંદોબસ્તથી આપી હતી. એજ મુજબ શેઠો ધનજીભાઇ તથા હોરમજજી બેહરાંમજી રાંણાએ પોતાનાં માતાજી મરહુમ બાઇ ધનબાઇજી તે મરહુમ શેઠ બેહરાંમજી રૂસતમજી રાંણાનાં વીધવા તથા મરહુમ શેઠ કાવશજી બેહરાંમજી બનાજીનો બેટીનાં પુનને માટે તા૦ ૧૫ મી ડીસેમબર ૧૮૬૮ ને દીને રૂ૧૦૦૦) ની સરકારી નોટ આપી તેનું વ્યાજ જરથોશ્તી રવાંનોને અવલમંજલ પોહચાડવાનાં ફંડમાં વાપડવાનો, તથા શેઠ કાવશજી નાનાભાઇ દાવરે પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ મોટલીબાઇનાં પુનને માટે તા૦ ૨૫ મી આગશટ ૧૮૬૯ ને દીને રૂ૧૦૦૦) ની સરકારી નોટ આપી તેનું વ્યાજ પણ એજ ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. એ ઉપરાંત ઉદવારાની અંજુમન તરફથી દસ્તુર મીનોચેહરજી દારાબજી તથા દસ્તુર બરજોરજી રૂસતમજી મીરજાંએ તા૦ ૨૯ મી અકટોબર ૧૮૬૮ ને દીને શ્રી ઉદવારાનાં આતશબેહરાંમ સાહેબનાં ફંડમાં સવાબ ખાતે પરચુરણ રકમે ભરાયલા રૂ૨૦૦૦) ની રકમ મોકલી તે પંચાતને હસ્તકનાં ઉદવારાનાં આતશબેહરાંમ સાહેબનાં ફંડનાં ખાતાંમાં જમે કરી તેનું વ્યાજ દર શાલ એ ખાતાંનાં બીજા વ્યાજના રૂપીઆ મુકતાદને તાંકણે વેંહચી આપવા તથા સવાબનાં કામો સારૂં ઉદવાડે વાલવામાં આવેછે તેમાં ઉમેરી મોકલી આપવાનો બંદોબસ્ત કીધો હતો.

૪ "શીઆવખશ અને ફરંગીઝ." નાટક ૪ અંકી. સાએર ફીરદોસી તુસીનાં બનાવેલાં શાહનામાંના આધાર ઉપરથી. બનાવનાર, એક જુવાન જરથોસતી. મુંબઇ, ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ મધે, કાવશજી પેશતનજીએ છાપી પ્રગટ કીધું છે. સને ૧૮૭૦."

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૧ મી આગશટ ૧૮૭૦.

દીને મળેલી સભામાં એ શેઠનો ઉપકાર માનવાનો ઠેરાવ પસાર કરવામાં આવ્યો હતો.[1]

### તા૦ ૧૮ મી આગશટ.

રોજ ૧ માહ ૧૨ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

આજ દીને પુણાં મધે મરહુમ બાઇ જરબાઇ તે શેઠ દીનશાહજી પેશતનજી ધાસવાલાનાં ધણીઆણીનાં ઉકમણાંમાં તેમના જેઠ શેઠ દોરાબજી પેશતનજી ધાસવાલાએ રૂ૩૫૦૦) ખરચી પુણાંનાં દોખમાં તરફ જવાનો રસ્તો બંધાવી આપવાની તંદરોસ્તી પઢાવી હતી.[2]

---

### તા૦ ૨૨ મી આગશટ.

રોજ ૫ માહ ૧૨ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—એ૦ ડાશાભાઇ શોરાબજી મુનશી—ઉમર વર્ષ ૮૬) ભરૂચવાલા આ૦ શોરાબજી માણેકજી શેઠ, માજરીના દીકરા. એવણે પોતાનાં જન્મ વતન ભરૂચથી ઇ૦ સ૦ ૧૭૯૮ માં અતરે આવી તે વેળાની મોલવી હાજી મહમદ કઇમની ફારસી તથા આરબી મકતબમાં સાત વર્ષ સુધી એ ભાષાઓની તાલીમ લીધી હતી. એ પછી ઇ૦ સ૦ ૧૮૦૩ માં શેઠ હોરમજજી બહમનજી વાડીઆએ પોતાનાં કુટુંબના કેટલાક જવાનોને ફારસી શિખાડવા એવણને રાખ્યા હતા, અને ત્યાંથીજ એવણને મુનશીનો એલકાબ મલ્યો હતો. અતરેના કેટલાક અરમાંની વ્યાપારીઓએ પણ પોતાના છોકરાઓને એવણના હાથ હેઠલ ફારસી શિખવાને માટે સોંપ્યા હતા. એ પછી એવણે ઇંગ્રેજી ભાષાનો પણ થોડો અભીઆસ કીધાથી ઇસ્ટ ઇંડીઆ કુંપનીના કેટલાક ઇંગ્રેજ અમલદારોએ એવણ પાસે ફારસી ભાષા શિખવાનું શરૂ કીધું હતું, અને ઘણાક સનદી, લશ્કરી, તથા વૈદક-ખાતાંના અમલદારો તેમજ વ્યાપારીઓએ એવણ પાસે ફારસીનો અભીઆસ કીધો હતો. ઇ૦ સ૦ ૧૮૧૮ માં એવણે પેહલવેહલું કદીમનામું ઇયાને અસલી ઇરાનનો ઇતીહાસ તથા ઇરાનથી પારસીઓ નાશી આયા તેનાં બયાનનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું. ઇ૦ સ૦ ૧૮૨૬–૨૭ની કબીશાની તકરારો વેળાએ નેમાયલી શેહનશાહીઓ તરફની કમીટીના એવણ એક આગેવાન અધિકારી, તથા શેહનશાહીઓ તરફથી નીકલતાં "અખબારે કબીશે" માં મુખ્ય લખાંણ કરનાર હતા. ઇ૦ સ૦ ૧૮૨૮ માં કબીશો સાબેત કરવાની બાબદમાં હાજી હાસમ ઇસફહાંની નામના મગોલે બનાવેલી "શવાહેદોલ નફાશે ફી અશબાતોલ કબીશે" તથા ૧૮૩૬ માં એજ મગોલની "દફેઉલ હજલ" ઇયાને કબીશો જરથોશ્તી દીનમાં લાએજ છે તે વિશેની સાબેતીની કેતાબોના એવણે ગુજરાતીમાં તરજુમા કરી બાહેર પાડયા હતા. ઇ૦ સ૦ ૧૮૩૦ માં બામ્બે નેટીવ એડયુકેશન શોસાઇટીની નિશાલોને માટે નવી ચોપડીઓ બનાવવા થકી ઠેરવેલી કમીટીના એવણ

---

1 ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૯ મી આગશટ ૧૮૭૦.

સુલેહના અમલદારોએ પસાર કીધેલો એ ઠેરાવ નીચે મુજબ છે:—

"That the thanks of the Bench of Justices be conveyed to Cowasjee Jehangeerjee Readymoney, Esquire, C.S.I., for his liberality in presenting the City with thirty-two handsome drinking fountains."

એજ મુજબ ઇ૦ સ૦ ૧૮૬૯ ના મુંબઇના મ્યુનીસીપાલ વાર્ષિક રીપોરટમાં સફે ૧૫ મે લખેલ છે કે:—

"Mr. Cowasjee Jehangeer Readymoney, C.S.I., with his usual liberality, presented the Town with thirty-*two handsome Stone and Iron Drinking Fountains*, worth some 20,000 Rupees."

એ ફુવારાઓ ગોઠવાયા પછી ઇ૦ સ૦ ૧૮૭૦ ના મ્યુનીસીપાલ વાર્ષિક રીપોરટ સફે ૯ મે લખેલ છે કે:—

"All the handsome Stone and Iron Drinking Fountains so generously presented in the previous year by *Cowasjee Jehangeer Readymoney, Esquire, C.S.I.*, were this year erected, and have been of the greatest service to the poor."

એ ૩૨) ફુવારાઓ ઉપરાંત શેઠ કાવશજીએ ઇ૦ સ૦ ૧૮૭૧ માં મ્યુનીસીપાલ કમીશનર મી૦ આરથર ક્રાફરડની સુચનાં ઉપરથી બીજા ૮) વધારે ફુવારા ઇંગલાંડથી મંગાવ્યા હતા. એ ૪૦) ફુવારા મુંબઇના જુદા જુદા નીચલા લતાઓ ઉપર તે વખતે ગોઠવવામાં આવ્યા હતા:—

(૧) જુમા મસજીદની સાંમે, (૨) બજારગેટની ચોકી આગલ, (૩) કસટમ હાઉસમાં, (૪) અલસી બજાર ચોકી, (૫) મામાદેવી ચોકી, (૬) માંડવી પોસટ આફીસ, (૭) ગીરગાંમ દેવલની સાંમે, (૮) જુનાં ધોબીતલાવપર, (૯) મજગાંમ બંદરના દરવાજા આગલ, (૧૦) બોરીબંદર સ્ટેશન આગલ, (૧૧) ઓરીએંટલ બેંકની સાંમે, (૧૨) મજગાંમ બંદર, (૧૩) બોરીબંદર, (૧૪) કસટમ હાઉસ બંદર, (૧૫) પાલવા બંદર, (૧૬) ટોંક બંદર, (૧૭) કોલાબા કું૦ ની રૂઇની જગા, (૧૮) ડુંગરીનો રસ્તો, (૧૯) મધીઅ કોલાબાની પોસ્ટ આફીસ, (૨૦) કોલાબાનાં નવાં દેવલ, (૨૧) નાથલે કોલાબે, (૨૨) બેંડ સ્ટાંડ આગલ, (૨૩) ફ્રીશ મારકેટ ગીરગાંમના રસ્તાપરની, (૨૪) રીમાઉંટ ઇસ્લેમલ, (૨૫) ચોપાટીના રસ્તાપર (૨૬) વાલકેશરની ચોકી (૨૭) તારદેવની ચોકી (૨૮) માહલક્ષ્મીની ચોકી, (૨૯) બેલાસીસ રોડ રેલવે સ્ટેશન, (૩૦) ગ્રાંટ રોડ સ્ટેશન, (૩૧) અરસકીન રોડ મારકેટ, (૩૨) ભાંએખલા રેલવે સ્ટેશન, (૩૩) ભુલેશવરનાં દેહરાં આગલ, (૩૪) મોદીખાંનાની મારકેટ, (૩૫) ચીચપોગલી અનાજ બજાર, (૩૬) તારવાડીનું બંદર, (૩૭) જેલ રોડ મારકીટ, (૩૮) કોટમાં મરીન સ્ટ્રીટ, (૩૯) નાએગાંમનું બજાર, (૪૦) મેહમનું બજાર.

ઉપલા ૪૦) ઉપરાંત શેઠ કાવશજીને ખરચે બે મોટા તથા સોભીતા ફુવારા એક કોટમાં બજારગેટને નાકેનો બાઠીઆ બાગમાં તથા બીજો ક્રાફરડ મારકીટમાં મુકેલાછે. તે દરેક ઉપર ૨૫૦) પૌંડની લાગત થઇ હતી. એ બે સોભીતા ફુવારા ઉપરાંત ૮) ફુવારા પથરના દર ૧૨૦) પૌંડની કીમતના તથા ૩૨) લોખંડના દર ૨૦) પૌંડની કીમતના હતા, તે મલી એ ૪૨) ફુવારાંપર શેઠ કાવશજીને ૨૧૦૦) પૌંડનો ખરચ થયો હતો. ઉપલા દરેક ફુવારાપર નીચે પ્રમાણે લેખ કોતરેલાછે:—

"Presented by Cowasjee Jehanghier, Esquire, 1865."

2 જામે જમશેદ, તા૦ ૨૨ મી આગશટ ૧૮૭૦.

એ રસ્તો પુણાંનાં અંજુમનનાં ઉપરાતનાં દોખમાંને લગતો ધાસવાલાનાં કુટુંબ તરફથી બંધાયેલ હતો, પણ હાલ તે પાછો નાદરસ્ત હાલતમાં આયોછે.

એક અધિકારી હતા. ૧૮૪૦ માં પારસી જવાંનમરદોની રેહનુમાઇને સારૂં "તાલીમે જરતોશત" નામની એક કેતાબ એવણે પ્રગટ કીધી હતી, તથા તેમાં રેવરંડ ડાકટર વીલસને પારસીઓના ધર્મ તથા વંદીદાદ ઉપર કરેલી મુજાહેમતોના ૨૬ જવાબ આપ્યા હતા. ૧૮૪૨ થી એવણ અતરેની એલફીનસટન નેટીવ એડયુકેશન ઇનસ્ટીટયુશનના અધિકારી તથા તેની સબ–કમીટીના એખલા પારસી મેમબર હતા. ૧૮૪૩ માં ઇંગ્રેજ અભીઆસીઓને માટે એવણે "ઇડીઓ-મેટીકલ સેનટેનસીસ" ઇયાને ઇંગ્રેજી, હિંદુસ્થાંની, ગુજરાતી અને ફારસી વાકયાવલીનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું. એ પુસ્તકનો ૧૮૫૨ માં સીંધના કમીશનર મી૦ ડબલ્યુ. ઈ. ફ્રીઅરની આગ્નેસથી કરનલ અરબરે સીંધી ભાષામાં તરજુમો કરી શીલાપર છપાવી પ્રગટ કીધો હતો. એજ શાલમાં એવણે "તજકરતોલ હોકમા" ઇયાને ઇરાની, યુનાની, તથા રૂમી ફીલસુફો અને પંડીતોના અહેવાલનું એક પુસ્તક છપાવ્યું હતું. ૧૮૪૭ માં તંદરોસ્તી જાળવવાની બાબદમાં "કેટેકીજમ ઑફ હેલ્થ" નામની ઇંગ્રેજી વૈદાંની કેતાબ ઉપરથી શેઠ બરજોરજી મનચેરજી વાડીઆની મદદથી એવણે ગુજરાતીમાં સવાલ જવાબની એક ચોપડી પ્રગટ કીધી હતી. ૧૮૪૮ માં બેશતાબ, જરેદશત અફશાર તથા જીનદેહ રોદ નામની ફારસી કેતાબોનો એવણે તરજુમો કરી બાહેર પાડયો હતો. ૧૮૪૯ માં સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટનું ખાતું ઉભું થયું ત્યારથી તેમાં એવણ સરકાર તરફના એક અધિકારી નેમાયા હતા, અને તે ઓહ્દો ૧૮૬૫ માં જઇફીને લીધે છોડયો હતો. ૧૮૫૫ માં નામદાર સરકારે એવણને જસટીસ ઑફ ધી પીસ ઇયાને સુલેહના અમલદારનું માન આપ્યું હતું. ૧૮૫૭ નાં ભરૂચનાં હુલડ વખતે એવણે ત્યાંના પારસીઓની તરફથી અતરે સરકાર દરબારમાં અરજીઓ કરવા તથા દાદ પોંહચાડવાને ઘણી મેહનત લીધી હતી. એવણના એક શાગેરદ ઓનરેબલ ડબલ્યુ. ઇ. ફ્રીઅરે એવણની એક આબેહુબ તસવીર ઉતારી તે તા૦ ૨૮ મી ફેબરવારી ૧૮૬૩ નાં "ઇલસ્ટ્રેટેડ લંડન ન્યુસ"માં એવણની જીંદગીના અહેવાલ સાથે છપાવી હતી. છેલ્લાં ૧૮૬૩ માં એવણે "દોહેરા તથા કેહવત પોથી" અને ૧૮૬૪ માં "ઇંદર સભા" નામનાં બે પુસ્તકો પ્રગટ કીધાં હતાં. એ રીતે એવણે એક લાંબી ઉપોગી જીંદગી ગુજારી હતી.

### તા૦ ૨૪ મી આગશટ.

આજ દીને મરહુમ આ૦ શેઠ ડાશાભાઇ શોરાબજી મુનશીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા એશીઓએ મળી રૂ.૭૫૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1] એજ મીજલસમાં શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇએ એક અંજુમન પત્ર વાંચી સર્વે અથોરનાંનોને એ મરહુમ મુનશી સાહેબનું નામ દરેક આફરંગાંન તથા બુઇ સારણાંની ક્રિઆઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે લેવાની સુચના કીધી, તથા એ મરહુમ ગ્રહસ્થની યાદગારી આપણા ટોળામાં કાયમ રાખવા માટે એક ફંડ ઉભું કરી તે મધેથી ફારસી ભાષાની કેળવણી પામેલા જવાંનોને એવણનાં નામની સ્કાલરશીપ હવે પછી ઠેડાવ કરવામાં આવે તેમ આપવામાં આવશે એમ જાહેર કીધું હતું.[2]

### તા૦ ૨૫ મી આગશટ.

પંજાબ મધે જલંદર ખાતેની શેઠ જમશેદજી કુવરજી જશાંવાલાના છોકરાઓની દુકાંનના માનેજર શેઠ ભીમજીભાઈ નશરવાંનજી લીલાંઉવાલાને લાહોરની સરકારે ત્યાંનાં કોરટ ખાતાંમાં એક એક્ષટરા આસીસટંટ કમીશનર નેમ્યા હતા.[3]

### તા૦ ૨૬ મી આગશટ.

સુરતવાલા એ૦ બચાભાઇ ફરાંમજી રબાડીએ "કેતાબે દીને અવીજેહ" નામનું જરથોશ્તી દીનનાં કેટલાંક ફરમાંનોનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[4] એ પુસ્તક શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઇને અર્પણ કરવામાં આવ્યું હતું.

### તા૦ ૨૭ મી આગશટ.

ઇ૦ સ૦ ૧૮૬૯ ના જાનેવારી માસમાં અતરેની જી. આઇ. પી. રેલવે કુંપનીની આગગાડીને બોરઘાત તરફ થયલી કજાથી તેમાં બેઠેલા બે પારસી ઉતારૂઓ શેઠ પાલણજી

---

૧ જામે જમશેદ, તા૦ ૨૫ મી આગશટ ૧૮૭૦.

૨ જામે જમશેદ, તા૦ ૨૭ મી આગશટ ૧૮૭૦.

એ યાદગારીનાં ફંડમાં બધા મલી રૂ૨૯૮૫) ભરાયા હતા, જે મધેના રૂ૨૦૨૮) મુંબઇમાં શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇની મારફતે, રૂ૭૩૮) ભરૂચથી મરહુમ શેઠ બહમનશાહ બેહરાંમજી વકીલના વારેસોની મારફતે, રૂ૨૧૯) પુણેથી ખાંનબાહદુર પદમજી પેશતનજીની મારફતે, અને રૂ૧૦૯) સુરતથી ખાંનબાહદુર બરજોરજી મેહરવાંનજી ફરેજરની મારફતે ભરાયા હતા. એ મધેથી રૂ૪૮)= ખરચના બાદ કરતાં બાકી રહેલા રૂ૨૬૭૬॥= મધેથી એ ફંડમાં નાણાં ભરનારાઓની તા૦ ૧૭ મી આગશટ ૧૮૭૧ ને દીને મલેલી સભાના ઠેડાવ મુજબ રૂ૧૬૭૬॥= મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટની યાદગારી સારૂં ઊભી કીધેલી જરતોશતી મદરેસા ખાતે તેનાં વ્યાજમાથી મરહુમ શેઠ ડોશાભાઇનાં નામની સ્કાલરશીપ આપવા તથા રૂ૧૦૦૦) મુલ્લાં ફીરોજ મદરેસા ખાતે તેનાં વ્યાજમાંથી ભરનારને નામનાં ઇનામ આપવા માટે શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇએ તા૦ ૨૧ મી આગશટ ૧૮૭૧ ને દીને મોકલી આપ્યા હતા.

૩ મુંબઇ ચાબુક, તા૦ ૧૪ મી સપટેમબર ૧૮૭૦.

૪ "કેતાબે દીને અવીજેહ. ઇયાને ખાલેસ દીન. બનાવનાર, એરવદ બચાભાઇ ફરાંમજી. મુંબઇ, પારસી પ્રિન્ટિંગ પ્રેસમાં છાપાણિ છે. સને ૧૨૩૯ *ઇઅજદેજરદી.* સને ૧૮૭૦ ઇસવી."

જીવણજી મીસતરી અને તેમના શાલા શેઠ રતનજી નાનાભાઇ મીસતરી કમડાઇ મરણ પામ્યા હતા. આથી તેમનાં કુટુંબને થયલી નુકસાનીનો બદલો મેળવવાને પેહલાનાં વીધવા બાઈ રતનબાઇએ રૂ૭૫૦૦૦), તથા છેલ્લાના બેટા શેઠ શેરાબજી રતનજી મીસતરીએ રૂ૧૫૦૦૦) ની ફરીઆદી રેલવે કુંપની ઉપર હાઇ કોરટમાં માડી હતી. તે મુકદમાની તપાસ લાંબો વખત ચાલ્યા બાદ નામદાર ચીફ જસટીસ સર માઇકલ વેસ્ટરાપે આજ દીને તેનો ચુકાદો આપ્યો કે પેહલા મરનાર શેઠ પાલણજીએ ઇનસાલવેંટ કોરટનો આસરો લીધેલો હતો તેથી તેની વીધવાને ફકત રૂ૫૦૦૦) તેનાં કુટુંબ મધે ફાલા પ્રમાણે વેંહચી આપવા તથા બીજા મરનાર શેઠ શેરાબજીનાં કુટુંબને ફાલા પ્રમાણે વેંહચી આપવા રૂ૮૫૦૦) રેલવે કુંપનીએ આપવા, અને મુકદમાનો બંધે બોરડુનો ખરચ પણ રેલવે કુંપનીએ આપવો.[૧]

તા૦ ૨૮ મી આગશટ.

રોજ ૧૧ માહ ૧૨ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણ**—બહમનશાહ બેહરામજી વકીલ[૨]—ઉમર વર્ષ ૬૫) ભરૂચવાલા શેઠ બેહરામજી જમશેદજી વકીલના નાથલા દીકરા. એઓણે તા૦ ૨૭ મી જાનેવારી ૧૮૨૬ ને દીને સુરતમાં વકીલાતની સનદ મેલવી પોતાનાં જન્મવતન ભરૂચમાં આવી તે ધંધો ઘણી ખબરદારીથી ચલાવ્યો હતો. ૧૮૫૭નાં ભરૂચનાં હુલડ વખતે એઓએ પોતાના હમજાતીઓની સારી સેવા બજાવી હતી. ભરૂચમાં દરેક પ્રજા ઉપેગી કામમાં એવણ આગેવાંની લેતા હતા, તથા ત્યાંની પારસી પંચાતના ઇ૦ સ૦ ૧૮૪૯ માં પોતાના ભાઈ શેઠ ડોશાભાઇ બેહરામજી વકીલનાં મરણ પછી એક મુખ્ય અકાબર તથા તરસ્ટી હતા, અને તેનાં ફંડમાં પોતાની દીલસોજીથી ઘણો વધારો કીધો હતો. ભરૂચ મધે આહેરકોટ પારસીઓને માટે એવણે એક જમાતખાંનું ભેટ આપ્યું હતું. ઇ૦ સ૦ ૧૮૬૬ માં સુરતની ડીસ્ત્રીકટ પારસી માટરીમોનીઅલ કોરટના નામદાર સરકારે એવણને એક ડેલીગેટ નેમ્યા હતા.

તા૦ ૩૦ મી આગશટ.

આજ દીને ભરૂચ મધે મરહુમ શેઠ બહમનશાહ બેહરામજી વકીલનાં ઉઠમણાંમાં ક્રિઆ પુરી થવા બાદ ત્યાંના દસ્તુર શેરાબજી પેશોતનજી કામદીનજીએ મરહુમની ખુબીમાં એક ભાષણ કરી એ મરહુમ શેઠનું નામ આફ્રરંગાંન વગેરે દીનઆઇનની ક્રિઆઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે લેવાની અંજુમન પાસે પરવાંનગી માગી હતી, જે અંજુમને એકમતે આપવાથી સર્વે મોબેદોને તે પ્રમાણે ચાલવાને એક આઇન ફરજ સોંપી હતી. એ પછી મુંબઇવાલા શેઠ જીવાજી જશુભાઇ ભરૂચાએ ભરૂચની પારસી પંચાતનું ફંડ કેમ ઉભું થાયું તે બાબે એક યાદી વાંચી સંભળાવી તથા શેઠ બહમનશાહે પોતાની હૈયાતીમાં ઇ૦ સ૦ ૧૮૬૪ ના મારચ માસમાં એક સીલ કરી લખી રાખેલો પત્ર દસ્તુર શેરાબજીને અંજુમનની હજુરમાં વાંચવાને આપ્યો, જેમાં લખ્યું હતું કે પ્રથમ અંજુમનનાં ફંડની મેનીજ તેમના ભાઇ શેઠ શેહરીયારજીએ તથા તેમના પછી તેમના ભાઇ શેઠ ડોશાભાઇએ અને તેમની પછી તેવણે પોતે આજની ઘડી સુધી નેક નીયતથી ચલાવી હતી. હવેથી એ ફંડની મેનીજ તેવણનાં કુટુંબના કોઇએ લેવી નહિં. "અનજુમનનાં ફંડને લગતી તથા બીજી એકંદર બાબદમો શેઠ જીવાજી જશુભાઇએ ઘણી મદદ આપીછે તે શરવેનું માંન તેમને છે તે શાચું માંનજો. મારા વખતમો ઘણા એક લોકોનાં દીલ મને શોપેલું કામ બજાવતાં દુખાએલાંછે તે લોકો પાશે હું દરગુજર ચાહું છેઉં અને છેલલે શરવે અનજુમનનાં શાહેબોને છેલલી શલાંમ." એ બાદ અંજુમનને લગતો સર્વે વહીવટ ચલાવવાને શેઠ રૂસતમજી શેરાબજી દલાલને સર્વેનાં એકમતથી સોંપ્યું હતું, તથા બીજા બે વધારે શેઠીયાઓ (તરસ્ટીઓ) તરીકે એવણના ભત્રિજા શેઠ મનચેરશાહ ડોશાભાઈ વકીલ તથા દસ્તુર શેરાબજી પેશોતનજી કામદીનજીને ઠેરવ્યા હતા. એ પછી મરનારનાં પુણને માટે તેમનાં એશીઓએ તથા દોસ્તોએ રૂ૧૩૦૦) જુદાં જુદાં ધર્મખાતાંઓમાં ભર્યા હતા. વળી મરહુમ શેઠ બહમનશાહની યાદગારી કાયમ રાખવા માટે કાંઈ કરવાને શેઠ નશરવાંનજી શેહરીઆરજી જીનવાલાએ દસ્તુર શેરાબજી ઉપર તેજ દીને એક ચીઠી લખી સુચનાં કીધી હતી, તે ઉપરથી ઠેડાવ કીધો કે અંજુમનનાં ફંડ મધેથી એ મરહુમ શેઠની છ તસવીરો ચીતરાવી તે ભરૂચનાં છ આદરાંનોમાં મુકાવવી.[૩]

તા૦ ૧ લી સપટેમબર.

શેઠ મનચેરજી કાવશજી શાપુરજી લંગડાનાએ યુરોપની રાહીન નદીની સરદારી વિષે ફ્રેંચ તથા જરમન લોકો વચેની તકરારનાં અસલ જરમન તથા ફ્રેંચ ભાષામાં જોડાયલાં ગીતોનો ઇંગ્રેજી ગદ્ય તથા ગુજરાતી કવિતામાં તરજુમો કરી તેનું એક ચોપાનયું પ્રગટ કીધું હતું.[૪]

---

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૩૧ મી આગશટ ૧૮૭૦.

ઉપલા ચુકાદાથી નારાજી થઇ બાઈ રતનબાઇએ અપીલ કીધી હતી, જે તા૦ ૧૮ મી જુલાઇ ૧૮૭૧ ને દીને નામદાર જડજો સર ચારલસ સારજંટ અને જસ્ટીસ મેલવીલે ઊરાડી નાખી હતી કે નીચલી કોરટે જે રકમ અપાવીછે તે કરતાં વાદીનાં કુટુંબને કાંઇ વધારે નશે થવાની વકી ન હતી.

૨ એવણના બાવા શેઠ બેહરામજી જમશેદજી વકીલ પણ ભરૂચમાં આગલા વખતમાં વકીલાતનું કામ કરતા હતા.

૩ જામે જમશેદ, તા૦ ૫ મી સપટેમબર ૧૮૭૦.

૪ "રાહીન નદીનાં ગીતો. અસલ જરમન તથા ફરેંચ ભાશામાં, તેનાં અંગરેજી તરજુમાં તથા ગુજરાતી ભાશાના કવીતા તથા ગીતો સીક. રચનાર, "મંનસુખ" તે મી૦ મંનચેરજી કાવસજી શા૦ મુંબઇ ઇડીઊકેશન સોસાઇટી પરેસ. ૧૮૭૦.",

તા૦ ૫ મી સપટેમબર.

પુણાંવાલા શેઠ દોરાબજી પેશતનજી ધામવાલાએ મઉ મધે એક ધર્મનું દવાખાંનું ઉંઘાડવા માટે રૂ૧૦૦૦૦), તથા તેને માટે એક મકાંન બાંધવાને રૂ૨૦૦૦) મલી રૂ૧૨૦૦૦) સરકારમાં આપ્યાથી સરકારે ત્યાંનાં કેનટોનમેંટમાં "દોરાબજી પેશતનજી ચારીટેબલ ડીસ્પેનસરી" ને નામે એક દવાખાંનું આજ દીનથી ઉંઘાડયું હતું.[1]

તા૦ ૮ મી સપટેમબર.

સુરતવાલા શેઠ બરજોરજી મેહરવાંનજી ફરેદુનનાને નામદાર સરકારે તેઓની સુરત શેહરના સુધારા માટેની ઉલટ તથા જાહેર સખાવતો માટે "ખાંનબાહદુર" નો એતાબ આપ્યો હતો.

એજ મુજબ ગુજરાતના ઇનસ્પેકટીંગ પોસ્ટ માસટર શેઠ ખરશેદજી પાલણજી લાલકાકાને તેમની કીમતી નોકરીઓ માટે નામદાર સરકારે "ખાંનસાહેબ" નો એતાબ આપ્યો હતો.[2]

તા૦ ૯ મી સપટેમબર.

કુબાશીઓ ચોપાંનપાંના અધીપતી શેઠ ધનજીભાઇ રૂસતમજી મીસ્ત્રીએ "ફ્રી જનરલ અસેંબ્લીસ ઇનસ્ટીટયુશનનો એક આગલો વિદ્યાર્થી" નાં તખલ્લુસથી "જમશીદ અને ઝોઆક" નામના નાટકનું પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[3]

તા૦ ૧૦ મી સપટેમબર.

શેઠ દીનશાહ અરદેસર તાલેયારખાંએ "૧૮૭૦ ની પારસીઓની સંસારી ફીકરની તપાસ" એવે નામનું એક ઇંગ્રેજી ચોપાનયું રચી પ્રગટ કીધું હતું.[4]

તા૦ ૧૧ મી સપટેમબર.

યુરોપ મધે આએ શાલ ઉઠેલી ફ્રાંન્સ તથા જરમની વચ્ચેની લડાઇમાં ઘાએલ થએલાઓની મદદને માટે અતરે એક ફંડ એકઠું કરવાને મુબઇના પેહલે વાયેના ઇંગ્રેજો તથા સર જમશેદજી જીજીભાઇ બારોનેટની એક કમીટી ઉભી થાઇ હતી.[5]

વળી એ મોટી લડાઇમાં ગુંહાએલી બંધે દેશોની ફોજનાં જખમી થએલાં માણસોને મદદ કરવા સારૂં શેઠ કાવશજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઇ. એ આજ દીને ઇંડીઆ કૌનસીલના એક મેમબર તથા મુંબઇના આગલા ગવરનર સર બારટલ ફ્રીઅરની મારફતે ૧૦૦૦) પૌંડ (રૂ૧૦૭૨૬) ની રકમ તે તરફ મોકલી ઇંગ્રેજી રાજની એક રૈયત તરીકે એ રાજયનાં પડોશીઓ તરફ દીલસોજી બતાવી તેઓનાં દુખમાં મદદ કરી હતી.[6]

---

૧ આ માટે નામદાર સરકાર તરફથી તા૦ ૨૪ મી નવેમબર ૧૮૭૦ નાં બોમ્બે ગવરમેંટ ગેઝેટમાં નીચે પ્રમાણે જાહેરનામું છપાયું હતું :—

"It is hereby notified that the Dispensary lately opened at Mhow Cantonment is called "Dorabjee Pestonjee Charitable Dispensary."

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૮ મી સપટેમબર ૧૮૭૦.

૩ "જમશીદ અને ઝોઆક. નાટક ૨ ભાગમાં (ફીરદુસી તુસીનાં શાહનામાંના આધારે) લખનાર, ફ્રી જનરલ અસેંબ્લીસ ઇનસ્ટીટયુશનનો એક આગલો વિદ્યાર્થી. મુંબઇ: પારસી પ્રિન્ટર્સ પ્રેસમાં પા. ન. જંબાતાએ છાપી પ્રગટ કરયો. યજદજરદી સને ૧૨૩૯."

૪ "A Review of the Parsee Social Question of 1870 Bombay: Printed by N. R. Ranina at the Union Press, 1870"

૫ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૩ મી સપટેમબર ૧૮૭૦.

એ કમીટીએ કરેલાં ઊધરાંણાંમાં રૂ૧૧૯૫૦) ભરાયા હતા, જે મધે મોટો ભાગ ઇંગ્રેજોનો હતો, તથા રૂ૬૬૦) નીચે મુજબ પારસીઓના હતા :—

(રૂ૧૦૦) સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, ઓનરેબલ બેહરાંમજી જીજીભાઇ, અરદેશર હોરમજજી વાડીઆ, ખાંનબાહદુર પદમજી પેશતનજી, એ પારસી ફંડ ઑફ ચારીટી (રૂ૫૦) દોરાબજી પેશતનજી ધાસવાલા, ધનજીશાહ જમશેદજી અંકલેસરીઆ (રૂ૨૫) હોરમજજી મોટાભાઇ થાંણેવાલા, હીરજીભાઇ હોરમજજી (રૂ૧૦) રૂ૨૫) ની અંદરની રકમ.

૬ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૭ જી ડીસેમબર ૧૮૭૦.

આ રકમ મોકલતાં શેઠ કાવશજીએ સર બારટલ ફ્રીઅરપર લખેલો નીચલો કાગજ લંડન ટાઇમસમાં છપાયો હતો, અને તે માટે ત્યાંનાં પત્રોએ એ શેઠની ઊદારતાની ઘણી સ્તુતી કરી હતી :—

*Bombay, 10th September 1870.*

To
Sir H. B. E. Frere, Bart., G. C. S. I.,
Late Governor of Bombay,
and now Member of India Council,
London.

My dear Sir,

I have the pleasure to enclose you a Bill for £1,000 *costing me Rs. 10,726 at 1/10⅜ at sight drawn by* Oriental Bank Corporation on Bank of England, and I have endorsed to your goodself which please realize and pay to the Prussian and French authorities on my behalf £500 to each of them for distribution among their wounded men of the armies presently engaged in several battles in Europe. Though the occurrence took place in a foreign land at so great a distance I could not obtain a peace to my mind ever since fearful slaughter and maiming of human being. Now from this day I shall satisfy myself that I served people in great distress with little money I can spare to forward for the good of my co-creatures.

You must pardon the trouble I put you in, but you will forgive me when I say you were my good and honoured late Governor of Bombay.

Please endeavour to give full publicity of *this gift and* inform the Secretary of State also for India officially of the deed of one of their Indian subjects assisting England's neighbours in their distress.

I remain, my dear Sir,
Yours sincerely,
Cowasjee Jehangir.

તા૦ ૧૪ મી સપટેમબર.

રોજ ૨૩ માહ ૧ (કો) ૧૨૪૦ યજદેજરદી.

મરણ—નાનાભાઇ બરજોરજી મેહતા, રંગુનવાલા—ઉમર. વર્ષ ૩૨) કલીકટવાલા શેઠ બરજોરજી ફરામજી મેહતાના દીકરા. એવણ પ્રથમમાં કલકતા ખાતે પોતાના કાકા શેઠ પેશતનજી ફરામજી મેહતાના હાથ હેઠલ તાલીમ લઈ ઈ૦ સ૦ ૧૮૫૮ માં રંગુન ખાતે ગયા હતા. ત્યાં થોડીક મુદત મેશરસ ગલાડસ્ટન વાઇલીની કું૦ માં રહી, પછી પોતાને હીસાબે મોટો વ્યાપાર ચલાવતા હતા. એવણનું મરણ પણ ત્યાંજ નીપજ્યું હતું. "આ પારસી ગરહસથને અંગરેજોમાં એટલું તો માન હતું કે તેનાં રવાંનની પછવાડે ઓછામાં ઓછી એકસો ગારી ભરીને ઇંગરેજો ગયા હતા."[1]

ઉપલા કાગજનો સર બારટલ ફ્રીઅરે તા૦ ૮ મી અકટોબર ૧૮૭૦ ને દીને લંડનથી નીચે મુજબ શેઠ કાવશજી ઉપર જવાબ લખ્યો હતો.

INDIA OFFICE, OCTOBER 8TH 1870.

My dear Cowasjee,

I have had the great pleasure of receiving your noble letter of the 10th ultimo. inclosing £1,000 in a Bill drawn by the Oriental Bank on the Bank of England which shall be realized and paid as you desire to the Prussian and French authorities £500 to each for the relief of their wounded. Your well-timed benevolence will, I am sure, do an immense deal of good, both by the relief it will afford to many hundreds of the poor sick and wounded soldiers, and still more by helping to comfort many sufferers, and heal many wounds which smart more than those made by sword and shot.

I have informed the Duke of Argyll of your most handsome gift; and asked him to be the channel of conveying it officially to the Prussian and French authorities. I will let you know the result, but I will not lose a mail in telling you that your letter has safely reached me. I purpose also informing Her Majesty, and also the Princess Mary of Teck, who inaugurated your Fountain in the Regents Park, and the Crown Princess of Prussia, who is, as you know the eldest daughter of our Queen, and who will, I am sure, fully appreciate your princely liberality for the relief of her husband's poor soldiers.

That God's helping may follow you and all your noble people, for your kind thought for the relief of His suffering creatures, is, My dear Cowasjee, the sincere prayer of your old Governor.

H. B. E. FRERE.

TO COWASJEE JEHANGHIER, ESQ., C.S.I.,
BOMBAY.

એ ઉપરાંત લંડનથી શેક્રેટરી ઑફ સ્ટેટ ડયુક ઑફ આરગાઇલે તા૦ ૨૪ મી નવેમબર ૧૮૭૦ ના નંબર ૩૧ વાલા અતરેની સરકાર જોગા પોતાના ડીસપાચમાં શેઠ કાવશજીનો ઉપકાર માની શાબાશી આપી હતી. એ ડીસપાચની નકલ નીચે મુજબ છે:—

Public No. 31. India Office,
*London, 24th November* 1870.

HIS EXCELLENCY THE RIGHT HONORABLE
THE GOVERNOR IN COUNCIL,
BOMBAY.

Sir,

I have received from Sir Bartle Frere and have considered in Council a communication from Mr. Cowasjee Jehangeer Readymoney, C.S.I., of Bombay, announcing a remittance of £1,000 for the relief of the wounded of the French and German armies now engaged in a contest which commands the anxious and painful attention of the civilized world.

2. I desire that your Excellency in Council will convey to that gentleman an expression of the gratification with which I have received the intelligence of this further instance of that generosity of which my predecessors in Council have on previous occasions expressed their recognition.

I have the honor to be &c.,
(Sd.) ARGYLL.

તા૦ ૧૮ મી સપટેમબર.

શેઠ શેરાબજી એદલજી એલચીદાનાએ "રૂ કાંતનારનો મદદગાર" અથવા રૂનાં કારખાનાંમાં કામ કરનારાઓને પોતાનાં કામને લગતા હીસાબો ગણવાની ચોપડી છપાવી પ્રગટ કીધી હતી.[2] એ ચોપડી શેઠ દીનશાહજી માણેકજી પીટીટને અર્પણ કરવામાં આવીછે.

તા૦ ૨૨ મી સપટેમબર.

શેઠ બરજોરજી નશરવાનજી કુટારે આએ ચાલુ યજદજરદી ૧૨૪૦ નાં શાલથી "ઝોરાસટરીઅન કાલેનડર" ઇયાને જરતોસ્તી પંચાંગ છપાવી પ્રગટ કરવા માંડયું હતું.[3]

તા૦ ૨૪ મી સપટેમબર.

કરાંચી મધે પારસીઓના છોકરા તથા છોકરીઓને શરૂઆતમાં ગુજરાતી ભાષા શિખવવા તથા જંદ અવસ્તા પઢાવવાની એક નિશાલ "કરાંચી પારસી બાળકશાળા" ને નામે ઈ૦ સ૦ ૧૮૫૯ થી ત્યાંના પારસીઓએ પોતપોતામાં ઉઘરાત તથા બીજી મદદ આપી ચાલુ કીધી હતી. તે નિશાલને સારૂં ત્યાંવાલા શેઠ શાપુરજી હોરમજજી સોપારીવાલાએ રૂ૧૦૦૦૦) ની કીમતનું એક મકાન, ત્યાંનાં સદર બજારમાં ક્રીઅર સ્ટ્રીટમાં ભેટ આપવાથી, તેનું નામ તેમનાં ધણીઆંનીનાં નામપરથી "પારસી વીરબાઇજી સ્કુલ" કરી

૧ રંગુન ટાઇમસ પરથી રાસ્ત ગોફતાર, તા૦ ૨ જી અકટોબર ૧૮૭૦.

૨ "રૂ કાંતનારનો મદદગાર, અથવા રૂ કાંતવાનાં કારખાંનાંમાં કામ કરનારાં માણશોને પોતાનાં કામને લગતા હીસાબ ગણવાની ચોપડી. ભાગ ૧ લો. બનાવનાર, શેરાબજી એદલજી એલચીદાના. મુંબઇ મધે 'જોરાશટરીઅન' છાપાખાંનાંમાં બાપુજી માણેકજી માસટરે છાપી પરગટ કરેઊં. સને ૧૨૩૯ ઇઅજદેજરદી. શને ૧૮૭૦ ઇશવી."

૩ એજ મુજબ "ઝોરાસ્ટ્રીઅન કાલેનડર" બીજે શાલ ઇયાને ૧૨૪૧ તથા ત્રિજે શાલ ઇયાને ૧૨૪૨ યજદજરદીમાં શેઠ બરજોરજીએ પ્રગટ કીધાં હતાં. તે પછી તેવણ મરણ પામવાથી યજદજરદી ૧૨૪૩ નું કાલેનડર નીકલ્યું નથી, અને યજદજરદી ૧૨૪૪ થી તે આજ સુધી શેઠ મનચેરજી હોશંગજી જગોસ દર શાલ વધતા સુધારા તથા વધારા સાથે તે પ્રગટ કર્યાં જાયછે.

-માતાજી બાઇ વીરબાઇજી તે મરહુમ શેઠ પેશતનજી બેહરાંમજી મેહતાનાં વીધવાએ રૂ૧૦૦૦), ભાઇ શેઠ ધનજીભાઇ પેશતનજી મેહતાએ રૂ૫૦૦), તથા બીજાં બેહીઓએ રૂ૫૮૦) મલી રૂ૨૪૮૦) ધર્મ ખાતે આપ્યા હતા. આ મધેના રૂ૨૦૦૦) બીલીમોરા મધે દોખમાંપર જવાનો પાક્કો રસ્તો બાંધવા સારૂં આપ્યા હતા.[1]

તા૦ ૨૮ મી સપટેમબર.

રોજ ૭ માહ ૧ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

મરણ—બરજોરજી માણેકજી વાછા—ઉમર વર્ષ ૫૮) શેઠ માણેકજી જીજીભાઈ વાછાના બીજા દીકરા. એવણ પ્રથમ ઈ૦ સ૦ ૧૮૩૬ માં પોતાના કાકા મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટની પેહડી તરફથી ચીન જઈ આવ્યા હતા. તે પછી અતરે આવી તેઓનીજ સહાયતા હેઠલ પોતાના ભાઇઓની સાથે થોડોક વ્યાપાર કરતા હતા. એવણના "ગુણો ઘણા તારીફ લાએક હતા."[2]

તા૦ ૩૦ મી સપટેમબર.

આજ દીને મરહુમ શેઠ બરજોરજી માણેકજી વાછાનાં ઉઠમણાંમાં તેવણની પોતાની પુંજી મધેથી રૂ૨૫૦૦) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[3]

તા૦ ૧ લી અકટોબર.

શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ જેમ ઈંગ્રેજોમાં ગાયણનો સુધારો કરવાને "ફીલહારમોનીક સોશાઇટી" છે તેમ દેશીઓમાં ગાયણના હુન્નર અને શોખનો વધારો કરવાને "ગાયણ ઉત્તેજક મંડલી" નાં નામથી એક મંડલી આજ દીનથી સ્થાપી હતી. એ મંડલીની મતલબ પારસીઓમા નીતિનાં સારાં તાલશૂરવાલાં અને કાયદાસર ગાયનોનો ફેલાવો કરવાની હતી.[4]

-શાહ સરાફનાં નામનું. (૫) એજ શેઠે ૧૮૮૭ માં રૂ૧૦૦) પોતાના બાવા મરહુમ શેઠ દીનશાહ ડોશાભાઈ સરાફનાં નામનું. (૬) શેઠ નવરોજજી નશરવાંનજી પોંછાએ ૧૮૮૫ માં રૂ૫૦૦) પોતાના મામા મરહુમ શેઠ જાંગીરજી ફરાંમજી જશાવાલાનાં નામનાં એક છોકરાઓ તથા એક છોકરીઓને માટે મલી બે ઈનામો. (૭) કરાંચીની ફ્રીમેશનોની લાડજ "હારમની" એ ૧૮૮૭ માં રૂ૨૫૦) માહરાંણીજીની જુબીલીની યાદગારીમાં "વિકટોરીયા જુબીલી પ્રાઇઝ" ને માટે. (૮) શેઠ કાવશજી પેશતનજી લોઢાંવાલાએ ૧૮૮૮ માં રૂ૧૦૦) પોતાનાં વેહવાંન મરહુમ બાઇ બચુબાઇ તે શેઠ એદલજી દીનશાહ સરાફનાં ધણીઆંનીનાં નામનું. (૯) મરહુમ શેઠ દીનશાહ પેશતનજી નાજરને નામનું ૧૮૮૮ માં રૂ૧૦૦) તેમનાં બેહીઓએ. (૧૦) શેઠ પેશતનજી બેહરાંમજી કોટવાલે ૧૮૮૯ માં રૂ૧૦૦) પોતાના બાવા મરહુમ શેઠ બેહરાંમજી મેહરવાંનજી કોટવાલનાં નામનું. (૧૧) શેઠ એદલજી દીનશાહ સરાફે ૧૮૮૯ માં રૂ૧૦૦) પોતાના બેટા શેઠ નાદરશાહ એદલજી દીનશાહનાં નામનું. (૧૨) એજ શેઠે ૧૮૯૦ માં રૂ૧૦૦) પોતાના દોસ્ત મરહુમ શેઠ જાંગીરજી જમશેદજી રાજકોટવાલાને નામનું. (૧૩) શેઠ નવરોજજી નશરવાંનજી પોંછાએ ૧૮૯૦ માં રૂ૧૦૦) પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ માણેકબાઇનાં નામનું. (૧૪) બાઇ આદરબાઇ તે મરહુમ શેઠ હોરમજજી પેશતનજી જાગોસનાં વીધવાએ ૧૮૯૦ માં રૂ૧૦૦) પોતાના ખાવંદનાં નામનું. (૧૫) બાઇ હીરાંબાઇ તે મરહુમ શેઠ કાવશજી પેશતનજી લોઢોવાલાનાં વીધવાએ ૧૮૯૧ માં રૂ૧૦૦) પોતાના ખાવંદનાં નામનું. (૧૬) હાનરેબલ ઊધેરાંમ મુલચંદનાં નામનું ૧૮૯૧ માં રૂ૧૦૦) તેમના દોસ્તોએ. (૧૭) શેઠ જાંગીરજી હોરમજજી કોથારીએ ૧૮૯૨ માં રૂ૧૦૦) પોતાનાં માતાજી મરહુમ બાઇ જરબાઇનાં નામનું. (૧૮) બાઇઓ બાઇજી અને બચાંમાએ હોરમજજી કોથારીએ ૧૮૯૨ માં રૂ૧૦૦) પોતાનાં માતાજી મરહુમ બાઇ જરબાઇનાં નામનું. (૧૯) શેઠ રૂસતમજી હોરમજજી જમશેદજી રૂસતમજીએ ૧૮૯૪ માં રૂ૩૦૦) પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ બેહરોજબાનુંનાં નામનું. (૨૦) મરહુમ શેઠ ધનજીશાહ એદલજી મનાને નામનું ૧૮૯૫ માં રૂ૧૦૦) તેમનાં વારેસોએ. (૨૧) શેઠ જમશેદજી એદલજી ફકીરજીએ ૧૮૯૫ માં રૂ૧૦૦) પોતાનાં માતાજી મરહુમ બાઇ હીરાંબાઇનાં નામનું. (૨૨) શેઠ નશરવાંનજી જમશેદજી ગોલવાલાએ ૧૮૯૫ માં રૂ૧૦૦) પોતાના કાકા મરહુમ શેઠ બેજનજી ખરશેદજી ગોલવાલાનાં નામનું. (૨૩) શેઠ નશરવાંનજી રૂસતમજી મેહતાએ ૧૮૯૬ માં રૂ૨૦૦) પોતાના બાવા મરહુમ શેઠ રૂસતમજી માણેકજી મેહતાનાં નામનું. (૨૪) શેઠ શોરાબજી શાપુરજી શેઠનાએ ૧૮૯૬ માં રૂ૨૦૦) પોતાનાં માતાજી મરહુમ બાઇ બાઇબાઇ તે મરહુમ શેઠ શાપુરજી નશરવાંનજી શેઠનાનાં વીધવાનાં નામનું. (૨૫) શેઠ નવરોજજી નશરવાંનજી પોંછાએ ૧૮૯૬ માં રૂ૧૦૦) પોતાના બેશી મરહુમ શેઠ શાપુરજી હોરમજજી સોપારીવાલાનાં નામનું. (૨૬) શેઠો પીરોજશાહ, બરજોરજી, અને બેહરાંમજી આદરજી ગાંધીએ ૧૮૯૬ માં રૂ૨૦૦) પોતાના બાવા મરહુમ શેઠ આદરજી ડોશાભાઈ ગાંધીનાં નામનું.

એ શાળાની મંજુર શેઠ શાપુરજી હોરમજજી સોપારીવાલાવાલી હાલની ઈમારત પણ નાની પડવાથી સરકારની તથા મ્યુનીસીપાલીટી અને પારસીઓની મદદથી એક બીજી મોટી ઈમારત રૂ૪૬૦૦૦) ને ખરચે ત્યાંનાં દારૂખાનાંની જગો આગલ બાંધવાને લગતી હીલચાલ થાયછે, જે હજુ સંપુરણ થાઇ નથી.

એ શાળામાં હાલ ૮૩ છોકરા અને ૬૨ છોકરીઓ મલી પારસીનાં ૧૪૫) છોકરાંઓ કેળવણી લેછે, તથા તેનો ખરચ વ્યાજ, છોકરાંઓની ફીઈ, (ગુજરાતીમાં રૂ૦ા થી ૦ાા અને ઈંગ્રેજીમાં રૂ૧) અને કરાંચીના કેટલાક જરથોસ્તીઓનાં દર શાલનાં લવાજમમાંથી થાયછે. એ શાળાનું ફંડ હાલમાં ઊપલા ઈનામોના જુદા કાઢેલા રૂ૩૯૫૦) ઊપરાંત બીજા રૂ૧૬૨૨૫) મલી રૂ૨૦૧૭૫) નું છે.

૧ જામે જમશેદ, તા૦ ૨૮ મી સપટેમબર ૧૮૭૦.

૨ જામે જમશેદ, તા૦ ૩૦ મી સપટેમબર ૧૮૭૦.

૩ જામે જમશેદ, તા૦ ૩ જી અકટોબર ૧૮૭૦.

૪ એ મંડલીની પેહલવેહલી કારોબાર મંડલી શેઠો ખુરશેદજી નોશરવાંનજી કામાજી, જીજીભાઇ જાંગીરજી લાંમ, કેખશરૂ નવરોજજી કાબરાજી, મનચેરજી મેહરવાંનજી નાલીએરવાલા, ડાકટર મનચેરજી શોરાબજી, બેહરાંમજી ફરાંમજી મસ્તરાજવાલા, માણેકશાહ ધનજીશાહ ડાકટરના અને દાદાભાઇ માણેકજી શેઠનાંની હતી. એ પછી તેમાં

તા૦ ૪ થી અકટોબર.

શેઠ નશરવાંનજી દોરાબજી આપઅખતીઆરે "રાગ શીક્ષક" અથવા હિંદુસ્થાંની રાગનું ગ્નાન મેલવવાનો મારગ એવે નામનું એક પુસ્તક પ્રગટ કીધું હતું. એ પુસ્તકમાં હિંદુસ્થાંની રાગરાગણીમાં બનાવેલાં જરથોસ્તી ધર્મ, નીતિ,

---

અવારનવાર જગા ખાલી પડવાથી શેઠો મનચેરજી ખરશેદજી રતનાગર, પીરોજશાહ પેશતનજી મેહરજી, ખરશેદજી માણેકજી શેઠના, ધનજીશાહ મેહરવાંનજી કરાકા, મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, પેશતનજી ખરશેદજી મેહતા, મેહરવાંનજી ફરદુનજી મરજબાંન, જાંગીરજી એદલજી દાવર, ખરશેદજી દીનશાહ ખંબાતા, દોરાબજી નાનાભાઈ વાડીઆ, જમશેદજી રૂસતમજી શેઠના, હીરજીભાઈ ફરાંમજી દાવર, શોરાબજી પેશતનજી દાવર, નાનાભાઈ બેહરાંમજી જીજીભાઈ, હીરજીભાઈ અરદેશર દાદીશેઠ, કુવરજી કાવશજી જશાંવાલા, અરદેશર શોરાબજી મેહમવાલા, રૂસતમજી એદલજી વાલેસ, કાવશજી ખરશેદજી મેહતા, ધનજીશાહ મનચેરજી કાપડીઆ, જાંગીરજી રૂસતમજી મોદી, જાંગીરજી બેહરાંમજી મરજબાંન, પેશતનજી એદલજી સખીદાસ, ફીરોજશાહ રૂસતમજી બાટલીવાલા, ફકીરજી દીનશાહ કરાંચીવાલા, નશરવાંનજી દોરાબજી ભડા, નાનાભાઈ બેહરાંમજી મસાંની, પેશતનજી નવરોજજી કાપડીઆ, દોરાબજી રૂસતમજી ચાકમારવાલા, ડાકટર ફરાંમજી જીવણજી પટેલ, ડાકટર મેહરજીભાઈ રૂસતમજી શેઠના, રૂસતમજી માણેકજી હીરામાણેક, હોરમજજી મેહરવાંનજી નાલીએરવાલા, નશરવાંનજી ફરાંમજી કપાંની કોલાપુરવાલા, નાનાભાઈ હોરમજજી સુસ, શોરાબજી ખરશેદજી દાંડી, જીજીભાઈ મેહરવાંનજી વાડીઆ, અને બેહમનજી નવરોજજી કાબરાજી અવારનવાર શામેલ થયા કીધાછે. સરનશીન તરીકે પ્રથમથી તે ૧૮૮૫ સુધી શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ૧૮૮૫ થી તે ૧૮૯૦ સુધી શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસર, ૧૮૯૦ થી તે ૧૮૯૨ સુધી શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટ, ૧૮૯૨ થી તે ૧૮૯૪ સુધી શેઠ શોરાબજી ફરાંમજી પટેલ, અને ૧૮૯૪ થી તે આજ સુધી શેઠ જમશેદજી ખરશેદજી કામાજી. નાયબ સરનશીન તરીકે ૧૮૮૭ થી તે ૧૮૯૪ સુધી શેઠ જમશેદજી ખરશેદજી કામાજી, અને ૧૮૯૪ થી તે આજ સુધી શેઠ નાનાભાઈ રૂસતમજી રાંણીના. ખજાંનચી તરીકે પ્રથમથી તે ૧૮૭૨ સુધી શેઠ જીજીભાઈ જાંગીરજી લાંમ, ૧૮૭૨ થી ૧૮૭૪ સુધી શેઠ પીરોજશાહ પેશતનજી મેહરજી, ૧૮૭૪ થી તે ૧૮૭૫ સુધી પાછા શેઠ જીજીભાઈ જાગીરજી લાંમ, ૧૮૭૫ થી તે ૧૮૮૧ સુધી શેઠ ખરશેદજી માણેકજી શેઠના, ૧૮૮૧ થી ૧૮૮૨ સુધી શેઠ અરદેશર શોરાબજી મેહમવાલા, ૧૮૮૨ થી ૧૮૮૮ સુધી શેઠ દોરાબજી નાનાભાઈ વાડીઆ, ૧૮૮૮ માં શેઠ જાંગીરજી રૂસતમજી મોદી, ૧૮૮૯ માં શેઠ ખરશેદજી રૂસતમજી શેઠના, ૧૮૯૦ માં શેઠ અરદેશર શોરાબજી દસ્તુર કામદીનના, ૧૮૯૧ માં શેઠ જીજીભાઈ મેહરવાંનજી વાડીઆ, ૧૮૯૨—૯૩ માં શેઠ મનચેરજી ધનજીભાઈ દાવર, અને ૧૮૯૪ થી તે આજ સુધી શેઠ શોરાબજી પેશતનજી દાવર. શેક્રેટરી તરીકે પ્રથમથી તે ૧૮૮૧ સુધી શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજી, ૧૮૮૧ થી તે ૧૮૮૨ સુધી શેઠ જમશેદજી રૂસતમજી શેઠના, ૧૮૮૨ થી તે ૧૮૮૮ સુધી શેઠ ખરશેદજી દીનશાહ ખંબાતા, ૧૮૮૮ થી તે ૧૮૯૦ સુધી શેઠ કાવશજી ખરશેદજી મેહતા, ૧૮૯૦ થી ૧૮૯૧ સુધી શેઠ ફીરોજશાહ રૂસતમજી બાટલીવાલા, ૧૮૯૧ થી ૧૮૯૪ સુધી પાછા શેઠ ખરશેદજી દીનશાહ ખંબાતા, ૧૮૯૪ માં ડાકટર મેહરજીભાઈ રૂસતમજી શેઠના, અને ૧૮૯૪ થી તે આજ સુધી પાછા શેઠ ખરશેદજી દીનશાહ ખંબાતા.

એ મંડલીની શરૂઆતથીજ ગાયનનાં સર્વે વાજીંત્રો તેના સભાસદોના ઊપયોગને માટે ખરીદ કરવામાં આવ્યાં હતાં, તેમજ શેઠ ભીમજીભાઈ જમશેદજી બાટલીબોઈએ કેટલાંક વાજીંત્રો, તથા શેઠ શોરાબજી શાપુરજી બંગાલીએ એક હારમોન્યમ, તથા શેઠ હોરમજજી નવરોજજી સકલાતવાલાએ એક પ્યાનાફોર્ટ, તથા શેઠ એદલજી રૂસતમજી રીપોરટરે દેશી ગાયનને લગતાં સાહીત્યનાં પુસ્તકો ભેટ આપ્યાં હતાં. એ ઊપરાંત જે સભાસદો ચાહે તેઓને ગાયનની ખાસ તાલીમ આપવા માટે પગારદાર ઊસતાદો રાખવામાં આવ્યા હતા. એ પછી મીજલસીઓની પોતાની ગાયનો સાંભલવા માટેની મુદતે મુદત બેઠકો કરવામાં આવતી હતી, કે જેમાં પારસી તેહવારો ઊપર બોદાઈ ગાયનોની તથા નોરતાંના દીવસો ઊપર ગરબાની બેઠકો પણ કરવામાં આવતી હતી. પેહલવેહલા એ મંડલીમાં પારસીઓમાં શોખીન ગ્રહસ્થ ગાનારાઓ તરીકે જાહેર ગાવામાં નીચલા સભાસદો બાહેર પડયા હતાઃ—

શેઠો કાવશજી હોરમજજી ગાંધીભાઈ, મનચેરજી મેહરવાંનજી નાલીએરવાલા, માણેકજી હોરમજજી બારબાએઆ, ડાકટર મનચેરજી શોરાબજી, કેખશરૂ નવરોજજી કાબરાજી, માણેકશાહ ધનજીશાહ ડાકટરના, દાદાભાઈ પેશતનજી વરકીંગબાક્ષવાલા.

વળી મંડલીની એક મતલબ જે ગાયન સંબંધી આપણા લોકોની છીર દુર કરવા સારૂં સારાં ગાયનો આબરૂદાર ગ્રહસ્થોને મોહડે ગવાડવાના જલસા કરવાની હતી, તે મુજબ આજ સુધી એવા સભાસદોનાં પોતાનાં શિખેલાં ગાયનોના ૪૪) જલસા કરવામાં આવ્યાછે. એ ઊપરાંત બીજા નામીચા ગાયનના ઊસ્તાદો જેઓ મુંબઈમાં આવે તેમનાં ગાયનો સાંભલવાને ઘણીક બેઠકો કરવામાં આવીછે, તેમજ મંડલીનાં કામમાં કેટલો વધારો થયોછે તે દેખાડવા માટે મંડલીમાંજ ગાયનની તાલીમ મેલવેલા શોખીન ગ્રહસ્થોનાં ગાયનની ખાસ જુદી જુદી બેઠકો કરવામાં આવતી હતી, તે એવી રીતે કે દરેક બેઠકમાં એકજ ગ્રહસ્થનો સઘલો હુનર સભાસદોના જોવામાં આવે.

એ મંડલીએ ૧૮૭૪ થી ગાયનના હુનરને ધંધા તરીકે શિખાડવાનો બાળકોનો એક વર્ગ ઊઘાડયો હતો, અને જેમાં દરવખત ૭—૮ બાળકોએ લાભ લેયા કીધો હતો, પણ તેનું સેવટે કસ્સું પરીણાંમ આવ્યું નહિં. વળી ૧૮૭૫ માં યુરોપ્યન ગાયનની સભાસદોને તાલીમ આપવાનો એક નવો વર્ગ ઊઘાડયો હતો, જે થોડાક માસ ચાલુ રહયો હતો. એજ બે શાલોમાં મંડલીના બે જલસાઓમાં બાહેરના લોકો પાસે અમુક રકમની ફીઇ લઇ તેમને દાખલ કર્યાં હતાં, પણ તે અખતરો ફતેહમંદ નીકલ્યો નહિં. ૧૮૭૮ માં મંડલીના સભાસદો આગલ મુનશી શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ દેશી ગાયનની સમજણ વિષે ગુજરાતીમાં કેટલાંક ભાષણો કીધાં હતાં. ૧૮૭૪ થી દર શાલ શેહનશાહી નવાં શાલની ખુશાલીમાં સભાસદોનાં કુટુંબનાં બાળકોના મેલાવડા કરી તેઓ પાસે ગાયન, વ્યાખ્યાંન, વગેરેની રમુજ કરાવી ઇનામો વેંહચવામાં આવેછે. ઈ૦ સ૦ ૧૮૮૭ માં નામદાર માહરાંણી વિકટોરી-

તવારીખ, અને સંસારને લગતાં ગુજરાતી ગાએણો સમાવવામાં આવ્યાં હતાં, તથા હિંદુસ્થાંની વજંતરોના જુદા જુદા નકશા પણ આપવામાં આવ્યા હતા.[1] એ પુસ્તક હાનરેબલ બેહરાંમજી જીજીભાઇને અર્પણ કરવામાં આવ્યું હતું.

---

તા૦ ૫ મી અકટોબર.

રોજ ૧૪ માહ ૧ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—હોરમજજી એદલજી માડન[2]—ઉમર વર્ષ ૪૬) શેઠ એદલજી રૂસતમજી માડનના દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપ તથા કાકાની "એદલજી (એંડ) ખરશેદજી (માડન)"નાં નામથી ચાલતી ઇંગ્રેજી અશબાબ તથા દારૂકામની મોટી દુકાંન તથા મેસ એજંટનાં કામમાં શામેલ હતા. તે પછી બાપ કાકાનાં મરણ બાદ પોતે એખલાએ તે વહીવટ ચલાવ્યો હતો. સુરત મધે રૂસ્તમપરામાં વસનારા નવસારીની વડી દરેમેહરને તાબેના ભગર સાથના મોબેદોનાં ધર્મનાં ફંડના ઇ૦ સ૦ ૧૮૬૧ માં તે સ્થાપ્યું ત્યારથી એવણ તેના અતરેના એક તરસ્ટી હતા.

---

તા૦ ૧૦ મી અકટોબર.

એ૦ પેશતનજી કાવશજી રબાડીએ "હાદીએ મજદીઅસનાન" યાને યજદાંપરસ્તીઓને મારગ દેખાડનાર એવે નામનું એક પુસ્તક ગુજરાતીમાં પ્રગટ કીધું

---

પાની જુબીલીને ટાંકણે શેઠ હોરમજજી નવરોજજી કુપરે રૂ૭૫૦) શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરને નામનાં તથા શેઠ જાંગીરજી નશરવાંનજી મોદીએ રૂ૭૫૦) સર દીનશાહજી માણેકજી પીટીટનાં નામનાં વાર્ષિક ઇનામો એ મંડલીમાં તાલીમ લેનારાઓની પરીક્ષા લઇ તેમને દર શાલ આપવાને ભેટ આપ્યા હતા, કે જેનાં બ્યાજ મધેથી ગયાં બે વર્ષ થયાં ઇનામો આપવામાં આવેછે. એજ શાલમાં મંડલીના ૧૮૭૧ થી તે ૧૮૮૬ સુધીના ૭૪) જલસાઓનાં પરસુટન ગાયનોનો સંગ્રહ કરી તેનું એક પુસ્તક નીચલાં નામથી પ્રગટ કરવામાં આવ્યું હતું:—

"ગાયન ઊત્તેજક મંડલી. તા૦ ૨૮ મી એપરીલ ૧૮૭૧ થી તા૦ ૧૮ મી ડીસેમબર ૧૮૮૬ સુધી જલસાઓમાં ગવાએલાં ગાયનોનો સંગ્રહ. છપાવી પ્રગટ કરનાર, કારોબાર મંડલી. મુંબઇ, ન્હા. રૂ. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપ્યું છે. સને ૧૮૮૭ ઇસવી."

એ પુસ્તકનું સાંકલીઊં મરહુમ શેઠ રૂસતમજી એદલજી વાલેસ અને તેમના પછી શેઠ કાવશજી ખરશેદજી મેહતાએ ઘણી મેહનત લઇ બનાવ્યું હતું. એજ મુજબ ૧૮૮૧ માં મંડલીમાં થયલા એક જલસાનાં ચોપાંનયાં ઇંગ્રેજી રૂઢી મુજબ દેશી ભાષાની "નોટેશન" માંજ છાપવામાં આવ્યાં હતાં, કે જેથી તેમાં છાપેલાં ગાયનો ફકત વાંચવાથીજ ગવાઇ શકાય, પણ એ કોશેશ ફરી કરવામાં આવી ન હતી.

શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટે ઇ૦ સ૦ ૧૮૮૯ માં રૂ૧૦૦૦) ની એક બીલ્યર્ડ ટેબલ મંડલીને ભેટ આપી હતી.

શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી જેઓ મંડલીની શરૂઆતથી તેના પ્રમુખ હતા તેઓની એક સુંદર ઑઇલ-પેનટીંગની તસવીર શેઠ ફકીરજી દીનશાહ કરાંચીવાલા પાસે પડાવી તે તા૦ ૨૩ મી ફેબરવારી ૧૮૮૪ ને દીને મંડલીનાં મકાનમાં ખોલી મુકવામાં આવી હતી. એ તસવીર તથા મંડલીના સંબંધમાં એમની યાદગારીને મારે સભાસદો વચ્ચે એક ફંડ કરવામાં આવ્યું હતું, જેમાં રૂ૫૭૯) ભરાયા હતા, તે મધેથી ઊપલો તસવીરનો તથા બીજો ખરચ બાદ કરતાં બાકી રૂ૪૦૦) રહ્યા, તથા ૧૮૮૫ માં શેઠ ખુરશેદજી ગુજર્યા ત્યારે તેમની યાદગારીમાં મંડલીના સભાસદોએ એક ફંડ ઊભું કરી રૂ૬૨૪) એકઠા કીધા હતા તે મલી રૂ૧૦૦૦) ની રકમ ઇ૦ સ૦ ૧૮૮૯ માં તેનું "મરહુમ ચેરનશીન શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીની યાદગારીમાં સભાસદોએ ઊભાં કરેલાં ફંડનું ખાતું" એવાં નામથી અનામત રાખી તેનું બ્યાજ દેશી ગાયનનો અભીઆસ કરનાર જવાંનોને ઊતેજન આપવામાં વાપડવાને ઠેડવ્યું હતું, અને તે મધેથી પણ ઊપર મુજબજ ગાયનની તાલીમ લેનારાઓને ઇનામો આપવામાં આવેછે.

એજ મુજબ શેઠ ભીમજી જમશેદજી બાટલીબોઇએ એ મંડલીને શરૂઆતમાં કેટલાંક વાજીંત્રો ભેટ આપ્યાં હતાં, તથા મંડલીનાં કામમાં ઘણીક ઊપયોગી મદદો કીધી હતી, જેથી તેઓ ૧૮૭૫ માં ગુજર્યા તે વેળાએ સર્વે મેમબરોએ એક ઊઘરાંણું કરી તેમની એક તસવીર પડાવી મંડલીનાં મકાનમાં ખોલી મુકી હતી.

વળી જાણીતા શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરને તા૦ ૧૧ મી અકટોબર ૧૮૮૪ ને દીને એ મંડલીના એક હાનરરી લાઇફ મેમબર સુંટી કાઢયા હતા, તથા શેઠ ફીરોજશાહ રૂસતમજી બાટલીવાલાએ આ મંડલીની નેમ પાર પાડવા માટે ઘણાં વર્ષો સુધી દીલોજાંનીથી મેહનત કરી તથા પોતાનાં ખાસ જોડેલાં ગાયનો મંડલીના લાભને માટે આપતા ગયા હતા તે કીમતી સેવાઓની પીછાંન તરીકે તા૦ ૨૩ મી નવેમબર ૧૮૮૯ ને દીને તેવણને પણ હાનરરી લાઇફ મેમબર સુંટી કાઢયા હતા.

શેઠ ખરશેદજી દીનશાહ ખંબાતાએ આ મંડલીના શેક્રેટરી તરીકે બજાવેલી કીમતી સેવાઓ માટે તેમને તા૦ ૬ ઠી જુલાઇ ૧૮૮૯ ને દીને એક માનપત્ર તથા સર્વે મેમબરોએ ઊઘરાંણું કરી ભરેલી રૂ૨૩૭૫) ની પર્સ ભેટ આપી હતી.

એ મંડલીને સ્થાપ્યાને ૨૫) વર્ષ પુરાં થયાં તેની ખુશાલીમાં મંડલીના સભાસદો તથા તેમના દોસ્તઆશનાઓ અને કુટુંબનો એક મેલાવડો તા૦ ૨૪ મી નવેમબર ૧૮૯૫ ને દીને મેદાનમાં "નોવેલટી થીએતર"માં કરવામાં આવ્યો હતો.

એ મંડલીનું ફંડ હાલ તેના છેલા છપાયલા હીસાબ *મુજબ તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૯૫ સુધી રૂ૧૨૫૦૦) ને* આસરે હતું.

૧ "રાગ શીક્ષક, અથવા હીંદુશથાંની રાગનું ગ્યાન મેલવવાનો મારગ. એની સાથે હીંદુશથાંની વજંતરોના નકશા, તથા હીંદુશથાંની રાગરાગણીમાં નવાં અને જુનાં બંધનથી બનાવેલાં જરથોશતી ધરમને લગતાં, નીતીને લગતાં, તવારીખને લગતાં, અને શંશારને લગતાં મધુર ગુજરાતી ગાએણો, ઇતીઆદી, ઇતીઆદી. બનાવનાર, નશરવાંનજી દોરાબજી આપએખતીઆર. મુંબઇ આપએખતીઆર છાપાખાંનાંમાં છાપેઊ છે. શને ૧૮૭૦ ઇશવી, ૧૨૩૯ ઇઅજદેજરદી."

૨ શેઠો રૂસતમજી હોરમજજી માડન, એલ. સી. ઇ., અને અરદેશર હોરમજજી માડન, બી. એ. ના બાવા.

હતું.[૨] એ પુસ્તક હાનરેબલ બેહરાંમજી જીજીભાઇને અર્પણ કરવામાં આવ્યું હતું.

---

તા૦ ૧૫ મી અકટોબર.

રોજ ૨૪ માહ ૧ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—બહમનજી મનચેરજી ગગરાટ[૨]—ઉમર વર્ષ (૫) શેઠ મનચેરજી માણેકજી ગગરાટના બીજા દીકરા. એવણુ પ્રથમમાં પોતાને હીસાબે રૂઉનો વ્યાપાર કરતા હતા. તે પછી શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીની સાહેતાથી શેઠો ગોવીંદ હરી વાલિકર, ગંગારામ બાલદેવ, અને શા૦ પેમચંદ શંધજી સાથે રાસમાં "ગોવીંદ હરીની કુંપની" નાં નામથી મુંબઇ, કોકણ, દખણ અને ખાંનદેશમાં વ્યાપારનું કામ ચલાવતા હતા. તે પેહડી તા૦ ૧૧ મી નવેમબર ૧૮૬૩ થી બંધ કરી પાછો પોતાને હીસાબેજ ધંધો ચાલુ રાખ્યો હતો.

---

તા૦ ૧૭ મી અકટોબર.

રોજ ૨૬ માહ ૨ (ક૦) ૧૨૪૦ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ આવાંબાઇ તે શેઠ માણેકજી પેશતનજી હાંડીસનનાં ધણીઆંની તથા શેઠ હોરમજજી ખુરશેદજી જશાંવાલાનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા ખાવંદ અને માત પીતા મલી રૂ૭૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૩]

---

તા૦ ૧૯ મી અકટોબર.

શેઠ ફરાંમજી બહમનજી માસ્ટરે "ઇંડીયન ક્રીટીક" અથવા "ટીકાકાર" નામનું એક ઇંગ્રેજી–ગુજરાતી દર શનીવારે પ્રગટ થતું અઠવાડીક પત્ર પરવરતાવવા માડયું હતું.[૪]

---

તા૦ ૨૦ મી અકટોબર.

મુંબઇવાલા શેઠ રૂસતમજી પેશતનજી બીલીમોરીઆએ પોતાનાં જન્મ ગામ બીલીમોરામાં એક ધર્મનું દવાખાંનું આએ માસથી પોતાને ખરચે ચાલુ કીધું હતું.[૫]

---

તા૦ ૨૫ મી અકટોબર.

શેઠ પેશતનજી કુવરજી ડાકટરે પાદશાહ નોશરવાંન આદેલના વજીર બુઝરચે મેહર તથા યુનાની ફીલસુફ આરીસ્ટોટલની દાનાઇ ભરેલી નશીહતોનો સંગ્રહ, તથા મુખતેસર શાહનામું કવેતોમાં બનાવી તેનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[૬]

---

તા૦ ૩૧ મી અકટોબર.

સુરતની પાસે કીમ નદી આગલ આવેલાં એલાવ ગામમાં મુંબઇવાલા શેઠ અરદેશર હોરમજજી વાડીઆએ એક ધર્મનું દવાખાંનું સર્વે રૈયતના ઉપયોગને માટે ઉઘાડવા માટે સરકારમાં રૂ૧૦૦૦૦) આપ્યા હતા, તે દવાખાંનું આજ દીને એક મેલાવડો કરી ખોલ્લું મેલવામાં આવ્યું. હતું.[૭]

---

તા૦ ૫ મી નવેમબર.

શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ "ઇઅજદેજરદી તારીખ" નામનું હિંદુસ્થાંન તથા ઇરાનના જરથોસ્તીઓ

---

૧ "હાદીએ મજદીઅસનાંન, ઇઆને ઇઅજદાંપરશતીઓને મારગ દેખાડનાર. જંદ અવશતાના પવીતર કલાંમોના દાખલાઓ શાથે જરતોશતી ધરમ શંબંધી જાણવાજોગ બાબતોનો શંઘરહ. બનાવનાર, એ૦ પેશતનજી કાવશજી રબાડી. પુણેવાલા દસતુરજી શાહેબ હોશંગજી જામાસપજીની તપાશ ઊપરથી, મુંબઇ મધે પ્રીન્ટરસ પ્રેસમાં છપાવીઓછે. શને ૧૨૩૯ ઇઅજદજરદી. શને ૧૮૭૦ ઇશવી."

૨ મુંબઇની હાઇ કોરટના ચીફ–ટ્રાનસલેટર શેઠ મનચેરજી બહમનજી ગગરાટના બાવા. એવણના બાવા શેઠ મનચેરજી માણેકજી ગગરાટ અસલમાં નવસારીના રેહવાસી હતા, પણ પાછલથી મુંબઇ આવી વસ્યા હતા. તેમનું કદ તથા અવાજ ઘણો મોટો અને જબરો હોવાથી ગગરાટનાં નામથી ઓલખાતા હતા.

૩ જામે જમશેદ, તા૦ ૧૯ મી અકટોબર ૧૮૭૦.

૪ એ પત્ર ફકત છ માસ સુધી ચાલયું હતું.

૫ એજ મુજબ એવણે બીલીમોરામાં એક ઇંગ્રેજી નીશાલ પણ ઇ૦ સ૦ ૧૮૭૫ થી પોતાને ખરચે ઊઘાડી હતી. એ નિશાલ તથા ઊપલું ધર્મનું દવાખાંનું ઇ૦ સ૦ ૧૮૯૨ માં બંધ કરવામાં આવ્યાં હતા. આ બંધે ખાતાંઓ શેઠ રૂસતમજીને ખરચે આટલાં વર્ષો સુધી ચાલ્યાં તે માટે તેઓ ૧૮૯૨ ના જુલાઇ માસમાં બીલીમોરે ગયા તે વખતે ત્યાંના લોકોએ તેમને એક માનપત્ર આપ્યું હતું.

૬ "એ કેતાબ નશીહતનાં બાગની, ઇઆને પાદશાહ નોશેરવાંન આદેલનાં વજીર બુજોરગચ મેહેર તથા અરશતાતાલીશ હકીમની દાંનાઇ ભરેલા શવાલ જવાબની અશલ માફક શુધારીને છપાવીછે. મુખતેશર શાહનામું, શાહાનાંમાંનો ઇતીહાસ ગઇઓમરશથી તે છેલા પાદશાહ ઇઅજદેજરદ શેહેરીઆરની પાહાદશાહી શુધીનો શુધારીને કવેતોમો બનાવીઓછે. બનાવનાર, દાકતર પેશતનજી કુવરજી ભરૂચવાલા. મુંબઇ "જામ પરીંટીંગ" છાપાખાંણામો છપાવીઊછે. શને ૧૮૭૦ અંગરેજી."

૭ મુંબઇ ચાબુક, તા૦ ૧૨ મી નવેમ્બર ૧૮૭૦.

એ દવાખાંનાંના મકાનમાં નીચલી તખ્તી જડેલીછે:—

"આએ ધરમનાં દવાખાંનાંનું મકાન મુંબઇવાલા શખી "શેઠ અરદેશરજી હોરમજજી વાડીઆનાં ખરચથી બંધાઊછે. "શને ૧૨૪૧ ઇઅજદેજરદી. શને ૧૮૭૧ ઇશવી."

એ દવાખાંનું ઊઘાડવા થકી શેઠ અરદેશર વાડીઆનો ઊપકાર માનવાને એમને એલાવ તથા બીજાં આસેપાસેનાં ગામો તરફથી શેઠો જીવણજી લીમજીભાઇ, દીનશાહજી જીવણજી પટેલ, વગેરે ગ્રહસ્થોનાં ડેપ્યુટેશને ૧૮૭૧ ના અકટોબર માસમાં એમનાં લવજી કાસ્લનાં મકાનમાં જઇ એક માનપત્ર આપ્યું હતું.

વચ્ચે યજદજરદી અને ગણવાના બાબમાં એક મહીનાના તફાવત વિષેની ગણત્રિનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.૧

તા૦ ૭ મી નવેમબર.
રોજ ૧૭ માહ ૨ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાળાં શેહનશાહી આતશબેહરામની શાલગરેહનાં જશનની મીજલસમાં દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ "જરથોસ્તીઓને ભલું મન રાખવાની જરૂર છે" એ બાબદ ઉપર એક વાએજ કીધી હતી.૨

તા૦ ૧૦ મી નવેમબર.

મુંબઈની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના એક ડેલીગેટ શેઠ ડાશાભાઈ ફરામજી કરાકાએ પોતાનો ઓહદો છોડવાથી તથા શેઠ નવરોજજી ફરદુનજી ઇંગલાંડ જવાથી તેમની જગોએ નામદાર સરકારે શેઠો મનચેરજી નવરોજજી બનાજી અને એદલજી બહમનજી માસ્તરને નેમ્યા હતા.૩

તા૦ ૧૭ મી નવેમબર.

સુરત મધે શેઠ બરજોરજી મેહરવાંનજી ફરેજરને "ખાંન બાહદુર"નો એતાબ મલ્યો તેની મુબારકબાદીમાં ત્યાંના લોકો તરફનું એક માનપત્ર એ શેઠને આપવાને આજ દીને નગરશેઠ દુલારકાંદાસ લલુભાઇ, શેઠો નશરવાંનજી દારાશાહ ખાંનસાહેબ, નશરવાંનજી ફરદુનજી ચાંદના, પેશતનજી બરજોરજી શેઠી, ડાકટર ડાશાભાઇ પેશતનજી, પીરોજશાહ શાપુરજી કમીશરીવાલા, રતનશાહ પેશતનજી વકીલ, મોતીરાંમ દલપતરાંમ અને મેહરાંમજી પેશતનજી ડાકટરે એક જાહેર સભા શેઠ પીરોજશાહ શાપુરજી કમીસરીવાલાની વાડી મધે બોલાવી હતી. સરનશીનની ખુરસી શેઠ એદલજી ખુરશેદજી મોદીને આપવા બાદ શેઠ જમશેદજી ડાશાભાઇ શેહેરીઆએ માનપત્ર વાંચી સંભલાવ્યું, જેનો ખાંનબાહદુર બરજોરજી તરફથી શેઠ કેખશરૂ હોરમજજી આલપાઇવાલાએ જવાબ વાંચી સંભલાવ્યો. એ પછી ખાંનબાહદુર બરજોરજીને તેમના મિત્રો તરફથી સાત શેઆલો હોરાડવામાં આવી, તથા પાંન ગોલાબ થઈ મીજલસ બરખાસ્ત થાઇ, અને હાજર થએલા સર્વે ગ્રહસ્થો વાજં ઢોલ સાથે ખાંનબાહદુર બરજોરજીને તેમને મકાંન સુધી પોંહચાડવા ગયા હતા.૪

તા૦ ૨૩ મી નવેમબર.
રોજ ૩ માહ ૪ (કદ૦) ૧૨૪૦ યજદેજરદી.

સુરત મધે આજ દીને મરહુમ શેઠ પેશતનજી કાવાભાઇ વકીલવાળાં કદમી આતશબેહરામની શાલગરેહનાં જશનની મીજલસમાં શેઠ બહમનજી નશરવાંનજી વકીલે "પોતાના મરહુમ પીતા તરફથી વારસાના હીસસામાં મલેલાં નાનપરાના ઉજલાઓમાંનાં ૪ મકાનોમાંથી બે મકાંન નાનપરા નેટીવ બોરડીંગ રૂમને માટે, તથા બે મકાંન દવાખાંનાના રોગીઓને માટે વગર કીરાએ ધરમ દાખલ વાપરવા" આપવાની તંદરોસ્તી પઢાવી હતી.૫

એજ દીને પુનાં મધે મરહુમ સર જમશેદજી જીજીભાઇવાલી દરેમેહરની શાલગરેહનાં જશનની મીજલસમાં એ૦ ભીખાજી જામાસપજી દસ્તુર મેહરજીરાંણાએ આપણા પવીત્ર મજહબનાં પુરાતમપણાં વિષે એક વાએજ કરી સંભલાવી હતી.૬

તા૦ ૨૪ મી નવેમબર.
રોજ ૪ માહ ૩ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ જીવણબાઇ તે મરહુમ શેઠ બરજોરજી રતનજી કોપરનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા બેગીઓએ મલી રૂ૫૧૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.૭

તા૦ ૧ લી ડીસેમબર.

રાંડેલ અને વલસાડ મધે શેઠ કાવશજી જાંગીરજી રેડીમની સી. આઈ. ઈ. એ ઈ૦ સ૦ ૧૮૬૨ થી પોતાને ખરચે જે ધર્મનાં દવાખાંનાં સ્થાપ્યાં હતાં તે બંધે એ શેઠે આજ દીનથી બંધ કીધાં હતાં.૮

તા૦ ૨ જી ડીસેમબર.
રોજ ૧૨ માહ ૩ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

મરણ—પેશતનજી ફરામજી વકીલ૯—ઉમર વર્ષ ૭૫) સુરતવાલા શેઠ ફરામજી મેહરાંમજી આકુગરના દીકરા. એવણ

૧ "ઇઅજદેજરદી તારીખ. હીનદુસથાન તથા ઇરાનના જરતોસતીઓ વચે ઇઅજદજરદી સને ગણવાના બાબમાં એક મહીનાના તફાવત ઉપર વીચાર. લખનાર તથા છપાવી પરગટ કરનાર, ખ. રૂ. કામા. મુંબઇ, દફતર આશકારા છાપખાનાં મધે મેહરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીઉં છે. સને ૧૮૭૦."

૨ જામે જમશેદ, તા૦ ૭ મી નવેમબર ૧૮૭૦.

૩ બોંબે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૦ મી નવેમબર ૧૮૭૦.

૪ જામે જમશેદ, તા૦ ૨૧ મી નવેમબર ૧૮૭૦.
એજ મુજબ મુંબઇથી પણ કેટલાક આગલા સુરતના જરથોસ્તી રહેવાસીઓએ શેઠ રતનજી ફરદુનજી પારખની આગેવાની હેઠળ ખાનબાહદુર બરજોરજીપર એક મુબારકબાદીનું માનપત્ર મોકલ્યું હતું.

૫ જામે જમશેદ, તા૦ ૨૬ મી નવેમબર ૧૮૭૦.

૬ જામે જમશેદ, તા૦ ૨૬ મી નવેમબર ૧૮૭૦.

૭ મુંબઇની પારસી પંચાયતનાં ફંડની સવંત ૧૯૨૭ હીસાબની ચોપડી.

૮ જામે જમશેદ, તા૦ ૫ મી સપટેમબર ૧૮૭૦.
રાંડેલનાં દવાખાંનાંપર શેઠ કાવશજીને એ ૯) વર્ષમાં રૂ૧૨૫૦૦) તથા વલસાડનાં દવાખાંનાંપર રૂ૧૧૫૦૦) નો ખરચ થયો હતો.

૯ અમદાવાદવાલા શેઠો ફરામજી, નશરવાંનજી, નવરોજજી, અને જાંગીરજી પેશતનજી વકીલના બાવા. એવણના બાવા શેઠ ફરામજી મેહરાંમજી આગર સુરત મધે વલંદા તથા નવાબ વચ્ચે દુભાષીઆનું કામ કરતા હતા. તે વખતે એવા એક બીજા વચ્ચે કામકાજ કરનારને વકીલનાં નામથી બોલાવવામાં આવતા હતા, અને તેજ ઉપરથી શેઠ પેશતનજીની અટક પણ વકીલની પડી હતી.

ઇ૦ સ૦ ૧૮૧૯ માં સુરતથી એડ શેઠ રતનજી નવરોજજી કેનટીનવાલાની દુકાને ગયા હતા. ત્યાંથી ઇ૦ સ૦ ૧૮૨૬ માં અમદાવાદ જઇ ત્યાં પોતે ઇંગ્રેજી અશબાબની મોટી દુકાંન ઉઘાડી હતી. તે સાથે સર્વે તરાહનાં સરકારી કંત્રાકટો પણ લેતા હતા. અમદાવાદની જરથોસ્તી અંજુમનનાં ફંડના એવણ એક તરસ્ટી તથા અકાબર હતા. એવણનું મરણ અમદાવાદ મધેજ નીપજ્યું હતું.

તા૦ ૫ મી ડીસેમબર.

શેઠ ડાશાભાઇ ફરામજી રાંદેલીઆએ "જીંદગી જોગવવાની જુગતી" ઇઆને જીંદગી અને સંસાર સંબંધી પુરાતન નીતિ-ઉપદેશનું એક પુસ્તક ગુજરાતીમાં રચી પ્રગટ કીધું હતું.[1] એ પુસ્તક હાનરેબલ બેહરામજી જીજીભાઇને અર્પણ કરવામાં આવ્યું હતું.

તા૦ ૮ મી ડીસેમબર.

શેઠ ખરશેદજી નશરવાંનજી પેશતનજી વાડીઆએ મુસલમાંનોના અમલનો "હિંદુસ્થાંનનો ઇતીહાસ" રચી તેનું એક પુસ્તક પ્રગટ કીધું હતું.[2] એ પુસ્તક હાનરેબલ બેહરામજી જીજીભાઇને અર્પણ કરવામાં આવ્યું હતું.

તા૦ ૯ મી ડીસેમબર.

શેઠ રૂસતમજી મેહરવાંનજી પટેલ, એમ. એ; એલ. એલ. બી. એ ગયે વર્ષે મેલવેલાં બોમ્બે યુનીવરસીટીને લગતાં માણેકજી લીમજી ગોલ્ડ મેડલનાં ઇનામનો "હિંદુસ્થાંનની સરકારી તથા બીજી ઇમારતોનાં બાંધકામની જુદી જુદી પ્રકારની રીત, અને દેશની રૂતુને તેઓ કેવી અનુકુળ થાઇ પડછે તેનો મુકાબલો" એ બાબદ ઉપરનો રેસાલો એક પુસ્તકના આકારમાં છપાવી પ્રગટ કીધો હતો.[3]

તા૦ ૧૦ મી ડીસેમબર.

મુંબઇમાં વસ્તા કેટલાક ઇરાંની જરથોસ્તીઓએ ફારસી ભાષામાં અસલી ઇરાંની પેહલવાનોનાં દાસ્તાંનોના નાટક કરી બતાવવાને એક "ઇરાંની નાટક મંડળી" ઉભી કરી હતી, અને ગ્રાંટ રોડની નાટકશાળામાં આજ રાત્રે "રૂસતમ અને બરજોર" નો ખેલ ફારસીમાં ભજી બતાવ્યો હતો.[4]

તા૦ ૧૧ મી ડીસેમબર.

શેઠ દાદાભાઈ ડાશાભાઇ કામાએ ઇંગલાંડ મધે બારીસ્ટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[5]

તા૦ ૧૫ મી ડીસેમબર.

ઇંગલાંડ મધે સાઉથ કેનસીંગટન ખાતે આવતાં શાલમાં ભરાનારાં દેશ પ્રદેશનાં પ્રદર્શણમાં આ દેશના હુનર તથા કારીગરીની જીનસો મોકલવા વગેરેની ગોઠવણો કરવાને નામદાર સરકારે ૧૦ ઇંગ્રેજ, ૧ યાહુદી, ૧ હિંદુ, અને ૨ પારસી (હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, હાનરેબલ બેહરામજી જીજીભાઇ) ગ્રહસ્થોની એક કમીટી નેમી હતી.[6]

એજ મુજબ એજ કારણસર કલકતા ખાતે નામદાર ગવરનર જનરલે નેમેલી ૧૩ ગ્રહસ્થોની સેનટરલ કમીટીમાં પણ એક પારસી ગ્રહસ્થ—શેઠ માણેકજી રૂસતમજી બનાજીની નેમણુક કરી હતી.[7]

શેઠ શાપુરજી જામાસપજી ભાવનગરીને નામદાર સરકારે મુંબઇનાં કસટમ ખાતાંના ત્રિજા આસીસ્ટંટ કમીશનર તરીકે નેમ્યા હતા.[8]

તા૦ ૧૬ મી ડીસેમબર.

રોજ ૨૬ માહ ૪ (ક૦) ૧૨૪૦ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ રતનબાઇ તે મરહુમ શેઠ હોરમજજી મનચેરજી કામાજીનાં વીધવાનાં પાછલી રાતનાં ઉઠમણાંમાં તેવણનાં વારસોએ રૂ૫૦૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[9]

તા૦ ૨૦ મી ડીસેમબર.

શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ "જમશેદ" નામના લખેલા નાટકની એક ચોપડી વિકટોરીઆ નાટક મંડલીના માલેકોએ છપાવી પ્રગટ કીધી હતી.[10]

---

૧ "જીંદગી જોગવવાની જુગતી. એટલે જીંદગી અને સંસાર સંબંધી પુરાતન નીતિ-ઉપદેશ. આ પુસ્તક પ્રથમ તિબેટ દેશના ધર્મગુરૂના હાથની લખેલી પોથી ઉપરથી એક ચિનાઇ ફિલસુફે ચિનાઇ ભાષામાં રચ્યું હતું, તેનો તરજુમો એક અંગ્રેજ ગ્રહસ્થે અંગ્રેજીમાં કીધો હતો, તે ઉપરથી ગુજરાતીમાં બનાવનાર, ડોસાભાઈ ફરામજી રાંદેરીઆ. મુંબઇ મધે ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં કાવશજી પેશતનજીએ છાપ્યું છે. ૧૮૭૦."

૨ "હીંદુસથાનનો ઇતીહાસ: મુસલમીનોના હુમલાઓની શીરૂઆતથી તેમના અમલની આખેરી સુધી. રચણાર તથા છપાવી પ્રગટ કરનાર, ખરશેદજી નશરવાંનજી પેશતનજી. મુંબઇ એશિઆટિક પ્રેસ. ઇ૦ સ૦ ૧૮૭૦."

૩ "The Manockjee Limjee Gold Medal Essay for 1868. A Comparision of different Styles of Architecture, in respect of their suitability for public and domestic buildings in India. By, Rastamji Mervanji Patel, M.A. Bombay: Education Society's Press, Byculla. 1870."

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૪ થી ડીસેમબર ૧૮૭૦.

એ ઇરાંનીઓને આકટીંગ વગેરેની તાલીમ શેઠ દાદાભાઈ શોરાબજી પટેલ, એમ. એ. એ આપી હતી. એ મંડલી એકુ વર્ષમાં બંધ પડી ગઇ હતી.

૫ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૨ મી ડીસેમબર ૧૮૭૦.

૬ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૫ મી ડીસેમબર ૧૮૭૦.

૭ ટાઇમસ ઑફ ઈંડીઆ, ૭ મી ડીસેમબર ૧૮૭૦.

૮ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૫ મી ડીસેમબર ૧૮૭૦.

૯ જામે જમશેદ, તા૦ ૧૭ મી ડીસેમબર ૧૮૭૦.

૧૦ "જમશેદ. નાટક ૩ અંકી. સાએર ફીરદોસી-તુસીનાં બનાવેલા શાહનામાંના આધાર ઉપરથી. વીકટોરીઆ નાટક મંડલીને સારૂં. બનાવનાર, કેખશરો નવરોજજી કાબરાજી. મુંબઇ, દફતર આશકારા છાપખાંનાં મધે બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીછે. સને ૧૮૭૦."

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| ૧ થી ૫ વર્ષનાં........ | ૭૯ | ૭૬ | ૧૫૫ |
| ૬ થી ૧૦ વર્ષનાં........ | ૧૨ | ૧૨ | ૨૪ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં........ | ૧૭ | ૨૦ | ૩૭ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં........ | ૨૬ | ૩૧ | ૫૭ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં........ | ૩૧ | ૧૮ | ૪૯ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં........ | ૩૪ | ૧૫ | ૪૯ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં........ | ૩૬ | ૧૮ | ૫૪ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં........ | ૩૭ | ૩૦ | ૬૭ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં........ | ૨૮ | ૪૪ | ૭૨ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં........ | ૬ | ૧૬ | ૨૨ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં ...... | ૨ | ૨ | ૪ |
| | ૪૮૧ | ૪૧૦ | ૮૯૧ |

એ ૮૯૧) મરણ નીચલા લટાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૫ | બાહેરકોટ .... | ૧૩૫ |
| કોટ ....... | ૩૧૫ | ખેતવાડી .... | ૭૬ |
| ધોબીતલાવ .. | ૧૮૪ | કામાઠીપરા .. | ૨ |
| કરેલવાડી.... | ૧૦ | ખેડાંજી ....... | ૩ |
| ગીરગામ .... | ૧૬ | ભીંડીબજાર .. | ૩૧ |
| ચોપાતી .... | ૨૪ | બાંએખલા .. | ૧૫ |
| ચાંટ રોડ.... | ૨ | મજગાંમ .... | ૪૬ |
| તારદેવ .... | ૨ | પરેલ ...... | ૫ |
| ગોવાલીઆ .. | ૭ | વાંદરા ...... | ૨ |
| ખંબાલા .... | ૨ | ઉરનથી.. .. | ૧ |
| માહાલક્ષ્મી.... | ૩ | ઇગતપુરાથી .. | ૧ |
| વાલકેશ્વર .... | ૪ | | |
| | | | ૮૯૧ |

એ ૮૯૧) મરણ નીચલાં કારણોથી નિપજ્યાં હતાં:—

| | |
|---|---|
| તાવ ........................ | ૧૯૫ |
| ગાનતંતુને લગતાં દરદો ............... | ૧૦૯ |
| ફેફસાંને લગતાં દરદો ............... | ૮૨ |
| લોહીવીકારને લગતાં દરદો ............ | ૧૩ |
| જળંદર........................ | ૧૪ |
| શીતળા ........................ | ૮ |
| ગોવરૂં ........................ | ૫ |
| કોલેરા ........................ | ૧૩ |
| મરડો તથા પેટ ...................... | ૧૩૫ |
| ચીગાણને લગતો દરદો .............. | ૫ |
| ધુરા બ નને લગતાં દરદો .............. | ૧૨ |
| ચામડીને લગતાં દરદો ............... | ૫ |
| હાડમાસ તથા તંતુને લગતાં દરદો ....... | ૩ |
| તરતનાં જન્મેલાં.................. | ૮૯ |
| જરી તથા નાકતની.................. | ૧૨૯ |
| બીજાં દરદો ...................... | ૪૧ |
| નહિ જણાયલાં કારણો.................. | ૨ |
| આપઘાત ....................... | ૨૩ |

(૧૩ ઝેહેર ખાઈને.
૭ કુવા તલાવમાં પડીને.
૨ ગલે ફાંસો દઈને.
૧ ગળું કાપીને.)

આપઘાત કરી મરણ પામેલાં ૨૩) જણામાં ૧૮) પુરૂષ અને ૫) સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૩૦) વર્ષનાએ ઘેલાપણામાં કોલાબાની દીવાનશાલામાં ગલે ફાંસો દઈને; તથા બીજા ૧૯) વર્ષનાએ દમની બીમારીથી કંટાલી અસ્રા વતે ગળું કાપીને; એક ૬૫) વર્ષના બજારથીએ મારવાડીએ ફરીઆદી માંડવાથી તેની ધાસ્તીને લીધે, એક ૨૨) વર્ષના શેટરે બેકારીને લીધે, એક ૧૭) વર્ષના છોકરાએ દશ રૂપીઆનાં કરજને લીધે શરમાઈને તથા બીજા ૧૭) વર્ષના છોકરાએ સ્કુલમાં આલસુ હોવાથી બાપે ધમકાવ્યાથી, તથા ત્રિજા ૧૬) વર્ષના છોકરાએ એક રૂપીઓ ચોરવાથી ભાઈએ ધમકાવવાને લીધે, એક ૪૨) વર્ષનાએ કરજની ધાસ્તીથી, એક ૩૪) વર્ષના સુથારે બાયડીનાં મરણના ગમથી, એક ૩૯) વર્ષના વ્યાપારીએ ફોજદારીની બીહકથી, એક ૬૦) વર્ષના કંપાઉન્ડરે ફીરંગાના મરજથી કંટાલી, એક ૨૨) વર્ષના જવાને બે માસની મગજની અસ્થિર હાલતમાં, અને એક ૨૭) વર્ષના ભાડુતી બગીવાલાએ મોહબતની નાસીપાસીમાં ઝેહર ખાઈને; એક ૮૦) વર્ષના ચોપાતીની આંધલા લુલાની ધર્મશાલામાંના બીમારે બીમારીને લીધે તથા એક ૪૦) વર્ષના વસાઈથી આવેલા પારસીએ કાંઈ જણાયલાં કારણ વગર તલાવમાં પડીને; એક ૬૦) વર્ષના ભાડુતી બગી હાંકનારે કોઈ જણાયલાં કારણ વગર, એક ૧૭) વર્ષના છોકરાએ અસ્થિર મગજના હાલતમાં તથા એક ૪૦) વર્ષનાએ છાકતપણામાં કુવામાં પડી આપઘાત કીધા હતા. સ્ત્રીઓમાં એક ૧૮) વર્ષનીએ મગજની ખરાબ હાલતમાં ગલે ફાંસો દઈને; એક ૧૯) વર્ષનીએ સાસરીઆંમાં અનબનાવને લીધે તથા એક ૪૬) વર્ષનીએ ભાઈનાં મરણની ગમગીનીમાં ઝેહર ખાઈને; એક ૨૫) વર્ષનીએ ફીરંગાથી કંટાલીને તથા એક ૨૦) વર્ષની હમેલદારે દેવાનાંપણાંની અસરમાં કુવામાં પડી આપઘાત કીધા હતા.

હોનારત, અકસમાત, વગેરે............

(૩ બારીએથી પડી જવાથી.
૨ દરીયામાં નાહતાં.
૧ બોતમાંથી પડી જવાથી.
૧ દાદર પરથી પડી જવાથી.
૧ડાઝી જવાથી.)

અકસમાતથી મરણ પામેલાં આઠ જણામાં પાંચ પુરૂષ અને ત્રણ સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૨૮) વર્ષનો ફુરાઓ બોટમાંથી દરીયામાં પડી જવાથી, એક ૧૯) તથા બીજો ૧૫) વર્ષનો છોકરો બંધે દરીયામાં નાહતાં ડુબી જવાથી, એક ૪) વર્ષનો છોકરો રમતાં રમતાં પેહલા માળની બારીએથી રસ્તામાં પડી જવાથી, અને એક ૭) વર્ષનો છોકરો કપડાં દાઝી જવાથી મરણ પામ્યા હતા. સ્ત્રીઓમાં એક ૮૦) વર્ષનાં ડોશી દાદરપરથી પડી જવાથી, એક ૧૦ વર્ષની છોકરી ચોથા માળની બારીએથી તથ. એક ૫) વર્ષની છોકરી ત્રિજા માળની બારીએથી રસ્તામાં પડી જવાથી મરણ પામીઓ હતી.

વળી એજ વર્ષમાં મુંબઈ મધે ૨૨૬ પારસીઓએ નાદાર દેવાદારોની કોરટનો આસરો મેળવવાને અરજી કીધી હતી, જેમાં એક ઓરત પણ હતી.

# ઈ૦ સ૦ ૧૮૭૧.

આએ વર્ષનાં "ટાઈમસ ઑફ ઇંડીઆ" નાં કાલેનડરમાં[1] અઘળી જાતના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરના માફકજ છે.

**જોઈંટ સ્ટાક કુંપનીઓ—**

ભરૂચ મીલસ કું૦ના ડાએરેકટરોમાં ફરામજી નશરવાંનજી પટેલ, ખરશેદજી જાંગીરજી તારાચંદ.

ફ્રીઅર લાંડ એંડ પીઅર કું૦ ના ડાએરેકટરોમાં ખુરશેદજી નોશરવાંનજી કામાજી અને મનચેરજી નવરોજજી બનાજીનાં નામ વધારે.

માણેકજી પીટીટ સ્પીનીંગ એંડ વીવીંગ કું૦ના એજંટો તરફે મેહરવાંનજી ફરામજી (પાંડે)ની કું૦ને બદલે સી. એંડ એફ. દીનશાહજી (કાવશજી અને ફરામજી દીનશાહજી પીટીટ).

ઓરીએનટલ સ્પીનીંગ એંડ વીવીંગ કું૦ના ડાએરેકટરોમાં ખરશેદજી હોરમજજી ચીનાઇનું નામ વધારે.

**ઈનશુરનશ કુંપનીઓ—**

બોમ્બે નટીવ ઇનશુરનશ કુંપની. લંડનના એજંટો, ડી. ડી. કામાની કું૦; કલકતાના એજંટો, પી. એંડ સી. એન કામાની કું૦; હાંગકાંગના એજંટો, એમ. ડી. ગાંધીની કું૦; રંગુનના એજંટો, નવરોજજી અને બહમનજી બરજોરજી.

**ફ્રુડચામાં ગયલી કુંપનીઓ—**

પોરટ કાનીંગ લાંડ ઇનવેસ્ટમેંટ, રેકલેમેશન એંડ ડૉક કુંપની—લીકવીડટર, માણેકજી રૂસતમજી બનાજી. મુંબઈના આડતીઆ, દાદાભાઈ રૂસતમજી બનાજી.

મેહરબાદ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપની—લીકવીડટર, ખરશેદજી મેહરાંમજી નાણાંવતી.

ગુજરાત ઑઈલ કુંપનીના લીકવીડટર તરીકે અસપંદીઆરજી રૂસતમજીને બદલે મનચેરજી મેહરવાંનજી ગુરચુર.

**પારસી વ્યાપારી પેહડીઓમાં વધારે—**

ડોશાભાઇ મેહરવાંનજી એંડ કું૦.
રૂસતમજી હીરજીભાઈ વાડીઆ.
શોરાબજી ધનજીભાઈ વાડીઆ.
માણેકજી ડોશાભાઈ વાડીઆ.

એચ. ફરામજી એંડ કું૦.
શોરાબજી પેશતનજી ફરામજી.
નવરોજજી નાનાભાઈ ફરામજી.

મેનચેરજી પાલણજી (રાઇટર).

**પારસી શેર બ્રોકરોમાં વધારે—**

કાવશશાહ (એદલજી તંબુવાલા) એંડ દોરાબદાર (મનચેરજી કકડીઆ), કાવશજી નશરવાંનજી કાંગા, હોરમજજી બેજનજી દલાલ, કેખશરૂ મનચેરજી હીરામાણેક, રૂસતમજી માણેકજી ઇજનેર, રૂસતમજી પેશતનજી દલાલ, રતનજી માણેકજી (રતનાગર) દલાલ.

**યુરોપયન પેહડીનાં પારસી દલાલોમાં વધારે—**

જે. કે. રૂથરગલેન એંડ કુંપની—માણેકજી એંડ પેશતનજી.

**પારસી ઘડીઆલીઓ—**બેહમનજી નશરવાંનજી એંડ કું૦, ખરશેદજી કાવશજી, એદલજી શાપુરજી, ફરામજી દોરાબજી, હોરમજજી મેહરાંમજી, જમશેદજી મનચેરજી (ચીકા), જાંગીરજી એદલજી, માણેકજી નવરોજજી, નશરવાંનજી ફરામજી, પેશતનજી ફરામજી.

---

તા૦ ૧ લી જાનેવારી.

દફતર આશકારા છાપાખાંનાંના માલેકો મેશરસ મેહરાંમજી ફરદુનજીની કુંપનીએ "નુરેએલમ" નામનું સાધારણ જ્ઞાન, વિદ્યા, કેળવણી, સંસાર, વારતા, તવારીખ, હુનર, રમુજ, વગેરેનું દર માસે પ્રગટ થતું એક ગુજરાતી ચોપાંનયું પરવરતાવવા માડયું હતું.[2]

---

તા૦ ૩ જી જાનેવારી.

મુંબઈ મધે પારસી ફ્રીમેશનનોની એક નવી લાંડજ "રાઇઝીંગ સન" નામે આજ દીનથી ઉઘાડવામાં આવી હતી.[3]

---

[1]-The "Times of India" Bombay Calendar and Directory for 1871. Bombay: Printed and published at the Times of India Office.

[2] એ ચોપાંનયું હજુ સુધી ચાલેછે, અને તેના પ્રથમ શરૂઆતથી તે ૧૮૮૦ સુધી શેઠ જાંહગીરજી બેહરામજી મરજબાંન અધીપતી હતા, અને ૧૮૮૦ થી તે આજ સુધી શેઠ પાલણજી બરજોરજી દેસાઇ અધીપતી છે.

[3] એ લાડજે ઊઘાડનારા પ્રથમ મેમબરો નીચે મુજબ હતા:—

મેશરસ ઇ. ફ્રીપીરન, શોરાબજી મનચેરજી જાલ, કાવશજી દાદાભાઈ, ફરદુનજી કથીક, રતનજી માણેકજી રતનાગર દલાલ, અરદેસર ફરામજી સોલન, ધનજીભાઈ પેશતનજી મેહતા, જમશેદજી ડોશાભાઇ શેઠના, શોરાબજી પેશતનજી દાવર, મેહરવાંનજી હોરમજજી મેહતા (મેકફરલેનના), ખરશેદજી રૂસતમજી કાલાપેશીના, દીનશાહ ડોશાભાઇ કરાંની, નવરોજજી ડોશાભાઇ દુબાશ, મનચેરજી દાદાભાઈ બનાજી, જમશેદજી નશરવાંનજી દારૂશેઠ, બેજનજી રતનજી કોટવાલ.

એ પછી એ લાડજમાં હાલ સુધીમાં નીચે મુજબે પારસી મેશનો થયાછે:—

(ઈ૦ સ૦ ૧૮૭૧ માં) મનચેરશાહ ખરશેદજી હીરામાણેક, જમશેદજી દોરાબજી ભોમીશા, રતનશાહ કુવરજી પટેલ, નશરવાંનજી હોરમજજી આલપાઇવાલા, (૧૮૭૨ માં) ફરામજી કુવરજી પટેલ, એદલજી શોરાબજી પુણેગર, પેશતનજી ધનજીભાઈ માસ્ટર મનચેરજી ડોશાભાઈ વાડીઆ, બેહમનજી ડોશાભાઇ ઇજનેર, (૧૮૭૩ માં) બેજનજી ફરદુનજી મરચંટ, શોરાબજી જમશેદજી સકલાતવાલા, મેહરાંમજી ભીખાજી કાંગા, દોરાબજી ભીખાજી કાંગા, શોરાબજી કાવશજી કોટવાલ, (૧૮૭૪ માં) જીવણજી દોરાબજી મીસતરી, દીનશાહ ડોશાભાઈ સરાફ, શોરાબજી ડોશાભાઈ ફરામરોજ, નવરોજજી જીવણજી ગજધર, નવરોજજી માણેકજી વાડીઆ, (૧૮૭૬ માં) માણેકજી રૂસતમજી અપુ, (૧૮૭૭ માં) મેહરવાંનજી નશરવાંનજી વાડીઆ, બી. એ; નાનાભાઈ રતનજી ચીચગર, દોરાબજી તેહમુલજી

તા૦ ૧૦ મી જાનેવારી.

આજ દીને નવસારી મધે મરહુમ દસ્તુર કેકોબાદજી રૂસ્તમજી મેહરજીરાંણાનાં ઉઠમણાંમાં તેમના વડા દીકરા દસ્તુર માહીઆરજી કેકોબાદજી મેહરજીરાંણાને નવસારીના વડા દસ્તુર ઠેરવવામાં આવ્યા હતા, અને તેનાં માન દાખલ તેમને ૪૧) જુદા જુદા દસ્તુર મોબેદો તરફથી શેઆલો હોરાડવામાં આવી હતી.[૧]

તા૦ ૧૦ મી જાનેવારી.

મુંબઈની યુનીવરસીટીની દશમાં વર્ષની કાનવોકેશન આજ દીને ટાઉનહાલમાં ભરાઈ હતી. પ્રમુખસ્થાને વાઇસ-ચાનસેલર ધી હાનરેબલ મી૦ જસ્ટીસ ગીબસ બીરાજયા હતા. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી હતી તેમાં નીચલા પારસીઓ હતા:—[૨]

માસટર ઑફ આરટસ (એમ. એ.) ની સનદ—હોરમજજી જાંગીરજી ભાભા.

બેચલર ઑફ લાઝ એંડ લીટરેચર (એલ. એલ. બી.) ની સનદ—જમશેદજી અરદેસર દલાલ; અરદેસર ફરામજી ધામવાલા, માણેકજી નશરવાંનજી નાણાંવટી, રૂસ્તમજી મેહરવાંનજી પટેલ, માણેકશાહ જાંગીરશાહ તાલેયારખાં.

બેચલર ઑફ આરટસ (બી. એ.) ની સનદ—બહમનજી પીરોજશાહ કન્ત્રાકટર (ચાહેવાલા), ડોશાભાઈ નશરવાંનજી વાડીઆ.

આ વેળાએ અપાયલાં યુનીવરસીટી ઇનામોમાં માણેકજી લીમજી ગોલડ મેડલ દોરાબજી એદલજી ગીમી, બી. એ. ને "હિંદુસ્થાંનમાં રેલવે દાખલ થવાથી દેશનાં સંસારી તથા વ્યાપાર સંબંધી કામો ઉપર થાતી અસર" એ બાબદ ઉપર સઉથી સરસ ઇંગ્રેજી નીબંધ લખવા માટે, તથા હોમજી ખરશેદજી પ્રાઇઝ જાંગીરશાહ એરચશાહ કોહીયારને "વાસ્કો ડી ગામા" વિષે સઉથી સરસ ઇંગ્રેજી કવિતા રચવા માટે, તથા એલીસ પ્રાઇઝ દીનશાહ પેશતનજી કાંગાને મેત્રીકયુલેશનમાં ગુજરાતી ભાષામાં સર્વેથી વધારે માર્કસ મેળવવા માટે આપવામાં આવ્યાં હતાં.

તા૦ ૧૨ મી જાનેવારી.

મુંબઈની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે નામદાર સરકારે નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતા:—

શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠ.

ડાકટર એદલજી નશરવાંનજી.

આએ વર્ષની હાઇ કોરટના પલીડરોની પરીક્ષાના એક પરીક્ષક તરીકે નામદાર જડજોએ વાઘરાના બીજા વર્ગના સબારડીનેટ જડજ શેઠ કાવશજી એદલજી મસાંનીને નેમ્યા હતા.

ખાંનસાહેબ દીનશાહજી પેશોતનજી કામદીનજીને નામદાર સરકારે સુરતના પેહલા વર્ગના સબારડીનેટ જડજ તથા શેઠ એદલજી મનજીભાઈ મોદીને અમદાવાદના સબારડીનેટ જડજ નેમ્યા હતા.[૩]

તા૦ ૧૨ મી જાનેવારી.

રોજ ૨૩ માહ ૫ (કo) ૧૨૪૦ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ હમાંબાઇ તે શેઠ બેહમનજી જીજીભાઈનાં દીકરી તથા શેઠ ધનજીભાઈ દાદાભાઈ દાદીશેઠનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમના બાવા શેઠ બેહમનજી જીજીભાઇ તથા માતાજી મરહુમ બાઇ રતનબાઈની પુંજીમાંથી મલી ૩૩૦૦૦), તથા સસરા શેઠ દાદાભાઇ જાંગીરજી દાદીશેઠે ૩૨૦૧) મલી ૩૩૨૦૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૪]

૧ જામે જમશેદ, તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૭૧.

વળી ચીનના જરથોસ્તીઓ તરફથી એવણ માટે એક રૂપાંનું અશરગાનયું તેને લગતા સર્વે સટ સાથે ભેટ આપ્યું હતું, તે એમને તા૦ ૨૯ મી જુન ૧૮૭૧ ને દીને ભેટ આપ્યું હતું.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૨ મી જાનેવારી ૧૮૭૧.

ઊપલા પદવી મેલવેલા પારસીઓ ઊપરાંત આએ વર્ષની યુનીવરસીટીની નાધલી પરીક્ષાઓમાં નીચલા પારસીઓ પસાર થયા હતા—

**ફરસ્ટ એલ. એમ.**ની પરીક્ષામાં—હોરમજજી દાદાભાઇ મસાંની, તેહમુલજી ભીખાજી નરીમાંન.

**ફરસ્ટ એલ. સી. ઈ.**ની પરીક્ષામાં—ગુસતાદજી દોરાબજી નરીમાંન.

**ફરસ્ટ એકઝામીનેશન ઇન આર્ટસ** (એફ. ઇ. એ.) ની પરીક્ષામાં—શેરાબજી આદરજી બાંમ્બોટવાલા, એદલજી શેરાબજી બાટલીવાલા, મેહરવાંનજી મનચેરજી કામા, નવરોજજી પાલણજી દેસાઇ, બેજનજી માણેકજી જંબુસરીઆ, ફરદુનજી માણેકજી કાંગા, જમશેદજી બેહરામજી કાંગા, શેરાબજી પેશતનજી કાંગા, જાંગીરજી કેખશરૂ ખંબાતા, જાંગીરશાહ એરચશાહ કોહીયાર, ખરશેદજી રૂસતમજી કુતાર, બેહરાંમજી બહમનજી પટેલ.

**મેત્રીકયુલેશન**ની પરીક્ષામાં—શેરાબજી ખરશેદજી બરડી, શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા, નશરવાંનજી પેશતનજી કામા, નવરોજજી પેશતનજી કામા, મનચેરજી દાદાભાઇ દાદીશેઠ, નશરવાંનજી અરદેસર દાહરીવાલા, ખરશેદજી અરદેસર દલાલ, દાદાભાઇ બરજોરજી ગંદેવીઆ, માણેકજી મનચેરજી ગીમી, દીનશાહ પેશતનજી કાંગા, હોરમજજી આદરજી કાંગા, અરદેસર રતનજી લવજી (વાડીઆ), માણેકજી ડોશાભાઇ મકુના, નશરવાંનજી કાવશજી મસાંની, મેહરવાંનજી જાંગીરજી મેહતા, હોરમજજી રૂસતમજી ચોરી, શેરાબજી ડોશાભાઇ નાદરશાહ, રૂસતમજી ધનજીભાઇ પટેલ, માણેકજી એદલજી રીપોરટર, અરદેસર ધનજીભાઇ સરાફ, દોરાબજી ધનજીભાઇ સરાફ.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૨ મી જાનેવારી ૧૮૭૧.

૪ જામે જમશેદ, તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૭૧.

તા૦ ૩૦ મી મારચ.

આજ દીને મડ મધે મરહુમ શેઠ નાનાભાઈ મેહરવાંનજી મસાલાવાલાનાં ઉઠમણાંમાં તેમના દીકરા શેઠ દીનશાહજી નાનાભાઇ મસાલાવાલાએ મડની દરેમેહરમાં વાપડવાને સર્વે નાહનાં મોટાં વાસણો પોતાને ખરચે બનાવી આપવાની તંદરોસ્તી પડાવી હતી. એ બાદ એ૦ ફરાંમજી હોરમજજી માડને મરનારની ખુબીમાં એક ભાષણ કરી તેમની મડ મધે યાદગારી રાખવા માટે એક ફંડ ઉભું કરવાની સુચનાં કીધી હતી.[૧]

તા૦ ૩૦ મી મારચ.

સુરતની પારસી ડીસ્ટ્રીકટ માટ્રીમોનીઅલ કોરટના ડેલીગેટો શેઠો રૂસ્તમજી ખુરશેદજી મોદી અને રૂસ્તમજી શેરાબજી દલાલે પોતાના ઓહદા છોડવાથી તથા શેઠ મનચેરજી શેરાબજી કારંજવાલા મરણ પામવાથી તેમની જગોએ નામદાર સરકારે શેઠો એદલજી ખરશેદજી મોદી, મનચેરશાહ ડોશાભાઈ વકીલ, અને કાવશજી મનચેરજી કારંજવાલાને નેમ્યા હતા.[૨]

તા૦ ૧ લી આપરેલ.

નીચલા પારસી ગ્રહસ્થોને આએ વર્ષમાં તેમનાં નામની સાંમે લખેલાં જુદાં જુદાં મથકોની મ્યુનીસીપાલીટીના મેમબરો તરીકે નામદાર સરકારે નેમ્યા હતા:—

**મ્યુનીસીપાલીટી.**

ખેડા—શેઠ મેહરાંમજી જીવણજી, પેનશનર.
બીલીમોરા—શેઠ નવરોજજી મેહરાંમજી પારખ.
ભરૂચ—શેઠો એદલજી મનચેરજી કારટીંગ એજંટ,
મનચેરશાહ બહમનશાહ મારશલના.

તા૦ ૩ જી આપરેલ.

મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટની યાદગારી રાખવા સારૂં ઉભી કરેલી જરતોશતી મદરેસાના વિદ્યાર્થીઓને ઇનામો આપવાની વિજી સભા આજ દીને કોટ મધે મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં કોટેકોટનાં ઘરમાં મલી હતી. સરનશીનની ખુરસી સર જમશેદજી જીજીભાઇ બારોનેટે લીધા પછી એ મદરેસાના હાનરરી ઉરી શેઠ શેરાબજી ચાપુરજી બંગાલીએ એ મદરેસાનો ગયાં બે વર્ષનો રીપોરટ વાંચી સંભલાવ્યો, જેની સેવરે આ ખાતું ઉભું કરનાર બાઇ સાહેબ ડાવેજર લેડી આવાંબાઇનાં ગયે સાલ નીપજેલાં મરણ બાબે દલગીરી બજાવવામાં આવી હતી. એ બાદ સરનશીને પોતાને હાથે એ મદરેસાના સઉથી ચડતા વિદ્યાર્થી એ૦ એદલજી કેરશાસપજી આંતીઆને રૂ૭૫) ની મરહુમ શેઠ ફરદુનજી શેરાબજી પારખને નામની ફેલોશીપ અને બીજા વિદ્યાર્થી એ૦ તેહમુરશ દીનશાહ અકલેસરીઆને એજ શેઠનાં નામનો રૂ૨૫૦) નો સોનાંનો ચાંદ આપ્યો હતો. એ પછી તેવણ સાહેબે એક કીમતી ભાષણ કીધું હતું, અને તે બાદ મેલાવડો બરખાસ્ત થાયો હતો.[૩]

તા૦ ૫ મી આપરેલ.

મુંબઇનો નામદાર ગવરનર સર સેમોર ફીટજરાલડ પોતાના રેસાલા તથા હાનરેબલ મી૦ ટકર તથા સર સ્ટાફરડ નારથકોટના બેટા મી૦ નારથકોટ સાથે આજ સાંજે વાંદરા મધે દરીયાની ટોંચપર આવેલા હાનરેબલ મેહરાંમજી જીજીભાઇના "લેંડસ એંડ" ના બંગલામાં તેમની મોલાકાતે ગયો હતો. હાનરેબલ મેહરાંમજી તથા તેવણના દીકરા શેઠ નાનાભાઇએ એ નામદારને ઘટતો આવકાર આપી પોતાનાં મકાનમાંથી મુંબઇનો સરશ "વ્યુ" વગેરે બતાવ્યો હતો, તથા રાત્રે એડાલફી હાટલવાલા શેઠ પાલણજી પેશતનજીની મેનીજ હેઠલ તૈયાર કરાવેલું ખાણું લઇ એ નામદાર ત્યાંથી સીધાવ્યો હતો.[૪]

તા૦ ૧૩ મી આપરેલ.
રોજ ૨૪ માહ ૭ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

મરણ—રૂસ્તમજી હીરજીભાઇ વાડીઆ—ઉમર વ. ૩૪) શેઠ હીરજીભાઇ મેહરવાંનજી વાડીઆના વડા દીકરા. એવણે ઇ૦ સ૦ ૧૮૫૬ માં અતરેની એલફીનસટન ઇનસ્ટીટયુશનમાંથી "વેસ્ટ સ્કાલર" ની પદવી મેલવી હતી. તે બાદ એજ શાલના મેએ માસમાં ઇંગલાંડ ખાતે સીવીલ સરવીસની પરીક્ષામાં જવાનો અભીઆસ કરવાને ગયા હતા. ઇંગલાંડ ખાતે એવણે ૨॥ વર્ષ સુધી લંડન યુનીવરસીટી કાલેજમાં અભીઆસ કીધો હતો, અને તે દરમીઆંન ઇંગ્રેજી, લાટીન, ફ્રેંચ, તથા ગણિતમાં એ કાલેજ મધેથી ઇનામો તથા "સરટીફીકેટ ઑફ હાનર" પણ મેલવી હતી. આ વખતે લંડનના સત્તાવાલાઓએ એકદમ આગમજથી ખબર આપ્યા વગર સીવીલ સરવીસમાં દાખલ થવાની ઉમરની હદ ૨૩) ઉપરથી ઘટાડીને ૨૨) વર્ષની કીધી, જે ઉમર પરીક્ષાને તાંકણે પસાર થઈ જવાથી એમની ઉમેદ ભંગ થઇ ગઇ હતી, અને તે બાબે ઘણીક અરજીઓ વગેરે કરવા છતાં કસ્સી દાદ લાગી નહિં. આથી એઓ નાસીપાસ થાઇ ઇંગલાંડ છોડી અમેરીકા જઈ ત્યાંનાં બોસ્ટન, ન્યુયાર્ક, વાશીંગટન, વગેરે નામીચાં શેહેરોમાં ૧॥ વર્ષ લગણ મુસાફરી કરી હતી, તથા ત્યાંનાં રાજ્ય મંડલના વડા પ્રેસીડંટ

૧ જામે જમશેદ, તા૦ ૧૦ મી આપરેલ ૧૮૭૧.
૨ બોમ્બે ગવરમેંટ ગેજેટ, તા૦ ૩૦ મી મારચ ૧૮૭૧.
૩ જામે જમશેદ, તા૦ ૫ મી આપરેલ ૧૮૭૧.
૪ બોમ્બે ગેજેટ, તા૦ ૭ મી આપરેલ ૧૮૭૧.

બુકાનન સાથે મેલાકાત પણ કીધી હતી. એ પછી ૧૮૬૨ માં અતરે પાછા આવી પેતાના બાપ તથા કાકાઓની "ડાશાભાઇ મેહરવાંનજીની કું૦" નાં નામથી ચાલતી પેહડીમાં શામેલ થયા હતા.

તા૦ ૧૯ મી આપરેલ.

રોજ ૩૦ માહ ૭ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—દસ્તુર શેરાબજી પેશેતનજી કામદીનજી, ભરૂચનાં[૧]—ઉમર વર્ષ ૫૫) ભરૂચવાલા દસ્તુર પેશેતનજી અમપંદીઆરજી કામદીનજીના વડા દીકરા. એવણ પ્રથમમાં ભરૂચની અદાલતમાં શીરસ્તેદાર હતા. તે પછી મુનસફની પરીક્ષા પસાર કરી ભરૂચની અદાલતમાં સનદી વકીલનું કામ ચલાવતા હતા. ઈ૦ સ૦ ૧૮૬૦ માં એવણ ત્યાંના સીનીયર આસીસ્ટંટ જડજની કોરટમાં ડેપુટી નાજર નેમાયા હતા, અને ૧૮૬૩ માં તે ઓહ્દો છોડયો હતો. એ પછી ઈ૦ સ૦ ૧૮૬૮ માં એવણના કાકા દસ્તુર મીનોચેરજી અમપંદીઆરજી કામદીનજીનાં મરણથી તેમની જગોપર ભરૂચના વડા દસ્તુર ઠયા હતા.

તા૦ ૨૦ મી આપરેલ.

શેઠ ડાશાભાઇ ફરામજી કરાકાને ઈ૦ સ૦ ૧૮૭૧ ના ૧૨ મા કાએદાની રૂહે મુંબઇ શેહરના ધનકમરાક્ષના કલેકટર તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.[૨]

તા૦ ૨૧ મી આપરેલ.

રોજ ૨ માહ ૮ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—બેહરામજી નાનાભાઈ કંત્રાકટર—ઉમર વર્ષ ૪૧) એવણે નાશકની પાસે આવેલાં દેવલાલી મધે લશ્કરને માટે બરાકો બાંધવાનાં કંત્રાકટો લીધાં હતાં, અને ત્યાં એમનો એકપુરો દીકરો મરણ પામવાથી તેને ભૂમિડા કરેલી જગો ઉપર તે તરફનાં જરથોસ્તી રવાંનોને અબદમંજલ પોહચાડવા માટે એક પાકો ગરકો ૧૮૬૯ ના સપટેમબર માસમાં બંધાયો હતો. એવણનું મરણ પણ દેવલાલી મધેજ નીપજ્યું હતું.

તા૦ ૨૨ મી આપરેલ.

આજ દીને કરાંચી મધે મરહુમ શેઠ ડાશાભાઈ મેહરવાંનજી વાડીઆવાલી દરેમેહર મધે ત્યાંની શમશત અંજુમનની એક સભા શેઠ અરદેશર ગુશતાદજી ડોહીવારનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ સુરતવાલા મરહુમ દસ્તુર જમશેદજી બરજોરજીના દીકરા દસ્તુર કાવશજી જમશેદજીને કરાંચીના દસ્તુર ઠેઉવી કાંપ તથા ગામ તથા બીજા જરથોસ્તીઓ તરફથી મલી ત્રણ શેઆલો હોરાડી મજકુર દરેમેહર તેમને સ્વાધીન કીધી હતી.[૩]

તા૦ ૨૩ મી આપરેલ.

રોજ ૪ માહ ૮ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

જાલના મધે કાદરાબાદ શેહરની પ્રીતિષ હદમાં ત્યાંની જરથોસ્તી અંજુમનનાં ઉધરાતથી એક દોખમું બંધાવી આજ દીને પરઠાવવામાં આવ્યું હતું. એ કામની આગેવાંની ત્યાંવાલા શેઠ પેશતનજી મેહરવાંનજી જાલનેવાલાએ લીધી હતી. જશનની ક્રિઆ પુણાંવાલા ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાનાની તરફથી ત્યાં ગયલા દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસપઆશાનાએ કીધી હતી, જે પુરી થવા બાદ તેવણે આપણા મજહબની રૂહે દોખમાંની અગત વિશે એક ભાષાણ કરી સંભલાવ્યું હતું. એ પછી ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.[૪]

તા૦ ૨૫ મી આપરેલ.

શેઠ ખરશેદજી બહમનજી ફરામરોજે "જેહાનબખ્શ અને ગુલરૂખસાર" ના લખેલા નાટકની એક ચોપડી આલફ્રેડ નાટક મંડલીના માલેકોએ છપાવી પ્રગટ કીધી હતી.[૫]

તા૦ ૨૬ મી આપરેલ.

આજ દીને લંડન મધે નામદાર માહરાંણીજીના હોકમથી પ્રીનસ આવ વેલસે સેંટ જેમસીસ પાલેસમાં ભરેલી લેવીમાં મુંબઇવાલા શેઠ હોરમજજી અરદેશર સંતોક હિંદુસ્થાંનના શેક્રેટરી ઑફ સ્ટેટની મારફતે હાજર થયા હતા.[૬]

---

૧ શેઠ અરદેશર શેરાબજી દસ્તુર કામદીનના બાવા.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૦ મી આપરેલ ૧૮૭૧.

૩ જામે જમશેદ, તા૦ ૧૭ મી મેએ ૧૮૭૧.

એવણ ત્રણ ચાર વર્ષ કરાંચી રહી પાછા સુરત આવી મરણ પામ્યા હતા.

૪ જામે જમશેદ, તા૦ ૫ મી મેએ ૧૮૭૧.

એની આગમજ ઈ૦ સ૦ ૧૮૦૦ ને આસરે જાલના મધે એક ઘણુંજ નાહલું દોખમું શેઠ મેહરવાંનજી માણેકજી જાલનેવાલાએ બંધાવ્યું હતું, પણ તે પછી વસ્તી વધવાથી ઈ૦ સ૦ ૧૮૨૪ માં બીજું એક દોખમું આસરે ૧૫) પાવીનું એજ શેઠની આગેવાંનીથી બંધાયું હતું. એ બંધે દોખમાંઓ બીસમાર હાલતમાં આવવાથી તેમજ વસ્તીથી દુર પડવાને લીધે આ ત્રિજું દોખમું બંધાયું હતું.

૫ "જેહાનબખ્શ અને ગુલરૂખસાર. આલફ્રેડ નાટક મંડલીને માટે ખાસ જોડલો ચાર અંકી નાટક. બનાવનાર, ખરશેદજી બમનજી ફરામરોજ. મુંબઇ, આલફરેડ છાપખાનાં મધે રૂસ્તમજી શાપુરજી બાટલીએ છાપીઓછે. સને ૧૮૭૧."

૬ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૩૧ મી મેએ ૧૮૭૧.

તા૦ ૨૭ મી આપરેલ.

શેઠ ભીમજી નવરોજજી બનાજીને અતરેની હાઇ કોરટના આકટીંગ ડેપ્યુટી કલાર્ક ઑફ ધી ક્રાઉન અને કોરટ ઑફ આડમીરલટીના ડેપ્યુટી રેજીસ્ત્રાર નેમ્યા હતા.[૧]

તા૦ ૨૮ મી આપરેલ.

આજ દીને ઇરાંનના નામદાર શાહ નાસરૂદીનની શાલગરેહની ખુશાલીમાં કલકતા ખાતે ત્યાંના પરશીયન કૉનસલ શેઠ માણેકજી રૂસતમજી બનાજીએ પોતાનાં મકાનમાં દેશી તથા યુરોપ્યનોનો એક મોટો મેલાવડો કીધો હતો. આ વેળાએ જુદા જુદા ૧૪) ધર્મ પાલનારાઓ તેમાં શામેલ થયા હતા.[૨]

તા૦ ૨ જી મેએ.

શેઠ મનચેરજી નશરવાંનજી રૂસ્તમ ફરાંમનાએ "ઇસા બેલાનાં લગનમાં વધન" નામના એક નાટકની ચોપડી ઇંગ્રેજીપરથી તરજુમો કરી બાહેર પાડી હતી.[૩]

તા૦ ૪ થી મેએ.

શેઠ બહમનજી એદલજી મોદીને નામદાર સરકારે ઉતર વિભાગના કામચલાઉ આસીસ્ટંટ રેવીન્યુ કમીશનર નેમ્યા હતા.[૪]

તા૦ ૧૨ મી મેએ.

રોજ ૨૩ માહ ૮ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

મરણ—એ૦ એરચજી કાવશજી ગારા—ઉમર વર્ષ ૬૬) એવણ ઇ૦ સ૦ ૧૮૪૪ થી એડન મધે પંથકી હતા, અને ત્યાં ઇ૦ સ૦ ૧૮૪૭ માં શેઠ મેહરવાંનજી શેરાબજી અરેધાતે બંધાવેલું દોખમું એવણનાં ઉપરીપણાં હેઠલ પરઠાયું હતું. ઇ૦ સ૦ ૧૮૬૬ માં એડન મધે ઉઘરાંણાંથી બંધાયલું બીજું દોખમું પણ એવણની આગેવાંની તથા ઉપરીપણાં હેઠલ બંધાઇ પરઠાયું હતું. એવણનું મરણ મુંબઇ મધે નીપજયું હતું.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૭ મી આપરેલ ૧૮૭૧.

૨ જામે જમશેદ, તા૦ ૫ મી મેએ ૧૮૭૧.

૩ "ઇસાબેલાનાં લગનમાં વધન. નાટક ૫ અંકી. "બ્રીટીશ ડ્રામા" માંની બી૦ ટી. સધરને રચેલી "વલે" ઊપરથી ગુજરાતીમાં તરજુમો કરનાર, મ૦ ન૦ રૂસતમફરાંમના. છપાવી પ્રગટ કરનાર, ફરાંમરજ. મુંબઇ મધે ચાબુક પ્રેસમાં રતનજી શેહેરાબજીએ છાપી પ્રગટ કરેઓછે. ૧૨૪૦ યજાજરદી—૧૮૭૧ ઇસવી."

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૪ થી મેએ ૧૮૭૧.

તા૦ ૧૩ મી મેએ.

શેઠ અરદેશર હોરમજજી વાડીઆએ સેંટ મેરી સ્કુલનાં છોકરાંઓને રૂ૧૦૦૦) ની કીમતનાં કપડાં કરાવી ભેટ આપ્યાં હતાં.[૫]

તા૦ ૧૫ મી મેએ.

શેઠ એદલજી જમશેદજી ખોરીએ "હજમબાદ અને ઠગણુનાજ" નામના લખેલા નાટકની એક ચોપડી વિકટોરીઆ નાટક મંડલીના માલેકે છપાવી પ્રગટ કીધી હતી.[૬]

તા૦ ૧૯ મી મેએ.

રોજ ૩૦ માહ ૮ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ મીઠીબાઇ તે શેઠ શેરાબજી નવરોજજી વાછાનાં વીધવા તથા મરહુમ શેઠ નશરવાંનજી નવરોજજી શેઠનાનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૨૦૦૦) તથા એશીઓએ ૩૦૧) મલી રૂ૨૩૦૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૭]

તા૦ ૨૦ મી મેએ.

રોજ ૧ માહ ૯ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ કુવરબાઇ તે શેઠ મનચેરજી કાવશજી દાવરનાં પેહલાં ધણીઆંની તથા મરહુમ શેઠ સંતોકજી નાનાભાઈ દાવરનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૨૫૦), સસરા શેઠ કાવશજી નાનાભાઇ દાવરે રૂ૨૦૦), માતાજી બાઈ પીરોજબાઇએ રૂ૨૫૦), બપાઇ બાઇ જરબાઈ તે મરહુમ શેઠ નાનાભાઇ ફરાંમજી દાવરનાં વીધવાએ રૂ૨૦૦), તથા બીજાં એશીઓએ રૂ૫૨૫) મલી રૂ૧૪૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૮]

તા૦ ૨૪ મી મેએ.

આજ દીને નામદાર માહરાંણીની શાલગરેહની ખુશાલીમાં તે નામદાર તરફથી અપાયલા એતાબોમાં મુંબઇવાલા સર જમશેદજી જીજીભાઈ બારોનેટને "કંમપાનીઅન ઑફ ધી સ્ટાર ઑફ ઇંડીઆ" (સી. એસ. આઇ.) નો એતાબ મલ્યો હતો.[૯]

૫ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૩ મી મેએ ૧૮૭૧.

૬ "હજમબાદ અને ઠગણુનાજ. નાટક ૪ અંકી. વીકટોરીઆ નાટક મંડલીને સારૂં. બનાવનાર, એદલજી જમશેદજી ખોરી. છપાવી પ્રગટ કરનાર, વીકટોરીઆ નાટક મંડલીનો માલેક. મુંબઇ દફતર આશકારા છાપખાનાંમાં મધે મેહરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીઊછે. સને ૧૮૭૧ ઇસવી."

૭ જામે જમશેદ, તા૦ ૨૩ મી મેએ ૧૮૭૧.

૮ જામે જમશેદ, તા૦ ૨૩ મી મેએ ૧૮૭૧.

૯ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૨ મી મેએ ૧૮૭૧.

તા૦ ૨૫ મી મેએ.

ભાઈ બહમનજી બેહરામજી પટેલ નામીચા શાએર ફેરદોસી તુસીની જીંદગીના અહેવાલનું "અહેવાલે-ફેરદોસી" નામનું એક પુસ્તક ગુજરાતીમાં રચી પ્રગટ કીધું હતું.[1]

તા૦ ૨૭ મી મેએ.

શેઠ દીનશાહ અરદેશર તાલેયારખાંએ "મુંબઇ ઇલાકાના કરો બાબે ૧૮૭૧ માં ઉઠેલી ભાંજગડની તપાસ" એવે નામનું એક ઇંગ્રેજી ચોપાનયું રચી પ્રગટ કીધું હતું.[2]

તા૦ ૧ લી જુન.

શેઠ ફરામજી નશરવાંનજી શેઠનાને નામદાર સરકારે ખાંનદેશના, તથા શેઠ બહમનજી એદલજી મોદીને ભડાના, ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટરો તરીકે નેમ્યા હતા.[3]

તા૦ ૩ જી જુન.

ઇરાંન મધે ઈ૦ સ૦ ૧૮૬૯ નાં શાલમાં કોલેરાની મરકી ચાલી હતી, જેની અસરથી ત્યાં વસ્તા આપણા શેંકડો હમજાતીઓ મરણ પામ્યા હતા. તે પછી આજ બે વર્ષ થયાં ત્યાં વરસાદ અને હીમની આવક કમતર થવાને લીધે અનાજનાં ભાવો ચાર ઘણા વધી કેટલાક ભાગો ઉપર કકરતો દુકાલ ચાલ્યો હતો, જેની ખરાબીમાં આવી ગયલા આપણા ગરીબ ઇરાંની જરથોસ્તીઓને આસરો આપવા માટેનો ઠેડાવ કરવાને ઇરાંન દેશના રેહનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડલીની તરફથી અતરેના જરથોસ્તીઓની એક જાહેર સભા આજ દીને આલબલેસ બાગમાં બોલાવવામાં આવી હતી. પ્રમુખસ્થાને એ ખાતાંના સરનશીન શેઠ ફરામજી નશરવાંનજી પટેલ બીરાજ્યા પછી હાનરરી શેક્રેટરી શેઠ કાવશજી એદલજી પટેલે ઇરાંન તરફ ચાલતા દુકાલની ખરાબીની કેટલીક રેપોર્ટો વાંચી સંભલાવી, જે પછી ઠેડાવ થયા કે:—

"ઇરાન દેશમાં હાલ ચાલતા ભમ્મંકાર દુકાલની ખરાબીમાંથી આપણા દુખ પાંમતા જરથોસ્તી ઇરાંની ભાઇઓનું નીવારણ કરવા શારૂં ઉઘરાંણું કરીને એક ફંડ ઉભું કરવું, અને તેનું નામ '૧૮૭૧ નાં શાલમાં ઇરાંન દેશનાં રેહનારા જરતોસ્તીઓ ઉપર પડેલા દુકાલનું નીવારણ કરવા શારૂં ઉભું કીધેલું ફંડ' કરીને રાખ્બું."

"ઇરાંન દેશના રેહેનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારવા શારૂં અને ૧૮૫૪ માં સ્થાપેલાં ધર્મખાતાંની કારોબાર મંડલીના નીચે જણાવેલા અખીકારીઓના હસ્તકમાંજ આ દુકાલનાં ફંડનો વહીવટ સોંપ્યો, અને ઉઘરાંણાંમાં ભરાએલી કુલે રકમો વસુલ કરીને ઇરાન દેશમાં જ્યાં જ્યાં દુકાલ ચાલતો હોય ત્યાંના જરથોસ્તીઓને બનતી મદદ આપવા માટે ખરચ કરવાનો કુલ અખત્યાર તેઓને આપવો:—શેઠો ફરામજી નશરવાંનજી પટેલ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, દીનશાહજી માણેકજી પીટીટ, દાદાભાઇ હોરમજજી કામાજી, મેહરવાંનજી ફરામજી પાંડે, નશરવાંનજી માણેકજી પીટીટ, નવરોજજી માણેકજી વાડીઆ, નશરવાંનજી બહમનજી મોદી, એદલજી બહમનજી મારીસ, ધનજીભાઇ ફરામજી પટેલ, અરદેશર ડોશાભાઇ મુનશી, મનચેરજી કાવશજી લંગડાના."

"આએ દુકાલનાં ફંડ મધે દેશાવર ખાંતેના જરથોસ્તી શાહેબો હસ્તકથીબી મદદ મેલવવા શારૂં અતરેની કારોબાર મંડલીએ પેહેલી જોગવાઇએ ભલાંમણ કરવી."

સભામાં શેઠ નવરોજજી ફરદુનજીએ સુચનાં કીધી કે "આપણા ઇરાનવાલા જાતભાઇઓને સુધારવા માટે અતરે નાણું એકઠું કરી ત્યાં મોકલવાથી હાલની ત્યાંની સરકારના તાબામાં તેઓ સુધરી શકનાર નથી, અને તેઓપર ફોકત ખરચ કરવા કરતાં સેહેલો મારગ એ છે જે તેઓને હિંદુસ્થાંન બોલાવવા. તેઓને જો અટકાવવામાં આવતા હોય તો અતરેથી લખાંણ કરીને ત્યાં ઘટતે ઠેકાણે વગ પોંહચાડયાથી, તેઓને આવવા દેવાની અડચણ નીકલી જશે." એના જવાબમાં શેઠ મનચેરજી કાવશજી શાપુરજી લંગડાનાએ જણાવ્યું કે "ઇરાંનીઓ અતરે આવતા નથી, કારણ કે તેઓને પોતાનું વતન વાહલું છે, અને ત્યાં તેઓની લાખો રૂપીઆની ઘાહંબારને લગતી ધર્મખાતાંની જાગીરો છે, ને તેઓને વતનનો શોખ એટલો છે જે એક ઇરાંની ચાકરી કરીને ગાંઠે થોડાક રૂપીઆ થયા તો ત્યાંના જુલમાત છતાં ઇરાંન ચાલતી પકડેછે. તે સાથે મજબુત લખાંણ કરી ઇંગ્રેજ સરકારને વચ્ચે પાડી શકાય તેવું નથી, કારણ જે એક તો આપણી સરકાર વચમાં પડતી નથી, અને બીજું તો ઇરાંની સરકાર ઇંગ્રેજ સરકારનું વચમાં પડવું બાહલ રાખતી નથી." શેઠ જમશેદજી પાલણજી કાપડીઆએ જણાવ્યું જે "આગલ શાહ નાદીરશાહના વખતમાં આપણી જરથોસ્તી વસ્તી ઇરાન દેશ મધે ચાર લાખ માણસની હતી, તેના આજે-પાંચ હજાર થાઇ ગયાછે, ને જો એમજ ચાલ્યું તો થોડા વખતમાં આપણી ત્યાંની વસ્તી નાબુદ થઇ જશે." એ બાદ શેઠ બેહરામજી ખરશેદજી ગાંધી તથા દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાના અને દસ્તુર શેરાબજી રૂસતમજી મુલાંફીરોજનાએ એ આપણાં સંકટમાં આવી પડેલાં ભાઇબંદોને મદદ કરવાની

---

૧ "અહેવાલે ફેરદોસી. ઇઆને નામીચા શાએર ફેરદોસી તુસીના જનમારાનો અહેવાલ, તે સાથે બાસતાંન નામાંને લગતી હકીકત. અસલ ફારસી ઉપરથી ગુજરાતીમાં બનાવનાર, બહમનજી બેહરાંમજી પટેલ. મુંબઇ મધે: ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં કાવશજી પેસતનજીએ છાપીયુંછે. ૧૨૪૦ યજદજરદી. ૧૮૭૧ ઇસવી."

૨ "A Review of the Bombay Taxation Discussion of 1871, by, Dinshah Ardeshir Taleyarkhan. Bombay: Printed by N. R. Ranina at the Union Press. 1871."

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧ લી જુન ૧૮૭૧.

આપણી ફરજ વિષે કેટલુંક કહી સંભળાવ્યા બાદ સરનશાન સાહેબનો ઉપકાર માની સભા બરખાસ્ત થાઇ હતી.[१]

તા૦ ૩ જી જુન.

રોજ ૧૫ માહ ૯ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—નવરોજજી દોરાબજી સકલાતવાલા—ઉમર વર્ષ ૬૫) શેઠ દોરાબજી જમશેદજી સકલાતવાલાના બીજા

---

૧ જમે જમશેદ, તા૦ ૫ મી જુન ૧૮૭૧.

ઊપલી સભામાં થયલા ઠેડાવો મુજબ કારોબાર મંડલીએ મુંબઇ તથા દેશાવરો ખાતે ઊધરાણાંની ટીપ ફરતી કીધી હતી, જેમાં રૂ૩૯૦૪૦॥૨૪॥ ભરાયા હતા, જે મધેના રૂ૩૦૪૯૦)૧૭ નીચે મુજબ મુંબઇમાં ભરાયા હતા:—

(રૂ૧૦૫૦) બાઇ પીરોજબાઇ જમશેદજી જીજીભાઇ, (રૂ૧૦૦૧) દીનશાહજી માણેકજી પીટીટ, (૧૦૦૦) ફરાંમજી નશરવાંનજી પટેલ, સર કાવશજી જાંહગીરજી રેડીમની, સી. એસ. આઇ., મેહરવાંનજી ફરાંમજી પાંડેની કું૦, નશરવાંનજી માણેકજી પીટીટ, મરહુમ જાંગીરજી નશરવાંનજી વાડીઆ અને મરહુમ માણેકજી નવરોજજી વાડીઆને નામે, (રૂ૬૦૦) હોરમજજી એદલજી કામાજીના છોકરાઓ, (રૂ૫૦૦) સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; હાનરેબલ બેહરાંમજી જીજીભાઇ, બેહરાંમજી નશરવાંનજી સીરવાઇ, બાઇ શાકરબાઇ દીનશાજી પીટીટ, (રૂ૪૦૦) નશરવાંનજી બહમનજી મોદીના છોકરાઓ, (રૂ૩૦૦) એદલજી ફરાંમજી આલબલેસની કું૦, હોરમજજી તથા જમશેદજી બહમનજી વાડીઆ, બાઇ માણેકબાઇ તે મરહુમ જાંગીરજી નશરવાંનજી વાડીઆનાં વીધવા, માણેકબાઇ તે બેહરાંમજી નશરવાંનજી સીરવાઇનાં ધણીઆંની. (રૂ૨૫૧) લીમજીભાઇ જમશેદજી બાટલીબોઇ (રૂ૨૫૦) શેરાબજી શાપુરજી બંગાલી, ડોશાભાઇ હોરમજજી કામાજી, જમશેદજી ખરશેદજી બાટલીબોઇ. (રૂ૨૦૮) સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટની છોડીઓ, (રૂ૨૦૨) નવરોજજી કાવશજી દારૂખાનાંવાલા, (રૂ૨૦૦) ખરશેદજી બહમનજી શેઠનાની કું૦, બહમનજી ધનજીભાઇ મીસતરી, મરહુમ સુનાંબાઇ તે દોરાબજી ફરાંમજી કોહીદારનાં ધણીઆંનીને નામે, (રૂ૧૭૫) કાવશજી દીનશાહજી પીટીટ, ફરાંમજી દીનશાહજી પીટીટ, બહમનજી દીનશાહજી પીટીટ, (રૂ૧૫૧) જમશેદજી દોરાબજી નાએગાંમવાલાની કું૦, (૧૫૦) એદલજી બહમનજી મારીસ, ધનજીભાઇ ફરાંમજી પટેલ, (રૂ૧૩૬॥૨૭) બ્રોકર બેંકના જરથોસ્તી શેર હોલડરો, (રૂ૧૨૬) હોમજી દીનશાહ જીજ્ઞા, (રૂ૧૨૫) રૂસતમજી જમશેદજી જીજીભાઇ, બાઇ ખરશેદબાઇ તે નશરવાંનજી બહમનજી મોદીનાં ધણીઆંની, (રૂ૧૦૨) નશરવાંનજી દાદાભાઇ નવસારીવાલા, (રૂ૧૦૧) શેરાબજી જમશેદજી જીજીભાઇ, કાવશજી તથા વાલણજી ધનજીભાઇ પાંઊવાલાના છોકરાઓ, કાવશજી દીનશાહ એડનવાલા, જમશેદજી નવરોજજી કાપડીઆ, ખરશેદજી બોદાબખશ ઇરાની, દારાશાહ ખરશેદજી પટાપટી, નવાજબાઇ દાદાભાઇ નવસારીવાલા, કાંદાવાલા મોહલાના જરથોસ્તી રેહવાસીઓનાં ધર્મ ખાતાંનાં ફંડમાંથી, (રૂ૧૦૦) ખરશેદજી ફરદુનજી પારખ, પોંહચાજી ફરાંમજીની કું૦, હોરમજજી તથા જમશેદજી દુબાશ, ખરશેદજી એદલજી દુબાશાની કું૦, જમશેદજી નશરવાંનજી પીટીટ, દીનશાહજી તથા નશરવાંનજી નવરોજજી બોદ, પેશતનજી હોરમજજી સંતોક, નશરવાંનજી રતનજી તાતા, દારાશાહ તથા રૂસતમજી ધનજીશાહ કપટાંન, મેહરવાંનજી નશરવાંનજી નાદરશાહ, મરહુમ દાદાભાઇ માણેકજી વાછાનાં નામે, મરહુમ રતનજી દાદાભાઇ વાછાનાં નામે, પેશતનજી બેહરામજી મેહતા, નવરોજજી અરદેશર દાવર, કુંવરજી રૂસતમજી મોદી તથા ભાઇઓ, મરહુમ જમશેદજી બરજોરજી મીસ્ત્રીનાં નામે, નવરોજજી રતનજી કોપર, નશરવાંનજી હોરમજજી ઘાસવાલા, શેરાબજી જમશેદજી દુબાશ, મરહુમ બરજોરજી રતનજી કોપરનાં નામે, હોરમજજી જાંગીરજી દાદીશેઠ, માણેકજી શેરાબજી વાછાગાંધી, ખરશેદજી શેરાબજી વાછાગાંધી, પેશતનજી નશરવાંનજી ગોદીવાલા, માણેકબાઇ તે મરહુમ ખરશેદજી દાદીશેઠનાં બેટી, કુકીબાઇ તે કાવશજી ફરાંમજી મારકરનાં બેટી, નવાજબાઇ ધણી ફરાંમજી કાવશજી મારકર, મેહરબાઇ ધણી અરદેશર હોરમજજી વાડીઆ, આવાંબાઇ ધણી કાવશજી બેજનજી આલબલેસ, હીરાંબાઇ ધણી નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ (રૂ૧૦૮૮૯) રૂ૧૦૦)ની અંદરની રકમો.

એ ઊપરાંત રૂ૮૫૫૦॥૭ દેશાવરો ખાતે નીચે મુજબ ભરાયા હતા:—

| | | | |
|---|---|---|---|
| ૧૬૬૭॥૧ | પુણાં. | ૨૦૫) | દમણ. |
| ૧૪૭૬॥૨૨॥ | હાંગકાંગ. | ૧૬૯) | વરોડરા. |
| ૯૭૩॥૫ | શેંગાહી. | ૧૪૪) | રાજકોટ. |
| ૭૦૦) | ભરૂચ. | ૧૦૧) | ઊદવાડા. |
| ૫૦૬) | અમદાવાદ. | ૬૭) | ઇછાપોર. |
| ૫૦૦) | બીલીમોરા. | ૫૦) | સેતારા. |
| ૪૩૫॥ | મઊ. | ૫૦) | પેશાવર. |
| ૪૩૫) | નવસારી. | ૫૦) | અંકલેસર. |
| ૩૬૩) | કુલીઆંણી. | ૨૫) | બેલગાંમ. |
| ૩૦૩) | અહમદનગર. | ૧૦) | કાનપોર. |
| ૨૪૯॥૧૮॥ | સુરત. | ૩૦) | ભુજ. |

એ રૂ૩૯૦૪૦॥૨૪ મધેથી ઇરાંન ખાતે વાખાના મારેલા લાચાર ઇરાંનીઓને જુદા જુદા લટાઓ તરફ નગદ નાણાંની તથા અનાજની મદદ પોંહચાડવા રૂ૨૫૮૬૧)૪, ઇરાંનના શાહે એ દુકાલ બાબે એક જનરલ ફંડ કીધું હતું તે મધે આપણા ફીરકા તરફથી તુમાંન ૨૫૦ ભર્યા તેના રૂ૧૦૮૬॥૧૯॥, દુકાલના હાદેસાના મારેલા નાશી આવેલા ટોલાબંધ ઇરાંની જરથોસ્તીઓને બંદરઆબાસથી અતરે સ્ટીમરો તથા બગલાઓમાં લાવવાનાં નુર, ખાધખોરાકી તથા દવાદારૂ વગેરેના રૂ૬૨૮૫॥૯, તથા મુંબઇ મધે તારો વગેરેના પરચુરણ ખરચનાં રૂ૧૦૯૮)૪॥ મલી રૂ૩૪૩૩૧॥૧૨॥ નો ખરચ થયો હતો, અને બાકી વધેલા રૂ૪૭૦૯॥૧૨ એ ફંડમાં નાણાં ભરનારાઓની તા૦ ૧૭ મી ડીજેમબર ૧૮૭૪ ને દીને મલેલી સભાના ઠેડાવ મુજબ ઇરાન દેશમાં રેહનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારવાનાં ફંડ મધે આપ્યા હતા.

એ ઊપરાંત શેઠ અરદેશર હોરમજજી વાડીઆએ ઇરાંનમાં જરથોસ્તીઓને પરબાડી મદદ મલે તે માટે રૂ૫૦૦૦) નીરકમ અતરેની સરકાર મારફતે અબુ શેહર ખાતે કરનલ પેલીપર મોકલી હતી કે તે યઝદ અને કેરમાંન ખાતે જરથોસ્તીઓને વેંહચે. કરનલ પેલીએ તે રકમ તેહરાંન ખાતે બ્રીટિશ એલચી મી૦ આલીસનને મોકલી, જેણે તે મધેથી શેઠ માણેકજી લીમજી હાંતરીઆની મારફતે રૂ૩૫૦૦) યઝદમાં રૂ૭૫૦) કેરમાંનમાં, અને રૂ૭૫૦) તેહરાંનમાં વેંહચ્યા હતા.

દીકરા. એવણ નાની ઉમરથીજ પોતાના બાપની સકલાતની દુકાંન ઊપર કામકાજમાં પડેલા હતા, અને ઈ૦ સ૦ ૧૮૫૩ માં બાપનાં મરણ બાદ ભાઇઓની સાથે મલી સકલાતનો વ્યાપાર દેશ પરદેસ સાથે ઘણો વધારી મુકયો હતો. ઈ૦ સ૦

---

વળી શેઠ દીનશાહજી માણેકજી પીટીટે રૂ૨૨૦૦) ની રકમ, તથા સુરતના જરથોસ્તીઓએ શેઠ એદલજી ખરશેદજી મોદીની આગેવાંની હેઠલ રૂ૨૪૦૦) ની રકમ ભેગી કરી તે મુંબઇની સરકારની મારફતે ઇરાંનનાં એલચીખાતાંપર મોકલી ત્યાંના ગરીબ જરથોસ્તીઓને અનાજ વેંહચાવ્યો હતો, તથા એ કામમાં મદદ કરવાને શેઠ કેખશરૂ મેહરવાંન ઇરાંનીપર તાર કીધો હતો.

એ દુકાળથી યઝદ તથા કેરમાંનના શેંહકડો જરથોસ્તીઓ પોતાનાં બચ્ચાં છોકરાં સાથે તેહરાંન રાજધાંની તરફ નીકલી પડયાં હતાં, જેઓને ત્યાં શેઠ માણેકજી લીમજી હાંતરીઆએ પોતાની તરફથી તથા ફંડ મધેથી આસરો આપ્યો હતો, તથા શેંહકડો જરથોસ્તીઓ મુંબઇ આવવાને નીકલ્યા હતા. ૧૮૭૧ ની શરૂઆતમાં કેટલાક જરથોસ્તીઓનો એક કાફલો ઇરાંનનાં આબાત તરફથી અતરે નાશી આવ્યો હતો, તેઓમાંના કેટલાકોને "ફતેહરેમાંન" નામનાં એક વાહણના નાખોદાએ ખોરાક પાંણી વગેરેની ઘણી સખ્તી પાડી હતી, જેની તેઓએ અતરે આવી ફરીઆદ કરવાથી તેમના તરફથી શેઠ જાંગીરજી મેહરવાંનજી પલીડરે બીનસ્વાર્થે મેહનત લઇ કેટલીક અરજીઓ મુંબઇનાં બારાંના કનઝરવેટર ઑફ પોરટસ ઊપર કરી તે ઘાતકી નાખોદાને ૧૮૭૧ ના ફેબ્રરવારી માસમાં દંડ કરાવ્યો હતો.

વળી એ દુકાલથી પીડાતા જરથોસ્તીઓને યઝદમાં અનાજ વેંહચવા તથા બંદરઆબાસથી અતરે લાવવા માટે અતરેના જાણીતા ઇરાંની વ્યાપારી શેઠ ગોદરેજ મેહરવાંન તથા જાંહગીરજી મેહરવાંનજી પલીડરે ઈ૦ સ૦ ૧૮૭૧ ના મે માસમાં મુંબઇના જરથોસ્તીઓમાં એક ફંડ ઊભું કીધું હતું. જે મધે રૂ૧૭૩૨૪)≡ વસુલ થયા હતા. એ મધેથી બંદરઆબાસથી ગરીબ ઇરાંની જરથોસ્તીઓ અતરે આવ્યા તેઓના નોલના તથા દરીયા ઊપરના ખરચના રૂ૧૯૪૭॥≡, યઝદ તથા કેરમાંન મધે ગરીબ જરથોસ્તીઓને અનાજ તથા રોકડ વેંહચ્યા તેના રૂ૮૦૮૦), બંદરઆબાસ તથા અબુ શેહર મધે ગરીબ જરથોસ્તીઓની માવજત કરવામાં તથા તેઓની પાસપોર્ટની ફીઇ આપી રવાંના કરવામાં રૂ૨૧૮૨ા≡, તથા અતરેથી તારો મુકવાના અને બીજા પરચુરણ ખરચના રૂ૪૯૨॥≡॥ મલી રૂ૧૨૭૦૩॥)॥ ખરચ થયો હતો, અને બાકી વધેલા રૂ૪૬૨૦॥=॥ તા૦ ૨૪ મી ફેબ્રરવારી ૧૮૭૩ ને દીને ઇરાંન દેશના રેહનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારવાનાં ધર્મખાતાંના ફંડના તરસ્ટીઓને તે રકમ પોતાનાં દફતરમાં "શેઠ ગોદરેજ મેહરવાંન તથા શેઠ જાંગીરજી મેહરવાંનજી હસ્તક ઇરાંન મધે સને ૧૨૪૦—૪૧ યજદજરદી સાલમાં દુકાલથી દુખી થાએલા જરથોસ્તીઓને મદદ કરવા થકી ઊભાં થાએલાં ફંડની બાકી જે આએ ધર્મખાતાં મધે આપીછે તેનું ખાતું" એવાં નામથી જુદું ખાતું પાડી તેનું બ્યાજ થાપડવા, અથવા તો ઓદા ન કરેને કોઇબી પ્રકારની આશમાંની અથવા સુલતાંની આફત ઇરાંનના જરથોસ્તીઓ ઊપર આવી પડે તો તેવે વખતે મજકુર મુદલ નાણુંબી ખરચવાની સરતથી આપ્યા હતા. એ ફંડના સંબંધમાં મુંબઇ મધે મજકુર શેઠ ગોદરેજ મેહરબાંનની પેહડીના ભાગીઆ શેઠ અરદેશર મેહરવાંન ઇરાંનીએ તથા યઝદમાં શેઠ કેખશરૂ મેહરબાંને તથા અબુશેહર ખાતે

શેઠ પોલાદ તીરંદાઝે તથા બંદરઆબાસ ખાતે શેઠ ખુસરૂ મેહરબાંને ઘણીજ જેહમત ખેંચી બની આવી તેટલી મદદ કીધી હતી. એ ઊપલાં બંધે ફંડોની મદદથી ૧૮૭૧ ના અકટોબરથી તે ૧૮૭૨ ના મારચ સુધીમાં ઇરાંનથી ૫૯૨) જરથોસ્તીઓ સલાંમત મુંબઇ આવ્યાં હતાં, તથા ૫૯) જણાં દરીયામાં મરણ પામ્યાં હતાં, અને ૯૮) જણાં મુંબઇ આવ્યા પછી તરત મરણ પામ્યાં હતાં.

ઊપર મુજબ અતરે જે લાચાર ઇરાંનીઓ નીકલી આવ્યા તેઓને ચોપાતીની મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠવાલી ધર્મશાલામાં રાખી તેમની અતરેનાં ન:વારેસ ઇરાંનીઓનાં ફંડ મધેથી પરવરસી કરવામાં આવી હતી, અને તેઓની તકેદારી તથા ધર્મશાલાના કારોબાર ઊપર વધારે બારીકીથી ધીઆંન આપવાને તરસ્ટી સાહેબોએ તા૦ ૧૫ મી જુલાઇ ૧૮૭૧ ને દીને શેઠો બહમનશાહ કાવશજી વકીલ, શેરાબજી પાલણજી દોલીમેહરજીના, નવરોજજી હોરમજજી કાબરાજી, રતનજી બહમનજી દુબાશ, અને માણેકજી ફરાંમજી માપલાની એક કમીટી નેમી હતી. વળી એ કમીટીને શેઠો બરજોરજી પાલણજી દોલીમેહરજી, પીરોજશાહ શેહરીઆરજી ભરૂચા, પાલણજી શાપુરજી શીટર, તથા બહમનજી બેહરાંમજી પટેલે પોતીકી જાતી ઘણી સારી મદદ કીધી હતી. એ ઊપરાંત ઓરતો અને છોકરાંઓની ઘર સંસારી કેળવણી આપવામાં શેઠ બહમનશાહ કાવશજી વકીલનાં ધણીઆંની બાઇ મોટીબાઇ તથા શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરનાં માતાજી બાઇ માણેકબાઇએ પણ પોતાની અતી ઘણી કીમતી મદદ આપી હતી. વળી એ ધર્મશાલામાં જગાની તંગીને લીધે વધારે માણસો આવી પડે તો તેમનો સમાવેશ કરવાને શેઠ કાવશજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઇ. એ ધર્મશાલાના કંપાઊંડમાં માલ સાથનું એક બીજું મકાન બંધાવી આપી તે તા૦ ૧૫ મી જુન ૧૮૭૨ ને દીને તરસ્ટીઓને સ્વાધીન કીધું હતું. એ મકાન બંધાઇ તૈયાર થાય તેટલાં ધર્મશાલાની પડોસમાંની મરહુમ શેઠ શેરાબજી વાછાગાંધીની દરેમેહરને લગતા ઓટલા તથા માલ ઊપર ઇરાનીઓને રાખવાને એ દરેમેહરના મુતવલીઓએ પરવાંનગી આપી હતી. વળી એ ધર્મશાલાની મરામત કરવાની જરૂર પડવાથી તેમાંથી સર્વે ઇરાંનીઓને ખાલી કરાવી તા૦ ૧ લી ફેબ્રરવારી ૧૮૭૨ થી કોટમાંની મરહુમ માણેકજી શેઠની વાડીમાં તેના મુતવલી શેઠ મેહરવાંનજી માણેકજી શેઠની પરવાંનગીથી લાવી રાખ્યા હતા.

શેઠ અરદેશર હોરમજજી વાડીઆએ ધર્મશાલામાંના દરદી ઇરાંનીઓની દવાદારૂ તથા માવજત કરવાને સાત માસ સુધી દર માસે રૂ૪૦૦), તથા મરહુમ શેઠ દાદાભાઇ માણેકજી વાછાનાં ચેરીટી ફંડના તરસ્ટીઓએ એક લાયક તબીબને વરસાંણુ આપવાને રૂ૫૦૦) ભેટ મોકલ્યા હતા. વળી એ લાચાર ઇરાંનીઓની પરવરસી કરવાના ખરચમાં શેઠો દીનશાહજી માણેકજી પીટીટ તથા નશરવાંનજી માણેકજી પીટીટે એક વરસ સુધી દરેક દર માસે રૂ૧૨૫) ની રકમ, શેઠો બહમનજી જીજીભાઇ તથા એદલજી માણેકજી કાલાબેવાલાએ છ માસ સુધી દરેક દર માસે રૂ૧૦૦), તેમજ શેઠો કાવશજી દીનશાહજી એડનવાલા, હોરમજજી તથા જમશેદજી બહમનજી વાડીઆ, નશરવાંનજી નવરોજજી બોદ, અને દાદાભાઇ બેજ-

૧૮૪૯ માં સુરત મધે રૂસ્તમપરાના ભગારીઆ મોબેદોએ ધાહંબાર, મુકતાદ, વગેરે સવાબનાં કામો તે તરફ કરવાને ઉભાં કરેલાં ફંડનાં મુંબઇ મધે ભરાવલાં નાણાં વશુલ કરવાને એવણને એઓના તરફથી તેડયા હતા, અને તે પછી ૧૮૫૭ થી એમની સાથે શેઠ કુવરજી હોરમજજી ભાભાને નેમ્યા હતા. એ અધિકાર એવણે પોતાનાં મરણ સુધી ચલાવ્યો હતો. ગંદેવીની શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીવાલી ઈંગ્રેજી સ્કુલના તથા એજ શેઠનાં નામનાં ધર્મનાં દવાખાંનાના એવણ શેઠ અરદેશર ફરામજી મુસ સાથે પોતાનાં મરણ સુધી તરફથી તથા માનેજર હતા. મુંબઇમાં આગલા વખતમાં નશેશાલાર તથા ખાંધીઆઓનો જે જુલમાત ચાલતો હતો તે ટાલવામાં એવણે ઘણીક રીતે પોતીકી જાતી મદદ આપી હતી, તથા કુલે જરથોસ્તી રવાનોને અવલમંજલ પોહચાડવાનું ફંડ ઇ૦ સ૦ ૧૮૬૦ માં અતરે સ્થાપ્યું ત્યારથી નશેશાલાર તથા ખાંધીઆઓ ઉપર દેખરેખ રાખવાને પંચાત તરફથી નેમેલી કમીટીના એવણ એક અધિકારી હતા. એ ઉપરાંત બીજાં પ્રજા ઉપ્યોગી કામોમાં એવણ સારી આગેવાંની લેતા હતા.

---

તા૦ ૫ મી જુન.

શેઠ એદલજી જમશેદજી આરીએ "ઓદાબખસ" નામના એક નાટકની ચોપડી રચી પ્રગટ કીધી હતી.[१]

---

તા૦ ૬ થી જુન.

રોજ ૧૮ માહ ૯ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

મરણ—બરજોરજી ભીખાજી શહીઆર—ઉમર વર્ષ ૭૩). એ૦ ભીખાજી જામાસપજી શહીઆરના દીકરા. એવણ પ્રથમમાં અહમદનગર મધે વકીલાતનું કામ કરતા હતા. તે પછી સરકારી નોકરીમાં રહયા હતા. ઇ૦ સ૦ ૧૮૨૬ માં અહમદનગર મધે પેહલવેહલું દોખમું બંધાવવાની આગેવાંની એવણે બીજાઓ સાથે લીધી હતી, તથા તે માટે સરકાર પાસેથી તા૦ ૧ લી ડીસેમબર ૧૮૨૬ ને દીને મુફત જગા મેલવી હતી. સરકારી નોકરીમાં વધ એઓ ૧૮૪૦ થી અહમદનગર જીલ્લામાં જુદે જુદે ઠેકાં મુનસફ નેમાયા હતા. તે બાદ ૧૮૪૬ માં ધુલીઆન મુનસફ, ૧૮૫૦ માં શોલાપુરના સદરઅમીન, ૧૮૫૫ ન નાશકના સદરઅમીન, ૧૮૫૭ના જુન માસમાં સુરત પ્રીનસીપાલ સદરઅમીન, અને એજ શાલના ડીસેમબ માસથી અહમદનગરના પ્રીનસીપાલ સદરઅમીન નેમાયા હત ૧૮૫૯ માં મુનસફના ઓહદાની પરીક્ષાના સદર અદાલત જડજોએ એવણને એક પરીક્ષક નેમ્યા હતા. ૧૮૬૨ ન અહમદનગર મધે ઘણી મોંઘવારી ચાલી તે વેળાએ લોકો સંકટ ટાલવામાં એઓએ ઘણી મદદ કીધી હતી. તા૦ ૧૬ સપટેમબર ૧૮૬૩ ને દીનથી એવણે પેનશન લઇ સરકા નોકરી છોડી તે વેળાએ અહમદનગરના શેઠ સાહુકારો તથ રૈયતે એમને માનપત્ર આપ્યું હતું. ઓહદો છોડયા પછ પણ એઓ અહમદનગર મધેજ રહયા હતા, અને ત્યાં મ્યુનીસીપાલીટીના એક કમીશનર તરીકે સરકારે કેટલાંક વર્ષ સુધી એમને નેમ્યા કીધા હતા. ૧૮૬૫ માં પુણાંની પારસ ડીસ્ત્રીકટ માટરીમોનીઅલ કોરટના નામદાર સરકારે એવણ એક ડેલીગેટ નેમ્યા હતા. છેલા નવ માસ થયા એવ પોતાનાં જન્મ વતન નવસારી મધે જઇ રહયા હતા, અ મરણ પણ ત્યાંજ પામ્યા હતા. એઓનાં મરણથી અહમ નગરના સર્વે લોકો ઘણા દલગીર થયા હતા, અને જરથો સ્તીઓએ પોતાને ખરચે એમનું ઉઠમણું પણ કરાવ્યું હ

---

તા૦ ૮ મી જુન.

ભરૂચ વર્તમાન પત્રના અધીપતી શેઠ શોરાબશાહ દાદ ભાઇ મુનસફનાએ ભરૂચ મધે ફુલપાવર માજીસ્ત્રેટની કોરટમ એક મુકદમામાં શાક્ષી આપતી વખતે "જ્યારે તેમને ધાર મુજબ જંદ અવસ્તાની ચોપડી હાથમાં આપી તે ઉપ શોગંદ લેવા કહયું ત્યારે તેવણે તેમ કરવાને ના પાડીઉં હતું અને તેનાં કારણમાં તેવણે જણાવેઉં હતું કે એ પુસ્તક તેઓ પરમેશ્વર તરફથી ઉતરેલું માનતા નથી. જ્યારે કોર તરફથી તેમને પુછવામાં આવેઉં કે તેઓ બીજો કઓ ધર માનિછે, તીઆરે તેઓએ જણાવેઉં હતું કે જાણીતા ધરમ માંથી તેઓ કોઇ પણ ધરમ માનતા નથી, પણ ! "ડીઇઝમ" ઇઆને દીલથી એક ખોદાને માંનવા ઉપર તેમનો એતેકાદ છે. કેટલીક તકરાર થએઆ પછે અ કોરટે તેમને શોગંદ આપવાનું માફી વાલેઉં હતું, અ એટલીજ કબુલાત લીધી હતી કે તેઓએ જે બોલવું શાચુંજ બોલવું."[२]

---

નજી કાતરડે એક વર્ષ સુધી દરેકે દર માસે રૂ૫૦) આપ્યા કીધા હતા. વળી એ ફંડમાં મદદ કરવાને શેઠ બહમનશાહ કાવશજી વકીલે ૧૮૭૨ ના જાનેવારી માસમાં ભરૂચ તથા સુરત મધે ભાષણો કરી રકમો ભરાવી હતી, તથા મુંબઇ મધે પણ એજ માસમાં મરહુમ સર જમશેદજીવાલા એલાહીબાગ, ફરાંમજી કાવશજી ઇનસ્ટીટયુટ, કામાબાગ, માણેકજી શેઠની વાડી, અને ભીંડી બજારની મરહુમ શેઠ નશરવાંનજી હીરજી કરાંનીની દરેમેહરમાં ભાષણો કીધાં હતાં, જેની અસરથી મુંબઇ મધે રૂ૧૨૭૩૭)રાા, સુરત ખાતે રૂ૨૭૭૭), ભરૂચ મધે રૂ૯૫૯), કલકતા મધે રૂ૧૩૪૧), એડન મધે રૂ૬૬૯), વરોદરા ખાતે રૂ૧૪૦ાા, નવસારી ખાતે રૂ૭૦૦), વલસાડ મધે રૂ૧૨૮૭), ઊરન મધે રૂ૧૦૨૫), લાનોલી ખાતે રૂ૧૧૭), અને થાણામાં રૂ૨૬૮) ભરાયા હતા. એ સઘળાં ભરાયલાં નાણાં મધેથી ઇરાનીઓની પરવરસી તથા તેઓને કપડાંલતાં તથા દવાદારૂ વગેરે માવજત કરવામાં આવી હતી.

[१] "ઓદાબખસ. નાટક તરણ અંકી. ઝોરાસતરીઅન નાટક મંડલીને સારૂં. બનાવનાર, એદલજી જમશેદજી ચોરી. મુંબઇ, જામે જમશેદ પરેસ. સને ૧૮૭૧."

[२] ગુજરાત મિત્ર, તા૦ ૧૮ મી જુન ૧૮૭૧.

એ "ભરૂચ વર્તમાન" પત્ર ઇ૦ સ૦ ૧૮૬૧ મેં આ૦ પેશતનજી રૂસ્તમજી ભરૂચા વાંદરાનાએ શાળાપત્ર છાપું દર અઠવાડીએ પ્રગટ કરવા માંડયું હતું. તે ઇ૦ સ૦ ૧૮૮૫ સુધી ચાલ્યું હતું, અને તેના અધીપતી તરીકે લાંબી મુદત સુધી શેઠ શોરાબશાહ દાદાભાઇ મુનસફના હતા.

તા૦ ૧૪ મી જુન.

શેઠ દાદાભાઇ કાવશજી અખબારે સોદાગરવાલાએ તમાંમ અવસ્તાનું એક મોટું દફતર ગુજરાતીમાં ચાર ભાગોમાં છાપી પ્રગટ કીધું હતું.[1] તેના પેહલા ભાગમાં તમાંમ ખોરદેહ અવસ્તા, બીજા ભાગમાં ધાહંબાર અને જશનોના દાહડાઓપર બાજ ઇજીવાના અવસ્તા તેની ક્રિઆ વગેરે, ત્રિજા ભાગમાં આખી ઇજીશને તથા હાદોખ્ત અને વીસ્તાસ્પ યષ્તનાં મોજુદ રહેલા અવસ્તા વગેરે, અને ચોથા ભાગમાં આખો વંદીદાદ છાપેલો છે.

---

તા૦ ૨૩ મી જુન.

રોજ ૫ માહ ૧૦ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

ખીલીમોરાંનાં રૈલવે સ્ટેશન આગલ પારસીઓને વીસામો લેવા તથા પાણી પીવા સારૂં એક મકાંન શેઠ દાદાભાઇ નશરવાંનજી ખીલીમોરીઆએ પોતાના બાવા મરહુમ શેઠ નશરવાંનજી ફકીરજી ચાવલનાં પુનને સારૂં બંધાવી ધર્મખાતે આપ્યું હતું.[2]

---

તા૦ ૨૫ મી જુન.

ફારસી ભાષા મુંબઇની યુનીવરસીટીમાં દાખલ થવાથી સુરતવાલા શેઠો નરહર ગદાધર ફડકે, બી. એ. અને શોરાબશાહ બેહરાંમજી ડાકટરે એ ભાષા શિખનારાઓને માટે ફારસીની પેહલી ચોપડી ઇગ્રેજીમાં રચી પ્રગટ કીધી હતી.[3]

---

તા૦ ૧ લી જુલાઇ.

શેઠ મેહરવાંનજી માણેકજી શેઠનાએ ભીંડીબજારના નાકા ઉપર કાંદાવાલા મોહલ્લામાં જરથોસ્તી છોકરીઓની એક નિશાલ પોતાને ખરચે આજ દીનથી ઊંઘાડી હતી.[4]

---

તા૦ ૫ મી જુલાઇ.

રોજ ૧૭ માહ ૧૦ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—પાલણજી હીરજીભાઇ બાટલીવાલા—ઉમર વર્ષ ૭૫) એવણ પ્રથમમાં સુરતથી અતરે આવી એક નાહની પરચુરણ સામાનની દુકાન માંડી બેઠા હતા. તે પછી વધતાં વધતાં ઇંગ્રેજી અશબાબ તથા દારૂકામનો મોટો વ્યાપાર પ્રથમ પોતે એકલાએ અને તે પછી ઇ૦ સ૦ ૧૮૫૧ થી પોતાના ભાઇ શેઠ બેહરાંમજી કાવશજી બાટલીવાલા સાથે ભાગમાં "બેહરાંમજી અને પાલણજીની કુંપની" નાં નામથી કરવા માંડયો હતો. એ બાદ ૧૮૬૦ માં તે ભાગ છોડવી પોતાના છોકરાઓને શામેલ કરી "પાલણજી હીરજી સનસ" ને નામે વહીવટ ચાલુ રાખ્યો હતો.

---

૧ "આએ કેતાબ ઇઅજદાંની બેહેતર સેતાએશ અને બરતર નીઆએશ પઢવાનાં અને ઇજવાનાં તમાંમ અવસતા. માજદીઅશની દીનનાં શાહેઓને પઢવાને વાશતે કમતરીન ખાકશાર બેહેદીન દાદાભાઇ કાવશજીએ મુમબઇનાં અખબારે શોદાગર તથા શમાચાર દરપણ છાપખાંનાંમો છાપેઆછે. શને ૧૨૪૦ ઇઅજદજરદી."

૨ એ મકાંન ઊપર નીચે મુજબ તખ્તી મારેલીછે :—

"શી દાદાર હોરમજની મદદ હોજો

"આએ પાંનીનો મુકામ બેહેશતનશીન નશરવાંનજી
"ફકીરજી ચાવલના છોકરા દાદાભાઇએ પોતાના બાવા નશર-
"વાંનજી ફકીરજીનાં પુનને શારૂં કુલ જરથોસ્તીઓને વાપરવા
"શારૂં બંધાવેઓછે. શને ૧૨૪૦ ઇઅજદેજરદી. શવંત
"૧૯૨૭ નાં. શને ૧૮૭૧. રોજ ૫ મો માહા ૧૦ મો.
"તારીખ ૨૩ મી જુન આખાડ શુદ ૫ ને વાંર શુકરે."

૩ "First Book of Persian. For the use of beginners. By, Narahar Gadadhar Phadake, B.A. and Sorabshaw Byramji Doctor. Surat: printed at the Irish Presbyterian Mission Press by William Raymond, 1871."

૪ એ નિશાલ શેઠ મેહરવાંનજીએ પોતાના મિત્ર શેઠ શોરાબજી શાપુરજી બંગાલીની ભલાંમણ ઊપરથી ઊંઘાડી હતી, અને તેનો શરૂઆતનો સર્વે ખરચ તથા ફરનીચર વગેરે પોતાને ખરચે મુકાવ્યું હતું. એ ઊપરાંત તેના ખરચને માટે દર માસે રૂ૭૫) થી ૮૦) સુધી પોતાની ગીરોથી આપતા હતા. એ નિશાલનો વહીવટ ચલાવવા માટે શેઠ મેહરવાંનજીએ પ્રથમથીજ શેઠ શોરાબજી શાપુરજી બંગાલીને સરનશીન, શેઠ જાંગીરજી હોરમજજી પંથકીને શેક્રેટરી, તથા શેઠો માણેકજી કાવશજી તાડીવાલા, માણેકજી ખરશેદજી માસીના, અને પાલણજી મેહરવાંનજી ભાખરીનીં એક કમીટી નેમી હતી. એ પછી ઇ૦ સ૦ ૧૮૭૩ માં શેઠ મેહરવાંનજી બેહશતનશીન થયા તે વેળાએ કાંદાવાલા અને ભરૂચા મોહલાના જરથોસ્તીઓએ તેવણના બેટા શેઠ અરદેશર મેહરવાંનજી શેઠના પર એક દીલાસા પત્ર મોકલ્યો હતો, જેના જવાબમાં શેઠ અરદેશરે પોતાના પીતાએ ઊંઘાડેલી મજકુર નિશાલને મનમાનતા પાયા ઊપર લાવવાની ઊમેદ બતાવી હતી. અને તે મુજબ શેઠ અરદેશરે ઇ૦ સ૦ ૧૮૭૮ માં પોતાનાં મરણ સુધી તે પોતાને ખરચે ચલાવી હતી. એ બાદ ૧૮૭૮ થી તે એવણના ગાદીવારસ શેઠ જાલભાઇ અરદેશર શેઠ ચલાવેછે, અને તેને હજુ સુધી મરહુમ શેઠ મેહરવાંનજીનુંજ નામ આપેલુંછે. ઇ૦ સ૦ ૧૮૭૮ થી એમાં શિખતી શકતિવાલાં માબાપોની છોકરીઓ પાસેથી દર માસે રૂ૦॥ ની ફીઈ લેતી કીધી હતી, તથા ૧૮૮૧ થી અતરેનાં સરકારી કેળવણીખાતાંમાં એ નિશાલ રેજીસ્ટર કરી તેને સરેશતા પ્રમાણેની ગ્રાંટ–ઇન–એડ મળતી થાઇ હતી, અને પેત્રન શેઠ જાલભાઇ દર માસે રૂ૩૫) ની મદદ કરતા આવેછે. ૧૮૮૬ માં એ નિશાલના શેક્રેટરીનો ઓહદો શેઠ જાંગીરજી હોરમજજી પંથકીએ છોડવાથી તે ડાકટર હીરજીભાઇ જમશેદજી અપુને આપવામાં આવ્યો હતો, જેઓ હજુ સુધી તે કામ ચલાવેછે, તથા સરનશીન શેઠ શોરાબજી શાપુરજી બંગાલી ૧૮૯૩ માં બેહસ્તનશીન થવાથી તેમની જગોપર પેત્રન શેઠ જાલભાઇ અરદેશર શેઠને સરનશીન પણ મુકરર કીધા હતા. એનો વહીવટ કરનારી ઊપલી કમીટીમાં અવારનવાર શેઠો પેશતનજી નવરોજજી ભરૂચા મોવડાંવાલા, નાનાભાઇ બહમનશાહ મારશલના, કાવશજી બેજનજી ગોરવાલા, અને પેશતનજી કાવશજી અસલાજી ભરૂચા શામેલ થયા કીધાછે. એ નિશાલનો લાભ હમેશાં આસરે ૧૦૦ છોકરીઓ લેતી આવેછે.

ને નામે મેટ્રીક્યુલેશનના અભ્યાસ સુધી શિખવવાની એક સ્કુલ ઉઘાડી હતી.[1]

---

તા૦ ૬ થી આગષ્ટ.

ભરૂચ મધે ત્યાંની રૈયતને થતા ગેરઇનસાફો સરકારના કાંન ઉપર લઇ જવા તથા રૈયતના હકો ઉપર દેખરેખ રાખવાને "ભરૂચ આસોશીએશન" નામની એક સભા આજ દીને સ્થાપવામાં આવી હતી. એ સભાના સેક્રેટરી તરીકે શેઠ સોરાબશાહ દાદાભાઇ મુનસફનાને નેમવામાં આવ્યા હતા.[2]

---

તા૦ ૭ મી આગષ્ટ.

રોજ ૨૦ માહ ૧૧ (શે૦) ૧૨૪૦ યઝદેજરદી.

મરણ—દસ્તુર રતનજી મનચેરજી કુટાર[3]—(ઉમર વર્ષ ૭૮) નવસારીવાલા દસ્તુર મનચેરજી રતનજી કુટારના વડા દીકરા. એવણ નવસારી મધે દસ્તુર પાલણ ફરેદુનવાલી બીજી બેઠકનું માન ઇ૦ સ૦ ૧૮૧૮ થી ધરાવતા હતા.

---

તા૦ ૧૦ મી આગષ્ટ.

આજ દીને નવસારી મધે દસ્તુર રતનજી મનચેરજી કુટારના ઉઠમણાંમાં સુરતવાલા દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબપાલણનાએ મરનારના વડા બેટા એ૦ જમશેદજી રતનજી કુટારને દારાબ પાલણનાં ખાંનદાંન તરફથી એક સીઆહ સોરાડી તેમના બાવાની નવસારીના બીજા દસ્તુરની ખુરસી પર તેમને જાનશીન કીધા હતા.[4]

---

તા૦ ૧૧ મી આગષ્ટ.

મુંબઇની પારસી પંચાતનાં ફંડના તા૦ ૪ થી નોવેમબર ૧૮૬૯ થી તે તા૦ ૨૪ મી અકટોબર ૧૮૭૦ સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપખાનામાંથી તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે છેલા હીસાબની બાકીના રૂ૫૫૫૧૩૮।૨૩ ઉપરાંત આખે આખાં વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે રૂ૮૧૦૭૧।૪।। ની આવક થાઇ હતી, અને ખરચ રૂ૪૬૩૪૫।।।૧ થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખેરીએ તરસ્ટીઓના હસ્તકમાં પંચાતના હીસાબને લગતા રૂ૫૮૯૮૬૪)૨।। તથા જુદાં જુદાં પડાએલાં ખાતાંઓના[5] રૂ૬૫૬૭૭૪।।૭।। મળી કુલે રૂ૧૨૪૬૬૩૮।।૯ બાકી હતા.

---

૧ એ સ્કુલમાં તા૦ ૧ લી ફેબરવારી ૧૮૭૩ થી શેઠ બરજોરજી ખરશેદજી સંજાણાને ભાગીઆ કીધા હતા, જેઓ ૧૮૮૭ માં પોતાનાં મરણ સુધી તેમાં શામેલ હતા. એ પછી શેઠ નસરવાનજીએ થોડુંક સુધી એ સ્કુલ પાછી પોતે એકલાએ ચલાવ્યા બાદ તે ૧૮૯૦ માં પોતાનાં મરણની થોડુંક આગમજ "પ્રોબે હાઇ સ્કુલ" સાથે જોડી નાખી "પ્રોબે એંડ ચંદનવાડી હાઇ સ્કુલ"નાં નામથી ચાલુ કીધી હતી, જે હજુ સુધી તેજ નામથી શેઠ રૂસ્તમજી બહમનજી પેસ્તનજી માસ્તર, બી. એ. ની માલેકી હેઠલ ચાલેછે.

૨ મુંબઇ સમાચાર, તા૦ ૧૭ મી આગષ્ટ ૧૮૭૧.

એ આસોશીએશને પોતાની ચાર પાંચ વર્ષની હેયાતીમાં મ્યુનીસીપાલ હાઉસ ટેક્ષ, નાન-એગ્રીકલચરલ સેસ, ડીસ્ટ્રીક્ટ મ્યુનીસીપાલ આક્ટ, ભરૂચમાં હાઇ સ્કુલ તથા આસીસ્ટંટ જડજની કોરટ સ્થાપવા, તથા તે જીલ્લાને કલેક્ટરેટમાં ભેળવવા, વગેરે માટે ઘણીક અરજીઓ કીધી હતી, જેમાં મુખ્ય હાથ સેક્રેટરી શેઠ સોરાબશાહ દાદાભાઇ મુનસફનાનો હતો.

૩ એવણની આગમજ એવણના બાવા દસ્તુર મનચેરજી રતનજી કુટાર ઇ૦ સ૦ ૧૭૭૧ થી તે ૧૮૧૮ સુધી, તથા તેની આગમજ તેમના બાવા દસ્તુર રતનજી માણેકજી કુટાર ઇ૦ સ૦ ૧૭૪૮ થી, અને તે આગમજ તેમના બાવા દસ્તુર માણેકજી પેસ્તનજી કુટારે પણ કેટલુંક સુધી નવસારીમાં બીજી ગાદીનું માન ભોગવ્યું હતું.

૪ મુંબઇ સમાચાર, તા૦ ૧૨ મી આગષ્ટ ૧૮૭૧.

૫ પંચાતનાં દફતરમાં આગલાં વર્ષોનાં ૩૦ ખાતાં ઉપરાંત આએ વર્ષમાં એક નવું ખાતું ઉમેરાયુંછે. તે એ કે મરહુમ શેઠ દાદાભાઇ માણેકજી વાછાનાં વસીઅતનામાંમાં લખવા મુજબ તેમની પુંજી મધેથી પંચાતનાં ફંડમાં આપવા જણાવેલી રકમને પેટે રૂ૧૧૫૦૦) ની સરકારી નોટ એવણનાં વીધવા તથા વકીલાતણ બાઇ પીરોજબાઇ તથા વકીલો શેઠ શાપુરજી જીવાજી વાછા અને નાનાભાઇ બરજોરજી વાછાએ તા૦ ૧૭ મી અકટોબર ૧૮૭૦ ને દીને પંચાતનાં ફંડના તરસ્ટીઓના સ્વાધીનમાં આપી તેનું મરનારનાં નામનું જુદું ખાતું પડાવી તેનું વ્યાજ પંચાતનાં જનરલ ફંડમાં, શેહનશાહી ગાહંબારોનાં, આંધલાપાંગલા જરથોસ્તીઓનાં, રાંડોને અવલમંજલ પોંહચાડવાનાં, જરથોસ્તી ઝંદ અવસ્તાની નીશાલોનાં, તથા મુકતાદને તાંકણે દેશાવરો ખાતેના ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં ફંડોમાં વાપરવાનો બંદોબસ્ત કીધો હતો.

એ ઉપરાંત શેઠ માણેકજી એદલજી આલબલેસ તથા બેહેનીઓએ મરહુમ બાઇ ભીખાઇજી તે મરહુમ શેઠ એદલજી રૂસ્તમજી આલબલેસનાં બેટી તથા શેઠ કાવસજી બેહરામજી લીલાંડીવાલાનાં ધણીઆંનીનાં પુનને માટે તા૦ ૧૮ મી ફેબરવારી ૧૮૭૦ ને દીને રૂ૨૦૦૦) ની સરકારી નોટ આપી તે મધેની રૂ૧૦૦૦) નીનું વ્યાજ પંચાતનાં જનરલ ફંડમાં તથા રૂ૧૦૦૦) નીનું વ્યાજ જરથોસ્તી રાંડોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં વાપરવાનો બંદોબસ્ત કીધો હતો. એજ મુજબ શેઠ દોરાબજી બરજોરજી કાપરે તા૦ ૯ મી આગષ્ટ ૧૮૭૦ ને દીને રૂ૬૦૦૦) ની સરકારી નોટ આપી તે મધેની રૂ૧૫૦૦) નીનું વ્યાજ પોતાનાં પુનને સારૂ જરથોસ્તી ઝંદ અવસ્તાની નીશાલોનાં ફંડમાં, રૂ૧૦૦૦) નીનું વ્યાજ પોતાનાં મરહુમ ધણીઆંનીઓ બાઇઓ ગુલબાઇ તથા ધનબાઇનાં પુનને માટે શેહનશાહી ગાહંબારનાં ફંડમાં, રૂ૨૦૦૦) નીનું વ્યાજ પોતાના બાવા મરહુમ શેઠ બરજોરજી ભીખાજી કાપર તથા માતાજી મરહુમ બાઇ સુનબાઇનાં પુનને માટે જરથોસ્તી રાંડોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં, તથા રૂ૧૫૦૦) નું વ્યાજ પોતાના ભાઇ મરહુમ શેઠ ખરશેદજી બરજોરજી કાપર તથા બેહનો બાઇઓ ભીખાઇજી તે શેઠ કુવરજી સોરાબજી કાપરનાં ધણીઆંની અને રતનબાઇ તે શેઠ મેહરવાંનજી કુવરજી કાપરનાં ધણીઆંનીનાં પુનને માટે મરહુમ સર જમશેદજી જીજીભાઇવાલી ઝંદ પેહલવી મદ્રેસાનાં

તા૦ ૧૨ મી આગસ્ટ.

દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ પેહલવી ભાષાનાં વ્યાકરણનું એક પુસ્તક ગુજરાતીમાં રચી પ્રગટ કીધું હતું.[1] એ પુસ્તક શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈને અર્પણ કરવામાં આવ્યું હતું.

---

ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. વળી શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલ તથા ફરજંદોએ મરહુમ બાઈ દીનબાઈ તે શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલનાં ધણીઆંનીનાં પુનને માટે તા૦ ૯ મી નવેમબર ૧૮૬૯ ને દીને રૂ૩૫૦૦) ની સરકારી નોટ આપી તે મધેની રૂ૫૦૦) નીનું વ્યાજ આંધલા પાંગલા જરથોસ્તીઓનાં ફંડમાં તથા રૂ૫૦૦) નીનું વ્યાજ જરથોસ્તી જંદ અવસ્તાની નીશાલોનાં ફંડમાં તથા રૂ૨૦૦૦) નીનું વ્યાજ જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં તથા રૂ૫૦૦) નીનું વ્યાજ મરહુમ સર જમશેદજી જીજીભાઈવાલી જંદ પેહલવી મદરેસાનાં ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો.

એ ઊપરાંત કુલે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં આએ વર્ષમાં નીચે મુજબ રૂ૧૦૦૦૦) ની બીજી નોટો તેનું વ્યાજ વાપડવાને ભેટ આપી હતી:— બાઈ નવાજબાઈ તે મરહુમ આ૦ ખરશેદજી બહમનજી પંથકીનાં બેટીએ તા૦ ૩૦ મી અકટોબર ૧૮૬૯ ને દીને રૂ૧૦૦૦) ની નોટ પોતાનાં બેટી બાઈ ધનબાઈજી તે શેઠ પીરોજશાહ દાદાભાઈ ભેદવારનાં ધણીઆંનીનાં પુનને સારૂં. શેઠ જાંગીરજી બરજોરજી વાછાએ તા૦ ૧૦ મી નવેમબર ૧૮૬૯ ને દીને રૂ૧૦૦૦) ની નોટ પોતાના બેટા બાઈ ફરાંમરોજ જાંગીરજી વાછાનાં પુનને સારૂં. બાઈ ભીખાઈજી તે શેઠ દોરાબજી પેશતનજી કામાજીનાં ધણીઆંનીએ તા૦ ૮ મી ફેબરવારી ૧૮૭૦ ને દીને રૂ૧૦૦૦) ની નોટ પોતાના બાવાનાં માસી મરહુમ બાઈ ગુલબાઈ તે મરહુમ શેઠ હીરજીભાઈ કાવશજીનાં બેટી તથા મરહુમ શેઠ બેજનજી હીરજીભાઈ અછાજીનાં વીધવાનાં પુનને સારૂં. બાઈ મીઠીબાઈ તે મરહુમ શેઠ નશરવાંનજી નવરોજજી શેઠનાનાં બેટી તથા મરહુમ આ૦ શોરાબજી નવરોજજી વાછાનાં વીધવાએ તા૦ ૪ થી આપરેલ ૧૮૭૦ ને દીને રૂ૨૫૦૦) ની નોટ પોતાનાં દીકરી મરહુમ બાઈ માણેકબાઈ તે આ૦ ડોશાભાઈ શાપુરજી વાછાનાં ધણીઆંનીનાં પુનને સારૂં. શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઈએ તા૦ ૨૧ મી આપરેલ ૧૮૭૦ ને દીને રૂ૫૦૦) ની નોટ પોતાની મજગાંમની વાડી મધે બંધાવેલી દરેમેહર ઇજવી તેની ખુશાલીમાં. શેઠ પેશતનજી મેહરવાંનજી તબાકે તા૦ ૨૭ મી જુલાઇ ૧૮૭૦ ને દીને રૂ૧૦૦૦) ની નોટ પોતાનાં દીકરી મરહુમ બાઈ શુનાંબાઈ તે મરહુમ શેઠ હીરજીભાઈ હોરમજજી પસતાકીઆનાં વીધવાનાં પુનને સારૂં. શેઠ હીરજીભાઈ રતનજી મીસતરીએ તા૦ ૨૬ મી જુલાઈ ૧૮૭૦ ને દીને રૂ૧૫૦૦) ની નોટ પોતાની ખુશીથી બખશેશ તરીકે. બાઈ બસુબાઇ તે મરહુમ આ૦ એદલજી પાલણજી કુટાર ચોકસીનાં વીધવાએ તા૦ ૨૬ મી મારચ ૧૮૬૯ ને દીને રૂ૧૦૦૦) ની નોટ પોતાના ખાવંદ મરહુમ આ૦ એદલજી પાલણજી કુટાર ચોકસીનાં પુનને સારૂં. શેઠ હોરમજજી પેશતનજી મોટવાલાએ તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૭૦ ને દીને રૂ૫૦૦) ની નોટ પોતાનાં ધણીઆંની મરહુમ બાઈ જીવણબાઈ તથા દીકરા મરહુમ શેઠ ડોશાભાઈ હોરમજજી મોટવાલાનાં પુનને સારૂં.

---

તા૦ ૧૯ મી આગસ્ટ.

ગાથા ૨ (કો) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—બેહરાંમજી હોરમજજી કામાજી[2]—ઉમર વર્ષ ૪૪). શેઠ હોરમજજી એદલજી કામાજીના નાંધલા દીકરા. એવણ પ્રથમ તા૦ ૨૮મી અકટોબર ૧૮૪૮ થી પોતાના ભાઈઓ દાદાભાઇ, મનચેરજી કામાની કુ૦ માં ભાગયા થયા હતા. તે પછી તા૦ ૯મી નવેમબર ૧૮૫૫થી એ પેહેડી "દાદાભાઈ હોરમજજી કામાની કું૦" નાં નામથી ચાલુ રહી, અને તા૦ ૨૪ મી અકટોબર ૧૮૬૨થી તે બંધ કીધી હતી. એ પેહેડી શીંગાપોર, ચીન, કલકતા, વગેરે મથકોનો વ્યાપાર કરતી હતી. ૧૮૬૨ પછી એવણે પોતાનાં નામથી ચીન, કલકતા, ઇંગલાંડ, વગેરે નો વ્યાપાર કરવા માંડયો હતો, અને લંડન મધે પણ પેહેડી ઉંધાડી હતી. તથા એકવાર પોતે ત્યાં મુસાફરી પણ કરી આવ્યા હતા. આ ટાંકણે અમેરીકાની લડાઇ ચાલતી હોવાથી રૂઉના વ્યાપારમાં એવણે મોટી દોલત મેળવી હતી, અને તેનો સારો ઉપયોગ કીધો હતો. ૧૮૫૨ માં અતરે કામા ઇનશુરનશ કું૦ કાઢી તેનાં એવણ શેક્રેટરી હતા. ૧૮૫૯ તથા ૧૮૬૦માં કોટનાં ધર્મનાં દવાખાંનાંના એવણ હાનરરી શેક્રેટરી હતા. તથા તેનાં ફંડમાં ૧૮૬૨-૬૩ માં રૂ૧૨૦૦૦)ની રકમ આપી હતી. એજ શાલોમાં એવણ અતરેની એલફીનસ્ટન લાંડ કું૦, ફ્રીઅર લાંડ એંડ પ્રેસ કું૦ તથા રાયલ બેંકના ડાયરેકટર હતા. એજ શાલોમાં લાનકેશાયર તથા મધરાજના વણકરોના ભુખમરાનાં ફંડમાં એઓએ મોટી રકમો ભરી હતી. તા૦ ૨૮મી ડીસેમબર ૧૮૬૨ ને દીને એવણે રૂ૧૦૦૦૦૦) ની સરકારી નોટ તરસ્ટમાં આપી પોતાના બાવા મરહુમ શેઠ હોરમજજી એદલજી કામાજીનાં નામથી એક ધર્મખાતું સ્થાપી તેનાં વ્યાજમાં થી નાચાર ગરીબોની પરવરસી તથા બીજાં અગતનાં ધર્મનાં કામો કરવાનો બંદોબસ્ત કીધો હતો. ૧૮૬૩માં નામદાર સરકારે એવણને સુલેહના અમલદારનું માન આપ્યું હતું. ૧૮૬૫ના શેરસતાના વમલમાં એઓની પેહેડીને પ્રથમમાંજ મોટું નુકશાન થયું હતું, અને તેજ શાલના મેએ માસમાં વહીવટ બંધ કરવો પડયો હતો.

---

૧ "પેહલવી ભાષાનું વ્યાકરણ, અસલ પુસ્તકોનાં દાખલાઓ તથા સેમીટીક ભાષાને મલતા શબ્દોની ફરહંગ સાથે. બનાવનાર, પેશોતન દસ્તુર બેહેરાંમજી સંજાંણા. મુંબઈ, દફતર આશકારા છાપાખાંનાં મધે બેહરાંમજી ફરદુનજીની કુંપનીએ છાપીછે. સને ૧૨૪૦ યજદજરદી, સને ૧૮૭૧ ઇસવી."

એ વ્યાકરણ બાહેર પડયા પછી વલસાડવાલા એ૦ જમશેદજી પેશોતનજી સંજાણાએ તેની તપાસનું ૧૩૭ પાનાંનું એક પુસ્તક ઈ૦ સ૦ ૧૮૭૩ના સપટેમબર માસમાં બાહેર પાડયું હતું.

૨ શેઠો હોરમજજી બેહરાંમજી કામાજી તથા નશરવાંનજી મનચેરજી કામાજી, બી. એ; એલ. એલ. બી. ના બાવા.

તા૦ ૨૦ મી આગસ્ટ.

સુરત મધે શેઠ એદલજી બરજોરજી પટેલે "બાલોપયોગી સંગ્રહ" નામની નાહનાં બાળકોને શિખાડવાની એક ચોપડી રચી પ્રગટ કીધી હતી.[1]

તા૦ ૨૧ મી આગસ્ટ.

આજ દીને મરહુમ શેઠ બેહરામજી હોરમસજી કામાજીનાં ઊઠમણાંમાં તેમનાં વારસોએ ૩૧૯૫૮) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૨૨ મી આગસ્ટ.

ગાથા ૫ (૬૦) ૧૨૪૦ યજદજરદી.

આજ દીને શેઠ શાપુરજી માણેકજી ગામ્બેરે પોતાની બેટી બાઈ દીનબાઈની નવજોતની ખુશાલીમાં પોતાના બાપ, મરહુમ શેઠ માણેકજી દાદાભાઈ ગામ્બેરે ધર્મખાતે એનાયત કરેલી રકમમાંથી બાકી રહેલા રૂ૫૦૦૦)ની સરકારી નોટ તેનું વ્યાજ માહવારીની મરહુમ શેઠ હોરમસજી દાદાભાઈ ગામ્બેરવાળી દરેમેહરના ચાલુ ખરચમાં વાપરવા ને આપી હતી, તથા તે મધેથી એ દરેમેહરમાં દર ગાહ કરવી ગાથામાં એક પાદંબાર જે કરાવીએ તેના પાદંબારને નાગે ધના આલેસ તેના ખરચમાં રૂ૪૦) આપવાનો બંદોબસ્ત કીધો હતો.[3]

તા૦ ૨૪ મી આગસ્ટ.

શેઠ જીવણજી નવરોજજી બનાજીને નામદાર સરકારે હાઈ કોરટના કામ ચલાઉ ડેપ્યુટી રેજીસ્ટ્રાર તથા આરબીટ્રેટર લેનાર કમીશનર તરીકે નેમ્યા હતા.[5]

તા૦ ૨૫ મી આગસ્ટ.

જરથોસ્તી ગાથા ઉપર ડાક્ટર હોસોંગીટમ નામના જર્મન વિદ્વાને પ્રોફેસરો બોપ હાગીસ, પેટરમાન્ડ અને સ્પીગલનાં લખાણો ઉપરથી એક પુસ્તક રચી જરમન ભાષામાં પ્રગટ કીધું હતું.[1]

તા૦ ૨૮ મી આગસ્ટ.

મુંબઈ મધે પારસી કોમીયનોની એક નવી આગ્યારી "માહરસ" નામે આજ દીનથી ઉઘાડવામાં આવી હતી.[3]

૫ બોમ્બે ગવરમેંટ ગેજેટ, તા૦ ૨૪ મી આગસ્ટ ૧૮૭૨.

શેઠ જીવણજીએ છ મહીના એ કામચલાઉ હોદ્દો ઉઠાવ્યો તે વેળાએ નામદાર ચીફ જસ્ટીસ સર માઈકલ વેસ્ટરોપે તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૭૨ ને દીને કોરટ ઉઘડતી વખતે શેઠ જીવણજીએ જે કાબેલીઅતથી પોતાનો હોદ્દો ચલાવીઓ તે માટે તેમને નીચે મુજબ શાબાશી આપી હતી:—

The Chief Justice said —" As Mr. Charles Beatley has returned from Europe and relieved Mr. Jeevanjee Nowrojee Banajee as clerk to Mr Justice Bayley and first Deputy Registrar, I wish to acknowledge publicly the excellent manner in which he has performed his duties. He has performed them to the satisfaction of the Court and with courtesy to the suitors, and, I may add, to the complete satisfaction of Mr. Justice Bayley"

### તા૦ ૩૦ મી આગશટ.

શેઠ અરદેશર ફરાંમજી મુસે હિંદુસ્થાંનમાં કરેલી મુસાફરીની નોધનું એક મોટું પુસ્તક જગેજગના દેખાવો તથા પુષ્કળ ચિત્રો સાથેનું છપાવી પ્રગટ કીધું હતું.[1] એ પુસ્તક નામદાર માહરાંણીના બીજા પુત્ર શાહજાદા આલફ્રેડ તે ડયુક ઓફ એડીનબરોને અર્પણ કરવામાં આવ્યું હતું.

---

### તા૦ ૪ થી સપટેમબર.

શેઠ નાનાભાઈ નશરવાંનજી માસટરે જરથોસ્તીઓને કુશતી કરવાની અગત તથા તેના ફાએદા વીશે એક ચોપાનયું છપાવી પ્રગટ કીધું હતું.[2]

---

### તા૦ ૬ ઠી સપટેમબર.

રોજ ૨૦ માહ ૧૨ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ બચુબાઇ તે શેઠ હોરમજજી મોટાભાઇ બીલીમોરીઆ, દલાલનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૨૭૫), બાવદે રૂ૩૦૦), દીકર ડાકટર કાવશજી હોરમજજીએ રૂ૧૦૦), તથા બીજાં બેશીઓએ રૂ૧૯૦) મલી રૂ૮૬૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતાં.[3]

---

### તા૦ ૮ મી સપટેમબર.

રોજ ૧૭ માહ ૧ (ક૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—ખરશેદજી માણેકજી લીલાંઉવાલા[4]—ઉમર વર્ષ ૮૫) શેઠ માણેકજી કાવશજી લીલાંઉવાલાના નાઘલા દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપની સાથે ઇસ્ટ ઇંડીઆ કુંપનીનાં સરકારી લીલાંઉઓમાં ક્રાએર તરીકે જતા હતા. તે પછી કેટલુંક સુધી મેહતાગરી તથા પાછલથી પોતાનો વ્યાપાર ચલાવતા હતા.

---

મજી ફરાંમજી વાડીઆ (૧૮૭૮ માં) કુવરજી મેહરવાંનજી ગજદર, રૂસતમજી કાવશજી સુરતી (જાબુલી), દીનશાહ ફરાંમજી વાડીઆ, પાલણજી રૂસતમજી કમીશારીવાલા, પેશતનજી મનચેરજી ચલલા, દીનશાહ નવરોજજી બેલગાંમવાલા, પેશતનજી દીનશાહ સોપારીવાલા, જાંગીરજી દાદાભાઈ ખંબાતા (૧૮૭૯માં) બરજોરજી ખરશેદજી પાવરી, હોરમજજી કેખાસજી સંજાણા, ડાકટર રૂસતમજી મેહેરવાંનજી દાદીના, હોરમજજી કુવરજી મોદી, શોરાબજી હોરમજજી લાકડાંવાલા, કાવશજી એદલજી શીગનપોરીઆ, તેહમુરશ દીનશાહ અકલેસરીઆ (૧૮૮૦માં) બાપુજી હોરમજજી મોદી, ખરશેદજી નવરોજજી પાવરી, વીકાજી મેહરજીભાઈ વીકાજી, બેજનજી જાંગીરજી બખશી (૧૮૮૧ માં) હોરમજજી દોરાબજી શેઠના, આદરજી બરજોરજી સરાફ, માણેકજી કુંવરજી શેઠના, બરજોરજી દોરાબજી પટેલ (કુવેટાવાલા), ડાકટર શોરાબજી ડોશાભાઈ નાદરશાહ, જમશેદજી બરજોરજી વીકાજી, એદલજી શાપુરજી લાહેર, હીરજીભાઈ હોરમજજી દારૂખાનાંવાલા (૧૮૮૨ માં) હોરમજજી લીમજીભાઈ બાટલીવાલા, રતનશાહ દાદાભાઈ આએરનશાંઊડરીવાલા, (૧૮૮૩ માં) શાપુરજી શોરાબજી આએરનશાંઊડરીવાલા, શોરાબશાહ ફરદુનજી ખુમલા (૧૮૮૪ માં) ફરાંમજી બેજનજી બીલીમોરીઆ (૧૮૮૫ માં) કાવશજી બેજનજી શેઠના, એલ. સી, ઇ; દોરાબજી તેહમુલજી પાવરી, એલ. સી. ઇ; માણેકજી રતનજી સરવેઅર, એલ. સી. ઇ; દીનશાહ દોરાબજી કોલાબેવાલા, રતનજી રૂસતમજી શીંગારા, ખરશેદજી રૂસતમજી ઇજનેર, ડાકટર બેજનજી દાદાભાઈ કાપડીઆ, બેહરાંમજી એદલજી મેહતા (૧૮૮૬ માં) કાવશજી ઊકરજી ખરાસ, અરદેશર શોરાબજી ઇજનેર, પીરોજશાહ ધનજીભાઈ બનાજી, રૂસતમજી દીનશાહ મુલાં ફીરોજ, બેહરાંમજી દાદાભાઈ બનાજી, ડોશાભાઈ રૂસતમજી કેરાંવાલા, મેહરવાંનજી રૂસતમજી દુબાશ (૧૮૮૭ માં) ફરાંમરોજ રૂસતમજી જોશી, હોરમજજી જમશેદજી કોરવાલ, એલ. સી. ઇ; (૧૮૮૮ માં) કાવશજી ખરશેદજી ઘડીઆલી, પીરોજશાહ ધનજીભાઈ સરાફ, મોટાભાઈ ધનજીભાઈ કંત્રાકટર, શોરાબજી એદલજી ઘાસવાલા, અરદેસર હોરમજજી ખંબાતા, શોરાબજી પાલણજી ફ્રેંચમેન (૧૮૮૯ માં) જમશેદજી દાદાભાઈ નાદરશાહ, એલ. સી. ઇ; ડાકટર કાવશજી બેહરાંમજી સરાફ (૧૮૯૦ માં) નશરવાંનજી કેકાશજી મેહતા, ડાકટર મેહરજીભાઈ રૂસતમજી શેઠના, બહમનજી ફરાંમજી વાડીઆ (૧૮૯૧ માં) દાદાભાઈ જીવણજી દારૂવાલા અથવા પટેલ, બેહરાંમશાહ પેશતનજી ઇજનેર (૧૮૯૨ માં) જમશેદજી એદલજી માસટર, ડાકટર બાપુજી રૂસતમજી વાડીઆ, બેહરાંમજી બીખાજી જવેરી, દોરાબજી શાપુરજી સકલાતવાલા, ખરશેદજી રતનજી ખસરૂ (૧૮૯૩ માં) નશરવાંનજી મનચેરજી દલાલ, એલ. સી. ઇ; ફરાંમરોજ કાવશશાહ તંબુવાલા (૧૮૯૪ માં) હીરજીભાઈ બહમનજી વારડન (૧૮૯૫ માં) બાપુજી હોરમજજી મુંથી, જાંહગીરજી બરજોરજી સંજાણા, બી. એ; (૧૮૯૬ માં) ડાકટર અરદેશર માણેકજી ડોદીવાલા (૧૮૯૭ માં) શોરાબજી હોરમજજી દારૂખાનાંવાલા, શાપુરજી દીનશાહ ડાલાસ (૧૮૯૮ માં) પેશતનજી મેહરવાંનજી હીરાના.

---

૧ "હિંદુસ્થાનમાં મુસાફરી. બનાવનાર, અરદેસર ફરાંમજી મુસ. પુસ્તક પેહેલું. મુંબઇ: એડયુકેશન સોસાઇટીનાં છાપાખાનાંએ છાપી પ્રગટ કરીયું છે. ૧૮૭૧"

૨ "કુશતી કરવાની અગત તથા ફાએદા. લખનાર, નાનાભાઇ નશરવાંનજી પાલણજી. મુંબઇ, યુનિયન પ્રેસમાં ન્હાનાભાઇ રૂસ્તમજી રાંણીનાએ છાપ્યું છે. સને ૧૨૪૦ ઇઅજદેજરદી."

૩ જામે જમશેદ, તા૦ ૯ મી અકટોબર ૧૮૭૧.

૪ શેઠ અરદેશર તથા ડાકટર જાંહગીર જમશેદજી લીલાંઊવાલા તથા શેઠ ફરાંમજી બેજનજી લીલાંઊવાલાના બપાવા. એવણના ત્રણ વડા ભાઇઓ શેઠો બહમનજી, બરજોરજી તથા બેહરાંમજી (મરહુમ શેઠ કાવશજી બેહરાંમજી લીલાંઊવાલાના બાવા) માણેકજી લીલાંઊવાલા ઈ૦ સ૦ ૧૮૦૮ માં પોતાના બાપનાં મરણ પછી અતરેનાં સઘળાં લીલાંઊખાનાઓમાં તથા ઇસ્ટ ઇંડીઆ કુંપનીનાં અફીમ અને બીજા વ્યાપારને લગતા માલોનું લીલાંઊ કરવાને ક્રાએર તરીકે જતા હતા. આએ ક્રાએરોને તે વેળાએ જામા પીછોડી સાથે ઇજત હોરમતથી જવું પડતું હતું, તથા તેમની ફીઇ પણ ઘણી મોટી હતી.

તા૦ ૨૩ મી ઓકટોબર.

રોજ ૨ માહ ૨ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

મરણ—રૂસ્તમજી મેહેરવાંનજી સુધ—ઉમર વર્ષ ૬૦). એઓણે ઈ૦ સ૦ ૧૮૩૦ થી કછભુજમાં જઈ વસ્યા હતા, અને ત્યાં ઇંગ્રેજી સામાણની મોટી દુકાંન ઉઘાડી હતી, તથા લાંબી મુદત સુધી ત્યાંની કાંપ અને ગામના દારના ઇજારેદાર હતા. એઓણનું મરણ પણ ત્યાંજ નીપજયું હતું.

તા૦ ૨૮ મી ઓકટોબર.

શેઠ એદલજી જમશેદજી ખોરીએ "સોનાનાં મુલની ખોરશેદ" નામનો ગુજરાતી નાટક અતરેની વિકટોરીયા નાટક મંડલીને માટે બનાવ્યો, તેનો હિંદુસ્થાંની ભાષામાં શેઠ બેહેરામજી ફરદુનજી મરજબાને તરજુમો કીધો હતો, તે નાટકનું હિંદુસ્થાંની જબાંનમાં ગુજરાતી હરફે એક પુસ્તક છપાવી પરગટ કીધું હતું.[1]

તા૦ ૧ લી નવેમબર.

સુરતવાલા ખાંનબાહાદુર બરજોરજી મેહેરવાંનજી ફ્રેજરે પોતાના બાવા મરહુમ શેઠ મેહેરવાંનજી હોરમજજી ફ્રેજરની યાદગારીમાં સુરત મધે નવાપરાના લટા તરફ રૂ૧૪૦૦૦)ને ખરચે ઘડીઆલ આયનો એક મોટો મીનારો બંધાવી પરજાના વપરાશ માટે ખોલ્લો મુકયો હતો.[2]

તા૦ ૩ જી નવેમબર.

રોજ ૧૩ માહ ૨ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ રતનબાઈ તે મરહુમ શેઠ રૂસ્તમજી હોરમજજી મોદીનાં વીધવા તથા મરહુમ શેઠ શોરાબજી વાછા ગાંધીનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૨૦૦), દીકરાઓ શેઠ કુવરજી, બરજોરજી, જાંગીરજી, હોરમજજી રૂસ્તમજી મોદી, તથા નબીરા શેઠ નવરોજજી જમશેદજી મોદી અને વહુઓએ રૂ૬૫૦), ભાઇઓ શેઠ માણેકજી અને ખરશેદજી શોરાબજી વાછા ગાંધી તથા બેહેનોએ રૂ૨૦૦), અને બીજાં એશોઓએ રૂ૧૦૨ મલી રૂ ૧૧૫૨) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

તા૦ ૪ થી નવેમબર.

રોજ ૧૪ માહ ૨ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ નવાજબાઈ તે મરહુમ શેઠ હોરમજજી પેશતનજી બાટલીવાલાનાં બેટી તથા શેઠ પેશતનજી નશરવાંનજી બાટલીવાલાનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા એશોઓએ મલી રૂ૫૫૨) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૫ મી નવેમબર.

શેઠ દાદાભાઈ એદલજી પોંહચખાનાંવાલાએ "બંદેઓદા" નાં પોતાનાં સરેશતાનાં નામથી "બરજો અને મેહેર સીમીનઓજાર" ના નાટકની એક ચોપડી રચી પરગટ કીધી હતી.[5]

તા૦ ૭ મી નવેમબર.

રોજ ૧૭ માહ ૨ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆનાં આતશબેહેરામની શાલગરેહનાં જશનની મીજલસમાં દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાણાએ દુકાલથી પીડાતા લાચાર ઇરાની જરથોસ્તીઓને મદદ કરવા માટે જરથોસ્તી ધર્મનાં કેટલાંક ફરમાંનો વાંચી સંભળાવ્યાં હતાં, તથા શેઠ બહમનશાહ કાવશજી વકીલે ઇરાનથી અતરે આવેલા લાચાર ઇરાનીઓના વહીવટનો રીપોરટ વાંચી સંભલાવી તેમને મદદ કરવાને લોકોને અરજ કીધી હતી.[6]

તા૦ ૭ મી નવેમબર.

મુંબઇની મ્યુનીસીપાલીટીના ઓહ્દેદારોના ગેરવહીવટથી મ્યુનીસીપાલીટીનાં નાણાંની થાયલી હાલની હાલત

૧ "સોનાનાં મુલની ખોરશેદ. હીંદુસ્થાંની નાટક. વીકટોરીયા નાટક મંડલીને વાસતે ગુજરાતી ભાશામાં એદલજી જમશેદજી ખોરીએ બનાવીયો તે ઉપરથી એક પારસી ગરહસથે હીંદુસ્થાની જબાનમાં તરજુમો કીધોછે. હીંદુસ્થાની જબાન ગુજરાતી હરફે. મુંબઈ, દફતર આશકારા છાપાખાનાં મધે બેહેરાંમજી ફરદુનજીની કુંપનીએ છાપીછે તથા પરગટ કીધુછે. સને ૧૮૭૧ ઇસવી."

૨ આ મીનારાની અગ્રવચમાં નીચલી તખ્તી મારેલીછે:—

"This Clock Tower was Erected
In memory of
Merwanjee Hormusjee Fraser Esq.
And for the convenience of the inhabitants of Surat
By his Son
Khan Bahadoor Burjorjee Merwanjee Fraser
At a cost of Rs. 14,000
A. D. 1871."

એ મીનારો ચોખંડ બાંધેલોછે. તેની ઊંચાઇ જમીનથી ૮૫ ફીટ તથા દરેક બાજુની પોહોલાઇ ૧૫॥ ફીટ છે. વચમાં ઘડીઆલ ગોઠવ્યુંછે, જેની તખ્તીનો ઘેરાવો ૫॥ ફીટનો છે. એ ટાવરને છેક મથાલેથી આખાં સુરત શેહેરનો દેખાવ ઘણો સરસ દેખાયછે.

૩ જામે જમશેદ, તા૦ ૮ મી નવેમબર ૧૮૭૧.

૪ જામે જમશેદ, તા૦ ૮ મી નવેમબર ૧૮૭૧.

૫ "બરજો અને મેહેર સીમીનઓજાર નાટક. ચાર અંકી. બરજોનામાની દલીલ ઉપરથી પરશીઅન જોરાસટ્રીઅન નાટક મંડળીને માટે ખાસ ફરમાસથી બનાવનાર, "બંદેઓદા." મુંબઈ: ધી રિપોર્ટર્સ પ્રેસમાં મેરવાનજી નવરોજી દાબુએ છાપીઓછે. ઇઅઝદજરદી શને ૧૨૪૧, ઇશવી સને ૧૮૭૧."

૬ જામે જમશેદ તા૦ ૮ મી નવેમબર ૧૮૭૧.

ઉપર વિચાર કરી તે બાબે જેમ વાજબી લાગે તેમ સરકારનાં ધીઆંનપર લાવવા માટે મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવા માટે શેરીફ ડાકટર બાઉદાજી જોગ અતરેના ૧૪ ઇંગ્રેજ, ૧૫ હિંદુ, ૨ મુસલમાન, અને ૯ પારસી (શેઠો નવરોજજી માણેકજી વાડીઆ, નશરવાંનજી જાંગીરજી વાડીઆ, પેશતનજી હોરમજજી સંતોક, હીરજીભાઈ મેહરવાંનજી વાડીઆ, જમશેદજી નશરવાંનજી તાતા, જાંહગીરજી ગુસતાદજી, એદલજી રૂસતમજી મોદી, રૂસતમજી બરજોરજી મોદી, હીરજીભાઇ હોરમજજી સરાફ) ગ્રહસ્થોએ મોકલેલાં રીકવીજીશનની રૂહે આજ દીને એક જાહેર સભા ટાઉન હાલમાં મેશરસ ફારબસની કું. વાલા મી૦ જે. એ. મેકડોનલડનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ મ્યુનીસીપાલ બાબદ ઉપર ઘણાંક ભાષાણો તથા ઠેડાવો થયા બાદ સરકારપર એક અરજી મોકલવા સારૂં કમીટી નેમી સભા બરખાસ્ત થાઇ હતી. એ સભામાં પારસીઓમાં શેઠ નવરોજજી માણેકજી વાડીઆએ વધુ બાગ લીધો હતો.[१]

---

તા૦ ૮ મી નવેમબર.

શેઠ માણેકજી ફરદુનજી પટેલે ટેલીગ્રાફની સીગનલ કરવાનો એક નવી ઢપનો સાંચો બનાવી તે માટે હિંદુસ્થાન ની સરકાર તરફથી પેટંટ મેલવ્યું હતું.[૨]

---

તા૦ ૯ મી નવેમબર.

ડાકટર રીચરડ ગોશ નામના એક જરમન વિદ્વાને ઈ૦ સ૦ ૧૮૬૨ થી ૧૮૬૭ સુધી થયલાં પૂર્વ દેશોનાં ધર્મ સંબંધી લખાંણોની વાર્ષિક નોધમાંની બાબદોનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[૩]

---

તા૦ ૧૦ મી નવેમબર.

અહમદનગર શેહરમાં ઉનાલાના દીવસોમાં પાણીની ઘણી તાંણ ચાલવાથી એ તરફ આવેલા નાગાબાઇ નામના જહરાના અસલના મુસલમાંન પાદશાહોના વખતમાં બંધાયેલા નલોને દરસત કરાવી તે વતે શેહરમાં પાણી પોંહચતું કરવાને મુંબઇવાળા શેઠ દીનશાહજી માણેકજી પીટીટે સરકારને રૂ૧૫૦૦૦) ની રકમ આપી હતી. આ રકમમાં બીજી એટલીજ રકમ સરકારે તથા એટલીજ રકમ ત્યાંની મ્યુનીસીપાલીટીએ ઉમેરી તે નલોને દરસ્ત કરાવી ઉપલા નાગાબાઇના જહરા સાથે બાંધી લીધા હતા, તથા જુદે જુદે ૧૭ ઠેકાણે પાણીના કરંજાની કુડીઓ બંધાવી હતી. જેથી શેહરના એક તૃત્યાંસ ભાગને પાણી મુફત મલવા લાગું. શેઠ દીનશાહજીની આ સખાવતની યાદગારી કાએમ રાખવા માટે અહમદનગરની મ્યુનીસીપાલીટીએ ત્યાંની પારસીઓની દરેમેહરની સામે એક મોટો કારંજો રૂ૬૨૦૦) ને ખરચે બંધાવી તેનું નામ "પીટીટ કારંજા" કરી રાખ્યું હતું.[૪]

---

તા૦ ૧૨ મી નવેમબર.

ખાંનબાહદુર બરજોરજી મેહરવાંનજી ફરેજરે સુરત જીલ્લાને લગતાં મોજે આડવા ગામમાં એક મોટો કુવો તથા હવાડો બંધાવી લોકોને વાપરવાને ખોલ્લો મેલ્યો હતો.[૫]

---

તા૦ ૧૪ મી નવેમબર.

શેઠ જમશેદજી ખરશેદજી કામાજીએ લંડન મધે સોલીશીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[૬]

---

તા૦ ૧૫ મી નવેમબર.

શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ "હિંદુસ્થાંનનું મેહશુલ અને ઇનકમટાક્ષ" એ બાબદ ઉપર ગયે વર્ષ કરેલાં ચાર ભાષાણોનું એક ચોપાનયું છપાવી પ્રગટ કીધું હતું.[૭]

---

તા૦ ૧૬ મી નવેમબર.

રોજ ૨૬ માહ ૨ (પેં૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—એ૦ જમશેદજી જીવણજી મોદી[૮]—ઉમર વર્ષ ૬૪) એ૦ જીવણજી જમશેદજી મોદીના વડા દીકરા. એઓ કોલાબાની મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇની દરેમેહરના ઈ૦ સ૦ ૧૮૩૬ માં તે પરઠાઈ ત્યારથી પંથકી હતા.

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૯ મી નવેમબર ૧૮૭૧.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૭ મી નવેમબર ૧૮૭૧.

૩ "Wissonschaftlicher Jahresbericht uber die morgenlandischen Studien 1862 bis 1867. Von, Dr. Richard Gosche. Heft I. Leipzig 1871."

૪ એ કારંજાની એક બાજુ ઊપર નીચલી તખ્તી કોતરાવીછે :—

"PETITE KARRANJA

This Karrunjah erected in commemoration of a gift of Rs. 15,000 from Mr. Dinshaw Manockjee Fetite of Bombay towards the restoration of Nagabai aquiduct."

૫ એ કુવાપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"શીદાદાર હોરમજદની મદદછે. મોજે આડવા ગામમાં
"કુવો તથા હવાડો પાકો બંધાવી ધરમખાતે ગામ લોકોને
"તથા જાનવરો વગેરેને પાણી પીવા શારૂં સુરતવાશી પારશી
"ખાંનબાહાદર શેઠ બરજોરજી મેરવાંનજી ફરેજરવારાએ પોતાના
"ખરચથી બંધાવી આએપોછે. શવંત ૧૯૨૮ શને ૧૮૭૧."

૬ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૭ મી નવેમબર ૧૮૭૧.

૭ "હીંદુસતાનનું મેહેસુલ અને ઇનકમટાકસ. એવે નામનાં ચાર ભાશણો. ઇસટ ઇનડીયા આસોસીએશનની મુંબઇની શાખાની હજુરમાં કરનાર, કેખુશરો નવરોજજી કાબરાજી. મુંબઇ દફતર આશકારા છાપાખાંનાંમાં બેહરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીયુંછે. સને ૧૮૭૧ ઇસવી."

૮ શમશુલ ઓલમાં એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ. ના બાવા.

વંતા મિત્રો શેઠ આદરજી શાપુરજી ગુજરાતી તથા પેશતનજી શાપુરજી માસટરને અર્પણ કીધું હતું.[1]

---

તા૦ ૨૩ મી ડીસેમબર.

અતરેની ફ્રેંચ બેંકનો માનિજર મી૦ ઇ. જે. હારડકેસ્ટલ જેણે પોતાના ઓહદા ઉપર દેશી દલાલો સાથે ઘણી ભલી ચાલ અને, રેહમદીલી બતાવી હતી. તે આજ દીને પોતાને વતન સીધારવાથી તેને અતરેના દેશી દલાલો તરફથી ફ્રેંચ બેંકમાં એક માનપત્ર આપવામાં આવ્યું હતું. એક દલાલ શેઠ શાપુરજી બરજોરજી ભરૂચાએ માનપત્ર વાંચી સંભલાવ્યું, જેનો મી૦ હારડકેસ્ટલે ઘટતો ઉતર વાલ્યા બાદ પાન ગોલાબ લઇ મેલાવડો બરખાસ્ત થયો હતો.[2]

---

તા૦ ૨૬ મી ડીસેમબર.

રોજ ૬ માહ ૪ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

મરણ—દાદાભાઇ ફરામજી દીવેચાર—ઉમર વર્ષ ૬૧) શેઠ ફરામજી પેશતનજી દીવેચાના ત્રિજા દીકરા. એવણ પ્રથમમાં મુંબઇના દરેક ગવરનરોનાં ઘરખાતાંના હીસાબ લખનાર હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૪૫ માં પોતાના બાપનાં મરણ બાદ ગવરમેંટ હાઉસમાં હેડ-સ્ટુઅરડ થયા હતા. ઇ૦ સ૦ ૧૮૬૬ માં એવણે પેનશન લઈ ઓહદો છોડયો હતો, અને તે વખતથી ગવરમેંટ હાઉસમાંથી પારસી કારભારીઓનો પગદંડો નીકલી ગયો હતો.

---

તા૦ ૨૬ મી ડીસેમબર.

રોજ ૬ માહ ૪ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને પુણાં મધે આકોલાના આસીસ્ટંટ કમીશનર દસ્તુર બહમનજી જામાસપજી જામાસપ આશાનાના દીકરા એ૦ જહાંગીરજીનાં ઉઠમણાંમાં તેમના બાપ તથા બીજાં શેઠીઓએ ૨૫૦૦) ધર્મખાતે આપ્યા હતા.[3]

---

તા૦ ૨૬ મી ડીસેમબર.

આજ દીને અમલશાડનાં રેલવે સ્ટેશન આગલ કલકતાવાલા મરહુમ શેઠ નવરોજજી નશરવાંનજી ગજધરની પુંજીમાંથી તેમના વારેસોએ એક કુવો બંધાવી ધરમ ખાતે આપ્યો હતો.[4]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૭ મી ડીસેમબર ૧૮૭૧.

૨ શેઠો દીનશાહ અને શેરાબજી દાદાભાઇ દીવેચાના બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૨૮ મી ડીસેમબર ૧૮૭૧.

૪ આ કુવાપર નીચે પ્રમાણેની તક્તી મારેલીછે:—

"શનંત ૧૯૨૭ નાં પોશ સુદ ૪ વાર શોમ તા૦ "૨૬ ડીસેમબર સને ૧૮૭૧ રોજ ૬ માહ ૪ શેનશાહી "શને ૧૨૪૦ ઇઅજદેજરદી ને દીને પારશી નવરોજી નશરવાંનજી ગજદર એહેસતી થઆ તેવનનાં પુનને સારૂં પોતાની "પુંજીમાંથી અમલસાડનાં ઇશટેશન આગલ અંગરેજ "સરકાર પાસેથી ધરમની જમીન લઇને આ કુવો બંધાવી "સરવ લોકોને ધરમખાતે વાપરવા આપેઓછે."

૫ જામે જમશેદ, તા૦ ૮ મી જાનેવારી ૧૮૭૨.

૬ જામે જમશેદ, તા૦ ૩ જી જાનેવારી ૧૮૭૨.

---

તા૦ ૩૧ મી ડીસેમબર.

રોજ ૧૧ માહ ૪ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

નવસારી મધે આજ દીને એ૦ માણેકજી ખરશેદજી દોરડીના બેટા મનચેરજી નાવર થયા તેની ખુશાલીમાં તેમના બાપ તથા કાકાઓ તે એ૦ ખરશેદજી મનચેરજી દોરડીના છોકરાઓએ નવસારી મધે ઉભી થતા પેહલા દસ્તુર મેહરજીરાંણા કેતાબખાંનામાં પોતાની પાસનાં જુદાં જુદાં ૨૦૪) પુસ્તકો તંદરોસ્તી પઢાવી ભેટ આપ્યાં હતાં.[5]

---

તા૦ ૩૧ મી ડીસેમબર.

રોજ ૧૧ માહ ૪ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

બાલીમોરાની પાસે આવેલાં ચીકલી ગામ મધે અંજુમનના ઉધરાતથી બંધાવવામાં આવનારાં દોખમાંનો તાંણો પુરવાની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી. આ વેળાએ જરથોસ્તી મરદો તથા ઓરતોનો એક મોટો મેલાવડો ભેગો મલયો હતો. ક્રિઆનું ઉપરીપણું નવસારીવાલા દસ્તુર માહીઆરજી કેકોબાદજીની ગેરહાજરીમાં તેમના ભાઇ દસ્તુર રૂસતમજી કેકોબાદજી મેહરજીરાંણાએ કીધું હતું, તથા એ દોખમાંનાં ફંડની આગેવાંની કરનાર શેઠ દીનશાહજી માણેકજી પીટીટ મુંબઇથી ક્રિઆમાં શામેલ થવાને આવ્યા હતા. એ કામની સર્વે મેનીજ શેઠો ફરામજી તથા દોરાબજી હોરમજજી ગજધરે કીધી હતી.[6]

એ તાંણો પુરવાની ક્રિઆમાં શામેલ થવાને મુંબઇ તથા બીજાં દેશાવરોના સર્વે જરથોસ્તીઓને એ કામના માનેજરોએ તા૦ ૨૩ મી ડીસેમબર ૧૮૭૧ નાં વર્તમાનપત્રોમાં જાહેર ખબર છપાવી ઇજન કીધું હતું.

એ દોખમાંનાં "લાભનો પથર" બેસાડવાની ક્રિઆ તા૦ ૮ મી ડીસેમબર ૧૮૭૨ ને દીને ગામના સર્વે જરથોસ્તીઓની હજુરમાં કરવામાં આવી હતી. "એક શીશામાં ચાલુ શાલના શીકાઓ તથા ગુજરાતમાં આગલ ચાલતા શીકાઓ ભરી કેટલાંક ગુજરાતી અને ઇંગરેજી પતરો સાથ આ પથર હેઠલ મેલીઆમાં આવીઉંચ. આ મધે એક રૂપાંની તકતી બનાવી તે ઉપર ઈંગરેજી તથા ગુજરાતી શાલનો લેખ કોતરીઆમાં આવીઓચ અને તે આ શીશા સાથ હેઠલ મેલીઆમાં આવીચ."

(જામે જમશેદ, તા૦ ૧૩ મી ડીસેમબર ૧૮૭૨.)

## તા૦ ૩૧ મી ડીસેમ્બર.

આએ વર્ષમાં ઇસ્વીને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમ્બર ૧૮૭૧ સુધીમાં મુંબઇના પારસીઓમાં ૫૨૬ જન્મ—જેમાં ૨૬૪ છોકરા અને ૨૬૨ છોકરી—નોધાયાં હતાં.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં ૨૨૮ જોડાંનાં લગન તથા ૩૨ જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| લગન— | ૭ થી ૧૦ વર્ષનાં .. | ૨* | ૧૫ | ૧૭ |
| | ૧૧ થી ૧૫ વર્ષનાં .. | ૨૭ | ૧૩૭ | ૧૬૪ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૭૫ | ૬૩ | ૧૩૮ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૮૧ | ૧૦ | ૯૧ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૨૯ | ૩ | ૩૨ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૧૦ | ૦ | ૧૦ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૨ | ૦ | ૨ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | | ૨૨૮ | ૨૨૮ | ૪૫૬ |
| ગગરનાં— | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૦ | ૮ | ૮ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૨ | ૧૧ | ૧૩ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૪ | ૭ | ૧૧ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૬ | ૫ | ૧૧ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૧૩ | ૧ | ૧૪ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૫ | ૦ | ૫ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | | ૩૨ | ૩૨ | ૬૪ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે ૯૯૪ મરણ નિપજ્યાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં...... | ૫૫ | ૩૮ | ૯૩ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં .. | ૪૯ | ૩૩ | ૮૨ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં .. | ૭૯ | ૬૨ | ૧૪૧ |
| ૧ થી ૫ વર્ષનાં...... | ૯૫ | ૯૫ | ૧૯૦ |
| ૬ થી ૧૦ વર્ષનાં...... | ૧૭ | ૨૩ | ૪૦ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં...... | ૨૧ | ૧૯ | ૪૦ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં...... | ૨૮ | ૨૮ | ૫૬ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં...... | ૩૨ | ૧૭ | ૪૯ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં...... | ૨૮ | ૨૯ | ૫૭ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં...... | ૫૪ | ૨૦ | ૭૪ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં...... | ૫૧ | ૩૧ | ૮૨ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં...... | ૨૬ | ૩૮ | ૬૪ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં...... | ૧૦ | ૧૧ | ૨૧ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં...... | ૧ | ૩ | ૪ |
| ૧૦૧ થી ૧૦૫ વર્ષનાં...... | ૧† | ૦ | ૧ |
| | ૫૪૭ | ૪૪૭ | ૯૯૪ |

* એમાં એક ૭ તથા બીજો ૯ વર્ષનો છોકરો હતો.

એ ૯૯૪) મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૫ | બાહેરકોટ .... | ૧૨૯ |
| કોટ ...... | ૩૩૯ | ખેતવાડી .... | ૬૮ |
| ધોબીતલાવ .. | ૨૩૦ | કામાઠીપરા .. | ૧ |
| કરેલવાડી.... | ૧૮ | ફૉકલેંડ રોડ .. | ૨ |
| ગીરગાંમ .... | ૯ | ડંકન રોડ .. | ૧ |
| ચોપાતી .... | ૫૧‡ | ભીંડીબજાર.... | ૪૪ |
| ગ્રાંટ રોડ.... | ૬ | ભાંએખલા.... | ૧૪ |
| તારદેવ .... | ૨ | મજગાંમ .... | ૩૫ |
| ગોવાલીઆ .. | ૧૩ | મોઠ ...... | ૧ |
| ખંબાલા .... | ૩ | પરેલ ...... | ૯ |
| માહાલક્ષ્મી.... | ૩ | ચીંચપોગલી .. | ૧ |
| વાલકેશ્વર .... | ૨ | દાદર ...... | ૧ |
| | | માહીમ ...... | ૩ |
| | | વાંદરા ...... | ૨ |
| | | કુરલાથી .... | ૧ |
| | | વાહણમાંથી.... | ૧ |
| | | | ૯૯૪ |

એ ૯૯૪) મરણ નીચલાં કારણોથી નિપજ્યાં હતાં:—

| | |
|---|---|
| તાવ ...................... | ૨૨૩ |
| શ્વાસનળીને લગતાં દરદો ........... | ૧૨૩ |
| ફેફસાંને લગતાં દરદો ........... | ૬૨ |
| લોહીવીકારને લગતાં દરદો ........... | ૧૩ |
| જલંદર...................... | ૧૪ |
| શીતલા ...................... | ૨૧ |
| ગોવરું ...................... | ૧૩ |
| કોલેરા ...................... | ૧૨ |
| મરડો તથા પેટ ................ | ૧૫૬ |
| પીશાબને લગતાં દરદો ........... | ૬ |
| છુપા ભાગને લગતાં દરદો ........... | ૮ |

† એ એક ૧૦૧) વર્ષનો પુરૂષ હતો.

‡ ચોપાતી મધે લાચાર ઇરાનીઓની ધર્મશાળામાં ઇરાનના દુકાલથી પીડાતા ઘણાક જરથોસ્તીઓ અતરે આવી મરણ પામવાથી ચોપાતીનાં મરણની આ સંખીઆ મોટી થાઇછે. એ શાલના જુનથી તે ડીસેમ્બર સુધીમાં ઇરાનથી આવેલા ૪૨) જરથોસ્તીઓ મુંબઇમાં મરણ પામ્યાં હતાં.

| | |
|---|---|
| ચામડીને લગતાં દરદો .............. | ૮ |
| હાલચાલ તથા તંતુને લગતાં દરદો ...... | ૩ |
| તરતનાં જન્મેલાં .................. | ૯૩ |
| રગતપીત ...................... | ૧ |
| જખ્મી તથા નાકવતી............... | ૧૬૬ |
| બીજાં દરદો .................... | ૫૬ |
| આપઘાત ...................... | ૮ |

(૪ ઝેહેર ખાઇને.
૩ કુવામાં પડીને.
૧ દરીયામાં ડુબીને.)

આપઘાત કરી મરણ પામેલાં આઠ જણામાં સાત પુરૂષ અને એક સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૫૪) વર્ષના ખરાબ સ્વભાવના બબરચીએ કાંઈ જણાયલાં કારણ વગર, તથા એક ૧૨ વર્ષના છોકરાએ સ્કુલમાં લેશન નહીં કરવાથી બાપે ધમકાવ્યાથી, તથા એક ૧૭) વર્ષના નબલાં મગજના છોકરાએ કાંઇ જણાયલાં કારણ વગર કુવામાં પડીને; એક ૨૦) વર્ષના બબરચીએ બાઈએ ધમકાવ્યાથી, તથા એક ૭૭) વર્ષનાએ બાયડી સાથે કજીયો થવાથી, તથા એક ૨૨) વર્ષનાએ કાંઈ જણાયલાં કારણ વગર ઝેહર ખાઇને; તથા એક ૭૨) વર્ષના દુખાથે બેકારીને લીધે મગજ નબલું પડવાથી દરીયામાં પડી આપઘાત કીધા હતા. સ્ત્રીઓમાં એકજ ૭૦ વર્ષનીએ ભથાર બે વર્ષ થયાં મુકીને જતો રેહવાથી ઝેહર ખાઇને આપઘાત કીધો હતો.

હોનારત, અકસમાત, વગેરે..........

(૨ બારીએથી પડી જવાથી.
૧ કુવામાં નાહતાં.
૧ દરીયે કીનારે ફીફરૂં આવવાથી.
૧ સીહડીનાં ફાંડીઆંપરથી પડી જવાથી.
૧ ઠીલપરથી આગ ગાડી ચાલી જવાથી.
૧ ભુલથી આરસનીક ખાધાથી.)

અકસમાતથી મરણ પામેલાં સાત જણામાં છ પુરૂષ અને એક સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૧૯) વર્ષનો દરીયે કીનારે ભણતાં ફીફરૂં આવવાથી દરીયામાં ડુબી જઈ, એક ૧૫) વર્ષનો છોકરો કુવામાં નાહતાં ડુબી જવાથી, એક ૭૭) વર્ષના ઊપર ચાલતી ટરેન ફરી જવાથી, એક ૧૧) વર્ષના છોકરાએ ખાંડને બદલે ભુલથી આરસનીક ખાધાથી, એક ૪) વર્ષનો છોકરો બારીએથી રમતાં હેઠે રસ્તામાં પડી જવાથી તથા એક ૪૦) વર્ષનો પીધેલાની બાહેરમાં ત્રિજા માલની બારીએથી પડી જવાથી મરણ પામ્યા હતા. સ્ત્રીઓમાં એકજ ૭) વર્ષની બુચી ઓટલાની સીહડીનાં ફાંડીઆંપરથી પડવાથી હાડકું ભાગાથી મરણ પામી હતી.

વળી એજ વર્ષમાં મુંબઇ મધે ૨૦૨ પારસીઓએ નાદાર દેવાદારોની કોરટનો આશરો મેલવવાને અરજી કીધી હતી, જેમાં બે ઓરતો પણ હતી.

# ઈ૦ સ૦ ૧૮૭૨.

આએ વર્ષનાં "ટાઇમસ ઑફ ઇંડીઆ" નાં કાલેનડરમાં[1] સઘળી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગળાં કાલેનડરની માફકજ છે.

**જૉઇંટ સ્ટાક કુંપનીઓ—**

અલેકજાંડરા પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં શેરાબજી નવરોજજી વાડીઆ, જાંગીરજી હોરમજજી મોદી.

અલેકજાંડરા સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં ખુરશેદજી નોશરવાંનજી કામાજી, મનચેરજી નવરોજજી બનાજી.

ભાવનગર મીલસ એંડ પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં રૂસતમજી જમશેદજી જીજીભાઇ, હોરમજજી બહેમનજી વાડીઆ.

બોંબે પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં રૂસતમજી દાદાભાઇ કામાજીનું નામ વધારે.

કોલાબા પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં હીરજીભાઇ જાંગીરજી રેડીમનીને બદલે હોરમજજી બહેમનજી વાડીઆ.

ગ્રેટ ઇસ્ટરન સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં નાનાભાઇ બેહરામજી જીજીભાઇનું નામ વધારે.

પોરટ કાનીંગ લેંડ કુંપનીના ડાએરેકટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ; કાનીંગ ખાતે એજંટ, કાવશજી એદલજી ખંબાતા.

**ફડચામાં ગયલી કુંપનીઓ—**

વિકટોરીયા પ્રેસ કુંપની ઑફ મધરાજ—લીકવીડેટર, શેરાબજી શાપુરજી માસ્ટર.

**પારસી વ્યાપારી પેહડીઓમાં વધારે—**

અરદેસર ફરામજી સુસ.
બહમનજી માણેકજી પંથકી.
મનચેરજી બહમનજી પંથકી.
કાવશજી જાંગીરજી એંડ કુંપની.
કાવશજી જાંગીરજી ગજધર.
દાદાભાઇ રૂસતમજી.
ખરશેદજી રૂસતમજી.

[1] The "Times of India" Bombay Calendar and Directory for 1872. Bombay: Printed and published at the "Times of India" Office.

ધનજીભાઇ રતનાગર એંડ કું૦ના ભાગયાઓમાં પીરોજશાહ પેશતનજી મેહરહોમજીનું નામ વધારે.
દીનશાહ શોરાબજી એંડ કું૦.
નશરવાંનજી માણેકજી (પીટીટ) એંડ કું૦.
રતનશાહ અરદેશર પારખ.
એમ. પી. ફરાંમજી એંડ કું૦.
શોરાબજી પેશતનજી ફરાંમજી
નવરોજજી નાનાભાઈ ફરાંમજી.
શરીફ સાલેમહમદ એંડ કું૦.
રતનજી મોટાભાઈ પટેલ.

**યુરોપ્યન પેહડીના પારસી દલાલોમાં વધારે**—
ફીનલે મયુર એંડ કુ૦—ફરાંમજી એદલજી દાવર.
મનરો બ્રધસ એંડ કું૦—મેહરવાંનજી નશરવાંનજી (પટેલ) સનસ એંડ કું૦.
થામસ સ્ટુઅરટ એંડ કું૦—માણેકજી એંડ પેશતનજી.

**પારસી દુબાશોમાં વધારે**—મેહરાંમજી પેશતનજી, કાવશજી દીનશાહ, કાવશજી એંડ નશરવાંનજી, દાદાભાઈ હોરમજજી, ફરાંમજી બહમનજી (શેઠના) એંડ કું૦, જમશેદજી જાંગીરજી (લુલીપારખના), પેશતનજી હોરમજજી (હાંડીસત) સનસ, રતનજી બહમનજી એંડ કું૦, શેરાબજી એંડ પેશતનજી, (શેરાબજી એદલજી દુબાશ, પેશતનજી મેહરવાંનજી દુબાશ, એદલજી મેહરવાંનજી દુબાશ).

**માલના દલાલો**—ભીખાજી રૂસતમજી, મનચેરજી જીવણજી મેહતા, પીરોજશાહ કાવશશાહ નાણાંવટી, ટેલર નશરવાંનજી એંડ કું૦

**નબેલાવાલાઓમાં વધારે**—દાદાભાઇ બહમનજી (પાલખીવાલા.)

**વાજીંત્રો વેચનાર**—નવરોજજી બહમનજી (મેહરહોમજી)-ની કું૦

**શેર બ્રોકરોમાં વધારે**—અરદેશર લીમજી (ખીલીમોરીઆ), કાવશશાહ એદલજી તંબુવાલા, ધનજીભાઇ પેશતનજી માહલક્ષમીવાલા, દીનશાહ એદલજી વાહુધી, દીનશાહ ડાથાભાઈ શોખેદાર, હીરજીભાઇ શેરાબજી, મનચેરજી ભાઈજી, મનચેરજી નવરોજજી માસ્ટર, નશરવાંનજી કેરશાસપજી તાતા, નવરોજજી નશરવાંનજી મામા, રૂસતમજી નવરોજજી ખીલીમોરીઆ.

**શીપીંગ એજંટો**—દારાશાહ રતનજી ચીનગર, મેહરવાંનજી પેશતનજી ચીનગર.

**ઘડીઆલીઓમાં વધારે**—મેહરવાંનજી ખરશેદજી, નવરોજજી કાવશજી,

**પારસી પોસ્ટ માસતરો**—ખાંનસાહેબ ખરશેદજી પાલણજી લાલકાકા, ગુજરાતના ઇનિસ્પેકટીંગ પોસ્ટમાસ્ટર,; રતનજી જમશેદજી લાલકાકા, સુપરનુમરી ઇનસ્પેકટીંગ પોસ્ટ માસ્ટર; શેરાબજી ખરશેદજી, બેલગાંમના પોસ્ટ માસ્ટર; ખરશેદજી શેરાબજી, ભુજના પોસ્ટમાસ્ટર; ફરદુનજી રૂસતમજી, ભરૂચના પોસ્ટમાસ્ટર; અરદેશર જાંગીરજી, ધુલીઆના પોસ્ટ માસ્ટર; ખરશેદજી મનચેરજી, ખેડાના પોસ્ટ માસ્ટર; આદરજી જીવણજી, સુરતના પોસ્ટ માસ્ટર.

**પારસી મ્યુનીસીપાલ અમલદારો**—હોરમજજી બાપુજી વીકાજી, આસીસ્ટંટ મ્યુનીસીપલ કમીશનર; નશરવાંનજી કોયાજી, હેડ-એકાંઉટંટ; એદલજી રૂસતમજી રીપોરટર, વીહલ ટેક્ષના કલેકટર.

---

તા૦ ૪ થી જાનેવારી.

મેશરસ દોરાબજી જમશેદજી (નાએગાંમવાલા) ની કું૦એ "માજંદરાણનું તલેશમાતી" પુતલું" એવે નામનું ઇંગ્રેજી ઉપરથી વારતાનું એક પુસ્તક દર બરેસ્પતવારે છુટા આંકોમાં પ્રગટ કરવા માંડયું હતું.[1]

---

તા૦ ૫ મી જાનેવારી.

રોજ ૧૬ માહ ૪ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

તારાપોર મધે ભીમજીભાઇ મેહરવાંનજી પુંજીઆ નામના ૫૦) વર્ષની ઉમરના એક પારસીનું તેના નાના ભાઇ જીવણજી મેહરવાંનજી પુંજીઆએ કાંઈ ઘર વેચવા સંબંધી ટંટાને લીધે એક લાંબા સોટા વડે માથું ચીરી નાખી અંજાણપણે ખુન કીધું હતું.[2]

---

તા૦ ૬ થી જાનેવારી.

અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં શિખનારા ચંચલ વિદ્યાર્થીઓને સ્કાલરશીપો અને ઇનામો આપવાની વાર્ષિક સભા આજ દીને મલી હતી. ગરવનરની ખુરસી હાનરેબલ મી૦ ટકરે લીધા બાદ એ ખાતાંના પ્રીનસીપાલ ડાકટર સીલવેસ્ટરે ગયાં શાલનો રીપોરટ વાંચી સંભલાવ્યો, જે પછી ચંચલ વિદ્યાર્થીઓને ઇનામો તથા સ્કાલરશીપો આપી હતી, જેઓમાં નીચલા પાંચ પારસીઓ હતા:—

(૧) હોરમજજી દાદાભાઇ મસાંનીને રૂ૨૫) ની ફરનાક સ્કાલરશીપ, (૨) નશરવાંનજી નવરોજજી ખંભાતાને રૂ૧૫) ની ફ્રેરીશ સ્કાલરશીપ, (૩) પીરોજશાહ જમશેદજી દમણીઆને રૂ૧૫) ની એનડરસન સ્કાલરશીપ, (૪) બેજ-

---

[1] એ પુસ્તક ૫૨) આંકોમાં ૪ ભાગે ઇ૦ સ૦ ૧૮૭૨ ની આખરીએ પુરું થયું હતું. તેના મોટા ભાગનો તરજુમો શેઠ બેજનજી શાપુરજી ગાડને કીધો હતો.

[2] જામે જમશેદ, તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૭૨.

એ ભીમજીભાઇનાં રવાનને તપાસને માટે તારાપોરથી મુંબઈ લાવ્યા હતા, અને હીયાંજ અવલમંજલ પોંહચાડયું હતું, તથા મજકુર જીવણજીને અતરેની અપરાધીઓની છાંડલુ કરનારી શેશનમાંથી અંજાણપણે ખુન કરવાના વાંકસર ત્રણ વર્ષનાં કેદખાંનાંની સજા થાઇ હતી.

નજી પેશતનજી પેનેટને રૂ૧૩) ની કરનાક સ્કાલરશીપ, (૫) માણેકજી મનચેરજી ગીમનિ રૂ૧૦) ની સરકારી સ્કાલરશીપ.

સેવટે સરનશીને એક સુભાષીત ભાષાણ કરી સભા બરખાસ્ત કીધી હતી.[1]

---

તા૦ ૮ મી જાનેવારી.

શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઈએ પોતાની ઈ૦ સ૦ ૧૮૬૩—૬૪ ની ગુજરાતની મુસાફરી વેળાએ સુરત મધે હાઇ સ્કુલને માટે એક લાએક મકાન બાંધવાને રૂ૩૮૫૦૦) ની રકમ સરકારમાં આપી હતી, અને જેમાં સરકારે બીજા રૂ૩૫૬૨૫) તથા લોકલ ફંડ કમીટીએ રૂ૧૨૦૭૩) આપ્યા હતા તે મળી રૂ૮૬૧૯૮) ને ખરચે તે મકાંન બંધાઇ તૈયાર થયું હતું, તેને ખોલ્લું મુકવાની ક્રિયા આજ દીને સુરતના નવા કલેક્ટર મી૦ શાહ સ્ટુઅરટે એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. પ્રથમમાં એડયુકેશનલ ઇનિસ્પેક્ટર ડાકટર બુલરે એ સ્કુલ બાબેનો રીપોરટ[2] વાંચી સંભળાવ્યા બાદ પ્રમુખે એક સુભાષીત ભાષાણ કરી એ મકાંન ખોલ્લું મુક્યું, તથા કવિ નર્મદાશંકર લાલશંકરે એ અવસરને લગતી કવિતા ગાઇ સંભળાવી, ને પછી મેલાવડો બરખાસ્ત થાયો હતો.[3] શેઠ શેરાબજીએ પોતાના માનવંત પીતા સર જમશેદજી જીજીભાઇ બારોનેટનું એક બાવલું ભેટ મોકલ્યું હતું તે એ સ્કુલનાં દીવાંનખાંનામાં મેલવામાં આવ્યું હતું.[4]

---

તા૦ ૧૦ મી જાનેવારી.

રોજ ૨૧ માહ ૪ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

મરણ—પેશતનજી ડોશાભાઇ કમીશરીવાલા[5]—ઉમર વર્ષ ૬૧) શેઠ ડોશાભાઇ રૂસતમજી કાંદાવાલાના દીકરા. એવણ પ્રથમમાં અતરેની કમીસરીએટમાં હેડ-કલાર્ક હતા. તે પછી પેનશન લઈ ઓહદો છોડી ઈ૦ સ૦ ૧૮૬૭ થી અતરેની પાંજરાંપોલના શેક્રેટરી થયા હતા, અને તે ઓહદો મરણ સુધી ચલાવ્યો હતો.

---

તા૦ ૧૧ મી જાનેવારી.

"સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટીઊટ" ના એક અધિકારી મરહુમ શેઠ બહમનજી જીજીભાઇની જગોપર એક નવો અધિકારી ઠેરાવવા માટે આજ દીને એ ખાતાંની એક સભા મળી હતી. તે વેળાએ સર્વેનાં એકમતથી હાનરેબલ બેહરાંમજી જીજીભાઇને એ જગોપર મુકરર કરવામાં આવ્યા હતા.[6]

---

[1] ટાઇમસ ઑફ ઈંડીઆ, તા૦ ૮ મી જાનેવારી ૧૮૭૨.

[2] એ રીપોરટમાં સ્કુલની આ નવી ઈમારત બાબે ડાકટર બુલરે જણાવ્યું હતું કે :—

"It now remains for me to give an account of the circumstances which led to the erection of the new building which is to be opened to-day. The Surat High School has suffered under the want of proper accommodation when Mr Sorabjee Jamsetjee Jeejeebhoy being informed of this by Mr. Pinhey, then Judge of Surat, offered with the enlightened liberality which characterises his family, and to which education in Gujrat owes so much, to supply the school with a good building on condition that Government should pay half its cost, give a site, and undertake care of repairs after it had been built. He also promised to pay the difference between the rent, of any commodious building which might be hired as a temporary school-house and the Government allowance for the rent, and he actually paid Rs. 10 per mensem on this account up to 1869. Mr. Sorabjee paid his contribution towards the High School building, amounting to Rs 35,000, in December 1865. He further gave Rs. 3,500 to the ejected traders, whose shops formerly occupied the site of the present building as compassionate allowances for loss to which they were put. The plans and estimates of the building, prepared by Capt. Mant, Royal Engineer, were sanctioned in March 1868, and the grant was budgetted in 1869-70.

[3] ટાઇમસ ઑફ ઈંડીઆ, તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૭૨.

[4] જામે જમશેદ, તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૭૨.

એ સ્કુલનાં મકાનમાં નીચલી તખ્તી મારેલીછે :—

"This English High School
was erected for the benefit of the
inhabitants of Surat at the expense
of
Mr. Sorabjee Jamsetjee Jeejibhoy
of Bombay, and
the British Government
A. D. 1872.
Donation by

| | |
|---|---|
| Mr. Sorabjee Jamsetjee Jeejibhoy ...... Rs. | 38,500 |
| Grant by Government ............ ........ " | 35,625 |
| Grant by Local Fund Committee ...... .. " | 12,073 |
| Total Rupees... | 86,198 |

Designed by Captain Mant, R. E."

શેઠ શેરાબજીએ એ સ્કુલ બાંધવા માટે આવડી મોટી રકમ આપવા છતાં તેને એમનું નામ આપેલું ન હોવાથી એ સ્કુલના હેડ-માસટર શેઠ એદલજી દોરાબજી તલાટી, બી. એ. એ અતરેનાં કેળવણી ખાતાંના વડા મી૦ ઈ. એમ. ચાટફીલડનું તે ઊપર ધીઆંન ખેંચવાથી તેમની ભલાંમણ ઊપરથી નામદાર સરકારે ઈ૦ સ૦ ૧૮૯૫ ના સપટેમબર માસમાં એક ઠેરાવ બાહેર પાડી એ સ્કુલને "ધી શેરાબજી જમશેદજી જીજીભાઇ હાઈ સ્કુલ, સુરત" એવું નામ આપ્યું હતું.

[5] મરહુમ ડાકટર બાલજી પેશતનજીના બાવા.

[6] જામે જમશેદ ૮ [illegible] મી જાનેવારી ૧૮૭૨.

તા૦ ૧૨ મી જાનેવારી.

મુંબઈની મ્યુનીસીપાલીટીને લગતો હાલનો ધારો સુધારવાની સુચનાઓ કરવાને નામદાર સરકારે ૩ ઈંગ્રેજ અને ૧ પારસી—શેઠ ડોશાભાઈ ફરામજી કરાકા,ની કમીટી નેમી હતી.[1]

---

તા૦ ૧૩ મી જાનેવારી.

રોજ ૨૪ માહ ૪ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—જમશેદજી મનચેરજી ચીકા ઘડીઆલી[2]—(ઉમર વર્ષ ૬૩) શેઠ મનચેરજી ફરદુનજી ઘડીઆલીના વડા દીકરા. એવણ "ચીકા ઘડીઆલી" નાં નામથી મુંબઈના સઘળી વર્ણના લોકોમાં જાણીતા થયલા હતા, તથા પોતાના વડવાઓથી ઉતરેલો ઘડીઆલીનો ધંધો કરતા હતા. પ્રથમમાં એઓ ઈ૦ સ૦ ૧૮૨૮ થી અતરેના જાણીતા ઘડીઆલી તથા ક્રોનોમીટર સમારનાર મેશરસ મેથીઆસ એંડ બરનને ત્યાં રહેલા હતા. એ પછી તેઓ પોતાને વતન ગયાથી તેમની ઉપલી ઘડીઆલ તથા ક્રોનોમીટરની દુકાંન ખરીદી તા૦ ૧ લી આગષ્ટ ૧૮૫૨ થી એવણે પોતાનાં નામથી ચાલુ કીધી હતી. એવણ પોતાના વખતમાં એક ઘણા ખબરદાર ઘડીઆલી તથા ક્રોનોમીટર સમારનાર ગણાતા હતા.

---

તા૦ ૧૪ મી જાનેવારી.

શેઠ દોરાબજી એદલજી ગીમી, બી. એ. ને અમદાવાદ ટ્રેનીંગ કાલેજમાં અર્થ વિદ્યા અને તર્ક શાસ્ત્રના શિક્ષક નેમ્યા હતા.[3]

---

તા૦ ૧૫ મી જાનેવારી.

આજ દીને મરહુમ શેઠ જમશેદજી મનચેરજી ચીકા-ઘડીઆલીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૪૨૫), વીધવા બાઈ ધનબાઈજીએ રૂ૭૭૫) તથા બીજાં બેશીઓએ રૂ૫૩૦) મલી રૂ૧૭૩૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

---

તા૦ ૧૬ મી જાનેવારી.

મુંબઈની યુનીવરસીટીની અગીઆરમાં વર્ષની કાનવોકેશન આજ દીને ટાઉન હાલમાં ભરાઈ હતી. પ્રમુખસ્થાને ચાનસેલર સર સેમોર ફીટઝજરાલડ બીરાજયા હતા. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી હતી તેમાં નીચલા પારસીઓ હતા:—[5]

**માસ્ટર ઑફ્ આરટસ** (એમ. એ.) ની સનદ—બરજોરજી એદલજી મોદી.

**બેચલર ઑફ્ આરટસ** (બી. એ.) ની સનદ—ફરામજી મીનોચેહરજી દસ્તુર જામાસ્પઆશાના.

આ વેળાએ અપાયલાં યુનીવરસીટી ઇનામોમાં માણેકજી લીમજી ગોલ્ડ મેડલ માણેકજી નશરવાંનજી નાણાંવતી, બી. એ; એલ. એલ. બી. ને "મુંબાઇ ઇલાકાની રેવીન્યુ સરવે તથા સેટલમેંટનો માજી ગવરનર જનરલ લારડ કારનવાલીસની તેમજ વાચ્ય ખુણાંનાં પ્રાંતોની જમીનની મેહશુલને લગતી રીતીઓ સાથેનો મુકાબલો" એ બાબદ ઉપર સઉથી સરશ ઇંગ્રેજી નીબંધ લખવા માટે આપવામાં આવ્યો હતો.

વળી આએ વર્ષ યુનીવરસીટીની પુંજીમાં હાનરેબલ મેહરાંમજી જીજીભાઇએ તા૦ ૧૦ મી આગષ્ટ ૧૮૭૧ ને દીને રૂ૨૦૦૦) ની રકમ તેનાં વ્યાજમાંથી દર શાલ સેનેટની નજરમાં આવે તેવાં ગ્નાનમાં જે વિદ્યાર્થી ચહડતો આવે તેને પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ માણેકબાઇનાં નામથી એક ઇનામ આપવાને ભેટ આપી હતી.

---

૧ જામે જમશેદ, તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૭૨.

૨ એવણના નાહલા ભાઈ શેઠ એદલજી મનચેરજી ઘડીઆલી પણ ઈ૦ સ૦ ૧૮૩૪ થી ઉપલી મેશરસ મેથીઆસ એંડ બરનની દુકાનપર હતા, અને ૧૮૫૨ થી બે ભાઈ સાથે ભાગયા થયા હતા. એઓના બાવા શેઠ મનચેરજી ફરદુનજી ઘડીઆલી પણ અતરે પોતાનો બાપીકો ઘડીઆલીનો ધંધોજ કરતા હતા. તેમના બાપ શેઠ ફરદુનજી જોગાજી પણ અતરેના એક નામીચા ઘડીઆલી હતા. કેહછે કે એક વેળાએ ઘડીઆલીનાં કામ સરજ તેવણને પુણે જવું પડયું હતું. અને ત્યાં પેશવાનાં માણસોએ એવણને કાંઈક સંજોગથી વગર કારણે કેદમાં રાખ્યા હતા. જયાં બેઠા બેઠા એવણે એક નાજલી રાગની પેટી બનાવીને બાજીરાવને માટે ભેટ મોકલી, કે જેથી તેણે ઘણો ખુશ થઇ એવણને તત્કાલ બંદીખાંનેથી છોડયા, તથા નજરાંણું આપી પાછા અતરે રવાંના કીધા. એવણના બાપ શેઠ જોગાજી રતનજી મુંબઈમાં પેહલવેહલા પારસી ઘડીઆલી હતા. તેવણ ઈ૦ સ૦ ૧૭૨૮ માં અતરે આવેલા કોઇ ફ્રેંચ ઘડીઆલી પાસેથી એ ઊતામ હુંનર શિખ્યા હતા. તેવણના બાપ શેઠ રતનજી શેરાબજી કડવાજી પણ અતરે આવેલા કોઈ યુરોપ્યન પાસે સીતાર બનાવતાં તથા વગાડતાં શિખ્યા હતા, અને તેમાં તે વખતે ઘણા વખણાઇ ગયા હતા. આ પુસ્તકનાં પેહલાં દફતરને સફે. ૨૧ મે જણાવેલા રતનજી પારસી એવણ હશે એમ માલમ પડેછે. એવણના બાપ શેઠ શેરાબજી કડવાજી ઈ૦ સ૦ ૧૬૬૩ માં મુંબઈમાં આવેલા કેહવાયછે.

૩ ટાઈમસ ઑફ ઈંડીઆ, તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૭૨.

૪ જામે જમશેદ, તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૭૨.

૫ ટાઈમસ ઑફ ઈંડીઆ, તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૭૨.

ઉપલા પદવી મેલવેલા પારસીઓ ઉપરાંત આએ વર્ષ યુનીવરસીટીની નાહલી પરીક્ષાઓમાં નીચલા પારસીઓ પસાર થયા હતા—

**ફરસ્ટ એલ. એમ.** ની પરીક્ષામાં—ડોશાભાઇ બરજોરજી કાંદાવાલા, નશરવાંનજી નવરોજજી ખંબાતા.

**ફરસ્ટ એલ. સી. ઈ.** ની પરીક્ષામાં—બહમનજી શેરાબજી તારાપોરવાલા; નશરવાંનજી દોરાબજી ભડા, માણેકજી હોરમજજી વછફદાર.

**ફરસ્ટ એકઝામીનેશન ઈન આરટસ** (એફ ઈ. એ.) ની પરીક્ષામાં—પેશતનજી ખરશેદજી ભાજીવાલા, દાદાભાઈ હોરમજજી કુપર, પેશતનજી અસ્પંદીઆરજી ખંબાતા, પેશતનજી હોરમજજી પાટક, ફરદુનજી કુવરજી તારાપોરવાલા.

તા૦ ૧ લી ફેબરવારી.

શેઠ સોરાબજી હોરમસજી સરાફે મજગાંમ મધે કમારાવાડમાં મેટ્રીકયુલેશનનાં ધોરણ સુધીની કેળવણી આપવાને "મજગાંમ હાઇસ્કુલ" નાં નામથી એક સ્કુલ ઉઘાડી હતી.[1]

તા૦ ૨ જી ફેબરવારી.

રોજ ૧૪ માહ ૬ (કo) ૧૨૪૧ યજદજરદી.

આજ દીને મરહુમ બાઇ હીરાંબાઇ તે શેઠ ભીમજીભાઇ મનજીભાઇ મોદીનાં ધણીઆંની તથા મરહુમ શેઠ સોરાબજી વાછાગાંધીનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૮૦૦) તથા બીજાં એશીઓએ રૂ૫૦૧) મલી રૂ૧૩૦૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.

આજ દીને મરહુમ શેઠ હોરમસજી પેસતનજી મોદી અથવા વાછાગાંધીનાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૧૦૦૦), તથા બીજાં એશીઓએ રૂ૫૫૦) મલી રૂ૧૫૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૫ મી ફેબરવારી.

રોજ ૧૭ માહ ૫ (શ૦) ૧૨૪૧ યજદેજરદી.

મરણ—દોરાબજી બરજોરજી કોપર[3]—ઉમર વર્ષ ૭૨) શેઠ બરજોરજી ભીખાજી કોપરના નાહના દીકરા. એવણ સ૦ ૧૮૨૮ થી પોતાના વડા ભાઈ શેઠ ખુરશેદજી બરજોરજી કોપર સાથે "ખુરશેદજી તથા દોરાબજી કોપર" ને નામે અત્રે ઇંગ્રેજ બજારમાં વીલાયતી અસબાબ તથા દારૂકામનો મોટો વ્યાપાર કરતા હતા. તે પછી ૧૮૩૮ માં ભાઈના મરણ પામવાથી પોતે એકલાએ તે વહીવટ ચાલુ રાખ્યો હતો. ૧૮૫૨ માં પોતાની સાથે પોતાના એશી શેઠ ફરામજી ચાપુરજી કોપરને સામેલ કરી "દોરાબજી ફરામજીની કું૦" નાં નામથી તે પેઢી ચલાવી હતી. એ બાદ ૧૮૬૭ માં કામ પુરૂં કરી એકાંત જીંદગી ગુજારી હતી. એવણ હવાના ફેરફાર સારૂં સુરત ગયા હતા, અને ત્યાંજ એમનું મરણ નિપજ્યું હતું.

તા૦ ૭ મી ફેબરવારી.

આજ દીને સુરત મધે મરહુમ શેઠ દોરાબજી બરજોરજી કોપરનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૧૦૫૦) તથા બીજાં એશીઓએ રૂ૧૦૦) મલી રૂ૧૧૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૮ મી ફેબરવારી.

કાઠીઆવાડના ત્રિજા આસીસટંટ પોલીટીકલ એજંટ શેઠ ધનજીશાહ હોરમસજી કરાકાને નામદાર સરકારે ખાંડવા રાજ્યના સ્પેશીયલ આસીસટંટ નેમ્યા હતા.

નડીઆડ હાઇ સ્કુલના હેડ–માસતર શેઠ જમશેદજી અરદેશર દલાલ એમ. એ. ને એલફીનસ્ટન કાલેજમાં ગણિત શિખવવાને નેમ્યા હતા.[5]

તા૦ ૯ મી ફેબરવારી.

શેઠ હોરમસજી નવરોજજી સકલાતવાલાએ આપણા જરથોસ્તીઓમાં મરણ વખતે ચોહરમે તથા ઉઠમણે આવતા ગ્રહસ્થોને મહાએત થયલે ઘેરના નજદીકના એશીએ ખરી મીજલસ ભરાયા પછી એક ફેરા ખાઇ સર્વેને સલામ કરવાને ફરવાનો રેવાજ હતો, તેની સામે એક હેંડબીલ છપાવી તમામ જરથોસ્તીઓને એ રેવાજનાં અયહીટપણાં બાબે ઓલાસો કરી તે બંધ કરવાનો આગ્રહ કીધો હતો.[6]

તા૦ ૧૦ મી ફેબરવારી.

આએ વર્ષની ડીસ્ટ્રીક્ટ પલીડરોની પરીક્ષાના એક પરીક્ષક તરીકે હાઈ કોરટના નામદાર જડજોએ કચ્છીઆંણીના સબારડીનેટ જડજ ખાંનસાહેબ ખરશેદજી રૂસતમજી થાણેવાલાને નેમ્યા હતા.[7]

તા૦ ૧૧ મી ફેબરવારી.

રોજ ૨૩ માહ ૫ (શ૦) ૧૨૪૧ યજદજરદી.

મરણ—દીનશાહજી દોરાબજી બંગાલી[8]—ઉમર વર્ષ ૬૭) કલકતાવાલા શેઠ દોરાબજી પીરોજશાહજી બંગાલીના નાહના દીકરા. એવણ પોતાના બાપ સાથે બાળપણથી કલકતામાં રેહતા હતા, અને ૧૮૩૨ માં ચીન ગયા હતા. જ્યાં સાત આઠ વર્ષ ગુજારી ૧૮૪૧ માં મુંબઈ આવી પોતાનાં કુટુંબને સાથે લઈ કલકતે ગયા હતા, અને આખી જીંદગી ત્યાંજ વ્યાપારમાં ગુજારી હતી, તથા મરણ પણ ત્યાંજ પામ્યા હતા.

---

૧ જામે જમશેદ, તા૦ ૫ મી ડીસેમ્બર ૧૮૭૨.

એ સ્કુલ શેઠ સોરાબજીએ ૫ વર્ષ સુધી એકલાએ ચલાવ્યા બાદ તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૪ થી તેમાં શેઠ નસરવાનજી હીરજીભાઇ પટેલ અને કાવસજી જમશેદજી કાપડીઆને ભાગમાં લીધા હતા, અને એઓ ત્રણેએ એ સ્કુલ તથા મંડળવાડી તરફ "આલેકઝાંડ્રા હાઇ સ્કુલ" ના નામથી એક નવી સ્કુલ ઉઘાડી તેના માલેક થયા હતા. એ પછી ભાયખલાની સ્કુલ તા૦ ૧ લી અકટોબર ૧૮૭૪ થી તે ૧૮૭૬ ની આખરી સુધી એકલા શેઠ નસરવાનજી હીરજીભાઇ પટેલે ચલાવી બંધ કીધી હતી.

૨ જામે જમશેદ, તા૦ ૫ મી ફેબરવારી ૧૮૭૨.

૩ મરહુમ ડાકતર બરજોરજી દોરાબજી કોપર તથા શેઠો એરચશાહ, મનચેરશાહ, કુંવરબાઇ અને જહાંગીર દોરાબજી કોપરના બાપ.

૪ જામે જમશેદ, તા૦ ૨૩ મી ફેબરવારી ૧૮૭૨.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૮ મી ફેબરવારી ૧૮૭૨.

૬ રાસ્ત ગોફતાર, તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૭૨.

એ બાદ એ રેવાજ રફતે રફતે થોડાં વર્ષોમાં બંધ પડેલો હતો.

૭ ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૭૨.

૮ કલકતાવાલા શેઠ દોરાબજી દીનશાહજી બંગાલી વકીલના બાપ.

તા૦ ૧૫ મી ફેબરવારી.

રોજ ૨૭ માહ ૫ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ શાપુરજી નવરોજજી મર્ના તથા કાપડીઆ તે મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટનાં માણસનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા બેશીઓએ ૩૨૬૭) તથા બાઇ પીરોજબાઇ તે મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં બેટીએ "પોતાના બેહશતનશીન મુરબીજી શાહેબની તથા પોતાની મરનારે લાંબી મુદ્દત સુધી સારી ચાકરી બજાવી તેથી મરનારની નાઇઅતે" ૩૩૨૫) મલી ૩૫૯૨) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૧૭ મી ફેબરવારી.

હિંદુસ્થાંનના નામદાર વાઇસરાય અને ગવરનર જનરલ અરલ ઑફ. મેયોનું ગઇ તા૦ ૮ મી ફેબરવારીએ પોરટ બલેર ખાતે શેહરઅલી નામના કોઈ ચંડાલ બંદીવાને ખુન કરી મારી નાખવાથી નામદાર માહરાંણીની આ દેશની સઘળા વર્ગની પ્રજાને જે મોટો અફસોસ ઉપજયોછે તે બતલાવવા તથા એ નામદારની બાનુ કાઉનટેસ ઑફ મેયો પર દીલાસા પત્ર મોકલવાનો ઠેરાવ કરવા માટે મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઈ તા૦ ૧૩ મી ફેબરવારીએ અત્રેના શેરીફ શેઠ ડોશાભાઇ ફરાંમજી કરાકા જેમ ૩૮ ઇંગ્રેજ, ૬ યાહુદી, ૩૩ હિંદુ, ૭ મુસલમાંન, અને ૪૬ પારસી (હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; હાનરેબલ બેહરાંમજી જીજી-ભાઇ, કાવશજી જાંગીરજી રેડીમની, ફરાંમજી નશરવાંનજી પટેલ, દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા, અરદેશર હોરમજજી વાડીઆ, દીનશાહજી માણેકજી પીટીટ, મેહર-વાંનજી ફરાંમજી પાંડે, નાનાભાઈ બેહરાંમજી જીજીભાઈ, હોરમજજી બહમનજી વાડીઆ, ખરશેદજી રૂસતમજી કામાજી, નવરોજજી ફરદુનજી, હીરજીભાઈ હોરમજજી શેઠના, મનચે-રજી નવરોજજી બનાજી, હોમજી ખરશેદજી દાદીશેઠ, બેહરાંમજી ખરશેદજી ગાંધી, ડાકટર કાવશજી હોરમજજી, ડાકટર બેહરાંમજી નવરોજજી, માણેકજી ખરશેદજી જમશેદજી' કાવશજી ખરશેદજી જમશેદજી, શેરાબજી નવરોજજી વાડીઆ' માણેકજી ખરશેદજી સરાફ, ખરશેદજી માણેકજી ખરશેદજી, જાંહગીર માણેકજી ખરશેદજી, અરદેશર ફરાંમજી મુસ, દીનશાહ જમશેદજી ફરદુનજી પારખ, મનચેરજી પેશ-તનજી વાડીઆ, કાવશજી શેરાબજી પટેલ, ડોશાભાઇ ધનજી-ભાઇ સુરતી, શેરાબજી શાપુરજી બંગાલી, શેરાબજી ધનજી-ભાઇ વાડીઆ, હોરમજજી અરદેશર સંતોક, નશરવાંનજી જમશેદજી રતનાગર, પાલણજી પેશતનજી પોહચખાંનાવાલા, ખરશેદજી ફરદુનજી પારખ, અરદેશર ખરશેદજી ફરદુનજી પારખ, શાપુરજી ધનજીભાઈ બાટલીવાલા, બેહરાંમજી દાદા-ભાઇ રેજીસ્ત્રાર, શેરાબજી પેશતનજી ફરાંમજી, હોરમજજી રૂસતમજી ઉમરીગર, એદલજી રૂસતમજી રીપોરટર, ધનજી-શાહ માણેકજી લાલકાકા, જમશેદજી અરદેસર હોરમજજી વાડીઆ, પેશતનજી અરદેસર હોરમજજી વાડીઆ, લીમજી માણેકજી બનાજી, જમશેદજી બહમનજી વાડીઆ, પીરોજ-શાહ મેહરવાંનજી મેહતા) ગ્રહસ્થોએ મોકલેલાં રીકવીજીશનની રૂહે આજ દીને ટાઉનહાલમાં એક જાહેર સભા હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઈ. નાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. પ્રમુખે એક ગમગીની ભરેલું ભાષણ કીધા બાદ ઠેરાવ થયો કે "આખાં હિંદુસ્થાંનને મલતા થાઇને મુંબઇના લોકો લારડ મેયોનું ખુન કરનાર ઉપર ધીટકાર નાખેછે, અને આ કરપીનના હાથે હિંદુસ્થાંને પોતાનો જે નાંમીચો રાજકર્તા ખોહયોછે તે માટે અફસોસ કરેછે." એ પછી ઠેરવ્યું કે "લારડ મેયોનાં મરણથી લેડી મેયો અને તેનાં કુટુંબને ઉપજેલાં દુખમાં પુરતો ભાગ લઇ તેને દીલાસો દેવા આ સભા ચાહેછે." એ પછી ઉપલો પેહલો ઠેરાવ હિંદુસ્થાંનના શેક્રેટરી ઑફ સ્ટેટ ઉપર તથા બીજો લેડી મેયો ઉપર અત્રેના નામદાર ગવરનરની મારફતે મોકલવાને સભામાંથી થોડાક ગ્રહસ્થોનાં નેમેલાં ડેપ્યુટેશને જઇ તે નામદારને પોંહચાડવાને ઠેરવ્યું હતું. છેલ્લા ઠેરાવને ટેકો આપતાં શેઠ નવરોજજી ફરદુનજીએ એક સુભાખીત ભાષણ કરી ઉપલો ખુન કરનાર હિંદુસ્થાંનનો નહિં પણ ખાઇબિરની ખીણનો રેહવાસી છે એમ જણાવી તે જાત વિષે કેટલુંક બયાંન કીધું હતું. એ પછી સભા ગમગીની સાથ બરખાસ્ત થઈ હતી.[2]

[1] જામે જમશેદ, તા૦ ૧૯ મી ફેબરવારી ૧૮૭૨.

[2] જામે જમશેદ, તા૦ ૧૯ મી ફેબરવારી ૧૮૭૨.

ઉપલા બંધે ઠેરાવો નામદાર ગવરનર સર સેમોર ફીટ્‌ઝ-જરાલડને હાથોહાથ પોંહચાડવાને ૨ ઇંગ્રેજ, ૧યાહુદી, ૧૫ હિંદુ, ૫ મુસલમાંન, અને ૧૪ પારસી (હાનરેબલ સર જમ-શેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ., હાનરેબલ બેહરાંમજી જીજીભાઈ, ફરાંમજી નશરવાંનજી પટેલ, દીનશાહજી માણેકજી પીટીટ, દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા, શેરા-બજી જમશેદજી જીજીભાઈ, ડોશાભાઇ ફરાંમજી કરાકા, મન-ચેરજી નવરોજજી બનાજી, નવરોજજી ફરદુનજી, દસ્તુર જામા-સજી મીનોચેહરજી જામાસપઆશાના, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઈ, માણેકજી ખરશેદજી જમશેદજી, કાવશજી ખરશેદજી જમશેદજી, શેરાબજી શાપુરજી બંગાલી) ગ્રહસ્થોનું ડેપ્યુટેશન પરેલના સરકારી મેહલમાં તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૭૨ ને દીને ગયું હતું, જ્યાં પ્રમુખ સર જમશેદજીએ ભરાએલી છાતી સાથે એક ભાષણ કરી બંધે ઠેરાવો નામદાર ગવરનરના હાથમાં આપ્યા હતા, અને તે નામદારે પણ અતિશ્ય શોકકારક એક ભાષણ કરી મુંબઇના રેહવાસીઓનો આ દીલસોજીને માટે ઉપકાર માનેયો હતો.

અહમદનગરના પારસીઓએ મેશરસ ખરશેદજી એંડ સનસની આગેવાંની હેઠલ એક દીલાસાપત્ર લેડી મેયો ઉપર મી૦ ચેપમેનની મારફતે મોકલી આપ્યો હતો. એ બાદ

પંચાતના ફંડમાં તેનું જે વ્યાજ ઉપજે તે દર શાલ મુકતાદને તાંકણે દેશાવરો ખાતેનાં ગરીબ જરથોસ્તીઓને વેહચી આપવાનાં ફંડમાં વાપડવાને માટે ભેટ આપી હતી.[1]

તા૦ ૨૫ મી ફેબરવારી.

શેઠ પાલણજી પેશતનજી સરાફે કેટલીક નશીહતરૂપી વારતાઓની "નશીહતે પાહાલણ" નામની એક ચોપડી છપાવી પ્રગટ કીધી હતી.[2] એ ચોપડી ડાકટર ભાઉ દાજીને અર્પણ કરવામાં આવી હતી.

તા૦ ૨૬ મી ફેબરવારી.

શેઠ માણેકજી ફરદુનજી પટેલે રેલવેને શીગનલ કરવા માટેનો એક સુધારેલો સાંચો બનાવી તે માટે હિંદુસ્થાનની સરકારમાંથી પેટંટ મેલવ્યું હતું.[3]

તા૦ ૨૭ મી ફેબરવારી.

રોજ ૯ માહ ૬ (શે૦) ૧૨૪૧ યઝદેજરદી.

નામદાર માહરાંણી વિકટોરીયાના પાટવીકુવર નામદાર પ્રિન્સ ઑફ વેલસને પાકપરવરદેગારે પોતાની અજીમ કુદરતથી સખત માંદગીમાંથી સાજા કરી તંનદરોસ્તી બખશી તે બાબે તે કીરતારનો ઉપકાર માનવા તથા તેની બંદગી કરવા સારૂં નામદાર માહરાંણીજીએ પોતાની ઇંગલાંડની રૈયતને હોકમ ફરમાવી તે માટે તા૦ ૨૭ મી ફેબરવારીનો દીવસ મુકરર કીધો હતો. એ ઉપરથી હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. એ મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટી સાહેબોને એક પત્ર લખી એ દીને મુંબઇ મધે સર્વે જરથોસ્તીઓને નામદાર માહરાંણીની વફાદાર રૈયત તરીકે જાહેર બંદગી કરવા સારૂં પંચાતની તરફથી એક જાહેર જશન કરવાની સુચનાં કીધી હતી. તે મુજબ પંચાતના તરસ્ટીઓએ વર્તમાનપત્રોમાં જાહેરખબર છપાવી તે દીને સહવારનાં ૯ કલાકને અમલે મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરાંમ મધે એક જાહેર જશન તથા બંદગીમાં શામેલ થવાને સર્વે જરથોસ્તીઓને એલતેમાસ કીધી હતી, પણ તે બાદ હિંદુસ્થાનના નામદાર વાઇસરાય અને ગવરનર જનરલ લારડ મેયોનાં અતી સંતાપ ભરેલાં મરણને લીધે એ દિવસ ફેરવી હિંદુસ્થાનની સરકારે આજનો દીવસ ઠેરવ્યો હતો, તેની રૂહે તરસ્ટી સાહેબોએ પણ આજે એ જશન કીધું હતું. એ જગોએ જશનની મીજલસમાં પુષ્કળ જરથોસ્તીઓનો મેલાવડો થયો હતો. જશનની ક્રિયા નીચલા પાંચ દસ્તુર સાહેબોએ જુદાં જુદાં આફરગાંન માડી કીધી હતી:—

૧—દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા. ૨—દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાના. ૩—દસ્તુર શોરાબજી રૂસતમજી મુલ્લાંફીરોજના. ૪—દસ્તુર ખુરશેદજી બેજનજી. ૫—દસ્તુર એરચજી શોરાબજી મેહરજીરાંણાના.

ક્રિયા પુરી થવા બાદ ઉપલા પાંચે દસ્તુર સાહેબોએ નામદાર શાહજાદાને પાક ખોદાતાલાએ તંદરોસ્તી બખશી તેને માટે તે સાહેબનો આભાર માની તેના શોકર ગુજાર કરવા માટે ગુજરાતીમાં જોડલી બંદગીઓ વાંચી સંભાલી, જેમાં સર્વે મીજલસ શામેલ થઇ હતી. એ પછી ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.[4]

## સીવીલ કેનટોનમેંટોમાં.

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| મઊ .......... | ૧૪૨ | ૧૪૨ | ૨૮૪ |
| વરોડરા .......... | ૯૯ | ૭૬ | ૧૭૫ |
| એડન .......... | ૯૩ | ૨૮ | ૧૨૧ |
| ડીસા .......... | ૮૫ | ૮૬ | ૧૭૧ |
| રાજકોટ.......... | ૫૨ | ૫૭ | ૧૦૯ |
| | ૪૭૧ | ૩૮૯ | ૮૬૦ |

એ ૮૬૦ પારસીઓમાં ૭૯૧ શેહનશાહી (૪૩૨ નર અને ૩૫૯ નારી) તથા ૬૯ કદમી (૩૯ નર અને ૩૦ નારી) હતાં.

એ રીતે ઇ૦ સ૦ ૧૮૭૨ ની વસ્તીની ગણતિ મુજબ મુંબઇ શેહરમાં ૪૪૦૯૧, મુંબઇ ઇલાકાનાં બીજાં શેહેરોમાં ૨૨૪૦૭, મુંબઇ ઇલાકાને લગતાં દેશી રાજ્યોનાં ગામોમાં ૮૩૪૧, અને સીવીલ કેનટોનમેંટોમાં ૮૬૦ મલી ૭૫૬૯૯ પારસીઓ (૩૮૪૭૭ નર અને ૩૭૨૨૨ નારી) હતાં, જેઓમાં ૬૯૮૨૬ શેહનશાહી અને ૫૮૭૩ કદમી એતેકાદવાલાં હતાં.

[1] જામે જમશેદ, તા૦ ૨૯ મી ફેબરવારી ૧૮૭૨.

[2] "નશીહતે પાહાલણ. આંક પેહેલો. બનાવનાર, પાહાલણજી પેશતનજી સરાફ. મુંબઇ મધે વર્તમાન છાપખાનાંમાં મહેરજી નવરોજીએ છાપી પ્રગટ કીધીછે. સને ૧૨૪૧ યઝદજરદી—૧૮૭૨ ઇસવી."

[3] જામે જમશેદ, તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૭૨.

[4] જામે જમશેદ, તા૦ ૨૯ મી ફેબરવારી ૧૮૭૨.

એજ મુજબ સુરત મધે એ દીને સાંજનાં મરહુમ શેઠ દાદાભાઇ નશરવાંનજી મોદીવાલાં આતશબેહરાંમમાં શેઠ રૂસતમજી ખુરશેદજી મોદી તથા સુરત પારસી ચારીટી ફંડના માનેજરોની આગેવાની હેઠલ એક જાહેર જશન કરવામાં આવ્યું હતું. પ્રથમમાં શેઠ એદલજી ખુરશેદજી મોદીએ એ દીવસની ક્રિયા તથા જશનનાં કારણ બાબેનું છુમારકબાદી પત્ર વાંચી સંભલાવ્યું, જે બાદ દસ્તુર નશરવાંનજી કેખશરૂએ જશનની ક્રિયા શરૂ કીધી જે પુરી થયા બાદ બાહેર હાજર રહેલાં બેંડ ખુશાલીના અવાજો કાઢયા અને ચાશની કરી સર્વે મીજલસ બરખાસ્ત થઇ હતી. નવસારી મધે પણ એ દીને સવારનાં ત્યાંનાં આતશબેહરાંમ સાહેબમાં અંજુમન તરફથી જશનની ક્રિયા કરવામાં આવી હતી, જે પુરી થયા બાદ એ૦ખરશેદજી એરચજી દસ્તુર મેહરજીરાંણાનાએ ઇંગ્લીશ સરકારની અદલ રાજનીતિ તથા તેમાં પ્રજાની સલામતી અને

### તા૦ ૨૯ મી ફેબરવારી.

શેઠ ડોશાભાઈ ફરામજી કરાકાને નામદાર સરકારે મુંબઈની પોલીસના કામચલાઉ બીજા માજીસ્ટ્રેટ નેમ્યા હતા.

શેઠ ફરામજી નશરવાનજી શેઠનાને નામદાર સરકારે અહમદનગરના હજુર ડેપ્યુટી કલેક્ટર અને માજીસ્ટ્રેટ નેમ્યા હતા.[1]

---

### તા૦ ૫ મી મારચ.

રોજ ૧૬ માહ ૬ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને હાનરેબલ બેહરામજી જીજીભાઈના બેટા શેઠ નાનાભાઈનાં દીકરા શેઠ રુસતમજીનાં લગનની નવજોતની મીજલસમાં હાનરેબલ બેહરામજી તરફથી શેઠ નવરોજજી ફરદુનજીએ એક અનજુમન પત્ર વાંચી સંભળાવ્યો હતો, જેમાં જણાવ્યું હતું કે તેવણે ગઈ તા૦ ૧૪ મી ફેબરવારીને દીને પોતાની પુંજીમાંથી રૂ૪૦૦૦૦૦) ની સરકારી ૪ ટકાનાં વ્યાજની નોટો તથા જી. આઈ. પી. રેલવે કંપનીના રૂ૨૭૦૦૦) ની કીમતના ૧૦૦ શેરો કે જેની કીમત આજના ભાવે રૂ૫૬૦૦૦) થીબી વધુ થવા જાયછે તથા રેહવાના બંગલાઓનું ફરનીચર અને સર્વે સરંજામ તથા જુદી જુદી બાવીશ

---

પારસીઓની વફાદારી વિષે એક ભાષણ કરી સંભળાવ્યું હતું. પુણાં મધે એ કારણસર આગમજથી ઈપાને રવીવાર તા૦ ૨૧ મી જાનેવારીએ ખાંનબાહદુર પદમજી પેશતનજીનાં નોતરાંથી સર્વે પારસીઓ મરહુમ સર જમશેદજી જીજીભાઈવાળાં આદરાંનમાં ભેગા થયા હતા, અને બંદગીથી ફારેગ થયા પછી શેઠ દોરાબજી પદમજી પેશતનજીએ કહી સંભળાવ્યું કે "ગઈ વેળાએ આપણે કીરતારની બંદગી ગુજારી હતી કે શાહજાદાનો જાંન બંચાવે, અને એ અરજ તે કીરતારે સાંભળીને શાહજાદાને વાલી આપ્યોછે, તે માટે શુકરગુજારી કરવી જોઈએ." એજ મુજબ સરકારે ઠેરવેલે દીને ઈપાને તા૦ ૨૭ મી ફેબરવારીએ પુણાં મધે મરહુમ શેઠ શોરાબજી રતનજી પટેલ વાલાં આદરાનમાં ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાનાનાં ઈજનથી સાંજનાં ૪ કલાકે સર્વે જરથોસ્તીઓ શોકરગુજારી કરવાને ભેગા મલયા હતા. દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાએ એક વાએજ કરી ઈનશાન જાતે ગમે એવી હાલતમાં હોવા છતાં હરદમ ખોદાતાલાપરે ભરોશો રાખી હીમત ન હારતાં મન સ્થિર રાખી સલાંમતી ભરેલા ઈલાજો લેવાથી મુશ્કેલી દુર થાયછે તે વિષે કેટલુંક કહી સંભળાવ્યું હતું, અને સેવટે ગુજરાતીમાં એ તાંકણાં માટે જોડેલી એક બંદગી ગંભીર અવાજે વાંચી સંભળાવી, જેમાં સર્વે મીજલસ શામેલ થઈ હતી. ભરૂચ મધે પણ બાહેરકોટની કાંઠા ઊપરની દરેમેહરમાં એક જશન થયું હતું, જેની સેવટે નાયબ દસ્તુર એ૦ દાદાભાઈ ફરદુનજી તથા શેઠ શોરાબશાહ દાદાભાઈ મુનસફે વાએજ કરી નામદાર શાહજાદાને દોઆ ચાહી હતી. થાણાં મધે પણ એ દીને સવારના પારસીઓએ મરહુમ શેઠ રૂસતમજી કાવશજી પટેલવાલી દરેમેહરમાં જશન કીધું હતું, જેની સેવટે ત્યાંના દસ્તુર ખુરશેદજી બોમનજી પંથકીએ તથા શેઠ કુવરજી કાવશજી શાબાવાલાએ ગુજરાતીમાં દોઆ ગુજારી હતી. કલકતા મધે પણ એ દીને મરહુમ શેઠ રૂસતમજી કાવશજી બનાજીવાલી દરેમેહરમાં શેઠ માણેકજી રૂસતમજી બનાજીની આગેવાંની હેઠળ એક જશન કરી ત્યાં વસ્તા પારસીઓએ શોકરગુજારી કરી હતી. આકોલા મધે પણ ત્યાંની દરેમેહરમાં સર્વે જરથોસ્તીઓ શોકરગુજારી કરવાને ભેગા મલ્યા હતા અને બંદગીથી ફારેગ થયા બાદ બીરારના આસીસ્ટંટ કમીશનર દસ્તુર બહમનજી જામાસપજી જામાસપઆશાનાની તરફથી એ૦ એદલજી જમશેદજી સંજાણાએ એક વાએજ કરી બ્રીતિશ હકુમતની સનાસેફત કીધી હતી. સીકંદરાબાદની દરેમેહરમાં પણ પારસીઓએ ભેગા મલી જશન કીધું હતું, જેની સેવટે ત્યાંના દસ્તુર હોરમજજી જામાસપજી જામાસપ આશાનાએ એક વાએજ કરી જરથોસ્તી ધર્મમાં પોતાપર રાજ્ય કર્તાઓ માટે બંદગી કરવાને ફરમાવેલુંછે, તે વિષેની સમજ આપી હતી. વલસાડ મધે પણ મરહુમ શેઠ મોટાભાઈ શાપુરજીવાલી દરેમેહરમાં પારસીઓએ સવારનાં જશન કીધું હતું. વરોડરા મધે પણ ત્યાંની શેઠ મેહરાંમજી નશરવાંનજી સીરવાઈવાલી દરેમેહરમાં પારસીઓએ ભેગા થઈ જશન કીધું હતું, જેની સેવટે ત્યાંના પંથકી એ૦ ફરાંમજી મોટાજી પેશારીએ શોકરગુજારીની બંદગી વાંચી સંભળાવી હતી. રાજકોટ મધે પણ પારસીઓએ ત્યાંના રાજબાગમાં ભેગા મલી શોકરગુજારી કીધી હતી, જેની સેવટે શેઠ કુવરજી કાપાજીએ એક અસરકારક ભાષણ કરી શાહજાદાની સ્તુતી કરી અને જણાવ્યું કે જો નામદાર વાઈસરાય લારડ મેયોનું કવખતનું મરણ નિપજ્યું ન હતે તો પારસીઓ આજે હજુ વધારે ધામધુમ તથા ખુશી રામસની કરતે. અમદાવાદ મધે પણ પારસીઓએ ત્યાંની દરેમેહરમાં જશન કીધું હતું, જેંની સેવટે શેઠ કાવશજી મનચેરજી કારજાવાલાએ એક ભાષણમાં નામદાર માહરાણીજીનાં કુટુંબને આશિષ દીધા હતા. મઊ મધે પણ ત્યાંની દરેમેહરમાં પારસીઓએ જશન કીધું હતું, જેની સેવટે ત્યાંના પંથકી એ૦ ફરાંમજી હોરમજજી બાડને ગુજરાતીમાં એક દોઆ ગુજારી હતી. કરાંચી મધે પણ પારસીઓએ ત્યાંની પંચાતની વાડીમાં ભેગા થઈ શેઠ હોરમજજી દાદાભાઈ ઘડીઆલીની આગેવાંની હેઠલ શોકર ગુજારીનું જશન કીધું હતું, જયાં દસ્તુર કાવશજી જમશેદજી સુરતવાલાએ જશનની ક્રિયા કીધી હતી, જે પુરી થવા બાદ તેવણે તથા શેઠો એદલજી ફકીરજી ભરૂચા અને જમશેદજી ફરાંમજી માસટરે માહરાંણીનાં રાજ્યની સલાંમતી વિષે દોઆ ચાહી હતી.

નામદાર શાહજાદો સાજો થયો તેની ખુશાલીમાં અતરેથી શેઠ કાવશજી જંગીરજી રેડીમની, સી. એસ. આઈ. એ જાનેવારી માસમાં લંડન મધે રૂ૨૦૦૦) ની રકમ નામદાર શાહજાદાની મરજી પુછી તે લંડન ખાતે ગરીબ લાચારોને આસરો આપનારાં કોઈ લાએક ધર્મખાતાંમાં આપવાને મોકલી હતી. એ બાબે નામદાર શાહજાદાની મરજી પુછતાં તે નામદારના પ્રાઈવેટ શેક્રેટરી જનરલ નાલીએ લખી જણાવ્યું કે લંડન ખાતે ઘણાં સારી કીસમનાં ધર્મખાતાંઓછે તેઓ-માંથી આસરો આપવા લાયક પસંદ કરવુ મુશ્કેલછે, તોપણ નામદાર શાહજાદો તેના તબીબોની ચંચલાઈ અને હીકમતથી તથા તે કીરતારની મેહરબાંનીથી સાજો થયો માટે લંડનની ફીવર હાસપીટલમાં એ નાણાંનો એક ભાગ આપવાને તે સુચનાં કરેછે. આ ઊપરથી તે હાસપીટલમાં સઘળું નાણું આપવામાં આવ્યું હતું.

[1] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૯ મી ફેબરવારી ૧૮૭૨.

તા૦ ૧૨ મી મારચ.

શેઠ દીનશાહજી માણેકજી પીટીટે પોતાને ત્યાં થાપલી શેહાદીની ખુશાલીમાં પોતાના વાલકેશ્વરના બંગલામાં આજ રાત્રે ઇંગ્રેજ તથા દેશીઓનો એક "ઇવનીંગ પારટી"નો મેલાવડો કર્યો હતો.[1]

---

તા૦ ૧૪ મી મારચ.

રોજ ૨૫ માહ ૬ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

મરણ—જહાંગીરજી ભીમજી ઉમરીગર—ઉમર વર્ષ ૬૩) શેઠ ભીમજી ધનજી ઉમરીગરના સાતમા દીકરા. એવણે ઈ૦ સ૦ ૧૮૨૯ માં પોતાના બાપે જઇફીને લીધે વ્યાપાર છોડી દીધાથી ઈ૦ સ૦ ૧૮૩૦ થી પોતાના ભાઇઓ સાથે "દાદાભાઇ તથા દોરાબજીની કું૦" ને નામે મલબાર કોસ્ટનો વ્યાપાર ચાલુ રાખ્યો હતો, તથા ઈ૦ સ૦ ૧૮૩૨ માં "શાપુરજી ભીમજીની કું૦" ને નામે નીલગરી ખાતે એક દુકાન તથા પેહડી કાઢી ત્યાંનો ધંધો શરૂ કીધો હતો. ઈ૦ સ૦ ૧૮૪૨ માં પોતાના ભાઇ દાદાભાઇનાં મરણથી પેહડીનું નામ બદલીને "ભીમજી ધનજીના છોકરાઓ" ને નામે વ્યાપાર ચાલુ કીધો હતો. ઈ૦ સ૦ ૧૮૫૭ માં ભાઈ ભાઇઓને અપસઅપસમાં ગેરસમજુતી ચાલવાથી મલબાર કોસ્ટ તથા મુંબઇ વગેરેનો સઘળો વ્યાપાર બંધ કરી છુટા થયા હતા. તે પછી શેઠ હીરજીભાઈ મનચેરજી માલેગાંમવાલા સાથે કાનાનોરમાં "જહાંગીર હીરજીની કું૦" નાં નામથી વ્યાપાર કરવા માંડ્યો હતો, જે મધેથી તા૦ ૭ મી જુલાઇ ૧૮૬૨ ને દીને બાજ છોડ્યો હતો, અને એકાંત જીંદગી ગુજારી હતી.

---

તા૦ ૧૪ મી મારચ.

આએ સાલની ડીસ્ટીંક્ટ પલીડરની પરીક્ષામાં એકજ પારસી—શેઠ દોરાબજી તેહમુલજી કાપડીઆ, પસાર થયા હતા.[2]

---

તા૦ ૨૮ મી મારચ.

નામીચો મુસાફર ડાકટર લીવીંગસ્ટન જે મધ્ય આફ્રીકામાં શોધ કરવાને ગયો હતો તેનો લાંબો વખત સુધી કાંઇ પત્તો ન મલવાથી, તેની શોધમાં ઇંગલાંડથી જનાર એક સાહસીક સફરના ખરચનાં ફંડમાં અત્રેથી શેઠ કાવસજી જહાંગીરજી રેડીમની, સી. એસ. આઇએ ૧૦૦) પોંડ અથવા રૂ૧૦૦૦) ની રકમ મોકલી હતી. આ ઉપરથી ત્યાંની જીઓગ્રાફીકલ સોસાઇટીના પ્રમુખ સર હેનરી રાલીનસને આજ દીને શેઠ કાવસજી ઉપર એક પત્ર લખી આ કીમતી બક્ષીશ માટે તેમનો ઉપકાર માનયો હતો.[3]

---

તા૦ ૧ લી આપરેલ.

નીચલા પારસી ગ્રહસ્થોને આએ વર્ષમાં તેમનાં નામની સામે લખેલાં જુદાં જુદાં મથકોની મ્યુનીસીપાલીટી તથા તાલુકા લોકલ ફંડ કમીટીઓના મેમબરો તરીકે નામદાર સરકારે નેમ્યા હતા :—

**મ્યુનીસીપાલીટી.**

માહબલેશ્વર—શેઠ કાવસજી શાપુરજી હાથીખાડ.

કલીઆંણી—એ૦ દોરાબજી રૂસતમજી મંજાલુ.

શીરૂર—શેઠ નશરવાંનજી નવરોજજી.

ખેડા—શેઠ દાદાભાઈ નશરવાંનજી નાણાવટી.

**તાલુકા લોકલ ફંડ કમીટી.**

દેહણું—શેઠ બરજોરજી ફરામજી પટેલ, દ્યોહરવાલા.

---

તા૦ ૨ જી આપરેલ.

રોજ ૧૪ માહ ૭ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

મરણ—ખરશેદજી શોરાબજી મેજર—ઉમર વર્ષ ૫૪) શેઠ શોરાબજી એદલજી મેજરના વડા દીકરા. એવણ પ્રથમમાં આગેના જાણીતા વકીલ મી૦ લારકીનસને ત્યાં એક કલાર્ક હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૪૫ માં સુપરીમ કોરટમાં એક લખનાર તરીકે રહયા હતા, અને ૧૮૪૭ થી તે પોતાનાં મરણ સુધી ત્યાંની "ઇનસાલવેંટ કોરટ" એટલે નાદાર દેવાદારોનો છુટકારો કરનારી અદાલતના હેડ-કલાર્ક હતા. તે ઓહદાપર ઘણાં વર્ષ રેહવાથી એ કોરટનાં કાયદાની સારી માહીતી ધરાવતા હતા.

---

૧ બૉમ્બે ગેઝેટ, તા૦ ૧૪ મી મારચ ૧૮૭૨.

૨ બૉમ્બે અવરલેંડ ગેઝેટ, તા૦ ૧૪ મી મારચ ૧૮૭૨.

૩ બૉમ્બે ગેઝેટ, તા૦ ૨૯ મી આપરેલ ૧૮૭૨.

સર હેનરી રાલીનસને લખેલો આ પત્ર નીચે મુજબ છેઃ—

London, March 28, 1872

Dear Sir,

On behalf of the Royal Geographical Society of London I beg to acknowledge the receipt through Dr. Birdwood, of your very handsome contribution of (£ 100) one hudred pounds to the Livingstone Search and Relief Fund.

It gives me the greatest pleasure to have this opportunity of addressing you, retaining as I do a lively recollection of our former personal acquaintance, and impressed as I always have been with a high appreciation of the truly munificent spirit in which you have supported the public and private institutions of Bombay.

I remain, &c

(Sd.) H. RAWLINSON,

President of the Royal Geographical Society.

To

Cowasjee Jehanghir Readymoney, Esq. C.S.I.

તા૦ ૬ થી આપરેલ.

શેઠ અરદેશર હોરમજજી વાડીઆએ બીકાનેર કલેકટરેટના રતનનગર જીલ્લામાં ગરીબોના વપડાઅને માટે રૂ૧૨૦૦૦) ને ખરચે એક તલાવ બંધાવી આલ્લો મુકયો હતો.[૧]

તા૦ ૯ મી આપરેલ.

હાનરેબલ બેહરામજી જીજીભાઇએ આજ રાત્રે મુંબઈના વીદાય થતા ગવરનર સર સેમોર ફીટઝજરાલડને પોતાના તારદેવના બંગલામાં એક મોટો બૉલ આપ્યો હતો. આ વેળાએ અતરેના સઘળા પેહલે વાધેના ઇંગ્રેજ ગ્રહસ્થો અને બાનુઓ તથા કેટલાક દેશી શેઠયાઓ બીરાજ્યા હતા.[૨]

તા૦ ૧૧ મી આપરેલ.

રોજ ૨૩ માહ ૭ (શે૦) ૧૨૪૧ યજદજરદી.

આજ દીને મરહુમ આ૦ શેહરીઆરજી બરજોરજી ભેદવારનાં ઉઠમણાંમાં તેવણનાં ભત્રિજી બાઇ માણેકબાઈ તે શેઠ બેહરામજી નશરવાનજી સીરવાઈનાં ધણીઆંનીએ રૂ૧૦૦૦) તથા બીજાં શેઠીઓએ રૂ૧૬૧) મલી રૂ૧૧૬૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૩]

તા૦ ૧૧ મી આપરેલ.

આએ શાલની સુનસફ અને હાઈ કોરટ પલીડરની પરીક્ષામાં ૩ હિંદુ અને ૧ પારસી—શેઠ એદલજી કાવશજી મસાંગી, પસાર થયા હતા.[૪]

તા૦ ૧૩ મી આપરેલ.

રોજ ૨૫ માહ ૭ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—રૂસતમજી જમશેદજી જીજીભાઈ—ઉમર વર્ષ ૪૯) સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટના બીજા દીકરા. એવણ તા૦ ૧ લી આગશટ ૧૮૪૪ થી પોતાના બાપની "જમશેદજી જીજીભાઇના છોકરાઓની કું૦" ના નામથી ચાલતી પેહડીમાં ભાગયા થયા હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૫૯ માં બાપનાં મરણ બાદ સર્વે ભાગયાઓ છુટા પડયા હતા. અને એવણે એખ્પલાએ પોતાનો બ્યાપાર ચાલુ કીધો હતો. ઇ૦ સ૦ ૧૮૬૧—૬૨ ની અમેરીકાની લડાઇ વખતે એવણે રૂઉનો ખોહલો વ્યાપાર કરવાથી એક બહુ મોટી દોલત મેલવી હતી. પોતાના સખી વજુદ બાપની માફકજ એવણે એ દોલત પોતાને એખ્પલાને માટે નથી એવા મજબુત ઠેડાવથી તેનો મોટો ભાગ સખાવતનાં કામોમાં—અને તે પણ નાતજાતનો તફાવત રાખ્યા વગર સર્વે ઇનશાનોના ફાયદા માટે આપ્યો હતો.

ઇ૦ સ૦ ૧૮૪૪ માં એવણ ૨૧ વર્ષની ઉમરે પુગા અને કામકાજમાં પડયા તેવાજ અતરેની "એલફીનસ્ટન નેટીવ એજયુકેશન ઇનસ્ટીટયુશન" ની કમીટીના એઓને એક મેમબર નેમ્યા હતા. ૧૮૪૫ માં મુંબઇ મધે નાધલા દીવાંની મુકદમાઓનો ચુકાદો કરનારી "કોરટ ઑફ રીકવેસ્ટસ" ના એવણને એક હાનરરી કમીશનર ઠેડવ્યા હતા. ૧૮૫૦ માં મુંબઇની પાંજરાપોલના, ગુજરાતના આંધલા લુલા તથા નાચાર હિંદુઓની પરવરસી કરવાનાં ફંડના, તથા સર જમશેદજી જીજીભાઇ સુરત અને નવસારી ચારીટી ફંડોના એવણ તરફી નેમાયા હતા. ૧૮૫૧ માં નામદાર સરકારે એવણને સુલેહના અમલદારનું માન આપ્યું હતું. એજ શાલમાં અતરેની સરકારી સેવીંગ બેંકનો કારભાર ચલાવનારી કમીટીના નામદાર સરકારે એવણને એક અધિકારી નેમ્યા હતા. ૧૮૫૨ માં અતરેની કોલાબા પ્રેસ કું૦ ના એવણ એક ડાએરેકટર નેમાયા હતા. ૧૮૫૪ માં સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટના એવણને એક અધિકારી નેમ્યા હતા. એજ શાલમાં મુંબઇ બેંકના એવણને એક ડાએરેકટર નેમ્યા હતા, જે ઓહદો ૧૮૬૦ તથા ૧૮૬૩ માં થોડાક માસના ખાંચા સિવાય ૧૮૬૫ સુધી એવણે ચલાવ્યો હતો. ૧૮૫૫ માં મુંબઇનાં શેહર સુધરાઇ ખાતાંનો વહીવટ ચલાવનારી "બોરડ ઑફ કનસરવંસી" નો દર વર્ષનો હીસાબ તપાસવા સરકારની સુચનાથી સુલેહના અમલદારોએ નેમેલી કમીટીના એવણને એક અધિકારી નેમ્યા હતા. ૧૮૫૬ માં એજ "બોરડ ઑફ કનસરવંસી" ના એવણને એક મેમબર નેમ્યા હતા, જે ઓહદો ૧૮૫૮ માં એઓએ છોડયો હતો. ૧૮૫૭ થી સર જમશેદજી જીજીભાઇ સ્કુલ ઑફ આરટ એંડ ઇનડસ્ત્રીની કમીટીના સરકારે એવણને એક અધિકારી નેમ્યા હતા. એજ શાલમાં કોલાબા લેંડ કું૦ ના એવણ એક ડાએરેકટર નેમાયા હતા. ૧૮૫૯ માં મુંબઇની પારસી પંચાયતનાં ફંડના એવણને પોતાના નામવર બાપની જગોએ વડા ટ્રસ્ટી નેમ્યા હતા, જે વહીવટ એઓએ પોતાનાં મરણની છેલ્લી ઘડી સુધી ચલાવ્યો હતો. ૧૮૬૦ માં તા૦ ૩ જી મેએથી તે ૧૮૬૨ માં નવસારી મધે પોતાના મરહુમ બાપવાલી વિકટોરીયા ડીસ્પેનસરી ઉઘડી ત્યાંસુધી એવણે પોતાને ખરચે એક ધર્મનું દવાખાનું ઉઘાડયું હતું, અને તે પર રૂ૪૭૦૦) નો ખરચ થયો હતો. મુંબઇ મધે આગલા વખતમાં નશીશાલાર તથા ખાંધીઆઓનો જે જુલમાત ચાલતો હતો તે ટાલવામાં એવણે ઘણીક રીતે પોતાકી જાતી તથા જરની મદદ આપી હતી, અને ૧૮૬૦ ના મેએ માસથી પોતે

૧ ટાઈમસ ઑફ ઈંડીઆ, તા૦ ૬ ઠી આપરેલ ૧૮૭૨. એ તલાવ ૧૫૦ વાર લાંબો અને ૬૦ વાર પોહલો હતો. એ ઊપરાંત એજ શાલમાં બીકાનેર કલેકટરેટનાં સંકુ જીલ્લામાં પણ એવણે રૂ૧૪૦૦૦) ને ખરચે બે નોરા તલાવો બંધાવ્યા હતા.

૨ ટાઈમસ ઑફ ઈંડીઆ, તા૦ ૧૨ મી આપરેલ ૧૮૭૨.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૧૪ મી આપરેલ, ૧૮૭૨.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૧ મી આપરેલ ૧૮૭૨.

આગેવાની લઈ કુલે જરથોસ્તી રવાનીને અવલમંજલ પોંહચાડવાનું ફંડ ઉભું કીધું હતું, અને તેમાં પેહલવેહલા પોતે રૂ૭૦૦૦) ભર્યાં હતા, અને જો એ ફંડને જોઇતો આસરો ન મળે તો ત્રણ વર્ષ સુધી જેટલી ખુટ પડે તે પોતાની ગીરેથી આપવાને કબુલાત આપી હતી, તે ઉપરાંત તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૬૨ ને દીને એ ફંડમાં પોતે રૂ૨૫૦૦૦) ની બીજી રકમ ભેટ આપી હતી. એજ સાલના અકટોબર માસમાં હિંદુસ્થાનનાં વાવ્ય પ્રાંતોમાં સખ્ત દુકાળ પડયો તેમાં પીડાતા લોકોને માટે એકદમ મદદ તરીકે એવણે આગ્રેથી રૂ૫૦૦૦) પરબારા તે તરફ મોકલ્યા હતા. ૧૮૬૧ માં એવણ ફુરસા સ્પીનીંગ ઍંડ વીવીંગ કું૦ ના તથા બોમ્બે ગીઅર કું૦ ના ડાએરેકટર થયા હતા.

ઇ૦ સ૦ ૧૮૬૨ માં તા૦ ૧૧ મી જાનેવારીએ પાર્લામેંટના નવા ઇંડીઅન કૌનસીલ એકટની રૂહે મુંબઇના નામદાર ગવરનરની ધારા બાંધનારી સભા એટલે લેજીસલેટીવ કૌનસીલની પેહલવેહલી નેમણુક આ ઇલાકામાં થઇ હતી, અને તેમાં પેહલવેહલા પારસી અધિકારી તરીકે સર બારટલ ફ્રીઅરની સરકારે એવણને નેમ્યા હતા. એ ઓહદો ૪॥ વર્ષ ભોગવી એવણે તા૦ ૨૦ મી આપરેલ ૧૮૬૬ ને દીને છોડયો હતો, અને તે વેળાએ નામદાર ગવરનર તથા તેવણના કૌનસીલરોએ એવણની કૌનસીલના મેમબર તરીકેની અમુલ્ય સેવાની પીછાણ કરનારી મીનીટો લખી હિંદુસ્થાનના સેક્રેટરી ઑફ સ્ટેટ લારડ કેનબરન ઉપર મોકલાવી હતી. જે મીનીટો સાથે તે નામદારે પોતાનું દીલાસાની ભર્યું એકમત દરશાવનારો ડીસપાચ તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૬૬ ને દીને અત્રે મોકલ્યો હતો. કૌનસીલર તરીકેની પોતાની કારકીરદીમાં એવણે મુંબઇ ઇલાકામાં જેહર વેચવાની મનાઇ બાબેના કાએદાનું એક બીલ રજુ કરી તે તા૦ ૧૦ મી આપરેલ ૧૮૬૬ ને દીને કૌનસીલની સભામાં એક ધારા તરીકે પસાર કરાવ્યું હતું. એજ સાલ (૧૮૬૨) ના ફેબરવારી માસમાં સુરત મધે નાનપરાનાં બજારમાં લાગેલી મોટી આગમાં નુકસાન પામેલાઓને મદદ કરવા ખાતે એવણે રૂ૫૦૦૦) ની રકમ પરબારી મી૦ રાજ્જમ કલેકટર ઉપર મોકલી હતી. એજ સાલમાં નામદાર સરકારે એવણને મુંબ૦ ની યુનીવરસીટીના એક "ફેલો" નું માન આપ્યું હતું. એજ સાલમાં બાનકોટપરના મજુરો તથા [illegible] ફંડમાં એવણે રૂ૨૫૦૦૦) ની મોટી રકમ ભરી હતી. એજ સાલની આખરીએ એવણ ગુજરાતની મુસાફરીએ કુટુંબ સહીત ગયા હતા, અને પ્રથમ તા૦ ૧૧ મી નોવેમબરે દમણ પોંહચતાં તેઉં ત્યાંના ગવરનરના હુકમથી ૧૩ તોપોનું માન આપવામાં આવ્યું, તથા ગવરનર અને સુપરા માટે વાજિંત્ર અમલદારો અને પારસીઓ એમની [illegible] હાજર થયા હતા. તા૦ ૨૧ મી નવેમબરે ગવરનરે એમનાં માનમાં એક "બૉલ" આપ્યો હતો, તથા ત્યાંની પ્રજા તરફનું આવકારનું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું. દમણથી એઓ ઉદવાડે ગયા હતા. અને ત્યાં જેટલી વખત આતશબેહરામને સેજદો કરવા ગયા તેટલી વખત પુશ્કળ પેંહચાણું કીધું તથા આતશબેહરામની તીજોરીમાં એકી રકમે રૂ૬૦૦) ની કરનસી નોટ નાખી હતી. એજ મુજબ વલસાડ, નવસારી, સુરત, ભરૂચ, વડોદરા અને અમદાવાદ ગયા હતા, અને ત્યાં દરેક જગે ગરીબોમાં પુશ્કળ પેંહચાણું તથા ખેરાત કીધી હતી, અને અમદાવાદની જેલમાંના દીવાની બંધવાઓનું રૂ૧૦૦૦) સુધીનું કરજ આપી તેમને છોડવ્યા હતા. એ આખી મુસાફરી દરમીઆન એઓએ રૂ૮૦૦૦૦) ગરીબ ગુરબાંઓ વચ્ચે પેંહચ્યા હતા. એજ મુજબ બીજે સાલ યાને ૧૮૬૩ ની આખરીએ પણ પોતાનાં બુજર્ગ માતાજી ડાવેજર લેડી આવાંબાઈ તથા કુટુંબ સાથે ઉદવાડા, નવસારી, અને સુરત ગયા હતા, અને તે વેળાએ પણ મોટી રકમનું પેંહચાણું ગરીબ ગુરબાંઓમાં કીધું હતું, તથા ઉદવાડાનાં આતશબેહરામની તીજોરીમાં રૂ૧૦૨૦) ની બેંક નોટો નાખી હતી. તેમજ સુરત મધે મોંઘવારીને લીધે ગરીબોને આસરો આપવા માટે ઉભાં કરેલાં ફંડમાં રૂ૨૫૦૦) ભર્યાં હતા. સુરતની તમામ રૈયત તરફથી એમને તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૬૪ ને દીને આવકારનું એક માનપત્ર આપવામાં આવ્યું હતું.

ઇ૦ સ૦ ૧૮૬૩ માં ગોવાની પશ્ચિમે ધાનની નજ[દીક] દીકમાં કારી અને બીજી પેદાશોનું એક મોટું ઇસ્ટેટ એવ[ણે] ખરીમની ખેતી કરવાને માટે ખરીદ્યું હતું. એજ સાલ[માં] મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટની યા[દગીરી] રાખવા સારૂ ઉભી કરેલી જરથોસ્તી મદરેસા [illegible] એવણે પોતાનાં માતાજી ડાવેજર લેડી આવાંબાઈને [illegible] આપી હતી, તથા તેની આગેવાની પોતે લઇ મદરેસા[illegible] વવાના ખરચમાં જો ખુટ પડે તો તે ત્રણ વર્ષ [illegible] સાલ રૂ૧૨૦૦) સુધી પુરી પાડવાનું પોતે માથે [illegible] એજ સાલમાં મધરાસ ઇલાકાનાં [illegible] વણકરોને ભુખમરાને લીધે આસરો આપવાને અત્રે ભરેલાં ફંડમાં એવણ, સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટ અને શેઠ ખરશેદજી ફરદુનજી પારખ મળી રૂ૨૫૦૦૦) ની રકમ ભરી હતી. એજ સાલમાં ગુજરાત તરફ [illegible] લીધે ત્યાંના ગરીબોપર પડેલી ભારી આપદા પડી હોવાથી એવણે સપટેમબર માસમાં સુરતના ગરીબ જરથોસ્તીઓમાં વેંહચી આપવા માટે રૂ૧૫૦૦૦) મોકલ્યા હતા, તેમજ ભરૂચ મધે ૧૨ ગરીબ હાલતનીનાં [illegible] રૂ૫) થી ૧૦) સુધી પેંહચવાને, તથા નવસારી, વલસાડ, બીલીમોરા, ગણદેવી, ઉદવાડા, દમણ, તારાપોર, વગેરે ગામોના હમદીનોને ત્યાં પોતાને ખરચે અનાજ પોંહચતો કરવાની ગોઠવણ કરી હતી. એજ માસમાં એવણે પશ્ચિમ હિંદુસ્થાનમાં [illegible]

વાંનની શોધ કરનારાઓને ઉત્તેજન આપવા માટે રૂ૧૦૦૦) ની રકમ ડાકટર બરડવુડ અને બીજા એ કામમાં અનુભવી ગ્રહસ્થોના સ્વાધીનમાં આપી તેનાં દર રૂ૧૦૦) નાં દશ ઇનામો ઠેરવી જે કોઇ નવી જાતનો રોપો અથવા ઝાડ શોધી કાઢી ઠેઠ વેલી વીગત સાથ મોકલે તેને આપવાનો બંદોબસ્ત કીધો હતો. એજ મુજબ આ દેશની ખેતી સંબંધી આબાદી વધે એવા હેતુથી એવણે પુણાં મધેના પોતાના બાગમાં એશીઆ, આફ્રીકા, અને યુરોપના જુદા જુદા ભાગોમાંથી તરેહવાર જાતની પરદેશી ફ્રુત, વનસ્પતી, ફુલો, પાંદડાં, વેળા, વગેરે મંગાવી રોપ્યા હતા, અને તે બાબે તા૦ ૧૭ મી આગશટ ૧૮૬૪ ને દીને સરકારને કાગજ લખી સુચનાં કીધી હતી કે જુદા જુદા જીલ્લાના કલેકટરોને ચેતાવવું કે હર કોઇબી સરકારી ઓહદેદાર અથવા આબરૂદાર આસામી કોઇબી જાતના છોડવા, રોપા અથવા બી તેવણના એ બાગમાંથી મંગાવશે તે મુફત મોકલી આપવામાં આવશે. વળી એજ પ્રમાણે બંગાલ ઇલાકામાં રીહા ફાઇબરના શાખા કાઢવાનું સરસ યંત્ર શોધી કાઢવાને મી૦ ગ્રેગન ઇજિનેરે નામદાર વાઇસરાય લારડ મેયોના વખતમાં ઠરાવેલું રૂ૧૫૦૦૦) નું ઇનામ મેલવ્યું હતું, તે યંત્ર બનાવવાને મી૦ ગ્રેગનને એવણની મોટી મદદ હતી. જો એવણની મદદ નહિં હતે તો એ યંત્ર જે સાત વર્ષની સખ્ત મેહનતનું ફલ હતું, તે જન્મ પામતેજ નહિં.[૧] એજ શાલ (૧૮૬૩) ના ડીસેમબર મહીનામાં એવણે હિંદુસ્થાંનના પાંચ દેશી વિદ્યાર્થીઓ—જેઓમાં ૩ મુંબઇના, ૧ કલકતાનો, અને ૧ મધરાજના, ને ઇંગલાંડ જઇ બારીસ્ટરનો ધંધો શિખવવાને રૂ૧૫૦૦૦૦) ગહેદા કાઢવા બાબે એક યાદી છપાવી બાહેર પાડી હતી. ૨.૫ કલકતાથી બાબુ ડબલ્યુ. સી. બાનરજીએ એવણને મ બારીસ્ટરની પરીક્ષા પસાર કીધી હતી, મધરાજથી ૪૯) સર વિદ્યાર્થી મી૦ પીઓલડ અભીઆસ કરતાં મરણ દીકરા. ક્તા, અને મુંબઇથી ગયલા વિદ્યાર્થી શેઠ પીરોજ-બાપની ફ્રરવાંનજી મેહતાએ એવણના આડતીઆ પાસે નાણું ચુક્યું હતું.

ઈ૦ સ૦ ૧૮૬૪ માં એવણે દમણમધે બંધાવવા માંડેલી ઇંગ્રેજી સ્કુલ તથા લેકચર હૉલ જેને પોરટુગલના તે વખતના પાદશાહ "ડોન લુઇ ધી પ્રીમીઅર હૉલ" નું નામ આપવામાં આવ્યું હતું, તેનો પાયો દમણના ગવરનરે તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૬૪ ને દીને મોટી ધામધુમ સાથે નાખ્યો હતો, અને તે મકાંન બંધાઇ તૈયાર થવા પછી તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૬૭ને દીને એજ પ્રમાણેની ધામધુમની ક્રિઆ સાથે ગવરનરે ખોલ્લું મુકયું હતું. એ મકાંન પાછલ એવણને રૂ૯૦૦૦૦) નો ખરચ થયો હતો. એજ શાલ ૧૮૬૪ ના જાનેવારી તથા જુલાઇ માસમાં એવણે ખેડાનાં રીલીફ ફંડમાં રૂ૬૦૦૦) ત્યાંના કલેકટરની મારફતે મોકલ્યા હતા, અને તે અમલદારે એ રકમનો અનાજ ખરીદ કરી ખેડાના મ્યુનીસીપાલ કમીશનરોની મારફતે તે ગરીબોને સસતે ભાવે અથવા ઘટતું હોય ત્યાં મુફત વેંહચ્યો હતો. એજ શાલના મારચ માસમાં એવણે અતરેની સર જમશેદજી જીજીભાઇ સ્કુલ ઑફ આરટસમાં યુરોપથી ખાસ ઉસતાદો બોલાવી તેમની મારફતે આ દેશના વતનીઓને ઉંચે દરજજેના હુનરો જેવા કે ઑઇલ પેનટીંગ, ઢોર ચઢાવવા, બાવલાં બનાવવાં, પથ્થરનાં બાંધકામો કરવાં, ધાતુઓને સણગાર આપવા, વગેરેની તાલીમ આપવા માટે રૂ૭૫૦૦૦)ની રકમ સરકારમાં આપી હતી. વળી એ સ્કુલને સારા પાયા ઉપર લાવવાને તેના ખરચમાં મદદ તરીકે એવણે તા૦ ૧ લી જુન ૧૮૬૫ થી એક વર્ષ સુધી દર માસે રૂ૧૪૧૬)૧૦)૮ ની રકમ તેની કમીટીને આપ્યા કીધી હતી. એ ઉપરાંત એ સ્કુલને માટે પોતાનું બાહેરકોટ એલાફીબાગની સાંમેનું જુનું રેહવાનું ઘર તેમાં ઘટતો ફેરફાર કરી કેટલીક મુદત સુધી વગર ભાડે વાપડવાને આપ્યું હતું, પણ ત્યાં બરાબર સમાવેશ ન થવાથી ૧૮૬૬ માં મેદાનમાં કામ ચલાઉ છાપરાંઓ બંધાવી તેમાં સ્કુલ લઇ જવામાં આવી હતી, અને તે છાપરાંઓના ખરચનો મોટો ભાગ એવણે આપ્યો હતો. એજ શાલ (૧૮૬૪) ના મારચ માસમાં એવણે અતરેની સર જમશેદજી જીજીભાઇ હાસ્પીટલના કંપાઉંડમાં રગતપીતના દરદીઓને માટે એક જુદો "વારડ" બાંધવાનો આખો ખરચ—રૂ૮૦૦૦૦), સરકારમાં આપ્યા હતા, અને એ વારડને હાસ્પીટલના એક ભાગ તરીકે ગણવાની સરકાર સાથે સરત કીધી હતી. એજ શાલના આપરેલ માસમાં અમદાવાદ જીલ્લાનાં હમામ ગામની ધર્મશાલાની મરામતને સારૂં એવણે રૂ૨૦૦૦) ત્યાંના કલેકટર પર મોકલ્યા હતા. એજ વખતે એવણે પોતાની મોજને ખાતર ફરવા સારૂં ૩૧૩ ટણની એક સ્ટીમ લાંચ "મારગ્રેટ ક્રાફરડ" નાં નામથી મજગાંમની ગોદીમાં બંધાવી પાણીમાં ઉતરાવી હતી, તેમજ પોતાના વ્યાપારનાં કારણસર "લેડી ફ્રીઅર" નાં નામથી એક વાહણ પણ ઇંગલાંડથી બંધાવી મંગાવ્યું હતું. ૧૮૬૪ ની તા૦ ૧ લી મેએથી તે ૧૮૬૭ સુધી એવણે દમણ મધે એક ધર્મનું દવાખાંનું પોતાને ખરચે ચાલુ કરાવ્યું હતું, તથા તેની એક શાખા ઉદવાડા મધે પણ ઉઘાડી હતી. એ બંધે દવાખાંનાંઓ પાછલ એમને રૂ૧૨૦૦૦) નો ખરચ થાયો હતો. એજ શાલના જુન માસમાં એવણે રતનાગીરી મધે મોઘવારીને લીધે ત્યાંના ગરીબોને સસતે ભાવે તથા લાચાર અને અશક્તોને મુફત વેંહચવાને ૧૦૦૦) બંગાલી ચોખાની ગુણો ત્યાંના કલેકટર મી૦ આરથર ક્રાફરડ ઉપર ભેટ મોકલી હતી. એજ માસમાં સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુશનને લગતી મુંબઇ તથા દેશાવરોની છોકરીઓની નિશાલોમાં દર માસે જુદી જુદી ૨૩) સ્કાલરશીપો

[૧] હિંદુ રીફારમર, તા૦ ૨૭ મી જુન ૧૮૭૨.

તા૦ ૧૮ મી આપરેલ.

શેઠ માણેકજી એદલજી ખરીખાઉને નામદાર સરકારે પુણાં કલેંકટરેટનાં શીરૂર ગામના મામલતદાર નેમ્યા હતા.[1]

---

તા૦ ૧૯ મી આપરેલ.

નવસારી મધે પેહલા દસ્તુર મેહરજીરાંણાનાં નામથી એ ખાંનદાંનના કેટલાક ગ્રહસ્થોએ એક કેતાબખાંનું આજ દીનથી ઊઘાડયું હતું. એ કેતાબખાંનાને માટે શેઠ બરજોરજી બહમનજી પદમે નવસારી મધે લાકડ ફલીઆને નામે ઓળખાતા ચકલા ઊપર પોતાની જમીન ઊપર રૂ૫૦૦૦) ને ખરચે એક મકાંન બંધાવી આપ્યું હતું.[2]

તા૦ ૨૪ મી આપરેલ.

રોજ ૬ માહ ૮ (પે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ એદલજી ફરાંમજી આલબ- લેસના છોકરાઓના છોકરાંઓ (પીરોજશાહ ધનજીભાઇ,

---

૪૭૫) ડાલર ભરાયા હતા, તથા તે ઊપરાંત એવો ઠેરાવ થયો હતો કે મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટ સાહેબ ગુજરયા ત્યારે જેમ અંજુમનનાં ફંડમાંથી તેવણની બે તસવીરો ઊતરાવી એક હાંગકાંગ મધેના અંજુમનના બંગલામાં અને બીજી મુંબઇ મધે મરહુમ શેઠ હોરમસજી બહમનજી વાડીઆનાં આતશબેહરાંમનાં દીવાંનખાંનાંમાં મુકાવી હતી, તેજ માફક મરહુમ શેઠ રૂસતમજીની પણ બે તસવીરો અંજુમનનાં ફંડમાંથી ઊતરાવી ઊપલેજ ઠેકાંણે મુકાવવી.

હિંદુસ્થાંનનો નવો ઠરેલો વાઇસરાય નામદાર લારડ નારથબ્રુક પોતાના ઓહદાપર જવા આપરેલ માસની આખરીએ મુંબઇ આવ્યો તે નામદારે અતરેથી કલકતે રવાંને થવાની આગમજ હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટની ખાંનગી મોલાકાત પરેલના સરકારી મેહલમાં લીધી હતી, અને તે વેળાએ મરહુમ શેઠ રૂસતમજીનાં મરણ વિષે ઘણી દલગીરી જણાવી હતી.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૮ મી આપરેલ ૧૮૭૨.

૨ એ કેતાબખાંનાંમાં પ્રથમમાં દસ્તુરો ફરાંમજી તથા જમશેદજી શોરાબજી મેહરજી રાંણાએ પોતાના બાવા મરહુમ દસ્તુર શોરાબજી ફરાંમજી મેહરજી રાંણાની આપણા ધર્મને લગતી જંદ, પેહલવી તથા ફારસી કેતાબો હતી તે સઘળી ભેટ આપી હતી; તેમજ દસ્તુર રૂસતમજી કેકોબાદજી મેહરજી રાંણા, દસ્તુર એરચજી શોરાબજી મેહરજી રાંણા, એરવદો બેહરાંમજી, માણેકજી અને દાદાભાઇ ખરશેદજી દોરડી તથા બીજા સાહેબોએ ઘણીક કેતાબો ભેટ આપી કેતાબખાંનું ચાલુ કીધું હતું. એ કેતાબખાંનાના ખરચને માટે પ્રથમમાં મેહરજી રાંણાના કુટુંબવાલાઓએ પોતપોતામાં એક ઊઘરાંણું કીધું હતું, પણ તે મધેથી ખરચ પુરતો ચાલી નહિં શકવાથી આગલ એ ખાંનદાંનવાલાઓએ મરહુમ દસ્તુર મેહરજી રાંણાની બાજ કરવાને ઊભાં કરેલાં મેહરજી રાંણા જશન ફંડ મધે નાણાંનો વધારો થવાથી તેવણ સાહેબની બાજને દને હમકાર સઘળું ખાનું કરવામાં આવતું હતું તે બંધ કરી અસલ ફંડની મતલબ મુજબ બાજને દને ફકત જશનજ કરી બાકીનું સઘળું વ્યાજ એ કેતાબખાંનાના ખરચમાં વાપરવાનો ઠેરાવ કીધો હતો. તે મુજબ ઈ૦ સ૦ ૧૮૭૬ સુધી એ વ્યાજના રૂ૭૩૧॥≡ વાપરવામાં આવ્યા હતા.

એ કેતાબખાંનાંને માટે શેઠ બરજોરજી બહમનજી પદમે જે મકાંન બંધાવી આપ્યું હતું તેનું નવસારીના કાએદા મુજબનું એક લખાંન તા૦ ૧૭ મી આગસટ ૧૮૭૪ ને દીને કરી તરસ્ટીઓને સોંપ્યું હતું. એ બાબે શેઠ બરજોરજીનો ઊપકાર માનનારૂં મેહરજી રાંણા ખાંનદાંનવાલા (૪) ગ્રહસ્થોની શહી સાથનું એક માનપત્ર તા૦ ૨૦ મી ડીસેમબર ૧૮૭૪ ને દીને મુંબઇ મધે તેવણને આપવામાં આવ્યું હતું. એ કેતાબખાંનાંનાં મકાનમાં નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

શ્રી દાદાર હોરમજદની મદદ છે.

"મરહુમ પેહેલા દશતુરજી શાહેબ મેહેરજી રાંણા ઇઅજ-
"દેજરદી ૯૬૦ નાં શાલમાં હક થાએલા તેવનની ઇઆદ-
"ગારી કાએમ રાખવા તેવનનાં નામનું કેતાબખાંનું હમેશાં
"શુધી રાખવા શારૂં નવશારી મધે આએ મકાંન મુંબઇ
"વાશી આ૦ બરજોરજી બમનજી પદમએ પોતાના ખર-
"ચથી ધરમ ખાતે બંધાવી આપેઓછે. અને તે શાથે
"તેવણે એ મકાનવાલી તથા તેહેને લગતી આશપાશની જે
"જમીન છે તે પણ રશતા ને શારૂં ખોલી રાખીને શદાકાલ
"જરથોશતી અંનજુમનને વાપરવા શારૂં ધરમખાતે આપીછે.
"રોજ. ૩૦ માહ ૭ મો શેહેનશાહી શને ૧૨૪૧ ઇઅજ-
"દેજરદી. તા૦ ૧૮ મી એપરેલ શને ૧૮૭૨ અંગરેજી."

એ કેતાબખાંનાંનો વહીવટ ચલાવવા સારૂં પ્રથમમાં ઊપલાં મેહરજી રાંણા જશન ફંડના તરસ્ટીઓ દસ્તુર માહીઆરજી કેકોબાદજી, એરવદો જામાસપજી શોરાબજી દસ્તુર મેહરજી રાંણાના, નશરવાંનજી શોરાબજી વછાદાર, અને ફરાંમજી શોરાબજી દસ્તુર મેહરજી રાંણાને મુકરર કીધા હતા. તેમાં પછવાડેથી એરવદો કાવશશાહ રૂસતમજી દસ્તુર મેહરજી રાંણાના તથા ખરશેદજી એરચજી દસ્તુર મેહરજી રાંણાને વધારયા હતા. એ પછી તરસ્ટીઓમાં અવારનવાર ખાલી પડતી જગા ઊપર દસ્તુર દારાબજી માહીઆરજી, શેઠો હોરમજજી નવરોજજી સકલાતવાલા, ખરશેદજી માણેકજી શેઠના, અરદેશર ફરાંમજી મુસ, જમશેદજી નશરવાંનજી પીટીટ, ખરશેદજી નશરવાંનજી સીરવાઇ, અરદેશર શોરાબજી દસ્તુર કામદીનના, બેહરાંમજી નશરવાંનજી સીરવાઇ, હોરમજજી ખરશેદજી કુરલાવાલા, હોરમજજી દાદાભાઇ જાદુ અને ડાકટર ખરશેદજી નવરોજજી સહીઆર શામેલ થયા કીધાછે. એ તરસ્ટીઓના ચેરમેન તરીકે પ્રથમમાં દસ્તુર દારાબજી માહીઆરજી, તે પછી ૧૮૮૪ થી તે ૧૮૯૫ સુધી શેઠ અરદેશર ફરાંમજી મુસ, અને ૧૮૯૫ થી તે અત્યારસુધી શેઠ હોરમજજી દાદાભાઇ જાદુ. સેક્રેટરી તરીકે પ્રથમથી તે ૧૮૮૪ સુધી એ૦ કાવશશાહ રૂસતમજી દસ્તુર મેહરજી રાંણાના, ૧૮૮૪ થી ૧૮૯૧ સુધી શેઠ અરદેશર શોરાબજી દસ્તુર કામદીનના, અને ૧૮૯૧ થી તે અત્યારસુધી એ૦ રૂસતમજી કેરશાસપજી મોદી. ખજાંનચી તરીકે ૧૮૮૩ થી તે ૧૮૮૮ સુધી શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટ, ૧૮૮૮ થી તે ૧૮૯૦ સુધી શેઠ ખરશેદજી માણેકજી શેઠના, અને ૧૮૯૦ થી તે અત્યાર સુધી શેઠ અરદેશર શોરાબજી દસ્તુર કામદીનના. એ કેતાબખાંનાંની નવસારીની કારોબાર મંડલીના અધિકારીઓ તરીકે પ્રથમમાં શેઠો બરજોરજી પાલણજી દેસાઇ, દસ્તુર રૂસતમજી કેકોબાદજી મેહરજીરાંણાના, મનચેરજી બરજોરજી દેસાઇ, મનચેરજી એરચજી દેસાઇ, ફરાંમજી નવરોજજી દારૂખાનાવાલા.

નવરોજજી દાદાભાઈ, હીરજીભાઈ દાદાભાઈ, ડાંગીબાઈ દાદાભાઈ, બેજનજી હોરમસજી, શીરીનબાઈ હોરમસજી,

---

બી. એ; અને બેહરામજી ખરશેદજી દેરડી હતા. તે પછી અવારનવાર તેમાં ખાલી પડતી જગા ઉપર એ૦ શેહરીઆરજી દાદાભાઈ ભરૂચા, શેઠ દોરાબજી ખરશેદજી નરીમાન, બી. એ; રૂસ્તમજી જમાસજી દસ્તુર મેહરજીરાણાના, રતનજી કરાંમજી દાબુ, મેહરજીભાઈ નશરવાનજી કુપર, એમ. એ; દીનશાહ દાદાભાઈ મુરઝાં, નશરવાનજી શેરાબજી વછરાજ, તેહમુલજી નશરવાનજી કોમા, જમશેદજી એદલજી ઝીરવાઈ, તેહમુલજી નવરોજજી દસ્તુર મેહરજીરાણાના, બેજનજી નવરોજજી કુપર, એમ. એ; દસ્તુર એદલજી નવરોજજી મેહરજીરાણાના, હોરમસજી ફરદુનજી દસ્તુર મેહરજીરાણાના, ડાકટર શેરાબજી ફરદુનજી ગનજર, ધનજીશાહ એદલજી પટેલ, બી. એ; નવરોજજી ડોશાભાઈ દેસાઈ, હીરજીભાઈ કરાંમજી મારકર, બી. એ; સરનશીન તરીકે પ્રથમથી તે ૧૮૯૦ સુધી શેઠ બરજોરજી પાલણજી દેસાઈ, ૧૮૯૦ થી તે ૧૮૯૬ સુધી ડાકટર શેરાબજી ફરદુનજી ગનજર અને ૧૮૯૬ થી તે આત્યારસુધી દસ્તુર દારાબજી પાહીલનજી મેહરજીરાણાના. શેક્રેટરી તરીકે પ્રથમમાં દસ્તુર રૂસ્તમજી કૈકોબાદજી મેહરજીરાણા, તે પછી ૧૮૭૪ થી એ૦ બેહરામજી ખરશેદજી દેરડી, ૧૮૭૮ થી શેઠ કરાંમજી નવરોજજી દારીઅરજોરના, બી. એ; ૧૮૮૬ થી નવરોજજી ડોશાભાઈ દેસાઈ, ૧૮૮૮ થી મ છારાંમ ગોરધનદાસ, ૧૮૯૧ થી શેઠ હીરજીભાઈ કરાંમજી મારકર, બી. એ; અને ૧૮૯૫ થી તે આત્યાર સુધી શેઠ રતનજી કરાંમજી દાબુ.

એ કેતાબખાંનાના ખરચને માટે ૧૮૭૭ માં એક ઉપરાંણું કીધું હતું જેમાં રૂ૯૧૬) ભરાયા હતા, તથા ૧૮૮૪ માં નવા શેક્રેટરી શેઠ અરદેશર શેરાબજી દસ્તુર કોમદીને મેહનત કરી રૂ.૨૧૫૦) ફંડમાં ભરાયા હતા; તથા નામદાર ગાયકવાડ સરકારે ૧૮૮૨ માં રૂ.૩૦૦) અને ૧૮૮૫ માં રૂ.૩૦૦) કેતાબખાંનામાં મદદ તરીકે આપ્યા હતા.

એ કેતાબખાંનામાં ડાએરેક્ટર ઑફ પબલીક ઇનસ્ટ્રકશને ઇ૦ સ૦ ૧૮૮૨ ના નવેમબર માસથી ચોપડીઓ વગેરેની ભેટ આપવી ચાલુ કીધી હતી, તથા શેઠો નશરવાનજી બમનજી વાડીઆ અને જમશેદજી નશરવાનજી પીટીટે પોતાનાં મરણ સુધી એ કેતાબખાંનામાં પુસ્તકો તથા કેટલાંક વર્તમાન પત્રો પોતાને ખરચે મોકલ્યા કીધાં હતાં. શેઠ નશરવાનજી ઇ૦ સ૦ ૧૮૮૭ માં બેહસ્તનશીન થયા પછી તેમના દીકરા બાઈ બીરોજબાઈએ તે મરહુમ સાહેબ આ કેતાબખાનું મદદરૂપ થયું ત્યારથી જે વર્તમાન પત્રો મુફત મોકલતા હતા તે ચાલુ રહે એવા ઇરાદાથી તા૦ ૭ મી જુન ૧૮૯૭ ને દીને કાયમ લખી રૂ.૨૦૦૦) ની નોટ એનાએટી કાઢી તે પોતાના તેમજ ડાકટર તેહમુરાજી બીબાજી નરીમાન તથા શેઠ દીનશાહજી શેરાબજી મોદીનાં નામપર તબદીલ કરી આપી હતી. કે તેનાં વ્યાજમાંથી દર સાલ વર્તમાન પત્રો આમજનની ખાતર મોકલવાં, અને બાઈ બીરોજબાઈની હયાતી બાદ ઉપલા ત્રસ્ટીઓ તે નોટો કેતાબખાંનાના તે વેળાના ત્રસ્ટીઓનાં નામપર કરી આપે.

એ કેતાબખાંનાં માટેનાં પુસ્તકો એક કેટાલગ ઇ૦ સ૦ ૧૮૮૧ માં એરવદ જમશેદજી શેરાબજી દસ્તુર મેહરજી-રાણાએ પોતાને ખરચે છપાવી પ્રગટ કીધો હતો, તથા બીજો એક સંપૂર્ણ કેટાલગ ઇ૦ સ૦ ૧૮૯૪ માં કેતાબખાંનાનાં ૨૬ વરસો છપાવી પ્રગટ કીધો હતો.

કેખશરૂ ફરદુનજી અને રતનબાઈ ફરદુનજી) ની કેહાણીની યાદગીરીમાં રૂ.૧૦૦૦); તથા શેઠ નશરવાનજી બહમનજી

---

દસ્તુર એરચજી શેરાબજી મેહરજીરાણાએ તા૦ ૧૪ મી આપરેલ ૧૮૯૭ ને દીને પોતાનું ખાનગી કેતાબખાનું જે કમત ભરી આ ખાતાંને સપુરદ કીધું હતું. તેમાં ૫૧૭ કેતાબો જીલદમાં બાંધેલી, ૮૯૨ ચોપડી ચોપાનીયાં, તથા જંદ, પેહલવી, ફારસી, અને ગુજરાતીમાં હાથનાં લખેલાં ૧૧૯) દફતરો હતાં. એમાંની કેટલીક કેતાબો ઘણી કીમતી તથા કમયાબ છે.

એ કેતાબખાંનાની પુંજી સાચવવા માટેનું એક કાયદા-સરનું તરસટડીડ તા૦ ૨૨ મી અકટોબર ૧૮૮૬ ને દીને હાઈ કોરટનાં સોલીસીટર શેઠ જમશેદજી ખરશેદજી કામાજીની મારફતે કરાવ્યું છે.

એ કેતાબખાંનાની પુંજીમાં નીચલા ચકરીઓએ વ્યાજ વાપરવાની શરતથી નીચે મુજબની અમુક રકમો આપી જુદાં ખાતાં પડાવ્યાંછે :—

(૧) શેઠ જમશેદજી નશરવાનજી પીટીટે તા૦ ૮ મી નવેમબર ૧૮૮૪ ને દીને રૂ૫૦૦) ની સરકારી નોટ તથા તા૦ ૨૨ મી જુન ૧૮૮૬ ને દીને રૂ૫૦૦) નું પોરટ તરસટ બોંડ તેનું વ્યાજ કેતાબખાંનાને માટે પુસ્તકો ખરીદવામાં વાપરવાને (૨) શેઠ દીનશાહજી માણેકજી પીટીટે તા૦ ૧૪ મી સપટેમબર ૧૮૮૫ ને દીને રૂ.૧૦૦૦) નું પોરટ તરસટ બોંડ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાને. (૩) શેઠો કરાંમજી તથા બહમનજી દીનશાહજી પીટીટે તા૦ ૧૪ મી સપટેમબર ૧૮૮૫ ને દીને રૂ૫૦૦) નું પોરટ તરસટ બોંડ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાને. (૪) શેઠ જમશેદજી નશરવાનજી તાતાએ તા૦ ૨૬ મી જુન ૧૮૮૬ ને દીને પોતાના બાવા મરહુમ શેઠ નશરવાનજી રતનજી તાતાનાં પુંનને માટે રૂ૫૦૦) નું મ્યુનીસીપાલ બોંડ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાને. (૫) મરહુમ શેઠ એદલજી બરજોરજી પટેલની પુંજીમાંથી તેમના એકઝીકયુટર ડાકટર ખરશેદજી નવરોજજી સેઠીઆરે તા૦ ૧ લી જુલાઈ ૧૮૮૬ ને દીને રૂ.૧૦૦૦) નાં મ્યુનીસીપાલ બોંડ એ કેતાબખાંનાનાં મકાનમાં કોઈ સમે વધારો કરવામાં આવે તેમાં ખરચવાને, અને ત્યાંસુધી તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાને. [એ રકમ આજસુધી અનામત રાખી તેનું વ્યાજ કેતાબખાંનાના ચાલુ ખરચમાં વાપરવામાં આવેછે, અને ૧૮૮૭ માં તેનાં મકાનમાં ફંડ મધેથી રૂ.૭૬૫॥ ખરચી ગેલેરી ફેરફાર તથા ઉંચો ઓટલો કાયમ કરવામાં આવ્યોછે.] (૬) શેઠ નશરવાનજી માણેકજી પીટીટે તા૦ ૨૪ મી મે ૧૮૮૯ ને દીને પોતાના દીકરા મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનાં પુનને માટે રૂ.૧૦૦૦) નું પોરટ તરસટ બોંડ તેનું વ્યાજ કેતાબખાંનાને માટે (નાવેલો સિવાય) પુસ્તકો ખરીદવામાં વાપરવાને. (૭) શેઠ બેહરામજી નશરવાનજી ભરૂચાએ તા૦ ૫ મી જુલાઈ ૧૮૮૯ ને દીને રૂ૫૦૦) નું પોરટ તરસટ બોંડ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાને. (૮) શેઠ રતનજી દાદાભાઈ તાતાએ પોતાના કાકા મરહુમ શેઠ ઇંદરજી કાવસજી તાતાની પુંજીમાંથી તા૦ ૨૭ અકટોબર ૧૮૯૦ ને દીને રૂ૫૦૦) નું પોરટ તરસટ બોંડ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાને. (૯) સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે તા૦ ૧૭ મી ડીસેમબર ૧૮૯૫ ને દીને પોતાના દીકરા મરહુમ શેઠ કરાંમજી દીનશાહજી પીટીટનાં પુનને માટે રૂ.૧૦૦૦) નું મુંબઈની મ્યુનીસીપાલીટીનું બોંડ તેનું વ્યાજ ધિઓસોફિકલ સોસાઈટીને તેમજ

મોદીનાં છોકરાંઓ (જમશેદજી નશરવાંનજી તથા આદમાઓ અરદેશર મોદી) ની શેહાદીની ખુશાલીમાં રૂ૨૦૦) મલી રૂ૧૨૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

---

તા૦ ૨૪ મી આપરેલ.

રોજ ૬-માહ ૯ (કo) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—દીનશાહજી રતનજી ઘડીઆલી, પુણાંના—(ઉમેર વર્ષ ૬૪) ભરૂચવાલા આ૦ રતનજી રૂસતમજીના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૩૮ માં પુણાં મધે જઇ વસ્યા હતા, અને ત્યાં ઘડીઆલીની દુકાંન ઉંઘાડી હતી, તથા તેમાં સારી પુંજી મેલવી હતી. પુણાં મધેનાં જરથોસ્તી રવાંનોને અવલ-મંજલ પોહચાડવાનાં ફંડની કમીટીના એઓ એક અધિકારી તથા ત્યાંની મરહુમ શેઠ હોરમજજી શેરાબજી તાડીવાલાની ધર્મશાળાના એક તરસ્ટી હતા. એવણનું મરણ પુણાં મધેજ નીપજ્યું હતું.

---

તા૦ ૨૫ મી આપરેલ.

મુંબઇ મધે ફરતો આવેલા "ફલાઇંગ સ્કવોડરન" અથવા બ્રીતિષ મનવારોના કાફલાનાં માણસોને એક જીયાફત આપવાને ફંડ ઊભું થયું હતું, જે મધે રૂ૮૦૬૦) ભરાયા હતા, જેમાં રૂ૬૫૭૫) ઇંગ્રેજો અને રૂ૧૪૮૫) પારસીઓએ ભર્યા હતા.[3]

તા૦ ૨૬ મી આપરેલ.

બાઈ મેહરબાઈ તે શેઠ અરદેશર હોરમજજી વાડીઆનાં ધણીઆંનીએ માહબલેશરથી સેતારા જવાના રસ્તા ઉપર "ચોરપાની" નજદીક પાણીની બે ટાંકીઓ—એક રાહદારીઓને માટે તથા બીજી જાનવરોને માટે, પોતાને ખરચે બંધાવી આપી હતી.[4]

---

તા૦ ૨૭ મી આપરેલ.

શેઠ રૂસતમજી જમશેદજી બાંમબોટવાલાએ ઉદવાડાનાં રેલવે સ્ટેશનની નજદીક એક મોટો કુવો પોતાના બાવા મરહુમ શેઠ જમશેદજી દોરાબજી બાંબોટવાલાનાં પુનને સારૂં બંધાવી ખુલ્લો મુકયો હતો.[5]

---

તા૦ ૨૮ મી આપરેલ.

શેઠ અરદેશર હોરમજજી વાડીઆએ વાંદરાનાં સેંટ જોસફ્સ કોનવેંટનાં નાવારસ બાળકોનાં કપડાં સીવડાવવાને રૂ૧૦૦૦) ની રકમ ભેટ આપી હતી.[6]

---

તા૦ ૧ લી મેએ.

હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટને નામદાર માહરાંણીએ આપેલા "સી. એસ. આઇ." ના એતાબનો ચાંદ આપવાની ક્રિયા આજ દીને મુંબઇના નામદાર ગવરનર સર સેમોર ફીટઝજરાલડે પરેલના સરકારી મેહલમાં એક દબદબાવાલી મીજલસની હજુરમાં કીધી હતી. પ્રથમમાં માહરાંણીજી તરફથી આવેલો પત્ર "માસટર ઑફ સેરીમનીઝ" મી૦ સી. ગાને વાંચી સંભલાવ્યો, જે પછી કરનલ સર મેરીવેધર વડા નાઇટ તરીકે સર જમશેદજીને નામદાર ગવરનરનાં તખ્ત આગલ લઇ ગયા, જે વેળાએ તે નામદારે સર જમશેદજીની સીફતના કેટલાક સખુનો બોલી તેમને

---

આત્મજ્ઞાન અને ઓદાશનાશીને લગતાં પુસ્તકો ખરીદવામાં વાપડવાને.

એ કેતાબખાંનાંમાં બધાં મલી ૫૨૬૦ પુસ્તકો છે, તથા તેના મેમબરોનું લવાજમ પેહલા વર્ગનું રૂ૦॥, બીજા વર્ગનું રૂ૦।; ત્રીજા વર્ગનું ૦)=, અને ચોથા વર્ગનું ૦)- છે. એ ખાતાંની પુંજી તેના છેલ્લા તા૦ ૩૦ મી જુન ૧૮૭૭ સુધીના છપાયલા હીસાબ મુજબ રૂ૧૨૫૭૫)૧૨)૫ ની છે.

૧ જામે જમશેદ, તા૦ ૨૫ મી આપરેલ ૧૮૭૨.

૨ શેઠ રતનજી તથા મરહુમ શેઠો અરદેશર અને ફરાંમજી દીનશાહજી ઘડીઆલીના બાવા. એવણના એક ભાઇ શેઠ માણેકજી (મરહુમ શેઠ બેહરાંમજી તથા શેઠો જમશેદજી અને બરજોરજી માણેકજી તાલુકદારના બાવા) પ્રથમ સેતારામાં ઘડીઆલી હતા, અને ત્યાંના રાજા તરફથી પેનશન મલતું હતું. તે બાદ પુણાંમાં આવી ઘડીઆલીનો ધંધો કરતા હતા. બીજા ભાઇ શેઠ મનચેરજી રતનજી ઇન્જનેર થઇ સરકારી નોકરીમાં સરવેયર તરીકે રહેલા હતા. તેમને "લોયબરૂ" કરી કેહતા હતા.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૭મી આપરેલ ૧૮૭૨.

પારસીઓના રૂ૧૪૮૫) નીચે પ્રમાણે હતા:—

(રૂ૧૦૦૦) કાવસજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઇ; (રૂ૧૦૦) હાનરેબલ બેહરાંમજી જીજીભાઈ, દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી અરદેશર હોરમજજી વાડીઆ, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઈ (રૂ૮૫) રૂ૧૦૦) ની અંદરની રકમ.

એ ઉપરાંત તા૦ ૩૦ મી આપરેલ ૧૮૭૨ ને દીને અતરેનાં બેંડ સ્ટાંનડનાં મેદાંનના "ઓવલ" માં એક મોટો ફુશાદે માંડવ બાંધી આપ્યો હતો.

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૭ મી આપરેલ ૧૮૭૨.

૫ આ કુવાપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદથી આએ કુવો ધરમ "ખાતે જાનવરો તથા માણસોને પાણી પીવાને સારૂં શી મુંબ-"ઇના રેહવાશી બેહેસતનશીન જમશેદજી દોરાબજી બાંમબોટ-"વાલાનાં પુનને કાજે તેવણનાં પુતર રૂસતમજી જમશેદજી "બાંમબોટવાલાએ બંધાવેઓછે શઇ. રોજ ૮ મો માહ "૮ મો શેહેનશાહી સને ૧૨૪૧ ઇઅજદેજરદી. સવંત ૧૯૨૮ "નાં વીકરમાજીત. સને ૧૮૭૨ ઇંગરેજી."

૬ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૩૦ મી આપરેલ ૧૮૭૨.

આ ભેટ માટેની ખબર આપતાં અતરે પ્રગટ થતાં "આરગસ" પત્રના તા૦ ૨૮ મી આપરેલ ૧૮૭૨ ના આંકમાં લખેછે કે—

"It is universally acknowledged that the feelings of the Parsees, as a nation, are more friendly towards Christians than any of the other nations that make up the sum-total of the population of India."

એ મરહુમ સાહેબના ભાઈઓ આનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. તથા શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇ ઉપર મોકલી આપવી."[1]

શેઠ નાનાભાઈ મેહેરાંમજી જીજીભાઇએ દરખાસ્ત કીધી અને તેને શેઠ હોરમજજી બહમનજી વાડીઆએ ટેકો આપ્યો કે—"મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ પોતાની હઇઆતીમાં જે નેકનામીનાં ધરમાઉ કામો કરીઆંછે તે કામોની પીછાનત આએ સભા પુરતી રીતે કરીને એ મરહુમ અકાબર તરફ માનની ઘણીજ દેખાડવા તેમની યાદગારી કાએમ રાખવી સજાવાર ગણેછે. વાસ્તે એ કામ માટે કુલે જરતોશતીઓમાં એક ફંડ ઉભું કરવું અને તે ફંડ માટે ઉઘરાંણાંની ટીપ આએ સભાની તરફથી અતરે તથા દેશાવરોમાં ફરતી કરવી અને જે નાણું વશુલ થાય તે નવી મુંબઈ બેંકમાં રાખવું."

શેઠ નવરોજજી માણેકજી વાડીઆએ દરખાસ્ત કીધી અને તેને શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરે ટેકો આપ્યો કે—"આ સભાની તરફથી એ કામસર નીચલા ગ્રહસ્થોની એક કમીટી નેમવી અને તે કમીટીને પોતાની સાથે બીજા મેમબરો વધારવાની તથા પોતાના શેક્રેટરી તથા ખજાનચી ઠેહરાવવાની સતા આપવી, તે સાથે ફંડ એકઠું થયા પછી એ મરહુમ ગ્રહસ્થની યાદગારી કેવી રીતે રાખવી તે માટે એ કમીટીને બંદોબસ્ત કરવાનો પુર અખતીઆર આપવો તથા તેઓએ એ ફંડના સંબંધમાં કરેલું કામ સમાપ્ત કરવા પછે એ કામનો સર્વે હીસાબ વરતમાન પત્રોની મારફતે જાહેર કરવો :—શેઠો ફરાંમજી નશરવાંનજી પટેલ, હાનરેબલ મેહેરાંમજી જીજીભાઈ, કાવશજી જાંહગીરજી રેડીમની, સી. એસ. આઇ; દીનશાહજી માણેકજી પીટીટ, અરદેશર હોરમજજી વાડીઆ, હોરમજજી બહમનજી વાડીઆ, મનચેરજી હોરમજજી કામાજી, ખરશેદજી ફરદુનજી પારખ, મેહેરવાંનજી ફરાંમજી પાંડે, હીરજીભાઇ હોરમજજી શેઠના, અરદેશર ખરશેદજી દાદીશેઠ, મનચેરજી ફરાંમજી કામાજી, નશરવાંનજી માણેકજી પીટીટ, ડોશાભાઇ ફરાંમજી કરાકા, નાનાભાઇ મેહેરાંમજી જીજીભાઈ, દાદાભાઈ રૂસતમજી બનાજી, ધનજીભાઇ ખરશેદજી સરાફ, દાદાભાઇ હોરમજજી કામાજી, મનચેરજી નવરોજજી બનાજી, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાના, દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા, દસ્તુર શોરાબજી રૂસતમજી મુલાંફીરોઝના, દસ્તુર ફરાંમજી બેજનજી, પેશતનજી હોરમજજી કામાજી, ધનજીભાઇ ફરાંમજી પટેલ, જમશેદજી ધનજીભાઇ વાડીઆ, પીરોજશાહ મેહેરવાંનજી મેહતા, શોરાબજી પેશતનજી ફરાંમજી, નશરવાંનજી બહમનજી મોદી, શોરાબજી શાપુરજી બંગાલી, ડોશાભાઈ હોરમજજી કામાજી, માણેકજી ખરશેદજી સરાફ, અરદેસર ફરાંમજી મુસ, દોરાબજી ફરાંમજી પાંડે, નવરોજજી ફરદુનજી, હીરજીભાઇ જાંહગીરજી રેડીમની, બેહરાંમજી દાદાભાઈ રેજીસ્ટ્રાર, હોરમજજી અરદેશર ધનજીભાઇ વાડીઆ, બહમનજી ફરાંમજી કામાજી, માણેકજી એદલજી આલબલેશ, હોમજી ખરશેદજી દાદીશેઠ, નવરોજજી માણેકજી વાડીઆ, પેશતનજી જાંહગીરજી તારાચંદ, જાંહગીરજી ફરાંમજી જશાંવાલા, લીમજી નવરોજજી બનાજી, ડાકટર કાવશજી હોરમજજી, એદલજી બહમનજી મારીસ, મેહેરવાંનજી માણેકજી શેઠના, શોરાબજી નવરોજજી વાડીઆ, અરદેશર ડોશાભાઇ મુનશી, મેહરજીભાઇ બાપુજી વીકાજી, ડાકટર ડોશાભાઇ બેજનજી, લીમજી માણેકજી બનાજી, નવરોજજી અરદેશર દાવર, કુંવરજી રૂસતમજી મોદી, ખરશેદજી કાવશજી આશબરનર, પેશતનજી નવરોજજી પોહચા, મનચેરજી બહમનજી પંથકી, પેશતનજી પાલણજી માકાબચાના, દાદાભાઇ રૂસતમજી અપુ, એદલજી રૂસતમજી રીપોરટર, દારાશાહ ધનજીશાહ કપટાંન, ખરશેદજી રૂસતમજી કામાજી, દાદાભાઇ નવરોજજી પ્રોફેસર, મનચેરજી પેશતનજી વાડીઆ."

શેઠ મનચેરજી નવરોજજી બનાજીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠે ટેકો આપ્યો કે—"મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇની યાદગારી કાએમ રાખવાને શરૂઆતનાં કામમાં પેહલવેહલાં શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલ તથા આનરેબલ મેહેરાંમજી જીજીભાઇએ નેક દીલથી મેહેનત લીધી માટે તેમનો આએ સભાએ ઉપકાર માનવો."

એ બાદ સરનશીનનો ઉપકાર માની સભા બરખાસ્ત થાઇ હતી.[2]

---

૧ ઉપલા ઠેહરાવમાં જણાવ્યા મુજબનો દીલાસા પત્ર મરહુમ શેઠ રૂસતમજીના બંધે ભાઇ સાહેબો હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. અને શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઈ ઉપર તા૦ ૩૧ મી મેએ ૧૮૭૨ ને દીને કમીટીના શેક્રેટરીઓ શેઠો અરદેસર ફરાંમજી મુસ અને કુંવરજી રૂસતમજી મોદીની સહી સાથે મોકલવામાં આવ્યો હતો, અને જેનો તેઓએ તા૦ ૪ થી તથા ૧૯ મી જુન ૧૮૭૨ ને દીને જવાબ લખી જરપોસતી અનજુમનનો ઉપકાર માનીઓ હતો.

૨ એ કમીટીએ પોતાના શેક્રેટરીઓ તરીકે શેઠો અરદેશર ફરાંમજી મુસ અને કુંવરજી રૂસતમજી મોદીને નેમ્યા હતા, તથા પોતાની સંખીઆમાં નીચલા ગ્રહસ્થોનો વધારો કીધો હતો.

શેઠો ફરાંમજી ધનજીભાઇ બાટલીવાલા, માણેકજી જામાસપજી કાકા, પેશતનજી હોરમજજી સંતોક, નશરવાંનજી બેહરાંમજી શેક્રેટરી, કુંવરજી શોરાબજી નાજર, ધનજીભાઇ મેહેરવાંનજી જીજીભાઇ, દાદાભાઇ બહમનજી જીજીભાઇ, દીનશાહજી દાદાભાઇ ગાંધી, રતનજી બહમનજી દુબાશ, હોરમજજી નવરોજજી સકલાતવાલા, અરદેશર ખરશેદજી ફરદુનજી પારખ, લીમજીભાઇ જમશેદજી બાટલીબોઇ.

ઉપલી કમીટીએ પ્રથમમાં મરહુમ શેઠ રૂસતમજીની યાદગારીનાં ફંડમાં નાણું ભરાવવાને મુંબઇ તથા દેશાવરો ખાતે ઉઘરાંણાંની ટીપ ફરતી કીધી હતી, જેમાં રૂ૨૭૧૩૯—૧૪—૪ ભરાયા હતા, જે મધેના રૂ૨૧૨૦પ।। નીચે મુજબ મુંબઇમાં ભરાયા હતા :—

તા૦ ૯ મી મેએ.

મુંબઈની સરકારી ગોદીમાં અતરેની હારબર એંડ પાઇલટેજ બોરડને માટે બારાંની બાહેર રોશની બતાવનારૂં "બીઆક" નામનું એક નવું વાહાણ પાણીમાં ઉતારવાની ક્રિઆ આજ દીને કસટમના કમીશનર મી૦ ગ્રીડની બેઠીએ એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. મી૦ ગ્રીડ એક ભાષાણ કરી એ બારકસ બાંધનાર સરકારી ગોદીના માસટર બીલડર શેઠ જમશેદજી ધનજીભાઇ વાડીઆના હુનરની સ્તુતી કરી તેમને એક રૂપાંનો કુટ જે બોરડ ઇંગલાંડથી મંગાવ્યોછે તે આવી પુગેથી ભેટ આપવામાં આવશે એમ જાહેર કીધું હતું. એ પછી રીફ્રેશમેંટ લઇ મેલાવડો બરખાસ્ત થયો હતો.[૧]

---

તા૦ ૯ મી મેએ.

સીંધ હેદરાબાદના મેલ શુપરીંટેંડંટ શેઠ કાવશજી નશરવાંનજીને તેમની કીમતી નોકરીઓ માટે હિંદુસ્થાંનની સરકારે "ખાંનબાહદુર"નો એલાબ આપ્યો હતો.

---

(રૂ૫૦૦) સર કાવશજી જાંહગીર રેડીમની, નાઇટ, સી. એસ. આઇ; જાંહગીર જીવણજી રેડીમની, મેહરાંમજી જીજીભાઈ, દીનશાહજી માણેકજી પીટીટ, અરદેશર હોરમજજી વાડીઆ. (રૂ૩૦૦) ફરાંમજી નશરવાંનજી પટેલ, નશરવાંનજી માણેકજી પીટીટ, હોરમજજી મોટાભાઇ બીલીમોરીઆ દલાલ, માણેકબાઇ તથા મોટલાંબાઇ વાડીઆ. (રૂ૨૫૦) મેહરવાંનજી ફરાંમજી પાંડે, હોરમજજી તથા જમશેદજી બહમનજી વાડીઆ.(રૂ૨૦૦)હીરજીભાઇ જાંહગીરજી રેડીમની, મનચેરજી હોરમજજી કામાજી, દાદાભાઈ હોરમજજી કામાજી, એદલજી ફરાંમજી (આલબલેસ) ની કું૦, મેહરાંમજી નશરવાંનજી સીરવાઇ, શોરાબજી નવરોજજી વાડીઆ, મનચેરજી બહમનજી પંથકી, એક જરતોશતી દોસત, શોરાબજી શાપુરજી બંગાલી, જમશેદજી દોરાબજી (નાગ્યેગાંમવાલા) ની કું૦, (રૂ૧૫૧) હીરજીભાઇ તથા ફરાંમજી હોરમજજી શેઠના. (રૂ૧૫૦) દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા. (રૂ૧૨૫) નશરવાંનજી બહમનજી મોદી તથા છોકરાઓ, નશરવાંનજી બેહરાંમજી શેકરેટરી, એક જરતોશતી શેવક. (રૂ૧૦૦) જીવણજી હીરજીભાઈ રેડીમની, મનચેરજી હીરજીભાઇ રેડીમની, નાનાભાઈ બેહરાંમજી જીજીભાઈ, સાકરબાઇ ધણી દીનશાહજી માણેકજી પીટીટ, કાવશજી દીનશાહજી પીટીટ, ફરાંમજી દીનશાહજી પીટીટ, બહમનજી દીનશાહજી પીટીટ, દીનબાઇ ધણી નશરવાંનજી માણેકજી પીટીટ, જમશેદજી નશરવાંનજી પીટીટ, આવાંબાઇ નશરવાંનજી પીટીટ, હીરાંબાઇ ધણી મેહરવાંનજી ફરાંમજી પાંડે, દોરાબજી ફરાંમજી પાંડે, ખરશેદજી નવરોજજી વાડીઆ, ડોશાભાઇ ફરાંમજી કરાકા, રતનજી એદલજી બાટલીવાલા, પેશતનજી હોરમજજી કામાજી, ડોશાભાઇ હોરમજજી કામાજી, દાદાભાઈ બેજનજી કાતરક, જાંગીરજી ફરાંમજી જશાંવાલા, નવરોજજી જાંગીરજી ગામડીઆ, ખરશેદજી જાંગીરજી તારાચંદ, દારાશાહ તથા રૂસતમજી ધનજીશાહ કપટાંન, માણેકજી શાપુરજી, તેહમુલજી જમશેદજી દેસાઇ, મરહુમ દાદાભાઇ શાપુરજી ખાંનસાહેબને નામે, મરહુમ કાવશજી ધનજીભાઇ પાંઊવાલાને નામે, ડોશાભાઇ ધનજીભાઇ દીનશાહ સુરતી, રૂસતમજી દાદાભાઈ કામાજી, ખરશેદજી કાવશજી આશબરનરના છોકરાઓ (રૂ૧૧૪૨૯ા) રૂ૧૦૦) ની અંદરની રકમ.

એ ઉપરાંત રૂ૫૯૭૪—૬—૪ દેશાવરો ખાતે નીચે મુજબ ભરાયા હતા :—

| | | | |
|---|---|---|---|
| ૧૧૭૪)૬)૪ | હાંગકાંગ. | ૧૧૫) | વલસાડ. |
| ૮૫૨) | કલકતા. | ૧૧૧) | અહમદનગર. |
| ૬૭૭ા | નવસારી. | ૧૧૦) | કુલીઆંણી. |
| ૪૫૦) | દમણ તથા ઊદવારા. | ૯૫) | મઊ. |
| ૩૮૫) | સુરત. | ૮૧) | તારાપોર. |
| ૩૬૯) | પુણાં. | ૬૫ાા | ગંદેવી, |
| ૩૪૩) | બીલીમોરા. | ૫૨) | ઈંડોર. |
| ૩૧૯) | કરાંચી. | ૫૧) | વલસાડ. |
| ૨૬૯) | એડન. | ૫૦) | તેહરાંન |
| ૧૬૮) | ભરૂચ. | ૫૦) | દેશાવરથી છુપે નામે. |
| ૧૧૬) | થાંણા. | ૩૧) | બેલગામ. |

ઉપલા ભરાયલા રૂ૨૭૧૩૯—૧૪—૪ મધેથી ખરચ બાદ કરતાં બાકી વધેલા રૂ૨૬૬૦૦) એ ફંડની કમીટીની તા૦ ૧૧ મી જુલાઇ ૧૮૭૪ ને દીને મલેલી સભાના ઠેડાવ મુજબ મરહુમ શેઠ રૂસતમજીની યાદગારી રાખવા માટે નીચે મુજબ વાપરયા હતા:—

૧—રૂ૨૦૦૦૦) ની સરકારી નોટ સર જમશેદજી જીજીભાઇ પારસી બેની વોલંટ ઇનસ્ટીટયુટનાં ફંડમાં "મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈની યાદગારી કાયમ રાખવાને મુંબઇ તથા દેશાવરના જરતોશતીઓએ ઊભું કરેલું ફંડ" એવાં નામથી જુદું ખાતું પાડી અનામત રાખી તેનું વ્યાજ એ ઇનસ્ટીટયુટના ખરચમાં વાપરવાને તા૦ ૧૬ મી નવેમબર ૧૮૭૪ ને દીને એ ખાતાંના તરસ્ટીઓ પર મોકલી હતી.

૨ રૂ૫૦૦૦) ની સરકારી નોટ મુંબઇની પારસી પંચાતનાં ફંડમાં "મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇ જેવણુ રોજ ૨૫ મો અસફંદારમદ માહા ૭ મો મેહેર શેહનશાહી સને ૧૨૪૧ યજદેજરદી તા૦ ૧૭ મી એપરેલ ઇશવી સને ૧૮૭૨ ને દીને બેહશતનશીન થયા તેવણની યાદગારી કાયમ રાખવાને મુંબઇ તથા દેશાવરના જરતોશતીઓએ ઊભું કરેલું ફંડ" એવાં નામથી જુદું ખાતું પાડી અનામત રાખી તેનું વ્યાજ તરસ્ટીઓની નજરમાં આવે તેવાં પોતાના હસતકનાં ધર્મખાતાંઓમાં વાપરવાને તા૦ ૧૬ મી નવેમબર ૧૮૭૪ ને દીને એ ખાતાંના તરસ્ટીઓ પર મોકલી હતી, અને એ ફંડમાં જે જરથોશ્તી સાહેબો પોતાની ખુશીથી સર અવસરે નાણું ભરે તે લેવા અને તેમાં વધારો કરવાનો બંદોબસ્ત કીધો હતો. (એ ખાતાંમાં વધારો થતાં હાલ તેના છેલ્લા સંવત ૧૯૫૧ સુધીના છપાયલા હીસાબ મુજબ રૂ૭૬૧૪ાા)ાા ની પુંજીછે.)

૩—રૂ૧૬૦૦) ની રકમ મરહુમ શેઠ રૂસતમજીનું સંગેમરમરનું એક બસ્ટ બનાવી તે ઉપર ઘટતો લેખ કોતરાવી સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુરનાં મકાનમાં મુકવાને એ ખાતાંના તરસ્ટીઓને આપ્યા હતા, અને તેઓએ રૂ૯૫૦) ને ખરચે એ બસ્ટ બનાવી ઈ. સ. ૧૮૭૭ નાં ડીસેમબર માસમાં એ ઇનસ્ટીટયુટનાં દીવાંનખાંનાંમાં મેલયું હતું.

[૧] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૦ મી મેએ ૧૮૭૨.

અતરેની સરકારી સેવીંગસ બેંકની કમીટીના એક મેમબર મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈની જગોએ નામદાર સરકારે શેઠ શેરાબજી પેશતનજી ફરાંમજીને નેમ્યા હતા.

ભરૂચ જીલ્લાનાં આમોદ ગામના મામલતદાર શેઠ અરદેશર જમશેદજી દસ્તુર કામદીનનાને નામદાર સરકારે તે જીલ્લાના પેહલા વર્ગના સબારડીનેટ માજીસ્ટ્રેટની સત્તા આપી હતી.[૧]

---

તા૦ ૧૦ મી મેએ.

રોજ ૨૨ માહ ૯ (ક૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—આ૦ રૂસતમજી દાદાભાઇ ભપુ—ઉમર વર્ષ. ૫૭) સુરતવાલા આ૦ દાદાભાઇ ફરાંમજી ભપુના દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૪૪ માં સુરતથી અતરે આવી મરહુમ શેઠ કાવશજી બેહરાંમજી બનાજીવાલાં કદમી આતશબેહરાંમ પરઠવાની ક્રિઆમાં રોકાયા હતા. એ બાદ ઇ૦ સ૦ ૧૮૪૬ થી કોટ મધે કાવશજી પટેલના મોહલામાં પારસી બાળકોને જંદ અવસ્તા તથા ગુજરાતી શિખાડવાની એક નિશાલ ઉંધાડી તે પોતાનાં મરણ સુધી ચલાવી હતી. એક શિક્ષાગુરૂ તરીકે તે વેળાએ પારસી બાળકોમાં એવણનો ઘણો તહરામ હતો.

---

તા૦ ૧૦ મી મેએ.

મુંબઇના નવા હડેલા ગવરનર નામદાર સર ફીલીપ ઉડહાઉસે આજ દીને અતરેના ટાઉનહાલમાં એક લેવી ભરી હતી. જે વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો ત્યાં હાજર થયા હતા—

અરદેશર ખરશેદજી દાદીશેઠ, અરદેશર ડોશાભાઇ મુનશી, અરદેશર ફરાંમજી મુસ, બહમનજી ખરશેદજી બાંકુપવાલા, બેહરાંમજી દાદાભાઇ રેજીસ્ત્રાર, બેહરાંમજી નશરવાંનજી સીરવાઇ, કાવશજી ખરશેદજી જમશેદજી, કાવશજી દાદી સીમજી, ડાકટર કાવશજી હોરમજજી, કાવશજી માણેકજી લીમજી, ખાંનસાહેબ ખરશેદજી રૂસતમજી થાણેવાલા, કાવશજી ખરશેદજી બાંકુપવાલા, ખરશેદજી માણેકજી ખરશેદજી સરાફ, જાંહગીર માણેકજી ખરશેદજી સરાફ, દાદી માણેકજી લીમજી, દાદી નશરવાંનજી દાદી, ડોશાભાઇ ફરાંમજી કરાકા, દાદાભાઇ ખરશેદજી બાંકુપવાલા, દાદાભાઇ ડોશાભાઇ કામાજી, દોરાબજી હોરમજજી બાંકુપવાલા, ફીરોજશાહ મેહરવાંનજી મેહતા, ફરાંમજી નાનાભાઇ દાવર, ફરાંમજી નશરવાંનજી પટેલ, હોરમજજી અરદેશર હોરમજજી વાડીઆ, હોરમજજી બાપુજી વીકાજી, હોરમજજી બહમનજી વાડીઆ, હોરમજજી ખરશેદજી આશબરનર, હોમજી ખરશેદજી દાદી, હોરમજજી અરદેશર સંતોક, જમશેદજી ખરશેદજી જમશેદજી, જમશેદજી ધનજીભાઇ વાડીઆ, સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; જમશેદજી પાલણજી કાપડીઆ, ડાકટર કેખશરૂ રૂસતમજી વીકાજી, ખરશેદજી રૂસતમજી કામાજી, માણેકજી ખરશેદજી સરાફ, માણેકજી ખરશેદજી જમશેદજી, મનચેરજી નવરોજજી બનાજી, મેહરજીભાઇ બાપુજી વીકાજી, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ, નવરોજજી નાનાભાઇ ફરાંમજી, નશરવાંનજી ચાંદાભાઇ, નવરોજજી માણેકજી વાડીઆ.[૨]

---

તા૦ ૧૧ મી મેએ.

આજ દીને અતરેની "શાશુન મીકાનીકસ ઇનસ્ટીટયુટ" ની વાર્ષિક સભામાં શેઠ નશરવાંનજી દારાંજી મીરજાંને ઇંગ્રેજોનાં દેવલનો સઉથી સરશ પલાંન અને ડીઝાઇન બનાવવવા માટે સરનશીન મી૦ થામસ આરમીસ્ટને પોતાને હાથે એક રૂપાનો ચાંદ ભેટ આપ્યો હતો.[૩]

---

તા૦ ૧૨ મી મેએ.

શેઠ મનચેરજી કાવશજી શાપુરજી લંગડાનાએ ફીરદોસી તુસીનાં શાહનામાંમાં આવેલી તવારીખનો ગુજરાતી બેતોમાં તરજુમો કરી તેનું એક પુસ્તક છુટા ભાગોમાં પ્રગટ કરવા માડયું હતું.[૪] એ પુસ્તક હાનરેબલ બેહરાંમજી જીજીભાઇને અર્પણ કરવામાં આવ્યું હતું.

---

તા૦ ૧૭ મી મેએ.

શેઠ જાંગીરશાહ એરચશાહ કોહીઆરે ગયે વર્ષ મેલવેલાં ભાખે યુનીવરસીટીને લગતાં હોમજી ખરશેદજી પ્રાઇઝ પોએમની "વાસ્કો ડી ગામા" વિષેની ઇંગ્રેજી કવિતા એક ચોપાંનીઆંના આકારમાં છપાવી પ્રગટ કીધી હતી.[૫]

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૯ મી મેએ ૧૮૭૨.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૩ મી મેએ ૧૮૭૨.

૩ જામે જમશેદ, તા૦ ૧૪ મી મેએ ૧૮૭૨.

૪ "ગુજરાતી શાહનાંમું. પારશી લોકોના પાદશાહો, પેહલવાંનો, અને આગલા નેઆગાંનોની કીરતી તથા કામકાજો, તથા દમાંમ અને જાહોજલાલી, તથા લડાઇઓ અને બીજી તરેહવાર દીલકશ અને વાંચવા લાએક બાબતોનું તવારીખનાંમું, ઘણીએક અગતની બાબતોના ખોલાસા સાથેનું. અસલ શાએર ફીરદોસીતુસીનાં શાહનામાં નામની કેતાબના આધાર ઊપરથી ઊપજાવનાર અથવા ગુજરાતી બેતોમાં તરજુમો કરનાર "મંનસુખ" તે મી૦ મંનચેરજી કાવસજી શાપુરજી. અંક પેહલો. મુંબઇ. યુનિયન પરેસમાં નાનાભાઇ રૂસતમજી રાંણીનાએ છાપીઊં છે. એપરેલ ૧૮૭૨."

એ પુસ્તક ૯) ભાગોમાં ૧૧૨૭ સફાનું ઇ૦ સ૦ ૧૮૭૪ સુધીમાં અધુરૂં પ્રગટ થયું છે.

૫ "The Homejee Cursetjee Prize Poem for 1870. Vasco De Gama, By, Jehángirsháh Erachsháh Kohiyar. Bombay: printed at the Education Society's Press, Byculla, 1872."

તા૦ ૨૪ મી મેએ.

આજ દીને નામદાર માહરાંણીની શાલગરેહની ખુશાલીમાં તે નામદાર તરફથી અપાયલા એતાબોમાં મુંબઇના જાણીતા પારસી વ્યાપારી શેઠ કાવશજી જાંગીરજી રૂડીમની, સી. એસ. આઇ. ને તેમની સખાવત તથા પરોપકારીપણાંને માટે "નાઇટ હુડ" નો માન ભરેલો એતાબ મલ્યો હતો.[૧]

તા૦ ૨૫ મી મેએ.

શેઠ દોરાબજી એદલજી ગીમી, બી. એ. એ ગયે વર્ષ મેલવેલાં આગ્રે યુનીવરસીટીને લગતાં માણેકજી લીમજી ગોલ્ડ મેડલનાં ઇનામનો "હિંદુસ્થાનમાં રેલવે દાખલ થવાથી દેશનાં સંસારી તથા વ્યાપાર સંબંધી કામો ઉપર થતી અસર" એ બાબદ ઉપરનો રેસાલો એક પુસ્તકના આકારમાં છપાવી પ્રગટ કીધો હતો.[૨]

તા૦ ૨૭ મી મેએ.

રોજ ૯ માહ ૯ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

નવસારી મધે આજ રાત્રે સરેશતા મુજબનાં આદરનાં જશનની મીજલસમાં મુંબઇવાલા શેઠ હોરમજજી બરજોરજી કપટાંને નવસારીનાં દોખ્મમાં આગલ જવાનો પાકો રસ્તો તથા પુલ પોતાનાં ફુઇ મરહુમ બાઇ કુવરબાઇ તે મરહુમ શેઠ કાવશજી શાપુરજી કપટાંનનાં વીધવા તથા પોતાનાં ધણીઆંણી બાઇ રતનબાઇનાં પુનને સારૂં બંધાવવાને રૂ૧૨૦૦૦) ની રકમ અંજુમનને આપવાની તંદરેસ્તી પઢાવી હતી.[૩]

તા૦ ૩૦ મી મેએ.

રોજ ૧૨ માહ ૯ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ નશરવાનજી કાવશજી દાવરનાં ઉઠમણાંમાં તેમના બાવા શેઠ કાવશજી નાનાભાઇ દાવરે ૨૬૦૦), બપાઇ બાઇ જરબાઇ તે મરહુમ શેઠ નાનાભાઇ ફરામજી દાવરનાં વીધવાએ ૩૨૦૦) તથા બીજાં એહીઓએ ૩૪૨૫) મલી રૂ૧૨૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૪]

તા૦ ૩૦ મી મેએ.

મુંબઇની પોલીસના બીજા માજીસ્ટ્રેટ શેઠ ડોસાભાઇ ફરામજી કરાકાને નામદાર સરકારે ૧૮૭૨ ના ૮ મા કાએદા પ્રમાણે મુંબઇના ઇનકમ ટાક્ષના કલેક્ટર નેમ્યા હતા.[૫]

તા૦ ૩૧ મી મે.

રોજ ૧૩ માહ ૯ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—ધનજીભાઇ કાવશજી શેઠના[૬]—ઉમર વર્ષ ૩૭) પુણાંવાલા ખાંનબાહદુર અરદેશર શેઠ અરશેદજી મુનસફના ચોથા દીકરા. એવણ પોતાના મામા શેઠ કાવશજી નશરવાનજી મેહરાંમદાદાના પાલક થયલા હોવાથી તેમનાં નામ સાથે ઓળખાતા હતા. પોતાની નાંહની વયથી એઓ સરકારી નોકરીમાં રહ્યા હતા, અને ઈ૦ સ૦ ૧૮૫૬ થી અહમદનગર જીલ્લાનાં પારોડા તથા પત્રલા તાલુકાઓના ફોજદાર હતા. એ દરમેઆંન તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૫૮ ને દીને મુંડવાર તાલુકામાં ભીલ લોકોનાં હુલડ વખતે ભર ગોલીઓના મારામાંથી હીમત કરીને એક યુરોપ્યન અમલદારનો જીવ બંચાવ્યો હતો.[૭] એ બાદ એઓ

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૬ થી જુન ૧૮૭૨.

૨ "The Manockjee Limjee Gold Medal Essay for 1870. The Social and Economic effects of the Introduction of Railways into Ind a. By, Dorabji Edalji Gimi, B.A. Bombay: Printed at theEducation Society's Press, Byculla, 1872.

૩ જામે જમશેદ, તા૦ ૧૦ અને ૧૪ મી નવેમબર ૧૮૭૨.

૪ જામે જમશેદ, તા૦ ૪ થી જુન ૧૮૭૨.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૩૦ મી મેએ ૧૮૭૨.

ઇનકમ ટાક્ષનો એ કર ૧૮૭૩ ના આપરેલ માસથી કાઢી નાખવામાં આવ્યાથી શેઠ ડોશાભાઇએ પોતાનો એ કર ઊપરાવવા બાબેનો છેલ્લો રીપોરટ જે તા૦ ૧૪ મી જુન ૧૮૭૩ ને દીને નામદાર સરકાર ઊપર મોકલ્યો હતો, તેના છેલ્લા ફકરામાં લખ્યું હતું કેઃ—

The income tax is abolished, and with it my office of Collector ceases. I therefore, hope to be pardoned for *saying* in this my final report, that in discharging the peculiarly delicate, responsible, and arduous duties of Collector of license tax, certificate tax, and income tax during the last six years, my great anxiety has been to act conscientiously and justly both by the Government and the tax payers, and I would respectfully leave it to Government to determine to what extent I have succeeded in this respect.

આ ઊપરથી નામદાર સરકારે પોતાના તા૦ ૧૪ મી જુલાઇ ૧૮૭૩ ના ઠેડાવમાં પ્રસિદ્ધ કીધું હતું કેઃ—

It now *only remains* for His Excellency in Council to record his sense of the zeal, tact, and efficiency with which Mr. Dosabhoy Framjee has carried out the *difficult task entrusted to him for the last six years.* Mr. Dosabhoy's services have been frequenty noticed, and Mr. Dosabhoy is to be congratulated on the marked success which has always attended his labours.

૬ શેઠો રૂસતમજી ધનજીભાઇ શેઠના, બી. એ., એલ. એલ. બી. બારીસટર અને કાવશજી બેજનજી શેઠના, બી. એ., એલ. એલ. બી. વકીલ [એઓ પોતાના કાકા મરહુમ શેઠ બેજનજી અરદેશર શેઠનાના પાલક થયલા હોવાથી તેમનાં નામ સાથે ઓળખાએછે] ના બાવા.

૭ આ એમની હીમત તથા બાહદુરી માટે ૨૬ મી દેશી પલટણના કમાનડીંગ આફીસર કપ્તાન ચેમબરલેન તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૫૮ ને દીને લખેછે કેઃ—

ને નામે વ્યાપાર તથા રેલવે કંત્રાકટનું કામ કરતા હતા, અને જી. આઈ. પી. તથા વરોડરા રેલવેની ઘણાક મૈલોની લાંબી સડક તથા પૂલો એવોની કુંપનીએ બાંધ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૬૦ માં બીલીમોરા મધે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોહચાડવા માટેનું ફંડ ઉભું કરવાને અતરે નાણાં ભરાવવાની એવણે બીજાઓ સાથે આગેવાંની લીધી હતી. વરોડરા રેલવેની સાનંદથી વીરમગાંમ સુધીની રેલવેની સડક બાંધવાનાં કંત્રાકટનું કામ બજાવવા એઓ અમદાવાદ ગયા હતા, અને ત્યાં એમનું મરણ નીપજયું હતું.

---

તા૦ ૧૦ મી જુન.

રોજ ૨૩ માહ ૯ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—બેહરાંમજી માણેકજી વાડીઆ[1]—ઉમર વર્ષ ૫૪) સુરતવાલા શેઠ માણેકજી શેરાબજી વાડીઆના દીકરા. એવણ સુરત મધે રૂઉનો વ્યાપાર તથા પોતાના પિત્રાઇ શેઠ ખરશેદજી ફરદુનજી પારખની આડત કરતા હતા. સુરતની પારસી પંચાતનાં ધર્મનાં ફંડના એવણ ઈ૦ સ૦ ૧૮૫૭ થી એક માનેજર હતા. ૧૮૬૦ માં સુરત મધે ઉભી થાયલી "કૉટન કલીનીંગ, સ્પીનીંગ એંડ વીવીંગ કું૦" સ્થાપવામાં એવણે આગેવાંની લીધી હતી તથા તેના એક ડાએરેકટર હતા. તા૦ ૧૨ મી મારચ ૧૮૬૩ ને દીને એવણે મુંબઇની પારસી પંચાતનાં ફંડમાં રૂ૧૦૦૦૦) ની રકમ આપી જુદું ખાતું પડાવી તેનું વ્યાજ મરહુમ સર જમશેદજીવાલી જંદ પેહલવી મદરેસામાં હુશિયાર વિદ્યાર્થીઓને ત્રણ સ્કાલરશીપો તથા એક સોનાનો ચાંદ પોતાના મુરબી શેઠ ખરશેદજી ફરદુનજી પારખનાં નામથી આપવાનો બંદોબસ્ત કીધો હતો. ૧૮૬૪ માં પુણાં મધે ગરીબ લાચારોને આસરો આપવાનાં "દેવીડ શાશુન એસાએલમ" નાં ફંડમાં એવણે રૂ૩૦૦૦) આપવાથી ત્યાંના નંબર ૮ માં વાલા વારડને એવણનું નામ આપવામાં આવ્યું હતું. ૧૮૬૬ માં એવણે વલસાડનાં સ્ટેશન આગલ રૂ૧૫૦૦૦) ને ખરચે એક ધર્મશાલા પોતાના મુરબી શેઠ ખરશેદજી ફરદુનજી પારખને નામે બંધાવી હતી. એવણનું મરણ સુરત મધે નીપજયું હતું.

---

તા૦ ૧૦ મી જુન.

રોજ ૨૩ માહ ૯ (શે૦) ૧૨૪૧ યજદજરદી.

આજ દીને મરહુમ શેઠ ખરશેદજી કાવશજી દાવરનાં ઉઠમણાંમાં તેમના બાવા શેઠ કાવશજી નાનાભાઈ દાવરે રૂ૪૦૦), બપાઇ બાઇ જરબાઈ તે મરહુમ શેઠ નાનાભાઈ ફરાંમજી દાવરનાં વીધવાએ રૂ૨૦૦), તથા બીજાં એશીઓએ રૂ૩૨૫) મલી રૂ૯૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

---

૧ મરહુમ શેઠ એદલજી બેહરાંમજી વાડીઆના બાવા.

૨ જામે જમશેદ, તા૦ ૧૮ મી જુન ૧૮૭૨.

તા૦ ૧૨ મી જુન.

રોજ ૨૫ માહ ૧૦ (કદ૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ ધનબાઇજી તે શેઠ નશરવાંનજી પેશોતનજી મુલાંફીરોજનાનાં બીજી વારનાં ધણીઆંણી તથા શેઠ નશરવાંનજી બેહમનજી મોદીનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા એશીઓએ મલી રૂ૮૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

---

તા૦ ૧૫ મી જુન.

ઇરાંન મધે આવેલા ભયંકાર દુકાલને લીધે અતરે આવેલાં સંખ્યાબંધ ઇરાની જરથોસ્તીઓના ઉતારાને માટે સર કાવશજી જાંગીરજી રેડીમની નાઇટ, સી. એસ. આઇ. એ ચોપાતી મધે નાચાર ઇરાંની જરથોસ્તીઓને રાખવા માટેની પોતાના મમાવા મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠવાલી ધર્મશાલાના કંપાઉંડમાં તેની પડોશમાંજ એક બીજી ધર્મશાલા બંધાવી તે આજ દીને એક પત્ર લખી નાચાર ઇરાંની જરથોશ્તીઓનાં ફંડના તરસ્ટીઓને સ્વાધીન કીધી હતી.[4]

---

તા૦ ૨૦ મી જુન.

દસ્તુર એરચજી શેરાબજી મેહરજીરાંણા તથા એ૦ મનચેરજી શાપુરજી વાછાએ "ઇઅશત બા માએની" ને નામે ખોરદેહ અવસ્તામાંની દશ યશ્ટો તીર, ગોશ, મેહર, રશના, ફરવરદીન, રાંમ, દીન, અરશેશંગ, આસતાદ અને જમીઆદનો ગુજરાતીમાં તરજુમો કરી તેનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[5] એ પુસ્તક શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઇને અર્પણ કરવામાં આવ્યું હતું.

---

૩ જામે જમશેદ, તા૦ ૧૮ મી જુન ૧૮૭૨.

૪ જામે જમશેદ, તા૦ ૩ જી જુલાઇ ૧૮૭૨.

એ નવી ધર્મશાળાના દરવાજાપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"શેઠ ખરશેદજી અરદેશર ધરમશાલા. સર કાવશજી
"જાંહાંગીર રેડીમની નાઇટ, શી. એશ. આઇ. એઓએ
"પોતાના ખરચથી પોતાના મમાવાની ઇઆદગારીને શારૂ
"ગરીબ ઇરાની જરતોશતીઓને વાશતે બંધાવીછે. ઇઅજ-
"દેજરદી ૧૨૪૧ વીકરમાજીત ૧૯૨૮."

૫ "ઇઅશત બા માએની. પાક ખુરદેહ અવસતા મધેથી દશ ઇઅશતો અને તેઓનો ગુજરાતી તરજુમો. કરતા, એરચજી દસતુર શોહોરાબજી મેહેરજીરાંણાના તથા એરવદ મીનોચેહેરજી શાપુરજી વાછા. દફતર બીજું. મુંબઇ, ઇમપીરીઅલ પ્રેસમાં નવરોજજી ફરાંમજીએ છાપીઊંછે. સાલ ૧૨૪૧ ઇઅજદજરદી. સને ૧૮૭૨ ઇસવી."

ઊપલાં ટાઇટલ પેજપર દફતર બીજું કરી લખેલુંછે તેનું કારણ એના બનાવનારાઓએ દીબાચામાં એવું આપેલુંછે કે "એમાં જે ઇઅશતો સમાવેલી છે તે ખુરદે અવસતાનાં પાછલા ભાગમાં છે, અને તેની શરૂઆતમાં જે નીઆએશો અને ઇઅશતો છે તેને પેહેલાં દફતરને નામે છપાવાને ધારેલુંછે." પણ તેઓની ધારણા પાર નહિં પડી પેહલું દફતર બાહેર પડી શકયું નથી.

તા૦ ૨૧ મી જુન.

મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇનાં મરણથી તેમની ખાલી પડેલી જગોપર મુંબઇની પારસી પંચાતનાં ફંડના એક તરસ્ટી તરીકે હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. ને હૈયાત તરસ્ટી સાહેબોએ મુકરર કરી તેમનાપર તા૦ ૧૮ મી જુન ૧૮૭૨ ને દીને એક પત્ર લખ્યો કે "તમો સાહેબનાં નામવર કુટુંબની તરફથી પંચાતનાં ફંડોને મોટો આસરો મલતો આવ્યોછે વાસ્તે એ ફંડનો કારોબાર ચલાવવા સારૂં તમો સાહેબે શામેલ થવું." એના જવાબમાં હાનરેબલ સર જમશેદજીએ આજ દીને એક પત્ર લખી એ ઓહ્દો કબુલ કરી જણાવ્યું હતું કે "પંચાતનાં ફંડના તરસ્ટી તરીકે શામેલ થવાને તેવણની પોતાની ફરજ છે, અને જરતોશતી અનજુમનની ખીદમત બજાવવામાં તેવણ મોટું માન સમજેછે."[૨]

તા૦ ૨૪ મી જુન.

શેઠ અરદેસર ફરામજી ઘાસવાલા, બી. એ; એલ. એલ. બી. એ મુંબઈની હાઇ કોરટના સોલીશીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[૨]

તા૦ ૨૫ મી જુન.

એ૦ ફરદુનજી નશરવાંનજી રબાડીએ પારસી બાળકોને શિખવવા માટે "જરતોશ્તી મહજબ" નામની સવાલ જવાબના આકારમાં એક ચોપડી રચી પ્રગટ કીધી હતી.[૩]

તા૦ ૨૬ મી જુન.

શેઠો ફરામજી તથા દોરાબજી હોરમજજી ગનધરે ચીખલી ગામમાં એક કુવો પોતાનાં માતાજી મરહુમ બાઇ નાલીબાઇનાં પુનને માટે બંધાવ્યો હતો.[૪]

૧ જામે જમશેદ, તા૦ ૨૯ મી જુન ૧૮૭૨.

૨ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૫ મી જુન ૧૮૭૨.

૩ "પારસી બાળકો માટે, જરતોશ્તી મજહબ. રચનાર, મોબેદ ફરદુનજી નોશરવાંનજી રબાડી, શેઠ કા. જાં. રેડીમની, સી. એસ. આઇ. ની શેતવાડી પારસી છોકરીઓની નિશાળનો શિક્ષક. મુંબઇ: પારસી પ્રિન્ટિંગ પ્રેસમાં પા. ન. ખંબાતાએ છાપ્યુંછે. ય૦ સ૦ ૧૨૪૧—ઈ૦ સ૦ ૧૮૭૨."

એ ચોપડીનો બીજી આવૃતિ ઈ૦ સ૦ ૧૮૭૩ માં છપાઇ બાહેર પડી હતી.

૪ એ કુવાપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"પાક દાદાર હોરમજદની મદદ છે

"આ કુવો ગાંમ ચીખલીનાં કુલે રેહવાશીના વાપરવાને "શારૂં બાઇ નાલીબાઇ તે બીબાજી નવરોજી ઇટાલીઆની "છોકરીનાં પુનને સારૂં તેવનનાં પુતર પારસી ફરાંમજી તા૦ "દોરાબજી હોરમજી ગનધરે બનાવાવીઓછે. સને ૧૨૪૧ "ઇઅજદેજરદી ૧૮૭૨ ઇસવી."

તા૦ ૨૭ મી જુન.

શેઠ એદલજી મનજીભાઈ મોદીને નામદાર સરકારે ભરૂચની મમાલકાળ કોરટના રેજીસ્ટ્રાર નેમ્યા હતા.[૫]

તા૦ ૨૮ મી જુન.

કલીઆંણીના સબ-જડજ ખાંનસાહેબ ખરશેદજી રૂસતમજી થાણેવાલાની તપાસ હેઠલ મુંબઇની સરકારે New Evidence and Contract Acts ના મરાઠી તથા ગુજરાતી તરજુમા કરવાનું કામ મેશરસ શંકર પાંડુરંગ પંડીત અને વીરપ્રસાદ તાપીપ્રસાદને સોંપ્યું હતું.[૬]

તા૦ ૩૦ મી જુન.

રોજ ૧૩ માહ ૧૦ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—દસ્તુર શેરાબજી બરજોરજી દારાબપાલણના—ઉમર વર્ષ ૬૧) સુરતવાલા દસ્તુર બરજોરજી ખારશેદજી દારાબપાલણના નાહલા દીકરા. એવણ સુરત મધે રૂસ્તમપરામાં પોતાના વડા ભાઇના હાથ હેઠલ દસ્તુરી ચલાવતા હતા. અકસમાત ગાડીમાંથી પડી જવાથી એમનું મરણ નીપજ્યું હતું.

તા૦ ૪ થી જુલાઇ.

શેઠ શાવકશાહ શેરાબજી દાવરને નામદાર સરકારે પુણાં જીલ્લાનાં એડ ગામની સીવીલ કોરટના કામચલાઉ સબારડીનેટ જડજ નેમ્યા હતા.

શેઠ માણેકજી નશરવાંનજી નાણાંવટી, બી. એ; એલ. એલ. બી. ને નામદાર સરકારે ખાંનદેશ જીલ્લાનાં શીરપુર ખાતે બીજા વર્ગના કામચલાઉ સબારડીનેટ જડજ નેમ્યા હતા.[૭]

તા૦ ૪ થી જુલાઇ.

"સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટ" ના એક અધિકારી મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇની જગોપર એક નવો અધિકારી ઠેરવવા માટે આજ દીને એ ખાતાંની એક સભા મળી હતી. તે વેળાએ સર્વેનાં એકમતથી શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલને એ જગોપર મુકરર કરવામાં આવ્યા હતા.[૮]

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૭ મી જુન ૧૮૭૨.

૬ એ તરજુમા ઈ૦ સ૦ ૧૮૭૨ ના આગશટ તથા સપટેમબર માસનાં ગવરમેંટ ગેઝેટમાં છપાયલાછે, અને તે બંધે ઊપર શેઠ ખરશેદજીની શહીઓ છે. આ કામ માટે એઓને રૂ૪૦૦) નું "હાનરેરીયમ" નામદાર સરકારે આપ્યું હતું.

૭ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૪ થી જુલાઇ ૧૮૭૨.

તા૦ ૬ ઠી જુલાઈ.

શેઠ મનચેરજી મેહેરવાંનજી ભાવનગરીએ "ઈસ્ટ ઈંડીઆ કંપનીનાં બંધારણ" વિષે ઈંગ્રેજીમાં એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[1]

---

તા૦ ૧૧ મી જુલાઈ.

રોજ ૨૪ માહ ૧૧ (કદ૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—કાવશજી હોરમજજી સરાફ—ઉમર વર્ષ ૬૪) એઓણ પ્રથમ મુંબઈની સરકારી ફેકટરીમાં મીકાનીકસનું કામ શિખેલા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૫૦ માં ખેતવાડીના રસ્તા ઉપર શેઠ ખોરાબજી શાપુરજી ઈજનેર સાથે ભાગમાં "આએરન ફાઉંડરી" ઈયાને લોઢાંનું કારખાનું મોટા પાયા ઉપર કાઢયું હતું. ખેતવાડીનાં જરથોસ્તીઓનાં મુકતાદ તથા બાજ જશન તથા ઘહંબારનાં ફંડોના એઓણ ઈ૦ સ૦ ૧૮૫૭ માં તે સ્થાપ્યું ત્યારથી એક તરસ્ટી હતા.

---

તા૦ ૧૧ મી જુલાઈ.

શેઠ હોરમજજી બાપુજી વીકાજીને નામદાર સરકારે સેતારાના ડીસ્ત્રીકટ ડેપ્યુટી કલેકટર નેમ્યા હતા.[2]

---

તા૦ ૧૩ મી જુલાઈ.

આજ દીને મરહુમ શેઠ કાવશજી હોરમજજી સરાફનાં ઉઠમણાંમાં તેઓએ ખેતવાડીની ત્રિજી ગલીમાંની હોરમજ બાગની વાડી અસલ માલેકો પાસેથી રૂ૧૬૦૦૦) ની કીમતે લીધી હતી તે મુંબઈના કુલે જરથોસ્તીઓને સર અવસરે વાપરવા સારૂં ઓફી મુકવાની, તથા તેની મરામત વગેરેને માટે રૂ૨૦૦૦) ની રકમ મરનારની પુંજીમાંથી એલાહેદી કાઢવાની તંદરોસ્તી પઢાવી હતી. એ ઉપરાંત મરનારની પોતાની પુંજીમાંથી રૂ૩૦૦૦) તથા બીજાં એશીઓએ ૨૪૭૨) મલી રૂ૩૪૭૨) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

---

તા૦ ૧૫ મી જુલાઈ.

શેઠ ફરામજી બહેમનજી માસટરે સુરતના માજી કોટવાલ મરહુમ ખાંનસાહેબ અરદેશર ધનજીશાહ બાહદુરની જીંદગીના સંક્ષેપ અહેવાલનું ગુજરાતીમાં એક નાહનું પુસ્તક રચી બાહેર પાડયું હતું.[4]

---

તા૦ ૧૭ મી જુલાઈ.

બોમ્બે ગેઝેટના અધીપતી મી૦ જે. એમ. મેકલીને આ શેહેરનાં ભલાને માટે પોતાની કલમ સ્વતંત્ર રીતે ચલાવી તેની કાંઈક પીછાંણ કરવા માટે તે હાલ પોતાને વતન જતો હોવાથી તે તકનો લાભ લઈ તેને એક "પર્સ" આપવા માટે તેના દોસ્તો અને વખાણનારાઓ વચ્ચે એક ઉઘરાંણું કરવામાં આવ્યું હતુ, જે મધે રૂ૩૪૦૦) ભરાયા હતા, જેમાં રૂ૫૦૦) ઈંગ્રેજો, ૫૦૦) હિંદુઓ, ૧૦૦૦) યાહુદીઓ અને રૂ૧૪૦૦) પારસીઓના હતા.[5]

---

તા૦ ૨૦ મી જુલાઈ.

રોજ ૩ માહ ૧૧ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—બરજોરજી મનચેરજી મુસ—ઉમર વર્ષ ૯૫) ગંદેવીવાલા શેઠ મનચેરજી રતનજી મુસના દીકરા. એઓણ આગલા વખતમાં અતરે તથા ચીન અને શીંગાપોર ખાતે એક જાણીતા વ્યાપારી હતા. ઈ૦ સ૦ ૧૮૪૦ માં એઓણનું "બનારસ" નામે એક સફરી વાહણ હતું. ઈ૦ સ૦ ૧૮૪૨ માં એઓણે ગંદેવી મધે પોતાનાં માતાજીનાં પુનને માટે ત્યાંનાં દોખમાંઓના આઠમણ દસાએ એક કુવો તથા પાએદશે આવનારાઓને બેશવાને એક પથ્થરનો ઓટલો બંધાવ્યો હતો. એઓણ લાંબી મુદત સુધી શીંગાપોર મધે વ્યાપારને સર રહેલા હતા, અને ત્યાંના સર્વે વાધેના લોકોમાં પંકાએલા હતા. એ પછી છેલ્લાં દશ બાર વર્ષ થયાં મુંબઈ આવી જઈફીને લીધે એકાંત જીંદગી ગુજારી હતી.

---

તા૦ ૨૨ મી જુલાઈ.

રોજ ૫ માહ ૧૧ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—હોરમજજી પેશતનજી શેઠના[6]—ઉમર વર્ષ ૪૮) શેઠ પેશતનજી ડોશાભાઈ શેઠનાના નાહના દીકરા. એઓણ

---

૧ "The Constitution of the East India Company. By, Mancherjee M. Bhownaggree. Bombay: Printed and published at the Dufter Ashkara Press by Byramjee Furdoonjee & Co. 1872."

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૧ મી જુલાઈ ૧૮૭૨.

૩ જામે જમશેદ, તા૦ ૩૧ મી જુલાઈ ૧૮૭૨.

એ વાડી મરનાર શેઠ કાવશજીએ પોતાની હૈયાતીમાંજ જરથોસ્તીઓને સરઅવસરે વાપરવાને ધર્મ ખાતે કાઢેલી હતી, અને તે બાબે પોતાનાં વશિહતનામાંમાં પણ લખેલું હતું, કે જેની રૂહે ઉપર મુજબ તંદરોસ્તી પઢાવી હતી. એ વાડીનો વહીવટ પ્રથમમાં મરહુમ શેઠ કાવશજીના વડા દીકરા તથા એકજીકયુટર શેઠ હોરમજજી કાવશજી સરાફ ચલાવતા હતા. તેમની પછી તેમના બીજા ભાઈ શેઠ ડોશાભાઈ કાવશજી સરાફ, અને હાલ તેમના ત્રિજા ભાઈ શેઠ નશરવાંનજી કાવશજી સરાફ ચલાવેછે. એ વાડીનું તથા તેની મરામતની ઉપલી રૂ૨૦૦૦) ની પુંજીનું કરસું તરસ્ટ ડીડ હજુ સુધી થયું નથી.

૪ "સુરત શહેરના ખાનબહાદુર અરદેશર કોટવાલ: તેમની જીંદગીનો સંક્ષેપ અહેવાલ. (અંગ્રેજી નોધ ઉપરથી) પ્રગટ કરનાર બે. મુંબઈ: બોમ્બે પ્રીનટીંગ પ્રેસ. ૧૮૭૨ ઈસવી."

૫ ટાઈમસ ઑફ ઈંડીઆ, તા૦ ૧૮ મી જુલાઈ ૧૮૭૨.

પારસીઓના રૂ૧૪૦૦) નીચે પ્રમાણે હતા:—

(રૂ૧૦૦૦) સર કાવશજી જહાંગીરજી રેડીમની, નાઈટ, સી. એસ. આઈ., (રૂ૨૦૦) અરદેશર હોરમજજી વાડીઆ, (રૂ૧૦૦) બેહરામજી જીજીભાઈ, રૂ૧૦૦) દીનશાહજી માણેકજી પીટીટ.

૬ શેઠ અરદેશર પેશતનજી ડોશાભાઈ શેઠનાના ભાઈ.

એક વાર્તાનું પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[1] એ પુસ્તક હાનરેબલ એ. રાજરસને અર્પણ કરવામાં આવ્યું હતું.

---

તા૦ ૨૯ મી આગશટ.

શેઠ શાપુરજી જામાસપજી ભાવનગરીને નામદાર સરકારે મુંબઈનાં કસટમ ખાતાંના ચોથા આસીસ્ટંટ કમીશનર નેમ્યા હતા.[2]

---

તા૦ ૩૦ મી આગશટ.

રોજ ૯ માહ ૧ (ક૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—હોરમજજી બેહરામજી બનાજી—ઉમર વર્ષ ૬૨) શેઠ બેહરામજી કાવશજી બનાજીના બીજા દીકરા. એવણ નાહલી ઉમરથીજ પોતાના બાપનાં ઘોડાના વ્યાપારનાં કામમાં પડેલા હતા, અને સેવટ સુધી ઘોડાની ખરીદી તથા દલાલી કરતા હતા.

---

તા૦ ૩૧ મી આગશટ.

રોજ ૧૦ માહ ૧ (ક૦) ૧૨૪૨ યજદજરદી.

**મરણ**—ફરામજી શોરાબજી ખંબાતા[3]—ઊમર વર્ષ ૩૯) શેઠ શોરાબજી કાવશજી ખંબાતાના વડા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૪૭ માં પોતાના બાપના કાકા શેઠ એદલજી ફરદુનજી ખંબાતા સાથે ચીન ગયા હતા. ત્યાં થોડુંક સુધી વ્યાપારી પેહડીમાં રહી પોતાને હીસાબે દલાલી તથા બીજો બ્યાપાર કરતા હતા, અને મુંબઈમાં આવી મરણ પામ્યા હતા. એવણ ૨૧) વર્ષ ચીન મધે રહેલા હતા.

---

તા૦ ૫ મી સપટેમબર.

રોજ ૨૦ માહ ૧૨ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—દારાશાહ ખરશેદજી પટાપઠી—ઉમર વર્ષ ૭૨) એવણ ઈ૦ સ૦ ૧૮૪૩ થી અતરે શેઠ અરદેશર રૂસતમજી શેઓરી તથા બહમનજી રૂસતમજી નાળીએરવાલા સાથે ભાગમાં ચીનીકામ તથા ગલાસ કામનો ધંધો " દારાશાહ અરદેશર " ને નામે કરતા હતા. તે પછી તા૦ ૩૧ મી જુલાઈ ૧૮૫૧ થી ભાગ છોડવી પોતે એખલાને નામે તે ધંધો ચલાવતા હતા. મુંબઈ મધે કેરોસીન તેલના લાંપો અમેરીકાથી આવતા શરૂ થયા તે વેળાએ તેનો મોટો રોજગાર એઓ કરતા હતા. એવણે તા૦ ૨૦ મી મેએ ૧૮૭૧ ને દીને પોતાની હૈયાતીમાં પોતાની ખુશીથી રૂ૧૦૦૦૦) ની રકમ મુંબઈની પારસી પંચાતનાં ફંડમાં પોતાનાં નામનું જુદું ખાતું પડાવી તેનું વ્યાજ પંચાતને લગતાં ચાર ધર્મખાતાંઓમાં વાપડવાને ભેટ આપી હતી.

---

તા૦ ૬ ઠી સપટેમબર.

રોજ ૨૧ માહ ૧૨ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજે દીને નવસારી મધે શેઠ મેહરવાનજી માણેકજી શેઠનાએ એક નશાખાનું બંધાવી ત્યાંની અનજુમનને વાપડવાને સુપરદ કીધું હતું.[4]

---

તા૦ ૭ મી સપટેમબર.

શેઠ બેહરામજી જીજીભાઈએ છેલ્લાં ચાર વર્ષ સુધી મુંબઈની લેજીસલેટીવ કૌનસીલના એક અધિકારી તરીકે પ્રજાની કેટલીક સેવાઓ બજાવી હતી તેમને હાલ કૌનસીલમાંથી રીટાયર થતી વખતે તેમના દોસ્તો અને ચાહનારાઓ તરફથી ૫૦૦૦) શહીનું એક માનપત્ર હાનરેબલ નારાયણ વાસુદેવજીએ આજ દીને એક પત્ર લખી મોકલી આપ્યું હતું.[5]

---

૧ "માહરૂં સ્વપ્નું અથવા વિશ્વાપર વિપતિ. ભાગ ૧ લો. બનાવનાર, જહાંગીરશાહ અરદેશર તાલેયારખાં. સુરત મધે વિકટોરિયા પ્રેસમાં કીકાભાઈ પરભુદાસે છાપ્યું. ઈ૦ સ૦ ૧૮૭૨."

૨ બોમ્બે ગવરનેંટ ગેઝેટ, તા૦ ૨૯ મી આગશટ ૧૮૭૨.

૩ શેઠ ફરદુનજી ફરામજી અને ફેમશાર ધનજીભાઈ ખંબાતાના બાવા.

૪ એ નશાખાનાં ઊપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—
"પાક દાદાર અહુરમજદની મદદ હોજો
"આ નશાખાનું શેઠ મેરવાનજી માણેકજી શેઠે જરથોસ્તીઓનાં વપરાશ સારૂં બંનાવ્યું છે. યજદજરદી શને
"૧૨૪૧ શવંત ૧૯૨૮."

૫ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૪ મી સપટેમબર ૧૮૭૨.

આ માનપત્ર નીચે મુજબ હતું:—

To

BYRAMJEE JEEJEEBHOY, ESQUIRE.
Ex-Member of the Council of His Excellency the Governor for making Laws and Regulations Bombay.

Dear and Worthy Sir,

On your retirement from the local Legislative Council, we beg to express to you our acknowledgment of the valuable services gratuitously rendered by you to your *fellow-countrymen*.

Widely-known as a member of one of the principal native families of highly respectable position, and as a leading merchant of this city, you had the reputation of being one of our foremost, enterprising, pulic-spirited and patriotic citizens, when you were called upon by the representatives of Her Most Gracious Majesty the Queen, to take an active part in the Legislative Department of the Government of this presidency.

Your knowledge of men and manners in general, and of the wants and wishes of the various classes of the population of this presidency in particular, your great industry and aptitude for business, combined with ripe experience, forethought and prudence, had inspired the hope that your career as a legislator would prove of even tenor with the course of the other successful pursuits of your life. The result tends to prove the hope fully realised. We have the satisfaction to note that your labours as a member of the Legislative Council have proved useful to your countrymen.

તા० ૮ મી સપટેમબર.

શેઠ નાનાભાઇ રૂસ્તમજી રાંણીનાએ દેશી બાળકોને શિખાડવાને ઇંગ્રેજી અને ગુજરાતી નાંહાના વાકયોની એક ચોપડી રચી પ્રગટ કીધી હતી.[1]

During the space of four years that you were one of *its members, the Legislative Council discussed and* decided many important public questions involving the interests of the different sections of the population of this presidency; and you, Sir, ever showed by your efforts that you were not wanting in the discharge of your duty to those whose well-being you were expected to watch and promote. Those efforts, though not marked by eloquent speeches, which usually enhance the worth of public men, were fruitful in regard to the preservation and advancement of the welfare of your fellowcountrymen. The drawback of speech-making in a foreign tongue on your part was often more than compensated for by the varied knowledge, mature experience, and deep meditation which you generally brought to bear on the consideration of great public questions, and which induced the disposal of many of them in a satisfactory manner.

The object of this address is not to enumerate your services to your countrymen, but simply to record our appreciation of them; and we beg to assure you, Sir, that various as those services have been, you have rendered them willingly and in a manner gratifying to those for whom you have voluntarily worked. We beg to thank you for the obligations you have thus conferred, and to assure you that the *zeal, industry, intelligence,* and independence with which you have served your countrymen, will be long remembered by them with feelings of becoming gratitude.

That you and yours may live long to enjoy ever increasing honour and prosperity is the ardent wish of, dear and worthy Sir, your friends and admirers.

એજ મુજબ શેઠ બેહરાંમજીને સુરતના લોકો તરફથી એક માનપત્ર તા० ૧૬ મી નવેમબર ૧૮૭૨ ને દીને શેઠો રતનશાહ પેશતનજી વકીલ, પીરોજશાહ શાપુરજી કમીશરીવાલા, હીરજીભાઇ જીવણજી ફોજદાર, અને ડાકટર ડોશાભાઇ પેશતનજીનાં એક ડેપ્યુટેશને એવણને તારદેવને બંગલે જઇ આપ્યું હતું. એજ માનપત્રની સાથે સચીનના નવાબ સાહેબ સીદી મહમદ ઇબ્રાહીમ યાકુતખાંન તરફનું પણ એક માનપત્ર એઓ શેઠોએ આપ્યું હતું. ભરૂચ તરફથી પણ એક માનપત્ર ત્યાંના આગેવાંન રેહવાસીઓની શહી સાથનું તા० ૮ મી નવેમબર ૧૮૭૨ ને દીને ભરૂચ આશોશીએશનના શેક્રેટરી શેઠ શોરાબશાહ દાદાભાઈ મુનસફે એક પત્ર લખી શેઠ બેહરાંમજીપર અતરે મોકલી આપ્યું હતું. અમદાવાદના આગેવાંનો તરફથી પણ એક માનપત્ર તા० ૩० મી સપટેમબર ૧૮૭૨ ને દીને રાવબાહદુર બેહચરદાસ અંબાઇદાસે એક પત્ર લખી શેઠ બેહરાંમજીપર મોકલી આપ્યું હતું. નવસારીના લોકો તરફથી પણ તા० ૫ મી અકટોબર ૧૮૭૨ ને દીને દસ્તુર માહીઆરજી કેકોબાદજી મેહરજીરાંણાના તથા શેઠો બરજોરજી નવરોજજી દેસાઇ, બહમનજી દારાબજી દેસાઇ, જામાસપજી ખરશેદજી દેસાઇ, ડોશાભાઇ બહમનજી દેસાઇ, અને બરજોરજી રૂસ્તમજી ગારડાએ એક પત્ર લખી માનપત્ર મોકલી આપ્યું હતું. એલાવના જરથોસ્તીઓ તરફથી પણ એક માનપત્ર તા० ૧૨ મી અકટોબર ૧૮૭૨ ને દીને ત્યાંના પટેલ જીવણજી બીખાજીએ એક પત્ર લખી મોકલી આપ્યું હતું.

1 "Short Sentences, English and Gujarati. With a Glossary of useful words, for the use of Schools and private families. Bombay: Printed by N. R. Ranina at the Union Press, 1872."

તા० ૧૨ મી સપટેમબર.

રોજ ૨૨ માહ ૧ (કદમી) ૧૨૪૨ યજદેજરદી.

મરણ—નવરોજજી બેહરાંમજી પારખ[2]—ઉમર વર્ષ ૪૫) શેઠ બેહરાંમજી ડોશાભાઈ પારખના વડા દીકરા. એવણે ઈ० સ० ૧૮૪૨ માં અતરેની એલફીનસ્ટન ઇનસ્ટીટયુશનમાંથી "કલેર સ્કાલર"ની પદવી મેળવી હતી. તે પછી એલફીનસ્ટન કાલેજમાં ઉપશિક્ષક થયા હતા. ૧૮૪૬ ના જુન માસથી એઓ સુરતની ઇંગલીશ સ્કુલના એક શિક્ષક તથા ૧૮૪૯ થી વડા શિક્ષક થયા હતા. ૧૮૫૧ માં અતરે આવી સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટના વડા શિક્ષક તરીકે કામ ચલાવ્યું હતું. તે બાદ શિક્ષકની નોકરી છોડી સરકારી ખાતાંમાં રહયા, અને તા० ૨૩ મી મારચ ૧૮૫૨ થી ભરૂચના ડેપ્યુટી કલેકટર અને માજીસ્ટ્રેટ નેમાયા હતા. ૧૮૫૫ માં નામદાર સરકારે એવણને સુલેહના અમલદારનું માન આપ્યું હતું. એ બાદ ૧૮૫૭ માં એઓ ખાંનદેશના, ૧૮૬૦ માં ખેડાના, ૧૮૬૧ માં શોલાપુરના, અને ૧૮૬૪ માં કલાડગી જીલ્લાના હજુર ડેપ્યુટી કલેકટર અને માજીસ્ટ્રેટ નેમાયા હતા. ૧૮૬૬ માં એવણે સરકારી કેળવણી આપવાની રીત તથા તેથી જવાંનયાઓ કેવા થાયછે તે વિષે ઇંગ્રેજીમાં એક ચોપાનયું પ્રગટ કીધું હતું. એ ઉપરાંત અતરેનાં ઇંગ્રેજી વર્ત્તમાન પત્રોમાં એવણ વારંવાર લખાંણો કરતા હતા. એવણનું મરણ બેલગાંમ મધે નિપજયું હતું.

તા० ૧૨ મી સપટેમબર.

શેઠ જમશેદજી અરદેશર દલાલ, એમ. એ. ને નામદાર સરકારે એલફીનસટન કાલેજમાં ગણિતના કામચલાઉ જુનીયર પ્રોફેસર નેમ્યા હતા.[3]

તા० ૧૩ મી સપટેમબર.

રાહનુમાએ માજદીઅસનાંન સભા તરફથી મુંબઇનાં ગુજરાતી વર્ત્તમાંન પત્રોમાં જાહેર ખબર છપાવી દુવા નાંમ સેતાએશનેનો ગુજરાતી તરજુમો તથા શરેહ સાથે જે કોઇ જરથોસ્તી સઉથી સરસ રીસાલો લખી મોકલે તેને એ સભાના સરનશીન શેઠ નવરોજજી ફરદુનજીનાં નામનું રૂ૫૦૦) નું ઇનામ આપવાને જાહેર કીધું હતું. તે મુજબ સભાપર આઠ રીસાલા લખાઇ આવ્યા હતા, તેમાંથી "અજેમ અહુરહે મજદાઓ સ્તાત અહમી" એવી નિશાંનવાલો એ० ખુરશેદજી મીનોચેહરજી કટેલીએ લખેલો રીસાલો ઇનામને લાએક નીકલવાથી તેમને ઉપલું ઇનામ આપ્યું

2 સરજ્યન લફટનંટ કરનલ ધનજીશાહ નવરોજજી પારખ તથા ડાકટર નશરવાંનજી નવરોજજી પારખના બાવા.

3 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા० ૧૨ મી સપટેમબર ૧૮૭૨.

હતું, અને એ રીસાલો સભાને ખરચે છપાવી પ્રગટ કીધો હતો.[૧]

---

તા૦ ૨૦ મી સપટેમબર.

અમદાવાદ મધે આવેલી છેલ્લી રેલ વખતે ગરીબોને મદદ કરવા થકી ત્યાંના કલેકટરપર મોકલેલા રૂપીઆ મધેથી આસરે ૨૫૦૦૦) જે હાનરેબલ બેહરામજી જીજીભાઇ તથા હાનરેબલ મંગલદાસ નથુભાઈના ભરેલા હતા તે મદદ કરતાં બાકી વધવાથી તે રૂપીઆમાંથી એ બંધે ગ્રહસ્થોની મંજુરીઆત લઇ નામદાર સરકારે ઇ૦ સ૦ ૧૮૬૯ માં ખેડા જીલ્લામાં આવેલાં મેહમુદાબાદમાં એક ધર્મનું દવાખાનું બાંધવાને તથા તેનું નામ હાનરેબલ બેહરામજીનાં મરહુમ ધણીઆંનીનાં નામપરથી "માણેકબાઇ ડીસ્પેનસરી" કરી રાખવાને ઠેડવ્યું હતું. આ કામ માટે હાનરેબલ મંગલદાસે બીજા ૨૧૦૦૦) ભેટ આપ્યા હતા,[૨] અને તે દવાખાનું આએ વર્ષમાં બંધાઇ તૈયાર થવાથી પ્રજાને વાપડવાને ખોલ્લું મુકયું હતું.[૩]

---

તા૦ ૨૧ મી સપટેમબર.

રોજ ૧ માહ ૧ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

આજ દીને શેહનશાહી પારસીઓનો નવાં વર્ષનો દીવસ હોવાથી ભરૂચ મધે ત્યાંના ડેપ્યુટી કલેકટર શેઠ આદરજી જીવણજીએ ત્યાંની દરેમેહરમાં પારસીઓનો એક મેલાવડો ર્યો હતો. આ મેલાવડામાં નાયબે દસ્તુર દાદાભાઇ ફરદુનજીએ જરથોસ્તી દીનનાં ફરમાંન મુજબ ચાલવાથી થતા લાભ વિશે એક ભાષણ કીધું હતું.[૪]

---

તા૦ ૨૫ મી સપટેમબર.

આ માસમાં ગુજરાતના ઘણાક ભાગોમાં મોટો વરસાદ પડવાને લીધે અમદાવાદ, ભરૂચ, સુરત, નવસારી, વલસાડ, બીલીમોરા, વગેરે ઠેકાણે રેલ આવી હતી, અને ગરીબ લોકોને મોટું નુકસાંન ખમવું પડયું હતું. આ વેળાએ સર્વે ઠેકાંણેના પારસીઓએ મોટી મદદ કીધી હતી તથા ઘણાક ગરીબ નાચારોના જીવ બચાવ્યા હતા.[૫]

---

તા૦ ૨૬ મી સપટેમબર.

લખનોર મધે પારસીઓની સેવટની આરામગાહની જગો આગલ ત્યાંવાલા શેઠ હોરમજજી શાપુરજી બુકબાંઇડર અથવા કોચબીલડરે જરથોસ્તીઓના ગરઆવસરના વપડાશને માટે એક મકાંન "હોરમજદ બાગ" નાં નામથી બંધાવી ખોલ્લું મુકયું હતું.[૬]

---

તા૦ ૨૭ મી સપટેમબર.

શેઠ કાવશજી દીનશાહજી કેઆસે મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇની જીંદગીના અહેવાલનું ખેત બાજીમાં "અહેવાલે રૂસતમજી જમશેદજી જીજીભાઇ" નામનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[૭]

---

તા૦ ૨૯ મી સપટેમબર.

રોજ ૯ માહ ૧ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—દાદાભાઇ કાવશજી દમણવાલા—ઉમર વર્ષ ૩૮) દમણવાલા શેઠ કાવશજી બેહરામજી ભરડાના નાહના દીકરા. એવણ પોતાના ભાઇ શેઠ માણેકજી કાવશજી દમણવાલા સાથે તેમનાં ધરમપોર તથા વાંસડાનાં રાજ્યના મોહલા વ્યાપારમાં શામેલ હતા. ઊદવારા ખાતે એક ધર્મનું દવાખાંનું ઉભું કરાવવા તથા તેને ચાલુ રાખવાને એવણે પોતાના મજકુર ભાઇ સાથે શરૂઆતથીજ કાલજી રાખી હતી, તેમજ તે તરફની નિશાલ તથા બીજાં પ્રજા ઉપયોગી કામોમાં એવણ સારૂં ધ્યાન આપતા હતા. ધરમપોર, વાંસડા, દમણ, તથા ઉદવારાના લોકોમાં એવણ ઘણા જાણીતા હતા.

---

૧ "દુવા નાંમ સેતાએશને, તરજુમો તથા સરેહ સાથે. શેઠ નવરોજજી ફરદુનજીની યાદગારીનો ઇનામનો રીસાલો. બનાવનાર—એરવદ ખુરશેદજી મીનોચેરજી કટેલી. સઘલા જરતોસતીઓને વાકેફ થવા સારૂં રાહનુમાએ માજદીઅસનાંન સભાની કારોબાર મંડલીએ છપાવી પરગટ કરેઓછે. મુંબઇ, દફતર આશકારા છાપાખાનાં મધે બેહરાંમજી ફરદુનજીની કુંપનીએ છાપીઊં છે. સને ૧૨૪૧ ઇયજદેજરદી. સને ૧૮૭૨ ઇશવી."

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૨ મી જુલાઇ ૧૮૬૯.

૩ જામે જમશેદ, તા૦ ૨૦ મી સપટેમબર ૧૮૭૨.

૪ મુંબઇ સમાચાર, તા૦ ૩૦ મી સપટેમબર ૧૮૭૨.

એજ મુજબ તા૦ ૧૦ મી અકટોબરે ભરૂચની હમાવાલાની દરેમેહરમાં શેઠ આદરજીની કોશેશથીજ એક બીજું ભાષણ જરથોસતી ધર્મની બાબદમાં એ૦ કેખશરૂ પેશતનજી શીક્ષાગુરૂએ કીધું હતું.

૫ જામે જમશેદ, તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૭૨.

બીલીમોરામાં મદદ મોકલવા થકી ડાકટર કાવશજી હોરમજજીએ અતરે એક ઊધરાંણું કીધું હતું, જે મધે શેઠ બેહરાંમજી જીજીભાઇ તથા દીનશાહજી માણેકજી પીટીટે દરેકે ૩૦૦૦) તથા બાઇઓ માણેકબાઇ અને મોટલાંબાઇ તે મરહુમ શેઠ જાંગીરજી નશરવાંનજી વાડીઆનાં વીધવા અને બેટીએ મલી ૩૧૦૦) તથા બીજી કેટલીક નાહલી રકમો ભરાઇ હતી.

૬ જામે જમશેદ, તા૦ ૧૮ મી મેએ ૧૮૮૭.

એ મકાંન ઊપર નીચે મુજબ ઇંગ્રેજીમાં તખ્તી મારેલીછે:

"The Parsi Hurmuzd Bagh,
Erected 1872.
By Late Hormusji Shapurji Coach-Builder."

૭ "અહેવાલે રૂસતમજી જમશેદજી જીજીભાઇ. (ફોટોગરાફ તસવીર સાથે) બનાવનાર, કાવસજી દીનશાહજી કેઆસના. મુંબઇ મધે, મુંબઇ સમાચાર છાપખાનામાં માણેકજી બરજોરજી મીનોચેહર હોમજીનાએ છાપેલછે. સને ૧૨૪૧ યઝદેજરદી—સને ૧૮૭૨ ઇસવી."

### તા૦ ૩૦ મી સપટેમબર.

પુણાં મધે ભરાએલાં આ શાલનાં સરસ ઘોડાનાં પ્રદર્શણમાં પારસીઓમાં હાનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટને ગાડીમાં જોડવાના સરસ ઘોડાઓ માટે પેહલું તથા બીજું ઇનામ, શેઠ અરદેશર હોરમજજી વાડીઆને બરહામમાં જોડવા લાયક સર્વેથી સરસ ઘોડા માટે પેહલું ઇનામ, તથા શેઠ જમશેદજી ધનજીભાઇ પટેલને દેશી સરસ ટટુઓ માટે રૂપાંના ચાંદનાં ઇનામો મલ્યાં હતાં.[1]

---

### તા૦ ૧ લી અકટોબર.

આજ દીને દમણ મધે મરહુમ શેઠ દાદાભાઇ કાવશજી દમણવાલાનાં ઉઠમણાંમાં તેમના ભાઇ શેઠ માણેકજી કાવશજી દમણવાલાએ ઉદવાડા મધે જે ધર્મનું દવાખાંનું ચાલતું હતું તે હમેશ ચાલુ રાખવાના હેતુથી એક ફંડ ઉભું કીધું હતું, અને તે મધે પ્રથમ પોતે રૂ૧૫૦૦), મરનારનાં વીધવા બાઇ જરબાઇએ રૂ૨૨૦), વીધવાના ભાઇઓ શેઠો બેહરામજી અને મેહરવાનજી ફરદુનજી મરજબાને રૂ૧૦૦), તથા બીજાં એશીઓ અને ઉદવાડા, દમણ, વલસાડ, પારડી, ઉમરસાડી, અને નારગોલના જરથોસ્તીઓએ મલી રૂ૨૧૧૩) ભર્યા હતા.[2]

---

### તા૦ ૨ લી અકટોબર.

સર કાવશજી જહાંગીરજી રેડીમની નાઇટ, સી. એસ. આઇ. ને નામદાર માહરાંણી વિકટોરીઆ તરફથી મલેલા "નાઇટ હુડ"ના એતાબની મુબારકબાદીમાં અતરેના સર્વે વરણના લોકો તરફથી એક માનપત્ર આજ દીને તેમનાં કોટનાં મકાનમાં લઈ જઇ આપવામાં આવ્યું હતું. પ્રથમમાં અતરેના પેહલે વાયેના આસરે ૧૦૦) ગ્રહસ્થો મેશરસ ફારબસની કું૦ની આફીસમાં ભેગા થાઇ સર કાવશજીનાં ઘરમાં ચાલતા આવ્યા હતા. ત્યાં સર્વે બીરાજવા બાદ હાનરેબલ મી૦ જમટીસ ગીબસે એક સુભાષીત ભાષાણ કરી પ્રજા તરફનું માનપત્ર વાંચી સંભલાવ્યું હતું, જેનો સર કાવશજી

---

૧ શારત ગોફતાર, તા૦ ૬ થી અકટોબર ૧૮૭૨.

૨ જામે જમશેદ, તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૭૩.

એ દવાખાંનું પ્રથમમાં તા૦ ૧ લી મેએ ૧૮૬૪ થી હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ દમણ મધે પોતાને ખરચે જે ધર્મનું દવાખાનું ઉઘાડયું હતું તેની શાખા તરીકે તેજ વખતથી એ શેઠને ખરચે શેઠ માણેકજી કાવશજી દમણવાલાનાં મોટાં મકાંન મધે ઉઘાડવામાં આવ્યું હતું. તે ઇ. સ. ૧૮૬૭ સુધી શેઠ રૂસતમજીને ખરચે ચાલ્યું, પણ તે પછી તે બંધ ન કરતાં શેઠ માણેકજી દમણવાલાએ આગેવાંની લઇ અંજુમનના ઉઘરાતથી તે ચલાવ્યું, પણ ત્યાંના લોકો ગરીબ હોવાથી એટલાં ઉઘરાંણાંથી તે ચાલી નહિં શકે માટે શેઠ માણેકજીની સુચના ઉપરથી ચીન કંતાનના જરથોસ્તીઓએ ઇ૦ સ૦ ૧૮૩૪ માં ઉદવાડાનાં જરતોસ્તીઓને માટે કરેલાં ફંડ મધેથી મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટીઓ હસ્તકથી દર શાલ મુકતાદને વાંકલે ઉદવારેના મોબેદો તથા નાદારેસ બેહદીનોમાં અનાજ વેંહચવાને જે રકમ આવતી હતી તે આખી રકમ એ દવાખાંનાના ખરચમાં વાપરવાનું નકી કીધું અને તેમાં જે ખુટ પડે તે શેઠ માણેકજીએ પોતે ખાનગી ભરવાને કબુલ કીધું હતું. તે વખતે એ વીઆજની રકમ રૂ૯૦૦) મળતી હતી અને વારશીક ખરચ રૂ૧૨૦૦) ઉપરાંત થતો હતો. એ બાદ ઉપર મુજબ મરહુમ શેઠ દાદાભાઈ કાવશજી દમણવાલાનાં ઉઠમણાંમાં એ દવાખાંનુ જાયુક ચાલુ રાખવાના હેતુથી જે રૂ૨૧૧૭) નું ફંડ કરવામાં આવ્યું તે મધે શેઠ માણેકજીએ પોતાના બેટા શેઠ શોરાબજીની શેહાદી તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૬૮ ને દીને થાઇ તેની ખુશાલીમાં આપેલી રૂ૧૦૦૦) ની થાપણ આમેજ કીધી, તથા ઇ૦ સ૦ ૧૮૭૩ માં હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. આતશબેહરાંમ સાહેબને સેજડો કરવા આવ્યા તેવણે રૂ૫૦૦) તથા એજ શાલમાં એક જરથોસ્તી બાનુએ બંદેમોદાને નામે પોતાના મરહુમ બુજર્ગોની નઇઅતે રૂ૭૨૭), ૧૮૭૪ માં શેઠ દીનશાહજી માણેકજી પીટીટ આતશબેહરાંમને સેજડો કરવા આવ્યા ત્યારે તેવણે પોતાને તથા પોતાનાં મોહરદાર અને ફરજંદોને નામે રૂ૧૧૫૦), ૧૮૮૩ માં મરહુમ શેઠ બહમનજી એદલજી આલબલેસનાં પુનને સારૂં તેવણના ભાઈઓ તે મરહુમ શેઠ એદલજી ફરાંમજી આલબલેસના છોકરાઓએ રૂ૧૦૦૦) ની સરકારી નોટ, ૧૮૮૪ માં શેઠ ફરાંમજી હોરમજજી બહમનજી શેઠનાએ પોતાનાં ભત્રિજી બાઈ બચુબાઈની બેટી મરહુમ બાઈ પુતલીબાઈ તે શેઠ બહમનજી ખરશેદજી શેઠનાનાં ધણીઆંનીનાં પુનને સારૂં બંગાલ બેંકનો શેર ૧) જેની લાગત રૂ૮૨૭॥ હતી તે, તથા ૧૮૮૫ માં મઊવાલા મરહુમ ખાંનબાહાદુર એદલજી પેશતનજી ઘાસવાલાની પુંજીમાંથી તેમનાં વશીહત મુજબ રૂ૫૦૦) ભરવામાં આવ્યા હતા. તે ઉપરાંત એમાં ઉદવારેના તથા મુંબઇ અને સર્વે દેશાવરો બાતેથી આતશબેહરાંમ સાહેબને સેજડો કરવા આવનારા જરથોસ્તીઓએ નાહની મોટી રકમો ભરી એ ફંડ રફતે રફતે રૂ૩૦૦૦૦) ને આસરેનું કીધું હતું. એ ફંડ મધેથી હાલ સુધી દવાખાંનાંને લગતો કસ્સો ખરચ કરવામાં આવ્યો નથી, પણ તેનું વ્યાજ વધારી મોટી રકમ કરવામાં આવેછે, જે અત્યાર સુધી આસરે ૪૦૦૦૦) ની થઇછે, અને દવાખાંનાંનો ખરચ જે હાલ દર શાલ આસરે રૂ૨૦૦૦) સુધી થાયછે તે ઉપર કહ્યું તેમ હજી સુધી ચીન કંતાનના જરથોસ્તીઓનાં ફંડના વ્યાજના રૂપીઆ જે હાલ રૂ૧૩૦૦) સુધી આવેછે તે તથા બાકીની ખુટ જેમ મરહુમ શેઠ માણેકજી કાવશજી દમણવાલા પુરી પાડતા હતા તેમ તેમના બેટા શેઠ શોરાબજી માણેકજી દમણવાલા પુરી કરી આપેછે. એ દવાખાંનાંનાં મકાંનને માટે શેઠ માણેકજીએ પાછલથી પોતાનું એક બીજું ઘર મુફત વાપરવા આપેલુંછે જેમાં હજુ તે ચાલેછે. એ દવાખાનાંનાં ફંડના અવલ તરસ્ટીઓ તરીકે શેઠ માણેકજી કાવશજી દમણવાલા, દસ્તુર મીનોચેહરજી દારાબજી, દસ્તુર બરજોરજી રૂસતમજી મીરજા, શેઠ શોરાબજી જમાસપજી લાલા, અને એ૦ પેશતનજી એન્જીઆરજી ભરડા હતા. તે પછી તેઓનાં મરણથી ખાલી પડેલી જગાઓપર શેઠ શોરાબજી માણેકજી દમણવાલા, દસ્તુર ખુરશેદજી મીનોચેહરજી, દસ્તુર પેશોતનજી બરજોરજી મીરજા, અને એ૦ દારાબજી બીખાજી ભરડા નેમાએલા છે.

તરફથી ડાક્ટર મેકેનઝીએ જવાબ વાંચી સંભળાવ્યો હતો.[1] એ પછી સુરતની રૈયત તરફથી આવેલું માનપત્ર શેઠ દીનશાહજી માણેકજી પીટીટે વાંચી સંભળાવ્યું, જેનો જવાબ સર કાવશજી તરફથી શેઠ ડોશાભાઈ ફરાંમજી કરાકાએ વાંચી સંભળાવ્યો. જે બાદ અતરેની પોલીસના સીનીયર માજીસ્ટ્રેટ તથા પીસ ઑફ જસ્ટીસના પ્રમુખ મી० જાન કાનને સર કાવશજીની તારીફમાં કેટલુંક કહી સંભળાવ્યા બાદ પાંન ગોલાબ લઈ મીજલસ બરખાસ્ત થાઇ હતી.[2]

---

૧ એ માનપત્ર તથા તેનો જવાબ નીચે મુજબ છે :—

To

SIR COWASJEE JEHANGIER READYMONEY, KNIGHT, C.S.I.

Sir,

We your friends and admirers wish to add our congratulations to those of others on the mark of distinction with which you have been honoured by Her Most Gracious Majesty the Queen. It is most gratifying to us your fellow-citizens to know that the acts of charity with which for years we have been familiar, are appreciated at their true worth in England also, and that the Queen herself has, by conferring upon you the title of a Knight of the United Kingdom, recognized the nobleness of a character which finds relief under severe and prolonged physical sufferings in ministering to the wants of the poor and sick of every race and creed. It would be distasteful to you Sir, for us to enumerate the good deeds which have gained you a world-wide reputation for philenthropy; but we who have seen their fruits, can bear witness that they do credit to your shrewdness of judgment, good taste, and public spirit, as well as to your liberal disposition. We hope that you may long be spared to Bombay, whose citizens are proud to place on its roll of worthies the honored name of Sir Cowasjee Jehangier. We subscribe ourselves, Sir, with sentiments of esteem and respect, your faithful Friends and Admirers

Bombay, July, 1872.

સર કાવશજી તરફથી ડાક્ટર મેકેનઝીએ ઊપલાં માનપત્રનો વાંચેલો જવાબ નીચે મુજબ હતો :—

Hon'ble Sir and Gentlemen,—I beg of you to accept my warmest thanks for your congratulation on the high honour which Her Most Gracious Majesty the Queen has been pleased to confer on me, one of her very humble but most grateful and loyal subjects.

To receive such an address as you have tendered to me to-day I conceive to be the greatest honour that a man can obtain from his fellow-citizens, and it is peculiarly gratifying to know that I have so many friends among different races and creeds, and that this address contains the names of those honored and respected not only in this country, but in Great Britain.

Gentlemen, I scarcely know how to reply to your feeling allusion to the sufferings which it has pleased an all-wise Providence to inflict on me, but let me assure you that in my feeble efforts to assist the poor I have only imitated the good works of my forefathers, an example of which was honorably acknowledged by a former Governor of this presidency more than a century ago. I pray that this feeling may continue among those who will inherit my name, and that so long as the name of "Readymoney" may exist, that it shall always be found associated with loyalty and philanthropy.

Hon'ble Sir and Gentlemen, it but remains for me to thank you for your attendance here to-day, and to request you to accept and convey to all my friends my respectful assurance that their address will always be preserved and treasured in my family as one of its proudest memorials—Permit me to remain, Gentlemen, your very faithful and obliged servant.

---

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા० ૭ મી અકટોબર ૧૮૭૨.

એજ મુજબ નવસારીની અનજુમન તરફથી દસ્તુર માહીઆરજી કેકોબાદજી, શેઠો બરજોરજી નવરોજજી દેસાઇ, બહુમનજી દારાબજી દેસાઈ, અને બીજા જરથોસ્તીઓની શહી સાથનું આવેલું એક માન પત્ર તા० ૨૫ મી અકટોબર ૧૮૭૨ ને દીને દસ્તુરો પેશોતનજી બેહરાંમજી સંજાણા, એરચજી શેરાબજી મેહરજીરાંણાના, માણેકજી નશરવાંનજી કુટાર, અને શેઠ હોરમજજી નવરોજજી સકલાતવાલાનાં એક ડેપ્યુટેશને સર કાવશજીને તેમનાં કોટનાં ઘરમાં લઇ જઇ પોંહચાડયું હતું. ગંદેવીથી ૭૦૦) શહીનું આવેલું મુબારકબાદીનું માન પત્ર તા० ૭० મી સપટેમબર ૧૮૭૨ ને દીને શેઠો હોરમજજી બરજોરજી કપટાંન, હોરમજજી મનચેરજી મેહતા, હોશંગજી કુવરજી ગજધર, હોરમજજી એદલજી ઊનવાલા, નાનાભાઈ માણેકજી ગજધર, બીખાજી ખરશેદજી મુસ, દાદાભાઈ હોશંગજી, મેનાભાઈ નશરવાંનજી ગજધર, માણેકજી એદલજી લાકડાંવાલા, જમશેદજી નવરોજજી ફ્યુનેટમેકર, હોરમજજી બેહરાંમજી મુસ, હોરમજજી નવરોજજી સકલાતવાલા, અને અરદેસર ફરાંમજી મુસે મોકલી આપ્યું હતું. વલસાડથી દસ્તુર ફીરોજજી પેશોતનજી, ડાકટર પેશોતનજી બહમનજી ધનજી મેહેતાના, શેઠો દાદાભાઈ ફરાંમજી, બહમનજી કુવરજી, મેહેરવાંનજી બરજોરજી પોસ્ટવાલા, બહમનજી પેશોતનજી, બીખાજી રૂસતમજી કાંનપટા, અને બીજાઓની શહી સાથનું એક માન પત્ર તા० ૫ મી જુલાઇ ૧૮૭૨ ને દીને મોકલી આપ્યું હતું. નવસારીની કાવશજી જાંહગીર મદરેસાના હેડ માસ્તર શેઠ કેરશાસપજી રૂસતમજી દાદાચાંનજી, એમ. એ; એલ. એલ. બી. તથા સર્વે શિક્ષકો અને વિદ્યાર્થીઓ તરફથી આવેલું મુબારકબાદીનું એક માન પત્ર તા० ૧૦ મી જુન ૧૮૭૨ ને દીને હાનરરી શેક્રેટરી એ० કાવશજી નશરવાંનજી કાંગાએ આવી હાથોહાથ સર કાવશજીને પોંહચાડયું હતું. ખેતવાડીનં કાવશજી જાંહગીર રેડીમની છોકરીઓની નિશાલની કમીટી તરફથી તા० ૧૫ મી સપટેમબર ૧૮૭૨ ને દીને એક માન પત્ર શેઠો એદલજી રૂસતમજી સુનાંવાલા, અરદેશર બહમનજી કાકા, અરદેશર રૂસતમજી મુનશી, હોરમજજી ખરશેદજી આથ બરનર, દીનશાહ એદલજી લાંમ, ડાકટર ફરાંમજી શાપુરજી અરદેસર ફરાંમજી મુસ, અને રૂસતમજી મેહરવાંનજી માસ્તરના એક ડેપ્યુટેશને સર કાવશજીને વાલકેશરને બંગલે લઇ જઇ આપ્યું હતું. કાંદાવાલા મોહલા રીડીંગ રૂમ એંડ લાઇબ્રેરીની કમીટી તરફથી એક માન પત્ર તા० ૨૮ મી જુલાઇ ૧૮૭૨ ને દીને શેઠો શેરાબજી રતનજી ડાકટર, રૂસતમજી શાપુરજી ખાટલા, શેરાબજી અસલાજી ભરૂચા, શાપુરજી હોરમજજી બારીઆ, અને માણેકજી કાવશજી તાડીવાલાનાં ડેપ્યુટેશને સર કાવશજીને બંગલે લઇ જઇ પોંહચાડયું હતું. બાહેરકોટ ઇમપરૂવમેંટ લાઇબ્રેરીની કમીટી તરફથી એક માન પત્ર તા० ૭ મી જુલાઇ ૧૮૭૨ ને દીને શેઠો કાવશજી એદલજી પટેલ, નશરવાંનજી નવરોજજી બોદ, જમશેદજી બીખાજી આપ, અને હોરમજજી દારાબજી શેઠનાનાં એક ડેપ્યુટેશને સર કાવશજીને બંગલે લઇ જઇ આપ્યું હતું.

તા૦ ૫ મી અકટોબર.

આએ વર્ષમાં સુરતની પાસેનાં રાંદેર ગામમાં મોરા[1] બાગર આગલ મુંબઈવાલા મરહુમ શેઠ જમશેદજી દોરાબજી બાંમબોરવાલાના છોકરાઓએ પોતાના બાપની પૂંજીમાંથી તેમનાં પુનને માટે એક મોટો કુવો બંધાવી ધર્મ ખાતે ખોલી મુકયો હતો.[1]

---

તા૦ ૮ મી અકટોબર.

રોજ ૧૮ માહ ૧ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

આજ દીને નવસારી મધે મરહુમ બાઈ નવાજબાઈ તે મરહુમ આ૦ રતનજી દોરાબજી તાતાનાં બેટી તથા મરહુમ આ૦ ભીખાજી એરચજી લશકરીનાં વીધવાનાં ઉઠમણાંમાં તેવણની પોતાની પુંજીમાંથી રૂ૭૦૦૦) ની રકમ નવસારી મધે જરથોશ્તી છોકરીઓને જંદ અવસ્તા તથા બીજી ઘટતી કેળવણી આપવા માટે નીશાલ કાઢવા સારૂં આપવાની તંદરોસ્તી પઢાવી હતી.[2] એ ઉપરાંત મરનારના ભાઈ શેઠ નશરવાંનજી રતનજી તાતાએ રૂ૧૦૫૦) તથા બીજાં એશીઓએ રૂ૮૫) મલી રૂ૧૧૩૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

---

તા૦ ૧૦ મી અકટોબર.

શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઈએ પોતાની ઈ૦ સ૦ ૧૮૬૪ની ગુજરાતની મુસાફરીમાં ભરૂચ મધે એક હાસ્પીટલ બાંધવાને માટે રૂ૨૫૦૦૦) ની રકમ સરકારને આપી હતી, તે હાસ્પીટલ આએ વર્ષમાં બંધાઈ તૈયાર થઈ હતી, અને તે પર ઉપલા શેઠ શોરાબજીવાલા રૂ૨૫૦૦૦) તથા સરકારના રૂ૩૫૦૦૦) અને ત્યાંની મ્યુનીસીપાલીટીના રૂ૫૦૦૦) તથા લોકલ ફંડ કમીટીના રૂ૪૦૦૦) મલી રૂ૬૯૦૦૦) નો ખરચ થયો હતો.[4]

---

૧ આ કુવાપર નીચે પ્રમાણે તખ્તી મારેલીછે:—

"શ્રી પાક ખુદાએતાલાની મદદથી આએ કુવો શ્રી
"મુંબઈનાં રેવાશી બેહશતનશીન પારશી જમશેદજી દોરાબજી
"બાંમબોરવાલાનાં પુનને કાજે તેવણનાં પુતરોએ પોતાના
"બાપની પુંજીમાંથી બંધાવીને માણસો તથા જાનવરોને પાણી
"પીવાને સારૂં ધરમખાતે આપેઓછે શહી. શવંત ૧૯૨૮
"વીક્રમાજીત. શને ૧૮૭૨ અંગરેજી. શને ૧૨૪૧ એજ-
"દેજરદી તથા ૧૨૮૮ હીજરીનાં શાલમાં."

૨ નવસારી મધે જરથોશ્તી છોકરીઓની નિશાલ ઈ૦ સ૦ ૧૮૫૪ માં શેઠ ડોશાભાઈ ફરાંમજી કામાજીએ પોતાને ખરચે શેઠ શોરાબજી શાપુરજી બંગાલીની ભલામણ ઉપરથી ઊઘાડી હતી, અને ૧૮૬૬ સુધી તેનો ખરચ પોતે એખલે હાથે ચલાવ્યો હતો. તે બાદ થોડુંક સુધી શેઠ શોરાબજી બંગાલીએ તેનો ખરચ પોતે આપ્યો હતો, અને પાછલથી તે શેઠ નશરવાંનજી રતનજી તાતાને સ્વાધીન કીધી હતી, જેવણે ઉપર મુજબ પોતાનાં મરહુમ બેહન બાઈ નવાજબાઈની પુંજીમાંથી તે આએ શાલથી "નવાજબાઈ તાતા નવસારી જરતોશતી છોકરીઓની નિશાલ" નાં નામથી ચાલુ રાખી હતી. શેઠ નશરવાંનજી રતનજી તાતાએ તા૦ ૩ જી અકટોબર ૧૮૮૩ ને દીને એક તરસ્ટ કરી પોતાની સેંટરલ ઈંડીઆ સ્પીનીંગ વીવીંગ એંડ માન્યુફેકચરીંગ કુંપનીના ૭૦) શેરો તેની ઊપજ ચોક્સ ધર્મનાં કામોમાં ખરચવાને એલાહેદા કાડયા હતા, અને તેની ઊપજના ૧૦૦ હીસ્સા કરી અનેક પ્રમાણમાં તે સાત ખાતાંઓને વેંહચી આપ્યા હતા, જે મધેથી ઊપજી નવાજબાઈ તાતા નિશાલને માટે ૨૭ હીસ્સા ખરચવાને ઠેરવ્યું હતું, અને હાલ તે ઊપજ ૨૭ હીસ્સાને હીસાબે વધતાં વધતાં દર શાલ આસરે રૂ૨૫૦૦) ની થાયછે. ૧૮૮૬ માં શેઠ નશરવાંનજી તાતા બેહસ્તનશીન થયા તેવણનાં ઊઠમણાંમાં તેમના બેટા શેઠ જમશેદજી નશરવાંનજી તાતાએ રૂ૫૦૦૦૦) ની રકમ એ નિશાલનાં ફંડ ખાતે તેનું વ્યાજ વાપરવાને અનામત આપી હતી, પણ તે વ્યાજ વાપરવામાં આસ્યું નથી, અને તે રકમબી વધી આસરે રૂ૧૦૦૦૦) ની થાઈછે.

એ નિશાલનો વહીવટ ચલાવવા માટે ઊપલાં શેઠ નશરવાંનજી વાલાં તરસ્ટના તરસ્ટીઓ શેઠો જમશેદજી નશરવાંનજી તાતા, દોરાબજી જમશેદજી તાતા, અને શોરાબજી કાવશજી તાતાએ તા૦ ૧૪ મી જુન ૧૮૮૬ ને દીનેથી શેઠો ખરશેદજી રૂસતમજી કામાજી (ચરનશીન), ખરશેદજી નશરવાંનજી સીરવાઈ, દોરાબજી જમશેદજી તાતા, કાવશજી નશરવાંનજી કાંગા, ખરશેદજી માંણેકજી તાતા, અને અરદેશર જમશેદજી બીલીમોરીઆ (હાનરરી શેક્રેટરી) ની એક કમીટી નેમી હતી, અને તે કમીટીમાં અવાર નવાર શેઠો બહમનજી બેહરાંમજી પટેલ, દારાશાહ રતનજી ચીચગર, રતનજી દાદાભાઈ તાતા, ફરહુનજી માણેકજી કાંગા, અને રતનજી જમશેદજી તાતા ઊમેરાયા હતા. એ નિશાલ તથા પોતાની જંદ અવસ્તાની મદરેશાને માટે શેઠ નશરવાંનજી તાતાએ નવસારી મધે આસરે રૂ૨૦૦૦૦) ને ખરચે એક કુશાદે મકાંન બંધાવી તે તા૦ ૨૭ મી મારચ ૧૮૮૩ ને દીને પોતે ખોલું મુકયું હતું, જેમાં એ નિશાલ લઈ જવામાં આવીછે. એ નિશાલમાં ગુજરાતી ૭ માં ધોરણ સુધીની કેળવણી આપવામાં આવેછે, તથા તેની પછી સ્ત્રી કેળવણીને ઘરની તાલીમ આપવાનો એક વર્ગ પણ ઊંઘાડવામાં આવ્યોછે. એ નિશાલનો લાભ સરેરાશ ૨૦૦) છોકરીઓ લેછે, અને તે પાછલ દર માસે ૧૮૦) નો ખરચ ચાલુછે.

૩ જામે જમશેદ, તા૦ ૧૫ મી અકટોબર ૧૮૭૨.

૪ આ હાસપીટલમાં નીચે પ્રમાણે તખ્તી મારેલીછે:—

"This Hospital
was erected for the benefit of the inhabitants of Broach
at the expense of
Mr. Sorabjee Jamsetjee Jeejibhoy
of Bombay and
The British Government
A. D. 1872.
Donation by

| | | |
|---|---|---|
| Mr. Sorabjee Jamsetjee Jeejibhoy | ...Rs. | 25,000 |
| Grant by Government | ...... " | 35,000 |
| Grant by the Manicipality | ...... " | 5,000 |
| Grant by the Local Fund Committee. | " | 4,000 |
| Total Rupees... | | 69,000 |

Designed by Captain C. Mant, R. E."

તા૦ ૧૧ મી અક્ટોબર.

શેઠ કાવશજી પેશતનજી સરાફે "દીલચમન ગાયણ સંગ્રહ" નામની ૪૦૦) ગાયણોના સંગ્રહની એક ચોપડી છપાવી પ્રગટ કીધી હતી.[1]

---

તા૦ ૧૭ મી અક્ટોબર.

રોજ ૨૭ માહ ૧ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી[2]—ઉમર વર્ષ ૪૮) એવણ ઇ૦ સ૦ ૧૮૪૮ થી ભાવનગરનાં ઠાકોર સાહેબના મુંબઈના એજંટ નેમાયા હતા. એ એજનસીનું મુખ્ય કામ તે વેળાએ એ હતું કે ભાવનગર રાજ્યને તાબેનાં પેશવાઈ ૧૧૬ ગામો ઉપર ઇ૦ સ૦ ૧૮૧૬ માં મુંબઇ સરકારની ભલામણથી હિંદુસ્થાનની વડી સરકારે નવો કાયદો કરી ત્યાંના ઠાકોર સાહેબ પાસેથી ફોજદારી તથા દીવાંની હકુમત છીનવી લઈ તે અમદાવાદના જડજ તથા કલેકટરને સોંપી હતી. એ બાબદ વડી સરકારમાં તથા ઇંગલાંડ કોરટ ઑફ ડાએરેકટરસને અરજીઓ વગેરે કરવાનું કામ એવણને સોંપ્યું હતું, અને એવણે મેહનત લઇ ઘણાંક વર્ષો સુધી તકરાર તથા લખાંણો સરકારમાં ચલાવ્યા પછી ઇ૦ સ૦ ૧૮૬૬ ના ફેબરવારી માસમાં સરકારે ભાવનગરના મરહુમ ઠાકોર સાહેબ જસવંતસીંહજીને દીવાંની તથા ફોજદારી હકુમત અમલ મુજબ સોંપી હતી. એ મેહનત બદલ એવણ (શેઠ મેહરવાંનજી) ને રૂ૫૦૦૦૦) રોકડાનું ઇનામ તથા રૂ૫૦૦) નું પેનશન એમની જીંદગી સુધી મલ્યું હતું.[3] ઇ૦ સ૦ ૧૮૫૨ ના અક્ટોબરથી તે ૧૮૬૦ સુધી એવણે થોડાક ભાગીદારો સાથે અતરેનાં "ટેલીગ્રાફ ઍંડ કુરીઅર" પત્રની માલેકી ચલાવી હતી. ૧૮૫૩ માં એવણે બોમ્બે પેપર માન્યુફેકચરીંગ કુંપની નામનું અતરે કાગજ બનાવવાનું તથા ૧૮૫૮ માં બોમ્બે ઑઇલ પ્રેસ કુંપની નામનું તેલ બનાવવાનું કારખાનું ભાગીદારો સાથે ઉઘાડયું હતું. છેલ્લું કારખાનું એવણે પોતે ૧૮૬૩ માં રૂ૧૮૦૦૦) ની કીમતે વેચાતું લીધું હતું. ૧૮૫૮ થી તે ૧૮૬૪ સુધી એવણની પેહડીમાં શેઠ પાલણજી હોરમજજી કાપડીઆ શામેલ હતા. તે પછી તા૦ ૧ લી મારચ ૧૮૬૪ થી પોતાના દીકરા શેઠ મનચેરજી તથા ભાવનગરના દીવાંન ગવરીશંકર ઉદેશંકરના દીકરા શેઠ પ્રભાશંકર સાથે "મનચેરજી પ્રભાશંકર ઍંડ કું૦" નાં નામથી બીજી વ્યાપારી પેહડી કાઢી હતી. ૧૮૫૮ ના આગશટ માસમાં એવણે આપણા પારસીઓનાં બાળકોની તંદરોસ્તીનો વધારે સંભાલ કરવાને તેમને બદનની કસરત કરાવવાને "કસરત શાળા સ્થાપક મંડલી" ઉભી કરી તેની મારફતે મેદાનમાં કસરત શાળા ઉઘાડી હતી, અને તેના શરૂઆતથી તે પોતાનાં મરણ સુધી પ્રમુખ હતા. ૧૮૬૦ માં ગ્રેટ ઇસ્ટરન સ્પીનીંગ ઍંડ વીવીંગ કું૦ સ્થાપવામાં એવણે મુખ્ય આગેવાંની લીધી હતી તથા તેના શરૂઆતથીજ ડાયેરેકટર તથા પ્રમુખ હતા. ૧૮૬૩ માં એવણ બેંક ઑફ ઇંડીઆ, બોમ્બે કૉટન જીનીંગ કું૦, મોફુસીલ કૉટન પ્રેસ કું૦, અને બાસીન શુગર કું૦ના પ્રોમોટર તેમજ ડાએરેકટર, તથા એજ મુજબ ૧૮૬૪ માં બોમ્બે સીટી બેંક, ધી ઇમપીરીઅલ બેંકીંગ ઍંડ ટરેડીંગ કું૦, એલાએનસ સ્પીનીંગ કું૦, બોમ્બે કોનત્રાકટ ઍંડ બીલડીંગ કું૦, આએરનશીપ કું૦, ટીનાવલી પ્રેસ કું૦, ત્રીચર ઍંડ કું૦, વિકટોરીયા પેટનટ-બ્રીક કું૦, અને એશીઆટીક ફીનાનશીયલ આશોશીએશનના પ્રોમોટર તેમજ ડાએરેકટર હતા. ૧૮૬૫ ના જુન માસમાં એઓની પેહડીને મોટું નુકસાંન થવાથી તે બંધ કરવી પડી હતી. તે પછી ૧૮૬૮ થી એવણ પોતાની સ્થાપેલી ઉપર જણાવેલી ગ્રેટ ઇસ્ટરન સ્પીનીંગ ઍંડ વીવીંગ કું૦ના એજંટ, તથા આલબરટ મીલસ કું૦ના શેઠ જાંગીરજી હોરમજજી મોદી સાથે જાંઇટ શેક્રેટરી અને એજંટ નેમાયા હતા. પ્રજા ઉપયોગી કામોમાં એવણ હમેશાં ભાગ લેતા હતા. એવણનાં મરણ પછી એવણની સ્થાપેલી ઉપલી કસરતશાળા સ્થાપક મંડલીના મીજલસીઓ તથા એમના બીજા મિત્રોએ એમની યાદગારીમાં રૂ૧૨૫૩ા નું ફંડ એકઠું કરી તેનાં વ્યાજમાંથી કસરતશાળાના ચેલાઓને એમના નામનાં ઇનામો આપવાનો બંદોબસ્ત કીધો હતો, તથા એ કસરતશાળાને માટે એમના બેટા શેઠ મનચેરજી મેહરવાંનજી ભાવનગરીની કોશેશથી સરકાર તથા સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે મેદાનમાં જાયુકની ઇમારત બંધાવી આપી તેના દરવાજાપર એવણનું એક મેડેલીઅન બસ્ટ સર દીનશાહજીને ખરચે જડાવી તે તા૦ ૧૦ મી મારચ ૧૮૭૩ ને દીને મુંબઇના નામદાર ગવરનર લારડ હેરીસને હાથે ખોલ્લું મુકાવ્યું હતું.

---

તા૦ ૧૭ મી અક્ટોબર.

સીરરના મામલતદાર શેઠ માણેકજી એદલજી ખરી-ખાઉને નામદાર સરકારે પુણાં જીલ્લાના પેહલા વર્ગના સબારડીનેટ માજીસ્ટેટની સત્તા આપી હતી.

---

[1] "દીલચમન ગાયણ સંગ્રહ. જેમાં જુદી જુદી મુંબઇની સઘળી નાટક રોલીમાં ગવાયલાં તથા સરઅવસરે ગવાયલાં, તેમજ કેટલાંક ધુરાં છવાયાં છપાયલાં એ સઘળાં એકઠાં કરીને નજદીક ૪૦૦ ગાયણનો સંગ્રહ. છપાવી પ્રગટ કરનાર, ગાયણ—શોખી. મુંબઇ, રેટ પ્રીંટીંગ પ્રેસ મધે કાવશજી પેશતનજી પ્રીંતરે છાપી પ્રગટ કીધુંછે. સને ૧૮૭૨"

[2] શેઠ મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, સી. આઇ. ઇ; એમ. પી. ના બાવા.

[3] એ દીવાંની તથા ફોજદારી હકુમત બાબદ અરજીઓ વગેરે કરવાને શેઠ મેહરવાંનજીના હાથ હેઠલ અવલથીજ શેઠ ફરામજી શોરાબજી વાડીઆ અથવા ભાવનગરીને રાખ્યા હતા, જેવણે પણ એ બાબદમાં સારી નોકરીઓ બજાવ્યાથી તેમને ઇનામ, લવાજમો વગેરે મલ્યાં હતાં.

શેઠ જમશેદજી અરદેશર દલાલ, એમ. એ; એલ. એલ. બી. ને નામદાર સરકારે સુરત હાઈસ્કુલના આક્ટીંગ હેડ માસ્ટર નેમ્યા હતા.[1]

---

તા૦ ૧૯ મી અક્ટોબર.

ફ્રાંકફોરટ શેહરની ૧૬૨ મી વારની પાદશાહી સોરતીમાં આએ વેળાએ પુણાંવાળા શેઠ હોરમજજી મનચેરજી સોપારીવાળાને ૨૦૦૦૦) ફલારનસ (રૂ૧૪૫૦૦ ને આસરે) ની સોરતી લાગી હતી.[2]

---

તા૦ ૨૧ મી અક્ટોબર.

રોજ ૧ માહ ૨ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

મરણ—એ૦ નોશરવાંનજી ખુરશેદજી કાંગા—ઉમર વર્ષ ૮૩) એ૦ ખુરશેદજી દારાબજી કાંગાના દીકરા. એવણું અતરેનાં ઘણાંક પુરાતમ પારસી કુટુંબોના પંચકી હતા. પોતે મોબેદી કરી મેળવેલા પૈસામાંથી પોતાનાં જન્મ વતન નવસારી ખાતે જરથોસ્તીઓના ઉતારા તથા ત્યાંના લોકોના સરઅવસરના વપરાસને માટે એક ધર્મશાલા બંધાવી તે તા૦ ૧૮ મી મેએ ૧૮૬૮ ને દીને ઓપી મુકી હતી, તથા તેનું નામ "નોશરવાંન બાગ" કરી રાખ્યું હતું.

---

તા૦ ૨૩ મી અક્ટોબર.

આજ દીને એ૦ નોશરવાંનજી ખુરશેદજી કાંગાનાં ઉઠમણાંમાં તેવણે નવસારીમાં ઈ૦ સ૦ ૧૮૬૮ માં બંધાવેલા "નોશરવાંન બાગ" ની મરામતને માટે એલાહેદા કાઢેલા રૂ૨૫૦૦) માં બીજા રૂ૨૦૦૦) તેવણની પોતાની પુંજીમાંથી તથા રૂ૫૦૦) તેવણનાં વીધવા બાઈ જીવણબાઈએ ઉમેરવાની તનદરોસ્તી પડાવી હતી. એજ મુજબ સર કાવશજી જાંગીરજી રેડીમની નાઈટ, સી. એ સ. આઇ. એ પોતાનાં ઘરના એ પંથકીનાં પુણને માટે રૂ૫૦૦) નવસારીની પોતાનાં નામની મદરેસામાં આપ્યા હતા.[3]

---

તા૦ ૧ લી નવેમબર.

શેઠ અરદેસર હોરમજજી વાડીઆએ અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં દેશી ઓરતોને દાઇનો ધંધો શિખાડવા માટે એક વર્ષ, અને જો જરૂર પડે તો બે વર્ષ, સુધી દર માસે રૂ૧૦) ના દરમાયાની છ સ્કાલરશીપો આપવાનું તથા ડાકટર રૂસતમજી નશરવાંનજી ખોરીએ તે વર્ગને મુફત કેળવણી આપવાનું માથે લીધાથી, એ કાલેજમાં આજ દીનથી એવો એક વર્ગ ડાકટર રૂસતમજીનાં શિક્ષકપણાં હેઠલ ઉંઘાડવામાં આવ્યો હતો.[4]

---

૧ બોમ્બે ગવરમેંટ ગેજેટ, તા૦ ૧૭ મી અક્ટોબર ૧૮૭૨.

૨ જામે જમશેદ, તા૦ ૨૨ મી અક્ટોબર ૧૮૭૨.

૩ જામે જમશેદ, તા૦ ૨૬ મી અક્ટોબર ૧૮૭૨.

---

તા૦ ૪ થી નવેમબર.

હિંદુસ્થાંનનો નામદાર વાઇસરાય અને ગવરનર જનરલ લારડ નારથબ્રુક મુંબઈ ખાતે એક દરબાર ભરવાને આવનાર હોવાથી તે નામદારને ઘટતી પ્રકારનો આવકાર દેવાને અતરેની બેંચ ઑફ જસ્ટીસ તરફથી પ્રમુખે કરેલાં રીકવીજીશનની રૂહે મુંબઇના શેરીફ શેઠ ડોશાભાઈ ફરામજી કામાએ આજ દીને એક જાહેર સભા ટાઉન હાલમાં બોલાવી હતી. સરનશીનની ખુરસી શેરીફ શેઠ ડોશાભાઇ ફરામજી કામાને આપવા બાદ નામદાર વાઇસરાય અતરે આવે તે વેળાએ તેને ઘટતો આવકાર આપવા, તથા એક "રીસેપશન ફંડ" ઊભું કરવા, અને તે મધેથી તે નામદારની યાદગારીને માટે કોઇ મુકરર જગાએ "નારથબ્રુક ગારડન" નામનો બાગ બનાવવાને બેંચ આફ જસ્ટીસે નેમેલી ૧૬ ઇંગ્રેજ, ૧૪ હિંદુ, ૬ મુસલમાંન, ૨ યાહુદી, અને ૧૭ પારસી (હાનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઇ; શેઠો નવરોજજી ફરદુનજી, ડોશાભાઇ ફરામજી કામા, બેહરામજી જીજીભાઇ, ફરામજી નશરવાંનજી પટેલ, મનચેરજી હોરમજજી કામાજી, નશરવાંનજી માણેકજી પીટીટ, મેહરવાંનજી ફરામજી પાંડે, હોરમજજી બહમનજી વાડીઆ, શોરાબજી શાપુરજી બંગાલી, હોરમજજી અરદેસર હોરમજજી વાડીઆ, નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મનચેરજી નવરોજજી બનાજી) ગ્રહસ્થોની એક રીસેપશન કમીટીને સોંપવાના ઠરાવો કરી સભા બરખાસ્ત થઇ હતી.[5]

---

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૩ મી અક્ટોબર ૧૮૭૨.

એ બાબે નામદાર સરકાર તરફથી નીચે મુજબનો ઠરાવ બાહેર પાડવામાં આવ્યો હતો:—

Letter from the Acting Director of Public Instruction dated 25th September 1872 submitting to Government a letter from the Principal, Grant Medical College, enclosing an offer of Mr. Ardeshir Hormusjee Wadia to provide six stipends of Rs. 10 each for the training of Guzeratee midwives, for one year, with a promise of an extension of the subscription for a second year, if necessary; stating that Mr. Rustomjee N Khory, L M., proposes to teach the class gratuitously; and that the Marathee class might stand over for the present; and requesting permission for the formation of the proposed Guzeratee class.

*Resolution*—The acknowledgments of Government should be conveyed to Mr. Ardeshir Hormusjee Wadia and to Mr. Rustomjee N. Khory, L. M., for their public spirited offers to enable a class of Guzeratee midwives to be properly trained. The Director of Public Instruction should take the necessary steps for the formation of this class. As no funds are available for the formation of a Marathee class, nothing can at present be done in that direction.

૫ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૬ થી નવેમબર ૧૮૭૨.

નામદાર વાઇસરાય તા૦ ૧૪ મી નવેમબરને દીને મુંબઇ આવી પુગો હતો. તા૦ ૧૬ મી નવેમબરને દીને

### તા૦ ૧૫ મી નવેમબર.

હિંદુસ્થાંનના વાઇસરાય નામદાર લારડ નારથબ્રુકે આજ દીને અતરેના ટાઉન હાલમાં એક લેવી ભરી હતી; જેમાં નીચલા પારસીઓ હાજર થયા હતા—

અરદેશર ખરશેદજી દાદીશેઠ, અરદેશર ખરશેદજી ફરેદુનજી, અરદેશર ડોશાભાઇ મુનશી, અરદેશર ફરામજી મુસ, અરદેશર હોરમજજી વાડીઆ, અરદેશર નવરોજજી દાવર, ડાકટર બેહરામજી નવરોજજી, બહમનજી ખરશેદજી ભાંડુપવાલા, બેહરામજી દાદાભાઇ રેજીસ્ત્રાર, બેહરામજી જીજીભાઇ, બેહરામજી નશરવાંનજી સીરવાઇ, કુવરજી કાવશજી શબાવાલા, કાવશજી ખરશેદજી ભાંડુપવાલા, કાવશજી ખરશેદજી જમશેદજી, કાવશજી દાદી લીમજી, ડાકટર કાવશજી હોરમજજી, કાવશજી માણેકજી લીમજી, ખરશેદજી ફરેદુનજી પારખ, ખરશેદજી માણેકજી ખરશેદજી, ખરશેદજી પાલણજી લાલકાકા, ખરશેદજી રૂસતમજી થાંણેવાલા, દાદાભાઈ ડોશાભાઇ કામાજી, ધનજીશાહ માણેકજી લાલકાકા, દાદી નશરવાંનજી દાદી, દાદાભાઇ બહમનજી જીજીભાઇ, દાદાભાઇ માણેકજી વખારીઆ, ધનજીભાઇ મેહરવાંનજી જીજીભાઇ, ધનજીભાઇ રૂસતમજી અપુ, દીનશાહ જમશેદજી ફરેદુનજી, દીનશાહ માણેકજી પીટીટ, દોરાબજી હોરમજજી ભાંડુપવાલા, એદલજી ખરશેદજી માણેકજી સરાફ, ફરામજી શાપુરજી ધનજીભાઇ બાટલીવાલા, હીરજી અરદેશર દાદી, હીરજીભાઇ ખરશેદજી ભાંડુપવાલા, હોમજી ખરશેદજી દાદી, હોરમજજી અરદેશર હોરમજજી વાડીઆ, હોરમજજી અરદેશર સંતોક, હોરમજજી અરદેશર ધનજીભાઈ વાડીઆ, હોરમજજી બહમનજી વાડીઆ, હોરમજજી દાદાભાઇ પલીડર, જાંહગીર માણેકજી ખરશેદજી, જમશેદજી ખરશેદજી જમશેદજી, જમશેદજી ધનજીભાઇ વાડીઆ, જમશેદજી ધનજીભાઇ પટેલ, હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ.; જીવાજી શાપુરજી ધનજીભાઇ બાટલીવાલા, ખરશેદજી રૂસતમજી કામાજી, લીમજી નવરોજજી બનાજી, લીમજી માણેકજી બનાજી, નશરવાંનજી ચાંદાભાઇ, ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસજી જામાસપઆશાના, પી. નાલાશેઠ, દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા, પેશતનજી બેહરામજી ફકીરા, પેશતનજી ધનજીભાઇ પટેલ, પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઈ, પીરોજશાહ મેહરવાંનજી મેહતા, ખાંનબાહદુર પદમજી પેશતનજી, શાપુરજી હોરમજજી પારેક, શોરાબજી એદલજી વાડીઆ, શોરાબજી પેશતનજી ફરામજી, શોરાબજી શાપુરજી બંગાલી, શોરાબજી પદમજી પેશતનજી, દસ્તુર શોરાબજી રૂસતમજી મુલ્લાંપીરોજના.[1]

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૬ મી નવેમબર ૧૮૭૨.

### તા૦ ૧૬ મી નવેમબર.

શેઠ હોરમજજી એદલજી કોટવાલે વાંસડાનાં જમાલીઆ ગામમાં ૮ ફીટ લાંબો અને ૩॥ ફીટ ઉચો એક વાઘ મારી વાંસડાના રાજા તરફથી ઇનામ મેલવ્યું હતું.[2]

### તા૦ ૧૭ મી નવેમબર.

શેઠ અરદેશર બેહરામજી કાપડીઆએ લંડન મધે બા
સટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[3]

### તા૦ ૧૮ મી નવેમબર.

આજ દીને અતરેના ટાઉન હાલમાં શીનોર મારાશનો કાનસરટમાં એક પારસી બાઇ—દીનબાઈ તે શેઠ બહમન ખરશેદજી ભાંડુપવાલાનાં ધણીઆંનીએ, એક ગાએણ બી ઇંગ્રેજ સ્ત્રીઓ ભેગું ગાયું હતું.[4] પારસીઓમાં આ બ
પેહલવેહલો હોવાથી એ બાબે ઘણી ચકચાર થાઇ હતી.

### તા૦ ૧૯ મી નવેમબર.

"સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ
સ્ટીટયુટ"ની કોટની મોટી સ્કુલને માટેનું કોટકોટ
બાંધેલું મોટું મકાંન ખોલ્લું મુકવાની ક્રિયા આજ
સવારનાં ૮॥ કલાકે હિંદુસ્થાંનના નામદાર વાઇસરાય
ગવરનર જનરલ લારડ નારથબ્રુકે નામદાર ગવરનર
ફીલીપ ઉડહાઉસ તથા એક મોટા મેલાવડાની હજુ
કીધી હતી. પ્રથમમાં એક રૂપાંની કુંચી વડે નામદાર વ
સરાએ ઇમારતનો નીચલો દરવાજો ઊંઘાડવા બાદ
ત્રિજા મજલા ઊપર ગયા, જયાં એ ખાતાંના પ્રમુખ
રેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ.
એ નામદાર વાઇસરાયનો ઉપકાર માનતાં જણાવ્યું કે
શેહર ખાતે તમો થોડોવાર રેહવાના તેટલામાં તમોને ઘ
જોવું અને ઘણે ઠેકાંણે ખીરાજવું છે તે હમો જાણીએ
એટલા માટે તમો નામદાર અતરે અરધી ખાંનગી
કરવા આવવાને રાજી થાયા તે માટે હમો તમારા આ
થાયા છીયે. એ પછી પ્રીનસીપાલ મી૦ જેમસ બર
એ ખાતાંની ટુક તવારીખ વાંચી સંભલાવી, અને
જમશેદજીએ એક ટુક ભાષાણમાં નામદાર વાઇસરા
એ નવી ઇમારત ખોલ્લી મુકવાની અરજ કીધી. નામ
વાઇસરાયે એક સુભાખીત ભાષાણ કરી મરહુમ સર
શેદજી જીજીભાઇ પેહલા બારોનેટનાં કામોની સ્તુતી કરી

---

૨ જામે જમશેદ, તા૦ ૨૧ મી ડીસેમબર ૧૮૭૨.
એની પછી તા૦ ૨૬ મી નવેમબરે એવણે
ઠેકાંણે બે વાઘનો મારી હતી. એ બાદ તા૦ ૮ મી ડી
સેમબરે વાઊકામાલનાં ગામડાં મધે ૭॥ ફીટ લાંબા અને
ફીટ ઊંચા બે વાઘો એવણે મારયા હતા.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૭ મી ડીસેમબર ૧૮૭

૪ જામે જમશેદ, તા૦ ૨૦ મી નવેમબર ૧૮૭૨.

ઇમારત ખોલ્લી મેલેલી જાહેર કીધી, અને ખુશાલીના પોકારો વચ્ચે મેલાવડો બરખાસ્ત થયો હતો. હેકલ પાછા ફર્યા તે વેળાએ સર જમશેદજીએ એ ઇમારત બાંધનાર શિલ્પશાસ્ત્રી શેઠ દીનશાહ દોરાબજી મીસ્ત્રીને નામદાર વાઇસરાય આગલ રજુ કીધા, જેવણને તે નામદારે શાબાશી આપી હતી.[1]

---

તા૦ ૨૦ મી નવેમબર.

શેઠ દીનશાહજી હોરમજજી સોપારીવાલાએ ખોરદેહ અવસ્તાના પદેપદના તરજુમાની ફુલ ગીલીટનાં સોબીતાં પુઠાંની એક કેતાબ છપાવી સસતી કીમતે બાહેર પાડી હતી.[2] એ કેતાબમાં આપેલો તરજુમો મરહુમ દસ્તુર એદલજી દારાબજી સંજાણાના કરેલા તરજુમા ઉપરથી હતો.

---

તા૦ ૨૨ મી નવેમબર.

રોજ ૩ માહ ૩ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—બરજોરજી નાનાભાઈ બીલીમોરીઆ, કાબુલી—ઉમર વર્ષ ૬૫) એવણ પ્રથમમાં અતરેથી શેઠ જાંગીરજી, નશરવાંનજી જશાંવાલાની કું૦ના આડતીઆ તરીકે ઈ૦ સ૦ ૧૮૩૯ માં કાબુલ ખાતે પેહલવેહલી બ્રીતિષ ફોજ ગઇ તેની સાથે એક દુકાન લઇ ગયા હતા. ત્યાં બે વર્ષ રહયા બાદ ઈ૦ સ૦ ૧૮૪૧ ની આખરીએ ઇંગ્રેજી લશ્કર કાબુલ ખાલી કરી નીકલ્યું ત્યારે એવણ દુશમનોને હાથ કેદ પકડાયા હતા, પણ થોડુંકમાં એમનો છુટકો થયો હતો. તે બાદ ઊપલીજ કુંપનીના માનેજર તરીકે થોડુંક મુદ્દત મુલતાન અને તે પછી સીંધ હૈદરાબાદ ખાતે રહયા હતા. અને પાછલથી એ જગાપર પોતાને હીસાબે ધંધો કરતા હતા. એવણનું મરણ સીંધ હૈદરાબાદ ખાતે ઘોડાપરથી પડી જવાથી નીપજયું હતું.

---

તા૦ ૨૩ મી નવેમબર.

હિંદુસ્થાંનના નામદાર વાઇસરાય લારડ નારથબ્રુક મુંબઇથી ગઇ કાલે ઉપડેલા પુણે જઇ પુગા હતા. જ્યાં તે નામદારે કૌનસીલ હાલમાં આજ દીને એક લેવી ભરી હતી, જેમાં નીચલા પારસી ગ્રહસ્થો હાજર થયા હતા :—

શેઠો અરદેશર ખરશેદજી મુનસફ, મેહરાંનજી જીજીભાઇ, ડાકટર કાવસજી હોરમજજી, દોરાબજી પદમજી, દાદાભાઇ માણેકજી વખારીઆ, હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, જમશેદજી ખરશેદજી જમશેદજી, નાનાભાઇ મેહરાંનજી જીજીભાઇ, ખાંનબાહાદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપ આશાના, ખાંનબાહાદુર પદમજી પેશતનજી, શેરાબજી પેશતનજી કાંગા, દસ્તુર તેહમુલજી મીનોચેહરજી હોજદાર.[3]

---

તા૦ ૨૫ મી નવેમબર.

રોજ ૬ માહ ૪ (ક૦) ૧૨૪૨ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ માણેકબાઈ તે મરહુમ શેઠ શેરાબજી જીજીભાઈ મોદીનાં વીધવા તથા મરહુમ શેઠ શેરાબજી વાછાગાંધીનાં બેટીનાં ઊઠમણાંમાં તેમનાં એશીઓએ ૩૫૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

---

તા૦ ૨૬ મી નવેમબર.

હિંદુસ્થાંનના નામદાર વાઇસરાય લારડ નારથબ્રુક પુણાં મધે આજ દીને સંધ્યાકાલે હાનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઈ. ની મોલાકાતે તેમના "ફાઉનટન હાલ" વાલા બંગલામાં ગયા હતા. આ વેળાએ બંગલો તથા તેનો કંપાઊંડ ભભુકદાર રોશનીથી શણગારવામાં આવ્યો હતો. લારડ નારથબ્રુકે થોડોક વાર સર જમશેદજી સાથે ગોફતેગો કર્યા બાદ સર્વેને મલી ભેટી રૂખસદ લીધી હતી.[5]

---

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૧ મી નવેમબર ૧૮૭૨.

૨ "પાક ખોરદેહ અવસતા બા માએની. આ કેતાબ અસલ તરજુમા ઊપરથી, દરેક શબ્દની હેઠે તેની મતલબ ગોઠવી છાપનાર, બાકી, દીનશા હોરમજજી શોપારીવાલા. મુંબાઇ, દીનીઆર પરેશમાં છાપીછે. રોજ ૧ લો માહ ૭ મો શને ૧૨૪૧ ઇય૦"

એ કેતાબ છાપવાને માટે શેઠ દીનશાહજીએ પોતાનાં ચંદનવાડીનાં રેહવાનાં ઘરમાં "દીનીઆર પ્રેસ" નામનું એક ખાસ નાહનું છાપાખાંનું કાહડયું હતું. એ કેતાબની ૫૧૦૦) નકલો તુરત ખપી જવાથી છ પરૂઓના વધારા સાથે એવાંજ ફુલ ગીલીટનાં તેમજ સીપનાં સોબીતાં પુઠાં સાથે તે બીજીવાર ૧૮૭૪ માં પોતાનાં એજ "દીનીઆર પ્રેસ" માંથી બાહેર પાડી હતી.

વળી એ કેતાબનો જેમ બને તેમ સસતી કીમતમાં ફેલાવો કરવાને ઇ૦ સ૦ ૧૮૯૫ માં ડાકટર હોરમજજી લીમજીભાઇ બાટલીવાલાએ શેઠ દીનશાહજીની રજાથી તેની ૫૦૦૦) નકલો ટાઇમસ ઑફ ઇંડીઆ પ્રેસમાં છપાવી ત્રણ આનાની નામની કીમતે બાહેર પાડી હતી, અને તે પણ ખપી જવાથી ઇ૦ સ૦ ૧૮૯૮ માં તેની બીજી આવૃત્તિ બે પરૂઓના વધારા સાથે શ્રી જમશેદજી નશરવાંનજી પીટીટ પારસી આરફનેજ કેપટન પ્રીંટીંગ પ્રેસમાં છપાવી બે આનાની નામની કીમતે બાહેર પાડી હતી.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૫ મી નવેમબર ૧૮૭૨.

૪ જામે જમશેદ, તા૦ ૧૭ મી ડીસેમબર ૧૮૭૨.

૫ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૮ મી નવેમબર ૧૮૭૨.

વળી પુણાંના પારસીઓ તરફથી ખાંનબહાદર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસ્પ આશાનાએ તા૦ ૨૨ મી નવેમબર ૧૮૭૨ ને દીને નામદાર વાઇસરાય ઊપર મુબારકબાદીનું એક માનપત્ર મોકલી આપ્યું હતું.

તા૦ ૨૮ મી નવેમબર.

કલીઆંણીના સબારડીનેટ જડજ ખાંનસાહેબ ખરશેદજી રૂસતમજી થાંણેવાલાને ત્યાંના સમાલ કાઝ કોરટના જડજ તરીકે રૂ૫૦) સુધીના દાવાના મુકદમાઓ ચુકવવાની સતા આપવામાં આવી હતી.[૧]

તા૦ ૧ લી ડીસેમબર.

"જે. સી. બાટલીબોઇ" નામનું એક મોટું વાહણ કે જે અતરેના જાણીતા પારસી બેપારી શેઠ જમશેદજી ખરશેદજી બાટલીબોઇનાં નામથી મેશરસ એડવરડ બેટસની કું૦ એ બંધાવ્યું હતું, તે વાહણ હાંગકાંગથી અતરે આવતાં મલીપર ટાપુ આગલ આજ દીને ભાગી ગયું હતું.[૨]

તા૦ ૩ જી ડીસેમબર.

શેઠ એદલજી જમશેદજી ઓરીએ ગુજરાતીમાં લખેલા "નુર જેહાંન" નામના નાટકના શેઠ નશરવાંનજી મેહરવાંનજી ખાંનસાહેબે હિંદુસ્થાંની જબાંનમાં કરેલા તરજુમાનું એક પુસ્તક અતરેની એલફીનસટન નાટક મંડલીના માલેકોએ છપાવી પ્રગટ કીધું હતુ.[૩]

તા૦ ૫ મી ડીસેમબર.

મુંબઇની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના એક ડેલીગેટ શેઠ દીનશાહજી માણેકજી પીટીટે પોતાનો ઓદ્ધો છોડવાથી તેમની જગોએ શેઠ બેહરાંમજી દાદાભાઇ રૂજી-સ્તાંનેને નેમ્યા હતા.[૪]

તા૦ ૬ ઠી ડીસેમબર.

રોજ ૧૭ માહ ૩ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

મરણ—મનચેરજી નશરવાંનજી મોદી[૫]—ઉમર વર્ષ ૪૮) શેઠ નશરવાંનજી બેહમનજી મોદીના વડા દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપની પેહડીપર હતા, અને તે પેહડી તરફથી ચીન તથા કલકતા ખાતે ઘણું મુકી રેહલા હતા. તે પછી તા૦ ૧૦ મી નવેમબર ૧૮૫૫ થી પોતાના બાપની સાથે તેમની અતરેની "દાદાભાઈ હોરમજજી કામાની કું૦" તથા ચીનની દાદાભાઇ નશરવાંનજી મોદીની કું૦માં ભાગયા થયા હતા. તા૦ ૨૪ મી અકટોબર ૧૮૬૨ ને દીને તે પેહડી બંધ કરી એજ દીનથી પોતાના ખાવા, ભાઇ શેઠ અરદેશર તથા એવણ પોતે મલી "નશરવાંનજી બેહમનજી મોદીની કું૦" નાં નામથી વહીવટ ચાલુ કીધો હતો, તથા મુંબઈ, ચીન, અને કલકતા ઉપરાંત ઇંગલાંડ મધેબી મેશ-રસ મોદીની કું૦નાં નામથી પેહડી શેઁધાડી હતી, જે ત્રણ ચાર વર્ષમાં બંધ કીધી હતી. ૧૮૬૫ માં એઓની પેહડી-માં ત્રિજા ભાઈ શેઠ જાંહગીરજીને પણ શામેલ કીધા હતા.

તા૦ ૭ મી ડીસેમબર.

શેઠ બેહમનજી બેહરાંમજી પટેલે "ઇરાંનની મુખ્તે-સર તવારીખ" નું એક પુસ્તક એક બાપ પોતાની બેટી ઉપર પત્રો લખતો હોય તેવા આકારમાં પ્રગટ કીધું હતું.[૬]

તા૦ ૮ મી ડીસેમબર.

આજ દીને મરહુમ શેઠ મનચેરજી નશરવાંનજી મોદીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા સગાંઓએ મલી ૨૮૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૭]

તા૦ ૧૦ મી ડીસેમબર.

ડાકટર મારટીન હાઉગ અને પ્રોફેસર ઇ. ડબલ્યુ. વેસ્ટે અરદાવીરાફનામું, તેના દસ્તુર હોશંગજી જામાસપજી જામા-સ્પ આશાનાએ લખેલા પેહલવી હરફોમાં તથા બીજા હસ્ત લેખો સાથે મુકાબલો કરી તેનો ઇંગ્રેજી તરજુમો, તથા સાથે વધારામાં ગોસ્તે ફ્રીઆંન અને હદોખ્ત નુસ્ક પેહલવી હરફે, તથા ઇંગ્રેજીમાં તરજુમો કરી તેનું એક પુસ્તક મુંબઇની સરકારના હોકમથી છપાવી પ્રગટ કીધું હતું.[૮]

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૮ મી નવેમબર ૧૮૭૨.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૧૫ મી ડીસેમબર ૧૮૭૨.

૩ "નુર જેહાન, હિંદુસ્થાંની નાટક. એલફીનસટન નાટક મંડલીએ ... ...માં બનાવનાર, એદલજી જમશેદજી ઓરી, ...વાંનજી જીજીભાઈ, પીરોજશાહે નાહરસ... કર-નાર, નશરવાંનજી ... પદમજી પેશતનજી, ચાપુરજી હોરમ-ઝ... કરનાર કુંવરજી શોરા... ... એદલજી વાડીઆ, શોરાબજી પેશ-... પટેલ, એમ. એ. તે ... મુંબઇ, આપએખતીઆર ... પુરજી બંગાલી, શોરાબજી ૫-... બજી આપએખતીઆરે છાપી... રૂસતમજી મુલાંફીરોજના.[૧]

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ...

૫ મરહુમ શેઠ લીમજીભાઇ ... ૨૬ મી નવેમબર ૧૮૭૨.

૬ "ઇરાનની મુખ્તેસર તવારિખ. કયોમરસના વખતથી તે યજદજર્દ શેહરીયારનાં રાજ્યની આખેરી સુધી ... પત્રના આકારમાં, દરેક પત્રને લગતા સવાલો સાથે. બનાવ-નાર, બેહમનજી બેહરાંમજી પટેલ. મુંબઇ, દફતર આશકારા છાપાખાનાં મધે બેહરાંમજી ફરદુનજીની કુંપનીએ છાપી ...૦ ૧૨૪૨ યઝદજર્દી. ૧૮૭૨ ઇસવી."

એ પુસ્તકની પેહલી આવૃતિ ખપી જવાથી બીજી આવૃતિ ઇ૦ સ૦ ૧૮૭૩ માં, ત્રિજી આવૃતિ ઇ૦ સ૦ ૧૮૮૦ માં, અને ચોથી આવૃતિ ઇ૦ સ૦ ૧૮૮૯ માં પ્રગટ થાઇ હતી.

૭ જામે જમશેદ, તા૦ ૧૧ મી ડીસેમબર ૧૮૭૨.

૮ "The Book of Arda Viraf. The Pahlavi Text prepared by Dastur Hoshangji Jamaspji Asa. Revised and collated with further M S S., with an English translation and introduction, and an appendix containing ...texts and translations of the Gosht-I-Fryans, and ... Hadokht-Nask. By, Martin Haug, Ph D., Assisted by ... West, Ph. D. Published by order of the Govern... Bombay, 1872. Bombay, Government Central ... London, Messrs Trubner and Co"

તા૦ ૧૧ મી ડીસેમબર.

સુરત મધે ખાંનબાહદુર બરજોરજી મેહરવાંનજી ફરેજરે વરોડરા રેલવેના ટરાફીક શુપરીનટેંડંટ મી૦ વીલકીનસનની ત્યાંથી બદલી થવાથી તેમનાં માનમાં આજ રાત્રે પોતાના બંગલામાં ઇંગ્રેજ તથા દેશી ગ્રહસ્થોનો એક મોટો મેળાવડો કરી માનપત્ર આપ્યું હતું.[૧]

તા૦ ૧૨ મી ડીસેમબર.

શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ આરીયન ટોળાની જબાનોના અભેઆસ ઉપરથી તથા જુદી જુદી ભાષાઓના શબ્દોની ભાષાશાસ્ત્રની મારફતે સરખાંમણી કરવાથી ઊભી થયલી પુરાતમ ઇરાંનીઓની તવારીખ બાબે જ્ઞાન પ્રસારક મંડળીમાં કરેલાં ચ્યાર ભાષણોનું "બુન ઇરાન દાનેશ અજ જબાન શનાસી" એવે નામનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[૨]

તા૦ ૧૪ મી ડીસેમબર.

શેઠ હોરમજજી એદલજી કોટવાલે વાંસડા ગામનાં ગોવાસ નામનાં જંગલમાં આજે એક રાતમાં બે વાઘ માર્યા હતા.[૩]

તા૦ ૧૫ મી ડીસેમબર.

શેઠ જમશેદજી ખરશેદજી બુમનાએ "કરણી તેવી પાર ઉતરણી" એવે નામની વાર્તાની એક ચોપડી રચી પ્રગટ કીધી હતી.[૪]

તા૦ ૧૯ મી ડીસેમબર.

શેઠ અરદેશર જમશેદજી દસ્તુર કામદીનનાને નામદાર સરકારે ભરૂચ જીલ્લાનાં આમોદ તાલુકાના મામલતદાર નેમ્યા હતા.[૫]

તા૦ ૨૧ મી ડીસેમબર.

રોજ ૨ માહ ૪ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ ફરાંમજી રતનજી જથાંવાલાનાં ઉઠમણાંમાં તેમના બાવા શેઠ રતનજી જમશેદજી જથાંવાલા તથા કાકાઓ શેઠો કાવસજી અને ધનજીભાઇ જમશેદજી જથાંવાલાએ મલી ૩૫૦૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૬]

તા૦ ૨૨ મી ડીસેમબર.

એ૦ ફરાંમજી મીનોચેહરજી દસ્તુર જામાસ્પ આશાના, બી. એ. એ જંદ ભાષા શિખનારાઓને સારૂં "જંદ શીક્ષક" નામની જંદની પેહલી ચોપડી બનાવી પ્રગટ કીધી હતી.[૭]

તા૦ ૨૩ મી ડીસેમબર.

રોજ ૪ માહ ૪ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ પીરોજબાઇ તે મરહુમ શેઠ દીનશાહજી નાનાભાઇ દાવરનાં વીધવા તથા મરહુમ શેઠ અરદેશર ફરાંમજી દાવરનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા બેશીઓએ મલી ૩૧૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૮]

તા૦ ૨૬ મી ડીસેમબર.

એ૦ પેશતનજી કાવસજી રબાડીએ "મનોરંજક કથા" ધ્યાને દીલને રમુજ આપનારી વારતાઓનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[૯] એ પુસ્તક શેઠ મેહરાંમજી જીજીભાઇને અર્પણ કરવામાં આવ્યું હતું.

તા૦ ૨૮ મી ડીસેમબર.

રોજ ૯ માહ ૪ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—આદરજી શાપુરજી ગુજરાતી—ઉમર વર્ષ ૫૬) એવણ લાંબી મુદત સુધી ચીન મધે દલાલી તથા વ્યાપારનાં

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૮ મી ડીસેમબર ૧૮૭૨.

૨ "બુન ઇરાનદાનેશ અજ જબાન શનાસી, યાને જુબાનોના અભીઆસ ઊપરથી ઊપજવી કાહાડેલી ઇરાની ટોલાની પુરાતન તવારીખ ઊપર ભાશણો. આપનાર, ખ. રૂ. કામા. મી૦ પેસ્તનજી દાદાભાઇ ખંબાતાએ લીધેલા ખાસ રીપોરટ ઊપરથી. મુંબઇ: યુનિયન પ્રેસમાં ન્હાનાભાઇ રૂસ્તમજી રાંણીનાએ છાપ્યુંછે. સને ૧૮૭૨ ઇસવી."

૩ ગુજરાત મિત્ર, તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૭૩.

એની આગમજના એક માસમાં શેઠ હોરમજજીએ બીજા બે વાઘ એજ જંગલમાંથી માર્યા હતા.

૪ "કરણી તેવી પાર ઊતરણી. બનાવનાર, જમશેદજી ખરશેદજી. મુંબઇ, યુનિયન પ્રેસમાં ન્હાનાભાઇ રૂસ્તમજી રાંણીનાએ છાપ્યુંછે. સન ૧૮૭૨"

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૯ મી ડીસેમબર ૧૮૭૨.

૬ જામે જમશેદ, તા૦ ૨૫ મી ડીસેમબર ૧૮૭૨.

૭ "જંદ શીક્ષક. પેહેલી ચોપડી. બનાવનાર, ફરાંમજી મીનોચેહેરજી દસ્તુર જામાસ્પ આશાજીના, બી. એ. મુંબઇ, દફતર આશકારા છાપાખાના મધે બેહરાંમજી ફરદુનજીની કુંપનીએ છાપીછે. સને ૧૨૪૨ ઇઅજદેજરદી—સને ૧૮૭૨ ઇસવી."

૮ જામે જમશેદ, તા૦ ૨૫ મી ડીસેમબર ૧૮૭૨.

૯ "મનોરંજક કથા, ઇઆને દીલને રમુજ આપનારી વારતાઓ. આગલા રાજાઓ, પાદશાહઓ, અને તે વીગેરેની પરચુરણ કથા તથા કાંહણીઓનો સંગરહ. બનાવનાર, એ૦ પેશતનજી કાવસજી રબાડી. જામે જમશેદ ખાનામાં પરશીધ કરેઓછે. શને ૧૨૪૨ ઇઅજદજરદી શને ૧૮૭૨ ઇશવી."

કામમાં પડેલા હતા. ચીન કંતાનની જરથોસ્તી અંજુમનનાં ધર્મનાં ફંડના એવણ ઈ૦ સ૦ ૧૮૬૮ માં એક તરસ્ટી હતા. એવણનું મરણ હાંગકાંગ મધે નિપજયું હતું.

---

તા૦ ૩૧ મી ડીસેમબર.

આએ વર્ષમાં ઇયાને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૭૨ સુધીમાં મુંબઇના પારસીઓમાં **૧૨૩૧** જન્મ—જેમાં ૬૬૭ છોકરા અને ૫૭૪ છોકરી—નોધાયાં હતાં.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં **૨૭૫** જોડાંનાં લગન તથા **૨૧** જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| **લગન**— | ૪ થી ૧૦ વર્ષનાં .. | ૬* | ૨૭† | ૩૩ |
| | ૧૧ થી ૧૫ વર્ષનાં .. | ૩૦ | ૧૭૪ | ૨૦૪ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૯૯ | ૬૬ | ૧૬૫ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૯૯ | ૭ | ૧૦૬ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૩૦ | ૧ | ૩૧ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૬ | ૦ | ૬ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૪ | ૦ | ૪ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૦ | ૦ | ૦ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૦ | ૦ | ૦ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં .. | ૦ | ૦ | ૦ |
| | ૫૬ થી ૬૦ વર્ષનાં .. | ૧‡ | ૦ | ૧ |
| | | ૨૭૫ | ૨૭૫ | ૫૫૦ |
| **ગરનાં**— | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૧ | ૬ | ૭ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૧ | ૮ | ૯ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૩ | ૪ | ૭ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૩ | ૨ | ૫ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૫ | ૦ | ૫ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૩ | ૧ | ૪ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૨ | ૦ | ૨ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં .. | ૩ | ૦ | ૩ |
| | | ૨૧ | ૨૧ | ૪૨ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે ૧૨૪૯§ મરણ નિપજયાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં...... | ૫૬ | ૪૩ | ૯૯ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં .. | ૪૭ | ૪૧ | ૮૮ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં .. | ૯૨ | ૮૨ | ૧૭૪ |
| ૧ થી ૫ વર્ષનાં.. .... | ૧૪૬ | ૧૮૬ | ૩૩૨ |
| ૬ થી ૧૦ વર્ષનાં.. .... | ૨૮ | ૨૪ | ૫૨ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં.. .... | ૩૪ | ૩૭ | ૭૧ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં.. .... | ૩૦ | ૩૨ | ૬૨ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં.. .... | ૨૭ | ૨૮ | ૫૫ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં.. .... | ૪૧ | ૨૪ | ૬૫ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં.. .... | ૪૦ | ૩૬ | ૭૬ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં.. .... | ૪૯ | ૩૪ | ૮૩ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં.. .... | ૨૭ | ૩૬ | ૬૩ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં.. .... | ૯ | ૧૨ | ૨૧ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં ...... | ૩ | ૪‖ | ૭ |
| ૧૦૧ થી ૧૦૫ વર્ષનાં ...... | ૦ | ૧¶ | ૧ |
| | ૬૨૯ | ૬૨૦ | ૧૨૪૯ |

એ ૧૨૪૯) મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૧૦ | બાહેરકોટ .... | ૧૪૬ |
| કોટ ...... | ૪૫૪ | ખેતવાડી .... | ૧૦૫ |
| ધોબીતળાવ .. | ૨૬૫ | કામાઠીપરા .. | ૭ |
| કરેલવાડી .... | ૧૨ | ફાકલંડ રોડ .. | ૧ |
| ગીરગાંમ .... | ૧૭ | ડંકન રોડ .. | ૩ |
| ચોપાતી .... | ૬૯** | ભીડીબજાર.... | ૪૮ |
| ગ્રાંટ રોડ .... | ૩ | ભાંએખલા.... | ૨૨ |
| તારદેવ .... | ૮ | મજગાંમ .... | ૩૭ |
| ગોવાલીઆ .. | ૮ | મોઠ .... .. | ૨ |
| ખંબાલા .... | ૧ | પરેલ ...... | ૧૦ |
| માહલક્ષમી.... | ૪ | ચીચપોગલી .. | ૩ |
| વાલકેશર .... | ૩ | સીવરી ...... | ૧ |
| | | વરલી ...... | ૧ |
| | | માહીમ ...... | ૩ |
| | | વાંદરા ...... | ૪ |
| | | તારાપોરથી.... | ૧ |
| | | વાહણમાંથી.... | ૧ |
| | | | ૧૨૪૯ |

---

* એમાં નાધલાંમાં નાધલો ૫) વર્ષનો એક છોકરો હતો.

† એમાં નાધલાંમાં નાધલી ૪) વર્ષની એક છોકરી હતી.

‡ એ એક ૬૦) વર્ષનો બીજવર ૧૮) વર્ષની કુંવારી સાથે પરણયો હતો.

§ આએ શાલમાં ઇરાંનના દુકાલથી પીડાતા ઘણા ઇરાંની જરથોસ્તીઓ મુંબઇમાં આવી મરણ પામવાથી મરણની સંખ્યા આગલાં શાલો કરતાં વધારે થાઇછે. એ આખાં શાલમાં ઇરાંનથી આવેલાં ૧૨૪) જરથોસ્તીઓ મુંબઇમાં મરણ પ

‖ એમાં એક ૧૦૦) વર્ષની ઓરત હતી.

¶ એ એક ૧૦૩) વર્ષની સ્ત્રી હતી.

** ચોપાતીની ઇરાંનીઓની ધર્મશાલામાં આએ શાલ પણ ઘણા જરથોસ્તીઓ મરણ પામવાથી ચોપાતીનાં મરણની આ સંખીઆ મોટી થાઇછે.

એ ૧૨૪૯) મરણ નીચનાં કારણોથી નિપજ્યાં હતાં :—

| | |
|---|---|
| તાવ ........................ | ૧૬૨ |
| શ્વાનતંતુને લગતાં દરદો .............. | ૧૩૧ |
| ફેફસાંને લગતાં દરદો .............. | ૬૦ |
| લોહીવીકારને લગતાં દરદો .............. | ૧૮ |
| જલંદર........................ | ૨૩ |
| શીતળા ........................ | ૧૪૨ |
| ગોવરૂં ........................ | ૫ |
| કોલેરા ........................ | ૬ |
| મરડો ........................ | ૫૪ |
| પેટ ........................ | ૭૦ |
| પીશાબને લગતાં દરદો .............. | ૮ |
| છુપા ભાગને લગતાં દરદો .............. | ૧૩ |
| ચામડીને લગતાં દરદો .............. | ૧૩ |
| હાલચાલ તથા તંતુને લગતાં દરદો ....... | ૬ |
| તરતનાં જન્મેલાં........................ | ૯૯ |
| જઇફી તથા નાકવતી........................ | ૨૪૪ |
| બીજાં દરદો ........................ | ૧૪૭ |
| આપઘાત ........................ | ૧૪ |

(૮ ઝેહર ખાઇને.
૪ કુવામાં પડીને.
૨ ગળે ફાંસો દઇને.)

આપઘાત કરી મરણ પામેલાં ૧૪ જણાંમાં ૭ પુરૂષ અને ૭ સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૫૬) વર્ષનાએ માગનારાઓનાં દબાણને લીધે, તથા એક ૬૨) વર્ષના અને બીજા ૨૨) વર્ષનાએ કાંઇ જણાયલાં કારણ વગર ઝેહર ખાઇને; એક ૪૫) વર્ષનાએ નાચારીને લીધે તથા એક ૫૦) વર્ષનાએ છાકટપણાંની ઝુમમાં કુવામાં પડીને; એક ૨૫) વર્ષનાએ પૈસા સંબંધી સંકટને લીધે તથા એક ૧૭) વર્ષના છોકરાએ મારામારીને લીધે ગળે ફાંસો દઇને આપઘાત કીધા હતા. સ્ત્રીઓમાં એક ૨૮) વર્ષનીએ સાસુ સાથના અનબનાવને લીધે, તથા બીજી ૨૦) વર્ષનીએ સંસારી કલેશને લીધે, એક ૧૮) વર્ષનીએ અસ્થિર મગજની હાલતમાં, એક ૧૭) વર્ષનીએ માંદગીથી કંટાલી, તથા એક ૭૫) વર્ષનીએ કાંઇ જણાયલાં કારણ વગર ઝેહર ખાઇને; એક ૪૪) વર્ષનીએ દીકરો મરી જવાના ગમમાં, તથા એક ૪૨) વર્ષનીએ કાંઇ જણાયલાં કારણ વગર કુવામાં પડી આપઘાત કીધા હતા.

હોનારત, અકસમાત, વગેરે.............. ૪

(૩ કુવા તથા તલાવમાં ડુબી.
૧ બાઇલર ફાટાથી દાઝી.)

અકસમાતથી મરણ પામેલા ચારે જણા પુરૂષ હતા. તેઓમાં એક ૧૪) વર્ષનો છોકરો હાથમોઢું ધોતાં તલાવમાં ડુબી જઇ, તથા એક ૭૫) વર્ષનો મોબેદ કુવામાંથી પાણી કાઢતાં સમતોલપણું ખોવાથી ડુબી જઇ, તથા એક ૨૫) વર્ષનો ઇરાંની તલાવમાં નાહતાં ડુબી જવાથી, તથા એક ૫૫) વર્ષનો જી. આઇ. પી. રેલવેમાં ફાએરમેન એનજીનનું બાઇલર ફાટાથી દાઝી જવાથી મરણ પામ્યા હતા.

વળી એજ વર્ષમાં મુંબાઇ મધે ૧૪૮ પારસીઓએ નાદાર દેવાદારોની કોરટનો આસરો મેળવવાને અરજી કીધી હતી, જેમાં ત્રણ ઓરતો પણ હતી.

---

## ઈ૦ સ૦ ૧૮૭૩.

આએ વર્ષનાં "ટાઇમસ ઑફ ઇંડીઆ" નાં કાલેનડર[1] માં સઘળી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફકજ છે.

**ચેમબર ઑફ કામરસની** કમીટીમાં શોરાબજી ફરામજી પટેલ.

**જૉઇંટ સ્ટાક કુંપનીઓ—**

આલબરટ મીલસ કુંપનીના ડાએરેકટરોમાં નશરવાંનજી અરદેશર ખરશેદજી વાડીઆનું નામ વધારે.

એપોલો પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં શોરાબજી નવરોજજી વાડીઆ અને પેશતનજી હોરમજજી સુંતોક.

ભાવનગર મીલસ એંડ પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં હોરમજજી બહમનજી વાડીઆ અને શોરાબજી શાપુરજી બંગાલી.

ગ્રાંટ બરમા ટરેડીંગ કારપોરેશનના ડાએરેકટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ.

કોલાબા કુંપનીના ડાએરેકટરોમાં નાનાભાઈ બેહરામજી જીજીભાઇનું નામ વધારે.

ગ્રેટ ઇસ્ટરન સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં રૂસતમજી પેશતનજી બીલીમોરીઆનું નામ વધારે.

હાઇડ્રાલીક પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી માણેકજી પીટીટ, મેહરવાંનજી ફરામજી પાંડે.

કરાંચી લાંડીંગ એંડ શીપીંગ કુંપનીના ડાએરેકટરોમાં જાંગીરજી જમશેદજી રાજકોટવાલાનું નામ વધારે.

મલબાર કુંપનીના ડાએરેકટરોમાં મેહરવાંનજી ફરામજી પાંડેનું નામ વધારે.

વોલકરટ યુનૈટેડ પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ અને દાદાભાઇ જમશેદજી નાએગાંમવાલા.

**પારસી બુકસેલરોમાં વધારે—**

કુપર એંડ કું૦, દોરાબજી જમશેદજી (નાએગાંમવાલા) ની કું૦.

**પારસી વ્યાપારી પેહડીઓમાં વધારે—**

એ. બી. મોદી એંડ કું૦.
અરદેશર એદલજી ચીનાઇ.
બરજોરજી રૂસતમજી મોદી.

---

[1] The "Times of India" Calendar and Bombay Directory for 1873. Bombay: Printed and published at the "Times of India" Office.

તા૦ ૧૬ મી જાનેવારી.

મુંબાઇની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે નામદાર સરકારે નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતાઃ—૧

શેઠ ફરામજી રૂસ્તમજી વીકાજી, બી. એ; એલ. એલ. બી.

ડાકટર કેખશરૂ રૂસતમજી વીકાજી, એલ. એમ.

તા૦ ૧૯ મી જાનેવારી.

રોજ ૧ માહ ૫ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

આજ દીને અંકલેસર મધે બાઇ હીરાંબાઇ તે શેઠ નશરવાંનજી હીરજીભાઈ અંકલેશરીઆનાં વીધવાનાં ઉકમણાંમાં તેમના દીકરા શેઠ પેશતનજી નશરવાંનજી અંકલેશરીઆએ રૂ૨૫૦૦) ને ખરચે ત્યાંની દરેમેહરની તથા તેની પડોસના જરથોસ્તીઓના ઉતારાના બંગલાની મરામત કરાવવા તથા તેને લગતી દેવાલ બંધાવી આપવાની તંદરોસ્તી પઢાવી હતી.[૨]

તા૦ ૨૩ મી જાનેવારી.

શેઠ ઉકરજી ફકીરજી મીસતરીએ "હિંદુસ્થાનનાં એદુતો અને ખેતી" એ બાબદ ઉપર આજ દીને અતરેની બોમ્બે પ્રેસીડનસી એગ્રીકલચરલ શોશાઇટીની એક જાહેર સભામાં નિબંધ વાંચો હતો.[૩]

તા૦ ૨૪ મી જાનેવારી.

વરોડરા રેલવે કું૦ ના રેસીડીંટ ઇજનેર મી૦ ડેવીડ ડીચમંડ તથા શેઠ માણેકજી ફરદુનજી પટેલે એક નવી જાતની "લારી" બનાવવા માટેનું પેટંટ વાઇસરાયની સરકાર તરફથી મેળવવાને અરજી કીધી હતી.[૪]

એજ મુજબ અમદાવાદવાલા શેઠ નવરોજજી પેશતનજી વકીલે બાલવાનાં લાકડાંની જગોએ કામ લાગે એવું કાંઇ બલતન બનાવવા માટે હિંદુસ્થાનની સરકાર તરફથી પેટંટ મેલવવાને અરજી કીધી હતી.[૫]

તા૦ ૨૫ મી જાનેવારી.

રોજ ૭ માહ ૫ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—દીનશાહ શોરાબજી ચીનાઇ—[૬] ઉમર વર્ષ ૪૩) હેદરાબાદવાલા શેઠ શોરાબજી પેશતનજી ચીનાઇના નાહલા દીકરા. એવણ પેહલવેહલા ઇ૦ સ૦ ૧૮૫૬ માં અકોટના તેહસીલદાર નેમાયા હતા. તે પછી કારંજા, ઉમરાવટી, અને મોરસીમાં તેહસીલદારના ઓહદા બજાવ્યા હતા. ૧૮૬૫ ના માર્ચ માસથી એઓ ઇલચપોરના આસીસ્ટંટ કમીશનર થયા હતા, અને મરણ સુધી તે ઓહદો ભોગવ્યો હતો. એવણનું મરણ ઇલચપોરમાંજ નીપજ્યું હતું.

તા૦ ૨૫ મી જાનેવારી.

શેઠ નવરોજજી ફરદુનજીએ આજ દીને અમદાવાદ મધે હેમાભાઇ ઇનસ્ટીટયુટમાં રાજદ્વારી બાબદ ઉપર ગુજરાતીમાં એક ભાષણ કીધું હતું.[૭]

તા૦ ૩૦ મી જાનેવારી.

સેતારાના ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેકટર શેઠ હોરમજજી બાપુજી વીકાજીને નામદાર સરકારે તે જીલ્લાના ત્રિજા વર્ગના માજીસ્ટ્રેટ નેમ્યા હતા.[૮]

તા૦ ૩ જી ફેબરવારી.

રોજ ૧૬ માહ ૬ (ક૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—બાપુજી નાનાભાઈ લાંમ[૯]—ઉમર વર્ષ ૭૪) સુરતવાલા શેઠ નાનાભાઇ નશરવાંનજી લાકડાંવાલાના દીકરા. એવણ પોતાના સસરા શેઠ દાદાભાઇ જીજીભાઇ લાંમને ત્યાં ઉછરવાથી લાંમની અટકથી ઓળખાતા હતા. આગલા વખતમાં એવણ ઇંગ્રેજી તથા ફારસી સારીપેઠે પઢેલા હોવાથી મારજંટ સાઇકસની જાણીતી ઇંગ્રેજી સ્કુલમાં લાંબી મુદત સુધી શિક્ષક હતા. પારસીઓના આગલા વખતના ઘણાક શેઠીયાઓના દીકરાઓ એવણના હાથ તલે ઇંગ્રેજી શિખેલા હતા.

---

૧૮૮૧ ના આગશટ માસથી તેની માલેકી શેરટ પ્રીટીંગ પ્રેસવાલા એ૦ તેહમુરશ દીનશાહ અંકલેસરીઆએ લીધી, અને અધીપતીપણું શેઠ બહમનજી નવરોજજી કાબરાજીએ ચલાવ્યું હતું. ૧૮૯૦ ના આગશટ માસમાં એ૦ તેહમુરશે તેની માલેકી છોડી દઇ શેઠ બહમનજી કાબરાજીને તે સ્વાધીન કીધી હતી, જેઓ હજુ સુધી તે ચલાવેછે.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૭૩.

૨ અંકલેસરની દરેમેહરની પડોસમાંનો જરથોસ્તી મુસાફરોના ઉતારાનો આ બંગલો ઇ૦ સ૦ ૧૮૩૫ માં સુરતવાલા શેઠ મેહરવાંનજી હોરમજજી દરેજરે પ્રથમમાં બંધાવ્યો હતો. એજ પ્રકારે અંકલેસર મધે તમાંમ જાતના મુસાફરોના ઉતારાને માટે એક મોટી ધર્મશાલા પણ ઇ૦ સ૦ ૧૮૪૭ માં બંધાવી હતી. ઉપલી દરેમેહર તથા બંગલાની મરામત શેઠ પેશતનજીએ કરાવી હતી, પણ હાલ તે બધું બીસમાર થવાથી પાછું ઊખેડી બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટને ખરચે દરેમેહર તથા મુસાફરોનાં ઉતારાનું મકાન નવેસરથી બંધાયછે.

૩ જામે જમશેદ, તા૦ ૨૩ મી જાનેવારી ૧૮૭૩.

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૪ મી જાનેવારી ૧૮૭૩.

૫ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૭૩.

૬ શેઠ અરદેશર દીનશાહ ચીનાઇના બાવા.

૭ રાસ્ત ગોફતાર, તા૦ ૨ જી ફેબરવારી ૧૮૭૩.

૮ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૩૦ મી જાનેવારી ૧૮૭૩.

૯ એવણને ત્યાં કોઇ વારસ ન હોવાથી પોતાના સાલાના દીકરા શેઠ દાદાભાઇ જાંગીરજી લાંમને દતક કરી લીધા હતા, જેઓ દાદાભાઇ બાપુજી લાંમને નામે ઓલખાએ છે.

તા૦ ૫ મી ફેબ્રરવારી.

શેઠ ધનજીભાઈ હોરમજજી બતીવાલા (વાડીઆ) એ જાણીતી ઇંગ્રેજી કેતાબ ગુલીવરની મુસાફરીના ૨ જા ભાગ (બ્રોબંડિગનેગના રાક્ષસો) ના ગુજરાતી તરજુમાનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[૧] એ પુસ્તક એવણે પોતાના શિષ્ય શેઠ હોરમારજી અરદેશર હોરમજજી વાડીઆને અર્પણ કીધું હતું.

તા૦ ૭ મી ફેબ્રરવારી.

રોજ ૨૦ માહ ૫ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

નવસારીથી આસરે બાવીશ કોશ ઉપર આવેલાં પાનકવાડી નામે ગામમાં ધનબાઇજી તે રૂસ્તમજી નવરોજજી ભોપતી નામના પારસીની ધણીઆંણીનું આજ રાત્રે પીસ-તોલ વને કોઇએ ખુન કીધું હતું.[૨]

તા૦ ૧૨ મી ફેબ્રરવારી.

મુંબઇની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના કલાર્ક શેઠ ફરામજી રૂસ્તમજી વીકાજી, બી. એ; એલ. એલ. બી. એ મુંબઇ મધે હાઇ કોરટના આડવોકેટ (બારીસ્ટર) ની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[૩]

તા૦ ૧૪ મી ફેબ્રરવારી.

મુંબઇની હાઇ કોરટના એક સોલીશીટર પેશતનજી દીનશાહ તથા સકારાંમ રાઘોબા નામના એક દલાલને અત-રેના પોરટુગીજ રેહવાસી મી૦ નીકાલસ ડીગા અને તેની બાયડી રોઝ મેરી ડીગાનાં જાદુ અથવા ઇલમથી ખુન કરા-વવાની કોશેશ કરવા માટે અપરાધીઓની છાંડણ કરનારી શેશનમાં નામદાર જસટીસ બેલી અને ખાસ જુરીની હજુરમાં ઊભા કીધા હતા. એ મુકદમાની કેફીઅત એમ છે કે મજકુર પેશતનજી દીનશાહ તથા એન પેનલ નામની એક પોરટુગીજ બાઇ મરનાર હેનરી સ્ટીવનસ, એની સ્ટીવનસ અને એલાઇઝા ફીલીપસની અશકેઆંમતનાં એક્ષીક્યુટરસ હતાં, અને તે અશકેઆંમત મધેથી મજકુર બાઇ રોઝ મેરી ડીગાને વારસો તથા સ્થાવર મીલકત મલવાની હતી. તે મેલવવાને એ બાઈ તથા તેણીના ખાવંદ મજકુર નીકા લસ ડીગાએ ફરીઆદી માંડી હતી, અને તે દરમેઆંન મજકુર ઇસ્ટેટને લગતી કાંઇબી અશકેઆમત વાપડતાં પેશ-તનજી દીનશાહ તથા તેવણની સાથની એક્ષીક્યુટરીક્ષને અટકાવવાનું હોકમનામું હાઇ કોરટમાંથી મેલવ્યું હતું. પણ તે પછી બંધે બારુવાલાઓ એક માસની મુદત (તા૦ ૭ મી જાનેવારી ૧૮૭૩ સુધી) માં ઉપલા હકદારોને ચોકસ રકમ તથા મઝગાંમમાંની એક મીલકતનો કબજો આપવાની સમ-જુતીપર આવ્યા હતા. એ એક માસ વીતે તેની આગમજ મજકુર પેશતનજી દીનશાહ તથા સકારાંમે ઉપલાં બંધે ધણીધણીઆંની મી૦ નીકાલસ ડીગા તથા રોઝ મેરી ડીગાને જાદુથી મારી નાખવાનો બેઆલ કીધો, અને અલીમહમદ તઇયબઅલી નામનો એક હોરો કે જે ચોરીના વાંકસર ૧૮ માસ કેદખાંને જઇ આવ્યો હતો તેની મારફતે બાકી-શાહ નામના એક ફકીરને શોધી કાઢયો, અને તેને ત્યાં તા૦ ૧૧ મી ડીસેમબર ૧૮૭૨ ની રાત્રે બંધાઓ સાથે ગયા. ઉપલા હોરાએ એ બાબદની ખબર પોલીસને આગ-મજથી આપવાથી પોલીસના આકટીંગ ડેપ્યુટી કમીશનર મી૦ આર. એચ. વીનસેંટ, શુપરીંટેંડંટ મી૦ મીલસ, તથા ડીટેકટીવ ખાતાંના બે અમલદારો કામાટીપરાનાં ત્રિજી ગલીમાં ઉપલા ફકીરનાં ઘરના એક ઓરડામાં ભરાઇ બેઠા, અને એક કામરાંની કુરમાંથી તેઓ વચ્ચે થાયલી વાતચીત સાંભલી. પેશતનજી તથા સકારાંમે ફકીરને કહ્યું કે તેઓ બે શખસો જેઓ પેશતનજી શેઠને દુઃખ દેછે, તેમને જાદુ અથવા ઇલમથી મારી નખાવવા માગેછે. તેઓ ખ્રીસ્તી છે, અને તેમનાં નામ નીકાલસ ડીગા તથા રોઝ મેરી ડીગા છે. તેઓ બીમાર પડે તે દીને રૂ૫૦૦) અને મરણ પામે તે દીને રૂ૨૦૦૦) તે ફકીરને આપવા જણાવ્યા હતા. પોલીસે એ સંધું સાંભલયા પછી માજીસ્ત્રેટ પાસેથી વારંટ મેલવી તા૦ ૧૪ મી ડીસેમબર ૧૮૭૨ ને દીને પેશતનજી તથા સકારાંમને પકડયા હતા. એ મુકદમો બે દીવસ સુધી શેશ-નસમાં ચાલ્યો હતો, જે દરમેઆંન બંધવાઓના બારીસટ-રોએ મજબુતીથી બંચાવ કીધો કે જાદુ અથવા એલમથી ખુન કરવું એ કાંઇ કાએદાથી મનાય નહિં, તોપણ જુરીએ બંધે બંધવાઓને એકમતે અપરાધી ઠેરાવ્યાથી નામદાર જડજે આજ દીને તે બંધેને સાત સાત વર્ષનાં સખ્ત કેદખાંનાંની સજા કીધી હતી.[૪] પેશતનજી પારસી કોમમાં પેહલવેહલો

[૧] "બ્રોબડિંગનેગના રાક્ષસો, એટલે બ્રોબડિંગનેગ નામનાં રાક્ષસી માણસોના દેશમાં ગલિવર નામના પુરૂષે કીધેલી મુસાફરી. અંગ્રેજી ઊપરથી તરજુમો કરનાર, ધનજી-ભાઇ હોરમજજી બતીવાલા. મુંબઇ મધે, ફોર્ટ પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યોછે. ઈ૦ સ૦ ૧૮૭૩."

[૨] મુંબઇ સમાચાર, તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૭૩.

[૩] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૭૩.

[૪] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૭૩.

એ પછી બંધે બંધવાઓ તરફથી ઉપલા મુકદમા વેળાએ નામદાર જડજે જુરીને ચારજ આપતી વેળાએ કરેલાં બાષા-ણમાં ફકત ખુન કરવાની કોશેશ તેજ; શા ઊપાયથી ખુન કીધું તે ધીઆંનમાં લીધા વના અપરાધ ગણાવાને બસ છે, એમ સમજાવેલું તથા તે નામદારે સમજાવેલી બીજી ધારા સંબંધી પાંઇટો ઊપર વાંધા ઊઠાવી તે બાબેની તકરાર નામ-દાર ચીફ જસટીસ સર માઇકલ વેસ્ટ્રાપ, તથા જડજો સર ચારલસ સારજંટ, ગીબસ, મેલવીલ, અને બેલી મલી પાંચ જડજોનાં ફુલ બેંચ હજુર બે આખા દીવસ ચાલી હતી, અને જેનો તા૦ ૨૪ મી મારચ ૧૮૭૩ ને દીને નામદાર

સોલીસીટર થયલો તથા એક ચંચલ જવાન અને કુતેહમંદ વકીલ હોવાથી તે આવા ભુરા લખમાં પડી આ ફેજે પોહચ્યો તે માટે સર્વને દલગીરી ઉપજી હતી.

---

તા૦ ૧૫ મી ફેબરવારી.

મુંબઇ મધે વિકટોરીયા એંડ આલબરટ મ્યુજીયમમાં વિદ્યા હુનર તથા કારીગરીની જીનસોનું એક મોટું પ્રદર્શણ આજ દીને નામદાર ગવરનર સર ફીલીપ વોડ હાઉસે ખોલ્યું મુકવાની ક્રિઆ કીધી હતી. એ પ્રદર્શણમાં નીચલા પારસી ગ્રહસ્થોને ઈનામો મલ્યાં હતાં:—

શેઠ જમશેદજી ધનજીભાઈ વાડીઆને વાહણો તથા બોટોના મોડલો તથા લાકડાંના સરસ સંગ્રહને માટે પેહલા વર્ગના બે રૂપાંના ચાંદો; મેશરસ નવરોજજી શાપુરજી (કેબી-નેટ મેકર)ની કુંપનીને સરસ ફરનીચર માટે, તથા શેઠ બર-જોરજી નવરોજજી તાતા (સર જ. જી. સ્કુલ ઑફ આર્ટસ વાલા)ને સોબાયમાંન લોખંડકામ માટે બીજા વર્ગના રૂપાંના ચાંદો; બાઇ આવાંબાઇ તે ડાકટર બરજોરજી દોરાબજી કોપરનાં ધણીઆંણીને ઑઇલ પેનટીંગનાં સરસ ચિત્રોના સંગ્રહ માટે, શેઠ ડોશાભાઈ ફરામજી કામાજીને અમેરીકાનાં એક સરસ ચિત્ર માટે, તથા ઓનરેબલ સર જમશેદજી જીજી-ભાઈ બારોનેટ, સી. એસ. આઇ. ને એડીસનાં સરસ ફોતોગ્રાફો માટે કાંસાના ચાંદો.[2]

તા૦ ૨૦ મી ફેબરવારી.

શેઠ દાદાભાઈ હીરજીભાઈ પટેલે "અવસ્તા અને જંદ શબ્દોના અર્થો" એ બાબદ ઉપર ગુજરાતીમાં એક ચોપાનયું રચી પ્રગટ કીધું હતું.[2]

---

તા૦ ૨૬ મી ફેબરવારી.

અતરેની હાઇડ્રાલીક પ્રેસ કું૦ના ઇજનેર શેઠ બહમનજી ફરામજી વારડને "કમબાઇન હારીઝાનટલ સ્ક્રુ અને વરટીકલ હાઇડ્રાલીક કોટન પ્રેસ" ની પોતે કરેલી શોધ માટે હિંદુ-સ્થાનની સરકાર તરફથી પેટંટ મેલવવાને અરજ કીધી હતી.[3]

---

તા૦ ૨૭ મી ફેબરવારી.

રોજ ૧૦ માહ ૬ (શે૦) ૧૨૪૨ યજદજરદી.

મરણ—મેહરવાંનજી માણેકજી શેઠના—ઉમર વર્ષ ૫૦) શેઠ માણેકજી મેહરવાંનજી શેઠનાના વડા દીકરા. એવણ પ્રથમ ઈ૦ સ૦ ૧૮૪૫ થી અતરેની મેશરસ ઇવિંટ લાથામની પેહડીમાં રહેલા હતા. ગણિતમાં વધારે ખબરદાર હોવાથી એવણે ઈ૦ સ૦ ૧૮૫૮ માં ઇંગ્રેજી ભાષામાં વ્યાજ ગણવાના કોઠાઓનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું. ઈ૦ સ૦ ૧૮૫૮ થી તે ૧૮૬૦ સુધી એવણ જરતોસ્તી છોકરીઓની નિશાલ મંડલીની મજગાંમની નિશાલના હાનરરી ઉપરી હતા. ૧૮૬૨ માં સુરત મધે રૂસ્તમપરામાં વસનારા નવ-સારીની વડી દરેમેહરને તાબેના ભગર સાથના મોબેદો તથા તેઓને લગતા બેહદીનોનાં રેવાંનોને અવલમંજલ પોંહચા-ડવાનું ફંડ ઉભું થયું ત્યારથી તેના એક તરસ્તી હતા. એજ શાલથી અતરેની અલેકજાંડરા પ્રેસ કું૦ના એવણ એક ડાએરેકટર નેમાયા હતા. ૧૮૬૩ માં શેઠ મનચેરજી કાવશજી લંગડાના અથવા મનસુખે પ્રગટ કરેલાં ગંજનામાં-નાં પુસ્તકના છેલ્લા ભાગમાં સફે ૭૮૯ થી તે ૯૬૬ સુધીમાં "પ્રીનસ આલબરટ" નાં મથાલાં હેઠલ આપેલી બીનાને શુદ્ધ ઇંગ્રેજી સારી એબારતથી કવિતાનીજ ધપમાં તરજુમો કરનારને રૂ૧૫૦૦) નું ઇનામ આપવાનું એવણે ૧૮૬૪ના આપરેલ માસમાં છુપે નામે જાહેર કરવાથી તે તરજુમો મી૦ ડબલ્યુ. એચ. હેમીલટને કરી એ ઇનામ એવણ પાસેથી મેલવી તેનું પુસ્તક છપાવ્યું હતું. ઈ૦ સ૦ ૧૮૬૯ માં પોતાના બાપનાં મરણથી મરહુમ માણેકજી નવરોજજી શેઠનાં ધર્મખાતાંનાં મુતવલીપણાંનો વહીવટ એવણને મલ્યો હતો, અને તેજ શાલથી એવણ નવસારીની વડી દરેમેહરને તાબેના ભગર સાથના મોબેદોનાં મુંબઇનાં ધર્મખાતાંનાં ફંડના બાપ-

---

ચીફ-જસટીસે ચુકાદો આપ્યો કે બધા જડજો એકમતે બંધવા-ઓનો ગુનહ અને શેશન કોરટે ઠેરવેલી સજા બાહાલ રાખેછે.

એ પછી એ મુકદમાને લગતી પાંઇંટો લંડન મધે પ્રીવી કોનસીલના ચુકાદા માટે લઇ જવાને બંધવાઓ તર-ફથી ઊપલીજ હાઇ કોરટની ફુલ બેંચને તા૦ ૭ મી આપરેલ ૧૮૭૩ ને દીને અરજ કરવામાં આવી હતી, જે બાહલ રાખવામાં આવી નહિ, અને એજ દીને અતરેની લા આસો-શીએસન તરફથી આડવોકેટ જેનરલે પેશતનજી દીનશાહનું નામ હાઇ કોરટના વકીલોની ટીપમાંથી કાઢી નાખવાની અરજ કીધી હતી, જે કોરટે બાહલ રાખી તેવણનું નામ વકીલોની ટીપ મધેથી કાઢી નાખ્યું હતું.

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૮ મી નવેમબર ૧૮૭૩.

એ પ્રદર્શણના ખરચ તથા ઇનામો આપવા માટે અતરેના આગેવાનોમાં એક ટીપ શરતી કરવામાં આવી હતી, જે મધે રૂ૨૫૭૬) ઇંગ્રેજોના, રૂ૧૧૭૦) હિંદુઓના, રૂ૫૬૫) મુસલમાંનોના, રૂ૨૫૦) યાહુદીઓના, રૂ૧૦૦) પોરટુગીજોના, અને રૂ૮૦૫) નીચે મુજબ પારસીઓના મલી રૂ૫૪૨૬) ભરાયા હતા—

(રૂ૧૫૦) દીનશાહજી માણેકજી પીટીટ (રૂ૧૦૦) અરદ-શર હોરમજજી વાડીઆ, બેહરાંમજી જીજીભાઇ, ખાંનબાહદુર પદમજી પેશતનજી (રૂ૭૫) ફરાંમજી નશરવાંનજી પટેલ (રૂ૫૦) ઓનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; બેહરાંમજી નશરવાંનજી સીરવાઇ, હોરમારજી અરદેશર વાડીઆ, (રૂ૨૫) ડોશાભાઇ ફરાંમજી કરાકા, હોરમજજી બહ-મનજી વાડીઆ, માણેકજી ખરશેદજી જમશેદજી, કાવશજી ખરશેદજી જમશેદજી, શોરાબજી ફરાંમજી પટેલ, (રૂ૫) મનચે-રજી કાવશજી મરજબાંન.

૨ "અવસ્તા અને જંદ શબ્દોના અર્થો. બનાવનાર, દાદાભાઇ હીરજીભાઇ પટેલ. મુંબઇ, દફતર આશકારા છાપા-ખાનાં મધે બેહરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીઓછે. સને ૧૮૭૩."

૩ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૭૩.

ની જગેપર તરફથી ડઠયા હતા. એ પછી મુંબઇના શેહનશાહી પારસીઓમાં એક વડો દસ્તુર નેમવાની, તથા મોબેદોનાં ભણતર સંબંધી વાંધાઓનો ફેંસલો કરવાનું એવણે માથે લીધું હતું, તથા તે માટે કમીટી વગેરે નેમી હતી, પણ કસ્સું સેવટ આવ્યું નહિં. મુંબઇ મધે ભીંડીબજારના રસ્તા ઊપર કાંદાવાલા મોહલામાં પારસીઓની છોકરીઓને કેળવણી આપવા માટે એવણે તા૦ ૧ લી જુલાઇ ૧૮૭૨થી પોતાને ખરચે એક નિશાળ સ્થાપી હતી, જે હજુ સુધી એમનાં નામથી ચાલેછે. નવસારી મધે એવણે એક નહાણખાંનું બંધાવી તે તા૦ ૯ થી સપટેમબર ૧૮૭૨ ને દીને ત્યાંની અંજુમનને આપ્યું હતું. ઈ૦ સ૦ ૧૮૭૧ માં ઇરાનમાં પડેલા દુકાલ વખતે ત્યાંથી અત્રે આવતા શેંકડો ગરીબ ઇરાની જરથોસ્તીઓને રાખવાને ચોપાતીની ધર્મશાલા બસ નહિં પડવાથી એવણે કોટમાંની પોતાને હસ્તકની મરહુમ માણેકજી શેઠવાલી વાડીના ત્રણ ઓટલા પાંચ મહિના લગણ તેઓને રાખવા માટે મુફત આપ્યા હતા. પુણાંના રેહવાસીઓનાં ગરીબ બાળકોને કેળવણી આપવા માટે એવણે પોતાની ડાપુરી ખાતેની મીલકતમાંથી એક એલાહેદું મકાન ભેટ આપ્યું હતું. એવણ એક જુના ફ્રીમેશન હતા, અને ૧૮૫૩ થી અત્રેની "લાડજ રાઈઝીંગ સ્ટારમાં જોડાયા હતા. મરહુમ માણેકજી શેઠનાં ધર્મખાતાંનાં મુતવલીપણાંનો વહીવટ એવણે ફક્ત ૩ા વર્ષ ચલાવ્યો હતો.

તા૦ ૬ થી મારચ.

ખેડા જીલ્લાનાં બોરસદ તાલુકાના મામલતદાર શેઠ એદલજી ડોસાભાઇ ક્રોથાવાલાને નામદાર સરકારે અમદાવાદ જીલ્લાનાં દશક્રોઇ તાલુકાના મામલતદાર નેમ્યા હતા.[૧]

તા૦ ૧૩ મી મારચ.

ખેડા જીલ્લાનાં થાસરા ગામના મામલતદાર શેઠ દારાશાહ ડોસાભાઇને નામદાર સરકારે તે જીલ્લાના પેહલા વર્ગના માજીસ્ટ્રેટ નેમ્યા હતા.[૨]

તા૦ ૧૫ મી મારચ.

શેઠ બહમનજી પીરોજશાહ કંત્રાક્ટર કે જેવણે ગયે સાલ મદરાજ યુનીવરસીટીની એમ. એ. ની પરીક્ષા પસાર કીધી હતી, તેવણે આજે સાલ તેજ યુનીવરસીટીની એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કીધી હતી.[૩]

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૬ થી મારચ ૧૮૭૩.
૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૩ મી મારચ ૧૮૭૩.
૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૮ મી મારચ ૧૮૭૩.

તા૦ ૧૬ મી મારચ.

શેઠ ખરશેદજી રુસતમજી કામાજીએ આજ દીને ફરામજી કાવસજી ઇનસ્ટીટયુટમાં "જમશેદી નોરોજ" વિષે એક ભાષાણ કીધું હતું.[૪]

તા૦ ૧૭ મી મારચ.

મુંબઇ મધે ખેતવાડી પારસીવાડાની પેહલી ગલીમાં આજ દીને પાછલી રાતનાં ચાર કલાકને સુમારે એદલજી પેશતનજી સરાફ નામના ૩૫) વર્ષની વયના એક પારસીએ પોતાની ૪૫) વર્ષની ઊમરની સાવકી માએ બાઇ નવાજબાઈ તે મરહુમ પેશતનજી એદલજી સરાફનાં વીધવા તથા તેણીના ૧૮) વર્ષના દીકરા હીમજીભાઇ અને ૧૦) વર્ષની દીકરી નાલીબાઇ જેઓ ઘરના પેહલા માલ ઉપર એકજ ઓરડામાં શુતેલાં હતાં તેઓને એક તરતના ઘસેલા છરાથી જખમો કરી લોહીલુવાંન કીધાં હતાં, શબબ તેને પોતાની ઉપલી મતરાઇ સાથે પૈસા સંબંધી વાંધો ચાલતો હતો. નવાજબાઇ બીચારી ઉલા જખમોથી તુરતજ મરણ પામી હતી, અને એદલજીએ ઊલટું બુરું કામ કીધા પછી પોતાનાં માથાંમાં પણ તેજ છરા વતે જખમો કરી બે વાર ઘરના પાછલા ભાગમાં આવેલા કુવામાં નખાવી દીધું, જ્યાંથી તેને લોકોએ તુરતજ બાહેર કાઢ્યો અને પોલીસ તેને હાસ્પીટલમાં લઈ ગઇ હતી.[૫]

તા૦ ૨૦ મી મારચ.

આજે સાલની હાઇ કોરટ પલીડર તથા સબારડીનેટ જડજની પરીક્ષામાં નીચલા બે પારસીઓ પસાર થયા હતાઃ—

શેઠ દોરાબજી તેહમુલજી કાપડીઆ.

શેઠ અરદેશર બેજનજી પાલખીવાલા (વકીલ).

શેઠ શાવકશાહ દોરાબજી દાવરને નામદાર સરકારે થાણા જીલ્લાનાં ભીમરડી ગામના સબારડીનેટ નેમ્યા હતા.[૬]

તા૦ ૨૧ મી મારચ.

શેઠ ફરામજી કુવરજી ભરૂચા કે જેવણે ૭ વર્ષ સુધી સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટમાં એક શિક્ષક તરીકે કામ ચલાવી અનુભવ મેલવ્યો હતો તેવણે વાંદરા મધે પારસીના છોકરાઓને રાખી કેળવણી આપવા તથા ખવાડવા પીવાડવા વગેરે માટે એક "બોરડીંગ સ્કુલ"

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૧૬ મી મારચ ૧૮૭૩.
૫ જામે જમશેદ, તા૦ ૧૯ મી મારચ ૧૮૭૩.
પછવાડેથી એદલજી પાંચ દીવસે તા૦ ૨૩ મી મારચે હાસ્પીટલમાં પોતાનાં માથાંમાં પડેલા જખમોની અસરથી મરણ પામ્યો હતો, અને તેનાં ઉપલાં સાવકાં ભાઈ બેહનો એક માસ સુધી હાસ્પીટલમાં બીમારી લોગવી સાજાં થયાં હતાં.
૬ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૦ મી મારચ ૧૮૭૩.

### તા૦ ૪ થી આપરેલ.

રોજ ૧૬ માહ ૭ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—મેહેરવાંનજી કાવશજી ગંભીર અથવા શબ-નીશના—ઉમર વર્ષ ૫૪) અમદાવાદવાલા શેઠ કાવશજી કુવરજી શબનીશના દીકરા. એવણ પ્રથમમાં અમદાવાદની કમીશરીએટમાં કલાર્ક હતા. તે પછી ત્યાંની સેનટરલ બેંકના એકાંઉટંટનો ઓહો થોડુંક સુધી ચલાવ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૬૬ થી એવણે અમદાવાદ મધે "વીલસનની કું૦"નાં નામથી જનરલ એજનસીનું કામ શરૂ કીધું હતું. એવણનું મરણ અમદાવાદ મધે નીપજ્યું હતું.

---

### તા૦ ૧૦ મી આપરેલ.

ભરૂચની સમાલ કાઝ કોરટના રેજીસ્ત્રાર શેઠ એદલજી મનજીભાઈ મોદીને નામદાર સરકારે પંચમાહલ જીલ્લાનાં ગોધરા ગામના મુનસફ અને શેઠ દાદાભાઈ હોરમજજી નાણાંવટીને તેમની જગોએ ભરૂચની સમાલ કાઝ કોરટના રેજીસ્ત્રાર નેમ્યા હતા.[1]

---

### તા૦ ૧૪ મી આપરેલ.

રોજ ૨૬ માહ ૭ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—મનચેરજી એદલજી ગીમી[2]—ઉમર વર્ષ ૪૧) શેઠ એદલજી શેહેરીઆરજી ગીમીના વડા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૫૫ થી કોટ મધે શેઠ માણેકજી નવરોજજી ભનુશાએ બંધાડેલી છોકરાઓની સ્કુલમાં એક ભાગીઆ તરીકે શામેલ હતા, અને ૧૮૬૦ થી તે સ્કુલ પોતે એકલાએ ચલાવી હતી. એ બાદ તા૦ ૧ લી આપરેલ ૧૮૬૬ થી શેઠ દાદાભાઇ પેશતનજી માસ્ટરને ભાગયા કરી તેમાં માત્રીક્યુલેશન સુધીની કેળવણી આપવાનું ચાલુ કરી તેને "ફોરટ હાઈ સ્કુલ" નામ આપ્યું હતું, જે નામથી તે હજુ સુધી ચાલુછે. એવણ એક શિક્ષક તથા ગ્રહસ્થ તરીકે ઉંચી મનશક્તિ અને નીતિના હતા.

---

### તા૦ ૧૭ મી આપરેલ.

શેઠ મનચેરજી રૂસતમજી પોલુને નામદાર સરકારે એડનના રેસીડંટની કોરટના રેજીસ્ત્રાર નેમી તેમને રેજી-સ્ત્રારના હાથ તલે સમાલ કાઝ કોરટના એક જડજની સત્તા આપી હતી.[3]

---

1 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૦ મી આપરેલ ૧૮૭૩.

2 ડાકટરો માણેકજી તથા ડોસાભાઈ મનચેરજી ગીમી અને શેઠો રૂસતમજી મનચેરજી ગીમી, બી. એ., એલ. એલ. બી. તથા પીરોજશાહ મનચેરજી ગીમી, બી. એ. ના બાવા. એવણના બાવા શેઠ એદલજી શેહેરીઆરજી ગીમી ભરૂચથી અતરે આવી કામાટીપરામાં દારૂનો ધંધો કરતા હતા. તેવણે ઈ૦ સ૦ ૧૮૩૧ માં એક વખતે મગોલ ચોરો પકડવાના સંબંધમાં તલવારના કેટલાક ઝપેટા ખાઇ ઘણી હીમત બતાવી ચોરો પકડ્યા હતા. આથી એમને "ઝપેટા-ખાઉ" કરી ઓળખતા હતા.

3 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૭ મી આપરેલ ૧૮૭૩.

### તા૦ ૧૯ મી આપરેલ.

મુંબઇની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના કલાર્ક શેઠ ફરામજી રૂસતમજી વીકાજી, બી. એ.; એલ. એલ. બી. રજા ઉપર ઇંગલાંડ જવાથી તેમની જગોપર નામદાર સરકારે શેઠ ખરશેદજી માણેકજી ખરશેદજી સરાફ, બી. એ. ને નેમ્યા હતા.[4]

---

### તા૦ ૨૪ મી આપરેલ.

ખાંનસાહેબ તેહમુલજી હોરમજજી ગોદરેજને નામદાર સરકારે સુરત જીલ્લાના જંબુસર તાલુકાના મુનસફ નેમ્યા હતા.[5]

---

### તા૦ ૨૭ મી આપરેલ.

રોજ ૯ માહ ૯ (ક૦) ૧૨૪૨ યજદેજરદી.

મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાંનજીવાલાં કદમી આતશ-બેહેરાંમનાં મકાંનમાં તેના મુતવલી શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠે કેટલાક ફેરફાર કરાવી તેની મરામત કીધી તેની ખુશાલીમાં આજ દીને ત્યાં એક જશન કરવામાં આવ્યું હતું. જશનની સેવટે દસ્તુર શેરાબજી રૂસતમજી મુલાં-ફીરોજનાએ એ મકાંનની તવારીખને લગતું એક ભાષણ કીધું હતુ, જેમાં જણાવ્યું હતું કે "આએ મકાંન મધે જે કાંઈ ફરનીચર, આરશી, જુંમર, ગલીચા વગેરે આગલા વખતનાં હતાં તે સરવેને બદલ કરવાને અને નવું ફરનીચર તથા ગલીચા વગેરે આએ પવીતર મકાંનમો મુકવાને વાસતે શેઠ કાવશજી બેહેરાંમજી લીલાંઉવાલાએ એવણનાં ધણીઆંની બાઇ ભીખાઇજી એદલજી આલબલેશનાં હક થાએઆં તેવણનાં પુનને વાસતે આસરે ૩૦૦૦) ખરચીને આએ પાક મકાંન મધે મેલીઉછે." એ બાદ ચાશની કરી મીજલસ બરખાસ્ત થાઇ હતી.[6]

---

### તા૦ ૩૦ મી આપરેલ.

શેઠ જમશેદજી નશરવાંનજી જીનવાલા, અકલેસરીઆએ કાટન જીનો માટે ડાંતાવાલો રોલર બનાવવાની પોતાની શોધ માટે હિંદુસ્થાનની સરકાર તરફથી પેટંટ મેલવવાને અરજ કીધી હતી.[7]

---

### તા૦ ૬ ઠી મેએ.

શેઠ મેહેરવાંનજી નશરવાંનજી વાડીઆએ "દાસ્તાંને દેલરૂબા" ધવાને ગ્યાન, બોધ, અને રમુજ આપનારી હકીકતોના સંગ્રહનું એક પુસ્તક ઇંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં

---

4 બોમ્બે ગેઝેટ, તા૦ ૧૯ મી આપરેલ ૧૮૭૩.

5 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૪ મી આપરેલ ૧૮૭૩.

6 જામે જમશેદ, તા૦ ૮ મી મેએ ૧૮૭૩.

7 રાસ્ત ગોફતાર, તા૦ ૪ થી મેએ ૧૮૭૩.

તરજુમો કરી છપાવી પ્રગટ કીધું હતું.[૧] એ પુસ્તક એવણે પોતાનાં પ્રિય માતાજીને હેત અને માનની નિશાંન દાખલ અર્પણ કીધું હતું.

---

તા૦ ૮ મી મેએ.

શેઠ બુરજોરજી એદલજી મોદી, એમ. એ; એલ. એલ. બી. ને નામદાર સરકારે સુરતના બીજા વર્ગના સબાર-ડીનેટ જડજ નેમ્યા હતા.[૨]

---

તા૦ ૧૦ મી મેએ.

શેઠ ફરામજી શોરાબજી ભરૂચાને નવાનગરના જામે પોતાનાં રાજ્યના સર-ન્યાએધીસ નેમ્યા હતા.[૩]

---

તા૦ ૧૨ મી મેએ.

મુંબઈના માજી ગવરનર સર બારટલ ફ્રીઅર કે જેવણ નામદાર માહરાંણીની તરફથી જંગબાર અને મસ્કત ખાતેનો ગોલામેનો વ્યાપાર બેસાડી દેવાને ખાસ એલચી તરીકે ગયા હતા, અને પોતાનું કામ કેટલેક દરજજે પાર ઉતારી પાછા આજ દીને ઇંગલાંડ સીધારનાર હોવાથી તે નામદારને આ દેશના એક જુના મિત્ર તરીકે મુબારકબાદીનું માનપત્ર આપવાને મજગાંમ કાસ્ટલમાં હાનરેબલ સર જમ-શેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઇ. એ એક દબદબાભરેલી મીજલસ બોલાવી હતી. સર જમશેદજીએ તે નામદારને ઘટતા શબ્દોમાં મુબારકબાદી આપી માનપત્ર વાંચ્યા બાદ તે નામદારે તેનો જવાબ વાલી સર્વેનો ઉપકાર માનયો, અને આખી સવારી ત્યાંથીજ પાલવા બંદર ઉપર તે નામદારને વદાય કરવાને ગઇ હતી.[૪]

---

તા૦ ૧૫ મી મેએ.

આએ શાલની ડીસ્ટ્રીક્ટ પલીડરની પરીક્ષામાં એકજ પારસી—શેઠ મેહરજીભાઇ કુંવરજી તારાપોરવાલા, પસાર થયા હતા.[૫]

---

તા૦ ૨૧ મી મેએ.

રોજ ૩ માહ ૯ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

આજ દીને માંડવી ગામમાં ત્યાંના જરથોસ્તીઓ તેમજ મુંબઈ તથા સુરતની અંજુમનનાં ઉઘરાતથી એક દરેમેહર બંધાવી પરઠાવ્યામાં આવી હતી.[૬]

---

તા૦ ૨૩ મી મેએ.

રોજ ૫ માહ ૯ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ—બહમનજી જમશેદજી મુલ્લાં—ઉમર વર્ષ ૬૫)** આ૦ જમશેદજી રૂસ્તમજી મુલ્લાંના નાહના દીકરા. એવણ પેહલવેહલા ઇ૦ સ૦ ૧૮૩૩ માં પોતાના વડા ભાઇ શેઠ માણેકજી જમશેદજી મુલ્લાં સાથ ચીન ગયા હતા, અને ૧૮૪૦ થી તેમના ભાગયા થયા હતા. તે પછી મુંબઇ આવી ૧૮૪૫ થી મુંબઇનાં બારાંમાંનાં વાહણોને ધારાપુરીનું પાણી દર ટણે રૂ૩) ને ભાવે પુરૂં પાડવાનું કંત્રાકટ લીધું હતું. એ બાદ રેલવેની સડક બાંધવાનાં તથા કોલાબાનો દરીયો પુરવાનાં અને બીજાં ઘણાંક મોટાં બાંધકામોનાં કંત્રાકટ એવણે લીધાં હતાં. ઇ૦ સ૦ ૧૮૫૦ માં મોટે કોલાબે પ્રોટેસ્ટંટ દેવલની સાંમે, તથા તે પછી વાલકેશર કુતરવાડીમાં, તેમજ કસારા ઘાતની હેઠે એવણે પોતાને ખરચે કુવા બંધાવી લોકોને વાપરવાને ખોલ્લા મુકયા હતા. એવણની પુંજીમાંથી એવણનાં વીધવા બાઇ મોટીબાઇએ વલસાડની પાસે આવેલાં બેરગાંમ મધે એક દરેમેહર, દોખમું, તથા શગડી બંધાવી તે તા૦ ૨૧ મી મેએ ૧૮૮૨ ને દીને પરઠાવ્યાં હતાં.

---

તા૦ ૨૫ મી મેએ.

આજ દીને મરહુમ શેઠ બહમનજી જમશેદજી મુલ્લાંનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૫૫૦૦), વીધવા બાઇ મોટીબાઇએ રૂ૫૦૦), દીકરા શેઠ નશરવાંનજી બહમનજી મુલ્લાંએ રૂ૧૦૦), તથા બીજાં બેહીઓએ રૂ૨૦૨) મલી રૂ૬૩૦૩) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૭]

---

તા૦ ૨૫ મી મેએ.

રોજ ૭ માહ ૧૦ (ક૦) ૧૨૪૨ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ માણેકબાઇ તે મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠનાં બેટી તથા મરહુમ શેઠ નાના-

---

૧ "દાસ્તાને દેલરૂબા; અથવા ગ્નાન, બોધ અને રમુજ આપનારી હકીકતોના સંગ્રહનું અંગ્રેજી ઊપરથી કરેલું ગુજરાતી ભાષાંતર. બનાવનાર, મેહરવાંનજી નસરવાંનજી વાડીઆ. મુંબઈ; એરચશા કરાણીની કું૦. ગણપત કૃષ્ણાજીનાં છાપા-ખાનાંમાં છાપ્યુછે."

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૮ મી મેએ ૧૮૭૩.

૩ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૨ મી મેએ ૧૮૭૩.

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૩ મી મેએ ૧૮૭૩.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૫ મી મેએ ૧૮૭૩.

૬ એ દરેમેહર ઊપર નીચે મુજબ તખ્તી મારેલીછે :—

"પાક પરવરદેગારની મદત છે.

"શવંત ૧૯૨૯ નાં શાવણ શુદ ૮ ને વાર ગરેઊ રોજ ૧૭
"માહ ૬ શને ૧૨૪૨ અગીઆરીનું કામ શરૂ થઊંછે ને
"વઇશાખ વદ ૧૦ ને વાર બુધ રોજ ૩ જો માહ ૯ મે
"પરઠેઊંછે. શરવે અંજુમને બંધાવીછે."

એ દરેમેહરનો સર્વે ખરચ ઇ૦ સ૦ ૧૮૯૧ સુધી જર-થોસ્તીઓ વચ્ચે ઊઘરાંણું કરી ચલાવ્યો હતો. જે બાદ ઇ૦ સ૦ ૧૮૯૧ થી શેઠ નશરવાંનજી માણેકજી પીટીટ અને તેમનાં પછી તેમનાં વીધવા બાઇ દીનબાઇ તરફથી તે ચલા-વ્યામાં આવેછે, અને તે માટે બાઇ દીનબાઇએ તા૦ ૨૯ મી મારચ ૧૮૯૮ ને દીને શ્રી નશરવાંનજી માણેકજી પીટીટ ચારીટી ફંડના તરસ્ટીઓને રૂ૮૦૦૦) ની સરકારી નોટ સ્વાધીન કીધીછે કે તેનાં વ્યાજમાંથી એનો ખરચ પુરો પાડે.

એની આગમજ ઇ૦ સ૦ ૧૮૩૦ માં દોખમું પરઠાયું તેવારેજ એક દરેમેહર પરઠાઇ હતી, પણ તે આગમાં બળી જવાથી પાછી નવેસરથી આ દરેમેહર પરઠાવી હતી.

વળી માંડવી ગામમાં દર વર્ષે પેહલા ગાથાને દીને મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટને નામે એક ઘાહંબાર કરવાને બાઇ દીનબાઇએ તા૦ ૧૬ મી જુન ૧૮૯૮ ને દીને રૂ૧૦૦૦) ની નોટ ઊપરાંત ચારીટી ફંડના તરસ્ટીઓને સ્વાધીન કીધીછે.

૭ જામે જમશેદ, તા૦ ૨૮ મી મેએ ૧૮૭૩.

ભાઇ નશરવાંનજી બનાજીનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૩૦૦૦), દીકરીના દીકરા શેઠ મનચેરજી નવરોજજી બનાજીએ રૂ૧૦૦૦), અને દીકરીની દીકરી બાઇ ચુનાંબાઇ તે શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠનાં ધણીઆંણીએ રૂ૧૦૦૦) મળી રૂ૫૦૦૦) ધર્મખાતાઓમાં આપ્યા હતા. આ મધેથી રૂ૧૦૦૦) ની સરકારી નોટ મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાંનજીનાં આતશબેહરાંમ તથા આદરાંનના ખરચને સારૂં એક નવું ફંડ ઉભું કરી તેના તરસ્ટીઓને વ્યાજ વાપડવાની સરતથી આપી હતી.[2]

---

તા૦ ૨૬ મી મેએ.

રોજ ૮ માહ ૯ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—પાલણજી ખરશેદજી કામા[2]—ઉમર વર્ષ ૮૪) સુરતવાલા શેઠ ખરશેદજી કામાજીના બીજા દીકરા. એવણ લાંબી મુદત સુધી પીનાંગ મધે પોતાનો વ્યાપાર ચલાવતા હતા, અને જઇફીને લીધે છેલાં થોડાંક વર્ષ થયાં મુંબઇ મધે એકાંત જીંદગી ગુજારતા હતા. એવણે ખેતવાડીમાં એક દરેમેહર તથા તેના કંપાઉંડમાં જરથોસ્તીઓને સર-અવસરે વાપડવાના બે બંગલા તથા જમવાના ઓટલા બંધાવી તે તા૦ ૫ મી જુન ૧૮૬૯ ને દીને "કામા બાગ" ને નામે ઉજાવી ખોલ્લા મુકયા હતા. તે પાછળ એમને રૂ૧૦૦૦૦૦) નો ખરચ થયો હતો, તથા તેના નીભાવને માટે રૂ૪૦૦૦૦) જુદા કાઢયા હતા.

---

તા૦ ૨૮ મી મેએ.

રોજ ૧૦ માહ ૯ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—દીનશાહજી દોરાબજી મેહતા—ઉમર વર્ષ ૪૯) એવણે ઈ૦ સ૦ ૧૮૪૦ માં અતરેની એલફીનસ્ટન ઈનસ્ટીટયુશનમાંથી "વેસ્ટ સ્કાલર" ની પદવી તથા ગણિતમાં ચડતા આવવા માટે રૂપાંના ચાંદનું ઇનામ મેલવ્યું હતું. તે પછી એ ઈનસ્ટીટયુશનમાં થોડુંક સુધી શિક્ષક રહયા હતા. ગણિતમાં એવણની ચડતા પ્રકારની માહીતીને લીધે પ્રોફેસર ઓરલીબારની ભલામણ ઉપરથી એવણને કોલાબાની સરકારી આબઝરવેટરીના હેડ-આસીસ્ટંટ નેમ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૬૯ માં શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી સાથે એવણે કબીશાને લગતી તકરારો જોતીશ શાસ્ત્રના કાએદા મુજબ ઘણું સુધી ચલાવી હતી. એવણ ઈ૦ સ૦ ૧૮૫૨ થી એક કમીશનર હતા.

---

તા૦ ૩૦ મી મેએ.

રોજ ૧૨ માહ ૯ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—ફરાંમજી મેહરવાંનજી નાણાંવતી[3]—ઉમર વર્ષ ૫૦). એવણ પોતાના વડા ભાઇ શેઠ નશરવાંનજી સાથે ઈ૦ સ૦ ૧૮૪૬ માં સુરતથી કરાંચી દારૂના ગુદા ઉપર ગયા હતા. તે પછી બંને ભાઇઓ સરકારી તેમજ કમીસરીએટ ખાતાંનાં કંત્રાકટો લેતા હતા. ઈ૦ સ૦ ૧૮૬૧ માં શેઠ નશરવાંનજીનાં મરણ પછી એવણ એકલા તે વહીવટ ચલાવતા હતા. પોતાના મામા શેઠ હીરજીભાઇ જમશેદજી મેહતાની દરેમેહરના તરસ્ટી તરીકે તેનો વહીવટ એવણે ઘણાં વર્ષો સુધી ચલાવ્યો હતો. એવણનું મરણ કરાંચી મધેજ નીપજયું હતું.

---

તા૦ ૩૦ મી મેએ.

રોજ ૧૨ માહ ૯ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—દોરાબજી શોરાબજી હકીમ—ઉમર વર્ષ ૪૦) સુરતવાલા શેઠ શોરાબજી જમશેદજી વઈદ અથવા શોલા ડાકટરના નાહલા દીકરા. એવણ પણ સુરત મધે વૈદાનો ધંધો ચલાવતા હતા, અને તે કામમાં ઘણા ખબરદાર હતા.

---

તા૦ ૩૧ મી મેએ.

રોજ ૧૩ માહ ૯ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—મેહરવાંનજી ફકીરજી મોરીનાસ[4]—ઉમર વર્ષ ૪૨) શેઠ ફકીરજી બેહરાંમજી કેબીનેટમેકરના વડા દીકરા. એવણ પ્રથમમાં મી૦ મોરીનાસ કરી એક સ્પેનીશ ગ્રહસ્થે અતરે ઇંગ્રેજ બજારમાં આઇસક્રીમ બનાવવાની દુકાન ઉઘાડી તેમાં નોકરી રહયા હતા. મી૦ મોરીનાસના અતરેથી ગયા પછી મી૦ ગારઝીલો કરી તેના આસીસ્ટંટે એ દુકાન રાખી તેમાં એવણ ભાગયા થયા હતા, અને મી૦ ગારઝીલો અતરેથી ગયા બાદ ઈ૦ સ૦ ૧૮૫૮ થી એ દુકાન પોતે એકલાએ "મોરીનાસની કું૦" ને નામે ચાલુ રાખી હતી. મુંબઇમાં તે વેળાએ આઇસક્રીમ બનાવવાની એ એકજ દુકાન હોવાથી તેમાં ઇંગ્રેજ તથા દેશીઓના મોટી ઘરાકી હતી.

---

૧ જામે જમશેદ, તા૦ ૩૦ મી મેએ ૧૮૭૩,

એ નવાં ફંડ મધે મરહુમ દાદીશેઠનાં કુટુંબીઓએ તથા બીજા કેટલાક જરથોસ્તીઓએ નાણાં ભરયાં હતાં, તથા વ્યાજ વાપડવાની સરતથી મરહુમ સર કાવશજી જાંગીરજી રેડીમની તથા દાદીશેઠનાં કુટુંબના કેટલાક સાહેબો તરફથી અનામત નોટો આપી હતી. એ ફંડના તરસ્ટીઓ તરીકે શેઠો અરદેશર ખરશેદજી દાદીશેઠ, હીરજીભાઇ અરદેશર દાદીશેઠ, અને ખુરશેદજી નોશરવાંનજી કામાજી ઠડયા હતા, અને તેનું ટ્રસ્ટડીડ તરસ્ટ ડીડ ૧૮૭૪ ના મારચ માસમાં થયું હતું. શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠ એજ શાલના જુલાઇ માસમાં બેહુશતનશીન થવાથી તેમની જગોએ શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીને એક તરસ્ટી ઠેડ્યા હતા. હાલ એ ફંડ આસરે રૂ૧૧૦૦૦) નું થયું છે.

૨ એવણના એક ભાઇ શેઠ નશરવાંનજી ખરશેદજી કામા મશરાજ મધે વ્યાપાર કરતા હતા અને મરણ પણ ત્યાંજ પામ્યા હતા, તથા નાહના ભાઇ શેઠ કાવશજી ખરશેદજી કામા મુંબઇ મધે મીનબતીનો વ્યાપાર કરતા હતા. એવણના બાવા શેઠ ખરશેદજી કામાજી સુરત મધે ખરી કામાને નામે આગલા વખતમાં જાણીતા હતા.

૩ કરાંચીવાલા શેઠ દીનશાહજી ફરાંમજી નાણાંવતીના બાવા.

૪ શેઠ જમશેદજી તથા મરહુમ શેઠ બહમનજી મેહરવાંનજી મોરીનાસના બાવા.

તા૦ ૧૦ મી જુન.

શેઠ નશરવાંનજી નવરોજજી મોદીને નામદાર સરકારે લખનોરના પોલીસ સુપરીંટેંડંટ નેમ્યા હતા.[1]

તા૦ ૧૩ મી જુન.

મુંબઈના નામદાર ગવરનરે સર ફીલીપ ઉડહાઉસે આજ દીને પુણાં મધે કૌનસીલ હાલમાં એક લેવી•ભરી હતી, જે વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો ત્યાં હાજર થયા હતા :—[2]

શેઠો અરદેશર શેઠ ખરશેદજી મુનસફ, દોરાબજી પદમજી, નવરોજજી પદમજી, દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાના, ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાના, ખાંનબાહદુર પદમજી પેશતનજી, દસ્તુર તેહમુલજી મીનોચેહરજી હોજદાર.

તા૦ ૧૫ મી જુન.

શેઠ ડોશાભાઈ ફરાંમજી રાંડેરીઆએ "પત્ર-પોથિ" ઇયાને ગુજરાતીમાં ચીઠી પત્રી વગેરે લખવાનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[3]

તા૦ ૨૫ મી જુન.

રોજ ૮ માહ ૧૦ (શે૦) ૧૨૪૨ યઝદેજરદી.

**મરણ—પેશતનજી મનચેરજી ચીચગર[4]—ઉમર વર્ષ ૭૫)** શેઠ મનચેરજી બેહરાંમજી ચીચગરના દીકરા. એવણ પ્રથમ પોતાના બાપનાં વાહણોને ખારવા તથા સુકાંનીઓ વગેરે પુરા પાડવાનાં કામમાં પડેલા હતા. તે બાદ ૧૮૩૩ થી અતરેનાં બારાંમાંનાં સર્વે વાહણોના માલેકોએ કરેલા ઠેડાવની રૂહે દરેક વાહણ ઉપર જોઈતા કામદાર અને મજબુત બાંધાના સુકાંનીઓ તથા સરહંગના ઉપરીઓ રૂ૨૦) અને રૂ૩૫) ને સુમારે સેંહકડે પાંચ ટકાની હકસાઈ લઇ પુરા પાડવાનું કંત્રાકટ એવણને મલયું હતું. ઈ૦ સ૦ ૧૮૫૦ માં "મરચંટસ શાપીંગ આકટ" નીકલવાથી એવણ પોતાના દીકરા શેઠ મનચેરજીને નામે સરકારી શીપીંગ બ્રોકરનું કામ કરતા હતા, અને તેમાં પોતાની ચાલાકીથી સરકારને તથા વાહણવતીઓને ઘણી સગવડ કર્યાથી શાબાશી મેલવી હતી. એ ઉપરાંત મોરીસ ખાતે ખેતીવાડીને લગતું કામ કરવાને અતરેથી દેશી મજુરો તથા કામદારો મોકલવાનું કામ પણ સરકારની બાંહેધરી હેઠલ એઓ લાંબી મુદત થઇ ચલાવતા હતા.

તા૦ ૧ લી જુલાઈ.

શેઠ શાપુરજી બીમજીભાઇ તારાપોરવાલાએ જરથોસ્તી ગ્નાન વર્ધક મંડલીની તરફથી "ગ્નાન વર્ધક" નામનું વિદ્યા હુનર, નાટક, તવારીખ, કેળવણી તથા બીજી લોકોપયોગી બાબદોનું એક માસીક ચોપાનયું પરવરતાવવા માંડયું હતું.[5]

તા૦ ૨ જી જુલાઈ.

શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઇની મદદથી સુરત મધે રૂસ્તમપરામાં એક ધર્મનું દવાખાનું ઉઘાડવામાં આવ્યું હતું.[6]

---

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૧૫ મી જુન ૧૮૭૩.

૨ જામે જમશેદ, તા૦ ૧૮ મી જુન ૧૮૭૩.

૩ "પત્ર-પોથિ. ગુજરાતિ કન્યા ઊપયોગિ. જેમાં છોકરીઓને ચિઠ્ઠી-પત્રી લખવાની રીત, તથા હુંડી, બીલ, આંકડા, ભરતયું, વિઆજુ ચિઠ્ઠી, ઘર ભાડે લેવાનાં લખત, ઇત્યાદિની રીતીઓ, તેમજ લખતી વેળા વિરામ ચિન્હો વાપરવાની સમજણ બતાવવામાં આવીછે. બનાવનાર ડોસાભાઇ ફરાંમજી રાંદેરીઆ. મુંબઈ મધે, રોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં કાવશજી પેશતનજીએ છાપ્યુંછે. ૧૮૭૩."

૪ મરહુમ શેઠો મનચેરજી તથા રતનજી અને શેઠ મેહરવાંનજી પેશતનજી ચીચગરના બાવા. એવણના બાવા શેઠ મનચેરજી બેહરાંમજી ચીચગર પ્રથમ નવસારીમાં બેશ વેચતા હતા. ત્યાંથી અતરે આવી કાપડનો ધંધો કરવા લાગા, અને તે અરસામાં ગામઠી વાહણોને લગતો અનુભવ મલયાથી વાહણોપર ખારવાઓ તથા સુકાંનીઓ પુરા પાડવાનું કામ કરવા લાગા હતા. તેઓના એક બાઈ શેઠ જમશેદજી બેહરાંમજી ચીચગર (મરહુમ શેઠ દોરાબજી જમશેદજી સકલાતવાલાના બાવા) પણ પ્રથમ નવસારી અને તે પછી અતરે બેશ તથા કાપડ વેચવાનો ધંધો કરતા હતા.

૫ એ ચોપાનયું જરથોસ્તી ગ્નાન વર્ધક મંડલીની માલેકીમાંથી છોડવી શેઠ શાપુરજીએ પોતાની એખલાની માલેકીમાં ૧૮૭૬ ના જાનેવારી માસથી લીધું હતું. તે પછી ઈ૦ સ૦ ૧૮૮૦ થી તેની માલેકી શેઠ જાંગીરજી બેજનજી કરાંનીને સોંપી તેનું લખાંન તથા તેમાં આવતા ભરતકામના નમુના શેઠ શાપુરજીએ પોતે પુરા પાડવાનું માથે રાખ્યું, અને ૧૮૮૨ ના ફેબરવારી માસથી લખાંન વગેરે તમામ કામ શેઠ જાંગીરજીનેજ સોંપી દીધું, જેવણે તે પોતે પોતાના કેટલાક દોસ્તો સાથે ૧૮૯૧ સુધી ચલાવી તેની માલેકી પોતે કાઢેલી જાંહગીર બેજનજી કરાંની એંડ કુંપની લીમીટેડને સ્વાધીન કીધી હતી, અને તેના અધીપતી તરીકે શેઠ ડોશાભાઇ ફરાંમજી લંગડાના (રફીક) ને ઠેડવ્યા હતા. ૧૮૯૪ માં એ કુંપનીનો અવેજ મેશરસ ડી. લખમીદાસની કુંપનીએ વેચાતો લીધો ત્યારે એ ચોપાંનીયાંની માલેકી તેમના હાથમાં ગઈ, અને તેના અધીપતી તરીકે શેઠ રૂસ્તમજી હોરમજજી ભીસી થયા. જે બાદ ૧૯૦૦ ની શરૂઆતથી તેના માલેક તથા અધીપતી શેઠ રતનજી બેહરાંમજી આડન થયા, અને ૧૯૦૧ થી તેની માલેકી શેઠ પીરોજશાહ દીનશાહ મુકાદમને સોંપી મજકુર શેઠ રતનજી તેના અધીપતી રહ્યા હતા.

૬ એ દવાખાનું આસરે સાતેક વર્ષ શેઠ બેહરાંમજીને ખરચે ચાલ્યું હતું.

તા૦ ૫ મી જુલાઇ.

મુંબઇનાં સરકારી સેનટરલ પ્રેસ છાપાખાંનાનો ખરચ કેમ કમતર થાય તે વિષે રીપોરટ કરવાને નામદાર સરકારે ૧ ઇંગ્રેજ, ૧ હિંદુ, અને ૧ પારસી (શેઠ ડોસાભાઈ ફરાંમજી કરાકા) અમલદારોની કમીટી નેમી હતી.[1]

---

તા૦ ૧૬ મી જુલાઇ.

મુંબઇ મધે ચોપાતી પારસીઓનાં દોખમાંઓવાળા ડુંગરની ડાબી બાજુએ આવેલા વાલકેશવર તરફના ડુંગરની જગા જે પારસી પંચાતના સ્વાધીનમાં હતી, અને જેનાં ખતપત્રો વગેરે પણ પંચાત પાસે હતાં, તથા જે જગાને લગતાં સરકારી મેહસુલનાં બીલો વઠીક પારસી પંચાત આપતી હતી, તે જગાની ઉપર ઠકર કુવરજી પરાગજી અને જેકુબ જમાલ નામના બે ધણીઓએ ખોટો દાવો ઉઠાવી તે ઉપર કબજો કરવાના ઇરાદાથી છાપડાં નાખ્યાં હતાં[2] તે છાપડાં ગઇ તા૦ ૪ થી આપરેલે (શેહનશાહી મેહરગાંનનાં જશનને દીને) કેટલાક પારસીઓએ ત્યાં સવારનાં પોહરમાં ભાંગી નાખ્યાં હતાં. આ ઉપરથી તે જગોએ અતરેની પોલીસના કમીશનર મી૦ ફ્રાંક સુટર તથા ડેપ્યુટી કમીશનર મી૦ આર. એચ. વીનસેંટ પણ જઇ લાગા અને ત્યાંનાં બારણાં બંધ કરી ત્યાંથી શેઠો માણેકજી દોરાબજી બુચર, કાવસજી શોરાબજી ભેદવાર, કાવસજી માણેકજી, ડોસાભાઇ માણેકજી, દાદાભાઇ કાવસજી અને બીજા ૭૨) પારસીઓને એકદમ વગર ઓળખે પીછાણે પકડી તેઓને હાથે બેડી ઘાલી પોલીસ ચોકીમાં લઇ ગયા હતા. એ જગોએ શેઠો હોરમજજી શાપુરજી પાવરી અને હોરમજજી દોરાબજી ભરૂચાં તેઓ સઘળાના જામીન થાઇ છોડાવ્યા હતા. એ બાદ તેઓને પીનલકોડના ધારાની ૧૪૭ મી કલમ પ્રમાણે તોફાન કરવાનો, તોફાન કરવા સારૂં બેકાયદે એકઠા મલવાનો અને જાણી બુજીને મીલકતને નુકસાંન કરવાના વાંકો મેલી તા૦ ૫ મી આપરેલે ગીરગાંમ પોલીસ મધે મી૦ કુપર માજીસ્ત્રેટની સાંમે ઊભા કીધા હતા. તે મુકદમો ૧૩) વાર સાંભલવામાં આવ્યો હતો, અને તે દરમેઆંન ૨૨) પરતીવાદીઓને શાક્ષી પુરાવાની ગેરહાજરીમાં માજીસ્ત્રેટે છોડી દીધા હતા,[3] અને બાકીનાઓને તા૦ ૧૪ મી મેએ અપરાધીઓની છાંડણુ કરનારી શેશનમાં કમીટ કીધા હતા, જેઓની તપાસ ૯) દીવસ સુધી નામદાર જસટીસ મી૦ ગ્રીન અને કામન જુરીની હજુરમાં ચાલી હતી, જે દરમેઆંન સાતમે દીવસે ૯) પરતીવાદીઓને શાક્ષી પુરાવાની ગેરહાજરીમાં છોડી દીધા હતા, અને આજ દીને જુરીએ સઘળાઓને એકમતે નીરપરાધી ઠેરવ્યાથી તેઓને છોડી દીધા હતા.[4]

---

૧ જામે જમશેદ, તા૦ ૮ મી જુલાઇ ૧૮૭૩.

૨ એ જગા પછી પંચાતને હસ્તક મેલવવા માટે તરસ્ટીઓએ હાઇ કોરટમાં એક દીવાંની મુકદમો માંડયો હતો. એ જમીન મુંબઇના કલેકટરને ત્યાં જુદા જુદા ચાર લાટથી નોંધાયલી હતી, અને તેની ઊપર ૫૬—૫૭—૫૮ અને ૬૦ ના નંબરો દીધામાં આવેલાં હતાં. તે ઈ૦ સ૦ ૧૮૪૦ થી પારસી પંચાતના સ્વાધીનમાં હતી, અને તેનું ભાડું પણ પંચાતનેજ મલતું હતું. ઊપલા ચારે નંબરોના લાટને લગતાં ખતપત્રો અને તે કોણ અને કયા કયા શખસો પાસેથી લીધા હતા તેઓનાં નામ અને તેને લગતા બીજા સઘળા દસ્તાવેજો પારસી પંચાતના સ્વાધીનમાં હતા. ઈ૦ સ૦ ૧૮૬૪ માં મંગેશ પરશોતમ નામના એક હિંદુએ ૫૭ માં નંબરવાલા લાટની જગાપર દાવો ઊઠાવી ત્યાં એક તંબુ મારેઁ હતો, અને ઠકર કુવરજી પરાગજી તથા બીજાઓ હાલમાં જે દાવો કરતા હતા તે ઊપલા મંગેશ પરશોતમની તરફનોજ હતો. જ્યુ મંગેશે તે વેળાએ મારેલો તંબુ પારસી પંચાતનાં માણસોએ જબરદસ્તીથી તે વેળાએ તોડી પાડયો હતો. ફરીને બીજી વાર ઈ૦ સ૦ ૧૮૬૫ માં મંગેશે તે જગાની ઊપર બીજા બે તંબુઓ ઊભા કર્યાઁ હતા, પણ તે બંધે પાછા પારસી પંચાતનાં માણસોએ જબરીથી તોડી પાડયા હતા. એ ઊપરથી મંગેશે તે વખતના પંચાતના તરસ્ટી સાહેબો ઊપર સમાલ કાઝ કોરટમાં ઊપલા તંબુ ફાડી નાખવાનાં નુકસાંનના ૩૭૦૦) વસુલ કરવાની ફરીઆદી માંડી હતી, પણ પાછલથી પોતેજ પોતાનો દાવો પાછો ખેંચી લીધો હતો. ઈ૦ સ૦ ૧૮૬૬ માં ફરીને મજગાંમ પોલીસ મધે તે વખતના માજીસ્ત્રેટ મી૦ ખાઉીનની હજુરમાં મંગેશ પરશોતમે પારસી પંચાતનાં ત્રણ માણસો ઊપર ત્રેસપાસ અને નુકસાન કરવાનો વાંક મેલી ફરીયાદી માંડી હતી. આ મુકદમો આગલ ચાલયો હતો, અને મંગેશ તથા તેની તરફના એક શાક્ષીને તપાસયા છતાં મંગેશે તે ફરીયાદી પછી કાઢી લીધી હતી. મંગેશ પરશોતમ અને કુવરજી પરાગજીએ એ જગા ઊપર દાવો કીધા સિવાય ૩૪) વર્ષના અરસામાં બીજા કોઈ પણ શખસે એ જમીનો ઊપર કદીએ દાવો કીધો હતો નહિં, અને તે સઘલો વખત સુધી એ જગા પારસી પંચાતની મીલકત ગણાતી હતી.

૩ આ મુકદમો પોલીસમાં ચાલતો હતો તે દરમેઆંન તા૦ ૩૦ મી આપરેલ ૧૮૭૩ ને દીને પારસી પંચાતના તરસ્ટીઓ તરફથી મી૦ આનસ્ટી બારીસ્ટરે હાઇ કોરટમાં ઓનરેબલ મી૦ જસટીસ બેલીની હજુરમાં હાજર થાઇ ઊપલા કુવરજી પરાગજી તથા જેકબ જમાલ ઊપર એવી મતલબનું હોકમનામું મેલવ્યું હતું કે એ ઊપલી જગાને લગતો દીવાંની મુકદમો હાઈ કોરટમાં નીકલે ત્યાંસુધી ઊપલી જગા ઊપરનાં ઝાડો કાપવાનો, જમીનને નુકસાંન કરવાનો, ત્યાં હદ દાખલ બાંધેલી પથર વગેરેની દેવાલ ભાંજવાનો, સુરંગ ફોડવાનો, અને મીલકતો વગેરે બાંધવાનો અથવા હરેક બીજું કામ કરવાનો પરતીવાદીઓને અટકાવ કરવો. નામદાર જડજે એ મુજબનું હોકમનામું આપ્યું હતું.

૪ ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૧૭ મી જુલાઇ ૧૮૭૩.

પારસીઓ આ મુકદમામાં નીરપરાધી ઠરી છુટી ગયાથી અતરે તથા દેશાવરો ખાતે ઘણી ખુશાલી ફેલાઇ હતી. અતરે ઘણાઓએ તેની ખુશાલીમાં જશનો તથા રોશની કીધી હતી. નવસારી તથા સુરતના પારસીઓએ પણ એની ખુશાલીમાં જશનો કીધાં હતાં. "આ મોટા મુકદમા મધે પેહલાં પોલીસ કોરટમાં પોણાસો અને પછે હાઇ કોરટમાં આશરે સો પારસી ભાઇઓ ઊપર હુલડ અને ફેસાદ કરવાનો અનેઆએ મેલવામાં આવ્યો હતો. એ અનેઆએ તરફ નહિ પણ એ સંખીઆ તરફ જોતાં તરતજ એ મુકદમાની અગતનો ખોલાસો

તા० ૨૧ મી જુલાઈ.

મુંબઇવાલા ડાકટરો રૂસતમજી કાવશજી બાધુરજી અને ખરશેદજી ફરાંમજી બોરી જેઓ ઇંગલાંડની મુસાફરીએ ગયલા હતા તેઓએ લંડનની રાએલ કાલેજ ઑફ સરર્જીઅનસ એંડ ફીઝીશીયનસની તેમજ એજ કાલેજની ડેનટલ સરજરીની પરીક્ષાઓ પસાર કીધાથી તેના મેમબરો થએલા હતા.[1]

---

તા० ૩૧ મી જુલાઈ.

નીચલા પારસી ગ્રહસ્થોને મુંબઇની સરકારે નવા સુલેહના અમલદારો ઇયાને "જસટીસ ઑફ ધી પીસ" નેમ્યા હતા:—[2]

શેઠો અરદેશર ડાશાભાઇ મુનશી, મેહરાંમજી નશરવાંનજી સીરવાઈ, મેહરાંમજી ખરશેદજી ગાંધી, દાદી માણેકજી લીમજી, ડાકટર એદલજી નશરવાંનજી, હીરજીભાઇ હોરમજજી શરાફ, જાંહગીર ગુસતાદજી, ડાકટર માણેકજી આદરજી પાલણજી પેશતનજી ડાકટર, ડાકટર રૂસતમજી મેહરવાંનજી દાદીના.

---

તા० ૧ લી આગશટ.

મુંબઇ મધે ગીરગાંમના રસ્તા તરફ એક કન્યાશાળાની જરૂર જણાયાથી શેઠ શોરાબજી શાપુરજી બંગાલીએ અતરેનાં ડાએરેકટર ઑફ પબલીક ઇનસ્ટ્રકશનને તે નિશાલ પાછલ દર માસે જે ખોટ જાય તેનો અરધો ભાગ બે વર્ષ સુધી પોતાના ગીરાથી આપવાને જણાવી કરેલવાડીની સાંમે ઠાકોરદવારનાં દેહડાં આગલ એક કન્યાશાળા ઉઘડાવી હતી. એ કન્યાશાળાને માટેનું તમામ ફરનીચર, નકશા,

---

મલી આવેછે. આ અનેઆએ કાંઇ એકાદ બે ખાંનગી આસાંમીઓ ઊપર કાંઇ ખાંનગી ટંટાસર ઊભો થયો હતો નહિ, પણ આટલાંબધાં માણસો જયાં શામેલ હોય ત્યાં ઘણું કરીને બનેછે તેમ, એક જાહેર ઇયાને પ્રજા સંબંધી, સર્વે લોકોની સાધારણ મકસદ અને સાધારણ બાબત સંબંધી, એ ટંટો ઊઠયો હતો. વળી જે જગા ઊપર અને જે જગાને લગતો આ ટંટો હતો તે જગા તરફ નજર કરતાં, એ જગા હેવી કીસમની હતી કે જે કુલે આદમજાતને વાહાલામાં વાહાલી લાગે, જેને સર્વે લોકો પવિત્રમાં પવિત્ર ગણે, અને જેને માટે તેઓ મોટામાં મોટું માન ધરાવે. એ જગા ફકત મુંબાઇનાજ જરથોસ્તીઓની નહિ પણ દેશપરદેશ વસનારા સર્વે જરથોસ્તીઓનો હક અને તાલુકો ધરાવનારી હતી."

આ મુકદમામાં સાંમી બાજુને મુંબઇની પોલીસે પણ મદદ કરવા સાથે સરકારી તીજોરીને ખરચે પબલીક પ્રાસીક્યુટરની મારફતે મદદ મલી હતી, પણ પારસીઓને તો એ મુકદમો ચલાવવાને લગભગ રૂ૩०,०००) ના મોટા ખરચના ખાડામાં ઊતરવું પડયું હતું.

એ મુકદમામાં અતરેના પ્રખ્યાત બારીસ્ટર મી० ટી. સી. આનસ્ટીએ શેશન કોરટમાં પારસીઓનો બંચાવ કરવામાં ઘણી દીલભરીથી મેહનત લીધી હતી, અને તે એ મુકદમાંની થાકથીજ ૨૬ દીવસે એટલે તા० ૧૩ મી આગશટે એકાએક મરણ પામ્યો હતો. જેની લાશને તા० ૧૪ મીની સાંજનાં દફનાવવા લઇ જતી વખતે પારસીઓની એક અતી મોટી સંખ્યા જામાપીછોડી સાથે તેની પાયદલે ગાડીમાં બેશી સીવરીનાં કાબ્રસ્તાંન સુધી ગઇ હતી, અને તેની કબર ઊપર પારસીઓમાં ફંડ કરી કાંઇ યાદગારીનો સ્થંભ ઊભો કરવાનો પણ વિચાર કીધો હતો, લેકીન પછવાડેથી તે પડતો નાખવામાં આવ્યો હતો, તે છેક ૨૭ વર્ષે પાછો તાજો કરી અતરેનાં કયસરે હિંદ પત્રના માલેક શેઠ ફરાંમજી કાવસજી મેહતાએ પોતાનાં પત્ર મારફતે પારસીઓમાં રૂ૯૭૭ા નું એક ફંડ ઊભું કરી તે મધેથી ઈ० સ० ૧૯०૧ ના ફેબરવારી માસમાં મરનારની કબર ઊપર એક સ્થંભ ઊભો કરાવી તેઊપર નીચે મુજબ લેખ કોતરાવ્યો હતો:—

To the Memory of
Thomas Chisholm Anesty.
Born in London 1816.
Died 12th August 1873.
*Lawyer, Jurist, Politician.*
M. P. for Youghal in Ireland
Attorney—General for Hongkong.
Advocate and some time Judge
High Court, Bombay.
This Memorial Raised.
By the Parsee Community of
Bombay,
To mark their sense of gratitude for his zealous services in their cause in the "*Towers of Silence*" *case* in 1873.

"Whatsoever good any man doeth
The same shall he receive of the Lord."
R. I. P.
Epheps. VI 13

એ મુકદમામાં મી० આનસ્ટીને આપણા તે વેળાના ઊગરતા પારસી બારીસ્ટર શેઠ પીરોજશાહ મેહરવાંનજી મેહતાએ ઘણી મદદ કીધી હતી. પંચાતનાં ફંડોના શેક્રેટરી શેઠ નશરવાંનજી મેહરાંમજીએ અવલથી તે આખર સુધી આ મુકદમાની મેનીજ ઘણી ખાતરીભરી રીતે કીધી હતી, તથા તેઅને શેઠ કાવશજી એદલજી પટેલે મેનીજ કરવામાં ઘણી મદદ આપી હતી. એઓનેબી મેહનત કરવામાં ઘણા પ્રકારની મદદ બીજા પારસીઓએ આપી હતી, જેઓમાં શેઠો હોરમજજી શાપુરજી પાવરી, હોરમજજી દોરાબજી ભરૂચા, જમશેદજી શોરાબજી માડન, માણેકજી પેશતનજી તબાક અને રૂસતમજી કાવશજી બંબાતા મુખીઅ હતા.

એ મુકદમાની શેશનમાં ચાલેલી તપાસના સંપુરણ અહેવાલનાં ટાઇમસ ઑફ ઇંડીઆ, રાસ્ત ગોફતાર, તથા મુંબઇ સમાચારમાંથી છુટાં ચોપાનયાં નીકલયાં હતાં; તથા કવિ રામશંકર ગવરીશંકર નામના હિંદુ ગ્રહસ્થે મુકદમાને લગતા અહેવાલનું ગરબી અને બેતોમાં "દોખમી દાઝ" નામનું એક ચોપાનયું છપાવી પ્રગટ કીધું હતું.

૧ રાસ્ત ગોફતાર, તા० ૨૭ મી જુલાઇ તથા ટાઇમસ ઑફ ઇંડીઆ, તા० ૨૨ મી આગશટ ૧૮૭૩.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા० ૩૧ મી જુલાઇ ૧૮૭૨.

વગેરે પેહલા વર્ગની છોકરીઓની નિશાળને ખપનો સઘળો અશબાબ શેઠ શોરાબજીએ પોતાને ખરચે અપાવ્યો હતો.[1]

તા૦ ૨ જી આગશટ.

શેઠ કાવશજી દીનશાહજી કેઆસે "મેહરાંમગોર અને બાનુ હોશંગ" નામના લખેલા નાટકની એક ચોપડી અતરેની ઝોરાસ્ત્રીઅન નાટક મંડલીના માલિકોએ છપાવી પ્રગટ કીધી હતી.[2]

તા૦ ૪ થી આગશટ.

રોજ ૧૮ માહ ૧૧ (શેં૦) ૧૨૪૨ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ જરબાઇ તે મરહુમ શેઠ નાનાભાઈ ફરાંમજી દાવરનાં વીધવા તથા મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી વાડીઆનાં બેહીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા બેશીઓએ મલી ૨૧૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

તા૦ ૫ મી આગશટ.

લંડનની-યુનીવરસીટી કાલેજમાં વૈધાંની તાલીમ લેતા એક પારસી વિદ્યાર્થી શેઠ ધનજીશાહ નવરોજજી પારખે ગયે શાલ તે કાલેજમાં દવા દારૂનાં તત્વો તથા ગુણ દોષ વિષેની પરીક્ષામાં ચઢતા આવવાથી પેહલા નંબરના સોનાંના ચાંદનું ઇનામ મેલવ્યું હતું, તેવણે એજ કાલેજના ચઢતા વર્ગમાં આએ શાલ સુવાવડ તથા બઈરાંનાં દરદોની પરીક્ષામાં ચઢતા આવી તેવાજ એક બીજા સોનાંના ચાંદનું ઇનામ મેલવ્યું હતું.[4]

તા૦ ૬ થી આગશટ.

રોજ ૨૦ માહ ૧૧ (શેં૦) ૧૨૪૨ યજદેજરદી.

મુંબઇની પાસેના કોલાબા જીલ્લામાં અલીબાગ ખાતે જરતોસ્તી મુશાફરોના ઉતારાને માટે શેઠ હીરાજી હોરમજજી બારીઆએ એક ધર્મશાલા બંધાવી આજ દીને ખોલી મુકી હતી.[5]

તા૦ ૭ મી આગશટ.

નીચલા પારસી ગ્રહસ્થોને મુંબઇની સરકારે નવા મુલેહનો અમલદારો ઇયાને "જશટીસ ઑફ ધી પીસ" નેમ્યા હતા:—

શેઠ લીમજી જમશેદજી બાટલીબોઈ.

ડાકટર રૂસતમજી કાવશંજી બાધુરજી.

મુંબઇની પારસી ચીફ માટરીમાનીઅલ કોરટના એક ડેલીગેટ મરહુમ શેઠ મેહરવાંનજી માણેકજી શેઠનાની જગોએ નામદાર સરકારે શેઠ માણેકજી ખરશેદજી જમશેદજીને નેમ્યા હતા.[6]

તા૦ ૯ મી આગશટ.

મઉવાલા ખાંનબાહદુર એદલજી પેશતનજી ધાજીવાલાને આજ દીને પુણાં મધે માજી ડેપુટી કમીશરી જેનરલ કરનલ મીને એક રૂપાંનો વાંઝ ભેટ આપ્યો હતો.[7]

---

૧ ઊપલાં બે વર્ષ પુરાં થયા પછી શેઠ શોરાબજીએ બીજાં બે વર્ષ સુધી એ કન્યાશાળાના ખરચની ખોટના દર માસે રૂ.૩૦) કેળવણી ખાતાંમાં ભર્યા હતા. તે પછી તે મ્યુનીશીપાલીટીને સ્વાધીન કીધી હતી.

એ સ્કુલ ઊઘાડવાનો શેઠ શોરાબજીનો મુખ્ય હેતુ એ હતો કે અમદાવાદ જીલ્લામાં આવેલાં કેરવાડા ગામની સરકારી કન્યાશાળાની એક સ્ત્રી શિક્ષક બાઇ જીવકોરે તેજ જીલ્લાનાં કતપોર ગામની સરકારી નિશાલના એક મેહતાજી લલુભાઇ સાથે પુર્નવીવાહ કરવાથી તે બંધેને ત્યાંના લોકોએ પુશકળ સતાવ્યાથી શરણઆત મુંબઇ આવવું પડયું હતું, અને મુંબઇમાં બાઇ જીવકોરને આબરૂથી ગુજરાંનનું સાધન કરી આપવા માટે શેઠ શોરાબજીએ આગેવાંની લઇ બલકે પોતાની ગીરોના અરધા પૈસા આપી એ કન્યાશાળા સ્થપી તેમાં બાઇ જીવકોરને વડી શિક્ષક તરીકે રૂ.૩૦) ને દરમાયે નેમાવી હતી.

એ પછી શેઠ શોરાબજી બંગાલી તા૦ ૩ જી આપરેલ ૧૮૭૭ ને દીને બેહશતનશીન થયા તેમની યાદગારી રાખવા માટે મુંબઇના લોકોએ શેરીફની મારફતે જાહેર સભા બોલાવી ઊભાં કરેલાં ફંડ મધેથી તેની કમીટીના તા૦ ૨ જી અકટોબર ૧૮૭૭ ના ઠેરાવ મુજબ રૂ.૨૫૦૦૦) ની રકમ આએ કન્યાશાળાને માટે એક પાકું મકાન બાંધવાને મુંબઇની જાઇંટ સ્કુલ કમીટીને સપુરદ કરવાને ઠેરવ્યું હતું, એવી સરતે કે એ રકમ અનામત રાખવી, અને તેમાંથી જ્યારેબી મકાન બંધાય ત્યારે તેને મરહુમ શેઠ શોરાબજીનું નામ આપવું, અને જ્યાંસુધી મકાન બંધાય ત્યાંસુધી પણ એ નિશાલને મરહુમ શેઠ શોરાબજીનું નામ આપવું. તે મુજબ એ નિશાલને "શોરાબજી શાપુરજી બંગાલી કન્યાશાળા" નામ આપવામાં આવ્યું છે, અને હાલ તે કરેલવાડી મરહુમ શેઠ કાવશજી મેહરાંમજી બનાજીવાલાં આતશબેહરાંમની પડોસમાં કામચલાઊ મકાનમાં ચલાવવામાં આવેછે.

૨ "મેહરાંમગોર અને બાંનુ હોશંગ. નાટક ત્રણ અંકી. અસલ કીસ્સા ઊપરથી રચનાર, કાવશજી દીનશાહજી કેઆશનાં. છપાવી પ્રગટ કરનાર, ઝોરાષ્ટરીઅન નાટક મંડલીના માલેકો. મુંબઇ મધે, વર્તમાન પ્રેસેમાં મનચેરજી હોરમજીએ છાપ્યો છે. યજદેજરદી ૧૨૪૨—સને ૧૮૭૩ ઇશવી."

૩ જામે જમશેદ, તા૦ ૭ મી આગશટ ૧૮૭૩.

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૭ મી આગશટ ૧૮૭૩.

૫ આ ધર્મશાલામાં નીચે મુજબની તખ્તી મારેલીછે:—

"દાદાર હોરમજદની મદદ હોજો
"આ ધરમશાલા પારશીઓના વપરાસ શારૂ હીરાજી
"હોરમજજી બારીઆએ પોતાના પુશરી હોરમજજી માણેકજી
"બારીઆની ઇઆદગારીમાં બંધાવીછે. શને ૧૨૪૨ યજદ-
"જરદી. ઇશવી શને ૧૮૭૩. શવંત ૧૯૨૯."

૬ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૭ મી આગશટ ૧૮૭૩.

૭ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૪ મી આગશટ ૧૮૭૩.

તા૦ ૧૦ મી આગશટ.

શેઠ બહમનજી ડોશાબાઇ મુનશીએ ઇંગ્રેજી, ગુજરાતી, હિંદુસ્થાંની અને ફારસી ભાષાઓની વાકયાવળીની એક મોટી ચોપડી રચી પ્રગટ કીધી હતી.[૧] એ ચોપડીની શરૂઆતમાં એવણે પોતાના બાવા મરહુમ શેઠ ડોશાબાઇ શોહરાબજી મુનશીની જીંદગીનો થોડોક હેવાલ આપ્યો હતો.

તા૦ ૧૪ મી આગશટ.

શેઠ ડોશાભાઇ ફરાંમજી કરાકાને નામદાર સરકારે મુંબઇની પોલીસના બીજા માજીસ્ટ્રેટ નેમ્યા હતા.[૨]

તા૦ ૧૯ મી આગશટ.

ડાકટર રૂસતમજી કાવશજી બાધુરજીને ઇંગલાંડની "બ્રીતિષ મેડીકલ આસોશીએશન" ના એક હાનરરી મેમબર તરીકે ચુંટી કાઢયા હતા.[૩]

તા૦ ૨૪ મી આગશટ.

રોજ ૮ માહ ૧૨ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

મરણ—બરજોરજી જમશેદજી કોહલા, બી. એ.—ઉમર વર્ષ ૨૩) એવણે ઈ૦ સ૦ ૧૮૬૯ માં મુંબઇની યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી, અને તે પછી કાયદાનો અભીઆસ કરતા હતા, તેટલાંમાં ઉગતી જવાન વએ મરણ નીપજયું હતું.

તા૦ ૨૮ મી આગશટ.

શેઠ માણેકજી કાવશજી એંટીને સુરતના ડપ્યુટી કલેકટર નેમી "સીટી સરવે એંડ એનકુવાએરી" આફીસનો ચારજ આપ્યો હતો.[૪]

તા૦ ૪ થી સપટેમબર.

મુંબઇનાં મ્યુનીસીપાલ ખાતાનો વહીવટ જે અત્યાર સુધી સુલેહના અમલદારોની બેંચ હસ્તક ચાલતો હતો તે હવેથી ૧૮૭૨ ના ૩ જા કાએદા પ્રમાણે મુંબઇના કર ભરનારાઓ તરફના ૩૨), સુલેહના અમલદારો તરફના ૧૬), અને સરકાર તરફના ૧૬, મલી ૬૪, અધિકારીઓનાં એક મ્યુનીસીપલ કારપોરેશનથી ચલાવવાનું નકી થયું હતું. તે મુજબ આવતાં બે શાલનો કારોબાર ચલાવવાને મુંબઇના કર ભરનારાઓ તરફના ૩૨) અધિકારીઓની ચુંટણી ગઇ તા૦ ૨૬ મી જુલાઇને દીને થઇ હતી, જે વેળાએ ૪ ઇંગ્રેજ, ૧૪ હિંદુ, ૩ મુસલમાંન, ૧ પોરટુગીજ, અને નીચલા ૧૦ પારસીઓ કારપોરેટરો તરીકે ચુંટી કઢાયા હતા:—

કોટ; શેઠો બેહરાંમજી ખરશેદજી ગાંધી, શોરાબજી શાપુરજી બંગાલી. મારકીટ; શેઠ બહમનજી પેશતનજી માસટર. ધોબીતલાવ; ડાકટર કાવશજી હોરમજજી, શેઠ નવરોજજી બેહરાંમજી સંતોક. બાંએખલા; શેઠ હીરજીભાઈ હોરમજજી સરાફ. ગીરગાંમ; શેઠ જમશેદજી પાલણજી કાપડીઆ. માહલક્ષમી; શેઠો મનચેરજી નવરોજજી બનાજી, રૂસતમજી મેહરવાંનજી નાલીએરવાલા. પરેલ; શેઠ નાનાભાઈ બેહરાંમજી જીજીભાઇ.

એજ મુજબ સુલેહના અમલદારો તરફના ૧૬ અધિકારીઓની ચુંટણી તા૦ ૧૧ મી આગશટને દીને થઇ હતી, જે વેળાએ ૬ ઇંગ્રેજ, ૪ હિંદુ, ૧ મુસલમાંન, અને નીચલા ૫ પારસીઓ કારપોરેટરો તરીકે ચુંટી કઢાયા હતા:—

શેઠ ડોશાભાઈ ફરાંમજી કરાકા, હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; શેઠો બેહરાંમજી જીજીભાઇ, અરદેશર ફરાંમજી મુસ, પીરોજશાહ મેહરવાંનજી મેહતા.

વળી સરકાર તરફના ૧૬ અધિકારીઓ તા૦ ૨૨ મી આગશટને દીને નેમાયા હતા, જે મધે ૧૨ ઇંગ્રેજ, ૨ હિંદુ, ૧ મુસલમાંન, અને ૧ પારસી—શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠ, હતા.

એ કારપોરેશનની પેહલી સભા આજ દીને મલી હતી, જે વેળાએ આવતાં બે શાલ માટે કારપોરેશન તરફના ૩ ઇંગ્રેજ, ૩ હિંદુ, અને નીચલા ૨ પારસીઓ ટાઉન કૌનસીલના મેમબરો તરીકે ચુંટી કઢાયા હતા:—[૫]

શેઠ ડોશાભાઇ ફરાંમજી કરાકા.

શેઠ નાનાભાઈ બેહરાંમજી જીજીભાઇ.

તા૦ ૪ થી સપટેમબર.

શેઠ બરજોરજી એદલજી મોદી, એમ. એ; એલ. એલ. બી. ને નામદાર સરકારે અહમદનગર જીલ્લાનાં રાહુરી ગામના બીજા વર્ગના સબારડીનેટ જડજ નેમ્યા હતા.[૬]

૧ "A new self-instructing work entitled Idiomatic Sentences, in the English, Gujarati, Hindustani, and Persian languages. The whole in Oriental and Roman characters; in seven parts, with notes explanatory and illustrative: to which are added copious vocabularies of military, political, naval, mercantile, fiscal, and medical words and expressions. By Bahmanji Dosabhai, Munshi, with a memoir of the late Mr. Dosabhai Sohrabji, Munshi. Bombay: printed at the "Reporters Press" by Merwanji Nowrojee Daboo, 1873."

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૪ મી આગશટ ૧૮૭૩

૩ બોમ્બે ગેઝેટ, તા૦ ૮ મી સપટેમબર ૧૮૭૩.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૮ મી આગશટ ૧૮૭૩.

૫ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૫ મી સપટેમબર ૧૮૭૩.

૬ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૪ થી સપટેમબર ૧૮૭૩.

તા૦ ૭ મી સપટેમબર.

રોજ ૧૭ માહ ૧ (ક૦) ૧૨૪૩ યજદેજરદી:

મરણ—ખરશેદજી પેશતનજી લાલા (હુવાંગ પરદીસ ધરમબાનીજ)—ઉમર વર્ષ ૩૮) શેઠ પેશતનજી બરજોરજી લાલાના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૫૪ માં શેઠ મેહરાંમજી હોરમજજી કામાજીની પેહડીપર શીંગાપોર ખાતે ગયા હતા. તે પછી પોતાને હીસાબે તે તરફ વ્યાપાર કરતા હતા. ઈ૦ સ૦ ૧૮૬૭ માં સાએમની સરકારે એવણને શીંગાપોર ખાતેના પોતાના આડતીઆ નેમ્યા હતા, અને સીઆમીસ બાષામાં ચમરપત્ર ઉપર એક સનદ[1] લખી આપી "હુવાંગ પરદીસ ધરમબાનીજ" એટલે ધર્માનુ અને ઉદાર ખવાસનો વ્યાપારી એવો ખેતાબ એનાયત કીધો, તથા સાથે એક કીમતી સરપાવ તથા હાથીના આકાર સાથનો સોનાંનો ચાંદ અને ૪૦૦ એકર જેટલી બાગની જમીન બેટ આપી હતી. એવણનું મરણ શીંગાપોર મધે નીપજયું હતું.

---

તા૦ ૭ મી સપટેમબર.

દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાએ આજ દીને કોટ મધે મરહુમ માણેકજી શેઠની વાડીમાં "ફરોહર" વિષે એક વાએજ કરી સંભળાવી હતી.[2]

---

તા૦ ૧૨ મી સપટેમબર.

શેઠ રુસતમજી હોરમજજી જાલભાઇએ "પ્રસિદ્ધ પેગમબરો અને કોમો" એવે નામનું એક પુસ્તક રચી ગુજરાતીમાં પ્રગટ કીધું હતું.[3] એ પુસ્તક શેઠ ફરામજી નશરવાંનજી પટેલને અર્પણ કરવામાં આવ્યું હતું.

---

૧ એ અસલ સનદ તેના નીચલા ઈંગ્રેજી તરજુમા સાથે હમોએ એવણના દીકરા શેઠ બરજોરજી ખરશેદજી લાલા પાસે જોઇછે:—




The Siamese Suprime royal man-date from the Suprime Ruler of the Kingdom of Siam who is the fourth Sovereign in the present Royal dynasty named Samdetch Phra Paramendy Maha Mongkut issued thus.

Let Master C. P. Lallah the Persian merchant at port of Singapore receive the honor conferred on him according to Siamese custom of ranked person in Sanskrit title of "Hluang Parades Dharm Banij" being ranked private agent of Siamese royalty extraordinary or out of Political affairs of Siamese Government, and let him received the gold decoration being ensign to that rank which the shape of Eliphant that is the Siamese arm, and Siamese characters showing the Sanskrit title below of the Eliphant and let him have power of possessing the piece of Siamese land for being rice farm, extended to 400 square senses, suitable for his rank in dignifical custom of Siam.

This honor and dignity and power shall be continued to Mr. C. P. Lallah who now is hereby denominated "Hluang Parades Dharm Banij" during the royal pleasure of the Suprime Ruler of Siamese Kingdom or during the pleasure and life of Mr. C. P. Lallah "Hluang Parades Dharm Banij" himself.

The King prays to the Superagency of the Universe that may be bestow his divine blessing upon Mr. C. P. Lallah "Hluang Parades Dharm banij" for favorable protection to let him be well in enjoyment of happiness for long while. Amen.

Given at the Royal Audience hall of Anant Samagome Grand Palace Bangkoke on the Thursday the 6th night of naning moon of the Lunar month of Badrpad the 10th month from commencement of cold season in the year of Hare ninth decade of the Siamese Astronomical Era 1229 corresponding to the European Solar date of 19th September Christian Era 1867 which is the 17th year or 5972nd day of the current Siamese reign

The above lines were certified
by S. P. P. McMingkut Rt.
in 5972nd Day of reign.

૨ જામે જમશેદ, તા૦ ૨૫ મી અકટોબર ૧૮૭૩.

એજ મુખ્ય એજ જગોપર દસ્તુરજીએ તા૦ ૮ મી ડીસેમબરે "ફરેશ્તેઓની આરાધના," તા૦ ૧૨ મી ડીસેમબરે "બંદગી," તા૦ ૧૩ મીએ "બંદગી કઇ જુબાનમાં કરવી," તા૦ ૧૫ મીએ "ગાથા," તા૦ ૨૦ મીએ "નોરોજે આબ તથા રોઝવત," અને તા૦ ૨૫ મીએ "નોરોજે બાગ" વિષે મળી ૭ વાએજો કીધી હતી.

૩ "પ્રસીદ્ધ પેગમબરો અને કોમો. તેમાં જરતોસ્ત—મુસા—કનફ્યુસ્યસ, અને મહમદ એઓની જીંદગીના અહેવાલ અને પુરાતન 'એરીઅન' (અસલ પારસી) ઓની ટોળી, અને પારસી—ખરીસ્તી—અને ઇસલાંમી કોમોની અને તે સાથ આ દુનયાને પેદા થવાની સંક્ષેપ તવારીખ. (૯ ફુલસ્કેપ—એક ફોરમના) બનાવનાર, રુસતમજી હોરમજજી જાલભાઇ, થીઓસોફર. મુંબઇ, "ફજરદીશન પ્રેસ" છાપખાનામાં છાપીઉ. ૧૮૭૩."

તા૦ ૧૬ મી સપટેમબર.

ગાથા ૧ (થી૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—મેનાબાઈ નશરવાંનજી ગંજધર[૧]—ઉમર વર્ષ ૪૬) શેઠ નશરવાંનજી મનચેરજી ગજધરના વિજા દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૫૬ થી પોતાના ભાઇની "મેશરસ નવરોજજીની કુંપની"માં ભાગયા થઇ ચીન ગયા હતા. તે પછી ભાગ છોડવી ચીન મધેજ દલાલી કરતા હતા, અને મુંબઈ આવી થોડું કમાં અતરેજ મરણ પામ્યા હતા.

---

તા૦ ૨૨ મી સપટેમબર.

મુંબઇ મધે ચોપાતી પારસીઓનાં દોખમાંઓવાલા ડુંગરની ડાબી બોરકુની જગાપર જુદદીનોએ જે તરાપ મારવાની કોશેશ કીધી, અને એ મીલકતને લગતા પારસી કોમના હકના સંબંધમાં કમનશીબે મુંબઇની પોલીસે કાંઇબી ઘટતાં અને મજબુત કારણો વગર અપમાન ભરેલી સખતાઇ વાપડી, તથા નામદાર સરકારે પબલીક પ્રાસીકયુટરની મારફતે પારસીઓ ઉપર પોલીસમાં મુકદમો ચલાવી તેઓને છેક અપરાધીઓની છાંડણ કરનારી શેશન સુધી ઘસડી લઇ ગયા, પણ સારાનશીબે તેઓ છેલ્લી શેશનમાંથી જુરીનાં એકમતે નીરઅપરાધી ઠરી છુટી ગયા હતા. તોપણ એ બાબે આખા પારસી ટોળાને જે દુખ ઉપજયું તે ઘટતી રીતે જાહેર કરવા તથા તે જાસ્તી સંબંધી કાએદાસર અને ઘટતા ઉપાયોથી બદલો મેળવવા, તથા હવે પછી એવી જાસ્તી ચલાવવામાં નહિ આવે તેની સાહુચેતી રાખવાના ઉપાયો જેવા કે એક જાહેર ફંડ કરવા તથા નામદાર સરકાર જોગ અરજીની મારફતે દાદ ચાહવા વગેરેના ઉપાયો લેવા બાબે જરથોસ્તી ટોળાની એક જાહેર સભા બોલાવવાને ગઇ તા૦ ૫ મી આગશટે અતરેના ૫૦૦૦) જરથોસ્તીઓની શહીનું એક રીકવીજીશન[૨] મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટી સાહેબોપર મોકલ્યું હતું. એ રીકવીજીશનનો જવાબ તરસ્ટીઓએ તા૦ ૧ લી સપટેમબર ૧૮૭૩ ને દીને તેના મુખ્ય આગેવાનો શેઠ શોરાબજી જમશેદજી

---

૧ શેઠ શાપુરજી મેનાબાઇ ગજધરના બાવા.

૨ એ રીકવીજીશન નીચે મુજબ લખેલું હતું:—

"સાહેબો—લાંબા વખતની આપણા ટોળાને હશતકની ચોપાટી ઊપરની ડુંગરવાડીના નામની જણાએલી ધરમની મીલકતો જાંહાં આપણાં અશો રવાંનોનો લાંબી મુદતથી વાશો થાતો આવેઓછે તેના એક ભાગ ઊપર ચોકશ જુદદીન શખશોએ હાલને શમે અચણુચી તરાપ મારવાની કોશેસ કરીછે. એટલુંજ નહી પણ આપણાં પવીતર મહજબનાં ફરમાન મુજબ તાંહાં થાતી કેટલીએક કીરીઆ કરમ મલાહજેથી શચવાઇ નહી શકાએ એટલી નજદીકમાં તેઓ બાંધકામ પણ શરૂ કરી ચુકાછે, જે બનાવથી આખા પારશી ટોળાનાં મન ઘણાં ચીંતાતુર અને દરદમંદ થાએઆંછે, તેમજ ઊપલી મીલકતને લગતા આપણા હકના શંબંધમાં કમનશીબે પોલીશ કમીશનરનાં ખાતાંએ કાંઇબી ઘટતાં અને મજબુત કારણો વગર કોઇ કાલે નહી શાંભલેલી અણઘટતી આપણાં પાક મકાનને હરકત કરનારી અને આપણા એકજાતની ટોળાને અપમાન ભરેલી શખતાઇ વાપડીછે જેથી આપણા ટોળામાં મોટો ગભરાત અને વશવશો ઊતપન થયોછે.

અલબતાં તમો શાહેબોથી એ વીશેનાં ઘટતા ઊપાએઓ લેવામાં આવેઆછે—જેથી કરીને ઇનસાફની અદાલતોમાં એટલો ખોલાશો થાએછે કે પારશી ટોલો પોતાનું પુરતું નીરદોશપણું શાબીત કરવા ઊપરાંત પોતાને કેટલું ખમવું પડેછે તે પણ ખોલ્લી રીતે શાબીત કરી શકીઆછે. અમે માનીએ છઇએ કે આ બાબદમાં હજુબી જે ઘટતા ઊપાએઓ લેવા પડે તે લેવાબો તમો શાહેબો પછાત પડશો નહી, મગર એ બાબત આખા પારશી ટોલાને લગતીવલગતી હોવાથી તેનાં ઊપાએઓ અને પરીણામો વીશે આપણો આખો ફીરકો ઇનતેજારીની નજરથી જુવે તેમાં કશી તાજુબી નથી.

એ કારણશર હમે નીચે શહી કરનારાઓ નમનતાઇ શાથ માંગીએ છીએ કે આપણાં ટોલાની ડુંગરવાડીની જગાનાં ટરશટી અથવા રખેવાલ તરીકે તમો શાહેબોએ ઊપલા જાશતી ભરેલા બનાવોથી આખા પારશી ટોલાને જે દુખ ઊપંજેઉંછે તે ઘટતી રીતે જાહેર કરવા તથા તે જાશતી શંબંધી કાએદાશર અને ઘટતા ઊપાએઓથી બદલો મેલવવા તથા હવે પછી એવી જાસતી ચલાવવામો નહી આવે તેહની શાહુચેતી રાખવાનાં ઊપાએઓ જેવા કે એક જાહેર ફંડ કરવું તથા નામંદાર શરકાર જોગ અરજીની મારફતે દાદ ચાહાવી, ઇતીઆદી. તે ઊપાએઓ લેવા બાબે જરથોશતી ટોલાની એક જાહેર શભા આલબલેશ બાગમાં અથવા કોઇ હેવાંજ કુશાદે મુકામમાં વગર ઢીલે બોલાવવી. અગર હાવી કોઇ જાહેર શભા તમો શાહેબોની નજરમાં દરૂશત નહી દીશે તો હમો એવી અરજ કરીએચ કે ઊપલી મીલકતનાં ટરશટીઓ તરીકે તમોએ નામદાર શરકારની ઊપર મોકલવા શારૂં એક અરજી તઇઆર કરાવીને જેમ તમો શાહેબોને સુલાહ મલે તેમ તે અરજી ઊપર તમોએ પોતે શહી કરીને તથા તમારી સાથે અનજુમનના બીજા લોકોની શહી લઇને આપણી નામદાર શરકારની ઊપર મોકલી આપવી.

હમારી ખાતરી છે કે તમારી આગેવાની તલે હેવી કાંઇ હીલચાલ ઊભી મશે તો અતરેના શરવે ખાશ વ આંમ લોકો મોહોટી ખુશી સાથે તેહમાં શાંમેલ થાશે અને વળી તે ઊપરાંત પોલીશના ઓધેદારોની ઊપર જણાવેલી અણઘટતી ચાલ વીશે આપણે માથેનાં રાજ ચલાવનારા અંખીકારીઓને વાકેફ કરવાને આપણી જે ફરજ છે તે ફરજ આપણી તરફથી અદા થાએલી કેહેવાશે."

ઊપલાં રીકવીજીશન ઊપર નીચલી મુખીઆ શહીઓ હતી:—

શેઠો શોરાબજી જમશેદજી જીજીભાઇ, દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા, દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપ આશાના, દસ્તુર શોરાબજી રૂસતમજી મુલાંફીરોજનાં, દસ્તુર ફરાંમજી બેજનજી, દસ્તુર ખરશેદજી બેજનજી, ડોશાભાઈ હોરમજજી કામાજી, શોરાબજી શાપુરજી બંગાલી, ફરાંમજી હોરમજજી શેઠનાં, મનચેરજી હોરમજજી કામાજી, દાદાભાઇ હોરમજજી કામાજી, ફરાંમજી પશુતનજી કામાજી, દાદાભાઈ,

કરવાને પારસી કોમની એક જાહેર સભા શેઠો શેરાબજી જમશેદજી જીજીભાઈ અને નવરોજજી માણેકજી વાડીઆએ આજ દીને આલબલેસ બાગમાં બોલાવી હતી, જ્યાં પારસીઓની એક મોટી સંખ્યા ભેગી મલી હતી. સભાના સરનશીનની ખુરસી શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઈને આપવામાં આવી હતી. તેવણે એ બાબદ ઉપર એક ભાષણ કરી સંભલાવ્યા બાદ, શેઠ મનચેરજી હોરમજજી કામાજીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ નવરોજજી માણેકજી વાડીઆએ ટેકો આપ્યો કે:—

"આપણી જરથોસ્તી અંજુમનનાં ૫૦૦૦ આસામીઓએ ગયા માસ આગશટની તા૦ ૯ ડીએ, આપણી અંજુમનનાં ફંડના તરસ્ટી સાહેબો જોગ, શ્રી ડુંગરવાડીની આપણી પવીતર જગો ઉપર જે જાસતી ગુજારવામાં આવી છે તે સંબંધી, આપણા તરસ્ટી સાહેબોની મારફતે આપણી નામદાર સરકારથી દાદ ચાહવાને રેકવીજીશન મોકલ્યું હતું, તેનો પરતીઉતર તે તરસ્ટી સાહેબોએ ચાલતા માસની તા૦૪ થીને દીને મોકલપોછે, તે આપણી માંગણીનો બરોબર ઉતર નથી, તેથી આ સભા દલગીરી જણાવેછે,"

શેઠ નવરોજજી નાનાભાઇ ફરામજીએ દરખાસ્ત કીધી અને તેને ડાકટર અરદેશર જમશેદજી ભાજીવાલાએ ટેકો આપ્યો કે:—

"આપણાં ધર્મનાં ફંડોના તરસ્ટી સાહેબોના તા૦ ૪ થી સપટેમબરને દીને આવેલા જવાબ ઉપર, આએ સભામાં પસાર કરેલા ઉપલા પ્રોટેસ્ટની નકલ, તરસ્ટી સાહેબોનાં દફતરમાં નોધી રાખવા માટે તેમના ઉપર રવાંના કરવાને, શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઇ તથા શેઠ નવરોજજી માણેકજી વાડીઆને સતા આપવી."

શેઠ જાંહગીરજી ગુસતાદજીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ એદલજી બહમનજી મારીસે ટેકો આપ્યો કે:—

"આ સભા ભરવા માટે આલબલેસ બાગનું મકાંન વાપરવા આપવું માટે એ મકાંનના મુતવલીઓનો ઉપકાર માનવો."

ઉપલી ત્રણઉ દરખાસ્તો સભાએ એકમતે પસાર કીધા બાદ શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીની દરખાસ્ત તથા શેઠ શેરાબજી તેહમુલજી લીગેટના ટેકાથી સરનશીનનો ઉપકાર માની સભા બરખાસ્ત થાઈ હતી.[1]

તા૦ ૨૩ મી સપટેમબર.

શેઠ મનચેરજી કાવશજી શાપુરજી લંગડાનાએ "પારસી પાદશાહોની તવારીખ" નામનું એક પુસ્તક ૪ ભાગોમાં છપાવી પ્રગટ કીધું હતું.[2] એ પુસ્તક શેઠ દીનશાહજી માણેકજી પીટીટને અર્પણ કરવામાં આવ્યું હતું.

તા૦ ૨૫ મી સપટેમબર.

મુંબઇની મ્યુનીસીપલ કારપોરેશનની આજ દીને મલેલી સભામાં શેઠ અરદેસર ફરામજી મુસને મ્યુનીસીપાલ

મલેઓછે, માટે તે બાબે આપણી નામદાર સરકારની આગળ આપણી તરફથી ફરીઆદ લેઈ જવાનું હવે કારણ રહેઊં નથી.

૨ જું—આપણાં દોખમાંની નજદીક હમારા તાબા મધેની આપણી અનજુમનની જમીન, ગએઆ મારચ મહીનાની ૨૭ મી તારીખે ચાર જુદદીન શખશોએ જે અણઘટતી રીતે પોતાનાં શવાધીનમાં લીધીછે, કે જેથી તે જમીનનો કબજો પાછો લેવા ખાતર આપણી અનજુમનને મોહોટા ખરચ તથા મહેનતમાં નાખવામાં આવીછે, તે બાબદમાં કુલ જરથોસ્તી આલમની સાથે હમો એકમતી રીતે દલગીર છઇએ—પણ એ બાબદમાં હમોએ પુખત વીચાર કરીને તથા જરૂર જોગ શલાહ લીધા પછે હેવો ઠરાવ કીધોછે કે આપણી દોખ ઉપર જે ગેરઈનસાફી ગુજરીછે તે વીશેની ફરીઆદ નામદાર શરકાર ઉપર લખી મોકલવાને બદલે, હાઈ કોરટ મધે હમોએ એ જમીનની બાબદમાં અનજુમનની તરફથી જે મુકદમો ચલાવેઓછે, તે મુકદમાની મારફતથી આપણે ઈનશાફ માંગવો તથા મેલવવો, એ બેહતર મારગ છે."

મેહેરબાની કરીને હમારો ઉપલો વીચાર તમારી શાથનાં શરવે શહી કરનારા શાહેબોને જાહેર કરવાની તશદી લેજોજી.

[1] રાસ્ત ગોફતાર, તા૦ ૨૮ મી સપટેમબર ૧૮૭૩.

ઉપલી જાહેર સભાનો પ્રોટેસ્ટ તેમાં ઠેડવ્યા મુજબ તરસ્ટી સાહેબો ઉપર શેઠો શેરાબજી જમશેદજી જીજીભાઇ અને નવરોજજી માણેકજી વાડીઆએ તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૭૩ ને દીને મોકલી આપ્યો હતો, જેનો તરસ્ટી સાહેબોએ તા૦ ૯ મી અકટોબર ૧૮૭૩ ને દીને નીચે મુજબ જવાબ મોકલ્યો હતો:—

"સાહેબો—જત તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૭૩ ની તેરીખના તમો સાહેબોના પતર મધે એજ માસની તા૦ ૨૨ મીને દીને મલેલી કેટલાએક જરતોશતીઓની સભામાં પસાર થાયલા બે ઠરાવો ટાંકી મોકલીને તમો સાહેબો એલતેમાસ કરોછો કે એ ઠરાવો અંજુમનનાં દફતરમાં નોધવા, તેના જવાબમાં નીચે મુજબ હમો લખી જણાવીએ છીએ.

ઠરાવ ૧ લા માં હેવું જણાવીઊંછે કે હમોએ તા૦ ૧ લી સપટેમબરની તેરીખે લખી મોકલેલો જવાબ તમારી તરફનાં "રેકવીજીશન" ની માંગણીનો બરોબર ઊતર નથી—પણ હમારા વીચાર પરમાણે તે જવાબ વાજબી અને ઘટતો છે—તથા આપણા ટોલાની બેરખાહી ચાહીને લખીઓછે, વાશતે તમો સાહેબોએ ટાંકી મોકલેલા બે ઠરાવો અંજુમનનાં દફતરમાં નોધવાને હમો અગત જોતા નથી, અને આએ હમારો જવાબ શેવટનો સમજવોજી."

એ પછી એ બાબદ હીયાંજ ખતમ થાઇ હતી.

[2] "પારસી પાદશાહોની તવારીખ; ઇઆને કદીમ ઇરાંન દેશના પારસી લોકોના પાદશાહો તથા તેઓને લગતી બીજી બાબતોનો એહવાલ. ઘણીએક અગતની બાબતોના ખોલાસા તથા ઇઅરોપીઅંન ગરંથકારોનાં મતો અને શાહદતો સાથેનો. અસલ શાએર ફીરદોશી તુસીનાં શાહનામાંના આધાર ઊપરથી ઊપજાવનાર અથવા તરજુમો કરનાર, "મનસુખ" તે મી૦ મનચેરજી કાવશજી શાપુરજી. ભાગ ૧ લો. મુંબઇ, સપટેમબર સને ૧૮૭૩. જામે જમશેદ પરેસમાં હોરમજજી દાદાભાઇએ છાપીઊંછે."

એ પુસ્તક ૪ ભાગોમાં (પાદશાહ કોબાદના એહેવાલ સુધી) ઈ૦ સ૦ ૧૮૯૩ સુધીમાં છપાયલુંછે.

મેહરવાંનજી ફરાંમજી પાંડે, ખરશેદજી ફરદુનજી પારખ, માણેકજી ખરશેદજી જમશેદજી, નાનાભાઇ મેહરાંમજી જીજીભાઇ, શેરાબજી ફરાંમજી પટેલ, મનચેરજી નવરોજજી બનાજી, અરદેશર બેહરાંમજી કાપડીઆ, હોમજી ખરશેદજી દાદીશેઠ, બેહરાંમજી નશરવાંનજી સીરવાઇ, ધનજીભાઇ ફરાંમજી પટેલ, લીમજી માણેકજી બનાજી, અરદેશર ફરાંમજી મુસ, ડાકટર કાવશજી હોરમજજી, શેરાબજી નવરોજજી વાડીઆ, કાવશજી માણેકજી લીમજી, નશરવાંનજી ચાંદાભાઇ, હોરમજજી અરદેશર હોરમજજી, મનચેરજી પેશતનજી વાડીઆ, કાવશજી ખરશેદજી જમશેદજી, હોરમજજી નવરોજજી સકલાતવાલા, મનચેરજી ફરાંમજી કામાજી, શેરાબજી પેશતનજી ફરાંમજી, નવરોજજી પેશતનજી વકીલ, રૂસતમજી ડાશાભાઇ શેઠના, રૂસતમજી ફરાંમજી દીવેચા, હીરજીભાઇ હોરમજજી સરાફ, દાદી માણેકજી લીમજી, જમશેદજી બહેમનજી વાડીઆ, માણેકજી ખરશેદજી મીનોચેહર હોમજીના, અરદેશર ડાશાભાઇ મુનશી, બમનજી પેસતનજી માસ્ટર અને નશરવાંનજી મેહરવાંનજી પાંડે) ગ્રહસ્થોએ મોકલેલાં રીકવીજીશનની રૂહે આજ દીને એક જાહેર સભા ટાઉન હાલમાં મી૦ જે. એ. ફારબસનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી, જે વેળાએ એવા ઠેરાવો પસાર થયા હતા કે (૧) "આ સભા ધારા બાંધનારી સભાનાં પસાર કરેલાં નીમખનાં બીલને પ્રજાના હક તથા છુટાપણાંમાં હરકત કરનારાં દાખલ ઘણું નાપસંદ કરેછે." (૨) "જે ઉતાવલથી મુંબઈની ધારા બાંધનારી સભા આગતના ધારાઓ પસાર કરેછે તે ઉતાવલ સાંમે આ સભા પ્રોટેસ્ટ કરેછે." એ પછી શેઠ અરદેશર હોરમજજી વાડીઆએ એક ભાષાણ કરી નીમખનાં બીલ સાંમે નામદાર વાઇસરાયને અરજી કરવા માટે ૬ ઇંગ્રેજ, ૧ યાહુદી, ૧૨ હિંદુ, ૨ મુસલમાંન, અને ૧૦ પારસી (શેઠો દીનશાહજી માણેકજી પીટીટ, મેહરવાંનજી ફરાંમજી પાંડે, માણેકજી ખરશેદજી જમશેદજી, નાનાભાઈ બેહરાંમજી જીજીભાઇ, મનચેરજી નવરોજજી બનાજી, હોરમારજી અરદેશર વાડીઆ, ખરશેદજી ફરદુનજી પારખ, અરદેશર ફરાંમજી મુસ, પીરોજશાહ મેહરવાંનજી મેહતા અને હોમજી ખરશેદજી દાદીશેઠ) ગ્રહસ્થોની એક કમીટી ઠેરવવાની દરખાસ્ત કરી હતી, જે પસાર થવા બાદ સભા બરખાસ્ત થાઇ હતી.[1]

---

તા૦ ૮ મી નવેમબર.

રોજ ૧૯ માહ ૨ (શે૦) ૧૨૪૩ યજદેજરદી.

મરણ—દસ્તુર માહીઆરજી કેકોબાદજી મેહરજીરાંણાના—ઉમર વર્ષ ૪૫) નવસારીવાલા દસ્તુર કેકોબાદજી રૂસ્તમજી મેહરજીરાંણાના વડા દીકરા. એવણને ઇ૦ સ૦ ૧૮૭૧ ની શરૂઆતમાં પોતાના બાપનાં મરણથી નવસારીના વડા દસ્તુરની જગા મલી હતી, જે ફકત ત્રણ વર્ષ વેરજ ભોગવવા એવણ પામ્યા હતા. ઇ૦ સ૦ ૧૮૭૦ માં નવસારીમાં હુઆરસ્તેહ ફંડ ઉભું કરવાની એવણે આગેવાંની લીધી હતી, તથાં તેના ખજાંનચી હતા. નવસારી મધે મુંબઇની પારસી પંચાત તરફનાં તથા સર જમશેદજી જીજીભાઇ ચારીટી ફંડ તરફનાં ધર્મનાં કામોના એવણ ઇ૦ સ૦ ૧૮૭૧ થી મુખ્ય માનેજર હતા.

---

તા૦ ૧૦ મી નવેમબર.

આજ દીને નવસારી મધે મરહુમ દસ્તુર માહીઆરજી કેકોબાદજી મેહરજીરાંણાનાં ઉઠમણાંમાં તેમના વડા દીકરા એરવદ દારાબજી માહીઆરજી મેહરજીરાંણાને નવસારીના વડા દસ્તુર ઠેવવામાં આવ્યા હતા, અને તેનાં માન દાખલ તેમને ૨૯) જુદા જુદા દસ્તુર મોબેદો તરફથી શેઆલો હોરાંડવામાં આવી હતી.[2]

---

તા૦ ૧૩ મી નવેમબર.

શેઠ લીમજી નવરોજજી બનાજીને નામદાર સરકારે હાઇ કોરટના પ્રોથોનોટરીના વડા આસીસ્ટંટ નેમ્યા હતા.

શેઠ દોરાબજી તેહમુલજી કાપડીઆને નામદાર સરકારે અહમદનગર જીલ્લાનાં રાહુરી ગામના બીજા વર્ગના સબારડીનેટ જડજ નેમ્યા હતા.

શેઠ દારાશાહ ડાશાભાઇને નામદાર સરકારે એજ જીલ્લાનાં આનંદ ગામના મામલતદાર નેમ્યા હતા.[3]

---

તા૦ ૧૫ નવેમબર.

મુંબઇની પારસી પંચાતનાં ફંડના તા૦ ૧૩ મી નવેમબર ૧૮૭૧ થી તે તા૦ ૧ લી નવેમબર ૧૮૭૨ સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપાખાંનાંમાંથી તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે છેલા હીસાબની બાકીના રૂ૫૯૨૫૮૩૧૭ાા ઉપરાંત આએ આખાં વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે રૂ૬૯૦૪૬ા૧૪ ની આવક થાઇ હતી, અને ખરચ રૂ૫૭૬૧૨ાાા૧૮ થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખેરીએ તરસ્ટીઓના હસ્તકમાં પંચાતના હીસાબને લગતા રૂ૬૦૪૦૧૬ાા૧૩ાા તથા

---

1 ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૦ મી નવેમબર ૧૮૭૩.

2 જામે જમશેદ, તા૦ ૧૪ મી નવેમબર ૧૮૭૩.

"બીજે દીવસે (નવા) દસતુરજી સાહેબને અંજુમન વડી દરેમેહરમાં લેઇ ગઇ હતી જાંહાં એવો ઠેરાવ થએલોછે કે દસતુરજી હજુર પુખત ઉમરનાં નહી હોવાથી જાંહાંસુધી ઉમરે પુગે તાંહાંસુધી દસતુરજીના વડીએલ કાકા દસતુરજી રૂસતમજી કેકોબાદજી મેહરજીરાંણાની સલાહથી દરેક કાંમકાજ કરવું, અને મરનાર દસતુરજી સાહેબનું નામ મોટા દસતુરજીની સાથેજ અનજુમનમાં લેવું."

3 બોમ્બે ગવરમેંટ ગેજેટ, ૧૭ મી નવેમબર ૧૮૭૩.

જુદાં જુદાં પડાવેલાં ખાતાંઓનાં[1] રૂ૬૯૬૯૨૦૨૧ મળી કુલે રૂ૧૩૦૦૯૩ાા૫ાા બાકી હતા.

---

૧ પંચાતનાં દફતરમાં આગલાં વર્ષોનાં ૭૭) ખાતાં ઊપરાંત આએ વર્ષમાં એક નવું ખાતું ઊમેરાયું છે. તે એ કે. શેઠ દીનશાહજી માણેકજી પીટીટે પોતાના દીકરા શેઠ બહમનજી દીનશાહજી પીટીટ તથા નબીરાઓ શેઠો મેહરવાંનજી અને માણેકજી કાવશજી પીટીટની શેઆરી તેમજ બેટીઓ બાઈ બસુબાઈ અને ગુલબાઈ તથા નબીરાઓ મેહરવાંનજી, માણેકજી અને પેશતનજી કાવશજી પીટીટની નવજોત તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૭૨ ને દીને કીધી તેની ખુશાલીમાં તા૦ ૨૮ મી અકટોબર ૧૮૭૨ ને દીને રૂ૭૫૦૦) ની સરકારી નોટ આપી તેનું જુદું ખાતું પડાવી તે મધેની રૂ૫૦૦૦) ની નોટનું વ્યાજ મુકતાદને તાંકણે દેશાવરો ખાતેના ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં ફંડમાં તથા રૂ૨૫૦૦) ની નોટનું વ્યાજ નારગોલ મધે જરથોસ્તી બાળકો માટે એક જંદ અવસ્તાની નીશાલ ચાલુ રાખવા સારૂં જરથોસ્તી જંદ અવસ્તાની નીશાલોનાં ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. એજ નવાં ખાતાંમાં શેઠ દીનશાહજીએ આગલ તા૦ ૧૫ મી આગશટ ૧૮૬૮ ને દીને પંચાતનાં ફંડમાં રૂ૫૦૦૦) ની નોટ તેનું વ્યાજ મુકતાદને તાંકણે દેશાવરો ખાતેના ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં ફંડમાં વાપડવાને આપી હતી તે નોટ પણ ઊમેરી એ ખાતું રૂ૧૨૫૦૦) નું કીધું હતું.

એ ઊપરાંત કુલે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં આએ વર્ષ નીચે મુજબ રૂ૬૬૦૦) ની સરકારી નોટો તેનું વ્યાજ વાપડવાને ભેટ આવી હતી:—શેઠો દાદાભાઈ, હોરમજજી, પેશતનજી, અને ફરામજી બહમનજી જીજીભાઈએ તા૦ ૨ જી આપરેલ ૧૮૭૨ ને દીને રૂ૧૦૦૦) ની નોટ પોતાના બાવા શેઠ બહમનજી જીજીભાઈનાં પુનને સારૂં. શેઠ દોરાબજી એદલજી કોલાબેવાલાએ તા૦ ૧૩ મી આપરેલ ૧૮૭૨ ને દીને રૂ૧૦૦૦) ની નોટ પોતાના દીકરા મરહુમ શેઠ ખરશેદજી દોરાબજી કોલાબેવાલાનાં પુનને સારૂં. શેઠ ફરાંમજી કાવશજી મારકરે તા૦ ૭ મી મારચ ૧૮૭૨ ને દીને રૂ૫૦૦ ની નોટ પોતાનાં માતાજી મરહુમ બાઈ ખરશેદબાઈ તે મરહુમ શેઠ કાવશજી ફરાંમજી મારકરનાં વીધવાનાં પુનને સારૂં. બાઈઓ નવાજબાઈ રૂસતમજી વાડીઆ, મેહરબાઈ ખરશેદજી તારાચંદ, તથા ખરશેદબાઈ શાપુરજી જીવાજીએ તા૦ ૧૩ મી મેએ ૧૮૭૨ ને દીને રૂ૧૦૦૦) ની નોટ પોતાના બાવા મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈનાં પુનને સારૂ. શેઠ માણેકજી હોરમજજી મોદીએ તા૦ ૭ મી જુન ૧૮૭૨ દીને રૂ૧૦૦૦) ની નોટ પોતાના બાવા મરહુમ શેઠ હોરમજજી પેશતનજી મોદીનાં પુનને સારૂં તેવણની પુંજીમાંથી. બાઈ મેહરબાઈ તે મરહુમ શેઠ જમશેદજી બરજોરજી મીસતરીનાં વીધવાએ તા૦ ૫ મી આગશટ ૧૮૭૨ ને દીને રૂ૧૦૦૦) ની નોટ પોતાના ખાવંદની પુંજીમાંથી તેવણનાં પુનને સારૂં. શેઠો કાવશજી દીનશાહજી એડનવાલા તથા ભાઈઓએ તા૦ ૧ લી અકટોબર ૧૮૭૨ ને દીને રૂ૧૧૦૦) ની નોટ પોતાનાં માતાજી મરહુમ બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ દીનશાહજી હોરમજજી દરજીનાં વીધવાનાં પુનને સારૂં.

એજ મુજબ મુકતાદને તાંકણે દેશાવરો ખાતેના ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં ફંડમાં નીચે મુજબ રૂ૧૨૦૦) ની નોટો તેનું વ્યાજ વાપડવાને ભેટ આવી હતી:—શેઠ દાદાભાઈ પેશતનજી નવસારીવાલાએ તા૦ ૨૭ મી મેએ ૧૮૭૨ ને દીને રૂ૭૦૦) ની નોટ પોતાનાં ધણીઆંની મરહુમ બાઈ ખરશેદબાઈનાં પુનને સારૂં તેવણની પુંજીમાંથી. શેઠ ફરાંમજી કાવશજી મારકરે તા૦ ૧ લી આગશટ ૧૮૭૨ ને દીને રૂ૫૦૦) ની નોટ પોતાનાં માતાજી મરહુમ બાઈ ખરશેદબાઈની વરસીપર તેમનાં પુનને સારૂં.

### તા૦ ૧૬ મી નવેમબર.

રોજ ૨૭ માહ ૨ (શે૦) ૧૨૪૩ યજદેજરદી.

નાંદોદ ગામ મધે દારૂની દુકાંન માંડનાર એરચશાહ બેજનજી નામના અકલેસરના રેહનાર ૧૮) વર્ષના એક જવાંન પારસીએ ગાયકવાડી ફોજદારને કાંઈ ચોરી વિષેની ખાતમી આપવાથી ત્યાંના ભીલ જાતના ચોરોએ તેનાં પીછાંમાં જઈ આજ રાત્રે તેને હુંગમાં બલતાં લાકડાંથી જખમો કરી મારી નાખ્યો હતો.[2]

### તા૦ ૨૦ મી નવેમબર.

શેઠ મેહરાંમજી નશરવાંનજી સીરવાઈએ મુંબઈના ટાઉન હાલમાંસર આલબરટ શાશુને ભેટ આપેલાં મોટાં આરગનની સાથે પ્રજાને વાપડવાને એક કીમતી પીઆનાફોરટ ઇંગલાંડથી મંગાવી ભેટ આપી હતી.[3]

### તા૦ ૩૦ મી નવેમબર.

રોજ ૧૧ માહ ૩ (શે૦) ૧૨૪૩ યજદેજરદી.

**મરણ**—પાલણજી બહમનજી પાલખીવાલા—ઉમર વર્ષ ૬૮) શેઠ બહમનજી પેશતનજી પાલખીવાલાના બીજા દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપનાં પાલખી બનાવવાનાં કારખાંનાંમાં હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૬૦ થી પોતે એખલાએ ગાડી બનાવવાનું કારખાનું ઉઘાડયું હતું.

### તા૦ ૧ લી ડીસેમબર.

શેઠ ડોશાભાઈ નશરવાંનજી વાડીઆ, એમ. એ. ને આતરેની સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટની મોટી સ્કુલના પ્રીનસીપાલ તરીકે મી૦ જેમસ બરજેસની જગોએ એ ખાતાંની પંચાતે આજ દીનથી નેમ્યા હતા, અને તે નેમણુંકને નામદાર સરકારે બાહલી આપી હતી.[4]

### તા૦ ૨ જી ડીસેમબર.

શેઠ ધનજીશાહ નવરોજજી પારખે લંડન મધે "લાઇશનશીએટ ઑફ ધી રાએલ કાલેજ ઑફ ફીઝીશીયનસ" (એલ. આર. સી. પી.) ની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[5]

---

૨ મુંબઈ સમાચાર, તા૦ ૨૦ મી નવેમબર ૧૮૭૩.

૩ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૪ મી નવેમબર ૧૮૭૩.

૪ જામે જમશેદ, તા૦ ૩ જી ડીસેમબર ૧૮૭૩.

૫ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૨ મી ડીસેમબર ૧૮૭૩. એ બાદ ફેબરવારી ૧૮૭૪ માં એવણે "મેમબર ઑફ ધી રાએલ કાલેજ ઑફ સરજનસ" (એમ. આર. સી. એસ.) ની પરીક્ષા પસાર કરી પદવી મેળવી હતી.

તા૦ ૩૧ મી ડીસેમબર.

આએ વર્ષમાં ઇવાને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૭૩ સુધીમાં મુંબઈના પારસીઓમાં ૧૧૯૭ જન્મ—જેમાં ૬૪૨ છોકરા અને ૫૫૫ છોકરી—નોંધાયાં હતાં.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં ૧૩૫ જોડાંનાં લંગન તથા ૧૬ જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| લગન— | ૫ થી ૧૦ વર્ષનાં .. | ૧* | ૧૦† | ૧૧ |
| | ૧૧ થી ૧૫ વર્ષનાં .. | ૧૬ | ૭૭ | ૯૩ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૩૩ | ૪૦ | ૭૩ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૫૮ | ૮ | ૬૬ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૧૨ | ૦ | ૧૨ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૧૧ | ૦ | ૧૧ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૦ | ૦ | ૦ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૨ | ૦ | ૨ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૨‡ | ૦ | ૨ |
| | | ૧૩૫ | ૧૩૫ | ૨૭૦ |
| ગગરનાં— | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૦ | ૬ | ૬ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૦ | ૪ | ૪ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૩ | ૨ | ૫ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૪ | ૧ | ૫ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૪ | ૨ | ૬ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૨ | ૧ | ૩ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં .. | ૦ | ૦ | ૦ |
| | ૫૬ થી ૬૦ વર્ષનાં .. | ૧§ | ૦ | ૧ |
| | ૬૧ થી ૬૫ વર્ષનાં .. | ૧‖ | ૦ | ૧ |
| | | ૧૬ | ૧૬ | ૩૨ |

સલાહ ફુન્ડ ચાલી સામો બખેડો કરતો હતો, જેથી શેઠ દાદાભાઇ તથા તેમની સાથવાળાઓએ કંટાલી તા• ૨૧ મી ડીસેમબર ૧૮૭૪ ને દીને ઓહદો છોડી તા• ૧૧ મી જાનેવારી ૧૮૭૫ ને દીને મુંબઇ નીકળી આવ્યા હતા.

* એ એક ૧૦) વર્ષનો છોકરો હતો.

† એમાં નાબવાંમાં નાબલી ૫) વર્ષની એક છોકરી હતી.

‡ એમાં ૪૪) વર્ષનો એક બીજવર ૧૯) વર્ષની કુંવારી સાથે પરણ્યો હતો.

§ એ એક ૫૬) વર્ષના રંડાપવાળાએ ૩૫) વર્ષની વીધવા સાથે નાતરૂં કીધું હતું.

‖ એ એક ૬૪) વર્ષના રંડાપવાળાએ ૪૨) વર્ષની વીધવા સાથે નાતરૂં કીધું હતું.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે ૯૯૦ મરણ નિપજ્યાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જન્મેલાં ...... | ૪૭ | ૩૭ | ૮૪ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં .. | ૪૮ | ૩૫ | ૮૩ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં .. | ૮૯ | ૭૫ | ૧૬૪ |
| ૧ થી ૫ વર્ષનાં..... | ૧૦૪ | ૭૫ | ૧૭૯ |
| ૬ થી ૧૦ વર્ષનાં..... | ૧૦ | ૧૪ | ૨૪ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં..... | ૧૬ | ૨૬ | ૪૨ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં..... | ૨૧ | ૨૪ | ૪૫ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં..... | ૩૬ | ૩૨ | ૬૮ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં..... | ૩૯ | ૨૨ | ૬૧ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં..... | ૪૪ | ૩૧ | ૭૫ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં..... | ૨૮ | ૩૨ | ૬૦ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં..... | ૨૮ | ૪૧ | ૬૯ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં..... | ૫ | ૧૯ | ૨૪ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં..... | ૪ | ૭ | ૧૧ |
| ૧૦૧ થી ૧૦૫ વર્ષનાં..... | ૦ | ૧¶ | ૧ |
| | ૫૧૯ | ૪૭૧ | ૯૯૦ |

એ ૯૯૦) મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૮ | બાહેરકોટ .... | ૧૪૩ |
| કોટ ...... | ૩૪૯ | ખેતવાડી .... | ૭૭ |
| ધોબીતલાવ .. | ૨૨૯ | કામાટીપરા .. | ૧ |
| કરેલવાડી .... | ૧૬ | ફાકલંડ રોડ .. | ૧ |
| ગીરગાંમ .... | ૧૦ | દંકન રોડ .. | ૨ |
| ચોપાતી .... | ૩૨ | ભીંડીબજાર.... | ૩૮ |
| ગ્રાંટ રોડ .... | ૧૩ | બાંએખલા.... | ૧૧ |
| તારદેવ .... | ૪ | મજગાંમ .... | ૨૯ |
| ગોવાલીઆ તલાવ | ૫ | પરેલ ...... | ૬ |
| ખંબાલા .... | ૧ | ચીંચપોગલી .. | ૨ |
| માહાલક્ષ્મી.... | ૧ | નાએગાંમ .... | ૨ |
| વાલકેશર .... | ૩ | માહીમ ...... | ૩ |
| | | કુરલાથી .... | ૧ |
| | | એલફીનસ્ટનથી .. | ૧ |
| | | | ૯૯૦ |

એ ૯૯૦) મરણ નીચલાં કારણોથી નિપજ્યાં હતાં:—

| | |
|---|---|
| તાવ ........................ | ૨૨૦ |
| સાનતંતુને લગતાં દરદો ............ | ૧૨૭ |
| ફેફસાંને લગતાં દરદો ............ | ૭૧ |
| લોહીવીકારને લગતાં દરદો ............ | ૧૨ |
| જન્ંદર........................ | ૧૧ |

¶ એ એક ૧૦૨) વર્ષની સ્ત્રી હતી.

| | |
|---|---|
| શીતળા | ૬૧ |
| ગોવરૂં | ૪ |
| કોલેરા | ૭ |
| મરડો | ૫૧ |
| પેટ | ૫૫ |
| પીશાબને લગતાં દરદો | ૮ |
| છુપા ભાગને લગતાં દરદો | ૯ |
| ચામડીને લગતાં દરદો | ૬ |
| હાલચાલ તથા તંતુને લગતાં દરદો | ૪ |
| તરતનાં જન્મેલાં | ૮૪ |
| જ્વરી તથા નાકવતી | ૧૪૫ |
| બીજાં દરદો | ૯૦ |

( ૬ તાંવને લગતાં.
૩૨ છાતીને લગતાં.
૫૨ પાંચન શકતીને લગતાં.)

| | |
|---|---|
| આપઘાત | ૬* |

(૨ ઝેહેર ખાઈને.
૨ કુવામાં પડીને.
૧ તલાવમાં પડીને.
૧ ગલે ફાંસો દઈને.)

| | |
|---|---|
| હોનારત, અકસ્માત, વગેરે | ૧૧† |

(૪ ડાઝી જવાથી.
૨ ઘોડાની ગાડી તલે આવી જવાથી.
૧ આગગાડીનું ચાક ફરી જવાથી.
૧ બોટ ઉંધી વલવાથી.
૧ હાથનાં આંગલાં કચડાઇ જવાથી.
૧ દરીયે નાહતાં ડુબી જવાથી.)
૧ ઘરની અગાસીપરથી પડી જવાથી.)

વળી એજ વર્ષમાં મુંબઈ મધે ૧૨૪ પારસીઓએ નાદાર દેવાદારોની કોરટનો આસરો મેલવવાને અરજી કીધી હતી, જેમાં પાંચ ઓરતો પણ હતી.

* આપઘાત કરી મરણ પામેલાં છ જણાંમાં ૩ પુરૂષ અને ૩ સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૧૯) વર્ષનો કંપાઉંડર સાએ ધમકાવ્યાથી ગલે ફાંસો દઈને; એક ૪૮ વર્ષનો મીસ્રી બીમારીથી કંટાલી પ્રથમ ઝેહેર ખાઈ પછી તલાવમાં ઝંપાવી દઈને; અને એક ૩૦) વર્ષનો ઇરાની કાંઇ જણાયલાં કારણ વગર ઝેહર ખાઈને આપઘાત કીધા હતા. સ્ત્રીઓમાં એક ૨૬) વર્ષનીએ સંસારી ખટપટને લીધે કુવામાં પડીને, તથા એક ૧૭) વર્ષનીએ ઘરસંસારી કજીઆને લીધે તથા બીજી ૪૦) વર્ષનીએ કાંઇ જણાયલાં કારણ વગર ઝેહર ખાઈને આપઘાત કીધા હતા.

† અકસમાતથી મરણ પામેલાં ૧૧ જણાંમાં ૯ પુરૂષ અને બે સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૧૦) વર્ષનો છોકરો કપડાં ડાઝી જવાથી, તથા એક ૨૫) વર્ષનો રેલવેનો શએર મેન એનજીનપરથી ડાઝી જવાથી, એક ૭૫) વર્ષનો ડોશો તથા એક ૫) વર્ષનો છોકરો શીગરામ તલે આવી જવાથી, એક ૫૫) વર્ષનો ચાલતી આગગાડીપર બેશવા જવાથી ગાડીનું ચાક ફરી જવાથી, એક ૨૫) વર્ષનો બોટમાંથી દરીયામાં ઊંધો વલી જવાથી, એક ૩૦) વર્ષનો છાકતપણાંમાં હાથનાં આંગલાં બે બોટની વચ્ચે કચડાઇ જવાથી, એક ૨૨) વર્ષનો ઊરનના દરીયામાં નાહતાં ડુબી જવાથી, અને એક ૩૨) વર્ષનો પેહલે માલની અગાસીપરથી રસ્તાઓ પડી જવાથી માથાંની ખોપરી ભાગાથી મરણ પામ્યા હતા. સ્ત્રીઓમાં એક ૪૯) વર્ષની તથા બીજી ૧૭) વર્ષની રાંધતાં કપડાં સલગી જવાથી ડાઝી મરણ પામી હતી.

# ઈ૦ સ૦ ૧૮૭૪.

આએ વર્ષનાં "ટાઇમસ ઑફ ઇંડીઆ" નાં કાલેનડર[૧] માં સઘળી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફકજ છે.

**ગવરમેંટ સેવીંગસ બેંકની** કમીટીમાં નાનાભાઇ મેહેરાંમજી જીજીભાઇનું નામ વધારે.

**જોઇંટ સ્ટાક કુંપનીઓઃ—**

આલબરટ મીલસ કુંપનીના ડાએરેકટરોના પ્રમુખ તરીકે દીનશાહજી માણેકજી પીટીટ તથા શેક્રેટ્રીઓ અને એજંટો તરીકે સી. એંડ એફ. દીનશાહજી (કાવશજી અને ફરાંમજી દીનશાહજી પીટીટ.)

એપોલો પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં પેશતનજી હોરમજજી મંતોકને બદલે હોરમજજી ખરશેદજી આશબરનર.

બોમ્બે પ્રેસ કુંપનીના ડાએરેકટરો તરીકે દોરાબજી ફરાંમજી પાંડે, લીમજી જમશેદજી બાટલીબોઇ, રૂસતમજી દાદાભાઇ કામા, કેખશરૂ મનચેરજી હીરામાણેક, શેરાબજી રૂસતમજી બનથા. શેક્રેટરી અને ત્રેજરર તરીકે કે. એમ. હીરામાણેકની કુંપની.

બોમ્બે યુનૈટેડ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં ખુરશેદજી નૌશિરવાંનજી કામાજીનું નામ વધારે.

ભરૂચ મીલસ કુંપનીના ડાએરેકટરોમાં ખરશેદજી જાંહગીરજી તારાચંદ, મેહરવાંનજી ફરાંમજી પાંડે, મેહરવાંનજી નશરવાંનજી પટેલ, ફરાંમજી જમશેદજી બાટલીબોઇ, એજંટો—મેહરવાંનજી ફરાંમજી પાંડેની કુંપની. શેક્રેટરી, ફરદુનજી મેહરવાંનજી બનાજી.

ફરાંમજી કાવશજી પેંટ પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં ફરાંમજી જમશેદજી બાટલીબોઇ અને કેખશરૂ મનચેરજી હીરામાણેક.

૧ The Times of India Calendar and Bombay Directory for 1874. Bombay: Printed and published at the Times of India Office.

ગ્રેટ ઇસ્ટરન સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં હોરમજજી નવરોજજી સકલાતવાલા અને મનચેરજી નવરોજજી બનાજીનાં નામ વધારે.

તા૦ ૧ લી જાનેવારી.

રોજ ૧૩ માહ ૪ (શે૦) ૧૨૪૩ યજદેજરદી.

કરાંચી મધે જરથોસ્તીઓની વસ્તી વધવાથી ત્યાં ઇ૦ સ૦ ૧૮૪૮ માં બંધાયલું દોખમું નાહનું પડવાથી તથા જરા બીમમાર થવાથી ત્યાંની અંજુમને તા૦ ૧૨ મી જાનેવારી ૧૮૭૩ ને દીને પારસી વીરબાઇજી સ્કુલમાં એક સભા ભરી ઊઘરાંણાંની ટીપ ફરતી કરી એક નવું દોખમું બંધાવવાનો ઠેરાવ કીધો હતો. તે મુજબ થયલાં ઉઘરાંણાંમાંથી બંધાવવા માડેલાં દોખમાનો તાંણો પુરવાની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી. ક્રિઆની સેવટે શેઠ જમશેદજી ફરામજી માસ્તરે એ નવાં દોખમાં બાબેનો રીપોરટ વાંચી સંભલાવી ભાષણ કીધું. તે બાદ નેઆતનું જમન જમી મેલાવડો બરખાસ્ત થયો હતો. તાંણા તથા નેઆતનાં કામની સર્વે ગોઠવણ શેઠ માણેકજી ફરામજી કોલાબેવાલાએ તારીફલાયક રીતે કીધી હતી.[1]

તા૦ ૧ લી જાનેવારી.

શેઠ અરદેશર શોરાબજી ઇજનેરે "વિદ્યા મિત્ર" નામનું વિદ્યા, જ્ઞાન, હુન્નર, કેળવણી, સંસાર, વારતા, સાહિત્ય, તવારીખ, નીતિ તથા સાધારણ વિષયોનું એક માસીક ચોપાનયું પરવરતાવવા માડયું હતું.[2]

તા૦ ૧ લી જાનેવારી.

શેઠો નસરવાંનજી હીરજીભાઇ પટેલ, શોરાબજી હોરમજજી સરાફ, અને કાવસજી જમશેદજી કાપડીઆએ મલી ચંદનવાડી તથા મજગામ મધે બે હાઇ સ્કુલો "આલફ્રેડ હાઇ સ્કુલ" અને "મજગામ હાઇ સ્કુલ" ને નામે આજ દીનથી ઉઘાડી હતી.[3]

તા૦ ૭ મી જાનેવારી.

રોજ ૧૯ માહ ૪ (શે૦) ૧૨૪૩ યજદેજરદી,

મરણ—પેશતનજી મનચેરજી બાલીવાલા—ઉમર વર્ષ ૭૨) શેઠ મનચેરજી કુંવરજી બાલીવાલાના બીજા દીકરા, એવણ મુંબઇ મધે "ફોર્ટ વિકટોરીઆ હૉટલ" તથા "બ્રીટીશ હૉટલ" ચલાવતા હતા.

તા૦ ૧૦ મી જાનેવારી.

અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં શિખનારા ચંચલ વિદ્યાર્થીઓને સ્કાલરશીપો અને ઇનાંમો આપવાની વાર્ષિક સભા આજ દીને મલી હતી. સરનશીનની ખુરસી હાનરેબલ મી૦ ટકરે લીધા બાદ એ ખાતાંના આકટીંગ પ્રીનસીપાલ ડાકટર કુકે ગયાં શાલનો રીપોરટ વાંચી સંભલાયો, ને પછી ચંચલ વિદ્યાર્થીઓને ઇનામો તથા સ્કાલરશીપો આપી હતી; જેઓમાં નીચલા ૭) પારસીઓ હતા:—

(૧) પીરોજશાહ જમશેદજી દમણીઆને રૂ૨૫) ની એનડરસન સ્કાલરશીપ, (૨) મનચેરજી શોરાબજી પોસ્ટવાલાને રૂ૧૫) ની રીડ સ્કાલરશીપ, (૩) માણેકજી મનચેરજી ગીમીને રૂ૧૫) ની ફ્રીશ સ્કાલરશીપ, (૪) બેજનજી દાદાભાઇ કાપડીઆને રૂ૧૫) ની રીડ સ્કાલરશીપ, (૫) માણેકજી ડાયાભાઇ મકુનાને રૂ૧૫) ની એનડરસન સ્કાલરશીપ, (૬) માણેકજી એદલજી રીપોરટરને રૂ૧૫) ની રીડ સ્કાલરશીપ, (૭) અરદેશર પેશતનજી કામાને રૂ૧૩) ની કરનાક સ્કાલરશીપ.

સેવટે સરનશીને એક સુભાખીત ભાષણ કરી સભા બરખાસ્ત કીધી હતી.[4]

તા૦ ૧૨ મી જાનેવારી.

ઇંદોરના માહરાજા હોલકર જેઓ હાલ પુણાં મધે ફરવાને આવ્યા હતા તેવણે આજ દીને મકરસંક્રાંતીના તેહવારની એક દરબાર પોતાનાં મકાનમાં ભરી હતી, જ્યાં ત્યાંના વડા દસ્તુર ખાંનબાહદુર દસ્તુર નસરવાંનજી જામાસપજી જામાસ્પઆશાના તથા તેવણના ભાઇ દસ્તુર હોરમજજી જામાસપજી જામાસ્પઆશાનાને ઘણાં માન સાથે કસ્સી બંધેન શેઆલ પાઘડી સાથના સરપાવ ભેટ આપ્યા હતા.[5]

---

૧ શ્રી સીપીઅન, તા૦ ૩ જી જાનેવારી ૧૮૭૪.

એ ક્રિઆમાં શામેલ થવાને એ દોખમાંના ફંડના જાંઇટ શેક્રેટરીઓ શેઠો અરદેશર ખરશેદજી વાનટોટવાલા તથા જમશેદજી ફરામજી માસ્તરે મુંબઇનાં વર્તમાનપત્રોમાં પંદર દીવસ આગમજથી જાહેરખબર છપાવી સર્વે જરથોસ્તીઓને અરજ કીધી હતી.

૨ એ ચોપાનીઆમાં શેઠ અરદેશરની સાથે શેઠ પેશતનજી કાવસજી સંજાણા પણ લખતા હતા. ૧૮૭૭ માં એ ચોપાનીઆની માલેકી મુંબઇ વર્તમાન પ્રેસવાલા શેઠ મનચેરજી હોરમજજી જગોસે લીધી, જેઓને હસતક તે શેઠો ફરામજી દાદી પાંડે, દાદાભાઇ પેશતનજી બીલી, એમ. એ; અને મેહરજીભાઇ દાદાભાઇ બીમાઇવાલા ચલાવતા હતા. ૧૮૮૪ માં તે મુંબઇ સમાચારના માલેક શેઠ માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીને સ્વાધીન કરવામાં આવ્યું, જેવણે તે પોતાના માલકીપણાની રૂએ આસરે એક વર્ષ ચલાવી બંધ પાડયું હતું.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૪ થી જાનેવારી ૧૮૭૪.

એ સ્કુલો પાંચ છ વર્ષ ચલાવી બંધ કરવામાં આવી હતી.

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૭૪.

૫ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૭૪.

એજ મુજબ દસ્તુરજીએ પણ પોતાના "દસ્તુર બાગ" નાં મકાનમાં માહરાજાને નોતરી માન આપ્યું હતું. માહરાજાએ દસ્તુરજીના ઘરના છોકરાઓને બીદાઇ મુકવાની કોર્ટની પ્રતસીઓ ભેટ આપી હતી.

ઓહ્દો ચલાવ્યો હતો. તે બાદ ૧૮૫૪ માં સુરતના ડેપ્યુટી કલેક્ટર નેમાયા હતા. ત્યાંથી ૧૮૫૫ ના સપટેમબર માસથી એવણને પાછા મુંબઇ લાવી કસટમના પાંચમા આસીસ્ટંટ કમીશનર નેમ્યા હતા, તે વધતાં વધતાં ઇ૦ સ૦ ૧૮૬૮ માં બીજા વર્ગના આસીસ્ટંટ કમીશનરના ઓહ્દા ઉપર ચડયા હતા. ઇ૦ સ૦ ૧૮૬૬ માં તારાપોર મધે અંજુમનના ઉધરાતથી દોખમું બંધાયું તેની એવણે બીજાઓ સાથે આગેવાંની લીધી હતી. ૧૮૬૮ માં નામદાર સરકારે એવણને સુલેહના અમલદારનું માન આપ્યું હતું. "લોકોને ખુશી રાખીને પોતાનો ઓહ્દો બરાબર બજાવવાની કુનેહ અને કળા જે થોડાજ સરકારી નોકરોમાં હોયછે તે એવણમાં વધારે હતી."[૨] એવણનું મરણ મુંબઇ મધે નીપજયું હતું.

તા૦ ૭ મી ફેબરવારી.

હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. એ આજ દીને પોતાના મજગાંમ કાસ્ટલમાં માહરાજા હોલકરની મોલાકાતને માટે દેશી ગ્રહસ્થોનો એક મોટો મેલાવડો કીધો હતો.[૨]

તા૦ ૧૩ મી ફેબરવારી.

રોજ ૨૬ માહ ૬ (કo) ૧૨૪૩ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ રતનબાઇ તે મરહુમ શેઠ શરવાંનજી રૂસતમજી રાંણાનાં વીધવા તથા મરહુમ શેઠ રાંમજી કાવશજી બનાજીનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની જીમાંથી રૂ૧૦૦૦) તથા બીજાં એશીઓએ રૂ૨૩૦) મલી ૧૨૩૦) ધરમખાતાંઓમાં આપ્યા હતા.[૩]

તા૦ ૧૩ મી ફેબરવારી.

શેઠ રૂસતમજી હોરમજજી જાલભાઇએ ગયાં વર્ષના જુન માસમાં પ્રગટ કરેલી "પ્રસિદ્ધ પેગમબરો અને કોમો" ની ચોપડીમાં મુસલમાંન કોમ તથા તેમના પેગામબર હજરત મહમદની તવારીખનું થોડુંક બેઆંન વાશીંગટન ઇરવીંગની નાપેલી મહમદની જીંદગીના અહેવાલની ઇંગ્રેજી ચોપડી પરથી ગુજરાતીમાં તરજુમો કરી છાપ્યું હતું. તે બેઆંનમાં ઓના પેગાંમબર સાહેબને કાંઈ અપમાંનભરેલું લખ્યુંછે તું સમજી અતરેના કેટલાક મુસલમાનોએ પારસીઓપર નો લેવા માટે આજ દીને બાહેરકોટની જુમા મસજીદમાંથી પોરનાં નીમાજ કરી બાહેર નીકળતી વખતે સંખ્યાબંદ લુસો પોતાના હાથમાં જે જે હથીઆર આવ્યાં તે લઇને પારસીઓ ઉપર હુમલો કરવાના ઇરાદાથી "દીન, દીન," કરી પોકાર મારતા બાહેરકોટ સર જમશેદજી જીજીભાઇના એસાહીબાગવાલો મોહલો તથા બીડીબજાર તરફ ચાલ્યા, અને જે જે પારસીઓ તેમને રસ્તામાં મલ્યા તેમને માર્યા તથા તેઓપર સીતમ ગુજાર્યો.[૪] પેહલવેહલા તેઓ બાહેરકોટ

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૮ મી ફેબરવારી ૧૮૭૪.

૨ જામે જમશેદ, તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૭૪.

૩ જામે જમશેદ, તા૦ ૨૩ મી ફેબરવારી ૧૮૭૪.

૪ બીજે દીને એટલે તા૦ ૧૪ મી ફેબરવારીએ ખેતવાડી મધે ઢેડવાડના સઘળા મુસલમાંન હલાલખોરો તથા તેનીજ પડોસમાં શાકલંડ રોડથી તે ડંકન રોડ સુધીના મુસલમાંન વણકરો તથા તેઓની સાથે થોડાક આરબો, સીદીઓ, વગેરે સાથે મલી હાથમાં સોટાઓ રાખી નલ બજારથી તે ખેતવાડીના રસ્તા સુધી એકઠા થયા હતા, અને સવારનાં ૧૧ કલાકે અગીઆરી મોહલાને નાકે આવી મોટા પોકારો સાથે હાથમાંના સોટાઓ ઊંચે ધરી દેખાડતા તથા ગોયા લડાઇ માગતા હતા. બીજી બાજુએ ઘણાક પારસીઓ આ લોકની સાંમે પોતાનો મોહલો બચાવવાને ઊભા હતા, અને પોતાની લાકડીઓ ઊંચી કરી તેમને બીહીવાડતા હતા. આ વેળાએ થોડીક મારામારી થાઇ હતી, પણ પોલીસની મદદથી હુલડખોરો વીખરાઇ ગયા હતા. આ ઊપરથી ખેતવાડીના રેહવાસીઓ તરફથી શેઠો જમશેદજી પાલણજી કાપડીઆ, જીજીભાઇ જાંહગીર લાંમ, અને મનચેરજી મેહરવાંનજી ભાવનગરી તુરતજ વડા કૌનસીલર હાનરેબલ મી૦ ટકરની મોલાકાતે ગયા, અને ખેતવાડીની ધાસ્તીભરેલી હાલત તેને જાહેર કીધી. તે નામદારે તેઓને ઘણીક ધીરજ આપી, અને સાફ કહયું કે પારસીઓએ પોતે પોતાના બચાવને માટે બેલાસક પુરતી તૈયારી કરવી, અને જે બદમાશો તમારાં ઘરમાં ઘુસી આવે તેઓને તમે ગમે એટલી સજા કરશો તો રાણીનો ધારો તમે તોડેલો કેહવાશે નહિ. એજ દીને બપોરનાં બીડી બજારમાં કાંદાવાલા મોહલા ઊપર આસરે ૫૦૦) હુલડખોરોએ ધસારો કર્યો હતો, તથા પારસીઓનાં ઘરો અને ત્યાંની મરહુમ શેઠ નશરવાંનજી હીરજીભાઇ કરાંનીવાલી દરેમેહરપર હુમલો કરી પથરાનો વરસાદ વરસાવ્યો હતો. એજ દીને સાંજનાં ગ્રાંટ રોડના રસ્તાપર પણ તોફાંન થયું, અને એક પારસીનાં પીંહચખાંનાંના કાચ અને બારી બારણાં ભાંજી નાખ્યાં અને કેટલીક મારામારી કીધી. એજ વખતે શેઠો પીરોજશાહ મેહરવાંનજી મેહતા, જમશેદજી નશરવાંનજી તાતા અને ખરશેદજી માણેકજી ખરશેદજી એક ગાડીમાં બેશી બીડી બજારને રસ્તેથી જતા હતા, તેઓને મુસલમાંનોએ ઘેરી લીધા, જે ઊપરથી તેઓ ગાડીમાંથી ઊતરી પડયા, અને છેલ્લા બે ગ્રહસ્થોએ પોતાના હાથમાંની રીવોલવર દેખાડવાથી તેઓ વીખરાઇ ગયા હતા. એ પછી શેઠ બેહરાંમજી જીજીભાઈ બોમ્બે ગેઝેટના અધીપતી મી૦ મેકલીન તથા બીજા ઈંગ્રેજોને લઈ હુલડવાલી જગા જોવાને ગયા હતા, તથા પારસીઓને કેટલોક દીલાસો આપ્યો હતો. શેઠ બેહરાંમજીએ તે પછી પોલીસ કમીશનર મી૦ સુટર ઊપર નીચલો કાગજ લખી સઘળી બીના વીસ્તારીને જણાવી હતી.

To

F. H. Souter, Esq. C.S.I.,

Commissioner of Police.

Sir,—I beg to call your attention to the state of the city, especially in the neighbourhood of Khetwady, Dhanji Dungaria Street, Abdool Rehman and other streets adjacent. In these quarters mobs of Mahomedans have on two or three occasions this morning collected in a threatening manner to the alarm and terror of the inhabitants, and these mobs have not been attacked and dispersed by the police, but have

વારંવાર અસેમસે તેવણુની પ્રતીગ્રા કરવાનો વાંક મેલી ગઇ તા૦ ૨૯ મી સપટેમ્બર ૧૮૭૩ ને દીને પોલીસ કોરટ મધેથી સમનસ મોકલ્યા હતા. તે મુકદમો માજીસ્ટ્રેટ મી૦ નાના મોરાજીની હજુરમાં સાત વખત સાંભલવામાં આવ્યો

6. On Saturday, the 14th February, the town continued in a state of feverish excitement, and great apprehensions were entertained with respect to some Mahometan funerals which had been appointed for the next day. On the evening of Saturday, the 14th, Sir Jamsetjee Jeejeebhoy, and four other leading members of the Parsee community, waited on His Excellency the Governor. They represented that their countrymen were panic-stricken, and implored him to call out the troops for their protection, and for the preservation of order. His Excellency declined to comply with their request. At the same time, he exclaimed in forcible language to the deputation the view which he entertained of the duties of a Government in case of public disturbance, and which has been more formally enunciated in their Despatch of May 8th by the Government of Bombay.

7. On the next day, Sunday, the 15th, a large funeral procession of Mussulmans took place, and a still more formidable riot occurred, in which many men were wounded, and five men were killed. The police again exhibited remarkable efficiency in the restoration of order. The learned judge who subsequently tried the rioters was of opinion that the Parsees were in this riot the aggressors. But it should be remembered to the credit of the Parsees that they injured no mosque and destroyed no property of their opponents.

8. After the serious outbreak of Sunday, the 15th, the troops were called out, and no further disturbance worthy of the name occurred. The processions on the occasion of the Mohurrum were prohibited, and a large number of the perpetrators of the outrage of Friday, the 13th February, were tried before the High Court, found guilty, and sentenced to rigorous imprisonment for five years.

9. The Memorial of the Parsees, signed by many gentlemen of high consideration, prays for the institution of an inquiry into the origin of the riots, and the measures taken for their suppression. I am of opinion that such an inquiry would add nothing material to the information we possess, and would serve no useful object. The anxiety of the Parsees to clear the reputation of their community seems to me superfluous. The original indiscretion, however grave, of one of their number, cannot leave any slur upon their well-known loyalty and public spirit. There is not, on the other hand, anything in the conduct of the Commissioner of Police which calls for inquiry. He underrated the danger to which public order was exposed, but when it came, he met it with vigour and capacity.

10. It remains for me to notice the conduct of the Government of Bombay. I concur with your Excellency in thinking that the recourse to a military force ought not to have been delayed so long. But the error of the Government of Bombay in this respect did not arise from negligence, but from the adoption of a mistaken principle. If they are to be judged according to the views of the duty of a Government which they themselves entertain, no exception can be taken to the course which they pursued. In their Despatch of 8th May they say, "We "therefore avow it to be our opinion that Military "force should not be brought into active operation "against rioters unless or until it is known, or has "been shown, that the civil force at the disposal of "the authorities is unable to overcome them, and we "assert, without fear of contradiction, that in no "single instance in these riots was it found that the "Police could not master the rioters as soon as they "acted in a body against them. The active assistance "of a soldier was not once required."

11. His Excellency the Governor of Bombay, in his answer to the Parsee deputation on the 14th February, expressed himself in the same sense. His Excellency, if he has been accurately reported, said, "I cannot call the military into the town until I hear that the Police are quite unable to cope with the rioters and suppress the riot. The members of your community ought to learn the lesson of defending yourselves from the rioters, and not to depend wholly on Government, but form themselves into what they call in England special constables." His Excellency asked more than once, "Are you Parsees quite unable to defend yourselves?"

12. I must express the distinct dissent of Her Majesty's Government from the view thus taken of their duty by the Government of Bombay. In England, military force is only used for the repression of civil disturbances in the last resort. This usage has its origin and its justification in political circumstances peculiar to England. It is wholly inapplicable to India. There is nothing distasteful to India feelings in the employment of troops for the maintenance of order. The nature of India institutions, the excitable character of the people, and the many causes of conflict which are supplied to them by diversities of race and creed, impose upon every Indian Government, a special obligation to repress with an unfaltering hand the first beginnings of disorder. Compared to the primary importance of this duty, the question whether it should be performed by civil or military agency must take a secondary rank. Nothing is gained by witholding military support until the insufficiency of the Police has been ascertained by experiment, but during the time which elapses while the proof is being worked out, extensive loss of life and property may take place, and passions may be excited from which serious calamities may flow. On the other hand, the early display of a sufficient force will tend to save life, by depriving the disorderly of all hope of impunity.

13. Some observations attributed to the Governor of Bombay, in a speech made shortly after these riots, appear to indicate a doubt in his mind whether his legal powers are adequate to enable him to act with promptitude in the suppression of disorder. These doubts, if he entertains them, will be set at rest for the future by the recent extension to the Presidency towns of sections 480 to 488 of the

હતો, અને તે દરમેઆંન વાદી તરફથી તેવણુંની પોતાની, શેઠ મનચેરજી કાવશજી મરઝબાંન, શોરાબજી જમશેદજી જીજીભાઇ, ધનજીભાઇ મેહરવાંનજી જીજીભાઈ, હોરમજજી નવરોજજી સકલાતવાલા, હાનરેબલ મંગળદાસ નથુભાઇ, લખમીદાસ ખીમજી, શોરાબજી શાપુરજી બંગાલી, મથુરાદાસ લવજી, અને ખરશેદજી રૂસ્તમજી કામાજીની શાક્ષીઓ લઇ માજીસ્ટ્રેટે તા० ૨૨ મી જાનેવારી ૧૮૭૪ ને દીને તે અપરાધીઓની છાંડણુ કરનારી શેશનમાં નોંધ્યો હતો, જ્યાં તે આજ દીને હાનરેબલ મી० જસટીસ બેલીની હજુરમાં નીકલ્યો હતો, પણ પ્રતીવાદીએ માફીપતર લખી આપવાથી[1] વાદી તરફથી તેના સાંમે શાક્ષી રજુ નહિં કરવામાં આવી અને નામદાર જડજે તેને છોડી દીધો હતો.[2]

---

Code of Criminal Procedure, of which the provisions are in harmony with the principles I have laid down.

14. An impression appears to have prevailed in the minds of some of the Parsee Community that the Governor of Bombay was animated by a spirit of hostility to them. I am unable to find any trace of such a feeling in his language or his measures. He did not in any respect depart from the careful impartiality which is required by his high position.

15. A copy of this Despatch has been forwarded to the Government of Bombay.

૧ આ માફી પત્ર નીચે મુજબ છે :—

"Sir,—I stand committed to take my trial at the present Sessions on the charge of having defamed your character in a paper called the *Parsee Punch*, of which I am the proprietor and editor. While the proceedings in respect of the above matter were in course of investigation before the Police Court, I instituted cross proceedings against you and the proprietors of the *Rast Goftar* on charges of defamation against me. These latter proceedings have been summarily dismissed by the Senior Magistrate of Police. With respect to the case against me, I now fully acknowledge the libellous nature of the attacks I have directed against you and am aroused to the improper nature of such conduct. As the only reparation now in my power, I tender to you my amplest apologies and most sincere regrets for the libels I published against you, and you may rest assured that they will never be repeated."

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા० ૧૫ મી આપરેલ ૧૮૭૪.

એજ મુજબ પારસી પંચના માલેક તથા અધીપતી શેઠ નસરવાંનજી દોરાબજી આપઆપત્યારે રાસ્ત ગોફતારના માલેકો શેઠો બેહરાંમજી તથા મેહરવાંનજી ફરદુનજી મરઝબાંન અને અધીપતી શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજી ઉપર પોતાની પ્રતીના કરવાનો વાંક મેલી સમનસ લીધા હતા તે મુકદમો વડા માજીસટ્રેટ મી० જાન કાનનની હજુરમાં ત્રણ વખત સાંભલ્યા પછી તા० ૨૯ મી જાનેવારી ૧૮૭૪ ને દીને ઉરાડી નાખ્યો હતો.

તા० ૧૬ મી આપરેલ.

રોજ ૨૮ માહ ૭ (શે०) ૧૨૪૩ યજદેજરદી.

**મરણ**—ફરાંમરોજ મનચેરશાહ બેજનજી મેહરહોમજીના—ઉમર વર્ષ ૮) આટલાં નાહનાં બાળકનાં મરણની નોંધ આખાં પુસ્તકમાં આ જગોએ પેહલવેહલી કર્યામાં આવીછે. આ બાળક "સેતરંજની બાજી ખેલવામાં એટલી તો મનશક્તિ બતાવતું હતું કે કેટલાક સારા રમનારાઓને તેણે માહત કરી હેરત કર્યાં હતા. આ બાળક જોકે કાયાનું નબળું પણ મનશક્તિએ બહું ખીલેલું હતું, અને સેતરંજ ખેલવાની તેની શક્તિ કાંઇ મોજેજા જેવી હતી. અલબતાં તે એક ખુદરતે નવાજેલું 'જીનીઅશ' હતું, અને જો તે જીવતે તો ઘણું કરી શકતે એ દેખીતું હતું."[3]

---

તા० ૧૭ મી આપરેલ.

રોજ ૨૯ માહ ૭ (શે०) ૧૨૪૩ યજદેજરદી.

**મરણ**—એદલજી હોરમજજી થાંણેવાલા—ઉમર વર્ષ ૪૭) પુણાંવાલા શેઠ હોરમજજી મોટાભાઈ થાંણેવાલાના દીકરા. એવણ પુણા મધે પોતાના બાપની "હોરમજજી મોટાભાઇની કુંપની" નો વહીવટ પોતાના ભાઇઓ સાથે ચલાવતા હતા, અને ત્રણ મથકોપર એમની દુકાનો હતી. એ ઉપરાંત લશ્કર ખાતાંને કેટલોક અસબાબ પુરો પાડવાનાં કંત્રાકટો પણ લેતા હતા. ઈ० સ० ૧૮૬૫ માં નામદાર સરકારે એવણને પુણાંની ડાસ્ત્રીક્ટ પારસી માટ્રીમોનીઅલ કોરટના એક ડેલીગેટ નેમ્યા હતા.

---

તા० ૧૮ મી આપરેલ.

રોજ ૩૦ માહ ૭ (શે०) ૧૨૪૩ યજદેજરદી.

**મરણ**—રૂસ્તમજી શોરાબજી ગોરાઇના અથવા ઘડાંવાલા—ઉમર વર્ષ ૭૦) એવણ મુંબઇમાં ઘડા ચિતરવાનો ધંધો કરતા હતા, અને પોતાની સકમાઇના પૈસામાંથી ધોબીતલાવપર એક નાહની દરેમેહર બંધાવી તે તા० ૬ મી સપટેમબર ૧૮૪૩ ને દીને પરઠાવી હતી.[4]

---

૩ રાસ્ત ગોફતાર, તા० ૨૬ મી આપરેલ ૧૮૭૪.

૪ એ દરેમેહરમાં તા० ૧૨ મી આગશટ ૧૮૪૮ ને દીને શેઠ રૂસ્તમજી જીવણજી પીંઢચખાનાંવાલાએ પોતાને ખરચે આતશ આદરાંન પરઠાવ્યા હતા, જેને રોશન (રાખવાને) ખરચ બાઇ આવાંબાઇ તે શેઠ અરદેશર ખરશેદજી વાડીઆની ધણીઆંની આપતાં હતાં. તે પછી બાઇ આવાંબાઇએ એ મકાનની પડોસમાંની જગા વેચાતી લઇ તેપર એક દરેમેહર બંધાવી તેમાં ઉપલાજ આદરાંન તખ્તનશીન કરી તે તા० ૧૬ મી આપરેલ ૧૮૬૨ ને દીને પરઠાવી હતી. ઉપરથી જુની દરેમેહરનું મકાંન બીસમાર થવાથી શેઠ નવરોજજી નસરવાંનજી વાડીઆ, સી. આઇ. ઈ. એ તે નવેસરથી બંધાવી ઉપરની પોતાનાં બપાઇવાલી નવી દરેમેહર સાથે જોડી નાખી એક કરી તે તા० ૨० મી આપરેલ ૧૮૯૯ ને દીને પરઠાવી હતી.

તા૦ ૧૮ મી આપરેલ.

રોજ ૩૦ માહ ૮ (કo) ૧૨૪૩ યજદેજરદી.

**મરણ**—દીનશાહ પીરોજશાહ મીનવાલા—ઉમર વર્ષ ૫૧) કરાંચીવાલા શેઠ પીરોજશાહ મેહરવાનજી મીનવાલાના વડા દીકરા. એવણ કરાંચી મધે કમીશરીએટ તથા બીજાં કંત્રાકટનાં કામોમાં પડેલા હતા. ઇ૦ સ૦ ૧૮૬૩ માં નામદાર સરકારે એવણને કરાંચીના એક મ્યુનીસીપલ કમીશનર, તથા ૧૮૬૫ માં ત્યાંની પારસી ડીસ્ટ્રીકટ માટરીમોનીઅલ કોરટના એક ડેલીગેટ નેમ્યા હતા. એવણનું મરણ કરાંચી મધેજ નીપજ્યું હતું.

---

તા૦ ૨૧ મી આપરેલ.

રોજ ૩ માહ ૮ (શેo) ૧૨૪૩ યજદેજરદી.

**મરણ**—હોરમજજી દોરાબજી ચીનાઇ—ઉમર વર્ષ ૬૪) પુણાંવાલા શેઠ દોરાબજી માણેકજી ચીનાઇના દીકરા. એવણના બાપને ઇ૦ સ૦ ૧૮૧૪—૧૫ ની પુણાંની લડાઇ વખતે ઇંગ્રેજી સોલજરોને પોતાની ગાંઠથી પૈસા ખરચી કેટલીક ખોરાકી વગેરેની મદદ કરી હતી તથા નાણાં ધીરયાં હતાં, તેના બદલામાં રૂ૨૦૦) નું જે પેનશન સરકાર તરફથી મલતું હતું તે ઇ૦ સ૦ ૧૮૪૫ માં તેમનાં મરણ પછીથી એવણને હેયાતી સુધી ચાલુ રહયું હતું. નામદાર સરકાર તરફથી એવણને દખણના ત્રિજા વર્ગના સરદારનું પણ માન મલ્યું હતું. એવણનું મરણ પુણામાં નીપજ્યું હતું.

---

તા૦ ૨૩ મી આપરેલ.

રોજ ૫ માહ ૮ (શેo) ૧૨૪૩ યજદેજરદી.

પુણાંની મરહુમ સર જમશેદજી જીજીભાઇવાળી દરેમેહરના દસ્તુર તેહમુલજી મીનોચેહરજી હોજદારનાં છોકરીના છોકરા એ૦ આદરજી મનચેરજી હોજદાર તથા ભત્રિજાના છોકરા એ૦ જમશેદજી દોરાબજી હોજદારને નાવર કરવાની ક્રિયા આજ દીને નવસારી મધે થઇ હતી. તે પ્રસંગે મલેલી મોટી મીજલસમાં એ દસ્તુરજીનાં ઘરમાં રહી પુણાંની દખણ તથા ઇનજીનીઅરીંગ કાલેજોમાં કેળવણી લેનારા પારસી વિદ્યાર્થીઓએ એક માનપત્ર તથા કશબી શેઆલ અને દસ્તુરજીની એક "ઓઇલ પેનટીંગ" ની તસવીર ચીતરાવી એનાયત કર્યાં હતાં. માનપત્રમાં જણાવ્યું હતું કે—"તમોએ હમોને આસરો આપી પુર દેખરેખ સાથે જાતી બચાંની માફક હમારી પરવરસી કીધીચ, એટલુંજ નહીં, પણ હમારામાંના કેટલાકોની ગરીબી હાલતને લીધે નજર કરી જોગવાઇ પડતે નાણાંની પણ કીમતી મદદ કીધીછે. આવી કીમતી મદદ અને આસરાથી હમારામાંના બે જણાઓએ મુંબઇની યુનીવરસીટી તરફથી "એલ. સી. ઇ." ની અને એક જણે "બી. એ." ની પદવીઓ મેલવીછે, અને બે જણાઓ હજુર તમો સાહેબના તારીફલાયક આસરા હેઠલ કેળવણી લેછે." દસ્તુરજીએ માનપત્રનો જવાબ વાલતાં સર્વે વિદ્યાર્થીઓનો ઉપકાર માન્યો, અને જણાવ્યું કે ઉપલી તેઓએ ભેટ કરેલી તસવીર પુણાંની મરહુમ સર જમશેદજીવાલી દરેમેહરમાં તાંગવામાં આવશે. માનપત્રપર નીચલા ૭ વિદ્યાર્થીઓની સહીઓ હતી:—[1]

શેઠો મનચેરજી હોરમજજી વજીફદાર, જમશેદજી મેહરાંમજી કાંગા, બી. એ., માણેકજી હોરમજજી વજીફદાર, એલ. સી. ઇ., ભીખાજી જામાસપજી દસ્તુર મેહરજી રાંણાના, હોરમજજી આદરજી કાંગા, એલ. સી. ઇ., નવરોજજી માણેકજી ઓરી, શાપુરજી દાદાભાઇ બાંમજી.

---

તા૦ ૨૩ મી આપરેલ.

અમદાવાદ જીલ્લાનાં દસક્રોઇ ગામના મામલતદાર શેઠ એદલજી ડાયાભાઇ કોઠાવાલાને નામદાર સરકારે પંચમાહલના કામચલાઉ ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર નેમ્યા હતા.[2]

---

તા૦ ૨૫ મી આપરેલ.

શેઠ એદલજી જમશેદજી ઓરીએ અતરેની એલફીનસટન નાટક મંડલીને સારૂં "કમર-અલ-જમાન" નામના લખેલા નાટકનું એક ચોપાનું છાપી પ્રગટ કીધું હતું.[3]

---

તા૦ ૧ લી મેએ.

ઉદવાડા મધે ત્રિજા ધોરણ સુધી ઇંગ્રેજી શિખાડવાની એક સ્કુલ શેઠ માણેકજી કાવસજી દમણવાલાની મારફતે પુણાંવાલા શેઠ દોરાબજી પેશતનજી ઘાસવાલાને ખરચે આજ દીનથી ઉઘાડવામાં આવી હતી.[4]

---

તા૦ ૧ લી મેએ.

આજ દીને નામદાર માહરાંણીજીએ સેંટ જેમસીસ પાલેસમાં ભરેલી લેવીમાં સરજયન મેજર રૂસતમજી બેહરાંમજી પારખ હિંદુસ્થાનના શેક્રેટરી ઑફ સ્ટેટની મારફતે હાજર થયા હતા.[5]

---

૧ જામે જમશેદ, તા૦ ૨ જી મેએ ૧૮૭૪.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૩ મી આપરેલ ૧૮૭૪.

૩ "કમર-અલ-જમાન. નાટક ચાર અંકી. એલફિંસ્ટન નાટક મંડળીને સારૂં. બનાવનાર, એદલજી જમશેદજી ઓરી. મુંબઇ, યુનિયન પ્રેસમાં ન્હાનાભાઇ રૂસ્તમજી રાંણીનાએ છાપ્યોછે. સને ૧૮૭૪."

૪ જામે જમશેદ, તા૦ ૩ જી આપરેલ ૧૮૭૪.
એ સ્કુલ નજદીક ત્રણ ચાર વર્ષ ચાલુ રહી હતી, અને તેનો સર્વે ખરચ શેઠ દોરાબજી પેશતનજી ઘાસવાલાએ પોતાની ગીરોથી આપ્યો હતો, પણ પછી તે બરાબર ન ચાલવાથી બંધ કરવી પડી હતી.

૫ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૮ મી મેએ ૧૮૭૪.

તા૦ ૧ લી મેએ.

રોજ ૧૩ માહ ૮ (શે૦) ૧૨૪૩ યજદેજરદી.

બાઇ ધનબાઇજી તે મરહુમ શેઠ જમશેદજી મનચેરજી ચીકા ઘડીઆલીનાં વીધવાએ આજ દીને નવસારીની પાસે આવેલાં તવડી ગામ મધે દાવરના મોહલામાં એક કુવો તથા અબાડો બંધાવી જરથોસ્તીઓને વાપડવા સારૂં ઓપનો મુકયો હતો.[1]

---

તા૦ ૬ ઠી મેએ.

શેઠ ખરશેદજી રૂસતમજી અરદેશર વાડીઆએ ઇંગલાંડ મધે સીવીલ સરવીસની પરીક્ષા પોતાની ૧૮) વર્ષની વયે ફતેહમંદીથી પસાર કીધી હતી. પારસીઓમાં પેહલવેહલી એ પરીક્ષા પસાર કરનાર એવણ હતા.[2]

---

તા૦ ૭ મી મેએ.

સેતારા મધે આએ અઠવાડીઆંમાં ત્યાંનાં પારસીઓનાં દોખમામાં કોઇ ચીબાવલાઓએ દાખલ થાઈ તેમાંથી લાશનાં છુટાં પડેલાં હાડકાં બાહેર ફેંકી નાખ્યાં, તથા શગડીમાંનો ચેરાગ બુજાવી નાખી બે ખાલી ગેહાંનો તથા લાશ ઉંચનારાઓનાં પેહરવાનાં કપડાં વગેરે બાહેર વીખરાતું નાખી ચાલી ગયા હતા. એ બાબે સીટી ફોજદારને પારસીઓએ ખબર આપવાથી તે અમલદારે તપાસ ચલાવી હતી, પણ ગુનેહગારોનો કાંઇ પતો મલ્યો નહિં.[3]

તા૦ ૯ મી મેએ.

રોજ ૨૧ માહ ૮ (શે૦) ૧૨૪૩ યજદેજરદી.

મરણ—હીમજીભાઈ ડોશાભાઇ પાલમકોટવાલા[4]—ઉમર વર્ષ ૪૬) શેઠ શોરાબજી રૂસતમજી ગારાનાવડા દીકરા. એવણ પોતાના બાપના મામાના દીકરા શેઠ ડોશાભાઇ પાલણજી પાલમકોઠાવાલાના[5] પાલક થવાથી તેમનાં નામ સાથે ઓળખાતાં હતા. શેઠ ડોશાભાઇએ એવણને નાધલી ઉમરથીજ મધરાજ ઇલાકામાં આવેલાં પાલમકોઠા મધે પોતાના બાપીકા વ્યાપારમાં નાખ્યા હતા, અને ૧૮૫૧ માં તેમનાં મરણ બાદ સઘળો વહીવટ એવણે ચલાવ્યો હતો. ૧૮૬૩ માં પાલમકોઠાથી વહીવટ બંધ કરી એવણ મુંબઈ આવી ત્યાંના વ્યાપારીઓની આડત ચલાવતા હતા, અને મરણ પણ હીયાંજ પામ્યા હતા.

---

તા૦ ૧૦ મી મેએ.

આ શાલની તા૦ ૧૫ મી મારચનાં રાસ્ત ગોફતારમાં "હીચકારા પુરૂશો, માણસોની વસ્તીમાં તેઓનું કમીનાપણું" એ બાબદ વિષે જે કોઈ સરસમાં સરસ એક નિબંધ લખી મોકલશે તેને એક સખી ગ્રહસ્થ (શેઠ શોરાબજી શાપુરજી બંગાલી) ની તરફથી ૨૫૦) નું ઇનામ આપવાનું જાહેર કીધું હતું. તે મુજબ તેવણપર ૧૪ નિબંધો લખાઈ આવ્યા હતા, તે શેઠો ખરશેદજી રૂસતમજી કામાજી અને કેપ્ટન નવરોજજી કાબરાજી પાસે તપાસાવ્યાથી તેમાંથી "બેરહોમ" એવી નિશાંનવાલો શેઠ શોરાબજી પેશતનજી કાંગાનો લખેલો નિબંધ ઇનામને લાયક નીકલવાથી તેમને ઉપલું ઇનામ આપ્યું હતું.[6]

---

૧ એ કુવા પર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો. રોજ ૧૩ મો "તીર માહ ૮ મો આવાં ઇજદ સને ૧૨૪૩ યજદેઝરદી. "તા૦ ૧ લી મેએ સને ૧૮૭૪ ઇસવીને દીને આએ કુવો "ગામ તવરીના સઘલા જરથોશતીઓને વાપરવા સારૂં મરહુમ "શેઠ જમશેદજી મનચેરજી ઘડીઆલીનાં પુનને સારૂં તેવનનાં "ધણીઆંની બાઇ ધનબાઇજીએ બંધાવીઓછે."

૨ જામે જમશેદ, તા૦ ૨૮ મી મેએ ૧૮૭૪.

૩ ટાઇમસ ઓફ ઇંડીઆ, ૨૩ મી મેએ ૧૮૭૪.

એ બાબે તા૦ ૩૧ મી મેએ ૧૮૭૪ નાં રાસ્ત ગોફતારમાં સેતારેથી એક જરથોસ્તી મિત્રે ખોલાસો લખી મોકલ્યો હતો, જેમાં જણાવ્યું હતું કે:—ઉપલી તારીખને દને તોપખાનાંની એક નાહની ટુકડી જે પુનેથી બેળગાંમ આસરે ૭ તોપો લઇ જતી હતી, તે સાથ ઘોડા હાથીઓ હતા તે ઉપર ઘણાખરા મહમદીઆંનો હતા, તે લોકોએ ગુપચુપ રાતના યા દીશનાં એવું કામ કીધું તે કેહેવાઇ શકાતું નથી. તાંહાં આપણો કોઇ રાંખોશી રેહતો ન હતો કે વીગતવાર ખબર મલે. દુખમાને કશું નુકસાન પોહોચાડીઊં નથી કેમકે તે લોકો પાસ કાંઇ ઓજારો ન હતાં. જો ઓજારો હતે તો દોખમાંનાં તાલાંને તથા દોખમાંની ભીતને ભાંજતે. પથરથી દોખમાંનાં તાલાંને ભાંજવાને ધારીઊં હશે પણ તાલું મજબુત હોવાના સબબથી ભાગી શકીઊં નહી. એવું પણ ધારવામો આવેછે કે તે ભાગરતો (હાથીવાન) દોખમાંનાં દેવાલ આગલ હાથી ઊભો કરી તે ઉપર ચઢીને શગરીની ચેરાગની જોત જે દોખમાંની દેવાલમાં છેડ છે જેમાંથી શગરીની જોત દેખાંમો જાએછે તે છેડ ઉપર પગ મેલીને અંદર ઉતરેલા હશે છે, પણ બરોબર કેહેવાઇ શકાતું નથી. ઉપલી ટુકડીના લોકો ઘણાખરા મહમદીઆંનો તે દને દોખમાંની આસપાસ જમતા માલુમ પડીઆ હતા અને ઉપલી ટુકડી દોખમાંની નજીક માંજ વાસો કરી પડેલી હતી. હાડકાં સઘલાં મલી નાહનાં મોહટાં સુમારે પંદર હતાં."

૪ શેઠ શોરાબજી હીમજીભાઈ પાલમકોટના બાવા.

૫ એ શેઠ ડોશાભાઇના બાવા શેઠ પાલણજી બાવણજી પાલમકોઠા મધે એક મોટા અને ઓખતાજ પારસી વ્યાપારી હતા. તેઓ તા૦ ૨૧ મી ડીસેમબર ૧૮૨૬ ને દીને ત્યાંજ મરણ પામ્યા હતા. (જુવો દફતર ૧ લું સફે ૨૦૧.)

૬ રાસ્ત ગોફતાર, તા૦ ૧૦ મી મેએ ૧૮૭૪.

એ નિબંધ તા૦ ૧૭ મી મેએ ૧૮૭૪ નાં રાસ્ત ગોફતારમાં છાપલોછે.

તા૦ ૧૨ મી મેએ.

પ્રોફેસર એફ. રૂકરટ નામના જરમન વિદ્વાને અસલી ઇરાંનીઓની કવિતા, વ્યાકરણ અને અલંકાર વિષે જરમન ભાષામાં એક પુસ્તક પ્રગટ કીધું હતું.[1]

તા૦ ૧૪ મી મેએ.

શેઠ ખુરશેદજી માણેકજી ખુરશેદજી સરાફ, બી. એ. ને નામદાર સરકારે અહમદનગરની સમાલ કાઝ કોરટના જડજ નેમ્યા હતા.[2]

શેઠ જાંહગીર માણેકજી ખુરશેદજી સરાફની મુંબઇની પારસી મીફ માટરીમોનીઅલ કોરટના કલાર્ક તરીકેની હાઇ કોર્ટના જડજોએ કરેલી નેમણુકને નામદાર સરકારે બાહલી આપી હતી.[2]

તા૦ ૧૭ મી મેએ.

રોજ ૨૯ માહ ૮ (શે૦) ૧૨૪૩ યજદેજરદી.

મરણ—જમશેદજી ધનજીભાઇ શેઠના—ઉમર વર્ષ ૫૪) શેઠ ધનજીભાઇ ફરામજી શેઠનાના વડા દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૪૨ થી પોતાના ભાઇ શેઠ બહમનજી નવરોજજી શેઠનાની સાથે "જમશેદજી બહમનજીની કુંપની" ને નામે વાહણોને બરનો સામાણ, રંગ, તેલ, વગેરે શીપચાંડલરનો ધંધો કરતા હતા.

તા૦ ૨૦ મી મેએ.

રોજ ૨ માહ ૧૦ (ક૦) ૧૨૪૩ યજદેજરદી.

મરણ—જાલભાઇ ખુરશેદજી બાટલીબોઇ—ઉમર વર્ષ ૮૫) શેઠ ખુરશેદજી જમશેદજી બાટલીબોઇના વડા દીકરા. એવણ પ્રથમમાં મરહુમ શેઠ ભીમજી ભીખાજી (પાંડે) ના છોકરાઓની તરફથી ચીન, મોરીસ, મલબાર કોસ્તા વગેરે તરફ જતા હતા. તે પછી મેશરસ દીનશાહ એંડ અરદેશર ફરદુનજીની પેહડી તરફથી લાંબી મુદત સુધી ચીનમાં રહયા હતા, અને ૧૮૬૦ થી મુંબઇ આવી જઇફીને લીધે એકાંત જીંદગી ગુજારવા માંડી હતી.

તા૦ ૨૧ મી મેએ.

શેઠ દારાશાહ ડોશાભાઇને નામદાર સરકારે ખેડાના કામચલાઉ હજુર ડેપુટી કલેકટર નેમ્યા હતા.[3]

શેઠ અરદેશર જમશેદજી દસ્તુર કામદીનનાને નામદાર સરકારે ભરૂચ જીલ્લાના પેહલા વર્ગના માજીસ્ટેટની સત્તા આપી હતી.[3]

તા૦ ૨૨ મી મેએ.

રોજ ૪ માહ ૧૦ (ક૦) ૧૨૪૩ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ જાલભાઇ ખુરશેદજી બાટલીબોઇ નાં ઉઠમણાંમાં તેમના ભાઇ શેઠ જમશેદજી ખુરશેદજી બાટલીબોઇએ રૂ૧૦૦૦) તથા બીજાં શખશોએ રૂ૧૨૫) મલી રૂ૧૧૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૨૩ મી મેએ.

શેઠ નશરવાંનજી હીરજીભાઇ પટેલે "અર્થ વિદ્યા" વિષે કરેલાં ભાષાણનું એક ચોપાનયું છપાવી પ્રગટ કીધું હતું.[5]

તા૦ ૨૪ મી મેએ.

જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડલી તરફથી ઇ૦ સ૦ ૧૮૬૬ ના જાનેવારી માસમાં મુંબઇનાં ગુજરાતી વર્તમાનપત્રોમાં જાહેરખબર છપાવી વંદીદાદનાં આખાં પુસ્તકનો અસલ અવસ્તા ઉપરથી શરેહ તથા નોટ સાથે ગુજરાતીમાં શુદ્ધ તરજુમો અને "કમપારેટીવ ફાઇલોલોજી" ને કાયદે એક ફરહંગ જે કોઇ જરથોસ્તી સઉથી સરસ બનાવી મોકલે તેને શેઠ ખુરશેદજી રૂસતમજી કામાજીએ આપવા માગેલા.રૂ૬૦૦) નું ઇનામ આપવાને જાહેર કીધું હતું. પાછલથી તે રકમમાં રૂ૨૦૦) વધારી ૮૦૦ નું કીધું હતું. તે મુજબ ઇ૦ સ૦ ૧૮૬૯ ના જાનેવારી માસમાં મંડલીપર એકજ તરજુમો [illegible] (બંદે ખોદા) ની નિશાનવાલો એ૦ કાવશજી એદલજી કાંગાનો કરેલો આવ્યો હતો, અને તે ઇનામને લાયક નીકલવાથી તેમને ઉપલું ઇનામ આપ્યું હતું, અને એ તરજુમાનું એક મોટું સોળેજું પુસ્તક રૂ૧૨) ની કીમતે મંડલીને હીસાબે છપાવી પ્રગટ કીધું હતું.[6]

1 "Grammatik, Poetik und Rhetorik der Perser. F. Rückert. Gotha-1874."

2 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૪ મી મેએ ૧૮૭૪.

3 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૧ મી મેએ ૧૮૭૪.

4 જામે જમશેદ, તા૦ ૨૫ મી મેએ ૧૮૭૪.

5 "પોલીટીકલ ઇકાનામી ઇયાને અર્થ વિદ્યાના પેહલા ભાગ, ક્યની ઊપ્તંતીપર કીધેલું ભાષણ. કર્તા, નશરવાંનજી હીરજીભાઇ પટેલ. મુંબઇ: અંગરેજી તથા ગુજરાતી જામ પ્રીંટીંગ પ્રેસ. ૧૮૭૪."

એજ મુજબ બીજા ભાગ, ક્યની વેંહચણીપર કરેલાં ભાષાણનું ચોપાનયું ૧૮૭૫ ના સપટેમબર માસમાં નીચે મુજબ છપાયું હતું:—

"પોલીટિકલ ઇકોનોમી ઇયાને "'અર્થ વિદ્યા" ના બીજા ભાગ, "ક્યની વેંહેંચણી" પર કીધેલું ભાષાણ. કર્તા, નશરવાંનજી હીરજીભાઇ પટેલ. મુંબઇ: વર્તમાન પ્રેસમાં મનચેરજી હોરમસજીએ છાપ્યું છે. સને ૧૮૭૫ ઇસવી."

6 "(ખ. રૂ. કામાનો ઇનામનો રીસાલો) વંદીદાદનો અસલ અવસ્તા ઊપરથી શરેહ તથા નોટ સાથનો તરજુમો તથા વંદીદાદમાં આવેલા અવસ્તાના તમામ બોલોની ફાઇલોલોજીને કાએદે બનાવેલી ફરહંગ. બનાવનાર, કાવશજી એદલજી કાંગા. છપાવી પ્રગટ કરનાર:—જરતોશતી દીનની ખોલ કરનારી મંડળી. મુંબઇ: દફતર આશકારા છાપાખાનાં મધે,

### તા૦ ૨૫ મી મેએ.

શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ "ફરેદુન" ના પોતાના લખેલા નાટકની એક ચોપડી છપાવી પ્રગટ કીધી હતી.[1]

### તા૦ ૨૯ મી મેએ.

મુંબઇનાં મ્યુનીસીપાલ કારપોરેશનના એક અધિકારી ડાકટર ડાલાસની ખાલી પડેલી જગો ઉપર સુલેહના અમલદારોએ શેઠ બેહરામજી નશરવાંનજી સીરવાઇને ચુંટી કાઢયા હતા.[2]

### તા૦ ૫ મી જુન.

શેઠ રતનજી ફરામજી વાછાએ "મુંબઇનો બાહાર" નામનું મુંબઇને લગતી આગલી પાછલી હકીકતોનું એક મોટું પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[3]

### તા૦ ૧૦ મી જુન.

શેઠ નશરવાંનજી મેહરવાંનજી ખાંનસાહેબે અતરેની વિકટોરીયા નાટક મંડલીને સારૂં લખેલા "જાંહાગીરશાહ ઓર ગૌહર" નામના ઉરદુ આપેરાની એક ચોપડી શેઠ કુવરજી શોરાબજી નાજરે છપાવી પ્રગટ કીધી હતી.[4]

### તા૦ ૧૫ મી જુન.

રોજ ૨૮ માહ ૯ (શે૦) ૧૨૪૩ યજદેજરદી.

મરણ—જાંહગીરજી ફરામજી બખશી[5]—ઉમર વર્ષ ૬૭) શેઠ ફરામજી જમશેદજી બખશીના દીકરા. એવણ પ્રથમમાં અતરેની જાણીતી સારજંટ સાઇકસની સ્કુલમાં એક શિક્ષક હતા. તે પછી અતરે ઇસ્ટ ઇંડીઆ કંપનીના વકીલની પેહડીપર રહયા હતા, જયાં કેટલીક કાયદા સંબંધી માહીતગારી મેલવી હતી. તે બાદ ઇ૦ સ૦ ૧૮૨૬ માં પેહલવેહલા ચીન ખાતેની શેઠો દાદાભાઇ અને માણેકજી રૂસતમજી બનાજીની પેહડીપર ગયા હતા, અને ત્યાં વ્યાપારમાં સોહવાસ પડી જવાથી જુદી જુદી વ્યાપારી પેહડીઓના મુનીમ તરીકે ૪૫) વર્ષ સુધી કામ ચલાવ્યું હતું. ચીન મધે લાંબા વસવાટને લીધે સરકાર દરબારમાં તથા વ્યાપારી મંડલોમાં એવણને ઘણું માન હતું. ત્યાંની જરથોસ્તી અંજુમનનાં ધર્મનાં ફંડના એવણ ૧૮૫૪ થી તે ૧૮૭૩ સુધી એક તરસ્ટી હતા. ૧૮૬૪ માં હાંગકાંગના પારસી મિત્રોએ એમના તરફનાં માન દાખલ એઓને એક રૂપાંનું વાજ ધરતા લેખ સાથે ભેટ આપ્યું હતું,[6] તથા એવણની એક તસવીર પડાવી તે ત્યાંનાં અંજુમનનાં મકાનમાં મુકી હતી. છેલ્લા એવણ ૧૮૭૩ ના મેએ માસમાં બીમાર પડી મુંબઇ આવ્યા, અને એક વર્ષમાં અતરેજ મરણ પામ્યા હતા.

### તા૦ ૨૦ મી જુન.

શેઠ ફરામજી બહમનજી માસ્ટરે ગુજરાત તથા કાઠીઆવાડ દેશની વારતાઓનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[7]

---

બેહરામજી ફરદુનજીની કુંપનીએ છાપીછે. સને ૧૨૪૩ યઝ્દજરદી—સને ૧૮૭૪ ઇસવી."

એ તરજુમામાં વંદીદાદમાં અસલમાં આવેલા તંદરોસ્તી જાલવવા બાબેના ફકરાઓની હેઠલ ફુટ નોટમાં હાલની વૈદક વિધાની નજરે તે બાબદો કેવી દીસેછે તે વિષે ડાકટર ખરશેદજી ફરાંમજી બેરીએ પોતાના વિચારો આપ્યાછે.

આએ પુસ્તકની બીજી આવૃતિ ઇ૦ સ૦ ૧૮૮૪ માં એ૦ કાવશજીએ પોતાને હીસાબે છપાવી પ્રગટ કીધી હતી.

૧ "ફરેદુન. નાટક ૪ અંકી. બનાવનાર, કેખુશરો નવરોજજી કાબરાજી. મુંબઇ, દફતર આશકારા છાપખાંનાંમધે બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીછે. સને ૧૮૭૪ ઇસવી"

૨ બોમ્બે ગેઝેટ, તા૦ ૩૦ મી મેએ ૧૮૭૪.

૩ "મુંબઇનો બાહાર, જેમાં આ ટાપુની આગલી તથા પાછલી હાલતનું વરણન, જુદી જુદી ગ્નાતના લોકોએ આવીને કીધેલો વાશો, તેઓ માહેલા કેટલાક પરમારથીઓની જીંદગીનો જાણવા લાએક અહેવાલ, અને તે ઉપરાંત બીજી યાદ રાખવાજોગ બીનાઓ, સમાવીને તેનાં બે પુસ્તકો કરીઆંછે. પુસ્તક ૧ લું. નોંધ લેનાર, રતનજી ફરાંમજી વાછા. 'મુંબઇ મધે યુનિયન પ્રેસમાં દાનાબાઇ રૂસ્તમજી રાણીનાએ છાપેલોછે. સને ૧૮૭૪ ઇસવી."

એનું બીજું પુસ્તક બાહેર પડયું નથી.

૪ "જાંહાગીરશાહ ઓર ગૌહર ઉરદુ આપેરા. વીકટોરીઆ નાટક મંડલીને માટે. બનાવનાર, નસરવાંનજી મેહેરવાંનજી ખાંનસાહેબ. છપાવી પ્રગટ કરનાર, કુવરજી સોરાબજી નાજર. મુંબઇ: કુપર કંપની મેડો સટરીટ, કોટ. દોરાબજી જમશેદજીની કંપની, કાલબાદેવી રોડ. ૧૮૭૪."

૫ એવણના બાપાવા શેઠ જમશેદજી નશરવાંનજી અને તેમના એક ભાઇ શેઠ શોરાબજી નશરવાંનજી કરી સુરતના બખશીની નોકરીમાં રહેલા તેથી બખશીની અટક પડી હતી. તેમના દીકરા શેઠ ફરાંમજી જમશેદજી બખશી આગલા વખતમાં મુંબઇના ગવરનરોનાં ઘરખાતાંના સરસામાન પુરો પાડનાર હતા. નામદાર ગવરનર સર જાન માલકમના વખતમાં તેવણને મેદાંન મધે હાલની ક્રાફરડ મારકીટની ઉતરે કેટલીક જમીન ઇનામમાં મલી હતી.

૬ આ વાજ એમના એક દીકરા શેઠ બેજનજી જહાંગીરજી બખશીના સ્વાધીનમાં છે, અને તે ઉપર નીચે મુજબ લેખ કોતરેલોછે:—

"To

"Jehangheerjee Framjee Buxey Esq.

"From his Parsee friends in Hongkong

"As a token of their respect and esteem towards him.

"January 1864."

૭ "ગુજરાત તથા કાઠીઆવાડ દેશની વારતા. (દેશમાં ફરી લોકની કહેણી ઉપરથીજ ઊતારી લીધેલી.) બીજી ચોપડી. માળા. મુંબઇ: ઇજ્યુ પ્રીંટીંગ છાપખાનાંમાં છાપ્યું. ૧૮૭૪."

તા૦ ૨૪ મી જુન.

આજે શાલની મુંબઇમાં લેવાયલી "ગીલક્રીશ્ટ સ્કાલરશીપ" ની પરીક્ષાનાં લંડનથી આવેલા પરીણામ મુજબ તે એલફીનસ્ટન કાલેજના એક વીદ્યારથી શેઠ માણેકજી નશરવાંનજી દલાલ (ભરૂચવાલા) ને મલી હતી. એ સ્કાલરશીપ મેલવનારને પાંચ વર્ષ સુધી દર શાલ ૧૦૦ પૌંડ તથા ઇંગલાંડ જવા આવવાનો ખરચ મલશે.[1]

તા૦ ૨૫ મી જુન.

અતરેની હાઇ કોરટની આપેલેટ શાઇડના હેડ-કલાર્ક શેઠ ફરામજી શેરાબજી મોદીની એ કોરટના ચીફ જસટીસ તથા બીજા જડજોએ કરેલી કામચલાઉ આસીસ્ટંટ રેજીસ્ત્રાર અને હાઇ કોરટ પ્રેસના શુપરીંટેંડંટ તરીકેની નેમણુકને નામદાર સરકારે બાહલી આપી હતી.[2]

તા૦ ૯ મી જુલાઇ.

શેઠ આદરજી જીવણજીને નામદાર સરકારે પંચ માંહલના ડીસ્ત્રીકટ ડેપુટી કલેકટર નેમ્યા હતા.[3]

તા૦ ૧૫ મી જુલાઇ.

રોજ ૨૮ માહ ૧૦ (શે૦) ૧૨૪૩ યજદેજરદી.

મરણ—નવરોજજી હીરજી ખરાસ[4]—ઉમર વર્ષ ૪૭) કુરગવાલા શેઠ હીરજી માણેકજી ખરાસના દીકરા એવણના બાપ પર કુરગના રાજાની ખતરાજી થવાથી એવણને પારસીઓએ છુપી રીતે કાનાનોરમાં લાવી શેઠ ભીમજી ધનજી ઉમરીગરની દુકાનમાં રાખ્યા હતા, જ્યાં અનુભવ મેલવી એવણ પાછલથી કલીકટ આવી બ્યાપાર ચલાવતા હતા, અને ત્યાં સારી રીતે વખણાઇ ગયા હતા. એવણનું મરણ કલીકટ મધેજ નીપજ્યું હતું.

તા૦ ૧૫ મી જુલાઇ.

નામદાર માહરાંણીના પોસ્ટ માસટર જનરલે પી. એંડ ઓ. કુંપની સાથે વેલાતનો મેલ લાવ લઇજા કરવા માટે કરેલાં બખતમાં મેલની જહદફ ફકત એકજ દીવસ વધારી તે પુરતી ન હોવાથી તે માટે પ્રોટેસ્ટ કરવા તથા ઇંગલાંડની સરકાર ઉપર એક અરજી મોકલવાનો ઠેરાવ કરવા શરી મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઇ તા૦ ૯ મી જુલાઇએ અતરેના શેરીફ મી૦ જારજ ટેલર જોગ ૭૮ ઇંગ્રેજ, ૪ યાહુદી, ૫ હિંદુ, ૪ મુસલમાન અને ૧૧ પારસી (શેરાબજી ફરામજી પટેલ, બેહરામજી જીજીભાઇ, દીનશાહજી માણેકજી પીટીટ, નાનાભાઇ મેહેરજી જીજીભાઇ, મનચેરજી નવરોજજી બનાજી, નશરવાંનજી માણેકજી પીટીટ, મેહેરવાંનજી ફરામજી પાંડે, જાંહગીર હોરમજજી મોદી, જે. એન. વાડીઆ મનસની કુંપની, જાંહગીર ગુશતાદજી, શેરાબજી શાપુરજી બંગાલી) અરજદારોએ મોકલેલાં રીકવીજીશનની રૂહે આજ દીને ટાઉનહાલમાં એક જાહેર સભા હાનરેબલ જે. કે. બાઇઠલનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ મેલ લાવવા લઇ જવાની જહદફ પુરતી વધારવા માટે પાર્લામેંટને એક અરજી કરવાનો ઠેરાવ પસાર કરી તથા તે અરજી બાહલ રાખી સભા બરખાસ્ત થઇ હતી.[5]

તા૦ ૧૯ મી જુલાઇ.

શેઠ મનચેરજી કાવશજી શાપુરજી લંગડાનાએ "સત્ય મીત્ર" નામે દર રવીવારે પ્રગટ થતું એક વર્તમાંનપત્ર પરવરતાવવા માડ્યું હતું. એ પત્રમાં પારસીઓમાં થતા સુધારાની સામે લખાંણો કરવામાં આવતાં હતાં.[6]

તા૦ ૨૨ મી જુલાઇ.

થાંણાની ડીસ્ત્રીકટ કોરટના નાજર શેઠ જમશેદજી રતનજીને તેમની કીમતી સેવાઓના બદલામાં હિંદુસ્તાનની સરકારે "ખાંન સાહેબ" નો એતાબ આપો હતો.[7]

તા૦ ૨૩ મી જુલાઇ.

મુંબઇની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના એક ડેલીગેટ શેઠ મેહેરવાંનજી ફરામજી પાંડેએ ઓહદ્દો છોડવાથી નામદાર સરકારે તેમની જગોએ શેઠ કાવશજી માણેકજી લીમજી બનાજીને નેમ્યા હતા.[8]

તા૦ ૨૭ મી જુલાઇ.

રોજ ૧૦ માહ ૧૨ (ક૦) ૧૨૪૩ ય૦

મરણ—અરદેશર ખરશેદજી દાદીશેઠ—ઉમર વર્ષ ૫૯) શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના વડા દીકરા. એવણ તા૦ ૭ મી નવેમબર ૧૮૩૯ થી પોતાના બાપની "ખરશેદજી અરદેશરની કું૦" માં ભાગયા થઇ તેમના બોહલા વ્યાપાર તથા મેશરસ હીગીનસ એંડ કારડવેલ, જાન સ્કીનર,

1 ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૪ મી જુન ૧૮૭૪.

2 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૫ મી જુન ૧૮૭૪.

3 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૯ મી જુલાઇ ૧૮૭૪.

4 રંગુનવાલા શેઠો હીરજી અને માણેકજી નવરોજજી ખરાસના બાવા.

5 ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૭ મી જુલાઇ ૧૮૭૪.

6 એ પત્ર શેઠ મનચેરજીએ ૧૯ વર્ષ સુધી ચલાવી તેની માલેકી તા૦ ૧ લી જાનેવારી ૧૮૯૩ થી શેઠ મનચેરજી હોરમજજી જગોસને હસ્તક કીધી હતી, જેવણે તે તા૦ ૧ લી જાનેવારી ૧૮૯૮ સુધી ચલાવી બંધ પાડ્યું હતું.

7 બોમ્બે ગેઝેટ, તા૦ ૨૨ મી જુલાઇ ૧૮૭૪.

8 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૩ મી જુલાઇ ૧૮૭૪.

ગરેની કુંપની, પીલ કાસલસની કુંપની, તથા કરેસવેલ રોસન એંડ કુંપનીની દલાલીનાં કામમાં સામેલ થયા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૫૧ માં બાપનાં મરણ બાદ તા૦ ૧૩ મી નવેમબર ૧૮૫૨ ને દીનથી પોતાના ભાઈઓ શેઠ નશરવાંનજી અને હોમજીને સામેલ કરી "ખરશેદજી અરદેશરના છોકરાઓ" ને નામે પેહડી ચાલુ રાખી હતી. ૧૮૬૫ માં તે પેહડીનો વહીવટ બંધ કીધો હતો. ૧૮૭૦ થી પાછી "અરદેશર ખરશેદજી દાદીની કુંપની" ને નામે પેહડી કાઢી બ્યાપાર ચલાવવા માંડયો હતો. આગલા વખતમાં એઓ અતરે એક આગેવાંન બ્યાપારી ગણાતા હતા, તથા ૧૮૪૩ માં મુંબઈની ચેમબર આૅફ કામરસની કમીટીના એક અધિકારી હતા. ૧૮૫૫ માં નામદાર સરકારે એવણને સુલેહના અમલદાર નેમી માન આપ્યું હતું. ૧૮૫૧ થી એવણ મરહુમ દાદીશેઠનાં આતશબેહરાંમ તથા ધર્મખાતાંઓના મુતવલી તથા કદમી ધાહંબાર ફંડના તરસ્ટી થયા હતા. ૧૮૬૪ માં કદમી દસ્તુરને મુસારો આપવાનું ફંડ ઉભું થયું તેના એવણ શરૂઆતથી પ્રમુખ હતા. મુલાં ફીરોજ કેતાબખાનું તથા મુલાંફીરોજ મદરેસા જે દાદીશેઠનાં આતશબેહરાંમની સામેનાં દસ્તુરને રેહવાનાં મકાનમાં હતાં ત્યાંથી તેમને ખાલી કરાવ્યાથી એવણે ઈ૦ સ૦ ૧૮૬૨ માં તે બંને ખાતાંઓનાં ફંડમાં મલી રૂ૫૨૦૦) ની રકમ આપી હતી કે તેનું બ્યાજ બંને ખાતાંના ચાલુ ખરચમાં વપરાય, પણ જો કેતાબખાનાં અથવા મદરેસાને કીજે કોઈ વખતે મકાન બાંધવાનો ઈયા લેવાનો સમો આવે ત્યારે તે મુદલ રકમ પણ વાપરવી. એ ઉપરાંત એઓ ત્રણે ભાઈઓએ મલી પોતાના બાપનાં નામથી ચોપાટી મધે નાચાર ઈરાનીઓને રાખવા માટે એક ધર્મશાલા બંધાવી તે તા૦ ૨૦ મી આગશટ ૧૮૫૩ ને દીને ખોલી મુકી હતી, તથા નવસારી મધેની મરહુમ મોબેદ માનેકચેહર હોમજીવાલી પુરાણી દરેમેહરમાં ઘટતો ફેરફાર કરી તે નવેસરથી પોતાનાં માતાજી મરહુમ બાઈ ભીખાઈજીનાં પુનને માટે બંધાવી તા૦ ૧૦ મી મેએ ૧૮૬૨ ને દીને ખોલી મુકી હતી.

---

તા૦ ૨૯ મી જુલાઈ.

ખીરારના આસીસ્ટંટ કમીશનર દસ્તુર બહમનજી જામાસ્પજી જામાસ્પઆશાનાએ પોતાને એક ગારડથી અપમાંન મલવા સંબંધી જી. આઈ. પી. રેલવે ઉપર ડામીજની ફરીઆદી માંડી હતી, તે રેલવેના સત્તાવાલાઓએ માફ માગવાથી માંડી વાલી હતી.[1]

---

તા૦ ૩૦ મી જુલાઈ.

અનરેનાં સરકારી કમીશરીએટ ખાતાંવાલા શેઠ બેજનજી સોરાબજી ગોરવાલાએ છેલ્લી આબીસીનીઆની ચઢાઈ વખતે કમીશરીએટ ખાતાંમાં બજાવેલી કીમતી નોકરીઓ માટે હિંદુસ્થાંનની નામદાર સરકારે તેમને "ખાંનસાહેબ" નો એતાબ આપ્યો હતો.[2]

---

તા૦ ૧ લી આગશટ.

ચીકલી ગામ મધે એક ધર્મનું દવાખાંનું ઉઘાડવાને શેઠ દીનશાહજી માણેકજી પીટીટે સરકારમાં રૂ૫૦૦૦) ની રકમ આપી હતી તે દવાખાંનાંની ઈમારત બંધાઈ તૈયાર થવાથી તે આજ દીનથી ખોલ્લું મુકયું હતું.[3]

---

૧ જામે જમશેદ, તા૰ ૨૯ મી જુલાઈ ૧૮૭૪.

૨ બોમ્બે ગેઝેટ, તા૦ ૩૦ મી જુલાઈ ૧૮૭૪.

૩ એ દવાખાંનાંને માટે શેઠ દીનશાહજીએ તા૦ ૧૨ મી મારચ ૧૮૭૩ ને દીને સરકારમાં રૂ૫૦૦૦) ની રકમ આપવાની માગણી એવી શરતથી કીધી હતી કે (૧) એ દવાખાંનાંને માટે સરકારે એક ઈમારત બંધાવવી, (૨) તેનો ચાલુ ખરચ સરકારે કરવો તથા દરદીઓને મુફત દવા દારૂ આપવી, (૩) અને દવાખાંનાંને તેમનું નામ આપવું. એ શરતો સરકારે બાહલ રાખી તા૦ ૫ મી આગશટ ૧૮૭૩ ને દીને નીચલો ઠેરાવ બાંહેર પાડયો હતો.

DISPENSARIES

No. 2756.

GENERAL DEPARTMENT,

*Bombay Castle, 5th August 1873.*

Memorandum from the Revenue Commissioner, N. D. No. 1580 dated 9th April 1873.

Forwarding with his recommendation a letter No. 268, dated 2nd Idem from the Collector and President Local Fund Committee Surat, who submits copy of one from Mr. Dinshaw Manockjee Petit offering Rs. 5,000 for a Dispensary Building at Chikli upon condition of Government undertaking themselves to maintain and conduct the Dispensary perpetually and to treat and dispense Medicines to the sufferers free of any charge and that the Dispensary shall be called the Dinshaw Manockjee Petits' Charitable Dispensary; and requests authority to accept the offer with thanks, as the case is parallel to that of Bulsar, sanctioned in Government Resolution No. 704 dated 17th March 1871, substituting the Local Funds for the Municipalty.

Memorandum from the Revenue Commissioner, N. D. No. 3467 dated 17th July 1873.

Forwarding a letter No. 565 dated 15th Idem from the Collector of Surat who states in reply to a reference that Mr. Dinshaw Manockjee Petit although he expresses his sorrow to observe that Government are unable to increase their annual grant to the Dispensary or to sanction any departure from the standard Rules regarding the supply of Medicines, is however willing to contribute his grant of Rs. 5,000 on the terms laid down by Government as per standard Rules regarding Charitable Dispensaries published under date the 11th November 1871, and recommends that the offer be accepted and early orders passed, as

તા૦ ૧ લી આગશટ.

મુંબઇના પ્રખ્યાત ડાકટર ભાઉ દાજી જેઓ તા૦ ૧ લી જુન ૧૮૭૪ ને દીને ગુજરી ગયા હતા તેમની યાદગારી કાએમ રાખવાનો ઠરાવ કરવા માટે મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઈ તા૦ ૨૪ મી જુલાઇએ અતરેના શેરીફ મી૦ જારજ ટેલર જોગ ૧૭ ઇંગ્રેજ, ૨ પોરટુગીજ, ૧૫ હિંદુ, ૪ મુસલમાંન, અને ૯ પારસી (હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; દીનશાહજી માણેકજી પીટીટ, માણેકજી ખરશેદજી જમશેદજી, કાવશજી ખરશેદજી જમશેદજી, ફરાંમજી નશરવાંનજી પટેલ, ડોશાભાઈ ફરાંમજી કરાકા, અરદેશર ફરાંમજી મુસ, ડોશાભાઈ હોરમજજી કામાજી, શેરાબજી શાપુરજી બંગાલી) ગ્રહસ્થોએ મોકલેલાં રીકવીજીશનની રૂહે આજ દીને ટાઉન હાલમાં એક જાહેર સભા હાનરેબલ મી૦ જેમસ ગીબસનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ ચીફ–જસટીસ સર માઇકલ વેસ્ટ્રાપે દરખાસ્ત કીધી અને તેને હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટે ટેકો આપ્યો કે "ડાકટર ભાઉ દાજીનાં કવખતનાં મરણથી આ દેશે એક પ્રખ્યાત વિદ્યાર્થી તથા પ્રાચીન કાળની ભાષાનો અભીઆસી તથા એક કાબેલ તબીબ અને ધર્માતમા શેહરી ખોહયો તે માટે આ સભા પોતાની દલગીરી જાહેર કરેછે, અને આશા રાખેછે કે તેની યાદગારી કાએમ રાખવા માટે એક લાયક મેમોરીઅલ તઇઆર કરવી." એ પછી ઉપલો ઠરાવ અમલમાં લાવવા માટે ૨૦ ઇંગ્રેજ, ૩૦ હિંદુ, ૭ મુસલમાંન, ૩ પોરટુગીજ અને ૨૫ પારસી (હાનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, દીનશાહજી માણેકજી પીટીટ, ફરાંમજી નશરવાંનજી પટેલ, શેરાબજી શાપુરજી બંગાલી, ડોશાભાઈ હોરમજજી કામા, કેકોબાદ કાવશજી પંથકી, મેહરવાંનજી ફરાંમજી પાંડે, નશરવાંનજી માણેકજી પીટીટ, લીમજી જમશેદજી બાટલીબોઇ, અરદેશર એદલજી ચીનાઇ, દારાશાહ રતનજી ચીચગર, હોરમજજી મનચેરજી ચીચગર, ડોશાભાઇ ફરાંમજી કરાકા, હોરમજજી જાંહગીરજી તાલેયારખાં, જમશેદજી નશરવાંનજી તાતા, બેહરાંમજી દાદાભાઇ રેજીસ્ત્રાર, નાનાભાઇ રૂસતમજી રાંણીના, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, નવરોજજી નાનાભાઇ ફરાંમજી, શેરાબજી જમશેદજી જીજીભાઇ, માણેકજી ખરશેદજી જમશેદજી, ખરશેદજી ફરદુનજી પારખ, ખરશેદજી કાવશજી ભાંડુપવાલા, ડાકટર રૂસતમજી કાવશજી બાધુરજી) ગ્રહસ્થોની એક કમીટી તથા ડાકટર એ. કોડરીંગટન, શેઠ વીશવનાથ નારાયણ મંડલીક અને અરદેશર ફરાંમજી મુસને સેક્રેટરીઓ નેમી યાદગારી કેવા આકારમાં રાખવી તે તેમની મુનસફી ઉપર સોંપવાના ઠરાવો કરી સભા બરખાસ્ત થાઇ હતી.[1]

the contribution is urgently required to meet immediate demands for the Work.

Resolution—Mr. Petit's liberal donation may now be accepted with thanks.

(Sd) F. S. CHAPMAN,
Chief Secretary to Government.

એ પછી શેઠ દીનશાહજીએ તા૦ ૨૮ મી આગશટ ૧૮૭૩ ને દીને રૂ૫૦૦૦) ની રકમ સરકારી તીજોરીમાં ભરી હતી, અને દવાખાંનાંનુ બાંધકામ તૈયાર થવાથી તે ઉપર મુજબ બોહલું મુકવામાં આવ્યું હતું. એ દવાખાંનાંના મકાનમાં નીચલી તખ્તી મારેલીછે :—

"THE CHICKLEE
"PETIT CHARITABLE DISPENSARY.
"This Dispensary was founded by Dinshaw Manekji
" Petit, Esq. of Bombay.
"A.D. 1874 Yezedezurd 1243."
" આએ ચીકલી ગામનું ધરમનું દવાખાનું મુંબાઇવાલા
" શેઠ દીનશાહજી માણેકજી પીતીતે સ્થાપીઅું છે.
"ઇશવી શન ૧૮૭૪ અને ૧૨૪૩ ઇઅઝદેઝરદી."

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૪ થી આગશટ ૧૮૭૪.

ડાકટર ભાઉ દાજીની યાદગારીમાં ઊભાં કરેલાં આ ફંડમાં હિંદુસ્થાંનના નામદાર વાઇસરાય લારડ નાર્થબ્રુકે રૂ૩૦૦), મુંબઇના નાંમદાર ગવરનર સર ફીલીપ ઊડહાઊસે રૂ૨૫૦), હેદરાબાદના નામદાર દીવાંન સર સાલારજંગે રૂ૪૨૫) તથા બીજા નામીચા આશામીઓએ મલી રૂ૧૧૪૪૧) ભર્યાં હતા. મુંબઇ મધે ભરાયલા રૂ૮૮૬૫) માં ઇંગ્રેજોના રૂ૧૪૧૫), મુસલમાંનોના રૂ૧૦૪૮), હિંદુઓના રૂ૭૨૯૨), અને પારસીઓના રૂ૭૧૧૦) નીચે મુજબ હતા :—

(રૂ૭૦૦) સર કાવશજી જાંહગીરજી રેડીમની નાઇટ, સી. એસ. આઇ; માણેકજી બહમનજી ગોરા. (રૂ૨૫૦) દીનશાહજી માણેકજી પીટીટ. (રૂ૨૦૦) લીમજી જમશેદજી બાટલીબોઇ. (રૂ૧૫૦) શેરાબજી શાપુરજી બંગાલી, નશરવાંનજી રતનજી તાતા. (રૂ૧૨૫) મેહરવાંનજી ફરાંમજી પાંડેની કુંપની. (રૂ૧૦૦) નશરવાંનજી માણેકજી પીટીટ, દારાશાહ અને રૂસતમજી ધનજીશાહ કપટાંન, પેશતનજી હોરમજજી કામાજી, ડોશાભાઇ હોરમજજી કામાજી, હાનરેબલ ખાંનબાહદુર પદમજી પેશતનજી. (રૂ૫૦) ફરાંમજી એદલજી દાવર, જમશેદજી નશરવાંનજી તાતા, શેરાબજી ફરાંમજી પટેલ, હોરમજજી મનચેરજી ચીચગર, મેહરવાંનજી અને બેહરાંમજી, નવરોજજી ફરદુનજી, શાપુરજી હોરમજજી પાટક. (રૂ૭૦) દારાશાહ અને નાનાભાઇ રતનજી ચીચગર, ડાકટર બરજોરજી અને રૂસતમજી અરદેશર સ્પેનસરના. (રૂ૨૫) નવરોજજી દાજીભાઇ ઊનવાલા, જમશેદજી નવરોજજી ઊનવાલા, એમ. એ; રૂસતમજી મનચેરજી ચીચગર, જાંહગીર મનચેરજી ચીચગર, દોરાબજી પેશતનજી ઘાસવાલા, નશરવાંનજી ચાંદાભાઇ ઇનજનેર, જમશેદજી મેહરવાંનજી આરીઆં, દીનશાહ મેહરવાંનજી આરીઆં, જમશેદજી વનજીભાઇ વાડીઆ, કાવશજી પેશતનજી કામા, ધનજીશાહ હોરમજજી કરાકા (રૂ૪૫૦) રૂ૨૫) ની અંદરની રકમો.

એ પછી ઊપલાં ભરાયલાં નાણાંનો ઉપયોગ કેમ કરવો તે બાબેનો ઠરાવ કરવાને ઊપલી કમીટીની સભા તા૦ ૧૧ મી આગશટ ૧૮૭૬ ને દીને હાનરેબલ મી૦ જેમસ ગીબસનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી, તે વેળાએ ઠરાવ્યું કે ઊપલી

તા૦ ૩ જી આગશટ.

થાણાવાલા શેઠ જમશેદજી રતનજી નાજરને મળેલા "ખાંનસાહેબ" ના ખેતાબની સનદ આજ દીને થાંણા મધે જડજ મી૦ ડોગલેને એક દરબાર ભરી તેમને આનાયત કીધી હતી. એ વેળાએ મી૦ ડોગલેને ખાંનસાહેબ જમશેદજીએ ઇ૦ સ૦ ૧૮૩૮ થી તે આજ સુધી થાણાના જેલર, નાજર, વગેરેની સરકારી નોકરીઓ ઘણી ઇમાનદારીથી કીધી તથા ૧૮૫૭ ના બળવા વખતે થાંણાની જેલમાં ઘણાક રાજદ્રોહી તથા બીજા તોફાંની બંધવાઓ હતા તે વેળાએ બતાવેલી બાહાદુરી વિષે કેટલુંક કહી સંભલાવ્યું હતું.[૨]

---

તા૦ ૧૦ મી આગશટ.

રોજ ૨૪ માહ ૧૧ (શે૦) ૧૨૪૩ યજદેજરદી.

મરણ—હોરમજશાહ જામાસપજી કોબસાર[?]—ઉમર વર્ષ ૪૮) સુરતવાલા શેઠ જામાસપજી કાશાભાઇ કોબસાના બીજા દીકરા. એવણ લાંબી મુદત સુધી નીમચ, મઉ, આજમેર, જેપોર, વગેરે મધ્ય પ્રાંતોનાં શેહેરોમાં પોસ્ટ માસ્ટરના ઓહદા ઉપર હતા અને મરણની થોડુંક આગમજ પેનશન લઇ પોતાનાં જન્મ વતન સુરતમાં આવી સાંજ મરણ પામ્યા હતા.

---

તા૦ ૧૩ મી આગશટ.

ડાકટર ધનજીશાહ નવરોજજી પારખે લંડન મધે ઇંડીઅન મેડીકલ સરવીસની સેવટની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[૩]

---

તા૦ ૧૫ મી આગશટ.

ફ્રાંન્સ મધે આસખર્ગ યુનીવરસીટીનું નામીચું પુસ્તકખાનું ત્યાંની છેલી લડાઇમાં નાશ પામ્યું હતું, તે પુસ્તકખાનાંને નવેસરથી પાછું ઉભું કરવા તથા તેમાં દરેક દેશની કેતાબોની મદદ માગવાને ફ્રાંન્સમાં નેમાવલી મોટી કમીટીએ અતરે હિંદુસ્થાનથી સઘળી જાતની કેતાબો અથવા નાણાં ભેગાં કરી ત્યાં મોકલવાને ૧૩ ઇંગ્રેજ, ૩ હિંદુ, ૩ મુસલમાંન, ૨ પોરટુગીજ, અને ૩ પારસી (શેઠ ખારશેદજી રૂસતમજી કામાજી, ધનજીભાઇ ફરામજી પટેલ અને શેઠ બેરામજી જમશેદજી જીજીભાઇ) ગ્રહસ્થોની એક કમીટી નેમી હતી, તે કમીટીએ અતરેથી ઘણીક કેતાબો ભેગી કરી ફ્રાંન્સ મોકલી આપી હતી.[૪]

---

તા૦ ૧૮ મી આગશટ.

પુણાંવાલા સરદાર ખાંનબાહાદુર પદમજી પેશતનજીને મુંબઇના નામદાર ગવરનરની લેજીસલેટીવ કૌનસીલના એક અધિકારી નેમ્યા હતા.[૫]

---

તા૦ ૧૯ મી આગશટ.

શેઠ એદલજી કાવશજી મસાંનીએ પારસી, હીંદુ અને મુસલમાંન લોકોનાં વસીએતનામાંઓને લગતા કાએદાની એક ચોપડી રચી પ્રગટ કીધી હતી.[૬] એ ચોપડી શેઠ હોરમજજી દાદાભાઇ વકીલરને અર્પણ કરવામાં આવી હતી.

---

તા૦ ૧૯ મી આગશટ.

રોજ ૩ માહ ૧૨ (શે૦) ૧૨૪૩ યજદેજરદી.

મરણ—હોમજી દીનશાહ જીજીના—ઉમર વર્ષ ૩૬) શેઠ દીનશાહ દાદાભાઇ જીજીનાના ત્રિજા દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૬૯ થી અતરેની ઓરીએનટલ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના શેક્રેટરી હતા.

---

તા૦ ૨૦ મી આગશટ.

એ૦ તેહમુરશ દીનશાહ અનકલેસરીઆએ "અર્દાવીરાફ નામે બા માએની" ની શુદ્ધ ચોપડી ગુજરાતી ભાષામાં છપાવી પ્રગટ કીધી હતી.[૭] એ ચોપડી મરહુમ ડાક્ટર વેસ્ટ

તા૦ ૨૪ મી આગષ્ટ.

મુંબઇ શેહેર સિવાય આખા ઇલાકાની મુડદાંઓને ઠેકાણે પાડવાની જગાઓ જેવી કે દોખમાં, કબરસ્તાન અને મસાંનો જો પ્રજાની સુખાકારીને હરકત કરનારાં જણાય તો તે સરકારે તુરત વપડાતાં બંધ કરાવવાં એવો એક કાયદાનો ખરડો આજ ત્રણ વર્ષ થયાં મુંબઇની લેજીસલેટીવ કોનસીલમાં ઇ૦ સ૦ ૧૮૭૦ નાં નંબર ૭ માં વાલાં બીલને નામે આવ્યો હતો. તે ખરડાની સામે દેશાવરો ખાતે વસનારા જુદા જુદા પારસીઓ તરફથી ૧૨), પુણાંની સાર્વજનીક સભા તરફથી ૧) અને સુરત તથા અમદાવાદના મુસલમાનો તરફથી ૧) મલી ૧૫ અરજીઓ કોનસીલ જોગ ગઇ હતી. એ અરજીઓ ઉપર રીપોરટ કરવાને કોનસીલે હાનરેબલો રાજરસ, કરનલ કેનડી, સર જમશેદજી જીજીભાઈ, મંગલદાસ નથુભાઇ અને નારાયણ વાશુદેવની એક સીલેકટ કમીટી ઠરાવી હતી,[1] તે કમીટીના રીપોરટમાં મતફેર પડવાથી એ બીલ ધારા પ્રમાણે કલકતે વાઇસરાયની કોનસીલમાં જતાં ત્યાં રદ કરી તેનાં કારણમાં જણાવ્યું હતું કે હાલમાં ચાલતી રીત પ્રમાણે એવી જગાઓથી લોકની તંદરોસ્તીમાં બગાડો થતો હોય એમ જણાતું નથી, અને તેથી એવો એક કાયદો ઘડીને દેશીઓના ધર્મને લગતી બાબદોની વચ્ચે હાથ ઘાલવાનું વાજબી જણાતું નથી. એવી જગાઓથી જો કોઇ કોઇ ઠેકાણે તંદરોસ્તીની બાબદમાં અડચણ થતી હોય તો તે માટે સુખાકારીની જાળવણીને લગતો કાયદો સેહેલથી લાગુ પડી શકાયછે અને તેથી નવો કાયદો વગર જરૂરનો છે.[2]

તા૦ ૨૫ મી આગષ્ટ.

રોજ ૯ માહ ૧૨ (શે૦) ૧૨૪૩ યજદેજરદી.

**મરણ**—ફરામજી ધનજીભાઇ બાટલીવાલા—ઉમર વર્ષ ૫૦) શેઠ ધનજીભાઇ ફરામજી બાટલીવાલાના વડા દીકરા. એવણ પ્રથમમાં પોતાના ફુવા સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટની પેહડીપર હતા. ને પછી ઇ૦ સ૦ ૧૮૪૯ થી પોતાના ભાઇઓ શેઠો શાપુરજી તથા જીજીભાઇ સાથે "ફરામજી ધનજીભાઇ બાટલીવાલા અને ભાઈઓની કુંપની" ને નામે પેહડી કાઢી વ્યાપાર ચલાવવા માડયો હતો. તે બાદ ૧૮૫૯ થી શેઠ મેહરવાનજી દોરાબજી મેહતા સાથે ચીનમાં "ફરામજી મેહરવાનજી મેહતાની કુંપની" ને નામે પેહડી કાઢી હતી, અને ૧૮૬૨ ના અકટોબર માસમાં તેમાંથી છુટા પડયા હતા.

તા૦ ૨૮ મી આગષ્ટ.

રોજ ૧૨ માહ ૧૨ (શે૦) ૧૨૪૩ યજદેજરદી.

**મરણ**—નવરોજજી મેહરવાનજી ખંબાતા—ઉમર વર્ષ ૪૦) એવણ મઉનાં કમીસરીએટ ખાતાંમાં એક કલાર્ક હતા, અને તે તરફ પારસીઓને લગતાં દરેક કામમાં જાતી મેહનતથી મદદ કરતા હતા. મઉની જરતોસ્તી છોકરાઓની સ્કુલના એવણ ૧૮૬૬ થી તે પોતાનાં મરણ સુધી હાનરરી શેક્રેટરી હતા.

તા૦ ૩ જી સપટેમબર.

પુણાંની પારસી ડીસ્ટ્રીકટ માટરીમોનીઅલ કોરટના ત્રણ ડેલીગેટો શેઠો મેહરવાંનજી દાદાભાઇ પોસ્ટવાલા, એદલજી હોરમજજી ધાંણેવાલા અને ખાંનબાહદુર ખરશેદજી ભીખાજી શહીઆર મરણ પામવાથી તથા દસ્તુર તેહમુલજી મીનોચેહરજી હોજદારે ઓહ્દો છોડવાથી તેમની જગોએ નામદાર સરકારે શેઠો બહમનજી શોરાબજી શેઠના, એદલજી જીવાજી અકલેસરીઆ, નશરવાંનજી ખરશેદજી નગરવાલા, અને મનચેરજી દોરાબજી વકીલને નેમ્યા હતા.[3]

તા૦ ૧૨ મી સપટેમબર.

ભરૂચવાલા દસ્તુર જમશેદજી રૂસતમજી કામદીનજીએ "બાગે પારશા" નામની એક ઇશ્વરને માનવાના મજહબને લગતી એક ચોપડી છાપી પ્રગટ કીધી હતી.[4]

---

૧ એ કમીટીના ત્રણડ દેશી મેમબરોએ બીલની સાંમેની આ અરજીઓમાંના ઘણાખરા વાંધાઓને પાએદાર તથા પુરતા વજનને લાએકના ગણ્યા હતા, તથા તેઓનું મત એવું હતું કે ગુજરી જનારને લગતી ક્રિઆ માર્ગો વિષે દેશી પ્રજામાં એવા જોસ્સાએ જડ ઘાલીછે કે આવું એક બીલ પસાર કરવાનું ડાહપણભરેલું નથી, અને તેથી ઓર લોકોમાં બેદીલી તથા ઊશકેરણી વધશે. એની સાંમે ઇંગ્રેજ મેમબરોએ વાંધા ઊઠાવ્યા હતા અને જણાવ્યું હતું કે દેશી મેમબરોના વાંધા ઘણાખરા નજીવા અને નાપાયદાર છે. દાખલા તરીકે પારસીઓનાં દોખમાંઓના સંબંધમાં બીલમાં ધર્મ સંબંધી ક્રિઆ માર્ગોની કાંઇ હરકત કરી નથી, પણ માતર અગતને સર તે ક્રિઆ માર્ગોની જગા બદલવા, ચોક્કસ દોખમું વપરાતું બંધ કરવા અને બીજું વાપરવા વિષે લખેલુંછે. આ જગાઓ બંધ કરવાની સત્તા કાંઇ કલેક્ટરના હાથમાં નથી, પણ પાછલથી ફેરવીને સરકારના હાથમાં રાખીછે. જો દોખમાંઓ વસ્તીથી દુરજ હોયછે અને સુખાકારીને હરકત કરતાં નથી તો તેમને બંધ કરવાની અગત પડશે નહિં. કોઇ વાર એકાંત જગામાં બાંધેલાં દોખમાં ત્યાં વસ્તી વધી જાય ત્યારેજ બંધ કરવાની કદાચ અગત માલમ પડે. અગર કોઇ દોખમું બંધ કરવાનો હુકમ થાય તો બીજું દોખમું બંધાય ત્યાંસુધીની હરકત અરજીઓમાં બતાવીછે તે વાજબી નથી, કેમકે બીલમાં એવો બંદોબસ્ત કર્યોછે કે મુડદાંઓની કોઇ પણ જગા બંધ કરવા આગમજ બીજી જગા તૈયાર કરવી અને પછી તે હોકમ કાઢવો. પારસી અરજીઓમાં માત્ર બેઆલી વાંધો લીધોછે કે આ બીલથી દોખમાં કાઢી નાખવામાં આવશે. દોખમાં કાઢવા ધાર્યાંજ નથી, પણ માત્ર તે વપડાતાં બંધ કરવાનો બંદોબસ્ત કરેલોછે.

૨ મુંબઇ સમાચાર, તા૦ ૧ લી સપટેમબર ૧૮૭૮.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૩ જી સપટેમબર ૧૮૭૪.

૪ "બાગે પારશા, એટલેકે (પારશી) પરહેજગાર લોકોનો બાગ ઇઆને કદીમથી પારશી લોકો જે ઇબાદતપરસતી કરનારા અથવા નીરંનજંન નીરાકાર ઇશવરને પરાપુરવે ભજનારા

તા૦ ૧૪ મી સપટેમબર.

દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાએ આજ દીને કોટમાં મરહુમ માણેકજી શેઠની વાડીમાં "પજાંદ પરસ્તી" વીશે એક વાએજ કરી સંભળાવી હતી.[1]

---

તા૦ ૧૫ મી સપટેમબર.

ડાકટર ફ્રેડરીક સ્પીગલે આરીઅન અબીઆસ વિશે જરમન ભાષામાં એક ગ્રંથ રચી પ્રગટ કીધો હતો.[2]

---

તા૦ ૧૯ મી સપટેમબર.

રોજ ૨૯ માહ ૧ (કદ૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—નશરવાંનજી કાવશજી વાછાગાંધી—ઉમર વર્ષ ૪૨) શેઠ કાવશજી રૂસતમજી શોરાબજી વાછાગાંધીના દીકરા. એવણ પોતાના બાપના કાકાઓ શેઠો માણેકજી તથા ખરશેદજી શોરાબજી વાછાગાંધી સાથે મુંબઈમાં કમીસરીએટ તથા મ્યુનીસીપાલીટીનાં કંત્રાકટો લેતા હતા. પોતાના વડીલ મરહુમ શેઠ હીરજી વાછા મોદીએ મુંબઈમાં ચોપાતીનાં દોખમાંઓની સાંમે બંધાવેલી ૨૦૦ વર્ષની પુરાતમ નાશલી શગડી એઓ વણુઉએ સાથે મલી બંધાવી ગયે શાલ તા૦ ૭ મી અકટોબરે પરઠાવી હતી.

---

તા૦ ૨૧ મી સપટેમબર.

આજ દીને મરહુમ શેઠ નશરવાંનજી કાવશજી વાછાગાંધીનાં ઉઠમણાંમાં તેમનાં બેહનીઓએ ૨૧૧૨૭) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

---

તા૦ ૨૬ મી સપટેમબર.

રોજ ૬ માહ ૨ (કદ૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—બહમનજી મેહરવાંનજી મેવાવાલા—ઉમર વર્ષ ૯૦) એવણ મુંબઈમાં પકવાનીઆનો ધંધો કરતા હતા, અને પોતાની સકમાઈના પઈસામાંથી ભીંડીબજારના રસ્તા ઉપર એક આદરાંનની દરેમેહર બંધાવી તે તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૫૧ ને દીને પરઠાવી હતી.

---

તા૦ ૩૦ મી સપટેમબર.[1]

રોજ ૧૦ માહ ૨ (કદ૦) ૧૨૪૪ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ જરબાઈ તે મરહુમ શેઠ દાદીભાઈ નસરવાનજી બનાજીનાં વીધવા તથા મરહુમ શેઠ ખરશેદજી કાવશજી બનાજીનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી ૩૫૦૦), દીકરા શેઠ કાવશજી દાદી લીમજીએ ૩૫૦૦), તથા બીજાં સગીઓએ ૩૧૦૦) મલી ૧૧૧૦૦) ધર્મખાતે આપ્યા હતા.[4]

---

તા૦ ૧ લી અકટોબર.

ડાકટર ફેપશર રૂસતમજી વીકાજીને ગ્રાંટ મેડીકલ કાલેજના ગુજરાતી વર્ગમાં રસાએણ શાસ્ત્ર અને મેડીકલ જુરીસપરૂડંનસના શિક્ષક તરીકે નેમ્યા હતા.[5]

---

તા૦ ૮ મી અકટોબર.

શેઠ જમશેદજી અરદેશર દલાલ, એમ. એ. ને નામદાર સરકારે સુરત હાઈ સ્કુલના આકટીંગ હેડ-માસટર નેમ્યા હતા.

શેઠ દોરાબજી એદલજી ગીમી, બી. એ. ને નામદાર સરકારે નડીઆડ હાઈ સ્કુલના આકટીંગ હેડ-માસટર નેમ્યા હતા.

શેઠ પેશતનજી જહાંગીરજી તાલેયારખાંનની વરોડરા ખાતે સેટલમેંટ આફીસર તરીકે નેમણુક થવાથી તેમની જાગાએ નામદાર સરકારે શેઠ આદરજી જીવણજીને ઈનામ વિભાગના એસીસટનટ સેટલમેંટ આફીસર નેમ્યા હતા.[6]

---

તા૦ ૧૦ મી અકટોબર.

પ્રોફેસર હરમન રોટપેલ નામના એક જરમન વિદ્વાને અવસ્તાના મુખ્ય ભાગો વિશે લાટીનમાં એક પુસ્તક પ્રગટ કીધું હતું.[7]

---

પન. તે દાવાની શાબેતીમાં તેઓ જે અશલથી બેતાબ ધારી આવેલા આવેઆછે તે વીશે તથા હાલી તે બેતાબથી તેઓ ૧૦૦૨.તે બેનશીબી ભોગવેછે તે બાબતનો ટુંક બોલાચો. આફ્રી.ર જમશેદજી વજદ મરહુમ રૂસતમજી એબને મગફરત પનાહ દસતુર અસફંદીઆરજી કાંગદીનજી શાહેબ ભરૂચવાલાની તરફથી છપાવા તઈઆર કીધો, તે શ્રી મુમબઈ મધે વરતમાન પરેસમાં પારશી મનચેરજી હોરાંગજી જગોસે છાપેઓ. સને ૧૨૪૩ ઇઅજદજરદી. સને ૧૮૭૪ ઇસવી."

૧ જમે જમશેદ, તા૦ ૧૪ મી સપટેમબર ૧૮૭૪.

એ વાએજના બીજા બે ભાગો એજ જગા ઊપર તા૦ ૧૮ અને ૧૯ મીએ તથા "જરથોસ્તી ધર્મ પાલવાની અગત" વીશેની એક વાએજ તા૦ ૨૯ મી સપટેમબરે દસ્તુરજીએ કરી સંભળાવી હતી. એ બધી વાએજોનું એક ચોપાંનયું ઈ૦ સ૦ ૧૮૭૫ ના આપરેલ માસમાં દસ્તુરજીએ નીચે મુજબ છપાવી પ્રગટ કીધું હતું :—

તા૦ ૧૧ મી અક્ટોબર.

મુંબઈ મધે ખેતવાડી ખાતે એક કસરતશાળા ઉભી કરવાનો ઠરાવ કરવા માટે ત્યાંના રેહવાસીઓની એક સભા આજ દીને સવારનાં તે તરફના શેઠ એદલજી રૂસતમજી સુનાંવાલાના બંગલામાં તેમનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. પ્રથમમાં શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજી તથા ડાકટર ફરાંમજી શાપુરજીએ કસરતના ફાએદા કહી સંભલાવ્યા બાદ ખેતવાડી અને તેની આસપાસના લતા ઉપર બદનની કેળવણીને માટે એક કસરતશાળા "ખેતવાડી કસરતશાળા" નાં નામથી ઉઘાડવાનો ઠરાવ થયો, તથા તે માટે શેઠો એદલજી રૂસતમજી સુનાંવાલા, કમરૂદીન તૈયબજી, દીનશાહ એદલજી લાંમ, ડાકટર ફરાંમજી શાપુરજી, રૂસતમજી મેહરવાંનજી માસટર, કેખશરૂ નવરોજજી કાબરાજી, હોરમજજી ખરશેદજી આશબરનર, માણેકજી બેજનજી કુપર, અરદેશર બહમનજી કાકા, ડાકટર આતમારાંમ પાંડુરંગ, કાશીનાથ તરીમબક તેલંગ, જીજીભાઈ જાંહગીર લાંમ, નશરવાંનજી ચાંદાભાઈ, દીનશાહ શાપુરજી ડાલાંમના, બરજોરજી જમાસપજી લાલા, દાદાભાઈ શોરાબજી મેહતા, એદલજી શાપુરજી આએરન ફાઉંડરીવાલા, પાલણજી મેહરવાંનજી મીસતરી, શાપુરજી હોરમજજી પાટક, અને બેજનજી મનચેરજી ઇજનેરની એક કમીટી નેમી તથા ખરચ સારૂં ઉઘરાંણાંની ટીપ કરી સભા બરખાસ્ત થાઈ હતી.[1]

તા૦ ૧૩ મી અક્ટોબર.

અતરેના કમીસરીએટ ખાતાંવાલા શેઠ ફરદુનજી પેશતનજી વકીઆવાને તેમની કીમતી નોકરીઓ માટે હિંદુસ્થાંનની સરકારે "ખાંનસાહેબ" નો ખેતાબ આપ્યો હતો.[2]

---

તા૦ ૧૪ મી અક્ટોબર.

મુંબઈ શેહર અને મુલાકામાં કાંતવા તથા વણવાના ઉદ્યોગનો વધારો થતો જવાથી મીલના માલેકોના ફાયદાને માટે એક આશોશીએશન સ્થાપવાનો વિચાર કરવાને આજ દીને અતરેની મેશરસ નીકલની કુંપનીની આફીસમાં મી૦ હેમીલટન મેક્ષવેલનાં પ્રમુખપણાં હેઠલ એક સભા મલી હતી,

---

૧ જામે જમશેદ, તા૦ ૧૩ મી અક્ટોબર ૧૮૭૪.

એ ટીપમાં તે દીને રૂ૪૦૦) ભરાયા હતા, જે પછી તેનો ખરચ જાહેર ઉઘરાંણું તથા શિખનારાઓની ફીઇથી ચલાવવામાં આવ્યો હતો. એ કસરતશાળાની કમીટીમાં ઉપલા પેહેલે દીને ઠરવેલા ગ્રહસ્થોમાં અવારનવાર જગા ખાલી પડવાથી શેઠો બેજનજી એદલજી સુનાંવાલા, ત્રીભોવનદાસ મંગલદાસ નથુભાઈ, ફરાંમજી દીનશાહજી પીટીટ, ડાકટર અરદેશર દાદાભાઈ મોદી, ડાકટર કાવશજી એદલજી દાદાચાંનજી, હોરમજજી દોરાબજી ભરૂચા, જીજીભાઈ ફરાંમજી પીટીટ, જમશેદજી ખરશેદજી કામાજી, ખાંનબાહાદુર બહમનજી બેહરાંમજી પટેલ, અને મનચેરજી ફરાંમજી પટેલ, બી. એ. ને નેમ્યા હતા. પ્રમુખ તરીકે પ્રથમથી તે ૧૮૮૦ સુધી શેઠ એદલજી રૂસતમજી સુનાંવાલા, ૧૮૮૦ થી ૧૮૯૧ સુધી શેઠ બેજનજી એદલજી સુનાંવાલા, ૧૮૯૨ થી ૧૮૯૫ સુધી શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટ, અને ૧૮૯૫ થી શેઠ જીજીભાઈ ફરાંમજી પીટીટ. શેક્રેટરી તરીકે પ્રથમથી તે ૧૮૮૦ સુધી શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજી, ૧૮૮૦ થી ૧૯૦૧ સુધી શેઠ રૂસતમજી મેહરવાંનજી માસટર, અને ૧૯૦૧ થી ડાકટર કાવશજી એદલજી દાદાચાંનજી. ખજાંનચી તરીકે પ્રથમથી તે ૧૮૯૪ સુધી શેઠ દીનશાહજી એદલજી લાંમ, અને તે પછીથી ખજાંનચીનું કામ પણ શેક્રેટરીને સોંપવામાં આવ્યું હતું. કસરતશાળાના હોનરરી ડોકરી તરીકે ૧૯૦૨ સુધી ડાકટર ફરાંમજી શાપુરજી અને તે પછી ડાકટર અરદેશર દાદાભાઈ મોદી.

પ્રથમમાં એ કસરતશાળા ખેતવાડી શેઠ એદલજી રૂસતમજી સુનાંવાલાના બંગલાના કુશાદે કંપાઉંડમાં તા૦ ૨ જી ડીસેમબર ૧૮૭૪ ને દીને એક મોટા મેલાવડાની હજુરમાં શેઠ મંગલદાસ નથુભાઈ, સી. એસ. આઇ. એ ખોહ્લી મુકી હતી. ત્યાં તે ૧૮૯૧ ના સપટેમબર માસ સુધી વગર ભાડે રાખવામાં આવી હતી. એ બાદ ઈ૦ સ૦ ૧૮૮૮ ના મારચ માસમાં શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટનું દલગીરીભર્યું મરણ નીપજવાથી કમીટીએ કરેલી અરજ ઉપરથી તેમના પીતા શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે રૂ૪૦૦૦) ની રકમ ફંડમાં આપી, અને સરત પ્રમાણે એ ખાતાંને "જમશેદજી નશરવાંનજી પીટીટ કસરતશાળા" નું નામ આપવામાં આવ્યું હતું, તે બાદ ઈ૦ સ૦ ૧૮૯૧ માં ખેતવાડી મેન રોડ ઉપર જમીનના ખાલી ટુકડા વેચવાના હતા તે મધેથી ૧૦૦ ફુટ લાંબો અને ૭૫ ફુટ પોહલો એક ટુકડો શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે કસરતશાળાના ઉપયોગને માટે વેચાતો લઇ અપાવવાને કબુલ કીધું હતું, પણ તેટલામાં તેવણનું મરણ નીપજવાથી તેમનાં વીધવા બાઇ દીનબાઇએ એ ટુકડો રૂ૬૮૩૬) ની કીમતે ખરીદ કરી અપાવ્યો, તથા તે ઉપર કસરતશાળાનું મકાંન બાંધવાને મદદ કરવાને ડાએરેકટર ઑફ પબલીક ઇનસ્પેકશનને અરજ કરવામાં આવી. ડાએરેકટર ઑફ પબલીક ઇનસ્પેકશને કસરતશાળાની ઉપલી જમીન, શેઠ નશરવાંનજીવાલી ઉપલી રૂ૪૦૦૦) ની રકમ, કસરતશાળાનાં ઓજારો તથા બીજું ફંડ મલી એ ખાતાંના અવેજનો અડસતો કરી તેપર કેળવણીખાતાંના કાયદા મુજબ રૂ૭૮૪૪—૪ ની ગ્રાંટ-ઇન-એડ આપી, જેમાંથી મકાંન બાંધવામાં આવ્યું. એ પછી કસરતશાળાનો કંપાઉંડ વધારે મોટો રાખવાને બાઇ દીનબાઇએ પડોસની બીજી ૪૧૮) વાર જગા રૂ૪૨૧૬) ની કીમતે વેચાતી લઈ ભેટ કીધી હતી. તથા કોઈ વાર ઉપલું મકાંન લંબાવી મોટું કરવું પડે તે, ખરચવાને રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ ભેટ આપ્યું હતું। એ રીતે બાઇ દીનબાઇએ રૂ૧૧૦૫૨) ની જમીન તથા રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ ભેટ આપ્યાં હતાં. એ ઉપરાંત સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે ૧૮૯૫ માં રૂ૧૦૦૦) નું મ્યુનીસીપાલ બોંડ ભેટ આપ્યું હતું.

એ પછી નવી કસરતશાલા તા૦ ૧૧ મી મારચ ૧૮૯૪ ને દીને સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટને હાથે ખોહ્લી મુકાવવામાં આવી હતી. હાલ એ ખાતાંની પુંજી રૂ૭૫૦૦) ની છે, જેનાં વ્યાજ તથા શિખનારાઓની ફીઇ મધેથી તેનો ખરચ ચલાવવામાં આવેછે.

૨ જામે જમશેદ, તા૦ ૧૫ મી અક્ટોબર ૧૮૭૪.

જ્યાં "મીલ ઓનરસ આસોશીએશન" ને નામે એક મંડળી સ્થાપવા તથા તેના કાએદા કાનુનો વગેરે ઘડવાને ૩ ઇંગ્રેજ, ૩ હિંદુ, ૧ મુસલમાન અને ૩ પારસી (શેઠ દીનશાહજી માણેકજી પીટીટ, મેહેરવાનજી ફરામજી પાંડે, મનચેરજી નવરોજજી બનાજી) સદસ્યોની કમીટી ઠેરવી સભા બરખાસ્ત થઇ હતી.[1]

તા० ૧૪ મી અકટોબર.

શેઠ કાવસજી મેહેરવાનજી સરાફ કે જેવણ હાલમાં યુરોપ તથા અમેરીકાની મુસાફરીએ ગયા હતા તેવણે અમેરીકાનાં ન્યુયોરક, ફીલાડેલફીઆ, વગેરે શેહેરોમાં પારસી પોશાગ પેહેરી પારસીઓ વિષે કેટલાંક ભાષણો કીધાં હતાં. આ ભાષણોની ટીકીટો લોકોને વેચાતી આપી હતી, જેથી એઓને કેટલોક નફો પણ થયો હતો.[2]

તા० ૧૫ મી અકટોબર.

ખાનદેશના હજુર ડેપ્યુટી કલેકટર શેઠ માણેકજી કાવસજી એંટીને નામદાર સરકારે સુરતના ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર નેમ્યા હતા.[3]

તા० ૧૬ મી અકટોબર.

શેઠ નશરવાનજી નવરોજજી પારખે "ખરી મોહબત, યાને ફલકસુર અને મસીમ" નામનો એક નાટક ગુજરાતીમાં રચી પ્રગટ કીધો હતો.[4]

તા० ૧૮ મી અકટોબર.

જરતોસ્તી જ્ઞાન વર્ધક સભા નામની જવાન વિદ્યાર્થીઓની એક મંડળી તરફથી આગમજથી આપેલી જાહેર ખબર મુજબ સરસ વકતાઓ પાસે "સેલ્ફ હેલ્પ" નામની ઇંગ્રેજી કેતાબમાંના ચોકસ નેમેલા સફાઓમાંથી એક પછી એક બાબત આપી તેનું પા કલાક સુધી વિવેચન કરાવી સઉથી સરસ બોલનારને એક સોનાનાં ઘડીઆળનું ઇનામ આપવા માટે આજ દીને ફરામજી કાવસજી ઇનસ્ટીટયુટમાં એક જાહેર સભા બોલાવી હતી. સરનશીનની ખુરસી શેઠ દાદાભાઇ ફરામજી કરાકાને આપી હતી. એ હરીફાઇમાં ચાર પારસી જવાનો નીકલ્યા હતા, જેઓ મધેથી એલફીનસ્ટન કાલેજના એક વિદ્યાર્થી શેઠ જીજીભાઇ એદલજી મોતીએ "જાન બ્રાઇટ" ઉપર સઉથી સરસ ભાષણ વધારે જોસ અને છટા સાથે કરવાથી સરનશીને તેમને એક સરસ બોલનાર તરીકે ઉપલું સોનાનાં ઘડીઆળનું ઇનામ આપ્યું હતું.[5]

તા० ૨૮ મી અકટોબર.

રોજ ૨૮ માહ ૨ (ક०) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—ડાડાભાઇ હોરમસજી કામાજી—ઉમર વર્ષ ૫૬) શેઠ હોરમસજી મનચેરજી કામાજીના નિજ ધીકરા. એવણે ઇ० સ० ૧૮૩૮ માં પોતાના ભાઇઓ શેઠ રૂસ્તમજી, પેશતનજી અને રતનજીની સાથે મળી "હોરમસજી મનચેરજી કામાજીના છોકરાઓ" નાં નામથી અત્રે પેહેડી સ્થાપી હતી, અને ૧૮૪૨ માં "રતનજી હોરમસજી કામાની કુંપની" ને નામે ચીનમાં તેની એક શાખા ઉઘાડી હતી. ૧૮૪૯ માં એવણ તે પેહડી ચલાવવા ચીન ગયા હતા, અને ૫ વર્ષ સુધી ત્યાંની જરથોસ્તી અંજુમનનાં ફંડના એક ટ્રસ્ટી હતા. ૧૮૫૧ માં ચીનથી અત્રે પાછા ફર્યા, અને અત્રેજ રહી ઇંગલાંડ તથા ચીનનો વ્યાપાર ચલાવ્યા કીધો હતો. અત્રેનાં પારસીઓને લગતાં કેટલાંક ધર્મખાતાંઓના એવણ ટ્રસ્ટી હતા. ઇ० સ० ૧૮૭૧ માં જ્યારે ઉપલી "હોરમસજી મનચેરજી કામાજીના છોકરાઓ" ની પેહડી બંધ કીધી ત્યારે એવણ, એવણના ભાઇ શેઠ પેશતનજી અને

૧ બોમ્બે ગેઝેટ, તા० ૧૫ મી અકટોબર ૧૮૭૪.

એ કમીટીએ કાએદા કાનુનો વગેરે બાંધી આસોશીએશન ઉભી કીધી, અને તેમાં મુંબઇમાંની ઘણીખરી ખરી મીલો જોડાઇ. આસોશીએશને કારખાનાંઓને લગતા તથા કાપડ સુતરની જકાતને લગતા જેબી ધારા તથા જપતાઓ સામે હતા તેની સામે અરજીઓ કીધી, તથા આ દેશનાં કારખાનાંઓનો માલ દુર દેશોમાં ખપે તેને લગતી ગોઠવણો કરવા, મેંલી તેઓના વખતમાં કારખાનાંઓ મધેથી ઓછા વખતો માલ કાઢવા, મજુરોના દર પગાર કરવા વગેરેના ઘણાક સવાલોપર ધીઆન આપ્યું હતું. આસોશીએશનના પ્રમુખ તરીકે ૧૮૭૯ થી તે ૧૮૯૪ સુધી મુંબઇના મુખ્ય મીલ માલેક શેઠ દીનશાહજી માણેકજી પીટીટ હતા. તે પેહલાં તેઓ ૧૮૭૪ થી તે ૧૮૭૯ સુધી નાયબ પ્રમુખ હતા. નાયબ પ્રમુખ તરીકે ૧૮૯૩ થી તે ૧૮૯૫ સુધી શેઠ ફરામજી દીનશાહજી પીટીટ, ૧૮૯૫ થી તે ૧૮૯૯ સુધી [illegible] નવરોજજી નશરવાનજી વાડીઆ, સી. આઇ. ઇ; અને ૧૮૯૯ થી તે હાલ સુધી ઓનરેબલ બમનજી દીનશાહજી પીટીટ છે. આસોશીએશનની કમીટીમાં ઉપલા પેહલે દીને ઠેરવેલા સદસ્યો ઉપરાંત પારસીઓમાં અવાર નવાર શેઠ નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, નશરવાનજી માણેકજી પીટીટ, નવરોજજી નશરવાનજી વાડીઆ, ફરામજી દીનશાહજી પીટીટ, ખરશેદજી રૂસ્તમજી કામાજી, જાહાંગીરજી હોરમસજી મોદી, કેખશરૂ મનચેરજી હીરામાણેક, દીનશાહ એદલજી વાછા, બમનજી દીનશાહજી પીટીટ, જીજીભાઇ ફરામજી પીટીટ, રૂસ્તમજી ખરશેદજી સરાફ, જમશેદજી અરદેશર વાડીઆ, સર જાંહગીર કાવસજી જાંહગીરજી રેડીમની, ખરશેદજી નવરોજજી નશરવાનજી વાડીઆ, અને રૂસ્તમજી જમશેદજી તાતા. વી. વી. દાખેલ થયા દીસાઇ.

૪ "ખરી મોહબત, યાને ફલકસુર અને મસીમ. રૂ અંકી ગાયનિક નાટક. પારસી એલફીનસ્ટન ડ્રામેટીક કલબને સારૂં. બનાવનાર, નશરવાનજી નવરોજજી પારખ. મુંબઇ: સાર્વ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી કાવસજી પેસતનજીએ પ્રગટ કીધું. ૧૮૭૪."

ભત્રિજા શેઠ ખારશેદજી રૂસતમજી કામાજીએ મલી રૂ૧૨૫૦૦૦) ની રકમ જુદી કાઢી તેનું તા૦ ૨૩ મી જાનેવારી ૧૮૭૨ ને દીને તરસ્ટડીડ કરી "મરહુમ શેઠ હોરમજજી મનચેરજી કામાનું ધર્મખાતું" સ્થાપી તેમાં એવો બંદોબસ્ત કીધો હતો કે એ રકમનાં વ્યાજમાંથી એઓના પોતાના કુટુંબીઓ, એશીઓ, તથા બીજા કોઈ જરથોસ્તીઓ લાચારીમાં આવી ગયા હોય તેમને બની શકતો આસરો આપવો, તથા કોઇબી ધર્મનાં અને પરોપકારી કામોમાં તથા જરથોસ્તી ધર્મને લગતી બેહતરીનાં કામોમાં મદદ કરવી. એવણ "સારાં કામોને પઇસાથી ટેકો આપનાર હતા, એટલુંજ નહી, પણ પોતે દાખલાથી પેહેલ કરનારા હતા."[૨]

### તા૦ ૨૧ મી અકટોબર.

લંડન મધે મીસ ઇ. એ. માર્નીંગે સ્થાપેલી નેશનલ ઇંડીઅન આસોશીએશનની શાખા તરફથી આજ દીને તે તરફ શેઠ નવરોજજી ફરદુનજીની મોલાકાતને માટે એક મોટો મેલાવડો કરવામાં આવ્યો હતો, જ્યાં શેઠ નવરોજજીએ પારસીઓની વફાદારી તથા તેમના ઇંગ્રેજ સરકાર સાથના સંબંધ વિષે એક ભાષણ કર્યું હતું, તથા મીસ માર્નીંગને તેણીની વીલાયત જતા દેશીઓ તરફની દીલસોજીને માટે એક માનપત્ર તથા મુંબઇનાં સુંદર કોતરકામના બે દાગીના ભેટ આપ્યા હતા. એ પછી પંજાબવાળા પ્રખ્યાત ડાકટર લીટનરે એક સુભાખીત ભાષણ કરી ઘણી ખુશાલી બતાવી કે શેઠ નવરોજજીએ ઇસ્ટ ઇંડીઆ ફીનાનસ કમીટી આગલ હિંદુસ્થાનનાં ઇંગ્રેજી રાજ્યની ખામીઓ છુટથી દેખાડવા પછે, એજ પ્રમાણે એ રાજ્યની ખુબીઓ પણ તેવણ કબુલ રાખેછે.[૨]

### તા૦ ૨૨ મી અકટોબર.

શેઠ હોરમજજી દાદાભાઇ પલીડરને નામદાર સરકારે મુંબઇની સમાલકાઝ કોરટના કામચલાઉ ચોથા જડજ નેમ્યા હતા.[૩]

### તા૦ ૨૪ મી અકટોબર.

અતરેની પોલીસનો સીનીયર માજીસ્ટ્રેટ મી૦ જાન કાનન કે જે આગલ ઘણાં વર્ષો સુધી મુંબઇ ગેઝેટનો માલેક તથા અધીપતી હતો, અને તે ઓહદાપર મુંબઇની પ્રજાની ઘણી સેવા બજાવી હતી તે ગયા જુન માસમાં વેલાતથી અતરે પાછો ફરતાં અલેકજાંડરીઆ ખાતે ગુજરી જવાથી તેની યાદગારી રાખવા સારૂં તેના મિત્રો અને ચાહનારાઓએ ઉભાં કરેલાં ફંડની કમીટીની એક સભા આજ દીને "બોમ્બે ગેઝેટ" પત્રની આફીસમાં શેઠ નાનાભાઇ બેહરામજી જીજીભાઇનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. જે વેળાએ એ ફંડ મધે ભરાયલા રૂ૯૩૬૭)[૪] મધેથી રૂ૫૦૦) ની એક રકમ અલેકજાંડરીઆ ખાતે મરનાર મી૦ કાનનની કબર ઉપર યાદગારીનો સ્થંભ ઉભો કરવા માટે ખરચી બાકીની રકમ અતરેની સ્કાટીશ એડયુકેશન શોસાઇટીને તેમની શાળાને "જાન કાનન હાઇ સ્કુલ" નું નામ આપી સપુરદ કરવાને ઠેરવ્યું હતું.[૫]

### તા૦ ૨૫ મી અકટોબર.

બાઈ ખરશેદબાઇ પેશતનજી ડાકટરે લારડ ચેસ્ટરફીલડની નશીહતોનો ગુજરાતીમાં તરજુમો કરી તેનું એક પુસ્તક પગટ કીધું હતું.[૬]

### તા૦ ૨૭ મી અકટોબર.

રોજ ૭ માહ ૨ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

આજ દીને શેઠ રૂસતમજી કાવશજી દુબાશે પોતાના દીકરા શેઠ હોરમજજીના દીકરા મનચેરશાહની નવજોતની

---

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૨૫ મી અકટોબર ૧૮૭૪.

એવણના મિત્રોએ એમની યાદગારી રાખવા માટે શેઠો શોરાબજી શાપુરજી બંગાલી અને બાલભાઇ દોરાબજી ઊમરીગરની મારફતે પોતપોતામાં રૂ૧૭૭૫) નું એક ફંડ એકઠું કરી તે મધેથી રૂ૧૨૦૦) ની સરકારી નોટ લઇ તે તા૦ ૧૦ મી આપરેલ ૧૮૭૫ ને દીને સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટમાં એક ચંચલ વિદ્યાર્થીને એવણનાં નામથી દર માસે રૂ૪) ની સ્કાલરશીપ આપવા માટે તે ખાતાંપર સોંકલી હતી.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૨૨ મી નવેમબર ૧૮૭૪.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૨ મી અકટોબર ૧૮૭૪.

શેઠ હોરમજજી તા૦ ૨ જી નવેમબર ૧૮૭૪ ને દીને પોતાના આ નવા ઓહદાપર બીરાજ્યા તે વેળાએ વકીલ મંડલ તરફથી એક જુના વકીલ શેઠ નશરવાંનજી નવરોજજી વકીલે તેમને મુબારકબાદી આપી ભલી દોઆઓ ઇછી હતી. શેઠ હોરમજજીએ તેનો ટુકમાં જવાબ આપતાં જણાવ્યું કે મારેથી બનશે તેમ હું મેહનત કરશ, અને તમોએ મને જે ભલી ઇછાઓ દેખાડીછે તે હું ચાહુંછું કે ખરી પડે.

૪ એ રૂ૯૩૬૭) માં રૂ૧૭૪૦) નીચે મુજબ પારસીઓના હતા, અને બાકીની રકમ ઇંગ્રેજોની હતી :—

(રૂ૧૦૦૦) સર કાવશજી જહંગીર રેડીમની નાઇટ, સી. એસ. આઇ; (રૂ૧૫૦) દીનશાહજી માણેકજી પીટીટ, (રૂ૧૦૦) સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, શોરાબજી શાપુરજી બંગાલી, ડોશાભાઇ ફરાંમજી કરાકા, બેહરાંમજી જીજીભાઇ, (રૂ૫૦) નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ, (રૂ૨૫) માણેકજી ખરશેદજી જમશેદજી, કાવશજી ખરશેદજી જમશેદજી, મનચેરજી નવરોજજી બનાજી, (રૂ૨૦) એદલજી રૂસતમજી રીપોરટર, (રૂ૧૫) પીરોજશાહ મેહરવાંનજી મેહતા, (રૂ૧૦) ગાંધીભાઇ બંગીરજી મોદી, જમશેદજી ખરશેદજી કામા, પેશતનજી કાવશજી સોલીશીટર.

૫ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૬ મી અકટોબર ૧૮૭૪.

૬ "લાર્ડ ચેસટરફીલડની નસીહતો. ઇંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં કરનાર, ખરશેદબાઇ પેશતનજી ડાકટર. મુંબઇ, ફરતર આશકારા છાપાખાંનાં મધે બેહરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીછે. સને ૧૮૭૪ ઇસવી."

ખુશાલીમાં પોતાનાં મરહુમ ધણીઆંની બાઈ ડોશીબાઇનાં પુલને માટે રૂ૫૦૦) ધર્મખાતે આપ્યા હતા.[1]

---

તા૦ ૨૮ મી અકટોબર.

ડાકટર કેખશરૂ રૂસતમજી વીકાજીએ "પાણી તથા હવા, એઓનો તંદુરસ્તી સાથે સંબંધ" એવે નામની એક ચોપડી છપાવી પ્રગટ કીધી હતી.[2]

---

તા૦ ૨૯ મી અકટોબર.

શેઠ નવરોજજી દોરાબજી ખંડાલેવાલા, બી. એ; એલ. એલ. બી. ને નામદાર સરકારે થાણા જીલ્લાનાં મોર. બાદ ગામના કામચલાઉ સબારડીનેટ જડજ નેમ્યા હતા.[3]

---

તા૦ ૧ લી નવેમબર.

નીચલા પારસી ગ્રહસ્થોને આએ વર્ષમાં તેમનાં નામની આગલ લખેલાં જુદા જુદાં મથકોની મ્યુનીસીપાલીટી તથા તાલુકા લોકલ ફંડ કમીટીઓના મેમબરો તરીકે નામદાર સરકારે નેમ્યા હતા:—

**મ્યુનીસીપાલીટી.**

થાણા——શેઠ કુવરજી કાવશજી થબાવાલા.
શેઠ દાદાભાઈ હોરમજજી પંથકી.
કલીઆંણ——ડાકટર પેશતનજી બહમનજી ધનજીમેહતાના.
ખાંનસાહેબ ખરશેદજી રૂસતમજી થાણેવાલા.
દસ્તુર દોરાબજી રૂસતમજી સંજાણા.
ભીવંડી——શેઠ ફરામજી હોરમજજી.
ઉરન——શેઠ રૂસતમજી પેશતનજી ઉમરીગર.
પુણાં——દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાના
શેઠ દોરાબજી પદમજી પેશતનજી.
અહમદનગર——શેઠ નશરવાંનજી ખરશેદજી નગરવાલા.
શોલાપુર——શેઠ દોરાબજી ભીમજીભાઇ.
નાશક——શેઠ બેહરાંમજી જાંહગીરજી રાજકોટવાલા.
વલસાડ——ડાકટર નશરવાંનજી ધનજીભાઇ.
શેઠ શાપુરજી દાદાભાઇ.
શેઠ શાપુરજી ગોરાભાઈ.
સુરત——ખાંનબાહદુર બરજોરજી મેહરવાંનજી ફરેજર.
ડાકટર માણેકજી બથુખાંજી.
ડાકટર ડોશાભાઇ પેશતનજી.
શેઠ કેખશરૂ હોરમજજી આલપાઇવાલા.
શેઠ રતનશાહ પેશતનજી વકીલ.
રાંડેલ——શેઠ દીનશાહ મેહરવાંનજી રૂઉવાલા.
ડાકટર ભીમજીભાઇ જીવણજી રાંડેલીઆ.
માંડવી——શેઠ હોરમજજી ખરશેદજી.
ભરૂચ——શેઠ રૂસતમજી પાલણજી બેંકવાલા.
શેઠ એદલજી મનચેરજી કંત્રાકટર.
શેઠ બેહરાંમશાહ દાદાભાઇ મુનસફના.
શેઠ ધનજીશાહ મેહરવાંનજી ડાકટર.
જંબુસર——શેઠ રૂસતમજી નાનાભાઇ જંબુસરીઆ.
અમદાવાદ——ડાકટર રતનજી હોરમજજી
શેઠ નવરોજજી પેશતનજી વકીલ.
ખેડા——શેઠ બેહરાંમજી જીવણજી.

**તાલુકા લોકલ ફંડ કમીટી.**

શોલાપુર——શેઠ જીવણજી કાવશજી.

---

તા૦ ૧ લી નવેમબર.

અતરેનાં સરકારી જાહેર બાંધકામ ખાતાંનાઆસીસ્ટંટ એકઝીકયુટીવ એનજીનીઅર શેઠ મનચેરજી કાવશજી મરજબાંનને ઇંગલાંડની સીવીલ એનજીનીઅરોની ઇનસ્ટીટયુટના એક આશોશીએટ (એ. એમ. આઇ. સી. ઇ.) ચુટી કાઢયા હતા.[4]

---

તા૦ ૩ જી નવેમબર.

મુંબઈની પારસી પંચાતનાં ફંડના તા૦ ૨ જી નવેમબર ૧૮૭૨ થી તે તા૦ ૨૧ મી અકટોબર ૧૮૭૩ સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપાખાંનાંમાંથી તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે છેલા હીસાબની બાકીના રૂ૬૦૪૦૧૬॥।૧૩॥ ઉપરાંત આએ આખાં વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે રૂ૬૭૬૬૫।૩ ની આવક થાઇ હતી, અને ખરચ રૂ૮૯૧૪૮।૨૦ [એ મધે ચોપાટીનાં દોખમાંઓની પડોસમાંની જગા ઉપર જુદદીનોએ અનઘટતી રીતે ધસારો કીધો તેના પોલીસ તથા હાઇ કોરટમાં ચાલેલા ફોજદારી મુકદમાનો ખરચ રૂ૩૨૪૧૫।૩ થયો] થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખેરીએ તરસ્ટીઓના હસ્તકમાં પંચાતના હીસાબને લગતા રૂ૫૮૨૫૩૪)૨॥ તથા જુદાં જુદાં પડાવેલાં ખાતાંઓના[5] રૂ૬૯૭૩૦૭)ના મલી કુલે રૂ૧૨૭૯૮૪।૧૪ બાકી હતા.

---

૧ જામે જમશેદ, તા૦ ૨૮ મી અકટોબર ૧૮૭૪.

૨ "પાણી તથા હવા, એઓનો તંદુરસ્તી સાથે સંબંધ; વેહારનાં તલાવનાં પાણીની ખુબી તથા મુંબઇની ગીચ વસ્તીનાં ઘરોમાં તાજી હવા દાખલ કરવાની જરૂરીઆત. રચનાર, કેખુશરો રૂસતમજી વીકાજી. મુંબઇ મધે એજયુકેશન સોસાઇટીનાં છાપખાનામાં છાપ્યું. ૧૮૭૪."

એ ચોપડીની ૧૦૦ નકલો મુંબઇ તથા સુરતની મ્યુનીસીપાલીટીઓને માટે સરકારે ખરીદ કીધી હતી.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૯ મી અકટોબર ૧૮૭૪.

૪ ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૫ મી જાનેવારી ૧૮૭૫.

૫ પંચાતનાં દફતરમાં આગલાં વર્ષોનાં ૩૪) ખાતાં ઉપરાંત આએ વર્ષમાં એક નવું ખાતું ઉમેરાયુંછે. તે એ કે શેઠ દીનશાહજી માણેકજી પીટીટે પોતાના બાવા મરહુમ શેઠ

તા૦ ૪ થી નવેમબર.

રોજ ૧૫ માહ ૨ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

**મરણ**—હોરમજજી માણેકજી શીંગારા—ઉમર વર્ષ ૭૦) એવણ દારૂનો ધંધો કરતા હતા, તથા ભીડીબજારના લત્તા ઉપર એક આગેવાંન જરથોસ્તી તરીકે પારસીઓને લગતાં દરેક કામમાં મદદ કરતા હતા. ઈ૦ સ૦ ૧૮૫૧ નાં મુસલમાંનોનાં હુલડ વખતે એવણે તે તરફના પારસીઓને ઘણી હીમત તથા મદદ આપી હતી. ૧૮૭૦ માં તે તરફ કાંદાવાલા મોહલા રીડીંગ રૂમ એંડ લાઈબ્રેરી ઉઘાડવામાં પણ એવણે આગેવાંની લઇ કેટલીક મદદ આપી હતી.

---

માણેકજી નશરવાંનજી પીટીટનાં પુનને સારૂં ચોપાતીના દોખમાંઓના ડુંગર ઉપર શગડી બાંધી આપી તે ઠેકાંણે ચેરાગ તથા આતશ રોશન રાખવા તથા શગડીની મરામત કરવાના ખરચ સારૂં તા૦ ૧૮ મી અકટોબર ૧૮૭૩ ને દીને રૂ૫૦૦૦) ની સરકારી નોટ આપી તેનું વ્યાજ તે ખરચોમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો.

એ ઊપરાંત શેઠ એદલજી નશરવાંનજી શેઠનાએ તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૭૩ ને દીને પોતાનાં બેહન મરહુમ બાઇ બીકીબાઇ તે આ૦ શેરાબજી નવરોજી વાછાનાં વીધવા તથા આ૦ નશરવાંનજી નવરોજી શેઠનાનાં બેટીની પુંજીમાંથી રૂ૨૦૦૦) ની સરકારી નોટ આપી તેમાંની રૂ૧૦૦૦) નીનું વ્યાજ કુલે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોહચાડવાનાં ફંડમાં તથા રૂ૧૦૦૦) નીનું વ્યાજ મુકતાદને તાંકણે દેશાવરો ખાતે ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. વળી ચીનવાલા શેઠ મનચેરજી પેશતનજી શેઠનાએ તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૭૩ ને દીને પોતાના બાવા મરહુમ શેઠ પેશતનજી શેરાબજી શેઠનાનાં પુનને મારે રૂ૧૦૦૦) ની સરકારી નોટ આપી તેનું વ્યાજ કુલે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. એજ મુજબ બાઇ બીખાઇજી તે મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇનાં વીધવાએ તા૦ ૧૬ મી અકટોબર ૧૮૭૩ ને દીને પોતાના ખાવંદ મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇનાં પુનને સારૂં રૂ૩૦૦૦) ની સરકારી નોટ આપી તેમાંની રૂ૨૦૦૦) નીનું વ્યાજ મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટની યાદગારી સારૂં ઊભી કરેલી જરથોસ્તી મદરેસાનાં ફંડમાં, રૂ૫૦૦) નીનું વ્યાજ મુકતાદને તાંકણે દેશાવરો ખાતે ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં ફંડમાં, તથા રૂ૫૦૦) નીનું વ્યાજ આંધલા પાંગલાં તથા નાચાર જરથોસ્તીઓનાં ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો.

વળી ચોપાતીનાં દોખમાંઓની પડોસમાં શેઠ જમશેદજી નશરવાંનજી દાદીશેઠની રાઅેગુન હીલને નામે ઓળખાતી બાપીકી મીલકતમાંથી આસરે ૭૪૦૦) વાર જમીન જે દોખમાંઓની છેક નજદીકમાં આવેલી હતી તે જમીનનો કટકો તેવણે તા૦ ૨૧ મી જુલાઇ ૧૮૭૩ ને દીને પોતાના બાવા મરહુમ શેઠ નશરવાંનજી ખરશેદજી દાદીશેઠનાં પુનને સારૂં પંચાતના ટરસ્ટીઓને ભેટ આપ્યો હતો, અને એવો બંદોબસ્ત કીધો હતો કે તે જગાપર કોઇબી વખતે કસો અમલો બાંધવો નહી, પણ તેપર ખેતીવાડી તથા ઝાડપાનની પેદાયશ કરીને પંચાતનાં ફંડમાં વાપડવી. એજ મુજબ મુંબઇનાં બાહેરકોટ ખાતે મરહુમ શેઠ કાવશજી રૂસતમજી પટેલે અસલમાં બંધાવેલું નશાખાનું જે પુરાંણું થવાથી ફરીથી તેમના નબીરા શેઠ દાદાભાઇ રૂસતમજી પટેલે ઈ૦ સ૦ ૧૮૪૯ માં બંધાવ્યું હતું અને જે અસલથીજ પારસી પંચાતનાં ફંડના ટરસ્ટીઓના હસતકમાં ધર્મખાતે આપેલું હતું, પણ તેની મરામત તથા ચલાઇ, વગેરેનો ખરચ અંજુમનનાં ફંડમાં ઊગારો કરવા થકી મરહુમ શેઠ દાદાભાઇ પટેલ કરતા હતા, તે નશાખાનું તા૦ ૩૦ મી અકટોબર ૧૮૭૩ ને દીને એ શેઠના એકઝીક્યુટરો શેઠો બેહરામજી હોરમજજી પટેલ અને બરજોરજી દોરાબજી પટેલે એક કાએદાસરનું લખત કરી પંચાતના ટરસ્ટીઓના સ્વાધીનમાં આપી તેની ઘટતી મરામત તથા ચલાઇ વગેરેનો ખરચ પંચાતનાં ફંડમાંથી કરવાનો બંદોબસ્ત કીધો હતો.

તા૦ ૫ મી નવેમબર.

સુરતવાલા શેઠ શેરાબશાહ બેહરાંમજી ડાકટરે ફારસી ભાષાનાં વ્યાકરણની એક ચોપડી ઇંગ્રેજીમાં રચી પ્રગટ કીધી હતી.[1]

---

તા૦ ૧૦ મી નવેમબર.

શેઠ પેશતનજી રતનજી કોહલાએ લંડન મધે "હિંદી સવાલોનો ફડચો—ખીલવ્યા વગરની હિંદની દોલત, અને દોલત ઉત્પન કરી શકે એવાં કામો. દુકાલો પડતા અટકાવવા અને હિંદુસ્થાનનો સંગીન વધારો કરવાના ઉપાયો" એ બાબદ ઉપર ઇંગ્રેજીમાં એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[2]

---

તા૦ ૧૨ મી નવેમબર.

શેઠ માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીનાએ "દાતરડું" નામનું ચાલુ બનાવો ઉપર રમુજી ટાહુકા, ટીકા તથા નાહની મોટી સંસારી વાર્ત્તાઓ, કવિતા અને ગાયન સાથનું દર અઠવાડીઆંના બ્રેસ્પતવારે નીકલતું એક વર્ત્તમાંનપત્ર પરવરતાવવા માડયું હતું.[3]

---

[1] "A new Grammar of the Persian Tongue. For the use of Schools and Colleges. By, Sorabshaw Byramji Doctor. Part I Accidence. Surat: printed at the Irish Presbyterian Mission Press. 1874."

[2] "The Indian Problem solved. Undeveloped wealth in India and state reproductive works. The ways to prevent famines, and advance the material progress of India. London: Virtue, Spalding, and Co. 1874."

[3] એ પત્ર પંદર વર્ષ દરમાને ઈ૦ સ૦ ૧૮૮૯ સુધી ચાલુ રહયું હતું, અને તેના અધીપતી તરીકે શેઠ માણેકજી પોતેજ હતા, પણ તેમાં ઘણીક બાબદોનાં લખાંણો, વાર્તા, કવિતા વગેરે શેઠ ખરશેદજી બહમનજી ફરાંમરોજ તથા અખારનવાર શેઠો નાનાભાઇ નશરવાંનજી માસટર, એદલજી જમશેદજી ખોરી, વગેરે કરતા હતા.

### તા૦ ૧૨ મી નવેમબર.

શેઠ એદલજી ડોશાભાઇ કોકાવાલાને નામદાર સરકારે પંચમાહલના કામચલાઉ ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેકટર નેમ્યા હતા.[1]

### તા૦ ૧૩ મી નવેમબર.

આજ દીને મુંબઇનાં મ્યુનીસીપલ કારપોરેશનની સભામાં મ્યુનીસીપાલીટીનો ઇ૦ સ૦ ૧૮૭૫ નાં શાલનો હીસાબ તપાસવા માટે શેઠો અરદેશર ફરામજી સુસ અને ગોવીંદ બાલકરશ્નાગુને આડીટરો નેમ્યા હતા.[2]

### તા૦ ૧૭ મી નવેમબર.

રોજ ૨૮ માહ ૨ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

આજ દીને મુંબઇ મધે ધોબીતલાવ મરીન લાઇનસનાં સ્ટેશનની સામે શેઠ જમશેદજી દાદાભાઇ આમરીઆએ એક દરેમેહર બંધાવી પરહાવી હતી.[3]

### તા૦ ૧૯ મી નવેમબર.

આએ વર્ષની દેશી માજીસ્ટ્રેટની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતા:—

શેઠો મનચેરજી દાદાભાઇ દાદીશેઠ, શેરાબજી આદરજી બાબીટવાલા, ફરામજી જહાંગીરજી ચીનાઇ, બેજનજી આદરજી કલેકટર.[4]

### તા૦ ૨૨ મી નવેમબર.

દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાનાએ ગયા ફરવરદેગાંનના દીવસો ઉપર મુંબઇમાં કરેલી "વાઅજો"નું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[5] એ પુસ્તકમાં ફરોહરો, ફરવરદેગાંન, બંદગી, ગાથા, નોરોજ આમ, રપીથ્વીન તથા નોરોજ ખાસે એ બાબદોપર કરેલી વાઅજો હતી.

### તા૦ ૨૬ મી નવેમબર.

મુંબઇની પારસી ચીફ-માટરીમોનીઅલ કોરટના બે ડેલીગેટો દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાના અને શેઠ મનચેરજી ફરામજી કામાજીએ પોતાના ઓહદા છોડવાથી તેમની જગોએ નામદાર સરકારે શેઠો નવરોજજી માણેકજી વાડીઆ અને હીરજીભાઇ મેહરવાંનજી વાડીઆને નેમ્યા હતા.

શેઠ ધનજીશાહ હોરમજજી કરાકાને નામદાર સરકારે કાઠીઆવાડ એજનસીના બીજા ડેપ્યુટી આસીસ્ટંટ પોલીટીકલ એજંટ નેમ્યા હતા.[6]

### તા૦ ૨૮ મી નવેમબર.

રોજ ૯ માહ ૪ (ક૦) ૧૨૪૪ ય૦

ઇરાંન મધે યઝદમાં ત્યાંના એક જાણીતાં તથા સોદાગરી કુટુંબના ૩૫ વર્ષની વયના જવાન નબીરા શેઠ રસીદ મેહરબાંન ઇરાંની જેવણ ત્યાંના અમલદારો, હાકમો, તથા શાહ નાસરૂદીન સુધી ઘણો વગ વસીલો ધરાવતા હતા, તથા જેવણે ઇરાંનના છેલા દુકાલ વખતે ત્યાંના જરથોસ્તીઓને ઘણીક કીમતીમદદ આપી હતી, તેવણ આજ દીને યઝદનાં બજારમાંથી ચાલી જતા હતા તેવામાં કોઇ ચંડાલે બંદુકની ગોળીથી મારી નાખી તેમનું ખુન કીધું હતું. આ વાતની ખબર ઇરાનના શાહ તથા વજીરને થવાથી તેઓએ તેની તેહકીકાત જુઇ કરી ગુનેહગારોને સજા કરવાનો હુકમ આપ્યો હતો.[7]

### તા૦ ૧ લી ડીસેમબર.

દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ સર જમશેદજી જીજીભાઈ ત્રાંનસલેશન ફંડના આસરા તલે પેહલવી દીનકર્દ કેતાબ તેહની અસલ એબારત તથા ગુજરાતી અને ઇંગ્રેજી તરજુમા તથા શરેહ સાથે છપાવી પ્રગટ કીધી હતી.[8]

---

1 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૨ મી નવેમબર ૧૮૭૪.

2 ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૧૬ મી નવેમબર ૧૮૭૪.

3 જામે જમશેદ, તા૦ ૧૭ મી નવેમબર ૧૮૭૪.

4 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૯ મી નવેમબર ૧૮૭૪.

5 "વાઅજો. દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાના.કે ગયા ફરવરદેગાંનના દીવસો ઉપર કીધેલી. મુંબઇ સમાચાર છાપાખાનામાં છાપીછે. સને ૧૨૪૩ યજદજરદી, સને ૧૮૭૪ ઇસવી."

6 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૬ મી નવેમબર ૧૮૭૪.

7 આ ખુન કરનાર પકડાયો, પણ તે કોઇ બીજાઓનો હથીઆર હોવાથી તેને કોઇ શેહર તરફ દેશનીકાલ કીધો હતો.

8 "દીનકર્દ કેતાબ, તેહની અસલ પેહલવી એબારત ઉચ્ચાર, ગુજરાતી તથા ઇંગ્રેજી તરજુમો, શરેહ, અને અસલ જોગ પેહલવી શબ્દોની ફરહંગ સાથે. બનાવનાર, દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા. દફતર પેહલું. દફતર આદકારા છાપાખાનું. ૧૨૪૩ યજદજરદી. ૧૮૭૪ ઇસવી."

એનાં નવ દફતરો અત્યાર સુધીમાં છપાઇ બાહેર પડયાંછે. પેહલાં, બીજાં, ત્રિજાં, અને ચોથાં દફતરોનાં ઇંગ્રેજી તરજુમો શેઠ રતનશાહ એરચશાહ કોહીઆર, બી. એ; એલ. એલ. બી. એ; પાંચમાં અને છઠાં દફતરોના તરજુમા દસ્તુર પેશોતનજીના દીકરા એ૦ દારાબજી પેશોતનજી સંજાણા, બી. એ. એ, સાતમાં દફતરનો શેઠ રૂસતમજી પેશોતનજી બી. એ. એ, સાતમાં દફતરનો શેઠ રૂસતમજી પેસતનજી કરકરીઆ, બી. એ. એ, આઠમાં દફતરનો શેઠ ફરામજી કાવશજી બનાજી, એમ. એ. એ, તથા નવમાં દફતરના ઇ.ડાક ભાગનો શેઠ ફરામજી બનાજીએ અને તેઓ ૧૮૯૯ માં ગુજરવાથી બાકીનો શેઠ મેહરજીભાઇ નશરવાંનજી કુકા, એમ. એ. એ કીધોછે. દસ્તુર પેશોતનજી ઇ૦ સ૦ ૧૮૯૮ માં આઠ દફતરો છપાવ્યા પછી બેહરાતનશીન થવાથી એ કામ તેમના દીકરા શમસુલ ઓલમા દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણા, બી. એ, એ ચાલુ રાખ્યુંછે.

### તા૦ ૪ થી ડીસેમબર.

રોજ ૧૫ માહ ૩ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—દસ્તુર જમશેદજી રૂસ્તમજી કામદીનજી—ઉમર વર્ષ ૫૯). ભરૂચવાલા દસ્તુર રૂસ્તમજી અસ્પંદીઆરજી કામદીનજીના વડા દીકરા. એવણ ભરૂચનાં કસ્ટમ, પોસ્ટ, રેવીન્યુ તથા પોલીસખાતાંમાં, અને છેલ્લાં ત્યાંના કલેક્ટરની આફીસમાં હેડ-ક્લાર્ક હતા. લાંબી મુદ્દત સુધી એ સઘળાં ખાતાંઓમાં સરકારી નોકરી કરી પછી ૧૮૬૫ થી પેનશન લેવું કીધું હતું. એવણે મરણની થોડાક દીવસ આગમજ "બાગે પારશા" નામની એક ઈશ્વરને માનવાના મજહબને લગતી એક ચોપડી છપાવી પ્રગટ કીધી હતી.

---

### તા૦ ૧૦ મી ડીસેમબર.

શેઠ મનચેરજી હોશંગજી જાગોશે મુંબઈમાં અસલથી નીકલતી આવેલી તમામ દેશી નાટક મંડળીઓમાં ગવાયલાં ગુજરાતી ગાયનોના સંગ્રહનું "નાટક ગાયન સંગ્રહ" નામનું ૫૧૯ સફાનું એક મોટું પુસ્તક પ્રગટ કીધું હતું.[૧]

---

### તા૦ ૧૩ મી ડીસેમબર.

રોજ ૨૪ માહ ૩ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—એદલજી ખરશેદજી બાઇસ[૨]—ઉમર વર્ષ ૪૮) શેઠ ખરશેદજી રૂસ્તમજી બાઇસ (મુગા) ના દીકરા. એવણ પોતાના બાપની બ્યાપારની આડત લઇ ઘણાં વર્ષો સુધી બેલગાંમમાં રહ્યા હતા, અને તે તરફ લોકોનો ઘણો ચાહ મેલવ્યો હતો. એવણનું મરણ પણ બેલગાંમમાંજ નીપજ્યું હતું.

---

### તા૦ ૧૫ મી ડીસેમબર.

શેઠ કાવશજી દીનશાહજી કેઆસે ગુલેસ્તાંન કેતાબના પેહલા ભાગનો તરજુમો ગુજરાતીમાં કરી તેની એક ચોપડી બાહેર પાડી હતી.[૩]

### તા૦ ૧૮ મી ડીસેમબર.

રોજ ૨૯ માહ ૩ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ વીરબાઇજી તે મરહુમ શેઠ જમશેદજી કુવરજી જશાંવાલાનાં વીધવાનાં ઉકમણાંમાં તેમના દીકરાઓ શેઠો કાવશજી, ધનજીભાઈ, અને રતનજી જમશેદજી જશાંવાલાએ ૨૧૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૪]

---

### તા૦ ૧૯ મી ડીસેમબર.

મુંબઇ મધે મુગાં જાનવરો ઉપર ઉપજતું ઘાતકીપણું અટકાવવા તથા તેમની હાલત સુધારવાના ઉપાયો લેવા સારૂં એક મંડલી સ્થાપવાનો વિચાર કરવાને આજ દીને અતરેના આગેવાંન ઇંગ્રેજ તથા દેશી ગ્રહસ્થોની એક જાહેર સભા ટાઉન હાલમાં હાનરેબલ જસટીસ ગ્રીનેહનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ એવી એક મંડલી સ્થાપી તેનાં કામકાજ બાબેની સર્વે ગોઠવણો તથા ફંડ એકઠું કરવાને ૧૧ ઇંગ્રેજ, ૩ હિંદુ અને ૩ પારસી (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; શેઠો કેખશરૂ નવરોજજી કાબરાજી અને ખુરશેદજી નોશરવાંનજી કામાજી) ગ્રહસ્થોની એક પ્રોવીજનલ કમીટી નેમી હતી.[૫] એ મંડલીનું નામ "શોશાઇટી ફોર ધી પ્રીવેનશન

---

૧ "નાટક ગાયન સંગ્રહ. મુંબઇમાં અસલથી નીકલતી આવેલી તમામ દેશી નાટક મંડલીઓમાં ગવાયલાં ગુજરાતી ગાયનોનો સંગ્રહ. (શરૂઆતથી તે સને ૧૮૭૧ ની નાટક મોસમની આખરી સુધી ગવાયલાં.) પ્રસીદ્ધ કરનાર, મનચેરજી હોસંગજી. મુંબઇ મધે વર્તમાન છાપાખાનાંમાં મ. હો. જાગોસે છાપેલું. સને ૧૮૭૪ અંગરેજી."

૨ શેઠો પેશતનજી, મેહરવાંનજી અને જમશેદજી એદલજી બાઈસના બાવા.

૩ "The Gulistan of Shaik Sadi. Translated into Gujarati with copious explanatory notes &c. By, Kawasji Dinshaw Kiash. Part I Bombay: printed by Muncherjee Hosungjee Jagoos at the Vartman Press. 1871."

એના બીજા ભાગો બાહેર પડ્યા નથી.

૪ જામે જમશેદ, તા૦ ૨૩ મી ડીસેમબર ૧૮૭૪.

૫ ટાઇમસ ઑફ ઈંડીઆ, ૨૧ મી ડીસેમબર ૧૮૭૪.

એ કમીટીએ કેટલાક કાયદા કાનુનો બાંધી મંડલીનું કામકાજ ચાલુ કર્યું હતું. કમીટીના પ્રમુખ તરીકે પ્રથમથી તે ૧૮૯૫ સુધી હાનરેબલ મી૦ જસ્ટીસ એલ. એચ. બેલી, ૧૮૯૬ સુધી હાનરેબલ મી૦ જસટીસ જાન જારડીન, ૧૮૯૬ થી તે ૧૮૯૯ સુધી હાનરેબલ મી૦ જસટીસ ફુલટન, ૧૮૯૯ થી તે ૧૯૦૦ સુધી સર જારજ કૉટન, અને ૧૯૦૧ થી ડાકટર જાન પોલન. મંડલીના શેક્રેટરીઓ તરીકે પ્રથમથી તે ૧૮૭૫ સુધી મી૦ ડબલ્યુ. લીવારનર અને હાનરેબલ રાવસાહેબ વીશવનાથ નારાયણ મંડલીક, તે પછી ૧૮૭૫ ના અકટોબરથી મી૦ એલન એફ. ટરનર અને શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજી, મી૦ ટરનરે ૧૮૭૬ માં ઓહદો છોડવાથી મી૦ ઇ. વેનડરસ્ટ્રેટન, ૧૮૮૦ માં શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ ઓહદો છોડવાથી શેઠ કાવશજી મેહરવાંનજી સરાફ એબલા શેક્રેટરી થયા તે હાલ સુધી. એ ખાતાંની કમીટીમાં પારસીઓમાં હાલ સુધીમાં સર જમશેદજી જીજીભાઇ (બીજા) બારોનેટ, સી. એસ. આઇ; શેઠો ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ખરશેદજી ફરદુનજી પારખ, અરદેશર ફરામજી મુસ, સર જમશેદજી જીજીભાઇ (ત્રિજા બારોનેટ), કાવશજી ખરશેદજી જમશેદજી જીજીભાઈ, નાનાભાઈ બેરામજી જીજીભાઈ, કેખશરૂ નવરોજજી કાબરાજી, દીનશાહજી માણેકજી પીટીટ, કાવશજી મેહરવાંનજી સરાફ, ફરામજી દીનશાહજી પીટીટ, જીજીભાઇ ફરામજી પીટીટ, હાનરેબલ બહમનજી દીનશાહજી પીટીટ, અને જાહંગીરજી બહમનજી પીટીટ અવારનવાર શામેલ થયા કીધાછે.

એ મંડલીએ પ્રથમમાં બે યુરોપ્યન પેનશન મેલવનાર

ઑફ ક્રુઅલ્ટી ટુ એનીમલ્સ" ઉપરથી "જાનવરો પર થતું ઘાતકીપણું અટકાવનારી મંડળી" એ પ્રમાણે આપવામાં આવ્યું હતું. આવી મંડળી મુંબઈમાં ઉભી કરવાને એ વખતે ઘણી જરૂર જણાઈ હતી, કાંએકે ત્યાંની લોક

---

ઈન્સ્પેક્ટરોને આડતીઆ તરીકે નેમી મુંબઈમાં ગાડી ઘોડા જવાના રસ્તાઓ, બંદરો, રેલવે સ્ટેશનો, રૂઈના જથા વગેરે ઠેકાણાંઓપર ફરી જે જાનવરોના માલેકો તથા હાંકનારાઓ-તેમનાપર કોઈપણ પ્રકારનું ઘાતકીપણું ગુજારે તેમને પકડી પોલીસ, માં ઊભા કરી સજા કરાવવાને મારચ ૧૮૭૫ થી સોંપ્યું હતું, અને પેહલે વર્ષે તેઓએ ૨૪ ઘોડા, ૧૩૭ બળદ તથા બીજાં ૧૩ જાનવરોપર ઘાતકીપણું ગુજારનારા ૧૭૮ જણાને દંડની સજા કરાવી હતી, જે દંડ બધો મળી પેહલે વર્ષે રૂ૧૦૩૪) ની રકમનો થયો હતો. (ગયે વર્ષે એટલે ૧૮૯૧ માં મંડળીના એજન્ટોએ ૪૮૭૪ જણાને સજા કરાવી હતી, અને દંડની રકમ રૂ૮૬૧૭ ની થઈ હતી) એ ઉપરાંત મ્યુનીસીપાલ ખાતાંના બળદો ઊપર ચોકસી રાખવાને મુંબઈના હેલ્થ ઓફીસરને તથા વિક્ટોરિયા ગારડનસમાં રાખેલાં જંગલી જાનવરોનાં પીંજરાં વગેરે બદલવાને મ્યુનીસીપાલ કમીશનરને તથા ટ્રામવેના ઘોડાઓને વધું ખેંચતાણ ન કરાવવાને તે કંપનીને લખાણો કીધાં હતાં. વળી બન્દરોમાં વેચાવા આવતાં તથા લોકોએ ખરીદ કીધેલાં મરઘાં બતકાંઓ નીચી મુંડીએ લટકતાં ધરીને ચાલનારાઓને તેમ નહિ ધરવાને સમજાવવા, અને જો ન સમજે તો દંડ કરાવવાને ઠરાવ્યું હતું. ભાર-ખરારી જાનવરો પાસે એક ગાડામાં ૬૪ મણથી વધુ બોજો નહિ ખેંચાવવાને પોલીસ કમીશનર મારફતે ચાલ પડાવી હતી.

જાનવરોપર ઘાતકીપણું ગુજારનારાઓને મંડળી તરફથી પોલીસમાં જે દંડ કરવામાં આવતા હતા તે દંડની અરધી રકમ મંડળીની અરજ ઊપરથી તેનાં ફંડમાં આપવાને નામદાર સરકારે ૧૮૭૬ માં હોકમ કીધો હતો. તે પછી ૧૮૮૫ માં એ દંડની આખી રકમ દર માસે રૂ૨૫) કસાઈના ખરચના કાપી લઈ મંડળીને આપવાને સરકારે હોકમ કીધો હતો.

અંતરે કારખાનાંઓમાં વેચાતા રૂઈ ઊપર દર ખાંડીએ ચાર આનો આ મંડળીનાં ફંડમાં ભરવાને લખતો કીધાં હતાં. તે પછી શેઠ દીનશાહજીએ તા૦ ૫ મી આપરેલ ૧૮૮૩ ને દીને મંડળીના પ્રમુખ હાનરેબલ મી૦ જસ્ટીસ બેલી ઊપર એક પત્ર લખી પરેલ મધેની પોતાના એક બેહરી શેઠ પેસતનજી બહમનજી ભાભાઈ હસ્તકની ૪૦૫૦૦ વાર જમીન તેના માલ સાથના એક મોટા અમલા તથા તબેલા વગેરે સહી જાનવરોની એક હાસ્પીટલ પોતાનાં ધણીઆની બાઈ સાકર-બાઈને નામે ઊંઘાડવાને મંડળીને ભેટ આપવાની માગણી કીધી હતી. એ ભેટ મંડળીએ ખુશી સાથે સ્વીકારી, અને એ મીલકત શેઠ દીનશાહજીએ તા૦ ૨૪ મી મારચ ૧૮૮૪ ને દીને કાયદાસરનું એક ખત કરી મંડળીનાં નામ ઊપર કરી આપી હતી. એ બાદ મંડળીએ પોતાનાં ફંડ મધેથી ઊપલી જગાના કંપાઊંડમાં ફરતી જાનવરોને માટે નવ મોટાં પાકી બાંધણીનાં છાપરાં રૂ૨૭૬૯૭) ને ખરચે બંધાવ્યાં હતાં. એવામાં હિંદુસ્થાનના તથા નેમાયલા વાઈસરાય અને ગવરનર જનરલ અરલ ઑફ ડફરીનનું મુંબઈ આવવું થયું, અને કમીટીએ તે નામદારને હાથે તા૦ ૧૦ મી ડીસેમ્બર ૧૮૮૪ ને દીને "બાઈ સાકરબાઈ દીનશાહ પીટીટ જાનવરોની હાસ્પીટલ" નો પાયો નખાવ્યો હતો. એ હાસ્પીટલના નીભાવ માટે શેઠ દીનશાહજીની સુચનાં ઊપરથી મંડળીએ તા૦ ૨૪ મી મારચ ૧૮૮૪ ને દીને પોતાનાં ફંડ મધેથી રૂ૧૦૦૦૦) નો રકમ એલાહેદી કાઢી તેનું પોતાનાં દફતરમાં એક જુદું ખાતું પાડ્યું હતું, અને તેમાં લોકો તરફથી બીજી જે રકમ મળે તે ઉમેરવાનો બંદોબસ્ત કીધો હતો.

ઊપલી બાઈ સાકરબાઈ હાસ્પીટલની સાથેજ જાનવરોનું વૈદું શિખાડવા માટે એક વેટરીનરી કાલેજ સરકારે સ્થાપવું નકી થયું હતું. તે વિષે વિચાર કરી રીપોર્ટ કરવાને નામદાર

તથા બળદો ઉપર તેમના માલેકો તથા હાંકનારાઓ ઘણું ઘાતકીપણું ગુજારતા હતા. કલકતા મધે તો આપણી ઘણું આગમજ થયાને ઇ૦ સ૦ ૧૮૬૨ માં એવી મંડળી ઉભી થાઈ હતી, અને તેને ઘણું ઉપેગી કામ બજાવ્યાથી મુંબઇમાં પણ તેવી સભા ઉભી કરવાને ઉલટ થાઇ હતી.

---

૧૮૯૦ ને દીને નામદાર ગવરનર લારડ રેએ ઉપર એક પત્ર લખી એવી એક "પેથો-બેકટ્રીઓલોજીકલ લેબોરેટરી" જો સરકાર નીભાવે તો પોતાને ખરચે બંધાવી આપવાની માગણી કીધી હતી. એ માગણી સરકારે ઉપકાર સાથે બાહલ રાખવાથી સર દીનશાહજીએ તે રૂ૧૭૦૦૦) ને ખરચે બંધાવી આપી, અને તેનો પાયો તા૦ ૧૭ મી મારચ ૧૮૯૦ ને દીને નામદાર ગવરનર લારડ રેએ નાખ્યો હતો, તથા નામદાર ગવરનર લારડ હેરીસે તા૦ ૨૧ મી મારચ ૧૮૯૧ ને દીને તે ખોલ્લી મુકી હતી.

શેઠ અજરામલ હરજીએ ઢોરોને માટે એક મોટો "શેડ" રૂ૪૦૦૦) ને ખરચે તથા શેઠ મુરમહમદ જેરાજભાઇ પીરભાઇએ પોતાનાં માતાજી બાઇ મીનબાઇની યાદગારીમાં રૂ૭૦૦૦) ને ખરચે ઘોડાઓને માટે એક મોટો "શેડ," તથા બાઇ અવાંબાઇ તે મરહુમ શેઠ કાવશાજી દીનશાહજી પીટીટનાં વીધવાએ પોતાના દીકરા મરહુમ શેઠ અરદેશર કાવશાજી પીટીટને નામે રૂ૨૦૦૦) ને ખરચે કુતરાંઓને માટે એક "શેડ" બંધાવી આપ્યા હતા તે ખોલ્લા મુકવાની ક્રિયા નામદાર ગવરનર લારડ રેએ તા૦ ૫ મી મારચ ૧૮૮૮ ને દીને કીધી હતી.

એ છતાં જાનવરોની સારવાર કરવા માટે એક બીજા વારડની જરૂર જણાયાથી લેડી સાકરબાઇ દીનશાજી પીટીટે રૂ૯૦૦૦) ને ખરચે બીજો એક મોટો ૬૦ ઢોરો સમાએ એવડો "શેડ" બંધાવી આપ્યો હતો, તે ખોલ્લો મુકવાની ક્રિયા હિંદુસ્થાનના નવા ઠડેલા વાઇસરાય લારડ લેનસડાઉને તા૦ ૫ મી ડીસેમબર ૧૮૮૮ ને દીને કીધી હતી.

વળી દરદી જાનવરોને રાખવાનો એક જુદો "આઇસોલેશન વારડ" રૂ૩૫૯૧) નાં જાહેર ઉઘરાંણાં તથા રૂ૩૫૫૫) ની સર દીનશાહજી માણેકજી પીટીટ તરફની બખશેશ તથા રૂ૯૪૯) મંડળીનાં ફંડમાંથી મળી રૂ૮૦૯૫) ને ખરચે ઇ૦ સ૦ ૧૮૮૯ માં બાંધ્યો હતો, અને તેને સર દીનશાહજીનું નામ આપ્યું હતું. શેઠ ફરદુનજી ધનજીભાઇ આલબલેસે રૂ૫૦૦૦) ને ખરચે ઉપલી હાસ્પીટલના વારડોની પાસે એક સુંદર પાણીનો ફુવારો પોતાના દીકરા મરહુમ શેઠ એદલજી ફરદુનજી આલબલેસની યાદગારીમાં એજ શાલમાં બંધાવી આપ્યો હતો. બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવાએ ઇ૦ સ૦ ૧૮૯૩ માં પોતાના ખાવંદ મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટને નામે રૂ૬૬૬૫) ને ખરચે એક કુશાદે ઢોરોનો વારડ, તથા પોતાના દીકરા મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટને નામે હાસ્પીટલમાં દાખલ થવાનો એક સુંદર દરવાજો રૂ૫૨૭૪) ને ખરચે બંધાવી આપ્યો હતો.

એ મંડળી તરફથી ઇ૦ સ૦ ૧૮૯૬ માં અતરેની હાઇ સ્કુલોના વિદ્યાર્થીઓ તથા છોકરીઓની નિશાલોમાં શિખતી મોટી છોકરીઓ પાસે "જાનવરોપર માયા રાખવાની માણસની ધર્મ તથા નીતિની રૂહે ફરજ" બાબે ઇનામના રેસાલા લખાવી મંગાવ્યા હતા, તે મુજબ લગભગ ૮૦૦ રેસાલા લખાઇ આવ્યા હતા. તે એક સ્કુલના લખનારાઓના બીજી સ્કુલના શિક્ષકો પાસે તપાસાવી તે મધેથી રૂ૫૦) નું એક, રૂ૩૦) નાં ત્રિસ, અને રૂ૨૫) નું એક મળી ૭૨ ઇનામો આપવામાં આવ્યાં હતાં. વળી એ રેસાલા લખનારાંઓને જાનવરોની હાસ્પીટલની બધી ગોઠવણો તથા સારવાર કરવાની રીત તા૦ ૮ મી ફેબરવારી ૧૮૯૬ ને દીને પરેલમાં બોલાવી દેખાડી હતી, તથા વેટરીનરી કાલેજના એક આગલા ગ્રાડયુએટ શેઠ માણેકજી કાવશાજી પટેલ પાસે તા૦ ૨૦ મી ફેબરવારી ૧૮૯૬ ને દીને નાવેલટી થીએટરમાં "જાનવરોપર માયા રાખવાની ફરજ" બાબે એક ભાષણ કરાવી સઘળાંઓને સમજ આપી હતી. એ ઉપરાંત શેઠ દાદી એદલજી તારાપોરવાલા પાસે રૂ૭૦૦) નાં ઇનામની જાનવરો સાથે માયાથી વરતવા બાબે નાહની નાહની ગુજરાતી કવિતાઓની એક ચોપડી લખાવી તે સસતી કીમતે વેચી હતી. વળી શેઠ માણેકજી નશરવાંનજી સીરવાઇએ "પશુરક્ષક" નામનું દર મહીને એજ બાબત ઉપર એક ચોપાન્યું પ્રગટ કરવા માંડયું હતું, પણ તે થોડુંકમાં બંધ પડયું હતું.

એજ મુજબ ઇ૦ સ૦ ૧૯૦૨ માં પણ ઉપર પ્રમાણેજ વિદ્યાર્થીઓ તથા છોકરીઓ પાસે "બાઇ સાકરબાઇ હાસ્પીટલ તથા વેટરીનરી કાલેજ એ બેહુ પોતાનાં કામથી જાનવરોપર માયા રાખવાના બાબમાં કેવો હીસ્સો આપેછે" તે વિષે ઇનામના રેસાલા લખાવી મંગાવ્યા હતા, તે મુજબ ૫૪૦) રેસાલા લખાઇ આવ્યા હતા, અને તે પણ ઉપર મુજબજ તપાસાવી તે મધેથી રૂ૫૦) નું એક અને રૂ૨૦) નાં પચીસ મળી ૨૬) ઇનામો આપવામાં આવ્યાં હતાં, તથા રેસાલા લખનારાંઓને જાનવરોની હાસ્પીટલ તથા વેટરીનરી કાલેજ તા૦ ૨૨ મી ફેબરવારી ૧૯૦૨ ને દીને દેખાડી હતી, તથા ઉપલાજ શેઠ માણેકજી કાવશાજી પટેલ પાસે તા૦ ૧૨ મી ફેબરવારી ૧૯૦૨ ને દીને નાવેલટી થીએટરમાં એજ બાબદ ઉપર ભાષણ કરાવી સઘળાંઓને સમજ આપી હતી.

એ મંડળીનાં ફંડમાં નીચલા ગ્રહસ્થો તથા બાનુઓએ અમુક રકમો અનામત આપી તેનું વ્યાજ વાપરવાને નીચે મુજબ રૂ૮૨૦૦૦) ની રકમનાં ૪૮) જુદાં જુદાં ખાતાં પડાવ્યાં છે, જે મધે રૂ૭૪૦૦૦) ની રકમનાં ખાતાં મરહુમ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ અને તેમનાં કુટુંબનાં છે:—

(૧) તા૦ ૧૯ મી મેએ ૧૮૮૪ ને દીને શેઠ હોરમજજી બહમનજી જીજીભાઇએ રૂ૫૦૦) ની સરકારી નોટ પોતાનાં ધણીઆંની બાઇ જાઇજીનો તરફથી તેમના બાવા મરહુમ શેઠ નવરોજજી અરદેશર દાવરની યાદગારી માટે. (૨) તા૦ ૨૦ મી ફેબરવારી ૧૮૮૬ ને દીને શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટે રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ પોતાનાં બેહન મરહુમ બાઇ રતનબાઇ તે શેઠ ફરાંમજી દોરાબજી પાંડેનાં ધણીઆંનીની યાદગારી માટે. (૩) તા૦ ૫ મી મેએ ૧૮૮૭ ને દીને શેઠ રાંમજી માધવજીએ રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ પોતાની યાદગારી માટે. (૪) તા૦ ૭ મી મેએ ૧૮૮૭ ને દીને સર દીનશાહજી માણેકજી પીટીટે રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ પોતાના નબીરા મરહુમ શેઠ અરદેશર કાવશાજી પીટીટની યાદગારી માટે. (૫) એજ તારીખે લેડી સાકરબાઇ દીનશાહજી પીટીટે રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ

તા૦ ૨૭ મી ડીસેમબર.

રોજ ૮ માહ ૪ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

**મરણ**—ખુરશેદજી પેશતનજી મોદી ખંભાતવાલા—(ઉમર વર્ષ ૪૫) મોદી પેશતનજી ખુરશેદજી ખંભાતવાલાના દીકરા. એવણ પોતાના વડીલ પુણાંવાલા મરહુમ મોદી ખુરશેદજી જમશેદજીને પેશવાઈ તરફથી ઇનામમાં મળેલાં રાલેજ ગામના માલેક હતા, અને ખંભાત તથા અમદાવાદ ખાતે રેહતા હતા. ૧૮૮૮ માં એવણને નામદાર સરકારે અમદાવાદની મ્યુનીસીપાલીટીના, તથા ત્યાંની ડીસ્ટ્રીક્ટ લોકલ ફંડ કમીટીના મેમબર નેમ્યા હતા. એવણનું મરણ ખંભાત મધે નીપજ્યું હતું.

---

એજ મરહુમની યાદગારી માટે. (૬) એજ દીને શેઠ બહ્મનજી દીનશાહજી પીટીટે રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ એજ મરહુમની યાદગારી માટે. (૭) એજ દીને બાઈ આવાંબાઈ તે મરહુમ શેઠ કાવશજી દીનશાહજી પીટીટનાં વીધવાએ રૂ૨૦૦૦) નાં પોરટ તરસ્ટ બોંડ એજ મરહુમની યાદગારી માટે. (૮) તા૦ ૨૮ મી જુલાઈ ૧૮૮૭ ને દીને શેઠ અરદેશર શેરાબજી દસ્તુર કામદીને રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ પોતાનાં બપાઈ મરહુમ બાઈ આવાંબાઈ તે મરહુમ દસ્તુર પેશોતનજી અસપંદીઆરજી કામદીનજીનાં વીધવાની યાદગારી માટે. (૯) તા૦ ૧૨ મી આગશ્ટ ૧૮૮૭ ને દીને શેઠ કેશવજી ઇસરે રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ પોતાની યાદગારી માટે. (૧૦) તા૦ ૧ લી મારચ ૧૮૮૮ ને દીને શેઠ અરદેશર માણેકજી વાછાગાંધીએ રૂ૧૫૦૦) ની સરકારી નોટ પોતાના બાવા મરહુમ શેઠ માણેકજી શેરાબજી વાછાગાંધીની યાદગારી માટે તેનું વ્યાજ આજારી કુતરાંઓને ખવડાવવાના ખરચમાં વાપડવાને. (૧૧) તા૦ ૪ થી આગશ્ટ ૧૮૮૮ ને દીને શેઠો એદલજી ફરામજી આલબલેસના સાહેબજાદાઓએ રૂ૫૦૦) ની સરકારી નોટ પોતાના ભત્રિજાના બેટા મરહુમ શેઠ એદલજી ફરદુનજી આલબલેસની યાદગારી માટે. (૧૨) તા૦ ૨૨ મી સપટેમબર ૧૮૮૮ ને દીને શેઠો માણેકજી, પેશતનજી અને હોરમજજી કાવશજી પીટીટે રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ પોતાના ફુવા મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટની યાદગારી માટે. (૧૩) એજ દીને લેડી સાકરબાઈ દીનશાહજી પીટીટે રૂ૧૫૦૦) નાં પોરટ તરસ્ટ બોંડ એજ મરહુમની યાદગારી માટે. (૧૪) તા૦ ૧૫ મી મારચ ૧૮૮૯ ને દીને શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ પોતાના દીકરા મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટની યાદગારી માટે. (૧૫) તા૦ ૨૧ મી મારચ ૧૮૮૯ ને દીને શેઠ હરકીસનદાસ નરોતમદાસે રૂ૧૦૦૦) ની સરકારી નોટ પોતાના મિત્ર શેઠ નુરમહમદ જેરાજ પીરભાઈનાં માતાજીને નામે બંધાવેલા "મીનબાઈ હોરસ વારડ" ની દર શાલની મરામત કરવાના ખરચમાં વાપડવાને. (૧૬) તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૯૦ ને દીને શેઠો માણેકજી તથા હોરમજજી એદલજી આલબલેસે રૂ૫૦૦) ની સરકારી નોટ પોતાના ભત્રીજ મરહુમ શેઠ પીરોજશાહ ધનજીભાઈ આલબલેસની યાદગારી માટે. (૧૭) તા૦ ૧૨ મી આપરેલ ૧૮૯૦ ને દીને બાઈ બચુબાઈ તે શેઠ ડોશાભાઈ દારાશાહ શેઠનાં ધણીઆંનીએ રૂ૫૦૦) નું મ્યુનીસીપાલ બોંડ પોતાના બાવા મરહુમ શેઠ હીરજીભાઈ હોરમજજી શેઠનાની યાદગારી માટે. (૧૮) તા૦ ૨૧ મી જુન ૧૮૯૦ ને દીને સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે રૂ૫૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ પોતાની બેટીઓ તરફથી તેમનાં માતાજી મરહુમ લેડી સાકરબાઈની યાદગારી માટે તેમની પુંજીમાંથી. (૧૯) તા૦ ૧૧ મી આગશ્ટ ૧૮૯૦ ને દીને શેઠ બહ્મનજી દીનશાહજી પીટીટે રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ પોતાનાં માતાજી મરહુમ લેડી સાકરબાઈની યાદગારી માટે. (૨૦) એજ દીને બાઈ બીખાઈજી તે શેઠ દાદી નશરવાંનજી દાદીશેઠનાં ધણીઆંનીએ રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ એજ મરહુમની યાદગારી માટે. (૨૧) એજ દીને બાઈઓ બચુબાઈ, કુવરબાઈ અને મેહરબાઈ ફરામજી દોરાબજી પાંડેએ રૂ૧૫૦૦) નાં પોરટ તરસ્ટ બોંડ એજ મરહુમની યાદગારી માટે. (૨૨) એજ દીને બાઈ હીરાંબાઈ તે મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટનાં વીધવાએ રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ એજ મરહુમની યાદગારી માટે. (૨૩) એજ દીને બાઈ હમાંબાઈ તે શેઠ ફરામજી રૂસતમજી કામાનાં ધણીઆંનીએ રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ એજ મરહુમની યાદગારી માટે. (૨૪) એજ દીને બાઈ નવાજબાઈ તે શેઠ પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઈનાં ધણીઆંનીએ રૂ૧૫૦૦) નાં પોરટ તરસ્ટ બોંડ એજ મરહુમની યાદગારી માટે. (૨૫) એજ દીને બાઈ માણેકબાઈ તે શેઠ પીરોજશાહ બહ્મનજી જીજીભાઈનાં ધણીઆંનીએ રૂ૧૫૦૦) નાં પોરટ તરસ્ટ બોંડ એજ મરહુમની યાદગારી માટે. (૨૬) એજ દીને બાઈ બચુબાઈ તે શેઠ મેહરવાંનજી શેરાબજી જમશેદજી જીજીભાઈનાં ધણીઆંનીએ રૂ૧૫૦૦) નાં પોરટ તરસ્ટ બોંડ એજ મરહુમની યાદગારી માટે. (૨૭) તા૦ ૪ થી જુલાઈ ૧૮૯૧ ને દીને શેઠો માણેકજી, ધનજીભાઈ અને હોરમજજી એદલજી આલબલેસે રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ પોતાના કાકાના દીકરા મરહુમ શેઠ કાવશજી બેજનજી આલબલેસની યાદગારી માટે. (૨૮) તા૦ ૧૯ મી સપટેમબર ૧૮૯૧ ને દીને સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે રૂ૧૫૦૦) નાં પોરટ તરસ્ટ બોંડ તેનાં વ્યાજમાંથી દર શાલ વેટરીનરી કાલેજના વિદ્યાર્થીઓને પુસ્તકો તથા ઓજારોના ઇનામો આપવા માટે. (૨૯) તા૦ ૧૪ મી જુન ૧૮૯૨ ને દીને સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે રૂ૫૦૦૦) ની સરકારી નોટ જુની રાયલ બેંકના લીકવીડેટર તરીકે તેઓના હસ્તકમાં વગર દાવો થવે પડી રહેલાં નાણાંમાંથી લઈ તેનું વ્યાજ જાનવરોના પાસ ચારાની ખરીદીના ખરચમાં વાપડવાને. (૩૦) એજ દીને એજ શેઠે રૂ૩૦૦૦) ની સરકારી નોટ જુની ફીઅર લાંડ એંડ પીઅર કુંપનીના લીકવીડેટર તરીકે તેઓના હસ્તકમાં વગર દાવો થવે પડી રહેલાં નાણાંમાંથી લઈ તેનું વ્યાજ ઊપજાંજ કારણસર વાપડવાને. (૩૧) તા૦ ૧૦ મી સપટેમબર ૧૮૯૨ ને દીને એજ શેઠે રૂ૩૦૦૦) ની સરકારી નોટ પોતાની તથા મરહુમ લેડી સાકરબાઈ તથા શેઠ ફરામજી અને બહ્મનજી દીનશાહજી પીટીટની તરફથી મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટની યાદગારી માટે તેનું વ્યાજ દરદી જાનવરોની સારવાર માટે દવા ખરીદવાના ખરચમાં વાપડવાને. (૩૨) તા૦ ૨ જી નવેમબર ૧૮૯૨ ને દીને બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવાએ રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ પોતાના ખાવંદ મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટની યાદગારી માટે. (૩૩) તા૦ ૪ થી જુન ૧૮૯૪ ને દીને મરહુમ શેઠ માણેકજી એદલજી

તા૦ ૨૮ મી ડીસેમબર.

રોજ ૯ માહ ૪ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

**મરણ**—પાલણજી નશરવાંનજી પટેલ—ઉમર વર્ષ ૭૫) એવણે પોતાનો આખો જનમારો ચીન મધે વ્યાપાર તથા દલાલી કરવામાં કાઢયો હતો, અને મરણ પણ ત્યાંજ પામ્યા હતા. કલીઆંણી મધે એવણે ઈ૦ સ૦ ૧૮૫૧ માં ત્યાંનાં દોખમાંનો રસ્તો, તથા દરેમેહરને ફરતી દેવાલ, વગેરે બંધાવી આપ્યાં હતાં. ચીનની જરથોસ્તી અંજુમનને લગતાં ધર્મનાં ફંડમાં એવણે ૧૮૬૫ માં ૫૦૦) ડાલરનું ખાતું પડાવી તેનું વ્યાજ ત્યાંના ગરીબ લાચાર ચીનાઓને આસરો આપવામાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો.

---

તા૦ ૩૦ મી ડીસેમબર.

રોજ ૧૧ માહ ૪ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

**મરણ**—જામાસપજી ખુરશેદજી દેસાઇ—ઉમર વર્ષ ૬૪) નવસારીવાલા દેસાઈ ખુરશેદજી રૂસતમજીના વડા દીકરા. એવણ પોતાના વડવાઓનાં નવસારીનાં દેસાઇગરાંને માટે છેક ઈ૦ સ૦ ૧૮૫૦ થી વરોડરે ગાયકવાડ સરકાર હજુર દાદ ચાહવાને ગયા હતા, તે છેક ૧૮૬૧ માં તે હક પાછો મેલવી નવસારી આવ્યા, અને પોતે મામલત ચલાવી હતી. બરોડરામાં એવણને ગાયકવાડ તરફથી પાલખી મસાલનું માન મલ્યું હતું. ૧૮૬૧ માં માહરાજા ખંડેરાવ ગાયકવાડ નવસારી આવ્યા ત્યારે એમને મકાને જઈ એમની ખાસ મોલાકાત લીધી હતી. નવસારીની જરથોસ્તી અંજુમનને એવણે ઘણીક મદદ કીધી હતી, જેથી અંજુમને એમનું નામ જરથોસ્તી મજહબને લગતી જાહેર ક્રિયાઓમાં બીજા બુજરગોનાં નામ સાથે દેવાને ઠેરવ્યું હતું.

---

તા૦ ૩૧ મી ડીસેમબર.

આએ વર્ષમાં ઇયાને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૭૪ સુધીમાં મુંબઇના પારસીઓમાં ૧૧૦૫ જન્મ—જેમાં ૫૬૦ છોકરા અને ૫૪૫ છોકરી—નોધાયાં હતાં.

---

આલબલેસના એકઝીક્યુટરોએ તેમની પુંજીમાંથી રૂ.૫૦૦) ની સરકારી નોટ તેમની યાદગારી માટે (૩૪) તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૯૫ ને દીને સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે રૂ.૨૫૦૦) નાં મ્યુનીસીપાલ બોંડ પોતાના દીકરા મરહુમ શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટની યાદગારી માટે. (૩૫) એજ દીને બાઇઓ ભીખાઇજી, નવાજબાઇ, હમાંબાઇ, હીરાંબાઇ, માણેકબાઇ અને બચુબાઇ દીનશાહજી પીટીટે રૂ.૩૦૦૦) નાં મ્યુનીસીપાલ બોંડ એજ મરહુમની યાદગારી માટે. (૩૬) એજ દીને શેઠ બહમનજી દીનશાહજી પીટીટે રૂ.૧૫૦૦) નાં મ્યુનીસીપાલ બોંડ એજ મરહુમની યાદગારી માટે. (૩૭) એજ દીને બાઇઓ બચુબાઇ, કુવરબાઇ અને મેહરબાઇ ફરાંમજી દોરાબજી પાંડેએ રૂ.૫૦૦) નું મ્યુનીસીપાલ બોંડ એજ મરહુમની યાદગારી માટે. (૩૮) તા૦ ૩ જી ફેબરવારી ૧૮૯૬ ને દીને બાઇ આવાંબાઇ તે મરહુમ શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટનાં વીધવાએ રૂ.૧૦૦૦) નું મ્યુનીસીપાલ બોંડ એજ મરહુમની યાદગારી માટે. (૩૯) તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૯૬ ને દીને શેઠ જીજીભાઇ ફરાંમજી પીટીટે રૂ.૧૦૦૦) નું મ્યુનીસીપાલ બોંડ એજ મરહુમની યાદગારી માટે. (૪૦) તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૯૬ ને દીને શેઠો માણેકજી, પેશતનજી, હોરમજજી, ખરશેદજી, શોરાબજી અને ફરદુનજી કાવશજી પીટીટે રૂ.૨૦૦૦) નાં મ્યુનીસીપાલ બોંડ એજ મરહુમની યાદગારી માટે. (૪૧) તા૦ ૪થી મેએ ૧૮૯૬ ને દીને શેઠ ખુરશેદજી મેહરવાંનજી બાલીવાલાએ મંડલીના લાભ માટે પોતાની નાટક કુંપની પાસે એક ખેલ કરાવ્યો તેની આવક મધેથી રૂ.૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ. (૪૨) તા૦ ૨૧ મી સપટેમબર ૧૮૯૬ ને દીને શેઠો જાંગીરજી, ધનજીભાઇ, પીરોજશાહ, દીનબાઇ અને માણેકબાઇ બહમનજી પીટીટે રૂ.૨૦૦૦) નાં મ્યુનીસીપાલ બોંડ પોતાના કાકા મરહુમ શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટની યાદગારી માટે. (૪૩) તા૦ ૪ થી આગશટ ૧૮૯૭ ને દીને બાઇ નવાજબાઇ દીનશાહજી પીટીટ તે મરહુમ શેઠ પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇનાં વીધવાએ રૂ.૧૦૦૦) ની સરકારી નોટ પોતાના જેઠ મરહુમ શેઠ ધનજીભાઇ મેહરવાંનજી જીજીભાઇની યાદગારી માટે. (૪૪) તા૦ ૨૧ મી અકટોબર ૧૮૯૭ ને દીને શેઠો ડોસાભાઇ ફરાંમજી કરાકા, અરદેશર શોરાબજી દસ્તુર કામદીનના અને કાવશજી મેહરવાંનજી સરાફે મરહુમ લેડી સાકારબાઇ દીનશાહજી પીટીટ ૧૮૯૦ માં બેહુશતનશીન થયાં તે વેળાએ તેમની યાદગારી રાખવા માટે તેમનું એક "બસ્ટ" બનાવી હાસ્પીટલના કંપાઉંડમાં મુકવાને ફંડ કીધુ હતું, પણ પાછલથી સર દીનશાહજીએ પોતાને ખરચે તેવું એક બસ્ટ બનાવી હાસ્પીટલમાં મુકવાને ભેટ આપવાથી તે ફંડમાં ભરાયલા રૂ.૬૫૦૦) ને વ્યાજ સાથે રૂ૯૭૩૯)૨)૫ થયા હતા તેમાં એ મરહુમ બાઇની બેટીઓએ બીજા રૂ.૧૩૫૭)૩)૨ ઉમેરી તેનાં રૂ.૧૦૦૦૦) નાં મ્યુનીસીપાલ બોંડ લઇ તેનું વ્યાજ હાસ્પીટલમાં જાનવરોના ઘાસચારા સારૂં વાપડવાને આપ્યાં હતાં. (૪૫) તા૦ ૧૭ મી અકટોબર ૧૮૯૮ ને દીને સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ અને ફરજંદોએ રૂ.૮૦૦૦) ની સરકારી નોટ પોતાનાં વડાં બેટી મરહુમ બાઇ ભીખાઇજી તે શેઠ દાદી નશરવાંનજી દાદીશેઠનાં ધણીઆંનીની યાદગારી માટે. (૪૬) એજ દીને એજ શેઠે રૂ.૨૦૦૦) નાં પોરટ તરસ્ટ બોંડ આગલી ગોરડન સ્પીનીંગ એંડ મા-નુફેકચરીંગ કુંપનીનો ફડચો કરતાં બાકી વધેલી રકમમાંથી લઇ તેનું વ્યાજ વાપડવાને. (૪૭) તા૦ ૨૮ મી આગશટ ૧૯૦૧ ને દીને બાઇ માણેકબાઇ તે શેઠ પીરોજશાહ બહમનજી જીજીભાઇનાં ધણીઆંનીએ રૂ.૧૦૦૦) ની સરકારી નોટ પોતાના બાવા મરહુમ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટની યાદગારી માટે. (૪૮) એજ દીને બાઇ બચુબાઇ તે મરહુમ શેઠ મેહરવાંનજી શોરાબજી જમશેદજી જીજીભાઇનાં વીધવાએ રૂ.૧૦૦૦) ની સરકારી નોટ એજ મરહુમની યાદગારી માટે.

એ મંડલીની પુંજી તેના છેલ્લા ઈ૦ સ૦ ૧૯૦૧ સુધીના છપાયલા હીસાબ મુજબ રૂ.૩૦૦૭૧૬) ની છે, તથા પરેલની બાઇ સાકરબાઇ હાસ્પીટલના કંપાઉંડમાં આવેલી બધી મીલકત રૂ.૨૭૨૧૦૦) ની કીમતની છે.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં ૨૪૫ જોડાંનાં લગન તથા ૧૯ જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| લગન— | ૭ થી ૧૦ વર્ષનાં .. | ૪ | ૨૧ | ૨૫ |
| | ૧૧ થી ૧૫ વર્ષનાં .. | ૩૨ | ૧૪૬ | ૧૭૮ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૮૦ | ૬૫ | ૧૪૫ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૯૦ | ૧૩ | ૧૦૩ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૨૮ | ૦ | ૨૮ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૯ | ૦ | ૯ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૦ | ૦ | ૦ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | | ૨૪૫ | ૨૪૫ | ૪૯૦ |
| ગગરનાં— | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૦ | ૬ | ૬ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૨ | ૪ | ૬ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૫ | ૬ | ૧૧ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૫ | ૨ | ૭ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૧ | ૧ | ૨ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૩ | ૦ | ૩ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૩ | ૦ | ૩ |
| | | ૧૯ | ૧૯ | ૩૮ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે ૯૯૨ મરણ નિપજયાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જન્મેલાં ...... | ૬૦ | ૪૨ | ૧૦૨ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં .. | ૪૧ | ૩૦ | ૭૧ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં .. | ૭૮ | ૭૫ | ૧૫૩ |
| ૧ થી ૫ વર્ષનાં...... | ૧૧૪ | ૮૭ | ૨૦૧ |
| ૬ થી ૧૦ વર્ષનાં...... | ૨૬ | ૧૮ | ૪૪ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં...... | ૨૦ | ૨૫ | ૪૫ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં...... | ૩૦ | ૨૪ | ૫૪ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં...... | ૩૧ | ૨૪ | ૫૫ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં...... | ૩૩ | ૨૦ | ૫૩ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં...... | ૩૮ | ૨૫ | ૬૩ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં...... | ૩૫ | ૩૦ | ૬૫ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં...... | ૨૫ | ૩૬ | ૬૧ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં...... | ૭ | ૧૨ | ૧૯ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં ...... | ૨ | ૪ | ૬ |
| | ૫૪૦ | ૪૫૨ | ૯૯૨ |

એ ૯૯૨) મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૪ | બાહેરકોટ .... | ૧૬૦ |
| કોટ ...... | ૨૯૧ | ખેતવાડી .... | ૮૬ |
| ધોબીતલાવ .. | ૨૩૯ | કામાટીપરા .. | ૧ |
| કરેલવાડી .... | ૧૫ | ઉમરખાડી .. | ૧ |
| ગીરગામ .... | ૧૩ | ભીડીબજાર.... | ૩૮ |
| ચોપાતી .... | ૩૦ | ભાંએખલા.... | ૨ |
| ગ્રાંટ રોડ .... | ૧૪ | મજગાંમ .... | ૩૫ |
| તારદેવ .... | ૫ | પરેલ ...... | ૫ |
| ગોવાલીઆ તલાવ | ૧૩ | શીથ ...... | ૩ |
| ખંબાલા .... | ૧ | નાએગામ .... | ૧ |
| માહલક્ષ્મી.... | ૩ | દાદર ...... | ૧ |
| વાલકેશર .... | ૨ | માહીમ ...... | ૩ |
| | | વાંદરા... .... | ૪ |
| | | સર જમ૦ જી૦ હારપીટલ ... | ૧૭ |
| | | જુની તુરંગ આગલ ફાંસી... | ૨ |
| | | ધારાપોરીથી .. | ૧ |
| | | માથેરાંનથી.. .. | ૧ |
| | | નાગપોરથી.... | ૧ |
| | | | ૯૯૨ |

એ ૯૯૨) મરણ નીચલાં કારણોથી નિપજયાં હતાં:—

| | |
|---|---|
| તાવ ........................ | ૧૭૮ |
| જ્ઞાનતંતુને લગતાં દરદો .............. | ૧૧૩ |
| ફેફસાંને લગતાં દરદો .............. | ૯૦ |
| લોહીવીકારને લગતાં દરદો .............. | ૧૫ |
| જલંદર........................ | ૧૬ |
| શીતલા ........................ | ૨૨ |
| ગોવરું ........................ | ૨૪ |
| કોલેરા ........................ | ૧ |
| મરડો ........................ | ૩૩ |
| પેટ ........................ | ૪૪ |
| પીશાબને લગતાં દરદો .............. | ૧૪ |
| છુપા ભાગને લગતાં દરદો .............. | ૭ |
| ચામડીને લગતાં દરદો .............. | ૮ |
| હાલચાલ તથા તંતુને લગતાં દરદો ...... | ૧ |
| તરતનાં જન્મેલાં.................... | ૧૦૨ |
| જખમી તથા નાકવતી.................. | ૧૭૫ |
| બીજાં દરદો ........................ | ૧૨૮ |

( ૯ તાવને લગતાં.
૫૨ છાતીને લગતાં.
૬૭ પાંચનચકતીને લગતાં.)

આપઘાત ........................ ૧૧*

(૩ જેહર ખાઇને.
૪ કુવામાં પડીને.
૩ તલાવમાં પડીને.
૧ ગલે ફાંસો દઇને.)

હોનારત, અકસ્માત, વગેરે ........... ૭†

(૧ ડાઝી જવાથી.
૧ દરીયે નાહતાં ડુબી જવાથી.
૧ નિશાલમાં ઉંધો પડી જવાથી.
૧ રમતાં બારીએથી કુવામાં પડી જવાથી.
૧ મછવો ઉંધો વલવાથી.
૧ ત્રામના આચકાથી.
૧ રોલર તલીએ ડબાઇ જવાથી.)

નહિં જણાયલાં કારણેથી ........ .... ૩

૯૯૨

વળી એજ વર્ષમાં મુંબઈ મધ્યે ૧૦૫ પારસીઓએ નાદાર દેવાદારોની કોરટનો આસરો મેલવવાને અરજી કીધી હતી, જેમાં ત્રણ ઓરતો પણ હતી.

* આપઘાત કરી મરણ પામેલાં ૧૧ જણાંમાં ૮) પુરૂષ અને ૩ સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૧૬ વર્ષના છોકરાએ નિશાલે નહિ જવા માટે માએ ધમકાવ્યાથી તલાવમાં પડીને, એક ૨૫ વર્ષના જવાંને બેકારીને લીધે તથા બે ૨૬ વર્ષના જવાંનોએ માંદગીથી કંટાલી એકે તલાવમાં તથા બેએ કુવામાં પડીને, એક ૪૫ વર્ષના ભાડુતી બગી હાંકનારે, એક ૪૮, વર્ષના સુથારે, એક ૬૫) વર્ષના આગલા વ્યાપારીએ તથા એક ૭૨) વર્ષના સુથારે મગજની અસ્થિર હાલતમાં બેએ કુવામાં, એકે તલાવમાં અને એકે જેહર ખાઇને આપઘાત કીધા હતા. સ્ત્રીઓમાં એક ૧૯ વર્ષનીએ સંસારી ખટપટને લીધે ગલેફાંસો દઇને, બીજી ૨૩) વર્ષનીએ એજ કારણસર જેહર ખાઇ તથા ત્રિજી ૨૧ વર્ષનીએ માંદગીથી કંટાલી જેહર ખાઇને આપઘાત કીધા હતા.

† અકસમાતથી મરણ પામેલાં ૭ જણામાં બધા પુરૂષો હતા. તેઓમાં એક ૪) વર્ષનો બુચો રમતાં રમતાં બારીએથી કુવામાં પડી જવાથી, એક ૯) વર્ષનો છોકરો નિશાલમાં અકસમાત ઊંધો પડી જવાથી, તથા બીજો ૯) વર્ષનો છોકરો રસ્તામાં ખડી ડાબવાનાં રોલર તલે ડબાઈ જવાથી, એક ૧૭) વર્ષનો વીદયારથી દરીયામાં નાહતાં મોજાના જોસમાં તણાઈ જવાથી, એક ૩૦) વર્ષનો ત્રામવેનો ઇન્સ્પેકટર ત્રામવેના આચકાની અડશંતમાં આવવાથી, એક ૪૧) વર્ષનો જવાંન કીરોસીન તેલનો દીવો ફાતાથી ડાઝી જવાથી અને એક ૪૫) વર્ષનો ડુબાસ મછવો ઊંધો વલવાથી દરીયામાં ડુબી જઇ મરણ પામ્યા હતા.

# ઈ૦ સ૦ ૧૮૭૫.

આએ વર્ષનાં "ટાઇમસ ઑફ ઇંડીઆ" નાં કાલેનડરમાં[1] સઘળી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલા કાલેનડરની માફકજ છે.

**જાંઇંટ સ્ટાક કુંપનીઓ :—**

ફલેમીંગ સ્પીનીંગ ઍંડ વીવીંગ કુંપનીના ડાએરેક્ટરોમાં ખુરશેદજી નોશરવાંનજી કામાજી અને પેશતનજી નવરોજજી પોંહચા.

ભરૂચ મીલસ કુંપનીના શેક્રેટરી તરીકે કાવશજી એદલજી પટેલ.

કરાંચી લાંડીગ ઍંડ શીપીંગ કુંપનીના ડાએરેક્ટરોમાં એદલજી દીનશાહ સરાફનું નામ વધારે.

માણેકજી પીટીટ સ્પીનીંગ ઍંડ વીવીંગ કુંપનીના શેક્રેટરી તરીકે ફરદુનજી મેહરવાંનજી બનાજી. મીલ માનેજર—નવરોજજી નશરવાંનજી વાડીઆ.

ઓરીએનટલ સ્પીનીંગ ઍંડ વીવીંગ કુંપનીના શેક્રેટરી તરીકે જાંહગીરજી એદલજી દાવર.

બોમ્બે હેમ્પ ઍંડ જુટ મીલ કુંપનીના ડાએરેક્ટરો તરીકે દીનશાહજી માણેકજી પીટીટ, હીરજીભાઇ જાંહગીરજી રેડીમની, અરદેશર બહમનજી કાકા. શેક્રેટરી—શોરાબજી રૂસતમજી બનશા.

નેશનલ સ્પીનીંગ ઍંડ વીવીંગ કુંપનીના ડાએરેક્ટરોમાં નશરવાંનજી માણેકજી પીટીટ, કાવશજી દીનશાહજી પીટીટ, જાંહગીર હોરમજજી મોદી. શેક્રેટરી અને એજંટ, જાંહગીર હોરમજજીની કુંપની.

નડીઆદ સ્પીનીંગ ઍંડ વીવીંગ કુંપનીના ડાએરેક્ટરોમાં નાનાભાઈ બેહરામજી જીજીભાઈ.

ઉમરાવતી કાટન મીલસ કુંપનીના ડાએરેક્ટરોમાં પીરોજશાહ મેહરવાંનજી મેહતા, એમ. એ; કાવશજી જાંહગીરજી જશાંવાલા. એજંટ—કાવશજી જાંહગીરજી જશાંવાલા.

શાહુન સ્પીનીંગ ઍંડ વીવીંગ કુંપનીના ડાએરેક્ટરોમાં એદલજી બહમનજી મારીસ, પેશતનજી હોરમજજી સંતોક, શોરાબજી નવરોજજી વાડીઆ. એજંટો—હ. મોસીસ અને બરજોરજી રૂસતમજી મોદી. શેક્રેટરી—કુવરજી રૂસતમજી મોદી.

**યુરોપ્યન પેહડીઓના પારસી દલાલોમાં વધારે:—**

સી૦ બોનીવાલ ઍન્ડ કુંપની—રહીમતુલા કાદરભાઇ અને રૂસતમજી દાદાભાઈ પોંહચા.

જાન ફ્લેમીંગ ઍંડ કુંપની—મેહરવાંનજી ફરામજી પાંડેની કુંપની.

[1] The Times of India Calendar and Bombay Directory for 1875. Bombay: Printed and published at the Times of India Office.

હેનરી દોડસ એંડ કુંપની—મુનશી નશરવાનજી (રતનજી તાતા) એંડ કુંપની.

કીંગ કીંગ એંડ કુંપની—અરદેશર રૂસતમજી મુનશી.

કીંગ નાજર એંડ કુંપની—કુવરજી શોરાબજી નાજર.

તા૦ ૧૨ મી જાનેવારી.

અનરેબલ ગ્રાંટ મેડીકલ કાલેજમાં શિખનારા ચંચલ વિદ્યાર્થીઓને સ્કાલરશીપો અને ઇનામો આપવાની વાર્ષિક સભા આજ દીને મલી હતી. સરનશીનની ખુરસી હાનરેબલ મી૦ ગીબસે લીધા બાદ એ ખાતાંના પ્રીનસીપાલ ડાકટર હંટરે ગયાં સાલનો રીપોરટ વાંચી સંભલાવ્યો, ને પછી ચંચલ વિદ્યાર્થીઓને ઇનામો તથા સ્કાલરશીપો આપી હતી, જેઓમાં નીચલા ૯) પારસીઓ હતા:—

(૧) કેખશરૂ શોરાબજી નરીમાને રૂ૨૫૦) નું સર જમશેદજી જીજીભાઇ મેડીકલ પ્રાઇઝ તથા રૂ૨૫) ની મેકલીનન સ્કાલરશીપ અને રૂપાંનો ચાંદ, (૨) રૂસતમજી હોરમજજી નાણાંવટીને સર જમશેદજી જીજીભાઇ ગોલ્ડ મેડલ, (૩) કેખશરૂ બરજોરજી કુપરને રૂ૨૫) ની એનડરસન સ્કાલરશીપ, (૪) માણેકજી ડાદાભાઇ મહુતાને રૂ૨૫) ની ફ્રીચ સ્કાલરશીપ, (૫) દીનશાહ દોરાબજી મીસ્ત્રીને રૂ૨૦) ની ફ્રીચ સ્કાલરશીપ, (૬) શોરાબજી પાલણજી મુક્ષાને રૂ૧૫) ની રીડ સ્કાલરશીપ, (૭) ફરામજી રતનજી દીવેચાને રૂ૧૫) ની એનડરસન સ્કાલરશીપ, (૮) રતનજી રૂસતમજી દારૂવાલાને રૂ૧૩) ની કરનાક સ્કાલરશીપ, (૯) રૂસતમજી હોરમજજી કામાને રૂ૧૦) ની સરકારી સ્કાલરશીપ.

રીપોરટમાં જણાવ્યા મુજબ દાઇપણું શિખવવાના ગુજરાતી વર્ગમાંથી નીચલી ચાર પારસી બાઇઓ એ શાલમાં પસાર થાઇ હતી:—

(૧) આવાંબાઇ જમશેદજી, (૨) આવાંબાઇ હોરમજજી મીસ્ત્રી, (૩) રતનબાઇ ખરશેદજી, (૪) આવાંબાઇ ખરશેદજી.

છેવટે સરનશીને એક ગુજાબીન ભાષણ કરી સભા બરખાસત કીધી હતી.[1]

તા૦ ૧૯ મી જાનેવારી.

મુંબઇની યુનીવરસીટીની ચઉદમાં વર્ષની કાનવોકેશન આજ દીને સર કાવસજી જાંહગીર યુનીવરસીટી હાલમાં ભરાઇ હતી. પ્રમુખપદને વાઇસ-ચાનસેલર ધી હાનરેબલ મી૦ જેમસ ગીબસ બીરાજ્યા હતા. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી હતી તેમાં નીચલા પારસીઓ હતા:—

લાઇસેનશીએટ ઑફ મેડીશીન (એલ. એમ.) ની સનદ—કેખશરૂ શોરાબજી નરીમાન, રૂસતમજી હોરમજજી નાણાંવટી.

લાઇસેનશીએટ ઑફ સીવીલ ઇનજીનીઅરીંગ (એલ. સી. ઇ.) ની સનદ—અરદેશર કાવસજી મોદી.

બેચલર ઑફ આર્ટસ (બી. એ.) ની સનદ—ફરદુનજી મનચેરજી દસ્તુર કામદીનના, જાંહગીર બેલજી મોદી; દોરાબજી હોરમજજી ભાંડુપવાલા, શેરીઆર હોશંગ દસ્તુર જામાસપઆશાના, નવરોજજી પાલણજી દેસાઇ, મેહરવાનજી પેશતનજી ખરેગાત, મેહરવાનજી નશરવાનજી વાડીઆ.

આ વેળાએ અપાયલી ડયુક ઑફ એડીનબરૉ ફેલોશીપ ફરદુનજી મનચેરજી દસ્તુર કામદીનનાને બી. એ. ની પરીક્ષામાં પેહલા વર્ગમાં સર્વથી ચડતા આવવા માટે, તથા એલીસ સ્કાલરશીપ જાંહગીર બેલજી મોદીને બી. એ. ની પરીક્ષામાં ઇંગ્રેજી પત્રકમાં સઉથી ચડતી માર્કસ મેલવવા માટે, તથા જામ શ્રી વીભાજી સ્કાલરશીપ અરદેશર રૂસતમજી ગોગાવાલાને કાઠીઆવાડના રેહવાસી તરીકે મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં ઇંગ્રેજી પત્રકમાં ચડતી માર્કસ મેલવવા માટે આપવામાં આવી હતી.

વળી આએ વર્ષ યુનીવરસીટીની પુંજીમાં મરહુમ શેઠ ડાહાભાઇ હોરમજજી કામાજીના વારસો તરફથી શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ તા૦ ૨૮ મી નવેમબર ૧૮૭૪ ને દીને રૂ૫૦૦૦) ની સરકારી નોટ તેનાં વ્યાજમાંથી દર સાલ ગ્રાંટ મેડીકલ કાલેજનો જેણી પસાર થએ ગ્રાડયુએટ અથવા એલ. એમ. ની પદવી ધરાવતારો સીનીઅર કેટ કેડવે તેવી વૈદ્યાને લગતી બાબદમાં એક સરસ નીબંધ લખે તેને મરહુમ શેઠ ડાહાભાઇનાં નામથી એક ઇનામ આપવાને ભેટ આપી હતી.[2]

ઊપલા પદવી મેલવેલા પારસીઓ ઊપરાંત આએ વર્ષ યુનીવરસીટીની નાચલી પરીક્ષાઓમાં નીચલા પારસીઓ પસાર થયા હતા—

ફરસટ એલ. એમ. ની પરીક્ષામાં—દીનશાહ દાદાબજી મીસ્ત્રી; અરદેશર પેશતનજી કાગા, ફરામજી રતનજી દીવેચા, બેહરામજી નશરવાનજી દેપાલજી, કાવસજી હોરમજજી મીસ્ત્રી, શોરાબજી પાલણજી મુક્ષાં, કાવસજી ખરશેદજી સંજાણા.

ફરસટ એલ. સી. ઇ. ની પરીક્ષામાં—પેશતનજી હોરમજજી પારક, ફરદુનજી કુવરજી તારાપોરવાલા.

ફરસટ એકઝામીનેશન ઇન આર્ટસ (એફ. ઇ. એ.) ની પરીક્ષામાં—શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા, ફરદુનજી પાલણજી દેસાઇ, જીવાજી દીનશાહ ગાંધી, રૂસતમજી મનચેરજી ગીમી, કાવસજી ખરશેદજી જમશેદજી, દીનશાહ [illegible] ખંભાતા, જીવણજી જમશેદજી મોદી, દાદાભાઇ ખરશેદજી [illegible] (કરેલી), દોરાબજી ખરશેદજી નરીમાન, માણેકજી [illegible].

મેટ્રીકયુલેશનની પરીક્ષામાં—બેહરામજી [illegible] આગા, જમશેદજી મેહરવાનજી અનતીઆ, બેહરામજી [illegible] ભાનાજી, હોરમજજી ફરામજી ભરૂચા, કાવસજી [illegible] ભરૂચા, મનચેરજી કાવસજી ભરૂચા, દાદાભાઇ [illegible], રતનજી કાવસજી ખોદર, બરજોરજી શોરાબજી [illegible]

[1] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૪ મી જાનેવારી ૧૮૭૫.

[2] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૭૫

તા૦ ૨૦ મી જાનેવારી.

રોજ ૨ માહ ૬ (૩૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—બેહરાંમજી નશરવાંનજી દાંતરા[2]—ઉમર વર્ષ ૭૭) શેઠ નશરવાંનજી જમશેદજી દાંતરાના વડા દીકરા. એવણ પ્રથમમાં સુરતનો રેશમી કાપડ તથા દારૂનો વ્યાપાર કરતા હતા. તે પછી સુરત, રાજકોટ, ભુજ, પુણાં, અહમદનગર, ખીરકી, સેતારા, વગેરેના નામીચા પારસી વ્યાપારીઓની આતરે આદત કરતા હતા. ઇ૦ સ૦ ૧૮૩૨ થી એવણે કલકતા તથા મધરાજની સરકારી સોરતીની ટીકીટો સરકાર પાસેથી ઉધર લઇ લોકોને વેચવા માડી હતી. ઇ૦ સ૦ ૧૮૪૩ ની કલકતાની પેહલી વારની સરકારી સોરતીમાં એવણને સઉથી મોટું રૂ૧૦૦૦૦૦) નું ઇનામ આવ્યું હતું, જેમાં અરધો ભાગ એવણનો અને અરધો ભાગ બીજા ભાગયાઓનો હતો.

---

તા૦ ૨૧ મી જાનેવારી.

મુંબઇની યુનીવરસીટીના નવા "ફેલો" તરીકે નામદાર સરકારે નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતા:[2]—

શેઠ માણેકજી ખરશેદજી જમશેદજી જીજીભાઈ.

શેઠ મનચેરજી કાવશજી મરજબાંન, એ. એમ. આઇ; સી. ઇ.

શેઠ નાનાભાઈ રૂસતમજી રાંણીના.

ડાક્ટર રૂસતમજી મેહરવાંનજી દ દીના.

---

તા૦ ૨૨ મી જાનેવારી.

વડોદરાના માહરાજા મહલારરાવને ગાદીએથી ઉઠાડી મેલી ત્યાંનો રાજકારોબાર થોડુંક સુધી હિંદુસ્થાનના નામદાર વાઇસરાયે પોતાના એજંટ કનરલ સર લુઇ પેલીની મારફતે ચલાવ્યો હતો, તે અમલદારે ત્યાંના સરદારોનાં લેહણાં,

---

વાંનજી ખરશેદજી ચીનાઇ, ડોશાભાઈ અરદેશર ચોકસી, એદલજી રૂસતમજી દાદાચાંનજી, કાવશજી એદલજી દાદાચાંનજી, પાલણજી હોરમજજી દાદાચાંનજી, જાંહગીર ખરશેદજી દાજી, રૂસતમજી શોરાબજી દારૂવાલા, મનચેરશાહ કાવશજી ડાકટર, ખરશેદજી રતનજી દુબાશ, દારાશાહ જમશેદજી ડુંગાજી, કેખશરૂ શોરાબજી એનજીનીઅર, મનચેરજી પેશતનજી ઘડીઆલી, પેશતનજી મનચેરજી ઘડીઆલી, પેશતનજી શોરાબજી ગાડીવાલા, રતનજી નશરવાંનજી ગેઆરા, આદરજી રૂસતમજી ગોધાવાલા, પીરોજશાહ મેહરવાંનજી હકીમ, ખરશેદજી બેહરાંમજી હાથીરાંમ, ફરાંમજી કાવસજી કાકા, નવરોજજી બેહરાંમજી કાકા, ફરાંમજી દીનશાહ કામદીન, જાંહગીર હોરમજજી કાંગા, રૂસતમજી જમશેદજી કાપડીઆ, શાપુરજી અસપંદીઆરજી કાપડીઆ, દાદાભાઇ નાનાભાઈ કરંજીઆ, જમશેદજી રૂસતમજી ખંબાતા, શોરાબજી કાવશજી ખંબાતા, બીખાજી ફરાંમજી ખાન, મેહરવાંનજી શેહરીઆરજી બેશવાલા, જમશેદજી શોરાબજી કોહલા, એદલજી બીખાજી કુમાના, મનચેરશાહ શોરાબજી લાકડાંવાલા (વખારીઆ), મનચેરજી ખરશેદજી બાડન, પીરોજશાહ દારાશાહ માણેકશાહના, રૂસતમજી ફરાંમજી મેહતા, મેહરવાંનજી દાદાભાઈ મીસ્રી, અરદેશર દાદાભાઈ મોદી, માણેકજી પેશતનજી મોદી, નાનાભાઇ કુવરજી મોદી, ફરાંમરોજ અરદેશર મુસ, નશરવાંનજી પેશતનજી મુનશી, એદલજી રૂસતમજી નગરવાલા, અરદેશર બેહરાંમજી પટેલ, એદલજી દોરાબજી પટેલ, ફરદુનજી પાલણજી પાવરી, ખરશેદજી નવરોજજી પાવરી, જાંહગીર જીવણજી રેડીમની, એદલજી બરજોરજી શહીઆર, બહમનજી ખરશેદજી શેઠના, દીનશાહ પીરોજશાહ શેઠના, પેશતનજી કુવરજી શેઠના, રૂસતમજી ધનજીભાઈ શેઠના, નોશરવાંન મીનોચેહર સરાફ, હોરમજજી જમશેદજી સીરવાઇ, જાંહગીર ખરશેદજી તારાચંદ, જાંહગીર શોરાબજી તારાપોરવાલા, નવરોજજી આદરજી તાતા, રતનજી દાદાભાઈ તાતા, એદલજી કાવશજી તુકીના, બાપુજી ખરશેદજી વાછાગાંધી, કાવશજી નવરોજજી વેશુગરા, ધનજીભાઇ રૂસતમજી વાડીઆ.

આએ વર્ષ યુનીવરસીટીના પરીક્ષકોમાં એકજ પારસી—ડાકટર કેખશરૂ રૂસતમજી વીકાજી (એફ. ઇ. એ. ની પરીક્ષામાં) રમાએણી માનના પરીક્ષક હતા.

યુનીવરસીટીને માટેનો સર કાવશજી જાંહગીર હાલ આ વર્ષ તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૭૪ ને દીને સરકારે યુનીવરસીટીને સ્વાધીન કીધો હતો. એ હાલમાં નીચે મુજબ તખ્તી મારેલીછે:—

The Sir Cowasjee Jehangbier Hall of the University of Bombay was erected from designs by Sir Gilbert Scott., R. A, F. S. A., F. R. I. B. A., and sanctioned by the Government of Bombay, on the 16th January 1869.

The work was commenced on the 1st March 1869. H. E. the Right Honourable Sir Seymour FitzGerald' G. C. S. I., Chancellor; the Rev. John Wilson, D. D.' F. R. S., Vice-Chancellor; and was completed on the 31st December 1874. H. E. the Honourable Sir Philip Edmond Wodehouse, K. C. B., Chanceller. The Honourable James Gibbs, C. S., Vice-Chancellor.

The work was carried out under the immediate orders of Lieut.-Colonel J. A. Fuller, R. E. from March 1869 to May 1871; J. H. E. Hart, M. Inst. C. E. from May 1871 to November 1872; Colonel J. A. Fuller, R. E. from November 1872 to December 1874; Rao Saheb Muckoond Ramchunder being Assistant Engineer in charge. Sir Cowasjee Jehangier, K. C. S. I., contributed Rs. 1,00,000. Estimate as sanctioned Rs. 4,15,304; actual cost Rs. 3,79,389.

M. K. KENNEDY, R. E. Colonel,
Secretary to Government, P. W. D.

એ પછી તા૦ ૪ થી મારચ ૧૮૭૫ ને દીને મલેલી યુનીવરસીટીની સેનેટની સભામાં નીચે મુજબનો ઠેરાવ પસાર થયો હતો:—

"That in recognition of Sir Cowasjee Jehanghier Readymoney's noble gift of Rs. 1,00,000 for the erection of University Buildings, the Hall, now handed over by Government to the University, be named, "The Sir Cowasjee Jehanghier Hall of the University of Bombay."

૧ શેઠ પેશતનજી બેહરાંમજી દાંતરાના બાવા.

૨ બોમ્બેગવરમેંટ ગેઝેટ, ૨૧ મી જાનેવારી ૧૮૭૫.

દાતા, અને હકો વિષે તપાસ કરવાને એક કમીટી નેમી હતી; તેના પ્રરેસીડન્ટ તરીકે શેઠ પેશતનજી જાંહગીરજી તાલે-યારખાંનને નેમા હતા.[2]

---

તા૦ ૨૪ મી જાનેવારી.

રોજ ૬ માહ ૫ (યે૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—પેશતનજી પાલણજી માકાખનાના—ઉમર વર્ષ (૬) એઓ અગરે પરગાણીઆનો ધંધો મોટા પાયાપર કરતા હતા. ૧૮૪૬ માં "બાહેરકોટના મુરદાસનું ફંડ" પેરુકેરુનું સ્થાપવામાં એઓણે આગેવાની લઇ તેના સેવટ સુધી એક તરસ્ટી હતા. ૧૮૫૧ નાં મુસલમાનોનાં હુલ્લડ વખતે એઓણે બાહેરકોટના પારસીઓને ઘણી મદદ કીધી હતી. મુંબઇમાં આગલા વખતમાં નધીઆઆર તથા ખાંધી-આઓનો જે જુલમાત ચાલતો હતો તે ટાલવામાં એઓણે ઘણીક રીતે પોતાની જાતી મદદ આપી હતી, તથા ૧૮૬૦ માં જરથોસ્તી રવાનીને અવલમંજલ પોંહચાડવાનું ફંડ ઉભું થાયું તે વેલાએ નધીઆઆર ખાંધીઆઓ ઉપર ખરોબસ્ત રાખવા પંચાએતના તરસ્ટીઓએ નેમેલી કમીટીના એઓને પ્રમુખ નેમા હતા, જે ઓહદો એઓણે જહરી છતાં પોતાનાં મરણ સુધી ચલાવ્યો હતો.

---

તા૦ ૨૬ મી જાનેવારી.

તા૦ ૨૮ મી જાનેવારી.

રોજ ૧૦ માહ ૫ (યે૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—ખરશેદજી મેહરવાનજી ખાપમ[3]—ઉમર વર્ષ ૫૭) શેઠ મેહરવાનજી રુસતમજી ખાપમના બીજા દીકરા. એઓણે પ્રથમમાં અગરે રહી શેઠ જમશેદજી રતનજી પેઠ. ગાંમવાલાની લાકડાંની આડત કરતા હતા. તે પછી મેસગાંમ ખાતે જઇ રૂઉનો વ્યાપાર તથા અગરેની જીલ્લ આઇમ કંપનીની તે તરફની રૂઉની આડતનું કામ કરતા હતા. મેસગાંમ તરફ એઓણે સોદામાં ઘણા પઇસાઇ ગયા હતા. એઓનું મરણ મુંબઇ ગમે નીપજ્યું હતું.

---

તા૦ ૨ જી ફેબરવારી.

રોજ ૧૫ માહ ૫ (યે૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—જમશેદજી હોરમસજી બાટલીવાલા—ઉમર વર્ષ ૫૧) શેઠ હોરમસજી પેશતનજી બાટલીવાલાના વડા દીકરા. એઓણે તા૦ ૯ મી નવેમબર ૧૮૪૭ થી બાપે પોતાની પેહડીમાં ભાગયા કરી તે "હોરમસજી પેશતનજીના છોકરાઓ" નાં નામથી ચાલુ રાખી હતી. તે પેહડીમાંથી તા૦ ૧ લી જુન ૧૮૬૯ થી એઓણે ભાગ જુદો કરી એકાંત જીંદગી ગુજારી હતી. ૧૮૬૬ માં અહમદનગર મધે દોખમું બંધાયું તેનાં કામમાં એઓણે અગરેથી કેટલીક મદદ કીધી હતી.

---

તા૦ ૪ થી ફેબરવારી.

લાવ્યા હતા. ઇ૦ સ૦ ૧૮૪૮ માં મુંબઇનો કોટ બાંજી તથા ચર પુરી તેપર ઇમારતો બંધાઇ શકાય કે નહિં વગેરેનો રીપોરટ કરવાને નામદાર સરકારે નેમેલી અનુભવીઓની કમીટીના એવણને એક અધિકારી નેમ્યા હતા. એજ શાલથી મુંબઇનાં કદમી બાહંબાર ફંડના એવણ એક તરસ્ટી ઠડયા હતા. ઇ૦ સ૦ ૧૮૫૨ માં બાપનાં મરણ બાદ તેવણનો બાંડુપનો સઘળો વહીવટ એવણે આરોપી લીધો હતો. અતરેની સરકારને લસ્કર ખાતાં માટે રમ દારૂ પોંહચાડવાનું કંત્રાકટ એવણે લીધું હતું, અને ૧૮૫૭—૫૮ ના બળવા વખતે એવણે સરકારને પોતાનાં કંત્રાકટ ઉપરાંત ૨૦૦૦૦૦) ગયાલન વધારે દારૂ મોટી ખોટ ખમી હમેશના ભાવ પ્રમાણે પોંહચતો કીધો હતો. એ બાદ ૧૮૬૫ થી એવણે એ કંત્રાકટ મેલી દીધું હતું. ઈ૦ સ૦ ૧૮૫૫ માં નામદાર સરકારે એવણને એક સુલેહના અમલદાર નેમી માન આપ્યું હતું.

---

તા૦ ૧૦ મી ફેબરવારી.

આજ દીને મરહુમ શેઠ ખરશેદજી કાવશજી આશબરનરનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી ૩૬૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૧૧ મી ફેબરવારી.

રોજ ૨૪ માહ ૬ (ક૦) ૧૨૪૪ યજદેજરદી.

**મરણ**—બેહરામજી પેશતનજી દોલીમેહરજીના—ઉમર વર્ષ ૬૫) શેઠ પેશતનજી દોરાબજી મેહરજીના બીજા દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૪૯ થી શીંગાપોર ખાતે પોતાના ભાઇ શેઠ પોંહચાજી પેશતનજી દોલીમેહરજીના સાથે બ્યાપાર કરતા હતા, અને મરણ પણ ત્યાંજ પામ્યા હતા.

---

તા૦ ૧૮ મી ફેબરવારી.

શેઠ ખરશેદજી રૂસતમજી થાણેવાલાને નામદાર સરકારે સુરતના પેહલા વર્ગના સબારડીનેટ જડજ નેમ્યા હતા.[2]

---

તા૦ ૧૯ મી ફેબરવારી.

રોજ ૨ માહ ૬ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

**મરણ**—શોરાબજી મનચેરજી જાલ—ઉમર વર્ષ ૪૪) એવણ પ્રથમમાં સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટમાં એક શિક્ષક રહેલા હતા. ઇ૦ સ૦ ૧૮૫૧ માં એવણે શેઠ અસપંદીઆરજી જમશેદજી સરાફ અથવા કમીશરીવાલા સાથે "રમુજે સેતરંજ" નામનું સેતરંજની રમત બાબેનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું. ૧૮૫૫ થી તે ૧૮૫૭ સુધી એવણ અતરેનાં જામે જમશેદ પત્રના અધીપતી હતા. તે પછી થોડુંક સુધી રાસ્ત ગોફતાર પત્રના અધીપતીનું કામ ચલાવી પાછા ૧૮૫૮ ના સપટેમબરથી એક વર્ષ સુધી જામે જમશેદના અધીપતી થયા હતા. ૧૮૫૮ થી તે ૧૮૬૦ સુધી એવણ રાહનુમાએ માજદીઅસનાંન સભાના હાનરરી શેક્રેટરી હતા. એ બાદ મેશરસ ફરામજી સાંડસની પેહડીમાં એવણ એક આસીસ્ટંટ તરીકે રહયા હતા. ૧૮૭૧ માં ફ્રીમેશનોની નવી લાડજ "રાઇઝીંગ સન" ઉંઘાડવામાં એવણે આગેવાની લીધી હતી.

---

તા૦ ૨૦ મી ફેબરવારી.

રોજ ૩ માહ ૬ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

**મરણ**—મેહરવાંનજી શાપુરજી જનરાલ—ઉમર વર્ષ ૬૭) એવણ પ્રથમમાં મુંબઇનાં લસ્કર ખાતાંના આગલા વડા બ્રીગેડીઅર જનરલ લીટલની નોકરીમાં હોવાથી "જનરલ" નાં નામથી ઓળખાતા હતા. એ અમલદાર એવણને ઇ૦ સ૦ ૧૮૨૫ માં પોતાની સાથે ઇંગલાંડ લઈ ગયો હતો. ત્યાંથી આવ્યા બાદ એવણ અતરે રેહતી રીજમીટોને ખોરાકી તથા બીજો અસબાબ પુરો પાડતા હતા, અને પોતાની સાલેશાઇ, ઉદાર દીલ તથા સારા સ્વભાવને લીધે સર્વ લસ્કરી અમલદારોમાં ઘણા પલોટાઇ ગયલા હતા.

---

તા૦ ૨૧ મી ફેબરવારી.

રોજ ૪ માહ ૬ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

**મરણ**—એદલજી ખરશેદજી સુરતી, ધનજી મેહતાના—ઉમર વર્ષ ૫૩) શેઠ ખરશેદજી એદલજી ધનજી મેહતાના ત્રિજા દીકરા. એવણે ઇ૦ સ૦ ૧૮૩૮ માં અતરેની એલફીનસ્ટન ઇનસ્ટીટયુટમાંથી "વેસ્ટ સ્કાલર" ની પદવી મેલવી હતી. તે બાદ ઇંગ્રેજ અમલદારોને ફારસી શિખવવાનું કામ કરતા હતા. ૧૮૫૨ માં એવણ અતરેની ઓરીએનટલ બેંકના વડા સરાફ નેમાયા હતા. ૧૮૫૭—૫૮ માં એઓ હેદરાબાદ ખાતે ગયા હતા. તે બાદ અતરે પાછા આવી પરચુટણ રોજગાર તથા દલાલી કરતા હતા.

---

તા૦ ૨૩ મી ફેબરવારી.

રોજ ૬ માહ ૬ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

**મરણ**—રૂસતમજી મેહરવાંનજી દારૂખાનાંવાલા—ઉમર વર્ષ ૬૩) શેઠ મેહરવાંનજી રૂસતમજી દારૂખાનાંવાલાના વડા દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૪૯ માં પોતાના બાપનાં મરણ બાદ સરકારી તોપખાંનાંને માટે બારૂત બનાવવાનાં કારખાંનાના વડા થયા હતા. ઇ૦ સ૦ ૧૮૬૧ માં એવણ સરકારને ખરચે "ઓલડહામ" ખાતે કેવી રીતે બારૂત બનાવેછે તે જોવાને ઇંગલાંડ ગયા હતા.

---

૧ જામે જમશેદ, તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૭૫.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૮ મી ફેબરવારી ૧૮૭૫.

તા૦ ૨૩ મી ફેબરવારી.

મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટે પોતાના બારોનેટસી ખેતાબના પેહડી દર પેહડી વડા વારસના દરજાજા તથા લાભ માટે હિંદુસ્થાંનની વડી ધારા સભા મારફતે એક ખાસ કાયદો—ઈ૦ સ૦ ૧૮૬૦ નો ૨૦ મો આકટ, બંધાવી મજગાંમ કાસ્ટલનો રેહવાનો બંગલો તથા રૂ૨૫૦૦૦૦) પચીસ લાખની રકમનું એક્ષાહેદું તરસ્ટ કીધું હતું, તે તરસ્ટને આધારે હાલના સર જમશેદજી જીજીભાઈ બીજા બારોનેટે પોતાના વારસોની સમતીથી પોતાને જોઈતા રૂ૪૫૦૦૦૦) ની રકમ તે ઠરાવ ઉપર તરસ્ટની ઉપજમાંથી રૂ૪૦૦૦૦) ને હફતે ૧૭ વર્ષે પાછી અદા કરવાની સરતથી સરકાર પાસે ઉછીની માગી હતી, કે જે મુદતમાં પાંચ ટકાનાં વ્યાજ સુધાં સઘળું દેવું ફીટી જાય. એ માગણી હિંદુસ્થાનની સરકારે બાહલ રાખી હતી, પણ તે માટે ધારાથી સત્તા મેળવવાની જરૂર હોવાથી તે બાબે એક નાહનો ધારાનો ખરડો હિંદુસ્થાંનની વડી ધારા સભામાં હાનરેબલ મી૦ બી. એચ. એલ્લીસે રજુ કીધો હતો, જે આજ દીને ઈ૦ સ૦ ૧૮૭૫ ના ૬ ઠા આકટને નામે કૌનસીલમાં વંચાઈ પસાર થયો હતો.[1]

તા૦ ૨૩ મી ફેબરવારી.

રોજ ૬ માહ ૬ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ શુનાંબાઈ તે મરહુમ શેઠ બેજનજી ફરામજી આલબલેસનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમના દીકરા શેઠ કાવશજી બેજનજી આલબલેસે પોતાના બાવા મરહુમ શેઠ બેજનજી ફરામજી આલબલેસની પુંજીમાંથી રૂ૩૦૦૦૦) ની રકમ તેમનાં નામનું જુદું ખાતું પડાવી તેનું વ્યાજ જુદાં જુદાં ધર્મખાતાંઓમાં વાપરવાને પંચાતનાં ફંડમાં આપી હતી. એજ મુજબ મરહુમ બાઈ શુનાંબાઈની પોતાની પુંજીમાંથી રૂ૫૦૦૦), દીકરા શેઠ કાવશજીએ પોતે રૂ૨૦૦૦૦), બનીજાઓ શેઠો માણેકજી, ધનજીભાઈ, બહમનજી, દાદાભાઈ અને હોરમજજી એદલજી આલબલેસે રૂ૨૦૦૦) તથા બીજાં એવીઓએ રૂ૬૫૦) મળી રૂ૫૭૬૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૨૪ મી ફેબરવારી.

વરોડરાના માહરાજા મલાહરરાવ ગાયકવાડને સાંના ઈંગ્રેજી રેસીડંટ કરનલ ફેરને શરબતમાં જેહર આપવાના વાંકસર હિંદુસ્થાંનની સરકારના હોકમથી કલકતાના ચીફ-જસ્ટીસ સર રીચરડ કાઉચ, સર રીચરડ મીડ, મી૦ મેલવીલ, ગોવાલીઅરના માહરાજા, જેપોરના માહરાજા અને સર દીનકરરાવનાં એક કમીશન મારફતે આજથી તપાસ શરૂ થાઈ હતી. એ કમીશનના દેશી મુબાશીઆઓ તરીકે શેઠ નવરોજજી ફરદુનજી અને ખરશેદજી રૂસતમજી થાણેવાલાને સરકારે નેમ્યા હતા.[3]

તા૦ ૨૫ મી ફેબરવારી.

શેઠ નવરોજજી દોરાબજી ખંડાલેવાલા, બી. એ. એલ. એલ. બી.ને નામદાર સરકારે થાણા જીલ્લાનાં સીનાર ગામના સબારડીનેટ જડજ નેમ્યા હતા.[4]

તા૦ ૨૮ મી ફેબરવારી.

શેઠ પેશતનજી જીવણજી પેશતનજી મેહરજીએ દખણ હૈદરાબાદ મધે આજ રાત્રે ૬॥ ફીટ લાંબો એક મોટો ચીતો વાઘ મારેલ હતો.[5]

તા૦ ૧ લી મારચ.

રોજ ૧૨ માહ ૬ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—એ૦ હોરમજજી બેહરાંમજી માડન[6]—ઉમર વર્ષ ૮૦) એવણ માથની મરહુમ શેઠ નવરોજજી કાવશજી નાળીએરવાલાની દરેમેહરના પંથકી હતા, અને મજાજ સાહેબત તથા પહરેજગાર અથોરનાંન હતા. ગોઠ માટલીના ઓરાકથી એવણ સદંતર વેગળા રેહતા હતા.

તા૦ ૪ થી મારચ.

મઉનાં કમીશરીએટખાતાંવાલા શેઠ એદલજી પેશતનજી ધાસવાલાને તેમની કીમતી સરકારી નોકરીઓ માટે હિંદુસ્થાંનની સરકારે "ખાંનબાહદુર" નો ખેતાબ આપેલો હતો.[7]

૧ ટાઇમ્સ ઑફ ઈંડીઆ, તા૦ ૬ ઠી અને ૨૪ મી ફેબરવારી ૧૮૭૫.

એ ધારાનું નામ નીચે મુજબ ઈંગ્રેજીમાં આપ્યું છે:—
"An Act to secure the repayment of a Loan by Government of India to Sir Jamsetjee Jeejebhoy Bart."

૨ જામે જમશેદ, તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૭૫.

૩ જામે જમશેદ, તા૦ ૩ જી મારચ ૧૮૭૫.

એ કમીશનની તપાસ તા૦ ૧૮ મી મારચ ૧૮૭૫ ને દીને પુરી થાઈ હતી. કમીશનરો મતમાં વેહચાઈ ગયા હતા. તોપણ એ માહરાજાના આડા વરતાવને લીધે તેને તા૦ ૨૨ મી આપરેલ ૧૮૭૫ ને દીને રાજપરથી ઉઠાડી મેલ્યો. વરોડરાની ગાદી માહરાજ પીલાજીરાવના વંશના [illegible] નામના એક નાહના ૧૨ વર્ષના છોકરાને આપી તેને તા૦ ૨૭ મી મેએ ૧૮૭૫ ને દીને શીઆજીરાવનાં નામથી ગાદીએ બેસાડયો હતો.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૫ મી ફેબરવારી ૧૮૭૫.

૫ સુરત ગોફતાર, તા૦ ૭ મી મારચ ૧૮૭૫.

૬ એ૦ રુસ્તમજી હોરમજજી માડનના જા.વા.

૭ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૪ થી મારચ ૧૮૭૫.

તા૦ ૧૦ મી મારચ.

શેઠ કાવસજી મેહેરવાનજી સુરાકે આજ દીને અતરેની શાયુન મીકાનીકસ ઇનસ્ટીટયુટના સંબંધમાં પોતાની અમેરીકાની છેલી મુસાફરી વિષે એક ભાષણ કીધું હતું.[૧]

તા૦ ૧૮ મી મારચ.

રોજ ૨૯ માહ ૬ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—શાપુરજી પેશતનજી બારબાએઓ—ઉમર વર્ષ ૧૦૪) એવણ પ્રથમમાં બાહેરકોટવાલા નામીયા હિંદુ બારભાએઆને ત્યાં અને તે બાદ કોટમાં મકલાતવાલાની દુકાને નોકરી હતા. ઈ૦ સ૦ ૧૮૪૨ માં નોકરી છોડી પરચુરણ લોકોના હીસાબ કેતાબો તથા અરજીઓ લખતા હતા, અને ઉપેલી અસાધારણ ઉમરે મરણ પામ્યા હતા.

તા૦ ૧૯ મી મારચ.

"સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટ" ને લગતી નિશાલોના છોકરાઓ તથા છોકરીઓને ઇનામો આપવા માટેનો એક મેલાવડો આજ દીને કોટ મધે કોરેકોટ એ સ્કુલવાલાં નવાં મકાનમાં થયો હતો. સરનશીનની ખુરસીએ મુંબઇના નામદાર ગવરનર સર ફીલીપ વુડહાઉસ બીરાજયા હતા. એ ખાતાંના પ્રીનસીપાલ શેઠ ડોસાભાઈ નશરવાનજી વાડીઆ, એમ. એ. એ રીપોર્ટ વાંચી સંભલાવ્યો, જેમાં જણાવ્યા મુજબ એ ખાતાને લગતી મુંબઇની નિશાલોમાં ૮૧૮ છોકરા તથા ૮૮૨ છોકરીએ, તથા દેશાવરોની નિશાલોમાં ૫૭૧ છોકરા અને ૪૪૯ છોકરી મલી ૨૭૨૫ બાળકો કેળવણી લેતાં હતાં. ૧૮૭૧ માં એ સ્કુલમાંથી ૪), ૧૮૭૨ માં ૧૧), ૧૮૭૩ માં ૭) અને ૧૮૭૪ માં ૬) જણાઓ મેટ્રીકયુલેશનની પરીક્ષામાં પસાર થયા હતા. એ બાદ ઉપલા વર્ગના એક ચંચલ વિદ્યાર્થીએ એ સ્કુલના એક આગલા વિદ્યાર્થી શેઠ મેહેરવાનજી નશરવાનજી વાડીઆ, બી. એ. એ જોડેલી મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટની તારીફની કવિતા છટાથી બોલી સંભલાવી, તથા બીજા છોકરાઓ અને છોકરીઓએ કવિતા ગાઇ સંભલાવ્યા પછી નામદાર ગવરનરે છોકરાંઓને ઇનામો વેંહચી આપ્યાં, જે બાદ તે નામદારે એક સુભાખીત ભાષણ કીધું હતું. એ પછી સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઈ. એ ઉઠી નામદાર સરનશીનનો ઉપકાર માન્યો, અને સભા બરખાસ્ત થાઈ હતી.[૨]

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૧ મી મારચ ૧૮૭૫.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૨ મી મારચ ૧૮૭૫.

તા૦ ૧૯ મી મારચ.

રોજ ૩૦ માહ ૬ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ જીવણબાઈ તે શેઠ અરદેશર નશરવાનજી મોદીનાં ધણીઆંની તથા શેઠ કાવસજી બેજનજી આલબલેશનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી ૩૨૦૦), ખાવંદે ૬૨૦૦), સસરા શેઠ નશરવાનજી બહેમનજી મોદી તથા ધણીઆંની બાઈ બરદેબાઇએ રૂ૩૦૦), બાવા શેઠ કાવસજી બેજનજી આલબલેશે ૨૧૦૦૦), મામાઓ શેઠ માણેકજી, ધનજીભાઇ, બહેમનજી, દાદાભાઇ અને હોરમજજી એદલજી આલબલેશે ૨૧૦૦૦), તથા બીજા એશીઓએ ૨૪૫૦) મલી ૬૩૧૫૦) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[૩]

તા૦ ૨૫ મી મારચ.

પંડીત દયાનંદ સરસ્વતી સ્વામી નામનો એક ઇશ્વરને માનનારો તથા મુર્તી પુંજાને ધીકારનારો એક પ્રખ્યાત વિદ્વાન ફરતો ફરતો મુંબઇ ઉપદેશ કરવાને આવ્યો હતો, અને અતરે બે માસ સુધી મુર્તિ પુંજાની સામે તથા ખરા ઇશ્વરી ધર્મની હીમાયતમાં ભાષાણો કીધાં હતાં. આ ભાષાણો વખતે દરરોજ લોકોની પુષ્કળ ગીરદી થવાને લીધે બજારગેટ તરફનાં મેદાનમાં એક મોટો મંડપ નાખી તેમાં બેઠકોની ગોઠવણ કરી હતી, અને તેના ખરચ સારૂ કરેલાં ઉઘરાંણાંમાં શેઠ શોરાબજી શાપુરજી બંગાલીએ મોટી મદદ આપી હતી.[૪]

તા૦ ૨૫ મી મારચ.

મુંબઇ ઇલાકાને લગતાં ગામોનાં કારખાનાંઓમાં કામ કરનારા મજુરોની હાલત અને કામ કરવાની રીત વિષે તપાસ કરવા તથા તે સુધારવા અને ખસુસ કરી ઓરતો તથા બાળકોના બાબમાં મજુરીના કલાક મુકરર કરવા તથા તેમની હોનારતથી સંભાલ લેવા માટે ધારો બાંધવાની જરૂર છે કે નહિ તે વિષે રીપોર્ટ કરવાને ૫ ઇંગ્રેજ, ૩ હિંદુ અને ૧ પારસી—શેઠ દીનશાહજી માણેકજીપીટીટ, ગ્રહસ્થોનું એક કમીશન મુંબઇની સરકારે નેમ્યું હતું.[૫]

૩ જામે જમશેદ, તા૦ ૨૨ મી મારચ ૧૮૭૫.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૨૮ મી ફેબરવારી ૧૮૭૫.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૫ મી મારચ ૧૮૭૫.

એ કમીશનની હજુરમાં પારસીઓમાં એલાએનસ મીલના શેક્રેટરી શેઠ શાવકશાહ ધનજીભાઈ બનાજી, તથા માનેજર શેઠ તેહેમુલજી ધનજીભાઈ, ગ્રેટ ઇસ્ટરન-મીલના શેક્રેટરી શેઠ મનચેરજી નવરોજજી બનાજી, મોરારજી ગોકલદાસ મીલના માનેજર શેઠ નશરવાનજી દાદાભાઇ કાતરક વગેરેએ જબાની આપી હતી. કમીશનના ત્રણ સભાસદો તેનાં કામકાજમાં શામેલ થઇ શકયા ન હતા. બેનો વિચાર એવો કાયદો ઘડવાની તરફેણમાં હતો, તથા ચારનો વિચાર સરકારે વચ્ચે પડવું બીન જરૂરનું છે એમ હતો. આ ઉપરથી સરકારે હાલ તુરત કસ્સાં પગલાં ભર્યાં ન હતાં. મીલ ઓનરસ આસોશીએશનથી કાયદો બંધાય તેની સાંમે હતી.

શેઠ માણેકજી એદલજી ખરીખાડીને નામદાર સરકારે પુણાં કલેકટરેટનાં પુરંધર તાલુકાના મામલતદાર નેમ્યા હતા.[1]

તા૦ ૨૭ મી મારચ.

રોજ ૮ માહ ૭ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ જીવણબાઇ તે શેઠ લવજીભાઇ મનચેરજી વાડીઆનાં ધણીઆંની અને શેઠ દાદાભાઇ પેશતનજી વાડીઆનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી ૨૫૦૦, દીકરી બાઇ પીરોજબાઇ તે શેઠ નશરવાંનજી અરદેશર હોરમજજી વાડીઆનાં ધણીઆંનીએ ૨૫૦૦), તથા બીજાં એશીઓએ ૨૩૦૦) મલી ૩૧૩૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૩૦ મી મારચ.

શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ "મીથ્રની આરાધના" વિષે આજ દીને અતરેના ફ્રીમેશનોના જમશેદી નોરોજના મેલાવડામાં એક ભાષણ કીધું હતું. એ ભાષણમાં શેઠ ખરશેદજીએ સમજાવ્યું હતું કે જેમ જરથોસ્તી ધર્મમાં એક ખોદાને માનવા તથા માણસને તેનાં કામોનો બદલો આવતી દુનયાંમાં કરણી માફક મલવાને લખેલુંછે, તેમોજ ફ્રીમેશનરીનો પણ એતેકાદ છે.[3]

તા૦ ૧ લી આપરેલ.

નીચલા પારસી ગ્રહસ્થોને આગ્યે વર્ષમાં તેમનાં નામની આગલ લખેલાં જુદાં જુદાં મથકોની મ્યુનીસીપાલીટી તથા તાલુકા લોકલ ફંડ કમીટીઓના મેમબરો તરીકે નામદાર સરકારે નેમ્યા હતા:—

મ્યુનીસીપાલીટી.

જલગાંમ——શેઠ જમશેદજી જીવાજી.
માલકમપેઠ (માહબલેશર)—શેઠ કાવશજી શાપુરજી હાથીખાઉ.
ધગતપુરા——શેઠ રૂસતમજી ખરશેદજી સરાફ.
અહમદનગર—શેઠ ફરામજી અરદેશર કેકોબાદના.
અંકલેશર——શેઠ પેશતનજી નશરવાંનજી.
શેઠ નરીમાંનજી શોરાબજી.
નડીઆદ——શેઠ દોરાબજી એદલજી ગીમી, બી. એ.
શેઠ દારાશાહ જમશેદજી પોસ્ટમાસ્ટર.
ઉરન ———શેઠ મેહરવાંનજી શાપુરજી.

તાલુકા લોકલ ફંડ કમીટી.

ખેડા ———શેઠ ફરદુનજી ખરશેદજી મોદી.

તા૦ ૫ મી આપરેલ.

ડાકટર કેખશરૂ રૂસતમજી વીકાજીએ "સિદ્ધ પદાર્થ વિજ્ઞાન" એટલે જે ગરમી, રોશની, વીજલી, અને રસાયની આકર્ષણ વગેરેનાં મુલ તત્વોના સંગ્રહની એક ચોપડી રચી પ્રગટ કીધી હતી.[4] એ ચોપડી ગ્રાંટ મેડીકલ કાલેજના પ્રોફેસર ડાકટર આઇ. બી. લાયનને અર્પણ કરી હતી.

તા૦ ૮ મી આપરેલ.

આગ્યે વર્ષની સબારડીનેટ જડજ અને હાઈ કોરટ પલીડર તથા ડીસ્ત્રીકટ પલીડરની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતા[5]:—

હાઇ કોરટ પલીડર—શેઠ બેહમનજી પીરોજશાહ કંત્રાકટર
ડીસ્ત્રીકટ પલીડર—શેઠ ખરશેદજી નશરવાંનજી વાડીઆ.

તા૦ ૧૦ મી આપરેલ.

રોજ ૨૨ માહ ૭ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—શોરાબજી કાવશજી ખરાસ[6]—ઉમર વર્ષ ૭૩) શેઠ કાવશજી બેહરાંમજી ખરાસના વડા દીકરા. એવણ પ્રથમ ઈ૦ સ૦ ૧૮૨૮ માં ચીન ખાતે વ્યાપારીની પેહડીપર ગયા હતા. ત્યાંથી આવી ૧૮૪૦ થી એડન જઇ ત્યાં એક દુકાન ઉઘાડી હતી, અને રફતે રફતે તે તરફનો વ્યાપાર વધારી મેલ્યો હતો. એડનથી ઘણે વર્ષે મુંબઇ આવી અતરેજ મરણ પામ્યા હતા.

તા૦ ૧૨ મી આપરેલ.

રોજ ૨૪ માહ ૭ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—દસ્તુર હોરમજજી જામાસપજી જામાસ્પ આશાના[7]—ઉમર વર્ષ ૫૫) પુણાંવાલા દસ્તુર જામાસપજી એદલજી જામાસ્પઆશાના બીજા દીકરા. એવણ પ્રથમ મઉમાં પંથક ચલાવતા હતા તથા ૧૮૪૯ માં ત્યાંની દરેમેહર એવણનાં ઉપરીપણાં હેઠલ પરઠાઇ હતી. એ બાદ ૧૮૪૭ થી હેદરાબાદનું પંથક ચલાવતા હતા, અને ત્યાંના પારસીઓ તથા બીજાઓથી ઘણું માન મેલવ્યું હતું. એવણનું મરણ પુણાં મધે નીપજ્યું હતું.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૫ મી મારચ ૧૮૭૫.

૨ જામે જમશેદ, તા૦ ૩૦ મી મારચ ૧૮૭૫.

૩ એ ભાષણનું એક ચોપાંનીયું નીચલાં નામથી ૧૮૭૬ ના જુલાઇ માસમાં છપાઇ પ્રગટ થયું હતું:—
"A Discourse on the Mithraic Worship, and the Rites and Mysteries connected with it. By, K. R. Cama. Delivered at the Freemasons' Jamshedi Naoroz Festival, on Saturday the 30th March 1875. Bombay: printed at the Times of India Steam Press, 1876."

૪ "સિદ્ધ પદાર્થ વિજ્ઞાન. (અભ્યાસિયોને વાસ્તે.) ગરમી, રોશની, વિજળી અને રસાયની આકર્ષણ વગેરેનાં મુળતત્વોનો સંગ્રહ (૪૫ ચિત્ર સહિત) રચનાર, કેખશરૂ રૂસ્તમજી વીકાજી. મુંબઇ મધે એજયુકેશન સોસાઇટીનાં છાપખાનામાં છાપ્યું છે. ૧૮૭૫."

૫ બોમ્બે ગવરમેંટગેઝેટ, તા૦ ૮ મી આપરેલ ૧૮૭૫.

૬ મરહુમ શેઠ રૂસતમજી શોરાબજી ખરાસના બાવા.

૭ એ૦ જમશેદજી હોરમજદ્યાર દસ્તુરના બાવા.

તા૦ ૧૯ મી મેએ.

રોજ ૧ માહ ૧૦ (કo) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—રતનશાહ પેશતનજી વકીલ, સુરતના—ઉમર વર્ષ ૬૫) સુરતવાલા શેઠ પેશતનજી કાલાભાઇ વકીલના ત્રિજા દીકરા. એવણ ૧૮૩૦ માં પોતાના બાપનાં મરણ પછી સુરત મધે વ્યાપાર કરતા હતા, તથા ત્યાંની કાટન કલીનીંગ, સ્પીનીંગ, એંડ. વીવીંગ કુંપની અને જાફરઅલી સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના તેમની શરૂઆતથી ડાએરેકટર હતા. ૧૮૫૯ માં સુરતની જરથોસ્તી ફારસી મદરેસા નીકલી તેના એવણ ખજાનચી હતા. ૧૮૭૦ થી સુરતની મ્યુનીસીપાલીટીના સરકારે એવણને એક કમીશનર નેમ્યા હતા. સુરતની પારસી પંચાતનાં ધર્મનાં ફંડોના એવણ એક કારોબારી હતા.

---

જાયુક ચલાવવી અને તેને તેમનું નામ આપવું. એ સરતો સરકારે બાહલ રાખી તા૦ ૧૯ મી જુન ૧૮૭૩ ને દીને નીચલો ઠેરાવ બાહેર પાડયો હતો:-

Leper Hospital (Rutnagiri).

No. 2386.

Financial Department,

*Bombay Castle, 19th June 1873.*

Transfer from the General Department of the Secretariat No. 2108, *dated 18th June 1873, of a* memorandum from the Revenue Commissioner S. D. No. 2118, dated the 28th May 1873 Forwarding a letter No. 1661 of 20th Idem, from the Collector of Rutnagiri, who submits an offer received from Mr. *Dinshaw Manockjee Petit, through Raosaheb Vishwanuth* Narayen Mandlik of Rs. 12,000 towards the construction of the Leper Hospital at Rutnagiri on conditions stated, and recommends its acceptance by Government.

Resolution—Government will gladly accept Mr. Petits public spirited offer on the following conditions:—

1st. That a sum of 7,000, or whatever further amount may be required in addition to the donation of Rs. 12,000 to complete the building and the necessary fittings and furniture, be raised by private subscriptions.

2nd. That the Local Fund Committee guarantee an annual subscription of Rs. 2,000.

In the event of these conditions being complied with Government will guarantee such sum, not exceeding Rs. 2,000 per annum, as may from time to time be required to supplement the contribution from Local Funds.

*It is to be understood that the services of the* Civil Surgeon will be given gratuitously, that the cost of the establishment is not to exceed Rs. 621 per annum, and the cost of. maintenance for each leper is not to be more than Rs. 30.

(Sd.) F. S. CHAPMAN,

Chief Secretary to Government.

એ પછી શેઠ દીનશાહજીએ તા૦ ૭ મી માર્ચ ૧૮૭૪ ને દીને રૂ૧૨૦૦૦) ની રકમ સરકારી તીજોરીમાં ભરી હતી. તે બાદ તેઓનાં ધીઆન ઉપર લાવવામાં આવ્યું કે ઉપલી રકમમાં જો બીજા રૂ૩૦૦૦) ઉમેરવામાં આવે તો એ હાસ્પીટલના ધનેબારે બનુ વરંડો બંધાય અને તેમાં ૬૦ ને બદલે ૧૦૦ રકીઓનો સમાસ થાય, તથા બીજા રૂ૫૦૦) વધારે ભરે, તો અગત્યનું ફરનીચર તથા રકીઓનાં બીછાનાં વગેરે લેવામાં આવે. આ ઉપરથી શેઠ દીનશાહજીએ તા૦ ૫ મી ફેબ્રુઆરી ૧૮૭૫ ને દીને બીજા રૂ૩૫૦૦) સરકારી તીજોરીમાં ભર્યાં હતા, જે બાબે કલેકટર મી૦ જે. એલફીનસટને તા૦ ૧૫ મી ફેબ્રુઆરી ૧૮૭૫ ને દીને તેવણ ઉપર નીચે મુજબ પત્ર લખી ઉપકાર માનયો હતો:—

No. 359 of 1875.

Rutnagberry Collector's Office.

*Camp Malvan, 15th February 1875,*

To

Dinshaw Manockjee Petit, Esq.,

Bombay.

Sir,

I have the honor gratefully to acknowledge, on behalf of the Leper Hospital Committee, your 2nd *Donation of Rs 3,500 towards the construction of the* Leper Hospital at Rutnagheri. The extra sum of Rs. 500 kindly sent by you will enable the Hospital Committee to furnish the Dispensary Hall with the necessary furniture and to buy beds and bedding for the intended occupants of the building, who for the most part are too poor to supply their own beds. The Leper Hospital Committee, therefore, feel greatly *obliged to you for relieving them of all anxiety as* regards funds for this purpose and it will, they know, be a source of delight to you to learn that your liberality will not only afford a comfortable lodging to the 100 Lepers but will serve to protect them from the inclemency of the weather and from much bodily pain which the want of cots, sufficient bedding and the requisite furniture might have entailed.

I have the honor to be &c.,

(Sd.) J. ELPHINSTONE,

Collector and President Leper Hospital Committee.

એ બાદ એ હાસ્પીટલ તૈયાર થવાથી તે ઉપર મુજબ રકીઓને માટે ખોલી મુકવામાં આવી હતી. એ હાસ્પીટલના પાયાની દીવાલ ઉપર નીચે મુજબ તખતી મારવામાં આવેલી છે:—

"Dinshaw Manockjee Petit Charitable Leper Hospital

"This Hospital is called after the abovenamed "Gentleman in consideration of his most benevolent "and liberal contribution of Rs. 15,000 towards it. "construction.

"Commenced in the month of May 1875 by Mrs "W. Ashdown, Local Fund Engineer, at a Total cost "of Rs. 27,000."

એ લેપર હાસ્પીટલની કમીટીનો બીજો રીપોર્ટ જે ૧૮૭૫ ના ઓગસ્ટ માસમાં બાહેર પડયો હતો તેના બીજા ફકરામાં કમીટી લખે છે:—

2. "The amount of General contribution in hand on the 1st August 1874 was Rs. 16,120 9 3 and

તા૦ ૧૯ મી મેએ.

શેઠ બહેમનજી પીરોજશાહ કંત્રાકટર (ચાહેવાલા) એ હાઇ કોરટના સોલીસીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[૧]

તા૦ ૨૦ મી મેએ.

શેઠ પેહરામજી મેહરવાનજી મસખારીએ "નીતી વિનોદ" નામની જુદી જુદી નીતિ સંબંધી કવિતાઓની એક ચોપડી રચી પ્રગટ કીધી હતી.[૨] એ ચોપડી સર મંગળદાસ નથુભાઇ નાઇટ, સી. એસ. આઇ. ને અર્પણ કરવામાં આવી હતી.

તા૦ ૨૧ મી મેએ.

આજ દીને સુરત મધે મરહુમ શેઠ રતનશાહ પેશતનજી વકીલનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી ૬૫૦૦) તથા બીજા એશીઓએ ૨૧૮૨) મલી ૩૬૮૨) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૩]

તા૦ ૨૧ મી મેએ.

રોજ ૩ માહ ૯ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

આજ દીને રાજકોટ મધે અંજુમનના ઉઘરાતથી એક દરેમેહર પરડાવવામાં આવી હતી. જશનની ક્રિયા ત્યાંના પંથકી એ૦ બરજોરજી ખરશેદજી અવાશીઆએ કીધા બાદ અંજુમન તરફથી તેમને એક શેઆલ શેઠ ધનજીશાહ હોરમજજી કરાકાએ હોરાડી હતી. એ દરેમેહરનું કામ મજકુર એ૦ બરજોરજી તથા શેઠ ધનજીશાહ ઉપરાંત શેઠો માણેકજી પેશતનજી દમરી, નવરોજજી નશરવાનજી કમીશરીએટ એજંટ અને કુવરજી કોયાજી પલીડરે ઘણી મેહનત તથા આગેવાંની લઇ પાર પાડયું તે માટે તેમનો ઉપકાર માની ચાશની કર્યાં બાદ બેંડના સુરોદો વચ્ચે ખુશાલીના પોકારો કરી મેલાવડો બરખાસ્ત થયો હતો.[૪]

તા૦ ૨૩ મી મેએ.

રોજ ૫ માહ ૯ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

**મરણ**—ભીમજીભાઇ જીવણજી રાંડેલીઆ—ઉમર વર્ષ ૬૫) રાંડેલવાલા હાડવૈદ્ય શેઠ જીવણજી શેરાબજી રાંડેલીઆના દીકરા. એવણ પોતાના બાપથી ભાગેલાં હાડ દરૂસ્ત કરવાનો હુનર શિખ્યા હતા. એ ધંધામાં એમની ઘણી માહીતીને લીધે ઇ૦ સ૦ ૧૮૪૬ માં અતરેની સરકારી ગોદીના વડા માસ્ટર બીલડર શેઠ નવરોજજી જમશેદજી વાડીઆનો પગ જોખમાએઓ હતો તે દરૂસ્ત કરવાને એવણને રાંડેરથી મુંબઇ બોલાવ્યા હતા, અને તે દરમેઆંન સર્વે જાતનાં ઘણાંક ગરીબોનાં જોખમાએલાં હાડોને એવણે દરૂસ્ત કરી આરામ કીધો હતો. આ ઉપરથી અતરેના આગેવાન પારસી ગ્રહસ્થોએ એક ફંડ ઉભું કરી તેમાંથી એવણને દરમાયો આપી અતરે જાયુક રાખી ગરીબોનાં હાડ મુફત દરૂસ્ત કરવાનો બંદોબસ્ત કીધો હતો. એ બંદોબસ્ત મુજબ એવણે મુંબઇ મધે ગોઘાના મોહલામાં પોતાનાં રેહવાનાં ઘરમાં ભાગેલાં હાડ દરૂસ્ત કરવાને, ઘયાને હાથ પગ મોરચાએલા અથવા ઉતરી ગયલા દરૂસ્ત કરવા તથા ભાગાં હાડ સાંધવાનો ધંધો ચાલુ કીધો હતો. એ દરમેઆંન પોતાની જાતી મેહનત તથા ઘણું કરીને પોતાની ગીરેના ખરચથી ગરીબોનો ઇલાજ કરતા હતા. આ એમની ૨૧) વર્ષની સેવાઓના બદલામાં એવણને એક "પર્સ" ભેટ આપવાને અતરેના આગેવાન દેશી ગ્રહસ્થોએ એક ઉઘરાણું કરી તા૦ ૨૮ મી મેએ ૧૮૬૭ નેં દીને એક મોટી સભા ભરી સર જમશેદજી જીજીભાઇ બારોનેટને હાથે એક માનપત્ર તથા ૩૫૮૮૬૫) ની "પર્સ" ભેટ આપી હતી. એવણના આ હુનરનો લાભ દેશીઓ ઉપરાંત નામીચા ઇંગ્રેજો—મુંબઇના ગવરનર સુધાં, લેતા હતા. મુંબઇ ઉપરાંત કલકતા અને મહારાજ વેરથી પણ હાડકાંની મરામતને માટે એમને તેડાં આવતાં હતાં. "બરેઅર ભીમજી તે ગોયા કોઇ માણસ નહી, પણ એક ખાતું (Institution) થાઇ પડયો હતો."[૫]

તા૦ ૨૫ મી મેએ.

શેઠ ફરામજી રૂસતમજી વીકાજીએ લંડનની નેશનલ ઇંડીઅન આશોશીએશનની એક સભામાં આજ દીને

the Committee have been able to collect since that date Rs. 2,221 making with other items (vide Appendix A.) a total of Rs. 23,351-1-5 this includes the additional sum of Rs. 3,500 (total Rs. 15,500) contributed by Dinshaw Manockjee Petit Esq. of Bombay, whose munificent gift has mainly ensured the construction of the Leper Hospital. The Managing Committee avail themselves of this opportunity of tendering to him their best thanks for the liberal interest he has evinced in the cause of humanity. In order to perpetuate his name, it has been resolved to called the Hospital "the Dinshaw Manockjee Petit Leper Hospital" in all official correspondence."

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૯ મી મેએ ૧૮૭૫.

૨ "નીતિ વિનોદ. રચનાર, મેહરાંમજી મેહરવાંનજી મસખારી. મુંબઇ મધ્યે 'ઇન્ડસ્ત્રિયલ' છાપાખાનામાં છાપ્યું. સંવત ૧૯૩૧"

૩ જામે જમશેદ, તા૦ ૨૪ મી મેએ ૧૮૭૫.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૬ થી જુન ૧૮૭૫.

એ દરેમેહરનાં મકાનમાં પાછળથી ઇ૦ સ૦ ૧૮૮૩ માં શેઠ ધનજીશાહ હોરમજજી કરાકાએ પોતાને ખરચે ગુંબજ, વરંડા, વગેરેનો કેટલોક વધારો કરાવ્યો હતો.

૫ રાસ્ત ગોફતાર, તા૦ ૩૦ મી મેએ ૧૮૭૫.

તા૦ ૧૯ મી મેએ.

રોજ ૧ માહ ૧૦ (કo) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—રતનશાહ પેશતનજી વકીલ, સુરતના—ઉમર વર્ષ ૬૫) સુરતવાલા શેઠ પેશતનજી કાલાભાઈ વકીલના ત્રિજા દીકરા. એવણ ૧૮૩૦ માં પોતાના બાપનાં મરણ પછી સુરત મધે વ્યાપાર કરતા હતા, તથા ત્યાંની કાટન કલીનીંગ, સ્પીનીંગ, એંડ. વીવીંગ કુંપની અને જાફરઅલી સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના તેમની શરૂઆતથી ડાએરેકટર હતા. ૧૮૫૯ માં સુરતની જરથોસ્તી ફારસી મદરેસા નીકલી તેના એવણ ખજાંનચી હતા. ૧૮૭૦ થી સુરતની મ્યુનીસીપાલીટીના સરકારે એવણને એક કમીશનર નેમ્યા હતા. સુરતની પારસી પંચાતનાં ધર્મનાં ફંડોના એવણ એક કારોબારી હતા.

---

બનાવ્યુક ચલાવવી અને તેને તેમનું નામ આપવું. એ સરતો સરકારે બાહાલ રાખી તા૦ ૧૯ મી જુન ૧૮૭૩ ને દીને નીચલો ઠેરાવ બાહેર પાડ્યો હતો:-

Leper Hospital (Ratnagiri).

No. 2336.

Financial Department,

*Bombay Castle, 19th June 1873.*

Transfer from the General Department of the Secretariat No. 2108, dated 18th June 1873, of a memorandum from the Revenue Commissioner S. D. No. 2118, dated the 28th May 1873 Forwarding a letter No. 1661 of 20th Idem, from the Collector of Ratnagiri, who submits an offer received from Mr. Dinshaw Manockjee Petit, through Raosaheb Vishwanuth Narayen Mandlik of Rs. 12,000 towards the construction of the Leper Hospital at Ratnagiri on conditions stated, and recommends its acceptance by Government.

Resolution—Government will gladly accept Mr. Petits public spirited offer on the following conditions:—

1st. That a sum of 7,000, or whatever further amount may be required in addition to the donation of Rs. 12,000 to complete the building and the necessary fittings and furniture, be raised by private subscriptions.

2nd. That the Local Fund Committee guarantee an annual subscription of Rs. 2,000.

In the event of these conditions being complied with Government will guarantee such sum, not exceeding Rs. 2,000 per annum, as may from time to time be required to supplement the contribution from Local Funds.

It is to be understood that the services of the Civil Surgeon will be given gratuitously, that the cost of the establishment is not to exceed Rs. 624 per annum, and the cost of maintenance for each leper is not to be more than Rs. 30.

(Sd.) E. S. CHAPMAN,

Chief Secretary to Government.

એ પછી શેઠ દીનશાહજીએ તા૦ ૭ મી માર્ચ ૧૮૭૪ ને દીને રૂ૧૨૦૦૦) ની રકમ સરકારી તીજોરીમાં ભરી હતી. તે બાદ તેઓનાં ધીઆન ઉપર લાવવામાં આવ્યું કે ઉપલી રકમમાં જો બીજા રૂ૩૦૦૦) ઉમેરવામાં આવે તો એ હાસ્પીટલના પેને બદલે ત્રણ વારડો બંધાય અને તેમાં ૬૦ ને બદલે ૧૦૦ દરદીઓનો સમાસ થાય, તથા બીજા રૂ૫૦૦) વધારે મલે, તો અગતજોગું ફરનીચર તથા દરદીઓનાં બીછાંણાં વગેરે લેવામાં આવે. આ ઉપરથી શેઠ દીનશાહજીએ તા૦ ૫ મી ફેબરવારી ૧૮૭૫ ને દીને બીજા રૂ૩૫૦૦) સરકારી તીજોરીમાં ભર્યા હતા, જે બાબે કલેકટર મી૦ જે. એલફીનસટને તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૭૫ ને દીને તેવણ ઉપર નીચે મુજબ પત્ર લખી ઉપકાર માનયો હતો:—

No. 359 of 1875.

Rutnagherry Collector's Office.

*Camp Malvan, 15th February 1875,*

To

Dinshaw Manockjee Petit, Esq.,

Bombay.

Sir,

I have the honor gratefully to acknowledge, on *behalf of the Leper Hospital Committee, your 2nd* Donation of Rs 3,500 towards the construction of the Leper Hospital at Rutnagheri. The extra sum of *Rs. 500 kindly sent* by you will enable the Hospital Committee to furnish the Dispensary Hall with the necessary furniture and to buy beds and bedding for *the* intended occupants of the building, who for the most part are too poor to supply their own beds. The Leper Hospital Committee, therefore, feel greatly obliged to you for relieving them of all anxiety as regards funds for this purpose and it will, they know, be a source of delight to you to learn that your liberality will not only afford a comfortable lodging to the 100 Lepers but will serve to protect them from the inclemency of the weather and from much bodily pain which the want of cots, sufficient bedding and the requisite furniture might have entailed.

I have the honor to be &c.,

(Sd.) J. ELPHINSTONE,

Collector and President Leper Hospital Committee.

એ બાદ એ હાસ્પીટલ તૈયાર થવાથી તે ઉપર મુજબ દરદીઓને માટે ખોલી મુકવામાં આવી હતી. એ હાસ્પીટલના પાયાની દીવાલ ઉપર નીચે મુજબ લખી મારવામાં આવેલી છે:—

" Dinshaw Manockjee Petit Charitable Leper Hospital

" This Hospital is called after the abovenamed
" Gentleman in consideration of his most benevolent
" and liberal contribution of Rs. 15,000 towards it.
" construction.

" Commenced in the month of May 1875 by Mrs
" W. Ashdown, Local Fund Engineer, at a Total cost
*" of Rs. 27,000."*

એ લેપર હાસ્પીટલની કમીટીનો બીજો રીપોરટ જે ૧૮૭૫ ના આગશટ માસમાં બાહેર પડ્યો હતો તેના બીજા ફકરામાં કમીટી લખે છે કે:—

2. "The amount of General contribution in hand on the 1st August 1874 was Rs. 16,120 9 3 and

તા૦ ૧૯ મી મેએ.

શેઠ બહમનજી પીરોજશાહ કંત્રાકટર (આહેવાલા) એ હાઇ કોરટના સોલીશીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[૧]

તા૦ ૨૦ મી મેએ.

શેઠ બેહરામજી મેહરવાનજી મલબારીએ "નીતી વિનોદ" નામની જુદી જુદી નીતિ સંબંધી કવિતાઓની એક ચોપડી રચી પ્રગટ કીધી હતી.[૨] એ ચોપડી સર મંગળદાસ નથુભાઇ નાઇટ, સી. એસ. આઇ. ને અર્પણ કરવામાં આવી હતી.

તા૦ ૨૧ મી મેએ.

આજ દીને સુરત મધે મરહુમ શેઠ રતનશાહ પેશતનજી વકીલનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી ૩૫૦૦) તથા બીજા શેઠીઓએ ૩૧૮૨) મલી ૬૬૮૨) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૩]

તા૦ ૨૧ મી મેએ.

રોજ ૩ માહ ૯ (શે૦) ૧૨૪૪ યઝદેજરદી.

આજ દીને રાજકોટ મધે અંજુમનના ઉધરાતથી એક દરેમેહર પરઠાવવામાં આવી હતી. જશનની ક્રિયા ત્યાંના પંથકી એમ. બરજોરજી ખરશેદજી અવાશીઆએ કીધા બાદ અંજુમન તરફથી તેમને એક શેઆલ શેઠ ધનજીશાહ હોરમજજી કરાકાએ હોરાડી હતી. એ દરેમેહરનું કામ મજકુર એમ બરજોરજી તથા શેઠ ધનજીશાહ ઉપરાંત શેઠો માણેકજી પેશતનજી દમરી, નવરોજજી નશરવાનજી કમીશરીએટ એજંટ અને કુવરજી કોયાજી પલીડરે ઘણી મેહનત તથા આગેવાની લઇ પાર પાડયું તે માટે તેમનો ઉપકાર માની ચાશની કર્યાં બાદ બેંડના સુરોદો વચ્ચે ખુશાલીના પોકારો કરી મેલાવડો બરખાસ્ત થયો હતો.[૪]

તા૦ ૨૩ મી મેએ.

રોજ ૫ માહ ૯ (શે૦) ૧૨૪૪ યઝદેજરદી.

**મરણ**—ભીમજીભાઇ જીવણજી રાંડેલીઆ—ઉમર વર્ષ ૬૫) રાંડેલવાલા હાડવૈદ્ય શેઠ જીવણજી શેરાબજી રાંડેલીઆના દીકરા. એવણ પોતાના બાપથી ભાગેલાં હાડ દરસ્ત કરવાનો હુનર શિખ્યા હતા. એ ધંધામાં એમની ઘણી માહીતીને લીધે ઇ૦ સ૦ ૧૮૪૬ માં અતરેની સરકારી ગોદીના વડા માસટર બીલ્ડર શેઠ નવરોજજી જમશેદજી વાડીઆનો પગ જોખમાએઓ હતો તે દરસ્ત કરવાને એવણને રાંડેલથી મુંબઇ બોલાવ્યા હતા, અને તે દરમેઆન સર્વે ગ્નાતનાં ઘણાંક ગરીબોનાં જોખમાએલાં હાડોને એવણે દરસ્ત કરી આરામ કીધો હતો. આ ઉપરથી અતરેના આગેવાન પારસી ગ્રહસ્થોએ એક ફંડ ઉભું કરી તેમાંથી એવણને દરમાયો આપી અતરે જાયુક રાખી ગરીબોનાં હાડ મુફત દરસ્ત કરવાનો બંદોબસ્ત કીધો હતો. એ બંદોબસ્ત મુજબ એવણે મુંબઇ મધે ગોઘાના મોહલામાં પોતાનાં રેહવાનાં ઘરમાં ભાગેલાં હાડ દરસ્ત કરવાને, ઇથાને હાથ પગ મોરચાએલા અથવા ઉતરી ગયલા દરસ્ત કરવા તથા ભાગાં હાડ સાંધવાનો ધંધો ચાલુ કીધો હતો. એ દરમેઆન પોતાની જાતી મેહનત તથા ઘણું કરીને પોતાની ગીરેના ખરચથી ગરીબોનો ઇલાજ કરતા હતા. આ એમની ૨૧) વર્ષની સેવાઓના બદલામાં એવણને એક "પર્સ" ભેટ આપવાને અતરેના આગેવાન દેશી ગ્રહસ્થોએ એક ઉધરાણું કરી તા૦ ૨૮ મી મેએ ૧૮૬૭ ને દીને એક મોટી સભા ભરી સર જમશેદજી જીજીભાઇ બારોનેટને હાથે એક માનપત્ર તથા ૩૫૮૮૬૫) ની "પર્સ" ભેટ આપી હતી. એવણના આ હુનરનો લાભ દેશીઓ ઉપરાંત નામીચા ઇંગ્રેજો—મુંબઇના ગવરનર સુધાં, લેતા હતા. મુંબઇ ઉપરાંત કલકતા અને મધરાજ વેરથી પણ હાડકાંની મરામતને માટે એમને તેડાં આવતાં હતાં. "ખરેખર ભીમજી તે ગોયા કોઇ માણસ નહી, પણ એક ખાતું (Institution) થાઇ પડયો હતો."[૫]

તા૦ ૨૫ મી મેએ.

શેઠ ફરામજી રૂસતમજી વીકાજીએ લંડનની નેશનલ ઇંડીઅન આસોશીએશનની એક સભામાં આજ દીને

the Committee have been able to collect since that date Rs. 2,221 making with other items (vide Appendix A.) a total of Rs. 23,351-1-5 this includes the additional sum of Rs. 3,500 (total Rs. 15,500) contributed by *Dinshaw Manockjee Petit Esq.* of Bombay, whose munificent gift has mainly ensured the construction of the Leper Hospital. The Managing Committee avail themselves of this opportunity of tendering to him their best thanks for the liberal interest he has evinced in the cause of humanity. In order to perpetuate his name, it has been resolved to called the Hospital "the Dinshaw Manockjee Petit Leper Hospital" in all official correspondence."

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૯ મી મેએ ૧૮૭૫.

૨ "નીતિ વિનોદ. રચનાર, બેહરાંમજી મેહરવાંનજી મલબારી. મુમબઇ મધ્યે 'ઇન્દસત્રિયલ' છાપાખાનામાં છાપ્યું. સંવત ૧૯૩૧"

૩ જામે જમશેદ, તા૦ ૨૪ મી મેએ ૧૮૭૫.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૬ થી જુન ૧૮૭૫.

એ દરેમેહરનાં મકાનમાં પાછલથી ઇ૦ સ૦ ૧૮૮૩ માં શેઠ ધનજીશાહ હોરમજજી કરાકાએ પોતાને ખરચે ગુંબજ, વરંડા, વગેરેનો કેટલોક વધારો કરાવ્યો હતો.

૫ રાસ્ત ગોફતાર, તા૦ ૩૦ મી મેએ ૧૮૭૫.

"હિંદુસ્થાનમાં રેલવેઓથી થયલી રાજદ્વારી તથા સંસારી અસરો" વિશે એક નિબંધ વાંચ્યો હતો.[1]

---

તા૦ ૨૬ મી મેએ.

રોજ ૮ માહ ૧૦ (કદમી) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—બરજોરજી જમાસપજી વાચા—ઉમર વર્ષ ૫૮) શેઠ જમાસપજી શોરાબજી વાચાના બીજા દીકરા. એઓ પ્રથમમાં મેસર્સ બ્રાઉન કરફની કુંપનીમાં ભાગયા હતા. તે પછી શેઠો પેશતનજી હોરમસજી પસતાકીઆ અને આરદેશર રૂસતમજી મુનશી સાથે "પેશતનજી આરદેશરની કુંપની" ને નામે ૧૮૫૪ થી ધંધો તથા મેસર્સ રીચાર્ડ બધરસની પેઢીની દલાલી કરતા હતા. તા૦ ૧ લી આગસ્ટ ૧૮૬૩ થી ઉકલી પેઢીમાંથી ભાગ છોડવી પોતાને હીસાબે ધંધો કરતા હતા. એઓ "ઘણા સમજુ, શાણા અને મોટી પીઢાંનુ તથા વગવાલા હતા."[2]

---

તા૦ ૨૭ મી મેએ.

શેઠ હોરમસજી જહાંગીરજી વાચા, એમ. એ. ને નામદાર સરકારે એલફીનસ્ટન કાલેજમાં કામચલાઉ આસીસ્ટંટ પ્રોફેસર નેમ્યા હતા.[3]

શેઠ બેજનજી બાદરજી કમિટરે મુંબઇ મધે આજે માસમાં લેવાયલી દેશી માસ્ટરોની પરીક્ષા મંચેરજીમાં પસાર કીધી હતી.[3]

નાગરના પોલીસ ઇનસ્પેકટર ખાનસાહેબ જહાંગીરશાહ આરદેશર તાલિયારખાંનને નામદાર સરકારે એક પાયરી ચડાવી ખાનદેશના પોલીસ ઇનસ્પેકટર નેમ્યા હતા.[3]

---

તા૦ ૨૮ મી મેએ.

રોજ ૧૧ માહ ૯ (થી૦) ૧૨૪૪ યજદેજરદી.

નવસારી મધે ત્યાંનાં દોખમાંપર જવાના રસ્તાની ઉપર શેઠ હોરમસજી બરજોરજી કપડાંને પોતાને ખરચે એક પાકો પૂલ બંધાવી આપ્યો હતો તે ખોલો મુકવાની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી. જશનની ક્રિઆ સવારનાં ૯ કલાકે ખુરશેદવાડીમાં કીધા બાદ શેઠ હોરમસજી તરફથી એ૦ રૂસતમજી જમાસપજી દસ્તુર મેહરજીરાંણાએ એક અંજુમન પત્ર વાંચી સંભળાવ્યો, જેમાં એ પૂલ તથા રસ્તા ઉપરથી તેવણે પોતાનો દર દાવો ઉઠાડી લઇ અંજુમનને સ્વાધીન કીધો હતો, તથા તેની દર વર્ષની મરામત અંજુમને કરવી એમ જણાંવ્યું હતું. એ બાદ વડા દસ્તુર દારાબજી માહીઆરજી મેહરજીરાંણાએ અંજુમન તરફથી એક શેઆલ પોતાને હાથે શેઠ હોરમસજીને હોરાડી તથા માનપત્ર એનાયત કીધું, તેમજ શેઠ હોરમસજીએ દસ્તુરજીને તથા બીજા અકાબરોને શેઆલ હોરાડી માન આપ્યું. એ પછી બધું અંજુમન એ નવા પૂલ તરફ રવાંના થયું, જ્યાં દસ્તુર દારાબજીએ પાક યજદાનનું નામ લઇ પોતાને હાથે દરવાજો ઉઘાડી પેહલવેહલું પોતાનું મુબારક કદમ અંદર મુકયું, અને પૂલના છેક પાછલા છેડા સુધી તેવણ તથા અંજુમનના બધા સાહેબો જઇ ત્યાંથી સર્વે વીખરાઇ ગયા. રાતના શેઠ હોરમસજી તરફથી ગામનું જમન કરવામાં આવ્યું હતું.[4]

---

તા૦ ૨૯ મી મેએ.

રોજ ૧૧ માહ ૯ (થી૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—દસ્તુર જમશેદજી રૂસતમજી જમાસ્પઆશા-ના[5]—ઉમર વર્ષ ૮૫) નવસારીવાળા એ૦ રૂસતમજી

---

૧ આ નિબંધનું એક ચોપાનીયું નીચલાં નામથી છપાઇ પ્રગટ થયું છે:—

હતી. નવસારીની મર કાવશજી જાંહગીર મદરેસાની તે તરફ દેખરેખ રાખવાને નેમાયલી કમીટીના એવણ એક અધિકારી હતા, અને આવડી લાંબી ઉમરે નવસારી મધેજ મરણ પામ્યા હતા. એવણનાં રવાંનને દોખમાં આગલ જવાના ઉલા નવા રસ્તા અને પૂલ ઉપરથી પેહલવેહલું લઇ જવામાં આવ્યું હતું.[૧]

તા૦ ૩૧ મી મેએ.

રોજ ૧૩ માહ ૯ (શેં૦) ૧૨૪૪ યજદેજરદી.

**મરણ**—જામાસપજી બેહરાંમજી કોહલા—ઉમર વર્ષ ૩૬) શેઠ બેહરાંમજી હીરાજી કોહલાના બીજા દીકરા. એવણ ચીન મધે પોતાના ભાઇ શેઠ પેશતનજીની સાથે વ્યાપાર કરતા હતા, તથા હાંગકાંગથી મકાઉ જતાં મોટુ તોફાન લાગવાથી સ્ટીમર ઉંધી વળી તેમાં ડુબી ગયા હતા.[૨]

તા૦ ૩ જી જુન.

દસ્તુર હોશંગજી જામાસપજી જામાસ્પઆશાનાને નામદાર સરકારે પુણાંની દખણ કાલેજમાં પૂર્વ દેશોની ભાષાઓના આસીસ્ટંટ પ્રોફેસર નેમ્યા હતા.[૩]

તા૦ ૬ ઠી જુન.

રોજ ૧૯ માહ ૯ (શેં૦) ૧૨૪૪ યજદેજરદી.

કરાંચી મધે અંજુમનના ઉપરાતથી બંધાયલું દોખમું પરઠવાની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ એ૦ જમશેદજી ફરાંમજી માસટરે એ દોખમાંનાં ફંડની આવક તથા ખરચનો હીસાબ વાંચી સંભલાવ્યો. જે પછી તેના શેક્રેટરી અને ખજાંનચી શેઠ અરદેશર ગુશતાદજી કોહીઆરે ફંડમાં નાણાં ભરાવવા માટે લીધેલી મેહનત વધી તેમનો તથા શેઠ કાવશજી માણેકજી, જમશેદજી પેશતનજી બેકરીવાલા અને માણેકજી ફરાંમજી કોલાબેવાલાએ એ દોખમું બાંધવા પાછળ લીધેલી મેહનત માટે તેમના ઉપકાર માનવામાં આવ્યા હતા. એ બાદ ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.[૪]

૪ જમે જમશેદ, તા૦ ૨૧ મી જુન ૧૮૭૫.

એ દોખમાંના દરવાજાપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો

"આએ દોખમુ જરથોશતી અનજુમનના ખરચથી "બાંધીઉછે, જેનો તાંનો રોજ ૧૩ મો તીર માહ ૪ થો તીર "શને ૧૨૪૩ ઇઅજદજેરદી. અને રોજ ૧૯ મો ફરોખ "ફરવરદીન માહ ૯ મો આદર શેહનશાઇને દીને ઇનવાની "ક્રીઆ કીધી હતી.

"કરાંચી તા૦ ૬ ઠી જુન ૧૮૭૫
"Kurrachee, 6th June 1875."

એ દોખમું ઇનવાની ક્રિઆમાં શામેલ થવાને તેનાં ફંડના જાંઇટ શેક્રેટરીઓ શેઠો અરદેશર ખરશેદજી રાજકોટવાલા તથા જમશેદજી ફરાંમજી માસટરે મુંબઇનાં વર્તમાન પત્રોમાં પંદર દીવસ આગમજથી જાહેર ખબર છપાવી સર્વે જરથોસ્તીઓને અરજ કીધી હતી.

એ દોખમાંનાં ફંડમાં બધા મલી રૂ૧૯૯૮૪) ભરાયા હતા, તથા વ્યાજ વગેરેની બીજી કેટલીક ઉપજ મલી રૂ૨૦૨૯૨) થયા હતા, અને દોખમું બાંધવા પાછલ ખરચ રૂ૨૦૩૧૮ાા થયો હતો. ફંડમાં ભરાયલી મુખ્ય રકમ કરાંચીના જરથોસ્તીઓ તરફનીજ નીચે મુજબ હતી:—

(રૂ૨૫૭૫) જાંહગીરજી જમશેદજી અલેયાવાલા તથા રાજકોટવાલા. (રૂ૨૫૨૫) હોરમજજી શોરાબજી કોમારી. (રૂ૨૫૦૦) જમશેદજી રૂસતમજી ઘડીઆલી. (રૂ૧૦૧૧) મરહુમ ખરશેદજી જમશેદજી રાજકોટવાલા હા૦ અરદેશર ખરશેદજી રાજકોટવાલા. (રૂ૧૦૧૦) બેહરાંમજી મેહરવાંનજી કોટવાલ. (રૂ૧૦૦૦) હીરજીભાઇ જમશેદજી બેહરાના. (રૂ૭૫૦) અરદેશર ગુશતાદજી કોહીઆર. (રૂ૫૨૫) બેહરાંમજી પીરોજશાહ મીનવાલા. (રૂ૫૨૫) એદલજી દીનશાહ સરકાર (રૂ૫૦૦) ફરાંમજી મેહરવાંનજી નાણાંવતી, કાવશજી હોરમજજી બોમા. (રૂ૩૨૫) બરજોરજી નાનાભાઇ શેઠના. (રૂ૩૦૧) માણેકજી ફરાંમજી કોલાબેવાલા. (રૂ૩૦૦) પેશતનજી પાલણજી ભેદવાર. (રૂ૨૭૫) ફરાંમજી કુવરજી મોદી. (રૂ૨૫૧) ખરશેદજી મનચેરજી ગોરવાલા (રૂ૨૦૧) હોરમજજી પેશતનજી શેઠનાની કુંપની. (રૂ૨૦૦) માણેકજી હોરમજજી કમીશારીવાલા, હોરમજજી ખરશેદજી હાથીરામ, રૂસતમજી ફરાંમરોજ સારનના, બેહરાંમજી બેજનજી કોલાબેવાલા. (રૂ૧૫૧) હોરમજજી દાદાભાઇ ઘડીઆલી, એદલજી ફરાંમજી પસતાકીઆ. (રૂ૧૫૦) નશરવાંનજી જમશેદજી ગોરવાલા, કાવશજી શોરાબજી મોદી. (રૂ૧૨૫) દોરાબજી નાનાભાઇ શેઠના, એદલજી ફકીરજી બરૂચા. (રૂ૧૦૧) દાદાભાઇ જીવાજી બરૂચા, નાનાભાઇ ચાંનજીભાઇ વકીલ. (રૂ૧૦૦) રતનજી ફરાંમજી કેનટીનવાલા), દોરાબજી પીરોજશાહ મીનવાલા, લીમજીભાઇ બેહરાંમજી સરવાપા. (રૂ૨૫૦૬) રૂ૧૦૦) ની અંદરની રકમ.

---

૧ મુંબઇ સમાચાર, તા૦ ૧ લી જુન ૧૮૭૫.

૨ એવણનાં મરણની યાદદાસતને માટે એવણના ભાઇ શેઠ પેશતનજીએ હાંગકાંગ ખાતે જરથોશતીઓને સુબિદા કરવાની જગાપર એક મીનારો ઉભો કરાવી તેપર નીચે પ્રમાણે લેખ કોતરાવ્યોછે:—

"In memory of the late Jamasjee Byramjee Colah, who perished on board the Str. "Poyang," when that unfortunate vessel was lost near Macao on the night of the 31st May 1875, in a terrific Typhoon. This tablet is erected by his ever lamenting brother as a slight token of their love and esteem. Aged 36 years"

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૩ જી જુન ૧૮૭૫.

તા૦ ૭ મી જુન.

દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાએ આજ દીને કોટ મધે મરહુમ માણેકજી શેઠની વાડીમાં "આતશ" વિષે એક વાએજ કરી સંભળાવી હતી.[1]

---

તા૦ ૧૦ મી જુન.

અતરેની હાઈકોરટના નામદાર જડજોએ શેઠ ફરામજી શોરાબશાહ મોદીની હાઇ કોરટની આપેલેટ શાખના આસીસ્ટંટ રેજીસ્ટ્રાર અને હાઇ કોરટ પ્રીંટીંગ પ્રેસના શુપરીંટેંડંટ તરીકે કરેલી કામચલાઉ નેમણુકને નામદાર સરકારે બાહલી આપી હતી.[2]

---

તા૦ ૧૫ મી જુન.

સુરત મધે ત્યાંના પેહલા વર્ગના માજીસ્ત્રેટ રાવબાહાદુર શંકર પાંડુરંગ પંડીતની હજુરમાં આ૦ મેહરવાંનજી ફરામજી અને આ૦ જીવણજી ડાહાભાઈ નામના બે મોબેદો ઉપર પારસી કાયદાની ૯ થી કલમ પ્રમાણે રેજીસ્ત્રારને ત્યાં પોતે આશીરવાદ ભણેલાં લગન નહિ નોધાવવાનો આરોપ મેલો હતો. એ મુકદમાની કેફીઅત એમ છે કે પરણનાર છોકરી ૧૮ વર્ષની ઉમરની હતી, અને પારસી કાયદાની બિજી કલમ પ્રમાણે ૨૧ વર્ષની અંદરની ઉમરનાં પરણનારની વતી રેજીસ્ટરપર તેમના બાપ અથવા વાલીની સહી થવી જોઇએ; પણ અહીં છોકરીનાં માબાપને અનબનાવ હોવાથી એ લગન વીશે બાપની મંજુરીઆત નહી લેવાથી તેમજ એ લગન તેને નાપસંદ હોવાથી તેણે (બાપે) રેજીસ્ટર પર સહી કીધી નહી, જેથી મજકુર મોબેદો છોકરીની માએની સહી લઇ રેજીસ્ત્રારને ત્યાં તે નોધાવવા લઇ ગયા, પણ સબ-રેજીસ્ત્રારે તે નોધવા ના પાડી, સબબ પારસી કાયદાની બિજી કલમ મુજબ બાપ હૈયાત હોવાથી તેનીજ સહી થવી જોઇએ. માજીસ્ત્રેટે આજ દીનેજએ મુકદમાનો ચુકાદો આપ્યો કે બંને મોબેદોએ લગનના આશીરવાદ ભણ્યાં તે વખતે તેઓ જાણતા હતા કે એ કામમાં છોકરીના બાપની મંજુરીઆત લીધી નથી, તોપણ પારસી કાયદામાં કાંઇ તે બાબેની તેમને સજા ફરમાવી નથી, તો જોકે ૯ મી કલમમાં બીજી આસામીઓને માટે સજા ફરમાવીછે. વાસ્તે ઉભા મોબેદોપરનો આરોપ ઉરાડી નાખ્યો હતો.[3]

---

૧ જામે જમશેદ, તા૦ ૭ મી જુન ૧૮૭૪.

એજ વાએજનો બીજો ભાગ એજવખે બીજે દીને એટલે તા૦ ૮ મી જુને એજ જગોપર વાંચી સંભળાયો હતો.

૨ બોમ્બે ગવરમેંટ ગેજેટ, ૧૦ મી જુન ૧૮૭૫.

૩ ટાઇમસ ઑફ ઈંડીઆ, ૧૩ મી જુલાઈ ૧૮૭૫.

તા૦ ૧૬ મી જુન.

રોજ ૨૯ માહ ૯ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—એ૦ ફરામજી મોટાજી ઘેલાણી—ઉમર વર્ષ ૫૦) એવણ વરાડરાની કાંપ મધે પંથકપણું ચલાવતા હતા, અને ૧૮૬૮ માં શેઠ મેહરામજી નશરવાંનજી સીરવાઇએ તે તરફ બંધાવેલી દરેમેહરના પણ પંથકી હતા. એવણનું મરણ સુરત મધે નીપજયું હતું.

---

તા૦ ૧૭ મી જુન.

સુરતના પેહલા વર્ગના સબારડીનેટ જડજ શેઠ ખરશેદજી રૂસતમજી થાંણેવાલાને નામદાર સરકારે રૂ૫૦૦) સુધીના દીવાંની મુકદમાઓ ચુકવવાને સમાલ કાઝ કોરટના જડજની સત્તા આપી હતી.[4]

---

તા૦ ૨૪ મી જુન.

નડીઆડ હાઇ સ્કુલના હેડ-માસટર શેઠ જમશેદજી અરદેશર દલાલ, એમ. એ. ને સુરત હાઈ સ્કુલ તથા શેઠ દોરાબજી એદલજી ગીમી, બી. એ. ને નડીઆડ હાઇ સ્કુલના આકટીંગ હેડ-માસટર નેમ્યા હતા.[5]

---

તા૦ ૧ લી જુલાઇ.

એ૦ રૂસતમજી જામાસપજી દસ્તુર મેહરજીરાંણાએ "જરતોસ્તી છોકરીઓને માટે ધર્મઉપદેશ" નામની ચોપડી પત્રના આકારમાં રચી પ્રગટ કીધી હતી.[6]

---

તા૦ ૩ જી જુલાઇ.

સર કાવશજી જહાંગીર રેડીમની નાઇટ, સી. એસ. આઇ. એ મુંબઇ મધે ઇંગ્રેજોને માટે મેદાનમાં બંધાનારાં જીમખાંનાને માટે એક મકાંન બાંધવાને રૂ૫૦૦૦) હાનરેબલ મી૦ જમશીદ બેલીની મારફતે ભેટ આપ્યા હતા.[7]

---

૪ બોમ્બે ગવરમેંટ ગેજેટ, ૧૭ મી જુન ૧૮૭૫.

૫ બોમ્બે ગવરમેંટ ગેજેટ, ૨૪ મી જુન ૧૮૭૫.

૬ "જરતોસ્તી છોકરીઓને માટે ધર્મઉપદેશ બનાવનાર, રૂસતમજી જામાસપજી દસ્તુર મેહેરજીરાંણાના. મુંબઇ, ઇમપીરીઅલ પ્રેશમાં નવરોજજી ફરામજીએ છાપાછે. ૧૨૪૪ યજદજરદી. ૧૮૭૫ ઇસવી."

૭ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૩ જી જુલાઇ ૧૮૭૫.

આ ભેટ માટે જીમખાંનાંના સેક્રેટરી કપતાંન ઈ. એલ. મારીએરે સર કાવશજી ઉપર નીચે મુજબનો પત્ર લખી એ નવાં મકાંનને તેમનું નામ—"ધી સર કાવશજી જહાંગીર પેવેલીઅન," કરી આપવાની માગણી કીધી હતી:—

*Marine Lines, 30th June 1875.*

MY DEAR SIR,

The Hon'ble Lyttleton Bayley having kindly placed himself in communication with the Committee.

તા૦ ૭ મી જુલાઈ.

રોજ ૨૦ માહ ૧૦ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

સુરત મધે રૂસ્તમપરામાં નવસારીના ભગર સાથના મોબેદોને રેહવાને માટે એક ઘર દરેમેહરની પડોસમાં દસ્તુર દારાબજી ખરશેદજી દારાબપાલણનાએ પોતાને ખરચે બંધાવી આજ દીને એક જશન કરી ખુલ્લું મુક્યું હતું.[૨]

---

તા૦ ૮ મી જુલાઈ.

શેઠ કેખશરૂ હોરમજજી આલપાઈવાલાને નામદાર સરકારે સુરત અને ભરૂચની સમાલ કાઝ કોરટોના જડજ નેમ્યા હતા.[૨]

---

તા૦ ૯ મી જુલાઈ.

મુંબાઈ મધે શેર, હુંડી, વગેરેની દલાલી કરનારાઓના લાભ સાચવવા માટે એક "બ્રોકરસ આશોશીએશન" ઉભી કરવાનો ઠેરાવ કરવાને આજ દીને અતરેના મુખ્ય દલાલોની એક સભા શેઠ ચુનીલાલ મોતીલાલનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. જે વેળાએ એવી એક આશો-શીએશન ઉભી કરી તેના ૧૮ અધિકારીઓ નેમ્યા હતા.[૩]

---

of the Bombay Gymkhana with reference to your letter dated this day to him, I am desired by the Committee of that Institution to inform you that the need of a Pavilion for Gymkhana Sports for the European Community in Bombay has long been much felt, and I am requested by the Committee to submit for your favorable consideretion the following proposal: viz—

*That* you *should* pay *Rs. 5,000* towards the erection of the said Pavilion, the remaining cost which shall not be less than Rs. 5,000 being provided by the Club who will also undertake to keep the said Pavilion in good order for ever at their own expense and will be happy to call the said building *"The Sir Cowasjee Jehanghier Pavilion."*

I am also desired to request that you will kindly permit your name to be enrolled on the list of Honorary members of the Gymkhana Club

In accordance with your wishes I beg to forward for your perusal a report of the preliminary meeting on the subject, which I trust will give you some idea of the objects of the club and also a list of the subscribers who have since joined.

I have the honor to be,
my dear Sir,
Your most obedient servant,
(Sd.) E. L. MARRYAT, Captain, R. E.,
Pro. Secy. to Bombay Gymkhana.

To

Sir Cowasjee Jehanghier,

ઊપલી માગણી સર કાવશજીએ તા૦ ૧ લી જુલાઈ ૧૮૭૫ ને દીને એક પત્ર લખી ઊપકાર સાથે ખાહલ રાખી, અને રૂ૫૦૦૦) ની રકમ તા૦ ૫ મી જુલાઈ ૧૮૭૫ ને દીને જીમખાંનાંના શેક્રેટરી ઊપર મોકલી આપી હતી. એ પછી કેટલાક ઈંગ્રેજોએ એ બાબે વર્તમાંનપત્રોમાં ગોંધાત કીધો હતો કે એક દેશીનું નાણું કબુલ કરવું નહિ, પણ તે બધા વાંધા તા૦ ૯ મી આગશટ ૧૮૭૫ ને દીને મલેલી મેમબરોની સભા કે જેમાં ૧૦૦ મેમબરો હાજર હતા, તેઓએ રદ કીધા અને ઊપલી બખશેશ ખાહલ રહી. એ પછી સર કાવશજીએ તા૦ ૨૧ મી ફેબરવારી ૧૮૭૬ ને દીને નવાં મકાનમાં ફરનીચરને માટે બીજા રૂ૧૦૦૦) હાનરેબલ મી૦ જસટીસ બેલીની મારફતે ભેટ આપવા માગયા હતા, જે પણ જીમખાનાંની કમીટીએ નીચલો પત્ર લખી ખાહલ રાખ્યા હતા :—

*Marine Lines, February 25th* 1876.

Sir Cowasjee Jehangheer

Sir,

I am directed by the Committee of the Bombay Gymkhana to inform you that a General meeting was held on the 23rd instant in the cricket tent, the Hon'ble L. H. Byly in the chair and some twenty members, whose names I give below, being present, when it was unanimously decided that your very kind offer of giving Rs. 1,000 for the supply of furniture for the Sir Cowasjee Jehangheer Pavilion should be accepted.

I have the honor,
to remain Sir,
your obedient servant,
(Sd.) C. YOUNG, Lieut., R. E.,
Hon. Secy. Bombay Gymkhana.

ઊપલા રૂ૧૦૦૦) સર કાવશજીએ તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૭૬ ને દીને ઓરીએનટલ બેંક ઊપર એક ચેક લખી આપ્યા હતા.

૧ જામે જમશેદ, તા૦ ૧૪ મી જુલાઈ ૧૮૭૫.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૮ મી જુલાઈ ૧૮૭૫.

૩ જામે જમશેદ, તા૦ ૨૭ મી જુલાઈ ૧૮૭૫.

એ અધિકારીઓએ પોતાના પ્રમુખ તરીકે શેઠ ચુનીલાલ મોતીલાલ, નાયબ-પ્રમુખ તરીકે શેઠ શેરાબજી બેહરાંમજી કોહલા, તથા શેક્રેટરીઓ તરીકે શેઠો બેહરાંમજી બીખાજી કાંગા અને સોભનારાયણ હરનારાયણને મુકરર કીધા હતા. એ અધિકારીઓએ આશોશીએશનના કાયદા કાનુનો ઘડી તે તા૦ ૨૪ મી જુલાઈ ૧૮૭૫ ને દીને સર્વે દલાલોની સભા મેલવી ખાહલ રાખ્યા હતા. એ કાએદાઓમાં ઠેરવ્યું હતું કે (૧) જેઓને દલાલ તરીકે કબુલ રાખવામાં તેઓ દરેક રૂ૧) ફીઈ આપવાથી તેઓને પ્રમુખ અને શેક્રેટરીની શહીની એક ટીકીટ આપવી અને દર શાલ એકેકો રૂપીઓ આપવે નવી ટીકીટ આપવી. (૨) કબુલ રાખેલા દલાલોની એક ટીપ બ્રોકરસ હાલમાં મુકવી અને તેની નકલો સરાફો અને વ્યાપારીઓમાં ફેરવવી. (૩) નવા દાખલ કરેલા દલાલો અને જેઓને દલાલોની સંખ્યામાંથી દૂર કરવામાં આવે તેઓનાં નામ દર માસે પ્રગટ કરવાં. (૪) કબુલ રાખેલા દલાલોએ આશોશીએશનના દલાલોનીજ સાથ સોદ્દા માત્ર કરવો, અને એથી જો કોઈ ઊલટો ચાલે તો તેને દલાલોની સંખ્યાંથી કાઢવો. (૫) વેચનાર અને લેનાર એ બધે દલાલોએ

તા૦ ૧૭ મી જુલાઈ.

રોજ ૩૦ માહ ૧૦ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—જાંહગીરજી ફરામજી જથાંવાલા—ઉમર વર્ષ ૭૬) શેઠ ફરામજી કુવરજી જથાંવાલાના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૨૬ માં પોતાના બાપનાં મરણ બાદ પોતાના કાકા શેઠ જમશેદજી કુવરજી જથાંવાલા તથા પિત્રાઈ શેઠ નશરવાંનજી ખરશેદજી જથાંવાલા અને ભાઈઓ સાથે મલી "જાંહગીરજી નશરવાંનજીની કુંપની" તથા "જાંહગીરની કુંપની" નાં નામથી પોતાના વડીલોની પુરાતમ દુકાનોનો વહીવટ ચલાવતા હતા. આ મોટી દુકાંનની લાહોર, મીઆંનમીર, શીઆલકોટ, દીલ્હી, ફીરોજપોર, જલંદર, કરાંચી, સકર, મુલતાંન, પેશાવર, રાવલપીંડી અને મરીહીલ મધે શાખાઓ સ્થાપી તેનો વહીવટ ઘણો વધારી મુકયો હતો. ૧૮૩૧ માં એવણે પોતે નીલગરી ખાતે જઈ એક મોટી દુકાન ઉંઘાડી હતી. ૧૮૩૯ માં કાબુલ ખાતે થયલી લડાઈ વખતે એઓની પેહડાએ તે તરફ કેટલોક માલ મોકલી અમલદારો તથા લસ્કરની સગવડ તથા તેઓને સુખ ચેનની ચીજો છુટથી અને સેહલાઈથી મલી શકે તે માટે દુકાંન ઉંઘાડી હતી, પણ માલ લુટાયાથી તેમાં તેઓને મોટું નુકસાંન થયું હતું. એ પછી તા૦ ૩ જી નવેમબર ૧૮૬૯ થી ભાગીઆઓથી જુદા પડી "જાંહગીર ફરાંમજીની કુંપની" તથા "જાંહગીરની કુંપની" ને નામે ઉપલાંમાની છેહી ૭ દુકાંનો પોતાના સ્વાધીનમાં રાખી હતી.

---

તા૦ ૧૭ મી જુલાઈ.

રોજ ૩૦ માહ ૧૦ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—વીરજીભાઈ ડોશાભાઈ ગોદરેજીઆ[1]—ઉમર વર્ષ ૬૫) એવણ એક આગલા વખતના શિખેલા

---

તેઓના સોદાના છાપેલા કબાલા આમન સામન કરવા; (૬) દરેક સોદો જે કોઈબી ખાસ સરત કર્યાં વના કરવામ આવે તે છ દાહડામાં પતાવવો. (૭) વેચાન પછે ત્રિજે દાહડે લેનારને ત્રાંનસફર ડીડ આપવુ. (૮) શેર ટ્રાનસફર કર્યાં પછે તેનું નાણું ચોવીસ કલાકમાં આપવું. (૯) દરેક દલાલ જે સોદો કરે તે પતાવવાનો જોખમ તેને માથે છે. (૧૦) સઘલા કબુલ રાખેલા દલાલોએ આએ કાએદાઓ પ્રમાણે ચાલવું, અને કાંઈબી વાંધો ઉઠે તેનો નીકાલ પ્રમુખ અને કમીટીના બે મેમબરોએ મલી કરવો. જો તે મનમાંનતો નહિ લાગે તો બંધે તરફવાલાઓએ બીજા બે વધારાના મેમબરો ચુંટી કાઢવા.

એ કાએદાઓ પ્રમાણે આશોશીએશનનું કામ "ધી નેટીવ શેર એંડ સ્ટૉક બ્રોકરસ આશોશીએશન" નાં નામથી ચાલુ કરવામાં આવ્યું હતું, પણ બીજે શાલથી પેહલા કાયદામાં ફેરફાર કરી દાખલ થવાની રૂ૧) ની ફીઈને બદલે રૂ૨૦) તથા વાર્ષિક ફીઈ પણ રૂ૧) ને બદલે રૂ૫) ની કીધી હતી. તે બાદ ૧૮૮૭ થી દાખલ થવાની ફીઈ રૂ૫૦), ૧૮૯૦ થી રૂ૧૦૦), ૧૮૯૩ થી રૂ૨૫૦) ૧૮૯૪ થી રૂ૫૦૦), ૧૮૯૫ થી રૂ૭૫૦) અને ૧૮૯૬ થી રૂ૧૦૦૦) ની કીધી હતી, અને વાર્ષિક ફીઈ રૂ૫) નીજ રાખી હતી અગર કોઈ મેમબર મરણ પામે તો તેનો દાખલ થવાની ફીઈનો કાર્ડ વેચીને તે રકમ તેના વારસોને રોકડ, અથવા કોઈ વારસ આશોશીએશનનો મેમબર દાખલ દલાલ થવા માગે તો તેનાં નામપર કાર્ડ ટ્રાનસ્ફર કરી આપવામાં આવેછે. એ આશોશીએશનની કમીટીમાં અત્યારસુધીમાં નીચલા પારશી દલાલો શામેલ થયા કીધાછે:—

શેઠો શોરાબજી બેહરાંમજી કોહલા, બેહરાંમજી ભીખાજી કાંગા, શાપુરજી બરજોરજી ભરૂચા, મનચેરજી બાઈજી દલાલ, કાવસજી નશરવાંનજી કાંગા, રતનજી માણેકજી રતનાગર, દીનશાહ હોરમસજી બીલીમોરીઆ, મેહરવાંનજી રૂસ્તમજી દલાલ કેખશરૂ મનચેરજી હીરામાણેક, દીનશાહ એદલજી ગાડ્ડી, ભીખાજી નવરોજજી પાવણજી, માણેકજી મનચેરજી હીરામાણેક, કુવરજી મેહરવાંનજી મેહતા, રૂસ્તમજી માણેકજી ઇજનેર, કાવસજી માણેકજી કુપર, શાપુરજી શોરાબજી મેહમવાલા.

પ્રમુખ તરીકે શેઠ શાપુરજી બરજોરજી ભરૂચા ૧૮૯૬ થી તે અત્યારસુધી. વાઈસ પ્રમુખ તરીકે શેઠ શોરાબજી બેહરાંમજી કોહલા પ્રથમથી તે ૧૮૭૧ સુધી, અને ૧૮૭૬ થી તે ૧૮૭૧ સુધી શેઠ શાપુરજી બરજોરજી ભરૂચા ઓનરરી સેક્રેટરી તરીકે પ્રથમથી તે ૧૮૮૬ સુધી શેઠ બેહરાંમજી ભીખાજી કાંગા, ૧૮૮૬ થી તે ૧૮૯૦ સુધી શેઠ કાવસજી નશરવાંનજી કાંગા, ૧૮૯૦ થી તે ૧૮૯૨ સુધી શેઠ કુવરજી મેહરવાંનજી મેહતા, ૧૮૯૩ થી તે ૧૯૦૦ સુધી શેઠ મનચેરજી બાઈજી દલાલ, અને ૧૯૦૦ થી તે અત્યારસુધી શેઠ રૂસતમજી માણેકજી ઇજનેર.

એ આશોશીએશનનો વહીવટ બરાબર કાયદાસર ચલાવવા માટે તા૦ ૩ જી ડીસેમબર ૧૮૮૭ ને દીને તેનું એક કાએદાસરનું તરસ્ટડીડ હાઈ કોરટના સોલીસીટર શેઠ જમશેદજી ખરશેદજી કામાની મારફતે કરાવવામાં આવ્યું હતું.

એ આશોશીએશનના કેટલાક મેમબરોએ ૧૮૭૫ માં શેઠ દીનશાહજી માણેકજી પીટીટને તેઓએ ઉભી કરેલી વિકટોરીયા મીલ કુંપનીના શેરો ભરાવી આપવામાં મદદ કીધી હતી, તે સેવાના બદલામાં તેવણે દલાલોને માટે એક મોટો હૉલ બાંધવા માટે રૂ૧૯૦૦૦) ની કીમતના તે મીલના શેરો ભેટ આપ્યા હતા. પાછલથી તેવણને ૧૮૮૭ માં "નાઈટહુડ" નો ખેતાબ મલ્યો તેની ખુશાલીમાં આશોશીએશન તરફથી એક મોટો મેલાવડો કરી માનપત્ર આપ્યું તે વેળાએ એવણે બીજા રૂ૧૨૦૦૦) ભેટ આપ્યા હતા. એ રકમો તેનાં વ્યાજ સાથે તથા આશોશીએશનનાં ફંડમાંથી બીજા ઉમેરી ઈ૦ સ૦ ૧૮૯૭ માં એ હાલને માટે દલાલ સ્ટ્રીટમાંની જુની મેશરસ ફરાંમજી સાંડસની કુંપનીવાલી ઇમારત રૂ૯૭૦૦૦) ની કીમતે ખરીદી તેમાં કેટલોક સુધારો કરી તેનું નામ "સર દીનશાહ માણેકજી પીટીટ નેટીવ બ્રોકરસ એક્ષચેન્જ હૉલ" કરી આપ્યું, અને તે તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૯૯ ને દીને શેઠ બમનજી દીનશાહજી પીટીટે એક મોટા મેલાવડાની હજુરમાં ખોલ્લો મુકયો હતો.

એ આશોશીએશનના ઈ૦ સ૦ ૧૯૦૧ ની આખરીએ ૩૨૪) મેમબરો તથા તેની પુંજી ઉપલા હૉલપર બેઠેલી બાગત સાથે રૂ૧૭૪૮૪૮) ની હતી.

૧ મરહુમ શેઠો બાપુજી અને નશરવાંનજી વીરજી ગોદરેજીઆના બાવા.

ઉના દીકરા. એવણ પોતાના બાપની ઉઘાડેલી માહબલેશ્વરની દુકાન તથા બીજો રોજગાર તે તરફ ચલાવતા હતા, અને ફારસી ભાષા જાણતા હોવાથી તે તરફ આવનારાં અંગ્રેજોને તે શિખવતા હતા. ૧૮૫૭ માં સેતારા મધે અંજુમનના ઉત્રાતથી જે દોખમું બંધાયું તેની સર્વે આગેવાંની એવણે કીધી હતી. ૧૮૬૬ માં માહબલેશ્વરની માલકમ પેંથ મ્યુનીસીપાલીટીના સરકારે એવણને એક કમીશનર નેમ્યા હતા, જે ઓહ્દો મરણ સુધી ભોગવ્યો હતો. માહબલેશ્વરમાં બજારને નાકેના એવણની દુકાનવાલા મોહલાને સત્તાવાલાઓએ "કાવશજી સ્ટ્રીટ" કરી નામ આપ્યું હતું. એવણનું મરણ સેતારા મધે નીપજ્યું હતું.

---

તા૦ ૧૦ મી આગશટ.

મુંબઇ મધે ચોપાતી પારસીઓનાં દોખમાંઓવાલા ડુંગરની ડાબી બોરડુએ આવેલાં વાલકેશર તરફના ડુંગરની જગા જે પારસી પંચાતના સ્વાધીનમાં હતી, અને જેના ઉપર ઠકર કુવરજી પ્રાગજી અને જેકબ જમાલ નામના બે ધણીઓએ ખોટો દાવો ઉઠાવી ઇ૦ સ૦ ૧૮૭૩ માં પોલીશ તથા છેક સેશનસ સુધીનો એક ફોજદારી મુકદમો થયો હતો, તે જગોને લગતો દીવાંની મુકદમો અતરેની હાઇ કોરટમાં હાનરેબલ મી૦ જસટીસ બેલીની હજુરમાં ગઇ તા૦ ૨૦ મી જુલાઇને દીનેથી ચાલુ થયો હતો. એ મુકદમાના વાદીઓ મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; શેઠો હીરજીભાઇ હોરમસજી શેઠના, મેહરવાંનજી ફરાંમજી પાંડે, ખરશેદજી ફરદુંનજી પારખ અને દીનશાહજી માણેકજી પીટીટ તથા પરતીવાદીઓ મજકુર ઠકર કુવરજી પ્રાગજી, જેકબ જમાલ, હાજી મહમદ મીસ્રી અને જોશી દયારામ કાનજી હતા. એ મુકદમાની કેફીઅત એ હતી કે મુંબઇના ટાપુ ઉપર ભુલેશવર સબ—ડીસ્ટ્રીકટમાં આવેલા વાલકેશર ઉપરની જમીનના કટકા જે ભરતમાં આસરે ૬૪૫૧૦ વાર હતા, અને આસાસમેંટના કલેકટરની બુકમાં નંબર ૫૧, ૫૭, ૫૯ અને ૬૦ માં નોંધાએલા હતા, અને જેના વાદીઓ તરસ્ટી, તથા જે જગા ધરાવવાનાં તેઓ પાસે ત્રણ જુદાં જુદાં ટાઇટલો હતાં, તથા જેનું ભાડું, આવક અને ઉત્પંની આજસુધી તેઓ ભોગવતા હતા. એ મધેની પેહલી ૧૧૪૮૦ વાર જગા જે અસલમાં મરહુમ શેઠ હોરમસજી બહમનજી વાડીઆનાં વીધવા બાઇ ભીખીબાઇની હતી, અને જે તેમના ત્રણ દીકરાઓ શેઠો બહમનજી, રૂસતમજી અને અરદેશર હોરમસજી વાડીઆએ તા૦ ૨૫ મી જુલાઇ ૧૮૪૦ ને દીને એક ખત કરી તે વેળાના પારસી પંચાતના તરસ્ટીઓનાં નામપર રૂ૩૧૦૦) ની કીમતે વેચાંન કરી આપી હતી. બીજી ૫૧૩૦ વાર જગા જે અસલમાં મરહુમ શેઠ જાંહગીરજી નશરવાંનજી વાડીઆ અને માણેકજી નવરોજજી વાડીઆની હતી, અને જે ઇ૦ સ૦ ૧૮૩૯ થી પંચાતના તરસ્ટીઓને મોંહડેની વાતથી ધર્મખાતે આપી હતી, અને જે પછવાડેથી તેમનાં વીધવાઓ બાઇ માણેકબાઇ તથા બાઇ મોટલાંબાઇએ પોતાના દીકરાઓ શેઠો નવરોજજી માણેકજી તથા નશરવાંનજી જાંહગીરજી વાડીઆની મંજુરીઆતથી તા૦ ૩૧ મી મેએ ૧૮૭૩ ને દીને એક ખત કરી પારસી પંચાતનાં ફંડના તરસ્ટીઓનાં નામસર ચરાવી આપી હતી.[1] ત્રિજી ૪૩૯૦૦ વાર જગા જે અસલમાં મરહુમ શેઠ કુવરજી ડોશાભાઇ પુતલીબાઇનાનાં વીધવા બાઇ જરબાઇની હતી, અને જે તેણીએ તા૦ ૧૮ મી મારચ ૧૮૪૫ ને દીને રૂ૧૧૫૨૫) ની કીમતે એક વેચાંન ખત કરી તે વેળાના પારસી પંચાતનાં ફંડના તરસ્ટીઓનાં નામસર વેચાતી કરી આપી હતી.[2] એ જગાઓ ઉપર તા૦ ૨૭ મી મારચ ૧૮૭૩ ને દીને પરતીવાદીઓ પોતાના નોકરો અને

---

૧ એ જગા અસલ ઇ૦ સ૦ ૧૭૬૦ થી મરહુમ શેઠ દાદાભાઇ માણેકજી શેઠની હતી. તે ૧૮૨૪ માં તેમના વારસ શેઠ મેહરવાંનજી ખરશેદજી શેઠના પાસેથી શેઠ ફરદુનજી લીમજી પાંડેએ રૂ૭૯૨૫) ની કીમતે વેચાતી લીધી હતી, અને ૧૮૩૧ માં તે શેઠો જાંહગીરજી નશરવાંનજી અને માણેકજી નવરોજજી વાડીઆને સ્વાધીન થાઇ હતી. ઇ૦ સ૦ ૧૮૩૮ માં મુંબઇમાં પારસીઓનો ઉધરાતથી જે દોખમું બાંધવાનું ફંડ થયું હતું (જુઓ આ પુસ્તકનું દફતર ૧ લું સફે ૩૨૪–૨૫) તે દોખમું એ જગાઓપર બાંધવાનું નક્કી થયું હતું, પણ તે પછી તે અહીં ન બંધાતાં ઇ૦ સ૦ ૧૮૪૪ માં કંપાઉંડની ઉત્તરે શેઠ કાવશજી એદલજી બીશનીવાલું દોખમું બંધાયું હતું.

૨ એ જગા અસલમાં ઇ૦ સ૦ ૧૭૨૪ માં અતરેના બે પોરટુગીજ રેહવાસીઓ આંડરી રોડરીગસ અને તેની બાયડી શીલીયા ડી સોઝાએ શેઠ મેહરવાંનજી ભાઇજી નામના પારસીને વેચી હતી. શેઠ મેહરવાંનજીનાં મરણ પછી તે તેમના દીકરા શેઠ બેહરાંમજી મેહરવાંનજી અને તેમના પછી તે તેમની દીકરીના દીકરા તથા પાલક શેઠ ડોશાભાઇ કુવરજી પુતલીબાઇનાને ઇ૦ સ૦ ૧૮૧૬ માં મલી હતી. શેઠ ડોશાભાઇની પછી તે જગા ઇ૦ સ૦ ૧૮૨૯ માં તેમના એક દીકરા શેઠ કુવરજી ડોશાભાઇ પુતલીબાઇનાએ પોતાના ભાઇ શેઠ શોરાબજી ડોશાભાઇ પુતલીબાઇનાનો હક છોડાવી રૂ૬૧૦૦) ની કીમતે લવાદીનામાંથી વેચાતી લીધી હતી, અને ૧૮૩૦ માં તેમનાં મરણ પછી તે તેમનાં વીધવા મજકુર બાઇ જરબાઇના સ્વાધીનમાં આવી હતી. એ જગાની પાસે પુર્વ તરફ અસલમાં જોસફ મેરાયા ડીસા નામના એક પોરટુગીજની જગા હતી, જે ઇ૦ સ૦ ૧૭૫૨ માં શેઠ નાનજી રતનજી નામના પારસીએ લીધી હતી. તેમના વારસો પાસેથી તે ઇ૦ સ૦ ૧૮૨૧ માં શેઠો હોરમસજી બહમનજી શેઠના તથા પેશતનજી કાવશજી નાળીએરવાલાએ લીધી હતી. વળી તેની પડોસમાં શેઠ નાનજી નવરોજજી નામના પારસીની જગા હતી, જે ઇ૦ સ૦ ૧૭૮૦ માં શેરીફનાં લીલાંઊમાંથી રામચંદર શીનોઇએ લીધી હતી, કે જે પછવાડેથી તેના વારસ મંગેશ પરશોતમ સીનોઇને મલી હતી. મંગેશે તે શેઠ ગોકલદાસ લીલાધરને વેચી હતી, અને જેપર હાલના પરતીવાદીઓ દાવો કરેછે. પંચાત તે જગોપર દાવો કરતી નથી.

મજુરોને લઇ દાખલ થયા અને કબજો કરી લઇ તે હવડાં સુધી પોતાના હસ્તકમાં રાખીછે અને ઘણું નુકસાન કીધું છે, માટે એ જગા વાદીઓએ પોતાને હસ્તક પાછી લેવાને તથા તેમને થએલાં નુકસાનની ડામીજના રૂ૧૦૦૦૦) માગવાને આ ફરીઆદી નોંધાવી હતી. એ પછી મુકદમો ૧૨) દીવસો સુધી ચાલ્યો હતો, અને તે દરમેઆંન વાદીઓ તરફથી નીચલા શાક્ષીઓની જુબાંની લેવાઇ હતી:—

(૧) શેઠ ગોવીંદ ગંગાધર, તે કલેક્ટરની આફીસના માજી સરવેઅર. (૨) શેઠ નાનાભાઇ ભીખાજી, તે મરહુમ શેઠ જહંગીરજી નશરવાંનજી વાડીઆના કારભારી. (૩) શેઠ દાદાભાઇ કાવશજી અખબારે સોદાગરવાલા. (૪) શેઠ હોરમજજી દાદાભાઈ, તે જામે જમશેદના પ્રીંટર. (૫) શેઠ એદલજી બહમનજી મારીસ (૬) શેઠ મનચેરજી ફરાંમજી શેઠના. (૭) શેઠ ફરાંમજી બહમનજી સરાફ. (૮) શેઠ ગનપતરાવ જગનાથ, તે મેશર્સ રીમીંગટનની કુંપનીનો કલાર્ક. (૯) શેઠ દીનશાહ ફરાંમજી દાવર. (૧૦) શેઠ મેહરવાંનજી નવરોજજી પંચાતના મેહતા. (૧૧) શેઠ નારાએણ વાશુદેવ, તે કલેક્ટરનાં આબકારી ખાતાનો ઇનસ્પેક્ટર. (૧૨) શેઠ પેશતનજી અરદેશીઆરજી મોદી. (૧૩) શેઠ દાદાભાઈ ખરશેદજી, તે કલેક્ટરનાં આબકારી ખાતાંના ઇનસ્પેક્ટર. (૧૪) ડાક્ટર પેશતનજી મનચેરજી નીકલસન. (૧૫) શેઠ રૂસ્તમભાઇ રૂસતમજી મીર, ડાક્ટર. (૧૬) શેઠ બળવંતરાવ બાગકર, તે મી૦ ખંડેરાવ મોરોજી વકીલના કલાર્ક. (૧૭) શેઠ દેવજી પ્રેમજી, તે શેઠ ગોકલદાસ લીલાધરના મેહતા.

મુકદમો ચાલતો હતો તે દરમીઆંન છેલે દીવસે થવાને આવે પરતીવાદીઓ તરફથી સમજુતી કરવાની દરખાસ્ત કરવામાં આવી હતી, પણ વાદીઓએ તેમાંના ચોકસ બોલોના વાંધાસર તે કબુલ નહિ રાખી. આ ઉપરથી નામદાર જડજે જણાવ્યું કે જેટલો મુકદમો ચાલેલોછે તે ઊપરથી તો વાદીઓનો દાવો ઘણો મજબુત માલમ પડેછે અને તે સારી રીતે સાબીત કર્યામાં આવ્યોછે. એ બાદ મુકદમાના ખરચ સંબંધી કેટલીક તકરારો ચાલવા પછી નામદાર જડજે ચુકાદો આપ્યો કે ફરીઆદીનામામાં જણાવેલી અમુક લૉટ વાલી જગાના કબજા વાદીઓએ પોતાના સ્વાધીનમાં લેવા, લૉટ નંબર ૨ લગતી જગા ઉપર હાલમાં જે બંગલો બાંધવામાં આવેલોછે, તથા લૉટ નંબર ૩ લગતી જગા ઉપર ઘેર બાંધવાનો જે સામાન પડેલોછે તે પરતીવાદીઓને ખરચે આજથી ૧૪ દીવસની મુદતમાં થવાને તા૦ ૨૪ મી આગસ્ટની અંદર ત્યાંથી ખસેડવો. જે જગા અગાઉ મરહુમ પરશોતમ સનોઇની હતી, અને જેની ઉતર તથા પૂર્વ તરફે રેલવેના કંપાઉંડની દેવાલ, અને દક્ષિણ તથા પશ્ચિમે લૉટ નંબર ૩ લગતી જમીન આવેલીછે, અને જેઅર પંચાત દાવો કરી નાખી તેની ઉપર પરતીવાદીઓનો હક પુગેછે. અમુક જગાની ઉપરથી પરતીવાદીઓ, તેઓના નોકરો તથા આડતીઆઓને જવાનો રસ્તો બંધે તરફના વકીલોએ સમજુતીથી નક્કી કરવો, અને તેમાં જો વાંધો હોં તો તેનો ચુકાદો ચેમબર મધે જડજની પાસે કરાવવો. એવી રીતે જે રસ્તો કરી આપવામાં આવે તેને પલાંનની અંદર દેખાડવો, કાંએકે તે પલાંન ડીક્રિની સાથે જોડવામાં આવશે. ઇંજંકશંનની વેળાએ કરેલાં મોશનનો તથા આ મુકદમાનો બંધે બોરડુનો સઘળો ખરચ પરતીવાદીઓએ આપવો.[2]

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ; તા૦ ૧૧ મી આગસ્ટ ૧૮૭૫.

ઊપલી રીતે મંગેશવાલી જગાપર જવાનો રસ્તો બંધે બાજુના વકીલોની સમજુતીથી નક્કી નહિ થવાથી પાછી એ બાબદ હાનરેબલ મી૦ જસટીસ બેલીની હજુર ચેમબરમાં જવાથી તે નામદારે પોતે તા૦ ૨૯ મી સપટેમબર ૧૮૭૫ ને દીને વાંધાવાલી જગાપર જઇ બંધે બાજુના હક વિષે તલાસ કરી, અને તે પછી તા૦ ૬, ૯, ૧૦ અને ૧૧ મી ડીસેમબર ૧૮૭૫ ને દીને એ વાંધાઓ બાબેની શાહેદીઓ લીધી, અને તા૦ ૨૩ મી ડીસેમબર ૧૮૭૫ ને દીને જડજમેંટ આપ્યું કે વાદીઓએ ઊપલા લૉટ ૧ લા વાલી જગાની અગ્નિ કોણથી તે વાયવ્ય કોણ, અને ત્યાંથી લૉટ ૨ જા વાલી જગાના એક ભાગની પશ્ચિમ, અને લૉટ ૩ જા વાલી જગાની આરપારથી મંગેશવાલી જગાપર જવાનો ચાર ફીટ પોહળાઇનો એક પગ રસ્તો કાઢવા દેવો, અને આ રસ્તાના મુકદમાનો ખરચ બંધે બોરડુએ પોતપોતાનો આપવો. એ પછી નામદાર જડજ પોતે બંધે બોરડુના ઇજનેરોની સાથે તા૦ ૧૨ મી જાનેવારી ૧૮૭૬ ને દીને પગ રસ્તાની હદ મુકરર કરવાને તે જગાપર ગયા અને ખુંટીઓ મરાવી. તે બાદ વળી હુકમનામામાં ઊપલા પગ રસ્તાપરથી માણસો "બલદો અથવા બીજાં ભારબરદારી જાનવરો સાથે જાય" એવા શબ્દો ઉમેરવાને પરતીવાદીના વકીલોએ ઓબ્જેક્સ કરવાથી વાદીઓ તે બાબદ પાછી નામદાર જડજ મી૦ બેલી આગલ ચેમબરમાં લઇ ગયા, જ્યાં તે નામદારે તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૭૬ ને દીને ચુકાદો આપી એ શબ્દો રદ કરાવ્યા, અને પરતીવાદીઓને માથે બંધે બોરડુનો ખરચ નાખ્યો.

ઊપલા દીવાંની મુકદમા પાછલ બધો મલી ખરચ રૂ૩૫૯૭૯॥૨૦ નો થયો હતો, જે મધેના રૂ૧૯૭૩૯૨॥૧૨ સાંખેવાલા પરતીવાદીઓ પાસેથી હાઇ કોરટની ડીક્રી પ્રમાણે ટાક્ષીંગ માસ્ટરે નક્કી કર્યા મુજબ મલ્યા હતા, અને બાકી રૂ૧૬૫૮૭॥૮ તરસ્ટી સાહેબોએ એ કારણસર ઊભાં કરેલાં નવાં ફંડમાંથી લેવા પડ્યા હતા.

એ મુકદમાના ખરચ વગેરેને માટે તરસ્ટી સાહેબોએ એજ વખતે કુલે જરથોસ્તીઓ વચ્ચે એક ફંડ ઊભું કીધું હતું, કે તે મધેથી એ મુકદમાનો ખરચ આપવો તથા દોખમાંઓને લગતી પંચાતની ડુંગરની જગાઓની આસપાસ ફરતી દેવાલો બાંધવી તથા દોખમાંઓના કંપાઉંડની નજદીકમા આવેલી જમીન ખરીદ કરવી તથા જરૂર પડે તો નવાં દોખમાં બાંધવા તથા હાલનાં દોખમાંઓની મરામત કરવી તથા દોખમાંઓને લગતાં હરેક કારણસર તરસ્ટીઓની નજરમાં વાજબી દીસે તેમ એ ફંડ વાપરવું. એ ફંડમાં

તા૦ ૧૧ મી આગશટ.

રોજ ૨૫ માહ ૧૧ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

**મરણ**—બહમનશાહ મનચેરશાહ ધનજીમેહતાના—ઉમર વર્ષ ૬૦) સુરતવાલા શેઠ મનચેરશાહ એદલજી ધનજીમેહતાના દીકરા. એવણ પ્રથમમાં સુરત તથા મુંબઇ મધે પોતાના બાપનાં વ્યાપારનાં કામોમાં પડેલા હતા. ઇ. સ. ૧૮૪૮ માં બાપનાં મરણ પછી અતરેની મેશરસ રીમીંગટન કુંપનીની વ્યાપારી પેહડીમાં રહયા હતા. ઇ. સ. ૧૮૬૭ માં સુરત મધે "મોદી દાદાભાઇ નશરવાનજીનાં શેહનશાહી આતશબેહરામ સાહેબનાં દાહંબાર વગેરે ધર્મનાં કામનું ફંડ" ઉભું કીધું તેના શરૂઆતથી એવણ એક તરસ્ટી હતા.

---

જરથોસ્તીઓએ તેજ વખતે રૂ૩૮૯૨૭) નીચે મુજબ ભર્યાં હતા :—

(રૂ૫૦૦૦) હીરજીભાઇ હોરમજજી શેઠના, (રૂ૨૬૦૦) નશરવાંનજી બેહરાંમજી શેકરેટરી, (૧૦૦૦) સંર કાવશજી જાંહગીરજી રેડીમની નાઇટ, સી. એસ. આઇ., દીનશાહજી માણેકજી પીટીટ, માણેકબાઇ તે બેહરાંમજી નશરવાંનજી સીરવાઇનાં ધણીઆંની, (૭૧૩ાા૭ા) શ્રી હાંગકાંગના જરથોસ્તીઓ તરફથી, (રૂ૭૦૧) પેશતનજી નશરવાંનજી ગોદીવાલા, (૫૦૦) નશરવાંનજી માણેકજી પીટીટ, નશરવાંનજી રતનજી તાતા, પીરોજબાઇ જમશેદજી જીજીભાઇ, માણેકબાઇ તથા મોટલાંબાઇ જાંગીરજી વાડીઆ, અરદેશર હોરમજજી વાડીઆ, શોરાબજી શાપુરજી બંગાલી, મરહુમ શેઠ હોરમજજી એદલજી કામાજીનું ધર્મખાતું, મરહુમ શેઠ હોરમજજી મનચેરજી કામાજીનું ધર્મખાતું, બેહરાંમજી નશરવાંનજી સીરવાઇ, (રૂ૨૫૧) ફરાંમજી નશરવાંનજી પટેલ, (રૂ૨૫૦) મનચેરજી બહમનજી પંથકી, એક જરતોશતી, મેહરવાંનજી ફરાંમજી પાંડેની કુંપની, (રૂ૨૦૧) એદલજી તથા બેજનજી ફરાંમજી આલબલેસના છોકરાઓ, (રૂ૨૦૦) મરહુમ દાદાભાઇ ફરાંમજી બોદનાં ફંડમાંથી, દીનબાઇ તે નશરવાંનજી માણેકજી પીટીટનાં ધણીઆંની, મરહુમ શોરાબજી માણેકજી શેઠનાનાં ધર્મખાતાંમાંથી, (રૂ૧૫૭) કાવશજી દીનશાહ એડનવાલા અને ભાઇઓ, (રૂ૧૫૬) નશરવાંનજી બહમનજી મોદીના છોકરાઓ, (રૂ૧૫૧) મરહુમ મેહરવાંનજી હીરજીભાઇ વાડીઆના છોકરાઓ, (રૂ૧૫૦) જમશેદજી નશરવાંનજી પીટીટ, આવાંબાઇ તે ફરાંમજી દીનશાહજી પીટીટનાં ધણીઆંણી, દીનબાઇ તે મરહુમ જાંહગીરજી ખરશેદજી તારાચંદનાં વીધવા, મેહરબાઇ તે મરહુમ નશરવાંનજી કાવશજી વાછાગાંધીનાં વીધવા, (રૂ૧૨૫) કાવશજી તથા પાલણજી ધનજીભાઇ પાંઉવાલાના છોકરાઓ, એદલજી માણેકજી કોલાબેવાલા, (રૂ૧૦૧) કલકતાની જરથોસ્તી અંજુમનનાં ફંડમાંથી, જમશેદજી કુવરજી જશાંવાલાના છોકરાઓ, દોરાબજી ફરાંમજી ઉસ્તાદ, નવરોજજી જાંહગીરજી ગામડીઆ, પેશતનજી રૂસ્તમજી કાંગા, મરહુમ પેશતનજી કાવશજી શેઠના, બરજોરજી રૂસ્તમજી બાટલીવાલા, મરહુમ બરજોરજી રતનજી કોપરનાં ફંડમાંથી, ચોટીબાઇ તે મરહુમ હોરમજજી પેશતનજી બાટલીવાલાનાં વીધવા, રતનબાઇ તે મરહુમ હોરમજજી બહમનજી શેઠનાનાં વીધવા, શોરાબજી હોરમજજી બાટલીવાલા, મોદી શોરાબજી વાછાગાંધીના છોકરાઓ, કાવશજી એદલજી બીશાનીના છોકરાઓ, (રૂ૧૦૦) કાવશજી દીનશાહજી પીટીટ, કાવશજી શોરાબજી ભેદવાર, જીવણજી હોરમજજી ગજ્જર, દારાશાહ તથા રૂસ્તમજી ધનજીશાહ કપટાંન, દોરાબજી જમશેદજી સકલાતવાલાના છોકરાઓની કુંપની, નવરોજજી અરદેશર દાવર, પાલણજી પેશતનજી પોંહચખાંનાંવાલા, પીરોજશાહ માણેકજી દાકા, મરહુમ ફરદુનજી ફરાંમજી શેઠના, ફરાંમજી દીનશાહજી પીટીટ, બહમનજી દીનશાહજી પીટીટ, બહમનજી જીજીભાઇના છોકરાઓ, મેહરવાંનજી જીજીભાઇના છોકરાઓ, મનચેરજી પેશતનજી શેઠના, માણેકજી જામાસપજી કાકા, લીમજી જમશેદજી બાટલીબોઇ, જમશેદજી દોરાબજી નાએગાંમવાલા, જમશેદજી એંડ કુંપની કાનપોરવાલા, ડોશાભાઇ ફરાંમજી કરાકા, નવરોજજી જમશેદજી બાંમજીના છોકરાઓની કું૦, ડાકટર પેશતનજી બહમનજી ધનજીમેહતાના, ફરાંમજી કાવશજી મારકર, મનચેરજી એદલજી સનસ, માણેકજી બહમનજી ધનજી મેહતાના, રૂસ્તમજી શોરાબજી બરાસ, માણેકબાઇ તે મરહુમ શોરાબજી શાપુરજી આએરન ફાંઉંડરીવાલાનાં વીધવા, (રૂ૭૫) દાદાભાઇ તથા કાવશજી પાલણજી ચવના, બરજોરજી ભીમાજી દારૂવાલા મજગાંમના, (રૂ૫૧) જમશેદજી નવરોજજી કાપડીઆ, જી૦ બે૦, જીજીભાઇ જીવાજી માણેકજી, દીનશાહજી હોરમજજી બાટલીવાલા, દીનશાહજી એદલજી યાહુદી, દીનશાહજી તથા ફરાંમજી ભીખાજી ખાંન, નશરવાંનજી અસપંદીઆરજી પોંહચખાંનાંવાલા, નવરોજજી ખરશેદજી લીખુવાળાની કુંપની, મરહુમ પેશતનજી તથા બેહરાંમજી જમશેદજી બાટલીબોઇ, પોંહચાજી ફરાંમજીની કુંપની, બહમનબાઇ તે પેશતનજી રૂસ્તમજી કાંગાનાં ધણીઆંની, મેહરવાંનજી ખરશેદજી ઘડીઆલી, શોરાબજી રતનજી બાટલીવાલાના છોકરાઓ, શ્રીનાંબાઇ તે હોરમજજી બહમનજી શેઠનાનાં બેટી, મરહુમ જાંહગીરજી માણેકજી પંથકી, મરહુમ દારાશાહ દોરાબજી રાંદેલીઆ, મેહરવાંનજી હોરમજજી આરીઆં, (રૂ૫૦) કાવશજી નવરોજજી કોપર, ખરશેદજી માણેકજી શેઠના, જાંહગીરજી રૂસ્તમજી મોદી, મરહુમ દાદાભાઇ માણેકજી વાછાનાં ફંડ મધેથી, દોરાબજી નાનાભાઇ વાડીઆ, નશરવાંનજી એદલજી દારૂવાલા, મરહુમ નવરોજજી રતનજી કોપર, ફરાંમજી બહમનજી શેઠના, મનચેરજી ફરાંમજી શેઠના, મનચેરજી નવરોજજી બનાજી, મનચેરજી રૂસ્તમજી હીરામાણેકના છોકરાઓ, માણેકજી જીવાજી મઊ, માણેકજી જમશેદજી વાડીઆ લખમીદાસના, અરદેશર માણેકજી કાકા, ડાકટર એદલજી નશરવાંનજી, રૂસ્તમજી ફરાંમજી દીવેચા, શોરાબજી ફરાંમજી પટેલ, કાવશજી જાંહગીરજી જશાંવાલા, જમશેદજી ધનજીભાઇ વાડીઆ, દાદી માણેકજી લીમજી, બેહરાંમજી હોરમજજી પટેલ, બીખાઇજી તે ડોશાભાઇ ફરાંમજી કરાકાનાં ધણીઆંની, (રૂ૧૭૫૧૭) રૂ૫૦) ની અંદરની રકમ.

એ ભરાયલી રકમ મધેથી મુકદમાનો ઊપલો ખરચ પગાર કર્યાં ઊપરાંત દોખમાંઓવાલા ડુંગરના કંપાઊંડની પડોશમાંની પંચાતની ડુંગરની જગાઓની જમીનની ફરતી હદ ઊપર ચુના પથરની દેવાલ રૂ૧૮૩૫૬)૯ નો ખરચ કરી બંધાવી હતી.

આએ મુકદમાના સંબંધમાં પંચાતનાં ફંડોના શેક્રેટરી શેઠ નશરવાંનજી બેહરાંમજીએ દીલભરીથી તારીફલાયક મેહનત કીધી તથા ઊપલી સઘળી જગાઓના પુરાણા ટાઇટલો તથા ખતપત્રો શોધી કાહડીને એ જગાઓની અસલ માલેકી વિષે પુરતી સાબેતીઓ મેલવીને મુકદમો તૈયાર કીધો, તથા કલેક-

તા૦ ૧૩ મી આગશટ.

આજ દીને મરહુમ શેઠ ખરશેદજી મનચેરજી પતજીમેહતાનાં ફરમાનમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૫૦૦), દીકરાઓ ડાકટર પેશતનજી તથા શેઠ મણેકજી ખરશેદજી પતજીમેહતાનાએ રૂ૨૦૦) તથા બીજાં ભાગીઆઓએ રૂ૧૦૦) મળી રૂ૮૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૧૫ મી આગશટ.

શેઠ દીનશાહ અરદેશર તાલેયારખાંનને વડોદરાનાં શેહેર સુધરાઈ ખાતાંના વડા તરીકે નામદાર ગાયકવાડ સરકારે નેમ્યા હતા.[2]

શેઠ ખરશેદજી રૂસતમજી થાંણેવાલાને નામદાર ગાયકવાડ સરકારે વડોદરાની હાઈ કોરટના વડા નીઆએધીશ નેમ્યા હતા.[3]

તા૦ ૧૮ મી આગશટ.

રોજ ૩ માહ ૧૨ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—શીમજીભાઈ નશરવાનજી સીવાંડીવાલા—ઉમર વર્ષ ૪૩) એઓ પંજાબ મધે જલંધર ખાતેની એક્સ્ટ્રા જમશેદજી કુવરજી જશાંવાલાના છોકરાઓની દુકાનના માનેજર હતા. લાહોરની સરકારે એઓને જલંધરનાં કોરટ ખાતાંમાં એક એક્સ્ટ્રા આસીસ્ટંટ કમીશનર નેમ્યા હતા. ૧૮૭૫ ના જુલાઈ માસમાં એઓએ વાચ પ્રાંતોની હાઈ કોરટના પલીડરની પરીક્ષા પસાર કીધી હતી. જલંધર ખાતે સરકારી નોકરી બજાવતાં એકાએક ઉલટી જવાના વધે કાલેરાથી એકાએક મરણ નિપજ્યું હતું.

તા૦ ૧૯ મી આગશટ.

સુરતની ડીસ્ટ્રીક્ટ પારસી માત્રીમાનીઅલ કોરટના એક ડેલીગેટ શેઠ નશરવાનજી જમશેદજી દસ્તુર કામદીનનાએ પોતાનો ઓહદો છોડવાથી નામદાર સરકારે તેમની જગોએ શેઠ દીનશાહજી ફરામજી હમાવારાને નેમ્યા હતા.[4]

તા૦ ૨૫ મી આગશટ.

શેઠ ફેરદુનજી રૂસતમજી દાદાબાનજી, એમ. એ; એલ. એલ. બી. ને નામદાર ગાયકવાડ સરકારે નવસારીના નાયબ સુબા નેમ્યા હતા.[5]

તા૦ ૩૦ મી આગશટ.

જાહેર નીશાલોમાં શિક્ષક થવાને લાયક બનવાની "પબ્લીક સરવીસ" ની પરીક્ષામાં આએ વર્ષે એક પારસી બાઈ—ડાહીબાઈ કાવશજી ખરાદી, પસાર થયાં હતાં.[6]

તા૦ ૩૧ મી આગશટ.

સર કાવશજી જાંગીરજી રેડીમની નાઈટ, સી. એસ. આઈ. એ માહીમ મધે એક જાહેર બાગ બનાવવાને રૂ૨૫૦૦) ની રકમ મ્યુનીસીપાલ કમીશનર ઉપર ભેટ મોકલી હતી, જે માટે આજ દીને મ્યુનીસીપાલ ટાઉન કૌનસીલની સભામાં તેમનો ઉપકાર માની એ બાગને તેમનું નામ આપવાનો ઠેરાવ થયો હતો.[7]

તા૦ ૧ લી સપટેમબર.

સર કાવશજી જાંહગીરજી રેડીમની નાઈટ, સી. એસ. આઈ. એ બાહેરકોટ ખાતે પોતાને ખરચે એક ધર્મનું

દરની અને બીજી કેટલીક સરકારી આફીસોમાંના તથા ખાનગી ચક્ષરપીના દસતકમાં જે પુરાંણાં દફતરો તથા દસતાવેજો હતા તેની શોધ કરીને મજકુર દોખમાઓને લગતી જમીનના અસલ માલેકો કોણ કોણ હતા, તથા એક પછી એક માલેકો બદલાયાથી એ જમા અંજુમનના હાથમાં કેમ આવી તેની ૧૫૦) વર્ષોની સીલસીલાબંદ મજકુર સાબેતીઓ મેલવી; તથા ટનેરવાલાઓએ જે દાવો ઉભો કીધો હતો તેનું બાહાર ચોકી દાદરામાં નારીદસાયક શક્તિ તથા હુશીયારી બતાવી તે સઘળી એઓનુની કોશેશોથી તરફથી સાહેબો શાચા અને અંજુમનની સઘેલી જમાઓ પાછી મળી તથા મુકદમાનો ખરચો ભરીઓ તે સંબંધી સેવાઓની તરફથી સાહેબોએ તા૦ ૭ જી અકટોબર ૧૮૭૫ ને દીને પોતાની સભામાં નોંધ લઈ એ થોને રૂ૨૫૦૦) રોકડા તથા રૂ૫૦૦) ની કીમતનું એક રૂપાનું રકાબી વાલા ઘરતો લેખ કોતરાવી ભેટ આપવાનો ઠેરાવ કીધા, તથા એજ મુકદમા પંચાયતનાં ફંડોના મેહતા શેઠ મેહરવાનજી નવરોજીએ એ મુકદમાં વેજાએ અંજુમનના તથા બીજ ફરીઓના ચોપડાઓ મધેથી એ જમીનના પુરાવા મેળવવા ઘણી મેહનત લીધી તેની બાબુ ઉપલીજ સભામાં નોંધ લઈ એઓજને રૂ૧૦૦૦) રોકડા તથા રૂ૩૦૦) ની કીમતનું એક રૂપાનું અતરદાનીઓ, ગુલાબી, તથા પીગીઆ સાથે ઘરતો લેખ કોતરાવી ભેટ આપવાનો ઠેરાવ કીધો, અને તે મુજબ તેઓને એ રકમ તથા ચીજો ભેટ આપવામાં આવી હતી. શેઠ નશરવાનજીએ દફતરવાલાની ભેટ કબુલ રાખી ઉપલી (૧૫૦૦) ની રકમમાં બીજ (૨૦૦) ઉમેરી તેની ૧૧૦૦) ની સરકારી નોટ લઈ તે ઉપરાંત દોખમાનાં ફંડમાં ખરચ વધારવાને ભેટ આપી હતી.

1 બોમ્બેગેઝેટ, તા૦ ૧૬ મી આગશટ ૧૮૭૫.

2 બોમ્બે ગેઝેટ, તા૦ ૨૦ મી આગશટ ૧૮૭૫.

3 બોમ્બે ગેઝેટ, તા૦ ૩ જી અકટોબર ૧૮૭૫.

4 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૯ મી આગશટ ૧૮૭૫.

5 મુંબઈ સમાચાર, તા૦ ૨૭ મી આગશટ ૧૮૭૫.

6 મુંબઈ સમાચાર તા૦ ૨ જી અકટોબર ૧૮૭૫.

7 ટાઈમ્સ ઓફ ઇંડીઆ, ૨ જી સપટેમબર ૧૮૭૫. એ ઠરાવ નીચે મુજબ હતો:—

"That taking into consideration the very numerous and handsome gifts made to the public by Sir Cowasjee Jehangeer Readymoney, the new garden at Mahim should be named after him, and that the Town Council approve of the acceptance of the sum now offered towards the cost of this new work."

દવાખાનું આજ દીનથી ઉઘાડયું હતું. એ દવાખાનાંના તબીબ તરીકે ડાકટર રૂસતમજી મેહરવાંનજી દાદીનાને મુકરર કીધા હતા.[1]

તા૦ ૨ જી સપટેમબર.

શેઠ બરજોરજી એદલજી મોદી, એમ. એ; એલ. એલ. બી. ને નામદાર સરકારે સુરતના બીજા વર્ગના સબા-રડીનેટ જડજ નેમ્યા હતા.

શેઠ એદલજી મનજીભાઈ મોદીને નામદાર સરકારે સુરત જીલ્લાનાં ઓલપાડ ગામના બીજા વર્ગના સબારડી-નેટ જડજ નેમ્યા હતા.[2]

તા૦ ૪ થી સપટેમબર.

મુંબઈનાં મ્યુનીસીપાલ કારપોરેશનના આવતાં બે શાલોને માટે કર ભરનારાઓ તરફના ૩૨) અધિકારીઓની ચુંટણી ગઈ તા૦ ૨૧ મી જુલાઈને દીને થાઈ હતી, જે વેળા ૩ ઇંગ્રેજ, ૧૧ હિંદુ, ૪ મુસલમાંન અને નીચના ૧૪ પારસીઓ કારપોરેટરો તરીકે ચુંટી કહાડયા હતા:—

વારડ ૧; શેઠો મેહરાંમજી જીજીભાઈ, શેરાબજી શાપુરજી બંગાલી, ડાકટર રૂસતમજી કાવશજી બાયુરજી. વારડ ૨; શેઠો દાદાભાઈ નવરોજજી પ્રોફેસર, બહમનજી પેશતનજી માસટર. વારડ ૩; શેઠો નવરોજજી ફરદુનજી, ડાકટર કાવશજી હોરમજજી; નવરોજજી મેહરાંમજી સંતોક. વારડ ૪; શેઠ અરદેશર મેહરવાંનજી શેઠના. વારડ ૭; શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી. વારડ ૮; શેઠો મનચેરજી નવરોજજી બનાજી, મેહરાંમજી નશરવાંનજી સીરવાઈ. વારડ ૯; શેઠ નાનાભાઈ મેહરાંમજી જીજીભાઈ. વારડ ૧૦; શેઠ હોમજી ખરશેદજી દાદી.

એજ મુજબ સુધેહના અમલદારો તરફના ૧૬ અધિ-કારીઓની ચુંટણી તા૦ ૧૧ મી આગશટને દીને થાઈ હતી, જે વેળાએ ૫ ઇંગ્રેજ, ૫ હિંદુ, અને નીચના ૬ પારસીઓ કારપોરેટરો તરીકે ચુંટી કહાડયા હતા:—

શેઠો ડાશાભાઈ ફરાંમજી કરાકા, સર જમશેદજી જીજી-ભાઈ બારોનેટ, સી. એસ. આઈ; પીરોજશાહ મેહરવાંનજી મેહતા, કાવશજી માણેકજી લીમજી, અરદેશર ફરાંમજી મુસ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી.

સુધેહના અમલદારો તરફની આ ચુંટણીનાં મતો ગણવામાં સ્ક્રુટીનીયરો શેઠો નાનાભાઈ મેહરાંમજી જીજી-ભાઈ અને રગુનાથ નારાયણ ખોટેએ ભુલ કીધી હતી, તે એમ કે એક ઉમેદવાર શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઈની તરફેણમાં મલેલાં ૮ મત ઓછાં અને બીજા એક ઉમેદવાર ડાકટર શાંતારાંમ વીઠલની તરફેણમાં મલેલાં મતોમાં ૩ વધારે ગણવાથી ડાકટર શાંતારાંમ ચુંટી કહાડલા જાહેર થયા હતા. પણ એ ભુલ પંછવાડેથી શેઠ નવરોજજી ફરદુનજીએ મતોનાં તે કાગજો પાછાં તપાસી શોધી કાડવાથી ડાકટર શાંતારાંમે તરતજ રાજીનામું મોકલ્યું, અને સુધેહના અમલદારોએ તા૦ ૨૯ મી સપટેમબરને દીનેની સભામાં શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઈને તરત ચુંટી કાઢયા હતા.

વળી સરકાર તરફના ૧૬ અધીકારીઓ તા૦ ૨૩ મી આગશટને દીને નેમાયા હતા, જે મધે ૧૩ ઇંગ્રેજ, ૧ હિંદુ, ૧ મુસલમાંન અને ૧ પારસી—શેઠ માણેકજી ખરશેદજી જમશેદજી, હતા.

એ કારપોરેશનની પેહલી સભા આજ દીને મલી હતી, જે વેળાએ કારપોરેશનના આએ ચાલુ શાલના ચેરમન તરીકે શેઠ ડોશાભાઈ ફરાંમજી કરાકાને ચુંટી કાઢયા હતા, તથા આવતાં બે શાલ માટે કારપોરેશન તરફના ૨ ઇંગ્રેજ, ૨ હિંદુ અને નીચલા ૪ પારસીઓ ટાઉન કોનસીલના મેમબરો તરીકે ચુંટી કડાયા હતા:—[3]

શેઠો ડોશાભાઈ ફરાંમજી કરાકા, નાનાભાઈ મેહરાંમજી જીજીભાઈ, નવરોજજી ફરદુનજી, દાદાભાઈ નવરોજજી પ્રોફેસર.

ઉપલા મધેથી શેઠ દાદાભાઈ નવરોજજીએ ટાઉન કોનસીલના મેમબર દાખલની પોતાની દર સભામાં હાજર થવાની રૂ૩૦) ની ફીધ નહિ લેવા બાબે એક પત્ર લખ્યો હતો, તે તા૦ ૨૩ મી સપટેમબરની સભામાં રજુ કરી તેની નોંધ લેવાને ઠેરવ્યું હતું.

તા૦ ૫ મી સપટેમબર.

રોજ ૨૦ માહ ૧૨ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

મરણ—ખાંનબાહદુર કાવશજી નશરવાંનજી—ઉમર વર્ષ ૪૦) એવણ સીંધ ખાતે "થર" અને "પારકર" પરગણાંઓના "મેલ સુપરીનટેનડન્ટ" હતા. એમની કીમતી નોકરીઓ માટે હિંદુસ્થાનની સરકારે ૧૮૭૨ ના મએ માસમાં એવણને "ખાંનબાહદુર" નો એતાબ આપ્યો હતો. એવણનું મરણ ઉપલાંજ પરગણાંઓ તરફ નીપજ્યું હતું, જ્યાં કોઈ પણ પારસી નહિ હોવાથી એવણના મુસલમાંન નોકરોએ એવણને ભુમીદા કીધા હતા. એવણ ઘણાજ લોકપ્રીય તથા કરાંચી અને સીંધ તાલુકામાં સર્વેને માનીતા હતા.

તા૦ ૧૩ મી સપટેમબર.

રોજ ૨૮ માહ ૧૨ (શે૦) ૧૨૪૪ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ માણેકબાઈ તે શેઠ મેહરાંમજી નશરવાંનજી સીરવાઈનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમના ખાવંદે રૂ૨૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

---

[1] એ દવાખાનું આસરે ત્રણ વર્ષ ચલાવી બંધ કરવામાં આવ્યું હતું.

[2] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨ જી સપટેમબર ૧૮૭૫.

[3] ટાઇમ્સ ઑવ ઈંડીઆ, તા૦ ૫ મી સપટેમબર ૧૮૭૫.

[4] જામે જમશેદ; તા૦ ૧૫ મી સપટેમબર ૧૮૭૫.

વાથી ત્યાંની "નાર્ધરન ઇંડીઆ રાઈફલ આશોશીએશન" તરફના રૂપાંના ચાંદનું ઇનામ મલ્યું હતું.[૨]

તા૦ ૨૯ મી સપટેમબર.

મુંબઇનાં મ્યુનીસીપાલ કારપોરેશનના સુલેહના અમલદારો તરફના એક અધિકારી તરીકે આજ દીને શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઇને ચુંટી કાડયા હતા.[૨]

તા૦ ૨૯ મી સપટેમબર.

રોજ ૯ માહ ૨ (ક૦) ૧૨૪૪ યજદેજરદી.

**મરણ**—શેરાબજી હીરજીભાઇ પટેલ—ઉમર વર્ષ ૪૫) શેઠ હીરજીભાઇ રૂસતમજી પટેલના બીજા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૫૪ માં અતરેથી ચીન ગયા હતા, અને ત્યાં ૨૪ વર્ષ સુધી રહી દલાલી તથા બીજા ધંધાઓમાં પડેલા હતા. હાંગકાંગ મધે ૧૮૬૧ માં ઉભી થયલી પારસી વાલંટીયર કોરમાં એવણ પ્રથમથીજ શામેલ હતા. એવણનું મરણ મુંબઇ મધે નીપજ્યું હતું.

તા૦ ૩૦ મી સપટેમબર.

શેઠ મેહરજીભાઇ કુંવરજી તારાપોરવાલાને નામદાર સરકારે પુણાં જીલ્લાનાં તલેગાંમના બીજા વર્ગના સબારડીનેટ જડજ નેમ્યા હતા.[૩]

તા૦ ૧ લી અકટોબર.

રોજ ૧૧ માહ ૧ (શ૦) ૧૨૪૫ યજદેજરદી.

**મરણ**—ફરામજી જમશેદજી ઇસ્કોરવાલા—ઉમર વર્ષ ૬૮) શેઠ જમશેદજી એદલજી ઇસ્કોરવાલાના બીજા દીકરા. એવણ પ્રથમમાં પોતાના મામા શેઠ ખરશેદજી શાપુરજી બનાજી સાથે ચીન ગયા હતા. તે પછી પોતાને હીસાબે ત્યાં આડત તથા દલાલીનું કામ કરતા હતા. ચીનમાં એવણ એક મોટા બ્યાપારી ગણાતા હતા, તથા ૧૮૩૯ માં

of our Relief Fund from "a Poor Parsee Friend of Distressed" who has asked that his contribution might be acknowledged in the *Times of India*.

I will take this opportunity to add that it is impossible to express adequately our sense of the assistance which has been offered. It was prompt, spontaneous, sympathetic, there was no waiting for an appeal, no delay in action. It is a bright example of the real charity, the true kindness of the native heart.

Yours, &c.,
A. A. BORRADAILE,

*Ahmedabad, October 7th.*

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૨ જી અકટોબર ૧૮૭૫.

૨ બોમ્બે ગેઝેટ, તા૦ ૩૦ મી સપટેમબર ૧૮૭૫.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૩૦ મી સપટેમબર ૧૮૭૫.

ઇંગ્રેજોએ હાંગકાંગ લીધા પછી ત્યાંની બ્રીતિશ "કોરટ ઑફ જસ્ટીસ" ની અપરાધીઓની છાંડણ કરનારી પેહલવેહલી શેશન તા૦ ૧૨ મી સપટેમબર ૧૮૩૯ ને દીને ભરાઈ તેમાં ગ્રાંડ જુરર તરીકે બેઠેલા પેહલા ચાર પારસી બ્યાપારીઓમાં એવણ એક હતા. એ પછી ૧૮૫૪ માં અતરે આવી શેઠ મેહરજીનાંગી ગુજારી હતી.

.નાં જન્મ વતન તારેમી અકટોબર.

ા કાકા શેઠ વીકાજી મે

ની." ને ,બામે ચાર ,શ૦) ૧૨૪૫ યજદેજરદી.

**મરણ**—શ્રી હતું.જી પેશતનજી મેહરજી—ઉમર વર્ષ ૬૪) શેઠ પેશતનજ કરતા હતાં.વડા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૨૫ માં પોતાનાડયું, અને ૨૩ પોરથી અતરે આવી પોતાના બાપ તરડયું, પણ પાછું મેહરજીની "પેશતનજી મેહરજીની કુંપ... જાતી બ્યાપારી પેહડીપર રહયા હતા. એ પછી ઈ૦ સ૦ ૧૮૩૮ માં એવણના પિત્રાઇ શેઠ બાપુજી વીકાજીના ઔરંગાબાદ જવાથી મજકુર પેહડીનો સઘળો વહીવટ એવણને સોંપવામાં આવ્યો હતો. ૧૮૪૪ માં એવણ પણ હેદરાબાદ ગયા હતા, અને ૧૮૫૧ માં પોતાના બાપ કાકાને નીજામની સરકાર સાથે પડેલા વાંધાને લગતી અરજી લઇ પોતાના પિત્રાઇ શેઠ રૂસતમજી વીકાજી સાથે એવણ પેહલવેહલા ઇંગલાંડ ગયા હતા, જ્યાંથી સેક્રેટરી લઇ એઓ કલકતે વડી સરકારપર તે અરજીનો નીકાલ કાડવા લઇ આવ્યા હતા, પણ ત્યાં કાંઈ નહિ વળવાથી પાછા ઈ૦ સ૦ ૧૮૫૨ માં ઇંગલાંડ ગયા, અને એઓની કોશેશથી મુકદમાની તકરાર ૧૮૫૩ ના આગસટ માસમાં પાર્લામેંટમાં નીકલી હતી કે એમનો મુકદમો પ્રીવી કૌનસીલમાં ઇનસાફને માટે મોકલવાની પરવાનગી આપવી, પણ જ્યાં એમની વીરૂધમાં વધારે મતો પડવાથી એ પરવાનગી મલી નહિ, તોપણ પાર્લામેંટે એમના તરફ દીલસોજી અને ઇનસાફ અવશ્ય છે એવું કબુલ કીધું, મગર બ્યાંનગી આશામીઓનાં લેહણાં સારૂં બીજાં રાજ્યોની વચ્ચે પડવું બ્રીતિશ રાજનીતિની વીરૂધ્ધ છે એમ જણાવી ઉમેદ રાખી કે આ તકરારની અસર નીજામ સરકાર ઉપર થાશે અને તેઓ ઘટતો ઇનસાફ આપશે. એ પછી હેદરાબાદ પાછા ફર્યા બાદ એવણને નીજામ સરકારમાં "રેવીન્યુ" અને "ફીનાનસ" ખાતાંમાં ઓહદો મલ્યો હતો. ૧૮૫૬ નાં અકટોબર માસમાં એવણને હેદરાબાદના તાલુકાઓ ખાતે નામદાર નીજામ સરકાર તરફથી આસીસ્ટંટ કમીશનર ઠેરવ્યા હતા, અને તે દરમીઆંન ૧૮૫૮ થી તે ૧૮૬૩ સુધી જાલના તાલુકો એવણને હસ્તક હતો. મરણની ૭ માસ આગમજ એવણે પેનશન મેલવ્યું હતું, તથા રાજાની નીમકહલાલીથી નોકરી બજાવવા માટે એવણને નીજામ સરકારનાં રાજ મંડલના એક સભાસદની પદ્રિ પણ મલી હતી. એવણ દખણ હેદરાબાદમાંજ મરણ પામ્યા હતા.

તા૦ ૯ મી અક્ટોબર.

રોજ ૧૯ માહ ૧ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

પુણાં મધે મરહુમ શેઠ શેરાબજી રતનજી પટેલનાં દેખમાંની સામે આજ દીને હેદરાબાદવાલા શેઠ મેહેરાંમજી માણેકજી તાલુકદારે પોતાનાં પેહેલાં ધણીઆંની બાઇ હીરાંબાઇનાં પુનને માટે રૂ૨૧૦૦) ને ખરચે એક શગડી બંધાવી પરઠાવી હતી.[1]

તા૦ ૧૨ મી અક્ટોબર.

રોજ ૨૨ માંહ ૧ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

**મરણ**—દીનશાહજી શાપુરજી કરાંણી—ઉમર વર્ષ ૫૭) એવણ પ્રથમમાં વાહણોની દલાલી કરતા હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૫૮ થી રેલવે કુંપનીઓમાં માલ ચહડાવવા ઉતારવાને લાંડીંગ એજંટનું કામ કરતા હતા. ૧૮૬૦ થી શેઠ મેહેરાંમજી નશરવાંનજી સીરવાઇ સાથે ભાગમાં લાંડીંગ એંડ ફોરવરડીંગ કંત્રાકટરસ તથા કારટીંગ એજનસીનું કામ ચલાવતા હતા.

તા૦ ૧૩ મી અક્ટોબર.

અતરેના જાણીતા શેહેરી ડાકટર થામસ બલેનીએ "વચલે વર્ગના પારસીઓની બેરોજગારી તથા તેના ઉપાય શું ?" એ બાબદ ઉપર આજ દીને ફરામજી કાવશજી ઇનસ્ટીટયુટમાં એક ભાષણ કીધું હતું. સરનશીનની ખુરસીએ શેઠ દીનશાજી માણેકજી પીટીટ બીરાજ્યા હતા. ભાષાણની સેવટે ડાકટર બલેનીએ જણાવ્યું કે મુંબઇમાં હવે થોડીજ દોલત બાકી રહીછે, અને જે ગ્રહસ્થ મુંબઇને એક મોટું હોનર અને ઉદ્યોગનું શેહેર બનાવવા માટે પોતાની દોલતનો એક ભાગ હેલાએદો રાખે તે મુંબઇના જાહેર મુરબીઓની લાંબી ટીપમાંના સર્વેથી સરશમાનો એક ગણાય. એ બાદ ભાષણકર્તાનો ઉપકાર માનતાં શેઠો નવરોજજી ફરદુનજી તથા બેહમનજી પેશતનજી માસટરે પારસીઓની હાલત બાબે કેટલીક ખોલાસો કીધો હતો.[2]

તા૦ ૧૪ મી અક્ટોબર.

શેઠ હોરમજજી દાદાભાઇ પલીડરને નામદાર સરકારે મુંબઇની સમાલકાઝ કોરટના કામચલાઉ ચોથા જડજ નેમ્યા હતા.[3]

૧ આ શગડી ઉપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—
"બાઇ હીરાંબાઇ તે શ૦ આ૦ જીજીભાઇ મેહેરવાંનજી
"વેલાતીનાં બેની રોજ ૨૭ માહ ૬ સને ૧૨૪૪ ને દને
"હક થાએઆં તેવોનાં પુણને કીજે તેમના ખાવંદ આ૦
"મેહેરાંમજી માણેકજી તાલુકદારે આએ સગડી બંધાવી
"આનજુમનને ધરમ ખાતે આપીછે. રોજ ૧૯ માહ ૧
"સને ૧૨૪૫ ઇઆજદેજરદી તારીખ ૯ મી અકટોબર સને
"૧૮૭૫ ઇસવી."

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૪ મી અક્ટોબર ૧૮૭૫.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૪ મી અક્ટોબર ૧૮૭૫.

તા૦ ૧૭ મી અક્ટોબર.

રોજ ૨૭ માહ ૨ (કે૦) ૧૨૪૫ યજદેજરદી.

**મરણ**—હીમજી જમશેદજી બાટલીબોઇ—ઉમર વર્ષ ૪૯) શેઠ જમશેદજી ખરશેદજી બાટલીબોઇના વડા દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપની તરફથી ચીન ગયા હતા, અને ત્યાંથી ઇ૦ સ૦ ૧૮૫૧ માં અતરે પાછા આવી પોતાના ભાઇ શેઠ ખરશેદજી સાથે "ખરશેદજી જમશેદજીની કુંપની" નાં નામથી વ્યાપાર ચલાવતા હતા. તે પછી ૧૮૫૯ માં પાછા મેશરસ પેશતનજી ફરામજી કામાની કુંપનીના ભાગયા થાઇ ચીન ખાતે ગયા હતા, અને ત્યાં બે વર્ષ રહી ૧૮૬૧ માં અતરે પાછા ફર્યા હતા. આ વેળાએ ચીનના વ્યાપારીઓએ એમની માન લાયક વર્ત્તણુક તથા જાહેર હીમત માટે તા૦ ૨૩ મી મારચે એમને રૂ૧૦૦૦) ની કીમતની એક પીસ ઑફ પલેટ ઘરતા લેખ સાથે ભેટ આપી હતી. અતરે આવ્યા બાદ ૧૮૬૨ થી તે ૧૮૭૩ સુધી એવણ મેશરસ સ્ટેનહાઉસ એંડ કુંપનીના દલાલ થયા હતા. નામદાર સરકારે એવણને ૧૮૭૩ માં એક સુલેહના અમલદાર નેમી માન આપ્યું હતું. એજ શાલમાં એવણ ઇંગ્લાંડ પણ જઇ આવ્યા હતા. અતરેની ગાયન ઉત્તેજક મંડલી કે જે ૧૮૭૦ માં ઉભી થાઇ તેને એવણે કેટલીક ઉપેયોગી મદદ કીધી હતી, જેથી તેના સર્વે મેમબરોએ ઉઘરાંણું કરી એમની એક તસવીર પડાવી મંડલીનાં મકાનમાં મુકાવી હતી.

તા૦ ૧૯ મી અક્ટોબર.

આજ દીને મરહુમ શેઠ હીમજીભાઇ જમશેદજી બાટલીબોઇનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૧૫૦૦) તથા બાવા શેઠ જમશેદજી ખરશેદજી બાટલીબોઇ અને બીજા સગાંઓએ રૂ૧૩૦૦) મલી રૂ૨૮૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૨૦ મી અક્ટોબર.

ડાકટર એનડરીઆસ નામનો એક જરમન વિદ્વાન કે જે પુરાતમ બાબદોની શોધ કરવાને ઇરાંન જવાને મુંબઇ આવ્યો હતો તેને આજ દીને અતરેની રાએલ એશીઆટીક સોસાઇટીની સભામાં ઇરાંનની પુરાતમ જગાઓ તથા તવારીખ બાબે એક નીબંધ વાંચ્યો હતો.[5]

તા૦ ૨૧ મી અક્ટોબર.

શેઠ હોરમજજી જાંહગીરજી ભાભા, એમ. એ. ને નામદાર સરકારે એલફીનસ્ટન કાલેજમાં કામચલાઉ આસીસ્ટંટ પ્રોફેસર નેમ્યા હતા.[6]

૪ જામે જમશેદ, તા૦ ૨૧ મી અક્ટોબર ૧૮૭૫.

૫ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૬ મી અક્ટોબર ૧૮૭૫.

૬ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૧ મી અક્ટોબર ૧૮૭૫.

તા૦ ૨૬ મી અકટોબર.

શેઠ ડોસાભાઈ હોરમસજી ખાંભાતાએ વ્યાપાર, ઉદ્યોગ, હુન્નર તથા સર્વોપયોગી વસ્તુઓનાં નામોનો અનુક્રમે અંગ્રેજી અને ગુજરાતી ભાષામાં કોષ રચી તેનું "ભંડાર કોષ" ને નામે એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[૧]

---

તા૦ ૨૬ મી અકટોબર.

રોજ ૬ માહ ૩ (૩૦) ૧૨૪૫ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ ગુલાંબાઈ તે મરહુમ શેઠ મેહેરવાંનજી માણેકજી પટેલનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૫૦૦૦), દીકરી મરહુમ બાઈ મીથીબાઈ તે મરહુમ શેઠ મેહેરવાંનજી જીજીભાઈનાં વીધવાની પુંજીમાંથી રૂ૮૦૦), દીકરા મરહુમ શેઠ ખરશેદજી મેહેરવાંનજી પટેલની પુંજીમાંથી રૂ૧૦૦), દીકરીના દીકરાઓ મરહુમ શેઠ મેહેરવાનજી જીજીભાઈના છોકરાઓએ રૂ૧૦૦૦), દીકરીની દીકરીઓ બાઈ બચુબાઈ ધણી શેરાબજી જમશેદજી જીજીભાઈએ રૂ૫૦૦), બાઈ દીનબાઈ ધણી નશરવાંનજી માણેકજી પીટીટ રૂ૧૦૦૦), બાઈ આવાંબાઈ ધણી કાવશજી દીનશાહજી પીટીટ રૂ૫૦૦), બાઈ મેહેરબાઈ ધણી માણેકજી બેરામજી નવાઝ તથા પીરોજાબાઈ ધણી ફરામજી ડાયાભાઈ મામાએ ૧૨૦૦) મળી રૂ૮૭૦૦) ધર્મખાતે આપ્યા હતા. એ રકમ મધેથી બીડીઆબાદરની એ બાઈના ખાવંદ મરહુમ શેઠ મેહેરવાંનજી માણેકજી પટેલવાળી દરેમેહેરની મરામત કરાવી તેનો ખર્ચ ખરચ કરવાને એક જુદું ફંડ ઉભું કીધું હતું.[૧]

---

રાતનાં આખાં એડન મધે રોશની કરવામાં આવી હતી, જેમાં પારસીઓએ મોટો ભાગ લીધો હતો.[૪]

---

તા૦ ૩ જી નવેમબર.

મુંબઈનાં મ્યુનીસીપાલ કારપોરેશનની આજની સભામાં શેઠ નાનાભાઈ રૂસતમજી રાંણીનાને મ્યુનીસીપાલીટીનો હીસાબ તપાસવા માટે શેઠ અરદેશર ફરામજી મુસની સાથે આડીટર નેમ્યા હતા.[૪]

---

તા૦ ૮ મી નવેમબર.

રોજ ૧૫ માહ ૨ (ઉ૦) ૧૨૪૫ યજદેજરદી.

મરણ—જમશેદજી શેરાબજી ખરાસ—ઉમર વર્ષ ૩૬) એડનવાળા શેઠ શેરાબજી કાવશજી ખરાસના નાના બેટા. એવણ એડન મધે પોતાના બાપની પેઢીપર હતા, અને ત્યાંથી મુંબઈ આવતાં આરબી સમુદ્ર મધે સ્ટીમર "દીક્ષી"માં મરણ પામ્યા હતા.

---

ધી ટાઈમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૨ જી નવેમબર ૧૮૭૫.

શાહજાદાના એડનમાં પધારવાની યાદગારીમાં ત્યાંના રેહવાસીઓએ એક ફંડ એકઠું કીધું હતું, જેમાં બધા મળી રૂ૨૨૩૭૪) ભરાયા હતા, જે મધે મુસલમાનોના રૂ૬૫૪૬), હિંદુઓના રૂ૨૨૫૦), યાહુદીઓના રૂ૭૫૦), અને પારસીઓના રૂ૧૩૦૭૮) નીચે મુજબ હતા—

(રૂ૪૦૦૦) કાવસજી દીનશાહ એડનવાળા અને ભાઈઓ (રૂ૩૫૦૦) એદલજી માણેકજી કોલાભેવાળા અને છોકરાઓ (રૂ૨૫૦૦) રૂસતમજી શેરાબજી ખરાસ (રૂ૨૩૦૦) મનચેરજી એદલજી'સ સનસ (રૂ૨૫૦) દાદાભાઈની કું૦ (રૂ૧૦૦) માણેકજી ધનજીભાઈ શરાફ (રૂ૭૫) શેરાબજી પેશતનજી મેહતા, મનચેરજી રૂસતમજી દોસ (રૂ૫૧) કાવશજી હોરમસજીની કું૦

તા૦ ૬ થી નવેમબર.

રોજ ૧૭ માહ ૨ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆનાં આતશબેહરામની શાલગરેહનાં જશનની મીજલસમાં દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ નામદાર માહરાંણી વિકટોરીયાના પાટવીકુંવર પ્રીનસ આૅફ વેલસ જેઓ આવતી પરમ દીને મુંબઈની મોલાકાતે આવનાર હતાં તેમની સલાંમતીને માટે એક બંદગી ગુજરાતી ભાષામાં કીધી હતી.[1]

---

તા૦ ૭ મી નવેમબર.

બાંસવારાના આસીસ્ટંટ પોલીટીકલ એજંટ શેઠ ફરાંમજી ભીખાજી રોસને નામદાર સરકારે ઉદેપોરના માહરાંણાના રખેવાલ તરીકે થોડા વખત સુધી ખાસ ઓહ્દાપર નેમ્યા હતા.[2]

---

તા૦ ૮ મી નવેમબર.

નામદાર માહરાંણી વિકટોરીયાનો પાતવીકુવરે પ્રીનસ આૅફ વેલસ આજ સાંજે મુંબઈ આવી પુગો હતો. પાલવા બંદરપરથી તે નામદાર ઉતરયો હતો, અને પરેલના સરકારી મેહલમાં ઉતારો લીધો હતો. તે નામદારને કીનારે ઉતરતાનિ વાર મુંબઈનાં મ્યુનીસીપાલ કારપોરેશન તરફથી આવકારનું એક માનપત્ર કારપોરેશનના પ્રમુખ શેઠ ડોશાભાઈ ફરાંમજી કેરાકાએ વાંચી સંભલાવ્યું હતું, જેનો તે નામદારે ઘટતો ઉતર વાલી તેનું લખેલું કાગજ, શેઠ ડોશાભાઈના હાથમાં આપ્યું. જે બાદ નામદાર ગવરનર જનરલ લાર્ડ નાર્થબ્રુકે તે નામદારની હાજર થયેલા દેશી રાજવંશીઓ સાથે મોલાકાત કરાવી, જે દરમેઆંન સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. આઈ. ઈ. સાથે મોલાકાત થતાં તેમને શેકહાંડ કરી કહયું કે "તમારા મરહુમ પીતા અને તમારે વીશે મેં ઘણું સાંભલયું છે." સર જમશેદજીએ ઉપકાર માન્યા બાદ બીજા રાજવંશીઓં સાથે મોલાકાત કરી સવારી એક સરઘસના આકારમાં પરેલ જવા ઉપડી હતી. આખે રસ્તે લોકોએ હુરરેના પોકારો કરી આદરમાંન આપ્યું હતું.[3]

તા૦ ૧૦ મી નવેમબર.

નામદાર શાહજાદા પ્રીનસ આૅફ વેલસે આજ દીને સાંજનાં અતરેની શેક્રેટરીએટ આફીસનાં દીવાનખાંનાંમાં એક લેવી ભરી હતી, જેમાં અતરે આવેલા સઘળા દેશી રાજવંશીઓ, જુદી જુદી ગ્નાતના આગેવાંન રેહવાસીઓ, તથા નીચલા પારસી ગ્રહસ્થો હાજર હતા :—

શેઠો અરદેશર બેહરાંમજી કાપડીઆ, અરદેશર ખરશેદજી ભાંડુપવાલા, અરદેશર ખરશેદજી ફરદુનજી, અરદેશર ફરાંમજી મુસ, અરદેશર મેહરવાંનજી શેઠના, અરદેશર હોરમજજી

---

૧ જામે જમશેદ, તા૦ ૮ મી નવેમબર ૧૮૭૫.

૨ મુંબઈ સમાચાર, તા૦ ૯ મી નવેમબર ૧૮૭૫.

૩ જામે જમશેદ, તા૦ ૯—૧૦ મી નવેમબર ૧૮૭૫.

બીજે દીને એટલે તા૦ ૯ મી નવેમબરે નામદાર શાહજાદાની ૩૫ માં વર્ષની શાલગરેહ હોવાથી રાતનાં તે નામદારનાં માનમાં મુંબઈમાં મોટી રોશની થાઈ હતી, જેમાં પારસીઓએ મોટો ભાગ લીધો હતો, તથા જગેજગ તે નામદારની ગાડી ઊભી રખાવી પારસી બાનુઓએ આવરણાં લઈ ગજરા પેહરાવ્યા હતા. મુંબઈનાં મેદાનોમાં સરશ સણગાર તથા રોશની કરવાનુ માન સરકારના આસીસ્ટંટ એનજીનીઅર શેઠ મનચેરજી કાવશજી મરજબાંને મેલર્યું હતું.

ત્રિજે દીને એટલે તા૦ ૧૦ મી નવેમબરે અતરેની સઘળી નિશાલોનાં ૧૦૨૫૦ બાળકોને મેદાનમાં એક જીયાફત આપવામાં આવી હતી, જયાં નામદાર શાહજાદો પણ હાજર થયો હતો. પારસી છોકરાંઓએ "ભલે પધાર્યા શાહજાદા" નું ગાયણ ગાયું હતું. સર બારટલ ફ્રીઅર કે જેવણ શાહજાદા સાથે ભોમીયા તરીકે આ મુસાફરીમાં આવ્યા હતા તેવણે શાહજાદા સાથે લેડી રતનબાઈ જમશેદજી જીજીભાઈ તથા તેમનાં વડાં બેટી બાઈ ધનબાઈજી, તથા શેઠ શોરાબજી શાપુરજી બંગાલી કે જેમની મુખ્ય મેહનત તથા ગોઠવણોને આ જીયાફત આભારી હતી તેમનાં બેટી બાઈ રતનબાઈની મોલાકાત કરાવી હતી. એ પછી બાઈ ધનબાઈ અરદેશર હોરમજજી વાડીઆએ શાહજાદાની નજદીક જઈ તે નામદારને ફુલનો એક તોરો તથા ગજરો આપ્યો, તે તેણે હસીને લીધો, "પણ ગજરાનું શું કરવું તેની તેને સમજ પડી નહિં. મુંબઈનો ગવરનર સર ફીલીપ ઊડહાઊસ તેની પાસેજ હતો તે દેશી બાનુઓની આ ક્રિઆ સારીપેઠે સમજતો હોવાથી તે નામદાર પોતાની ટોપી ઊતારીને વાંકો વલ્યો અને બાઈ ધનબાઈએ સર ફીલીપનાં ગલાંમાં ફુલોનો હાર પેહરાવ્યો. હવે શાહજાદાને સમજ પડી અને આ ક્રિઆ તેને એવી તો ખુશ લાગી કે પોતાનાં ગલાંમાંબી તેણે હાર પેહરાવવા દીધો." એજ બાઈ ધનબાઈએ શાહજાદા તથા તેની બાનુની બે સુંદર પોતે ચીતારેલી તસવીરો તે નામદારને ભેટ આપી હતી.

ચોથે દીને એટલે તા૦ ૧૧ મી નવેમબરે શાહજાદાની સાથે આવેલા મનવારોના સેલરોને ખાણું આપવામાં આવ્યું હતું, જયાં પણ શાહજાદો બીરાજયો હતો. એ દીને સવારનાં પારસીઓના દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાએ શાહજાદાને પેહલવી ભાષામાં લખેલો, તથા દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ જંદ ભાષામાં લખેલો, તથા શેઠ બહમનજી ડોશાભાઈ મુનશીએ ફારસી બેતામાં લખેલો, એકકો દોઆગુજારીનો આડરેસ ભેટ આપ્યો હતો. એજ દીને તે નામદારને યુનીવરસીટી તરફનું માનપત્ર આપવામાં આવ્યું હતું. યુનીવરસીટીમાં જવા આગમજ તે નામદાર વાલકેશર સર કાવશજી જાંહગીર રેડીમનીની મોલાકાતે તેમના બંગલા આગલ ગયો, પણ તે વેળાએ સર કાવશજી ઘણા બીમાર હોવાથી બાહેરથીજ તેવણની ખબર પુછાવી હતી. એની એક દીવસ આગમજ સર કાવશજીએ શાહજાદાને લઈને મનવાર સીરાપીસ મુંબઈનાં બારાંમાં શહીસલાંમત આવી પોહચી તેની ખુશાલીમાં પોર્ટસમાઊથનાં સેલર હોમનાં ફંડમાં (રૂ ૫૦૦) ની રકમ અતરેથી ભેટ મોકલી હતી.

પાંચમે દીને એટલે તા૦ ૧૨ મી નવેમબરે નામદાર શાહજાદો ઘારાપુરીના ગોફાઓ જોવાને ગયો ત્યારે બારાંમાંનાં સઘળાં વાહણોએ ખુબ રોશની કરી હતી. સરકારી ગોદીના વડા માસટર બીલડર શેઠ જમશેદજી ધનજીભાઈ વાડીઆએ

વાડીઆ, બહમનજી ખરશેદજી ભાંડુપવાલા, બહમનજી મનચેરજી પંથકી, બહમનજી પીરોજશાહ ચીનાગીરીર, બહમનજી ડોરાબજી જમશેદજી, બરજોરજી રૂસ્તમજી મોદી, દસ્તૂર બહમનજી જમાસપજી જામાસ્પઆશાના, બેહરામજી દાદાભાઇ કેશઆર, બેહરામજી જીજીભાઇ, બેહરામજી નસરવાનજી સીરવાઇ, બેહરામજી પદમજી, કાવસજી ખરશેદજી ભાંડુપવાલા, કાવસજી ખરશેદજી જમશેદજી, કાવસજી દીનશાહ પીટીટ, કાવસજી દાદી સીમજી, ડાકટર કાવસજી હોરમસજી, ખરશેદજી ફરદુનજી પારખ, દાદાભાઇ બહમનજી જીજીભાઇ, દાદાભાઇ ડોસાભાઇ કામાજી, દાદાભાઇ નવરોજજી પ્રોફેસર, દાદી માણેકજી સીમજી, દાદી નસરવાનજી દાદી, દાદાભાઇ રૂસ્તમજી બનાજી, ધનજીભાઇ ફરામજી પટેલ, દીનશાહજી માણેકજી પીટીટ, દીનશાહ પેશતનજી કાંગા, દોરાબજી હોરમસજી ભાંડુપવાલા, ડોસાભાઇ ફરામજી કરાકા, ડોસાભાઇ નસરવાનજી વાડીઆ, ફરામજી નસરવાનજી પટેલ, ફરામજી શાપુરજી ધનજીભાઇ, ડાકટર ફરદુનજી બેહરામજી સીરવાઇ, ગાંધીભાઇ જાંહગીરજી મોદી, ગોદરેજજી દોરાબજી પદમજી, હીરજી આરદેશર દાદી, હોમજી ખરશેદજી દાદીશેઠ, હીરજીભાઇ ખરશેદજી ભાંડુપવાલા, હીરજીભાઇ હોરમસજી સરાફ, હીરજીભાઇ મેહરવાનજી વાડીઆ, હોરમસજી આરદેશર સતારા, હોરમસજી આરદેશર વાડીઆ, દસ્તૂર હોશંગજી જમાસપજી જામાસ્પઆશાના, જમશેદજી ખરશેદજી જમશેદજી, જમશેદજી ધનજીભાઇ ફરામજી, જમશેદજી ધનજીભાઇ વાડીઆ, જમશેદજી નસરવાનજી દાદી, સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, દસ્તૂર જામાસપજી મીનોચેરજી જામાસ્પઆશાના, જીવાજી શાપુરજી ધનજીભાઇ, જાંહગીરજી હોરમસજી પંથકી, જાંહગીરજી જીવણજી રેડીમની, જાંહગીર માણેકજી ખરશેદજી, કેખશરૂ નવરોજજી કાબરાજી, ખરશેદજી રૂસ્તમજી કામાજી, લીમજી માણેકજી બનાજી, માણેકજી ખરશેદજી જમશેદજી, મનચેરજી મેહરવાનજી ભાવનગરી, મનચેરજી કાવસજી મરજબાન, મનચેરજી નવરોજજી બનાજી, મનચેરજી પેશતનજી વાડીઆ, માણેકજી કાવસજી સેઠી, નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, નાનાભાઇ રૂસ્તમજી રાંણીના, ખાંનબાહદુર દસ્તૂર નોશરવાનજી જમાસપજી જામાસ્પઆશાના, નવરોજજી બેહરામજી સતારા, નવરોજજી ફરદુનજી, નવરોજજી નાનાભાઇ ફરામજી, નવરોજજી પદમજી, નશરવાનજી ચાંદાભાઇ, ડાકટર નશરવાનજી જાંહગીરજી વાંમ, દસ્તૂર પેશોતનજી બેહરામજી સંજાણા, પીરોજશાહ મેહરવાનજી મેહતા, હાનરેબલ ખાંનબાહદુર પદમજી પેશતનજી, રૂસ્તમજી ખરશેદજી ભાંડુપવાલા, ડાકટર રૂસ્તમજી કાવસજી બાપુરજી, શાપુરજી હોરમસજી પારેખ, સોરાબજી ધનજીભાઇ વાડીઆ, સોરાબજી ફરામજી પટેલ, સોરાબજી નવરોજજી કુપર, સોરાબજી પેશતનજી ફરામજી, સોરાબજી પદમજી, દસ્તૂર સોરાબજી રૂસ્તમજી મુલાંફીરોજના.[1]

નામદાર શાહજાદાને પારાપુરીના ગોરાનો એક લાકડાંનો મોડલ, કે જેમાં ૧ ફુટે ના ઇંચનું પરમાણ લઇ સઘળી મુરતીઓ, થાંભલા, પાણીની ટાંકી વગેરે અસલ બારીક કોરી કહાડયાં હતાં, તે ભેટ આપ્યો હતો.

છઠે દીને એટલે તા૦ ૧૩ મી નવેમ્બરે શાહજાદો સવારના ૧૧ કલાકે પરેલથી એક ખાસ ટ્રેનમાં બેસી પુને ગયો હતો તે તા૦ ૧૬ મીએ રાતનાં અંતરે પાછો ફર્યો હતો. બીજ દીને રાતનાં તે નામદારના માનમાં ચેંબર ઓફ કોમર્સ તરફથી ... બંદરની લાઇન અને દરીયાની વચ્ચેની જગા ઉપર આનંદભોગ કરવામાં આવી હતી.

તા૦ ૧૭ મી નવેમ્બરે સરકારી મેહલમાં કારપોરેશનના પ્રમુખ શેઠ ડોસાભાઇ ફરામજી કરાકા સાથે મુલાકાત થતાં તેઓએ ૧૮૫૮ માં શેઠ જીવનની મુસાફરી વેળાએ બાલમોરલ-ના મેહલની મુલાકાત ભેટ કિધી નામદાર શાહજાદાને ફરી સંભાર્યું જેથી તે નામદાર ખુશી થયો, અને મુંબઇના લોકોએ આપેલા આવકારથી પોતાને થએલો સંતોષ ઉપજેલો શેઠ ડોસાભાઇને જણાવ્યો. બીજ દીને સાંજના ૪ા કલાકે તે નામદાર પારસીઓનાં ટોળામાં જોવાને ગયો હતો, ત્યાં પ્રમુખ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ તથા સેક્રેટરી શેઠ નશરવાનજી બેહરામજી વગેરેએ તેમને આવકાર દઇ સ્વાગત કર્યું તથા ત્યાં ઉતારા ટોળામાંના ખાસ ઉતારી સર્વ ગુજર થઈ.

તા૦ ૧૮ મી નવેમ્બરે સાંજના નામદાર શાહજાદો સર જમશેદજી જીજીભાઇ બારોનેટની મુલાકાતે તેમને બાગે ગયો હતો. બીજ દીને ૯ વાગ્યે તે નામદાર વડોદરે ગયો તે તા૦ ૨૪ મીએ સવારના અંતરે પાછો ફર્યો હતો.

તા૦ ૨૪ મી નવેમ્બરે સર જમશેદજી જીજીભાઇ બારોનેટ શાહજાદાની વળતી મુલાકાત લેવા સારૂં તેની ખાસ સ્ટીમર સીરાપીસ ઉપર પોતાના કુટુંબસહીત ગયા હતા, અને ત્યાં શાહજાદાને મલી રીફ્રેશમેંટ લઇ પાછા ફર્યાં હતા.

તા૦ ૨૫ મી નવેમ્બરે શાહજાદો પાલવા બંદરથી સ્ટીમરમાં બેસી મધરાજ સીધાર્યો હતો. તે વેળાએ પણ આખે રસ્તે આગલના જેવીજ ધામધુમ થઇ હતી. રસ્તામાં પરેલ તરફ એલફીનસ્ટન કાલેજના વિદ્યાર્થીઓએ એ નામદારની ગાડી ઊભી રખાવી તેને ફુલોથી વધાવી લીધો, તથા એક વિદ્યાર્થી દીનશાહ ધનજીભાઇ દાવરે તે નામદારને એક સુંદર ફુલનો તોરો તથા બીજા એક વિદ્યાર્થી કાવસજી દાદાભાઇ નાપગાંમવાલાએ સુંદર ફ્રેમમાં જડેલો એલફીનસ્ટન કાલેજનો એક ફોટોગ્રાફ ભેટ કીધો હતો.

અંતરેથી વીદાય થતી વખતે નામદાર શાહજાદે રૂ૧૦૦૦૦) મુંબઇનાં ગરીબ લાચારોને લગતાં ધર્મખાતાંઓમાં આપવાને આપી ગયો હતો, જે મધ્યીસરએ ભાગે ઇંગ્રેજ, હિંદુ, મુસલમાન અને પારસી કોમના ગરીબ અને અશક્તોને વેહેંચાવી દીધી હતી. એ નામદાર મુંબઇ આવ્યો તેની યાદગારીમાં તેનું એક ઘોડેસ્વાર કદનું બાવલું સર આલબર્ટ સાહેબે રૂ૫૦૦૦૦) ને ખરચે બનાવી આવતાં મેદાનમાં ઊભું કરાવ્યું હતું.

શાહજાદો કલકતા ખાતે દરબાર ભરનાર હતો ત્યાં હાજર થવાને નામદાર વાઇસરાએ સર જમશેદજી જીજીભાઇ બારોનેટને નોતરૂં દીધાથી તેઓ પોતાના દીકરાઓ સાથે તા૦ ૧૬ મી ડીસેમ્બરે અંતરેથી કલકતે ગયા હતા.

1 ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૧૧ મી નવેમ્બર ૧૮૭૫.

તા૦ ૧૧ મી નવેમબર.

નામદાર શાહજાદાએ આજ દીને અતરેનાં એલફીનસટન બંદર ઉપર બાંધવા ધારેલી નવી મોટી ગોદી જેને "પ્રીનસીસ ડૉક"નું નામ આપવામાં આવ્યુંછે, તેનો પાયો નાખવાની ક્રીઆ મેશાનીક રીતી મુજબ કીધી હતી.[1]

તા૦ ૧૩ મી નવેમબર.

નામદાર શાહજાદો પ્રીનસ ઑફ વેલસ આજ દીને સવારનાં ૧૧ કલાકે પરેલથી એક ખાસ આગગાડીમાં સવાર થાઈ પુણે ગયો હતો. ત્યાં સાંજનાં તે નામદાર પુગા પછી પુણાં શેહર તરફથી આવકારનું માનપત્ર હાનરેબલ ખાંનબાહદુર પદમજી પેશતનજીએ વાંચી સંભલાવ્યું હતું. રાતનાં આખાં શેહરમાં રોશની કરવામાં આવી હતી.[2]

તા૦ ૧૮ મી નવેમ્બર.

નામદાર શાહજાદો આજે સાંજનાં પોતાના રેસાલા સાથે સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. ની મોલાકાતે તેમના મજગાંમ કાસ્ટલમાં પધાર્યો હતો. સર જમશેદજીએ તેમને ઘટતો આવકાર આપી બેઠકમાં બેસાડયા, અને અરસપરસ કેટલીક વાતચીત કરવા બાદ સર જમશેદજીએ તે નામદાર સાથે કેટલાક જાણીતા પારસી શેઠીયાઓની મોલાકાત કરાવી, જેઓમાં શેઠ ખરશેદજી ફરદુનજી પારખ સાથે શેકહેંડ થતાં તેને યાદ આપવામાં આવી કે તે નામદારની બાનુ પ્રીનસેસ અલેકજાંડરાએ "બાર વરસ ઉપર એજ શેઠીઆનાં બંધાવેલાં એક વાહણને સમુદરમાં ઉતારવાની ક્રીઆ કીધી હતી, અને તે બારકને શાહજાદાના વડા દીકરાનાં નામ ઉપરથી 'આલબરટ વીકટર' એવું નામ આપયું હતું."[3] આથી શાહજાદાએ હરખાઇ એ શેઠને નજરે જોવાથી પોતાની ઘણી ખુશાલી બતાવી. એ બાદ દીવાનખાનામાં ફરતાં તે નામદારની નજર પોતાને બાળપણમાં સવારી કરવાના એક ટટુના ફોટોગ્રાફની આરસી ઉપર પડવાથી તે ઘણી ખુશાલી બતાવવા લાગો, જેથી તેને તુરત યાદ આપવામાં આવી કે "આ સુંદર ટટુ આજ ૩૦ વર્ષ ઉપર મરહુમ સર જમશેદજી પેહલા બારોનેટે શાહજાદાને બેશી ફરવા સારૂં નામદાર માહરાંણી ઉપર ભેટ મોકલ્યુ હતું, અને તે વેળા બીજા ચાર નામીચા આરબી ઘોડા પણ મોકલ્યા હતા,[4] જેમની પણ આ ટટુ સાથેજ તસવીર ઉતરાવી લઇ બારોનેટ ખાંનદાને પોતાની વફાદારીની એ નીશાંન આજસુધી જાલવી રાખેલી જોવાથી શાહજાદાએ પોતાનો સંતોષ જાહેર કીધો હતો." એ પછી સર જમશેદજીએ તે નામદારને એક દજન માણસ જમે એટલી મોટી

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૨ મી નવેમ્બર ૧૮૭૫.

એ ક્રિઆ કરવા નામદાર શાહજાદો જેવો આયો તેવું એક મેશાનીક સરઘસ નીકલ્યું હતું, જેમાં ઇંગલીશ તથા સ્કાચ ગ્રાંડ લાડજના નીચલા પારસી ઓહ્દેદારો પોતાનાં ઓજારો સાથે હતા:—

(ઇંગલીશ) શેઠ નવરોજજી નશરવાંનજી વાડીઆ—ડીસ્ત્રીકટ ગ્રાંડ સ્ટુઅરડ, બોહ્ળી તલવાર સાથે.

શેઠ હોરમજજી નશરવાંનજી ગીસતા—ડીસ્ત્રીકટ ગ્રાંડ પરસુવંટ, પલેટ સાથે.

શેઠ દીનશાહ દોરાબજી મીસ્ત્રી—ડીસ્ત્રીકટ ગ્રાંડ સુપરીંટેંડંટ ઑફ વર્કસ, પાયાના પથ્થરમાં મુકવાના રોલ સાથે.

(સ્કાચ) શેઠ જમશેદજી ધનજીભાઇ વાડીઆ—ગ્રાંડ ત્રેજરર, કોરીનથીઅન લાઇટ સાથે.

શેઠ મનચેરજી કાવશજી મરજબાંન—જુનીયર ગ્રાંડ વારડન, ડોરીક લાઇટ સાથે.

શેઠ ધનજીભાઈ પેશતનજી મેહતા—ગ્રાંડ જંદ અવસ્તા બેરર, અવસ્તાની કેતાબ સાથે.

શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી—સબ ગ્રાંડ માસટર.

શેઠ માણેકજી ખરશેદજી સરાફ—પાસ્ટ ડેપ્યુટ પ્રોવીનશીયલ ગ્રાંડ માસટર.

પાયાની ક્રિઆની શરૂઆતમાં રેવરંડ મી૦ ગીલડરે બંદગી કરી સંભલાવી. જે પછી ગ્રાંડ ત્રેજરર શેઠ જમશેદજી ધનજીભાઇ વાડીઆએ સિક્કાની બાટલી પાયામાં મુકી, તથા ડીસ્ત્રીકટ ગ્રાંડ રેજીસ્ત્રાર મી૦ એચ. ડબલ્યુ. બેરોએ પલાનનો રોલ પાયામાં મુકયો. એ પછી આરકીટેકટ મી૦ ટી. ઓરમીસ્ટને પાયામાં મુકવાની રૂપાંની તખ્તી વાંચી સંભલાવી, જેમાં બધા લેખ સાથે મુંબઇનાં બારાંના પોરટ તરસ્ટીઓનાં કોતરેલાં નામોમાં શેઠ શેરાબજી શાપુરજી બંગાલીનું નામ તરસ્ટી તરીકે હતું. એ બાદ શાહજાદાએ પાયાનો પથ્થર ગોઠવ્યો, જે પછી જુનીયર ગ્રાંડ વારડન શેઠ મનચેરજી કાવશજી મરજબાંન, સીનીયર ડીસ્ત્રીકટ ગ્રાંડ વારડન એ. એડીંગટન, અને ડેપ્યુટી ડીસ્ત્રીકટ ગ્રાંડ માસટર એમ. બાલફોરે શાહજાદાના હોકમથી પાયાનો પથ્થર ઓલંબો, હથોરી અને ફુટ વડે તપાસી બરાબર ગોઠવાયલો જાહેર કીધો. જે બાદ શાહજાદાએ તેપર અનાજ, વાઇન અને તેલ નાખ્યું, અને પાદરીએ બંદગી કીધા બાદ ક્રિઆ પુરી થાઇ.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૫ મી નવેમબર ૧૮૭૫.

તા૦ ૧૫ મીએ સાંજનાં શાહજાદો પુણાંનાં લશ્કરની કવાયદ જોવાને ગયો તે વેળાએ માર્ગમાં સેંટ પાલનાં દેવલ આગલ પુણાં કાનવેંટ સ્કુલની છોડીઓ તથા બીજી નિશાળોનાં બાળકો હારદોર ઊભાં રહયાં હતાં. તેઓએ "ખોદા શાહજાદાને સલાંમત રાખે" એવું ગીત ગાયા પછી કાનવેંટ સ્કુલની બાઇ હીરાંબાઇ નવરોજજી પદમજી નામની ૧૦ વર્ષની એક છોડી ગાડીની નજદીક આવી રૂ૧૫૦૦) ની કીમતનો એક મોતીનો હાર શાહજાદાની વડી બેટી પ્રીનસેસ લુસી વિકટોરીયા અલેકજાંડરા ડાગમારને માટે પોતાને નામે ભેટ આપ્યો, જે શાહજાદાએ હસીને મોટી ખુશી સાથે કબુલ રાખ્યો. શેઠ મેહરવાંનજી નશરવાંનજી વાડીઆ, બી. એ. એ પોતાની જોડેલી શાહજાદાને આવકાર દેનારી ઇંગ્રેજી કવિતા તે નામદારપર પુણે ભેટ મોકલી હતી.

૩ એ વાહણ બાબે જુવો આ પુસતકને સફે ૧૨૭. 

૪ એ ઘોડાઓ ભેટ મોકલવા બાબે જુવો દફતર પેહલાંને સફે ૪૫૮.

તાશણુ આખાં એકજ પાતીઆંની બનાવેલી કીમતી ટેબલ, એક કશબી ચીકણનું તાજ, રેશમી બાર તાકા, અને હાથી-દાંતનું કોરેલું ચીનાઈ દેહરૂં બેટ આપ્યું હતું. શાહજાદાએ તે બેટ ઉપકાર સહીત સ્વીકારી સર જમશેદજીને પોતાની યાદદાસ્ત તરીકે એક સોનાનો ચાંદ તથા કીમતી કેતાબ બેટ આપી. જે પછી હેકલા ખંડમાં લેડી રતનબાઇની મુલાકાત લઇ રૂખસદ થતી વેળા તે નામદારે સર જમશેદજીને કહ્યું કે "ઇંગલાંડથી નીકલતી વેળા નામદાર માહરાંણીજીએ પોતે મને હુકમ કીધો હતો કે હું મુંબઇ જાઉં ત્યારે તમારી તથા કુટુંબની બેટ ઘણાં આદરમાંન સાથ લેવી."[1]

### તા૦ ૨૦ મી નવેમબર.

શેઠ ફરામજી બહમનજી માસટરે "સ્ત્રીચરિત્ર" નામનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[2]

### તા૦ ૨૧ મી નવેમબર.

રોજ ૨ માહ ૩ શે૦ ૧૨૪૫ યજદેજરદી.

**મરણ**—રતનજી પેશતનજી ખીલીમોરીઆ[3]—ઉમર વર્ષ ૬૯) એવણુ પોતાનાં વતન ખીલીમોરાથી નાહનપણમાંજ અત્રે આવી થોડીક મુદતમાં બજારગેટનાં નાકાં ઉપર હાલ જ્યાં શેઠ દામોદર ગોરધનદાસની સુખડની વખાર છે ત્યાંજ એક સુખડની દુકાન કાઢી બીજાં દેશાવરો ખાતે તેનો મોટો વ્યાપાર ચલાવ્યો હતો. એવણુ એક પગે લંગડા હોવા છતાં પણ જાતે ઘણુા ઉદ્યોગી તથા ખંતી હોવાથી ધંધામાં સારી પૂંજી મેળવી હતી. પાછલાં વર્ષોમાં એકાંત જીંદગી ગુજારી પોતાની વાલગરેહને દિવસેજ મરણ પામ્યા હતા.

### તા૦ ૨૨ મી નવેમબર.

રોજ ૩ માહ ૩ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

આજ દીને પુણું મધે મરહુમ સર જમશેદજી જીજી-ભાઇ બારોનેટની દરેમેહરની ગાહગરેહનાં જશનની મીજ-લસમાં એ૦ એરવદજી નવરોજજી દસ્તુર મેહરજીરાંણાએ "જરથોસ્તી ધર્મનીતિ" ઉપર એક વાએજ કીધી હતી.[4]

### તા૦ ૨૫ મી નવેમ્બર.

શેઠ દારાશાહ ડોસાભાઇને નામદાર સરકારે પંચમાહલ-ના આકટીંગ ડીસ્ત્રીકટ ડેપુટી કલેકટર નેમ્યા હતા.[5]

### તા૦ ૨૬ મી નવેમબર.

મુંબઇની પારસી પંચાતનાં ફંડના તા૦ ૨૨ મી અક-ટોબર ૧૮૭૩ થી તે તા૦ ૯ મી નવેમબર ૧૮૭૪ સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપખાનાંમાંથી તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે છેલ્લા હીસાબની બાકીના રૂ૫૮૨૫૩૪)૨૧ા ઉપરાંત આએ આખાં વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે રૂ૭૧૫૯૪)૩ ની આવક થઇ હતી, અને ખરચ રૂ૫૫૮૮૫ાદ થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખરીએ તરસ્ટીઓના હસ્તકમાં પંચાયતના હીસા-બને લગતા રૂ૫૯૮૨૪૨ાાા૧૮ાા તથા જુદાં જુદાં પડાવેલાં ખાતાંઓના[6] રૂ૭૦૫૭૩૪ાા૨ાા મલી કુલે રૂ૧૩૦૩૯૭૭)૨૧ બાકી હતા.

---

૧ જામે જમશેદ, તા૦ ૧૯ મી અને રાસ્ત ગોફતાર, તા૦ ૨૮ મી નવેમબર ૧૮૭૫.

એજ મુજબ શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇએ પણ નામદાર શાહજાદાને મરહુમ પેહલા બારોનેટની તસવીર સાથનો એક રૂપાનો ચાંદ, તથા મરહુમ પેહલા બારોનેટના પોતે પાડેલા જુદા જુદા ફોટોની એક આલબમ, અને એક ફોટો ગ્રાફ સોસાએટી સરટીફીકેટ કે જે લંડનનાં ૧૮૭૧ નાં પ્રદર્શન ની કમીટીના પ્રમુખ તરીકે નામદાર શાહજાદાએ ઉમદા ફોટોગ્રાફરોને માટે તેમને આપી હતી તે બેટ આપ્યાં હતાં. નામદાર શાહજાદાએ સર આરથર હીલ્પ્સની મારફતે એક કાગજ લખી શેઠ શોરાબજીનો ઉપકાર માન્યો હતો.

(રાસ્ત ગોફતાર, તા૦ ૨૬ મી માર્ચ ૧૮૭૬.)

૨ "સ્ત્રી ચરિત્ર: અથવા સિપાહિએ ચતુરાઇથી પેચ રમી ખાંદીઓને ઊતરી પોતાના ધંધાના કેડ પુરા પાડેલાની વાર્તા: (૧૯., કેરત સાથે). ભાષાન્તર, ફરામજી બહમનજી. મુંબઇ: એજ્યુકેશનલ પ્રિન્ટિંગ પ્રેસ. ૧૮૭૫."

૩ મરહુમ શેઠ બમનજી દાદાભાઇ રતનજી ખીલીમોરીઆના બાવા.

૪ જામે જમશેદ, તા૦ ૨૫ મી નવેમબર ૧૮૭૫.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૫ મી નવેમબર ૧૮૭૫.

૬ પંચાતનાં દફતરમાં આએ વર્ષ કોઇ નવાં ખાતાં પાડેલાં નથી, પણ આગલ તા૦ ૧૭ મી અકટોબર ૧૮૭૦ ને દીને મરહુમ શેઠ દાદાભાઇ માણેકજી વાછાનાં વશીઅતનામાંમાં લખવા મુજબ તેમની પુંજી મધેથી પંચાતનાં ફંડમાં આપવા જણાવેલી રકમને પેટે રૂ૧૧૫૦૦) ની સરકારી નોટ તેવણનાં વીધવા તથા વકીલાતણ બાઇ પીરોજબાઇ તથા વકીલો શેઠો શાપુરજી જીવાજી વાછા અને નાનાભાઇ બરજોરજી વાછાએ આપી જુદું ખાતું પડાવ્યું હતું તે ખાતાંમાં એ મરનાર ગ્રહસ્થની પુંજીમાંથી બીજી રૂ૫૧૦૦) ની સરકારી નોટો તા૦ ૪ થી જુલાઇ ૧૮૭૪ ને દીને મોકલી તેમાંની રૂ૨૬૦૦) નીનું વ્યાજ કુલે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોહચાડવાનાં, ઊદ-વાડાનાં આતશબેહરાંમનાં, નવસારીના આંધલા પાંગલા જર-થોસ્તીઓનાં, તથા સર જમશેદજી જીજીભાઇ ત્રાનસલેશન ફંડમાં, તેમજ રૂ૨૫૦૦) નીનું વ્યાજ ચોપાટીની આંધલાં પાંગલાં જરથોસ્તીઓની ધર્મશાલામાં રેહનારાંઓને દર શાલ રોજ ૪ માહ ૨ જાએ મરહુમ શેઠ દાદાભાઇની બાજને દીવસે સર્વેને કપડાં કરી આપવામાં વાપરવાનો બંદોબસ્ત કીધો હતો.

એજ મુજબ શેઠો જમશેદજી દોરાબજી નાએગામવાલા, બેહરામજી શોરાબજી સુમારીવાલા, ફકીરજી કાવસજી મીસ્ત્રી, અને માણેકજી પુંજીઆજી અચારવાલાએ તા૦ ૧ લી મેએ ૧૮૬૪ ને દીને રૂ૭૦૦૦) ની સરકારી નોટ [ જેમાં રૂ૨૫૦૦) ની શેઠ ફકીરજી કાવસજી મીસ્ત્રીએ પોતાની ગીરેપી તથા રૂ૫૦૦) ની ફંડ મધેથી] મોકલી તે આગલ તા૦ ૧૪ મી જાનેવારી ૧૮૬૭ તથા તા૦ ૧ લી ડીસેમબર ૧૮૭૦ ને દીને સુમારી, મોરા, તથા ડાંભકાનાં જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોહચાડવાના ખરચને માટે મોકલેલી

તા० ૨૭ મી નવેમબર.

શેઠ દીનશાહ એદલજી વાછાએ કોટની પ્રોપ્રાએટરી સ્કુલમાં ગયા મારચ માસમાં ઉઘાડેલા "સ્ટુડંટસ રીડીંગ રૂમ" ને શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાએ રૂ૭૦૦૦) ની કીમતનાં વિદ્યા હુનર તથા ભણતરની દરેક શાખાનાં ૧૬૦૦) કીમતી પુસ્તકો ભેટ આપવાથી તે પુસ્તકખાનું આજ દીને એક મેલાવડો કરી ખોલ્લું મુકયું હતું. પ્રમુખની ખુરસી શેઠ નવરોજજી ફરદુનજીને આપવા બાદ શેઠ દીનશાહ વાછાએ એ પુસ્તકખાનાનો થોડોક અહેવાલ કહી સંભલાવ્યો, જે બાદ શેઠ મનચેરજી નવરોજજી બનાજીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ નાનાભાઇ બેહરામજી જીજીભાઇએ ટેકો આપ્યો કે "આ સભા શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાની કીમતી ઉદારતાની મોટી વખાંણ કરેછે, અને આ લાઇબ્રેરીને "કાવશજી દીનશાહ લાઇબ્રેરી એંડ રીડીંગ-રૂમ" નું નામ આપવાનો ઠેડાવ કરેછે." એ પછી પ્રમુખે એક સુભાખીત ભાષણ કરી પુસ્તકખાનું ખોલ્લું મુકેલું જાહેર કીધું, અને મેલાવડો બરખાસ્ત થાયો હતો.[1]

તા० ૪ થી ડીસેમબર.

રોજ ૧૫ માહ ૪ (કo) ૧૨૪૫ યજદેજરદી.

**મરણ**—પેશતનજી ફરાંમજી કાવશજી બનાજી—ઉમર વર્ષ ૭૭) શેઠ ફરાંમજી કાવશજી બનાજીના બીજા દીકરા. એવણ ઇ० સ० ૧૮૩૦ થી પોતાના બાપની સહાયતા હેઠલ પોતાના ભાઇ શેઠ નાનાભાઇ સાથે "નાનાભાઇ અને પેશતનજી ફરાંમજી કાવશજી બનાજી" ને નામે ચીનનો વ્યાપાર

રૂ૧૧૦૦૦) ની નોટમાં ઊમેરી તે મધેથી નશેશાલારોના પગાર તથા શગડીવાલાનો પગાર સુરતના માનેજરોની મારફતે ગામવાલાઓને પોંહચાડવાનો બંદોબસ્ત કીધો હતો. વળી શેઠ રૂસતમજી કાવશજી દુબાશ કુકાજીનાંએ તા० ૧ લી નવેમબર ૧૮૭૪ ને દીને પોતાના નબીરા બાઇ મનચેરજી હોરમજજી દુબાશની નવજોતની ખુશાલીમાં પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ ડોશીબાઇનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું બ્યાજ આંધલા પાંગલા જરથોસ્તીઓની પરવરસી કરવાનાં ફંડમાં વાપડવાને મોકલી હતી.

એ ઊપરાંત મુવેલે જરથોસ્તી રવાંનોને અવલ મંજલ પોંહચાડવાનાં ફંડમાં આ એ વર્ષ નીચે મુજબ રૂ૩૦૦૦) ની બીજી નોટોનું બ્યાજ વાપડવાને ભેટ આવી હતી:—શેઠો દોરાબજી ફરાંમજી ઢાંડી તથા દાદાભાઇ નશરવાંનજી ઢાંડી તે મરહુમ બાઇ હમાંબાઇ જીવાજી ઢાંડી તે મરહુમ શેઠ હોરમજજી રતનજી બનાજીનાં વીધવાનાં એકઝીકયુટરોએ મરનારની પુંજીમાંથી તા० ૨૯ મી નવેમબર ૧૮૭૩ ને દીને રૂ૧૦૦૦) ની નોટ. શેઠો દાદાભાઇ અને મનચેરજી ડોશાભાઇ કામાજીએ તા० ૨૬ મી અકટોબર ૧૮૭૪ ને દીને પોતાના બાવા મરહુમ શેઠ ડોશાભાઇ હોરમજજી કામાજીનાં પુનને માટે રૂ૧૦૦૦) ની નોટ. શેઠ મનચેરજી નવરોજજી બનાજી તથા તેમનાં બેહન બાઇ શુનાંબાઇ તે શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠનાં ધણીઆંનીએ તા० ૩ જી ડીસેમબર ૧૮૭૩ ને દીને પોતાનાં મમાઇ મરહુમ બાઇ માણેકબાઇ તે મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠનાં બેટી તથા મરહુમ શેઠ નાનાભાઇ નશરવાંનજી બનાજીનાં વીધવાનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ. શેઠ ફરાંમજી કાવશજી મારકરે તા० ૧૧ મી ફેબરવારી ૧૮૭૪ ને દીને પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ નવાજબાઇનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ.

વળી ચોપાતીનાં દોખમાંઓવાલા ડુંગર ઊપર જવાના સર જમશેદજી જીજીભાઇ રોડની ઊગમણી બાજુએ આ० કાવશજી શોરાબજી ભેદવારની જમીનમાંથી તેવણે થોડીક જગો આસરે ૧૦૦) વાર જે મજકુર રસ્તાની નજદીકમાં આવેલી હતી તે તેવણે તા० ૧૭ મી નવેમબર ૧૮૭૩ ને દીને કાએદાસરનું લખત કરી જરથોસ્તી અંજુમનના ઊપયોગને સારૂં પંચાતના તરસ્ટીઓને ભેટ આપી હતી.

૧ રાસ્ત ગોફતાર, તા० ૨૮ મી નવેમબર ૧૮૭૫.

એ પુસ્તકખાનું ઇ० સ० ૧૮૮૬ ના અકટોબર માસ સુધી શેઠ દીનશાહ એદલજી વાછાએ એખલે હાથે મેમબરોનાં લવાજમ તથા બીજા મિત્રો તરફથી તેમજ પોતાની તરફથી થોડી ઘણી પૈસાની તેમજ પુસ્તકો અને વર્તમાંનપત્રોની મદદ આપી ચલાવ્યું હતું. મેમબરોનું લવાજમ પ્રથમ પેહલા વર્ગનો દર માસે રૂ०॥ તથા બીજા વર્ગનો રૂ०। હતો, પણ પછી ખરચ વધવાથી પેહલા વર્ગનો રૂ०॥। કરવામાં આવ્યો હતો. પ્રથમ થોડાંક વર્ષ તે શેઠ હોરમજજી જાંહગીરજી તાલેયારખાંનવાલી પ્રોપ્રાએટરી સ્કુલનાં એક ઓરડામાં જ્યાં આગલ ફોરટ રીડીંગ રૂમ એંડ લાઇબ્રેરી હતી ત્યાં ઓછે ભાડે રાખવામાં આવ્યું હતું, પણ તે પછી શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાએ દર માસે રૂ૨૫) ની મદદ આપવાથી તે કોટમાં દેવલના મોહલામાં અને તે પછી કાવશજી પટેલ સ્ટ્રીટમાં ભાડેનાં મકાનોમાં રાખવામાં આવ્યું હતું. શેઠ દીનશાહ એદલજી વાછાએ એ ખાતાંના માનેજર તરીકે ૧૧) વર્ષ કામ ચલાવી ૧૮૮૬ માં તે ઓહદો છોડવાથી એ ખાતાંના મેમબરોની તા० ૧૩ મી અકટોબર ૧૮૮૬ ને દીને મલેલી સભામાં શેઠો દીનશાહ પેશતનજી કાંગા, જમશેદજી નશરવાંનજી પીટીટ, નશરવાંનજી બેહરાંમજી શેક્રેટરી, દીનશાહ એદલજી વાછા અને કેકોબાદ કાવશજી એડનવાલાની એક વરકીંગ કમીટી, તથા છેલ્લા ગ્રહસ્થને તેના માનેજર નેમ્યા હતા. એ કમીટી મધે જગા ખાલી પડવાથી તેમાં શેઠો બહમનજી પેશતનજી માસટર, શોરાબજી એદલજી વારડન, પેશતનજી દોરાબજી પાંડે અને કેખશરૂ નવરોજજી કાબરાજીને ઊમેર્યા હતા, જેઓએ શેઠ કાવશજીની મદદ સાથ તે બીજાં થોડાંક વર્ષ ચલાવી હતી. ૧૮૯૪ ના મેએ માસમાં શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાને સી. આઇ. ઇ. નો ખેતાબ મલ્યો તે વેળાએ એ લાઇબ્રેરીના મેમબરોએ તેમનાપર મુબારકબાદીનું એક માનપત્ર મોકલ્યું હતું, તેના જવાબમાં શેઠ કાવશજીએ તેમનો ઊપકાર માની જણાવ્યું હતું કે તેવણે એ લાઇબ્રેરીના નભુકના નીભાવ માટે રૂ૧૫૦००) એલાહેદા કાઢયાછે, જેની એડન મધે કાંઇ સારી મીલકત ખરીદી તેની ઊપજ લાઇબ્રેરીના ખરચમાં આપવામાં આવશે.

એ પછી અતરે બીજી લાઇબ્રેરીઓ વધવાથી એ લાઇબ્રેરીનો ઊપયોગ ઘણો ઓછો થવાથી તેનો સારો ઊપયોગ થાય એવા હેતુથી તે તા० ૧ લી જુલાઇ ૧૯०૧ થી તેનાં સઘળાં પુસ્તકો તથા ઊપલી રૂ૧૫००० નો રકમ સાથે પુણાંની આલબર્ટ ઇનસ્ટીટયુટને આપી તેની લાઇબ્રેરીને શેઠ કાવશજીનું નામ આપી જોડી નાખી હતી.

ચલાવતા હતા. ૧૮૩૬ માં એઓની પેહડીનું "ગોલકોનડા" નામે વાહણ હતું. ૧૮૪૧ માં એલફીનસ્ટન નેટીવ એડયુકેશન ઇનસ્ટીટયુશનની કમીટીના એવણ એક મેમબર હતા. ૧૮૪૯ થી એવણના બાવાએ એમને મરહુમ શેઠ કાવસજી બેહરામજી બનાજીવાલાં આતશબેહરામના માનેજર ઠેરવેલા હતા. પાછલથી એઓએ લાંબી મુદત એકાંત જીંદગીમાં ગુજારી હતી.

---

તા૦ ૯ મી ડીસેમબર.

મુંબઇની પારસી ચીફ માટ્રીમોનીઅલ કોરટના એક ડેલીગેટ શેઠ પેશતનજી નવરોજજી પોંહચાએ પોતાનો ઓહદો છોડયો તેમની જગોએ નામદાર સરકારે શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇને નેમ્યા હતા.[1]

---

તા૦ ૧૩ મી ડીસેમબર.

રોજ ૨૪ મો માહ ૩ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

બેલગાંમ મધે જરથોસ્તી રવાનોને ભુમીદા કરવાની જગોની પાસે રવાનોની ક્રિયા કરવા માટે એક પાકી બાંધણીનું મકાંન મરહુમ શેઠ એદલજી ખરશેદજી બાઇશ તથા ખરશેદજી મેહરવાંનજી બાઇશનાં પુનને માટે તેઓના વારસોએ બંધાવી ખોલ્લું મુક્યું હતું.[2]

---

તા૦ ૧૩ મી ડીસેમબર.

ગઇ તા૦ ૨૪ મી નવેમબરે મહવારનાં વાંદરેથી એક પારસી રવાંનનો સચકાર દોખમે ચડાવી કેટલાક પારસીઓ ચાર પાંચ શીગરામમો બેસી એક હારમાં ચલાવી કોટમાં પાછા ફરતા હતા, તેવામાં ડંકન રોડને રસ્તેથી જગજીવન કીકા સ્ટ્રીટ આગળ મુંબઇના નામદાર ગવરનરના માજી પ્રાઇવેટ સેક્રેટરી તથા હાલના અંદર સેક્રેટરી મી૦ ડબલ્યુ. લીવારનરે રસ્તો સાંકડો હોવાથી સામેથી આવતી એક ગાડી સાથે પોતાની ડાગકારટનું ચાક અડવાથી ચીરડાઇ જઇ ઉપલી પાયદલથી આવતી શીગરામોમાંની એકના હાંકનારને ચાબુક માર્યો. આ ઉપરથી તે શીગરામોમાં બેઠેલા પારસીઓ અને મી૦ લીવારનર વચ્ચે મારામારી થાઇ, અને કેટલાક પારસીઓએ મી૦ લીવારનરને લાકડી તથા છત્રીઓ વડે માર માર્યો. મી૦ લીવારનરે આથી તે પાયદલ સાથે હોયલા ૧૬) પારસીઓને પોતાને માર મારવાના વાંકસર કોટની પોલીસમાં મી૦ કુપર માજીસ્ટ્રેટ હજુર ઉભા કીધા હતા, જે મુકદમો ૭ દીવસ ચાલ્યો હતો, અને તે દરમેઆંન ૧૩) જણાઓને માજીસ્ટ્રેટે છોડી મેલ્યા હતા, તથા બાકીના ત્રણ જણાઓમાંથી બહમનજી એદલજી કાશીનાથ અને નશરવાંનજી કાવસજી દુબાશને એકેક માસ તથા નાનાભાઇ એદલજી દુબાશને ચાર માસનાં કેદખાંનાંની સજા આજ દીને કીધી હતી. એ વેળાએ માજીસ્ટ્રેટે જણાવ્યું કે "જોકે મી૦ લીવારનર ચાબક મારવામાં વાજબી ન હતા અને તેટલામાટે તેણે દલગીર થવું જોઇએછે, તોપણ જેવી રીતનો હુમલો તેની ઉપર કરવામાં આવ્યોછે તેમ કરવું ન હતું."[3]

---

તા૦ ૧૫ મી ડીસેમબર.

રોજ ૨૬ માહ ૩ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

મરણ—બરજોરજી શોરાબજી ખરાસ—ઉમર વર્ષ ૪૦) એડનવાલા શેઠ શોરાબજી કાવસજી ખરાસના બીજા દીકરા. એવણ એડન મધે પ્રથમમાં પોતાના બાપની સાથે અને તે પછી "બરજોરજી શોરાબજી ખરાસની કું૦" ને નામે વ્યાપાર ચલાવતા હતા. તે ઉપરાંત ૧૮૭૦ થી ત્યાંના અમેરીકન કૉનસલનો ઓહદો ચલાવતા હતા, તથા પોરટુગીજ સરકારના પણ એડન ખાતેના આડતીઆ હતા. એવણ આરબી, સોમાલી અને પોરટુગીજ બાષાઓ સારીપેઠે જાણતા હતા. પોતાની તંદરોસ્તી સુધારવા એવણ ૧૧) વર્ષ મુંબઇ આવ્યા હતા, અને હિઆંજ થોડાંક અઠવાડીયાંમાં ઉપલી જવાન વયે મરણ પામ્યા હતા.

---

તા૦ ૨૦ મી ડીસેમબર.

શેઠ હોરમજજી પાલણજી દોલીમેહરજીનાએ "કુદરતી એલમે ઇલાહી" ની બાબદ ઉપર એક ચોપડી રચી પ્રગટ કીધી હતી.[4]

---

તા૦ ૩૦ મી ડીસેમબર.

ડાક્ટર હોરમજજી દાદાભાઇ મસાંનીને નામદાર સરકારે અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજના ગુજરાતી વર્ગોમાં મેડીકલ જુરીસપરુડનસ તથા રસાએનશાસ્ત્રના કામચલાઉ શિક્ષક નેમ્યા હતા.[5]

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૯ મી ડીસેમબર ૧૮૭૫.

૨ એ મકાંન ઉપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"આએ મકાંન બેહેશતનશીન શેઠ એદલજી ખરશેદજી "બાઇશનાં રોજ. ૨૪ મો દીન માહા, ૪ થો તીર શેહેનશાહી "સને ૧૨૪૪ ઇઅજદજરદી તા૦ ૧૩ મી ડીસેમબર ૧૮૭૪ "ને દીને અતરે ૪૬ મુઆ તથા શેઠ ખરશેદજી મેરવાંનજી "બાઇશનાં રોજ. ૧૦ મો આવાં માહા, ૫ મો અમરદાદ "સને ૧૨૪૪ ઇઅજદેજરદી તા૦ ૨૮ મી જાનેવારી ૧૮૭૫ "ને દીને ૬૨ મુઆ તેનાં પુનને સારૂં તેવોનાં બેહીવો તથા "દોહતોએ બંધાવીને શી બેલગાંમની જરથોશતી અનજુમનને "વાશદને સારૂં હવાલે કીધુંછે."

૩ જામે જમશેદ, તા૦ ૧૪ મી ડીસેમબર ૧૮૭૫.

૪ "કુદરતી એલમે ઇલાહી. યા કુદરતની બનાવતો ઉપરથી ખોદાની હસ્તી તથા કરામતોની મલી આવતી શાહદતોના એલમની કેતાબ. રચનાર, હોરમસજી પાલણજી મેહરજી. મુંબઇ મધે પોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યુંછે. સને ૧૮૭૫ ઇસવી."

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૩૦ મી ડીસેમબર ૧૮૭૫.

તા૦ ૩૧ મી ડીસેમબર.

આએ વર્ષમાં ઈચાને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૭૫ સુધીમાં મુંબઈના પારસીઓમાં ૧૨૨૦ જન્મ—જેમાં ૬૭૦ છોકરા અને ૫૫૦ છોકરી—નોંધાયાં હતાં.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં ૩૧૦ જોડાંનાં લગન તથા ૨૨ જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| લગન— | ૭ થી ૧૦ વર્ષનાં .. | ૨ | ૨૧ | ૨૩ |
| | ૧૧ થી ૧૫ વર્ષનાં .. | ૩૨ | ૧૭૨ | ૨૦૪ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૧૦૩ | ૧૦૦ | ૨૦૩ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૧૧૪ | ૧૭ | ૧૩૧ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૩૨ | ૦ | ૩૨ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૧૮ | ૦ | ૧૮ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૬ | ૦ | ૬ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં .. | ૦ | ૦ | ૦ |
| | ૫૬ થી ૬૦ વર્ષનાં .. | ૦ | ૦ | ૦ |
| | ૬૧ થી ૬૫ વર્ષનાં .. | ૦ | ૦ | ૦ |
| | ૬૬ થી ૭૦ વર્ષનાં .. | ૧* | ૦ | ૧ |
| | | ૩૧૦ | ૩૧૦ | ૬૨૦ |
| ગગરનાં— | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૦ | ૪ | ૪ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૩ | ૧૩ | ૧૬ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૨ | ૪ | ૬ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૮ | ૧ | ૯ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૨ | ૦ | ૨ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૨ | ૦ | ૨ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૪ | ૦ | ૪ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | | ૨૨ | ૨૨ | ૪૪ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે ૧૧૩૮ મરણ નિપજયાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જન્મેલાં...... | ૬૨ | ૨૬ | ૮૮ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં .. | ૪૪ | ૩૩ | ૭૭ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં .. | ૮૭ | ૭૮ | ૧૬૫ |
| ૧ થી ૫ વર્ષનાં ...... | ૧૩૦ | ૧૩૪ | ૨૬૪ |
| ૬ થી ૧૦ વર્ષનાં ...... | ૧૩ | ૩૨ | ૪૫ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં ...... | ૨૦ | ૨૧ | ૪૧ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં ...... | ૨૭ | ૩૧ | ૫૮ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં ...... | ૪૧ | ૩૪ | ૭૫ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં ...... | ૩૯ | ૩૪ | ૭૩ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં ...... | ૪૫ | ૨૯ | ૭૪ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં ...... | ૪૨ | ૩૭ | ૭૯ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં ...... | ૩૨ | ૩૪ | ૬૬ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં ...... | ૧૦ | ૧૮ | ૨૮ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં ...... | ૧ | ૩ | ૪ |
| ૧૦૧ થી ૧૦૫ વર્ષનાં ...... | ૧† | ૦ | ૧ |
| | ૫૯૪ | ૫૪૪ | ૧૧૩૮ |

* એ એક ૬૭ વર્ષનો બીજવર ૨૨ વર્ષની કુંવારી સાથે પરણ્યો હતો.

એ ૧૧૩૮) મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૯ | બાહેરકોટ .... | ૧૪૧ |
| કોટ ...... | ૪૦૧ | ખેતવાડી .... | ૯૮ |
| ધોબીતલાવ .. | ૨૩૮ | કામાઠીપરા .. | ૩ |
| કરેલવાડી.... | ૨૧ | બે ટાંકી ... .. | ૧ |
| ગીરગાંમ .... | ૧૫ | ડંકન રોડ .... | ૩ |
| ચોપાતી .... | ૫૯ | ભીંડીબજાર.... | ૩૩ |
| ગ્રાંટ રોડ .... | ૯ | બાંએખલા .. | ૫ |
| તારદેવ .... | ૬ | મજગાંમ .... | ૪૯ |
| ગોવાલીઆ તલાવ | ૪ | પરેલ ...... | ૧૨ |
| ખંબાલા .... | ૧ | ચીંચપોગલી .. | ૧ |
| માહલક્ષ્મી.... | ૭ | સાયન.. .. .. | ૩ |
| વાલકેશ્વર .... | ૨ | નાએગામ .... | ૧ |
| | | માહીમ ...... | ૨ |
| | | વાંદરા... .... | ૪ |
| | | સર જમ૦ જી૦ હારપીટલ ... | ૭ |
| | | ગોકલદાસ હાસ્પીટલ ...... | ૧ |
| | | કુરલાથી .. .. | ૧ |
| | | ડાંનડાંથી .. .. | ૧ |
| | | | ૧૧૩૮ |

એ ૧૧૩૮) મરણ નીચલાં કારણોથી નિપજ્યાં હતાં:—

| | |
|---|---|
| તાવ ........................ | ૨૧૨ |
| શ્વાસતંતુને લગતાં દરદો ............ | ૧૪૦ |
| ફેફસાંને લગતાં દરદો ............ | ૯૨ |
| લોહીવીકારને લગતાં દરદો ............ | ૩૦ |
| જલંદર...................... | ૧૬ |
| શીતલા .................... | ૧૦ |
| ગોવરૂં .................... | ૮૩ |
| કોલેરા .................... | ૨૫ |

† એ એક ૧૦૪ વર્ષનો મરદ હતો.

| | |
|---|---|
| રગદીત | ૧ |
| મરડો | ૪૬ |
| પેટ | ૫૨ |
| ધીયાબને લગતાં દરદો | ૧૦ |
| ફુપા ભાગને લગતાં દરદો | ૧૩ |
| ચામડીને લગતાં દરદો | ૧૫ |
| હાડચામ તથા તંતુને લગતાં દરદો | ૨ |
| તરતનાં જન્મેલાં | ૮૮ |
| જ્હેરી તથા નાકવતી | ૧૩૬ |
| બીજાં દરદો | ૧૫૫ |
| (૧૫ તાવને લગતાં. | |
| ૬૮ છાતીને લગતાં. | |
| ૭૨ પાચનશક્તીને લગતાં.) | |
| આપઘાત | ૮‡ |
| (૪ ઝેહર ખાઇને. | |
| ૩ કુવામાં પડીને. | |
| ૧ ગળું કાપીને.) | |
| હોનારત, અકસ્માત, વગેરે | ૩§ |
| (૧ પગ લપસી જવાથી ખાડીમાં પડી. | |
| ૧ રૂના ચરખા તલે કચડાઇ. | |
| ૧ ટ્રામની ગાડી નીચે આવવાથી.) | |
| નહિં જણાયલાં કારણોથી | ૧ |
| | ૧૧૩૮ |

વળી એજ વર્ષમાં મુંબઈ મધે ૧૦૬ પારસીઓએ નાદાર દેવાદારોની કોરટનો આસરો મેળવવાને અરજી કીધી હતી.

‡ આપઘાત કરી મરણ પામેલાં ૮) જણાંમાં ૪ પુરૂષ અને ૪ સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૨૦) વર્ષનો જવાન પખ-રથી કાંઇ જણાયલાં કારણ વગર, તથા એક ૨૨) વર્ષનો નોકર ખરાબ સ્વભાવને લીધે બાપડી સાથે મારામારી કરી પછી કુવામાં પડીને, એક ૭૭) વર્ષનો તાડીવાલો બાપડીનાં મરણના ગમમાં ઝેહર ખાઇને, તથા એક ૮૫) વર્ષના જઇફ દીવાંનાંપણાંની હાલતમાં છરીથી ગળું કાપી આપઘાત કીધા હતા. સ્ત્રીઓમાં એક ૨૦) વર્ષની જવાંને ઘરસંસારી ટંટાને લીધે ઝેહર ખાઇને, એક ૨૭) વર્ષની કુંવારી છોકરીએ માંદગીથી કંટાલી કુવામાં પડીને, એક ૩૬) વર્ષની વીધવા પોલિસનો સમન આવવાથી હબકી જઇ ઝેહર ખાઇને, તથા એક ૬૨) વર્ષની સોવાસણે માંદગીથી કંટાલી ઝેહર ખાઇને આપઘાત કીધા હતા.

§ અકસમાતથી મરણ પામેલાં ૩) જણામાં ૨) પુરૂષ અને ૧) સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૩૫) વર્ષનો ખજુરાંનો ઇજારો લેનાર પગ લપસી જવાથી ઊંડી ખાડીમાં પડી જઇ, અને એક ૫૦) વર્ષનો રૂના ચરખા તલે કચડાઇ જવાથી મરણ પામ્યા હતા. સ્ત્રીઓમાં એક ૬) વર્ષની ખુચી ટ્રામની ગાડી નીચે આવવાથી પગ કપાયાથી મરણ પામી હતી.

# ઇ૦ સ૦ ૧૮૭૬.

આ વર્ષનાં "ટાઇમસ ઑફ ઇંડીઆ"નાં કાલેન-ડરમાં[1] મુજબી ખીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફક જ છે.

**જોઇંટ સ્ટૉક કુંપનીઓ—**

આલબર્ટ મીલસ કુંપનીના ડાઇરેક્ટરોમાં ફરાંમજી દીનશાહજી પીટીટનું નામ વધારે.

એપોલો પ્રેસ કુંપનીના ડાઇરેક્ટરોમાં નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇનું નામ વધારે.

બોમ્બે મીશનરીઝ બીલડીંગ કુંપનીના ડાઇરેક્ટરોમાં સોરાબજી શાપુરજી બંગાલી.

બ્રુમ ફીલ્ડ ડૉકીંગ ઍંડ પ્રેસીંગ કુંપનીના ડાઇ-રેક્ટરોમાં ડાક્ટર રૂસ્તમજી નસરવાંનજી ખોરી.

ન્યુ કોલાબા કુંપનીના ડાઇરેક્ટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ, નાઓરોજજી માણેકજી વાડીઆ, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઈ.

કોલાબા સ્પીનીંગ ઍંડ વીવીંગ કુંપનીના ડાઇરેક-ટરોમાં ખુરશેદજી નોશરવાંનજી કામાજી. એજંટો ખુરશેદજી નોશરવાંનજી કામાજી અને નરશી કેશવજી.

ન્યુ ધરમસી પુંજાભાઇ સ્પીનીંગ ઍંડ વીવીંગ કુંપની (જુની કુરલા મીલસ) ના ડાઇરેક્ટરોમાં મેહરવાંનજી ફરાંમજી પાંડે, મેહરવાંનજી નશરવાંનજી પટેલ. એજંટો, મેહરવાંનજી ફરાંમજી પાંડેની કુંપની, સેક્રેટરી, મનચેરશાહ બેજનજી મેહરહોમજીના.

ન્યુ ગ્રેટ ઇંડીઆ પ્રેસ કુંપનીના ડાઇરેક્ટરોમાં ખર-શેદજી માણેકજી સેઠના.

રૉઇલ પ્રેસ કુંપનીના ડાઇરેક્ટરોમાં રૂસ્તમજી પેશતનજી ખાલીગીરીઆ. સેક્રેટરી, કાવસજી નશરવાંનજી કલબવાલા.

ક્રોમ્પટ લાંડ ઍંડ પીઅર કુંપનીના ડાઇરેક્ટરોમાં નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ, પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇ અને બેહરાંમજી ખરશેદજી ગાંધીનાં નામ વધારે.

ઇંડીઅન પ્રેસ કુંપનીના ડાઇરેક્ટરોમાં સોરાબજી ફરાંમજી પાંડે અને સોરાબજી રૂસ્તમજી બનાજી.

1 The Times of India Calendar and Bombay Directory for 1876. Bombay: printed and published at the *Times of India* Office.

સુરતની જાફરઅલી સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં ખરશેદજી કાવશજી માકીદલાલનું નામ વધારે.

મજગાંમ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ, ફીરોજશાહ મેહરવાનજી જીજીભાઈ. એજંટો, સી. એંડ એફ. દીનશાહજી. શેક્રેટરી, ફરદુનજી મેહરવાનજી બનાજી.

નેશનલ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપની ઑફ ઇંડીઆના ડાએરેકટરોમાં કાવશજી દીનશાહજી પીટીટને બદલે એદલજી નશરવાનજી શેઠના.

પોરટ કાનીંગ એંડ લાંડ ઇમપરૂવમેંટ કુંપનીના ડાએરેકટરોમાં જાંહગીરજી હોરમજજી મોદી, લીમજી જમશેદજી બાટલીબોઇ અને બરજોરજી રૂસતમજી મોદીનાં નામ વધારે.

સીંધ એંડ પંજાબ કૉટન પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં ખરશેદજી માણેકજી શેઠના.

વીકટોરીયા માન્યુફેકચરીંગ કુંપનીના ડાએરેકટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ, એદલજી નશરવાનજી શેઠના, કાવશજી દીનશાહજી પીટીટ. એજંટો, સી. એંડ એફ. દીનશાજી. શેક્રેટરી, ફરદુનજી મેહરવાનજી બનાજી. મીલના માનેજર, નવરોજજી નશરવાનજી વાડીઆ.

વીગાસ સલીપ કુંપનીના શેક્રેટરી, નવરોજજી કાવશજી પોંહચા. માનેજર પેશતનજી મેહરવાનજી નાલીએરવાલા.

વાલકરટ યુનૈટેડ પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં શોરાબજી કાવશજી દોરાબજી પાંઉવાલાનું નામ વધારે.

**યુરોપીઅન પેહડીના પારસી દલાલોમાં વધારે—**
હયુ ડી. ફ્રીશર એંડ કુંપની—હોરમજજી જમશેદજી મીસ્ત્રી.

---

તા૦ ૩ જી જાનેવારી.

આજ દીને નવાં વર્ષની ખુશાલીમાં નામદાર માહરાંણીજી તરફથી અપાયલા ખેતાબોમાં મુંબઇવાલા શેઠ મેહરાંમજી જીજીભાઈને "કંમપાનીઅન ઑફ ધી સ્ટાર ઑફ ઇંડીઆ" (સી. એસ. આઇ.) નો ખેતાબ મલ્યો હતો.[1]

---

તા૦ ૬ થી જાનેવારી.

મુંબઇની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે નામદાર સરકારે નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતા:—[2]

શેઠ બહેમનજી શોરાબજી તારાપોરવાલા, એલ. સી. ઇ.
શેઠ કાવશજી માણેકજી લીમજી,
ડાકટર રૂસતમજી જમશેદજી નાદરશાહ, એલ. એમ.
ડાકટર રૂસતમજી નશરવાનજી ઓરી, એલ. એમ.

---

તા૦ ૧૦ મી જાનેવારી.

રોજ ૨૨ માહ ૫ (કદ૦) ૧૨૪૫ યજદેજરદી.

**મરણ**—પેશતનજી નવરોજજી પોંહચા—ઉમર વર્ષ ૬૩) શેઠ નવરોજજી પેશતનજી પોંહચાના ચોથા દીકરા. એવણ પ્રથમ ઇ૦ સ૦ ૧૮૩૪ માં શેઠ દાદાભાઇ રૂસતમજી બનાજી સાથે ચીન ગયા હતા. તે પછી ૧૮૪૪ માં શેઠો ખુરશેદજી તથા દોરાબજી નશરવાનજી કામાજી અને રૂસતમજી ફરામજી મેહતા સાથે ભાગમાં ચીન મધે "પી. એંડ ડી. એન. કામાની કું૦," તથા કલકતા મધે "પી. એંડ સી. એન. કામાની કું૦," તથા મુંબઇ મધે "ખુરશેદજી નોશરવાનજી કામાની કું૦" ને નામે પેહડીઓ કાઢી વ્યાપાર ચલાવવા માંડયો હતો. ચીન કંતાનનાં જરથોસ્તી અંજુમનનાં ધર્મનાં ફંડના એવણ ઇ૦ સ૦ ૧૮૪૭ થી તે ૧૮૫૦ સુધી એક તરસ્ટી હતા. ૧૮૫૦ થી એવણ મુંબઇ આવી રહયા, અને ૧૮૬૫ સુધી ઉપલી પેહડીઓ ચલાવી હતી. શેર સટાના વખતમાં એવણે અતરે સેનત્રલ બેંક ઑફ વેસ્ટરન ઇંડીઆ, બોમ્બે પ્રેસીડનસી બેંક, અને બોમ્બે નેટીવ મરીન તથા ફાએર ઇનશુરંનસ કુંપની તથા બીજી જાંઇંટ સ્ટાક કુંપનીઓ ઉભી કરવાની શેઠ ખુરશેદજી નોશરવાનજી કામાજી અને બીજાઓ સાથે આગેવાંની લીધી હતી. મુંબઇની પારસી ચીફ માત્રીમોનીઅલ કોરટના એવણ ૧૮૬૭ થી એક ડેલીગેટ હતા.

---

તા૦ ૧૧ મી જાનેવારી.

રોજ ૨૩ માહ ૪ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

**મરણ**—મનચેરજી રૂસતમજી દારૂખાનાવાલા[3]—ઉમર વર્ષ ૮૦) શેઠ રૂસતમજી મનચેરજી દારૂખાનાવાલાના ત્રિજા દીકરા. એવણ નાહનપણથીજ પોતાના ભાઇ શેઠ મેહરવાનજીની સાથે અતરેનાં સરકારી તોપખાંનાને માટે બારૂત બનાવવાનાં કારખાંનામાં હતા, અને તેનો વહીવટ કેટલીક મુદત સુધી એવણે ચલાવ્યો હતો. ૧૮૩૧ માં એ ખાતું નીકલી જવાથી એવણે એકાંત જીંદગી ગુજારી હતી.

---

તા૦ ૧૨ મી જાનેવારી.

શેઠ એદલજી જમશેદજી ઓરીએ "જાલેમ જોર" નામનો એક નાટક ગુજરાતીમાં રચી પ્રગટ કીધો હતો.[4]

---

તા૦ ૧૪ મી જાનેવારી.

અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં શિખનારા ચંચલ વિદ્યાર્થીઓને સ્કાલરશીપો અને ઇનામો આપવાની વાર્ષિક સભા આજ દીને મલી હતી. સરનશીનની ખુરસી હાનરેબલ મી૦ જેમસ ગીબસે લીધા બાદ એ ખાતાંના પ્રીનસીપાલ

---

૧ જામે જમશેદ, તા૦ ૪ થી જાનેવારી ૧૮૭૬.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૬ થી જાનેવારી ૧૮૭૬.

૩ શેઠો મેહરાંમજી તથા નશરવાનજી કુવરજી દારૂખાનાવાળાના બાપાવા.

૪ "જાલેમ જોર. નાટક પાંચ અંકી. ઝોરાસતરીઅન નાટક મંડલીને માટે બનાવનાર, એદલજી જમશેદજી ઓરી. મુંબઇ વર્તમાન પ્રેસમાં મી૦ મનચેરજી હોરમજજી જાગુસે છાપીઓછે. સને ૧૮૭૬ ઇસવી."

તા૦ ૨૮ મી જાનેવારી.

રોજ ૧૦ માહ ૬ (કo) ૧૨૪૫ યજદેજરદી.

**મરણ**—દારાશાહ ધનજીશાહ કપટાંન—ઉમર વર્ષ ૬૭) શેઠ ધનજીશાહ રતનજી કપટાંનના વડા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૨૨ માં પોતાના બાપનાં મરણ પછી પોતાના નાહના ભાઇ શેઠ રૂસ્તમજી સાથે "દારાશાહ અને રૂસ્તમજી ધનજીશાહ" ને નામે તેમનો વહીવટ ચલાવતા હતા.

તા૦ ૧૧ મી ફેબરવારી.

રોજ ૨૪ માહ ૫ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

**મરણ**—રૂસ્તમજી કાવશજી ખંભાતા—ઉમર વર્ષ ૩૬). એવણ પ્રથમમાં અતરેના વકીલો મેશરસ આૅકલંડ, પરેનતીસ, અને બીશપની તથા તેઓની પછી તેઓના વારેસો મીશીઅરસ ક્રેગી, લીચ, અને ઓવન વકીલોની આફીસના માનેજીંગ કલારક હતા. એ વકીલોને ત્યાં અતરેની પારસી પંચાએતનું સઘળું કામ થતું આવતું હોવાથી, એવણે દોખમાને લગતા ઈ૦ સ૦ ૧૮૭૩ ના ફોજદારી તથા તેનેજ લગતા દીવાંની મુકદમામાં એક સૂન્ત જરથોસ્તી તરફે ઘણી મેહનત, કાળજી, તથા ખંત દેખાડી હતી, અને તે એવણની મેહનતને માટે તે વેળાએ વરતમાનપત્રોએ એવણને ઘણી શાબાસી આપી હતી.

તા૦ ૧૪ મી ફેબરવારી.

લંડનની નેશનલ ઇંડીઅન આશોશીએશન કે જે આજ પાંચ વર્ષ થયાં તે તરફ ઉભી થાઇ હતી તેની એક શાખા મુંબઇ મધે ઉભી કરવાને આજ દીને ટાઉન હાલમાં અતરેના આગેવાન ગ્રહસ્થોની એક સભા મળી હતી. પ્રમુખસ્થાંન હાનરેબલ મી૦ જેમસ ગીબશે લીધા બાદ મીસ મેરી કારપેનટર કે જેવણ પણ સભામાં હાજર હતાં તેવણે એ આશોશીએશનની નેમ વિષે કેટલુંક કહી સંભળાવ્યા બાદ એ આશોશીએશનની એક શાખા મુંબઇમાં સ્થાપવા તથા તેનો વહીવટ કરવા ૨ ઇંગ્રેજ, ૧૦ હિંદુ, અને ૬ પારસી (શેઠો માણેકજી ખરશેદજી સરાફ, દાદાભાઇ નવરોજજી, અરદેશર ફરામજી સુસ, પીરોજશાહ મેહરવાંનજી મેહતા, કાવશજી મેહરવાંનજી સરાફ) ગ્રહસ્થોની એક કમીટી તથા છેલ્લા ગ્રહસ્થને શેકરેટરી નેમી સભા બરખાસ્ત થાઇ હતી.[1]

તા૦ ૨૪ મી ફેબરવારી.

શેઠ મેહરજીભાઈ કુવરજી તારાપોરવાળાને નામદાર સરકારે થાણા જીલ્લાનાં મોરબાદ ગામના બીજા વર્ગના સબારડીનેટ જડજ નેમ્યા હતા.

શેઠ બહમનજી એદલજી મોદી, એમ. એ. ને નામદાર સરકારે પંચમાહલના ડીસ્ત્રીકટ ડેપ્યુટી કલેકટર અને માજીસ્ત્રેટ નેમ્યા હતા.[2]

તા૦ ૨૫ મી ફેબરવારી.

રોજ ૮ માહ ૬ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

**મરણ**—દાદાભાઇ કાવશજી તાતા[3]—ઉમર વર્ષ ૪૫) નવસારીવાલા આ૦ કાવશજી માણેકજી તાતાના નાહના દીકરા. એવણ મુંબઇ, હાંગકાંગ તથા શેંગાઇ મધે શેઠો જમશેદજી નશરવાંનજી તાતા, શોરાબજી કાવશજી તાતા, નથુરાંમ જોરાવરમલ, અનંતરાંમ મનીરાંમ અને દોરાબજી બરજોરજી અવાશીઆ સાથે "તાતાની કુંપની" નાં નામથી

બજી દીવેચા, કેખશરૂ રતનજી દીવેચા, કાવશજી દાદાભાઇ દુબાશ, પેશતનજી એદલજી દુબાશ, રતનજી પેશતનજી એનજીનીઅર, શોરાબજી અરદેશર ગજધર, નવરોજજી બહમનજી ગંદેવીઆ, દારાશાહ દીનશાહ ગાંધી, ડોશાભાઇ બેહરાંમજી ગાંધી, રૂસ્તમજી દીનશાહ ગાંધી, શોરાબજી એદલજી ઘાસવાલા, એદલજી બેહરાંમશાહ ઢોડીવાલા, પેશતનજી જીવણજી જબવાલા, જમશેદજી ગુસતાદજી જાલ, માણેકજી દોરાબજી કાંગા, પેશતનજી મોટાભાઇ કારખાનાંવાલા, હોરમજજી શાપુરજી કાતરક, માણેકજી શાપુરજી કાતરક, નશરવાંનજી દોરાબજી કાતરક, બેહરાંમજી જામાસપજી કોહલા, રૂસ્તમજી હોરમજજી કોટવાલ, રૂસ્તમજી નશરવાંનજી કોયાજી, દાદાભાઇ શોરાબજી કુકની, પેશતનજી બરજોરજી કુમાના, શોરાબજી જમશેદજી લાલકાકા, બરજોરજી કાવશજી લીચમોરના, જાંહગીરજી જમશેદજી લીલાંઉવાલા, એદલજી હોરમજજી માડન, ફરાંમજી એદલજી માડન, ફરદુનજી શાપુરજી માડન, દાદાભાઇ રૂસ્તમજી માજરા (જીલ્લા), ફરાંમજી નાનાભાઈ મામા, શાપુરજી હોરમજજી મસાંની, દીનશાહ બહમનજી માસટર, ડોશાભાઇ બેહરાંમજી મેહતા, પેશતનજી મનચેરજી મેહતા. બરજોરજી એદલજી મીસ્રી, ડોશાભાઇ બહમનજી મીસ્રી, જીજીભાઇ પેશતનજી મીસ્રી, શાપુરજી શોરાબજી મીસ્રી, નવરોજજી મનચેરજી મોબેદજીના, દીનશાહ હોરમજજી મોતીવાલા, માણેકજી ફરાંમજી મુસાશેઠ, પીરોજશાહ પાલણજી મુલ્લાં, નાનાભાઇ અરદેસર મુસ, ધનજીભાઇ રૂસ્તમજી નગરવાલા, નશરવાંનજી જમશેદજી નાણાંવટી, રતનજી દોરાબજી નાનજી, પેશતનજી ભીખાજી નરીમાંન, શોરાબજી કાવશજી પાસકોલ, ધનજીભાઇ હીરજીભાઇ પટેલ, જમશેદજી માણેકજી પટેલ, નવરોજજી ફરદુનજી પાવરી, પાલણજી નવરોજજી પાવરી, જમશેદજી નશરવાંનજી પીટીટ, જમશેદજી પોંહચાજી પોંહચા, જમશેદજી એદલજી પુણેગર, ખરશેદજી નવરોજજી શર્હીઆર, જમશેદજી રૂસ્તમજી સકલાતવાલા, અરદેશર કાવશજી શેઠના, એદલજી શાપુરજી સરાફ, હોરમજજી શાપુરજી સીરવાઇ, રતનજી રૂસ્તમજી સુનાંવાલા, ફરાંમરોજ જીવણજી તારાપોરવાલા, ફરાંમજી જમશેદજી તાતા, જમશેદજી રૂસ્તમજી તાતા, જાંહગીર બહમનજી તોપલીઆ, નાનાભાઇ રૂસ્તમજી ઉમરીગર, હોરમજજી ફરાંમજી ઉનવાલા, ખરશેદજી એદલજી વાછા, શોરાબજી માણેકજી વજીફદાર, શાપુરજી જાંહગીર વકીલ, હોશંગજી બરજોરજી વાંનીયા, માણેકજી શાપુરજી વેસુગરા, ફરાંમજી રૂસ્તમજી વાડીઆ, જમશેદજી અરદેશર હોરમજજી વાડીઆ, પેશતનજી અરદેશર હોરમજજી વાડીઆ.

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૭૬.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૪ મી ફેબરવારી ૧૮૭૬.

૩ શેઠ રતનજી દાદાભાઇ તાતાના બાવા.

તા૦ ૮ મી મારચ.

રોજ ૨૦ મો માહ ૬ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

**મરણ**—અરદેશર નશરવાનજી નાદરશાહ—ઉમર વર્ષ ૬૫) શેઠ નશરવાનજી રૂસતમજી નાદરશાહના નાહના દીકરા. એવણ પ્રથમથીજ અત્રે ઇંગ્રેજ બન્દરમાં "મોલીનર"નો ધંધો શા૦ વીરજીભુખનદાસ પાનાચંદ સાથે ભાગમાં કરતા હતા. તે પછી તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૪૪ થી તેમનો ભાગ બંધ કરી તા૦ ૧ લી આપરેલ ૧૮૪૪ થી શેઠ બનાજી મેહરવાનજીનો ભાગ કરી "અરદેશર એંડ બનાજી" નાં નામથી તે ચલાવવા લાગ્યા હતા. એ બાદ તા૦ ૧ લી મેએ ૧૮૪૯ થી શેઠ પાલણજી હોરમજજી કાપડીઆ અને પેશતનજી નવરોજજી કાપડીઆ સાથે "પાલણજી હોરમજજીની કું૦" ને નામે વહીવટ ચલાવ્યો હતો અને તેમાંથી તા૦ ૨૨ મી જુલાઇ ૧૮૫૯ થી છુટા પડી પોતે એખલાએ ૧૮૬૬ સુધી ચલાવ્યો હતો.

---

તા૦ ૯ મી મારચ.

રોજ ૨૧ માહ ૭ (કo) ૧૨૪૫ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ મેહરવાનજી ફરામજી પાંડેનાં ઉઠમણાંમાં તેમના દીકરા શેઠ નશરવાનજી મેહરવાનજી પાંડેએ ૩૫૯૦), ભાઇ શેઠ દોરાબજી ફરામજી પાંડેએ ૩૫૦૦), બેહન બાઇ માણેકબાઇ તે શેઠ દીનશાહજી માણેકજી પીટીટનાં ધણીઆંની તથા શેઠ દીનશાહજી માણેકજી પીટીટે ૩૧૫૦૦), તથા બીજાં એશીઓએ ૩૨૨૫) મળી ૩૨૭૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા. મરનારનું નામ ઉઠમણાં તથા બાજી જાહેર ક્રિયાઓમાં બીજા બુજરગોનાં નામ સાથે લેવાને ઠરાવ્યું હતું.[1]

---

તા૦ ૧૦ મી મારચ.

ડાકટર રૂસતમજી હોરમજજી વાણીઆંવાલીએ આજ દીને અમદાવાદની હેમાભાઇ ઇનસ્ટીટયુટમાં "માણસ જાતના ખોરાક" વિષે એક ભાષણ કીધું હતું.[2]

---

તા૦ ૧૧ મી મારચ.

રોજ ૨૩ માહ ૯ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

**મરણ**—ફરામજી શાપુરજી ભાવડાંવાલા[3]—ઉમર વર્ષ ૫૬) શેઠ શાપુરજી એદલજી ભાવડાંવાલાના દીકરા. એવણ પેહલેવેહલા ઇ૦ સ૦ ૧૮૪૯ માં શેઠ એદલજી ફરામજી આલબ્લેસની પેહડી તરફથી ચીન ગયા હતા. ત્યાંથી કંઇ વર્ષ અત્રે આવી ૧૮૫૨ માં મેસરસ નશરવાનજી બેહમનજી મોદીના પેહડી તરફથી કલકતે ગયા હતા, અને ૧૮૫૬ માં એજ પેહડી તરફથી મેનેજર તરીકે ૫) વર્ષ પાછા ચીન જઈ આવ્યા હતા. ૧૮૬૩ ના મારચ માસમાં એજ પેહડી તરફથી લંડનમાં નવી પેહડી ઉઘાડવાને એવણને વડા તરીકે મોકલ્યા હતા, અને અનુભવી તથા કારબાજ હોવાથી ત્યાં પેહડી ઉઘાડી પાંચ વર્ષ સુધી ચલાવી હતી. લંડન મધે આપણા જરથોસ્તીઓને લગતું ધર્મનું ફંડ સ્થાપ્યું તેના એવણ ૧૮૬૩ થી તરસ્ટી તથા ૧૮૬૬ થી ૧૮૬૮ સુધી હાનરરી સેક્રેટરી હતા. તે તરફ કોઇ જરથોસ્તીની કજા થાય તો તેને અવલમંજલ પોંહચાડવા માટે "વોકીંગ" ખાતે જે એલાહેદી જગા કરેલીછે તે ૧૮૬૩ માં મેલવવા માટે એવણે ઘણીજ કારસાજી કીધી હતી. ૧૮૬૮ ના મારચ માસમાં એવણ લંડનથી મુંબઇ આવી છ વર્ષ અત્રે રહી ૧૮૭૫ માં કલકતાની પેહડીના વડા થઇ તે તરફ ગયા હતા: ત્યાંની જરથોસ્તી અંજુમનનાં ધર્મખાતાંના પણ એવણનેજ તરસ્ટી નેમ્યા હતા, અને એક વર્ષમાં તે તરફજ મરણ પામ્યા હતા.

---

તા૦ ૧૩ મી મારચ.

નામદાર શાહજાદા પ્રીનસ ઑફ વેલસ ગઇ તા૦ ૨૫ મી નવેમબરે મુંબઇથી ઉપડેલો મધરાજ, કલકતા, તથા સીલોનના ટાપુથી ઉત્તરે છેક કાશમીર અને નીપાલ સુધી મુસાફરી કરી ગઇ પરમ દીને બપોરનાં મુંબઇ પાછો ફર્યો હતો, અને આજ દીને સાંજે ચાર વાગે અત્રેથી પોતાને વતન ઉપડી ગયો હતો. તે નામદારને મુંબઇની મ્યુનીસીપાલ કારપોરેશન તરફથી વીદાયગીરીનું માનપત્ર આપવાને તેના રવાના થવા આગમજ કારપોરેશનના સર્વે મેમબરો, વગેરે તે નામદારની સ્ટીમર સીરાપીસ ઉપર ગયા હતા, અને ત્યાં પ્રમુખ શેઠ ડોશાભાઇ ફરામજી કરાકાએ માનપત્ર વાંચી સંભલાવ્યું, જેનો તે નામદારે ઘટતો ઉતર વાલ્યા બાદ શેઠ ડોશાભાઇને પોતાને હાથે એક ચાંદ ભેટ કરી તેમની છાતી ઉપર ઓલગ્યો હતો. એ બાદ સઘળાઓ વદાય થયા પછી સ્ટીમરે હંકારવા માંડયું, જે વેળાએ આસપાસની બીજી આગબોટો ઉપરથી તેમજ પાલવા બંદરથી ભેગા મલેલા લોકોએ ખુશાલીના પોકારો કીધા હતા.[4]

---

તા૦ ૧૫ મી મારચ.

શેઠ કાવશજી મેહરવાનજી મરઝબાને આજ દીને અત્રેની શાશુન મકેનીકસ ઇનસ્ટીટયુટમાં જાન સ્ટુઅરટ મીલનાં સ્મરણ વીશે ઇંગ્રેજીમાં એક ભાષણ કીધું હતું.[5]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૦ મી મારચ ૧૮૭૬.

૨ મુંબઇ સમાચાર, તા૦ ૧૭ મી મારચ ૧૮૭૬.

૩ શેઠ નશરવાનજી તથા મરહુમ શેઠ પાલણજી ફરામજી ભાવડાંવાલાના પિતા.

૪ જામે જમશેદ, તા૦ ૧૪ મી મારચ ૧૮૭૬.

નામદાર શાહજાદાએ પાછા ફરતી વેળાએ સર કાવશજી જહાંગીર રેડીમનીના નાઇટ, સી. એસ. આઇ. ની સુખાકારી વિષે ખબર કઢાવી તેમને માટે એક રૂપાનો ચાંદ તથા પોતાની છબી ભેટ મોકલી હતી.

૫ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૬ મી મારચ ૧૮૭૬.

તા૦ ૧૭ મી માર્ચ.

રોજ ૨૯ માહ ૭ (કદ)-૧૨૪૫ યજદેજરદી.

**મરણ**—દાદાભાઇ શેરાબજી પટેલ, એમ. એ.—(ઉમર વર્ષ ૩૨) શેઠ શેરાબજી ફરામજી પટેલના વડા દીકરા. એઓ ઇ૦ સ૦ ૧૮૬૨ માં પોતાના બાપની સાથે ઇંગલાંડની મુસાફરીએ ગયા હતા. તે પછી મુંબઇ આવી ૧૮૬૩ માં અતરેની યુનીવરસીટીની માત્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી એલફીનસટન કાલેજમાં જોડાયા હતા, અને ૧૮૬૬ માં બી. એ. તથા ૧૮૬૭ માં એમ. એ. ની પદવીઓ મેલવી હતી. તે બાદ પોતાના બાપની મેશરસ ફરામજી સાંડસની પેહડીમાં જોડાયા હતા. ક્રિકેટ અને નાટકનો એમને ઘણો શોખ લાગો હતો, તથા એકુ બે નાટક મંડલીના માલેક પણ થયા હતા.

---

તા૦ ૨૨ મી માર્ચ.

મરહુમ શેઠ મેહરવાંનજી ફરામજી પાંડેની યાદગારી કાયમ રાખવા માટે તેમના પારસી મીત્રોની એક સભા આજ દીને કોટ મધેનાં શેઠ દીનશાહજી માણેકજી પીટીટનાં ઘરમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. નાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. જે વેળાએ એ શેઠની યાદગારી રાખવાનું કામ આરંભવા માટે સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; શેઠ મેહરાંમજી જીજીભાઇ, સી. એસ. આઇ; ફરામજી નશરવાંનજી પટેલ, દીનશાહજી માણેકજી પીટીટ, હીરજીભાઇ હોરમજજી શેઠના, ખરશેદજી ફરદુનજી પારખ, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ, શેરાબજી શાપુરજી બંગાલી, અને માણેકજી ખરશેદજી જમશેદજીની એક કમીટી તથા શેઠ હોરમજજી નવરોજજી સકલાતવાલા, કાવશજી એદલજી પટેલ અને ડાકટર રૂસતમજી જમશેદજી નાદરશાહને હાનરરી સેક્રેટરીઓ નેમી સભા બરખાસ્ત થાઇ હતી.[1]

---

તા૦ ૨૩ મી માર્ચ.

સર કાવશજી જાંહગીરજી રેડીમની નાઇટ, સી. એસ. આઈ. નું ઇંગલાંડથી તૈયાર થઇ આવેલું બાહવલું "સર કાવશજી જાંહગીર યુનીવરસીટી હૉલ"માં ઓલ્લું મુકવાની ક્રિઆ આજ દીને હાનરેબલ મી૦ જેમશ ગીબસે એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. પ્રથમમાં એ બાહવલાને લગતી કમીટી તરફનો રીપોર્ટ તેના હાનરરી સેક્રેટરી શેઠ ડોશાભાઇ ફરામજી કરાકાએ વાંચી સંભલાવ્યો, જે બાદ પ્રમુખે સર કાવશજીની સ્તુતી કરી એ બાહવલું યુનીવરસીટીમાં મુકાવા બાબે પોતાની ખુશાલી બતાવીને ખુશાલીના પોકારો વચ્ચે ખુલ્લું મેલાયલું જાહેર કીધું હતું.[2]

---

તા૦ ૨૬ મી માર્ચ.

રોજ ૮ માહ ૭ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

આજ દીને સુરતની પાસેનાં ઇછાપોર ગામમાં મુંબઇવાલાં બાઇ પીરોજબાઇ તે મરહુમ શેઠ દાદાભાઇ માણેકજી વાછાનાં વીધવાએ પોતાના ખાવંદનાં પુનને માટે ત્યાંના જરથોસ્તીઓના સરઅવસરના વપડાસ તથા મુસાફરોના ઉતારાને માટે એક ધર્મશાલા બંધાવી ખોલી મુકી હતી.[3]

---

તા૦ ૧ લી આપરેલ.

નીચલા પારસી ગ્રહસ્થોને આએ વર્ષમાં તેમનાં નામની આગલ લખેલાં જુદાં જુદાં મથકોની મ્યુનીસીપાલીટીનાં મેમબરો તરીકે નામદાર સરકારે નેમ્યા હતા:—

---

૧ જામે જમશેદ, તા૦ ૧૦ મી આપરેલ ૧૮૭૬.

એ કમીટી તરફથી યાદગારીનાં ફંડમાં નાણાં ભરાવવાને વર્તમાંનપત્રોમાં જાહેરખબરો વઠીક છપાવવામાં આવી હતી, પણ વહીવટ કરનારાઓની બેપરવાઇને લીધે એ કામ આગલ ચાલ્યું નહિં, અને બંધ પડી ગયું.

એ પછી અતરેના કેટલાક આબરૂદાર પારસીઓની શહીની એક અરજી ઉપલી કમીટી ઊપર મોકલી હતી, અને તેમાં એવું માગયું હતું કે મરહુમ શેઠ મેહરવાંનજીનો પારસી આલમના ઊપર મોટો ઊપકાર થએલોછે, અને તે માનવા માટે પારસીઓની એક જાહેર સભા બોલાવવી. તેના જવાબમાં એ સાહેબોએ લખ્યું કે તેઓએ પોતે લીધેલો મારગ દરસ્ત છે, અને પારસીઓની જાહેર સભા બોલાવવાની કાંઇ જરૂર નથી. (જા૦ જ૦ તા૦ ૩-૪-૭૬)

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૪ મી માર્ચ ૧૮૭૬.

પછવાડેથી એ બાહવલું ત્યાંથી ખસેડી હૉલના દરવાજાની બાહેર યુનીવરસીટી બાગમાં ખોલ્લું મુકયું હતું. એ બાહવલાંને લગતી વીગત તથા તેપરના લેખ માટે જુવો આ પુસ્તકને સફે ૭૭૮–૭૯.

૩ આ ધર્મશાલામાં નીચે મુજબની તખ્તી મારેલીછેઃ—

"પાક પરવરદેગાર જે બંધે જેહાંનનો પેદા કરનાર
"કે જેણે શ્રી પેગંબર જરતોશત અશપંતમાંન અનોશરવાંનની
"મારફતથી ભલી માજદીઅશની દીનના લોકોને પોતાની
"નેમાજ તથા બંદગી તથા નેઆએશ તથા શીતાએશ કર-
"વાનો હોકમ કીધોછે તે શાહેબનાં નાંમથી અને તેનાં અશો અને
"દાનાં પેગંબર શાહેબની હેદાએતથી શવંત ૧૯૩૨ ચૈત્ર
"શુદ. ૧ વાર રવેઉએ પારશી શને ૧૨૪૫ રોજ ૮ દેપાદર
"માહ. ૬ શરેવર શેનશાહી ઇઅજદેજરદી. ખરીશટી ૧૮૭૬
"તા૦ ૨૬ મી મારચ ઇશવી એ દીને પારશણ બાઇ પીરોજ-
"બાઇ તે દાદાભાઇ માણેકજી વાછાની વીધવા ધરીઆંણીએ
"પોતાનાં ખાવંદનાં બેહેશ્તે મુકાંમનાં પુન શવાબને વાશતે
"બંધાવીછે. તે ગાંમના જરતોશતી લોકોને વાપરવાને શારૂં
"તથા પરગાંમ લોકોનાં જરતોશતીઓનાં વાપરવાને શારૂં એ
"બાઇએ પોતાનાં પૈશાથી પોતાનાં ખાવંદનાં પુન શવાબને
"વાશતે બંધાવીછે. એ ધરમશરામાં શીઆરી તથા ગાંમશનીને
"શારૂં તથા જરતોશતી પરદેશીના ઊતારાને શારૂં એ બાઇએ
"ગાંમ ઇછાપોર મધે બંધાવીછે."

* ઊપલી તખ્તીમાં પારશી માહ. ૬. શેહનશાહી લખેલો છે તે ભુલ છે. માહ ૭ મો શેહનશાહી જોઇએ. બીજી બધી તથી તથા વાર બરાબર છે.

## મ્યુનીસીપાલીટી.

માલકમપેંથ (માહાબલેશ્વર)—શેઠ કુવરજી કાવશજી હાથીખાઉ.

વાંદરા— શેઠ દાદાભાઇ બહમનજી મુકાદમ.
શેઠ હોરમજજી બહમનજી જીજીભાઇ.

અલીબાગ—ખાંનસાહેબ ફરામજી ખરશેદજી નરીમાંન.

દોહદ— શેઠ ફરામજી કાવશજી જેલર.

કારવાર— શેઠ જમશેદજી હોરમજજી.

દેવલીમાલીમ—ડાકટર બરજોરજી અરદેશર સ્પેનશર.

---

તા૦ ૨ જી આપરેલ.

શેઠ ડોસાભાઇ રતનજી ફરદુનજી પારખે "ઇંડીઅન સ્પેકટેટર" નામનું દર અઠવાડીઆંના રવીવારે પ્રગટ થતું એક ઇંગ્રેજી વર્તમાંનપત્ર પરવરતાવવા માંડયું હતું.[1]

---

તા૦ ૩ જી આપરેલ.

રોજ ૨૧ માહ ૭ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

સુરતની પાસેનાં શીગનપોર ગામ મધે બાઇ ભીખાજી (શેઠ માણેકજી નવરોજજી જવેરીનાં માએનાં મમાઇ) નામનાં ૧૧૫) વર્ષની ઉમરનાં એક ઘરડાં ડોશાં આજ દીને મરણ પામ્યાં હતાં.[2]

---

તા૦ ૫ મી આપરેલ.

શેઠ શેરાબજી જહાંગીરજી તલેયારખાંનને નવસારીના જડજનો ઓહદો નામદાર ગાયકવાડ સરકારે આપ્યો હતો.[3]

---

તા૦ ૧૦ મી આપરેલ.

શેઠ બેહરાંમજી જીજીભાઇને મલેલા "સ્ટાર ઑફ ઇંડીઆ" (સી. એસ. આઇ.)ના ખેતાબનો ચાંદ આપવા માટે આજ દીને નામદાર ગવરનર સર ફીલીપ ઉડહાઉસે પરેલના સરકારી મેહલમાં એક દરબાર ભરી હતી. નામદાર ગવરનરે એક ટુંક ભાષાણ કરી એ ખેતાબનો ચાંદ તેમને આપ્યો,[4] જે મુરેશતા પ્રમાણે છેલ્લા નેમાયલા જુનીયર કમપાનીઅન સર મંગલદાસ નથુભાઇ નાઇટ, સી. એસ. આઇ. એ તેવણની છાતીએ ઓલગ્યો, જે બાદ શેઠ બેહરાંમજીએ ઉપકાર માનવા બાદ મુરેશતાની ક્રિઆથી દરબાર બરખાસ્ત થાઇ હતી.[5]

---

તા૦ ૧૩ મી આપરેલ.

"સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટ" ના એક અધિકારી મરહુમ શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડેની જગોપર એક નવો અધિકારી ઠેરવવા માટે આજ દીને એ ખાતાંની એક સભા મલી હતી. તે વેળાએ સર્વેનાં એકમતથી શેઠ માણેકજી ખરશેદજી જમશેદજીને એ જગોપર મુકરર કરવામાં આવ્યા હતા.[6]

આએ શાલની ડીસ્ટ્રીકટ પલીડરની પરીક્ષામાં ૨૬ હીંદુ અને ૧ પારસી—શેઠ શેરાબજી એદલજી વાચ્છા, પસાર થયા હતા.[7]

શેઠ રૂસતમજી અરદેશર વાડીઆને નામદાર સરકારે મુંબઇનાં બારાંના કામચલાઉ માસટર બીલડર અને સરવેયર નેમ્યા હતા.[7]

---

તા૦ ૧૫ મી આપરેલ.

પ્રોફેસર જારજ રાલીનસને પુરાતમ પાદશાહતોનાં ઇતીહાસનાં સાત પુસ્તકો રચી અઢાર વર્ષે પ્રગટ કીધાં હતાં. તેમાં આસીરીયા, બાબીલાન, વગેરેની તવારીખ સાથે આપણી ઇરાંનની પુરાતમ તવારીખ ચાર પુસ્તકોમાં સમાવી છે. સાતમાં અને છેલ્લાં પુસ્તકમાં ઇરાંનનાં સાસાન્યાન તખ્તનાં પાદશાહોનાં જાહોજલાલીભરેલાં રાજ્યની આખી તવારીખ, તથા એ શેહનશાહતને લગતા લેખો, સિક્કાઓ, ઇમારતો અને કોતરકામોનાં જથાબંદ ચિત્રો તેમા સમાવ્યાછે.[8]

---

૧ એ પત્રમાં પ્રથમ થોડેક સુધી શેઠ ફીરોજશાહ પેશતનજી તાલેયારખાં લખતા હતા. તે પછી તેની લગાંમ શેઠ બેહરાંમજી મેહરવાંનજી મલબારીના હાથમાં આપવામાં આવી હતી, જેઓ ૧૮૭૯ થી તેના માલેક પણ થયા હતા. શેઠ બેહરાંમજીએ ૨૪) વર્ષ એ પત્ર એખરી હાથે ચલાવી ૧૯૦૧ માં તે થોડાક માસ શેઠ નવરોજજી માણેકજી કુમસીઆને સોંપ્યું હતું. ૧૯૦૨ ના આપરેલ માસથી તે "વોઇસ ઑફ ઇંડીઆ" પત્ર સાથે જોડી નાખવામાં આવ્યું, પણ તેનું નામ "ઇંડીઅન સ્પેકટેટર" સર્વેને ગમતું હોવાથી પાછું તેજ નામથી ૧૯૦૪ ના મેએ માસથી શેઠ બેહરાંમજી મલબારીએજ તે ચાલુ રાખ્યુંછે.

૨ જામે જમશેદ, તા૦ ૫ મી આપરેલ ૧૮૭૬.

૩ જામે જમશેદ, તા૦ ૭ જી આપરેલ ૧૮૭૬.

૪ આ વેળાએ નામદાર ગવરનર બોલ્યા કે:—

"I have very much pleasure in obeying the directions of His Excellency the Viceroy to present to you this badge of the third class as a Commandar of the Most Exalted Order of the Star of India. I trust you will long live to enjoy the honour which Her Majesty has conferred upon you. I have also to explain to you that you will be required before leaving Government House to sign a document to the effect that should you be promoted in the order or leave this world you will return the badge."

આના જવાબમાં શેઠ બેહરાંમજીએ કહયું કે:—

"Your Excellency—I feel very grateful for the High honour Her most Gracious Majesty has been pleased to confer upon me, and I beg your Excellency to convey my heartfelt acknowledgments and an expression of my lasting loyalty and devotion to your benign Sovereign. I thank your Excellency also most heartily."

૫ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૧૧ મી આપરેલ ૧૮૭૬.

૬ જામે જમશેદ, તા૦ ૧૪ મી આપરેલ ૧૮૭૬.

૭ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૩ મી આપરેલ ૧૮૭૬.

૮ "The Seventh Great Oriental Monarchy or the *Geography*, *History*, and Antiquities of the Sassanian or New Persian Empire. Collected and Illustrated

તા૦ ૧૮ મી આપરેલ.

હિંદુસ્થાનની વડી ધારાસભામાં પસાર થયલો "જમીનની મેહસુલ સંબંધી બાબદોમાં મુંબઇ ઇલાકાની દીવાંની અદાલતોની સત્તા હદમાં રાખવાને લગતો ધારો" કે જેથી ખેડુતોનાં મોટાં બંધ થઇ જઇ તેમની ફરીઆદો દીવાંની અદાલતોમાં નહિ લઇ જવાય, તે ધારો નામંજુર રાખવા માટે ઇંગલાંડ ખાતે શેક્રેટરી ઑફ સ્ટેટપર એક અરજી કરવાનો ઠેડાવ કરવાને મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઇ તા૦ ૧૧ મી આપરેલે શેરીફ ડાક્ટર થામસ બ્લેની જોગ ૧૮ ઇંગ્રેજ, ૧૯ હિંદુ, ૭ મુસલમાંન, અને ૨૭ પારસી (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; બેહરાંમજી જીજીભાઇ, સી. એસ. આઇ; શેઠ દીનશાહજી માણેકજી પીટીટ, ફરાંમજી નશરવાંનજી પટેલ, ખરશેદજી ફરદુનજી પારખ, મનચેરજી હોરમજજી કામાજી, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, પીરોજશાહ મેહરવાંનજી મેહતા, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ, દાદાભાઇ નવરોજજી પ્રોફેસર, શોરાબજી શાપુરજી બંગાલી, નવરોજજી ફરદુનજી, ખરશેદજી રૂસતમજી કામાજી, શોરાબજી ફરાંમજી પટેલ, હોમજી ખરશેદજી દાદીશેઠ, મનચેરજી નવરોજજી બનાજી, માણેકજી ખરશેદજી જમશેદજી, કાવશજી ખરશેદજી જમશેદજી, ડાક્ટર ખરશેદજી ફરાંમજી બોરી, જમશેદજી ખરશેદજી કામા, અરદેશર બેહરાંમજી કાપડીઆ, નશરવાંનજી રતનજી તાતા, અરદેશર ફરાંમજી મુસ, માણેકજી બરજોરજી મનિચેહરહોમજીના, નાનાભાઇ રૂસતમજી રાંણીના, કેખશરૂ નવરોજજી કાબરાજી, હોરમજજી જાંગીરજી દાદીશેઠ) ગ્રહસ્થોએ કરેલાં રીકવીજીશનની રૂહે આજ દીને સરકારે ટાઉન હાલ વાપડવા નહિ આપવાથી ફરાંમજી કાવશજી ઇનસ્ટીટયુટમાં એક જાહેર સભા હાનરેબલ મી૦ ડોનાલડ ગ્રાહમનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ એ ધારાને નામદાર માહરાંણીની વડી સરકારે બાહલી નહિ આપવા માટે સ્ટેટ શેક્રેટરી પર કરવાની અરજી બાહલ રાખી તે મોકલવાનો ઠેડાવ કરી સભા બરખાસ્ત થાઇ હતી.[1]

---

તા૦ ૨૨ મી આપરેલ.

રોજ ૫ માહ ૮ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

**મરણ**—એદલજી હોરમજજી બાંમજી[2]—ઉમર વર્ષ ૩૫) શેઠ હોરમજજી આદરજી બાંમજીના ત્રિજા દીકરા. એવણ પોતાના સસરા શેઠ નશરવાંનજી રતનજી તાતા, ડા૦ જેઠા ત્રીકમ અને હરી ઠાકરસી સાથે ભાગમાં "મુલજી નશરવાંનજીની કું૦"ને નામે વ્યાપાર તથા ઇંગ્રેજી પેહડીઓની દલાલીનું કામ કરતા હતા.

---

તા૦ ૨૩ મી આપરેલ.

રોજ ૬ માહ ૮ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

**મરણ**—જાંહગીરજી દીનશાહજી મસરૂવાલા—ઉમર વર્ષ ૩૦) સુરતવાલા શેઠ દીનશાહ હોરમજજી મસરૂવાલાના દીકરા. એવણની સુરતનાં ચોક બજારમાં દુકાન હતી. એવણ કાંઇ કામસર આજ દીને સુરતની પાસે અમરોલી ગયા હતા, ત્યાંથી ચાલતા પાછા ફરતાં રેલવેના પૂલ ઉપરથી અકસ્માત ઘણી ઉંચ્યાઇએથી પડી જવાથી થોડાક કલાકમાં મરણ પામ્યા હતા.

---

તા૦ ૨૪ મી આપરેલ.

આજ દીને મરહુમ શેઠ એદલજી હોરમજજી બાંમજીનાં ઉઠમણામાં તેમની પોતાની પુંજીમાંથી તથા બેહીઓએ મલી ૨૬૪૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

---

તા૦ ૨૭ મી આપરેલ.

શેઠ મનચેરજી કાવશજી મરજબાંનને નામદાર સરકારે મુંબઇના કામચલાઉ એકઝીક્યુટીવ એનજીનીઅર નેમ્યા હતા.

ખાંનસાહેબ નાનાભાઇ કાવશજીને નામદાર સરકારે અમદાવાદની પોલીસના ઇનસ્પેક્ટર નેમ્યા હતા.[4]

---

તા૦ ૧૧ મી મેએ.

શેઠ મેહરજીભાઇ કુવરજી તારાપોરવાલાને નામદાર સરકારે સેતારા જીલ્લામાં આવેલાં તાસગામના બીજા વર્ગના સુબારડીનેટ જડજ નેમ્યા હતા.

શેઠ દારાશાહ ડોશાભાઇને નામદાર સરકારે ખેડા જીલ્લાના કામચલાઉ ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર નેમ્યા હતા.[5]

---

તા૦ ૧૪ મી મેએ.

દસ્તુર જામાસપજી મનિચેહરજી જામાસપઆશાનાએ આજ દીને ખેતવાડી મધે મરહુમ શેઠ કાવશજી માણેકજી આશબરનરની દરેમેહરમાં ગુજરેલાં જરથોસ્તીની લાશની પાછલ જોર પકડી તથા બાજ ધરી ચાલવાની બાબદમાં એક વાએજ કીધી હતી. દસ્તુરજીએ ફતવો આપ્યો કે વંદીદાદની ૮ મી પરગરદ મુજબ ગુજરેલાં જરથોસ્તીની લાશને અવલમંજલ પોહચાડવા લઇ જતી વખતે તેની પાછલ બાજ લીધા વગર ચાલવું ગુનાહભરેલું છે, પણ બે અથોરનાનો

---

from Ancient and Modern Sources. By, George Rawlinson, M. A. London, Longmans, Green, and Co. 1876."

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૯ મી આપરેલ ૧૮૭૬. આ બીલ ઉપર સ્ટેટ સેક્રેટરીએ પોતાની બાહલી નહિ આપી તે રદ કીધું હતું.

૨ શેઠ હોરમજજી તથા કેખશરૂ એદલજી બાંમજીના બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૨૬ મી આપરેલ ૧૮૭૬.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૭ મી આપરેલ ૧૮૭૬.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૧ મી મેએ ૧૮૭૬.

તા૦ ૨૦ મી આગશટ.

શેઠ માણેકશાહ દાદાભાઈ માસટરે "જામાસપી યાને જામાસપનામું" ની ચોપડી ગુજરાતીમાં છપાવી પ્રગટ કીધી હતી.[1]

તા૦ ૨૧ મી આગશટ.

રોજ ૬ માહ ૧૨ (શેં૦) ૧૨૪૫ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ રતનબાઇ તે મરહુમ શેઠ નવરોજજી જમશેદજી વાડીઆનાં વીધવાનાં ઊઠમણાંમાં તેમનાં એશીઓએ ૨૧૦૪૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૨૮ મી આગશટ.

સુરત મધે હોરમજજી એદલજી નામના એક પારસીએ જમશેદજી પેશતનજી ગાંધીની પીરોજબાઇ નામની એક છોકરી સાથે તેણીના બાપની રજા વગર ગયા મેએ માસમાં નાતરૂં કીધું, તે માટે તેનાપર, તથા મજકુર પીરોજબાઇ અને તેની માએ વીરબાઇજી ઉપર જમશેદજીએ ફોજદારી કાએદાની ૪૯૬ મી કલમની રૂએ ગેરકાયદે દગાથી લગન કરવાના ગુનાહની ફરીઆદી ત્યાંના પેહલા વર્ગના માજીસ્ટ્રેટ રાવબાહદુર જગજીવનદાસ ખુશાલદાસની કોરટમાં માંડી હતી. આ મુકદમો કેટલાક દીવસ સાંભલ્યા પછી માજીસ્ટ્રેટે ગઇ તા૦ ૨૮ મી જુલાઇએ ચુકાદો આપ્યો કે પીરોજબાઇને તેણીના આગલા ખાવંદથી તલાક મલ્યા હતા, અને તે હોરમજજી સાથે પ્યારમાં પડી હતી તેથી બનેએ કાએદાસર નાતરૂં કીધુંછે, અને તેની સરટીફીકેટ પણ રેજીસ્ટર કરાવી-છે. સરટીફીકેટમાં ફક્ત એકજ ખાંમી હતી કે તેપર પીરોજબાઇના બાપની શહી હતી નહિં, પણ તેને ઠેકાણે તેની માએની શહી હતી. શાક્ષી ઉપરથી એવલું જણાયછે કે બાપને પોતાની બાયડી તથા છોકરી સાથે અણબનાવ હતો. પારસી કાયદા પ્રમાણે ઉમરે પુગયા વગરનાં છોકરાંઓનો બાપ અને બાપ જો મરણ પામ્યો હોય તો વાલીની શહી એવી સરટીફીકેટપર જોઇએ, પણ આ સરટીફીકેટપર માએ વાલી તરીકે શહી કીધીછે તેથી આ ખામી કેટલેક દરજ્જે પુરાઇ હતી. તોહમતદારોની મરજી દગાથી નાતરૂં કરવાની હતી નહિં તેથી માજીસ્ટ્રેટે તેમને ત્રણેને બેગુનાહ ઠેરવ્યાં હતાં. આ ચુકાદાથી નારાજી થઇ જમશેદજીએ સુરતના જડજ મી૦ એમ. એમ. બરડવુડની કોરટમાં અપીલ કીધી હતી, જે તે નામદારે આજ દીને સાંભલી નીચલી કોરટનો ચુકાદો બાહાલ રાખ્યો હતો.[3]

૧ "જામાસપી યાને જામાસપનામું. ત્રણ ભાગમાં. ભાગ પેહેલો. છાપી પ્રગટ કરનાર, માનેકશા દાદાભાઇ માસટર. યજદજરદી સને ૧૨૪૫. ઇસવી સને ૧૮૭૬. મુંબઈ મધે જોરાસટરીઅન પરેસમાં છાપીઓ."

એના બીજા બે ભાગો બાહેર પડયા નથી.

૨ જામે જમશેદ, તા૦ ૨૯ મી આગશટ ૧૮૭૬.

૩ જામે જમશેદ, તા૦ ૨૪ મી આગશટ તથા ૪ થી સપટેમબર ૧૮૭૬.

તા૦ ૧ લી સપટેમબર.

શેઠ પેશતનજી નશરવાંનજી કેરાંવાલાએ મુંબઇ મધે ગીરગાંમના રસ્તા ઉપર મરહુમ શેઠ જગનાથ શંકરશેઠનાં ઘરનાં કંપાઉંડમાં દેશીઓના છોકરાઓને તરવાનો હુનર શિખવવાને માટે એક "સ્વીમીંગ બાથ" ઉઘાડયો હતો.[4]

તા૦ ૪ થી સપટેમબર.

રોજ ૨૦ માહ ૧૨ (શેં૦) ૧૨૪૫ યજદેજરદી.

મુંબઇ મધે ગોવાલીઆ તલાવ આગલની મરહુમ બાઇ શુનાંબાઇજી હીરજી રેડીમનીવાલી દરેમેહેરની ઇમારત નબળી થવાથી તે તેમના નબીરા સર કાવશજી જાંહગીરજી રેડીમની નાઇટ, સી. એસ. આઇ. એ. ૩૩૦૦૦) ખરચી ફરી સમરાવી આજ દીને તેમાં જુનાં આદરાંન પાછા તખ્તનશીન કીધા હતા.[5]

તા૦ ૪ થી સપટેમબર.

શેઠ દાદાભાઇ ડોશાભાઇ કામાજી પોતાનાં કુટુંબ તથા થોડાક દોસ્તો સાથે ગઇ તા૦ ૧ લી જુલાઇને દીને ગોરગાંમ શેઠ મેહેરાંમજી જીજીભાઇના બંગલામાં જીયાફતે ગયા હતા, ત્યાં તેમનાપર તેમના બનેવી શેઠ શોરાબજી દારાશાહ કપટાંનને

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૩ જી સપટેમબર ૧૮૭૬.

એ બાથ ફરતી દેવાલો વચ્ચે એક વાવના આકારમાં હતો, જેમાં અડધા વાવ સુધી શીડીડી બાંધેલી હતી. તે ૭૦ ફુટ લાંબો અને ૨૦ ફુટ પોહલો, તથા તેમાં શિખાઉ-ઓને તરવવાની જગા તથા તરવા, ડુબકી મારવા વગેરેની કેટલીક જોગવાઇઓ હતી. એ બાથપર દેખરેખ રાખવાને દેશી ગ્રહસ્થોની એક કમીટી નેમાઇ હતી, જેમાં અવારનવાર નીચલા પારસી ગ્રહસ્થો શામેલ થયા હતા:—

ડાકટર રૂસતમજી મેહરવાંનજી દાદીના, શેઠો નશરવાંનજી હીરજીભાઇ પટેલ, પાલણજી આદરજી મીસ્રી, મેહરાંમજી દાદાભાઇ પોંચખાંનાંવાલા, શોરાબજી મનચેરજી શ્રોફરનવાલા, પીરોજશાહ એદલજી સખીદાસ, એદલજી રૂસતમજી રીપોરટર, નશરવાંનજી ખરશેદજી નાનજી, મનચેરજી ફરાંમજી પટેલ, બી. એ., કેખશરૂ મનચેરજી હીરામાણેક.

એ કમીટીના પ્રમુખ તરીકે પેહલાંથીજ રાવબાહદર નાહના મોરોજી અને હાનરરી શેક્રેટરી તરીકે પણ પેહલાંથીજ શેઠ નશરવાંનજી હીરજીભાઇ પટેલ હતા. એ "બાથ" ને શરૂઆતથીજ હાનરેબલ મી૦ જસટીસ મેલી, તેમજ વઢવાંનના નામદાર ઠાકોર સાહેબ, શેઠો દાદાભાઇ નવરોજજી, પ્રોફેસર, શોરાબજી શાપુરજી બંગાલી અને નાનાભાઇ મેહ-રાંમજી જીજીભાઇએ ઊતેજન આપી તેના જાહેર અખાડાઓમાં પ્રમુખસ્થાંને બીરાજી લોકોને તરવાના એ નાદર હુનર વિષે ઘણાક બોધો દીધા હતા. એ "બાથ" ઈ૦ સ૦ ૧૮૯૬ સુધી શેઠ પેશતનજી કેરાંવાલાએ ચાલુ રાખ્યો હતો, અને તે અરસામાં તે મધેથી ૧૮૦૦ જણા એ નાદર હુનરની તાલીમ લઇ બાહેર પડયા હતા, તથા તેમાંના ઘણાઓએ ડુબવાની હોનારતોમાંથી લોકોના જાંન બંચાવ્યા હતા.

૫ ઝોરાસટરીઅન કાલેનડર, યજદેજરદી ૧૨૪૬ નું.

નામે કોઇ ચીબાવલા પારસીઓએ તારનો ખોટો સંદેશો મોકલ્યો હતો, જે ઉપરથી તેઓ સંધાં મુંબઇ પાછાં ફર્યાં, અને શેઠ શોરાબજીએ શક ઉપરથી ગ્રાંટ મેડીકલ કાલેજના એક વિદ્યાર્થી શેઠ નશરવાંનજી નવરોજજી પારખ ઉપર તે ખોટો સંદેશો મોકલવાનું તોહમત મુકી અતરેની પોલીસ કોરટમાં સીનીયર માજીસ્ત્રેટ મી૦ સી. પી. કુપરની હજુરમાં એક મુકદમો ચલાવ્યો હતો. આ મુકદમો પાંચ વખત સાંભલવામાં આવ્યો હતો, જે દરમેઆંન ગ્રાંટ રોડનાં રેલવે સ્ટેશન પરના એક ટેલીગ્રાફ સીગનલરે પરતીવાદીને એ ખોટો સંદેશો મોકલનાર તરીકે ઓળખાવ્યો હતો, તોપણ તેની તથા બીજા શાક્ષીઓની જબાંની હેરફેર માલમ પડવાથી માજીસ્ત્રેટ સાહેબે એ મુકદમો કાઢી નાખી પરતીવાદીને છોડી દીધા હતા, અને તેમ કરતાં જણાવ્યું કે "જેબી ધણીએ આ ખોટો સંદેશો મોકલવાનું કરપીણ કામ કરયું હશે તેણે ઘણુંજ શરમભરેલું અને હીચકારૂં કામ કીધુ છે."[1]

તા૦ ૬ થી સપટેમબર.

રોજ ૧૭ માહ ૧ (ક૦) ૧૨૪૬ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાંનજીનાં આતશબેહરાંમની શાલગરેહનાં જશનની માજલસમાં દસ્તુર શેરાબજી રૂસતમજી મુલ્લાંફીરોજનાએ માહબોખ્તારની નીયાએશ પઢવાની જરૂરીઆત વિષે એક વાએજ કીધી હતી.[2]

તા૦ ૬ થી સપટેમબર.

રોજ ૨૨ માહ ૧૨ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

સુરતની તાપતી તથા ભરૂચની નર્મદા નદીમાં આજ રાત્રે મોટી રેલ આવી હતી. નર્મદા નદીનાં રેલવેના પૂલનાં ૧૭ ગાંરકાં રેલના જોસથી પડી ગયાં હતાં, અને એ પૂલના બે પારસી ઓવરસીયરો શેઠો પેશતનજી ફરાંમજી પોસ્ટવાલા અથવો ગ્રીનના તથા જાંહગીરજી નશરવાંનજી ખરક ધસડાઇ ગયા હતા, જેઓમાંના છેલ્લા તરીને નદીમાંથી બીજે દીને હૈયાત મલી આવ્યા હતા, અને પેહલા શેઠ પેશતનજીની તો લાશબી મલી આવી નહિં.[3] એ શેઠ પેશતનજી વરોડરા રેલવેની શરૂઆતમાં ઇ૦ સ૦ ૧૮૬૨ થી તેના ઇનજીનીઅર મી૦ ગ્રીનના હાથ હેઠલ રહયા હતા, અને મી૦ ગ્રીને તેમને ઇંગલાંડ લઇ જઇ ઇનજીનીઅરીંગની તાલીમ પણ અપાવી હતી. એ રેલવેના એક છેડાથી તે બીજા છેડા સુધી એવણ સર્વે સાથે પલોટાયલા અમલદાર હતા.

તા૦ ૧૪ મી સપટેમબર.

અહમદનગરના હજુર ડેપ્યુટી કલેકટર શેઠ ફરાંમજી નશરવાંનજી શેઠનાને નામદાર સરકારે નાશકના હજુર ડેપ્યુટી કલેકટર નેમ્યા હતા.[4]

---

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૧૦ મી સપટેમબર ૧૮૭૬.

આ ખોટો તાર મોકલનાર શેઠ દાદાભાઇ ડોશાભાઇ કામાજીનાં કુટુંબનાજ ત્રણ છોકરાઓ હતા, જેમાંના એકનું મગજ ૧૮૭૭ નો જુન માસમાં એકાએક ખસી જવાથી ઘેલાપણાંમાં તે ઘણુંક બકબકવો લાગો. તે બકબકારા દરમેઆંન તેનેથી ઊપલો ખોટો તાર મોકલવાનું બોલાઇ ગયું, અને તે આધાર ઊપરથી તલાસ કરતાં એ ગોનાહેમાં બીજા બે નાદાન છોકરાં હતા તેઓ પણ માલમ પડયા. આ ઊપરથી શેઠ શેરાબજી કપટાંને તા૦ ૧૯ મી જુન ૧૮૭૭ નાં ટાઇમસ ઑફ ઇંડીઆ તથા બોમ્બે ગેઝેટ બંધે પત્રોમાં નીચલો કાગજ લખી ઊપલા શેઠ નશરવાંનજી નવરોજજી પારખને વાંકમાંથી જાહેર રીતે મોકલા કરી એક 'ગ્રહસ્થ' તરીકે તેમનો ખરચ આપી તેનો પુરતો બદલો વાલી આપ્યો હતો :—

To the Editor of the *Times of India*.

Sir,—About this time last year I brought a charge in the Police Court against Mr. Nusserwanjee Nowrojee Parukh, of having transmitted a false telegram in my name to my brother in-law, Mr. D. D. Cama, while he was gone with a large party in a picnic to Goregaum. The charge was, after several hearings, reports of which appeared in your paper at the time, dismissed. An impression was, however, left on the minds of a number of people in consequence of what seemed to be a chain of very strong facts, that though legally acquitted Mr. Parukh was really guilty. Circumstances have now suddenly come to light in the strangest manner which, while exposing the real culprits, viz, two students of the Grant Medical College, have completely established Mr. Parukh's innocence. In endeavering to do all the reparation in my power to Mr. Parukh for the injury and annoyance I was *the unconscious instrument of causing* him, I hasten for one thing to declare his entire innocence in as public a manner as I brought the charge against him, Yours &c.

S. D. CAPTAIN.

*Bombay, June 15th.*

આ એક કાહણી કીસ્સા જેવો બનાવ બન્યો હતો. અગર શેઠ નશરવાંનજી તરફથી મી૦ ઇનવરારીટી જેસો ચંચલ બારીસ્ટર ન હતે તો ઊપલા ટેલીગ્રાફ શીગનલરે એવણને ખોટી રીતે ઓલખાવ્યાથી કદાચ એવણ મોટી સજામાં જતે. નીર્દોષ માણસો કોઇ વખતે કેવી રીતે વીના કારણે જંજાલમાં પડેછે તેનો આએ એક અસરકારક દાખલો છે.

૨ જામે જમશેદ, તા૦ ૮ મી સપટેમબર ૧૮૭૬.

૩ મુંબઈ સમાચાર, તા૦ ૯ મી સપટેમબર ૧૮૭૬.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૪ મી સપટેમબર ૧૮૭૬.

એવણ અહમદનગરથી નાશક જવા માટે તા૦ ૨૩ મી સપટેમબરે મેલ ટાંગામાં નિકલ્યા હતા, જયાં રસ્તામાં લોની અને ધાડગામની વચ્ચે લુટારાઓએ આવી મેલ લુટયો, તથા માંહે બેઠેલાં માણસોને પણ મારી ઘાએલ કીધાં હતાં: શેઠ ફરાંમજી બાહદુરીથી સાંમે થયા, પણ લુટારાઓએ પાંચ ફીટ લાંબા હાથાની કોરાડીથી અંદર બેઠેલાં માણસોને મારવા માંડયાં. મારવા પછી આખરે ઊતારૂઓને બાહેર નાખી ટાંગો લઇ ગયા, અને ટાંગો લઇ જવા પછી પણ નીચે પડેલાં માણસોને મારવા લાગા. તે જગા ઊપર તેઓને કાંઇજ આસરો નહિં હોવાથી ગાડીનો કોચમેન પોતાનો હાથ તુટેલો છતાં ત્યાંથી ખબર કરવાને પાસેનાં ગામમાં દોડયો, જયાંથી

તા૦ ૧૫ મી સપટેમબર.

ગાથા ૧ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

મરણ—હોરમજજી બરજોરજી કપટાંન—ઉમર વર્ષ ૫૭) ગંદેવીવાલા આ૦ બરજોરજી ફરાંમજી કાતરકના વડા દીકરા. એવણ પ્રથમમાં પોતાના સસરા તથા ફુવા શેઠ કાવસજી શાપુરજી કપટાંન સાથે રંગુન તેમના હાથ હેઠલ વ્યાપારને માટે ગયા હતા, અને તેપરથીજ કપટાંનની અટકથી ઓળખાતા હતા. રંગુનથી આવી ઇ૦ સ૦ ૧૮૫૧ થી પોતાના ભાઇ શેઠ ફરાંમજી બરજોરજી કપટાંન સાથે મુંબઇમાં મેશરસ આબેદીન બદરૂદીનની કું૦ તથા ચીનમાં મેશરસ અમરૂદીન એંડ જાફરભાઇનાં નામની પેહડીમાં જોડાઇ વ્યાપાર કરતા હતા. ૧૮૬૩ ના મારચ માસમાં એવણે પોતાના ભાઇ શેઠ ફરાંમજીની સાથે મલી પોતાનાં જન્મ ગામ ગંદેવી મધે મોટા તલાવની ઉત્તરે એક કુવો બંધાવી પ્રજાને વાપડવાને ખોલ્લો મુકયો હતો. ૧૮૬૫ માં નદી કીનારે જરથોસ્તીઓને બંદગી કરવા સારૂં એક બંગલી બંધાવી હતી. ૧૮૭૦ માં ગંદેવીનાં દોખમાંની સામે એક મોટી શગડી બંધાવી તે તા૦ ૬ થી આપરેલને દીને ખોલ્લી મુકી હતી. ૧૮૭૨ ના સપટેમબર માસની ગુજરાતની મોટી રેલ વખતે ગંદેવીના ગરીબ લોકોને પોતાના પૈસાથી અનાજ વગેરેની સારી મદદ કીધી હતી. ૧૮૭૫ માં નવસારીનાં દોખમાં ઉપર જવાનાં રસ્તા ઉપર એક પાકો પૂલ રૂ૧૨૦૦૦)ને ખરચે બંધાવી તે તા૦ ૨૯ મી મેએ ખોલ્લો મુકયો હતો. એવણે પોતાનાં જન્મ ગામ ગંદેવી તેમજ નવસારીમાં કેટલાંક ધર્મનાં કામો કરવાને પોતાની હૈયાતીમાં રૂ૩૩૦૦૦) ની રકમનું એક ધર્મખાતું કાડ્યું હતું.[1] એવણનું મરણ ગંદેવી મધે નીપજ્યું હતું.

તા૦ ૧૭ મી સપટેમબર.

આજ દીને નવસારી મધે મરહુમ શેઠ હોરમજજી બરજોરજી કપટાંનનાં ઉઠમણાંમાં તેમની પુંજીમાંથી રૂ૨૫૦૦) ની નોટ લઇ તેનું વ્યાજ ત્યાંના દસ્તુરજીપર મરહુમની દર

---

માણુસોએ આવી એમનો બંચાવ કીધો. શેઠ ફરાંમજી આ મારથી ઘણું મુદ્દત બીમાર રહયા હતા.

પકડાયલા ૪ લટારાઓમોના બેને ડીશેમબર માસની શેશનસમાં જન્મદેશનિકાલની સજા થાઇ હતી, અને બેને છોડી દીધા હતા.

[1] એ ધર્મખાતાંમાં પ્રથમમાં શેઠ હોરમજજીએ તા૦ ૨૦ મી જુન ૧૮૬૫ ને દીને ગંદેવી મધે કેટલાંક ધર્મનાં કામો કરવાને રૂ૧૫૦૦૦) એલાહેદા કાઢયા હતા. તે પછી ૧૮૭૦ માં ગંદેવીમાં શગડી બંધાવી તે વેળાએ તેમાં બીજા રૂ૧૦૦૦૦) ઉમેરી તેની સરકારી નોટ લઇ મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટી સાહેબોના સ્વાધીનમાં આપવા માગી હતી કે તેઓ દર શાલ તેનું વ્યાજ ગંદેવી ખાતે એ ધર્મખાતાંના ખરચ સારૂં મોકલ્યા કરે. પણ પંચાતનાં ફંડના તરસ્ટી સાહેબોએ તે રકમ પોતાના સ્વાધીનમાં લેવાને ના પાડવાથી શેઠ હોરમજજીએ તેમાં અગારનવાર પોતાની હૈયાતીમાં ગંદેવી તેમજ નવસારીમાં બીજાં કેટલાંક ધર્મનાં કામો કરવાને બીજી રકમો ઉમેરી તે રૂ૩૩૦૦૦)ની કરી તેની સરકારી નોટો લઇ તે ઇ૦ સ૦ ૧૮૭૫ ના મેએ માસમાં શેઠો ફરાંમજી બરજોરજી કપટાંન, પેશતનજી શાપુરજી ગાંધર, નાનાભાઇ માણેકજી ગાંધર, જમશેદજી નસરવાનજી કેબીનેટ મેકર અને દાદાભાઇ હોશંગજી ગંદેવીવાલાનાં નામ ઉપર તરસ્ટીઓ તરીકે ચઢાવી હતી, અને તેનાં વ્યાજ મધેથી ઉપલાં ધર્મનાં કામો ગંદેવીની અંજુમને મુકરર કરેલા ગ્રહસ્થોની મારફતે તે તરફ કરાવતા હતા. શેઠ હોરમજજીનાં મરણ પછી તેમનાં વીધવા બાઇ રતનબાઇની સમતીથી ઉપલા તરસ્ટીઓએ છેક ઇ૦ સ૦ ૧૮૮૫ સુધી એજ મુજબ એ ધર્મનાં કામો કરાવવાં ચાલુ રાખ્યાં હતાં. એ પછી બાઇ રતનબાઇએ એ ધર્મખાતાંમાં મરહુમ શેઠ હોરમજજીના ફરમાવ્યા મુજબ તેમની પુંજીમાંથી ઉપલાં ધર્મનાં કામો સિવાય બીજાં કેટલાંક ધર્મનાં કામો કરવાને રૂ૭૩૦૦) ની બીજી નોટો ઉમેરી તે રૂ૪૦૩૦૦) નું કરી તેનું કાએદાસરનું એક તરસ્ટદીડ તા૦ ૨૯ મી જુન ૧૮૮૫ ને દીને હાઇ કોરટના વકીલ શેઠ પેશતનજી કાવશજી સોલીશીટરની મારફતે કરાવી તેમાં એવો બંદોબસ્ત કીધો હતો કે ઉપલી રકમ મધેથી રૂ૩૩૦૦૦) નાં વ્યાજમાંથી નીચે મુજબનાં ધર્મનાં કામો કરવાં:—

(૧) ગંદેવીની મરહુમ શેઠ હોરમજજી ભીખાજી ચીનાઇવાલી દરેમેહર કે જેનો ખરચ તથા વહીવટ ચલાવવાનું, તથા તેની મરામત, તેમાં કાંઇ ફેરફાર વગેરે કરાવવાનું તેના મુતવલીઓ તથા ગંદેવીની અંજુમને શેઠ હોરમજજી બરજોરજી કપટાંનને વંશપરંપરા સોંપ્યું હતું તે દરેમેહરનો ચાલુ ખરચ કરવો. (૨) એ દરેમેહરમાં તેલ, કાઠી, સુખડ, વગેરે પુરૂં પાડવું તથા બોઇ દેનાર રાખવા અને દરેમેહરની શાલગરેહનું જશન કરવું. (૩) દરેમેહરની પડોશમાંની ગલીમાં આખી રાત એક ચેરાગ મુકાવવો. (૪) દરેમેહરમાં દર હંમકારે તથા મુકતાદના દીવસોમાં ફુલ લાઇટ કરાવવી. (૫) દર મહીનાનાં જશન તથા હોરમજદ અને બેહરાંમ રોજે દરેમેહરમાં જશન કરાવી મોબેદોને આશોદાદ આપવી. (૬) વરસના છહે ઘાહંબારોની પાવી, વીસ્પરદ, જશન વગેરેની ક્રિઆ કરાવવી, તથા ત્રણ ઘાહંબારો ઉપર આખાં ગામનું મરદોનું અને બે ઘાહંબારો ઉપર આખાં ગામનું ઓરતોનું જમન કરાવવું, અને ગાથા ઘાહંબારમાં જમન કરવું નહિં. (૭) દર ફરવરદીન રોજે ગંદેવીનાં દોખમાં આગલની એ મરહુમ શેઠે બંધાવેલી શગડીપર જશન કરાવી મોબેદોને એકેક આંનો આશોદાદ વેંહચવી. (૮) મજકુર શગડીમાં સદા આતશ રોશન રાખવાને સુખડ, લોબાંન, કાઠી વગેરેનો ખરચ કરવો તથા તે શગડીની મરામત કરાવવી. (૯) ગંદેવી મધેનો નવસારી ભાગર આગલનો જાનવરોને પાણી પીવાનો હવાડો હુનાલાના દીવસોમાં ભરાવવો. (૧૦) કુતરાંને ખીચડી તથા બીજાં જાનવરોને ઘાસ ખવડાવવું. (૧૧) ગંદેવીની દરેમેહરમાં દરરોજ ચાલુ આફરંગાન બાજ કરાવવું. (૧૨) દરરોજ એકકી પટેટ કરાવવી. (૧૩) ગંદેવીના હિંદુ વણકરો ઉપર ગાયકવાડ સરકારે નાખેલી રૂ૧૬) ની વાર્ષિક ખંડણી દર શાલ આપવી. (૧૪) નવસારી મધે આતશબેહરાંમમાં દરરોજ બે ચેરાગ તથા દર હોરમજદ રોજે અને હંમકારે તથા મુકતાદના દીવસોમાં ફુલ લાઇટ કરાવવી. (૧૫) નવસારી મધે કાઉડવારમાં માટેલું પાણીનું પરબ ભરાવવાનો ખરચ કરવો. (૧૬) નવસારીનાં આતશબેહરાંમમાં દર વર્ષમાં ત્રણ માચી ચઢાવવી.

વર્ષની બાજને દીને હંમંકાર સાથ જમાડવા માટે મોકલવાને તંદરેસ્તી પહોંચી હતી. કમણુંની સેવટે એ મરહુમ શેઠનું નામ જરથોસ્તી ધર્મને લગતી જાહેર ક્રિયાઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે લેવાનો ઠેઠાવ થયો હતો.[1]

તા૦ ૧૮ મી સપટેમબર.

શેઠ શેરાબજી કાવશજી ખંભાતાએ "શુદ્ધ ગુજરાતી શિખવનાર" નામની એક નાધલી ચોપડી રચી પ્રગટ કીધી હતી.[2]

તા૦ ૨૦ મી સપટેમબર.

શેઠ જમશેદજી પાલણજી કાપડીઆએ "કાફરે શીહાપુશ" નામની શીહાપુશ ટોળાને લગતી એક ચોપડી છપાવી પ્રગટ કીધી હતી.[3] એ ચોપડી શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીને અર્પણ કરવામાં આવી હતી.

તા૦ ૨૨ મી સપટેમબર.

રોજ ૩ માહ ૧ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

પુણાં મધે આજ દીને બપોરનાં મરહુમ શેઠ શેરાબજી રતનજી પટેલની દરેમેહરમાં રપીથ્વનનાં જશનની મીજલસમાં દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાએ "રપીથ્વન" ઉપર એક વાએજી કરી સંભલાવી હતી. આ વેળાએ દસ્તુરજીએ આપણા જરથોસ્તી પાદશાહોના વખતમાં એ જશનનો મહીમા કેહવો ને કેટલો મોટો હતો તે વિષે તથા તે વખતમાં આપણા લોકો ૩૬૫ા દીવસનું વરસ ગણતા હતા, પણ હાલ માત્ર ૩૬૫ દીવસનું ગણેછે તેથી આ જશનની મોસમમાં કેટલો ફેરફાર થઇ પડેલોછે તે વિષે ઘણું લંબાણથી અસરકારક રીતે કહી સંભલાવ્યું હતું.[4]

તા૦ ૨૩ મી સપટેમબર.

અતરેની હાઇ કોરટમાં અપરાધીઓની છાંડણ કરનારી શેશનમાં એક અગતના મુકદમાની તકરાર આજ દીને ચાલતી હતી, તે સાંભલવાને હાઇ કોરટના એક બારીસ્ટર તથા ડેપુટી રેજીસ્ત્રાર શેઠ લીમજી નવરોજજી ખનાજી તથા એક સોલીશીટર શેઠ શાપુરજી હોરમજજી પાટક બીજી જુરીને બેશવાનાં પીંજરાં આગલ ઉભા રહેલા હતા, તેઓને પોલીસના એક કાનસ્ટેબલ મી૦ ગરેનને પકડીને કોરટની બાહેર જવાને ફરમાવ્યું. શેઠ શાપુરજી કસ્સુંબી બોલ્યા વગર ચાલી ગયા, પણ શેઠ લીમજીએ એ બાબદ કરાઉનના કલાર્ક મી૦ મેકફરસન આગલ ફરીઆદ કીધાથી તે અમલદારે પોલીસને તેની ચાલ બાબે ઠપકો આપી જણાવ્યું કે કોરટના આશીસરોની વચ્ચે આવવાને પોલીસને કસ્સું કારણ હતું નહિં. કાનસ્ટેબલે સેઠ લીમજીને નહિં ઓલખવા ઉપરથી ઉપલી ચાલ ચલાવી હતી, જે વાસ્તે તેણે પોતાની દલગીરી જણાવી હતી.[5]

તા૦ ૫ મી અકટોબર.

શેઠ માણેકજી નશરવાંનજી નાણાંવતીને નામદાર સરકારે અમદાવાદ જીલ્લાનાં બોરસડ ગામના બીજા વર્ગના સબારડીનેટ જડજ નેમ્યા હતા.[6]

(૧૭) ઉપલો ખરચ કરતાં કાંઇ વધે તો તેમાંથી ગંદેવીની મજકુર દરેમેહર તથા મરહુમ શેઠ હોરમજજી કપતાંને ગંદેવીમાં બંધાવેલા કુવા તથા દરીયે કીનારે ભણુવા સારૂં નંધાવેલી બંગલીની મરામત અથવા તેમાં કાંઇ સુધારા કરાવવા.

બીજી રૂ૭૩૦૦) ની રકમનાં વ્યાજમાંથી રૂ૨૦૦૦) નું વ્યાજ ગંદેવીની મજકુર દરેમેહરની મરામત પાછલ વાપરવા અથવા મરામત જ્યાંસુધી નહિં કરવી પડે ત્યાંસુધી વ્યાજ વધારવાનો, તથા રૂ૫૩૦૦) નું વ્યાજ ગંદેવી તથા નવસારી મધે મરહુમ શેઠ હોરમજજીની દર વર્ષની બાજ સર્વે ક્રિયા તથા હંમકાર સાથનાં જમન સાથે કરવાનો, દર વર્ષ ગંદેવીમાં એક ફરવરદીઆંન કરાવવાનો, તથા અમુક રકમ ગંદેવીનાં જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં તથા ગંદેવીની અંજુમનનાં ફંડમાં આપવાનો બંદોબસ્ત કીધો હતો. અગર હવે પછી કદાચને મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટી સાહેબો આએ ફંડ પોતાને હસ્તક રાખવાની ઇછા જણાવે તો તરસ્ટીઓએ એ સઘળી નોટો તેમને સ્વાધીન કરી તેઓ જે તેનું વ્યાજ આપે તે મધેથી ઉપલાં ધર્મનાં કામો પોતાની દેખરેખ હેઠલ કરવાં એવો પણ બંદોબસ્ત રાખેલોછે. વળી કદાચને સરકારી નોટોનું વ્યાજ ઓછું થાય તો તરસ્ટીઓએ ગંદેવીની દરેમેહર તથા શગડી તથા નવસારીનાં આતશબેહરાંમના ચેરાગ સિવાય ઉપર જણાવેલાં રૂ૭૩૦૦૦) નાં વ્યાજમાંથી કરવા જણાવેલાં બીજાં ધર્મનાં કામો પોતાની આવક જોઇને બંધ કરવાં, પણ ઉપર જણાવેલાં રૂ૭૩૦૦) ની આવકમાંથી કરવાનાં કામો તો ચાલુજ રાખવાં. ગંદેવી મધે કરવાનાં સઘળાં દીનઆઇનનાં કામો ત્યાંના મરહુમ આ૦ બેહરાંમજી ફરાંમજી કાતરક અથવા બેહરાંમદારના વંશનાજ મોબેદો પાસે કરાવવાં એવો પણ બંદોબસ્ત કરેલોછે.

ઉપલા એ ફંડના તરસ્ટીઓ મધે અવારનવાર ખાલી જગા પડવાથી શેઠો ધનજીભાઇ પેશતનજી મેહતા, ખરશેદજી હોરમજજી કપટાંન, ડાકટર નાનાભાઇ નવરોજજી કાતરક, નવરોજજી જીવણજી ગજધર, ફીરોજ ખરશેદજી રૂસતમજી શેઠના, બી. એ; શેરાબજી ખરશેદજી માણેકજી શેઠના અને નશરવાંનજી દોરાબજી કાતરકને નેમ્યા હતા.

૧ મુંબઇ સમાચાર, તા૦ ૨૦ મી સપટેમબર ૧૮૭૬.

૨ "શુદ્ધ ગુજરાતી શિખવનાર. બનાવનાર, સોહરાબજી કાવસજી ખંભાતા. મુંબઇ: ફોર્ત પ્રીંતીંગ પ્રેસ. ૧૮૭૬."

૩ "કાફરે શીહાપુશ: તેઓની તવારીખ, રીતભાત તથા ધરમાચાર બાબદોનો હેવાલ. દીનબર નામના એક શીહાપુશની તસવીર શહીત. બનાવનાર, જમશેદજી પાલણજી કાપડીઆ. મુંબઇ, વર્તમાન છાપાખાનાંમાં મનચેરજી હોસંગજી જગોશે છાપ્યુંછે. સને ૧૮૭૬."

૪ જામે જમશેદ, તા૦ ૨૬ મી સપટેમબર ૧૮૭૬.

૫ જામે જમશેદ, તા૦ ૨૬ મી સપટેમબર ૧૮૭૬.

૬ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૫ મી અકટોબર ૧૮૭૬.

તા૦ ૯ મી અકટોબર.

રોજ ૨૦ માહ ૧ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

શેઠ દીનશાહજી માણેકજી પીટીટે આજ દીને પોતાની બેટી બાઇ બચુબાઇની શેહાદી તથા દીકરા શેઠ કાવશજીનાં છોકરાંઓ હોરમજજી અને મીઠીબાઇની નવજોતની ખુશાલીમાં રૂ૨૫૦૦) મુંબઇની પારસી પંચાતનાં ધર્મખાતાંમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૧૨ મી અકટોબર.

રોજ ૨૩ માહ ૧ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—નશરવાંનજી બહમનજી મોદી—ઉમર વર્ષ ૭૬) શેઠ બહમનજી જમશેદજી મોદીના દીકરા. એવણ પેહલવેહલા ઈ૦ સ૦ ૧૮૨૩ માં મરહુમ શેઠ ખરશેદજી ફરાંમજી વાડીઆ સાથે મેહતાગરીમાં ચીન ગયા હતા. જ્યાંથી વ્યાપાર સંબંધી કેટલોક અનુભવ મેલવી આતરે આવી શેઠ બરજોરજી ફરાંમજી કોહીદાર સાથે ભાગમાં ચીનનો વ્યાપાર કરવા માડયો હતો. તે પછી તા૦ ૨૬ મી અકટોબર ૧૮૪૦ થી એવણે શેઠો દાદાભાઇ અને મનચેરજી હોરમજજી કામાજી અને બરજોરજી ફરાંમજી કોહીદાર સાથે આતરે "દાદાભાઇ મનચેરજી કામાની કુંપની" ને નામે, ચીન ખાતે "દાદાભાઇ નશરવાંનજી મોદીની કું૦," અને ૧૮૪૫ થી કલકતા ખાતે "બરજોરજી ફરાંમજીની કુંપની" ને નામે પેહડીઓ કાઢી મોટા પાયાપર વ્યાપાર ચલાવવા માડયો હતો. તે પેહડી તા૦ ૯ મી નવેમબર ૧૮૫૫ થી બંધ કરી તેજ દીનથી શેઠો દાદાભાઇ અને બેહરાંમજી હોરમજજી કામાજી, રૂસ્તમજી દાદાભાઇ કામાજી અને પોતાના બે દીકરાઓ શેઠો મનચેરજી અને અરદેશરને શામેલ કરી "દાદાભાઇ હોરમજજી કામાની કું૦" ને નામથી વહીવટ ચલાવ્યો હતો. તે વહીવટ સાત વર્ષ ચલાવી તા૦ ૨૪ મી અકટોબર ૧૮૬૨ થી ઉપલા ભાગયાઓથી છુટા પડી પોતાના દીકરાઓ સાથે "નશરવાંનજી બહમનજી મોદીની કું૦" નાં નામથી પેહડી કાઢી હતી, અને સાથે લંડન મધે પણ એક નવી પેહડી ઉંઘાડી હતી. એવણે ચીનની બધી મલી ૧૫) સફરો કીધી હતી, તથા ત્યાંની જરથોસ્તી અંજુમનનાં ધર્મખાતાંનું ફંડ જે ૧૮૪૫ માં ઉભું થયું તેની આગેવાંની લઇ તેના પ્રથમથી તે ૧૮૫૦ સુધી એક તરસ્ટી હતા. તા૦ ૧૬ મી ફેબરવારી ૧૮૬૩ ને દીને એવણે મુંબઇની પારસી પંચાતનાં ફંડમાં એકદમ રૂ૨૫૦૦૦) ની રકમ તેનાં બે જુદાં ખાતાં પડાવી વ્યાજ સોકસ ધર્મખાતાંઓમાંવાપડવાનીસરતે બેટ આપી હતી.

---

તા૦ ૧૪ મી અકટોબર.

આજ દીને મરહુમ શેઠ નશરવાંનજી બહમનજી મોદીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૭૦૦), વીધવા બાઈ ખરશેદબાઇએ રૂ૩૫૦), દીકરાઓ શેઠો અરદેશર, જહાંગીરજી અને જમશેદજી તથા મરહુમ શેઠ મનચેરજીની પુંજીમાંથી મલી રૂ૭૦૦), દીકરીઓએ રૂ૩૫૦), બેશીઓ મરહુમ શેઠ એદલજી ફરાંમજી આલબલેસના છોકરાઓએ રૂ૩૦૦), શેઠ કાવશજી બેજનજી કરાંનીએ રૂ૨૦૦), તથા બીજાં બેશીઓએ રૂ૬૬૦) મલી રૂ૩૨૬૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

---

તા૦ ૧૬ મી અકટોબર.

શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીએ જુનાની અને રોમન ગ્રંથકારો પ્રમાણે પરશીયન અને બીજા ઇરાંનીઓનો ધર્મ અને રાહરસમો વિષે ડાકટર એ. રાપનાં જરમન પુસ્તક ઉપરથી ઇંગ્રેજીમાં તરજુમો કરી તેનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[3]

---

તા૦ ૧૯ મી અકટોબર.

ખાંનદેશ તથા દખણ-મરાઠામાં આએ શાલ વરસાદની અછતને લીધે દુકાલ પડયો હતો તેનાં સંકટમાં સપડાયલાંઓને મદદ કરવાનો વિચાર કરવાને આતરેના આગેવાંન દેશી ગ્રહસ્થોની એક સભા શેઠ મોરારજી ગોકલદાસે આજ દીને મજગાંમ કાસ્ટલમાં બોલાવી હતી. સરનશીનની ખુરસી સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. ને આપવા બાદ ઠેડાવ થયો કે "ખાંનદેશ અને દખણ મધે જે દુકાલ ચાલેછે તેનાં દુખમાં ફસેલા ગરીબોનો છુટકારો કરવા સારૂં એક ફંડ ઉભું કરવાની ઘણી અગત છે." એ બાદ એ ફંડ ઉભું કરવા ૧૪ હિંદુ, ૬ મુસલમાંન અને ૧૨ પારસી (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; શેઠો બેહરાંમજી જીજીભાઇ, સી. એસ. આઇ; દીનશાહજી માણેકજી પીટીટ, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ, માણેકજી ખરશેદજી જમશેદજી, નશરવાંનજી રતનજી તાતા, નવરોજજી માણેકજી વાડીઆ, અરદેશર મેહરવાંનજી શેઠના, બેહરાંમજી નશરવાંનજી સીરવાઇ, ડોશાભાઇ ફરામજી કરાકા, નવરોજજી ફરદુનજી, હાનરેબલ સોરાબજી શાપુરજી બંગાલી) ગ્રહસ્થોની એક કમીટી નેમી સભા બરખાસ્ત થાઇ હતી.[4]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૪ મી અકટોબર ૧૮૭૬.

૨ જામે જમશેદ, તા૦ ૧૯ મી અકટોબર ૧૮૭૬.

૩ "The Religion and the Customs of the Persians and other Iranians, as described by the Grecian and Roman authors. Translated from the German of Dr. Adolf Rapp, by K. R. Cama. Part First. Bombay: Printed at the *Times of India* Steam Press. 1876."

એ પુસ્તક ૧૬ ભાગોમાં ૭૬૫ સફાનું છપાઇ બાહેર પડયું હતું.

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૧ મી અકટોબર ૧૮૭૬.

એ કમીટીએ તુરત આતરે ફંડ ઊભું કીધું હતું, જે મધે રૂ૬૮૭૬૭) ભરાયા હતા, જેમાં રૂ૧૦૦૦૦) આગલાં ગુજરાત રીલીફ ફંડની બાકીના, રૂ૭૨૦૦) ઇગ્રેજોના, રૂ૨૪૯૬૧) હિંદુઓના, રૂ૭૭૮૧) મુસલમાંનોના, રૂ૪૦૬૯)

તા૦ ૨૦ મી અક્ટોબર.

શેઠ અરદેશર દાદાભાઇ નવરોજજીએ લંડન યુનીવરસીટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કીધી હતી.[1]

તા૦ ૨૫ મી અક્ટોબર.

રોજ ૬ માહ ૨ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—બેજનજી કાવશજી ખંબાતા[2]—ઉમર વર્ષ ૬૨) રંગુનવાલા શેઠ કાવશજી બેહરાંમજી ખંબાતાના દીકરા. એવણ રંગુન મધે પોતાના બાપનો જવાહેરનો વ્યાપાર કરતા હતા, અને ત્યાં ઇ૦ સ૦ ૧૮૫૮ માં આતશદાદગાહની એક દરેમેહર બંધાવી ત્યાંની અંજુમનને સપુરદ કીધી હતી.[3] એવણનું મરણ પણ રંગુન મધેજ નીપજ્યું હતું.

---

તા૦ ૨૬ મી અક્ટોબર.

શેઠ જમશેદજી અરદેશર દલાલ, એમ. એ. ને નામદાર સરકારે સુરત હાઇ સ્કુલના હેડ-માસ્ટર નેમ્યા હતા.[4]

---

કારખાનાં, આરીસો વગેરેનાં માણસોના, અને રૂ૧૪૭૫૨) નીચે મુજબ પારસીઓના ભરાયા હતા:—

(રૂ૨૦૦૦) સર કાવશજી જાંહગીરજી રેડીમની નાઇટ, સી. એસ. આઇ., (રૂ૧૫૦૦) દીનશાહજી માણેકજી પીટીટ (રૂ૧૨૦૧) મરહુમો જાંહગીરજી નશરવાંનજી તથા માણેકજી નવરોજજી વાડીઆને નામે (રૂ૧૦૦૧) સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. તથા છોકરાઓ માણેકજી, કાવશજી અને જમશેદજી (રૂ૧૦૦૦) અરદેશર મેહરવાંનજી શેઠના, નશરવાંનજી રતનજી તાતા (રૂ૫૦૦) નશરવાંનજી માણેકજી પીટીટ, મરહુમ શેઠ હોરમજજી મનચેરજી કામાજીનું ધર્મખાતું, મરહુમ શેઠ હોરમજજી એદલજી કામાજીનું ધર્મખાતું, ફરાંમજી સાંડસની કું૦, બેહરાંમજી જીજીભાઇ, સી. એસ. આઇ., બેહરાંમજી નશરવાંનજી સીરવાઇ, મનચેરજી બહમનજી પંથકી (રૂ૩૦૦) એદલજી ફરાંમજી (આલબલેસ) ની કું૦ (રૂ૨૫૧) ઓનરેબલ શેરાબજી શાપુરજી બંગાલી (રૂ૨૫૦) લેડી રતનબાઇ જમશેદજી જીજીભાઇ, પીરોજબાઇ ધણી શાપુરજી ધનજીભાઇ બાટલીવાલા (રૂ૨૦૦) મનચેરજી ફરાંમજી શેઠના (રૂ૧૫૦) કાવશજી અને પાલણજી ધનજીભાઇ પાંઊવાલાના છોકરાંઓ (રૂ૧૨૫) દાદાભાઇ બેજનજી કાતરક, જમશેદજી દોરાબજી નાએગાંમવાલાની કું૦ (રૂ૧૦૧) મેહરવાંનજી અને બેહરાંમજી (દલાલો) (રૂ૧૦૦) દીનશા- દાદાભાઇ ગાંધી, નશરવાંનજી બહમનજી મોદી તથા છોકરાઓ, મેહરવાંનજી ખરશેદજી ઘડીઆલી, મરહુમ પેશતનજી કાવશજી શેઠનાને નામે, હોરમજજી જાંહગીરજી દાદીશેઠ (રૂ૧૨૯૮) રૂ૧૦૦) ની અંદરની રકમ.

એ ઊપરાંત મઊથી A Poor Mhow Parsee and friend of distressed-ને છુપે નામે રૂ૫૦૦) ની ચલણી નોટ ગરીબોને અનાજ વેંહચવા માટે કલેક્ટર ઊપર બાહરોબાહર મોકુલી આપવામાં આવી હતી.

એ દુકાલથી નાવારેસ થયલાં આસરે ૨૦૦૦) નાહનાં બાળકોને રાખી પોષણ કરવા માટે ત્યાંના કલેકટરનાં બાનુ મીશીશ ગ્રાંટે એક દુધખાનું ઊભું કીધું હતું, અને તેનાં ફંડમાં જ્યાંસુધી દુકાલ ચાલ્યો ત્યાંસુધી દર માસે રૂ૧૦૦) શેઠ દીનશાહજી માણેકજી પીટીટે અને રૂ૩૦) દર માસે શેઠ શેરાબજી શાપુરજી બંગાલીએ આપ્યા હતા. વળી રાસ્ત ગોફતાર પત્રની મારફતે "એક પારસી ફેમીલી" એ રૂ૧૧૦), તથા મઊથી પેલાજ A Poor Mhow Parsee and friend of distressed નાં છુપાં નામથી રૂ૧૫૦), તથા અતરેની ફોરટ હાઇ સ્કુલનાં નાહનાં બાળકોએ રૂ૨૦૦) નું ઊપરાંણું એ કારણસર કરી મોકલ્યું હતું.

વળી શોલાપુરથી આસરે ૭૦૦૦ જાનવરો પુણે મોકલ્યાં હતાં, તેમને ચરવા માટે પુણાંવાલા શેઠ દોરાબજી પેશતનજી ઘાસવાલાએ પોતાનું એક ઘાસનું આખું જંગલ જેની વાર્ષિક પેદાયશ સારા વખતમાં રૂ૭૦૦૦) ની હતી તે ફકત રૂ૫૦૦) લઇ આખું વર્ષ જાનવરોને માટે ધર્માદા આપ્યું હતું.

મઊથી ખાંનબાહદુર એદલજી પેશતનજી ઘાસવાલાએ દુકાલથી પીડાતા લોકોને માટે ૧૦૦) ચોખાની ગુણ શોલાપોરની તથાં ૧૦૦) ગુણ અહમદનગરની રીલીફ કમીટીઓપર મોકલી હતી.

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૫ મી અકટોબર ૧૮૭૬.

૨ એવણના બાવા શેઠ કાવશજી બેહરાંમજી ખંબાતા ઇ૦ સ૦ ૧૮૨૪ થી રંગુન મધે જઇ વસ્યા હતા, અને ત્યાં જવાહેરનો વ્યાપાર કરતા હતા. તેવણની મેરી, સ્વેમોહોઇ, અને ફતેહ મુબારક નામની ત્રણ સ્કુનરો હતી. તેઓ ૧૮૫૧ માં ૮૫ વર્ષની બુજર્ગ વયે રંગુન મધેજ મરણ પામ્યા હતા.

૩ રંગુન મધે ઇ૦ સ૦ ૧૮૫૪ માં ઇંગ્રેજ સરકારે સર્વે કોમવાલાઓને પોતાનાં ધર્મનાં મકાંનો બાંધવાને મુફત જમીન આપી હતી તેમ પારસી કોમને પણ તેમનાં રવાંનોને ઝુમિડા કરવા તથા એબાદતખાનાંને માટે તે વેળાના આગેવાંનો શેઠો બેજનજી કાવશજી ખંબાતા અને શેરાબજી એદલજી ગજ્જરની મેહનતથી કેટલીક જમીન સરકારે ભેટ આપી હતી. આ જમીન મેલવવા મારેની અરજીમાં એ શેઠોએ સરકારને જણાવ્યું હતું કે "પારસીઓ એક સુધરેલી, સાહસીક અને વ્યાપારી કોમ છે, માટે તેઓ આએ નવા મુલકમાં મોટી સંખ્યામાં આવી વસી પોતાનાં સાહસીકપણાંથી શેહરને આબાદ કર્યા વગર રેહશે નહિં, વગેરે." આ જમીન ઊપર પ્રથમ મજકુર શેઠ બેજનજીએ ઊપલી દરેમેહર બંધાવી આપી હતી. એ દરેમેહરનું મકાંન ઇ૦ સ૦ ૧૮૭૭ માં જમીનદોસ્ત થઇ જવાથી શેઠ હોરમજજી ફરદુનજી કંત્રાકટર (બાપાસોલાના) એ ૧૮૭૯ માં બીજી નવી દરેમેહર બંધાવી આપી હતી. એ દરેમેહર પણ બીસમાર થવાથી ત્યાંવાલા શેઠો શાપુરજી અને બહમનજી કાવશજી કપટાંને તે જગાપર એક નવી દરેમેહર બંધાવી તે તા૦ ૨૦ મી આગશટ ૧૯૦૪ ને દીને પરઠાવી હતી. એ દરેમેહરવાલી જગાના આગલા ભાગ ઊપર એજ શેઠે ૧૮ ગાલાની એક ચાહલી બંધાવી આપીછે, જેનાં ભાડાંમાંથી દરેમેહરનો ખરચ ચલાવવાનું નકી કીધુંછે. વળી એજ જગાપર જરથોસ્તી મુસાફરોના ઊતારાને માટે એક મકાંન તેમજ દરેમેહરના મોબેદોને રેહવાને એક મકાંન મજકુર શેઠો શાપુરજી બહમનજી તથા બહમનજી કાવશજી કપટાંને ૧૮૯૫ માં બંધાવી આપ્યાંછે.

રવાંનોને ઝુમિડા કરવાની જગા જે પણ સરકારે ભેટ આપી હતી તે રંગુનનાં શેહરથી આસરે એક મૈલ દૂર છે, અને તેપર પણ શેઠો મેહરવાંનજી તથા શાપુરજી અને બહમનજી કાવશજી કપટાંને પોતાને ખરચે પોતાના બાવા મરહુમ શેઠ કાવશજી શાપુરજી કપટાંનની યાદગારીમાં ઇ૦ સ૦ ૧૮૮૮ માં ચોતરફ ફરતી દેવાલ ભરી લઇ દરવાજો મુકેલોછે.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૬ મી અકટોબર ૧૮૭૬.

તા૦ ૨૭ મી અકટોબર.

ડાકટરો શોરાબજી હોરમજજી દાંતરા અને ખરશેદજી અરદેશર દલાલે ઇંગલંડ મધે "ઇંડીઅન મેડીકલ સરવીસ" ની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[1]

તા૦ ૨૮ મી અકટોબર.

શેઠ ડાથાભાઇ ફરામજી રાટિલીઆએ "Delta" ના તખલ્લુસથી "રોમો અને જુલ્યટ" નો નાટક ગુજરાતીમાં રચી પ્રગટ કીધો હતો.[2]

તા૦ ૮ મી નવેમબર.

અતરેવાલા ડાકટર રૂસતમજી નશરવાંનજી ઓરીએ લંડન મધે લાઇસેનશીયટ ઑફ ધી રાયેલ કાલેજ ઑફ ફીઝીશીયનસ ( એલ. આર. સી. પી. ) ની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[3]

તા૦ ૯ મી નવેમબર.

શેઠ માણેકજી કાવશજી એંટીને નામદાર સરકારે ખેડાના ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર નેમ્યા હતા[4].

તા૦ ૧૦ મી નવેમબર

રોજ ૨૨ માહ ૨ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

મરણ—એમ મનચેરજી શાપુરજી વાછા[5]—ઉમર વર્ષ ૩૫) આ૦ શાપુરજી મનચેરજી વાછાના વડા દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૬૩ માં મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટની યાદગારી રાખવા સારૂં ઉભી કરેલી જરથોસ્તી મદરેસામાં શરૂઆતથીજ ધર્મનો અભીઆસ કરવા માટે દાખલ થયા હતા, અને ૧૮૬૯ માં ત્યાંથી શેઠ ખરશેદજી ફરદુનજી પારખનાં નામનો સોનાનો ચાંદ ઇનામમાં મેલવ્યો હતો. ૧૮૭૨ માં એવણે દસ્તુર એરચજી શોરાબજી મેહરજી રાંણાની સાથે તરજુમો નહી થયલી જુદી જુદી ૧૦ યષ્ટોનો ગુજરાતીમાં તરજુમો કરી "ઇઅશટ બા આએની" ની એક ચોપડી પ્રગટ કીધી હતી. જરથોસ્તી ધર્મ પુસ્તકોના એવણ એક સરસ અભીઆસી હતા.

[1] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૧ મી નવેમબર ૧૮૭૬.

[2] "રોમો અને જુલ્યત. નામાંકીત નાટકગુરૂ શેકસપીયરના રચેલા ખેલ ઊપરથી ઊપજાવેલો પાંચ અંકી નાટક. જે શેકસપીયર નાટક મંડળીને માટે ખાશ રચવામાં આવીયોછે. બનાવનાર, "Delta." મુંબઇ, ફોરટ પ્રીંટીંગ પ્રેસ મધે કાવશજી પેશતનજીએ છાપીયુંછે. સને ૧૮૭૬."

[3] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૧ મી નવેમબર ૧૮૭૬. એજ મુજબ એવણે ત્રણ અઠવાડીઆં સુધી પરીક્ષા આપી બ્રુસલસની એમ. ડી. ની પદવી પણ મેલવી હતી. (બાંબે ગેઝેટ, તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૭૭.)

[4] બાંબે ગવરમેંટ ગેઝેટ, ૯ મી નવેમબર ૧૮૭૬.

[5] શેઠો જાહંગીર અને અરદેશર મનચેરજી વાછા, બી. એ. ના બાવા.

તા૦ ૧૬ મી નવેમબર.

રોજ ૨૮ માહ ૨ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

મરણ—શોરાબજી બેહમનજી નાળીએરવાલા[6]—ઉમર વર્ષ ૮૪) બરમાવાલા શેઠ બેહમનજી શાપુરજી નાળીએરવાલાના વડા દીકરા. એવણ બરમા ખાતે પોતાના બાપનો મચાવેલો બ્યાપાર ચલાવતા હતા, અને આખી ઉમર બરમામાંજ કાઢી હતી, તથા મરણ પણ ત્યાંનાં માંડલે શેહરમાંજ પામ્યા હતા. ત્યાંના જુદા જુદા રાજાઓની એવણ ઉપર ઘણી મેહરબાંની હતી.

તા૦ ૨૧ મી નવેમબર.

મુંબઇની મ્યુનીસીપાલીટીનો આવતાં વર્ષનો હીસાબ તપાસવા માટે કારપોરેશનની સભાએ આજ દીને શેઠો અરદેશર ફરામજી મુસ અને નાનાભાઇ રૂસતમજી રાંણીનાને આડીટરોં તરીકે નેમ્યાં હતાં.[7]

તા૦ ૨૨ મી નવેમબર.

મજગામ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીનાં નવાં એનજીનો ચાલુ કરવા તથા ૩૦૦ નવી લુમો ગોઠવવાનાં મકાનનો પાયો નાખવાની ક્રિયા આજ દીને એ કુંપનીના પ્રમુખ શેઠ દીનશાહજી માણેકજી પીટીટે એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. આ વેળાએ ટેબલ ઉપર એક આફરગાનયામાં આતશ બલતો હતો, અને નીચે ફુલ, ફરૂટ, મેવો, વગેરે મુકયાં હતાં. પ્રથમમાં શેઠ દીનશાહજીએ બંધે એનજીનો ઉપર ચંપીનની બાટલી ફોડયા પછી તેમને "સાકરબાઇ" અને "દીનશાહજી" નાં નામથી ચાલુ કરવામાં આવ્યાં હતાં. તે બાદ તેવણે મજકુર પાયાના પથર ઉપર ચોખા છાંટી નાળીએર ભાંગ્યાં, તથા મીલના મનેજર શેઠ નવરોજજી નશરવાંનજી વાડીઆને એક શેઆલ હોરાડી નાળીએર અને પાંનસોપારી આપ્યાં હતાં, જે પછી પાંનપાંન કરી મેલાવડો બરખાસ્ત થાયો હતો.[8]

તા૦ ૨૩ મી નવેમબર.

નીચલા પારસી ગ્રહસ્થોને મુંબઇની સરકારે નવા સુલેહના અમલદારો ઇયાને "જસ્ટીસ ઑફ ધી પીસ" નેમ્યા હતા:—

શેઠો બેહમનજી ખરશેદજી ભાંડુપવાલા, માણેકજી ખરશેદજી જમશેદજી, નવરોજજી માણેકજી વાડીઆ, શોરાબજી નવરોજજી કુપર.

શેઠ રતનજી નશરવાંનજી કોહાવાલાને નામદાર સરકારે અમદાવાદની જેલના શુપરીંટંડંટ અને જેલર નેમ્યા હતા.[9]

[6] બરમાવાલા શેઠ બેહરાંમજી શોરાબજી નાળીએરવાલાના બાવા. એ શેઠ બેહરાંમજી તથા તેમના બપાવા અને કુટુંબની વીગત આ પુસ્તકનાં પેહલાં દફતરને સફે ૮૯૪ મે આવીછે.

[7] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૨ મી નવેમબર ૧૮૭૬.

[8] બાંબે ગેઝેટ, તા૦ ૨૩ મી નવેમબર ૧૮૭૬.

[9] બાંબે ગવરમેંટ ગેઝેટ, ૨૩ મી નવેમબર ૧૮૭૬.

તા૦ ૨૫ મી નવેમબર.

રોજ ૭ માહ ૪ (કો) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—દાદાભાઇ હોરમજજી કામાજી—ઉમર વર્ષ ૬૮) શેઠ હોરમજજી એદલજી કામાજીના બીજા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૨૫ માં પોતાના વડા ભાઇ શેઠ નશરવાનજી સાથે પેહલવેહલા ચીન ગયા હતા. તે પછી આતરે આવી ઈ૦ સ૦ ૧૮૩૩ થી પોતાના ભાઇ શેઠ મનચેરજી સાથે "દાદાભાઇ મનચેરજી કામાની કુંપની"ને નામે ચીનનો બેપાર કરવા માડયો હતો. તા૦ ૨૬ મી અકટોબર ૧૮૪૦ થી તે પેહડીમાં શેઠો નશરવાનજી બેહમનજી મોદી તથા બરજોરજી ફરામજી કોહીદારૂને શામેલ કરી મુંબઇમાં ઉપલાંજ નામથી તથા ચીન ખાતે "દાદાભાઇ નશરવાનજી મોદીની કાં૦" અને ૧૮૪૫ થી કલકતા ખાતે "બરજોરજી ફરામજીની કુંપની" ને નામે પેહડીઓ કાહડી મોટા પાયાપર બ્યાપાર ચલાવવા માડયો હતો. ૧૮૪૯ માં પોતાના નાંધલા ભાઈ શેઠ બેહરામજીને ભાગયા કરી શીંગાપોર ખાતે "બેહરામજી હોરમજજી કામાની કુંપની" ને નામે બીજી પેહડી ઉંઘાડી હતી. ૧૮૫૫ માં લંડન ખાતે ઉંઘાડવામાં આવેલી પેહલવેહલી મેશરસ કામાની કુંપનીમાં પણ એઓની પેહડી ભાગીદાર હતી. ૧૮૬૦ માં એઓએ પોતાના બીજા કુટુંબીઓ સાથે "કામા ઇનશુરનસ કુંપની" નાં નામથી વીમાની પેહડી ઉંઘાડી તેના પોતે શેક્રેટરી નેમાયા હતા. એ પછી તા૦ ૨૪ મી અકટોબર ૧૮૬૨ થી ઉપલી પેહડીઓ બંધ કરી પોતાના દીકરા શેઠ રૂસતમજી સાથે "રૂસતમજી દાદાભાઇ કામાની કુંપની"ને નામે મુંબઇનો થોડોક રોજગાર ચાલુ રાખ્યો હતો, અને તે પેહડીમાં નુકસાન જવાથી ગયે વર્ષ વહીવટ બંધ કરવો પડયો હતો. એવણે ચીનની ચાર સફરો કીધી હતી. પોતાના મજહબ ઉપર એવણ ઘણા ચૂસ્ત હતા. આગલ મુંબઇ મધે કેટલાક ઇંગ્રેજ સરકારી અમલદારો પોતાની પાસે કામે આવતા ગામઠી જોડા પેહરેલા પારસીઓ પાસે તેમના જોડા ઓરડાની બાહેર કઢાવતા હતા. એક વેળા ૧૮૬૪ ના ફેબરવારી માસમાં એવણ મુંબઇના ઇનકમ ટાકસ કમીશનરની આફીસમાં કાંઇ કામસર ગયા, અને પોતે સાદો પોશાક તથા ગામઠી જોરા પેહડનારા હોવાથી એમને પણ જોડા બાહેર કાઢવાને કહયું, લેકીન એવણે તે ન કાઢતાં કમીશનરને મલયા વગર પાછા ફર્યા. પછવાડેથી કમીશનર મી૦ સ્કાટને એવણના મોભા વિષે ખબર પડવાથી તેણે દલગીરી બતાવી હતી. આ સઘળી બીનાઓ એવણે તા૦ ૧૮ મા મારચ ૧૮૬૪ ને દીને નામદાર સરકારપર એક પત્ર લખી જણાવી હતી, પણ તેનું કાંઇ મનમાનતું સેવટ આવ્યું હતું નહિ.[1]

૧ એ ખાસડાંનાં માનની બીના આ પુસ્તકનાં બીજા દફતરને સફે ૩૨-૩૩ મે આપેલીછે.

તા૦ ૨૮ મી નવેમબર.

મુંબઇનાં મ્યુનીસીપાલ કારપોરેશનના ચાલુ શાલના સરનશીન તરીકે આજ દીને કારપોરેશનની સભાએ શેઠ ડોશાભાઇ ફરામજી કરાકાને પાછા ચુંટી કાઢયા હતા.[2]

તા૦ ૩૦ મી નવેમબર.

નારકોટ સ્ટેટમાં આવેલાં જાંબુગોરાના મામલતદાર શેઠ હોરમજજી આદરજી પટેલને નામદાર સરકારે બીજા વર્ગના માજીસ્ટ્રેટની સતા આપી હતી.[3]

તા૦ ૧ લી ડીસેમબર.

શેઠ દીનશાહજી માણેકજી પીટીટે પોતાનાં ધણીઆણીની બાઇ સાકરબાઇનાં નામથી ચીચન તારાપોર મધે એક ધર્મનું દવાખાનું સરકાર મારફતે રૂ૧૦૦૦૦) ની રકમ આપી બંધાવી આજ દીનથી ખોલ્લું મુકયું હતું.[4]

તા૦ ૪ થી નવેમબર.

મરહુમ શેઠ કાવશજી બેહરામજી બનાજીનાં આતશબેહરામના મુતવલીઓ વચ્ચે કેટલીક મુદત થાઇ ટંટો તથા મતફેર ચાલ્યા કરતો હતો, અને તેને લીધે એ આતશબેહરામના ચાલુ ખરચને માટે મરહુમ શેઠ ફરામજી કાવશજી બનાજીએ પોતાની પવાઇની મીલકતમાંથી દર શાલ જે રૂ૨૫૦૦) ની રકમ આપવાનો બંદોબસ્ત કીધો હતો તે રકમ ઈ૦ સ૦ ૧૮૭૦—૭૧ થી એ મીલકતના હાઇ કોરટ તરફથી નેમાયલા રીસીવરે વાંધાને લીધે કોઇને ન આપવાથી ચઢી ગઇ હતી, તે મેલવવાને એક મુતવલી શેઠ શેરાબજી પેશતનજી ફરામજીએ ગયા સપટેમબર માસમાં હાઇ કોરટને એક વચગાલેની અરજ કીધી હતી. એ અરજની સામે એક બીજા મુતવલી શેઠ દાદાભાઇ રૂસતમજી બનાજી થયા કે શેઠ શેરાબજીને એ કામ કરવાથી તથા આતશબેહરામના

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૯ મી નવેમબર ૧૮૭૬.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૩૦ મી નવેમબર ૧૮૭૬.

૪ એ દવાખાનાં માટે શેઠ દીનશાહજીએ તા૦ ૧૭ મી જુન ૧૮૭૨ ને દીને રૂ૧૦૦૦૦) ની રકમ સરકારમાં ભરી હતી, અને તે બાબે એવી સરત કીધી હતી કે—(૧) એ દવાખાનાંને તેમનાં ધણીઆણીની બાઇ સાકરબાઇનું નામ આપવું (૨) તેને માટે એક ઇમારત બંધાવવી (૩) અને તેનો ચાલુ ખરચ સરકારે કરવો.

એ દવાખાનાંનાં મકાનમાં નીચલી તખ્તી મારેલીછે:—

"THE BAI SAKERBAI
Wife of
DINSHAW MANOCKJEE PETIT
CHARITABLE DISPENSARY
A. O. 1876. Yezdezardi 1246.
"બાઇ શાકરબાઇ તે શેઠ દીનશાજી માણેકજી પીતીતની
"ધણીઆણીનું ધરમનું દવાખાનું
"અંગરેજી સને ૧૮૭૬. યેજદેજરદી સને ૧૨૪૬."

વહીવટમાં વચ્ચે પડવાથી અટકાવવા. નામદાર જડજ હાનરૈબલ મી૦ બેલીએ એનો ચુકાદો આપ્યો કે "આતશબેહરામનો વહીવટ મી૦ સોહરાબજી આજ ૭-૮ વરશ થયાં ચલાવતા આવ્યાછે, અને કેટલાક આબરૂદાર પારસીઓની આફીડેવીટ ઉપરથી જણાયછે કે તેઓએ ઘણી મનમાનતી રીતે સઘલો કારભાર ચલાવ્યોછે, માટે સઘલું ભાડું એકઠું કરવાને તેઓજ લાએક ગરહસ્થ છે, અને તેટલામાટે જડજે પવાઇની મીલકતના રીસીવર મી૦ હેનરી ગેમબલને હોકમ આપ્યો કે શેઠ સોહરાબજીને એ મીલકતની ઉપજમાંથી રૂ.૫૦૦) લેખે ચઢી ગએલાં ભાડાંની રૂ૯૯૬૬ા ની રકમ આપવી, તેમજ હવેથી વરસમાં બે વાર અકટોબર અને આપરેલ માસની પેહેલી તારીખે રૂ.૨૫૦૦ ની રકમ અદા કરવી."

એ પછી સારાં માણસોના વચ્ચે પડવાથી એને લગતો મોટો મુકદમો ગેરમેલે માડીવાલી આજ દીને બંને બાજુની સમઝુતીથી નામદાર જડજ સારજંટ એટકીનસનની કોરટમાંથી એવી મતલબનું સમઝુતીનું હોકમનામું મેલવ્યું કે ચઢી ગએલાં નાણાં શેઠ શોરાબજીને આપવાં, અને તેવણે તેના ખરચનો બધો હીસાબ શેઠ દાદાભાઇને આપવો, "અને બંને જણે સાથે મલીને વહીવટ ચલાવવો અને બંનેને મેનેજર દાખલ કબુલ રાખવા. બંને મેનેજરોએ આતશબેહરામના અછા વહીવટને માટે નવા કાયદાઓ ઘડવા, પણ જો તેમાંથી તેઓ વચે વાંધો પડે તો બંધીએ બે લવાદો ચુંટીને તેઓ ફરમાવે તે કબુલ રાખવું. મુકદમાનો ખરચ બંને બોરકુવાલાઓએ પોતપોતાનો આપવો."[1]

તા૦ ૪ થી ડીસેમબર.

રોજ ૧૬ માહ ૩ (શે૦) ૧૨૪૬ યઝદેજરદી.

**મરણ**—માહીયારજી પેશતનજી દુબાશ—ઉમર વર્ષ ૩૨.) કરાંચીવાલા શેઠ પેશતનજી બીખાજી મેમમેનના નાઘલા દીકરા. એવણ કરાંચી મધે ઘણાં વર્ષો સુધી પોતાના વડા ભાઇ શેઠ ફીરોજશાહ સાથે દુબાશનું કામ મોટા પાયાપર ચલાવતા હતા, અને મરણ પણ ત્યાંજ પામ્યા હતા.

તા૦ ૫ મી ડીસેમબર.

મી૦ કાવશજી એદલજી કાંગાએ નામીચા ફ્રેંચ મુસાફર મોનશીયો આનકવીટલ ડુ પેરોંની હિંદુસ્થાનની મુસાફરીનાં ફ્રેંચ ભાશામાં છપાએલાં પુસ્તકમાં જરથોસ્ત પેગામબર તથા તેના ધર્મને લગતી શોધોની બાબદમાં આપેલા ફકરાએનો ઇંગ્રેજીમાં તરજુમો કરી તેનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[2]

તા૦ ૭ મી ડીસેમબર.

રોજ ૧૯ માહ ૩ (શે૦) ૧૨૪૬ યઝદેજરદી.

**મરણ**—પેશતનજી સુપલાજી બેનેટ—ઉમર વર્ષ ૬૪) શેઠ સુપલાજી શાપુરજી ડોલાખાઉના બીજા દીકરા. એવણ પ્રથમમાં પોતાના વડા ભાઇ શેઠ રૂસતમજી સુપલાજી ડોલાખાઉની જાણીતી કમીશન એજંટ તથા લીલાંઉખાંનાવાલી મેશરસ પટસની કુંપનીમાં શામેલ હતા. ઈ૦ સ૦ ૧૮૩૭ માં તેમનાં મરણ પછી એવણે મેશરસ ઇ. આઇ. બેનેટ, એદલજી દાદાભાઇ સુપીઆ અને ફરામજી નવરોજજી હાથવાળ સાથે "બેનેટની કુંપની"નાં નામથી મુંબઇમાં લીલાંઉખાંનું તથા કમીશન એજંટનું કામ ચાલુ કીધું હતું. તે પછી મી૦ બેનેટ વીલાયત જવાથી તથા ૧૮૬૧ માં શેઠ એદલજી અને ૧૮૬૮ માં શેઠ ફરામજી મરણ પામવાથી પોતાના દીકરા શેઠ કાવશજી પેશતનજી બેનેટને તેમાં શામેલ કરી એજ નામથી લીલાંઉખાનું સેવટ સુધી ચલાવ્યું હતું.

તા૦ ૭ મી ડીસેમબર.

શેઠ ખરશેદજી ફરદુનજી પારખને નામદાર સરકારે આવતાં ઈ૦ સ૦ ૧૮૭૭ નાં શાલ માટે મુંબઇના શેરીફ નેમ્યા હતા.[3]

તા૦ ૯ મી ડીસેમબર.

નવા પારસી સીવીલ્યન શેઠ ખરશેદજી રૂસતમજી અરદેશર વાડીઆને નામદાર સરકારે અલાહબાદ ડીસ્ટ્રીકટના આસીસ્ટંટ માજીસ્ટ્રેટ નેમ્યા હતા.[4]

તા૦ ૧૦ મી ડીસેમબર.

નામદાર માહરાંણી વિક્ટોરીયા આવતી તા૦ ૧ લી જાનેવારીને દીને "એમપ્રેસ ઑફ ઇંડીઆ" અથવા "કયસરે હિંદ"નો એતાબ લેનાર છે તે બાબતમાં તે નામદારને મુંબઇની પારસી કોમ તરફથી મુબારકબાદીનું એક માનપત્ર મોકલવા વગેરેના ઠેરાવો કરવાને અતરેના આગેવાન પારસી ગ્રહસ્થોની એક સભા આજ દીને મઝગાંમ કાસ્લમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. નાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ સર્વેનાં એકમતથી ઠેરાવો કરવામાં આવ્યા કે—

૧—આપણી માહરાંણી કયસરે હિંદનો એતાબ લેનાર છે તે સબે મુંબઇની જરતોશ્તી કોમ તરફથી મુબારકબાદીનો એક માનપત્ર તૈયાર કરવો, જેમાં એ નામદારનાં રાજ્ય તરફની આપણી વફાદારી અને માહરાંણીની પોતાની અને તેવણનાં કુટુંબ તરફની આપણી એખલાસ જાહેર કરવી, અને તે માનપત્ર મુંબઇની સરકારની મારફતે એ નામદાર ઉપર મોકલવો.

---

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૧૭ મી સપટેમબર અને ૧૦ મી ડીસેમબર ૧૮૭૬.

૨ "Extract from the Narrative of Mons. Anquetil Du Perron's Travels in India, chiefly those concerning his researches in the life and religion of Zoroaster. Translated from the French by Kavasji Edalji Kanga. Bombay—printed at the Commercial Press. 1245 Yezdezardi, 1876. A. D."

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૭ મી ડીસેમબર ૧૮૭૬.

૪ જામે જમશેદ, તા૦ ૯ મી ડીસેમબર ૧૮૭૬.

૨—આએ સભાની નજરમાં એવું ઘટારટ માલમ પડેછે જે જરતોશતી કોમે પોતાનાં રેહવાનાં ઘરો, દુકાનો અને જાહેર મકાનોમાં તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૭ ને દીને આપણી મહરાંણી પોતાનો નવો ખેતાબ અખ્તીઆર કરનાર છે તે તાંકણે રોશની કરવી અને આએ સભા એવી આશા રાખેછે જે પારસી વેપારીઓ, દુકાંનદારો, ઘરધણીઓ, અને આતશકદેહો વગેરે જાહેર મકાનોના મુતવલીઓ પોતાની રાજ તરફની વફાદારી અને ખેરખાહ એ રીતે જાહેર કરવામાં પછાત રેહેશે નહીં.

૩—આ સભાની તરફથી એ કામસર નીચલા ગ્રહસ્થોની એક કમીટી નેમવી અને તે કમીટીને પોતાની સાથે બીજા મેમબરો વધારવાની તથા આએ માનપત્ર ઘડવાની તથા એને લગતી બીજી ગોઠવણો કરવાની સત્તા આપવી:—સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; શેઠ બેહરાંમજી જીજીભાઈ, સી. એસ. આઇ; ફરાંમજી નશરવાંનજી પટેલ, હીરજીભાઇ હોરમજજી શેઠના, હાનરેબલ શેરાબજી શાપુરજી બંગાલી, દીનશાહજી માણેકજી પીટીટ, ખરશેદજી ફરદુનજી પારખ, નાનાભાઈ બેહરાંમજી જીજીભાઇ, માણેકજી ખરશેદજી જમશેદજી, પીરોજશાહ મેહરવાંનજી મેહતા, કાવશજી ખરશેદજી જમશેદજી.[1]

તા૦ ૧૧ મી ડીસેમબર.

શેઠ હોરમજજી શાપુરજી ચોથીઆએ હાઇ કોરટના સોલીસીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[2]

તા૦ ૧૧ મી ડીસેમબર.

હેદરાબાદના નામદાર નીજામ પોતાના અમીર ઉમરાવો સાથે પુણાં મધે આવ્યા હતા તેમને આજ દીને ત્યાંના ખાંનબાહદુર દસ્તુર નોશરવાંનજી જામાસપજી જામાસપઆશાનાએ મોગલાઇ તરીકા પ્રમાણે એક જીયાફત આપી હતી.[3]

તા૦ ૧૨ મી ડીસેમબર.

રોજ ૨૪ માહ ૩ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ પીરોજબાઇ તે શેઠ ખરશેદજી પાલણજી પાંઉવાલાનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમના ખાવંદ તથા ખેશીઓએ રૂ૧૫૬૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૧૩ મી ડીસેમબર.

રોજ ૨૫ માહ ૩ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

મરણ—રતનબાઇ તે આ૦ એદલજી શેરાબજી તાતાનાં વીધવા[5]—ઉમર વર્ષ ૧૦૨) એવણ નવસારીનાં વતની હતાં, અને મુંબઇ મધે ઇ૦ સ૦ ૧૮૧૬ થી આવી વસેલાં હતાં, જયાં ગોવાલીતલાવના લટા ઉપર આવડી લાંબી ઉમરે મરણ પામ્યાં હતાં.

તા૦ ૧૪ મી ડીસેમબર.

સરજયન ખરશેદજી અરદેશર દલાલને નામદાર સરકારે ભરૂચના આકટીંગ સીવીલ સરજયન નેમ્યા હતા.[6]

તા૦ ૧૫ મી ડીસેમબર.

અમદાવાદવાલા શેઠ નવરોજજી પેશતનજી વકીલે અમદાવાદથી અજમેર સુધીનો પશ્ચિમ રજપુતાના રેલવે બાંધવાના સંબંધમાં એક યાદીનું ચોપાનયું પ્રગટ કીધું હતું.[7]

તા૦ ૧૫ મી ડીસેમબર.

મુંબઇની પારસી પંચાતનાં ફંડના તા૦ ૧૦ મી નવેમબર ૧૮૭૪ થી તે તા૦ ૨૯ મી અકટોબર ૧૮૭૫ સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપાખાંનાંમાંથી તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે છેલા હીસાબની બાકીના રૂ૫૯૮૨૪૨॥।૧૮॥ ઉપરાંત આએ આખાં વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે રૂ૧૦૧૦૫૦૨૩ ની આવક [દોખમાંના મુકદમાનાં કારણસર રૂ૨૮૯૬૭)૨૧ ભરાયા હતા તે મલી] થાઇ હતી, અને ખરચ રૂ૧૬૫૪૫૭૧॥ થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખરીએ તરસ્ટીઓના હસ્તકમાં પંચાયતના હીસાબને લગતા રૂ૬૩૩૮૩૬)૧॥ તથા જુદાં જુદાં પડાવેલાં ખાતાંઓના[8] રૂ૭૭૮૯૦૧)૯॥ મલી કુલે રૂ૧૪૧૨૭૩૭)૨૪॥ બાકી હતા.

૧ જામે જમશેદ, તા૦ ૧૧ મો ડીસેમબર ૧૮૭૬.

૨ ટાઇમસ ઑફ ઈંડીઆ, ૧૩ મી ડીસેમબર ૧૮૭૬.

૩ જામે જમશેદ, તા૦ ૧૫ મી ડીસેમબર ૧૮૭૬.

૪ જામે જમશેદ, તા૦ ૧૬ મી ડીસેમબર ૧૮૭૬.

૫ મરહુમ શેઠ નશરવાંનજી રતનજી તાતાના બાપના કાકાની દીકરી.

૬ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૪ મી ડીસેમબર ૧૮૭૬.

૭ "Memorandum on the Western Rajpootana Railway. Ahmedabad to Ajmeer via Pahlunpore. Nowrosjee Pestonjee. *Ahmedabad, 15th December 1876*.

૮ પંચાતનાં દફતરમાં આગલાં વર્ષનાં ૭૫) ખાતાં ઉપરાંત આએ વર્ષમાં બીજાં ૬) ખાતાં ઉમેરાયાંછે તે એ કે (૧) તા૦ ૧૬ મી નવેમબર ૧૮૭૪ ને દીને શેઠો ફરાંમજી નશરવાંનજી પટેલ, બેહરાંમજી જીજીભાઇ, સી. એસ. આઇ., અને દીનશાહજી માણેકજી પીટીટે મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇની યાદગારી કાયમ રાખવા માટે ઊભાં કરેલાં ફંડની કમીટી તરફથી તા૦ ૧૧ મી જુલાઇ ૧૮૭૪ ને દીને મલેલી સભાના ઠેડાવ મુજબ રૂ૫૦૦૦) ની સરકારી નોટ મોકલી તેનું પંચાતનાં દફતરમાં જુદું ખાતું પાડી વ્યાજ તરસ્ટીઓની નજરમાં આવે તેમ તેઓ હસ્તકનાં હરેક ધર્મનાં ફંડમાં વાપરવા, અને એ ફંડમાં જે જરથોસ્તીઓ પોતાની ખુશીથી સરઅવસરે નાણાં ભરે તે લેવાનો બંદોબસ્ત કીધો હતો. (૨) તા૦ ૩૦ મી મારચ ૧૮૭૫ ને દીને શેઠ કાવશજી બેજનજી કરાંની અથવા આલબલેશે પોતાના બાવા મરહુમ શેઠ બેજનજી ફરાંમજી કરાંની અથવા આલબલેશનાં પુનને સારૂં રૂ૩૦૦૦૦) ની સરકારી નોટ તેનું પંચાતનાં દફતરમાં જુદું ખાતું પાડી વ્યાજ કુલે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોહચાડવાનાં, આંધલા પાંગલા જર-

તા૦ ૧૬ મી ડીસેમ્બર.

હિંદુસ્થાનનો નામદાર વાઇસરાય લારડ લીટન દીલ્હી ખાતે શાહનશાહી દરબાર ભરવા જવા માટે કલકતેથી ઉપડેલો કરાંચી થઇ આજ દીને મુંબઇ આવ્યો હતો. એ નામદારને આવતાંને વાર આવકાર આપનારૂં માનપત્ર અતરેનાં મ્યુનીસીપાલ કારપોરેશન તરફથી તેના પ્રમુખ શેઠ ડોશાભાઇ ફરામજી કામાએ વાંચી સંભલાવ્યું હતું, જેનો તે નામદારે ઘટતો ઉતર વાલ્યો હતો.[1]

તા૦ ૧૭ મી ડીસેમ્બર.

એ૦ એદલજી કેરશાસપજી આંતીઆએ જરથોસ્તી બાળકોને શિખાડવા સારૂં "જરતોસ્તી ધર્મ શિક્ષક" નામની એક ચોપડી રચી પ્રગટ કીધી હતી.[2]

તા૦ ૨૧ મી ડીસેમ્બર.

શેઠ માણેકજી એદલજી ખરીખાણને નામદાર સરકારે રતનાગીરી જીલાતાં ચીપલુન તાલુકાના મામલતદાર નેમ્યા હતા.[3]

તા૦ ૩૧ મી ડીસેમ્બર.

રોજ ૧૩ માહ ૫ (કo) ૧૨૪૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ જરબાઇ તે મરહુમ શેઠ રૂસતમજી નવરોજજી મોટાભાઇનાં પેહલાં ધણીઆંની તથા મરહુમ શેઠ બહમનજી મોટાભાઇનાં બેઠીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૫૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૩૧ મી ડીસેમ્બર.

આએ વર્ષમાં ઇયાને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમ્બર ૧૮૭૬ સુધીમાં મુંબઇના પારસીઓમાં ૧૨૦૨ જન્મ—જેમાં ૬૧૨ છોકરા અને ૫૯૦ છોકરી—નોંધાયાં હતાં.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં ૨૭૭ જોડાંનાં લગન તથા ૧૯ જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

થોસ્તીઓનાં, શેહનશાહી ધાહંબારનાં, મુકતાદને તોંકણે દેશાવરો ખાતે ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં, તથા પંચાતનાં જનરલ ફંડ ખાતે વાપડવાની સરતથી મોકલી હતી. (૩) એજ દીને એજ શેઠે પોતાનાં માતાજી મરહુમ બાઇ શુનોબાઇ તે મરહુમ શેઠ બેજનજી ફરામજી કરાંનીનાં વીધવાની પુંજીમાંથી તેમનાં પુનને સારૂં રૂ૫૦૦૦) ની સરકારી નોટ જુદું ખાતું પાડી વ્યાજ કુલે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં વાપડવાની સરતથી મોકલી હતી. (૪) એજ દીને એજ શેઠે પોતાનાં માતાજી મરહુમ બાઇ શુનાંબાઇનાં પુનને માટે પોતાની તરફથી રૂ૧૫૦૦૦) ની સરકારી નોટ જુદું ખાતું પાડી વ્યાજ કુલે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં, આંધલા પાંગલા જરથોસ્તીઓનાં, તથા પંચાતનાં જનરલ ફંડ ખાતે વાપડવાની સરતથી મોકલી હતી. (૫) તા૦ ૫ મી નવેમ્બર ૧૮૭૪ અને ૫ મી જુન ૧૮૭૫ ને દીને બાઇ મોટીબાઇ તે મરહુમ શેઠ બહમનજી જમશેદજી મુસાંનાં વીધવા તથા વકીલાતણે પોતાના ખાવંદ મરહુમ શેઠ બહમનજીની પુંજીમાંથી તેમનાં પુનને સારૂં રૂ૫૦૦૦) ની સરકારી નોટ જુદું ખાતું પાડી વ્યાજ સર જમશેદજી જીજીભાઇ મદરેસા, આંધલા પાંગલા જરથોસ્તીઓ, શેહનશાહી ધાહંબાર, જનરલ ફંડ, તથા રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડ ખાતે વાપડવાની સરતથી મોકલી હતી. (૬) તા૦ ૬ ઠી આગશટ ૧૮૭૫ ને દીને શેઠો માણેકજી દોરાબજી ખુરચના, ધનજીભાઇ કાવશજી પટેલ, એ૦ શાપુરજી મનચેરજી ઇછાપોરીઆ, તથા હોરમજજી ભીમજીભાઇ રાંડેરીઆએ કશબે રાંડેલ, અરાજન, બાદા, ઇછાપોર, ભેશાંન, વરીઆવ, ઓલપાડ તથા ભાતપોરનાં જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવા સારૂં ઊભાં કરેલાં ફંડની રૂ૧૧૯૦૦) ની નોટ જે શેઠ દીનશાહજી માણેકજી પીટીટ હસ્તક હતી તે પંચાતના તરસ્ટીઓ હસ્તક જુદું ખાતું પડાવી તેનું વ્યાજ દર શાલ રાંડેલ મધે નશેશાલાર તથા ખાંધીઆ રાખવા માટેના ખરચ સારૂં મોકલવાનો બંદોબસ્ત કીધો હતો.

વળી તા૦ ૫ મી આગશટ ૧૮૭૫ ને દીને પંચાતના તરસ્ટીઓએ દોખમાંઓને લગતા મુકદમાનો ખરચ કરવા તથા દોખમાંના ડુંગર ઊપર ફરતી દેવાલો બાંધવા તથા દોખમાંને લગતાં હરેક કારણસર વાપડવાને એક નવું ફંડ ઊભું કીધું હતું, જેમાં રૂ૨૩૯૬૭)૨૧ વશુલ થયા હતા, તથા શેઠ હીરજીભાઇ હોરમજજી શેઠનાએ રૂ૫૦૦૦) ની સરકારી નોટ ભેટ આપી હતી તે મલી રૂ૨૮૯૬૭)૨૧ થયા તેનું એક જુદું ખાતું પાડયું હતું.

એ ઊપરાંત કુલે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં આએ વર્ષ નીચે મુજબ રૂ૪૦૦૦) ની નોટોનું વ્યાજ વાપડવાને ભેટ આપી હતી:—બાઇ મોટીબાઇ તે મરહુમ શેઠ હોરમજજી પેસ્તનજી બાટલીવાલાનાં વીધવાએ પોતાના દીકરા મરહુમ શેઠ જમશેદજી હોરમજજી બાટલીવાલાનાં પુનને સારૂં તા૦ ૨૧ મી આપરેલ ૧૮૭૫ ને દીને રૂ૧૦૦૦) ની નોટ. શેઠ નશરવાંનજી અરદેશર હોરમજજી વાડીઆએ તા૦ ૨૪ મી આપરેલ ૧૮૭૫ ને દીને પોતાનાં શાસુ મરહુમ બાઇ જીવણબાઇ તે શેઠ લવજી મનચેરજી વાડીઆનાં ધણીઆંનીનાં પુનને સારૂં તેવણની પોતાની પુંજી મધેથી તથા દીકરી બાઇ પીરોજબાઇએ મલી રૂ૧૦૦૦) ની નોટ. શેઠો કાવશજી, ધનજીભાઇ, તથા રતનજી જમશેદજી જશાંવાલાએ પોતાનાં માતાજી મરહુમ બાઇ વીરબાઇજી તે મરહુમ શેઠ જમશેદજી કુંવરજી જશાંવાલાનાં વીધવાનાં પુનને સારૂં તા૦ ૨૯ મી આપરેલ ૧૮૭૫ ને દીને રૂ૫૦૦) ની નોટ. બાઇ ભીખાઇજી તે મરહુમ શેઠ દીનશાહજી એદલજી કમીશરીવાલાનાં વીધવાએ પોતાના ખાવંદ મરહુમ શેઠ દીનશાહજી એદલજી કમીશરીવાલાનાં પુનને સારૂં તા૦ ૫ મી અકટોબર ૧૮૭૫ ને દીને રૂ૧૫૦૦) ની નોટ.

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૮ મી ડીસેમ્બર ૧૮૭૬.

૨ "જરતોસ્તી ધર્મ શિક્ષક. બનાવનાર, એદલજી કેરશાસપજી આંટીઆ. મુંબઇ, મુંબઇ સમાચાર છાપખાનામાં માણેકજી બરજોરજી મીનોચેહેર હોમજીનાએ છાપીઊં છે. સને ૧૨૪૬ યજદેજરદી—સને ૧૮૭૬ ઇસવી."

એ ચોપડીની આજ સુધીમાં દશ આવૃતિઓ છપાઇછે.

૩ મુંબઇ ગવરમેંટ ગેઝેટ, ૨૧ મી ડીસેમ્બર ૧૮૭૬.

૪ જામે જમશેદ, તા૦ ૭ મી જાનેવારી ૧૮૭૭.

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| લગન— | ૧ થી ૫ વર્ષનાં .. | ૧* | ૧* | ૨ |
| | ૬ થી ૧૦ વર્ષનાં .. | ૫† | ૨૩ | ૨૮ |
| | ૧૧ થી ૧૫ વર્ષનાં .. | ૨૯ | ૧૪૧ | ૧૭૦ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૭૫ | ૯૬ | ૧૭૧ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૧૦૩ | ૧૫ | ૧૧૮ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૪૩ | ૧‡ | ૪૪ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૧૫ | ૦ | ૧૫ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૨ | ૦ | ૨ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૪§ | ૦ | ૪ |
| | | ૨૭૭ | ૨૭૭ | ૫૫૪ |
| ગગરનાં— | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૦ | ૨ | ૨ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૧ | ૬ | ૭ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૪ | ૮ | ૧૨ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૧ | ૨ | ૩ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૪ | ૦ | ૪ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૫ | ૦ | ૫ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | ૫૬ થી ૬૦ વર્ષનાં .. | ૦ | ૦ | ૦ |
| | ૬૧ થી ૬૫ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | | ૧૮ | ૧૮ | ૩૬ |

એજ વર્ષમાં મુંબઈ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે ૧૧૪૨ મરણ નિપજ્યાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જન્મેલાં ...... | ૪૭ | ૪૭ | ૯૪ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં .. | ૫૩ | ૩૭ | ૯૦ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં .. | ૧૦૪ | ૮૭ | ૧૯૧ |
| ૧ થી ૫ વર્ષનાં ...... | ૧૧૯ | ૧૧૮ | ૨૩૭ |
| ૬ થી ૧૦ વર્ષનાં ...... | ૨૭ | ૨૩ | ૫૦ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં ...... | ૨૪ | ૨૭ | ૫૧ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં ...... | ૨૭ | ૩૬ | ૬૩ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં ...... | ૪૦ | ૨૮ | ૬૮ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં ...... | ૨૯ | ૨૩ | ૫૨ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં ...... | ૩૩ | ૩૧ | ૬૪ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં ...... | ૪૦ | ૪૦ | ૮૦ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં ...... | ૩૦ | ૩૮ | ૬૮ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં ...... | ૧૫ | ૧૩ | ૨૮ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં ...... | ૦ | ૫ | ૫ |
| ૧૦૧ થી ૧૦૫ વર્ષનાં ...... | ૦ | ૧‖ | ૧ |
| | ૫૮૮ | ૫૫૪ | ૧૧૪૨ |

એ ૧૧૪૨ મરણ નીચલા લટાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૩ | બાહેરકોટ .... | ૧૫૬ |
| કોટ ...... | ૪૦૨ | ખેતવાડી .... | ૮૪ |
| ધોબીતલાવ .. | ૨૪૦ | કામાટીપરા .. | ૫ |
| ફરેલવાડી .... | ૧૬ | બે ટાંકી ... .. | ૨ |
| ગીરગાંમ .... | ૨૯ | ડંકન રોડ .... | ૧ |
| ચોપાતી .... | ૪૧ | ફાકલંડ રોડ .. | ૫ |
| ગ્રાંટ રોડ .... | ૧૩ | નાગપાડા .... | ૧ |
| તારદેવ .... | ૬ | ભીંડીબજાર.... | ૪૨ |
| ગોવાલીઆ તલાવ | ૬ | ભાંએખલા .. | ૪ |
| ખંબાલા .... | ૩ | મજગાંમ .... | ૩૦ |
| માહલક્ષ્મી.... | ૧ | પરેલ ...... | ૧૯ |
| વાલકેશ્વર .... | ૪ | ચીંચપોગલી .. | ૨ |
| | | સાયન.. .. .. | ૧ |
| | | નાએગામ .... | ૩ |
| | | વરલી ...... | ૧ |
| | | દાદર ...... | ૧ |
| | | માહીમ...... | ૧ |
| | | વાંદરા...... | ૩ |
| | | સર જમ૦ જી૦ હાસ્પીટલ ... | ૧૫ |
| | | ગોકલદાસ હાસ્પી૦ | ૧ |
| | | ગોરગામથી. .... | ૧ |
| | | | ૧૧૪૨ |

એ ૧૧૪૨ મરણ નીચલાં કારણોથી નિપજ્યાં હતાં:—

| | |
|---|---|
| તાવ........................ | ૧૮૯ |
| ગ્નાનતંતુને લગતાં દરદો ........... | ૧૩૭ |
| ફેફસાંને લગતાં દરદો ............ | ૭૫ |
| લોહીવીકારને લગતાં દરદો ........... | ૨૫ |
| જલંદર..................... | ૧૭ |
| શીતલા ..................... | ૧૬૮ |
| ગોવરૂં ..................... | ૩ |
| કોલેરા ..................... | ૮ |

* એ એક પાંચ વર્ષનો છોકરો એક વર્ષની દુધમળ છોકરી સાથે પરણ્યો હતો. છેલ્લાં પચીસ વર્ષમાં એ એક ઘણોજ અસાધારણ બનાવ બનેલો કેહવાય.

† એમાં બે ૯) વર્ષના અને ત્રણ ૧૦) વર્ષના છોકરા હતા.

‡ એ એક ૩૦) વર્ષની કુંવારી ઇરાંની છોકરી હતી.

§ એમાં એક ૪૫) વર્ષનો બીજવર ૧૮) વર્ષની કુંવારી, તથા બે ૪૪) વર્ષના બીજવરો ૨૩) તથા ૨૧) વર્ષની કુંવારીઓ સાથે પરણ્યા હતા.

‖ એ એક ૧૦૨) વર્ષની ઓરત હતી.

| | |
|---|---|
| રગદ્દીત | ૨ |
| મરડો | ૨૪ |
| પેટ | ૪૨ |
| પીશાબને લગતાં દરદો | ૭ |
| છુપા ભાગને લગતાં દરદો | ૧૮ |
| ચામડીને લગતાં દરદો | ૮ |
| હાલચાલ તથા તંતુને લગતાં દરદો | ૫ |
| તરતનાં જન્મેલાં | ૯૪ |
| જ્વરી તથા નાકવતી | ૧૩૪ |
| બીજાં દરદો<br>(૨૨ તાવને લગતાં.<br>૬૬ છાતીને લગતાં.<br>૮૭ પાંચનશકતીને લગતાં.) | ૧૭૫ |
| આપઘાત<br>(૫ ઝેહર ખાઈને.<br>૧ તલાવમાં પડીને.<br>૧ ગલે ફાંસો દઈને.) | ૭¶ |
| હોનારત, અકસ્માત, વગેરે<br>(૧ ટ્રામના આચકાથી.<br>૧ બારીએથી પડી જવાથી.<br>૧ ચાલતી ટ્રેને ચઢવા જવાથી.) | ૩** |
| નહિં જણાયલાં કારણોથી | ૧ |
| | ૧૧૪૨ |

વળી એજ વર્ષમાં મુંબઈ મધે ૧૧૭ પારસીઓએ નાદાર દેવાદારોની કોરટનો આસરો મેલવવાને અરજી કીધી હતી, જેમાં ત્રણ ઓરતો પણ હતી.

¶ આપઘાત કરી મરણ પામેલાં ૭) જણાંમાં ૬) પુરૂષ અને ૧) સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૬૦) વર્ષનો સુથાર કરજદારીને લીધે ગલે ફાંસો દઈને; એક ૪૨) વર્ષનો નાચાર માંદગીથી કંટાલી, એક ૭૫) વર્ષનો બીલ કલેક્ટર કરજદારીને લીધે, એક ૨૫) વર્ષનો સુથાર બાયડી તથા છોકરો મરી જવાના ગમને લીધે, અને એક ૧૮) વર્ષનો જવાંન ચાકરી નહિં મલવાની નીરાશીમાં ચારેએ ઝેહર ખાઇને; તથા એક ૭૨) વર્ષના રેલવે નોકરે માંદગીથી કંટાલી તલાવમાં પડી આપઘાત કીધા હતા. સ્ત્રીઓમાં એકજ ૧૯) વર્ષની પરણેલીએ માંદગીથી કંટાલી ઝેહર ખાઇ આપઘાત કીધો હતો.

** અકસ્માતથી મરણ પામેલાં ૩) જણામાં ત્રણે પુરૂષ હતાં. તેઓમાં એક ૨૦) વર્ષનો ટેલીગ્રાફ શીગનલર ચાલતી આગગાડીએ ચઢવા જતાં પગ લપસી જવાથી, એક ૧૮) વર્ષનો વિદ્યાર્થી ટ્રામની ગાડીમાંથી ઊતરતાં સાંમે આવતી શીગરામના આચકાથી પડી જવાથી, અને એક ૪) વર્ષનો બુચો રમતાં રમતાં ત્રિજે માલની બારીએથી રસ્તામાં પડી જવાથી મરણ પામ્યા હતા.

## ઈ૦ સ૦ ૧૮૭૭.

આએ વર્ષનાં "ટાઇમસ ઑફ ઇંડીઆ" નાં કાલેનડર[1] માં સઘળી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફકજ છે.

**જાંઈંટ સ્ટાક કુંપનીઓ—**

આલબરટ મીલસ કુંપનીના ડાએરેકટરોમાં પાલણજી ફરાંમજી મેહતાનું નામ વધારે.

એલાએનસ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇનું નામ વધારે.

બુખારાર કુંપનીના ડાએરેકટરોમાં નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇનું નામ વધારે.

ભરૂચ મીલસ કુંપનીના ડાએરેકટરોમાં દોરાબજી ફરાંમજી પાંડે અને ખરશેદજી માણેકજી શેઠનાનાં નામ વધારે.

ન્યુ કોલાબા કુંપનીના ડાએરેકટરોમાં ખરશેદજી રસ્તમજી કામાનું નામ વધારે.

કુરલા સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં અરદેશર હોરમસજી વાડીઆ અને નશરવાંનજી અરદેશર હોરમસજી વાડીઆ. એજંટો, બી. એંડ એ. હોરમસજી.

ન્યુ ધરમસી પુંજાભાઇ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં દોરાબજી ફરાંમજી પાંડે અને નશરવાંનજી મેહરવાંનજી પાંડેના નામ વધારે.

ખાંનદેશ સ્પીનીંગ એંડ વીવીંગ મીલસ કુંપનીના ડાએરેકટરોમાં ખરશેદજી માણેકજી શેઠનાનું નામ વધારે.

મધરાજ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં મેહરવાંનજી નશરવાંનજી પટેલ અને શેરાબજી તેહમુલજી લીગેટ. શેક્રેટરી અને ટ્રેજરર, દીનશાહ શેરાબજીની કુંપની.

માંડવી સ્પીનીંગ વીવીંગ એંડ પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં હોરમસજી નવરોજજી મકલાતવાલાનું નામ વધારે.

મજગાંમ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં એદલજી નશરવાંનજી શેઠનાનું નામ વધારે.

મોરારજી ગોકલદાસ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએકટરોમાં નશરવાંનજી દાદાભાઇ કાતરકનું નામ વધારે.

ઓરીએનટલ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના એજંટો તરીકે મેહરવાંનજી ફરાંમજી પાંડેની કુંપનીને બદલે જે. એન. પીટીટની કુંપની.

પ્રીનસ ઑફ વેલસ પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં નવરોજજી જાંહગીરજી ગામડીઆનું નામ વધારે.

[1] The Times of India Calendar and Bombay Directory for 1877. Bombay: printed and published at the Times of India Office.

**યુરોપ્યન પેહડીના પારસી દલાલોમાં વધારે—**

રીચી સ્ટુઅરટની કુંપની—હીરજીભાઇ હોરમજજી સરાફ.

આર. એલ. સધરન એંડ કુંપની—બેહરાંમજી ખરશેદજી ગાંધી.

---

તા૦ ૧ લી જાનેવારી.

નામદાર માહરાંણી વિકટોરીયાએ આજ દીનથી "એમપ્રેસ ઑફ ઇંડીઆ" અથવા "કયસરે હિંદ" નો ખેતાબ લીધો તેનો ઢંઢેરો મુંબઇમાં મેદાનમાં માહરાંણીજીનાં બાહવલાં આગલ એક મોટો પલાટફાર્મ બાંધી તે ઉપર મોટા ઠાઠમાઠથી વાંચવામાં આવ્યો હતો. નામદાર ગવરનર દીલ્લી ખાતેની દરબારમાં ગયલા હોવાથી વડા કૌનસીલર હાનરેબલ મી૦ એ. રાજર્સે ઢંઢેરો ઇંગ્રેજીમાં તથા તેનો ગુજરાતીમાં તરજુમો શેઠ ડોશાભાઈ ફરાંમજી કરાકાએ, મરાઠીમાં શેઠ વાશુદેવ પાંડુરંગે, અને હિંદુસ્થાંનીમાં મોલવી હેદાતુલાએ વાંચી સંભલાવ્યો હતો. એ પછી ખુશાલીના ત્રણ પોકારો વચ્ચે શેહનશાહી વાવટો ચઢાવવામાં આવ્યો તથા ૧૦૧ ટોપો ફોડવામાં આવી હતી. રાતનાં આખાં શેહરમાં રોશની કરવામાં આવી હતી, જેમાં પારસીઓએ મોટો ભાગ લીધો હતો.

એ દીનેની ખુશાલીમાં અપાયલા ખેતાબોમાં નીચલા પારસી ગ્રહસ્થોને ખેતાબો આપવામાં આવ્યા હતા:—

**કમપાનીઅન ઑફ્ ધી સ્ટાર ઑફ્ ઈંડીઆ** (સી. એસ. આઇ.)—શેઠ ડોશાભાઇ ફરાંમજી કરાકા.

**ખાંનબાહદુર**—શેઠો બહમનજી શોરાબજી તારાપોરવાલા, ખરશેદજી રૂસતમજી થાંણેવાલા, દાવર રૂસતમજી ખરશેદજી મોદી, જમશેદજી ધનજીભાઇ વાડીઆ, મનચેરજી કાવશજી મરજબાંન, નશરવાંનજી ખરશેદજી નગરવાલા, પેશતનજી જાંહગીરજી તાલિયારખાં, રૂસતમજી શોરાબજી દલાલ ભરૂચવાલા.[1]

---

તા૦ ૧ લી જાનેવારી.

શેઠ નશરવાંનજી રતનજી તાતાવાલી નાગપોરની એમપ્રેસ મીલ આજ દીને ત્યાંના કમીશનરે એક મોટા મેલાવડાની હજુરમાં ખોલી મુકી હતી. મીલનાં બંધે એનજીનો ૮૦૦ ઘોડાનાં બળનાં હતાં, જેમાંનાં મોટાંને "ગોવાદ ઇજદ" અને નાહનાંને "મેહરાંમ ઇજદ" નાં નામો આપ્યાં હતાં.[2]

---

તા૦ ૩ જી જાનેવારી.

રોજ ૧૬ માહ ૪ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—આદરજી જીવણજી પોસ્ટ માસ્ટર—ઉમર વર્ષ ૪૫) એવણ પ્રથમમાં સુરતના અને તે પછી રાજકોટના પોસ્ટ માસ્ટર હતા. ઇ૦ સ૦ ૧૮૭૫ માં વરોડરાના માહરાજા મલ્લાહરાવ ગાયકવાડની તપાસને માટે કમીશન બેઠું હતું તે વેળાએ ત્યાં કાગજ પત્રોનો મોટો વ્યાવહાર ચાલવાને લીધે એવણના હસ્તકમાં ત્યાંનું ટપાલખાતું રાખ્યું હતું. એવણનું મરણ રાજકોટમાં નીપજ્યું હતું.

---

તા૦ ૬ થી જાનેવારી.

રોજ ૧૯ માહ ૪ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

લાહોર મધે જરથોશ્તીઓની આરામગાહની જગાની પાસે શેઠ એદલજી બરજોરજી શેઠનાએ "ગુલબાગ" નામે

---

[1] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨ જી જાનેવારી ૧૮૭૭.

એ દીનેની ખુશાલીમાં સુરત મધે મરહુમ શેઠ દાદાભાઇ નશરવાંનજી મોદીનાં આતશબેહરાંમ મધે પારસીઓએ એક જશન કીધું હતું, તથા કલેકટરની મારફતે માહરાંણીજી ઉપર એક મુબારકબાદીનું માનપત્ર મોકલ્યું હતું. નવસારી મધે ત્યાંનાં આતશબેહરાંમમાં શોકરગુજારીનું જશન અંજુમનને ખરચે કરવામાં આવ્યું હતું, તથા ત્યાંની સર કાવશજી જાંહગીરજી રેડીમનીવાલી મદરેસામાં વડા માસટર શેઠ ફરાંમજી નવરોજજી દાદીબરજોર, બી. એ. એ માહરાંણીજીને મુબારકબાદી ઇછવાનો એક મેલાવડો દસ્તુર દારાબજી માહીયારજીનાં પ્રમુખપણાં હેઠલ કીધો હતો. પુણાં મધે પણ બંધે દરેમેહરોમાં શોકરગુજારીનાં જશનો તથા રોશની કરવામાં આવી હતી. વરોડરા મધે પણ કાંપની ધર્મશાલામાં એક જશન થયું હતું. કરાંચી મધે પણ ત્યાંની સદરની દરેમેહરમાં સવારનાં જશન તથા રાતનાં સર્વે પારસીઓએ રોશની કીધી હતી. આકોલા મધે પણ ત્યાંની દરેમેહરમાં સવારનાં જશન થયું હતું, તથા રાતનાં આસીસ્ટંટ કમીશનર દસ્તુર બહમનજી જામાસપજી જામાસપઆશાનાએ એક જયાફત આપી હતી. મધ્ય હિંદુસ્થાંનના પારસીઓએ સર હેનરી ડાલીની મારફતે મુબારકબાદીનું માનપત્ર મોકલ્યું હતું.

દીલ્લી દરબારની યાદગારીમાં નામદાર વાઇસરાયે જુદાં જુદાં રાજવાલા કૉનસલોની મોલાકાત લઇ તેમને પોતાને હાથે રૂપાંના ચાંદો પેહરાવ્યા હતા, જેઓમાં ઇરાંનના કલકતા ખાતેના કૉનસલ શેઠ માણેકજી રૂસતમજી બનાજી, તેમના બેટા શેઠ હીરજીભાઇ માણેકજી રૂસતમજી, સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઇ. અને શેઠ બેહરાંમજી જીજીભાઈ, સી. એસ. આઇ. પણ હતા.

સુરત મધે દરબાર ભરાઇ તેમાં કલેકટર મી૦ પ્રાંટે ઢંઢેરો ઇંગ્રેજીમાં તથા શેઠ કેખશરૂ હોરમજજી આલપાઇવાલાએ ગુજરાતીમાં વાંચી સંભલાવ્યો. ત્રણ હિંદુ ગ્રહસ્થો તથા ખાંનબાહદુર રૂસતમજી ખરશેદજી મોદી અને ખાંનબાહદુર બરજોરજી મેહરવાંનજી ફરેજરને કલેકટરે પોતાને હાથે વફાદારીની સરટીફીકેટો આપી હતી. સુરતની સર્વે નિશાલોનાં બાળકોને હાઇ સ્કુલના ચોગાનમાં એકઠાં કરી શેઠ જમશેદજી અરદેશર દલાલ, એમ. એ., એલ. એલ. બી. ની આગેવાંની હેઠલ મીઠાઇ વેંહચવામાં આવી હતી.

ભરૂચની દરબારમાં કલેકટર મી૦ વાહીટે ખાંનબાહદુર રૂસતમજી શોરાબજી દલાલને, પુણાંની દરબારમાં મી૦ ન્યુનહામે બે હિંદુ ગ્રહસ્થો તથા ખાંનબાહદુર અરદેશર શેઠ ખરશેદજીને, અહમદનગરની દરબારમાં કલેકટર મી૦ જેકબે બે હિંદુ ગ્રહસ્થો તથા ખાંનબાહદુર નશરવાંનજી ખરશેદજીને, તથા કરાંચીની દરબારમાં કલેકટર મી૦ મેલવીલે એક હિંદુ ગ્રહસ્થ સાથે શેઠ શાપુરજી હોરમજજી સોપારીવાલાને વફાદારીની સરટીફીકેટો આપી હતી.

[2] રૂસ્ત ગોફતાર, તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૭૬.

એક નગરીનું મકાન બંધાવી ત્યાંની અંજુમનને નઝરૂ કીધું હતું.[૧]

---

તા૦ ૧૦ મી જાનેવારી.

શેઠ બેહરામજી મેહેરવાનજી મલબારીએ "હિંદી કવિતા ઇંગ્રેજી લેબાસમાં" એવાં નામથી ઇંગ્રેજીમાં એક ચોપડી રચી પ્રગટ કીધી હતી.[૨] એ ચોપડી મીસ મેરી કારપેનટરને અર્પણ કરવામાં આવી હતી.

---

તા૦ ૧૧ મી જાનેવારી.

અત્રેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં શિખનારા ચંચલ વિદ્યાર્થીઓને સ્કાલરશીપો અને ઇનામો આપવાની વાર્ષિક સભા આજ દીને મળી હતી. સરનશીનની ખુરસી હાનરેબલ મી૦ જેમસ ગીબસે લીધા બાદ એ ખાતાંના પ્રીનસીપાલ ડાકટર કુકે ગયાં વરસનો રીપોર્ટ વાંચી સંભળાવ્યો, ને પછી ચંચલ વિદ્યાર્થીઓને ઇનામો તથા સ્કાલરશીપો આપી હતી, જેઓમાં નીચલા ૧૧) પારસીઓ હતાઃ—

(૧) અરદેશર પેશતનજી કામાને સર જમશેદજી જીજીભાઇ ગોલ્ડ મેડલ, (૨) હીરજીભાઇ જમશેદજી અપુને રૂ૨૫) ની કરનાક સ્કાલરશીપ, (૩) એરચશાહ ફરામજી ગ્રાનાને રૂ૨૫) ની એનડરસન સ્કાલરશીપ, (૪) રૂસ્તમજી હોરમસજી કામાને રૂ૨૦) ની ફ્રીથ સ્કાલરશીપ, (૫) શોરાબજી ફરદુનજી ગઝદારને રૂ૧૫) ની એનડરસન સ્કાલરશીપ, (૬) ધનજીભાઇ બરજોરજી ડાકટર (સ્પેનસર) ને રૂ૧૫) ની રીડ સ્કાલરશીપ, (૭) ડાધાભાઇ અરદેશર ચોકસીને રૂ૧૪) ની ફ્રીથ સ્કાલરશીપ, (૮) જાંહગીરજી બરજોરજી દારૂને રૂ૧૩) ની કરનાક સ્કાલરશીપ, (૯) ધનજીભાઇ રૂસ્તમજી વાડીઆને રૂ૧૩) ની કરનાક સ્કાલરશીપ, (૧૦) હોરમસજી મેહેરજી ખનાતવાલાને રૂ૧૦) સરકારી સ્કાલરશીપ, (૧૧) દોરાબજી (દારાશાહ) હોરમસજી બારીઆને રૂ૧૦) ની સરકારી સ્કાલરશીપ.

આએ વર્ષની હાસ્પીટલ આસીસ્ટેનટીશીપની સેવટની પરીક્ષામાં એક પારસી—સોરાબજી નશરવાનજી આબાદાન, પસાર થયા હતા.[૩]

---

તા૦ ૧૧ મી જાનેવારી.

અહમદનગર જીલ્લામાં આવેલાં રાહુરી ગામના સબારડીનિટ જડજ શેઠ દોરાબજી તેહમુલજી કાપડીઆને નામદાર સરકારે તે જીલ્લાના પેહલા વર્ગના માજીસ્ટ્રેટની સત્તા આપી હતી.[૪]

---

તા૦ ૧૩ મી જાનેવારી.

રોજ ૨૬ માહ ૪ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ—કુવરજી હોરમસજી ભાભા—ઉમર વર્ષ ૮૬)** શેઠ હોરમસજી બેહરામજી ભાભાના દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૨૩ થી શેઠ રતનજી દાદાભાઇ કોહલા સાથે ભાગમાં ચીનનો વ્યાપાર તથા આડતનું કામ ચલાવતા હતા. તે પછી તા૦ ૧૨ મી નવેમબર ૧૮૩૩ થી ભાગ છોડવી પોતાને હીસાબે એખલા વ્યાપાર તથા આડતનું કામ ચલાવતા હતા, અને તે માટે પોતાના વડા દીકરા શેઠ બેહરામજીને ૧૮૪૮ માં ચીન મોકલ્યા હતા. ૧૮૬૦ થી જઇફીને લીધે સઘળો વ્યાપાર બંધ કરી એકાંત જીંદગી ગુજારી હતી. સુરત અને રૂસ્તમપરાના ભગરીઆ મોબેદોના દાહંબાર, મુકતાદ, વગેરે સવાબનાં કામો સારૂં ઉભાં થએલાં ફંડના એવણ ૧૮૫૭ થી તે ૧૮૭૪ સુધી અતરેના એક તરસ્ટી હતા.

---

તા૦ ૧૫ મી જાનેવારી.

આજ દીને મરહુમ શેઠ કુવરજી હોરમસજી ભાભાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૨૦,૦૦૦) ધર્મ ખાતે આપ્યા હતા.[૫]

---

તા૦ ૧૬ મી જાનેવારી.

મુંબઇની યુનીવરસીટીની સોલમાં વર્ષની કાનવોકેશન આજ દીને સર કાવશજી જાંહગીર યુનીવરસીટી હાલમાં ભરાઇ હતી. પ્રમુખપદસ્થાને વાઇસ-ચાનસેલર ધી હાનરેબલ મી૦ જેમસ ગીબસ બીરાજ્યા હતા. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી હતી તેમ નીચલા પારસીઓ હતાઃ—

**માસટર ઑફ આર્ટસ (એમ. એ.) ની સનદ—** ફરદુનજી મનગેરજી દસ્તુર કામદીનના.

**લાઇસેનશીએટ ઑફ મેડીસીન એંડ સરજરી**[૬] (એલ. એમ. એંડ એસ.) ની સનદ—અરદેશર પેશતનજી કામા, ફરામજી રતનજી દીવેચા, દીનશાહ દોરાબજી મીસ્ત્રી, કાવશજી હોરમસજી મીસ્ત્રી.

**લાઇસેનશીએટ ઑફ સીવીલ ઇનજીનીઆરીંગ** (એલ. સી. ઇ.) ની સનદ—પેશતનજી હોરમસજી પારક, બી. એ., કેખશરૂ પેશતનજી બેદવાર.

---

૧ કુંભારવાડો એ ખાસ પણ મોટો છે, અને તેના એક ભાગ તરફ જરથોસ્તી રવાનોને જુમિડા કરવાની જગો છે. આજે "લોનજી" તરફ રવાનોને જુમિડા કરવામાં આવતાં હતાં, જ્યાં ૧૩) રવાનોને જુમિડા કરેલા છે. એ જગા ૧૮૫૫ થી ૧૮૬૪ સુધી વપરાશમાં હતી, અને ૧૮૬૪ પછી રવાનોને ઉંચાં જુમિડા કરેલા છે.

૨ "The Indian Muse in English Garb. By, Behramji Merwanji Malabari. Bombay: printed at the 'Reporters' Press. 1877."

આ ચોપડી વિષે નામદાર મહારાણીજી, જરમનીની ક્રાઉન પ્રીનસેસ, ડેઇલી ઑફ ઇંગ્લેંડ, ડ્યુક ઑફ આરગાઇલ, લારડ બીકનસફીલ્ડ, લારડ લીટન, લારડ નાર્થબ્રુક, પ્રોફેસર મેક્સ મ્યુલર, ઇંગ્લાંડના કવિ ટેનીસન, વગેરેએ સારા મતો લખી મોકલ્યા હતા.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૭ મી જાનેવારી ૧૮૭૭.

૪ મુંબઇ ગવરમેંટ ગેઝેટ, ૧૧ મી જાનેવારી ૧૮૭૭.

૫ જામે જમશેદ, તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૭૭.

૬ લાઇસેનશીએટ ઑફ મેડીસીનને બદલે એ વૈદાંની પદવીનું નામ "લાઇસેનશીએટ ઑફ મેડીસીન એંડ સરજરી" ફરી આએ વર્ષથી યુનીવરસીટીએ રાખ્યું હતું.

**બેચલર ઑફ આર્ટસ** (બી. એ.) ની સનદ—ફરદુનજી માણેકજી કાંગા, કાવશજી જમશેદજી સંજાણા, કાવશજી દાદાભાઈ કંત્રાકટર (નાએગાંમવાલા), ફરદુનજી પાલણજી દેસાઈ, બરજોરજી અરદેશર એંટી, રૂસતમજી મનચેરજી ગીમી, જીવણજી જમશેદજી મોદી, ગોદરેજજી દોરાબજી પદમજી, નવરોજજી મેહરવાંનજી પાજનીગરા, માણેકજી ચાપુરજી વાછા.

આ વેળાએ અપાયલા યુનીવરસીટી મેડલોમાં ચાનસેલરસ મેડલ ફરદુનજી મનચેરજી દસ્તુર કામદીનનાને એમ. એ. ની પરીક્ષામાં ગણિત અને ખુદરતી ફીલસુફીમાં પેહલા વર્ગમાં પસાર થવા માટે; સ્કાલરશીપોમાં એલીસ સ્કાલરશીપ ફરદુનજી માણેકજી કાંગાને બી. એ. ની પરીક્ષામાં ઇંગ્રેજી પત્રકમાં સઉથી ચડતી માર્કસ મેલવવા માટે, મેહરવાંનજી ફરાંમજી પાંડે સ્કાલરશીપ કેખશરૂ પેશતનજી ભેદવારને એલ. સી. ઇ. ની પરીક્ષામાં મીકાનીકલ ઇનજીનીઅરીંગમાં સઉથી ચડતી માર્કસ મેલવવા માટે; પ્રાઇઝોમાં જેમસ બરકલી પ્રાઇઝ પેશતનજી હોરમજજી પાઠકને એલ. સી. ઇ. ની પરીક્ષામાં સર્વથી ચડતા આવવા માટે, અને બાઇ માણેકબાઇ બેહરાંમજી જીજીભાઇ પ્રાઇઝ પેશતનજી દાદાભાઇ મરચંટને મેટ્રીકયુલેશનની પરીક્ષામાં સાધારણ જ્ઞાનમાં ચડતી માર્કસ મેલવવા માટે આપવામાં આવ્યાં હતાં.

વળી આએ વર્ષ યુનીવરસીટીની પુંજીમાં ઓરીએનટલ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપની લીમીટેડના પ્રમુખ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે તા૦ ૧૪ મી આગશટ ૧૮૭૬ ને દીને એ કુંપનીના એજંટ મરહુમ શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડેની યાદગારીમાં કુંપનીની પુંજીમાંથી રૂ૬૦૦૦) ની સરકારી નોટ તેનાં વ્યાજમાંથી દર શાલ એલ. સી. ઇ. ની પરીક્ષામાં જે વિદ્યાર્થી મીકાનીકલ ઇનજીનીઅરીંગમાં સર્વથી ચડતી માર્કસે પસાર થાય તેને મરહુમ શેઠ મેહરવાંનજીનાં નામથી દર માસે રૂ૨૦) ની એક સ્કાલરશીપ આપવાને ભેટ આપી હતી.[1]

તા૦ ૧૮ મી જાનેવારી.

મુંબઇની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે નામદાર સરકારે આ વર્ષ નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતા:—

દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પ આશાના.

શેઠ જમશેદજી અરદેશર દલાલ, એમ. એ., એલ. એલ. બી.

શેઠ જાંહગીરજી બરજોરજી વાછા.

શેઠ હોરમજજી જાંહગીરજી ભાભા, એમ. એ.

સેતારા જીલ્લાનાં તાસગાંમના સબારડીનેટ જડજ શેઠ મેહરજીભાઇ કુવરજી તારાપોરવાલાને નામદાર સરકારે તે જીલ્લાના પેહલા વર્ગના માજીસ્ટ્રેટની સત્તા આપી હતી.[2]

---

તા૦ ૨૨ મી જાનેવારી.

શેઠ મનચેરજી મેહરવાંનજી ભાવનગરીએ નામદાર માહરાંણી વિકટોરીઆએ સ્કાટલંડના પાહડી મુલકમાં કરેલા પ્રવાસનાં વર્ણનની પોતે બનાવેલી ઇંગ્રેજી ચોપડીનો તે નામ-

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૭ મી જાનેવારી ૧૮૭૭.

ઉપલા પદવી મેલવેલા પારસીઓ ઉપરાંત આએ વર્ષ યુનીવરસીટીની નાયની પરીક્ષાઓમાં નીચલા પારસીઓ પસાર થયા હતા:—

**ફરસ્ટ એલ. એમ. એંડ એસ.** ની પરીક્ષામાં—રૂસતમજી હોરમજજી કામા, હોરમજજી નવરોજજી કંત્રાકટર, બીખાજી જીવાજી દમણીઆ, જામાસપજી શેરાબજી દસ્તુર (કામદીનના), ધનજીભાઇ બરજોરજી ડાકટર (સ્પેનસરના), એદલજી બેહરાંમજી શરમસ, શેરાબજી ફરદુનજી ગજ્જર, હોરમજજી મેહરવાંનજી હકીમ, મેહરવાંનજી ધનજીભાઇ કરંજીઆ, માણેકશાહ જમશેદજી કેલાંવાલા, હોરમજજી ડોશાભાઇ પેશીકાકા, એદલજી શેરાબજી પુણાંવાલા, દાદાભાઇ બરશેદજી રીવીટના, શાવકશાહ શેરઆજી તારાપોરવાલા.

**ફરસ્ટ એલ. સી. ઈ.** ની પરીક્ષામાં—બરશેદજી નવરોજજી પાવરી, જમશેદજી જાંહગીરજી દલાલ, જમશેદજી દાદાભાઇ નાદરશાહ.

**ફરસ્ટ એકઝામીનેશન ઈન આર્ટસ** (એફ. ઇ. એ.) ની પરીક્ષામાં—પેશતનજી મનચેરજી ઘડીઆલી, જીજીભાઇ એદલજી મોદી, કાવશજી બેજનજી શેઠના, રૂસતમજી ધનજીભાઇ શેઠના, હીરજીભાઇ પેશતનજી વાડીઆ.

**મેટ્રીકયુલેશનની** પરીક્ષામાં—રૂસતમ મેહરબાંન આગા, નવરોજજી દાદાભાઇ આલપાઇવાલા, બહમનશાહ બરશેદજી અંકલેસરીઆ, માણેકજી કાવશજી બાંમજી, પેશતનજી કાવશજી બાપાસોલા, રૂસતમ જા. રૂ. કામા, શેરાબજી રતનજી કોચમેન, બરશેદજી હોરમજજી દાદીશેઠ, રૂસતમજી માણેકજી ડાહરીવાલા, નવરોજજી બેહરામજી દારૂવાલા, ધનજીશાહ હોરમજજી દસ્તુર કામદીનના, પાલણજી નવરોજજી દાવર, બાપુજી પાલણજી ડાકટર, રૂસતમજી ડોશાભાઇ ડાકટર, દીનશાહ જીવાજી એદલબેહરાંમના, કેખશરૂ નશરવાંનજી (ચાંદાભાઇ) એનજીનીઅર, રૂસતમજી શેરાબજી ઘડીઆલી, શેરાબજી માણેકજી કાકા, નશરવાંનજી કાવશજી કાંગા, શેરાબજી માણેકજી કાંગા, અરદેશર બેજનજી બરાસ, કેખશરૂ ધનજીભાઇ મારકર, મરજબાંન મનચેરજી મરજબાંન, જમશેદજી નાનાભાઇ મસાલાવાલા, મેહરવાંનજી આદરજી મસાલાવાલા, રૂસતમજી મેહરવાંનજી મેહતા, મેહરવાંનજી દાદાભાઇ મરચંટ, પેશતનજી દાદાભાઇ મરચંટ, નશરવાંનજી ફરાંમજી મીરજા, ધનજીભાઇ દોરાબજી મીસ્રી, એદલજી રૂસતમજી મોદી, રતનજી એદલજી મોદી, કેખશરૂ અરદેશર મુનશી, અરદેશર નવરોજજી નાદરશાહ, કાવશજી દોરાબજી પાંડે, બરજોરજી પેશતનજી પોંચા, કૈકોબાદ હોરમજજી રાવ, તેહમુલજી નવરોજજી સંજાણા, બરશેદજી સંતોકજી સંતોક, અરદેશર હોરમજજી શેઠના, બરજોરજી શેરાબજી સરાફ, ફરાંમજી ધનજીભાઇ સરાફ, નાનાભાઇ ફરાંમજી સેતારીવાલા, હોરમજજી રૂસતમજી તાતા, પેશતનજી હીરજીભાઇ અકલેસરીઆ, જમશેદજી બીખાજી ઊનવાલા, બહમનજી શેરાબજી વાડીઆ, અરદેશર દોરાબજી વરકીંગબોક્ષવાલા.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૮ મી જાનેવારી ૧૮૭૭.

દારની પરવાંનગીથી ગુજરાતી તરજુમો કરી તેનું પુસ્તક છપાવી બાહેર પાડ્યું હતું.[1] એ પુસ્તક નામદાર શાહજાદા આલબર્ટ એડવરડ, પ્રીનસ ઑફ વેલસને અર્પણ કીધું હતું.

તા૦ ૨૮ મી જાનેવારી.

નામદાર માહરાંણી વિકટોરીયાએ હિંદુસ્થાંનના મુલક ઉપરની પોતાની હકુમતને મલતો "એમપ્રેસ ઑફ ઈંડીઆ" અથવા "કયસરે હિંદ" નો ખેતાબ ધારણ કર્યો તે બાબે તે નામદાર ઉપર પારસી કોમ તરફથી મોકલવા ધારેલું માનપત્ર બાહલ રાખવાને મુંબઇના જરથોસ્તી રેહવાસીઓની એક જાહેર સભા આજ દીને સર જમશેદજી જીજીભાઇ બારોનેટે આલબલેસ બાગમાં બોલાવી હતી. સભામાં પુષ્કળ પારસીઓ એકઠા મલીઆ હતા. પ્રથમમાં શેઠ ફરામજી નશરવાંનજી પટેલે દરખાસ્ત કરવાથી અને તેને શેઠ ખરશેદજી ફરદુનજી પારખે ટેકો આપવાથી પ્રમુખની ખુરસી સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇને આપવામાં આવી હતી, જેવણ તરફથી તેમના વડા બેટા શેઠ માણેકજી ખરશેદજી જમશેદજીએ સભા મલવાનું કારણ વાંચી સંભળાવ્યું હતું. જે પછી માનપત્ર તથા તેનો ગુજરાતી તરજુમો પારસી પંચાતનાં ફંડના શેક્રેટરી શેઠ નશરવાંનજી બેહરાંમજીએ વાંચી સંભલાવ્યો હતો. તે બાદ નીચલા ઠેરાવો સર્વેનાં એકમતથી પસાર થયા હતાઃ—

શેઠ હીરજીભાઇ હોરમજજી શેઠનાએ દરખાસ્ત કીધી અને તેને શેઠ અરદેશર ડોસાભાઈ મુનશીએ ટેકો આપ્યો કે "નામદાર કયસરે હિંદ જોગનું માનપત્ર, જે આએ સભાએ બાહલ રાખ્યુંછે તે દસ્તાવેજ તઇઆર કરનાર કમીટીએ મુંબઇના રેહવાસી જરતોશતીઓની તે ઉપર શહીઓ લેઇને મુંબઇ સરકારની મારફતે એ નામદાર ઉપર મોકલી આપવું."

શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે દરખાસ્ત કીધી અને તેને દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ ટેકો આપ્યો કે "માનપત્ર તઇઆર કરવા સારૂં મુકરર કરેલી કમીટીએ એ દસ્તાવેજ ઘડી કાહડીઓછે તે વીશે, તથા એ કામ સંબંધી તેઓએ જે ખીજી તસદી લીધીછે તે બાબે આએ સભા એ સાહેબોનો ઉપકાર માનેછે."

હાનરેબલ સોરાબજી શાપુરજી બંગાલીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠે ટેકો આપ્યો કે "આએ સભા ભરવા સારૂં આલબલેસ બાગના મુતવલીઓએ એ મકાંન વાપડવા આપ્યું તેથી તેમનો ઉપકાર માનવો."

શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાએ દરખાસ્ત કીધી અને તેને શેઠ નશરવાંનજી રતનજી તાતાએ ટેકો આપ્યો કે "પ્રમુખ સાહેબે આએ સભાનું કામ ઘણી સારી રીતે બજાવ્યું તે વીશે તેમનો ઉપકાર માનવો."

એ પછી સભા બરખાસ્ત થાઇ હતી.[2]

તા૦ ૧ લી ફેબરવારી.

અતરેની હાઇ કોરટમાં પારસીઓના વારસા હીસ્સાના કાયદાની એક અગતની બાબદનો ચુકાદો હાનરેબલ મી૦ જસટીસ ગ્રીને આજ દીને એક મુકદમાના સંબંધમાં આપ્યો હતો. એ મુકદમો મરહુમ શેઠ કાવશજી નાનાભાઇ દાવર જેવણ વગર વશીહતે મરણ પામ્યા હતા તેમની મીલકતની વેંહચણીને લગતો હતો. મરહુમ શેઠ કાવસજીનો એક દીકરો નશરવાંનજી કે જે બાપની હેયાતીમાં વગર વશીહતે તથા વગર ફરજંદે મરણ પામ્યો હતો તેમનાં વીધવા બાઇ આવાંબાઇને સસરાની મીલકતમાંથી ફાલો મલે કે નહિં તે બાબદની તકરાર નીકલી કે એક પારસીનો છોકરો બાપનાં મરણ આગમજ વગર વશીહતો મરણ પામે તો તે છોકરાના બાપની મીલકતમાં તે છોકરાની વીધવા બાયડીને હીસ્સો મલે કે નહિં. પારસી કાયદાની એક કલમમાં એવું લખવામાં આવ્યુંછે કે વીધવા અને બચ્ચાંને મુકીને જો તે મરણ પામે તો તે વીધવાને ફાલો મલે, પણ હવે જો તે વીધવાને કરમાં બચ્ચાં ન હોય તો તેવે વખતે તેને ફાલો મલે કે નહિં તે શકમાં રહયુંછે. નામદાર જડજે બધી તકરારો સાંભલી ચુકાદો આપ્યો કે ઉપલી કાયદાની કલમની મતલબ એવી પ્રકારની રાખવામાં આવીછે કે વીધવા—પછી તેને બચ્ચાં હોય યા ન હોય—તોબી તેને વગર વશીહતે મરણ પામેલાની મીલકતનો ફાલો મલવો જોઇએ. એ કલમમાં જે બોલ વાપડવામાં આવ્યાછે કે "વીધવા અથવા વીધવા અને બચ્ચું" એ બોલનો ખોટો અર્થ તેનામદારે કીધો કે આવાંબાઇને મરનાર કાવશજી દાવરની મીલકતમાંથી તેણીના મરનાર ખાવંદના ફાલાનો અરધો હીસ્સો મલવો જોઇએ, અને બાકીનો અરધો હીસ્સો તે મરનારના ભાઇ બેહનોને વેંહચી આપવો.[3]

તા૦ ૧ લી ફેબરવારી.

શોલાપુરના હજુર ડેપ્યુટી કલેકટર શેઠ દારાશાહ ડોસાભાઇને નામદાર સરકારે ત્યાંના કામચલાઉ કલેકટર નેમ્યા હતા.

વીરમગામના મામલતદાર શેઠ અરદેશર જમશેદજી દસ્તુર કામદીનનાને નામદાર સરકારે અમદાવાદ જીલ્લાના ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેકટર નેમ્યા હતા.[4]

૧ "મહારાંણી વિકટોરિયાએ સ્કૉટલન્ડના પહાડી મુલકમાં કરેલા પ્રવાસોનું વર્ણન એ નામનાં એ મહાન પ્રતાપી રાણીએ રચેલાં પુસ્તકનું ગુજરાતી ભાષાન્તર નોંધ તથા ચિત્રો સાથે. કર્તા, મનચેરજી મેરવાંનજી ભાવનગરી. મુંબઇ: એજયુકેશન સોસાઇટીનાં છાપખાનાંમાં છાપી પ્રસિદ્ધ કર્યું. ૧૮૭૭."

૨ જામે જમશેદ, તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૭૭.
એ માનપત્રપર ૫૦૦૦) થી વધુ શહીઓ લઇ આગશટ ૧૮૭૭ માં મુંબઇ સરકારની મારફતે માહરાંણીજીપર મોકલ્યું હતું.

૩ જામે જમશેદ, તા૦ ૩ જી ફેબરવારી ૧૮૭૭.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧ લી ફેબરવારી ૧૮૭૭.

તા૦ ૫ મી ફેબરવારી.

રોજ ૧૯ માહ ૬ (કo) ૧૨૪૬ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ અરદેશર કાવશજી રૂસ્તમ ફરાંમનાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૧૦૦૦) તથા બીજાં એશીઓએ રૂ૨૫૦) મલી રૂ૧૨૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

---

તા૦ ૬ થી ફેબરવારી.

રોજ ૨૦ માહ ૫ (શેં૦) ૧૨૪૬ યજદેજરદી.

નવસારી મધે શેઠ નશરવાંનજી રતનજી તાતાએ બંધાવવા ધારેલાં દોખ્મનો પાયો કોહાડીથી ખોદવાની ક્રિઆ આજ દીને તે તરફ અથોરનાનોની એક મોટી મીજલસ હજુર એ૦ ખરશેદજી બેહેરાંમજી સહીઆરે કીધી હતી.[૨]

---

તા૦ ૬ થી ફેબરવારી.

મુંબઇની મ્યુનીસીપાલીટીને ચોપાટીનાં પારસીઓનાં દોખ્માંઓવાલા ડુંગર ઉપર જવાના સર જમશેદજી જીજીભાઇ રોડની પડોસમાં તુલસીનાં પાણીને માટે નલ મુકવા તથા જાહેર નવો રસ્તો બાંધવા સારૂં પારસી પંચાતની આસરે ૮૦૦૦) ચોરસવાર જગા જોઇતી હતી, તે જગા મેલવવાને "લાંડ આકવીઝીશન આકટ" ની રૂહે મુંબઇના કલેકટરે ૧૮૭૬ માં માગણી કીધી હતી. એ જગા દોખ્માંઓને લગતી હોવાથી તે જગે તલાવ નહિં બાંધે એવી તદબીર કરવા સારૂં પંચાતનાં ફંડોના તરસ્ટીઓએ શેઠ ડોશાભાઇ ફરાંમજી કરકા, સી. એસ. આઇ. ને વચમાં નાખ્યા હતા. તેવણે ઇજનેર મી૦ રીએનજી વાલટન સાથે એવી ગોઠવણ કીધી કે પંચાતની જગો ઉપર તલાવ ખોદવો નહિં, પણ તેની પડોસમાંની સરકારી જગો ઉપર પંચાતની જગોથી કેટલેક છેટે ખોદવો. એ બાબે કેટલીક તકરાર તથા સંદેશાઓ ચાલ્યા બાદ તરસ્ટીઓએ તા૦ ૨૨ મી જાનેવારી ૧૮૭૭ ને દીને મ્યુનીસીપાલ કમીશનરને ચેવટનું લખી જણાવ્યું કે—(૧) એ ઉપલી હમારે હસ્તકની જગો લીધાથી મજકુર સર જમશેદજી જીજીભાઇ રોડ નકામો થશે, વાસ્તે એ કટકો લીએ તેની આગમજ મ્યુનીસીપાલીટીને ખરચે એની પડોસમાં પંચાતની જગો ઉપર તેને બદલે તેટલો પોહલો રસ્તાનો કટકો પાકો બાંધી આપવો, તથા ઉગમણુ બાજુએ છાતીપુર ઉંચી ભીંત બાંધીને હદ કરી આપવી. (૨) એ રસ્તાને નાકે ડુંગર ઉપર જવાની સીહડીની પડોસમાં ગાડીઓ ઉભી રેહવાની જગો છે તે જગો મધેનો એક કટકો પૂલ બાંધવા સારૂં માગોછો, પણ તે કટકો પારસીઓને ઘણો ઉપેગી છે તેથી જો બની શકતું હોય તો પૂલ જરા ઉગમણ તરફ હટાવીને બાંધો તો એ કટકો લેવાની મ્યુનીસીપાલીટીને જરૂર રેહશે નહિં. પણ તેમ કરતાં જો ઘણી મુશકેલી નડતી હોય તો એ કટકાની કીમત લીધા વગર તેની ઉપર ઉંચો પૂલ બાંધવાની પરવાનગી આપવી, એવી સરતે કે મજકુર પૂલની નીચેની જગો ઉપર પારસીઓના ગાડીઘોડા ઉભા રેહવા સારૂં છુટ આપવી. (૩) મ્યુનીસીપાલીટી જે નવો રસ્તો બાંધવા ધારેછે તે રસ્તો વચમાં આવ્યાથી પંચાતની જગોના બે ભાગ થશે, તેથી એક ભાગ ઉપરથી બીજા ભાગ ઉપર સગવડથી જવાઇ શકાય એવી ગોઠવણ કરી આપવી. (૪) ગામદેવીના રસ્તા ઉપરથી દોખ્માંઓવાલા ડુંગર ઉપર જવાની સીહડીઓ છે તેને મજકુર નવા રસ્તાથી અડચણ થશે, તેથી તે સીહડીઓ ઉપર પૂલ બાંધો તે ઘરતી ઉંચાઇ તથા પોહલાઇનો બાંધવો, કે મોટી પાયદશને તે મધેથી પસાર થવાને હરકત નહિં નડે.

એ સરતો મ્યુનીસીપાલીટીએ આજ દીને બાહલ રાખ્યાથી એ જોઇતી ૮૦૧૦) ચોરસવાર જગા મુંબઇના કલેકટરે દર ચોરસવારનાં આસરે રૂ૨।= ની આવરેજ કીમતે રૂ૧૮૯૨૧૫ તરસ્ટીઓને આપી પોતાના સ્વાધીનમાં લીધી હતી, અને તે ઉપર મોટે ભાગે હાલનો "ગીબસ રોડ" બાંધવામાં આવ્યોછે.[૩]

---

તા૦ ૧૦ મી ફેબરવારી.

રોજ ૨૪ માહ ૫ (શેં૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—દસ્તુર મનોચેહરજી દારાબજી ઉદવાડેવાલા—ઉમર વર્ષ ૬૫) ઉદવાડેવાલા દસ્તુર દારાબજી બેહરાંમજીના બીજા દીકરા. એવણને ઈ૦ સ૦ ૧૮૫૫ માં પોતાના બાપનાં મરણથી ઉદવાડેના વડા દસ્તુરનો ઓહદો મલયો હતો.

---

તા૦ ૧૨ મી ફેબરવારી.

આજ દીને ઉદવાડા મધે મરહુમ દસ્તુર મનોચેહરજી દારાબજીનાં ઉઠમણાંમાં તેમના દીકરા એ૦ ખુરશેદજી મનોચેહરજીને તેમની જગોએ દસ્તુર નેમી અંજુમન તરફથી એક શેઆલ વડા અકાબર શેઠ માણેકજી કાવશજી દમણવાલાએ પોતાને હાથે ઓહરાડી હતી, તથા મરનાર દસ્તુરજીની તારીફમાં તેવણે એક ટુક ભાષણ કીધું હતું.[૪]

---

તા૦ ૧૨ મી ફેબરવારી.

ડાકટર હોરમજજી દાદાભાઇ મસાંનીએ ઇંગલાંડ મધે "ઇંડીઅન મેડીકલ સરવીસ" ની પરીક્ષા પાંચમી પદવીએ ફતેહમંદીથી પસાર કીધી હતી.[૫]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૨ મી ફેબરવારી ૧૮૭૭.

૨ મુંબઇ સમાચાર, તા૦ ૧૪ મી ફેબરવારી ૧૮૭૭.

૩ ઉપલા રૂ૧૮૯૨૧૫ મુંબઇની પારસી પંચાતનાં ફંડના સવંત ૧૯૩૩ ના હીસાબની ચોપડીમાં સફે ૯૦ મે જમે કરેલાછે.

૪ મુંબઇ સમાચાર, તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૭૭.

૫ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૫ મી મારચ ૧૮૭૭.

તા૦ ૧૯ મી ફેબરવારી.

રોજ ૩ માહ ૭ (ક૦) ૧૨૪૬ યજદેજરદી.

મરણ—શાપુરજી અરદેશર પાંડે—ઉમર વર્ષ ૫૧) શેઠ અરદેશર ફરદુનજી પાંડેના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૪૮ માં પોતાના બાપનાં મરણ બાદ તેમની મેશરસ રીચી સ્ટુઅરટની કુંપનીની પંતીઆલાઓ સાથની દલાલીનાં કામોમાં પડયા હતા. તે પછી મેશરસ કીલીક નીક્ષનની કુંપનીમાં દલાલ તરીકે જોડાયા હતા. શેર સદાનાં વખતમાં અતરે નીકલેલી બાંમ્બે પ્રેસીડનસી બેંકના એવણ એક ડાએરેકટર હતા. ૧૮૬૧ થી એવણ શેઠ મેહેરવાંનજી ફરામજી પાંડેએ સ્થાપેલાં ધર્મખાતાંના એક તરસ્ટી હતા.

---

તા૦ ૨૨ મી ફેબરવારી.

અહેમેદનગરની સમાલ કાઝ કોરટના જડજ શેઠ ખુરશેદજી માણેકજી ખુરશેદજી શરાફને નામદાર સરકારે અમદાવાદની સમાલ કાઝ કોરટના જડજ નેમ્યા હતા.

શેઠ જમશેદજી અરદેશર દલાલ, એમ. એ; એલ. એલ. બી. ને નામદાર સરકારે અમદાવાદ હાઇ સ્કુલના હેડ-માસટર નેમ્યા હતા.[૧]

---

તા૦ ૨૨ મી ફેબરવારી.

અમદાવાદવાલા શેઠ કાવશજી મનચેરજી કારંજાવાલાએ ઈ૦ સ૦ ૧૮૭૫ ના સપટેમબર માસની અમદાવાદની મોટી રેલ વેળાએ જે તારીફલાયક મેહનત કીધી હતી, તથા પોતાનાં તન, મન અને ધનથી લોકોને જે મદદ આપી હતી તે માટે એ ગ્રહસ્થનો જાહેર રીતે ઉપકાર માનવાની ગોઠવણ કરવા થકી હીતેચ્છુ પત્રના અધીપતી શેઠ પીતાંમબરદાસ ત્રીભોવનદાસ તથા શેઠ ઉમાબાઇ હઠેશીંગે સરકયુલર ફેરવી એક જાહેર સભા આજ દીને હેમાબાઇ ઇનસ્ટીટયુટનાં દીવાનખાંનામાં મેલવી હતી. પ્રમુખસ્થાને રાવબાહદુર ગોપાલરાવ હરી દેશમુખ બીરાજ્યા હતા. આ વેળાએ ઠેરવ્યું કે અમદાવાદના લોકોની એક જાહેર સભા હવે પછી એક ચોકસ દીવસે ભેગી કરી શેઠ કાવશજીને જાહેર માનપત્ર આપવું. શેઠો ફરામજી તથા જાંહગીરજી પેશતનજી વકીલે શેઠ કાવશજીએ તેમનાં કુટુંબને રેલની વખતે જે મદદ આપી તે વીશે કેટલીક બીના જાહેર કરી તેમનો ઉપકાર માનયો હતો. એ પછી માનપત્ર ઘડવા પાંચ ગ્રહસ્થોની એક કમીટી નેમી સભા બરખાસ્ત થાઇ હતી.[૨]

---

તા૦ ૨૪ મી ફેબરવારી.

રોજ ૮ માહ ૬ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

નવસારી મધે ખુરશેદ વાડીના કંપાઉંડમાં મરહુમ શેઠ કાવશજી માણેકજી તાતાના વારસોએ પોતાના બાવાનાં પુનને સારૂં જરથોસ્તીઓને સરઅવસરે વાપડવાને પાકી બાંધણીનો માલ સાથનો એક ઓટલો બંધાવી આજ દીને તેઓના ભાઇ મરહુમ શેઠ દાદાભાઇ કાવશજી તાતાની વરસી હોવાથી તે ઓટ્લો મુકવાનું જશન કીધું હતું. જશનની ક્રિયા પુરી થવા બાદ દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પઆશાનાએ એક ભાષણ કરી સર્વે શકતિવાલા જરથોસ્તીઓને પોતાના હમદીનોને પોતાથી બની આવતી શગવડ. જાલવવા માટે મજબુત ભલામણ કીધી હતી. જે પછી અંજુમન પઘની મારફતે આએ મુકામને જરથોસ્તીઓના જાહેર વપડાશ સારૂં ખોલલું મેલિલું જણાવ્યામાં આવ્યું હતું. તે બાદ મકાંન બંધાવનારાઓમાંના વડા શેઠ શોરાબજી કાવશજી તાતાને અંજુમન તરફથી, તથા દસ્તુર દારાબજી માહીઆરજી અને શેઠ નશરવાંનજી રતનજીતાતા તરફથી મલી ત્રણ શેઆલો હોરાડવામાં આવી હતી. જે પછી નેઆતનું જમન જમી સર્વે વદાય થયા હતા.[૩]

---

તા૦ ૨૫ મી ફેબરવારી.

શેઠ હીરજીભાઇ માણેકજી રૂસતમજી બનાજીને કલકતાના એક મુલેહના અમલદાર તથા હાનરરી માજીસ્ટ્રેટ તરીકે બંગાલની નામદાર સરકારે નેમ્યા હતા.[૪]

---

તા૦ ૧ લી મારચ.

ખાંનદેશના પોલીસ ઇનસ્પેકટર શેઠ જાંહગીરશાહ અરદેશર તાલેયારખાંનને નામદાર સરકારે પંચમાહલના પોલીસ ઇનસ્પેકટર નેમ્યા હતા.[૫]

તા૦ ૩ જી મારચ.

શેઠ પીરોજશાહ પેશતનજી મેહરહોમજીએ મુંબઇ મધે દાદર તરફ માટીનાં તરેહવાર જાતનાં "ઇનેમલ" કરેલાં

---

૧ બાંમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૨ મી ફેબરવારી ૧૮૭૭.

૨ મુંબઇ સમાચાર, તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૭૭.

એ માનપત્ર કમીટીએ તૈયાર કરી તે જાહેરમાં આપેલું લાગતું નથી, પણ ખાંનગી રીતે શેઠ કાવશજીપર મોકલી આપ્યું હતું.

૩ જામે જમશેદ, તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૭૭.

આ મકાનમાં નીચે મુજબ તખ્તી મારેલીછે :—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે

"આએ ખોરશેદવાડી મધે જમનશાલા તથા તે ઉપરનો "બાર નોશારીવાશી આ૦ કાવશજી માણેકજી તાતાના વારે- "શોએ પોતાના બાવા બેહેશતનશીન મુરબી આ૦ કાવશજી "માણેકજી તાતાનાં પુનને શારૂં શ્રી નોશારીના સરવે જર- "થોશતી રેહવાશીઓને વાસતે પોતાના ખરચથી બંધાવીઓછે. "રોજ ૮ મો દેપાદર દાદાર હોરમજદ માહ ૬ થો શેરેવર "અમશાસપંદ શાલે ૧૨૪૬ એજદેજરદી તા૦ ૨૪ મી "ફેબરવારી શને ૧૮૭૭ ઇશવી. શવંત ૧૯૩૩."

૪ ધી એમમેસ, તા૦ ૧ લી આપરેલ ૧૮૭૭.

૫ બાંમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧ લી મારચ ૧૮૭૭.

ચાસણો તથા સણગારની બીજી જીનસો બનાવવાનું એક કુંભારનું કારખાનું "પીરોજશાહ પોટરી વર્કસ!" ને નામે ઉઘાડયું હતું, તે કારખાનું ખોલ્લું મેલવાની ક્રિયા આજ દીને શેઠ બેહરામજી જીજીભાઇ, સી. એસ. આઇ. એ એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. શેઠ બેહરામજીએ આ નવો ઉદ્યોગ દેશમાં દાખલ કરવા માટે શેઠ પીરોજશાહ તથા તેમના ભાગયાઓ શેઠો ધનજીભાઇ ખરશેદજી રતનાગર અને બરજોરજી ખોદાદાદ ધરાંનીને શાબાશી આપી હતી, તથા શેઠ મનચેરજી હોરમજજી કામાજી, ડાકટર થામસ બલેની, મેશરસ મારટીન ઉડ અને રીએનજી વાલટને ભાષણો કરી આ નવા સાહસની ફતેહ ઇચ્છી હતી. સેવટે શેઠ ધનજીભાઇ રતનાગરે ઉઠી હાજર થયલાઓનો ઉપકાર માનયો, અને મેલાવડો બરખાસ્ત થયો હતો.[1]

---

તા૦ ૫ મી મારચ.

હેદરાબાદ ખાતે "હજુરે પુરનુર" નામદાર નીજાંમ સરકાર દીલ્હી દરબાર ગયા હતા તે સહીસલાંમત પાછા ફર્યાં તેની મુબારકબાદીમાં ત્યાંના જરથોસ્તીઓ તરફથી તે નામદારને એક માનપત્ર આપવાને ત્યાંના નીચલા ૧૧ આગેવાંન જરથોસ્તી ગ્રહસ્થોનું એક ડેપ્યુટેશન આજ દીને અફજલ મેહલમાં તે નામદારની હજુરમાં ગયું હતું:—

ખાંનબાહદુર દસ્તુર નોશરવાંનજી જામાસપજી જામાસપઆશાના, શેઠો બાપુજી વીકાજી મેહરજી, દીનશાહજી બેજનજી તુરકી, દસ્તુર બેહરાંમજી જામાસપજી જામાસપઆશાના, એ૦ પેશતનજી રૂસતમજી કાંગા, શેઠો નશરવાંનજી શેરાબજી ચીનાઇ, દારાબજી ડોશાભાઇ ડાંટીવાલા, દસ્તુર રતનજી જામાસપજી જામાસપઆશાના, દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાના, શેઠો આદરજી દેરાબજી ઘાસવાલા, એદલજી શેરાબજી ચીનાઇ.

ડેપ્યુટેશનના વડા ખાંનબાહદુર દસ્તુર નોશરવાંનજી જામાસપજી જામાસપઆશાના જેઓ ખાસ પુણેથી આવ્યા હતા તેઓએ માનપત્ર ફારસી ભાષામાં બુલંદ અવાજે વાંચી સંભલાવ્યું, જેનો હજુર તરફથી નવાબ રશીદ ઉદ દૌલા મીર મુનશીએ જવાબ વાંચી સંભલાવ્યો, જે પછી દસ્તુરજી સાથે થોડીક વાતચીત કીધા બાદ ડેપ્યુટેશનના સર્વે ગ્રહથોને પોતાનો મેહલ બતાવવાને દરબારીઓને ફરમાવ્યું, અને ગોદાબ ખંદગી બજાવી દરબાર બરખાસ્ત થાઇ હતી.

બીજે દીને નામદાર નીજાંમ તરફથી દસ્તુરજી તથા તેમના ભાઇઓને મેજબાંનીએ બોલાવ્યા હતા, તથા દસ્તુરજીને બેલાત (તે મધે કીનખાબનાં થાણો, ડોશાલા, ધાકાની મલમલો, ઉંચી જામદાનીઓ, જરના શેલા, પાઘડીઓ, તથા એક ઘણોજ સુંદર પાનાં અને મોતીનો હાર, તથા ખીલીઆંનની પોંહચી અને સરપેચ) એનાયત કીધો હતો.

દસ્તુર સાહેબને આ મુસાફરી દરમેઆંન હેદરાબાદના દરેક અમીર ઉમરાવો તથા રેસીડંટે મોટા અમીર સરખું માનએકરાંમ આપ્યું તથા રેલવે સ્ટેશન સુધી સર્વે તેમને લેવા તથા મુકવા ગયા હતા.[2]

---

તા૦ ૭ મી મારચ.

શેઠ બેહરાંમજી ફરેદુનજી મરજબાને "મેરાતુલ અરસ" નામના કુટુંબની સ્ત્રીઓને બોધ આપવા લાયક એક નસીહતરૂપી ઉરદુ કીસ્સાનો ગુજરાતીમાં તરજુમો કરી તેનું પુસ્તક બાહેર પાડયું હતું.[3]

---

તા૦ ૮ મી મારચ.

રોજ ૨૦ માહ ૬ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

શેઠ નશરવાંનજી રતનજી તાતાએ નવસારી મધે બંધાવવા માડેલાં દોખમાનો તાણો પુરવાની ક્રિઆ આજ દીને ત્યાંના વડા દસ્તુર દારાબજી માહીઆરજી મેહરજીરાંણાનાં ઉપરીપણાં હેઠલ કરવામાં આવી હતી. એ ક્રિઆ બે બરશનુમવાલા હેરબદો દસ્તુર રૂસતમજી કેકોબાદજી મેહરજીરાંણા તથા એ૦ નવરોજજી રતનજી કુતારે કીધી હતી. આ વેળાએ મુંબઇ તથા ગુજરાતથી પુષ્કળ પારસીઓ પોતાનાં કુટુંબ સહીત એ ક્રિઆ જોવાને ગયા હતા, જેમની સંખીઆ આસરે ૧૦૦૦૦ ની હતી. લોકોના ઉતારા તથા ગાડીઓ વગેરેની સર્વે ગોઠવણો શેઠ નશરવાંનજી તાતા તરફથી સારી પ્રકારે કરવામાં આવી હતી.[4]

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૫ મી મારચ ૧૮૭૭.

એ કારખાનું જોવાને મુંબઇનો નામદાર ગવરનર સર ફીલીપ વુડહાઉસ તા૦ ૨૦ મી મારચ ૧૮૭૭ ને દીને ગયો હતો, અને ત્યાં થતું કામ જોઇ ખુશી થયો, તથા એવાં કારખાંનાંને મુંબઇના લોકોએ ઉત્તેજન આપવું જોઇએ એવી મજબુત ચેશારસ કીધી હતી.

૨ જામે જમશેદ, તા૦ ૧૩ મી મારચ ૧૮૭૭.

૩ "મેરાતુલ અરૂસ, યાને કન્યા દર્પણ." એવે નામની ઊરદુ ભાષામાં બનેલી એક કેતાબ જેમાં કુટુંબની સ્ત્રીઓને બોધ આપવા લાયક નસીહતરૂપી કીસ્સો છે તેનો ગુજરાતીમાં તરજુમો. અસલ ઊરદુમાં બનાવનાર, મોલવી મોહોમદ નજીર એહમદ, ડેપ્યુટી કલેકટર અને સેટલમેન્ટ આફિસર, ગોરખપુર. આ તરજુમો અસલ ગ્રંથના માલેકની પરવાંનગી લઇ, મુંબઇ, દફતર આશકારા છાપખાનાં મધે બેહરાંમજી ફરદુનજીની કુંપનીએ છાપ્યોછે. સને ૧૮૭૭ ઇસવી."

એ પુસ્તક ઘણું વાંચવા લાયક હોવાથી તેની ચાર આવૃતિ અત્યારસુધીમાં બાહેર પડીછે.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૧૧ મી મારચ ૧૮૭૭.

એ ક્રિઆમાં શામેલ થવાને શ્રી નવસારીની અંજુમને તરફથી દસ્તુર દારાબજી માહીઆરજી મેહરજીરાંણાએ એક માસ આગમજથી વર્તમાંનપત્રોમાં જાહેરખબર છપાવી સર્વે જરથોસ્તીઓને જાણ કીધી હતી.

તા૦ ૧૨ મી મારચ.

જલગામ મધે ૧૮૭૫ માં ચાલેલા સખ્ત કોલેરાની વખતે ત્યાંનાં રૂઉ ખાતાંના એક સબ-ઇનસ્પેકટર શેઠ જમશેદજી જીવાજીએ લોકોને દવાદારૂ વગેરેની મદદ કરી ઘણા જીવો બચાવવા માટે ત્યાંની મ્યુનીસીપાલીટીએ તેમને એક સોનાનો ચાંદ ભેટ આપ્યો હતો.[૧]

---

તા૦ ૨૧ મી મારચ.

પુણાંવાલા શેઠ ગોદરેજજી દોરાબજી પદમજી, બી. એ. ને હિંદુસ્થાંનની નામદાર સરકારે પોતાની નોકરીમાં દાખલ કરી મુંબઇના એકાઉંટંટ જનરલના છઠા આસીસ્ટંટ નેમ્યા હતા.[૨]

---

તા૦ ૨૨ મી મારચ.

રોજ ૪ માહ ૭ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

મરણ—એદલજી બરજોરજી શેઠના—ઉમર વર્ષ ૫૪) શેઠ બરજોરજી ડોશાભાઇ શેઠનાના બીજા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૪૬ થી કરાંચી તથા સીંદ હૈદરાબાદ તરફ રોજગારને માટે ગયા હતા. તે પછી શેઠ જામાસપજી હોરમજજી ભાગા સાથે લાહોર, રાવલપીંડી, વગેરે ઠેકાણેઓપર મેશરસ જામાસપજીની કું૦ને નામે દુકાનો ઉઘાડી હતી. લાહોર મધે ત્યાંનાં જરથોસ્તી રવાનોને અવલમંજલ પોંહચાડવાની આરામગાહની જગા એક મોટા કુશાદે બગીચામાં એવણે પોતાના ખરચથી બંધાવી હતી, તથા તેની પાસે "ગુલબાગ" નામે શગડીનું એક મકાંન બંધાવી તે તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૭ ને દીને ત્યાંની અંજુમનને સપુરદ કીધું હતું. એવણનું મરણ પણ લાહોર મધેજ નીપજ્યું હતું, અને ત્યાં ઉપલીજ આરામગાહની જગાપર એવણને સુમિદા કીધા હતા.

---

તા૦ ૨૩ મી મારચ.

રોજ ૫ માહ ૭ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

મરણ—રૂસતમજી નશરવાંનજી નાદરશાહ—ઉમર વર્ષ ૭૪) શેઠ નશરવાંનજી રૂસ્તમજી નાદરશાહના પાંચમા દીકરા. એવણ પ્રથમમાં પોતાના ભાઇ શેઠ મેહરવાંનજી નશરવાંનજી નાદરશાહ સાથે ભાગમાં દુબાશનું કામ ચલાવતા હતા. તે પછી તા૦ ૧ લી અકટોબર ૧૮૩૭ થી ભાઇ શેઠ મેહરવાંનજી તથા શેઠ ફરામજી પેશતનજી પાંડે સાથે "રૂસતમજી નશરવાંનજીની કું૦" ને નામે વ્યાપાર ચાલુ કીધો હતો. તે પેહડી તા૦ ૨૭ મી અકટોબર ૧૮૪૦ થી બંધ કરી, અને પાછા દુબાશનાં કામમાં પડયા હતા. ૧૮૫૫ થી ભાઇથી છુટા પડી એકાંત જીંદગી ગુજારી હતી.

૧ ટાઇમસ ઑવ ઇંડીઆ, તા૦ ૨૨ મી મારચ ૧૮૭૭.

૨ ટાઇમસ ઑવ ઇંડીઆ, તા૦ ૨૭ મી મારચ ૧૮૭૭.

તા૦ ૨૫ મી મારચ.

શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ મુંબઇના દેશીઓમાં ફ્રીમેશનરીની બાબદ ઉપર એક નીબંધ લખી તેનું ચોપાનીઉં છપાવી પ્રગટ કીધું હતું.[૩]

---

તા૦ ૨૭ મી મારચ.

રોજ ૯ માહ ૭ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

આજ દીને થાંણા મધેની મરહુમ શેઠ રૂસતમજી કાવશજી પટેલવાલી દરેમેહરની ૪૯ માં વર્ષની શાલગરેહનાં જશનની મીજલસમાં ત્યાંની જરથોસ્તી અંજુમને એ દરેમેહરના પંથકી એ૦ ખુરશેદજી મનોચેહરજી પંથકી—કે જેઓના વડવાઓ જ્યારથી થાંણા ગામમાં પારસીઓની વસ્તી થાઇ ત્યારથી ત્યાંના પંથકી હતા, અને જેઓએ પોતાની દયાનતદારી, પહરેજગારી અને એકમારગીપણાંના બવાસથી થાંણાના જરથોસ્તીઓનો એક પછી એક પ્યાર મેલવ્યો હતો; તેઓને પોતાની અંજુમનને માથે વડા દસ્તુર ઠેરવી એક કીમતી શેઆલ હોરાડી હતી. એ વેળાએ થાંણાના તમાંમ જરથોસ્તીઓ તથા મુંબઇથી પણ ઘણાક સાહેબો જશનમાં બીરાજ્યા હતા. જશનની ક્રિયા પુરી થવા બાદ મુંબઇવાલા દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ ઉઠી એક સુભાષીત ભાષણ કરી આ ઠીલચાલને પસંદ કરી ટેકો આપો, તથા સુચના કીધી કે દસ્તુર ખુરશેદજીને પોતાના દસ્તુરી ઓહદાની ફરજો બજાવવામાં થાંણાના સર્વે જરથોસ્તીઓએ હમેશાં મદદ કરવી. એ બાદ થાંણાની જરથોસ્તી અંજુમન તરફથી શેઠ બહમનજી બેહરામજી પટેલ એક અંજુમનપત્ર વાંચી દસ્તુર ખુરશેદજીને સર્વેનાં એકમતથી થાંણાની અંજુમનના દસ્તુર નેમેલા જાહેર કીધા. જે પછી થાંણાના એક અસલ રેહવાસી ખાંનસાહેબ જમશેદજી રતનજી તે થાંણાની અદાલતના નાજરે ઉઠી દસ્તુરજીને શેઆલ હોરાડી મુબારકબાદી આપી તથા હાજર થએલા સર્વે ગ્રહસ્થોનો ઉપકાર માનયો. જે બાદ ચાશની કરી મેલાવડો બરખાસ્ત થાયો હતો.[૪]

---

તા૦ ૨૯ મી મારચ.

આએ વર્ષની ડીસ્ટ્રીકટ પલીડરની પરીક્ષામાં ૧ પારસી,—શેઠ બેજનજી આદરજી કલેકટર, પસાર થયા હતા.

શેઠ ધનજીશાહ હોરમજજી કરાકાને નામદાર સરકારે કાઠીઆવાડના કામચલાઉ પેહલા ડેપ્યુટી આસીસ્ટંટ પોલીટીકલ એજંટ નેમ્યા હતા.[૫]

૩ "A Discourse on Freemasonary among the Natives of Bombay. By K. R. Cama. Printed at the Times of India Steam Press. 1877."

૪ જામે જમશેદ, તા૦ ૨ જી આપરેલ ૧૮૭૭.

૫ બોમ્બે ગવરમેંટ ગેજેટ, તા૦ ૨૯ મી મારચ ૧૮૭૭.

તા૦ ૩૧ મી મારચ.

અર્તરેની રાયલ નેવીના અમલદારો તથા પારસીઓ વચ્ચે એક ક્રિકેટ માચ આજ દીને અર્તરેનાં મેદાનમાં રમવામાં આવી હતી, જેમાં પારસીઓ ૭ વિકેટ જીત્યા હતા.[૧]

તા૦ ૧ લી આપરેલ.

નીચલા પારસી ગ્રહસ્થોને આએ વર્ષમાં તેમનાં નામની આગલ લખેલાં જુદાં જુદાં શહેરોની મ્યુનીસીપાલીટીના મેમબરો તરીકે નામદાર સરકારે નેમ્યા હતા:—

બાનોલી ——શેઠ અરદેશર મેહરવાંનજી.
પુણાં ——પ્રોફેસર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાના.
શેઠ દોરાબજી પદમજી પેશતનજી.
અહમદનગર —ખાંનબાહાદુર નશરવાંનજી ખરશેદજી નગરવાલા.
શેઠ ફરામજી અરદેશર કેકોબાદના.
શોલાપુર ——શેઠ દોરાબજી મનચેરજી લાલકાકા.
નાશક ——શેઠ મેહરાંમજી જાંહગીરજી રાજકોટવાલા.
ધગતપુરા ——શેઠ રૂસતમજી ખરશેદજી સરાફ.
ખાંનદેશ ——શેઠ જમશેદજી જીવાજી.
અલીબાગ ——શેઠ ફરામજી ખરશેદજી નરીમાંન.
કારવાર ——શેઠ જમશેદજી હોરમજજી.
વાંદરા ——શેઠ દાદાભાઇ નવરોજજી દાવર.
શેઠ જાંહગીરજી રૂસતમજી મોદી.
વલસાડ ——શેઠ શાપુરજી દાદાભાઇ.
શેઠ શાપુરજી ગોરાબાઇ.
શેઠ માણેકજી શોરાબજી.
ડાકટર નશરવાંનજી ધનજીભાઇ કરંજીઆ.
સુરત ——ખાંનબાહાદુર બરજોરજી મેહરવાંનજી ફરેજર.
ડાકટર માણેકજી ખશુખાંજી.
ડાકટર ડોશાભાઇ પેશતનજી.
ખાંનશાહેબ ખરશેદજી પાલણજી લાલકાકા.
શેઠ ફરામજી જામાસપજી ભાવનગરી.
રાંદેર ——શેઠ બહમનજી ભીમજીભાઇ રાંદેરીઆ.
માંડવી ——શેઠ હોરમજજી ખરશેદજી.
શેઠ દીનશાહ બહમનજી.
અંકલેસર ——શેઠ એદલજી નશરવાંનજી જીનવાલા.
ભરૂચ ——શેઠ ધનજીશાહ મેહરવાંનજી ડાકટર.
શેઠ એદલજી મનચેરજી કંત્રાકટર.
શેઠ નશરવાંનજી બહમનશાહ મેહતાજી.
શેઠ આદરજી મનચેરજી દલાલ, બી. એ.
નડીઆદ ——શેઠ દારાશાહ જમશેદજી પોસ્ટ માસ્ટર.
ખેડા ——શેઠ રૂસતમજી ધનજીભાઇ પટેલ.
દોહદ ——શેઠ જાંહગીરશાહ અરદેશર તાલેયારખાંન.

તા૦ ૨ જી આપરેલ.

રોજ ૧૫ માહ ૭ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—જામાસપજી બહમનજી ભાવનગરી—ઉમર વર્ષ ૬૪) સુરતવાલા શેઠ બહમનજી મનચેરજી ભાવનગરીના વડા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૪૭ માં પોતાના બાપનાં મરણ બાદ તેમની જાગીરો વગેરેનો વહીવટ ચલાવતા હતા. ૧૮૬૪ માં સુરત મધે અતી મોંઘવારી ચાલવાથી સસ્તો અનાજ વેચવાને ઉભી થાયલી "ગ્રેન કુંપની"ને એવણે કેટલીક મદદ કીધી હતી. સુરતની પારસી ડીસ્ત્રીક્ટ માત્રીમોનીઅલ કોરટના એવણ ૧૮૬૬ માં તેની શરૂઆતથીજ એક ડેલીગેટ હતા. સુરતની પારસી કોમમાં એવણ એક આગેવાંન ગ્રહસ્થ હતા, તથા ત્યાંનાં દરેક પ્રજા ઉપેગી કામમાં ભાગ લેતા. ભાવનગર મધે એઓની કેટલીક બાગીકી જમીન હતી, જે ત્યાંના મરનાર ઠાકોર સાહેબે ઇમારતો બાંધવાનાં કામમાં લીધાથી એવણે તે સામે દાવો ઉઠાવ્યો હતો, અને મુકદમો છેક ઇંગલાંડ શેક્રેટરી ઓફ સ્ટેટ સુધી ગયો હતો, પણ તે નામદારે રાજદરબારી કારણોને લીધે તેમાં વચ્ચે પડવાને ના પાડ્યું હતું.

તા૦ ૫ મી આપરેલ.

મુંબઇ સમાચારના માલેક શેઠ માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીનાએ "હોરી સમુદય" એટલે વીણી કાહડેલી અસલ ૫૩૦ ઉંચી કીસમની હોરીઓના સંગ્રહનું એક પુસ્તક પ્રગટ કીધું હતું.[૨]

તા૦ ૧૫ મી આપરેલ.

એ૦ એદલજી બહમનજી દસ્તુર જામાસપઆશનાને ગયે શાલ બીરાર તાલુકાના રેસીડંટના "એટચી"નો ઓહદો નામદાર સરકારે આપ્યો હતો, તેમને આ શાલ

---

૧ ટાઇમસ ઑફ ઈંડીઆ, તા૦ ૨ જી આપરેલ ૧૮૭૭.
આ પારસી જીતનારા ટીમમાં નીચલા ૧૧ જણા હતા:—
શેઠો અરદેશર ખરશેદજી મેજર, પેશતનજી જીવણજી માસટર, શોરાબજી જમશેદજી ગજધર (મીસ્ત્રી), પેશતનજી જામાસજી મોદી, શોરાબજી પેશતનજી મીસ્ત્રી, ધનજીશાહ હીરજીભાઇ પટેલ, એદલજી બીખાજી કુમાના, રૂસતમજી ફરદુનજી બીકરસટેથ, કાવશજી રતનજી આરીટન, રૂસતમજી નવરોજજી પસતાકીઆ, જમશેદજી પોંહચાજી પોંહચા.
શેઠ અરદેશર મેહરાંમજી પટેલ—સેક્રેટરી.

૨ "મુંબઇ સમાચારનો હોરી સમુદય, જે મધે અસલ પુસ્તકોમાંથી વીની કાહાડેલી તથા બીજી મલી ૫૩૦ નવી ઊંચી કીસમની હોરીઓનો સંગ્રહ સમાવયોછે. ભાગ ૧ લો. મુંબઇ સમાચાર છાપખાનાંમાં માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીનાએ છાપયોછે. સને ૧૮૭૭ ઇસવી."

આકોલાના ત્રિજા માજીસ્ટ્રેટ નેમી રૂ૧૦૦) સુધીના દીવાંની મુકદમાઓ ચુકવવાની પણ સત્તા આપી હતી.[૧]

તા૦ ૧૬ મી આપરેલ.

હાનરેબલ શેરાબજી શાપુરજી બંગાલીએ હિંદુસ્થાન ખાતે આયાત થતાં કાપડ તથા સુતર ઉપરની જગાત કાહડી નાખવાની વીરૂદ્ધમાં એક લંબાંન પત્ર હિંદુસ્થાંનના નામદાર વાઇસરાય લારડ લીટન ઉપર આજ દીને લખ્યો હતો, અને તેમાં બતાવી આપ્યું હતું કે હિંદુસ્થાંનની કસટમની આયાત જગાતોને રાજનાં મેહસુલની એક અગતની રકમ દાખલ જાળવી રાખવી જોઇએ.[૨]

તા૦ ૧૯ મી આપરેલ.

રોજ ૨ માહ ૮ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—બરજોરજી બહમનજી પદમ—ઉમર વર્ષ ૬૧) નવસારીવાલા આ૦ બહમનજી રૂસતમજી પદમના દીકરા. એવણ નવસારીથી આગ્રે સદીની શરૂઆતમાં મુંબઇ આવી સુતરાઉ કાપડની ફેરી કરતા હતા, અને ઇંગ્રેજોમાં ઘણી ઘરાકી કીધી હતી. અતરેની મેશરસ વીલ્યમ નીકલની કું૦ની મારફતે એવણ વીલાયતથી કાપડનો મોટો જથ્થો મંગાવતા હોવાથી એમને તે જાણીતી વ્યાપારી પેહડી સાથે ઘણો સંબંધ હતો. ૧૮૭૨ માં એવણે નવસારી મધે પેહલા દસ્તુર મેહરજીરાંણા કેતાબખાંનાને માટે રૂ૫૦૦૦) ને ખરચે એક મકાંન બંધાવી આપ્યું હતું.

તા૦ ૧૯ મી આપરેલ.

શેઠ શાવકશાહ શેરાબજી દાવરને નામદાર સરકારે થાંણાના બીજા વર્ગના કામચલાઉ સબારડીનેટ જડજ નેમી રૂ૫૦) સુધીના દીવાંની મુકદમાઓ ચુકવવાની સમાલ કાઝ કોરટના જડજની સત્તા આપી હતી.

શેઠ કુવરજી કાવશજી શબાવાલાની વડોદરાનાં રાજ્યમાંથી બદલી કરી નામદાર સરકારે તેમને અમદાવાદના કામચલાઉ હજુર ડેપ્યુટી કલેકટર નેમ્યા હતા.[૩]

તા૦ ૨૭ મી આપરેલ.

રોજ ૧૦ માહ ૮ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

આજ દીને નીમચ મધે ત્યાંની જરથોસ્તી અંજુમનના ઉપરાતથી એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું. એ દોખમાંની આગેવાંની તથા સર્વે દેખરેખ શેઠ કાવશજી જીવણજી મેવાવાલાએ કીધી હતી.[૪] દોખમાંની સામે એક શગડી શેઠ આદરજી ભીખાજી એરાવવાલા તે મેવાર પોલીટીકલ એજનસીના હેડ કલાર્કે પોતાને ખરચે બંધાવી આપી હતી.[૫]

તા૦ ૨૯ મી આપરેલ.

રોજ ૧૨ માહ ૮ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—મનચેરજી પાલણજી લાલકાકા—ઉમર વર્ષ ૬૬) શેઠ પાલણજી દોરાબજી લાલકાકાના વડા દીકરા. એવણ પ્રથમ ઇ૦ સ૦ ૧૮૩૯ માં શોલાપુર તરફ નોકરીએ ગયા હતા. તે બાદ ૧૮૫૦ માં ત્યાં એક વીલાયતી અસબાબની દુકાંન ઉઘાડી પોતાને હીસાબે રોજગાર ચલાવતા હતા. શોલાપુરમાં લાંબા વસવાતને લીધે એવણ ત્યાંના એક આગેવાંન રેહવાસી ગણાતા હતા. એવણનું મરણ પણ ત્યાંજ નીપજ્યું હતું.

તા૦ ૧ લી મેએ.

જાહેર નિશાલોમાં શિક્ષક થવાને લાયક બનવાની "પબલીક સરવીસ" ની પરીક્ષામાં આગ્રે વર્ષ એક પારસી બાઇ—ડોશીબાઇ એદલજી વઇદ, પસાર થયાં હતાં.[૬]

તા૦ ૨ જી મેએ.

મહુની લશ્કરી છાવણીના કમાનડીંગ આફીસર મેજર જનરલ માંટગોમરી પોતાને વતન સીધારનાર હોવાથી તે નામદારે ત્યાંના પારસીઓ સાથે ચલાવેલી સલુકાઇને લીધે મહુના સર્વે પારસીઓએ આજ દીને શેઠ આદરજી દાદાભાઇ મસાલાવાલાનાં દીવાંનખાંનામાં ખાંનબાહદુર એદલજી પેશતનજી ધાસવાલાનાં પ્રમુખપણાં હેઠલ મલી તેને એક માનપત્ર આપ્યું હતું.[૭]

તા૦ ૫ મી મેએ.

મુંબઇની પોલીસનો ડેપ્યુટી કમીશનર મી૦ આલફ્રેડ એડીંગટન કે જે છેલ્લાં પચીસ વર્ષ થયાં અતરેની પોલીસ ફોજમાં જોડાયલો હતો તે પોતાનો ઓહદો છોડી ઇંગલાંડ જવાથી તેને અતરેના રેહવાસીઓ તરફથી આજ દીને તેનાં મકાનમાં જઇ એક માનપત્ર આપવામાં આવ્યું હતું. શેઠ

---

૧ મુબઇ સમાચાર, તા૦ ૨૪ મી આપરેલ ૧૮૭૭.

૨ એ આખો પત્ર એક ચોપાંનયાંના આકારમાં એજ શાલના મેએ માસમાં શેઠ શેરાબજીએ છાવી પ્રગટ કીધો હતો, તથા તે એમનાં સુંદી કાહડેલાં લખાંણોના બીજા દફતરને સફે ૪૦૦ મે છાપયલોછે.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૯ મી આપરેલ ૧૮૭૭.

૪ એ દોખમું પરઠાઅવાનાં જશનમાં શામેલ થવાને સર્વે જરથોસ્તીઓને નીમચની જરથોસ્તી અંજુમન તરફથી શેઠ કાવશજી જીવણજી મેવાવાલા, ગવરમેંટ કંત્રાકટરે અતરેનાં ગુજરાતી વર્તમાનપત્રોમાં જાહેરખબર છપાવી અરજ કીધી હતી.

૫ આ દોખમાંપર દસ્તી તખ્તી અથવા લેખ કોતરેલો નથી, પણ તેની સામેની શગડી ઉપર એક તખ્તી મારી તેમાં ફકત નીચે મુજબ લખેલુંછે:—

"૧૮૭૭, 1877, પારસી આદરજી ભીખાજી એરાવાલા હેડ કલારક મેવાર પોલીતીકલ એજંશી ૧૨૪૭."

૬ જામે જમશેદ, તા૦ ૨ જી મે ૧૮૭૭.

૭ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૬ મી મેએ ૧૮૭૭.

નાનાભાઇ બેહરામજી જીજીભાઇએ તે વાંચી સંભળાવ્યું, જેનો મી૦ એડજીંગટને ઘટતો ઉતર વાલ્યો હતો.

એજ મુજબ એજ વખતે અતરેનાં સર્વે ભાડુતી બગીવાલાઓ તરફથી શેઠ દાદાભાઇ નશરવાંનજી કેરાંવાલાએ એક માનપત્ર વાંચી સંભળાવ્યું હતું, જેનો પણ મી૦ એડજીંગટને જવાબ વાલવા બાદ સર્વે ગ્રહસ્થો વદાય થયા હતા.[૧]

તા૦ ૧૦ મી મેએ.

શેઠ માણેકજી એદલજી રીપોરટરે લંડન મધે એલ. આર. સી. પી. ની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[૨]

તા૦ ૧૧ મી મેએ.

શેઠ કાવશજી જામાસપજી પાદશાહે લંડન મધે હિંદુસ્થાંનની સીવીલ સરવીસની પરીક્ષા ૮ મી પદવીએ પસાર કીધી હતી.[૩]

તા૦ ૧૨ મી મેએ.

રોજ ૨૫ માહ ૮ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—પેશતનજી જાંહગીરજી તારાચંદ—ઉમર વર્ષ ૬૬) શેઠ જાંહગીરજી ખરશેદજી લીકીમ અથવા તારાચંદના વડા દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપનાં વ્યાપારનાં કામસર ૧૮૩૦ માં તેમની સાથે ચીન ગયા હતા. ૧૮૩૩ માં ત્યાંથી પાછા આવી અતરે વહીવટ ચલાવ્યો હતો. ૧૮૪૫ માં બાપનાં મરણ બાદ પોતાને હીસાબે અતરે થોડોક વ્યાપાર ચલાવતા હતા. ૧૮૪૯ માં કોસ્તાઓપર ફરનારી સ્ટીમર સર જે. આર. કરનાક તથા ૧૮૬૦ થી સ્ટીમર ફલાક્ષનો વહીવટ એવણ ચલાવતા હતા. તા૦ ૩૦ મી જુલાઇ ૧૮૪૯ ને દીને એવણે મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટીઓ હસ્તક રૂ૧૫૦૦૦) ની સરકારી નોટ, તેનું વ્યાજ દર શાલ સુરત મધે આંધલાં પાંગલાં જરથોશ્તીઓને ગુજારો આપવાના ખરચમાં વાપડવાને ભેટ આપી હતી. ૧૮૫૮ માં એવણ સર જમશેદજી જીજીભાઇ પારસી બેનવોલંટ ઇનસ્ટીટ્યુશનના એક આડીટર, તથા ૧૮૫૯ થી તે ખાતાંના એક અધિકારી નેમાંયા હતા, અને તે ઓહ્દો સેવટ સુધી ભોગવ્યો હતો. મુંબઇમાં આગલા વખતમાં પાણીની ટીપની ચાલવાથી એવણે ૧૮૫૬ માં અતરેનાં મેદાનમાં હાલની એલફીનસ્ટન હાઇ સ્કુલની સાંમે સર જમશેદજી જીજીભાઇના કુવાની પાશે એક મોટો કુવો ખંધાવી પ્રજાને વાપડવાને ખોલો મુકયો હતો. ૧૮૬૦ માં સર જમશેદજી જીજીભાઇ (બીજા) બારોનેટ સાથે એવણ ઇંગલાંડની સફરે ગયા હતા. એ બાદ ૧૮૬૬ થી સર્વે વહીવટ બંધ કરી એકાંત જીંદગી ગુજારી હતી.

તા૦ ૧૪ મી મેએ.

રોજ ૨૭ માહ ૮ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—એરચશાહ માણેકજી બનાજી—ઉમર વર્ષ ૩૨) શેઠ માણેકજી ઉકરજી બનાજીના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૬૪ માં મુંબઇની યુનીવરસીટીમાં મેટ્રીક થાઇ ગ્રાંટ મેડીકલ કાલેજમાં જોડાયા હતા, અને ત્યાં બે વર્ષ સરકારી સ્કાલરશીપ પણ મેલવી હતી. એક હોનારતથી થયલી ઇજાને લીધે એવણ ઘણા બીમાર પડવાથી વેદાનો અભીઆસ છોડી દીધો હતો. બનાજીનાં કુટુંબની એક સંપુરણ તવારીખ તથા વંશાવળી બનાવવામાં એવણ ગુંથાયા હતા તેટલામાં અચબુચ કાલિરાથી એવણનું મરણ નીપજયું હતું. આ અદના લખનારને પણ કેટલીક મદદ એવણે આપી હતી.

તા૦ ૧૮ મી મેએ.

મુંબઇ શેહરના સુલેહના અમલદારોના પ્રમુખ મી૦ સી. પી. કુપરે ઓહ્દો છોડવાથી તેની જગોએ આજ દીને મલેલી સુલેહના અમલદારોની સભામાં શેઠ ડોશાભાઇ ફરામજી કરાકા, સી. એસ. આઇ. ને ચુંટી કાઢયા હતા.[૪]

તા૦ ૨૧ મી મેએ.

રોજ ૪ માહ ૯ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—જમશેદજી રતનાગર[૫]—ઉમર વર્ષ ૫૪) શેઠ રતનજી જીવણજી ગજધર ગદેવીવાલાના બીજા દીકરા. એવણ પ્રથમથીજ અતરેનાં કમીસરીએટ ખાતાંમાં તથા તે પછી મ્યુનીસીપાલીટીને લગતાં કંત્રાકટો લેતા હતા.

તા૦ ૨૩ મી મેએ.

રોજ ૬ માહ ૯ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ ફરામજી શાપુરજી ધનજીભાઇ બાટલીવાલાનાં ઉઠમણાંમાં તેમનાં માતાજી બાઇ પીરોજબાઇ તે મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટનાં બેટીએ રૂ૧૩૦૦) ધર્મખાતે આપ્યા હતા.[૬]

તા૦ ૨૪ મી મેએ.

અમદાવાદના હજુર ડેપ્યુટી કલેકટર શેઠ કુવરજી કાવશજી શબાવાલાને નામદાર સરકારે તે જીલ્લાના પેહલા વર્ગના માજીસ્ટ્રેટ નેમ્યા હતા.[૭]

તા૦ ૨૮ મી મેએ.

દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસઆશાનાએ પેહલવી—ગુજરાતી અને ઇંગ્રેજી શબ્દકોશ રચી પ્રગટ કીધો

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૭ મી મેએ ૧૮૭૭.
૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૧ મી મેએ ૧૮૭૭.
૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૨ મી મેએ ૧૮૭૭.
૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૯ મી મેએ ૧૮૭૭.
૫ શેઠ નશરવાંનજી જમશેદજી રતનાગરના બાવા.
૬ જામે જમશેદ, તા૦ ૨૪ મી મેએ ૧૮૭૭.
૭ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૪ મી મેએ ૧૮૭૭.

હતો.[1] એ પુસ્તક મુંબઈના નામદાર ગવરનર સર ફીલીપ વુડ હાઉસને અર્પણ કરવામાં આવ્યું હતું.

તા૦ ૩૧ મી મેએ.

મુંબઈનાં બારામાં વાહણ "પ્રસ લોઠીઅન" અને એક મછવો નામે "તવકલી" સાથે અથડી પડવાથી મછવો ડુબી જઈ બે જીવની ખોવારી થાઈ તે બાબેની તપાસ કરવાને નામદાર સરકારે બંદરના આકટીંગ ચીફ–માજીસ્ટ્રેટ મી૦ ડબલ્યુ. વેબ, કમાંનડર જાન ગીબ, અને હાનરેબલ સોરાબજી શાપુરજી બંગાલીની એક કમાટી નેમી હતી.[2]

તા૦ ૧ લી જુન.

મુંબઈ સમાચારના માલેક શેઠ માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીનાએ "બાળોદય" નામનું એક માસીક ચોપાંનયું નિશાળોમાં ભણતાં નાની વયનાં બાળકોને માટે રચી પરવરતાવવા માંડયું હતું.[3]

તા૦ ૨ જી જુન.

રોજ ૧૬ માહ ૯ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ પીરોજબાઈ તે શેઠ દોરાબજી પાલણજી પાંડેવાલાનાં બીજી વારનાં ધણીઆંની તથા શેઠ રૂસતમજી ફરામજી દીનશાનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પુંજીમાંથી તથા બેશીઓએ મલી રૂ૬૭૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૬ ઠી જુન.

રોજ ૨૦ માહ ૯ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

સુરતની પાસેના મોજે બેશાંન ગામમાં ઈ૦ સ૦ ૧૮૪૬ માં શેઠો દાદાભાઈ તથા મનચેરજી પેશતનજી વાડીઆએ પોતાના બંધેવી મરહુમ શેઠ શોરાબજી ફરામજી વાડીઆની નઈઅેતે એક દરેમેહર બંધાવી હતી તે દરેમેહર જુની તથા વસ્તીથી દુર થવાથી એ શેઠોનાં બેહન બાઈ બચુબાઈ તે મજકુર શેઠ શોરાબજીનાં વીધવાએ પોતાને ખરચે નવેસરથી અને પારસીઓની વસ્તીવાલી જગામાં બંધાવી તે આજ દીને પરઠાવી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ એ નેક કામ શેઠ બેહરામજી હીરજીભાઈ બેશાંનીઆ તથાં બીજા સાહેબોએ બીનસ્વાર્થે તસદી લઈ સરંજામ પોહચાડયું તે માટે બાઈ બચુબાઈ તરફથી તેમનો ઉપકાર માનવામાં આવ્યો હતો. એ બાદ બેશાંનની અંજુમન તરફથી શેઠો દાદાભાઈ તથા મનચેરજી પેશતનજી વાડીઆ, બાઈ બચુબાઈ, તથા તેમના બેટાઓ શેઠો માણેકજી અને ખરશેદજી શોરાબજી વાડીઆને એક માનપત્ર વાંચી એનાયત કરવામાં આવ્યું હતું.[5]

તા૦ ૬ ઠી જુન.

રોજ ૨૦ માહ ૯ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

પુણાંની મરહુમ શેઠ શોરાબજી રતનજી પટેલવાલી દરેમેહર ત્યાંના ખાંનબાહદુર દસ્તુર નોશરવાંનજી જામાસપજી જામાસપઆશાનાએ પોતાના ભાઈઓની મદદથી ફરી બંધાવી આજ દીને પરઠાવી હતી. એ દરેમેહરને લગતા કંપાઉંડમાં સારેરૂડે જરથોસ્તીઓને વાપરવા સારૂં એક મકાંન એલાહેદો બાંધી તેનું નામ "પટેલ હાલ" કરી રાખ્યું હતું. જશનની ક્રિઆ ખાંનબાહદુર દસ્તુર નોશરવાંનજીએ કર્યા બાદ તેમના ભાઈ પ્રોફેસર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાએ એક અંજુમનપત્ર વાંચી સંભલાવ્યો, જેમાં જણાવ્યું હતું કે મરહુમ શેઠ શોરાબજી પટેલ સને ૧૨૧૨ યજદજરદી (ઈ૦ સ૦ ૧૮૪૩) નાં શાલમાં દસ્તુર નોશરવાંનજીને સ્ટાંમપ પેપરપર પોતાની આએ દરેમેહર તથા દોખમાં વગેરે ધર્મનાં મકાનોની મુખતેઆરી માલેકી કરી આપી હતી. જેની રૂહે તેવણે આએ દરેમેહર તથા "સોપો" (સર અવસરે વાપડવાનું મકાંન) પોતાના ભાઈઓની મદદથી બંધાવી બેહશતી શેઠ શોરાબજીની નઈઅેતે ફરીથી કાએમ કીધીછે. એ દરેમેહરનો વહીવટ દસ્તુરજીની

1 "પેહેલવી–ગુજરાતી અને ઈંગ્રેજી શબ્દ કોશ. રચનાર, જામાસપજી દસ્તુર મીનોચેહેરજી જામાસપઆસાના. દફતર ૧ લું. સને ૧૨૪૬ યજદજરદી. સને ૧૮૭૭ ઈસવી. મુંબઈ મધે એજયુકેશન સોસાઈટીનાં છાપખાનામાં છપાવી પ્રગટ કરયુંછે."

એ શબ્દ કોશનાં ચાર દફતરો "ઓમાનાક" શબ્દ સુધી અત્યાર સુધી પ્રગટ થયાંછે. એમાં શબ્દોના ઈંગ્રેજી તરજુમા એ૦ કાવશજી એદલજી કાંગાએ કરેલાછે.

2 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૩૧ મી મેએ ૧૮૭૭.

3 એ ચોપાંનયું થોડું ક સુધી ચાલી બંધ પડયું હતું.

4 જામે જમશેદ, તા૦ ૪ થી જુન ૧૮૭૭.

5 જામે જમશેદ, તા૦ ૧૪ મી જુન ૧૮૭૭.

આ દરેમેહરપર નીચલી તખ્તી મારેલીછે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.

"આએ ગામમાં અસલમાં આતશ દાદગાહની દરે-"મેહેર શ્રી મોજે બેશાંણ તથા તેને લગતાં બીજાં ગામો "મધેનાં જરથોશતીઓના વપરાશને માટે મરહુમ વાડીઆજી "પેશતનજી બહમનજીનાં વારેશે વાડીઆજી દાદાભાઈ તથા "મનચેરજી પેશતનજીએ પોતાના મરહુમ બંધેવી વાડીઆજી "શોરાબજી ફરામજીની નઈઅેતે રોજ ૧૧ માહ ૫ શેહનશાહી "તથા માહ ૬ કદમી શને ૧૨૧૫ એજદેજરદી તા૦ ૫ "ફેબરવારી શને ૧૮૪૬ ને દીને બંધાવી પરઠાવી હતી તે "જુની થવાથી તથા વશતીથી દુર હોવાથી આએ જગોએ "મરહુમ મજકુર વાડીઆજી શોરાબજી ફરામજીની વીધવા બાઈ "બચુબાઈએ પોતાની મરહુમ દીકરી બાઈ ગુલબાઈની યાદ-"ગારીમાં નવેશરથી બંધાવી પોતાનાં ખાવંદ વાડીઆજી "શોરાબજી ફરામજીની નઈઅેતે રોજ ૨૦ માહ ૯ શેહનશાહી "તથા માહ ૧૦ કદમી શને ૧૨૪૬ ઈઅજદેજરદી તા૦ ૬ ઠી "જુન શને ૧૮૭૭ ને દીને પરઠાવીછે."

પછી તેમના ભાઇઓ તથા વારેસોએ ચલાવી મરહુમ શેઠ શોરાબજીનું નામ જાવેદાન સુધી કાએમ અને રોશન રાખવું. એ અંજુમનપત્ર વાંચ્યા બાદ દસ્તુર હોશંગજીએ "આતશ કદેહ બાંધવા માટે તથા તે બંધાવનાર ધણીને પાક યજદાન આંએ તથા પેલી માનોઇ જેહાનમાં કેવું મોટું સુખ બખ્શેછે" તે વિષે એક વાએજ કીધી હતી. -એ બાદ અંજુમનના સહરયોની તરફથી શેઠ ધનજીશાહ જમશેદજી અફલેસરીઆએ ખાનબાહદુર દસ્તુર નોશરવાનજીને તથા મરહુમ શેઠ શોરાબજીના ભત્રિજા તથા વારસ શેઠ દોરાબજી પેશતનજી પટેલની વતી તેમના બેટા શેઠ દાદાભાઇ દોરાબજી પટેલને શ્રીઆલા હોરાડી હતી. જે બાદ ચાશની કરી મેલાવડો બરખાસ્ત થયો હતો.[1]

તા૦ ૭ મી જુન.

રોજ ૨૧ માહ ૯ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

મરણ—રૂસતમજી એદલજી માકાબખાના અથવા ઇજનેર[2]—ઉમર વર્ષ ૪૨) શેઠ એદલજી શેરાબજી માકાબખાનાના દીકરા. એવણે ઇ૦ સ૦ ૧૮૫૬ માં અતરેની એલફીનસ્ટન ઇનસ્ટીટયુટમાંથી "કલેર સ્કાલર" ની પદવી મેલવી હતી. તે પછી શેઠ માણેકજી હોરમજજી મસાંની સાથે રેલવેના તથા બીજા કંત્રાકટો લેતા હતા. જમીનની માપણી અને સરવેનાં કામમાં એવણ માહીતગાર હોવાથી ઇજનેરનાં નામથી ઓળખાતા હતા.

તા૦ ૧૩ મી જુન.

રોજ ૨૭ માહ ૯ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

મરણ—એ૦ કાવશજી નવરોજજી બામજી—ઉમર વર્ષ ૪૪) આ૦ નવરોજજી જમશેદજી બામજીના વિરલ દીકરા. એવણ પ્રથમમાં મોબેદી કરતા હતા. તે પછી રેલવેનાં અને બીજાં કંત્રાકટ લેવાનાં કામોમાં પડયા હતા. મી૦ ટી. આર. ટામપસનની સાથે મુંબઇની મ્યુનીસીપાલીટીને માટે વીહાર ખાતે કેટલાંક બાંધકામોનાં કંત્રાકટો એવણે લીધાં હતાં. ૧૮૬૮ માં વડોદરાની કાંપની ધર્મશાલામાં એવણે એક કુવો બંધાવી ત્યાંના જરથોસ્તીઓને વાપરવાને ખુલ્લો મુકયો હતો.

તા૦ ૧૪ મી જુન.

નારગોલ મધે ત્યાંનાં નશાખાનાંની પાસે મુંબઇવાલા શેઠ ધનજીભાઇ શેરાબજી શેઠના તથા તેવણનાં ધણીઆંણી બાઇ કવરીબાઇએ એક કુવો બંધાવી સર્વે લોકોને વાપરવાને ખુલ્લો મુકયો હતો.[3]

તા૦ ૧૪ મી જુન.

શેઠ એદલજી દોરાબજી તલાટી, બી. એ. ને નામદાર સરકારે કરાંચી હાઇ સ્કુલના હેડ-માસટર નેમ્યા હતા.[4]

તા૦ ૧૫ મી જુન.

બીરાર પ્રાંતમાં આવેલાં ખાનગામના તેહસીલદાર શેઠ દોરાબજી કાઉશજી હાથીદારને નામદાર સરકારે આકોટનાં તથા આકોટના તેહસીલદાર શેઠ અરદેશર દીનશાહ ચીનાઇને આકોલાના તેહસીલદાર નેમ્યા હતા.[5]

તા૦ ૨૮ મી જુન.

શેઠ દોરાબજી એદલજી ગીમી, બી. એ. ને નામદાર સરકારે સુરત હાઇ સ્કુલના કામચલાઉ હેડ-માસટર નેમ્યા હતા.[6]

૧ જામે જમશેદ, તા૦ ૧૭ મી જુન ૧૮૭૭.

એ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો.

"આએ દરેમેહરનું પવીત્ર મકાન પ્રથમ મરહુમ મુરબી "શેઠજી સાહેબ સોહરાબજી રતનજી પટેલે સને ૧૧૫૭ ઇઅ-"જદેજરદી રોજ ૮ માહ ૧૧ ને દીને એક સંગીન ગુંમબજ "સુધાં બંધાવી ઇજવી હતી. તેહાર બાદ તેજ દરેમેહરનાં "મકાંનને કાંઇએક ફેરફાર કરી સને ૧૨૧૨ ઇઅજદેજરદી "રોજ ૨૦ માહ ૯ ને દીને તે મધે આદરાંન શાહેબને તખત-"નશીન કીધા હતા. પણ તે દરેમેહરનુ મકાંન અસલ જર-"થોશતીઓની વસતી મુવાફેક હતું અને તે ઘણી પુરાંની "હાલતમાંહી આવેઆથી એ દરેમેહરનો અશલ સંગીન "ગુમબજ હતો તે કાએમ રાખી નવેસરથી મોહકમ પાએઆ "ઉપર આએ દરેમેહર તઇઆર કરાવી મરહુમ સેઠ સાહેબ "સોહરાબજી રતનજી પટેલની નઇએતે ઇજવી. સને ૧૨૪૬ "ઇઅજદેજરદી રોજ ૨૦ માહ ૯ ને દીને જરથોશતી "અંજુમનને વાપરવા સારૂં ખોલ્લી મુકીછે, તથા એજ દરે-"મેહરને લગતા કંપાઊંડમો સારે રૂડે જરથોશતીઓને વાપરવા "સારૂં એક મકાંન એલાહેદો બાંધી તેહનું નાંમ 'પટેલ "હાલ' કરી આપીઊછે. સને ૧૨૪૬ ઇઅજદેજરદી રોજ "૨૦ માહ ૯ તા૦ ૬ જુંન ૧૮૭૭ ઇશ્વી. વાર બુધ.

"લા૦ કમતરીન નોશેરવાન દસ્તુર જમાશપજી દસ્તુર "જમાશપઆશાનાં."

૨ એવણના બાવા શેઠ એદલજી શેરાબજી માકાબખાના મરહુમ શેઠ પેશતનજી પાલણજી માકાબખાનાના કાકા તથા મરહુમ શેઠ શાપુરજી પેશતનજી માકાબખાના અથવા કાઊન હાલ-વાલાના કાકાના દીકરા થતા હતા. એમના વડીલ શેઠ માણેકજી બમાનજી અતરે આગલા વખતમાં એક જાણીતા પરતાકીઆ હતા, અને માકાબખાનાં નામથી ઓળખાતા હતા.

૩ આ કુવાપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો. આએ "કુવો મુંબાઇના રેહેવાશી આ૦ ધનજીભાઇ શેરાબજી શેઠના "તથા તેવણની ધનીઆંણી બાઇ કઊરીબાઇ એઓ જણ "બંધીએ બંધાવીઓછે. રોજ ૨૮ મો જમીઆદ ઇજદ "માહ ૯ મો આદર ઇજદ સને ૧૨૪૬ ઇઅજદેજરદી. તા૦ "૧૪ મી જુન ૧૮૭૭ ઇશવી અંગરેજને દને શરવેનાં "વાપરવાને શારૂં બંધાવેઓછે."

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૪ મી જુન ૧૮૭૭.

૫ મુંબઇ સમાચાર, તા૦ ૨૦ અને ૨૩ મી જુન ૧૮૭૭.

૬ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૮ મી જુન ૧૮૭૭.

તા૦ ૩૦ મી જુન.

મુંબઇ મધે ઇંગ્રેજ વાલંટીયરોની એક પલટણ ઉભી કરવાનો ઠેડાવ કરવાને અતરેના ૨૩ ઇંગ્રેજ રેહવાસીઓએ શેરીફ શેઠ ખરશેદજી ફરદુનજી પારખને ગઇ તા૦ ૨૬ મી જુનને દીને કરેલાં રીકવીજીશનની રૂહે આજ દીને ટાઉન હાલ મધે એક જાહેર સભા ભરાઇ હતી. નામદાર ગવરનર સર રીચરડ ટેમપલ બારોનેટ સરનશીનની ખુરસીએ બીરાજયા હતા. તે નામદારે દેશના બચાવને માટે આવી એક પલટણ ઉભી કરવાની હીમાયતમાં ભાષાણ કરવા બાદ મુંબઇ ગેઝેટના અધીપતી મી૦ જેમસ મેકલીને દરખાસ્ત કીધી અને તેને મી૦ હામીલટન મેક્ષવેલે ટેકો આપ્યો કે "આ સભા મુંબઇમાં ઇંગ્રેજોની એક વાલંટીયર પલટણ ઉભી કરવાને અગત વીચારેછે." આ દરખાસ્તની સામે શેઠ પીરોજશાહ મેહરવાનજી મેહતા, એમ. એ. એ વાંધો લીધો કે વાલંટીયર પલટણ એખલા ઇંગ્રેજોની કરી તેમાં દેશીઓને કાંએ નહિં શામેલ કરવામાં આવે. જયારે તે એખલા ઇંગ્રેજોનીજ કરવી હતી તો મુંબઇના સઘળા રેહવાસીઓની આ જાહેર સભા બોલાવવાની અગત હતી નહિં. પણ જયારે શેહરના બધા રેહવાસીઓને તેડયા પછી તેઓની નજર આગલ ઇંગ્રેજોને મનભાવતો ઠેડાવ પસાર કરવો એ કાંઇ ઠીક નહિં. એ બાદ તેવણે એમેંડમેંટ મુક્યું કે "આ જાહેર સભામાં એખલા ઇંગ્રેજોની વાલંટીયર પલટણ ઉભી કરવાની કસ્સી અગત સભાની નજરમાં વાજબી જણાતી નથી." આ એમેંડમેંટને શેઠ કાશીનાથ ત્રીંબક તેલંગે ટેકો આપતાં જણાવ્યું કે જયારે આ દેશના ફાયદાનેજ માટે આટલુંબધું કરવામાં આવે ત્યારે દેશીઓને કાંએ નહિં દાખલ કરવામાં આવે. નામદાર ગવરનરે જણાવ્યું કે સરકારી કાયદા પ્રમાણે યુરોપ્યનો સિવાય કોઇબી વરણની વાલંટીયર પલટણ ઉભી કરી શકાય નહિં. દેશીઓ ઘણા વફાદાર છે તથા દેશીઓ વાલંટીયર થવા માગે એ પણ ખુશાલીભરેલું છે. માત્ર યુરોપ્યનોની પલટણ ઉભી કરી દેશીઓને અપમાંન આપવાને ધાર્યું નથી. હાલ તો ઇંગ્રેજોની પલટણ ઉભી કરવાનો વિચાર હતો તે પાર પાડવો જોઇએ. જો દેશીઓને વાલંટીયર થવાની મરજી હોય તો તેઓએ આવી એક સભા બોલાવી તેમાં વિચાર ચલાવી જે ઠેડાવ પસાર થાય તે સરકારમાં લખી જણાવવા અને તેઓની માગણી ઉપર વિચાર કરવાને હું કદી ચુકશ નહિં. આ પછી દેશીઓને શામેલ કરવાની વાત હીપાંજ પડતી નાખવામાં આવી હતી.[1]

[1] જામે જમશેદ, તા૦ ૨ જી જુન ૧૮૭૭.

એ બાદ એક વર્ષ રહીને એટલે તા૦ ૧૩ મી મેએ ૧૮૭૮ ને દીને પુણાંવાલા શેઠ કાવશજી દોરાબજી મેસ એજંટ અને બીજા પારસી ગ્રહસ્થોએ હિંદુસ્થાનના નામદાર વાઇસરાય લારડ લીટનને એક અરજી કરી પારસીઓની એક જુદી વાલંટીયર પલટણ ઊભી કરવાની પરવાંનગી માગી હતી, પણ તેનો તા૦ ૧૭ મી જુન ૧૮૭૮ ને દીને નીચે મુજબ જવાબ આપ્યો હતો:—

તા૦ ૫ મી જુલાઈ.

આએ વર્ષની દેશી માજીસ્ત્રેટોની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતા:—

બીજા વર્ગના માજીસ્ત્રેટ—શેઠ પીરોજશાહ દાદાભાઇ બેદવાર.

GOVERNMENT OF INDIA, MILITARY DEPARTMENT.
*Simla, 17th June 1878.*

Mr. Cowasjee Dorabjee is informed, in reply to his petition dated 13th May 1878 to the address of His Excellency the Viceroy and Governor-General in India, that His Excellency in Council has no objection to the admission of Parsees, or of any other native Indian subjects of the Empress, into Volunteer Corps; but *His Excellency in Council* does not think it advisable that separate corps, or even companies, consisting solely of natives, should be formed.

2. The object of the Governor-General in Council in aiding the formation of volunteer corps in India has been the same as that of Her Majesty's Government in England, namely, to provide an efficient suppliment to an army, which, as is the case in the English army, cannot, in the event of its being called into active service, be largely and effectively recruited at very short notice. But the same difficulty of increase does not exist in the case of the native army of India, *therefore native volunteer corps are not required either* as an addition to it or as a substitute for it.

3. Nevertheless, if any natives, either Parsees or others, should desire to take their place amongst the European members of a volunteer corps, understanding sufficiently the English language, adopting the uniform of the corps, and being willing and able to share in its duties, the Governor General in Council would be glad to see them enrolled in it.

4. *The Governor-General in Council does not* know whether this will accord with the views of Mr. Cowasjee Dorabjee and the other Parsee gentlemen who have tendered their services to the Government, but in any case His Excellency in Council desires that his cordial thanks may be conveyed to them for this mark of their loyalty.

H. K. BURNE, COLONEL,
*Secretary to the Government of India.*

એ પછી શેઠ કાવશજીએ તા૦ ૧૪ મી જુલાઇ ૧૮૭૮ ને દીને મુંબઇની વાલંટીયર પલટણમાં દાખલ થવાની અરજી તે પલટણના વડા જોગ કીધી હતી, જેણે તે અરજી અતરેની સરકારના ચુકાદા માટે મોકલી હતી, અને તેનો સેવટનો જવાબ તા૦ ૨૪ મી સપટેમબર ૧૮૭૮ ને દીને તેવણપર નીચે પ્રમાણે આપ્યો હતો:—

*Bombay Castle, 24th September 1878.*

From the Secertary to Government, to Mr. Cowasjee Dorabjee, General Merchant, Poona.

Sir,—Your letter dated 14th July last to the Secretary to the Government of India, Military Department, on the subject of the enrolment of Parsees and others in the Bombay Volunteer Rifle Corps, having been transferred to this Government for disposal, I am directed to inform you that under the rules of that corps none but Europeans or Eurasians can be enrolled in it; that it has been ascertained that the corps will

ત્રિજા વર્ગના માજીસ્ટ્રેટ—શેઠ દીનશાહ જમશેદજી દસ્તુર કામદીનના, રતનજી એદલજી કાંગા, શેરાબજી મનચેરજી.

શેઠ દેરાબજી તેહમુલજી કાપડીઆને નામદાર સરકારે થાણા જીલ્લાના પીપાલ ગામના ખીજા વર્ગના સબારડીનેટ જડજ નેમ્યા હતા.[1]

તા૦ ૭ મી જુલાઈ.

રોજ ૨૧ માહ ૧૧ (ક૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—હીરજીભાઇ રૂસ્તમજી પટેલ—ઉમર વર્ષ ૬૮) શેઠ રૂસ્તમજી કાવશજી પટેલના ખીજા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૩૪ ના આગષ્ટ માસમાં પેહલવેહલા ચીન ગયા હતા, અને ત્યાં ઓહદા પાયાપર મકાઉ, કંતાન, હાંગકાંગ, શેંગાહી, શીંગાપોર, પીનોંગ, કલકતા, ઈંગલાંડ, વગેરે મથકો સાથેનો વ્યાપાર કરવા માંડયો હતો. એ માટે એમનાં જુદે જુદે વખતે ચારલસ માલકમ, બહમનજી હોરમજજી, વેનસીટારટ, સ્કેલબી કાસ્ટલ, કલીપર રોઝ, બરગેનઝા, મોલમીન, અને વાઇલડ આઇરીશગરલ, નામનાં આઠ વાહણો હતાં. ચીનથી ૮ વર્ષે એટલે ૧૮૪૨ ના ફેબરવારી માસમાં એવણ મુંબઇ પાછા આવ્યા હતા,[2] અને એજ શાલના સપટેમબર માસમાં પાછા ચીન ગયા હતા, તે ૧૪ વર્ષ ત્યાંજ રહી ૧૮૫૬ ના મારચ માસમાં મકાઉથી ઈંગલાંડ ગયા હતા, તે પોતાનાં મરણની છેલ્લી ઘડી પેર ત્યાંજ રહયા હતા, અને ૩૫ વર્ષના અરસામાં એકુ વારબી પોતાનાં જન્મ વતનમાં પગ મુકયો હતો નહિં. ચીનની ૧૮૩૯ ની લડાઇ વખતે "હાંગ મરચંટો" ઉપર એવણનો મોટી રકમનો દાવો હતો, અને તે મરચંટોની વતી ચીનાઇ સરકારે બ્રિટિશ સત્તાવાલાઓને સઘળા વ્યાપારીઓનું કરજ આપવાને મોટી રકમ આપી હતી તેમાંથી પોતાનું માગતું લેવાને એવણે ઈંગલાંડમાં ઘણી વાર સરકાર ઉપર ફરીઆદીઓ માંડી હતી, પણ તેમાં નીશફલ થયા હતા. ઇસ્ટ ઈંડીઆ કુંપનીનો અમલ હિંદુસ્થાન ઉપરથી કાઢી નાખવાની બાબદમાં એ દેશના લોકો શું ધારેછે તે બાબે એવણના વિચારો તા૦ ૭ મી જુન ૧૮૫૮ ને દીને પાર્લામેંટની સભામાં એ કુંપની-ના ડેપુટી ચેરમેન કરનલ સાઇકસે વાંચી સંભલાવ્યા હતા.[3] એવણનું મરણ ઈંગલાંડ મધેજ નીપજયું હતું.

તા૦ ૮ મી જુલાઈ.

ડાકટર ડબલ્યુ. ગાઇગરે વંદીદાદની પેહલી પરગરદના પેહલવી તરજુમા વિષે જરમન ભાષામાં એક નિબંધ પ્રગટ કીધો હતો.[4]

તા૦ ૧૦ મી જુલાઈ.

સર કાવસજી જાંહગીરજી રેડીમની નાઇટ, સી. એસ. આઇ. એ મુંબઇની મ્યુનીસીપાલ કારપોરેશનને માટે એક સીલ કોતરવાને રૂ૧૫૦૦) ભેટ આપ્યા તે માટે આજ દીને કારપોરેશનની મલેલી સભામાં તેમનો ઉપકાર માનવામાં આવ્યો, અને એ સીલ ઉપર *Primus in Indis* નો મુદ્રાલેખ કોતરવાનો ઠેરાવ થયો હતો.[5]

not consent to alter the rules in this respect; and that consequently His Excellency the Governor in Council regrets his inability to move on your behalf in this matter. But as it is understood that the Great Indian Peninsula Railway Volunteer Rifle Corps may consent to admit natives of India, you are recommended to apply to the officers commanding that corps on the subject. I am at the same time to observe that this Government duly appreciate the public loyalty evinced by you in desiring to serve as a Volunteer.—I have &c.

*J. M. MACDONALD*, Colonel,
Secretary to Government.

૧ મોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૫ મી જુલાઈ ૧૮૭૭.

૨ એવણનો દેખાવ ઘણો સોહામણો, બુલંદ, તથા કદાવર, તેમજ પોશાક ઘણો ઊંચો પેહરતા હતા, તેથી લોકોનાં ટોળાં ને ટોળાં એવણને જોવા સારૂં એવણની ગાડી જાય ત્યારે એકઠાં મલતાં હતાં. એ બાબે તે વેળાનાં મુંબઇ ચાબુકમાં લખેછે કેઃ—

"ચીનથી ઘણા લોકો દોલત અને દરવ મેળવીને આવીઆચ
"તેઓને જોવાની જેટલી ઇનતેજારી આપણા ગાંમહીઓને નહી
"હતી તેટલી હીરજીભાઇ રૂસ્તમજી પટેલ જે ગીઆં અઠવાડીઆં-
"માં પોતાની દાલ જુવારથી શુખી થઇને ચીનથી આવીઆચ
"તેહને જોવાની થાઇચ. કેટલાએક મુમબઇના લોકો બેશક દેવાના
"છે કે જે શખસ ગીઆં દશ વરસ ઉપર જે પોશાક અને લેબાસ
"તથા શુરતથી આપણી ટાપુની હર જગોએ જોવામો આવતો
"હતો તેજ શખસ તેજ શુરત, પોશાક અને લેબાસથી
"હમણાં ચીનની મુસાફરી કરીને આવીઓચ તેને જોવાને સારૂં
"મોહલે મોહલે અને રસતે રસતે શેંકડો માણસોનાં ટોળાં
"એકઠાં થાએચ. ચીનથી એક નવી નવાઇનું પુતલું આવીઉં
"હોએ તે જોવાનેબી એટલાં લોકો એકઠાં થતાં નથી, જાંહાં
"બેશીએચ અને જે મંડલીમાં જાઇએચ તો તાંહાં હીરજીભાઇ
"પટેલની વાત નીકલેચ. કેટલીએક ટોલકીઓમાં તો એને ટીકક
"આકું ચાએનાનું નામ આપીઉંચ."

(મુંબઇ ચાબુક, તા૦ ૪ થી મારચ ૧૮૪૨.)

૩ એ વિચારો આ પુસ્તકનાં પેહલાં દફતરને સફે ૭૬૨-૬૭ મે છપાએલાછે.

૪ "W. Geiger, Die Pehlevi version des ersten Capitels des Vendidâd, Erlangen. 1877"

૫ ટાઈમસ ઓફ ઈંડીઆ, ૧૨ મી જુલાઇ ૧૮૭૭.

એ બાબેનો કારપોરેશનનો ઠેરાવ નીચે મુજબ છેઃ—

"That the Town Council's recommendations, dated 12th and 19th June 1877, for obtaining a grant of arms for the city be adopted, together with the motto *Primus in Indis*, as suggested by the Chairman of the Town Council.

2. That the thanks of the Corporation be tendered to Sir Cowasjee Jehanghier, Kt., *C. S. I.* for the generosity in presenting the funds required for payment of the grant of arms and the purchase of a corporate seal."

તા૦ ૧૧ મી જુલાઇ.

રોજ ૨૫ માહ ૧૦ (શેં૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—સર જમશેદજી જીજીભાઇ (બીજા) બારોનેટ, સી. એસ. આઇ.—ઉમર વર્ષ ૬૬) સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટના વડા દીકરા. એવણનું નામ ખરશેદજી જમશેદજી જીજીભાઇ હતું, પણ પોતાના બાપનાં બારોનેટસી આંકટનાં તરસ્ટની રૂહે એવણે તા૦ ૧૨ મી નવેમબર ૧૮૬૦ ને દીનેથી સર જમશેદજી જીજીભાઇ બારોનેટનું નામ રાખ્યું હતું. એવણને પોતાના બાપની પેહડી જે "જમશેદજી જીજીભાઇની કું૦" નાં નામથી ચાલતી હતી તેમાં તા૦ ૨૨ મી અકટોબર ૧૮૩૫ થી ભાગયા કરી તે પેહડી "જમશેદજી જીજીભાઇના છોકરાઓની કું૦" નાં નામથી ચાલુ કીધી હતી. પછવાડેથી તેમાં એમના બીજા ભાઇ શેઠ રૂસતમજીને તા૦ ૧ લી આગશટ ૧૮૪૪ થી તથા નાહલા ભાઇ શેઠ શોરાબજીને તા૦ ૧ લી આગશટ ૧૮૪૯ થી શામેલ કીધા હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૫૯ માં બાપનાં મરણ બાદ સર્વે ભાગયાઓ છુટા પડયા હતા, અને એવણે એખલાએ પોતાનો વ્યાપાર ચાલુ કીધો હતો. જોકે વ્યાપાર ધંધામાં કાંઇ ઘણા ફતેહમંદ નહિં નીવડયા હતા, પણ પોતાની ૧૯ વર્ષની વયથી જાહેર જીંદગીમાં પડયા હતા, અને પોતાની ચંચલાઇ, કુનેહ અને કારસાજીથી સેવટ સુધી એવણની જાહેર કારકીરદી ફતેહમંદ નીવડી હતી.

ઇ૦ સ૦ ૧૮૩૦ ના ફેબરવારી માસમાં મુંબઇ મધે બગાયત અને જીરાયતનો સુધારો કરવા તથા તે કામને ઉતેજન આપવા માટે "ધી એગ્રીકલચરલ એંડ હારટીકલચરલ શોશાઇટી ઑફ વેસ્ટરન ઇંડીઆ" નામની મંડલી અતરેના મોટે વાગેના લોકોએ સ્થાપી હતી તેના એવણ એક હાનરરી શેક્રેટરી નેમાયા હતા, અને તે ઓહદો ઘણેક વર્ષ સુધી ચલાવ્યો હતો. ૧૮૩૫ થી એવણ અતરેની બોમ્બે નેટીવ એડયુકેશન શોશાઇટીની કમીટીના એક અધિકારી નેમાયા હતા. એજ શાલમાં મુંબઇના નામદાર ગવરનર અરલ ઑફ કલેર પોતાને વતન સીધારતા હોવાથી તેમને એવણના બાવાએ પોતાનાં કોટ માહેલાં નવાં ઘરમાં એક બૉલ આપ્યો હતો, જ્યાં બાનુઓની મજાંમતી લેવાડતાં એવણે કરેલાં અલંકારીક અને છતાદાર ભાષાણથી એવણે પોતાની ચબરાકી માટે ઇંગ્રેજોમાં ઘણો સરશ છાપ બેસાડયો હતો. ૧૮૩૬ માં અતરેના એક પ્રખ્યાત તથા પુરાતમ હિંદુ વ્યાપારી શેઠ મોતીચંદ અમીચંદ, જેવણ મોતીશાહનાં નામથી ઓળખાતા હતા તેવણનાં નામની યાદગારી રાખવા એવણના બાવાએ રૂ૩૦૦૦૦) ની રકમ એલાહિદી કાઢી ગુજરાતનાં આંધલા લુલા તથા નાચાર હિંદુઓની પરવરશી કરવા માટે એક ધર્મખાતું ઉભું કીધું હતું તેના એવણ શરૂઆતથીજ એક તરસ્ટી હતા. ૧૮૩૭ માં ગ્રેટ બ્રીટન એંડ આએરલંડની રાયલ એશીઆટીક શોશાઇટીના એવણને પેહલવેહલા દેશી નૉન-રેસીડંટ મેમબર નેમ્યા હતા, કે જે માન તે વેળાએ ઘણું મોટું તથા અસાધારણ ગણાતું હતું. ૧૮૩૮ થી એવણ પોતાના બાપે સ્થાપેલાં સર જમશેદજી જીજીભાઇ ચારીટી ફંડના એક તરસ્ટી હતા. ૧૮૪૦ માં મુંબઇની સરકારે તે વેળાની નાહલા દાવાંની મુકદમાઓ ચુકવવાની કોરટ ઑફ રીકવેસ્ટસના એવણને એક હાનરરી કમીશનર તથા સુલેહના અમલદાર નેમ્યા હતા. ૧૮૪૧ માં મુંબઇના નામદાર ગવરનર સર જે. આર. કરનાકની યાદગારીમાં ગ્રાંટ મેડીકલ કાલેજમાં સ્કાલરશીપ સ્થાપવા માટે દેશી આગેવાનોએ ઉભાં કરેલાં ફંડના એવણ હાનરરી શેક્રેટરી હતા.

૧૮૪૫ થી એવણ મુંબઇમાં શેહર સુધરાઇને માટે ઠરેલી "બોરડ ઑફ કનસરવંસી" ના સુલેહના અમલદારો તરફના એક અધિકારી નેમાયા હતા. આ અધિકારની રૂહે દરેક મેમબરને અઠવાડીઆંમાં બે વાર ઘોડાપર બેશી શેહરમાં સફાઇ સુઘડાઇને માટે ચોકાસી કરવા ફરવું પડતું હતું, અને એવણ એક અછા ઘોડેસ્વાર હોવાથી તે કામ આઠ વર્ષ સુધી ઘણી મનમાનતી રીતે બજાવી ૧૮૫૩ માં તે ઓહદો છોડયો હતો. અતરેની બોમ્બે બેંકના એવણ ૧૮૪૫ થી એક ડાએરેકટર હતા, અને તે ઓહદો ૧૮૫૪ માં છોડયો હતો. ૧૮૪૬ ના સપટેમબર માસમાં મુંબઇ મધે રૂના વ્યાપારમાં ઘટાડો થવાનાં કારણો શોધી કાઢવા તથા તેનાં ઉપાયો બતાવવાને નામદાર સરકારે નેમેલી કમીટીના એવણ એક અધિકારી હતા. ૧૮૪૭ માં અતરેની જી. આઇ. પી. રેલવે કુંપનીના એવણ એક ડાએરેકટર નેમાયા હતા, અને તે ઓહદો ઘણાં વર્ષ ભોગવ્યો હતો. એજ શાલમાં વડોદરાના માહરાજા શીયાજીરાવ ગાયકવાડનાં દીકરાનાં લગનમાં શામેલ થવાને નામદાર ગાયકવાડનાં નોતરાંથી એવણ વડોદરે ગયા હતા, અને ત્યાં એમને મોટું માન એકરાંમ મલયું હતું, તથા નામદાર ગાયકવાડ પોતે એમના ઉતારાને મકાને રેસીડંટની સાથે એમની મોલાકાતે ગયા હતા, જ્યાં ગાયકવાડી રૂઢી મુજબ એવણે નામદાર માહરાજા તથા તેમના દીકરાઓને રૂ૧૦૦૦૦) ની કીમતનું નજરાણું ભેટ આપ્યું હતું, તેમજ ગાયકવાડે એમને પણ એક ઉમદા ખેલાત ભેટ આપ્યો હતો. એજ વખતે એવણ અમદાવાદ મધે મરહુમ શેઠ હઠેસીંગ કેસરીસીંગવાલું દેહરૂં બંધાયું તે જોવાને ગયા તે વેળાએ ત્યાંની પારસી અંજુમનના આગેવાનોના સ્વાધીનમાં રૂ૧૨૦૦) ની રકમ જરથોશતીઓને લગતાં કાંઇ ધર્મનાં કારણસર વાપરવાને આપી હતી, જે મધેથી તેઓએ બાહેર ગામથી આવતાં રવાનોને માટે એક નાહલું દાખમું બંધાવી તે તા૦ ૧૭ મી મેએ ૧૮૫૦ ને દીને પરઠાવ્યું હતું. ૧૮૪૯ માં મુંબઇના ગવરનરની કોનસીલના એક મેમબર હાનરેબલ મી૦ એલ. આર. રીડ ઓહદાથી ફારેગ થયા તેમની યાદગારીમાં ગ્રાંટ મેડીકલ કાલેજમાં સ્કાલરશીપો આપવાને ઉભાં થયલાં ફંડના એવણ હાનરરી શેક્રેટરી હતા. એજ શાલમાં સર જમશેદજી જીજી-

ભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુશન ઉઘડયું તેના એવણ શરૂઆતથીજ એક અધિકારી તથા ૧૮૫૯ થી પ્રમુખ હતા. ૧૮૫૦ માં મુંબઇનાં પાંજરાપોળની પુંજીનું તરસ્ટ ડીડ થયું તેના એવણ શરૂઆતથી તે છેવટ સુધી એક તરસ્ટી તથા વહીવટદાર હતા.

૧૮૫૧ માં સર જમશેદજી જીજીભાઇ સુરત અને નવસારી ચારીટી ફંડ સ્થાપવામાં આવ્યું તેના એવણ શરૂઆતથી તે સેવટ સુધી તરસ્ટી હતા. એજ શાલથી એવણને મુંબઇની પારસી પંચાતનાં ફંડના પણ એક તરસ્ટી નેમવામાં આવ્યા હતા. તે ઓહ્દો આઠ વર્ષ ચલાવી ૧૮૫૯ માં છોડયો હતો, પણ પછી ૧૮૭૨ માં ભાઇ શેઠ રૂસતમજીનાં મરણથી પાછા પંચાતનાં ફંડના વડા તરસ્ટી થયા હતા. ૧૮૫૩ માં ઇંગલાંડ મધે નામદાર માહરાંણી વિક્ટોરીયાના આસરા તલે ઇસ્ટ ઇંડીઆ કુંપનીનાં લશ્કર ખાતાંના અમલદારોનાં બચ્ચાંઓને કેળવણી આપવા માટે મરહુમ ડયુક ઑફ વેલીંગટનનાં નામથી એક કાલેજ ઉઘાડી તે માટે અતરે ફંડ ભેગું કરવા સરકારે નેમેલી કમીટીના એવણ હાનરરી શેક્રેટરી હતા. સર જમશેદજી જીજીભાઇ સ્કુલ ઑફ આર્ટ ઍંડ ઇનડસ્ત્રીની સ્થાપણા થયા આગમજ તેમાં શું શું અને કેમ શિખાડવું તે વગેરેની ગોઠવણો કરવા માટે ૧૮૫૪ માં સરકારે નેમેલી કમીટીના એવણ એક અધિકારી હતા. ૧૮૫૬ માં મુંબઇ મધે ધોબીતલાવનાં મેદાનમાં હાલની સેંટ ઝેવીઅર કાલેજની પાસે નાખોદા મહમદ અમીન રોગેએ બંધાવવા માંડલા મોટા તલાવની શરૂઆતની "જમીન ખોદવાની" ક્રિઆ તા૦ ૭ મી ફેબરવારીને દીને એવણે એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. તા૦ ૨૦ મી આગશટ ૧૮૫૯ નાં ઇલસટ્રેટેડ લંડન ન્યુસમાં એવણની એક તસવીર તથા જન્મચરિત્રની થોડીક નોંધ છપાઇ હતી. ૧૮૬૦ ના આપરેલ માસમાં એઓ પોતાના ત્રણ દોસ્તો અને ૭ દેશી નોકરોને લઇ ઇંગલાંડની મુસાફરીએ ગયા હતા, જ્યાં એમને મોટું માન મલ્યું હતું. નામદાર માહરાંણીના વડા પ્રધાન લારડ પામરસ્ટને પોતાના મેહલમાં એમને "બૉલ" માં નોતરયા હતા, તથા તા૦ ૨૦ મી જુને લંડન મધે નામદાર માહરાંણીજીએ ભરેલી લેવીમાં તે નામદાર સાથે એમની મોલાકાત હિંદુસ્થાનના શેક્રેટરી ઑફ સ્ટેટ સર ચારલસ ઉડ કરાવી હતી. એજ રાત્રે માહરાંણીજીએ પોતાના મેહલમાં આપેલા "સ્ટેટ બૉલ" માં પણ એમને નોતરયા હતા, અને એમના સાથે કેટલીક વાર વાતચીત કીધી હતી. લંડન છોડવા આગમજ એવણે તા૦ ૧૫ મી અકટોબરે ત્યાંના લારડ મેયર ઉપર એક પત્ર લખી ૨૦૦) પૌંડ (રૂ૨૦૦૦) ની રકમ ત્યાંનાં ધર્મખાતાંઓમાં વેંહચી આપવાને મોકલી હતી. એ બાદ યુરોપમાં ફરી એઓ ડીસેમબર માસની આખરીએ મુંબઇ પાછા ફર્યા હતા.

૧૮૬૧ માં હિંદુસ્થાનનાં વાયવ્ય ખુણાં તરફના પ્રાંતોમાં પડેલા સખ્ત દુકાલનાં સંકટમાંથી તે તરફના લોકોને તાલવા માટે અતરે ઉભાં થયલાં ફંડમાં એવણે રૂ૨૫૦૦) ભર્યા હતા. એ ફંડમાં ઇંગલાંડ ખાતેથી પણ બે વાર મલી રૂ૨૯૭૪૬૬) આવ્યા હતા, જે માટે આ દેશના લોકો તરફની લાગણીની દીલસોજી બતાવવાને એવણે તા૦ ૧૦ મી મેએ ૧૮૬૧ ને દીને દેશી કોમના વડા તરીકે લંડનના લારડ મેયર ઉપર ઉપકારનો એક પત્ર લખ્યો હતો. ૧૮૬૨ માં નામદાર સરકારે એવણને મુંબઇની યુનીવરસીટીના એક "ફેલો" નું માન આપ્યું હતું. એજ શાલમાં એવણે તથા લેડી રતનબાઇએ મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટનું એક "બ્રાનઝ" (કાંશાં) નું બનાવેલું મોટું બાવલું ઇંગલાંડથી પોતાને ખરચે બનાવી મંગાવી સર જમશેદજી જીજીભાઇ હાસપીટલમાં ગ્રાંટ મેડીકલ કાલેજના પશ્ચિમ દરવાજા આગલ ઓટલું મુકાવ્યું હતું. ૧૮૬૩ માં મધરાજ ઇલાકાનાં કનજાવરાંમ તાલુકાના વણકરોને ભુખમરાને લીધે આસરો આપવાને અતરે થાએલાં ફંડમાં એવણ, શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇ અને શેઠ ખરશેદજી ફરદુનજી પારખે મલી રૂ૨૫૦૦૦) ની રકમ ભરી હતી. ૧૮૬૪ માં વડોદરાના ગાયકવાડ માહરાજા ખંડેરાવ મુંબઇ મધે ફરવાને આવ્યા હતા તેમને તા૦ ૧૧ મી જાનેવારીની રાત્રે એવણે પોતાનાં કોટનાં મોટાં ઘરમાં એક નાચની મીજલસ કરી નોતરયા હતા. આ વેળાએ ગાયકવાડને એવણે એક કીમતી જરીનો પોશાક તથા કેટલાંક ઝવેરાતનું નજરાંણું કર્યું, તથા તેના સરદારોને કાશમીરી શેઆલો ઓહરાડી હતી. એજ મુજબ એજ શાલના મારચ માસમાં ભોરનો રાજા મુંબઇ આવ્યો તે નામદારને પણ પોતાના મઝગામ કાસ્ટલમાં બોલાવી માન આપ્યું હતું. એજ શાલનાં જુન માસમાં રતનાગીરી મધે મોઘવારીને લીધે ત્યાંના ગરીબોને સસ્તે ભાવે તથા લાચાર અને અશકતોને મુફ્ત વેંહચવાને ૧૪૦૦ બંગાલી ચોખાની ગુણો કે જેની કીમત રૂ૧૧૮૮૭) હતી તે ત્યાંના કલેકટર મી૦ આરથર ક્રાફરડ ઉપર મોકલી હતી. એજ શાલના સપટેમબર માસમાં સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુશનની દેશાવરો ખાતેની સ્કુલોના ગરીબ પણ ચંચલ બુદ્ધીના વીદ્યાર્થીઓને પોતાનો અભીઆસ મુંબઇમાં આવીને આગલ ચાલુ રાખવા માટે ઉત્તેજન આપવા સારૂં એ ખાતાંની મુંબઇની મોટી સ્કુલમાં રૂ૧૦) ના દરમાયાની કેટલીક સ્કાલરશીપો સ્થાપવાને એવણે રૂ૧૦૦૦૦) ની રકમ ભેટ આપી હતી. એજ શાલની તા૦ ૨૩ મી સપટેમબરે શેહનશાહી જરથોસ્તીઓનો નવાં વર્ષનો તેહવાર હતો, અને એ તેહવારપર એવણ આએ વર્ષ પુણામાં હોવાથી ત્યાંના સર્વે જરથોસ્તીઓ સવારનાં એમની મોલાકાતે ગયા હતા. બપોરનાં ભોરનો પંથ, અક્કલકોટના રાજાના બે દીકરાઓ, તથા ઘણાક દખણના સરદારો અને સાહુકારો એમને મુબારકબાદી આપવાને ગયા હતા. એજ શાલમાં એવણે પુણાં મધે દખણ કાલેજને માટે એક ઇમારત બાંધવાને રૂ૧૦૦૦૦૦)

ની રકમ સરકારમાં આપી હતી. તે ઇમારતનો પાયો નાખવાની ક્રિયા તા૦ ૧૫ મી અકટોબર ૧૮૬૪ ને દીને મુંબઇના નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. એ ઇમારત ત્રણ વર્ષે બંધાઇ તૈયાર થવાથી તા૦ ૧ લી જાનેવારી ૧૮૬૮ ને દીનેથી વાપડવામાં આવી હતી. એજ શાલના ઇપાને ૧૮૬૪ ના અકટોબર માસમાં કલકતા અને તેની આસપાસના તાલુકાઓમાં મોટું તોફાન થવાથી બેહદ માણસો દુખી થયાં હતાં તેમનાં દુખનું નીવારણ કરવા માટે અતરે ઉભાં થાએલાં ફંડમાં એવણે રૂ૧૦૦૦૦) ની રકમ ભરી હતી.

૧૮૬૫ નાં બેશતાં શાલને દીને એટલે તા૦ ૧ લી જાનેવારીએ મુંબઇ મધે કોટમાં દેવલના મોહલામાં એવણની માલિકીનાં એક ઘરમાં મોટી આગ લાગી હતી, જેથી એમને ઘણું નુકસાન થયું હતું. નવાં વર્ષની બામદાદમાં આ બનાવ બન્યાથી લોકોમાં ઘણી દલગીરી ઉપજી હતી. એજ શાલના મેએ માસમાં પુણાંની પાસે આવેલાં ડીકસલ ગામની ધર્મશાલાપર એવણે રૂ૨૦૦૦) ખરચી એક મજલો બંધાવી આપ્યો હતો. એજ શાલના સપટેમબર માસમાં અતરે ઉભી થાએલી પેહલવેહલી પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના નામદાર સરકારે એવણને એક ડલીગેટ નેમ્યા હતા. છેલ્લાં બે શાલમાં અતરે ઉભી થાએલી કેટલીક જાઇંટ સ્ટાક કુંપનીઓના એવણ ડાએરેકટર હતા. ૧૮૬૬ માં હિંદુસ્થાનના માજી શેક્રેટરી ઑફ સ્ટેટ સર ચારલસ ઉડ (લારડ હેલીફાક્ષ) આઠ વર્ષ સુધી પોતાનો ઓહદો આ દેશના હકમાં ઘણીક તરાંહના ફાયદા થાય એવી રીતે બજાવ્યો હતો તે નામદારપર માનપત્ર મોકલવાને તા૦ ૨ જી આપરેલે ટાઉન હાલમાં શેરીફની મારફતે બોલાવેલી મોટી જાહેર સભામાં એવણને પ્રમુખપદ આપવામાં આવ્યું હતું. એજ શાલમાં એવણે બાંદરા મધે રેલવે સ્ટેશન આગલ રૂ૧૦૦૦૦)ને ખરચે એક મોટી ધર્મશાલા સરકાર મારફતે બંધાવી હતી. ૧૮૬૯ માં નામદાર માહરાંણી વિકટોરીયાનો બીજો પુત્ર શાહજાદો આલફ્રેડ અથવા ડયુક ઑફ એડીનબરો દુન્યાંની સુસાફરીએ નીકલેલો કલકતા ખાતે આવ્યો હતો. તે નામદારની ભેટ લેવા સારૂં નામદાર વાઇસરાય લારડ મેયોનાં ઇજનથી એવણ પોતાના સાહેબજાદાઓ શેઠ માણેકજી તથા કાવશજી સાથે કલકતે ગયા હતા, જ્યાં નામદાર શાહજાદાએ તેઓને પોતાની સ્ટીમર "ગેલેશીયા" ઉપર બોલાવી આદરમાંન આપી એમની મોલાકાત લીધી હતી, તથા બીજે દીને એઓ શાહજાદાની મોલાકાતે કલકતાના સરકારી મેહલમાં ગયા હતા, જ્યાં અરસપરસ અરધોએક કલાક વાતચીત થઇ હતી. નામદાર શાહજાદો કલકતેથી સીધારયા પછી નામદાર વાઇસરાય લારડ મેયોએ પોતાની બાનુ સાથે એવણની મોલાકાત એમના ઉતારાનાં મકાનમાં આવી લીધી હતી. એજ મુજબ ત્યાં પધારેલા ઘણાક માહરાજાઓએ પણ એમની ખાસ મોલાકાત લઇ માન આપ્યું હતું. કલકતાના સર્વે જરથોસ્તીઓએ પણ પોતાથી બનયું તેટલું માનપાન એવણને આપ્યું હતું. નામદાર શાહજાદો ૧૮૭૦ માં મુંબઇ આવ્યા બાદ પાંચ દીવસે એટલે તા૦ ૧૬ મી મારચે નામદાર ગવરનર તથા બીજા સાથીઓ સાથે એક ખાસ ત્રેનમાં બેશી બોરઘાતનું નામીચું કોતરકામ જોવાને ગયો હતો, અને બોરઘાત પુરો કરી બપોરનાં ૧॥ વાગે ખંડાલે જઇ પુગો હતો, જ્યાં એવણે એ નામદારને પોતાના બંગલામાં લઇ જઇ તેના દરજાને છાજતી પરોણાગત કરી તે નામદારને ખાણું આપ્યું હતું. નામદાર શાહજાદો એવણનો ઉપકાર માની ત્યાંથી સાંજનાં ૩ વાગે પોતાની ખાસ ત્રેનમાં પાછો મુંબઇ આવવા નીકલ્યો, જેમાં પોતાની સાથે એવણને પણ બેસાડયા હતા. ૧૮૭૦ ના આગશટ માસમાં મુંબઇના નામદાર ગવરનરની ધારા બાંધનારી સભા (લેજીસલેટીવ કૌનસીલ) ના એક અધિકારી તરીકે નામદાર સરકારે એવણને નેમ્યા હતા.

૧૮૭૧ ના મેએ માસમાં નામદાર માહરાંણીની શાલગરેહની ખુશાલીમાં અપાયલા ખેતાબોમાં એવણને "કમપાન્યન ઑફ ધી સ્ટાર ઑફ ઇંડીઆ" (સી. એસ. આઇ.) નો ખેતાબ આપ્યો હતો. એ ખેતાબનો ચાંદ આપવાની ક્રિયા મુંબઇના નામદાર ગવરનર સર સેમોર ફીટઝજરાલડે તા૦ ૧ લી મેએ ૧૮૭૨ ને દીને પરેલના સરકારી મેહલમાં એક દબદબાવાલી મીજલસની હજુરમાં કીધી હતી. ૧૮૭૨ માં હિંદુસ્થાનના નામદાર વાઇસરાય અને ગવરનર જનરલ લારડ મેયોનું પોરટ બ્લેર ખાતે કોઇ ચંડાલ બંદીવાને ખુન કરી મારી નાખવાથી આ દેશની પ્રજાને જે મોટો અફસોસ ઉપજયો હતો તે બતાવવા તથા તે નામદારની બાનુપર મુંબઇની પ્રજા તરફથી દીલાસાપત્ર મોકલવાનો ઠેડાવ કરવાને તા૦ ૧૭ મી ફેબરવારીએ શેરીફની મારફતે ટાઉન હાલમાં મલેલી મોટી જાહેર સભાનું પ્રમુખપદ એવણને આપવામાં આવ્યું હતું. લારડ મેયોની પછી થાએલા વાઇસરાય નામદાર લારડ નારથબ્રુક એજ શાલના નવેમબર માસમાં પુણે આવ્યા હતા તે નામદારે તા૦ ૨૧ મી નવેમબરે એવણની મોલાકાત ખાસ એમને મકાને આવી લીધી હતી. ૧૮૭૩ ના જાનેવારી માસમાં એવણ ઉદવાડાનાં પુરાતમ આતશબેહરામને સેજદો કરવાને ગયા હતા, તે દરમેઆંન દમણ મધે એમના ઉતારાનાં મકાનમાં તા૦ ૧૦ મી જાનેવારીએ ત્યાંના ગવરનર, સરકારી અમલદારો, વ્યાપારીઓ, વગેરેનાં એક ડેપ્યુટેશને ફુલ ડ્રેસમાં હાજર થાઇ એવણની મોલાકાત લઇ એમનાં એ તરફ પધારવા માટે પોરટુગીજ સરકાર તથા દમણના લોકો તરફથી મુબારકબાદી આપી હતી. મુંબઇની મ્યુનીસીપાલ કોર્પોરેશનના ઇ૦ સ૦ ૧૮૭૩ ના સપટેમબર માસમાં તેની શરૂઆત થઇ ત્યારથી તે પોતાનાં મરણ સુધી સુલેહના અમલદારો તરફના એક મેમબર તરીકે ચુંટાયા કીધા હતા. ૧૮૭૪ માં મુંબઇ મધે મુસલમાનોએ પારસીઓની સામે કરેલાં હુલડ વખતે એવણે પારસી કોમના વડા તરીકે પારસીઓની તરફથી સરકાર

દરબારમાં ઠેઠ ઇંગલાંડ સુધી લડત ચલાવી પારસીઓને ઘણીક પ્રકારે મદદ કીધી હતી. ૧૮૭૫ માં નામદાર માહરાંણીના પાટવીકુંવર પ્રીનસ ઑફ વેલસ મુંબઇ આવ્યા તે વેળાએ તે નામદારની એવણુ સાથે સ્ટીમરમાંથી ઉતરતની વાર નામદાર ગવરનર જનરલ લારડ નાર્થબ્રુકે મોલાકાત કરાવી હતી. તે વેળાએ શેકહેંડ કરતાં શાહજાદાએ એમને કહ્યું કે "તમારા મરહુમ પીતા અને તમારે વિષે મેં ઘણું સાંભલ્યુંછે." નામદાર શાહજાદો તા૦ ૧૮ મી નવેમબરે પોતાના રેસાલા સાથે એમની મોલાકાતે એમના મજ્ગાંમ કાસ્ટલમાં પધાર્યો હતો. આ વેળાએ એવણે તે નામદાર સાથે કેટલાક જાણીતા પારસી શેઠીયાઓની મોલાકાત કરાવી હતી, અને એ નામદારને કેટલીક ભેટ સોગાદ આપી હતી. શાહજાદાએ રૂખસદ થતી વેળાએ એવણને કહ્યું કે "ઇંગલાંડથી નીકલતી વેળા નામદાર માહરાંણીજીએ પોતે મને હુકમ કીધો હતો કે હું મુંબઇ આઉં ત્યારે તમારી તથા કુટુંબની ભેટ ઘણાં આદરમાંન સાથ મારે લેવી." એ પછી તા૦ ૨૪ મી નવેમબરે એવણ શાહજાદાની વળતી મોલાકાતે તેની ખાસ સ્ટીમર "સીરાપીસ" ઉપર પોતાનાં કુટુંબ સહીત ગયા હતા, અને ત્યાં શાહજાદાને મલી ભેટસોગાદ તથા રીફ્રેશમેંટ લઇ પાછા ફર્યા હતા.

એ રીતે લગભગ અરધી સદીની જાહેર જીંદગી તથા કારસાજીથી એવણ એવા પુજ્ઞ થયલા હતા કે પારસીઓનાજ નહિં, પણ મુંબઇની બધી દેશી કોમોના આગેવાંન ગણાતા હતા. પ્રજાઉપયોગી દરેક કામમાં એવણની આગેવાંની છેક ૧૮૩૦ થી માગવામાં આવતી હતી. એવણનું મરણ પુણાં મધે નીપજ્યું હતું, અને તેથી આખી પ્રજા દલગીર થાઇ હતી. એવણની લાશને અવલમંજલ પોંહચાડવા લઇ જતી વખતે પાયદશની ફુઉ નામદાર ગવરનર, કમાનડર-ઇન-ચીફ, કૌનસીલરો, વગેરેની ખાલી ગાડીઓ છેક પુણાંનાં દોખમાં સુધી માનને ખાતર ગઇ હતી. મુંબઇ તથા દેશાવરોના પારસીઓએ તે દાહડે પોતાનો ધંધોધાપો તથા દુકાંનો બંધ રાખી શોક પાલ્યો હતો.

---

તા૦ ૧૨ મી જુલાઇ.

હાનરેબલ શેરાબજી શાપુરજી બંગાલીને નામદાર સરકારે મુંબઇનાં બારાંના એક પોરટ તરસ્ટી નેમ્યા હતા.[1]

---

તા૦ ૧૩ મી જુલાઇ.

આજ દીને મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં મુંબઇમાં થયલાં ઉઠમણાંમાં તેમની પુંજી મધેથી રૂ૭૦૦૦) પંચાતનાં ધર્મખાતાંમાં આપ્યા હતા. ક્રિઆની સેવટે દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ એ મરહુમ ઉમરાવની સ્તુતી કરી તેમનું નામ જરથોસ્તી મજહબને લગતી જાહેર ક્રિઆઓમાં બીજા બુઝર્ગોનાં નામ સાથે લેવાની દરખાસ્ત કીધી, જેને દસ્તુર ફરદુનજી હોરમજજી મેહરજીરાંણાએ ટેકો આપ્યો હતો.[2]

---

તા૦ ૧૫ મી જુલાઇ.

રોજ ૨૯ માહ ૧૦ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ પીરોજબાઇ તે શેઠ નશરવાંનજી હોરમજજી મેહતાનાં ધણીઆંણીનાં ઉઠમણાંમાં તેમનાં એશીઓએ રૂ૭૬૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

---

તા૦ ૨૨ મી જુલાઇ.

પુણાં મધે મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. નાં મરણ માટે દલગીરી બતાવવા તથા તેમનાં કુટુંબ ઉપર દીલાસાપત્ર મોકલવાનો ઠેરાવ કરવાને આજ દીને ત્યાંના જરથોસ્તીઓની એક સભા મરહુમ શેઠ શેરાબજી રતનજી પટેલવાલી દરેમેહરમાં ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. પ્રથમ દસ્તુરજી સાહેબે આએ વર્ષ વરસાદની તાંણને લીધે તે દાદારની બંદગી તથા જશનની ક્રિઆ કરવા બાદ તેમના ભાઇ પ્રોફેસર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાએ "હરેક મુશકેલીને વખતે સાહેબની પ્રાર્થના કરવાની જરૂરીઆત તથા ફાએદા તથા સર્વે સાથે મલી ભેગી કરેલી બંદગીની બુઝર્ગી અસર અને વખાંણ" વિષે એક ટુક વાએજ કીધી હતી.

એ પછી સરનશીન ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ ધનજીશાહ જમશેદજી અકલેસરીઆએ ટેકો આપ્યો કે:—

"મરહુમ ઉમરાવ સર જમશેદજી જીજીભાઇ (બીજા) બારોનેટ સાહેબનો આપણી અંજુમન સાથે લાંબો સંબંધ હતો તથા એ ભલા અમીરે આપણી અંજુમન સાથે ઘણાંજ સારાં સલુક અને મીલનસારી બતાવી હતી માટે એવા સાહેબનાં દુખદાએક મરતુકથી આપણી અંજુમનને જે દુખ થાઇઉછે તે પરદરશાવી એક દેલાસાપત્ર

---

[1] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૨ મી જુલાઇ ૧૮૭૭.

[2] જામે જમશેદ, તા૦ ૧૪ મી જુલાઇ ૧૮૭૭.

એ મરહુમનાં ઊઠમણાં પુણાં, સુરત, ભરુચ, નવસારી, વરોડરા, કલીઆંણી, વલસાડ, અમદાવાદ, મઉ, ઇંડોર, દમણ, સીકંદરાબાદ, અહમદનગર, એડન, કલકતા, આકોલા, અને બીજાં પારસીઓની વસ્તીવાલાં ગામોમાં થયાં હતાં.

ચીનના જરથોસ્તીઓએ એ મરહુમ ગ્રહસ્થનું એક "ઑઇલપેનટીંગ" તઇયાર કરાવી તે અતરેનાં મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરાંમનાં દીવાંનખાંનાંમાં મેલવાને ૧૮૭૮ ના અકટોબર માસમાં એ આતશબેહરાંમના મુતવલી શેઠ અરદેશર હોરમજજી વાડીઆ ઉપર મોકલ્યું હતું, જે ત્યાં ટાંગવામાં આવ્યુંછે.

[3] મુંબઇની પારસી પંચાતનાં ફંડના સંવત ૧૯૩૩ ના હીસાબની ચોપડી.

આપણી અંજુમન તરફથી નામદાર ત્રીજા બારોનેટ સાહેબ જોગ મોકલવો અને તેહનો ખરડો તૈયાર છે તે પસંદ કરી તે ઉપર શહીઓ લેવી."

એ ઠેડાવમાં શેઠ ફરાંમજી દોરાબજી ધાસવાલાએ નીચલો રાઇડર ઉમેરવાની દરખાસ્ત કીધી અને તેને ખાંનસાહેબ ફરદુનજી પેશતનજી વકીલાવાલાએ ટેકો આપ્યો કેઃ—

"મજકુર દેલાસાપત્ર મધે મરહુમ ઉમરાવ બીજા બારોનેટ સાહેબને જેમ અતરેની જરથોશતી અંજુમન પોતાના એક વડા અકાબર તથા આગેવાન તરીકે ગણીને માન એકરામ આપતી આવીછે તેજ જગોએ એમના સાહેબજાદા હવડાંના સર જમશેદજી જીજીભાઇ (ત્રિજા) બારોનેટને મોટાં માન સાથે કબુલ રાખેછે એવી મજમુનનો લેખ એ દેલાસાપત્રમો શામેલ કરવો."

એ બંધે ઠેડાવો એકમતે પસાર થયા બાદ દેલાસાપત્ર બાહલ રાખી તે એક ડેપ્યુટેશન મારફતે મોકલવાનો ઠેડાવ કરી સભા બરખાસ્ત થાઇ હતી.[૧]

નામદાર વાઇસરાવ લારડ લીટન કે જેઓ પુણે આવેલા હતા તેઓએ ગણેશખીંડના સરકારી મેહલમાં આજ દીને સર જમશેદજી તથા તેઓના બંધે ભાઇઓની મોલાકાત લઇ કેટલોક દીલાસો આપ્યો હતો.

---

તા૦ ૨૫ મી જુલાઇ.

મરહુમ સર જમશેદજી જીજીભાઇ (બીજા) બારોનેટ, સી. એસ. આઇ. નાં મરણથી તેવણના વડા સાહેબજાદા શેઠ માણેકજી ખરશેદજી જમશેદજી કે જેવણ હવે પછી સર જમશેદજી જીજીભાઇ (ત્રિજા) બારોનેટનાં નામથી ઓળખાશે તેવણને જરથોસ્તી અંજુમનના વડા તરીકે હવે પછી પીછાંણવા તથા કબુલ રાખવાનો ઠેડાવ કરવા માટે આવતી તા૦ ૨૯ મી જુલાઇએ જરથોસ્તી અંજુમનની જાહેર સભા મલનાર છે, તે કામ કેટલાક સાહેબોને વગર અરથનું તથા અનધટારત માલમ પડવાથી તેની વિરૂદ્ધ વિચારવાલાઓની એક સભા શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી, નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, અરદેશર ફરાંમજી મુસ, અરદેશર બેહરામજી કાપડીઆ અને દાદાભાઇ ડોશાભાઇ કામાજીએ આજ દીને ફરાંમજી કાવશજી ઇનસ્ટીટ્યુટ મધે બોલાવી હતી, જ્યાં આસરે ૨૦૦ જરથોસ્તીઓ હાજર થયા હતા. મુરનશીનની ખુરસી શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીને આપી હતી, જેવણે લંબાનથી સભા બોલાવવાનો હેતુ કહી સંભલાવ્યો હતો, જે બાદ અંજુમનનાં ફંડના તરસ્ટી સાહેબો ઉપર એ સભા તરફથી મોકલવા ધારેલી અરજીનો[૨] ખરડો શેઠ અરદેશર ફરાંમજી મુસે વાંચી તે બાહલ રાખવાની દરખાસ્ત કીધી, જેને ખાંનબાહદુર મનચેરજી કાવશજી મરજબાને ટેકો આપ્યો, અને તે વધુ મતથી પસાર થાઈ હતી. એ પછી અરજી ઉપર શહીઓ લઇ તે અંજુમનની જાહેર સભામાં મોકલવા ઠેડવી સભા બરખાસ્ત થાઇ હતી.[૩]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૫ મી જુલાઇ ૧૮૭૭.

ઊપલું દેલાસાપત્ર સભામાં ઠેડવેલાં ડેપ્યુટેશનના ગ્રહસ્થોએ લઇ જઇ તા૦ ૨૯ મી આગશટે સર જમશેદજીને તેમના શાહીનશાહ હોલના બંગલામાં પોહચાડયું હતું.

એજ મુજબ પુણાની મરહુમ સર જમશેદજીવાલી દરેમેહરના દસ્તુર તેહમુલજી મીનોચેહરજી હોલદાર, ખાંનબાહદુર મુદનજી પેશતનજી, ખાંનબાહદુર અરદેશરશેઠ ખરશેદજી સુનસર, વગેરે ૭૦) ગ્રહસ્થોનાં એક ડેપ્યુટેશને સર જમશેદજી તથા તેમના ભાઇઓને તા૦ ૧૮ મી આગશટ ૧૮૭૭ ને દીને ઉપલેજ મકાને જઇ એક બીજો દીલાસાપત્ર આપ્યો હતો.

૨ એ અરજીમાં લખ્યું હતું કેઃ—

"પણ મરહુમ અકાબરની જગાએ તેવણના સાહેબજાદા શેઠ માણેકજીને જરતોશતી અનજુમનના વડા તરીકે હવે પછી પીછાનવા તથા કબુલ રાખવાનો કોઇ ઠેડાવ પસાર કરવાની તમો સાહેબોને જે એલતેમાસ કરવામાં આવીછે તે વીશે હમો નમનતાઇથી જણાવવાની રજા લઇએ છઇએ કે એવો વગર અરથનો, બીનજરૂરનો અને વાંધાભરેલો કોઇબી ઠરાવ આજ સુધી પારસી કોમના કોઇબી એક શેઠીઆને અથવા મરહુમ પેહલા તથા બીજા સર જમશેદજી જેવા બુજરગ અને લાએક અકાબરોને વાસ્તે પણ આપણી અનજુમન મારફતે થએઓ નથી. એટલુંજ નહીં, પણ કોઇબી સુધરેલી કોમમાં એકજ ગ્રહસ્થને બીનહદની સતા સાથે મુકરર કરેલા વડા તરીકે પીછાનવા તથા કબુલ રાખવાનો રેવાજ જારીજ હોએ એવું હમારી જાણમાં નથી. જરતોશતી અનજુમનને સાથે વડા અકાબર તરીકે એકજ ગરહસ્થને ફક્તબી કાંઇ કે હદ વગરની સતા સાથે તેની જીંદગી પેર મુકરર કરાવવાને લગતી ભઍભરેલી નવાઇ આ વખતે પેહલીજ વાર દાખલ કરવાની પેરવી થાએછે. તે ઉપર જો અમલ કરવામાં આવીઓ તો હમોને ભએ લાગેછે કે તેથી જરતોશતી અનજુમનના હકમાં ઘણો ગેરઇનસાફ થવા સાથે ઘણાં માઠાં પરીણામો નીપજશે; માટે હમો તમો સાહેબોને અરજ કરીએ છઇએ કે એવો કોઇ વાંધાભરેલો નવો રવાઇઓ આપણી કોમમાં દાખલ કરવાને લગતું ઊતાવલું પગલું ભરવા અગાઊ તમો સાહેબોએ ઊંડો વીચાર કરવો જોઇએછે, તેમ ન કરતાં એવો કોઇ ઠરાવ પસાર કરાવવામાં આવીઓ તો તે આખી અનજુમન તરફનો ઠરાવ ગણાશે નહીં એવું હમો તમો સાહેબોને જણાવવાની રજા લઇએ છઇએ.

........ ........ ...... ...... ...... ......

આટલા ઊપરથી હમો નીચે શહી કરનારાઓ, તમામ અનજુમનને સોચના કરવાની રજા લઇજીએ છે કે નરીમા સર જમશેદજીને આપણા શીરકાને લગતી નાહની મોટી બાબતોમાં નેક મસલેહત આપવાને, અગર તેમની સાથે બીજા ૨૪) અથવા વધારે ખાનદાની આબરૂવાલા પારસી ગરહસ્થોને મંડલીના કાએદા પ્રમાણે, જરતોશતી અનજુમનનાં જાહેર મતથી ચુંટી કાહડવા અને તેમની એક મંડલી મુકરર થાએ તો, તે મંડલીની સાથે હમશરીક થાઇને સર જમશેદજીને પોતાનું કામ બરોબર ચલાવવાને ઘણુંજ એહલ થાઇ પડશે. એટલુંજ નહીં, પણ તમામ જરતોશતી આલમનો આવી કાએદાની રૂએ થએલી પંચાત ઊપર પુરતો વીશવાશ બેશશે."

૩ જામે જમશેદ, તા૦ ૨૭ મી જુલાઇ ૧૮૭૭.

તા૦ ૨૮ મી જુલાઇ.

રોજ ૧૨ માહ ૧૧ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—હોરમજજી ખરશેદજી જશાંવાલા—ઉમર વર્ષ ૭૨) શેઠ ખરશેદજી કુવરંજી જશાંવાલાના ત્રિજા દીકરા. એવણુ ઇ૦ સ૦ ૧૮૨૬ માં પોતાના બાપનાં મરણ બાદ પોતાના ભાઇઓ તથા કાકા પિત્રાઇઓ સાથે મલી "જાંગીરજી નશરવાંનજીની કુંપની" નાં નામથી પોતાના વડીલોની પુરાતમ દુકાંનનો વહીવટ ચલાવતા હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૪૬ થી ભાગયાઓથી છુટા પડી પોતાના ભાઇઓ સાથે "ખરશેદજી કુવરજીના છોકરાઓ" ને નામે જુદી દુકાંન અતરે તથા કરાંચી ખાતે ઉંઘાડી હતી.

---

તા૦ ૨૮ મી જુલાઇ.

રોજ ૧૨ માહ ૧૧ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—ધનજીભાઇ પાલણજી બાટલીવાલા[1]—ઉમર વર્ષ ૫૩) શેઠ પાલણજી હીરજીભાઇ બાટલીવાલાના વડા દીકરા. એવણુ ઇ૦ સ૦ ૧૮૯૦ થી પોતાના બાપ સાથે તેમની "પાલણજી હીરજી સનસ" ની દુકાંનમાં જોડાયા હતા, અને તે દુકાંનની સાથે સોડા, લેમન, વગેરે "એરેરેટેડ વાટર્સ" બનાવવાનું એક કારખાનું પણ ઉંઘાડયું હતું. ૧૮૭૧ માં બાપનાં મરણ પછી એવણે તે દુકાંન તથા કારખાનું તા૦ ૧૨ મી ડીજેમબર ૧૮૭૨ થી પોતે એખલાએ રાખ્યું હતું. ૧૮૬૯ માં શેઠ પાલણજી ખરશેદજી કામાએ ખેતવાડી મધે જરથોસ્તીઓને સરઅવસરે વાપડવાનો કામા બાગ બંધાવ્યો તેના એવણુ એક તરસ્ટી હતા.

---

તા૦ ૨૯ મી જુલાઇ.

મરહુમ સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટ, સી. એસ. આઇનાં મરણની નોંધ અંજુમનનાં દફતરમાં દાખલ કરવા, તથા તેવણુના વડા શાહેબજાદા શેઠ માણેકજી ખરશેદજી જમશેદજી જેવણુ હવેથી સર જમશેદજી જીજીભાઇ ત્રિજા બારોનેટને નામે ઓળખાશે તેવણુને જરતોશ્તી અંજુમનના વડા તરીકે હવે પછી પીછાણવા તથા કબુલ રાખવાનો ઠેડાવ કરવાને અતરેના ૧૯૦૦ જરથોસ્તી ગ્રહસ્થોએ મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટી સાહેબો જોગ ગઇ તા૦ ૧૪ મી જુલાઇએ કરેલા રીકવીજીશનનીર[2] રેહે આજ દીને જરથોસ્તીઓની એક મોટી જાહેર સભા "આલબલેશ બાગ" માં મલી હતી. જે વેળાએ આસરે

---

૧ મરહુમ શેઠ ફરાંમજી ધનજીભાઇ બાટલીવાલાના બાવા.

૨ આ રીકવીજીશન ઊપર નીચલી જાણીતી શહીઓ હતી:—

સર કાવશજી જાંહાંગીર, શેઠો અરદેશર હોરમજજી વાડીઆ, દાદાભાઇ પેશતનજી વાડીઆ, નશરવાંનજી માણેકજી પીટીટ, દાદાભાઇ રૂશતમજી બનાજી, હીરજી અરદેશર દાદી, અરદેશર મેરવાંનજી શેઠના, મનચેરજી હોરમજજી કાંમા, પેશતનજી હોરમજજી કાંમાજી, ડોશાભાઇ ફરાંમજી કરાકા, નવરોજજી ફરદુનજી, શેરાબજી શાપુરજી બંગાલી, હોરમજજી બહમનજી વાડીઆ, નવરોજજી માંણેકજી વાડીઆ, મનચેરજી ફરાંમજી શેઠના, મનચેરજી નવરોજી બનાજી, હોમજી ખરશેદજી દાદી, શેરાબજી પેશતનજી ફરાંમજી, નશરવાંનજી જાંહાંગીરજી વાડીઆ, હોરમજજી જાંહાંગીરજી દાદીશેઠ, ફરાંમજી દીનશાજી પીટીટ, મોદી ખરશેદજી શેરાબજી વાછાગાંધી, ધનજીભાઇ મેહરવાંનજી જીજીભાઇ, દાદાભાઇ બહમનજી જીજીભાઇ, મનચેરજી ફરાંમજી કામા, બહમનજી ફરાંમજી કાંમાજી, માણેકજી એદલજી આલબલેશ, પેશોતન દશતુર બેહરાંમજી શંજાણા, શેરાબજી રૂશતમજી મુલાંફીરોજના, ખરશેદજી બેજનજી દશતુર, ફરદુનજી હોરમજજી દશતુર મેહેરજીરાંણાના, રૂશતમજી જમશેદજી દશતુર જામાશઆશાના, માંણેકજી નોશરવાંનજી દશતુર દારાબ પાલણના, એરચજી દશતુર શોહરાબજી મેહરજીરાંણા, ખ. રૂ. કામા, ડોશાભાઇ ફરાંમજી કાંમા, મનચેરજી બહમનજી પનથકી, નશરવાંનજી રતનજી ટાટા, ફરાંમજી હોરમજજી બહમનજી શેઠના, નશરવાંનજી મેરવાંનજી ફરાંમજી પાંડેના, બેહેરાંમજી હોરમજજી પટેલ, ધનજીભાઇ ફરાંમજી પટેલ, શેરાબજી ફરાંમજી પટેલ, એદલજી નશરવાંનજી શેઠના, મનચેરજી પેશતનજી વાડીઆ, ફીરોજશા મેહેરવાંનજી મેહેતા, ફરાંમજી રૂશતમજી વીકાજી, કુવરજી રૂશતમજી મોદી, નવરોજજી અરદેશર દાવર, માંણેકજી જામાશજી કાકા, અરદેશર બહમનજી કાકા, હોરમજજી ખરશેદજી હાશબરનર, હોરમજજી દાદાભાઇ (પલીડર), જાંહાંગીર મેરવાંનજી (પલીડર), રૂશતમજી કાવશજી બાધુરજી ડાકટર, દોરાબજી ફરાંમજી પાંડે, ફરાંમજી બહમનજી શેઠના, જમશેદજી દોરાબજી નાએગામવાલા, બહમનજી ખરશેદજી ભાંડુપવાલા, હોરમજજી બહમનજી જીજીભાઇ, પેશતનજી બહમનજી જીજીભાઇ, ફીરોજશા મેરવાંનજી જીજીભાઇ, જમશેદજી ધનજીભાઇ વાંડીઆ. હીરજીભાઇ મેરવાંનજી વાડીઆ, અરદેશર ડોશાભાઇ મુનશી, પાલણજી દોરાબજી રાંનજી, રતનજી બહમનજી દુબાશ, રતનશા એરચશા કોહીઆર, લીમજી નવરોજજી બનાજી, ખરશેદજી માંણેકજી શેઠના, એદલજી રૂશતમજી શુનાંવાલા, જાલભાઇ દોરાબજી ઊમરીગર, રૂશતમજી બરજોરજી મોદી, દોરાબજી ખરશેદજી શરાફ, દીનશા એદલજી વાછા, ફરાંમજી બહમનજી જીજીભાઇ, શાપુરજી બરજોરજી ભરૂચા, કાવશજી જમશેદજી જશાવાલા, શેરાબજી ટેમુલજી લીગેટ, જેહાંગીરજી હોરમજજી પનથકી, દોરાબજી દશતુર પેશુતનજી બેહરાંમજી શનજાણા, નોશરવાંનજી કોઆજી, કેખશરૂ રૂશતમજી વીકાજી, દારાશા મેરવાંનજી શેઠના, કેકોબાદ કાવશજી પનથકી, દીનશા શાપુરજી ડાલાશાના, શેરાબજી નવરોજજી વાડીઆ, ડોશાભાઇ ધનજીભાઇ દીનશા સુરતવાલા, કાવશજી પેશતનજી કાંમા, મંનચેરશા ખરશેદજી હીરામાંણેકના, શેરાબજી કાવશજી મીશતરી, રૂશતંમજી ફરાંમજી દીવેચા, શેરાબજી કાવશજી પાંઊવાલા, કાવશજી જાંહાંગીરજી જશાવાલા, દોરાબજી નાનાંભાઇ વાડીઆ, જીવણજી જમશેદજી મોદી, હોરમજજી મોટાભાઇ, અરદેશર જશશેદજી ભાજીવાલા, જાંહાંગીર ગુશતાદજી, પોચાજી શેરાબજી, જાંહાંગીર ડોશાભાઇ ફરાંમજી કરાકા, ડોશાભાઇ દારાશાજી શેઠના, બહમનજી બેહેરાંમજી પટેલ, મીનોચેરજી જામાશજી વાછા, ફરદુનજી બરજોરજી વાછા, ફરાંમજી દાદાભાઇ મોદી, પેશતનજી ખરશેદજી શરાફ, બરજોરજી મનચેરજી વાડીઆ, દાદી નશરવાંનજી દાદી, ફરાંમજી એદલજી દાવર, એદલજી રૂશતમજી રીપોરટર, માણેકજી બરજોરજી મનોચેરહોમજીના, કેખુશરો નવરોજજી

૫૦૦૦) પારસીઓનો જમાવ થયો હતો. સર કાવસજી જહાંગીરજી રેડીમની, નાઈટ, સી. એસ. આઇ, તથા શેઠ દાદાભાઇ પેશતનજી વાડીઆ, કે જેઓ જાથુકની બીમારીના સબબથી કોઇબી જાહેર કામોમાં ભાગ લઈ શકતા નહિં હતા, તેઓ પણ આ સભામાં હાજર થવાથી સર્વ જરથોસ્તીઓને મોઠી ખુશાલી ઉપજી હતી, અને સર કાવસજીની ગાડીના ઘોડા દરવાજાની બાહેર છોડાવી કેટલાક પારસીઓ તેને અંદર ધસડી લાવ્યા હતા.

કાબરાજી, એદલજી ફરાંમજી ઘાંડી, દાદાભાઈ કાવશજી અખંબારે શોદાગરવાલા, નશરવાંનજી અરદેશર હોરમજજી વાડીઆ, કાવશજી હોરમજજી ડાકટર, જમશેદજી પાલણજી કાપડીઆ, ખરશેદજી હોરમજજી ચીનાઇ, જાંહગીરજી હોરમજજી ચીનાઇ, ખરશેદજી પાલણજી પાંઊવાલા, દોરાબજી પાલણજી પાઊવાલા, દીનશા એદલજી લાંમના, કાવશજી માણેકજી લીમજી, દાદી મેહેરાંમજી બનાજી, ડોશાભાઈ હોરમજજી પટેલ, જીજીભાઇ મનચેરજી મેહેરવાંનજી, દીનશા દાદાભાઇ ગાંધી, દાદી માણેકજી લીમજી, દાદાભાઇ નશરવાંનજી ભાવનગરીઆ, હોરમજજી નવરોજજી શકલાતવાલા, કાવશજી પાલણજી શેઠ, રૂશતમજી દાદાભાઇ કાંમા, હોરમજજી બેહરાંમજી કાંમા, બેહરાંમજી દાદાભાઇ રેજીશટરાર, શાપુરજી જમાશજી ભાવનગરીઆ, કાવશજી બેજનજી કરાંની, ધનજીભાઇ એદલજી આલબલેશ, હોરમજજી એદલજી આલબલેશ, દાદાભાઈ રૂશતમજી અપુ, ધનજીશા માણેકજી લાલકાકા, એદલજી બહમનજી મારીશ, અરદેશર માણેકજી કાકા, દાદાભાઈ પાલણજી ચઊના, કાવશજી પાલણજી ચઊના, નવરોજજી દાજીભાઇ ઊનવાલા, જમશેદજી ખરશેદજી બાટલીબોઇ, લવજી મનચેરજી પેશતનજી વાડીઆ, એદલજી મનચેરજી વાછા, ધનજીભાઇ રૂશતમજી અપુ, માણેકજી શોરાબજી વાડીઆ, મેહેરવાંનજી હોરમજજી પટેલ, હોરમજજી દાદાભાઇ બીલીમોરીઆ, ખરશેદજી નવરોજજી વાડીઆ, ભીખાજી નવરોજજી પાલણજી, ખરશેદજી શોરાબજી વાડીઆ, દીનશાજી પેશતનજી કાંગા, આ૦ માણેકજી હોરમજજી પરબેજ, ફરાંમજી શાપુરજી ડાકટર, હોરમજજી મેરવાંનજી શેકજી, દાદાભાઇ બહમનજી મુકાદમ, દોરાબજી ફરદુનજી ઊશતાદ, એદલજી કાવશજી મોદી, હોરમજજી માણેકજી નોરીઆ, કાવશજી ફરાંમજી મોદી, ડી. બેહરાંમજી બનાજી, જમશેદજી શનતોકજી દાવર, રૂશતમજી શોરાબજી કેમેશરીવાલા, માણેકજી બહમનજી ધનજી મેહતા, નાનાભાઇ રતનજી ચીજગર, દોરાબજી નવરોજજી કરાંની, ફરદુનજી મેરવાંનજી બનાજી, અરદેશર એદલજી દાવર, ધનજીભાઇ જીવાજી દેશાઇ, દાદાભાઇ નવરોજજી દાપર, પેશતનજી ખરશેદજી શરાફ, રૂસતમજી એદલજી બાંમજી, ખરશેદજી રશતમજી માંડન, દોરાબજી અશપંદીઆરજી બજં, માણેકજી જીવાજી મહુ, પેશતનજી કાવશજી ખરાશ, રતનજી જમશેદજી જશાવાલા, ધનજીભાઇ જમશેદજી જશાવાલા, હીરજીભાઇ મનચેરજી માલેગામવાલા, મનચેરજી દાદાભાઈ બાવનગરી, નશરવાંનજી ફરાંમજી ઘાંડી, જમશેદજી ફરાંમજી પાલખીવાલા, એદલજી કાવશજી બીશની, બેહરાંમજી કાવશજી બીશની, રૂશતમજી દાદાભાઇ માંડન, મેહેરાંમજી ધનજીભાઇ રાંણા, દીનશાજી નશરવાંનજી મીશતરી, ફરાંમજી મનચેરજી પટેલ, હોરમજજી મનચેરજી નીકલીશન, કાવશજી ભીખાજી કેનટીનવાલા, ફરાંમજી રૂશતમજી કાંમા, નવરોજજી દશતુર શાપુરજી શનજાંણા, હોરમજજી મેહેરાંમજી રાણા, નશરવાંનજી દોરાબજી ખાધુરજી, બાપુજી નવરોજજી પોચાટવાળા, મનચેરજી નશરવાંનજી પટેલ, કેખશરૂ એદલજી શેઠના, શોરાબજી જાંહાંગીરજી ફરાંમજી બનાજી, નવરોજજી રતનજી તારાપોરવાલા, ખરશેદજી શોરાબજી શેઠના, રૂશતમજી શોરાબજી દારી, એદલજી શાપુરજી મેહતા, દીનશા હોરમજજી બાટલીવાલા, કુવરજી કાવશજી મીશતરી, કુવરજી જીવાજી ટાશકર, જમશેદજી નશરવાનજી મોદી, પેશતનજી અશપંદીઆરજી મોદી, ખરશેદજી માણેકજી ખાન, માણેકજી નવરોજજી જહવેરી, જમશેદજી દાદાભાઇ વાડીઆ, ખરશેદજી બહમનજી શેઠ, કાવશજી દાદાભાઈ કુમાશ અથવા કમોદ, હોરમજજી પાલણજી મેહેરજી, રતનજી ખરશેદજી બાટલીબોઇ, બહમનજી દોરાબજી શકલાતવાલા, કેખશરૂ અરદેશરજી ચીનાઇ, ડોશાભાઇ ભીખાજી કાંગા, અરદેશર દીનશાજી કરાંની, હોરમજજી મેરવાંનજી કીઆશ, શોરાબજી બેહરાંમજી કોલા, ધનજીશા મનચેરજી કાપડીઆ, ફરાંમજી ભીખાજી ખાંન, દીનશા ભીખાજી ખાંન, બરજોરજી પાલણજી દોલીમેહરજી, દોરાબજી માણેકજી આદરીઆંનવાલા, એદલજી પેશતનજી કેરાંવાલા, કાવશજી હીરજીભાઇ માલેગામવાલા, પેશતનજી જમશેદજી મોતીવાલા, નશરવાંનજી અશપંદીઆરજી પોંચખાનાવાલા, અરદેશર પેશતનજી રાગી, પાલનજી પેશતનજી રાગી, બેજનજી પેશતનજી રાગી, બેહરાંમજી ખરશેદજી લાલા, ગુશતાદજી બેહરાંમજી લાલા, રૂશતમજી શોરાબજી ફટાકીઆ, ફરાંમજી દોરાબજી ફટાકીઆ, હીરજીભાઇ રતનજી કાપડવાલા, લીમજી દીનશા ફરદુનજી પાંડે, બહમનજી જાંગીરજી ગાંધી, અરદેશર પેશતનજી ખરાશ, ખરશેદજી જીવણજી રેડીમની, રૂશતમજી લીમજી બાટલીબોઇ, રૂશતમજી માણેકજી કોલા, મનચેરજી એદલજી અરીણવાલા, ખરશેદજી કાવશજી ઊમરીગર, ફરાંમજી મેરવાંનજી મેજરના, શોરાબજી ધનજીભાઇ વાડીઆ, ફરાંમજી ડોશાભાઇ મેરવાંનજી વાડીઆ, હોરમજી નવરોજજી મુલાં, શાપુરજી નવરોજજી પોંચા, દીનશા નવરોજજી બોદ, પોંચાજી શાપુરજી પોંચાજી, હોરમજજી રૂશતમજી લંગડાનાં, રતનજી નવરોજી, જમશેદજી ખરશેદજી દશતુર, દીનશા ફરાંમજી કેઆશના, જાંહાંગીરજી ધનજીભાઇ સુરતી, હોરમજજી બહમનજી મોટાભાઇ, શોરાબજી નશરવાંનજી વીમાદલાલ, ભીખાજી ફરદુનજી લશકરી, દીનશા દાદાભાઇ દીવેચા, શાપુરજી ભીમજીભાઇ તારાપોરવાલા, હોરમજજી મંનચેરજી પારખ, માણેકજી દોરાબજી નાનજીવોરા, દોરાબજી માણેકજી શરાફ, બમનજી શોરાબજી કોલશાવાલા, રૂશતમજી જાંહાંગીરજી વાડીઆ, હીરજીભાઈ હોરમજજી શરાફ, હોરમજજી રૂશતમજી મોદી, બેજનજી રૂશતમજી રીપોરટર, કાવશજી ખરશેદજી બાંકુપવાલા, જાંહાંગીર એદલજી શકલાતવાલા, ફરાંમજી અરદેશર એંતીનાં, રૂશતમજી મેરવાંનજી બોઇશનાં, શોરાબજી ફરાંમજી કરાકા, શાપુરજી મનચેરજી બાઇશનાં, દાદાભાઇ ખરશેદજી બાંકુપવાલા, હોરમજજી જમશેદજી ઇશકોરૂવાલા, ફરાંમજી જમશેદજી વાડીઆ, જાંહાંગીર રૂશતમજી દશતુર, અરદેશર ખરશેદજી બાંકુપવાલા, દાદાભાઇ ખરશેદજી માજુ, એદલજી બરજોરજી નીકલીશન, દારાશા દીનશાજી એદનવાલા, રૂશતમજી ખરશેદજી બાંકુપવાલા, શોરાબજી બેજનજી તુરકી, રૂશતમજી પેશતનજી મોતીવાલા, જમશેદજી દોરાબજી પાંડે, શોરાબજી માણેકજી મુગાશેઠ, અરદેશર જાંહાંગીરજી બખશી, રૂશતમજી નાનાભાઈ બાટલીબોઇ, રૂશતમજી હોરમજજી ચીનાઇ, મેહરવાંનજી બેહરાંમજી દારૂખાનાવાલા, બેહરાંમજી બરજોરજી લાલા, શાપુરજી જમશેદજી લાલા.

વીગેરે જુમલે લગભગ ૧૯૦૦) જરતોશતીઓની સહીઓ છે.

શરૂઆતમાં અંજુમનનાં ધરમખાતાંઓના શેક્રેટરી શેઠ નશરવાંનજી બેહરામજીએ ૧૯૦૦ જરથોસ્તીઓ તરફથી આવેલું "રીક્વીઝીશન" બુલંદ અવાજે વાંચી સંભલાવ્યું. તે બાદ શેઠ હીરજીભાઇ હોરમજજી શેઠનાએ દરખાસ્ત કીધી, અને તેને શેઠ નવરોજજી માણેકજી વાડીઆએ ટેકો આપ્યો કે "શેઠ ફરામજી નશરવાંનજી પટેલને આ સભાના સરનશીન ઠેરવવા."

સરનશીને ખુરસી લીધા બાદ તેઓ તરફનું ભાષણ શેઠ નશરવાંનજી બેહરામજી શેક્રેટરીએ વાંચી સંભલાવ્યું. જે પછી શેઠ ખરશેદજી નશરવાંનજી કામાજી અને બીજા જરથોસ્તીઓ તરફથી આવેલો "પ્રોટેસ્ટ" સભામાં વાંચવાને રજુ કીધો. પણ તે વંચાયા આગમજ સભામાં મોટો ગોંધાટ થયો, અને શેઠ ડોશાભાઇ ફરામજી કરાકા, સી. એસ. આઇએ લોકોને મુગા રેહવાને ધીરજથી સમજાવી એ "પ્રોટેસ્ટ" વાંચવા દેવા માટે તેઓનાં મત લીધાં, જે માટે એકે અવાજે સર્વેએ ના, ના, કરી કહયું, જેથી તે વાંચવામાં આવ્યો નહિં.

એ પછી નીચે પ્રમાણે સભાનું કામ ચલાવ્યામાં આવ્યું હતું—

શેઠ દીનશાજી માણેકજી પીટીટની દરખાસ્તને શેઠ ખરશેદજી ફરદુનજી પારખે ટેકો આપ્યો કે—મરહુમ સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટ સાહેબનાં દલગીરી ભરેલાં મરણની નોધ હમો વાંચી સંભલાવીએય તે નોધ આએ અંજુમનની સભાએ બાહાલ રાખવી એવી હમો દરખાસ્ત કરીએ છીએ.

## મરણની નોધ.

"આપણી જરતોસ્તી અંજુમનનાં વડા અકાબર નેકનામ સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટ રોજ ૨૫ મો માહ ૧૦ મો શેહેનશાહી તથા માહ ૧૧ મો કદમી સને ૧૨૪૬ યજદેજરદી તા૦ ૧૧ મી જુલાઇ ૧૮૭૭—સવંત ૧૯૩૩ નાં આખાડ શુદ ૧ ને વાર બુધેને દીને, શ્રી પુણા મધે બેહેશતનશીન થયા તે માઠા બનાવથી આપણી જરતોસ્તી અંજુમનને બેહદ દલગીરી ઉપજીછે. એ મરહુમ અકાબર પોતાના જગત પરશીધ નામવર પીતા સર જમશેદજી જીજીભાઇ પેહેલા બારોનેટની જાહોજલાલીના વખતમાં, સને ૧૮૩૦ ઇશવીનાં સાલથી જાહેર પ્રજા ઉપયોગી કામોમાં મુખ્ય ભાગ લેતા આવ્યા હતા—અને મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહેલા બારોનેટે પોતાના વખતમાં જે જે માહાભારત સખાવતનાં તથા દીન ધરમનાં કામો કીધાં હતાં તે સર્વે કામોને ઉસતવાર કરવામાં મુખ્ય ભાગ મરહુમ બીજા બારોનેટ સાહેબે લીધો હતો—સને ૧૮૩૦ ઇશવીનાં સાલથી તે છેક તા૦ ૧૧ મી જુલાઇ ૧૮૭૭ ને દીને એવણ હક થયા ત્યાંસુધી સેંકડો કામોમાં એવણે આગેવાની કીધેલી જાહેર છે—અને પોતાના બીજ તથા લાગવગથી ઘણુંએક પ્રજા ઉપયોગી કામોને એવણ સાહેબે હાર પાડયાછે, જે જે સખાવતનાં તથા કેલવણી ખાતાંનાં તથા દીન ધરમનાં કામો એવણનાં નામાંનકીત સુરખીએ અતરે તેમજ દેશાવરે ખાતે સ્થાપેલાછે તે સર્વે કામોમાં મુખ્ય ભાગ લેઇને તેનો કારોબાર ઘણો મનમાનતી રીતે એવણ સાહેબે અત્યાર સુધી ચલાવ્યો હતો—અને એ રીતે પોતાના મરહુમ પીતાની કીરતી જાલવી રાખી હતી. હમજાત તેમજ પરજાતમાં એવણે પોતાની જાતી બાહાદુરી તથા મીલનસારીથી સર્વે કોઇની પરીત મેલવી હતી—એટલુંજ નહિં પણ તેઓ સર્વે એવણને મુંબઇની દેશી પ્રજાનાં એક આગેવાન તરીકે ગણતા હતા—અને તેવુંજ માન તથા મોભો તેવણ જાલવી રાખતા હતા. એવણનાં ગુજરવાની ખબર જાહેર થતાંને વાર મુંબઇમાં તેમજ દેશાવરો ખાતેનાં આપણા હમદીન જરતોસ્તીઓ તથા બીજી ગનીઆતનાં લોકોમાં જે મોટી દલગીરી ફેલાઇ હતી, તથા ગામેગામના જરતોસ્તીઓએ એવણનાં ઉઠમણાની ક્રિયા કીધી હતી—એ ઉપરથી ખોલી રીતે જણાયછે કે, એવણની લાયકીની કદર, શું હમજાત કે પરજાત સર્વે કોઇએ પુરતી રીતે પીછાની છે. પોતાની કોમનાં લોકો ઉપર કેટલીએક વાર આવી પડેલી મુશકેલી તથા હરકતની વખતે ઘણી બાહાદુરી તથા જાહેર હીમત એવણે બતાવી હતી. એવણની જાતી ચાલાકી તથા અમીરી ચાલચલગતને લીધે આપણે માથે રાજ કરતી કોમનાં લોકોએ એવણને એક "સંપુરણ ઇંગ્રેજ ગ્રહસ્થ"નો માનભરેલો એલકાબ આપ્યો હતો, અને આપણી કોમના એવણ એક મુખ્ય અકાબર હોવાને લીધે એ એલકાબથી આપણી આખી કોમને મોટી શોભા મલતી હતી. શ્રી ગ્રેટ બ્રિટન તથા હીંદુસ્તાનનાં કેટલાએક ભાગો ઉપર એવણે કીધેલી મુસાફરીમાં પોતાની અમીરી રીતભાત તથા મીલનસાર સ્વભાવથી પોતાનાં ખાનદાનની કીરતી વધારી હતી, એટલુંજ નહિં, પણ આપણી જરતોસ્તી કોમની કીરતીમાં ઘણેએક દરજજે એવણે વધારો કીધો હતો. એવા મોભાદાર, વગવાલા, બાહાદુર અને સરવે પ્રકારની લાએકી ધરાવનાર એક નામવર અકાબરનાં મરણથી આપણી જરતોસ્તી કોમને મોટો તોટો થયોછે જે વીશે આપણા શરવે હમદીન ભાઇઓ ઘણાં દલગીર છે. શદ હજાર દરૂદ હોજો એવણનાં અશો રૂહ ઉપર !!!"

દસતુરજી સાહેબ પેશુતનજી બેહરામજી સંજાણાએ દરખાસ્ત કીધી અને તેને શેઠ દાદાભાઇ રૂસતમજી બનાજીએ ટેકો આપ્યો કે:—

"મરહુમ સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટ સાહેબનાં મરણ બાબેની નોધ જે અતરે વાંચી સંભલાવયામાં આવીછે, અને જે આએ સભાએ બાહાલ રાખીછે, તે નોધ અનજુમનનાં દફતરમાં ઘટતી રીતે દાખલ કરવા સારૂ અનજુમનનાં ધરમખાતાંનાં ફંડનાં તરસ્ટી સાહેબો ઉપર આએ સભાનાં સરનશીન સાહેબ એક ઘટતો કાગલ લખીને મોકલવી."

શેઠ ડાથાભાઇ ફરામજી કરાકાએ દરખાસ્ત કીધી અને તેને શેઠ હોરમજજી બહમનજી વાડીઆએ ટેકો આપ્યો કે:—

"મરહુમ સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટ સાહેબનાં મરણ વીશેની નોંધ, જે આએ સભાએ બાહાલ રાખીછે તેની એક નકલ, એવણનાં નેકનામ વીધવા બાઇ રતનબાઇ તે ડાવેજર લેડી જમશેદજી તથા તેવણના તરણડ સાહેબજાદાઓ ઉપર આએ સભાનાં સરનશીન શાહેબે ઘટતો કાગલ લખીને મોકલવી."

શેઠ નશરવાંનજી રતનજી ટાટાએ દરખાસ્ત કીધી અને તેને શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠે ટેકો આપ્યો કે:—

"મરહુમ સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટ સાહેબનાં મરણ વીશેની નોંધ, જે આએ સભાએ બાહાલ રાખીછે તેની એક એક નકલ, એ મરહુમ બારોનેટના ભાઇ સાહેબ શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇ તથા તેવણનાં બેહેન બાઇ સાહેબ પીરોજબાઇ ઉપર આએ સભાના સરનશીન શાહેબે ઘટતાં કાગલો લખીને મોકલવી."

સર કાવશજી જાંગીરજી નાઇટ, સી. એસ. આઇ. એ દરખાસ્ત કીધી અને તેને હાનરેબલ શેઠ શોરાબજી શાપુરજી બંગાલીએ ટેકો આપ્યો કે:—

"મરહુમ બીજા બારોનેટ સાહેબ સર જમશેદજી જીજીભાઇ પોતાના વખતમાં, આપણી અનજુમનનાં ધરમના ફંડના તરશટી શાહેબો, તથા અકાબરો તથા બીજા આગેવાનોને પોતાની સાથે લેઇને મુંબઇની જરતોશતી અનજુમનને લગતાં કામકાજ જે પરમાણે ચલાવતા હતા, તેજ પરમાણે તેવણના પુતર સર જમશેદજી જીજીભાઇ તરીજા બારોનેટ હવે પછે કામકાજ ચલાવવું, તથા પરમુખનો જે દરજ્જો સર જમશેદજી જીજીભાઈ બીજા બારોનેટ ભોગવતા હતા તે દરજ્જો સર જમશેદજી જીજીભાઇ તીજા બારોનેટને આપવાને આએ સભા ઠરાવ કરેછે."

શેઠ ફીરોજશાહ મેહરવાંનજી મેહતા, એમ. એ. બારીશટરે દરખાસ્ત કીધી અને તેને શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠે ટેકો આપ્યો કે:—

"સર જમશેદજી જીજીભાઇ તરીજા બારોનેટની બાબદમાં આએ સભાએ હમણાં જે ઠરાવ પશાર કીધોછે તેની એક નકલ મજકુર બારોનેટ સાહેબ ઉપર આએ સભાનાં સરનશીન સાહેબે એક ઘટતો કાગલ લખીને મોકલવી."[1]

શેઠ હોરમજજી દાદાભાઇ જડજે દરખાસ્ત કીધી અને તેને શેઠ મનચેરજી નવરોજજી બનાજીએ ટેકો આપ્યો કે:-

"આપણી કોમનાં ૧૯૦૦) જરતોશતી ગરહશથોએ અનજુમનનાં ધરમ ખાતાંનાં ફંડના તરસ્ટી સાહેબોને આએ અનજુમનની જાહેર સભા બોલાવવાને એલતેમાશ કીધી હતી તેને માન આપીને તરસટી શાહેબોએ આએ સભા બોલાવી તેથી તરસટી સાહેબોનો ઘટતો ઉપકાર આએ સભાએ માનવો."

શેઠ નવરોજજી ફરદુનજીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ જાંહગીરજી કાવશજી જાંહગીરજી રેડીમનીએ ટેકો આપ્યો કે:—

"આએ અનજુમનની સભા ભરવા સારૂં આલબલેશ બાગનું સુકામ વાપરવાને તેના માલેકોએ રજા આપી તેથી તેઓનો ઉપકાર આએ શભાએ માનવો."

શેઠ અરદેશર મેરવાંનજી શેઠનાએ દરખાસ્ત કીધી અને તેને શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ ટેકો આપ્યો કે:—

"આએ સભાનાં સરનશીન શાહેબે પોતાનો ઓધો ચાલાકીથી બજાવીઓ તે વીશે આએ શભા તેવણનો ઉપકાર માનેછે."

ઉપલી સર્વે દરખાસ્તો એકમતે પસાર થાઇ હતી.

શેવટે શેઠ નશરવાંનજી બેહરાંમજી શેક્રેટરીએ જણાવ્યું કે સર કાવશજી જાંગીરજી નાઇટની તરફથી તમોને જણાવવાની ફરમાશ થએછે કે આએ અંજુમન ભરવાનો જેબી કાંઇ ખરચ થાએઓ હોય તે એ સાહેબે પોતાની તરફથી આપવાને મરજી બતલાવીછે.

એ ઉપરથી ખુશાલીના પોકારો વચ્ચે સભા બરખાસ્ત થઈ હતી.[2]

---

તા૦ ૩૦ મી જુલાઇ.

રોજ ૧૪ માહ ૧૧ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—મનચેરજી પેશતનજી વાડીઆ—ઉમર વર્ષ ૬૫) શેઠ નવરોજજી જમશેદજી વાડીઆના બીજા દીકરા. એવણ પોતાના મમાવા મરહુમ શેઠ પેશતનજી બહમનજી વાડીઆના વારસ થવાથી તેવણનાં નામ સાથે ઓળખાતા હતા. ઈ૦ સ૦ ૧૮૧૬ માં શેઠ પેશતનજી મરણ પામ્યા તે વેળાએ એવણની વય નાની હોવાથી એવણના વડા ભાઇ શેઠ દાદાભાઇએ પોતાને નામે તેમનો વ્યાપાર ચાલુ

---

૧ એ ઠેરાવ સર જમશેદજી જીજીભાઈ (બિજા) બારોનેટપર લખી મોકલતાં તેના જવાબમાં તેવણે તા૦ ૧૦ મી આગશટ ૧૮૭૭ ને દીને એ સભાના સરનશીન જોગ લખી જણાવ્યું કે:—"જરતોશતી અંજુમનની સેવા બજાવવામાં હમારા બિહશતનશીન સુસ્ની સાહેબો પેહલા તથા બીજા બારોનેટ પોતાની ખાસ ફરજ સમજતા હતા, તે પરમાંણે હમોબી સેવા બજાવવામાં હમારી ખાસ ફરજ સમજશું, અને જે મોટું માન અંજુમન તરફથી હમોને આપવામાં આવ્યું છે તેને લાએક થવાને હમારા બનતગુજ્ઞ બુઝર્ગીઓનાં પગલાં પછવાડે ચાલવાને હમારી કોશેશ હમો સદા ચાલુ રાખશું. અંજુમનની સેવા બજાવવાને પાક પરવરદેગાર હમોને પુરતી શક્તી તથા નેક તોફીક બખ્શે એવી હમારી પ્રાર્થના તે કીરતારની જનાબમાં છે તે કબુલ રાખો."

૨. જામે જમશેદ, તા૦ ૩૧ મી જુલાઈ ૧૮૭૭.

રાખ્યો હતો. તે પછી એવણુ ઉમરે પુગાથી તા૦ ૧ લી નવેમબર ૧૮૩૪ થી એવણુને પોતાની સાથે સામેલ કરી "દાદાભાઈ અને મનચેરજી પેશતનજી" ને નામે બોહલા પાયાપર વ્યાપાર ચલાવવા માડયો હતો. એવણુની પેહડીનું કામ ઘણાં દેશાવરો સાથે હોવાથી તેમજ મુંબઈમાં એવણુની મોટી મીલકતો હોવાથી દેશીઓ તેમજ ઈંગ્રેજોને પોતાનાં નાણાં મુકવાને એઓની પેહડી એક બેંકની માફક કામ લાગતી હતી, અને તેને *Iron Walls* નું નામ આપવામાં આવ્યું હતું. વ્યાપાર ઉપરાંત એઓની પેહડી તે વેળાની નામાચી મેશરસ ફ્રેમપબેલ મીયુરની તથા સાયરસ લીવીંગ-સ્ટનની કુંપનીઓની દલાલીનું કામ પણ કરતી હતી. ૧૮૩૦ માં ઉદવાડાનાં પુરાતમ આતશબેહરામ સાહેબની ઇમારત ઘણી જુની થવાથી તે એઓ બંધે ભાઇઓએ નવેસરથી પોતાને ખરચે બંધાવી તા૦ ૨૭ મી મારચ ૧૮૩૦ ને દીને તેમાં પાછા પુરાતમ આતશબેહરામ તખ્તનશીન કીધા હતા. ૧૮૩૪ માં એઓ બંધે ભાઇઓએ પોતાની પરેલની લાલબાગની વાડીમાં આદરાંનની એક દરેમેહર બંધાવી તા૦ ૧૬ મી આગશટને દીને પરઠાવી હતી. ૧૮૫૧ માં એમની પેહડી ભાગાથી લાલબાગ વેચાયો તે વેળાએ એ દરેમેહર ત્યાંથી ખસેડવામાં આવી હતી. ૧૮૩૬ માં એઓ બંધે ભાઇઓએ વસાઇ મધે ગુજરાતથી પગ રસ્તે આવતા જતા મુસાફરોના ઉતારાને માટે એક ધર્મ-શાલા બંધાવી ખોલી મુકી હતી. એજ શાલમાં મુંબઇ મધે પેહલવેહલી ચેમબર ઑફ કામરસ સ્થાપી તેના એવણુ શરૂઆતથીજ એક મેમબર હતા, તથા ૧૮૪૭ થી તેની કમીટીના પણ એક અધિકારી નેમાયા હતા. ૧૮૪૦ માં નામદાર સરકારે એવણુને સુલેહના અમલદાર નેમી માન આપ્યું હતું. ૧૮૪૪ માં એઓ બંધે ભાઇઓએ સુરત મધે સૈયદપરામાં આદરાંનની એક દરેમેહર બંધાવી તે તા૦ ૨૬ મી જુનને દીને પરઠાવી હતી. એજ મુજબની સુરતની પાસેનાં બેસાંણુ ગામમાં પણ એઓ બંધે ભાઇ-એઓએ એક દરેમેહર બંધાવી તે તા૦ ૫ મી ફેબરવારી ૧૮૪૬ ને દીને પરઠાવી હતી. ૧૮૫૦ ની આખરીએ એઓની પેહડીને વ્યાપારમાં મોટું નુકસાન થવાથી તે ૧૮૫૧ નાં બેશતાં શાલને દીનેજ એટલે તા૦ ૧ લી જાનેવારી ૧૮૫૧ ને દીને બંધ કરવી પડી હતી. આથી એઓ બંધે ભાઇઓ ઉપર વ્યાપારી આલમની ઘણી દીલસોજી ઉશ્કેરાઇ હતી. એ પછી ૨૬) વર્ષ એવણે એકાંત જીંદગી ગુજારી હતી. આવડો મોટો વહીવટ છતાં એવણુ ઘણાજ એકમારગી તથા રાંક હતા, અને દરેક જાહેર બાબદો તથા બનાવોની ખબર અંતર તથા જુના દસ્તાવેજો સાચવી રાખવાનો એવણુને અસલથીજ માહવેરો હતો. આ અદના લખનારને એવણે ઘણા જુના પુરાણા દસ્તાવેજો તથા નોંધો દેખાડી કીમતી મદદ આપી હતી.

---

તા૦ ૧ લી આગશટ.

મધરાજ ખાતે વસનારા જરથોસ્તીઓએ આજ દીને પોતાની અંજુમનનાં ધર્મ ખાતાંનું એક ફંડ સ્થાપી તેનો વહીવટ ચલાવવાને શેઠો એદલજી દીનશાહ પાંડે, કાવશજી એદલજી પાંડે, શેરાબજી ફરામજી મધરાજવાલા, શેરાબજી રૂસ્તમજી નાણાંવતી, અને બહમનજી એદલજી પટેલને તરસ્ટીઓ નેમ્યા હતા.[1]

---

તા૦ ૨ જી આગશટ.

અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં ઉઘાડેલા ગુજરાતી ભાષામાં વૈદું શિખાડવાના વર્ગમાં સુવાવડ તથા વાહડકાપના શિક્ષક તરીકે નામદાર સરકારે ડાકટર એદલજી નશરવાનજી, તથા દવાદારૂ અને ઔષધવિદ્યાના શિક્ષક તરીકે ડાકટર

---

[1] એ ફંડમાં પેહલવેહલી રૂ૫૦૦) ની રકમ શેઠ કાવશજી દીનશાહજી એડનવાલા જેઓ એ શાલમાં મધરાજ તરફ ગયા હતા તેઓએ ભરી હતી. એ પછી તે તરફના જરથોસ્તીઓ તથા બીજા મુસાફરોએ મલી રૂ૨૦૦૦) ની રકમ કીધી હતી. ઊપલા તરસ્ટીઓએ મધરાજની રવાંનો સુખિડા કરવાની જગા તથા અંજુમનને લગતો બંગલો પોતાને સ્વાધીન લઇ તે દરૂસ્ત કરાવી ત્યાંના જરથોશ્તીઓને સરઅવસરે વાપડવા તથા જરથોશ્તી મુસાફરોના ઊતારાને કીજે ખોલી મુકયો હતો, તથા રવાંનોને અવલમંજલ પોંહચાડવા લઇ જવા માટે એક સુંદર લોઢાંની ગાડી રૂ૫૦૦) ને ખરચે મધરાજનાં પબ્લીક વર્કસ ખાતાંમાંથી બનાવી હતી. એ પછી ઇ. સ. ૧૮૮૬ માં શેઠ દીનશાહજી માણેકજી પીટીટ મધરાજ ગયા તે વેળાએ તેવણની આગેવાંની હેઠલ અંજુમનને લગતું એક બીજું ફંડ ઊભું કીધું હતું, જે મધે શેઠ શેરાબજી ફરાંમજી મધરાજવાલાએ રૂ૧૦૦૦), શેઠ દાદાભાઇ એદલજી નીલગરી-વાલાએ રૂ૫૦૦), તથા બીજા ગ્રહસ્થોએ ભરેલા અને વ્યાજના ઊપજેલા મલી રૂ૫૦૫૮)૮૩ તા૦ ૩૦ મી આપરેલ ૧૮૯૩ ને દીને મુંબઇની પારસી પંચાયતનાં ફંડમાં "શ્રી મધરાજની જરતોશતી અંજુમનનાં ધરમનાં ફંડનું ખાતું" એવાં નામથી જુદું ખાતું પડાવી તેનું વ્યાજ તે તરફ નેમાયલી કમીટીના ગ્રહસ્થો (શેઠો ફરદુનજી નશરવાંનજી મન્જગાંમવાલા, ડોશાભાઈ બરજોરજી અવારીઆ, હોરમજજી નવરોજજી ઇન્જનેર, અરદેશર ફરાંમજી બમગરા અને એદલજી રૂસતમજી બાવાઆદમના) પર જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવા તથા દીનઆઇનનાં કામો કરવાના ખરચ સારૂં વાપડવાને મોકલી આપવું એવો બંદોબસ્ત કીધો હતો. એ ફંડમાં સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે ૧૮૮૬ માં પોતાના નબીરા મરહુમ શેઠ અરદેશર કાવશજી દીનશાહજી પીટીટનાં પુનને માટે રૂ૧૬૦૦), ૧૮૯૦ માં પોતાનાં ધણીઆંની લેડી સાકરબાઇનાં પુનને માટે રૂ૧૦૦૦), અને ૧૮૯૫ માં દીકરા શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટનાં પુનને માટે રૂ૧૦૦૦) મલી રૂ૩૬૦૦) પોતાનાં પડાવેલાં જુદાં ખાતાંમાં આપેલાછે; તથા ૧૯૦૧ માં બાઇ આવાંબાઇ તે સરજ્યન લફ્ટનંટ કર્નલ કાવશજી બરજોરજી સંજાણાનાં ધણીઆંનીએ પોતાનાં માતાજી મરહુમ બાઇ રતનબાઇ અરદેશર એદલજી સુખીઆંનાં પુનને માટે રૂ૧૦૦૦) આપ્યાછે. એ June 10th April લા છપાયલા હીસાબ મુજબ રૂ૧૧૨૯)ડીઆ, ૧૭ મી આગશટ ૧૮૭૭.

રૂસ્તમજી જમશેદજી નાદરશાહને તા૦ ૧ લી નવેમબર ૧૮૭૫ થી નેમ્યા હતા.[1]

---

તા૦ ૪ થી આગસ્ટ.

રોજ ૧૯ માહ ૧૧ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—હીમજીભાઇ બેહરાંમજી મરચંટ, મસ્કરવાલા—ઉમર વર્ષ ૬૨) એવણ પ્રથમમાં સુરતની પાસેનાં કરંજ ગામથી કરાંચી જઇ વસ્યા હતા, અને ત્યાંથી મસ્કર ભણી જઇ ત્યાં વીલાયતી અશબાબ તથા દારૂકામની એક મોટી દુકાન ઉઘાડી હતી. એવણનો વસવાત લાંબી મુદત સુધી મસ્કર મધેજ હતો, અને છેલ્લા કરાંચી આવી ત્યાં મરણ પામ્યા હતા.

---

તા૦ ૫ મી આગસ્ટ.

રોજ ૨૦ માહ ૧૧ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

**મરણ**—તેહમુરશ જમશેદજી દેસાઇ—ઉમર વર્ષ ૭૫) નવસારીવાલા શેઠ જમશેદજી મનચેરજી દેસાઇના બીજા દીકરા. એવણ પોતાના બાપનાં દેસાઇગરાંનાં કામમાં બચપણથી શામેલ હતા, તથા ૧૮૨૨ થી છ વર્ષ સુધી વડોદરે બાપને મદદ કરવાને રહયા હતા. એવણના બપાવા મરહુમ શેઠ મનચેરજી ખરશેદજી દેસાઇને ઇંગ્રેજ સરકારે જે વતન તથા જાગીરીની બાહિધરી આપી હતી તેના ભોગવતામાં તેમના વારસોને ઇ. સ. ૧૮૨૯ માં શીહાજીરાવ ગાયકવાડના વખતથી હરકતો નાખ્યા કીધાથી તે બાબે મુંબઇમાં આવી ઇંગ્રેજ સરકારમાં અતરે તેમજ કલકતા તથા છેક ઇંગલાંડ સુધી ઘણીક અરજીઓ કરી દાદ ચાહી હતી, અને ઇંગ્રેજ સરકારે દેસાઇઓને આપેલી બાહિધરી બાહલ રાખી હતી, છતાં ઘણાં વર્ષના વાંધાવીરતી પછી ગાયકવાડે ૧૮૫૬ માં તેનો નીવેડો આંણી તેમના ભોગવતા પાછા સ્વાધીન કીધા હતા. આ માટે એવણે ૨૬ વર્ષ સુધી મુંબઇમાં ઘણી મેહનત લીધી હતી. ૧૮૫૮ માં દેસાઇ ખાંનદાંનના વડા શેઠ હોરમસજી રૂસ્તમજી દેસાઇનાં મરણથી તેમની જગોએ નવસારીના વડા દેસાઇ તરીકે એમની નેમણુક થાઇ હતી, અને એવણે મુંબઇમાંજ રહી તે વડપણ ચલાવ્યું હતું, તથા મરણ પણ અતરેજ પામ્યા હતા.

---

તા૦ ૭ મી આગસ્ટ.

આજ દીને મરહુમ શેઠ તેહમુરશ જમશેદજી દેસાઇનાં નવસારી મધે થયલાં ઉઠમણાંમાં તેમની જગાએ નવસારીના વડા દેસાઇ તરીકે શેઠ ખરશેદજી નવરોજજી દેસાઇને નેમી એક શેઆસ હોરડવામાં આવી હતી, તથા મરહુમ દેસાઇજીનું નામ અંજુમનને લગતી જાહેર ડિપાઓમાં બીજા બુજરગોનાં નામ સાથે દેવાને ઠરાવ્યું હતું.[2] મુંબઇ મધે થયલાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૫૦૦) ધર્મ ખાતે આપ્યા હતા.[3]

---

તા૦ ૮ મી આગસ્ટ.

રોજ ૨૩ મોહ ૧૧ (ક૦) ૧૨૪૬ યજદેજરદી.

આજ દીને વરેઓડરા મધે મરહુમ બાઇ જરબાઇ તે મરહુમ શેઠ જાંહગીરશાહ મનચેરશાહ તાલિયારખાંનાં વીધવાં તથા મરહુમ શેઠ ફરદુનજી ડાશાભાઇ પારખનાં બેટીનાં ઉઠમણાંમાં તેમના દીકરા ખાંનબાહદુર પેશતનજી જાંહગીરજી તાલિયારખાંએ વરેઓડરા મધે નશેશાલારોનું ફંડ[4] ઉભું કરી તેમાં પોતે રૂ૫૦૦) ભર્યાં હતા, તથા બીજા રૂ૨૦૦) ત્યાંની દરેમેહરનાં ફંડમાં આપ્યા હતા.[5]

---

તા૦ ૯ મી આગસ્ટ.

કરાંચીની ડીસ્ટ્રીકટ પારસી માટરીમોનીઅલ કોરટના ડેલીગેટો તરીકે નામદાર સરકારે નીચલા વધુ પારસી ગ્રહસ્થોને નેમ્યા હતા:—

શેઠો જમશેદજી રૂસ્તમજી ઘડીઆલી, પેશતનજી પાલણજી મેદવાર, જમશેદજી અરદેશર માણેકશાહના, ફરાંમજી કુવરજી મોદી, અરદેશર ખરશેદજી રાજકોટવાલા, હોરમસજી જમશેદજી ઘડીઆલી, નવરોજજી નશરવાંનજી પોંહચાજી, માણેકજી ફરાંમજી કોલાબેવાલા, દાદાભાઇ એદલજી સુપીઆ, બહમનજી ફરાંમજી શેઠના, અરદેશર કાવશજી ભરૂચા, મેહરવાંનજી દોરાબજી પીરોજશાહ મીનવાલા.

---

૧. ઓતધીતા ન્યુઝ ગેઝેટ, તા૦ ૨૭ આગસ્ટ ૧૮૭૭.
પ્રવર્તનશીન મુસ્મી સાહેબો ૫૦૦ મી આગસ્ટ ૧૮૭૭.
પોતાની ખાસ ફરજ સમજતા હતા, ૨
બજાવવામાં હમારી ખાસ ફરજ સમજયું, અન ...

૩ મુંબઇની પારસી પંચાયતનાં ફંડના સવંત ૧૯૩૩ ના હીસાબની ચોપડી.

૪ એ ફંડ મધે શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઇએ રૂ૫૦૦) તથા શેઠ જમશેદજી નવરોજજી પાદરાવાલાએ રૂ૧૦૦૦) તુરત ભર્યાં હતા, અને બીજી રકમો પાછલથી ભરાઇ હતી. એ રકમ દશ વર્ષે વ્યાજ સાથે વધીને રૂ૧૧૦૦૦) ની થાઇ, એટલે તા૦ ૮ મી જાનેવારી ૧૮૮૮ ને દીને મજકુર ખાંનબાહદુર પેશતનજી જાંહગીરજી તાલેયારખાં, સી. આઇ. ઇ. ની મારફતે મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટી સાહેબો ઉપર મોકલી પંચાતનાં દફતરમાં તેનું "શ્રી વડોદરા શેહર તથા કંપના જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડનું ખાતું" એવાં નામથી જુદું ખાતું પડાવી તેનું વ્યાજ દર સાલ વડોદરા ખાતે શેહર તથા કંપ માટે ઠેરવેલા બબે ખાનેજરો ઉપર નશેશાલાર ખાંધીઆઓના પગાર આપવા માટે મોકલી આપવાનો બંદોબસ્ત કીધો હતો. એ ફંડમાં વ્યાજ વાપરવા માટે સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે ૧૮૯૫ માં પોતાના દીકરા મરહુમ શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટનાં પુનને માટે રૂ૧૦૦૦) પોતાનાં પડાવેલાં જુદાં ખાતાંમાં આપેલાછે. હાલ એ ફંડ તેના છેલ્લા છપાયલા હીસાબ મુજબ રૂપીઆ ૧૪૮૮૭)૨ાાા નું થયુંછે.

૫ જામે જમશેદ, તા૦ ૧૫ મી આગસ્ટ ૧૮૭૭.

શેઠ આદરજી જીવણજીને નામદાર સરકારે અમદાવાદના ડીસ્ત્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર નેમી તે જીલ્લાના પેહલા વર્ગના માજીસ્ત્રેટની સત્તા આપી હતી.[1]

તા૦ ૧૧ મી આગષ્ટ.

મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઇ. નાં મરણથી મુંબઇ શેહરને જે ટોટો ગયો તે જાહેર કરવા તથા તેમની યાદગારી કાએમ રાખવાના ઉપાયો લેવા માટે એક જાહેર સભા બોલાવવાને મુંબઇના શેરીફ શેઠ ખરશેદજી ફરદુનજી પારખને ગઇ તા૦ ૪ થીને દીને અતરેના ૧૬ ઇંગ્રેજ, ૨૨ હિંદુ, ૪ મુસલમાન, ૩ યાહુદી અને ૫૬ પારસી ગ્રહસ્થોએ મોકલેલાં રીકવીજીશનની રૂહે આજ દીને ટાઉન હાલમાં એક જાહેર સભા મલી હતી. ચેરનશીનની ખુરસીએ મુંબઇના નામદાર ગવરનર સર રીચરડ ટેમપલ, બારોનેટ બીરાજ્યા હતા. તે નામદારે સર જમશેદજીની તથા પારસીઓની વખાણમાં એક ઘણુંજ સુભાખીત ભાષાણ કીધું હતું.[2] જે બાદ હાનરેબલ મી૦ જેમસ ગીબસે દરખાસ્ત કીધી અને તેને સર મંગલદાસ નથુભાઇ નાઇટ, સી. એસ. આઇ. એ તથા શેઠ પીરોજશાહ મેહરવાનજી મેહતા, એમ. એ. એ ટેકો આપ્યો કે:—

૧—"સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. નાં મરણથી આ શેહરને ગયલી ખોટની નોંધ આ સભા મોટી દલગીરી સાથ કરેછે, કે જે ગ્રહસ્થે પ્રજાનાં ભલાંને લગતી દરેક હીલચાલોમાં આગેવાન રહીને, તેમજ દરેક વરણના લોકો તરફ દયા દેખાડીને અને પોતાની ભલમનશાઇભરેલી રીતભાત વાપરીને મુંબઈ શેહરના યુરોપ્યન તેમજ દેશી વર્ગોમાં મોટું માન અને ઇજત મેલવી હતી."

સર ફ્રાંક સુટર નાઇટે દરખાસ્ત કીધી અને તેને મી૦ ઇ. ડી. શાશુને તથા શેઠ રગુનાથ નારાયણ ખોટેએ ટેકો આપ્યો કે:—

૨—"મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. ની કોઇ ઘટતા આકારમાં યાદગારી રાખવા માટે એક ફંડ ઉભું કરવું, અને આ સભાનું એવું મત છે કે કોઇ પ્રજાઉપોગી અથવા પ્રોપકારી કામમાં એ યાદગારી રાખવી, કે જે સભામાં ઠરનારી કમીટી હવેપછી નકી કરશે."

હાનરેબલ રાવસાહેબ વીશવનાથ નારાયણ મંડલીકે દરખાસ્ત કીધી અને તેને હાનરેબલ નાબોદા મેહમદઅલી રોગેએ ટેકો આપ્યો કે:—

૩—"ફંડનાં નાણાં એકઠાં કરવાને અને આ સભાની નેમ પાર પાડવાને નીચલા ગ્રહસ્થોની એક કમીટી નેમવી,[3] અને તેઓને બીજાં નામ ઉમેરવાની સત્તા આપવી"—[એ કમીટીમાં ૪૪ ઇંગ્રેજ, ૨૩ હિંદુ, ૬ મુસલમાન, ૩ પોરટુગીજ, ૩ યાહુદી અને ૫૪ પારસી ગ્રહસ્થોનાં નામ હતાં.]

મી૦ આર. એચ. બામબાકે દરખાસ્ત કીધી અને તેને શેઠ મનચેરજી નવરોજજી બનાજીએ ટેકો આપ્યો કે:—

૪—"ફંડનાં નાણાં મુંબઇ બેંકમાં 'સર જમશેદજી જીજીભાઇ મેમોરીઅલ ફંડ'ને નામે મુકવાં, અને તેના હાનરરી શેક્રેટરીઓ તરીકે ડાકટર થામસ બલેની, શેઠ ડોશાભાઇ ફરામજી કરાકા, સી. એસ. આઇ., હાનરેબલ નાબોદા મેહમદઅલી રોગે, અને શેઠ રગુનાથ નારાયણ ખોટેને નેમવા."

શેઠ માણેકજી ખરશેદજી સરાફે દરખાસ્ત કીધી અને તેને રેવરંડ ચાર્લસ ગીલડરે ટેકો આપ્યો કે:—

૫—"ઉપલા ઠેરાવોની એક નકલ ડાવેજર લેડી જમશેદજી જીજીભાઇ ઉપર તેણીને ગયલી મોટી ખોટ માટે એક દીલાસાપત્ર સાથે હાનરરી શેક્રેટરીઓએ મોકલવી."

શેઠ બેહરામજી જીજીભાઇ, સી. એસ. આઇ. એ દરખાસ્ત કીધી અને તેને ડાકટર બલાં તથા શેઠ હોરમજજી દાદાભાઇ જડજે ટેકો આપ્યો કે:—

૬—"નામદાર ગવરનર સર રીચરડ ટેમપલ બારોનેટ, સી. એસ. આઇ. એ ચેરનશીન તરીકે બીરાજવાની તસદી લીધી તે માટે આ સભા તેમનો ઉપકાર માનેછે."

શેઠ વરજીવનદાસ માધવદાસે દરખાસ્ત કીધી અને તેને શેઠ કેશવજી નાયકે ટેકો આપ્યો કે:—

૭—"મુંબઇના શેરીફ શેઠ ખરશેદજી ફરદુનજી પારખે આ સભા બોલાવી તે માટે તેમનો ઉપકાર માનવો."

એ પછી સભા બરખાસ્ત થાઇ હતી.[4]

---

[1] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૯ મી અને ૨૩ મી આગસ્ટ ૧૮૭૭.

[2] નામદાર ગવરનરનું એ ભાષણ પારસીઓને વાંચવાજોગ જાણી શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ તેનો ગુજરાતીમાં તરજુમો કરી નીચલાં નામથી એક ચોપાનયું એજ શાલમાં છપાવી પ્રગટ કીધું હતું:—

"પારસીઓ. મુંબઇના ગવરનર સાહેબ બાહાદુર સર રીચરડ ટેમપલ બેરોનેટ, કે. સી. એસ. આઇ. એ તા૦ ૧૧ મી આગસ્ટ ૧૮૭૭ ને દીને કરેલાં ભાશણનો ગુજરાતી તરજુમો. કરનાર, કેખુશરો નવરોજજી કાબરાજી. મુંબઇ—દફતર આશકારા પ્રેસ. સને ૧૮૭૭ ઇસવી."

[3] એ કમીટીએ તા૦ ૩૦ માર્ચ ૧૮૮૭ ને દીને યાદગારીનાં ફંડમાં એકઠી આયલી રૂ.૪૩૦૦૦) ની રકમ અતરે સ્થાપેલી વિક્ટોરીયા જુબીલી ટેકનીકલ ઇનસ્ટીટયુટના સંબંધમાં મરહુમ સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટનાં નામની મીકેનીકલ સ્કુલને લગતી જુદી ઇમારત બાંધવાનાં કારણસર આપવાનો ઠેરાવ કીધો હતો. તે મુજબ એ રકમ અપેથી પરેલ એ ઇનસ્ટીટયુટના કમપાઉંડમાં ઉપલી ઇમારત બંધાવી તે તા૦ ૧૦ મી આપરેલ ૧૮૯૯ ને દીને મુંબઇના નામદાર ગવરનર લારડ રેએને હાથે ખોલ્લી મુકાવી હતી. એ ઇમારતના દરવાજાપર નીચલી તખ્તી મારેલી છે:—

"This the Sir J. J. School of Mechanical Engineering, for the use of students in the Engineering classes, was erected from the funds raised to commemorate the Memory of the Hon'ble Sir Jamsetjee Jeejeebhoy, C. S. I. Second Baronet, and opened by H. E. the Righ tHon'ble Lord Reay, L L. D.; G. C. I. E. Governor of Bombay on the 10th April 1899."

[4] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૭ મી આગસ્ટ ૧૮૭૭.

તા૦ ૧૫ મી આગષ્ટ.

રાજકોટ મધે હિંદી કારીગરીના માલનું એક પ્રદર્શન ત્યાંના દેશી ગ્રહસ્થોની આગેવાની હેઠલ આજ દીને પોલીટીકલ રેસીડંટ મી૦ જે. બી. પીલનાં બાનુએ એક મોટા મેલાવડાની હજુરમાં ખોલ્લું મુક્યું હતું. એ પ્રદર્શનની કમીટીના પ્રમુખ શેઠ હોરમજજી અરદેશર વાડીઆ બારીસ્ટર તથા ઓનરરી શેક્રેટરીઓ મેહતાજી ઉતમરાંમ નરભેરાંમ અને શેઠ બેજનજી મેહરવાંનજી દમરી હતા.[1]

તા૦ ૧૬ મી આગષ્ટ.

શેઠ અરદેશર જમશેદજી દસ્તુર કામદીનનાને નામદાર સરકારે અમદાવાદ જીલ્લાનાં વીરમગામના મામલતદાર નેમ્યા હતા.[2]

તા૦ ૧૯ મી આગષ્ટ.

રોજ ૪ માહ ૧૨ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

મુંબઇ ઇલાકા મધે આમ્મે ખાસ વરસાદની ઘણી કોતાઇ માલમ પડવાથી તે પાક પરવરદેગારની જનાબમાં જાહેર બંદગી ગુજારવા તથા બાહારાંની મદદ ચાહવા માટે મુંબઇની પારસી પંચાયતનાં ફંડના તરસ્ટીઓએ અંજુમનનાં ફંડ મધેથી આજ દીને સાંજના ૪ કલાકે આલબલેસ બાગમાં એક જાહેર જશન કરી તેમાં શામેલ થવાને સર્વે જરથોસ્તીઓને એલતેમાસ કીધી હતી. તે મુજબ જરથોસ્તીઓની એક મોટી સંખ્યા તેમાં સામેલ થાઇ હતી. જશનની ક્રિઆ પાંચ દસ્તુરો પેશોતનજી બેહરાંમજી સંજાણા, જામાસપજી મનોચેહરજી જામાસપઆશાના, શેરાબજી રૂસતમજી સુરાંશીરાજના, ખુરશેદજી બેજનજી, અને ફરદુનજી હોરમજજી મેહરજીરાંણાએ કીધી હતી, જે વેળાએ સર્વે જણા બંદગીમાં મશગુલ થયા હતા, અને તે પુરૂં થયા બાદ સઘળાઓએ એક સરઘસના આકારમાં ચર્ની રોડના દરીયા કીનારા તરફ જઇ આવાં અરદુઇશુરની બંદગી કીધી હતી.[3]

તા૦ ૨૨ મી આગષ્ટ.

રોજ ૭ માહ ૧૨ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

મરણ—દાદાભાઇ ફરાંમજી વકીલ—ઉમર વર્ષ ૭૮) એવણ પ્રથમમાં સુરતની જીલા કોરટોમાં વકીલનું કામ કરતા હતા. તે પછી તા૦ ૨૮ મી સપટેમબર ૧૮૪૮ થી અતરેની સદર અદાલતમાં વકીલનું કામ ચલાવવાની સનદ મેલવી અતરે વકીલનો ધંધો કરતા હતા.

તા૦ ૨૩ મી આગષ્ટ.

રોજ ૮ માહ ૧૨ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

મરણ—દોરાબજી પેશતનજી ઘાસવાલા—ઉમર વર્ષ (૨) આ૦ પેશતનજી શેહરીઆરજી બરડીના વડા દીકરા. એવણ સુરતથી પોતાના બાપ સાથે પુણે ધંધાસર ગયા હતા, અને ત્યાં વ્યાપાર તથા કંત્રાકટો લેવા માડયાં હતાં. સરકારને જોઇતું સઘળું ઘાસ એવણ પુરૂં પાડતા હતા, અને તે માટે દખણ તરફ ઘણાંખરાં સઘળાં ઘાસનાં ખેતરો ઇજારે રાખતા હતા. પોતાનાં કંત્રાકટો ચલાવવા માટે એવણે અહમદનગર, દેવલાલી, નાશક, સીકંદરાબાદ, વગેરે ઠેકાણાંઓપર જુદી જુદી શાખાઓ રાખી હતી. ઇ. સ. ૧૮૬૫ માં પુણાંની ડીસ્ત્રીકટ પારસી માત્રીમોનીઅલ કોરટના તેની શરૂઆતથીજ નામદાર સરકારે એવણને ડેલીગેટ નેમ્યા હતા. ઇ૦ સ૦ ૧૮૬૮ માં પુણાંનાં જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનું ફંડ ઉભું કરવાને એવણે ખાંનબાહદુર દસ્તુર નોશેરવાંનજી જામાસપજી જામાસપઆશાના સાથે આગેવાંની લઇ તે ઉંઘાડયું હતું. ૧૮૭૦ માં મઉ મધે એક ધર્મનું દવાખાંનું ઉંઘાડવા માટે રૂ૧૦૦૦૦) તથા તેને માટે એક મકાંન બાંધવાને રૂ૨૦૦૦) મલી રૂ૧૨૦૦૦) એવણે સરકારમાં આપ્યાથી સરકારે ત્યાંના કેનટોનમેંટમાં "દોરાબજી પેશતનજી ચારીટેબલ ડીસ્પેનસરી" ને નામે એક દવાખાંનું તા૦ ૫ મી સપટેમબર ૧૮૭૦ થી ઉંઘાડયું હતું. ૧૮૭૩ માં વાંદરે ઉંઘાડેલી પારસી બોરડીંગ સ્કુલનાં પેહલાં બે વર્ષના ખરચની ખુટના રૂ૧૨૦૦) એવણે આપ્યા હતા. ૧૮૭૪ માં ઉદવાડા મધે ત્રિજાં ધોરણ સુધી ઇંગ્રેજી શિખાડવાની એક સ્કુલ એવણને ખરચે તા૦ ૧ લી મેએથી ઉંઘાડવામાં આવી હતી, જે એવણ મરણ પામ્યા ત્યાંસુધી ચાલુ રહી હતી. ૧૮૭૬ માં ખાંનદેશ તથા દખણના દુકાલ વખતે શોલાપુરથી આસરે ૭૦૦૦ જાનવરો પુણે મોકલ્યાં હતાં, તેમને ચરવા માટે એવણે પોતાનું ઘાસનું એક આખું જંગલ જેની વાર્ષિક પેદાયશ સારા વખતમાં રૂ૭૦૦૦) ની હતી તે ફક્ત રૂ૫૦૦) લઇ આખું વર્ષ જાનવરોને માટે ધર્માદા આપ્યું હતું.

તા૦ ૨૫ મી આગષ્ટ.

આજ દીને પુણાં મધે મરહુમ શેઠ દોરાબજી પેશતનજી ઘાસવાલાનાં ઉઠમણાંમાં તેમનાં બેટાઓએ રૂ૩૦૦૦) ધર્મ ખાતે આપ્યા હતા.[4]

---

[1] રાસ્ત ગોફતાર, તા૦ ૨૭ અકટોબર ૧૮૭૭.

એ પ્રદર્શનમાં દેશી કારીગરીનો માલ બનાવવા માટે કસબીઓને ઇનામો મલ્યાં હતાં, જેમાં શેઠ રૂસતમજી હોરમજજી સાનાને પોતાનાં નવસારીનાં કારખાનાંમાં બનાવેલાં ટેબલનપાટર, લવંડર, વગેરે સુગંધીઓ માટે એક સોનાનો ચાંદ તથા સાબુ માટે એક રૂપાંનો ચાંદ ઇનામમાં મલ્યા હતા.

[2] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૬ મી આગષ્ટ ૧૮૭૭.

[3] જામે જમશેદ, તા૦ ૨૦ મી આગષ્ટ ૧૮૭૭.

[4] જામે જમશેદ, તા૦ ૨૭ મી આગષ્ટ ૧૮૭૭.

એવણનાં ઉઠમણાં પુણાં ઉપરાંત મુંબઇ, મઉ, અહમદનગર, શોલાપોર, સીકંદરાબાદ, સુરત, ઉદવાડા અને વલસાડ વગેરે જગાઓપર જ્યાં એમનો સંબંધ હતો ત્યાંના જરથોસ્તીઓએ કીધાં હતાં.

તા૦ ૨૫ મી આગશટ.

ડાકટરો કેખશરૂ શોરાબજી નરીમાન, માણેકજી એદલજી રીપોરટર અને બેહરામજી નશરવાનજી કોયાજીએ ઇંગલાંડ મધે "ઇંડીઅન મેડીકલ સરવીસ" ની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[1]

તા૦ ૨૯ મી આગશટ.

હિંદુસ્થાનની નામદાર સરકારે અમદાવાદથી અજમેર સુધીનો સાંકડા માપની રેલવે બાંધવાનો ઠેડાવ બાહેર પાડયો હતો, પણ આ મુલાકાના લાભને ખાતર પાંચ ફીટ છ ઇંચના પોહલા માપપર તે બાંધવાની અગત સરકારને જણાવવા માટે મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઇ તા૦ ૨૧ મી આગશટે શેરીફ શેઠ ખરશેદજી ફરદુનજી પારખજોગ અતરેના ૫૪ ઇંગ્રેજ, ૧૩ હિંદુ, ૪ મુસલમાન, ૩ યાહુદી અને ૩૦ પારસી (શેઠો બેહરામજી જીજીભાઇ, સી. એસ. આઇ; દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાનજી માણેકજી પીટીટ, ખુરશેદજી નોશરવાનજી કામાજી, નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મનચેરજી નવરોજજી બનાજી, પીરોજશાહ મેહરવાનજી મેહતા, એમ. એ; અરદેશર ફરામજી મુસ, બેહરામજી નશરવાનજી સીરવાઇ, ખાંનબાહદુર જમશેદજી ધનજીભાઇ વાડીઆ, દાદી નશરવાનજી દાદી, અરદેશર બહમનજી કાકા, હોરમજજી જાંહગીરજી દાદીશેઠ, ભીખાજી નવરોજજી પાલણજી, અરદેશર નશરવાનજી મોદી, જાંહગીરજી બેહરામજી મરજબાંન, શોરાબજી ફરામજી પટેલ, કુવરજી રૂસ્તમજી મોદી, બહમનજી મનચેરજી પંથકી, દાદાભાઇ હોરમજજી દુબાશ, રૂસ્તમજી ડોશાભાઇ શેઠના, હોરમજજી નવરોજજી સુકલાતવાલા, જીજીભાઇ જાંહગીરજી લામ, બહમનજી શોરાબજી જમશેદજી જીજીભાઇ, હીરજીભાઇ અમપંદીઆરજી ખંબાતા, નવરોજજી અરદેશર દાવર, શોરાબજી પેશતનજી ફરામજી, મનચેરજી મેહરવાનજી દાદીના, દારાશાહ ડોશાભાઇ રીપોરટર, એદલજી ફરામજી ઢોંડી, નાનાભાઇ રતનજી ચીનગર) ગ્રહસ્થોએ કરેલાં રીકવીજીશનની રૂહે આજ દીને એક જાહેર સભા ટાઉન હાલમાં મી૦ ડોનાલડ ગ્રેહામનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ એ બાબે મુંબઇની સરકારજોગ કરવાની અરજી વાંચી બાહલ રાખવામાં આવી, તથા તે નામદાર ગવરનરને હાથોહાથ પોંહચાડી ઘટતું કરવા સારૂં ૮ ઇંગ્રેજ, ૬ હિંદુ, ૨ મુસલમાન, ૨ યાહુદી અને ૯ પારસી (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, શેઠો બેહરામજી જીજીભાઇ, સી. એસ. આઇ; દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાનજી માણેકજી પીટીટ, હાનરેબલ શોરાબજી શાપુરજી બંગાલી, પીરોજશાહ મેહરવાનજી મેહતા, એમ. એ; નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, ખુરશેદજી નોશરવાનજી કામાજી, નવરોજજી ફરદુનજી) ગ્રહસ્થોનું એક ડેપ્યુટેશન નેમી સભા બરખાસ્ત થાઇ હતી.[2]

તા૦ ૧ લી સપટેમબર.

પ્રોફેસર ગેલડનરે પાછલા અવસ્તાનાં પદ વિષે જરમન ભાષામાં એક નિબંધ લખી પ્રગટ કીધો હતો.[3]

તા૦ ૪ થી સપટેમબર.

શેઠ બેહરામજી જમશેદજી વેલાતીએ "એલમે કયાફા" ઇયાને સુખલક્ષન વિદ્યા અથવા આદમીઓના ગુણ તેમનાં મોહડાં ઉપરથી પારખવાની વિદ્યાનું એક પુસ્તક ગુજરાતીમાં રચી પ્રગટ કીધું હતું.[4]

તા૦ ૫ મી સપટેમબર.

રોજ ૨૧ માહ ૧૨ (શે૦) ૧૨૪૬ યજદેજરદી.

મરણ—હોરમજજી જાલભાઇ શીઅડકારૂ[5]—ઉમર વર્ષ ૬૫). એવણે પ્રથમમાં મુંબઇ મધે આબરૂદાર ગ્રહસ્થોને માટે એક તાલીમખાનું ઉઘાડીયું હતું. તે પછી સરકારી શીતળા ખાતાંમાં લાંબી મુદત સુધી એક આસીસ્ટંટ હતા, અને સહીઅડ મુકવાનાં કામમાં ઘણા ખબરદાર ગણાતા હતા.

તા૦ ૬ થી સપટેમબર.

રોજ ૧૭ માહ ૧ (ક૦) ૧૨૪૭ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાનજી વાલાં કદમી આતશબેહરામની શાલગરેહનાં જશનની મીજલસમાં દસ્તુર શોરાબજી રૂસતમજી સુલાંફીરોજનાએ "અવસ્તા જબાંનમાં બંદગી કરવાની અગત" એ બાબદ ઉપર એક વાએજ કરી હતી.[6]

---

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૨૬ મી આગશટ અને ૨ જી સપટેમબર ૧૮૭૭.

૨ જામે જમશેદ, તા૦ ૩૦ મી આગશટ ૧૮૭૭.
એ ડેપ્યુટેશન તા૦ ૧૫ મી સપટેમબરે અરજી લઇ પુને નામદાર ગવરનર સર રીચરડ ટેમપલ હજુર ગયું હતું, પણ તે નામદારે પોહલા માપ કરતાં સાંકડા માપની રેલવેનો ખરચ ઓછો ગણીને પસંદ કરી હતી, અને અરજી નામદાર વાઇસરાયપર મોકલવાને કબુલાત આપી હતી.

૩ "Karl Geldner, über die Metrik des jüngern Avesta. Nebst Übersetzung ausgewähter Abschnitte. Tübingen. 1877"

૪ "એલમે કયાફા, અથવા સુખલક્ષન વિદ્યા, પ્રગટ કરનાર, બેહરામજી જમશેદજી વેલાતી, મુંબઇ, વરતમાંન પ્રેસમાં મનચેરજી હોશંગજી જાગોસે છાપીઊં છે. ૧૮૭૭ ઇસવી."

૫ શેઠ રૂસતમજી હોરમજજી જાલભાઇના બાવા.

૬ જામે જમશેદ, તા૦ ૧૦ મી સપટેમબર ૧૮૭૭.

તા૦ ૨૦ મી સપ્ટેમ્બર.

શેઠ ડોસાભાઇ ફ્રામજી કરાકા, સી. એસ. આઇ. ને મુંબઇના નામદાર ગવરનરની ધારા બાંધનારી સભાના એક મેમ્બર તરીકે નેમ્યા હતા.[1]

તા૦ ૨૦ મી સપ્ટેમ્બર.

રોજ ૧ માહ ૧ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

પુણાં મધે ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાના તથા તેમના ભાઇ દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાએ આજ દીને "બઝમે રોજે બેહરામ" નામની એક મંડલી સ્થાપી હતી. એ મંડલીની નેમ એવી રાખી હતી કે જરથોસ્તીઓના દરેક મોટા તેહવારોને દીને જાહેર જશન કરવાં, તથા દર બેહરામ રોજે અને ગાહંબારે મંડલીના સભાસદો માટે જશન કરવાં તથા સઘળાઓએ સાથે જમવું, તથા અતરેના જરથોસ્તીઓમાં જેમ બને તેમ સુધારો દાખલ થાય તેવાં સાધનો ઉભાં કરવાં તથા અરસપરસ એખલાસ અને સંપ વધે એવા વિશયો ઉપર જરથોસ્તી ધર્મની ખુબીઓ ઉપર ભાષણો આપવાં.[2]

તા૦ ૨૪ મી સપ્ટેમ્બર.

"સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટ" ના એક અધિકારી મરહુમ શેઠ પેશતનજી

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૦ મી સપટેમ્બર ૧૮૭૭.

૨ મુંબઇ સમાચાર, તા૦ ૧ લી અકટોબર ૧૮૭૭.

એ મંડલીના "પેટ્રન" અથવા મુરબી તરીકે શરૂઆતથી તે ઇ૦ સ૦ ૧૮૮૪ માં પોતાનાં મરણ સુધી સરદાર ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાના, અને ૧૮૮૪ થી તે આજસુધી દસ્તુર બેહમનજી જામાસપજી જામાસપઆશાના છે. સરનશીન તરીકે શરૂઆતથી તે આજ સુધી શમશુલ ઓલમા સરદાર ખાંનબાહદુર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાના. શેક્રેટરી તરીકે શરૂઆતથી તે ૧૮૮૦ સુધી શેઠ કાવશજી દોરાબજી મેસ એજંટ, ૧૮૮૦ થી તે ૧૮૮૩ સુધી શેઠ નવરોજજી ફરામજી કેકોબાદના, ૧૮૮૩ થી તે ૧૮૮૪ સુધી શેઠ શાપુરજી રતનજી શેઠના, ૧૮૮૪ થી તે ૧૮૮૬ સુધી શેઠ ડોસાભાઇ કાવશજી સાંગા, ૧૮૮૬ થી તે ૧૮૮૭ સુધી શેઠ કાવશજી ડોસાભાઇ દાવર, ૧૮૮૭ થી તે ૧૮૯૧ સુધી શેઠ ફરામજી હોરમજજી થાણાવાલા, ૧૮૯૧ થી તે અત્યારસુધી શેઠ બરજોરજી પીરોજશાહ ભરૂચા. ખજાનચી તરીકે શરૂઆતથી તે ૧૮૮૦ સુધી શેઠ કાવશજી દોરાબજી મેસ એજંટ, ૧૮૮૦ થી તે ૧૮૮૪ સુધી શેઠ દોરાબજી ફરામજી રોમર, ૧૮૮૪ થી તે ૧૮૮૭ સુધી શેઠ એદલજી જીવાજી અકલેસરીઆ, ૧૮૮૭ થી તે ૧૮૯૧ સુધી શેઠ નશરવાંનજી નવરોજજી આઇસવાલા, ૧૮૯૧ થી તે અત્યારસુધી શેઠ ડોસાભાઇ કાવશજી શાંગા. કારોબારીઓ તરીકે શેઠો માણેકજી હોરમજી કમીસરીવાલા, ખાંનસાહેબ ફરદુનજી પેશતનજી વરીઆવા, ખાંનબાહદુર માણેકજી કાવશજી ડોટીવાલા, ખરશેદજી ધનજીશાહ અકલેસરીઆ, ખાંનબાહદુર દીનશાહ ડોસાભાઇ ખંભાતા, ડાકટર જમશેદજી ફરામજી કોલાપુરવાલા, દસ્તુર કેકોબાદ આદરબાદ નોશરવાંન જામાસપઆશાના, દોરાબજી દાદાભાઇ ખંભાતા, મેહરવાંનજી બેજનજી પાજનીગરા, દીનશાહ મેહરવાંન ઇરાની, અને ખાંનબાહદુર મેહર હોશંગ દસ્તુર જામાસપઆશાના, બી. એ. અવાર નવાર શામેલ થયા કીધાછે.

એ મંડલીનાં જશનો વેળાએ ધર્મ સંબંધી વાએજો કરવાનો રાબેતો પાડેલોછે, અને ૧૮૭૭ થી તે ૧૮૯૬ સુધીનાં ૧૯ વર્ષોમાં પ્રમુખ શમશુલ ઓલમા સરદાર ખાંનબાહદુર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાએ લગભગ ૫૦૦) વાએજો તથા તે પછી તેમની નબલી તબીએતને લીધે નાયબ-દસ્તુર કેકોબાદ આદરબાદ નોશરવાંને ૧૮૯૬ થી તે અત્યારસુધીમાં લગભગ ૨૦૦) વાએજો કીધીછે. દસ્તુર હોશંગજીએ કરેલી વાએજોમાંની નીચલી વાએજો બઝમનાં ફંડ મધેથી તેના રીપોરટનાં ચોપાનીઆંઓમાં નીચે મુજબ છપાવી પ્રગટ કરવામાં આવી હતી:—

(૧૮૮૦ માં) ૧—આપણું રક્ષણ કરનાર તથા આદેલ પાદશાહ તરફ જરથોસ્તી તરીકે આપણે વફાદાર રેહવું જોઇએ. (૧૮૮૧ માં) ૨—ઇનશાંન અને તેની ફરજો, તથા ગાહંબાર કરવાના ફાયદા અને સવાબ. ૩—મુબારક નોરોજ વિષે. ૪—રપિથવન એટલે શું અને તેનાં જશનો વિષે. (૧૮૮૨ માં) ૫—ખોરદાદશાલ વિષે. ૬—અશોફરોહર એટલે શું ? તથા ખસુસન કરી ઇનશાંનનાં "ફરોહરો" તથા તેમની સેતાયશ વિષે ખોલાશો. ૭—બંદગીની ફરજીઆત, ફાયદા તથા અંજુમન એકઠી મલી જાહેર બંદગી કરવાની જરૂરીઆત તથા ખુબી વિષે. ૧૮૮૩ માં ૮—જરથોસ્તી દીન ભાઇબંધી વધારનારી અને કંકાસ કુસંપ ઘટાડનારી છે. ૯—બંદગીની જરૂર, ખુબી તથા ફાયદા અને જાહેર બંદગીનું ઊતમપણું. ૧૦—માજદયશ્ની દીનની બુજર્ગી, ખાલેસી તથા તાઅલીમો કેવી મોતેબર છે તે વિષે. ૧૧—ગાહંબારોની રચના, તેની પેદાયશ તથા રૂતુઓ વિષેનો ખોલાસો. ૧૨—બંદગી કરતી વખતે પાક કેબલાને સાંમે રાખવાની ફરજ તથા ફાયદા. (૧૮૮૫ માં) ૧૩—ગાહંબાર, ખોદાની કુદરતનો અભ્યાસ તથા તેના ફાયદા વિષે. ૧૪—જમશેદી નોરોજ અથવા સુલતાંની નોરોજ વિષે. ૧૫—ઇનશાંનને ધર્મની જરૂરીઆત, જરથોસ્તી ધર્મ કેવો બરતર અને બુલંદ છે. (૧૮૮૮ માં) ૧૬—નોરોજ વિષે. ૧૭—રપિથવનનાં જશનમાં શામેલ થવાની ફરજ. ૧૮—ખોરદાદશાલ. ૧૯—ફરવરદીઆંન—અશોફરોહર એટલે શું અને તેઓ તરફની આપણી ફરજો. ૨૦—મરણ પછી આપણું "રૂહ" અમર છે, તેના ફાયદા માટે સવાબ એજ સર્વોતમ ન્યામત છે.

એ સઘળી વાએજો છપાયાથી તે આપણા ધર્મને લગતું એક અગત્યનું સાહીત્ય થયુંછે. એ પછીની બીજી વાએજો દસ્તુરજીની નબલી તબીઅતને લીધે છપાઇ નથી, પણ તે મંડલીનાં ફંડમાંથી રૂ૨૦૦૦) નો ખરચ કરી છપાવવાને તા૦ ૨૭ મી આગશટ ૧૯૦૨ ની સભામાં એક સબ-કમીટી નેમવામાં આવીછે, અને તે સબ-કમીટીએ આસરે પચીસ વાએજો છાપવાને આપીછે, જે થોડાંકમાં બાહેર પડશે.

બઝમની શરૂઆતમાંજ તેના પ્રમુખ દસ્તુર હોશંગજીને હિંદુસ્થાનની સરકાર તરફથી "ખાંનબાહદુર" નો ખેતાબ મલ્યો તેની મુબારકબાદીમાં બઝમના સભાસદો તરફથી એક માનપત્ર તથા જીયાફત તા૦ ૧૭ મી આપરેલ ૧૮૭૮ ને દીને આપવામાં આવી હતી, અને દસ્તુરજીનું નામ કેળવણીખાતાંમાં કાયમ રાખવાની ઊમેદથી સભાસદોએ એક ફંડ ઊભું કરી તેનું વ્યાજ મુંબઇની યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષામાં

જહાંગીરજી તારાચંદની જગોપર એક નવો અધિકારી ચુંટવા માટે આજ દીને એ ખાતાંની એક સભા મળી હતી. તે વેળાએ સર્વેનાં એકમતથી શેઠ હોરમજી ખરશેદજી દાદીશેઠને એ જગોપર મુકરર કરવામાં આવ્યા હતા.[1] વળી સરકાર તરફના એક અધિકારી તરીકે મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઈ. ની જગોપર સરકારે શેઠ કાવસજી ખરશેદજી જમશેદજીને નેમ્યા હતા.[2]

તા૦ ૨૫ મી સપટેમબર.

ડાક્તર કાવસજી નવરોજજી મેહતાએ "કોલેરા ઉપર નોધ—તેને કેમ તજવો અને અટકાવવો" એ બાબદ ઉપર ઇંગ્રેજીમાં એક ચોપાનીયું છપાવી પ્રગટ કીધું હતું.[3]

---

દર સાલ જે જરથોસ્તી વિદ્યાર્થી ફારસી ભાષામાં સરસ આવે તેને "ખાનબાહાદુર પ્રોફેસર હોશંગ પ્રાઈઝ" આપવાનો ઠરાવ કીધો હતો. તે ફંડમાં રૂ૧૧૬૪) ભરાયા હતા, અને તે રકમ પુરતી થાય ત્યાંસુધી તે વ્યાજે વધારયા કરવાનું નક્કી કીધામાં આવ્યું હતું. વળી ૧૮૯૦ માં દસ્તુરજીને "શમસુલ ઓલમા" નો ખેતાબ હિંદી સરકાર તરફથી મળ્યો તે વેળાએ તા૦ ૨૧ મી મારચ ૧૮૯૦ ને દીને પણ એક માનપત્ર તથા છપાસ્ત આપવામાં આવી હતી, અને એ તાંકણે ઉપજાં ફંડમાં બીજા રૂ૫૮૭) ભરાયા હતા, જે પણ અસલ રકમમાં ઊમેરવામાં આવ્યા હતા, અને જે વ્યાજ સાથે વધી હાલ સુધી રૂ૩૪૭૫) થયાછે.

ઈ. સ. ૧૮૮૯ ની સુરતની મોટી આગમાં નુકસાન પામેલા જરથોસ્તીઓને મદદ કરવા માટે બઝમના સભાસદોએ એક ઊઘરાણું કરી રૂ૭૫૦) એકઠા કીધા હતા, અને તે સુરત ખાનબાહાદુર કુવરજી કાવસજી રબાડીવાલાની મારફતે ૨૪) લાચાર થએલાં કુટુંબોને વેંહચી આપ્યા હતા.

ઈ. સ. ૧૮૯૦ ના દેહ મહીનો ને મિહરાંમ રોજનાં જશનમાં મીજલસીઓનાં બાનુઓને તેમની શાહી સાહેલીઓ સાથે નોતરી હતી, અને તેમને એ મીજલસ ઘણી પસંદ પડી હતી, પણ પછીથી એવા મેળાવડાઓ કરવામાં આવ્યા નથી.

બઝમનાં ફંડમાં નીચલા ગ્રહસ્થો અને બાનુઓએ અમુક રકમો આપી નીચે મુજબ જુદાં ખાતાં પડાવ્યાંછે:—

(૧) શેઠ મિહરાંબજી છછાભાઈ, સી. એસ. આઈ. એ ઈ. સ. ૧૮૮૦ માં રૂ૫૦૦) ની સરકારી નોટ તેનું અરધું વ્યાજ બઝમના ખરચમાં અને અરધું વ્યાજ મુદલમાં વધારયા કરતા જવાની સરતથી. એજ ખાતાંમાં તેવણે ૧૮૮૯ માં બીજી રૂ૫૦૦) ની નોટ એજ સરતથી આપી તે ૧૦૦૦) નું કીધું હતું. [એ ખાતું તેના છેલા યજદેજરદી ૧૨૬૯ (ઈ. સ. ૧૯૦૦) સુધીના છપાયલા હીસાબ મુજબ પેહલા રૂ૫૦૦) ના રૂ૬૯૩) અને બીજા રૂ૫૦૦) ના રૂ૫૯૮) મળી ૧૨૯૧) નું થયુંછે.] (૨) શેઠ દીનશાહજી માણેકજી પીટીટે ૧૮૮૨ માં પોતાના દીકરા મરહુમ શેઠ કાવસજી દીનશાહજી પીટીટનાં પુનને સારૂ રૂ૧૦૦૦) ની નોટ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાની સરતથી. (૩) શેઠ નશરવાનજી માણેકજી પીટીટે ૧૮૮૭ માં પોતાના દીકરા શેઠ જમશેદજી નશરવાનજી પીટીટની સાલગરેહની ખુશાલીમાં રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાની સરતથી. (૪) શેઠ નશરવાનજી માણેકજી પીટીટે ૧૮૮૯ માં પોતાના દીકરા મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનાં પુનને સારૂ રૂ૧૦૦૦) નું પોરટ ટરસટ બોંડ તેનાં વ્યાજમાંથી મરહુમની દર સાલની બાજને દીને ક્રિયા કરવી બાકીની રકમ ચાલુ ખરચમાં વાપરવાને. (૫) સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે ૧૮૯૦ માં પોતાનાં ધણીઆણીની મરહુમ લેડી સાકરબાઈનાં પુનને સારૂ રૂ૫૦૦) નું પોરટ ટરસટ બોંડ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાને. (૬) બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટની બીવરાએ ૧૮૯૩ માં પોતાના ખાવંદની પુંજીમાંથી રૂ૨૫૦૦) નાં પોરટ ટરસટ બોંડ તેમાંનાં ૨૦૦૦) નું વ્યાજ મરહુમ શેઠ નશરવાનજીની દર સાલની બાજ (ખોરદાદ માહ ખોરદાદ રોજ) ને દીને પુનાંના "નશરવાનજી માણેકજી પીટીટ હાલ" માં જાહેર જશન કરવાના ખરચમાં અને રૂ૫૦૦) નું વ્યાજ બઝમના ચાલુ ખરચમાં વાપરવાને. (૭) એજ મુજબ બાઈ દીનબાઈએ ૧૮૯૫ માં રૂ૧૫૦૦) નાં પોરટ ટરસટ બોંડ ઊપર મુજબજ પોતાના દીકરા મરહુમ શેઠ જમશેદજીની દર સાલની બાજ (મેહેર માહ અરદીબેહસત રોજ) ને દીને એજ જગોપર જાહેર જશન કરવાના ખરચમાં વાપરવાને. (૮) બાઈ આવાંબાઈ તે મરહુમ શેઠ ફરામજી દીનશાહજી પીટીટનાં બીવરાએ ૧૮૯૭ માં પોતાના ખાવંદનાં પુનને સારૂ રૂ૨૫૦૦) નાં મુંબઈની મ્યુનીસીપાલીટીનાં બોંડ તેમાંના રૂ૨૦૦૦) નું વ્યાજ મરહુમ શેઠ ફરામજીની દર સાલની બાજ (બેહમન માહ આશાસ્માન રોજ) ને દીને ઉપલી જગાપર જાહેર જશન કરવાના ખરચમાં અને રૂ૫૦૦) નું વ્યાજ બઝમના ચાલુ ખરચમાં વાપરવાને. (૯) ખાનબાહાદુર મેહેર હોશંગ દસ્તુર જામાસ્પઆશાના, બી. એ. એ ૧૯૦૦ માં પોતાનાં ધણીઆણીની મરહુમ બાઈ આલીબાઈનાં પુનને સારૂ રૂ૧૦૦૦) ની સરકારી નોટ તેનાં વ્યાજમાંથી બઝમના તરસટીઓને જેમ દુરસ્ત દીસે તેમ ગરીબોને આસરો આપવાનાં કામમાં વાપરવું. એ રકમમાં મરહુમ બાઈનાં બેહેનીઓ તથા મિત્રોએ ભરેલા તથા વ્યાજના વધારાના મળી હાલે રૂ૨૪૪૫) થયાછે. એ ઊપરાંત શેઠ દોરાબજી કાવસજી જસાવાલાએ ઈ. સ. ૧૮૮૧ માં રૂ૫૦૦) ભેટ આપી બઝમને લગતાં જશનોમાં તેમના બાબા મરહુમ શેઠ જહાંગીરજી ફરામજી જસાવાલાનું નામ બીજા અશો મરદોની સંગાથે દેવાનો બંદોબસ્ત કીધો હતો. વળી કરાંચીવાલા શેઠ એદલજી દીનશાહ સાહેબે પણ ૧૮૮૪ માં બઝમનાં ફંડમાં રૂ૫૦૦) ભેટ આપ્યા હતા.

બઝમની પુંજી સાચવવા માટે ડીકલેરેશનું એક તરસટડીડ તા૦ ૬ ઠી મારચ ૧૮૮૭ ને દીને હાઈ કોરટના સોલીસીટર શેઠ દીનશાહ પેશતનજી કાંગા, એમ. એ; એલ. એલ. બી.ની મારફતે કરાવ્યું હતું, અને તેના તરસટીઓ તરીકે ખાનબાહાદુર દસ્તુર હોશંગજી જામાસ્પઆશાના, શેઠ નશરવાનજી ફરામજી [illegible] અને શેઠ એદલજી [illegible] ઓન- સેક્રેટરીઆને નેમ્યા હતા.

બઝમની પુંજી હાલસુધીમાં રૂ૩૦૧૮૦) ની થઈછે.

---

૧ ટાઈમ્સ ઓફ ઈંડીઆ, ૨૬ મી સપટેમબર ૧૮૭૭.

૨ ટાઈમ્સ ઓફ ઈંડીઆ, ૧૮ મી ઓકટોબર ૧૮૭૭.

૩ "Notes on Cholera: how to avoid and prevent it. A popular treatise. By Cowasjee Nowrojee, Graduate of the Grant Medical College, Bombay: printed at the Fort Printing Press. 1877."

તા૦ ૨૭ મી સપટેમબર.

પુણાંની વેસ્ટરન ઇંડીઆ રાઇફલ આશોશીએશનની આ શાલની નિશાંનબાજીની સરતમાં શેઠ દોરાબજી પદમજી પેશતનજી સરતા આવવાથી તેમને બે ચાંદીનાં ઇનામ તથા એક "ચેમપીયનશીપ" નું માન મલ્યું હતું.[૧]

---

તા૦ ૨૭ મી સપટેમબર.

ખાંનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંનને નામદાર સરકારે મુંબઇ પ્રેસીડનસીના કામચલાઉ એકઝીકયુટીવ એનજીનીઅર નેમ્યા હતા.[૨]

---

તા૦ ૧ લી અકટોબર.

મુંબઇની પારસી ક્રિકેટ કલબના ૧૧ ચુંટી કાઢેલા રમનારાઓ તથા મોફ્યુસીલ ખાતેથી આવેલા ૧૧ ચુનંદા ઇંગ્રેજ રમનારાઓ વચ્ચેની એક "ક્રિકેટ માચ" ગઇ કાલે અને આજે અતરેનાં મેદાનમાં રમાઇ હતી, જેમાં પારસીઓ ૬ રન અને બે વિકેટથી જીત્યા હતા. એની બે દીવસ આગમજ આ મોફ્યુસીલના ટીમે અતરેનાં ઇંગ્રેજ જીમખાનાંના સરશમાં સરસ ખેલાડીઓ સાથે "માચ" રમી તેઓને હરાવ્યા હતા, અને એ રીતે જીમખાનાને હરાવનારાઓને પારસીઓએ હરાવ્યાથી ઇંગ્રેજોને ઘણી અજાયબી ઉપજી હતી.[૩]

---

તા૦ ૧ લી અકટોબર.

નવસારીના નાયબે સુબા શેઠ કેરશાસપજી રૂસતમજી દાદાચાંનજી, એમ. એ; એલ. એલ. બી. ને નામદાર ગાયકવાડ સરકારે વરોડરાના કામચલાઉ ડીસ્ટ્રીકટ જડજ નેમયા હતા.[૪]

---

તા૦ ૩ જી અકટોબર.

અહમદનગરવાલા શેઠ નશરવાંનજી ખરશેદજીને ચાલુ ખ્રિસ્તી નવાં શાલને દીને ભરાયલી દીલ્લી દરબારની ખુશાલીમાં અપાયલા "ખાંનબાહદુર" ના એતાબની સનદ આજ દીને મુંબઇના નામદાર ગવરનર સર રીચરડ ટેમપલે ત્યાંના મ્યુનીસીપાલ હૉલમાં એક દરબાર ભરી તેમને એનાયત કીધી હતી.[૫]

---

તા૦ ૪ થી અકટોબર.

પારસીઓમાં લગન વેળાએ વર તરફથી કન્યાને થયલી જનસ, કપડાં, રોકડ, વગેરેપર કોણનો હક પુગેછે તે બાબેનો એક અગતનો મુકદમો અતરેની હાઇ કોરટમાં હાનરેબલ મી૦ જસટીસ બેલીની હજુરમાં નીકલ્યો હતો. આ મુકદમાની કેફીઅત એમ છે કે શેઠ બરજોરજી શોરાબજી બનીવાલા નામે એક પારસી ગ્રહસ્થ માજી સોલીશીટર પેશતનજી દીનશાહની છોકરી જરબાઇની સાથે ઇ. સ. ૧૮૬૧ માં અદરાયા અને ૧૮૭૦ માં પરણ્યા હતા. એ બે તીરયોના અરસામાં છોકરાનાં માબાપ અને બપાઇ બપાવાએ છોકરીનાં જનસ કપડાં વગેરેનાં નાણાં તેણીના બપાવા શેઠ દીનશાહજી માણેકજી મીનવાલાના હસ્તકમાં આપેલાં કે તે ઉપર મજકુર છોકરો ઉમરે આવીને, ઇયા તેની આગમજ તેના વાલીઓ તે નાણું વ્યાજે મેલવાનો ઇયા છોકરીને કપડાં ઇયા ઘરેણાં કરવાનો હક ધરાવી શકે. મજકુર શેઠ દીનશાહજી ૧૮૭૦ માં ગુજર્યા તે વેળાએ તે રકમ રૂ૬૦૦૦) સુધીની તેમના એકઝીકયુટરોના સ્વાધીનમાં હતી, જે ઉપર મજકુર બાઇ જરબાઇએ દાવો ઉઠાવ્યો કે તે તેણીને ઘટેછે. આ ઉપરથી તેણીના મજકુર ભરથારે હાઇ કોરટથી એવી દાદ માગી કે તે રકમ કોરટમાં હાજર કરી તેને માટે તરસ્ટીઓ નેમવા. નામદાર જડજે બંધે બેરકુનું સાંભળી આજ દીને ચુકાદો આપ્યો કે "એક પારસી ભરથાર અથવા તેનાં માબાપ ઇયા સગાંઓએ તેની બાયડીને આપેલાં ઘરેણાં, પૈસા, વગેરે ઉપર તેના ભરથારનો તેમજ બાયડીનો તેઓ બંધેની હૈયાતી સુધી એકસરખો હક ચાલેછે, અને એકનાં મરણ પછી બીજો તેનો ધણી થાયછે, એમ પારસીઓની રીતભાત અને રેવાજપરથી તથા ૧૮૬૨ માં બેઠેલાં પારસી લા કમીશનના રીપોર્ટ ઉપરથી સાબિત થયછે, માટે ઉપલી રકમ ઉપર ભરથારનો તેમજ તેની બાયડીનોબી હક પોહચેછે."[૬]

---

તા૦ ૫ મી અકટોબર.

શેઠ શોરાબજી બહમનજી પેશતનજી માસટરે The Easy Interpreter ઇયાને સેહલથી સમજ પાડનાર ઇંગ્રેજી વાકયો, રૂઢી, વગેરેનું એક પુસ્તક ઇંગ્રેજીમાં રચી પ્રગટ કીધું હતું.[૭]

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨ જી અકટોબર ૧૮૭૭.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૭ મી સપટેમબર ૧૮૭૭.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨ જી અકટોબર ૧૮૭૭. આ પારસી જીતનારા ટીમમાં નીચલા ૧૧ જણા હતા:— શેઠો શોરાબજી બેજનજી લેશ્ટ હેંડ, અરદેશર ખરશેદજી મેજર, બહમનજી બીખાજી પાપર, પેશતનજી જીવણજી માસટર, ધનજીશાહ હીરજીભાઇ પટેલ, જમશેદજી માણેકજી પટેલ, રૂસતમજી જમશેદજી કાપડીઆ, મેહરવાંનજી ભીમજી મીસ્રી, શોરાબજી જમશેદજી ગનજ્વર (મીસ્રી), અરદેશર રૂસતમજી લીંબુવાલા, રૂસતમજી ફરદુનજી કાતરક.

૪ જામે જમશેદ, તા૦ ૧ લી અકટોબર ૧૮૭૭.

૫ બોમ્બે ગેઝેટ, તા૦ ૬ ઠી અકટોબર ૧૮૭૭.

૬ રાસ્ત ગોફતાર, તા૦ ૭ મી અકટોબર ૧૮૭૭.

૭ "The Easy Interpreter: being an alphabetically arranged collection of English Idioms, Expressions, phrases, &c. By, Soratji Bemarji Pestonji Master. Bombay: printed at the "Indian Spectator" Press. 1877."

એની બીજી આવૃતિ ઇ. સ. ૧૮૮૨ માં છપાવી પ્રગટ કીધી હતી

તા૦ ૯ મી અકટોબર.

રોજ ૨૦ માહ ૧ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ ધનબાઈજી તે સુમાલીવાલા મરહુમ શેઠ ધનજીભાઈ માણેકજી માકાબહમનનાં વીધવાનાં ઉઠમણામાં તેમનાં દીકરા શેઠ બહમનજી ધનજીભાઈ મીસ્તરીએ રૂ૨૦૦૦) તથા બીજાં બેશીઓએ રૂ૩૫૫) મલીરૂ૨૩૫૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા. એ મધેથી રૂ૨૦૦૦) નાં વ્યાજમાંથી સુમાલી ગામ મધે દર વર્ષે એક ધાહંબાર કરવાને ઠેડવ્યું હતું.[૧]

તા૦ ૧૦ મી અકટોબર.

ભરૂચવાલા શેઠ રૂસતમજી શેરાબજી દલાલને ચાલુ ખ્રિસ્તી નવાં સાલને દીને ભરાયલી દીલ્હી દરબારની ખુશાલીમાં અપાયલા "ખાંનબાહદુર" ના એતાબની સનદ આજ દીને ભરૂચના કલેકટર મી૦ લૉર્ડે ત્યાંના મ્યુનીસીપાલ હૉલમાં એક દરબાર ભરી એનાયત કીધી હતી.[૨]

તા૦ ૧૧ મી અકટોબર.

સુરત જીલ્લાના હાનરરી માજીસ્ટ્રેટ ડાકતર ડાંશાભાઈ પેશતનજીને નામદાર સરકારે સુરત જીલ્લાના પેહલા વરગનાં માજીસ્ત્રેટ નેમ્યા હતા.[૩]

તા૦ ૧૨ મી અકટોબર.

એમ ડુનકર નામના જરમન વિદ્વાને પુરાતમ જમાનાની તવારીખનું એક પુસ્તક ૪ ભાગમાં જરમન ભાષામાં રચી પ્રગટ કીધું હતું.[૪]

તા૦ ૧૩ મી અકટોબર.

સુરતવાલા શેઠ રૂસતમજી ખરશેદજી મોદીને ચાલુ ખ્રિસ્તી નવાં સાલને દીને ભરાયલી દીલ્હી દરબારની ખુશાલીમાં મલેલા "ખાંનબાહદુર" ના એતાબની સનદ આજ દીને સુરતના ડીસ્ટ્રીક્ટ કલેકટર અને જડજ મી૦ પ્રોટે ત્યાંના મ્યુનીસીપાલ હાલમાં એક દરબાર ભરી એનાયત કીધી હતી.[૫]

તા૦ ૧૮ મી અકટોબર.

રોજ ૨૯ માહ ૨. (ક૦) ૧૨૪૭ યજદેજરદી.

મરણ—રૂસતમજી દાદાભાઈ પોંહચા—ઉમર વર્ષ ૩૪) શેઠ દાદાભાઈ નવરોજજી પોંહચાના દીકરા. એવણ નાંધલી વયથી વ્યાપારનાં કામમાં પડેલા હતા, અને ૧૮૭૩ થી મેશરસ સી. બોનીવીલ એંડ કું૦ ના શેઠ રહીમતુલા કાદરભાઈ સાથે દલાલ હતા.

તા૦ ૧૮ મી અકટોબર.

શેઠ જમશેદજી અરદેશર દલાલ, એમ. એ; એલ. એલ. બી. ને નામદાર સરકારે અમદાવાદ જીલ્લાનાં વીરમગામના સબારડીનેટ જડજ નેમ્યા હતા.[૬]

તા૦ ૨૦ મી અકટોબર.

ખાંનબાહદુર એદલજી પેશતનજી ધાસવાલાને નામદાર સરકારે મઉની કાંપના હાનરરી માજીસ્ત્રેટ નેમ્યા હતા.[૭]

તા૦ ૩૦ મી અકટોબર.

રોજ ૧૧ માહ ૨ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

મરણ—હોરમજજી ફરામજી શેઠનવાલા—ઉમર વર્ષ ૫૬) સુરતવાલા શેઠ ફરામજી દાદાભાઈ શેઠનવાલાના દીકરા. એવણ ઇ. સ. ૧૮૪૧ માં પોતાના બાપનાં મરણ બાદ સુરત મધે પરચુરણ રોજગાર કરતા હતા, તથા મુંબઈ સાબુક અને બીજાં એકુ બે મુંબઈનાં વર્ત્તમાન પત્રોમાં સુરતની ખબરો લખી મોકલતા હતા.

તા૦ ૧ લી નવેમબર.

રોજ ૧૩ માહ ૨ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

મરણ—જીવણજી રતનજી તારાપોરવાલા[૮]—ઉમર વર્ષ ૫૪) શેઠ રતનજી માણેકજી કીકાજી તારાપોરવાલાના વડા દીકરા. એવણ હૈદરાબાદ ખાતે નીજામ સરકારની નોકરીમાં હતા, અને પ્રથમ પોતાના મામા શેઠ બાપુજી વીકાજીના હાથ હેઠલ ધારાસીવ જીલ્લાનાં નલદરૂગ પરગણાંના અને ત્યારબાદ બીદર જીલ્લાના સદર તાલુકદાર નેમાયા હતા. એવણનું મરણ મુંબઈમાં નીપજ્યું હતું.

તા૦ ૩ જી નવેમબર.

નવસારીના મુનસફ શેઠ શેરાબજી જાંહગીરજી તારાચારખાંનને નામદાર ગાયકવાડ સરકારે ત્યાંના નાયબે સુબાનો ઓહ્દો આપ્યો હતો.[૯]

તા૦ ૫ મી નવેમબર.

પ્રોફેસર જે. વુલમહાઉસન નામના જરમન વિદ્વાને

૧ જામે જમશેદ, તા૦ ૧૩ મી અકટોબર ૧૮૭૭.

૨ ટાઇમસ ઓફ ઇંડીઆ, ૧૬ મી અકટોબર ૧૮૭૭.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૧ મી અકટોબર ૧૮૭૭.

૪ "M. Duncker, Geschichte des Alterthums. Vierter Band. 4 Auflage. Leipzig, 1877."

૫ ટાઇમસ ઓફ ઇંડીઆ, ૧૯ મી અકટોબર ૧૮૭૭.

૬ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૮ મી અકટોબર ૧૮૭૭.

૭ જામે જમશેદ, તા૦ ૨૫ મી અકટોબર ૧૮૭૭.

૮ આગરા બેંકવાલા શેઠ નવરોજજી રતનજી તારાપોરવાલાના વડા ભાઈ.

૯ મુંબઈ સમાચાર, તા૦ ૧૭ મી નવેમબર ૧૮૭૭.

પાર્થવ અને પહલવ, તથા માડ અને માહ શબ્દો વિષે જરમન ભાષામાં એક નિબંધ રચી પ્રગટ કીધો હતો.[1]

---

તા૦ ૮ મી નવેમબર.

રોજ ૨૦ માહ ૨ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—ધનજીભાઇ બરજોરજી ખંબાતા—ઉમર વર્ષ ૨૫) ભરૂચવાલા શેઠ બરજોરજી શોરાબજી ધનજીભાઇ ખંબાતાના દીકરા, તથા ખાંનબાહદુર રૂસતમજી શોરાબજી દલાલના પૌત્ર. એવણ વ્યાપારનાં કામોમાં પડેલા હતા, અને કલીકટ ખાતેની મેશરસ કુંવરજી અરદેશરની કું. ના એક ભાગયા હતા. કલીકટ તરફ જતાં મધરાજ રેલવેની નાગેરીનાં સ્ટેશન આગલ આજ દીને થયલી એક હોનારતમાં કચ્ચડાઇ મરણ પામ્યા હતા.

---

તા૦ ૧૬ મી નવેમબર.

રોજ ૨૮ માહ ૨ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—અરદેશર ખરશેદજી વાડીઆ—ઉમર વર્ષ ૭૦) શેઠ ખરશેદજી રૂસતમજી વાડીઆના દીકરા. એવણ પેહલવેહલા ઇ. સ. ૧૮૨૨ માં મુંબઇની સરકારી ગોદીમાં પોતાના બાપના હાથ હેઠલ એક શિખાઉ તરીકે રહ્યા હતા. તે પછી ત્યાંજ વધતાં વધતાં "આસીસ્ટંટ બીલડર" ની પદવીએ ચઢયા હતા. એવણનાં મનની સઘળી વલાંણ સાંચાકામના અભ્યાસ ઉપર હતી, અને પોતે જાતી કોશેશ કરી મજગાંમની ગોદીમાં ૧૮૩૩ માં "ઇડસ" નામે એક નાઘલી સ્ટીમર પેહલવેહલી બનાવી હતી, તથા તેમાં સઘણું સાંચાકામ એવણે પોતે જડયું હતું. એ સ્ટીમરની કારીગરી જોઇ અતરેનાં દરીયાખાતાંના સઘળા અમલદારો ઘણા ખુશી થયા હતા. એ પછી એવણે પોતાનું ચીત મુંબઇમાં ગ્યાસ લાઇટનો અખતરો કરવા ઉપર લગાડયું હતું, અને પોતાના મજગાંમના બંગલામાં પોતે જાતે સઘળી નલીઓ તથા ગ્યાસ દાખલ કરવાનો સાંચો વગેરે ગોઠવી તા૦ ૨૦ મી ફેબરવારી ૧૮૩૪ ને દીને પેહલવેહલી તે લાઇટ સલગાવી હતી. એ અખતરો જોવા માટે તા૦ ૧૦ મી મારચ ૧૮૩૪ ને દીને મુંબઇના નામદાર ગવરનર અરલ ઑફ કલેર પોતાના રેસાલા સહીત એવણને બંગલે આયો હતો. તે વખતનાં ઇંગ્રેજી વર્ત્તમાંનપત્રો ઉપરથી માલમ પડેછે કે એવણનાં ઘર આગલ લોકોની એટલી તો ઠઠ મલી હતી કે ગવરનરની ગાડીને પણ ત્યાં જવાને ઘણી મુશકેલી પડી હતી. નામદાર ગવરનરે આએ એમની બનાવટ તથા હિંદુસ્થાનમાં યુરોપની કારીગરી દાખલ કરવાની દીલસોજીને માટે ઘણી તારીફ કરી પોતાનો સંતોષ જણાવ્યો હતો, તથા એમના સુધરેલા "ટેસ્ટ" અને ઉપયોગને માટે સરકાર તરફથી એક બેખાત અથવા "ડ્રેસ ઑફ આનર" ભેટ આપી વીદાયગીરી લીધી હતી. ગવરનર જેવા પોતાની ગાડીમાં બેશી રસ્તો લીએછે તેવામાં એવણે એક આંગલીની અશારત કરી સઘળી લાઇટ બુજાવી નાખી, અને પછી પાછી તરત એક મીનીટમાં સલગાવી, જેથી બાહેર ઉભેલા દેશીઓ એટલા તો અજાયબ થયા અને એમજ ધાર્યું કે એ જાદુ સિવાય બીજું કાંઇજ નહિં હોય. તા૦ ૭ મી જાનેવારી ૧૮૩૭ ને દીને એવણને લંડનની "રાએલ એશીઆટીક શોશાઇટી ઑફ ગ્રેટ બ્રીતન એંડ આયરલંડ" ના એક "નાના રેસીડંટ મેમબર ઠેરવી માન આપ્યું હતું. એ પછી પોતાના હુનરની પુખ્ત માહીતગારી મેલવવા માટે એવણ ૧૮૩૯ માં ઇંગલાંડ ગયા હતા. ત્યાં "કોરટ ઑફ ડાએરેકટરસે" એવણને મેશરસ વાર્ડસ તથા કેપલ નામના ઇજનેરોના હાથ હેઠલ તેમનાં કારખાંનાંમાં તાલીમ લેવાને સોંપ્યા, અને એમને મુંબઇની ગોદીમાંથી મલતા દરમાયા ઉપરાંત જ્યાંસુધી એવણ ઇંગલાંડ મધે શિખવાને રહે ત્યાંસુધી દર માસે બીજા ૩૩૦૦) નો વધારે દરમાયો કરી આપ્યો હતો. તા૦ ૧ લી જુલાઇ ૧૮૪૦ ને દીને નામદાર માહરાંણીજીએ ભરેલી લેવીમાં "બોરડ ઑફ કંટ્રોલ" ના વડા સર જાન હાબહાઉસે એવણની નામદાર માહરાંણીજી સાથે મોલાકાત કરાવી હતી. એજ શાલની આખરીએ એવણે પોતાની ઇંગલાંડની મુસાફરીની નોંધની એક ચોપડી લંડન મધે ઇંગ્રેજી ભાષામાં છપાવી પ્રગટ કીધી હતી. ઇંગલાંડમાં કેટલોક વધારે અભીઆસ કરી એવણ ૧૮૪૧ ના મારચ માસમાં મુંબઇ પાછા આવ્યા હતા. તે વેળાએ નામદાર "કોરટ ઑફ ડાએરેકટરસ" નાં હોકમથી સરકારે એવણને અતરેની ગોદીમાં "સ્ટીમ ફેકટરી અને ફાંઉડરી" ના વડા ઇજનેરના ઓહદાપર ૩૬૦૦) ને દરમાયે નેમ્યા હતા. ૧૮૪૪ માં એવણ મુંબઇ મધે શેઠ માણેકજી ખરશેદજી સરાફની સાથે પેહલવેહલા દેશી તરીકે ક્રીમેશન થયા હતા. ૧૮૪૯ માં અતરેની મીકાનીકસ ઇનસ્ટીટયુટના એવણને વાઇસ-પ્રેસીડંટ નેમ્યા હતા. ૧૮૫૧ ની તા૦ ૧ લી સપટેમબરે એવણ ૬ માસની રજા લઇ બીજી વાર ઇંગલાંડ જઇ આવ્યા હતા. ૧૮૫૫ માં નામદાર સરકારે એવણને મુંબઇના સુલેહના અમલદાર નેમી માન આપ્યું હતું. તા૦ ૧ લી આગશટ ૧૮૫૭ થી એવણે પેનશન લઇ પોતાનો ઓહદો છોડયો હતો. આ વેળાએ નામદાર સરકારે ઇંગલાંડથી "કોરટ ઑફ ડાએરેકટરસ" ના હોકમ મુજબ એવણને મલતા દરમાયાની અરધી રકમનાં પેનશન ઉપરાંત બીજા દર માસે ખાસ પેનશન તરીકે ૩૧૦૦) વધારી ૩૪૦૦) નું પેનશન આપતું કીધું હતું. ૧૮૫૯ માં એઓ ત્રીજી વાર ઇંગલાંડની સફરે ગયા હતા, અને ૧૮૬૧ માં લંડન મધે જરથોસ્તીઓનાં ધર્મનું ફંડ સ્થાપ્યું તેના સેવટ સુધી એક તરસ્ટી હતા. ૧૮૬૧ ની આખરીએ "કોરટ ઑફ ડાએરેકટરસ".

---

[1] "J. Olshausen, Parthava and Pahlav, Mâd and Mah. Ein Votum Berlin, 1877."

ની મુદ્દતનાંથી એવણ કરાંચીની "ઇંડસ ફલોટીલા કંપની" ના ચીફ-રેસીડંડ ઇજનેર તરીકે ૭૧૦) પોંડને વરસાંણે નેમાઇ આવ્યા હતા, અને ત્યાં "ઇંડસ" નદીમાં ફરી શકે એવી ચાર સ્ટીમરો એવણે કુતેહમંદીથી બાંધી આપી હતી. તે બાદ ૧૮૬૪ માં પાછા ઇંગલાંડ જઇ ત્યાં મેવટ સુધી એકાંત જીંદગી ગુજારી હતી, અને મરણ પણ ત્યાંજ પામ્યા હતા.

---

તા૦ ૧૮ મી નવેમબર.

રોજ ૩૦ માહ ર (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

મરણ—શોરાબજી જીજીભાઇ—ઉમર વર્ષ ૫૮) શેઠ જીજીભાઇ દાદાભાઇના વિજા દીકરા. એવણ તા૦ ર જી આગસ્ટ ૧૮૪૧ ને દીનથી પોતાના બાપની "જીજીભાઇ દાદાભાઇના છોકરાઓ" ની પેહડીમાં ભાગીયા તરીકે જોડાયા હતા. તા૦ ૩૧ મી અકટોબર ૧૮૫૩ થી એ પેહડી રાજી ખુશીથી બંધ કરી સર્વે ભાગીયાઓ છુટા પડયા હતા. એવણ એક સૂજન કમીશન હતા, અને ૧૮૬૧ માં લાડજ "રાઇઝીંગ સ્ટાર" માં જોડાયા હતા. ૧૮૬૮ માં મેશરસ "પામમોર સ્મીથ એંડ કું૦" ના પોરૂંક સુધી દલાલ થયા હતા. વ્યાપારમાં એમનો પાસો અવળો પડવાથી ગરીબ હાલતમાં આવી પડયા હતા. પોતાના બાપનાં કાહડેલાં "મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇનાં ધર્મખાતાં" ના એવણ ૧૮૪૯ માં તેની શરૂઆતથીજ એક તરસ્ટી હતા.

---

તા૦ ૨૨ મી નવેમબર.

શાપુરજી નવરોજજી વરીઆવા નામના ૨૫ વર્ષની ઉમરના ગીરગામ રોડપર રેહનાર એક જવાંન પારસીને ગઇ તા૦ ર૭ મી અકટોબરની રાતનાં મરીન લાઇનસનાં રેલવે સ્ટેશનની સામે એસપ્લેના કીનારા આગલ તેના એક ભાઇ જમશેદજી નવરોજજી વરીઆવાએ છરી મારવાથી તેને સર જમશેદજી જીજીભાઇ હાસ્પીટલમાં લઇ જવામાં આવ્યો હતો, જ્યાં તે તા૦ ૧ થી નવેમબરને દીને મરણ પામ્યો હતો. આ જમશેદજીને આજ દીને અપરાધીઓની છાંછણ કરનારી સેશનમાં હાનરેબલ મી૦ જસટીસ મીન તથા ખાસ જુરી રૂબરૂ ઉભો કરવાથી તેનાપર દારૂની કેફમાં પોતાના ભાઇને છરી મારી અંધજુણે ખુન કરવાનો વાંક સાબેત થયો, જેથી નામદાર જડજે તેને બીનઅમોને દાખલો બેસાડવા માટે પાંચ વર્ષનાં સખત કેદખાનાંની સજા કીધી હતી.[1]

---

તા૦ ૧ થી ડીસેમબર.

મુંબાઇ માંહે નવાં ઘરો બાંધવાને લગતા જે "બાઇ-લાઝ" મ્યુનીસીપાલ કમીશનરે ઘડી કાડયા હતા તેના સામે કારપોરેશનની સભાને અરજી કરવાને અતરેના કર ભર-નારાઓની એક જાહેર સભા આજ દીને ફરામજી કાવસજી ઇનસ્ટીટયુટમાં શેઠ શોરાબજી ફરામજી પટેલનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ શેઠ કાશીનાથ ત્રીંબક તેલંગ બારીસ્ટરે ઘરો બાંધવાનાં કામમાં વપરાતી દરેક ચીજની તપાસ મ્યુનીસીપાલ અમલદારો પાસે કરાવવી એવું ઉપલા "બાઇલાઝ" માં લખેલું હોવાથી તેથી કેટલી અડચણો નડશે, તથા સુધરેલા દેશોમાં ઘરોને કેમ અને કેવા પદા-ર્થોથી બાંધવાં તે કામ પ્રજાના હાથમાં રાખ્યામાં આવેછે, માટે મુંબાઇ જેવાં શેહરોના લોકો પાસેથી તેઓનું આદપણ છીણવી લેવું અઘટીત છે તે દર્શાવનારી એક અરજી વાંચી બાહલ રાખવાની દરખાસ્ત કીધી, જેને અતરેની ગેદીના માજી આસીસટંટ બીલ્ડર શેઠ હીરજીભાઇ મેહર-વાંનજી વાડીઆએ એક સુંદર ભાષણ કરી ટેકો આપ્યો,[2]

---

[1] મુંબઇ સમાચાર, તા૦ ૨૩ મી નવેમબર ૧૮૭૭.

[2] શેઠ હીરજીભાઇનું આ ભાષણ નોંધવાજોગ જાણી અતરે અખાબરં ઊતારી લઇએ છીએ:—

"Mr. Heerjeebhoy Merwanjee Wadia, in seconding the proposition, said—after the very able speech of our learned friend, Mr. Telang, very little is left for me to say. *I however beg leave to take up your time for a* few minutes and refer to a very few points. I have carefully looked over the bye-laws and find that those relating to buildings on the native principle, though well meant, are framed in the misconception of the principles of native architecture. I will point out only two or three instances. Native houses are generally supported in the front, as may be seen in many buildings, on strong posts or pillars from the ground floors, and with strong beams to support the weights of the superstructure above. Posts are also placed for upper floors, and windows placed between them, and the gaps are filled up by a single brick wall, and in many houses, there is a continuous range of windows in front. This is done to lighten the weight on the posts. But in one part of the bye-laws, it is stated that "no opening shall be made in external walls more than one-third of the area of the wall.' This would take off much ventilation. Now, for the *purpose of protecting* the thin front wall, continuous sun shades are placed two to three feet above the windows, sloped down, so that the outer edges should be on a level with the window sills; but the bye-laws say "no continuous sun shades are to be allowed." And we are asked to adopt the preposterous detached sunshades over the windows, which would take away nearly one-third of the light and air from the windows. We are also told that our staircases shall be placed at a certain angle. This is a matter of convenience, and should be left to individual discretion. Another part of the bye-laws says. "No habitable room shall be less than 100 square *feet* in area, so that if a man build a room 99 square *feet* in area, the Municipality would say to him, "this room is not large enough. You should not live in it." Why, Sir, there is a room in my house only about 64 feet in area, but it is the most airy and best ventilated one in the whole house, but if I had to build it over again, the Municipality would say, "This is an unhealthy room. You should

અને તે કારપોરેશનપર મોકલી આપવાનું ઠેઠવી સભા બરખાસ્ત થાઇ હતી.[1]

તા૦ ૧૦ મી ડીસેમબર.

મુંબઇની પારસી પંચાતનાં ફંડના તા૦ ૩૦ મી અકટોબર ૧૮૭૫ થી તે તા૦ ૧૭ મી અકટોબર ૧૮૭૬ સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપાખાનાંમાંથી તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે છેલ્લા હીસાબની બાકીના રૂ૬૩૩૮૩૬)૧૫ ઉપરાંત આએ આખાં વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે રૂ૮૧૧૨૮)૧ાા ની આવક થેઇ હતી, અને ખરચ રૂ૫૩૬૫૧ાા૨૦ નો થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખરીએ તરસ્ટીઓના હસ્તકમાં પંચાતના હીસાબને લગતા રૂ૬૬૧૩૧૨ાા૧૨ાા તથા જુદાં જુદાં પડાવેલાં ખાતાંઓના[2] રૂ૭૮૯૨૮૨ાા૧૦ાા મલી કુલે રૂ૧૪૫૦૫૯૫)૨૩ બાકી હતા.

તા૦ ૧૩ મી ડીસેમબર.

સેતારા જીલ્લાનાં જાઉલી તાલુકાના મામલતદાર શેઠ રતનજી એદલજી કાંગાને નામદાર સરકારે તે જીલ્લાના ત્રિજા વર્ગના માજીસ્ટ્રેટ નેમ્યા હતા.[3]

તા૦ ૧૪ મી ડીસેમબર.

પ્રોફેસર જેમસ ડારમેસ્ટેટરે હોરમજદ અને આહેરમનની ઉત્પતી તથા તવારીખ વિષે ફ્રેંચ ભાષામાં એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[4]

તા૦ ૧૫ મી ડીસેમબર.

ડાકટર રૂસતમજી નશરવાંનજી બારીને લંડનની "રાએલ મેડીકલ એંડ સરજીકલ શોશાઇટી"ના ફેલો તરીકે ચુંટી કાઢયા હતા.[5]

તા૦ ૧૬ મી ડીસેમબર.

શેઠ માણેકજી બેજનજી કુપર જેઓ ઇંગલાંડની મુસાફરીએ ગયા હતા તેઓને લંડનની "રાયલ કાલેજ ઑફ પ્રીસેપટરસ"ના એક મેમબર તરીકે ચુંટી કાઢયા હતા.[6]

not put your head in it." Mr. Telang referred to the strength and durability of old buildings in London, but similar cases are not wanting here. The native builders, if they err, do it always on the safe side and not on the side of denger. My own house is now sixty years old, and forty years after it was built I raised two more stories upon it. The building is now firm and sound, and I would challenge the best engineer and architect to discover any weak point in the structure. I hope the meeting will unanimously adopt the protest against the bye-laws laid before them, and that the members of the Corporation, specially those elected by the rate-payers, will pay due attention to our remonstrances.

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૮ મી ડીસેમબર ૧૮૭૭.

૨ પંચાતનાં દફતરમાં આએ વર્ષ કાંઇ નવાં ખાતાં પાડેલાં નથી, પણ જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ખાતાંમાં વલસાડનાં જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડના આગલ જમે હતા તેના વ્યાજ સાથે રૂ૫૫૭૮૬ થયા તેનું તા૦ ૧૭ મી અકટોબર ૧૮૭૬ ને દિને જુદું ખાતું પાડી જમે કીધા હતા, અને તેનું તથા તેમાં બીજી જે રકમ ભરાય તેનું વ્યાજ વલસાડવાલા માનેજરો એ બાબેના ખરચ સારૂં મંગાવે તે મોકલવાનો બંદોબસ્ત કીધો હતો.

એજ મુજબ શેઠ નશરવાંનજી બેહરાંમજી શેકરેટરીએ દોખમાંઓને લગતા છેલ્લા મુકદમાના સંબંધમાં દીલબરીથી મેહનત કરવાના બદલામાં રૂ૨૫૦૦) તરસ્ટી સાહેબોએ એવણને ભેટ આપ્યા હતા તેમાં પોતાની તરફથી રૂ૨૦૦) ઊમેરી તા૦ ૧૪ મી અકટોબર ૧૮૭૬ ને દીને રૂ૨૬૦૦) ની સરકારી નોટ લઇ તે દોખમાંઓને લગતાં કારણસર ખરચ કરવાનાં ગયે વર્ષ નવાં ઊઘાડેલાં ફંડમાં તેનું વ્યાજ વાપડવાને ભેટ આપી હતી.

એ ઊપરાંત કુલે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં આએ વર્ષ નીચે મુજબ રૂ૬૦૦૦) ની નોટો વ્યાજ વાપડવાને ભેટ આવી હતી:—(૧) શેઠ નાનાભાઇ બેહરાંમજી છીછીભાઇએ મરહુમ શેઠ વીરજીભાઇ ડોશાભાઇ ગોઇપોરીઆનાં વીધવા બાઇ હીરાંબાઇની તરફથી તેમના ખાવંદ મરહુમ શેઠ વીરજીભાઇની પુંજીમાંથી તેમનાં પુનને સારૂં તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૭૬ ને દીને રૂ૧૦૦૦) ની નોટ. (૨) શેઠ કાવશાજી દાદીભાઇ લીમજીએ તા૦ ૫ મી ફેબરવારી ૧૮૭૬ ને દીને પોતાનાં માતાજી મરહુમ બાઇ જરબાઇ તે મરહુમ શેઠ દાદી લીમજી બનાજીનાં વીધવાનાં પુનને સારૂં તેવણની પુંજીમાંથી તથા પોતે મલી રૂ૧૦૦૦) ની નોટ. (૩) શેઠ રૂસતમજી ધનજીશા કપટાંને તા૦ ૮ મી ફેબરવારી ૧૮૭૬ ને દીને પોતાના ભાઇ મરહુમ શેઠ દારાશાહ ધનજીશાહ કપટાંનનાં પુનને સારૂં તેવણની પુંજીમાંથી તથા બેશીઓએ મલી રૂ૧૦૦૦) ની નોટ. (૪) શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઇએ તા૦ ૨૦ મી જુલાઇ ૧૮૭૬ ને દીને પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ માણેકબાઇનાં પુનને સારૂં રૂ૧૦૦૦) ની નોટ. (૫) શેઠ અરદેશર કાવશાજી રૂસતમશરાંમનાએ તા૦ ૧ લી સપટેમબર ૧૮૭૬ ને દીને પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ હીરાંબાઇનાં પુનને સારૂં રૂ૧૦૦૦) ની નોટ. (૬) શેઠ દીનશાહજી દાદાભાઇ ગાંધીએ તા૦ ૧૨ મી અકટોબર ૧૮૭૬ ને દીને પોતાનાં વહુ મરહુમ બાઇ ભીખાઇજી તે શેઠ દાદાભાઇ દીનશાહજી ગાંધીનાં ધણીઆંનીનાં પુનને સારૂં રૂ૫૦૦) ની નોટ. (૭) શેઠ દાદાભાઇ બેહમનજી જીજીભાઇએ તા૦ ૧૬ મી અકટોબર ૧૮૭૬ ને દીને પોતાન ધણીઆંની મરહુમ બાઇ ગુલબાઇનાં પુનને સારૂં રૂ૫૦૦) ની નોટ.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૩ મી ડીસેમબર ૧૮૭૭.

૪ "*James Darmesteter*, Ormazd et Ahriman, leurs origines et leur histoire. Paris, 1877."

૫ જામે જમશેદ, તા૦ ૪ થી જાનેવારી ૧૮૭૮.

૬ રાસ્ત ગોફતાર, તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૭૮.

તા૦ ૨૦ મી ડીસેમબર.

રોજ ૨ માહ ૪ (શે૦) ૧૨૪૭ યઝદેજરદી.

મરણ—માણેકજી શાપુરજી વાછા, બી. એ.—ઉમર વર્ષ ૨૫) આ૦ શાપુરજી મનચેરજી વાછાના બીજા દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૭૬ માં મુંબઇની યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષામાં પસાર થયા હતા. તે પછી "પારસી બોરડીંગ સ્કુલ" કે જે પુણાંની પાસે ડાપોલી ખાતે લઇ જવામાં આવી હતી તેના હેડ-માસટર થયા હતા. ત્યાં કોઇ છોકરાને હાથે અકસમાતથી ભરેલી પીસ્તોલથી અસકસારી થવાથી તે આબાદ એવણની આંખ ઉપર ફુટી હતી, અને તુરતજ મરણ નીપજયું હતું.

---

તા૦ ૨૦ મી ડીસેમબર.

અમદાવાદ જીલ્લાના હજુર ડેપ્યુટી કલેકટર શેઠ કુવરજી કાવશજી શબાવાલાને અમદાવાદ જીલ્લાના કામચલાઉ કલેક-ટર તરીકે સરકારે નેમ્યા હતા.

શેઠ બરજોરજી એદલજી મોદી, એમ. એ; એલ. એલ. બી. ને નામદાર સરકારે અમદાવાદ જીલ્લાનાં બોરસદના અને શેઠ નવરોજજી દોરાબજી ખંડાલેવાલા, બી. એ; એલ. એલ. બી. ને પુણાં જીલ્લાનાં વડગામના બીજા વર્ગના સબારડીનેટ જડજો નેમ્યા હતા.

ડાકટર કેખશરૂ રૂસતમજી વીકાજીને નામદાર સરકારે અત્રેના આસીસટંટ "કેમીકલ એનાલાઇઝર" નેમ્યા હતા.[1]

---

તા૦ ૨૭ મી ડીસેમબર.

શેઠ જાંહગીરશાહ અરદેશર તાલેયારખાંનને નામદાર સરકારે સુરતની પોલીસના ઇનસ્પેકટર, તથા શેઠ ફરામજી બરજોરજી નરીમાંનને પંચમાહલની પોલીસના ઇનસ્પેકટર નેમ્યા હતા.[2]

---

તા૦ ૩૧ મી ડીસેમબર.

આએ વર્ષમાં ઇવીને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૭૭ સુધીમાં મુંબઇના પારસીઓમાં ૧૨૭૪ જન્મ—જેમાં ૬૩૫ છોકરા અને ૬૩૯ છોકરી—નોધાયાં હતાં.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં ૨૮૧ જોડાંનાં લગન તથા ૨૦ જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| લગન— ૬ થી ૧૦ વર્ષનાં .. | ૮* | ૨૦• | ૨૮ |
| ૧૧ થી ૧૫ વર્ષનાં .. | ૨૫ | ૧૨૨ | ૧૪૭ |
| ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૭૧ | ૧૨૨ | ૧૯૩ |
| ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૧૦૬ | ૧૫ | ૧૨૧ |
| ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૫૧ | ૧ | ૫૨ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૧૨ | ૧† | ૧૩ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૭ | ૦ | ૭ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૦ | ૦ | ૦ |
| ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | ૨૮૧ | ૨૮૧ | ૫૬૨ |
| ગગરનાં—૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૦ | ૨ | ૨ |
| ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૨ | ૧૧ | ૧૩ |
| ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૪ | ૩ | ૭ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૨ | ૨ | ૪ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૪ | ૨ | ૬ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૨ | ૦ | ૨ |
| ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૫ | ૦ | ૫ |
| ૫૧ થી ૫૫ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | ૨૦ | ૨૦ | ૪૦ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે ૧૦૯૫ મરણ નિપજ્યાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જન્મેલાં ...... | ૪૭ | ૪૫ | ૯૨ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં .. | ૪૬ | ૩૧ | ૭૭ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં .. | ૮૬ | ૭૪ | ૧૬૦ |
| ૧ થી ૫ વર્ષનાં ...... | ૯૬ | ૯૨ | ૧૮૮ |
| ૬ થી ૧૦ વર્ષનાં ...... | ૧૩ | ૨૮ | ૪૧ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં ...... | ૧૯ | ૨૫ | ૪૪ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં ...... | ૩૩ | ૩૧ | ૬૪ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં ...... | ૪૮ | ૩૩ | ૮૧ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં ...... | ૪૫ | ૧૯ | ૬૪ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં ...... | ૫૧ | ૨૭ | ૭૮ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં ...... | ૪૮ | ૫૪ | ૧૦૨ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં ...... | ૩૬ | ૪૨ | ૭૮ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં ...... | ૧૦ | ૧૬ | ૨૬ |
| | ૫૭૮ | ૫૧૭ | ૧૦૯૫ |

એ ૧૦૯૫ મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૧૧ | બાહેરકોટ .... | ૧૫૨ |
| કોટ ...... | ૪૦૪ | ખેતવાડી .... | ૮૨ |
| ધોબીતલાવ .. | ૨૩૭ | કામાટીપરા .. | ૧ |

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૦ મી ડીસેમબર ૧૮૭૭.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૭ મી ડીસેમબર ૧૮૭૭.

* એમાં બે ૭ વર્ષની નાબલી છોકરીઓ હતી.

• એમાં બે આઠ વર્ષના નાબલા છોકરાઓ હતા.

† એ એક ૩૧) વર્ષની કુંવારી છોકરી ૪૬ વર્ષના બીજવર સાથે પરણી હતી.

| | | | |
|---|---|---|---|
| ફરેલવાડી .... | ૧૬ | પે-ટાંકી ... .. | ૨ |
| ગીરગાંમ .... | ૧૯ | ઉમરખાડી .... | ૧ |
| ચોપાતી .... | ૨૭ | બીડીબજાર .... | ૪૩ |
| ગ્રાંટ રોડ .... | ૧૩ | ભાંગ્ભેખલા .. | ૭ |
| તારદેવ .... | ૩ | મજગાંમ .... | ૨૩ |
| ગોવાલીઆ તલાવ | ૧૨ | પરેલ ...... | ૧૧ |
| ખંબાલા .... | ૧ | ચીંચપોગલી .. | ૧ |
| મહાલક્ષ્મી .... | ૧ | માંય .. .. .. | ૪ |
| વાલકેશ્વર .... | ૫ | નાંગ્ભેગામ .... | ૩ |
| | | દાદર ...... | ૧ |
| | | માહીમ ...... | ૨ |
| | | વાંદરા... .... | ૩ |
| | | સર જમ૦ જી૦ હાસ્પીટલ ... | ૫ |
| | | ગોકલદાસ હાસ્પી૦ | ૨ |
| | | કુરલા ...... | ૨ |
| | | ઉરન ...... | ૧ |
| | | | ૧૦૬૫ |

એ ૧૦૬૫ મરણ નીચનાં કારણોથી નિપજ્યાં હતાં:—

| | |
|---|---|
| તાવ ...................... | ૨૩૧ |
| ગ્નાનતંતુને લગતાં દરદો ............ | ૧૩૭ |
| ફેફસાંને લગતાં દરદો ............ | ૬૬ |
| લોહીવીકારને લગતાં દરદો ............ | ૨૦ |
| જેલદરદ ...................... | ૨૩ |
| શીતલા ...................... | ૧૮ |
| ગોવરૂં ...................... | ૭ |
| કાલેરા ...................... | ૬૫ |
| રગદપીત ...................... | ૩ |
| મરડો ...................... | ૩૬ |
| પેટ ...................... | ૪૪ |
| પીશાબને લગતાં દરદો ............ | ૧૪ |
| છુપા ભાગને લગતાં દરદો ............ | ૨૧ |
| ચામડીને લગતાં દરદો ............ | ૧૧ |
| હાલચાલ તથા તંતુને લગતાં દરદો ...... | ૩ |
| તરતનાં જન્મેલાં ................ | ૬૨ |
| જઈફી તથા નાકવતી ................ | ૧૩૭ |
| બીજાં દરદો ...................... | ૧૪૬ |
| ( ૮ તાવને લગતાં. | |
| ૬૪ છાતીને લગતાં. | |
| ૭૪ પાંચનશક્તીને લગતાં.) | |
| આપઘાત ...................... | ૧૭‡ |
| (૧૩ જેહર ખાઈને. | |
| ૪ કુવામાં પડીને.) | |
| હોનારત, અકસમાત, વગેરે .......... | ૪§ |
| (૨ રેલવે તલે આવી જવાથી. | |
| ૨ દરીયામાં નાહેતાં ગુંગલાઈ જવાથી). | |
| | ૧૦૬૫ |

વળી એજ વર્ષમાં મુંબઈ મધે ૭૫ પારસીઓએ નાદાર દેવાદારોની કોરટનો આસરો મેલવવાને અરજી કીધી હતી, જેમાં પાંચ ઓરતો પણ હતી.

‡ આપઘાત કરી મરણ પામેલાં ૧૭) જણામાં ૧૨) પુરૂષ અને ૫) સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૩૫) વર્ષનો કંપાઉંટર માંદગીથી કંટાલી તથા બીજો ૨૧) વર્ષનો કંપાઉંટર સંસારી કલેસને લીધે બંધેએ કુવામાં પડી, એક ૪૮) વર્ષના દલાલે તથા ૫૦) વર્ષના બબરચીએ નાણાંની તંગીને લીધે બંધેએ જેહર ખાઈ, એક ૨૧) વર્ષના મોબેદ તથા બીજા ૧૭) વર્ષના કલાર્કે સંસારી કલેસને લીધે બંધેએ જેહર ખાઈ, એક ૫૧) વર્ષના પાસનો ધંધો કરનારે કરજદારીને લીધે, તથા એક ૪૪) વર્ષના ઊઘરાંણી કરનારે દારૂના લબમાં બંધેએ જેહર ખાઈ, એક ૧૪) તથા બીજા ૧૮) વર્ષના છોકરાએ બાબાપે ધમકાવ્યાથી બંધેએ જેહર ખાઈને, એક ૨૫) વર્ષના ફીટરે ઘર સંસારી કલેસને લીધે તથા એક ૭૨) વર્ષના બેકારે અસ્થિર મગજની હાલતમાં બંધેએ કુવામાં પડી આપઘાત કીધા હતા. સ્ત્રીઓમાં એક ૨૭), બીજી ૧૯) અને ત્રીજી ૪૭) વર્ષનીએ ઘર સંસારી કલેસને લીધે તથા એક ૨૭) અને બીજી ૨૫) વર્ષનીએ માંદગીથી કંટાલી પાંચેએ જેહર ખાઈ આપઘાત કીધા હતા.

§ અકસમાતથી મરણ પામેલાં ૪) જણાંમાં ચારે પુરૂષ હતા. તેઓમાં એક ૨૨) વર્ષનો તથા બીજો ૭૨) વર્ષનો બંધે રેલવે ગારડો ટ્રેન સાથે અથડી પડવાથી છુંદાઈને, એક ૧૯) વર્ષનો ફીટર બહીમાં તથા એક ૨૮) વર્ષનો મોબેદ દરીયામાં નાહતાં ગુંગલાઈ જવાથી મરણ પામ્યા હતા.

# ઈ૦ સ૦ ૧૮૭૮.

આએ વર્ષનાં "ટાઇમસ ઑફ ઇંડીઆ" નાં કાલિનડરમાં[1] મથળી ખીતા નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલિનડરની માફકજ છે.

**જાંઈટ સ્ટાક કુંપનીઓ—**

એંગલો ઇંડીઅન સ્પીનીંગ એંડ વીવીંગ કું૦ ની મુંબઇની લોકલ કમીટીમાં નાનાભાઇ મેહેરવાંનજી જીજીભાઇ અને મેહેરવાંનજી નશરવાંનજી સીરવાઇ.

બોમ્બે હેમ્પ એંડ જુટ મીલ કું૦ ના ડાએરેકટરોમાં શાપુરજી જીવાજી વાછા અને દાદી નશરવાંનજી દાદીનાં નામ વધારે.

કુરલા સ્પીનીંગ એંડ વીવીંગ કું૦ના ડાએરેકટરોમાં નશરવાંનજી અરદેશર હોરમજજી વાડીઆને બદલે હોરમજજી અરદેશર હોરમજજી વાડીઆ.

ન્યુ ધરમસી પુંજાભાઈ સ્પીનીંગ એંડ વીવીંગ કું૦ના ડાએરેકટરોમાં નશરવાંનજી અરદેશર ખરશેદજી વાડીઆ, નવરોજજી માણેકજી વાડીઆ, જાંહગીરજી રૂસતમજી મોદી અને પેશતનજી કાવશજી સોલીસીટરનાં નામો વધારે.

ફોરટ પ્રેસ કું૦ ના ડાએરેકટરોમાં શોરાબજી નવરોજજી વાડીઆનું નામ વધારે.

ન્યુ ગ્રેટ ઇસ્ટરન સ્પીનીંગ એંડ વીવીંગ કું૦ ના ડાએરેકટરોમાં નાનાભાઇ મેહેરવાંનજી જીજીભાઇ, હોરમસજી નવરોજજી મકલાતવાલા અને અરદેશર ડોશાભાઇ મુનશી. શેક્રેટરી—મનચેરજી નવરોજજી બનાજી.

સુરતની જાફરઅલી સ્પીનીંગ એંડ વીવીંગ કું૦ ના ડાએરેકટરોમાં જમશેદજી કાવશજી એંઠી અને મોટાભાઇ પેશતનજી વકીલનાં નામ વધારે.

મઝગાંમ સ્પીનીંગ એંડ વીવીંગ કું૦ના ડાએરેકટરોમાં ધનજીભાઇ મેહેરવાંનજી જીજીભાઇ અને દાદી નશરવાંનજી દાદીનાં નામ વધારે.

માનચેસ્ટર એંડ બોમ્બે સ્પીનીંગ એંડ માન્યુફેકચરીંગ કું૦ના મુંબઇના માનેજીંગ ડાએરેકટર તરીકે નશરવાંનજી અરદેશર હોરમજજી વાડીઆ.

મોફયુસીલ કું૦ ના ડાએરેકટરોમાં નવરોજજી જાંહગીરજી ગામડીઆનું નામ વધારે.

નીકલ પ્રેસ એંડ માન્યુફેકચરીંગ કું૦ ના ડાએરેકટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી માણેકજી પીટીટ, અને ધનજીભાઇ મેહેરવાંનજી જીજીભાઇ.

નરસી સ્પીનીંગ એંડ વીવીંગ કું૦ ના ડાએરેકટરોમાં ખુરશેદજી નોશરવાંનજી કામાજી.

ઓરીએન્ટલ સ્પીનીંગ એંડ વીવીંગ કું૦ ના ડાએરેકટરોમાં શોરાબજી કાવશજી શોરાબજી પાંડેવાલાનું નામ વધારે.

પોરટ કાનીંગ એંડ લેંડ ઇમપરૂવમેંટ કુંપનીના ડાએરેકટરોમાં ભીમજી જમશેદજી બાટલીબોઇને બદલે હોરમજજી નવરોજજી મકલાતવાલા.

સુંદરદાસ સ્પીનીંગ એંડ વીવીંગ મીલસ કું૦ ના ડાએરેકટરોમાં ખરશેદજી માણેકજી શેઠના.

વિકટોરીઆ માન્યુફેકચરીંગ કું૦ ના ડાએરેકટરોમાં દાદી નશરવાંનજી દાદીનું નામ વધારે.

**યુરોપિયન પેહડીના પારસી દલાલોમાં વધારે—**

રેફરશચાઇલડ એંડ કું૦—હોરમજજી બેહમનજી વાડીઆ.

વીને એંડ કું૦—ખરશેદજી શોરાબજી વાડીઆ.

---

તા૦ ૧ લી જાનેવારી.

આજ દીને નવાં વર્ષની ખુશાલીમાં હિંદી સરકાર તરફથી અપાયલા ખેતાબોમાં પુણાંવાલા દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાને "ખાંનબાહદુર" નો ખેતાબ આપ્યો હતો.[2]

શેઠ ડોશાભાઈ ફરામજી કરાકાને ગયે શાલ મલેલા સી. એસ. આઇ. ના ખેતાબનો ચાંદ તથા સનદ એનાયત કરવાને આજ દીને અતરેની શેક્રેટરીએટ આફીસનાં દીવાનખાંનામાં એક દરબાર ભરાઇ હતી. નામદાર ગવરનરની ગેરહાજરીમાં વડા કૌનસીલર હાનરેબલ મી૦ જેમસ ગીબસે શેઠ ડોશાભાઇની સેવાઓ વિષે એક મુબારકીત ભાષણ કરી તેમને ચાંદ એનાયત કીધો હતો.[3]

---

તા૦ ૪ થી જાનેવારી.

રોજ ૧૭ માહ ૪ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—ફરામજી ભીખાજી ખાંન[4]—ઉમર વર્ષ ૫૩) શેઠ ભીખાજી બરજોરજી ખાંનના દીકરા. એવણ ધ. મ.

---

1 The Times of India Calendar and Bombay Directory for 1878. Bombay: printed and published at the Times of India Office.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૮ મી જાનેવારી ૧૮૭૮.

૩ બોમ્બે ગેઝેટ, તા૦ ૨ જી જાનેવારી ૧૮૭૮.

આ વેળાએ હાનરેબલ મી૦ ગીબસે કહ્યું કે—

"It gave him particular pleasure to be the means of handing to him the jewel of the Order, which Her Majesty had been pleased to confer upon him. His (Mr. Dossabhoy's) *long and able services to the Government* was one of the principal reasons why he had been selected for the honour now to be bestowed upon him; and he (*Mr. Gibbs*) *had very* great pleasure in doing so, because when he served as Special Income Tax Commissioner in Bombay in 1860, he had the pleasure to be associated with Mr. Dossabhoy, who worked under him for two years; and he could say that from that time Mr. Dossabhoy's services had been of great value to the Government.

૪ શેઠ ભીખાજી અને મનચેરજી ફરામજી ખાંનના બાવા.

૧૮૪૪ થી પોતાના કોઠીયા ભાઇ શેઠ દીનશાહજી સાથે મુંબઇમાં "દીનશાહ ભીખાજી ખાંનની કું૦" અને કોલંબો મધે "ફરામજી ભીખાજી ખાંનની કું૦" નાં નામથી તથા કોચીન મધે શેઠ ડાયાભાઇ મેહરવાંનજી દલાલ સાથે "ડાયાભાઇ મેહરવાંનજીની કું૦" નાં નામથી વ્યાપાર ચલાવતા હતા. એઓની પેહડીનાં "બ્રીગ રાયલ વિકટોરીયા, બ્રીગ તીરાતારદરીન અને સ્કુનર માહી" નામનાં ત્રણ વાહણો હતાં. કોલંબો મધે એવણ લાંબી મુદત સુધી રહેલા હતા. એવણનું મરણ મુંબઇ મધે નીપજયું હતું.

---

તા૦ ૬ થી જાનેવારી.

આજ દીને મરહુમ શેઠ ફરામજી ભીખાજી ખાંનનાં ઉઠમણાંમાં તેમનાં એશીઓએ રૂ૧૦૧૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૮ મી જાનેવારી.

રોજ ૨૧ માહ ૫ (ક૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—દીનશાહજી ફરદુનજી પાંડે[2]—ઉમર વર્ષ ૬૧) શેઠ ફરદુનજી લીમજી પાંડેના બીજા દીકરા. એવણને ઈ૦ સ૦ ૧૮૩૨ માં ૧૫ વર્ષની વયે એમના બાપે ઇંગલાંડ કેળવણી લેવાને મોકલ્યા હતા, જે બનાવ પારસીઓમાં પેહલવેહલો હતો. ત્યાં હેલીબરી કાલેજમાં તરબીયત આપી સીવીલ સરવીસની પરીક્ષામાં પણ મોકલવાનો એવણના બાવાએ વિચાર કીધો હતો, પણ તે અમલમાં આવી શકયો નહિં,[3] અને એવણ ૧૮૩૬ માં અતરે પાછા આવી ૧૮૩૭ માં ચીન પોતાના ભાઇ શેઠ અરદેશર સાથે "દી. એંડ એ. ફરદુનજી" નાં નામથી પેહડી કાઢી જોડાયા હતા. ચીન મધે એઓ એક આગેવાન વ્યાપારી હતા, અને ૧૮૩૯ ના સપટેમબર માસમાં હાંગકાંગ ખાતેની બ્રીતિષ "કોરટ ઑફ જસટીસ"ની અપરાધીઓની છાંડણ કરનારી શેશનસમાં પેહલવેહલા ગ્રાંડ જુરીમાં જે પાંચ પારસી વ્યાપારીઓને બેસાડયા તેઓમાં એવણ એક હતા. ૧૮૪૨ માં એવણ મુંબઇ પાછા ફર્યાં હતા, અને મગજની બીમારીમાં લાંબી મુદત અતરેજ કાઢી મરણ પામ્યા હતા.

---

તા૦ ૯ મી જાનેવારી.

રોજ ૨૨ માહ ૫ (ક૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—નવરોજજી નાનાભાઇ ફરામજી[4]—ઉમર વર્ષ ૪૮) શેઠ નાનાભાઇ ફરામજી કાવશજી બનાજીના નાનલા દીકરા. એવણે અતરેની એલફીનસ્ટન કાલેજમાંથી ઇ. સ. ૧૮૪૩ માં વેસ્ટ સ્કાલરની પદવી મેલવી હતી. તે પછી એજ કાલેજમાં પ્રોફેસર ડબલ્યું. પોલના હાથ હેઠલ ઉઘાડવામાં આવેલા ઇજનેરનું કામ શિખવવાના વર્ગમાં ત્રણ વર્ષ અભિઆસ કરી ૧૮૪૭ ના ડીસેમબર માસમાં "સીવીલ ઇનજીનીઅર" તરીકે પણ પસાર થયા હતા. વળી ૧૮૫૦ માં એઓએ એલફીનસ્ટન કાલેજમાંથી નાર્મલ સ્કાલરની ઉંચી પદવી મેળવી હતી. ૧૮૫૧ માં એઓ એલફીનસ્ટન ઇનસ્ટીટયુટ-માં એક શિક્ષક તરીકે જોડાયા હતા. સ્ટુડંટસ લીટરરી એંડ સાએનટીફીક શોશાઇટી, ગ્નાન પ્રસારક મંડલી, અને રાહનુમાએ માજદીઆસનાં સભાઓમાં એવણ શરૂઆતથીજ જોડાયા હતા, અને તે મંડલીઓના સંબંધમાં ૧૮૪૯ થી તે ૧૮૫૩ સુધીના અરસામાં જુદાં જુદાં પાંચ જાહેર ભાષાણો કીધાં હતાં. સ્ટુડંટસ શોશાઇટી તરફથી દેશી છોકરીઓની જે ચાર નિશાળો પેહલવેહલી ૧૮૪૯ માં ઉઘાડવામાં આવી તે મધેની મજગાંમની નીશાલનું ઉપરીપણું એવણે પોતાના પિત્રાઇ શેઠ શોરાબજી પેશતનજી ફરામજી સાથે કેટલીક મુદત સુધી ચલાવ્યું હતું, અને કોટ મધેની નિશાલનાં ઘરનું ભાડું એવણે પોતાની ગીરેથી છ માસ સુધી આપ્યું હતું. ૧૮૫૨ માં કોટનું ધર્મનું દવાખાંનું ઉઘડયું તેના એવણ પેહલ વેહલા હાનરરી સેક્રેટરી હતા. ૧૮૫૪ માં એવણ ફ્રિમેશ-નોની લાડજ રાઇઝીંગસ્ટારમાં જોડાયા હતા, અને તે લાડ-જને માટે એક મકાન બંધવાને થયલી ટીપમાં એવણે ભરેલા રૂપીઆના અવેજમાં ભાએખલાના રસ્તા ઉપર જમીનનો ટુકડો ભેટ આપ્યો હતો, પણ તે જમીન કારગત ન લાગવાથી વેચી તે નાણું મેદાન મધે બંધાયલા નવા મેશાનીક હોલ-માં જમવાનો ઓરડો—"ફરામજી કાવશજી બેનકવેટીંગ હૉલ," ને નામે બાંધવાનાં કામમાં વાપડયું હતું.[5] ૧૮૫૩ માં એવણ, શેઠ શોરાબજી પેશતનજી ફરામજી અને શેઠ મેહરવાંનજી જમશેદજી ઓલીઆજીએ મલી મુંબઇમાં "શોરાબજી એંડ નવરોજજી નાનાભાઇ ફરામજી" નાં નામથી અને કરાંચીમાં "મેહરવાંનજી જમશેદજીની કું૦" નાં નામથી વ્યાપારી પેહડીઓ કાઢી હતી. ૧૮૬૩ માં તે પેહડીની લંડ-નમાં "એસ. પી. ફરામજી એંડ કું૦" નાં નામથી શાખા ઉઘાડી હતી. શેર સતાના વખતમાં એઓની પેહડીએ બામ્બે રાયલ ઇનશુરનસ કુંપની, ઓરીએનટલ શીપ બોઇંગ આશો-શીએશન, બામ્બે એન્ડ કોસ્ટ કૉફી પલાંનટેશન કુંપની, વગેરે કેટલીક જાઇંટ સ્ટાક કંપનીઓ ઉભી કીધી હતી. ૧૮૬૫ માં

---

૧ જામે જમશેદ, તા૦ ૧૨ મી જાનેવારી ૧૮૭૮.

૨ શેઠો લીમજીભાઇ અને મેહરાંમજી દીનશાહજી પાંડેના બાવા.

૩ એ બાબે જુવો આ પુસ્તકનાં પેહલાં દફતરને સફે ૨૫૩ અને ૨૭૪.

૪ શેઠ લીમજી નવરોજજી બનાજીના બાવા.

૫ એ હૉલપર નીચે મુજબ તખતી મારેલીછે:—

"Framjee Cowasjee Masonic Banqueting Hall.
"Part of the expenses of the erection of this Hall
"was met by the contribution of Funds viz.
"Rs. 14,936-7-1 held on the Trusts created by the late
"Wor. Bro. Navrojee Nanabhoy Framjee of Lodge
"Rising Star of Western India No. 342 S. C. and by
"the leave of the High Court in accordance with
"which this Hall is to be called by the above name."

નામદાર સરકારે એવણને સુલેહના અમલદાર નેમી માન આપ્યું હતું. ૧૮૬૬ ના મેએ માસથી એઓએ પોતાનો બધો વહીવટ બંધ કીધો હતો. એઓનું મરણ આપઘાતથી નીપજ્યું હતું.

તા૦ ૧૦ મી જાનેવારી.

શેઠ માણેકજી નશરવાનજી નાણાંવતી, બી. એ; એલ. એલ. બી. ને નામદાર સરકારે ખાનદેશ જીલ્લાનાં નંદબારના સબારડીનેટ જડજ નેમ્યા હતા.[1]

તા૦ ૧૦ મી જાનેવારી.

રોજ ૨૩ માહ ૪ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—માણેકજી જમશેદજી વાડીઆ—ઉમર વર્ષ ૬૬) શેઠ જમશેદજી એદલજી વાડીઆના વડા દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપની "કા૦ દામજી ચતુર" નાં નામથી ચાલતી કાપડની દુકાંનના વહીવટમાં પડેલા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૫૦ થી કા૦ લખમીદાસ દામજી સાથે "લખમીદાસ અને માણેકજી" નાં નામથી કાપડના રોજગારનું પતીઆલું ચાલુ કીધું હતું. તેમાંથી તા૦ ૭ મી આપરેલ ૧૮૭૨ થી છુટા પડી એઓસાએ "લખમીદાસ માણેકજી" ને નામે સેવટ સુધી રોજગાર ચલાવ્યો હતો.

તા૦ ૧૨ મી જાનેવારી.

રોજ ૨૫ માહ ૪ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—દસ્તુર પેશતનજી જીવાજી સાતપરાંવાલા—ઉમર વર્ષ ૬૦) સુરતવાલા સાતપરાંના દસ્તુર જીવાજી ફરાંમજીના દીકરા. એવણ મરહુમ દસ્તુર બેહરાંમ ફરાંમરોજનાં ખાનદાંનના હતા, અને સુરતનાં ગોપીપરાં, નવાપરાં, શઇયદપરાં, દુકી, શીગનપોર, વગેરે સાતપરાંના દસ્તુર હતા.

તા૦ ૧૩ મી જાનેવારી.

શેઠ હોરમજજી મનચેરજી ચીચગરે અતરેની હાઇ કોરટના સોલીશીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[2]

તા૦ ૧૪ મી જાનેવારી.

રોજ ૨૭ માહ ૪ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

આજ દીને સુરત મધે મરહુમ દસ્તુર પેશતનજી જીવાજીનાં ઉઠમણાંમાં તેમના દીકરા એ૦ દોરાબજી પેશતનજી તથા તેમના પિત્રાઇ ભાઇ એ૦ એદલજી અસપંદીઆરજીને તેમના બાપની જગે સાતપરાંના દસ્તુર ઠેરવી મોટી એદલજી ચુરશેદજીએ બંધેને શેઆલો હોરાડી હતી.[3]

તા૦ ૧૪ મી જાનેવારી.

રોજ ૨૭ માહ ૪ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—હોરમજજી મનચેરજી બતીવાલા—ઉમર વર્ષ ૭૫) પુણાંવાલા શેઠ મનચેરજી ભીખાજી બતીવાલાના દીકરા. એઓ પુણાં મધે ઘણા જુના પારસી રહીશ હતા, અને પોતાના ભાઇઓ શેઠો દાદાભાઇ તથા અરદેશર સાથે સોજાં મીન મધેથી બતીઓ બનાવવાનો પોતાનો બાપીકો ધંધો ચલાવતા હતા, અને એવોની બનાવેલી મીનબતી આખી પેશવાઇ મધે વખણાતી હતી. એ બાદ પુણાં મધે લશકરને પાણી પુરૂં પાડવાનાં તથા બીજાં સરકારી કંત્રાકટો એવણે ચલાવ્યાં હતાં. એવણને ત્યાં કોઇ નર વારસ ન હોવાથી પોતાની દીકરીના દીકરા શેઠ ધનજીભાઇ નશરવાનજી વાડીઆને દતક કરી લીધા હતા.

તા૦ ૧૬ મી જાનેવારી.

રોજ ૨૯ માહ ૫ (ક૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—મેહરવાનજી અસપંદીઆરજી મોદી, ભાએઆ—ઉમર વર્ષ ૯૦) સુરતવાલા શેઠ અસપંદીઆરજી જીજીભાઇ લવજી મોદીના વડા દીકરા. એવણ તથા એવણના નાધલા ભાઇ શેઠ માણેકજી[4] નાહનપણથી સાથે વીંટલાયલા હોવાથી "ભાએઆ" ની અટકથી ઓળખાતા હતા. બંધે ભાઇઓએ ઈ૦ સ૦ ૧૮૨૦ માં સુરત મધે નાનપરામાં ઇંગ્રેજી અસબાબની એક મોટી દુકાંન ઉઘાડી હતી, અને ૧૮૩૦ માં નાધલા ભાઈ શેઠ માણેકજીનાં મરણ પછી થોડુંક સુધી તે એઓસાએ ચલાવી હતી. ૧૮૫૦ થી એવણ સુરત મધે મરહુમ સર જમશેદજી જીજીભાઇનાં તથા પારસી પંચાયતનાં ધર્મખાતાંઓના એક અધિકારી હતા. સુરતની પારસી ડીસ્ટ્રીક્ટ માટ્રીમોનીઅલ કોરટના એવણ ૧૮૬૬ થી એક ડેલીગેટ હતા, પણ ૧૮૬૯ માં જઇફીને લીધે તે ઓહ્દો છોડયો હતો.

તા૦ ૧૮ મી જાનેવારી.

શેઠ બેહરાંમજી મેહરવાનજી મલબારીએ અતરેવાલા રેવરંડ ડાકટર જાન વીલસન, ડી. ડી. ની સેફતમાં "વિલ્સન વિરહ" નામનું ગુજરાતી કવિતાનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[5] એ પુસ્તક રેવરંડ જે. વિ. એસ. ટેલરને અર્પણ કરવામાં આવ્યું હતું.

તા૦ ૨૪ મી જાનેવારી.

શેઠ આદરજી જીવણજીને નામદાર સરકારે સુરતના ડીસ્ત્રીક્ટ ડપ્યુટી કલેક્ટર નેમ્યા હતા.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૦ મી જાનેવારી ૧૮૭૮.
૨ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૪ મી જાનેવારી ૧૮૭૮.
૩ ગુજરાત મિત્ર, તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૭૮.
૪ શેઠો શેરાબજી તથા દીનશાહજી માણેકજી ભાએઆના બાવા.
૫ "વિલ્સન વિરહ. રચનાર, બેરાંમજી મેરવાંનજી મલબારી. મુમ્બઇ મધે: દિ સ્ટિાર્ટસ પ્રેસમાં મેરવાંનજી નવરોજજી દારુએ છાપ્યું. સન ૧૮૭૮."

શેઠ અરદેશર જમશેદજી દસ્તુર કામદીનનાને નામદાર સરકારે અમદાવાદ જીલ્લાનાં ધંધુકાના મામલતદાર નેમ્યા હતા.[1]

તા૦ ૨૪ મી જાનેવારી.

રોજ ૭ માહ ૫ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—ખરશેદજી બાપુજી વીકાજી[2]—ઉમર વર્ષ ૪૪) શેઠ બાપુજી વીકાજીના ત્રિજા દીકરા. એવણ હેદરાબાદ મધે નીજાંમ સરકારની નોકરીમાં પ્રથમ નલદરૂગ જીલ્લાંમાં ખજાંના ઉપર રહયા હતા. તે બાદ એ જીલ્લાનાં "કલમ-નૂરી" તથા તે પછી રાયચોરના તેહસીલદાર નેમાયા હતા. ૧૮૬૫ માં એમની બદલી બીદર જીલ્લાના મુખ્યમ તાલુકદાર અને તે પછી પરભણી જીલ્લાના "પાથરી" તાલુકાના દુયમ તાલુકદાર તરીકે થાઇ હતી. એ દરમયાંન નામદાર નીજાંમ સરકારની રયાસતની સરહદ નક્કી કરવાના ખાસ ઓહદા ઉપર એવણને કેટલુંક મુદ્દત રોકાવું પડયું હતું. ૧૮૬૯ ના અકટોબર માસમાં એઓ પોતાના કાકા મરહુમ શેઠ બરજોરજી વીકાજીની જગોએ નાંદેરના અવલ તાલુકદાર નેમાયા હતા. એવણનું મરણ હેદરાબાદ મધે નીપજ્યું હતું.

તા૦ ૨૬ મી જાનેવારી.

રોજ ૯ માહ ૬ (ક૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—નવરોજજી રૂસતમજી ઇજનેર—ઉમર વર્ષ ૬૫) સુરતવાલા શેઠ રૂસતમજી મંતોકજી પેશતનજામાસ્પના ત્રિજા દીકરા. એઓ સુરતથી અતરે આવી પોતાના ભાઇ શેઠ ખરશેદજી સાથે આગલા વખતમાં મુંબઇ ખાતેના લશ્કરી ઇજનેર કર્નલ જારવીસના હાથ હેઠલ તાલીમ લઇ ઇજનેર તરીકે બાહેર પડયા હતા. તે બાદ થોડુંક મુદ્દત સરકારી નોકરીમાં રહી પછી બંધે ભાઇઓ રેલવે, પુલો, તથા બીજાં બાંધકામોનાં કંત્રાકટ લેતા હતા. ૧૮૪૫ માં અતરેનાં કરેલવાડી આગલનાં મરહુમ શેઠ કાવશજી બેહરામજી બનાજીવાલાં આતશબેહરાંમની ઇમારત એઓ બંધે ભાઇઓનાં ઉપરીપણાં હેઠલ બંધાઇ હતી. ૧૮૫૭ માં એવણ ઇરાંનની લડાઇ વખતે સરકારી નોકરીમાં અબુ શેહર તરફ ગયા હતા.

તા૦ ૩૧ મી જાનેવારી.

મુંબઇની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે નામદાર સરકારે આએ વર્ષ નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતા:—[3]

ડાકટર કાવશજી હોરમજજી.

શેઠ જમશેદજી નવરોજજી ઉનવાલા, એમ. એ.

તા૦ ૧ લી ફેબરવારી.

રોજ ૧૫ માહ ૬ (ક૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—ડાકટર રૂસતમજી જમશેદજી નાદરશાહ—ઉમર વર્ષ ૩૬) શેઠ જમશેદજી દાદાભાઇ નશરવાંનજી નાદરશાહના વડા દીકરા. એવણે ઇ. સ. ૧૮૬૫ ના આપરેલ માસમાં મુંબઇની યુનીવરસીટીની વૈદ્યાંની "એલ. એમ." ની સનદ મેલવી હતી, તથા એજ વખતે ઉંચ્ચા અભીઆસ માટે ગ્રાંટ મેડીકલ કાલેજમાંથી ૩૨૫૦) નું સર જમશેદજી જીજીભાઇ મેડીકલ પ્રાઇઝ મેલવ્યું હતું. તે પછી સરકારી તબીબીખાતાંની નોકરીમાં રહી ત્રણ માસમાં તે છોડી દઇ ૧૮૬૬ થી કોલાબાનાં મરહુમ શેઠ મેહરવાંનજી ફરામજી પાંઉવાલાં પારસી સેનટેરીયમના તબીબ તરીકે રહયા હતા. તે ઉપરાંત ૧૮૬૭ માં મુંબઇની મ્યુનીસીપાલીટી તરફથી કોલાબાના લટાના જન્મ અને મરણ નોધવા માટેના રેજીસ્ત્રાર, તથા ૧૮૭૦ માં ચેપી રોગના નવા કાયદાની રૂહે આસીસ્ટંટ શુપરીંટંડંટ, અને ૧૮૭૧ માં મુંબઇનાં શીતલા ખાતાંના આકટીંગ શુપરીંટંડંટ નેમાયા હતા. ૧૮૭૫ થી એવણ ગ્રાંટ મેડીકલ કાલેજમાં સ્થાપેલા ગુજરાતી વર્ગના દવાદારૂ અને તેના ગુણદોષના શિક્ષક ઠડયા હતા. ૧૮૭૬ માં નામદાર સરકારે એવણ ને મુંબઇની યુનીવરસીટીના ફેલો નેમી માન આપ્યું હતું.

તા૦ ૨ જી ફેબરવારી.

મુંબઇની યુનીવરસીટીની સતરમાં વર્ષની કાનવોકેશન આજ દીને સર કાવશજી જાંહગીર યુનીવરસીટી હાલમાં ભરાઇ હતી. પ્રમુખસ્થાને ચાનસેલર નામદાર સર રીચર્ડ ટેમપલ બીરાજ્યા હતા. આ વેલાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી હતી તેમાં નીચલા પારસીઓ હતા:—

**માસટર ઑફ આર્ટસ**—(એમ. એ.) ની સનદ—કાવશજી દાદાભાઇ કંત્રાકટર (નાએગાંમવાલા); ફીરોઝ હોશંગ દસ્તુર જામાસ્પઆશાના.

**બેચલર ઑફ લોઝ**—(એલ. એલ. બી.) ની સનદ—દીનશાહ પેશતનજી કાંગા.

**લાઇસેનશીયેટ ઑફ મેડીસીન એંડ સરજરી** (એલ. એમ. એંડ એસ.) ની સનદ—રતનજી રૂસતમજી દાદીના, પીરોજશાહ પાલણજી ડાકટર, એદલજી પાલણજી ફ્રેંમમેન, કુવરજી કાવશજી વઇદ, બરજોરજી શોરાબશાહ મુનસફના, હીરજીભાઇ જમશેદજી અપુ, પીરોજશાહ બેહરામજી ભરૂચા, બહમનજી ફરામજી દારૂવાલા, જમશેદજી ફરામજી કોલાપુરવાલા, કાવશજી ખરશેદજી સંજાણા, એરચશાહ ફરામજી શેઠના.

**લાઇસેનશીયેટ ઑફ સીવીલ ઇનજીનીઅરીંગ** (એલ. સી. ઇ.) ની સનદ—શાપુરજી દાદાભાઇ બાંમજી.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૪ મી જાનેવારી ૧૮૭૮.

૨ શેઠો ફરામજી અને જાંહગીરજી ખરશેદજી વીકાજીના બાવા.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૩૧ મી જાનેવારી ૧૮૭૮.

**બેચલર ઑફ આર્ટસ** (બી. એ.) ની સનદ—કાવસજી બેજનજી શેઠના, રૂસતમજી ધનજીભાઈ શેઠના, ખરશેદજી નશરવાંનજી કંત્રાકટર, રતનજી મનચેરજી દલાલ, કેખશરૂ કુવરજી કાપડીઆ, ફરાંમજી બહમનજી પેશતનજી માસટર, શેરાબજી રતનજી માસટર.

આ વેળાએ અપાયલા યુનીવરસીટી મેડલોમાં ચાનસેલરસ મેડલ કાવશજી દાદાભાઇ કંત્રાકટર (નાગ્ગેગાંમવાળા) ને એમ. એ. ની પરીક્ષામાં ખુદરતી વિદ્યામાં પેહલા વર્ગમાં પસાર થવા માટે, તથા સ્કાલરશીપોમાં કાવશજી જાંહગીર લાટીન સ્કાલરશીપ રૂસ્તમ બહમનશાહ વકીલને મેત્રીકયુલેશનની પરીક્ષામાં લાટીન ભાષામાં સર્વેથી વધુ માર્કસ મેલવવા માટે આપવામાં આવ્યાં હતાં.[1]

[1] ટાઇમસ ઑફ ઇંડીઆ, ૪ થી ફેબરવારી ૧૮૭૮.

ઊપલા પદવી મેલવેલા પારસીઓ ઊપરાંત આએ વર્ષ યુનીવરસીટીની નાબની પરીક્ષાઓમાં નીચલા પારસીઓ પસાર થયા હતા:—

**ફરસ્ટ એલ. એમ. એંડ એસ.** ની પરીક્ષામાં—ડોશાભાઈ અરદેશર ચોકસી, કેખશરૂ શેરાબજી એનજીનીઅર; કાવશજી એદલજી દાદાચાંનજી, પાલણજી હોરમજજી દાદાચાંનજી, જાંહગીર ખરશેદજી દાજી, મેહરવાંનજી નવરોજજી ગંદેવીઆ, પીરોજશાહ મેહરવાંનજી હકીમ, રૂસતમજી જમશેદજી કાપડીઆ, મેહરવાંનજી પેશતનજી ખરેઘાત, નાનાભાઇ કુવરજી મોદી, એદલજી કાવશજી તુકીના, ધનજીભાઇ રૂસતમજી વાડીઆ, જાંહગીર પેશતનજી વાડીઆ.

**ફરસ્ટ એલ. સી. ઈ.** ની પરીક્ષામાં—દાદાભાઇ ખરશેદજી મુનશી (કરેલી), નાનાભાઇ અરદેશર મુસ.

**ફરસ્ટ એકઝામીનેશન ઈન આર્ટસ** (એફ. ઇ. એ.) ની પરીક્ષામાં—હોરમજજી ફેરદાદજી ભરૂચા; જમશેદજી એદલજી દારૂવાલા, નવરોજજી મેહરાંમજી કાકા, હોરમજજી શાપુરજી કાતરક, શેરાબજી પદમજી પેશતનજી, ફરદુનજી પાલણજી પાવરી, મનચેરજી ખરશેદજી સંજાણા, પેશતનજી કુવરજી શેઠના, હોશંગજી બરજોરજી વાંણીઆ, ફરાંમજી રૂસતમજી વાડીઆ.

**મેત્રીકયુલેશન**ની પરીક્ષામાં—રૂસતમ બહમનશાહ વકીલ, રૂસતમજી માણેકજી વઇદ, ધનજીભાઈ દેરાબજી ગીલડર, પીરોજશાહ જાંહગીરશાહ તાલેયારખાં, દેરાબજી તેહમુલજી પાવરી, ડોશાભાઈ હોરમજજી કાતરક, નાનાભાઈ નવરોજજી કાતરક, જીવાજી કાવશજી ભરૂચા, બહમનજી દીનશાહજી પીટીટ, જમશેદજી બરજોરજી ડાકટર (કુપર), શેરાબજી ફરાંમજી કાપડીઆ, પેશતન હોરમજજી દસ્તુર, રૂસતમજી પાલણજી કુટાર, જાંહગીર મનચેરજી બીલીમોરીઆ, ધનજીભાઈ રૂસતમજી બોગા, નશરવાંનજી ફરાંમજી બનશા, જાંહગીર બરજોરજી સંજાણા, એદલજી શેરાબશાહ મુનસફ, અરદેશર હોરમજજી તાડીવાલા, શેરાબજી પેશતનજી માસટર, ખરશેદજી ફરાંમજી કાપડીઆ, હોરમજજી પેશતનજી તલાટી, દાદાભાઈ આદરજી બાંમિટવાલા, એદલજી બરજોરજી કોટવાલ, દાદાભાઈ દીનશાહ તલાટી, અરદેશર મેહરવાંનજી ગાંધી, બહમનજી મેહરવાંનજી પાવરી, હોરમજજી આદરજી નાણાંવતી, મેહરવાંનજી રૂસતમજી બાઇસ, કાવશજી દાદાભાઈ કાંગા, ધમજીભાઈ પેશતનજી મોદી, પેશતનજી કુવરજી તાસકર, જાંહગીર બરજોરજી કુપર, એદલજી દીનશાહ લાંમ, નાદરશાહ હોરમજજી સુખીઆ, ડોશાભાઈ કાવશજી કેલાંવાલા, ધનજીશાહ પીરોજશાહ કાપડીઆ, દાદાભાઈ કાવશજી દરબારી, માણેકજી રતનજી સરવેયર, મનચેરજી દીનશાહ કરેલી.

તા૦ ૩ જી ફેબરવારી.
રોજ ૧૭ માહ ૫ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—જમશેદજી લીમજીભાઇ અપુ[2]—ઉમર વર્ષ ૫૪) શેઠ લીમજીભાઇ મનચેરજી અપુના દીકરા. એવણ પ્રથમમાં મેહતાગરી અને તે પછી પરચુરણ રોજગાર ચલાવતા હતા. અતરેની રાહનુમાએ માજદીઅસનાંન સભાના એવણ ઈ૦ સ૦ ૧૮૬૦ થી તે ૧૮૭૧ સુધી હાનરરી શેક્રેટરી હતા, અને ૧૮૬૨ માં એ સભાની તરફથી ઇરાંન અને હિંદુસ્થાંનના જરથોસ્તીઓમાં શેહાદી કરવાની રીત બાબે એક જાહેર ભાષણ કીધું હતું. ૧૮૫૩ માં "કારનામે અરદેશર બાબેગાંન" નામનાં પેહલવી પુસ્તકનો દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ ગુજરાતીમાં તરજુમો કરી છપાવ્યો હતો તેની સાંમે કેટલીક તકરારો ઉભી થવાથી તેના બંચાવમાં એવણે પોતાને ખરે નામે એક ચોપાનયું પ્રગટ કીધું હતું.

---

તા૦ ૪ થી ફેબરવારી.
રોજ ૧૮ માહ ૫ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—ફરદુનજી જમશેદજી ડાકટર—ઉમર વર્ષ ૫૦) આ૦ જમશેદજી હોરમજજી ભરૂચાના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૪૫ માં અતરે પેહલવેહલી ગ્રાંટ મેડીકલ કાલેજ ઉઘડી તેમાં દાખલ થયા હતા, પણ પરીક્ષામાં નિષ્ફળ થવાથી અતરે ખાનગી દવાખાંનું ઉઘાડી તબીબપણાંનો ધંધો ચલાવતા હતા. ૧૮૫૮ માં એવણ સુરત રેહવાને ગયા હતા, અને ત્યાં તબીબી ધંધો સારી રીતે ચલાવ્યા ઉપરાંત જાહેર ફાયદાની બાબદોમાં પણ ભાગ લેતા હતા. ૧૮૫૯ માં સુરતની જરથોશ્તી ફારસી મદરેસા ઉઘાડવામાં એવણે એ૦ ખુરશેદજી મીનોચેહરજી કરેલીને ઘણીક મદદ કીધી હતી, અને તે મદરેસાના પેહલવેહલા હાનરરી શેક્રેટરી થયા હતા. ૧૮૬૨ ના આપરેલ માસમાં એવણે સુરત મધે સોડા સોડા, લેમન, વગેરે પીણું બનાવવાનું એક કારખાનું ઉઘાડયું હતું. ૧૮૬૩ ના સપટેમબર માસમાં સુરત મધે એક કસરતશાળા "ફરદુનજી જમશેદજી જીમનેશીયમ" ને નામે ઉઘાડી હતી, જે બે વર્ષ સુધી ચાલી હતી. ૧૮૭૨ ના આગસટ માસમાં સુરતથી પાછા મુંબઇ આવી અતરે તબીબી ધંધો ચાલુ કીધો હતો, અને મરણ પણ અતરેજ પામ્યા હતા.

[2] એવણના બાપાવા શેઠ મનચેરજી એદલજી અપુ જાણીતા શેઠીયાઓ જીવણજી તથા પાલણજી એદલજી અપુના નાંહલા ભાઈ હતા.

તા૦ ૬ ઠી ફેબરવારી.

પુણાંની દખણ કાલેજના આસીસ્ટંટ પ્રોફેસર દસ્તુર હોરમજદજી જામાસપજી જામાસપઆશાનાને આજે થાલ મલેલા "ખાનબાહદુર" ના ઈતાબની સનદ આજ દીને દખણ કાલેજનાં દીવાનખાનામાં એક મેલાવડાની હજુરમાં એ કાલેજના પ્રીનસીપાલ પ્રોફેસર આર. જી. આક્ષનહામે એનાયત કીધી હતી. પ્રથમમાં તેઓએ દસ્તુરજીની સેફતમાં એક ભાષણ કરતાં મેહનત અને અજમેશેથપરથી માણસ કેટલું વધેછે અને માનને લાયક થાયછે તે વિષે દસ્તુરજીનો દાખલો આપ્યો, અને તેમને પગલે ચાલવાને બીજાઓને ભલામણ કીધી. દસ્તુર હોરમજદજીએ પ્રોફેસર આક્ષનહામનો તથા નામદાર સરકારનો ઉપકાર માનયા બાદ પાન ગેલાબ લઇ મેલાવડો બરખાસ્ત થાયો હતો.[1]

તા૦ ૭ મી ફેબરવારી.

એતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં શિખનારા ચંચલ વિદ્યાર્થીઓને સ્કાલરશીપો અને ઇનામો આપવાની વાર્ષિક સભા આજ દીને મલી હતી. સરનશીનની ખુરસી નામદાર ગવરનર સર રીચરડ ટેમપલે લીધા બાદ એ ખાતાંના પ્રીનસીપાલ ડાકટર કુકે ગયાં સાલનો રીપોરટ વાંચી સંભલાવ્યો, જે પછી ચંચલ વિદ્યાર્થીઓને ઇનામો તથા સ્કાલરશીપો આપી હતી, જેઓમાં નીચલા ૧૬ પારસીઓ હતા:—

(૧) કુવરજી કાવશજી વધદને સર જમશેદજી જીજીભાઇ ગોલ્ડ મેડલ તથા રૂ૨૫૦) નું સર જમશેદજી જીજીભાઇ મેડીકલ પ્રાઇઝ, (૨) એદલજી પાલણજી ફ્રેમજીને રૂ૨૫) ની મેકલીનન સ્કાલરશીપ અને રૂપાનો ચાંદ, (૩) રૂસતમજી હોરમજજી કામાને રૂ૨૫) ની કરનાક સ્કાલરશીપ, (૪) શેરાબજી ફરદુનજી ગજધરને રૂ૨૫) ની એનડરસન સ્કાલરશીપ, (૫) ધનજીભાઇ બરજોરજી ડાકટર (સ્પેનસર)ને રૂ૨૫) ની ફેરીશ સ્કાલરશીપ, (૬) ડાથાભાઇ અરદેશર ચોકસીને રૂ૨૦ની ફેરીશ સ્કાલરશીપ, (૭) કેખશરૂ શેરાબજી એનજીનીઅરને રૂ૧૫) ની રીડ સ્કાલરશીપ, (૮) ધનજીભાઇ રૂસતમજી વાડીઆને રૂ૧૫) ની એનડરસન સ્કાલરશીપ, (૯) હોરમજજી એદલજી બનાતવાલાને રૂ૧૫) ની એનડરસન સ્કાલરશીપ, (૧૦) જાહંગીર જમશેદજી લીલાડીવાલાને રૂ૧૫) ની એનડરસન સ્કાલરશીપ, (૧૧) દીનશાહ બહમનજી માસટરને રૂ૧૩) ની કરનાક સ્કાલરશીપ, (૧૨) રૂસતમજી દીનશાહ ગાંધીને રૂ૧૩) ની કરનાક સ્કાલરશીપ, (૧૩) શેરાબજી માણેકજી કાકાને રૂ૧૦) ની સરકારી સ્કાલરશીપ, (૧૪) ફકીરજી રતનજી હાડવઇદને રૂ૧૦) ની સરકારી સ્કાલરશીપ, (૧૫) નવરોજજી બહમનજી ગંદેવીઆને રૂ૧૦) ની સરકારી સ્કાલરશીપ, (૧૬) અરદેશર દાદાભાઇ મોદીને રૂ૧૦) ની સરકારી સ્કાલરશીપ.

કાલેજના ગુજરાતી વર્ગોની સેવટની પરીક્ષામાં ૯ હિંદુ અને નીચલા ૩ પારસીઓ પસાર થયા હતા:—

પીરોજશાહ દીનશાહ કુપર.
હોરમજજી કાવશજી લીબુવાલા.
ધનજીભાઇ રતનજી તંબુવાલા.

ગુજરાતી વર્ગોની રૂ૫) ની મરહુમ શેઠ નશરવાનજી મનચેરજી કામાજીનાં નામની સ્કાલરશીપ એરચશાહ જમશેદજી હકીમને શરિર વિદ્યામાં ચઢતા આવવા માટે આપી હતી.

છેલા દખણમાં ચાલેલા દુકાલ વખતે દુકાલનાં બાંધકામોપર કામે લાગેલા મજુરોની સારવાર માટે સરકારને પુરતા સનદી તબીબો ન મલવાથી આજે કાલેજના ઉપલા વર્ગોના ૧૨ વિદ્યાર્થીઓને સરકારના હોકમથી તે તરફ રવાંના કરવામાં આવ્યા હતા, જેઓમાં ૪ હિંદુ, ૩ પોરટુગીજ, અને નીચલા ૫ પારસીઓ હતા:—

એદલજી માણેકજી દામલા, બીખાજી જીવાજી દમણીઆ, એદલજી બેહરામજી ફારબસ, નાદરશાહ દાદાભાઇ ભેદવાર, કેખશરૂ એદલજી ડાકટર.

એઓએ પોતાનું કામ સંતોષકારક રીતે બજાવ્યું હતું, એમ રીપોરટમાં જણાવ્યુંછે.

સેવટે સરનશીને એક સુભાખીત ભાષણ કરી સભા બરખાસ્ત કીધી હતી.[2]

તા૦ ૮ મી ફેબરવારી.

"સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટ" ને લગતી નિશાલોના છોકરાઓ તથા છોકરીઓને ઇનામો આપવા માટેનો એક મેલાવડો આજ દીને કોટ મધે કોટેકોટ એ સ્કુલવાલાં મકાનમાં થયો હતો. સરનશીનની ખુરસીએ મુંબઇનો નામદાર ગવરનર સર રીચરડ ટેમપલ બીરાજયો હતો. પ્રથમમાં એ સ્કુલના એક ચંચલ વિદ્યાર્થીએ પ્રીનસીપાલ શેઠ ડાથાભાઇ નશરવાનજી વાડીઆ, એમ. એ. એ જોડેલી નામદાર સર રીચરડ ટેમપલની દુકાલના વખતની મેહનત અને કારકીરદી બાબેની કવિતા છટાથી બોલી સંભલાવી હતી. જે બાદ પ્રીનસીપાલ શેઠ ડાથાભાઇએ રીપોરટ વાંચી સંભળાવ્યો, જેમાં જણાવ્યા મુજબ એ ખાતાને લગતી મુંબઇની નિશાલોમાં ૭૮૧ છોકરા તથા ૭૭૦ છોકરીઓ, તથા દેશાવરોની નિશાલોમાં ૬૦૬ છોકરા અને ૪૨૦ છોકરી મલી ૨૫૭૭ બાળકો કેળવણી લેતાં હતાં. ૧૮૭૫ માં એ સ્કુલમાંથી ૧૯), ૧૮૭૬ માં ૪), અને ૧૮૭૭ માં ૩) જણાઓ મેટ્રીકયુલેશનની પરીક્ષામાં પસાર થયા હતા. એ પછી છોકરાઓએ વ્યાખ્યાન અને છોકરીઓએ ગાયન ગાઇ સંભલાવ્યા બાદ નામદાર ગવરનરની બેટી મીસ ટેમપલે ઇનામો વેંહચી આપ્યાં, તથા પ્રમુખે એક સુભાખીત ભાષણ

[1] જામે જમશેદ, તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૭૮.

[2] બામ્બે ગેઝેટ, તા૦ ૯ મી ફેબરવારી ૧૮૭૮.

કીધું હતું. એ પછી સર જમશેદજી જીજીભાઇ બારોનેટે ઉઠી નામદાર ગવરનર તથા મીસ ટેમપલનો ઉપકાર માન્યો, અને સભા બરખાસ્ત થાઇ હતી.[1]

તા૦ ૮ મી ફેબરવારી.

રોજ ૨૨ માહ ૫ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—ડાકટર રૂસતમજી કાવશજી બાધુરજી—(ઉમર વર્ષ ૪૯) સુરતવાલા શેઠ કાવશજી પાલણજી સોલીભટના દીકરા. એવણ મુંબઇ મધે પોતાના મામા શેઠ બાધુરજી જમશેદજી પદરખાંનાંવાલાને ત્યાં લાંબી મુદત રેહવાથી "બાધુરજી" ની અટકથી ઓળખાતા હતા. ઇ૦ સ૦ ૧૮૫૯ ના આપરેલ માસમાં એવણે અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાંથી તબીબપણું ચલાવવાની સનદ મેલવી હતી, અને મુંબઇ મધે પોતાનો ખાંનગી ધંધો ચલાવતા હતા. ૧૮૬૧ થી તે પોતાનાં મરણ સુધી એવણ કોટનાં ધર્મનાં દવાખાંનાંના તબીબ હતા. ૧૮૬૮ ના ફેબરવારી માસથી એવણે ડાકટર ખરશેદજી ફરાંમજી ઓરી સાથે દાંતના ડાકટરનું કામ મુંબઇ મધે ચલાવવા માડયું હતું. ૧૮૭૨ માં નામદાર સરકારે એવણને મુંબઇની યુનીવરસીટીના ફેલો નેમ્યા હતા. ૧૮૭૩ ના આપરેલ માસમાં એવણ ઇંગલાંડ ગયા હતા, અને જુલાઇ માસમાં લંડનની રાએલ કાલેજ ઑફ્ સરજયનસ એંડ ફીઝીશીયનસની તેમજ એજ કાલેજની "ડેનટલ સરજરી" ની પરીક્ષાઓ પસાર કરી તેના મેમબર નેમાયા હતા. એજ શાલના આગશટ માસમાં એવણને લંડનની બ્રીટિશ મેડીકલ આશોશીએશનના હાનરરી મેમબર ચુંટી કાઢયા હતા. ઇંગલાંડથી પાછા ફર્યાં બાદ ૧૮૭૩ ની આખરીએ નામદાર સરકારે એવણને સુલેહના અમલદાર નેમી માન આપ્યું હતું. મુંબઇની મ્યુનીસીપાલ કારપોરેશનના એવણ ૧૮૭૫ થી કોટ વિભાગના કર ભરનારાઓ તરફના એક મેમબર તરીકે ચુંટી કઢાયા હતા.

તા૦ ૯ મી ફેબરવારી.

શેઠ કેકોબાદ લીમજીભાઇ વલસાડવાલાએ ખડકી મધુરી તરફ આજ રાત્રે ૨ા ફીટ ઉંચો અને ૬ા ફીટ લાંબો એક વાઘ માર્યો હતો.[2]

તા૦ ૧૦ મી ફેબરવારી.

મુંબઇ સમાચારના માલેક શેઠ માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીનાએ "રૂશિયા અને ટરકી વચ્ચેની લડાઇની તવારીખ" ગુજરાતી બાષામાં શેઠ એદલજી જમશેદજી ઓરી પાસે લખાવી તેનું એક પુસ્તક ચિત્રો સાથે છુટા ભાગોમાં પ્રગટ કરવા માડયું હતું.[3]

તા૦ ૧૧ મી ફેબરવારી.

રોજ ૨૫ માહ ૫ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

આજ દીને મરહુમ ડાકટર રૂસતમજી કાવશજી બાધુરજીનાં બામદાદમાં થયલાં ઉઠમણાંમાં તેમનાં વીધવા બાઇ મોટીબાઇએ રૂ૫૨૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૧૪ મી ફેબરવારી.

શેઠ બરજોરજી એદલજી મોદી, એમ. એ; એલ. એલ. બી. ને નામદાર સરકારે વલસાડના બીજા વર્ગના સબારડીનેટ જડજ નેમ્યા હતા.

એડન ખાતેના પોરટુગીજ સરકારના કૌનસલ શેઠ દોરાબજી દીનશાહજી એડનવાલાની ગેરહાજરીમાં શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાની નામદાર સરકારે તે ઓહ્દા ઉપર કામચલાઉ નેમણુક કીધી હતી.[5]

તા૦ ૧૫ મી ફેબરવારી.

મુંબઇના નામદાર ગવરનર સર રીચરડ ટેમપલે આજ દીને મઉ ખાતે ખાંનબાહદુર એદલજી પેશતનજી ઘાસવાલાને તેઓએ ૩૦ વર્ષ સુધી કમીશરીએટ ખાતાંમાં ઇમાનદારી, હુશીયારી અને દીલોજાંનીથી, જેમ છાવણીઓમાં તેમ લડાઇનાં મેદાનમાં સરકારી નોકરી બજાવવા માટે હિંદુસ્થાનની સરકાર તરફથી એક પાલખી તેની સાથના લવાજમા સાથે અનાયત કરવાને એક દરબાર ભરી હતી. પ્રથમમાં મઉના કમીશરી જનરલ કરનલ વેનહેયુસને ખાંનબાહદુર એદલજીની નોકરીઓ વિષે કહી સંભલાવ્યા બાદ નામદાર ગવરનરે એક બાષાણ કરી[6] ખાંનબાહદુર એદલજીની સ્તુતી

૧ જામે જમશેદ, તા૦ ૯ મી ફેબરવારી ૧૮૭૮.

૨ જામે જમશેદ, તા૦ ૨૧ મી ફેબરવારી ૧૮૭૮.

એજ મુજબ એથી મોટો એક બીજો વાઘ એવણે તા૦ ૧૩ મી ફેબરવારીએ એજ જંગલમાં માર્યો હતો. શેઠ કેકોબાદ તથા તેવણના ભાઇએ વાઘ મારવાનાં મોટાં પીંજરાં બનાવી તેમાં ઘણાક વાઘોને સપડાવી મારી નાખ્યા હતા.

૩ "રૂશિયા અને ટરકી વચ્ચેની લડાઇની તવારીખ. ચિત્રો સાથે. ભાગ ૧ લો. લખનાર, એદલજી જમશેદજી ઓરી. મુંબઇ સમાચાર છાપાખાનાંમાં છપાઇ. સને ૧૮૭૮."

એ પુસ્તકના ૪ ભાગો આએ શાલની આખેરી સુધીમાં બાહેર પડયા હતા.

૪ જામે જમશેદ, તા૦ ૧૬ મી ફેબરવારી ૧૮૭૮.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૪ મી ફેબરવારી ૧૮૭૮.

૬ નામદાર ગવરનરે આ બાષાણમાં કહી સંભલાવ્યું કેઃ—

"Khan Bahadoor Eduljee Pastonjee—I am certainly very glad that I am offered on opportunity of publicly thanking you on behalf of Government for faithfully serving them in the Commissariat Department for a long period of nearly 30 years. On the strong representation of the Commissary Generals of the Bombay Army, I am happy to find that the Bombay Government have recognised your valuable services by conferring on you the honorable title of "Khan Bahadoor" as a badge of distinction. Not only that, but the local Government, Government of India, and, lastly, the Supreme Government, have publicly acknowledged

કરી હતી, જેનો ખાંનબાહદુર એદલજીએ ઘટતો ઉત્તર વાલ્યો. તેમાં જણાવ્યું હતું કે "મારા છોકરાઓને પણ સરકારની તાબેદારી કેવી રીતે કરવી તેની અછી તાલીમ આપુંછું ને ઉમેદ રાખુછું કે તેઓ પણ પોતાના વખતમાં સરકારના ઇમાનદાર અને માનીતા નોકરો થવાને પછાત પડશે નહીં." એ બાદ દરબાર બરખાસ્ત થાઇ હતી, અને ખાંનબાહદુર એદલજી પોતાની નવી પાલખીમાં બીરાજી સર્વેની ખુશાલીના પોકારો વચ્ચે સરઘસના આકારમાં પોતાને મકાને સીધાર્યા હતા.[1]

તા૦ ૧૬ મી ફેબરવારી.

ડાકટરો પીરોજશાહ જમશેદજી દમણીઆ, કેખશરૂ શેરાબજી નરીમાંન, બેહરાંમજી નશરવાંનજી કોયાજી અને માણેકજી એદલજી રીપોરટરે ઇંગલાંડ મધે "ઇંડીઅન મેડીકલ સરવીસ"ની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[2]

તા૦ ૧૭ મી ફેબરવારી.

નામીચા ફ્રેંચ વિદ્વાંન પ્રોફેસર જેમસ ડારમેસ્ટેટે પારસીઓમાં પાદશાહ સિકંદર વિષેની કેહતીઓનું ફ્રેંચમાં એક પુસ્તક પ્રગટ કીધું હતું.[3]

તા૦ ૧૯ મી ફેબરવારી.

મુંબઇની ધારા બાંધનારી સભામાં હાલ જે કર નાખવાના સંબંધમાં નવી ગોઠવણ—મુખ્ય કરી ધંધાદારીઓ ઉપર લાઇસંસ ટાક્ષ કવખતે અને બીનજરૂરીઆતે નાખવામાં આવેછે તેના સાંમે પ્રોટેસ્ટ કરવા તથા તે માટે પાદશાહી પાર્લામેંટને અરજી કરવાનો ઠેડાવ કરવાને મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઇ તા૦ ૩૦ મી જાનેવારીએ શેરીફ મી૦ હેમીલટન મેક્ષવેલ જોગ ૩૬ ઇંગ્રેજ, ૧૦ હિંદુ, ૨ મુસલમાંન, ૧ યાહુદી, ૧ પોરટુગીજ અને ૧૫ પારસી (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, બેહરાંમજી જીજીભાઈ, સી. એસ. આઇ; દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી માણેકજી પીટીટ, ખરશેદજી ફરદુનજી પારખ, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ, મનચેરજી નવરોજજી બનાજી, હોરમારજી અરદેશર હોરમજજી વાડીઆ, શેરાબજી ફરાંમજી પટેલ, ડોશાભાઇ નશરવાંનજી વાડીઆ, અરદેશર ફરાંમજી મુસ, માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીના, હોરમજજી નવરોજજી સકલાતવાલા, હોમજી ખરશેદજી દાદીશેઠ, જીજીભાઇ જાંહગીરજી લાંમ) ગ્રહસ્થોએ મોકલેલાં રીકવીજીશનની રૂહે આજ દીને એક જાહેર સભા મેદાંન મધેના વીલસનસ ગ્રેટ વલર્ડ સરકસના તંબુમાં મી૦ ડોનાલ્ડ ગ્રેહામનાં પ્રમુખપણાંહેઠલ ભરાઇ હતી. આ વેળાએ એ બાબદ ઉપર પાર્લામેંટપર એક અરજી જે સભાએ બાહલ રાખી હતી તે મોકલવાનો ઠેડાવ, જેને શેઠ શેરાબજી ફરાંમજી પટેલ ટેકો આપ્યો હતો, તે પસાર કરી સભા બરખાસ્ત થાઇ હતી.[4]

તા૦ ૨૦ મી ફેબરવારી.

શેઠ શેરાબજી જમશેદજી રીડરે "સર્વોપયોગી નુસખા સંગ્રહ" ને નામે કેટલાક ઘરગતુ નુસખાઓના સંગ્રહનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[5]

તા૦ ૨૧ મી ફેબરવારી.

શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીએ આજ દીને કોટ મધેની મરહુમ દાદીશેઠવાલી દરેમેહરમાં "મોહત" ઉપર એક વાએજ કરી સંભલાવી હતી. શેઠ ખરશેદજીએ સમજાવ્યું કે માણસ અશોઇથી ચાલે, બદ હવસોથી દુર રહી સચ્ચાઇ અખત્યાર કરે, અને એવાં જો સારાં કામો કરે તો, કવખતે નહીં, પણ પરવરદેગારે ઠેરવેલેજ વખતે તેનું મરણ નીપજે.[6]

તા૦ ૨૨ મી ફેબરવારી.

રોજ ૬ માહ ૬ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—બાપુજી વીકાજી મેહરજી—ઉમર વર્ષ ૭૨) શેઠ વીકાજી મેહરજીના વડા દીકરા. એઓણ પોતાની ૧૭ વર્ષની વયે પેહલવેહલા ઇ૦ સ૦ ૧૮૨૩ માં તારાપોરથી મુંબઇ આવ્યા હતા, અને પોતાના બાપ તથા કાકાની

your worth, by presenting you with a silver medal in Commemoration of Her Gracious Majesty the Empress's Proclamation at Delhi (which medal, I and my European Colleagues are happy to see on your brest to-day,) and with this richly-furnished palanquin with a handsome palanquin allowance. I will never forget the admirable way you have raised the standard of the Commissariat Department in the eyes of the public. I am very much pleased to hear several officers of this station say that you are held in high estimation by all those with whom you have come in contact as a public servant and as a private gentleman."

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૫ મી ફેબરવારી ૧૮૭૮.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૩ મી ફેબરવારી તથા જામે જમશેદ, તા૦ ૭ મી મારચ ૧૮૭૮.

૩ "J. Darmesteter, La Légende d' Alexandre chez les Parsés. Paris 1878"

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૦ મી ફેબરવારી ૧૮૭૮.

૫ "સર્વોપયોગી નૂસખા સંગ્રહ, જેની અંદર વિદ્યા, હુનર, રસાયન, વૈદક, તથા ઘરગતુ ૫૦૦ ભીષ નૂસખાઓનો સમાસ કર્યોછે. રચીને પ્રસિદ્ધ કરનાર, સોરાબજી જમશેદજી રીદર. ભાગ ૧ લો. મુંબઇ: ગણપત કૃષ્ણાજીનાં છાપાખાનાંમાં છાપ્યોછે. ઇ. સ. ૧૮૭૮."

એનો બીજો ભાગ બીજે મહીને બાહેર પડયો હતો, તે પછી બીજા ભાગો બાહેર પડયા નથી.

૬ જામે જમશેદ, તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૭૮.

"પેશતનજી મેહેરજીની કુંપની" ના વહીવટમાં પડયા હતા. ૧૮૩૨ માં તે પેહડીની એક શાખા ચીન મધે "બાપુજી વીકાજી" નાં નામથી સ્થાપી તેના વડા તરીકે એવણને ત્યાં મોકલ્યા હતા. ત્યાં એવણ એક આગેવાન વ્યાપારી તરીકે ગણાતા હતા, અને ૧૮૩૪ માં કંતાન ખાતે પેહલવેહલી સ્થાપાયલી ચેમબર ઑફ કામરસના એક અધિકારી નેમાયા હતા. ૧૮૩૫ માં એવણ મુંબઇ પાછા ફર્યા, અને તેજ શાલમાં એવણના બાવા તથા કાકાને હેદરાબાદ ખાતે જવું પડયાથી અતરેની પેહડીનો સઘળો વહીવટ એવણે ચલાવ્યો હતો. ૧૮૪૦ માં મુંબઇની સરકારે એવણને સુલેહના અમલદાર નેમી માન આપ્યું હતું. હેદરાબાદ ખાતે શેઠો વીકાજી અને પેશતનજીનો પગ પેસારો થયા પછી ૧૮૩૯ માં એવણને ત્યાં બોલાવી ઔરંગાબાદની મેહશુલનો વહીવટ કરવાને મુનેદારીનો ઓહદો આપ્યો હતો. તે બાદ નીજામ સરકાર સાથે એમના બાપ કાકાને હીસાબનો વાંધો પડયાથી તેને લગતાં કામકાજો કરવા તથા હીસાબ તપાસવાને માટે એવણે હેદરાબાદ ખાતે રાજધાનીમા આવી ઘણાક દીવસો સુધી નીજામના દફતરદારો સાથે બેશીને સઘળો હીસાબ મુકરર કરાવ્યો હતો. ૧૮૫૩ માં નીજામ સરકારના માનવંત દીવાન સર સાલરજંગની સેફારશથી એમને શુરાપોર જીલ્લાના તાલુકદાર નેમ્યા હતા. અને ત્યાં ફીરસદ મલને જંગલ જેવાં ઠેકાણાં ઓપર એવણે ૧૮૫૫ માં પોતાના બાપ કાકા તથા કુટુંબની થાયલી ચરતી તથા પડતીનો અહેવાલ ખુદ પોતાને હાથદસખતે "ચહડતી અને પડતી દશા. વીકાજી મેહેરજી અને પેશતનજી મેહેરજી શીતારપોરવાલાનાં જનમારાનો હેવાલ. ગરીબીમાંથી તવંગર થાઆ અને તવંગરીથી પાછા એવા ખરખાદ થાઆ કે તેજ અફસોસમાં જનમારો પુરો કરી પેદા કરનારની પાસે ગઆ—૧૮૫૫ ઇશવી." એવાં મથાળાં હેઠળ લખ્યો હતો.[1] ઇ૦ સ૦ ૧૮૬૧ માં નીજામ સરકારનાં આગલા વખતમાં તાબે કરેલાં કેટલાંક પ્રગણાંઓ ઇંગ્રેજ સરકારે નીજામે બળવાના વખતમાં બતાવેલી વફાદારીના બદલામાં તેને પાછાં સપુરદ કીધાં હતાં, તેમાંનાં નલદરગ, ધારાસી, વગેરે પ્રગણાંઓના નામદાર નીજામે એવણને વડા તાલુકદાર નેમી તેનો સર્વે વહીવટ સોંપ્યો હતો. ૧૮૭૧ માં હેદરાબાદની ફરોડગરી ઇપાને નાકેબંદીની જગાત તથા પંચોત્રીના વડા "સદર તાલુકદાર" નો ઓહદો એમને મલ્યો હતો, તે ત્રણ વર્ષ ભોગવી ૧૮૭૪ માં પેનશન લઇ ત્યારપછી બે સુનંદા બેટાઓ શેઠો મેહેરજીભાઇ તથા ખરશેદજીનાં મરણનો ગમ ખાઇ પોતે હેદરાબાદ મધેજ મરણ પામ્યા હતા.

---

તા૦ ૨૭ મી ફેબરવારી.

રોજ ૧૧ માહ ૭ (ક૦) ૧૨૪૭ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી મેહેરવાનજી ધામવાલાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૨૦૦૦) તથા વીધવા બાઇ દીનબાઇ અને બીજાં બેશીઓએ રૂ૧૫૦) મલી રૂ૨૧૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

---

તા૦ ૨૮ મી ફેબરવારી.

આએ વર્ષની ડીસ્ટ્રીકટ પલીડરની પરીક્ષામાં નીચલ ત્રણ પારસીઓ પસાર થયા હતા:—[3]

શેઠ જમશેદજી દોરાબજી ખંડાલેવાલા.

શેઠ કાવશશાહ એદલજી તારાપોરવાલા.

શેઠ હોરમજજી બહમનજી ગદેવીઆ.

---

તા૦ ૧ લી મારચ.

ઇંગલાંડ અને હિંદુસ્થાન વચ્ચેના મેલની આગબોટની ચાલમાં વધારો કરી તે એક દીવસ વેહલો કરાને ૧૬ દાહડે આવી પુગે તેમ કરવાને નામદાર માહરાંણીના પોસ્ટ માસ્ટર જનરલને એક અરજી કરવાનો ઠેરાવ કરવાને મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને અતરેના શેરીફ મી૦ હામીલ્ટન મેક્ષવેલ જોગ ૭૭ ઇંગ્રેજ, ૧૫ હિંદુ, ૬ મુસલમાન, ૨ યાહુદી, અને ૨૦ પારસી (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, બેહરામજી જીજીભાઇ, સી. એસ. આઇ; દીનશાહજી માણેકજી પીટીટ, અરદેશર હોરમજજી વાડીઆ, નશરવાનજી માણેકજી પીટીટ, ખરશેદજી ફરદુનજી પારેખ, નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, કાવશજી ખરશેદજી જમશેદજી, શોરાબજી ફરામજી પટેલ, મનચેરજી હોરમજજી કામાજી, મનચેરજી નવરોજજી બનાજી, હોમજી ખરશેદજી દાદીશેઠ, શોરાબજી પેશતનજી ફરામજી, અરદેશર ફરામજી મુસ, ડોશાભાઇ નશરવાનજી વાડીઆ, હોરમજજી અરદેશર હોરમજજી, જીજીભાઇ જહાંગીરજી સાંમ, અરદેશર બેહરામજી કાપડીઆ, ફરામજી રૂસ્તમજી વીકાજી, ડાકટર કાવશજી હોરમજજી) ગ્રહસ્થોએ કરેલાં રીકવીઝીશનની રૂએ આજ દીન એક જાહેર સભા ટાઉન હાલમાં હાનરેબલ મી૦ વાલટર સેંગનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ ઉપર મુજબની અરજીનો રજુ કરેલો ખરડો મી૦ જારજ ફોરબીસની દરખાસ્ત અને સર જમશેદજી જીજીભાઇ બારોનેટના

---

૧ એ અહેવાલ અસલ એમના હાથદસખતથી લખેલો એમના એક ભાણેજ શેઠ નવરોજજી રતનજી તારાપોરવાલા પાસે મોજુદ છે. તેમાં એક ઠેકાણે એ અજમાયશથી ચકસ્પ લખેછ કે—"મોતા જુરો દાહાડો કોઇ ઊપર લાવે નહીં. ગરીબી સંસારમાં જનમારો ગુજરે તે સમે તેવી તવંગરી થાઇ પછી પાછી ખરાબી અને ફકરી અને સંકટ ભોગવે તે કરતાં હજાર દરજજે બેહતર છે. દુનીઆની તવંગરીના લોભથી આજબી ખરાબ અને બરબાદ થાએચ. એવા લોભ ઊપર ઘણાં ઇનસાનો ખરાબીમાં આવેઆમ તે નજરે જોવામાં આવેલાછે. અફસોસ—અફસોસ અને હજર અફસોસ ચહડતી દશા શાઇને પડતી દશા સામે તે ઊપર છે."

૨ જામે જમશેદ, તા૦ ૫ મી મારચ ૧૮૭૮.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૮ મી ફેબરવારી ૧૮૭૮.

ટેકા સાથે બાહલ રાખવામાં આવ્યો, તથા શેઠ નાનાભાઇ બેહરામજી જીજીભાઇની દરખાસ્ત ઉપરથી તે હિંદુસ્થાનની સરકાર ઉપર મોકલી સેટ શેક્રેટરી સાથ તે બાબે સંદેશા ચલાવવાને અરજ કરવાને ઠેઠવ્યું હતું. શેઠ ફીરોજશાહ મેહરવાનજી મેહતા, એમ. એ.એ એ દરખાસ્તને એક સુભાખીત ભાષાણમાં ટેકો આપતાં જણાવ્યું કે પી. એંડ ઓ. કંપની કરતાં જે કંપની વધુ જડફથી મેલ લાવ લઇજઇ શકતી હોય તેને એ કંત્રાકટ આપવું, પણ મેલની જડફ તો વધારવીજ. એ બાદ સભા બરખાસ્ત થાઇ હતી.[1]

---

તા૦ ૨ જી મારચ.

અતરેની એલફીનસ્ટન કાલેજના વિદ્યાર્થીઓ તથા પ્રોફેસરોએ એક ઉઘરાણું કરી એ કાલેજનું મકાન બંધાવનાર સર કાવશજી જાંહગીરજી રેડીમની નાઇટ, સી. એસ. આઇ. ની એક સુંદર આંઇલ-પેનટીંગની તસવીર અતરેની સર જમશેદજી જીજીભાઇ સ્કુલ ઓફ આર્ટસવાલા મી૦ ગ્રીફીથસ પાસે ૩૨૦૦૦) ને ખરચે પડાવી હતી તે કાલેજનાં દીવાનખાનાંમાં ખોલી મુકવાની ક્રિઆ હાનરેબલ મી૦ જેમસ ગીબસે આજ દીને એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. સર કાવશજીએ એ બનાવની ખુશાલીમાં કાલેજનાં પુસ્તકખાનાંને માટે ખુદરતી વિદ્યાનાં વધુ પુસ્તકો ખરીદવાને ૩૧૦૦૦) ની રકમ ભેટ આપી હતી.[2]

---

તા૦ ૪ થી મારચ.

નવસારી મધે શેઠ નશરવાંનજી રતનજી તાતાએ બંધાવેલું નવું દોખમું જોવાને મુંબઇના નામદાર ગવરનર સર રીચરડ ટેમપલ આજ દીને એક ખાસ ત્રેનમાં સવાર થાઈ નવસારી ગયો હતો. તે નામદાર સવારનાં ૭ કલાકે ત્યાં પોંહચતાં તેને રેલવે સ્ટેશનપર સારો આવકાર મલ્યો હતો. તે નામદારને લુનસી કુઇની સામે દસ્તુરજીની વાડીના બંગલામાં ઉતારો આપવામાં આવ્યો હતો, જ્યાંથી સવારનાં આઠ વાગે ઘોડાપર બેશી તે દોખમું જોવાને ગયો હતો. દોખમાંમાં અંદર દાખલ થઇ તે નામદારે બધું બારીકીથી જોઇ ત્યાં હાજર થયલા દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાન, હાનરેબલ ડોશાભાઇ ફરામજી કરાકા, સી. એસ. આઇ. તથા ઇજનેર શેઠ નશરવાંનજી ચાંદાભાઇથી બધી પુછપરછ કીધી હતી. તે પછી દોખમાંની સામે બંધાયલી શેઠ દીનશાહજી માણેકજી પીટીટવાલી નવી શગડીમાં ઉપલાજ ગહરયો સાથે દાખલ થાઇ તે પણ તપાસી હતી.

સાંજના નામદાર ગવરનરના ઉતારાના બંગલામાં એક મોટો મેલાવડો થયો હતો, જ્યાં નવસારીના જરથોસ્તીઓ તરફથી આવકાર આપવાનું એક માનપત્ર એમ૦ ફરદુનજી માણેકજી કાંગા, બી. એ. એ વાંચી સંભલાવ્યું હતું, જેનો તે નામદારે લંબાનથી જવાબ આપી પારસીઓની અમલી જાહોજલાલી, કેમ્યાંનીઆન ઓલાદ વગેરેના લંબાણથી ઇસારા કરી પોતાના વડવાઓની માફક ખેતીવાડી કરવા તથા માસ્ચવટ અને નીતિથી ચાલવાના બોધ દીધા હતા. રાતનાં મેલ ત્રેનમાં તે નામદાર પાછા મુંબઇ આવવા નીકલ્યા હતા.[3]

---

તા૦ ૫ મી મારચ.

રોજ ૧૭ માહ ૬ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

શેઠ દીનશાહજી માણેકજી પીટીટે પોતાનાં માતાજી મરહુમ બાઇ હમાંબાઇ તે શેઠ માણેકજી નશરવાંનજી પીટીટનાં ધણીઆંનીની યાદગારીમાં નવસારીનાં દોખમાંઓની સામે એક શગડી બંધાવી આજ દીને ઇજાવી ખોલી મુકી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ શેઠ દીનશાહજી તરફથી એક અંજુમનપત્ર વાંચી એ શગડી જરથોસ્તીઓ માટે ધર્મખાતે આપેલી જાહેર કીધી, અને તેની મરામત તથા તેમાં આતશ અને ચેરાગ રોશન રાખવા માટે ૨૩૦૦૦) ની સરકારી નોટ નવસારીનાં ફંડોના તરસ્ટીઓને સ્વાધીન કરવાને જણાવ્યું હતું. એ બાદ નવસારીની અંજુમન તરફથી શેઠ દીનશાહજીને આપવાનું માનપત્ર દસ્તુર હોશંગજી જામાસપજીના સાહેબજાદા એમ૦ ફીરોજ દસ્તુર હોશંગ જામાસપઆશાના, એમ. એ. એ વાંચી સંભલાવ્યું, જે એક શેઆલ સાથે એનાયત કીધા બાદ તેમને બીજાઓ તરફથી શેઆલો હોરાડવામાં આવી હતી. શેઠ દીનશાહજીએ પોતા તરફથી એક શેઆલ નવસારીના વડા દસ્તુર દારાબજી માહીઆરજી મેહરજીરાણાને અને બીજી એ શગડી બાંધનાર કંત્રાકટર એમ૦ કાવશજી શેરાબજી ભેદવારને હોરાડી હતી. એ બાદ મુંબઇવાલા દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાએ "શગડી" વિષે એક વાએજ કરી સંભલાવી હતી, અને ચાશની કરી મેલાવડો બરખાસ્ત થયો હતો.

---

૩ જમે જમશેદ, તા૦ ૭ મી તથા રાસ્ત ગોફતાર, તા૦ ૧૦ મી મારચ ૧૮૭૮.

નામદાર ગવરનરની નવસારીની પધરામનીની યાદગારી માટે શેઠ નશરવાંનજી રતનજી તાતાએ ત્યાંની સર કાવશજી જાંહગીર મદરેસાનાં ફંડમાં ૩૧૦૦૦) ની સરકારી નોટ તેનાં વ્યાજમાંથી એ મદરેસાનો જે વિદ્યાર્થી દર શાલ મુંબઇની યુનીવરસીટીની માત્રીકયુલેશનની પરીક્ષામાં સર્વેથી વધારે માર્ક મેલવે તેને સર રીચરડ ટેમપલનાં નામનું એક ઇનામ આપવા માટે આપી હતી.

નામદાર ગવરનરની આગમજ એ દોખમું બંધાતું જોવાને વડોદરાના માહરાજા સીહાજીરાવ ગાયકવાડ તથા માહરાણી જમનાબાઇ પોતાના બધા રેસાલા સાથે તા૦ ૬ ઠી ડીસેમબર ૧૮૭૭ ને દીને ગયાં હતાં.

---

૧ ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૨ જી મારચ ૧૮૭૮.
૨ ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૪ થી મારચ ૧૮૭૮.

એજ દીને સાંજનાં શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીએ દોખ્માંની બાબદ ઉપર એક ભાષણ એજ જાગાપર કીધું હતું.[2]

તા૦ ૭ મી મારચ.

રોજ ૧૯ માહ ૬ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

મરણ—નવરોજજી કાવસજી દારૂખાનાંવાલા[1]—ઉમર વર્ષ ૭૭) શેઠ કાવસજી દાદાભાઇ દારૂખાનાંવાલાના બીજા દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૧૮ થી પોતાના સસરા શેઠ જીવાજી મેહરવાંનજી ગારડીનના હાથ હેઠલ અતરેનાં "આરમીકલોદીંગ" ખાતાંમાં રહયા હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૨૧ માં તેમનાં મરણ પછી ત્યાંના "ઓવરસીયર" થયા હતા. ઇ૦ સ૦ ૧૮૫૮ થી એવણે ઓહ્દો છોડી પેનશન લીધું હતું, અને પોતાને હીસાબે ત્યાંનાં કેટલાંક કંત્રાક્ટો લેતા હતા.

તા૦ ૭ મી મારચ.

નવસારી મધે આજ દીને સાંજનાં નવાં દોખ્માં આગલના માંડવમાં દસ્તુર જામાસપજી મનોચેહરજી જામાસપઆશાનાએ "વખત" ઉપર એક વાએજ કીધી હતી.

એજ વેળાએ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીએ ખુરશેદવાડીમાં ઓરતોની એક મીજલસ હજુર "રડવા કુટવાની રસમ તથા બેહસ્ત અને દોજખ" વિષે એક ભાષણ કીધું હતું.[3]

તા૦ ૭ મી મારચ.

બાઇ ગુલબાઇ માણેકજી ડાહ્યાભાઇ મામાએ પોતાના મામાના દીકરા માણેકજી લીમજી માણેકજી બનાજી ઉપર લગનનો કોલ તોડવા માટે રૂ૨૦૦૦૦) ની ડામીજની ફરીઆદી અતરેની હાઇ કોરટમાં માંડી હતી. વાદીની ઉમર ૨૧ વર્ષ તથા પરતીવાદીની ઉમર ૨૩ વર્ષની હતી. તેઓ બંધેને આજથી ૧૮ વર્ષ આગમજ તેઓની બાળવયમાં તેમનાં માબાપોએ અદરાવ્યાં હતાં. ૧૮૭૬ ના સપટેમબર માસમાં વાદીને તેણીના કેહવા મુજબ પરતીવાદીથી રહેલા હમેલથી એક છોકરીનો જન્મ થયો હતો, જે બાળક તા૦ ૨ જી જુનને દીને ૯ માસની ઉમરે મરણ પામ્યું હતું. પરતીવાદીએ આ બાળકનો ઇનકાર કરી જણાવ્યું કે તેની અદરાવાની અગાઉ તેનાં માબાપે તેની નાધલી વયમાં કીધીછે, માટે તે જો તોડે તો તેનાપર એ માટેનો કાંઇએ દાવો પારસીઓના કાયદા પ્રમાણે ચાલે નહીં. આ મુકદમો હાનરેબલ મી૦ જસટીસ બેલીની હજુરમાં ૧૭ દીવસ સાંભલવામાં આવ્યો હતો, અને તેનો ચુકાદો આજ દીને તે નામદારે કીધો કે વાદીને અવતરેલાં બાળકનો પીતા પરતીવાદી છે, એમ સાબેત થયુછે. કારજ તોડવાના એક સબબમાં તેને વાદીની માએ તે પોતાની કુખ ઉપર જનાકારીનો અપરાધ મુકયોછે તે તદન નીસાજરો તથા બેલિબોલ ખોટો છે. તેની તરફના શાક્ષીઓએ ખોટી શાક્ષી આપી ખોટા સપત ખાધાછે. તેણે વાદીની આબરૂ લુટીછે, માટે તેણીને ડામીજ અપાવવી જોઇએ. વાદી તથા પરતીવાદી બંનેની હાલત ગરીબ છે, અને તેણીએ જે ડામીજ માગીછે તે જો અપાવવામાં આવે તો ઘણું ભારી પડી જાએ, માટે પરતીવાદીએ તેણીને રૂ૩૦૦૦) ડામીજના તથા મુકદમાનો બંધે બાજુનો ખરચ આપવો.[4]

---

૧ જામે જમશેદ, તા૦ ૭ મી અને રાસ્ત ગોફતાર, તા૦ ૧૦ મી મારચ ૧૮૭૮.

એ શગડીમાં નીચે મુજબ લખી મારેલીછે:—

"પાક દાદાર હોરમજદની મદદ

"આએ શગડી શેઠ દીનશાહા માણેકજી પીતીતે
"પોતાનાં બેહસ્તનશીન માતાજી હમાંબાઇ જીજીબાઇ સુગાનાં
"પુનને શારૂં બનવાવી જરથોશતી અનજુમનને વાપરવાને
"આપીછે. રોજ ૧૭ મો સરોશ ઇજદ માહા ૬ ઠો શરેવર
"અમશાસપંદ શેનશાહી, માહ ૭ મો મેહર ઇજદ ૬ઠો
"શને ૧૨૪૭ ઇઅજદેજરદી. શવંત ૧૯૩૪ ના ફાગણ સુદ
"૧ ને વાર સોમે તા૦ ૫ મી મારચ ૧૮૭૮ ઇશવી."

૨ જામનગરના દીવાન શેઠ મેહરવાંનજી પેશતનજી દારૂખાનાંવાલા, બી.એ; એલ. એલ. બી. ના બાપના બાપા.

૩ જામે જમશેદ, તા૦ ૧૧ મી મારચ ૧૮૭૮.

એજ મુજબ શેઠ ખરશેદજીએ તા૦ ૯ મી મારચે ઓરતોની મીજલસ હજુર એક બીજું ભાષણ "માદી બાઇઓની એક બીજા તરફની ફરજ અને સંસાર સુખ કેમ હાંસલ થાયછે" એ બાબદ ઉપર દીધું હતું, જેની સેવટે બાઇ જાઇજી નસરવાનજી કોસા નામની એક જવાંન બાઇએ ઉઠી શેઠ ખરશેદજીનો ઉપકાર માન્યો અને કહયું કે "જે કામ દસ્તુરોનું છે તે તમો બજા લાવોછો. મુંબઇ વેરથી આવી તમો અતરે જે ભાષણો આપી ઓરતોની ફરજ સમજાવોછો તે માટે તમોને ઉપકાર ઘટેછે." એક બાનુ તરફનાં આ ભાષણથી મીજલસમાં અજાયબી ઉપજી હતી.

વળી શેઠ ખરશેદજીએ તા૦ ૧૦ મી મારચે સવારનાં વડી દરેમેહરમાં મોબેદોની હજુરમાં "અથોરનાંનોની ફરજ" વિષે એક ભાષણ કરી સર્વે મોબેદોને રૂ૧) આશોદાદ વેંહચી હતી. એજ દીને બપોરનાં ખુરશેદવાડીમાં નામદાર ગવરનરનાં છેલાં ભાષણનો તરજુમો કરી સંભળાવ્યો હતો, અને તેમ કરતાં જણાવ્યું કે નામદાર ગવરનરે તેમ કરવાની તેઓને ફરમાએશ કીધી હતી.

૪ જામે જમશેદ, તા૦ ૮ મી મારચ ૧૮૭૮.

આ ચુકાદાથી નારાજ થાઇ પરતીવાદી માણેકજીએ અપીલ નોંધાવી હતી. તે અપીલના સંબંધમાં પ્રથમમાં તા૦ ૧૨ મી જુલાઇ ૧૮૭૮ ને દીને બાઇ ગુલબાઇ તરફથી નામદાર જડજ હાનરેબલ મી૦ ગ્રીનને અરજ કરવામાં આવી કે આ મુકદમાનો ખરચ જે હાનરેબલ મી૦ જસટીસ બેલીએ માણેકજીને માથે નાખ્યોછે તે ટેક્ષીંગ માસ્તરે મુકરર કર્યા મુજબ રૂ૬૦૧૫)૩ નો થયોછે તે આપવાને માણેકજીમાં શક્તિ નથી, અને તે ઉપરાંત આ અપીલનો ખરચ ઘણો મોટો થશે, માટે બંધે ખરચોની ફારગતી તેની પાસે જામીનગીરી મુકાવવી. ડામીજના રૂ૩૦૦૦) જે

તા૦ ૭ મી માર્ચ.

શેઠ અરદેશર જમશેદજી દસ્તુર કામદીનનાને નામદાર સરકારે નાશકના કામચલાઉ હજુર ડેપ્યુટી કલેક્ટર નેમ્યા હતા.[1]

---

તા૦ ૮ મી માર્ચ.

રોજ ૨૦ માહ ૬ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

નવસારી મધે શેઠ નશરવાંનજી રતનજી તાતાએ પોતાનાં માતાજી મરહુમ બાઇ કુવરબાઇ તે મરહુમ શેઠ રતનજી દારાબજી તાતાનાં વીધવાની નઇમતે બંધાવેલું નવું દોખમું પરઠવાની ક્રિઆ આજ દીને ત્યાંના વડા દસ્તુર દારાબજી માહીઆરજી મેહરજીરાંણાનાં ઉપરીપણાં હેઠલ કરવામાં આવી હતી. જશનની ક્રિઆ દસ્તુરજીના કાકા દસ્તુર રુસતમજી કેકોબાદજી મેહરજીરાંણાએ માડી હતી, અને આતર વક્ષી એ૦ નવરોજજી રતનજી કુટારે કરી હતી. એ ક્રિઆ પુરી થવા બાદ શેઠ નશરવાંનજી તરફથી એક અંજુમન પંત્ર વંચાયો, જેમાં એ દોખમું નવસારીની જરથોસ્તી અંજુમનને હવાલે કરવા જોડે દોખમાંના કંપાઉંડની બાહેર ઉતર બાજુએ આવેલી પાંચ વીધા જગા જે માજી માહરાજા મહલારરાવે દોખમું બાંધવાનાં કારણસરજ આપી હતી તે પણ અંજુમનને સ્વાધીન કરી હતી. એ બાદ દસ્તુર દારાબજીએ ઉઠી નવસારીની અંજુમન તરફથી શેઠ નશરવાંનજીનો ઉપકાર માની તેમને એક માનપત્ર વાંચી સંભલાવી શેઆલ સાથે એનાયત કીધું. જે બાદ તેમને બીજા દસ્તુરો તથા શેઠીયાઓએ મલી ૧૭ શેઆલો હોરાડી હતી. શેઠ નશરવાંનજીએ પોતા તરફથી કેટલાક દસ્તુરો, ચાર દેસાઇઓ, પોતાને ત્યાંના પંથકીઓ, કારભારીઓ, માસ્તરો, ઇજનેરો તથા મીસ્ત્રીઓ વગેરેને મલી ૩૩ શેઆલો હોરાડી હતી. એ બાદ ચાશની કરી મેલાવડો બરખાસ્ત થયો હતો.

આ વેળાએ મુંબઇ તથા ગુજરાતથી ખાસ ટ્રેનો મારફતે પુષ્કળ પારસીઓ પોતાનાં કુટુંબ સહીત એ દોખમું જોવાને ગયા હતા, જેમની સંખીઆ આસરે ૧૨૦૦૦ ની હતી. લોકોના ઉતારા તથા ગાડીઓ વગેરેની સર્વે ગોઠવણો શેઠ નશરવાંનજી તરફથી સારી પ્રકારે કરવામાં આવી હતી.[2]

---

તા૦ ૯ મી માર્ચ.

રોજ ૨૧ માહ ૬ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—ડોશાભાઇ હોરમજજી ડોલાબાઉ—ઉમર વર્ષ ૭૫) શેઠ હોરમજજી શાપુરજી ડોલાબાઉના ત્રિજા દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૨૫ માં પેહલવેહલા ચીન ગયા હતા, અને પોતાના બે વડા ભાઇઓ શેઠો નવરોજજી તથા જમશેદજી સાથે તે તરફ વ્યાપાર તથા આડતનાં કામમાં પડયા હતા. ૧૮૨૫ થી તે ૧૮૫૨ સુધીના અરસામાં એવણે ચીનની ૧૮) સફરો કીધી હતી. ૧૮૫૨ માં એવણ વહીવટ બંધ કરી મુંબઇ આવ્યા હતા, અને હીયાંજ એકાંત જીંદગી ગુજારી હતી.

---

તા૦ ૧૨ મી માર્ચ.

ડાક્ટર વીલ્હેમ ગાઇગરે "ઓગમદેચા" નો પાજંદ, અવસ્તા અને સંસકરૂતમાં તરજુમો તથા ફરહંગ સાથનું એક પુસ્તક જરમન ભાષામાં બનાવી પ્રગટ કીધું હતું.[3]

---

તા૦ ૧૪ મી માર્ચ.

શેઠ દોરાબજી તેહમુલજી કાપડીઆને નામદાર સરકારે રતનાગીરી જીલ્લાનાં વીંગોરલાના સબારડીનેટ જડજ નેમ્યો હતા.

અંકલેસરના મામલતદાર શેઠ દીનશાહ જમશેદજી દસ્તુર કામદીનનાને નામદાર સરકારે ભરૂચ જીલ્લાના ત્રિજા વર્ગના માજીસ્ટ્રેટની સત્તા આપી હતી.

---

નામદાર જડજે અપાવ્યાછે તે માટેની કાંઇ જામીનગીરી તેણી માગતી નથી. તેણીને જો રૂ૧) ની ડામીજ અપાવતે તો બાખુંશીથી લેતે, કાંએક તેણીની આબરૂ ઉપર જે ડાઘ લગાડયોછે તે સાફ કરવા તેણી માગતી હતી. નામદાર જડજે ઠરાવ્યું જે આજસુધી એવો દાખલો બનયો નથી, માટે તે જામીનગીરી મુકાવી શકતો નથી. એ બાદ અપીલ નામદાર ચીફ-જસટીસ હાનરેબલ મી૦ વેસ્ટરાપ અને સર ચારલસ સારજંટની હજુરમાં તા૦ ૨૨ મી આગસટ ૧૮૭૮ ને દીને નીકલી હતી, જેની તકરાર ત્રણ દીવસ સુધી સાંભલ્યા બાદ તે નામદારોએ ઠરાવ્યું કે નીચલી કોરટમાં ચાલેલો મુકદમો બધી ગુલબાઇની તરફેણમાં જાયછે, પણ નામદાર જડજે અપાવેલી ડામીજની રૂ૩૦૦૦) ની રકમ માણેકજીની ગરીબ હાલત તરફ જોતાં વધારે છે, માટે તે ઘટાડી રૂ૧૦૦૦) ની કીધી, અને ખરચ જેમ કુલ કુલો વચ્ચે ટેક્ષ કરવામાં આવે તે આપવાનો હોકમ કીધો હતો. એ બાદ ત્રણ મહીને એટલે તા૦ ૨૫ મી નવેમબર ૧૮૭૮ ને દીને માણેકજી ગુજરી ગયો હતો.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૭ મી માર્ચ ૧૮૭૮.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૧૦ મી માર્ચ ૧૮૭૮.

એ ક્રિઆમાં શામેલ થવાને શ્રી નવસારીની જરથોસ્તી અંજુમન તરફથી દસ્તુર દારાબજી માહીઆરજી મેહરજીરાંણાએ તેમજ શેઠ નશરવાંનજી રતનજી તાતાએ પોતાની તરફથી ત્રણ અઠવાડીઆં આગમજથી વર્ત્તમાંનપત્રોમાં જાહેરખબર છપાવી સર્વે બાસોઆંમ જરથોસ્તીઓને એલતેમાસ કીધી હતી.

એ દોખમાંના દરવાજાપર નીચલી તખ્તી મારેલીછે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો. આ દોખમું
"આ નોશારી કશબાના વતની એરવદ નોશરવાંનજી રતનજી
"તાતાએ પોતાનાં મરહુમ માતાજી કુવરબાઇનાં પુનને વાસ્તે
"બંધાવેલછે. રોજ ૨૦ મો બેહરાંમ ઇઅજદ માહ ૬ થો
"શેહરેવર અમશાશપંદ સંને ૧૨૪૭ ઇઅજદેજરદી. સંવત
"૧૯૩૪ નાં ફાગણ સુદ ૪ ને વાર શુકરે."

૩ "*Wilhelm Geiger,* Aogemadaêcâ, ein Parsentractat in Pazend, Altbaktrisch und Sanskrit herausgegeben, übersetzt, erklart und mit Glossar versehen. Erlangen 1878."

શેઠ માણેકજી નશરવાનજી નાણાંવટી, બી. એ; એલ. એલ. બી. ને નામદાર સરકારે રતનાગીરી જીલ્લાનાં માલવાન ગામના સબારડીનેટ જડજ નેમ્યા હતા.[1]

તા૦ ૧ લી આપરેલ.

નીચલા પારસી ગ્રહસ્થોને આ વર્ષમાં તેમનાં નામની આગલ લખેલાં જુદાં જુદાં મથકોની મ્યુનીસીપાલીટીના મેમબરો તરીકે નામદાર સરકારે નેમ્યા હતા:—

કુરલા——ડાકટર કુવરજી દોરાબજી મેહતા.
શેઠ પેશતનજી અરદેશર હોરમજજી વાડીઆ.
શેઠ ફરામજી દોરાબજી પાંડે.
થાંણા——શેઠ દાદાભાઇ હોરમજજી પંથકી.
શેઠ કુવરજી કાવશજી શબાવાલા.
ધાગતપુરા—શેઠ નાનાભાઇ ફરામજી મેમન.
નાશક——શેઠ અરદેશર જમશેદજી દસ્તુર કામદીનના.
કલાદગી——સરજયન બરજોરજી અરદેશર દલાલ.
માલકમપેઠ (માહબલેશર)—શેઠ કુવરજી કાવશજી હાથીખાંડ.
સુરત——શેઠ શેરાબજી એદલજી વાડીઆ.
ભરૂચ——શેઠ રૂસતમજી પાલણજી બેંકવાલા.
નડીઆદ——શેઠ દોરાબજી એદલજી ગીમી, બી. એ.
અમદાવાદ—ડાકટર રતનજી હોરમજજી.
શેઠ નવરોજજી પેશતનજી વકીલ.

તા૦ ૧૩ મી આપરેલ.

પુણાંવાલા પ્રોફેસર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાને "ખાંનબાહદુર" નો એતાબ નામદાર હિંદી સરકારે બખશયો તે બાબેની ત્યાંના જરથોસ્તીઓ તરફની મુબારકબાદીનું માનપત્ર આપવાનો એક મેલાવડો આજ દીને ત્યાંના ભવાંની પેંઠમાના શેઠ દીનશાહજી માણેકજી પીટીટના "રોઝ કટેજ" બંગલામાં શેઠ ધનજીશાહ જમશેદજી અકલેસરીઆનાં પ્રમુખપણાં હેઠલ મલ્યો હતો. આ વેળાએ દસ્તુરજીને આપવાનું ૩૦૦ પી વધુ શહીનું મુબારકબાદીનું માનપત્ર શેઠ કાવશજી દોરાબજી મેસ્ત્રી એજંટે વાંચી સંભળાવ્યું હતું, જેનો દસ્તુરજીએ ઘટતો જવાબ વાલ્યા બાદ શેઠ એદલજી જીવાજી અકલેસરીઆએ દખણ હેદરાબાદ, સીકંદરાબાદ, ખાંનદેશ, બીરાર અને સેનટરલ પ્રાવીનસના જરથોસ્તીઓ તરફથી આવેલાં માનપત્રો, શેઆલ અને ટીલ-સર દસ્તુરજીને એનાયત કીધાં, જેના દસ્તુરજીએ જવાબો ઘટતે ટેકાણે લખી મોકલવાને જણાવ્યું હતું. એ બાદ પાંન ગોલાબ લઇ મેલાવડો બરખાસ્ત થયો હતો.[2]

તા૦ ૧૭ મી આપરેલ.

પુણાંની "બઝમે રોઝે બેહરાંમ" તરફથી તેના પ્રમુખ પ્રોફેસર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાને મલેલા "ખાંનબાહદુર"'ના એતાબની મુબારકબાદીનું એક માનપત્ર આજ દીને આપવામાં આવ્યું હતું. એ માનપત્રમાં દસ્તુરજીનું નામ કેળવણીખાતાં સાથે કાયમ રાખવાની ઉમેદથી બઝમના સભાસદોએ એક ફંડ ઉભું કરી તેનું વ્યાજ મુંબઇની યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષામાં દર શાલ જે જરથોસ્તી વિદ્યાર્થી ફારસી ભાષામાં સરસ આવે તેને "ખાંનબાહદુર પ્રોફેસર હોશંગ પ્રાઇઝ"[3] આપવાનું જાહેર કીધું હતું. એ બાદ મઉના જરથોસ્તીઓ તરફથી આવેલું માનપત્ર તથા સોનાનું ઘડીઆલ એ૦ પેશતનજી નશરવાનજી માસટરે વાંચી દસ્તુરજીને એનાયત કીધું, તથા શેઠ જમશેદજી મનચેરજી ભરૂચાએ મઉના એક આગેવાન શેઠીઆ આદરજી દાદાભાઇ મશાલાવાલા તરફથી એક શેઆલજોડો, તથા ખાંનસાહેબ ફરદુનજી પેશતનજી વરીઆવાએ નીમચના જરથોસ્તીઓ તરફનું માનપત્ર અને રૂપાંનું આફરગાંનીઉં દસ્તુરજીને આ મુબારકબાદીની વધાઇમાં અર્પણ કીધાં હતાં. એ બાદ પાંનગોલાબ લઇ મેલાવડો બરખાસ્ત થયો હતો.[4]

તા૦ ૧૯ મી આપરેલ.

રોજ ૩ માહ ૮ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

દવીહર મધે કામારવાડા તરફ એક કુવો ત્યાંવાલા શેઠો હોરમજજી તથા અરદેશર દારાબજીએ પોતાના બાવા મરહુમ શેઠ દારાબજી ધનજીભાઇ દવીહરવાલાનાં પુનને માટે બંધાવી આજ દીને ખુલ્લો મુકયો હતો.[5]

તા૦ ૨૩ મી આપરેલ.

અતરેની દેશી છોકરીઓને ઇંગ્રેજી શિખાડવાની "અલેકઝાંડરા નેટીવ ગરલસ ઇંગલીશ ઇનસ્ટીટ્યુશન"ને માટે મેદાન મધે બંધાનારાં નવાં મકાનનો પાયો નાખવાની ક્રિયા મુંબઇના નામદાર ગવરનર સર રીચરડ ટેમપલે આજ દીને એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. પ્રથમમાં એ ખાતાંના હાનરરી સેક્રેટરી શેઠ મનચેરજી મેહરવાંનજી ભાવનગરીએ એ નવી ઇમારત બાબેનો રીપોર્ટ વાંચી સંભળાવ્યો, ને બાદ નામદાર ગવરનરે પાયાનો પથ્થર

---

[1] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૪ મી મારચ ૧૮૭૮.
[2] જામે જમશેદ, તા૦ ૧૯ મી આપરેલ ૧૮૭૮.
[3] એ પ્રાઇઝ ફંડ વિષે જુવો આ પુસ્તકને સફે ૬૦૪-૧૦.
[4] જામે જમશેદ, તા૦ ૨૪ મી આપરેલ ૧૮૭૮.
[5] એ કુવાપર નીચે મુજબ તક્તી મારેલી છેઃ—
"સંવત ૧૯૩૪ ચૈત્ર વદ ૪ વાર શનેઉ તા૦ ૧૯
"એપરેલ શને ૧૮૭૮ ઇશવી. આએ કુવો પારસી હોરમજજી
"તથા અરદેસર દારબજી દવીએરવાલાએ પોતાને ખરચે
"પોતાના બાવા બેહેસતી દારબજી ધનજીભાઇનાં પુનને વાશતે
"બંધાવી પુરો કરોછે સહી. પારસી રોજ ૩ માહ ૮ શા૦
"૧૨૪૭."

ગોઠવી[1] તે ખુશાલીના પોકારો વચ્ચે બરાબર મુકાએલો જાહેર કીધો, અને એક સુભાખીત ભાષણ કીધું. શેઠ માણેકજી ખરશેદજી સરાફે ઉઠી નામદાર ગવરનરનો ઉપકાર માન્યો, અને મેલાવડો બરખાસ્ત થયો હતો.[2]

તા૦ ૧ લી મેએ.

મુંબઇ સમાચારના માલેક શેઠ માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીનાએ "સુખદુખનો સાથી" નામનું દર માસની અધવચે નીકલતું એક માસીક ચોપાનયું આજ દીનથી પરવરતાવવા માડયું હતું. એ ચોપાનયાંમાં દુન્યાંનાં સુખદુખમાંથી પસાર થતાં જાણવા અને ધયાનમાં રાખવા જોગ પરચુરણ બાબતો, સાહુચેતીઓ, સલાહો, ઉપાયો અને નુસખાઓનો સંગ્રહ કરવામાં આવ્યો હતો.[3]

તા૦ ૧૦ મી મેએ.

મુંબઇની પારસી પંચાતનાં ફંડનાં તા૦ ૧૮ મી અકટોબર ૧૮૭૬ થી તે તા૦ ૫ મી નવેમબર ૧૮૭૭ સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપાખાનાંમાંથી તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે છેલા હીસાબની બાકીના ૨૬૬૬૩૧૨ાા૧૨ાા ઉપરાંત આએ આખાં વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે ૩૩૫૮૭૪૮)૧૪ ની આવક [સર જમશેદજી ત્રાનસલેશન ફંડ, ઇનસાફ તથા અરજી કરવાનું ફંડ તથા સર જમશેદજી મદરેસાનાં ફંડ ખાતાંઓ પણ આએ વર્ષથી પંચાતના હીસાબમાં ઉમેરવાથી આવક વધુ જણાયછે.] થાઇ હતી, અને ખરચ રૂપીઆ ૧૭૩૩૧૬૧ાા૮ાા થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખરીએ તરસ્ટીઓના હસ્તકમાં પંચાતના હીસાબને લગતા ૩૮૪૬૭૪૪ાા૧૮ તથા જુદાં જુદાં પડાવેલાં ખાતાંઓના[4] ૨૬૩૦૬૭૨ાા૭ મલી કુલે ૩૧૪૭૭૪૧ાા૭ાા બાકી હતા.

તા૦ ૧૫ મી મે.

પ્રોફેસર બેત્રઝનબરગરે અવસ્તાના કેટલાક બોલો અને પ્રકાર વિષે જરમન ભાષામાં એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[5]

તા૦ ૧૬ મી મે.

સુરતની ટાઉન પોલીસના ઇનસ્પેકટર શેઠ હીરજીભાઇ જીવણજી પટેલને નામદાર સરકારે ખેડાના ડીસ્ત્રીકટ પોલીસ ઇનસ્પેકટર નેમ્યા હતા.[6]

તા૦ ૧૮ મી મેએ.

નવસારીના પારસીઓમાં પાલકના હક બાબેના એક અગતના મુકદમાનો વડોદરાની વરીશટ કોરટમાં ચીફ જડજ ખાંનબાહદુર ખરશેદજી રૂસતમજી થાણેવાલાની હજુરમાં આજ દીને ચુકાદો થયો હતો. એ મુકદમાની કેફીઅત એ હતી કે નવસારીના એક પારસી શેઠ દાદાભાઇ બહમનજી દેસાઇએ ત્યાંની જીલ્લા જડજની કોરટમાં બાઇ ભીખાઇજી તે દેસાઇ તેહમુલજી જામાસપજીનાં વીધવા તથા તેમનાં બેટી બાઇ ગુલબાઇ ઉપર એવો દાવો કીધો હતો કે મારા ભાઇ

---

૧ એ પાયાના પથ્થર ઉપર નીચે મુજબ લેખ કોતરેલોછે :—

"The Foundation Stone of the
"Albert Hall"
For the Accommodation and Use of the
"Alexandra Native Girls' English Institution
was laid by
His Excellency Sir Richard Temple Bart, G. C. S. I.
Governor of Bombay
On the 23rd day of April 1878
In the Reign of Her Most Gracious and Imperial
Majesty Victoria"

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૪ મી આપરેલ ૧૮૭૮.

૩ એ ચોપાનયાંનાં ૧૮૮૭ સુધી ૧૦ પુસ્તકો છપાઇ બાહેર પડયાંછે.

૪ પંચાતનાં દફતરમાં આએ વર્ષ કાંઇ નવાં ખાતાં પાડેલાં નથી, પણ આગલાં વર્ષોનાં પડાવેલાં ૪૨) ખાતાંઓમાંથી સર જમશેદજી ત્રાનસલેશન ફંડ, ઇનસાફ તથા અરજી કરવાનું ફંડ તથા સર જમશેદજી મદરેસાનાં ખાતાંઓ કાઢી નાખી પંચાતનાં ફંડના હીસાબ સાથે આમેજ રાખ્યાંછે, જેથી જુદાં જુદાં ખાતાંઓની સંખ્યા ૩૯) ની થાઇ તેની રકમ પણ ૨૭૮૯૨૮૮ાા૧૦ાા ઉપરથી ઘટી ૨૬૩૦૬૭૨ાા૭ ની થાઇછે.

શેઠ દીનશાહજી માણેકજી પીટીટે પોતાનાં બેટી બાઇ બચુબાઇની શેહાદીની ખુશાલીમાં તા૦ ૨૫ મી સપટેમબર ૧૮૭૭ ને દીને રૂ૨૫૦૦) ની સરકારી નોટ પોતાનાં આગલ ૧૮૬૭ તથા ૧૮૭૨ માં શેહાદીની ખુશાલીમાં પડાવેલાં ખાતાંમાં ઉમેરી તેનું વ્યાજ જરથોસ્તી જંદ અવસ્તાની નિશાલોનાં ફંડ ખાતાંમાં વાપરવાને આપી હતી.

કુલે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં આએ વર્ષ નીચે મુજબ રૂ૨૫૦૦) ની નોટો વ્યાજ વાપરવાને ભેટ આવી હતીઃ—(૧) શેઠ દીનશાહજી માણેકજી પીટીટે તા૦ ૨૮ મી અકટોબર ૧૮૭૬ ને દીને પોતાના સાલા મરહુમ શેઠ મેહરવાંનજી ફરામજી પાંડેનાં પુનને સારૂં રૂ૧૦૦૦) ની નોટ. (૨) શેઠ નશરવાંનજી મેહરવાંનજી પાંડેએ તા૦ ૨ જી જુલાઇ ૧૮૭૭ ને દીને પોતાના બાવા મરહુમ શેઠ મેહરવાંનજી ફરામજી પાંડેનાં પુનને સારૂં રૂ૫૦૦) ની નોટ. (૩) શેઠો હોરમજજી તથા જમશેદજી બહમનજી વાડીઆએ તા૦ ૧૫ મી અકટોબર ૧૮૭૭ ને દીને પોતાનાં માતાજી મરહુમ બાઇ ધનબાઇજી તે મરહુમ શેઠ બહમનજી હોરમજજી વાડીઆનાં વીત્વાનાં પુનને સારૂં તેવણની પુંજીમાંથી રૂ૧૦૦૦) ની નોટ.

શેઠ અરદેશર બહમનજી કાકાએ આએ વર્ષમાં તા૦ ૧૦ મી જુલાઇ ૧૮૭૭ ને દીને પંચાતનાં જનરલ, રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં, તથા આંફતાંપાગલાં જરથોસ્તીઓની પરવરસી કરવા તથા પગાર આપવાનાં ફંડ ખાતે રૂ૨૮૦૦) રોકડા ભેટ મોકલ્યા હતા.

૫ "A. Bezzenberger, Einige avestische Wörter und Formen. Göttinger Gelehrte Anzeigen. 1878."

૬ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૬ મી મેએ ૧૮૭૮.

શેરાબજીને દેસાઇ તેહમુલજી જામાસપજીએ પાલક કીધો હતો, અને એ મારા ભાઇનો હું પાલક થયલોછું, તેથી દેસાઇ તેહમુલજીની મીલકત મને પોંહચેછે. એમ છતાં તેમનું એક ઘર તેમનાં વીધવા પરતીવાદી બાઇ ભીખાઇજીએ વેચ્યુંછે તે ઘરનો કબજો મને મલવો જોઇએ. આ મુકદમાનો ફેંસલો કરતાં જીલ્લા જડજે જણાવ્યું કે પારસીઓના કાયદામાં પાલક વીશે કાંઇ ખોલાસો નથી, માટે એ બાબે રેવાજ શો છે તે જોવો જોઇએ. રેવાજ બાબે એક જુનો દસ્તાવેજ સંવત ૧૭૩૨ (ઇ૦ સ૦ ૧૬૭૬) નો વાદીએ રજુ કર્યોછે, તે ઉપરથી માલમ પડેછે કે પરબારાને પાલક કરી આવવામાં આવતો હતો તે બંધ કરીને નવસારીની અંજુમને એવું ઠેંરવ્યું જે પાલક કરવો તે મરનારનાં વંશનો અતલગનો કરવો. એ પ્રમાણે ઠેંરાવ કરવાનો હેતુ એટલોજ માલમ પડેછે જે વંશનો પાલક થાએ તેને વારસો મલે. વારસો બીજા તરાહેતને ત્યાં જાય નહિ. એ કામમાં મરનારના સગા ભત્રિજાને પાલક કર્યા હતા, પણ તેઓને વંશના સંબંધથી વારસો આપવાનું માલમ પડેછે, ફકત પાલક થયા માટેજ તેને વારસો પાલકના હકથી અપાવ્યાનું માલમ પડતું નથી. એ દાખલા નવસારીના છે, તે સિવાય એક દાખલો સુરતનો મલેછે, પણ તે કામમાં કોરટથી ફેંસલો થયો નથી. દસ્તુરજીને લવાદી સોંપી તેઓએ કરેલો ઠેંરાવ કાયમ રાખ્યોછે. દસ્તુરજીએ ઠેંરવ્યું કે મરનારનો જે પાલક થયો હોય તેને મરનારની મીલકતમાંથી કાંઇક હીસ્સો મલે, પણ મરનારની સર્વે મીલકત તેને મલે નહીં, અને પાલકના ખરા બાપની મીલકત ઉપરથી પાલક થનાર છોકરાનો વારસો ઉડી જતો નથી. [બોરેડેલ સદર અદાલત રીપોરટ વાલમ ૧ કેસ નંબર ૭] સદર અદાલતના રેજીસ્ત્રાર મી૦ બારોડેલે કેટલાક સવાલો સુરતના પારસીઓને કરેલા તેના જવાબ ખાતરી લાએક રીતે તજવીજ કરીને મુંબઇના પારસીઓએ તા૦ ૨૧મી નવેમબર ૧૮૩૮ ને દીને એક અરજી સાથે નામદાર ગવરનર જનરલ ઉપર મોકલીઆછે તે મધેના સવાલ ૧૩ તથા ૧૮માં સાફ ખોલાસો કર્યોછે કે "મરનાર વશીહતનામું કરી જાય અને તેમાં પાલકને કાંઇ અપાવે તો તેટલુંજ પાલકને મલે. પાલકનો હક મરનારની મીલકત ઉપર બીજી રીતે નથી. મરનારની વીધવા તથા છોકરીને મરનારની મીલકત મલે, અને જો વશીહતનામું ન હોય અને પાલક સગાંવાહલાંની મંજુરીથી લેખ કરીને કર્યો હોય તો મરનારની સ્થિતી તથા મીલકત ઉપર નજર રાખીને પાલકને કાંઇ બખશેશ આપવું." પાલકે મરનારની મીલકત લીધીલીછે એવા દાખલા કદાચ હશે પણ તે વીશે તકરાર પડીને આ રાજ્ય (ગાયકવાડ) ની કોરટોએ પાલકનો વારસાનો હક કાએમ રાખ્યોછે એવા કાંઇ દાખલા મલતા નથી. મરનારની વીધવા વગેરેએ પાલકને પોતાની ખુશીથી મરનારની માલમીલકત લેવા દીધી હોય અગર આપી હોય તો તે વાત જુદી છે, તેથી કરીને સર્વે પાલકોનો હક નક્કી થયાનું કેહવાય નહિ. પારસીઓના વારસા હીસ્સા બાબેના ધારા (૧૮૬૫નો આક્ટ નંબર ૨૧) નો ખરડો કરવામાં આવ્યો તેમાં ૪૩ મી કલમ એવી હતી જે "હરેક પારસી પોતાનાં મરણ પછીની ક્રિયા કરવા સારું પોતાની હયાતીમાં પાલક મુકરર કરે અથવા તેનાં મરણ પછી ધરમપુત્ર મુકરર કરે તો આ ધારાથી તેમ કરવાને કસી હરકત નથી." એ ઉપલી કલમ ધારો પસાર કરતી વખતે (કૌનસીલે) કાહડી નાખીછે, અને તેનું કારણ એટલુંજ માલમ પડેછે કે ક્રિયા કરવા માટે પાલક અગર ધરમપુત્ર કરવા સાથ વારસા હીસ્સાને કાંઇ સંબંધ નથી. આ ઉપરથી એમ જણાયછે જે વાદીને પાલક તરીકે મરનારની મીલકતમાં કાંઇ હક પોંહચતો નથી. જો મરનારના વંશનો તે છે તેથી તેને મરનારની મીલકતમાં કાંઇ વારસો અગર હીસ્સો પોંહચતો હોય તો તે મેલવવાને તેને રસ્તો છે.

આ ચુકાદા ઉપર વાદીએ વડોદરાની વરીશટ કોરટમાં અપીલ કીધી હતી, જ્યાં તેની સુનાવણી ચાલ્યા બાદ નામદાર ચીફ જડજ ખાંનબાહદુર ખરશેદજી રૂસ્તમજી થાણાવાલાએ આજ દીને ચુકાદો આપ્યો કે "આ કામની સર્વે હકીકતનો વીચાર કરી જોતાં નીચલી કોરટે જે ઠરાવ પરતીવાદી ભીખાઇજીના લાભમાં કર્યોછે તે ખરોબર છે માટે એ ઠરાવ બાહલ રાખીને અપીલ સર્વે ખરચ સાથે રદ કર્યે છૈયે."[૧]

---

તા૦ ૨૩ મી મેએ.

મુંબઇ સરકારે ધંધા રોજગાર ઉપર નાખેલો લાઇસંસ ટાક્ષ સુરતના લોકોને અકારો લાગવાથી તેઓએ ઘટતા ઉપાયો લેવાના છોડી દઇ ગઇ તા૦ ૪—૫ આપરૂલે એક હડતાલ પાડી મોટું હુલડ કીધું હતું, પણ તે કામમાં પારસીઓ તથા મુસલમાનો શામેલ ન થવાથી મુંબઇના નામદાર ગવરનરે ખાંનબાહદુર દાવર રૂસતમજી ખુરશેદજી મોદી તથા મીર ગુલામબાબા ઉપર પત્રો લખી તેમની મારફતે તેમની કોમ એ કામમાં શામેલ ન થાઇ તેથી સંતોષ બતાવી શાબાશી આપી હતી.[૨]

---

તા૦ ૨૪ મી મેએ.

રોજ ૭ માહ ૬ (શ૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—એદલજી દારાશાહ શેઠના—ઉમર વર્ષ ૪૭) શેઠ દારાશાહ મેહરવાંનજી શેઠનાના બીજા દીકરા. એવણ જરથોસ્તી છોકરીઓની નિશાલ મંડલીની કોટ બાતેની નિશાળનાં ઇ૦ સ૦ ૧૮૫૮ માં તેની સ્થાપણાથી વડા શિક્ષક

---

૧ જામે જમશેદ, તા૦ ૨૪મી મેએ ૧૮૭૮.
૨ ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૨૩ મી મેએ ૧૮૭૮.

હતા. શિખવવાનાં કામમાં એવણે ઘણું કહરેલ હતા, અને કેટલાંક મુગાં બેહરાં બાળકોને પણ એવણે આપેલી તાલીમ તે વખતે ઘણી વખાણાતી હતી. ૧૮૬૫ ના સપટેમબર માસમાં એ ખાતાંની કારોબાર મંડલીના અધિકારીઓએ એમની ઘણી દીલસોજી ભરી નોકરી માટે એમને ૩૪૭૫) ની કીમતનું એક સોનાનું ઘડીઆલ તથા સાંકલી ધરતા લેખ સાથે ભેટ આપી હતી. તા૦ ૧ લી જુલાઇ ૧૮૭૩ થી એવણને એ ખાતાંના આસીસ્ટંટ શેક્રેટરી તથા કોટ અને મજગામની નિશાલોના ઉપરી ઠેડવ્યા હતા. એવણની યાદગારીમાં એમનાં મરણ પછી એમના દોસ્તો અને શીઓએ એક ફંડ એકઠું કરી ૩૧૫૦૦) ની રકમ તેનાં વ્યાજમાંથી દર શાલ એમનાં નામનાં ત્રણ ઇનામ મંડલી હસ્તકની ત્રણેડ નિશાલોની એકકી હુશીયાર છોકરીને આપવાને મંડલીનાં ફંડમાં આપી હતી.

---

તા૦ ૨૯ મી મેએ.

રોજ ૧૨ માહ ૯ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—અરદેશર એદલજી ચીનાઇ—ઉમર વર્ષ ૫૬) શેઠ એદલજી ભીખાજી ચીનાઇના વડા દીકરા. એવણ પ્રથમમાં મરહુમ શેઠ ખરશેદજી માણેકજી સરાફના હાથ હેઠલ તેમનાં કમીશરીએટનાં કંત્રાકટનાં કામમાં મેહતાગીરીપર રહયા હતા. ત્યાં કમીશરીએટ ખાતાનો અનુભવ મલ્યાથી પોતે કંત્રાકટો લેવા માંડયાં હતાં. ઇ૦ સ૦ ૧૮૫૫ માં બસરા ખાતે રવાંના થયલા કાફલા વખતે એવણે પેહલવેહલાં કમીશરીએટનાં કંત્રાકટો લીધાં હતાં. ૧૮૫૭ માં શેઠ નશરવાંનજી રતનજી તાતા સાથે એવણે સરકારી બોટ કંત્રાકટ લીધું હતું, અને ઉત્તર તથા દખ્ખણનાં બારાંઓ, કચ્છ, કરાંચી, એડન, જંગબાર વગેરે મથકો ખાતે દેશી બારકસો મારફતે માલ મોકલતા હતા. ઇ૦ સ૦ ૧૮૬૨ ના આગશટ માસમાં અતરેની બોમ્બે સ્ટીમ નેવીગેશન કુંપનીમાં માલની ચોરી, કંત્રાકટરોની લુચ્ચાઇ, હીસાબની ઘાલમેલ, વગેરેનું કેટલુંક ભોપાલું એવણે શોધી કાઢી ભાગીદારો હજુર મેલ્યું હતું, જેથી તે વખતે ઘણા વખણાયા હતા. શેર સતાના વખતમાં કેટલીક જાઇંટ સ્ટાક કંપનીઓના એવણ ડાએરેકટર તથા લીકવીડેટર થયા હતા. એ પછી શેઠ બરજોરજી રુસતમજી મોદી સાથે ભાગમાં "એ. બી. મોદી એંડ કુંપની" નાં નામથી ચીનનો વ્યાપાર કરવા સારૂં પેહડી ઉઘાડી હતી, અને તે મધેથી તા૦ ૧૭ મી નવેમબર ૧૮૭૩ ને દીનથી પોતાનો ભાગ છોડવ્યો હતો. જાહેર કામોમાં એવણ પોતાના વખતમાં ઠીક ભાગ લેતા હતા.

---

તા૦ ૩૦ મી મેએ.

સરજયન હોરમજજી દાદાભાઇ મસાંનીને નામદાર સરકારે ભરૂચના કામચલાઉ સીવીલ સરજયન નેમ્યા હતા.[1]

---

તા૦ ૧ લી જુન.

ડાકટર એદલજી માણેકજી દામલાએ લંડન મધે એલ. એમ. એંડ એસ. ની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[2]

---

તા૦ ૧ લી જુન.

રોજ ૧૫ માહ ૯ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

**મરણ**—માણેકજી કાવશજી એંટી—ઉમર વર્ષ ૩૮) સુરતવાલા શેઠ કાવશજી બરજોરજી એંટીના નાહના દીકરા. એવણે સુરત મધે કેળવણી લીધી હતી, અને પ્રથમ મુંબઇ આવી બોમ્બે ગેઝેટ પત્રમાં આસીસ્ટંટ રહયા હતા. ૧૮૬૧માં પાછા સુરત ગયા, અને એ દરમેઆંન ત્યાંની જરથોસ્તી ફારસી મદરેસાના હાનરરી શેક્રેટરી થયા હતા. ૧૮૬૨ના મારચ માસમાં એવણને સુરતની અદાલતમાં એક આસેસર તરીકે બોલાવી જડજ મી૦ વારડને જોડાં કાઢવાની ફરજ પાડવાથી એવણ તેની સામે થયા, અને એ ખાંસડાંનાં માન બાબે જીકર ઉઠાવી છેક નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅર સુધી માયાકુલ દાખલા દલીલો સાથે અરજી કીધી હતી. એ પછી એવણ સરકારી નોકરીમાં જોડાઇ ૧૮૬૨ના સપટેમબર માસથી ઉત્તર વિભાગની સેંટલમેંટ આફીસમાં હેડ-કલાર્ક તરીકે રહયા હતા, અને વધતાં વધતાં ૧૮૬૫માં સબ-આસીસ્ટંટ સેટલમેંટ આફીસર થયા હતા. ૧૮૬૮ના ફેબરવારી માસમાં નામદાર સરકારે એવણને પંચમાહલના અને ૧૮૬૯માં ભરૂચના અને ૧૮૭૧ માં ખાંનદેશના ડીસ્ત્રીકટ ડેપ્યુટી કલેકટર અને માજીસ્ત્રેટ નેમ્યા હતા. ૧૮૭૩ના આગશટ માસમાં એવણને સુરતમાં સીટી સરવે એંડ એનકવાએરીનાં કામ ઉપર ખાસ નેમ્યા હતા. તે બાદ ૧૮૭૪માં સુરતના અને ૧૮૭૬માં ખેડાના ડીસ્ત્રીકટ ડેપ્યુટી કલેકટર અને માજીસ્ત્રેટ નેમ્યા હતા. એ ઓહદા ઉપરજ એવણ અમદાવાદમાં કોલેરાથી ઉપલી જવાંન વયે મરણ પામ્યા હતા.

---

તા૦ ૨ જી જુન.

વલસાડનાં રેલવે સ્ટેશન આગલ બાઇ હીરાંબાઇ તે શેઠ ધનજીભાઇ ભુરાભાઇનાં ધણીઆંનીએ એક કુવો બંધાવી આજ દીને ધર્મ ખાતે ખોલો મુકયો હતો.[3]

---

તા૦ ૩ જી જુન.

રોજ ૧૭ માહ ૧૦ (કે૦) ૧૨૪૭ યજદેજરદી.

મુંબઇ મધે ભીંડી બજારના રસ્તાપર મરહુમ શેઠ મેહરવાંનજી માણેકજી પટેલે ઇ૦ સ૦ ૧૮૦૮ માં બંધાવેલાં

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૩૦ મી મેએ ૧૮૭૮.

૨ જામે જમશેદ, તા૦ ૧૮ મી જુન ૧૮૭૮.

૩ એ કુવાપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"હીરાંબાઇ તે ધનજીભાઇ ભુરાભાઇનાં ધણીઆંનીએ

"આ કુવો ધરમ ખાતે બંધાવેઓછે. શાલ ૧૯૩૪ નાં

"જેઠ શુદ ૧."

આદરાંનનું મકાંન ઘણું પુરાંણું થવાથી તે એવણનાં દીકરી મરહુમ બાઇ મીથીબાઇનાં દીકરી બાઇ દીનબાઇ તે શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં ધણીઆંનીએ નવેસરથી બંધાવી આજ દીને તેમાં અસલ આદરાંન તખ્તનશીન કર્યાં હતા. એ નવી ઇમારતની દર શાલ મરામત કરવા માટે શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે રૂ૩૦૦૦) ની રકમ એનાં ફંડના તરસ્ટીઓને સ્વાધીન કીધી હતી.[1]

તા૦ ૩ જી જુન.

નામદાર માહરાંણીજીના હોકમથી આજ દીને પ્રીનસ ઑફ વેલસે લંડનના સેંટ જેમસીસ પાલેસમાં ભરેલી લેવીમાં નીચલા પારસી ગ્રહસ્થોની હિંદુસ્થાંનના સ્ટેટ શેક્રેટરીએ મોલાકાત કરાવી હતી:—[2]

ડાકટર રૂસતમજી નશરવાંનજી ખોરી, શેઠ દોરાબજી ખરશેદજી શરાફ, શાપુરજી જીવાજી વાછા, દાદી માણેકજી લીમજી, ભીખાજી નવરોજજી પાલણજી.

તા૦ ૩ જી જુન.

આજ દીને સુરત મધે મરહુમ શેઠ માણેકજી કાવશજી એંટીનાં ઉઠમણાંમાં તેમના બાવા શેઠ કાવશજી બરજોરજી એંટીએ રૂ૩૫૦૦) ધર્મ ખાતે આપ્યા હતા.[3]

તા૦ ૪ થી જુન.

શેઠ નવરોજજી રૂસતમજી મોટાભાઇએ ઇંગલાંડ મધે બારીસ્ટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[4]

ડાકટર હીરાજી જાંહગીરજી ખંબાતાએ સ્કાટલંડ મધે એલ. એમ; એલ. આર. સી. પી. વગેરેની પરીક્ષાઓ ફતેહમંદીથી પસાર કીધી હતી.[5]

૧ મુંબઇ સમાચાર, તા૦ ૪ થી જુન ૧૮૭૮.
એ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલીછે:—
"પાક દાદાર હોરમજદની મદદ છે.
"આએ આતશઆદરીઆંન મરહુમ શેઠ મેહરવાંનજી "માણેકજી પટેલે રોજ ૨૨ મો ગોવાદઇજદ, માહ ૧૨ મો "અસ્પંદારમદ અમશાસપંદ શેહનશાહી સને ૧૧૭૭ યજદેજરદી, "તા૦ ૨૩ મી સપટેમબર સને ૧૮૦૮ અંગ્રેજીને દીને તખત "નશીન કર્યાં હતાં; પણ એ આતશઆદરીઆંનનું મકાન "પુરાણું થાઇ ગયાથી એવનની બેહશતન દીકરી-મીથીબાઇની "દીકરી બાઇ દીનબાઇ તે શેઠ નશરવાંનજી માણેકજી પીતી "તની ધરીઆંણીએ નવેસરથી પાછું બાંધી, અસલ આતશ "આદરીઆંન રોજ ૧૭ મો સરોસઇજદ, માહ ૯ મો "આદર ઇજદ શેહનશાહી, સને ૧૨૪૭ યજદેજરદી, તા૦ "૩ જી જુન સને ૧૮૭૮ અંગ્રેજી, સંવત ૧૯૩૪ નાં જેઠ "સુદ ૨ વાર સોમેને દીને પાછાં તખતનશીન કરીઆંછે."
૨ રાસ્ત ગોફતાર, તા૦ ૩૦ મી જુન ૧૮૭૮.
૩ મુંબઇ સમાચાર, તા૦ ૫ મી જુન ૧૮૭૮.
૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૭ મી જુન ૧૮૭૮.
૫ રાસ્ત ગોફતાર, તા૦ ૨૫ મી આગસ્ટ ૧૮૭૮.

તા૦ ૬ થી જુન.

રોજ ૨૦ માહ ૯ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

આજ દીને પુણાં મધે મરહુમ શેઠ શોરાબજી રતનજી પટેલનાં આદરાંનની શાલગરેહનાં જશનની મીજલસમાં ખાંનબાહદુર પ્રોફેસર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાએ "આતશના કેબલા" વિષે એક વાએજ કીધી હતી. એ વાએજમાં દસ્તુરજીએ આપણ આદમ જાતને તે દાદાર હોરમજદ તરફથી જે મોતબર બખશેશો થાઇછે, અને થાતી જાયછે, તેના બદલામાં તે સાહેબનો ઉપકાર બંદગીને રાહે વાલવા, અને તે બંદગી પવિત્ર કરેલા આતશના કેબલાની સનમુખ કરવાની નશિહત દીધી હતી.[6]

તા૦ ૬ થી જુન.

શેઠ દારાશાહ ડોશાભાઇને નામદાર સરકારે શોલાપુરના હજુર ડેપ્યુટી કલેક્ટર નેમ્યા હતા.[7]

તા૦ ૧૧ મી જુન.

રોજ ૨૫ માહ ૯ (શે૦) ૧૨૪૭ યજદેજરદી.

મરણ—ડાકટર મનચેરજી શોરાબજી ચલા—ઉમર વર્ષ ૪૮). એવણે ઈ૦ સ૦ ૧૮૫૨ ના આપરેલ માસમાં અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાંથી તબીબપણું ચલાવવાની સનદ મેલવી હતી. તે પછી સરકારી તબીબખાતાંની નોકરીમાં રહી પ્રથમમાં મેવાર પ્રગણાંનાં કોતરા ગામના તબીબ નેમાયા હતા. તે બાદ ૧૮૫૬ માં એમની બદલી માલેગાંમ ખાતે થાઇ હતી, અને તેજ શાલના જુલાઇ માસથી સરકારી નોકરી છોડી મુંબઇ આવી તબીબી ધંધો ચલાવવા માડયો હતો. અતરેની ગ્રાંટ કાલેજ મેડીકલ શોશાઇટીમાં એવણે ૧૮૫૩ થી તે ૧૮૬૨ સુધીના અરસામાં ૭ કીમતી નીબંધો વાંચ્યા હતા. એવણને ગાયણનો ઘણો શોખ હતો, અને ૧૮૭૦ માં અતરે ગાયણ ઉતેજક મંડલી સ્થાપવામાં શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજી સાથે એવણ પણ શામેલ થયા હતા, તથા પારસીઓમાં એક શોખીન ગાનાર તરીકે જાહેરમાં ગાવામાં પણ ભાગ લીધો હતો.

તા૦ ૧૩ મી જુન.

સરજાન ખરશેદજી અરદેશર દલાલને નામદાર સરકારે કલાદગીના કામચલાઉ સીવીલ સરજાન નેમ્યા હતા.[8]

તા૦ ૧૪ મી જુન.

શેઠ દોરાબજી જમશેદજી તાતાએ કેમબ્રીડજ યુનીવરસીટીની પ્રીવ્યસની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[9]

૬ જામે જમશેદ, તા૦ ૧૧ મી જુન ૧૮૭૮.
૭ મુંબઇ ગવરમેંટ ગેઝેટ, તા૦ ૬ ઠી જુન ૧૮૭૮.
૮ મુંબઇ ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૩ મી જુન ૧૮૭૮.
૯ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨ જી જુલાઇ ૧૮૭૮.

# ખુલાસો.

"પારસી પ્રકાશ"ના રચનાર મારા વાહલા ભાઇ ખાન બાહાદુર બહમનજી બેહરામજી પટેલ ગાથા ૨ જે ઉસ્તવદ (શે.) ૧૨૭૭ યઝદેજરદી, તા૦ ૯ મી સપટેમબર સને ૧૯૦૮ ઇસવીને દીને હક થયા છે. તેવણનું આ માનીતું પુસ્તક, જે પાછલ તેવણે પોતાની જીંદગીનો મોટો ભાગ રોકયો હતો, તેનાં બીજાં દફતરનો આ આહરમો અને છેલ્લો ભાગ પારસી આલમ હજુર ધરવાની દુઃખદાયક ફરજ મારે માથે આવી પડી છે.

આ અંકમાં સમાવેલી બાબદોનો મોટો ભાગ મરનારે હસ્ત લેખમાં તૈયાર કર્યો હતો. થોડીક વીગતો જે અધુરી હતી તે મેં એવણની નોંધ ઉપરથી તમામ કરી છે. આ અંકમાં ત્રણ અંક જેટલાં પાનાં સામટાં આપ્યાં છે. તેના બીજા ભાગમાં "પારસી પ્રકાશ"ના પેહલાં દફતરની માફક સાંકલીઉં આપ્યું છે, કે જેથી બીજાં દફતરમાં આપેલી કોઇ પણ બાબદ ખોલવાને વાંચનારને સગવડ પડે.

આ અંક તૈયાર કરવામાં મારા મરહુમ ભાઇના જે મીત્રોએ મને મદદ કરી છે તેઓનો ઉપકાર માનવાની રજા લઉં છું.

મારા મરહુમ ભાઈનાં પારસી પ્રકાશનાં બીજા દફતરનો આ છેલ્લો ભાગ છે. તેમાં તેવણનાં મરણ તાંકણે પારસી પ્રજાએ પારસી પત્રો મારફતે તેવણની જીંદગી માટે જે કદરશનાશીની નોંધ લીધી છે તે એક વધારા તરીકે અંકની સેવટે આપવાની રજા લેઉંછું.

દીનબાઈ બેહરામજી પટેલ.

કોટ, દાદીશેઠ હાઉસ, કાવસજી પટેલ સ્ટ્રીટ,
તા૦ ૧ લી ડીઝેમબર ૧૯૧૦.

૧૮૭૦ માં "રાગ શીક્ષક" અથવા હીંદુસ્તાની રાગનું જ્ઞાન મેળવવાનો માર્ગ એવે નામનું એક પુસ્તક પ્રગટ કીધું હતું. એવણ પોતાની એક સગીના જાહાનસી ખાતે મરણ પામેલા ભરથારનું લેણદેણ નક્કી કરવા માટે તે તરફ ગયા હતા, અને સાંજ એમનું મરણ નીપજ્યું હતું.[1]

તા૦ ૨૦ મી જુન.

રોજ ૪ માહ ૧૦ (શે૦) ૧૨૪૭ ય૦

આજ દીને મરહુમ બાઇ ગુલબાઇ તે શેઠ દીનશાહજી માણેકજી પીટીટનાં બેટી તથા શેઠ રૂસ્તમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇનાં પહેલાં ધણીઆણીનાં ઉઠમનામાં તેમના બાવા શેઠ દીનશાહજીએ રૂ. ૫૦૦૦), માતાજી બાઇ સાકરબાઇ અને છોકરાંઓએ રૂ. ૫૫૦૦), કાકા શેઠ નશરવાનજી માણેકજી પીટીટે રૂ. ૧૦૦૦), અને બપાવા સસરા શેઠ બેહરામજી જીજીભાઇ, સી. એસ. આઇ., એ રૂ. ૧૦૦૦) મલી રૂ. ૧૨૫૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૨૬ મી જુન.

રોજ ૧૦ માહ ૧૧ (ક૦) ૧૨૪૭ ય.

મરણ—શાવકશાહ સોરાબજી દાવર[3]—ઉમર વર્ષ ૩૩) શેઠ સોરાબજી રૂસ્તમજી દાવરના વડા દીકરા એવણે ઈ૦ સ૦ ૧૮૬૯ ના મારચ માસમાં અતરે ડીસ્ટ્રીકટ પલીડરની તથા ૧૮૭૦ના મારચ માસમાં હાઇ-કોરટ પલીડરની પરીક્ષાઓ પસાર કરી હતી. તે પછી સરકારી ન્યાય ખાતાંની નોકરીમાં જોડાઇ પ્રથમ પુણાં જીલ્લાનાં ખેડ ગામના, તે પછી ૧૮૭૨ના આગસ્ટ માસથી સુરત જીલ્લાનાં વાઘરા ગામના, ૧૮૭૩ ના મારચથી ભીવંડીના, અને આ ચાલુ સાલના આપરેલ માસથી થાણાના સબારડીનેટ જડજ રૂ. ૫૦) સુધીના દીવાની મુકદમાઓ ચુકવવાની સમાલ કાઝ કોરટના જડજની સતા સાથે નેમાયા હતા, પણ ત્રણ માસમાં એમનું મરણ મુંબઇ મધે નીપજયું હતું.

૧ હીંદી પંચવાળા શેઠ બરજોરજી આપ અખબાર-રના બાવા.

૨ રાસ્ત ગોફ્તાર, તા૦ ૨૩ મી જુન ૧૮૭૮.

૩ વકીલો શેઠો મેહેરવાનજી (કેખશરૂ આલપાઇ-વાલા), અરદેશર, અને જાંહગીર શાવકશાહ દાવર, તથા મરહુમ ડાકટર ફરાંમરોજ શાવક. શાહ દાવર, એલ. આર. સી. એસ., એમ. ડી., ના બાવા.

તા૦ ૨૭ મી જુન

રોજ ૧૧ માહ, ૧૧(ક૦) ૧૨૪૭ ય૦

મરણ—શાપુરજી હોરમજજી પાટક એમ. એ. એલ એલ. બી.[1]—ઉમર વર્ષ ૩૪). શેઠ હોરમસજી શાપુરજી પાટકના વડા દીકરા. એવણે ઈ. સ. ૧૮૬૫ માં મુંબઇની યુનીવરસીટીની બી. એ., ૧૮૬૭ માં એમ. એ., અને ૧૮૬૮ માં એલ. એલ. બી. ની પરીક્ષાઓ પસાર કરી હતી. ૧૮૭૦ ના આપરેલ માસમાં એઓ હાઇ-કોરટના સોલીસીટરની પરીક્ષા પસાર કરી તે ધંધામાં પડયા હતા, અને એજ સાલના અકટોબર માસથી બીજા એક સોલીસીટર શેઠ ઠાકોરદાસ આતમારામ મેહતા, બી. એ., એલ. એલ. બી. સાથે "શાપુરજી એંડ ઠાકોરદાસ" ને નામે વકીલની પેહડી કાઢી હતી. એ પેહડી ૭ા વર્ષ ચાલી તેટલામાં એવણે મોટી નામના મેલવી હતી.

તા૦ ૧ લી જુલાઇ

શેઠ ગોદરેજજી દોરાબજી પદમજી, બી. એ., ને હિંદુસ્થાનની નામદાર સરકારે મુંબઇના એકાઉંટંટ જનરલના આસીસ્ટંટ નેમ્યા હતા.[2]

તા૦ ૪ થી જુલાઇ.

શેઠ એદલજી મનજીભાઇ મોદીને નામદાર સરકારે અમદાવાદ જીલ્લાનાં બોરસદ ગામના સબારડીનેટ જડજ નેમ્યા હતા.

સરજયન બેહરાંમજી નશરવાંનજી કોયાજીને નામ-દાર સરકારે માલેગામના કામચલાઉ સીવીલ સરજયન નેમ્યા હતા.[3]

તા૦ ૫ મી જુલાઇ.

દસ્તુર બહમનજી જામાસ્પજી જામાસ્પઆશાનાને નામદાર સરકારે ખીરાર જીલ્લાને લગતાં ખાનગામના જડજ નેમ્યા હતા.[4]

તા૦ ૮ મી જુલાઇ

રોજ ૧૨ માહ ૧૦ (શે.) ૧૨૪૭ ય૦

મરણ—મનચેરજી હીરજીભાઇ રેડીમની—(ઉમર વર્ષ. ૩૮). મરહુમ શેઠ હીરજીભાઇ જાંગીરજી રેડીમનીના

૧. શેઠો ફરાંમજી, હીરજીભાઇ, અને હોરમજી શાપુરજી પાટકના બાવા.

૨ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૯ મી જુલાઇ ૧૮૭૮.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૪ થી જુલાઇ ૧૮૭૮.

૪ રાસ્ત ગોફ્તાર, તા૦ ૭ મી જુલાઇ ૧૮૭૮.

દીકરા., અને સર કાવસજી જાંગીર નાઇતના ભતરીજા. મરનાર ભોલા અને ખુશ સ્વભાવના હતા. શેર સતાના અઘયામમાં વેપારમાં એમનો પાસો અવળો પડયા પછી, જવાન વયે મરણ પામ્યા હતા. [૧]

---

તા૦ ૧૧ મી જુલાઇ.

આએ સાલની દેશી માજીસ્ત્રેટોની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતાઃ—

ત્રીજા વર્ગના માજીસ્ત્રેટ—શેઠો દાદાભાઇ દીનશાહ કરાકા, ધનજીભાઇ દોરાબજી મોદી, પેશતનજી હીરજીભાઇ અંકલેસરીઆ.

મુંબઇની પારસી ચીફ–માટરીમોનીઅલ કોરટના એક ડેલીગેટ શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઇએ ઓધ્ધો છોડવાથી નામદાર સરકારે તેમની જગાએ શેઠ કાવસજી ખરશેદજી જમશેદજીને નેમ્યા હતા.

સરજયન હોરમસજી દાદાભાઇ મસાંનીને નામદાર સરકારે થાણાના કામચલાઉ સીવીલ સરજયન નેમ્યા હતા. [૨]

---

તા૦ ૧૧ મી જુલાઇ.

હાનરેબલ શેરાબજી શાપુરજી બંગાલીએ મુંબઇનાં મ્યુનીસીપાલ કારપોરેશનને તેમની સભાનાં દીવાનખાંનાંમાં ટાંગવાને ઇંગલાંડથી મંગાવેલો એક ઘણોજ સોભીતો ઝુંડો કારપોરેશનના સુદ્રા લેખ સાથે ભેટ કીધો હતો. આ ઝુંડો આજની સભામાં પેહલવેહલો ટાંગવામાં આવ્યો હતો, અને તે માટે કારપોરેશને હાનરેબલ શેરાબજીનો ઉપકાર માનયો હતો [૩]

---

૧ શેઠ રૂસ્તમજી મંચેરજી રેડીમનીના જાવા,

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૧ મી જુલાઇ ૧૮૭૮.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૩ મી જુલાઇ ૧૮૭૮.

એ ઝુંડો હાનરેબલ શેઠ શેરાબજીએ નીચલો પત્ર લખી મ્યુનીસીપલ કમીશનર ઉપર મોકલ્યો હતો—

BOMBAY, 9th July 1878.

J. H. GRANT, Esq, c. s.

Municipal Commissioner.

Dear Sir,

I have the honour, as a citizen and member of the Corporation, to forward herewith for presentation to the City, the Banner of the Municipal Corporation of Bombay, prepared under the directions of our late Municipal Commissioner, Mr. Pedder, and just received from England. With many best wishes for the prosperity and increasing usefulness of our Municipal Corporation.—I have &c.

SORABJEE SHAPOORJEE BENGALLEE.

તા૦ ૧૧ મી જુલાઇ.

રોજ ૨૫ માહ ૧૦ (શે.) ૧૨૪૭ ય૦

નવસારી મધે મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટે ઇ૦ સ૦ ૧૮૫૩ માં બંધાવેલી શગડી પડી ભાગાથી તે એવણના ધરમનાં ફંડ મધેથી પાછી નવેસરથી બંધાવી આજ દીને એવણના વડા દીકરા મરહુમ સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટ, સી. એસ. આઇ. ની વરસીને રોજે ઇજાવી હતી.[૧]

---

તા૦ ૧૩ મી જુલાઇ

રોજ. ૨૭ માહ. ૧૧ (કં૦) ૧૨૪૭ ય૦

**મરણ**—રૂસતમજી ધનજીશાહ કપટાંન [૨]—ઉમર વર્ષ. ૬૧) ચીનના એક જાણીતા પારસી વેપારી એઓ એ· ચીન, યુરોપ તથા લગભગ અરધી દુનીયાની મુસાફરી કરી હતી. તા૦ ૧૭ મી મે ૧૮૫૨ ને દીને એવન ચીન ગયા હતા. અને હાંગકાંગથી તા૦ ૪ થી એપ્રીલ ૧૮૫૯ ને દીને નજદીક સાત વર્ષે અતરે પાછા ફર્યા હતા. અને ૧૮૬૦ ના મે મહીનામાં પાછા હાંગકાંગ ગયા હતા. ચીન ખાતેની મી૦ ફરાંમજી હોરમજીની કું૦ની પેહડીના સંબંધમાં તા૦ ૧ લી મારચ ૧૮૬૯ થી રૂસ્તમજી ધનજીશાહની કું૦ નાં નામથી વેપાર તથા આડતનું કામ અતરે શરૂ કર્યું હતું જે ફેબ્રરવારી ૧૮૭૫માં બંધ કર્યું હતું. નામદાર માહરાણીનો એલચી રાઇટ આનરેબલ અરલ ઑફ એલગીન પીકીનની દરબાગમાં જવા માટે હાંગકાંગ આવ્યો ત્યારે તા૦ ૩ જી જુલાઇ ૧૮૫૭ ને દીને પરદેશી વેપારીઓનાં એક ડેપ્યુટેશને

---

૧ આ નવી શગડીપર ઇ૦ સ૦ ૧૮૫૩ વાલી જુની શગડીપરની તખતી પાછી જડાવી તેની હેઠલ નીચલી નવી તખતી મારેલી છેઃ—

" પાક દાદાર હોરમજદની મદદ છે. "

" ઉપલી તકતી મધે જણાવેલી શગડી બીશમાર
"થઇને ભાગી ગીઆના શબબથી રાખીવજીદ અકાબર
"શાહેબ શર જમશેદજી જીજીભાઇ પેહેલા બારોનેટનાં
"ધરમનાં ફંડ મધેથી એવણ શાહેબનાં માતાજી બાઇ
"જીવણબાઇનાં પૂનને શારૂં આએ શગડી અશલ જગો
"ઉપર નવેશરથી બંધાવીને તથા એવણ શાહેબના વડા
"પૂતર મરહુમ શેઠ ખરશેદજી જમશેદજી તે શર જમશેદજી
"જીજીભાઇ બીજા બારોનેટ, શી. એશ. આઇ. ની વરશીને
"રોજે ઇજાવી ને જરતોશતી અંજુમનને વાપરવા આપી
"છે. શ્રી નોશારી રોજ ૨૫ મો માહ ૧૦ મો શેહેનશાહી
"સને ૧૨૪૭ ઇઅજદજરદી તા૦ ૧૧. મી જુલાઇ
"૧૮૭૮ ઇશવી. "

૨ મરહુમ શેઠ ધનજીશાહ તથા શેઠ હોરમજજી નવરોજી કપતાનના બાપના કાકા.

તેને મકાને જઈ તેને એક માનપતર આપ્યું હતું, તે વેળાએ પારસી વેપારીઓમાં એવંન એક હતા. "ચીનની અંજુમનનાં ફંડ" ના ૧૮૬૦ થી ૬૫ સુધી એવંન એક તરસતી હતા. પોતાના ભાઈ શેઠ દારાશા કપતાંનની સાથે મલી અતરે ઉભાં થતાં દરેક ઉધરાનામાં એવંન પોતાનો હીસો આપતા હતા. તા૦ ૧૯ મી મારચ ૧૮૭૭ ને દીને એવંને રૂ. ૧,૦૦,૦૦૦) એક લાખનું એક તરસત દીડ કીધું હતું જેમાં એવી સરત હતી કે, એવંનની હઈયાતી દરમેઆંન તેનું વ્યાજ એવંનને મલે અને એવંનની હઈયાતી બાદ તે નીચે પ્રમાણે ખરચેઃ—૧ લું મરહુમ ધનજીશાહ રતનજી કપતાન (મરનાર રૂસ્તમજીના બાવા) અને ધણીયાંણી બાઈ ધનબાઈજી (મરનાર રૂસ્તમજીનાં માતાજી) ની ઓલાદથી ઉતરી આવેલા જેઓ નાચાર અને અશકત હોય તેઓના ગુજારા માટે અને પછી ૨ જું પારસી જરથોસ્તી ધરમ પાલનાં લાચારબેચારને પગાર આપવામાં અને તેઓના મોત ખરચ લગન અને નવજોત કીયા કરવામાં. હાલ એ ફંડ રૂ. ૧,૦૦,૦૦૦) એક લાખપરથી વધી રૂપીયા એક લાખ દશ હજાર ઉપર થયું છે,

બીજું એક ફંડ ઉપલીજ સરતે એમના ભતરીજા મરહુમ શેઠ દીનશાહજી દારાશાહ કપતાનની યાદગારીમાં તેમના ધણીયાંની બાઈ માણેકબાઈએ કીધું છે. જે અસલ રૂ. ૧૫,૦૦૦) નું હતું તે હાલ વધી રૂ. ૧૬,૫૦૦) સોલ હજાર પાંચસો ઉપર ગયું છે,

---

તા૦ ૧૫ મી જુલાઈ.

શેઠ નાદરશાહ હોરમજજી સુખીઆએ ઇસપનીતિ કથાનો ફારસીમાં તરજુમો કરી તેનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[1] એ પુસ્તક મુંબઇના નામદાર ગવરનર સર રીચરડ ટેમપલને અર્પણ કરવામાં આવ્યું હતું.

---

તા૦ ૧૫ મી જુલાઈ.

મુંબઇના કદમી પારસીઓના ધહંબારની ક્રિયા કે જે અસલથી મરહુમ દાદી શેઠનાં આતશબહેરામમાં થતી હતી, તથા તેનું જમન એજ આતશબહેરામને લગતા જમવાના ઓટલાઓ ઉપર કરવામાં આવતું હતું, પણ એ ઓટલાઓ ઇ૦ સ૦ ૧૮૬૯ થી તદન બીસમાર થવાથી જમન આલબલેસ બાગમાં કરવાની ફરજ પડતી હતી. આ ઉપરથી ઘણાક કદમી પારસીઓનો વિચાર થયો કે ધહંબારની ક્રિયા તથા જમન સાથેજ અસલની માફકજ દાદી શેઠનાં આતશબહેરામમાં કરવું, અને એ ધહંબારનું ફંડ જે હાલમાં રૂ. ૧૯૩૯૭૦) નું છે, અને જેની દર વર્ષે સરેરાસ આવક રૂ. ૭૯૨૧) તથા ખરચ રૂ. ૫૪૦૭) થાય છે તથા રૂ. ૨૫૦૦) ને આસરે વધારે રહે છે, તેથી એ ફંડ મધેથી મજકુર આતશબહેરામમાંજ જમનના બે નવા ઓટલા બંધાવવા. હવે એ ધહંબાર ફંડનું ત્રસ્ટ દીડ જે ઇ૦ સ૦ ૧૮૪૮ માં કરવામાં આવ્યું છે તેમાં લખ્યા મુજબ એ પુંજીમાંથી ધહંબારની ક્રિયા તથા જમન સિવાય બીજાં કાંઇ કામો થઇ શકે નહિં. આ ઉપરથી એ બાબે હાઇ કોરટની પરવાનગી લેવાની જરૂર જણાયાથી કાયદા પ્રમાણે એ ફંડના આગલા ત્રસ્ટીઓ શેઠો મનચેરજી હોરમજજી કામાજી, મનચેરજી ફરામજી કામાજી, અને ખુરશેદજી નોશરવાનજી કામાજી ને એક બાજુના તથા હાલના ત્રસ્ટીઓ શેઠો ફરામજી નશરવાનજી પટેલ, ભીમજી માણેકજી બનાજી, બહમનજી ફરામજી કામાજી, ખરશેદજી રૂસતમજી કામાજી અને હીરજીભાઇ અરદેશર દાદીશેઠને બીજી બાજુના નામના વાદી પ્રતીવાદી ઠેડવી હાઇ કોરટનો હોકમ લેવા એક ફરીઆદી માંડી, જેની સુનાવણી આજ દીને નામદાર જસટીસ ગ્રીનની હજુરમાં નીકળી હતી, જે વેળાએ બંને બારહુની તકરાર સાંભળી તેમની સમજુતીથી એ ફંડમાંથી રૂ. ૩૦૦૦૦) ની રકમ ઉપાડી મજકુર દાદીશેઠનાં આતશબહેરામના કમ્પાઉંડમાં ધહંબાર તથા બીજાં જાહેર અને ખાનગી જમનોને માટે બે ઓટલા મજકુર ત્રસ્ટીઓ હસ્તક બંધાવવાની મંજુરીઆત આપી હતી.[1]

---

તા૦ ૧૯ મી જુલાઈ.

રોજ ૩ માહ ૧૧ (શે.) ૧૨૪૭ ય૦

**મરણ**—સર કાવસજી જાંહગીરજી રેડીમની, નાઇટ, સી. એસ. આઇ.—૧ ઉમર વર્ષ ૬૭) પારસી કોમમાં નાઇટહુડનું માન મેલવનારા બીજા શેઠીયા. એમનો જનમ તા૦ ૨૪ મી મે ૧૮૧૨ ને દીને એમના મમાવા દાદીશેઠના કાવસજી પટેલના મોહલ્લામાં આવેલાં ઘેર મધે થયો હતો. એવણે ઇંગ્રેજીની કેળવણી કોટ માહેલી સારજંત સાઇકસની શાલામાં લીધી હતી જયારે સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટ સાહેબ એમના ગોઠીયા હતા. એમનાં માતાજી બાઇ મેહરબાઇ—જેવન એવનની પછી ૧૮૮૪ માં ૯૩) વર્ષની અતી બુજરોગ વયે ગુજર્યાં છે—બહુ બાહોશ હતાં અને મરહુમ શેઠની જાહોજલાલીનો પાયો નાખવામાં તેમનો હાથબી કેહવાઇ

---

1 "A Persian Translation of Æsop's Fables. By Nadarshaw Hormusjee Sukhia. Bombay. Printed at "Hydree Press." 1878."

૧ જામે જમશેદ, તા૦ ૧૬ મી જુલાઇ ૧૮૭૮.

શકાય. તે વેળાના શેઠીયા વર્ગની વેપારી વલણને અનુસરી મરહુમને ૧૫) વર્ષની ઉમરે એક ઇંગ્રેજી પેહડીમાં તાલીમ માટે મેલ્યા હતા. પેહલવેહલા મેસરસ ડંકન ગીબ અને કંપનીમાં ગોડાઉન કીપર અને કલારકનું કામ કીધા પછી પોતાની ૨૫) વર્ષની ઉમરે તા૦ ૩૦ મી એપ્રીલ ૧૮૩૭ થી એજ મેસરસ ડંકન ગીબની કંપનીની દલાલીનું કામ માથે લીધું હતું. ૧૮૪૦ની ચીનની લડાઇ પછી ચીનનાં વેપારમાં પારસીઓએ જે દોલત મેળવી તેઓમાં મરહુમ એક હતા. તા૦ ૨૪ મી એપ્રીલ ૧૮૩૭ ને દીને સુરતમાં લાગેલી મોટી આગમાં નુકશાન પામેલાઓને આશરો આપવાને મુંબઇની માહજને જે ઉઘરાણું કરી જમશેદજી જીજીભાઇના છોકરાઓની કું૦ માં નાણું એકઠું કીધું હતું તેમાં સર કાવસજીએ રૂ. ૩૦૧) ભર્યા હતા. ૧૮૪૬ થી એમને પોતાનો સ્વતંત્ર રોજગાર ચલાવા માંડેલો જણાય છે અને એજ વર્ષમાં નામદાર સરકારે એમને સુલેહના અમલદારનું માન આપ્યું હતું. તા૦ ૧૮ મી ફેબરવારી ૧૮૫૧ ને દીને એઓએ નેટીવ ડીસપેનસરીની કમીટીના એક વધારાના મેમબર એમને નેમ્યા હતા. કોલાબા પ્રેસનો વરાળ બળથી ચાલતો પેહલો સાંચો ૧૮૫૩ માં ઉભો કીધો તેના એક ડાયરેકટર હતા. તા૦ ૫ મી આગષ્ટ ૧૮૫૩ ને દીને અતરેની સીવરી ખાતેની "સ્કુલ ઓફ ઇનડસટરી" ના સઘળા છોકરાઓને પોતાને ખરચે એકેકી નવી કપડાંની જોડ, તથા આગગાડીમાં થાણા સુધીની સેહલ કરાવી હતી. ન્યુ કનઝરવંસી આકટ ઉપર વિચાર કરવા તથા રીપોરટ કરવાને બેંચ ઓફ જસ્તીસીસની તા૦ ૧૭ મી નવેમ્બર ૧૮૫૫ ને દીને મળેલી સભામાં ૬ ઇંગ્રેજ, ૧ હીંદુ, અને ૨) પારસીની કમીટી નેમી હતી તેમાં એવન એક હતા. તા૦ ૬ ઠી સપટેમ્બર ૧૮૫૬ ને દીને સખત બીમારીમાંથી સાજા થયા તેની ખુશાલીમાં પોતે જે ચાર કંપનીઓના દલાલ હતા તે ચારે પેહડીઓનાં તમામ માણસો—યુરોપીયન આસીસ્તંતથી તે હમાલ સુધી—ને રૂ. ૧૫,૦૦૦)ની રકમ વેંહચી આપી હતી. ૧૮૫૭ ના મારચ માસમા સર કાવસજીએ સુરત મધે એક હસપીતાલ સ્થાપવા સારૂં રૂ. ૩૦,૦૦૦ ની રકમ સરકારના સવાધીનમાં આપવાની ખાહેશ જણાવી હતી. તા૦ ૬ ઠી આપરેલ ૧૮૫૭ ને દીને અતરેની મરકનતાઇલ બેંકના ભાગીદારોની સભામાં શેઠ નવરોજી ફરદુનજીએ એવી તકરાર ઉઠાવી હતી કે એ બેંક મધે ઉંચી પદવીના અને જોખમભરેલા ઓધાઓ દેશીઓને કેમ નહીં આપતા. તેની સામે કાવસજી નાહનાભાઇ દાવરે દેશીઓ માટે હલકો વીચાર જણાવ્યો હતો. શેઠ કાવસજી જાંગીરજી રેડીમનીએ એખલાએ શેઠ નવરોજીના વીચારોને ટેકો આપ્યો હતો. તા૦ ૭ મી આપરેલ ૧૮૫૯ નાં ગવરનમેંટ ગેઝેતમાં જે સખસ શેઠ કાવસજી જાંગીરજી રેડીમનીની સુરતમાં બાંધવા ધારેલી આસપીતલનો સરસ પલાંન બનાવી તા૦ ૧ લી આગષ્ટ ૧૮૫૯ સુધીમાં સરકારી ઇજનેરને હવાલે કરશે તેને રૂ. ૫૦૦) ઇનામ આપવામાં આવશે એવી જાહેર ખબર છપાઇ હતી. ૧૮૪૦ થી ૬૦ સુધીના ચીનના વેપારમાં પારસીઓએ જે ફતેહ મેલવી તે લાકડાં અને સડનાં વાહણોનો જમાનો હતો. વરાળ બળનાં વાહણોની બળવંત ઇંગ્રેજી હરીફાઇ લાર પછી હરોલમાં આવી. ૧૮૫૯ માં કોસ્તાપર ફરતી સ્તીમર માઉંટ સ્ટુઅર્ટ એલફીનસ્તનના સર કાવસજી માલેક હતા. ૧૮૬૦ માં ડાકટર બ્યુસ્તનાં કુટુંબને આશરો આપવા માટે "ફરેંડ ઓફ ઇંડીયા" એ એક ફંડ કીધું હતું, તેમાં શેઠ કાવસજીએ રૂ. ૫૦૦) ભર્યા હતા. ૧૮૬૦ માં નામદાર સરકારે એમને ઇનકમટાક્ષના કમીશનર નેમ્યા હતા. તે ઇનકમટાક્ષ કમીશનના પ્રમુખ મી૦ જેમસ ગીબસે નામદાર સરકાર અને શેહરીઓ બેઉ પક્ષને સંતોષ આપનારી એમની કુનેહ અને કારસાજીની એક ભાષાનમાં બહુ વખાન કીધી હતી. તે સેવાના બદલામાં એમને ધારાસભાના સભાસદ નેમવાની નામદાર સરકારની ખાહેશ હતી. પણ તે વખતથી એવંન દેહના દુખથી એવા સપડાઇ ગયા હતા કે પોતાની બાકીની જીંદગી જાહેર કામકાજથી અલગજ કાહરવી પડી હતી. પણ પોતાના ધંધા વેપાર અને જાહેર પરોપકારમાં સેહેજબી અલવલ આવવા દીધી હતી નહીં. તા૦ ૧૫ મી અકટોબર ૧૮૬૧ નાં જામે જમશેદમાં એવંન તરફથી નીચલી જાહેર ખબર છપાઇ છે:—

## કરીકેટની રમતના શોખીઓને શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીની તરફની ભેટ.

ચાલતા મહીનાની તા૦ ૧૨મીનાં રાશત ગોફતારમાં કરીકેટ વીશે જે જાહેર ખબર છપાઇ છે તેને લગતી એ શેઠ તરફથી વધારે સુચના થાએથી એ રમતના સોખીઓને જણાવવામાં આવે છે કે જે આબરૂવાન જુવાન ગરહસ્થો આવતી શીઆળાની મોસમમાં એ રમત રમવાને શારૂં પોત્તપોતામાં કલબો ઉભી કરશે તેમને જોઇતો શામાન એ શેઠની તરફથી નીચે શઇ કરનાર પાશેથી મલી આવશે.

તા૦ ૧૪ મી અકટોબર ૧૮૬૧.

અરદેશર ફરામજી.

જરતોશતી સ્વાનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડ વીશે શેઠ કાવસજી જાંગીરજી રેડીમનીએ પંચાતના

તરસતીઓ ઉપર એક પતર લખીઓ હતો, તે ઉપરથી તરસતીઓએ પોતાની તા૦ ૧૮ ફેબરવારી ૧૮૬૨ ને દીને મળેલી સભામાં એ ફંડ મધેથી શું શું ખરચો કરવામાં આવશે તેની એક યાદી નકી કીધી હતી, જે તા૦ ૧૪ મી મારચ ૧૮૬૨ નાં જામે જમશેદમાં છપાયલીછે. એવને તા૦ ૨૩ મી જુન ૧૮૬૩ ના જામે જમશેદમાં જાહેર ખબર આપી હતી કે પારસીના ટોલામાંથી હરેક શખસ ઇંગલાંડ જઇને બારીસતરના ધંધામાં દાખલ થઇને અતરે આવયા પછી અતરેની હાઇ કોરતમાં સપત લઇને ધંધો ચલાવે તેહવા શખસને ઇનામ તરીકે રૂ. ૫૦૦૦ની રકમ તેવણ આપશે આજથી ચાર મહીનાની મુદત સુધીમાં જો આએ ઇનામ મેલવવાને માટે કોઇબી શખસનું નામ નહીં નોધાશે તો તે મુદત પછી આ રકમ એ ઉપયોગમાંથી કાઢી નાખવામાં આવશે. શેઠ કાવસજીએ તા૦ ૩ જી જુન ૧૮૬૭ નાં જામેમાં પોતાની ખરી શહીથી એક ચરચાપત્ર લખી સુચના કીધી હતી કે મ્યુનીસીપાલ ખાતું જન ૧૨)ને સોંપવું, તેનું નામ ટાઉન કૌનસીલ રાંખવું, તેનો જાયુક સરનશીન કમીશનરને કરવો ને બાકીના ૧૧ મેમબરો સર્વે જ્ઞાતમાંથી ચુંટી કાઢવા, વગેરે. વળી ૧૮૬૫ માં પારસી ચીફ માતરીમોનીયલ કોરટના પેહલ વેહલા ડેલીગેટો નેમાયા હતા તેમાં એવન એક હતા. તા૦ ૧૪ મી જુન ૧૮૬૯ નાં બોમ્બે ગેઝેટમાં છપાવ્યું હતું કે મુંબઇનાં મ્યુનીસીપાલ ખાતાંને જે મોટું દેવું થયું છે તે ફીટાડવા માટે જો મુંબઇના લોકો પોતાની શકતી મુજબ પાંચ લાખ રૂપીયાભરે તો તેવણ પોતેબી તેમાં દશ હજાર રૂપીયા ભરવાને તઇઆર છે. ટાઇમસ ઓફ ઇંડીઆના માજી અધીપતી મી૦ રાબરટ નાઇટે ગ્રેટ બ્રીટનની પાર્લામેંટના સભાસદો જોગ એક પત્ર લખી તેમાં હીંદુસ્તાનના લાભ ઉપર પારલામેંટ કેટલું થોડું ધીઆંન આપે છે, તથા એ દેશની આબાદી બાબે કેટલી બેપરવાઇ બતાવી સામતું તેને કેવી રીતે લુટવામાં આવે છે તે સંધું લંબાનથી બતાવી આપયું હતું. આ પત્રપર સતાવાળા. ઓનું ધીઆંન ખેંચાય માટે તે એક ચોપડીના આકારમાં ઇંગલંડ ખાતે એવણે પોતાને ખરચે છપાવી ઇ૦ સ૦ ૧૮૬૯ માં વેંહચ્યું હતું.

અતરેની એલફીનસ્ટન કોલેજ માટેની કાવસજી બીલડીંગ પરેલ ખાતે પેહલી તા૦ ૨૦ મી ફેબરવારી ૧૮૭૧ ને દીને વપરાસમાં આવી ત્યારે એજ કોલેજવાળા મી૦ ડોસાભાઇ નશરવાનજી વાહડીયાએ એમનાં માનમાં એક કવીતા રચી એમને અરપણ કીધી હતી. ૧૮૭૧ ના મે.માસમાં નામદાર મહારાણીની સરકારે એમને સી. એસ. આઇ. નો ખેતાબ અને ૧૮૭૨ ના જુન મહીનામાં યુનાઇટેડ કીંગડમના નાઇટનો ખેતાબ એનાયત કીધો હતો, અને એ પ્રસીધ્ધ પારસી તે માટે ખરેજ લાયક છે, એમ તે વેળા દરેક કોમે માન્યું હતું. તે એ પરથી જણાશે કે ૨,૦૦૦ બે હજાર શેહરીઓની શહી–જેઓમાં લોર્ડ બીશપ, કાઉનસીલના મેમબરો, અને જડજો વગેરે હતા.–સાથનું એક મુબારકબાદીનું માનપત્ર એમનાં ચર્ચગેટ સ્ત્રીટનાં રેહવાનાં મકાનમાં આગેવાન ઇંગ્રેજ અને દેશી ગ્રહસ્થોએ એમની માંદગી સબબે જઇ હાથોહાથ આપ્યું હતું, અને તેજ વેળા જાહેર પ્રજાએ એકઠા કરેલા નજદીક રૂ- ૨૫,૦૦૦) ની એક રકમમાંથી એમનું એક બાહવલું ઉભું કરવા દેવાની રજા માંગી હતી. એ ઉપરાંત હીંદુસ્થાનના ઘણાક ભાગોમાંથી મુબારબાદીનાં ઘણાક માનપત્રે એમને મલયાં હતાં. ઉપલું બાહવલું "યુનીવરસીટી હોલ" ના દરવાજા આગલ આજે એમની મોટાઇ અને ભલાઇની યાદ આપતું ઉભેલું છે; એ બાહવલું તા૦ ૨૩ મી મારચ ૧૮૭૬ ને દીને ઓનરેબલ મી૦ જેમસ ગીબ્સે એક મોટા મેલાવડા સનમુખ ખોલ્લું કીધું હતું. આપણા નામદાર રાજા સાતમા એડવર્ડ જે વેળા પ્રીન્સ ઓફ વેલસ તરીકે મુંબઇની મુલાકાતે આવયા હતા ત્યારે એમને બંગલે વીઝીટે ગયા હતા; પણ માંદગીને સબબે એવણ મળી શકયા નહીં તેથી એક રૂપાનો ચાંદ, એક ચોપડી, અને પોતાની તથા નામદાર પ્રીનસેસની એક સબી સર કાવસજીપર ભેટ મોકલી હતી. એમની સખાવત નાતજાતનાં ફરક વનાની હતી તે પછવાડે આપેલી ટીપપરથી જણાશે. વળી એજ નામદાર રાજા મરણતોલ માંદગીમાંથી સાજો થયો તેની શુકરગુજારીમાં ૨૦૦) બસો પાઉંડની રકમ ઇંગલાંડનાં કોઇબી ધરમખાતાંમાં આપવાને એવને સર જયોર્જ તે વખતના ડાકટર–બર્ડવુડ ઉપર મોકલી હતી. તે પરથી તે વેળાનાં "લંડન પંચે' રમુજ કીધી હતી કે "Is Mr. Readymoney a Parsee? At any rate he is the reverse of Parsi-monious." પોતાની જીંદગીના છેલ્લાં ચાદ વર્ષો માદગીને બીછાને તેબી સખત પીડાકારીમાં કહર્યાથી એવંને કાઇ જાહેર કે રાજદવારી જીંદગીમાં નામ નહીં કાહડ્યું પણ એવંનની બોહળી સખાવતે એવંન પોતાનુ નામ અમર કરી ગયા છે. એવંને બંધાવેલી જાહેર ઇમારતોમાં પહેલી સુરતની "સર કાવસજી જાંગીર સીવીલ હાસપીતલ" છે, જે બંધાવવા માટે રૂ. ૩૦,૦૦૦) આ પવ.ની એવંને પેહલાં માંગની કરી હતી. પણ છેવટે એવંને રૂ. ૬૬,૦૦૦ સુધીનો ખરચ કરી તે સંપુરન

કરી આપી હતી. તેજ અરસામાં મુંબઇમાં ગ્રાન્ટ મેડીકલ કાલેજને લગતી "સર કાવસજી જાંગીર આંખની હાસપીતલ" બંધાવવા એવંને રૂ. ૫૦,૦૦૦) આપવા માંગ્યા' અને તે છેલ્લે રૂ. ૯૭,૧૪૩) ને ખરચે પુરી થઇ, જે બધો ખરચ એવંને આપયો હતો. એમની ઉદારતાનો ત્રીજો સ્થંભપુનાની "સર કાવસજી જાંગીર કોલેજ ઓફ સાયનસ" છે, જે માટે રૂ. ૫૦,૦૦૦) આપયા હતા. એ મકાન ૧૮૬૫ માં ખુલું મેલતાં તે વેળાના ગવરનર સર બારટલ ફ્રીયરે જાહેર કીધું હતું કે આ મકાંન માટે જેમ રૂ. ૫૦,૦૦૦) સર કાવસજીએ આપ્યા છે, તેમ તેજ વેળાએ મુંબઇમાં નાચાર યુરોપીયનોને મદદ કરનારી "સ્ત્રેંજરસ ફ્રેંડ સોસાયટી" ને એક ઇમાંરત બાંધવ એટલીજ રકમ આપવાની માંગની કીધી છે. પણ એવ નની ઘણી અગતની સખાવત એલફીનસ્તન કોલેજની ઇમારત માટે આપેલા રૂ. ૨૦૦,૦૦૦ (કે જે ઇમારતનો પાયો નાખવાની ક્રીયા તા૦ ૭ મી મારચ ૧૮૬૬ ને દીને ગવરનર સર બારટલ ફ્રીયરે કરી હતી,) અને મુંબઇના "યુનીવરસીટી હોલ" માટે આપેલા રૂ. ૧૦૦,૦૦૦ છે. એ હોલ તા૦ ૩૧ મી ડીજેમબર ૧૮૭૪ ને દીને સરકારે યુનીવરસીતીને સ્વાધીન કીધો હતો. એ મકાંનો એમની યાદગારી જાયુકની જાળવશે, પણ એમની સખાવતની એક ટીપ અતરે આપ્યા વના ચાલતું નથી [1] એ મકાનોના પાયાની તથા ઉઘાડવાની દબદબાભરી ક્રીયાઓના અને એમની જાહોજલાલીના બીજા હેવાલો આ દફતરના આગલા ભાગોમાં આવી ગયલા છે, તે સાંકળીઉં ઉકલાવાથી મલી આવશે.

તા૦ ૨૯ મી જુલાઇ ૧૮૭૭ ને દીને મરહુમ સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટ, સી. એસ. આઇ., ના મરણની નોંધ અજુમનનાં દફતરમાં દાખલ કરવા, તથા તેવણના વડા સાહેબજાદા તે નરીજા બારોનેટ સાહેબને જરથોસ્તી અંજુમનના વડા તરીકે સ્વીકારવાને અંજુમનની મોટી જાહેર સભા "આલબલેસ બાગ" માં મલી હતી ત્યાં સર કાવસજી—જેઓ જાયુકની બીમારીના સબબથી કોઇબી જાહેર કામોમાં ભાગ લઇ શકતા નહી હતા—હાજર થવાથી સર્વ જરથોસ્તીઓને મોટી ખુશાલી ઉપજી હતી, અને એવનની ગાડીના ઘોડા દરવાજાની બાહેર છોડાવી કેટલાક પારસીઓ તેને અંદર ઘસડી લાવ્યા હતા. અતરેની એલફીનસ્તન કૉલેજના વિદ્યાર્થીઓ તથા પ્રોફેસરોએ એક ઉઘરાણું કરી એમની એક સુંદર ઓઇલ પેનટીંગ તસવીર પડાવી હતી, તે કૉલેજનાં દીવાનખાનામાં ખુલ્લી મુકવાની ક્રીયા હાનરેબલ મીં૦ જેમસ ગીબસે, તા૦ ૨ જી મારચ ૧૮૭૮ ને દીને એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી.

એવન વાલકેશ્વર ખાતેના પોતાના બંગલામાં મરણ પામ્યા હતા જે વેળા જાહેર છાપાએ એમને "પૂર્વના

---

1 સર કાવસજી જાંગીર, નાઇટની સખાવતોની ટીપ.

| | | |
|---|---|---|
| ૧૮૪૬ | ડા૦ બ્રેમનરની ડીસપેનસરી હમણાની નેતીવ જેનરલ ડીસપેનસરી ... | રૂ. ૧૦૦૦ |
| ૧૮૫૦ | કામાતીપુરાની આગમાં સપડાયલાં નીરાધારો માટે ૩૭ નળીયાં સાથના ઝુપડાં બાંધવા ... ... | ૧,૨૨૫ |
| ,, | ડીસ્ત્રીકટ બેનીવોલંટ સોસાયટી ... | ૧,૦૦૦ |
| ૧૮૫૨ | બોમ્બે એસોસીએશન ... ... | ૫૦૦ |
| ,, | પેરી તેસ્તીમોનીઅલ ફંડ ... | ૧,૦૦૦ |
| ૧૮૫૩ | સ્કુલ ઓફ ઇડસ્ત્રીમાં, ઇનામ માટે | ૧,૦૨૬ |
| ૧૮૫૪ | વાંદરા ડીસપેનસરી ... ... | ૫૦૦ |
| ,, | સર જે. જે. બેનીવોલંટ ઇનસ્તીતયુશન ... ... ... | ૩,૫૦૦ |
| ૧૮૫૮ | સ્કોતીશ ફીમેલ ઓરફનેજ અને પુના ઓરફનેજને ઇમારત અને કપડાં માટે. ... ... .. | ૫,૯૭૧ |
| ૧૮૫૯ | વીકટોરીયા મ્યુજીયમ ... ... | ૨,૬૦૦ |
| ૧૮૬૧ | વાવ્ય પ્રાંતોનું દુકાળ ફંડ ... | ૧૦,૦૦૦ |
| ૧૮૬૧ } ૧૮૬૨ } | સુરતની કાવસજી જાંગીર સીવીલ હાસપીતલ ... ... | ૭૧,૯૦૨ |
| ૧૮૬૨ | માંચેસ્ટરનું દુકાળ ફંડ... ... | ૧,૦૦૦ |
| ,, | લાંકેશાયર દુકાળ નીવારન ... | ૨,૦૦૦ |
| ૧૮૬૩ | સર કાવસજી જાંગીર યુનીવરસીટી હૉલ | ૧૦૦,૦૦૦ |
| ૧૮૬૩ | પુના એનજીનીયરીંગ કૉલેજ ... | ૫૦,૦૦૦ |
| ,, | સ્ત્રેજરસ હોમ ફ્રેંડ સોસાયટી ... | ૫૦,૦૦૦ |
| ,, | રોયલ એશયાતીક સોસાયટી ને ઓરીયેંતલ વર્કસ માટે ... ... | ૫,૦૦૦ |
| ,, | યુનીવરસીટીનું સીલ ... ... | ૧,૨૦૦ |
| ,, | પોરબંદરનું પાંજરાપોલ ફંડ ... | ૨,૨૦૦ |
| ,, | અલેકજાંડરા ગર્લ્સ સ્કુલ ફંડ ... | ૫,૦૦૦ |
| ,, | સેંત જોન્સ ચર્ચ કોલાબાનો મીનારો | ૭,૫૦૦ |
| ૧૮૬૪ | રોયલ એશીયાટીક સોસાયટીને સીકકાઓ ખરીદવા માટે. | ૮,૦૦૦ |
| ,, | મદરાસના વનકરોનાં નીવારણ માટે | ૫,૦૦૦ |
| ,, | એલફીનસ્તન કોલેજને સંસ્કૃત ચોપડીઓ માટે ... ... ... | ૧,૦૦૦ |
| ,, | કલકતાનું દુકાળ ફંડ ... ... | ૫,૦૦૦ |
| ૧૮૬૫ | મુંબઇના સેલરસ હોમમાં ... | ૧,૫૦૦ |
| ,, | લંડનનાં આલબર્ત ઑરફનેજ અસાઇલમ ... ... ... | ૪,૭૫૨ |
| ૧૮૬૬ | કાવસજી જાંગીર આંખની હાસપીટલ. | ૧૧૨,૦૦૦ |
| ,, | એલફીનસ્તન કોલેજની કાવસજી જાંગીરની ઇમારત. ... ... | ૨૦૦,૦૦૦ |
| ૧૮૬૬ | કોટનાં સેંત થોમસ કેડીડ્રલનો ફુવારો | ૧૩,૭૭૭ |
| ,, | કાવસજી જાંગીર નવસારી મદરેસાને ૫) ટકાની સરકારી નોટ ... | ૧,૧૦૦ |

પીબડી " ની ઉપમા આપી બહુ ખેદ બતાવ્યો હતો. નામદાર સરકારે એક ઠરાવ બહાર પાડયો હતો જે નીચે ઉતારી લીધો છેઃ—

GENERAL DEPARTMENT,

*Bombay Castle, 19th July 1878.*

IT is with deep regret that the Governor in Council has received intelligence of the death at an early hour this morning of Sir Cawasji *Jehangir Readymoney, Kt., C. S. I.*

Remembering the munificent charities and benefactions with which Sir Cawasji's name has been connected during the past quarter of a century, the Government consider that this public recognition of his work is pre-eminently called for.

| | | |
|---|---|---|
| ૧૮૬૭ | ખેડા તાલુકાના ગામ કપડવંજમાં લાઇબ્રેરી અને મીનારો. ... | ૨,૫૦૦ |
| ,, | હીંદુસ્તાન અને ચીનની ફીનાનશીયલ એસોસીએશન ... ... | ૨૦૦,૦૦૦ |
| | નીચલાં દવાખાનાઓ નીભાવવામાં આવ્યાં:—<br>રાંદેરનું દવાખાનું ૧૮૬૨–૭૧...રૂ. ૧૨,૫૦૦<br>ગંદેવીનું દવાખાનું ૧૮૬૫–૬૮...રૂ. ૫,૫૦૦<br>નવસારીનું દવાખાનું ૧૮૬૪–૬૭...રૂ. ૪,૫૬૫<br>વલસાડનું દવાખાનું ૧૮૬૨–૭૧...રૂ. ૧૧,૫૦૦ | ૩૪,૦૬૫ |
| ,, | નીચલી નિશાળો નીભાવવા માટે :—<br>ગંદેવીની નિશાળ: ૧૮૬૪ થી ૬૯ ... રૂ. ૧૪,૦૦૦<br>ખેતવાડીની છોકરીઓની નિશાળ, ૧૮૫૦–૭૦ રૂ. ૨૨,૫૦૦<br>કાવસજી જાંગીર નવસારી મદરેસા ... રૂ. ૩૫,૦૦૦ | ૭૧,૫૦૦ |
| ,, | મુંબઇના જુદા જુદા લત્તાઓપર ફુવારાઓ બંધાવવાને રૂ. ૩૦,૦૦૦; પારસી પંચાયતનાં આંધળાંપાંગળાંના ફંડમાં; અને જુદી જુદી એસોસીએશન, લાઇબ્રેરી અને દવાખાનાઓના ફંડમાં ... ... | ૨,૧૦,૨૮૮ |
| ,, | નવસારી મદરેસામાં પાંચ ટકાની નોટ | ૫૨૯ |
| ૧૮૬૮ | પંચાયતનાં આંધળાંપાંગળાંનાં ફંડમાં | ૫૮૦ |
| ,, | ,, જ. રવાનોને અવલમંજલ પહોંચાડવાનું ફંડ ... | ૫૮૫ |
| ,, | મુંબઇ યુનીવરસીટીને લાટીન સ્કોલરશીપ માટે ... ... | ૫,૦૦૦ |
| ,, | ગ્રાન્ટ મેડીકલ કોલેજને નેચરલ હીસતરીની ચોપડીઓ ખરીદવા ... | ૨,૦૦૦ |
| ,, | બોમ્બે એસોસીએશનને ... | ૧,૦૦૦ |
| ૧૮૬૯ | લંડનની ગ્રીનટરસ પેનશન એસોસીએશનને . ... ... ... | ૧,૦૪૬ |
| ,, | પારસી પંચાયત ... ... | ૫,૦૦૦ |
| ,, | નેટીવ જેનરલ લાઇબ્રેરી... ... | ૧,૧૦૦ |
| ,, | સીંધ હેદરાબાદની દેવાનાશાળા અને બાગ ... ... ... | ૫૦,૦૦૦ |
| ૧૮૬૯ | લંડનના રીજંટ પારકમાં ફુવારો બંધાવવા ... ... ... | ૧૩,૫૪૪ |
| ,, | ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં બે સ્કોલરશીપ માટે ... ... ... | ૫,૫૧૪ |
| ,, | ઇંડયન તરફ સોસાયટી... ... | ૫,૪૦૦ |
| ,, | લાચાર ઇરાનીઓને ખાણું આપવા | ૩,૮૬૫ |
| ,, | લંડનની ઇસ્ટ ઇંડયા એસોસીએશનને | ૧,૧૧૨ |
| ,, | ફીમેલ નોરમલ સ્કુલને, સ્કોલરશીપ માટે ... ... ... | ૧,૫૦૦ |
| ,, | મુંબઇની સેંટ ઝેવીયર કોલેજનો મીનારો ... ... ... | ૫,૦૦૦ |
| ,, | સેંટ ઝેવીયર કોલેજમાં લાતીન સ્કોલરશીપ ... ... ... | ૨,૭૪૨ |
| ,, | ગ્રાંટ મેડીકલ કોલેજમાં સ્કોલરશીપ | ૨,૭૫૬ |
| ,, | કાવસજી જાંગીર નવસારી મદરેસા | ૧,૦૮૦ |
| ,, | લંડનના જુદાં જુદાં ધરમખાતાંના ફંડોમાં ... ... ... | ૨,૦૦૦ |
| ,, | ડયુક ઓફ એડીનબરોનાં આવકાર ફંડમાં ... ... ... | ૨,૦૦૦ |
| ,, | ઇચ્છાપોરનાં રવાનોનાં ફંડમાં ... | ૧,૦૮૦ |
| ૧૮૭૦ | કાવસજી જાંગીર ગંદેવી ઇગ્લીશ... સ્કુલ ... ... ... | ૩,૦૦૦ |
| ,, | ઇંડયન મેડીકલ ડીપારતમેંતને શીતલાના અખતરા માટે ... ... | ૫૪૦ |
| ,, | કાંદાવાળા મોહલ્લા રીડીંગ રૂમ ને લાઇબ્રરી ... ... ... | ૫૦૦ |
| ,, | કાવસજી જાંગીર ગંદેવી સ્કુલ અને દવાખાનું ... ... ... | ૧,૦૦૦ |
| ,, | ફ્રેંકો પ્રસીયન લડાઇના સીપાહોનું નીવારન ફંડ... ... ... | ૧૦,૭૨૬ |
| ૧૮૭૧ | કાવસજી જાંગીર ખેતવાડીની છોકરીઓની નિશાળ ... ... | ૧,૦૦૦ |
| ,, | નાચાર ઇરાનીઓનાં જજીયા ફંડમાં | ૯,૯૭૫ |
| ,, | ઇરાનનું દુકાળ ફંડ. ... ... | ૧,૦૦૦ |
| ,, | ઇચ્છાપોરનું જનરલ ફંડ ... | ૫૦૦ |
| ,, | કાવસજી જાંગીર ગંદેવી સ્કુલ અને દવાખાનું ... ... ... | ૫૦૦ |
| ,, | બોમ્બે ફીલ હારમોનીક સોસાયતી | ૫૦૦ |
| ,, | ઇરાનીઓનું દુકાળ ફંડ ... ... | ૫૦૧ |
| ,, | લાચાર ઇરાનીઓ માટે ચોપાતી આગળ ધરમશાળા બંધાવી. ... | ૧૫,૦૦૦ |

By his death the Government has lost one of its most loyal subjects, India a generous benefactor, and the Town and Island of Bombay one of its most upright and independent citizens.

*By Order of His Excellency the*
Honourable the Governor in Council.
N. W. RAVANSCROFT,
Chief Secretary to Government.

એમની પાયદસ્ત બહુ દબદબાથી કાહડવામાં આવી હતી, જેની હરોલમાં તે વેળાના પોલીસ કમીશનર સર ફ્રાંક સુતર ચોપાતી સુધી ચાલ્યા હતા. પારસી પંચાયતે અંજુમનની સભા બોલાવી દલગીરી અને દીલાસાના ઠરાવો પસાર કરી એમનાં માતાજી અને વારેસ દીકરા પર મોકલી આપ્યા હતા. એવંને પોતાના વસીહતનામામાં પોતાના અંગત નોકરોને વરસાંન અને ઉંચકાઓ આપ્યા હતા.[૨]

એ ઉપરાંત એમની ખાનગી સખાવતનો આંકડો નજદીક ૩,૦૦,૦૦૦ નો અંકાય છે. સગાં સ્નેહીઓમાં એમની આપ લે બહુ બોહલી હતી. [૩]

---

તા० ૨૧ મી જુલાઈ-

આજ દીને મરહુમ સર કાવસજી જાંહગીરજી રેડીમની, નાઈટ, સી. એસ. આઈ. નાં ઉઠમણાંની ક્રિયા મરહુમ શેઠ દાદીભાઈ નોશરવાંનજીવાલાં આતશબેહરાંમમાં થઈ હતી, જે વેળાએ તેમના પાલક બેટા શેઠ જાંહગીરજી કાવશજી રેડીમનીએ રૂ. ૭૬૦૦) મરનારની નઈઅતે ધર્મ ખાતે આપ્યા હતા. ઉઠમણાંની સેવટે દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ ઉઠી મરહુમ

| | | |
|---|---|---|
| ૧૮૭૧ | પ્રીન્સ ઓફ્ વેલ્સ સાજા થયા તેની ખુશાલીમાં લંડનના ધરમખાતાંઓમાં વેંહચવા મોકલ્યા ... | ૨,૦૪૮ |
| ૧૮૭૨ | ડા० લીવીંગ્સ્ટનની શોધ માટેનું ફંડ સર જયોરજ બરડવુડ મારફતે ... | ૧,૦૨૬ |
| ,, | સેલરોની જયાફત ફંડ ... ... | ૧,૦૦૦ |
| ,, | અલેકજાંડરા ગર્લ્સ સ્કુલમાં "નોર્થબ્રુક પ્રાઈઝ" ... | ૫૦૦ |
| ,, | સર સેમોર ફીતઝરાલ્ડ મેમોરીયલ ફંડ ... ... ... | ૫૦૦ |
| ,, | રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ મેમોરીયલ ફંડ ... ... ... | ૧,૪૦૦ |
| ,, | પ્રોતેસ્તંત ઇનસ્તીતયુશન ... | ૨,૦૦૦ |
| ,, | મેકલીન ફંડ ... ... ... | ૧,૦૦૦ |
| ,, | દાદાભાઈ નવરોજી તેસ્તીમોનીયલ ફંડ. | ૫૦૦ |
| ,, | કેથલીક ક્રીસ્ચીયન ઇનસ્તીતયુશન... | ૧,૦૦૦ |
| ,, | નવસારી મદરેસા ... ... | ૫૦૦ |
| ,, | ખાનદેશ અને નાશક નીવારન ફંડને લોર્ડ નોથબ્રુકની હીંદની પધરાંમતીનાં માનમાં ... ... | ૧,૦૦૦ |
| ૧૮૭૩ | લંડનના "શેકસપીઅરસ પ્લે ફંડ"માં | ૧,૦૫૨ |
| ૧૮૭૪ | બંગાલનાં નીવારન ફંડમાં ... | ૧,૦૦૦ |
| ,, | કાવસજી જાંગીર યુનીવરસીતી હૉલમાં ફરનીચર મુકવા મુંબઈ સરકારને ... ... ... | ૧૦,૦૦૦ |
| ,, | જોન કોનન મેમોરીયલ ફંડ ... | ૧,૦૦૦ |
| ૧૮૭૫ | ગ્રાન્ટ મેડીકલ કૉલેજ, દાયનના વર્ગ માટે ... ... | ૨,૦૪૫ |
| ,, | કાવસજી જાંગીર નવસારી મદરેસા. | ૧,૨૦૦ |
| ,, | ઓબ્રાયન ફેમોલી ફંડ ... ... | ૧,૦૦૦ |
| ,, | ફ્રોર્ટ રીડીંગ રૂમ એંડ લાઇબ્રેરી | ૧,૦૦૦ |
| ,, | ભુલેશ્વર લાઇબ્રેરી ... ... | ૫૦૦ |
| ,, | મુંબઈનાં ઇંગ્રેજોના જીમખાનાને ... | ૫૦૦ |
| ,, | માહીમના બાગ માટે, મુંબઈ મ્યુનીસીપાલીટીને ... ... ... | ૨,૫૦૦ |
| ૧૮૭૫ | અમદાવાદ સંકટ નીવારન ફંડ ... | ૧,૫૦૦ |
| ,, | પારસી પંચાયતનું દોખમા ફંડ ... | ૧,૦૦૦ |
| ,, | મુંબઈની સ્કુલ ઓફ્ આર્ટમાં ઇલીસ પ્રાઇઝ ... ... ... | ૧,૦૩૪ |
| ,, | રોયલ પોર્તસમાઉથ સેલરસ હોમ | ૫૫૬ |
| ,, | પ્રીન્સ ઓફ્ વેલ્સ રીસેપશન ફંડ | ૨,૦૦૦ |
| ૧૮૭૬ | કાવસજી જાંગીર નવસારી મદરેસા | ૧,૨૦૦ |
| ,, | મુંબઈનાં ઇંગ્રેજોનાં જીમખાનાને ફરનીચર માટે ... ... | ૧,૦૦૦ |
| ,, | પેન તાલુકામાં ફુવારો તથા હવાડો | ૩,૦૦૦ |
| ,, | ગોવાલીયા તલાવની હીરજી રેડીમનીની અગીયારી સમરાવી ... ... | ૩,૦૦૦ |
| ,, | નવસારી મદરેસા ... ... | ૧,૨૦૦ |
| ,, | દખણુ મરાઠાનું દુકાળ નીવારન ફંડ | ૨,૦૦૦ |
| ,, | વાંદરાનું ધરમનું દવાખાનું ... | ૧૦,૦૦૦ |
| ,, | મુંબઈની મ્યુનીસીપાલીટીને સીલ માટે ... ... ... | ૨,૧૯૬ |
| ,, | સર જમશેદજી જીજીભાઈ બીજા બારોનેટની યાદગારીનું ફંડ ... | ૧,૫૦૦ |
| ,, | એલફીનસ્ટન કૉલેજને સાયનટીફીક ચોપડીઓ ખરીદવા ... ... | ૪૬૧ |
| | જુમલે ... ... | ૧૪,૪૨,૭૦૬ |

૨ એમના પોતાના વારસ ન હોવાથી પોતાના ભત્રીજા જીવનજીના દીકરા જાંગીરને પોતાના દીકરા કરી લીધા હતા, જેવંન મરહુમને પગલે ચાલી સખાવતોમાં નામ કાહડ્યું છે, જેની પીછાનમાં નામદાર સરકારે એમનેથી નાઈટહુદનું પદ આપ્યા પછી ૧૯૦૮ માં બેરોનેટસી બક્ષી છે, જે એવને પોતાના મરહુમ મુરબીના નામથી સર કાવસજી જાંગીર, બેરોનેટ, કરી ધારન કીધી છે.

૩ આ ટીપ એમના દીકરા સર કાવસજી જાંગીર પહેલા બારોનેટે બાહર પાડેલા એમનાં જનમ વૃતાંતપરથી લીધી છે.

સર કાવશજીની સ્તુતી કરી તેમનું નામ જરથોસ્તી મજહબને લગતી જાહેર ક્રિઆઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે દેવાની સુચના કીધી, જેને દસ્તુર શેરાબજી રૂસતમજી મુલ્લાં ફીરોજનાએ ટેકો આપ્યો હતો [૧]

એવંનનું ઉઠમનું પુનાના જરથોસ્તીઓએ સર જમશેદજી જીજીભાઈની અગીઆરીમાં કીધું હતું જે વેળા ઘણા જરથોસ્તીઓ હાજર હતાં. [૨]

---

તા૦ ૨૪ મી જુલાઈ ૧૮૭૮.

પારસીઓમાં પોતાની વ્યાપારી પેહડીઓનાં હીસાબનાં દફતરોમાં જુદાં ખાતાં પાડી તરસ્ટ કરવાને લગતો એક અગતનો મુકદમો અતરેની હાઇ કોરટમાં નામદાર જડજ સર ચારલસ સારજંટની હજુરમાં નીકલ્યો હતો. એ મુકદમા મધે મુંબઈમાં આગલ વ્યાપાર કરતી મેસરસ ખુરશેદજી નોશરવાનજી કામાની કુંપનીના આગલા ભાગયાઓ શેઠો ખુરશેદજી નોશરવાનજી કામાજી, દોરાબજી નશરવાંનજી કામાજી, પેશતનજી નવરોજજી પોંહચા, અને રૂશતમજી ફરાંમજી મેહતા ઉપર શેઠ પીરોજશાહ કાવસજી પોંહચાએ તરસ્ટનાં નાણાં બાબે ફરીઆદી માંડી હતી. એની કેફીઅત એમ હતી કે વાદીના બાપ શેઠ કાવસજી નવરોજજી પોંહચા કે જેવણ ઉપલી કુંપનીની પેહડીમાં કામકાજ કરતા હતા તેવણ ઈ૦ સ૦ ૧૮૫૦ ના મેએ માસમાં ગુજર્યા તે વેળાએ પેહડીના ભાગયાઓનો એવો વીચાર થયો જે તેવણની જગો તેવણના ભાઇ શેઠ શાપુરજી નવરોજજી પોંહચાને આપવી અને જે કમીશન દર વર્ષે થાય તેમાંથી અરધું તેવણ લીએ અને અરધું મરહુમ શેઠ કાવશજીનાં છોકરાઓને આપવું, અને એ રીતનું એક ખાતું પોતાનાં દફતરમાં આ પ્રમાણે પાડયું—"ભાઇ ખરશેદજી નશરવાંનજી કાંમાની કંપની તે બેહેશતી કાવશજી નવરોજજી પોંચાજીના છોકરાઓને આપતા કીધેલા હકના તરશટીઓનું ખાતું." એ ખાતું પાડવાનો શબબ તેમાં એવો જણાવ્યો હતો જે "બેહેશતી કાવશજીની નઇએત ઇતબાર તથા હમારી પેહેડીમાં સારી મેહેનત તથા મેનીજ કીધી તેના બદલામાં તેવણના બચાંઓને ગુજરાંન તથા ખરચ શારૂં હક આપતે કીધોચ. એ નાણાં ઉપર હમારી પેહેડીનો કશો દાવો નથી પણ તે નાણું જાલવવાનો હક હમારી કમપનીનો છે." એ રીતે ઉપલાં ખાતાંમાં ૧૮૫૯ સુધી ચોકસ રકમો દર વર્ષે જમે નાખ્યા કીધી, અને ખાતું ચાલુ રાખીને દર વર્ષે તેનું વ્યાજ ચઢાવતા ગયા. ૧૮૬૩ માં ઉપલા ભાગયાઓ છુટા પડયા, અને તેઓના છોકરાઓ, ભાઇ, તથા બીજાઓને પેહડીમાં ભાગયા કીધા. ૧૮૬૭ માં પેહડીને મોટું નુકસાન થયું, અને ૧૮૭૩ માં તેઓએ માગનારાઓ સાથે પતાવટ કરી વહીવટ બંધ કીધો. આ ઉપરથી વાદી દાદ માગે છે જે હમારા તરસ્ટનાં નાણાંનો હીસાબ એ પેહેડીવાલાઓ પાસેથી લેઇને તેમાંથી અરધું નાણું મારા ભાગનું અપાવવું, અને જો હાલની પેહેડીવાલાઓ નહિં આપે તો અસલના ભાગયાઓ જે તરસ્ટીઓ છે તેઓ તે સંધું ભરી આપે. એના જવાબમાં પરતીવાદીઓ કેહ છે જે હમોએ કાંઇ મરનાર શેઠ કાવશજીનાં કુટુંબને વાસ્તે કાયદાસરનું તરસ્ટ કીધું નથી, અને હમોએ ઉપલું ખાતું પાડી આગલ જે કાંઇ આપ્યું તે ફકત ધર્મ દાખલ સિવાય બીજી રીતે આપ્યું નથી. તે કરતાં વાદીને જો પોતાનો હક લાગ્યો હોય તો પેહડી બંધ થતી વખતેજ તેને ફરીઆદી માંડી પોતાનાં નાણાંની શાન કરી લેવી હતી. એ મુકદમો કેટલાક દીવસો સુધી સાંભલ્યા બાદ નામદાર જડજ સર ચારલસ સારજંટે આજ દીને તેનો ચુકાદો આપ્યો કે ઉપલી દફતરનાં ખાતાંની નોંધ ઉપરથી જણાય છે કે કાવશજીના હકદારોને કાંઇ પણ અપાવવાનો અસલ ભાગયાઓનો વિચાર હતો, અને તેઓ તે નાણાંના ત્રસ્ટી થયલા, તથા ત્રસ્ટ પુરતું થયલું ગણાય, કાંએજે તેઓ એ ખાતુ ૧૮૬૩ ની દીવાલી વેર તેઓ ભાગયા હતા ત્યાં સુધી ખેચતા આવ્યા છે, અને જે કાંઇ એ ખાતાંમાંથી ઉપાડયું છે તે માત્ર એ ત્રસ્ટનો લાભ મેલવનારાઓને વાસ્તેજ ઉપાડયું છે. ૧૮૬૩ માં ઉપલા જુના ભાગયાઓ છુટા પડયા તે વેળાએ તેઓએ એ ત્રસ્ટ ફંડ વિષે કશી દરકાર કીધી નહીં, અને પેહડીનો વહીવટ એમનો એમ નવા ભાગયાઓને સોંપ્યો, પણ તેથી કાંઇ તેમનો જોખમ ઓછો નથી. તેઓએ એ ત્રસ્ટનાં ખાતાં વિષે બંદોબસ્ત કરી ત્રસ્ટીપણાંની ફરજ બરાબર અદા કરવી હતી. ઉપલામાંના બે પરતીવાદીઓ શેઠ દોરાબજી નશરવાનજી કામાજી ૧૮૫૧ થી ચીનમાંજ રહે છે, અને શેઠ રૂસતમજી ફરામજી મેહતા ૧૮૬૬ માં ગુજરી ગયા છે તેથી તેઓપર કાંઇ બેદરકારી અથવા ગફલતી લાગુ પડતી નથી. તેટલા માટે બાકીના હૈયાત રહેલા ભાગયા શેઠ ખરશેદજી નોશરવાંનજી કામાજી અને ગુજરી ગયલા ભાગયા શેઠ પેશતનજી નવરોજજી પોંહચાની મીલકતના વકીલાટણ બાઇ બીખાઇજીએ ૧૮૬૩ ની દીવાલી સુધી ઉપલાં ખાતાંની જે બાકી દફતરમાં બોલતી હતી તે ૧૮૬૩ પછી વાદીને જે રકમો ખરચ સારૂં આપી છે

---

૧ જામે જમશેદ, તા૦ ૨૨ મી જુલાઇ ૧૮૭૮.

૨ જામે જમશેદ, તા૦ ૨૩ મી જુલાઇ ૧૮૭૮.

તે બાદ કરી ૬ ટકાનાં વ્યાજને હીસાબે એકાઉંટંટ જનરલને સ્વાધીન કરવી, જે તે મધેથી વાદીને આ ફરી. આદી માડી તે દીવસથી યાને ૧૮ મી ડીસેમબર ૧૮૭૬ થી દર માસે રૂ. ૧૦૦ લેખે ગણીને આપે, અને બાકી જે રહે તેનાં સરકારી ૪) ટકાની લોન લીએ, અને તેનું વ્યાજ દર માસે રૂ. ૧૦૦ જેટલું ન ઉપજે તો લોન વેચીને પણ જ્યાં સુધી ચાલે ત્યાં સુધી દર માસે રૂ. ૧૦૦ આપે. બંને બાજુનો ખરચ પણ ઉપલા બે પરતીવાદીઓને માથે નાખ્યો હતો.[1]

---

તા૦ ૨૪ મી જુલાઇ.

રોજ ૮ માહ ૧૧ (શે૦) ૧૨૪૭ય૦

મરણ—પીરોજશાહ શાપુરજી કમીશરીવાલા—ઉમર વર્ષ—એવન સુરતના રહેવાસી હતા, અને ૧૮૬૦ ના દાહેકામાં તે તરફના દરેક જાહેર કામોમાં આગેવાની લેતા હતા. ૧૮૬૦ ના ડીસેમ્બર માસમાં "સુરત કાટન કલીનીંગ સ્પીનીંગ એંડ વીવીંગ કું૦" સ્થાપવા માટેની પહેલી સભામાં એમને એ કુંપનીના એક ડાયરેકટર ઠેરવ્યા હતા. ૧૮૬૧ માં સુરત મધે "હુનરી નવરોજી એંડ કંપની" ને નામે ધંધો કરતી રેલવેના અને સરકારી કંત્રાકટરોની પહુડીના એક ભાગ્યા હતા. તા૦ ૨૩ મી જાનેવારી ૧૮૬૩ ને દીને સરકારે એમને સુરતના એક મ્યુનીસીપલ કમીશનર નેમ્યા હતા. સુરતની પારેખ હુન્નરશાળાનો કારોબાર ચલાવવાને સરકારે ઇ૦ સ૦ ૧૮૬૩ ના આગષ્ટ માસમાં નેમેલી કમીટીના એવન એક સભાસદ હતા. સુરત મધે ઘણી મોઘવારી ચાલવાથી ત્યાંની રૈયતને સસ્તો અનાજ પુરો પાડવાને એક "ગ્રેન કુંપની" ત્યાંના કલેકટર મી૦ રાજરસની આગેવાની હેઠળ તા૦ ૬ ઠી નવેમ્બર ૧૮૬૪ ને દીને ઉભી થઇ હતી. તેના બે પારસી ડાયરેકટરોમાં એક એવન (અને બીજા શેઠ કેખશરૂ હોરમજી આલપાઇવાલા) હતા. એમનું મરણ સુરત મધે નીપજ્યું હતું.

---

તા૦ ૧ લી આગશટ.

શેઠ કાવસજી દાદાભાઇ નાએગામવાલા, એમ. એ., ને ગ્રેટબ્રીટન એંડ આયરલંડની રસાયણીઓની મંડલી (Institute of Chemistry) ના એક "આશોશીએટ" તરીકે ચુંટી કાઢ્યા હતા.[2]

૧ જામે જમશેદ, તા૦ ૨૯ મી જુલાઇ ૧૮૭૮.

૨ બોમ્બે ગેઝેટ, તા૦ ૨ જી આગશટ ૧૮૭૮.

તા૦ ૩ જી આગશટ.

રોજ ૧૮ માહ ૧૨ (ક૦) ૧૨૪૭ય૦

આજદીને મરહુમ શેઠ ફરામજી ડોશાભાઇ મામાનાં ઉઠમણાંમાં તેમનાં બેશીઓએ રૂ. ૯૫૦) ધર્મખાતાંઓમ આપ્યા હતા.[1]

---

તા૦ ૮ મી આગશટ.

રોજ ૨૩ માહ ૧૧ (શે.) ૧૨૪૭ય૦

આજ દીને મરહુમ બાઇ બચુબાઇ તે મરહુમ શેઠ શેરાબજી ફરામજી વાડીઆનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ. ૫૦૦), દીકરાઓ શેઠો માણેકજી અને ખરશેદજી શેરાબજી વાડીઆએ રૂ. ૧૦૦૦) તથાં બીજાં બેશીઓએ રૂ. ૬૧૫) મલી રૂ. ૨૧૧૫) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[2]

---

તા૦ ૧૩ મી આગશટ.

રોજ ૨૮ માહ ૧૧ (શે.) ૧૨૪૭ય૦

મરણ—એદલજી નવરોજજી સખીદાસ-ઉમર વર્ષ ૭૯) એવંન અતરેના એક દલાલ હતા. ઇ. સ. ૧૮૬૦ માં પંચાતના ટરસતીઓએ "મુંબઇનાં જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવા"નું ફંડ સ્થાપી પછી તેનુ નામ બદલી "કુલ જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનું ફંડ" એમ રાખ્યું હતું તેમાં તા૦ ૧૨ મી ડીસેમબર ૧૮૬૩ ને દીને રૂ. ૧૦૦૦) ની નોટ પોતાની ખુશીથી બખસેસ તરીકે આપી હતી.

---

તા૦ ૨૧ મી આગશટ.

શેઠ અરદેશર હોરમજજી વાડીઆના એક દીકરા પેશતનજી કે જેવણની ઉમર ૧૯) વર્ષની હતી તેવણે એક ઠેકાણે પોતાની શેહાદી કરવાનું નક્કી કીધું, પણ તેમનાં માબાપની મરજી ન હોવાથી પારસી લગનના કાયદાની ત્રિજી કલમ પ્રમાણે ૨૧) વર્ષની અંદરની ઉમરનાં છોકરાંઓથી બાપ અથવા વાલીની મંજુરીઆત એટલે તેમની લગનનાં રેજીસ્ટર ઉપર શહી વગર લગન થાય નહિં એવી બંદી હોવાથી એ ભાઇએ તે બાઇને નવસારી લઇ જઇ ત્યાં ગઇ તા૦ ૩૧ મી જુલાઇ ૧૮૭૭ ને દીને લગન કીધાં કે નવસારી ગાયકવાડી કસબો હોવાથી ત્યાં પારસી કાયદાની બંદી લાગુ પડી

૧ જામે જમશેદ, તા૦ ૬ ઠી આગશટ ૧૮૭૮.

૨ જામે જમશેદ, તા૦ ૧૨ મી આગશટ ૧૮૭૮.

શકશે નહિં, પણ લગન કરનાર બંધે જણાં ઇંગ્રેજી રૈયત હોવાથી તેમને એ કલમ કેથેખી જાય ત્યાં લાગુ પડે, અને આએ ઉમરે પોંહચ્યા વગરનાં લગન બાપ અથવા વાલીની મંજુરીઆત વગર કાએદેસર હોયજ નહિં એવાં જાણીતા બારીસ્ટરોનાં મત પડવાથી આખરે એક વર્ષ રહી એટલે આજે એ ભાઇએ માબાપની મંજુરીઆતથી અતરે મુંબઇમાં પોતાનાં લગન પાછાં તેજ બાઇ સાથે કીધાં હતાં.[1]

---

તા૦ ૨૨ મી આગશટ.

રોજ ૭ માહ ૧૨ (શે.) ૧૨૪૭ ય.

મરણ-ધનજીભાઇ પેશતનજી માહલક્ષમીવાલા-ઉમર વર્ષ ૪૨) એવન અતરેના એક શેરના દલાલ હતા.[2]

---

તા૦ ૨૨ મી આગશટ.

એડનના પોલીટીકલ રેસીડંટની કોરટના કલાર્ક અને રેજીસ્ત્રાર શેઠ મનચેરજી રૂસતમજી ઘીલુને નામદાર સરકારે બીજા વર્ગના માજીસ્ટ્રેટની તથા સ્માલ કોઝ કોરટના જડજની સતા આપી હતી.

શેઠ શાપુરજી જામાસ્પજી ભાવનગરીને નામદાર સરકારે અત્રેનાં કસ્ટમના ત્રિજા તથા શેઠ જાંહગીરજી ડોશાભાઇ કરાકાને ચોથા વર્ગના આસીસ્ટંટ કમીશનર નેમ્યા હતા.[3]

---

તા૦ ૨૭ મી આગશટ.

રોજ ૧૨ માહ ૧૨ (શે.) ૧૨૪૭ ય૦

આજ દીને મરહુમ બાઇ દીનબાઇ તે શેઠ ફરામજી હોરમજી બહમનજી શેઠનાનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ. ૧૭૦૦), બાવા શેઠ ફરામજી હોરમજી શેઠનાએ રૂ. ૫૦૦) તથા બીજા ખેશીઓએ રૂ. ૫૦૦) મલી રૂ. ૨૭૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૨૮ મી આગશટ.

રોજ ૧૩ માહ ૧૨ (શે.) ૧૨૪૭ ય.

મરણ—પેશતનજી મેહરવાંનજી તબાક[2] ઉમર વર્ષ ૬૯), ચીનના એક જાણીતા વેપારી હતા. સખાવતના દરેક ફંડમાં હીસો આપતા હતા, ૧૮૫૪ ની પાણીની ટીપની વેળાએ સરકારે ત્રણ અમલદારોની એક કમીટી ઠેડવી હતી. તે કમીટીને અતરેના દેશી ગ્રહસ્થોએ પોતાના ખાનગી કુવાઓ જાહેર વપડાસ માટે સપુરદ કીધા હતા. તેમાં એવને પણ ખેતવાડીમાં ૧) કુવો આપ્યો હતો.

---

તા૦ ૨૯ મી આગશટ.

હાનરેબલ ડોશાભાઇ ફરામજી કરાકા, સી. એસ. આઇ. ને નામદાર સરકારે મુંબઇના ટાપુમાં નાખેલા "લાઇસિનસ ટાક્ષ"ના કરને લગતી અપીલો સાંભળી ચુકાદા કરવાને એક કલેકટરના જેવી સત્તા સાથે ખાસ ઓધ્ધેદાર નેમ્યા હતા.

સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટના સરકાર તરફના એક અધીકારી મરહુમ સર કાવસજી જાંહગીરજી રેડીમની નાઇટની જગોએ નામદાર સરકારે શેઠ નશરવાનજી માણેકજી પીટીટને નેમ્યા હતા.[3]

---

તા૦ ૩૦ મી આગશટ.

રોજ ૧૫ માહ ૧૨ (શે૦) ૧૨૪૭ ય૦

મરણ—એમ એદલજી હોરમસજી પંથકી, ચાંણેવાલા—ઉમર વર્ષ ૭૨) મરહુમ શેઠે રતનજી ફરામજી બાટલીબોઇ સાથે કરાંચીમાં ઇંગ્રેજી અસબાખ અને દારૂકામની દુકાન ઉઘાડી હતી. એમનું મરણ થાના મધે નીપજયું હતું.[4]

---

૧ એ બાબે જાણીતા બારીસ્ટર મી૦ મેકફરસનનુ મત તા૦ ૩૦ મી સપટેમબર ૧૮૭૭ માં રાસ્ત ગોફતારમાં છપાયલું છે, જેમાં તે લખે છે કે "ઇંગ્રેજી રાજમાં વસનાર કોઇ પારસી મરદ ઇયા ઓરત ૨૧ વરસની અંદરની ઉમરમાં પોતાનાં માબાપ ઇયા વાલીની પરવાંનગી વગર ઇંગ્રેજી કોરટોની સતાની બાહેર જઇ પરણી આવે તો તે લગન સઘળી ઇંગ્રેજી કોરટોમાં રદ બાતલ છે."

૨ મરહુમ શેઠ બહમનજી પેસ્તનજી માસ્તરના ભાઇ. અને શેઠો કાવસજી, પેસ્તનજી, તથા જમશેદજી ધનજીભાઇ મહાલક્ષમીવાલાના બાવા.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૨ મી આગશટ ૧૮૭૮.

૧ જામે જમશેદ, તા૦ ૨૮ મી આગશટ ૧૮૭૮.

૨ શેઠો માણેકજી અને મેહરવાંનજી પેસ્તનજી તબાકના બાવા.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૯ મી આગસ્ટ ૧૮૭૮.

૪ કરાંચીવાળા શેઠ ફરામરોજ એદલજી પંથકી એમના પાલક દીકરા થાય છે.

તા૦ ૩૦ મી આગસ્ટ.

આજ દીને મરહુમ શેઠ પેસ્તનજી મેહરવાંનજી તબાકનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ. ૧૦૦૦, વીધવા બાઇ રતનબાઇએ રૂ. ૫૦૦, દીકરા શેઠ માણેકજી પેસ્તનજી તબાકે રૂ. ૫૦૦, શેઠ બેહરાંમજી નશરવાનજી સીરવાઇએ રૂ. ૫૦૦, તથા 'બીજા' બેશીઓએ રૂ. ૨૦૦ મલી રૂ. ૨૭૦૦ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૧ લી સપટેમબર

શેઠ શેરાબજી જમશેદજી રીડરે "ગુલ અફશાંન" નામનું વિદયા હુનર, વાર્તા, નીતિ, ઇત્યાદી બાબદોનું એક માસીક ચોપાન્યું આજ દીનથી પરવરતાવવા માડયું હતું.

તા૦ ૩ જી સપટેમબર.

રોજ ૧૯ માહા ૧૨ (શે.) ૧૨૪૭ ય.

આજ દીને મરહુમ શેઠ કાવશજી નશરવાંનજી નાનમોદીનાં ઉઠમણામાં તેમની પોતાની પુંજીમાંથી તથા બેશીઓએ મલી રૂ. ૬૧૬) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૫ મી સપટેમબર.

રોજ ૨૧ માહા ૧૨ (શે.) ૧૨૪૭ ય૦

મરણ—બરજોરજી રૂસતમજી બાટલીવાલા—ઉમર વર્ષ ૭૩) અતરેના એક વેપારી અને વાઇનમરચંત હતા.

તા૦ ૭ મી સપટેમબર.

કલકતાથી બાર મૈલ દુર શીરામપોર ખાતે શેઠ ધનજીભાઇ બેહરાંમજી મેહતાની આગેવાંની હેઠલ બંધાયલી પેહલ વેહલી "ધી એમપ્રેસ ઑફ ઇંડીઆ મીલ" ઉઘાડવાની ક્રિઆ આજ દીને તે તરફ ધામધુમથી કરવાંમાં આવી હતી. પ્રથમમાં એક ડાએરેકટર શેઠ રૂસતમજી સોરાબજી ઉનવાલાએ એ કારખાંનાંને લગતો અહેવાલ કહી સંભલાવ્યા પછી શેઠ ધનજીભાઇનાં ધણીઆંની બાઇ ખરશેદબાઇએ સરેની ખુશાલીના પોકારો વચ્ચે ચંપીનની બાટલી ફોડી બંધે એનજીનોને "રૂસતમ" અને "વાટસન" નાં નામો આપી ચાલુ કર્યાં હતાં.[3]

૧ જામે જમશેદ, તા૦ ૩ જી સપટેમબર ૧૮૭૮.

૨ જામે જમશેદ, તા૦ ૭ મી સપટેમબર ૧૮૭૮.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૨૨ મી સપટેમબર ૧૮૭૮ આ મીલને લગતું સર્વે સાંચાકામ શેઠ ધનજીભાઇના બેટા શેઠ રૂસતમજી ધનજીભાઇ મેહતા ઇંગલાંડ જઇ ખરીદી લાવ્યા હતા.

તા૦ ૭ મી સપટેમબર.

આજ દીને મરહુમ શેઠ બરજોરજી રૂસતમજી બાટલીવાલાનાં ઉઠમણાંમાં તેમની પુંજી મધેથી તેવણનાં વીધવા બાઇ બચુબાઇએ રૂ. ૭૭૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૭ મી સપટેમબર.

દસ્તુર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆશાનાએ આજ દીને કોટ મધે મરહુમ દાદીશેઠની દરેમેહરમાં "ફ્રવરદેગાંનના દીવસો" વિષે એક વાએજ કીધી હતી.[2]

તા૦ ૧૦ મી સપટેમબર.

ડાકટર એદલજી માણેકજી દામલાએ લશ્કરી વૈધક ખાતાંની "ઇંડીઅન મેડીકલ સરવીસ" ની પરીક્ષા ઇંગ્લાંડ મધે ફતેહમંદીથી પસાર કીધી હતી.[3]

તા૦ ૧૨ મી સપટેમબર.

ડાકટર કેખશરૂ રૂસતમજી વીકાજીને લંડનની "ઇનસ્ટીટયુટ ઑફ કેમીસ્ત્રી ઑફ ગ્રેટ બ્રીટન એન્ડ આયરલંડ" ના એક "ફેલો" તરીકે ચુંટી કાઢયા હતા.[4]

તા૦ ૧૨ મી સપટેમબર.

શેઠ દોરાબજી તેહમુલજી કાપડયાને નામદાર સરકારે ખાંનદેશ જીલ્લાનાં એરાંનડોલ ગામના સબારડીનેટ જડજ નેમ્યા હતા.[5]

તા૦ ૧૫ મી સપટેમબર.

શેઠ અરદેશર શેરાબજી દસ્તુર કામદીને "સ્કુલ બોયસ ગાઇડ" અથવા નિશાલ્યાનો ભોમીયો નામની

૧ જામે જમશેદ, તા૦ ૧૦ મી સપટેમબર ૧૮૭૮.

૨ જામે જમશેદ, તા૦ ૧૧ મી સપટેમબર ૧૮૭૮.

એજ મુજબ એજ જગોપર તા૦ ૧૧ મી સપટેમબરે દસ્તુરજીએ "અહુરમઝદને ખુશનુદ કેવી રીતે કરવો" તે બાબદ ઉપર તથા તા૦ ૧૪ મી સપટેમબરે "બંદગી" ની બાબદ ઉપર વાએજીઓ કીધી હતી.

૩ *ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૨ મી સપટેમબર ૧૮૭૮.*

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૨ મી અકટોબર ૧૮૭૮.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૨ મી સપટેમબર ૧૮૭૮.

ચોપડી ઇંગ્રેજી ભેલ ગુજરાતી ભાષામાં રચી પ્રગટ કીધી હતી.[1]

તા૦ ૨૧ મી સપટેમબર.

શેઠ દીનશાહજી માણેકજી પીટીટે મુંબઇની રાએલ એશીઆટીક શોશાઇટીની લાઇબ્રેરીને માટે "એનસાઇ કલોપીડીઆ બ્રીટેનીકા" નો સટ ખરીદવાને રૂ. ૭૫૦) ભેટ આપ્યા હતા.[2]

તા૦ ૨૧ મી સપટેંબર.

દસ્તુર જામાસ્પજી મીનોચહેરજી જામાસ્પઆશાનાએ આજ દીને કોટમાં મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાનજી વાલી દરેમહેરમાં "નેરંગ" ઉપર એક વાએજ કીધી હતી.[3]

તા૦ ૨૪ મી સપટેમબર.

રોજ ૫, માહ ૧ (શે.) ૧૨૪૮ ય૦.

મરણ—ફરામજી કાવસજી માણેકજી મેહતા ઉમર વર્ષ ૫૮). એવણ પહેલાં મુંબઇની તંકસાલમાં બુલીયન કીપરના ઓધા ઉપર હતા. પછી શેર સતાના અધ્યામમાં તે નોકરી છોડી દઇ દીલ્હી ગયા હતા, જ્યાંથી ફીરોઝપોરની શેઠો જસાવાલાની પેહડીમાં જોડાયા હતા. એવણ એક મેસન હતા. ૧૮૭૮ માં ફીરોજપોરમાં ખરાબ તાવનો રોગ ફાટી નીકલ્યો હતો, તેમાં સપડાઇ એવણ તાંહજ મરણ પામ્યા હતા.

તા૦ ૨ જી અકટોબર.

રોજ ૧૩, માહા ૧ (શે.) ૧૨૪૮ ય૦

આજ દીને મરહુમ બાઇ ડોશીબાઇ તે શેઠ દાદાભાઇ એદલજી આલબલેસનાં બેટી અને શેઠ કેખશરૂ ફરદુનજી ધનજીભાઇ આલબલેસનાં ધણીઆંનીનાં ઉઠમણામાં તેમની પોતાની પુંજીમાંથી રૂ. ૧૦૦૦), બાવા શેઠ દાદાભાઇએ રૂ. ૬૦૦૦), માતાજી બાઇ પીરોજબાઇએ રૂ. ૫૦૦), કાકાઓ શેઠો માણેકજી બહમનજી અને હોરમજી એદલજી આલબલેસે રૂ. ૧૦૦૦), બપાવા સસરા શેઠ ધનજીભાઇ એદલજી આલબલેસે રૂ. ૧૦૦૦), ખાવંદ શેઠ કેખશરૂ તથા સસરા શેઠ ફરદુનજી ધનજીભાઇ આલબલેસે રૂ. ૪૦૦), ભાઇઓ શેઠો ડોશાભાઇ, નવરોજી, અને હીરજીભાઇ દાદાભાઇ આલબલેસે રૂ. ૩૫૦), ફુવા શેઠ કાવશજી બેજનજી આલબલેસે રૂ. ૩૦૦), અને બીજાં બેશીઓએ રૂ. ૨૭૧) મલી રૂ. ૧૦૮૨૧) ધર્મખાતાં ઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૩ જી અકટોબર.

શેઠ બરજોરજી એદલજી મોદી, એમ. એ. એલ. એલ. બી. ને નામદાર સરકારે સુરત જીલ્લાના જંબુસરના તથા શેઠ એદલજી મનજીભાઇ મોદીને નામદાર સરકારે વલસાડના સબારડીનેટ જડજ નેમ્યા હતા.[2]

તા૦ ૬ થી અકટોબર.

મરહુમ સર કાવશજી જાંગીરજી રેડીમની નાઇટ, સી. એસ. આઇ. નાં મરણની નોધ અંજુમનનાં દફતરમાં ઘટતી રીતે દાખલ કરવા સારૂં અતરેના ૬૬૫ જરથોસ્તી ગ્રહસ્થોએ ગઇ તા૦ ૨૦ મી આગસ્ટે મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટી સાહેબો જોગ કરેલાં રીકવીઝીશનની [3] રૂહે આજ દીને જરથોસ્તીઓની એક મોટી જાહેર સભા "આલબલેસ બાગ"માં મલી હતી. શરૂઆતમાં શેઠ ફરામજી નશરવાનજી પટેલે દરખાસ્ત કીધી કે "જરતોસ્તી અંજુમનની છેહલી સભાના ઠેડાવ પ્રમાણે સર જમશેદજી જીજીભાઇ બારોનેટ સાહેબે સરનશીનની ખુરસીએ બીરાજવું."

---

1 "The School Boy's Guide. Being a collection of a few English Idioms, Phrases, &c. alphabetically arranged. By Ardesir Sorabji Dustoor Bombay: printed at the, "Bombay Samachar Press." 1878.

2 જામે જમશેદ, તા૦ ૨૨ મી સપટેમબર ૧૮૭૮.

3 એ વાએજનું ઇ. સ. ૧૮૭૯ માં નીચે મુજબ ચોપાનયું છપાવી પ્રગટ કીધું હતું:—

"નેરંગ ઉપર વાઆજ બનાવનાર, દસ્તુર જામાસપજી મીનોચેરજી જામાસપઆસાના. મુંબઇ:—ઇગલ પ્રીતીંગ પ્રેસ. ૧૨૪૮ યજદજરદી. ૧૮૭૯ ઇસવી."

1 જામે જમશેદ, તા૦ ૫ મી અકટોબર ૧૮૭૮.

2 બોમ્બે ગવરનમેંટ ગેઝેટ, તા૦ ૩ જી અકટોબર ૧૮૭૮.

3 આ રીકવીઝીશન ઉપર નીચલી જાણીતી સહીઓ હતી:—

શેઠો દાદાભાઇ પેશતનજી વાડીઆ, અરદેશર હોરમજજી વાડીઆ, બેહરામજી જીજીભાઇ, નશરવાનજી માણેકજી પીટીટ, દાદાભાઇ રૂસતમજી બનાજી, કાવશજી ખરશેદજી જમશેદજી જીજીભાઇ, ઓનરેબલ ડોશાભાઇ ફરામજી કામા, મનચેરજી હોરમજજી કામાજી, શોરાબજી શાપુરજી બંગાલી, દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા, દસ્તુર શોરાબજી

સરનશીને ખુરસી લીધા બાદ અંજુમનનાં ધર્મખાતાંના સેક્રેટરી શેઠ નશરવાનજી બેહરામજીએ ૬૬૫ જરથોસ્તીઓ તરફથી આવેલું "રીક્વીજીશન" વાંચી સંભલાવ્યું. એ બાદ સરનશીન સાહેબે એક લાગણી ભર્યું ભાષણ કરી મરહુમ સર કાવસજી જાંહગીરજી રેડીમની નાઇટ, સી. એસ. આઇ. નાં દલગીરી ભરેલાં મરણની નોંધ નીચે મુજબ વાંચી સંભલાવી:—

## મરણની નોંધ.

"સર કાવસજી જાંહગીરજી રેડીમની નાઇટ, સી. એસ. આઇ. રોજ ૩ જે માહ ૧૧ મો શેહનશાહી તથા માહ ૧૨ મો કદમી ૧૨૪૭ ઇઅજદેજરદી–તા૰ ૧૯ મી જુલાઇ સને ૧૮૭૮ ને વાર શુકરને દીને મુંબઇ મધે હક થાએઆતે માહા બનાવથી જરતોશતી અંજુગનને ઘણી દલગીરી ઉપજી છે. જરથોસ્તીઓના ફાયદાને ફીજે સખાવતનું પેહલવેહલું કામ એવણે કીધું તે એ છે કે સને ૧૮૫૩ ઇસવીનાં સાલમાં રૂ. ૩૦૦૦૦ અંકે તીસ હજારની મોટી રકમની સરકારી ટકા ૪ ની નોટો આપીને પોતાનાં બેશીઓનાં પુનને માટે તરણ જુદાં જુદાં ખાતાંઓ પંચાએતનાં ધરમનાં દફતરમાં એવણે પડાવીઆં હતાં, જેનું વીઆજ આંધલાં પાગલાં તથા લાચાર જરતોશતીઓની પરવરશી કરવાનાં ફંડમાં, તથા જંદ અવસ્તા શીખવવાની નીશાલોનાં ફંડમાં વાપરવામાં આવે છે. એ ઉપરાંત જુદે જુદે પ્રસંગે પંચાએતનાં ફંડમાં રૂ. ૮૫૦૦ તથા સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસટીટીઉશનનાં ફંડમાં રૂ. ૩૫૦૦ એવણે ધરમ ખાતે આપીઆ હતા. ઇરાન દેશના જરથોસ્તી રેહેવાસીઓના જજીઆનાં ફંડમાં રૂ. ૧૦૦૦૦ અંકે

---

રૂસતમજી મુલ્લાંપીરોજના, નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, હોરમજજી બહમનજી વાડીઆ, બહમનજી ફરામજી કામાજી, નવરોજજી માણેકજી વાડીઆ, નશરવાનજી જાંગીરજી વાડીઆ, હીરજીભાઇ મેહરવાનજી વાડીઆ, ખાનબાહદુર જમશેદજી ધનજીભાઇ વાડીઆ, નવરોજજી ફરદુનજી, શોરાબજી નવરોજજી વાડીઆ, દાદાભાઇ બહમનજી જીજીભાઇ, નશરવાનજી રતનજી તાતા, કાવશજી દીનશાહજી એડનવાલા, ધનજીભાઇ મેહરવાનજી જીજીભાઇ, પીરોજશાહ મેહરવાનજી જીજીભાઇ, જમશેદજી ખરશેદજી જમશેદજી, પેશતનજી બહમનજી જીજીભાઇ, જમશેદજી બહમનજી વાડીઆ, શોરાબજી ફરામજી પટેલ, બેહરામજી નશરવાનજી સીરવાઇ, નશરવાનજી અરદેશર હોરમજજી વાડીઆ, મનચેરજી નવરોજજી બનાજી, પીરોજશાહ મેહરવાનજી મેહતા, નવરોજજી અરદેશર દાવર, ખરશેદજી રૂસતમજી કામાજી, એદલજી ફરામજી ઢોંડી, જમશેદજી નશરવાનજી પીટીટ, ડોશાભાઇ ધનજીભાઇ સુરતી, એદલજી રૂસતમજી રીપોરટર, ખરશેદજી જમશેદજી બાટલીબોઇ, અરદેશર ફરામજી મુસ, મેહરવાનજી નશરવાનજી પટેલ, મનચેરજી બહમનજી પંથકી, દોરાબજી ફરામજી પાંડે, નશરવાનજી મેહરવાનજી પાડે, શોરાબજી પેશતનજી ફરામજી, હોરમજજી બેહરામજી રાણા, હોરમજજી નવરોજજી સકલાતવાલા, ખરશેદજી પાલનજી પાંઉવાલા, શોરાબજી તેહમુલજી લીગેટના, ખાનબાહદુર બેહરામજી દાદાભાઇ રેજીસ્ત્રાર, ખરશેદજી માણેકજી શેઠના, ફરામજી હોરમજજી બહમનજી શેઠના, નવરોજજી જાંહગીરજી ગામડીઆ, બહમનજી બેહરામજી પટેલ, જાલભાઇ દોરાબજી ઉમરીગર, જમશેદજી કુંવરજી જશાવાલાના છોકરાઓ, જાંહગીરજી હોરમજજી ચીનાઇ, ખરશેદજી સોરાબજી વાડીઆ, અરદેશર બહમનજી કાકા, હોરમજજી દાદાભાઇ પલીડર, ડાકટર કાવશજી હોરમજજી, પેશતનજી નશરવાનજી વાડીઆ, બરજોરજી રૂસતમજી મોદી, દીનશાહજી મનચેરજી પંથકી, અરદેશર રૂસતમજી મુનશી, નાનાભાઇ રૂસતમજી રાણીના, શોરાબજી નવરોજજી કુપર, નશરવાનજી ફરદુનજી પારખ, દારાશાહ દોરાબજી રીપોરટર, જાંગીરજી ગુસતાદજી, માણેકજી ડોશાભાઇ વાડીઆ, લવજીભાઇ ખરશેદજી વાડીઆ, માણેકજી સોરાબજી વાડીઆ, જમશેદજી સંતોકજી દાવર, રૂસતમજી શોરાબજી કમીશરીવાલા, પીરોજશાહ માણેકજી કાકા, બેજનજી પેસ્તનજી ખરાસ, અરદેશરજી માણેકજી ખાન, સોરાબજી પાલણજી મેહરજી, નવરોજજી રતનજી વીકાજી, સોરાબજી એદલજી દુબાશ, અરદેશર ફરામજી સોલીસીટર, દોરાબજી એદલજી સકલાતવાલા, શાપુરજી નવરોજજી પોંહચા, એદલજી બેહરામજી વાડીઆ, નસરવાનજી ફરામજી ઢોંડી, દાદાભાઇ દોરાબજી લાલકાકા, મનચેરજી મેહરવાનજી દાદીના, એદલજી ફરામજી આલબલેસના છોકરાઓ, નશરવાનજી ધનજીભાઇ રાણા, જાહગીરજી હોરમસજી પંથકી, હોરમસજી મનચેરજી કામાજી, જાંગીરજી ડોશાભાઇ ફરામજી, ફરામજી કાવશજી મારકર, કાવશજી પેશતનજી કામા, રૂસતમજી ફરામજી દીવેચા, હીરજીભાઇ હોરમસજી શરાફ, રતનજી ફરદુનજી ડોશાભાઇ પારખ, કાવસજી જાંહગીરજી જશાવાલા, માણેકજી ફરામજી માપલા, જમશેદજી મહેરવાનજી કોલસાવાલા, બરજોરજી મનચેરજી વાડીઆ, જમશેદજી નશરવાનજી વાડીઆ, એદલજી દસ્તુર પેશોતનજી સંજાણા, જાંહગીરજી મહેરવાનજી પલીડર, ધનજીશાહ મહેરવાનજી કરાકા, ફરામજી હોરમસજી દારૂખાનાવાલા, રૂસતમજી ડોશાભાઇ ડાકટર, ફરામજી મહેરવાનજી વાડીઆ, દારાશાહ સોરાબજી તારાપોરવાલા, પેશતનજી દાદાભાઇ રારવેયર, કાવસજી દાદાભાઇ દુબાશ, જમશેદજી નશરવાનજી મોદી, કાવસજી નશરવાનજી કાંગા, દોરાબજી ફરામજી બીલીઆ, પેશતનજી કાવસજી કાંગા, પેશતનજી ખરશેદજી સરાફ, દાદાભાઇ માણેકજી વાડીઆ, બહમનજી એદલજી દાવર, દીનશાહજી ભીખાજી ખાન, જાંહગીરજી નશરવાનજી મોદી, રૂસતમજી જાંહગીરજી વાડીઆ, શોરાબજી બેજનજી સરાફ, અરદેશર કાવસજી શેઠના, પીરોજશાહ પેશતનજી વાડીઆ, લીમજીભાઇ મનચેરજી મોદી, માણેકજી ફરામજી દારૂખાનાવાલા, બરજોરજી રૂસતમજી મીસ્ત્રી, ડોશાભાઇ બરજોરજી મીસ્ત્રી, મનચેરજી હોશંગજી જાંગોશ, વગેરે.

દશ હજારની બખશેશ એવણે કીધી હતી, અને ગરીબ ધરાનીઓને રેહવાને માટે મુંબઈમાં ચોપાતી આગલ મરહુમ શેઠ અરદેશરજી ખરશેદજી દાદીશેઠની ધરમ શાલાના કમપાઉંડમાં એક મકાન રૂ. ૧૫૦૦૦ અંકે પંદર હજારને ખરચે બંધાવીને ધરમ ખાતે આપીઉં હતું. ખેતવાડીના જરથોસ્તીઓની બાલક છોકરીઓને માટે એક નીશાળનો ખરચ લાંબી મુદત સુધી એવણે પોંહચતો પાડીઓ હતો. જરથોસ્તીઓનાં લાભને માટે દેશાવરો ખાતે જે સખાવતો એવણે કીધી છે તેમાં મુખ્ય કરીને નવસારીની મદરેસા, તથા ગણદેવી ખાતેની નીશાલ ચાલુ રાખવાનો ખરચ લાંબી મુદત સુધી એવણે પોંહચતો પાડીઓ હતો, જેનો લાભ જરથોસ્તીઓનાં શેંકડો બાલકોએ લીધો છે. મુંબઈ તથા દેશાવરો ખાતેની કેટલી એક દરમેહરોને ધટતો આસરો એવણ તરફથી મલીઓ હતો, તથા ગોવાલીઆ તલાવ ઉપરની એવણનાં બપાઈ બેહશતનશીન બાઈ શુનાંબાઈ હીરજી રેડીમનીવાલી દરમેહર જે તદન બીસમાર હાલતમાં હતી તેને મોટી રકમ ખરચીને સમરાવી હતી. બીજી કોમનાં લોકો સમેત જરથોસ્તીઓને લાભ થાએ, એવાં ધણાંએક કામો એ મરહુમ અકાબરે મોટી રકમો ખરચીને કીધાં છે, તેની ટુંક વીગત નીચે મુજબ છે:—

મુંબઈ શહેરને જેબ આપે એવી યુનીવરસીટીની જાણીતી ઇમારત બાંધવાના ખરચને માટે એવણે રૂ. ૧૦૦૦૦૦ આપયા હતા, તથા ભાએખલા આગલની એલફીનસટન કાલેજને માટે બંધાવેલી રોનકદાર હવેલી ઉપર રૂ. ૨૦૦૦૦૦ ખરચયા હતા, જે બંધે ખાતાંએ ઉધરતા જવાનોને કેળવણીનાં મોટાં મંદીરો તરીકે હાલ ગણાએ છે. સર જમશેદજી જીજીભાઈ હાસ્પીટલના કમપાઉનડ મધે આંખના દરદીઓને માટે એક મકાન બંધાવીયું તે પાછલ રૂ. ૧૧૨૦૦૦ અંકે એક લાખ ને બાર હજાર ખરચીઆ હતા, તથા પુણા ખાતે ઇનજીનીઅરીંગ કોલેજની ઇમારતને માટે રૂ. ૧૦૦૦૦૦ આપીઆ હતા. સુરતની હાસપીતલની ઇમારત બાંધવા માટે રૂ. ૭૨૦૦૦ની બખશેશ કીધી હતી, જે ખાતું હાલ સુરત શહેરના સરવે કીસમના લોકોને ધણું ઉપયોગી થઇ પડયું છે. ગરીઓને મુફત દવા તથા સહલા આપવા માટે મુંબઈ, વાંદરા, ગણદેવી, વલસાડ, નવસારી, રાંદેર વીગેરે બીજાં ગામો ખાતે એ સખી ગ્રહસ્થે દવાખાનાઓ કેટલીએક મુદત સુધી ચલાવવા પાછલ મોટી રકમનો ખરચ કીધો હતો. એ ઉપરાંત જાહેર પુસતક ખાનાંઓ, તથા બીજાં ઉપયોગી ખાતાંઓને એવણની તરફથી આશરો મલીઓ હતો. દુકાલની વેલાએ ગરીબોને આશરો આપવા માટે સારી રકમો એવણે ધરમ ખાતે આપી હતી. મુંબઇ શહેરમાં સરવે ગનેઆતનાં ગરીબ લોકોને પાણી પીવા સારૂં એવણે પોતાને ખરચે ઠેકાણે ઠેકાણે ફુવારાઓ ઉભા કરાવીઆ હતા, જેને માટે આશરે રૂપીઆ ૨૫૦૦૦ અંકે પચીસ હજારની રકમ એવણે બખશેશ આપી હતી.

ઉપર જણાવેલાં તથા તે ઉપરાંત બીજાં અનેક સખાવતનાં અને પરજા ઉપીયોગી કામો કરીને, જુમલે પંદર લાખ રૂપીઆની મોટી રકમ ધરમ ખાતે આપીને દુનીઆના દરમીયાનમાં આપણી પારસી કોમનાં માનમાં એ પ્રમાણે વધારો કીધો છે. સરાફી તથા વહેવારી ધણાંએક ખાતાંના કારોબારમાં એવણે અગતનો ભાગ પોતાની જવાનીના વખતમાં લીધો હતો, અને એક શેહરી તરીકે એવણે ધણી અગતની ફરજો અદા કીધી હતી. મુંબઇ શેહેરમાં જેબી પરજા ઉપીયોગી તથા દેશ હીતકારીક કામો ઉભાં કરવામાં આવતાં હતાં, તેની આગેવાની તથા તેમાં અગતનો ભાગ લેવાને એવણ પોતાના ચાલતા વખતમાં સદા તઇયાર રેહતા હતા. બ્રીટીશ રાજની એક વફાદાર રઇયત તરીકે એવણ પોતાની ફરજો અદા કરવાને કોઇબી રીતે પછાત પડયા નથી. જે કુરપાલુ, મહા બલવાન રાજના છાંહેઆ હેઠલ એવણે પોતાની દૌલત મેલવી હતી, તે રાજ કરતાઓના ગરીબ અને બીન વારેશ જાતભાઇઓને માટે અતરેનાં તેમજ ઇંગલંડનાં ધણાંએક ધરમ ખાતાંઓમાં આસરો આપવા માટે પોતાનો સખી દસત એવણે લંબાવીઓ હતો, તથા તેમ કરીને બ્રીટીશ રાજ તરફની પોતાની વફાદારી જાહેર કીધી હતી. એવા એક સખી અને જાહેર હીમતવાલા ગ્રહસ્થનાં મરણથી આપણી કોમે એક ઉદાર દીલના અકાબરને તથા મુંબઇએ એક નામીચા શેહરીને ખોહેઓ છે, જે માઠા બનાવથી આપણી જરથોસ્તી અંજુમન ધણી દલગીર છે.”

ઉપલી નોંધ વાંચયા બાદ સરનશીન સાહેબે દરખાસ્ત કીધી અને તેને શેઠ શેરાબજી શાપુરજી બંગાલીએ ટેકો આપ્યો કે:—

“બેહેશતનશીન સર કાવસજી જાંહગીરજી રેડીમની નાઇટ, સી. એસ. આઇ. નાં દલગીરી ભરેલાં મરણની નોંધ અતરે વાંચી સંભલાવી તે અંજુમનની આએ સભાએ બહાલ રાખવી અને તે અતરેથી બાહાલ રાખવામાં આવે છે.”

આનરેબલ ડોસાભાઇ ફરામજી કરાકા, સી. એસ. આઇ. એ દરખાસ્ત કીધી અને તેને શેઠ હોરમસજી બહમનજી વાડીઆએ ટેકો આપ્યો કે:—

"મરહુમ સર કાવસજી જાંહગીરજી રેડીમનીની નાઇ-ટનાં મરણ વીશેની નોંધ જે આંએ-સભાએ બાહાલ રાખી છે તેની એક નકલ આપણી અંજુમનનાં દફતરમાં દાખલ કરવા સારૂં અંજુમનનાં ધરમખાતાંનાં ફંડના તરસ્ટી સાહેબો ઉપર આએ સભાના સરનશીન સાહેબે એક ઘટતો કાગલ લખીને મોકલવી."

શેઠ દીનશાહજી માણેકજી પીટીટે દરખાસ્ત કીધી અને તેને શેઠ ખરશેદજી ફરદુનજી પારખે ટેકો આપયો કેઃ—

"મરહુમ સર કાવસજી જાંહગીરજી રેડીમની નાઇ-ટનાં દલગીરી ભરેલાં મરણ વીશેની નોંધ જે આએ સભાએ બાહાલ રાખી છે, તેની એક એક નકલ એવણનાં માતાજી સાહેબ મેહેરબાઇ તથા એવણનાં ભાઇ સાહેબ શેઠ હીરજી જાંહગીરજી રેડીમની તથા એવણના પાલક શેઠ જાંહગીરજી કાવશજી જાંહગીરજી ઉપર આએ સભાના સરનશીન સાહેબે ઘટતાં કાગલો લખીને મોકલવી."

શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠે દરખાસ્ત કીધી અને તેને દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ ટેકો આપ્યો કેઃ—

"આપણી કોમના ૬૬૫ જરથોસ્તીઓએ અંજુમનની આએ સભા બોલાવવા સારૂં અંજુમનનાં ધરમ ખાતાંનાં ફંડના તરસ્ટી સાહેબોને એલતેમાસ કીધી હતી તેને માન આપીને તરસ્ટી સાહેબોએ આએ સભા બોલાવી તથા તેને લગતી સરવે ઘટતી ગોઠવણો કીધી તે વીશે આએ સભા તેઓનો ઉપકાર માને છે."

શેઠ હીરજીભાઇ હોરમજી શેઠનાએ દરખાસ્ત કીધી અને તેને દસ્તુર સોરાબજી રૂસ્તમજી મુલ્લાંફીરોજનાએ ટેકો આપયો કેઃ—

"આએ અંજુમનની સભા ભરવા સારૂ આલબલેસ બાગનું મકાન વાપરવાને તેના માલેકોએ રજા આપી તેથી તેઓનો ઉપકાર આએ સભાએ માનવો."

શેઠ બહમનજી ફરામજી કામાજીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ જાંહગીરજી મેહરવાનજી પલીડરે ટેકો આપ્યો કેઃ—

"અંજુમનની સભાના સરનશીન સર જમશેદજી જીજીભાઇ બારોનેટ પોતાનો ઓધો ચાલાકીથી બજાવીઓ તે વીષે આએ સભા તેવણનો ઉપકાર માને છે."

ઉપલી સરવે દરખાસ્તો એકમતે પસાર થવા બાદ સભા બરખાસ્ત થઇ હતી. [1]

તા૦ ૮ મી અકટોબર.

રોજ ૧૯ માહ ૧ (શે.) ૧૨૪૮ ય૦

પુણા મધે શેઠ હોરમજજી શેરાબજી તાડીવાલાએ ત્યાંનાં મરહુમ શેઠ શોરાબજી રતનજી પટેલવાલાં દેખમાં પર જવાનો અરધા માઇલનો લાંબો રસ્તો પોતાને ખરચે બંધાવી આપ્યો તે આજ દીને ખોલ્યો મુકવામાં આવ્યો હતો. [1]

તા૦ ૧૦ મી અકટોબર.

શેઠ દીનશાહ જમશેદજી દસ્તુર કામદીનનાને નામદાર સરકારે પંચમહાલમાં ગોધરાના મામલતદાર નેમ્યા હતા. [2]

તા૦ ૧૨ મી અકટોબર.

ભરૂચના સબ જડજ દસ્તુર દીનશાહજી પેશોતનજી કામદીને ૪૦ વર્ષની સરકારી લાંબી નોકરી કરી પોતાનો આખો પેનશન લઇ છોડવાથી તેમને ત્યાંની રૈયતના લોકોએ આજ દીને અદાલતવાલાં મકાનમાં એક માનપત્ર આપ્યું હતું. [3]

તા૦ ૧૬ મી અકટોબર.

રોજ ૨૭ માહ ૧ (શે.) ૧૨૪૮ ય૦

મરણ—અરદેશર મેહરવાનજી શેઠના—ઉમર વર્ષ ૩૫) મરહુમ માણેકજી શેઠના ધરમ ખાતાંના ૭) મા મુતવલી નેમાયા હતા, અને તે વહીવટ ફકત પાંચ વરસની ટુંક મુદતજ ભોગવી જવાન વયે ઘોડાપરથી પડી જવાથી મરણ પામ્યા હતા. પોતાના બાપની જગોએ ભગર સાથના મોબેદોના ફંડના એવનને તા૦ ૧૧ મી જુન ૧૮૭૬ ને દીને ત્રસ્ટી નેમયા હતા, એવનના બાપે સ્થાપેલી કાંદાવાળા મોહલ્લાની પારસી છોડીઓની નીશાળ એવને પોતાનાં મરણ સુધી પોતાને ખરચે ચલાવી હતી. મુંબઇમાં સ્થાપેલી પારસી બોરડીંગ સ્કુલને માટે એવણે તા૦ ૧ લી મારચ ૧૮૭૭ થી પુનાની નજદીક ડાપુરીમાં આવેલા પોતાના બંગલા સસ્તે ભાડે કેટલુંક સુધી આપયા હતા. મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનની તા૦ ૨૬ મી જુલાઇ ૧૮૭૫ ને દીને થયલી ચુંટણીમાં કર ભરનારાઓના

૧ જામે જમશેદ તા૦ ૭ મી અકટોબર ૧૮૭૮.

૧ મુંબઇ સમાચાર, તા૦ ૧૨ મી અકટોબર ૧૮૭૮.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૦ મી અકટોબર ૧૮૭૮.

૩ મુંબઇ સમાચાર, તા૦ ૧૫ મી અકટોબર ૧૮૭૮.

ના એક મેમબર તરીકે ચુંટી કહાડયા હતા. ૧૮૭૬ ના ખાનદેશ તથા દખન મરાઠાના દુકાળની સંકટ નીવારણ કમીટીના એવણ એક સભાસદ હતા. મરહુમ માણેકજી શેઠની ધરમ ખાતાંની કોટની વાડીના જુના ઓટલા એવને ઉખેડાવી નવેસરથી બંધાવ્યા હતા.[1]

તા૦ ૨૦ મી અકટોબર.

શેઠ બહમનજી બેહરામજી પટેલે "પારસી પ્રકાશ" અથવા પારસીઓ ઇરાનથી હિંદુસ્થાન આવ્યા, અને એક કોમ તરીકે ઉગી નીકલ્યા, તેટલાં તેઓએ પોતાનો ધર્મ, કોમ, અને નામ સાચવવાને કેવા ઉપાયો લીધા, કેટલી મુસીબતો ખેંચી, અને કેવી ખંત રાખી, તે આપણા પૂર્વજોની હાલતનો આ જમાનાનાં છુટાપણાં અને સુખ ચેનમાં આપણને ખયાલ પણ નથી તે ખયાલ આપવા તેઓને લગતી બની શકતી નોંધોનું એક પુસ્તક પ્રગટ કીધું હતું. એ પુસ્તકમાં આગલા વખતથી તે હાલના વખત સુધીમાં જેબી બનાવો આપણી કોમના સંબંધમાં બન્યા હોય તેની, તથા બીજું જે બી જાણીતા જરથોસ્તી જાગીરદારો, ધર્મના ઉપાધ્યાઓ, વેપારીઓ, વીદવાનો, સરકારી અમલદારો, કારીગરો, ગ્રંથકારો વગેરે આ ચાલુ તથા ગઇ સદીમાં થઇ ગયા હોય, અને જેઓએ પોતાના ધરમ તથા કોમ તરફ દીલસોજી, રાજય તરફની વફાદારી, સચાઇ અને હક વાજબી ઇનસાફનો ચાહ, સખાવત અને વેપાર ધંધાની કુનેહ કે જે પારસીઓના ખુદરતી ખવાસો છે તે ઘટતી રીતે જાહેરમાં કોઇબી પ્રકારે ખરૂં પાડી આપવાને કોશેશ કીધી હોય, તે સઘળાઓની નોંધ એકંદર આકારમાં સચવાઇ રહે એવી મકસદ રાખી હતી.[2]

૧ એવનને તાંહ નર વારેસ નહીં હોવાથી એમના ભાઇ જાલભાઇ એમના પાલક થઇ જાલભાઇ અરદેશર શેઠ તરીકે મરહુમ માણેકજી શેઠનાં ધરમ ખાતાંના ૮ મા મુતવલી છે. એવણની બે દીકરીઓમાંની એક બાઇ બાનુબાઇ મી૦ ફીરોઝ ખરશેદજી શેઠનાનાં ધણીયાણી અને બીજાં નવાજબાઇ મી૦ રતનજી જમશેદજી તાતાના ધણીયાણી છે.

૨ "પારસી પ્રકાશ અથવા પારસીઓ ઇરાનથી હિંદુસ્થાન આવયા તયારથી તે ઇ. સ. ૧૮૬૦ સુધીમાં તેઓના સંબંધમાં બનેલા અગતયના બનાવોની વર્ષોને અનુક્રમે નોધ. દફતર ૧ લું;—૧૧ ભાગોમાં રચનાર, બહમનજી બેહરામજી પટેલ. મુંબઇ, દફતર આશકારા છાપાખાના મધે, રૂસ્તમજી નવરોજજી ખંબાતાએ છાપયું છે, કોટ:—કાવસજી પટેલ સ્ત્રીટ, નાં૦ ૮૭, છાપવું શરૂ સને ૧૮૭૮ ઇસવી—૧૨૪૮ યજદજરદી, ખતમ સને ૧૮૮૮ ઇસવી –૧૨૫૮ યજદજરદી."

તા૦ ૨૩ મી અકટોબર.

રોજ ૪ માહ ૨ (શે.) ૧૨૪૮ ય.

મરણ—કાવસજી દીનશાહજી પીટીટ—ઉમર વર્ષ ૩૪) મરહુમ સર દીનશાહ માણેકજી પીટીટ પેહલા બારોનેટ સાહેબના વડા દીકરા. એવણને એમના પીતાજીએ મોટા વેપાર અને કામકાજમાં નાંખ્યા હતા અને તેમાં જેઓના સંબંધમાં તેવણ આવતા તેઓથી મોટું માન મેલવતા હતા. સર દીનશાહજીના દીકરાઓને નામે ચાલતી મેસરસ સી. એંડ એફ દીનશાહજીની કંપનીના એવણ વડા ભાગ્યા હતા, જે પેહડી માણેકજી પીટીટ, મજગામ, વીકટોરીયા, ભરૂચ અને અતરેની બીજી મીલોનાં એજંટનું કામ કરતી હતી. એવણની પાયદસત વાલકેસરના "પીટીટ હોલ"માંથી કાહડી તે વેલા મરનારની એજનસી હેઠલની પાંચે મીલો બંધ રાખવામાં આવી હતી, અને તેનાં સઘળાં માણસો ખંબાલા હીલથી તે એવણના બંગલા સુધી હારે દોર એમના રવાનને માન આપવાને ગમગીની સાથે ઉભા હતાં.[1]

તા૦ ૨૫ મી અકટોબર.

આજ દીને મરહુમ શેઠ કાવસજી દીનશાજી પીટીટનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ. ૫૦૦૦), બાવા શેઠ દીનશાહજી માણેકજી પીટીટે રૂ. ૮૦૦૦), માતાજી બાઇ સાકરબાઇ દીનશાહજી પીટીટે રૂ. ૩૦૦૦), વીધવા બાઇ આવાંબાઇએ રૂ. ૧૫૦૦), દીકરાઓ શેઠો માણેકજી, મેહરવાનજી, પેશતનજી, હોરમજજી, ખરશેદજી, અરદેશર અને સોરાબજીએ રૂ. ૨૫૦૦), દીકરીઓ બાઇઓ મીઠીબાઇ, વીરબાઇજી અને સુનાંબાઇએ રૂ. ૧૦૦૦), વહુઓ બાઇઓ ગુલબાઇ માણેકજી પીટીટ તથા મેહરબાઇ મેહરવાનજી પીટીટે રૂ. ૫૦૦), કાકા શેઠ નસરવાનજી માણેકજી પીટીટે રૂ. ૨૦૦૦), ભાઇઓ શેઠો ફરામજી અને બહમનજી દીનશાહજી પીટીટે રૂ. ૩૦૦૦), બેહનો બાઇઓ ભીખાઇજી, નવાજબાઇ, રતનબાઇ, હમાબાઇ, હીરાંબાઇ, માણેકબાઇ અને બચુબાઇએ રૂ. ૩૫૦૦), તથા ભોજાઇઓ બાઇઓ આવાંબાઇ ફરામજી પીટીટ અને ગુલબાઇ બહમનજી પીટીટેરૂ. ૫૦૦) મલી રૂ. ૩૦૫૦૦) ધરમખાતાંઓમાં આપ્યા હતા.[2]

૧ શેઠો માણેકજી, પેસતનજી, હોરમજી, ખરશેદજી, સોહરાબજી, ફરદુનજી અને મરહુમ મેહરવાનજી તથા અરદેશર કાવસજી પીટીટના બાવા.

૨ જામે જમશેદ, તા. ૨૬ મી અકટોબર ૧૮૭૮.

પાછલી રાતનાં ઉઠમણાંમાં બાવા શેઠ દીનશાહજી માણેકજી પીટીટે બીજા રૂ. ૨૭૦૦ ) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૪ થી નવેમબર.

રોજ ૧૬ માહા ૨ (શે.) ૧૨૪૮ ય૦

મરણ—શાપુરજી શેરાબજી મગોલ—ઉમર વર્ષ ૫૭) એવણ અમદાવાદના એક અનુભવી અને આબરૂદાર વેપારી હતા. અમદાવાદની જરથોશતી અંજુમનનું ફંડ જે ૧૮૬૩ માં ઉભું થયું તેના પેહલેથી તે પોતાના મરણ સુધી એક ત્રસ્ટી અને સેક્રેટરી હતા. ઇ. સ. ૧૮૬૬ માં સુરતની પારસી ડીસ્ત્રીકટ મેટરીમોનીયલ કોરટના એક ડેલીગેટ નેમાયા હતા. એવણ અમદાવાદ મધેજ ગુજર્યા હતા.

---

તા૦ ૮ મી નવેમબર.

દસ્તુર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆશાના એ આજ દીને કોટ મધે મરહુમ દાદીશેઠની દરેમેહરમાં "ફરજંદોની તેઓનાં મા બાપ તરફની ફરજ" એ બાબદ ઉપર એક વાએજ કીધી હતી.[2]

---

તા૦ ૧૧ મી નવેમબર.

મુંબઇમાં વસનારા ૨૭૦૦ જરથોસ્તીઓની શહી સાથનો એક પત્ર પારસી પંચાતનાં ફંડના ત્રસ્ટી સાહેબો જોગ આજ દીને મોકલવામાં આવ્યો હતો, અને તેમાં અરજ કીધી હતી કે "આપણા જરથોશતી ટોળામાં હાલમાં અતી ઘણો અનીતીનો તથા બીજી રીતની બદકારી અને બદ એકીનીનો દીન ઉપર દીન ઘણો વધારો થાય છે, તે વીશે આપ સાહેબો પુરતી રીતે વાકેફ હશો. વાસ્તે તમો સાહેબોને તસદી આપીએચ અને અરજ ગુજારીએચ કે તે પાંતીનો કોઇબી સવલ રસતે કસોબી બંદોબસત કરવા સારૂં એક પંચ મંડળી ઉભી કરીને તેઓની મારફતે બંદોબસ્ત કરાવા સારૂ અરજ કરીએ છીએ, અને જો હવેથી એવી મંડલી ઉભી કરીને ઘટીટ બંદોબસ્તો નહીં કરવામાં આવશે તો તમારા અરજદારો અતી ઘણો ભય રાખે છે કે હવે પછેના થોડાજ વખતમાં મોહોટી ખરાબી આપણા ઇજતદાર ટોળામાં થશે એમાં કશો શક નથી."[3]

---

૧ જામે જમશેદ, તા. ૨૮ મી અકટોબર ૧૮૭૮.
૨ જામે જમશેદ, તા૦ ૮ મી નવેમબર ૧૮૭૮.
૩ જામે જમશેદ, તા૦ ૧૪ મી નવેમબર ૧૮૭૮.

તા૦ ૧૪ મી નવેમબર

શેઠ જમશેદજી બેહરામજી મુકાતીને નામદાર સરકારે સુરત જીલ્લાનાં ઓલપાડના ખાસ કામ ચલાઉ સબ રેજીસ્ત્રાર નેમ્યા હતા.[1]

---

તા૦ ૨૧ મી નવેમબર.

શેઠ દોરાબજી દીનશાહજી એડનવાલાને સપેનનાં રાજના એડન ખાતેના વાઇસ કોનસલ નેમ્યા તે નેમણુંકને હિંદુસ્થાનની નામદાર સરકારે બાહલી આપી હતી. [2]

---

તા૦ ૨૫ મી નવેમબર.

"પકવાન પોથી" યાને પારસીઓમાં રંધાતી સઘળી કીસમની વાનીઓ, પકવાનો, મીઠાઇઓ, પેસત્રી, અથાનાં, ઇત્યાદી સઘળી મલી ૪૦૦ વાંનીઓ બનાવવાની રીતીનું એક પુસ્તક શેઠ બરજોરજી નશરવાનજી હીરાએ રચેલું દફતર આશકારા છાપખાનાના માલેકોએ છપાવી પ્રગટ કીધું હતું.[3]

---

તા૦ ૫ મી ડીજેમબર.

સરજયન કેખશરૂ શેરાબજી નરીમાનને નામદાર સરકારે પંચમાહલના કામચલાઉ સીવીલ સરજયન નેમ્યા હતા.[4]

---

તા૦ ૬ ઠી ડીજેમબર.

રોજ ૧૮, માહ ૩ (શે) ૧૨૪૮ ય૦

મરણ—કાવસજી માણેકજી ગાંધી—ઉમર વર્ષ ૬૮) ખેતવાડીમાં રેહતા જરથોસ્તીઓએ અંજુમનને

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૪ મી નવેમબર ૧૮૭૮.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૧ મી નવેમબર ૧૮૭૮.

૩ "પકવાંન પોથી. યાને પારસીઓમાં રંધાતી સઘલી વાનીઓ, પકવાનો, મીઠાઇઓ, અથાનાં વગેરે બનાવવાની રીતી. સઘલી મલી ૪૦૦ વાનીઓ છે. દફતર આશકારા પરેસના માલેકોને માટે, બનાવનાર, બરજોરજી નશરવાનજી હીરા. મુંબઇ, દફતર આશકારા છાપાખાનાં મધે રૂસ્તમજી નવરોજજી ખંબાતાએ છાપી છે. સને ૧૮૭૮ ઇસવી."
એ પુસ્તકની ૧૮૮૨ માં બીજી અને ૧૮૯૬ માં ત્રિજી આવૃત્તિઓ બાહેર પડી હતી.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૫ મી ડીજેમબર ૧૮૭૮.

નામે ૧૮૫૭ માં મુકતાદ ફંડ તથા પછી બાજ જશન ફંડ અને ગહમબાર ફંડ કીધાં હતાં, તેના પેહલેથી એક તરસ્તી હતા.

---

તા૦ ૭ મી ડીસેમબર

પુણા ખાતે વૈદું શીખાડવાની એક શાળા ઉઘાડવા માટે શેઠ બેહરામજી જીજીભાઇ, સી૦ આઇ૦ ઇ૦ એ ત્યાંની શાસુન હાસ્પીટલની પાસેનો એક બંગલો તેને લગતી ૨૫૫૦૦ વાર જમીન સાથે, તથા રૂ. ૧૦૦૦૦) ની રોકડ રકમ સરકારમાં ભેટ આપી હતી, જે બાહલ રાખી નામદાર સરકારે એ શાળા "ધી બેહરામજી જીજીભાઇ મેડીકલ સ્કુલ" ને નામે ગઇ તા૦ ૧ લી નવેમ્બરથી ઉઘાડી હતી, અને તેને જાહેર રીતે ખોહલી મેલવાની ક્રીઆ મુંબઇના નામદાર ગવરનર સર રીચરડ ટેમપલે એક મોટા મેલાવડાની હજુરમાં આજ દીને કીધી હતી. તે પર નીચે પ્રમાણે તખતી છેઃ–[1]

THE BYRAMJEE JEEJEEBHOY MEDICAL SCHOOL
POONA.
Established 1st November 1878.
Like the sister Institution at Ahmedabad
this school takes its name.
from the late
Hon'ble Mr. BYRAMJEE JEEJEEBHOY, C. S. I.
who presented
this Bungalow and the attached land
(admeasuring 25,500 Square Yards)
to be used as a Home and Play-Ground
for the Students
And who also contributed the sum of Rs. 10,000/—
in 4 per cent Government Paper
to form an Endowment Fund.

---

તા૦ ૧૭ મી ડીસેમબર.

રોજ ૨૯, માહ ૩ (શે.) ૧૨૪૮ ય૦

મરણ—દાદાભાઇ પેશતનજી નવસારીવાલા—ઉમર વર્ષ. ૮૧ નામદાર પેહલા સર જમશેદજી જીજીભાઇ બારોનેટ ના ધણીયાની લેડી આવાંબાઇના અતલસગના બેહી હોવાથી એમના કુટુંબ સાથ બહુ પલોટાયલા હતા. અને એવંજ એમને ચીન તરફ વેપારનાં કામ માટે મોકલ્યા હતા.[2]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૦ મી ડીસેમબર ૧૮૭૮.

૨ શેઠો મેહરવાનજી, નસરવાનજી, મંચેરજી, અને પેસ્તનજી દાદાભાઇ (પલાન મેકર) નવસારી વાળાના બાવા.

તા૦ ૧૮ મી ડીસેમબર.

પુણાંની કોનવેંટ અને પેનશનરસ સ્કુલમાં શિખનારાં બાળકોને શેઠ અરદેશર હોરમજજી વાડીઆનાં બાનુ બાઇ મેહરબાઇએ આજ દીને ક્રીસ્ટમાસની એક જીયાફત આપી હતી. બાઇનાં એક બેટી બાઇ ખરશેદબાઇએ એક ભાષણ કરી સર્વે બાળકોને ખુશાલ ક્રીસ્ટમાસ, તથા નામદાર કયસરે હિંદના બાહદુર સોલજરો કકડતી થંડી અને બરફની અંદર આફગાનીસ્તાન ખાતે લડે છે તેમની ફતેહ ચાહી હતી. [1]

---

શેઠો નવરોજજી હોરમજજી નસરવાનજી કુપર અને નાનાભાઇ દાદાભાઇ સતારાવાલાએ હીંદુસ્થાનની તવારીખની પ્રાચીન કાળમાં દારાયસ હીસ્તાસ્પીસના હુમલાથી તે હાલના મહારાણીજીના ઢંઢેરા સુધીના વખતની વર્ષો ને અનુક્રમે તવારીખનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું. [2]

---

તા૦ ૧૯ મી ડીસેમબર ૧૮૭૮.

મરહુમ શેઠ કાવશજી નાનાભાઇ દાવરની મીલકતની વેંહચણીને લગતો સવાલ જે હાઇ કોરટમાં કમીશનરની હજુરમાં ચાલતો હતો, તે દરમ્યાન આજ દીને એ મરહુમનાં વીધવા બાઇ મીઠીબાઇ તરફથી નામદાર જડજ સર ચારલસ સારજંટને અરજ કરવામાં આવી હતી કે મરનારની બે નાબલી દીકરીઓ ધનબાઇ અને જરબાઇ જેઓ આઠ વર્ષની ઉમરે પુગવામાં આવી છે, તેણીઓને પારસીઓની રીત મુજબ શુદરેહ પેહરાવવો જોઇએ, માટે તેના ખરચના રૂ. ૧૫૦૦, તેણીઓનો ફાલો, જે રૂ. ૩૪૦૦૦) નો થશે, તેમાંથી કમીશનર પાસે અપાવવા. મરનારની આખી મીલકત રૂ. ૬૨૭૦૦૦) ની કોરટની સંભાલ તલેછે. આ નવજોત માટે માંગેલી રકમ ધર્મની ક્રિઆ, ખાણુ, અને બીજા ખરચોને માટે જોઇશે, અને તેમનાં કુટુંબના દરજ્જા પ્રમાણે એ રકમ કાંઇ ઘણી નહિં કેહવાશે. નામદાર જડજે જણાવ્યું કે શુદરેહ પેહરાવવાની ક્રિઆ મેં નજરે જોઇ છે, અને તે ઘણી થોડી છે, માટે તેપર આટલો મોટો ખરચ કરવો મને ઠીક લાગતો નથી, અને આએ કોરટ તેને ઉતેજન આપશે નહિ. એમ કહી બંધે

---

૧ જામે જમશેદ, તા૦ ૨૪ મી ડીસેમબર ૧૮૭૮.

૨ "Outlines of the History of India. Arranged in Chronological order. By, N. H. Cooper and N. D. Sataravala. Bombay: printed at the Fort Mercantile Press, 1878."

છોકરીઓની સાથે નવજોત કરવા સારૂં રૂ. ૭૫૦) અપાવવાનો હુકમ કીધો હતો. [૧]

તા૦ ૨૩ મી ડીજેમબર.

રોજ ૫ માહ ૪ (શે.) ૧૨૪૮ ય૦

મરણ—માણેકજી ખરશેદજી દાદીબરજોરના—ઉમર વર્ષ ૬૩ શેઠ ખરશેદજી બરજોરજી દાદીબરજોરના દીકરા. એવણ પ્રથમમાં ૧૮૪૦ થી પોતાના મામા શેઠ જીજીભાઈ દાદાભાઇની સહાયતાથી મેસરસ એડવરડ બેટસને ત્યાં શેઠ જમશેદજી ખરશેદજી બાટલીબોઇ સાથે ભાગમાં દલાલી કરતા હતા. જેમાંથી તા૦ ૧૯ મી અકટોબર ૧૮૬૫ ને દીને છુટા પડી રીટાયર થયા હતા. "પોતાની આસપાસના ઓળખાંન પીછાનવાળા તથા સગા વહાલાઓમાંના જેઓ બેકાર અને લાચાર હાલતમાં હોએ તેઓને ધંધે રોજગારે લગાડવા તથા આશરો આપવામાં મરહુમ શેઠ સદા ઉલટ બતાવતા હતા અને તેથી તેવણ લોકોમાં મોહટાં માનને લાએકના થઓ હતા."[૨]

તા૦ ૨૪ મી ડીજેમબર.

સુરત જીલ્લાને લગતાં કુંડીઆંણાં ગામ મધે ત્યાંની દરેમેહરની બાહેર પારસીઓના વપડાસને માટે એક કુવો કોઇ હમદીન જરથોસ્તીએ આજ દીને બંધાવી આપ્યો હતો. [૩]

તા૦ ૨૬ મી ડીજેમબર,

શેઠ રતનજી એદલજી કાંગાને નામદાર સરકારે અહમદનગર જીલ્લાના રાહુરી તાલુકાના કામ ચલાઉ મામલતદાર નેમ્યા હતા.

૧ જામે જમશેદ, તા૦ ૨૦ મી ડીજેમબર ૧૮૭૮.

૨ જામે જમશેદ, તા૦ ૨૫ મી ડીજેમબર ૧૮૭૮.

૩ આ કુવાપર નીચલી તખ્તી મારેલી છે.

"શ્રી પાક દાદગર દાદાર હોરમજદની મદદ હોજો.
" શ્રીકુલ કુંદીઆંનાંના જરથોસ્તી નાનાં તથા મોટાં અન
" જુમનને તથા દરેમેહેરમાં વાપડવા સારૂં એક અમદી
" આન જરથોસ્તીએ આ કુવો બંધાવી આપ્યો છે. પારસી
" રોજ ૬ થો મહા ૪ થો સને ૧૨૪૮ શેનશાહી યજદે
" જરદી. હીંદુ પોસ સુદ ૧ વાર ભોમે સંવત ૧૯૩૫
" ના તા૦ ૨૪ મી ડીઝેમબર ૧૮૭૮ અંગરેજી."

આએ કુનો મુંબઇવાલા શેઠ જાંગીરજી રૂસતમજી મોદીએ પોતાને ખરચે કુંદીઆંણાવાલા શેઠ ખરશેદજી પાલણજીની મારફતે બંધાવી આપ્યો હતો.

શેઠ માણેકજી એદલજી ખરીખાઉને નામદાર સરકારે બીજાપુરના મામલતદાર નેમ્યા હતા[૧]

વાંદરા મધેના ઓનરેબલ બેહેરામજી જીજીભાઇના "લેંડસ એન્ડ" નામના બંગલાના રસ્તા પરથી કેટલાક ઇંગ્રેજો ફરવા હરવા તથા ટેકડીનો દેખાવ જોવાને જાવ આવ કરતા હતા. તેમને એ શેઠે ત્યાં એક દરવાજો બાંધી લઇ અટકાવવાથી તેવણ ઉપર એક જાહેર રસ્તો બંધ પાડવાની ફરીઆદી થાણાના મામલતદારની કોરટમાં મંડાઇ હતી. તેનો ચુકાદો તા૦ ૨૬ મી જુન ૧૮૬૯ ને દીને એ શેઠના લાભમાં થયો હતો કે એ રસ્તો કાંઇ જાહેર હતો નહી, તે તો એ શેઠની જગા છે. તે પછી શેઠ બેહરાંમજીએ પોતાની જગાપરથી એક રસ્તો કરી વાંદરાના ટાપુના નાકાની સુંદર જગા પર બેઠકો વગેરે બંધાવી જાહેર પ્રજાને ફરવા હરવા માટે આ શાલમાં ખુલ્લો મુકયો હતો તે પર નીચે પ્રમાણે તખતી મારેલી છે.

BYRAMJEE JEEJEEBHOY POINT.
The land forming this Point, and the Pathway leading to it were Presented to the Public by
BYRAMJEE JEEJEEBHOY, Esq., C.S.I.
who also contributed a large portion of the Expenses of constructing the Sea-side Road and it is therefore also called after him the
BYRAMJEE JEEJEEBHOY ROAD.
A. D. 1878.

એ ઠેકાણે પોરતુગીઝોનો અસલ કીલ્લો હતો તેના ઉપર નીચે પ્રમાણે જુની તખતી હતી તે હાલ બી મોજુદ છે અને કીલ્લાનો થોડો ભાગ બી મોજુદ છે.

ESE. BALVAR
TE. SEFESEM
LOVOR-DONO
ME. DEIESVS
E. M. 1640

એનો તરજુમો એવો થાય છે કે "આ કીલો ખોદાની યાદમાં સને ૧૬૪૦ માં બાંધવામાં આવીયો છે."

એ દરીયે કીનારેનો રસ્તો બંધાયો તે આગમજ બેહરાંમજી પોઇંત પર જવાને લોકો જુનો હીલ રોડ વાપરતાં હતાં. ૧૮૭૦ ના એપ્રીલ માસની આખરીના એક દીને મુંબઇના તે વેળાના વડા જડજ સર ચારલસ સારજંત, મી૦ જસ્તીસ વારડન, ડા૦ લમસડન વગેરે

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૬ મી ડીજેમબર ૧૮૭૮.

યુરોપીયન અહરથો અને કેટલીક બાનુઓ શેઠ બેહરામજીના બંગલામાં પીકનીકે જઇ બે મોટી આમનીબસ (તે વેળાએ રવૈયો હતો તેમ) ભરાઇ રાતે પાછાં ફરતાં હતાં. તેટલાં ૫ેહલી આમનીબસ જે સર ચારલસ સારજંત નાઇત પોતે હાંકતા હતા તે ટેકડીની તલીએની એક કઢંગી વલાંન આગલ એક પથર સાથે અડી ગબડી પડી કે બસને મથાળે બેઠેલાં બે યુરોપીયન બાનુઓ મીસીસ વીને અને મીસ ફીલીપસ ત્યાંહ આવેલા એક ઉંડા પાર વગરના કુવામાં પડી જઇ ડુબી મુવાં. આ અકસ્માત પછી તે કુવાને મોટી દેવાલ કરી રસ્તો સુધાર્યો હતો. તો પણ ભવીષમાં અકસમાત ન બને, અને પ્રજાની સગવડ માટે સેંત એંડ્રુના દેવલથી દરીયે કીનારેથી રસ્તો કાહડવા શેઠ બેહરામજીએ મ્યુનીસીપાલીતીને મોટી રકમ આપી હતી. જે કબુલી મ્યુનીસીપાલીટીએ તે રસ્તાને "ધી બેહરામજી જીજીભાઇ રોડ" નામ આપવાનો ઠરાવ કીધો હતો, એ રસ્તો પુરો કરતાં મ્યુનીસીપાલીતીએ નાણાં સંબંધી મુશકેલી બતાવી ઘણી ઢીલ કરી હતી. ૧૮૯૮ નાં શાલ સુધી તે પુરો થયલો નહીં હોવાથી બે. જી. તરસત સેતલમંતના તરસતીઓએ ૨૯ મી અકટોબર ૧૮૯૮ ને દીને રૂ. ૨૦૦૦ અને ૧૯૦૬ માં બીજા રૂ. ૧૨૦૦ મ્યુ. ને આપ્યા હતા. વળી તરસતી સાહેબોએ રૂ. ૨૦૦૦ ને ખરચે રસ્તાપર શોભતી પથરની બેઠકો બંધાવી આપી છે.

---

શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરે ઇ. સ. ૧૮૭૬ ના ફેબ્રરવારી, આપરેલ અને જુલાઇ માસમાં ઇસ્ટ ઇંડીઆ એસોસીએશનની મુંબઇની શાખાના સંબંધમાં કરેલાં "હિંદુસ્તાનની ગરીબાઇ" વિષેનાં ભાષણુની એક ચોપડી લંડન મધે છપાવી પ્રગટ કીધી હતી.[1]

---

પ્રોફેસર મેક્ષમુલરે પોતાનાં અધીપતીપણાં અને જાતી દેખરેખ હેઠળ પૂર્વ તરફની ભાષાના નામીચા વિદ્યાર્થીઓ પાસે પૂર્વ તરફના ધરમને લગતાં કેટલાંક ઉપયોગી પુસ્તકોની એક હારમાલા "સેક્રેડ બુકસ ઑફ ધી ઇસ્ટ "નાં નામથી આએ વર્ષથી પ્રગટ કરાવવા માંડી હતી.[2]

પ્રોફેસર સી. હારલેએ ફ્રેંચ ભાષામાં અવસ્તાનાં વ્યાકરણ, anthologic, ફરહંગ વગેરેનું એક નાથલું પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[3]

---

મોનશીયો એ. હુવેલાક નામના ફ્રેંચ વિદ્વાને અવસ્તા, જરથોસ્ત, માજદીઅશની દીન, વગેરેના જુના લેખોની તવારીખનું એક પુસ્તક ફ્રેંચ ભાષામાં પ્રગટ કીધું હતું.[4]

---

તા૦ ૩૧ મી ડીજેમબર.

આએ વર્ષમાં ઇધાને તા૦ ૧લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીજેમબર ૧૮૭૮ સુધીમાં મુંબઇના પારસીઓમાં ૧૧૨૪ જન્મ-જેમાં ૫૯૮ છોકરા અને ૫૨૯ છોકરી-નોધાયાં હતાં,

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં ૨૮૫ જોડાંનાં લગન તથા ૧૬ જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| લગન— | ૭ થી ૧૦ વર્ષના. | ૨ | ૧૧ | ૧૩ |
| | ૧૧ થી ૧૫ વર્ષના. | ૨૧ | ૧૨૩ | ૧૪૪ |
| | ૧૬ થી ૨૦ વર્ષના. | ૮૦ | ૧૨૬ | ૨૦૬ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં. | ૧૩૨ | ૩૩ | ૧૬૫ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં. | ૪૨ | ૨ | ૪૪ |

---

1 "Poverty of India. By Dadabhai Naoroji. London: printed by Vincent Brooks, Daz and Son. 1878."

૨ એ હાર માલાનાં આજ સુધી ૪૯) દફતરો છપાઇ પ્રગટ થયાં છે, જે મધે પુરાતન ઇરાનીઓના ધર્મને લગતાં ૮) દફતરોમાં નીચલી બાબદોના તરજુમા કરેલા છે:—

દફતર ૪ થું—વંદીદાદ(જેમસ ડારમેસ્ટેટર)—૧૮૮૦.
દફતર ૫ મું—બુનદેહશ, બહમન યષ્ટ, અને શાયશ લાશાયશ (ઇ. ડબલ્યુ વેસ્ટ)—૧૮૮૦.
દફતર ૧૮ મું—દાદેસ્તાને દીની અને માનુશચેહરનાં ધર્મ પત્રિકા (ઇ. ડબલ્યુ વેસ્ટ) ૧૮૮૨.
દફતર ૨૩ મું—શીરોઝા, યષ્ટો અને નીયાએશો (જેમસ ડારમેસ્ટેટર)—૧૮૮૪.
દફતર ૨૪ મું—દીનાએ મીનો ખેરદ, સેકંદ ગુમાનીવજાર, અને સદદર (ઇ. ડબલ્યુ વેસ્ટ) ૧૮૮૫.
દફતર ૩૧ મું—યજશને, વીસ્પરદ, આફરીનગાન, ઘાહ અને પરચુરણ (એલ. એચ. મીલ્સ—૧૮૯૨.)
દફતર ૩૭ મું—એકવીશે નુસ્કની હકીકત, દીનકરદની ૮ મી તથા ૯ મી કેતાબમાં જણાવ્યા મુજબ (ઇ. ડબલ્યુ. વેસ્ટ) ૧૮૯૨.
દફતર ૪૭ મું—જરથોસ્ત પેગમબરના મોજેજ઼ (ઇ. ડબલ્યુ વેસ્ટ)—૧૮૯૭.

3 "C. de Harlez manuel, de la langue de l' Avesta. *Grammair, Anthologiec, Lexique. Paris* 1878."

4 "A Horelacque, L'Avesta, *Zoroastre et le* Mazdeisne. Premiere Partie. Intraduction. Decouverte et interpretation de L'Avesta. Paris 1676."

| | | | |
|---|---|---|---|
| ૩૧ થી ૩૫ વર્ષનાં. | ૧૦ | ૦ | ૧૦ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં. | ૫ | ૦ | ૫ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં. | ૨ | ૦ | ૨ |
| ૪૬ થી ૫૦ વર્ષનાં. | ૧ | ૦ | ૧ |
| | ૨૯૫ | ૨૯૫ | ૫૯૦ |

| | | | |
|---|---|---|---|
| ગગરનાં–૧૬ થી ૨૦ વર્ષનાં. | ૦ | ૪ | ૪ |
| ૨૧ થી ૨૫ વર્ષનાં. | ૧ | ૫ | ૬ |
| ૨૬ થી ૩૦ વર્ષનાં. | ૧ | ૩ | ૪ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં. | ૩ | ૪ | ૭ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં. | ૬ | ૦ | ૬ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં. | ૩ | ૦ | ૩ |
| ૪૬ થી ૫૦ વર્ષનાં. | ૨ | ૦ | ૨ |
| | ૧૬ | ૧૬ | ૩૨ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે **૧૧૭૩** મરણ નિપજયાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| **તરતનાં જન્મેલ** ... | ૪૭ | ૨૪ | ૭૧ |
| ૧ દીનથી ૧ માસ સુધીના... | ૫૨ | ૩૪ | ૮૬ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીના... | ૯૮ | ૯૧ | ૧૮૯ |
| ૧ થી ૫ ,, ... | ૧૨૪ | ૧૧૪ | ૨૩૮ |
| ૬ થી ૧૦ ,, ... | ૨૫ | ૨૧ | ૪૬ |
| ૧૧ થી ૨૦ ,, ... | ૧૨ | ૩૬ | ૪૮ |
| ૨૧ થી ૩૦ ,, ... | ૨૭ | ૨૯ | ૫૬ |
| ૩૧ થી ૪૦ ,, ... | ૪૦ | ૩૧ | ૭૧ |
| ૪૧ થી ૫૦ ,, ... | ૪૧ | ૨૧ | ૬૨ |
| ૫૧ થી ૬૦ ,, ... | ૫૬ | ૩૯ | ૯૫ |
| ૬૧ થી ૭૦ ,, ... | ૫૦ | ૪૬ | ૯૬ |
| ૭૧ થી ૮૦ ,, ... | ૨૭ | ૪૯ | ૭૬ |
| ૮૧ થી ૯૦ ,, ... | ૧૩ | ૨૩ | ૩૬ |
| ૯૧ થી ૧૦૦ ,, ... | ૧ | ૨ | ૩ |
| | ૬૧૩ | ૫૬૦ | ૧૧૭૩ |

એ **૧૧૭૩** મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:–

| | | | |
|---|---|---|---|
| કોલાબા ... | ... ૧૦ | બાહેરકોટ | ... ૧૬૩ |
| કોટ ... | ... ૪૦૯ | ખેતવાડી | .. ૯૨ |
| ધોબીતલાવ | ... ૨૭૨ | બેટાંકી ... | ... ૨ |
| કરેલવાડી | ... ૧૮ | ભીંડીબજાર | ... ૩૭ |
| ગીરગાંમ | ... ૨૪ | ભાંએખલા | ... ૫ |
| ચોપાતી... | ... ૨૬ | મજગાંમ | ... ૩૪ |
| ગ્રાંટરોડ... | ... ૧૯ | પરેલ ... | ... ૧૧ |
| તારદેવ ... | ... ૫ | મોચ ... | ... ૨ |
| ગોવાલીઆ તલાવ... | ૧૦ | નાએગાંમ | ... ૩ |
| ખંબાલા | ... ૨ | દાદર ... | ... ૧ |
| વાલકેશર | ... ૮ | માહીમ ... | ... ૩ |
| | | વાંદરા ... | ... ૫ |
| | | સર જ. જી. હાસ્પી૦ | ૭ |
| | | ગોકલદાસ હાસ્પી૦ | ૨ |
| | | ઇગતપુરા | ... ૨ |
| | | | ૧૧૭૩ |

એ ૧૧૭૩ મરણ નીચલાં કારણથી નીપજયાં હતાં:—

| | |
|---|---|
| તાવ ... ... ... ... ... | ૨૪૬ |
| ગ્નાન તંતુને લગતાં દરદો ... ... ... | ૧૫૧ |
| ફેફસાંને લગતાં દરદો ... ... ... | ૮૦ |
| લોહી વીકારને લગતા દરદો ... ... ... | ૧૭ |
| જલંદર ... ... ... ... ... | ૧૭ |
| શીતલા ... ... ... ... ... | ૨૨ |
| ગોવરૂં ... ... ... ... ... | ૪૦ |
| કોલેરા ... ... ... ... ... | ૪૩ |
| મરડો ... ... ... ... ... | ૩૬ |
| પેત ... ... ... ... ... | ૪૧ |
| પીસાબને લગતાં દરદો ... ... ... | ૪ |
| છુપા ભાગને લગતાં દરદો ... ... ... | ૧૬ |
| ચામડીને લગતાં દરદો ... ... ... | ૧૯ |
| હાલચાલ તથા તંતુને લગતાં દરદો ... ... | ૩ |
| તરતનાં જન્મેલાં ... ... ... ... | ૭૧ |
| જખંરી તથા નાકવતી ... ... ... | ૧૩૯ |
| બીજાં દરદો ... ... ... ... ... | ૨૧૪ |
| (૧૩ તાવને લગતાં. | |
| ૯૬ છાતીને લગતાં. | |
| ૧૦૫ પાચન શક્તિને લગતાં.) | |
| આપઘાત ... ... ... ... ... | ૧૨[1] |

૧ આપઘાત કરી મરણ પામેલાં ૧૨) જણામાં ૫) પુરૂષ અને ૭) સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૪૮) વર્ષના આગલા વ્યાપારીએ નાણાં ગયાના ગમમાં અસ્ત્રાવડે ગળાં પર જખમ કરી તથા સાથે ઝેર ખાઇ, એક ૫૮) વર્ષના નશેશાલારે મગજની અસ્થિર હાલતમાં દરીયામાં પડી, એક ૫૩) વર્ષના દુકાનદારે માંદગીથી કંટાળી કુવામાં પડી, એક ૫૩) વર્ષના બબરચીએ છાકટપણાંના અવેશમાં દરીયામાં પડી, તથા એક ૨૩) વર્ષના ફીટરે નોકરીથી રજા મલવાની નીરાશીમાં કુવામાં પડી આપઘાત કીધા હતા. સ્ત્રીઓમાં એક ૧૮) વર્ષનીએ માંદગીથી કંટાલી,

(૬ જેહર ખાઇને.
૬ કુવામાં પડીને.)
હોનારત, અકસમાત, વગેરે ... ... ...૭૨
(૩ ડાઝી જવાથી.
૧ નાહતાં ડુબી જવાથી.
૧ રેલવે તલે આવી જવાથી.
૧ માએ બાળા ગોળી વધુ ખવાડવાથી.
૧ બારીએથી રસ્તામાં તુટી પડવાથી.)

૧૧૭૩ વળી એજ વર્ષમાં મુંબઇ મધે ૮૧ પારસીઓએ નાદાર દેવાદારોની કોરટનો આશરો મેલવવાને અરજી કીધી હતી, જેમાં બે ઓરતો પણ હતી.

એક ૨૫) વર્ષનીએ ઘરસંસારી કલેશને લીધે, બે ૨૬) વર્ષનીઓએ ભરથારોના મરણના ગમને લીધે, અને એક ૬૦) વર્ષનીએ મગજની અસ્થિર હાલતમાં પાંચીએ ઝેર ખાઇ, તથા એક ૬૭) અને બીજી ૩૫) વર્ષનીઓએ માંદગીથી કંટાળી બંનેએ કુવામાં પડી આપઘાત કીધા હતા.

૨ અકસ્માતથી મરણ પામેલાં ૭) જણામાં ૪) પુરૂષ અને ૩) સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૪૦) વર્ષના નોકરનાં કપડાં દીવાથી સળગી જવાથી, એક ૫૮) વર્ષનો પેનશનર ચાલતી ત્રેને ઉતરવા જતાં પડી જવાથી, એક ૯) વર્ષનો છોકરો દરીયામાં નાહતાં ડુબી જવાથી, અને એક ૪૦) દીવસના બુચાને માએ ભુલમાં બાળગોળી વધારે ખવાડવાથી મરણ પામ્યા હતા. સ્ત્રીઓમાં એક ૭૫) વર્ષની બુઢી તથા એક ૫) વર્ષની બુચી દીલમાંનાં કપડાં અકસ્માતીક સળગી જવાથી, તથા એક ૩૫) વર્ષની ઘરમાં આગ લાગવાથી ગભરાતમાં બારીએથી રસ્તામાં તુટી પડી મરણ પામી હતી.

# ઈ. સ. ૧૮૭૯.

આએ વર્ષનાં "ટાઇમસ, ઓફ ઇંડીઆ" નાં કાલેનડરમાં[1] સઘળી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફકજ છે.

જાંઇટ સ્ટાક કુંપનીઓ:—

સેંત્રલ ઇંડીઆ સ્પીનીંગ વીવીંગ એંડ માન્યુફેક્ચરીંગ કુંપનીના ડાએરેકટરોમાં નશરવાનજી રતનજી તાતા, ખરશેદજી જાંહગીરજી તારાચંદ, ફરામજી હોરમજજી મેહતા, દાદાભાઇ દીનશાહ ગાંધી, અને જમશેદજી નસરવાનજી તાતા. શેક્રેટરી—જાંહગીરજી બરજોરજી વાછા.

ન્યુ કોલાબા કુંપનીના ડાએરેકટરોમાં શોરાબજી શાપુરજી બંગાલી, શોરાબજી ફરામજી પટેલ, અને ખરશેદજી રૂસ્તમજી કામાજીનાં નામ વધારે.

કોલાબા સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં નશરવાનજી દાદાભાઇ કાતરકનું નામ વધારે.

ફ્રેંચ પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં દીનશાહ ફરામજી કેઆસ.

ગ્રેટ ઇસ્ટરન સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં પાલણજી ફરામજી મેહતાનું નામ વધારે.

હિંદુસ્થાંન સ્પીનીંગ એંડ વીવીંગ મીલસ કુંપનીના માનેજર તરીકે ફરામજી બહમનજી પટેલ.

મધરાજ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં નશરવાનજી માણેકજી પીટીટ, કાવશજી દીનશાહજી એડનવાલા, એદલજી નશરવાનજી શેઠના, જાંહગીરજી હોરમજજી મોદી. શેક્રેટરી એંડ ત્રેજરર જાંહગીર હોરમજજીની કુાં૦

મધરાજ યુનૈઇટેડ સ્પીનીંગ એંડ વીવીંગ મીલસ કુંપનીના ડાએરેકટરોમાં ખરશેદજી માણેકજી શેઠના.

માણેકજી પીટીટ માન્યુફેકચરીંગ કુંપનીના ડાએરેકટરોમાં દાદી નશરવાનજી દાદીનું નામ વધારે.

તા૦ ૧ લી જાનેવારી

આજ દીને નવાં વર્ષની ખુશાલીમાં નામદાર માહારાણીજી તરફથી અપાયલા ખેતાબોમાં આકોલાના આસીસ્ટંટ કમીશનર દસ્તુર બહમનજી જામાસપજી જામાસ્પ આશાનાને "કંમપાનીઅન ઑફ ધી ઈંડીઅન એમપાએર" (સી. આઇ. ઇ.) નો ખેતાબ મલ્યો હતો.[1]

તા૦ ૨ જી જાનેવારી

રોજ ૧૫ માહ. ૪ (શે૦) ૧૨૪૮ ય.

મરણ—ખરશેદજી કુવરજી માજુ—ઉમર વર્ષ ૬૯) ૧૮૪૦ થી પોતાના પીતરાઇ હોરમજી માણેકજી માજુની

1 The "Times of India" Calendar and Bombay Directory for 1879. Bombay: printed and published at the "Times of India" office.

1 જામે જમશેદ, તા૦ ૩ જી જાનેવારી ૧૮૭૯

ઇંગ્રેજ બજારની મીલીનરીની દુકાનમાં પોતાના ભાઇ દોરાબજી સાથ જોડાયા હતા. અને ૧૮૪૭ મા તેમાંથી છુટા પડી પોતે જુદો રોજગાર ચલાવતા હતા.

---

તા૦ ૭ મી જાનેવારી

મુંબઇનાં મ્યુનીસીપાલ કારપોરેશનના આવતાં ત્રણ વર્ષોને માટે કર ભરનારાઓ તરફના ૩૬) અધિકારીઓની ચુંટણી ગઇ તા૦ ૩૦ મી અકટોબરને દીને થાઇ હતી, જે વેળા ૩ ઇંગ્રેજ, ૧ પોર્ટુગીજ, ૧૫ હિંદુ, ૪ મુસલમાન અને નીચલા ૧૩ પારસીઓ કારપોરેટરો તરીકે ચુંટી કઢાયા હતાઃ—

વારડ. ૧; શેઠ હોરમજજી નવરોજજી સકલાતવાલા, કાવશજી માણેકજી લીમજી. વારડ ૨; શેઠો બહમનજી પેશતનજી માસટર, હોરમજજી દાદાભાઇ પલીડર; વારડ ૩; શેઠો નવરોજજી ફરદુનજી, ડાકટર કાવશજી હોરમજજી, નવરોજજી બેહરામજી સંતોક. વારડ ૪; શેઠ નશરવનજી ચાંદાભાઇ ઇજનેર. વારડ, ૬; શેઠ જમશેદજી પાલણજી કાપડીઆ. વારડ ૭; શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી. વારડ ૮; શેઠો મનચેરજી નવરોજજી બનાજી, બેહરામજી નશરવાનજી સીરવાઇ, વારડ ૯; શેઠ નાનાભાઇ બેહરામજી જીજીભાઇ.

એજ મુજબ સુબેહના અમલદારો તરફના ૧૬ અધિકારીઓની ચુંટણી તા૦ ૧૩ મી નવેમબરને દીને થાઇ હતી, જે વેળાએ ૭ ઇંગ્રેજ, ૪ હિંદુ, અને નીચલા ૫ પારસીઓ કારપોરેટરો તરીકે ચુંટી કઢાયા હતા.—

હાનરેબલ ડોશાભાઇ ફરામજી કરાકા, સી. એસ. આઇ; ખાંનબાહદુર બેહરાંમજી દાદાભાઇ રેજીસ્ત્રાર, શેઠો હોમજી ખરશેદજી દાદી, પીરોજશાહ મેહરવાંનજી મેહતા, એમ. એ; સર જમશેદજી જીજીભાઇ બારોનેટ.

વળી સરકાર તરફના ૧૬ અધીકારીઓ તા૦ ૧૨ મી ડીસેમબરને દીને નેમાયા હતા, જે બધા ઇંગ્રેજોજ હતા.

એ કારપોરેશનની પહેલી સભા આજ દીને મલી હતી, જે વેળાએ આવતાં ત્રણ શાલ માટે કારપોરેશન તરફના ૨ હિંદુ, ૨, મુસલમાન, અને નીચલા ૪ પારસીઓ ટાઉન કૌનસીલના મેમબરો તરીકે ચુંટી કઢાયા હતા —[1]

શેઠો નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, નવરોજજી ફરદુનજી, હાનરેબલ ડોશાભાઇ ફરામજી કરાકા, સી. એસ. આઇ; મનચેરજી નવરોજજી બનાજી.

---

૧ ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૮ મી જાનેવારી ૧૮૭૯

તા૦ ૧૨ મી જાનેવારી

રોજ ૨૫ માહ ૫ (ક.) ૧૨૪૮ ય૦

**મરણ**—દાદાભાઇ બેહરાંમજી બનાજી—ઉમર વર્ષ ૬૬) એ પણ પ્રથમ કલકતા અને ચીન તરફ મોટો રોજગાર ચલાવતા હતા. ૧૮૪૫ માં ચીન મધે ત્યાંની જરથોસ્તી અંજુમનનું જે ફંડ સ્થાપ્યું તેના એવણ એક તરસ્ટી હતા. ચીનથી અતરે આવયા પછી પણ લાંબો વખત વેપારમાં પડયા હતા. અલેકજાંડરા સ્કુલ સ્થાપવા માટે મરહુમ શેઠ માણેકજી ખરશેદજી શરાફે ઉભાં કીધેલાં પેહલાં લીસ્તમાં એવને રૂ. ૨૫૦૦) ભર્યા હતા. મુંબઇ બેંકની નાદારી બાબે સેક્રેતરી ઓફ સ્તેતે ૧૮૬૮ માં જે કમીશન નેમ્યું હતું, તેમાં એવને શાક્ષી આપી હતી.

---

તા૦ ૧૪ મી જાનેવારી.

આડમીનીસ્ત્રેટર જનરલનો ૧૮૭૪ નો ૨ જો કાએદો કે જેમાં—"હિંદુ, મુસલમાન, બુધીસ્ટ, તથા જે લોકોને ૧૮૬૫ના ઇંડીઅન સકસેશન આકટની ૩૩૨ મી કલમ મુજબ તે કાએદાના અમલ તલેથી બાતેલ કીધા હોય" તેઓને ખાસ છુટા કરી બીજા સઘળા લોકોને તે લાગુ પાડયો છે, તે કાએદો પારસીઓને પણ લાગુ પડવાથી મોફસીલમાં તેની રૂહે એક મરનાર પારસી જો કાંઇ પોતાની મીલકત મુકી જાય તો તેની મીલકત લેવાને કોઇ હકદાર ઠરે અને તેને તે મીલકત સપુરદ કરવામાં આવે. ત્યાં સુધી તે મીલકત જીલ્લા જડજના અથવા તે મુકરર કરે તેવા અધિકારીના તાબામાં રહે. આ કલમથી ગુજરાતના પારસીઓને તેમના રેવાજ મુજબ ઘણી અગવડો નડવાથી તેઓના તરફથી શેઠ રૂસતમજી ખુરશેદજી મોદીએ એક અરજી હિંદુસ્થાનનાં વાઇસરાય નામદાર લારડ લીટન જોગ ૧૮૭૮ના ફેબરવારી માસમાં કરી એ કાયદામાંથી પારસીઓને પણ બાતલ કરવાને આજીજી કીધી હતી. શબબ તેઓ તો આ દેશનાજ હાલ વતની હોવાથી તેઓની મીલકતનો સંભાલ લેવાને તેઓનાં ઘણાં સગાં વાહલાં તથા મિત્રો નીકલી આવે એમ છે. આ ઉપરથી નામદાર વાઇસરાએ જુલાઇ ૧૮૭૮ માં મુંબઇની સરકારને પુછાવ્યું કે, અગર આ કાએદામાંથી પારસીઓને બાતલ કરવામાં આવે તો કાંઇ હરકત છે કે નહિં, તથા ગુજરાત સિવાય મુંબઇ ઇલાકાના બીજા પારસીઓખી આ ધારામાંથી બાતલ થવાને ઇચ્છે છે કે? આ ઉપરથી મુંબઇની સરકારે પુણાના પારસીઓનો વિચાર ખાનબાહદુર પદમજી પેશતનજી તથા, ખાંનબાહદુર દસ્તુર નોશરવાંનજી જામાસપજી જામાસપ આશાનાની મારફતે, તથા અહ

મદનગરના પારસીઓનો વિચાર ખાંનબાહદુર નશરવાંનજી ખરશેદજી નગરવાલાની મારફતે કાગજે લખી જાણવા માગયો હતો, જેઓ બધાઓએ એક અવાજે જણાવ્યું કે પારસીઓને આએ કાએદામાંથી બાતલ રાખવા જોઈએ. એજ મુજબ મુંબઈના પારસીઓના વિચાર જાણવાને પણ સર જમશેદજી જીજીભાઈ બારોનેટને લખવાથી તેવણે-આજ દીને અતરેના આગેવાન પારસીઓની એક સભા પોતાના મજગાંમ કાસ્ટલમાં બોલાવી હતી, જ્યાં સંઘો પત્ર વ્યાવહાર વાંચ્યા પછી શેઠ બેહરામજી જીજીભાઈ, સી. એસ. આઈ. ની દરખાસ્ત, અને શેઠ પીરોજશાહ મેહરવાંનજી મેહતા, એમ. એ. ના ટેકાથી ઠેરાવ થયો કે, "સુરત તથા મોફ્સીલ અને બીજી જગાના પારસી રેહવાસીઓએ આડમીનીસ્ટ્રેટર જનરલના આકટ વીશે જે અરજી કીધી છે, તે મધે જાહેર કીધેલા શબબોને લીધે એ ધારાના અમલમાંથી જે પ્રમાણે અને જેટલી હદ સુધી હીંદુ, મુસલમાન, અને બુધ્ધીસ્ટ લોકોને અલગ રાખ્યામાં આવ્યા છે, તેજ પ્રમાણે અને તેટલીજ હદ સુધી પારસીઓનેબી અલગ રાખવા જોઈએ એવું આ સભાનું મજબુત મત છે, અને એ રીતે તેઓને અલગ રાખવાનાં કારણ સારૂં મજકુર ધારાની ૧૬, ૧૭, ૧૮, ૩૬, અને ૬૪ મી કલમમાં "મુસલમાન" તથા "બુધીસ્ટ" એ શબ્દોની વચ્ચે "પારસી" શબ્દ ઉમેરવો બસ છે, એવું આ સભા વિચારે છે." ૧

૧ જામે જમશેદ, તા૦ ૧૫ મી જાનેવારી ૧૮૭૯.

ઉપલો ઠેરાવ સર જમશેદજીએ નામદાર સરકાર પર તા૦ ૧૬મી જાનેવારી ૧૮૭૯ને દીને એક પત્ર સાથે લખી મોકલ્યો હતો, પણ તે વિષે હિંદુસ્થાનની વડી સરકારને જરા ગુંચવાડો જણાયાથી તે બાબે પાછો વિચાર ચલાવવાને સર જમશેદજીને લખી મોકલ્યું હતું, અને તે ઉપરથી તેવણે તા૦ ૨૪ મી મારચ ૧૮૮૦ ને દીને પાછી ઉપલી સભા બોલાવી તેમાં એ બાબે નીચે મુજબ ખોલાસાથી ઠેરાવ પસાર કરી મોકલ્યો હતો:—

"નામદાર સરકારને સર જમશેદજી જીજીભાઈ બારોનેટે પોતાના તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૭૯ના પત્ર મધે જણાવ્યું હતું કે પારસીની કોમના લાભને કીજે આડમીનીસ્ટ્રેટર જનરલ આકટની ૧૫ મી તથા ૧૭ મી તથા ૧૮ મી કલમો ઉપયોગી છે, માટે તે ધારા પુસ્તકમાં રાખવી જોઈએ એમ જે લખ્યુ હતુ તે મુખ્ય કરીને ૧૭ મી તથા ૧૮ મી કલમ વીશે હતું, અને ૧૫ મી કલમ વિષે એ લખાણને ઘણો સેહેજ સંબંધ હતો. શબબ કે ૧૬ મી કલમ બાતલ કીધા પછી મજકુર ૧૫ મી કલમ ઘણે દરજજે નીરઉપયોગી થઈ પડશે એવું વીચાર્યું હતું. તોપણ વશીહત કર્યા વગર ગુજરી જનાર હરેક ધણીની મીલકતનો વહીવટ ચલાવવાનો અખત્યાર મેલવવા માટે તે મરનારના માનનારાઓને જે દરજ્જે "ઈંડીઅન શક-

તા૦ ૧૫ મી જાનેવારી

ડાક્ટર કુવરજી કાવશજી વઈદે એડીનબરોની એલ. આર. સી. એસ; તથા ગલાસગોની એલ. એફ.

શેશન આકટ" ની ૨૦૬થી કલમમાં આપવામાં આવ્યો છે, તેનાથી ચહડતો દરજજે ધ્યાને તે અખત્યાર મેલવવાને તેઓથી પુર્વે હક આડમીનીસ્ટ્રેટર જનરલને ઉપર જણાવેલી ૧૫ મી કલમમાં આપેલો છે, તેથી એ કલમ બીલકુલ નીરઉપયોગી કહેવાય નહીં.

"૨—પણ અગરજે મજકુર આકટની ૧૫ મી અને ૧૬ મી કલમો એક બીજા સાથે સામતી વંચાતી હોય, તથા તેનો અર્થબી સામતો થાઈ શકે, અને ૧૬ મી કલમમાં "પારસી" એ શબ્દ ઉમેર્યાથી ૧૫ મી કલમનો લાભ પારસીની કોમને મલતો બંધ પડતો હોય તોપણ પારસીઓની એવી અરજ છે કે, ૧૫ મી કલમથી મલતો લાભ ખોઈનેબી ૧૬ મી કલમના અમલમાંથી તેઓની કોમને અલગ રાખવી.

"૩—મજકુર ૧૬ મી કલમની સામે પારસીઓને જે વાંધા છે તે સુરતના પારસીઓ એ પોતાની અરજીના ૬ થા તથા ૭ મા પારેગ્રાફમાં ખોલ્લી રીતે જણાવેલા છે અને જે વાંધા ૬૪ મી કલમની સાંમે ઉઠાવવામાં આવ્યા છે તેજ ઘણાખરા વાંધા ૧૬ મી કલમને બી લાગુ પડે છે."

એ પછી એ કાયદાની ૧૬, ૧૭, ૧૮, ૩૬ અને ૬૪ મી કલમમાં જ્યાં સુસલમાંન અથવા બુધીસ્ત શબ્દો આવેલા છે તેની વચ્ચે "પારસી" શબ્દ ઉમેરવાને લગતું એક નાંધલું બીલ નામદાર વાઈસરાયની ધારા સભામાં રજુ કરવા ધારા શાસ્ત્રી મી૦ વીહટલીસ્ટોકસે તૈયાર કીધું હતું, અને તે કૌનસીલમાં રજુ કરવા આગમજ પારસીઓની પસંદગીને માટે નામદાર વડી સરકારે મોકલી આપ્યું હતું. એ બીલ ઉપર વિચાર કરવા માટે પાછી પારસી આગેવાંનોની એક સભા સર જમશેદજી જીજીભાઈ બારોનેટે તા૦ ૧૧ મી આગસ્ટ ૧૮૮૦ ને દીને મજગાંમ કાસ્ટલમાં બોલાવી હતી, જ્યાં શેઠ નવરોજજી ફરદુનજીની દરખાસ્ત અને શેઠ ખરશેદજી ફરદુનજી પારખના ટેકાથી ઠેરાવ થયો કે "હાનરેબલ મી૦ વીહીટલીસ્ટોકસે રજુ કીધેલું બીલ મુફ્સીલના પારસીઓને તેમની અડચણોમાંથી સારી રીતે મોકલા કરવા સરખું ચોકસ છે તેથી તેના ઉપર પારસી કોમની પુરેપુરી મંજુરયાત છે—સીવાય કે બીલની બીજી કલમમાં દાખલ કરેલી આકટની ૩૬ મી કલમ." આ ૩૬ મી કલમ વિષે શેઠ જાંહગીરજી મેહરવાંનજી પલીડરે સમજ આપી કે એ કલમનું બંધણ લાભકારક અને ફાયદે પડતું હતું. તેથી કોઈ મરનાર શખસની વીધવા, છોકરા, છોકરી, વગેરે બેશીને ટુંક ખરચમાં રૂ. ૧૦૦૦) ની અંદરની અસકયામત કીજે પવરના સરખી સરટીફીકેટ આડમીનીસ્ટ્રેટર જનરલ તરફથી મલે. આ સુચના પ્રમુખ સર જમશેદજીએ પોતાના કાગજમાં સરકારને લખી જણાવવાને ઠેરવ્યું હતું.

એસ. પી., એલ. ની પરીક્ષાઓ ફતેહમંદી સાથે પસાર કીધી હતી. [1]

તા૦૧૫ મી જાનેવારી

રોજ. ૨૮ માહ ૫ (ક) ૧૨૪૮ ય૦

મરણ—ગાંધીભાઇ જાંહગીરજી મોદી—ઉમર વર્ષ ૪૦). ૧૮૬૫ માં હાઇ કોરટ પલીડરની તથા ૧૮૭૦ માં સોલીશીતરની પરીક્ષા પસાર કરી હતી. 'જનારધન એંડ ગાંધીભાઇ' ને નામે વકીલાતનું કામ ચલાવતા હતા, અને સમોલ કોઝ કોરટમાં મુકદમો ચલાવતાં અચણુચ મરણ પામયા હતા. [2]

તા૦ ૧૬ મી જાનેવારી

કરાંચી તાલુકાના કામચલાઉ વડા મુનશી શેઠ ફરામરોજ એદલજી પંથકીને નામદાર સરકારે તે જીલ્લાના ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટની સતા આપી હતી. [3]

તા૦ ૧૭ મી જાનેવારી

આજ દીને મરહુમ શેઠ ગાંધીભાઇ જાંહગીરજી મોદીનાં ઉઠમણામાં તેમના બાવા શેઠ ખરશેદજી શેરાબજી વાછાગાંધી તથા બીજા બેશીઓએ મલી રૂ૦ ૯૭૮) ધર્મખાતાંઓમાં આપ્યા હતા. [4]

તા૦ ૨૦ મી જાનેવારી

રોજ. ૩ માહ. ૫ (શે૦) ૧૨૪૮ ય૦

મરણ—શાપુરજી બેજનજી લુલાવાડીઆ—ઉમર વર્ષ. ૭૧) મુંબઇ મધે ૧૮૬૦—૭૦ ના દાહેકામાં તથા તેની આગમજ ઘણાંક જાણીતા પારસી તાલીમવાળાઓ હતા-જેઓ કદાવર અને હીંમતવાન હોવાથી-પોતાનાં કૌવત અને હીંમતનો ઘણો સરસ ઉપયોગ કરી અગત પડવે ગરીબોને સહાય થતા હતા. તેઓમાંના મરનાર એક હતા. અને વેપાર કરતા હતા,

તા૦ ૨૮ મી જાનેવારી

મુંબઇની યુનીવરસીટીની અઢારમાં વર્ષની કાનવોકેશન આજ દીને સર કાવશજી જાંહગીર યુનીવરસીટી હાલમાં ભરાઇ હતી. પ્રમુખ સ્થાને વાઇસચાનસેલર ધી હાનરેબલ જેમસ ગીબસ બીરાજ્યા હતા. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનંદો આપવામાં આવી હતી તેમાં નીચલા પારસીઓ હતાઃ—

માસટર ઑફ આર્ટસ(.એમ. એ.) ની સનદ—કાવશજી જમશેદજી સંજાણા; કેખશરૂ કુંવરજી કાપડીઆ

બેચલર ઑફ લૉઝ (એલ. એલ. બી.) ની. સનદ—જાંહગીર એદલજી મોદી.

લાઇસેનશીયેટ ઑફ મેડીસીન એંડ સરજરી (એલ. એમ. એંડ એસ.) ની સનદ—રૂસતમજી હોરમજજી કામા, ધનજીભાઇ બરજોરજી ડાકટર (સ્પેનસરના), શેરાબજી ફરદુનજી ગજધર, માણેકશાહ જમશેદજી કેરાંવાળા, બીખાજી જીવાજી દમણીઆ, મેહરવાંનજી ધનજીભાઇ કરંજીઆ, દાદાભાઇ ખરશેદજી રીવીટના, શાવકશાહ શેરાબજી તારાપોરવાલા.

લાઇસેનશીયેટ ઑફ સીવીલ ઇનજીનીઅરીંગ (એલ. સી. ઇ.) ની સનદ—જમશેદજી જાંહગીર દલાલ, નાનાભાઇ અરદેશર મુસ, જમશેદજી દાદાભાઇ નાદરશાહ, ખરશેદજી નવરોજજી પાવરી.

બેચલર ઑફ આર્ટસ(બી. એ.) ની સનદ—હોરમજજી કેરબાદજી ભરૂચા, જીજીભાઇ એદલજી મોદી, દાદાભાઇ ખરશેદજી મુનશી (કટેલી), નાનાભાઇ બેહરામજી ડાકટર, નશરવાનજી કાવશજી મસાંની, દોરાબજી ખરશેદજી નરીમાન, હોશંગજી બરજોરજી વાંનીયા, ફરામજી રૂસતમજી વાડીઆ.

આ વેળાએ અપાયલાં યુનીવરસીટી મેડલોમાં ચાનસેલરસ મેડલ કાવશજી જમશેદજી સંજાણાને એમ એ. ની. પરીક્ષામાં ગણિત શાસ્ત્રમાં પેહલા વર્ગમાં પસાર થવા માટે, તથા પ્રાઇઝોમાં જેમસટેલર પ્રાઇઝ જીજીભાઇ એદલજી મોદીને બી. એ. ની. પરિક્ષામાં તવારીખ અને અર્થવિદ્યામાં સર્વેથી ચઢતી માર્કસ મેલવવા માટે આપવામાં આવ્યાં હતાં.

વળી આએ વર્ષ યુનીવરસીટીની પુંજીમાં શેઠ જાંહગીર કાવશજી જાંહગીર રેડીમનીએ નવેમબર ૧૮૭૮માં પોતાના બાવાના દોસ્ત હાનરેબલ મી૦ જેમસ ગીબસની યાદગારીમાં રૂ. ૨૦૦૦) ની રકમ તેના વ્યાજમાંથી દર શાલ " ફરસ્ટ એકઝામીનેશન ઇન આર્ટસ "ની પરિક્ષામાં જે વિદ્યાર્થી ખુદરતી વિદ્યામાં સર્વેથી ચઢતી માર્કસે પસાર થાય તેને હાનરેબલ મી૦ ગીબસના નામથી ઇનામ આપવાને ભેટ આપી હતી. [1]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૭૯

૨ શેઠ ખરશેદજી શેરાબજી વાચ્છાગાંધીના દીકરા પણ મમાવા શેઠ જાંગીરજી ફરદુનજી મોદીના પાલક

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૭૯.

૪ જામે જમશેદ, તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૭૯.

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૭૯.

ઉપલા પદવી મેલવેલા પારસીઓ ઉપરાંત આએ વર્ષ યુનીવરસીટીની નાયલી પરીક્ષાઓમાં નીચલા પારસીઓ પસાર થયા હતાઃ—

તા૦ ૨૯ મી જાનેવારી

રોજ ૧૨ માહ. ૬.(કે૦)૧૨૪૮ ય૦

આજ દીને મરહુમ બાઇ જાઇજી તે શેઠ કાવશજી દાદાભાઇ રૂસતમજી બનાજીનાં ધણીઆંની તથા કલકતા-વાલા. શેઠ માણેકજી રૂસતમજી બનાજીનાં બેટીનાં ઉઠમણાંમાં તેમનાં ખેશીઓએ રૂ. ૮૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૩૦ મી જાનેવારી

મુંબઇની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે નામદાર સરકારે આએ વર્ષ નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતાઃ–ડાકટર કાવશજી પેશતનજી, શેઠ જાંહગીર કાવશજી જાંહગીર રેડીમની.

શેઠ શાપુરજી જામાસપજી ભાવનગરીને નામદાર સરકારે મુંબઇનાં કસટમસના ત્રિજા આસીસ્ટંટ કમીશનર તથા શેઠ જાંહગીરજી ડોશાભાઇ ફરાંમજીને ચોથા આસીસ્ટંટ કમીશનર નેમ્યા હતા.[2]

---

તા૦ ૩૧ મી જાનેવારી

રોજ ૧૪ માહ. ૫ (શે૦) ૧૨૪૮ ય૦

આજ દીને મરહુમ બાઇ બચુબાઇ તે મરહુમ શેઠ પાલણજી ધનજીભાઇ પાંઉવાલાનાં વીધવાનાં ઉઠમણાંમાં તેવણુની પોતાની પુંજીમાંથી રૂ. ૫૦૦), તથા દીકરાઓ શેઠો ખરશેદજી અને દોરાબજી પાલણજી પાંઉવાલા તથા શોરાબજી કાવશજી પાંઉવાલાએ રૂ.૧૦૦૦૦),

---

ફરસ્ટ એલ. એમ. એંડ. એસ. ની પરીક્ષામાં હોરમજજી એદલજી બનાતવાળા, દારાશાહ હોરમજજી બારીઆ, શોરાબજી રૂસતમજી બાઇસ, હોરમજજી શોરાબજી દારૂવાલા, ફરામજી દોરાબજી દીવેચા, જાંહગીર જમશેદજી લીલાંઉવાલા, ફરાંમજી એદલજી માડન, દીનશાહ બહમનજી માસટર, પીરોજશાહ પાલણજી મુલ્લાં, ફરાંમરોજ અરદેશર મુસ, રતનજી દોરાબજી નાનજી, શોરાબજી કાવશજી પાસકોલ, હોરમજજી જમશેદજી સીરવાઇ, હોરમજજી નશરવાનજી સીરવાઇ, જાંહગીર ખરશેદજી સુખીઆ, નાનાભાઇ રૂસતમજી ઉમરીગર.

ફરસ્ટ એલ. સી. ઇ. ની પરીક્ષામાં—માણેકજી શેહરીઆરજી ભરૂચા, એદલજી હોરમજજી માડન, અરદેશર નવરોજજી નાદરશાહ, કેકોબાદ હોરમજજી રાવ, હીરાજી નાનાભાઇ સ્પેનસર,

ફરસ્ટ એકઝામીનેશન ઇન આર્ટસ (એફ ઇ. એ.) ની પરીક્ષામાં—રૂસ્તમ ખ. રૂ. કામા, શોરાબજી માણેકજી કાંગા, બહમનશાહ ખરશેદજી અફ્ગ્રેસરીઆ, જમશેદજી મેહરવાંનજી આંતીઆ, ધનજીશાહ હોરમજજી દસ્તુર કામદીનના, દારાબજી દસ્તુર પેશોતનજી સંજાણા, કેખુશરૂ નશરવાનજી (ચાંદાભાઇ) ઇજનેર, એદલજી બેહરામશાહ હોડીવાલા, માણેકજી દોરાબજી કાંગા, માણેકજી શાપુરજી કાતરક, જીજીભાઇ પેશતનજી મીસ્ત્રી, નશરવાનજી પેશતનજી મુનશી, તેહમુલજી નવરોજજી સંજાણા.

મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં–દોરાબજી હીરજીભાઇ વાછા, ખરશેદજી ધનજીભાઇ સરાફ, અરદેશર જમશેદજી લાલકાકા, શોરાબજી ખરશેદજી નરીમાન, મનચેરજી કાવસજી કાંગા, પાલણજી હોરમજી કાતગરા, કાવશજી બેજનજી ખરાસ, જમશેદજી એદલજી સકલાતવાલા, બહમનજી કાવશજી વાછા, નવરોજજી હોરમજજી કાતરક, શોરાબજી જમશેદજી દાજી, નશરવાનજી શાપુરજી તવરીઆ, કેખુશરૂ ફરાંમજી મોદી, આદરજી મેહરનોશજી મસાંની, મેહરજીભાઇ રૂસતમજી શેઠના, નશરવાંનજી શેહરીઆરજી કરંજીઆ. માણેકજી લીમજી ભાજીવાલા, અરદેશર કાવશજી પટેલ, હોરમજજી બહમનજી મીસ્ત્રી, જીજીભાઇ પેશતનજી નીકલસન, નશરવાંનજી હોરમજજી ચોકસી, શાપુરજી ફરાંમજી મીસ્ત્રી, મનચેરજી માણેકજી સરાફ, નવરોજજી મનચેરજી પટેલ, અરદેશર ફરાંમજી ઉનવાલા, ફરાંમજી નશરવાંનજી પારખ, માણેકજી એદલજી વખારીઆ, દીનશાહ જીજીભાઇ ડાકટર, મેહરહોશંગ દસ્તુર જામાસ્પ આશાના, ધનજીભાઇ બેહરામજી રાઇટર, પેશતનજી રતનજી મેહતા, ખરશેદજી ફરાંમજી દારૂવાલા, રતનજી નવરોજજી ચીનાઇ, દોરાબજી ખરશેદજી ચાંનદાર, કાવશજી ખરશેદજી લાલકાકા, હીરાજી કાવશજી કોહલા, ફરામજી એદલજી દાવર, નાનાભાઇ દાદાભાઇ સેનારેવાલા, કેખુશરૂ નાનાભાઇ સ્પેનસર, દીનશાહ દાદાભાઇ કરાઇ, ખરશેદજી હોરમજજી મીસ્ત્રી, રૂસતમજી રતનજી લીંબુવાળા, શોરાબજી રૂસતમજી હકીમ, બેજનજી બેહરામજી ચોકસી, પીરોજશાહ માણેકજી મોદી, દારાશાહ શેહરીઆરજી હોમાજીના, ડોસાભાઇ મેહરવાંનજી ઉમરીગર, શોરાબજી દાદાભાઇ સુરતી, એદલજી માણેકજી મોદી, કાવશજી મોટાભાઇ બાટલીવાલા, પેશતનજી જમશેદજી સંજાણા, રૂસતમજી હોરમજજી માડન, દીનશાહ ડોશાભાઇ સાંગા, પેશતનજી દીનશાહ ધાસવાલા, બરજોરજી બહમનજી મીસ્ત્રી, નશરવાનજી મનચેરજી ભાઇજી દલાલ, હોરમજજી નવરોજજી તલાટી, કેખુશરૂ નશરવાંનજી બાહદુરજી, નશરવાનજી મેહરવાનજી પારખ, જાંહગીર બરજોરજી ડાકટર (સ્પેનસરના), હોરમજજી જમશેદજી કોટવાલ, દોરાબજી હોરમજજી ભરૂચા, જમશેદજી દોરાબજી મીસ્ત્રી, જમશેદજી રૂસતમજી મીસ્ત્રી, જીજીભાઇ જીવાજી વાછા, ફરામજી કાવશજી લીચમોરના, માણેકજી કાવશજી ભરૂચા, જમશેદજી રૂસતમજી વાડીઆ, ફરામજી દોરાબજી તલાટી, રૂસતમજી શોરાબજી દાવર, અરદેશર શોરાબજી કાતરક, ફકીરજી કાવશજી માંડવીવાલા, અરદેશર નશરવાંનજી થાંણેવાલા, એદલજી નવરોજજી દેસાઇ, કેખુશરૂ જમશેદજી મોદી, ભીખાજી એદલજી ધાસવાલા, રતનજી હોરમજજી ભ.પા.

આએ વર્ષે યુનીવરસીટીના પરીક્ષકોમાં એકજ પારસી—ખાનબાહદુર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસ્પ આશાના (મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં)–ફારસી ભાષાના પરીક્ષક હતા.

૧ જામે જમશેદ, તા૦ ૧ લી ફેબરવારી ૧૮૭૯
૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૩૦ મી જાનેવારી ૧૮૭૯

તથા બીજાં બેશીઓએ રૂ. ૧૫૬)મલી રૂ. ૧૦૬૫૬) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા. [1]

તા૦ ૩ જી ફેબરવારી

રોજ ૧૭ માહ ૫ (શે૦) ૧૨૪૮ ય૦

મરણ—નશરવાનજી ફરદુનજી ગ્રાંટનાં[2]—ઉમર વર્ષ (૧) સુરતના કલેકટર મી૦ ગ્રાંટના કારભારી, અને તે પછી મુંબઇની ભાયખલા કલબના મેનેજર. ૧૦ વર્ષ સુધી કલબની વખાણવા લાયક અને ઇમાનદારીથી નોકરી કરી તેથી એ કલબના મેમબરોએ એક સોનાનો ચાંદ એમને ભેટ આપવા સુરતના કલેકટર મી૦ રેવનસક્રોફ્તપર મોકલ્યો હતો. ૧૮૭૪ સુધી સુરતની સદર ડીસતીલરીના દરોગા હતા. નાનપરા ચેરીટી ફંડની કમીટીના એક અધીકારી તથા સુરતની પારસી પંચાયતના એક તરસ્ટી હતા. એવણ સુરત મધે ગુજર્યા હતા.

તા૦ ૬ થી ફેબરવારી.

સુરતની પારસી ડીસ્ટ્રીકટ માટ્રીમોનીઅલ કોરટના એક ડેલીગેટ ભરૂચવાલા શેઠ એદલજી મનચેરજી કંટ્રાકટરે ઓધ્ધો છોડવાથી નામદાર સરકારે તેમની જગોએ સ્તુર દીનશાહજી પેશોતનજી કામદીનજીને નેમ્યા હતા.

શેઠ દીનશાહ જમશેદજી દસ્તુર કામદીનનાને નામદાર સરકારે સુરત જીલ્લાનાં પારડી ગામના કામચલાઉ મામલતદાર નેમ્યા હતા.[3]

તા૦ ૬ થી ફેબરવારી.

રોજ ૨૦, માહ ૫ (શે૦) ૧૨૪૮ ય૦

મરણ—તેહમુલજી દાદાભાઇ મોદી—ઉમર વર્ષ ૬૨) એવણે સરકારી નોકરીમાં પુના ખાતે પોસ્ટ માસ્તરનો ઓધો ઘણી ચાલાકીથી ચલાવ્યો હતો. તથા કાબુલની લડાઇ વખતે અને બળવા વખતે સરકારની નોકરી નીમકહલાલીથી બજાવી હતી. પાંતરીસ વર્ષની સરકારી નોકરી પછી પેનશન લીધું હતુ અને "પુના આબજરવર" પતરના માલેક થયા હતા. અને પુનામાં સર્વેના માનીતા થઇ પડયા હતા. ઇ. સ. ૧૮૬૫ માં પુનાની ડીસ્ત્રીકત માતરીમોનીયલ કોરટના એક ડેલીગેટ નેમાયા હતા. એમનું મરણ પુના મધે નીપજયું હતું.

તા૦ ૭ મી ફેબરવારી.

મુંબઇ ઇલાકાનાં આબકારી ખાતાંના કમીશનર મી૦ સી. બી. પ્રીચરડ તરફથી હાલ એવું જાહેરનામું નીકલ્યું હતું કે "*એક ગયાલન અથવા ૭ બાટલી ગામડી* દારૂથી વધુ જેના પાસેથી મલી આવશે તે કલેકટરનાં લાઇસનસ, પરવાના, અથવા ખાસ હોકમ વગર રાખેલો ગેર કાએદાનો કહેવાશે." આ ઉપરથી અતરેના આગેવાંન પારસી ગ્રહસ્થો સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, શેઠો બેહેરામજી જીજીભાઇ, સી. એસ. આઇ, દીનશાહજી માણેકજી પીટીટ, ફરાંમજી નશરવાનજી પટેલ, હીરજી ભાઇ હોરમજજી શેઠના, નવરોજજી માણેકજી વાડીઆ, નશરવાંનજી માણેકજી પીટીટ, અરદેશર હોરમજજી વાડીઆ, અને બીજાઓએ આજ દીને નામદાર સરકાર જોગ એક અરજી કીધી હતી કે એ જાહેરનામાંથી હમો જેવા તેનો ખપ કરનારાઓને ઘણી જંજાલીઅતમાં આવવું પડશે, કાંએકે આએ વાત તો નકી છે કે ગામડી દારૂ લાંબો વખત રાખવાથી તે સુધરે છે, અને એક બે વર્ષનો જુનો અને તરેહવાર મસાલાઓથી તૈયાર કરવા સિવાય એક પારસી ગ્રહસ્થની ટેબલ ઉપર તે કદી વપરાતો નથી એ દારૂને પીનાર પોતાના ખવાસ અને શોખ મુજબ તરેહવાર જાતનો બનાવે છે, અને તેને મહીનાને મહીના બલકે વર્ષોનાં વર્ષો સુધી રાખી જુનો કરે છે. ગામડી દારૂ પાછલ એ મુજબ લેવાતી સંભાલ, જાતી મેહનત અને ખરચો તરફ જોતાં એકી વખતે તેનો એક મોટો જથો ભરી રાખવાની અગત પડે છે, અને ગમે તેવી બીસાદવાલો એક પારસી ગ્રહસ્થ પોતાનાં ઘરમાં દશ ગયાલનથી ઓછો દારૂ તો કવચીતજ ભરતો હશે. આજે ઘણાક પારસી ગ્રહસ્થોનાં ગોડાઉનોમાંથી જુદી જુદી જાતનો ૫૦ થી ૧૫૦ ગયાલન ગામડી દારૂ મલી આવશે, જેમાં કેટલોક ૨૫ થી ૫૦ વર્ષનો જુનો હશે. તેટલા માટે હમોને એ ધારાની કલમમાંથી ફકત હમારાં પોતાનાં ઘરનાં ખપને માટે હમો જે દારૂ ભરી મુકયે તેનેજ માટે બાતેલ કરાવવા. [1]

---

૧ જામે જમશેદ, તા૦ ૧ લી ફેબરવારી ૧૮૭૯

૨ મરહુમ શેઠો કાવસજી નશરવાનજી કલબવાલા અને હોરમજશાહ નશરવાનજી ગ્રાંટના બાવા.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૬ થી ફેબરવારી ૧૮૭૯.

૧ ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૭૯.

આ અરજીના જવાબમાં નામદાર સરકારના સેક્રેટરી મી૦ ટી. ડી. મેકેનઝીએ તા૦ ૨૧ મી ફેબરવારી ૧૮૭૯ ને દીને સર જમશેદજી જીજીભાઇ બારોનેટ જોગ લખી જણાવ્યું કે "આબરૂદાર અને મોભો ધરાવનાર ગ્રહસ્થોને પડતી સઘળી અગવડોમાંથી મોકલા રાખવાને, મુંબઇના કલેકટરને એવી ફરમાસ કરવામાં આવી છે કે તે તેની મરજી મુજબ ખાસ પરવાનગી કાહાડી તેઓને તેમની હૈયાતીમાં તેઓ પોતાના ખાનગી ખપને માટે જેટલો ગામડી દારૂ ભરી રાખવા માગે તેટલો તેમને રાખવા દેવો."

તા૦ ૭ મી ફેબરવારી.

રોજ ૨૧, માહ ૫ (શે૦) ૧૨૪૮ ય૦

મરણ—મનચેરજી ફરામજી શેઠના-ઉમર વર્ષ ૮૦) શેઠ ખાનદાન કુટુંબના એક વડીલ તથા મુંબઇમાં જણીના મીલકતદાર.

તા૦ ૯ મી ફેબરવારી.

આજ દીને મરહુમ શેઠ મનચેરજી ફરામજી શેઠના-ના ઉઠમણાંમાં તેમની પુંજીમાંથી રૂ ૭૦૦) ધર્મખાતાં-ઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૯ મી ફેબરવારી.

રોજ ૨૩ માહ ૫ (શે૦) ૧૨૪૮ ય૦

મરણ—ખરશેદજી કાવસજી ઘડીઆળી, ઉમર વર્ષ ૪૨) મરહુમ પોતાના કુટુંબોથી ઉતરી આવેલો ઘડીઆ-ળીનો ધંધો પોતીકા પીત્રાઇ મરહુમ જમશેદજી મંચેરજી ચીકા ઘડીયાળીના હાથ હેઠળ શીખીને ઇ૦ સ૦ ૧૮૫૭ માં પોતે ઘડીઆળીનું કામ કરવા લાગા, અને મેડો સ્ટ્રીટ-માં એક નાની જેવી દુકાન કાહડી. તે વખતે રાસીલેટની કંપનીની એક નામીચી ઘડીયાળીની દુકાન હતી, તયાંનું સઘળે રીપેર કામ મરહુમને સોંપવામાં આવતું હતું. અને તેજ વરસમાં જી. આઇ. પી. રેલ્વે આગળ ચાલુ થઇ તેના ઘડીયાળો દુરસ્ત કરવા એ ખાતાંના ખાસ ઘડી-યાળી તરીકે નેમાયા, અને પોતાના પીતરાઇ માફક નામીચા ઘડીયાળી તરીકે ઓળખાવા લાગ્યા તેમ જી. આઇ. પી. રેલ્વેના એજન્ટોનો પુરો વીશ્વાસ મેલવ્યો. એવણનાં મરણ બાદ મરહુમના છોકરાઓએ હજુર સુધી તે કામ સાચવી રાખીને મરહુમના નામથી દુકાન ચાલુ રાખી છે તથા ઇંગ્રેજોમાં પણ સારૂં નામ જાળવી રાખ્યું છે.

તા૦ ૧૭ મી ફેબરવારી.

રોજ ૧, માહ ૬ (શે૦) ૧૨૪૮ ય૦

મરણ—એ૦ બરજોરજી બહમનજી મીનોચેહર હોમજીના-ઉમર વર્ષ ૮૭). નવસારીના મીનોચેહર હોમજીના સાયવાળા મોબેદોના મુંબઇના વડા. એ સાથ વાળાઓને લગતું ધરમનું ફંડ સ્થાપવામાં આગેવાન તથા તેના પેહલા વેહલા તરસ્ટી.

તા૦ ૫ મી મારચ.

રોજ ૧૭, માહ ૬ (શે૦) ૧૨૪૮ ય૦

મરણ—દસ્તુર શાપુરજી મનચેરજી મુલ્લાંફીરોજના—ઉમર વર્ષ ૬૫). મુંબઇના કદમીઓના એક દસ્તુર.

૧ જામે જમશેદ, તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૭૯.

તા૦ ૫ મી મારચ.

ડાકટર એદલજી માણેકજી દામલાએ લંડન મધે ઈંડી-અન મેડીકલ સરવીસની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[1]

તા૦ ૫ મી મારચ.

અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં શિખનારા ચંચલ વિધ્યાર્થીઓને સ્કાલરશીપો અને ઇનામો આપવાની વાર્ષિક સભા આજ દીને મલી હતી. સરનશીનની ખુરસી નામદાર ગવરનર સર રીચરડ ટેમ્પલે લીધા બાદ એ ખાતાંના પ્રીનસીપાલ ડાકટર કુકે ગયાં સાલનો રીપોરટ વાંચી સંભલાવ્યો, જે પછી ચંચલ વિધ્યાર્થી-ઓને ઇનામો તથા સ્કાલરશીપો આપી હતી, જેઓમાં નીચલા પારસીઓ હતાઃ—

(૧) ધનજીભાઇ બરજોરજી ડાકટર (સ્પેનસર) ને રૂ. ૨૫૦) નું સર જમશેદજી જીજીભાઇ મેડીકલ પ્રાઇઝ (૨) ડોસાભાઇ અરદેશર ચોકસીને રૂ. ૨૫) ની એનડર-સન સ્કાલરશીપ, (૩) ધનજીભાઇ રૂસતમજી વાડીઆને રૂ. ૨૫) ની ફેરીશ સ્કાલરશીપ, (૪) ફેખશરૂ શેરાબજી એનજીનીઅરને રૂ. ૧૫) ની રીડ સ્કાલરશીપ, (૫) હોરમજજી એદલજી બનાતવાલાને રૂ. ૨૦) ની ફેરીશ સ્કાલરશીપ, (૬) શેરાબજી કાવસજી પાસકોલને રૂ. ૧૫) ની કરનાક સ્કાલરશીપ, (૭) નાનાભાઇ રૂસતમજી ઉમ-રીગરને રૂ. ૧૫) ની રીડ સ્કાલરશીપ (૮) દારાશાહ હોરમજજી બારીઆને રૂ. ૧૫) ની એનડરસન સ્કાલરશીપ, (૯) શેરાબજી માણેકજી કાકાને રૂ. ૧૫) ની રીડ સ્કાલર-શીપ, (૧૦) અરદેશર દાદાભાઇ મોદીને રૂ. ૧૫) ની એનડરસન સ્કાલરશીપ (૧૧) રૂસતમજી ખરશેદજી વાછાને રૂ. ૧૪) ની ફેરીશ સ્કાલરશીપ, (૧૨) ફકીરજી રતનજી હાડવઇદને રૂ. ૧૩) ની કરનાક સ્કાલરશીપ, (૧૩) નવરોજજી બહમનજી ગરેવીઆને રૂ. ૧૩) ની કરનાક સ્કાલરશીપ, (૧૪) નાનાભાઇ નવરોજજી કાતરકને રૂ. ૧૦) ની સરકારી સ્કાલરશીપ.

કાલેજના ગુજરાતી વર્ગોની સેવટની પરીક્ષામાં ૧ હિંદુ અને નીચલા પારસીઓ પસાર થયા હતાઃ—

એરચશાહ જમશેદજી હકીમ, હોરમજજી લીમજીભાઇ બાટલીવાલા, ધનજીભાઇ મોટાભાઇ, બેહરામજી જીવણજી, નશરવાનજી પાલખજી[2]

૧ જામે જમશેદ, તા૦ ૭ મી મારચ ૧૮૭૯.
૨ ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૧૧ મી મારચ ૧૮૭૯.

તા૦ ૬ થી મારચ.

પુણાંની ડીસ્ટ્રીકટ પારસી માટરીમોનીઅલ કોર્ટના ડેલીગેટ તરીકે નામદાર સરકારે શેઠો દાદાભાઇ પાલણજી ભેદવાર અને આદરજી દોરાબજી ઘાસવાલાને નેમ્યા હતા.

શેઠ દોરાબજી તેહમુલજી કાપડીઆને નામદાર સરકારે પુણા જીલ્લામાં આવેલાં જુનાર ગામના સબારડીનેટ જડજ નેમ્યા હતા.

શેઠ જમશેદજી અરદેશર દલાલ, એમ. એ., એલ. એલ. બી.ને નામદાર સરકારે અમદાવાદની આરટસ કોલેજમાં ગણિત શાસ્ત્ર તથા ખુદરતી ફીલસુફીના પ્રોફેસર તરીકે નેમ્યા હતા.

શેઠ દોરાબજી એદલજી ગીમી, બી. એ. ને નામદાર સરકારે નડીઆડ હાઇ સ્કુલના હેડ માસ્તર તરીકે કાયમ કીધા હતા.[૧]

---

તા૦ ૬ થી મારચ.

સુરત મધે મોજે મેશુ ગામની સીમમાં બાઇ દીનબાઇ તે શેઠ જીવાજી જમશેદજી ડાકટરનાં બેટી તથા મરહુમ શેઠ રૂસતમજી ફરામજી હીરા માણેકનાં વીધવાએ પોતાનાં ભાણેજનાં છોકરી મરહુમ બાઇ આલીબાઇ કુવરજી દીનશાહજી મસાલાવાલાનાં પુનને માટે એક મોટો કુવો બંધાવી ખોલ્લો મુકયો હતો. [૨]

---

તા૦ ૬ થી મારચ.

રોજ ૧૮, માહ ૬ (શે૦) ૧૨૪૮ ય૦

મરણ—નવસારીવાળા જમશેદજી તેહમુલજી દેશાઇ—ઉમર વર્ષ ૬૭). નવસારીની અંજુમનના એક આગેવાન અકાબર. ફારસી ભાશામાં ઘણાજ કાબેલ અને ત્યાંની સર કાવસજી જાંહગીર મદરેસાના નવસારી ખાતેના પોતાના મરણ સુધી સેક્રેટરી.

---

તા૦ ૮ મી મારચ.

રોજ ૨૦, માહ ૬ (શે૦) ૧૨૪૮ ય૦

બીલીમોરા મધે અંજુમનના ઉધરાતથી બંધાવવા માંડેલાં દાખમાંનો તાણો પુરવાની ક્રિઆ આજ દીને તે

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૬ થી મારચ ૧૮૭૯.

૨ આ કુવા ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—
"મરહુમ બાઇ આલીબાઇ તે શેઠ કુવરજી દીનશાહજી મસાલાવાલાની બેટીનાં પુનને વાશતે બાઇ દીનબાઇ તે જીવાજી દાકટરની બેટીએ આ કુવો બંધાવ્યો છે. તા૦ ૬ થી મારચ સને ૧૮૭૯."

તરફ જરથોસ્તીઓના મોટા મેળાવડાની હજુરમાં કરવામાં આવી હતી.[૧]

---

તા૦ ૧૦ મી મારચ.

દસ્તુર બહમનજી જામાસપજી જામાસ્પ આશાનાને ચાલુ ખ્રિસ્તી નવાં શાલને દીને મલેલા સી. આઇ. ઇ. ના ખેતાબની મુબારકબાદીમાં આજ દીને પુણાંના જરથોસ્તીઓએ શેઠ ધનજીશાહ જમશેદજી અંકલેસરીઆનાં મકાનમાં તેમનાં પ્રમુખપણાં હેઠલ એક મેલાવડો કરી માનપત્ર આપ્યું હતું. શેઠ એદલજી જીવાજી અંકલેસરીઆએ તે વાંચી સંભલાવ્યા બાદ દસ્તુરજીએ તેનો ઘટતો જવાબ વાહલ્યો હતો. જે બાદ દસ્તુરજી તરફનાં માનની નિશાન દાખલ તેમને એક સુંદર કારીગરીનું "ફ્લાવરવાઝ" ભેટ આપ્યું હતું. [૨] એ પછી પાંન ગોલાબ લઇ મેલાવડો બરખાસ્ત થયો હતો. [૩]

---

તા૦ ૧૧ મી મારચ.

શેઠ માણેકજી શોરાબજી મેહતા (જુલીઅન કીપર) એ ઇંગ્લાંડ મધે એલ. આર. સી. પી. તથા એલ. આર. સી. એસ. ની પરીક્ષાઓ ફતેહમંદીથી પસાર કીધી હતી.[૪]

---

તા૦ ૧૩ મી મારચ.

ડાકટર રૂસતમજી નશરવાનજી બોરીએ "વેદાંને લગતા કાનુનો તથા તેની વિદ્યા" ને લગતું એક પુસ્તક રચી

૧ જામે જમશેદ તા૦ ૧૦ મી મારચ ૧૮૭૯.

આ ક્રિઆમાં સામેલ થવાને એ દોખમાંનાં કામનમાનેજરો શેઠો દીનશાહજી માણેકજી પીટીટ, રૂસતમજી લીમાજીભાઇ લીમમાકુના, રૂસતમજી કોલાભાઇ કોલાકાકાના, લીમજીભાઇ હોરમજજી મેગુશી, અને બેહરામજી ફરામજી બારીઆએ તા૦ ૧૨ મી ફેબરવારી ૧૮૭૯ નાં વર્તમાન પત્રોમાં જાહેર ખબર છપાવી સર્વે જરથોસ્તીઓને અરજ કીધી હતી.

૨ આ "ફ્લાવર વાઝ" પર નીચે મુજબ લેખ કોતરેલો છે:—

"Presented to Dustoor Bymonjee Jamaspjee, Esq., C. I. E. Asstt. Commissioner, Hyderabad Assigned Districts by his friends and admirers amongst the Zoroastrian community of Poona on the happy occasion of his being made a companion of the Order of the Indian Empire as a slight token of esteem and regard 1879."

૩ જામે જમશેદ, તા૦ ૧૩ મી મારચ ૧૮૭૯.

૪ ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૧૪ મી મારચ ૧૮૭૯.

તા૦ ૭ મી ફેબરવારી.

રોજ ૨૧, માહ ૫ (શે૦) ૧૨૪૮ ય૦

મરણુ—મનચેરજી ફરામજી શેઠના-ઉમર વર્ષ ૮૦) શેઠ ખાનદાન કુટુંબના એક વડીલ તથા મુંબઇમાં જાણીતા મીલકતદાર.

---

તા૦ ૯ મી ફેબરવારી.

આજ દીને મરહુમ શેઠ મનચેરજી ફરામજી શેઠના-ના ઉઠમણાંમાં તેમની પુંજીમાંથી રૂ ૭૦૦) ધર્મખાતાં-ઓમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૯ મી ફેબરવારી.

રોજ ૨૩ માહ ૫ (શે૦) ૧૨૪૮ ય૦

મરણુ—ખરશેદજી કાવસજી ઘડીઆળી, ઉમર વર્ષ ૪૨) મરહુમ પોતાના કુટુંબેથી ઉતરી આવેલો ઘડીયા-ળીનો ધંધો પોતીકા પીત્રાઇ મરહુમ જમશેદજી મંચેરજી ચીકા ઘડીયાળીના હાથ હેઠળ શીખીને ઇ૦ સ૦ ૧૮૫૭ માં પોતે ઘડીઆળીનું કામ કરવા લાગા, અને મેડો સ્ટ્રીટ-માં એક નાની જેવી દુકાન કાહડી. તે વખતે રાસીલેટની કંપનીની એક નામીચી ઘડીયાળીની દુકાન હતી, તયાંનું સરવે રીપેર કામ મરહુમને સોંપવામાં આવતું હતું. અને તેજ વરસમાં જી. આઇ. પી. રેલ્વે આગળ ચાલુ થઇ તેના ઘડીયાળો દુરૂસ્ત કરવા એ ખાતાંના ખાસ ઘડી-યાળી તરીકે નેમાયા, અને પોતાના પીતરાઇ માફક નામીચા ઘડીયાળી તરીકે ઓળખાવા લાગ્યા તેમ જી. આઇ. પી. રેલ્વેના એજન્ટોનો પુરો વીશ્વાસ મેલવ્યો. એવણનાં મરણ બાદ મરહુમના છોકરાઓએ હજુર સુધી તે કામ સાચવી રાખીને મરહુમના નામથી દુકાન ચાલુ રાખી છે તથા ઇંગ્રેજોમાં ઘણું સારું નામ જાળવી રાખ્યું છે.

---

તા૦ ૧૭ મી ફેબરવારી.

રોજ ૧, માહ ૬ (શે૦) ૧૨૪૮ ય૦

મરણુ—એ૦ બરજોરજી બહમનજી મીનોચેહેર હોમજીના-ઉમર વર્ષ ૮૭). નવસારીના મીનોચેહર હોમજીના સાથવાળા મોબેદોના મુંબઇના વડા. એ સાથ વાળાઓને લગતું ધરમનું ફંડ સ્થાપવામાં આગેવાન તથા તેના પેહલા વેહલા તરસ્ટી.

---

તા૦ ૫ મી મારચ.

રોજ ૧૭, માહ ૬ (શે૦) ૧૨૪૮ ય૦

મરણુ—દસ્તુર શાપુરજી મનચેરજી મુલ્લાંપીરોજના—ઉમર વર્ષ ૬૫). મુંબઇના કદમીઓના એક દસ્તુર.

૧ જામે જમશેદ, તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૭૯.

તા૦ ૫ મી મારચ.

ડાકટર એદલજી માણેકજી દામલાએ લંડન મધે ઇંડી-અન મેડીકલ સરવીસની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[2]

---

તા૦ ૫ મી મારચ.

અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં શિખનારા ચંચલ વિદ્યાર્થીઓને સ્કાલરશીપો અને ઇનામો આપવાની વાર્ષિક સભા આજ દીને મલી હતી. સરનશીનની ખુરસી નામદાર ગવરનર સર રીચરડ ટેમપલે લીધા બાદ એ ખાતાંના પ્રીનસીપાલ ડાકટર કુકે ગયાં શાલનો રીપોરટ વાંચી સંભલાવ્યો, જે પછી ચંચલ વિદ્યાર્થી-ઓને ઇનામો તથા સ્કાલરશીપો આપી હતી, જેઓમાં નીચલા પારસીઓ હતાઃ—

(૧) ધનજીભાઇ બરજોરજી ડાકટર (સ્પેનસર) ને રૂ. ૨૫૦) નું સર જમશેદજી જીજીભાઇ મેડીકલ પ્રાઇઝ (૨) ડોસાભાઇ અરદેશર ચોકસીને રૂ. ૨૫) ની એનડર-સન સ્કાલરશીપ, (૩) ધનજીભાઇ રૂસતમજી વાડીઆને રૂ. ૨૫) ની ફેરીશ સ્કાલરશીપ, (૪) કેખશરૂ શેરાબજી એનજીનીઅરને રૂ. ૧૫) ની રીડ સ્કાલરશીપ, (૫) હોરમજજી એદલજી બનાતવાલાને રૂ. ૨૦) ની ફેરીશ સ્કાલરશીપ, (૬) શેરાબજી કાવશજી પાસકોલને રૂ. ૧૫) ની કરનાક સ્કાલરશીપ, (૭) નાનાભાઇ રૂસતમજી ઉમ-રીગરને રૂ. ૧૫) ની રીડ સ્કાલરશીપ (૮) દારાશાહ હોરમજજી બારીઆને રૂ. ૧૫) ની એનડરસન સ્કાલરશીપ, (૯) શેરાબજી માણેકજી કાકાને રૂ. ૧૫) ની રીડ સ્કાલર-શીપ, (૧૦) અરદેશર દાદાભાઇ મોદીને રૂ. ૧૫) ની એનડરસન સ્કાલરશીપ (૧૧) રૂસતમજી ખરશેદજી વાછાને રૂ. ૧૪) ની ફેરીશ સ્કાલરશીપ, (૧૨) ફકીરજી રતનજી હાડવઇદને રૂ. ૧૩) ની કરનાક સ્કાલરશીપ, (૧૩) નવરોજજી બહમનજી ગદેવીઆને રૂ. ૧૩) ની કરનાક સ્કાલરશીપ, (૧૪) નાનાભાઇ નવરોજજી કાતરકને રૂ. ૧૦) ની સરકારી સ્કાલરશીપ.

કાલેજના ગુજરાતી વર્ગોની સેવટની પરીક્ષામાં ૬ હિંદુ અને નીચલા પારસીઓ પસાર થયા હતાઃ—

એરચશાહ જમશેદજી હકીમ, હોરમજજી ભીમજીભાઇ બાટલીવાલા, ધનજીભાઇ મોટાભાઇ, બેહરામજી જીવણજી, નશરવાનજી પાલણજી[2]

---

૧ જામે જમશેદ, તા૦ ૭ મી મારચ ૧૮૭૯.

૨ ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૧૧ મી મારચ ૧૮૭૯.

તા૦ ૬ થી મારચ.

પુણાંની ડીસ્ત્રીકટ પારસી માટરીમોનીઅલ કોર્ટના ડેલીગેટો તરીકે નામદાર સરકારે શેઠો દાદાભાઇ પાલણજી ભેદવાર અને આદરજી દોરાબજી ધાસવાલાને નેમ્યા હતા.

શેઠ દોરાબજી તેહમુલજી કાપડીઆને નામદાર સરકારે પુણા જીલ્લામાં આવેલાં જુનાર ગામના સબારડીનેટ જડજ નેમ્યા હતા.

શેઠ જમશેદજી અરદેશર દલાલ, એમ. એ., એલ. એલ. બી.ને નામદાર સરકારે અમદાવાદની આરટસ કોલેજમાં ગણિત શાસ્ત્ર તથા ખુદરતી ફીલસુફીના પ્રોફેસર તરીકે નેમ્યા હતા.

શેઠ દોરાબજી એદલજી ગીમી, બી. એ. ને નામદાર સરકારે નડીઆડ હાઇ સ્કુલના હેડ માસતર તરીકે કાયમ કીધા હતા.[1]

---

તા૦ ૬ થી મારચ.

સુરત મધે મોજે મેશુ ગામની સીમમાં બાઇ દીનબાઇ તે શેઠ જીવાજી જમશેદજી ડાકટરનાં બેટી તથા મરહુમ શેઠ રૂસતમજી ફરામજી હીરા માણેકનાં વીધવાએ પોતાનાં ભાણેજનાં છોકરી મરહુમ બાઇ આલીબાઇ કુવરજી દીનશાહજી મસાલાવાલાનાં પુનને માટે એક મોટો કુવો બંધાવી ખોલ્લો મુકયો હતો.[2]

---

તા૦ ૬ થી મારચ.

રોજ ૧૮, માહ ૬ (શે૦) ૧૨૪૮ ય૦

મરણ—નવસારીવાળા જમશેદજી તેહમુલજી દેશાઇ—ઉમર વર્ષ ૬૭). નવસારીની અંજુમનના એક આગેવાન અકાબર. ફારસી ભાશામાં ઘણાજ કાબેલ અને ત્યાંની સર કાવસજી જાંહગીર મદરેસાના નવસારી ખાતેના પોતાના મરણ સુધી સેક્રેટરી.

---

તા૦ ૮ મી મારચ.

રોજ ૨૦, માહ ૬ (શે૦) ૧૨૪૮ ય૦

બીલીમોરા મધે અંજુમનના ઉધરાતથી બંધાવવા માંડેલાં દોખમાંનો તાણો પુરવાની ક્રિઆ આજ દીને તે તરફ જરથોસ્તીઓના મોટા મેળાવડાની હજુરમાં કરવામાં આવી હતી.[1]

---

તા૦ ૧૦ મી મારચ.

દસ્તુર બહમનજી જામાસપજી જામાસ્પ આશાનાને ચાલુ ખ્રિસ્તી નવાં શાલને દીને મલેલા સી. આઇ. ઇ. ના ખેતાબની મુબારકબાદીમાં આજ દીને પુણાંના જરથોસ્તીઓએ શેઠ ધનજીશાહ જમશેદજી અંકલેસરીઆનાં મકાનમાં તેમનાં પ્રમુખપણાં હેઠલ એક મેલાવડો કરી માનપત્ર આપ્યું હતું. શેઠ એદલજી જીવાજી અંકલેસરીઆએ તે વાંચી સંભલાવ્યા બાદ દસ્તુરજીએ તેનો ઘટતો જવાબ વાલ્યો હતો. જે બાદ દસ્તુરજી તરફનાં માનની નિશાંન દાખલ તેમને એક સુંદર કારીગરીનું "ફ્લાવરવાઝ" ભેટ આપ્યું હતું.[2] એ પછી પાંન ગોલાબ લઇ મેલાવડો બરખાસ્ત થયો હતો.[3]

---

તા૦ ૧૧ મી મારચ.

શેઠ માણેકજી શોરાબજી મેહતા (બુલીઅન કીપર) એ ઇંગ્લાંડ મધે એલ. આર. સી. પી. તથા એલ. આર. સી. એસ. ની પરીક્ષાઓ ફતેહમંદીથી પસાર કીધી હતી.[4]

---

તા૦ ૧૩ મી મારચ.

ડાકટર રૂસતમજી નશરવાનજી ખોરીએ "વૈદાંને લગતા કાનુનો તથા તેની વિદ્યા" ને લગતું એક પુસ્તક રચી

---

(ડાબી બાજુની પાદટીપો)

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૬ થી મારચ ૧૮૭૯.

૨ આ કુવા ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—
"મરહુમ બાઇ આલીબાઇ તે શેઠ કુવરજી દીનશાજી મસાલાવાલાની બેટીનાં પુનને વાશતે બાઇ દીનબાઇ તે જીવાજી દાકટરની બેટીએ આ કુવો બંધાવ્યો છે. તા૦ ૬ થી મારચ સને ૧૮૭૯."

(જમણી બાજુની પાદટીપો)

૧ જામે જમશેદ તા૦ ૧૦ મી મારચ ૧૮૭૯.

આ ક્રિઆમાં સામેલ થવાને એ દોખમાંનાં કામનમાનેજરો શેઠો દીનશાહજી માણેકજી પીટીટ, રૂસતમજી લીમાજીભાઇ લીમમાકુના, રૂસતમજી કોલાભાઇ કોલાકાકાના, લીમજીભાઇ હોરમજજી મેગુશી, અને બેહરામજી ફરામજી બારીઆએ તા૦ ૧૨ મી ફેબરવારી ૧૮૭૯ નાં વર્તમાન પત્રોમાં જાહેર ખબર છપાવી સર્વે જરથોસ્તીઓને અરજ કીધી હતી.

૨ આ "ફ્લાવર વાઝ" પર નીચે મુજબ લેખ કોતરેલો છે:—

"Presented to Dustoor Bymonjee Jamaspjee, Esq., C. I. E. Asstt. Commissioner, Hyderabad Assigned Districts by his friends and admirers amongst the Zoroastrian community of Poona on the happy occasion of his being made a companion of the Order of the Indian Empire as a slight token of esteem and regard 1879."

૩ જામે જમશેદ, તા૦ ૧૩ મી મારચ ૧૮૭૯.

૪ ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૧૪ મી મારચ ૧૮૭૯.

પ્રગટ કીધું હતું. હિંદુસ્થાનના વજીરે એની કેટલીક નકલો ખરીદી હિંદુસ્થાનની મેડીકલ કાલેજોમાં મોકલી આપી હતી.*[1]

તા૦ ૧૫ મી મારચ.

રોજ ૨૭, માહ ૬ (શે૦) ૧૨૪૮ ય૦

મરણ—જમશેદજી હોરમજજી લાકડાંવાલા અથવા વખારીઆ-ઉમર વર્ષ ૫૫). એવન ભરૂચના એક જાણીતા વેપારી હતા. પ્રથમ સાગી મલબારી લાકડા, મોવડાં વગેરેનો વેપાર કરતા હતા. ત્યાર બાદ રૂઉના મોહટા સાહસીક વેપારી તરીકે જાણીતા થયા હતા અને રૂઉ પીલવાના કારખાના તથા ગાંશડી બાંધવાના પ્રેશો એમને ઉભા કીધા હતા. એવણની નછયતે ભરૂચમાં એક તથા ઉદવાડામાં એક ગહમબાર સહેરવર મહીનો અને આસમાન રોજે થાય છે. એમના ભાઇઓએ તથા કુંટમ્બીઓએ એમનું નામ કાયમ રાખવા બહાર ગામના જરથોસ્તીઓને ઉતરવા એક મુસાફરખાનાનો બાદશાહી બગલો ભરૂચમાં બાંધ્યો છે અને તે "જમશેદ બાગ" ના નામથી ઓલખાય છે. એમના વારસમાં એમના મરહુમ દીકરીના દીકરા શેઠ બમનશા જામાશજી જંબુસરવાલા છે અને તેઓના પણ રૂઉ, કપાસ, વ્યાજના ધંધા છે અને અંકલેશરમાં જીન અને પ્રેસના માલેક છે. મરહુમના એક ભાઇ શેઠ ધનજીશાહ હોરમજજી વખારીઆ પણ એજ ધંધામાં શ્રી પાલેજ ખાતે જીનીંગ ફેકટરી છે. અને રૂઉ તથા વ્યાજનો બહોલો ધંધો કરે છે. એમના નાહના ભાઇ શેઠ રૂસતમજી વખારીઆના ભરૂચ-પાલેજ અંકલેસરમાં જીનો પ્રેસો છે તથા ગુજરાતમાં રૂઉના શાહ વેપારી તરીક ગણાયછે. એક ભાઇ મરહુમ સોરાબજી લાકડાવાલાના દીકરા શેઠ મંચેરશાહ લાકડાનો મુંબાઇ-ભરૂચ-અંકલેશર-અમદાવાદનો મોહટો બહોલો ધંધો છે. અને એ કુટંબ તરફથી અનજુમનને મોહટી બક્ષેશો થયલી છે અને ધર્મના તથા શહેરના આગેવાન કામોમાં અગ્રેસરો છે તથા પંચાતના અકાબરો તથા તરસ્ટીઓ છે.

1 "Digest of the Principles and Practice of Medicines." Dr. Khory's recently published "Digest of the Principles and Practice of Medicines" has been brought to the notice of the Secretary of State, who, being of opinion that the work has been *apparently written without any view to profit* and is an instance of devotion to the scientific studies of the higher branches of the medical profession by a native of India (Dr. Khory being a Parsee) has ordered a number of copies to be purchased *and transmitted to India for distribution* among the medical colleges.

*[Times of India, 19th May 1879]

તા૦ ૧૭ મી મારચ.

આજ દીને ભરૂચ મધે મરહુમ શેઠ જમશેદજી હોરમજજી વખારીઆ અથવા લાકડાવાળાના થયલા ઉઠમણામાં તેમની પોતાની પુંજીમાંથી રૂ. ૧૨૨૨૫, માતાજી બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ હોરમજજી બેહરાંમજી વખારીઆનાં વીધવાએ રૂ. ૫૦૦, ભાઇ શેઠ શેરાબજી હોરમસજીએ રૂ. ૩૦૦૦, તથા શેઠો રૂસતમજી અને ધનજીશાહ હોરમજજીએ રૂ. ૨૦૦૦, મળી રૂ. ૧૭૭૨૫, ધર્મ ખાતે આપ્યા હતા.૧

તા૦ ૨૦ મી મારચ.

શેઠ આદરજી જીવણજીને નામદાર સરકારે ખેડાના હજુર ડેપ્યુટી કલેકટર નેમ્યા હતા.

ખાંનબાહદુર બહમનજી શેરાબજી તારાપોરવાલા, એલ. સી. ઇ., ને નામદાર સરકારે પુણાં જીલ્લાના કામચલાઉ એકઝીકયુટીવ એનજીનીઅર નેમ્યા હતા. ૨

તા૦ ૨૦ મી મારચ.

મુંબાઇના નામદાર ગવરનર સર રીચરડ ટેમપલે આજ દીને નવી સેક્રેટરીએટ આપીસનાં દીવાનખાનામાં એક લેવી ભરી હતી, જે વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો ત્યાં હાજર થયા હતાઃ—

**પ્રાઇવેટ આંત્રી**—બેહરાંમજી જીજીભાઇ, સી. એસ. આઇ; હાનરેબલ ડોશાભાઇ ફરામજી કરાકા, સી. એસ. આઇ; સર જમશેદજી જીજીભાઇ બારોનેટ:

**પબલીક આંત્રી**—અરદેશર ખરશેદજી ફરદુનજી પારખ, અરદેશર ડોશાભાઇ મુનશી, અરદેશર ફરામજી મુસ, અરદેશર હોરમજજી વાડીઆ, બહમનજી મંચેરજી પંથકી, બહમનજી ખરશેદજી ભાંડુપવાળા, ખાન બાહદુર બેહરામજી દાદાભાઇ રેજીસ્ત્રાર, બેહરાંમજી નશરવાનજી સીરવાઇ, કાવશજી દાદી લીમજી, કાવશજી ખરશેદજી શેઠજી, કાવશજી માણેકજી લીમજી, ખરશેદજી ફરદુન પારખ, દાદાભાઇ ડોશાભાઇ કામાજી, દાદી માણેકજી લીમજી, દાદી નશરવાંનજી દાદી, બેદલજી રૂસતમજી રીપોટર, ગોદરેજજી દોરાબજી પદમજી, હોમજી ખરશેદજી

૧ જામે જમશેદ, તા૦ ૧ લી આપરેલ ૧૮૭૯.
૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ; તા૦ ૨૦ મી મારચ ૧૮૭૯.

દાદીશેઠ, હોરમારજી અરદેશર હોરમજજી વાડીઆ, હોરમજજી બેહરામજી મુસ, હોરમજજી અરદેશર સંતોક, ખાનબાહદુર જમશેદજી ધનજીભાઈ વાડીઆ, જમશેદજી ખરશેદજી જમશેદજી, જીવાજી શાપુરજી ધનજીભાઈ, જાંહગીર માણેકજી ખરશેદજી, જાંહગીર કાવસજી જાંહગીર, જાંહગીર ડોસાભાઈ ફરામજી, ખરશેદજી રૂસતમજી કામાજી, કેખશરૂ નવરોજજી કાબરાજી, મનચેરજી મેહરવાનજી ભાવનગરી, ખાંન બાહદુર મનચેરજી કાવસજી મરજબાંન, માણેકજી ખરશેદજી સરાફ, નશરવાંનજી હીરજીભાઈ કરાંની, નાનાભાઈ બેહરાંમજી જીજીભાઈ, નશરવાનજી ચાંદાભાઈ, પીરોજશાહ મેહરવાંનજી મેહતા, રૂસતમજી નાનાભાઈ બેહરામજી જીજીભાઈ.[1]

---

તા૦ ૨૫ મી મારચ.

મોબેદ અસપંદીઆરજી બરજોરજી પંથકીએ "ફારસી ભાષાનો ભોમીઓ" એવે નામનો એક ઇંગ્રેજી, ફારસી અને ગુજરાતી કોષ રચી પ્રગટ કીધો હતો.[2] એ પુસ્તક સર જમશેદજી જીજીભાઈ બારોનેટને અર્પણ કરવામાં આવ્યું હતું.

---

તા૦ ૨૭ મી મારચ.

નીચલા પારસી ગ્રહસ્થોને નામદાર સરકારે નવા સુલેહના અમલદારો તરીકે નેમ્યા હતાઃ—[3]

શેઠો અરદેશર મેહરવાંનજી શેઠના, હીરજીભાઈ અરદેશર દાદીશેઠ, નાનાભાઈ રૂસતમજી રાંણીના.

---

તા૦ ૩૦ મી મારચ.

અતરેનાં "ટાઇમ્સ ઓફ ઇંડીઆ" પત્રના રીપોરટર શેઠ નાનાભાઈ રતનજી ચીનાઈ મી૦ પીટમેનની રીતી મુજબ "શારટહેંડ" ઇઆને જલદીમાં લખવાની પરીક્ષા પસાર કરી તે માટે, તથા એ હુનર બીજાઓને શિખાડવાની લાયકાત માટે સરટીફીકેટ મેલવી હતી.[4]

---

૧ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૨૨ મી મારચ ૧૮૭૯.

2 "Guide to the Persian Language. An English, Persian and Gujarati Vocabulary. For the use of English, Persian, and Gujarati learners. Compiled by, Mobed Aspundiarji Burjorji Punthaki. Bombay: Education Society's Press, 1879."

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૭ મી મારચ ૧૮૭૯.

૪ જામે જમશેદ, તા૦ ૩૧ મી મારચ ૧૮૭૯.

તા૦ ૩૧ મી મારચ.

રોજ ૧૨, માહ ૭ (શે૦) ૧૨૪૮ ય૦

મરણ—દાદાભાઈ રૂસતમજી અપુ–ઉમર વર્ષ ૫૮) મઉ તથા વડોદરા ખાતેનો વેપાર ચલાવતા હતા. મુંબઈના નસેસાલાર બાંધીયાઓનું ફંડ ઉભું થયું તેની તકેદારી કરવા નેમાયલી કમીટીના એવણ એક અધીકારી હતા.

---

તા૦ ૧ લી આપરેલ.

નીચલા પારસી ગ્રહસ્થોને આગ્રે વર્ષમાં તેમનાં નામની આગલ લખેલાં જુદાં જુદાં મથકોની મ્યુનીસીપાલીટી તથા ડીસ્ટ્રીકટ લોકલ ફંડ કમીટીઓના મેમ્બરો તરીકે નામદાર સરકારે નેમ્યા હતાઃ—

## મ્યુનીસીપાલીટી.

વાંદરા—શેઠ જાહંગીરજી રૂસતમજી મોદી.
શેઠ દાદાભાઈ નવરોજજી દાવર.

કલીઆંણી—ડાકટર પેસતનજી બહમનજી ધનજીમેહતાના.
શેઠ ભીખાજી જીજીભાઈ શેઠના.

ડાપોલી—શેઠ ફરામજી રતનજી શેઠ.

કેવલામાહીમ-ડાકટર બરજોરજી અરદેશર સ્પેનસરના.

ઉરન—શેઠ કુંવરજી એદલજી ઉમરીગર.
શેઠ રૂસતમજી પેશતનજી ઉમરીગર.

જલગાંમ—શેઠ બેજનજી નવરોજજી.

અંકલેસર—શેઠ પેશતનજી નશરવાનજી જીનવાલા.
શેઠ એદલજી નશરવાનજી જીનવાલા.
શેઠ જમશેદજી જીવાજી સુનાવાલા.

ભરૂચ—શેઠ નશરવાનજી શેહરીઆરજી જીનવાલા.

ખેડા—શેઠ આદરજી જીવણજી.

દાહોદ—સરજયન કેખશરૂ શોરાબજી નરીમાન.

## ડીસ્ટ્રીક્ટ લોકલ ફંડ કમીટી.

સુરત—શેઠ બરજોરજી રૂસતમજી ગારડા.

---

તા૦ ૩ જી આપરેલ.

શેઠ શાપુરજી જામાસપજી ભાવનગરીને નામદાર સરકારે કસટમસના ત્રીજા વર્ગના અને શેઠ જાંહગીરજી ડોશાભાઈ ફરામજી કરાકાને ચોથા વર્ગના આસીસ્ટંટ કમીશનર નેમ્યા હતા.

આગ્રે થાલની ડીસ્ત્રીકટ પલીડરની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતા:—૧

શેઠ બેજનજી માણેકજી જંબુસરીઆ, બી. એ.

શેઠ ઉકરજી ફકીરજી મીસ્ત્રી.

શેઠ નવરોજજી અરદેશર.

---

તા૦ ૩ જી આપરેલ.

બાઇ આવાંબાઇ તે શેઠ કાવશજી બેજનજી આલબલેસનાં ધણીઆનીએ નવસારીની પાસેનાં તવડી ગામની પાદર આગલના મીઠા કુવાની પાસે એક મોરો અબાડો બંધાવી આપ્યો હતો.૨

---

તા૦ ૯ મી આપરેલ.

રોજ ૨૨ માહ ૭ (શે૦) ૧૨૪૮ ય૦

આજ દીને મરહુમ બાઇ કુકીબાઇજી તે શેઠ માણેકજી બરજોરજી શેઠનાના ધણીઆની તથા મરહુમ શેઠ કાવશજી ફરામજી મારકરના બેટીનાં ઉઠમણાંમાં તેમના ખાવંદે રૂ. ૧૦૦), દીકરા શેઠ એદલજી માણેકજી શેઠનાએ રૂ. ૫૦૦), ભાઇ શેઠ ફરામજી કાવશજી મારકરે રૂ. ૫૦૦), તથા બીજા ખેશીઓએ રૂ. ૫૦) મલી રૂ. ૧૧૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.૩

---

તા૦ ૧૦ મી આપરેલ.

શેઠ માણેકજી નશરવાનજી નાણાવટી, બી, એ; એલ. એલ. બી.ને નામદાર સરકારે થાણા જીલ્લાનાં વસાઇ અને દેહણુંના સબારડીનેટ જડજ નેમ્યા હતા.૪

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૩ જી આપરેલ ૧૮૭૯.

૨ આ અબાડા ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.

"બાઇ આવાંબાઇ તે શેઠ કાવશજી બેજનજી આલ-
"બરસનાં ધણીઆનીએ પોતાના પુનને સારૂં પોતાના
"ખરચથી આએ અબાડો બંધાવેઓ છે. રોજ ૧૬ મો
"મેહેર ઇજદ, માહ ૭ મો મેહેર ઇજદ, સને ૧૨૪૮
"ઇઅજદજરદી સંવત ૧૯૩૫ ના ચઇતર શુદ ૧૧ ને
"વાર ગરેઉ તા૦ ૩ જી એપરેલ સને ૧૮૭૯ ઇસવી."

૩ જામે જમશેદ, તા૦ ૧૧ મી આપરેલ ૧૮૭૯.

૪ બોમબે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૦ મી આપરેલ ૧૮૭૯.

તા૦ ૧૭ મી આપરેલ.

પુણાંવાલા ખાનબાહદુર પદમજી પેશતનજીને નામદાર સરકારે દખણના પેહલા વર્ગના સરદાર નેમ્યા હતા.૧

---

તા૦ ૧૮ મી આપરેલ.

રોજ ૧ માહ ૮ (શે૦)૧૨૪૮ ય૦

આજ દીને મરહુમ બાઇ આઇમાએ તે શેઠ પીરોજશાહ ધનજીભાઇ આલબલેસના ધણીઆની તથા શેઠ અરદેશર નશરવાનજી મોદીના બેટીના ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ. ૧૦૦૦), મમાવા શેઠ કાવશજી બેજનજી આલબલેસે રૂ. ૫૦૦૦), મમાઇ બાઇ આવાંબાઇએ રૂ. ૫૦૦), સસરા શેઠ ધનજીભાઇ એદલજી આલબલેસે રૂ. ૫૦૦), કાકાસસરાઓ મરહુમ શેઠ એદલજી ફરામજી આલબલેસના સાહેબજાદાઓએ રૂ. ૧૦૦૦), તથા બીજા ખેશીઓએ રૂ. ૫૨૫) મળી રૂ. ૮૫૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા ૨

---

તા૦ ૨૦ મી આપરેલ.

પુણાં મધે નામદાર શાહજાદા પ્રીન્સ ઓફ વેલ્સની પધરામણીની યાદગારીમાં બંધાનારી આલબરટ એડવર્ડ ઇનસ્ટીટયુટની ઇમારતનાં ફંડમાં મઉવાલા ખાનબાહદુર એદલજી પેશતનજી ધાસવાલાએ રૂ. ૧૦૦૦) આપ્યા હતા.૩

---

તા૦ ૨૨ મી આપરેલ.

શેઠ મનચેરજી ફરામજી પટેલ, બી. એ. એ લંડનની નેશનલ ઇંડીઅન આશોશીએશનની મુંબઇની શાખાના સંબધમાં આજ દીને ફરામજી કાવસજી ઇનસ્ટીટયુટમાં "આપણાં રૂઉનાં કારખાનાં, તેમની હાલની હાલત, તે કેમ આવી, અને તેને ભવીષમાં સુધારવાના ઉપાયો" વિષે ઇંગ્રેજીમાં એક ભાષાણુ કીધું હતું. સરનશીનની ખુરસીએ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ બીરાજ્યા હતા. ૪

---

૧ ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૨૧ મી આપરેલ ૧૮૭૯.

૨ જામે જમશેદ, તા૦ ૧૯ મી આપરેલ ૧૮૭૯.

૩ જામે જમશેદ, તા૦ ૨૨ મી આપરેલ ૧૮૭૯.

૪ ટાઇમસ આફ ઇંડીઆ, તા૦ ૨૬ મી આપરેલ ૧૮૭૯.

એ ભાષાણનું એક ચોપાનીયું નીચલા નામથી છપાઇ પ્રગટ થયું હતું:—

"Our Spinning and Weaving Mills, their present condition, how brought about, remedies for the future. A Lecture delivered by Muncherjee Framjee Patell, B. A. in connection with the Bombay Branch of the National Indian Association. Bombay: printed at the Duftur Ashkara Press. 1879."

તા૦ ૨૫ મી આપરેલ.

અતરેની કુરલા મધે ચાલતી ન્યુ ધરમસી સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના એજંટો અને ડાએરેક્ટરો વચ્ચે મીલના વહીવટ બાબે ટપાટપી ચાલતી હતી. તે દરમેઆન એજંટોએ ગયા નવેમબર માસમાં પોતાના બચાવમાં એક ચોપાનીયું છપાવી ભાગીદારો વચ્ચે વેંહચ્યું હતું. આ ચોપાનીયામાં પોતાની આબરૂને નુકસાન પોંહચે એવું લખાણ ધારી ડાએરેક્ટરોના પ્રમુખ શેઠ નશરવાનજી અરદેશર ખરશેદજી વાડીઆએ એજંટોની પેહડીના ભાગયાઓ શેઠો નશરવાનજી મેહરવાનજી પાંડે અને દોરાબજી ફરામજી પાંડે ઉપર અતરેની પોલીસ કોર્ટમાં બદનક્ષીની ફરીઆદી માંડી હતી જે મુકદમો માજીસ્ટ્રેટ-શેશનમાં મોકલ્યાથી તેની તપાસ ત્રણ દીવસ સુધી ઓનરેબલ મી૦ જસ્ટીસ બેલી અને ખાસ જુરીની હજુરમાં ચાલી હતી, જે દરમેઆન પ્રથમ વાદીની શાક્ષી લેવાઇ હતી, અને મી૦ ઇનવરારીટી બારીસ્ટરે લીધેલી ઉલટ પાલટ તપાસમાં તેનું ઘણુંક ભોપાળું બાહેર આવ્યું હતું. આથી જુરીએ પ્રતીવાદીઓનો બચાવ સાંભળ્યા વગર પોતાનું મત આપ્યું કે "જે શાક્ષી આ કોર્ટ સામે પડી છે તે ઉપરથી એવું સાબીત થતું નથી કે પ્રતીવાદીઓએ નવી ધરમસી પુંજાભાઇ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ભાગીદારોમાં ફરીઆદ કરેલી બદનક્ષીવાળું ચોપાનીયું છપાવીને વેંહચવામાં કાંઇબી ખરાબ ધારણા રાખી નહીં હતી, અને વળી બીજું એ કે આ મુકદમો ફરીઆદીએ આ કોર્ટમાં લાવવો જોઇતો નહતો." નામદાર જડજે જણાવ્યું કે *તમારા મતને હું તદન મલતો છું, તથા આજ સહવારના મેં એ ચોપાનીયું આખું વાંચ્યું હતું,* અને તે ઉપરથી માલમ પડે છે કે પ્રતીવાદીઓએ ઇમાનદારીથી પોતાના બચાવમાં ખરી વીગત બાહેર પાડી છે, અને તેઓને આબરૂથી છોડી દેઉં છું.[1]

---

તા૦ ૨૬ મી આપરેલ.

શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ "લવકુશ" નામે નાટક રચી પ્રગટ કીધો હતો.[2]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૬ મી આપરેલ ૧૮૭૯.

૨ લવકુશ નાટક. ત્રણ અંકમાં. રચનાર, કેખુશરો નવરોજજી કાબરાજી. મુંબઇ, દફતર આશકારા છાપાખાના મધે, રૂસ્તમજી નવરોજજી ખંબાતાએ છાપ્યો છે. સને ૧૮૭૯ ઇસવી.

તા૦ ૨૭ મી આપરેલ.

રોજ ૧૦ માહ ૮ (શે૦) ૧૨૪૮ ય૦

ઇંડોર મધે શેઠ હોરમજજી માણેકજી ભમગરાએ પોતાના મરહુમ ધણીઆની બાઇ નવાજબાઇનાં નામથી બંધાવેલી આતશ દાદગાહની દરેમેહર પરઠવાની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી. જશનની ક્રિઆ પુણાવાલા ખાનબાહદુર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસ્પ આશાનાએ કરવા બાદ તેવણે એક ગંભીર વાએજ કરી સંભલાવી હતી. જે પછી શેઠ હોરમજજી તરફથી એક અંજુમન પત્ર વાંચવામાં આવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ દરેમેહરનું મકાન શ્રી ઇંડોરની જરથોસ્તી અંજુમનને સ્વાધીન આપ્યું છે. તેનું માપ ૪૬ ફીટ લાંબુ અને ૩૮ ફીટ પહોલું છે. તેની સામે એક કુવો છે. અને પાસે એક નાધલું બબરચીખાનું છે. દરેમેહરના મકાનની પુર્વે જે અમારૂં મકાન છે તે પણ આજ દીને અંજુમનને સ્વાધીન કીધું છે, એવી સરતથી કે એ મકાનબી ઉપલાં દરેમેહરના મકાન સાથેજ સંબંધ રેહ જે મધે મોબેદ સાહેબો પોતાનાં બાલબચાં સાથે રેહ. એ સર્વે મકાનોપર આજ દીનથી હમારો તથા હમારા વારસ વકીલો અથવા ફરજંદાંન ફરજંદોનો મુખતીયારી સંબંધી કશો હક અથવા દરદાવો નથી. એ દરેમેહરનાં મકાંનની મરામત તથા દાદગાહ વગેરેનો ખરચ અંજુમન સાહેબે ચલાવવા કબુલાત આપી છે. છેલ્લે અંજુમન સાહેબને નમનતાઇથી અરજ છે જે "હમારા ગુજરીઆ બાદ અતરે થતી જશન વીગેરે જાહેર કીરીઆઓમાં મારૂં નામ શામેલ કરવાને અંજુમન તથા દસ્તુર સાહેબ ઠેરાવ કીધાથી શેવકને આએ જેહાન તેમજ તે જેહાનમાં સરફરાજી છે." ઉપલો અંજુમન પત્ર વંચાયા બાદ ઇંડોરની અંજુમનના પ્રમુખ શેઠ કાવસજી પેશતનજીએ અંજુમન તરફથી શેઠ હોરમજજીને માનપત્ર વાંચી સંભલાવી શેઆલ હોરાડી હતી, જે પછી ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.

---

તા૦ ૨૮ મી આપરેલ.

શેઠ દીનશાહ પેશતનજી કાંગા, એમ. એ.; એલ. એલ. બી. એ હાઇકોરટના સોલીશીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી ૨.

---

તા૦ ૩ જી મેએ.

હિંદુસ્થાનમાં આયાત થતાં કાપડ ઉપરથી વડી સરકારે જગાત કાહડી નાખી હિંદુસ્થાંનની એ મેહસુલ

---

૧ જામે જમશેદ, તા૦ ૬ ઠી મેએ ૧૮૭૯.

૨ ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૩૦ મી આપરેલ ૧૮૭૯.

ઓછી કરી તે સામે પ્રોટેસ્ટ કરવા ઈંગલાંડ પાર્લામેંટને એક અરજી કરવા મારેનો ઠેઠાવ કરી તે બહાલ રાખવા માટે મુંબઈના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઈ તા૦ ૧૬ મી આપરેલે શેરીફ ડાકટર આતમારામ પાંડુરંગ જોગ ૫ ઈંગ્રેજ, ૨૩ હિંદુ, ૬ મુસલમાન, ૨ યાહુધી, ૨ પોરટુગીજ, અને ૩૪ પારસી (શેઠો બેહેરાંમજી જીજીભાઈ, સી. એસ. આઈ., દીનશાહજી, માણેકજી પીટીટ, અરદેશર હોરમજજી વાડીઆ, નવરોજ ફરદુનજી, ખરશેદજી ફરદુનજી પારખ, નશરવાંનજી માણેકજી પીટીટ, હોમજી ખરશેદજી દાદીશેઠ, પીરોજશાહ મેરવાંનજી મેહતા, એમ એ; નાનાભાઈ બેહરાંમજી જીજીભાઈ, કેખશરૂ નવરોજજી કાબરાજી, માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીના, અરદેશર ફરામજી મુસ, ફરામજી દીનશાહજી પીટીટ, હોરમજજી બહમનજી વાડીઆ, હોરમજજી દાદાભાઈ પલીડર, મનચેરજી નવરોજજી બનાજી, બહમનજી શેરાબજી જ. જીજીભાઈ, હોરમારજી અરદેશર હોરમજજી વાડીઆ, કાવસજી માણેકજી લીમજી, હોરમજજી નવરોજજી સકલાતવાલા, બહમનજી પેશતનજી માસટર, જમશેદજી ખરશેદજી કામા, ખરશેદજી રૂસતમજી કામાજી, બેહરાંમજી નશરવાંનજી સીરવાઈ, નાનાભાઈ રૂસતમજી રાંણીના, જાંહગીર કાવશજી જાંહગીર રેડીમની, હીરજીભાઈ મેહરવાંનજી વાડીઆ, નવરોજજી માણેકજી વાડીઆ, મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, શેરાબજી ધનજીભાઈ વાડીઆ, અરદેશર બેહરાંમજી કાપડીઆ, દાદી નશરવાંનજી દાદીશેઠ, અરદેશર ખરશેદજી ફરદુનજી, બરજોરજી રૂસતમજી મોદી) ગ્રહસ્થોએ કરેલાં રીકવીજીશનની રૂહે આજ દીને સરકારે ટાઉન હાલ વાપડવા નહિં આપવાથી ફરાંમજી કાવશજી ઇનસ્ટીટયુટમાં એક જાહેર સભા સર મંગલદાસ નથુભાઈ, સી. એસ. આઈ. નાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ શેઠ મોરારજી ગોકલદાસની દરખાસ્ત અને તેને શેઠ નાનાભાઈ બેહરાંમજી જીજીભાઈ તથા શેઠ નવરોજજી ફરદુનજીએ ટેકો આપવાથી પાર્લામેંટને અરજી કરવાનો ઠેઠાવ થયો હતો. આ અરજીનો તૈયાર કરેલો ખરડો શેઠ પીરોજશાહ મેહરવાંનજી મેહતા સી. આઈ. ઈ. એ વાંચી સંભલાવ્યો, જે બાહલ રાખી તે પ્રોફેસર ફાસેટની મારફતે પાર્લામેંટ પર મોકલી આપવાને ઠેઠવ્યું હતું. ૧

---

તા૦ ૮ મી મેએ.

ડાકટર સ્પીગલનું "ઇરાંનીઅન એનટીકવીટીસ" નું પુસ્તક ત્રણ દફતરમાં પુરં થયું હતું.

---

૧ ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૫ મી મેએ ૧૮૭૯.

તા૦ ૧૫ મી મે.

મુંબઇના બારાંના એક પોરટ તરફી શેઠ શેરાબજી શાપુરજી બંગાલીએ પોતાનો ઓધ્ધો છોડવાથી નામદાર સરકારે તે જગાપર શેઠ શેરાબજી ફરામજી પટેલને નેમ્યા હતા.૧

---

તા૦ ૨૯ મી મેએ ૧૮૭૯

રોજ ૧૨ માહ ૯ (શે૦) ૧૨૪૮ ય૦

મરણ—હોરમજજી પેશતનજી બેનેટ, એમ. એ. ઉમર વર્ષ ૩૧, ઇંગલાંડ જઈ ૧૮૭૧ માં બારીસ્ટરની પરીક્ષા પસાર કીધી હતી. અને ૧૦ મી આગશટ ૧૮૭૧ ને દીને હાઇ કોરટમાં ધંધો ચલાવવાના સપત લીધા હતા. કમનશીબે ૧૮૭૭ ના સપટેમબર માસમાં હાઇકોરટ તરફથી એમને દેવાના ઠેઠવ્યા હતા. પછી હરી વર્ષે કુવામાં પડી આપઘાત કરી મરણ પામ્યા હતા.

---

તા૦ ૨૯ મી મેએ.

રોજ ૧૨ માહ ૧૦ (ફ૦) ૧૨૪૮ ય૦

મરણ—કાવશજી માણેકજી લીમજી[2]—ઉમર વર્ષ ૪૫) મેસરસ લીમજી માણેકજીના છોકરાઓની કંપનીના નામે મોટો વેપાર ચલાવતા હતા. મુંબઈની યુનીવરસીટીમાં પોતાના બાપને નામનો "માણેકજી લીમજી ગોલ્ડ મેડલ" દર શાલ આપવાને રૂ. ૫૦૦૦) આપ્યા હતા. અત્રેની મ્યુનીસીપાલ કોરપોરેશનના એક સભાસદ અને માતરીમોનીયલ કોરટના એક ડેલીગેટ હતા.

---

તા૦ ૧૧ મી જુન.

રોજ ૨૫ માહ ૯ (શે૦) ૧૨૪૮ ય૦

આજ દીને મરહુમ શેઠ મેહરવાનજી કાવશજી દીનશાહજી પીટીટના ઉઠમણાંમાં તેમના બપાવા શેઠ દીનશાહજી માણેકજી પીટીટે રૂ. ૩૦૦૦), બપાઇ બાઇ સાકરબાઇએ રૂ. ૧૦૦૦), બાપના કાકા શેઠ નશરવાનજી માણેકજી પીટીટે રૂ. ૧૦૦૦), માતાજી બાઇ આવાંબાઇ એ રૂ. ૧૦૦૦), ફુઇ તથા સાસુ બાઇ ભીખાઇજી તે શેઠ દાદી નશરવાનજી દાદીશેઠનાં ધણીઆનીએ રૂ. ૫૦૦, મરનારના ધણીઆની બાઇ મેહરબાઇએ રૂ૫૦૦), કાકાઓ શેઠો ફરામજી તથા બહમનજી દીનશાહજી પીટીટે રૂ૧૦૦૦), ભાઇઓ શેઠો માણેકજી, પેશતનજી, હોરમજજી,

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૫ મી મેએ ૧૮૭૯.
૨ શેઠ ખરશેદજી કાવશજી માણેકજી લીમજીના બાવા.

ખરશેદજી, અરદેશર, શેરાબજી અને ફરદુનજી તથા એહનો બાઈઓ મીઠીબાઈ, વીરબાઈજી અને સુનાબાઈએ મળી રૂ. ૧૫૦૦), ફુઈઓ બાઈઓ નવાજબાઈ, રતનબાઈ, હમાબાઈ, હીરાંબાઈ, માણેકબાઈ અને બચુબાઈએ રૂ. ૧૦૦૦) મળી રૂ. ૧૦૫૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.

પાછલી રાતના ઉઠમણાંમાં બપાવા શેઠ દીનશાહજી એ બીજા રૂ. ૧૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૧૬ મી જુન.

આજ દીને અમદાવાદ મધે બેહરામજી જીજીભાઈ મેડીકલ સ્કુલની સ્થાપના થઈ હતી. તેની ઇમારત પર નીચે મુજબની તખતી છે.

The Byramjee Jeejeebhoy Medical School
Ahmedabad.
Established 16th June 1879.
Like the Sister Institution at Poona
This school takes its name
From the late
Hon'ble Mr. Byramjee Jeejeebhoy, C. S. I.,
Who contributed a sum of Rs. 20,000
Towards the construction of the
School Building.

તા૦ ૧૭ મી જુન.

આજ દીને બાઈ ખરશેદબાઈ તે શેઠ બરજોરજી નશરવાનજી ગોટલીબાજનાં ધણીઆનીએ શ્રી દવીહર ગામમાં એક કુવો બંધાવી ખુલ્યો મુકેગો હતો.[2]

૧ જામે જમશેદ, તા૦ ૧૩ મી જુન ૧૮૭૯.

૨ તે પર નીચે મુજબ તખ્તી છે:–

" શ્રી દાદાર હોરમજદની મેહદત. આએ કુવો શ્રી મુંબઈ-
" વાશી બાઈ ખરશેદબાઈ તે શેઠ બહમનજી માણેકજી
" ચોકશીના બહુને પોતાના ખાવંદ બરજોરજી નશરવાં-
" નજી ગોટલીબાજનાં પુનને શારૂ શવાબ ખાતે બંધાવેઓ
" છે. શંવત ૧૯૩૫ ના વીશેશ નામ શંવતશર જેઠ વદ
" ૧૩ વાર શોમે પારશી રોજ ૧ લો દાદાર હોરમજદ માહ
" ૧૦ દેહ ઇજદ શને ૧૨૪૮ ઇઅજદ જરદી. ઇગરેજી
" તારીખ ૧૭ માહે જુન શને ૧૮૭૯ ઇશવી૦ એ કુવાનું
" કામ પારશી હોરમજી ભીમજીભાઈ દવીઅરવાલાના
" હાતથી શમાપત થાઉં છે, ને હવે પછે એ કુવા પર
" દેખરેખ એજ ધણી તરફથી રેહશે. "

તા૦ ૨૬ મી જુન.

શેઠ કાવશજી ખરશેદજી જમશેદજીને નામદાર સરકારે નીમખની મેહસુલના સુપરન્યુમરી આસીસ્ટંટ કલેકટર નેમયા હતા.[1]

તા૦ ૨૬ મી જુન.

નામદાર માહરાંણી વિકટોરીયાનો પાંટવી કુંવર પ્રીનસ ઓફ વેલસ ૧૮૭૫ માં મુંબઈ ફરવાને આવ્યો તેની યાદગારીમાં તેનું એક ઘોડેસ્વાર કાંસાંનું બાહવલું સર આલબરટ દેવીડ સાસુને રૂ. ૫૦,૦૦૦) ને ખરચે ઇંગલાંડથી બનાવી મંગાવ્યું હતું તે તૈયાર થઈ અતરે આવ્યાથી તે પાલવેથી આવતાં મેદાનમાં ખોહલું મેલવાની ક્રિયા મુંબઈના નામદાર ગવરનર સર રીચરડ ટેમપલે આજ સાંજે મોટી ધામધુમ સાથે કીધી હતી. એ બાહવલાંમાં નામદાર શાહજાદાને ફીલ્ડ મારશલના પોશાકમાં ઘોડાપર કુચ કરતો કોતરયો છે, તથા નીચલા પથ્થર ઉપર તે નામદાર મુંબઈ આવ્યો તે વેળાએ તેને જે આવકાર દીધામાં આવ્યો હતો તેનો ચીતાર કોતરવામાં આવ્યોછે.[2]

તા૦ ૨૭ મી જુન.

શેઠ કાવશજી દીનશાહજી કેઆસે "ગુલેસ્તાન"નો તમામ તરજુમો નામે ગુજરાતી પુસ્તક બાહર પાડયું હતું.[3]

તા૦ ૩૦ મી જુન.

મુંબઈના મ્યુનીસીપાલ કારપોરેશનના કર ભરાનરાઓ તરફના એક મેમબર શેઠ કાવશજી માણેકજી લીમજી ગુજરી જવાથી તેમની જગોએ આજ દીને કરભરનારાઓએ શેઠ હીરજીભાઈ અરદેશર દાદીશેઠને ચુંટી કાઢયા હતા.[4]

તા૦ ૧ લી જુલાઈ.

મધરાજ ખાતે ઉઘાડવામાં આવેલી ખેતીવાડીની કાલેજમાં અભ્યાસ કરી નીચલા ૮) પારસીઓ સેવટની પરીક્ષામાં પસાર થયા હતા:—

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૬ મી જુન ૧૮૭૯.

૨ ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૨૭ મી જુન ૧૮૭૯.

૩ શેખસાદીનું બનાવેલું ફારસી ગુલસ્તાન. ચાર ભાગમાં તરજુમો કરનાર, કાવશજી દીનશાહજી કેઆશના. મુંબઈ વર્તમાન પ્રેસમાં છાપ્યું છે. યજદેજરદી ૧૨૪૯. સન ૧૮૭૯ ઇસવી.

૪ ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૧ લી જુલાઈ ૧૮૭૯.

નવરોજજી હોરમજજી પાટક, પીરોજશાહ દાદાભાઇ મોદી, જાંહગીર મનચેરજી ચીચગર, અરદેશર ડોશાભાઇ કોહલા, ફરામજી નશરવાંનજી ખંબાતા, બેહરામશાહ હીરજીભાઇ કોટવાલ, રતનજી દાદાભાઇ તાતા, બહમનજી મનચેરજી દાદીના [1].

---

તા૦ ૩ જી જુલાઇ.

મુંબઇની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના એક ડેલીગેટ મરહુમ શેઠ કાવશજી માણેકજી લીમજીની જગોએ નામદાર સરકારે શેઠ હીરજીભાઇ અરદેશર દાદી શેઠને નેમ્યા હતા.

આએ શાલની દેશી માજીસ્ત્રેટોની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતા:[2]—

બીજા વર્ગના માજીસ્ત્રેટ—રતનજી એદલજી કાંગા, દીનશાહ જમશેદજી દસ્તુર કામદીનના.

ત્રીજા વર્ગના માજીસ્ત્રેટ—હોરમજજી ખરશેદજી કુરલાવાલા, ખરશેદજી રૂસતમજી દાદાચાનજી.

---

તા૦ ૧૦ મી જુલાઇ.

રોજ ૨૯ માહ ૧૦ (શે૦) ૧૨૪૮ ય૦

મરણ—ખરશેદજી જાંહગીરજી ચીનાઇ—ઉમર વર્ષ

એવંન એકજીકયુટીવ ઇજનેરની આફીસમાં આસીસ્ટંટ અકાઉંટંટ હતા. અને પુને ગુજર્યા હતા.

---

તા૦ ૧૦ મી જુલાઇ.

થાણા જીલ્લાનાં વસાઇ અને ડાહણુના સબારડીનેટ જડજ શેઠ માણેકજી નશરવાંનજી નાણાંવતી, બી. એ.; એલ. એલ. બી. ને નામદાર સરકારે રૂ. ૫૦) સુધીના દાવાના દીવાની મુકદમાઓ ચુકવવાને સમાલકાઝ કોરટના જડજની સત્તા આપી હતી[3]

---

તા૦ ૧૩ મી જુલાઇ.

રોજ ૨૭ માહ ૧૦ (શે૦) ૧૨૪૮ ય૦

મરણ—પેશતનજી દાદાભાઇ વાડીઆ—ઉમર વર્ષ ૫૪) મરહુમ શેઠ દાદાભાઇ પેશતનજી વાહડીઆના દીકરા. એવણ એક સ્કાલર હતા. ઇ. સ. ૧૮૩૮ માં "નેટીવ એડયુકેશન સોસાઇટી"ની નામદાર ગવરનર સર રાબરટ ગ્રાંટનાં પ્રમુખપણાં હેઠળ મળેલી સભામાં એમને સ્કાલરશીપ માટે પસાર થયલા જાહેર કીધા હતા. પણ તે પોતાની ખુશીથી લેવા ના પાડી પોતાથી ઉતરતા વિદ્યાર્થીને અપાવી હતી. એવનના બાવાનો પરેલ માંહેલો લાલબાગ તેવનની નાદારી વેળા વેચાયો હતો. તે માટે ૧૮૫૨ માં એવને સુપ્રીમ કોરટમાં એવો દાવો ઉઠાવ્યો હતો કે એ જગા સરકારે એમના વડીલોને આપેલી હોવાથી તે પર માગનારાઓનો નહીં પણ એમના વારેસોનો હક છે. પણ નામદાર જડજ સર અરસકીન પેરીએ તે દાવો રદ કર્યો હતો. "માણેકજી પીટીટ સ્પીનીંગ"ના એવન કેટલુંક સુધી સેક્રેટરી અને પછી ઓડીટર હતા. હીસાબ કીતાબમાં બહુ બાહોશ હોવાથી શેર સતા વેળા ઘણીક કંપનીઓના લીકવીડેટર નેમાયા હતા[1].

---

તા૦ ૧૭ મી જુલાઇ.

રોજ ૧ માહ ૧૧ (શે૦) ૧૨૪૮ ય૦

આજ દીને પુણાં મધે મરહુમ બાઇ હીરાંબાઇ તે ખા૦ બા૦ એદલજી ઘાસવાલાનાં વહુ તથા મરહુમ શેઠ દોરાબજી પેશતનજી ઘાસવાલાંનાં બેટીનાં ઉઠમણામાં રૂ. ૬૦૫) તેમના બાવાનાં નામથી ઉભાં કરેલાં ફંડમાં આપ્યા હતા. [2]

---

તા૦ ૧૯ મી જુલાઇ.

રોજ ૩ માહ ૧૧ (શે૦) ૧૨૪૮ ય૦

આજ દીને સુરતની પાસેનાં ઇછાપોર ગામમાં મુંબઇવાળા શેઠ જાંગીરજી કાવશજી જાંગીરજી રેડીમનીએ પોતાના બાવા મરહુમ સર કાવશજી જાંગીરજી રેડીમની, નાઇટ, સી. એસ. આઇ,નાં પુનને માટે એક નશાખાનું બંધાવી આપ્યું હતું.[3]

---

(ડાબી કોલમની ફૂટનોટ)

૧ જામે જમશેદ, તા૦ ૪ થી જુલાઇ ૧૮૭૯.
૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૩ જી જુલાઇ ૧૮૭૯.
૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૦ મી જુલાઇ ૧૮૭૯.

(જમણી કોલમની ફૂટનોટ)

૧ શેઠો બાપુજી તથા હીરજી અને ડા૦ જાંગીર પેશતનજી વાહડીયાના બાવા.

૨ જામે જમશેદ, તા૦ ૨૧ મી જુલાઇ ૧૮૭૯.

૩ આએ નશાખાનાંપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજની મદદ હોજો. આએ નશા-
"ખાનું શેઠ જાંહગીરજી કાવશજી જાંહગીરજી રેડીમ-
"નીએ પોતાના બેહેશતનશીન મુરબીજી બાવાજી સર
"કાવશજી જાંહાગીરજી રેડીમની, શી. એશ. આઇ. ના
"પુણને શારૂ બંધાવયું છે. રોજ ૩ જો માહ ૧૧ મો
"સને ૧૨૪૮ ઇઅજદેજરદી. તા૦ ૧૯ મી જુલાઇ સને
"૧૮૭૯ ઇસવી. સંવત ૧૯૩૫ ના આખાડ વદ ૩૦ ને
"વાર સનેઉ."

તા૦ ૨૪ મી જુલાઇ.

શેઠ બરજોરજી એદલજી મોદી, એમ. એ.; એલ. એલ. બી., ને નામદાર સરકારે ભરૂચના સબારડીનેટ જડજ; તથા શેઠ એદલજી મનજીભાઇ મોદીને જંબુસરના સબારડીનેટ જડજ નેમ્યા હતા. [1]

તા૦ ૭ મી આગસ્ટ.

રોજ ૨૨ માહ ૧૧ (શે૦) ૧૨૪૮ ૫૦

મરણ—માણેકજી પુંજીઆજી-અચારવાલા-ઉમર વર્ષ ૬૧) એવણ પ્રથમમાં બાઇ ધનાંબાઇ તે મરહુમ શેઠ હીરજીભાઇ બહમનજી વારડનનાં ધણીઆનીના હાથ હેઠલ અચાર ચટણી વગેરે બનાવવાનો હુન્નર શીખ્યા હતા. તે બાદ ઇ૦ સ૦ ૧૮૪૩ થી હિંદી ચટણી, અચાર, મુરબો, વગેરેનો ધંધો કરતા હતા. ૧૮૫૫ માં એવણે પોતાના દીકરાઓને તેમાં શામેલ કરી "માણેકજી પુંજીઆજી એંડ સન્સ" ને નામે તે ચાલુ રાખ્યો હતો.

તા૦ ૧૭ મી આગશટ.

રોજ ૨ માહ ૧૨ (શે૦) ૧૨૪૮ ૫૦

આજ દીને મરહુમ બાઇ પીરોજબાઇ તે શેઠ ફરાંમજી અરદેશર દાવરનાં ધણીઆંની તથા મરહુમ શેઠ કાવશજી બહમનજી તાપીઆનાં બેટીનાં ઉઠમણાંમાં તેમના ખાવંદે રૂ. ૮૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા. [2]

તા૦ ૧૯ મી આગશટ.

આ વર્ષમાં કેટલાક પારસી ગ્રહસ્થો આપણા રવાંનોને લોખંડની ગાડીમાં મેલીને અવલ મંજલ લેઇ જવાની ભલામણ કરવા લાગા હતા, તેમજ તે વિષે ન્યુસ પેપરોમાં તકરારો ચલાવી હતી, અને સેવટે મરહુમ શેઠ જમશેદજી નોશરવાનજી દાદીશેઠનાએ એક લોહડાંની ગાડી રવાનને લેઇ જવા સારૂં ઇંગ્લાંડથી બનાવીને અતરે મોકલી હતી, અને માનવંત તરસ્ટી સાહેબોપર એક પત્ર લખી; તે ગાડીમાં રવાનોને લેઇ જવાની ભલામણ કરી હતી. તે ઉપરથી ગઇ ૪થી જુન ૧૮૭૯ ને દીને શેઠ અરદેશર ડોસાભાઇ મુનશી, શેઠ એદલજી બહમનજી મારીસ, શેઠ દાદાભાઇ એદલજી આલબલેસ, શેઠ ખરશેદજી પાલનજી પાઉવાળા વગેરે આશરે ૩૦૦) જરથોસ્તીઓની શહી સાથે એક સાભી અરજી તરસ્ટી સાહેબો જોગ ગઇ હતી. જે ઉપરથી તેઓએ અતરેના પેહલે વાંધેના જાણીતા દસ્તુરજી સાહેબોના એ નવી રીત વિષે, દીનની શરીઅત પ્રમાણેના ફતવા લખી મંગાવી તે જાહેર કીધાં હતાં. તે અરજીના જવાબમાં તરસ્ટી સાહેબો લખે છે કે,

"ઉપલી એલતેમાસ મુજબ દસતુર સાહેબોએ હમારી ઉપર લખી મોકલેલા ફતવા કુલ જરતોશતી અંજુમનને વાકેફ થવા સારૂં આએ ચોપાનીઆમાં હમોએ છપાવી પ્રગટ કીધા છે. એ ફતવા ઉપર નેગાહ પોંહચાડતાં શેઠ જમશેદજી નશરવાંનજી દાદીશેઠનાંએ કીધેલી સુચના અમલમાં લાવવાને હમો ભલાગણ કરી શકતા નથી.

બીજું—આએ જોગવાઇએ સરવે જરતોશતીઓને હમો જાહેર કરીએ છીએ કે, આપણી દીનનાં ફરમાનોની વીરૂદ્ધ નહીં જાય એવી રીતનો ફેરફાર, દસતુર સાહેબોની સલાહથી કરવાને હમોએ ઠરાવ કીધો છે, તે ફેરફાર એ છે કે ગેહાનનાં ઉપરના ભાગ ઉપર ચારે ખુણે તથા પગ અને માંથાની બાજુએ, માફકસર ઉંચાઇનાં લોહોડાંનાં શલીઆ જડાવીને તે ઉપર ઘટ કુમાસનાં કપડાંની ચાદરનું ઢાંકણુ કરવું, કે જેથી રવાંનનો આકાર બાહેરનાં લોકોને દીશે નહીં. એ ફેરફાર અમલમાં લાવવાની ઘટતી ગોઠવણ હવે પછે કરવામાં આવશે.

મુંબઇ, રોજ ૨૧ મો માહ ૧૦ મો શેહનશાહી તથા માહ ૧૧ મો કદમી સને ૧૨૪૮ ઇઅજદજરદી, તારીખ ૭ મી જુલાઇ સને ૧૮૭૯.

(શહી) લા૦ સેવક જમશેદજી જીજીભાઇ.
,, લા૦ સેવક હીરજીભાઇ હોરમજજી શેઠના.
,, લા૦ સેવક ખરશેદજી ફરદુનજી પારખ.
,, લા૦ સેવક દીનશાજી માણેકજી પીટીટ.
,, લા૦ સેવક ફરાંમજી નશરવાંનજી પટેલ.
અંનજુમનનાં ફંડનાં તરશટીઓ.

૧૯ મી આગશટ.

જરથોસ્તી રવાંનોને લોહડાંની ગાડીમાં મુકી અવલ મંજલ પોંહચાડવું રવા છે કે નહીં તે બાબે દસ્તુરજી સાહેબો પાસે લખાવી મંગાવેલાં મતોનું એક ચોપાનીયું આપણી અનજુમનના તરસ્ટી સાહેબોએ પ્રગટ કીધું હતું. [1]

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૪ મી જુલાઇ ૧૮૭૯.

૨ જામે જમશેદ, તા૦ ૧૯ મી આગશટ ૧૮૭૯.

૧ "જરતોશતી રવાનોને લોહોડાંની ગાડીમાં મુકીને અવલમંજલ લઇ જવાને દીનની શરીઅત પરમાણે બની શકે નહીં તે બાબે દશતુર શાહેબોએ લખી મોકલેલા ફતવા. કુલ જરતોશતી અનજુમનને વાકેફ થવા શારૂ અંજુમનના ફંડ તથા મીલકતોના તરશટીઓએ છપાવી પરગટ કીધા છે. જામે જમશેદ, છાપાખાનું, છાપનાર હોરમજજી દાદાભાઇ પરીંટર શને ૧૨૪૮ યઅજદજરદી શને ૧૮૭૯ ઇશવી."

તા૦ ૨૧ મી આગશટ.

અહમદનગર જીલ્લાનાં રાહુરી તાલુકાના મામલતદાર શેઠ રતનજી એદલજી કાંગાને નામદાર સરકારે તે જીલ્લાના બીજા વર્ગના માજીસ્ત્રેટની સતા આપી હતી.૧

---

તા૦ ૨૩ મી આગશટ.

રોજ ૩ માહ ૧ (કે૦) ૧૨૪૯ ય૦

મરણ—ધનજીભાઇ રૂશતમજી પારખ—ઉમર વર્ષ ૪૭ ગોવાલીઅરના માહરાજા સીંધીઆના ઘોડેસવાર તોપખાતાનાં લશકરના મેજર. એવણનું મરણ મોરારની કાંપમાં નીપજયું હતું,

---

તા૦ ૨૪ મી આગશટ.

રોજ ૯ માહ ૧૨ (શે૦) ૧૨૪૮ ય૦

શોલાપુર મધે ઈ૦ સ૦ ૧૮૪૫ ના ફેબરવારી માસમાં શેઠો વીકાજી અને પેશતનજી મેહરજીએ બંધાવેલી દરેમેહર બીશમાર હાલતમાં આવવાથી તે દેશ પરદેશના જરથોસ્તી અનજુમનના ઉઘરાતથી ફરી નવે સરથી બંધાવી આજદીને પરહાવી હતી. જશનની ક્રિઆ પુણાવાલા ખાનબાહદુર દસ્તુર નોશરવાનજી જામાસ્પજી જામાસ્પઆશાનાએ શરૂ કીધી હતી, જે પુરી થવા બાદ તેમના ભત્રીજા એ૦ મેહરજી હોશંગજી દસ્તુર જામાસ્પઆશાનાએ "દરેમેહર" વિષે એક વાએજ વાંચી સંભલાવી હતી. એ પછી શોલાપુરના ડેપ્યુટી કલેકટર શેઠ દારાશાહ ડોશાભાઇ કે જેવણે એ દરેમેહર માટે ઉઘરાણું કરવા તથા તે બંધાવવા માટેની આગેવાની લીધી હતી તેવણે એક ભાષણ કરી નાણાં ભરનારાઓનો, તેમાં ખસુસ કરી શેઠ દીનશાહજી માણેકજી પીટીટ તથા મઉવાલા ખાનબાહદુર એદલજી પેશતનજી ઘાસવાલાનો ઉપકાર માન્યો, અને ખાનબાહદુર દસ્તુર નોશરવાનજીને અંજુમન તરફથી એક શેઆલ હોરાડી હતી. એ પછી ચાશની કરી મીજલસ બરખાસ્ત થઇ હતી.૨

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૧ મી આગેશટ ૧૮૭૯.

૨ જામે જમશેદ, તા૦ ૧લી સપટેમબર ૧૮૭૯.

એ દરેમેહરમાં નીચે મુજબ તખતી મારેલી છેઃ—

"આએ દરેમેહર યઅજદજરદી સને ૧૨૧૩ ના "શાલમાં દખણવાલા બેહેશતનશીન શેઠ વીકાજી મેહ"રજીએ બંધાવી શી શોલાપુરની જરતોશતી અનજુમ"નને હવાલે કરી હતી પણ તે બીશમાર હાલતમાં "આવીઆથી અશલ બંધાવનારના વારેશોની પરવાનગી "લેઇ અતરેના ખાનબાહધર દારાશા ડોશાભાઇ ડેપ્યુટી "કલેકટરની મેહેનત તથા દીલશોજીવી દેશપરદેશના કુલે "જરથોશતીઓમાં એક જાહેર ઉગરાનું કરી રૂ.૬૦૦૦) "ના ખરચે ફરીથી નવેશર બંધાવી તથા આજદીને "પરજાવી કુલ જરથોશતીઓ માટે ખુલી મુકી છે. રોજ "૯ મો આદર યઅઝદ માહા ૧૨ અશપંદારમદ શને "૧૨૪૮ યઅજદજરદી તા૦ ૨૪ મી આગસ્ટ સને "૧૮૭૯ ઇશવી, વાર રવેઉ."

તા૦ ૨૯ મી આગશટ.

રોજ ૧૪ માહ ૧૨ (શે૦) ૧૨૪૮ ય૦

મરણ—રૂસતમજી ફરામજી શેઠના–ઉમર વર્ષ ૫૨) એવનના વડવાએ મુસા માપલાના અતરેના એજંત હતા. એવન સરકારી નોકરીમાં સેક્રેટેરીયતમાં રેકરડ કીપર હતા. અને ૧૮૭૫ની પેહલી જાનેવારીએ રીટાયર થયા હતા.

---

તા૦ ૩૦ મી આગશટ.

રોજ ૧૫ માહ ૧૨ (શે૦) ૧૨૪૮ ય૦

મરણ—ખાનબોહદુર રૂસતમજી શોરાબજી દલાલ—ઉમર વર્ષ ૭૬), એવન ભરૂચ મધે એક જાણીતા વેપારી અને વાહણવતી હતા. દોઢ સદીનો પોતાના વડીલોનો વેપાર ચલાવતા હતા. ભરૂચની પારસી પંચાયતના ૪૦) વર્ષ સુધી તરસ્ટી અને ૧૮૭૦ થી પ્રમુખ હતા. ભરૂચનાં દોખમાં પર જવાનો રસ્તો બાંધવાના ફંડમાં પહેલા રૂ. ૫૦૦૦) આપયા તેથી તે રસ્તાને 'રૂસ્તમ રોડ' કરી નામ આપ્યું છે. ભરૂચની સરકારી હાઇસ્કુલની ઇમારતને માટે એવંનની પુંજીમાંથી પઇસા આપેલા હોવાથી એ સ્કુલને એવંનનું નામ આપવામાં આવ્યું છે.

મહારાણી વીકટોરીઆએ શેહનશાબાનુંનો ખેતાબ અખત્યાર કીધો તે વખતે સરકારે એમને દરબાર ભરીને સર્ટીફીકેટ ઓફ ઓનરનું માન આપ્યું હતું. બાદ સને ૧૮૭૮ માં એમને ખાનબાહદુરનો ખેતાબ આપ્યો હતો. કારણ કે સને ૧૮૫૭ ના બલવા વખતે તથા બીજી દેશની તમામ પ્રજાની શેવાઓ માટે તે ખેતાબ નામદાર સરકારે આપ્યો હતો. હીંદુ માહજન, મુસલમાન તેમજ પારસીઓના તમામ સર્વજનીક કામમાં એ ગૃહસ્થ આગેવાન ભાગ લેતા હતા. મરહુમના પાંચ દીકરાઓ શેઠ નશરવાનજી, અરદેશરજી, પીરોજશાહ, દીનશાહ અને દારાશાહ પોતાના બાપના ધંધા ઉપરાંત સુતર, કાપડ તથા મીલો તથા પ્રેસોના ડીરેકટરો તરીકે પોતાની નામના મેલવી હતી પણ તેઓ બધા ટુંક ઉમરમાં બહેસ્તી થયાછે. તે દરેક અનજુમનના ફંડના તરસ્ટીઓ તથા શહેરમાં સરવેથી આગેવાન ભાગ બજાવી ગયા છે. દવાખાના

કેળવણીને ઉત્તેજન આપવાના કામમાં હમકોમ ઉપરાંત પરકોમને પણ છુટથી મદદ આપતા હતા. અને શહેરમાં તમામ ન્યાતોમાં તેમાં વીશેષ કરીને અંગ્રેજી રાજ્યના અમલદારો તથા વ્યાપારીઓમાં મોટો વગવસીલો ધરાવતા હતા અને તેનો લાભ અદના તથા આલા સર્વેને આપતા હતા. તે દરેક મોટી વસ્તીવાડી મેલી ગયા છે. અને તેઓ પોતાની જમીનો, એસ્તેતો, ગામો, કંત્રાકટરો અને વેપારમાં પડેલા છે, મરહુમનો એક પોતર હાલ પેનસન ઉપર મુંબઇમાં રીટાયર્ડ થયા છે અને તેઓ ડાકટર દલાલ છે, જેવન કરનલની પદવીએ ચહડીને સરકારનું પેનશન ભોગવે છે. એક પોતર કલીકોટમાં મલબાર કોસ્ટ ઉપર વ્યાપાર ચલાવે છે, અને એક મી૦ બમનજી દલાલે પંચમહાલ જીલ્લામાં એક ગામ પોતાના બપાવાના નામથી "રૂસ્તમપુરા" વસાવ્યું છે અને તેની હજારો રૂપીઆની આવક ભોગવે છે અને ત્યાંના ઓનરરી મેજીસ્ટ્રેટ છે.[1]

---

તા૦ ૧ લી સપટેમબર.

આજ દીને ભરૂચ મધે મરહુમ ખાંનબાહદુર રૂસતમજી શેરાબજી દલાલનાં ઉઠમણાંમાં તેમના દીકરાઓએ ં. ૨૦૦૦) તથા બીજાં લાગતાં વલગતાંઓએ રૂ. ૧૦૦૦) મલી રૂ. ૩૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા. ઉઠમણાંની સેવટે ભરૂચના દસ્તુર દીનશાહજી પંશોતનજી કામદીનજીએ મરહુમ શેઠની લાયકાત વિષે એક ભાષાણ કરી તેમનું નામ ભરૂચમાં થતી જરથોસ્તી ધર્મને લગતી જાહેર ક્રિઆઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે દેવાને સુચના કીધી હતી. એજ મીજલસમાં મરહુમની જગોએ પંચાતનો હીસાબ રાખવા માટે એમના ભાઇ શેઠ મનચેરજી શેરાબજી દલાલને અરજ કીધી હતી. [2]

મુંબઇ મધે થયલાં ઉઠમણામાં પણ એમના દીકરાઓએ રૂ. ૫૦૦) ધર્મ ખાતે આપ્યા હતા.[3]

---

તા૦ ૧ લી સપટેમબર.

મુંબઇની પારસી પંચાતના ફંડના તા૦ ૬ ઠી નવેંમબર ૧૮૭૭ થી ૨૫ મી અકટોબર ૧૮૭૮ સુધી ના હીસાબની ચોપડી જામે જમશેદ છાપાખાનામાં તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવે છે કે વરસના શેવટે પંચાતના ફંડના તરસ્ટીઓ હસ્તકના ધરમના ફંડ ખાતાંઓની પુંજી એકંદર રૂ. ૧૮૭૦૫૫૩।।। ૪।। દોકડાની હતી તેમાં શ્રી મુંબઇની પારસી પંચાતના ફંડના તથા જુદા જુદા ધરમ ખાતાંઓના મલી રૂ. ૧૫૧૨૭૭૧।।। ૫।। દોકડાની હતી અને શ્રી સુરતની પારસી અનજુમનના ધરમના ફંડની તથા પારસી સુરત ચારેટી ફંડની રૂ. ૩૪૩૫૮૨) ૨૩ ની હતી અને અહમદનગરની દરેમેહેરને લગતા ખરચની રૂ. ૯૦૦૦) ની અને મરહુમ મી૦ ભીમજીભાઇ રંદેલીઆ હાથ ચોરનારના સંબંધના ખાતાંની રૂ. ૫૨૦૦) ની હતી આગલા વરસની શેવટે રૂ. ૧૮,૨૬,૬૬૨) ૨૨) દોકડાની હતી એટલે એ સાલમાં કુલે વધારો રૂ. ૪૩૮૯૧।।। ૬।। નો થયો હતો.[2]

---

૧ આ વર્ષમાં પંચાતનાં ફંડનાં હીસાબમાં નીચલી નોટો અનામત રાખવા મલી છે—:

શેઠ દીનશાહજી માણેકજી પીટીટે પોતાની દીકરી બેહેસ્તનશીન બાઇ ગુલબાઇ તે શેઠ રૂસતમજી નાહનાભાઇ બેહેરાંમજીનાં ધણીયાંનીના પુનને સારૂં રૂ. ૫૦૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ કુલે જરથોસ્તી રવાંનોને અવલ મંજલ પોંચાડવાનાં ફંડ ખાતે વાપરવા આપી હતી.

બેહસ્તનશીન સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટનાં પુનને સારૂં કાઢેલાં ધરમખાતાંમાંથી રૂ. ૮૫૦૦) ની સરકારી નોટ. તે મધેથી રૂ. ૪૦૦૦) નું વ્યાજ દોખમાઓને લગતાં કારણો સારૂં ખરચ કરવાના ફંડ ખાતે, રૂ. ૨૫૦૦) નું આંધલાં પાંગલાં જરથોસ્તીઓની પરવરસી કરવા તથા પગાર આપવાનાં ફંડ ખાતે, રૂ. ૧૦૦૦) નું કુલે જરથોસ્તી રવાંનોને અવલ મંજલ પોહચાડવાનાં ફંડ ખાતે, અને રૂ. ૧૦૦૦)નું પુણાની પારસી અનજુમનનાં ફંડ ખાતે વાપરવાને આપી હતી.

મરહુમ બાઇ ડોસીબાઇ તે શેઠ દાદાભાઇ એદલજી આલબલેસની બેટીનાં પુનને સારૂં રૂ. ૫૦૦૦)ની સરકારી નોટ. તે મધેથી રૂ. ૨૦૦૦) નું વ્યાજ કુલે જરથોસ્તી રવાંનોને અવલ મંજલ પોહચા ડવાનાં ફંડ ખાતે, રૂ. ૧૦૦૦) નું આંધલાં પાંગલાં જરથોસ્તી ઓની પરવરશી કરવા તથા પગાર આપવાનાં ફંડ ખાતે, રૂ. ૧૦૦૦) નું મુકતાદને ટાંકણે દેશાવરો ખાતેના ગરીબ જરથોસ્તીઓને વેહેંચી આપવા સારૂં રૂપીયા વાલવાનાં ફંડ ખાતે, અને રૂ. ૧૦૦૦) નું પારસી પંચાતનાં શેનશાહી ગહમબાર ફંડ ખાતે, વાપરવાને આપ્યા હતા.

---

૧ નામદાર સરકારે એમને ૧૯૦૯ નાં શા.લમાં ગુજરાતના સરદારનો ખેતાબ આપ્યાથી સરદાર બહમનજી અરદેશર દલાલ તરીકે ઓળખાય છે.

૨ જામે જમશેદ, તા૦ ૬ થી સપટેમબર ૧૮૭૯.

૩ જામે જમશેદ, તા૦ ૧૫ મી સપટેમબર ૧૮૭૯.

તા० ૪ થી સપટેમબર.

શેઠ આદરજી જીવણજીને નામદાર સરકારે અમદાવાદના ડીસ્ત્રીકટ ડેપ્યુટી કલેકટર, અને શેઠ એદલજી ડેશાભાઇ કોડાવાલાને ખેડાના ડીસ્ત્રીકટ ડેપ્યુટી કલેકટર નેમ્યા હતા.[૧]

તા० ૧૧ મી સપટેમબર.

એ० ફીરોજ હોશંગ દસ્તુર જામાસ્પ આશાના, એમ. એ.ને નામદાર સરકારે ખેડાના કામચલાઉ ડીસ્ત્રીકટ ડેપ્યુટી કલેકટર નેમ્યા હતા. [૨]

તા० ૧૭ મી સપટેમબર.

શેઠ રૂસ્તમ ઇરાંનીએ "રજપુત વીરરસ કથા" નામે એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું. [૩]

તા० ૧૮ મી સપટેમબર

સર જમશેદજી જીજીભાઇ બારોનેટને નામદાર રકારે મુંબઇના ગવરનરની લેજીસલેટીવ કૌનસીલના ાક સભાસદ તરીકે નેમ્યા હતા. [૪]

તા० ૨૫ મી સપટેમબર.

મુંબઇની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના એક ડેલીગેટ શેઠ ધનજીભાઇ ફરામજી પટેલે ઓધ્ધો છોડવાથી નામદાર સરકારે તેમની જગોએ શેઠ નાનાભાઇ રૂસતમજી રાણીનાને નેમ્યા હતા.

શેઠ નવરોજજી દોરાબજી ખંડાલેવાલા, બી. એ; એલ. એલ. બી.ને નામદાર સરકારે પુણા જીલ્લાના જુનાર ગામના સબારડીનેટ જડજ નેમ્યા હતા.[૫]

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા० ૪ થી સપટેમબર ૧૮૭૯.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા० ૧૧ મી સપટેમબર ૧૮૭૯.

૩ "રજપુત વીરરસ કથા. પુસ્તક બીજું. બનાવનાર રૂસ્તમ ઇરાંની. પ્રગટ કરનાર જેહાંગીર બેજનજી કરાણી. ચોપડી વેચનાર. કોટ, પારસી બજાર સ્ટ્રીટ. મુંબઇ."

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા० ૧૮ મી સપટેમબર ૧૮૭૯.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા० ૨૫ મી સપટેમબર ૮૭૯.

તા० ૨૫ મી સપટેમબર.

શેઠ નશરવાંનજી શોરાબજી વજીફદારને નામદાર ગાયકવાડ સરકારે નવસારીમાં મુખતીઆર વકીલાતપણું ચલાવવાની સનદ આપી હતી. [૧]

તા० ૪ થી અકટોબર.

રોજ ૧૫ માહ ૨ (ક०) ૧૨૪૯ ય०

આજ દીને મરહુમ બાઇ ધનબાઇજી તે મરહુમ શેઠ જમશેદજી મનચેરજી ચીકા ઘડીઆલીનાં વીધવાન-ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ. ૨૧००) તથા બીજાં બેહેશીઓએ રૂ. ૫૫૬) મલી રૂ. ૨૬૫૬) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા. [૨]

તા० ૯ મી અકટોબર.

ડાકટર જમશેદજી દીનશાહ ખંબાતાને નામદાર સરકારે અમદાવાદની મેડીકલ સ્કુલમાં રસાએનશાસ્ત્ર અને મેડીકલ જુરીસપરૂડનસના શિક્ષક નેમ્યા હતા.[૩]

તા० ૧૦ મી અકટોબર.

રોજ ૨૧ માહ ૧ (શે०) ૧૨૪૯ ય०

આજ દીને મરહુમ શેઠ ખરશેદજી એદલજી જવેરીના ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ० ૫००) તથા બીજાં બેહેશીઓએ રૂ० ૨૬૪) મલી રૂ० ૭૬૪) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા. [૪]

તા० ૧ લી નવેમબર.

મરહુમ જેહાંગીર બેજનજી કરાણીએ "હીંદુસ્થાની ગાયન સંગ્રહ" નામે કેટલાક ઓપેરાના અને છુટક ગાયનો એકઠાં કરી છપાવી પ્રગટ કીધાં હતાં.[૫]

૧ જામે જમશેદ, તા० ૨૬ મી સપટેમબર ૧૮૭૯.

૨ જામે જમશેદ, તા० ૮ મી અકટોબર ૧૮૭૯.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા० ૯ મી અકટોબર ૧૮૭૯.

૪ જામે જમશેદ, તા० ૧૩ મી અકટોબર ૧૮૭૯.

૫ "જેહાંગીર કરાણીનો હિંદુસ્તાની ગાયન સંગ્રહ. ભાગ પેહેલો. જેમાં ૬०० થી વધુ ગાયનોનો મોટો સંગ્રહ છે. પ્રગટ કરનાર જેહાંગીર બેજનજી કરાણી, ચોપડી વેચનાર. કોટ, પારસી બજાર સ્ટ્રીટ, મુંબાઇ."

તા૦ ૬ થી નવેમબર.

શેઠ ફરદુનજી કુવરજી તારાપોરવાલા, બી. એ; એલ. સી. ઇ. ને નામદાર સરકારે અમદાવાદના કામચલાઉ એક્ઝીક્યુટીવ એનજીનીઅર નેમ્યા હતા. [1]

તા૦ ૧૧ મી નવેમબર.

રોજ ૨૩ માહ ૨ જો (શે૦) ૧૨૪૯ ય૦

મરણ—દોરાબજી તેહમુલજી કાપડીઆ-ઉમર વર્ષ એવણે ૧૮૭૨ માં અતરેની ડીસ્ત્રીક્ટ પ્લીડરની અને ૧૮૭૩ માં હાઇ કોર્ટ પ્લીડર અને સબારડીનેટ જડજની પરીક્ષા પસાર કીધી હતી. પછી ૧૮૭૩ નાં નવેમબર માસમાં નામદાર સરકારે એવણને અહમદનગર જીલ્લાના રાહુરી ગામના બીજા વર્ગના સબારડીનેટ જડજ નેમ્યા હતા, અને ૧૮૭૭ ના જાનેવારી માસમાં એજ જીલ્લાના પેહલા વર્ગના માજીસ્ત્રેટની સતા આપી હતી. પછી ૧૮૭૭ ના જુલાઇ માસમાં થાણા જીલ્લાના પીંપાળ ગામના બીજા વર્ગના સબારડીનેટ જડજ નેમ્યા હતા. એવણે પુનાની ધર્મશાલામાં આપઘાત કીધો હતો.

તા૦ ૧૨ મી નવેમબર.

મુંબઇના નામદાર ગવરનર સર રીચરડ ટેમપલ ઉતર હીંદુસ્તાનની ચાવી કવેટા ખાતે આજ દીને જઇ પુગ્યો હતો. તે નામદારને ત્યાંના બ્યાપારીઓ, અમલદારો, તથા વતનીઓ તરફથી આવકારનું એક માનપત્ર રેસી ડનસીમાં જઇ આપવામાં આવ્યું હતું. માનપત્ર બુલંદ અવાજે કવેટાના પોસ્ટ માસ્તર શેઠ ધનજીશાહ માણેકજી લાલકાકાએ વાંચ્યું હતું, અને તે ઉપર ત્યાં રહેતા નીચલા પારસીઓની શહીઓ હતી. [2]

મેશરસ રૂસતમજીની કું૦, ધનજીશાહ માણેકજી લાલકાકા, કાવશજી દીનશાહ ખંબાતા, પાલણજી રતનજી પટેલ, હોરમજજી ખરશેદજી ચીનાઇ, ડોશાભાઇ ફરામજી કાંગા, નાનાભાઇ પાલણજી શેઠના, હોરમજજી મેહરવાંનજી ઉમરીગર, બરજોરજી દોરાબજી પટેલ, દાદાભાઇ રતનજી દેશાઇ, માણેકજી એદલજી વજીફદાર, બીખાજી એદલજી વાછા, બાપુજી માણેકજી પસતાકીઆ, જમશેદજી રતનજી દેશાઇ, પીરોજશાહ શોરાબજી કોહલા, નવરોજજી કાવશજી મુલાં, અરદેશર દીનશાહ, બરજોરજી સોરાબજી કોહલા.

તા૦ ૧૩ મી નવેમબર.

અમદાવાદ જીલ્લાના વીરમગામના મામલતદાર શેઠ દાદાભાઇ દીનશાહ કરાકાને નામદાર સરકારે તે જીલ્લાના ત્રિજા વર્ગના માજીસ્ત્રેટની સતા આપી હતી. [1]

તા૦ ૨૦ મી નવેમબર.

નાશકના હજુર ડેપ્યુટી કલેક્ટર અને માજીસ્ત્રેટ શેઠ ફરામજી નશરવાંનજી શેઠનાને નામદાર સરકારે પોતાના ઓધ્ધા ઉપરાંત દેવલાલીનાં મીલીટરી કેનટોનમેંટના પણ પેહલા વર્ગના માજીસ્ત્રેટ નેમ્યા હતા. [2]

તા૦ ૧ લી ડીસેમબર.

અતરેની મેશરસ નરશી કેશવજીની કુંપની હસ્તક પરેલમાં ચાલતી ફલેમીંગ મીલ શેઠ દીનશાહજી માણેકજી પીટીટે પોતા હસ્તકની માણેકજી પીટીટ માન્યુફેકચરીંગ કું૦ ને હીસાબે રૂ ૯૭૫૦૦૦ ની કીમતે ખરીદ કીધી હતી તે પાછી ચાલુ કરવાની ક્રિઆ આજ દીને એક મોટા મેળાવડાની હજુરમાં પ્રમુખ શેઠ દીનશાહજીને હાથે કરવામાં આવી હતી. એ મીલનું નામ સર્વેની ખુશાલી વચ્ચે "દીનશાહ પીટીટ મીલ્સ" કરી રાખવામાં આવ્યું હતું. [3]

તા૦ ૮ મી ડીસેમબર.

શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" નામે એક નાટક રચી પ્રગટ કીધો હતો. [4]

તા૦ ૧૧ મી ડીસેમબર.

આસ્ત્રેલીઆનાં મેલબોરન ખાતે આવતા ૧૮૮૦ ના અકટોબર માસમાં ભરાનારાં દેશ પ્રદેશનાં પ્રદર્શણમાં આ ઇલાકાની સર્વે પેદાયશો ઘટતી રીતે રજુ કરવા માટે નામદાર સરકારે ૧૭ ઇંગ્રેજ, ૧ યાહુદી, ૫ હિંદુ, ૩ મુસલમાન, અને ૫) પારસી (શેઠો બેહરાંમજી જીજીભાઇ સી. એસ. આઇ., ફરામજી દીનશાહજી પીટીટ, મનચેરજી

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૬ થી નવેમબર ૧૮૭૯.

૨ જામે જમશેદ, તા૦ ૨૨ મી નવેમબર ૧૮૭૯.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૩ મી નવેમબર ૧૮૭૯.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૦ મી નવેમબર ૧૮૭૯.

૩ જામે જમશેદ, ૩ જી ડીસેમબર ૧૮૭૯.

૪ "વિનાશ કાળે વિપરીત બુધ્ધિ અથવા જુગારી પતિની પતિવ્રતા પત્ની, નાટક ત્રણ અંકી (ઇંગ્રેજી ઉપરથી) રચનાર, કેખુશરો નવરોજજી કાબરાજી. "બેજન અને મનીજેહ" ઇત્યાદીના કર્તા. મુંબઇ, મુંબઇ સમાચાર છાપખાનામાં માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીના એ છાપ્યું છે. સને ૧૮૭૯."

નવરોજજી બનાજી, નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, અને નશરવાંનજી માણેકજી પીટીટ) અહરથોની એક કમીટી નેમી હતી. [1]

તા૦ ૧૩ મી ડીજેમબર.

મરણ—એદલજી હીરજીભાઇ તારાપોરવાલા—ઉમર વર્ષ ૪૯), શેઠ દાદાભાઇ બેહરામજી તારાપોરવાલાના બીજા દીકરા. એવ'ન પોતાના મમાંવા શેઠ હીરજીભાઇ ભીમજીના પાલક થવાથી તેમના નામ સાથે ઓળખાતા હતા. અને એ પોતાના મમાવાનો વહીવટ ચલાવતા હતા. તારા પોરની અંજુમનના ઇ૦ સ૦ ૧૮૬૬ થી પ્રમુખ હતા. ૧૮૭૦ પછી હૈદરાબાદ ગયા હતા, પણ તારાપોર પાછા આવ્યા હતા. એમનુ ઇંગ્રેજી તથા ફારસીનું ગ્નાન ઘણું સારૂં હતું, અને વિદ્વાન હતા. ફારસી, ઇંગ્રેજી, મરાઠી અને ગુજરાતીનો એક શબ્દકોષ એવ'ને બનાવવા માંડયો હતો, અને તેના ૧૧૬૯૮ શબ્દો તઇયાર કીધા હતા. પણ તેટલાં એમનું સીક'દરાબાદ ખાતે મરણ નીપજ્યું હતું. ૨

તા૦ ૧૭ મી ડીજેમબર.

આકોલાના આસીસ્ટંટ કમીશનર દસ્તુર બહમનજી જામાસપજી જામાસ્પઆશાનાને આગે શાલની શરૂઆતમાં મલેલા સી. આઇ. ઇ. ના ખેતાબનો ચાંદ એનાયત કરવાની ક્રિઆ હૈદરાબાદના રેસીડંટ કરનલ સર રીચરડમીડે આજ દીને આકોલા ખાતે ખાસ આવી એક દરબાર ભરી કીધી હતી. ૩

તા૦ ૧૮ મી ડીજેમબર.

રોજ ૩૦ માહ ૩ (શે૦) ૧૨૪૯ ય૦

મરણ—ઉદવાડેવાળા દસ્તુર બરજોરજી રૂસતમજી મીરઝાં-ઉમર વર્ષ ૬૦) એવણને ઇ૦ સ૦ ૧૮૩૯ માં પોતાના બાપનાં મરણથી તેમની જગો ઉપર ઉદવાડેના બીજા દસતુર ઠેરવ્યા હતા. ઉદવાડાના આતશબેહરાંમને લગતી તથા બીજી ઘણીક જુની બાબદોની એવણ માહીતગારી ધરાવતા હતા.

વાંદરા ખાતે હીલ પર જવાના રસ્તા પર લોકોની સવલતા માટે શેઠ હોરમજજી બહમનજી જીજીભાઇએ પોતાના બાવાને નામે સીહડી બંધાવી ખુલ્લી મેલી હતી. જે પર નીચે મુજબ તખતી મારેલી છે.

"Bomonjee's steps
for Public use 1879
Presented by H. Bomonjee Jeejeebhoy
to Bandora Municipality 1879."

"Degraos De Bomonjee 1879."

"જરથોસ્તી ધર્મ એ હમણાંની ફીલસુફીનું મુળ છે." એ નામની ડાકટર રોથની જર્મન ચોપડીનો ઇંગ્રેજી તરજુમો શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ બાહર પાડયો હતો. [1]

મોનશીયો જુલસ ઓપરટ નામના ફ્રેંચ વિદ્વાને અસલી મીડ લોકો અને તેઓની ભાષા વિષે એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું. [2]

પ્રોફેસર નેલડેકે નામના જરમન વિદવાંને સાસાનીઆંન વખતની પારસી તથા આરબોની તવારીખનું પુસ્તક જરમન ભાષામાં પ્રગટ કીધું હતું. ૩

પ્રોફેસર જયારજ રાલીનસને અસલી ઇરાંનીઅન ધર્મ વિષે એક રેસાલો લખી પ્રગટ કીધો હતો. ૪

ડાકટર વીલ્હેમ ગાઇગરે અવસ્તા ભાષાનાં વ્યાકરણ, Chrestomathia અને ફરહંગનું એક નાધલું પુસ્તક રચી પ્રગટ કીધું હતું. ૫

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝટ, તા૦ ૧૧ મી ડીજેમબર ૧૮૭૯.
૨ શેઠ દાદી એદલજી તારાપોરવાલાના બાવા.
૩ જામે જમશેદ, તા૦ ૨૪ મી ડીજેમબર ૧૮૭૯.

1 "*Zoroastrian Religion* as one of the sources of Modern Philosophy. From Dr. Roth's German work on the Egyptian and Zoroastrian Doctrines of Faith as the Oldest Sources of our Speculative Ideas. *Extracted and translated by* K. R. Cama. Bombay: Times of India Steam Press. 1879."

2 "Jules Oppert, Le peuple et la langue des Médes. Paris, Maison neuve. 1879."

3 "The Nöldeke, Geschichte der perser und araber zur Zeit der Sasaniden. Ausder Arabischen Chronik des Yabri übersetzt und mit ausfrührlichen Erlääuterangen und Ergänzungen verschen, Lezden, *1879*."

4 "G. Rawlinson, the Religion of the ancient Iranians. 1879"

5 "Wilhelm Geiger, Handbuch der Avestasprache, Grammatik, Chrestomathie und Glossar, *Erlangen. 1879.*

ડાક્ટર બારથેલોમ્યોઝ નામના જરમન વિદ્વાંને ગાથા અથવા અસલી ઇરાંનીઓની પવીત્ર બંદગી વિષે જરમન ભાષામાં એક નાષલું પુસ્તક પ્રગટ કીધું હતું [૧]

પ્રોફેસર નેલડેકે નામના જરમન વિદ્વાંને અરદેશર બાબેગાંનની તવારીખ પેહલવી કારનામેનાં પુસ્તકમાંથી જરમન ભાષામાં તરજુમો કરી છપાવી પ્રગટ કીધી હતી. [૨]

મોનશીયો પીએતરેમા નામના ફ્રેંચ વિદ્વાંને "આરીયન લોકો અને તેમનું અસલ વતન" એ બાબદ ઉપર વંદીદાદની પેહલી પરગરદ ઉપરથી એક ચોપાન્યું રચી પ્રગટ કીધું હતું. [૩]

ડાક્ટર ફરડીનાંડ યુશટીએ અસલી ઇરાંનીઓની તવારીખનું એક પુસ્તક જરમન ભાષામાં રચી પ્રગટ કીધું હતું. [૪]

શેઠ અસપંદીઆરજી બરજોરજી પંથકીએ "ખુલાસે દીને જરથોસ્તી" નામે ચોપડી છપાવી પ્રગટ કીધી હતી. [૫]

શેઠ પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇએ સને ૧૮૭૪ માં હીંદુસ્થાનમાં કીધેલી મુસાફરીની નોંધોની ચોપડી છપાવી પ્રગટ કીધી હતી. [૬]

1 "*Chr. Bartholamæ*; Die Gâthâs und heiligen Gebete des altinânischen Volkes. Halle 1879.

2 "Th. Noldeke, Geschichte des Artachsir-i-Papakân, aus dem Pehlewi übersetzt, mit Erläuterungen und einer Einleitung versehen, 1879"

3 "P. A. Pistrement, Les Argars et leur premiere patrie, 1879."

4 "Ferdinand Justi, Geschichte des alten Persiens. Mit Illustrationen und Karten. Berlin 1879."

૫ "ખુલાસે દીને જરથોસ્તી, યાને જરથોસ્તી ધર્મ કીયાના ફરમાનોના ભેદોનો ખુલાસો, હાલના વૈદક શાસ્ત્રની શોધ સાથે મુકાબલો કરીને ઉમરે પુગેલા જરથોસ્તી છોકરાંઓને વાકેફ કરવા સારૂ, બનાવનાર, મોબેદ અશપંદીયારજી બરજોરજી પંથકી. મુંબઇ, વર્તમાન પ્રેસમાં છાપ્યું. સને ૧૮૭૯."

૬ "હિંદુસ્થાનમાં મુસાફરીની કેટલીક નોંધ. બનાવનાર પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇ. મુંબઇ, વર્તમાન પ્રેસમાં મનચેરજી હોશંગજીએ છાપ્યું છે. સને ૧૮૭૯.'

શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ જરથોસ્તીઓના હોરમજદ અને યાહુદીઓના જીહોવાના કાએદાઓના મુકાબલાનું ડાકટર રોહડનાં જરમન લખાંણો પરથી ઇંગ્રેજીમાં તરજુમો કરી એક ચોપાન્યું પ્રગટ કીધું હતું. [૧]

"જરથોસ્તીઓમાં મુવેલાંની લાસને ઠેકાણે પાડવાની રસમો" વિષે ડા○ સ્પીગલે રચેલી જર્મન ચોપડીને તરજુમો શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ બાહાર પાડયો હતો. [૨]

શેઠ જાંગીરજી મેહુરવાનજી પ્લીડરે "આપઘાત કરવાના ગુનાહ" બાબે એક ચોપાનીઉં રચી પ્રગટ કીધું હતું.

તા○ ૩૧ મી ડીસેમબર.

આએ વર્ષમાં ઇયાને તા○ ૧ લી જાનેવારીથી તે તા○ ૩૧ મી ડીસેમબર ૧૮૭૯ સુધીમાં મુંબઇના પારસીઓમાં ૧૧૭૬ જન્મ—જેમાં ૬૩૬ છોકરા અને ૫૪○ છોકરી— નોંધાયાં હતાં.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં ૩૨૮ જોડાંના લગન તથા ૨૩ જોડાંનાં ગગરના નીચે મુજબની વીગતે થયા હતાઃ—

| | નર | નારી | જુમલે |
|---|---|---|---|
| લગન—૬ થી ૧○ વર્ષનાં ... | ૨ | ૧૫ | ૧૭ |
| ૧૧ થી ૧૫ વર્ષનાં ... | ૩○ | ૧૫૩ | ૧૮૩ |
| ૧૬ થી ૨○ વર્ષનાં ... | ૮૮ | ૧૨૩ | ૨૧૧ |
| ૨૧ થી ૨૫ વર્ષનાં ... | ૧૨૮ | ૨૭ | ૧૫૫ |
| ૨૬ થી ૩○ વર્ષનાં ... | ૪૭ | ૧○ | ૫૭ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં ... | ૧૩ | ○[૩] | ૧૩ |
| ૩૬ થી ૪○ વર્ષનાં ... | ૧૬ | ○ | ૧૬ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં ... | ૨ | ○ | ૨ |
| ૪૬ થી ૫○ વર્ષનાં ... | ૨ | ○ | ૨ |
| | ૩૨૮ | ૩૨૮ | ૬૫૬ |

૧ "Comparison of the Laws of Ormuzd with the Laws of Jehova. Extracted and translated from the German of Dr. Rhode. By K. R. Cama. Bombay: Printed at the Fort Printing Press, 1879."

૨ "The Zoroastrian Mode of Disposing of the Dead. Extracted and translated from the German Works of Prof. Dr. Spiegel, Düncker, Rapp and Rhode. By K. R. Cama. Bombay: Times of India Steam Press, 1879."

૩ આ કોઠાપરથી જણાય છે કે, આ વર્ષમાં ૩○ થી ઉપરની ઉમરની એક પણ નારીનાં પેહેલી વારનાં લગન નોંધાવાં નથી.

| | | | |
|---|---|---|---|
| ગગરના–૧૬ થી ૨૦ વર્ષનાં ... | ૦ | ૫ | ૫ |
| ૨૧ થી ૨૫ વર્ષનાં ... | ૧ | ૮ | ૯ |
| ૨૬ થી ૩૦ વર્ષનાં ... | ૭ | ૬ | ૧૩ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં ... | ૨ | ૦ | ૨ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં ... | ૩ | ૪ | ૭ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં ... | ૭ | ૦ | ૭ |
| ૪૬ થી ૫૦ વર્ષનાં ... | ૧ | ૦ | ૧ |
| ૫૦ થી ૬૦ વર્ષનાં ... | ૨[1] | ૦ | ૨ |
| | ૨૩ | ૨૩ | ૪૬ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે ૯૭૫ મરણ નીપજ્યાં હતાં. એમાં ૭૩ અધુરે જનમેલાં બાળકો હતાં:-

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં......... | ૩૯ | ૩૪ | ૭૩ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં... | ૪૯ | ૩૩ | ૮૨ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં... | ૮૨ | ૭૪ | ૧૫૬ |
| ૧ થી ૫ વર્ષનાં......... | ૧૦૧ | ૮૦ | ૧૮૧ |
| ૬ થી ૧૨ વર્ષનાં......... | ૨૩ | ૧૪ | ૩૭ |
| ૧૨ થી ૨૦ વર્ષનાં ...... | ૧૮ | ૧૯ | ૩૭ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં ...... | ૨૮ | ૪૦ | ૬૮ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં......... | ૩૫ | ૨૩ | ૫૮ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં......... | ૨૪ | ૧૯ | ૪૩ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં......... | ૪૩ | ૨૯ | ૭૨ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં......... | ૪૫ | ૪૨ | ૮૭ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં......... | ૨૫ | ૨૮ | ૫૩ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં......... | ૫ | ૧૪ | ૧૯ |
| ૯૦ ઉપરનાં ................... | ૨ | ૭ | ૯ |
| | ૫૧૯ | ૪૫૬ | ૯૭૫ |

એ ૯૭૫ મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૫ | ચોપાતી................. | ૧૫ |
| કોટ......... | ૩૨૩ | વાલકેશ્વર.............. | ૩૧ |
| મારકીટ...... | ૬૨ | માહલક્ષમી.............. | ૭ |
| ચકલા........ | ૪૮ | મજગાંમ............... | ૩૪ |
| ઉમરખાડી... | ૮ | તારવારી............... | ૩ |
| ધોબીતલાવ... | ૨૪૯ | કામાતીપુરા............. | ૯ |
| | | ભાયખલા............... | ૩ |
| ફનસવાડી.... | ૨૦ | પરેલ................... | ૧૬ |
| ભુલેશ્વર...... | ૧૧ | સીમ.................... | ૨ |
| ખારા તલાવ.. | ૧૨ | માહીમ ................ | ૨ |
| કુંભારવાડા... | ૧૩ | દરીયામાં................ | ૧ |
| ખેતવાડી..... | ૮૮ | ઘર–બાર વગરનાં....... | ૬ |
| ગીરગામ..... | ૭ | | |
| | | | ૯૭૫ |

એ ૯૭૫ મરણ નીચલાં કારણોથી નીપજ્યાં હતાં:—

| | |
|---|---|
| તાવ ........................................ | ૨૨૯ |
| જ્ઞાનતંતુને લગતાં દરદો.......................... | ૧૧૭ |
| ફેફસાંને લગતાં દરદો........................... | ૮૭ |
| લોહી વીકારને લગતાં દરદો...................... | ૧૬ |
| જલંદર...................................... | ૧૪ |
| શીતલા ...................................... | ૩ |
| ગોવરૂ ...................................... | ૧૮ |
| કોલેરા ...................................... | ૫ |
| રગદપીત ..................................... | ૦ |
| મરડો ....................................... | ૭૭ |
| પેટ ......................................... | ૯૮ |
| પીશાબને લગતાં દરદો ......................... | ૩ |
| છુપા ભાગને લગતાં દરદો ...................... | ૧૨ |
| ચામડીને લગતાં દરદો ......................... | ૫ |
| હાલ ચાલ તથા તંતુને લગતાં દરદો ......... | ૧ |
| તરતનાં જનમેલાં ............................ | ૭૩ |
| જઇફી તથા નાકવતી ........................ | ૧૦૯ |
| બીજાં દરદો ................................ | ૮૭ |
| (૨ તાવને લગતાં<br>૮૫ છાતીને લગતાં તથા<br>પાચન શકિતને લગતાં) | |
| આપઘાત અને અકસમાત ..................... | ૨૧ |
| (૪ ઝેર ખાઇને<br>૧૦ ડુબી જઇને<br>૭ ઇજા થવાથી) | |
| | ૯૭૫ |

વળી એજ વર્ષમાં મુંબઇ મધે ૯૮ પારસીઓએ નાદાર દેવાદારોની કોરટનો આસરો મેલવવાને અરજી કીધી હતી, જેમાં ૬ ઓરતો પણ હતી.

[1] આમાં એક ૬૦ વર્ષના નરના ત્રીજી વારના અને એક ૫૨ વર્ષના નરનાં બીજી વારનાં લગન છે.

# ઈ. સ. ૧૮૮૦.

આએ વર્ષનાં " ટાઇમસ ઓફ ઈંડીઆ " નાં કાલેનડર[1]માં સઘળી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફકજ છે.

**જાઇંટ સ્ટાક કુંપનીઓ.—**

આલબરટ પ્રેસ કુાં૦ ના ડાઍરેકટરોમાં ડાકટરો અરદેશર જમશેદજી ભાજીવાલા, હોરમજજી બેજનજી દાંતરા અને જાંહગીર હોરમજજી મોદી, શેક્રેટરી એન્ડ ત્રેજરર, જાંહગીર હોરમજજી (મોદી) એન્ડ કુાં૦.

બોમ્બે આઇસ માન્યુફેક્ચરીંગ કુાં૦ ના ડાઍરેકટરોમાં નાનાભાઇ બેહરામજી જીજીભાઇ.

ભાવનગર મીલસ એંડ પ્રેસ કુાં૦ ના ડાઍરેકટરોમાં મનચેરજી મેહરવાંનજી ભાવનગરી.

બોમ્બે બરમા ટરેડીંગ કારપોરેશનના ડાઍરેકટરોમાં નવરોજજી માણેકજી વાડીઆનું નામ વધારે.

બોમ્બે યુનૈટેડ સ્પીનીંગ એંડ વીવીંગ કુાં૦ ના શેક્રેટરી, અરદેશર ખરશેદજી ફરદુનજી, મીલ મેનેજર, મંચેરજી ખરશેદજી રતનાગર.

સેનત્રલ ઇંડીઆ સ્પીનીંગ વીવીંગ એંડ માન્યુફેક્ચરીંગ કુાં૦ ના શેક્રેટરી, કાવશજી ખરશેદજી મેહતા.

મજગાંમ સ્પીનીંગ એંડ માન્યુફેક્ચરીંગ કુાં૦ ના ડાઍરેકટરોમાં ફરામજી દીનશાહજી પીટીટનું નામ વધારે. શેક્રેટરી, ધનજીભાઇ હોરમજજી વાડીઆ.

મોરારજી ગોકલદાસ સ્પીનીંગ એન્ડ વીવીંગ કુાં૦ ના ડાઍરેકટરોમાં શેરાબજી ફરામજી પટેલ.

ઓરીએનટલ સ્પીનીંગ એંડ વીવીંગ કુાં૦ ના ડાઍરેક્ટરોમાં જમશેદજી નશરવાનજી પીટીટનું નામ વધારે.

ન્યુ પ્રીન્સ ઓફ વેલ્સ સ્પીનીંગ એંડ વીવીંગ કુાં૦ ના માનેજર તરીકે તેહમુલજી ધનજીભાઇ.

સીંધ પ્રેસ કુાં૦ ના ડાઍરેકટરોમાં નવરોજજી માણેકજી વાડીઆ.

થાકર એંડ કું૦ ના ડાઍરેકટરોમાં નાનાભાઇ બેહરામજી જીજીભાઇ.

---

તા૦ ૧ લી જાનેવારી.

મરણ—પેશતનજી માણેકજી તોતી—ઉમર વર્ષ ૬૨. એવણ ઇ. સ. ૧૮૪૦ થી માડાગાસકરના ફ્રેંચ ટાપુમાંના ટામાટેવ નામના શેહરમાં વ્યાપાર કરતા હતા, અને મરણ પણ ત્યાંજ પામ્યા હતા.

---

તા૦ ૪ થી જાનેવારી.

શેઠ બેહરામજી ખરશેદજી ગાંધીએ " બોમ્બે ક્રાનીકલ " નામનું દર અઠવાડીઆંના રવીવારે પ્રગટ થતું એક ઇંગ્રેજી-ગુજરાતી વર્ત્તમાન પત્ર પરવરતાવવા માંડયું હતું.

---

તા૦ ૧૩ મી જાનેવારી.

રોજ ૨૫ માહ ૪ (શે.) ૧૨૪૯ ય.

વલસાડ મધે ત્યાંના જરથોસ્તીઓને સર અવસરે વાપરવાને તથા પારસી મુસાફરોને ઉતારો લેવાને દસ્તુરજીના મોહલ્લામાં મુંબઇવાલા શેઠ નવરોજજી પેશુતનજી કાપડીઆએ " નવરોજ બાગ " નાં નામથી એક મકાન બંધાવી ખુલ્લું મુકયું હતું [1]

---

તા૦ ૧૫ મી જાનેવારી.

શેઠ શેરાબજી પદમજી પેશતનજીને નવા નેટીવ સીવીલ સરવીસ કાયદા પ્રમાણે સરકારી નોકરીમાં દાખલ કરી પુણાંના કલેકટરના આસીસ્ટંટ તરીકે નેમ્યા હતા. [2]

---

તા૦૧૬ મી જાનેવારી.

શેઠ માણેકજી શેરાબજી મેહતાએ એડીનબરો તથા ગલાસગોની એલ. આર. સી. પી. તથા એલ. આર. સી એસ. ની પરીક્ષાઓ પસાર કરી પદવી મેલવી હતી. [3]

---

1 The Times of India Calendar and Bombay Directory for 1880. Bombay: printed and published at the Times of India Office.

૧ એ મકાનમાં નીચલી તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.

"આએ મકાન એજ મોહલાના આ૦ નવરોજજી
"પેશુતનજી કાપડીઆએ પોતાનાં માએ બાઇ વીરબાઇજી
"તથા બાવા આ૦ પેશુતનજી હોરમજજીનાં પુનને માટે
"બંધાવી સરવે જરથોશતીઓને સર અવસરે વાપરવા
"સારૂં પોતાના કબજા વહીવટમાં રાખી ખોલું મુકીઉં છે.
"શ્રી વલસાડ રોજ ૨૫ મે માહા ૪ થે શેહેનશાહી સને
"૧૨૪૯ ઇઅજદેજરદી તા૦ ૧૩ મી જાનેવારી
"સને ૧૮૮૦ ઇસવી ને વાર સોમે."

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૫ મી જાનેવારી ૧૮૮૦

૩ જામે જમશેદ, તા૦ ૩૦ મી આપરેલ ૧૮૮૦.

તા૦ ૨૦ મી જાનેવારી.

મુંબઈની યુનીવરસીટીની ઓગણીસમાં વર્ષની કાનવોકેશન આજ દીને સર કાવસજી જાંહગીર યુનીવરસીટી હાલમાં ભરાઇ હતી. પ્રમુખસ્થાને ચાનસેલર નામદાર સર રીચર્ડ ટેમપલ બીરાજયા હતા. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી હતી તેમાં નીચલા પારસીઓ હતાઃ—

બેચલર ઑફ લૉઝ (એલ એલ. બી.) ની સનદ—જીવાજી દીનશાહ ગાંધી, બેજનજી માણેકજી જંબુસરવાલા.

લાઇસેનશીએટ ઑફ મેડીસીન એંડ સરજરી (એલ.એમ. એંડ એસ.) ની સનદ—ડોસાભાઇ અરદેશર ચોકસી, કાવસજી એદલજીદાદાચાનજી, પાલણજી હોરમજજી દાદાચાંનજી, જાંહગીર ખરશેદજી દાજી, કેખશરૂ શોરાબજી એનજીનીઅર, મેહરવાનજી નવરોજજી ગદેવીઆ. મેહરવાનજી પેશતનજી ખરેઘાત, એદલજી કાવસજી તુકીના, ધનજીભાઇ રૂસતમજી વાડીઆ, જાંહગીર પેશતનજી વાડીઆ.

બેચલર ઑફ આર્ટસ (બી. એ.) ની સનદ—રૂસતમ ખ. રૂ. કામા, જમશેદજી એદલજી દારૂવાલા, ધનજીશાહ હોરમજજી દસ્તુર કામદીનના, પેશતનજી મનચેરજી ઘડીઆલી, શોરાબજી માણેકજી કાંગા, જીજીભાઇ પેશતનજી મીસ્ત્રી, તેહમુલજી નવરોજજી સંજાણા, કેખશરૂ નશરવાનજી (ચાંદાભાઇ) ઇજનેર, નવરોજજી બેહરામજી કાકા, નશરવાનજી પેશતનજી મુનશી, મનચેરજી ખરશેદજી સંજાણા, પેશતનજી કુંવરજી શેઠના, હીરજી પેશતનજી વાડીઆ.

આ વેળાએ અપાયલી યુનીવરસીટી મેડલોમાં કોબડન કલબ શીલવર મેડલ રૂસતમ ખ. રૂ. કામાને બી. એ. પરીક્ષામાં અર્થ વિધ્યાનાં પત્રકમાં સઉથી વધુ માર્કસ મેલવવા માટે; સ્કોલરશીપોમાં એલીસ સ્કોલરશીપ શોરાબજી માણેકજી કાંગાને બી. એ. ની પરીક્ષામાં ઇંગ્રેજી પત્રકમાં સઉથી ચઢતી માર્કસ મેલવવા માટે, અને નારાયણ વાસુદેવ સ્કોલરશીપ ધનજીશાહ હોરમજજી દસ્તુર કામદીનનાને બી. એ. ની પરીક્ષામાં કુદરતી વિધ્યાનાં પત્રકમાં સઉથી ચઢતી માર્કસ મેલવવા માટે; તથા પ્રાઇઝોમાં ડોસાભાઇ હોરમજજી કામા પ્રાઇઝ ડાકટર કાવસજી નવરોજજી મેહતાને "હિંદુસ્થાનમાં દુકાલની જાહેર સુખાકારી પર અસર" એ બાબદ ઉપર સઉથી સરસ રેસાલો લખવા માટે, અને ગીબસ પ્રાઇઝ જાંહગીર બરજોરજી સંજાણાને ફરસ્ટ એકઝામીનેશન ઇન આર્ટસની પરીક્ષામાં કુદરતી વિધ્યાના પત્રકમાં સઉથી ચઢતી માર્કસ મેલવવા માટે આપવામાં આવ્યાં હતાં.[1]

[1] ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૮૦.

ઉપલા પદવી મેલવેલા પારસીઓ ઉપરાંત આએ વર્ષ યુનીવરસીટીની નાઘલી પરીક્ષાઓમાં નીચલા પારસીઓ પસાર થયા હતા;—

ફરસ્ટ એલ. એમ. એંડ એસની પરીક્ષામાં—શોરાબજી માણેકજી કાકા, શોરાબજી નશરવાનજી આબાદાંન, ફરામજી માણેકજી આમરીઆ, ફકીરજી રતનજી હાડવૈધ, શોરાબજી રતનજી કોચમેન, બરજોરજી હોરમજજી દાંતરા, જાંહગીર બહમનજી દુબાશ, દીનશાહ જીવાજી એદલબેહરામનાં, નવરોજજી બહમનજી ગદેવીઆ, રૂસતમજી નશરવાનજી લશકરી, અરદેશર દાદાભાઇ મોદી, દીનશાહ હોરમજજી મોતીવાલા, બેહરામજી હોરમજજી નાણાંવતી, જમશેદજી પોંહચાજી પોંહચા, અરદેશર હોરમજજી શેઠના, બરજોરજી શોરાબજી સરાફ, રૂસતમજી ખરશેદજી વાછા.

ફરસ્ટ એલ. સી ઇ. ની પરીક્ષામાં—ધનજીભાઇ રૂસતમજી બોગા, કાવસજી દાદાભાઇ કાંગા, દોરાબજી તેહમુલજી પાવરી; માણેકજી કાવસજી બામજી, બહમનજી મેહરવાનજી પાવરી, માણેકજી રતનજી સરવેયર, અરદેશર હોરમજજી તાડીવાલા.

ફરસ્ટ એકઝામીનેશન ઇન આર્ટસ (એફ. ઇ. એ.) ની પરીક્ષામાં—નવરોજજી હોરમજજી કુપર, બાપુજી પાલણજી ડાકટર, જમશેદજી બરજોરજી ડાકટર ( કુપર ), શોરાબજી એદલજી ઘાસવાલા, નશરવાનજી કાવસજી કાંગા, શોરાબજી કાવસજી ખંબાતા, પેશતનજી દાદાભાઇ મરચંટ, નશરવાનજી ફરામજી મીરઝાં, બહમનજી દીનશાહજી પીટીટ, જાંહગીર બરજોરજી સંજાણા, રૂસતમજી માણેકજી વઇદ, રૂસતમ બહમનશાહ વકીલ.

મેટ્રીકયુલેશનની પરીક્ષામાં—જાંહગીર દોરાબજી નીમચવાલા, જાંહગીર ખ રૂ. કામા, દીનશાહ કાવસજી એડનવાલા, મનચેરજી જીનાભાઇ વાછા, માણેકજી તેહમુલજી પાવરી, ખરસેદજી બીખાજી ઉનવાલા, ખરશેદજી નશરવાનજી સરવેયર, જાલભાઇ અરદેશર શેઠના, મેહરવાનજી શાવકશાહ દાવર, એરચશાહ કાવસજી કારંજવાલા, બાપુજી શોરાબજી પટેલ, જમશેદજી કાવસજી પટેલ, દીનશાહ એદલજી સમજા, મનચેરશાહ મોટાભાઇ વકીલ, ખરશેદજી ફરામજી છાપગર, શોરાબજી એદલજી, બહમન રૂસ્તમ ઇરાની, પેશતનજી માણેકજી કાંગા, જમશેદજી મેહરજીભાઇ વજીફદાર, રૂસતમજી હોરમજજી પાટક, અરદેશર હોરમજજી મોદી, મેહરવાંનજી દાદાભાઇ મસાંની, રૂસતમજી હોરમજજી પુજેગર, કેખશરૂ કેકોબાદ પંથકી, દાદાભાઇ બેહરામજી ગજધર, શાપુરજી શોરાબજી ઇજનેર, અરદેશર બેહરામજી મસાંની, મેહરવાંનજી તેહમુલજી વઇદ, પેશતનજી ખરશેદજી અગમરા, રૂસતમજી નશરવાંનજી કાતરક, માણેકશાહ રતનજી દસ્તુર જામાસ્પઆશાના, શોરાબજી કાવસજી ડાકટર, જમશેદજી મનચેરજી મેહતા, રતનશાહ પેશતનજી દમરી, શોરાબજી ખરશેદજી મેહતા, દોરાબજી માણેકજી

તા૦ ૨૨ મી જાનેવારી.

શેઠ કાવશજી ખરશેદજી જમશેદજીને નામદાર સરકારે કારવાર મધે નીમખની મેહશુલના આસીસ્ટંટ કલેકટર નેમ્યા હતાં. ૧

તા૦ ૨૯ મી જાનેવારી.

ખેડાના ડીસ્ત્રીકટ ડેપ્યુટી કલેકટર શેઠ ફીરોજ હોશંગ દસ્તુર જામાસ્પ આશાના, એમ. એ. ને નામદાર સરકારે તે જીલ્લાના ત્રિજા વર્ગના માજીસ્ત્રેટની સત્તા આપી હતી. ૧

પટેલ, માણેકજી કાવશજી ગોભાઇ, પીરોજશાહ શોરાબજી સોલન, જાંહગીર ફ્રરામજી હારડા, મનચેરજી ખરશેદજી લાલકાકા, બહમનજી પેશતનજી સોલભાઇ, દારાબશાહ એદલજી કોઠાવાલા, કાવશજી બેજનજી શેઠ, ફ્રરામજી દોરાબજી ભરૂચા, અરદેશર બાપુજી પોંચા, જમશેદજી પેશતનજી પટેલ, ધનજીભાઇ શોરાબજી ડાલાસના, બેજનજી નવરોજજી કુટાર, મનચેરશાહ શોરાબજી ફીરોજપોરવાલા, જમશેદજી મનચેરજી બનાજી, જાંહગીર માણેકજી ખરાસ, શાપુરજી બેહરાંમજી કપટાન, હોરમજજી બેહરાંમજી ગોદાવરા, જમશેદજી બેજનજી કાંગા, ફ્રરાંમજી અરદેશર રાણાં, ફ્રરાંમરોજ પેશતનજી, અરદેશર જમશેદજી કેલાંવાલા, દારાશાહ મેહરવાંનજી ભરૂચા, શોરાબજી શાવકશાહ બનાજી, કાવશજી પેશતનજી બીલીમોરીઆં, અરદેશર જમશેદજી બીલીમોરીઆ, રતનજી બેજનજી સુનાવાલા, ડોશાભાઇ ખરશેદજી ગાંધી, બહમનજી દોરાબજી ડોટીવાલા, બેહરામશાહ દીનશાહ દલાલ, કેખશરૂ તીરંદાઝ ઇરાંની, ડોશાભાઇ દાદાભાઇ મોદી, દાદાભાઇ પેશતનજી શરાફ, જમશેદજી માણેકજી બીલીમોરીઆ, શોરાબશાહ કાવશજી કલબવાલા, ધનજીભાઇ શોરાબજી મસાંની, જાંહગીર પેશતનજી માસટર, ગુસતાદજી ધનજીશાહ કાપડીઆ, શોરાબજી ખરશેદજી તારાચંદ, ફ્રરદુનજી માણેકજી મોટાફ્રરામના, ફ્રરામજી જીવણજી ગીલડર (પટેલ), હોરમજજી રૂસતમજી કાંગા શોરાબજી ફ્રરામજી બીલીમોરીઆ, પેશતનજી કાવશજી કાંગા, બહમનજી શાપુરજી કોયાજી, એદલજી શાપુરજી કુપર, પેશતનજી અસપંદીઆરજી વલસાડા, રૂસતમજી બહમનજી બહમન બેહેરામના, બહમનજી હોરમજજી સાબુગોરા, બેજનજી રતનજી ખંબાતા, નાદરશાહ હોરમજજી બીલીમોરીઆ, ખરશેદજી બેહેરામજી સરાફ, બેજનજી જમશેદજી ચોકસી, બેહેરામજી બરજોરજી ઇરાંની, પાલણજી પેશતનજી ભેદવાર, કાવશજી દાદાભાઇ ચોકસી, માણેકજી શાપુરજી ગાંધી, કાવશજી અસપંદીઆરજી કારપેનટર, રૂસતમજી ખરશેદજી માડન, કાવશજી મનચેરજી લંગડાના, કેખશરૂ ધનજીશાહ ડાકટર, નશરવાંનજી દોરાબજી આદરાંનવાલા, હોરમજજી નવરોજજી કપટાંન, દારાશાહ કુંવરજી કોયાજી, ફ્રરાંમરોજ દોરાબજી સુસ.

આએ વષ યુનીવરસીટીના પરીક્ષકોમાં એકજ પારસી —ખાંનબાહદુર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસ્પઆશાના (મેત્રીકયુલેશનની પરીક્ષામાં) ફારસી ભાષાના પરીક્ષક હતા.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ તા૦ ૨૨ મી જાનેવારી ૧૮૮૦.

તા૦ ૨૯ મી જાનેવારી.

આયરલંડ મધે આ સાલ દુકાલ પડવાથી ત્યાં મદદ મોકલવાનો ઠેડાવ કરવાને અતરેના આગેવાન ગ્રહસ્થોની એક સભા આજ દીને ટાઉન હાલમાં નામદાર ગવરનર સર રીચરડ ટેમપલનાં પ્રમુખપણા હેઠલ મલી હતી. આ વેળાએ ઠેડાવ થયો કે "આયરલંડમાં ચાલતા દુકાલથી પીડાતાઓની આ સભાને ઘણી દલગીરી લાગે છે, તેથી તેઓનું દુઃખ તાલવા માટે અતરે એક ઉઘરાંણાંની ટીપ ઉભી કરવી." એ પછી ઉઘરાણું કરવા માટે ઇંગ્રેજ, હિંદુ, મુસલમાન, યાહુદી, પોરટુગીજ, અને ૧૧ પારસી (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, શેઠો બેહરામજી જીજીભાઇ, સી. એસ. આઇ., ડોશાભાઇ ફ્રરામજી કરાકા, નવરોજજી ફ્રરદુનજી, શોરાબજી શાપુરજી બંગાલી, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ, દીનશાહ માણેકજી પીટીટ, નશરવાંનજી માણેકજી પીટીટ, ફ્રરાંમજી નશરવાંનજી પટેલ, ખરશેદજી ફ્રરદુનજી પારખ, હીરજી અરદેશર દાદી) ગ્રહસ્થોની એક કમીટી તથા ડાકટર વેર, શેઠો ડોસાભાઇ ફ્રરાંમજી કરાકા, મોરારજી ગોકલદાસ અને નાખોદા મહમદઅલી રોગેને હાનરરી શેક્રેટરીએ નેમી સભા બરખાસ્ત થઇ હતી. ૨ એજ સંકટનાં નીવારન માટે શેઠ અ. હો. વાડીઆએ પોતાના આડતીઆની મારફતે ૫૦૦) પૌંડ મોકલ્યા હતા, અને જો વધુ અગત્ય જણાય તો બીજા ૫૦૦) પૌંડ આપવા જણાવ્યું હતું.

તા૦ ૩ જી ફેબરવારી.

મુંબઇ મધે ચોપાતીનાં પારસીઓનાં દાખમાંઓની પડોસમાં મલબાર હીલના રેહવાસીઓને પાણી પુરૂં પાડવા માટે મ્યુનીસીપાલીટી તરફથી બંધાવવામાં આવતા "રેઝરવાએર" ઉપર છાપરૂં બાંધવું કે તે ખોલ્લોજ રાખવો તે ઉપર આજ દીને ટાઉન કૌનસીલની સભામાં તકરાર ચાલી હતી. એકઝીકયુટીવ એનજીનીઅર મી૦ રીએનઝી વાલટને રીપોરટ કીધો હતો કે જો તે ઉપર છાપરૂં બાંધવામાં આવશે તો એ ટાંકી સાફ કરતી વેળાએ ઘણી અડચણો નડશે. આ રીપોરટ ઉપર ઘણી જોશભરી તકરારો ચાલી હતી. મ્યુનીસીપાલ કમીશનર મી૦ ઑટે એ રીપોરટ સાથે મલતાપણું બતાવ્યું હતું. પ્રમુખ

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા ૨૯ મી જાનેવારી ૧૮૮૦.
૨ જામે જમશેદ, તા૦ ૩૦ મી જાનેવારી ૧૮૮૦.

ડાક્ટર બ્લેનીએ જણાવ્યું કે એ ટાંકીની નજદીકમાંજ પારસીઓનાં રોખમાં આવેલાં છે, તેમના સંબંધમાં કોઇ પર કોમવાલાઓ પાછલથી નકામા વાંધા નહીં કાહડે તેથી ગમે તેવે ખરચે પણ છાપરૂં કરાવવું જોઇએ. પોલીસ કમીશનર સર ફ્રાંક સુટરે જણાવ્યું કે છેલ્લા ૧૫. વર્ષની અંદર ફકત એકજ દાખલો ડાક્ટર હંટરના કંમપાઉંડને લગતો છે, અને તેબી એક બચ્ચાંનાં શરીરના ભાગ તરીકે ચોકસ ચીજને ફકત કલ્પનાથી ઠેરવવામાં આવી હતી તેને લગતો છે. માટે એ હાડકાં અને માસની વાત તો તદન નાપાયદાર અને કલપીતજ દેખાય છે, વાસ્તે તે સંબંધી ધાસ્તી રાખવાનું કસ્સું કારણ નથી. એ પછી ત્રણ લાખ રૂપીઆને ખરચે એ છાપરૂં કરાવવાનો ઠેરાવ વધુ મતે પસાર થયો હતો.[1]

---

### તા૦ ૫ મી ફેબરવારી.

એડન ખાતેના પોરટુગલના કોનસલ તથા સ્પેનના વાઇસ કોનસલ શેઠ દોરાબજી દીનશાહજી એડનવાલાની ગેરહાજરીમાં હિંદુસ્થાનની નામદાર સરકારે તે ઓધ્ધાઓ પર શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાની કામચલાઉ મણુંક કીધી હતી.

પુણાવાલા ખાંનબાહદુર દસ્તુર નશરવાનજી જામાસપજી જામાસ્પઆશાનાને નામદાર સરકારે દખણના પેહલા વર્ગના સરદારનું માન આપ્યું હતું.[2]

---

### તા૦ ૯ મી ફેબરવારી.

ડાક્ટરો કુવરજી કાવશજી વઇદ, ધનજીભાઇ બરજોરજી સ્પેનસર, ફરામજી રતનજી દીવેચા, અને રૂસતમજી હોરમજજી પેશતનજી કામાએ ઇંગલાંડ મધે "ઇંડીઅન મેડીકલ સરવીસ" ની પરીક્ષા ફતેહ મંદીથી પસાર કીધી હતી.[3]

---

### તા૦ ૧૯ મી ફેબરવારી.

સુરતની પારસી ડીસ્ટ્રીકટ માટરીમોનીઅલ કોરટના એક ડેલીગેટ મરહુમ શેઠ શાપુરજી શોરાબજી મગોલની જગોએ નામદાર સરકારે શેઠ ખરશેદજી નશરવાનજી વાડીઆને નેમ્યા હતા.

---

૧ જામે જમશેદ, તા૦ ૫ મી ફેબરવારી ૧૮૮૦.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૫ મી ફેબરવારી ૧૮૮૦.

૩ જામે જમશેદ, તા૦ ૭ મી મેએ ૧૮૮૦.

---

શેઠ માણેકજી નશરવાનજી નાણાંવટી, બી. એ; એલ. એલ. બી. ને નામદાર સરકારે અમદાવાદ જીલ્લાના ધોલકાના સબારડીનેટ જડજ નેમ્યા હતા.[1]

---

### તા૦ ૨૪ મી ફેબરવારી.

સુરતવાલા શેઠ હોરમજજી નશરવાનજી પેશતનજી વકીલે ઇંગલાંડ મધે "સોલીશીટર" ની પરીક્ષા ફતેહ મંદીથી પસાર કીધી હતી.[2]

---

### તા૦ ૨૪ મી ફેબરવારી

રોજ ૮ માહ ૬ (શે૦) ૧૨૪૯ ય૦.

મરણ—અરદેસર નશરવાનજી દાદીબરજોરનાં–ઉમર વર્ષ. ૮૦) શેઠ નશરવાંનજી બરજોરજી દાદી બરજોરના દીકરા. એવણ પેહલ વેહલા ઇ. સ. ૧૮૧૫ માં અતરેની કમીસરીએટમાં શેઠ ખરશેદજી માણેકજી શરાફના હાથ હેઠલ રહ્યા હતા. ને પછી ઇ. સ. ૧૮૧૭ માં મીલબરન કું., ૧૮૨૨ માં આડમ સ્કીનર, તથા ૧૮૩૦ થી તે ૧૮૪૮ સુધી મેશરસ. મેક ગ્રીગર બ્રાઉનને ત્યાં ગોડાઉનકીપર અને પછી દલાલ હતા. ઇ. સ. ૧૮૩૦ માં એવણને કલકતાની રૂ. ૩૦૦૦૦)ની સરકારી લોટરી લાગી હતી. ઘણાજ સફાઇ સુઘડાઇ રાખનારા અને નીયમીત જીંદગી ગુજારનાર.

---

### તા૦ ૨૬ મી ફેબરવારી.

કુરલા ગામના માલેક શેઠ અરદેશર હોરમજજી વાડીઆના દીકરા શેઠ જમશેદજી અરદેશર વાડીઆને નામદાર સરકારે થાણાં જીલ્લાના હાનરરી માજીસ્ટ્રેટ નેમી ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટની સત્તા આપી હતી.[3]

---

### તા૦ ૨૬ મી ફેબરવારી.

"મુંબઇના પારસીઓ" વિષે બાબુ રાજેંદરલાલ મીતરે કલકતાની બીથુન સોસાયટી આગલ કીધેલું ભાષન છપાવી પ્રગટ કીધું હતું.[4]

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૯ મી ફેબરવારી ૧૮૮૦.

૨ જામે જમશેદ, તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૮૦.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૮૦

૪ "The Parsis of Bombay: a Lecture delivered on February 25,1850, at a meeting of the Bethune Society, Calcutta. By Rajendralala Mitra, L. L. D., C. I. E. Calcutta: printed by G. C. Bose & Co., Bose Press 1850.

તા૦ ૨૭ મી ફેબરવારી.

રોજ ૧૧ માહ ૬ (શે.) ૧૨૪૯ ય૦

આજદીને મરહુમ શેઠ ફરામજી નવરોજજી બેબહુ અથવા ભાઇ સાહેબનાં ઉઠમણામાં તેમની પુંજીમાંથી અને ખેશીઓએ મલી રૂ. ૬૫૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા. [૧]

તા૦ ૨ જી મારચ.

રોજ ૧૫ માહ ૬ (શે.) ૧૨૪૯ ય૦

મરણ—જામાસપજી કાવશજી પાદશાહ—ઉમર વર્ષ ૬૫[૨]—અતરે ઘોડા દલાલનો ધંધો કરતા હતા.

તા૦ ૪ થી મારચ.

પોરટુગલની સરકાર તરફથી અતરેના સત્તાવાલાએ સાથે મેહસુલ વગેરેની બાબદ ઉપર કોલકરાર કરવાને આવેલા બે અમલદારો મોનશીયો કેસેલીયો અને સીનોર ડી. અગીઆરનાં માનમાં શેઠ બેહરામજી જીજીભાઇ, સી. એસ. આઇ. એ આજ દીને પોતાના મજગામના "બેહરામજી હાલ" માં આફટરનુન પારટીનો એક મોટો મેલાવડો કીધો હતો. [૩]

તા૦ ૧૨ મી મારચ.

મુંબઇનો નામદાર ગવરનર સર રીચરડ ટેમપલ બારોનેટ, જી. સી. એસ. આઇ. પાર્લામેંટની સભામાં બીરા જવાની ઉમેદવારી કરવાને પોતાનો ઓધ્ધો છોડી ઇંગલાંડ જનાર હોવાથી તે નામદારના માન ભર્યા અને આભારી રાજકારોબાર માટે તેમનો ઉપકાર માનવા તથા આ દેશમાં તેમની કાંઇ યાદગારી રાખવા માટેના ઠેડાવો કરવાને મુંબઇના યુરોપીયન તથા દેશી ગ્રહસ્થોની એક જાહેર સભા બોલાવવાને ગઇ તા૦ ૧૦ મી મારચે શેરીફ મી૦ વીલ્યમ મેટલાંડ જોગ અતરેના ૨૧ ઇંગ્રેજ, ૯ હિંદુ, ૨ મુસલમાન, ૨ યાહુદી, અને ૨૩ પારસી (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, શેઠ બેહરામજી જીજીભાઇ, સી. એસ. આઇ., ફરામજી નશરવાંનજી પટેલ, દીનશાહજી માણેકજી પીટીટ, ડોશાભાઇ ફરામજી કરાકા, સી. એસ. આઇ., કાવશજી ખરશેદજી જમશેદજી, જમશેદજી ખરશેદજી જમશેદજી, માણેકજી ખરશેદજી સરાફ, નશરવાંનજી માણેકજી પીટીટ, મનચેરજી નવરોજજી બનાજી, હોમજી ખરશેદજી દાદીશેઠ, નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, ખરશેદજી ફરદુનજી પારખ, શેરાબજી નવરોજજી વાડીઆ, જાંહગીર બેહરામજી મરજબાંન, હોરમજજી અરદેશર હોરમજજી વાડીઆ, શેરાબજી ફરામજી પટેલ, ખરશેદજી રૂસતમજી કામાજી, જાંહગીર કાવશજી જાહગીર રેડીમની, ફરામજી દીનશાહજી પીટીટ, જમશેદજી નશરવાંનજી પીટીટ, જાંહગીર ડોશાભાઇ ફરામજી, દાદી માણેકજી લીમજી,) ગ્રહસ્થોએ કરેલાં રીકવીજીશનની રૂહે આજ દીને એક જાહેર સભા ટાઉન હાલમાં ચીફ જસટીસ સર માઇકલ વેસ્ત્રાપનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ હાનરેબલ મી૦ મોવેટે દરખાસ્ત કરવાથી અને તેને સર જમશેદજી જીજીભાઇ બારોનેટે ટેકો આપવાથી ઠેડાવ થયો કે "નામદાર ગવરનર સર રીચરડ ટેમપલની હીંદુસ્થાન ખાતેની કારકીરદીમાં તે નામદારે બજાવેલી જાહેર સેવા તથા તેની હાકમીના દરમયાનમાં અગત્યનાં કામો વધારવા તથા સુધારવાને લીધેલી કાલજીએ તેનાં ધુંધીપણાં માટે આ ઇલાકાના રેહવાસીઓ ઉપર ઉપકાર ધટે છે." હાનરેબલ મી૦ જસટીસ બેલીએ દરખાસ્ત કીધી અને તેને દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પ આશાનાએ ટેકો આપ્યો કે "સર રીચરડ ટેમપલની જાહેર સેવા માટે તેની યાદગારી રાખવા સારૂં ટાઉનહોલ અથવા કોઇ બીજી જાહેર જગાપર તેનુ બાહેવલું ઉભું કરવું એવું આ સભાનું મત છે." એ પછી નામદાર ગવરનરને આપવા ધારેલું માનપત્ર શેઠ ડોશાભાઇ ફરામજી કરાકા, સી. એસ. આઇ. એ વાંચી સંભલાવ્યું [૧] જે મી૦ ગ્રાટન ગીયરીની દરખાસ્તથી અને શેઠ નાનાભાઇ બેહરામજીના ટેકાથી બાહલ રાખી તે નામદારને અતરેથી ઉપડી જવા આગમજ પોહચાડવા ને ઠેડવ્યું હતું. એ બાદ ઉપલા ઠેડાવો અમલમાં મુકવા માટે ઇંગ્રેજ, હિંદુ, મુસલમાંન, યાહુદી, અને પારસી, (આનરેબલ સર જમશેદજી જીજીભાઇ, શેઠો ફરામજી નશરવાનજી પટેલ, દીનશાહ માણેકજી પીટીટ, બેહરામજી જીજીભાઇ, નશરવાનજી માણેકજી પીટીટ, નાહનાભાઇ બેહરામજી જીજીભાઇ વગેરે) ગ્રહસ્થોની એક કમીટી તથા મેશરસ ચારલસ ડગલાસ અને ડોશાભાઇ ફરામજી કરાકા,

૧ જામે જમશેદ, તા૦ ૧ લી મારચ ૧૮૮૦

૨ શેઠો શેરાબજી, (ઇંડયન સીવીલ સરવીસવાલા) કાવશજી, (શેઠ જ. ન. તાતા રીસરચ ઇનસ્ટીટયુટના શેક્રેટરી ) શેઠ બરજોરજી, તથા મરહુમ શેઠ પેશતનજી જામાસપજી પાદશાહ ( બારીસ્ટર ) ના બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૮ મી મારચ ૧૮૮૦.

૧ જામે જમશેદ, તા૦ ૧૩ મી મારચ ૧૮૮૦.

સી. એસ. આઇ. ને હાનરરી શેક્રેટરીઓ નેમી સભા બરખાસ્ત થઇ હતી.[1]

---

તા૦ ૧૩ મી મારચ.

મુંબઇના નામદાર ગવરનર સર રીચરડ ટેમપલ બારોનેટ, જી. સી. એસ. આઇ. આજ દીને પોતાનો ઓધ્ધો છોડી ઇંગલાંડ જનાર હોવાથી તે નામદાર વીદાય થતી વખતે આજ સાંજનાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટે, પોતાના મજગાંમ કાસ્ટલમાં અતરેના આગેવાન ઇંગ્રેજ તથા દેશી ગ્રહસ્થોનો એક મેલાવડો કરી તે નામદારને સફલ સફર ઇછી હતી. નામદાર ગવરનર ત્યાંથીજ પરભાડા પાલવા બંદર ઉપર રવાના થયા હતા.[2]

---

તા૦ ૨૫ મી મારચ.

શેઠ શાપુરજી જામાસ્પજી ભાવનગરીને નામદાર સરકારે મુંબઇનાં કસટમના બીજા વર્ગના, તથા શેઠ જાંહગીરજી ડોશાભાઇ કરાકાને ત્રીજા વર્ગના આસીસ્ટંટ કલેકટર નેમ્યા હતા.[3]

---

તા૦ ૨૫ મી મારચ.

રોજ ૮ માહ ૭ (શે૦) ૧૨૪૯ ય૦

મરણ–ડાકટર ફરામજી રતનજી ખરાદી—ઉમર વર્ષ ૬૬). દેશી વઇદું કરનાર મુંબઇના જાણીતા પારસી તબીબ. એઓની બાહરકોટ તરફ મોટી ધરાકી હતી.

---

તા૦ ૨૬ મી મારચ.

રોજ ૯ માહ ૭ (શે૦) ૧૨૪૯ ય૦

બીલીમોરા મધે અંજુમનના ઉઘરાતથી બંધાવેલુ દોખમું પરઠવાની ક્રિઆ આજદીને કરવામાં આવી હતી.

---

૧ ઉપલું માનપત્ર કમીટીનાં ડેપ્યુટેશને બીજે દીને નામદાર ગવરનરને મલબાર હીલ ઉપરના સરકારી મેહલમાં પોહચાડયું હતું. સર જમશેદજી જીજીભાઇ બારોનેટે તે વાંચી સંભલાવ્યું, જેનો તે નામદારે ઘટતો ઉતર વાલી મુંબઇના રેહવાસીઓનો ઉપકાર માન્યો હતો.

સભામાંજ ઉઘરાણાની ટીપમાં પારસીઓએ રૂ. ૧૫૦૦) નીચલી વીગતે ભર્યા હતા. ૫૦૦) સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, ૩૦૦) શેઠ ડોશાભાઇ ફરામજી કરાકા, ૨૫૦) શેઠ બેહરામજી જીજીભાઇ, ૨૦૦) શેઠ બેહરામજી નશરવાનજી સીરવાઇ, ૧૦૦) શેઠ જાંહગીર ડોશાભાઇ કરાકા, ૧૦૦) શેઠ કાવશજી ખારશેદજી જમશેદજી, ૫૦) શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજી.

૨ જામે જમશેદ, તા૦ ૧૫ મી મારચ ૧૮૮૦

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૫ મી મારચ ૧૮૮૦.

આ વેલાએ મુંબઇ તથા ગુજરાતથી પુષ્કલ જરથોસ્તીઓ એ મેલાવડામાં શામેલ થયા હતા. જશનની ક્રિઆ નવસારીના વડા દસ્તુર દારાબજી માહીઆરજી તરફથી તેમના કાકા દસ્તુર રૂસતમજી કેકોબાદજી મેહરજી રાંણાએ શરૂ કીધી હતી. જે પુરી થવા બાદ એ કામના આગેવાન શેઠ દીનશાહજી માણેકજી પીટીટ તરફથી એક અંજુમન પત્ર વાંચી સંભલાવવામાં આવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ દોખમું બાંધવાનાં કારણ સર કરેલાં ઉઘરાંણાંમાં રૂ. ૧૮૦૦૦)[1] ભરાયા હતા, અને તે બાંધવાનું

---

૧ પછવાડેથી એ રકમ વધી રૂ૦ ૨૨૫૩૨) ૩ા નીચે મુજબ થઇ હતીઃ—

(રૂ૦ ૧૦૦૧) રૂસતમજી પેશતનજી બીલીમોરીઆ (રૂ૦ ૧૦૦૦) દીનશાહજી માણેકજી પીટીટ, પેશતનજી નશરવાંનજી ચાવલ, એદલજી માણેકજી નીલધરીવાલા, (રૂ૦ ૫૦૧) બરજોરજી ફરામજી ગજધરના છોકરાઓ, (રૂ૦ ૫૦૦) મરહુમો જાંહગીરજી નશરવાંનજી તથા માણેકજી નવરોજજી વાડીઆને નામે, રૂ૦ ૪૪૪)ાાા) શ્રી ચીનની જરથોસ્તી અંજુમન તરફથી ભરાઇ આવેલા (રૂ૦ ૪૦૦) હોરમજજી મોટાભાઇ બીલીમોરીઆ તથા ખેશીઓ, શેરાબજી પેશતનજીની કું૦, (રૂ૦ ૩૬૫) હોરમજજી રૂસતમજી મેગુશીના છોકરાઓ, (રૂ૦ ૩૦૧) નશરવાંનજી માણેકજી પીટીટ (રૂ૦ ૨૭૮) જીવણજી દારાબજી વાડીઆના છોકરાઓ (રૂ૦ ૨૭૫) બરજોરજી ફરામજીના છોકરાઓ (રૂ૦ ૨૬૭) નાનાભાઇ દાદાભાઇ રૂ૦ ૨૫૦) પેશતનજી બેહરામજી મેહતાના છોકરાઓ (રૂ૦ ૨૪૦) રૂસતમજી લીમજીભાઇ માકુજી (રૂ૦ ૨૩૭) દાદાભાઇ બરજોરજી બચાજીના છોકરાઓ (રૂ૦ ૨૩૫) મોટાભાઇ બરજોરજી મેઘોરાના છોકરાઓ (રૂ૦ ૨૦૧) એદલજી લીમજીભાઇ, દીનશાહજી તથા ફરાંમજી ભીખાજી ખાંન, જીવણજી દાદાભાઇ ગજધર, નશરવાંનજી રતનજી તાતા (રૂ૦ ૨૦૦) દાદાભાઇ નશરવાનજી ચાવલ, ફરામજી દોરાબજી બહમનજીના છોકરાઓ, મરહુમ હોરમજજી એદલજી કામાજીનું ધર્મખાતું, મરહુમ ખરશેદજી રૂસતમજી બાટલીવાલાના ખેશીઓ (રૂ૦ ૧૯૩) એદલજી પેશતનજી ખજોતીઆના છોકરાઓ, (રૂ૦ ૧૬૮) ફરામજી રતનજી વાડીઆના છોકરાઓ (રૂ૦ ૧૫૬) હોરમજજી દાદાભાઇ રૂસતમજી (રૂ. ૧૫૧) શેરાબજી શાપુરજી બંગાલી, રૂસતમજી દાદાભાઇ ગદેવીવાલા, મનચેરજી બહમનજી પંથકી, નાનાભાઇ માણેકજી ગજધર (રૂ૦ ૧૫૦) કાવશજી દીનશાહજી એડનવાલા, રતનજી દાદાભાઇ વાંદરીવાલા (રૂ૦ ૧૩૮) શાપુરજી કુંવરજી તાતાના છોકરાઓ (રૂ૦ ૧૩૭) શેરાબજી શાપુરજી પંથકીના છોકરાઓ (રૂ૦ ૧૩૩ાા) શાપુરજી મેહરજીભાઇ વાસણીઆના છોકરાઓ (રૂ૦ ૧૨૫) પાલણજી કાંનજીભાઇ લાકડાંવાલા, સાકરબાઇ ધણી નવરોજજી નશરવાંનજી ગજધર, નવરોજજી એદલજી ગજધર, ધનજીભાઇ બુરાભાઇ (રૂ૦ ૧૧૯) ભીખાજી લીમજીભાઇ ભગત (રૂ૦ ૧૧૪) રૂસતમજી કોલાભાઇ શાપુરજી (રૂ૦ ૧૦૯) બેહરામજી જીનાભાઇ બુરી (રૂ૦ ૧૦૩) પેશતનજી મેહરવાનજી નવરોજજીના છોકરાઓ

કામ શેઠો ફ્રરાંમજી તથા દોરાબજી હોરમજજી ગજધરને સોંપવામાં આવ્યું હતું, જેઓએ તેપર સારી મેહનત લીધીહતી, તથા દોખમાની સાંમે પોતાના ખરચથી એક શગડી તથા કુવો પણ બંધાવી આપ્યો છે. ૨ એ અંજુમન પત્ર વંચાયા બાદ શેઠ દીનશાહજી માણેકજી પીટીટને તેઓએ આ કામમાં લીધેલી આગેવાંની તથા મેહનત માટે એક માનપત્ર તથા શેઆલ હોરાડવામાં આવી હતી, તથા શેઠો ફ્રરાંમજી અને દોરાબજી હોરમજજી ગજધરને પોતાને ખરચે શગડી બાંધી આપવા માટે એક માનપત્ર તથા સોનાંનું ઘડીઆલ ઇનામ તરીકે આપ્યું હતું. એ પછી ચાશની કરી મેલાવડો બરખાસ્ત થાયો હતો. ૩

(રૂ૦ ૧૦૨) કાવશજી એદલજી કોલંબેવાલા (રૂ૦ ૧૦૧) એદલજી ફ્રરામજી આલબલેસની કુાં૦, શુનાબાઇ ધણી બેજનજી ફ્રરાંમજી આલબલેસ, કાવશજી શેરાબજી ભેદવાર, રૂસતમજી મનચેરજી ભાભા (રૂ૦ ૧૦૦) બેહરાંમજી નશરવાંનજી સીરવાઇ, નશરવાંનજી બહમનજી મોદીના છોકરાઓ, ફ્રરાંમજી કાવશજી મારકર, ભીખાઇજી વીધવા પેશતનજી નવરોજજી પોંહચા, હોરમજજી બહમનજી જીજીભાઇ, રૂસતમજી ધનજીશાહ કપટાંનનાં ફંડમાંથી, ફ્રરાંમજી બરજોરજી કપટાંન (રૂ૦ ૮૨૫૩ા=) રૂ૦ ૧૦૦) ની અંદરની રકમ.

એ રૂ. ૨૨૫૩૨) ૩ા ઉપરાંત દોખમાંનો તાંણો પુરાયો તે દીને પડતના રૂ. ૯૭૫ાા, થયા હતા. દોખમું ઇજાયું તે દીને પડતના રૂ. ૧૮૪૬ાાા=, તથા વ્યાજના રૂ. ૧૨૪૭) મલી રૂ. ૨૬૬૦૧)ાા થયા. જે મધેથી દોખમું બાંધવાના ખરચના રૂ. ૨૦૦૦૦ ) તથા બીજા પરચુટણ ખરચના રૂ. ૪૩૨૯)૫૬ મલી રૂ. ૨૪૩૨૯) ૫૬ બાદ કરતાં બાકી રૂ. ૨૨૭૨ાા ૪૪ વધયા તે બીલીમોરાની અંજુમનના ફંડમાં એ દોખમાને હીસાબે જમે કરવામાં આવ્યા હતા.

૨ એ દોખમાપર નીચે મુજબ તખ્તી મારેલી છેઃ–

"આ દોખમું બીલીમોરા ગામનાં જરથોશતી તથા દેશાવરોના કુલે જરથોશતી ટોળામાં ઉઘરાણું કરી કુલે જરથોશતી ધરમ પાલનારાઓના વપરાસને સારૂં બંધાવીઉં છે. રોજ ૯ મો માહા ૭ મો શને ૧૨૪૯ યજદેજરદી, તા૦ ૨૬ મી મારચ શને ૧૮૮૦ ઇશવી, સવંત ૧૯૩૬ ના ફાગણ શુદ ૧૫ ને વાર શુકર" એની સાથની શગડી પરની તખ્તી નીચે મુજબ છેઃ—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

આ સગડી બીલીમોરાની અનજુમનની ફરમાસથી બેસ્તી હોરમજજી કુવરજી ગજદરનાં પુનને સારૂ એવણનાં પુતરો ફ્રરામજી તથા દોરાબજીએ બાંધી કુલે જરથોસ્તી ટોલાંનાં વપરાશને સારૂં બીલીમોરાની અનજુમનને સ્વાધીન કીધી છે. રોજ ૧૭ મો માહ ૬ થો સને ૧૨૪૯ યઅજદે જરદી સવંત ૧૯૩૬ નાં માહા વદ ૮ વાર ગરૂ. તારીખ ૪ થી માહે મારચ શને ૧૮૮૦ ઇસવી."

૩ જામે જમશેદ, તા૦ ૨૯ મી મારચ ૧૮૮૦

તા૦ ૨૮ મી મારચ

રોજ ૧૧ માહ ૭ શે. ૧૨૪૯ ય૦

મરણ—પેશતનજી બેહરાંમજી કોહલા—ઉમર વર્ષ. ૫૨). પોતાના ભાઇ જામાસપજીની સાથે ચીન મધે વ્યાપાર કરતા હતા. અતરેનાં દરેક ઉઘરાણાની ટીપમાં નાણાંભરી મદદ કરતા હતા. એવનનાં મજકુર બાઇ જામાસપજી હાંગકાંગથી મકાઉ જતાં તોફાનમાં સ્ટીમર ઉંધી વળી તેમાં ડુબી ગયા હતા. તેમની યાદમાં હાંગકાંગ ખાતે જરથોશતીઓને ભુમીદા કરવાની જગા પર એક મીનારો ઉભો કરાવ્યો હતો.

---

તા૦ ૧ લી આપરેલ

નીચલા પારસી ગ્રહસ્થોને આએ વર્ષમાં તેમનાં નામની આગલ લખેલાં જુદાં જુદાં મથકોની મ્યુનીસીપાલીટી તથા તાલુકા લોકલ ફંડ કમીટીઓના મેમબરો તરીકે નામદાર સરકારે નેમ્યા હતાઃ–

## મ્યુનીસીપાલીટી

ભીવંડી—શેઠ બહમનજી ઉકરજી

લાનોલી—શેઠ અરદેશર મેહરવાંનજી

પુણાં—પ્રોફેસર દસ્તુર હોશંગજી જામાસ્પજી જામાસ્પઆશાના

શેઠ દોરાબજી પદમજી પેશતનજી.

અહમદનગર—ખાંન બાહદુર નશરવાનજી ખરશેદજી નગરવાલા.

શેઠ ફ્રરાંમજી અરદેશર કેકોબાદના.

શોલાપુર—શેઠ શેરાબજી એદલજી ગુલાખરી

નાશક—શેઠ બેહરાંમજી જાંહગીરજી રાજકોટવાલા

હુબલી—શેઠ દીનશાહ શેરાબજી

કારવાર—શેઠ જગશેદજી હોરમજજી

વલસાડ—ડાકટર નશરવાંનજી ધનજીભાઇ, શેઠો શાપુરજી દાદાભાઇ, એદલજી પેશતનજી દેસાઇ.

સુરત— ખાંન બાહદુર બરજોરજી મેહરવાનજી ફ્રેજર, ડાકટર માણેકજી ખશુખાંજી, ડાકટર ડોશાભાઇ પેશતનજી, ખાંન સાહેબ ખરશેદજી પાલણજી

એ દોખમું પરહવાની ક્રિઆમાં શામેલ થવાને એ કામના માનેજરો શેઠો દીનશાહજી માણેકજી પીટીટ, રૂસતમજી લીમજીભાઇ લીમ માકુના, રૂસતમજી કોલાભાઇ કોલા કાકાના, લીમજીભાઇ હોરમજજી મેગુશી, બેહરાંમજી ફ્રરાંમજી બારીઆ, અને રૂસતમજી મોટાભાઇ મેઘોરાએ તા૦ ૧૮ મી ફેબરવારી ૧૮૮૦ નાં વર્તમાન પત્રોમાં જાહેર ખબર છપાવી સર્વ જરથોશતીઓને અરજ કીધી હતી.

લાલકાકા, શેઠ ફરામજી જામાસપજી ભાવનગરી, શેરાબજી એદલજી વાડીઆ.
રાંદેલ—શેઠ બહમનજી ભીમજીભાઈ રાંદેલીઆ
માંડવી— શેઠ હોરમજજી ખરશેદજી
ભરૂચ—દસ્તુર દીનશાહજી પેશોતનજી કામદીનજી, શેઠ ધનજીશાહ મેહરવાનજી ડાક્ટર, એદલજી મનચેરજી કનત્રાકટર, નશરવાનજી બહમનશાહ મેહતાજી, આદરજી મનચેરજી દલાલ, બી. એ., રૂસતમજી પાલણજી બેંકવાલા, નશરવાનજી શેહરીઆરજી જીનવાલા.
નડીઆદ—શેઠ દોરાબજી એદલજી ગીમી, બી. એ.
ખેડા— શેઠ આદરજી જીવણજી, ડેપ્યુટી કલેક્ટર

તાલુકા લોકલ ફંડ કમીટી.

ઓલપાડ—શેઠ દીનશાહ એદલજી રાંદેલીઆ
બારડોલી—શેઠ નાનાભાઈ ધનજીભાઈ.

---

તા૦ ૧ આપરેલ.

શેઠ શેરાબજી ફરામજી પટેલને નામદાર સરકારે મુંબઈનાં બારાંના એક પોરટ તરસ્ટી નેમ્યા હતા. [૧]

---

તા૦ ૫ મી આપરેલ

રોજ ૧૯ માહ ૭ (શે.) ૧૨૪૯ ય૦

મરણ—પેસતનજી બરજોરજી એંટી-ઉમર વર્ષ ૬૮) સુરતના એક જાણીતા રેહવાસી તથા તયાંની પારસી પંચાયતના એક અકાબર.

---

તા૦ ૮ મી આપરેલ

આએ વર્ષની હાઈકોરટ પલીડર તથા સબારડીનેટ જાજ તેમજ ડીસ્ટ્રીક્ટ પલીડરની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતાઃ—

હાઈ કોર્ટ પલીડર—શેઠ રતનજી મનચેરજી

ડીસ્ટ્રીક્ટ પલીડર—શેઠ જમશેદજી દોરાબજી ખંડાલેવાલા.

શેઠ નવરોજજી દોરાબજી ખંડાલેવાલા, બી, એ; એલ. એલ. બી. ને નામદાર સરકારે ખાંનદેશ જીલ્લાના આસીસ્ટન્ટ સબારડીનેટ જજ નેમ્યા હતા.[૨]

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧ લી આપરેલ ૧૮૮૦

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ. તા૦ ૮ મી આપરેલ ૧૮૮૦

તા૦ ૧૫ મી આપરેલ.

શેઠ બેહરામજી દાદાભાઈ રેજીઆરને હિંદુસ્થાંનના નામદાર વાઈસરાય અને ગવરનર જનરલે " ખાન બાહદુર "નો ખેતાબ આપ્યો હતો.

મુંબઈ મધે ચાલુ માસમાં લેવામાં આવનારી સરકારી "હાયર ડીપાર્ટમેંટલ" પરીક્ષાના એક પરીક્ષક તરીકે નામદાર સરકારે સોલાપુરના હજુર ડેપ્યુટી કલેક્ટર શેઠ દારાશાહ ડોશાભાઈને નેમ્યા હતા. [૧]

---

તા૦ ૧૭ મી આપરેલ.

રોજ. ૧ માહ ૮ (શે૦) ૧૨૪૯.

મરણ—નીલગીરીવાળા શેઠ એદલજી માણેકજી બીલીમોરીઆ-ઉમર વર્ષ ૭૪). નીલગીરી મધે લાંબો વખત વસી વેપાર ચલાવ્યો હતો. અને મરણ પણ ત્યાંજ પામ્યા હતા.

---

તા૦ ૨૩ મી આપરેલ

રોજ ૭ માહ ૮ (શે૦) ૧૨૪૯ ય૦

આજ દીને મરહુમ શેઠ જમશેદજી સંતોકજી દાવરના ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ. ૩૦૦), ધણીઆંની બાઈ ધનબાઈજીએ રૂ. ૨૦૦), સસરા શેઠ ખરશેદજી પાલણજી પાંઉવાલાએ રૂ. ૨૦૦), તથા બીજા ખેશીઓએ રૂ. ૨૭૫) મલી રૂ. ૯૭૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા. [૨]

---

તા૦ ૨૯ મી આપરેલ.

મુંબઈની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના એક ડેલીગેટ શેઠ નશરવાનજી માણેકજી પીટીટે ઓહદો છોડવાથી નામદાર સરકારે તેમની જગોએ શેઠ જાંહગીરજી કાવશજી જાંહગીર રેડીમનીને નેમ્યા હતા. [૩]

---

તા૦ ૧ લી મેએ.

નવસારીવાલા શેઠ બરજોરજી પાલણજી દેસાઈ અને પાલણજી બરજોરજી દેશાઈએ "સાસાનીઆન વંશની તવારીખ" ની એક ચોપડી રચી પ્રગટ કરી હતી. [૪]

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૫ મી આપરેલ ૧૮૮૦

૨ જામે જમશેદ, તા૦ ૨૪ મી આપરેલ ૧૮૮૦

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૯ મી આપરેલ ૧૮૮૦

૪ "તવારીખે સાસાનીઆન, યાને ઇરાનના સાસાની તખ્તકના પારસી પાદશાહોની તવારીખ. મુખ્ય કરીને રોલીન્સન અને ફીરદોસીના તેમજ બીજા ઇંગ્રેજી અને

તા૦ ૧ લી મેએ.

આજ દીનથી નવસારી મધે "ધી દાદાભાઇ કાવસજી તાતા નવસારી એંગ્લો વરનાક્યુલર સ્કુલ" ની સ્થાપના " ધી નવસારી એંગ્લો વરનાક્યુલર સ્કુલ" ને નામે થઇ હતી. "સર કાવસજી જાંહગીર નવસારી જરથોસ્તી મદરેસા" ને હાઇ સ્કુલના દરજજા પર મુકવાથી, તેનાં ઇગ્રેજી નીચલાં અને ગુજરાતી બધાં ધોરણો કહાડી નાખ્યાં. તેથી શરૂઆતની કેળવણીની નવસારીમાં ઘણી અગવડ જણાવાથી આ ખાતું ચાલુ કરવામાં આવ્યું.[1]

ફારસી ગ્રંથો ઉપરથી શીકકાઓ અને તખ્તીઓની વીદવાનોએ કરેલી છેલ્લી શોધોને આધારે. બનાવનાર બરજોરજી પાહલનજી દેશાઇ તથા પાહલનજી બરજોરજી દેશાઇ. મુંબઇ દફતર આશકારા છાપાખાના મધે રૂસ્તમજી નવરોજજી ખંબાતાએ છાપી છે. ૧૮૮૦ ઇસવી ૧૨૪૯ યજદેજરદી."

૧ એ ખાતાંની આવક કરતાં ખરચ વધુ જણાયાથી એને મુસ્તકીમ પાયા ઉપર મુકવા લગતા વળગતાઓએ તજવીજ કરવા માંડી. જે દરમ્યાન નવસારીના એક અસલ વતની શેઠ શોરાબજી કાવશજી તાતાએ પોતાના મરહુમ ભાઇ દાદાભાઇ કાવશજી તાતાની પુંજીમાંથી રૂ૦ ૭૦૦૦) ની રકમ એ સ્કુલને તેમનું નામ આપવાની અને સ્કુલમાં દરેક વર્ણના છોકરાઓને દાખલ કરવાની ખાહેશથી આપી. જેનું કાયદાસરનું તરસટ ડીડ તા૦ ૨ જી મે ૧૮૮૧ ને દીને કરવામાં આવ્યું. અને શેઠો ખરશેદજી નશરવાનજી સીરવાઇ, ફરદુનજી માણેકજી કાંગા, અને રતનજી દાદાભાઇ તાતાને તેના તરસટીઓ ઠેડવ્યા. પછી ૧૮૮૨ ના એપ્રીલ માસથી ગાયકવાડ સરકારે માસીક રૂ. ૨૫) ની ગ્રાંટ આપતી કરી. ૧૮૮૩ માં શેઠ રતનજી દાદાભાઇ તાતા ચીન જવાથી તેમની જગાએ શેઠ ખરશેદજી માણેકજી તાતાને તરસ્ટી અને કારોબાર મંડલીના એક અધીકારી ઠેડવ્યા. ૧૮૮૪ ની શરૂઆતમાં શેઠ શોરાબજી કાવસજી તાતાએ પોતાના મરહુમ ભાઇ દાદાભાઇની પુંજીમાંથી બીજા રૂ. ૩૦૦૦) આપી અસલ રકમ જે રૂ. ૭૦૦૦) ની હતી તે રૂ. ૧૦૦૦૦) ની કરી અને શેઠ નશરવાનજી રતનજી તાતાની યાદગારી રાખવા માટે શેઠ શોરાબજીએ પોતે બીજા રૂ. ૧૦૦૦) તેના વયાજમાંથી ઇનામ આપવા માટે આપ્યા. એજ અરસામાં શેઠો ફરદુનજી અને શોરાબજી માણેકજી કાંગાએ પોતાના મરહુમ મમાવા આ૦ બેજનજી રૂસતમજી કાંગાને નામે ઇનામ આપવા રૂ. ૪૦૦ ના પોરટ તરસ્ટ બોનદ આપયા હતા. શેઠ શોરાબજી કાવશજી તાતાએ રૂ. ૫૦૦) પોતાના છેલ્લા વસીહત મારફતે, એક ઇનામ સ્થાપવા આપયા હતા તથા ભાઇઓ દોરાબજી અને પેશતનજી તેમુલજી પાવરીએ પોતાના બાવાજી એ૦ તેમુલજી ડોશાભાઇ પાવરીની યાદગારી રાખવાના હેતુથી ફ્રી સ્ટુડંટશીપ આપવાનાં એક ફંડની શરૂઆત કીધી હતી. સને ૧૮૯૩ થી એક સખી ગ્રેહસ્થની ઉદારતાથી ગુજરાતી શીખતા છોકરાઓની ફી સમુલગી કાહરી નાખી મુફત કેલવણી આપવાની શુભ શરૂઆત થઇ હતી. વળી એજ સાલમાં શેઠ રતનજી દાદાભાઇ તાતાએ રૂ. ૨૦,૦૦૦ ની મદદ એવી સરતે આપવાની માગની કરી હતી કે, નામદાર ગાયકવાડ સરકાર એટલીજ રકમ તથા મકાનને માટે એક લાયક જગા બક્ષેસ આપે અને તેની રૂહે એક મકાન બંધાઇ ૧૮૯૬ માં ખુલ્લું મુકાવ્યું હતું જે પર નીચે મુજબ તખ્તી મારેલી છે:–

॥ શ્રી

પાક દાદાર અહુરમજદની મદદ.

મરહુમ શેઠ દાદાભાઇ કાવશજી તાતા એંગ્લો વરનાક્યુલર સ્કુલ માટેનું મરહુમ શેઠ શોરાબજી કાવશજી તાતાવાલું આ મકાન નામદાર શ્રીમંત ફતેહસીંગરાવ ગાયકવાર સાહેબે તા૦ ૨ જી જાનેવારી સને ૧૮૯૬ રોજ ૧૯ મો માહ ૪થો શેહનશાહી સને ૧૨૬૫ યજદેજરદી સંવત ૧૯૫૨ નાને દીને ધટતી ક્રીયા સાથે ઉઘાડયું.

એ મકાનના પાયાની સ્થાપના તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૯૪ ને દીને વડોદરાના નાયબ દીવાન ખા૦ બાહદુર કેરસાસ્પ રૂશતમજી દાદાચાનજીએ કીધી હતી.

એ મકાનને લગતો કુલ ખરચ રૂ. ૪૭૪૫૦

જેમાં શ્રીમંત નામદાર ગાયકવાડ સરકારે જમીન વીગેરે માટે આપેલા રૂ. ૧૦૦૦૦) ઉપરાંત રૂ.૨૦૦૦૦) આપ્યા.

તથા શેઠ રતનજી દાદાભાઇ તાતાએ બાકીના રૂ. ૨૭૪૫૦) આપ્યા.

શેઠ નશરવાનજી દારાંજી મીરઝાં–શીલ્પશાસ્ત્રી.

ખાન સાહેબ કાવશજી હોરમજી દાદાચાનજી કંટ્રાકટરની દેખરેખ તળે આ મકાન બધાયું.

નેક નામદાર મહારાજા શયાજીરાવ ગાયકવાડ જી. સી. એસ. આઇ. સેના ખાસ ખેલ શમશેર બાહદુર.

રાવ બાહદુર વિનાયક યાદેવ વેનીકર એમ. એ. નવશારીનાં સુબા"

એ નીશાળની હમણાં ૧૯૦૯ માં એકંદર પુંજી રૂ. ૫૫૧૬૧) ની છે. જેમાં રૂ. ૩૩૧૦૦) એના ચાલુ ખરચ માટેનું જાયુક ફંડ છે. અને ઇનામ, સ્કોલરશીપ, ફ્રી સ્ટુડંટશીપ વગેરેનું ફંડ રૂ. ૨૨૦૬૧) નું નીચલી વીગતે છે.

| | રૂપીઆ. |
|---|---|
| ૧ શેઠ નશરવાનજી રતનજી તાતાએ પોતાને નામના ઇનામ માટે ... ... ... | ૧૦૦૦ |
| ૨ નાથુરામ જોરાવરમલને નામની સ્કોલરશીપ માટે | ૬૦૦ |
| ૩ શેઠ ફરદુનજી માણેકજી કાંગાએ બેજનજી રૂશતમજી કાંગાના નામના ઇનામ માટે ... | ૪૦૦ |
| ૪ શેઠ કાવશજી એરચજી દેશાઇએ એરચજી તથા ફરામજી કાવશજી દેશાઇના નામે ઇનામ માટે... | ૫૦૦ |

તા૦ ૨૭ મી મેએ.

મુંબઈના નામદાર ગવરનરની કૌનસીલના એક આગલા અધિકારી હાનરેબલ એ. રાજરસ જેવણુ પેનશન પર ઓધો છોડી ઇંગલાંડ ગયા હતા તેવણુ અતરે પાછા ફરવાને આવ્યા હતા. તેવણુનાં માનમાં આજ દીને સર જમશેદજી જીજીભાઇ બારોનેટે પોતાના મજગાંમ કાસ્ટલમાં ઇવનીંગ પારટીનો એક મેલાવડો કર્યો હતો. સર જમશેદજીએ તે નામદારની આ દેશના વતનીઓ તરફની દીલસોજીને માટે થોડાક શબ્દો કહી સંભલાવ્યા બાદ તે નામદારે જણાવ્યું કે તે પેનશન લઇ ઓધ્ધેથી ખસેલો એક ખાનગી ગ્રહસ્થ છતાં તેને દેશીઓ આટલો બધો ચાહે છે તે માટે તે સર્વેનો ઉપકાર માને છે. બાદ રીફ્રેશમેંટ લેઇ મેલાવડો બરખાસ્ત થયો હતો.[1]

તા૦ ૨૭ મી મીએ.

શેઠ ખરશેદજી નશરવાનજી સીરવાઇને નામદાર સરકારે મુંબઇના લાઇસંસ ટાક્ષ ઉઘરાવનારાં ખાતાંના વડા અમલદાર નેમ્યા હતા.

મુંબઇની પારસી ચીફ માત્રીમોનીઅલ કોરટના એક ડેલીગેટ મરહુમ શેઠ એદલજી હીરજીભાઇ તારાપોરવાલાની જગોએ નામદાર સરકારે થાંણાવાલા શેઠ નવરોજજી જમશેદજી આંતીઆને નેમ્યા હતા. [2]

તા૦ ૧ લી જુન.

શેઠ એદલજી જમશેદજી ખોરીએ "પ્રાણી વિધ્યા" નામે પ્રાણીઓનાં બયાનનું એક મોટું પુસ્તક રચી પ્રગટ કીધું હતું. [3]

તા૦ ૩ જી જુન.

લંડન મધે ઇસ્ટ ઇંડીઆ આશોશીએશનની એક જાહેર સભા હજુર આજ દીને શેઠ દીનશાહ ધનજીભાઇ દાવરે "ઇંગલાંડ અને હિંદુસ્થાન" એ બાબદ ઉપર સર આરથર હૉબહાઉસ, કે. સી. એસ. આઇ. નાં પ્રમુખ પણાં હેઠલ એક ભાષાણુ કીધું હતું. [1]

તા૦ ૩ જી જુન.

અમદાવાદ જીલ્લાનાં વીરમગામના મામલતદાર શેઠ દાદાભાઇ દીનશાહ કરાકાને નામદાર સરકારે તે જીલ્લાના બીજા વર્ગના માજીસ્ટ્રેટની સત્તા આપી હતી.[2]

તા૦ ૬ થી જુન

આજ દીને "જરથોસ્તી ધર્મ અને ક્રિઆ ઉપર એતેકાદ વધરાવનારી મંડલી" મી૦ મંચેરજી કાવશજી મનસુખની આગેવાની હેઠલ સ્થાપવામાં આવી હતી. ખેતવાડીની જરથોસ્તી છોકરીઓની મી૦ મંચેરજી કાવશજી કુતાર સ્કુલનો વારસીક ઇનામનો મેળાવડો થયો હતો જ્યાં મી૦ મં. કા. મનસુખે આપણા છોકરા તથા છોકરીઓને ધર્મ અને નીતીની કેળવણી બરાબર આપવામાં નહીં આવતી હતી, અને તેને બદલે ઇંગ્રેજી કેળવણીપર વધારે ધ્યાંન આપવામાં આવતું હતું તેના ઉપર લંબાણથી વીવેચણુ કરવાથી ખેતવાડીના જરથોસ્તીઓએ એ માટે વીચાર કરી મી૦ મં. કા. મનસુખ સાથ ખેતવાડી અને બીજા લતાના કેટલાક જરથોસ્તીઓની આગેવાની હેઠળ એ મંડલી સ્થાપવામાં આવી હતી. એ મંડળીની આગેવાની હેઠળ ઉપલી સ્કુલની છોકરીઓને તેમજ એજ ગ્રહસ્થની છોકરાઓની સ્કુલના છોકરાઓને એક મોબેદ માસ્તર રાખી

---

૧ જામે જમશેદ, તા૦ ૨૮ મી મેએ ૧૮૮૦.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૭ મી મેએ ૧૮૮૦

૩ "પ્રાણી વિધ્યા. ચાર મોટાં વાલમમાં. બાલેકોને વાસ્તે. બનાવનાર. એદલજી જમશેદજી ખોરી, તે જર્મની અને ફ્રાંસ વચ્ચેની લડાઇની તવારીખ, રૂશિયા અને ટરકી વચ્ચેની લડાઇની તવારીખનો બનાવનાર, કેટલાએક નાટકોનો રચનાર, અરેબીયન નાઇટસની વારતાઓનો ભાશાંતર કરતા, ઇત્યાદી, ઇત્યાદી. વાલમ પેહેલું. જે મધે નીચલાં પ્રાણીઓનું બયાન સમાવ્યું છે. ૧ ચાર હાથવાળાં પ્રાણી ૨. પાંખવાળા હાયનાં પ્રાણી. ૩. ઝીણાં જાનવરો ઉપર જીવનારાં પ્રાણીઓ. ૪. કાતરી કરડી ખાનારાં પ્રાણીઓ ૫. માસ ખાનારાં પ્રાણીઓ. બસો મોટાં નાનાં સુંદર ચત્રો સાથે. મુબઇ, દફ્તર આશકારા છાપખાના મધે, રૂસ્તમજી નવરોજજી ખંબાતાએ છાપ્યું છે. સન ૧૮૮૦"

૧ જામે જમશેદ, તા૦ ૨૩ મી જુન. ૧૮૦૦

એની આગમજ ઇંગલાંડમાં નવી પાર્લામેંટ ચુંટાઇ તે વેળાએ આપ્રેલ માસમાં કલકતાવાલા બાબુ લાલમોહન ઘોસનાં એક ભાષણને ટેકો આપતાં એવણે લીબરલ ટોળીની ફતેહ વિષે ખુશાલી બતાવી જણાવ્યું હતુ કે "લીબરલ ટોળીની ફતેહથી દેશીઓ ઘણા ખુશી થયા છે. કનઝરવેટીવોના વખતમાં દેશી વર્ત્તમાન પત્રો ઉપર જાપતાનો ધારો સરકારે બાંધ્યો છે,—જે કોઇબી ઇંગ્રેજ ગ્રહસ્થને પસંદ પડે નહી. લાંનકેશાયરવાલાઓને રાજી રાખવાને એ ટોળીએ હીદુસ્થાંનની મેહશુલને ભોગમાં નાખી છે, તવંગરોને બાતલ કરી ગરીબો ઉપર કર નાંખ્યા છે, ઇંગલાંડને ખાતર ફક્ત તેણે એક લડાઇ જાહેર કીધી છે, અને તેવી એક નકામી લડાઇનો ખરચ હીંદુસ્થાંનની ખાલી થયલી તીજોરીને માથે નાખ્યો છે, અને લાખો લાખ કંગાલ લોકોને, તેણે વધુ કંગાલ બનાવ્યા છે."

(જામે જમશેદ, તા૦ ૩૦ મી એપરેલ ૧૮૮૦.)

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૩ જી જુન ૧૮૮૦

ધર્મની કેળવણી આપવામાં આવતી હતી. એ મંડલીનું નામ તા૦ ૧૬ મી મે ૧૮૮૧ ને દીને કારોબાર મંડલીએ એક ઠરાવ મારફતે "જરથોસ્તીઓનું ભલું ઇચ્છનારી મંડલી"[૧] કરી ફેરવ્યું હતું. પણ તા૦ ૨૩ મી નવેમ્બર ૧૮૮૧ ની કારોબાર મંડલીની મોટી સભામાં શેઠ દાદાભાઈ બેજનજી કાતરકે એ મંડલીનું આગલુંજ નામ ચાલુ કરે તો રૂ. ૫૦૦૦)ની બક્ષેસ આપવાનું જણાવવાથી એ શેઠની

---

૧ એ મંડલીની શરૂઆતથી તે પોતાનાં મરણ સુધી દસ્તુર જામાસપજી મીનોચેહેરજી એના કાયમ સરનશીન હતા. અને એમના મરણ પછીથી તે મંડલીનો ૧૯૦૩ મો રીપોર્ટ છપાઈ બહાર પડયો ત્યાં સુધી દસ્તુરજી કેખશરૂ જામાસપજી આ ઓહ્દા ઉપર ચાલુ રહયા હતા. શેક્રેટરી તરીકે શરૂઆતથી તે ૧૮૮૪ સુધી શેઠો માણેકશાહ જાંહગીરશાહ તાલેયારખાં તથા રૂસતમજી અરદેશર માસતર અને તે પછીથી તે છેલ્લો રીપોર્ટ બહાર પડયો ત્યાં સુધી શેઠો રૂસતમજી ફરાંમજી વાહડયા અને શાપુરજી બેહેરામજી કાતરક હતા. ખજાનચી તરીકે પેહેલાં ચાર વર્ષ સુધી મેસરસ ધનજીભાઈ એદલજી લવંગીઆ અને હોરમજજી દોરાબજી ભરૂચા હતા. મી૦ લવંગીઆના ગુજરવા બાદ અને મી૦ ભરૂચાએ રાજીનામુ આપવાથી ૧૮૮૪ થી શેઠો બહમનજી ભીખાજી કુપર અને હોરમજજી દોરાબજી શેઠના હતા. ૧૮૮૬ થી છેલ્લા ૧૯૦૩ સુધી શેઠ બહમનજી ભીખાજી કુપર એકલા હતા. તરસ્ટીઓ તરીકે શરૂઆતથી દસ્તુર જામાસપજી મીનોચેહેરજી, શેઠો પેસતનજી રૂસતમજી કાંગા, માણેકશાહ જાંહગીરશાહ તાલેયારખાં, ડાકટર ડોસાભાઈ બેજનજી, શેઠો નશરવાનજી દાદાભાઈ કાતરક, ડોસાભાઈ દાદાભાઈ કાતરક, અને શેઠ એદલજી આદરજી હોમજી હતા. પછી દસ્તુર કેખશરૂ જામાસપજી, ડાકટર ફરાંમજી શાપુરજી, શેઠો નવરોજજી નશરવાનજી કાતરક, અને શાપુરજી બેહરાંમજી કાતરકને ખાલી પડેલી જગાએ નેમવામાં આવ્યા હતા. કારોબારીઓ તરીકે શરૂઆતમાં દસ્તુર જામાસપજી મીનોચેહરજી, દસ્તુર ખુરશેદજી બેજનજી, દસ્તુર જમશેદજી સોરાબજી કુકાજી, શેઠો પેસતનજી રૂસતમજી કાંગા, ધનજીભાઈ ફરાંમજી પટેલ, માણેકશાહ જાંહગીરશાહ તાલેયારખાં, ડાકટર ડોસાભાઈ બેજનજી, શેઠો મનચેરજી કાવસજી મનસુખ, રૂસતમજી અરદેશર માસતર, એદલજી આદરજી હોમજી, નશરવાંનજી દાદાભાઈ કાતરક, ડોસાભાઈ દાદાભાઈ કાતરક, હોરમજજી દોરાબજી ભરૂચા, બહમનજી ભીખાજી કુપર, હોરમજજી દોરાબજી શેઠના, જાંગીરજી બેજનજી કરાંણી, પાલનજી પેસતનજી કુપર, ફરાંમજી હોરમજજી માદન, રૂસતમજી ફરાંમજી વાડીઆ, અને શાપુરજી બેહરાંમજી કાતરક અને પછીથી તેઓ સાથે શેઠો કુંવરજી નવરોજજી કંનટરાકટર, પાલનજી નવરોજજી પાવરી, નશરવાંનજી કોહયાજી, જમશેદજી પાલનજી કાપડયા, દસ્તુર કેખશરૂ દસ્તુર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પ આશાના, ડાકટર ફરાંમજી શાપુરજી, શેઠો ફરાંમજી રતનજી સરવેઅર, અરદેશર શાપુરજી નારીયેલવાલા, નવરોજજી નશરવાંનજી કાતરક, નશરવાંનજી બેજનજી દસ્તુર, ખરશેદજી દાદાભાઈ ખાન સાહેબ, અને નશરવાંનજી માણેકજી ગજદરને ખાલી પડતી જગાએ સામેલ કીધા હતા.

એ મંડલીનાં ફંડમાં નીચલા સાહેબોએ રકમો આપી જુદાં ખાતાંઓ પડાવ્યાં છે:—

(૧) શેઠ દાદાભાઈ બેજનજી કાતરકે ઇ. સ. ૧૮૮૧ માં રૂ. ૫૦૦૦) ની સરકારી નોટો અને તેના ચહડેલા વ્યાજના રૂ. ૫૭૪ાા≋૧૦ રોકડા. (૨) શેઠ કાવસજી બેજનજી કરાંણીએ ઇ. સ. ૧૮૮૨ માં રૂ. ૫૦૦ ) ની સરકારી નોટ ( ૩ ) શેઠ દીનશાહજી માણેકજી પીટીટે ઇ. સ. ૧૮૮૩ માં રૂ. ૧૦૦૦) ની સરકારી નોટ. (૪) શેઠ નશરવાનજી માણેકજી પીટીટે ઇ. સ. ૧૮૮૯ માં રૂ. ૫૦૦) ની સરકારી નોટ (૫) બાઇ દીનબાઈ તે શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવાએ ઇ. સ. ૧૮૯૨ માં રૂ. ૫૦૦) ની સરકારી નોટ ભેટ આપી હતી.

એ મંડલીની પુંજી તા૦ ૧૪ મી સપટેમ્બર ૧૯૦૩ દીને રૂ. ૧૦૨૭૬) ૦) ૧૦ ની હતી.

એ મંડલીની સ્થાપનાથી તે ૧૯૦૩ ના તેના છપાયલ છેલ્લા રીપોર્ટ સુધીમાં એ મંડલીની બાંહેધરી હેઠલ નીચે મુજબની વીગતે ભાષણો થયાં હતાં:—

દસ્તુર જામાસ્પજી મીનોચેહરજીએ, (૧) "મુક્તાદના યા ફરવરદેગાનના દીવસો ઉપર જરથોસ્તીઓની શું શું ફરજો છે" (૨) "આતશની ખુબી તથા તે કેબલાને લગતી જરૂરીઆત" (૩) "શુદરેહ કુસ્તી" (૪) "કુસ્તી" (૫) "પરહેજગારી" (૬) "પરવરદેગાર સાહેબે કોઇબી ચીજ નકામી પેદા કીધી નથી" (૭) "ફરવરદેગાંન યાને મુક્તાદ" (૮) "આપણ જરથોસ્તીઓ તરીકે અવસ્તા ભાષામાંજ બંદગી કરવાને બંધાયલા છીએ" (૯) "જે ધરમ આપણે પાળીએ છીએ તે ખરો માજદયસનાન યાને યઝદાંપરસતી છે કે નહીં, અને એ ધરમની રૂહે આપણે જે આકારમાં તે ખાવીંદની બંદગી કર્યે છીએ તે તેના હોકમ મુજબ એકજ ખોદાની કર્યે છીએ કે નહિં "(૧૦)" માણસોએ સારો ઉદયોગ કરવો અને તંગીમાં આવેલાંઓની બરદાસ્ત લેવી "(૧૧)" ફરોહર અને તેની ખુબી " (૧૨) "ફરવરદેગાન યાને મુક્તાદના દીવસો" (૧૩) "બંદગીની વખતે કોઇબી તુરી કેબલો કરવો જોઇએ "(૧૪)" ગયાં પચાસ વર્ષના જરથોસ્તીઓની દુન્યાઇ, ધરમ સંબંધી ઇત્યાદીની હાલત સાથે મુકાબલો "(૧૫)" મુક્તાદ અને ફરવરદેગાનના દીવસો "(૧૬)" અશો ફરોહર અને મુક્તાદના દીવસો" ઉપર બે ભાષણો (૧૮) "અશો ફરોહરની ક્રીઆ સદા ચાલુ રાખવાની જરથોસ્તી ધરમનુ ફરમાન છે તેની સાબેતીમાં તેમજ ફરવરદેગાનના દીવસો ઉપર કદીમ રાહેરીતી મુજબ શું શું ક્રીઆઓ કરવી જોઇએ "(૧૯)" ખોદાના બંદાને બંદગીની જરૂર" (૨૦) "આપણ માજદયસનાન લોકો બંદગી કંઇ જુબાનમાં કરવાને ફરજયાત બંધાયલા છીએ" (૨૧) "પરહેજગારી."

દસ્તુર જમશેદજી શોરાબજી "અશો ફરોહર."

ખાહેસને અનુસરી અસલ નામ કાયમ રાખવામાં આવ્યું હતું. એ મંડલીની નેમ એવી હતી કે, પારસીઓની

આગલની તથા હાલની હાલત તથા દીન આઇન તથા તવારીખ તથા કેળવણી સબંધી ભાષણો મારફતે અથવા

શેઠ ધનજીભાઇ ફરામજી પટેલે, (૧) "મહેઆબાદી ટોળાના શેહેનશાહોએ પરાચીનકાલના વખતમાં પોતાની શેહેનશાહી સલતંનતમાં ભારે જાહોજલાલીથી રાજનીતી ચલાવી છે અને તેઓ પણ યજદાંપરસત ધરમ પાલતા હતા. તેજ પરમાણે પેશદાદીઅન, કેયાનીયન, તથા સાસાનીયન ટોળાના નામદારોએ યજદાંપરસત ધરમનો ફેલાવો કરી ગયા છે. (૨) દાદાર અહુરમજદે અશો પેગમબર જરથોસ્તને માજદીઅશની દીનનાં ફરમાનો તથા એકવીસ નુસકાઓ આપ્યા તે અશો જરથોસ્તે બલખબામીમાં શેહેનશાહ ગુસતાસપના જમાનામાં આ ફાની દુનીયામાં ભલી માજદયસની દીનનાં ફરમાનો તથા અવસ્તાઓ જાહેર તથા આશકારા કીધા."

શેઠ મનચેરજી કાવસજી મનસુખે–(૧) "અશો ફરોહર અથવા રવાનો એટલે શું અને તેઓની તરફની આપણી ફરજો" (૨) "જરથોસ્તીઓના બચાંઓને નહાનપણથી તેઓના ધરમને લગતું તથા તેઓનાં નેઆગાનોની તવારીખને લગતું ગ્નાન કોઇબી બીજીબાબદો શીખવવાની આગલ આપવાની અગત વિષે તથા તેને લગતી બીજી બાબદો વિષે" જુદે જુદે ઠેકાણે ત્રણ ભાષાણો આપ્યાં હતાં (૩) "પવીતર આતશના કેબલાને લગતાં તવારીખી તથા ફીલસુફી ખોલાસા ભરેલાં તથા મુંબઇ મધે બંધાતાં નવાં આતશબેહરાંમના કામને અનુસરતા વિચારોવાળાં" ચાર ભાષાનો ૧૮૮૬માં જુદે જુદે દીવસે આપ્યાં હતાં. (૪) "પારસી પંચાયત મંડલી નવા અને મુસ્તકીમ પાયા ઉપર ઉભી કરવા બાબે." (૫) "આજના પારસી સુધારાનાં ખોતારાં અને ખામીઓ" એ વિષય ઉપર પાંચ જુદાં જુદાં ભાષાણો. (૬) "સુધારાવાળાની બાજ" એ વિષે ભાષણ ચાર ભાગમાં કર્યાં હતાં (૭) "પારસી ટોળામાં મંડલીની જરૂર" (૮) "પારસી કોમ તથા પારસી ધરમ અને ધરમખાતાંની પુંજી સંભાલી રાખવી હોય તો એક મોભેદાર કારોબાર મંડલી કરવી જોઇએ" (૯) "પારસી પંચાયતના તરસ્ટી સાહેબો અને આ મંડલી વચે પંચાયતનાં ધરમખાતાંને લગતાં તથા એક કારોબાર મંડલી ઉભી કરવાને લગતાં ચાલેલા સંધેશાઓને લગતાં કાગજો રજુ કરી કીધેલી ટીકકા." (૧૦) "પારસી પંચાયત હસ્તકનાં ધરમખાતાંની પુંજીમાં હાલ થઇ પડેલા ઘટાડા વિષે અને પુંજીનો બચાવ કેવા ઇલાજ અને તદબીરથી થઇ શકશે વીગેરે" (૧૧) "ખોદાના બંદાને બંદગીની જરૂર એ વિષય ઉપર દસ્તુરજી સાહેબ જામાસપજીએ આપેલાં ભાષાણ પર મી૦ મનસુખની શરેહ અને વિચારો" એ વિષય પર બે ભાષાણો (૧૨) "જરથોસ્તીઓનાં અશો રવાંનો અથવા ફરોહરોની યાદ તથા સેતાયશ અને તેને લગતી ક્રિઆકામો ચાલુ રાખવાનાં ફરમાનો બાબે દસ્તુરજી સાહેબ ડાક્ટર જામાસપજી મીનોચેહેરજીએ કીધેલી વાએજ ઉપર શરેહ" (૧૩) "બાજ રોજગારની ચરચા બાબે" (૧૪) "રાહનુમાએની માહેતમ પોસી" (૧૫) "મરતી રાહનુમાએનો છેલ્લો એકરાર" (૧૬) "મરતી રાહનુમાએના રઆકુતાના બાકી રહેલા દહાડા" (૧૭) "મરતી રાહનુમાએ સજીવન રેહવા કેવાં ફાંફાં મારે છે" (૧૮) "પંચાએતના માનવંત અકાબર સાહેબોએ તા૦ ૪ થી જુલાઇ સને ૧૮૯૭ ને દીને બોલાવેલી જરથોસ્તી અંજુમનની સભાની બાબદને લગતા કેટલાક ઉપયોગી અને અગતના વિચારો તથા ખેરખાહી ભરેલી સલાહો અને સવાબવંતી સુચનાઓ બાબે" (૧૯) "અંજુમનનાં નવાં આતશબેહરાંમને લગતી બાબદ વિષે અગતના વિચારો" (૨૦) "પવીત્ર ઇરાંન, નીરમલ ઇમાંન, અસલી નીતી, આજની બદી, અશતરી મલાજો, આજનો બીગાડો, અસલી મરદીપણું, આજનું બાયલાપણું, અસલનું માનસુધારાની મોહકાન" (૨૧) "પારસી સંસાર તથા ધરમને લગતી હાલમાં ચરચાતી કેટલીક અગતની બાબદ ઉપર વીવેચન" બે ભાગે (૨૨) "પંચાએતનાં ફંડોના એક તરસ્ટીની ખાલી પડેલી જગાએ નવા તરસ્ટીની નેમણુક કરાવવાની બાબદ ઉપર" વિચારો (૨૩) "પારસી કોમ તથા પારસી ધરમ અને ધરમખાતાંની પુંજી સંભાલી રાખવી હોય તો એક મોભાદાર કારોબાર મંડલી કરવી જોઇએ." (૨૪) "પારસીઓનાં તન મનની હાલત" (૨૫) "જમશેદી નરોઝ" (૨૬) "મેહરંઆનન અસલી ઇરાંની જરથોસ્તીઓનાં માહ પવીત્ર જશનને લગતી તથા બીજી બીનાઓ" (૨૭) "હાલના જમાનાના પારસીઓનાં સંસારની પડતી" (૨૮) "પારસી ટોળાનું ભવીષ ઘણુંજ નીરાશી ઉગજાવનારૂં છે" એ વીષય પર બે ભાષાણો (૨૯) "પારસી કોમનાં સખી અને દીનદાર ગ્રહસ્થોની આગલી તથા હાલની સખાવત" (૩૦) "પારસી કોમના છોકરાઓને મલતી કેળવણી" (૩૧) "મુકતા" તથા અશો ફરોહરો અને જરથોસ્તી નીયાગનોની યાદ તેમજ બારાં અને તેસ્તર તીર યઝદને લગતી બાબદોનું ભાષણ પહેલું અને બીજું" (૩૨) "રાહનુમાયવાળઓની તરફથી અપાયલા ખોટા આચાર વીચારોનો રદ જવાબ" (૩૩) "રોદાબે અને જાલેજર" (૩૪) "પારસી કોમ, પારસી સંસાર અને પારસી દીનઆઇનને લગતી બાબદો" (૩૫) "ફરેદુન પાદશાહ અને તેના બેટાઓ" (૩૬) "મરતી રીબતી રાહનુંમાય" એ વિષય પર ત્રણ ભાષણો.

ડાક્ટર પેશતનજી નવરોજજી જી. જી. એમ. સી.–(૧) "બંદગી તથા ફરજ" (૨) "બંદગી તથા ફરજ અને તે અમલમાં મુકવા માટે કેટલીએક કીમતી સુચના" (૩) "બંદગીનું તેજ તથા ઝળકાત અને આત્માનો દરજજો," એ વિષયપર ત્રણ અને (૪) "કરણીનો કાયદો તેજ બેહસ્તનો દરવાજો" એ બાબદપર પાંચ ભાષાણો આપ્યા હતાં.

શેઠ રૂસતમજી અરદેશર માસતર–"આજના પારસીઓ તેમનો સંસારી અને ધરમ સંબંધી સુધારો" એ વિષયપર બે ભાષાણો.

એરવદ ખુરશેદજી એરચજી–"પાડીઆબ અને શુદરેહ કુસ્તી."

જરથોસ્તી ધરમને લગતી બીજી બાબદોની તપાસ કરાવામાં ઘટતું ઉતેજન આપવું. ખેતવાડી તેમજ બીજા લતામાં આવેલી કોઇ ખાનગી જરથોસ્તી છોકરાઓની નિશાલ અથવા નિશાલોમાં આપણી તવારીખ તથા ધરમ સંબંધી કેળવણી આપવા સારૂં મંડલીની નજરમાં દરૂસ્ત આવે એવા ઉપાયો લેવા. અને મંડલી

શેઠ રૂસતમજી કાવસજી પારેખે—"સાત અમશાસ્પંદો."

શેઠ શાપુરજી બેહરાંમજી કાતરક—(૧)"પારસી સંસાર." (૨) "જરથોસ્તી ધરમ બાબે બે બોલ."

શેઠ શોરાબજી મંચેરજી દેશાઇ—"પેગમબર જરથોસ્તનું મલી આવેલું યોગ શાસ્ત્ર."

દસ્તુરજી સાહેબ કેખશરૂ જામાસ્પજી—(૧) "આતશ તેની બુઝરગી અને ખુબી (૨)" ધરમ કેળવણી કેવી અને કોણે આપવી જોઇએ."

દસ્તુરજી મીનોચેહરજી જામાસ્પજી—(૧) "રૂહની અમરગી અને સારાં નરસાંનો કાયદો" (૨) "જરથોસ્તી ક્રીઆઓ" (૩) "ફરોહરો અને તેમની યાદ" (૪) "ગુજરેલાં નીયાગાનોની યાદ અને તેઓ તરફ આપણી ફરજ" (૫) "ઘહમબાર તથા જશનો અને તે કરવામાં સમાયેલી ખુબીઓ."

સમશુલ ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદી—"ધર્મ ક્રીઆ અને એતેકાદ."

એરવદ ફરેદુનજી રતનજી કાંગા—"રવાન તથા ફરોહરો."

ડાકટર નાદરશાહ હોરમજજી એદલજી મુખીઆ—"ધરમ કેળવણી આપવાને બાંહને રાહનુંમાયવાળામાં ખપનારા કેટલાક સખશોની હીલચાલ ઉપર રાખવી જોઇતી તપાસ".

મી૦ માણેકજી કાવસજી પટેલ—"રહનુમાય સભાએ બાળકોને ધરમ કેળવણી આપવા માટે બોલાવેલી કોનફ્રનસ અને એ કોનફ્રનસ આગલ રજુ થનારા રીપોર્ટની ખુબી તથા ખામીઓ ઉપર નુકતેચીની."

એરવદ માણેકજી નશરવાંનજી ધાલા—"એતેકાદ"

એ ભાષાણો કરાવા ઉપરાંત એ મંડલીએ ઘણુંક ચોપડી ચોપાનીયાંઓને છપાવી વેંહચી ઉતેજન આપ્યું હતું:—

ધી થીયોસોફીકલ સોસાયતીના પરમુખ કરનલ આલકાટે "જરથોસ્તી ધરમ" વિષે કીધેલાં એક કીમતી ભાષણનો ઇંગરેજીમાંથી ગુજરાતીમાં તરજુમો કરાવી તેની આશરે પાંચ હજાર છાપેલી નકલો મુંબઇ તથા દેશાવરના જરથોસ્તીઓમાં સભાની તરફથી વેંહચવામાં આવી હતી એ ઉપરાંત વખતે વખત જુદાં જુદાં લખાણોની નકલો છપાવી વહેંચી હતી.

વલી એ મંડલીએ મુંબઇની પારસી પંચાયત સાથે કેટલીક અરચા ચલાવી હતી. પારસી પંચાએતના માનવંત તરસટી સાહેબોને તેણે પહેલી અરજી ૧૮૮૨ માં કરી હતી કે, જરથોસ્તીઓનાં બચ્ચાંઓને સૌથી પેહલાં દીનઆઇનનું તથા તેઓના વડવાઓની તવારીખને લગતું ગ્નાન આપવાની મોટી અગત છે. તે માટે પંચાયત હસ્તક ચાલતી મુંબઇ તેમજ દેશાવરો મધેની નિશાળોમાં આપવામાં આવતી કેળવણીમાં સેહજ ફેરફાર કરી, બીજા કોઇ અભ્યાસના પાઠો કમતી કરી, આપણી દીનઆઇન તથા તવારીખની બાબદો દરરોજ કલાસમાં શીખવવી, અને તેની ચોકસ "કલાસ બુકો" અથવા ચોપાનીઆં તૈયાર કરાવવાં વગેરે. અને તે માટે લાયક જરથોસ્તી ગ્રહસ્થોની એક મોટી કમીટી મુકરર કરી તે બાબેની જીકર કરવી. એના જવાબમાં પંચાયતના તે વેળાના શેક્રેટરી શેઠ નસરવાનજી બેહરામજીએ તરસ્ટી સાહેબોના હોકમથી લખી જણાવ્યું હતું કે "જરથોસ્તી ધરમ તથા નીતી સંબંધી કેળવણી આજ લાંબી મુદત થઇ નામદાર સર જમશેદજી જીજીભાઇએ પારસીઓને વાસ્તે કરેલી સખાવતનાં ધરમખાતાંને લગતી દેશાવરો ખાતેની તેમજ અતરેની ઘણી ખરી નીશાળોમાં તરસટી સાહેબો હસ્તકનાં જરથોસ્તી જંદ અવસ્તા શીખવવાનાં તથા બીજા ફંડ ખાતેથી ખરચ કરીને આપવામાં આવે છે—અને જેમ જેમ જોગવાઇ મલતી જાય છે તેમ તેમ એ કેળવણી વધારે અસરકારક રીતે આપવાની ગોઠવણો કરવા પાછલ એ સાહેબો ઘટતું ધ્યાન આપે છે—તેજ પ્રમાણે શીક્ષકો તથા શીખનારા બાળકોને સવલ પડવા સારૂં કેટલીક ચોપડીઓ "સર જમશેદજી જીજીભાઇ ત્રાન્સલેશન ફંડ" ખાતેથી આશરો આપી લાયક વીધ્યાર્થીઓ પાસે તૈયાર કરાવી તથા છપાવી ઉપલી નિશાળોમાં તરસ્ટી સાહેબોએ દાખલ કીધી છે. અને એક મંડલી ઉભી કરવા બાબે જે સુચના કીધામાં આવી છે તેવી મંડલી ઉભી કરવાને એ સાહેબો દરૂસ્ત ધારતા નથી."

તાર પછી ૧૮૮૭માં મંડલીએ પંચાયતને અરજ કરી હતી કે, "જરથોસ્તી કોમમાં એક પારસી પંચાયત મંડલી સારા અને મુસ્તકીમ પાયા ઉપર ઉભી કરવાની મોટી અગત છે અને તે ઉભી કરવા સારૂ ઘટતા બંદોબસ્તો કરવા" જેના જવાબમાં તરસ્ટીઓના શેક્રેટરીએ લખી જણાવ્યું કે, "એ બાબદ વિષે એ સાહેબોએ પુરતો વિચાર કીધો છે, અને એ સાહેબોના હોકમથી તમોને હું લખી જણાવું છું કે આપણા જરથોસ્તીઓની સુધરેલી તથા કેળવણીમાં આગલ વધેલી હાલત પ્રમાણે તથા બીજા ઘણાક શબબોને લીધે તેઓની સંસારી તથા બીજી બાબદો ઉપર ઘટતો અંકુશ રાખી શકે એવી સતા ધરાવનારી પંચાએત મંડલી ઉભી કરવાને હાલને સમે બની શકે તેવું નથી, તેથી એ કામ માથે લેવાને તથા તે વિષની કોઇબી પ્રકારની ગોઠવન કરવાને એ સાહેબો દરૂસ્ત ધારતા નથી."

એ પારસી કોમની કારોબાર મંડલી નેમવાની અરજી પછી જુલાઇ ૧૮૯૪માં પંચાયતના એક તરસ્ટી શેઠ શોરાબજી ફરામજી પટેલના મરણ તાંકતે પંચાયતનાં ધરમખાતાંનાં ફંડ તથા મીલકતોનું તરરટ દીઠ દેખાડવાની અરજ કીધી હતી. તેના

તરફથી ઉપર જણાવેલી બાબદોને લગતાં જે કાંઇ ભાષાણો થાય તે તથા મંડલીની નજરમાં દરૂસ્ત આવે તો જરથોસ્તી ધરમ તથા તવારીખ સંબંધી લખાણોનો તરજુમો કરાવી કારોબાર મંડલીના એક મતથી છપાવી બાહેર પાડવો તથા તે મુફત નહીં તો ઘણી હલકી કીંમતે પારસીઓમાં વેચવાં.

---

જવાબમાં જણાવ્યું હતું કે "તરસ્ટી સાહેબો દલગીર છે કે કેટલાંક કારણને લીધે–કે જે જણાવવાની અગત નથી–ખુદ અંજુમનનાં અને અંજુમનનાં ફંડોના લાભને અરથે તરસ્ટ ડીડ દેખાડવાને તરસ્ટી સાહેબો દરૂસ્ત ધારતા નથી. અને પંચાયતની મીલકતોનું એક જનરલ તરસ્ટ ડીડ ૧૮૮૪માં રેજીસ્ટર કરવામાં આવ્યું છે," પછી આગસ્ટ ૧૮૯૪માં બીજી અરજી મરહુમ શેઠ સોરાબજી પટેલની જગાએ નવા તરસ્ટીની નેમણુંક પારસી અંજુમનની સભા ભરી તેઓનું મત અને મરજી મેલવી કરવા અને હાલની રીતી દરૂસ્ત અને કાયદા મુજબની નથી, તેમજ ભવીષમાં પંચાયતની પુંજી અને મીલકતોની સલામતી પકી રીતે સચવાઇ શકે તેવી નથી–તે પર ધ્યાન ખેંચ્યું હતું. અને તરસ્ટ ડીડ દેખાડો તો તે માંહેલી ખામીઓ અને કસુરોનો ઉપાય કરી શકાય તે વિષે લખ્યું હતું. તેના જવાબમાં શેક્રેટરી શેઠ જીવનજી જ. મોદીએ જણાવ્યું હતું કે, "એવી મંડલી ઉભી કરવામાં આવે તેને જ્યાં સુધી સરકાર તરફથી કાયદા બાંધી પોતાના ટોળા ઉપર અખત્યાર ચલાવવાની સતા આપવામાં આવે નહીં ત્યાં સુધી તે ચાલી શકે નહીં. વાસ્તે તમારી સુચના પ્રમાણે કરવાને તરસ્ટી સાહેબો દરૂસ્ત ધારતા નથી" અને "તરસ્ટ ડીડ તમારે જોવું હોય તો રેજીસ્ટર આફીસમાં રેજીસ્ટર કરેલું છે, ત્યાં જઇ જોઇ વાકેફ થાવુંજી. એ ઉપરાંત વધુ ખુલાસો તરસ્ટી સાહેબો કરી શકતા નથીજી."

વળી ૧૮૯૪ માં રાહનુમાએનું મરણની બાબતને લગતાં ભાષાણ વેળા મજકુર મંડલી તરફથી અપાતી કેળવણીને વખોડી કહાડી હતી.

વળી તા૦ ૧૭ મી જુલાઇ ૧૯૦૦ ને દીને બીજી દીનવાળાઓની લાસો પારસીઓએ ઉંચકવાના દાખલાઓ બાબે મંડલી તરફથી અંજુમનના તરસ્ટી સાહેબોને પતર લખ્યો હતો. જેમાં ડાકટર પીતરસન નામે વીધ્વાંન ઇંગ્રેજ પ્રોફેસરની લાસ ઉંચકવામાં કેટલાક પારસી જુવાંનોએ ભાગ લીધો હતો. અને એક હીંદુ ગ્રહસ્થની લાસ સાથે કેટલાક જુવાનો તેને અરકી મસાન સુધી ગયા હતા. તેનો અટકાવ કરવાના ઉપાયો લેવા સુચવ્યું હતું. તેના જવાબમાં શેક્રેટરીએ લખ્યું હતું કે "આપણી કોમનાં કોઇક જવાંનોએ બીજી દીનવાળાઓની લાસોને ઉંચકવામાં ભાગ લેવાના કોઇક દાખલા હાલ બન્યા છે, તે જાણી તરસ્ટીઓ દલગીર છે અને તે ચાલ નાપસંદ કરે છે. દેખાદેખીથી એ ચાલ વધારે ફેલાવો પામે તો તેથી નુકસાન થવાનો સંભવ છે, આપણામાં મરનારોની લાસોથી દુર રહેવાને ફરમાનો છે જે જીવતાંઓની તનદરોસ્તી અરથે છે, અને તે સર્વે પ્રકારે પસંદ કરવા જોગ છે. માટે દલગીરીભર્યું છે કે તેવી ભલી નેમથી નેમાયલાં ફરમાનોનો ભંગ કરવામાં આવે છે. તરસ્ટી સાહેબો માને છે કે આગલ બનેલા એકાદ બે દાખલાની વધુ નકલ ન થાય અને આ નાપસંદ કરવાજોગ કામ એટલામાંજ અટકે તેવો ઉપાય લેવાનું કામ આપણા જાહેર લખનારાઓ, બોલનારાઓ, ધરમગુરૂઓ અને કેલવાયલી યા ધરમ સંબંધી મંડલીઓનું છે. તેઓનો ભેગો અવાજ, આવા કામની જોખમદારી અને તેના સંભવીક નુકસાનો ઉપર ધ્યાંન ખેંચી આવા દાખલાઓનો અટકાવ કરી શકશે."

તાર પછી ૧૯૦૦ માં જરથોસ્તી ધરમ અને દીન-આઇનની કેળવણી બાબે નામદાર સર જમશેદજી જીજીભાઇના ધરમખાતાંના કારોબારીઓને પત્ર લખ્યો હતો. તેના જવાબમાં શેક્રેટરી શેઠ ફરદુનજી જમશેદજી લખે છે કે, "જરથોસ્તી ધરમની કેળવણી આપવાની જરૂરયાત તથા તેને દરેક રીતે ઉતેજન આપવા બાબે હમારા સાહેબોની પુરતી દીલસોજી છતાં એવી ધરમની કેળવણી આ ખાતાંની મંડલી તરફથી આપવી એ નામદારે સરકારે આ ખાતાંના માહા કીર્તીવાન સ્થાપનાર મરહુમ પેહલા બારોનેટ નામદાર સર જમશેદજી જીજીભાઇ સાથે શરૂઆતમાં કીધેલા બંદોબસ્તની રૂએ ઉલટું હોવાથી તેમ બની શકે એમ નથી તે જાણજોજી."

પછી ૧૯૦૧ માં જરથોસ્તી બાળકોને ધરમ સંબંધી કેળવણી આપવાના સવાલની ચરચા કોમમાં ચાલી હતી. અને તે માટે યોજના ઘડવા એક મોટી કમીટી નેમાઇ હતી. તે માટે નાણાં મેલવનારી સબ કમીટીએ આ મંડલી પાસે નાણાંની મદદ માંગતાં મંડલીએ નીચલો ઠરાવ પસાર કીધો હતો. "જે જ્યાં સુધી રાહનુમાએ સભા પોતા તરફથી ધરમ કેળવણી આપવાનું ચાલુ રાખે ત્યાં સુધી અમારી મંડલી તમારી ઉપલી મંડલીને કાંઇબી નાણાંની મદદ આપવાને ના પાડે છે."

તાર પછી ૧૯૦૪ માં નવી પારસી આશોશીએશનની સ્થાપના થઇ તારે મંડલીના શેક્રેટરી મી૦ શાપુરજી કાતરક પોતાની મંડલીએ એ માટે કરેલી આગલી ચરચાની યાદ આપી હતી.

તા૦ ૯ મી જુન

શેઠ દીનશાહ ધનજીભાઇ દાવરે ઇંગલાંડ મધે બારીસ્ટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[1]

---

તા૦ ૧૦ મી જુન.

રોજ ૨૫ માહ ૯ (શે૦) ૧૨૪૯ ય૦

મરણ—દાદાભાઇ માણેકજી શેકારી—ઉમર વર્ષ ૪૭) મુલતાનના એક જાણીતા વેપારી તથા કંતરાકતર.

૧ જામે જમશેદ, તા૦ ૨ જી આગશટ ૧૮૮૦.

લાંબી મુદત સુધી ત્યાંજ રહેલા અને મરણ પણ ત્યાંજ પામ્યા.

---

તા૦ ૧૧ મી જુન

રોજ ૨૬ માહ ૯ (શે.) ૧૨૪૯ ય૦.

આજ દીને સુરત મધે નાનપરામાં મોબેદ ડોશાભાઈ એદલજી જેગાનાએ પોતાના ઘરની સાથે લાગતી એક દરેમેહર બંધાવી પરકાવી હતી [૧]

---

તા૦ ૧૨ મી જુન

આજ દીને મુલતાંનવાલા મરહુમ શેઠ દાદાભાઈ માણેકજી શેકારીનાં અતરે થયલાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ. ૬૮૦) તથા ખેશીઓએ રૂ ૩૫) મલી રૂ. ૭૧૫) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[૨]

---

તા૦ ૨૨ મી જુન

રોજ ૭ માહ ૧૦ (શે૦) ૧૨૪૯ ય૦

આજ દીને મરહુમ બાઈ માણેકબાઈ તે શેઠ ફરામજી બહમનજી સરાફનાં ધણીઆંની તથા મરહુમ શેઠ માણેકજી જીજીભાઈ વાછાનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પુંજીમાંથી રૂ. ૮૦૦) તથા ખેશીઓએ રૂ. ૯૦) મલી રૂ. ૮૯૦) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા. [૩]

---

તા૦ ૨૪ મી જુન

ડાકટર કાવશજી હોરમજજીને નામદાર સરકારે ચેપી રોગના કાયદાની રૂહે મુંબઈ મધે મારકેટ, માંડવી, ચકલા, કોલાબા, કોટ, ધોબી તલાવ અને ભુલેશવરના લતાપર નોંધાયલી વેશ્યા ઓરતોની તપાસ કરનાર અમલદાર નેમ્યા હતા. [૪]

---

તા૦ ૩૦ મી જુન

રોજ ૧૫ માહ ૧૦ (શે.) ૧૨૪૯ ય૦

મરણ—દોરાબજી નશરવાંનજી મીસતરી—ઉમર વર્ષ ૮૨) એવંનઅરધી સદીથી વધારે મુદતના એક મીસતરી અથવા આગલા વખતના એક ઇજનેર (કહીએ તો ચાલે) હતા. એમનાં ઉપરીપણાં હેઠલ મુંબઈની ઘણીક જાણીતી ઇમારતો બંધાઇ હતી, જેમાંની એક—કોટ માંહેલી મરહુમ સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંત ઇનસતીતયુતવાલી સ્કુલ–ની ઇમારતની બાંધણી વિષે માજી વાઇસરાય લૉર્ડ નારથબરૂકે પણ એવંણુ તથા એવંણુના દીકરા શેઠ દીનશાહજીની ઘણી તારીફ કીધી હતી. એમનાં ઉપરીપણાં હેઠલ મુંબઈનું શેઠ કાવસજી એદલજી બીશનીવાલું તથા થાનાનું શેઠ રૂસતમજી કાવસજી પટેલવાલું તથા ગંદેવીનું ઈસ. ૧૮૭૧ માં બંધાયલું અંજુમનનું દોખમું તેમજ બીજાં કેટલાંક દોખમાંઓ બંધાયાં હતાં. સુરત મધે ગોપીપરામાં એવંણુને પોતાને ખરચે તીઆંની ગુજરાતી નીશાળને માટે એક કુશાદે મકાંન બંધાવી સરકારને સોપ્યું, જે પર એવનનાં નામની તખતી સરકારે મુકાવી છે. [૧]

---

તા૦ ૧ લી જુલાઈ.

શેઠ બરજોરજી એદલજી મોદી એમ. એ.; એલ. એલ. બી. ને નામદાર સરકારે સુરતના સબારડીનેટ જડજ નેમ્યા હતા.[૨]

---

તા૦ ૨ જી જુલાઈ

આજ દીને શરોડા ગામ મધે શેઠ ખરશેદજી ફરદુનજી પારખે બંધાવી આપવા માંડેલી અધુરી દરેમેહર શેઠ માણેકજી ભીમજીભાઈ પશતાકીયાએ પુરી કરી આપી ઇજાવી હતી. [૩]

---

૧ એ દરેમેહર પર તખતી મારેલી નથી, પણ તેના પરકાયાનો ઉપલો દીવસ ગોદાવરાં પંથકવાલા એ. નાનાભાઈ ભીખાજીએ મેલવી આપ્યો છે.

૨ જામે જમશેદ, તા૦ ૧૬ મી જુન ૧૮૮૦

૩ જામે જમશેદ, તા૦ ૨૬ મી જુન ૧૮૮૦.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૪ મી જુન ૧૮૮૦

૧ શેઠ દીનસાહજી દોરાબજી મીસતરીના બાવા.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧ લી જુલાઈ ૧૮૮૦.

૩ એ મકાનપર નીચે પ્રમાણે તખતી છે.

"શ્રી દાદાર હોરમજદની મદદથી.

"આએ દરેમેહરનું મકાંન શ્રી મુંબઈવાલા શેઠ ખર-
"શેદજી ફરદુનજી પારખે શને ૧૨૩૪ ઇઅજદજરદીના
"શાલમો બંધાવવા સારૂં રૂ. ૫૫૦૦) ભીમજીભાઈ શાપુ-
"રજી પશતાકીઆ શરોડેવાલાની મેનીજથી આપેલા પણ
"એટલા રૂપીઆમો આએ દરેમહેરનું મકાંન પુરૂં નહીં
"થતાં બીજાં જોઈતાં નાણાં આપી શખેઆ નઈ. શબબે આએ
"ધરમનું મકાંન આજ દીન શુધી અધુરૂં પડી રહેઉં.
"શબબે મેનીજ કરનારના છોકરા માણેકજી ભીમજીભાઈ
"પશતાકીઆએ પોતાના પઇશાથી પુરૂં કરાવી પોતાના
"બાવા ભીમજીભાઈ શાપુરજી પશતાકીઆનાં જંદરવાંન
"નાં પુનને શારૂં ઇજાવી જશન કરી ગામ શ્રી શરોડાની

તા૦ ૫ મી જુલાઈ.

આજ દીને ભરૂચ મધે બાઈ રતનબાઈ તે ધનજી-શાહ દાકતરનાં ધણીયાનીએ એક કુવો અને હવાડો બંધાવી ખુલ્લો મુકયો હતો. [1]

---

તા૦ ૮ મી જુલાઈ.

રોજ ૨૩ માહ ૧૦ (શે૦) ૧૨૪૯ ય૦

**મરણ**—માણેકજી ફરાંમજી માપલા—ઉમર વર્ષ ૮૮.) પ્રથમ પેહલાં ઈંગ્રેજ બજારમાં વાઇન અને ઇંગલીશ પ્રોવીઝનની દુકાન. ૧૮૬૪ માં મેહરજી જોન સતનની કંપની નાં લીલાંઉખાનામાં જોડાયા. ગરીબ ઇરાની જરથોસ્તીઓની હાલત સુધારવાના કામમાં મરહુમ શેઠ બહમનશાહ વકીલને એવન પણ મદદ કરતા હતા.

---

તા૦ ૧૦ મી જુલાઈ.

રોજ ૨૫ માહ ૧૦ (શે૦) ૧૨૪૯ ય૦

**મરણ**—નવરોજજી હોરમજજી કાબરાજી—ઉમર વર્ષ ૬૮.) એવને પોતાની જીંદગીનો ઘણો ખરો ભાગ ઇંગ્રેજી તથા ગુજરાતી છાપાખાનાઓના સંબંધમાં ગુજા રયો હતો. પ્રથમ એમનો સંબંધ અતરે પ્રગટ થતાં ગેઝેટ નામનાં પતર સાથે હતો. અને તે ઉપરથી તેમને મી૦ નવરોજજી ગેઝેટનાં નામથી ઓળખવામાં આવતા હતા. તયાર બાદ મુંબઇ ટાઇમસ સાથે જોડાયા. ગમે એવા ખરાબ કીસમના અક્ષર એવન ઉકળાવી શકતા હતા, અને ટાઇમસના કારખાનામાં ડાકટર બીઉસટનાં લખાણ એવંન એકલાજ ઉકલાવી શકતા હતા. પાછળથી કેટલાંક ગુજરાતી પતરો સાથ એમનો સંબંધ જોડાયો હતો. [1]

---

તા૦ ૧૬ મી જુલાઈ.

રોજ ૧ માહ ૧૨ (ક૦) ૧૨૪૯ ય૦.

આજ દીને મરહુમ બાઈ જાઈજી તે શેઠ કાવશજી દાદીલીમજીનાં બેટીનાં ઉઠમણાંમાં તેમના બાવાએ રૂ. ૭૦૦) તથા મમાઇ ડાવેજર લેડી રતનબાઇ જમશેદજી જીજીભાઇએ રૂ. ૫૦૦) મલી રૂ. ૧૨૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.

---

તા૦ ૧૭ મી જુલાઈ.

રોજ માહ ૧૧ (શે.) ૧૨૪૯ યા૦.

આજ દીને મરહુમ શેઠ ડોશાભાઇ નાનાભાઇ મીસ્ત્રી નાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ. ૫૦૦) બાવા શેઠ નાનાભાઇ ભીખાજી મીસ્ત્રીએ રૂ. ૧૦૦), તથા બીજાં બેશીઓએ રૂ. ૧૧૬) મલી રૂ. ૭૧૬) ધમ ખાતાંઓમાં આપ્યા હતા. [3]

---

તા૦ ૧૯ મી જુલાઈ

બાઇ મોટલાંબાઇ તે મરહુમ શેઠ માણેકજી નવરોજજી વાડીઆનાં વીધવા તથા મરહુમ શેઠ જાંહગીરજી નશરવા-નજી વાડીઆનાં બેટીએ "ટાઇમસ ઑફ ઇંડીઆ" છાપા-ખાનાના માલેકો ઉપર પોતાનાં કોટનાં પારસી બજાર સ્ત્રીટના રેહવાનાં ઘરની પડોસમાં છાપાખાનામાં રાતની વેળાએ ગોંધાત કરવાના અટકાવની ફરીઆદી માંડી હતી. તેને લગતા મુકદમામાં બાઇ મોટલાંબાઇને કોરટમાં શાક્ષી આપવા માટે પ્રતીવાદીઓ તરફથી સમનસ કીધા હતા, પણ બાઇ તરફથી સીવીલ પરોસીજર કોડની ૬૪૦ મી કલમ પ્રમાણે એવું સાબેત કરવા માગયું હતું કે આબ-રૂદાર પારસી બાનુઓના ખાવીંદોના મરણ પછી તેમનામાં કોઇ બાહેર જવાનો રાબેતો નથી, તેવુંજ બાઇ મોટલાં બાઇના બાબમાં હોવાથી તેમની કમીશનથી જબાંની લેવી. અગર એમ નહિં તો એ કોડની ૧૭૮ મી કલમ મુજબ એ બાઇ હાલે માદગી ભોગવતાં હોવાથી તેવણ કોરટમાં હાજર નહિં થઇ શકવાને સબબે તેવણની

---

"જરથોસ્તી અંજુમનના શવાધીનમો ધરમ ખાતે "આપેઉં છે. આએ દરેમેહર ઉપર એકંદર ખરચ "રૂ. ૧૦૨૦૦) થાએઆ છે. રોજ ૧૭ માહ ૧૦ શને "૧૨૪૯ ઇઅજદજરદી તા૦ ૨ જી માહે જુલાઇ સને "૧૮૮૦ શા. ૧૭૩૬ ના જેઠ વદ ૧૦ ને વાર શુકરે."

સરોડામાં કુવો ૧) આ. નશરવાનજી જમશેદજીનો બંધાવેલો તથા કુવો બીજો શેઠ ભીમજીભાઇ શાપુરજી પસતાકીઆનો બંધાવેલો છે.

૧ એ કુવા ઉપર નીચે મુજબ તખ્તી છે–:

" આ કુવો તથા હેરો લોકોને તથા ઢોરોને
" પાણી પીવા શારૂં બાઇ રતનબાઇ તે ધનજીશા
" દાકતરનાં ધણીઆંનીએ પોતાની દીકરી સવર્ગવાશી
" ગુલબાઇ તથા માએ કુવરબાઇના પુનને શારૂ
" રોજ ૧૯ મા માહ ૧૦ મો ૧૨૪૯ યજદજરદીને
" રોજે બંધાવ્યો છે, તા૦ ૫ મી જુલાઇ શને ૧૮૮૦
" ઇશવી."

૧ શેઠો કેખશરૂ, બહમનજી, હોરમજજી, તથા નાદીરશાહ નવરોજજી કાબરાજીના બાવા.

૨ જામે જમશેદ, તા૦ ૧૭ મી જુલાઇ ૧૮૮૦.

૩ જામે જમશેદ તા૦ ૨૦ મી જુલાઇ ૧૮૮૦

જબાંની કમીશનથી લેવી. પેહલી બાબતની તરફેણમાં સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, શેઠો ખરશેદજી ફરદુનજી પારખ, શેરાબજી શાપુરજી બંગાલી, અને બાઈના દીકરા શેઠ નવરોજજી માણેકજી વાડીઆએ આરીડેવીટો કીધી હતી કે આબરૂદાર પારસી બાનુઓમાં પોતાના ખાવીંદોનાં મરણ પછી બાહેર નહિં જવાની રસમને રાખેતો છે, અને બાહેર જવાની ફરજ પાડવાથી તેમની લાગણીને નુકશાન થાયછે. નામદાર જડજ સર ચારલસ સારજંટે ચુકાદો આપ્યો કે "પારસણોમાં કાંઈ પરદેનશીનીનો ચાલ નથી. કેટલીક પારસી બાનુઓ તો પગે અને ગાડી ઘોડે ફરતી હરતી અને ઘોડાઓપર બેસતી જોવામાં આવે છે. બાઈ મોટલાંબાઈ પોતે વાદી છતાં એવી ભરથારનાં મરણની પરદેનશીનીને મલતી વાત લાવીને સાક્ષી આપવા નહીં આવે તે ઘણું વાંધાભરેલુ ગણાય. પણ જયારે તેણીની માંદગી અને નાતવાંનીનો શબબ બતાવવામાં આવ્યો છે ત્યારે તો કમીશન કાહડી જબાની લેવાડવામાં આવે. બાકી ભરથારોનાં મરણ બાદ પારસીઓમાં પરદેપોશ રહેવાનો ચાલ મુલગો નથી. રસમ રેવાજ તે આખી કોમમાં અને દેશમાં હોવો જોઈએ, તે કાંઈ કોમના ચોકસ ભાગમાં કે ચોકસ લતા પર નહીં હોવો જોઈએ. બીજી જ્ઞાતની માફક પારસી બેડીઓને પરદેપોશ ગણવું તદન બેહુંદુ છે. ભરથારોના મરણની ગમખારીથી બે પાંચ જણીઓ એકાંતમાં જીંદગી ગુજારતી હોય તો તે કાંઈ આખી કોમનો કે દેશનો રાહ રવેશ કહી શકાય નહીં તેથી એ શબબને સર તો નહીં, પણ મોટલાંબાઈની નાતવાનીને શબબે હું હોકમ કરૂંછું, કે તેણીની જબાંની કમીશનથી કમીશનોના ધારા મુજબ લેવી. [1]

---

તા૦ ૨૨ મી જુલાઈ.

નીચલા પારસી ગ્રહસ્થોને મુંબઈની સરકારે નવા સુલેહના અમલદારો ઈયાને "જસટીસ ઓફ ધી પીસ" નેમ્યા હતાઃ—[2]

શેઠો અરદેશર ફરામજી સોલીશીટર, કાવસજી ખરશેદજી જમશેદજી, એદલજી બહમનજી મારીસ, જાંહગીર કાવશજી રેડીમની, જાંહગીર ડોશાભાઈ કરાકા, ખાંનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંન, માણેકશાહ જાંહગીરશાહ તાલેયારખાંન, નશરવાંનજી બેહરામજી શેક્રેટરી, રૂસતમજી અરદેશર વાડીઆ.

---

૧ જામે જમશેદ, તા૦ ૨૦ મી જુલાઈ ૧૮૮૦

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૨ મી જુલાઈ ૧૮૮૦

તા૦ ૧ લી આગશટ

શેઠો કાવસજી ખરશેદજી સંજાણા, હોરમજજી મેહરવાનજી હકીમ, અને કાવસજી હોરમજજી મીસ્ત્રીએ ઈંગલાંડ મધે "ઈંડીઅન મેડીકલ સરવીસ"ની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી. [1]

---

તા૦ ૮ મી આગશટ

મુંબઈની પારસી પંચાતના ફંડના તા૦ ૨૬ મી અકટોબર ૧૮૭૮ થી તા૦ ૧૩ મી નવેંમબર ૧૮૭૯ સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપાખાનામાં તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે વરસની શેવટે પંચાતના ફંડના તરસ્ટીઓ હસ્તકના ધરમના ફંડ ખાતાંઓની પુંજી એકંદર રૂ.૧૯૬૦૬૫૯)૧૭ાા ની હતી તેમાં શ્રી મુંબઈની પારસી પંચાતના ફંડના તથા જુદાં જુદાં ધરમ ખાતાંઓના મલી રૂ.૧૫૯૫૩૪૪) ૧૩ાા ની હતી અનેશ્રી સુરતની પારસી અનજુમનના ધરમના ફંડની તથા પારસી સુરત ચારેટી ફંડની રૂ.૩૫૧૧૧૫)૪ ની હતી અને અહમદનગરની દરેમેહેરને લગતા ખરચની રૂ. ૭૦૦૦) ની અને મરહુમ મી. ભીમજીભાઈ રાંદેલીયા હાથ ચોરનાર ના સંબંધના ખાતાંની રૂ. ૫૨૦૦) ની હતી. આગલા વર્ષની શેવટે રૂ. ૧૮૭૦૫૫૩ાા)૪ાા ની હતી એટલે એ સાલમાં કુલે વધારો રૂ. ૯૦૧૦૫ાા)૧૩ નો થયો હતો. [2]

---

તા૦ ૧૫ મી આગશટ.

ડાકટર હીરાજી એદલજીએ વૈધક હુનરની તવારીખને લગતું એક પુસ્તક ઈગ્રેજીમાં રચી પ્રગટ કીધું હતું.

---

૧ જામે જમશેદ, તા૦ ૨૪ મી આગશટ ૧૮૮૦

૨. આ વર્ષમાં પંચાતનાં ફંડનાં હીસાબમાં નીચલી નોટો અનામત રાખવા મલી હતી.

મરહુમ શેઠ જીવાજી માણેકજી વાછાના પુનને સારૂ રૂ ૫૦૦૦) ની સરકારી નોટ તે મધેથી રૂ. ૩૦૦૦) નું બ્યાજ કુલ જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાના ફંડ ખાતે અને રૂ ૨૦૦૦) નું નામદાર સર જમશેદજી જીજીભાઈ પેહેલા બારોનેટની યાદગારી માટે ઉભી કરેલી જરથોસ્તી મદરેસાનાં ફંડ ખાતે વાપરવા.

મરહુમ શેઠ કાવસજી દીનશાહજી પીટીટના પુનને સારૂ તેવણના બાવા તથા બેશીઓએ રૂ. ૨૨૫૦૦). તેમાંથી રૂ. ૭૦૦૦) નું બ્યાજ મુંબઈનાં આંધલાં પાંગલાં તથા લાચાર જરથોસ્તીઓની પરવરસી કરવા તથા પગાર આપવાનાં ફંડ ખાતે, રૂ. ૨૫૦૦) નું કુલે જ૦ રવાનોને અવલ મંજલ પોંહચાડવાનાં ફંડ ખાતે, રૂ. ૧૫૦૦) નું ઉદવાડાનાં આ

તા૦ ૧૭ મી આગસ્ટ.

કાબુલ ખાતે મા ર્યા ગયલા લશ્કરીસિપાહીઓનાં કુટુંબો ના આશરા માટે એક ફંડ ઉભું કરવાનો ઠેરાવ કરવા માટે અતરેના રેહવાસીઓની એક જાહેર સભા આજ દીને ટાઉન હાલમાં નામદાર ગવરનર સર જેમ્સ ફરગુસનનાં પ્રમુખપણા હેઠલ મલી હતી. નામદાર ગવરનરે સભા મલવાનું કારણ કહી સંભલાવ્યા બાદ હાનરેબલ મી૦ આશબરનરની દરખાસ્ત અને સર જમશેદજી જીજીભાઇ બારોનેટના ટેકા સાથે ઠેરાવ થયો કે "અફગાંનલડાઇમાં માર્યા ગયલા તથા જખમોથી ઘાયલ થઇ અશકત થઇ પડેલાં દેશી તથા યુરોપ્યન સોલજરોના પોતાનાં તથા તેમના કુટુંબના નીરવાહ માટે એક ફંડ ઉભું થવાની અગત છે." એ પછી "બોમ્બે મીલીટરી રીલીફ ફંડ"નાં નામથી એક ફંડ ઉભુ કરી તે બાબેની ગોઠવણ કરવા એક કમીટી નેમી સભા બરખાસ્ત થઇ હતી.[1]

એ કમીટીએ બીજે દીને પોતાની બેઠક કરી ડાકટર વેર અને શેઠ ડોસાભાઇ ફરામજી કામા, સી. એસ. આઇ. ને એ ફંડના ઑનરરી શેક્રેટરીઓ નેમ્યા હતા.

---

તા૦ ૧૯ મી આગસ્ટ.

પુણાના આસીસ્ટંટ કલેકટર શેઠ શોરાબજી પદમજી પેશતનજીને નામદાર સરકારે તે જીલ્લાના ત્રીજા વર્ગના માજીસ્ત્રેટની સતા આપી હતી.

પૂર્વ ગુજરાતના ડેપ્યુટી સેનીટરી કમીશનર ડાકટર મનચેરજી બેહરાંમજી કોહલાને નામદાર સરકારે તેમના

---

તશબેહરાંમ સાહેબનાં ફંડ ખાતે રૂ. ૧૦૦૦) નું શ્રી નવસારીનાં આંધલાં પાંગલાંઓને પગાર આપવાનાં તથા નાવારસ રવાનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડ ખાતે, રૂ. ૫૦૦) નું શ્રી સુરત શહેરના જરથોસ્તી રવાનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડ ખાતે, રૂ. ૨૦૦૦) નું ઉદવાડાની અંજુમનનાં ફંડ ખાતે, રૂ. ૧૫૦૦) નું મુકતાદ તાંકને દેશાવરો ખાતેના ગરીબ જરથોસ્તીઓને વેંહેચી આપવા સારૂ રૂપીયા વાલવાના ફંડ ખાતે, રૂ. ૧૫૦૦) નું પારસી પંચાતનાં જનરલ ફંડ ખાતે, રૂ. ૧૫૦૦) નું પારસી પંચાતના શેહેનશાહી ગહમબાર ફંડ ખાતે, રૂ ૧૦૦૦) નુ શ્રી અહમદનગરની મરહુમ શેઠ જમશેદજી પેસતનજી પલાનટીનની દરેમેહરના ચાલુ ખરચનાં ફંડ ખાતે, રૂ. ૧૦૦૦) નું શ્રી પુણાની પારસી અંજુમનનાં ફંડ ખાતે, રૂ. ૫૦૦) નું જરથોસ્તી જંદ અવસ્તાની નિશાલોનાં ફંડ ખાતે તથા રૂ. ૧૦૦૦) નું શ્રી સુરતનાં આંધલાં પાંગલાંનાં ફંડ ખાતે, મલી રૂ. ૨૨૫૦૦).

બેહસ્તનસીન બાઇ આઇમાએ તે મરહુમ બાઇ જીવણબાઇ કાવસજી બેજનજી કરાંણીની દીકરીનાં પુનને માટે તેવણના મમાવા શેઠ કાવસજી બેજનજી કરાંણીએ રૂ. ૫૦૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ મુંબઇનાં આંધલાં પાંગલાં તથા લાચાર જરથોસ્તીઓની પરવરસી કરવા તથા પગાર આપવાનાં ફંડ ખાતે વાપરવા.

મરહુમ શેઠ પાલણજી ધનજીભાઇ પાંઉવાળા તથા તેવણનાં વીધવા બાઇ બચુબાઇના પુનને સારૂં રૂ. ૧૦૦૦૦) ની નોટ આપી એવી સરત કીધી છે કે, તેનું જે વ્યાજ ઉપજે તે દર સાલ હાલના તથા હવે પછીના તરસ્ટીઓની નજરમાં આવે તે માફક તેઓ હસ્તકનાં ધરમખાતાંઓ મધેનાં હરકોઇ વહીવટમાં જમે કરવા, અથવા જરથોસ્તીઓના ફાએદાનાં દીન ધરમનાં હરેક કામમાં તેની ઉપજ વાપરવી, પણ ઘણી જરૂર વગર વર્ષો વર્ષ એકજ ચોકસ ફંડમાં અથવા એકજ ચોકસ કારણ સર એ વ્યાજની આવકનો ઉપયોગ નહીં થાય તે ધ્યાંનમાં રાખવું, અગરજો કોઇ વર્ષમાં એ ખાતાંની આવકનો ઉપયોગ કરવાની જરૂર નહીં માલમ પડે તો એ આવક વધારી તે રૂપીયા હરેક બીજી વખતે વાપરવા. દીન તથા ધરમનાં હરેક કામમાં અથવા તેવાં કામની ટીપમાં એ ખાતેથી રૂપીયા વાપરવા યા ભરી આપવા પડે તો મરહુમ શેઠ પાલણજી ધનજીભાઇ પાંઉવાલાને નામે વાપરવા અથવા ભરી આપવા.

બેહસ્તનશીન બાઇ મેહેરવાંનજી કાવસજી દીનશાહજી પીટીટનાં પુનને સારૂ રૂ. ૧૦૦૦૦) ની નોટ. તેમાંથી રૂ. ૨૫૦૦) નું વ્યાજ મુંબઇનાં આંધલાં પાંગલાં તથા લાચાર જરથોસ્તીઓની પરવરસી કરવા તથા પગાર આપવાના ફંડ ખાતે, રૂ. ૧૦૦૦) નું શેઠ દીનશાહ માણેકજી પીટીટે પોતાના મરહુમ મુરબીજી શેઠ માણેકજી નશરવાંનજી પીટીટના પુનને સારૂં મુંબઇના દોખમાઓવાળા ડુંગર ઉપર બંધાવી આપેલી સગડીમાં ચેરાગ તથા આતશ રોશન રાખવા તથા સગડીની મરામત કરવાનું ખાતું છે તેમાં, રૂ. ૧૦૦૦) નું મુકતાદ તાંકને જે દેશાવરો ખાતેના ગરીબ જરથોસ્તીઓને વેંહેંચી આપવા સારૂં રૂપીયા [illegible] ફંડ ખાતે, રૂ. ૫૦૦) નું પંચાતના શેહેનશાહી [illegible] ફંડ ખાતે, રૂ. ૫૦૦) નું આંધલાં પાંગલાં તથા [illegible] જરથોસ્તીઓને ધર્મશાલામાં રાખી પરવરસી [illegible] ફંડ ખાતે, રૂ. ૧૦૦૦) નું ઉદવાડાનાં [illegible] સાહેબના ફંડ ખાતે, રૂ. ૧૦૦૦) [illegible] રવાંનોને અવલમંજલ પહોંચાડવાનાં [illegible] રૂ. ૫૦૦) નું ઉદવાડાની અંજુમનનાં [illegible] રૂ. ૫૦૦) નું નવસારીનાં [illegible] પગાર આપવાનાં તથા નાવારસ [illegible] પોંહચાડવાનાં ફંડ ખાતે, રૂ. [illegible] થોસ્તી ટોલાના ઉપયોગને કીજે [illegible] તથા દરેક બીજાં ધરમનાં [illegible] ઉભી કરવામાં આવે તેમાં [illegible] રૂ. ૫૦૦) નું સુરતનાં [illegible] પોંહચાડવાનાં ફંડ ખાતે, [illegible] ચાતનાં જનરલ ફંડ ખાતે [illegible]

૧ જામે જમશેદ [illegible]

ઓહદા ઉપરાંત ભરૂચના કામચલાઉ સીવીલ સરજયન નેમ્યા હતા.[1]

---

તા૦ ૨૩ મી આગસ્ટ.

રોજ ૯ માહા ૧૨ (શે.) ૧૨૪૯ ય૦

મરણ—એદલજી રૂસતમજી સુનાવાલા—ઉમર વર્ષ ૬૯) એવનની અતરે ૧૮૩૯ થી એપોલો સ્ટ્રીટમાં શેઠ હોરમસજી ધનજીભાઈ ઘીસ્તા સાથે "એદલજી અને હોરમસજી" ને નામે ઈંગરેજી અસબાબ તંબુઓ વગેરે પુરા પાડવાની દુકાન હતી. પછી ૧૮૫૬ થી પોતાના દીકરાઓને સામેલ કરી "એદલજી રૂસ્તમજી સન્સ" ને નામે તે દુકાન ચલાવતા હતા.

૧૮૬૬ માં પોતાના છોકરા તથા છોકરાઓના છોકરાની શેહાદી નવજોતની મીજલસમાં એક અંજુમન પત્ર વંચાવી ખેતવાડીના પોતાના રહેવાના બંગલાની પડોશનું પોતાનું એક કુશાદે મકાન જરથોસ્તીઓને સર અવસરે વાપરવાને ટ્રસ્ટમાં આપવાને ઠેરાવ્યું હતું. અને પછી તેનું પાકું ટ્રસ્ટ ડીડ કરાવ્યું હતું. એ રીતે આ જગા લગનસરા વગેરેને માટે ધર્મ ખાતે આપ્યા બાદ ખેતવાડી મધે એજ કારણસર બીજા બાગો તથા વાડીઓ થવાને લીધે એનો ઝાઝો ખપ ન થવાથી શેઠ એદલજીએ તે ઈ. સ. ૧૮૭૨ થી ખેતવાડીની સર કાવસજી જાંગીરજી રેડીમનીવાલી પારસી છોકરીઓની નિશાળને વગર ભાડે વાપરવા આપ્યું હતું. એ ઉપરાંત એ વાડીના કંપાઉંડમાં ખેતવાડી ખાતે ઉભી થયલી કસરતશાળા પણ ઈ. સ. ૧૮૭૮ ના ડીસેમબર માસથી તે ૧૮૯૧ ના સપટેમબર માસ સુધી મુફત રાખવામાં આવી હતી. એ કન્યાશાળાની કારોબાર મંડલીના ૧૮૭૧ થી, અને કસરતશાળાની કારોબાર મંડલીના તેની સ્થાપનાથી તે પોતાના મરણ સુધી એવન પ્રમુખ હતા. ઈ. સ. ૧૮૭૭ ના આગસ્ટ માસથી એવને શીમ મધેનો પોતાનો બંગલો દુકાળથી પીડાતા લોકો મુંબઇમાં આવ્યા હતા તેઓને રાખવા માટે પોલીસ કમીશનરને સ્વાધીન કેટલાક માસ સુધી આપ્યો હતો. અને તે માટે પોલીસ કમીશનર સર ફ્રાંક સુતર, સી. એસ. આઈ. એ મુંબઈ સરકારપરના પોતાના રીપોર્ટમાં એવનની ઘણી વખાન કીધી હતી.

---

તા૦ ૨૩ મી આગસ્ટ

અતરેની હાઈ કોરટની આપેલેટ સાઇડમાં આજ દીને નામદાર ચીફ જસટીસ સર માઇકલ વેસ્ટરાપ તથા જસ્ટીસ એમ. મેલવીલ બીરાજ્યા હતા, તે વેળાએ એક પારસી પોતાના વકીલ સાથે વાત કરવાને ગયો હતો. એ ભાઇનાં માથાં ઉપરનો ફેંટો અને બીજો પોશાગ ઈંગ્રેજી ઢપનાં હોવાથી નામદાર ચીફ જસટીસે તેને જણાવ્યું કે તમારી ટોપી ઈંગ્રેજી ઢપની છે માટે ઈંગ્રજી મંડલીના કાનુન મુજબ કાંતો કોરટનાં માન ખાતર ટોપી ઉતારી ઉઘાડે માથે આવવું નહીં તો કોરટમાંથી જતા રેહવું. આ ઉપરથી તેને કોરટમાંથી જતા રેહવાની ફરજ પડી હતી.[1]

---

તા૦ ૨૬ મી આગસ્ટ

રોજ ૧૨ માહા ૧૨ (શે૦) ૧૨૪૯ ય૦

આજ દીને મરહુમ બાઈ ધનબાઈજી તે શેઠ જમશેદજી દોરાબજી નાએગામવાલાનાં ધણીઆંનીનાં ઉઠમણાં માં તેમના ખાવીંદે રૂ. ૧૦૦૦) ધર્મ ખાતે આપ્યા હતા.[2]

---

તા૦ ૨૬ મી આગસ્ટ

રોજ ૧૨ માહા ૧૨ (શે.) ૧૨૪૯ ય૦

મરણ—મનચેરજી એદલજી અરીણવાલા—ઉમર વર્ષ ૭૪.) એવણ ઈંગ્રેજ બજારમાં દારૂકામના એક જાણીતા વેપારી હતા. મુંબઈના શેઠીઆઓના મંડળમાં ફરનાર હોવાથી ઘણા હસમુખા તથા બતકબોલા હતા.

---

તા૦ ૨૬ મી આગસ્ટ

શેઠ જમશેદજી અરદેશર દલાલ, એમ. એ; એલ, એલ. બી. ને નામદાર સરકારે પુણાની કાલેજ ઓફ સાએનસમાં ગણિત શાસ્ત્રના, તથા શેઠ કાવસજી જમશેદજી સંજાણા, એમ. એ. ને ગુજરાત કાલેજમાં ગણિત અને ખુદરતી ફીલસુફીના પ્રોફેસરો નેમ્યા હતા.[3]

---

તા૦ ૩૧ મી આગસ્ટ

રોજ ૧૭ માહ ૧૨ (શે.) ૧૨૪૯ ય૦

મરણ—ઉકરજી શોરાબજી બુરેર્ખા—ઉમર વર્ષ ૪૪). અતરેના ચીફ-ઇનજનીયરની આફીસમાં શીનીઅ

1 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૯ મી આગસ્ટ ૧૮૮૦.

1 બોમ્બે ગેઝેટ, તા૦ ૨૬ મી આગસ્ટ ૧૮૮૦

2 જામે જમશેદ, તા૦ ૩૦ મી આગસ્ટ ૧૮૮૦

3 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૬ મી આગસ્ટ ૧૮૮૦

ઇનજીનીયરીંગનું કામ શિખાડવાનો જે વર્ગ ૧૮૫૪ માં ઉઘાડવામાં આવ્યો હતો તેમાં શિખી ૧૮૫૬ ના મારચ માસમાં પસાર થયા હતા.

---

તા૦ ૬ ઠી સપટેમબર.

રોજ ૨૩ માહ, ૧૨ (શે.) ૧૨૪૯ ય૦

મરણ—એ૦ કાવશજી મનચેરજી મોદી—ઉમર વર્ષ ૮૮)

એવણે ૧૨–૧૪ વરસની વયે નવસારીથી મુંબઇમાં આવી ટુંક વખત મોબેદી કરી હતી. પણ ખુશ દસકત લખનાર અને ચાલાક જેહેનનાં હોવાથી ફરદુનજી મરજબાનને ત્યાં એક લખનાર તરીકે ગોઠવાઇ ગયા હતા, અને તાર બાદ તે વખતના પૂર્વ ભાષાઓના ઓલમા શેઠ ધનજીભાઇ ફરાંમજી પટેલને ત્યાં લખનાર તરીકે કામ કર્યું હતું. એવણે પારસીઓમાં તે વખતે ચાલતા બુતપરસ્ત રેવા જેની સામે મજબુત લડતો ન્યુસ પેપરો તેમજ ચોપાંન્યાંઓ છપાવી ચલાવી હતી. તેમાં મુક્તાદ ૧૮ દિવસ માંડવાની વીરૂધમાં આજે ૫૫) વરસોની વાત ઉપરતું એવણનું લખાણ હજી સાહદત તરીકે ટાંકવામાં આવે છે. અવસ્તામાંથી જુદા જુદા ફકરાઓ ચુંટી કાઢી "સેતાયશે હોરમજદ" નામની ચોપડીમાં છપાવ્યા હતા, જે આજે ૫૦) વરસની વાતપર નવીન પગલું ભરાયલું હોવાથી ઘણી હોહા થઇ રહી હતી.

---

તા૦ ૧૫ મી સપટેમબર.

શેઠ કાવશજી નવરોજજી વેસુવાલાએ "વીલાયતના કવેશ્વરો" નામે પુસ્તક રચી પ્રગટ કર્યું હતું [1]

---

તા૦ ૨૦ મી સપટેમબર

રોજ ૨ માહ ૧ (શે૦) ૧૨૫૦ ય૦

મરણ—દીનશાહજી દાદાભાઇ ગાંધી—ઉમર વર્ષ ૭૨. અતરેના ઇંગ્રેજ બજારના એક જાણીતા વેપારી. એ ઓનો નીલગીરી, ચીન, ઇંગલંડ ખાતે મોટો વેપાર 'ડી. ડી. ગાંધી એંડ કંપની'ના નામથી ચાલતો હતો.[2]

---

તા૦ ૨૧ મી સપટેમબર.

રોજ ૩ માહ ૧ (શે.) ૧૨૫૦ ય૦

મરણ—બેહેરાંમજી કાવશજી રાંદેલીઆ. એવન મરહુમ ભીમજી હાડ વૈદના ભાણેજ થતા હતા અને પોતાના એ અખયાત મામાના હાથ હેઠલ હાદ વૈદનો ધંધો અતરે કરતા હતા.

---

તા૦ ૩૦ મી સપટેમબર

શેઠ ફરામજી નશરવાંનજી શેઠનાને હિંદુસ્થાંનની નામદાર સરકારે "ખાન બાહદુર" નો અંગત ખેતાબ આપી અહમદનગર જીલ્લાના હોનરરી માજીસ્ટ્રેટ નેમી પેહલા વર્ગના માજીસ્ત્રેટની સતા આપી હતી.[1]

---

તા૦ ૩૦ મી સપટેબર

રોજ ૧૨ માહ, ૧ (શે૦) ૧૨૫૦ ય૦

આજ દીને મરહુમ બાઇ આવાંબાઇ તે શેઠ કાવશજી ડોશાભાઇ દારૂવાલાનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમના દીકરા શેઠ પેશતનજી કાવશજી દારૂવાલાએ રૂ. ૫૦૦) ધર્મ ખાતે આપ્યા હતા.[2]

---

તા૦ ૧ લી અકટોબર.

શેઠો નાનાભાઇ કુંવરજી મોદી, પીરોજશાહ હોરમજજી હકીમ, અને કેખશરૂ રતનજી દીવેચાએ ઇંગલાંડ મધે એડીનબરો યુનીવરસીટીની એલ. આર. સી. એસ. તથા એલ. એમ. ની પરીક્ષાઓ ફતેહમંદીથી પસાર કીધી હતી. [3]

---

તા૦ ૭ મી અકટોબર

શેઠ અરદેશર જમશેદજી દસ્તુર કામદીનનાને નામદાર સરકારે ખાનદેશના કામચલાઉ ડીસ્ત્રીકટ ડેપ્યુટી કલેકટર નેમ્યા હતા.[4]

---

તા૦ ૮ મી અકટોબર.

એ૦ ફરામજી મીનોચેહરજી દસ્તુર જમાસપઆશાના, બી. એ. એ જરતોસ્તી ધર્મબોધ પાદમાલાની

---

૧ "વિલાયતનાં કવીશ્વરો. તેઓનાં જનમ ચરીત્રો, તેઓનાં લખાણો, અને તેમના કવેતોની વીગતો. ગુજરાતી ભાષામાં રચનાર કાવસજી નવરોજી વેસુવાલા. મુંબઇ. જેહાંગીર બેજનજી કરાણી, પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર, ના૦ ૧૪, પારસી બજાર સ્ત્રીટ, કોટ, ૧૮૮૦."

૨ શેઠો દાદાભાઇ, કૈકોબાદ, તથા જીવાજી દીનશાહ ગાંધી (સોલીશીટર) ના બાવા.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૩૦ મી સપટેમબર ૧૮૮૦.

૨ જામે જમશેદ, તા૦ ૬ ઠી અકટોબર ૧૮૮૦.

૩ જામે જમશેદ, તા૦ ૨૦ મી અકટોબર ૧૮૮૦.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૭ મી અકટોબર ૧૮૮૦.

ચોપડી બાહેર પાડી હતી.[1]

તા૦ ૯ મી અકટોબર.

રોજ ૨૧ માહા ૧ (શે૦) ૧૨૫૦ ય૦

મરણ—રૂસતમજી ફરાંમજી દીવેચા-ઉમર વર્ષ ૬૦) એવન પોતાના બાપને મલેલાં ઇનામી ગામ મહોલ તથા મરોલનો વહીવટ ચલાવતા હતા. અને જાતે ઘણા બાહોશ તથા અક્કલમંદ હતા. દીવેચાનું કુટુંબ મુંબઇ મધે આજ ૧૫૦) થી વધારે વર્ષનું વસેલું છે. એ કુટુંબના વડવા નાથાજી બહમનજી ઇ. સ. ૧૭૨૭ માં દીવ બંદરેથી અતરે આવ્યા હતા, અને વૈદાંનો ધંધો કરતા હતા. મુંબઇ મધે તે વેળાએ પારસીઓ વચે એ નાથા દીવેચા અને આશા વઇદ એ મુખીય હકીમો અથવા ડાકટરો ગણાતા હતા. નાથાજીના દીકરા પેસતનજી અતરે આવતાં વીલાયતી વાહણો તથા મનવારોનાં દુબાશનું કામ શેઠ દાદીભાઇ નશરવાંનજીની સહાયતા હેઠલ કરતા હતા. તેમના વડા દીકરા ફરાંમજી પેસતનજી દીવેચા તે આ મરનાર શેઠ રૂસતમજીના બાવા ઇ. સ. ૧૮૧૪ થી મુંબઇના ગવરનરોનાં ઘેર ખાતાંના તમામ વહીવટના વડા કારભારી હતા. આ ઓધો મુંબઇ આવતા દરેક ગવરનરના મનપતીજ રીતે તથા સરકાર તરફ નીમકહલાલી અને કરકસરથી બજાવવાના બદલામાં નામદાર ગવરનર સર જાન માલ કમની સરકારે ઇંગ્લાંડથી કોરટ ઓફ ડાએરેકટરસની પરવાનગી મંગાવી તારીખ ૩૦ મી નવેમ્બર ૧૮૩૦ ને દીને તેવણને છારસી તરફ આવેલાં માવલ અને મરોલી નામનાં બે ગામો વંશપરંપરા ઇનામમાં આપ્યાં હતાં. મજકુર ફરાંમજીનાં ઇ. સ. ૧૮૪૫ માં મરણ બાદ એ ગામો મરનાર શેઠ રૂસતમજીનાં હસ્તક આવ્યાં હતાં, અને એવને પોતાની જાતી મેહનત, ખંત, અને ચોકસાઇથી તેમાં ઘણોક સુધારો કરી ઉપજ વધારી હતી, તથા તે તરફ કીનારો આવેલો હોવાથી મીઠાંના અગરો બાંધી તે જીનશનો મોટો વેપાર પોતાના મરણ સુધી ચલાવતા હતા.[2]

તા૦ ૧૧ મી અકટોબર.

આજ દીને મરહુમ શેઠ રૂસતમજી ફરાંમજી દીવેચાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા બેશીઓએ મલી રૂ. ૧૧૨૬) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૧૧ મી અકટોબર

રોજ ૨૩ માહ ૧( શે૦) ૧૨૫૦ ય૦

મરણ—એ. ફરાંમજી મીનોચેહરજી દસ્તુર જામાં-૨૫ આશાના બી. એ.—ઉમર વર્ષ ૩૩. મુંબઇની યુનીવરસીટીમાંથી સફેદ પાઘડીવાળા અથોરનાન અને તેખી દસ્તુરના ખાનદાનના તરીકે એવણે બી. એ. ની પદવી મેલવી હતી. અને સર જમશેદજી મદરેસામાં એક શીશય તથા શીક્ષક તરીકે દાખલ થયા હતા. અવસ્તા પેહેલવીનું એવનનું જ્ઞાન ઉંચા પ્રકારનું હતું. ઝંદ શીક્ષક તથા બીજી એકુ બે ચોપડીઓ એવણે રચી પ્રગટ કરી હતી.

તા૦ ૧૨ મી અકટોબર.

રોજ ૨૪ માહ ૧ (શે.) ૧૨૫૦ ય૦

આજ દીને મરહુમ શેઠ નવરોજજી હોરમજજી ભરૂચા મોવડાંવાલાનાં ઉઠમણામાં તેમના દીકરા શેઠ પેસતનજી નવરોજજી મોવડાંવાલાએ રૂ. ૩૦૦૦) તથા બીજાં બેશીઓએ રૂ. ૩૫૦) મલી રૂ. ૩૩૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૧૬ મી અકટોબર.

રોજ ૨૮ માહ ૧ (શે.) ૧૨૫૦ ય૦.

આજ દીને બીલીમોરા મધે મરહુમ શેઠ દાદાભાઇ હોરમજજી રતનજી તાતાનાં ઉઠમણાંમાં તેમની પુંજીમાંથી રૂ. ૩૫૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

તા૦ ૨૧ મી અકટોબર.

મરહુમ શેઠો વીકાજી અને પેશતનજી મેહરજીએ પોતાના ચાલતા વખતમાં બીસાર જીલ્લામાં કેટલેક ઠેકાણે ધર્મશાલાઓ બંધાવી હતી, તેમાંની આકોલાવાલી ધર્મશાલા ઘણી બીશમાર હાલતમાં આવી પડવાથી એ ખાન-

૧ "જરથોસ્તી ધર્મબોધ પાઠમાળા, પેહલી ચોપડી, શરૂઆતના અવસ્તા તથા જરથોસ્તી ધર્મનોબોધ. બાળકોને નવજોતને માટે તૈયાર કરવા સારૂં. બનાવનાર ફરાંમજી મીનોચેહરજી દસ્તુર જામાસ્પઆશાજીના બી. એ. સર જમશેદજી જીજીભાઇ જરથોશ્તી મદરેશાના ઝંદ અને પેહેલવી ભાષાનો વિદ્યારથી અને એજ મદરેસાનો પ્રોફેસર શીક્ષક, મુંબઇ સમાચાર છાપખાનામાં માલેકજી બરજોરજી મીનોચેહર હોમજીનાએ છાપ્યું છે. સને ૧૨૪૯ યઅઝદજરદી—સને ૧૮૮૦ ઇસવી"

૨ મરહુમ શેઠ અરદેશર, તથા શેઠ પેસતનજી અને જહાંગીરજી રૂસતમજી દીવેચાના બાવા.

૧ જામે જમશેદ, તા૦ ૧૮ મી અકટોબર ૧૮૮૦.

૨ જામે જમશેદ, તા૦ ૧૮ મી અકટોબર ૧૮૮૦.

૩ ગુજરાત મિત્ર, તા૦ ૨૪ મી અકટોબર ૧૮૮૦.

દાંનના નમીરાઓની રજામંદીથી બે જુની ધર્મશાલાઓનો કાટ વેચી તથા બીજું ઉમેરાણું કરી એક નવી ધર્મશાલા એ ઠેકાણેના આસીસ્ટંટ કમીશનર દસ્તુર બહમનજી જામાસપજી જામાસપઆશાના, સી. આઇ. ઇ. એ બંધાવી ચોકસ સરતોથી ત્યાંની મ્યુનીસીપાલીટીને હસ્તક આપી હતી. એ ધર્મશાલામાં બીરારના વકીલોએ એક કુવો બંધાવી આપ્યો હતો.[1]

---

તા૦ ૨૧ મી અકટોબર.

સરજયન કુંદરજી કાવરાજી વઇદને નામદાર સરકારે ભરૂચના કામચલાઉ સીવીલ સરજયન નેમ્યા હતા.[2]

---

તા૦ ૨૮ મી અકટોબર.

શેઠ મેહરજીભાઇ કુંવરજી તારાપોરવાલાને નામદાર સરકારે ૧૮૭૯ ના "દખણુ એગ્રીકલચરીસ્ટસ રીલીફ આકટ" ની રૂહે સેતારા-જીલ્લાનાં તાસગામના "કોનસીલીએટર" નેમ્યા હતા.[3]

---

તા૦ ૩ જી નવેમબર.

શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ "નંદ બતરીસી" નામનો એક નાટક રચી બાહેર પાડયો હતો

---

તા૦ ૪ થી નવેમબર.

રોજ ૧૭ માહ ૨ (શે.) ૧૨૫૦ ય૦.

કલીઆંણી ગામ મધે ઇ. સ. ૧૭૮૮ માં મુંબઇવાલા મરહુમ શેઠ એદલજી બેહરાંમજી મોદીએ બંધાવેલી દાદગાહની દરેમેહર ઘણી પુરાતમ થવાથી તે ત્યાંવાલા શેઠો ભીખાજી જીજીભાઇ શેઠના, ડોશાભાઇ હોરમજજી ભીમડીવાલા, ફરદુનજી મેહરવાનજી સરાફ અને હોરમજજી માણેકજી ભીમડીવાલાએ પોતાને ખરચે ઘટતો ફેરફાર કરાવી તેમાં આજ દીને આતશ આદરાંન પરદાવ્યા હતા. જશનની ક્રિયા ત્યાંવાલા દસ્તુર રૂસતમજી બેહરાંમજી સંજાણાના વડા દીકરા એ૦ દારાબજી રૂસતમજી સંજાણાએ કીધી હતી. જે પુરી થયા બાદ શેઠ ડોશાભાઇ હોરમજજી ભીમડીવાલાએ એક અંજુમન પત્ર વાંચી સંભલાવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ દરેમેહરમાં કાઠી, સુખડ, તેલ, બોએ દેવાના તથા બીજા ચાલુ ખરચોને માટે ઉપલા ચાર સાહેબોએ રૂ. ૭૦૦૦) એલાહેદા કાઢયા છે. એ પછી કલીઆંણીવાલા દસ્તુર રૂસતમજી બેહરાંમજી સંજાણા, મુંબઇવાલા દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાના, થાંણાવાલા દસ્તુર ખુરશેદજી મીનોચેહરજી પંથકી, તથા એ૦ દારાબજી રૂસતમજી સંજાણા તેમજ એ દરેમેહર સમારનાર મીસ્ત્રી શેઠ પાલણજીને એકેકી શેઆલ હોરાડી માંન આપ્યું હતું. એ બાદ આદરાંન પરદાવનાર સાહેબો તરફથી નેઆતનું જમન કરવામાં આવ્યું હતું. તેની ચાશની કરી સર્વ લોક વદાય થયું હતું.[1]

---

તા૦ ૪ થી નવેમબર.

સુરતના સબારડીનેટ જડજ શેઠ બરજોરજી એદલજી મોદી, એમ. એ; એલ. એલ. બી. ને નામદાર સરકારે રૂ. ૫૦) સુધીના દાવાના મુકદમાઓ ચુકવવાની સમાલ કાઝ કોરટના જડજની સત્તા આપી હતી.[2]

---

તા૦ ૧૫ મી નવેમબર.

રોજ ૨૮ માહ ૨ (શે.) ૧૨૫૦ ય૦.

મરણ—હોરમજજી ફરાંમજી ચીનાઇ—ઉમર વર્ષ ૭૬). એવંન ૧૮૩૦ ના શાલથી ચીન ખાતે વેપાર તથા આડતના કામ કરતા હતા. અને ૧૮૪૪ માં મુંબઇ મધે આવી અહીંઆં પણ એક વેપારી પેહડી સ્થાપી હતી. નામા તથા હીસાબ કીતાબના કામમાં એઓ ઘણા ખબરદાર હતા; અને હુંડીયામનના કોઠા તથા બે ત્રણ ગણિતને લગતાં પુસ્તકો એવંને બાહેર પાડયાં હતાં. જરથોસ્તી મજહબને લગતી બાબતો વીશે જાણવાનો તથા તકરાર કરવાનો એવણને ઘણો માહવરો હતો.

---

તા૦ ૧૮ મી નવેમબર.

વીરમગામના મામલતદાર શેઠ અરદેશર જમશેદજી દસ્તુર કામદીનનાએ નામદાર સરકારના હોકમથી "કછ મોરબી બાઉંડરી કમીશન" ના કછ તરફના એક મેમબર તરીકે ૧૮૭૯ તથા ૧૮૮૦ માં મલી ૧૪ માસ કામ ચલાવીયું હતું.

સરજયન ફરામજી રતનજી દીવેચાને નામદાર સરકારે રાજકોટના કામચલાઉ સીવીલ સરજયન નેમ્યા હતા.

---

૧ જામે જમશેદ, તા૦ ૨૫ મી અકટોબર ૧૮૮૦.
૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૧ મી અકટોબર ૧૮૮૦
૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૮ મી અકટોબર ૧૮૮૦.

૧ જામે જમશેદ, તા૦ ૧૦ મી નવેમબર ૧૮૮૦
૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૪ થી નવેમબર ૧૮૮૦

અમદાવાદના કલેકટરના હેડ કલાર્ક શેઠ દાદાભાઈ દીનશાહ કરાકાને નામદાર સરકારે સુરતના કામ ચલાઉ હજુર ડેપ્યુટી કલેકટર નેમ્યા હતા. [1]

---

તા૦ ૧૮ મી નવેમબર.

રોજ ૧ માહ ૪ (ક૦) ૧૨૫૦ ય૦.

મરણ—નવરોજજી માણેકજી લશકરી, ભાંડુપ-વાલા-ઉમર વર્ષ ૮૦).

એવન લશકરી ખાનદાનના હતા, પણ ભાંડુપના એસ્ટેટના ૧૮૩૦ થી કારભારી હોવાથી ભાંડુપવાલાની અટકથી ઓળખાતા હતા. ભાંડુપના એસટેટનો કારભાર એઓએ ઘણી ચાલાકીથી તથા ફાયદાકારક અને મોટા નફામાં ચલાવયો હતો, અને પોતે પણ પાંચ પઈસે સુખી થયા હતા. એવણ ઘણાજ દીનદાર તથા પોતાના ધરમ ઉપર ચુસ્ત હતા. થાણા અને ભાંડુપ વચે ૧૮૫૩ થી આગગાડી થયા છતા પણ એવણ ભાંડુપથી થાણાના આદરીઆનમાં દર હમદારે પાલખીમાં બેસી ભણવા જતા હતા. એ સીવાય ઘણીક જાહોજલાલી ભોગવી હતી. પાછલા વખતમાં બીચારાનું બધું નાણું કેયે જતું રહયું હતું. અને ઘણી ગરીબ અવસ્થામાં આવવાથી તથા પેટે પુઠે કાંઈ સંતાન ન હોવાથી બીચારાને ચોપાટીની આંધલાં પાંગલાંઓની ધરમશાલામાં રાખ્યા હતા. જયાં થોડાક માસમાં મરણ નીપજયું હતું. 'વખતનાં ફરતાં ચકકર તજે માણસની મતી અને ગતીમાં કેટલો ફેર પડી જાય છે ?' [2]

---

તા૦ ૨૦ મી નવેમબર.

શેઠ નશરવાંનજી હીરજીભાઈ પટેલે "દ્રવ્ય તથા રૂપાંના મુલની ન્યુનતા" વિષે ગ્નાન પ્રસારક મંડલી આગળ કીધેલાં ભાષાનો છપાવી પ્રગટ કીધાં હતાં. [3]

---

તા૦ ૨૫ મી નવેમબર.

સુરતના કામ ચલાઉ હજુર ડેપ્યુટી કલેકટર શેઠ દાદાભાઈ દીનશાહ કરાકાને નામદાર સરકારે તે જીલ્લાના બીજા વર્ગના માજીસ્ટ્રેટની સતા આપી હતી[1]

---

તા૦ ૨૫ મી નવેમબર.

રોજ ૮ માહ ૩ (શે૦) ૧૨૫૦ ય૦

આજ દીને મઉ મધે મરહુમ બાઈ રતનબાઈ તે શેઠ એદલજી કુંવરજી બાટલીવાલાનાં વહુ તથા મરહુમ શેઠ મેહરવાંનજી કુંવરજી બાટલીવાલાનાં બેટીના ઉઠમણાંમાં તેમના વડીલ શેઠ નશરવાનજી કુંવરજી બાટલીવાલાએ મઉ મધે એક નવું નશાખાંનું બંધાવી આપવાની તંદરોસ્તી પઢાવી હતી.[2]

એ નશાખાનું કાંઈ વરવાંધાને શબબે મજકુર ઘણી બંધાવા નથી પામ્યા. પણ પછી લાંબે વખતે એક નશાખાનું મરહુમ ખાનબાહદુર નવરોજજી માણેકજી ખોરીએ મઉ ખાતે બંધાવ્યું છે.

---

તા૦ ૨૯ મી નવેમબર.

રોજ ૧૨ માહ ૩ (શે૦) ૧૨૫૦ ય૦

મરણ—શાપુરજી દાદાભાઈ બાંમજી ઉમર વર્ષ ૨૮ એવણે ૧૮૭૭ માં મુંબઈની યુનીવરસીટીની એલ. સી. ઈ. ની પરીક્ષા પસાર કીધી હતી અને ટુંક મુદતમાં મરણ પામયા હતા.

---

તા૦ ૨ જી ડીજેમબર.

મુંબઈની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના એક ડેલીગેટ શેઠ મનચેરજી હોરમજજી કામાજીએ ઓહ્દો છોડવાથી નામદાર સરકારે તે જગોએ શેઠ શેરાબજી ફરામજી પટેલને નેમ્યા હતા.[3]

---

તા૦ ૫ મી ડીજેમબર.

સુરતવાલા મંચેરજી જમશેદજીએ "એશકી બાનુ તથા એશકી ધણીનો ગરબો," ભાગ પેહેલો, રચી પ્રગટ કીધો હતો.

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૮ મી નવેમબર ૧૮૮૦.

૨ એવનનાં બાપ માણેકજી કલકતામાં શેઠ "દોરાબજી બંગાલી બાનુ"ને તાંહ વેપાર ચલાવતા હતા. અને ત્યાંજ ગુજર્યા હતા. એવનના બપાવા બેહરામજી ટીપુ સુલતાનના બાપ હૈદરઅલી સાથની બીજી વારની લડાઈમાં કોમીસરીયત સંગાતે હાજર હતા, જે પરથી તેવણને લશકરીની અટક મલી હતી.

૩ "દ્રવ્ય તથા રૂપાના મૂલની ન્યૂનતા વિષેના ભાષણ: ["ગ્નાન પ્રસારક મંડળી" આગલ કીધેલા:] ઈગ્રેજીમાં અગલના ખોલાસા સાથે. કર્તા નશરવાંનજી હીરજીભાઈ પટેલ. મુંબઈ; કયસરે હિંદ છાપખાનામાં ફરામજી ભીમજીભાઈ પ્રિંટરે છાપ્યું છે. ૧૮૮૦."

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૫મી નવેમબર ૧૮૮૦.

૨ જામે જમશેદ, તા૦ ૨ જી ડીજેમબર ૧૮૮૦.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨ જી ડીજેમબર ૧૮૮૦.

તા૦ ૯ મી ડીજેમબર.

શેઠ શેરાબજી શાપુરજી બંગાલીને નામદાર સરકારે આવતાં ઈ. સ. ૧૮૮૧ નાં શાલના મુંબઈના શેરીફ તરીકે નેમ્યા હતા.[1]

---

તા૦ ૧૦ મી ડીજેમબર.

રોજ ૨૨ માહ ૩ (શે.) ૧૨૪૯ ય૦

**મરણ**—શેરાબજી ફરામજી કરાકા[2] ઉમર વર્ષ ૫૬) એવને ૧૮૪૧ માં અતરેની એલફીનસટન ઈનસ્ટીટયુશન માંથી કલેર સ્કોલરની પદવી મેલવી હતી, અને ૧૮૪૩ થી ઘણાં વરસ ચીનમાં ગુજારયાં હતાં. પાછલથી મુંબઈ ની મ્યુનીસીપાલીટીમાં એક સારા ઓધા ઉપર રહયા હતા.

---

તા૦ ૧૬ મી ડીજેમબર.

શેઠ ફીરોજ હોશંગ દસતુર જામાસ્પઆશાના, એમ. એ. ને નામદાર સરકારે ધારવાડના કામચલાઉ હજુરે ડેપ્યુટી કલેકટર, અને અમદાવાદ ખાસ ઓધ્ધા પર ગયલા શેઠ એદલજી ડોસાભાઈ કોઠાવાલાને પાછા પોતાના ખેડાના ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટરના ઓહ્દા પર નેમ્યા હતા.[3]

---

તા૦ ૧૮ મી ડીજેમબર.

"ફ્રેત કેલકયુલેટર" નામે વેપારીઓ અને શરાફોને ઉપયોગી કોઠાની ચોપડી ઈંગ્રેજી ભાષામાં રચેલી શેઠ માણેકજી કાવસજી તાડીવાળા તે મેસરસ મેકીનન, મેકેનઝી એંડ કંપનીના શરાફે, પ્રગટ કરી હતી.

---

તા૦ ૨૯ મી ડીજેમબર.

નિશાળીઆઓને ઉપયોગી થઈ પડે તેવી ગુજરાતી કોષ્ટકની ચોપડી સુરતવાળા મંચેરજી જમશેદજીએ પ્રગટ કીધી હતી.

---

મુંબઈનાં મ્યુનીસીપાલ કારપોરેશનનાં આવતાં બે-સાલોને માટે કર ભરનારાઓ તરફના ૩૨) અધિકારીઓની ચુંટણી ગઈ તા૦ ૨૨ મી નવેમબરને દીને થઈ હતી, જે વેળા ૨ ઈંગ્રેજ, ૧૨ હિંદુ, ૪ મુસલમાન, ૧ પોરટુગીજ અને નીચલા ૧૩ પારસીઓ કારપોરેટરો તરીકે ચુંટાયા હતાઃ—

વારડ ૧; શેઠો હોરમજજી નવરોજજી સાકલાતવાળા, હીરજીભાઈ અરદેશર દાદીશેઠ. વારડ-૨; શેઠો હોરમજજી દાદાભાઈ પલીડર, બહમનજી પેશતનજી માસટર વારડ ૩; શેઠો નવરોજજી ફરદુનજી, ડાકટર કાવશજી હોરમજજી, નવરોજજી બેહરામજી સંતોક. વારડ ૪; ખાંનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંન. વારડ ૬; શેઠ જમશેદજી પાલણજી કાપડીઆ. વારડ ૭; શેઠ જાંહગીરજી ડોસાભાઈ ફરામજી. વારડ ૮; શેઠો મનચેરજી નવરોજજી બનાજી, બેહરાંમજી નશરવાંનજી સીરવાઈ. વારડ ૯; શેઠ નાનાભાઈ બેહરામજી જીજીભાઈ.

એજ મુજબ સુલેહના અમલદારો તરફના ૧૬ અધિકારીઓની ચુંટણી તા૦ ૬ થી ડીજેમબરને દીને થઈ હતી, જે વેળાએ ૧૦ ઈંગ્રેજ, ૧ હિંદુ, ૧ મુસલમાન, અને નીચલા ૪ પારસીઓ, કારપોરેટરો તરીકે ચુંટી કઢાયા હતાઃ—

શેઠો ડોશાભાઈ ફરામજી કરાકા, સી. એસ. આઈ; ખાંનબાહદુર બેહરામજી દાદાભાઈ રેજીસ્ટ્રાર, હોમજી ખરશેદજી દાદીશેઠ, પીરોજશાહ મેહરવાંનજી મેહતા, એમ. એ.

વળી સરકાર તરફના ૧૬ અધિકારીઓ તા૦ ૧૯ મી ડીજેમબરને દીને નેમાયા હતા, જે મધે ૧૩ ઈંગ્રેજ, ૨ હિંદુ અને ૧ પારસી—હાનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, હતા.

---

નવસારી મધે દસ્તુરવાડને નાકે બાઈ વીરબાઈજી તે શેઠ શેરાબજી કાવશજી તાતાનાં ધણીઆંનીએ એક કુવો બંધાવી ખુલ્લો મુકયો હતો.[1]

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.

"આએ કુવો શવંત ૧૯૩૬ ના તથા સને ૧૨૪૯ યજદજરદીના શાલમાં બાઈ વીરબાઈજી તે આ૦ શેરાબજી કાવશજી તાતાનાં ધણીઆંનીએ પોતાના પઈસાથી બનધાવ્યો છે."

---

જેમસ ડામેસ્તેતરે જંદ અવસ્તા અને વંદીદાદના પેહલા ભાગનો તરજુમો[2] અને પ્રોફેસર ઈ. ડબલ્યુ. વેસ્તે બુનદેહશ, બહમન યસ્ત અને શાએસ લા શાએશની

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૯ મી ડીજેમ્બર ૧૮૮૦.

૨ શેઠ ડોસાભાઈ ફરાંમજી કરાકાના વડા ભાઈ.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૬ મી ડીજેમબર ૧૮૮૦.

૧ એ કુવા પર નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

2 "The Zend-Avesta, Part I. The Vendidad. Translated by James Darmesteter. Oxford; at the Clarendon Press. 1880."

પેહલવીકેતાબના તરજુમા છપાવ્યા હતા.[1]

સુરતવાલા શેઠ શેરાબશાહ બેહરામજી ડાકટરે ફારસી ઇંગ્રેજીની એક ડીક્ષનરી રચી બાહેર પાડી હતી. એ કેતાબ મુંબઇના ગવરનર સર રીચરડ ટેમપલને અર્પણ કીધી હતી.[2]

શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ ડા૦ સ્પીંગલની જરમન ભાષામાં પ્રગટ થયલી ચોપડી "અવસ્તા અને જેનીસીસ" નો તરજુમો કરી પ્રગટ કીધી હતી[3]

નામીચા વિદ્વાન ડાકટર ફ્રેડરીક સ્પીગલે કુરૂસ પાદશાહની કોમ (nationality) વિષે જરમન ભાષામાં એક નિબંધ રચી પ્રગટ કીધો હતો.[4]

પ્રોફેસર હુલેવીએ નેબુનેઝરનાં રાજ વિષે ખીલા રોકી તખ્તીઓ અને કુરૂસ પાદશાહે બાબીલોન લીધું તે વિષે ફ્રેંચ ભાષામાં એક ચોપાનયું પ્રગટ કીધું હતું.[5]

એજ વિદવાંને કુરૂસ અને યાહુદીઓ બાબીલોનથી પાછા પોતાને દેશ ફર્યા તે બાબે ફ્રેંચમાં એક પુસ્તક પ્રગટ કીધું હતું.[6]

પ્રોફેસર જે ચુલસહાઉસન નામના જરમન વિદ્વાને આશકાનીઆંન લોકોનાં રાજ્ય વિષેના કેટલાક ફકરાઓ,[7] રચી પ્રગટ કીધા હતા.

શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ આતમાની અમરગી અને કયામત વિષેના ધર્મની, અને યાહુદીઓનાં વિચારો બાબેના ડબલ્યુ. આર. આલગરનાં "ભવીષની જીંદગી"નાં પુસ્તક માહેલાં થોડાક ઉતારાઓ રચી પ્રગટ કીધા હતા.[1]

મરહુમ શેઠ શેરાબજી શાપુરજી બંગાલીએ પોતાને હાથે થયલાં જુદાં જુદાં લખાનોનો સંગ્રહ કરી તે બે દફતરમાં છપાવી બાહેર પાડયો હતો.[2]

એ. કાવસજી એદલજી કાંગાએ "ખોરદેહ અવસ્તા, તેની ગુજરાતી માએની અને શરેહ" સાથે રચી તેનું પુસ્તક પ્રગટ કીધું હતું.[3]

તા૦ ૩૧ મી ડીસેમબર.

આએ વર્ષમાં ધયાને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૮૦ સુધીમાં મુંબઇના પારસીઓમાં ૧૪૧૧ જનમ—નોંધાયાં હતાં.

એજ વર્ષમા મુંબઇ મધે પારસીઓમાં ૨૮૧ જોડાંનાં લગન તથા ૨૦ જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

1 "Pahlavi Texts. Translated by E. W. West. Part I. The Bundahis, Bahman yast, and Shâyast Lâ-shayast. Oxford; at the Clarendon Press. 1880."

2 "The Students Persian and English Dictionary, by Sorabshaw Byramji Doctor. Surat: Printed at the Irish Presbyterian Mission Press. 1880."

3 "Avesta and the Genesis; or, the Relations of the Iranians to the Semites. Translated from the German of *Dr. Fr. Spiegel*. By K. R. Cama. Bombay: Times of India Steam Press. 1880."

4 "Friedrich Spiegel. Uber die Nationalitat des Cyrus. Ausland 1880"

5 "Halevy, Sur deux inscriptions cuneiformes sur le règne de Nabonid et la prise de Babylon par Cyrus. Compte rendu de lacadimie des Inscriptions et Belles Lettres 1880."

6 "L. Halevy, Cyrus et le Retour de l'Exil. Academie des Inscriptions et Belles Lettres, Seance de 25, Juin 1880."

7 "J. Olshausen, Z. Erlauter. eniger Nachrichten über das Reich der Arsakiden. Monatsberichte der Berl. Akad. der Wissenschaft. 1880."

1 "The Persian and Jewish Doctrines of the resurrection and the immortality of the soul. Stray passages from W. R. Alger's Critical History of the Doctrine of Future Life. Extracted by K. R. Cama. Bombay: Fort Printing Press. 1880." 1

૨ "ચુંટી કાહાડેલાં લખાણો. એના બનાવનાર શેરાબજી શાપુરજી બંગાલીની કલમથી જુદી જુદી વેલાએ લખાએલી બાબદો મધેથી, બે દફતરોમાં. દફતર ૧ લું. મુંબઇ. દફતર આશકારા છાપખાના મધે, રૂસતમજી નવરોજજી ખંબાતાએ છાપયું છે. સન ૧૮૮૦ ઇસવી.

ચુંટી કાહાડેલાં લખાણો એના બનાવનાર શેરાબજી શાપુરજી બંગાલીની કલમથી જુદી જુદી વેલાએ લખાએલી બાબદો મધેથી, બે દફતરોમાં, દફતર ૨ જું, મુંબઇ દફતર આશકારા છાપખાના મધે, રૂસતમજી નવરોજજી ખંબાતાએ છાપયું છે. સન ૧૮૮૦ ઇસવી."

૩ "ખોરદેહ અવસ્તા. અશેમ, યથા, પાંચ નીઆએશ, પાંચ ગેહ, દોઆનામ દુશમન, દોઆ નામ સેતાએશને, પતેત પશેમાની, બધી નીરંગો, બાજે તથા નમસકારો તથા સાત યશ્ત, બા માએની તથા શરેહ. બનાવનાર કાવસજી એદલજી કાંગા, તમામ વંદીદાદનો અસલ અવસ્તા ઉપરથી ફરદંગ સાથનો તરજુમો કરનાર, મુલ્લાં ફીરોજ મદરેસાના વડા શિક્ષક. મુંબઇ. 'નિર્ણય સાગર' છાપખાનામાં છાપ્યું છે. સને ૧૨૪૮ યઝદજરદી. સને ૧૮૮૦ ઇસવી."

| | નર | નારી | જુમલે. |
|---|---|---|---|
| લગન—૬ થી ૧૦ વર્ષના... | ૨ | ૨૩ | ૨૫ |
| ૧૧ થી ૧૫ વર્ષના... | ૨૮ | ૧૧૫ | ૧૪૩ |
| ૧૬ થી ૨૦ વર્ષનાં... | ૮૧ | ૧૨૧ | ૨૦૨ |
| ૨૧ થી ૨૫ વર્ષનાં... | ૯૬ | ૨૫ | ૧૨૧ |
| ૨૬ થી ૩૦ વર્ષનાં... | ૫૨ | ૬ | ૫૮ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં... | ૨૦ | ૧ | ૨૧ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં... | ૪ | ૦ | ૪ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં... | ૬ | ૦ | ૬ |
| ૪૬ થી ૫૦ વર્ષનાં... | ૨ | ૦ | ૨ |
| | ૨૯૧ | ૨૯૧ | ૫૮૨ |
| વગરનાં—૧૬ થી ૨૦ વર્ષનાં... | ૦ | ૧ | ૧ |
| ૨૧ થી ૨૫ વર્ષનાં... | ૨ | ૧૧ | ૧૩ |
| ૨૬ થી ૩૦ વર્ષનાં... | ૧ | ૪ | ૫ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં... | ૫ | ૩ | ૮ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં... | ૩ | ૧ | ૪ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં... | ૪ | ૦ | ૪ |
| ૪૬ થી ૫૦ વર્ષનાં... | ૩ | ૦ | ૩ |
| ૫૦ થી ૬૦ વષનાં... | ૨[1] | ૦ | ૨ |
| | ૨૦ | ૨૦ | ૪૦ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબ ની વીગતે ૧૦૦૩ મરણ નીપજયાં હતાં. એમાં ૧૧૫ અધુરે જનમેલાં બાળકો હતાં:—

| | નર | નારી | જુમલે |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં | ૭૩ | ૪૨ | ૧૧૫ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં | ૪૦ | ૪૨ | ૮૨. |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં | ૭૦ | ૫૪ | ૧૨૪. |
| ૧ થી ૫ વર્ષનાં | ૯૫ | ૧૧૯ | ૨૧૪. |
| ૬ થી ૧૨ વર્ષનાં | ૧૯ | ૧૫ | ૩૪. |
| ૧૨ થી ૨૦ વર્ષનાં | ૧૨ | ૨૦ | ૩૨. |
| ૨૧ થી ૩૦ વર્ષનાં | ૧૯ | ૩૦ | ૪૯. |
| ૩૧ થી ૪૦ વર્ષનાં | ૨૪ | ૩૨ | ૫૬. |
| ૪૧ થી ૫૦ વર્ષનાં | ૨૭ | ૨૨ | ૪૯. |
| ૫૧ થી ૬૦ વર્ષનાં | ૩૭ | ૩૦ | ૬૭. |
| ૬૧ થી ૭૦ વર્ષનાં | ૪૬ | ૪૭ | ૯૩. |
| ૭૧ થી ૮૦ વર્ષનાં | ૨૧ | ૩૫ | ૫૬. |
| ૮૧ થી ૯૦ વર્ષનાં | ૯ | ૧૫ | ૨૪. |
| ૯૦ ઉપરના | ૨ | ૬ | ૮. |
| | ૪૯૪ | ૫૦૯ | ૧,૦૦૩ |

[1] આ એક ૫૮ વર્ષના, અને બીજા ૬૬ વર્ષના નર હતા

એ ૧૦૦૩ મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા | ૧ | ચોપાતી | ૧૮ |
| કોટ | ૩૪૬ | વાલકેશ્વર | ૪૩ |
| મારકીટ | ૮૪ | માહલક્ષમી | ૫ |
| ચકલા | ૨૮ | મજગામ | ૨૮ |
| ઉમરખાડી | ૪ | તારવાડી | ૫ |
| ડુંગરી | ૧ | કામાટીપુરા | ૧૦ |
| ધોબીતળાવ | ૧૪૦ | ભાયખલા | ૧ |
| ફનસવાડી | ૨૫ | પરેલ | ૧૩ |
| ભુલેશ્વર | ૧૭ | સીમ | ૨ |
| ખારાતલાવ | ૨૨ | માહીમ | ૪ |
| કુંભારવાડા | ૧૧ | વરલી | ૧ |
| ખેતવાડી | ૮૬ | ઘેરબાર વગરનાં | ૫ |
| ગીરગામ | ૩ | | |
| | | | ૧૦૦૩ |

એ ૧૦૦૩ મરણ નીચલાં કારણોથી નીપજયાં હતાં:—

| | |
|---|---|
| તાવ | ૨૧૪ |
| ગ્નાન તંતુને લગતાં દરદો | ૧૧૦ |
| ફેફસાંને લગતાં દરદો | ૭૯ |
| લોહી વીકારને લગતાં દરદો... | ૨૫ |
| જલંદર | ૧૬ |
| શીતલા... | ૯ |
| ગોવરૂ | ૬૧ |
| કોલેરા | ૧ |
| રગતપીત... | ૨ |
| મરડો...... | ૫૪ |
| પેટ | ૬૩ |
| પીશાબને લગતાં દરદો | ૮ |
| છુપા ભાગને લગતાં દરદો | ૧૩ |
| ચામડીને લગતાં દરદો | ૭ |
| હાલચાલ તથા તંતુને લગતાં દરદો | ૫ |
| તરતનાં જનમેલાં... | ૧૧૫ |
| જઇફી તથા નાકવતી | ૧૧૧ |
| નહી જણાવલાં કારણોથી | ૩ |
| બીજાં દરદો | ૯૦ |
| (૪ તાવને લગતાં) | |
| (૮૬ છાતીને લગતાં તથા પાચન શકતીને લગતાં) | |
| આપઘાત અને અકસમાત ... | ૧૭ |
| (૨ ઝેર ખાઇને.) | |
| (૯ ડુબી જઇને) | |
| (૬ ઇજા થવાથી.) | |
| | ૧૦૦૩ |

વળી એજ વર્ષમાં મુંબઇ મધે ૭૬ પારસીઓએ નાદાર દેવાદારની કોરટનો આશરો મેલવવાને અરજી કીધી હતી. જેમાં ૬ ઓરતો પણ હતી.

# સાંકળીઉં.

## આ પુસ્તકમાં આવેલાં પારસી નામોનું.

[ નીચલાં સાંકળીઆમાં જે આંકડાઓ ઉપર જીનાં નંબર આપેલાં છે તેટલીવાર તે સફ્ફામાં તે ધણીને લગતી બાબદ જોવી.

જે આંકડાઓ કાળા ટાઇપે મુકેલા છે તે સફ્ફામાં તે ધણીનું મરણ છપાયલું જાણવું.]

સફે.



સફે.

## ત

સફે.

# સાંકળીયું.

## આ પુસ્તકમાં આવેલી બાબદોનું.

ખુનો, પારસીઓનાં થયલાં:—



ખેતાબો, પારસીઓને મલેલા—

પૂલો, પારસીઓએ બંધાવેલા—



પુસ્તકો, પારસીઓના બનાવેલાં છપાયલાં—

ઇંગ્રેજી.

## ઇંગ્રેજી–ગુજરાતી.



## ગુજરાતી.

## જંદ તથા પહેલવી.

### જરમન.

## રાજવંશીઓ સાથેનો સંબંધ—



## રેલ,

# મરહુમ ખાનબાહદુર બહમનજી બેહરામજી પટેલનાં મરણ માટેની જાહેર નોધો.

[જામે જમશેદ, બેસપતવાર, તા૦ ૧૦ મી સપટેમ્બર ૧૯૦૮.]

## ખા૦ બા૦ બહમનજી પટેલનું મરણ.

જણાવવાને ભારે ખેદ ઉપજે છે કે મુંબઇના પ્રખ્યાત પારસી તવારીખનવેશ અને જાણીતા લેખક ખા૦બા૦ બહમનજી બેહરામજી પટેલ કેટલાક દીવસની માંદગી ભોગવી ૫૯ વરસની વયે ગઇ કાલે બપોરના બેહેસતનશીન થયા છે.

શેઠ બહમનજીનો જનમ તારીખ ૨૮ મી ડીસેમ્બર ૧૮૪૯ ના દીવસે મુંબઈ મધે થયો હતો. એવણ મુંબઇના પારસીઓના સરવથી જુનામાં જુનાં ખાનદાનના એક નબીરા હતા. એવણના મુળ વડીલ શેઠ દોરાબજી નાનાભાઇ પહેલવહેલાં સુરતની પાસેના સુમાલી ગામમાંથી ઇ૦ સ૦ ૧૬૪૦ માં મુંબઇ આવી વસમા હતા, અને અત્રેની પોરટુગીઝ સરકારના વડા કારભારી હતા. ઇ૦ સ૦ ૧૬૬૨ માં મુબઇનો ટાપુ ઇંગ્રેજ સરકારને સતક થયો ત્યારે ઇંગ્રેજી સતાવાળાઓએ પણ તેવણને તેજ ઓધા ઉપર કાયમ રાખ્યા હતા.

શેઠ દોરાબજીના દીકરા રૂસતમ દોરાબે ઇ૦ સ૦ ૧૬૯૨ માં જંજીરાના યાકુતખાને મુંબઇ ઉપર હલ્લો કીધો તે વેળાએ કોળીઓ તથા માછીમારોનું એક શીબંદી લશકર ઉભું કરી તેની સરદારી પોતે લઇ તેમની સામે તોપો ફોડી બહાદુરીથી લડી તેમને ટાપુની બહાર હાંકી કાઢયા હતા: જે દેશહીતકારી નોકરીને માટે તેમને મુંબઇની પટેલાઇ ઇંગ્રેજ સરકારે આપી હતી. એ ઉપરાંત ઇ૦ સ૦ ૧૭૭૪ માં જ્યારે ઇંગ્રેજ સરકારે મરાઠા સરદાર રગુનાથરાવ દાદાસાહેબ પાસેથી થાણા અને વસાઇ લીધું તયારે તે જીલ્લાઓને લગતાં ગામોની પટેલાઇ રૂસતમ દોરાબના વડા દીકરાં કાવસજી રૂસતમજી પટેલને સોંપી હતી. કાવસજીએ પોતાના નાના ભાઇ દોરાબજી સાથે મળી થાણા ગામમાં ઘણાક પારસીઓને લાવી વસાવ્યા હતા, તથા તેમના ઉપયોગને માટે દોખમું, દરેમેહેર, નસાખાનું વગેરે ધરમના મકાનો બંધાવ્યાં હતાં. મુંબઇ મધે ખેતવાડીના રસ્તા ઉપર એવણે ઇ સ. ૧૭૭૬ માં એક મોટો તળાવ બંધાવ્યો હતો કે જે આજ લગણ "કાવસજી પટેલના તળાવ" નાં નામથી ઓળખાય છે, તેમજ અત્રેના કોટમાં "કાવસજી પટેલ સ્ત્રીટ" નાં નામે ઓળખાતો મોહોલો પણ એવણનાજ નામથી છે. એવણના એક દીકરા શેઠ રૂસતમજી કાવસજી પટેલે થાણાંમાં ઇ. સ૦ ૧૮૨૯ માં આદરાનની નવી દરેહમેહેર તથા ૧૮૪૩ માં નવું દોખમું બંધાવ્યું હતું. મુંબઇની પટેલાઇ એ પુરાતમ કુટુંબમાં ૧૬૫ વરસ સુધી રહી હતી.

ખાનબહાદુર બહમનજીએ પોતાની ઇંગ્રેજી કેળવણી અત્રેની સરકારી એલફીનસટન હાઇ સ્કુલમાં તથા ફારસી ભાશાની તાલીમ મુલ્લાંફીરોઝ મદરેસામાં લીધી હતી. પહેલવહેલું એવણે ઇ૦ સ૦ ૧૮૭૧ ના ફેબરવારી માસમાં 'જરથોસ્તી મોબેદોમાં પોતાના ધરમનો તાતપરીઅ સમજવાની ખામી" વીશે એક સખી જરથોસ્તી (મરહુમ શેઠ સોરાબજી શાપુરજી બંગાલી) એ આપેલા રૂ. ૫૦ નાં ઇનામનો રેસાલો લખી ઇનામ મેળવ્યું હતું અને તે રેસાલાનાં ચોપાનીઆં પણ શેઠ સોરાબજીના ખરચે છપાઇ પ્રગટ થયાં હતાં. વળી એજ સાલના યાને ૧૮૭૧ના મે માસમાં એવણે ફારસી શાહનામાના બનાવનાર નામીચા શાએર ફીરદોશી તુસીના જનમારાનું "અહેવાલે ફીરદોશી" નામે એક પુસતક ગુજરાતીમાં લખી પ્રગટ કીધું હતું. ૧૮૭૨ ના ડીસેમબર માસમાં એવણે એક બાપ પોતાની બેટી ઉપર પત્ર લખતો હોય તેવા આકારમાં "ઇરાનની મુખ્તેસર તવારીખ" નું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું અને તેની અતયાર સુધીમાં ચાર આવરૂતીઓ છપાઇ છે. એ પુસ્તક અત્રેની ખાનગી શાળાઓ—મુખ્ય કરી કનયાશાળાઓ—માં ઇરાનની તવારીખની એક અભીઆસ પોથી યાને "ટેક્ષટ બુક" તરીકે વપરાય છે.

ઇ૦ સ૦ ૧૮૭૮ ના અકટોબર માસમાં "પારસી પ્રકાશ" નું જાણીતું પુસતક કે જેથી એમનું નામ સદા યાદગાર રહી જશે ને પુસતકનો પેહલો ભાગ બાહેર પાડયો હતો. એ પુસતક રચવાનું કામ શેઠ બહમનજીએ ૧૮૭૧ થી શરૂ કીધું હતું. અને આ પહેલો ભાગ ૧૮૭૮ માં બાહેર પડયા પછી તેના લગોલગ ૧૧ ભાગો બાહેર પાડી તેનું ૧૮૮૮ ના અકટોબર માસમાં પહેલું દફતર પુરું કીધું હતું. આ પુસતકમાં પારસીઓ ઇરાનથી હીંદુસતાન

આવમા તયારથી તે અતયાર સુધીમાં તેઓના સંબંધમાં બનેલા દરેક અગતપના બનાવોની વરસોના અનુક્રમે નોંધ આપવામાં આવી છે, અને તે નોંધ આ પહેલાં દફતરમાં ઇ૰ સ૰ ૧૮૬૦ ની આખરી સુધીની આવેલી છે. આ પહેલું દફતર રચતાં શેઠ બહમનજીને ૧૭ વરસ લાગયાં હતાં અને તેવણના પોતાના જણાવવા મુજબ એ પર તેવણે પોતાની જીંદગીનો મોટો તથા જવાનીનો બધો વખત રોકયો હતો. આ લાંબી મુદતજ એવણની કેટલી જેહેમત અને રંજનું પરીણામ છે તેનો ખયાલ આપે છે. અને ૧૭) વરસનો કેવો અથાગ ઉપયોગ આ પુસતકમાં એકઠો થયો છે તે તુરત આપણાં મગજમાં ઉતરે છે. આ પુસતક રચવા માટે એવણને લાંબી મુદત સુધી મુસાફરીઓ કરવી પડી હતી, જુના પુરાણા લેખો વાંચવા પડયા હતા, તરેહવાર તખતીઓ અને બીજી સાહદતો ઉઠલાવવી પડી હતી. નજદીક ૧૦૦ વરસ ઉપરની ફાઇલો અને ચોપડીઓ ઉથલાવવી પડી હતી, અને તે સઘળી મેહેનતનું પરીણામ આ મોટું પુસતક છે, જેનાં "સ્ત્રીબોધ" ચોપાનીઆંના મોટાં કદના ૧૦૫૧ સફા થયા છે, અને તેના ૧૧ ભાગમાંનો છેલ્લો આખો અંક સાંકળીઆંથી ભરાયો છે, જે બતાવે છે કે આ પુસતકમાં વાંચવા લાયક, જોવા લાયક, નોંધવા લાયક અને અભયાસ કરવા લાયક કેટલું બધું જ્ઞાન ભરેલું છે. આવી જાયુકની અને ભારી મેહેનત થોડાઓથીજ બને એવી છે. પારસીઓ હીંદુસતાન આવયા પછીની તેમની જુની નોંધો ઉપરથી તેમની તવારીખ એકઠી બનેલી નહી હોવાથી આ પુસતકની સાદી નોંધો તે ખુટ પુરી પાડે છે કે જે જોકે પોતે તવારીખ નથી તોપણ તે એકથી વધારે તવારીખોને માટે પુશકળ ખોરાક પુરો પાડે છે. આવતા જમાનામાં પારસીઓની આ નોંધ જેમ જુની થતી જશે તેમ શેઠ બહમનજી પટેલનો આ આભાર વધારે પીછાન મેળવતો જશે. આ પહેલું દફતર બાહેર પાડયા પછી ઇ. સ. ૧૮૯૧ ના આગસટ માસમાં ખાનબહાદુર બહમનજીએ એના બીજા દફતરનો પહેલો ભાગ બાહેર પાડયો હતો, તેમાં ઇ૰ સ૰ ૧૮૬૧ થી ઉપર મુજબની સઘળી નોંધો સમાવેલી છે અને હાલ સુધીમાં તેના ૭ ભાગો ઇ૰ સ૰ ૧૮૭૭ સુધીની નોંધોના બાહેર પડી ચુકા છે.

"પારસી પ્રકાશ"નો બીજો ભાગ બાહેર પાડવાની અણી ઉપર તેવણ હતા, પણ પોતાના મનની એ મોટી ઇચ્છા પાર પાડવાને તેવણને જીંદગીએ કમનસીબે યારી આપી નથી. સઘળી પારસી નોંધો અને પુરાણા પારસી દસતાવેજો તારવી કહાડીને તેને એક પુસતકના આકારમાં બાહેર પાડવાનું કામ કેટલું બીકટ છે તે તો એવી નોંધ રાખનારાઓજ સમજી શકે છે. આગલા જમાનાના કોઇ પણ પારસી બનાવ યા કોઇ પણ પારસી શેઠીયાને લગતી કાંઇ વીગતો જો કોઇ પુછવા જતુ તો પોતાની નોંધોની મદદ વગર ઘણુ કરીને મોહડેથીજ સઘળી વીગતો તેવણ કહી શકતા હતા. તે એટલે સુધી કે ઘણાક ખાનદાનના નબીરાઓ પોતાના વડાઓની કારકીરદીથી અંજાણ હતા તેઓ શેઠ બહમનજીને મોહડેથી તે હકીકતો સાંભળીને અજબ થતા હતા. વળી પારસી તવારીખ નવેશ તરીકે મરહુમ શેઠ બમનજી સરકાર દરબારમાં પણ સારો મરતબો ધરાવતા હતા. મીસ મેનાએ પારસીઓની તવારીખને લગતું જે પુસતક રચયું છે, તે પુસતક બાહેર પાડવામાં તેવણે જગેજગ ખા૦ બા૦ બહમનજી પટેલના 'પારસી પ્રકાશ'ની મદદ લીધી છે.

માજી વાઇસરાય લોરડ કરઝને પ્રાચીન ઇતીહાશીક મકાનો અને સથંભો જાળવી રાખવાનો કાયદો ઘડયો તે પ્રસંગે મુંબઇ ઇલાકો-ખાસ કરીને મુંબઇ શેહેર મધેની એવી ઇમારતો ઉપરની તખતીઓમાંની નોંધો તથા બીજી અગતયની જરૂરી વીગતો મરહુમ શેઠ બહમનજીએ સતાવાળાઓને પુરી પાડી હતી. તેજ માફક 'પારસી સાઇકલોપીડીઆ'ના કરતાએ, તેમજ પારસી તવારીખની નવી જુની નોંધોનો બીજાં રૂપોમાં ઉપયોગ કરનારાઓ પોતાના ખોરાક માટે "પારસી પ્રકાશ"ને ઘણે દરજ્જે આભારી છે.

પારસી પ્રકાશ ઉપરાંત ઇ૰ સ૰ ૧૮૮૭ ના અકટોબર માસમાં ખા૰ બા૰ બહમનજીએ "પારસી મરતયુક" યાને મુંબઇમાં ઇંગ્રેજી તથા ગુજરાતી વરતમાનપત્રોનો પાયો નખાયો તયારથી તે ઇ૰ સ૰ ૧૮૬૦ સુધીના વરસોમાં થયલાં જાણીતા પારસીઓનાં મરતયુકોની તેમાં આવેલી નોંધોના સંગ્રહનું એક પુસતક પ્રગટ કીધું હતું. એ પુસતકમાં સઘળા મળીને ૫૫૯) પારસી મરદો તેમજ ઓરતોનાં મરતયુકની નોંધ સમાવેલી છે, જેમાં ૪૨૬ ગુજરાતી અને ૧૩૩ ઇંગ્રેજી નોંધો છે. એ પુસતકમાં મુંબઇએ છાપાનું અજવાળું પહેલુંવહેલું જોયું તયારથી યાને છેક ઇ૰ સ૰ ૧૭૯૯ ના સાલથી તે ૧૮૬૦ સુધીમાં થયલાં જાણીતા પારસી મરતયુની જે જે અગતય જોગી નોંધ છાપામાં છપાઇ ગઇ તે એકઠી કરી બાહેર પાડી છે. એ કામ બેશક ભારી મેહેનતનું હતું.

પારસી પ્રકાશનું પુસતક રચયાથી ખાનબહાદુર બહમનજી પારસીઓની તવારીખ, રાહરસમો, રીવાજો વીગેરેથી પુરતા વાકેફગાર થયા હતા, આથી નામદાર સરકાર તરફથી મુંબઇ ઇલાકાના સનાવાર ગેઝેટીયરનાં પુસતકમાં પારસીઓનો અહેવાલ લખવાને તેના રચનાર મીવીલીયન સર જેમસ કેમબેલે એવણની મદદ લીધી હતી, અને એવણે મરનાર મી૰ ખરશેદજી નશરવાનજી સારવાઇ સાથે મળી યાણા તથા ગુજરાતના પારસીઓને લગતો ભાગ લખયો હતો, જે માટે નામદાર સરકારે આ બંને ગ્રહસથોને શાબાશી આપી એઓનો ઉપકાર માનયો હતો.

ઇ૦ સ૦ ૧૮૯૬ માં આપણા પારસીઓમાં ધુપ–નીરંગ અને આફ્રીનગાનમાં યાદ કરવામાં આવતાં નામીચા નર–નારીઓનાં નામો તથા તેમનાં ભલાં કામોની નોંધ વીશે અત્રેની રાહનુમાએ માજદીઅસના સભા તરફથી અપાયલાં ઇનામનો રેસાલો લખી એવણે ઇનામ મેળવયું હતું, અને તે રેસાલો પણ ઇ૦ સ૦ ૧૮૯૭ માં છપાવી પ્રગટ કીધો હતો. આ રેસાલામાં બધાં પંથકોમાં દેવાતાં નામોનો તેઓના મુખ્ય કામોની વીગત સાથ સંગ્રહ કીધેલો છે અને તે જાણવાજોગ છે.

ઉપલાં પુસતકો તથા રેસાલાઓ ઉપરાંત શેઠ બહમનજી પટેલે ઇ૦ સ૦ ૧૮૭૩ થી તે આજ સુધીમાં "જ્ઞાનપ્રસારક મંડળી," રાહનુમાએ માજદીઅસના સભા અને "એનથરોપોલોજીકલ સોસાયટી"માં ઘણી ઉપયોગી બાબદો વીશે નીબંધો વાંચયા હતા. પારસીઓના રીવાજ સંબંધી મુકદમાઓમાં કાંઇ અગતયના સવાલો ઉપર ઇનસાફની અદાલતોમાં છેક હાઇ કોરટ સુધી એવણની જબાની લઇ તે ઉપર વજન મેલવામાં આવતું હતું. ઉદવાડાના આતશબહેરામના જાણીતા મુકદમામાં એવણે તયાંના મોબેદોની અંજુમનના હક તથા ભોગવતા સંબંધી જે જે મોતેબર જબાની આપી હતી તેની છેક હાઇ કોરટમાં નામદાર ચીફ જસટીસે વટીક પ્રશંસા કરી તેજ મુજબનું હુકમનામું કરી આપયું હતું. ૧૮૮૧ માં એવણ સંજાન તથા ગોદાવરા પંથકના બધાં ગામોમાં મુસાફરીએ ગયલા તેની આપણા લોકોને જાણવાલાયક નોંધો એવણે યઝદેજરદી ૧૨૫૧ નાં ઝોરાસ્ત્રીયન કેલેનડરમાં છપાવી હતી.

ઉપર મુજબનાં આટલાંબધાં પુસતકો રચયા ઉપરાંત ખાનબહાદુર બહમનજી પારસીઓને લગતાં જાહેર ખાતાંઓમાં મોટો ભાગ લેતા હતા. ઇ૦ સ૦ ૧૮૭૯ થી એનણ "મુલ્લાંફીરોજ મદરેસા" ના સેક્રેટરી, ૧૮૮૩ થી મેદાનની કસરતશાળા જે હાલ "સર દીનશાહ માણેકજી પીટીટ જીમનાસ્ટીક ઇનસટીટયુટ" તરીકે ઓળખાય છે, તેના સેક્રેટરી તથા ઇ૦ સ૦ ૧૯૦૦ થી ખજાનચી, ૧૮૮૫ થી મરહુમ શેઠ ખુરશેદજી નોશરવાનજી કામાજીની યાદગારીનું જરથોસ્તી વીદયારથીઓને ઉતેજન આપવાનું ફંડ ઉભું થયું તયારથી તેના સેક્રેટરી; ૧૮૮૯ ની મયુનીસીપલ ચુંટણી વેળાએ કોટ વારડના રેટપેઅરસની સ્ટેનડીંગ કમીટીના એક સેક્રેટરી; ૧૮૯૧ થી "ઇરાન દેશના રહેનારા ગરીબ જરથોસતીઓની હાલત સુધારનારાં ધરમખાતાં" ના સેક્રેટરી; (જે ઓધો એવણે મરણની થોડાક મહીના અગાઉ છોડયો હતો.) એજ સાલમાં "મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટની યાદગારી કાયમ રાખવા માટે જરથોસતી અંજુમને ઉભાં કરેલાં ફંડના" એક સેક્રેટરી; તથા ૧૮૯૫ થી "મુલ્લાંફીરોજ કેતાબખાના"ના સેક્રેટરી હતા; એ ઉપરાંત "ગરીબ જરથોસતીઓના રહેઠાણોનાં ફંડનાં" ૧૮૮૭ થી ખજાનચી; ૧૮૮૯ થી "કોટનાં ધરમના દવાખાના"ના ખજાનચી; એજ સાલમાં "મુંબઇના જરથોસતીઓનાં મરણ વખતના અરસપરસન લાભનું ફંડ" ઉભું થયું તેના શરૂઆતથી વરકીંગ કમીટીના એક અધીકારી તથા પાંચ વરસ થયાં પ્રમુખ, ૧૮૯૦ થી "મરહુમ શેઠ નશરવાનજી મનચેરજી કામાજીનાં ધરમખાતાંની જરથોસતી છોકરાઓની નીશાળ"ના ઉપરી અને ૧૮૯૧ થી ફારસી ભાશાનો માહવેરો કરવાને અત્રે ઉભી થયલી "અંજુમને એલમીએ ફારસી" ની મંડળીના શરૂઆતથીજ ખજાનચી હતા. એ ઉપરાંત એવણ "ફોરટ રીડીંગ રૂમ એંડ લાઇબ્રેરી" કે જે હાલ "ધી જમશેદજી નશરવાનજી પીટીટ ઇનસટીટયુટ"ને નામે ઓળખાય છે તેના તથા "રાહનુમાય માજદીઅસની સભા" ના ઇ૦ સ૦ ૧૮૭૫ થી, "જ્ઞાન પ્રસારક મંડળી"ના ૧૮૭૮ થી, નવસારીની "સર કાવસજી જહાંગીર મદરેસા"ના ૧૮૮૪ થી, "નવસારીની નવાજબાઇ તાતા કનયાશાળાના" ૧૮૮૬ થી, "ધી નશરવાનજી માણેકજી પીટીટ ચેરીટી ફંડ" ના ૧૮૮૮ થી, બોંબે એનથરોપોલોજીકલ સોસાયટીના ૧૮૯૩ થી, "મુંબઇના જરથોસતી રવાનોને અવલમંજલ પહોંચાડવાનાં ખાતાં"ની કમીટીના ૧૮૯૪ થી, તથા "ખેતવાડીની ધી જમશેદજી નશરવાનજી પીટીટ કસરતશાળા"ના ૧૮૯૪ થી અધીકારી હતા; તેમજ "મરહુમ શેઠ બનાજી લીમજીની દરેહમહેરને લગતાં ઇજશને, ઘમબાર તથા જશનના ફંડ"ના ૧૮૮૩ થી, "થાણાની દરેહમહેર તથા જરથોસ્તી અંજુમનના ફંડ"નાં ૧૮૮૭ થી તથા "એલાવની દરેહમેહેરના" ૧૮૯૦ થી ટ્રસ્ટી હતા.

મરહુમ શેઠ બહમનજી પટેલની જાહેર સેવા કાંઇ ઓછી ઉપયોગી હતી નહી. મુંબઇમાં મરકી પહેલવહેલી ફાટી નીકળી તે વખતે શહેરના લોકોમાં ફેલાયલો ગભરાટ વાંચનારાઓ ભુલી ગયા હશે નહી. એવા ગભરાટ દરમયાન સરકારને મદદ કરવા માટે જે સુલેહના અમલદારો બાહેર પડયા હતા. તેઓમાં મરહુમ શેઠ પટેલ પણ એક હતા. બીજા સુલેહના અમલદારો જોડે મરનારે મુંબઇના પારસી લત્તાઓ ઉપર મહોલ્લે મહોલ્લે ફરીને મરકી વીશે ભાશણો આપયાં હતાં અને મરકીના અટકાવની દવા પોતે મેલાવીને બીજાઓને તે દવા મેલાવાની સલાહ આપી હતી. મરકી વખતની એ સેવાઓની પીછાનમાં નામદાર સરકારે તેવણને ખાનબહાદુરના ખેતાબથી નવાજયા હતા. એ ઉપરાંત મરહુમ શેઠ બહમનજી પટેલ એક સુલેહના અમલદાર, મુંબઇના આનરરી માજીસ્ટ્રેટ અને પારસી મેત્રીમોનીઅલ કોરટના એક ડેલીગેટ પણ હતા. મી૦ જહાંગીર બેહરામજી મરઝબાનવાળાં ગરીબ જરથોસ્તીઓને મદદ કરવાનાં ફંડને લગતા મરનાર એક વીઝીટર હતા અને શેઠ જહાંગીર મરઝબાનને એ પરમારથી કામમાં સારી મદદ કરતા હતા. એક સુલેહના અમલદાર તરીકે સરકારી લોનો વગેરે ઉપર તેવણની સાખ કરાવવા માટે ઘણીક પારસી

જેવાજ અસલી વિચારનાં ચુસ્ત જરથોસ્તી હતા. તેઓ જેવા ધરમચુસ્ત જરથોસ્તીઓની હાલ પારસી કોમને મોટી ખુટ છે. મરહુમ મી૦ બમનજી પારસી પંચાયત કેસમાં બહુજ લાભ લેતા હતા, અને તેનાં પરીણામ માટે આતુરતાથી રાહ જોતા હતા, પણ યમદેવ તેવણુની આશા ફુલીત થવા વીના તેઓને મરહુમ સર જમશેદજી, અને મી૦ ડોસાભાઇ દાદાભાઇ આલબલેસ માફક ઘસડી ગયો છે, એથી આપણી દીલગીરીમાં વધારો કરે છે. મરહુમ મી૦ પટેલ પાસ પારસીઓની જુની તવારીખનો મોટો ભંડાર હતો એટલે જો પારસી પંચાયતવાલા છેલ્લા મુકદમામાં તેઓની સાક્ષી લેવાઇ હતે તો તેઓ ઘણુંક નવું અજવાળું નાંખી શકતે. મરહુમ પોતે એ કેસોમાં જુબાની આપવા ઘણા ઈંતેજાર હતા. મરહુમ મી૦ બમનજી પટેલનાં રૂહને શાંતી ઇચ્છી અમો આ લખાણ સમાપ્ત કરીશું.

---

[ સાંજ વર્તમાન, ગુરૂવાર, તા૦ ૧૦ મી સપટેમબર ૧૯૦૮. ]

## મરહુમ ખાનબાહદુર બમનજી બેહરામજી પટેલ જે. પી. ની પાયદસ્ત.

---

મરહુમ ખાનબાહદુર બમનજી બેહરામજી પટેલ જે. પી. ની પાયદસ્ત તેવણુનાં રહેવાનાં જુનાં મોદીખાનાનાં મકાનમાંથી આજ સહવારે ૯ કલાકે કહાડવામાં આવી હતી. સહવારના ૭ વાગેથી ગ્રહસ્થોએ આવી મોહલ્લામાં ગોઠવેલી ખુરસીઓપર બેઠક લેવા માંડી હતી. આખો મોહલ્લો ખુરસીની ચાર હારોથી ભરાઇ ગયો હતો. બાનુઓએ પાછલી રાતથી આવી ઘરની મોટી ખડકીમાં બેઠક લીધી હતી, જેબી તેઓ માટે પુરતી ન થવાથી કેટલાંક બાનુઓ તો દાદરપરબી બેઠાં. ઘેહસારનું લગભગ ૮ા વાગતે ખલાસ થતાં ગ્રહસ્થો મરનાર ગ્રહસ્થને છેલ્લો સેઝદો કરવા હાજર થયા હતા, જેમાં લગભગ પોણો કલાક નીકલી ગયો હતો. મરનાર નીરાંતે હમેશની ઉંઘમાં પડેલા દીસતા હતા, અને તેવણુનો ચેહરો ખીલી નીકળેલો લાગતો હતો. સેઝદો ખલાસ થતાં પાયદસ્ત નીકલી હતી, જેની પુઠે પાંઉપયાદા મરનારનાં ખેશીઓ તથા મીત્રોની મોટી સંખ્યા ગઇ હતી. હાજર રહેલાઓમાં મરહુમ ગ્રહસ્થના સદગુણોની જાબજા તારીફ થતી હતી. મરહુમ ખાનબહાદુર બમનજીને સેવટનું માન આપવા જે જરથોસ્તી બાનુઓ અને ગ્રહસ્થોની અસાધારણ મોટી સંખ્યા ભેગી થઇ હતી તેવી આપણા શહેરમાં જવલેજ જોવામાં આવે છે એમ ખુલ્લું બોલાતું હતું. મરનારનાં ઉઠમણાની ક્રીયા આવતી કાલે બપોરે દાદીશેઠની અગીવારીમાં કરવામાં આવનાર છે.

---

[*The Times of India, Thursday, September 10, 1908.*]

## A PARSI CHRONICLER.

---

### Late K. B. Bomanji B. Patel.

---

We regret to announce the death of Khan Bahadur Bomanji Behramji Patel, a Parsi chronicler and a member of the ancient family of Patels. He died in Bombay, yesterday afternoon after a brief illness. The deceased was widely known as the Parsi Chronicler. He was a regular contributor to the "Jam-e-Jamshed" and was so thoroughly acquainted with the past and the present history of the community that he was regarded almost as a walking encyclopædia of events relating to Parsi affairs.

In the year 1871 he began collecting materials for his monumental work "The Parsi Prakash" which is a record of the important events in the history and growth of the Parsi Community from the date of their immigration into India down to our own times. The first part of the work was published in 1878 and during the next ten years, eleven parts were given out at intervals, bringing the chronicle down to the year 1860. These eleven parts constitute the first volume of this great work. He has published six further parts of the same work, bringing the record down to the year 1875. It is on this work that he has devoted the best part of his life—almost the whole period of his youth. It is only an authentic and exhaustive chronicle, which, however, affords plenty of materials for an historian or a social philosopher. The work is being largely availed of by almost all subsequent writers on Parsi history, religion, customs, manners, etc., even by European savants. He was inclined to literary pursuits from his very youth, and published in 1871, a life of the great epic poet Firdusi, in Gujarati, entitled "Aheval-e-Firdusi." In 1872 he published "A Short History of Persia," in the form of letters written by a father to his daughter, also in Gujarati, which is still current as a text-book in many of the Zoroastrian schools in Bombay.

In 1887 he published the Parsi Martiyuk or "obituary notices of the Parsis" republished from the English and Gujarati papers in Bombay down to the year 1860.

Owing to the intimate acquaintance with the Parsi history, customs, manners etc., which he acquired during the course of the compilation of his great work, the late Sir James Campbell, the Editor of the "Bombay Gazetteer," asked for his assistance, in the account of the Parsis, in compliance with which request he has, in conjunction with the late Mr. Cursetjee N. Seervai, contributed to the volumes, an account of the Parsis of Gujarat and Thana. Their services in this connection were subsequently acknowledged by Government in special resolutions. Besides this he has read many essays and speeches, during the last quarter of a century under the auspices of "The Dnyan Parsarak Mandli" (a society for the spread of useful knowledge); "The Rahnuma-e-Mazdiyasnan Sabha" (a society for religious reforms among the Parsis); and the "Bombay Anthropological Society" of which he was the vice-president. Miss Menant, the French authoress was also indebted to the "Parsi Prakash" for much information regarding the history of the Parsis.

The Khan Bahadur was a Justice of the Peace and for sometime sat on the Bombay Municipal Corporation as a representative of the Justices. During the first out-break of the plague in 1896 he rendered valuable assistance to the authorities and in appreciation thereof, was given the title of Khan Bahadur. He was an Honorary Magistrate and a delegate of the Parsi Matrimonial Court. On several occasions he was examined in the Law Courts as expert Parsi witness. He was a secretary of the Association for the Amelioration of the Condition of the Irani Zoroastrian Community and was connected with several other charitable and religious institutions. He was also a secretary of the Mulla Pheroze Madrasa. He was also President of the Working Committee of the Zoroastrian Death Benefit Fund. He belonged to the old orthodox school. He was deeply respected in the community and even in his life-time a fund was started to perpetuate his memory, on account of his services to the Community, and a sum of Rs. 10,000 has already been subscribed. Sir D. M. Petit Gymnastic Institution, of which he was an Honorary

Secretary, and in the welfare of which he took an earnest interest was closed yesterday out of respect to the deceased.

---

[ મુંબઇ સમાચાર, તા૦ ૧૦ મી સપટેમ્બર ૧૯૦૮ ને વાર ગુરૂ. ]

**ખાનબહાદુર બહમનજી બેહરામજી પટેલનાં** ગઇ કાલે ઓગણસાઠ વરસની વયે નીપજેલાં મરણની નોંધ લેતાં દલગીરી ઉપજે છે. મરહુમ ગ્રહસ્થે પારસીઓનાં અનેક ધરમખાતાંઓના સેક્રેટરી તથા ખજાનચી તરીકે કામ બજાવ્યું હતું, તેમજ મરકી વેળાએ વોલનટીર તરીકે બાહેર પડી કોમની કેટલીક સેવા બજાવી હતી. તેઓએ પારસીઓની જુની તવારીખની વીગતો ભેગી કરી પારસી પ્રકાશ નામનો ગ્રંથ રચી બાહેર પાડયો છે. એ ઉપરાંત કોમનાં ધરમખાતાંઓની માહીતી આપનારાં કેટલાંક પુસ્તકો પણ તેમણે રચ્યાં હતાં. તેઓ થોડો વખત સુધી એક કોરપોરેટર તરીકે પણ મુંબઇની શહેરી સમાજમાં બીરાજયા હતા અને સરકારે તેમને એક સુસેહના અમલદાર તથા ઓનરરી મેજીસ્ટ્રેટ નેમવા ઉપરાંત ખાનબહાદુરનો ખેતાબ બખશયો હતો. સર દીનશાહ માણેકજી પીટીટ જીમનેસ્ટીક ઇનસ્ટીટયુશનના ઘણાં વરસો સુધી મરહુમ ઓનરરી સેક્રેટરી અને ખજાનચી હતા. તેઓએ કસરતશાળાના વધારામાં ઘણી જાની ઉમંગી મહેનત લીધી હતી. તેઓના માન ખાતર ગઇ કાલે ઉપલું ખાતું બંધ રાખવામાં આવ્યું હતું અને આજે પણ બંધ રાખવામાં આવનાર છે.

---

*[The Bombay Gazette, Thursday, September 10, 1908.]*

## DEATH OF A PARSI AUTHOR.

---

In the death of Khan Bahadur Bomanji Byramji Patell, which took place yesterday at his residence in Mody Khana, in the 59th year of his age, the Parsi community loses a member who was truly an ornament in its ranks, and whose name was a household word in every Parsi family as the author of the "Parsi Prakash" and a writer of acknowledged merits. His contributions to the Gujarati Press were welcomed everywhere over the familiar initials "B. B. P." Mr. Patel's death was rather sudden after an operation which was performed a few days ago.

Born in Bombay on the 28th of December 1849, he was a scion of the oldest Parsi family, which emigrated to Bombay from the village of Sumari in the district of Surat as far back as 1640. One of his ancestors Mr. Rustomji Dorabji was rewarded in recognition of the valuable services rendered by him to the British Government, with the Patelship of Bombay in 1692, which distinction the family retained for a period of about 165 years.

Mr. Patell was educated at the Elphinstone Institution, and from his early years prosecuted his Persian studies at the Mullan Feroze Madressa, the leading "Maktab" in Bombay for imparting instruction in Persian and the ancient Iranian languages. He was inclined to literary pursuits from his youth, and published in 1871 a life of the great epic poet Firdusi in Gujarati entitled "Aheval-e-Firdusi." In 1872 he published "A Short History of Persia" in the form of letters written by a father to his daughter, in Gujarati, which is still current as a text-book in many of

the Zoroastrian schools in Bombay. In the same year, he began collecting materials for his monumental work "the Parsi Prakash," which is a record of the important events in the history and growth of the Parsi Community from the date of their immigration into India down to our own times. The first part of the work, was published in 1878, and during the next ten years eleven parts were published at intervals, bringing the chronicle down to the year 1860. These eleven parts constitute the first volume of this work. He has published six further parts of the work, bringing the record down to the year 1875. It is on this work that he devoted the best part of his life—almost the whole period of his youth. It is an authentic and exhaustive chronicle.

The work is being largely availed of by almost all subsequent writers on Parsi history, religion, customs, manners, &c., even by European savants. In 1884 he was appointed a *Justice of the Peace by the Government of Bombay*. In 1887 he published the Parsi Martiyuk or "obituary notices of the Parsis" republished from English and Gujarati papers in Bombay down to the year 1860. Owing to intimate acquaintance with Parsi history, customs, manners, &c., which he acquired during the course of the compilation of his great work, Sir James Campbell, the editor of the "Bombay Gazetteer" asked for Mr. Patell's assistance, in the account of the Parsis, in compliance with which request he, in conjunction with the late Mr. Cursetjee N. Seervai, contributed to the volumes, an account of the Parsis of Gujerat and Thana. His services in this connection were subsequently acknowledged by Government in special resolutions. Besides this Mr. Patell read many essays and delivered speeches, during the last quarter of a century, under the auspicies of "The Dnyan Prasarak Mandli" (a society for the spread of useful knowledge); "The Rahnuma-e-Mazdiyasnan Sabha" (a society for religious reforms among the Parsis); and the "Bombay Anthropological Society."

Mr. Patell was a prominent figure in Bombay Society. He worked as the honorary secretary of many institutions. Chief among them was "The Moolan Feroze Madressa" (the chief "maktab" in Bombay for imparting instruction in Persian and the ancient Iranian languages) since 1879; "the Society for Ameliorating the Condition of the Zoroastrian Poor in Persia" since 1891; "The Moolan Feroze Library" since 1895; "Sir D. M. Petit Gymnastic Institution" since 1883; "C. N. Cama Book-Fund for supporting and encouraging Zoroastrian Students" since 1885 &c. He was the Vice-President of the Bombay Anthropological Society and the President of the working committee of the "Zoroastrian Death Benefit Fund." He was also a delegate of the "Parsi Chief Matrimonial Court" since 1890. In 1899 he was granted the distinction of "Khan Bahadur" by the Government of India, on account of his valuable services to his community as well as to Government. He was a staunch and orthodox Zoroastrian.

The Sir Dinshaw Manockji Petit Gymnastic Institution, of which the deceased was for several years Honorary Secretary and Treasurer and in which he took great interest, was closed yesterday and to-day in honour of the deceased.

---

[ *The Parsi*, 13*th Spetember* 1908. ]

We regret to record the death of Khan Bahadur Bomanji Byramji Patel, a prominent member of the community and widely known as the author of that monumental work, the "Parsi Prakash." Mr. Patel was educated at the Elphinstone Institution, and was inclined to literary pursuits from his youth, and published in 1871 a life of the great epic poet Firdusi in Gujarati entitled "Aheval-e-Firdusi." In 1872 he published "A short History of Persia" in Gujarati, which is still current as a text-book in many of the Zoroastrian schools in Bombay. In the same year, he began collecting materials for his work the "Parsi Prakash," which is a record of the important events in the history and growth of the Parsi community from the date of their immigration into India down to our own times. The first part of the work was published in 1878, and during the next ten years eleven parts were published at intervals, bringing the chronicle down to the year 1860. These eleven parts constitute the first volume of this work. He has published six further parts of the work, bringing the record down to the year 1875. It is on this work that he devoted the best part of his life—almost the whole period of his youth. It is an authentic and exhaustive chronicle. The work is being largely availed of by almost all subsequent writers on Parsi history, religion, customs, manners, &c., even by European savants. In 1887 he published the Parsi Martiyuk or "obituary notices of the Parsis" republished from English and Gujarati papers in Bombay down to the year 1860. Owing to intimate acquaintance with Parsi history, customs, manners, &c., which he acquired during the course of the compilation of his great work, Sir James Campbell, the editor of the "Bombay Gazetteer" asked for Mr. Patel's assistance, in the account of the Parsis, in compliance with which request he, in conjunction with the late Mr. Cursetjee N. Seervai, contributed to the volumes, an account of the Parsis of Gujerat and Thana. His services in this connection were subsequently acknowledged by Government in special resolutions. Besides this Mr. Patel read many essays and delivered speeches, during the last quarter of a century, under the auspicies of "The Dnyan Prasarak Mandli" (a society for the spread of useful knowledge); "The Rahnuma-e-Mazdiyasnan Sabha" (a society for religious reforms among Parsis); and the "Bombay Ahthropological Society."

Mr. Patel worked as the honorary secretary of many institutions. Chief among them was "The Moolan Feroze Madressa," "The Society for Ameliorating the condition of the Zoroastrian Poor in Persia," "The Moolan Feroze Library," "Sir D. M. Petit Gymnastic Institution," "C. N. Cama Book-Fund for supporting and encouraging Zoroastrian Students" &c. He was the Vice-President of the Bombay Anthropological Society and the President of the working committee of the "Zoroatrian Death Benefit Fund." He was also a delegate of the "Parsi Chief Matrimonial Court" since 1890. In 1884 he was appointed a Justice of the Peace by the Government of Bombay. In 1899 he was made "Khan Bahadur" by the Government of India.

[પારસી, રવીવાર, તા૦ ૧૩ મી સપટેમ્બર ૧૯૦૮.]

# મરહુમ ખા૦ બા૦ બહમનજી પટેલ.

---

પારસી તવારીખના બુઝોર્ગ અને બાહોશ લેખક અને જાણીતા 'પારસી પ્રકાશ'ના કર્તા ખા૦ બા૦ બહમનજી બહેરામજી પટેલના ખેદકારક મરણથી પારસી કોમે એક ઉપયોગી અને ઉદયોગી તવારીખનવેશ ગુમાવ્યા છે. આશરે ૩૭ વરસની વાત ઉપર મરહુમ શેઠ બહમનજીએ પારસીઓની તવારીખનો સંગ્રહ કરવાનું બીકટ કામ માથે ઉઠાવ્યું અને તે પછી તેની પાછળ મંડયા રહી તેમણે 'પારસી-પ્રકાશ'નું પહેલું પુસ્તક સને ૧૮૮૮ ના સાલમાં બહાર પાડયું હતું, જે ગ્રંથ આજે પારસી કોમ માટે, પારસી તવારીખ માટે તથા પારસીઓની રાહબરી માટે એટલો અગત્યનો, આવકારદાયક અને કીંમતી થઇ પડયો છે કે 'પારસી પ્રકાશ' સાથે મરહુમ શેઠ બહમનજી પટેલનું નામ સદા યાદગાર રહી જશે તેમાં શક નથી. એ યાદગાર પુસ્તક રચવામાં ખા૦ બા૦ બહમનજી પટેલે એવો શ્રમ ખેંચયો હતો અને પારસી તવારીખના સંગ્રહ માટે પોતાના મરણના કાંઠા સુધી એવી તો કીંમતી કાળજી બતાવી હતી કે તેવણ જેવા ઉપયોગી અને ઉદયોગી પારસી તવારીખનવેશ હાલને કાજ મેળવવા ઘણા મુસ્કેલ છે. પારસીઓની સદીઓ ઉપરની સતાવાર તવારીખ ભેગી કરવી, દરેક બનાવની તુલેતવીલ હકીકત મેળવી તેનો સંગ્રહ કરી રાખવો, દરરોજ બનતા પારસી બનાવોપર નીગાહ રાખતા રહી તેને ઘટતા આકારમાં બહાર પાડવા એ સઘળું કામ કાંઇ આસાન નથી. છતાં ખા૦ બા૦ બહમનજીએ શોખની સેવા તરીકે તેમજ કોમની સેવા તરીકે તે બજાવવાનું પોતાની જીંદગીની આખરી સુધી જારી રાખ્યું. એટલેવેર કે છેક છેલ્લાં પોતાની લથડતી તબીઅત સાથે અને કેટલીક વખત તો બીમારીના બીછાને હોવા છતાં પણ પારસી તવારીખને લગતી વીગતો છાપાદવારે ચાલુ રાખતા હતા. જો જીંદગીએ તેવણને યારી આપી હતે તો આજના નવા બેસતા દીવસે "પારસી ઇતેખાબ" તેવણનીજ કસાયલી કલમથી હમારા આજના અંકમાં બહાર પડતે કારણ કે આ પત્રની શરૂઆતથી અત્યાર સુધીમાં ખા૦ બા૦ બહમનજી પટેલની કસાયલી કલમથીજ લખાયલો ખાસ "પારસી ઇતેખાબ" અમારા પત્રમાં દર વર્ષે દેખાવ દેતો હતો. તેવણના મરણથી આ પત્રે પોતાના એક ખાલેસ ખેરખાહ અને માનીતા મદદગાર ગુમાવ્યા છે.

જો કે તેવણ જાતે જુના વીચારોના હીમાયતી હતા છતાં પારસી કોમના બદલાતા વખત સાથના સુધારા વધારાથી સુગાઇ ઉઠતાં કેટલાક પારસીઓની માફક કશું ઝનુન ધરાવતા ન હોતા, પણ વખત તથા જમાનાને રૂચે તેવા સંગીન સુધારાવધારા પારસી કોમમાં દાખલ થાય અને પારસી કોમ કેળવણીમાં આગળ વધે તે તેવણ ખુદરતીજ ઇખતા હતા મી૦ બહમનજી જેવા એક ઉદયોગી અને ઉપયોગી નરની સેવા પારસી કોમ જુજે એ દેખીતું છે અને તેથી તેવણની સેવાઓની પીછાણમાં તેવણની યાદગીરી જાળવી રાખવા માટે તેવણની હયાતી દરમયાનજ એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું જે આજે રૂ. ૧૦ હજારની રકમ જેટલું થયું છે અને હવે પછી તેમાં ધરખમ વધારો થવાની વકી રહે છે. આ ફંડનો ઉપયોગ તેવણની યાદગીરી કાયમ રીતે જાળવી શકે એવા કામમાં કરવામાં આવે એવી મરહુમની મોટી ખાહેશ હતી, આથી પારસી પંચાયતના ત્રસ્ટીઓ જેઓના હસ્તક મરહુમ શેઠ બહમનજી પટેલની યાદગીરીનું ફંડ આપવામાં આવ્યું છે તેઓને તેમજ તે ફંડમાં નાણાં ભરનારાઓને મરહુમની છેલ્લી ખાહેશ શું હતી તે રજુ કરીશું. મરહુમ શેઠ બમનજી પટેલ એવી ઇચ્છા રાખતા હતા કે તેવણનો 'પારસી પ્રકાશ'નો યાદગાર ગ્રંથ સંપુર્ણ થાય એટલુંજ નહીં પણ તે તવારીખી પુસ્તકનો ફેલાવો કોમના મોટા ભાગમાં થવો જોઇએ. મરહુમની યાદગીરી માટે નાણા ભરનારાઓની સલાહે આપી રકમ 'પારસી પ્રકાશ'ના પુસ્તકને સંપુર્ણ બનાવવાના કામમાં વાપરવાને ઠરાવ્યું છે. પણ મરહુમ તો તે ઉપરાંત 'પારસી પ્રકાશ'નો બહોળા પ્રમાણમાં ફેલાવો થાય તે જોવાને આતુર હતા. મરહુમની તે ઇચ્છાને માન આપી હમો સુચનીશું કે 'પારસી પ્રકાશ' ના દળદાર કીંમતી પુસ્તકને થોડા ભાગોમાં વહેંચી નાંખી તેના દરેક ભાગને પારસી પંચાયતના ત્રસ્ટીઓ મારફતે પ્રગટ કરવો જોઇએ છે. આમ થયાથી એક કાંકરે બે પક્ષી મારી શકાશે. એક તો એ કે ખા૦ બા૦ બહમનજી પટેલે અથાગ રંજ અને જહેમત ખેંચી પારસી તવારીખનો જે કીંમતી સંગ્રહ કરયો છે તેનો લાભ પારસી આલમનો મોટો ભાગ લઈ શકશે અને બીજું એ કે પોતાની મહેનતનું ફળ પોતાની કોમને મોટા પ્રમાણમાં મળેલું જોવાની મરહુમની નેક ઉમેદ પણ અદા થઇ શકશે.

---

[રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ તા૦ ૧૩ મી સપટેમ્બર ૧૯૦૮ ને વાર રવિ.]

# ખાનબહાદુર બહમનજી બેહરામજી પટેલ.

---

THE LATE KHAN BAHADUR B. B. PATEL.

આજના પારસીઓએ પોતાનો એકપુરો તવારીખનવેશ ખોયો છે. પારસી કોમને એક તરફથી નવાં વર્ષની મુબારકબાદી આપતાં બીજી તરફથી તેમને ગયલી આ ખોટને માટે અમને થોડી દિલગીરી ઉપજતી નથી. ખાન બાહદુર બહમનજી બેહરામજી પટેલ મુંબઇના પારસીઓમાં એટલા જાણીતા ગૃહસ્થ હતા કે બીજા તેવા થોડાજ હશે. એમનાં ૫૯ વર્ષની ઉમરે ગયે બુધવારે નિપજેલાં અકાળ મરણથી "પારસી પ્રકાશ" નો પ્રખ્યાત કર્ત્તા ગુમ થયો છે, અને કોમને પ્રકાશિત કરનાર એ કીમતી ગ્રંથ ઉપર પર્દો ફરી વળયો છે. જુના અને નવા એ બન્ને જમાનાના પારસીઓને જોડનારાં એક વળાં જેવા શેઠ બહમનજી પટેલ હતા. એઓ સુધારા પક્ષના મિત્ર હતા, સુધારક મંડળીઓના સભાસદ હતા, તેમના તરફથી ભાષણો આપતા હતા, અને તોપણ તેઓ જુના વિચારના પારસીઓની રીતભાતને પસંદ કરનારા અને તે મુજબ અમલ કરનારા હતા. મી૦ બહમનજી અત્રેનાં "જરથોસ્તી ફસલી સાલ મંડળ" ના સભાસદ તેમજ "રાહનુમાએ મજદયસ્નાન સભા" ના અધિકારી તથા તેના ખજાનચી હતા, તોપણ શુદ્ધ રોજમાહને થકી જુનાં રોજ માહને તજવાને યા ફરવરદેગાનની ક્રીયાને ૧૦ દિવસની ગણીને કામ લેવાને રાજી ન હતા. એમના આચારવિચાર ગમે તેવા હોય, તોપણ તેઓ પોતાનાં સુધારક મિત્રમંડળો સાથ શેવટ સુધી જોડાઇ રહેલા હતા. અને તેમનાં કામમાં ફતેહ ઇચ્છતા હતા. મી૦ બહમનજી પટેલે રાહનુમા સભા તરફથી ફરવરદેગાનના તેહવારો ઉપર આગળાં વર્ષોમાં હિંદુસ્તાનના પારસી નિયાગાનોની યાદમાં અનેક ભાષણો આપ્યા હતાં, અને ફરોહરોની ફરોખ્ખી જેવાં તે જાણવાજોગ ભાષણો હતાં. વળી ધૂપ નિરંગમાં દેવાતાં બેશુમાર નામો મધે કયાં કયાં નામો ખરે ખર યાદ કરવાજોગ છે તે મી૦ બહમનજી સિવાય બીજો કોઇ પારસી વધારે વાસ્તવિક રીતે કહી શકે એમ ન હતું, અને તેથી એ બાબેનો એમણે લખેલો ઇનામનો નિબંધ પણ એક સતાદાર ફેહરસ્ત ગણાવી જોઇયે. નિયાગાનોનાં નામો જોડે તેમનાં કામોનાં વર્ણનનો આ નિબંધ અશો નરનારીઓનાં એક નાનકડાં નામા જેવો છે.

હિંદના પારસીઓની કીર્ત્તિ જાળવી રાખનારો એમનો મોટો ૧૦૫૨ સફાનો ગ્રંથ—"પારસી પ્રકાશ"—એકલોજ એવો કીમતી પોથો છે કે જે વડે એમની યાદગારી લાંબાં વર્ષો સુધી જળવાયલી રેહશે. એઓ આ કામ ઉપરાંત મુલ્લાંફીરોજ મદરેસા અને બીજાં ખાતાંઓ સાથ જિંદગી પર્યંત જોડાયલા રહયા હતા, અને અકસર એ ખાતાંને એમણે પોતાની ખંત અને કાળજીથી તેની હાલની ચઢતી સ્થિતિ ઉપર લાવી મુકયું છે. પાંચ પૈસે સુખી હોવાથી મી૦ બહમનજીને નોકરી ધંધાની દરકાર ન હતી અને તેથીજ જુદાં જુદાં ખાતાંઓના સેક્રેટરિ કે ખજાનચી દાખલ એઓ બિનસ્વાર્થિ મેહનત કરતા હતા. "પારસી પ્રકાશ" મારફતે એઓએ જુના નિયાગાનોની કીર્તિ અને ખુબી ભેગી કરી છે તેમ એજ ગ્રંથે મી૦ બહમનજીની કીર્ત્તિ પણ સ્થાપિત કરી આપી છે. "પારસી પ્રકાશ" અને "બહમનજી પટેલ" એકેકથી જુદા નથી, અને જયાંસુધી એ પુસ્તક એક સત્તાદાર ગ્રંથ દાખલ કબુલ રખાતો રેહશે ત્યાંસુધી મી૦ બહમનજીનું નામ પારસી કોમમાંથી ભૂલાવાતું નથી. મી૦ બહમનજી પારસીઓમાં એવા પળોટાઇ ગયલા હતા, અને પોતાના પુસ્તક માટે જુના જમાનાનાં કાગળિયાં અને દસ્તાવેજોની શોધખોળને લીધે એઓ એટલા તો જાણમાં આવ્યા હતા કે વર્ષ ઉપર જ્યારે એમની યાદગારી રાખવા માટેની હીલચાલ ઉભી થઇ ત્યારે ઉપકૃત પારસીઓએ આભારની લાગણી સાથ તેમાં પોતાનો ફાળો આપીને પોતાના બાપદાદાનાં નામ અને કામને ઝળકતાં અને રોશન બનાવનારની તારીફલાયક ઉદ્યોગની સારી કદર બુઝી હતી. આવી કદરસનાસી થોડાજ પારસીઓના નસીબમાં લખેલી હોય છે, અને મર્હુમ લોકરક્ષી શેઠ નવરોજજી ફરદુનજી.પછી અમે તે શેઠ બહમનજી પટેલના બાબમાં પ્રગટ થયલી જોઇ છે.

અમો ખુશી સાથ માનિયે છિયે કે મી૦ બહમનજીના કોઇજ દુસ્મન હશે, અને દુસ્મની કરવા જેવો એમનો ખવાસ હતોજ નહિ. જાતે સાદા, સ્વભાવે મિલનસાર, ખવાસે ઉમદા હોવાથી મી૦ બહમનજી પટેલ ઘણું સાંભળતા, ઘણું કરી બતાવતા, પણ થોડુંજ બોલતા હતા. પારસીઓ અને પારસીઓજ તેમનું ખાસ કામ હોય તેમ તેઓ હિંદના આગળા અને હાલના પારસીઓનેજ ગોયા પોતાની જિંદગી અર્પણ કરી ચુકયા હતા. એમની બાહેરની સાદાઇ એમનાં દિલની સાદાઇનો ગોયા નમુનો હતી. લાંબી બાંહેની સફેદ ડગલી પેહર્યા વિના એઓ જેમ મરનારને ઓટલે જતા નહિ, તેમ ડગલી પેહરીનેજ આતશબેહરામ જવું તેમને મનથી પવિત્રાઇ હતી. ભોળા અને ભડભડિયા હોવાથી એમની એ રીત કોઇવાર ભારી પડી જતી હતી, તો પણ તમો કોઇ પારસી એવો નહી બતાવી શકશો કે જે મી૦ બહમનજીની સર્વ ખામીઓ છતાં તેમના તરફ સાચો અણગમો બતાવી શકતો હોય અને કોઇબી પારસીને મી૦

બહમનજી પોતાના રાત્રુ લેખતા હોય એમ બી અમો જાણુતા કે માનતા નથી. એક ઘણું ખમનારા, થંડા સ્વભાવના, અસીલ બળદિયા જેવા મર્હુમ સાલેસ, સંતોષી અને ઉધોગી હતા. એઓ અમારા જુનામાં જુના સ્નેહી હતા, અને "રાસ્ત ગોફ્તાર" ના સંખ્યાબંધ મદદગાર મિત્રો મધેના એઓ એક માનવંત મિત્ર હતા. એ બિના અમે અત્યાર આગમજની કબુલ કરી ચુકયા છિયે અને આજે ફરીથી જાહેર કરતાં અમને સંતોષ ઉપજે છે. એમનું મરણ કોમને માટે વર્ષની આખેરી એ એક મોટી ખોટ જેવું થઇ પડયું છે, જે માટે અમો અંતઃકરણથી દિલગીર છિયે. છેલ્લે એટલીજ ઉમેદ રાખીશું કે ખાનબહાદુર બહમનજી પટેલની જગા પારસીઓમાં જલદીથી પુરાય.

———

[રાસ્ત ગોફ્તાર તથા સતય પ્રકાશ. તા૦ ૧૩ મીસપ્ટેમ્બર ૧૯૦૮.]

# ખાનબહાદુર બહમનજી બેહેરાંમજી પટેલનું મરણ.

———

પારસીઓની તવારીખના બનાવોની યાદગાર નોંધનો સંગ્રહ કરનાર એક જાણીતા તવારીખનવેશ ખાનબહાદુર બહમનજી બેહેરામજી પટેલ જે. પી. ગયા બુધવારે બપોરે જુને મોદીખાનેનાં પોતાનાં મકાનપર ૫૯ વર્ષની ઉમરે મરણ પામ્યા હતા. ખા૦ બા૦ પટેલનો જન્મ તા૦ ૨૮ મી ડીસેમ્બર ૧૮૪૯ માં થયો હતો. મુંબઇની પટેલાઇ ૧૬૫ વરસ સુધી ભોગવનાર દોરાબ પટેલ અને કાવસજી પટેલના ખાનદાનના મર્હુમ મી૦ બહમનજી એક નબીરા હતા. ૧૬૯૨ ના સીધીઓના મુંબઇપરના હુમલા વખ્તે તેમના વડવા દોરાબ પટેલે તેઓ સામે લડી ઇંગ્રેજ સરકારની સારી સેવા બજાવી હતી, તેમજ તેના વડા ભાઇ મી૦ કાવસજી પટેલ થાણા અને વસાઇ જિલ્લાના પટેલ હતા. કાવસજીએ ૧૭૭૬ માં ખેતવાડી બાજુએ એક મોટું તળાવ બંધાવ્યું હતું જે આજે પણ "કાવસજી પટેલનાં તળાવ" ને નામે ઓળખાય છે તેમજ કોટના "પટેલ સ્ટ્રીટ" ના મોહોલ્લાનું નામ તેમનાપરથી પડેલુ છે. એ મી૦ કાવસજી પટેલના દીકરા મી૦ રૂસ્તમજીએ થાણામાં ૧૮૨૯ માં એક આદરાન અને ૧૮૪૩ માં એક દોખ્મુ બંધાવ્યાં હતાં. પટેલ ખાનદાનના આ વડવાઓ અસલ સુરત બાજુનાં સોમાલી ગામથી ૧૬૪૦ માં મુંબઇ આવી વસ્યા હતા.

મી૦ બહમનજી પટેલે પોતાની કેળવણી સરકારી ફોર્ટ બ્રાન્ચ અને એલ્ફિન્સ્ટન હાઇ સ્કુલમાં લીધી હતી તેમજ *ફારસી ભાષાનો અભ્યાસ મુલ્લાં ફીરોજ મદરેસામાં કીધો હતો. ૧૮૭૧ માં "જરતોસ્તી મોબેદોમાં તેમનાં ધર્મનું* તાતપર્ય સમજવાની ખામી" બાબેનો ફત્તેહમંદ રસાલો લખી તેઓએ મી૦ સોહરાબજી શાપુરજી બંગાળી તરફનું રૂ. ૫૦ નું ઇનામ મેળવ્યું હતું, જેનાં ચોપાનિયાં એજ શેઠને ખર્ચે પ્રગટ થયાં હતાં. એજ સાલમાં "અહેવાલે ફીરદોસી"ને નામે ફારસીપરથી તેઓએ શાએર ફીરદોસી તુસીનું નાનું જન્મ ચરિત્ર પ્રગટ કર્યું હતું. ૧૮૭૨ માં "ઇરાનની મુખ્તેસર તવારીખ" ની કેતાબ તેઓએ રચી પ્રગટ કરી હતી, જેની અનેક આવૃતિઓ છપાઇ છે અને તે પારસી કન્યાશાળાઓમાં શાળાપોથી તરીકે વપરાય છે. ૧૮૭૧ થી મી૦ બહમનજી પટેલે તેમનાં યાદગાર પુસ્તક "પારસી પ્રકાશની" નોંધ ભેગી કરવા માંડી હતી. ૧૮૮૭ માં "પારસી મર્ત્યુક" નામે પુસ્તક પ્રગટ કરી તેમાં ઇંગ્રેજી રાજઅમલની શુરૂઆતથી તે ૧૮૬૦ સુધીનાં વખ્તના જાણીતા પારસીઓનાં મરણની છાપામાં કે બીજી તરફ આવેલી ઉપયોગી નોંધો આપી હતી. એમાં એવી પારસીઓને લગતી ૫૫૯ નોંધો છે, જેમાંની ૪૧૬ ગુજરાતી વર્ત્તમાન પત્રોપરથી અને ૧૩૩ ઇંગ્રેજી વર્ત્તમાનપત્રોપરથી ઉતારેલી છે. મુંબઇ ઇલાકાનું "ગેજેટિયર"નું પુસ્તક લખવામાં સિવિલિયન મર્હુમ સર જેમ્સ કેમ્બેલે એમની મદદ લીધી હતી અને મી૦ બહમનજીએ મર્હુમ મી૦ ખરશેદજી નસરવાનજી સિરવાઇ સાથે મળીને એ પુસ્તકોનાં નવમા વાલમનો થાણા અને ગુજરાતને લગતા પારસીઓનો વિભાગ લખ્યો હતો. ૧૮૯૭ માં "ધુપનિરંગ"માં લેવાતાં નામીચાં નર નારીઓનાં નામની સમજ અને તવારીખ આપનારૂં એક પુસ્તક તેઓએ પ્રગટ કર્યું હતું જે માટે રાહનુમા સભા તરફનું એક ઇનામ મી૦ બહમનજી જીતી ગયા હતા. વળી "પારસી ધર્મસ્થળો" સંબંધી એક પુસ્તક તેઓએ સાલ ૧૯૦૬ માં બાહેર પાડયું હતું.

"જ્ઞાન પ્રસારક મંડળી," "રાહનુમા માજદયસ્નાન સભા" અને "એન્થ્રોપોલોજિકલ સોસાયટિ" મારફતે મી૦ બહમનજીએ ૧૮૭૩ થી આજ સુધીમાં ઘણા રસાલાઓ વાંચ્યા હતા અને વિષયો રજુ કીધા હતા. "પારસી આપઘાતો" બાબે દર સાલ તેઓ "એન્થ્રોપોલોજિકલ સોસાયટિ" મારફતે ઘણી જાણવાજોગ વિગતો જાહેરમાં મુકતા. હિંદુસ્તાનના પારસીઓની આગળી અને હાલની રાહરસમોથી તેઓ પુરતા વાકેફગાર હોવાથી

પારસીઓના ધર્મ અને સંસારને લગતા અનેક મુકદમાઓ વેળા તેઓ એક સ્વતંત્ર અગત્યના સાહેદ થઇ પડત. અને ઉદવાડાના મોબેદોના મુકદમા વેળા તેઓએ આપેલી જબાનીને હાઇ કોર્ટના વડા જજે વધિક પ્રસંશા આપી હતી. ૧૮૮૧ માં સંજાણ અને ગોદાવરા પંથકનાં બધાં ગામોમાં મી૦ બહમનજી ફરી આવ્યા હતા અને તેને લગતી જાણવા લાયક નોંધ ય. જ. ૧૨૫૧ નાં "જોરાસ્ત્રિયન કેલેન્ડર"માં તેઓએ લખીને છપાવી હતી.

પારસીઓને લગતાં અનેક જાહેરખાતાંઓ સાથે ખાનબહાદુર પટેલને ઘણો ધાડો અને ઉપયોગી સંબંધ હતો. ૧૮૭૯ થી તેઓ મુલ્લાંફીરોઝ મદરેસાના સેક્રેટરી હતા. મેદાનમાંની કસરતશાળાના સેક્રેટરીનો ઓધ્ધો ૧૮૮૩ થી ૧૯૦૦ સુધી તેઓએ ભોગવ્યો હતો અને પછી તેના તેઓ ખજાનચી મુકરર થયા હતા. મર્હુમ "ખોરશેદજી ન. કામાજી ની યાદગારીનાં ફંડ"ના ૧૮૮૫ થી તેઓ લાગત સેક્રેટરી રહયા હતા. ૧૮૮૯ની મ્યુનિસિપલ ચુંટણી વેળા કોટ "વાર્ડ"ના કર ભરનારાઓની કમિટીના સેક્રેટરીનો ઓધ્ધો તેમને આપવામાં આવ્યો હતો. "ઇરાન દેશના ગરીબ જરતોસ્તીઓની હાલત સુધારનારી મંડળી"ના સેક્રેટરીનો ઓધ્ધો માત્ર થોડા માસપર તેઓએ છોડયો હતો. "નસરવાનજી માણકજી પીટિટ યાદગારીનાં ફંડ"ના તેઓ એક સેક્રેટરી હતા. ૧૮૯૫ થી "મુલ્લાં ફીરોજ કેતાબખાના"ના સેક્રેટરીનો ઓધ્ધો તેઓએ ભોગવ્યો હતો. "ગરીબ જરતોસ્તીઓનાં રેહઠાણ ફંડ"ના તેઓ ૧૮૮૭ થી ખજાનચી હતા. ૧૮૮૯ માં તેમને કોટનાં ધર્મનાં દવાખાનાના ખજાનચી મુકરર કરવામાં આવ્યા હતા. "મુંબઇનાં જરતોસ્તીઓનાં મરણ વખ્તના અરસપરસનાં લાભનાં ફંડ"ની કારોબાર કમિટીના તેઓ પેહલેથી એક અધિકારી હતા અને છેલ્લાં પાંચ વર્ષ થયાં તેઓ તેના પ્રમુખ હતા. "નોશરવાનજી મનચેરજી કામાજીનાં ધર્મખાતાં"ની શાળાઓના તેઓ ઉપરી હતા, તેમજ "અંજુમને એલમીએ ફારસી" ની સ્થાપનાથી તેઓ તેના ખજાનચી નેમાયલા હતા. ઉપરાંત "જ. ન. પીટિટ ઇન્સ્ટિટયુટ," "રાહનુમા માજદયસ્નાન સભા"(૧૮૭૫) "જ્ઞાન પ્રસારક મંડળી" (૧૮૭૮), નવસારીની "સર કાવસજી જેહાંગીર મદ્રેસા" (૧૮૮૪) નવસારીની તાતા કન્યાશાળા (૧૮૮૬), "ન. મા. પીટિટ ચેરિટિ ફંડ" (૧૮૮૮), "એન્થરોપોલોજિકલ સોસાયટિ" (૧૮૯૩), ખેતવાડી જ. ન. પીટિટ કસરતશાળાના તેઓ એક અધિકારી હતા. વળી તેઓ બનાજી લીમજી દરેમેહેરને લગતા ગાહમ્બાર જશન ફંડના, થાણાની દરેમેહેર તથા અંજુમન ફંડના અને એલાવની દરેમેહેરેના એક ટ્રસ્ટી હતા.

"પારસી પ્રકાશ" ના બનાવનાર તરીકે ખાનબહાદુર પટેલની યાદ પારસી કોમમાં લાંબો વખ્ત સચવાઇ રહેશે. આ પુસ્તકને લગતી નોંધ તેઓએ ૧૮૭૧ માં ભેગી કરવા માંડી હતી અને ૧૮૭૮ માં તેનો પહેલો ભાગ પ્રગટ થયો હતો. ૧૮૮૮ સુધીમાં તેના અગિયાર ભાગો પુરા થયા. જેમાં ૧૮૬૦ સુધીની નોંધો આપવામાં આવી હતી. આનું પહેલું વાલમ તેઓએ ૧૮૮૯ માં પ્રગટ કીધું હતું. એ પછી બીજાં વાલમનું કામ હાથ ધરવામાં આવ્યું અને તેનો પહેલો ભાગ ૧૮૯૧ માં પ્રગટ થયો હતો. હાલ સુધી તેના ૭ ભાગો પ્રગટ થયા છે જેમાં ૧૮૭૭ નાં સાલ સુધીની નોંધો આપવામાં આવી છે. કમનસીબે આ વાલમ પુરૂં કરવાને ખાનબહાદુર પટેલ હૈયાત રહી શકયા નથી.

મરકી વેળા ખા૦ બા૦ પટેલે સરકારની અને પારસી કોમની સારી સેવા બજાવી હતી. તેઓએ મોહોલ્લે મોહોલ્લે ફરી મરકીને લગતી સમજણ આપી પારસીઓને ગભરાટ વચ્ચે ધીરજ આપી હતી મરકીના અટકાવની રસીના તેઓ હિમાયતી હતા અને એ રસી તેઓએ પોતે મુકાવી હતી. ૧૮૮૪ માં સરકારે એમને સુલેહના એક અમલદાર નેમ્યા હતા. ૧૮૯૦ માં સુલેહના પારસી અમલદારોએ એમને "પારસી ચીફ મેટ્રીમોનિયલ કોર્ટ"ના એક "ડેલિગેટ" ચુંટી કાઢયા હતા. ૧૯૦૦—૧ માં સુલેહના અમલદારોના પ્રતિનિધિ તરીકે તેઓ કોર્પોરેશનની સભામાં બિરાજ્યા હતા. એ સાલ પછી ખા૦ બા૦ પટેલપર સંસારી આફતો ઉપરાસાપરી આવી. તેમનો સારી આશા આપતો એક ભરજવાન દીકરો ૨૬ વર્ષની ઉમરે ૧૯૦૧ માં મરણ પામ્યો. થોડાજ વખ્તમાં તેમના જવાન એકપુરા ભાઇ મી૦ અરદેશર પટેલનું મરણ નિપજ્યું હતું. આ વખ્તથી તેમની તબિયત લથડતી ચાલી છતાં હિમત રાખી શેવટ સુધી તેઓએ પોતાની કોમોપયોગી સેવાઓ બજાવી હતી. પારસી કોમની તેઓએ બજાવેલી સેવાની કદરદાનીમાં તેમની ઘટતી યાદગારી જાળવવાને તેમની હૈયાતીમાંજ રૂ. ૧૦ હજાર ઉપરનું ફંડ ભેગું થયું છે, જેની ઘટતી વ્યવસ્થા કરી રાખેલી છે. ખા૦ બા૦ પટેલ પોતાની પાછળ એક વિધવા અને ચાર દીકરીઓનું કુટુંબ છોડી ગયા છે. ગયા શુક્રવારે તેમની પાયદસ્ત કાઢતી વખ્તે પારસીઓની એક મોટી સંખ્યા તેમનાં મકાનપર ભેગી થઇ હતી.

[*Kaiser-i-Hind, Dated,* 13*th September* 1908.]

**The late Mr. Gostling and Mr. Bomanji Patel.**

Two good citizens of Bombay, Mr. David Gostling and Mr. Bomanji Byramji Patel, have gone to their last resting place. Both were "*institutions*" *in Bombay* though the former was widely known among all the great communities by reason of his broad and catholic sympathy and cosmopolitan views on men and things in general. ... ... ... ... ... ... ...

As to Mr. Patel he was well known in his own community as a Parsi of orthodox belief, old fashioned, warm-hearted, ever unobtrusively doing good work of charity, and proud of the race to which he belonged, and prouder still of having rendered it such service as his industry and ability commanded. His life work was unique. He collected and compiled what may be truly called the "dry bones" of Parsi annals ever since the community came under the beneficent influence of the British raj to which he was sincerely but *unostentatiousiy* loyal. Those dry bones are indeed most valuable and the Parsi community now only awaits a writer, with correct historic instincts and literary grace, to clothe them with flesh and blood, so as to make his history a standard one of the Parsis. There can be no two opinions that Mr. Patel's *Parsi Prakash* is a monumental work in Gujarati and will be cherished by generations to come. Peace be to his soul!

---

[કયસરે હિંદ, રવિવાર તા૦ ૧૩ મી સપટેમ્બર ૧૯૦૮.]

# ખાનબહાદુર બહમનજી બેહેરામજી પટેલનું અકાળ મૃત્યુ.

---

THE LATE KHAN BAHADUR BOMANJI B. PATEL, J. P.

પારસીઓને પ્રકાશમાં લાવનાર તારો અસ્ત પામ્યો છે. તેમના વિસરાયલા નેયાગાનોની કીર્તિ ઉપર રોશની નાખનાર, તેમના વખતના હમદીનોની કારકિર્દીને અજવાળામાં લાવનાર અઠંગ અભ્યાસી ગુમ થયો છે. પ્રસિદ્ધ "પારસી પ્રકાશ" નો મહેનતુ, સાદો, એકમાર્ગી ભલો લખનાર આ ફાની જેહાન છોડી ગયો છે. પારસીઓમાં અચ્છી રીતે પંકાટાયલા તેમની કીર્તિના ગાનાર ઉમંગી સાદા ખવાસના ખા. બા. બહમનજી બેહેરામજી પટેલનાં મરણથી એ કોમને એક એવી ખોટ ગઇ છે કે જે ઘણાં વરસો વેર પુરાવી મુશકેલ છે. ખા. બા. બહમનજી પટેલ બીજા ગાથા ગહમબારને દિને આ જેહાન ઉપરથી વાસો ઉઠાવી ગયા છે. ઉભાં વરસની તવારીખ જે દિન સુધી તેવણ રજુ કરતા તેજ દિન તેમની આ ધર્તી ઉપરની જીંદગીનો છેલ્લો દિવસ નિકળ્યો છે. આજે તેમના હાથે લખાયલી પોતાની કોમની આખાં વરસની કારકિર્દીનો સરવાલો અત્રેનાં પત્રોમાં રજુ થવો જોઇતો હતો. પણ અફસોસ કે તેજ પત્રોની કટારોમાં તેમનાં મોતની ખબર લેવાઇ છે, અને અમને પણ તેજ સંતાપકારક ખબર લેતાં અતિશય દુઃખ ઉપજે છે. જેણે સેંકડો બલ્કે હજારો જરથોસ્તી કુટુંબોને પોતાની નોધનાં બળથી વિખ્યાતી આપી હતી, જેણે સેંકડો જાણીતા જરથોસ્તીઓનાં મરણ વેળા તેમની કારકિર્દી છપાવી હતી તેને પણ મોતે છોડયા નથી, અને આજે તેમનીજ વારી આવવાથી અમને તેમની ઉપ્યોગી જીંદગીની અત્રે સેજસાજ નોંધ લેવાની ફરજ પડી છે જે શોકાતુર દિલે લઇએ છિએ. ખા. બા. પટેલની અગાઉ આપણી કોમના લોકોની ઝળકતી કારકિર્દીની નોંધ કોઇએ લીધી ન હતી. તે મહા મેહનતનું કામ આ સાદા દેખાવના અને સાદી જીંદગી ગુજારનાર મળતાવડા સ્વભાવના પારસી બચ્ચાએ પુર જોશ ઉલટ અને ઉમંગથી ઉપાડી લઇ પોતાની કોમના ઉપ્યોગી નરોની યાદગારી સદાની જાળવી રાખી છે. તે ઉપરાંત કોમની દરેક સંસારીક, રાજદ્વારી, કેળવણી, સાહાસ, સખાવત, પરોપકાર, વિગેરેને લગતી તરેહવાર ઉપ્યોગી નોંધ તેવણ દર રોજ કરતા રહી તેનો સામટો સરવાળો રજુ કરતા હતા.

બહમનજી પટેલને પારસી કોમ માટે જબરી દાઝ હતી અને એ કોમનીજ કીર્તિના ગુણ ગાવા પાછળ એજ કોમના એક ઉપયોગી નોંધ લેનાર તરીકે તેવણે નામના મેળવી છે. "પારસી પ્રકાશ" સાથ પારસી કોમનું તેમજ તેના કર્તાનું નામ હમેશ જોડાઇ રહેશે. આ કીંમતી નોંધોથી પારસી કોમની તેવણે જે અમુલ્ય સેવાએ બજાવી છે તેની પિછાનમાં તેમની જીંદગીમાંજ તેમની યાદગારી જાળવવા માટેનું ફંડ સ્થાપવામાં આવયું હતું. તે મધે રૂ. ૧૦ હજારથી વધુ રકમ ભરાઇ હતી અને તે ફંડ અમો ભુલતા નહિ હોઇએ તો હજી ખુલ્લું છે. એ ફંડ મધે તેમનાં હાલનાં અકાળ મરણથી વધારો થશે એવી ઉમેદ ચાહીયે છિએ અને મરનારની જીંદગીની નેમોને અનુસરતાં કામ પાછળ તે ફંડનો સદ ઉપયોગ થાય એવું ઇચ્છીએ છિએ. સને ૧૮૭૮ નાં સાલમાં આજથી ત્રીસ વરસ ઉપર ખા. બા. બહમનજી પટેલે તેમનાં યાદગાર "પારસી પ્રકાશ" પુસ્તકનો પહેલો ભાગ પ્રગટ કીધો હતો. આ પ્રસિધ પુસ્તક લખવાનું કામ તેવણે સાત વરસ અગાઉ શરૂ કીધું હતું અને તેવણનાં મરણની છેલ્લી ઘડીએ પણ તે ખતમ થયું ન હતું. તેવણનું પહેલું દફતર જે ૧૧ ભાગમાં રચાયું હતું તે ૧૮૮૮ માં પુરૂં થયું હતું અને તે મધે પારસીઓ ઇરાનથી હિંદુસ્તાન આવ્યા ત્યારથી તે ૧૨૬૦ સુધીમાં તેમને લગતા સર્વ અગત્યના બનાવોની વરસવાર નોંધ લેવામાં આવી હતી. એ રીતે સતર વરસ મેહનત લઇ તેવણે પોતાના ન્યાગાનોની પાદશાહત પડી ભાંગી ત્યારથી હમદીનોએ કીધેલાં કામોની નોંધો મેલવી તેનું દલદાર દફતર રચ્યું હતું અને તેથી ઘણાક વીસરાયલા જરથોસ્તીઓની કીર્તિ રોશની જોવા પામી હતી. "પારસી પ્રકાશ" પાછળજ તેવણે પોતાની જવાનીનો મોટો ભાગ ઘસી નાખ્યો હતો. એ પુસ્તક રચવા માટે તેવણને ગામેગામ ફરવું પડયું હતું અને ત્યાં જઇ પુરાણા લેખો, તખ્તીઓ તથા બીજી શહાદતો મેલવી તે ઉકલાવી તેના આધારે પોતાના ન્યાગાનોની તવારીખ ઉભી કીધી હતી. પારસીઓની તવારીખ માટેનો જબરો ખોરાક આ દલદાર પુસ્તકોમાં જળવાઇ રહયો છે. તેવણનું બીજું દફ્તર ૬ ભાગમાં પ્રગટ થયું છે જે મધેની નોધ ૧૮૭૫ નાં સાલ સુધી આવી પોહોંચી છે. આ બીજું દફતર તેવણ બાહેર પાડવાની અણીપર હતા તેટલાં મોતનો દુત આ અઠંગ અભ્યાસીને ઉઠાવી ગયો છે. એ ઉપરાંત અનેક પારસી જાહેર ખાતાંઓના અધિકારી તરીકે પોતાના કીમતી વખતના ભોગે તેવણે સારી સેવા બજાવી હતી. તેવણે મરકી વેળા પણ એક વોલનતીયર તરીકે જાહેર પ્રજાની અચ્છી સેવા બજાવી હતી અને જે. પી. તરીકે હમેશ હમદીનોને બહુ સારી રીતે ઉપયોગી થઇ પડયા હતા. તેવણ અને તેમના નાના ભાઇ મરહુમ શેઠ અરદેશર બેહરામજી પટેલ જેવા થોડાજ જરથોશ્તીઓ હશે કે જેમને પોતાની કોમમાં એઓના જેટલી બોહોલી ઓલખ હોય.

ખા૦ બા૦ બહમનજી પટેલના વિચાર તેમનાં મધ્યમપણાંને માટે જાણીતા હતા. તે જેમ એકદમ હદ બહાર આગળ વધ્યા નહિ હતા તેમ તે એકદમ પછાત પડેલા પણ ન હતા. તેવણ જરથોસ્તી કોમનું અખંડપણું, જરથોસ્તી કોમની મગરૂરી, જરથોશ્તી કોમની કીર્તિ હમેશ વધતી જતી જોવાને ચાહતા હતા અને પોતાના પાક મજહબ તરફ તેવણનું દિલ હમેશ–અને કેટલીક વેળા ઝનુનની હદ સુધી–ઉસ્તવાર હતું. તેવણ પોતાના અસલ ન્યાગાનો તથા બાપદાદાઓની તવારીખ માટે જેમ મગરૂર હતા તેમ કોમની હાલની તવારીખ જેમ બને તેમ જેબવંતિ નિવડે તે જોવાને આતુર હતા. એવા એક પારસી બચ્ચા માટે કોમે ખરી રીતે મગરૂર થવા જોગ હતું. તેવણ કોમ માટે મગરૂર હતા અને કોમે તેમના માટે મગરૂર થવાનું કાંઇ થોડું કારણ ન હતું. તેવણ વખતના ફેરફાર સાથ પોતાના સંસારિક વિચારોમાં જરૂરનો સુધારો કરતા રહયા હતા. તેવણ અત્રેની જરથોસ્તીઓના લાભની અનેક મંડળીઓ સાથે જોડાયા હતા અને તેમાં ઉલટભર્યો ભાગ લેતા અને બને ત્યાં સુધી એ મંડળીઓમાં કારોબારી તરીકે પોતાની હાજરી આપવાને ખંત ધરાવતા હતા. તેવણ જે જે મંડળીઓમાં સેક્રેટરી હતા ત્યાંનો કારોબાર બહુજ નિયમસર ચલાવતા અને તેના રિપોર્ટો વેળાસર રજુ કરતા હતા. તેમની મુખ્ય ખુબી તેમની સાદાઇમાં સમાયલી હતી. તેવણ પારસી કોમના જેટલા શખ્સોને ઓળખતા તેટલા થોડાજ ઓળખતા હશે. તેમનાં કુટુંબની અને તેમની પહેડીની વિગતો તેમને નખે હતી. જો કે કુદરતી તેવણની યાદદાસ્ત ઘણી ઉંચા પ્રકારની નહતી તોપણ તેવણે ઉદયોગીપણે નિયમિત રીતે કામ રાખી તેને ઘણે દરજજે ખીલવી હતી, અને તેથી તેવણ પોતાની કોમનાં ઇતિહાસિક કામ પાછળ ઘણા ચોકસાઇથી રોકાતા. તેવણને કોમની તવારીખ જાળવી રાખવાનો અતિશય શોખ હતો અને તેથીજ તેવણે એ કામ ભારે ઉલટ સાથ ઉપાડી ફતેહમંદીથી પાર ઉતાર્યું હતું. જે જમાનામાં તેવણ જન્મી હૈયાતી ભોગવતા હતા તે પારસી કોમની કીર્તિ અને આબાદીની સજીવનતાનો જમાનો હતો. તે જમાનાને માટે એક તવારીખ માટેની નોંધો ભેગી કરવાની ઘણી જરૂર હતી અને કુદરતે ખા૦ બા૦ બહમનજી પટેલ જેવા લાયક શખ્સને હાથે કોમને તે પુરી પાડી હતી. તેમના એક પુરા બેટાનાં અકાલ મરણથી તેમને ભારે ખોટ ગઇ હતી અને ત્યારથી તેમની દેહ લકડી હતી. તે છતાં તેવણે જાહેર મંડળીઓમાં ભાગ લેવાને ચાલુ રાખ્યું હતું અને જીંદગીના સેવટના દિવસ સુધી પારસી કોમની ઇતિહાસીક નોંધ લેવાનું કામ તેવણે છોડયું નહિ હતું. આવા એક અઠંગ અભ્યાસી અને હમદીનોપર જાન ફેશાન કરનાર સાદા લાયક જરથોસ્તીનાં મરણથી કોમને કાંઇ જેવી તેવી ખોટ ગઇ નથી.

---

[જામે જમશેદ, મંગળવાર, તા૦ ૧૫ મી સપટેમબર ૧૯૦૮.]

# મરહુમ ખા૦ બા૦ બહમનજી પટેલ.

## થાણાની જરથોસ્તી અંજુમને બતાવેલો ખેદ.

થાણાથી એક ખબરપત્રી લખે છે કે મોટી દલગીરી સાથ જણાવવું પડે છે કે "પારસી પ્રકાશ"ના જાણીતા મરહુમ શેઠ બહમનજી બેહેરામજી પટેલની ચાર દીનની ધરમક્રીયા તથા ઉઠમણું અમારા થાણા ગામમાં બેહેસતનશીન શેઠ રૂસતમજી કાવસજી પટેલની દરેહમેહરમાં કરવામાં આવયું હતું. ઉઠમણાની ક્રીયામાં મરહુમનાં માનને ખાતર સરવે આગેવાન ગ્રહસથોએ ભાગ લીધો હતો. ઉઠમણાની ધુપસારણાની ક્રીયા પુરી થવા બાદ અમારા ત્રસ્ટી શેઠ કાવસજી બેહેરામજી દીવેચા બોલ્યા કે, દસતુરજી સાહેબ તથા અનજુમનના સાહેબો અમો શ્રી થાણાની જરથોસ્તી અંજુમનના ફંડના ત્રસટીઓ આ વેળાએ સમસત અંજુમનને મોટી દલગીરી સાથે જાહેર કરયે છીયે કે આપણી થાણાની જરથોસતી અંનજુમનના ફંડના એક ત્રસટી તથા પ્રમુખ ખા૦ બા૦ બહમનજી બેહેરામજી પટેલના રોજ ગાથા ૨ જો શેહેનશાહી સને ૧૨૭૭ યઝદેજરદી તા૦ ૯ મી સપટેંમબર સને ૧૯૦૮ ઈંગ્રેજી ને વાર બુધને દીને નીપજેલાં મરણથી અત્રેની અંજુમનને એક મોટો અને પાછો નહી વળી શકે એવો ટોટો ગયો છે. એ મરહુમ ગ્રહસથ તા૦ ૧૦ મી મે સને ૧૮૮૬ થી તે પોતાનાં મરણની છેલ્લી ઘડી સુધી ૨૨ વરસો વેર અંજુમનના ફંડના એક ત્રસટી તથા તા૦ ૪ થી અકટોબર ૧૯૦૨ ને દીનેથી પોતાના મરહુમ પીતાજીના ગુજરવા બાદ પ્રમુખ હતા. મરનાર તે ઓધો તેમજ અત્રેના જરથોસતીઓને લગતાં દરેક કામો ઘણીજ દીલસોજી—ઉલટ અને ખંતથી બજાવતા હતા. અનજુમનનાં ફંડનો વહીવટ બાહોશીથી ચલાવયા ઉપરાંત પોતાનાં વડીલોનાં ધરમનાં મકાનોની દેખરેખ તથા આ અંનજુમનને લગતાં દરેક નાનાં મોટાં કામો એ સાહેબ દુર બેઠા બેઠા યા વારે ઘડીએ આપણા ગામમાં આવીને પણ કરતા હતા. એવા લાયકીવાળા, કારસાજ, દીનદાર, અને અશો ત્રસટી તથા પ્રમુખનાં મરણથી ત્રસટીઓએ તેમજ આ આખી અંજુમને પોતાનો કીમતી સલાહકાર તથા અનુભવી અકાબર ખોયો છે. એ મરહુમ શેઠની વગર સ્વારથી મેહેનતના બદલામાં આએ નાની તથા ગરીબ અનજુમન કશુંએ કરી શકતી નથી. તોપણ એવણ સાહેબનાં નામની યાદગારી તરીકે એક નોંધ શ્રી થાણાની જરથોસતી અંજુમનના દફતરમાં રાખવાનો ઠરાવ કરીયે છીએ.

બાદ એરવદ ફ્રામરોજ ખોરશેદજી પંથકી વધુ બોલ્યા કે, મરહુમ શેઠ બહમનજી પટેલના વડવા બેહેસતનશીન શેઠ કાવસજી રૂસતમજી પટેલ તથા તેમના નાના ભાઈ શેઠ દોરાબજીએ સાથે મળીને આપણાં થાણાં ગામમાં પારસીઓને લાવીને પેહેલ વહેલા વસાવયા હતા, તથા પારસી કોમને માટે દોખમું, દરેહમેહેર, વીગેરે ધરમનાં મકાનો બંધાવી આપયાં હતા. તેથી મરહુમ શેઠ બહમનજી પટેલના વડવાઓથી થાણા ગામની જરથોસતી અંજુમન ઉપર ઉપકારો તથા મેહેરબાનીઓ થની આવી છે. હું મારા અથોરનાન ભાઈઓને નમરતા પુર્વક અરજ કરૂં છું કે મરહુમ શેઠ બહમનજી પટેલ સાહેબનુ નામ આપણા અશો નીઆગાનોની નામગરનની ટીપમાં ઉમેરવું તેમજ દરેક જાહેર ભણતર તથા ક્રીયા કામોમાં તે લેવું. એ સુચનાને એરવદ બેહેરામજી જમશેદજીના વધુ ટેકા સાથ બહાલ રાખવામાં આવી હતી. બાદ મીજલસ વીખરાઈ ગઈ હતી.

---

[જામે જમશેદ, બુધવાર, તા૦ ૧૬ મી સપટેમબર ૧૯૦૮.]

# મરહુમ ખાનબહાદુર બહમનજી પટેલની "છેલ્લી સલામ."

## હીંદના પારસીઓને લગતી નોંધો.

### પંચાયતના ત્રસ્ટી સાહેબોને સવાધીન કરવાનું ફરમાન.

'પારસી પ્રકાશ'ના કરતા મરહુમ ખાનબહાદુર બહમનજી બેહરામજી પટેલ જે. પી. ના ઉઠમણાની ક્રીયા કોટની દાદીશેઠની દરેહમેહેરમાં કરવામાં આવી હતી તે વખતે નીચલો અંજુમન પત્ર મીજલસ સમક્ષ વંચાયો હતોઃ—

## અંજુમન પત્ર.

### શ્રી૰ દાદાર હોરમજદની મદદ.

**નોંધો પંચાયતને અરપણ.—**

"ખાનબહાદુર બહમનજી બેહરામજી પટેલ રોજ ગાહા ૨ જો સને ૧૨૭૭ યઝદેજરદી, તા૰ ૯ મી સપટેમબર સને ૧૯૦૮ ઇસવી ને વાર બુધને દીને ૫૯ વરસની ઉમરે બેહસતનશીન થયા તેવણે પોતાના વસીયતનામામાં ફરમાવયા મુજબ હીંદુસતાનના પારસીઓને લગતી નોંધો એકઠી કરવાના સંબંધમાં તેવણે જે જે નોંધો દસતાવેજો, ધરમખાતાંઓના હીસાબો, ચોપાનીઆં, વગેરેનો સંગ્રહ એકઠો કીધો છે તે મુંબઇની પારસી પંચાયતનાં ફંડના ત્રસ્ટી સાહેબોને સવાધીન કરવામાં આવશે, એવી શરતથી કે તે સંગ્રહ પંચાયતને લગતાં દફતરખાનામાં તે ઉપર બેહેસતનશીન ખા૰ બા૰ બહમનજીનાં નામનો લેખ લખી સદા સાચવી રાખવો અને ત્રસટી સાહેબોને દરૂસત દીસે તેમ હરકોઇબી જરથોસતીને સગવડ પ્રમાણે તે જોવા તથા તેમાંથી નકલ કરી લેવાને ખુલ્લો મુકવો."

**તેની જાળવણીનું નીભાવ ફંડ—**

"બીજું—એ સંગ્રહની સાથે બેહેસતનશીન ખા૰ બા૰ બહમનજી બેહરામજી પટેલની પુંજીમાંથી તેમનાં વસીયત મુજબ રૂ. ૫૦૦ ની સરકારી નોટ ૧ ટકા ૩॥ ના વયાજની મુંબઇની પારસી પંચાયતના ફંડના ત્રસટી સાહેબોના સવાધીનમાં આપવામાં આવશે, એવી શરતથી કે પંચાતનાં દફતરમાં તે નોટ બેહસતનશીન ખાનબહાદુર બહમનજીનાં નામથી જનરલ ફંડ ખાતે સદા અનામત જમે રાખવી, અને તેનું દર સાલ જે વયાજ ઉપજે તે પંચાયતને લગતાં જનરલ ફંડ ખાતે લઇ જવું, અને ઉપલા સંગ્રહને સાફસુફ તથા "ગુડ આરડર"માં રાખવાનો જે ખરચ બેશે તે જનરલ ફંડ મધેથી કરવો."

**"છેલ્લી સલામ"—**

"ત્રીજું, ખાનબહાદુર બહમનજી બેહરામજી પટેલે પોતાનાં વસીયતનામાની છેલ્લી કલમમાં લખયું છે કે—"મારો નર વારસ હઇયાત ન હોવાથી હું મારી ધણીઆણી તથા બેટીઓને ફરમાવું છું કે મારી લાશને દોખમે લઇ જતી વખતે જેઓ તેની પુઠે ચાલે તથા મારે બારણે અને ઉઠમણે આવે તેઓને મારી સલામ પહોંચાડજો," તે મુજબ તેમનાં વીધવા તથા બેટીઓ તે સરવેને માન સાથે તેવણની સલામ પહોંચાડે છે."

મુંબઇ રોજ ગાથા૰૪ થો શેહેનશાહી સને ૧૨૭૭ યઝદેજરદી તા૰ ૧૧ મી સપટેમબર સને ૧૯૦૮ ઇસવી ને વાર સુકર.

લા૰ રતનબાઇ તે મરહુમ બહમનજી બેહરામજી પટેલનાં વીધવા તથા વકીલાતન.

---

[જામે જમશેદ, તા૰ ૧૭ મી સપટેમબર ૧૯૦૮.]

**ગ્રોથમાન બેહેશત તને ઓ વફાદાર દોસ્ત.**

ખાનબહાદુર બહમનજી બેહેરામજી પટેલનાં ઉઠમણાની મીજલસમાં વંચાયલો અંજુમન પત્ર જેટલો અપુર્વ છે તેટલોજ પારસી કોમના એ ખરા શુભેચ્છક દોસ્તની વાહલી યાદ તેમજ આભારનો ઉભરો આપણા દીલમાં તાજો કરે છે અને તે હરૂદયમાં તાજોજ રાખશે. આ મરહુમ શેઠીયાએ લગભગ પા સદીની પોતાની જેહેમતભરી મહેનત દરમયાન એકઠો કરેલો ખજાનો પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબોને સ્વાધીન કર્યો છે; તે કોમના કોઇપણ આદમીને તપાસવા માટે ખુલ્લો રાખવાને ફરમાવ્યું છે, અને તેને સફાઇદાર તેમજ 'ગુડ ઓરડર'માં રાખવા માટે એક નાનકડું નીભાવ ફંડ પોતાની ગીરોથી ઉભું કરી ત્રસ્ટી સાહેબોને સ્વાધીન કરયું છે. શેઠ બહમનજી પટેલે પોતાની પ્રીય કોમને એક એવો કીમતી વારસો બક્ષ્યો છે કે જેનો સંભાળથી સદુપયોગ કરવામાં આવશે તો અનેક ગ્રંથકારો, તવારીખના અભયાસીઓ તથા તવારીખના કટકા બુકલાનો ઉપયોગ કરનારાઓને અમુલ્ય ખોરાક પુરો પાડશે અને હવે પછી કદાચ કોઇ બીજા 'બહમનજી પટેલ' મરહુમનું કામ ઉપાડીને ચાલુ રાખવા ચાહશે તો તેવણ આગલી પારસી તવારીખ ઉપર વધુ અજવાળુ નાંખી શકશે. આ બક્ષેશ જોતાં મરહુમ ખા૰ બા૰ બહમનજી પટેલને પારસી કોમના એક ખરા વફાદાર દોસતની ઉપમા આપતાં અમો અતીશયોકતી કરતા નથી. તેવણે પોતાની હઇયાતી દરમયાન કોમી કામોને પોતાને હઇડે બાંધયાં હતાં અને આ ખાકી દુનીયા છોડી જતી વખતે પણ કીંમતી

કોમોપયોગી કામ કરીનેજ વીદાય થયા છે. પણ તે ઉપરાંત મરહુમ શેઠ બહમનજી પોતાના ખેરખાહો અને દોસ્તોને વીસર્યા નથી. પોતાના વસીયતની છેલ્લી કલમમાં પોતાની પાયદસ્તે ગયલા તથા ઓટલે ઉઠમણા વખતે હાજર થનારા સઘળાઓને "છેલ્લી સલામ" પહોંચાડવાને પોતાના વારસોને ફરમાવ્યું છે, જે ફરજ તેઓએ વફાદારીથી અદા કરી છે. આ ખ્યાલ તદન 'ઓરીજીનલ' છે, અને તે મરહુમ ગ્રહસ્થની 'ઓરીજીનેલીટી'ને છાજતોજ છે. મરહુમની પાયદસતે તેમજ ઉઠમણાની ક્રીયા વખતે હાજર રહેલી મોટી મીજલસે મરહુમની લોકપ્રીયતાનો અચ્છો પુરાવો આપ્યો છે, અને મરહુમની છેલ્લી સલામના જવાબમાં તેવણના અસંખ્ય મીત્રો અંતઃકરણ પુરવક દુવા ગુજારે છે કે "ગ્રોથમાન બેહેશત તને ઓ વફાદાર દોસ્ત."

---

[જામે જમશેદ, ભરેસપતવાર, તા૰ ૧૭ મી સપટેમબર ૧૯૦૮.]

# વારસામાં મળેલો ખજાનો. તેનું શું કરશો?

---

હાથે લખાયલાં કાગજ્યાંઓ ગમે તેટલાં જાળવવા છતાં ધુળ, કીડા, અને વખતના સખત હાથ હેઠળ હળવે હળવે તારાજ તો થવાનાજ. આજે નહી તો પાંચ પચીસ વર્ષે તે માટીમાં મળી જશે, તેના બાકી રહેલા ટુકડા ઉપયોગમાં નહી આવે તેવી હાલતમાં રહી જશે, તેના બકોરાં, છીદરો અને ખવાઇ ગયલી કીનારીઓ અને છેડા ઓથી બાકી રહેલો ભાગ ભાગી તુટી નોંધ પણ પુરી પાડી શકશે નહી. પણ તે હાથે લખાયલાં કાગલ્યાંઓ અનેક નકલમાં, છાપાના ઉત્તમ હુનરની બરકતે વધુ સંગીન રીતે જાળવી શકાશે, આવરૂતી પછી આવરૂતી ઉતારી શકાશે; હાથના લખાયલાં કાગળો એકજ જગાએ રહેવાથી કોઇબી નાની મોટી કુદરતી હોનારતથી તારાજ નાબુદ થવાની ધાસતી રહેશે ત્યારે તેની છપાયલી, સેંકડો જગાએ વહેંચાયલી પંથરાયલી નકલો એકી વખતે તારાજ થવાનો ભય રહેવાનો નથી. હાથે લખાયલાં કાગળો એકજ તરફ રહેવાથી તેનો લાભ મોટાં પ્રમાણમાં કુદરતી રીતે લઇ શકાયજ નહી જયારે તેની છપાયલી સેંકડો નકલોનો લાભ કોઇબી માણસ, કોઇબી જગાએ, શેહેરમાં અથવા પરગામમાં મનમાનતી રીતે લઇ શકશે. મરહુમ ખાનબહાદુર બહમનજી પટેલે પોતાની પારસી કોમને એક નાનકડા ખજાનાનો વારસો આપ્યો છે. પોતાની અથાગ મેહેનત, ખંત અને ઉલટથી જે બહુજ કીમતી નોંધો તેવણે એકઠી કીધી છે, લખી છે, ચુંટી કહાડી છે અને જાળવી રાખી છે તે તેવણે પારસી કોમને ભેટ આપી છે, જે નોંધો માહેલી ઘણીક એવીબી હશે કે જેની જોડી મળવાની નથી. જેની નકલ જડવાની નથી. ત્યારે આવી કીમતી, પારસી કોમને મગરૂર બનાવનારી, પારસી તવારીખ રચવાને માટે સર્વથી મોટી અને કીમતી મદદ આપનારી નોંધો હાથે લખાયલાં કાગળ્યાંઓમાં પડી રહે તેના કરતાં તે છપાઇને પુસ્તકરૂપે જળવાય તથા તેની નકલો આખી પારસી કોમને મળવાની તક અપાય એ બેશક વધારે પસંદ કરવાજોગ થઇ પડશે અને ખાત્રીથી માની શકાય છે કે મરહુમનાં કુટુંબને પણ તે મનપસંદ થઇ પડવા સાથે મરહુમની ખરી નેમ તેમ કરવાથી પાર પડશે.

આ ખજાનો પારસી કોમને મળ્યો છે—હવે તેનું શું કરવું! જે પારસીઓને, મોટાં નાનાં કુટુંબોને મરહુમ ખાનબહાદુર બમનજી પટેલની મહેનતથી સંતોષ લેવાનું કારણ મળ્યું છે, મરનાર મહાન પારસી શેઠીઆઓ, જાણીતા આસામીઓ, વેપારીઓ, તબીબો, વકીલો, વગેરેના વારસોને પોતાના પીતા, બપાવા, વગેરે બેશીઓની તવારીખ 'બ૰ બે૰ પ૰' ની સહી સાથે વાંચવાનું મળયું છે, તેઓએ તેમજ આખી પારસી કોમે આ કામમાં ઉલટ પકડવી જોઇયે. આ સઘળા દસ્તાવેજો છપાવીને તેનો સંગ્રહ એક પુસ્તક રૂપે કરવામાં આવશે તો મરહુમની સેવાથી જેઓ ને લાભ અને સંતોષ મળયો છે તેઓએ તે સેવાનો બદલો વાળી આપેલો ગણાશે. આ દસ્તાવેજો બહુ મોટા જથામાં છે એ વાત ખરી, તેના દલદાર અનેક પુસ્તકો બનાવી શકાશે એ પણ ખરૂં. પણ તે પુસ્તકોની સીરીઝ પારસી કોમને મગરૂર બનાવનારી નીવડશે એમાં કશો શક નથી. જેમ મરહુમની હઇયાતી વેળા મરહુમની સેવાની પીછાનમાં એક યાદગારી ફંડ ઉભું કરવામાં આવેયું હતું તેમ મરહુમના આ દસતાવેજો છપાવવા અને ગ્રંથરૂપે તે જાળવવા માટે જરૂર પડે તો એક ફંડ સેહેલાઇથી ઉભું કરી શકાશે અને જેઓએ મરહુમની હઇયાતી દરમ્યાન મરહુમની શ્રમ અને સેવા માટે નાણાં ભરી આપ્યાં છે તેઓ મરહુમની યાદમાં વધુ મદદ આપવાને આનાકાની કરશે નહી એમ પણ માની શકાય છે. આ મોટા જથાના દસ્તાવેજો મધેથી સરવેથી અગતના, હાલની અને હવે પછીની ઓલાદને ઉપયોગી થઇ પડે તેવા દસ્તાવેજો ચુંટી કહાડી તેનો ગ્રંથરૂપે સંગ્રહ કરવાનું કામ એક નાની કમીટી મારફતે આસાનીથી બજાવી શકાશે અને તેમ કરવાથી મરહુમની યાદ ખરેખરી રીતે જેમ જાળવી શકાશે તેમ મરહુમની સેવાની પુરેપુરી કદર પણ બુજેલી કહેવાશે.

---

*[Jame-Jamshed Friday, 18th September 1908.]*

# PLAIN SPEAKING.

**The Late Mr. Patel.**

The death of Mr. Bomanjee Patel continues to be mourned for among the Bombay and mofussil Parsees. He certainly deserved to be thus lamented. There was a no warmer hearted friend or greater well-wisher of the community than he. Service in the cause of his co-religionists he deemed to be a duty, and he spent himself ungrudgingly, to the last, in that service. Men of his type are but few—too few; and the loss of one like him is bound to be felt as a misfortune on all hands. Considering his ceaseless, many-sided activities, and the beneficent nature of those activities, little wonder everybody feels as if he has lost a friend.—

---

[જામે જમશેદ, બુધવાર, તા૦ ૨૩ મી સપટેમબર ૧૯૦૮.]

# ગયો પરલોક !

---

## પારસી તવારીખનવેશ ખા૦ બા૦ બહમનજી બેહરામજી પટેલની પવીત્ર યાદમાં !

## એક ખાકી પેગામ.

---

'જામે જમશેદ' માટે ખાસ રચનાર, મરહુમનો એક દીલસોજ પણ દુઃખી દોસત,

દા. એ. તારાપોરવાળા.

[ બયત ]

પહોંચતો હોય મિનોઇમાં ખાકી પેગામ,
તો પુગજો તે પ્યારાને સો સો સલામ !
ને ગમખાર તે મોતની આ ગમગીન સતર—
પર ખેંચાજો મિનોઇ મુજ દોસ્તની નજર !

[ મીસરા ]

સ્નેહની સાંકળ હતી તે તો હવે તુટી ગઇ !
દિલ-લગી કૈં વર્ષની, તે તો હવે છૂટી ગઇ !
કાચની પ્યાલી હતી, અફસોસ ! તે ફૂટી ગઇ !
તું પમરતાં પુષ્પ પ્યારાને અંજલ ચૂંટી ગઇ !
હાય ! હીરો કોમનો જુલ્મી કજા લૂટી ગઇ !
તું ગયો તે સાથ તુજ અકસીર તે બૂટી ગઇ !
બાગમાં બુલબુલ હતું તે તો અજલ ઝૂંટી ગઇ !
શું ધરે દિલ-જાન ધીરજ તો બધી ખૂટી ગઇ !

૨૨

## [ દોહરા ]

અરે અજલ ! તુ એટલી, કેમ બની ગઇ ક્રુર !
જાલિમ જમ ! ક્યાં લઇ ગયો, દોસ્ત અમારો દુર !
કૈં પાપી છે લાં પડયા, જડયા ન તેમાં કોઇ !
જુલમગાર તેં તો અરે અવેર ઝુંટયું જોઇ ?
કરજ ફરજનું ફેડવા, કલમ ! ન કર કલ્પાંત !
માયા કાજે મિત્રની, શરણુ થાઇ બન શાંત !
સાલ મુબારક ચાહિને, શાઇ ન હજી સુકાઇ ;
આવી ઉભી એટલાં, આય ફરજ દુ:ખદાઇ !
બહુમનજી બેહરામજી પટેલ પ્યારૂં નામ !
હમદિનને હૈયે ચઢી, કકળે કોમ તમામ !
હતો પારસી કોમની, કીર્તિ કેરો કોટ !
પુરાં સો વર્ષે નહી, પુરાય તારી ખોટ !
વસંત વળતાં વાટિકા, જણાય ઉજડ જેમ !
કુશલ કલમકસ ! તુજ વિના, ભાસે મુજને તેમ !
ધજા ઉડાવી જે નરે, ગજા કુદાવી પુર ;
રજા ન પુછી કોમની, કજા એટલી ક્રૂર ?
કોણ હવે તુજ કોમની, નીર્મળ લેશે નોંધ ?
કોણ પુરાણા લેખની, તુજ સમ કરશે શોધ ?
દાઝી કોમી દાજથી, કોણ પકડશે ખંત ?
તું ઇતિહાસિક નર જવે, ઉપજે શોક અનંત !
કીર્તિ કાજે કોમની, જહેમત. ખેંચી મ્હાન !
અનહદ તેં તુજ કોમપર, છે કીધાં હેસાન !
કુટુંબ એવું કોમમાં, હશે ન એકે કોય !
હકીકતો જેની અરે ! તને ખબર નહિં હોય !
કુવા હતા તુજ પેટમાં, ઇતિહાસિક ભરપુર ;
કોહિનુર સમ કોમના, દોસ્ત ! થયો ક્યાં દુર !
પટેલ ! તારૂં પારસી-પ્રકાશ પુસ્તક એક ;
અમર યાદ તુજ રાખશે, હૈયે વસી હરેક !
દોરે-દુનિયાં ! તું ભલે, ચલાવ તારો દોર !
પણ સાંભળ અંતર તણો, શોકાતુર આ સ્હોર !
ક્રુર બની કીધો અરે ! રાંક ઉપર કાં રોષ ?
અજલ ! અજલ ! છે તુજ ઉપર, હજાર સદ અફસોસ !
કરશે કાતિલ ક્યાં તલક, કોમ ઉપર મુજ કહેર ?
શું તુજમાં મૂકી નથી, કંઇ માયા કે મ્હેર !
સ્હેરી ઉત્તમ સ્હેરનો, કોમ—નોંધ લેનાર ;
દોસ્ત ગયો દીલસોજ તું, તવારીખ રચનાર.
ઇતિહાસીક અંકારમાં, ખંતે દાખલ થાઇ;
આપી તેં તુજ કોમને સૃષ્ટીમાં સરસાઇ.
સ્હેરે સ્હેર ફરી વળી ધુમી ગામે ગામ;
ઉત્તમ નોંધો આગલી, ભેગી કરી તમામ.
લગભગ વર્ષ હજારની જુની આગલી યાદ ;
ભમી ભમી ભેગી કરી, નકર જતે બરબાદ !
ધન્ય જન્મ ધરણી ઉપર ! ધન્ય ધન્ય ઉદ્યોગ !
હરેકને હોતા નથી, સરસ એમ સંજોગ !
નામી નર ! તું તો ગયો ! જશે ન તારૂં નામ !
તવારીખની તખ્તિપર, રહેશે અમર તમામ !

લખું શું લાયકી, લેખ ન એક લખાય ;
રૂ મુજ મિત્રનાં, ગુણ ગણતાં ન ગણાય.
બીજું **પારસી–પ્રકાશ** પુરૂ થાત;
તારાં દિલ તણી, દિલમાં નહિ રહિ જાત !
મરજી તુજ માલેકની ! ઓ ઇશ્વર ! ઓ ઇશ !
ગરજ અમોને હયાં હતી, વધૂ વરસ દશ–વીસ !
ભલે નજરથી દૂર પણ નથી જીગરથી દૂર ;
યાદ અશો તે એકથી, અંતઃકરણ ભરપુર !
તન–મનનો ખાલેશ તું, નર નામીચો નેક ;
ગાથા બીજે મરણનો, ઉત્તમ લીધો એક !
ચાર માસપર હું મળ્યો ! અરે તમોને જયાર;
**પટેલ** પ્યારા ! શું કહયા હતા તમે ઉદ્‌ગાર !—
"કીડો મારાં **પારસી–પ્રકાશ**નો જો હોય;
**દાદી !** મારી કોમમાં, તો તે તમે, ન કોય !"
અરે કદર કરનાર ! તું, જઇ બેઠો કયાં આજ !
અજબ હેત મુજપર હતું, કદર—કદરને કાજ !
મિનોઇમાં પુગે અગર, ખાકી આ પેગામ;
અંતઃકરણથી મોકલું, સ્નેહી તને સલામ !
તુજ જેવો ઉદયોગ, ને, તુજ સમ ખંતી હામ !
મોકલજે આ વારસો, કે કૈં આવે કામ !
જશવંતી તુજ જીંદગી, નથી રમત કે ખેલ !
બીજો **બહુમનજી** હવે, છે મળવો મુશ્કેલ !
રયોમંદ તુજ રૂહને, સ્વર્ગે રાખે શાંત !
**દાદી** બસ કર ! બસ હવે–કલમ છોડ કલ્પાંત !

---

**જામે જમશેદ, ભરેસપતવાર તા૦ ૨૪ મી સપટેમ્બર ૧૯૦૮.]**

**પારસી પંચાયતને એક સુચના.**

"પારસી પ્રકાશ"ના બાહોશ કરતા ચાલ્યા ગયા છે અને એ કામ હવે પછી કોણ બાહેર પાડશે તે જોવાનું રહ્યું છે. કોમમાં બનતા બનાવો ઉપર બારીક નીગાહ પહોંચાડી તેમને અનુક્રમે સાવચેતપણે નોંધતા જવું એ કેટલું મુશકેલ કામ છે તે હવે પછી એ કામમાં ઝીપલાવનાર સાહેબોને માલુમ પડશે અને ત્યારેજ મરહુમ ખા૦ બા૦ બહમનજી બેહરામજી પટેલની કદરસનાસી અને ઉપયોગી સેવાઓની પ્રેમ સાથ યાદ કરવાનું બની આવશે. ખા૦ બા૦ પટેલની હઇયાતીમાં 'પારસી પ્રકાશ'ના જે ભાગો પ્રગટ થઇ ચુકયા છે તે અમોએ તા૦ ૧૮ મી જુલાઇ ૧૯૦૮ ના 'જામે જમશેદ'ની આરટીકલમાં વીગતે જણાવ્યા મુજબ જોઇયે એવો ફેલાવો પારસી કોમમાં પામી શકયા નથી. મરહુમ ખા૦ બા૦ પટેલે પોતાના અનેક મીત્રો આગળ એવી ખાએસ દેખાડી હતી કે એ મરહુમની યાદગારી માટે એવણની હઇયાતીમાંજ ઉભાં થયલાં ફંડમાં ભરાયલી આશરે રૂ. ૮૦૦૦)ની રકમમાંથી એ ભાગોની નાની સસ્તી આવૃતીઓ બાહેર પાડવામાં આવે તો સારૂં કે જેથી એ મરહુમની એ યાદગાર અને ભારે જેહેમત સાથ એકઠી કરેલી નોંધો દરેક પારસી ઘરમાં સચવાઇ રહેવા સાથ તેનો છુટથી ઉપયોગ થઇ શકે. એટલું યાદ રાખવાની જરૂર છે કે કોઇ પણ ગ્રંથ કર્તા પોતાનું પુસ્તક બાહેર પાડે છે ત્યારે તેની નેમ તે પુસ્તકનો બોહોળો પ્રસાર થયલો જોવાની હોય છે અને નહીં કે તેનો મોટો જથ્થો પોતાના ઘરમાં યા એકાદ કેતાબખાનાના ભંડારમાં કીડા, ચાંચડના ઉપયોગ માટે રાખી મુકવાની હોય છે. આશા છે જે પારસી પંચાયતના સેક્રેટરી સાહેબ સમશુલ ઓલમા એરવદ જીવનજી મોદી મરહુમ ખા૦ બા૦ બહમનજી પટેલના કુટુંબીઓની "પારસી પ્રકાશ"ના અત્યાર સુધી છપાયલા ભાગોની સસ્તી આવૃતીઓ ઉપલાં ફંડમાંથી છપાવવા બાએની લાગણી અને વીચાર જાણી તે મુજબ અમલ કરશે. અમોને ઉમેદ છે કે મરહુમ ખા૦ બા૦ પટેલના કુટુંબીઓ પણ પોતાના એ ભણેલા મુરબીનાં યાદગાર પુસ્તકની યોગ્ય કદર બુજવાનાં એ કામમાં પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબોને ઘટતી મદદ આપ્યા વીના રહેશે નહી.

જામે જમશેદ, બુધવાર, તા૦ ૩૦ મી સપટેમ્બર ૧૯૦૮.]

# જાહેર ક્રીયાઓમાં દેવાતાં નામાંકીત નર–નારીઓનાં નામ.

## એ માન કેવાં માણસોને મળવું જોઇયે—કેમ મળવું જોઇયે અને કોણ તરફથી મળવું જોઇયે. ?

### મરહુમ ખા૦ બા૦ બહમનજી પટેલ એ માનને ઇંચેઇંચ લાયક છે.

### એ માન વીશે એ મરહુમનાં લખાણમાંથી મળી આવતા દાખલા.

જામે જમશેદના અધીપતી જોગ—

સાહેબ,

ચાલતા માસની તા૦ ૨૧ મીના તમારા લોકપ્રીય છાપામાં કલકતાવાળા એરવદ સાહેબ સોરાબજી માણેકજી દસ્તુર મેહેરજીરાણાનાંએ લખેલો કાગળ તથા તા૦ ૨૫ મીના અંકમાં એરવદ સાહેબ નોશીરવાન બરજોરજી દેશાઇએ લખેલું ચરચાપત્ર મેં ધ્યાનથી વાંચ્યાં છે. પારસી કોમની સેવા બજાવવા પાછળ પોતાની આખી જીંદગી અરપણ કરનાર આપણા પરગજુ મરહુમ માનવંત મીત્ર ખા૦ બા૦ બહમનજી બેહેરામજી પટેલનું યાદગાર નામ જાહેર જરથોસ્તી જશનો અને ક્રીયાઓમાં નામીચા નર નારીઓનાં નામો જોડે કાયમનું જોડાયલું જોવાની જે લાગણી ઉપલાં પત્રોમાં દરશાવવામાં આવી છે તે એ બેઉ સાહેબોને માનભરેલી છે, પણ દલગીરીભરેલું તો એ છે કે આપણી કોમમાં એવાં માન આપવા–અપાવવા માટે કોઇ પ્રકારનું કાયમનું સંગીન બંધારણ નથી. એવાં માનો જેમ એક તરફ ખરેખરી લાયકાત ધરાવનારનેજ મળવાં જોઇયે, તેમ બીજી તરફ એ કીસમનાં માન છુટા છવાયા આગેવાનો કે દસ્તુર દાવરોની મરજી કે મુનસફી ઉપર નહી રાખતાં કોમની સમસ્ત અંજુમને જાહેર રીતે એકત્ર થઇ એકામતીથી આપવાં ઘટે છે. હું ખાત્રીથી માનું છું કે એક ખરા ભણેલા દસ્તુર અને દસ્તુરીનો ખરો દરજ્જો સમજનાર દસ્તુર કદી પણ આ આપખુદ સત્તા પોતાને હાથ રાખવા ઇચ્છશે નહી. આપણા દસ્તુર દાવરો તરફનાં આપણાં પુરતાં માન છતાં, સ્વતંત્રપણે કહી શકાય કે એવાં મોતેબર માન માટે કોણ લાયક છે અને કોણ લાયક નથી તેનું તોલ કરવાનું કામ તેમનું નહી, પણ કોમની લાગણીનું છે. જાહેર ક્રીયાઓમાં દેવાતાં નામાંકીત નર નારીઓનાં નામની ટીપ ઘણીજ સંભાળભરેલી ખંતથી ચોખ્ખી અને પવીત્ર રહેવી ઘટે છે, જે કમનસીબે હાલની ઢંગધડા વગરની સથીતીને લીધે કેટલીકવાર ટીકાનું મુળ થઇ પડે છે. એવાં માનને કેવી લાયકાતવાળા આસામીઓ લાયક છે તે વીશે લંબાણ નુકતેચીની કરવા કરતાં મરહુમ ખા૦ બા૦ બહમનજી પટેલનાં પોતાનાં એક લખાણનો અત્રે આપણે આધાર લઇશું. "ધુપનીરંગ અને આફ્રીનગાનમાં યાદ કરવામાં આવતાં નામીચાં નર નારીઓનાં નામો તથા તેમનાં ભલાં કામોની નોંધ" એ નામના મરહુમ ખા૦ બા૦ બહમનજી પટેલે રચેલા એક ઇનામી નીબંધના "દીબાચા"માં આપણા એ મહાન પારસી તવારીખનવેશે એ બાબે પુર છુટથી અને હીંમતથી પોતાના વીચારો દરશાવેલા છે. તેમાંથી એકજ ફકરો હું અત્રે રજુ કરીશ. તેઓ લખે છે કેઃ—

"આ નીબંધમાં મેં જે નામોની ટીપ તથા વીગત આપી છે, તે બધાં નામો જેમ હાલે સરવે પંથકોમાં દેવાય છે તે મુજબ આપી છે. એ બધાં નામો દેવાની હું ભલામણ કરૂં છું એમ કોઇએ સમજવું નહીં. અલબતાં કેટલાંક નામો એવાં છે કે જેમાં કાંઇ માલ નહીં. તે ધણીઓએ પોતાની આખી જીંદગીમાં કોમને લગતું એકબી રૂડું કામ કરયું નહીં હોય, પણ કોઇ આગેવાન કુટુંબના બેટા અથવા નબીરા અથવા વારસ હોય એટલે તેનું નામ કોમને લગતાં જાહેર ભણુતરમાં આવી ગયું. એ એક મોટી ગેરઇનસાફી છે........અલબતાં ઘણાં નેક

કામો કરનારા થઇ ગયા છે પણ જ્યાં ધોરણજ બરાબર નહી, એવી જાહેર ક્રીયાઓમાંથી સવારથ આવી સમાઇ, અને દરેકની મનખુશીની વાત થઇ ત્યાં ઘણું લખવું તથા બોલવું ફોકટ છે.........જાહેર ક્રીયાઓમાં નામ દેવાનો ઠરાવ પસાર કરવાની રૂઢી પણ ઘણી વાંધાભરેલી છે. કોઇ દસતુરજીની મરજી કોઇનું નામ દેવડાવવાની થઇ તો તે તેનાં ઉઠમણાંની મીજલસમાં ઉઠીને નામ દેવાની દરખાસત કરે છે. ઉઠમણાનો એટલે તાજી ગમગીનીનો ગંભીર દીવસ, અને વળી તે ધણીને ત્યાંનીજ મીજલસ એટલે કોઇથી ના તો પડાય નહી. હું તો ધારૂં છું કે એ માન આખી અંજુમનની સંમતીથી યાને અંજુમન બોલાવી લાયક તથા કોમનું ભલું કરનાર આસામીનેજ આપવું જોઇયે. એકલા દસતુર મોબેદોની મરજીપર એ માન આપવાની બાબદ રાખવી જોઇયે નહી. એવો ઠરાવ ઉઠમણાને દહાડેજ કરવાની ઉતાવળ શું છે? પાંચ પચીસ દહાડા રહીને તે થાય તો અડચણ શું છે? જેમ હાલ મુંબઇમાં આપણે નેક તથા સખી માણસોનાં મરણની દલગીરી બતાવવા અંજુમન ભેગી કરી દલગીરીની નોંધ લઇજીયે છીયે, તેવીજ રીતે અંજુમન ભેગી થઇ એવા નામ દેવાના ઠરાવો પસાર કરે તો તે વધુ માન તથા શોભા ભરેલું ગણાય અને એથી દસતુરોની મરજી મુજબના જેનાં તેનાં નામ દેવાય છે તે પણ બંધ પડે. અને એ યાદગારીની મોતેબર મતલબ છે તે પુરેપુરી બર આવે."

સાહેબ, મરહુમ ખાનબહાદુરના ઉપલા વીચારો શું દેખાડે છે? એજ કે એવાં માન ખરેખર: લાયક નરો-નેજ મળવાં જોઇયે. અને તે સમસત અંજુમનની એકમતીથીજ મળવાં જોઇયે. હવે કુદરતી રીતે સવાલ ઉભો થાય છે કે "લાયક તથા કોમનું ભલું કરનાર" કોણને કહેવો? મરહુમ ખા૦ બા૦ બહમનજીની પોતાની જીંદગી આપણી નજર સામે ધરીયે, તો કયો નગુણો પારસી એ માનવંત મરહુમ ગ્રહસથને માટે નકારમાં જવાબ આપશે? એ ભલા અને મેહેનતુ ગ્રહસ્થે પોતાની આખી જીંદગી કોમના હીતને અરપણ કીધી છે, એવા એક પરગજુ અને પરોપકારી પુરૂશને "લાયક અને કોમનું ભલું કરનાર" કોણ નહીં કહેશે? ગયા વરસના જુલાઇ માસમાં જયારે એ મરહુમની હઇયાતી દરમયાન એમની યાદગારી રાખવાની મોતેબર સુચના થાણાવાલા (મરહુમ) મી૦ નવરોજી આંટીયાએ કીધી, તયારે તા૦ ૨૫ મી જુલાઇ ૧૯૦૬ ના તમારા અંકમાં એ બાબદના સંબંધમાં મેં લખેલાં એક પત્રમાં કેવા ઉદગારો નીકળયા હતા, તેમાંથી અત્રે બે પાંચ વાકય ઉતારી લઉં છું. મરહુમની હઇયાતી દરમયાનજ આ અદના કલમે લખયું હતું કે—"આપણી કોમની સેવા બજાવનારા હાલના હઇયાત પારસી પુરૂશોમાંથી પોતાની કોમપર જો કોઇનો પણ સઉથી વધુ હક પહોંચતો હોય તો વગર શકે તે ખા૦ બા૦ બહમનજી પટેલનો હક છે, કારણ કે એ એકમારગી ગ્રહસથે કોમની સેવા પાછળ પોતાની આખી જીંદગી ઘસી નાંખી છે. જેમ આપણા અસલ વતન ઇરાનના કયાની વડવાઓની કીરતી નામાંકીત શાયર ફીરદોસી તુસીનાં જગજાહેર અને અમર પુસતક 'શાહનામાએ' જાળવી રાખી છે, તેમ હીંદુસતાન-ના નામીચા જરથોસતી નરોની નોધ ખા૦ બા૦ પટેલનાં જેટલાં કીમતી તેટલાંજ યાદગાર પુસતક 'પારસી પ્રકાશે' જાળવી છે, એમ કહેવામાં હું જરાએ અતીશયોકતી કરતો નથી.........આપણી પારસી પંચાયતની ખા૦ બા૦ પટેલે કાંઇ ઓછી સેવા બજાવી નથી. શરૂઆતથી તે આજના દહાડા સુધી એજ પટેલ સાહેબે પોતાનાં યાદગાર દફતરમાં અને બીજાં સેંકડો લખાણોમાં ડગલે ને પગલે પારસી પંચાયતની સેંકડો તવારીખો નોંધેલી છે. પારસી કોમમાં આજે એવો પણ એક પુરૂશ હઇયાત નથી કે જેનાં પેટમાં ખા૦ બા૦ પટેલના જેવા પારસી તવારીખના 'કુવા ને કુવા' ભરેલા હોય. હું તો ખાત્રીથી માનું છું કે શેઠ બહમનજીની હઇયાતી બાદ એમની જગા પુરાવી મુશકેલ છે. જાણે આખી કોમ એક કુટુંબ હોય અને તે કુટુંબના 'મોટા બાવા' તે આપણા ખા૦ બા૦ પટેલ હોય તેમ શું મુંબઇ કે મુફસીલના લગભગ દરેક કુટુંબને એ ગ્રહસથ ઓળખે છે અને પોતાની રાક્ષસી યાદદાસતથી ભેજાંમાં તાજાં રાખી શકે છે, એ કાંઇ જેવી તેવી નામદારી ગણાય નહી. પારસી કોમ પઇકી એવું કોઇજ કમ-નસીબ કુટુંબ હશે કે જે પોતાની હાલની નહી તો પોતાના વડવાઓની નોધના બાબમાં આપણા ખા૦ બા૦ ની કલમની નોંધમાં આવવા પામયું નહી હોય. પારસી કોમમાં થયલું કયું જાણીતું મરણ 'બ૦ બે૦ પ૦' ની નોંધ વગર ખાલી ગયું છે?"

સાહેબ, હવે વધુ લંબાણ કરી તમારી કીમતી કટારોપર દબાણ રૂપ થઇ ન પડતાં હું ટુંકમાં એટલુંજ
કહેવા માગું છું કે જાહેર ક્રીયાઓમાં દેવાતાં નામીચાં નરનારીઓનાં નામોની ટીપમાં મરહુમ ખા૦ બા૦ બહમનજી
પટેલનું યાદગાર અશો નામ વગર ઢીલે દાખલ થવું જોઇએ. એ માનને મરહુમ પોતે પણ ઘણું બુલંદ માન સમ
જતા હતા, જે એમના "ધુપનીરંગ" નાં ઇનામી રેસાલાના "દીબાચાના" પહેલાજ પેરેગ્રાફમાંથી ઉતારી લીધેલા
નીચલા ફકરા ઉપરથી ખુલ્લે ખુલ્લું જણાઇ આવે છે. દીબાચો લખવાની શરૂઆતજ તેવણ સાહેબે નીચલા શબદોમાં
કીધી છે:—

"નેકી અને ભલાઇનાં કામો કરી જનાર કોઇબી જરથોસતીને આપણી કોમ તરફથી તેના ગુજરવા બાદ
મોટામાં મોટું માન આપી શકયે. તે જરથોસતી મહજબને લગતી જાહેર ક્રીયાઓમાં બીજા બુજરગોનાં નામ
સાથે અંજુમનમાં તેનું નામ દેવાથી છે. હું તો એ માન સરવથી મોતેબર સમજું છું. આગલા વખતના

બુજરગો, પહેરેજગારો, પાદશાહો, પેહેલવાનો તથા નામીચા શખસોનાં નામ જાહેર કીયાઓમાં દેવાથી આપણને તેઓનાં નામ તથા તેમના કામો અને તોખમ યાદ રહી જાય છે."

ઉપલા ફકરામાં અંદરલાઇન કીધેલા કાળા ટાઇપો ખાસ ધયાન ખેંચવા માટે મેં કીધા છે. આ ફકરામાં સમાયલી મોતેબર મકસદ મરહુમ ખાનબહાદુરના પોતાના વીચારો એ બાબે કેવા હતા તે ઉપર બહુ જાણવા જોગ ખુલ્લે ખુલ્લી રોશની ફેંકે છે.

હવે આ પત્ર બંધ કરતાં, નામદાર સર જમશેદજી તથા મુંબઇની પારસી પંચાયતના માનવંત ત્રસટી સાહેબો-ને હું નમરતા પુરવક જાહેર એલતેમાસ કરૂં છું કે મેરહુમ ખાં બાં બહમનજી પટેલ જેવા એક ઉમંગી અને ઉપયોગી મહાન પારસી તવારીખનવેશે આપણી કોમપર કરેલાં મોટાં હેશાનની એક જાહેર કદરસનાસી જો આ રસતે થઇ શકે એમ છે, તો એ આગેવાન ત્રસટી સાહેબોએ સમસત જરથોસતી અંજુમનની એક જાહેર સભા બોલાવી મરહુમ પરગજુ પટેલ સાહેબને આ કોમી માન આપવા અપાવવાના લાયક પગલાં ભરવાં ઘટે છે. માનવંત ત્રસટી સાહેબોએ આ લાયક કદરસનાસી હાર પાડી જાહેર પ્રજાને તથા જરથોસતી ટોળાંને બતાવી આપવું ઘટે છે કે જેઓ પોતાની હમકોમને માટે કશા પણ સવાર્થ વગર કેવળ પરમારથીપણે જીંદગી ઘસે છે તેઓની કોમ અને કોમના મુખીઓ કદરદાની કીધા વગર રહેતા નથી. મરહુમ ખાનબહાદુર ઉપર ટાંકેલા ફકરાઓમાં ખુલ્લું કહી ગયા છે કે "હું તો ધારૂં છું કે એ માન આખી અંજુમનની સંમતીથી યાને અંજુમન બોલાવી લાયક તથા કોમનું ભલું કરનાર આસામીનેજ આપવું જોઇયે." વળી બીજી તરફ તેઓ કહે છે કે "હું તો એ માન સરવેથી મોતેબર સમજું છું." મરહુમના આ કીમતી શબદો એકે એક જરથોસતીએ ગોખીને ધયાનમાં રાખવા લાયક છે. છેવટે આ બાબદના સંબંધમાં હું મરહુમ મીં નવરોજજી જમશેદજી આંટીયા (થાણાવાળા)ના પોતાના શબદો જે ગયે વરસે એજ મરહુમ ખાં બાં ના સંબંધમાં વપરાયલા છે, તેમાં કહીશ કે "જો (ખાં બાં બહમનજીની) એ સેવાની પીછાન પારસીઓનો હાલનો જમાનો ન કરે, તો તેઓને માથે એક મોટો કલંક રહી જશે."

દુવાગો સેવક,

**દા. એ. તારાપોરવાળા**

**તારાપોર**, તા૦ ૨૭ મી સપ્ટેમ્બર ૧૯૦૮.

---

[જામે જમશેદ, શુક્રવાર, તા૦ ૯ મી અક્ટોબર ૧૯૦૮.]

# મુંબઈની કોરપોરેશન.

---

## ખાં૦ બાં૦ બહમનજી પટેલનાં મરણ માટે દલગીરી.

---

આં૦ સર ફીરોઝશાહ મેરવાનજી મેહેતાએ તે પછી દરખાસત મુકી હતી કે ખાનબહાદુર બહમનજી બેહરામજી પટેલનું મરણ તા૦ ૮ મી સપટેમબરને દીને નીપજયું છે તે જાણી કોરપોરેશન બહુ દલગીર થઇ છે અને દલગીરીના ઠરાવની નોંધ લે છે કે જેવણ કોરપોરેશનના થોડાક મહીના મેમબર હતા અને મેમબર તરીકે તથા બીજા પ્રસંગો વચે શેહેરના ભલાંને માટે બહુજ મોટી ઉલટ દેખાડતા હતા; મરહુમના કુટુંબ ઉપર દીલસોજીના સંદેશ સાથે આ ઠરાવની એક નકલ મોકલી આપવી. *

* તે ઠરાવની ઇંગરેજી નકલ નીચે મુજબ છે:–

"That the Corporation place on record their regret at the, death on the 8th September 1908, of Khan Bahadur Bomanji Byramji Patel, who, as a member of the Corporation for some months and in other capacities, took great interest in matters concerning the well-being of the City."

સર ફીરોઝશાહ આ દરખાસ્ત મુકતાં બોલ્યા કે આપણા એક આગલા ગોઠીયાના મરણ માટે આપણને દલગીરી જાહેર કરવાની છે. મી० પટેલ કોરપોરેશનમાં બહુ નાની મુદત ગુજારી ગયા હતા પણ તે નાની મુદત દરમયાન તેવણે એકાંત રહી કીમતી મદદ આપી હતી. તેવણે આવતાંના વારમાંજ કાવસજી પટેલના તળાવના બાબમાં પોતાના તવારીખ સંબંધી જ્ઞાનથી એવો ખુલાસો કરયો હતો કે જેથી આપણને ઘણું નવું જાણવાનું મળયું હતું. શેહેરની અનેક રીતે તેવણે સેવા બજાવી છે તેમાં પારસી કોમને સામાનય રીતે તેવણ મોટા મદદગાર થઇ પડયા હતા. એ તેવણની સેવા પારસી કોમ કદીબી ભુલશે નહી એમ હું માનું છું. આખી પારસી કોમને લગતી તવારીખ તેવણે ઉપજાવી કહાડી હતી અને એ વીગતોથી પારસી કોમ પોતાની અસલ તથા હાલની તવારીખ ધરાવવાને શકતીવાન થયા છે. એવણની નોંધ બહુંજ કીમતી હતી અને તે નોંધો એકઠી કરીને તે ઉપરની પોતાની સરેહ સાથની એવી અચુક તવારીખ રજુ કરતા હતા કે એક કીમતી વારસા તરીકે તે જાળવી રાખવા જોગ થઇ પડે.

સર દીનશાહ માણેકજી પીટીટે આ દરખાસતને ટેકો આપ્યો હતો.

મી० દીનશાહ એદલજી વાછા બોલ્યા કે સર ફીરોઝશાહના વીચારો સાથે મારો અવાજ હું જોડું છું. તેવણ ખરેખર પારસી કોમને બહુજ ઉપયોગી હતા અને તેવણની ખોટ પારસી કોમને બહુ ભારી થઇ પડશે.

રા० બા० વૈદયએ કહ્યું કે મી० પટેલની નોંધો સઘળી કોમોમાં વખણાતી હતી કારણકે પારસી કોમના જુદા જુદા જાણીતા આસામીઓને બીજી કોમના માણસો સાથે કેવો સંબંધ હતો તે ઉપલી નોંધો ઉપરથી માલમ પડી આવતું હતું.

ડા० જહાંગીર લીલાંઉવાળાએ કહ્યું કે હું અનુભવથી કહું છું કે તેવણે મ્યુનીસીપાલીટીની આડકતરી રીતે મોટી સેવા બજાવી છે. મોહોહલાઓમાં ફરીને સઘળી બાબતોની તેવણ જાતે તપાસ કરતા હતા અને મરકીના વખતમાં તેવણની સેવા અગતની થઇ પડી હતી.

બાદ દરખાસ્ત સભાએ એકમતે પસાર કીધી હતી.

---

*[Jame-Jamshed, Tuesday 13th October 1908.]*

# PLAIN SPEAKING.

**In Honour of a Friend.**

The Bombay Corporation have done a graceful thing in passing a resolution recording the death of Mr. Bomanjee Patel. His interest in the welfare of the city was very keen, and in more ways than one his memory deserved such recognition as it has met with from the City Fathers of Bombay, at the instance of Sir Pherozeshah Mehta and Sir Dinshaw Petit. Apropos of this Resolution, it has of course to be said that Bomanjee Patel's own community owe a greater debt to his memory than his fellow-citizens in general, and that this debt will be somewhat repaid by their responding to the appeal the Secretary of the Parsee Punchayet, Mr. Jivanjee Mody, has made through the *Press* last week. The *Memorial Fund started in his life-time* needs a little increase, and the few hundred rupees that it wants may be advantageously made up as much in the interest of the community themselves as in honour of the memory of the deceased, as the annual proceeds of the Fund are to be contributed to the continuance of that extremely useful work, the Parsi Prakash. Its immense value to the community is not be questioned. Mr. Bomanjee Patel's monumental labours in this connection, for nearly fifty years, could find a no more fitting reward than its continuance for the benefit of the present and future generation of Parsis. It is a work which it would be almost a sin to let die, whether one contemplates its value from the point of view of the good of the community or of the memory of the *deceased worthy.*—

---